૯ **નિર્ણય**—સદોષ નિર્દોષ એમ બેઉ પક્ષ બરાબર તપાસ્યા પછી, જે પરિણામ આવે તે નિર્ણય.

૧૦ **વાદ**—અમુક નિર્ણય માટે બે પક્ષ ઉભા થાય; ત્યારે કોઈને મધ્યસ્થ રાખીને, તે મધ્યસ્થની સમક્ષ, યુક્તિ તથા પૂર્વે કહેલા પંચાવયવ પ્રતિજ્ઞાદિ વડે, જે ચર્ચાથાય; તે વાદ કહેવાય. પક્ષ, વિપક્ષ અને સપક્ષ એમ પક્ષના ત્રણ પ્રકાર છે. ['જલ્પ' અને 'વિતંડા'–એવા બે દોષથી, વાદ દૂષિત થઈ શકે છે; તે હવે કહે છે.] મુદ્દાસર લડાઈ, અને તે સત્યથી–તે વાદ.

૧૧ **જલ્પ**—સાચાં કારણોને પડયાં મેલી છળ, કપટથી પોતાના સિદ્ધાંતને સાબીત કરવા, જે ચર્ચા થાય; તે જલ્પ. મુદ્દાસર લડાઇ, પણ કપટથી, તે જલ્પ.

૧૨ **વિતંડા**—પોતાના કોઈ નિર્ણયનું સ્થાપન કર્યા વિના, પરપક્ષનું ખંડન કરવા, ખાલી બકવાદ કરવો તે. મુદ્દાવિનાની લડાઇ.

૧૩ **હેત્વાભાસ**—હેતુનો આભાસ. મુક્તિ માટે ઘર બાર તજીને સન્યાસ લીધો; અને પાછા મઠાધીશ થઈ મમતા બાંધી; તે હેત્વાભાસ. જે હેતુ માટે કાર્ય કર્યું હોય; તે હેતુને બાજુએ મુકી દેવો; તે હેત્વાભાસ.

૧૪ **છળ**—છળ ત્રણ પ્રકારનું. સામાન્ય છળ, ઉપચાર છળ, અને વાક્ છળ. (વાણીનું છળ). [૧] સામાના વચનોને ખોટી કલ્પના કરીને છેતરવો તે. **पंडितः ब्राह्मणः** એટલે 'પંડિત બ્રાહ્મણ' એવો સામાન્ય અર્થ થાય; તોમણ તેમાંથી એવો અર્થ કાઢે કે–'જે પંડિત હોય; તેજ બ્રાહ્મણ ગણાય.' ૨ લક્ષણાથી અર્થ જાણવા યોગ્ય વાકયના શકયાર્થની કલ્પના કરી, નિરર્થક કહેવાનું નામ ઉપચાર છળ. જેમકે. **'मंचाः क्रोशंति'** એટલે મંચ બોલે નહીં, છતાં એમ કહ્યું કે 'મંચ બોલે છે.' એમ કહીને મંચમાં બેઠેલા માણસોની મશ્કરી કરી. ૩ 'અશ્વત્થામા' નામનો હાથી કુરૂક્ષેત્રમાં મરાયો હતો; એમ સ્ફોટ કર્યા વિના, માત્ર 'અશ્વત્થામા મરાયો' એટલાજ શબ્દો, યુધિષ્ઠિર મહારાજે દ્રોણ ગુરૂને કહ્યા હતા. દ્રોણે પોતાના પુત્ર અશ્વત્થામાને મરેલો જાણી; તેનો શોક કર્યો તે વાક્છળ.

૧૫ **જાતિ**—જાતિના ૨૪ પ્રકાર છે. વર્ણ્યસમા, અવર્ણ્યસમા, ઉત્કર્ષસમા, અપકર્ષસમા, સાધર્મ્યસમા, વૈધર્મ્યસમા, વિકલ્પસમા, સાધ્યસમા, પ્રાપ્તિસમા, અપ્રાપ્તિસમા, પ્રસંગસમા, પ્રતિદૃષ્ટાંતસમા, અનુત્પત્તિસમા, સંશયસમા, પ્રકરણ-સમા, હેતુસમા, અર્થાપત્તિસમા, અવિજ્ઞેયસમા, ઉપપત્તિસમા, ઉપલબ્ધિસમા, અનુપલબ્ધિસમા, નિત્યસમા, અનિત્યસમા, અને [૨૪] કાર્યસમા. મનુષ્ય માત્ર એકજ જાતિ ગણાય; તો પણ તેમાં હિંદુ–મુસલમાન–પારસી એવી અનેક જાતિ છે. હિંદુઓમાં પણ અનેક જાતિ છે. એક ખાતાના નોકર તે એક જાતિ. એક પ્રકારના જીજ્ઞાસુ તે એક જાતિ. એક પ્રકારના દુઃખી તે એક જાતિ. વિગેરે.

૧૬ **નિગ્રહસ્થાન**—વશ થવાનાં-હારી જવાનાં-સ્થાન. આ સ્થાન ૨૨ પ્રકારનાં છે. પ્રતિજ્ઞાહાનિ, પ્રતિજ્ઞાન્તર, પ્રતિજ્ઞાવિરોધ, પ્રતિજ્ઞાસન્યાસ, હેત્વન્તર, અર્થાન્તર, નિરર્થક, અવિજ્ઞાતાર્થ, અપાર્થક, અપ્રાપ્તકાળ, ન્યૂન, અધિક, પુનરૂક્તિ, અનનુભાષણ, અજ્ઞાન, અપ્રતિભા, વિક્ષેપ, મતાનુજ્ઞા, પર્યનુયોજ્યાપેક્ષણ, નિરનુયોજ્યાપેક્ષણ, અપસિદ્ધાંત, અને હેત્વાભાવ. આ સઘળાનો વિસ્તાર ગૌતમસૂત્રોમાં છે. જરૂર જણાય; તો તે વાંચવાં.

પ્રલય—ન્યાય અને વૈશેષિક બન્નેમાં પ્રલયનો સ્વિકાર છે. પ્રલયના બે ભાગ છે. અવાન્તર પ્રલય, અને મહાપ્રલય. પરમાણુઓ મળીને પૃથ્વી થાય છે. તેથી પૃથ્વીના અવયવ પરમાણુઓ છે. પૃથ્વીના અવયવ પરમાણુઓની વિભાગ રૂપે જે સ્થીતિ, તે સ્થીતિનું નામ પૃથ્વીનો અવાંતર પ્રલય. પૃથ્વી આદિ દ્રવ્ય માત્રના, સંપૂર્ણ નાશનું નામ મહાપ્રલય. આ પ્રમાણે જળ, વાયુ, તેજના પણ બે પ્રકારના પ્રલય સમજવા. સૃષ્ટિના ઉત્પત્તિકાળમાં પરમાત્મા સૃષ્ટિની ઇચ્છા કરે; ત્યારે પરમાણુમાં ક્રિયા ઉત્પન્ન થઇને, સંયોગ થાય છે. બે પરમાણુ એકઠા થાય; તે દ્વયણુક; ત્રણ પરમાણુ એકઠા થાય; તે ત્ર્યણુક; ચાર પરમાણુ એકઠા થાય; તે ચતુરણુકાદિ; એમ મહા પૃથ્વી સુધી પરમાણુઓ એકઠા થયા કરે છે. આ પ્રમાણે જળ, વાયુ, અને તેજની સૃષ્ટિ પણ ઉત્પન્ન થાય છે. આ બાબતમાં ઇશ્વર, ઈશ્વિરની ઇચ્છા, અને પ્રાણીઓના અદષ્ટ આદિ નિમિત્ત કારણ છે; અને પરમાણુઓનો સંયોગ સમવાદિ (ઉપાદાન) કારણ છે. વિગેરે.

ન્યાયદર્શનનાં સૂત્રો **ગૌતમ**નાં. તેના ઉપર **વાત્સાયન** મુનિનું ભાષ્ય. તે ભાષ્ય ઉપર ટિકા લખનાર **ઉદ્યોતકર**. આ ટિકા સાતમી સદીના પ્રારંભમાં લખાણી. 'વાસવ દત્તાકાર સુબંધુ' નામના નૈયાયિકે, મલ્લનાગ, ન્યાયસ્થિતિ, ધર્મકીર્તિ અને ઉદ્યોતકર—આ ચાર નૈયાયિકોનાં નામ—પોતાના ગ્રન્થમાં આપ્યાં છે. ઘણું કરીને આ ચાર સાતમી સદીની આસપાસ થયા. ઇ. સ. ૯૮૪ આસપાસ બીજા ઉદયને 'કુસુમાંજલિ' નામનો પ્રસિદ્ધ ગ્રન્થ લખ્યો. આ ગ્રન્થમાં તેણે ન્યાય દષ્ટિથી ઈશ્વિરની સત્તા સિદ્ધ કરી. આસ્તિકવાદ ઉપર લખાએલા ગ્રન્થોમાં, આ એક ઉત્તમ ગ્રન્થ છે. ઉદયનની તર્કશૈલી, અને પ્રતિપાદનવિધિ, ઘણીજ વિદ્વતાપૂર્ણ અને આશ્ચર્યજનક છે. આઠમી સદીમાં બૌદ્ધોએ અને જૈનોએ પણ, ન્યાયદર્શન સંબંધી કાંઈ કાંઇ લખ્યું. નાલંદામાં રહેનારા ધર્મપાલ (બૌદ્ધ)ના શિષ્ય **ધર્મકીર્તિ**એ 'ન્યાયબિંદુ' નામનો ગ્રન્થ લખ્યો. જૈન વિદ્વાન્ હેમચંદ્રસુરીએ, સૂત્રશૈલી પર 'પ્રમાણમીમાંસા' લખ્યું. ઇ. સ. ૧૨૦૦ની આસપાસ બંગાળના નવદ્વીપમાં, **ગંગેશે**, 'તત્ત્વચિંતામણિ' નામનો ગ્રન્થ લખ્યો. પછી વિશ્વનાથ પંડિતે 'સિદ્ધાંતમુક્તાવળી' નામનો ગ્રન્થ લખ્યો. ન્યાયને અને વૈશેષિકને એકત્ર કરી, **અન્નંભટે** 'તર્કસંગ્રહ' લખ્યો.

## વૈશેષિકદર્શન—

આ દર્શનના કર્તા મહર્ષિ કણાદ છે. આ દર્શનમાં પદાર્થોનો વિચાર અને દ્રવ્યોનું નિરૂપણ છે. આ દર્શન ન્યાયદર્શન સાથે કેટલીએક સમાનતા ધરાવે છે. સિદ્ધાંત પક્ષમાં માત્ર 'ન્યાય' કહેવાથી, 'ન્યાય' અને વૈશેષિક બેઉ દર્શન સમજાય છે. ફેર માત્ર એટલો છે કે–ગૌતમના ન્યાયમાં, **પ્રમાણપક્ષ** પ્રધાન છે; અને **કણાદના વૈશેષિકમાં, પ્રમેય**પક્ષ પ્રધાન છે. ઇશ્વર, જગત, જીવ, આદિના સંબંધમાં, બન્નેનાં સિદ્ધાંત એક છે. ન્યાયમાં ખાસ કરીને તર્કપદ્ધતિ, અથવા પ્રમાણ વિષયનું નિરૂપણ છે. વૈશેષિકમાં આથી આગળ વધીને દ્રવ્યોની પરીક્ષા કરી છે. **પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, આત્મા અને મન** આ નવ દ્રવ્ય છે. આ નવ દ્રવ્યની વિશેષતાઓ બતાવવાના કારણથી, આ દર્શનનું નામ વૈશેષિક પડયું છે. આ નવમાંથી પહેલાં ચાર, પરમાણુ અવસ્થામાં નિત્ય, અને સ્થુલ અવસ્થામાં અનિત્ય છે. બીજાં ચાર દ્રવ્ય, નિત્ય અને સર્વવ્યાપક છે. નવમું દ્રવ્ય–મન નિત્ય છે; તોપણ તે સર્વવ્યાપક નથી. વૈશેષિક દર્શન પ્રમાણે પદાર્થ કેવળ છ છે. તે **દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, અને સમવાય.** પાછળથી **અભાવ** નામનો સાતમો પદાર્થ ઉમેરાયો. ૨૪ ગુણોનાં નામ–રૂપ, રસ, ગંધ; સ્પર્શ સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરુત્વ, દ્રવત્વ, સ્નેહ (ચિકાશ), શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ અધર્મ અને સંસ્કાર. સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, વેગ નામનો સંસ્કાર, રૂપ, રસ અને ગંધ એ ચૌદ પૃથ્વીના ગુણ છે. ગંધ ગુણ સિવાયના ૧૩, અને સ્નેહ (ચિકાશ) નામનો ગુણ મળીને, ચૌદે ગુણ જળના છે. સ્પર્શ, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ તથા વેગ નામનો સંસ્કાર એમ ૯ ગુણ વાયુના છે; વિગેરે વિગેરે.

વૈશેષિકનો પરમાણુવાદ પ્રસિદ્ધ છે. તે પરમાણુને નિત્ય અને અક્ષર માને છે. પરમાણુઓની યોજનાથી પદાર્થ બને છે; અને સૃષ્ટિ થાય છે. 'પ્રશસ્તપાદ'નો 'પદાર્થધર્મ–સંગ્રહ' નામનો ગ્રન્થ, ઇ. સ. ૭૦૦માં બન્યો. વૈશેષિક સંપ્રદાયનો આ પ્રમાણિક ગ્રન્થ છે. ઇ. સ. ૯૯૧માં **શ્રીધરસ્વામીએ** આ પુસ્તક ઉપર ઉત્તમ વ્યાખ્યા લખી. જેમ જેમ સમય આગળ ચાલ્યો; તેમ તેમ, ન્યાય અને વૈશેષિક સંપ્રદાયો, વધારે વધારે પાસે આવવા લાગ્યા. અન્નંભટે 'તર્કસંગ્રહ' નામનો ગ્રન્થ લખીને, ન્યાય વૈશેષિકને એક બનાવ્યાં છે. આ ગ્રન્થ ઘણીજ પ્રસિદ્ધિને પામ્યો છે. તે કોલેજમાં પણ ચાલે છે. તે સંબંધી થોડી વાતો કરીએ.

**તર્કસંગ્રહ**—આ ગ્રન્થ અન્નંભટે લખ્યો. તેના ઉપર ગોવર્ધન પંડિતે લખેલી 'ન્યાયબોધિની' અને ચંદ્રજસિંહે લખેલી 'પદકૃત્ય' નામની ટિકાઓ સુપ્રસિદ્ધ છે. તેમાં સાત પદાર્થ, નવ દ્રવ્ય, ૨૪ ગુણો, અને ૫ કર્મ વિગેરે છે. [ઉપર વૈશેષિકમાં તે તમામ બતાવ્યાં છે.]

પ્રાણી પદાર્થનું નામ તે ઉદ્દેશ કહેવાય છે. ઉદ્દેશ અગર નામથી તે પ્રાણી પદાર્થનું થોડું સરખુ જ્ઞાન થાય. યથાર્થ નહીં—સમ્યક્ નહીં. સમ્યક્ જ્ઞાન કરવા માટે, તે પદાર્થનું ખાસ લક્ષણ શું છે; તે જાણવું જોઈએ. ખાસ લક્ષણ જાણ્યા પછી; તે પદાર્થ બીજા પદાર્થોથી જુદો પડી જાય છે.

**સામાન્ય** બે પ્રકારનું છે–**परम्** અને **अपरम्**. ઘણા દેશોમાં ફેલાઇને રહે; તે પરપણું, અને થોડા દેશોમાં ફેલાઇને રહે; તે અપરપણું. જે દ્રવ્યોમાં વિશેષપણે ફેલાઇને રહે; તે **વિશેષો** કહેવાય છે.

વ્યાપ્તિ અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ—ન્યાય વૈશેષિકમાં આ શબ્દો ઘણી વાર આવે છે; તેનો ખુલાસો સાંભળો. જે ખાસ લક્ષણ તે વ્યાપ્તિ. ગાયને કંઠે કામળો લબડે છે; એવું કોઈ પણ પ્રાણીને નથી. તેથી કામળો લબડે અને આઉ આદિ હોય; તે ગાય. ગાયનું આ ખાસ લક્ષણ છે. માટે તે વ્યાપ્તિ. કોઇ કોઈ ગાયના અમુક ભાગમાં કાબરચિત્રા રંગ હોય;પણ તે લક્ષણ બધી ગાયોમાં ન હોય; તેથી તે અવ્યાપ્તિ. 'શીંગડાં હોય તે ગાય' એમ ન કહેવાય; કારણ કે ભેંસ, ઘેટાં, બકરાં, એમ ઘણાંને શીંગડાં છે. તેથી આ લક્ષણ **અતિવ્યાપ્તિ** દોષ ગણાય.

ગાયને ખરીમાં ફાડ હોવાથી, બે ખરી છે. છતાં 'એક ખરી વાળી હોય; તે ગાય;' એમ કહેવું; તે **અસંભવ**દોષ ગણાય.

**असाधारण धर्मः लक्षणं** અસાધારણ ચિન્હ હોય; તેજ લક્ષણ. વ્યાપ્તિ એજ લક્ષણ; અને બાકી બધા દોષ. પૃથ્વીના અણુએ અણુમાં ગંધ છે; માટે ગંધ એ પૃથ્વીનું ખાસ લક્ષણ ગણાય છે.

**કારણ**—કારણનાં ત્રણ પ્રકાર છે. સમવાયિ કારણ, નિમિત્ત કારણ અને અસમવાયિ કારણ. જેના વિના બીલકુલ ચાલેજ નહીં; તે સમવાયિ કારણ. વસ્ત્રનું સમવાયિ કારણ તંતુ; ઘડાનું સમવાયિ કારણ માટી. સમવાયિ કારણનું બીજું નામ ઉપાદાન કારણ. ઘડામાં કુંભાર, ચાકડો વિગેરે નિમિત્ત કારણ. ઘડામાં માટી સમવાયિ કારણ; કુંભાર નિમિત્ત કારણ; અને ઘડો અમુક રીતે બન્યો; તે ક્રિયા પણ ઘડામાં કારણ છે. આ કારણનું નામ અસમવાયિ કારણ. માટીના લોંદામાં અમુક પ્રકારની ક્રિયા થાય; તોજ ઘડો થયો; અને અમુક પ્રકારની ક્રિયા કરી હોત; તો એજ લોંદાનો ગોળો બનત. આ અમુક પ્રકારની ક્રિયાનું નામ અસમવાયિ કારણ. સમવાયિ કારણ દ્રવ્ય હોય; અને અસમવાયિ કારણ ક્રિયા હોય. સમવાયિકારણ (માટી), ઘડો બન્યો; તે પહેલાં

હતી; અને ઘડાનો નાશ થાય; તો પણ તે (માટી) રહે. અસમવાયિકારણ ઘડાની સાથેજ પ્રગટે; અને ઘડાના નાશની સાથેજ નાશ પામે. જળનો ધોધ પડે; ત્યાં ગુરૂત્વરૂપી આદ્ય પતન રૂપી ક્રિયાનું નામ અસમવાયિકારણ; આદ્યપતન પછી પાણી પડે; તે ક્રિયાના વેગને લઇને થાય છે; એમ સમજવું.

સમવાય—એટલે નિત્ય સંબંધ. ગોળ અને ગળપણ; દુધ અને ધોળાશ, આ નિત્ય સંબંધનું નામ 'સમવાયસંબંધ' ગણાય છે.

અભાવ—ચાર પ્રકારના છે. ૧ અભાવ એટલે ગેરહાજરી. રહિતપણું. ૨ નાશથી અભાવ. ૩ અત્યંત અભાવ. ૪ અરસપરસ અભાવ. એક હોય તો બીજું ન આવે; જેમ અંધારૂ અને અજવાળું.

વિગેરે વિગેરે—આવા આવા સાધનોથી, પદાર્થોનાં યથાર્થ સ્વરૂપ જોઈને, એક આત્મતત્ત્વજ લેવા જેવું છે; એમ ખાત્રી કરીને, પ્રભુમાં પ્રીતિ કરવી; એવો આ બે-ન્યાય અને વૈશેષિકનો હેતુ છે.

સમ્યક્દષ્ટિ, સમ્યક્જ્ઞાન સમ્યક્ સેવા, સમ્યક્ કાર્ય વિગેરે કેટલું જરૂરનું છે; તે ન્યાય અને વૈશેષિક શાસ્ત્ર બરાબર શીખવે છે. દષ્ટિ સૌની, એટલે સૌ આંખો ઉઘાડી રાખીને ચાલે છે; પણ જેમની સમ્યક્દષ્ટિ હોય; તે વસ્તુને યથાર્થ દેખી શકે છે. દષ્ટિ એટલે 'સમ્યક્જ્ઞાન' પણ થાય છે. કાર્ય સૌ કરે; પણ જેને સમ્યક્ કાર્ય કરવાની ટેવ પડી હોય છે; તે સંસારમાં વિજય પામે છે.

**સાંખ્યદર્શન—**

સાંખ્યદર્શનની પ્રવૃત્તિ કરનારા શ્રી કપિલભગવાન્, કર્દમના અને દેવહુતીના પુત્ર. તે ઈશ્વરનો અવતાર ગણાય છે. તેમણે આ દર્શનનાં સૂત્રો રચ્યાં કહેવાય છે. **ऋषिं प्रसूतं कपिलं, यस्तमग्रे ज्ञानैर्बिभर्ति ।** [શ્વેતાશ્વતરઉપનિષદ્ ૫-૨] વિગેરે શબ્દોથી કહે છે કે--શુદ્ધ સાત્વિકી બુદ્ધિમાં સ્થિરભાવે રહેનારાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય—આ ચાર કપિલમુનિમાં જન્મથીજ હતાં. શ્રીમદ્ ભાગવતમાં કર્દમના આશ્રમમાં, શ્રીકપિલે દેવહુતિ માતાને સાંખ્યનો ઉત્તમ બોધ કર્યો છે. પ્રકૃતિ આદિ જડ તત્ત્વોની, અને પુરૂષરૂપ ચેતનની, સમ્યક્ પ્રકારે ગણના કરીને, તેના સ્વરૂપાદિને સમજાવનારૂં સાંખ્યશાસ્ત્ર છે. આ સંસારમાં આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારના તાપોથી, નિરંતર તપતા લોકસમુહને બચાવી લઈ, ઇશ્વર તરફ વાળવા આ પ્રયત્ન છે. પ્રકૃતિ અને તેના ગુણોથી જગદાદિ પદાર્થોનો વિકાસ થાય છે. પ્રકૃતિ પરિણામ પામે ત્યારેજ આ બધું બને; તેથી આ શાસ્ત્ર પરિણામવાદી ગણાય છે. આ શાસ્ત્રમાં પ્રકૃતિ મુખ્ય છે; તેથી આ શાસ્ત્ર પ્રકૃતિવાદીશાસ્ત્ર પણ કહેવાય છે. પુરૂષને ભોગની સિદ્ધિ, અને પુરૂષને મોક્ષની સિદ્ધિ, કરી આપનાર પ્રકૃતિ છે. પ્રકૃતિનું બીજું નામ 'પ્રધાન' પણ છે. સત્વ, રજ અને તમ ગુણની સામ્યાવસ્થાનું નામ પ્રધાન, અથવા પ્રકૃતિ. આ પ્રધાન નિત્ય અને નિરવયવ છે.

આ પ્રધાન મહતત્ત્વાદિનું કારણ છે. પુરુષ વસ્તુતાએ ઉદાસીન છતાં, પ્રકૃતિની સાથે અભેદ માની, ભોક્તાપણાના અભિમાન વડે બંધાય છે. પછી તે પુરુષપ્રકૃતિના અને પોતાના ભિન્નપણાના સાક્ષાત્કાર વડે, પોતાના અસંગ-પણાના અનુભવવડે, દુઃખસ્વરૂપ બંધનમાંથી મૂક્ત થાય છે; એમ સાંખ્યશાસ્ત્ર કહે છે.

જેમ વૈદકશાસ્ત્રમાં રોગ, રોગનું કારણ, રોગની નિવૃત્તિ, અને રોગની નિવૃત્તિના ઉપાયો–એમ ચાર વસ્તુ મુખ્ય હોય છે; તેમ આ સાંખ્યશાસ્ત્રમાં પણ 'હેય,' હેયનું કારણ, 'હાન,' અને હાનના ઉપાયો; એમ ચાર મુખ્ય વસ્તુ હોય છે. આધ્યાત્મિકાદિ ત્રણ પ્રકારનાં દુઃખો, તજવા લાયક છે; માટે તે 'હેય' કહેવાય છે. પ્રકૃતિપુરૂષના કલ્પિત સંયોગદ્વારા, તે બન્નેનો અવિવેક, તે હેયનું કારણ છે. ત્રણ પ્રકારનાં દુઃખોની અત્યંત નિવૃત્તિ તે 'હાન' કહેવાય છે. વિવેકખ્યાતિ (જ્ઞાનાદિ) દુઃખની નિવૃત્તિના (એટલે હાનના) ઉપાયો છે.

આ સાંખ્યશાસ્ત્રમાં પુરૂષ, પ્રકૃતિ, મહતત્ત્વ (બુદ્ધિ), અહંકાર, ૧૦ ઇંદ્રિયો અને ૧૧ મું મન, પંચવિષયો અને પંચમહાભૂત–એમ ૨૫ મૂખ્ય તત્ત્વો છે. આ તત્ત્વોની સંખ્યામાં, કોઇ વિદ્વાન્ વધઘટ કરે; તો તે તેમાંને તેમાંજ છે; એમ સમજી, શંકાશીલ થવું નહીં. કોઇ વિદ્વાન્ આ સંખ્યા વધારીને ૬૦ તત્ત્વો ગણાવે છે. તેથી સાંખ્યશાસ્ત્રને 'ષષ્ટિતંત્ર' પણ કહેવામાં આવે છે. પંચશિખાચાર્યે ષષ્ટિતંત્ર ઉપર નિબંધ લખ્યો હતો. પંચશિખાચાર્ય પછી થએલા ઇશ્વરકૃષ્ણ નામના વિદ્વાન્, સાંખ્યકારિકાની ૭૨ મી કારિકામાં લખે છે કે 'ષષ્ટિતંત્રમાં આપેલાં ઉદાહરણો, અને બીજાના વાદનું ખંડન, એ બે વિષયો પડયા મેલીને, બાકીના તમામ વિષયોનું નિરૂપણ મેં સાંખ્યકારિકામાં કર્યું છે.

સાંખ્ય ઇશ્વરવાદી છે? કે નિરીશ્વરવાદી છે?–ઉપનિષદમાં સાંખ્યવાદ સેશ્વર જણાય છે. તોપણ સામાન્યરીતે સાંખ્ય નિરીશ્વરવાદી કહેવાય છે. કારણકે તેનાં કેટલાંએક સૂત્રોમાં, ઇશ્વરનો નિષેધ કરેલો જોવામાં આવે છે. નૈયાયિકો નિત્યજ્ઞાનવાળા તટસ્થ ઇશ્વરને માને છે. તેનો સાંખ્યશાસ્ત્ર નિષેધ કરે છે. તેથી આ શાસ્ત્રમાં ઇશ્વરનું ખંડન જોવામાં આવે છે. વળી જો આ શાસ્ત્રમાં નિત્યૈશ્વર્યવાળા ઇશ્વરનો નિષેધ ન કરત; તો–'તે ઇશ્વરનું ઐશ્વર્ય–પરિપૂર્ણ, નિત્ય અને નિર્દોષ છે;' એવું શ્રવણ કર્યા પછી, તેવા ઐશ્વ-ર્યની પ્રાપ્તિ કરવાનો મોહ, મુમુક્ષુઓના ચિત્તમાં ઉપજત. તાત્પર્ય–ઐશ્વર્યવાળા ઇશ્વરનું ખંડન, વૈરાગ્યના પ્રતિપાદન માટેજ છે. ઇશ્વરના અસ્તિત્વનું ખંડન કરવું; એવો સાંખ્યશાસ્ત્રનો પ્રધાન ઉદ્દેશ નથી; તે ધ્યાનમાં રાખવું. મુમુક્ષુ-ઓને વિવેકયુક્ત જ્ઞાનસંપાદન કરાવવું, એવો સાંખ્યશાસ્ત્રનો પ્રધાનઉદ્દેશ છે.

વળી 'સર્વ પ્રાણીઓને પ્રેરણા કરનાર ઈશ્વર છે;' એવું સાંભળ્યા પછી, આ સઘળું ઇશ્વરની પ્રેરણાથીજ થાય છે. પછી પુરૂષાર્થની કાંઈ જરૂર નથી; એવી ભ્રમણામાં મુમુક્ષુઓ, જ્ઞાન અને જ્ઞાનનાં સાધનોની પરવા રાખે નહીં. તે કારણથી પણ, ગૌણપણે ઇશ્વરનું ખંડન કર્યું હોય; એમ જણાય છે. સાંખ્યશાસ્ત્રના 'अथ त्रिविधदुःखात्यंतनिवृत्तिरत्यंतपुरुषार्थः ॥ १ ॥ ત્રિવિધ દુઃખની અત્યંત નિવૃત્તિ માટે, અત્યંત પુરૂષાર્થની જરૂર છે' એમ કહ્યું છે. એટલે જીજ્ઞાસુઓએ પુરૂષાર્થ કરવોજ જોઇએ. સાંખ્યશાસ્ત્ર સેશ્વરવાદી છે. તેથી તે આસ્તીક ગણાય છે. માયાવિશિષ્ટ ચેતનસ્વરૂપ ઈશ્વરનું અસ્તિત્વ, અનુમાન, આગમ, અને યોગીના સ્વાનુભવથી સિદ્ધ થએલું છે. આવા કારણોથી 'સાંખ્યશાસ્ત્ર નિરીશ્વરવાદી છે;' એવી ખોટી ભ્રમણામાં, સમયને વ્યતીત કરવો નહીં. 'આ સૂત્રો કપિલનાં છે? કે કોઈ અન્યનાં? અથવા આ કપિલ કર્દમનો પુત્ર? કે અન્યનો પુત્ર? અથવા આ કપિલ કાલ થયા? કે પરમદિવસે થયા?' એવી ભ્રમણામાં પણ ઉતરવું નહીં. નિવૃત્તિથી વિચારવા જેવાં તેનાં સૂત્રો છે. ક્ષણિકવિજ્ઞાનવાદનું અને શૂન્યવાદનું ખંડન કરનારાં કેટલાંએક સૂત્રો, સાંખ્યશાસ્ત્રમાં જણાય છે. તે કયારે અને કોણે વધાર્યાં? તે કહી શકાય એમ નથી. માટે તે વિષય પાછળ પણ, વખત ગાળવો નહીં. સાંખ્યશાસ્ત્રના અભ્યાસવડે, જીજ્ઞાસુ માણસોએ, પોતાના ચેતનસ્વરૂપ આત્માને, પ્રકૃતિથી અને તેના તેના કાર્ય બુદ્ધિઆદિકથી, જુદો સમજવો જોઈએ. તે પ્રમાણે અનુભવ પણ કરવો જોઈએ. જે પુરૂષ–પ્રકૃતિથી, અને તેના ધર્મોથી, પોતાના વ્યાપક સ્વરૂપને, ભિન્ન અનુભવે, તે ત્રિવિધ તાપની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ પ્રાપ્ત કરી, કૈવલ્યનાં સુખને અનુભવે.

સાંખ્યના ગ્રન્થો—સાંખ્યનાં સૂત્રો કપિલે 'આસુરી' નામના શિષ્યને કહ્યાં. આસુરીએ 'પંચશિખ' નામના શિષ્યને કહ્યાં. પંચાશિખે 'ષષ્ટિતંત્ર' નામનો નિબંધ લખ્યો. તે પછી પંચશિખે અગર બીજા કોઈ વિદ્વાને, સાંખ્યસૂત્રોને વ્યવસ્થા પૂર્વક ગોઠવીને, શાસ્ત્રના રૂપમાં મૂકયાં જણાય છે. તેના આચાર્યો શ્રીકપિલ, શ્રીઆસુરી, શ્રીપંચશિખાચાર્ય, શ્રીસનંદનાચાર્ય, શ્રીવાર્ષગણ્ય અને શ્રીઈશ્વરકૃષ્ણાદિ થયા છે. સાંખ્યશાસ્ત્ર ઉપર (૧) શ્રીઅનિરૂદ્ધ ભટ્ટકૃત, (૨) શ્રીમહાદેવ વેદાંતિકૃત, (૩) શ્રીનાગેશભટ્ટકૃત, (૪) અને શ્રીમાધવ પરિવ્રાજક કૃત —એમ ચાર સંસ્કૃત ટિકાઓ છે; તથા વિજ્ઞાનાભિક્ષુકૃત ભાષ્ય છે. તે પછી ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા સુવિખ્યાત છે. અગ્યારમા સૈકામાં 'અલબેરૂની' નામનો આરબ મુસાફર હિંદમાં આવ્યો હતો; તેણે ઈશ્વરકૃષ્ણની કારિકામાંથી, કેટલાંએક ઉદાહરણો લીધાં છે. કોલેજોમાં આ કારિકા ચાલે છે. આ સાંખ્યકારિકા ઉપર વાચસ્પતિ મિશ્રે 'સાંખ્યતત્ત્વકૌમુદી' નામની સુંદર સંસ્કૃત ટિકા લખી છે. તેનું અંગ્રેજી ભાષાંતર, દરભંગાના મહારાજાની પ્રેરણાથી,

પંડિત ગંગાનાથ જહાં એમ. એ. ઇ. સ. ૧૮૯૬ માં કર્યું હતું. સાંખ્યદર્શન ઉપર હિંદી ટિકાઓ પણ થઇ છે. ગુજરાત કાઠીયાવાડમાં પ્રાતઃસ્મરણીય, મહાત્મા નથુરામશર્માએ, સાંખ્યદર્શનનું ગુજરાતી ભાષાંતર ઈ. સ. ૧૯૧૬માં કર્યું છે.

સાંખ્યદર્શનમાં—(૧) વિષયાધ્યાય, (૨) પ્રધાનકાર્યાધ્યાય, (૩) વૈરાગ્યાધ્યાય, (૪) આખ્યાયિકાધ્યાય, (૫) પરપક્ષનિર્જયાધ્યાય, (૬) તંત્રાર્થસંક્ષેપાધ્યાય એમ છ અધ્યાય છે. વિષયાધ્યાયમાં (૧૬૪) સૂત્રો છે. પ્રધાનકાર્યાધ્યાયમાં (૪૭) સૂત્રો છે. વૈરાગ્યાધ્યાયમાં (૮૪) સૂત્રો છે. આખ્યાયિકાધ્યાયમાં. (૩૨) સૂત્રો છે. પરપક્ષનિર્જયાધ્યાયમાં (૧૨૯) સૂત્રો છે. તંત્રાર્થસંક્ષેપાધ્યાયમાં (૭૦) સૂત્રો છે.

---

## શ્રીયોગદર્શન—

યોગદર્શનના લખનાર 'પતંજલિ' ઋષિ.

**પતંજલિ** કોણ?—હિમાલયની ઉત્તરે આવેલા 'ઈલાવૃત' દેશમાં, દ્વાપરના અંતમાં પતંજલિ ભગવાન જન્મ્યા; એમ પુરાણાદિ ઉપરથી જણાય છે. એમના પિતાનું નામ 'અંગી', અને માતાનું નામ 'ગોણિકા' હતું. તે 'સતી' પણ કહેવાતાં હતાં. આ સ્ત્રી પુત્રની પ્રાપ્તિ માટે, તપ કરતાં હતાં; અને સૂર્યને પૂજતાં હતાં. એક દિવસે જેવાં તે જળથી હથેલી ભરીને, સૂર્યને અર્ઘ્ય આપવા, હાથ ઉંચો કરતાં હતાં; તે વખતે હાથમાંથી એક નાનકડો બાળક નીચે પડયો. તે બાળકને ગોણિકાએ પોતાનો પુત્ર માન્યો. તે અંજલિમાંથી પડયો; માટે તેનું નામ 'પતંજલિ' પાડયું. 'આપ જ્યારે યાદ કરશો; ત્યારે આપની પાસે આવીશ,' એમ માતાને કહીને, તે બાળક તપ કરવા ચાલ્યો ગયો. એમની તપશ્ચર્યાથી પ્રસન્ન થએલા મહાદેવજીએ, તેમને મહાભાષ્યાદિ રચવાનું સામર્થ્ય આપ્યું. પછી તેણે વ્યાકરણના પાણિનીસૂત્રો ઉપર 'મહાભાષ્ય' લખ્યું; યોગવિદ્યાના પ્રચાર માટે, યોગસૂત્રો લખ્યાં. 'ચરક' નામનું વૈદકનું પુસ્તક રચ્યું. તે ત્રણ ગ્રન્થો જોઈને વિદ્વાનો બોલ્યા કે—

રાગ ઉપજાતિ.

**योगेन चित्तस्य पदेन वाचां, मलं शरीरस्य च वैद्यकेन ॥**
**योऽपाकरोत् तं प्रवरं मुनीनां, पतंजलिं प्रांजलिरानतोऽस्मि ॥**

જેમણે ચિત્તના મળ, યોગસૂત્રોથી; વાણીના મળ, પાણિનિમુનિનાં સૂત્રોપર લખેલા મહાભાષ્યરૂપ પદશાસ્ત્રથી, અને શરીરના મળ ચરક નામનો વૈદક સંબંધી ગ્રન્થ લખવાથી, દૂર કર્યા; તે મુનિઓમાં ઉત્તમ એવા પતંજાલ ભગવાનને, હું બે હાથ જોડી પ્રણામ કરૂં છઉં.

શ્રી સદાશિવ પાસેથી વરદાન લઈને, તે 'ગોનર્દ' નામના દેશમાં વસ્યા હતા. [આ દેશ અયોધ્યા પાસે હોય એમ જણાય છે.] 'લોલુપા' નામની સ્રીને તે પરણ્યા હતા.

**બીજી માન્યતા**—બીજી એવી માન્યતા પણ છે કે–'ગોનર્દ' દેશમાં '[1]પાણિનિ' નામના મુનિ એક દિવસ સંધ્યોપાસન કરતા હતા. તે વખતે સૂર્યને અર્ઘ્ય આપતાં, તેમની અંજલિમાંથી એક નાનો સર્પ નીચે પડયો. જોત જોતામાં તે બાળક બની ગયો. બાળકને જોઇને ગભરાયેલા પાણિનિ મુનિએ, '**को भवान्?**' (આપ કોણ?) એમ કહેવાને બદલે '**कोर्भवान्**' એમ કહ્યું; તેના જવાબમાં બાળકે '**सर्पो अहम्**' એમ કહેવાને બદલે, '**सपो अहम्**' એમ કહ્યું. પાણિનિ મૂનિએ બીજો પ્રશ્ન કર્યો કે–'**रेफः कुत्र गतः**'? (રેફ્ કયાં ગયો?). તેના જવાબમાં બાળકે કહ્યું કે–'**त्वया हृतः**–તે રેફ્ આપે કયારનો લઇ લીધો છે.' બાળકના જવાબથી મુનિ પ્રસન્ન થયા. ગુરૂકૃપાથી ગુરૂના સૂત્રો ઉપર તે બાળકે 'મહાભાષ્ય' રચ્યું. તે પછી યોગસૂત્રો લખ્યાં; અને 'ચરક' નો ગ્રન્થ પણ લખ્યો.

યોગના પ્રકાર—મંત્રયોગ, લયયોગ, હઠયોગ અને રાજયોગ.

યોગ શું?—જોડાઇ જવું તે યોગ. જયાં ત્યાં જોડાઈ જવાનો મહિમા નથી. પરમેશ્વર સાથે જોડાઈ જવું; તેનો મહિમા છે. પરમેશ્વર સાથે કેવી રીતે જોડાઈ જવું! તેમાં કોણ કોણ વિઘ્ન કરે છે? અને કોણ કોણ સહાય કરે છે?–તે તમામની ઓળખાણ કરાવે; તે યોગશાસ્ત્ર. પરમેશ્વર વસ્તુ શું છે? જીવ વસ્તુ શું છે? અને તે બે વચ્ચે વહેનારી–મોહ નદી–પ્રકૃતિ, વસ્તુ શું છે? આ તમામના ખુલાસા યોગશાસ્ત્રમાં છે. 'પતંજાલિ' એ બનાવેલું–ગુંથેલું–ગોઠવેલું–માટે 'પાતંજલયોગશાસ્ત્ર' કહેવાય છે.

યોગમાં મુખ્ય વિઘ્ન કરનારાં કોણ? ચિત્ત, ચિત્તવૃત્તિઓ, અને અંતઃકરણની મલીન વાસનાઓ. યોગશાસ્ત્ર શરૂ કરતાં, સમાધિપાદના બીજા સૂત્રમાં **योगश्चित्तवृत्तिनिरोधः**—ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો; તેજ યોગ. પ્રાણને રોકીને, ચિત્તને રોકતાં શીખવું. ચિત્ત શી વસ્તુ છે; અને તેની વૃત્તિઓ શી વસ્તુ છે. તેના ખુલાસા આ શાસ્ત્રમાં છે. આગળ બારમા સૂત્રમાં કહે છે કે– **अभ्यासवैराग्याभ्यां तन्निरोधः** ॥૧૨॥ અભ્યાસ અને વૈરાગ્યથી તેનો નિરોધ થાય છે.

યોગવાસિષ્ઠમાં શ્રીવસિષ્ઠ શ્રીરામને કહે છે કે—

**वासना द्विविधा प्रोक्ता, शुद्धातिमलिना तथा ।**
**शुद्धा जन्मक्षये हेतुर्–मलिना जन्मकारणम् ॥**

---

1 વ્યાકરણનાં સૂત્રો રચનાર આ મુનિ છે.

**शुभाशुभाभ्यां मार्गाभ्यां, वहंती वासनासरित् ।**
**पौरुषेण प्रयत्नेन, योजनीया शुभे पथि ॥**

અર્થ—શુદ્ધ અને અતિ મલિન એમ બે પ્રકારની વાસનાઓ છે. શુદ્ધ વાસનાઓ, જન્મના ક્ષયમાં હેતુ–કારણ છે; અને મલિન વાસનાઓ, પુનર્જન્મનું કારણ છે. વાસનાઓ રૂપી નદીયો, શુભ માર્ગે, અને અશુભ માગે વહે છે. વાસનાઓને યોગાદિ પ્રયત્નો વડે, શુભ માર્ગમાં લાવવી.

આ કામ અભ્યાસ વિના થતું નથી; એમ 'યોગરસાયનમાં કહ્યું છે. આ યોગશાસ્ત્રમાં પણ–'**अभ्यासवैराग्याभ्यां तन्निरोधः** ॥ ૧૨ ॥ (સમાધિપાદ) અભ્યાસ અને વૈરાગ્યથીજ ચિત્તનો નિરોધ થાય છે.

જે દુઃખ ગયું તે ગયું; જે દુઃખ છે; તે પ્રારબ્ધદુઃખ છે; અને તે ભોગવ્યેજ છૂટકો છે. પણ જે દુઃખ આવવાનું છે; તે માટે પતંજલિ કહે છે કે–'**हेयं दुखमनागतम** ભાવિ દુઃખ તજવા જેવું છે. એટલે ભાવિ દુઃખને તજવા, પ્રયત્ન કરવા માટેજ, આ મનુષ્ય દેહ છે. 'ત્રણ દુઃખની અત્યંત નિવૃત્તિ માટે અત્યંત પુરૂષાર્થ કરવો'; એમ કપિલ તથા ગૌતમ પણ કહે છે. ભાવિ દુઃખની નિવૃત્તિ એટલે પુનર્જન્મની નિવૃત્તિ. કારણકે પુનર્જન્મ હોય; ત્યાં સુધી ભાવિ દુઃખ હોય. પાપ પુણ્ય અથવા ધર્માધર્મ હોય; ત્યાં સુધી પુનર્જન્મ હોય; પાપ પુણ્ય મટી જાય; તો પુનર્જન્મ પણ મટી જાય. રાગ દ્વેષ હોય; ત્યાં સુધી ધર્માધર્મ અથવા પાપ પુણ્ય રહે. કારણકે રાગદ્વેષી માણસ, જે કાંઈ કર્મ કરે; તે અભિમાનથી યુક્ત હોય. અવિદ્યાની અગર મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થાય; તો રાગ દ્વેષ શમી જાય. તે સંબંધી યોગશાસ્ત્રમાં ઘણા ખુલાસા છે. મહર્ષિ ગૌતમ [ન્યાયશાસ્ત્ર વાળા] પણ કહે છે–**दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानाना मुत्तरोत्तरापाये तदंतरापायादपवर्गः** ॥ દુઃખ, જન્મ, પુણ્ય પાપરૂપ પ્રવૃત્તિ, રાગદ્વેષ રૂપી દોષ, અને મિથ્યા જ્ઞાનમાં ઉત્તરોત્તરની નિવૃત્તિમાં તેના કાર્ય રૂપ પૂર્વ પૂર્વની નિવૃત્તિથી પુરૂષને મૂક્તિ થાય છે.

યોગની આવશ્યક્તા શી?—વિજ્ઞાનનાં ભાષણો કોલેજોમાં થાય. તે માત્ર સાંભળી જવાથી, પાકું જ્ઞાન થાય નહીં; પણ પ્રયોગશાળામાં સાંભળેલાના પ્રયોગ કરી જુએ; ત્યારે તે સાંભળનારને પાકું જ્ઞાન થાય. સાંખ્યાદિ તે પ્રમાણે વસ્તુઓનું જ્ઞાન આપે; પણ યોગની પ્રયોગશાળામાં, સાંભળેલા જ્ઞાનનો અનુભવ થાય; ત્યારે તે પાકું જ્ઞાન ગણાય. ગીતામાં અર્જુને પ્રશ્ન કર્યો કે–સાંખ્ય અને યોગ શું જુદા જુદા છે? તેના જવાબમાં ગોવિંદ બોલ્યા કે—

**सांख्ययोगौ प्रथग्बालाः, प्रवदंति न पंडिताः ।**

સાંખ્યને અને યોગને જે પ્રથક્ (જુદા) કહે છે; તે પંડિતો નથી.

માત્ર શ્રવણથી હિવળે એમ નથી. યાજ્ઞવલ્કય પોતાની સ્ત્રી મૈત્રેયિને કહે છે કે '**आत्मा वा अरे द्रष्टव्यः, श्रोतव्यो मंतव्यो, निदिध्यासितव्यः॥**' હે સ્ત્રિ! આ જગતમાં જન્મીને જોવા લાયક કાંઇ વસ્તુ હોય, તો તે આત્મા છે, તેથી પ્રથમ તેનું શ્રવણ કરવું; પછી તેનું મનન કરવું–ચિંતવન કરવું; પછી તેનું ધ્યાન ધરવું. તાત્પર્ય–ઘણું સાંભળ્યા પછી, અને ઘણું ચિંતવન કર્યા પછી, ચિત્તની એકાગ્રતા કરી, આત્માનું ધ્યાન ધરવું–સમાધિ કરવી. બીજી શ્રુતિ પણ કહે છે કે–**तद्दर्शनाभ्युपायो योगः, श्रद्धाभक्तिध्यानयोगादवेहि**—તે બ્રહ્મનાં દર્શનનો મૂખ્ય ઉપાય યોગ છે. શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાનરૂપ યોગથી, આત્માને જાણી લે. મનુ ભગવાન્ કહે છે કે—**सूक्ष्मतां चान्ववेक्षेत, योगेन परमात्मनः॥** યોગવડે પરમાત્માની સૂક્ષ્મતાનો અનુભવ કરવો. શ્રીયાજ્ઞવલ્કય સ્મૃતિમાં કહે છે કે—

**इज्याचारदमाहिंसा–दानस्वाध्यायकर्मणाम्॥**
**अयं तु परमो धर्मो, यद्योगेनात्मदर्शनम्॥**

અર્થ—યજ્ઞ, આચાર, દમ, અહિંસા, દાન, સ્વાધ્યાય, અને એવાં બીજાં અનેક કર્મો છે. તેમાં યોગ ઉત્તમ વસ્તુ છે; કારણ કે યોગથી આત્માનો સાક્ષાત્કાર થાય છે.

પુરાણો પણ કહે છે કે—

**योगात् संजायते ज्ञानं,योगो मय्येकचित्तता॥** આદિત્ય પુરાણ.

'મારામાં એકાગ્રતા થાય; તે યોગ. આવા યોગથી જ્ઞાન પ્રાપ્ત થાય છે.'

**योगाग्निर्दहति क्षिप्र–मशेषं पापपंजरम्।**
**पश्चात् जायते ज्ञानं, ज्ञानान्निर्वाणमृच्छति॥**

અર્થ—યોગરૂપી અગ્નિ સમગ્રપાપના ઢગલાને ત્વરાથી બાળી દે છે. પછી જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ જ્ઞાનથી નિર્વાણ (મુક્તિ) ની પ્રાપ્તિ થાય છે.

**आत्मज्ञानेन मुक्तिः स्यात्, तच्च योगादृते न हि।** (સ્કંદપુરાણ).

શ્રી વસિષ્ઠ કહે છે કે—

**द्वौ क्रमौ चित्तनाशस्य, योगो ज्ञानं च राघव॥**
**योगो वृत्तिनिरोधो हि, ज्ञानं सम्यगवेक्षणम्॥**

હે રાઘવ! ચિત્તનાશના બે ક્રમ છે. યોગ અને જ્ઞાન. ચિત્તની વૃત્તિનો નિરોધ તે યોગ; અને વસ્તુનું યથાર્થ દર્શન તે જ્ઞાન કહેવાય છે.

વિદ્યારણ્યસ્વામી પંચદશીના ધ્યાનદીપમાં કહે છે કે—

**बहुव्याकुलचित्तानां, विचारात् तत्त्वधीर्न हि॥**
**योगो मुख्यस्ततस्तेषां, धीदर्पस्तेन नश्यति॥**

બહુ વ્યાકુળ ચિત્તવાળા પુરૂષોને માત્ર શ્રવણથી તત્વજ્ઞાન થતું નથી. તેથી તેમને યોગ મુખ્ય છે. યોગવડે તેમની બુદ્ધિના વિક્ષેપ દૂર થઈ જાય છે.

**वागुच्चारोत्सवं मात्रं, तत्क्रियां कर्तुमक्षमाः ।**
**कलौ वेदांतिनो भांति, फाल्गुने बालका इव ॥**

અર્થ—માત્ર ભાષણ કરવામાં કુશળ, અને તે પ્રમાણે વર્તવામાં અશક્ત. ફાગણ માસમાં બાળકો જેમ ગમેએમ બકવાદ કરે છે; તેમ આવા શુષ્કવેદાંતીઓ પણ ગમેતેમ બકવાદ કરે છે.

આ પ્રમાણે અનેક શાસ્ત્રો અને સંતો, યોગને સાક્ષાત્કારમાં મૂખ્ય સાધન માને છે.

યોગનું ટુંકું સ્વરૂપ—યોગનાં આઠ અંગો—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.

યમ—પાંચ પ્રકારના છે–અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. આ પાંચ 'મહાવ્રત' પણ કહેવાય છે.

નિયમ—પાંચ પ્રકારના છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન.

આસન—૮૪ છે. તેમાં સિદ્ધાસન, પદ્માસન, સ્વસ્તિકાસન વિગેરે.

પ્રાણાયામ—પ્રાણને અમુક રીતે હૃદયમાં લેવો, રોકવો અને તેને બહાર કાઢવો તે વિદ્યા.

પ્રત્યાહાર—ઇંદ્રિયોને પોત પોતાના વિષયોમાંથી વાળીને, અનુકુળ કરવી; તે પ્રત્યાહાર.

ધારણા—નાકની અણી ઉપર, મૂર્તિમાં, દીવામાં અગર કોઈ વસ્તુમાં ચિત્તને એકાગ્ર કરવું તે ધારણા.

ધ્યાન—ધારણાવડે વૃત્તિ પાકી થતાં, તેને પરિણામે ચિત્ત ધ્યાન કરી શકે.

સમાધિ—ધ્યેયાકાર વૃત્તિજ પ્રબળ રહે; એવી અંતઃકરણની અવસ્થા, તે સમાધિ. 'સંપ્રજ્ઞાત' અને 'અસંપ્રજ્ઞાત'—એમ બે પ્રકારની સમાધિ છે.

સંયમ—ધારણા, ધ્યાન, અને સમાધિ, એકજ વિષયમાં થાય; તે સંયમ.

વિવેકખ્યાતિ—પુરૂષ અને પ્રકૃતિના ભેદનું પ્રત્યક્ષ જ્ઞાન; તે વિવેકખ્યાતિ કહેવાય.

આ તો થોડી થોડી વાતો કરી; આમાંથી પતંજલિ ભગવાને મોટો ફેલાવો કર્યો.

પતંજલિના મતમાં, ઈશ્વર, જીવ અને પ્રધાન એમ ત્રણ મૂખ્ય તત્ત્વ છે. કલેશ, કર્મ, વિપાક અને આશય–એમ ચારના સંબંધીથી જે રહિત; તે

ઈશ્વર. કલેશાદિ ચારથી જે પુરૂષ યુક્ત હોય, તે જીવ કહેવાય. સત્વ, રજ, અને તમ નામના ત્રણ ગુણોની સામ્યાવસ્થાનું નામ પ્રધાન છે. કલેશાદિનો નાશ કરી, જીવને સંસારના બંધનોમાંથી બચાવી લેવો; અને હરિ-શરણમાં હેળવી દેવો; તે યોગ શાસ્ત્રનો મૂખ્ય હેતુ છે. અણિમાદિ સિદ્ધિઓમાં પણ, નહીં લોભાતાં, મૂક્તિ સુધિ પ્રયત્ન કરવો; તે મુમુક્ષુઓનો મૂખ્ય ધર્મ છે.

યોગમાં વિઘ્નો—નવ છે. ૧ વ્યાધિ [સ્થૂલ શરીરમાં રોગાદિ]. ૩ સંશય [ યોગ સિદ્ધ થતો હશે કે નહીં ? ] ૪ પ્રમાદ [ યોગના સાધનોના અનુષ્ઠાનમાં ઉદાસીનપણું. ] ૫. આળસ [ કફથી શરીરનું ભારે થવું. અથવા તમોગુણથી ભારે થવું. ] ૬ અવિરતિ [ વિષયતૃષ્ણા. ] ૭ ભ્રાંતિદર્શન [ યોગનાં સાધનોમાં, અસાધનપણાની બુદ્ધિ; અને જે યોગનાં સાધનો નથી; તેમાં સાધનપણાની બુદ્ધિ.] ૮ અલબ્ધભૂમિકત્વ [યોગની કોઈ પણ ભૂમિકાની પ્રાપ્તિ ન થવી તે.] ૮ અનવસ્થિત્વ. [ પ્રાપ્ત થયેલી યોગ ભૂમિમાં ચિત્તની સ્થિરતા ન થવી તે. ]

યોગશાસ્ત્ર—શ્વેતાશ્વતર, કઠ, મૈત્રાયણીય, વિગેરે ઉપનિષદોમાં યોગની છૂટી છવાઇ વાતો છે. તે તમામને એકત્ર કરીને, પરમકૃપાળુ પતંજલિ ભગવાને, એક આખો ગ્રન્થ બનાવ્યો. (૧) સમાધિપાદ, (૨) સાધનપાદ, (૩) વિભૂતિપાદ; અને (૪) કૈવલ્યપાદ, એમ ચાર પાદ (અધ્યાયો) તેમાં છે. સમાધિ પાદમાં (૫૧) સૂત્રો છે. સાધનપાદમાં (૫૫) સૂત્રો છે. વિભૂતિપાદમાં (૫૫) સૂત્રો છે. કૈવલ્યપાદમાં (૩૪) સૂત્રો છે.

સૂત્ર શું ?

**अल्पाक्षरमसन्दिग्धं, सारवद्विश्वतो मुखम् ।**
**अस्तोभं अनवद्यं च, सूत्रं सूत्रविदो विदुः ॥**

અર્થ—થોડા અક્ષરવાળું હોય; સંદેહરહિત હોય; સારવાળું હોય; સર્વ ભણી મુખવાળું હોય, એટલે સહેલાઈથી અન્વય થાય એવું હોય; નકામા શબ્દ વિનાનું હોય; અને નિર્દોષ હોય; તેને સૂત્રવેત્તાઓ સૂત્ર કહે છે.

સૂત્રોના અર્થ સમજાય; એવા હેતુથી, વ્યાસ ભગવાને પાતંજલયોગ દર્શન ઉપર ભાષ્ય લખ્યું છે. ભાષ્યને પણ કઠણ જોઈને વાચસ્પતિમિશ્રે 'તત્વવૈશારદી' નામની ટિકા વખી છે. આ શાસ્ત્ર ઉપર ભવદેવકૃત 'પાતંજલીય 'અભિનવભાષ્ય,' તથા શ્રીરામાનુજકૃત 'યોગસૂત્રભાષ્ય' એમ બે બીજાં ભાષ્યો છે. શ્રી વ્યાસના ભાષ્ય ઉપર વિજ્ઞાનભિક્ષુએ વાર્તિક લખ્યું છે; 'વિજ્ઞાનભિક્ષુનો 'યોગસારસંગ્રહ' નામનો ગ્રન્થ પ્રમાણિક છે. અને પંડિતરાજ નાગેશે વ્યાખ્યા લખી છે.

આ ઉપરાંત ભોજરાજાએ કરેલી, 'રાજમાર્તંડ' નામની ટિકા છે. નારાયણભિક્ષુએ 'યોગસૂત્રગૂઢાર્થદ્યોતનિકા'; ઉદયશંકરે લખેલી 'યોગવૃત્તિસંગ્રહ'; આનંદના શિષ્યકૃત 'યોગસુધાકર;' ઉમાપતિ ત્રિપાઠીકૃત 'પાતંજલવૃત્તિ'; ક્ષેત્રાનંદ દીક્ષિતકૃત 'નવયોગકલ્લોલ'; ભાવાગણેશકૃત 'યોગાનુશાસનવૃત્તિ'; જ્ઞાનાનંદકૃત 'યોગસૂત્રવૃત્તિ;' રામાનંદ તીર્થકૃત 'યોગમણિપ્રભા'; અનંતશર્માકૃત યોગચંદ્રિકા'; રાઘવાનંદ યતિકૃત 'પાતંજલરહસ્ય'; સદાશિવકૃત 'યોગસૂત્રવૃત્તિ' શ્રીશંકરકૃત 'યોગસૂત્રવૃત્તિ;' વૃંદાવનશુકલકૃત 'યોગસૂત્રવૃત્તિ,,' અને બીજું 'પદબોધિની;' પંડિત બાલારામજી કૃત 'ટિપ્પણુ.' આ ગ્રન્થોમાંથી કેટલાએક છપાયા છે; અને કેટલાએક અપ્રગટ છે. 'ધર્મશાસ્ત્રોને પ્રાકૃત ભાષામાં લખવાં, તે પહેલાં અયોગ્ય ગણાતું હતું. તુલસીદાસજી જેવા વિદ્વાને, રામાયણ જેવા ગ્રન્થને, હિંદીભાષામાં તૈયાર કર્યા પછી; તે વખતના વિદ્વાનોએ, સારા સારા ગ્રન્થોનું, હિંદીમાં ભાષાંતર કરવા માંડયું. પાતંજલયોગદર્શનનાં પણ, હિંદીમાં ભાષાંતર થયાં છે. પંડિત બાલારામ ઉદાસીએ, ઇ. સ. ૧૮૯૭ માં 'પાતંજલદર્શનપ્રકાશ' હિંદીમાં બહાર પાડયું. સદ્‌ગત સ્વામીશ્રી આત્મસ્વરૂપ મહારાજ (હરદ્વારવાળા), બાલારામના શિષ્ય થાય. ભાવનગરના નાગર સદ્‌ગત સવાઈલાલ છોટમલાલ વોરાએ, સ્વામીશ્રી આત્મસ્રૂપની આજ્ઞાથી, 'પાતંજલદર્શનપ્રકાશ' નું ગુજરાતી ભાષાંતર કર્યું; જે. ઇ. સ. ૧૯૧૫ માં મુંબઈ ગુજરાતી પ્રેસે છપાવ્યું.

ગુજરાતમાં પાતંજલયોગદર્શનનું ગુજરાતી ભાષાંતર–મુંબઈમાં કોઇ રા. રા. મંગળગુપ્ત જમનાદાસે સંવત ૧૯૪૬ માં બહાર પાડયું. તે પછી સંવત ૧૯૪૭ માં મહાત્મા શ્રી નથુરામશર્માએ પહેલી આવૃત્તિ બહાર પાડી. સંવત ૧૯૫૭ માં બીજી આવૃત્તિ ઘણા સુધારા વધારા સાથે બહાર પાડી. પછી ત્રીજી આવૃત્તિ, અને પછી સંવત ૧૯૮૨ માં ચોથી આવૃત્તિ બહાર પાડી. ભાવનગર શામળદાસ કોલેજના પ્રોફેસર, સદ્‌ગત કણીયા સાહેબે, પાતંજલયોગનું ભાષાંતર લગભગ ૧૯૦૦ માં કર્યું. તે પછી સદ્‌ગત સંગીત માસ્તર ગણપતરાવ ગોપાળરાવ બર્વેએ, પૂર્વ પશ્ચિમના વિચારોને એકત્ર કરી, 'યોગદિવાકર પ્રથમખંડ, ઇ. સ. ૧૯૦૨માં ગુજરાતીભાષામાં બહાર પાડયો. સ્વામી વિવેકાનંદે પાતંજલયોગદર્શનનું ભાષાંતર અંગ્રેજીમાં કર્યું છે. તેનું ગુજરાતી ભાષાંતર, સસ્તાસાહિત્યે ઇ. સ. ૧૯૨૩ માં કર્યું. રા. રા. ડાહ્યાભાઈ રામચંદ્રે ૧૯૨૦–૨૧ માં યોગદર્શન ઉપર 'રાજયોગ' નામનો ગ્રન્થ ગુજરાતને આપ્યો છે. આપણે અહીં શરૂ કરેલ ભાષાંતર, ઈ. સ. ૧૯૩૦ માં પુરૂં થયું. પાછલાં ઘણાંખરાં પુસ્તકો, આપણને વાંચવા મળ્યાં. તે સૌનો આપણે ઉપકાર માનીએ છઇએ–તેમને ધન્યવાદ દઇએ છઈએ.

પાજંતલયોગસૂત્રને બાજુએ મૂકી, યોગ ઉપર લખાએલાં બીજા પુસ્તકો–૧ યાજ્ઞવલ્કયસંહિતા, યોગકૌસ્તુભ, અમનસ્કખંડ, સિદ્ધસિદ્ધાંત પદ્ધતિ, ગોરખશતક, ખેચરીપટલ, ઘેરંડસંહિતા, પવનવિજય, હઠયોગ પ્રદીપિકા, શિવસંહિતા, યોગસારસંગ્રહ, રાજયોગ, યોગબીજ, યોગતારાવલી, ષટ્‌ચક્રનિરૂપણ, કપિલગીતા, યોગવિચાર, અરવિંદઘોશના યોગસંબધિના અનુભવનું ગુજરાતી ભાષાંતર, 'યોગિનીકુમારી' બે ભાગ, વિગેરે.

મહારાજા અશોકે દેશોદેશમાં મોકલેલા બૌધસાધુઓએ, મિસર, મધ્યએશિયા, ઇરાક, સિરિયા, અને તેથી આગળના દેશોમાં, યોગવિદ્યાનો પ્રચાર કર્યો. ભારતની આધ્યાત્મિક સમૃદ્ધિથી મુગ્ધ બની ગએલા 'પિથેગોરાસ' 'ફાહિયાન' અને તેના જેવા પરદેશી જ્ઞાનપિપાસુઓ, 'તક્ષશિલા' અને 'નાલંદા' ના વિદ્યાલયોમાં ભણુવા આવતા, અને જ્ઞાનનું ભાતું લઈને, પોતાના દેશમાં જતા. ઋષિઓએ પાળેલી પોષેલી વિદ્યાનાં અમૃત, અરબોએ, ઇસાઇઓએ અને યવનોએ પણ પીધાં; અને તેનાં નવતીત ઇસુના અને મહંમદ સાહેબના ઉપદેશમાં નીતર્યાં. પછી લડાઈના મોરચા મંડાયા. અઢારમી સદીમાં, જડવાદથી થાકેલા યુરોપ અમેરિકાના જ્ઞાનપીપાસુઓ, આર્યદેશમાં આવ્યા. હિંદ અવ્યવસ્થીત હતો; તોપણ જ્ઞાનધનથી તે સમૃદ્ધ દેખાયો. ૧૮૫૭ ના બળવાના સમાચાર મીરત દિલ્હીથી, વગર તારે, વગર ટપાલે, વગર વાયરલેસે, કલકત્તામાં સંભળાયા. ભારતની યોગવિદ્યાના ભણકારા વાગ્યા. તેઓએ શોધખોળ કરનારાં મંડળો સ્થાપ્યાં. ધનના ઢગલા કરી, જે પુસ્તકો મળ્યાં; તે ખરીદી લીધાં. વેચાતાં ન મળ્યાં; તેની નકલો કરાવી લીધી. પંડિતોને રોકીને, કેટલાએક સારા સારા ગ્રન્થો ભણવા લાગ્યા. તમામ વિદ્યાઓમાં યોગના ચમત્કારથી, તેઓ બહુ ચમકયા–અંજાયા–આકર્ષાયા. યોગવિદ્યામાં માત્ર ચમત્કારોજ નથી; પણ તે માનવશરીરને, અને માનવમનને, મજબૂત અને પવિત્ર બનાવે છે; એમ તેમને ખાત્રી થઈ. પોતે જે જાણ્યું; તે પુસ્તકો દ્વારા, પ્રગટ કરવા માંડયું. મેસમેરીઝમ, હીપનોટીઝમ, મેંટલટેલેપેથી, માઈન્ડરીડીંગ, પ્રાણુ વિનિમય, પ્રેતાવાહન, મનોબળના ચમત્કાર, વિગેરે વિષયોને ચર્ચતાં, હજારો પુસ્તકો, બહાર પડવા માંડયાં. અમેરિકા સૌથી આગળ વધ્યું. ત્યાંના બુદ્ધિમાન લેખકો–વાણીની છટામાં, અને તર્કની પ્રભામાં, કોઈથી ઉતરે એવા નથી. એકના એક વિષય ઉપર, પાંચ પચીશ પુસ્તકો, કેવી રીતે લખી નાંખવાં; અને એકની એક વાત, અનેકવાર જુદે જુદે રૂપે, વાંચનારને કેવી રીતે કહેવી; તે હુન્નરમાં તેઓ પ્રવીણુ હોય છે. જેવા લેખક તેવીજ અમેરિકાની જ્ઞાનપિપાસુ ઉદાર પ્રજા. પુસ્તક બહાર પડે, કે તુરત, હજારો નકલો ખપી જાય. આ જાતનાં પુસ્તકોને, તેના લેખકોએ 'ન્યુથૅાટસ ઓફ અમેરિકા' અથવા 'નવવિચારવિજ્ઞાન' એવું નામ આપ્યું. આવાં લાખો પુસ્તકો હિંદમાં પણ આવ્યાં.

વિલિયમ વૉકર એટ્કિન્સન, નવવિજ્ઞાનસાહિત્યનો, એક જાણીતો લેખક છે. તેમણે 'યોગી રામચરક' એવા નામથી, યોગના અનેક ગ્રન્થો લખી નાંખ્યા છે. હઠયોગ, શ્વસનવિજ્ઞાન, રાજયોગ, જ્ઞાનયોગ, યોગતત્ત્વ, ખ્રિસ્તીધર્મનું આંતરિક રહસ્ય, યોગવિદ્યાના ચૌદ અભ્યાસપાઠ, ઉંચા વર્ગના સાધકો માટે યોગના અભ્યાસ પાઠ, ભગવદ્‌ગીતા વિગેરે, તેના મૂખ્ય ગ્રન્થો છે. યોગતત્ત્વનું ગુજરાતી ભાષાંતર સસ્તાસાહિત્યે સંવત ૧૯૮૧ માં કરી આપ્યું છે. કેટલા એક ભયંકર દરદીઓને યોગવિદ્યાના બળથી, અમેરિકાના ડૉકટરો આરોગ્ય આપે છે. મુંબઈ પાસે લોનાવલામાં મોટું યોગાશ્રમ છે. ત્યાં પણ દરદીઓની સાર વાર થાય છે. ત્યાંથી યોગ સંબંધી એક પેપર પણ નીકળે છે. આ દેશની યોગવિદ્યા રૂપી અમોલી દોલત, બહાર અઢળક વપરાય છે; ત્યારે આ દેશ તેની સામે જોવા પણ નવરો નથી. કેટલાએક તો યોગનાં પુસ્તકોને અડકતાં પણ અભડાય છે. હવે-યોગ સંબંધી ઘણી વાત કરી.

## પૂર્વમીમાંસાદર્શન—

પૂર્વ મીમાંસાના કર્તા જૈમિનિ ઋષિ છે. વેદમાં જણાવેલાં કર્મો, કરવાની અને કરાવવાની રીત, આ દર્શનમાં બતાવવામાં આવી છે. યજ્ઞ, બલિદાન અને સંસ્કારો ઉપર, વિશેષ ભાર દેવામાં આવ્યો છે. જૈમિનીએ તર્ક અને યુક્તિઓનો વ્યવહાર બહુ કર્યો છે. તેથી કેટલાએક આ દર્શનને ન્યાયદર્શન કહે છે. તેમના મત પ્રમાણે, જગત્‌માં 'જડ' અને 'ચેતન' એમ બેજ પદાર્થો છે. આ બન્ને પદાર્થોને, તેઓ નિત્ય માને છે. જડ પરિણામિ નિત્ય છે; અને ચેનન કૂટસ્થ નિત્ય છે. કર્મના બે પ્રકાર છે. એક-વિહિત અને બીજું નિષિધ. જે કર્મો કરવાની, વેદે આજ્ઞા કરી; તે વિહિત કર્મો; અને જે કર્મો કરવાની વેદે મના કરી; તે નિષિકર્મો. વિહિતકર્મ ચાર પ્રકારનું છે. ૧ નિત્યકર્મ. (સંધ્યાવંદનાદિ), ૨ નૈમિત્તિક (ગ્રહણશ્રાદ્ધાદિ), ૩ કામ્ય (પુત્રેષ્ટિ-પુત્ર માટે કરેલો યજ્ઞ વિગેરે), ૪ પ્રાયશ્ચિત (પાપની નિવૃત્તિ માટે ઉપવાસાદિ કર્મ કરવાં તે). કર્મોના બીજી રીતે પણ, ત્રણ પ્રકાર છે-સંચિત, ક્રિયમાણ, અને પ્રારબ્ધ. ફળ આપવાને તૈયાર નહીં થએલાં-એવાં અપકવ કર્મ 'સંચિત' કહેવાય છે. વર્તમાન જન્મમાં જે કર્મ કરવામાં આવે છે; તે 'ક્રિયમાણકર્મ' કહેવાય છે. જે કર્મ ફળ દેવાને તૈયાર થયાં છે; તથા જે કર્મોવડે જાતિ, આયુષ્ય અને ભોગ નક્કી થઈ થઇ ગએલાં છે; તે 'પ્રારબ્ધકર્મ' કહેવાય છે. વિહિતનું અનુષ્ઠાન (કરવું તે), અને નિષિધનો ત્યાગ, મનુષ્યનું કલ્યાણ કરે છે. કર્મ કાંડીયો કર્મને સર્વનું નિયામક (ઈશ્વર) માને છે. એટલે ઈશ્વરને બાજુ ઉપર મૂકી દઈને, કર્મનાં

ફળરૂપ સ્વર્ગાદિને મૂખ્ય માને છે. વેદાંતિઓ કર્મને 'જડ' માને છે. એટલે-'કર્મને સ્ફુર્તિ આપનાર-કર્મનો નિયામક ઇશ્વર છે;' એમ વેદાંતિઓ માને છે.

પૂર્વ મીમાંસામાં ૧૨ અધ્યાય છે. તેનું પ્રથમ સૂત્ર—

**ॐ अथातो धर्मजिज्ञासा ॥ १ ॥**

'આ પ્રમાણે યોગ્યતા મેળવ્યા પછી, ધર્મ જીજ્ઞાસા થાય છે.' સકામ અને નિષ્કામ, એમ ધર્મ બે પ્રકારનો છે. પૂર્વ મીમાંસામાં વર્ણવેલો ધર્મ, મૂખ્યત્વે કરીને સકામ છે. એટલે ધર્મની આ પદ્ધતિ સ્વર્ગાદિનાં સુખ સુધીની હોય છે. તેથી આગળ જ્યાં બ્રહ્મ સિવાય બીજું કાંઈ નથી; તે ઉપદેશ ઉત્તર મીમાંસામાં છે. સ્વર્ગાદિની લાલચો બતાવીને, કર્મકાંડમાં પ્રીતિ કરાવવી, તે બહુ સારી વાત છે; પણ તેથી આગળ વધી—'જીવને નિષ્કામ કર્મનો માર્ગ બતાવવો; એટલે જીવને કર્મનાં બંધનોમાંથી મુક્ત રાખી, મુક્તિનાં સુખ આપવાં.' એવો જે વેદનો મૂખ્ય હેતુ છે; તેને પૂર્વ મીમાંસામાં ગુપ્ત રાખ્યો છે. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ॥**
**वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥४२॥**
**कामात्मानः स्वर्गपरा, जन्मकर्मफलप्रदाम् ॥**
**क्रियाविशेषबहुलां, भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**
**भोगैश्वर्यप्रसक्तानां, तयापहृतचेतसाम् ॥**
**व्यसायात्मिका बुद्धिः, समाधौ न विधीयते ॥ ४४ ॥** [ અ. ૨. ]

અર્થ—હે અર્જુન ! એવા કામનાઓથી ભરેલા અજ્ઞાની પુરૂષો, કર્મોનાં ફળ સાંભળીને, રાજી થઈ ગએલા, અને સ્વર્ગનેજ સર્વોપરી સમજનારા હોવાથી, 'એથી શ્રેષ્ઠ બીજું કાંઈ નથી;' એમ કહીને, ભોગ અને ઐશ્વર્ય તરફ પ્રેરનારી, જન્મ તથા કર્મનાં ફળની સમજણ આપનારી, અને જેમાં અનેક પ્રકારની ક્રિયાઓનો વિસ્તાર છે; એવી પુષ્પ જેવી સુંદર અને કોમળવાણીને તેઓ વદે છે. [૪૨-૪૩] આવી આકર્ષક વાણીને લીધે, જે મનુષ્યોનાં ચિત્ત ભોગ અને ઐશ્વર્ય પ્રતિ ખેંચાઈને, આસક્ત થએલાં હોય છે; તેમનાં અંતઃકરણમાં, પરમાત્મપ્રાપ્તિના નિશ્ચયવાળી યોગબુદ્ધિ જાગૃત થઈ શકતી નથી. (૪૪)

આગળ નવમા અધ્યાયમાં વળી પ્રભુ બોલ્યા છે કે—

**त्रैविद्या मां सोमपाः पूतपापा, यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।**
**ते पुण्यमासाद्य सुरेंद्रलोक-मश्नंति दिव्यान् दिवि देवभोगान् ॥२०॥**
**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं, क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना, गतागतं कामकामा लभन्ते ॥ २१ ॥**

અર્થ—ત્રણે વેદોમાં કહેલાં સકામ કર્મો કરનારા, સોમરસ પીનારા, અને પાપોથી રહિત થએલા એવા સકામી પુરૂષો, કે જેઓ યજ્ઞો વડે મને પૂજીને,

સ્વર્ગપ્રાપ્તિની પ્રાર્થના કરે છે; તેઓ પવિત્ર ઇંદ્રલોકને પામીને, સ્વર્ગમાં દેવતાઓના દિવ્ય ભોગોને ભોગવે છે. (૨૦) આ પ્રમાણે સ્વર્ગના વિશાળ સુખોને ભોગવીને, પુણ્યક્ષીણ થતાં, પાછા મૃત્યુલોકમાં જન્મ લે છે. આ પ્રમાણે ત્રણે વેદોમાં કહેલાં સકામ કર્મો કરીને, ભોગની લાલચ રાખનારા જીવો, જન્મ મરણ પામ્યા કરે છે. (૨૨).

શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં આવિર્હોત્ર નામના છઠ્ઠા યોગેશ્વર કહે છે કે—

**परोक्षवादो वेदोऽयं, बालानामनुशासनम् ॥**
**कर्ममोक्षाय कर्माणि, विधत्ते ह्यगदं यथा ॥ ४४ ॥**
**नाचरेद्यस्तु वेदोक्तं, स्वयमज्ञोऽजितेंद्रियः ॥**
**विकर्मणा ह्यधर्मेण, मृत्योर्मृत्युमुपैति सः ॥ ४५ ॥**
**वेदोक्तमेव कुर्वाणो, निःसंगोर्पितमीश्वरे ॥**
**नैष्कर्म्यां लभते सिद्धिं, रोचनार्था फलश्रुतिः ॥ ४६ ॥** અ. ૩.

અર્થ—હે નિમિ રાજા ! વેદ 'પરોક્ષવાદ' રૂપ છે. (જેમાં એક પ્રકારથી રહેલા વિષયને, ગુપ્ત રાખવા માટે, બીજા પ્રકારથી કહેવામાં આવે; તે 'પરોક્ષવાદ' સમજવો.) વેદમાં કર્મો કરવાની જે આજ્ઞા કરી છે; તે કર્મો કરાવવા માટે નથી; પણ કર્મો છોડાવવા માટે છે; માટે તે પરોક્ષવાદ ગણાય છે. જેમ પિતા, પોતાના બાળક પુત્રને, ઓસડ પાવાના સમયમાં, ખાંડના લાડુની લાલચ આપીને, ઓસડ પાય છે; અને ખાંડનો લાડુ આપે છે પણ ખરો. એમ કરવાથી ઓસડ પીવાનો બદલો લાડુ નથી; પણ આરોગ્ય છે. તેમ વેદ પણ જીવોને કર્મમાં પ્રેમ કરાવવા માટે, વચ્ચે સ્વર્ગાદિનાં સુખની લાલચ આપે છે. કર્મ કરાવ્યાં પછી, સ્વર્ગાદિ આપે પણ ખરો. પણ એમ કરવાથી, કર્મનું ફળ માત્ર સ્વર્ગજ નથી; કર્મનું ફળ તેથી આગળ–મોક્ષ–છે. કર્મોને પ્રથમથી છોડી દેવાં; એવો હેતુ પણ વેદનો નથી; કારણકે સંસારમાં રચ્યા પચ્યા જીવોને–અજીતેંદ્રિય જીવોને, કર્મ કરીને, બુદ્ધિ નિર્મળ થાયછે. બુદ્ધિ નિર્મળ થયા પહેલાં, જ્ઞાન પ્રાપ્ત થતું નથી. જ્ઞાનની યોગ્યતા આપનાર નિષ્કામ કર્મોનું પાલનછે. વળી વેદોક્ત કર્મ ન કરવાથી, જીવને પાપ લાગે છે. પરિણામે જીવ જન્મ મરણ પામ્યા કરે છે. 'આત્માને જાણ્યા વિના જે પુરૂષ મરે છે; તે કંગાલ છે. આત્માને જાણવા માટે જ્ઞાન; અને જ્ઞાનની પ્રાપ્તિ માટે, બ્રહ્મચર્ય, તપ અને યજ્ઞાદિ નિષ્કામ કર્મ.' એમ વેદનો ગુપ્ત ઉપદેશ છે. (૪૪–૪૫–૪૬).

તાત્પર્ય—ચિત્ત શુદ્ધિ માટે કર્મ કાંડની ઘણીજ જરૂર છે; પણ કરેલાં કર્મો ફળદાતા ન હોય; તોજ હવે પછીના સારા ખોટા જન્મોમાંથી જીવ બચી શકે.

આ લોક પરલોકનાં સુખો માટે, યાજ્ઞીકો યજ્ઞોમાં પશુ, અને કોઈ કોઈ ઠેકાણે તો, મનુષ્ય પણ, યજ્ઞોમાં હોમતા હતા. ભીલનો રાજા જડભરતને હોમવા તૈયાર થયો હતો. જરાસંધે ૨૧૦૦૦ રાજાઓને હોમીને, ચક્રવર્તી રાજા થવાનો ઈરાદો કર્યો હતો. પ્રાચીન બર્હી રાજાએ, આ લોક પરલોકનાં સુખ માટે, ગંગાજુમનાના કાંઠા ઉપરના મુલકો, યજ્ઞોથી પાવન કરી દીધા હતા. સુખની લાલચોમાં, અને કર્મકાંડના ઓઠામાં, વામમાર્ગ ફાલી ગયો હતો. માંસ, મદિરા, અને મૈથુનનો, ધર્મને બ્હાને, બ્હોળો ઉપયોગ થવા લાગ્યો હતો. અજ્ઞાનમાં ભારત છવાઇ ગયું. ગૌતમ બુદ્ધે અહિંસાને આગળ કરી, યજ્ઞો અટકવ્યા. અત્યારે પણ કેટલાએક કર્મકાંડીઓ, અંદરખાનેથી વામમાર્ગી હોય છે. શ્રી આદ્યશંકરાચાર્યે, માહિષ્મતીમાં, મોટા કર્મ કાંડી–મંડન પંડિત–ને વાદમાં હરાવ્યો.

શ્રીશંકરાચાર્યે મંડન કર્મકાંડીને હરાવ્યો; એટલે 'કર્મકાંડનો નાશ કર્યો; એવું કહિ સમજવું નહીં. કર્મકાંડની તો જરૂરજ છે. માત્ર જેમ બને તેમ સકામ કર્મો ઓછાં કરી, બુદ્ધિને સંસારી સુખની લાલચમાંથી મુક્ત કરી, વૈરાગ્યની નીસરણીએ ચડાવવી; એ વેદનો મૂખ્ય હેતુ છે. તે હેતુ શ્રી શંકરે વાદમાં સમજાવ્યો.

માન્યતા—પૂર્વમીમાંસાના સંપ્રદાયમાં, દક્ષીણમાં 'પ્રભાકર' નામનો મોટો કર્મકાંડી થઈગયો છે. તેણે કર્મકાંડ ઉપર કેટલાએક ગ્રન્થો લખ્યા છે. પ્રભાકર ચેતન, અચેતન–બે પદાર્થોને નિત્ય માને છે. તેમાં ચેતનનું નામ 'જીવ' છે. આ જીવ શરીર શરીરપ્રતિ ભિન્ન છે. આ જીવ કર્તા, ભોક્તા, દ્રષ્ટા અને વ્યાપક છે. જ્ઞાન, સુખ, દુઃખ, ઈચ્છા, વિગેરે જીવના ગુણ છે. 'આ લોક પરલોકનાં સુખો પ્રાપ્ત થતાં, દુઃખોનો અભાવ થાય; તે મોક્ષ છે;' એમ તે માને છે.

અનાત્મ પદાર્થો આઠ પ્રકારના છે—દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, સમવાય, સંખ્યા, શક્તિ અને સાદૃશ્ય.

દ્રવ્ય–આઠ છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા અને મન છે.

ગુણ—એકવીશ છે–રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ, પરિમાણ, સંયોગ, વિભાગ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવત્વ, સ્નેહ, સંસ્કાર, અદૃષ્ટ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ અને પ્રયત્ન છે.

કર્મ—ચલનક્રિયા તે કર્મ છે.

સામાન્ય—ઘટત્વ પટત્વાદિકનાં નામ.

સમવાય—ન્યાય શાસ્ત્રાનુસાર છે.

સંખ્યા—અનંત છે.

શક્તિ—સહજશક્તિ, પદશક્તિ અને આધેયશક્તિ એમ ત્રણ પ્રકારની છે.

સાદૃશ્ય—બે વસ્તુમાં રહેવાવાળા એક ધર્મનું નામ સાદૃશ્ય છે.

પ્રમાણો—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ અને અર્થાપત્તિ એવા પાંચ પ્રમાણો છે. વાદીઓ ઉપલાં સોગઠાં લઇને, આ પાંચ પ્રમાણોથી વાદમાં ઉતરે છે.

કુમારિલભટ્ટ–પ્રભાકરમતના જેવો 'કુમારિલભટ્ટનો મત' પણ આ સંપ્રદાયમાં છે. શ્રીઆદ્યશંકરાચાર્ય આ કુમારિલ ભટ્ટને મળ્યા હતા. તે કર્મનેજ ઈશ્વર માને છે. તે જગત્‌નો નાશ અગર ઉત્પત્તિ માનતા નથી. જગત્ પરિણામી નિત્ય છે; એમ તે માને છે.

મુરારિમિશ્ર, મંડનમિશ્ર, પાર્થસારથિમિશ્ર, અને એવા બીજા અનેક સમર્થ મીમાંસકો થઈ ગયા છે. તેઓના મત કાંઈક કાંઇક એક બીજાથી ભિન્ન હતા. આ ભિન્નતામાં ઉતરવાની આપણે જરૂર નથી.

જ્યાં પ્રભુને જ ભૂલ્યા; ત્યાં માયાને માનવીજ પડે. માયાને માનો; એટલે પછી માયાને જેમ ઘટાવો, તેમ માયા ઘટે. તરગાળો નવા નવા વેશ પહેરીને, રંગ ભૂમિમાં રમવા આવે; પણ સાચો રાજા રંગ ભૂમિમાં રમવા આવે નહીં. તળગાળાને જેવો બનાવો, તેવો તે બને. રાજા તો રાજાજ રહે.

સાર—આ આસ્તીકદર્શન છે. વેદને માને છે. માટે 'આ દર્શન ઇશ્વરને નથી માનતું'; એમ કદિ કહેવું નહીં. 'કર્મને મૂખ્ય માને છે; અને ઇશ્વરને ગૌણ માને છે.' એમ કહેવામાં બાદ નથી. બીજી વાત–કર્મનાં ફળોમાં પ્રીતિ કરાવે છે; તે ઠીક વાત છે; પણ અધીકારી જીવોને તેથી આગળ વધારી, નિષ્કામ કર્મોનો રંગ ચખાડવાનું કામ, આ દર્શન કરતું નથી–તે ખોડરૂપ છે. આ ખોડ હિરણ્યકશીપુને પ્રલ્હાદે પૂરી આપી. હિરણ્યકશીપુ ચમકયો. આ ખોડ નારદે પ્રાચીન બર્હીરાજાને પૂરી આપી; પ્રાચીનબર્હી રાજા ચમકયો. તુલસીદાસજીએ કહ્યું છે કે—[શ્રીવસિષ્ઠજી શ્રીરામને કહે છે.]

ચોપાઈ—છૂટે મલ કીં મલહીકે ધોયે, ત કીં પાવ કોઈ વારિ વલોયે!

[મોક્ષવાણી પાનુ ૭૦ A]

સકામ યજ્ઞો કરીને, સ્વર્ગ મળ્યું–તો ત્યાં પણ 'મારૂં તારૂં; કામ, ક્રોધ, લોભ; અને અપ્સરાઓના ભોગવિલાસ.' આ સંસારમાં કલ્યાણનાં અવરોધક હતાં; તે કરતાં સ્વર્ગમાં કલ્યાણનાં અવરોધક વધી પડયાં. માટે શ્રી તુલસીદાસજી કહે છે કે—'કચરાને કચરાથી ધોતાં, કચરો મટે નહીં. અને પાણી વલોવવાથી કોઇને ઘી મળે નહીં. ત્યારે શુ કરવું જોઈએ? તેના જવાબમાં તેઓશ્રી કહે છે કે—

ચોપાઈ—પ્રેમભક્તિ જલ બીનુ રઘુરાઈ, અભ્યંતર મલ કબહુ ન જાઈ,

અર્થ—પ્રેમભક્તિના જળના ધોધ વિના–ધર્મ્યામૃત વિના, અંતરમાં રહેલો મળ–કચરો–અજ્ઞાન, કદિ ધોવાય તેમ નથી. જે આટલુંજ સમજે તે—

ચોપાઈ—સોઈ સર્વજ્ઞ તજ્ઞ સોઇ પંડિત, સોઇ ગુણજ્ઞ વિજ્ઞાન અખંડિત;
દક્ષ સકલ લક્ષણયુત સોઈ, જાકે પદસરોજ રતિ હોઇ.

જૈમિનીનાં સૂત્રો ઉપર, પ્રાચીન ભાષ્ય 'શબર' સ્વામીનું મળી આવે છે. તે લગભગ પાંચમી સદીમાં લખાયું હશે. કુમારિલભટ્ટ સાતમી સદીમાં થયા. તેમણે 'કાતંત્રવાર્તિક' અને 'શ્લોકવાર્તિક' બે ગ્રન્થો લખ્યા. આમાં તેણે બૌદ્ધોનું ખંડન બહુ કર્યું છે. મધ્વાચાર્યે 'સારસંગ્રહ' નામનો ગ્રન્થ લખ્યો છે. તે 'ન્યાયમાલાવિસ્તાર' ના નામથી પ્રસિદ્ધ છે. વાચસ્પતિ મિશ્રે 'ન્યાય-કણિકા' નામનો ગ્રન્થ લખ્યો છે.

સ્વામીશ્રી શાંત્યાનંદ સરસ્વતીએ પૂર્વમીમાંસાનું ભાષાંતર કર્યું છે; અને 'માનસોલ્લાસ' નામનો ગ્રન્થ કર્મકાંડ ઉપર લખ્યો છે. ઇતિ શં.

---

## ઉત્તરમીમાંસા—

ઉત્તરમીમાંસા એટલે જ્ઞાનમાર્ગ. દ્વાપર યુગના અંતમાં શ્રીવેદવ્યાસે સમગ્રવેદના–ઋક્, યજુષ્, સામ અને અથર્વ–એવા ચાર ભાગ કર્યા. આ ચાર ભાગ, ચાર વેદના નામથી ઓળખાય છે. પછી તે વેદો પોતાના શિષ્યોને શીખવ્યા. જૈમિનીને વેદના કર્મ ભાગનું શીક્ષણ આપ્યું; તેણે પોતે લીધેલા શીક્ષણ ઉપર, સૂત્રરૂપે 'પૂર્વમીમાંસા' અથવા 'કર્મમીમાંસા' નામનો નિબંધ લખ્યો. શ્રી વેદવ્યાસે વેદના જ્ઞાન ભાગઉપર સૂત્રરૂપે નિબંધ લખ્યો. તે બ્રહ્મસૂત્રના નામથી ઓળખાય છે. જૈમિનિનો મૂખ્ય અભિપ્રાય, અશુદ્ધ અંતઃ-કરણવાળા જીવો પાસે, વૈદિક કર્મો કરાવીને, તેમનાં ચિત્તની શુદ્ધિ કરવી. ચિત્ત શુદ્ધિ થાય; તો તે જ્ઞાનમાર્ગના અધિકારી થાય. વિષયોમાં રચ્યાપચ્યા જીવો, સુખની લાલચ વિના, કાંઈ કામ કરે નહીં; તેથી વેદે વચ્ચે સકામ કર્મનો મહિમા, અને સ્વર્ગાદિ સુખનો લાભ બતાવ્યો છે. તે લાભ જૈમિનિએ સ્પષ્ટ કર્યો. સકામ કર્મો યથાવિધિ થાય; તોજ તેનું ફળ મળે. કર્મો યથાવિધિ કરવા માટે, ચિત્ત સંસારમાંથી નવરૂં પડી, કર્મોમાં આગ્રહપૂર્વક જોડાય. કેટલા એક જીવો, તેથી આગળ વધી, નિષ્કામ કર્મ કરી, જ્ઞાનના અધિકારી પણ થાય છે. વ્યાસે બનાવેલા 'બ્રહ્મસૂત્ર' ને બ્રહ્મમીમાંસા,' ઉત્તરમીમાંસા,' અથવા વેદાંતદર્શન' એવાં નામ પણ અપાયાં છે. ઉત્તરમીમાંસામાં ચાર અધ્યાયો છે; અને પ્રત્યેક અધ્યાયમાં ચાર ચાર પાદ (પ્રકરણ) છે. તેમાં [૧]૫૫૫ સૂત્રો છે.

---

૧ આ સૂત્રસંખ્યા શ્રીશાંકરભાષ્યાનુસાર છે. શ્રીરામાનુજાચાર્યના ભાષ્યમાં ૫૪૬ સૂત્રો છે; મધ્વાચાર્યના ભાષ્યમાં ૫૬૩ સૂત્રો છે; શ્રી વલ્લભાર્યના ભાષ્યમાં ૫૫૪ સૂત્રો છે. આ ફેરફાર ઘણું કરીને બે સૂત્રોને એક સૂત્ર ગણવાથી, અને કોઈ ઠેકાણે એક સૂત્રને બે સૂત્રરૂપ ગણવાથી થયો જણાય છે:

બ્રહ્મસૂત્રના ગ્રન્થ ઉપર અનેક ભાષ્ય, અનેક વૃત્તિઓ, અને અનેક વાર્તિકો લખાયાં છે. પોત પોતાના મતને અનુકુળ, વેદાંતદર્શનનું ભાષ્ય નહિં હોય; એવા કોઈ પ્રસિદ્ધ વૈદિક, અથવા પૌરાણિક સંપ્રદાય, ભારતવર્ષમાં નહીં હોય. હાલના કાળમાં ત્રણ ભાષ્ય મુખ્ય ગણાય છે. (૧) શ્રી આદ્યશંકરાચાર્યનું 'શાંકરભાષ્ય' અથવા 'શારીરિકભાષ્ય;' (૨) શ્રીમદ્ રામાનુચાર્યનું 'શ્રીભાષ્ય'; (૩) શ્રીમદ્ વલ્લભાચાર્યનું 'અણુભાષ્ય'. ભાવનગર શામળદાસ કોલેજના સંસ્કૃત પ્રોફેસર કણીયા સાહેબે, મહાકાળમાં શાંકરભાષ્ય ઉપર ટિકા કરી હતી. મહાત્માશ્રી નથુરામશર્માએ પણ શાંકરભાષ્ય ઉપર ગુજરાતી ટિકા કરી છે. અણુભાષ્યનું ગુજરાતી ભાષાંતર, પ્રોફેસર જેઠાલાલ ગો.એ કર્યું છે. ગુજરાત વર્નાકયુલર સોસાઈટીએ, શાંકરભાષ્યનું ગુજરાતી ભાષાંતર સદ્ગત કમળાશંકર પ્રાણશંકર પાસે કરાવ્યું છે. સદ્ગત મગનભાઈ ચતુરભાઇ (બેરીસ્ટર એટ–લૉ) એ 'બ્રહ્મમીમાંસાજ્યોતિ' નામના પોતાના ગ્રન્થમાં, બ્રહ્મસૂત્રના દરેક સૂત્રો ઉપર, સારૂં વિવેચન કર્યું છે.

**'अथातो ब्रह्मजिज्ञासा'**—

વેદાંતદર્શનનું આ પ્રથમ સૂત્ર છે. **अथ** અને **अतः** શબ્દો સૂચવે છે કે–શમદમાદિ સાધનસંપન્ન જે પુરૂષ થાય; તે પછી–**ब्रह्मजिज्ञासा**નો અધિકારી થાય. જેને બાળપણ આવે; તેનેજ જુવાની આવે; અને જુવાની આવે; તેનેજ ઘડપણ આવે; તેમ જેમને 'ધર્મજિજ્ઞાસા' થાય; તે પુરૂષજ સાધન સંપન્ન થવા પ્રયત્ન કરે. સાધનસંપન્ન થાય; તેનેજ બ્રહ્મજિજ્ઞાસા પ્રાપ્ત થાય. દર્શનોમાં વેદાંતદર્શનનો નંબર છઠ્ઠો છે. એટલે પાંચ દર્શનોનું જેમને કાંઈક ભાન હોય. તે પુરૂષજ આ છઠ્ઠા દર્શન સંબંધી કાંઈક સમજી શકે. એટલે–કોઈ પરભાર્યું વેદાંતદર્શન વાંચવા અગર સાંભળવા માંડે; તો તે જ્ઞાની થઈ શકે નહી. ભારતના તત્ત્વજ્ઞાનની છાંટ, ઈ.સ. પૂર્વે ૪૦૦ વરસ પહેલાં, યુરોપમાં સોક્રટીસ અને પ્લેટો ઉપર પડી. ઈ.સ. સ્થાપનાર ક્રાઈસ્ટના જીવનમાં, ભારતનું તત્ત્વજ્ઞાન નિતર્યું. પેગંબરો–મુસા અને મહમદ–પણ આવું કાંઈક સમજ્યા હતા. ઇસ્લામ ધર્મના પ્રખ્યાત મનસુર હલ્લાજે, જ્યારે 'અનલહક'–'હું બ્રહ્મ છઉ' એમ કહ્યું; ત્યારે બગદાદના ખલિફે, તેને દેહાંત દંડની શિક્ષા કરી. 'અનલહક' આરબી શબ્દ છે.

જ્યાં સુધી જગત્ સાચું; ત્યાં સુધી જીવ સભય; અને જ્યારે જગતનું મિથ્યાત્વ અનુભવાય; ત્યારે એનોએ જીવ અભય. જે જ્ઞાનથી જીવ અભય થાય; અને પરમાત્મામાં પ્રીતિ કરે; તે તત્ત્વજ્ઞાન. ઉપનિષદો અને ગીતા વેદાંત દર્શનનાં ખાસ અંગો છે. શ્રીશંકરે પાર્વતીને તત્ત્વજ્ઞાનના પાન કરાવ્યાં. યાજ્ઞવલ્કયે અને અષ્ટાવક્રે મિથિલાનગરીના જનકરાજાઓને, શ્રીવસિષ્ઠે શ્રીરામને,

અને જનકે શ્રીશુકદેવને જ્ઞાનામૃત પાયાં; મહાભારતના યુદ્ધની શરૂઆતમાં, શ્રીકૃષ્ણે અર્જુનને, અને યુદ્ધ પછી બાણશય્યા ઉપરથી, ભીષ્મે યુધિષ્ઠિર મહારાજને, (શાંતિપર્વમાં) જ્ઞાનનાં અમૃત પાયાં. અવતારબાજી સંકેલતાં, શ્રીકૃષ્ણે ઉદ્ધવને એકાદશ સ્કંધમાં, જ્ઞાનામૃત પાયાં. શ્રીઆદ્યશંકરાચાર્યે 'જગત મિથ્યા અને બ્રહ્મ સત્ય' ઉપર, અનેક સંસ્કૃત ગ્રન્થો લખી આપ્યા. વિદ્યારણ્ય સ્વામીએ, પંચદશી વિગેરે ગ્રન્થો લખી આપ્યા. સ્વામી મધુસૂદનસરસ્વતીએ 'અદ્વૈત સિદ્ધિ' નો ગ્રન્થ લખી આપ્યો. જમાનો બદલાયો; તે સાથે સંસ્કૃત અભ્યાસ ઓછો થયો. તે વખતે નિશ્ચલદાસજીએ 'વિચારસાગર,' અને 'વૃત્તિપ્રભાકર; સુંદરદાસજીએ 'સુંદરવિલાસ'; અખાએ અખેગીતા, અનુભવબિંદુ વિગેરે; છોટમે, ઋષિરાજે અને ગણપતે પદ માળાઓ ગુંથી આપી. તાત્પર્ય–આ ક્ષેત્રમાં સૌ પોતપોતાની પાંખ પ્રમાણે ઉડયા.

શ્રી આદ્યશંકરાચાર્ય ધર્મક્ષેત્રમાં પધાર્યા; ત્યારે બૌદ્ધો, જૈનો અને ચાર્વાક ઉપરાંત, મહેશ્વરમત, પાશુપતમત, શૈવમત, કાપાલિક, રસેશ્વરમત, કુમારીલ ભટ્ટ તથા પ્રભાકરનો કર્મકાંડ માર્ગ–જેમાં મંડન પંડિતને શ્રીશંકરાચાર્યે હરાવ્યો –તે; તથા બીજા અનેક મતમતાંતરો હતા.

આ બધા મતોમાંથી થોડા લઇએ–બૌદ્ધોનો શૂન્યવાદ, જૈનોનો સ્યાત્‌વાદ, શ્રીઆદ્યશંકરાચાર્યનો કેવલ+અદ્વૈતવાદ, શ્રીરામાનુજનો વિશિષ્ટ+અદ્વૈત, મધ્વાચાર્યનો દ્વૈતમત; અને નિંબકાચાર્યનો દ્વૈત+અદ્વૈત, શ્રીમદ્ વલ્લભાચાર્યનો શુદ્ધ+અદ્વૈત–એમ અનેકવાદ (મત) થયા. તે તમામનાં મંતવ્ય જુદાં; તો પણ હેતુ એક–એમ સમજી, કોઈ સાથે વાદ કરવો નહીં. જુદા જુદા મતોના, આચાર વિચાર ભલે જુદા જુદા છે; ટીલાં ટપકાં અને કંઠી ભલે જુદાં જુદાં છે; તોપણ તે સૌને પોતાના કલ્યાણ માટે–ગમે છે કે–

૧ ઈંદ્રિયોના ગુલામ થવું નહીં; આ લોકના અને પરલોકના ભોગોને–કાગવિષ્ટા સમાન સમજી, તેમાં લોભાવું નહીં; સ્ત્રી, પુત્ર અને ઘર, મોહની મોટી સાંકળો છે. તેને મુવા પહેલાં છેદી; તેમાંથી મુક્ત થવું; મોહ અને મમતા મુનીવરોને પણ કલ્યાણને રસ્તેથી ફેંકી દેછે; રાગ અને દ્વેષ આલોક અને પરલોક બગાડનારા છે; માટે તેનો ત્યાગ કરવો જોઈએ.

૨ દયા, ક્ષમા, ઉદારતા, સહનશીલતા, બ્રહ્મચર્ય, નિર્વૈર, સદાચાર, અને વૈરાગ્ય, ધર્મજિજ્ઞાસા, શાસ્ત્રવાસના, ગુરૂસેવા, સ્વધર્મપાલન વિગેરે શુભ લક્ષણો વિના, પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે એમ નથી; માટે તેમાં રાગ રાખીને, તેનો અભ્યાસ કરવો. ખરો પુરૂષાર્થ આત્માને ઓળખવો તેજ.

ચાર મહા વાકયો કયાં?–(૧) રૂગ્વેદના ઐતરેય ઉપનિષદનું–**प्रज्ञानं ब्रह्म** (જીવબ્રહ્મ છે) (૨) યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદનુ–**अहं ब्रह्माऽस्मि**–(હું બ્રહ્મ

છઉં. (૩) સામવેદના છાંદોગ્ય ઉપાનષદનું-**तत् त्वमसि**-તે (બ્રહ્મ) તું છો,' (૪) અથર્વ વેદના માંડુક્ય ઉપનિષદનું-**अयं आत्मा ब्रह्म**-આ જીવાત્મા બ્રહ્મ છે.

શ્રીશંકાચાર્યના મત પ્રમાણે જીવ બ્રહ્મ થઈ શકે; અને પોતપોતાના મંતવ્યને સાચવનારા, બીજા આચાર્યો કહે છે કે-'જીવ તો જીવજ રહે; જીવ બ્રહ્મ થઈ શકેજ નહીં.' શ્રીશંકરાચાર્ય શ્રુતિને આધારે કહે છે કે-'જગત્ મિથ્યા છે.' બીજા આચાર્ય કહે છે કે-'જગત્ અનાદિ છે-મિથ્યા નથી.' શ્રીશંકરાચાર્ય એક બ્રહ્મનેજ સત્ય માને છે; ત્યારે કોઈ કોઈ આચાર્યો માયાને પણ સત્ય માને છે. જીવ, બ્રહ્મ અને માયા, એમ ત્રણ મૂખ્ય તત્ત્વો છે-તેના સત્યાસત્યના ઝઘડા છે; તેના આદિ અનાદિના ઝઘડા છે. આવા ઝઘડામાં ઘણી અવકાશવાળા અને ઘણી વિદ્યાવાળા ઉતરે; તો તેમને પોસાય. થોડી અવકાશ વાળાઓએ, અને થોડી વિદ્યાવાળાઓએ, આવા ઝઘડામાં નહીં ઉતરતાં; કામ ક્રોધાદિને તજવા; અને દયા, ક્ષમા, નિર્વૈર, આદિને પ્રાપ્ત કરવા સતત પ્રયત્ન કરવો.

જગત્‌ને મિથ્યા કહીએ; તો પછી વ્યવહાર કેમ ચાલે ?-તેના જવાબમાં શ્રીશંકરાચાર્ય બોલ્યા છે કે-**स्वकाले सत्यवद्भाति, प्रबोधे सत्यसद्भवेत्** (આત્મબોધ). વ્યવહાર દશામાં, જગત્ સત્ય છે. પતિ, પુત્રો ધન, સ્ત્રીઓ, વિગેરે સત્ય છે. જ્ઞાન થતાં તે તમામ મિથ્યા જણાય છે મિથ્યા જણાય છે; એટલે નાંખી દેવાનું કહ્યું નથી; પણ તેના યથાર્થ સ્વરૂપને સમજી, તેમને અનિત્ય-નાશવાન્-સમજી; તેમાં અનાસક્ત રહેવું; એ ભાવ છે. વસિષ્ઠાદિ બ્રાહ્મણો સ્ત્રી સાથે ઝુપડીમાં રહેતા હતા; તોપણ જીવન્મુક્ત ગણાતા હતા; રામ, જનક યુધિષ્ઠિર વિગેરે રાજાઓ, હાથમાં ધનુષ્ય બાણ લઈને પ્રજાની રક્ષા કરતા હતા; અને તુલાધારાદિ વૈશ્યો વેપાર કરતા હતા; તોપણ તેઓ જીવન્મુક્ત ગણાતા હતા. સજનો કસાઈ, રોહિદાસ વિગેરે ઢેઢવાડે ચામડાં ચુંથતા હતા; તો પણ તેઓ જીવન્મુક્ત ગણાતા હતા.

ત્યાગના ત્રણ માર્ગ—૧ શ્રીશુકદેવજી જેવા તીવ્રવૈરાગીઓએ, ઘરમાંથી બહાર નીકળી જઈને, ભગવાનને સાધવા તે; (૨) જનક, શ્રીરામ અને શ્રીકૃષ્ણ જેવા જીવન્મુકત પુરૂષો, લોકમર્યાદા માટે, સંસારમાં રમતા દેખાય તે. અને (૩) જેઓ તીવ્ર વૈરાગી નથી; પણ વૈરાગ્યના જીજ્ઞાસુ છે-કાચા યોગી છે; તેઓ સંસારમાં રમે; પણ આ રમતમાં અનાસકિત કઈ રીતે પ્રાપ્ત થાય; તેની સાધના સાધનારા. **'તિવ્ર વૈરાગ્ય થયા વિના, સન્યાસાશ્રમમાં જવું નહીં;'** એવું શાસ્ત્રો અનેક ઠેકાણે બોલ્યાં; તે જેમણે માન્યું નહીં; તેઓ ભગવાં પહેરીને વગોવાયા-તેમના બેઉ બગડયા. કેટલાએક અસંયમી બાવા સાધુઓ, સ્ત્રી પરણીને, ગૃહસ્થાશ્રમી થયા છે; તે સારી વાત છે. પણ આવી સ્થીતિમાં, તેમણે યાચકવૃત્તિ તદ્દન તજી દેવી જોઈએ. યાચકવૃત્તિ બ્રાહ્મણોને પણ મલીન કરી નાંખે છે; ત્યારે બીજાની વાત શું કરીએ !

**આવા ઉત્તમ જ્ઞાનને કટાઇ ગએલું સમજીને, ગોવિંદે ગીતા ગાઈ; અનાસકત કર્મયોગનો ઉપદેશ કર્યો. ગીતામાં કહેવાનું બાકી રહ્યું હતું; તે શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધમાં, ઉદ્ધવને બ્હાને, જગત્‌ને કહ્યું. શ્રીકૃષ્ણનો છેલ્લામાં છેલ્લો સંદેશો એકાદશસ્કંધ છે. માટે તેને સમજવા પ્રયત્ન કરજો.**

**બૌદ્ધાદિ અનેક મતોની થોડી થોડી વાતો કરી લઈએ તો ઠીક! આપને સાંભળવાની અવકાશ છે ને? સાંભળો ત્યારે—**

૧ **ચાર્વાક**—તેમના મત પ્રમાણે શરીરથી ભિન્ન જીવ નથી. ઈશ્વર એવી કોઈ વસ્તુજ નથી. સંસારનો વહીવટ કુદરતથી ચાલે છે. માતાપિતાના સંયોગથી પુત્રાદિ ઉત્પન્ન થાય છે; તેમાં ઇશ્વરનું કાંઇ પ્રયોજન નથી. પાપ પુણ્ય એવી કોઇ વસ્તુ નથી. સ્વર્ગનરક પણ છે નહીં. ખાવું પીવું અને મોજમજા કરવી; એજ સંસારનો હેતુ છેઃ અર્થ અને કામ આ બેજ પુરૂષાર્થ છે. ધર્મ એવી વસ્તુ તો પાખંડીઓ લાવ્યા છે. શાસ્ત્રો પાખંડીઓનાં રચેલાં છે. મોક્ષને માટે પ્રયત્ન કરવાની કાંઈ જરૂર હોય નહીં. મરવાથીજ મોક્ષ થાય. વિગેરે–વિગેરે. આવા ચાર્વાકો હાલ પણ ઘણા છે. સંભાળીને ચાલજો.

૨ **૨ બૌધ્ધમત**—તેના મુખ્ય બે ભાગ છે, A. શૂન્યવાદ. B. ક્ષણિકવિજ્ઞાનવાદ.

A શૂન્યવાદ—આ મત વેદને અને બ્રાહ્મણોને માનતો નથી. યજ્ઞથી ચિત્તશુદ્ધિ થાય; અગર મોક્ષ થાય; એમ પણ તે મત માનતો નથી. તેઓ પાંચ સ્કંધોને માને છે. પાંચ સ્કંધો?—૧ રૂપ (શબ્દાદિ પંચ વિષયો, અને પંચ જ્ઞાનેંદ્રિયો.) ૨ વિજ્ઞાન-બુદ્ધિ, ૩ વેદના (સુખદુઃખાદિનો અનુભવ), ૪ સંજ્ઞા (વસ્તુનું નામ અને તેનું જ્ઞાન), ૫. રાગદ્વેષના સંસ્કાર. આ પાંચ સ્કંધો, સંપૂર્ણપણે નાશ પામે; ત્યારે પુરૂષને નિર્વાણ (મોક્ષ) પ્રાપ્ત થાય.

B. ક્ષણિકવિજ્ઞાનવાદ—આલયવિજ્ઞાનધારા અને પ્રવૃત્તિવિજ્ઞાનધારા-એવાં બુદ્ધિનાં બે સ્વરૂપો છે. 'હું–હું' એવું જે જ્ઞાન, તે 'આલયવિજ્ઞાનધારા,' અને ઘટપટાદિને વિષય કરનારૂં જે જ્ઞાન, તે 'પ્રવૃત્તિવિજ્ઞાનધારા.' પ્રવૃત્તિવિજ્ઞાનધારાનો આલયવિજ્ઞાનધારામાં લય થાય; ત્યારે મોક્ષ થાય; એવો તેમનો મત છે. અથવા ઉપર જણાવ્યા; તે પાંચ સ્કંધોનો સંપૂર્ણ નાશ કરવા પ્રયત્ન કરવો; તેજ મોક્ષ. તેમના મત પ્રમાણે, જીવન અને તેનાં સુખોની લાલસા, દુઃખમુલક છે. પવિત્ર જીવનથી આ લાલસાઓ નષ્ટ થાય છે.

બુદ્ધ સંબંધી થોડી વિશેષ વાત પણ કરીએ–વામમાર્ગના અત્યાચારથી પ્રજા ત્રાસી ગઇ હતી. ધર્મને બ્હાને હિંસા, મદિરાપાન વિગેરે ચાલી રહ્યાં હતાંઃ તે સમયે બુદ્ધ ભગવાનના હૃદયમાં દયા અને પ્રેમ સ્ફુર્યાં.

બુદ્ધદેવને લાગ્યું કે—'મનની મલિનતાનો નાશ થાય; પ્રાણી માત્ર એક બીજા ઉપર પ્રેમ કરે; પ્રાણી માત્ર એક બીજાથી નિર્ભય રહે'; એજ મહાન્ ધર્મ છે. ઇશ્વર એવી કોઇ વસ્તુ હોય; તો તે પછી; પણ પહેલું આ. ઉત્તમ ચારિત્રને અને વિશ્વવ્યાપી પ્રેમને, તેણે આગળ કર્યાં. આ બેને તેણે ઇશ્વરથી પણ અધિક માન્યાં. આ બેજ તેનો ધર્મ, અને આ બેજ તેનો ઈશ્વર. ઉત્તમ ચારિત્ર અને વિશ્વવ્યાપી પ્રેમ જ્યાં ન હોય; ત્યાં ધર્મ અને ઇશ્વર એવી કોઇ વસ્તુજ નથી; એમ તેણે માન્યું. આ વસ્તુને જીવનમાં ઉતા-

રવા; તે વારંવાર વિચાર કરતા. તેની સમાધિમાં ધ્યેય પણ, પ્રાણી માત્ર ઉપર પ્રેમજ હતો–'એટલે વિશ્વવ્યાપક પ્રેમ' એજ તેનો ધ્યાનદેવતા હતો. મૈત્રી, કરૂણા, મુદિતા (આનંદ) અને ઉપેક્ષા (ત્યાગબુદ્ધિ અગર ઉદાસીનતા) એવા ચાર ભાગ, તેની ધ્યાન ભાવનાના હતા. તે પોતાના શિષ્યોને શીખવતા કે–"ધ્યાન માટે એકાંતમાં બદ્ધાસનસ્થ થઇને બેસવું. શરીરને સમતોલ રાખી, આંખો બંધ કરવી. પછી મનને મનથી અંતર્મુખ કરવું. પછી મૈત્રી યુક્ત ચિત્તવડે એક દિશાને ભરી લેવી. 'હું પ્રાણી માત્રનો મિત્ર છઉં'; અને 'પ્રાણીમાત્ર મારા મિત્ર છે' એવી ભાવનાને, રૂંવાડે રૂંવાડામાં પ્રસરાવી, એક દિશાને પ્રથમ ભરી લેવી. તે દિશામાં મારે કોઇનો દ્વેષ નથી; એવા નિર્ણય પર આવવું. પછી બીજી, ત્રીજી અને ચોથી, એમ ચારે દિશાઓ મિત્રભાવનાથી ભરી દેવી. પછી ક્રમે ક્રમે કરૂણા, મુદિતા અને ઉપેક્ષા નામની ત્રણે વૃત્તિઓને, અંતરમાં ઉતારવી. અંતરમાં તેની ઉત્તમતાની ખાત્રી થયા પછી, ચારે દિશામાં તેનો અંતરથી પ્રસાર કરવો." આ ભાવનાને બૌધ્ધો 'બ્રહ્મવિહાર' નામની ક્રિયા કહે છે. આ ભાવનાના બળથી, બુધ્ધે જગતને આકર્ષ્યું; પોતાને શરણે આણ્યું.

'સુખોપભોગમાં ન ફસાઇ જતાં, સાદાઈથી રહેવું. દેહને બહુ કષ્ટ ન પડે; એવા તપ વ્રતથી સુખોપભોગનો ત્યાગ કરવો;' એમ તે બોધ કરતો હતો. પોતાના સંસારી જીવન સંબંધી તે પોતાના શિષ્યવર્ગને કહેતો કે–

"ભિક્ષુઓ ! હું અત્યંત સુકુમાર હતો. મારા સુખને માટે મારા પિતાએ, ઠેકઠેકાણે નાનાં મોટાં સરોવરો બંધાવીને, તેમાં અનેક પ્રકારનાં કમળોના વેલા પ્રસરાવેલા હતા. હું ઘરમાંથી બહાર નીકળતો; ત્યારે તડકો ન લાગે; તે માટે, નોકર લોકો, મારે માથે ધોળું છત્ર ધરતા હતા. મચ્છર માખી ન કરડે; તે માટે ચામર ઢોળતા હતા. મારો પોશાક તદ્દન રેશમી વસ્ત્રોનો હતો. શિયાળો, ઉનાળો અને ચોમાસુ, આ ત્રણે ઋતુમાં રહેવા માટે, મારે માટે, મારા પિતાએ જુદા જુદા રાજમહેલ બંધાવ્યા હતા. ચોમાસાના ચાર મહિના, મહેલમાંથી બિલકુલ બહાર નહિં નીકળતાં, મને પ્રસન્ન રાખવા માટે, યુવતીઓ મારી પાસે ગીતનૃત્યાદિ કર્યા કરતી હતી. આ સુખ વિલાસમાં મને વૈરાગ્યના ભણકારા વાગ્યા. 'વૃદ્ધાવસ્થા અને મૃત્યુ ચોક્કસ આવવાનાં છે; તે માટે મેં શી તૈયારી કરી રાખી છે ?' એમ મને મારૂં મન પૂછવા લાગ્યું ? 'હું સુખી છઉં; પણ દુઃખીઓ માટે મેં શું કર્યું ?' તે મને મારૂં મન પૂછવા લાગ્યું. 'વૈરાગ્ય અધ્યાત્મ ઉન્નતિનું પ્રથમ પગથીયું છે. ઈંદ્રિયો અનુભવે; તે સુખ સત્ય નથી; પણ અલોલુપ અંતઃકરણને પ્રસન્નતા થાય; એજ સાચું સુખ છે; એવું મને ભાન થયું. વિગેરે–વિગેરે. આવા વિચારોની જ્વાળાઓમાં, મારાં રાજસુખ અને દેહસુખ ઓગળી ગયાં–વિગેરે વિગેરે."

**નિર્વાણ**—બુદ્ધે 'નિવાણ' માર્ગ સ્થાપ્યો કહેવાય છે. 'નિર્વાણ' એટલે–'સર્વદુષ્ટવાસનાઓનો નાશ થયા પછી, અંતઃકરણની જે સ્થિતિ પ્રાપ્ત થાય; તે સ્થિતિનું નામ નિર્વાણ.' તૃષ્ણા એજ મલીનતા. તૃષ્ણાનો ત્યાગ એજ નિર્વાણ. ગીતાના ૫ મા અધ્યાયમાં ૨૩ મા શ્લોકમાં પ્રભુ બોલ્યા છે કે–'જે પુરૂષ આ દેહને છોડયા પહેલાં, (એટલે મરણ આવે તે પહેલાં), કામથી અને ક્રોધથી ઉત્પન્ન થએલા વેગને, સહન કરી લેવા, શક્તિમાન્ હોય; તે પુરૂષજ સમજ્યો ગણાય છે; અને તે પુરૂષજ સુખી ગણાય છે, [૨૩]

**યોઽન્તઃસુખોઽન્તરારામસ્-તથાન્તર્જ્યોતિરેવ યઃ ॥**

**સ યોગી બ્રહ્મનિર્વાણં, બ્રહ્મભૂતોઽધિગચ્છતિ ॥૨૪॥**

અર્થ—જે પુરૂષ અંતરાત્મામાં સુખી છે. વળી જે અંતરાત્મામાં આરામ ભોગવે છે; તથા જેના અંતરાત્મામાં પ્રકાશ થએલો છે; તે કર્મયોગી પુરૂષ, બ્રહ્મરૂપ થઈને, **બ્રહ્મ-નિર્વાણને** પામે છે.'' (૨૪)

બુદ્ધનો કર્મમાર્ગ—'અંતઃકરણની નિર્મળતા માટે જ્ઞાનપ્રાપ્ત કરવું, અને તે જ્ઞાનને પાળવું; અમલમાં મૂકવું; તેજ યજ્ઞ. નિર્મળભાવથી દુઃખીઓનાં દુઃખ ધોવાં; તેજ યજ્ઞ; આપણી ખાતર કોઇને દુઃખી ન કરવું; તેજ યજ્ઞ. અહિંસા એજ પરમ ધર્મ.' આવો ઉપદેશ બુધ્ધે જગતને આપ્યો. આ સાંભળી, વૈદિક કર્મને માનનારા લોકો ચમકયા.

વેદ, ઇશ્વર અને બ્રાહ્મણો—વેદને અને ઇશ્વરને બ્હાને, હિંસાવાળા યજ્ઞો થતા હતા; તેથી તેણે વેદને અને ઇશ્વરને આઘાં મૂકયાં. બ્રાહ્મણોનો મોટો ભાગ, યજ્ઞની હિંસામાં ભાગ લેતો હતો; તેથી તેણે બ્રાહ્મણોને પણ દૂર રાખ્યા. બ્રાહ્મણોને દૂર રાખ્યા; એટલે-સૌને સમાન ગણી, વર્ણવ્યવસ્થા તોડી નાંખી. વેદ, બ્રાહ્મણ અને વર્ણવ્યવસ્થા સનાતન ધર્મના મૂખ્ય અંગ છે. આ ત્રણે અંગનો તદ્દન અનાદર થવાથી, આવો સારો ધર્મ તૂટી પડયો. બુદ્ધે તો એમ પણ કહી દીધું હતું કે–' આત્મા જલદીથી જાણી લેવાય એવો નથી; માટે 'આત્મા આવો,' અને 'આત્મા એવો,' એવી ચર્ચાઓમાં વખત ગાળવા કરતાં, ચારિત્ર ઘડ-વામાં, ચારિત્ર પાળવામાં, અને દુઃખીઓની સેવા કરવામાં, સમયને ગાળવો.' તાત્પર્ય–ચારિત્ર ઘડાશે અને પળાશે; તથા દુઃખીઓનાં દુઃખ ધોવાશે; તો પરમાત્મા જેવી કોઈ વસ્તુ, અનાયાસે બહાર આવશે–સમજાશે. કઠોર સાધનાઓથી આત્માને દુઃખ દેવાની બાબતમાં બુદ્ધ વિરુદ્ધ છે.

બુદ્ધના નિર્વાણ (મરણ) પછી, ભિક્ષુઓને ઇશ્વિર (ઉપાસ્યદેવ) વિના અંધારું લાગ્યું. તેથી તેમણે બુદ્ધને ઉપાસ્ય દેવ માન્યા; અને ઠેક ઠેકાણે બુદ્ધની મૂર્તિઓ કરાવીને સ્થાપી. આ ઉપાસનામાર્ગ–ભક્તિમાર્ગ બન્યો. તેનું નામ 'મહાયાન' પડયું. બીજા ભાગનું નામ 'હીનયાન' પડયું. મહાયાન મત, ધીમે ધીમે સનાતન ધર્મ જોડે જોડાઈ ગયો. **યદ્યદ્વિભૂતિમત્ સત્ત્વં, શ્રીમદૂર્જિતમેવ વા ।** [ ગીતા અ. ૧૦. ] જે જે પ્રાણી પદાર્થ તેજોમય, પ્રભાવશાળી, સૌંદર્યવાન્ અથવા પરાક્રમી હોય; તેમાં ઇશ્વરનો અંશ વિશેષ છે; એમ માનનારા બ્રાહ્મ-ણોએ, બુદ્ધને ઇશ્વરનો અવતાર માન્યો. ઘણા પ્રાચીન કાળથી ઇશ્વિર ઉપર વિશ્વાસ રાખ-નારી આર્ય પ્રજાને, અનિશ્વરવાદ લાંબો કાળ ગમ્યો નહીં. કુમારીલભટ્ટ અને શંકરાચાર્યના પ્રયાસોનું બળ વધી પડયું. ક્ષત્રિઓએ અહિંસાના સૂત્રને, યુદ્ધ દ્વારા ઢીલું કરી નાંખ્યું. યજ્ઞો બંધ પડયા હતા; તે શરૂ થયા. બૌદ્ધોની માફક શ્રી શંકરાચાર્યે પણ જગતને મિથ્યા કહ્યું; અને શમદમાદિ સાધનો ઉપર વિશેષ ભાર મૂકયો; તેથી શ્રી શંકરાચાર્યને કેટલાએક નિંદકો '**પ્રચ્છન્ન બૌદ્ધઃ**' ( ગુપ્ત બૌદ્ધ ) કહે છે.

**જૈન મત**—આ પણ બૌદ્ધ ધર્મના જેટલોજ જુનો ધર્મ છે. જૈનો મહાવીરને ૨૪ મા તિર્થંકર માને છે. એટલે મહાવીરના પહેલાં પણ, જૈન ધર્મ હતો–એમ તેઓ માને છે. તેઓનો 'સ્યાત્' વાદ છે. 'સ્યાત્' એટલે એમ પણ હોય. એટલે આ સંસાર નિત્ય નથી. સંસારનાં દુઃખ સુખ પણ નિત્ય નથી. આત્મવસ્તુ નિત્ય છે તેમાં પ્રીતિ કરવી. જીવ,

ઇશ્વર અને જગતને તેઓ માને છે. જગતનો કર્તા ઇશ્વર છે; એમ તેઓ માનતા નથી. જગતને અનાદિ માને છે. જૈનો કર્મોને બહુ માને છે. સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, અને સમ્યક્ ચરિત્ર—આ ત્રણ, જૈન ધર્મમાં રત્નો છે. આ ત્રણના પાલનથી જીવ કર્મના બંધનોથી મૂક્ત થાય છે. પંચ મહાવ્રત (અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ), ક્ષમા, નિરાભિમાનતા, તૃષ્ણા ત્યાગ, તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચન, અને બ્રહ્મચર્ય વિગેરે શ્રમણ ધર્મોને પાળનારો ગુરૂ કહેવાય છે. જૈનામાં ચતુર્વિધ સંઘ છે—સાધુઓ, સાધ્વિઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ. દયા અને અહિંસા જૈનોના મૂખ્ય ધર્મ છે. તેઓ વેદ, બ્રાહ્મણ, વર્ણાશ્રમ તથા યજ્ઞને માનતા નથી; તોપણ વિદ્યાને અને વિદ્વાન્ બ્રાહ્મણોને (શિક્ષણ લેવા માટે) માને છે. વ્રત, ઉપવાસ અને તપસ્યાનો આદર પ્રેમથી કરે છે. જૈનોમાં બે મૂખ્ય ભાગ છે. દિગંબર અને શ્વેતાંબર. શ્વેતાંબરના બે ભાગ છે; દેરાવાસી અને અને સ્થાનકવાસી (માત્ર અપાસરા વાળા). દેરાવાસી મૂર્તિઓને પૂજે છે; અને સ્થાનકવાસીને દેરાસર હોતું નથી. તેઓ મૂર્તિને પૂજતા નથી. તેઓ ઢુંઢીયા કહેવાય છે. દિગંબરો પણ મૂર્તિને પૂજે છે; પણ શ્વેતાંબરીની માફક પુષ્પ, ધૂપ વસ્ત્ર વિગેરે કાંઈ વાપરતા નથી. તેમનો ભાવ એવો છે કે—તિર્થંકરો વિતરાગી હતા, તેમને રાગવાળી સામગ્રી ધરીને, સરાગી બનાવવા; તે પાપ છે.

ગુજરાતમાં કુમાળપાળ રાજાએ, હેમાચાર્ય માર્ફત જૈનોને સારો આશ્રય આપ્યો. પછી દિલ્હીના બાદશાહ અકબરે પણ જૈનોનો સત્કાર કર્યો હતો. સંપ્રદાય નાનો છે; તો પણ સાધુઓ અને શ્રાવકો સાવધાનતા પૂર્વક સંપ્રદાયને સાચવે છે; અને તેમાં જોઇએ તેવા નવા નવા સુધારા કર્યા કરે છે. સાધુ સાધ્વીઓ, વિદ્યા અને વૈરાગ્યમાં રસ લે છે. જૈનો આઠમ ચૌદસને પવિત્ર માને છે.

**યાહુદીઓનો મત**—આ જુનો ધર્મ છે. તેનો પેગંબર 'મુસા' છે. તેઓ શનીવારને પવિત્ર ગણે છે. તેમના મતે—ઇશ્વર જીવને અને જગતને ઉત્પન્ન કરે છે. તેઓ પુનર્જન્મને માનતા નથી. તેમના મતે—પુણ્યવાન પુરૂષ કાયમને માટે સ્વર્ગમાં જાય છે; અને પાપી માણસ કાયમ માટે નરકમાં જાય છે. તેઓ નિમાજ, રોજા અને સુન્નતને કર્તવ્ય રૂપ માને છે. તેઓ માને છે કે—'કયામતને દિવસે ઇશ્વિર સૌનો ન્યાય કરશે;.'

**ખ્રીસ્તિ મત**—તેમનો પેગંબર જીસસ ક્રાઇસ્ટ. જીસસ ક્રાઇસ્ટનો ઝઘડો યાહુદી ધર્મની અંધાધૂની સામે હતો. તેઓનું ધર્મશાસ્ત્ર બાઇબલ. તેઓ રવિવારને પવિત્ર માને છે. રોમન કેથોલિક, પોટેસ્ટંટ, અને ગ્રીકચર્ચ એવા ત્રણ ભાગ છે. પ્રોટેસ્ટંટનો સ્થાપનાર માર્ટીનલ્યુથર હતો. તેઓ પુનર્જન્મને માનતા નથી. તેમના મતે પુણ્યશાળીઓ કાયમને માટે સ્વર્ગમાં જાય છે; અને પાપીઓ કાયમ માટે નરકમાં જાય છે. મરતી વખતે ધર્મગુરૂ પાસે મરનાર, પોતાનાં પાપ પુણ્ય કહી આપે છે. તે વખતે ધર્મગુરૂ સ્વર્ગની ચીઠ્ઠી લખી આપે; તો તે સ્વર્ગમાં જાય છે; એમ તેઓ માને છે. ખ્રીસ્તિ ધર્મનો સ્વિકાર થાય; ત્યારે 'બેપટીઝમ'ની ક્રિયા થાય છે. તેઓ માને છે કે—કયામતને દિવસે ઇશ્વર સૌનો ન્યાય કરશે.

**મુસલમાન ધર્મ**—તેમના પેગંબર 'મહમંદ સાહેબ.' તેમનાં ધર્મશાસ્ત્ર 'કુરાન' અને 'હદીસ'. હદીસમાં મહમદ પેગંબરનાં વચનામૃત, અને તેમની રહેણી કહેણીનું વર્ણન છે. શીયા અને સુની એવા બે ભાગ છે. તેઓ માને છે કે—જીવોને અને જગતને ઇશ્વર ઉત્પન્ન

કરે છે. મુસલમાન ધર્મનો સ્વિકાર થાય છે; ત્યારે પુરૂષને 'સુન્નત'ની ક્રિયા કરવામાં આવે છે. તેઓ પુનર્જન્મને માનતા નથી. યાહુદી તથા ખ્રીસ્તિઓની માફક તેઓ માને છે કે–પાપીઓને કાયમ માટે નરક મળે છે; અને પુણ્યશાળીને કાયમ માટે સ્વર્ગ મળે છે. યાહુદીઓ, ખ્રીસ્તીઓ અને મુસલમાનો માને છે કે–કયામતને દિવસે ઇશ્વિર બધાનો ન્યાય કરશે. તેઓ એક ઇશ્વરને માને છે. તેઓ મૂર્તિઓને માનતા નથી. તોપણ કબરોને તેઓ પૂજે છે. તેની પાસે દીવા ધૂપ વિગેરે કરે છે. દરેક મુસલમાન ઉપર પાંચ પ્રકારનું કર્તવ્ય છે. તે–એ કે–૧ કલમો પઢવો; ૨ પાંચ વખત નિમાજ પઢવી; ૩ રમજાન માસમાં રોજા રાખવા, ૪ જકાત આપવી (એટલે મીલકત ઉપર અઢી ટકા ધર્માદો આપવો), ૫ શક્તિ હોય તો મક્કે હજ (યાત્રા) કરવા જવું. તેઓ શુક્રવારને પવિત્ર માને છે.

**સનાતન ધર્મ**—તેમાં શૈવ સંપ્રદાય, વિષ્ણુ સંપ્રદાય, અને શક્તિ સંપ્રદાય આ ત્રણ મૂખ્ય ભાગ છે. પાશુપત, કાપાલિક, પ્રત્યભિજ્ઞા, વિગેરે શિવ સંપ્રદાયની શાખાઓ છે. તેઓ ઘણેખરે ભાગે કેવલાદ્વૈતને માને છે. વિષ્ણુ સંપ્રદાયમાં–વિષ્ણુ સ્વામી, શ્રી રામાનુજ સ્વામી, શ્રીરામાનંદ સ્વામી, શ્રીમધ્વાચાર્ય, શ્રીનિંબકાચાર્ય શ્રીવલ્લભાચાર્ય અને શ્રીસ્વામી-નારાયણ મૂખ્ય ગણાય છે.

શક્તિ સંપ્રદાયમાં–ઇશ્વિરનાં અને દેવોનાં નામોને, સ્રીલિંગમાં મૂકી, તે તે દેવોની શક્તિઓની ઉપાસના, તે શક્તિસંપ્રદાય. બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, નારસિંહી, અને ઐંદ્રા, આ સાત શક્તિઓ માતૃકા કહેવાય છે. કેટલીએક રૂદ્ર અને ભયંકર શક્તિઓ પણ છે. તેમનાં નામ–કાલી, કરાલી, કાપાલી, ચામુંડા અને ચંડી. વિષયસુખ માટે ભજાતી દેવીઓ–આનંદ ભૈરવી, ત્રિપુરસુંદરી અને લલિતા છે.

આ ઉપરાંત ગણેશ પૂજન, ભૈરવ પૂજન વિગેરે છે. કૌલમત તે ભૈરવની ઉપાસનાનો માર્ગ છે.

આ તમામ સનાતનનાં અંગો છે. વેદ, બ્રાહ્મણ, વર્ણાશ્રમ અને ઇશ્વરને માનનારા છે; તોપણ તેમના મંતવ્ય જુદાં જુદાં છે. તે સંબંધી થોડી વાત કરૂં—

**શ્રીશંકરાચાર્યનો મત**—'કેવલાદ્વૈત'. 'જગત્ મિથ્યા અને બ્રહ્મ સત્ય' એ શ્રુતિ ઉપર મતનું બંધારણ છે. જીવ બ્રહ્મ થઇ શકે છે. દોહરો—પશુકા પેજાની હોત, નરકી કછુ ન હોત; નર જો શુભ કરણી કરે; તો નરનારાયણ હોત. તે પંચદેવને માને છે. સગુણ નિર્ગુણ બેઉને માને છે. પુનર્જન્મને અને ઇશ્વિરના અવતારોને પણ માને છે.

શ્રીરામાનુજાચાર્યનો મત—'વિશિષ્ટાદ્વૈત.' એટલે જીવ અને માયારૂપ વિશેષણવાળું અદ્વૈત માનનારો સંપ્રદાય. તેઓ ૧ ઇશ્વર, ૨ અચિત્–માયા અને ૩ ચિત્ત–જીવ એ ત્રણ પદાર્થને અનાદિ માને છે. માયા અને જીવના નિયંતા ઇશ્વર છે. જીવ અણુ જેવડો છે. તે સદા અણુ જેવડોજ રહે છે. ભક્તિમાર્ગ એટલે સેવકસેવ્યભાવ, તેમાં મૂખ્ય છે. આ મતમાં સેવા પૂજનનો મહિમા બહુ છે. ભગવાનની સેવા કરવી; એજ જીવનું કર્તવ્ય મનાય છે. ઉપાસના દ્વારા જ્ઞાન અને મુક્તિ મળે; એમ તેઓ માને છે. આચારને બહુ આગળ કરેછે; અને શ્રી ઠાકોરજીને ભોગાદિ સામગ્રિઓ નિયમસર ધરે છે. તેઓ તીલક, કંઠી, મુદ્રાઓ (શંખચક્રાદિ ચિન્હો) આગ્રહપૂર્વક ધારણ કરે છે. બ્રહ્મસૂત્ર ઉપર શ્રીરામાનુજ સ્વામીએ કરેલું જે ભાષ્ય, તે શ્રીભાષ્ય કહેવાય છે.

**શ્રીરામાનંદ સ્વામી**—આ શ્રીરામાનુજસંપ્રદાયની શાખા છે. તેમણે વિશેષતા એટલી કરી કે–ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સૌને સાધુ થવાની રજા આપી. પીપો, દાદુ, કબીરજી, મીરાં, તુલસીદાસ વિગેરે સમર્થ સંતો આ સંપ્રદાયનાં છે. નિર્વાણી, ખાખીઓ, માર્ગી અને પરમહંસો પણ આ સંપ્રદાયમાં છે.

**મધ્વાચાર્યનો મત**—તે દ્વૈત મત છે. તેમને મતે સ્વતંત્ર અને પરતંત્ર એમ બે તત્ત્વો છે. વિષ્ણુ સ્વતંત્ર તત્ત્વ, અને જીવ તથા જગત્ પરતંત્ર તત્ત્વ છે. તેઓની સેવા ત્રણ પ્રકારની છે. ૧ અંકન, ૨ નામકરણ અને ૩ ભજન. ૧ અંકન–ભગવાનનું વારંવાર સ્મરણ થાય; તે માટે શરીર ઉપર શંખચક્રાદિનાં ચિન્હો કરવાં તે. ૨ નામકરણ–ભગવાનનું નામ વારંવાર લેવાય; તે માટે પુત્રાદિનાં નામ પણ, કેશવ કૃષ્ણાદિ પાડવાં તે. ૩ ભજન–૧ દયા, ૨ ભગવત્ સ્પૃહા, ૩ શ્રદ્ધા, ૪ સત્ય વાક્ય, ૫ હિત વાક્ય, ૬ પ્રિય વાક્ય, ૭ સ્વાધ્યાય, ૮ દાન, ૯ પોતાનું અને અન્યનું રક્ષણ, ૧૦ પૂજા—આ દસ પ્રકારની ક્રિયા નારાયણને સમર્પણ કરવી; તે ભજન. (બાકી ઉપર પ્રમાણે.)

**નિંબાર્કાચાર્યનો મત**—તેઓ દ્વૈતાદ્વૈતને માને છે. એટલે વ્યવહાર કાળે તેઓ દ્વૈતને માને છે. અને મોક્ષકાળે તેઓ અદ્વૈતનો અંગીકાર કરે છે. તેઓ નવધાભક્તિને માને છે. તેમાંથી ગમે તે ભક્તિ દ્વારા વિષ્ણુ લોકમાં જવું તે મોક્ષ.

**શ્રીમદ્ વલ્લભાચાર્યનો મત**—તેઓ શુદ્ધાદ્વૈતને માને છે. એટલે તે માયા વિનાના અદ્વૈતને માનનારો મત છે. તેમના મત પ્રમાણે જીવ અણુ જેવડો છે. જીવ તથા જગત્ બ્રહ્મના અવિકારી પરિણામરૂપ હોવાથી સત્ છે. શિષ્યને કંઠી બાંધી બ્રહ્મ સંબંધ કરાવી, ‘શ્રીકૃષ્ણ શરણં મમ’નો મંત્ર આપે છે; તે વૈષ્ણવી દીક્ષા ગણાય છે. તેઓ ગોલોકાધિપતિ શ્રીકૃષ્ણને, એટલે શ્રીકૃષ્ણના બાળ સ્વરૂપને–વૃંદાવનમાં રહ્યા હતા; એટલા નાના સ્વરૂપને પોતાના ઇષ્ટ દેવ માને છે. ‘મર્યાદી’ અને ‘પુષ્ટિય’ એમ બે પ્રકારના મુમુક્ષુઓ તેમાં છે. મર્યાદી એટલે અમુક અમુક પ્રકારના નિયમો–વ્રતો–બરાબર પાળીને, ઇંદ્રિયોને ક્ષીણ કરી; મનને ભગવદ્ સન્મુખ વાળનારા. મર્યાદી પહેલું ધોરણ; પુષ્ટિય બીજું ધોરણ. આચાર, સેવા અને સામગ્રિ મૂખ્ય વસ્તુ ગણાય છે. ‘પુષ્ટિ’ એટલે ભગવદ્ભાવમાં–આત્મોન્નતિમાં–જે અધીકતા તે પુષ્ટિ સમજવી. ગોલોકની પ્રાપ્તિ તે મોક્ષ. (પુરૂષોત્તમ માસની કથામાં ગોલોકનું વર્ણન છે.)

ચૈતન્ય ગૌરાંગ–પ્રેમલક્ષણા ભક્તિ સંપ્રદાય.

**શ્રીસ્વામીનારાયણનો મત**—આ ‘ઉદ્ધવસંપ્રદાય’ કહેવાય છે. તે શ્રીરામાનુજ સંપ્રદાયની છાયા જેવો છે. તેઓ ઇશ્વર માયા અને જીવને અનાદિ અનંત માને છે. જીવને અણુ જેવડો માને છે. અક્ષરધામવાસી નારાયણને તેઓ માને છે. દરેક શિષ્યે લેવાનાં શ્રી સ્વામીનારાયણનાં પાંચ વર્તમાન (નિયમ)–૧ દારૂ ન પીવો, ૨ માંસ ન ખાવું, ૩ ચોરી ન કરવી, ૪ વ્યભિચાર ન કરવો, ૫ વટલવું અને વટલાવવું નહીં. શ્રી સ્વામીનારાયણે બતાવેલા વૈરાગ્યનાં પાંચ અંગ–નિષ્કામ, નિર્માન, નિર્લોભ, નિઃસ્નેહ, અને નિઃસ્વાદ. ઉભા તિલકમાં ચાંદલો વધારીને, અને કંઠી પણ જુદી જાતની બનાવી, વલ્લભી વૈષ્ણવથી શ્રીસ્વામીનારાયણ જુદા પડયા. શિવ વિષ્ણુની એકતા સ્વિકારી, ભક્તિમાર્ગના સંપ્રદાયોમાં ભાત પાડી. પુરૂષને આચાર્ય કંઠી બાંધે; અને સ્ત્રીઓને આચાર્યપત્ની ગુરૂ બની કંઠી બાંધે છે. સ્ત્રીપુરૂષના વહીવટ જુદા કરી આપી, કળીયુગમાં સ્ત્રીઓથી કેમ રીતે બચવું; તે બતાવ્યું. વિગેરે–વિગેરે.

નાનકે શીખ ધર્મ સ્થાપ્યો. માત્ર ગ્રન્થજ પૂજ્ય. વ્રજમાં શ્રી હિતહરિવંશચંદ્રે રાધાવલ્લભી સંપ્રદાય સ્થાપ્યો. વૃંદાવનમાં તેમની મૂખ્ય ગાદી છે. આગ્રામાં રાધાસ્વામી ધર્મ સ્થપાયો. પ્રાણનાથજી નામના સંતે બુદેલખંડ-પન્ના-માં, 'પ્રણામી ધર્મ' (બીજડાપંથ) સ્થાપ્યો. તેઓ ગ્રન્થને ઈશ્વર માને છે. તેમના ગ્રન્થમાં કુરાનના અને વેદના સિદ્ધાંતો સેળભેળ છે. જામનગર, સુરત, વિગેરે સ્થળે તેમનાં મંદિરો છે. નડીયાદમાં સંતરામનો પંથ. તેઓ દીવાની જ્યોતને નમે છે. થીઓસોફી, પારસીઓનો ધર્મ, આર્યસમાજ, બ્રહ્મસમાજ અને પ્રાર્થના સમાજ વિગેરે-વિગેરે-અનેક પંથો હિંદમાં છે. તે દરેકની માન્યતાઓમાં કાંઈ કાંઈ ફેર હોય છે; તોપણ યાદ રાખવું કે-તેના સ્થાપકો સાધારણ પુરૂષો નહોતા. તે દરેકનો હેતુ—**रुचीनां वैचित्र्याद्-ऋजुकुटिल-नानापथजुषां ।**

**नृणामेको गम्यस्-त्वमसि पयसा-मर्णव मिव ॥७॥** [મહિમ્નઃ સ્તોત્ર]

જુદી જુદી નદીઓના રસ્તા વાંકાચૂકા; તોપણ તે નદીઓ જેમ સમુદ્રને જ મળે છે; તેમ દરેક મત-સંપ્રદાય-ના મંતવ્ય જુદાં જુદાં, તોપણ-તે ઈશ્વરને પામવા માટે જ છે. મત દ્વેષી પંડિતોના ઉપદેશ, આકર્ષક હોય; તોપણ તે સુંદર કપસી ચોડેલા, હવા પ્રકાશવાળા જાજરૂ જેવા છે. સંપ્રદાયોમાં જેઓ કાંઈક ભણ્યા-જેઓ કાંઈક સમજ્યા; તેમણે સોએ પંચાણું ટકા, અહંકારને અને ઈર્ષ્યાને પોષણ આપ્યું. લાભના કરતાં હાનિ વધારે કરી આપી.

શાર્દૂલવિક્રીડિત.

**यं शैवा समुपासते शिव इति, ब्रह्मेति वेदांतिनः ।**
**बौद्धा बुद्ध इति प्रमाणपटवः, कर्तेति नैयायिकाः ॥**
**अर्हन्नित्यथ जैनशासनरताः, कर्मेति मीमांसकाः ।**
**सोऽयं नो विदधातु वांछितफलं, त्रैलोक्यनाथो हरिः ॥**

વિગેરે વચનો કહી રહ્યાં છે કે-"સૌના ઈષ્ટિનાં નામ જુદાં જુદાં છે; તોપણ તે બધા નામવાળો એકજ છે." ઓરડામાં બેસીએ; ત્યારે કાંઈ થોડું થોડું દેખાય; અને ચોથેમાળ અગાશીમાં આવ્યા; કે આખું નગર દેખાય. "અમારૂં જ ખરૂં; અને આખા જગતનું ખોટું" એમ હવે ઘણેભાગે લોકો કહેતા નથી. જેમને પ્રતિષ્ઠાનો અને પૈસાનો લોભ નથી; તે આચાર્યો પણ-તે મહંતો પણ-જ્ઞાનના ક્ષેત્રમાં પોતે અને પોતાનો સંપ્રદાય ક્યાં ઉભાં છે; તે તુરત કહી શકે છે. આ નવા નવા મતોમાં એક ભયંકર વાત ઘુસી ગઇ છે. તે પણ જાણવી જોઇએ. તે એ કે-અનાચાર, વર્ણ અને આશ્રમ વ્યવસ્થાનો નાનો મોટો ભંગ, વૈદિક કર્મોનું થોડું ઘણું અપાલન, ઉત્તમ કોમોમાં પુનર્લગ્નની ભલામણ, બાવા મતધારી-મદધારી, પગે બૂટ, કંઠે કોટ કે પહેરણ. વળી કેટલાએક સાધુ શિખાસૂત્રવાળા. જેને જેમ ફાવ્યું તેમ ચાલ્યું.

સંપ્રદાયનાં મંતવ્યો સાંભળ્યા પછી, કયો સંપ્રદાય ક્યાં ઉભો છે; તે આપ સમજી શક્યા હશો. તે સંબંધી થોડી વાતો કરીએ.

બૌદ્ધોનાં અને જૈનોનાં દાન-વૈરાગ્ય ઉંચાં; પણ હજી તેઓ તિર્થંકરોને પૂજે છે. ઇશ્વરને-નિયંતાને-નહીં. તેઓ કર્મને મૂખ્ય માને છે. 'કર્મને ભાંગી તોડી નાંખવા ઈશ્વર સમર્થ છે.' તેમાં તેઓ શંકા રાખે છે. આપણને ગીતામાં ગોવિંદે પોતાની સત્તાનું ભાન કરાવ્યું છે કે-ગીતા અ. ૧૮.

**सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥**

તમામ પાપથી તને બચાવી લઇશ. તેથી તારા પાપની બાબતમાં તું શોક કરીશ નહીં. રામાયણમાં રામ બોલ્યા છે કે—

ચોપાઈ—સન્મુખ હોય જીવ મોહ જબહી, જન્મ કોટિ અઘ નાશૈં તબહિ.

ખ્રિસ્તીઓના બાઇબિલમાં લખ્યું છે કે–'Love your neighbour, as you love thyself. તારા પોતાના ઉપર તું જેટલો પ્રેમ રાખે છે; તેટલો પ્રેમ તું તારા પાડોશી ઉપર રાખ.' આવી ઉત્તમ ભાવના બાઇબિલમાં છે; તોપણ–ગોર્ડીઆનો 'બ્રુનો' નામનો સાધુ, 'સર્વ આત્મારૂપ છે;' એમ બોલ્યો; ત્યારે તેનો ધર્મગુરૂ ચમકી ગયો. તેણે તેને જીવતા બાળી મુકવાની શિક્ષા કરી. '**तत् त्वम् असि**' એવું સુંદર વાક્ય, તે ધર્મગુરૂએ જાણ્યું હોત; તો બ્રુનોને બાળી મુકવાના પાપમાંથી બચી શકત. મુસલમાનો એકેશ્વર વાદને માને છે; પણ સુફી 'મનસુર હલ્લાજે' બગદાદના ખલીફને 'અનલહક' (હું પરમાત્મા છઉં) એમ કહ્યું; ત્યારે તે ખલીફે તેને દેહાંત દંડની શીક્ષા કરી. '**अहं ब्रह्माऽस्मि**' (હું બ્રહ્મ છઉં); એવું સુંદર વાક્ય તેની પાસે હોત; તે ખલીફ, પુરાણભાવનાથી આગળ વધેલી તત્ત્વ દ્રષ્ટિને સમજી શકત. સાચું કહેતાં, સોક્રેટીસ અને ક્રાઇસ્ટ કચરાઇ ગયા. કચરાતાં સત્યની સુગંધ પ્રસરી. તાત્પર્ય–હિંદુઓનું તત્ત્વજ્ઞાન ઘણે અંશે પૂર્ણ છે.

**તત્ત્વદૃષ્ટિ અને પુરાણભાવના**—દરેક દેશમાં પુરાણભાવના હોય છે. દરેક ધર્મ, અગર સંપ્રદાય, પોતાના ગુરૂને અને પોતાના ગુરૂના ઉપદેશને માને છે. એટલે પોતાનાં સંપ્રદાયનાં નવાં રચેલાં શાસ્ત્રો–પુરાણો–પ્રમાણે વર્તે છે. સનાતન ધર્મમાં પણ, શ્રુતિ–સ્મૃતિ પ્રમાણે ધર્મ, કર્મ કરવાં; સ્વધર્મમાં રહેવું; તે પુરાણભાવનાનું રૂપ છે. દર્શન અને જ્ઞાનમાર્ગ તે તત્ત્વદૃષ્ટિનું રૂપ છે. પુરાણભાવનાનું ટુંકું રૂપ 'આચાર'–સદાચાર; અને તત્ત્વદૃષ્ટિનું ટુંકું રૂપ 'વિચાર.' સૂક્ષ્મબુદ્ધિવાળા જીવોને, દર્શનમાં–જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરવાથી સંતોષ થાય છે. તેથીજ પુરાણભાવના કરતાં તત્ત્વદૃષ્ટિનો મહિમા વધારે ગવાય છે. તત્ત્વદૃષ્ટિમાં પ્રવેશ કરી શકતા નથી; તે મંદ બુદ્ધિવાળા લોકો પણ, તત્ત્વદૃષ્ટિને ઉંચું સ્થાન આપે છે. આમ છે; તોપણ પુરાણભાવનાઓ દ્વારા, અનેક પ્રયત્નશીલ પુરૂષો, તત્ત્વનાં દર્શન કરી શક્યાં છે. 'સાક્ષાત્ પ્રભુને પણ પુરાણભાવનાવાળા જીવો ભેટયા છે;' એમ માંડળીકના દરબારમાં, નરસીમહેતે સન્યાસીઓને સાબીત કરી આપ્યું છે. જ્ઞાનદેવજીએ પાડા પાસે વેદ બોલાવીને, પૈઠણના વિદ્વાન્ બ્રાહ્મણોને બતાવી આપ્યું કે–પુરાણભાવના સાથે બીજું કાંઇક વિશેષ છે. તેથી યાદ રાખવું ઘટે છે કે—પુરાણભાવના અને તત્ત્વદૃષ્ટિ–એ બે સગી બ્હેનો છે. એકનો આદર કરી બીજાનો અનાદર કરવો; તે અજ્ઞાન સિવાય બીજું કાંઈ નથી. બહારની દુનિયા પણ હવે જાગ્રત થઈ છે. પ્રો. હક્ષલીએ ધર્મ (સદાચાર) અને તત્ત્વજ્ઞાનને Twin sisters જોડે અવતરેલી બ્હેનો કહી છે. અને તેની એક રૂપતા બતાવવા, તેણે પ્રયત્ન કર્યો છે.

આર્યાવર્તમાં અનાદિકાળથી પુરાણભાવના અને તત્ત્વદૃષ્ટિ સાથે સાથે ચાલ્યાં આવે છે. દેવોમાં પણ વિષ્ણુ, શિવ, ગણપતિ, શક્તિ અગર ભૂત પ્રેત બ્રહ્મભાવનાથી ભજાય છે. 'ગમે તેને ભજો; તે મને જ ભજો છો;' એમ ગીતામાં ગોવિંદ બોલ્યા. તેથી આગળ વધીને જુઓ; તો આપણે અનેક દેવને ભજીએ; છતાં આપણે એકેશ્વર વાદી છઇએ.

પોતાનાજ સંપ્રદાયોમાં, જેઓ પુરાણભાવનાને અને તત્વદૃષ્ટિને સમજી શકતાં નથી; તેઓ એક બીજાને નિંદે છે; અને અંદર અંદર કલહ કરે છે. પુરાણભાવના એ પ્રથમ ધોરણ છે. પ્રથમ ધોરણમાં પાસ થાય; તે બીજા ધોરણમાં બેસે–એટલે સ્વધર્મ પાળનારા

લેકોજ, તત્વદૃષ્ટિના અધિકારી બની શકે. અન્યધર્મની પુરાણભાવના, ભલે આપણને ન ગમે; ભલે આપણને તેની સમજણ ન પડે; પણ તે મોટા પુરૂષનાં પગલાં છે—મોટા પુરૂષોની આજ્ઞાઓ છે; એમ સમજી, ઉદાર દિલથી, તેનો સત્કાર કરવો ઘટે—તેને તોડી પાડવી ન ઘટે. 'આપણું જ ખરૂં; અને બીજાનું ખોટું;' એમ માનનારા લોકો, ધીમે ધીમે બીજાઓનો દ્વેષ કરતાં શીખે છે. આ ભયંકર દોષ તેમને સમજણ ન પડે; એવી રીતે, તેમની પોતાની ધર્મભાવનાને મલીન કરી નાંખે છે. જગતનો ઇતિહાસ આ વાતની સાખ પૂરે છે. પૂર્વે આરબોએ, ધાર્મિક ઇર્ષાથી, અલેકઝાંડીયાનું મહાન્ પુસ્તકાલય બાળી દીધું. તેમાંથી બચેલાં થોડાં પુસ્તકોનો નાશ, આવી જ (ધાર્મિક) ઇર્ષ્યાથી, રોમના પોપે કરાવી નાંખ્યો. આપણા દેશમાંજ જુઓને! મુસલમાનોએ ઘણાં પુસ્તકાલયો પાયમાલ કરી નાંખ્યાં. પુસ્તકાલય એટલે પવિત્રમાં પવિત્ર વસ્તુ; તેનો નાશ એટલે જગતની પ્રગતિનો નાશ. તત્વદૃષ્ટિ એટલે 'જ્ઞાન'. જ્ઞાન હોય તે લોકો એમ કદી કરે નહીં. જ્ઞાન કેવું હોય? સાંભળો—

**अमानित्वमदंभित्व-मर्हिसा क्षांतिरार्जवम् ॥** વિગેરે-વિગેરે૦

'અમે જ્ઞાની છઇએ;' 'અમે બધું જાણ્યું છે;' 'અમે જીવન્મુક્ત છઇએ'; એમ ઘણા લોકો આજકાલ બોલે છે; તેઓએ પોતાનું મુખ આ ચાટલામાં જોઇને, પોતે ક્યાં છે; તે સમજી **જવું** જોઇએ. સાંભળો તેનો **અર્થ**—જ્ઞાની કોને કહેવાય?—જ્ઞાનીનાં લક્ષણ શાં?—'અમાનિપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યસેવા, પવિત્રતા, સ્થિરતા, મનોનિગ્રહ, ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકારરહિતપણું; તેમજ જન્મ, મૃત્યુ. જરા અને વ્યાધિમાં રહેલાં દુ:ખ તથા દોષોનું ચિંતવન, વળી કર્મમાં અનાસક્તિ, પુત્ર, સ્ત્રી—ઘર—ધન ઇત્યાદિમાં અલોલુપતા, ઇષ્ટ તેમજ અનિષ્ટની પ્રાપ્તિમાં ચિત્તની સદાય સમાનતા, (૮ થી ૧૦) તથા મારામાં અનન્ય ભાવયુક્ત અવ્યભિચારિણી ભક્તિ, પવિત્રતા, એકાંત સ્થળનું સેવન, પ્રાકૃત લોકસમુહમાં અપ્રીતિ, સદાય અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા, તથા તત્વજ્ઞાનના અર્થરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર, આ સર્વનું નામ **જ્ઞાન** કહેવાય છે. આથી જે ઉલટું તે સર્વ **અજ્ઞાન** કહેવાય છે. [૧૧–૧૨]

પ્રાચીન ઋષિઓએ ઘણો પરિશ્રમ લઇ, અંતીમ સુખ માટે વેદાંતશાસ્ત્ર રચ્યું છે. આ દેહે સાક્ષાત્કાર થાય નહીં; તો કાંઇ નહીં; પણ આવું શાસ્ત્ર સમજાય; તો તે પણ ઘણું છે. પ્રવૃત્તિમાં ઘણા જ આગળ વધેલા જીવો પણ, પાંચ દસ કે પચીસ વરસે પ્રવૃત્તિથી હારીને—થાકીને, નિવૃત્તિની અપેક્ષા રાખે છે; પણ આ પ્રવૃત્તિમાંથી કેમ પાછા વળવું; તે તેમને આવડતું નથી. ન આવડવાનાં અનેક કારણોમાં, મૂખ્ય કારણ, તેનો પોતાનો **દંભ** છે. 'સાચું શું?' તે સમજવાની અર્જુનને ગરજ થઇ; ત્યારે તે બોલ્યો હતો કે—**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥** (અ. ૨–૭). આવાં દીનવચનો, જરા પણ દંભ હોય; ત્યાં સુધી બોલી શકાય નહીં. કસરતશાળાના મેદાનમાં, જેમ ફુટબોલ આમતેમ અથડાય; તેમ કથાવાર્તાઓમાં, આવા દંભી જીવો અથડાયા કરે છે. ઠરીને બેસી શકતા નથી. અનુભવ, તર્ક અને શ્રુતિના બળથી શાસ્ત્રો અને સંતો કહે છે; કે જગત્માં જાણવા લાયક અને માણવા લાયક, જે એકજ વસ્તુ છે; તે 'બ્રહ્મ' છે. આ ઉત્તરમીમાંસા તત્વજ્ઞાનનું ઉત્તમ શાસ્ત્ર છે; તો પણ તે અધિકારીની અપેક્ષા રાખે છે. લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

**અમદાવાદ** મોક્ષમંદિર
વૈશાક ૧૯૯૦

લી. **રામશંકર મોનજી ભટ્ટ**

ફ઼ે. નં. ૧. અ. ૯૦. Registered No. B. 1434.

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપાત્રિકા.

# શ્રીમદ્ ભાગવત-એકાદશસ્કંધ.

તંત્રી અને પ્રકાશક-રામશંકર મોનજી ભટ્ટ, ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.
અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પ્રભુનાં પરમ લાડીલાં સ્ત્રીપુરૂષો !

આવા દિવસ અમારે આંગણે (હૃદયે) ક્યાંથી હોય! નિર્ધનને ધનના ઢગલા! આપને સાને-કંકુ છાંટીને કંકોત્રી-લખું છઉં. જ્યાં બેઠા હો-ત્યાંથી દોડયા આવજો. જે કરતા હો-તે પડયું મેલીને અહીં આવજો. એટલે શાંતિથી આ વાતો સાંભળજો. **એકાદશ સ્કંધ એટલે શ્રીકૃષ્ણનો છેલ્લો સંદેશો; ભક્તરાજ નારદની કલ્યાણકારી કથા; અને અવધૂત ગુરૂ દત્તાત્રયના અનુભવનો ઉપદેશ.** એટલે છેલ્લું વીલ, છેલ્લો દસ્તાવેજ. મહોર સીક્કા મારીને શ્રી શુકદેવજીએ રજીસ્ટર કરી આપ્યું તે.

ઉપનિષદો એટલે વેદ ઉપર ઉત્તમ ખુલાસો; ગીતા એટલે ઉપનિષદો ઉપર ઉત્તમ ખુલાસો; તેમ એકાદશસ્કંધ એટલે ગીતા ઉપર ઉત્તમ ખુલાસો; શ્રીમદ્ ભાગવતનું રળીયામણું રત્ન. પુરાણોને ગપ્પોડાં સમજનારાં, પોતાને સુધરેલાં માનનારાં, સ્ત્રીપુરૂષો પણ, એકાદશસ્કંધ વાંચવા લલચાય છે. એકાદશનાં અનેક ભાષામાં ભાષાંતર પણ થઈ ગયાં છે. તાત્પર્ય-જેમને મરવું છે; તેમને અભયનો આનંદ આપે; એવી આ રામબાણ દવા છે. જેમને મરવું છે; તેમને હસતાં હસતાં મરણ પથારીએ સુવાડે; એવું આ અમૃત છે. કેટલાએક મોટા પુરૂષોનાં વચનામૃતો, આ ગંગાનાં જળ છે. એવી મોંઘી વસ્તુ, આજ આપણે હાથ આવી છે. તેના મંગળાચરણમાં, પ્રભુનો જય જયકાર કરીએ—

પદ

જય જય સચ્ચિદ્દ્ઘન આનંદ, જય જય કૃપાકાંત સુખકંદ; ૧
જય જય જગદીશ્વર જગવંદ્ય, પ્રણમે સકલ ભક્તજન વૃંદ. ૨
જય જય જગદાધાર દયાળ, જય જય પ્રણત ભક્ત પ્રતિપાળ; ૩
જય જય માત તાત ને ભ્રાત, જાણો સકળ હૃદયની વાત. ૪
જય જય વિશ્વંભર વિશ્વેશ, હરશો પાપ તાપ નિઃશેષ; ૫
જય જય મંગળમય મહારાજ, રાખો શરણાંગતની લાજ. ૬
જય જય ભવતારક ભગવાન્, આપો તમે અભયનાં દાન; ૭
જય જય સકલ સૃષ્ટિ આધાર, કરજો કૃપાતણો વિસ્તાર; ૮

જય જય પરમાત્મા પરબ્રહ્મ, પ્રેરો સદા તમે શુભ કર્મ; ૯
જય જય જય જય જય જગરાય, લાગે સહુજન મંડળ પાય. ૧૦

[ કેમ ! સૌ સાથે છોને ? ]

કીડી મેરૂને તાણવા ચાલી; પણ પોકારે કૃષ્ણ પ્યારાને—

રાગ ભૈરવી—તીનતાલ.

હે જગ ત્રાતા ! વિશ્વવિધાતા ! હે સુખ—શાંતિનિકેતન હે !
પ્રેમ કે સિંધો ! દિન કે બંધો ! દુઃખ દરિદ્ર વિનાશન હે !—ટેક૦ હે જગત્રાતા૦
નિત્ય, અખંડ, અનંત, અનાદિ; પૂરણ બ્રહ્મ સનાતન હે !
જગ આશ્રય, જગપતિ, જગવંદન; અનુપમ, અલખ, નિરંજન હે !—હે જગત્રાતા૦

બસ ! થવાદો—થવાદો—

આ તો સમજે; તે કહી ન શકે; એવી વાતો છે !

ભાષાંતર—ભાગવતનાં ભાષાંતર કર્યાં; તેમને ધન્યવાદ દઇએ; પણ દષ્ટાંત સિદ્ધાંતથી કરેલાં શંકાસમાધાન, અને સુંદર પદ વિના, તે વાંચન અપૂર્ણ ગણાય. માટે રસીક જીવોએ—સાચા ગરજુ જીવોએ—આ ટિકા પ્રેમથી વાંચવી. ખર્ચથી ડરતા હો—તો એવા ખર્ચ, તમે ઘણા કરો છો; તે તપાસી જોજો.

ટિકાઓ—જે જે સંસ્કૃત ટિકાઓ થઈ છે; તે પણ સોએ અઢાણું ટકા, શ્લોકના અર્થપૂરતી છે. શ્લોકોના રહસ્યપૂરતી નથી. તે પણ તપાસી જોજો.

**એકનાથ મહારાજ**—દક્ષિણમાં એકનાથ મહારાજે એકાદશ સ્કંધ ઉપર ટિકા કરી છે; બહુજ કૃપા કરી છે; પણ વાંચતાં ખાત્રી થશે કે—આવું લંબાણ વાંચવા વખત નથી; તેમ તેને ખરીદવા સૌ પાસે એટલા બધા પૈસા નથી. વળી ભાષા મરાઠી. આ તો આંગણે આંબો પાક્યો છે. ખાત્રી કરીને કામ કરજોજી—

હવે આપણે કથા શરૂ કરીએ—

# અધ્યાય ૧ લો

[ વિષય-આ અધ્યાયમાં શ્રીકૃષ્ણ યાદવકુળના નાશનો વિચાર કરી,બ્રાહ્મણો પાસે ઉદ્ધત યાદવોને શાપ અપાવશે. જેનું નામ તેનો નાશ; એમ જગતને સૂચવી, વૈરાગ્યનો પાઠ ભણાવશે.]

પ્રભુએ પૃથ્વીનો ભાર ઉતાર્યો; તે સંબંધી કહે છે—

શ્રીબાદરાયણિરુવાચ—

**कृत्वा दैत्यवधं कृष्णः, सरामो यदुभिर्वृतः ॥**
**भुवोऽवतारयद्भारं, जविष्ठं जनयन् कलिम् ॥ १ ॥**

વસંતતિલકા—

**ये कोपिताः सुबहु पांडुसुताः सपत्नैर्-दुर्द्यूतहेलनकचग्रहणादिभिस्तान् ॥**
**कृत्वा निमित्तमितरेतरतः समेतान्, हत्वा नृपान्निरहरत् क्षितिभारमीशः ॥२॥**

૧. પદચ્છેદઃ—**बादरायणस्य अपत्यं पुमान् बादरायणिः**—વ્યાસના પુત્ર શુકદેવજી. **उवाच**—બોલ્યા. **सरामः यदुभिः वृतः कृष्णः**—બળભદ્ર તથા યાદવોને સાથે રાખીને

**અર્થ;—શ્રી શુકદેવજી કહે છે કે—બળભદ્ર અને યાદવો સહિત ( એટલે બળભદ્ર અને યાદવોને સાથે રાખીને,) શ્રીકૃષ્ણ ભગવાને, દૈત્યોને માર્યા; પછી કૌરવો અને પાંડવો વચ્ચે, મોટો કજીયો ઉત્પન્ન કરાવનાર શ્રીકૃષ્ણે, પૃથ્વીનો ભાર ઉતાર્યો. (૧) દુર્યોધનાદિક શત્રુઓએ પાંડવોને, દુષ્ટ જુગારની રમત રમાડી; તેમનાં અપમાન કર્યાં; દ્રૌપદીના કેશ પકડી, સભા વચ્ચે આણી; (વળી વસ્ત્રો ખેંચ્યાં; લાખા ગ્રહમાં પાંડવોને બાળવા પ્રયત્ન કર્યો;) વિગેરે દુષ્ટ કૃત્યો કરીને, પાંડવોને ઘણીવાર કચવાવતાં, પાંડવોને કજીયાનું નિમિત્ત બનાવીને, પ્રભુએ પાંડવ—કૌરવ વચ્ચે મોટું યુદ્ધ કરાવ્યું. એ યુદ્ધમાં કૌરવોનો નાશ કરવા ઉપરાંત, તે યુદ્ધમાં સહાયતા કરવા માટે, બન્ને પક્ષમાં ભેળા થએલા રાજાઓને, એક બીજાના હાથથી મરાવીને, પ્રભુએ પૃથ્વીનો ભાર ઉતાર્યો. (૨)**

૧—૨ વિવેચન—

દૈત્યોને માર્યા; અને કજીયો ઉત્પન્ન કરાવ્યો; એવા ભગવાન્ હોય ?—ભગવાન તો નિરંજન, નિરાકાર, નિષ્ક્રિય અને નિર્વિકાર છે. તેમાં આવું કેમ સંભવે છે ?—એવી શંકા થાય; ત્યારે ગીતાને યાદ કરવી—

**यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ॥**
**अभ्युत्थानमधर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥**
**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम् ॥**
**धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥ ८ ॥** ( ગીતા અ. ૪ )

(હે અર્જુન ! જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય; અને અધર્મ વધી પડે; ત્યારે ત્યારે સંતોની રક્ષા માટે, અને પાપીઓનો સંહાર કરવા; યુગે યુગે હું આવું છઉં—પ્રગટ થાઉં છઉં. ( ૭—૮ )

જેમ ચંદ્ર સોળ કળાથી યુક્ત; તેમ ભગવાન્ કૃષ્ણ અનેક કળાઓથી યુક્ત. તે આવા કેમ? અને આવા કેમ નહીં ? એમ કહેવાયજ નહીં. તે અંદર હોય અને બહાર હોય; તે દયાળુ ખરા; અને ક્રૂર પણ ખરા. તે સગુણ નિર્ગુણ બેઉ. સગુણ નિર્ગુણ બેઉને સમભાવથી માને; તે સનાતન. ભગવાનના એકજ અંગને માનનારા, વારંવાર ભૂલા પડે—તર્કોના પૂરમાં તણાય.

ગીતા ચોથા અધ્યાયના ૫ મા શ્લોકમાં, પ્રભુ એમ બોલ્યા છે કે—**बहूनि मे व्यतीतानि, जन्मानि तव चार्जुन !** હે અર્જુન ! મારા અને તારા પુષ્કળ જન્મો પણ થઈ ગયા

---

શ્રીકૃષ્ણે. **दैत्यवधं कृत्वा**—દૈત્યોનો નાશ કરીને. પછી **जविष्टं कलिम् जनयन्**—પાંડવો અને કૌરવો વચ્ચે ભયંકર કજીયો ઉત્પન્ન કરાવનારા (શ્રીકૃષ્ણે). **भुवः भारं अवतारयत्**—પૃથ્વીનો ભાર ઉતાર્યો. ૨ પદચ્છેદઃ—**दुर्द्युतहेलनकचग्रहणादिभिः**—દુષ્ટ દ્યુત એટલે જુગારની ખરાબ રમત, અપમાન અને દ્રૌપદીના વાળ ખેંચવા વિગેરે કામ કરવાથી; **सपत्नैः सुबहु कोपिताः ये पांडुसुताः**—દુર્યોધનાદિક શત્રુઓથી જેઓ ઘણાજ ક્રોધ યુક્ત થયા હતા તે પાંડવો. **तान् निमित्तम् कृत्वा**—તે પાંડવોને નિમત્તિરૂપ—કારણરૂપ કરીને. **समेतान् नृपान् इतरेतरतः हत्वा**—પાંડવ કૌરવોએ સહાયતા કરવા માટે એકઠા થએલા રાજાઓને એક બીજાના હાથથી મરાવીને. **ईशः क्षितिभारम् निरहरत्**—પ્રભુએ પૃથ્વીનો ભાર ઉતાર્યો.

છે ?' પ્રભુના જન્મ–તે–પણ ભૂલવણી છે. 'શું ભગવાન્ જન્મ લેતા હશે !' એવી શંકા થાય; ત્યારે આ વચનો કામનાં છે. ૭ દર્શનોમાં આપણે ન્યાય–વૈશેષિકની જે વાતો કરી; તે સમ્યક્જ્ઞાન સિદ્ધ કરવા માટે કરી. એક પ્રાણી પદાર્થ લેવો; તેના તમામ ગુણદોષ જાણવા; તે તેનું સમ્યક્જ્ઞાન.

નોંધ—દશમસ્કંધમાં દરેક બાબતના વિશેષ ખુલાસા કર્યા છે; માટે પ્રથમ દશમસ્કંધ વાંચજો. પછી એકાદશ શરૂ કરશો; તો એકાદશસ્કંધ સમજવાની શક્તિ વધશે.

**દૈત્યવધ**—પૂતના, બકાસર, કંસ, શિશુપાળ, દંતવક્ત્ર, શાલ્વ વિગેરે અનેક અસુરોને માર્યા. બાણાસુરના હાથ કાપી લીધા.

**अविष्टं कलिम्**—પ્રબળ કજીયો–ભયંકર કજીયો. આવાં કામ, પ્રભુ કરે; તે ઠીક; પણ આપણે કદિ કરવાં નહીં. કજીયામાં લીલા સુકાં, સૌ બળીને ખાખ થઈ જાય. અગ્નિના કરતાં; કજીયો ભયંકર વસ્તુ છે. બહુ બોલવાની જેમને કટેવ હોય છે; તે અનાયાસે કજીયા સળગાવે છે. અત્યારે આપણી કોર્ટો કજીયાથી ભરી છે. લોકો બેચૅન છે. કજીયા શમાવતાં શીખજો; પણ કજીયો કરાવવાનું શીખશો નહીં. શાંતિના પાઠ ભણાવે; તે J. P. (જસ્ટીસ ઓફ ધી પીસ.) ગણાય છે.

**જુગાર**—જેને દરેક જમાનો નિંદે; જેને સરકાર પીડે; એવો જુગાર, યુધિષ્ઠિર મહારાજ જેવા રમે; ત્યારે પ્રભુ પ્રેરણાજ સમજવી. સટ્ટાવાળા કોઈવાર ઘડીમાં ધનવાન્ થાય છે; તોપણ તેઓ જાણે છે કે–મહેનતથી જે મળ્યું તેજ ખરૂં. તેથી ગેરવ્યાજબી લાભમાં રૂડા પુરૂષે કદિ લોભાવું નહીં. પરીક્ષિતે કલિયુગને જુગારમાં રહેવાની રજા આપી છે, એટલે જ્યાં જુગાર હોય; ત્યાં કપટછળ હોયજ. જેમ ખાનદાન અમલદારો લાંચ રૂશવતને ધંધાના કલંક રૂપ માને છે; તેમ સારા વેપારીઓ સટ્ટાને, અને એવા જુગારને, ધંધાના કલંક રૂપ માને છે.

અપમાન—દ્યુતમાં પાંડવો હાર્યા; એમ ઠરાવી, તેમના રાજપોષક પણ ઉતરાવી લીધા. તેમની હાજરીમાં દ્રૌપદીનાં ચીર ખેંચ્યાં વિગેરે–વિગેરે.

પરદારા—પરદારા ઝેર કરતાં વધારે ઝેરી વસ્તુ છે. જે હોળીમાં રાવણ અને દુર્યોધન જેવા બળીને ખાખ થઈ ગયા; તે હોળીમાં આપણે કેવી રીતે બચીશું ?–એમ મનને પચીસવાર પુછી, પછી તેમાંથી પાછું વળવું. કદિ લોભાઇ ગયા હોઈએ; તો અગ્નિનો સ્પર્શ થતાં, જેમ અંગને ખેંચી લઈએ છઈએ; તેમ મનને ખેંચી લેવું. કદિ મન માનતું ન હોય; તો કોઈ રૂડા પુરૂષને આ વાત કરી; તેમના સંગમાં રહેવું. જે ઘોડો આપણી મરજી પ્રમાણે ચાલે; તે આપણને ધારેલે સ્થાને લઇ જાય; પણ જે ઘોડો તેની પોતાની મરજી પ્રમાણે ચાલે; તે આપણને રખડાવી પાડે. તેવુંજ આપણું મન છે.

દ્રૌપદી—રાજસૂય યજ્ઞમાં યુધિષ્ઠિર મહારાજની પડખે બેસનારી–પટરાણીને, ધક્કા મારીને, દુશાસને રાજ સભામાં આણી. વળી દ્રૌપદી રજસ્વળા–એકવસ્ત્રે; છતાં માનવજીવનની મર્યાદા મૂકીને વર્તનારા કૌરવો, કાંઈ સમજ્યા નહીં. આજકાલ ઘેર ઘેર બાઇઓ કહે છે કે–'અમારે બહુ દુઃખ છે.' 'અરે ! અમે તો દુઃખમાં દટાઈ ગયાં છઈએ;' તે બ્હેનોએ ચિત્તને શાંત કરીને, દ્રૌપદીના દુઃખનો વિચાર કરવો. વિચાર કરતાં આવડશે; તો ખાત્રી થશે કે–દ્રૌપદીને દુઃખના દરિયા રેલાયા હતા. પ્રતાપી પાંડવો સામે બેઠા હતા; તોપણ દ્રૌપદીને તેમની પાસેથી મદદની આશા નહોતી. અબળાએ સબળને યાદ કર્યો હતો—

રાગ—બનજારા તાલ.

સિરિ કૃષ્ણ લાજ રખ મેરી—મેં શરણ પડી હું તેરી— ટેક૦
દુર્યોધન કપટ ચલાયા, સબ પાંડવ રાજ્ય હરાયાજી;
મુજે બીચ સભામેં ઘેરી— મેં શરણ૦ સિરીકૃષ્ણ૦
દુશાસન હાથ પસારે, મેરે તનસેં ચીર ઉતારેજી;
સબલોક ખડે ચહું ફેરી— મેં શરણ૦ સિરીકૃષ્ણ૦
અબ સકલ જગતકે માંહી, મેરા કોઈ સહાયક નાંહિજી;
મુજે એક આશ તુજ કેરી— મેં શરણ૦ સિરીકૃષ્ણ૦
તુમ ભક્તનકે સુખદાઈ, અબ વેગે ખબર લો આઇજી;
બ્રહ્માનંદ ચરણકી ચેરી— મેં શરણ૦ સિરીકૃષ્ણ૦

પ્રભુ મોંઘા—બોલ્યાજ નહીં—દ્રૌપદીએ ફરી પોકાર કર્યો—

પ્રભાતી—તાલ દાદરા.

આજ મેરી લાજ, હરિ ! આય કે બચાઇયે; ટેક૦
કૌરવોકી સભાબીચ, જુડે મુજે લોક નીચ;
ખીંચ રહે કેશ મેરે, વેગસેં છુડાઇએ— આજ મેરી૦
પતિ હમારે શૂરવીર, ધર્મ હેત ધરે ધીર;
ચીર હરણ કરત દુષ્ટ, **દેર ના લગાઈયે**—
હે—દેર ના લગાઇયે—
હે—દેર ના લગાઇયે— આજ મેરી૦
ભીષ્મ દ્રોણ કર્ણ વર્મ, લોભ હેત તજા ધર્મ;
કર્મ બુરા કરે નાથ, હાથ દે રખાઈએ— આજ મેરી૦
સકલ જગત્ કે આધાર, પ્રભુ મેરી સુન પુકાર;
બ્રહ્માનંદ હો સવાર, ગરૂડપેં સિધાઇયે— આજ મેરી૦

સિંહોની વચ્ચે મૃગલી ધ્રુજે; તેમ કૌરવોની વચ્ચે દ્રૌપદી ધ્રુજે છે. બ્રહ્માનંદ સ્વામી ગાય છે કે—

બરહંસ—તાલ ધમાલ.

નાથ કૈસે દ્રુપદીકે ચીર બઢાયે ! જાકો દેખી સબી બિસમાયે—નાથ૦
કૌરવ પાંડવ મિલ આપુસમેં, જૂવા ખેલ રચાયે; (૨)
ડાર કપટકા પાસા શકુની (૨), પાંડવરાજ્ય હરાયે—નાથ૦
દ્રુપદસુતાકો બીચ સભામેં, નગન કરણકો લાયે; (૨)
દ્વારકાનાથ લાજ રખ મેરી, (૨) તુમબિન કોણ સહાયે—
હે—તુમબિન કોણ સહાયે—નાથ૦
દુશાસનને પકડ કેશસેં, ચીર બદનસેં હટાયે; (૨)
**ખેંચત ખેંચત અંત ન આયો,** (૨) અંબર ઢેર લગાયે—નાથ૦
ભીષ્મ દ્રોણ કર્ણ દુર્યોધન, સબ મનમેં શરમાયે; (૨)
બ્રહ્માનંદ જિનકે હરિ પાલક, (૨) તિનકો કોન દુઃખાયે—નાથ૦

આવા પરચા દેખાડયા; તોપણ કૌરવો સમજ્યા નહીં. કેટલીએક વખત આપણને પણ, પ્રભુ પરચા દેખાડે છે; ધોળે દહાડે તારા દેખાડે છે; અથવા મુઠીમાં મોત દેખાડે છે. 'બસ ! આટલીજ વાર; તારી બાજીને સંકેલતાં;' એમ પ્રભુ જાણે કહેતા નહોય !–પણ આપણે કૌરવોના કાકા બનીને, પ્રભુને માનતા નથી. વિચાર કરી જોજો. કૌરવો પાપી હતા; તોપણ ભાગ્યશાળી હતા; કારણકે તેમને શ્રીકૃષ્ણનાં દર્શન વારંવાર થતાં હતાં.

'આદિ' શબ્દથી સૂચવે છે કે–ભીમને ઝેર આપ્યું; પાંડવોને લાખાગૃહમાં બાળી નાંખવા પ્રયત્નો કર્યા; વિગેરે.

**तान् निमित्तं कृत्वा**—પાંડવોને નિમિત્ત બનાવીને, પૃથ્વીનો ભાર ઉતાર્યો. મહાભારતના યુદ્ધમાં પેસતાં; અર્જુન ગભરાયો; ત્યારે પ્રભુએ તેને કહ્યું હતું કે–(ગીતા અ. ૧૧)

**मयैवैते निहताः पूर्वमेव, निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥**

(આ બધાને મેં પ્રથમથીજ હણી રાખેલા છે; તેમાં તું માત્ર નિમિત્ત થા.)

નિમિત્ત થવું—આપણે અજ્ઞાનમાં એટલા બધા ઘેરાઈ ગયાં છઈયે; કે–કયાં નિમિત્ત થવું; અને કયાં નિમિત્ત ન થવું; તે વાત આપણે ઘણીવાર સમજતાં નથી. યાદ રાખવું કે–મનુષ્યોને પાપમાં પ્રીતિ વધારે હોય છે.

ચોપાઈ–સહજ પાપપ્રિય તામસ દેહા, યથા ઉલૂકહિ તમપર નેહા'

જેમ ઘુડને અંધારા ઉપર પ્રીતિ; તેમ પાપી જીવોને, પાપમાં વધારે પ્રીતિ હોય છે. જ્યારે કોઈ ખોટાં કામમાં નિમિત્ત થઇએ; ત્યારે આપણાં પાપ સમજવાં; અને સારા કામમાં નિમિત્ત થઇએ; ત્યારે આપણાં પુણ્ય સમજવાં. આંખ વીંચીને સત્કર્મ કરો; અને ઉઘાડી આંખે પાપથી બચો–સમજીને પાપથી પાછા વળો.

પ્રભુ આગળ શા વિચાર કરે છે; તે ભાવથી સાંભળો—વસંતતિલકા—

**भूभारराजपृतना यदुभिर्निरस्य, गुप्तैः स्वबाहुभिरचिन्तयदप्रमेयः ॥**
**मन्येऽवनेर्ननु गतोऽप्यगतं हि भारं, यद्यादवं कुलमहो ह्यविषह्यमास्ते ॥३॥**
**नैवान्यतः परिभवोऽस्य भवेत् कथंचिन्-मत्संश्रयस्य विभवोन्नहनस्य नित्यम् ॥**
**अन्तः कलिं यदुकुलस्य विधाय वेणुस्-तंबस्य वह्निमिव शान्तिमुपैमि धाम ॥४॥**

---

૩ પદચ્છેદ—**स्वबाहुभिः गुप्तैः यदुभिः**–પોતાના હાથથી રક્ષાએલા યાદવો વડે. **भूभारराजपृतनाः निरस्य**–પૃથ્વિના ભારરૂપી રાજસેનાઓનો નાશ કરીને. **अप्रमेयः**–જેમનું કર્તવ્ય કોઇના ધારવામાં આવતું નથી એવા શ્રીકૃષ્ણે. **अचिंतयत्**–વિચાર કર્યો કે. **ननु अवनेः (भारः) गतः अपि**–પૃથ્વીનો ભાર ઉતર્યો પણ તેમાં શંકા છે. **भारं अगतं (इति अहम्) हि मन्ये**–ભાર હજી નથીજ ઉતર્યો; એમ હું માનું છઉં. **यत्**–કારણકે. **अहो अविषह्यं यादवं कुलं**–અરે! સહન ન થાય એવું (એટલે જીતી ન શકાય એવું ભયંકર) યાદવોનું કુટુંબ. **हि**–હજી સુધી. **आस्ते**–હૈયાત છે–કુશળ છે.

૪ પદચ્છેદ—**अस्य मत्संश्रयस्य**–આ કે જેને મારો આશ્રય છે એવા યુદુકુળનો. **परिभवः**-નાશ. **अन्यतः कथंचित् न एव भवेत्**–બીજા કોઇથી કોઈ પણ પ્રકારે થાય તેમ નથી. **नित्यम्**–સદા. **विभवैः उन्नहनं** (ઉચ્છૃંખલપણું) **यस्मिन् तत् विभवोन्नहनं तस्य विभवोन्नहनस्य**–હાથી, ઘોડા, પાલખી, વિગેરે વૈભવોથી ઉચ્છૃંખળ બનેલા

**एवं व्यवसितो राजन्, सत्यसंकल्प ईश्वरः ॥**
**शापव्याजेन विप्राणां, संजह्रे स्वकुलं विभुः ॥५॥**

અર્થ—પોતાની ભુજાઓ વડે, રક્ષણ પામેલા યાદવોના હાથથી, પૃથ્વીના ભારરૂપ, બીજા રાજાઓની સેનાઓને પણ મરાવીને, જેમનું કર્તવ્ય કોઈના જાણવામાં આવતું નથી; એવા ભગવાને વિચાર કર્યો કે–' લોકો પૃથ્વીના ભારને ઉતર્યો માને છે; પણ હું ધારૂં છઉં કે–પૃથ્વીનો ભાર હજી (બરાબર) ઉતર્યો નથી. કારણ કે કોઇથી જિતી ન શકાય એવું યાદવકુળ–કે જેને મારા પોતાના હાથથી મારવું અયોગ્ય છે; તે હજી સુધી એમનું એમ છે. એટલે હજી સુધી ક્ષેમ કુશળ છે. [૩] આ યદુકુળને મારો પોતાનો આશ્રય છે; તેથી તેનો પરાભવ બીજા કોઈથી થઈ શકે એમ નથી; [ આ યદુકુળ જગતમાં હૈયાત રહે; તો તેથી શું હરકત છે ? તે હવે કહે છે–] હાથી, ઘોડા, પાલખી આદિ વૈભવોને લીધે, આ યદુકુળ નિરંતર ઉચ્છૃંખલ પણાથી વર્તે છે. માટે તેનો સંહાર કર્યા વિના પણ ચાલે તેમ નથી. એટલા માટે વાંસના વનમાં ( એકબીજા વાંસના ઘસાવાથી જેમ ) દાવાનળ લાગે; તેમ યદુકુળની અંદર અંદર કજીયો ઉત્પન્ન કરાવીને, ( અને એકબીજાથી તેમનો નાશ કરાવીને ), પછી હું શાંતિ પામીશ; અને પછી હું મારા ધામમાં જઈશ. " (૪) હે પરીક્ષિત રાજા ! સત્ય સંકલ્પ વાળા ભગવાન્ શ્રીકૃષ્ણે, આવો નિશ્ચય કરીને, બ્રાહ્મણોના શાપના બ્હાનાથી, પોતાના કુળનો સંહાર કર્યો. (૫)

૩ થી ૫ વિવેચન—

વૈભવ દેખીને કોણ વંઠયા નથી ! ધનવાનોના ઘરમાં યોગભ્રષ્ટ પુરૂષો હશે; તે બચ્યા હશે. આંબલી ખાય; તેના દાંત અંબાઈ જાય; તેમ વૈભવ મળે; તે અનાયાસે શાસ્ત્રોને અને સંતોને હસી કાઢે; પરિણામે સ્વચ્છંદી દુરાચારી થાય. આપણું સાહિત્ય ગૌરવવાળું છે; આપણું ધાર્મિક તત્ત્વજ્ઞાન તેજસ્વી છે; તોપણ આપણે જોતજોતામાં બહુ બગડયા છીએ. સંયમની સાંકળો બહુ ઢીલી પડી ગઈ છે. ગટર ઉપર જાળી; આપણે કોઈપણ ઇંદ્રિયદ્વાર ઉપર જાળીજ નહીં. ગમે તે ખાવું; અને ગમે તેમ બોલવું.

પોતાનું કુટુંબ—દુઃખો દૂર વસતી નથી–પાસેજ વસે છે. થોડા ભાગ્યશાળી જીવોને બાદ કરીએ; તો ઘણાખરાને, પોતાનું કુટુંબજ નડે છે. જેમ શ્રીકૃષ્ણ પોતાના

---

(યદુકુળ)નો. **वेणुस्तंबस्य वह्निमू इव**–વાંસનું વન જેમ અંદર અંદરના વાંસો ઘસાવાથી સળગી ઉઠે છે તેમ. **यदुकुलस्य अंतः कलिं विधाय**–યદુકુળમાં અંદર અંદર કજીયો ઉત્પન્ન કરીને–કરાવીને; ( અને એકબીજાથી તેમનો નાશ કરાવીને;) **शांतिं धाम (च) उपैमि**–પછી શાંતી પામીશ અને પછી સ્વધામ જઈશ.

૫ પદચ્છેદ—**राजन्**–હે પરીક્ષિત રાજા ! **सत्यसंकल्पः ईश्वरः एवं व्यवसितः विभुः**–સત્ય સંકલ્પવાળા વ્યાપક ઇશ્વર શ્રીકૃષ્ણે આ પ્રમાણે ઠરાવ કરીને. **विप्राणां शापव्याजेन**–બ્રાહ્મણોના શાપના બ્હાનાથી. **स्वकुलं संजह्रे**–પોતાના કુળનો નાશ કર્યો.

પરિવારને વંઠેલો દેખી, ધનસંપત્તિને શાપરૂપ સમજે છે; તેમ ઘણા ધનવાનો પોતાના વંઠેલા પરિવારને જોઇને, સંપત્તિને શાપરૂપ સમજે છે. તેમને સુધારવા બનતો પ્રયત્ન કરવો. બાકી યાદ રાખવું કે—સૌ સૌનાં ભાતાં લાવ્યાં છે; તે ખાય છે. જગત્માં જે સમજતા નથી; તેમને જગત્ સમજાવે છે—સીધા બનાવે છે. નાના મોટા સૌને, સમજ્યા વિના ચાલતું નથી. વૃદ્ધોએ યાદ રાખવું કે—આવા દુ:ખી વિચારોમાં બહુ રચ્યાપચ્યા રહેવું નહીં. સંતોના દવાખાનામાં જઈ, શાંતિના પાઠ શીખવા; અને અનાસક્તિને—વૈરાગ્યને—આમંત્રણ કરવું. જેની આખર બગડી; તેનું બધું બગડ્યું. અજીર્ણવાળો રોગી, જેમ પાચનની દવાઓ ખાઇને, અન્નને પચાવે છે; તેમ સંસારના તાપથી શેકાતા જીવોએ, શાંતિના પાઠ શીખી, દુ:ખને પચાવતાં શીખવું. ધંધુકારીના તાપથી શેકાતા આત્મદેવ ગભરાણા; ત્યારે તેમને ગોકર્ણે કહ્યું હતું કે—

**असारः खलु संसारो, दुःखरूपी विमोहकः ॥**
**सुतः कस्य धनं कस्य, स्नेहवाञ्ज्वलतेऽनिशम् ॥७४॥**
**न चेन्द्रस्य सुखं किंचन्-न सुखं चक्रवर्तिनः ॥**
**सुखमस्ति विरक्तस्य, मुनेरेकांतजीविनः ॥७५॥**
**मुंचाज्ञानं प्रजारूपं, मोहतो नरके गतिः ॥**
**निपतिष्यति देहोऽयं, सर्वं त्यक्त्वा वनं व्रज ॥७६॥**

હે પુત્ર! વનમાં જઇને શું કરૂં? તેના જવાબમાં ગોકર્ણ કહે છે કે—વંશસ્થ—

**देहेऽस्थिमांसरुधिरेऽभिमतिं त्यज त्वं; जायासुतादिषु सदा, ममतां विमुंच ॥**
**पश्याऽनिशं जगदिदं, क्षणभंगनिष्ठं, वैराग्यरागरसिको, भव भक्तिनिष्ठः ॥७९॥**
**धर्मं भजस्व सततं, त्यज लोकधर्मान्; सेवस्व साधुपुरुषाञ्जहि कामतृष्णाम् ॥**
**अन्यस्य दोषगुणचिंतन-माशु मुक्त्वा; सेवाकथारसमहो, नितरां पिब त्वं ॥८०॥**

[ આ તો રત્નો છે—કંઠમાં પહેરી રાખવાં જેવાં. ]

અર્થ—ગોકર્ણ કહે છે કે—'હે પિતા! સંસાર ખરેખર અસાર છે. મોહ કરાવે એવો છે. છતાં દુ:ખરૂપી છે. તેમાં પુત્ર કોના! ધન કોનું! ધનપુત્ર માટે જેઓ સ્નેહ રાખી રહ્યા છે; તેઓનાં અંતઃકરણ ચિંતાના તાપથી સળગ્યાં કરે છે. [૭૪] હે પિતા! તમે સુખને માટે પૂછતા હો તો—ઇંદ્રને પણ કાંઇ સુખ નથી; અને ચક્રવર્તી રાજાને પણ સુખ નથી. સુખ તો—જે વિરક્ત પુરૂષ, એકાંત જીવન ગાળી રહ્યો હોય છે; તેને હોય છે. [૭૫] હે પિતા! મોહથી નરકમાં ગતિ થાય છે; માટે પ્રજારૂપી અજ્ઞાનને તજી દ્યો. આ દેહ પણ એકવાર ચોક્કસ પડી જશે. માટે સર્વનો ત્યાગ કરી, વનમાં જાઓ. [૭૬] (હે પુત્ર! વનમાં જઇને શું કરૂં? તેના જવાબમાં ગોકર્ણ કહે છે કે)—હે પિતા! હાડકાં, માંસ અને લોહિથી શોભતા આ દેહમાં પ્યાર રાખશો નહીં; સ્ત્રીપુત્રાદિમાં મમતા રાખશો નહિં; અહરનિશ વિચાર્યા કરજો કે-આ જગત્—ક્ષણભંગુર છે; માટે વૈરાગ્યના રાગમાં રસીક થાજો; અને ભગવાનની ભક્તિમાં નિષ્ઠા રાખજો. [૭૯] હે પિતા! સદા ધર્મનું સેવન કરજો; અને લોકધર્મને—લૌકીક વ્યવહારને—તજજો; સાધુપુરૂષોને સેવજો; અને કામતૃષ્ણાઓને તજી દેજો. બીજાઓના દોષગુણનું ચિંતવન—તે સંબંધી વિચારો—ને એકદમ તજીને, સેવા કથાના રસનું સદા પાન કરજો." [૮૦]

ભગવાન્ કૃષ્ણ પોતાના કુળનો સંહાર કરાવવા, સમર્થ છે; આપણને એવો વિચાર કરતાં પણ, દોષ લાગે. આપણે તો—ઉનાળે નદીનાં જળ, કાંઠા મૂકીને સંકોચાતાં જાય; તેમ આપણા સંસારરાગને—આપણી મોહમમતાને, જ્ઞાનવૈરાગ્યથી સંકોચવાં.

સુપાત્ર બાળકોને કાંઈ કહીએ—રળી ખપીને પોતાનું સર્વસ્વ આપે; અને જીવતાં સુધી આશીર્વાદ આપ્યા કરે; એવાં અજોડ ભાવવાળાં માબાપને, જે પુત્રો પજવે; તે પુત્રો તદ્દન પામર છે. તેમના સુખના સાગર સુકાતા જાય છે; તે તેઓ જાણતા પણ નથી.

વળી બીજી વાત—જેમ કેળ ઉપરથી ફળ લઇ લીધા પછી, માળી કેળને કાઢી નાંખવાના વિચાર કરે છે; તેમ યાદવકુળનું જે પ્રયોજન હતું; તે પ્રયોજન સિદ્ધ કર્યા પછી, શ્રીકૃષ્ણ યાદવકુળનો નાશ કરવાના વિચાર કરે છે.

**વૈરાગ્ય**—આ સ્કંધમાં તત્ત્વજ્ઞાનની વાતો કરવાની છે; પરીક્ષિતને વેદાંતરસનું પાન કરાવવું છે; પરીક્ષિતને જીવન્મુક્તિનાં સુખ આપવાં છે; તેથી યાદવકુળના નાશની વાત કરીને, વૈરાગ્યનાં બીજ શ્રીશુકદેવજી વાવે છે. વળી જગત્‌ને પણ સૂચવે છે કે—' તત્ત્વજ્ઞાન અથવા કલ્યાણની વાતો, વૈરાગ્યના ક્ષેત્રમાંજ ઉગે—વૈભવના ક્ષેત્રમાં કદિ ઉગે નહીં. '

**અપ્રમેયઃ**—જેમનું કામકાજ, કોઈની સમજણમાં ઉતરતું નથી; એવા પ્રભુ. સુખ સમજીને કરીએ; ત્યાં દુઃખ થાય; અને દુઃખ સમજીને કરીએ; ત્યાં સુખ થાય.

દૃષ્ટાંત—એકનાથ મહારાજના દાદા ભાનુદાસ, પૈઠણમાં રહેતા હતા; પણ જ્યાં જ્યાં મેળો હોય; ત્યાં ત્યાં પોતાના ઘોડા ઉપર સામાન લાદીને, વેચવા જતા હતા. એક વખત એક ગામમાં, દિવસે સામાન વેચીને, રાત્રે ધર્મશાળામાં ઘોડો બાંધીને, સામાનની ગાંસડીને અઢેલીને, માળા ફેરવતા ફેરવતા બેઠા હતા. ત્યાં કાંસીજોડાં સાંભળ્યાં. કાન દઇને સાંભળ્યું; તો કોઈ ભક્તમંડળી ભજન કીર્તન કરતી જણાણી. તુરત ત્યાં ગયા; કીર્તન ભક્તિના પૂરમાં તણાયા. અહીં ધર્મશાળામાં ભાનુદાસની સાથે ઉતર્યા હતા; તે વેપારીઓ વિચાર કરવા લાગ્યા કે—'અલ્યા ઓ ! આ ભાનુદાસ કેવો ! અત્યારે પણ જંપતો નથી. મોડી રાતે આવીને, આપણને પણ જગાડશે.' ત્યાં બીજો બોલ્યો કે—'અરે ! એને એવી ટેવ પડી છે—જ્યાં જાય; ત્યાં ભક્તમંડળી દેખે; કે ગાંડો ઘેલો !' ત્યાં ત્રીજો બોલ્યો—'આપણે ધંધાર્થી લોકને, આવી કુટેવ પોસાય !' ત્યાં ચોથો બોલ્યો—'જુઓને પોસાય છેને ! આપણ જાણે તેના બાપના નોકર ! કે તેનો માલ સાચવીએ ! પણ આજ તમે કહો; તો—તેની કટેવ ભુલાડી દઇએ !' ત્રણે બોલી ઉઠયા—'હા ! એવું કાંઈક આજ તો કરો.' તે સાંભળી ચોથો બોલ્યો—' એમાં વાર શી ! તેનો ઘોડો દૂરને વડલે બાંધી દ્યો; અને તેની ગાંસડી પેલા ખાડામાં નાંખી દ્યો.' સૌએ ઉઠીને તેમ કર્યું. પછી ચારે જણ નિરાંતે સુતા. રાતના અગ્યાર બાર અને એક વાગ્યો; પણ ભાનુદાસ પાછા આવ્યા નહીં. લગભગ બે વાગે, ધર્મશાળામાં દસબાર ઘોડાવાળા હથીયારબંધ ચોર આવ્યા. તેઓ લુંટ કરીને સર્વ સામાન ઉપાડી ગયા. ઘોડા પણ લઈ ગયા; અને જેઓએ ટેંફેં કર્યું; તેમને ઘાયલ પણ કર્યા. મળસકે ચાર વાગતાં, ભજન કીર્તન બંધ થયાં. ભાનુદાસ પ્રેમમગન થઈને ડોલતા ડોલતા પાંચ વાગે ધર્મશાળામાં આવ્યા. ત્યાં લુંટારાના સમાચાર મળ્યા. પોતાનો ઘોડો અને પોતાની ગાંઠડી દેખ્યાં નહીં. ચારે મિત્રોને ઘવાઈને પડેલા દેખી, ભાનુદાસ ગળગળા થઈ ગયા.

ભાનુદાસ—'અરે ! તમે મારી સાથે આવ્યા હોત; તો માર તો ન ખાત !'

ચારે જણા—'અરે' પણ અમે એમ કરીએ-કેમ !'

ભાનુદાસ—કેમ ન કરો ?

ચારે જણ—અમારાં પાપ ઓછાં નથી. અમારા ઉપર પ્રભુની કૃપા નથી.

દોહરો—ગીરજા સંત સમાગમ, સમ ન લાભ કછુ આન !
બીનુ હરિ કૃપા ન હોય સો, ગાવહિ વેદ પુરાણ.

તમારા ઉપર પ્રભુની કૃપા છે; કારણ કે–તમે મારમાંથી બચ્યા; અને તમારો સામાન અને ઘોડો સહીસલામત છે. જુઓ પેલે વડે તમારો ઘોડો બાંધ્યો છે; અને સામા ખાડામાં તમારો સામાન પડયો છે.

ભાનુદાસ—પણ આમ બન્યું કેમ ? કેવી રીતે મારો માલ બચ્યો ?

ચારે જણ—પ્રભુ કૃપા; બીજું કાંઈ નહીં.

ભાનુદાસ બહુજ આશ્ચર્ય પામ્યા. સામે વડેથી ઘોડાને છોડી લાવ્યા; અને ખાડામાંથી ગાંસડી ઉઠાવી લાવ્યા. જેવી પોતે બાંધી હતી; તેવીજ સહીસલામત ગાંસડી હતી.

તાત્પર્ય—દરેક કાર્યના ગર્ભમાં શું છે ? તે પ્રભુ જાણે છે; આપણે જાણતા નથી. ડાહ્યા થવાની ના નથી; પણ બહુ ડાહ્યા થવું નહીં. થોડોક પ્રભુનો ભરોસો પણ રાખવો. કર્તાહર્તા નારાયણ છે; એમ પણ કાંઈક માનવુંજ પડે.

દોહરો—કાપે ઉંદર કંડીયો; સાપ ઉંદરને ખાય;
ઉદ્યોગે અવળો પડે, ધણીનું ધાર્યું થાય.

દુષ્ટબુદ્ધિએ ચંદ્રહાસને માતાના મંદિરમાં મરાવી નાંખવા મોકલ્યો; તે બચી ગયો; અને રાજાની કન્યા પરણ્યો. દુષ્ટબુદ્ધિનો પોતાનો દીકરો, માતાના મંદિરમાં માર્યો ગયો. જોતજોતામાં મોંધીરપટણા ખંડેર બની ગયાં. કોણે કર્યું; અને કેમ થયું ? એમ બહુ લાંબાં લાંબા વિચાર કર્યા પછી–'પ્રભુ મરજી'- એમ કહેવુંજ પડયું. આવા ઘણા દાખલા, નજર પાસે બને છે; પણ જેમ ઘુવડને અજવાળે અંધારાં; તેમ આપણને માનવદેહ, શાસ્ત્રો અને સંતોની સુંદર સગવડ છતાં, અજવાળે અંધારાં. વિચાર કરી જોજો. 'હું'–'હું'–'હું' કાંઇક શમે; ત્યારે અજવાળાં અંતરે આવે; એ વાત યાદ રાખજો.

ઇશ્વરના અવતારના હેતુ, શ્રીશુકદેવજી હવે બતાવે છે—

**स्वमूर्त्या लोकलावण्य–निर्मुक्त्या लोचनं नृणाम् ॥**
**गीर्भिस्ताः स्मरतां चित्तं, पदैस्तानीक्षतां क्रियाः ॥६॥**

**आच्छिद्य कीर्तिं सुश्लोकां, वितत्य ह्यञ्जसा नु कौ ॥**
**तमोऽनया तरिष्यन्ती–त्यगात्स्वं पदमीश्वरः ॥ ७ ॥**

૬/૭ પદચ્છેદ—**लोकलावण्यनिर्मुक्त्या स्वमूर्त्या**–જેમાં અલૌકીકરૂપ છે એવી પોતાની શરીરની આકૃતિથી, અગર એવા પોતાના રૂપથી. **नृणाम लोचनं आच्छिद्य**–લોકોનાં નેત્રોને અત્યંત આસક્ત કરીને. **गीर्भिः ताः स्मरतां चित्तं आच्छिद्य**–પોતાની વાણીથી તે વાણીનું સ્મરણ કરનારાઓનાં ચિત્તને ખેંચી લઈને. **पदैः तान् ईक्षतां क्रियाः आच्छिद्य**–વ્રજની રજમાં પડેલાં પોતાનાં પગલાંઓથી, તે પગલાંને જોનારાઓની બીજા

**અર્થ—લોકોત્તરરૂપથી જે રૂપ શ્રેષ્ઠ હતું; એવા રૂપવાળા પોતાના શરીરથી; અથવા પોતાના શરીરની ઘણીજ સુંદર આકૃતિથી, પોતાને જોનારાનાં નેત્રોને આસક્ત કરીને, [એટલે પોતાને જોનારાઓની દષ્ટિ ખેંચી લઈને, તેમને બીજું કાંઈ જોવું ન ગમે; એમ કરી દઈને], તથા પોતાની વાણીથી તે વાણીનું સ્મરણ કરનારા—'પ્રભુ આમ બોલ્યા હતા'—'પ્રભુ આમ કહેતા હતા'—એમ યાદ કરનારા લોકોનાં ચિત્તને ખેંચી લઈને, [એટલે જેમણે પ્રભુએ કરેલી વાતચીત—ઉપદેશ—વારંવાર યાદ કર્યો; તેમને બીજી વસ્તુનું ચિંતવન કરવું ગમેજ નહીં; એમ કરી દઈને,] તથા રજમાં ઉઠેલાં પોતાનાં પગલાંઓથી તે પગલાંઓને જોનારાઓની બીજા સ્થાનમાં જવાની ગતિ રોકી દઈને, [એટલે જેમણે પ્રભુનાં પગલાં દેખ્યાં; તે ત્યાંજ આળોટી પડયા; તેમને બીજે કયાંઈ ગમ્યુંજ નહીં, એવો ભાવ સમજવો. પગલાંનો અર્થ 'ચરણ કમળ.' ભવિષ્યમાં થનારી પ્રજા, અનાયાસે સંસારસાગર તરી જાય, એવા હેતુથી, આ ત્રણ પ્રકારનાં ચારિત્રોરૂપી, સુંદર શ્લોકોમાં ગવાએલી પોતાની કીર્તિને, જગત્‌માં ફેલાવીને, શ્રીકૃષ્ણ સ્વધામમાં ગયા. [૬—૭]**

૬—૭ વિવેચન—

પ્રભુનાં રૂપ, વાણી, અને પગલાં; આ ત્રણ મૂખ્ય સંભારણાં લાગ્યાં—

પ્રથમ રૂપની વાત કરીએ—

રૂપમાં મીરાં મોહી પડી—

**પદ.**

મુખડું મેં જોયું તારૂં; જુગ સરવે થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે—મોહન તારા૦
મુખડાની માયા લાગીરે મોહન તારા.

× × × ×

મુખ તો નરસિએ (રાસમાં) જોયું. મહેતાજીએ મશાલ પકડી હતી. તેલ પૂરવું ભૂલી ગયા. મશાલ સળગી ઉઠી; તેની સાથે હાથ પણ સળગ્યો; પણ ભાન રહ્યું નહીં.

પ્રીતમે ગાયું છે કે—

'જીરે ! સુંદીર શ્યામ સોહામણા, (૨) જેને નિગમ નિરંતર ગાય;
તેને ભજો ભાવથી. ટેક૦
જીરે શિવ વિરંચીને શારદા, (૨) રજ ચરણ કમળ ચિત્ત ચહાય—તેને ભજો૦'
વિગેરે—વિગેરે.

---

સ્થાનમાં જવા આદિ ક્રિયાઓને રોકી દઈને. **अनया**—આ રીતિથી—એટલે આવા પ્રકારની રીતભાતથી. **हि अंजसा तमः** (સંસારને) **तरिष्यंति इति**—(ભવિષ્યકાળની પ્રજા) અનાયાસે—એટલે થોડા પરિશ્રમથી, ખરેખર સંસાર સાગરને તરી જશે એવા હેતુથી. **सुश्लोकां कीर्तिं कौ** (પૃથ્વીમાં) **वितत्य**—સારા શ્લોકોમાં રચાએલી—એટલે સંતપુરૂષોએ ગાએલી—પોતાની કીર્તિને જગતમાં ફેલાવીને. **ईश्वरः स्वं पदं अगात्**—શ્રીકૃષ્ણ સ્વધામ ગયા.

દયારામ રાસમાં ઉભા હશે. ત્યાં તેમણે શ્રીકૃષ્ણને ગોપીકાઓની વચ્ચે દેખીને ગાયું કે-

પદ.

શોભા સલુણા શ્યામની, તું જોને સખિ ! શોભા સલુણા શ્યામની;
કોટિ કંદર્પને લજાવે એનું મુખડું, (૨) ફીકી પડે છે કળા કામની—તું જોને૦
નટવર નાગર સુખના સાગર, (૨) બલિહારી છે જેના નામની—તું જોને૦
જાણે તેને સાર સરવનો, (૨) બીજી વસ્તુ નથી કામની—તું જોને૦
અનુપમ અવિચલ એ અલબેલો, (૨) **જીવનમુડી છે દયારામની**-તું જોને૦

પદ.

રાધાને કૃષ્ણ રમેરે-રાધાને કહાન રમે રે-ભૂલે ભુલામણીરે—
બ્હેનો મને કૃષ્ણ બતાવો, બાઈઓ મને કાન બતાવો, આલું વધામણીરે. ટેક૦
—રાધાને૦ બ્હેનો૦

અમે જતાં ગોર પૂજવા, વ્હાલો ત્યાં આવતારે;
નંદાજીનો લાલ મારે મન ભાવતા રે—રાધાને૦ બ્હેનો૦
શરદ પૂનમની રાત-કદમ કેરી છાંયડીરે; (૨)
મહારો વ્હાલોજી રમતાં રાસ, લોડાવે બાંવડીરે-
રે-લોડાવે બાંવડીરે-
હાં-લોડાવે-બાંવડીરે—રાધાને૦ બ્હેનો૦
કમર કછોટા ભીડીયા, પનવટ આકરીરે; (૨)
મારો વ્હાલોજી વાતા વેણુ, ગોપી બની બાવરીરે—રાધાને૦ બ્હેનો૦
મારો વ્હાલોજી મીઠી દ્રાક્ષ, ગુંજા કેરી સુખડીરે; (૨)
**વ્હાલાજીનું મુખ જોતાં, ભાંગે ભુખડીરે-**
રે-ભાંગે ભુખડીરે-
હાં-ભાંગે ભુખડીએ-[થવાદ્યો-થવાદ્યો.] રાધાને૦ બ્હેનો૦
ગોપી ચાલી સૌ શોધવા, વ્હાલાને દીઠડારે;
નંદાજીનો લાલ, લાગે મને મીઠડારે—રાધાને૦ બ્હેનો૦
વ્હાલાજીને સ્કંધે રાધાજી મલપતાંરે,
**રાધાજીનો મદ દેખી, મેલ્યાં લટકતાંરે**—રાધાને૦ બ્હેનો૦
નરસીના સ્વામી શામળા, તારૂં કામ છે રે;
વ્હાલાજીને મળવા, મુને હામ છેરે—રાધાને૦ બ્હેનો૦

શ્રીકૃષ્ણની શોભા શી હશે; તે તો ગોપીઓ કાંઇક સમજી; અને આવા ભકતો કાંઈ સમજ્યા. બાકી તો-તે વખતે જેઓ જીવતા હતા; તેઓ પણ સમજી શકયા નથી.

કેટલાએક કહે છે કે ભગવાનને વળી શણગાર શા ?-શોભા શી ?-તેમણે યાદ રાખ જોઇએ કે-જ્યાં સુધી આપણી દૃષ્ટિ રાગવાળી છે; ત્યાં સુધી આપણી દૃષ્ટિને શણગાર જોવ ગમે છે. સ્ત્રી આદિના શણગાર જોવા કરતાં, ભગવાનના શણગાર જોઈને તેમાં રાગ કરવો તે ઉત્તમ વસ્તુ છે. સ્ત્રીનાં રૂપ અને શણગાર જોઈને, સ્ત્રીનું ચિંતવન કરીએ; તેના કરત પ્રભુનાં રૂપ અને શણગાર જોઈને, પ્રભુનું ચિંતવન કરીએ; તો કલ્યાણ થાય. એવા શુ

હેતુથી શણગારની સગવડ થઈ જણાય છે. કુતરો–પણ રાજાનો; તેને સૌ તેડે; તેમ શણગાર પણ પ્રભુના. પ્રભુમાં રાગ રાખે; તે પ્રભુના શણગારનો અણગમો કરે નહીં. આવા શણગાર ધરનારી મૂર્તિઓ પાસે રહેનારા, બાવા સાધુ અગર બ્રાહ્મણોએ બહુજ વૈરાગ્યથી રહેવું. પ્રભુના શણગાર ધરવાનું પુજારીને પોતાને મન થયું; તો તે માયાના પૂરમાં તણાયા એમ સમજવું. પુજારી પોતે લાલ બન્યા; તો માલ ચાલ્યો ગયો; એમ સમજવું. પ્રભુને ધરાવેલી પાનબીડી પણ, પોતાને ખવાય નહીં. સગુણ ઉપાસના જેટલી સહેલી છે; એટલીજ ભયંકર ભુલવણીવાળી છે.

પ્રભુની વાણી–ચોરાસી લાખ અવતારોમાં, ત્રાસી લાખ નવસે નવાણુ મુખે, તાળાં માર્યાં છે. મનુષ્યનું મુખજ ઉઘાડું રાખ્યું છે. મનુષ્યોએ વાણીનો કેવી રીતે ઉપયોગ કરવો; તે શીખવવા, સંતોને મોકલ્યા; અને પ્રભુ પોતે પણ પધાર્યા; તોપણ જગત્ સામે નજર કરો; તો હજી ઘણાં સારાં સારાં ગણાતાં સ્ત્રી પુરૂષોને–બોલતાં આવડતું નથી. કોલેજો, કન્યાશાળાઓ અને વનિતા વિશ્રામો સ્થપાયાને ઘણો કાળ થયો; ઉપનિષદો અને ગીતા સાંભળ્યાં; તોપણ જગતમાં પંચોતર ટકા કજીયા, વાણીના છે. હૈયાં નિર્મળ નથી. જે હૈયામાં હોય; તે ત્વરાથી હોઠે આવે છે. ભગવાન શ્રીકૃષ્ણને રાજી કરવા ખુશી હો–તો; તમારૂં પોતાનું કલ્યાણ ચાહતા હો–તો; હૃદયને નિર્મળ કરો; અને વાણીનો સંયમ કરો. ગમ ખાતાં શીખશો; તો ઘણા કજીયા ઓછા થઈ જશે. આ દવા વાપરી જોજો. અવળું બોલવા કરતાં, મૌન રાખવું; તે સારૂં; અને મૌન રાખવા કરતાં, શ્રીહરિના ગુણ ગાવા, અથવા હરિનું સ્મરણ કરવું; તે સારૂં. વળી આ યુગમાં તો–

**ચોપાઈ**—ઇહ કલિકાલ ન સાધન દૂજા, યોગયજ્ઞ જપ તવવ્રત પૂજા.
કલિયુગમેં સાધન નહિં કોઈ, રામભજન રામાયણ દોઉ.

રામની કથા, અને રામનું સ્મરણ, બેજ સાધન–તેમાં વાણીનો ઉપયોગ કરવો.

૩ પગલાં—ચરણનાં પગલાં; તેને જોઇને ગોપીકાઓ ગાંડી થઇ; પછી અક્રૂર ગાંડા થયા. જ્યાં જ્યાં પ્રભુ હર્યા ફર્યા; તે સ્થાનો–તીર્થ બન્યાં. પગલાના ઉંડાણમાં ચરણ અને, અને ચરણના ઉંડાણમાં શરણ. ચરણનો અને શરણનો મહિમા બહુ ગવાયો. સનકાદિકોએ પણ 'હરિ શરણું'–હરિશરણું" નો નાદ કર્યો. ગીતામાં ગોવિંદે, ૧૮ મે અધ્યાયે–**'मामेकं शरणं व्रज**–મારે શરણે આવ; એમ કહ્યું. શરણે આવવું જેટલું સહેલું, તેટલુંજ અઘરૂં. શરણે કોણ રહી શકે? પોતાના ડહાપણ માત્રને મૂકી દે તે.–પોતાના હથીયાર નીચે મૂકે તે. ત્યાંજ શ્રીકૃષ્ણે કહ્યું છે કે–**'सर्व धर्मान् परित्यज्य'**–'તમારી તમામ નાની મોટી વાતોને પડી મેલીને, મારે શરણે આવો; એટલે હું કહું તેમ કરો.

આપ ગુરૂ કરતા હશો; પણ ગુરૂને શરણે રહી નહીં શકતા હો–ગુરૂ કહે; તેમ નહી કરી શકતા હો; ત્યારે પરમાત્માના શરણની વાત ક્યાં કરીએ! ગરજ હોય; તો ગુરૂ પાસે રહીને, ગુરૂની આજ્ઞાનું પાલન કરવાનું પ્રથમ શીખો. આજ્ઞાપાલન એ ઉંચા પ્રકારનું તપ છે.

ત્રણ પ્રકારે પોતાનાં સંભારણાં મૂકીને, શ્રીકૃષ્ણ પોતાના ધામમાં ગયા.

પદં—વિષ્ણુ રૂપે વૈકુંઠ, શ્રીકૃષ્ણના બાળસ્વરૂપે ગોલોક; અને સગુણરૂપે નિર્ગુણ સ્વરૂપ. ઠરી ગએલું ઘી હતું; તે ઓગળીને પાતળું બની ગયું. બરફ મટીને જળ બની ગયું–તેના જેવું, આ છે. જેમ કહો તેમ કહેવાય.

હવે પરીક્ષિત રાજા શંકા કરે છે—

॥ **राजोवाच** ॥

**ब्रह्मण्यानां वदान्यानां, नित्यं वृद्धोपसेविनाम् ॥**
**विप्रशापः कथमभूद्–वृष्णीनां कृष्णचेतसाम् ॥८॥**
**यन्निमित्तः स वै शापो, यादृशो द्विजसत्तम ॥**
**कथमेकात्मनां भेद, एतत्सर्वं वदस्व मे ॥९॥**

અર્થ—પરીક્ષિત રાજા પૂછે કે-જેઓ બ્રાહ્મણોને માનનારા છે; જેઓ બ્રાહ્મણોને દાન આપવાળા-ઉદાર; જેઓ વડીલોની સેવા કરવામાં તત્પર, તથા જેઓનાં ચિત્ત શ્રીકૃષ્ણમાં હતા-એવા યાદવોને, બ્રાહ્મણોનો શાપ કેમ સંભવે ? (૮) કયા કારણથી તે શાપ થયો ? તે શાપ કેવા પ્રકારનો હતો ? હે ઉત્તમ બ્રાહ્મણ ! વળી જેઓનું ચિત્ત એકમાંજ-એક ભગવાનમાંજ-હતું; તેમને માંહોમાંહે કજીયો કેમ થયો ? તે તમામ વાત આપ મને કહો. (૯)

૮-૯ વિવેચન—

યાદવોનાં વિશેષણ સાંભળ્યાં ?—**ब्रह्मण्यानां** (બ્રાહ્મણોને માન આપનારા), **वदान्यानां** (અતિ ઉદાર) **वृद्धोपसेविनां** (વૃદ્ધોની સેવા કરનારા), **कृष्णचेतसां** (શ્રીકૃષ્ણમાં ચિત્ત રાખનારા) અને **एकात्मनां**-(જેઓ એક સરખા વિચારના છે). એટલે યાદવો ઉત્તમ પ્રકારનો ગૃહસ્થાશ્રમ ભોગવતા હતા. તોપણ શ્રીકૃષ્ણના ઘરમાં આમ કેમ ? વૈભવથી વંઠી ગએલા કેમ ? '**न वासुदेवभक्तानां, अशुभं विद्यते क्वचित्** ॥ ભગવાનના ભક્તોનું કદિ ભુંડું થતું નથી.' એવું વાક્ય છે. છતાં અહીં કુળના નાશની વાત કેમ થઇ ! યાદ રાખવું કે-જેમ સૌના ચહેરા જુદા; તેમ સૌની બુદ્ધિ, સ્વભાવ અને કર્મ પણ જુદાં જુદાં હોય છે. આંબે કેરીજ આવે; અને બાવળીયે પરડાજ આવે; એવો નિયમ મનુષ્યોમાં નથી. જ્ઞાનીને ઘેર અજ્ઞાની; મહેતાજીને ઘેર અભણ; અજ્ઞાનીને ઘેર જ્ઞાની; અભણને ઘેર મહેતાજી, દીવાનના દીકરા પ્રમાદધન; પંડિતને ઘેર પાપી-વિગેરે-વિગેરે. દાસીના પુત્ર નારદ; હિરણ્યકશીપુનો પુત્ર પ્રલ્હાદ; અંગ રાજાનો પુત્ર વેન. આ વિષયમાં જરા ઉંડા ઉતરીને જોઇએ; તો જેમ ભરતખંડ કર્મભૂમિ કહેવાય છે; તેમ માનવદેહ પણ કર્મભૂમિ છે. કરેલાં કર્મો અહીં ભોગવવાં, અને નવાં કર્મ બાંધવાં. ઘણાજ પ્રયત્નશીલ પુરૂષો, કર્મના રહસ્યને સમજી શકે છે; અને સમજ્યા પછી બંધન થાય; એવા નવાં કર્મ કદિ બાંધતા નથી.

---

૮ પદચ્છેદઃ—**ब्रह्मसु साधवः ब्रह्मण्याः तेषां ब्रह्मण्यानां**-બ્રાહ્મણોને માનનારા. **वदान्यानाम्**-બ્રાહ્મણોને દાન આપવા વાળા-ઉદાર. **नित्यं**-હમેશાં. **वृद्धोपसेविनाम्**-વડીલોની સેવા કરવામાં તત્પર એવા યાદવોને. **कृष्णचेतसां वृष्णीनां**-જેઓનાં ચિત્ત ભગવાનમાં છે એવા યાદવોને. **विप्रशापः कथम् अभूत्**-બ્રાહ્મણોનો શાપ કેવી રીતે સંભવે ?

૯ પદચ્છેદઃ—**यन्निमित्तः सः वै शापः**-કયા કારણથી તે શાપ થયો ? **यादृशः (सः वै शापः)** તે શાપ કેવા પ્રકારનો હતો ? **द्विजसत्तम** ।-હે ઉત્તમ બ્રાહ્મણ ! **कथं एकात्मनां भेदः**-વળી જેઓ એકજ વિચારના હતા તેમને માંહોમાંહે કજીયો કેમ થયો ? **एतत् सर्वं**-તે તમામ વાત. **मे वदस्व**-મને કહો.

મૃગનો અવતાર આવતાં, જડ ભરત જાગી ગયા. કોઇના ફંદમાં પડ્યા નહીં. ઉત્તમ કોમની સ્ત્રી, અને ઉત્તમ કોટિનો પુરૂષ, રાંડયા પછી ફરી પરણતાં નથી; સંસાર માંડતાં નથી–તેનું મૂખ્ય કારણ, બંધન થાય; એવાં નવાં કર્મો ન કરવાં તેજ. અથવા જે કર્મો છે; તેને ભોગવીને, ખપાવી લેવાં તેજ.

સંગનો રંગ કેમ ન લાગે ?—કૃષ્ણના પુત્રો આવા ! મુંબઇમાં પંડિતરાજ...પધાર્યા. તેમની વિદ્વતા, વકતૃત્વ, અને શીલાદિ આચરણ જોઇ; સનાતની દુનિયા બહુ રાજી થઈ. જ્યાં જોઈએ ત્યાં પંડિતજીનાં વખાણ થાય; પણ પંડિતજીનાં ધર્મપત્ની, ઘડી ઘડીમાં પંડિતજી ઉપર ખીજાય; અને કહે કે–"હું આ લોકો જેવી ગાંડી–ભોળી નથી; કે તમે કહો; તે હું માની જાઉં." ત્યારે ગાંડુ કોણ ! તે ભગવાન જાણે ! પંડિતજીનું કહ્યું માને; તે ગાંડુ ! કે ન માને તે ગાંડુ ! તે સ્ત્રી પંડિતજીના સંગમાં સદા રહે છે; પણ પંડિતજીના સંગનો રંગ, જરા પણ બેસવા દેતી નથી. પાસે રહે; પણ પુણ્યવિના સદ્‌બુદ્ધિ કદિ પ્રાપ્ત થતી નથી.

હવે શ્રીશુકદેવજી શું જવાબ આપે છે; તે સાંભળો.--

**॥ श्रीशुक उवाच ॥** વસંત તિ૦

**बिभ्रद्वपुः सकलसुन्दरसंनिवेशं, कर्माचरन् भुवि सुमङ्गलमाप्तकामः ॥**
**आस्थाय धाम रममाण उदारकीर्तिः, संहर्तुमैच्छत कुलं स्थितकृत्यशेषः ॥१०॥**
**कर्माणि पुण्यनिवहानि सुमंगलानि, गायज्जगत्कलिमलापहराणि कृत्वा ॥**
**कालात्मना निवसता यदुदेवगेहे, पिण्डारकं समगमन्मुनयो विसृष्टाः ॥११॥**
**विश्वामित्रोऽसितः कण्वो, दुर्वासा भृगुरंगिराः**
**कश्यपो वामदेवोऽत्रिर्–वसिष्ठो नारदादयः ॥ १२ ॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે–'શ્રીકૃષ્ણ સર્વોત્તમ રૂપાળા હતા; તો પણ વિષયોમાં તત્પર નહોતા. તેમને કોઈ પણ પ્રકારની કામનાઓ નહોતી;

---

૧૦ પદચ્છેદ—**सकलसुंदरसन्निवेशं वपुः बिभ्रत्**–સર્વોત્તમ રૂપવાળા શરીરને ધારણ કરનાર શ્રીકૃષ્ણ. **भुवि सुमंगलम् कर्म आचरन्**–પૃથ્વીમાં મંગળ કર્મને કરતા એવા શ્રીકૃષ્ણ. **आप्तकामः**–પૂર્ણકામ. **आस्थाय धाम रममाणः**–પૂર્ણકામ છતાં ગૃહસ્થાશ્રમમાં રહીને નાના પ્રકારની ક્રિડા કરનાર શ્રીકૃષ્ણ. **उदारकीर्तिः**–ઉદાર કીર્તિવાળા શ્રીકૃષ્ણ **स्थितकृत्यशेषः**–યદુકુળના સંહાર માટે જેઓ, આયુષ્ય ભોગવતા હતા તે શ્રીકૃષ્ણે. **कुलं संहर्तुम् ऐच्छत**–કુળનો સંહાર કરવાની ઇચ્છા કરી.

૧૧ પદચ્છેદ—**सुमंगलानि पुण्यनिवहानि गायत् जगत् कलिमलापहराणि कर्माणि कृत्वा**–કેવળ પુણ્યનેજ ઉત્પન્ન કરવાવાળાં ઉત્તમ કર્મો, કે જેને લોકો કીર્તનાદિકથી ગાય તો, કળિયુગના મેલને ટાળી દે, એવાં કર્મો શ્રીકૃષ્ણે કરીને. **यदुदेवगेहे निवसता कालात्मना**–વસુદેવના ઘરમાં વસતા અને કાળરૂપ એવા શ્રીકૃષ્ણથી. **विसृष्टाः मुनयः**–છૂટા કરાએલા રૂષિઓ. **पिंडारकं समगमन्**–'પિંડારક' નામના ક્ષેત્રમાં ગયા.

૧૨ પદચ્છેદ—**विश्वामित्रः, असितः, कण्वः, दुर्वासाः, भृगुः, अंगिराः, कश्यपः, वामदेवः, अत्रिः, वसिष्ठः, नारदादयः**–નારદ વિગેરે.

**એટલે શ્રીકૃષ્ણ પૂર્ણકામ હતા; તોપણ શુભ કર્મો કરતા હતા. પૂર્ણકામ છતાં, ગૃહસ્થાશ્રમમાં રહીને, નાના પ્રકારના શુભ કર્મો કરીને, ગૃહસ્થાશ્રમીઓએ કેવી રીતે જીવન ગાળવું; તે પ્રભુ-શ્રીકૃષ્ણ શીખવતા હતા. આવા ઉદાર કીર્તિવાળા શ્રીકૃષ્ણ, કે-જે યદુકુળના સંહાર માટે આયુષ્ય ભોગવતા હતા; તે શ્રીકૃષ્ણે કુળનો સંહાર કરવાની ઈચ્છા કરી. તાત્પર્ય—હે પરીક્ષિત ! આ બાબતમાં ઈશ્વરની ઇચ્છાજ મૂખ્ય હતી. ઉચ્છૃંખલ કુટુંબને જીવતું રાખવું; પ્રભુને ગમ્યું નહીં એ ભાવ. [૧૦] કેટલાંએક અશ્વમેધાદિ યજ્ઞો કેવળ પુણ્યને ઉત્પન્ન કરે છે; પુત્રેષ્ટિ જેવાં કેટલાંએક કર્મો, પુત્રને રમાડવા આદિ સુખનેજ ઉત્પન્ન કરે છે; અને કૃચ્છ્રચાંદ્રાયણાદિક (પ્રાયશ્ચિત્તાદિ કર્મો) કેવળ પાપનેજ હરે છે; પરંતુ શ્રીકૃષ્ણે ગૃહસ્થાશ્રમમાં રહીને, જે જે કર્મો કર્યાં; તે કેવળ પુણ્યને ઉત્પન્ન કરવાવાળાં ઉત્તમ કર્મો હતાં; કે જેને લોકો કીર્તનાદિકથી ગાય; તો કળીયુગના મેલનો નાશ થાય-અંતકરણ શુદ્ધ થાય. આવાં કર્મ કરવા સારૂ, બોલાવેલા વિશ્વામિત્ર, અસિત, કણ્વ, દુર્વાસા, ભૃગુ, અંગિરા, કશ્યપ, વામદેવ, અત્રિ, વસિષ્ઠ અને નારદાદિ બ્રાહ્મણોને, એ સઘળાં કર્મો પહોંચી લઈને, વસુદેવના ઘરમાં રહેતા કાળસ્વરૂપે ભગવાને, પિંડારામાં જવાનું કહેતાં; તે બ્રાહ્મણો પિંડારામાં ગયા. (૧૧-૧૨)**

૧૦ થી ૧૨ વિવેચન—

રૂપમાં ભય-જેમને સુંદર રૂપ મળે છે; તેઓ વિષયોના પૂરમાં તણાઈ જાય છે. આ સામાન્ય નિયમ શ્રીકૃષ્ણને લાગુ પડયો નથી. સુંદરરૂપ પ્રાપ્ત કરીને, શ્રીકૃષ્ણે વિષયોમાં રાગ રાખ્યો નહીં; પણ સત્કર્મ કરવામાં રાગ રાખ્યો. ઈશ્વરને પાપ પુણ્યનો સવાલ ન હોય; એમ બરાબર યાદ રાખવું. એટલે શ્રીકૃષ્ણ જે જે સત્કર્મ કરે; તે જગતને શીખવવા માટેજ હોય. પ્રભુએ જગતને શીખવ્યું કે-"તમે સુંદર શરીરનો અને સુંદર વૈભવનો ઉપયોગ, વિષયભોગમાં નહીં કરતાં, સત્કર્મમાંજ કરજો. કાલ માટે જીવજો; આજ માટે નહીં. એટલે આ અવતારમાં જે જે સુંદર સાધન મળે; તેનો લાભ લઇને, પુનર્જન્મને અહીંજ ઘડજો-અહીંજ તૈયાર કરજો-વિગેરે વિગેરે."

**कुलं संहर्तुम् ऐच्छत**—કુળનો નાશ કરવાનો વિચાર કર્યો. પાથરવું અને સંકેલવું, જન્મવું અને મરવું, ખીલવું અને કરમાવું-એવો જગતનો ક્રમ છે. પ્રથમ કાર્ય (પાથરવું જન્મવું-ખીલવું) સૌ રાજી થઇને કરે; બીજું કાર્ય (સંકેલવું, મરવું, કરમાવું) બહુ થોડાનેજ આવડે. આવડે કે ન આવડે; પણ તે ચોક્કસ થવાનું જ છે; એમ સૌ જાણે છે. જાણે છે છતાં, તે (સંકેલવાનું) કામ બહુજ થોડાને આવડે છે. કોશેટો અને કરોળીયો બેઉ પોતાના મુખમાંની લાળ-તાંતણો-કાઢીને જાળ બાંધે છે; પણ કરોળીયો પોતે પાથરેલી જાળને; સંકેલી શકે છે; અને કોશેટો પોતે પાથરેલી જાળને, સંકેલી શકતો નથી. પરિણામે કોશેટાને ઉના પાણીમાં બળી મરવું પડે છે. સનાતનધર્માનુસાર બ્રહ્મચર્યાશ્રમ અને ગૃહસ્થાશ્રમ માયાનો વિસ્તાર કરનારાં છે; અને વાનપ્રસ્થ તથા સન્યાસ માયાને સંકેલનારાં છે. પ્રથમ બે

આશ્રમોના કરતાં, છેલ્લાં બે આશ્રમો વધારે મહત્વવાળાં છે. કારણ કે સંસારમાં થએલી ભુલો ત્યાં સુધરે છે. પ્રથમના બે આશ્રમોમાં સંસારપ્રવૃત્તિ ઘણી હોય છે; પછીના બે આશ્રમોમાં સંસાર નિવૃત્તિ ઘણી હોય છે. પ્રથમના બે આશ્રમોમાં, મોહમમતાના ખીલા ખોડાય છે; અને પછીના બે આશ્રમોમાં મોહ મમતાના ખીલા ઉખેડી નાંખવા પ્રયત્ન થાય છે. પ્રથમના બે આશ્રમો, માયાને ખોળે મંડાય છે; પછીના બે આશ્રમો, ઈશ્વરને ખોળે મંડાય છે. આ ઉપરથી એમ સમજવું નહીં; કે પ્રથમના બે આશ્રમો ખોટાં છે. તે બે આશ્રમોનું યથાર્થ પાલન થાય; તોજ પછીના બે આશ્રમોમાં ઘણી અનુકુળતાઓ આવીને ઉભી રહે. પ્રથમનાં બે બગડયાં છે; તેથીજ પછીનાં બે અત્યારે બગડી ગયાં છે. સંતો કહે છે કે-'અમે ક્યાં મરીએ; કે જ્યાં અમારૂં કોઈ ન હોય!' પાંડવો ક્યાં મુવા; કે જ્યાં પોતાના કોઈ નહોતા. કાશીમાં રહીને મરવું; ઉત્તર ખંડમાં (હિમાલય ઉપર) રહીને મરવું: તે વચનનો હેતુ તપાસીએ; તો માલમ પડશે કે-તમે ભલે સંસારને પાથરો; પણ જરૂર પડે; ત્યારે સંકેલતાં આવડવું જોઈએ.

૧૧ મા શ્લોકમાં શ્રીશુકદેવજીએ કહ્યું કે-બ્રાહ્મણોને બોલાવીને, પ્રભુ સત્કર્મ કરતા હતા. આ પ્રમાણે એક વખત કરીને બ્રાહ્મણોને, પિંડારક નામના દ્વારકાની પાસેના એક તીર્થમાં, થોડો વખત રહેવાની પ્રેરણા કરી. બ્રાહ્મણોને પાસે રાખવાનો હેતુ એમ જણાય છે કે-યાદવોના ઉદ્ધત બાળકો, તેમની પાસે જઇ શકે. પછી તેમનો અપરાધ કરીને, શાપ પણ લઇ શકે.

બારમા શ્લોકમાં બ્રાહ્મણોનાં નામ આપ્યાં છે. ભરતખંડ બ્રાહ્મણોનો છે; તે સંબંધી-'બ્રાહ્મણદેશ'-નામનો એક સુંદર લેખ, ૧૪મા પુસ્તકમાં પાનુ ૨૫૮૯થી ૯૫માં આપ્યો છે. તે ખાસ વાંચવા જેવો છે. [એકની એક વાત વારંવાર કરીએ; તે ઠીક નહીં.]

હવે યાદવ કુમારો બ્રાહ્મણોનો અપરાધ કરવા આવે છે—

**क्रीडन्तस्तानुपव्रज्य, कुमारा यदुनन्दनाः ॥**
**उपसंगृह्य पप्रच्छु-रविनीता विनीतवत् ॥ १३ ॥**
**ते वेषयित्वा स्त्रीवेषैः, साम्बं जाम्बवतीसुतम् ॥**
**एषा पृच्छति वो विप्रा, अन्तर्वत्न्यसितेक्षणा ॥ १४ ॥**
**प्रष्टुं विलज्जती साक्षात्, प्रब्रूतामोघदर्शनाः ॥**
**प्रसोष्यन्ती पुत्रकामा, किंस्वित्संजनयिष्यति ॥ १५ ॥**

૧૩ પદચ્છેદ—**क्रीडंतः यदुनंदनाः कुमाराः**-યાદવોના બાળકોએ રમતાં રમતાં. **अविनीताः विनीतवत्**-ઉદ્ધત હતા છતાં વિવેકીપણાનો ડોળ કરીને. **तान् उपव्रज्य**-તે ઋષિઓ પાસે જઈને. **उपसंगृह्य**-તથા પ્રણામ કરીને. **पप्रच्छुः**-પુછ્યું.

૧૪ પદચ્છેદ—**ते**-તે બાળકો **जांबवतीसुतम् सांबम् स्त्रीवेषैः वेषयित्वा**-જાંબવંતીના પુત્ર સાંબને સ્ત્રીનાં અલંકાર પહેરાવીને. **विप्राः**-હે બ્રાહ્મણો. **एषा असितेक्षणा अन्तर्वत्नी वः पृच्छति**-આ શ્યામનેત્રવાળી સગર્ભા સ્ત્રી આપને પુછે છે.

૧૫ પદચ્છેદ—**साक्षात् प्रष्टुं विलज्जती**-આપને રૂબરૂ પૂછતાં લાજે એવી આ

**અર્થ—યાદવોના કુમારપુત્રો, રમતાં રમતાં તે બ્રાહ્મણો પાસે (પિંડારકામાં) ગયા. એ કુમારો જાંબવતીના પુત્ર સાંબને, સ્ત્રીનો વેષ પહેરાવીને, સાથે લઈ ગયા હતા. તે કુમારો નમ્રતા વિનાના હતા; તો પણ ખોટી નમ્રતા દેખાડીને, અને બ્રાહ્મણોના પગ ઝાલીને, તેઓએ બ્રાહ્મણોને કહ્યું કે-"હે અમોઘ દર્શનવાળા બ્રાહ્મણો! આ ગર્ભવાળી સ્ત્રી, કે જે જણવાની તૈયારીમાં છે; અને પોતાને પેટે પુત્ર આવે; એવી તેણીની ઈચ્છા છે; તે આપ લોકોને મોઢામોઢ પૂછતાં લજાય છે; તેથી અમારી મારફત આપને પૂછાવે છે; તો આપ કહો કે-આ સ્ત્રી શું જણશે? [૧૩-૧૪-૧૫]**

૧૩ થી ૧૫ વિવેચન—

વૈભવે કોને વગોવ્યા નથી! ગરીબના દીકરાને, શી વાત તે બાપ! 'બાપ રળીને લાવે છે; તો આપણે ખાઇએ છઈએ!' ધનવાનના દિકરાને, એમ થાય; કે-'ક્યારે આ જતી ઉઠે!' વિદ્વાન્ બ્રાહ્મણોને ધનવાનનો આશરો હોય છે; તોપણ તેમણે, એમ માનવુંજ પડે છે-કે-સોએ નવાણુ ટકા ધનવાનો, બ્રાહ્મણ સાધુને રમકડાં જેવાં ગણે છે; ધર્મને અને શાસ્ત્રને ફારસ જેવાં માને છે. તેથી સમજુ બ્રાહ્મણોએ અને સંતોએ, બને ત્યાં સુધી, ધનવાનોને ઘેર જવું નહીં. બ્રાહ્મણોએ અને સાધુઓએ, ગરીબાઇને અલંકારરૂપ માની, બને તેટલો પ્રભુનો આશરો રાખવો. કીડીને પાંખ આવે ત્યારે તેનું મોત આવે; તેમ બ્રાહ્મણોનો અપરાધ કરે; ત્યારે ન હોય ત્યાંથી આફતો દોડી આવે.

મશ્કરીનો જવાબ બ્રાહ્મણો શું આપે છે; તે સાંભળો—

**एवं प्रलब्धा मुनयस्-तानूचुः कुपिता नृप ॥**
**जनयिष्यति वो मन्दा, मुसलं कुलनाशनम् ॥ १६ ॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-હે રાજન્! આ પ્રમાણે ઠગાએલા બ્રાહ્મણોએ કોપ કરીને તેમને કહ્યું કે-હે મંદ ભાગ્યો! આ સ્ત્રી તમારા કુળનો નાશ કરે; એવું મુસલ જણશે. (૧૬)**

૧૬ વિવેચન—

બનાવવા ગયા; ત્યાં પોતે બન્યા.

વડીલોની મશ્કરી કરવી; તે વિવેકને તોડી ફોડીને ફેંકી દેવા જેવું; માણસાઈને

---

સ્ત્રી. **अमोघदर्शना**:-દર્શનથી અમોઘ લાભ આપવાવાળા હે બ્રાહ્મણો. **प्रसोष्यंती पुत्रकामा**-જણવાની તૈયારીવાળી તથા પુત્રની કામનાવાળી આ સ્ત્રી. **किस्वित् संजनयिष्यति (इति)**-શું જણશે તે વાત. **प्रब्रूत**-કહો.

૧૬ પદચ્છેદ:—**एवं प्रलब्धाः कुपिताः मुनयः**-આ પ્રમાણે મશ્કરીમાં પુછાએલા અને તેથી કોપ પામેલા મુનીઓ. **तान् ऊचुः**-તેઓને કહ્યું. **मंदाः**-હે મૂર્ખાઓ! **वः कुलनाशनं मुसलं जनयिष्यति**-તમારા કુળનો નાશ કરે એવા મુશળને (આ સ્ત્રી) જન્મ આપશે.

મારી નાંખવા જેવું. સભ્ય માતાપિતાના પુત્રો, અસભ્યતા બતાવે; તેમને ભયંકર શિક્ષા થાયજ. જ્ઞાન માટે ગુરૂ શોધવા, માણસો બહાર નીકળે; પણ જેમને ઘેર ગુરૂ; તેમણે કાંઈ ન લીધું; તો તેઓ શિક્ષાપાત્ર ગણાયજ. આંબાના દીકરા પરડા; આંબાની દીકરી લીંબોળી. દેવતાના દિકરા કોલસા. તેમ યાદવોના દીકરા બ્રાહ્મણોની મશ્કરી કરવા નીકળ્યા! એવા. અમે કોના છીએ; અને અમારે કેમ વર્તવું જોઇએ; તે નાના મોટા સૌએ સમજી જવું જોઇએ. જાતવાન્ બળદ અને જાનવાન્ ઘોડો પણ, આ વાત ભૂલતો નથી; ત્યારે જાતવાન્ માણસ પાસેથી, અવિવેકની આશા કેમ રખાય!

કેમ સાવધાન છોને? કે વાતો હવામાં ઉડી જાય છે? બ્રાહ્મણો કેટલા નિડર હતા! સનકાદિકોએ જયવિજયને આકાશમાંથી પાતાળમાં પાડયા. નારદે કુબેરના પુત્ર હયગ્રીવ મણિગ્રીવને વૃક્ષ બનાવી દીધાં. વિગેરે વિગેરે. તપ અને વિદ્યા બ્રાહ્મણોનાં શસ્ત્ર. રામ અને કૃષ્ણ જેવા અવતારી પુરૂષોને પણ, નમાવી દે—એવાં બ્રાહ્મણોનાં શસ્ત્રો. આવા પવિત્ર બ્રાહ્મણોને પ્રણામ કરી આગળ વધીએ.

પછી યાદવ કુમારોએ શું કર્યું?

**तच्छ्रुत्वा तेऽतिसंत्रस्ता, विमुच्य सहसोदरम् ॥**
**साम्बस्य ददृशुस्तस्मिन्, मुसलं खल्वयस्मयम् ॥ १७ ॥**
**किं कृतं मन्दभाग्यैर्नः, किं वदिष्यन्ति नो जनाः ॥**
**इति विह्वलिता गेहा—नादाय मुसलं ययुः ॥ १८ ॥**
**तच्चोपनीय सदसि, परिम्लानमुखश्रियः ॥**
**राज्ञ आवेदयांचक्रुः, सर्वयादवसंनिधौ ॥ १९ ॥**

અર્થ—આ સાંભળીને બહુ ત્રાસ પામેલા તે કુમારોએ, તુરત સાંબનું પેટ છોડીને જોયું, તો તેમાંથી કુળનો નાશ કરે એવું, લોઢાનું મુસલ જોવામાં આવ્યું. [૧૭] 'અહો આપણે કે જે મંદ ભાગ્યવાળા છીએ; તેમણે આ શું કર્યું? લોકો આપણને શું કહેશે?' એમ વિહ્વળ થએલા તે કુમારો, ઘેર આવ્યા. [૧૮] જેઓના મુખની શોભા કરમાઇ ગઈ હતી; એવા તે કુમારોએ, તે મુસલને સભામાં લઇ જઈને, સર્વ યાદવોના દેખતાં, રાજા ઉગ્રસેનને, તે

૧૭–૧૮ પદચ્છેદ—**ते अति संत्रस्ताः**—તે કુમારો કે જેઓ ઘણાજ ડરી ગયા હતા, તેઓએ. **सहसा सांबस्य उदरम विमुच्य**—એકદમ સાંબનું ઉદર એટલે સાંબને પેટે બાંધેલું કપડું ખોલતાં. **तस्मिन् खलु अयस्मयम् मुसलं ददृशुः**—તેમાં (તેઓએ) લોઢાનું બનાવેલું મુસળ દેખ્યું. ૧૮ પદચ્છેદ—**मंदभाग्यैः**—મંદભાગ્યવાળા જે આપણે છીએ તેમનાથી. **नः किं कृतं**—આપણું આ શું થયું? **जनाः नः किं वदिष्यन्ति**—લોકો આપણને શું કહેશે? કેવો ઠપકો આપશે? **इति विह्वलिताः**—આ પ્રમાણે વિહ્વળ થએલા તે કુમારો. **मुसलं आदाय**—મુસળને ઉપાડીને. **गेहान् ययुः**—ઘેર આવ્યા.

૧૯ પદચ્છેદ—**परिम्लानमुखश्रियः**—જેઓનાં મુખની શોભા કરમાઈ ગઈ હતી

**મુસલ** **સંબંધી** સઘળી વાત કરી દેખાડી. ( આ વાત તેઓએ ભગવાન **શ્રીકૃષ્ણને** **કહી** નહીં; એમ યાદ રાખવું. ) [૧૯].

૧૭ થી ૧૯ વિવેચન—

વચનસિદ્ધિ–બોલે તે પ્રમાણે અનાયાસે થાય. વચનસિદ્ધિ સત્ત્વ ( અંતઃકરણ) શુદ્ધિની ઓથે રહે છે. દિવસમાં દસ વખત શરીર શુદ્ધ કરવું તે સહેલું છે; કાશીહરદ્વાર અગર ગંગોત્રીમાં જઇને, શરીરને સ્વચ્છ કરવું; તે પણ સહેલું; પણ અંતઃકરણને સ્વચ્છ કરવું; તે ઘણુંજ અઘરૂં કામ છે. અઘરૂં છે; તોપણ તે થઇ શકે છે; માટે અંતઃકરણની શુદ્ધિ માટે બનતો પ્રયત્ન કરવો જોઇએ. પ્લેગનો કેસ થયો હોય; તે ઘરને, મ્યુનીસીપાલીટી જેમ ડીસઇન્ફેક્ટ ( સાફસૂફ ) કરે છે; તે પ્રમાણે અશુદ્ધ અંતઃકરણને, ઘણેઘણે પ્રકારે ડીસ-ઇન્ફેકટ કરવું જોઇએ. તે સંબંધી આગળ કથા આવશે.

બાળકોનો પસ્તાવો–કાચની શીશી હાથમાંથી પડી ગઇ. કકડે કકડા થઇ ગયા. પછી પોક મૂકવી નકામી છે. પછી ત્યાં પડેલા કકડા ઉપાડીને; ફેંકી દેવા એટલુંજ કામ રહ્યું.

બાળકોએ આ વાત શ્રીકૃષ્ણને કરી નથી; તેમ શ્રીકૃષ્ણે આ બાબતમાં, માથું માર્યું પણ નહીં. યાદવોમાં જે ડાહ્યા હતા; તેમને, બ્રાહ્મણોના શાપદ્વારા, પ્રભુએ સમજાવી દીધા કે—

પદ.

" દીવામાં દીવેલ ખૂટયું; હવે નથી વાર—પ્રાણી મનમાં વિચાર. "

આવી નોટીસો મળે; અને જે જાગી જાય; તે ભાગ્યશાળી ગણાય. આવું કાંઇક ઉદ્ધવ સમજ્યા. તે કથા આગળ કહેવાશે.

મુશલને જોઈને આગળ શું થયું ?—

**श्रुत्वाऽमोघं विप्रशापं, दृष्ट्वा च मुसलं नृप ॥**
**विस्मिता भयसंत्रस्ता, बभूवुर्द्वारकौकसः ॥२०॥**
**तच्चूर्णयित्वा मुसलं, यदुराजः स आहुकः ॥**
**समुद्रसलिले प्रास्यल्–लोहं चास्यावशेषितम् ॥२१॥**

**અર્થ**—હે રાજન્ ! બ્રાહ્મણોનો અમોઘ શાપ સાંભળીને, તથા તે **મુસલ**

---

એવા તે કુમારોએ. **तत् च सदसि उपनीय**–તે મુશળને સભામાં લઈ જઈને. **सर्व यादवसन्निधौ**–સર્વ યાદવોની સમક્ષ. **राज्ञे**–રાજા ઉગ્રસેનને. **आवेदयांचक्रुः**–નીવેદન કર્યું. મુસળ સંબંધી કહી સંભળાવ્યું.

૨૦ પદચ્છેદ—**नृप**–હે રાજા ! **अमोघं विप्रशापं श्रुत्वा**–બ્રાહ્મણોના અમોઘ શાપને સાંભળીને. **च**–અને **मुसलं दृष्ट्वा**–મુશળને જોઇને. **द्वारकौकसः**–દ્વારકાનાં રહેવાસીઓ, યાદવો. **विस्मिताः भयसंत्रस्ताः बभूवुः**–વિસ્મય પામ્યા અને ભય પામ્યા.

૨૧ પદચ્છેદ—**सः आहुकः यदुराजः**–ઉગ્રસેન રાજાએ **तत् मुसलं चूर्णयित्वा**–તે મુશળનો ભૂકો કરાવીને તેને. **च**–અને **अवशेषितम् लोहं**–ઘસતાં બાકી રહેલી લોઢાની કટકીને. **समुद्रसलिले प्रास्यत्**–સમુદ્રના જળમાં ફેંકી દીધી.

**(પણ) પ્રત્યક્ષ જોઈને, દ્વારકાના યાદવોને વિસ્મય થયો, અને ભયથી તેઓ ત્રાસી ગયા. [૨૦] (તે સાંભળીને) ઉગ્રસેન રાજાએ, ભગવાન્‌ને નહિં પૂછતાં, તે મુસલને ઘસાવી નાંખીને, તેનો ભૂકો સમુદ્રના જળમાં નંખાવી દીધો. ઘસતાં બાકી રહેલી, લોઢાની નાની કટકી પણ, તેઓએ સમુદ્રમાં ફેંકી દીધી. [૨૧]**

૨૦–૨૧ વિવેચન—

**मुसलं च दृष्ट्वा**–મુસલને પ્રત્યક્ષ જોઇને; એટલે કોઈ કાંઈ બોલે, તે ઠીક; પણ તે પ્રમાણેજ તુરત થાય; ત્યારે ભય લાગે.

દૃષ્ટાંત—દક્ષીણમાં શ્રીરંગજીના મંદિરના ચોકમાં ભજન–કીર્તન થઇ રહ્યાં હતાં. તે વખતે ત્યાં થઇને એક ભક્ત—નામદેવજી—નીકળ્યા. મંડળીમાં ભળી જઇને, ભજન–કીર્તનનો રંગ ઉડાડવાનું, તેને પણ મન થયું. પણ પગમાં નવા જોડા–ઉપાનહ્; અને ભીડ ભારે. 'રખે કોઇ જોડા લઇ જાય; તો આપણે ગરીબ માણસને નાહક નુકસાન થાય;' એમ વિચારી જોડા પગમાંથી કાઢી, ખભે નાખવાની પછેડીમાં (જોડા) બાંધ્યા. બગલમાં જોડાનું પોટલું લઇ, ભક્ત મંડળમાં પેઠા. ભજનની ધૂન મચી–રંગ જામ્યો. ગામ હોય ત્યાં જેમ ઢેઢવાડો હોય; તેમ ભજન મંડળીમાં પણ, ખળ–મશ્કરા હોય. તેમની નજર ભક્તની પોટલી પર પડી.

ખળ—અહો ભગતજી ! બગલમાં આ શું છે ?

ભક્ત—કાંઇ નહીં.

ખળ—કાંક છેને ? કોને ધુતી લાવ્યા છો ?

ભક્ત—ધુતે કોને !

ખળ—ના–પણ ! કાંઇક પ્રસાદ (ખાવાનું) જેવું લાગે છે.

ખળની વાત સાંભળીને, બીજો ખળ, તેની વાતને ટેકો દેવા આવ્યો. ભગતજી 'ના ! ના' કરતા રહ્યા; અને પેલા બેએ બગલમાંથી પોટલું ખેંચી લીધું. પોટલું છૂટી ગયું; અને જોડા ઉડી પડયા. જોડા દેખીને—

બે ખળ—'અરે ! આ તો જુવો ! મંદિરમાં જોડા ! આ તે ભગત ! કે બગ ભગત ! મંદિર અભડાશે; તેની તેને ફીકરજ નહી !' મંદિરના પૂજારીઓ પણ ઉડી પડયા.

આ સાંભળી બીજા લોકો પણ, ભક્તના ઉપર તુટી પડયા. ધપ્પા ઉપર ધપ્પા. ભક્ત નાઠા; તે મંદિરની પાછળ જઇને બેઠા.

પાછાં ભજન કીર્તન ચાલતાં હતાં; તેમ ચાલવા લાગ્યાં. હો–હો મચી રહી. કોઇએ જોયું; તો મુખ્ય મંદિરને દ્વારજ નહીં. નરી ભીંત દેખાણી. તેણે બીજાને કહ્યું; બીજાએ ત્રીજાને કહ્યું. સૌએ જોયું; તો દ્વારજ નહીં–ભીંતજ દેખી. ભજન બંધ થયાં. સૌ તપાસે નીકળ્યાં. તપાસ કરતાં ખાત્રી થઈ કે–પાછળ પેલો જોડાવાળો ભગત બેઠો છે; તેની સામે ઠાકોરનું દ્વાર છે. શ્રીહરિને પોતાના ભક્ત બહુ વ્હાલા છે; એમ જાણી, સૌને પશ્ચાત્તાપ થયો. સૌએ ભક્તને આજીજી કહી, ભજન મંડળીમાં આણ્યો. ભક્તે ભજન ઉપાડયું અને સૌએ રંગભેર ઝીલ્યું. પ્રભુ રાજી થયા. મૂખ્ય મંદિરનું દ્વાર હતું એવું, પાછું જોવામાં આવ્યું. શ્રીરંગ ઠાકોરની સૌએ જય બોલાવી. સૌએ ભગતને પ્રણામ કર્યા. કહેવાનો ભાવ એ છે કે–જે રોકડું બતાવી શકે; એ મોટા પુરૂષ કહેવાય. શ્રીસ્વામીનારાયણે કળીયુગમાં

કામ કર્યું; પણ તે બધું પરચાને પ્રતાપે. યોગીઓની અજબ શક્તિ! આ પ્રમાણે બ્રાહ્મણોએ માત્ર શાપ દીધો; એટલુંજ નહીં; પણ, મુસલનાં દર્શન કરાવ્યાં. મુસલ દેખીને સૌ ચમક્યાં.

મુસલનો નાશ કરવા, ઘણો પ્રયત્ન કર્યો; પણ જે થવાનું છે; તે તેમના પોતાના પ્રયત્નમાંથીજ થવાનું છે. બચવાનો પ્રયત્ન પણ, કોઇ વખત થવાની વસ્તુને અનુકુળતા આપી, બંધનમાં લાવી દે, એમ સદ્‌ભાગ્યેજ જીવ સમજી શકે. ગીતામાં ગોવિંદે અર્જુનને કહી દીધું છે કે-"સ્વધર્મને અનુસરીને પ્રાપ્ત થએલું કર્મ તારે યથાર્થ કરવું; એટલીજ તારી ફરજ છે. તે કર્મનું ફળ શું આવશે; તેની જોખમદારી તારે માથે નથી; વિગેરે."

ઉગ્રસેને કરેલા પ્રયત્નનું ફળ શું આવ્યું તે સાંભળો—

**कश्चिन्मत्स्योऽग्रसील्लोहं, चूर्णानि तरलैस्ततः ॥**
**उह्यमानानि वेलायां, लग्नान्यासन् किलैरकाः ॥२२॥**
**मत्स्यो गृहीतो मत्स्यघ्नैर्-जालेनान्यैः सहार्णवे ॥**
**तस्योदरगतं लोहं, स शल्ये लुब्धकोऽकरोत् ॥२३॥**

**અર્થ—કોઇ માછલું તે કટકીને ગળી ગયું. સમુદ્રના જળમાં નાંખેલો મુસલનો ભૂકો, પાણીનાં તરંગોથી તણાતો તણાતો, (દ્વારના એટલે પ્રભાસ પાસેના), સમુદ્રના કાંઠામાં ચોંટી ગયો. અને તેમાંથી પાન ઉગી. (૨૨) મચ્છી મારે સમુદ્રમાં જાળ નાંખી, બીજાં માછલાં સાથે, પેલા માછલાને પકડયો. માછલાના પેટમાં ગએલી કટકીને, તે મચ્છીમારે બહાર કાઢી, બાણની અણી બનાવી. (૨૩)**

૨૨-૨૩ વિવેચન—

મોટા જંકશન સ્ટેશનમાં, કઈ ગાડી કયારે લાવવી, અને કયારે લઇ જવી; અને અમુક ઠેકાણે તેને કયારે પહોંચાડવી; તે વ્યવસ્થા જેમ ટ્રાફીક સુપ્રી૰ કર્યા કરે છે; તેમ આ સંસારમાં કર્મોનાં ફળની વ્યવસ્થા, પ્રભુ કર્યા કરે છે. તેમાં ફેરફાર કરવાની ઇચ્છા થાય; ત્યારે જેમ આંબલી ખાઈને ગોળ ખાઇએ; તો ખટાશ કાંઈક ઓછી થાય; તેમ સત્કર્મ કરવા મચ્યા રહેવું. સત્કર્મ કરવાથી, પાપનું બળ કાંઇક ક્ષીણ થશે.

દરીયામાં કામ કરનારને, દરીયાના તોફાનનો અભ્યાસ કરવો જોઇએ. આકાશ કામ કરનારને આકાશનાં તોફાનનો અભ્યાસ કરવો જોઈએ. તેમ સંસારમાં રહેનારને, સંસા-

---

૨૨-૨૩ પદચ્છેદઃ—**कश्चित् मत्स्यः**-કોઈ માછલું. **लोहं अग्रसीत्**-તે લોઢાના કકડાને ગળી ગયું. **ततः** તે કાંઠાથી. **तरलैः उह्यमानानि चूर्णानि**-પાણીના મોજાં અગર તરંગોથી તણાતો તણાતો તે ભૂકો. **वेलायां लग्नानि**-સમુદ્રના કાંઠામાં ચોંટયો. **किल**-અને **एरकाः आसन्**-પાન બની. ૨૩ પદચ્છેદઃ—**अन्यैः सह मत्स्यः**-બીજાં માંછલાં સાથે આ મત્સ્ય. **अर्णवे**-સમુદ્રમાં **मत्स्यघ्नैः जालेन गृहीतः**-મચ્છી મારોથી જાળમાં પકડાયેલો. અગર પકડાયો. **तस्य उदरगतं लोहं**-તેના પેટમાં ગએલી લોઢાના કટકીને. **सः लुब्धकः**-તે મચ્છમારે **शल्ये अकरोत्**-બાણની અણીમાં ઘાલી. એટલે તે લોઢાની કટકીથી બાણની અણી બનાવી.

રનાં તોફાનનો અભ્યાસ કરવો જોઇએ. એટલે સંસારમાં આવી પડે; તે આફતોને ઓળખવી જોઇએ. જન્મ એટલેજ આફત: સંસાર એટલેજ આફત; ધન એટલેજ આફત; પુત્રાદિ એટલેજ આફત; અમલ એટલેજ આફત. આ આફતો ઠીક ઠીક ચાલે; ત્યાં સુધી તો ઠીક; પણ જ્યારે પવન ફવાય; આફતો વિફરે—ત્યારે તે આફતોને કેવી રીતે શમાવવી; અથવા તે આફતોને કેવી રીતે વેઠી લેવી; તે બરાબર જાણવું જોઇએ. યુરોપના મોટા યુદ્ધને પરિણામે, જર્મન બાદશાહ કૈસરવિલીયમ પદભ્રષ્ટ થયા. જે દેશના પોતે સાર્વભૌમ રાજા હતા; તે દેશમાં પગ મુકવાની તેમને મનાઇ થઇ. કૈસરના કુટુંબને જર્મનીમાં આવવાની રજા મળી. કૈસરની રાણી જ્યાં મહારાણી પદે હતાં; ત્યાં એક અમીરની પત્નીની માફક હરે ફરે છે. જ્યાં યુવરાજને ખમા–ખમા થતી; ત્યાં યુવરાજ એક સાધારણ અમીરની માફક જર્મનીમાં હરે ફરે છે. એ પણ કાળ; અને આ પણ કાળ; એમ પણ બને. જગત્ રાને રંક કરે; અને રંકને રા કરે; વિગેરે બાબતો પવન ફવાય; ત્યારે મનુષ્યે માનવીજ પડે. માનવી પડે એટલુંજ નહીં; પણ અનુભવવી પડે. આફતમાંથી બચવા પ્રયત્ન થાય; તે અવશ્ય કરવો; પણ પ્રયત્ન કરતાં શ્રીહરિને શરણે રહેવું. અને કદિ ન ફાવો; ત્યારે–'શ્રીહરિની એમ મરજી છે-' એમ સમજી સંતોષ રાખવો. હરિ શરણે રહેવું. હરિ રાખે તેમ રહેવું. જગત્માં જેઓ ફાવે નહીં; તેમણે જરૂર હરિશરણે રહેવું-સંતોને અને શાસ્ત્રોને સેવવાં.

શ્રીકૃષ્ણ આ વાત જાણતા હતા કે નહીં? તે હવે કહે છે—

**भगवान् ज्ञातसर्वार्थे, ईश्वरोऽपि तदन्यथा ॥**
**कर्तुं नैच्छद्विप्रशापं, कालरूप्यन्वमोदत ॥२४॥**

**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे विप्रशापो नाम प्रथमोऽध्यायः ॥१॥**

**અર્થ—શ્રીકૃષ્ણ આ બધું જાણતા હતા, અને બ્રાહ્મણોના શાપને અન્યથા (રદ) કરવા, પ્રભુ સમર્થ હતા; તોપણ તે શાપને રદ કરવા પ્રભુએ ઇચ્છયું નહીં. પોતે કાળરૂપ હોવાથી–પોતે પોતાના કુળનો અંત આણવાનો વિચાર કરેલો હોવાથી, ઉગ્રસેને જે કર્યું; તેમાં પ્રભુએ પોતાની સંમતિ આપી. [૨૪]**

૨૪ વિવેચન—

આ વાત જાણ્યા પછી પ્રભુએ સંમતી આપી કે–'તમે કર્યું તે બરાબર છે.' બ્રાહ્મણોના શાપને ફેરવી નાંખવાની પ્રભુમાં શક્તિ છે.' એમ કહીને, પ્રભુની પ્રભુતા સૂચવી. પ્રભુએ ગુરૂનો મરી ગએલો પુત્ર આણી આપ્યો. દેવકીજીના મરી ગએલા પુત્રો આણી આપ્યા. સુતી મથુરાને દ્વારકામાં પ્રભુ લાવ્યા. સર્વથી પર જો કોઇ હોય; તો તે આ છે. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે–'**अहं सर्वस्य प्रभवः, मत्तः सर्वं प्रवर्तते** ॥ સર્વનો પ્રભુ હું છઉં; અને મારાથીજ બધું થાય છે.'

ભક્તો બોલે છે કે—

૨૪ પદચ્છેદ:—**भगवान् ज्ञातसर्वार्थः ईश्वरः अपि**–ભગવાન સઘળું જાણતા હતા અને સમર્થ હતા છતાં. **तत् विप्रशापं अन्यथा कर्तुं**–બ્રાહ્મણોના તે શાપને ખોટો પાડવા. **न ऐच्छत्**–ઈચ્છયું નહીં. **कालरूपी अन्वमोदत**–પોતે કાળરૂપ હોવાથી તેમાં સંમતિ આપી.

'ધણીનો ધાર્યો મનસૂબો, હરબ્રહ્માથી નવ ફરે;
કૃષ્ણને કરવું હોય તે કરે, ચિત્ત તું શિદને ચિંતા ધરે !'

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવત એકાદશ સ્કંધનો પહેલો અધ્યાય સંપૂર્ણ. બોલીયો હરિ. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર. આસપાસ બેઠાં હોય તેમને પ્રેમથી જયશ્રીકૃષ્ણ કહેજો. એકાદશસ્કંધનો મહિમા, ઘણા લોકો જાણે છે. તેમને પ્રેમથી તમારે આંગણે તેડી, આ કથા સંભાળજો. રાજી થશે.

અમદાવાદ, મોક્ષમંદિર ભાદરવો ૧૯૯૦. } લી. રામશંકર મોનજી ભટ્ટ.

## અધ્યાય બીજો.

**વિષય**—આ બીજા અધ્યાયમાં વસુદેવજીએ પૂછતાં, નારદજી નિમિ રાજાનો અને યોગેશ્વરોનો સંવાદ—જેમાં ભગવત્સંબંધી ધર્મો છે; તે કહેશે.

નારદજીને દક્ષ પ્રજાપતિનો શાપ હતો કે—તે એક ઠેકાણે ઠરીને બેસે નહીં; છતાં તે દ્વારકામાં કેમ ઠરીને બેસતા? તે સંબંધી કહે છે—

**श्रीशुक उवाच ॥**

**गोविन्दभुजगुप्तायां, द्वारवत्यां कुरूद्वह ॥**
**अवात्सीन्नारदोऽभीक्ष्णं, कृष्णोपासनलालसः ॥ १ ॥**

**અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે—હે પરીક્ષિત રાજા! નારદજીને દક્ષનો શાપ હતો; તેથી તે કયાંઈ ઠરીને રહી શક્તા નહીં; તો પણ ભગવાનની ભુજાથી રક્ષાએલી દ્વારકામાં, શ્રીકૃષ્ણની ઉપાસનામાં લાલચવાળા નારદજી, વારંવાર (આવીને) વસતા હતા. [૧].**

૧ વિવેચન—

નારદ કોણ?—કે **कृष्णोपासनलालसः**—ભગવાનની ઉપાસના કરવાની જેમને લાલચ હતી તે નારદ. આપણને ધનની, વિષય સુખની, પુત્રાદિની અને પ્રતિષ્ઠાની જેટલી લાલચ છે; તેટલી ભગવાનની ભક્તિની લાલચ નથી. અંબાલાલ ભાઇ મ્યુ.ના મેંબરને ચાળે ચડયા; તે એક હજાર વાપર્યા. પછી સત્યનારાયણની કથા કરાવી. તેમાં સવા રૂપૈયો—તે પણ માંડ માંડ—વાપર્યો. સોપારી સડેલાં, અને ચોખા જાડા આપી બ્રાહ્મણને પતાવ્યો. પાંચહજાર ખરચીને પરણ્યા હોય; તે સ્રીને પણ, પતિના શેઠ થવું ગમે; પતિની ભક્તિ કરવી ગમે નહીં. પુત્રોને પિતાની મીલ્કત લેવી ગમે; પિતાની ભક્તિ કરવી ગમે નહીં. શિષ્યો ગુરૂ પાસેથી કરોડનો નફો લે; પણ સેવાભાવી ન હોય. હોય તો બહુ ભાગ્યશાળી. 'સદ્ગુરૂ સંગે—રહેવું રંગે' આનંદ વાધે અંગે;' એવું તો ભાગ્ય હોય તોજ બને. સેવા કરનારના ઉપર, સેવા લેનારના ચારે હાથ હોય છે. પંચવટીમાં રામ લક્ષ્મણને કહે છે કે—

---

૧ પદચ્છેદ—**कुरूद्वह**—હે પરીક્ષિત રાજા! **गोविंदभुजगुप्तायां द्वारवत्यां**—ભગવાનની ભુજાથી રક્ષા પામેલી દ્વારકામાં. **कृष्णस्य उपासने लालसा यस्य सः कृष्णोपासनलालसः**—કૃષ્ણની સેવામાં જેને ઘણી લાલચ છે એવા. **नारदः अभीक्ष्णं**—નારદ ઘણી વાર. **अवात्सीत्**—વસતા હતા.

ચોપાઇ—ધર્મતે વિરતિ યોગતે ગ્નાના, ગ્નાન મોક્ષપ્રદ વેદ બખાના;
જાતે વેગિ દ્રવીં મેં ભાઇ, સો મમ ભક્તિ ભક્ત સુખદાઈ.
[ મોક્ષવાણી પાનુ ૩૩ A ]

હનુમાનને શ્રીરામે કહ્યું છે કે—

ચોપાઈ—સમદર્શી મોહી કહ સબ કોઉ, સેવક પ્રિય અનન્યગતિ હોઉ.
[ મોક્ષવાણી પાનુ ૪૦ A ]

ગીતાના ૯ મે અધ્યાયે ગોવિંદ બોલ્યા છે કે—

**समोऽहं सर्वभूतेषु, न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजंति तु मां भक्त्या, मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥**

ત્યાંજ વળી કહ્યું છે કે—

**पत्रं पुष्पं फलं तोयं, यो मे भक्त्या प्रयच्छति ॥ २६ ॥**

સંતો એમ પણ બોલ્યા છે કે—

**भक्त्या तुष्यति केवलं न तु गुणैर्-भक्तिप्रियो माधवः ॥**

તાત્પર્ય—પ્રભુને ભક્ત વ્હાલા. તેથી પોતાની ભુજાના બળથી રક્ષાએલી દ્વારકામાં, નારદજી આવતા હતા.

શું નારદજી જેવા ગ્નાની હજી ઉપાસના કરતા હતા ?–તેનો ખુલાસો કરે છે—

**को नु राजन्निन्द्रियवान, मुकुन्दचरणाम्बुजम् ॥**
**न भजेत्सर्वतोमृत्यु–रुपास्यममरोत्तमैः ॥२॥**

**અર્થ—હે રાજન્ ! સર્વસ્થળમાં જેને માથે મૃત્યુ ભમે છે; એવો કયો ઇંદ્રિયવાળો (સમજુ) પુરૂષ, મોટા દેવો જેની ઉપાસના કરે છે; એવા ભગવાનના ચરણારવિંદને ન ભજે ! એટલે ભજેજ. એટલે નારદાદિ પણ હરિચરણનું સ્મરણ કરતા હતા. (૨)**

૨ વિવેચન—

શ્રી રામચંદ્ર અયોધ્યાવાસીઓને કહે છે કે—

દોહરા—જીવન્મુક્ત બ્રહ્મ પર, ચરિત સુનહિ તજિ ધ્યાન;
જે હરિ કથા ન કરહિ રતિ, તિનકે હૃદય પષાણ—સીયા૦

મરવું તે જેમ નક્કી છે; તેમ કાંઇ કરવું; તે પણ નક્કી છે. કાંઇ કરવું એટલુંજ નહીં; પણ કાંઇ ત્વરાથી કરી લેવું; તે ડહાપણનું કામ છે. તે સમજણવાળાનું કામ છે. ઇંદ્રિય એટલે ગ્નાનેંદ્રિય અથવા સમજણ. ઇંદ્રિયવાન્ એટલે સમજણવાળો. તે સમજે છે કે મૃત્યુનો ભય ક્ષણે ક્ષણે છે. તેથી હરિ ભજવામાં આળસ કરવું; તે ભયંકર ભૂલ છે. જેમ નાનું બાળક બાપાની આંગળીએ વળગીને ચાલ્યું આવે; તો તે અનેક ભયમાંથી બચી જાય; તેમ ભક્તો પણ પ્રભુની છાયામાં રહીને, માયાના અનેક ભયમાંથી બચી જાય.

---

૨ પદચ્છેદઃ—**राजन**–હે રાજા ! **अमरेषु उत्तमाः, तैः अमरोत्तमैः**–**अमरोत्तमैः उपास्यम् मुकुंदचरणांबुजम्**–મોટા દેવોને (પણ) સેવવા લાયક મુંકુંદ ભગવાનના ચરણને. **कः इंद्रियवान सर्वतोमृत्युः**–સર્વ સ્થળમાં જેને માટે મૃત્યુ ફરે છે એવો કયો ઇંદ્રિયવાળો સમજુ પુરૂષ. **न भजेत्**–ભજે નહીં.

હવે કથાનો મુખ્ય વિષય શરૂ થાય છે—

**तमेकदा तु देवर्षिं, वसुदेवो गृहागतम् ॥**
**अर्चितं सुखमासीन-मभिवाद्येदमब्रवीत् ॥३॥**

**॥ वसुदेव उवाच ॥**

**भगवन् भवतो यात्रा, स्वस्तये सर्वदेहिनाम्॥**
**कृपणानां यथा पित्रो-रुत्तमश्लोकवर्त्मनाम् ॥४॥**

**અર્થ—આ નારદજી, એક દિવસે વસુદેવને ઘેર આવી ચડતાં, વસુદેવે તેમનું પૂજન કર્યું. પછી તેમને સારી રીતે બેસાડીને, અને પ્રણામ કરીને, કહ્યું કે-(૩) હે મહારાજ ! જેમ માબાપનું આવવું, બાળકોનાં કલ્યાણ માટેજ હોય છે; તેમ સત્પુરૂષોનું આવાગમ ત્રણે તાપથી તપેલાં તમામ પ્રાણીઓના કલ્યાણ માટેજ હોય છે. તે પ્રમાણેજ આપનું (અહીં) આવવું, (અમારા) કલ્યાણ માટેજ છે. [૪]**

૩–૪ વિવેચન—

શ્રીકૃષ્ણના પિતાને કેવો વિવેક છે ! કૃષ્ણ જેવા પુત્ર અને સોનાની દ્વારકા ! માયિક સુખ જીવને બહુ ભમાવે છે. આંજી દે એવો પ્રકાશ સામેથી આવતો હોય; ત્યારે આપણે સાવધાન થઈ જઈએ છીએ-કે રખે ! કયાંઇ અફળાઈ પડીએ ! તેમ સંસારનાં સુખ સામાં ચાલ્યા આવતાં હોય, ત્યારે સાવધાન થઈ જવું; કે રખે અભિમાનરૂપી શીકારી વાઘ હૃદયમાં પેસી ન જાય ! રખે ગરીબોને ન સતાવાય ! રખે સંતોનો અનાદર–ન થાય ! રખે ધર્મભાવના–દેવ ભાવના–શાસ્ત્રભાવના કમી થઇ ન જાય ! વિગેરે.

જેમ પંખો ફરે; અને પવન આવે; તેમ સંતો ફરે; અને સંસારના તાપથી તપેલાં લોકોને શાંતિ મળે. સંતો અને જળ વહેતાં સારાં રહે. સમાજને પણ તેથી ઘણો લાભ રહે. બાવાજી મકાન બાંધીને બેઠા કે–વહેતા બંધ થઇ ગયા. વળી જ્યાં બેઠા; ત્યાં ઘર જમાવ્યું. એક ઘરમાંથી નીકળી; બીજા ઘરમાં આવ્યા. ઘાણીનો બળદ ઘણું ફરે; પણ ત્યાંનો ત્યાંજ દેખાય. પવિત્ર બ્રાહ્મણોએ પણ, વરસમાં બે પાંચ મહિના, અનુકુળતા પ્રમાણે વિચરવુંજ જોઈએ.

---

૩ પદચ્છેદ—**एकदा**-એક દિવસ **तम् गृहागतम् देवर्षिं**-ઘરે આવેલા તે દેવઋષિ નારદને. **वसुदेवः**-વસુદેવે. **अर्चितं सुखम् आसीनम्**-પૂજન કરીને. તથા સારી રીતે બેસાડીને. **अभिवाद्य**-પ્રણામ કરીને. **इदम् अब्रवीत्**-આ પ્રમાણે કહ્યું.

૪ પદચ્છેદ—**भगवन्**-હે મહારાજ ! **यथा पित्रोः(यात्रा बालकानाम् स्वस्तये तथा)**-માતા પિતાનું આગમન જેમ બાળકોના કલ્યાણ માટેજ હોય તેમ. **कृपणानाम् सर्वदेहिनाम्**-ત્રણે તાપથી તપેલાં તમામ પ્રાણીઓના. **स्वस्तये**-કલ્યાણને માટે. **उत्तमश्लोकवर्त्मनां यात्रा**-સંત પુરૂષોનું આવાગમન. તે પ્રમાણે. **भवतः यात्रा**-આપનું **(અહીં)** પધારવું **(છે).**

હવે સંતોને દેવો સાથે સરખાવે છે—

**भूतानां देवचरितं, दुःखाय च सुखाय च ॥**
**सुखायैव हि साधूनां, त्वादृशामच्युतात्मनाम् ॥५॥**
**भजन्ति ते यथा देवान्, देवा अपि तथैव तान् ॥**
**छायेव कर्मसचिवाः, साधवो दीनवत्सलाः ॥६॥**

અર્થ–દેવતાઓનું આવવું, પ્રાણીઓના દુઃખને માટે હોય; અને સુખને માટે પણ હોય; (એટલે દેવતાઓ વૃષ્ટિથી સુખ આપે; અને અતિવૃષ્ટિથી દુઃખ પણ આપે.); અને ભગવાન્‌માં ચિત્ત રાખવાવાળા આપ સરખા સાધુ પુરૂષોનું આવવું, સુખ માટેજ હોય. (૫) લોકો જે પ્રમાણમાં દેવોને ભજે છે; તે પ્રમાણમાં કર્મપ્રધાન દેવો, લોકોને સુખ આપે છે. કારણકે પુરૂષ જેટલું કામ કરે છે; તેટલુંજ તેનો પડછાયો પણ કરે છે. એટલે પુરૂષ જેવાં કર્મ કરે; તેવાંજ ફળ દેવતાઓ આપી શકે છે; અને આપ જેવા સાધુપુરૂષો તો, સેવાનું પ્રમાણ ન જોતાં, સર્વોત્તમ ફળને આપનારા છો. (૬)

૫—૬ વિવેચન—

દેવો પણ અપેક્ષા રાખે; એવો માનવ દેહ. માનવ દેહમાં અપેક્ષા કરવા લાયક–મુમુક્ષુતા. દેવોને પણ રાગદ્વેષ, કામ ક્રોધ અને લોભ. એ તમામ દોષો જ્યાં શમી જાય; એવું સંતનું જીવન. કાળીદાસે ઋષિજીવનનું વર્ણન કર્યું છે કે—

રાગ શાર્દૂલવિ૦

**प्राणानामनिलेन वृत्तिरुचिता, सत्कल्पवृक्षे वने ।**
**तोये कांचनपद्मरेणुकपिशे, धर्माभिषेकक्रियाः ॥**
**ध्यानं रत्नशिलातलेषु विबुध–स्त्रीसंनिधौ संयमः ।**
**यद्वांछंति तपोभिरन्यमुनयस्–तस्मिंस्तपस्यंत्यमी ॥**

[ શાકુંતલ નાટક ]

અર્થ—[કલ્પના કરો કે તુરત ફળ આપે; તે કલ્પવૃક્ષ] મુનિયો કલ્પવૃક્ષના વનમાં વસે; તો પણ કાંઇ કામના નહીં રાખતાં, વાયુના અહારથીજ દેહને ટકાવી રાખે છે. સોનાના જેવા રંગ વાળા નહીં; પણ સોનાનાંજ કમળો, જે જળાશયમાં થાય; ત્યાંથી

---

૫ પદચ્છેદ—**देवचरितं**–દેવતાઓની વર્તણુક. **भूतानां दुःखाय च सुखाय च**–પ્રાણીઓમાં દુઃખને માટે હોય અને સુખને માટે પણ હોય. **हि**–પણ. **अच्युतात्मनाम् त्वादृशां साधूनां (चरितं)**–ભગવાનમાં ચિત્ત રાખવાવાળા, આપ સરખા સાધુ પુરૂષોની વર્તણુક. **सुखाय एव**–સુખને માટેજ છે.

૬ પદચ્છેદ—**ये यथा देवान भजन्ति**–તેઓ જે પ્રમાણમાં દેવોને ભજે છે. **कर्मसचिवाः देवाः अपि तान् तथा एव छाया इव (भजन्ति)**–સૌ સૌનાં કર્મના પ્રમાણમાં આપનારા દેવો પણ, ભકતોને તેમની સેવાના પ્રમાણમાં–છાયાની માફક–ભજે છે એટલે પ્રસન્ન કરે છે. **साधवः दीनवत्सलाः**–અને આપ જેવા સાધુપુરૂષો તો સેવાનું પ્રમાણ ન જોતાં સર્વોત્તમ ફળને આપનારા છો.

મુનિયો સોનાનાં તે કમળો વીણી લઇને, સોનું એકઠું કરવાની દરકાર રાખતા નથી; પણ તે જળને માત્ર નાવા ધોવામાં વાપરે છે. રત્ન જેવી નહીં, પણ રત્નોનીજ શીલાઓ જ્યાં અસંખ્ય હોય; ત્યાં મુનિયો વસે; તો પણ તેઓ તે શીલાઓની દરકાર રાખતા નથી. માત્ર તે શીલાઓ ઉપર બેસીને પરમાત્માનું ધ્યાન ધરે છે. ઉર્વશી જેવી અનેક દેવાંગનાઓ, જ્યાં મનવાંચ્છીત ભોગ આપવા તૈયાર રહે છે; ત્યાં મુનિયો સંયમના બળથી, તેમના સામું પણ જોતા નથી. જે અનાત્મ પદાર્થો માટે ઇંદ્રો, હિરણ્યકશીપુ, રાવણ અને બાણાસુર આદિ પુરૂષોએ ભયંકર તપ કર્યાં છે. **તે પદાર્થોના ત્યાગ માટે,** મુનિઓ તપ કરી રહ્યા છે. એટલે એવા નાશવંત પદાર્થોમાંથી મમતા તોડવા, મુનિઓ તપ કરી રહ્યા છે. [અભિજ્ઞાન શાકુંતલ ૭/૧૨]

હજી સાંભળો—

**રાગ શાર્દૂલ.**

**नास्माकं शिबिका न चास्ति कटका–चालंक्रियासत्क्रिया ।**
**नोत्तुंगस्तुरगो न कश्चिदनुगो, नाप्यंबरं सुंदरं ॥**
**किं तु क्ष्मातलवर्त्यशेषविदुषां, साहित्यविद्याजुषाम् ।**
**चेतस्तोषकरी शिरोनतिकरी, विद्यानविद्यास्ति नः ॥**

અર્થ—મુનિયો કહે છે કે–'આ સંસારમાં અમારે પાલખીની દરકાર નથી. સોનાનાં કડાં, શાલ, દુશાલા, આદિ સત્કારના પદાર્થોની પણ અમારે દરકાર નથી. પાણીદાર ઘોડો પણ અમારે જોઇતો નથી. કોઈ નોકરની પણ અમારે જરૂર નથી. સુંદર વસ્ત્રની અમારે દરકાર નથી. અમારે એકજ વસ્તુની દરકાર છે; તે એ કે–આ સંસારમાં રહેનારા સાહિત્યકલાવિલાસી અનેક વિદ્વાનોની પ્રસાદી રૂપ, સર્વાંગ સુંદર, ચિત્તમાં શાંતિ ફેલાવી દે એવા, અને બુદ્ધિને નમ્રતાનો સ્વભાવ શીખવી દે; એવા જ્ઞાનની અમારે જરૂર છે. એટલે એવા જ્ઞાનની અગર એવા જ્ઞાનીની અગર એવા જ્ઞાનથી લખેલાં પુસ્તકોની અમારે દરકાર છે.'

**साधवो दीनवत्सलाः**—સાધુ પુરૂષો દીનના ઉપર ભાવ રાખનારા છે. વ્યાસ મુંજાયા ત્યારે ત્યાં જઈ તેમને નારદે જ્ઞાન આપ્યું. વાલ્મીકિને પાવન કર્યા. ધ્રુવ, પ્રલ્હાદ અને એવા બીજા ઘણાને સદ્બોધ આપી નારદે ન્યાલ કર્યા. સંતોનાં આ ચારિત્ર, દેવોનાં ચારિત્ર કરતાં વધી પડે છે.

હવે વસુદેવ નારદજીને ભાગવત ધર્મ સંબંધી પ્રશ્ન કરે છે—

**ब्रह्मंस्तथाऽपि पृच्छामो, धर्मान् भागवतांस्तव ॥**
**यान् श्रुत्वा श्रद्धया मर्त्यो, मुच्यते सर्वतो भयात् ॥७॥**

**અર્થ—આપનાં દર્શનથીજ અમે કૃતાર્થ થયા છઈએ; તોપણ હે મહારાજ! ભાગવત સંબંધી ધર્મો આપને અમે પુછીએ છઇએ; જે ધર્મોને શ્રદ્ધાપૂર્વક સાંભળવાથી, મનુષ્ય સઘળા ભયથી મૂક્ત થાય છે. [૭]**

---

૭ પદચ્છેદ—**तथापि**–આપનાં દર્શનથીજ અમો કૃતાર્થ થયા છઇએ તોપણ. **ब्रह्मन्**–હે મહારાજ ! **भागवतान् धर्मान् तव प्रच्छामः**–ભગવત સંબંધી ધર્મો આપને પુછીએ છઇએ. **यान् श्रद्धया श्रुत्वा**–જે ધર્મોને શ્રદ્ધાપૂર્વક સાંભળવાથી. **मर्त्यः सर्वतः भयात् मुच्यते**–મનુષ્ય સઘળા ભયથી મુક્ત થાય છે.

૭ વિવેચન—

સંતોનાં દર્શનથી કૃતાર્થ થઈએ; તો પણ જ્ઞાનની અપેક્ષા રહેવી જોઈએ. શ્રુતિ પણ કહે છે કે–'જ્ઞાન વિના મૂક્તિ નથી.' સુતાર આપણે ઘેર કામે આવે; પણ પાસે હથીયાર ન હોય; તો નકામો ! ધાંયજો આપણે ઘેર આવે; પણ કોથળી, પોતાને ઘેર ભૂલી ગયો હોય તો ! તેમ બ્રાહ્મણ સાધુ આપણને મળે; પણ તેમની પાસે જ્ઞાન ન હોય તો ! શ્રી આદ્યશંકરાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીસ્વામીનારાયણ વિગેરે જે જે, અત્યાર સુધી વંદનીય ગણાય છે; તે તેમનાં ચારિત્ર અને જ્ઞાનથી. તેમણે ઠેક ઠેકાણે જ્ઞાનના યજ્ઞ કર્યા.

વસુદેવે કયો પ્રશ્ન કર્યો ?—**भागवतान् धर्मान्** ભાગવત ધર્મો સંબંધી પ્રશ્ન કર્યો.

તે સાંભળવાનું ફળ ?—મનુષ્યને સર્વ પ્રકારના ભયથી મૂક્તિ મળે–તે.

કેવી રીતે તે સાંભળવું ? શ્રદ્ધાપૂર્વક.

ભાગવત ધર્મ શું ?—તે સંબંધી હવે ઘણી વાતો આવશે; તોપણ થોડું આપને હાલ કહું. ભગવાન્ સંબંધી જે ધર્મો, તે ભાગવત ધર્મ. તેનો ટુંકામાં ટુંકો ખુલાસો–ભગવાનને પામવા માટે, જે જે કરવું ઘટે; તે ભાગવત ધર્મ. જેમાં જીવ, ઈશ્વર અને જગત્ સંબંધી ખુલાસા કરી; જ્ઞાન, કર્મ, અને ભક્તિ, અથવા જ્ઞાન–વૈરાગ્ય અને ભક્તિનું ઉત્તમ પ્રકારે નિરૂપણ કર્યું હોય–તે ભાગવત ધર્મ. ગીતામાં ભાગવતધર્મ છે. મહાભારતના શાંતિપર્વમાં, યુધિષ્ઠિર મહારાજના કલ્યાણ માટે, ૧૭૪ મા અધ્યાયથી **મોક્ષધર્મપર્વ** તેમને સંભળાવ્યું હતું; તે ભાગવતધર્મ છે. સસ્તા સાહિત્યની કૃપાથી, ઘેર ઘેર મહાભારતનાં પુસ્તકો પહોંચી ગયાં છે; તે પુસ્તકો ઉઘાડો–તો કાંઈક બોલું. સાંભળો—

૧૭૪ મા અધ્યાયમાં—બ્રાહ્મણ અને સેનજિતની કથા;
૧૭૫ મા અધ્યાયમાં—કાળના મુખમાં મુસ્તક છે માટે સાવધ થા.
૧૭૬ મા અધ્યાયમાં—શંપાક ગીતા.
૧૭૭ મા અધ્યાયમાં—મંકી ગીતા.
૧૭૮ થી ૧૮૧—માં–બોધ્ય ગીતા.
૧૮૨ થી ૧૯૫—માં–ભૃગુભારદ્વાજસંવાદ.
૧૯૬ થી ૨૦૦—માં–જાપકોપાખ્યાન.
૨૦૧ થી ૨૦૯—માં–મનુબૃહસ્પતિનો સંવાદ.
૨૧૦ થી ૨૧૭—માં–વાર્ષ્ણેયાધ્યાત્મ કથન.
૨૧૮ થી ૨૨૧—માં–જનકપંચશિખ સંવાદ.
૨૨૨ થી ૨૩૦—માં–ઈંદ્ર પ્રહ્લાદ સંવાદ.
૨૩૧ થી ૨૫૫—માં–વ્યાસશુકનો સંવાદ.
[આનું નામ તે પિતાપુત્ર; જેમણે જ્ઞાન ચર્ચા કરી.]
૨૫૬ થી ૨૬૦—માં–મૃત્યુ અને બ્રહ્માનો સંવાદ.
૨૬૧ થી ૨૬૪—માં–તુલાધાર અને જાજલિનો સંવાદ.
૨૬૫ થી ૨૬૭—માં–વિચખ્નુ ગીતા.
૨૬૮ થી ૨૭૭—માં–કપિલ ગીતા.
૨૭૮ ,,–હારિત ગીતા–કોણ અવિનાશી સ્થાનમાં જાય છે ?

૨૭૯ થી ૨૮૯—માં–વૃત્ર ગીતા.
૨૯૦ થી ૩૦૧—માં–પારાશર ગીતા.
૩૦૨ થી ૩૦૯—માં–વસિષ્ઠ જનક સંવાદ.
૩૧૦ થી ૩૨૦—માં–યાજ્ઞવલ્કય ગીતા.
૩૨૧ થી ૩૩૩—માં–શુકચરિત્ર.
૩૩૪ થી ૩૫૧—માં–નારાયણીય આખ્યાન.
૩૫૨ થી ૩૬૫—માં–આશ્રમ વિશે-ઉંછવૃત્તિ આખ્યાન.

પુસ્તકો જોતાં, અને તત્ત્વજ્ઞાનની ચર્ચાઓ જોતાં, ખાત્રી થાય છે કે-ભારતમાં આ કામ કરવાનો ભારે ઉત્સાહ હશે–ઉત્તમ ખંત હશે. ઉત્સાહ અને ખંત વાળા જીવો, અવકાશને ખુણે ખોચરેથી શોધી લાવે-પકડી લાવે.

યોગવાસિષ્ઠ તરફ નજર કરો; તો તેમાં પણ, ભાગવત ધર્મની કથાઓ છે. આ સંવાદ રામ અને વસિષ્ઠ વચ્ચે છે. તેમાં કયા કયા પ્રકરણ છે? ગામના મૂખ્ય મૂખ્ય લત્તાઓ તો જાણવાજ જોઇએ. સાંભળો—(૧) વૈરાગ્ય પ્રકરણ. (૨) મુમુક્ષુ પ્રકરણ. (૩) ઉત્પત્તિ પ્રકરણ. (૪) સ્થિતિ પ્રકરણ. (૫) ઉપશમ પ્રકરણ. (૬) નિર્વાણ (મોક્ષ) પ્રકરણ. આ છેલ્લું પ્રકરણ આગળના પાંચે પ્રકરણ જેવડું છે.

જાણવાનું ઘણું છે; તોપણ ભાગવત ધર્મ ન જાણ્યા; તેમણે કાંઇ જાણ્યું નથી; એમ બૃહસ્પતિ સંહિતા કહે છે—

**अज्ञातभगवद्धर्मा, मंत्रविज्ञानसंविदः ।**
**नरास्ते गोखरा ज्ञेया, अपि भूपालवंदिताः ॥**

અર્થ—મંત્ર, વિજ્ઞાન અને જ્ઞાનથી યુક્ત હોય; અને રાજાઓ તેમને પ્રણામ કરતા હોય; પણ જો તેઓ ભાગવતધર્મોને જાણુતા ન હોય; તો તે ગોખર–ગધેડા જેવા છે.

વેદાંત એટલે માત્ર જ્ઞાનની વાતો; ઉપાસના, એટલે માત્ર ભક્તિમાર્ગ; અને પૂર્વ મીમાંસા એટલે માત્ર કર્મ માર્ગ; પણ ભાગવતધર્મો એટલે તેમાં સૌનો સમાવેશ. ગીતા, મહાભારત, યોગવાસિષ્ઠ અને બીજાં પુરાણો થયાં પછી, શ્રીમદ્દભાગવતનો ગ્રન્થ, વ્યાસજીએ રચ્યો છે; તેથી-જેમ કોઇ હોશીયાર વૈદ્ય ઘણી, દવાઓની મેળવણી કરીને, એક સુંદર ડોઝ બનાવે; અને તે ડોઝ રગેરગમાં પ્રસરી માંદાને સતેજ બનાવી દે; તેમ વ્યાસજીએ ઘણાં શાસ્ત્રોના સાર લઇને, એકાદશ સ્કંધ રૂપી ડોઝ બનાવ્યો છે. શ્રદ્ધાપૂર્વક સાંભળો; તેને અવસ્ય લાભ થાય. બુદ્ધ અને મહાવીરના આગમોમાં, ક્રાઇસના બાઇબલમાં, મહમદ સાહેબના કુરાનમાં, નાનક સાહેબના ગ્રન્થસાહેબમાં, અને એવા બીજા અર્વાચીન મહાત્માઓના ગ્રન્થોમાં, તત્ત્વજ્ઞાનની જે કાંઇ ઝમક છે; તે ભારતના પ્રાચીન તત્ત્વજ્ઞાનની છાયા છે. આ એકાદશ સ્કંધમાં થોડામાં ઘણું છે; માટે ભાવથી સાંભળજો.

વસુદેવ કહે છે કે—હજી મારે મોક્ષ સંબંધી કામ બાકી છે—

**अहं किल पुराऽनन्तं, प्रजाऽर्थो भुवि मुक्तिदम् ॥**
**अपूजयं न मोक्षाय, मोहितो देवमायया ॥ ८ ॥**

---

૮ પદચ્છેદ—**देवमायया मोहितः**–દેવની માયાથી મોહ પામેલા એવા મેં. **पुरा**

**અર્થ—વસુદેવ આગળ કહે છે કે–દેવની માયાથી મોહ પામેલો એવો જે હું–તેણે પૂર્વે મુક્તિ આપનારા ભગવાનને, પ્રજા અર્થે, પૂજ્યા હતા; પણ મોક્ષને માટે નહીં. (આ વાત ભગવાને પોતાના જન્મ વખતે મને કહી હતી. તેથી હવે મોક્ષને માટે શું કરવું; તે હું આપને પુછું છઉં. (૮)**

૮ વિવેચન—

મોક્ષનું કામ મુદ્દાનું છે. જેમ પાઘડીનો છેડો ખીલી, તેમ જીવનો છેડો મોક્ષ. સંસારમાં સમ્રાટ થાય; પણ મોક્ષની વાત તો દૂરજ રહે. ત્યારે મોક્ષ એટલે શું ?–

પદ.

સાખી–એવો રે દિવસ કયારે આવશે ! જે દિન શાંતિમાં વાસ,
હું ને મારૂં રે મટી જશે, પડશે પૂરણ પ્રકાશ–વાટ જોઉં રે એ દીનની.

સાખી–ક્ષમા–દયાના ઉભરા, સાથે સાચો વૈરાગ્ય,
ભલે રે રહું મારા ઘરવિશે, તૂટે સૌથી રે રાગ–વાટ જોઉં રે એ દીનની.

અહો ! એવો દિવસ કયારે આવે ? કે–જ્યારે **હું આ છઉં; તે નહીં;** એમ અનુભવથી સમજાય ! હું આ નહીં; પણ હું તે. ભગવાનના જન્મ સંબંધી થોડી પાછલી વાતો કરીએ. એટલે વસુદેવ જે બોલે છે; તે બરાબર સમજાય. સાંભળો. દશમસ્કંધના ૩જા અધ્યાયમાં, શ્રીકૃષ્ણે વિષ્ણુરૂપે, વસુદેવ દેવકીને કારાગૃહમાં દર્શન દીધું હતું. પ્રભુએ તે બેઉને ત્યાં કહ્યું હતું કે–‘ તમે પૂર્વજન્મમાં પ્રશ્નિ અને સુતપા નામે નિર્દોષ પ્રજાપતિ હતા. મારે માટે તમે ભયંકર તપ કર્યું હતું. મેં આ રૂપે તમને ત્યાં દર્શન દીધાં. ‘ વર માગો ’ એમ કહેતાં, તમોએ મારા જેવો પુત્ર માગ્યો. તમોએ સંસારનાં વિષયસુખ ભોગવ્યાં નહોતાં; અને તમારે સંતાન પણ થયું ન હોતું. તેથી માયાના મોહને લીધે, તમોએ મારી પાસેથી મોક્ષ માગ્યો નહીં. મારા જેવો પુત્ર માગ્યો. મારા જેવો હું એકજ છઉં; તેથી તે અવતારમાં ‘ પૃશ્નિગર્ભ ’ નામે હું તમારો પુત્ર થયો. બીજે અવતારે તમે કશ્યપ અને અદિતિ થયાં હતાં. ત્યાં ઉપેંદ્ર (વામન) એવા નામથી, હું તમારો પુત્ર થયો હતો. આ ત્રીજા અવતારમાં, તમે વસુદેવ દેવકી બન્યાં છો; અને હું હવે કૃષ્ણરૂપે તમારો પુત્ર થઇશ.” પછી ૪૫ મા શ્લોકમાં પ્રભુ આગળ કહે છે કે—

**युवां मां पुत्रभावेन, ब्रह्मभावेन चासकृत् ॥**
**चिंतयंतौ कृतस्नेहौ, यास्येथे मद्गतिं पराम् ॥ ४५ ॥**

અર્થ—તમે પુત્રભાવથી અને બ્રહ્મભાવથી–બેઉભાવથી, મારૂં વારંવાર ચિંતવન કરજો; અને મારામાં સ્નેહ રાખજો. તેથી હવે તમને મોક્ષની પ્રાપ્તિ થશે. [૪૫]

મોક્ષનો કોલ પ્રભુ વસુદેવને આપી ચૂકયા છે; પણ પુત્રભાવમાં ભુલા પડેલા વસુદેવજી, તે વાત ચૂકી ગયા જણાય છે. અથવા વૃદ્ધોએ સંતોના સમાગમમાં બેસીને, બ્રહ્મવાર્તા સાંભળવીજ જોઇએ; એવો ભાવ પણ હોય.

---

**किल**–પ્રથમ ખરેખર. **मुक्तिदम् अनंतं अहम् प्रजार्थः अपूजयं**–મુક્તિ આપવાવાળા ભગવાનને મેં પ્રજા માટે પુજ્યા હતા. **न मोक्षाय**–મોક્ષ માટે નહીં.

હવે સંસારનું સ્વરૂપ કહીને તેમાંથી બચવાનો ઉપાય વસુદેવ પૂછે છે—

**यथा विचित्रव्यसनाद्–भवद्भिर्विश्वतो भयात् ॥**

**मुच्येमाञ्जसैवाद्धा, तथा नः शाधि सुव्रत ॥ ९ ॥**

**અર્થ—હે સુવ્રત ! – હે મુનિ ! આપની કૃપાથી, અમે આ વિચિત્રદુઃખ-વાળા, અને સર્વ સ્થળમાં ભયથી ભરેલા સંસારમાંથી, જેવી રીતે અનાયાસે મુકત થઇએ; તે રીતનો ઉપદેશ આપ અમને બરાબર કરો. (૯)**

૯ વિવેચન—

સુવ્રત !–હે સુવ્રત ! અહિંસાદિ સારાં વ્રત લેનારા હે પવિત્ર પુરૂષ ! શબ્દને સમજત શીખો ! હીરાના ભાવ કાછીયા મહાજનને ન પૂછાય–ઝવેરીને પૂછાય. તેમ જ્ઞાનની ચર્ચા રજળતા અંતઃકરણવાળા સંતોને ન પૂછાય–સુવ્રતને પૂછાય.

સંસાર કેવો ? કે વિચિત્ર દુઃખવાળો, તથા સર્વ સ્થળમાં ભયથી ભરેલો. સંસારમ દુઃખના પ્રકારનો પાર નહીં; તેમ ભયના પ્રકારનો પણ પાર નહીં; ગામડું મુકીને શહેરમ આવ્યા–પાંચમાં પૂછાય એવા થયા. પછી તે ભાઇનાં દુઃખ વિચિત્ર; અને ભય પણ અનેક. ગામડામાં એકાદ વૈદ્ય અને શહેરમાં પોળે પોળે પાંચ દસ વૈદ્ય. અનેક રોગ અને અનેક દુઃખ. ગામડામાં કોઈ દિવસે કજીયો; અને શહેરમાં–રહેતાં ન આવડે તો-ઘડી ઘડીમાં કોર્ટે–કજીયા દોડે. ગામડામાં કોઇ દિવસ અકસ્માત; અને શહેરમાં જોત-જોતામાં અકસ્માત. જે જે ગામડામાં શહેરની હવા બહુ આવી; તે ગામડાનાં વાતાવરણ પણ બગડી ગયાં છે. આ ઉપાધિઓ ઉપરાંત કામ, ક્રોધ, લોભ, મોહ, મમતા વિગેરે ભયંકર શત્રુઓ જીવને પીડયા કરે છે. બી. બી. એન્ડ સી. આઇના એનજીનનું બૉઇલર તપે તેમ ઉપાધિવાળાઓનું અંતઃકરણ તપે–ફાટયું કે ફાટશે. ઘડી ઘડીમાં હાર્ટફેઇલ. આવા સંસારમાંથી અનાયાસે કેમ છૂટાય; તે વાત વસુદેવજી નારદને પૂછે છે.

આ પ્રશ્ન સાંભળી નારદજીના અંતઃકરણ ઉપર શી અસર થઇ; તે સાંભળો—

**श्रीशुक उवाच ॥**

**राजन्नेवं कृतप्रश्नो, वसुदेवेन धीमता ॥**

**प्रीतस्तमाह देवर्षिर्–हरेः संस्मारितो गुणैः ॥ १० ॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે–હે રાજન્ ! એ પ્રમાણે બુદ્ધિમાન વસુદેવે પ્રશ્ન કરતાં, ભગવાનના ગુણોનો પ્રસંગ આવવાથી, જેને ભગવાનનું સ્મરણ થઈ આવ્યું; એવા નારદજીએ, પ્રસન્ન થઇને, વસુદેવજીને નીચે પ્રમાણે કહ્યું. (૧૦)**

---

૯ પદચ્છેદ—**सुव्रत**–હે મુનિ. **यथा**–જેવી રીતે. **विचित्रव्यसनात्**–વિચિત્ર દુઃખ વાળા સંસારથી. **विश्वतः भयात्**–સર્વસ્થળમાં ભયવાળા સંસારથી. **भवद्भिः**–આપની કૃપાથી. **अंजसा मुच्येमहि**–અનાયાસે મુક્ત થઈએ. **एव**–જ. **तथा अद्धा**–તે પ્રમાણે સાક્ષાત્. **नः शाधि**–અમને ઉપદેશ કરો.

૧૦ પદચ્છેદ—**राजन्**–હે રાજા ! **एवं धीमता वसुदेवेन कृतप्रश्नः**–એ પ્રમાણે બુદ્ધિમાન્ વસુદેવે પ્રશ્ન કરતાં. **हरेः गुणैः संस्मारितः**–ભગવાનના ગુણોનો પ્રસંગ આવ વાથી, જેને ભગવાનનું સ્મરણ થયું એવા નારદજીએ **प्रीतः**–પ્રસન્ન થઇને. **तम् आह**–તેને એટલે વસુદેવને નીચે પ્રમાણે કહ્યું.

૧૦ વિવેચન—

ધણીની વ્હાલી વહુને, તેના વરની વાત, કોઇ પૂછે; ત્યારે જેમ તે વહુનું મુખડું, મરક મરક થાય–હૈડું હસે; અને તનડું ઉભરાય; તેમ નારદજીને, પ્રભુની વાત સાંભળતાં થયું. રામાયણમાં પાર્વતીના પ્રશ્નો સાંભળી, સદાશિવ ગદ્‌ગદ્ કંઠે થઇ ગયા; ગરૂડના પ્રશ્નો સાંભળી, કાગભુશુંડી હરખાયા; તેમ અહીં નારદજી હરખ્યા.

વક્તા એટલે શું! – ડબ્બાઓને ખેંચી જનારૂં એનજીન. જેટલી પાવર (શક્તિ) એનજીનમાં હોય; એટલી શક્તિ ડબ્બામાં આવે. એનજીન ઢપુ ઢપુ ચાલે; તો ડબ્બા પણ ઢપુ ઢપુ ચાલે. એનજીન ફ્રંટીયર મેઇલનું, તો ડબ્બા–પણ ઉડયા કે ઉડશે. અથવા મીલનું મોટું ચક્કર, જેટલી ગતિથી ફરે; તેટલી ગતિથી બીજાં નાનાં ચક્કરો ફરવા લાગે. વક્તા એટલે ચારીત્રિ અને જ્ઞાનનો ભંડાર–શાંતિનો સાગર–હરિરસમાં હોંસીલો.

ચોપાઈ—મમ ગુણ ગાવત પુલકશરીરા, ગદ્‌ગદ્ ગીરા નયન બહ નીરા.

તાત્પર્ય—ભાવવાળા વક્તા, અને ભાવવાળા શ્રોતા ભાગ્યેજ મળે–ભેટે.

હવે નારદજી શું કહે છે; તે સાંભળો—

**नारद उवाच ॥**

**सम्यगेतद्व्यवसितं, भवता सात्वतर्षभ ॥**
**यत्पृच्छसे भागवतान्, धर्मांस्त्वं विश्वभावनान् ॥ ११ ॥**
**श्रुतोऽनुपठितो ध्यात, आदृतो वानुमोदितः ॥**
**सद्यः पुनाति सद्धर्मो, देव विश्वद्रुहोऽपि हि ॥ १२ ॥**
**त्वया परमकल्याणः, पुण्यश्रवणकीर्तनः ॥**
**स्मारितो भगवानद्य, देवो नारायणो मम ॥ १३ ॥**

**અર્થ—નારદજી કહે છે કે–'હે યાદવોમાં ઉત્તમ! તમે સર્વને પવિત્ર કરનારા ભગવત્ ધર્મો સંબંધી મને પૂછો છો; તે આપનો સારો વિચાર છે. [૧૧] હે વસુદેવ! શ્રવણ કરવાથી, પાઠ કરવાથી, ધ્યાન કરવાથી, આદર કરવાથી**

---

૧૧ થી ૧૨ પદચ્છેદ—**सात्वतर्षभ**–હે યાદવોમાં ઉત્તમ! **भवता एतत् सम्यग् व्यवसितं**–એ આપનો સારો વિચાર છે. **विश्वभावनान् भागवतान् धर्मान् यत् त्वं पृच्छसे**–કે તમે સર્વને પવિત્ર કરનારા સર્વના ઉપર મહાન્ ઉપકાર કરનારા–ભાગવત્ ધર્મો સંબંધી પુછો છો. **देव**–હે વસુદેવ! **श्रुतः**–ગુરૂ પાસે સાંભળેલો. **अनुपठितः**–સ્વમુખે પાઠ કરેલો. **ध्यात**–ધ્યાનમાં લીધેલો. **आदृतः**–આદર કરાએલો. **वा अनुमोदितः**–અથવા સંમતિ અપાએલો. **सद्धर्मः**–ભગવાન્ સંબંધી ધર્મ. **विश्वद्रुहः अपि**–સઘળા જગતનો દ્રોહ કરનારાઓને પણ. **हि**–ખરેખર. **सद्यः पुनाति**–તુરત પાવન કરે છે.

૧૩ પદચ્છેદ—**परमकल्याणः पुण्यश्रवणकीर्तनः**–પરમ કલ્યાણરૂપ, અને જેના શ્રવણ કીર્તન પવિત્ર છે એવા. **मम नारायणः देवः भगवान्**–મારા નારાયણદેવ ભગવાન. **त्वया अद्य स्मारितः**–તમારાથી આજે સ્મરણ કરાવાયા–એટલે તમે મને સંભારી દીધા.

**અને સંમતિ આપવાથી પણ, ભગવત્ સંબંધી ધર્મો, સઘળા જગત્‌ના દ્રોહ કરનારાઓને પણ તુરત પવિત્ર કરે છે. [૧૨] પરમ કલ્યાણરૂપ, અને જેના શ્રવણ, અને કીર્તન પવિત્ર છે; એવા મારા નારાયણદેવ ભગવાનની, તમે મને યાદ દીધી; ( તે મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો ) [૧૩].**

૧૧ થી ૧૩ વિવેચન—

ભાવતું હતું અને વૈદ્યે કહ્યું, તેના જેવું આ થયું.

દોહરો—કુંઝર મુખસેં ગીર પડયો, ધટયો ન ગજકો અહાર;
લાખો કીડી લઇ ચલી, બર્ત્યો જય જયકાર—સીયાવર૦

માવત હાથીને લાડુ ખવરાવે; પણ બચકું ભરતાં, થોડો લાડુ પૃથ્વી ઉપર ખરી પડે. થોડો ખરી પડે; પણ લાખો કીડીયો, તે ખાઇને રાજી થાય. તેમ વાત કરે છે નારદ, અને સાંભળે છે વસુદેવ; પણ તે વાત, શાસ્ત્રોમાં ખરી પડી. કીડી જેવા લાખો નમ્ર જીવો, તે લઇ ચાલ્યા. પછી વર્ત્યો જય જયકાર.

તેરમા શ્લોકમાં નારદજીએ વસુદેવનો ઉપકાર માન્યો—'દધિ વેચંતા હરિ મીલે, એક પંથ દો કાજ.' ભાગવત ધર્મ સાંભળીને, વસુદેવ રાજી થાય; અને પોતાને હરિ ભજાય. વળી એમ કહ્યું કે—પ્રાણી માત્રનો દ્રોહ કરનાર, ભાગવત ધર્મ સાંભળીને પાવન થાય. તેના પુરાવામાં ધુંધુકારી. મહા પાપી હોય; અકાળ મૃત્યું થયું હોય—ભયંકર રોગથી પીડાતા હોય. અગર પીડાઇને મરી ગયા હોય; એવાઓની પાછળ અવશ્ય ભાગવત વંચાવવું જોઇએ. પણ નાંખી દેવા જેવું નહીં; શ્રવણ દીક્ષા લઇને શાંતિ પૂર્વક સાંભળવું જોઇએ.

નારદજીને નારાયણનું વિસ્મરણ થયું નહોતું; પણ અગ્નિમાં ઘી પડતાં, જેમ અગ્નિ પ્રસન્ન થાય; તેમ કાનમાં શ્રીહરિની વાત પડતાં, નારદજીનું હૃદય ઉભરાયું.

હવે કથા શરૂ થાય છે—

**अत्राप्युदाहरन्तीम–मितिहासं पुरातनम् ॥**
**आर्षभाणां च संवादं, विदेहस्य महात्मनः ॥ १४ ॥**
**प्रियव्रतो नाम सुतो, मनोः स्वायंभुवस्य यः ॥**
**तस्याग्नीध्रस्ततो नाभिर्–ऋषभस्तत्सुतः स्मृतः ॥ १५ ॥**

---

૧૪ પદચ્છેદઃ—**अत्र अपि** આ ભગવત્ સંબંધી ધર્મોનો નિર્ણય કરવાના વિષયમાં પણ. **ऋषभस्य अपत्यानी पुमांसः आर्षभाः तेषां, आर्षभाणां**—ઋષભદેવજીના નવ-યોગેશ્વર પુત્રોનો. **च**—અને. **महात्मनः विदेहस्य**—મહાત્મા વિદેહરાજા ( નિમિરાજા )નો. **इमम् पुरातनम् इतिहासं-संवादं**—સંવાદરૂપી આ પુરાતન ઇતિહાસ. **उदाहरन्ति**—વિદ્વાનો કહે છે.

૧૫ પદચ્છેદ :—**स्वायंभुवस्य मनोः**—સ્વાયંભુવ મનુનો. **प्रियव्रतो नाम यः सुतः**—પ્રિયવ્રત નામે પુત્ર હતો. **तस्य आग्नीध्रः**-તેનો આગ્નિધ્ર નામે પુત્ર થયો. **ततः नाभिः**-તેનો નાભિ નામનો પુત્ર થયો. **तत्सुतः ऋषभः स्मृतः**-તેના ઋષભદેવ પુત્ર થયા.

**तमाहुर्वासुदेवांशं, मोक्षधर्मविवक्षया ॥**
**अवतीर्णं सुतशतं, तस्यासीद्वेदपारगम् ॥ १६ ॥**

**અર્થ—આ ભગવત્ સંબંધી ધર્મોનો નિર્ણય કરવાની બાબતમાં, ઋષભદેવના પુત્રોનો અને મહાત્મા વિદેહ રાજા ( નિમિરાજા )ના સંવાદરૂપી, આ પુરાતન ઇતિહાસ કહેવામાં આવે છે. [૧૪] સ્વાયંભુવ મનુનો પ્રિયવ્રત નામે પુત્ર હતો. તેનો આગ્નિધ્ર, તેનો નાભિ, તેના ઋષભદેવ નામે પુત્ર થયા હતા. [૧૫] એ ભગવાનના અંશરૂપ ઋષભદેવજી, મોક્ષસંબંધી ધર્મો કહેવાની ઇચ્છાથી, અવતર્યા હતા; એમ કહેવાય છે. તેમને સો પુત્રો હતા; કે જેઓ વેદનો પાર પામ્યા હતા. [૧૬]**

૧૪ થી ૧૬ વિવેચન—

પ્રાચીન ઇતિહાસ રજુ કરીને-નારદજી સૂચવે છે કે-ભાગવતધર્મ કોઇ નવીન માર્ગ નથી. આ ઇતિહાસ ભાગવતના પાંચમા સ્કંધમાં છે.

ઋષભદેવજી મોક્ષસંબંધી ધર્મો કહેવા અવતર્યા હતા. પાંચમા સ્કંધમાં પાંચમા અધ્યાયમાં, ઋષભદેવજીનો ઉપદેશ છે. સાંભળવા જેવો છે—રત્નોથી ભરેલો છે. સાંભળો—થોડી વાનકી આપું—

**ऋषभ उवाच—** રાગ-ઉપજાતિ.

**नायं देहो देहभाजां नृलोके, कष्टान् कामानर्हते विड्भुजां ये ॥**
**तपो दिव्यं पुत्रका येन सत्त्वं, शुद्ध्येद्यस्माद्ब्रह्मसौख्यं त्वनंतम् ॥१॥**
**महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्-तमोद्वारं योषितां संगिसंगम् ॥**
**महांतस्ते समचित्ताः प्रशांता, विमन्यवः सुहृदः साधवो ये ॥२॥**
**ये वा मयीशे कृतसौहृदार्था, जनेषु देहंभरवार्तिकेषु ॥**
**गृहेषु जायात्मजरातिमत्सु, न प्रीतियुक्ता यावदर्थाश्च लोके ॥३॥**

વિગેરે-વિગેરે—આતો રત્નો છે.

અર્થ—ઋષભદેવ કહે છે કે—દુઃખદાયી વિષયો કે-જેઓ વિષ્ટા ખાનારા ભુંડીઆઓને પણ મળે છે. [ સાંભળો-સાંભળો—જેને માટે ખુવાર—જીંદગી બરબાદ કરીએ છીએ; તેની ફજેતી સાંભળો. ] તે વિષયો ભોગવવા એ આ મનુષ્યદેહને યોગ્યજ નથી. હે પુત્રો! આવા મનુષ્યદેહમાં તો, તપ કરવું; એજ ઉત્તમ છે. [ સાંભળો છો ને? કે બેંશ આગળ ભાગવત! 'હું વિધવા છઉં; તો ફરી કેમ ન પરણું! તપ કરવાની તક મળી-તરવાની તક મળી; પણ નાતરૂં ( ના—હું તો નહીં તરૂં ) કહીને, તે તકને ગાંડીએ ગુમાવી નાંખી. હવે આગળ સાંભળો—ધર્મની પાર્લામેંટમાં-રાજાઓના રાજા ઋષભદેવજી આગળ કહે છે કે— ] કારણ કે તપથી અંતઃકરણ શુદ્ધ થાય છે; અને અંતઃકરણ શુદ્ધ થયા પછી,

---

૧૬ પદચ્છેદ :—**वासुदेवांशं मोक्षधर्मविवक्षया अवतीर्णं इति तम् आहुः**—એ ભગવાનના અંશરૂપ ઋષભદેવજી મોક્ષસંબંધી ધર્મો કહેવાની ઇચ્છાથી અવતર્યા હતા એવું કહેવાય છે. **तस्य वेदपारगम् सुतशतं आसीत्**—તેમને સો પુત્રો હતા; કે જેઓ વેદનો પાર પામ્યા હતા.

પરબ્રહ્મ સંબંધી અનંત સુખ મળે છે. [૧] મહાત્મા પુરૂષોની સેવા, એ મોક્ષનું દ્વાર છે; અને સ્ત્રીયોના સંગીઓનો સંગ, એ નરકનું દ્વાર છે; એમ ઋષિયો બોલ્યા છે. જેઓ સમદ્દષ્ટિ રાખનારા, શાંતિવાળા, ક્રોધરહિત, સર્વના મિત્ર અને સદાચારવાળા હોય; તેઓને મહાત્મા સમજવા. [૨] અથવા હું કે જે પરમેશ્વર છઉં; તેમાંજ સ્નેહ રાખવારૂપી પુરૂષાર્થ કરનારા, તથા પેટભરા લોકોમાં, તથા સ્ત્રીપુત્ર અને ધનવાળા ઘરોમાં, પ્રીતિ નહીં રાખનારા, તથા દેહના નિર્વાહ કરતાં વધારે ઇચ્છા નહીં રાખનારા હોય; તેઓજ મહાત્મા સમજવા. [૩] વિગેરે વિગેરે.

ઘરબાર મુકીને બાવા થએલાના આ ધર્મ છે; એમ સમજીને ભડકવું નહીં. મુમુક્ષુઓએ અને બ્રાહ્મણોએ પણ, જેટલું બને તેટલું, આવું ચારિત્ર પાળવું જોઇએ.

હવે જડભરતની કથા કહે છે. સાંભળો—

**तेषां वै भरतो ज्येष्ठो, नारायणपरायणः ।।**
**विख्यातं वर्षमेतद्यन्–नाम्ना भारतमद्भुतम् ॥१७॥**
**सः भुक्तभोगां त्यक्त्वेमां, निर्गतस्तपसा हरिम् ।।**
**उपासीनस्तत्पदवीं, लेभे वै जन्मभिस्त्रिभिः ॥१८॥**

**અર્થ—તેઓમાં નારાયણના પરમભક્ત ભરતજી, સૌથી મોટા હતા. જેમના નામ ઉપરથી, આ અજનાભ નામનો ખંડ, અદ્દભુત એવા 'ભરતખંડ'ના નામથી ઓળખાય છે. [૧૭]. તે ભરતે આ પૃથ્વીમાં રહીને, ભોગ ભોગવી લીધા પછી, આ પૃથ્વીનો ત્યાગ કરી; તેઓ ઘરમાંથી બહાર નીકળ્યા હતા. તપ કરીને શ્રીહરિની ઉપાસના કરતા કરતા, ત્રણ જન્મે તે મોક્ષ પામ્યા હતા. [૧૮]**

૧૭-૧૮ વિવેચન—

જેમ રસ્તે ચાલતાં પગ વાંકો ચુંકો પડે; અગર ટોકર ખાઇને પડે; પણ તે પૃથ્વી ઉપરજ પડે; પૃથ્વીની બહાર ન પડે. તેમ ભરતજી રાજકારભાર કરતા હતા; પણ બ્રાહ્મી સ્થિતિમાં રહીને.

પાણીના સમુદાયને 'નાર' કહેવામાં આવે છે. નારમાં નિવાસ કરે; તે 'નારાયણ.'

ત્રણ જન્મ લેવાનું કારણ સમજો છો ને?–ભરતે મૃગલીના બચ્ચામાં પ્યાર કર્યો

---

૧૭ પદચ્છેદઃ—**तेषां-नारायणपरायणः भरतः ज्येष्ठः**–તેઓમાં નારાયણનો પરમ ભક્ત ભરત તે મોટો પુત્ર હતો. **यस्य नाम्ना यन्नाम्ना**–જેના નામ ઉપરથી. **एतत् अद्भुतम् भारतं वर्षं विख्यातं**–આ અજનાભ નામનો ખંડ અદ્દભુત એવા ભરતખંડના નામથી પ્રખ્યાત થયો છે.

૧૮ પદચ્છેદઃ—**सः भुक्तभोगां इमां त्यक्त्वा**–એ ભરતે આ પૃથ્વિમાં રહીને ભોગ ભોગવી લીધા પછી આ પૃથ્વીનો ત્યાગ કરીને. **निर्गतः**–ઘરમાંથી બહાર નીકળ્યા હતા. **हरिम् तपसा उपासीनः**–તપે કરીને શ્રીહરિની ઉપાસના કરતો. **त्रिभिः जन्मभिः तत्पदवीं लेभे**-ત્રણ જન્મથી મોક્ષ પામ્યો.

હતો. તમારા ઘરમાં બાળગોપાળની કાલી બોબડી વાણી સાંભળી તમે રાજી થતા હશો; પણ તેમાં મોહ કરતાં વિચાર કરજો. જડભરતનો ત્રણભવે નીકાલ થયો; પણ આપણે ચૂકયા, તો આપણો અનેક ભવે નીકાલ થશે. સંસારને સમજી લેતાં શીખો.

વૈભવવાળુ રાજ તજીને, હરિ ભજવા ભરત નીકળ્યા હતા. તમે ડાકોર જાઓ છો; ત્યાં સવારમાં જાઓ; અને રાત્રે પાછા ઘેર. રખે ઘર રેઢું રહી જાય! પંદર દિવસની પારાયણ હોય છે; ત્યારે પણ તમારૂં કકળાટ વાળું ઘર છોડીને, તમારામાંના ઘણા, મારી સાથે રહી શકતા નથી. સોળમે દિવસે પાછા ઘેર આવવુંજ છે; તોપણ ના તે ના. જરૂર પડે ત્યારે કામ ધંધા બંધ કરતાં શીખો. ત્યારે જ આવો દૈવી લાભ મળી શકે. તમારે ઘેર એવા સત્સંગના વરા નહીં કરી શકો. પરભારા ખર્ચ કરનારા હોય; ત્યારે જમવા જેટલી એ ફુરસદ મેળવી શકતા નથી! તે તમારી દયામણી સ્થિતિ છે. કાંકરીએ ઉજાણી; ગાડી પાડોશીએ જોડી; અને 'આવો આવો;' એમ તમને ભાવથી કહ્યું; છતાં તમે ગાડી ઉપર ન ચડી બેઠા—તે કેવા! [આવો ત્યારે પારકે ઘેર કેવી રીતે રહેવું; તે બરાબર શીખીને આવજો. નહીં તો ત્યાં પણ સંસાર સાથે.]

ઋષભદેવના વંશની વાત હજી સાંભળો—

**तेषां नव नवद्वीप—पतयोऽस्य समन्ततः ॥**

**कर्मतंत्रप्रणेतार, एकाशीतिर्द्विजातयः ॥१९॥**

**અર્થ—બાકી રહ્યા ૯૯ પુત્રો; તેમાંથી નવ પુત્રો નવખંડના રાજાઓ થયા. બાકી રહ્યા ૯૦. તેમાંથી ૮૧ પુત્રો કર્મ માર્ગને પ્રવર્તાવનારા બ્રાહ્મણો થયા.**

૧૯ વિવેચન—

ભરતને બાદ કરતાં ૯૯ રહ્યા; તેમાંથી નવ પુત્રો નવદ્રીપના રાજા થયા. ૯૦ રહ્યા. તેમાંથી ૮૧ કર્મમાર્ગને પ્રવર્તાવનારા બ્રાહ્મણો બન્યા. બાકી રહ્યા નવ; તે નવ યોગેશ્વરો.

નવદ્રીપનાં નામ સાંભળો—ઇલાવર્ત્ત, બ્રહ્માવર્ત્ત, આર્યાવર્ત્ત, મલય, કેતુમાલ, ભદ્રસેન, ઈંદ્રસ્પૃક, વિદર્ભ, અને કીકટ.

હવે નવયોગેશ્વરોનાં નામ સાંભળો—

**नवाभवन्महाभागा, मुनयो ह्यर्थशंसिनः ॥**

**श्रमणा वातरशना, आत्मविद्याविशारदाः ॥२०॥**

**कविर्हरिरन्तरिक्षः, प्रबुद्धः पिप्पलायनः ॥**

**आविर्होत्रोऽथ द्रुमिलश्—चमसः करभाजनः ॥२१॥**

---

૧૯ પદચ્છેદઃ—**तेषां नव नवद्वीपपतयः**—બાકી રહ્યા ૯૯. તેમાંથી નવ પુત્રો નવખંડના રાજાઓ થયા. **अस्य समंततः**—જેઓ ભરતના ખંડીયા રાજાઓ (હતા). **एकाशीति**—તેમાંથી ૮૧ પુત્રો. **द्विजातयः कर्मतंत्रप्रणेतारः**—કર્મ માર્ગને પ્રવર્તાવનારા બ્રાહ્મણો થયા.

૨૦/૨૧ પદચ્છેદઃ—**नव महाभागाः अर्थशंसिनः** (મોક્ષરૂપી પરમાર્થનો ઉપદેશ આપવા વાળા) **मुनयः अभवन्**—નવ મોક્ષધર્મ બતાવનારા મોટા મુનીઓ બન્યા. **श्रमणाः**—સાધુઓ. **वातः एव रशनं** (ભોજન) **येषाम् ते वातरशनाः**—પવનનો અહાર કરનારા.

**અર્થ—કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ, અને કરભાજન નામના (બાકી રહેલા) નવજણા, મોટા ભાગ્યશાળી યોગેશ્વર બન્યા હતા. તે યોગેશ્વરો, પરમારથનું નિરૂપણ કરતા હતા; આત્માભ્યાસમાં શ્રમ લેતા હતા; પવનનો અહાર કરીને રહેતા હતા; તથા તેઓ બ્રહ્મવિદ્યામાં નિપુણ હતા. [૨૦--૨૧]**

૨૦–૨૧ વિવેચન—

**महाभागाः**—મોટા ભાગ્યશાળી. એટલે જ્ઞાન અને ભક્તિરૂપી ધનથી સમૃદ્ધ બનેલા. ધનના કરતાં ધર્મ વધી પડે છે; તે આપ સૌ જાણો છો.

**अर्थसंशिनः**—પરમપરમારથનો ઉપદેશ આપનારા. પરમપરમારથ કેવો હોય ?—

**ચોપાઈ**—સખા પરમ પરમારથ એહુ, મન ક્રમ બચન રામપદ નેહુ.

[મોક્ષવાણી પાનુ ૨૧]

દેશેદેશ જ્ઞાન માટે, કરોડો નિશાળો અને કોલેજો. લાખોના ખર્ચ. કારણકે જ્ઞાન એજ મનુષ્ય; જ્ઞાનવિનાનો મનુષ્ય–તે પશુ.

જ્ઞાનના કરતાં વિજ્ઞાન વધે. વિજ્ઞાન એટલે પરમ પરમારથ–જીવને સંસારના મોહરૂપી બંધનથી મૂક્ત કરવો; તે મોટામાં મોટો અર્થ- સ્વાર્થઅગર પુરૂષાર્થ. જ્ઞાન એટલે જીવ, જગત્ અને ઇશ્વરનું જ્ઞાન. સંસાર શું ? તેનાં બંધન શાં ? અને તે બંધનોમાંથી છૂટવાના સાધનો શાં ? તેનો જે ઉપદેશ થાય. તે પરમપરમારથ. વિજ્ઞાનનો બોધ કરે; તે સંત–મહાત્મા. દેવોના કરતાં સંતો મોટા છે; કારણકે દેવના વ્યવહારમાં, મારૂં–તારૂં, કામ–ક્રોધ–લોભ વિગેરે; અને સંતોના વ્યવહારમાં એવું કાંઈ નહીં. સમ્રાટો પણ સંતોના પગમાં પડયા.

**श्रमणाः**—શ્રમ કરીને આત્માનો અભ્યાસ કરે તે 'શ્રમણ'. આત્માનો અભ્યાસ કરવામાં જેને જરા પણ પ્રમાદ–આળસ નથી; તે શ્રમણ. 'શ્રમણ' નો સાદો અર્થ 'સાધુ' સાધવા જે તૈયાર થયો; તે સાધુ.

**वातरशनाः**—'પવનનો અહાર કરનારા' એમ આપણે કહ્યું. પણ કેટલાએક ટિકાકારો તેનો અર્થ 'દીગંબરો' કરે છે.

**आत्मविद्याविशारदाः**-આત્મવિદ્યામાં કુશળ. શાસ્ત્રો ભણીને માત્ર વાતો કરે; અથવા વ્યાખ્યાન કરે; તે બસ નથી; ધ્યેય તેથી દૂર છે. ધ્યેય શું ?—

ચોપાઈ—સોઇ સર્વજ્ઞ ગુણી સોઇ જ્ઞાતા, સોઇ મહિમંડન પંડિત દાતા;
ધર્મપરાયણ સોઈ કુલ ત્રાતા, રામચરણ જાકર મન રાતા.
નીતિ નિપુણ સોઇ પરમ સમાના, શ્રુતિ સિદ્ધાંત નીક તેહિ જાના.
સોઇ કવિ કોવિદ સોઇ રણધીરા, જો છલછાંડિ ભજૈ રઘુવીરા.

[ મોક્ષવાણી પાનું ૯૫ ]

---

**आत्मविद्यायाम् विशारदाः**–આત્મવિદ્યામાં કુશળ. **कविः हरिः, अंतरिक्षः, प्रबुद्धः, पिप्पलायनः, आविर्होत्रः**–(એ મુનિયોનાં નામ છે.) **अथ**–અને. **द्रुमिलः, चमसः, करभाजनः**–(એ પણ મુનિયોનાં નામ.)

પાછળ ૨૮ મે પાને '**नास्माकं शिबिका**' વિગેરે શબ્દોથી આત્મ વિદ્યાના રસીકોનો મહિમા ગાયો છે.

આ નવ યોગેશ્વર કઈ સ્થિતિએ પહોંચ્યા હતા; તે હવે કહે છે—

**एते वै भगवद्रूपं, विश्वं सदसदात्मकम् ॥**
**आत्मनोऽव्यतिरेकेण, पश्यन्तो व्यचरन् महीम् ॥ २२ ॥**

**અર્થ—કાર્ય કારણરૂપ જગતને ભગવદ્રૂપ દેખતા; અને તે ભગવદ્રૂપને પોતાથી જુદું ન જોતા તે મુનીયો, પૃથ્વી ઉપર આમતેમ ફરતા હતા. [૨૨]**

૨૨ વિવેચન—

**समत्वं योग उच्यते** (ગીતા) પ્રભુ સાથે યોગ–જોડાણ થયાનું પહેલું ચિન્હ સમાનભાવ.

તુકારામ દાહીજથી પંઢરપુર જતાં, વચ્ચે એક ગામમાં રસોઈ કરતા હતા. રોટલી બનાવી રહ્યા હતા. 'હવે રોટલીને ઘી ચોપડી, ઠાકોરજીને થાળ ધરાવું;' એમ વીચાર કરતા હતા; ત્યાં કુતરે આવીને રોટલી ઉપાડી, દોટ મૂકી. ઘીની વાટકી લઇને, તુકારામ તેની પાછળ દોડયા. 'ઉભા રહો ! ઉભા રહો ! વીઠ્ઠલ ભગવાન્ ! હું તમને ઘી ચોપડી આપું ! આવી ઉતાવળ કાં કરી ?' એમ કહેતા જાય; અને કુતરાની પાછળ, તુકારામ દોડયા જાય. ઘણે દૂર દોડયા પછી, પંઢરપુરના નાથને, મોમાં રોટલી લઇને ઉભેલા દેખ્યા. તુકારામ પગમાં પડયા. રોટલી ચોપડી આપી. પ્રભુ જમ્યા અને અદશ્ય થયા. આ સર્વાત્મભાવ. 'સર્વાત્મભાવ વિના કલ્યાણ નથી.' એમ સૌ કહે છે–સાંભળે છે; પણ થવું બહુ મુશ્કેલ છે. સંપ્રદાયના બડાબડા, સોએ પંચાણુ ટકા, એક બીજાને દેખે છે; ત્યાં ઘુરકે છે. તેમાં આચાર્યો અને મોટા ગણાતા સાધુ સંન્યાસીઓ તો પહેલા. જાણે સર્વાત્મભાવને કાઢી મૂકીને, તેઓ ધર્માસન પર બેઠા ન હોય ! દેશમાં અને ગામમાં, સર્વાત્મભાવ ન થઈ શકે–તો ભલે; પણ ઘરમાં–કુટુંબમાં સ્નેહીઓમાં સર્વાત્મભાવ થાય; તો પણ ઘણું છે. અદેખાઈ, ઇર્ષ્યા અને દ્વેષ શમી જાય; ત્યારે સર્વાત્મભાવનાં પગરણ મંડાય.

આ સંતોની શક્તિ કેવી હતી; તે સાંભળો— વસંતતિ૦

**अव्याहतेष्टगतयः सुरसिद्धसाध्य–गन्धर्वयक्षनरकिन्नरनागलोकान् ॥**
**मुक्ताश्चरन्ति मुनिचारणभूतनाथ–विद्याधरद्विजगवां भुवनानि कामम् ॥२३॥**

**અર્થ—જ્યાં જવું હોય ત્યાં વગર અડચણે જઇ શકે–એવા તે અનાસક્ત મુનિયો, દેવ, સિદ્ધ, સાધ્ય, ગંધર્વ, યક્ષ, અસુર, કિન્નર, નાગ, તથા મુનિ,**

---

૨૨ પદચ્છેદ—**सदसदात्मकम्**–કાર્ય કારણરૂપ. **भगवद्रूपं विश्वं**–ભગવદ્રૂપ જગતને. **आत्मन: अव्यतिरेकेण पश्यंत: एते**–પોતાથી જુદું ન જોતા એવા તે મુનિયો. **महीम् व्यचरन्**–પૃથ્વિ વિષે ફરતા હતા.

૨૩ પદચ્છેદ:—**अव्याहता ईष्टगतिः येषाम् ते अव्याहतेष्टगतयः मुक्ता:**–જ્યાં જવું હોય ત્યાં કોઇ જેમને અટકાવી શકે નહીં તે અનાસક્ત મુનિયો. **सुरसिद्धसाध्यगंधर्वयक्षनरकिन्नरनागलोकान्**–દેવ, સિદ્ધ, સાધ્ય, ગંધર્વ, યક્ષ, અસુર, કિન્નર, નાગ લોકોમાં. **मुनिचारणभूतनाथविद्याधरद्विजगवां**–મુનિ, ચારણ, ભૂતનાથ, વિદ્યાધર, દ્વિજ અને ગાયોના. **भुवनानि कामम् चरंति**–લોકોમાં ઇચ્છા પ્રમાણે ફરતા હતા.

**ચારણ, ભૂતનાથ, વિદ્યાધર, દ્વિજ અને ગાયોના લોકોમાં, સ્વતંત્રપણે ફરતા હતા. [૨૩]**

૨૩ વિવેચન—

મોક્ષને ચમત્કારની જરૂર નથી-સિદ્ધિઓની પરવા નથી; તોપણ ધર્મમાં આસ્થા બેસાડવા માટે, ચમત્કાર તથા સિદ્ધિઓની જરૂર છે. બડા બડા ધર્મનાયકો—જેમણે સંપ્રદાય ચલાવ્યા; તે પોતાના ધર્મબળથી સામાને આંજી દેતા હતા. ચ્યવનના આશ્રમમાં, શર્યાતિ રાજા આવ્યો. દેવકન્યાએ ચ્યવનની આંખો ફોડી નાંખી; પણ જ્યાં સર્વ સૈન્યના ઝાડા-પેશાબ બંધ થઇ ગયા; ત્યાં સૌની આંખ ઉઘડી.

નરસીને નાગરોએ નાત બહાર મૂકી, નાત કરી; પણ બબ્બે નાગર વચ્ચે, એક એક ઢેઢ દેખ્યો; ત્યાં નાગરો ચમક્યા. મહેતાજીને પગે લાગીને, નાતમાં તેડી લાવ્યા.

મીરાં પરણીને આવ્યાં; ત્યારે કુળના રીવાજ પ્રમાણે, વરઘોડીયાંને કુળદેવીને પગે લગાડવા, રાજગુરૂ લાવ્યા. સાથે રાણાનાં માતાજી અને બ્હેન હતાં.

સાસુ—બેટા! મીરાં! માતાજીને પગે લાગો!

મીરાં—હું તો ગીરધરલાલ સિવાય કોઇને ન નમું!

સાસુ—એમ કાંઈ બને!

મીરાં—હાજી—એમ બને! માતાજીને પગે લાગવાથી ફાયદો શું?

સાસુ—માતાજી તારૂં એવાતણ અખંડ રાખે!

મીરાં—ત્યારે સાસુજી! આપ પરણ્યાં ત્યારે, માતાજીને પગે લાગ્યાં હતાં?

સાસુ—હા-હું પણ પગે લાગી હતી.

મીરાં—ત્યારે આપનું એવાતણ કેમ ચાલ્યું ગયું! માતાજીએ રક્ષા કરી નહીં?

સાસુ ખીજવાઇને બોલ્યાં—અરે! તું મને એમ કહેનાર કોણ! આ શું!

સાસુ એમ રકઝક કરતાં હતાં; તે વખતે માતાજીના નિજ મંદિરમાં, ધડાકો થયો. સૌએ ત્યાં જોયું. તો માતાજીને બદલે, મોરમુગટધારી બંસીવાળા ગીરધરલાલને દેખ્યા. મીરાંએ પ્રણામ કર્યાં. બીજો ધડાકો થતાં, સૌના દેખતાં તુરત, કૃષ્ણ મટીને કૃષ્ણા બન્યાં. સૌને પાછાં માતાજીનાં દર્શન થયાં. ચમત્કાર દેખી સૌ ચમક્યાં.

જેમ મોટા મુનીમ માટે શેઠ, પોતાના પૈસા વાપરે. તેમ ભક્તોનાં જીવન પ્રભુમય થઇ જાય; ત્યારે પ્રભુ સાથે રહીને, આવા ચમત્કાર કરે.

નવ યોગેશ્વરોને ચમત્કારની પરવા નહોતી; પણ ચમત્કારોને યોગેશ્વરોની પરવા હતી; ચમત્કારો માટે, જ્ઞાની અગર ભક્ત શ્રીહરિને પડયા મેલીને, પ્રયત્ન કરે; તો તે રેતીમાં દોડે છે. શ્રીહરિને માટે જે જ્ઞાની અગર જે ભક્ત પ્રયત્ન કરે; તેની પાછળ ચમત્કારો દોડયા આવે.

પચાસ સાઠ વરસ પહેલાં, (ધંધુકા પાસે) ભીમનાથમાં, બજેવે બ્રાહ્મણો જમવા બેઠા હતા. ઘી ધારે પીરસાતું હતું. ત્યાં ઘી ખૂટયું. વ્યવસ્થાપકે ગભરાઇને બાવાજીને કહ્યું—'મહારાજ! ઘી ખૂટયું.' બાવાજી બોલ્યા—'વો સબ નીલકા ઘી લે-ડબ્બા ભર લ્યો. બાખીકી લાજ બાખી રખેગા.'

નીલકા નદીના વહેતા જળમાંથી, જેટલા ડબા ભરી લીધા; તે ઘી બની ગયું. આ ઘી બ્રાહ્મણો જમીને રાજી થયા.

મોક્ષને અને સંતોને સિદ્ધિઓની પરવા હોતી નથી; પણ સિદ્ધિઓને સંતોની પરવા હોય છે. સિદ્ધિઓ એટલે માયાના મંત્રો, અથવા સિદ્ધિઓ એટલે સંતોની પરીક્ષાના પાઠ. માયાના મંત્રો ઉપર (માયાના કામણ ઉપર) જે સંત પગ મૂકીને, આગળ વધે; તે મને પામે. સંત એટલે ? —

**ब्रह्मभूतः प्रसन्नात्मा, न शोचति न कांक्षति।**

'બ્રહ્મભૂત થએલા મહાત્માઓ (સદા) પ્રસન્ન રહે છે. કાંઈ નથી મળ્યું, અગર કાંઇ મળ્યું હતું; અને ચાલ્યું ગયું; તેનો શોક તેઓ કરતા નથી; તેમ કોઈ અપ્રાપ્ત વસ્તુની અપેક્ષા તેઓ રાખતા નથી.'

આવા યોગેશ્વરો નિમિ રાજાના યજ્ઞમાં પધારે છે—

**त एकदा निमेः सत्र-मुपजग्मुर्यदृच्छया ॥**
**वितायमानमृषिभि-रजनाभे महात्मनः ॥ २४ ॥**
**तान् दृष्ट्वा सूर्यसंकाशान् , महाभागवतान् नृप ॥**
**यजमानोऽग्नयो विप्राः, सर्व एवोपतस्थिरे ॥ २५ ॥**
**विदेहस्तानभिप्रेत्य, नारायणपरायणान् ॥**
**प्रीतः संपूजयांचक्र, आसनस्थान् यथाऽर्हतः ॥ २६ ॥**

અર્થ—તે નવ યોગેશ્વરો એક દિવસે ફરતા ફરતા, ભરતખંડમાં, મહાત્મા નિમિ રાજાના યજ્ઞમાં, અનાયાસે આવી પહોંચ્યા. આ યજ્ઞ બ્રાહ્મણો વિધિપૂર્વક ચલાવતા હતા. (૨૪) હે રાજન્! સૂર્યસમાન કાંતિવાળા તે મહા વૈષ્ણવોને જોઈને, યજમાન, અગ્નિઓ, બ્રાહ્મણો અને બીજા (જે ત્યાં હતા તે) તમામ સામા ઉભા થયા. (૨૫) તેઓ નારાયણના પરમ ભક્ત હતા. તેમની સામે જઇને, (તેમને મંડપમાં લાવીને) વિદેહે તેઓને આસન ઉપર બેસાડયા. પછી તેમનું યોગ્ય રીતે પૂજન કર્યું. (૨૬)

---

૨૪ પદચ્છેદ—**ते**–તે નવ યોગેશ્વરો. **एकदा**–એક વખત. **अजनाभे**–ભરતખંડમાં. **महात्मनः निमेः**–મહાત્મા નિમિરાજાના. **ऋषिभिः वितायमानं सत्रं**–ૠષિઓથી વિધિપૂર્વક ચલાવાતા યજ્ઞમાં. **यदृच्छया उपजग्मुः**–અનાયાસે ગયા.

૨૫–૨૬/૨૫ પદચ્છેદ—**नृप**–હે રાજા ! **सूर्येण संकाशाः** (સમાન) **तान् सूर्यसंकाशान्**–સૂર્ય સમાન કાંતિવાળા **तान् महाभागवतान्**–તે મહા વૈષ્ણવોને **दृष्ट्वा**–જોઈને. **यजमानः अग्नयः विप्राः सर्वे एव उपतस्थिरे**–યજમાન, અગ્નિઓ, બ્રાહ્મણો અને બીજા તમામ સામા ઉભા થયા. ૨૬ પદચ્છેદ—**तान् नारायणपरायणान् विदेहः अभिप्रेत्य** –તેઓ કે જેઓ નારાયણના પરમ ભકતો હતા તેમની પાસે વિદેહે જઇને (અને તેમને મંડપમાં તેડી લાવીને) વિદેહ રાજાએ. **आसनस्थान्**–તેઓને આસન ઉપર બેસાડીને. **अर्हतः**–પુજ્ય. **यथा**–યોગ્ય રીતે. **संपूजयांचक्रे**–પૂજન કર્યું.

૨૪ થી ૨૬ વિવેચન—

નવ યોગેશ્વરો—જાણે નવધા ભક્તિની નવ મૂર્તિઓ ન હોય; જાણે નવ દ્વીપના નવ અલંકાર નહોય; અથવા નવ નિધિના નવ ભંડાર નહોય; એમ યોગેશ્વરો શોભતા હતા.

સૌ સાથે છો ને ? નિમિ રાજા તો પાવન થઇ ગયા. આપણને પાવન કરવા, આ કથા થાય છે. આપણે ઘેરજ જાણે યોગેશ્વરો પધાર્યા છે; એમ મનથી જાણજો. લીલાં તોરણ બારણે બાંધજો. સંતને દેખીને શું ગાઈએ !

**પ્રેમનાં પુષ્પ હાથમાં લઈને, સંતોને વધાવો.**

**રાગ-આશાવરી-દીપચંદી.**

પધારો મોંઘેરાં મહેમાન ! સમર્પું સ્નેહભર્યાં સન્માન—પધારો૦
શ્રીહરિને કાજે કરતા, તન મન ધન કુર્બાન;
શાસ્ત્રગુરૂની હાકલ સુણીને, ધાયા જગ્રમેદાન—પધારો૦
સુખ વૈભવને ફેંકી દીધાં, છોડયાં મોંઘાં માન;
પ્રેમશૌર્યથી કૃષ્ણ ભક્તિમાં, ઝૂકયા રાખી તાન—પધારો૦
હે પધારો – હાં પધારો૦
હાં પધારો મોંઘેરાં મહેમાન ! સમર્પું સ્નેહ તણા સન્માન.

ભાઇ મળે–બાપ મળે–કાકા મળે; એમ સંસારમાં અથડાવનારા અનેક મળે; પણ, 'તને સંસારમાંથી મુક્ત કરૂં'–એમ કહેનારા સંત ક્યાં મળે ! અરે ! એવા આંગણે આવે; પણ ઓળખાય નહીં. ઓળખે તેમને ધન્ય છે.

**પદ.**

ધન્ય આજ ઘડી, સંત પધારી, પ્રેમે પાવન કીધાં;
અતિ આનંદ અપાર, દયા કરીને, અમને દરશન દીધાં.
હરિજન છે, હરિ સરખા હેલીરે, એને મળીએ મરજાદા મેલી;
થાય અરસપરસ, આનંદ હેલીરે—ધન્ય આજ ઘડી૦
સંત શરણ જઇએ, ત્યાં સુખ ઘણું. ડગલે ડગલે ફળ યજ્ઞ તણું;
એની સેવાનાં ફળ, શા ભણુંરે—ધન્ય આજ ઘડી૦
સંત વૈકુંઠ પતિને બહુ પ્યારા, સંત બ્રહ્માનંદરસ પીનારા;
એવા સંત નથી હરિથી ન્યારારે—ધન્ય આજ ઘડી૦
સંત ભેટે ભવદુઃખ દૂર પળે, પરમાર્થપણે પરબ્રહ્મ મળે;
એનું લક્ષ ચોરાશીનું ગમન ટળેરે—ધન્ય આજ ઘડી૦
કહે પ્રીતમ પૂર્વનાં પુણ્ય ફળ્યાં, જેને આંગણે હરિજન આવી મળ્યાં.
તેને ઉર આનંદના ઓઘ વળ્યારે—ધન્ય આજ ઘડી૦

શ્રીસ્વામીનારાયણ સંપ્રદાયના સાધુ શ્રીનિષ્કુલાનંદ બોલ્યા છે. સાંભળવા જેવું છે. સાંભળો—

**પદ.**

મળે જીવન્મુક્ત હરિતણા, ટળે અંતર તન મન તાપ,
એવો સંગ સંતનો૦
ફરે અવયવ આરે શરીરનાં, પરાં પળે પંડના પાપ —એવો સંગ૦

જેમ કીટ મટી ભમરી બને, તેને કીટ કહે નહિં કોઇ —એવો સંગ૦
જેમ પારસ પરસે લોહને, તે તો હેમ બનીને વેચાય —એવો સંગ૦
જેમ ચંદન વાસથી વૃક્ષને, કરે ચંદન સમાન સોય —એવો સંગ૦
જેમ મલિન જળ મળે જાન્હવી, તેને તુરત કરે ગંગતોય —એવો સંગ૦
શુક નારદ વ્યાસ ને વાલ્મીકિ, તે તો ઈશ્વર કહાવીઆ આપ —એવો સંગ૦
ધ્રુવ—અંબરીષ—પ્રલ્હાદ—વિભીષણ, થયા સુખીયાં સંત પ્રતાપ —એવો સંગ૦
સંત સર્વે સુખી થવા ઠામ છે, એમ પ્રસિદ્ધ કહે છે પુરાણ —એવો સંગ૦
મન કર્મ વચને માનજો, કહે નિષ્કુલાનંદ નિર્વાણ —એવો સંગ૦

મીરાંને ઘેર સંત પધાર્યાં—ત્યારે—

પદ.

હાંરે ધન્ય આજની ઘડી રળીયામણીરે;
વ્હાલા સંત આવ્યાની વધામણી હોજીરે—વધામણી હોજીરે—ધન્ય આજની૦
હાંરે હુંતો મોતીડાના ચોક પુરાવતીરે,
હાંરે વ્હાલા સંતની આરતી ઉતારતી હોજીરે—ઉતારતી હોજીરે— „
હાંરે હુંતો લીલુડા વાંસ મંગાવતીરે;
રૂડા સતસંગના મંડપ રચાવતી હોજીરે—રચાવતી હોજીરે „
હાંરે હુંતો કેસરની ગાર કરાવતી રે;
માંહી કસ્તુરીની ઓકળી પડાવતી હોજીરે—પડાવતી હોજીરે—ધન્ય આજની૦
હાંરે ગંગા જુમનાના જળ મંગાવતીરે;
મારા સંતોના ચરણ પખાળતી હોજીરે—પખાળતી હોજીરે.—ધન્ય આજની૦
હાંરે હું તો કેસરના ચંદન ઘસાવતીરે;
મારા સંતોના પૂજન કરાવતી હોજીરે—કરાવતી હોજીરે—ધન્ય આજની૦
હાંરે હુંતો વાડીમા પુષ્પો મંગાવતીરે;
મારા સંતોને ફુલડે વધાવતી હોજીરે—વધાવતી હોજીરે—ધન્ય આજની૦
હાંરે હુંતો જ્ઞાનમા રંગ ઘુંટાવતીરે;
મારા જીવનમાં રંગ પુરાવતી હોજીરે—પુરાવતી હોજીરે—ધન્ય આજની૦
મળ્યા મીરાંને સંત સોહામણારે;
આપી જ્ઞાનને અભય બનાવતા હોજીરે—બનાવતા હોજીરે—ધન્ય આજની૦

એક વાઇસિરોય આપણા દેશમાં પધારે; ત્યારે બે પાંચ લાખનો ખર્ચ; ત્યારે સંત પધારે; ત્યારે બે પાંચ પદ તો ગાઇએ—આવું કદિ કહો છો ?

**વદતવ્યા**—અનાયાસે સંત પધાર્યા—જ્યાં બહુ નાતો હોય; ત્યાં અનાયાસે જવાય.
**ચોપાઈ**—પુણ્ય પુંજ બીનું મીલહી ન સંતા, સત્સંગતિ સંસ્રૃતિ કરે અંતા.

જે ઘેર સંત મીજબાન નહીં; તે ઘરને શીયાળની બોડ જેવાં, શાસ્ત્રોએ ગણ્યાં. જમાઇ ઉપર, સાળા ઉપર, વેવાઇ ઉપર, પુત્રવધૂ ઉપર જેવાં હેત આવ્યાં; એવાં હેત, કદિ સંત ઉપર આવ્યાં ? સંસારમાં કયાં સુધી રહેશો ? સંસાર તમને કયાં સુધી પાળશે ? વરસમાં બે પાંચ દિવસ તો સંતના થાઓ !—વિચાર કરી જાજો. અંતે જ્યાં જવું છે; જ્યાં

જઇને વિરમવું છે; તે સ્થાનના ભોમીઆ સંતો છે. કાંઇ સમજ્યા હો–તો સંતોને દેખીને રાજી થજો. તેમાંએ દૂજણી ગાય; એટલે જ્ઞાન આપે એવા સંત–ભાગ્યવિના ભેટે નહીં.

સંતને દેખીને યજ્ઞમંડપમાં સૌ ઉભા થયા. **सर्वं कर्माखिलं पार्थ, ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥** (ગી. અ. ૪.) કહે છે કે-બધાં કર્મો જ્ઞાનમાં પૂરેપૂરાં સમાઇ જાય છે. જ્ઞાન અને ચારિત્ર સંતના બે મૂખ્ય શણગાર છે. જ્ઞાનની સાથે ચારિત્ર પણ જોઇએ. ચારિત્ર દંભથી કલંકીત થાય છે; એ વાત પણ યાદ રાખવી. દંભવિનાનું ચારિત્ર, એજ ચારિત્ર. ગોવિંદ ગાભામાં હોય–આડંબરમાં હોય નહીં. માટે આડંબરથી દૂર રહેવું.

**नारायणपरायणान्**—આ યોગેશ્વરો નારાયણ ને પરાયણ હતા. કોઇને પરાયણ રહેવું; તેજ અંતીમ સંબંધ, અથવા અનન્યભાવ; અથવા અનન્ય ભક્તિ. જે પરાયણ ભકતો, તેજ એકાંતીક ભકતો સમજવા. ચાતક મેઘને પરાયણ; ચકોર ચંદ્રને પરાયણ. પુત્રો પાંચ અને નવ પુત્રીઓ; પણ તે આપણે પરાયણ ગણાય નહીં. માત્ર આપણી પોતાની સુપાત્ર સ્ત્રીજ, આપણને પરાયણ ગણાય. પતિ પાછળ બળીને સતી થાય; અગર જીંદગી ભર વિરહના દુઃખથી સળગ્યા કરે–તે સ્ત્રી પતિપરાયણ ગણાય છે. ધર્મનાં તમામ રહસ્યોનો અંતીમ હેતુ, પરાયણ થવું તે. ગુરૂ વસિષ્ઠ ઉત્તરકાંડમાં શ્રીરામને કહે કે—

**ચોપાઇ**–જપ તપ નિયમ યોગવ્રત ધર્મા, શ્રુતિ સંભવ નાના વિધિ કર્મા;
જ્ઞાન દયા દમ તીરથ મજ્જન, જહઁલગી ધર્મ કહે શ્રુતિ સજ્જન.
આગમ નિગમ પુરાણ અનેકા, પઢે–સુનેકર ફલ પ્રભુ એકા;
**તવપદ પંકજ પ્રીતિ નિરંતર, સબ સાધન કર ફલ યહ સુંદર.**

× × × × ×

સોઇ સર્વજ્ઞ તજ્ઞ સોઈ પંડિત, સોઈ ગુણજ્ઞ વિજ્ઞાન અખંડિત;
દક્ષ સકલ લક્ષણ યુત સોઈ, જાકે પદ સરોજ રતિ હોઈ.

[મોક્ષવાણી પાનુ ૭૦ A]

[મોક્ષવાણી વાંચો છો ? પુસ્તક છે કે નહીં ? રત્નો વીણીને હાથમાં આપ્યાં છે.]

જે સ્ત્રી પતિને પરાયણ નથી; તે સ્ત્રી પ્રભુને પરાયણ થઈ શકે નહીં; જે શિષ્ય ગુરૂને પરાયણ નથી; તે પ્રભુને પરાયણ થઈ શકે નહીં. જેમને રૂબરૂ મળ્યા–રૂબરૂ દેખ્યા; તેમને માન્યા નહીં; તો જે અદશ્ય–તે કેમ ગળે ઉતરે ! પરાયણતાના પાઠ સંસારમાં શીખાય.

પરાયણ ભકતોનાં ત્રણ મૂખ્ય સાધન—**નિશ્ચય, નિયમ અને પાલન.** પરમાત્મા જેવી કોઈ વસ્તુ છેજ–એવો જે નિશ્ચય; તેજ નિશ્ચય. શાસ્ત્રો જે નિયમો–આજ્ઞાઓ આપે; તેજ નિયમ. આ બે જાણ્યા પછી; તે બેનું જે પાલન; તેજ પાલન.

મહેતાનરસીએ દ્વારકાવાળા શામળશા ઉપર હુંડી લખી આપી; પણ તેમાં ઠેકાણું–'ચૌટામાં' એમ કર્યું. જો કદિ ઠેકાણું–'શ્રીરણછોડરાયનું મંદિર;' એમ કરી આપ્યું હોત; તો હુંડી લેનારા યાત્રાળુઓ, મશ્કરી સમજીને તે હુંડી ફેંકી દેત. એટલે–'મંદિરમાં બેઠો છે; તે દેવ ખરો; પણ તે કાંઇ આપણા ૭૦૦ આપે ? વિગેરે શંકા થાય.' એવી શંકામાંથી તીરથવાસીઓને બચાવી લેવા, મહેતાજીએ હુંડીવાળા શામળશાનું ઠેકાણું 'ચૌટું' કર્યું.

હજાર ગરણે ગળીને કોઇને પાંચ રૂપૈયા અપાય; તેમ હજાર તર્ક વિતર્ક કરીને–'પ્રભુ જેવું કાંઇક છે;' એવા નિર્ણય ઉપર અવાય. 'છે' તેની વાત કાંઇ જુદી

છે. ભલેને પતિ પરદેશ રહે; પણ–'પતિ છે–' એમ માનનારી સ્ત્રીનાં, એવાતણ અવંગ રહે. રાત્રે મોટા ઘરમાં આપણે એકલા સુતા હોઇએ. પાડોશી કહે કે–'હું ઉપલામાળમાં સુતો છઉં. તમારે ફીકર રાખવી નહીં.' પાડોશીને ભરોસે, આપણે લસલસાટ ઉંઘવા લાગ્યા. બાર વાગ્યા પછી, પાડોશીનો સગો માંદો હશે; ત્યાંથી તેને તેડવા આવતાં, પાડોશી આપણને એકલા મુકીને નાઠો. બે વાગ્યે આપણે જાગ્યા. પાણી પીધું–પેશાબ કર્યો. પણ જરાએ ભય વિના; કારણકે આપણી માન્યતા પ્રમાણે, પાડોશી ઉપર સુતો હતો. સવાર પડી–છ વાગ્યા; ત્યારે પાડોશી બહારથી પાછો આવ્યો. તેની વાત સાંભળીને, આપણને ખાત્રી થઇ કે–બાર વાગ્યા પછી, આ ઘરમાં આપણે એકલા હતા; પણ પાડોશી ઉપલે માળે છે; એવી માન્યતાએ, આપણને ભયમાંથી બચાવ્યા; વિગેરે વિગેરે. કહેવાનો ભાવ એ છે કે–ભલે હાલ સાક્ષાત્કાર ન થાય; પણ પ્રભુ જેવી કાંઈ વસ્તુ છે; એવા નિર્ણય ઉપર તો અવશ્ય આવો. એવા નિર્ણય ઉપર આવ્યા પછી, ખાત્રી થશે કે–'જ્યાં હું ત્યાં તે છે.' 'જ્યાં હું ત્યાં તે છે;' એમ ખાત્રી થયા પછી, પાપ કરવાની અનુકુળતા મળશે નહીં.

'પ્રભુ છેજ' એમ ખાત્રી થયા પછી, પ્રભુને પામવાના નિયમો–વ્રતો, શાસ્ત્રદ્વારા જાણવા જોઈએ. જાણ્યા પછી તેનું પાલન. પાલનને પરિણામે, અનાયાસે પ્રભુ પરાયણતા. પરાયણ પુરૂષની સ્તુતિ કેવી હોય ?–

**વસંતતીલકા.**

**नान्यं वदामि न शृणोमि, न चिंतयामि ।**
**नान्यं स्मरामि न भजामि, न चाश्रयामि ॥**
**भक्त्या त्वदीयचरणांबुज-मंतरेण ।**
**श्री श्रीनिवास पुरुषोत्तम, देहि दास्यम् ॥१॥**
**मज्जन्मनः फलमिदं, मधुकैटभारे ।**
**मत्प्रार्थनीयमदनुग्रह एष एव ॥**
**त्वद्भृत्यभृत्यपरिचारक-भृत्यभृत्य-**
**भृत्यस्य भृत्य इति मां स्मर, लोकनाथ ॥२॥**
**तप्तं तपो न हि कदापि, मयेह किंचित् ।**
**पूजा कृता न हि कदापि, मया त्वदीया ॥**
**स्नातं मया न हि कदापि, पवित्रतीर्थे ।**
**दत्तं मया न हि कदापि, धनं सुपात्रे ॥३॥**
**सर्वसाधनशून्यस्य, साधनं कृष्ण एव तु ॥**
**तस्मात्सर्वात्मना नित्यं, श्रीकृष्णः शरणं मम ॥४॥**

અર્થ—ભક્તિપૂર્વક આપના ચરણ સિવાય, અન્ય કોઈનું નામ હું લેતો નથી; અન્ય કાંઈ સાંભળતો નથી; અન્ય કાંઇ ચિંતવન કરતો નથી; અન્ય કાંઇ યાદ કરતો નથી; ભજતો નથી; અથવા અન્યનો હું આશ્રય પણ રાખતો નથી; તેથી હે શ્રીનિવાસ! હે પુરૂષોત્તમ! મને આપનું દાસત્વ આપો. (૧) હે મધુકૈટભના વૈરી! મારા જન્મમાં જો કાંઈ સફળતા હોય; અથવા મારા ઉપર આપનો જો કાંઈ અનુગ્રહ હોય; તો એજ કે–

તમારા દાસનો દાસ–તેનો દાસ અને તેનો દાસ, હું બની રહું. એવો જે હું–તેને હે લોકનાથ ! આપની યાદીમાં રાખજો. (ભરતે હનુમાનને પૂછ્યું હતું કે–'આ દાસને પ્રભુ રામચંદ્રજી કદિ સંભારે છે ?' તે આ.) (૨) આ સંસારમાં જન્મ લઇને મેં કદિ તપ કર્યું નથી; તમારી પૂજા પણ મેં (વિધિ સહિત) કરી નથી; પવિત્ર તીર્થોમાં જઈને (વિધિ સહિત) મેં સ્નાન પણ કર્યું નથી. તેમ સુપાત્રને દાન પણ આપ્યું નથી. (૩) અરે ! હું તો નિઃસાધન ભકત છઉં; જો કાંઇ મારે સાધન હોય; તો શ્રીકૃષ્ણરૂપી એક સાધન છે. તેથી **સર્વાત્મના** મન-વાણી અને કર્મથી–સર્વ પ્રકારે, મારે શ્રીકૃષ્ણ એજ મારૂં નિત્ય શરણ છે–મારો આશ્રય છે. (૪) વિગેરે વિગેરે.

નારાયણપરાયણતાની વાતો આપણે અહીં કરી; ખીલો ભૂલ્યા નથીને ! હવે આગળ સાંભળો–

**तान् रोचमानान् स्वरुचा, ब्रह्मपुत्रोपमान् नव ॥**
**पप्रच्छ परमप्रीतः, प्रश्रयावनतो नृपः ॥२७॥**

**અર્થ—પોતાની કાંતિથી શોભતા એવા, અને બ્રહ્માના પુત્ર સનકાદિકો જેવા, તે નવ યોગેશ્વરોને, નિમિ રાજા ભક્તિભાવથી નમ્યો. પછી ઘણો રાજી થઈને પૂછવા લાગ્યો કે–[૨૭]**

૨૭ વિવેચન—

તેજનું મુખ્ય મથક બ્રહ્મચર્ય–બ્રહ્મચર્યની જે પુરૂષ રક્ષા કરે; તેમનું બળ, તેજ અને આયુષ્યરૂપી વીર્ય રક્ષાય. વીર્યરક્ષાનું તેજ અજબ છે.

શ્રી હઠયોગપ્રદીપિકા કહે છે કે—

**एवं संरक्षयेद् बिंदुं, मृत्युं जयति योगवित् ॥**
**मरणं बिंदुपातेन, जीवनं बिंदुधारणात् ॥१॥**
**सुगंधो योगिनो देहे, जायते बिंदुधारणात् ।**
**यावद्‌बिंदुः स्थिरो देहे, तावत् कालभयं कुतः ॥२॥**
**चित्तायत्तं नृणां शुक्रं, शुक्रायत्तं च जीवितं ।**
**तस्माच्छुक्रं मनश्चैव, रक्षणीयं प्रयत्नतः ॥३॥**

અર્થ—યોગીપુરૂષ બિંદુ (વીર્ય)નું સંરક્ષણ કરીને, મૃત્યુને જીતે છે. બિંદુના પતનથી મરણ, અને બિંદુના ધારણથી જીવન થાય છે. વળી જે વીર્યરક્ષા કરે છે; તે યોગીના શરીરમાં સુગંધ પ્રગટે છે. જ્યાંસુધી દેહમાં વીર્ય હોય; ત્યાંસુધી કાળનો ભય સંભવતો નથી. મનુષ્યનું જીવિત વીર્યને આધીન છે; અને વાર્ય ચિત્તને આધીન છે. માટે ચિત્તને વશ કરવા પ્રયત્ન કરવા જોઈએ. દક્ષસંહિતા કહે છે—

**'ब्रह्मचर्यं सदा रक्षेद्‌-दष्टधा लक्षणं पृथक् ।**
**स्मरणं कीर्तनं केलिः, प्रेक्षणं गुह्यभाषणं ॥**

---

૨૭ પદચ્છેદ—**स्वेषां रुक्** (તેજ) **स्वरुक्, तया स्वरुचा**–પોતાની કાન્તિથી. **रोचमानान् तान्**–શોભતા એવા તેઓને. **ब्रह्मपुत्रोपमान् नव**–બ્રહ્માના પુત્ર સનકાદિક જેવા તે નવને. **प्रश्रयेण अवनतः प्रश्रयावनतः**–ભક્તિભાવથી નમેલો. **परमप्रीतः नृपः पप्रच्छ**–ઘણો રાજી થએલો એવો નિમિ રાજા પુછવા લાગ્યો.

संकल्पोऽध्यवसायश्च, क्रियानिष्पत्तिरेव च ।
एतन्मैथुनमष्टांगं, प्रवदंति मनीषिणः ॥
न ध्यातव्यं न वक्तव्यं, न कर्तव्यं कदाचन ।
एतैः सर्वैर्विनिर्मुक्तो, यतिर्भवति नेतरः ॥'

અર્થ—બ્રહ્મચર્યનું સદા રક્ષણ કરવું જોઈએ. તે આઠ પ્રકારના લક્ષણવાળું છે. સ્ત્રીનું મનમાં સ્મરણ કરવું; સ્ત્રીનાં કીર્તન ગાવાં, તેણીની સાથે ક્રીડા કરવી; [૪] તેણીની સામે જોવું; વળી તેણીની સાથે એકાંત વાર્તા કરવી; તેણીના ભોગનો મનમાં સંકલ્પ કરવો; તેણીના ભોગનો નિશ્ચય કરવો; તથા [૮] તેણીની સાથે સંભોગ કરવો; એમ મૈથુનનાં આઠ અંગ બુદ્ધિમાનોએ કહ્યાં છે. આ તમામથી ઉત્તમ રીતે મોકળો થએલો પુરૂષ–ત્યાગી અથવા બ્રહ્મચારી કહેવાય છે; અન્ય નહીં. તેથી સાધકે કોઈ પણ સમયમાં, મૈથુનનું મનમાં સ્મરણ કરવું નહીં; મુખથી તે સંબંધી કાંઇ કહેવું નહીં; અને શરીર વડે પણ, તે સંબંધી કાંઈ કરવું નહીં.'

બ્રહ્મચર્યના સામાન્ય પ્રકાર નીચે પ્રમાણે છે–કૃષ્ણ, રક્ત, શુકલ, અને વિમળ. પહેલા ત્રણ ગૃહસ્થાશ્રમીઓ માટે; અને છેલ્લું સન્યાસ આશ્રમ માટે.

૧. સ્વસ્ત્રીમાં સંતોષ રાખવો; તે કૃષ્ણબ્રહ્મચર્ય. ૨. પર્વને દિવસે અગર વ્રતાદિમાં સ્વસ્ત્રીનો ત્યાગ સેવવો; તે રક્તબ્રહ્મચર્ય ૩. ઋતુકાળે સંતતિની ઉત્પત્તિ માટેજ, સ્વસ્ત્રીનો સમાગમ સેવવો; તે શુકલબ્રહ્મચર્ય. ૪. ઉર્ધ્વરેતા રહેવું; એટલે કદિ સ્ત્રીનો સંગ કરવોજ નહીં; તે વિમળબ્રહ્મચર્ય કહેવાય છે. પુસ્તક ૧૩ ના કારતકના અંકમાં 'સ્વપત્ની–વ્યભિચાચાર'નો એક લેખ આપને લખી આપ્યો છે. જુઓ પાછળ પાનું [૨૧૮૭] અવકાશ લઇને વાંચજો.

દરેક દેશ અને દરેક ધર્મ, બ્રહ્મચર્યનો મહિમા ગાય છે; છતાં જેઓ વિષને અમૃત સમજી તેનું પાન કરે છે; વળી જેઓ પરદારાના ફંદમાં ફસ્યા રહે છે; પશુપક્ષી કરતાં પણ વધારે વિષય સુખ ભોગવી રહ્યા છે; તેઓ આપ, આપના પગ કાપે છે. શૃંગારી નાટક, સીનેમા, રંગીલાં નોવેલો, પ્રેમનાં પાત્રો, પ્રેમનાં ગાયનો, અને પ્રેમનાં ચિત્રો, ઉંઘતા દેવોને જગાડી, આમ તેમ ભમાવે છે. એટલે સંયમી ઇંદ્રિયોને ઉશ્કેરીને, **વિષયવૃક્ષનાં –વિષવૃક્ષ**નાં–ફળ ચખાડે છે. ભલે સંસારમાં રહો; પણ કલ્યાણની પરવા હોય; તો સાવધાન રહેજો. જુવાન સ્ત્રી પુરૂષોએ, અમૃતથી વધારે મીઠું લાગે એવું વિષયસુખ, '**ઝેરથી વધારે તીખું છે;**' એમ ખાત્રી પૂર્વક સમજીને, તેમાંથી બચી જવા દરેક પ્રયત્ન કરવા.

ગીતા, કહે છે કે **यदिच्छंतो ब्रह्मचर्यं चरंति ।** જે પદને ઇચ્છનારા લોકો, બ્રહ્મચર્યનું પાલન કરે છે.

**परमप्रीतः**—ઘણોજ રાજી થઈ ગએલો. સાસરીયાંના તાપથી તપી ગએલી સ્ત્રી, માતા પિતાને દેખીને જેમ રાજી થાય; શકરાબાજની ઝપટે ચડેલાં ચકલાનાં બચ્ચાં, માબાપને દેખીને, જેમ રાજી થાય; તેમ સંસારના તાપથી તપી ગએલો; ખોટામાંજ આયુષ્યની ખુવારી દેખી, 'હાય ! હમણાં કાળ આવી પહોંચશે; અને મારૂ થશે !' એવી એવી ગભરામણવાળો મુમુક્ષુ, સંતોને દેખીને હરખાય; તેમ નિમિરાજા, યોગેશ્વરોને જોઇને હરખાયો.

**પપ્રચ્છ**—નિમિરાજા યોગેશ્વરોને પુછવા લાગ્યો. સુગંધીદાર મીઠાઇનાં દર્શન સારાં; પણ તે જમીએ; ત્યારે સાચી તૃપ્તિ થાય; તેમ સંતોનાં દર્શન સારાં; પણ જ્યારે જ્ઞાન-દ્વારા, અજ્ઞાનનાં પડ ઉખડી જાય; ત્યારે તૃપ્તિ થાય.

ગુરૂને ઘેર રહેવાનો હેતુ એજ-કે-ત્યાં રહી; ગુરૂની સેવા કરી; તેઓ પ્રસન્ન હોય; ત્યારે—આપણને જે ન સમજાયું; તે સમજી લેવું.

**विदेह उवाच**-નિમિરાજા શું બોલે છે તે સાંભળો—

**मन्ये भगवतः साक्षात्, पार्षदान् वो मधुद्विषः ॥**
**विष्णोर्भूतानि लोकानां, पावनाय चरन्ति हि ॥२८॥**
**दुर्लभो मानुषो देहो, देहिनां क्षणभंगुरः ॥**
**तत्रापि दुर्लभं मन्ये, वैकुण्ठप्रियदर्शनम् ॥२९॥**

**અર્થ—વિદેહરાજા બોલ્યા કે—'આપને, મધુદૈતને મારનાર ભગવાનના સાક્ષાત્ પાર્ષદો, માનું છઉં. કારણકે ભગવાનના પાર્ષદો, લોકોને પવિત્ર કરવા સારૂ, સર્વ સ્થળોમાં ફરે છે. (આજે અહીં મને પાવન કરવા પધાર્યા હો; એમ જણાય છે.) (૨૮) પ્રાણીઓને આ મનુષ્યદેહ ક્ષણભંગુર છે, તો પણ—દુર્લભ છે. (ઘણાં પૂણ્યનાં ફળરૂપ છે.) મનુષ્યદેહમાં પણ—મનુષ્યદેહ મળ્યા પછી—પણ—જેમને ભગવાન વ્હાલા છે; એવા વૈષ્ણવોનાં દર્શનને—મેળાપને હું દુર્લભ માનુંછઉં.' (૨૯)**

૨૮–૨૯ વિવેચન—

**पार्षदान्**—પાર્ષદો—નોકર—ચાકર. યોગેશ્વરોને 'બ્રહ્મરૂપ' ન કહ્યા; પણ 'બ્રહ્મના નોકર' કહ્યા. આ ભાગવતધર્મની વાત છે. એકલા વેદાંતની કથા નથી. એટલે જેમાં જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યનું મેળવણ કરીને, જ્ઞાનની ચર્ચા કરી હોય; તે ભાગવતધર્મ. ઉપર ૨૪ થી ૨૬ શ્લોકના વિવેચનમાં 'નારાયણપરાયણતા સંબંધી વિશેષ ખુલાસા કર્યા છે.

**मधुद्विट्**—મધુદૈત્યના વેરી ભગવાન્. એક વખત મધુદૈત વેદ હરિ ગયો હતો. બ્રહ્માને વેદ લાવી આપવા વખતે, પ્રભુએ 'હયગ્રીવ' નો અવતાર લીધો હતો. મધુ અને કૈટભ દૈત્યોને મારી, પ્રભુ વેદ પાછા લાવ્યા હતા. આ કથા મહાભારતમાં છે.

**विष्णोः लोकानां पावनाय चरंति**-ભગવાનના ભકતો લોકોના કલ્યાણ માટે આમ તેમ વિચરે છે. જેમ પંખો ફરે; અને પવન આવે; તેમ સંતો આમ તેમ ફરે, ત્યારે સંસારના તાપમાંથી બચાવે; એવી મીઠી જ્ઞાનવૈરાગ્યની લહરીઓ આવે.

---

૨૮ પદચ્છેદ—**वः**-આપ લોકોને. **मधुद्विषः भगवतः**–મધુ દૈતને મારનાર ભગવાનના. **साक्षात पार्षदान् मन्ये**–સાક્ષાત્ પાર્ષદો માનું છઉં. કારણકે. **विष्णोः**–ભગવાનના પાર્ષદો. **लोकानां पावनाय चरंति**–લોકોને પવિત્ર કરવા સારૂ સર્વ સ્થળોમાં ફરે છે.

૧૯ પદચ્છેદ—**देहिनां**-પ્રાણીઓને. **मानुषः देहः क्षणभंगुरः (अपि) दुर्लभः**:– આ મનુષ્યદેહ ક્ષણભંગુર છે તો પણ દુર્લભ છે. **तत्रापि**–મનુષ્યદેહમાં પણ. **वैकुंठः प्रियः येषां ते वैकुंठप्रियाः तेषां दर्शनं वै०**–જેમને ભગવાન્ વ્હાલા છે એવા વૈષ્ણવોનાં દર્શન–મેલાપ. **दुर्लभं मन्ये**-દુર્લભ માનું છઉં.

ચોપાઈ—સંત [1]વિટપ-સરિતા [2]ગિરિ [3]ધરણિ, પરહિત હેતુ સબન્હકર [4]કરણી;
સંતહૃદય [5]નવનીત સમાના, કહા કવિ ન [6]પૈ કહૈ ન જાના,
નીજ પરિતાપ [7]દ્રવે નવનીતા, પરદુઃખ દ્રવે સુસંત પુનિતા.
( મોક્ષવાણી પાનુ ૯૪ )

નોંધ—કવિઓ સંતોના હૃદયને માખણ સાથે સરખાવે છે; પણ આ સરખામણી બરાબર નથી; કારણકે-માખણ પોતાના દુઃખથી દ્રવે-પીગળે; અને સંતોના હૃદય; પારકાના દુઃખથી દ્રવે.

સંતનાં લક્ષણ કેવાં હોય ? એમ નારદે શ્રીરામને પૂછતાં; રામ બોલ્યા હતા કે—

ચૌપાઈ—સુન મુનિ સંતનકે ગુણ કહહું, જેહિતે મેં ઉનકે વશ રહહું;
[1]ષટ્‌વિકાર તજી [2]અનઘ [3]અકામા, અચલ અકિંચન [4]શુચિ સુખધામા.
[5]અમિત બોધ પરમારથ ભોગી, સત્યસાર કવિ કોવિદ યોગી;
સાવધાન મમતા મદ હીના, ધીર [6]ભક્તિપથ પરમ પ્રવીના.

દોહરો—ગુણાગાર [7]સંસાર દુઃખ, રહિત બિગત સંદેહ;
તજી મમ ચરણ સરોજ પ્રિય, તિન કહૈં દેહ ન [8]ગેહ—સીયાવર૦

ચોપાઈ—નિજગુણ શ્રવણ સુનત [9]સકુચાહી, પરગુણ સુનત અધિક હર્ષાહી;
સમશીતલ નહિ ત્યાગહિ નીતિ, સરલ સ્વભાવ સબહિ સન પ્રીતિ.
જપતપ વ્રત અરૂ સંયમ નેમા, ગુરૂ ગોવિંદ વિપ્રપદ પ્રેમા;
શ્રદ્ધા ક્ષમા મયત્રી દાયા, મુદિતા મમ પદ પ્રીતિ [10]અમાંયા.
[11]વિરતિ વિવેક વિનય વિજ્ઞાના, બોધ યથારથ વેદ પુરાના;
દંભ માન મદ કરહિ ન કાઉ, ભૂલી ન દેહિ [12]કુમારગ પાઉ.
ગાવહિ સુનહિ સદા મમ લીલા, હેતુરહિત પરહિત [13]રત શીલા,
સુન મુનિ સાધુનકે ગુણ જે તે, કહિ ન શકહિ [14]શારદ [15]શ્રુતિ તે તે.

અભિજ્ઞાનશાકુંતલમાં સાતમા અંકમાં દુસ્યત મહારાજ તપોવનની ભૂમિ જોઇને કહે છે કે— રાગ—શાર્દૂલ વિ૦

**प्राणानामनिलेन वृत्तिरुचिता, सत्कल्पवृक्षे वने ।**
**तोयें कांचनपद्मरेणुकपिशे, धर्माभिषेकक्रिया ॥**
**ध्यानं रत्नशिलातलेषु विबुध-स्त्रीसंनिधौ संयमः ।**
**यत्कांक्षंति तपोभिरन्यमुनयस्, तस्मिंस्तपस्यंत्यमी ॥**

[ આવાં રત્નો આપના હાથમાં મુકું છઉં. સાવધાન છો ને ?—કે ભેંશ પાસે ભાગવત ! આ શ્લોક વૈરાગ્ય શતકમાં ૧૧૭ ના વિવેચનમાં આપ્યો છે. ]

અર્થ—ઋષિયો કલ્પવૃક્ષના વનમાં વસે; તોપણ કાંઈ કલ્પના (વાસના) નહીં રાખતાં, વાયુના આહારથીજ દેહને ટકાવી રાખે છે. સોનાના જેવાં રંગવાળા નહીં; પણ સોનાનાંજ કમળો જે જળાશયમાં થાય; તે જળાશયમાંથી તે નિસ્પૃહ પુરૂષો, સોનું એકઠું કરતા નથી;

---

૧. વૃક્ષ. ૨ પર્વત. ૩. પૃથ્વી. ૪. કાર્ય. ૫. માખણ. ૬. પણ ૭. પીગળે.

૧. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને ઈર્ષ્યા. ૨. પાપરહિત. ૩. કામનાઓ રહિત. ૪. પવિત્ર. ૫. ઘણા જ્ઞાનવાળા. ૬. ભક્તિના માર્ગમાં. ૭. સંસારના દુઃખથી રહિત. ૮. ઘર. ૯. સંકોચ પામે શરમાય ૧૦. સ્વાર્થરહિત ૧૧. વૈરાગ્ય. ૧૨. ખોટે રસ્તે. ૧૩. પ્રીતિવાળા. ૧૪. સરસ્વતી. ૧૫. વેદ.

પણ તે જળાશયના જળનો ઉપયોગ, માત્ર નાવાધોવામાં કરે છે. રત્ન જેવી નહીં; પણ રત્નોનીજ અસંખ્ય શીલાઓ જ્યાં પડી હોય છે; ત્યાં તે પુરૂષો, તે શીલાઓમાં લોભાતા નથી; પણ તે શીલા ઉપર બેસીને, પરમાત્માનું ધ્યાન ધરે છે. ઉર્વશી જેવી અનેક દેવાંગનાઓ, જ્યાં ભોગ આપવા તૈયાર રહે છે; તોપણ મોક્ષાર્થી પુરૂષો સંયમના બળે, તેમના સામે પણ જોતા નથી; જે વૈભવ માટે હિરણ્યકશિપુ, રાવણ, બાણાસુર અને એવા બીજા પુરૂષોએ ભયંકર તપ કર્યાં; તે પદાર્થોના ત્યાગ માટે, આ મોક્ષાર્થી પુરૂષો તપ કરી રહ્યા છે.

સંતોની આવી અનેક પ્રશંસા છે. તેમાંથી સાર એટલોજ કે—જે વૈભવ માટે સંસારી લોકો કુટાઇ મરે છે; તે વૈભવનો ત્યાગ કરવા અને કરાવવા, સત્પુરૂષો પ્રયત્ન કરી રહ્યા છે.

૨૯ મા શ્લોકમાં માનવદેહની વડાઇ બતાવી. પ્રથમ તો તમે મનુષ્ય છો કે નહીં—તે જોઇ લ્યો. તમારી ઝડતી તમે પોતે લઇ લ્યો. મનુષ્ય એટલે માત્ર શરીર મનુષ્ય—એવા મનુષ્યની આ વાત નથી. મનુષ્ય એટલે માણસાઇવાળા વિચારો જેનામાં છે તે. અસત્ય, દગાઇ, કાવાદાવા; કામ, ક્રોધ અને લોભના ઉભરા–તે મનુષ્ય નથી. અહાર, નિદ્રા, ભય અને મૈથુન પશુ પક્ષીમાં પણ છે. પશુપક્ષીથી કાંઇ આગળ વધ્યા હો; તો જ્ઞાનની વાત કરીએ! નહીંતો ધૂળ ઉપર લીંપણ. એકાદશ સ્કંધ સાંભળવા આવ્યા હો–તો યોગ્યતા માટે પરવા રાખો. સાંભળો ત્યારે–મનુષ્યદેહની વડાઇ સાથે, મનુષ્યદેહનીક્ષણભંગુરતા રૂપી મહાન્ ખોડ–તે–પણ અહીં બતાવી આપી છે. વડાઈ સમજીને સત્કર્મ કરી લેવાં; ખોટામાંથી ખસી જવું; અને ખોડ સમજીને જરા પણ પ્રમાદ કરવો નહીં. કલ્યાણનાં ત્રણ અંગ–માનવદેહ, તેનો સદુપયોગ કરવાનું બતાવનાર ગુરૂ, અને ગુરૂએ બતાવ્યા પછી, હૃદયમાં સ્ફુરેલી મોક્ષની ઇચ્છા. શ્રી શંકરાચાર્ય કહે છે કે—

**दुर्लभं त्रयमेवैतद् देवानुग्रहहेतुकम् ॥**
**मनुष्यत्वं मुमुक्षुत्वं, महापुरुषसंश्रयः ॥ ३ ॥** [ વિવેકચૂડામણિ ]

અર્થ—આ સંસારમાં મનુષ્યપણું, મુમુક્ષુપણું, અને મોટા પુરૂષનો સમાગમ–આ ત્રણ એકઠાં થવાં દુર્લભ છે. કદિ આ ત્રણ એકઠાં થાય; તો પરમાત્માની કૃપા સમજવી.

જમીન, બીજ અને જળ આ ત્રણ, હજારો વરસ સુધી, જુદાં જુદાં પડયાં રહે; પણ તેનું પરિણામ કાંઇ નહીં. ત્રણ એકઠાં થાય; તો તેમાંથી ફણગો ફૂટે; તેમ મનુષ્ય દેહ, કલ્યાણની ઇચ્છા અને સંત એકઠાં થાય–તો જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યવાળો ત્રણ પાનનો ફણગો ફૂટે.

ચોપાઇ—બડે ભાગ્ય માનુષ તન પાવા, સુરદુર્લભ સદ્ગ્રંથહિ ગાવા;
સાધન ધામ મોક્ષકર દ્વારા, પાઇ ન જે પરલોક સવારા.

દોહરો—સો પરત્ર દુઃખ પાવહી, શિર ધુનિ ધુનિ પછિતાઈ;
કાલહિ કર્મહિ ઇશ્વરહિ, મિથ્યા દોષ લગાઇ—સીયાવર૦

સવાર, બપોર અને સાંજ સુધી અજવાળાં; પછી અંધારૂં ધબ; તેમ બાલ્યાવસ્થા, જુવાની અને વૃદ્ધાવસ્થા, ત્યાંસુધી અજવાળાં–જે કરો તે થાય; અને પછી અંધારૂં ધબ. કયાં જશું તેની ખબરજ નહીં. શ્રીરામ અયોધ્યાવાસીઓને કહે છે કે–[મોક્ષવાણી પાનુ ૬૭A]

**ચોપાઈ**—ફિરત સદા માયાકે પ્રેરે, કાલકર્મ સ્વભાવ ગુણ ઘેરે;
કબ્હુક કરી કરૂણા નરદેહી, દેત ઇશ બિનુ હેતુ સનેહી.

નરતનુ ભવ વારિધિ કહૈં વેરે, સન્મુખ મરૂત અનુગ્રહ મેરે;
કર્ણધાર સદગુરુ દઢ નાવા, દુર્લભ સાજ સુલભ કરી પાવા.

માંડમાંડ આ દેહ મળ્યો. આ દેહરૂપી નાવને ભવસાગરમાંથી તારી લેવા, દેવ-મંદિરો—શાસ્ત્રો અને સંતોરૂપી અનુકુળ પવન મેં ગોઠવ્યો છે. તે ઉપરાંત સદ્દગુરૂરૂપી 'કર્ણ-ધાર' (નાવીક) નાવ ઉપર મૂક્યો છે.

દેહની સુંદરતા—દેહની સ્વતંત્રતા—દેહથી થતી નવી નવી શોધો, દેહથી થતી એક બીજાની સેવા, વિગેરે બાબતોનો વિચાર કરીએ; ત્યારે ખાત્રી થાય; કે—માનવદેહ પશુ પક્ષીઓના દેહ કરતાં, ઘણોજ વિલક્ષણ છે—ઘણોજ ઉત્તમ છે—પરોપકારનું અને કલ્યાણનું પરમ ધામ છે. પુરૂષ ગમે એવો છે; તોપણ અર્ધાંગ છે. સ્ત્રી ગમે એવી છે; તોપણ અર્ધાંગ છે. સ્ત્રી પુરૂષનાં લગ્ન થાય; તોજ તેમનાં જીવન ભાવભર્યાં થાય; તોજ તેમને સંતાનરૂપી ધન પ્રાપ્ત થાય. તેમ આ માનવદેહ ઉત્તમ છે, તોપણ અપંગ છે—અર્ધાંગ છે. દેખાય છે? સમજાય છે? માનવદેહને સંત અગર સદ્દગુરૂની ઘણીજ જરૂર છે. તેમનાં લગ્ન થાય. જોડાણ થાય—તેમાં ભાવ થાય; તોજ તેમાંથી જ્ઞાન—ભક્તિ—વૈરાગ્ય વિગેરે જીવનનાં શણગાર તરી આવે.

હીરા મોતી અને માણેકના શણગાર જેમણે પહેર્યાં; તે આજ હતા; અને કાલ મટી ગયા—ભુંસાઈ ગયા—માટીમાં મળી ગયા. જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યના શણગાર, જેમણે પહેર્યા—તે અમર બન્યા. તેમની જયંતિ—તે જાણે દીવાળી.

ઘણી ઘણી ચોખવટ કર્યા પછી, એમજ સમજાય છે કે—આ જે (લૌકીક વ્યવહાર) આપણે કરી રહ્યાં છઈએ; તેને માટે આ દેહ નથી. આ દેહ કાંઈ જુદે કામેજ મળ્યો છે. શ્રીરામચંદ્રજી અયોધ્યાવાસીઓને કહે છે કે—

ચોપાઈ—એહ તનુ કર ફલ વિષય ન ભાઈ, સ્વર્ગહુ સ્વલ્પ અંત દુઃખદાઈ;
નરતનુ પાઇ વિષય મન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.
તાહિ કબહુ ભલ કહે ન કોઈ, ગુંજા ગહેં પરસમણી ખોઇ.

[ મોક્ષવાણી પાનુ ૬૮ A ]

પારસમણીનો હાર આપી દઇને, તેને બદલે જેણે ચણોંઠીનો હાર લીધો; તેને જેમ ડાહ્યો ન કહેવાય; તેમ ધર્મ-ધ્યાન-દાન-ક્ષમા કરવાની ઉત્તમ તક મળી; તે તકને વિષય ભોગમાં વેરી નાંખી; તેને ડાહ્યો કેમ કહેવાય!

પાંચ દસ વરસનું નામું ચડી જાય; ત્યારે વેપારી ગભરાય; અને બે પાંચ હોશીયાર—એકસપર્ટ—નામું ઠામું જાણનારને રોકીને, નામું ચોખ્ખું કરાવે. ત્યારે આપણે ૮૩૯૯૯૯૯ ત્ર્યાસીલાખ—નવાણુ હજાર—નવસે નવાણુ—જન્મોનું નામું ચડી ગયું છે. ભૂલચૂક સમજી લેવાની, અહીંજ—આ જન્મેજ—સગવડ છે. પછી નથી. માટે માનવદેહને મોટો કહ્યો છે. ટપકા સમજુને હોય—મૂર્ખને તો આવું કાંઇ, કહેવાયજ નહીં. સમજુ એટલે સાવધાન. સમજુ એટલે પોતાનું સાચું હિત સમજનાર. સમજુને સંતો કહી રહ્યા છે કે—

**आशायां बध्यते लोकः, कर्मणा परिबध्यते ॥**
**आयुः क्षीणं न जानाति, तस्माज्जागृहि जागृहि ॥१॥**
**कामक्रोधौ लोभमोहौ, देहे तिष्ठंति तस्कराः ॥**
**हरंति ज्ञानरत्नानि, तस्माज्जागृहि जागृहि ॥२॥**

**ऐश्वर्यं स्वप्नसंकाशं, यौवनं कुसुमोपमम् ॥**
**क्षणं चंचलमायुष्यं, तस्माज्जागृहि जागृहि ॥३॥**
**माता नास्ति पिता नास्ति, नास्ति बंधुः सहोदरः ॥**
**अर्थो नास्ति गृहं नास्ति, तस्माज्जागृहि जागृहि ॥४॥**
**जन्म दुःखं जरा दुःखं, मृत्यु दुःखं पुनः पुनः ॥**
**संसारसागरे दुःखं, तस्माज्जागृहि जागृहि ॥५॥**

અર્થ—લોકો આશામાં બંધાય છે; કર્મથી પણ ચારે તરફથી બંધાય છે; આયુષ્ય ક્ષીણ થતું જાય છે; તે તેઓ જાણતા નથી. માટે સમજુ હો-સાવધાન હો–તો જાગો–જાગો. (૧) આ દેહમાં કામ, ક્રોધ, લોભ અને મોહરૂપી ચોરો વસે છે; જ્ઞાનરૂપી રત્નોનું તે હરણ કરે છે; માટે જાગો–જાગો. (૨) ઐશ્વર્ય સ્વપ્ન જેવું છે; જુવાની પુષ્પ જેવી છે. (જોતજોતામાં કરમાઈ જાય એવી છે.); આયુષ્ય ક્ષણભંગુર અને ચંચળ છે. માટે૦ (૩) (વાસ્તવિક રીતે જોતાં) કોઇ માતા નથી; કોઈ પિતા નથી; બંધુ કે સહોદર પણ નથી; ધન અને ધામ જેવું પણ, કાંઈ વાસ્તવિક નથી; માટે૦ (૪) જન્મનું, જરાનું અને મૃત્યુનું દુઃખ વારંવાર આવ્યા કરે; એવા આ સંસારસાગરમાં દુઃખજ છે. માટે સમજુ હો–સાવધાન હો–તો જાગો–જાગો. (૫)

**उत्तिष्ठत जाग्रत, प्राप्य वरान् निबोधत ।**

કઠોપનિષદ્ અ. ૧–૩–૧૪ કહે છે કે 'મનુષ્ય બન્યા છો; તો–ઉઠો–જાગો. એટલે–ઉત્તમ સંતને મેળવીને, જાણવાનું જાણી લ્યો–કરવાનું કરી લ્યો. આજ અજવાળાં–કાલ અંધારાં.

**પદ**—આ દુર્લભ મનુષ્યાદેહનો લ્હાવો લીજીએ.
હરિ ભજીએ તો આવે સુખની રેલજો;—ટેક૦
આ મનુષ્યાદેહ પામ્યો રે મોંઘા મૂલનો;
કોટિ જનમનાં પુણ્ય તણો નહીં પારજો;
આ શીશ તણે સાટે રે માગી નહીં મળે;
**એક ઘડી તો લાખેણી વહી જાય જો**—આ દુર્લભ૦
× × × × ×
આ તન ધન–જોબનનો રંગ પતંગનો;
જોત જોતાંમાં એ તો વણસી જાયજો.
અંતરમાં ઓળખી લે આતમરામને,
કહે પ્રીતમ તારૂં આવા ગમન મટી જાયજો—આ દુર્લભ૦

કેમ સાવધાન છોને ? આપણે આ (૨૮–૨૯) શ્લોકો નીચે, શી શી વાતો કરી ?–
૧ સંતો. ૨ મનુષ્યદેહ. ૩ મનુષ્યદેહ મળ્યા પછી સાવધાન રહેવાનું; કાંઈ કરી લેવાનું.

વારંવાર જીવને કહ્યા કરો–કે–'તારે અહીં હમેશાં રહેવાનું નથી. તું એક મુસાફર છો. જેને તું તારાં કહે છે; તે તારાં નથી'.

નિમિ રાજા આગળ શું કહે છે; તે સાંભળો—

**अत आत्यन्तिकं क्षेमं, पृच्छामो भवतोऽनघाः ॥**
**संसारेऽस्मिन् क्षणार्धोऽपि, सत्सङ्गः शेवधिर्नृणाम् ॥३०॥**

---

૩૦ પદચ્છેદ—**हे अनघाः**–હે પવિત્ર પુરૂષો! **अतः**–એટલા માટે–હવે. **आत्यंतिकं**

## दशरथ-मरण



राम राम कहि राम कहि राम राम कहि राम ।
तनु परिहरि रघुबर बिरहँ राउ गयउ सुरधाम ॥

No. 471.

GITA PRESS, GORAKHPUR.

**धर्मान् भागवतान् ब्रूत, यदि नः श्रुतये क्षमम् ॥**
**यैः प्रसन्नः प्रपन्नाय, दास्यत्यात्मानमप्यजः ॥३१॥**

**અર્થ—"હે પવિત્ર પુરૂષો ! સર્વોત્તમ કલ્યાણ શું છે? તે હવે અમે આપને પૂછીએ છીએ. અરધા ક્ષણ જેટલો સત્સંગ પણ, લોકોને અનાયાસે પ્રાપ્ત થએલા લક્ષ્મીના મોટા ભંડાર સમાન છે. (૩૦) અમને સંભળાવવા યોગ્ય હોય; તો તે સર્વોત્તમ કલ્યાણને માટે, અમને ભાગવત ધર્મો સંભળાવો. જે જે ભાગવત ધર્મોથી પ્રસન્ન થએલા પ્રભુ, શરણ આવેલા ભકતને, સ્વસ્વરૂપ આપે છે. (પોતા સમાન પણ બનાવી લે છે.)" (૩૧)**

૩૦–૩૧ વિવેચન—

**पृच्छाम:**—અમે પૂછીએ છીએ નિમિ એક છે; છતાં બહુ વચન વાપર્યું. એટલે સભાસદો, ઋત્વિજો અને બીજા જે કોઇ અહીં છે; તે તમામ તત્ત્વજ્ઞાનની વાત સાંભળવા રાજી છે. કર્મકાંડને અને તત્ત્વજ્ઞાનને અનાયાસે વેર છે. શ્રીકૃષ્ણે ભોજન મંગાવ્યું; ત્યારે મથુરાના યાજ્ઞિકો ગોથું ખાઇ ગયા. ગીતામાં **यामिमां पुष्पितां वाचं** વિગેરે શબ્દોથી શ્રીકૃષ્ણે પણ, આ વાતને ટેકો આપ્યો છે. આ યજ્ઞમાં, અને નૈમિષારણ્યમાં શૌનકના યજ્ઞમાં, ઋત્વિજો પોતાના દ્રવ્યયજ્ઞને મુલતવી રાખી, જ્ઞાનયજ્ઞ કરવા બેઠા હતા.

**आत्यंतिकं क्षेमं**—સર્વોત્તમ કલ્યાણ–મોક્ષ–કૈવલ્યપદ. પતંજલિ ભગવાને 'કૈવલ્ય'નો અર્થ સમજાવવા; આખો અધ્યાય લખ્યો છે. તે અધ્યાયનું નામ કૈવલ્યપાદ છે. વસિષ્ઠ ભગવાને, યોગવાસિષ્ઠમાં નિર્વાણ પ્રકરણ આપ્યું છે. શ્રી રામચંદ્રે નિર્વાણ પ્રકરણમાંથી શું લીધું? તેની જરા વાનગી, તુલસીદાસે આપી છે. સાંભળો–

ચોપાઈ—'**રાજ સુનાઈ દીન્હ વનવાસુ, સુનિ મન ભયેઉ ન હર્ષ હરાસુ;**
સો સુત બિછુરત ગયે ન પ્રાણા, કોઈ પાપી બડ મોહી સમાના.

"રાત્રે કહ્યું કે–'હે પુત્ર! કાલે તમને રાજ્યાભિષેક કરવો છે;' અને વળતે દિવસે સવારમાં આજ્ઞા કરી કે–'હે રામ! તમે વનમાં જાઓ.' રાજ્યાભિષેકના સમાચાર સાંભળી, જેને હર્ષ થયો નહોતો; અને વનવાસના સમાચાર સાંભળી, જેને શોક થયો ન હતો; એવા પુત્રથી વિયોગ થતાં, કેમ હજી મારા પ્રાણ ટકી રહ્યા છે!" એમ દશરથે સુમંતને કહ્યું.

કૈવલ્ય—પાતંજલ યોગના કૈવલ્યપાદમાં 'કૈવલ્ય' શું? તે જણાવ્યું છે. વાંચ્યું છે? સાંભળો ફરી કહું. જે જીવનનો અંતીમ હેતુ તે 'કૈવલ્ય' અથવા 'કૈવલ્યપદ! તેનેજ સર્વાતીત-

---

**क्षेमं** (પુલ્લિંગ)–સર્વોત્તમ કલ્યાણ શું અને તે માટે સાધન શાં? **भवतः पृच्छाम:**–આપને અમે પૂછીએ છીએ. **अस्मिन् संसारे**–આ સંસારમાં. **क्षणस्य अर्धः क्षणार्धः क्षणार्धः अपि सत्संगः**–અરધા ક્ષણ જેટલો સત્સંગ પણ. **नृणां शेवधिः**–લોકોને અનાયાસે પ્રાપ્ત થએલો લક્ષ્મીનો ભંડાર સમાન છે.

૩૧ પદચ્છેદ—**यदि नः श्रुतये क्षमम् (मन्यध्वे)**–અમને સંભળાવવવાને યોગ્ય હોય–તો. **भागवतान् धर्मान् ब्रूत**–ભાગવત ધર્મો કહો. **यैः प्रसन्नः अजः**–જેનાથી પ્રસન્ન થએલા પ્રભુ. **प्रपन्नाय**–શરણે આવેલા ભક્તને. **आत्मानं अपि**–આત્મસ્વરૂપને–સ્વસ્વરૂપને પણ. **दास्यति**–આપે છે.

પણું–દ્વંદ્વાતીતપણું અથવા નિર્વિશેષ પરબ્રહ્મ કહેવામાં આવે છે. સાધારણ રીતે બે પ્રકારનાં પ્રાણી પદાર્થો આપણી નજરે છે. એક પાષાણ જેવા જડ પદાર્થો, અને બીજા વિચાર-શક્તિવાળા જીવો. વિચારશક્તિથી આગળ કોઇ ભૂમિકા છે કે કેમ? તેનો વિચાર કરવા આપણે અત્યારે બેઠા છઇએ—

પ્રકાશનાં કિરણો, જ્યારે ઘણાંજ મંદ હોય છે; ત્યારે સઘળું અંધકારમય હોવાથી, આપણે કોઇ વસ્તુને દેખી શકતા નથી. જ્યારે આ મૃદુ કિરણો તેજવી થાય છે; ત્યારે તે કિરણોદ્વારા, અંધકારનો નાશ થાય છે; અને આસપાસ પડેલી વસ્તુઓ, આપણે દેખી શકીએ છઇએ પછી એજ કિરણો જ્યારે અતિશય ઉગ્ર બને છે; ત્યારે આપણે તેજમાં અંજાઈ જઇએ છઇએ; અને આસપાસ પડેલી વસ્તુઓ, આપણે દેખી શકતાં નથી. એટલે અત્યંત તેજથી પણ, એક પ્રકારનો અંધકાર છવાઇ રહે; તેથી આપણે કાંઇ દેખી શકીએ નહીં. આટલી વાત તો બરાબર સમજ્યાને? હવે આગળ સાંભળો–પહેલા પ્રકારનો અંધકાર, અને આ બીજા પ્રકારનો અંધકાર, આસપાસ પડેલી વસ્તુઓને જોવા દેતો નથી; તો પણ તે બેઉ પ્રકારના અંધકાર, એક પ્રકારના છે; એમ આપણાથી કહેવાય નહીં. કહી શકાયજ નહીં; કારણકે તે બે વચ્ચે આસમાન જમીનનો તફાવત છે. જ્યારે આપણે બાળક હતા; ત્યારે આ જગત્‌ને સમજતા નહીં–ઓળખતા નહીં. એટલે જગત્‌માં આપણે નિસ્પૃહ હતા. પછી વિચારની શક્તિ વધતાં, જગત્‌ને ઓળખતા થયા. જગત્‌માં સ્પૃહાવાળા થયા. પછી બુદ્ધિની શક્તિ અત્યંત વધી પડતાં, જગત્‌ને ઓળખતા બંધ થવા લાગ્યા. પ્રથમના અજ્ઞાનમાં, જગત્ તૃણસમાન હતું; અને પછીના વિજ્ઞાનમાં પણ જગત્ તૃણસમાન બની ગયું. બીજા પ્રકારમાં–બુદ્ધિ તૃણસમાન જગત્‌ને તજીને, હરિ શરણે પહોંચે. જેને માટે જગત્ કુટાઈ મરે છે; તે જ્યાં તૃણસમાન દેખાય; તે ભૂમિકા જ્ઞાનથી પર.

કેટલા એક હજી માને છે કે-પૂર્ણ બ્રહ્મ કેવળ શૂન્ય–અચેતન–પાષાણવત્ જડ છે. નિરપેક્ષ સાશ્વતબ્રહ્મમાં કોઇ પણ ગુણ નથી. એટલે કૈવલ્યપદમાં સુખ અગર આનંદ એવી કોઇ વસ્તુ નથી. આ અવસ્થામાંજ (આ મનુષ્યદેહમાંજ) સુખનો ભોગ, અને આનંદ છે. આ વ્યક્ત દેહને તપશ્ચર્યાદિ દુઃખ દઇને, કૈવલ્યમાં સુખની અપેક્ષા રાખવી તે ગાંડપણ છે–વિગેરે વિગેરે.' તે સંબંધમાં દરેક ધર્મના સંતો અને શાસ્ત્રો બેધડક રીતે બોલે છે કે–'પરમપદને પામવા માટેજ, આ મનુષ્ય દેહ છે. પરમ પદને પામવા માટેજ, આ દેહે તપાદિ કરીને દીવ્યજ્ઞાન મેળવવું. તે પણ આળસ તજીને; નહીં તો દેહ ક્ષણભંગુર છે.' વેદાંતશાસ્ત્રો સાક્ષી પૂરે છે કે–આપણી પાસે જે આનંદ છે; તે બ્રહ્માનંદની પાસે, બિંદુથી પણ ઓછો છે. એટલે બ્રહ્મ નિર્ગુણ છતાં, પૂર્ણાનંદથી ભરપૂર છે; અને જીવને અંતીમ સુખનું સ્થાન બ્રહ્મ છે.

કેટલાએકની માન્યતા એવી છે; કે–' આ દેહે તપશ્ચર્યાદિ કષ્ટ વેદવાં તે ખરૂં; પણ તે સ્વર્ગ માટે. સ્વર્ગથી આગળ કાંઇ છેજ નહીં. સ્વર્ગજ મનુષ્યનું અંતીમ લક્ષ્ય છે.' તે સંબંધમાં **यामिमां पुष्पितां** (ગીતા અ. ૨) અને **ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं** ( ગીતા અ. ૯ ) વિગેરે શબ્દોથી, ગીતાજી સૂચવે છે કે–સ્વર્ગની પેલી મેર જે કાંઇક છે. તેજ કૈવલ્યપદ છે.

કેટલાએકની માન્યતા એવી છે કે–(થાકયા તો નથીને? સાંભળો ત્યારે–)' આખર

સુધી જીવ તે જીવજ રહે છે. તે કદિ શિવ થઇ શકતો નથી. તે કદિ પોતાનો જીવ ભાવ ખોઇ શકતો નથી. એટલે તે કદિ કૈવલ્યનો અધિકારી બનતો નથી.' તે સંબંધમાં—'**यतो वा इमानि भूतानि जायंते, येन जातानि जीवंति, यं प्रयंत्यभिसंविशंति** ॥ જેમાંથી આ ભૂત માત્રની ઉત્પત્તિ થઈ છે; અને જેમાંથી તેઓ જીવન મેળવે છે; તેમાંજ તેઓ અંતે મળી જવાનાં છે.' વિજળીની શક્તિ જે યંત્રમાંથી નીકળે છે; તેજ યંત્રમાં તે વર્તુળાકારે પાછી દાખલ થાય છે. તેમ જીવો જેમાંથી ઉત્પન્ન થાય છે; તેમાંજ પાછા સમાય છે. સીધી લીટી લાંબી લાંબી ખેંચી જતાં વર્તુળાકારે થઇને, બીજા છેડાને મળે છે. વૃક્ષ પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય; પૃથ્વીમાંથી પોષણ લે; અને પડી જાય; ત્યારે પૃથ્વીની માટી સાથે મળી જાય. એટલે પૃથ્વીનાં તત્ત્વો પાછાં પૃથ્વીમાંજ સમાય. આ નિયમ જેમ બાહ્ય જગતને લાગુ પડે છે; તેમ આંતર જગતને પણ લાગુ પડે છે. મન ગમે એટલું ચંચળ છે; પણ આખરે તેના ઉત્પત્તિ સ્થાનમાંજ તે લય પામે છે. થાકેલા માણુસના મનને ઉંઘની —શાંતિની—જરૂર જણાય છે. ઉંઘ એ નાની શાંતિ; કૈવલ્ય એ મોટી શાંતિ. તાત્પર્ય—આપણી ઇચ્છા હોય કે ન હોય; પણ આપણે આપણા મૂળ તરફ ચાલ્યા વિના છૂટકોજ નથી. આપણું મૂળ ઇશ્વર, પરબ્રહ્મ અથવા કૈવલ્યપદ.

ભીનું થએલું કપડું સુકાવાનું તો ખરૂંજ. પણ ચોવડું પાંચવડું પડયું રહેવા દઇએ; તો પાંચ સાત કલાકે સુકાય; અને એકવડું કરીને, હવામાં પહોળું કરી દઇએ; તો તે ત્વરાથી સુકાઇ જાય તે પ્રમાણેજ સતત અને સીધો પ્રયત્ન થાય; તો કૈવલ્યપદ દૂર નથી. અને— 'થાય છે!' 'કરીએ છઈએ!' 'કાલ—હવે આજ નહીં.' એમ ગોથા ખાનારા જીવો, મૂક્તિને માર્ગે 'ગોથાં ખાતાં ખાતાં ચાલ્યા આવે છે. 'ગોથાં' એટલે અનેક યોનીમાં ભટકાતા ભટકાતા. કેટલાએક છોકરા નિશાળેથી છૂટે; કે તુરત ઘેર આવે; અને કેટલાએક રખડતા— રખડતા ઘેર આવે. વ્હેલા મોડા ઘેર આવે; એ વાત તો ચોક્કસ. તેમ જીવે વ્હેલા મોડા ઇશ્વરને પામવુંજ પડે. સંસારનાં દુઃખ સમજી જાય; તે સંસારના કાયદા કાનુનને બરાબર સમજી લઈ; સંસારને આટોપી લેવા પ્રયત્ન કરે આ વાત ગટરના કીડાઓને— માયામાં રગદોળાતા જીવોને ન કહેવાય. આ તો એકાદશ સ્કંધ. જેમની દશે ઇંદ્રિયો ડાહી થઇ હોય; તેમને અગીઆરમી વાત કરાય.

બુદ્ધિની પેલી મેરની ભૂમિકાની આ વાત છે; તે બરાબર સમજ્યા છોને? અનેક સંતોના જીવન તપાસીએ તો ખાત્રી થાય છે કે—તેઓએ પોતાની ધાર્મિક પ્રવૃત્તિ, બુદ્ધિથી આગળના પ્રદેશમાં રહીને કરી છે. બુદ્ધિ અને વિચારથી ગોપીકાઓ ડરી ગઇ હોત; તો અમર થઈ શકત નહીં. મહેતાજી બુદ્ધિની મર્યાદામાં ઉભા હોત; તો કુંવરબાઇના સીમંત ઉપર, ખાલી હાથે, જઈ શકત નહીં. મીરાં બુદ્ધિના પ્રદેશમાં રમતી હોત; તો રાણાનો અને રાજનો અનાદર કરી શકત નહીં. જો પ્રલ્હાદ બુદ્ધિ અને વિચારને આધિન થયો હોત; તો ત્યાં નૃસિંહનું પ્રાગટય હોત નહી; સત્યની ખાતર અક્કલને આઘી મુકી, હરિશ્ચંદ્ર કાશીમાં વેચાયા. કયાં ?—ઢેડને ઘેર. નામ અમર કરી દીધાં. વિગેરે વિગેરે. બુદ્ધિ, વિચાર, તર્ક, વિગેરેના પ્રદેશો છોડીને, આગળ વધીએ; ત્યારેજ કૈવલ્યપદની પ્રાપ્તિને પ્રથમ પગથીએ, આપણો પગ આવ્યો; એમ સમજવું. તાત્પર્ય પાંચ જ્ઞાનેંદ્રિયોના કાર્ય પ્રદેશમાં, આપણા

જ્ઞાનની સીમા આવી જતી નથી. જર્મન તત્ત્વવેત્તા **મી. કાંટ** કહે છે કે–બુદ્ધિરૂપી સંગજડ દીવાલને ભેદીને, આપણે આગળ જઈ શકતા નથી; એજ આપણી ગંભીર ભૂલ છે; કારણકે અહીં આગળથીજ, હિંદુઓનું તત્ત્વજ્ઞાન, નવો માર્ગ ઉઘાડી આપે છે.

ગીતામાં **सर्वधर्मान परित्यज्य, मामेकं शरणं व्रज**–એ શબ્દોથી, શ્રીકૃષ્ણે જીવોને ઇસારો કર્યો કે–બુદ્ધિ–વિચાર–તર્ક–વિગેરે ડહાપણ, પડયાં મેલીને, મારા તરફ ચાલ્યાં આવો. આડું અવળું જોશો તો રજળી પડશો. જમીનમાં વાવેલ, બીજ, જળ મળતાં સડી જાય. ‘સડી જવું’ એટલે પોતાનાં દરેક પરમાણુઓને, છૂટા પાડી દેવાં. પરમાણુઓ છૂટાં પાડીને, બીજે પોતાનો તદ્દન નાશ કરી નાંખ્યો. પોતાનો તદ્દન નાશ થતાં, જેમાં અનેક આવાં બીજો સમાઈને રહેલાં છે; એવો એક છોડ, જમીનની બહાર આવ્યો. બીજનું રૂપાંતર છોડ રૂપે પ્રગટ થયું. તે પ્રમાણેજ સત્સંગ ભૂમિમાં દટાએલું જીવરૂપી બીજ, સત્સંગ ગંગાનું જળ (જ્ઞાન) મળતાં, પોતાનાં દરેક પરમાણુઓ-દરેક પ્રકારની વાસનાઓ છૂટી પાડી નાંખે. વાસનાઓ છૂટી પાડતાં, જીવ પોતાનો તદ્દન નાશ કરે.–પોતાનો તદ્દન નાશ થતાં (વાસના એજ જીવ)–છે; તેનું નવુંજ રૂપાંત્તર દેખાય. આ શું છે? એમ કોઈ ઝવેરીને પૂછીએ; તો તે તુરત કહે કે–આ તો જીવન્મુક્તિ. જ્યાં ‘હું’ નથી; ત્યાં ‘તે’ છે. ‘હું’ને કાઢી મુકવો; બહુ મુશ્કેલ છે.

નિમિરાજા શું પુછે છે; તે હવે સમજ્યા હશો! **आत्यंतिकं क्षेमं**–સર્વોત્તમ કલ્યાણ –શું? તે હવે સમજ્યા હશો.

સત્સંગ—થોડો સત્સંગ પણ શેવાધઃ–અનાયાસે પ્રાપ્ત થએલો ધનનો ભંડાર. **विद्या ब्राह्मणं पत्य आह शेवधिस्तेऽस्मि रक्ष मां**–‘હે બ્રાહ્મણો! હું તમને ભંડારરૂપ છઉં; તમે મારી રક્ષા કરો.’ એમ વિદ્યાએ કહ્યું. **श्रीणां भर्ता शेवधिः** એમ માલતી માધવ કહે છે.(૬–૧૮)

દોહરો—આધિસે આધિ ઘડી, આધિમેં પુનિ આધ;
તુલસી સંગત સાધુકી, કટે કોટિ અપરાધ—સીયાવર૦

ચોરે પ્રતિજ્ઞા કરી હતી કે ‘કથા સાંભળવી નહીં.’ અનાયાસે ચોરે જરા સાંભળ્યું કે–‘દેવને પડછાયો ન હોય’. આટલા શબ્દોએ, તેને ભયંકર આફતમાંથી બચાવી લીધો.

તુલસીદાસે જરા જેટલું સાંભળ્યું કે—

પદ.

જીતનો હેત હમસેંરે પિયાજી, હરિસેં હોત જો ઇતનો રી; (૨)
ચલો જાત બૈકુંઠ ધામમેં. (૨),
ઠાકોર દ્વારા તુલસી જાય તો ખરેરી રામા! રટો તુલસી—
સીતા હો રામ રામા! ભજો તુલસી.

સેફટી મેચ, બાકસને અડી–ઘસાણી–અને અજવાળાં થયાં.

૩૧ મા શ્લોકમાં પોતાની યોગ્યતા સંબંધી નિમિ પૂછે છે. પાશેરના પ્યાલામાં શેર દુધ સમાય નહીં. તેમ–‘અમે યોગ્ય હોઇએ; તો આ વાત, આપ અમને કરો.’ કેવો વિવેક! શ્રોતા એટલે એક અવિવેકી–ઉદ્ધત–પ્રાણી નહીં; પણ નરમાશ અને વિવેક ભરેલો સજ્જન! કથામાં જતા હો; તો આટલું જરૂર શીખજો.

૩૧મા શ્લોકના છેવટમાં એમ પણ કહ્યું કે—**यैः प्रसन्नः अजः प्रपन्नाय आत्मानं अपि दास्यति ।** જે ભાગવત ધર્મોથી પ્રસન્ન થએલા પરમાત્મા, શરણુ આવેલા ભક્તને સ્વસ્વરૂપ પણુ આપે છે.' ભગવાનને વ્હાલા ભાગવત ધર્મો; ગૃહસ્થને વ્હાલા ગૃહસ્થના ધર્મો; વેપારીનો વ્હાલા વેપારીના ધર્મો. જે ગુમાસ્તામાં વેપારીના ધર્મો હોય; તે ગુમાસ્તા પ્રત્યે શેઠ પ્રસન્ન રહે. તે એટલે સુધી કે—કોઇ વાર શેઠને બહાર ગામ જવું હોય; તો ગુમાસ્તાને શેઠ બનાવીને—પોતાનું તમામ કામ સોંપીને, શેઠ બહાર ગામ જાય. આ પ્રમાણેજ પતિ ડાહી સ્ત્રીને પોતાનું સ્વરૂપ આપે છે; અને ગુરૂ પોતાના વ્હાલા શિષ્યને પોતાનું સ્વરૂપ આપે છે. "વેદાંત–કેસરી'ના બીજા શ્લોકમાં શ્રી આદ્યશંકરાચાર્ય બોલ્યા છે કે—પારસમણિ લોઢાને સ્પર્શ કરીને, લોઢાનું સોનું બનાવે—પારસમણિ નહીં. પણુ સદ્‌ગુરૂ તો શિષ્યને પોતા રૂપ બનાવે; એટલે પોતાનું સ્વરૂપ આપે. સદ્‌ગુરૂમાં જે શક્તિ છે; તેના કરતાં હજાર ગણી શકિત, શ્રીહરિમાં છે. દૃષ્ટાંતમાં દાસીપુત્ર નારદ; પણ પ્રભુતા પ્રાપ્ત કરી, પ્રલ્હાદાદિ અનેક ભકતોનો ઉદ્ધાર કર્યો; અને યમસાર્જુનઆદિ અનેક પાપીઓને શિક્ષા કરી.

નિમિ રાજાનો પ્રશ્ન પૂરો થયો. નિમિના પ્રશ્ન સંબંધી શ્રીધરસ્વામી કહે છે કે—

**'भगवद्धर्मतद्भक्त-माया तत्तरणानि च ।**
**ब्रह्मकर्मावतारेहा भक्तप्राप्ययुगक्रमात् ॥**
**ज्ञातुं क्रमेण कृतवान्-नव प्रश्नान् निमिर्नव ।**
**एकैकस्योत्तरं प्रोचुः, कविमुख्या मुनीश्वराः ॥ '**

ભાગવત ધર્મોના પેટામાં નવ પ્રશ્નો છે—

૧ ભગવાનને પ્રસન્ન કરનારો ધર્મ, ૨ ભગવાનના ભકતનાં લક્ષણુ, ૩ માયા અને તેનું સ્વરૂપ, ૪ માયાને તરવાના ઉપાય, ૫ બ્રહ્મનું સ્વરૂપ સમજવાની રીત, ૬ કર્મ સંબંધિ વિચાર, ૭ પ્રભુએ લીધેલા અવતારોનું રહસ્ય, ૮ અભકતોની ગતિ, ૯ યુગના ધર્મ. આ નવ પ્રશ્નના જવાબ નવ યોગેશ્વરો આપશે.

આ કથા કયાં થાય છે; તે તો ભૂલ્યા નથીને ? આ કથા દ્વારકામાં નારદજી વસુદેવજીને કહે છે—આગળ હવે ! સાંભળો—

**नारद उवाच ॥**

**एवं ते निमिना पृष्टा, वसुदेव महत्तमाः ॥**
**प्रतिपूज्याब्रुवन् प्रीत्या, ससदस्यर्त्विजं नृपम् ॥ ३२ ॥**

**અર્થ**—નારદજી કહે છે કે—'હે વસુદેવ ! આ પ્રમાણે નિમિ રાજાએ

---

૩૨ પદચ્છેદ—**हे वसुदेव !**—હે વસુદેવ. **एवं**—આ પ્રમાણે **निमिना पृष्टाः**—નિમિથી પુછાએલા. **ते**—તેઓ. **अतीशयेन महांतः इति महत्तमाः**—મહાત્મા પુરૂષોએ. **सदस्यः**—સભાસદ. **सदस्याश्च ऋत्विजश्चः सदस्यर्त्विजः तैः सहितः तं इति नृपं**—સભાસદો અને ઋત્વિજો સહિત તે રાજાનો. **प्रीत्या प्रतिपूज्य**—પ્રીતિથી સત્કાર કરીને. **अब्रुवन्**—કહ્યું, કે.

**જેમને પૂછ્યું હતું; એવા તે મહાત્મા પુરૂષોએ, સભાસદો અને ઋત્વિજો સહિત, તે રાજાનો પ્રીતિથી સત્કાર કરીને, કહ્યું કે–[૩૨]**

૩૨ વિવેચન—

ભાગ્યશાળી પરીક્ષિત સાંભળે છે; અને શ્રીશુકદેવજી કહે છે. સ્થળ ગંગા કાંઠો; આસપાસ ઋષિ મુનિયો બેઠા છે. દેખાય છે ? આંતર મનથી જુઓને ! ચિત્ર એક વાર બતાવ્યું હતું. બોલો રાજા રણછોડની જય. અમારા તમારાં ભાગ્ય હશે ! કે આ નૈમિષ્યારણ્યમાં આપણે શાંતિથી બેઠાં છઇએ ! આ શહેરમાં સોનાને પ્યાલે દુધ પીનારા ભાગ્યશાળી હશે; પણ આવી નિવૃત્તિથી કથા કહેવા–સાંભળવા નવરા નહીં હોય ! પ્રભુ કૃપાનો લાભ લ્યો.

**प्रतिपूज्य**—યોગેશ્વરો આ પ્રશ્ન સાંભળી રાજી થયા. નિમિ રાજાનાં તેઓએ વખાણ કર્યા. 'હું બધું જાણું છઉં;' અગર–'કર્મ માર્ગજ શ્રેષ્ઠ છે; અને બીજું કોઈ કલ્યાણકારી છેજ નહીં.' એવા ઘમંડથી જે સભાસદો અને જે ઋત્વિજો મુકત હોય; તેઓજ અધ્યાત્મવિદ્યામાં રસ લઈ સાંભળવા બેસે. જેમ જળમાં લીલ; તેમ જ્ઞાનમાં ઘમંડરૂપી અજ્ઞાન. આ ઘમંડમાંથી પ્રભુ બચાવે, તોજ સભાસદો અને ઋત્વિજો બચી શકે.

હવે 'કવિ' નામના યોગેશ્વર બોલે છે—રાગ ઉપજાતિ.

**कविरुवाच** ॥

**मन्येऽकुतश्चिद्भयमच्युतस्य, पादाम्बुजोपासनमत्र नित्यम् ॥**
**उद्विग्नबुद्धेरसदात्मभावाद्वि–विश्वात्मना यत्र निवर्तते भीः ॥३३॥**

**અર્થ**—"આ સંસારમાં જ્યાં કોઇ પણ પ્રકારનો ભય નહોય; એવી વસ્તુ હોય; અગર આ સંસારના અનેક પ્રકારના ભયનો નાશ કરે; એવી કોઈ વસ્તુ હોય; તો તે ભગવાનના ચરણ કમળની નિત્ય ઉપાસના કરવી તે છે; એમ હું માનું છઉં. દેહાદિ મિથ્યા પદાર્થોમાં અભિમાન થવાથી, ઉદ્વેગ પામેલા પુરૂષનો ભય, જે ઉપાસનાથી વિશ્વમાં આત્મભાવના થતાં, નિવૃત્ત થાય છે. [૩૩]

૩૩ વિવેચન—

ભગવાનને રીઝવવામાં મુખ્ય સાધન ઉપાસના. ઉપાસના પણ ચરણકમળની. લક્ષ્મણ કેવટને કહે છે કે—

---

૩૩ પદચ્છેદ—**अत्र**–આ સંસારમાં. **नास्ति कुतश्चित् भयम् यस्मिन् तत्–अकुतश्चित्भयम्**–જ્યાં કોઇ પણ પ્રકારનો ભય નથી એવી કોઇ વસ્તુ હોય; અગર એવું કોઇ કામ હોય તો તે. **नित्यं अच्युतस्य पादांबुजोपासनम्**–ભગવાનના ચરણારવિંદની નિત્ય ઉપાસના કરવી તે. **इति (अहं) मन्ये** એમ હું માનું છઉં. **असति आत्मभावः असदात्मभावः तस्मात्–असदात्मभावात्** દેહાદિક મિથ્યા પદાર્થોમાં–અભિમાન થવાથી. **उद्विग्ना बुद्धिः यस्य सः तस्यः उद्विग्नबुद्धेः भीः**–ઉદ્વેગ પામેલા પુરૂષનો ભય. **यत्र**–જે ઉપાસનામાં–જે ઉપાસનાથી. **विश्वात्मना**-વિશ્વમાં આત્મભાવના થતાં. **निवर्तते**–નિવૃત્ત થાય છે.

ચોપાઈ.

સખા ! પરમ પરમારથ એહુ, મન ક્રમ વચન રામ પદ નેહુ.

કાગભુશૌંડિ ગરૂડને કહે છે—

ચોપાઇ—જપ તપ મખ-શમ દમ વ્રત દાના, વિરતિ વિવેક યોગ વિજ્ઞાના.

સબકર ફલ રઘુપતિ પદ પ્રેમા, તેહિ બિનુ કોઉ ન પાવે ક્ષેમા.

× × × × ×

શ્રુતિ સિદ્ધાંત ઇહૈ ઉરગારી, રામ ભજિય સબ કામ બિસારી.

આ જગતમાં હાનિ લાભ કયાં છે ?—

લાભ કી કછુ હરિ ભકિત સમાના, જેહિ ગાવહિ શ્રુતિ સંત પુરાના;

હાનિ કી જગ ઇહિ સમ કછુ ભાઈ, ભજીયે ન રામહિ નરતનુ પાઈ.

ઉપાસનામાં અજબ શકિત-ઉપાસનામાં એવી અજબ શકિત છે કે-ઉપાસના કરનાર પાસે, પત્થર દેવ થઈને વાતો કરે. જે પુરૂષ દેવની ઉપાસના કરે; તે દેવ બને. વિદ્યાની ઉપાસના કરે; તે વિદ્વાન્ થાય; ધનની ઉપાસના કરે; તે ધનવાન્ થાય. વિગેરે-વિગેરે. આળસને અને ઉપાસનાને વેર છે. ઉત્સાહને અને ઉપાસનાને મૈત્રી છે. ઉપાસનાના મૂળમાં જ્ઞાન હોય છે. જે પુરૂષ એક વસ્તુનો મહિમા જાણે; તે પુરૂષજ તે વસ્તુની ઉપાસના કરે. જેમ જેમ મહિમા વિશેષ જણાય; તેમ તેમ ઉત્સાહ, પવિત્રતા વિગેરે વધારે પ્રગટે. જ્ઞાનવિનાની ઉપાસના તે-'લે દેવ ચોખા, અને મેલ મારો છેડો-' વેડીયા વેદ. દેવમંદિરોમાં જે જે દેવ બેઠા છે; તેમનાં પુરાણો ત્યાં વંચાવાજ જોઇએ. તો તે દેવનો મહિમા જણાય, અને તેમાં ભાવ થાય.

**વિશ્વાત્મના**—એટલે સર્વ પ્રકારે. કોઇ પણ પ્રકાર બાકી રહે નહીં તેમ. જડભરતને કાલિકાના મંદિરમાં લાવ્યા. તલવારો તૈયાર; પણ મારનારને બે હાથ; અને રક્ષા કરનારને હજાર હાથ. ચંદ્રહાસને પત્રમાં દીવાને 'વિશ' દેજો; એમ લખી આપ્યું. ચંદ્રહાસને વિશને બદલે 'વિશયા' મળી. વિગેરે વિગેરે. આવા કૃપાળ-દયાળને પ્રણામ સિવાય આપણે શું આપીએ !

**ઉપાસના અને મન**—આખા જગતમાં સર્વ ઠેકાણે, મંદિરોમાં દેવપૂજનો થઈ રહ્યાં છે; મસીદોમાં નિમાઝ પઢાય છે; પાદરીના દેવળોમાં પ્રાર્થનાઓ થઇ રહી છે. તોપણ પ્રલ્હાદની અને ધ્રુવની ઉપાસના વધી પડી. ગૌતુમબુદ્ધ, મહાવીર અને ક્રાઇસ્ટે પણ ઉપાસનાના માર્ગમાં ભાત પાડી. તે પછી બોડાણે ઉપાસના કરી; તે જુદી; નરસીમહેતે ઉપાસના કરી; તે જુદી; નામદેવજીએ ઉપાસના કરી; તે જુદી મીરાંની ઉપાસના પણ જુદી. રાણોજી અને રાણાજીનાં માતાજી પણ, ઉપાસના કરતાં હતાં; પણ મીરાંની ઉપાસના વધી પડી. ગીરધરલાલ મીરાંને ઘેર નાચવા આવ્યા. ઉપાસનામાં અનેક સામગ્રિઓ હોય; તેમાં મુખ્ય સામગ્રિ 'મન' છે. મનના પ્રમાણમાં ઉપાસનાનું પ્રમાણ મપાય છે.

મન જડ છે; માયાનો પદાર્થ છે; ઘડીઘડીમાં રંગ બદલે એવું ચંચળ છે; તોપણ તે આત્માની ઘણીજ નીકટની વસ્તુ છે. મન ડાહ્યું બન્યું હોય; તો તારી દે; અને મન ગાંડું બન્યું હોય; તો બુડાડી દે. એટલે ભવસાગરમાં રખડાવ્યા કરે. જરા આગળ આવો તો દેખાય કે-દરેકનું મન અમુક અમુક હદ સુધી વિકાસ પામેલું હોય છે. તેથી ૧ અલ્પવિકાસપામેલું,

૨ અર્ધવિકાસપામેલું, અને ૩ પૂર્ણવિકાસપામેલું—એમ મનના ત્રણ પ્રકાર બની શકે. પૂર્ણ વિકાસવાળું મન સત્યનો સ્પર્શ કરી, પરમાત્મા સુધી પહોંચી જાય; અર્ધ વિકાસ પામેલું મન, વ્યવહારમાં, ધંધામાં, કુશળતા બતાવી, સંસારનાં અનેક સુખ અપાવી શકે. અલ્પ વિકાસ પામેલું મન, સંસારમાં અલ્પ સુખ અપાવી શકે. મનના વિકાસ માટે જ, નિશાળો તથા કોલેજો; અને તેથી આગળ શાસ્ત્રો, સંતો અને સત્સંગ સમજવાં.

મનના ત્રણ મૂખ્ય રંગ—સત્ત્વ, રજ, અને તમ. આયુર્વેદાચાર્ય કહે છે કે—

**रजस्तमश्च मनसो द्वौ, च दोषावुदाहृतौ ।**
**धीधैर्यात्मादि विज्ञानं, मनोदोषौषधं परम् ॥**

મનના બે દોષ રજ અને તમ. આ બે દોષ મનમાં હોય; ત્યાં સુધી મન હરિ સન્મુખ થઇ શકે નહીં. તે દોષો મટાડવા માટે, બુદ્ધિ, ધૈર્ય અને આત્મા (અધ્યાત્મજ્ઞાન) વિગેરેનું વિજ્ઞાનરૂપી ઔષધ ( મનુષ્યને મળેલું ) છે.

યોગ, સાંખ્ય, ઉપનિષદો વિગેરે ગ્રન્થોના સારરૂપ ગીતામાં, ગોવિંદે અ. ૧૩–૧૪–૧૭ માં ગુણો સંબંધી ખુલાસો કરી, વિશેષ ખુલસો ૧૮ મા અધ્યાયમાં કર્યો.

તમોગુણ અજ્ઞાનજન્ય છે. તેથી સૌને મોહ થાય છે. તમોગુણથી પ્રમાદ, આળસ, નિદ્રા વધી પડીને, અંતઃકરણ મલીન કરે છે. તમોગુણ હોય ત્યાંસુધી અંતઃકરણને કાંઈ સારૂં કામ કરવું ગમેજ નહીં. રજોગુણ જીવને ધન વૈભવમાં મોહ કરાવી, પ્રવૃત્તિ માર્ગમાં પ્રેરે છે; તેથી આગળ સ્વર્ગના સુખનો મોહ પણ કરાવે છે. છૂટી ગએલી કમાનને હોશીયાર ઘડીયાળી સંકેલી લે; તેમ રજો–તમોમાં વિફરી ગએલા મનને, બહિર્વૃત્તિવાળા મનને, સત્ત્વ ગુણ સંકેલે છે. એટલે અંતર્વૃત્તિ કરવા પ્રેરે છે. હરિસન્મુખ થવાના રસ્તા ઉપર લાવે છે. કાંટો કાઢયા પછી જેમ સોય નકામી છે; તેમ ભગવદ્ ભાવના વધી પડયા પછી, સત્ત્વગુણ પણ નકામો છે. ત્રણે ગુણથી રહિત થવા શ્રીકૃષ્ણે અર્જુનને ગીતામાં કહ્યું. એટલે ગુણાતીત થવા કહ્યું. ગુણાતીત થએલું મન, પ્રભુના શરણમાં જ રહે.

આ વાતનો સાર એ છે કે–તમે પોતે કયાં છો ? રજોમાં છો ? કે તમોમાં છો ? કે સત્ત્વ ગુણમાં છો ? તે તપાસી જોજો. તે પ્રમાણે તમારો અધિકાર આંકજો; અને પ્રયત્ન કરજો.

કદિ મન રજો તમોમાં રમતું હોય; તો પ્રભુને રસ્તે ન આવવું ? તેના જવાબમાં યોગેશ્વર કવિ કહે છે કે–'આવવું–ગભરાવું નહીં.' અજાણતાં અજાણતાં પણ ભલું કરવું; સ્વપ્નામાં પણ શ્રીહરિ ભજવા. તેના ટેકામાં કહે છે કે—**यत्र निवर्तते भीः**–શ્રીહરિનું શરણ લેવાથી સંસારનો ભય મટી જાય છે.

દૃષ્ટાંત—ગાય, ભેંસ અને બકરાંનું એક ટોળું, એક ભરવાડ, એક ગામથી બીજે ગામ લઈ જતો હતો. રસ્તામાં સાંજ પડી ગઇ. તેથી ભરવાડે પશુને ઉતાવળાં હાંકયાં. તેમાં એક અપંગ બકરી પાછળ રહી ગઈ. ભરવાડને ખબર રહી નહીં. ભરવાડ પોતાનાં પશુ સાથે ગામમાં પહોંચી ગયો; અને બકરી વગડામાં પડી રહી. રાત પડી—અંધકાર ફરી વળ્યો. બકરીએ વિચાર કર્યો કે 'હવે જવું કયાં !' એમ વિચાર કરે છે; ત્યાં તેણીએ વનરાજ ( સિંહ ) નું પગલું દેખ્યું. પગલાનો આશરો રાખીને, તે બેઠી. અંધારૂં વધતાં, એક પછી એક શીકારી પ્રાણી, બકરીનો શીકાર કરવા બકરી પાસે આવ્યાં; પણ બાપાનું પગલું

દેખીને નાઠા. કે ' રખે ! બાપાએ તેણીને બેસાડી હોય ? ' અરધી રાત વીત્યા પછી વનરાજ પોતે આવ્યો. બકરીએ પગમાં પડીને કહ્યું કે–'આપના પગલાને આશરે બેઠી છઉં. આ આશરો ન હોત; તો હું ક્યારની સાફ થઈ ગઈ હોત.'

આ સાંભળી સિંહ બહુ રાજી થઈને બોલ્યો–' બોલ ! તારે શી ઇચ્છા છે ? '

બકરી—બાપુ ! હું ભૂખી છઉં.

તે સાંભળી સિંહે ગર્જના કરી. ગર્જના સાંભળી, જંગલનાં પ્રાણીઓ ધ્રુજતાં ધ્રુજતાં ત્યાં આવી પહોંચ્યાં. સિંહને નમન કરી, હુકમની રાહ જોતાં ઉભાં રહ્યાં.

સિંહ—બકરીને-તું લંગડી છો. તેથી બોલ ! તારે કોના ઉપર ચડવું છે.

આ સાંભળી બકરી વિચારમાં પડી. તેણીને હાથી ગમ્યો, સિંહને વાત કરતાં, સિંહે ત્રાડ મારી હાથીને હુકમ કર્યો કે ' જ્યાં બકરી કહે; ત્યાં તેણીને ચરાવીને લાવ. જોજે ! પાડી ન નાંખતો ! '

' જી ! હા ! ' કહી હાથી બેસી ગયો. બકરી હાથી ઉપર ચડી. પ્રાણીઓ શરણાંગતનાં વખાણ કરવા લાગ્યાં. બકરી મન ગમતો ચારો ચરી.

પદ. ( કસૂરી તાલ ૩ )

શરણ પડેકી લાજ આજ, તુમ રાખો ભગવાના—ટેક૦
જપ તપ યોગ યજ્ઞ નહિં કીને, નહિં તીરથ દાના; (૨)
વિરથા વીત ગઈ સબ ઉમરા, (૨) વિષયન ભરમાના—
લાજ તુલ રાખો ભગવાના; (૨) હાં શરણ પડેકી૦
સત સંગતમે બૈઠ તુમારા, કિયા ન ગુણ ગાના; (૨)
ભવસાગર જલ દુસ્તરભારી, (૨) કૈસે તર જાના–લાજ૦
ચૌરાસી લખ જીવ જૂનમેં, પુન પુન ભટકાના; (૨)
તુમરે ભજન બિના નહિં કબહું, (૨) હોય મોક્ષ પાના—લાજ૦
દીન દયાળ દયાકે સાગર, તુમ સબ ગુણ ખાના;
બ્રહ્માનંદ મેં દાસ તુમારો, (૨) મુઝે ન વિસરાના—લાજ૦

તે પ્રમાણે શવરી–કરમા–ચોખામેળ–રોહિદાસ વિગેરે હરિ શરણે રહ્યાં; તે મોટાં બની ગયાં.

ભર્તૃહરિ મહારાજ વિજ્ઞાન શતકમાં બોલ્યા છે કે—

રાગ સ્રગધરા—

**हित्वा विश्वाद्यवस्थाः, प्रकृतिविलसिता, जाग्रदाद्यैर्विशेषैः ।**
**सार्धं चैतन्यधातौ, प्रकृतिमपि समं, कार्यजातैरशेषैः ॥**
**ज्ञानानंदं तुरीयं, विगलितगुणकं, देशकालाद्यतीतं ।**
**स्वात्मानं वीतनिद्रः, सततमधिकृतधू–श्चिंतयेदद्वितीयम् ॥ ३४ ॥**

[ આવું આવું વાંચતાં આવડે છે ? ન આવડતું હોય; તો શીખતા કેમ નથી ? તમારે કોઈ પંડિતની દોસ્તી છે કે નહીં ? ન હોય તો કરી લઇએ. તેને ઘેર જઈને ભણી આવીએ. અગર આપણે ઘેર બોલાવીને તેનો સત્કારને, તેની પાસે ભણીએ. વિદ્યા વિના

નર પશુ છે. આ શ્લોકો તે માત્ર અક્ષરો નથી. તેને પદે પદે જ્ઞાન ગોઠવ્યું છે. પ્રયત્ન કરશો; તો પ્રભુ મદદ કરશે ]

**અર્થ**—પ્રકૃતિના વિલાસરૂપ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણદેહો, તથા જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થાઓ; તથા વિશ્વ તૈજસ અને પ્રાજ્ઞ વિગેરે આત્માની અવસ્થાઓને, સર્વના કારણરૂપ પ્રકૃતિની સાથે પરબ્રહ્મમાં લય કરી દેવાં; અર્થાત્ પ્રકૃતિ અને તેના જુદા જુદા વિલાસો બ્રહ્મરૂપ છે એમ જાણવું; તથા સાધન ચતુષ્ટયસંપન્ન પુરૂષે, હંમેશાં નિદ્રાનો ત્યાગ કરી, જ્ઞાનસ્વરૂપ – આનંદમૂર્તિ સત્ત્વ રજ અને તમોગુણથી રહિત, દેશ કાલાદિકથી રહિત તુરીય તત્ત્વ તરીકે ગણાતા, અને સર્વના આત્મારૂપ અદ્વૈત એવા પરબ્રહ્મનું ચિંતવન કરવું.

અજ્ઞાનની હદ રહી નથી—કેટલાએક રૂડા રૂપાળા; પણ દ્વૈત અદ્વૈતના ઝઘડામાં હજી ઉભા છે. દ્વૈત એજ અદ્વૈત; અને અદ્વૈત એજ દ્વૈત; એવા ઉદાર વિચારથી, આત્મતત્ત્વનું ચિંતવન કરવું. જઘડે ચડયા તો–કરોડો દેતાં ન મળે એવી જીવનની ઘડીઓ ખાલી અફળ–ચાલી જશે. 'અખો કહે અંધારા કુવો, જઘડો જીતી કોઇ ન મુવો.' કાંઈ વાંચો અગર સાંભળો; તેમાંથી પણ, પોતાને ગમે તે લેવું; અને ન ગમે તે પડયું મેલવું.

**असदात्मभावात् उद्विग्नबुद्धेः**—દેહાદિક મિથ્યા પદાર્થોમાં આત્મભાવ કરવાથી, સર્વદા ઉદ્વેગ પામેલા પુરૂષનો. જીવથી જો કોઇ ભયંકર ભૂલ થતી હોય; તો તે આજ છે; કે–દેહાદિકમાં આત્મભાવ–હું દેહ છઉં; એવો ભાવ–થયો છે–તે. દેહાદિમાં આત્મભાવ થતાં, સુખ દુખ તથા સંસારનો ભય અનાયાસે સામા આવીને ઉભાં રહે. જીવની આસપાસ ભુતાવળ ઉભી કરનાર, દેહમાં થએલો આત્મભાવ છે. તે મમતા દ્વારા સંકલ્પ વિકલ્પોના ત્રાસને ઉભો કરે છે. સંસાર દુઃખમય છે; એમ પુરૂષને પોતાને કેટલીએકવાર અનુભવ પણ થાય છે; તોપણ જેમ હાથી કાગળની હાથણીને ભેટવા દોડે; અને પછી પકડાઇ જાય; તેમ જીવ ખોટાં સુખોને પકડવા દોડે; અને તેમ કરતાં સંસારની ભયંકર ખીણોમાં પડી જાય.

વિષયોને અનાયાસે છોડી દેવા; તે ઘણું અઘરૂં કામ છે; તેથી વેદે ભગવાનની ભક્તિનું સાધન આગળ કર્યું. યોગી ઇંદ્રિયોને રોકે; ત્યારે માંડ માંડ ઈંદ્રિયો રોકાય; અને ભક્ત મનને ભક્તિમાં લગાડે; ત્યારે ઇંદ્રિયો મનની પાછળ પાછળ દોડી આવે. મનને ભક્તિમાં જોડવું એટલે–૧ કાનથી ભગવાનની કથાવાર્તા ભાવ કરીને સાંભળવી. ૨ જીભથી ભગવાના ગુણ ગાવા અગર નામ સ્મરણ કરવું. ૩ જીભથી શ્રીહરિને ધરેલો પ્રસાદ જમવો તથા શ્રીહરિના ચરણામૃતનું પાન કરવું. ૪ આંખથી શ્રીહરિને ધારી ધારીને નીરખવા. ૫ નાકથી શ્રીહરિને ચરણે ચડાવેલી તુલસીને પ્રેમથી સુંઘવી. ૬ શ્રીહરિને ચડાવેલા પુષ્પો માથે મુકવાં, ૭ ચરણથી ચાલીને દેવ મંદિરે અગર કથાવાર્તામાં જવું. પ્રભુએ બેસવા ગાડી આપી હોય; તો તે પવિત્ર સ્થાનથી થોડે દૂર ગાડીમાંથી ઉતરી, પગે ચાલીને ત્યાં જવું. ૮ હાથથી હરિનાં પૂજન કરવાં. હરિની સેવાની તથા ભોજનની સામગ્રિ હાથથી તૈયાર કરવી. દ્રવ્યની સગવડ હોય; તો હાથથી દાન આપવાં; સમયની સગવડ હોય; તો હાથથી સંતોના ચરણ ચાંપવા. અમરિષનાં એંધાંણ ભાગવતે આપ્યાં છે. વિદ્વાનોએ તેનાં નાટક ભજવી બતાવ્યાં. જેઓએ તેમાંથી ઉપદેશ લીધો નહી; અને માત્ર 'વન્સમોર' ની બુમો પાડીને, ઘેર આવ્યા, તેમનાં ધન અને નિદ્રા બેઉ છૂટી પડયાં.

હવે આગળ સાંભળો—

**ये वै भगवता प्रोक्ता, उपाया ह्यात्मलब्धये ॥**
**अंजः पुंसामविदुषां, विद्धि भागवतान् हि तान् ॥३४॥**
**यानास्थाय नरो राजन, न प्रमाद्येत कर्हिचित् ॥**
**धावन्निमील्य वा नेत्रे, न स्खलेन्न पतेदिह ॥३५॥**
**कायेन वाचा मनसेन्द्रियैर्-वा बुद्ध्यात्मना वानुसृतस्वभावात् ॥**
**करोति यद्यत्सकलं परस्मै, नारायणायेति समर्पयेत् तत् ॥३६॥**

**અર્થ**—ત્વરાથી–અનાયાસે–સ્વરૂપની પ્રાપ્તિ થાય; તે માટે જે ઉપાયો ભગવાને કહ્યા છે; તે ભાગવત ધર્મો છે; એમ જાણો. [૩૪] હે રાજન્! તે ધર્મોનું પાલન કરવામાં, માણુસ જો કાંઈ પ્રમાદ કરતો નથી; તો તે આંખો વીંચીને આ સંસારમાં દોડયો જાય છે. એમ દોડતાં તેને ઠેસ વાગતી નથી; તેમ તે પડી પણ જતો નથી. એટલે–ધર્મ પાલનમાં કાંઈ ભૂલ થતાં; તેને પાપ લાગતું નથી; તેમ કાંઇ મોટી ભૂલથી તે ભ્રષ્ટ પણ થતો નથી. [૩૫] શરીર, વાણી, મન, ઇંદ્રિયો, બુદ્ધિ અને અહંકારથી; તથા જાતિ વર્ણોને અનુસરતા સ્વભાવથી, જે જે કાંઈ કરવામાં આવે; તે તમામ પરમેશ્વર નારાયણને અર્પણ કરી દેવું. એટલે શાસ્ત્રવિધિથી કરેલાં કર્મોજ નારાયણને અર્પણ કરવાં. એટલોજ નિયમ નથી. નિયમનો વિસ્તાર તેથી આગળ છે. [૩૫]

૩૪ થી ૩૬ વિવેચન—

**भगवता प्रोक्ताः**—ભગવાને સ્વમુખે કહેલા.' એમ કહેવામાં એવો ભાવ છે કે–વર્ણાશ્રમના ધર્મો મનુ, યાજ્ઞવલ્કયાદિ સમર્થ વિદ્વાનોએ બતાવ્યા છે. તેનો વિશેષ ખુલાસો 'મહાભારતમાં વ્યાસે પણ કર્યો છે. તેથી વર્ણાશ્રમધર્મથી જે ધર્મ આગળ છે; તે મોક્ષધર્મની

---

૩૪ પદચ્છેદ—**अविदुषां पुंसां**–અજ્ઞાની પુરૂષોને. **अंजः आत्मलब्धये**–ત્વરાથી–અનાયાસે–સ્વરૂપની પ્રાપ્તિ થાય તે માટે. **ये उपायाः भगवता प्रोक्ताः**–જે ઉપાયો ભગવાને કહ્યા છે. **तान् भागवतान्**–તે ભાગવત ધર્મો છે એમ. **हि**–નક્કી. **विद्धि**–જાણ–જાણો.

૩૫ પદચ્છેદ—**हे राजन्**–હે રાજા! **यान् आस्थाय**–જે ધર્મોનું પાલન કરવામાં. **नरः कर्हिचित् न प्रमाद्येत**–જો માણસ કદિ પ્રમાદ કરતો નથી. **वा**–એટલે. **नेत्रे निमील्य धावन्**-આંખો મીંચીને દોડયો જતો પુરૂષ. **इह**–આ સંસારમાં. **न स्खलेत् न पतेत्**–તો તે ઠોકર ખાતો નથી; તેમ પડતો પણ નથી. તેને પાપ લાગતું નથી; અને તે ભ્રષ્ટ પણ થતો નથી.

૩૬ પદચ્છેદ—**कायेन वाचा मनसा इंद्रियैः वा बुद्ध्या आत्मना** (અહંકારથી) **वा अनुसृतश्चासौ स्वभावश्च तस्मात्**–જાતિવર્ણોને અનુશરતા સ્વભાવથી. **यत् यत् सकलं करोति तत् तत् सकलं**–જે જે કરે છે તે તમામ. **परस्मै नारायणाय इति समर्पयेत्**–પરમેશ્વર નારાયણને અર્પણ કરી દેવું.

વાત, શ્રીહરિએ સ્વમુખે કરી. વર્ણાશ્રમધર્મ એટલે જગત્ મર્યાદામાં રહીને, હરિ ભજવા તે. કામ ક્રોધાદિ શમી જાય; જ્ઞાને કરીને જગત્ મિથ્યા જણાય; પછી વર્ણાશ્રમધર્મની મર્યાદાઓ ભાંગી ખોખરી થઇ જાય. વર્ણાશ્રમ ધર્મની મર્યાદા સન્યાસાશ્રમ સુધી છે. પરમહંસો વર્ણાશ્રમધર્ણની મર્યાદાથી બહાર છે. ગીતામાં સ્વમુખની વાતો છે. આ એકાદશમાં ઉદ્ધવ સાથેની વાતો સ્વમુખની છે; વળી મોક્ષધર્મનું પ્રભુએ ઉત્તમ રીતે નિરુપણુ કર્યું છે; તોપણુ તેમાં વર્ણાશ્રમનો અનાદર નથી. તાત્પર્ય–વર્ણાશ્રણુ એટલે મોક્ષધર્મનો દુશ્મન નથી; પણુ મોક્ષધર્મના જીજ્ઞાસુઓને મદદગાર છે. હજી કેટલાએક એમ સમજે છે કે–'વર્ણાશ્રમ એટલે માત્ર નાવું ધોવું; અને સ્પર્શાસ્પર્શ વિવેક! ના, એમ નથી; તે માન્યતા ઉપરાંત, જીવન બગીચાને ખીલવવાની ઉત્તમ સાધનાઓ પુરી પાડે; એવો તે ધર્મ છે.

ભાગવતધર્મ તેથી આગળ છે; એમ કહેવામાં એ ભાવ છે કે–સ્ત્રી, શુદ્ર, ગજ, વાનરાદિ પશુપક્ષી તમામને એક હોડીમાં બેસાડી; તે સાચવીને પેલે પાર લઇ જાય છે. શ્રીરામ અયોધ્યાવાસીઓને કહે છે કે—

[મોક્ષવાણી પાનુ ૬૯]

ચોપાઈ—જ્ઞાન અગમ [1]પ્રત્યુહ અનેકા, સાધન કઠીન ન મનકહૈં[2] ટેકા.
કરત કષ્ટ બહુ પાવત કોઇ, ભક્તિ હીન પ્રિય મોહિ ન સોઇ.
ભક્તિ સ્વતંત્ર સકલ સુખ ખાની, બિનુ સત્સંગ ન પાવહિ પ્રાની.
પુણ્યપુંજ બિનું મિલહી ન સંતા, સત્સંગતિ [3]સંસ્રૃતિ કરિ અંતા.
\+ + + × +
કહહુ ભક્તપથ કવન [4]પ્રયાસા, યોગ ન મખ જપ તપ ઉપવાસા.
સરલ સ્વભાવ ન મન કુટિલાઇ, યથાલાભ સંતોષ સદાઇ.
મોર દાસ કહાય નર આશા, કરે તો કહહુ કહા વિશ્વાસા.
બહુત કહૌંકા કથા બઢાઇ, ઇહિ આચરણુ વશ્યમેં ભાઈ.
વૈર ન વિગ્રહ આશ ન ત્રાસા, સનમુખ તાહિ સદા સબ આસા.
અનારંભ [5]અનિકેત અમાની, [6]અનઘ [7]અરોષ દક્ષ વિશાની,
પ્રીતિસદા સજ્જન સંસર્ગા, તૃણુસમ વિષય [8]સ્વર્ગ અપવર્ગા.'

—વિગેરે—વિગેરે—

'ભાગવત ધર્મ પાળનારાઓ આંખ વિંચી ને દોડયા જાય; તો પણુ તે ઠેસ ન ખાય તેમ પડી ન જાય; તે શું?

ધર્મશાસ્ત્રોનો કાયદો એવો છે કે—

**श्रतिस्मृती उभे नेत्रे, विप्राणां परिकीर्तिते ।**
**एकेन विकलः काणो, द्वाभ्यामंधः प्रकीर्तितः ॥**

બ્રાહ્મણોને શ્રુતિ અને સ્મૃતિ એમ બે આંખ છે. બેઉ આંખો સરખાવીને કોઇપણુ બાબતનો ધાર્મિક નિર્ણય તેણે કરવો જોઇએ. કદિ એકજ આંખથી, એકલી શ્રૂતિથી અથવા એકલી સ્મૃતિથી, જો બ્રાહ્મણુ જુએ; તો તે કાંણો કહેવાય; અને શ્રુતિ સ્મૃતિ બેઉનો ત્યાગ કરીને જુએ; તો તે અંધ કહેવાય.

૧ વિઘ્નો. ૨ અવલંબન. ૩ જન્મમરણુ. ૪ પ્રયત્ન. ૫ ગૃહાદિમાં આસક્તિ રહિત. ૬ પાપ રહિત. ૭ ક્રોધરહિત. ૮ સ્વર્ગાદિસુખ.

ભાગવતધર્મ તો, સ્રીઓ શીખવે; એવો સહેલો છે. દલપતરામભાઇ કહે છે કે—

'પ્રથમ પતિનાં વચનો પાળી, વિનય કરી વશ કીધો;
પછી તો જાણે, પોતે પતિને, વેચાતો કરી લીધોરે—
ધણીની માનીતી ધારેલો અર્થ સુધારે.
ઘીના ગાડવા ઘરમાં ફોડે, કોઈ ન પૂછે કયારેરે—ધણીની૦ વિગેરે–'

વાજાં વગડાવીને પરણે; પણ વશ વર્તતાં આવડવું અઘરૂં છે. વાજાં વગડાવીને પરણે પણ–'શી વાત તે મારોપતિ! મારો પતિ એજ પરમેશ્વર!' એવી ભાવના થવી મુશ્કેલ છે. જેવાં સ્રી પુરૂષ–એવાંજ જીવશિવ. વસિષ્ઠ મહારાજ કહે છે કે–'હે રામ! તમને રીજવ્યા; તેણે બધું કર્યું—

ચોપાઇ—સોઈ સર્વજ્ઞ તજ્ઞ સોઇ પંડિત, સોઇ ગુણજ્ઞ વિજ્ઞાન અખંડિત;
દક્ષ સકલ લક્ષણ યુત સોઇ, જાકે પદ સરોજ રતિ હોઇ.

દોહરો—નાથ! એક વર માંગહું, મોહિ કૃપા કરી દેહુ;
જન્મ જન્મ પ્રભુપદ કમલ, કબહુ ઘટે જનિ નેહુ—સીયાવર૦

સુપાત્ર શિષ્ય ગુરૂ પાસે જે માગે; તેમજ સન્નારી પતિ પાસે જે માગે; તેજ આ. જીવશિવ પાસે માગે તે પણ આ—

માત્ર કર્મજ અર્પણ નહીં; ઇંદ્રિયોના વેપાર પણ ઇશ્વરાર્પણ. અહંકાર પણ ઇશ્વરને અર્પણ કરવો. શરણાંગત ભકતો શું કહેતા હશે?—

[ રાગ–ધીરા ભક્તની કાફી–તાલ દીપચંદી. ]

ભટકતાં ભવમાં રે, ગયા કાળ કોટિ વહી;
હદ થઇ હાવાં રે, રાખો હરિ હાથ ગ્રહી—ટેક૦

આવ્યો શરણ ત્રિતાપનો દાઝ્યો, શીતળ કીજે શ્યામ!
**કરગરી કહું છઊં**, કૃષ્ણકૃપાનિધિ! રાખો ચરણે સુખધામ;
કરૂણા કટાક્ષે રે, કિલ્બિશ-કોશ દહી—ભટકતાં૦

જો મારા કૃત સામું તમે જોશો, તો થાય નહીં જરી કામ;
રત્ન-ગુંજા કયમ હોય સમતોલ, હું તો રંક અને તમો હરિ;
માટે મન મોટું રે, કરો મુને રંક લહી—ભટકતાં૦

આશા ભર્યો આવ્યો અવિનાશી, સમર્થ જાણી તમ પાસ;
ધર્મ ધોરિંધર તમ દ્વારેથી, હું કયમ જાઉં નિરાશ!
નિજનો કરી લ્યો રે, 'ના' તો મુને કહેશો નહીં—ભટકતાં૦

અર્જ સાંભળો અનાથ જનની, શ્રવણે શ્રીરણછોડ!
એકવાર સામું જુઓ શામળા! પહોંચે (મારા) મનના કોડ;
હસીને બોલાવો રે, '**દયા! તુ મારો**' કહી—ભટકતાં૦

કેમ! કેવો ભાવ! આતો વીતી હોય; તે જાણે! વઢકણી વહુ, રસાલી આજ્ઞાંકીત –ભાવભીની સ્રીનાં સુખની વાત ન જાણે! ગીતા અ. ૨. માં ગોવિંદ કહે છે કે—

**नेहाभिक्रमनाशोऽस्ति, प्रत्यवायो न विद्यते ॥**
**स्वल्पमप्यस्य धर्मस्य, त्रायते महतो भयात् ॥ ४० ॥**

**અર્થ**—કર્મમાર્ગે ચાલતાં કાંઇ ભૂલચૂક થઇ હોય; તો કર્મ નષ્ટ થાય; અને કોઇ વખત ઉલટું પાપ પણ લાગે. ભાગવતધર્મ (નિષ્કામકર્મયોગ)થી આચરેલો થોડો ધર્મ પણ, મોટા ભયમાંથી બચાવે છે; છોડાવે છે.

મુક્તિ કેમ થાય ? તેનો ખુલાસો ૩૬મા શ્લોકમાં કર્યો. ગીતા અ. ૯ માં ગોવિંદ બોલ્યા છે કે—**यत्करोषि यदश्नासि, यज्जुहोसि ददासि यत् ॥**
**यत्तपस्यसि कौंतेय, तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥**

હે અર્જુન ! તું જે કાંઇ કરે ! જે કાંઇ જમે ! જે કાંઇ હોમે, જે કાંઈ દાન કરે ! જે કાંઇ તપ કરે ! તે સર્વ હે કૌંતેય ! મને અર્પણ કરતો રહે. [૨૭].

પ્રભુ એમ પણ બોલ્યા છે કે—

**मयि सर्वाणि कर्माणि, सन्यस्याध्यात्मचेतसा ॥**
**निराशीर्निर्ममो भूत्वा, युध्यस्व विगतज्वरः** ॥ અ. ૩. ૩૦ ॥

**અર્થ**—હે અર્જુન ! તું પણ અધ્યાત્મનિષ્ઠ ચિત્તથી, સર્વ કર્મો મને અર્પણ કરતો રહી, ફળની આશા તજી દઇ, અહંતા મમતા તથા શોક સંતાપ તજી દઇને યુદ્ધ કર. [૩૦]

ભક્તને જે જે ભાવના થાય; તે પ્રભુનીજ થાય. સ્વપ્નાં પણ તેજ આવે. ઘરમાં દીવો થતાં બારી બારણે અજવાળું આવે; તેમ હૃદયમાં 'હરિ હરિ' થતાં, ઇંદ્રિયોમાં હરિની ભાવનાઓ પ્રગટે.

એટલે–શેઠ થવું રહેવા દે–ગુમાસ્તો થઈ જા. પછી લાખો લે; અને લાખો દે. ગુમાસ્તાનો પગાર દર માસે વીસનો છે; પણ લાખની હુંડી લે; અને લાખની હુંડી દે. જે કાંઈ કરો; તે 'બ્રહ્માર્પણ અથવા શ્રીકૃષ્ણાર્પણ કરો'. એટલે તેમાં મમત કરવી રહેવા દો. તેના સારાં માઠાં ફળની આશા રાખવી રહેવા દો. ભૂલચૂકને ભગવાન સંભાળી લેશે. માતાપિતાને શરણે રહેનારાં નાનાં છોકરાં, પોતાનાં પુસ્તકોને અને વસ્ત્રોને ગમે ત્યાં ફેંકી દેછે. જેને ગરજ છે–જે માબાપ થઇને બેઠાં છે; તે વીણીને-સંભાળીને, ઠેકાણે મુકે છે. કુટુંબ સાથે યાત્રા કરવા નીકળ્યા હોઇએ; ત્યાં પણ ડાબલામાં ભાતું છે કે નહીં; તેની ફીકર બાળકને હોતી નથી-માબાપને હોય છે. મામેરામાં શું શું જોઇએ; તેનું લીસ્ટ કુંવરબાઇ પોતાની વડસાસુ પાસે કરાવી લાવ્યાં. તે લીસ્ટ મહેતાજીને આપ્યું. મહેતાજીએ તે લીસ્ટ વાંચ્યું કે વિચાર્યું–કાંઇ નહીં. જ્યાં બેઠા હતા ત્યાં, આસન નીચે, દબાવીને (તે લીસ્ટ) મૂક્યું. જેને ગરજ હતી; તેણે વાંચ્યું–વિચાર્યું; અને જોઇતી સામગ્રિ લઇને, સમયસર હાજર પણ થયા. આવા કૃપાળુ પરમાત્માને પ્રણામ સિવાય આપણે શું આપી શકીએ !

કવિ નામના યોગેશ્વર આગળ શું કહે છે, તે ભાવથી સાંભળો—

**भयं द्वितीयाभिनिवेशतः स्या–दीशादपेतस्य विपर्ययोऽस्मृतिः ॥**
**तन्मायया‌ऽतो बुध आभजेत्तं, भक्त्यैकयेशं गुरुदेवतात्मा ॥ ३७ ॥**

---

૩૭ પદચ્છેદ—**ईशात् अपेतस्य**–ઇશ્વરથી વિમુખ પુરૂષનું. **तस्य मायया अस्मृतिः**–ઇશ્વરની માયાથી સ્વરૂપનું અસ્ફુરણ. **विपर्ययः**–અને તેથી 'હું દેહ છઉં' એવી બુદ્ધિ.

**અર્થ—જે માણુસ ઈશ્વરથી વિમુખ હોય છે; તે માણુસને, ઈશ્વરની માયાથી, સ્વસ્વરૂપનું અસ્ફુરણુ થાય છે. [ એટલે ' હું બ્રહ્મ સ્વરૂપ છઉં, એવી વાત તદ્દન વિસરાઈ જાય છે.] અને આ પ્રમાણે ' હું દેહ છઉં; એવી દ્વૈત બુદ્ધિથી ભય ઉત્પન્ન થાય છે. તેથી ડાહ્યા માણુસે–જ્ઞાની પુરૂષે, ગુરુમાં ઈશ્વર ભાવના અને આત્મભાવના રાખીને, ઈશ્વર કે જે માયાના નિયંતા છે; તે ઈશ્વરને અનન્ય ભક્તિથી ભજવા જોઈએ. (૩૭)**

૩૭ વિવેચન—

માયા—' માયા તરી શકાય નહીં એવી છે તોપણુ મારે શરણે આવે; તે માયાને તરે છે; ' એમ ગીતામાં પ્રભુ બોલ્યા છે.

અંધારાને કાઢવા લાકડીઓ ન લેવાય; સુપડાં ટોપલા પણુ ન લેવાય. માત્ર દીવો કરીએ; તો અંધારૂં ચાલ્યું જાય. એટલે અજ્ઞાનનો નાશ કરવા, જ્ઞાનનીજ જરૂર છે.

વચ્ચે ગુરૂ—ઇશ્વરનું ભજન કરવું; પણ વચ્ચે ગુરૂને રાખવા. ગુરૂ વિના ઇશ્વરનો મહિમા કોણુ બતાવે ! ગુરૂ વિના ઇશ્વરની ઉપાસનાની રીત કોણુ બતાવે ! **गुरुः एव देवता आत्मा च यस्य सः गुरुर्देवतात्मा**–ગુરૂમાં દેવભાવ અને આત્મભાવ રાખીને, ઇશ્વરને ભજવાનું યોગેશ્વરે કહ્યું. ' દેવભાવ'માં અને આત્મભાવ'માં ફેર શું ? 'દેવભાવ' એટલે પૂજ્યભાવ અને ' આત્મભાવ ' એટલે ' વ્હાલ–પ્રેમભાવ '. સામાન્ય રીતે જીવને પોતાના દેહ અને સ્ત્રીપુત્રમાં આત્મભાવ હોય. તેવું વ્હાલ અગર તેવો પ્રેમ, ગુરૂમાં લાવવો; એ વાતનો સાર છે. જેમ ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી આવશ્યક વસ્તુ છે; તેમ ધર્મમાં–જ્ઞાનમાં, ગુરૂ આવશ્યક વસ્તુ છે. મરણુચિંતાને મટાડે; તે સદ્‌ગુરૂ.

ચોપાઇ—ગુરૂ બિનુ ભવનિધિ તરૈ ન કોઇ, જો બિરંચિ શંકર સમ હોઇ;

બ્રહ્મા અને શંકર જેવડા મોટા હોય; તોપણુ તેમને ગુરૂ જોઇએ. આજકાલ સોએ નેવુ ટકા, ગુરૂ અને શિષ્ય એક ફારસ રૂપે છે. બેઉએ આ ભૂલને સમજી લઇ આદર્શ બનવાની જરૂર છે. બરાબર યાદ રાખવું–લખી રાખવું–કે ગુરૂ એટલે વૈભવની વસ્તુ નહીં–પણુ વૈરાગ્યની વસ્તુ છે. રૂપાની આંખડી અને સોનાની દાંડીનાં ચમ્મર; વળી માથે મોટું છત્ર વિગેરે આડંબર, આ જમાનામાં શોભે એવું નથી. ગુરૂ વૈરાગ્યે શોભે; વૈભવથી શોભે નહીં. વળી ગુરૂ એટલે ચૌટામાં વેચાતી વસ્તુ નહીં; કે પૈસાવડે ખરીદી શકાય. ઠીક લાગે તો માનવું; નહીં તો મારૂં મને પાછું આપવું.

અનન્ય ભક્તિ—જ્યાં જાઓ ત્યાં અનન્ય ભાવ વિના અંધારૂં છે. નળની પાઇપ આખી હોય; તો આપણા ઘર સુધી પાણી આવે; નહીં તો રસ્તામાં સ્રવી જાય. પાઇપ બદલીએ; ત્યારેજ કનેકશન ફીના આપેલા પૈસા ઉગી નીકળે. તેમ અનન્ય ભાવ રાખીને ગુરૂ પાસેથી જ્ઞાન

---

**द्वितीयस्मात् अभिनिवेशत्त द्वितीयाभिनिवेशः तस्मात्-भयं स्यात्**-એવી દ્વૈત બુદ્ધિથી ભય ઉત્પન્ન થાય છે. **अतः**–તેથી. **बुधः**–સમજુ પુરૂષે. **गुरुः एव देवता आत्मा च यस्य सः गुरु देवतात्मा ( इति भुत्वा )**–ગુરૂમાં ઇશ્વરપણું અને આત્માની ભાવના રાખતાં–રાખીને. **एकया भक्त्या**-અનન્ય ભક્તિથી. **तं ईशं** ઇશ્વર કે જે માયાનો નિયંતા છે તેને. **आभजेत्**-ભજે.

લેશો. જેમ ગુરૂ વૈરાગ્યની વસ્તુ; તેમ શિષ્ય ભાવની વસ્તુ. ચંદ્ર દેખીને સમુદ્ર ઉભરાય; તેમ ગુરૂને દેખીને શિષ્યનાં હૃદય ઉભરાય. બાકી તો ફારસ સમજવાં. અનન્ય ભાવ કરતાં શીખો; અને 'એવા તો ઘણા છે'; એમ સમજશો; તો મહેનત માથે પડશે. બાળક ભમરડે રમે; ત્યાં પણ અનન્ય ભાવ રાખીને ઘા કરે; તો કુંડાળામાં પડેલા ભમરડાને ચીરી નાંખે. એક ગાય અને કુતરૂં પણ અનન્ય ભાવને ઓળખે છે. અનન્ય ભાવમાં કોઇ ભૂલ ખાતું હોય; તો તે માણસજ છે. માણસમાં પણ જે ડોઢડાહ્યું માણસ છે તે 'હું કાંઇક જાણું છઉં'; 'મારા જેવું જ્ઞાન કોને છે!' એવા પ્રકારનાં ઘમંડમાં જેમનું આત્મ તત્ત્વ ગુમ થઇ ગયું હોય છે; તે પુરૂષોને, નથી કોઈ ઇષ્ટ દેવ; કે નથી કોઇ ગુરૂ! તેમ નથી કોઇ નિશ્ચય. સુકાન વિનાનું વહાણુ, ભરદરીએ પહોંચે નહીં; અને પહોંચે તો બુડી જાય.

વિષયોથી ચિત્તમાં વિક્ષેપ થતો હોય; તો તેથી અનન્ય ભક્તિ કેવી રીતે થઇ શકે; અને અભય તો પછી ક્યાંથીજ થવાય? એમ સમજવું નહીં. કારણકે વિષયો વાસ્તવિક નથી; પણ મનના વિલાસ માત્ર છે. જે કાંઈ સમજવા જેવું છે તે મન છે; એમ હવે કહે છે.

**अविद्यमानोऽप्यवभाति हि द्वयो, ध्यातुर्धिया स्वप्नमनोरथौ यथा ॥**
**तत्कर्मसंकल्पविकल्पकं मनो, बुधो निरुन्ध्यादभयं ततः स्यात् ।३८॥**

**शृण्वन् सुभद्राणि रथाङ्गपाणेर्-जन्मानि कर्माणि च यानि लोके ॥**
**गीतानि नामानि तदर्थकानि, गायन्विलज्जो विचरेदसङ्गः ॥३९॥**

અર્થ—(વિષયોથી ચિતમાં વિક્ષેપ થતો હોય; તો અનન્ય ભક્તિ કેમ થઈ શકે! અને પછી અભય તો ક્યાંથીજ થવાય! એમ સમજવું નહીં;—એવો કાયરનો વિચાર કરવો નહીં; કારણકે વિષયો વાસ્તવિક નથી; પણ મનના વિલાસ માત્ર છે. (એટલે વિષયો નાશવંત છે; એક દિવસ મનને આ ગમે; અને બીજે દિવસે મનને બીજું ગમે છે.) માટે મનનો નિગ્રહ કરીને, ભજન કરવાથી અભય થવાય છે.) આ દ્વૈત પ્રપંચ જો કે અવિદ્યમાન છે–મિથ્યાજ છે; તોપણ

૩૮ પદચ્છેદ—**द्वयः**-દ્વૈતભાવ, પ્રપંચ. **अविद्यमानः अपि**-જો કે અવિદ્યમાન છે –મિથ્યા છે તો પણ. **धिया यथा स्वप्नमनोरथौ तथाध्यातुः**-મનથી કલ્પેલા સ્વપ્ન અને મનોરથ જેમ દેખાય છે તેમ તેનું ચિંતવન કરનાર પુરૂષને. **अवभाति**-દ્વૈત પ્રપંચ દેખાય છે. **तत्**-તેથી. **कर्मणां संकल्पविकल्पौ यस्मात् तत् कर्मसंकल्पविकल्पकं इति मनः**-કર્મોના સંકલ્પ અને વિકલ્પ કરનારા મનને. **बुधः निरुन्ध्यात्**-મુમુક્ષુએ રોકવું જોઇએ. **ततः अभयं स्यात्**-પછી અભય પ્રાપ્ત થાય છે.

૩૯ પદચ્છેદ—**रथांग** (પૈડું) **पाणौ यस्य सः तस्य**-ભીષ્મને મારવા રથનું પૈડું જેમણે ધારણ કર્યું હતું તે પ્રભુના. **सुभद्राणि जन्मानि कर्माणि च यानि** મહાકલ્યાણકારી જે જે જન્મો અને કર્મો. **शृण्वन्**-સાંભળતો. **तदर्थकानि ( यानि ) नामानि लोके गीतानि**-તથા જન્મ અને કર્મનાં અર્થવાળાં જે નામો આ લોકમાં ગવાયેલાં છે–પ્રસિદ્ધ છે; તે નામોને. **विलज्जः गायन्**-લજ્જા મૂકીને ગાતો. **असंगः विचरेत्**-અનાસક્ત વિહ્વળ-એકલો થઇને ફરે.

મનથી કલ્પેલા સ્વપ્ન અને મનોરથો મિથ્યા છે, છતાં જેમ દેખાય છે; તેમ દ્વૈત મિથ્યા છે; છતાં તેનું ચિંતવન કરનાર પુરુષને દ્વૈત (પ્રપંચ) દેખાય છે. તેથી કર્મોના સંકલ્પ અને વિકલ્પ કરનારા મનને, મુમુક્ષુએ રોકવું જોઇએ. મન રોકાયા પછી, સંકલ્પવિકલ્પ બંધ થાય છે. સંકલ્પવિકલ્પ બંધ થતાં, ચિત્ત અભય પ્રાપ્તિ કરે છે. (૩૮) 'હાથમાં શસ્ત્ર નહીં લઉં;' એવી પ્રતિજ્ઞા કરીને, કુરૂક્ષેત્રમાં આવેલા શ્રીકૃષ્ણે, 'શ્રીકૃષ્ણના હાથમાં શસ્ત્ર લેવરાવવું' તોજ હું ગંગાનો પુત્ર; એવી પ્રતિજ્ઞા કરીને, કુરૂક્ષેત્રમાં આવેલા ભીષ્મને મારવા માટે, રથનું ચક્ર હાથમાં લીધું હતું તે—એટલે ભક્તની પ્રતિજ્ઞા પાળવા, પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરનાર શ્રીકૃષ્ણનાં—(અધ્યાત્મદૃષ્ટિવાળા જ્ઞાનીઓ, 'સંસારરૂપી રથના પૈડાને પોતાને હાથ રાખનાર પરમાત્મા છે', એમ કહે; તો તે પણ સાચું) શ્રીકૃષ્ણના—મહા કલ્યાણકારી જે જે જન્મો અને કર્મો છે; તેને સાંભળવાં; તથા જન્મ અને કર્મનાં અર્થવાળાં મધુસૂદનાદિ નામો, જે આ લોકમાં પ્રસિદ્ધ છે; તે નામોને લજ્જા મૂકીને ગાતાં ગાતાં, નિસ્પૃહ થઇને એકલા ફરવું. (૩૯)

૩૮–૩૯ વિવેચન—

સ્વપ્નામાં પરણ્યા અને સ્વપ્નામાં રાંડયા. અને સ્વપ્નામાં રોયા; પણ જાગ્યા પછી હસ્યા; એવો આ સંસારનો ઘાટ છે.

મનને રોકવું—મનને રોક્યા વિના કોઇ કામ થતું નથી. એટલે આખું જગત્ મનને રોકીનેજ કામ કરે છે. આખું જગત્ જ્યાં જ્યાં મનને રોકે છે; ત્યાં મનને છેવટ સુધી ગમતું નથી. ત્યાંથી મન છેવટે પસ્તાઇને પાછું વળે છે. એટલે મનને ત્યાં વાસ્તવ સુખ મળતું નથી. વાસ્તવ સુખનું સ્થાન પરમાત્મા છે. તેથી પરમાત્મામાં મનને રોકવું; એમ દરેક ધર્મોનો અને દરેક શાસ્ત્રોનો સિદ્ધાંત હોય છે.

ભાગવતના બીજા સ્કંધના બીજા અધ્યાયમાં, મનને ભગવાનમાં રોકવાની વાત.છે. ધારણાના અનેક પ્રકાર બતાવ્યા પછી શ્રીશુકદેવજી કહે છે કે—

રાગ વંશસ્થ—

**केचित् स्वदेहांतर्हृदयावकाशे, प्रादेशमात्रं पुरुषं वसंतम् ॥**
**चतुर्भुजं कंजरथांगशंख–गदाधरं धारणया स्मरंति ॥ ८ ॥**
**प्रसन्नवक्त्र नलिनायतेक्षणं, कदंबकिंजल्कपिशंगवाससम् ॥**
**लसन्महारत्नहिरणमयांगदं, स्फुरन् महारत्नकिरीटकुंडलम् ॥ ९ ॥**
**उन्निद्रहृत्पंकजकर्णिकालये, योगेश्वरास्थापितपादपल्लवम् ॥**
**श्रीलक्ष्मणं कौस्तुभरत्नकंधर–मम्लानलक्ष्म्या वनमालया चितम् ॥१०॥**
**विभूषितं मेखलयांगुलीयकैर्—महाधनैर्नूपुरकंकणादिभिः ॥**
**स्निग्धामलाकुंचितनीलकुंतलैर्- विरोचमानाननहासपेशलम् ॥११॥**
**अदीनलीलाहसितेक्षणोल्लसद्–भ्रूभंगसंसूचितभूर्यनुग्रहम् ॥**
**ईक्षेत चिंतामयमेनमीश्वरं, यावन्मनो धारणयावतिष्ठते ॥१२॥**

एकैकशोऽङ्गानि धियानुभावयेत्, पादादि यावद्धसितं गदाभृतः ॥
जितं जितं स्थानमपोह्य धारयेत्, परं परं शुद्ध्यति धीर्यथा यथा ॥१३॥

ઉપજાતિ—

यावन्न जायेत परावरेऽस्मिन्, विश्वेश्वरे द्रष्टरि भक्तियोगः ॥
तावत् स्थवीयः पुरुषस्य रूपं, क्रियावसाने प्रयतः स्मरेत ॥१४॥

વિગેરે વિગેરે રત્નો છે. ઝવેરીઓ કીંમત આંકી શકે.

અર્થ—કેટલાએક લોકો પોતાના હૃદયમાં પ્રાદેશ ( અંગુઠા તથા તર્જની વચ્ચેનું અંતર ) જેટલા અવકાશમાં સમાય તેટલી આકૃતિમાં રહેલા ચાર ભુજાવાળા, તથા કમળ ચક્ર, શંખ, ગદા, ધરનારા ભગવાનને ધારણાવડે ભજે છે. (૮) જેનું મુખ પ્રસન્ન છે; અને જેનાં નેત્ર કમળસરખાં પહોળાં છે; કંદબના તંતુ જેવા જેનાં વસ્ત્ર પીળાં છે; જેને મોટા રત્નોથી જડેલા બાજુબંધ શોભે છે; તથા મોટા રત્નોથી જડેલા મુગટ અને કાનના કુંડળ જેને દીપે છે. (૯) પ્રફુલ્લિત હૃદયકમળરૂપ ઘરમાં, યોગીએ જેના ચરણ કમળને ધારેલ છે; જે લક્ષ્મીરૂપી ચિહ્ન સહિત છે; કંઠમાં કૌસ્તુભમણિ પહેર્યો છે; જે ખીલેલી વનમાળાથી સુશોભિત છે; કંદોરો, વીંટીઓ, કડાં આદિ ઘરેણાંથી શણગારેલા, તથા શ્યામ વાંકા અને તેલવાળા વાળથી મનોહર, હસતાં મુખારવિંદથી સુંદર, તથા સુંદર રહસ્યપૂર્વક નજર કરવાથી, તથા ભ્રકુટિના વિકારવડે, જેણે ભક્ત ઉપર અનુગ્રહ સૂચવેલો છે; એવા વિચારથી પ્રગટ થતી માનસીક ભગવાનની મૂર્તિને ચિત્ત સ્થિર થાય; ત્યાં સુધી ધારણા કરવી. ( ૧૦ ૧૧–૧૨ ) પછી ભગવાનનાં ચરણથી તે હાસ્ય સુધી પ્રત્યેક અંગનું દૃઢ ધ્યાન ધરવું. **તે એટલે સુધી કે તે યત્ન વિના બુદ્ધિમાં સ્ફુરે.** એવી રીતે જે જે અંગનું પાકું ધ્યાન થતું જાય; તે તે અંગ છોડી દઇને, બીજું અંગ ધ્યાનમાં લેવું. (૧૩) બ્રહ્મા આદિ જેથી નીચી કોટિમાં છે; એવા જગતના નિયંતા, દૃષ્ટા તથા ચૈતન્યઘન પરમાત્મામાં પ્રેમના લક્ષણવાળી ભક્તિ ન થાય; ત્યાંસુધી યોગીએ (સાધકે) પોતાના નિત્યકર્મથી પરવારી, નિયમવડે ભગવાનના સ્થૂલ સ્વરૂપનું ધ્યાન ધરવું. (૧૪). વિગેરે વિગેરે.

શાંતિથી બેસતાં શીખો; કામ વિનાનું બોલતાં બંધ થાઓ; હૃદયમાં દોડયા આવતા રજો તમોને અટકાવો; તથા જે રજો, તમો, હૃદયમાં જ્યાં ત્યાં પડયા છે; તેને જેમ ચોરને પકડીને ઘરબહાર કાઢી મુકો; તેમ કાઢી મૂકો. કામ ક્રોધ અને લોભના ઉભરાને શમાવતાં શીખો. એવું એવું કાંઇ કરો; પછી મનના નિગ્રહની વાતો કરીએ; તે ઠીક ગણાય. હમેશાં રોટલા અને પાણી જેવી છાશ પીતા હોય; તેમને ધનવાનના ઘરની મીઠાઇની ગંધ પણ ન હોય; એવી આ વાત છે.

જીવની જંજાળ ભયંકર છે. તેમાંથી બચીને આ કરવું દોહ્યલું છે. તોપણ જાણતા હો; તો બચવા પ્રયત્ન થાય. જે બાળક સાપને ઓળખતું નથી; તે સાપને પકડવા દોડે છે; પણ જે ઓળખે છે; તે તેને દેખીને દૂર નાસે છે. આપણી જંજાળ સાપના કરતાં પણ ભયંકર છે; અગ્નિ કરતાં પણ ભયંકર છે; વિષ કરતાં પણ વસમી છે; તોપણ તે થાઓને અને સંતોને આધીન છે.

યોગશાસ્ત્ર ચિત્તવૃત્તિના નિરોધ માટે ઘણું ઉત્તમ શાસ્ત્ર છે; તોપણ સોનારૂપાનાં ાસણ જેમ ધનવાનોને ત્યાંજ હોય; તેમ આ શાસ્ત્ર પુણ્યશાળીને ઘેર હોય. તમને પાતં-જલ' આપ્યું છે. શાંતિથી તે વાંચજો. શાસ્ત્રોનો રસ પીવો હોય; તો પ્રથમ નિવૃત્ત થતાં ીખો. યોગવિદ્યા ન જાણતા હોય; તે જીજ્ઞાસુઓએ પોતાના કલ્યાણ માટે શું કરવું ?—તેના જવાબમાં ગોવિંદ ગીતા અ. ૧૨ માં બોલ્યા છે કે—

**अथ चित्तं समाधातुं, न शक्नोषि मयि स्थिरम् ॥**
**अभ्यासयोगेन ततो, मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥**
**अभ्यासेऽप्यसमर्थोऽसि, मत्कर्मपरमो भव ॥**
**मदर्थमपि कर्माणि, कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥ १० ॥**
**अथैतदप्यशक्तोऽसि, कर्तुं मद्योगमाश्रितः ॥**
**सर्वकर्मफलत्यागं, ततः कुरु यतात्मवान् ॥ ११ ॥**

અર્થ—હે અર્જુન ! તું સમાધિદ્વારા મારામાં ચિત્તને સ્થિર કરવા સમર્થ ન હો; તો ધીમે ધીમે અભ્યાસદ્વારા મને પામવાની ઇચ્છા રાખ. [૯] અભ્યાસ કરવા પણ, જો તું અસમર્થ હો; તો મારી પ્રાપ્તિ અર્થે (કરવા જેવાં બીજાં–જ્ઞાન–દાન–પૂજન, અર્ચન, જપ, ૫, સ્તવન, કીર્તન, શ્રવણ, મનન, ઇત્યાદિ કર્મેંદ્રિયોની સહાયતાવાળાં) કર્મ કરતો રહે. ારી પ્રાપ્તિ માટે કર્મ કરતો કરતો તું મને પામીશ. [૧૦]. એ પણ કરવાને તું અસમર્થ ો–તો મારી પ્રાપ્તિ માટે કર્મયોગનો આશ્રય લે; મનને (ધીમે ધીમે) રોકીને સર્વ કર્મનાં ળોનો ત્યાગ કર. [૧૧].

ૐનો અગર બીજા કોઇ નામનો જપ, એકાગ્રતાને સાધે છે; તે વાત પણ ભૂલી જવા વી નથી. મન વશ ન રહે; તો તેની સામે જપનો રણકાર કરવો. શ્રી આદ્ય શંકરાચાર્ય ધી સમાધિની વાતો ઉભી હતી. શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય વિગેરે ભક્તિ-ાર્ગના આચાર્યોએ, સમાધિને બેસાડી દીધી. એટલે સમાધિની વાત પડી મેલી, ચોવીસે લાક ભગવદ્ સેવાપૂજાની ગોઠવણ કરી આપી. યોગ ઉત્તમ વસ્તુ છે; પણ તે ન બને મણે વિચારમાં ને વિચારમાં આયુષ્ય પુરૂં ન કરવું; પણ પોતાની યોગ્યતા પ્રમાણે, સેવા-જામાં ચિત્તને રોકવું. મંદિરમાં સમય સમયનાં દર્શન, અને પર્વણી પર્વણીના ઉત્સવ, ુકરર કરવામાં, ચિત્તને તેમાં રોકવા સિવાય, બીજો એકે હેતુ નથી. ખાટી કેરી ચાસણીમાં ાળી રાખી હોય; તો સમય જતાં, તેનો મુરબ્બો થાય. તેમ રજળતું મન ભગવદ્ સેવા-ાં અગર કથા વાર્તામાં રોકયું હોય; તો કાંઇક કાંઇક ભગવદીય થાય. ધંધાની ધમાલ ેટલી બધી વધી ગઈ છે કે–ચિત્ત ધંધામાં અને હાથ સેવામાં. ધંધાની ધમાલ ઓછી કરતાં ાવડે; અગર ધંધો હોય તેટલી ઘડીજ ધંધો; પછી નહીં; તેમને સેવા કરવાની મજા ાવે. હાલ તો ભાઇ જાજરૂમાં જાય; ત્યાં પણ હિસાબ ગણે; પથારીમાં સુતા–એકલા ડયા–ત્યાં પણ નફાટોટાના સરવૈયા મેળવે ! પ્રભુ બાપડો શું કરે ! પ્રથમ તો આ કુટેવો ; એમ સમજો; પછી તેને તજવા પ્રયત્ન કરો.

કીર્તન ભક્તિ—**कलौ तद्धरिकीर्तनात्**—મનને રોકવા માટે આ યુગમાં કીર્તન-ક્તિ ઉત્તમ સાધન છે. માટે સારાં સારાં પદ ગાતાં ગવરાવતાં શીખવું. તુલસીકૃત રામા-ણ પણ રાગરાગણીથી ગાવી–રોતાં રોતાં ન ગાવી.

બહાર ગામ વાળાને—રામાયણનો રંગ પીવાની ગરજ હોય, તો કોઇ એકાદશીને દિવસે, અહીં આવવું. ધંધા માટે અહીં અમદાવાદમાં ઘણા ધક્કા ખાઓ છો. આ કોટિ તીર્થોનું તીર્થ છે. 'નટવર નાચે અમારે–આંગણે!' આંબો પાકયો છે–કોઇ વેડો વેડો. 'ખૂટાયો ન ખૂટે–આનંદ છે રે લોલ!'

'ચોર હાકેમ ન લૂંટે–આનંદ છે રે–લોલ!'

ઉપનિષદાદિ વેદાંતની વાતો સારી છે; ઉત્તમ છે; તો પણ તે સાંભળ્યા પછી–તે વાંચ્યા પછી, કેટલાએક જીવો 'અહં બ્રહ્મ' બનીને, નઠોર બની જાય છે. કીર્તન ગાતાં શરમાય છે. ભોળાનાથ સારાભાઇએ બ્રહ્મસમાજ કરી; પણ તેમાં કીર્તન ભક્તિ તો ખરી જ. સુંદરદાસે વેદાંતની વાતો કરી; પણ સાથે કીર્તનભક્તિ તો ખરી જ. સાંભળો—

પ્રેમ લાગ્યો પરમેશ્વર સૌ, તબ ભૂલિ ગયો સિગરો ઘરબારા;
જ્યોં ઉન્મત્ત ફિરે જિત હિ નિત, નેક રહિ ન શરીર સંભારા.
શ્વાસ ઉસાસ ઉઠે સબ રોમ, ચલે દગ નીર અખંડિત ધારા;
સુંદર કૌન કરે નવધા વિધિ, છાકિ પર્યો રસ પી મતવારા.

વળી કોઈ કહે છે કે— **નારાચ છંદ.**

ન લાજ તીન લોકકી, ન વેદકો કહ્યો કરે;
ન શંક ભૂત પ્રેતકી, ન દેવ યક્ષસેં ડરે.
સુને ન કાન ઔરકી, દ્રસૈ ન ઓર ઇચ્છના;
કહે ન મૂખ ઔર બાત, ભક્તિ પ્રેમ–લચ્છના.

**માલાછંદ.**

પ્રેમ અધીનો છાકયો ડોલે, કયોંકિ કયોંહિ વાણી બોલે;
જૈસે ગોપી ભૂલી દેહા, તૈસો ચાહે જાકો નેહા.

જીવનભાઈ બે દિવસ માટે સાસરે ગયા હતા; ત્યાં બાવીશ દિવસ કર્યા. અલી ને ચીકો–પ્રેમનાં પાત્ર–સાસરે હતાં. પછી તે ભાન ભૂલાં ન થાય!

ચોપાઇ—પ્રેમ ભક્તિજલ બીનુ રઘુરાઇ, અભ્યંતરમલ કબહુ ન જાઇ.

**પોઝીશન**—બાવા, સાધુ, સન્યાસીઓ અને પરમહંસો પણ, સોએ નવાણુ ટકા, નાચી કુદીને–હસી રમીને–હરિ ભજી શકતા નથી. પોઝીશનમાં પાયમાલ થઇ ગયા જણાય છે. કુટુંબ તજાય; પણ માન બડાઇ કેમ તજાય! ભગવાં પહેરીને નાચ્યા–તો ગૌરાંગ મહાપ્રભુ! 'હરિ બોલ' ના ભણકારા ભારતમાંથી હજી ભુસાતા નથી. પંડિતો પણ ચારવેદ અને છ શાસ્ત્ર ભણીને આવે; તોપણ તાળી પાડીને, હરિ ભજતાં શરમાય. ઇ. સ. ૧૯૧૨ માં જે રેલ્વે ગાડીમાં, ભારતના શહેનશાહ બેઠા હતા; તે ગાડીના ડ્રાઇવર જી. આ. પી. ના ચીફ એકઝીકયુટીવ એનજીનીયર સાહેબ હતા; અને ગાર્ડ–રેંજી પેંજી–સો બસોનો પગાદાર નહીં; પણ બેત્રણ હજારનો પગારદાર–ટ્રાફીક સુપ્રી. સાહેબ હતા. બી. બી. એન્ડ સી. આઇ ના બડા બડા સાહેબો, પોતાની હદના સ્ટેશનોમાં, હાથમાં જંડી લઇને સાંધાવાળાનું કામ કરતા હતા. એટલે ગમે એવા ત્યાગી! અગર ગમે એવા પંડિત! પણ 'પ્રભુ પાસે આપણે કોણ!' એવો ઉમદા ખ્યાલ જેમને પ્રગટે; તેઓ હસી રમીને ગોવિંદ ગાય. કરોડ પાતની કન્યા દેવહુતી; પણ કર્દમના આશ્રમમાં, નાનામાં નાની અને વ્હાલામાં વ્હાલી દાસી.

અપૂર્ણ.

સ્ત્રી દાસી છે ?-૭૨મે પાને આપણે કહ્યું કે—'કરોડ પતિથી કન્યા દેવહુતી, કર્દમના આશ્રમમાં, નાનામાં નાની અને વ્હાલામાં વ્હાલી દાસી.' દાસી ! શબ્દ સાંભળીને ભડકયા તો નથીને ? ભડક્યા હશો; તો ભોળી બ્હેનોને ભડકાવશો; કે—'હાય ! હાય ! સમાજમાં તમારૂં દાસીપદ છે.' હૈયાફૂટી બ્હેનો કુદશે કે-'હેં-અમને દાસી કહેનાર કોણ !' તેમને પૂછજો કે-'સમાજમાં દાસ કોણ નથી ? ઘરમાં ધણી છે; તે પણ મોટો દાસ છે. રાજમાં રાજા છે; તે પણ મોટો દાસ છે. સ્ત્રી પુરૂષના તન મનનું બંધારણ જ એવું છે કે-એક પતિ અને બીજી સ્ત્રી; એક રક્ષક અને બીજી રક્ષ્ય; સોનાને લોહું સાચવે; વિગેરે વિગેરે.

હજી જરા ઉંડા ઉતરીને જુઓ-તો જણાય એવું છે કે-અમુક અમુક પાપને સંજોગેજ; સ્ત્રીનો અવતાર આવે છે. તે પાપોને ધોઇ નાંખવા માટે, સ્ત્રીઓને કાશી, હરદ્વાર કે હિમાલય કયાંઇ ન ભટકવુ પડે-તેણીનું ઘેરબેઠાં કલ્યાણ થાય; એવું જે તપ, તે પતિ-સેવા છે. શાસ્ત્રો બોલ્યાં છે કે-**पतिरेव गुरुर्भर्ता** ॥ આ વાત આપણા દેશમાં, અગર આપણા ધર્મમાંજ છે; એમ નથી. આ મત સર્વ વ્યાપી છે. દરેક ધર્મમાં અને દરેક દેશમાં, સ્ત્રીઓ પતિની સેવામાંજ શોભી છે. આવા ઉત્તમ ગુણને લીધેજ, સ્ત્રીને પતિનું અંગ માનવામાં આવે છે. અંગ એટલે સમજો છોને ? અદ્વૈત-Where there is no voice-જ્યાં આજ્ઞા પાલનમાં સામો જવાબ નથી-જ્યાં 'પણ' નથી. જ્યાં આજ્ઞાનું પાલન એજ સાધનસંપત્તિ છે; એજ આનંદ છે.

ઘણા કાળે જેમ ઘર હચમચી જાય; દીવાલો નમી પડે; અને થાંભલા વાંકા થઈ જાય; તેમ આપણો ગૃહસ્થાશ્રમ ઘણા કાળે હચમચી ગયો છે. ઘરમાં સ્ત્રી મોટી કે પુરૂષ ? તે ખબર ઘણાંને પડતી નથી. રાજમાં રાજા મોટો કે પ્રજા ? તે ખબર પડતી નથી. પેઢીઓમાં શેઠ મોટો કે નોકરો ? તે સમજણ પણ પડતી નથી. આ પ્રશ્નોએ અત્યારે ભયંકર કોલાહલ મચાવ્યો છે. આ કોલાહલ અર્થે અને કામે મચાવ્યો છે. અર્થ અને કામમાં સાચો ધર્મ-શાસ્ત્રો બોલે છે તે ધર્મ-પોતાની મરજી પ્રમાણે માની લીધેલો ધર્મ નહીં; એવો સાચો ધર્મ આ કોલાહલમાં પેસે; તો કોલાહલ શમી જાય. મહમદ પેગંબરે નાના મોટા સૌને આજ્ઞા કરી કે-'નવરા પડો; કે કુરાનેશરીફ વાંચતા રહેજો.' જીસસ ક્રાઇસ્ટ પણ એમજ બોલ્યા કે-"અમારૂં સાચું સ્વરૂપ બાઇબલમાં છે. અમને વ્હાલા કરવા હોય; બાઇબલને વ્હાલું કરજો." શ્રીકૃષ્ણે પણ એજ કહ્યું કે-'ભાગવત અમારૂં સ્વરૂપ છે. અમને વ્હાલા કરવા હોય; તો ભાગવતને વ્હાલું કરજો.' શાસ્ત્રોને બાજુ ઉપર મુકી, પોતાને ગમ્યું; તેમ બોલવા લાગ્યા; અને પોતાને ગમ્યું તેમ ચાલવા લાગ્યા; તે રાવણકુળના લોકો છે.

શાસ્ત્રોની પરવા હોય; તેમણે બ્રાહ્મણોની પરવા રાખવીજ જોઇએ. જૈનો શાસ્ત્રોની પરવાવાળા છે; તેઓ મોટા પગાર આપીને બ્રાહ્મણોને સેવે છે.

હવે આપણી મૂળ વાત ઉપર આવો. દેવહુતીનાં તપ પ્રગટી નીકળ્યાં. પ્રભુ પુત્ર બનીને આવ્યા. તે પ્રમાણેજ શર્યાતી રાજાની દેવકન્યા ચ્યવનનાં આશ્રમમાં, તપ કરવા પધાર્યાં હતાં. ભારત ધર્મપ્રાણ દેશ છે. ભારતને પોઝીશનના કરતાં ધર્મ વ્હાલો છે. નવી નવી રસીલી રાણી, રાજાની વાત કરતાં કરતાં, હસતી જાય; અને હસાવતી જાય; મુખ મલ-

ડોલતી જાય; અંગેઅંગમાં આનંદ ઉભરાવતા જાય; વળી લાજથી શરમાતી જાય; તેમ શ્રી રામ કહે છે કે—

ચોપાઈ-" મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્‌ગદ્ ગીરા નયન બહનીરા. " ભગવાનના ભક્તો શ્રીહરિની વાતો કરતાં કરતાં, હસતા જાય-હસાવતા જાય. [બસ ! હવે આગળ નહીં કહું ! સમજી જાઓ ! સમજ્યા ન હો તો સાંભળો]-હસતાં હસતાં રોતા પણ જાય-વિગેરે.

આ સ્થિતિને વધારે સ્પષ્ટ કરે છે—

રાગ—ઉપજાતિ.

**एवंव्रतः स्वप्रियनामकीर्त्या, जातानुरागो द्रुतचित्त उच्चैः ॥**
**हसत्यथो रोदिति रौति गायत्युन्मादवन्नृत्यति लोकबाह्यः ॥ ४० ॥**

**અર્થ—આ પ્રમાણે નિયમ રાખનાર પુરૂષ, પોતાના પ્યારા શ્રીકૃષ્ણનાં નામ અને કીર્તનથી, શ્રીકૃષ્ણમાં પ્રેમ પ્રગટતાં, તેનું હૃદય દ્રવી જાય છે. જગત્ મર્યાદાને વટી ગએલો ભક્ત, ( લોકોને દેખાડવા માટે દંભથી નહીં; ) પણ ગાંડાની માફક ખડખડ હસે છે; અથવા રૂવે છે. વળી કોઈ વખત. 'હે ભગવન્ ! હે બ્રહ્મન્ ! હે કૃપાળુ કૃષ્ણ ! હે દયાળુ રામ ! આપ ક્યાં છો ? કેમ બોલતા નથી. કેમ મળતા નથી ! અમારા શા અપરાધ આપે નોંધી રાખ્યા છે ?' વિગેરે વિગેરે પોકાર કરીને બોલે છે. વળી ગાંડાની માફક ગાય છે; અને ગાંડાની માફક નાચે છે. ? (૪૦)**

૪૦ વિવેચન—

આ તો રામ બાણ વાગ્યાં હોય; તે જાણે ! બીજાને હસવું આવે; અગર કંટાળો આવે.

કાલે પરણી અને આજે રાંડી, તે બાઇ આ વાત ન સમજે. તેમ એક મરે; તો અનેક ધણી મળી રહે-કોઇ નામ લેનાર નથી-એમ સમજે; તે સ્ત્રી પણ, આ વાત ન સમજી શકે.

એટલે જેવોતેવો ભક્તિભાવ, આ શ્લોકને સમજી શકે નહીં. ચાર વેદ અને છ દર્શન શાસ્ત્રોના વાદવિવાદ કરવા જે શીખ્યા; તેઓ પણ આ વાતને સમજી શકે નહીં. કૃત્રિમ મનુષ્ય મટીને, કુદરતી મનુષ્ય બની જાય; તેઓ આ શ્લોકનું રહસ્ય કાંઈક સમજી શકે. જગત્ મિથ્યા સમજાતાં, દેહભાવ મિથ્યા સમજાતાં, પોતે પૂર્વે કરેલા મમતા મોહ યાદ આવતાં, પોતાનું ગાંડપણ યાદ આવતાં, હસવું આવે છે.

---

૪૦ પદચ્છેદ—**एवं व्रतः**-આ પ્રમાણે નિયમ રાખનાર. **स्वप्रियस्य नामकीर्त्या**-પોતાના પ્યારા શ્રીકૃષ્ણનાં નામ અને કીર્તનથી. **जातः अनुरागः यस्य सः**-જેને પ્રેમ પ્રગટયો છે એવો. **द्रुतं चित्तं यस्य सः द्रुतचित्तः**-દ્રવી જતા હૃદયવાળો. **लोकात् बाह्यः लोकबाह्यः**-જગત્ મર્યાદાને વટી ગએલો ભક્ત. **उन्मादवत्**-ગાંડાની માફક. **उच्चैः हसति अथ रोदिति**-ખડખડ હસે છે. અથવા રૂવે છે. **रौति**-'હે ભગવન્ ! હે બ્રહ્મન્ ! હે કૃપાળુ કૃષ્ણ હે દયાળુ રામ ! આપ ક્યાં છો ?' એમ કહીને પોકાર કરે છે. **गायति**-ગાય છે. **नृत्यति-નાચે છે.**

દૃષ્ટાંત—મોટા થએલા રામચંદ્રને, માતા કૌશલ્યાએ કહ્યું કે—'ભાઇ! તમે નાના હતા; ત્યારે તમે ચંદ્રમા રમવા માગ્યો હતો.'

શ્રીરામ—એમ તે હોય! ચંદ્ર વળી આકાશમાંથી નીચે ઉતરતો હશે!

કૌશલ્યા—હા! અમારે તમારે માટે ચંદ્રને નીચે ઉતારવો પડયો હતો.

શ્રીરામ—અરે! એવું તે હોય!

કૌશલ્યા—હા બેટા! હું કાંઇ ખોટું કહું!

શ્રીરામ—તમે ખોટું તો ન કહો! પણ શું હું નાનપણમાં એટલો બધો અજ્ઞાન હતો? હશે! પણ બા! તમે ચંદ્રને કઇ રીતે નીચે ઉતાર્યો હતો; તે વાત તો મને કહો!

કૌશલ્યા—પુનમની રાત્રિ હતી. ચંદ્ર આકાશે ઝુલી રહ્યો હતો. તમે અગાશીમાં પારણે ઝુલી રહ્યા હતા. તમે પૂછ્યું કે–' બા! બા! આ શું છે?' મેં જવાબ આપ્યો કે–'બેટા! તે ચંદ્ર છે.' તમે કહ્યું કે–'ત્યારે તો મને તે રમવા દ્યો' મેં તમને ઘણા સમજાવ્યા કે–' તે તો આકાશમાં ઉંચે છે, નીચે ન ઉતરે; વિગેરે.' મારી વાત તમે માની નહીં; અને બાળહઠ કરી કે–'ના! બસ! મને ચંદ્ર આપોજ!' વ્હાલા પુત્ર! મારા લાડકવાયા રામ! તમારી હઠ જોઇને હું ગભરાઇ ગઇ. મારી દાસીઓ પણ ગભરાઇ ગઇ. વાત મહેલ બહાર ઉડી. તમારા પિતા અને દીવાન દોડયા આવ્યા. તમારી હઠ જોઇને, તમારા પિતાજી તથા દીવાનજી પણ અકળાયા. છેવટે દીવાનને એક યુક્તિ જડી આવી. તેણે એક થાળીમાં જળ ભરી, તે થાળી તમારા પારણા પાસે મુકી. જળમાં ચંદ્ર દેખાયો. ચંદ્રને જળમાં ડોલતો દેખી, હે રામ! તમે રાજી થયા. તમે હસ્યા ત્યારે અમે સૌ હસ્યાં.

આ સાંભળી રામને, પોતાનું બચપણ યાદ આવ્યું, બચપણના અજ્ઞાનને યાદ કરી, રામ શરમાયા–અને હસ્યા.

તે પ્રમાણેજ ભાભી લડયાં; અને નરસી ઘરમાંથી નાઠા; તે વાત જ્યારે નરસીને યાદ આવતી; ત્યારે નરસી પોતાને હસતા હતા. સ્ત્રીમાં અથાગ પ્રેમ હોવાથી અરધી રાત્રે પોતે જુમના ઉતર્યા હતા; અને સ્ત્રીને મળ્યા. તે વખતે સ્ત્રીએ ધમકાવ્યા. તે વાત જ્યારે તુલસીદાસ યાદ કરતા; ત્યારે પોતાના ગાંડપણ પ્રત્યે હસતા હતા. વિગેરે વિગેરે.

ચોપાઇ—'સપનેહુ જેહિસન હોઇ લરાઇ, જાગે સમુઝત મન સકુચાઈ;
વાલી પરમ હિતુ જાસુ પ્રસાદા, મિલે રામ તુમ શમન વિષાદા.'

સુગ્રીવને જ્ઞાન થતાં, તેણે શ્રીરામને કહ્યું–તે આ. પોતાના પૂર્વ અજ્ઞાનનું ભાન થાય; ત્યારે ભક્ત સંકોચ પામે. વળી પ્રભુની કાંઇક ઝાંખી થાય–ત્યારે–'હાં! હવે હાર્યાને!' એમ કહેતો કહેતો ભક્ત, હસી પડે. પોકાર કર્યા છતાં, પ્રભુ દર્શન ન દે–ત્યારે નાના બાળકની માફક રોઇ પડે. આ ખેલજ જુદા. તે શેતરંજજ જુદી; અને તેનાં સોગઠાં પણ જુદાં. તેના રંગજ જુદા. રસ પીનારા રસની વાત જાણે—

પદ.

રસ અગમ અપાર, સુરનર પાર ન પામે, મન વાણી વડે;
મારા વ્હાલાજી, ત્રણલોક જોતાં તે, કોઇને નહિ જડે; ટેક.
રસ પ્રેમીજન હોય તે પામે, જેમ જળ આવે નીચે ઠામે;
આ જગત્ ચડયું છે અવળે ચાળે—રસ અગમ૦

રસ વ્યાસજીના કુંવરે ભાખ્યો; રસ ઉત્તરાસુત પરીક્ષતે ચાખ્યો;
રસ બ્રહ્મ સુતાએ ઉરપર રાખ્યો—રસ અગમ૦
રસ પીને મીરાં મસ્ત બની, રસ પીધો ગોતમની નારી;
રસ કર્મ સંજોગે કુબ્જા પામી—રસ અગમ૦
રસ અજર અમર પણ એવો છે, રસ માનવીઓનો મેવો છે;
રસ સૌને પીવા જેવો છે—રસ અગમ૦
રસ પીજો પીધાને ટાણે, પછી નહીં મળે ખર્ચે નાણે;
રસ દુરિજન હોય તે શું જાણે !—રસ અગમ૦
રસ રસીયા રસ રાખો જારી, રસ પીજો રસના અધિકારી;
પ્રીતમના સ્વામીની પ્રીત ન્યારી—રસ અગમ૦

આવી ભક્તિનું પરિણામ શું આવે; તે આગળ સાંભળો – રાગ–ઉપજાતિ.

**खं वायुमग्निं सलिलं महीं च, ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन् ॥**
**सरित्समुद्रांश्च हरेः शरीरं, यत्किंच भूतं प्रणमेदनन्यः ॥ ४१ ॥**

**અર્થ—આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, નક્ષત્રાદિક તેજ, પ્રાણીઓ, દિશાઓ, વૃક્ષાદિક, નદીઓ, સમુદ્રો, અને એવું બીજું જે કાંઇ છે તે તમામ, ભગવાનનું સ્વરૂપ છે; એમ માનીને, અનન્યભાવવાળા મુમુક્ષુએ, સૌને પ્રણામ કરવા. (૪૧)**

૪૧ વિવેચન—

તુકારામ રસોઇ કરે છે. ઠાકોરનો થાળ તૈયાર થાય છે. ત્યાં કુતરો રોટલી લઇને નાઠો. તુકારામ વીઠ્ઠલ ભગવાન્ સમજીને પાછળ દોડયા. તુકારામને થાકેલા જાણી, વીઠોબા ભગવાન મોમાં રોટલી લઇને સામા ઉભા રહ્યા.

**समत्वं योग उच्यते**-સમભાવ પ્રગટે, તેજ યોગ. આ બહુ ઉંચી ભૂમિકાની વાત છે. કુંટુંબમાં, મિત્રોમાં અને ભાંડરડામાં, મારૂં તારૂં કરવાની બુદ્ધિ ઓછી થાય; તે પુરૂષ વ્યવહારમાં રૂડો ગણાય છે. તેથી આગળ વધે; તે ભગવદીય જીવો–સાથે, સંતો સાથે, દેવમંદિરો સાથે, અને સદ્‌ગુરૂ સાથે, મારૂં તારૂં કરવાની બુદ્ધિ ઓછી કરે. તેથી આગળ વધે; તે ત્રીજે સ્ટેજે–ત્રીજે પગથીએ–પ્રાણી માત્ર સાથે, મારૂં તારૂં મૂકીને, એકતા પામે–પ્રેમ કરે. આપણે કયે પગથીએ ઉભાં છઇએ; તે તમે પોતે તપાસી લેજો. જુદા જુદા સંપ્રદાયો છે; તે ઠીક છે. તે પ્રાથમીક નિશાળો છે. ચીલા વિના ગાડું રસ્તે ન પડે. તોપણ અમુક સંપ્રદાયોમાં જઇને, જેઓ બીજા સંપ્રદાયનું ખોદતાં શીખ્યા; તે ભલેને પહેલા નંબરના સાધુ સન્યાસી હોય; તો પણ કાંઇ સમજ્યા નથી. ગમે તે ધર્મમાં કાંઇક સમજ્યા પછી; કોઇ પણ પ્રકારે, મારૂં તારૂં મૂકવું; તેજ જ્ઞાન વૈરાગ્ય અગર ભક્તિનું મૂખ્ય ફળ છે.

---

૪૧ પદચ્છેદ—**खं वायुं अग्निं सलिलं महीं च ज्योतींषि सत्त्वानि दिशः द्रुमादीन् सरित्समुद्रान् च**–આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, નક્ષત્રાદિક તેજ, પ્રાણીઓ, દિશાઓ, વૃક્ષાદિક, નદીયો અને સમુદ્રો **इति यत् किंच भूतं तत्**–અને એવું બીજું જે કાંઇ છે; તે તમામ. **हरेः शरीरं**–ભગવાનનું સ્વરૂપ છે. **इति मत्वा**–એમ માનીને. **अनन्यः**–અનન્યભાવવાળા મુમુક્ષુએ. **प्रणमेत्**–સૌને પ્રણામ કરવા.

સીકંદરે પંજાબના રાજા પૌરસને હરાવ્યા પછી, પૂછ્યું કે—'મારે તમારી સાથે કેવી રીતે વર્તવું?' તેના જવાબમા પૌરસ બોલ્યો હતો કે, 'જેમ એક રાજા બીજા રાજા સાથે વર્તે તેમ.' આ શબ્દો સાંભળી, સીકંદરે પૌરસને તેના બંધનથી મુક્ત કરી, પંજાબની ગાદી પાછી આપી. **आत्मौपम्येन सर्वत्र, समं पश्यति योऽर्जुन ॥ सुखं वा यदि वा दुःखं, स योगी परमो मतः ॥** ગીતા ૬–૩૨. હજારો વરસ ચાલ્યાં ગયાં; પણ અત્યારે તેમને યાદ કરીએ; તે તેમની ખાનદાનીને માટે. સહદેવ અને નિકુલ કુંતાને શોકયના પુત્રો; પણ 'તે મારા પતિની પ્રજા છે! એમ સમજી, કુંતાજી સમભાવથી પાંચે સાથે વર્ત્યા. કાળ સર્વને ખાઇ જાય; પણ તે કીર્તિને ખાતાં બીતો જણાય છે.

દોહરો—નામ રહંતા ઠાકરા, નાણાં નહીં રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહીં પડંત.

કૌરવોએ પાંડવોને બહુ પીડયા; તોપણ દુર્યોધનને આફત આવી; ત્યારે તે આફતમાંથી મુક્ત કરવા; યુધિષ્ઠિર મહારાજે અર્જુનને અને ભીમને આજ્ઞા કરી. શાસ્ત્રોનાં શ્રવણ અને મનન જેમણે નિર્મળ ભાવથી કર્યાં હોય; તેઓ સમભાવ રાખે. બાકી તો સૌ વેરે વઢી રહ્યાં છે.

દષ્ટાંત—અલકાપુરી જેવા એક બંગલામાં, સંત પધાર્યા. ખાય પીએ અને સવાર બપોર મોટરમાં બેસીને ફરવા જાય. ચાર પાંચ દિવસ થયા; ત્યારે શેઠાણી બોલ્યાં કે—'બાપજી! કાંઇ કથા વાર્તા કરતા હો,—તો અમે સાંભળીએ.'

સંત—કાંઈ કથાવાર્તા તમે સાંભળી છે?

શેઠાણી—ઓહોહો આ બંગલામાં, કાશીના, હરદ્વારના કૈલાસના, વૈકુંઠપુરીના—અનેક સંતો ઉતરે છે; અને કથાવાર્તા કરે છે.

સંત—પણ તમે કોઇ દિવસ કથાવાર્તામાં બેઠા છો?

શેઠાણી—લ્યો! અમે નહીં બેસતાં હોઇએ! કોઇ વાર તો સારા શહેરનાં માણસો અહીં ભરાય છે.

સંત—તમે કથામાં બેસતા હશો, પણ સાંભળતા નહીં હો!

શેઠાણી—કાન ધરેણા મૂકીને બેસતાં હશું?

સંત—હા. શેઠાણી—એમ કેમ?

સંત—સાભળતા હો-તો વારંવાર ક્રોધ કેમ કરો છો? શું તમારે અહીં સદા રહેવું છે? મરવુંજ નથી? સામે જુઓ—

સામે જુએ ત્યાં—સામે એક મોટો રાફડો. તે રાફડા સામે શેઠાણી ઉભાં છે. જોત જોતાંમાં શેઠાણી મટીને સાપણ બન્યાં; અને રાફડામાં સમાઇ ગયાં. પછી રાફડામાંથી બહાર ડોકીયાં કરે; અને ફુંફાડા મારે!

શેઠાણી સ્તબ્ધ બની ગયાં. ત્યાં સંતે કહ્યું કે—હવે કાંઇ સામે છે?

શેઠાણી—ના.

સંત—ફરી સામે જુઓ!

ફરી જુએ ત્યાં એક એક મોટી લારી—રેંકડી. તેમાં અનાજની ગુણો ભરી છે. તે ગાડી આ બંગલાની શેઠાણી ખેંચે છે. પોતાને લારી ખેંચતી જોઇ, શેઠાણી સંકોચ પામી.

સંત—કેમ ! ઓળખાય છે ? લારી કોણ તાણે છે ?

શેઠાણી—પણ આ છે શું ? આનો અર્થ શું ?

સંત—બસ ! આટલું યાદ રાખજોને ! કે તમારે સદા અહીં રહેવું નથી—મરવુંજ પડશે.

શેઠાણી—પણ આ શું છે ! મને બરાબર તે વાત કરો !

સંત—કથા ઘણી સાંભળી; પણ ક્રોધ ન મૂકયો. મુવા પછી સાપણ થઈને રાફડામાં પેસવું પડશે. જેણે જીવતાં ફુંફાડા માર્યા; તેને મુવા પછી ફુંફાડા મારવાજ પડે. [આતો સરકારના સરકારનો કાયદો ! કોઇને છોડે નહીં.] બીજા તમે તમને કયાં દેખ્યાં ?—

શેઠાણી—લારીમાં.

સંત—પ્રભુએ અહીં તમને ઘણું આપ્યું છે. તમે તે સાચવવા શીખ્યા; પણ વાપરવા ન શીખ્યા. અહીં રહીને કાંઇક પુણ્ય થયાં અને થશે; તેને પરિણામે બીજો અવતાર મનુષ્યનો આવશે. પણ મજુરી કરવાનો—વૈંતરૂ કરવાનો. કારણકે અહીં પણ તમે મજુર છો.

આ સાંભળી શેઠાણી થથડી ગઇ. ગભરાઇને બોલી—'ત્યારે હવે હું શું કરૂં ?'

સંત—હજી બાજી હાથમાં છે. ક્રોધને જીતવો હોય; તો ક્ષમા કરતાં શીખ ! કોઇ તારૂં બગાડે; તો પણ હસીને બોલતાં શીખ ! મજુરના અવતારમાંથી બચવું હોય; તો આપતાં શીખ ! અરે ! પ્રથમ ઘરમાં તો આપ. ઘરનાંને તો પ્રેમથી જમાડ. હું તો જોઉં છઉં કે—સૌ જમવા આવે છે; ત્યારે તું કાંઇ કંકાસ માંડી બેસે છે. અરે ! બ્હેન ! જળ ભર્યા સરોવરેથી તું તરસી જાય છે ! કાશીએ જવા પહેલાં, અહીંથી મનીઓરડર કરી મેલ્યા હોય; તો કાશીએ પહોંચીએ; કે તુરત મનીઓડરનાં નાણાં મળે.

કથાવાર્તા ધનવાનના હૃદયમાં પેસી શકતાં નથી; તેથી મેં તમને કથાવાર્તા સંભળાવી નહીં. શ્રીકૃષ્ણે અર્જુન પાસે ગીતા ગાઇ; પણ વૈરાટસ્વરૂપ દેખાડયું; ત્યારે અર્જુનને ખાત્રી થઈ કે—આ ગોકુળનો ગોવાળીયો નહીં; પણ સાક્ષાત નારાયણ ! આ વસુદેવ મામાનો લાડકો પુત્રજ નહીં; પણ સાક્ષાત્ પરમાત્મા !' તમે પણ આ દેખાવોમાંથી સમજી જાઓ કે—કર્તા હર્તા નારાયણ છે; અને તમે, તમારો પતિ, અને તમારી લક્ષ્મી, એક પટપોટા જેવાં છે. માત્ર સમભાવ રાખીને કાંઈ કરી લેશો; તો ફાવી જશો—ખોટામાંથી ખરૂ મેળવી શકશો. ભક્તિમાં સમત્વની જરૂર છે—

**समः सर्वेषु भूतषु, मद्भक्तिं लभते पराम्** ॥ ગીતા ૧૮—૫૪.

સર્વ પ્રાણીઓમાં સમભાવ રાખનારા પુરૂષ મારી પરાભક્તિને પામે છે. [૧૮—૫૪].

શેઠાણી કથાનું રહસ્ય સમજી ગઈ. તેણીને ખાત્રી થઈ કે—'રાવણ અને દુર્યોધન ઘણું જાણતા હતા—અભણ નહોતા—પણ જાણ્યું તેમાંથી કાંઈ લીધું નહીં. વિગેરે વિગેરે.' બસ ! એકજ ગુણે,શેઠાણીના જીવનમાં નવા રંગ પૂર્યા. તમે અહીં કથામાં ઘણા વરસથી આવો છો; અને અહીં ઉપરાંત બીજે ઘણે ઠેકાણે જતા હશો; પણ તમારા નિશ્ચયથી જરા પણ ડગતા નથી. કથામાંથી **કાંઇ ન લેવું;** તે તમારો નિશ્ચય છે. કથા ઉઠી કે—શાહુકારની માફક કપડાં ખંખેરીને ચાલ્યા જવું તે તમારો નિશ્ચય.

નાસ્તીકોને નાહી ધોઇને જમવા બેસવાનો ઉપદેશ કરાય નહીં; તેમ ક્રોધીને સમત્વનો ઉપદેશ કરાય નહીં. ક્રોધ કેટલો છે ? વધે છે કે ઘટે છે; તે પણ જાણતા નહીં હો.

સમત્વ આવું અઘરૂં છે; તોપણ સાધ્ય છે; ઘણાએ સિદ્ધ કર્યું છે. એમ કહીને હવે ઉત્સાહ પ્રેરે છે—

**ઉપજાતિ—**

**भक्तिः परेशानुभवो विरक्ति-रन्यत्र चैष त्रिक एककालः ॥**

**प्रपद्यमानस्य यथाऽश्नतः स्युस्-तुष्टिः पुष्टिः क्षुदपायोऽनुघासम् ॥४२॥**

**અર્થ**—જેમ જમનાર માણસને, કોળીએ કોળીએ, સુખ, ઉદર પોષણ, અને ભુખનો નાશ થાય છે; તેમ ભગવાનનું ભજન કરનારા પુરૂષને, ભક્તિ, પરમાત્માના સ્વરૂપની સ્ફૂર્તિ, અને ગૃહાદિમાં વૈરાગ્ય – એમ એકી વખતે ત્રણ (લાભ) પ્રાપ્ત થાય છે. (૪૨)

૪૨ વિવેચન—

ભક્તિના અનેક લાભ. દુકાનમાં દસ ગુમાસ્તા હોય; પણ ભક્તિ કરતાં આવડે; તે ગુમાસ્તો શેઠને વ્હાલો. રાજાને બાર રાણી; પણ ભક્તિ કરતાં આવડે; તે વ્હાલી. શ્રીરામ બોલ્યા છે કે—

ચોપાઈ—પુનિ પુનિ સત્ય કહું તોહી પાંહી, મોહી સેવક સમ પ્રિય કોઉ નાંહિ !

ભક્તિવંત અતિ નીચો પ્રાણી, મોહી પરમ પ્રિય યહ મમ વાણી.

× × × ×

લાભકી કછુ હરિ ભક્તિ સમાના, જેહિ ગાવહિ શ્રુતિ સંત પુરાના;

હાનિ કી જગ ઇહિ સમ કછુ ભાઇ, ભજીય ન રામહિ નરતનુ પાઇ.

× × × ×

ભોજન કરિય તૃપ્તિ હિત લાગી, જિમિ સો અશનપચન જઠરાગી;

અસ હરિભક્તિ સુગમ સુખદાઇ, કો અસ મૂઢ ન જાહિ સુહાઇ !

આ તો રત્નોની કણીયો ! સાવધાન હો તો વીણી લેજો ! થોડામાં ઘણું કહી નાંખે, એવાં તુલસીદાસનાં આ ભક્તિસૂત્રો છે.

સંસાર ભૂલી જવાય; તે ભક્તિ. જ્ઞાનવૈરાગ્યના રંગ પૂર્યા હોય; તે ભક્તિ. જ્ઞાનવૈરાગ્યના બળ વિનાની ભક્તિ લુખી છે. આવી ભક્તિ—

ચોપાઈ—રામભક્તિ મણિ ઉર બસ જાકે, દુઃખ લવ લેશ ન સપનેહુ તાકે.

હજી આગળ સાંભળો—

**इत्यच्युताङ्घ्रिं भजतोऽनुवृत्त्या, भक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः ॥**

**भवन्ति वै भागवतस्य राजंस्-ततः परां शान्तिमुपैति साक्षात् ॥४३॥**

---

૪૨ પદચ્છેદ—**यथा**-જેમ. **अश्नतः**-જમનાર માણસને. **अनुघासं**-કોળીએ કોળીએ. **तुष्टिः**-સુખ. **पुष्टिः**-ઉદર પોષણ. **क्षुत्**-ભૂખ-ક્ષુધા. **क्षुधः अपायः क्षुदपायः**-ભૂખનો નાશ, એમ ત્રણ એકી વખત થાય છે તેમ. **प्रपद्यमानस्य**-ભગવાનનું ભજન કરનાર માણસને. **भक्तिः**-પ્રેમ ભક્તિ. **परेशस्य अनुभवः**-પરમાત્માના સ્વરૂપની સ્ફૂર્તિ. **अन्यत्र विरक्तिः**-ગૃહાદિમાં વૈરાગ્ય. **एकः कालः यस्मिन् सः एककालः, इति एषः त्रिकः**-એમ એકી વખતે ત્રણ પ્રાપ્ત થાય છે.

૪૩ પદચ્છેદ—**हे राजन्**-હે રાજા ! **इति अनुवृत्त्या**-આ પ્રમાણે અવિચ્છિન્નપ-

**અર્થ—હે રાજન્ ! આ પ્રમાણે અવિચ્છિન્નપણાથી, ભગવાનના ચરણનું ભજન કરનારા ભક્તને, ભક્તિ–વૈરાગ્ય અને જ્ઞાન પ્રાપ્ત થાય છે. પછી પરમ શાંતિ પામે છે. (૪૩)**

૪૩ વિવેચન—

આ રંગ ઘડી બે ઘડીનો નહીં; પણ અવિચ્છિન્નપણે રહેનારો રંગ. જેરંગમાં ભક્તિ જ્ઞાન અને વૈરાગ્ય ત્રણેનો પ્રાગરાજ. તેનું પરિણામ–**ततः साक्षात् परां शांतिं उपैति**–પછી પરમ શાંતિ પ્રાપ્ત થાય છે.

હવે નિમિરાજા પ્રશ્ન કરે છે—

**॥ राजोवाच ॥**

**अथ भागवतं ब्रूत, यद्धर्मो यादृशो नृणाम् ॥**
**यथाचरति यद्ब्रूते, यैर्लिङ्गैर्भगवत्प्रियः ॥ ४४ ॥**

**અર્થ—નિમિ રાજા પૂછે છે કે–'હવે ભગવાનના ભક્તો સંબંધી કહો. વૈષ્ણવ કેવા ધર્મ પાળે? વૈષ્ણવનો સ્વભાવ કેવો હોય? વૈષ્ણવ લોકોમાં કેવું આચરણ કરે? વૈષ્ણવ શું બોલે? કયા ચિન્હો રાખવાથી વૈષ્ણવ ભગવાનને પ્રિય થાય.' (૪૪)**

૪૪ વિવેચન—

આ મુદ્દાના પ્રશ્નો છે. આપણે બહુજ કામના છે. ગીતામાં બીજા અધ્યાયમાં સ્થિત પ્રજ્ઞનાં લક્ષણ અને ગીતાના બારમા અધ્યાયમાં ભક્તનાં લક્ષણ પ્રભુએ ગણાવ્યા છે.

હરિ નામના બીજા યોગેશ્વર બોલે છે—

**॥ हरिरुवाच ॥**

**सर्वभूतेषु यः पश्येद्–भगवद्भावमात्मनः ॥**
**भूतानि भगवत्यात्म–न्येष भागवतोत्तमः ॥ ४५ ॥**

---

ણાથી, એકધારે કામ કરવાથી. **अच्युतस्य अंघ्रिं भजतः भागवतस्य**–ભગવાનના ચરણનું ભજન કરનારા ભક્તને. **भक्तिः विरक्तिः**–ભક્તિ, વૈરાગ્ય. **भगवत: प्रबोधः भवंति**–જ્ઞાન થાય છે. **ततः साक्षात् परां शांतिं उपैति**–પછી પરમ શાંતિને પામે છે.

૪૪ પદચ્છેદ— **अथ भागवतं ब्रूत**–હવે ભગવાનના ભકતો સંબંધી કહો. **यः धर्मः यस्य सः यद्धर्मः**–વૈષ્ણવ કેવો ધર્મ પાળે ? **यः इव दृश्यते यादृशः**–વૈષ્ણવનો સ્વભાવ કેવો હોય ? **नृणां यथा आचरति** ? – લોકોમાં તે કેવું આચરણ કરે ? **यत् ब्रूते**–વૈષ્ણવ શું બોલે છે ? **यैः लिंगैः**–કયાં ચિન્હોથી ? **भगवतः प्रियः इति भगवत्प्रियः**–તે ભગવાનને પ્રિય થાય છે.

૪૫ પદચ્છેદ—**यः आत्मनः भगवद्भावं सर्वभूतेषु पश्येत्**–જે પોતાના ભગવદ્ભાવને ( એટલે પોતાના પરબ્રહ્મપણાને ) સર્વ પદાર્થોમાં પરોવાઇને રહેલો દેખે છે. **आत्मनि भगवति**–પોતાના ભગવદ્ભાવમાં પોતાના બ્રહ્મસ્વરૂપમાં. **यः भूतानि पश्येत**–સર્વ પદાર્થોને દેખે છે. **एषः भागवतोत्तमः**–તે ઉત્તમ વૈષ્ણવ કહેવાય છે.

**ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च ॥**
**प्रेम मैत्री कृपोपेक्षा, यः करोति स मध्यमः ॥ ४६ ॥**
**अर्चायामेव हरये, पूजां यः श्रद्धयेहते ॥**
**न तद्भक्तेषु चान्येषु, स भक्तः प्राकृतः स्मृतः ॥ ४७ ॥**

અર્થ—જે પુરૂષ પોતાના ભગવદ્ભાવને (એટલે પોતાના પરબ્રહ્મપણાને) સર્વ પદાર્થોમાં પરોવાઈને રહેલો દેખે છે; અને પોતાના ભગવદ્ભાવમાં ( એટલે પોતાના પરબ્રહ્મસ્વરૂપમાં ), જે પુરૂષ સર્વ પદાર્થોને દેખે છે; તે પુરૂષ ઉત્તમ વૈષ્ણવ કહેવાય છે. (૪૫) જે પુરૂષ ઈશ્વરમાં પ્રેમ રાખે; ભગવાનના ભકતો સાથે મૈત્રી રાખે; મૂર્ખો ઉપર દયા રાખે; અને શત્રુઓ પ્રત્યે ઉપેક્ષા રાખે. તે મધ્યમ વૈષ્ણવ ગણાય છે. ( કારણ કે તેને એટલી ભેદબુદ્ધિ છે. ) (૪૬) જે પુરૂષ મૂર્તિમાં શ્રદ્ધા રાખીને ભગવાનની પૂજા કરે છે; પણ ભગવાનના ભક્તોની પૂજા નથી કરતો; તે પ્રાકૃત (સાધારણ) ભક્ત ગણાય છે. વળી જ્યારે તે પ્રાકૃત ભક્ત ભકતોને પૂજતો નથી; તો બીજાને તો કેમ જ પૂજે ! નજ પૂજે. (૪૭)

૪૫ થી ૪૭ વિવેચન—

કયા કલાસમાં આપ છો; તે દેખાય એવું છે. દેખીને ઉંચા કલાસમાં હો; તો બહુ રાજી થવા જેવું છે. ઉંચા કલાસમાં ન હો; અને ઉંચા કલાસનો ખોટો ડોળ કરતા હો; તો–દિલગીર થવા જેવું છે. નિચા કલાસમાં હો–તો ખંત રાખીને આગળ વધવાની જરૂર છે. આગળ વધવા માટેજ, માનવ દેહ અને તેની પ્રવૃતિ–એ લક્ષ્યમાં રાખીને, આગળ વધવું જોઇએ. માંદો માણસ જેમ વૈદ્યને કહે છે કે–'હજી અને પચતું નથી'–'હજી મારામાં શક્તિ નથી;' વિગેરે-તેમ પોતાના સદ્‌ગુરૂ પાસે દિલ ખોલીને વાત કરતાં તમે શીખો. તમે કયાં છો; અને ત્યાંથી આગળ વધવા કયો પ્રયત્ન કરો છો; તે તેમને કહો. પ્રયત્ન કર્યા છતાં ફાવતા ન હો–તો તે પણ પ્રમાણીકપણે સદ્‌ગુરૂને કહેતાં શીખો.

વિષ્ણુને ભજે તે વૈષ્ણવ. રામ, નૃસિંહ, વિગેરે વિષ્ણુના અવતારો છે. તેમને જે ભજે છે; તે પણ વૈષ્ણવો છે. નારદ, ધ્રુવ, પ્રલ્હાદ, અમરીશ, વિગેરે વૈષ્ણવો હતા. એટલે ભક્તિમાર્ગ, તે કોઇ પાંચ દસ સૈકાનો નવીન માર્ગ નથી; પણ પ્રાચીન માર્ગ છે. ઋગ્વેદ

---

૪૬–૪૭/૪૬ પદચ્છેદ—**यः**-જે પુરૂષ. **ईश्वरे प्रेम**–ઇશ્વરમાં પ્રેમ કરે છે. **तस्य अधीनाः तेषु मैत्री**–ભગવાનના ભકતો સાથે મૈત્રી રાખે છે. **बालिशेषु कृपा**–મૂર્ખો ઉપર કૃપા રાખે છે. **द्विषत्सु उपेक्षा**-શત્રુઓ પ્રત્યે ઉપેક્ષા. **करोति**–રાખે છે. **सः मध्यमः**–તે મધ્યમ વૈષ્ણવ છે. [ **कृपा च उपेक्षा च कृ०** ] ૪૭ પદચ્છેદ—**यः**–જે પુરૂષ. **अर्चायां**–મૂર્તિમાં. **श्रद्धया हरये पूजां ईहते**-શ્રદ્ધાથી ભગવાનની પૂજા કરે છે. **तस्य भक्तेषु पूजां न ईहते**-ભગવાનના ભકતોની પૂજા કરતો નથી. **अन्येषु च**–ત્યારે બીજાની પૂજા તો કેમજ કરે ! **सः प्राकृतः भक्तः स्मृतः**–તે પ્રાકૃતભક્ત ગણાય છે.

ભાષ્યભૂમિકામાં ભક્તિના અનેક મંત્રો છે. જ્ઞાનનો ડોળ કરનારા કેટલાએક ભક્તિ માર્ગને નિંદે છે; પણ જેમ મા વિના બાપ નહીં; અને બાપવિના મા નહીં; તેમ ભક્તિ વિના જ્ઞાન નહીં, અને જ્ઞાન વિના ભક્તિ નહીં.

જેમ ઘીના કણ ઘીથી જુદા નથી; તેમ પ્રાણી માત્ર પરમાત્માથી જુદા નથી; એમ ઉત્તમ વૈષ્ણવો સમજે છે.

**यो मां पश्यति सर्वत्र, सर्वं च मयि पश्यति ॥**
**तस्याहं न प्रणश्यामि, स च मे न प्रणश्यति ॥३०॥**
**सर्वभूतस्थितं यो मां, भजत्येकत्वमास्थितः ॥**
**सर्वथा वर्तमानोऽपि, स योगी मयि वर्तते ॥३१॥**
**आत्मौपम्येन सर्वत्र, समं पश्यति योऽर्जुन ॥३२॥**

[ગીતા અ. ૬.]

જેમ દેહનાં રૂંવાડાં દેહથી ભિન્ન નથી; તેમ જીવો પરમાત્માથી ભિન્ન નથી. એમ જે સમજે; તે ઉત્તમ વૈષ્ણવ કહેવાય છે. આ વાતો આકાશની, આપણે રહેવું પાતાળમાં. પાતાળમાં એટલે રાગદ્વેષમાં. કાગળે દવ (ભયંકર આગ) ન ઓલવાય; તેમ જેવા તેવા પ્રયત્નથી, અને જેવા તેવા જ્ઞાનથી, રાગદ્વેષનો દવ શમે એવો નથી. આ દવ કીડીયોથી, તે બ્રહ્માદિ દેવો સુધી પ્રસરલો છે. 'આ દવ ભયંકર છે; તોપણ સાધ્ય છે—શમેએવો છે,' એમ અનેક તત્ત્વજ્ઞાનીઓ કહેતા ગયા છે; અને કહે છે; માટે અવશ્ય પ્રયત્ન કરવો. ગીતાને ૧૨ મે અધ્યાયે, ઉત્તમ ભક્તનાં લક્ષણ બતાવ્યાં છે.

બીજો વર્ગ—આપણા ગજવાનાં નાણાં તપાસીએ; તો આપણે બીજા વર્ગમાં બેસવાને પણ લાયક નથી. જેઓ પોતાની ઘડીયાળને ગજવામાં ઘાલી રાખે; તેમને ખરા ટાઈમની ખબર પડે નહીં; પણ જેઓ દિવસમાં એકાદ બે વખત, પોતાના ઘડીયાળને, ટાવરના ઘડીયાળ સાથે મેળવે; તેમને સાચા ટાઇમનું ભાન થાય. શાસ્ત્રો વાંચીએ; અને વિચારીએ; સંતોનાં જીવન વાંચીએ અને વિચારીએ; સંતોને ત્યાં જઇને સાથે રહી આવીએ; ત્યારે આપણને આપણા જીવનમાં કાંટા કયાં કયાં ઉભા છે; તેનું ભાન થાય. આપણે કયા ધોરણમાં છઇએ; તે સમજાય. ધર્મના ક્ષેત્રમાં આવ્યા પછી; કાંઇક શાસ્ત્રો સાંભળ્યા પછી; કાંઇક સંતોનો સમાગમ કર્યા પછી, ભલેને અન્ય સંપ્રદાયના કોઇ હોય; પણ ભગવદ્ ભક્તને દેખીને, જેમનાં હઇડાં હરખ્યાં નહીં; જેમને નયણે નીર આવ્યાં નહીં; જેમનાં રૂંવાડાં ઉભાં થયાં નહીં; તેમણે અત્યાર સુધી ભક્તિ માટે જે કાંઇ પરિશ્રમ કર્યો; તે તેમણે નીર વલોવ્યાં. તે પરિશ્રમ પેટ ભરવા પુરતોજ, અથવા દેખાડા કરવા જેટલોજ થયો છે; એમ સમજવું.

ઇંદ્રદ્યુમ્ન રાજાને ત્યાં અગત્સ્ય પધાર્યા. રાજા નાક પકડીને નિત્ય કરતો હતો. અગત્સ્યને દેખ્યા; પણ સત્કાર કર્યો નહીં. સંતનો મહિમા સમજ્યો નહીં. અગત્સ્યે તેને ગજેંદ્ર બનાવ્યો. આવી ભૂલ ઘણા વૈષ્ણવો કરે છે. પ્રથમ સંત; અને પછી તમામ ક્રીયા; એમ થવું જોઇએ.

ઉદાર જેમનાં હૃદય નથી; મારૂં તારૂં જેમનું મટયું નથી; અન્યના સુખ માટે જેમને પરવા નથી; તે ગમે એવા મોટા સંત હોય; કે સંસારી હોય; પણ માનવના મોંઘા મશાલામાંથી, તેઓ કાંઈ લેવાના નથી. સંપ્રદાયોમાં અને મંદિરોમાં, કેટલા એક હૈયા ફુટા કારભારીઓ, વસ્તુ બગડી જાય; તે હા; પણ કોઈને પ્રેમથી તેઓ આપી શકતા નથી. તેઓ

ખરેખર દયાને પાત્ર છે. જેઓ ધર્મની મોટી જગ્યાએ બેસીને, મારૂં તારૂં કરીને, પોતાનાં હૃદયને મલીન કરી નાંખે છે; ઉંચેથી નીચે આવે છે. તેઓ કાદવમાં નાહ્યા છે.

વેદસ્તુતિ (અ. ૮૭ શ્લોક ૩૫)માં કહ્યું કે–જેમના ચરણ ધોવાનાં જળ, જગતને પાવન કરે છે; તે ઋષિઓ પણ, જેઓ અહર્નિશ કથા વાર્તા કર્યા કરે છે; એવા સંતોના ચરણમાં જઇને રહે છે. આ તો અક્કલ હુશીઆરીનાં કામ. વૈભવના કીડા–કારેલાના કીડા–આંબાના રસની મીઠાશને ઓળખે નહીં.

ત્રીજો વર્ગ—મૂર્તિને માને અને ભગવાનના ભકતોને માને નહીં. ભગવાનના કેટલા એક ભકતોમાં, ગોટાળા–દંભ–પાખંડ–બહુ વધી પડયાં છે. તે વાત આપણે ભુલી જવા જેવી નથી. તેથી જ્યાં ત્યાં શ્રદ્ધાનો નાશ થયો છે. ભકતો ટકે ટકે થઈ રહ્યા છે. તોપણ હજી કયાંઇક કયાંઇક દેવતા (અગ્નિ) છે; બધી રાખ થઈ ગઈ નથી. જરા જેટલા અંગાર ઉપર, આપણા પ્રેમનાં મોરણ (લાકડાં છાણાનો ભુકો–ભુકો એટલે અહીં આદરભાવ) મુકાય; તો ભકતના હૃદયમાં મુંજાઇને બેઠેલો ભાવ, પ્રગટી નીકળે. એ અજવાળે, જીવનનાં મોતી પરોવાય ! એક દીવે અનેક દીવા થાય .

**પદ.**

એક એક મોતી મારૂં–સવા સવા લાખનું; (૨)
હાંરે હું તો પ્રેમ કેર દોરડે પહોતી.
વ્હાલાજી ! હું તો પ્રેમ કેરે દોરડે પહોતી.
જમુનાને આરે હો સખિ !
હું તો ભૂલી, મારા હૈડા કેરો હાર !
અરે ! હું તો ભૂલી, મારા હૈડા કેરો હાર !
જમુનાને આરે, હો સખિ !

[ વાહ્ ! વાહ્ ! કેવો રંગ ! અમને તો આવું આવું કાંઇક બહુ ગમે ! થનગન નાચવાનું ! અમારો તો દિ ઉઠયો છે ! તમારો દિ કાંઇ ઉઠયો છે ! દિ ઉઠયો હોય; તેમને મજા પડે ! આ વાત કોઇને કહેશો નહીં. આ તો આપણું ખાનગી ! આ તો કોઇ હૈયા ફુટો, હરિનો લાલ મળી આવે; ત્યારે લેવાનો દેવાનો લાભ ! ] એવા રૂડા પુરૂષ મળી આવે; ત્યારે મોરણ મુકવાનું શીખી જજો. પ્રેમથી તેમનો સત્કાર કરજો; તો ભકતના હૃદયમાં રહેલો ભાવ, ભભુકી ઉઠશે. ભાવ પ્રગટાવતાં ન આવડે; અને કજીયા પ્રગટાવતાં જેમને આવડે; તે સ્ત્રીપુરૂષો, આ જગમાં જખ્ખ મારવા આવ્યાં છે. આવી વાતો સાંભળીને, કજીયાળાં ભાઈઓએ, અને બ્હેનોને, સાનમાં સમજી જવું. હવે વધારે કહેવાનુ હોય નહીં.

આથી એમ સમજવું નહીં–કે–પ્રાકૃત ભકતો–માત્ર મૂર્તિને પૂજનારા ભકતો–હલકા છે; નાંખી દેવા જેવા છે. શરૂઆત તો એકડાથીજ હોય ! એકડો શીખીને, બગડો શીખવા, પ્રયત્ન ન કરે; તે ઠપકાને પાત્ર છે. વળી બીજી વાત–એકડીયા છોકરાઓની સંખ્યા, બધી કલાસોની સંખ્યા કરતાં વધારે હોય છે. તેથી ધર્મમાં જ્યાં ત્યાં એકડીયા દેખાય; તો અકળાવું નહીં; તેમના ઉપર રોપ કરવો નહીં. તેઓ ભાવિક હોય; તો તેમને સાથે બેસાડીને પુસ્તકો વાંચવાં, અગર તેમને કથામાં લઇ જવા.

વળી બીજી વાત કહું—સાવધાન છો ને ? [ માઇન્ડ કહ્યા પછી, બોલર બોલ્યા નાંખે છે. ] સાવધાન ન હો; તો કાલે ! × × × × લ્યો ! ત્યારે પ્રેમથી સાંભળો ! મૂર્તિ એટલે માત્ર પત્થર અગર તાંબુપીત્તળ નહીં. તેમાં ઘણું દૈવત છે. જે (દૈવત) આપણે નામદેવને

ઓરડે જોયું; જે આપણે શ્રીરંગજીમાં, વેશ્યા મુગટ લઈને આવી, ત્યારે જોયું; જે આપણે મીરાંને ઓરડે દેખ્યું; જે આપણને નરસિંએ, માંડળીકના દરબારમાં દેખાડયું; જે આપણને વિઠ્ઠલનાથજીમાં ચોખામેળે દેખાડયું; જે આપણને મેવાડના દરબારમાં, ઝાલી રાણીના ગુરૂ રવિદાસજીએ દેખાડયું. અરે દૂર ક્યાં જાઓ છો! આચરના ભક્ત વલ્લભ ધોળા શ્રીનાથજીનાં દર્શને આવ્યા; ત્યારે પ્રભુ કાંઇક ઓરજ બન્યા; વિગેરે–વિગેરે.

**'હું નાનો, ને હરિ મોટારે લોલ!'**

એમની વાત, હું કેટલી કરી શકું! મોટા મોટા વંદનીય આચાર્યો શ્રી હરિની મૂર્તિ સાથે વાતો કરતા હતા. આપ સૌ થોડામાં સમજી જાઓ કે–મૂર્તિ એની એ–પણ ભાવે ફળે. સારહો—'ભાવ વશ્ય ભગવાન્, સુખનિધાન કરૂણા ભુવન.' શાસ્ત્રો સાંભળી, સદ્દગુરૂને સેવી, ભાવને પ્રગટાવો. વળી પ્રભુને આંતર બહાર–એમ બે પ્રકારની પવિત્રતા ગમે છે. એ પવિત્રતાથી મૂર્તિને સેવો. સેવામાં દંભ પેસી જાય, તો આંતર પવિત્રતા નાશી જાય. માટે તમારા પોતાના દંભને ઓળખતા રહો. મૂર્તિપૂજાના રહસ્ય સંબંધી પૂર્વે એક લેખ આપ્યો હતો. વૈષ્ણવ સંબંધી મોટા વૈષ્ણવ નરસિં મહેતા ગાય છે; તે ભાવથી સાંભળો—

**રાગ–આશાવરી.**

વૈષ્ણવ જનને વિષયથી ટળવું, હળવું કરવું મનરે;
ઇંદ્રિય કોઇ અપવાદ કરે નહીં, તેને કહીએ વૈષ્ણવ જનરે—ટેક૦
'કૃષ્ણ'–'કૃષ્ણ' કહેતાં કંઠજ સૂકે, તોયે ન મૂકે નિજ નામરે;
શ્વાસોશ્વાસે સમરે શ્રી હરિ, કદિ ન વ્યાપે કામરે—વૈષ્ણવ૦
અંતર વૃત્તિ અખંડ રાખે હરિસું, ધરે કૃષ્ણનું ધ્યાનરે;
વ્રજવાલાની લીલા સાંભળે, બીજું સુણે નહીં કાનરે—વૈષ્ણવ૦
જગસું તોડે અને જોડે પ્રભુસું, જગસું જોડયે પ્રભુસું ત્રુટીરે;
તેને કોઇ વૈષ્ણવ નવ કહેશો, જમડા લેઇ જાશે કુટીરે—વૈષ્ણવ૦
કૃષ્ણ વિના કાંઇ અન્ય ન દેખે, જેની વૃત્તિ છે કૃષ્ણાકારરે;
વૈષ્ણવ કહાવે અને વિષય જો ભાવે, તેને વારવાર ધિક્કારરે—વૈષ્ણવ૦
વૈષ્ણવનો વ્હાલો છે વિઠ્ઠલ, કુડિયાને લાગશે કાચુંરે;
નરસૈયાનો સ્વામી સાચાનો બેલી, તેને ગમશે સાચુંરે—વૈષ્ણવ૦

ઉત્તમ વૈષ્ણવના લક્ષણ સાંભળો—

**गृहीत्वाऽपीन्द्रियैरर्थान्–यो न द्वेष्टि न हृष्यति ॥**
**विष्णोर्मायामिदं पश्यन्, स वै भागवतोत्तमः ॥ ४८ ॥**

રાગ–ઉપજાતિ—

**देहेन्द्रियप्राणमनोधियां यो, जन्माप्ययक्षुद्भयतर्षकृच्छ्रैः ॥**
**संसारधर्मैरविमुह्यमानः, स्मृत्या हरेर्भागवतप्रधानः ॥४९॥**

---

૪૮ પદચ્છેદ—**इंद्रियैः अर्थान् गृहीत्वा अपि**–ઇદ્રિયોથી વિષયોને ગ્રહણ કરીને, ભોગવીને પણ. **इदं विष्णोः मायां पश्यन्**–આ બધું વિષ્ણુની માયારૂપ છે એમ દેખતો પુરૂષ. **यः न द्वेष्टि**–જે પુરૂષ પ્રતિકુળ વિષયોનો દ્વેષ કરતો નથી. **न हृष्यति**–અને અનુકુળ વિષયો દેખીને રાજી થતો નથી. **सः वै**–તે ખરેખર. **भागवतोत्तमः**–ઉત્તમ વૈષ્ણવ છે.

**न कामकर्मबीजानां, यस्य चेतसि संभवः**
**वासुदेवैकनिलयः, स वै भागवतोत्तमः ॥ ५० ॥**

અર્થ—ચિત્ત ભગવાનમાં લાગેલું હોવાથી, ઉત્તમ વૈષ્ણવ કદિ વિષયો ભોગવતો નથી; તોપણ કદિ ઇંદ્રિયો વિષયોને ગ્રહણ કરે; તો આ જગત ભગવાનની માયા રૂપ છે; એમ સમજતો ભગવાનનો જે ભક્ત, પ્રતિકુળ વિષયોનો દ્વેષ કરતો નથી, અને અનુકુળ વિષયો દેખીને રાજી થતો નથી; તે ખરેખર ઉત્તમ વૈષ્ણવ છે. (૪૮) ભગવાનનું અવિચ્છિન્ન સ્મરણ રહેવાને લીધે, જે પુરૂષ દેહના ધર્મરૂપ જન્મમરણ, પ્રાણના ધર્મરૂપ ભૂખતરશ, મનના ધર્મરૂપ ભય, બુદ્ધિના ધર્મરૂપ તૃષ્ણા, અને ઇંદ્રિયોના ધર્મરૂપ શ્રમ અને એવા બીજા સંસાર સંબંધી ધર્મોથી મુંઝાતો નથી; તે પુરૂષ ઉત્તમ વૈષ્ણવ છે. (૪૯) જેના ચિત્તમાં કામ, કર્મ અગર વાસનાનો જન્મ થતો ન હોય; અને જેને એક ભગવાનનોજ આશ્રય હોય; તે ઉત્તમ વૈષ્ણવ ગણાય છે. (૫૦)

૪૮ થી ૫૦ વિવેચન—

આનું વિવેચન શું કરીએ! આ તો રત્નોની વાતો. આપણે નિર્ધનથી કેમ મુલવાય! નરસી ઘરમાં રહેતા હતા. માણેકબાઇના પતિ, શામળશાના પિતા, વણસીધરના ભાઇ, અને નાગરી નાતનું એક રમુજી રમકડું. સૌએ દેખ્યા, અને સાંભળ્યા; પણ કોઈ ભાગ્યશાળીએ ઓળખ્યા–કે–'આ તો શેઠનો મોટો મુનીમ! ફાટલ લુગડે–પણ લાટ સાહેબ!' તુકારામ અને મીરાંનું પણ એમજ. ગાભામાં બાંધેલા હીરા હોશીયારને જડયા. બીજાઓને તે ગાભાજ લાગ્યા. કેટલાએક અભણ સાધુઓ, અને બોબડા શ્રોતાઓ, ભકતોના ગૃહસ્થાશ્રમ જોઇને ભડકે છે. 'અરરરર! સ્ત્રીસાથે રમનારા, અને બાળગોવાળ વાળા; તેઓ ભગવાનની વાતમાં સમજે શું!' અત્રિ, વસિષ્ઠ અને યાજ્ઞવલ્કય સાધુ નહોતા. અમરિશ અને હરિશ્ચંદ્ર, રામ અને કૃષ્ણ સાધુ નહોતા. આ નમુના જગતને પાછા મળ્યા નથી; પણ હતા; ત્યારે–**अवजानंति मां मूढो**–માત્ર બે પાંચ ટકાએ તેમને ઓળખ્યા; પંદર વીશ ટકા જેઓ આસ્તીક હતા; તેઓ શંકામાં રહ્યા; અને પંચોતેર ટકાએ તો, ધૂળજ ઉછાળી. ગીતાને માનતા હો; તો સાંભળો—

---

૪૯–૫૦/૪૯ પદચ્છેદ—**हरेः स्मृत्या**·ભગવાનનું અવિચ્છિન્ન સ્મરણ રહેવાને લીધે. **देहश्च इंद्रियाणि च प्राणाश्च मनश्च धीश्च तासां देहेंद्रियप्राणमनोधियां**–દેહ, ઇંદ્રિયો, પ્રાણ, મન, અને બુદ્ધિના. **जन्म च अप्ययश्च** (મરણ) **क्षुत्** (ભૂખ) **च, भयं च तर्षश्च** (તૃષ્ણા) **कृच्छ्रं** (શ્રમ) **च तैः इति संसारधर्मैः**–દેહના ધર્મ જન્મમરણ, પ્રાણના ધર્મ ભૂખતરસ, મનનો ધર્મ ભય, બુદ્ધિનો ધર્મ તૃષ્ણા, ઇંદ્રિયોના ધર્મરૂપ શ્રમ–એવા આ અને બીજા સંસાર ધર્મોથી. **अविमुह्यमानः यः**·-નહીં મુંઝાતો એવો જે પુરૂષ તે. **भागवतप्रधानः**–ઉત્તમ વૈષ્ણવ છે. ૫૦ પદચ્છેદ—**यस्य चेतसि**–જેના ચિત્તમાં. **कामश्च कर्माणि च बीजानि** (વાસના) **च तेषां संभवः न**·કામ, કર્મ અને વાસનાનો જન્મ જ થતો ન હોય. **वासुदेवः एकः एव निलयः** (આશ્રય) **यस्य सः**–જેને એક ભગવાનનો જ આશ્રય હોય. **स वै भागवतोत्तमः**–તે ઉત્તમ વૈષ્ણવ છે.

**अनाश्रितः कर्मफलं, कार्यं कर्म करोति यः ॥**
**स सन्यासी च योगी च, न निरग्निर्न चाक्रियः ॥ १**

અર્થ—કર્મફળની ઇચ્છા રાખ્યા વિના, જે પુરૂષ પોતાનું કર્તવ્ય કર્યે જાય છે; તેજ સંન્યાસી છે; અને તેજ યોગી છે. અગ્નિ વિનાનો અને ક્રિયા વિનાનો જે પુરૂષ હોય; તે સન્યાસી નથી–યોગી નથી. [૬–૧].

આ સન્યાસ માર્ગની નિંદા નથી; પણ પ્રભુને કહેવાનો હેતુ એ છે કે–સંસારમાં રહો; અગર સન્યાસમાં રહો; પણ કરવા જેવું; તે આ છે. સંસારમાં રહીને, આ કરવું; બહુ મુશ્કેલ છે. **वृद्धो याति गृहीत्वा दंडं, तदपि न मुंचत्याशापिंडं**–આશાનાં ગુંચળાં બહુ લાંબાં છે. **'પરણે તો પુત્રની આશા.'** 'પુત્રના પુત્રની વાડી જોવી છે, જોવા છે જુદા તમાસા;' 'પાંચ મળે; તો પચીસની આશા.' સંસારમાં એમ ધક્કા ઉપર ધક્કા. આશાઓના ત્યાગ માટેજ–કામનાઓના ત્યાગ માટેજ, ઘરનો ત્યાગ અથવા સન્યાસ. સન્યાસ લીધા પછી, ત્યાં પણ લંગોટી સાચવવા બિલાડી પાળી, બિલાડી માટે, ગાય પાળી; અને ગાય માટે ખેતર રાખ્યું–વિગેરે. જાણે ઉલમાંથી ચૂલમાં પડ્યા.

કેટલાએક ગાંફલ વ્હો એમ સમજે છે કે–'ઘડપણ એટલે મરવાની તૈયારી. મરવા પહેલાં વખત મળે; તો દેવ દર્શન કરવાં અને જેવીતેવી કથાવાર્તા સાંભળવી.' ના આટલુંજ નથી. સાંભળો–જુવાનીમાં જોર કરીને ધન કમાવું; તેમ ઘડપણમાં જોર કરીને મરણ કમાવું જોઇએ. મરણ એટલે કુતરા બિલાડાંની માફક મરી જવું; તે મરણ નથી. પોતે પોતાને સમજી લઈ ને મરવું; તે મરણ છે. પોતે પોતાને સમજવા માટે, સંતની અને શાસ્ત્રોની મદદ ખાસ લેવી. આ કામ અનેક જન્મનું છે; એમ સમજી, પ્રયત્ન ખંતથી કરવો જોઇએ. આ એક કામ માટેજ, સર્વનો ત્યાગ; સર્વમાં અનાસક્ત થવું; તે–સન્યાસ. સવારમાં વહેલાં મ્યુનિસિપાલટીનાં માણસો, કચરો ઉપાડવા શહેરમાં ફરી વળે છે; તેમ સવાર, બપોર અને સાંજ, તમારા હૃદયમાં ફરી વળી, આશા–તૃષ્ણાનો કચરો ઉપાડી લ્યો. હમેશાં એકાદ બે આશાને ઓછી કરતા રહો. મોટા રજવાડામાં, કયા કયા મહેમાન આવ્યા છે; તે જેમ રાજાને ખબર રહેતી નથી; તેમ કેટલાએક ભારે વ્યવસાઇ વાળા જીવોને, કઈ કઇ આશાઓ, હૃદયમાં આવી; તેની તેમને ખબર હોતી નથી. બીજા અવતારમાં પણ, આશાતૃષ્ણાનો બચકો સાથે ને સાથે રહે છે. આપણું કેમ બગડ્યું ? કે–આમ ! કરવાનું કર્યું નહીં; અને ન કરવાનું દોડીને કર્યું.

૫૦ મા શ્લોકમાં શું કહ્યું ?–સાંભળ્યું કે નહીં ?—

ચોપાઇ—ઉસર વરસૈ તૃણ નહિં જામા, સંત હૃદય જસ ઉપજ ન કામા.

આ તો જડભરતાદિ છેલ્લી ભૂમિકાના ભકતોની વાતો.

જે ગુણોને લીધે ભક્ત ભગવાનને પ્રિય થાય છે; તે ગુણનું હવે વર્ણન કરે છે—

**न यस्य जन्मकर्मभ्यां, न वर्णाश्रमजातिभिः ॥**
**सज्जतेऽस्मिन्नहंभावो, देहे वै स हरेः प्रियः ॥५१॥**

---

૫૧ પદચ્છેદ—**यस्य**-જે પુરૂષને. **अस्मिन देहे**-આ દેહમાં. **जन्मकर्मभ्यां**-ઉત્તમકુળમાં જન્મ, અને તપઆદિ કર્મથી, **वर्णाश्रमजातिभिः**–વર્ણ, આશ્રમ કે જાતિથી. **अहंभावः न सज्जते**–અહંકાર થતો નથી. **सः वै हरेः प्रियः**–તે ભગવાનને વ્હાલો છે.

**न यस्य स्वः पर इति, वित्तेष्वात्मनि वा भिदा ॥**
**सर्वभूतसमः शान्तः, स वै भागवतोत्तमः ॥५२॥**

અર્થ—જે પુરૂષને ઉત્તમકુળમાં જન્મ, તપઆદિ કર્મ, ઉત્તમવર્ણ, ઉત્તમ આશ્રમ અગર ઉત્તમ જાતિથી, આ દેહમાં અહંકાર થતો નથી; તે પુરૂષ ભગવાનને પ્રિય થાય છે. (૫૧) જે પુરૂષને ધનમાં આ પોતાના અને આ પારકા એવો ભેદ ન હોય; અને દેહમાં હું અને બીજો એવો ભેદ ન હોય; તથા જે પુરૂષ સર્વ પ્રાણીઓમાં સમબુદ્ધિ રાખતો હોય; અને શાંત હોય; તે પુરૂષ ઉત્તમવૈષ્ણવ કહેવાય છે. (૫૨)

૫૧–૫૨ વિવેચન—

તારવતાં આવડે; તે આ વાત સમજી શકે. જ્યાં કાંઇક સારૂં; ત્યાં અભિમાન પહેલું પહોંચી જાય. ખાનદાન માણસોજ અભિમાનને ઓળખી શકે. આંબાને ફળ આવે; ત્યારે આંબો નમી પડે; અને મહુડો ફળ આવે ત્યારે નાગો થાય. આ વાત નથી; આ નિરીક્ષણ છે. તમે તમને જોજો. તમે આંબો છો કે મહુડો? પંડિતો મુંઝાય; એવી આ બાબત છે. કંઠમાં ઘરેણું ન હોય; તો ચાલે; પણ અભિમાનનું આભુષણ તો ખરૂંજ.

કાગભુશૈંડી ગરૂડને કહે છે કે—

ચોપાઈ—ગુણકૃત સન્નિપાત નહિ કેહિ, કો ન માન મદ વ્યાપેહુ જેહિ?

અરે! રણછોડરાયને એક વાઘો ધરાવ્યો હોય! તો ગામમાં જે મળે; તેને કહે કે–'આજનો વાઘો આપણો છે.' જાણે ઠાકોર બાપડાને પહેરવા વસ્ત્ર નહોતું; તે ભાઇએ ધર્યું. સમજાય છે ને?–કહેવાનો ભાવ એ છે કે–કાંઇ સારૂં કરો; તો એમાંથી પુણ્યને તારવી લ્યો.

૫૨ મા શ્લોકમાં જે વાત કરી; તે મોટા પ્રયત્નનું ફળ છે. આવી વાતો આપણા છાબડામાં સમાય નહીં. રાજાના ઘરનું દારૂખાનું, એઠાં એઠાં જોવાય! ઋષિકેશમાં કાળી કામળી વાળાને ત્યાં બપોરે, ભિક્ષા લેવા અનેક સંતો પધારે છે; તેમાં કોઇ આવા હશે!

ભગવાનના ભક્ત કેવા નિસ્પૃહ હોય; તે હવે કહે છે કે—રાગ=પુષ્પિતાગ્રા.

**त्रिभुवनविभवहेतवेऽप्यकुंठ–स्मृतिरजितात्मसुरादिभिर्विमृग्यात् ॥**
**न चलति भगवत्पदारविन्दाल्–लवनिमिषार्धमपि यः स वैष्णवाग्र्यः ॥५३॥**

---

૫૨ પદચ્છેદ—**यस्य**–જે પુરૂષને. **वित्तेषु**–ધનમાં **स्वः परः इति भिदा न**–પોતાનો અને પારકો એવો ભેદ નથી. **वा**–અથવા. **आत्मनि स्वः परः इति भिदा न** દેહમાં પોતાનો અને પારકો એવો ભેદ નથી. **सर्वभूतेषु यः समः**–સર્વ પ્રાણીઓમાં જે સમાન છે. **शांतः**–અને જે શાંત છે. **स वै भागवतोत्तमः**–તે ઉત્તમ વૈષ્ણવ છે.

૫૩ પદચ્છેદ—**अजितः आत्मा येषां ते अजितात्मानः, अजितात्मानश्च ते सुरादयश्च अजितात्मसुरादयः तैः**–ભગવાનમાં ચિત્ત રાખનારા દેવાદિકથી. **विशेषेण मृग्यते इति विमृग्यं** (શોધવા જેવું) **तस्मात् इति भगवत्पदारविंदात्**–ખંત રાખીને શોધવા લાયક ભગવાનના ચરણારવિંદથી એટલે તેને બદલે. **त्रिभुवनस्य विभवस्य हेतुः तस्मै अपि**–ત્રૈલોક્યનું રાજ આપવાનું કહે તોપણ. **अकुंठा स्मृतिः यस्य सः–अकुं-**

**અર્થ—ભગવાનમાં ચિત્ત રાખનારા દેવાદિક પુરૂષો પણ દુર્લભપણાને લીધે, જેને શોધે છે; એવાં પ્રભુનાં ચરણારવિંદને બદલે, ત્રૈલોકયનું રાજ્ય આપવાનું કોઇ કહે; તોપણ નિશ્ચળ બુદ્ધિવાળો જે પુરૂષ, ઘડી બે ઘડી પણ ચલાયમાન થતો નથી; તે વૈષ્ણવોમાં મૂખ્ય છે. (૫૩)**

૫૩ વિવેચન— **૫૬**

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલાં મુસ્તક મેલી, વળતી લેવું નામ જોને.
સુત, વિત, દારા, શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગમે (તે) ભરે મુઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા જુવે તમાસા, તે કોડી નવ પામે જોને;
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતામાતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન દેખે જોને.

'નિશ્ચયના મહેલમાં વસે મારો વાલમો.' 'જાનકી નાથકી જે.' એટલે–જ્યાં નક્કી ત્યાં નાથની જય. જીવને ડગ મગાવે કોણ?–લાલચ. શ્રીરણછોડજીના ભારો ભાર સોનું લેવાની લાલચમાં ગુગળી હારી ગયા; અને બોડાણો જીતી ગયો. રાજાને લાલચુ નોકર ગમતો નથી; પતિને લાલચુ સ્ત્રી ગમતી નથી; તેમ પ્રભુને લાલચુ ભક્ત ગમતો નથી. આ લોકનાં અને પરલોકનાં સુખોમાં, જેમને લાલચ નહીં; તેજ વૈરાગી. તે **अकुंठस्मृतिः**–નિશ્ચળ બુદ્ધિ વાળો પુરૂષ.

આ તો વાતો! બાકી લાલચ વિનાના થવું; તે સાધારણ કામ નથી. જે ઓફીસનાં ફરનીચર, દહાડામાં પાંચ સાત વખત સાફ થાય; તે ચળકતાં રહે; તેમ જે મનુષ્ય દહાડામાં પાંચ સાત વખત સ્વનિરીક્ષણ કર્યા કરે, તે લાલચથી મુક્ત થઇ શકે. કદિ લાલચ હૃદયમાં આવેલી તે દેખે; તો શત્રુને પકડીને કાઢી મેલે. તેમલાલચને પકડીને કાઢી મેલે.

મુમુક્ષુએ પોતાના ચિત્તને કહેવું જોઈએ કે—

રાગ–શાર્દૂલવિ૦

**मोहं मार्जय तामुपार्जय रतिं, चंद्रार्धचुडामणौ ।**
**चेतः स्वर्गतरंगिणीतटभुवा-मासंगमंगीकुरु ॥**
**को वा वीचिषु बुद्बुदेषु च तडिल्-लेखासु च स्त्रीषु च ।**
**ज्वालाग्रेषु च पन्नगेषु च सरिद्-वेगेषु च प्रत्ययः ॥ ८९ ॥**

[ વૈરાગ્ય શતક ]

---

**ठस्मृतिः**–નિશ્ચળ બુદ્ધિ વાળો પુરૂષ. **लवश्च निमिषश्च लवनिमिषौ तयोः अर्धं तत् अपि-लवनिमिषार्धम् अपि**–એક ઘડી બે ઘડી પણ. **न चलति**–ચલાયમાન થતો નથી. **स वैः वैष्णवेषु अग्र्यः**–વૈષ્ણવોમાં મૂખ્ય છે.

અર્થ—હે ચિત્ત! મોહને તજી દે; અને જેમની જટામાં અર્ધચંદ્ર રહેલો છે; એવા સદાશિવમાં પ્રીતિ પ્રાપ્ત કર; તથા સ્વર્ગમાંથી ઉતરેલી–ગંગાજી-ના તીર પ્રદેશનો સંગ અંગીકાર કર. કારણકે–જળના તરંગોમાં, પરપોટામાં, વીજળીના લીસોટામાં, સ્ત્રીમાં, જ્વાળાના અગ્ર ભાગમાં, સર્પમાં અને નદીના વેગમાં, શો વિશ્વાસ રાખવો! એટલે તે બધાં વિશ્વાસ રાખવા લાયક નથી. [૫૯]

(વૈરાગ્ય શતક વાંચો છો? કે પુસ્તકજ નથી? માલ ઝાટકીને ટોપલીમાં મૂકી આપ્યો છે. ન હોય તો અહીંથી મંગાવીને વાંચો. કીંમત માત્ર રૂ. ૧)

**આ હોય; ત્યાં સુધી તે હોય નહીં.** આને અને તેને, એઉને ઓળખવાની જરૂર છે. ઓળખ્યા પછી **આને** તજવાનો, અને **તેને** પ્રાપ્ત કરવાનો વિવેક પ્રગટે. જેમ રૂપૈયો ખખડાવીને લઇએ; તેમ ભગવાન્ ભક્તને ખખડાવીને લે–પોતાનો કરે. ખખડાવે તેમાં, સાચા રૂપૈયાને ગભરામણ ઘટે નહીં; તેમ પ્રભુ સાચા ભક્તને ખખડાવે; ત્યારે ભકતે ગભરાવું ઘટે નહીં. જેણે પાઇ કરતાં રૂપૈયાને મોટો જાણ્યો; તેણે પાઇને પડી મેલી રૂપૈયાને ગાંઠે બાંધ્યો; તેમ જેણે આલોકના અને પરલોકના વૈભવને, ક્ષણભંગુર જાણ્યા; તેણે આને પડયા મેલીને, પેલા માટે પ્રયત્ન કર્યો. વૈભવ આવીને ઉભા રહે, ત્યારે તે સર્વનો અનાદર કરી, 'મારે તો શ્રીહરિજ સાચા!' એવી ભાવના સાચા ભક્તને થાય. જસમાને મહારાણી બનવાની તક મળી; પણ ના તે ના. રાણકદેવીને અધીક સુખની લાલચો આપવામાં આવી; પણ નહીં તે નહીં. આ સંસારમાં આપત્તિઓના કરતાં, લાલચની ઠેસો પણ જબરી છે. ભલભલાને ગોથું ખવરાવી દે.

**દૃષ્ટાંત**—હરિભાઇ વૈષ્ણવને કાપડની દુકાન હતી. પાંચ સાત ગુમાસ્તા; અને માણેકચોક જેવું ચૌટું. ગામડાના ગબ્બા (ભોળા માણસો) માલ લેવા આવેલા. હરિભાઈનું તિલક જોઇને, અને મુખે શ્રીકૃષ્ણનો જાપ સાંભળી, ભોળા લોકો તે દુકાનેજ આવ્યા.

એની પાછળ બાર, અને બારની પાછળ બાવન; એમ જબરી ઘરાકી થઈ. હરિભાઇ પણ સાવધાન થઈ ગયા. એકના આઠ કર્યા. એકજ દિવસમાં બાર માસની કમાણી કરી લીધી. રાત્રે હિસાબ મેળવતાં, સૌ રાજી થયા. દુકાનના ગુમાસ્તાઓને ગાંઠીયા ને પેંડા મંગાવી નાસ્તો કરાવ્યો–સાથે ચાના કોપ તો ખરાજ! શેઠના નાના ભાઇએ કાંઇ ખાધું નહીં. ચા પણ પીધી નહીં. સૌ તેની મશ્કરી કરવા લાગ્યા. ગાંડાના ગામમાં એક ડાહ્યો કેમ પોસાય!

હરિભાઈ—અલ્યા એ મથુર! તેં કેમ ખાધું નહીં? ભૂખ લાગી નથી?

મથુર—ભૂખ તો ઘણી લાગી છે; પણ ખાવા જેવું હોય; તો ખવાય ને!

હરિભાઈ—એમ કેમ? તારે કાંઇ બીજું ખાવું હોય; તો મંગાવી દઉં!

મથુર—મારે તો ખાવુંજ નથી ને?

હરિભાઇ—પણ એમ કેમ!

મથુર—હવે તે વાત જવા દો. બીજું કાંઈ કામ હોય; તો તે કહો! એટલે તે કરીને, ઘેર જઇએ!

હરિભાઈ—ઘેર જવાય છે. એક વાર વાત કર! કેમ ખાધું નહીં?

મથુર—માંનચેસ્ટરની નામાંકીત મીલની છાપ જોઇને, ગાંસડીઓ લઇએ. પછી તેમાંથી નર્યાં ચીંથરાં નીકળે તો ?

હરિભાઇ—એટલે શું ?

મથુર—આપના લલાટમાં વૈષ્ણવનું સુંદર તિલક, મુખમાં જગપાવન હરિનું નામ. અને હૃદયમાં નર્યાં ચીંથરાં ! 'ભગવાન્ કયાંઇ દૂર નથી,' એમ આપણે ઘડીવાર માનીએ; તો આપણી આ દગબાજી જોઇને, પાસે ઉભેલો ભગવાન્, કેટલો કકળી ઉઠયો હશે ! હું તો બાળક, આપ વડીલ; આપને બોધ ન કરી શકું ! પણ લાલચ દેખીને, આપ બાળક બની ગયા; માટે આ બે વચન કહું છઉં.

હરિભાઇ—હા-હા-એમ તો થયું. ખરેખર ! લાલચ દેખીને હું બાળક બની ગયો. મારાં દેવદર્શન, મારી કથાવાર્તા, મારાં તીર્થવ્રત-તે તમામ મારી સાથે બાળક બની ગયાં. અહો ! આપણા ઘરમાં જે જોઇએ તે છે; છતાં હું ખોટી લાલચમાં લપટાઉં છઉં; તો જ્યાં ધન નથી; તે બાપડા લાલચના ગુલામ થઇ જાય; તેમાં નવાઇ જેવું કાંઈ નથી.

મથુર—ગુલામ કેમ થાય ! નિર્ધન એટલે શું ? જેઓ ધનના નિર્ધન છે; તે સાચા નિર્ધન નથી. જેઓ મનના નિર્ધન છે; તેઓ સાચા નિર્ધન છે-તેઓ કંગાલ છે. આજ તમને કંગાલ બનેલા જોઇ, મને દયા આવે છે !

હરિભાઇ—મને પણ લાગી આવે છે; પણ હવે શું થાય !

મથુર—લાગી આવવુંજ જોઇએ; કારણકે આપણે શુદ્ધ માતાપિતાના બાળક છઇએ. જગત્માં રહીએ; ત્યાં સુધી લાલચો રાખવી પડે; પણ જે લાલચો આપણા જીવને બંધન કરે; તે લાલચો સડેલી ભાજી જેવી સમજીને ફેંકી દેવી જોઇએ.

અમારા જેવા અંગ્રેજી ભણેલા, આજકાલ વેપારી લોકોને ગમતા નથી. તેમ જુના જમાનાથી ચાલી આવતી આવી દગબાજી, અમને ગમતી નથી. ઉપર કાંઇ અને અંદર કાંઇ, એવી બુરી ટેવોને લીધે, આપણે પાઇમાલ થઇ ગયા છઇએ. આપણો દેશ દુનિયામાં પહેલે નંબરે; પણ લબાડ લેનાર, અને લબાડ દેનાર-એ દેશમાં આબાદી કયાંથી હોય ? વેપારી જેમ જેમ જુનો; તેમ તેમ પંચાણું ટકા રીઢો ઠગ.

આ સાંભળી હરિભાઇની આંખો ઉપડી. હરિભાઇએ સાચા વૈષ્ણવ થવા, જીવન-નૌકાનું સુકાન બદલ્યું. તેમને ખાત્રી થઇ કે-'લલચાવા જેવું તો શ્રીહરિનું શરણ છે.'

યુરોપના એક તત્ત્વજીજ્ઞાસુ પુરૂષે...Light of Asia-'લાઇટ ઓફ એશિયા' નામનું પુસ્તક, અને એવાં બીજાં પુસ્તકો વાંચ્યાં. ગૌતમ આદિ એશિયાના મહાન્ નરોને વાંચ્યા-વિચાર્યા. ચિત્ત ચગડોળે ચડયું. ખાવું પીવું ગમે નહીં. ઘડીમાં ઉદાસ અને ઘડીમાં હસે. 'આ જગતની કોઇ પણ વસ્તુ, ખરે વખતે ખપની નથી;' એમ ખાત્રી થઇ. એકાદ વરસ તો સ્ત્રીને પણ, આ વાત તેણે કરી નહીં. સ્ત્રી ગભરાણી; પણ તેને સેવાભાવી જોઇ, એક વખત તે બોલ્યો—×'Elina ! Elina ! we are not men. ('એલીના' સ્ત્રીનું નામ છે.) I feel very much for this. Now I wish to be man.

× ધણી—એલીના ! એલીના ! આપણે માણસ નથી. ('એલીના' સ્ત્રીનું નામ છે.) તે માટે મને બહુ લાગી આવે છે. હવે માણસ થવાની મારી ઇચ્છા છે.

Elina—I cannot understand what you say.

Husband—Really, we are not men. Good many learned men of our country are also not men. Members of parlaments are also not men. Even the kings & queens are not real men. Many Bishops are mere shadows of men.

Elina—What ! The world without men is going on ?

Husband—I read 'Light of Asia' and others. I saw real men there. Real men were **Goutam Budha;** and **Mahavir.** Men were **Shankarachaya, Mohmad & Musa**.

Elina—Then we ?.

Husband—We are beasts in the forms of men. Because we deligh in enjoyments, and not in pure life and prayers to God.

કેમ સાંભળો છો ને ? અહીં ઉત્તમ વૈષ્ણવની કથા ચાલે છે. ઉત્તમ વૈષ્ણવ એટલે માનવતાની ટોચ. ઉત્તમ વૈષ્ણવ એટલે-આ સંસારને અને સંસારની નાની મોટી લાલચોને ઠોકર મારનાર. ઉત્તમ વૈષ્ણવ એટલે સૌજન્યતાનો સાગર.

**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च ॥**
**निर्ममो निरहंकारः, समदुःखसुखः क्षमी ॥ १३ ॥**

**संतुष्टः सततं योगी, यतात्मा दृढनिश्चयः ॥**
**मय्यर्पितमनोबुद्धिर्-यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥**

**यस्मान्नोद्विजते लोको, लोकान्नोद्विजते च यः ॥**
**हर्षामर्षभयोद्वेगैर्-मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**

**अनपेक्षः शुचिर्दक्ष, उदासीनो गतव्यथः ॥**
**सर्वारंभपरित्यागी, यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥**

---

એલીના—આપ કહો છો તે હું સમજી શકતી નથી.

ધણી—ખરેખર આપણે માણસ નથી. દેશના ઘણા વિદ્વાનો પણ માણસ નથી. પાર્લામેન્ટોના મેંબરો પણ માણસ નથી. રાજાઓ અને રાણીઓ પણ સાચાં માણસ નથી. ઘણા ધર્મ ગુરૂઓ માણસના માત્ર પડછાયા છે.

એલીના—ત્યારે શું આ જગત્ માણસ વિના ચાલ્યું જાય છે ?

ધણી—મેં 'લાઇટ ઓફ એશિયા'નું પુસ્તક વાંચ્યું. તે પુસ્તકમાં મેં માણસો દેખ્યા. ગૌતમ બુદ્ધ અને મહાવીર સાચા માણસો હતા. શંકરાચાર્ય, મહમદ પેગંબર અને મુસા પેગંબર માણસો હતા; વિગેરે—

એલીના—ત્યારે આપણે ?

ધણી—આપણાં કૃત્ય પશુનાં, અને આપણી આકૃતિ મનુષ્યની. કારણકે આપણને વિષયસુખમાં મજા પડે છે. પવિત્ર જીંદગીમાં અને પ્રભુ પ્રાર્થનામાં નહીં.

**यो न हृष्यति न द्वेष्टि, न शोचति न कांक्षति ॥**
**शुभाशुभपरित्यागी, भक्तिमान् यः स मे प्रियः ॥ १७ ॥**

**समः शत्रौ च मित्रे च, तथा मानापमानयोः ॥**
**शीतोष्णसुखदुःखेषु, समः संगविवर्जितः ॥ १८ ॥**

**तुल्यनिंदास्तुतिर्मौनी, संतुष्टो येन केनचित् ॥**
**अनिकेतः स्थिरमतिर्-भक्तिमान मे प्रियो नरः ॥ १९ ॥**

**ये तु धर्म्यामृतमिदं, यथोक्तं पर्युपासते ॥**
**श्रद्दधाना मत्परमा, भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥**

[ ગીતા અ. ૧૨ ]

[ એક એક શબ્દ ચૌદભુવનથી મોંઘો છે. ફરી ફરી વાંચો અને વિચારો. ]

અર્થ—જે ભક્ત સર્વ પ્રાણી પદાર્થો પ્રત્યે દ્વેષ રહિત, મૈત્રી વાળો, કરૂણા વાળો, મમતારહિત, અહંકાર રહિત, સુખમાં અને દુઃખમાં સમદષ્ટિ વાળો, ક્ષમાવાળો, સંતોષી, અંતઃકરણ તથા ઇંદ્રિયોને વશ રાખનાર, દૃઢ નિશ્ચય વાળો, અને મન બુદ્ધિને મારામાં જોડે છે; તે ભક્ત મને પ્રિય છે. [૧૩–૧૪]. વળી જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી; અને જે ભક્ત લોકોથી ઉદ્વેગ પામતો નથી; અને જે હર્ષ, શોક, ભય અને ઉદ્વેગથી મુક્ત છે; તે ભક્ત મને પ્રિય છે. [૧૫] વળી જે ભક્ત સ્પૃહા વિનાનો, પવિત્ર, દક્ષ (ચતુર), પક્ષપાત રહિત, દુઃખોથી છૂટેલો અને સર્વ આરંભને છોડી બેઠેલો, તે ભક્ત મને પ્રિય છે. [૧૬] જે સુખ જોઇને હરખાતો નથી; દુઃખ જોઇને તેનો દ્વેષ કરતો નથી; મળેલી વસ્તુ ગુમ થયા પછી શોક કરતો નથી; અને નવી વસ્તુ મેળવવાની ઇચ્છા રાખતો નથી. વળી જે શુભ અને અશુભને તજી દઇને, ભક્તિમાન્ બન્યો છે; તે ભક્ત મને પ્રિય છે. [૧૭] વળી જે ભક્ત શત્રુમાં અને મિત્રમાં, માનમાં અને અપમાનમાં, ટાઢમાં અને તડકામાં, તેમજ સુખમાં અને દુઃખમાં સમાન થઇને, સર્વ આસક્તિ તજી ચૂકેલો છે; જેને સ્તુતિ અને નિંદા સરખાં છે; જે મનનશીલ છે. એટલે નહીં બોલનારો–થોડું બોલનારો છે; સમયસર જે કાંઇ આવી મળે; તેથી જે સંતોષ માનનારો છે; ઘરબાર વિનાનો (એટલે ઘરમાં આસક્તિ નહીં રાખનારો) અને જે સ્થિર બુદ્ધિવાળો છે; તે ભક્તિવાળો પુરૂષ મને પ્રિય છે. [૧૮–૧૯] [ આટલું બોલ્યા પછી, પ્રભુ આગળ બોલ્યા કે–માનવ જીવનમાં જો કાંઇ અમૃત હોય; તો તે આ છે. સાંભળો–] જે પુરૂષો આ ધર્મરૂપી અમૃતને, ઉપર કહેવા પ્રમાણે મને પરાયણ રહીને સેવે છે–આચરે છે; તે મારા ભકતો મને અત્યંત પ્રિય છે. [૨૦]

જ્યાં અજવાળું હોય છે, ત્યાં અંધારૂં હોતું નથી. જ્યાં અંધારૂં હોતું નથી; ત્યાં અથડામણનો સંભવ નથી. ધંધારોજગાર કરો; મોટા રાજના રાજા અગર કારભારી થઇને, રાજકારભાર કરો; પણ માનવતાને સરકી જતી અટકાવો. ઘી દુધ ખાઇને શરીરને પોષણ આપતા હશો; સારી સારી દવા લઇને આરોગ્ય સાચવતા હશો; પૈ માગે ત્યાં રૂપૈયો આપીને, વ્યવહારને દીપાવતા હશો; પણ તમારી માનવતાને લૂણો લાગ્યો છે; તે જુઓ છો ? એશિયાની લાઇટ, પરદેશીઓએ જોઇ; અને એશિયા હજી અંધારે કુટાય છે.

જ્યાં અજવાળું હોય ત્યાં અંધારાને આવવાની રજા હોતી નથી; તેમ જે હૃદયમાં ભગવાન્ ભર્યા હોય; તે હૃદયમાં સંસારને પેસવાની રજા હોતી નથી. મહાવીર પ્રભુ ઉત્તરાધ્યયન નામના પોતાના ગ્રન્થમાં બોલે છે કે—

**भवतण्हा लया वुत्ता, भीमा भीमफलोदया ॥**
**तमुच्छित्तु जहानायं, विहरामि महामुणी ॥** [२३-४८]

અર્થ—[ આ માગધી ભાષા છે ] આ સંસારમાં મોટા પુરૂષો બોલ્યા છે કે-સંસારને વધારનારી તૃષ્ણા વિષવેલ છે. તે વિષવેલ ભયંકર અને ઝેરી ફળો આપીને, જીવોને જન્મ-મરણ કરાવી રહી છે. જે મુમુક્ષુ આ વિષવેલને બરાબર જાણી લઇને, તેને મૂળથી ઉખેડી નાંખે; તે જ મોટો મુનિ છે.

'પ્રમાદસ્થાન' નામના પ્રકરણમાં મહાવીર બોલ્યા છે કે—[ ઉત્તરાધ્યયન ]

**कामाणुगिद्धिप्पभवं खु दुक्खं, सव्वस्स लोगस्स सदेवगस्स ।**
**जं काइयं माणसियं च किंचि, तस्सन्तगं गच्छइ वीयरागो ॥** [३२-१९]

અર્થ—દેવલોક સુધીના સમગ્ર લોકમાં, જે કાંઇ શારીરિક અને માનસિક દુઃખ છે—ઝઘડા છે; તે બધું ખરેખર કામભોગોની આસક્તિથીજ ઉત્પન્ન થએલું છે. તેથી મુનિએ તેનો ત્યાગ કરવો જોઇએ.

હવે કહે છે કે—જ્યાં શીતળતા ત્યાં તાપ ન હોય—પુષ્પિતાગ્રા.

**भगवत उरुविक्रमाङ्घ्रिशाखा—नखमणिचन्द्रिकया निरस्ततापे ॥**
**हृदि कथमुपसीदतां पुनः स, प्रभवति चन्द्र इवोदितेऽर्कतापः ॥५४॥**

**અર્થ—ભગવાનના મોટા પરાક્રમ વાળા ચરણની આંગળીઓમાં રહેલા નખ રૂપી મણિઓના શીતળ પ્રકાશથી, જેનો તૃષ્ણાદિક તાપ મટી ગયો છે; એવા ભકતોના હૃદયમાં તૃષ્ણાદિ તાપ ફરીથી થતો જ નથી. ચંદ્રનો ઉદય થયા પછી સૂર્યનો તાપ લાગે જ નહિં—તેમ [૫૪]**

૫૪ વિવેચન—

ધનવાનની સ્ત્રીને—'કાલે શું ખાશું?' 'કાલે શું પીશું—અને શું પહેરશું?' એવી ફીકર હોતી નથી; તેમ ભગવદ્ શરણે રહેનારા ભકતોને, સંસારના તાપ રહેતા નથી. ધનવાનને ઘેર દાસી હોય, તો તેણીને ચિંતા રહે છે. સ્ત્રીએ ધનવાનનું શરણું લીધું છે; અને દાસીને એવા શેઠ ઘણા છે. સ્ત્રી શેઠને અનન્ય ભાવે ભજે છે; અને દાસીને અનન્ય ભાવ નથી. જે ભકતો ભગવાનને અનન્ય ભાવે ભજે; તે ભકતોને સંસારનો તાપ પીડે નહીં.

---

૫૪ પદચ્છેદ—**भगवतः**—ભગવાનના. **उरुविक्रमौ यतौ अंघ्री तयोः शाखाः** (આંગળીયો) **तासु नखानि एव मणयः तेषां चंद्रिका** (શીતળ પ્રકાશ) **तया—उरु०**—મોટા પરાક્રમવાળા ચરણની આંગળીઓમાં રહેલા નખરૂપ મણિઓના શીતળ પ્રકાશથી. **निरस्तः तापः यस्य तत् तस्मिन् इति उपसीदतां** ( ભકતોનાં—ભજનારાઓનાં ) **हृदि**—જેનો તૃષ્ણાદિક તાપ મટી ગયો છે—એવા ભકતોના હૃદયમાં. **कथं पुनः स प्रभवति**—તે તાપ ફરિથી કેમ થઇ શકે? **चंद्रे उदिते अर्कतापः इव**—ચંદ્રનો ઉદય થયા પછી સૂર્યનો તાપ લાગે જ નહીં તેમ.

**દષ્ટાંત**—દીયર ભાભીને પુછે છે–' ભાભી! ભાભી! તમને મારા ભાઇ વ્હાલા હોય; એટલો હું વ્હાલો નહીં ? '

ભાભી—જુઓ ભાઈ! એવી વાતો અમને ન પુછાય.

દીયર—એમ કેમ ?

ભાભી—ના ન પૂછાય; અને પૂછો; તો તેનો જવાબ પણ ન દેવાય.

દીયર—એમ કેમ ?

ભાભી—એમ કેમ શું-એમ એમ—

દીયર—એટલે ?

ભાભી—એટલે કાંઇ નહીં.

દીયર—ભાભી! તમને વાત ઉડાવતાં બહુ આવડે છે. જે હોય તે કહોને! હું ભોળે ભાવે પુછું છઉં. હું તો તમારો આજ્ઞાંકીત બાળક છઉં. મારી મા મરી ગયાં; ત્યારથી નાનેથી તમે મને પુત્રની માફક મોટો કર્યો છે.

ભાભી—ઓય! ત્યારે તો–મારા લાડકા દીયર! ખરી વાત કહું ? ખરૂં કહેતાં ખોટા ન પડો? જેવા છો તેવા જ રહો; તો કહું!

દીયર—દસ્તાવેજ કરી આપું!

ભાભી—ના! આ તો કૌટુંબીક પ્રેમની વાત! અમે અને તમે સાથે રહીએ; પણ કૌટુંબીક પ્રેમ ખોવાઇ જાય; તો આપણાં છવતર ફીકાં બની જાય!

દીયર—ખરી વાત. બરાબર બાંધી લઇને પછી વાત કરજો. બધી બાઇઓ તમારા જેવી કાબેલ હશે!

ભાભી—અમે અભણ; પણ એક વાતમાં અમે કાબેલ! તે અમારી શીયળરક્ષા; તે અમારૂં સ્રીત્વ; તે અમારી પતિ સેવા. આ વસ્તુઓ અમારા માથા કરતાં પણ મોંઘી.

દીયર—ઠીક! પણ પેલી વાત કરોને!

ભાભી—પેલી વાત કઈ! આ એજ થાય છે ને! હવે તમારા પ્રશ્નનો ઉત્તર સાંભળો-તમારા ભાઇ જેવા; તમે મને વ્હાલા નહીં; તેનું કારણ માત્ર એટલુંજ કે-તે દાગીનો મારે એકજ; અને તમારા જેવા દીયર કે દીકરા, મારે બે પાંચ અને પચીશ પણ હોય. તમારા ભાઈ સાથે મારે જીંદગીભર રહેવું; અને તમારી સાથે, મારી નવલી દેરાણી આવી નથી; ત્યાંસુધી. પછી તમે-તેના-

દીયર—એમ કે ? અમે એના કે!

ભાભી—રૂડાં માતાપિતાના બાળક છો; તેથી મારી આજ્ઞામાં રહેશો–તો ખરા; તોપણ તમે-તેના-

દીયર—ખરી વાત. જે આપણે માટે સર્વસ્ ખોઈ નાંખે; તેના આપણે થવુંજ જોઇએ.

ભાભી—આ ઇશ્વરી નિયમ છે. જે ભક્ત ભગવાન્ માટે સર્વસ્ ખોઈ નાંખે; તે ભકતના ભગવાન્ થાય છે. મીરાંને ત્યાં પ્રભુ નાચ્યા; નરસીને ત્યાં ગુમાસ્તા થઇને મામેરૂં લાવ્યા–વિગેરે. ભક્ત ભગવાનને શરણે રહીને, સંસારના તાપને તરી જાય; તેમ અમે તમારા ભાઇને શરણે રહીને, ભવના તાપને તરી જઇએ.

દીયર—હવે મને બરાબર ખબર પડી. મારા મોટા ભાઇ વાઘ જેવા છે. કોઇને ગાંઠતા નથી; પણ તમારી આજ્ઞામાં.

ભાભી—આજ્ઞામાં ન કહેવાય. એ તો ઉઘાડો અવિવેક. અમારૂં માને એટલી તેમની કૃપા-દયા-પ્રેમ.

ભગવાન્ ભક્તોના હ્રદયમાં વસે છે; એમ હવે કહે છે—પુષ્પિતાગ્રા.

**विसृजति हृदयं न यस्य साक्षाद्-धरिरवशाभिहितोऽप्यघौघनाशः ।**
**प्रणयरशनया धृतांघ्रिपद्मः, स भवति भागवतप्रधान उक्तः ॥५५॥**

**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे नारदवसुदेवसंवादे द्वितीयोऽध्यायः ॥**

**અર્થ—પરવશપણાથી (દુઃખમાં) બોલાવેલા ભગવાન્-સ્મરણ કરાએલા ભગવાન્-પાપના સમુહોનો નાશ કરે છે. પ્રેમરૂપી દોરીથી જેનું ચરણ કમળ બંધાઈ ગયું છે; એવા સાક્ષાત્ હરિ ભગવાન્, જે ભકતનું હૃદય છોડતા નથી; તે ભક્ત ઉત્તમ વૈષ્ણવ કહેવાય છે. [૫૫]**

૫૫ વિવેચન—

ચોપાઇ—જાસુ નામ સુમરતિ એક વારા, ઉતરહી નર ભવસિંધુ અપારા.
[મોક્ષવાણી પાનુ ૨૨].

ચોપાઇ—સબ ભરોસ તજી જો ભજુ રામહિ, પ્રેમ સમેત ગાવ ગુણ ગ્રામહિ;
સો ભવ તરૂ કછુ સંશય નાંહી, નામ પ્રતાપ પ્રગટ કલિ માહીં.
[મોક્ષવાણી પાનુ ૮૩]

ચોપાઇ—શ્રુતિ સિદ્ધાંત ઇહૈ ઉરગારી, રામ ભજીય સબ કામ વિસારી.
[મોક્ષવાણી પાનુ ૯૩]

દોહરો—તુલસી જા કે મુખસેં, ધોકે નીકસે રામ;
તાકા પગકી પગ તળી, મેરો તનકો ચામ—સીયાવર૦

નામ સ્મરણના આવા અનેક આધાર છે. દરેક દેશમાં અને દરેક ધર્મમાં નામ-સ્મરણનો મહિમા છે. પાપ નાશ કરવાની શક્તિ નામ સ્મરણમાં છે; એમ સૌ કોઇ કહે છે. તોપણ નામસ્મરણમાં એક ખાસ ખૂબી છે. તે એ કે-દ્રૌપદીને પડકારે પ્રભુ કૌરવ સભામાં હાજર થયા; ગજેંદ્રની રાડ સાંભળી, સરોવર ઉપર પ્રભુ આવીને ઉભા રહ્યા; અને આપણે હજારો પડકાર કરીએ; લાખો રાડો નાંખીએ; પણ પ્રભુ આવતા નથી. નેપાળાની એક ગોળી પેટમાં ખળભળાટ કરે; અને પ્રભુનાં અનેક નામ, ધાર્યો લાભ આપે નહીં.

આ વાતનો આપને સૌને અનુભવ છે. તેમાં કાંઇ કારણ હોય, તો તે એ છે કે—
રામ સુગ્રીવને કહે છે—

---

૫૫ પદચ્છેદ—**अवशेन**-પરવશપણાથી-**अभिहितः**-બોલાવાએલા અથવા સ્મરણ કરાએલા ભગવાન્. **अघौघं नाशयति इति अघौघनाशः**-પાપના સમુહોનો નાશ કરનાર ભગવાન્. **प्रणयः एव रशना** (દોરી) **तया**-પ્રેમરૂપી દોરીથી. **धृतं अंघ्रिपद्मं यस्य सः धृतांघ्रिपद्मः**-જેનું ચરણકમળ બંધાઈ ગયું છે એવા ભગવાન્. **साक्षात् हरिः एव**-સાક્ષાત્ હરિ ભગવાન્. **यस्य हृदयं न विसृजति**-જેનું હ્રદય છોડતા નથી. **सः भागवतप्रधानः उक्तः भवति**-તે ઉત્તમ વૈષ્ણુવ કહેવાય છે.

ચોપાઇ—નિર્મળ મન જન સો મોહી પાવે, મોહી કપટ છલ છિદ્ર ન ભાવે.

[ મોક્ષવાણી પાનુ ૪૭ A ]

એક પાડોશી અગર એક સગો આપણા નાતાને પારખી શકે છે; તો પ્રભુ કેમ પારખી ન શકે! એટલે—નામ સ્મરણની સાથે, હૃદયની નિર્મળતાની ખાસ જરૂર છે.

સંતે ઠપકો દીધો છે કે— ૫૬.

'જીભલડી રે તુંને હરિગુણ ગાતાં, આવડું આળસ કયાંથી રે!'

અજાણતા પણ, ભગવાન્ મુખમાં આવવા મુશ્કેલ છે. અજાણતાં ગોળ ખવાઇ જાય; તો તે જેમ ગળ્યો લાગે; તેમ અજાણતાં પ્રભુનું નામ લેવાઇ જાય; તો પાપનો નાશ કરી નાંખે. માયાનો ફંદ એવો છે કે—જીવ જાગે ત્યાંથી સુવે ત્યાંસુધી, માયાની અનેક વાત કરે; પણ પ્રભુને સંભારે નહીં. તેમાંએ જે જીવો જગમાં ડાહ્યા બન્યા—વ્યવસાઇમાં વધી પડયા; માયાને ચગડોળે ચડયા; ઘરમાં જે જોઇએ તે જમવાના પકવાન, પણ જમવા નવરા નહીં; ઘરમાં શાસ્ત્રોના ભરેલા પટારા, પણ વાંચવા નવરા નહીં; સમાગમમાં અગર દેવ દર્શને જવા માટે, ગાડી ઘોડા તૈયાર; પણ ભાઇ નવરા નહિં; માતાપિતા રૂપી તીર્થો આંગણે; પણ તેમને પ્રણામ કરવા નવરા નહીં; સાધુ બ્રાહ્મણને પોતાને ઘેર, બે દિવસ રાખી, સમાગમનાં સુખ લેવા, સ્થાનની અને દ્રવ્યની પુષ્કળ સગવડ, પણ ભાઇ નવરા નહીં: તે તો ખરેખર દયાને પાત્ર છે. તેમને ઘાણીના બળદ કહેતાં શરમ આવે; બાકી છે એવા—

દોહરો—જનમ મરણ તણી વેદના, નથી કાંઇ સંકટ સહેલ;
ધંધો કરતાં રે ઢળી પડયા, જેમ કાંઇ ઘાણીના બેલ—કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના.

પ્રભુએ ત્યાંસુધી છૂટ આપી કે અજાણતાં નામ લે—તોપણ હું રાજી; પણ જીવે હઠ કર્યો કે—'ના—તે—ના.'

ધુન—હરિને સંભારે, તેને હરિના વિસારે!
થવા દ્યો—થવા દ્યો—

**प्रणयरशना**—પ્રેમરૂપી દોરી; અને તેથી થતું બંધન. આવું બંધન સ્ત્રી સાથે હોય; પુત્ર સાથે હોય; ધન સાથે હોય; પણ ભગવાન્ સાથે હોય નહીં. હોય તો તે વિભીષણ, અને તેના જેવા. રામ વિભીષણને કહે છે કે—

ચોપાઇ—સુનો સખા નિજ કહૌં સ્વભાઉ, જાન ભુશૅંડી શંભુ ગિરિ જાઉ;
જો નર હોય ચરાચર દ્રોહી, આવે સભય શરણ તકી મોહી.
તજી મદ મોહ કપટછલ નાનાં, કરૌં સદ્ય તેહિ સાધુ સમાના.
જનની જનક બંધુ સુતદારા, તન ધન ભુવન સુહૃદ પરિવારા.
સબકી મમતા ત્યાગ બટોરી, મમ પદ મનહિં બાંધી બટિ ડોરી.
સમદર્શી ઇચ્છા કછુ નાંહિ, હર્ષ શોક ભય નહીં મન માંહિ;
અસ સજ્જન મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે.
તુમ સરિખે સંત પ્રિય મોરે, ધરૌં દેહ નહીં આન નિહોરે.

ગીતા પણ કહે છે કે—

**अपि चेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ।**

રજળતા—રેઢીયાર જીવોને—અનન્યતાની વાત કેમ સમજાય! વેશ્યા બડી ચતુર; પણ

પતિવ્રતાની વાત સમજી શકે નહીં. જેમને દેવના ટોપલે ટોપલા, સંતોના ઢગલા, જેમને સદ્દગુરૂ એવી તો વસ્તુજ નહીં–તેમને **अनन्यभाक्**નો અર્થ બ્રહ્મા પણ ન સમજાવી શકે.

**धृतांघ्रिपद्मः**—જેમનું ચરણ બંધાઇ ગયું છે–પકડાઈ ગયું છે–એવા પ્રભુ.

ચોપાઇ—કામ આદિ મદ દંભ ન જાકે–તાત નિરંતર વશ મેં તાકે.

ભ્રમર મોટા બીમને કોતરી નાંખવા સમર્થ છે; પણ કોમળ કમળને કોતરી બહાર નીકળી શકતો નથી. તેમ ભગવાન્ રાવણાદિને તોડી ફોડી નાંખવા સમર્થ છે; પણ ભક્તના હૃદયમાંની નીકળી શકવા સમર્થ નથી. બાળક બાપુની પછેડી પકડીને બાપુને પ્રેમથી રોકે; તો બાપુ રોકાય. બાકી બાળકના કરતાં બાપુમાં બળ ઘણું છે.

તુલસીદાસજીએ ઉત્તમતા એવી રીતે માપી છે કે–(સતી પાર્વતી સદાશિવને કહે છે કે)—

**ચોપાઈ—**

નર સહસ્ર મહઁ સુનહુ પુરારી, કોઈ એક હોઇ ધર્મવ્રતધારી;
ધર્મશીલ કોટિન્હમહઁ કોઇ, વિષય વિમુખ વિરાગરત કોઇ.
કોટિ વિરક્તમધ્ય શ્રુતિ કહહિ, સમ્યક્ જ્ઞાન કોઉ એક લહહિ;
જ્ઞાનવંત કોટિન્હમઁહ કોઇ, જીવન્મુક્ત સુકૃત જગ હોઇ.
તિન સહસ્રમાં સબસુખખાની, દુર્લભ બ્રહ્મલીન વિજ્ઞાની;
ધર્મશીલ વિરક્ત અરૂ જ્ઞાની, જીવન્મુક્તબ્રહ્મપર પ્રાની.
**સબતે સો દુર્લભ સુરરાયા, રામભક્તિરત ગતમદમાયા;**
સો હરિભક્તિ કાક કિમિ પાઇ ?–વિશ્વનાથ મોહિ કહહુ બુઝાઇ.

[ મો. ૭૧ A. ]

જુનાગઢની ગાદી ઉપર બેસનારા નવાબ ઘણા થયા; પણ નરસીની ગાદી ઉપર બેસનારા ભક્ત પાકયા નહીં. ડભોઇમાં દયારામ એકજ; દક્ષીણમાં તુકારામ એકજ; મેવાડમાં મીરાં એકજ. હતાં ત્યારે, કોઇએ ઓળખ્યા નહીં; પણ પાછળથી નામું સમજ્યા; ત્યારે ખબર પડી; કે 'આ તો હતા હીરા ! પણ આપણે તેમને કોલસાને ભાવે વેચ્યા.'

શ્રી આદ્ય શંકરાચાર્યે ઉત્તમતા એવી રીતે માપી કે—

રાગ–શાર્દૂલ૦

**जंतुनां नरजन्म दुर्लभमतः, पुंस्त्वं ततो विप्रता ।**
**तस्माद्वैदिकधर्ममार्गपरता, विद्वत्वमस्मात् परं ॥**
**आत्मानात्मविवेचनं स्वनुभवो, ब्रह्मात्मना संस्थितिः ।**
**मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः, पूण्यैर्विना लभ्यते ॥**

અનેક જન્મનાં નામાં દામાં એક જન્મમાં સમજી લેવાં; અનેક ભવની લ્હેણુંદેણી, એક ભવમાં પતાવી દેવી; તે કાંઇ થોડા પુણ્યોનું ફળ નથી; તે કાંઇ જેવી તેવી ચીવટનું ફળ નથી. માટે કહીએ છઇએ કે–સાવધાન થઈ જાઓ ! નહીં માનો તો જીતી બાજી હારી જશો ! ભર દરીયે તરીને આવેલું વહાણ, કાંઠામાં બુડી જશે.

રાગ–ખમાસ–તીનતાલ.

હમ ભક્તનકે, ભક્ત હમારે;
સુન અર્જુન, પ્રતિજ્ઞા મેરી, યહ વ્રત ટરત ન ટારે;—હમ૦ ટેક.
ભક્તકાજ કાજ સબ તજકે, અણુવણુ ધ્યાદે ધ્યાઉં ।
જહઁ જહઁ ભીરપરે ભક્તાન પૈ, તહઁ તહઁ જાઇ છુડાવું ॥ —હમ૦

જો મમ ભક્તસોં વૈર કરત હૈ, સો નિજ વૈરી મેરો ।
દેખિ વિચારી, ભક્ત હિતકારન, હાંકત હીં રથ તેરો ॥ —હમ૦
જીતે જીત ભક્ત અપનેકી, હારેહાર વિચારીં ।
સૂરદાસ સુનિ ભક્ત વિરોધી, ચક્ર સુદર્શન ધારી ॥

'ભક્ત પાંચ ડગલાં આવે; તો હું પચીસ ડગલાં સામો દોડયો આવું'—એવા આ કરાર; પણ દેખતાને દેખાય—આંધળાને નહીં. સાવધાનને સહેલું; અને આળસુને અઘરૂં.

આપ સૌ સાવધાન છો ને? બસ! સાવધાન રહેજો—એટલીજ પ્રાર્થના.

રાગ—ગજલ તાલ ધમાલ.

અગર હૈ મોક્ષકી વાંછા, છોડ દુનિયાંકી યારી હૈ (૨)—અગર૦ ટેક.
કોઇ તેરા ન તું કિસકા, સભી મતલબ કે હૈં સાથી; (૨)
ફસ્યા હો જાલ માયા કે, (૨) કાલ સિરપે સવારી હૈ—અગર૦
બૈઠ સંગતમેં સંતનકી, રૂપ અપનેકો પહચાનો; (૨)
તજો મદ લોભ હંકારા, (૨) કરો ભગતી પિયારીજી—અગર૦
બસો એકાંતમેં જાકર, ધરો નિત ધ્યાન ઇશ્વરકા; (૨)
રોક મનકી ચપલતાઇ, (૨) દેખ ઘટમેં ઉજારી હૈ—અગર૦
જલાકર કર્મકી ઢેરી, તોડ માયાકા બંધનકો; (૨)
બ્રહ્માનંદમેં મિલો જાકર, (૨) સદા જો નિર્વિકારી હૈ—અગર૦

બસ!—બસ!—બસ! આ તો રસરોટલીનાં જમણ!

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો બીજો અ. સંપૂર્ણ. બોલીએ હરિ. બોલો શ્રીરામચંદ્ર દેવકી જય. હરહર મહાદેવ હર. આસપાસ બેઠાં હોય તે સૌને ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેજોજી.

ભાવનગર રાણીકા.
જેઠ, ૧૯૯૧. } લી૦ **રામશંકર મોનજી ભટ્ટ.**



## અધ્યાય ૩ જો.

વિષય—આ અધ્યાયમાં માયા, માયાને તરવાના ઉપાય, બ્રહ્મ અને કર્મ એ ચાર વિષયના પ્રશ્નોના ઉત્તર યોગેશ્વરો આપશે.

નિમિરાજા પ્રશ્ન કરે છે—

**राजोवाच ॥**

**परस्य विष्णोरीशस्य, मायिनामपि मोहिनीम् ॥**
**मायां वेदितुमिच्छामो, भगवन्तो ब्रुवन्तु नः ॥ १ ॥**

૧ પદચ્છેદ—**परस्य विष्णोः ईशस्य**—પરમાત્મા વિષ્ણુ ભગવાનની. **मायिनाम् अपि मोहिनीम् मायां**—માયાવી પુરૂષોને પણ મોહ કરનારી માયાને. **वेदितुं इच्छामः**—જાણવાની ઇચ્છા અમે કરીએ છીએ. **भगवंतः नः ब्रुवंतु**—તે આપ અમને કહો.

**અર્થ—'આ જગતને જે પુરૂષ ભગવાનની માયારૂપ સમજે, તે ઉત્તમ વૈષ્ણવ કહેવાય;' એમ આપે ગયા અધ્યાયમાં કહ્યું. તો પરમેશ્વરની માયા કે, જે (બ્રહ્મા અને સદાશિવ જેવા) માયાવી પુરૂષોને પણ મોહ કરે છે; તે માયાને જાણવાની અમે ઇચ્છા રાખીએ છઇએ; તે આપ અમને કહો. [૧].**

૧ વિવેચન—

ઉપર બીજા અધ્યાયના ૪૮ મા શ્લોકમાં—

**गृहीत्वापींद्रियैरर्थान् यो न द्वेष्टि न: हृष्यति ।**
**विष्णोर्मायामिदं पश्यन्, स वै भागवतोत्तमः ॥**

એમ કહ્યું કે—જગતને ભગવાનની માયારૂપ સમજીને ભક્ત વિષયોને ભોગવે. વિગેરે.

તે ઉપરથી નિમિરાજા પૂછે છે કે—શિવબ્રહ્માદિ માયા પતિઓને પણ મોહ કરે–એવી બળવાન માયાનું સ્વરૂપ અમને કહો.

મોહનીસ્વરૂપની પાછળ શિવ ભૂલા પડયા; બ્રહ્મા સરસ્વતીની પાછળ ભૂલા પડયા; પરાશર અને વિશ્વામીત્ર જેવા પણ ભૂલ્યા. શ્રાવકના નેમિનાથ ગિરનારની ગુફામાં રાજીમતીને નગ્ન જોઇને મોહ પામ્યા. આ નેમિનાથ કોણ? રાજીમતી કોણ? તે સંબંધી થોડી વાત કરૂં. જૈનના ઉત્તરાધ્યયન સૂત્રના ૨૨ મા પ્રકરણમાં આ કથા છે. તે કથા પ્રમાણે—

નેમિનાથ કૃષ્ણ વાસુદેવનાં પિત્રાઇ ભાઇ હતા. ઉગ્રસેન મહારાજની પુત્રી રાજીમતી સાથે તેઓ પરણવા આવતા હતા; તે સમયે રસ્તામાં તેમણે કેટલાંએક પશુઓને બાંધેલાં દેખ્યાં. તપાસ કરતાં માલુમ પડયું કે–જાનની સરભરામાં પશુવધ થવાનો હતો. તે સાંભળી નેમિનાથ પાછા વળ્યા. પરણવા ન ગયા. (તેમનું નામ અરિષ્ટનેમિ હતું.) તેઓ દ્વારકાથી નીકળી ગિરનાર આવ્યા. ત્યાં એકહજાર શિષ્યો સાથે, પ્રવ્રજ્યા (સન્યાસ) સ્વિકારીને, તે જૈનના સાધુ બન્યા.

એક હજાર શિષ્યોનો હિસાબ–શ્રીકૃષ્ણના ૮ પુત્રો, બળદેવના ૭૨ પુત્રો, શ્રીકૃષ્ણના ૫૬૩ ભાઈઓ, ઉગ્રસેન રાજાના ૮ પુત્રો, નેમિનાથના ૨૮ ભાઇઓ, દેવસેન મુનિ વિગેરે ૧૦૦, ૨૧૦ યાદવ પુત્રો અને ૮ મોટા રાજાઓ, એક અક્ષોભ, બીજો તેનો પુત્ર, અને ત્રીજો વરદત્ત એમ બધા મળી ૧૦૦૦.

૨૫મા સૂત્રમાં મહાવીર સ્વામી કહે છે કે–વાસુદેવે–શ્રીકૃષ્ણે–નેમિનાથને આશીર્વાદ આપ્યો કે–'હે સંયતીશ્વર ! આપ આપના ઇચ્છિતને (મુક્તિને) ત્વરાથી પામો.'

ઉગ્રસેન રાજાના લગ્નમંડપમાં, પરણવા તૈયાર થએલાં રાજકન્યા 'રાજીમતી' નેમિનાથનો વૈરાગ્ય જોઇને, વૈરાગ્ય પામ્યાં. તેણીએ પણ સાધ્વી જીવનની દિક્ષા લીધી. ફરતાં ફરતાં એક વાર સાધ્વી ગિરનાર ઉપર આવ્યાં. ત્યાં વરસાદ બહુ થવાથી કપડાં ભીંજાઇ ગયાં. તે પાસેની ગુફામાં પેઠાં. અંધારી ગુફામાં કોઇ નથી; એમ સમજીને, નગ્ન થઇને વસ્ત્રો પહોળાં કર્યાં. તેજ ગુફામાં નેમિનાથ તપ કરી રહ્યા હતા. નગ્ન સ્ત્રી જોઇને, તેમને મોહ થયો. થોડાં પ્રેમનાં વચન, રાજીમતીને કહ્યાં પણ ખરાં. રાજીમતી ચેતી ગયાં. કંપતે હૃદયે નેમિનાથને બોધ કર્યો. જેમ હોશીયાર માવત તીક્ષ્ણ અંકુશ મારીને, મદોન્મત્ત હાથીને બેસાડી દે; તેમ બ્રહ્મચર્યની ટોચે ઉભેલાં રાજીમતીએ, બોધરૂપી અંકુશથી, નેમિનાથને બેસાડી દીધા; શાંત કર્યા. વિગેરે–વિગેરે.

નોંધ—વ્યાસના અઢારે પુરાણોમાં અને મહાભારતમાં યાદવોની વાતો ઠેકઠેકાણે છે; પણ ક્યાંઇ નેમીનાથ દેખ્યા નથી. જૈનપ્રજા અને રાજીમતી વિગેરે નામ પણ સાંભળ્યાં નથી. તેથી આવી વાતો સાંભળી, આપને ભ્રમ થશે. આપણે એવા ભ્રમમાં પડવું નહીં. આપણે એટલોજ સાર લેવો કે–ભગવાનની માયા, માયાપતિઓને પણ પીડે.

સૂચના—'માયાપતિઓ ને માયા પીડે; તેથી તેઓ આપણા જેવા છે; એમ કદિ માનવું નહીં. હળાહળ ઝેર સદાશિવ પી જાય; બ્રહ્મા સૃષ્ટિને સૃજે; વિશ્વામિત્ર, પરાશર અને નેમિનાથ, પરમાત્માની સાથે વાતો કરે; આપણાથી તે ન બને. કાગડો આખા અંગને પડયું મેલીને, આળા ઉપર બેસી જાય; એવા તમે થશો નહીં. જેમ કાગડા આળા-નેજ દેખે; તેમ દુર્જન સામાના દોષનેજ દેખે. દુર્જન પોતાને કાટલે, સામાને તોળે; દુર્જન પોતાના માપે, સામાને માપે. વિગેરે.

પોતાને કથા કેટલી વ્હાલી છે; તે નિમિરાજા કહે છે—

**नानुतृप्ये जुषन्युष्मद्–वचो हरिकथामृतम् ॥**
**संसारतापनिस्तप्तो, मर्त्यस्तत्तापभेषजम् ॥ २ ॥**

અર્થ—સંસારના તાપથી બહુ તપેલો એવો જે હું, તે–ભગવાનની કથા રૂપી અમૃતથી ભરેલાં આપનાં વચનને સાંભળતાં, સંતોષ પામતો નથી. ભગવાનની કથા સંસારનો તાપ મટાડવા ઔષધરૂપ છે. (૨)

૨ વિવેચન—

આ બાબતમાં સૌનો એક મત છે— (માગધી)

**माणुस्सं विग्गहं लद्धुं, सुई धम्मस्स दुल्लहा ।**
**जं सोच्चा पडिवज्जंति, तवं खंतिमहिंसयं ॥**

[ મહાવીર–ઉત્તરાધ્યયન ૩–૮ ]

અર્થ—મનુષ્ય શરીર પામીને, સત્ય ધર્મનું વ્યાખ્યાન સાંભળવાનું દુર્લભ છે; કે જે ધર્મને સાંભળવાથી, જીવો તપશ્ચર્યા, ક્ષમા અને અહિંસા પામે.

(માગધી) **लब्भंति विमला भोया, लब्भंति सुरसंपया ।**
**लब्भंति पुत्तमित्तं च, एगो धम्मो न लब्भइ ॥** [ પ્રાસ્તાવિક ]

અર્થ—સંસારી જીવો જેને માટે તલસ્યા કરે છે; એવા મનોરમ્ય ભોગો મળવા સુલભ છે; દેવોની સંપત્તિ મળવી; તે પણ સુલભ છે; પુત્ર મિત્ર તથા પરિવારજન્ય સુખ પણ સાંપડે; પરંતુ સદ્ધર્મને સાંભળવો અને આચરવો એ અતિ દુર્લભ છે. વિગેરે–વિગેરે—

કથાને અમૃત કહ્યું. કથાને ભવરોગને મટાડનારૂં ઔષધ કહ્યું. વળી એમ કહ્યું કે–**संसारतापनिस्तप्तः इति अहम् मर्त्यः**–સંસારના તાપથી તપી ગએલો એવો હું. **युष्मद्वचः जुषन् न अनुतृप्ये**–આપનાં વચનનું પાન કરતો એવો હું ધરાતો નથી. જાણે તે સાંભળ્યાજ કરૂં.'

---

૨ પદચ્છેદ—**संसारतापेन निस्तप्तः**–સંસારના તાપથી બહુ તપેલો. **मर्त्यः**–મનુષ્ય એવો હું. **तस्य तापभेषजम्**–સંસારનો તાપ મટાડવા માટે ઔષધરૂપ. **इति हरिकथामृतम्**–ભગવાનની કથા રૂપી અમૃતથી ભરેલું. **युष्माकं वचः जुषन्**–આપનાં વચનને સાંભળતો. **न अनुतृप्ये**–સંતોષ પામતો નથી.

મોક્ષ મળવાનો હોય ત્યારે મળે-ભગવાન્ મળવાના હોય ત્યારે મળે-પણ જીવનમાં આવો કથાસ્વાદ પ્રગટે; તોપણ અહો ભાગ્ય સમજવું. દેવદર્શન કરવાની ઇચ્છા થાય; પાંચ દશ હજાર લઇને હરદ્વાર સુધી યાત્રામાં ફરવાની ઇચ્છા થાય; મોટા મોટા યજ્ઞો કરાવવાની ઇચ્છા થાય; પણ શાંતિથી બ્રાહ્મણને શરણે બેસી, કથા સાંભળવી ગમે નહીં. કદિ કથા સાંભળે તો-કથાસ્વાદની સાથે અભિમાન, નકામો બકવાદ અને હુંદતા પ્રગટી નીકળે. જેમ આંબો કેરીથી શોભે; તેમ શ્રવણ સદાચારવાળી નમ્રતાથી શોભે.

ગામમાં ચકલાંની પરબડી ન હોય; તો માગી ભીખીને તે કરાવો; બોડા ઢોરની ધર્મશાળા ન હોય; તો તે પણ કરાવો; દવાખાનું ન હોય; તો તે પણ કરાવી આપો; પણ ભવરોગ મટાડવાની દવા આપનારા સંત બ્રાહ્મણનો સત્કાર કરી, તેમની પાસે કથા વાર્તા સાંભળો નહીં. 'આ લાભ ક્યાં મળશે?' એવો પ્રશ્ન પણ થાય નહીં. દેવ મંદિરો ઘણાં છે; પણ તેમાં સોએ અઠાણુ ટકા ચામાચીડીયાં લટકે છે. આળસુ અભણ પુજા-પુજારીઓ ત્યાં બેઠા છે. જેમ મુખની શોભા નાક; તેમ દેવમંદિરની શોભા કથા વાર્તા છે. દેવમંદિરોએ ખટકો રાખીને કથા વાર્તા કરાવવી જોઈએ. સંત બ્રાહ્મણને ધામધુમથી પધરાવવા જોઇએ. આડે દહાડે નહીં; તો ચાલે; પણ ચાતુર્માસમાં (અશાડ શુદી ૧૧ થી કારતક શુદી ૧૧ સુધી) આ લાભ અવશ્ય લેવો અને લેવરાવવો જોઇએ. દીવા વિના અંધારૂં, તેમ જ્ઞાન વિના અજ્ઞાન. અજ્ઞાન ત્યાં દુઃખ દુઃખ અને દુઃખ. બે ચાર દિવસ મ્યુનીસીપાલીટીના માણસો કામકાજ ન કરે; તો શહેરમાં પ્લેગ ફાટી નીકળે; તેમ બે પાંચ દિવસ, આત્મિક વિચારો વાંચીએ નહીં; તેમ સાંભળીએ નહીં; તો કામ, ક્રોધ અને લોભરૂપી પ્લેગ ફાટી નીકળે. આ તો માનવની મોંઘી વાતો! બંધાણી બીડી વિના બાવરો; તેમ આપણે આત્મિક વિચાર વિના બાવરા—

દોહરો—ગીરજ્યા સંત સમાગમ, સમ ન લાભ કછુ આન;
બિનુ હરિ કૃપા સો હોઈ નહિ, ગાવહિ વેદ પુરાણ—સીયા૦

સુગંધી માટે પુષ્પ, પુષ્પ માટે બગીચો, અને બગીચા માટે માળી. જમીન લાંબી પહોળી હોય; જળના કુવા ભર્યા હોય; પણ માળી ન હોય; તો બગીચો અવ્યસ્થિત. અહીં માળી ઉપદેશકો.

જ્યાં રાજા વસતો હોય; ત્યાં ગંધાતા ગાભા મુકાય નહીં. ત્યાં તો ઉંચામાં ઉંચો ધૂપ અને સારામાં સારાં પુષ્પ મૂકાય. તેમ જ્યાં રાજાઓના રાજા-પ્રભુ-બીરાજે, ત્યાં-તે અંતઃકરણમાં-માયાના ગંધાતા ગાભા-સડેલા વિચારો-નજ મુકાય. ત્યાં તો ત્યાગ વૈરાગ્યનો ધૂપ; અને ક્ષમા, દયા અને શાંતિનાં સુગંધીવાળા પુષ્પો મુકાય. છે તમારી પાસે?

હવે અંતરીક્ષ નામના યોગેશ્વર બોલે છે—

**अन्तरिक्ष उवाच ॥**

**एभिर्भूतानि भूतात्मा, महाभूतैर्महाभुज ॥**
**ससर्जोच्चावचान्याद्यः, स्वमात्रात्मप्रसिद्धये ॥ ३ ॥**

૩ પદચ્છેદ—**हे महाभुज**-હે મોટા રાજા! **स्वमात्राप्रसिद्धये** જીવોના ભોગ માટે. **स्वात्मप्रसिद्धये**-જીવોના મોક્ષ માટે. **स्वस्य मात्राः** (અંશો) **इति आत्मानः** (જીવો.)

**અર્થ—અંતરિક્ષ નામના ત્રીજા યોગેશ્વર કહે છે-'હે રાજા! પોતાના અંશરૂપ જીવોને ભોગ અને મોક્ષ દેવા સારૂ, સર્વના કારણરૂપ આદ્યપુરૂષે, પોતે બનાવેલા આ પંચ મહા ભૂતોથી, ઉંચા નીચા પ્રકારનાં શરીરો ઘડયાં છે-બનાવ્યાં છે. (આ બનાવટ ભગવાનની માયા છે; એમ સમજવું. (૩)**

૩ વિવેચન—

પુરૂષ રાજા હોય; કે રાજાનો દીવાન હોય; એમ. એ. એલ. એલ. બી. પાસ થયો હોય; પણ ઘરનાં આંગણાં શોભાવતાં તેમને આવડે નહીં; તે કામ તો સ્ત્રીઓ જ કરે. તેમ પ્રભુ સર્વ વ્યાપક, સર્વ શક્તિમાન અને સંપૂર્ણ; છતાં સંસારની રચનામાં માયા મુખ્ય. માયાથી માત્ર ભોગજ નહીં; પણ ભોગ અને મોક્ષ બેઉ. સત્ત્વ ગુણ માયાનો છે. **सत्वात् संजायते ज्ञानं**-સત્ત્વ ગુણ પ્રગટયા પછી જ્ઞાનને રસ્તે ચડાય.

ઉંચા નીચા શરીરોની પ્રાપ્તિના સંબંધમાં, શાસ્ત્રે આપણને કહ્યું છે કે—

**बुद्धींद्रियमनःप्राणान् , जनानामसृजत् प्रभुः ॥**
**मात्रार्थं च भवार्थं च, आत्मने कल्पनाय च ॥**

બ્રહ્મ નિર્ગુણ નિષ્ક્રિય છે; અને માયા જડ છે; તો આ જીવો કેવી રીતે બન્યા? તેનો ખુલાસો ત્યાં (૮૭મા અ. માં) કર્યો છે.

**मयाऽध्यक्षेण प्रकृतिः, सूयते सचराचरम् ॥** (९-१०)
**मम योनिर्महद् ब्रह्म, तस्मिन् गर्भं दधाम्यहम् ॥**
**संभवः सर्वभूतानां, ततो भवति भारत ॥** (१४-३)
**सर्वयोनिषु कौंतेय, मूर्तयः संभवंति याः ॥**
**तासां ब्रह्म महद्योनि-रहं बीजप्रदः पिता ॥** (१४-४)

અર્થ—હે અર્જુન! મારા અધિષ્ટાનપણાથી (આધારથી) આ પ્રકૃતિ જ ચરાચર જગતને પ્રસવે છે. [૯-૧૦] મારી મહાન્ પ્રકૃતિ સર્વનું ઉત્પત્તિ સ્થાન છે. હું તેમાં ગર્ભ મુકું છઉં; તેથી હે કૌંતેય! સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. [૩] સર્વ યોનિઓમાં જે જે મુર્તિઓ જન્મે છે; તેમનું જન્મ સ્થાન એ મહદ્ પ્રકૃતિ છે. અને તે સર્વને બીજ આપનારો પિતા હું છઉં. [૪]

કૃષ્ણ યજુર્વેદીય શ્વેતાશ્વરોપનિષદ્ કહે છે કે—

**अस्मान्मायी सृजते विश्वमेतत् , तस्मिंश्चान्यो मायया संनिरुद्धः ॥** (४-९)
**मायां तु प्रकृतिं विद्यात् , मायिनं तु महेश्वरं ॥** (४-१०)

ભગવદ્ ગીતા કહે છે કે—

**' मम माया दुरत्यया, ' ' मायामेतां तरंति ते ' ॥** (७-१४)
**' माययाऽपहृतज्ञानाः '** (७-१५), **योगमायासमावृतः ॥** (७-२५)

---

**तेषां प्रसिद्धिः** (ભોગ અને મોક્ષ બેઉ.) **तस्यै स्वमात्रात्मप्रसिद्धये**-પોતાના અંશરૂપ જીવોને ભોગ અને મોક્ષ દેવા સારૂ. **भूतानां आत्मा भू० इति आद्यः**-સર્વના કારણરૂપ આદ્ય પુરૂષે. **एभिः महाभूतैः**-પોતે બનાવેલા આ પંચ મહાભૂતોથી. **उच्चानि च अवचानि** (નીચા) **च इति भूतानि**-ઉંચાં નીચાં પ્રકારનાં શરીરો. **ससर्ज**-ઘડયાં-બનાવ્યાં.

**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ (४-६)**

**ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ॥** श्रुति ॥

જેમ માતા વિના સંતતિ નહીં; તેમ માયા વિના આ પથરાઇને રહેલો સંસાર નહીં. જે જે કાંઇ દશ્ય તે માયા. જ્યાં નામ રૂપ ત્યાં માયા.

પરમાત્મા એક મટીને અનેક થયા; એમ જે ગણાય છે તે પણ માયા છે—

**एवं सृष्टानि भूतानि, प्रविष्टः पञ्चधातुभिः ॥**
**एकधा दशधात्मानं, विभजन् जुषते गुणान् ॥ ४ ॥**
**गुणैर्गुणान स भुञ्जान, आत्मप्रद्योतितैः प्रभुः ॥**
**मन्यमान इदं सृष्ट–मात्मानमिह सज्जते ॥ ५ ॥**

**અર્થ—એ પ્રકારે પંચમહાભૂતોથી બનાવેલાં શરીરોમાં પેઠેલા પરમાત્મા, મન રૂપ થઇને અને ઇંદ્રિયો રૂપ થઇને, વિષયોના વિભાગ કરીને, વિષયોને ભોગવે છે. (તે પણ ભગવાનની માયા છે; એમ સમજવું.) [૪]. અંતર્યામીએ પ્રકાશ કરેલી ઇંદ્રિયોથી વિષયોને ભોગવતો, અને આ ઉત્પન્ન થએલા શરીરને પોતારૂપ માનતો જીવ, આ શરીરાદિમાં આસક્ત થાય છે–ભૂલો પડીને લોભાય છે. (એ ભગવાનની માયાથી થાય છે; એમ સમજવું.) [૫].**

૪–૫ વિવેચન—

પંચ મહાભૂત રૂપે પોતે બન્યા; એટલે–[૧] પૃથ્વીમાં ગંધ રૂપે અને ક્ષમા રૂપે પ્રભુ પેઠા. ભગવાનની શક્તિ પૃથ્વીમાં છે તેથી જળ પૃથ્વીને ઓગાળી તેનું પાણી કરી શકતું નથી. [૨] જળમાં પ્રભુ સ્વાદ રૂપે પેઠા છે; જેથી પ્રાણી માત્રને જળ જીવન આપે છે. [૩] પ્રભુ તેજમાં પ્રવેશ કરી, આંખને તેજ આપે છે; અને જઠરને પ્રદીપ્ત કરે છે. [૪] વાયુમાં પ્રવેશ કરી પ્રાણી માત્રમાં પ્રાણ થઇને વર્તે છે. [૫] આકાશમાં શબ્દ રૂપે પ્રવેશ કરીને, ભૂતોને વ્યવહાર કરવાની સગવડ આપે છે.

પંચ મહાભૂતોને પરસ્પર નિત્ય વૈર છે. કારણ કે–એક બીજાને ગળી જવા તૈયાર હોય છે. જળ પૃથ્વીને ઓગાળી નાંખવા તૈયાર હોય છે. તેજ જળનો શોષ કરવા તૈયાર છે. વાયુ તેજને ગળવા તૈયાર હોય છે. વાયુને ગળી જવા આકાશ તૈયાર છે. પણ પ્રભુ તેમાં પેસી, તેમને નિર્વૈર બનાવીને નચાવે છે. આ દેવ બ્રહ્માંડમાં પુરૂષ રૂપે અને પિંડમાં જીવ રૂપે ઓળખાય છે. પરમાત્મા પોતે અંતઃકરણમાં પ્રવેશ કરી, મન, બુદ્ધિ,

૪–૫ પદચ્છેદ—**एवं**–એ પ્રકારે. **पंचधातुभिः सृष्टानि भूतानि प्रविष्टः**–પંચ મહાભૂતોથી બનાવેલાં શરીરોમાં પેઠેલા પરમાત્મા. **एकधा आत्मानं विभजन्**–પોતે મનરૂપ થઇને. અને **दशधा आत्मानं विभजन्**–પોતે દશ ઇંદ્રિયો રૂપ થઇને. **गुणान् जुषते**–વિષયોને ભોગવે છે. ૫ પદચ્છેદ—**आत्मना प्रद्योतिताः तैः इति गुणैः**–અંતર્યામિએ પ્રકાશ કરેલી ઇંદ્રિયોથી. **गुणान् भुंजानः सः प्रभुः**–વિષયોને ભોગવતો તે જીવ. **इदं सृष्टं (देहं) आत्मानम् मन्यमानः**–આ ઉત્પન્ન કરેલા દેહને પોતારૂપ માનતો જીવ. **इह सज्जते**–આ દેહમાં આસક્તિ રાખે છે.

ચિત્ત અને અહંકાર રૂપે ઓળખાય છે. જીવ ઇશ્વરનો અંશ હોવા છતાં, દેહમાં આત્મબુદ્ધિ દૃઢ કરી, પોતે પોતાને વિસારે છે. મન અતિ ચંચળ થઇને, સંકલ્પ વિકલ્પની જાળ પાથરીને, ભય શોક અને દુઃખનાં વાદળ દેખાડે છે. આ પ્રમાણે દશે ઇંદ્રિયોમાં નારાયણ ચેતન પૂરે છે; અને ક્રિયા શક્તિ આપે છે. તેથીજ કાન સાંભળે છે; આંખ દેખે છે અને જીભ ચાખે છે. વિગેરે. નારાયણ પોતેજ ભોક્તા અને ભોગ્ય બને છે. જેમ શેરડી રોપી હોય; તો તે શેરડી રૂપેજ વધે; અને તેની જુદી જુદી જણાતી કાતળીયોમાં, એકજ રસ વહે; તેમ વિષયને અને ઇંદ્રિયોને એક સાથે ચેતન આપી-જ્યોતિર્મય બનાવી-નારાયણ પોતેજ જીવપણે વિષયોને ભોગવે છે. અંતે કહ્યું કે **इह सज्जते**-આ દેહમાં આસક્તિ રાખે છે.

**य एकोवर्णो बहुधा शक्तियोगात्, वर्णाननेकान्निहितार्थो दधाति** ॥ શ્રુતિ ॥
[ યજુ. શ્વે. ૪-૧ ]

જે વસ્તુતઃ નથી; તેને બતાવે તે માયા. વિદ્યારણ્યસ્વામી કહે છે કે—

'**इंद्रजालमिदं द्वैतमचिंत्यरचनात्वतः**' જેની રચના અનિત્ય તેથી ઇંદ્રજાળ જેવી જે, તે માયા.

**धर्मा य इति जायंते, जायंते ते न तत्त्वतः** ॥
**जन्म मायोपमं तेषां, सा च माया न विद्यते** ॥ (૪-૫૮)
[ ગૌડપાદ. ]

**अजामेकां लोहितशुक्लकृष्णाम** ॥ એ શ્રુતિ પણ માયાને જન્મરહિત ગણે છે.

જ્ઞાનથી માયાની નિવૃત્તિ થાય છે તે સિદ્ધ વાત છે. માયાની નિવૃત્તિ થતાં માયાના કર્મ રૂપ સંસારની પણ નિવૃત્તિ થાય છે. **कारणापाये कार्यापायः** । કારણનો નાશ થતાં કાર્યનો નાશ થાય છે.

**ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः** । ( श्वे० ४ १६ )

બ્રહ્મને જાણ્યા પછી માયાના સર્વ બંધનો તુટી જાય છે.

**तमेव विदित्वाऽतिमृत्युमेति, नान्यः पंथा विद्यतेऽयनाय** ॥ (રૂદ્રાધ્યાય ૨-૧૮)

બ્રહ્મને જાણ્યા પછી માયાની વિવૃત્તિ થાય છે.

**अनादिभावरूपं यत्, विज्ञानेन विलीयते** ॥
**तदज्ञानमिति प्राज्ञाः, लक्षणं संप्रचक्षते** ॥ [ ચિત્સુખી પા. ૫૭. ]

ભાવાર્થ—માયા અનાદિ છે તોપણ જ્ઞાનથી તેનો નાશ થાય છે.

જેમ અંધકાર ઘરને આશ્રયે રહે છે; તોપણ ઘરને પોતાથી ઢાંકી દે છે; જેમ જળની શેવાળ જળને આશરે રહે છે; તોપણ જળને ઢાંકી દે છે; તેમ માયા બ્રહ્મને આશરે રહે છે; તોપણ બ્રહ્મને—આત્માને-ઢાંકી દે છે. બ્રહ્મસૂત્રની ટિકામાં શ્રી આદ્ય શંકરાચાર્ય કહે છે કે—

**आश्रयत्वविषयत्वभागिनी, निर्विभागचितिरेव केवला** ॥
**पूर्वसिद्धतमसोहि पश्चिमो, नाश्रयो भवति नापि गोचरा** ॥
[ સં. શા ૧. ૩૧૯. ]

માયા અનિર્વચનીય છે. એટલે તે સત્ય નથી, તેમ અસત્ય પણ નથી, બ્રહ્મ જ્ઞાનથી માયાનો નાશ થાય છે; માટે માયા સત્ય નથી. જુઓ-શ્વેતાશ્વતર ઉપનિષદ્-**तस्याभिध्यानात् योजनात् तत्त्वभावाद् भूयश्चांते विश्वमाया निवृत्तिः** ॥ [૧-૧૦]

## लक्ष्मणको उपदेश




फटिक सिला अति सुभ्र सुहाई । सुख आसीन तहाँ द्वौ भाई ॥
कहत अनुज सन कथा अनेका । भगति बिरति नृपनीति बिबेका ॥

No. 479.

ITA PRESS GORAKHPUR.

તેમ સસલાના શિંગડાની માફક અસત્ (તુચ્છ) પણ તેને કહેવાય નહીં. માયાની પ્રત્યક્ષ પ્રતીતિ નથી. શ્રી ઉદયનાચાર્ય કુસમાંજલિમાં કહે છે કે-**नैकतापि विरुद्धानां मुक्तिमात्र विरोधतः** ॥૩૮॥ તેથી માયા સત્ તથા અસત્ અને સત્ અસત્ ઉભયરૂપ પણ નથી.

ચિત્સુખાચાર્ય મહારાજ કહે છે કે—

**प्रत्येकं सदसत्त्वाभ्यां, विचारपदवीं न यत् ॥**
**गाहते तदनिर्वाच्य-माहुर्वेदांतवेदिनः ॥** [પાનું ૭૯]

અર્થ—'માયા વસ્તુતઃ બ્રહ્મથી ભિન્ન છે;' એમ પણ કહેવાય નહીં; કારણ કે વેદાંતનો એવો સિદ્ધાંત છે કે-પરમાર્થપણે બ્રહ્મથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી.

શ્રુતિ પણ કહે છે કે—**प्रपंचोपशमं शांतं शिवमद्वैतम्** ॥ 'માયા બ્રહ્મથી સર્વ પ્રકારે અભિન્ન છે' એમ પણ કહી શકાય એમ નથી. એમ કહીએ; તો માયા બ્રહ્મની માફક અબાધિક બની જાય. પરસ્પર વિરોધ હોવાથી, ભિન્નાભિન્ન રૂપ પણ કહેવાય નહીં. એટલે માયા બ્રહ્મથી ભિન્ન, અભિન્ન અને ભિન્નાભિન્ન ઉભય પણ નહીં.

માયા સાવયવ પણ નથી; કારણકે સાવયવ હોય; તો માયા ઉત્પત્તિ ધર્મવાળી અવશ્ય ગણાય. તેમ માયા નિરવયવ પણ નથી. કારણકે નિરવયવ વસ્તુનો કદાચિત બાધ થતો નથી. પરસ્પર વિરૂદ્ધ હોવાથી ઉભયરૂપ પણ નથી. તેથી માયા—સાવયવ, નિરવયવ અને સાવયવ-નિરવયવ ઉભયરૂપ પણ નથી. ભાષ્યકાર શ્રી શંકરાચાર્ય કહે છે કે—

**सन्नाप्यसन्ना-प्युभयात्मिका नो ।**
**भिन्नाप्यभिन्ना-प्युभयात्मिका नो ॥**
**सांगाप्यसांगा-प्युभयात्मिका नो ।**
**महद्भूता-ऽनिर्वचनीयरूपा ॥** [વિવેકચૂડામણિ]

વાણી કેવી મનોહર છે! શબ્દ રચના કેવી સુંદર છે! અર્થ કેટલો બધો સ્પષ્ટ છે!

ઋગ્વેદ સંહિતાના મંડલ ૧૦ ના સૂક્ત ૧૨૯ માં-'**नासदाऽऽसीन्नो सदाऽऽसीत्**' વિગેરે શબ્દોમાં શ્રી શંકરે તેજ ભાવ બતાવ્યો છે. વિગેરે-વિગેરે.

અદ્વૈત સિદ્ધાંતને હરકત ન આવે; અને માયા પોતાનું કામ કર્યે જાય; એવી આ ગોઠવણ છે. જાનૈયાની બહુ આગતા સ્વાગતા કરવામાં, વરરાજા વિસરી ન જવાય; તેમ માયાનું ઘણું વિવેચન કરતાં, આત્મતત્ત્વ વિસરી ન જવાય; એ ધ્યાન આપવું.

તુલસીકૃતમાં શ્રી રામચંદ્ર લક્ષ્મણને માયા સંબંધી કહે છે કે—[મોક્ષવાણી ૩૨. A.]

( સ્થળ પંચવટી. )

ચોપાઈ—મેં અરૂ મોરિ તોરિ તે માયા, જેહિ વશ કીન્હે જીવ નિકાયા;
ગોગોચર જહૅં લગિ મન જાઈ, સો સબ માયા જાનહુ ભાઈ.
તેહિ કર ભેદ સુનહુ તુમ સોઉ, વિદ્યા અપર અવિદ્યા દોઉ.

શૃંગવેરમાં લક્ષ્મણ કેવટને સમજાવે છે—[ મોક્ષવાણી પાનુ ૨૧ A.]

ચોપાઈ—કાહુ ન કોઉ સુખદુઃખ કર દાતા, નિજ કૃત કર્મ ભોગ સબ ભ્રાતા;
યોગ વિયોગ ભોગ ભલ મંદા, હિત અનહિત મધ્યમ ભ્રમ ફંદા.

જન્મ મરણ જહઁા લગિ જગજાલુ, સંપત્તિ વિપતિ કર્મ અરૂ કાલુ;
ધરણિ ધામ ધન પુર પરિવારૂ, સ્વર્ગ નર્ક જહઁ લગિ વ્યવહારૂ.
દેખિએ સુણિયે ગુણિયે મનમાંહિ, માયા કૃત પરમારથ નાંહિ.

[ આ તો રત્નો વીણીને આપના હાથમાં મુકું છઉં. સાવધાન છોને ? ]

જીવને માયાના સંબંધથી કેવું પરિણામ આવ્યું; તે હવે કહે છે—

**कर्माणि कर्मभिः कुर्वन्, सनिमित्तानि देहभृत् ॥**
**तत्तत्कर्मफलं गृह्णन्, भ्रमतीह सुखेतरम् ॥६॥**
**इत्थं कर्मगतीर्गच्छन, ब भद्रवहाः पुमान् ॥**
**आभूतसंप्लवात्सर्ग-प्रलयावश्नुतेऽवशः ॥७॥**

**અર્થ—કર્મેન્દ્રિયોથી વાસના સહિત કર્મ કરતો, અને તે તે કર્મોનાં સુખ રૂપ ફળોને લેતો–જીવ આ સંસારમાં ભટકયા કરે છે; પણ મુક્ત થતો નથી. (આ પ્રમાણે જે થાય છે; તે પણ ભગવાનની માયાથીજ થાય છે એમ સમજવું.) (૬) આ પ્રમાણે બહુ દુઃખ આપનારી કર્મની ગતિઓને પામતો, અને પરતંત્ર થએલો જીવ, જગત્‌નો પ્રલય થાય; ત્યાં સુધી જન્મ મરણને ભોગવે છે–પામ્યા કરે છે. (આ પણ ભગવાન્‌ની માયા છે; એમ સમજવું.) (૭)**

૬–૭ વિવેચન—

ચોપાઇ—ઇશ્વર અંશ જીવ અવિનાશી, ચેતન અમલ સહજ સુખરાશી;
સો માયાવશ ભયઉ ગુંસાઇ, બંધ્યો કીર મરકટકી નાઇ.
જડ ચેતનહિ ગ્રંથિ પરિગઇ, યદપિ મૃષા છૂટત કઠિનાઇ;
તખતેં જીવ બન્યો સંસારી, ગ્રંથિ ન છૂટ ન હોય સુખારી.

[મોક્ષવાણી પાનુ ૮૮].

ઉત્તરાધ્યયનમાં મહાવીર પ્રભુ કહે છે કે—

(માગધી) **कम्मसंगेहिं सम्मूढा, दुक्खिया बहु वेयणा ॥**
**अमाणुसासु जोणिसु, विणिहम्मंति पाणिणो ॥ (३–६).**

અર્થ—કર્મના પાશથી જકડાએલા, અને તેથી મૂઢ બનેલા જીવો, અમાનુષી (નરક અથવા તિર્યંચ) યોનિમાં જઇને, બહુ દુઃખી થાય છે.

૬ પદચ્છેદ—**देहभृत्**–પ્રાણી–જીવ. **कर्मभिः**–કર્મેન્દ્રિયોથી. **सनिमित्तानि कर्माणि कुर्वन्**–વાસનાથી યુક્ત કર્મો કરતો. **तत् तत् सुखेतरम्**–તે તે કર્મોનાં સુખદુઃખરૂપ. **कर्मफलं गृह्णन्**–ફળને લેતો. **इह भ्रमति**–આ સંસારમાં ભટકયા કરે છે.

૭ પદચ્છેદ—**इत्थं**–આ પ્રમાણે. **बहूनि अभद्राणि** (દુઃખ) **वहंति** (આપનારી) **इति बह्वभद्रवहाः ताः इति कर्मगतीः गच्छन्**–બહુ દુઃખ આપનારી કર્મગતિઓને પામતો. **अवशः**–પરતંત્ર થએલો જીવ. **पुमान्**–જીવ. **भूतानां संप्लवः** (નાશ) **तस्मात् आ इति अभिव्याप्य आभूतसंप्लवात्**–જગત્‌નો પ્રલય થાય ત્યાં સુધી. **सर्गश्च** (જન્મ, ઉત્પત્તિ) **प्रलयश्च** (નાશ–મરણ) **सर्गप्रलयौ तौ अश्नुते**–જન્મ મરણને ભોગવે છે.

(માગધી) **एगया देवलोएसु, नरएसु वि एगया ॥**

**एगया आसुरं कायं, अहाकम्मेहिं गच्छइ ॥ (३-३).**

**અર્થ**—જીવો પોતાના શુભાશુભ કર્મ પ્રમાણે કોઇ વખત દેવલોકમાં, તો કોઈ વખત નરકયોનિમાં અને કોઇ વખત આસુરી યોનિમાં ભટકે છે.

આગળ ૩–૭ માં કહે છે કે–જ્યારે કર્મો ભોગવી લેછે; ત્યારેજ કર્મોનો નાશ થાય છે; અને પછી માણસ માનવયોનિમાં આવે છે.

અહો ! આ (શરીર) કેમ–કેવા પુણ્યથી મળ્યું ? તેનો વિચાર પણ ન કર્યો ! પશુ પક્ષી કરતાં આપણે કેટલાં સુખ છે ? તેનો વિચાર પણ ન કર્યો ! કદાચ મનુષ્ય બન્યા; પણ જ્યાં ચોવીસે કલાક કારખાનાંઓની ધડાપીટ થતી હોય; એવા દેશમાં ન મૂકયા; અથવા જ્યાં હાથમાં બંધુક લઇને શિકાર ન કરે; તો પેટ ન ભરાય; એવા જંગલી દેશમાં પણ આપણને ન મૂકયા; તે પ્રભુકૃપાનો પણ કદિ વિચાર ન કર્યો ! તેમને શું કહીએ ! મહાવીર પ્રભુ કહે છે કે—

(માગધી) **लद्धूण वि माणुसत्तणं, आरिअत्तं पुणरवि दुल्लहं ॥**

**बहवे दसुया मिलक्खुया, समयं गोयम मा पमायए ॥**

[ઉત્તરાધ્યયન ૧૦–૧૬]

**અર્થ**—મનુષ્યદેહ પામ્યા પછી ઘણા લોકો ચોર અને મ્લેચ્છ ભૂમિમાં ઉત્પન્ન થાય છે; તેથી આર્ય દેશમાં અવતરવું તે દુર્લભ સમજવું. માટે એક ક્ષણને લાખેણી સમજી તેનો સદુપયોગ કરવો.

યાદ રાખવું ઘટે છે કે–આ બધી માયાની ભૂલવણી છે. માયામાં ભૂલા પડેલા ગરૂડને કાગભુશૅંડી કહે છે કે—

ચોપાઇ—તુમ નિજમોહ કહા ખગ સોઈ, સો નહિં કછુ આશ્ચર્ય ગુંસાઇં;
નારદ શિવ વિરંચી સનકાદિ, જો મુનિ નાયક આતમવાદી.
મોહ ન અંધ કીન્હ કેહિ કેહિ, કો જગ કામ નચાવ ન જેહિ ?
તૃષ્ણા કેહિ ન કિન્હ બૌરાહા, કેહિ ન હૃદય ક્રોધ નહિં દાહા ?

દોહરો—જ્ઞાની તાપસ શૂર કવિ, કોવિદ ગુણ આગાર;
કેહિકે લોભ વિડંબના, કિન્હ ન ઇહિ સંસાર—સીયા૦
શ્રીમદ્ વક્ર ન કિન્હ કેહિ ? પ્રભુતા બધિર ન કાહિ ?
મૃગનયનીકે નયનશર, કો અસ લાગ ન જાહિ ?—સીયા૦

ચોપાઈ—ગુણકૃત સન્નિપાત નહિ કેહિ ?–કો ન માન મદ વ્યાપેહુ જેહિ ?
યૌવનજ્વર કેહિ નહિં બલકાવા ?–મમતા કેહિ કર યશ ન નશાવા ?
મત્સર કેહિ કલંક ન લાગા ?–કેહિ ન શોક સમીર ડોલાવા ?
ચિંતા સાપિની કેહિ ન ખાયા ? કો જગ જાહિ ન વ્યાપી માયા ?
કીટ મનોરથ દારૂ શરીરા, જેહિ ન લાગુ ઘુન-કો અસ ધીરા ?
સુત વિત લોક ઇષણા તીની, કેહિકે મતિ ઇન્હિ કૃત ન મલીની ?
મહ સબ માયાકર પરિવારા, પ્રબલ અમિત કો વરણે પારા;
શિવ ચતુરાનન જાહિ ડરાહી; અપર જીવ કેહિ લેખે માંહિ ?

દોહરો—વ્યાપી રહ્યો સંસારમાં, માયા કટક પ્રચંડ;
સેનાપતિ કામાદિભટ, દંભ કપટ પાખંડ—સીયાવર૦

ફરી ફરી વાંચો. આ આપણા પોતાના ઓરડાની મુંજવણો છે. સમજ્યા છતાં ભૂલો થાય; એવો આ વિષય છે. પોચી જમીનમાં થાંભલા ખોડવા હોય; ત્યારે જે મુંજવણ થાય; એવી આ મુંજવણ છે.

હવે, પ્રલયની વાત કરે છે—

**धातूपप्लव आसन्ने, व्यक्तं द्रव्यगुणात्मकम् ॥**
**अनादिनिधनः कालो, ह्यव्यक्तायापकर्षति ॥८॥**
**शतवर्षा ह्यनावृष्टिर्–भविष्यत्युल्बणा भुवि ॥**
**तत्कालोपचितोष्णार्को, लोकांस्त्रीन्प्रतपिष्यति ॥९॥**
**पातालतलमारभ्य, संकर्षणमुखानलः ॥**
**दहन्नूर्ध्वशिखो विष्वग्–वर्धते वायुनेरितः ॥१०॥**

અર્થ—પ્રલયનો આરંભ થાય છે; ત્યારે જન્મમરણ રહિત એવો જે કાળ; તે કાળ, આ સ્થૂલ સૂક્ષ્મરૂપ જગતને ઈશ્વરમાં લઈ જવા ખેંચે છે. (તે પણ ભગવાનની માયા છે; એમ સમજવું) (૮). પૃથ્વીમાં સો વરસ સુધી મહા ભયંકર અનાવૃષ્ટિ થશે. તે સમયે વધારે ગરમ થએલો સૂર્ય, ત્રણ લોકોને તપાવશે. (૯). પાતાળથી માંડીને બાળવા લાગેલો ઉંચી શિખાવાળો અને પવનથી પ્રેરાએલો, શેષનાગના મુખનો અગ્નિ ચારે તરફ વૃદ્ધિ પામશે. (એ ભગવાનની માયા સમજવી). (૧૦).

૮ થી ૧૦ વિવેચન—

**आब्रह्मभुवनात् लोकाः**–વિગેરે શબ્દોથી ગીતા કહે છે કે–બ્રહ્મા પણ મરણાધીન છે.

---

૮ થી ૧૦/૮ પદચ્છેદ—**धातुः** (પુલ્લિંગ) મહાભૂત. **धातूनाम् उपप्लवः** (નાશ) **तस्मिन् आसन्ने**–જગતનો નાશ (પ્રલય) શરૂ થતાં. **आदिश्च निधनं च आदिनिधने**–જન્મ-મરણ. **न विद्यते आदिनिधने यस्य सः अनादिनिधनः इति कालः** જન્મ મરણ રહિત કાળ. **द्रव्यं** (સ્થૂલ) **च गुणश्च** (સૂક્ષ્મ) **इति आत्मा** (સ્વરૂપ) **यस्य तत् इति व्यक्तं**–આ સ્થૂલ સૂક્ષ્મરૂપ જગતને. **हि अव्यक्ताय अपकर्षति**–ઇશ્વરમાં લઇ જવા માટે ખેંચે છે. ૯ પદચ્છેદ—**भुवि**–પૃથ્વીમાં. **उल्बणा शतवर्षा अनावृष्टिः भविष्यति** સો વરસ સુધી ભયંકર અનાવૃષ્ટિ થશે. [**शतं वर्षाणि यस्याः सा शतवर्षा**] **तस्मिन् काले उपचितश्चासौ उष्णार्कः तत्कालो०**–તે સમયે વધારે ગરમ થએલો સૂર્ય. **त्रिन् लोकान् प्रतपिष्यति**–ત્રણ લોકોને તપાવશે. ૧૦ પદચ્છેદ—**पातालतलं आरभ्य**–પાતાળથી માંડીને. **दहन्**–બાળવા લાગેલો. **ऊर्ध्वा शिखा यस्य सः–ऊर्ध्वशिखः**–ઉંચી શિખાવાળો. **वायुना इरितः**–પવનથી પ્રેરાએલો. **संकर्षणस्य मुखस्य अनलः**–શેષનાગના મુખનો અગ્નિ. **विष्वग् वर्धते**–ચારે તરફ વૃદ્ધિ પામશે.

પટણામાં અને ક્વેટામાં હમણાંજ આપણે પ્રલય દેખ્યા. મોટા પ્રલયના કરતાં, આ નાના પ્રલય ભયંકર લાગ્યા. જગત્ અગર જગત્‌માં વસનારા આપણે, ઘણા પરાધીન છઈએ; તેના આ પુરાવા છે. આપણું ધાર્યું થતું નથી; ધાર્યું ધણીનું થાય છે; તેના આ પુરાવા છે. શ્રીરામ બોલ્યા છે કે—

**यच्चिंतितं तदिह दूरतरं प्रयाति, यच्चेतसा न कलितं तदिहाभ्युपैति ॥**
**प्रातर्भवामि वसुधाधिपचक्रवर्ती, सोऽहं व्रजामि विपिने जटिलस्तपस्वी ॥**

અર્થ—જેનું ચિંતવન કરીએ; તે દૂર જાય; અને જેનો વિચાર પણ નહીં; તે આગળ આવીને ઉભું રહે. સવારમાં મારે રાજ્યાસન ઉપર બેસવાનું હતું. તે મુલતવી રહ્યું; અને વનમાં જવાનું આગળ આવીને ઉભું રહ્યું. તેથી હું જટા ધારણ કરી, તપસ્વી થઈને વનમાં જાઉં છઉં.

હજી પ્રલયની વાતજ ચાલે છે—

**सांवर्तको मेघगणो, वर्षति स्म शतं समाः ॥**
**धाराभिर्हस्तिहस्ताभिर्–लीयते सलिले विराट् ॥११॥**
**ततो विराजमुत्सृज्य, वैराजः पुरुषो नृप ॥**
**अव्यक्तं विशते सूक्ष्मं, निरिन्धन इवानलः ॥१२॥**
**वायुना हृतगन्धा भूः, सलिलत्वाय कल्पते ॥**
**सलिलं तद्धृतरसं, ज्योतिष्ट्वायोपकल्पते ॥१३॥**

**અર્થ—પ્રલય કરનારા મેઘનો સમુહ, હાથીની સૂંઢ સરખી ધારાઓથી, સો વરસ વરસસે; તેથી બ્રહ્માંડ બુડી જશે. (એ પણ ભગવાનની માયા સમજવી.) (૧૧) પછી હે રાજન્! બ્રહ્માંડરૂપ શરીરવાળા બ્રહ્મા, બ્રહ્માંડરૂપ પોતાના શરીરને છોડી દઇ, કાષ્ટરહિત થએલા અગ્નિની માફક, પોતાના સૂક્ષ્મ અદ્દશ્ય રૂપમાં પ્રવેશ કરશે. (એ ભગવાનની માયા સમજવી.) (૧૨) પછી પૃથ્વીનો ગંધ,**

---

૧૧ પદચ્છેદ—**सांवर्तकः मेघगणः**–પ્રલય કરનારા મેઘનો સમુહ. **हस्तिनां हस्ताः** (સુંઢ) **प्रमाणं यासां ताः हस्तिहस्ताः ताभिः इति धाराभिः**–હાથીની સૂંઢ સરખી ધારાઓથી. **शतं समाः वर्षति स्म**–સો વરસ સુધી વરસસે. **सलिले विराट् लीयते**–તે જળમાં બ્રહ્માંડ બુડી જશે.

૧૨ પદચ્છેદ—**ततः**–પછી. **हे नृप!**–હે રાજા! **वैराजः पुरुषः**–બ્રહ્માંડરૂપ શરીર વાળા બ્રહ્મા. **वैराजम् उत्सृज्य**–બ્રહ્માંડ રૂપ પોતાના શરીરને છોડી દઇ. **नास्ति इंधनं यस्य सः इति निरिंधनः इति अनलः इव**–કાષ્ટરહિત થએલા અગ્નિની માફક. **अव्यक्तं सूक्ष्मं विशते** પોતાના સૂક્ષ્મ અદ્દશ્ય રૂપમાં પ્રવેશ કરે છે–કરશે.

૧૩ પદચ્છેદ—**वायुना**–પવનથી–વાયુથી. **हृतः गंधः यस्याः सा इति भूः**–જેનો ગંધ હરાઇ ગયો છે એવી પૃથ્વી. **सलिलस्य भावः सलिलत्वं तस्मै, कल्पते**–જળ બની જાય છે. **तेन (वायुना) हृतः रसः यस्य तत् इति सलिलं**–જેનો રસ હરાઇ ગયો છે એવું જળ. **ज्योतिष्ट्वं**–તેજ–**तस्मै उपकल्पते**–તેજરૂપ થઇ જશે.

વાયુથી હરાતાં, પૃથ્વી જળરૂપ થઇ જશે; અને જળનો રસ વાયુથી હરાતાં, જળ તેજરૂપ થઇ જશે. (એ ભગવાનની માયા સમજવી.) (૧૩)

૧૧ થી ૧૩ વિવેચન—

**ब्रह्मणा सह ते सर्वे, संप्राते प्रतिसंचरे ।**
**परस्यांते कृतात्मानः, प्रविशंति परं पदं ॥**

દરેક મહાપ્રલયમાં બ્રહ્માની સાથે ઉત્તમ જીવો પરંપદને પામે છે.

સર્જનશક્તિ અને પ્રલયશક્તિ—constructive and destructive powers આ બે શક્તિઓ જગતમા ભારે કામ કરી રહી છે. **जातस्य हि ध्रुवो मृत्युः ध्रुवं जन्म मृतस्य च.** જન્મ અને મરણ–આ સંસારનો કાર્યક્રમ છે. માટીનો ઘડો, અને ઘડાની માટી; ખીલવું અને કરમાવું. જેમ નદીના પ્રવાહને, કોઇ બળવાન્ વ્યક્તિ, આમથી તેમ ફેરવી શકે; તેમ સંસારના પ્રવાહને, કોઇ બળવાન્ સંત, આમથી તેમ ફેરવી શકે. એટલે તેઓજ મુવા–કે–જે ફરી ઉત્પન્ન થવાના નહીં. શેકેલા ધાણા ફરી ઉગે નહીં; તેમ શેકેલાં મન, વાસનારહિત થએલાં મન–ફરી ઉગતા નથી–પુનર્જન્મ પામતા નથી.

પ્રલય સંબંધી હજી સાંભળો—

**हृतरूपं तु तमसा, वायौ ज्योतिः प्रलीयते ॥**
**हृतस्पर्शोऽवकाशेन, वायुर्नभसि लीयते ॥**
**कालात्मना हृतगुणं, नभ आत्मनि लीयते ॥१४॥**
**इन्द्रियाणि मनो बुद्धिः, सह वैकारिकैर्नृप ॥**
**प्रविशन्ति ह्यहंकारं, स्वगुणैरहमात्मनि ॥१५॥**
**एषा माया भगवतः, सर्गस्थित्यन्तकारिणी ॥**
**त्रिवर्णा वर्णिताऽस्माभिः, किं भूयः श्रोतुमिच्छसि ॥१६॥**

---

૧૪ પદચ્છેદ—**तमसा**–પ્રલયના અંધકારથી. **हृतं रूपं यस्य तत् इति ज्योतिः** (નપુસકલિંગ) **वायौ प्रलीयते**–જેનું રૂપ હરાઈ ગયું છે એવું તેજ વાયુમાં લય પામે છે. **अवकाशेन**–આકાશથી. **हृतः स्पर्शः यस्य सः इति वायुः, नभसि लीयते**–જેનો સ્પર્શ હરાઇ ગયો છે એવો વાયુ આકાશમાં લય પામે છે.

૧૫ પદચ્છેદ—**हे नृप !**–હે રાજન્! **कालात्मना**–કાળથી. **हृतः गुणः यस्य तत् इति हृतगुणं नभः**–જેનો શબ્દ ગુણ હરાઈ ગયો છે તે આકાશ. **आत्मनि लीयते**–તામસ અહંકારમાં લય પામે છે. **इंद्रियाणि बुद्धिः च अहंकारं प्रविशंति**–ઈંદ્રિયો અને બુદ્ધિ રાજસ અહંકારમાં લય પામે છે. **वैकारिकैः सह मनः**–મન તથા (સાત્વિક અહંકારમાંથી ઉત્પન્ન થએલા) ઇંદ્રિયોના દેવો. **अहंकारं प्रवशंति**–સાત્ત્વિક અહંકારમાં લય પામે છે. **स्वगुणैः सह अहम् आत्मनि**–અહંકાર પોતાનાં ત્રણ પ્રકારના કાર્યોની સાથે, મહતત્ત્વમાં લય પામે છે. અને મહતત્ત્વ પ્રકૃતિમાં લય પામે છે.

૧૬ પદચ્છેદ—**सर्गश्च स्थितिश्च अंतश्च तान् करोति इति सर्ग० इति भगवतः एषा माया त्रिवर्णा**–ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયકરનારી ભગવાનની ત્રણ ગુણવાળી આ

અર્થ—પ્રલયના અંધકારથી જેનું રૂપ હરાઈ ગયું છે; એવું તેજ વાયુમાં લય પામશે. અને વાયુનો સ્પર્શ આકાશથી હરાઈ જતાં, વાયુ આકાશમાં લય પામશે (એ ભગવાનની માયા સમજવી.) (૧૪) પછી આકાશનો શબ્દ ગુણ કાળથી હરાઇ જતાં, આકાશ તામસ અહંકારમાં લય પામશે. ઈંદ્રિયો અને બુદ્ધિ રાજસ અહંકારમાં લય પામશે. ઈંદ્રિયોના દેવો, સાત્વિક અહંકારમાં લય પામશે. અહંકાર પોતાના ત્રણ પ્રકારના કાર્યોની સાથે મહતત્ત્વમાં લય પામશે. મહતત્ત્વ પ્રકૃતિમાં લય પામશે. (આ પણ ભગવાનની માયા સમજવી.) હે રાજન્! સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરનારી આ ત્રણ ગુણવાળી ભગવાનની માયાનું અમોએ તમારી પાસે વર્ણન કરી સંભળાવ્યું. હવે આગળ શું સાંભળવાની આપને ઇચ્છા છે? (૧૫-૧૬)

૧૪ થી ૧૬ વિવેચન—

માયાનું વર્ણન પુરૂં કર્યું. મદારી કોઇ મહેલ પાસે રમવા ઉતરે; ત્યારે પોતાનાં રમકડાં પાથરે; રમી રહે; ત્યારે પોતાનાં રમકડાં સંકેલે. તે પ્રમાણે ઇશ્વરને રમવાની ઈચ્છા થાય; ત્યારે જગતને સરજે; રમી રહે ત્યારે બાજી સંકેલે. જેવો પરમાત્મા, એવાજ આપણે આત્માઓ. પરમાત્માની પરમ (મોટી) સૃષ્ટિ અને આપણી નાની સૃષ્ટિ. આપણે સૃષ્ટિને પાથરીએ; અને સૃષ્ટિને સંકેલીએ, અથવા માયાને સંકેલીએ. તફાવત એટલો કે–પરમાત્મા સ્વતંત્ર; આપણે પરતંત્ર. આપણે પરતંત્ર છતાં આપણામાં, મારાપણાનો મોહ ઘણો.

સાચોપ્રલય—વિષયોમાંથી–સંસારમાંથી–મનને પાછાં વાળવાં; તે સાચો પ્રલય છે; વાસનાઓનો ક્ષય કરી નાંખવો; તે સાચો પ્રલય છે; કામ, ક્રોધ અને લોભનાં પૂર તરી જવાં; તે સાચો પ્રલય છે; રાગદ્વેષના ઉભરા શમાવી દેવા; તે સાચો પ્રલય છે; યોગીઓ ચિત્તને સંકેલીને શ્રીહરિના ચરણમાં મૂકે છે; તે સાચો પ્રલય છે. જીવતાં મરી જવું; તે સાચો પ્રલય છે. જ્ઞાનીઓએ-મુમુક્ષુઓએ-સંતોએ અને બ્રાહ્મણોએ, ખેદાન મેદાન કરવા લાયક જો કોઇ વસ્તુ હોય; તો તેનું પોતાનું વિષયી મન છે. ભયંકર ગુન્હેગારને ચોવીસે કલાક સંભાળવો પડે; તેમ માયમાં રમતા ચંચળ મનને, ચોવીસે કલાક સંભાળવું જોઇએ.

ધ્યેય, ધ્યાતા અને ધ્યાન; પૂજ્ય, પૂજન અને પૂજક; જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન; દશ્ય, દ્રષ્ટા અને દર્શન; ભોગ્ય ભોક્તા અને ભોજનક્રિયા; શબ્દ, શ્રોતા અને શ્રવણ; રસ, રસના અને સ્વાદ; વિગેરે માયાની ત્રિપુટિઓ જાણવી. માયાએ શિવને જીવ કર્યો.

હવે નિમિ રાજા પૂછે છે—

**राजोवाच—**

**यथैतामैश्वरीं मायां, दुस्तरामकृतात्मभिः ॥**
**तरन्त्यंजः स्थूलधियो, महर्ष इदमुच्यताम् ॥ १७ ॥**

---

માયા. **अस्माभिः वर्णिता**–અમારાથી કહેવાઈ. **भूयः किं श्रोतुं इच्छसि**–હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો?

૧૭ પદચ્છેદ—**हे महर्षे**–હે મુનિરાજ! **स्थूला धीः येषां ते**–સ્થૂલ દેહમાં અહંતા રાખનારા. **अकृतः** (અફળ) **आत्मा** (મન) **येषां ते तैः**–મનને વશ નહીં રાખનારા પુરૂ-

**અર્થ—નિમિ રાજા પૂછે છે-હે મહર્ષિ! સ્થૂલ દેહમાં અહંતા રાખનારા, અને મનને વશ નહિં રાખનારા પુરૂષોથી તરી ન શકાય એવી ઇશ્વરી માયાને, લોકો અનાયાસે તરી જાય; તે (ઉપાય) આપ કહો. [૧૭]**

૧૭ વિવેચન—

મનનો પ્રલય થયા વિના, માયાને તરી શકાય નહીં; એવો નિર્ણય છે ખરો; પણ મનનો પ્રલય કરવાનું કામ ઘણું મુશ્કેલ છે. મોટા પુરૂષો મુશ્કેલ વસ્તુને સરલ કરે છે. તો તે કઇ રીતે?

તેના જવાબમાં પ્રબુદ્ધ નામના ચોથા યોગેશ્વર બોલે છે—

**प्रबुद्ध उवाच—**

**कर्माण्यारभमाणानां, दुःखहत्यै सुखाय च ॥**
**पश्येत्पाकविपर्यासं, मिथुनीचारिणां नृणाम् ॥१८॥**
**नित्यार्तिदेन वित्तेन, दुर्लभेनात्ममृत्युना ॥**
**गृहापत्याप्तपशुभिः, का प्रीतिः साधितैश्चलैः ॥१९॥**
**एवं लोकं परं विद्यान्-नश्वरं कर्मनिर्मितम् ॥**
**सतुल्यातिशयध्वंसं, यथा मण्डलवर्तिनाम् ॥२०॥**

---

ષોથી. **एतां ईश्वरीं दुस्तरां मायां**-તરી ન શકાય એવી ઇશ્વરી માયાને. **अंजः तरंति**-લોકો અનાયાસે તરી જાય. (**तत्**) **इदं उच्यतां**-તે (ઉપાય) આપ મને કહો.

૧૮ પદચ્છેદ—**दुःखहत्यै**-દુઃખના નાશ માટે. **च** અને. **सुखाय**-સુખ માટે. **कर्माणि आरंभमाणानां**-કર્મો કરતાં લોકોનાં. **मिथुनं चरंति इति मिथुनीचारिणः तेषां इति नृणां**-સ્ત્રી પુરૂષોનાં જોડાં થઇને પ્રવૃત્તિ કરનારાં માણસોનાં. **पाकस्य विपर्यासं पश्येत**-કર્મોનાં ઉલટાં ફળ જોવાં જોઇએ. તેઓ ધારે છે કાંઈ અને તેઓના કર્મનાં ફળ આવી પડે છે-કાંઈ-તે જોવું. એટલે તે જોઇને ખાત્રી કરવી કે-તેમનું ધાર્યું થતું નથી.

૧૯ પદચ્છેદ—**दुर्लभेन**-મેળવવું મુશ્કેલ છે; તો પણ કદિ મળે તો. **नित्यं अर्तिं** (દુઃખ) **ददाति इति नित्यार्तिदं तेन**-હમેશાં દુઃખ આપનાર. **आत्मनः मृत्युः येन तत्, तेन इति वित्तेन**-સાહસ કરીને લેવા જનાર પણ જેમાં મરી જાય એવું જે ધન તેનાથી. તથા **गृहाणि च अपत्यानि च आप्ताश्च पशवश्च तैः इति चलैः साधितैः**-ઘર, પુત્રાદિ સંબંધીઓ, પશુઓ કે જે ચલાયમાન છે તે પણ કદિ મળ્યાં હોય તો તેથી. **का प्रीतिः**-રાજી થવા જેવું શું છે!

૨૦ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે. **कर्मणा निर्मितं परं लोकं नश्वरं विद्यात्**-કર્મથી પ્રાપ્ત થએલા પરલોકને પણ નશ્વર જાણવો. **यथा मंडलवर्तिनाम्**-જેમ ખંડિયા રાજાઓને. **तुल्यश्च अतीशयश्च ध्वंसश्च तुल्यातिशयध्वंसाः तैः सह वर्तते इति सतु० तं**-તુલ્ય સાથે સ્પર્ધા, અધિક ઉપર ઇર્ષ્યા, અને સુખ જતું રહેવાનો ભય રહે છે; તેમ સ્વર્ગાદિ પરલોકમાં પણ, સ્પર્ધા, ઇર્ષ્યા અને ભય રહે છે. માટે વર્તમાનકાળમાંજ પરલોક દુઃખયુક્ત છે; એમ માનવું.

અર્થ—પ્રબુદ્ધ નામના ચોથા યોગેશ્વર કહે છે કે–(માયાને તરવાને ભક્તિ વિના બીજો કોઈ સહેલો ઉપાય નથી. માટે ભક્તિ અને તેના સાધનોની વાત કહું.) દુઃખ મટાડવા સારૂ, અને સુખ મેળવવા સારૂ, સ્ત્રી પુરૂષ જોડાં રૂપ થઇને, કર્મો કર્યા કરે છે; પણ તેઓ ઘણીવાર કર્મોના ઉલટાં ફળ પામે છે. કર્મોનાં ઉલટાં ફળ લોકોએ જોવાં જોઇએ–લોકોએ વિચારવાં જોઈએ. [૧૮] એટલે ધાર્યા પ્રમાણે કર્મનાં ફળ લોકોને મળતાં નથી. કદિ ધાર્યા પ્રમાણે કર્મનાં ફળ મળે; તો તે બાબતમાં–હમેશાં દુઃખ આપનાર (એટલે જેને મેળવતાં દુઃખ, જેને સાચવતાં દુઃખ અને જેને વાપરતાં પણ દુઃખ) એવું જે ધન, તે ધનની બાબતમાં, કોઈ વખત મોત પણ આવી જાય, તથા ઘર, પુત્રાદિ, સંબંધિઓ, અને પશુઓ, કે જે ચલાયમાન છે; તે ધન અને ઘરાદિ કદિ મળ્યાં હોય; તો તેથી પણ રાજી થવા જેવું શું છે? એટલે તેમાં કાંઇ રાજી થવા જેવું નથી. [૧૯] આ પ્રમાણે કર્મથી પ્રાપ્ત થએલો પરલોક પણ નશ્વર જાણવો. જેમ ખંડિઆ રાજાઓને, તુલ્ય સાથે સ્પર્ધા, અધિક ઉપર ઇર્ષ્યા, અને પોતાને પ્રાપ્ત થએલું સુખ જતું રહેવાનો ભય રહે છે; તેમ સ્વર્ગાદિ પરલોકમાં પણ, સ્પર્ધા, ઇર્ષ્યા અને ભય રહે છે. માટે વર્તમાન કાળમાંજ, પરલોક દુઃખ યુક્ત છે; એમ સમજી લેવું. એટલે પરલોકના સુખમાં પણ કદિ લોભાવું નહીં. [૨૦]

૧૮ થી ૨૦ વિવેચન—

પ્રથમ કહ્યું કે–' કર્મો કરવા છતાં, ધાર્યાં ફળ મળતાં નથી.' પછી એમ કહ્યું કે 'ધાર્યાં ફળ મળે છે; તો પણ તે ફળોના ગર્ભમાં દુઃખ ભર્યાં છે.' એટલે તે ફળો સાચું સુખ આપી શકતાં નથી. રાજા અને દીવાન એક બીજાને જોઇને રાજી થાય; પણ બેઉના દિલમાં, એક બીજાનો ભય. દુનિયા દેખે કે–દીવાનને મજા છે; પણ દીવાનનો જીવ ચાકડે ચડયોને ચડયો રહે. ત્યારે આ રાજીપો કવો? રંડાપાના આનંદ જેવો! પુત્રો પાંચ અને પૌત્રો પચીશ; દુનિયા દેખે કે–ભાઇ ભાગ્યશાળી! પણ તેમના હૈયામાં હાથ ઘાલો! તો કાળજે કાંણાં! જાણે ચારણી. દેવો જાણે કે–' ઇંદ્રને મજા છે.' પણ ઇંદ્ર બાપડો બળીરાજાથી બીહે. સગરને સો યજ્ઞ કરતો દેખી, ઈંદ્ર ઇર્ષ્યાની આગમાં પડયો; પ્રથુને સો યજ્ઞ કરતો દેખ્યો; ત્યાં ઈંદ્ર દોડયો આવ્યો; ગૌતમના ઘરમાં પેઠો; તે લાચાર ઈંદ્ર; સભામાં બૃહસ્પતિ–ગુરૂ–પધાર્યા; ત્યારે ન નમ્યો; તે અભિમાની ઇંદ્ર. વિગેરે–વિગેરે.

શ્રુતિ—'**बुधः आभजेत् तं भक्त्येकयेशम्**॥ સમજુ–મુમુક્ષ–અનન્ય ભક્તિથી પ્રભુને ભજે છે. **तद्यथेह कर्मचितो लोकः, क्षीयत एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते**–આ લોક પરલોકનાં પુણ્ય-સુખ, અંતે ક્ષય પામનારાં છે. **ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं, क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति** ॥ [ગીતા અ. ૯–૨૧] વિશાળ એવા સ્વર્ગલોકમાં પુણ્ય ભોગવીને, પુણ્યક્ષીણ થતાં, જીવ મૃત્યુલોકમાં પાછો જન્મે છે.

સંસારમાં વિષયોનું સુખ–તેમાં થએલી સુખબુદ્ધિ દુઃખદાયક છે. સંસારમાં થએલી સુખબુદ્ધિને પરિણામે, દેહાસક્તિ, ગૃહાસક્તિ, સ્વજનાસક્તિ, ધનાસક્તિ વિગેરે. આવી આ સક્તિઓ પ્રાણીને મરવા વખતે બહુજ પીડે છે.

પલાળેલી માટીથી દીવાલ ચણાય; પણ તે દીવાલ ઉપર વારંવાર પાણી રેડવામાં આવે; તો તે દીવાલ દોદળી-પોલી-થઇ જાય; તેમ આ દેહ વિષયાસક્તિના કાદવથી રચાએલો છે; તો પણ જો તેના ઉપર વારંવાર વિષયોનો રસ રેડવામાં આવે; તો દેહ દોદળો બની જાય છે.

દ્રવ્ય અને દારા, નરદેહના અધઃપાતનું મુખ્ય કારણ છે; માટે ત્યાગાશ્રમમાં તેનો સર્વ પ્રકારે ત્યાગ કરવો. જેમ વેશ્યા, ધન હરિ લઇને પુરૂષને તરછોડે છે; તેમ સંસાર અગર સંબંધીઓ, પુરૂષના તન મન અને ધનના રસને લુંટી લઇને, તરછોડે છે.

ત્યારે કરવું શું તે હવે કહે છે—

**तस्माद्गुरुं प्रपद्येत, जिज्ञासुः श्रेय उत्तमम् ॥**
**शाब्दे परे च निष्णातं, ब्रह्मण्युपशमाश्रयम् ॥२१॥**
**तत्र भागवतान् धर्मान् , शिक्षेद्गुर्वात्मदैवतः ॥**
**अमाययानुवृत्त्या यैस्-तुष्येदात्मात्मदो हरिः ॥२२॥**

**અર્થ—તેથી ઉત્તમ કલ્યાણ જાણવાની ઇચ્છાવાળા પુરૂષે, વેદને જાણનાર હોવાથી સંશય મટાડનાર, અને પરબ્રહ્મનો અપરોક્ષ અનુભવ થએલો હોવાથી, શિષ્યોના મનમાં પોતાના બોધને પેસાડનાર, અને શાંતિના આધાર રૂપ ગુરૂને શરણે જવું. (૨૧). ગુરૂનેજ આત્મા તથા ઇષ્ટદેવ રૂપ, જે પુરૂષ સમજે; તેણે નિષ્કપટ સેવાથી ગુરૂ પાસે રહીને, ભગવત્ સંબંધી ધર્મ શીખવા. જે ધર્મોથી પોતાનું સ્વરૂપ આપનાર હરિ ભગવાન્ પ્રસન્ન થાય છે. (૨૨).**

૨૧–૧૨ વિવેચન—

ચોપન વરસથી રખડતા હશો ! પણ કોઇ ઠેકાણે ગુરૂભાવ છે ? તમારી પાસે ડોઢ ડહાપણના દરીયા ઘણા. તેમાં ગુરૂભાવ બાપડો રહે કયાં ! તણાઇ જાય. શાસ્ત્રો સાંભળો; સત્સંગ કરો; પણ જ્યાં ત્યાં દોષ જોવાની ભયંકર કટેવ ! ત્યારે ગુરૂભાવ જેવી પવિત્ર વસ્તુ, મલીન વૃત્તિમાં કેમ સમાય ! દરેક સત્શાસ્ત્ર પોકાર કરીને કહે છે કે-'ગુરૂ વિના ગમ પડે; એમ નથી.' દરેક ધર્મ-સંપ્રદાય-અગર મતમતાંતરોમાં પણ ગુરૂ મહિમા ઘણો ગવાયો છે. નિશાળમાં મહેતાજી હોય તે ગુરૂ, ઘરમાં માતા પિતા ગુરૂ, ઓરડે સાસુ ગુરૂ, અને

---

૨૧ પદચ્છેદ—**तस्मात् उत्तमम् श्रेयः जिज्ञासुः**-તેથી ઉત્તમ કલ્યાણ જાણવાની ઇચ્છાવાળા પુરૂષે. **शाब्दे निष्णातं**-વેદમાં પહોંચેલ હોવાથી સંશય મટાડનાર. **च**-અને **परे ब्रह्मणि निष्णातं**-પરબ્રહ્મમાં અપરોક્ષ અનુભવથી પહોંચેલ હોવાથી શિષ્યોના મનમાં પોતાનો ઉપદેશ શમજાવે એવા. **उपशमाश्रयम्**-શાંતિવાળા. **गुरु प्रपद्येत**-ગુરૂને શરણે જવું.

૨૨ પદચ્છેદ—**गुरुः एव आत्मा दैवतं च यस्य सः** ગુ૦-ગુરૂનેજ આત્મા અને ઇષ્ટ દેવ સમજે. તે **न विद्यते माया यस्याः सा इति अमाया, तया इति अनुवृत्त्या** (સેવાથી)-નિષ્કપટ સેવાથી. **तत्र**-ગુરૂ પાસે રહીને. **भागवतान् धर्मान् शिक्षेत्**-ભગવત્ સંબંધી ધર્મ શીખવા. **यैः**-જે ધર્મોથી. **आत्मानं ददाति इति आत्मदः**-પોતાનું સ્વરૂપ આપનાર. **आत्मा इति हरिः**-હરિ ભગવાન્. **तुष्येत्**-પ્રસન્ન થાય છે.

વહુ શિષ્યા. બ્રાહ્મણો, આચાર્યો, વિગેરે સમાજના ગુરૂઓ છે. જે જે ગુરૂઓ, વૈભવમાં લલચાયા; તે સમાજમાં ઉંચેથી નીચે આવ્યા. ગુરૂભાવ ઢીલો કરી નાખવાનો દોષ, વૈભવી ગુરૂઓને માથે છે; એમ કહીએ; તો કાંઇ ખોટું નથી. અગ્નિ વિના પાણી ઉનાં થાય નહીં. દેશાભિમાનની ધગશ વિના, દેશ માટે લોહી તપે નહીં; તેમ 'હું બ્રાહ્મણ છઉં–હું આચાર્ય છઉં–ધર્મ માટેજ મારૂં જીવતર છે;' એવી ધગશ પ્રગટયા વિના, ધર્મ માટે લોહી તપે નહીં. ધર્મ માટે જેમનાં લોહી તપે; તેમનાં ચારિત્ર અને વિદ્યા ઉત્તમ હોય છે. વક્તાઓનાં ઉત્તમ ચારિત્ર વિના, શ્રોતાઓના ચારિત્રની અપેક્ષા, બહુજ થોડી રખાય. અભણ માનવી નિશાળમાં શિક્ષક તરીકે નીમાતા નથી. તેથી ચારિત્ર સાથે વિદ્યા જોઇએ. આચાર્યોએ, બ્રાહ્મણોએ અને સંતોએ–એટલે ગુરૂપદનો દાવો કરનારા–વંદનીય પુરૂષોએ, ચારિત્ર અને વિદ્યા માટે, તનતોડ મહેનત કરવી જોઈએ. સંપ્રદાયના આગેવાનોએ, પોતાના સંપ્રદાયમાં, ચારિત્રને અને વિદ્યાને પોષણ મળે છે કે નહીં; તે વારંવાર તપાસવું. ધર્મની અગર સંપ્રદાયોની સાચી મીલ્કત–ચારિત્ર અને વિદ્યા છે; એમ સંપ્રદાયમાં સૌને સમજાવી દેવું જોઇએ. ચારિત્ર અને વિદ્યાથી શણગારેલા ગુરૂઓ અમોલી વસ્તુ છે.

પદ. રાગ–ગજબ-તાલ–ધમાલ.

અગર હે જ્ઞાનકી પરવા, તો ગુરૂકી જા ચરણ ભાઈ!—અગર હે૦ ટેક.
જટા સિરપે રખાનેસે, ભસ્મ તનમેં રમાનેસે;
સદા ફલફૂલ ખાનેસે, કભી નહિં મુક્તિ કો પાઇ—અગર હે૦
બને મૂરત પુજારી હે, તીરથ યાત્રા પિયારી હે;
કરે વ્રત નેમ ભારી હે, ભરમ મનકા મિટે નાંહી—અગર હે૦
કોટિ સૂરજ શશી તારા, કરે પરકાશ મિલ સારા;
**બિના ગુરૂ ઘોર અંધારા,** ન પ્રભુકા રૂપ દરસાઇ—અગર હે૦
ઇશ સમ જાન ગુરૂ દેવા, લગા તનમન કરો સેવા;
બ્રહ્માનંદ મોક્ષપદ મેવા, મિલે ભવબંધ કટ જાઇ—અગર હે૦

રૂડા ગુરૂના ઓરતા, તો રહી જાય—

પદ.

સાંભરે એવા ગુરૂ; જેનાં નયનમાં અમૃત તરે;
જેનાં વચનમાં અમૃત ઝરે;
વદન સ્મિતનું સહજ દર્શન, શિષ્ય સંતાપો હરે—હાં સાંભરે૦ ટેક૦
જેની શાંતિ શીતલતા–દે, અન્યમાં શાંતિ ભરી;
ઉર તણા ઉદ્વેગ જેણે, લીધા નિજ બળથી હરી—હાં સાંભરે૦
કશા આડંબર વિના જે, મર્મને દર્શાવતા;
કંઈ ન કરતા–તે ઉપર પણ, જે કૃપા વરષાવતા—હાં સાંભરે૦
ખિન્ન બની જ્યાં ગએલા, તે-હસતા પાછા આવતા;
ઢીલા થઇ જ્યાં આવનારા, ધીર બની પાછા જતા—હાં સાંભરે૦
કશાની ઇચ્છા ન જેને, સ્પૃહા તો ન કશાની એ;
જે સહાય પ્રસન્ન જ્યાં, ના શોકભય જ્યાં પામીએ—હાં સાંભરે૦

ઉચ્ચ પદ પ્રતિ શિષ્યજનને, અનાયાસે લાવતા;
હર નિમિત્તે સ્વજનને, સપ્રેમ લાડ લડાવતા—હાં સાંભરે૦
મ્હોં વિલાતું જોઇ તત્ક્ષણ, શું થયું એમ પૂછતા;
જાુએ હૈયું ભરાતું તો, હૃદયથી આલિંગતા—હાં સાંભરે૦
મૃદુલ હસવું, મૃદુલ કસવું, મૃદુલ રસભર્યું બોલવું;
મૃદુલ દોષ ઉપેક્ષવું, જેનું મંદ મધુરૂં ડોલવું—હાં સાંભરે૦
હસાવે કદિ ખિલાવે કદિ, બાલવત્ ચેષ્ટા કરે;
ભૂલીએ કદિ અમે પણ, અમને નિમિત્તો લઇ સ્મરે—હાં સાંભરે૦
એક સ્વપ્ન જ થઇ ગયું, ને સ્મૃતિ શેષ થઇ રહ્યું;
હરિ ! હાર ! સમજાતું નથી, જે ક્યાંથી આવ્યું ને ક્યાં ગયું ?—હાં સાંભરે૦
જાય જીવન તોય જેનું, કથાય મહાત્મ્ય ન પૂરૂં;
જીવનનું પણ જીવન શું ના, સાંભરે એવા ગુરૂ ?—હાં સાંભરે૦

[ શ્રીસદુપદેશશ્રેણી ].

કથા ઘણે ઠેકાણે સાંભળી: પણ કોઇ વાત હૃદયમાં કેમ અફળાતી નથી—એવો વિચાર થતો હોય; તો સાંભળો. ગુરૂ વસિષ્ઠ શ્રીરામને કહે છે કે—

**असु उक्तं मया राम !, यदि शुद्धे हि चेतसि ॥**
**उपदेशः प्रसरति, तैलबिंदुरिवांभसि ॥** [યોગવાસિષ્ઠ ૭-૧૬-૪.]

અર્થ—હે રામ ! મેં તમને ઘણીવાર કહ્યું છે કે-જળમાં થોડું સરખું તેલનું ટીપું નાંખતાં; તે તેલ જેમ જળમાં પ્રસરી જાય છે; તેમ શુદ્ધ-નિર્મળ, અનન્ય ચિત્તમાં સંતોનો અને શાસ્ત્રોનો ઉપદેશ પ્રસરે છે.

કોઇપણ વિદ્યા, કળા અગર કાંઇ નવું શીખવું હોય; તો તે ખાતાના વાકેફગાર માણસને આપણે મળવુંજ પડે છે. તેમ ઇશ્વરની આપણે જરૂર હોય; તો ઇશ્વરના ખાતાના માણસને (ગુરૂને) આપણે મળવુંજ જોઇએ. મળ્યા પછી—જેવો મેળાપ, તેવો લાભ. જેમ જેમ તેમનામાં અનન્ય ભાવ—એકાગ્રતા, વધતી જાય; તેમ તેમ તેમાં રહેલી વસ્તુ (મન) સાથે, આપણી વસ્તુ (મન) મળે.

સંસારમાં રહેનારને, અસંસારની વાતો, જરા વસમી લાગે—પ્રથમ રૂચે નહીં. એટલે આપણને સ્ત્રી પુત્ર, ધન, સગાંવ્હાલાં વિગેરે ગમે; ગુરૂ ન ગમે. ગુરૂની વાતો પણ ન ગમે. તો પણ જો ગુરૂની આવશ્યકતા સમજાય; તો મનને વારંવાર ગુરૂ પાસે ખેંચી જવું. કારણ કે—

**अज्ञोऽपि तज्ज्ञतामेति, शनैः शैलोऽपि चूर्ण्यते ॥**
**बाणोऽप्येति महालक्ष्यं, पश्याभ्यासविजृंभितम्** [યોગ વા. ૭-૬૭-૨૬].

અર્થ—હે રામ ! અભ્યાસના ધીમા ધીમા પ્રભાવથી પણ, મોટા ભારે પર્વત ભાંગી પડે છે. બાણ પણ અભ્યાસના બળથી, સૂક્ષ્મ અને અતિ દૂરના લક્ષ્યને વિંધી શકે છે. અભ્યાસના પ્રભાવથી મૂઢ પણ મોટા જ્ઞાની થાય છે. તેથી અભ્યાસનો પ્રભાવ મોટા છે; તે તમે જુઓ ! એટલે હાલ તમને ન ગમે; તો પણ તમે ગુરૂને સેવો !

કથાઓ અનેક ઠેકાણે થાય છે. હજારો શ્રોતાઓ તેનો લાભ લેછે. તોપણ જોઇએ તેવું સારૂં, સોએ નવાણુ ટકા થતું નથી. કોઇ ગુરૂ વેદાંતમાં પૂરા; કોઇ ગુરૂ યોગમાં શૂરા;

તો કાંઈ સાંખ્યવાદી; અને કોઈ નૈયાયીક. સાત્વિક જનોને આવા ગુરૂઓના વ્યાખ્યાનમાં રસ ઉપજે; પણ તેમના હૃદયનો ભ્રમ દૂર થાય નહીં. એટલે-તેમના હૃદયની ગાંઠો છૂટે નહીં. આ ભ્રમ ટાળવા; અગર આ ગાંઠો છોડવા, વિરલા શ્રોતાઓનેજ ગરજ થાય છે. પામર શ્રોતાઓ આ ગરજમાં સમજતા પણ નથી. ગુરૂઓમાં પણ, સોએ નવાણુ ટકા, શેરડીના કોલ (સીસોડા), જેવા ગુરૂઓ હોય છે. એટલે કોલ સૌને શેરડીનો રસ આપે; પણ પોતે પોતાના મુખમાં શેરડીના પીલેલાં રાડાંજ રાખે. એટલે નાટકમાં રમનારા, પોતાના કરૂણ રસથી, અનેક પ્રેક્ષકોને રોવડાવે; પણ પોતે કોરાધાકોર રહે. જેમનાં હૃદય રંગાઈ ગએલાં હોય છે; તે ગુરૂઓ મુમુક્ષુઓ પ્રત્યે અતિ કરૂણાવાળા હોય છે. તેમના હૃદયમાંથીજ રંગનાં ટીપાં નીતરે છે.

આ જે કાંઈ અત્યારે ગુરૂ શિષ્યનો સંબંધ ચાલી રહ્યો છે; તેમાં સોએ પંચાણુ ટકા, અધ્યાત્મ વિકાસની અગર સાચી ભક્તિની પરવા-નથી ગુરૂને, કે નથી શિષ્યને! જીવનમાં મોટામાં મોટી નુકશાની આ છે; તેથી લાગી આવે; એવી આ બાબત છે. સમજુએ સાનમાં સમજી જવું.

આપણે પોતે ઘણા સમજુ હોઈએ; ભણેલા હોઇએ-તોપણ જ્ઞાનની વાત ઘણીજ ગુંચવણ ભરેલી છે—

वाक्यच्छेदनिबंधेन, काव्यालंकारशोभिताः ॥
चिंतया दुःखिता मूढा, तिष्ठंति व्याकुलेंद्रियाः ॥ ७५ ॥
अन्यथा परमं तत्त्वं, जनाः क्लिश्यंति चान्यथा ॥
अन्यथा शास्त्रसद्भावो, व्याख्यां कुर्वंति चान्यथा ॥ ७६ ॥

× × × ×

पठंति वेदशास्त्राणि, बोधयंति परस्परं ॥
न जानंति परं तत्त्वं, दर्वी पाकरसं यथा ॥७८॥
शिरो वहति पुष्पाणि, गंधं जानाति नासिका ॥
पठंति वेदशास्त्राणि, दुर्लभो भावबोधकः ॥ ७९ ॥
संसारमोहनाशाय, शाब्दबोधो न हि क्षमः ॥
न निवर्तेत तिमिरं, कदाचिद् दीपवार्तया ॥ ८१ ॥
प्रज्ञाहीनस्य पठनं, यथांधस्य च दर्पणम् ॥
अतः प्रज्ञावतां शास्त्रं, तत्वज्ञानस्य लक्षणं ॥ ८२ ॥
इदं ज्ञानमिदं ज्ञेयं, सर्वं तु श्रोतुमिच्छति ॥
दिव्यवर्षसहस्रायुः, शास्त्रांतं नैव गच्छति ॥ ८३ ॥
अनेकानि च शास्त्राणि, स्वल्पायुर्विघ्नकोटयः ॥
तस्मात् सारं विजानीयात्, क्षीरं हंस इवांभसि ॥ ८४ ॥
यथामृतेन तृप्तस्य, नाहारेण प्रयोजनम् ॥
तत्त्वज्ञस्य तथा तार्क्ष्य, न शास्त्रेण प्रयोजनम् ॥ ८६ ॥
न वेदाध्ययनान्मुक्तिर्-न शास्त्रपठनादपि ॥
ज्ञानादेव हि कैवल्यं, नान्यथा विनतात्मज ॥ ८७ ॥

**नाश्रमः कारणं मुक्तेर्-दर्शनानि न कारणं ॥**
**तथैव सर्वकर्माणि, ज्ञानमेव हि कारणं ॥ ८८ ॥**

[ ગરૂડ પુરાણુ અ. ૧૬ ]

નોંધ—સંવત ૧૯૯૧ના આ સાથે આપેલા આસોના અંકમાં-'મરવું કેવી રીતે!'-તે સંબંધી લખતાં, ગરૂડ પુરાણનું તારણ સમજાવ્યું છે. જ્ઞાન સંબંધી ઉત્તમ ભાગ, જગ્યાના સંકોચને લીધે, ત્યાં લીધો નથી; તે અહીં પ્રસંગ પ્રાપ્ત થતાં લીધો છે.

અર્થ—વાક્ય, છંદ, નિબંધ, કાવ્ય, અને અલંકાર વિગેરેથી શોભિતા પંડિતો હોય; પણ તેમાં તત્ત્વજ્ઞાન ન હોય; તો તે પુરૂષો, સુખદુઃખના ધક્કા વાગતાં, વ્યાકુળ ઈંદ્રિયોવાળા બની જાય છે. [૭૫] ગુરૂના ઉપદેશ વિના, કેવળ કુતર્કથીજ, જેઓ પરમતત્ત્વ જાણવાની ઇચ્છા રાખે છે; તે પુરૂષો ક્લેશ પામે છે. શાસ્ત્રોમાં સદ્ભાવ ભર્યો હોય; તોપણ તેમને કુભાવ દેખાય છે; તે શાસ્ત્રની વ્યાખ્યા પણ, તેમને વિપરીત જણાય છે. [૭૬] × × જેમ અનેક પ્રકારના ભોજનોમાં ફરતી કડછી ભોજનના સ્વાદને જાણતી નથી; તેમ કેટલાએક પંડિતો વેદશાસ્ત્ર ભણીને એકબીજાને ઉપદેશ કરતા જણાય છે; પણ તેઓ પરં તત્ત્વને જાણતા નથી. [૭૮] જેમ માથું પુષ્પોને ધારણ કરે; પણ પુષ્પોમાં રહેલી ગંધને, નાક ગ્રહણ કરે; તે પ્રમાણે પંડિતો પોતાના અભ્યાસનો લાભ લઇ શકતા નથી; અને અન્ય તેનો લાભ લે છે. [૭૯] × × જેમ કેવળ દીવાની કથા કરવાથી, અંધકારનો નાશ થતો નથી; તેમ (ચારિત્રરહિત) માત્ર શબ્દ જ્ઞાનથી, સંસારનો મોહ મટતો નથી. [૮૧] જેમ આંધળા પુરૂષનું આરસીમાં જોવું નકામું છે; તેમ બુદ્ધિ વિનાના-તીવ્ર જીજ્ઞાસા વિનાના-માણસને, શાસ્ત્રનું પઠન નકામું છે. [૮૨] આ જાણ્યું અને આ જાણવાનું છે; એવી આશાથી, જે પુરૂષ સર્વ બાબતો જાણવાની ઇચ્છા કરે છે; તે પુરૂષ દેવોનાં હજાર વર્ષ ગુમાવે; તોપણ શાસ્ત્રોના અંતને પામતા નથી. [૮૩] શાસ્ત્રો અનંત છે; તેના અધ્યયનમાં વિઘ્નો પણ ઘણાં છે. તેથી કુશળ પુરૂષો હંસની માફક શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરે છે. [૮૪] × × જે પુરૂષ અમૃતથી તૃપ્ત થયો હોય; તેને બીજો અહાર નિરૂપયોગી છે; તેમ હે ગરૂડ! જે તત્ત્વ જાણનારો છે; તેને બીજાં શાસ્ત્રો જાણવાની જરૂર નથી. [૮૬] હે ગરૂડ વેદાધ્યયન થકી મુક્તિ નથી; તેમ શાસ્ત્રો ભણી જવાથી પણ મુક્તિ નથી; જ્ઞાનથીજ મુક્તિ છે. [૮૭] મુક્તિની બાબતમાં, બ્રહ્મચર્યાદિ આશ્રમો પણ કારણરૂપ નથી; છ દર્શનો પણ કારણરૂપ નથી; તે પ્રમાણે નાના પ્રકારના યજ્ઞાદિ કર્મો પણ મોક્ષની બાબતમાં કારણરૂપ નથી. મુક્તિની બાબતમાં જ્ઞાન એજ કારણરૂપ છે. [૮૮]

જ્ઞાન કોને આધીન છે? જ્ઞાનની ચાવીઓ કયાં રહે છે? તે હવે કહે છે—

**मुक्तिदा गुरुवागेका, विद्याः सर्वा विडंबकाः ॥**
**काष्ठभारसहस्रेषु, ह्येकं संजीवनं परं ॥८९॥**
**अद्वैतं हि शिवं प्रोक्तं, क्रियायासविवर्जितम् ॥**
**गुरुवक्त्रेण लभ्येत, नाधीतागमकोटिभिः ॥९०॥**

અર્થ—જેમ લાકડાના હજારો ભારામાં જીવનદાતા 'સંજીવની' નામની ઔષધીજ ઉત્તમ છે; તેમ અનેક વિદ્યાઓના ભારા વિટંબનારૂપ છે; અને મુક્તિ દાતા તો ફક્ત ગુરૂનો ઉપદેશજ છે. [૮૯] અદ્વૈતરૂપ જે શિવપદ છે; તે ગુરૂકૃપા થાય; તો અના-

માંસે પ્રાપ્ત થાય છે. જે જ્ઞાન ગુરૂના ઉપદેશથી પ્રાપ્ત થાય; તે જ્ઞાન વેદોનું કરોડો વાર પઠન પાઠન કરે; તોપણ થતું નથી. [૯૦]

થોડા જળથી માળી બગીચાને જેવો રાખે; તેવો ચોમાસાના ધોધ માર વરસાદથી, બગીચો રહી શકતો નથી. જેમ માળીના હાથમાં એવું કાંઇક છે; તેમ સદ્દગુરૂની કૃપામાં એવું કાંઇક છે. જે કૃપાના પરચારૂપ અનેક શિષ્યો ભારતમાં, અને ભારતની બહાર ઉભા છે. એવા શિષ્યો મુવા છતાં અમર છે.

ગુરૂ હજારો સારના સારરૂપ કહે છે—

**द्वे पदे बंधमोक्षाय, न 'ममेति'– 'ममेति' च ।**
**'ममेति' बध्यते जंतुर्–न 'ममेति' प्रमुच्यते ॥९३॥**
**तत्कर्म यन्नबंधाय, सा विद्या या विमुक्तिदा ॥**
**आयासायापरं कर्म, विद्यान्याः शिल्पनैपुणम् ॥९४॥**
**यावत्कर्माणि दीयंते, यावत्संसारवासना ॥**
**यावदिंद्रियचापल्यं, तावत् तत्त्वकथा कुतः ॥९५॥**
**यावन्नो मनसः स्थैर्यं, न यावच्छास्त्रचिंतनं ॥**
**यावन्न गुरुकारुण्यं, तावत् तत्त्वकथा कुतः ॥९६॥**
**यावद्देहाभिमानश्च, ममता यावदेव हि ॥**
**यावत् प्रयत्नवेगोऽस्ति, यावत् संकल्पकल्पना ॥९७॥**
**तस्मात् सर्वप्रयत्नेन, सर्वावस्थासु सर्वदा ॥**
**तत्त्वनिष्ठो भवेत् तार्क्ष्य, यदीच्छेन्मोक्षमात्मनः ॥९९॥**
**तस्माज्ज्ञानेनात्मतत्त्वं, विज्ञेयं श्रीगुरोर्मुखात् ॥**
**सुखेन मुच्यते जंतुर्–घोरसंसारबंधनात् ॥१०१॥**

અર્થ—બંધ અને મોક્ષ જીવને વસવાનાં બે સ્થાન છે. મમતા જીવને બંધન કરે છે; અને મમતાનો ત્યાગ જીવને મુક્તિ આપે છે. [૯૩] જે કર્મ કરવાથી કર્મબંધન ન થાય તે કર્મ સમજવું; અને જે વિદ્યા થકી મુક્તિ પ્રાપ્ત થાય; તે વિદ્યા સમજવી. જે કર્મથી બંધન થાય; તે કર્મ ભારરૂપ (મહેનત આપનારૂં) સમજવું. અને બ્રહ્મવિદ્યા સિવાયની બીજી વિદ્યા સલાટની વિદ્યા જેવી સામાન્ય વિદ્યા સમજવી. [૯૪] જ્યાંસુધી કરેલાં કર્મનાં ફળ લેવાની ઇચ્છા હોય; જ્યાંસુધી સંસારવાસના હોય; [સાંભળો ! ફરી સાંભળો !] **જ્યાં સુધી સંસારવાસના** હોય; તથા જ્યાં સુધી ઇંદ્રિયોની ચપળતા—અસ્થિરતા—હોય; ત્યાં સુધી તત્ત્વજ્ઞાનની કથાનો લાભ કેવી રીતે મળે ? નજ મળે. [૯૫] જ્યાં સુધી અંતઃકરણ સ્થિર ન હોય; જ્યાં સુધી શાસ્ત્રોનું ચિંતવન ન હોય, તથા જ્યાં સુધી ગુરૂની કૃપા ન હોય; ત્યાં સુધી તત્ત્વજ્ઞાનની કથાનો લાભ કેમ મળે ?—નજ મળે. [૯૬] જ્યાં સુધી દેહાભિમાન હોય; જ્યાં સુધી મમતા હોય; જ્યાં સુધી વ્યવહાર પ્રવૃત્તિ હોય; જ્યાં સુધી સંકલ્પ વિકલ્પ હોય; ત્યાં સુધી તત્ત્વજ્ઞાનની કથાનો લાભ કેમ મળે ? નજ મળે. [૯૭] × × તેથી હે ગરૂડ ! મોક્ષની ઇચ્છા હોય; તો સર્વાવસ્થામાં અને સર્વ કાળમાં તત્ત્વમાં નિષ્ઠા—પ્રીતિ—રાખવી. [૯૯] તત્ત્વજ્ઞાન માટે ગુરૂને સેવવા. ગુરૂના મુખથી જ્ઞાનપૂર્વક આત્મતત્ત્વ જાણવું. જે જાણવાથી જીવ ભયંકર સંસારથી મુક્ત થાય છે. [૧૦૧]

તાત્પર્ય—'ગુરૂની આવશ્યકતા છે,' એમ 'પ્રબુદ્ધ' નામના યોગેશ્વર બોલ્યા. તે હવે તમે સૌ સમજ્યા હશો. કહેવા જેવું માત્ર એટલું કે—ભાંગલા વહાણનો આશ્રય લેનારો

માણસ જેમ ડુબી મરે છે; તેમ ચારિત્રં અને વિદ્યા વિનાના ગુરૂનો આશ્રય લેનારો માણસ રખડી પડે છે. ગુરૂ કેવા જોઇએ ? તો તે અહીં ૨૧ મા શ્લોકમાંજ કહ્યું છે કે-**परे शाब्दे निष्णातं** (વેદશાસ્ત્રમાં પ્રવીણ), **ब्रह्मणि निष्णातं** (બ્રહ્મનો અપરોક્ષજ્ઞાની), **उपशमाश्रयम्** (ઘણીજ શાંતિ વાળા.)

શ્રુતિ પણ કહે છે કે—

**परीक्ष्य लोकान् कर्मचितान्, ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ॥**
**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्, समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥**

અર્થ—સકામ કર્મોથી પ્રાપ્ત થએલા સ્વર્ગાદિ લોકો પણ, વિનાશી છે; એવી ખાત્રી કરી લઈને, બ્રાહ્મણે વૈરાગ્ય યુક્ત થવું. નિત્યની પ્રાપ્તિ અનિત્યના ભોગ વડે કદિ થઇ શકતી નથી. નિત્યને જાણવા માટે, સમિધ હાથમાં લઇને, એટલે નમ્ર ભાવે, વેદ પારંગત બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જવું.

ગીતા પણ-**तद्विद्धि प्रणिपातेन** (અ. ૪-૩૪) વિગેરે શબ્દોથી કહે છે કે ગુરૂ પાસે જવું.

જ્યાં જવું હોય; ત્યાંની ઓળખાણવાળો એકાદ જણ તો જોઇએજ. કોઇ કચેરીમાં જવું હોય. ત્યાંનો એક પટાવાળોજ ઓળખીતો હોય; તો પણ તે ઉપયોગી થઇ પડે. સ્ટેશનમાં એક સાંધાવાળોજ ઓળખીતો હોય; તો ગાડીમાં સારે ઠેકાણે બેસાડે; પાણી ભરી લાવે વિગેરે. આ સંસારમાં તમે ગમે એવા મોટા હો; તોપણ અહીં—આ સંસારમાં—સદા રહેવાય એવું નથી. રહેવાની ઇચ્છા કરો; તો પણ સમય થાય; ત્યારે પકડીને લઇ જાય.

**'અબ્જોની મીલ્કત આપતાં, પણ આ સિકંદર ના બચ્યો;**
હાથે કરીને મેળવ્યું તે, વાપરી પણ ના શક્યો.'

જેમ મરવું તે ચોક્કસ; તેમ મરવા પહેલાં, મરણના ભોમીઆનો આશ્રય લઇ, મરણથી વાકેફ થઇ જવું; તે પણ ચોક્કસ સમજવું. આ કાંઈ કોઇના ઉપર ઉપકાર નથી. આવશ્યક કાર્ય અવશ્ય પોતેજ કરવું જોઇએ.

ગુરૂ પાસે રહીને શું શીખવું ?—તે હવે કહે છે—

**सर्वतो मनसोऽसङ्ग-मादौ सङ्गं च साधुषु ॥**
**दयां मैत्रीं प्रश्रयं च, भूतेष्वद्धा यथोचितम् ॥२३॥**
**शौचं तपस्तितिक्षां च, मौनं स्वाध्यायमार्जवम् ॥**
**ब्रह्मचर्यमहिंसां च, समत्वं द्वन्द्वसंज्ञयोः ॥२४॥**

---

૨૩ પદચ્છેદ—**आदौ मनसा**—પહેલાં મનથી. **सर्वतः असंगं**—સર્વમાં વૈરાગ્ય. **च**—અને. **साधुषु संगं**—સંતોનો સમાગમ. **भूतेषु यथोचितम्**—પ્રાણીઓ પ્રત્યે ઘટે તેમ. **अद्धा**—સાક્ષાત્ **दयां मैत्रीं प्रश्रयं च**—હીન પ્રાણી પર દયા, સરખે સરખા સાથે મિત્રતા અને વડીલો પ્રત્યે નમ્રતા.

૨૪ પદચ્છેદ—**शौचं**—આંતર બહારની પવિત્રતા. **तपः**—સ્વધર્મનું આચરણ. **तितिक्षां च**—જે કાંઇ આવી પડે તે આનાકાની કર્યા વિના વેઠી લેવું તે. **मौनं**—વૃથા બોલવાનો ત્યાગ. **स्वाध्यायं**—વેદાદિનું અધ્યયન. **आर्जवम्**—સરલતા. **ब्रह्मचर्यं**—ઋતુમાંજ સ્ત્રીનો સંગ કરવા આદિ બ્રહ્મચર્ય. **अहिंसां च**—અને પ્રાણીઓ અદ્રોહ. **द्वंद्वसंज्ञयोः समत्वं**—સુખદુઃખ અને શીત ઉષ્ણઆદિ જોટાના પદાર્થોમાં હર્ષશોકથી રહિતપણું.

**નોંધ**—આશોનો વધારાનો ફરમો કારતક સાથે મળશે.

અર્થ—પ્રથમ મનથી સર્વ વિષયોમાં વૈરાગ્ય રાખવો; અને સંતોનો સમાગમ કરવો. પોતાથી હીન પ્રાણીઓ ઉપર દયા; સરખેસરખા સાથે મિત્રતા, અને વડીલો પ્રત્યે નમ્રતા રાખવી જોઇએ. [૨૩] માટી અને જળ આદિથી શરીરની પવિત્રતા; અને અગર્વાદિથી મનની પવિત્રતા—એટલે—આંતરબહારની પવિત્રતા; સ્વધર્મનું પાલન; જે કાંઇ આવી પડે, તે આનાકાની કર્યા વિના વેઠી લેવું; વૃથા બોલવાનો ત્યાગ; વેદાદિનું અધ્યયન, સરલતા, ઋતુમાંજ સ્ત્રીનો સંગ કરવા આદિ બ્રહ્મચર્ય, અને પ્રાણીઓનો અદ્રોહ, તથા સુખદુઃખ અને શીતઉષ્ણાદિ જોટાના પદાર્થોમાં હર્ષશોકથી રહિતપણું. [૨૪]

૨૩–૨૪ વિવેચન—

'**यथोचितम्**—જેમ યોગ્ય જણાય તેમ'. સૌને સમાન ગણવાની ના નથી; તોપણ–'**यथोचितम्**–જેમ યોગ્ય જણાય તેમ' શબ્દ અહીં મૂકયો છે. તેનો ખુલાસો એવો છે કે–દયા, મૈત્રી અને નમ્રતા, જ્યાં ઘટે ત્યાંજ કરવાં. એટલે તેમાં વિશેષ સમજવા જેવું એ છે કે–બ્રાહ્મણને તથા ગાયને સમાન ગણવાં; તોપણ બ્રાહ્મણને અને ગાયને બેઉને ઘાસ ન અપાય. બ્રાહ્મણને લાડુ, અને ગાયને ઘાસ અપાય. સંત અને કુતરો સમાનદષ્ટિથી સરખાં ગણાય; તોપણ સંતને ઉકરડે; અને કુતરાને સારા આસન ઉપર ન બેસાડાય. સ્ત્રીને અને માતાને–બેઉને સરખાં રખાય; તોપણ સ્ત્રી તે સ્ત્રી; અને મા તે મા. બેઉના વહીવટ નોખા. દરેક સમયમાં સમાનદષ્ટિનો ડોળ કરનારાં સ્ત્રી પુરૂષો બહુ પાકે છે. તેમની શબ્દ જાળમાં ભોળાં લોકો ભુલાં પડે છે. માટે શાસ્ત્રકાર **यथोचितम्** શબ્દ મૂકે છે.

કલ્યાણ માટે શું શું કરવું; તેની આ નોંધ છે. 'મનમાં સર્વ વિષયોથી વૈરાગ્ય–' આ તો બોલી ગયા; પણ બને કેમ? તેના જવાબમાં આગળ કહે છે કે–**आदौ संगं च साधुषु**–પ્રથમ સાધુ પુરૂષોનો સંગ. જેમ એકજ દવા, અનેક રોગ ઉપર લાગુ પડે; તેમ સંતોનો સમાગમ, અનેક દોષોનું નિવારણ કરી શકે. તેટલા માટે જ તીર્થો કરતાં, અને દેવની મૂર્તિઓ કરતાં, સંતોનો સમાગમ સૌએ શ્રેષ્ઠ ગણ્યો. શ્રીરામે શવરીને કાંઈ કહ્યું હતું–ત્યાં પ્રભુ બોલ્યા હતા કે—

ચોપાઈ—પ્રથમ ભક્તિ સંતનકર સંગા, દુસર રત મમ કથા પ્રસંગા.

વળી સદાશિવે કહ્યું છે કે—

ચોપાઇ—બીનું સત્સંગ વિવેક ન હોઇ, રામકૃપા બીનુ સુલભ ન સોઇ.

પણ સંત તે કેવા ?—

દોહરો—વંદૌ સંત સમાન ચિત, હિત અનહિત નહિં કોય;
અંજલીગત શુભસુમન જિમી, સમ સુગંધ કર દોય—સીયાવર૦
સત્સંગ–સુની સમુઝે જન મુદિત મન, મજ્જહિ અતિ અનુરાગ;
લહહિ ચારી ફળ અછત તનુ, સાધુ સમાજ પ્રયાગ—સીયાવર૦

ચોપાઈ—મજ્જન ફળ દેખીએ તતકાલા, કાક હોઇ પીક બકહુ મરાલા;
સુની આશ્ચર્ય કરે જની કોઇ, સત્સંગત મહિમા નહિં ગોઈ.

[મોક્ષવાણી પાનુ ૯]

અગર્વથી મનની પવિત્રતા—જેમ આળા ઉપર માખી પ્રેમ કરીને બેસે; તેમ સારા કામ ઉપર ગર્વ પ્રેમ કરીને બેસે. માટે સત્કર્મ કરનારે ગર્વથી બચવું.

**શૌચ**—બાહ્ય શુદ્ધિનું દંભી અભિમાન જે રાખે; તેને આંતર પવિત્રતા પ્રાપ્ત થતી નથી. નગ્ન સ્રીને માથે સુંદર મોતીનો મોડીયો શોભતો નથી. જે નાકમાં લેંટ ભરી હોય; તે નાકમાં સાચા મોતીની વાળી શોભતી નથી. સુંદર મુખ ઉપર જરા જેટલો કોઢ, હોય; તો તે મુખ શોભતું નથી. તે પ્રમાણે જેમના અંતરમાં અનેક અકળામણો—અનેક વિકલ્પો હોય છે; તેમનું બાહ્ય પવિત્ર આચરણ પાંગળું છે–ફજેતી રૂપ છે.

**તપ**—શરીરનું શોષણ કરવું તેટલું જ માત્ર તપ નથી; પણ હૃદયમાં ભગવાનનું ધ્યાન કર્યા કરવું. છટકી જતી શ્રીહરિની મૂર્તિને, પકડી પકડીને ધ્યાનમા લાવવી; તે તપ છે.

તિતિક્ષા—રાજી થઇને દુઃખ વેઠી લેવાં; અને સુખમાં અભિમાન ન કરવું તે તિતિક્ષા. તિતિક્ષા માટે પુરૂષને, પ્રથમ આત્મબળ બહુ વધારવું જોઇએ. આત્મવિકાસ વિના, તિતિક્ષાની વાતો કરવી; તે માત્ર વાતોંજ છે. સ્રીઓ સાસરામાં ઘણાં કષ્ટ વેઠે છે; પણ જો રાજી ખુશીથી વેઠે છે; તો તેનાં પૂણ્ય બંધાય છે; અને બબડાટ કરતાં કરતાં વેઠે છે; તો તેનાં પાપ બંધાય છે. પુણ્યનું ફળ સુખ, અને પાપનું ફળ દુઃખ. તેમજ પુરૂષો પોતાના ધંધામાં, અગર માતાપિતાની સેવામાં, રાજી ખુશીથી દુઃખોને વેઠીલે; તો પુણ્ય, અને રોતાં રોતાં વેઠે; તો પાપ. દુઃખને ધીરજથી ખસેડવા પ્રયત્ન કરવાની ના નથી. પણ જ્યારે તે દુઃખ અનિવાર્ય જણાય; ત્યારે રાજી ખુશીથી તે દુઃખ વેઠી લેવાં જોઇએ. દાવાનળથી અગર સખત ઉનાળાથી આકાશ બળતું નથી; શીતળ જળથી અગર હીમથી પૃથ્વી ટાઢે કડકડતી નથી. તેમ આત્મારામી સંતોને, દ્વંદ્વ અડકતાં નથી. ધનવાનને બે પાંચ પૈસાનો ધક્કો ન લાગે; તેમ આત્મારામી પુરૂષને, જેવા તેવા સુખદુઃખથી ધકકો વાગતો નથી.

**ब्रह्मांडमंडलीमात्रं, किं लोभाय मनस्विनः ॥**
**शफरीस्फुरितेनाब्धेः, क्षुब्धता जातु जायते ॥८१॥** (ભ. વૈરાગ્યશતક)

**અર્થ**—આખા બ્રહ્માંડરૂપી લાભ, શું વિવેકી પુરૂષને લોભાવે ? ના. માછલીના સ્ફૂરવાથી કદિ સમુદ્ર ચલાયમાન થાય છે ? ગભરાય છે ? અકળાય છે ? [૮૧]

**મૌન**—પોતાને પોતાનાં વખાણ કરવાં બહુ ગમે છે; પણ 'પોતે પ્રભુ પાસે કાંઇ નથી. અથવા જે કાંઇ પોતામાં છે; તે પ્રભુ થકી છે;' એમ જ્યારે પોતાને પાકે પાયે ખાત્રી થાય છે; ત્યારે તે પોતાનાં વખાણ કરતો નથી. વખાણ કરવા લાયક તો–વસિષ્ઠ, વ્યાસ, નારદ અને પ્રહ્લાદ; યાજ્ઞવલ્કય અને જનક વિગેરે. કયાં તે ! અને કયાં આપણે ! આપણે તો સૂર્ય પાસે જાણે આગીઆ–પતંગીઆ.

સ્વાધ્યાય—વેદના પાઠ, અથવા પુરાણના અધ્યાયોના નિયમસર પાઠ, અથવા પોતાને જે ગ્રન્થ ગમતા હોય; તેના પાઠ કરવા; તે અધ્યયન. તે બહુ ન બની શકે તો–યજુર્વેદની રૂદ્રિનો બીજો અધ્યાય, ગીતાનો અ. ૨, ૧૨–અને ૧૫ મો, અને ચંડિપાઠનો અ. ૪ થો; તથા શિવમહિમ્નઃ. આટલું હમેશાં અથવા બે દિવસે થાય; તોપણ ઘણું છે. ઘણા દિવસ પાઠ કર્યા પછી, તેમાં સમાએલા રહસ્યને વિચારતાં શીખવું. ઉપનિષદોનો શોખ હોય; તો ઇશાવાસ્ય ઉપનિષદનું અધ્યયન કરવું. જે પાઠ ગમે; તે પાઠ પ્રથમ પોપટ પઢે; એવું પાકે પાયે ગોખી નાંખવું, પછી તેના ઉંડાણમાં ઉતરવું.

**આર્જવ**—લીંબુના રસની માફક સૌની સાથે હળીમળી જવું; તે આર્જવતા. કપડામાં દોરો વિરોધ વિના સુખેથી રહે છે; તેમ લોકોની સાથે વિરોધવિના રહેવું; તે આર્જવતા. ચંદ્ર આભે વાંકો ચુકો દેખાય; પણ તેનું અમૃત વાંકું ચુંકું હોતું નથી; તેમ જુદા જુદા પ્રકારના લોકોને જોઇને, જેમની મનોવૃત્તિ બદલાતી નથી; જે સર્વને પોતાના સગાજ સમજે છે; તે આર્જવ મનુષ્યો છે. આતો વાતો કરીએ-બાકી જગત્ તરફ દૃષ્ટિ કરીએ; તો ઘણે ઠેકાણે-ભાંડરડાં વચ્ચે આર્જવતા નથી; પતિપત્ની વચ્ચે આર્જવતા નથી; પિતાપુત્ર વચ્ચે આર્જવતા નથી; શેઠગુમાસ્તા વચ્ચે આર્જવતા નથી. સાસુવહુ વચ્ચે આર્જવતા નથી. એક કહે 'આમ !' તો બીજો કહે 'આમ !' જાણે કોર્ટના વાદી પ્રતિવાદી. નવાં નવાં વેર ઉભાં કરવાંજ, જાણે તેઓ અવતર્યાં ન હોય ! પરિણામે જગત્ દુઃખમાં શેકાઇ રહ્યું છે. માનવે આર્જવતા શીખવી હોય; તો પોતાના ઘરમાંજ શીખી લેવી. 'માતા-પિતાની આજ્ઞા, એજ મારૂં કર્તવ્ય'; 'પતિની આજ્ઞા એજ મારૂં કર્તવ્ય;' 'કુટુંબમાં સૌને સુખ થાય; એમ કરવું; એજ મારૂં કર્તવ્ય.' આ ગુણ જેવો તેવો જણાય છે; તોપણ જેમનાં ભાગ્ય હોય; તે સ્ત્રી પુરૂષોજ, આર્જવ-સરલ બની શકે છે. બાકી તો મરે ત્યાં સુધી વાંકાં ! બીજે અવતારે પણ વાંકાં ! કોઇની સાથે ભળી વહેંચેજ નહીં. તમારે પણ ભાગ્યશાળી બનવાની ગરજ હોય; તો સરલ થતાં શીખજો. આર્જવતાના ઉંડાણમાં-**'ધાર્યું ધણીનું થાય છે; અને હા-ના કરનારા વચ્ચે કુટાઈ મરે છે;'** એ મહા મંત્રને મૂકી રાખવો. આ જગતમાં આપણે રાજા હોઇએ કે દીવાન હોઇએ; પણ પરતંત્ર છઇએ; ઇશ્વરને આધીન છઇએ. પડદા પાછળ શું છે; તે ઇશ્વર જાણે છે; માટે કોઇ પણ બાબતમાં બહુ તંત કરવો નહીં.

**બ્રહ્મચર્ય**—

ચોપાઈ—નાથ ! વિષયસમ મદ કછુ નાંઇ, મુનિ મન મોહ કરે ક્ષણમાંહિ;
વિષય વિવશ સુરનર મુનિ સ્વામી, મેં પામર પશુ કપિ અતિ કામી.

કોણ આ બોલે છે ?—'હાં-સુગ્રીવ-બરાબર.' [જુઓ મોક્ષવાણી પાનુ ૪૩A ] ગૃહસ્થાશ્રમમાં પણ, બ્રહ્મચર્ય પાળવાની મર્યાદાઓ બાંધી આપી છે. આ તો વાતો ! બાકી મનમાંથી, વિષયરૂપી રોગ નીકળી જવો મુશ્કેલ છે. મુશ્કેલ છે; છતાં પ્રયત્નથી આ રોગ મટે એવો છે. સાચા પ્રયત્નની તે અપેક્ષા રાખે છે. અરે ! પરદારાઓ પ્રત્યે પવિત્ર ભાવ થાય; તોપણ ઘણું છે; તોપણ તેને માનવના લીસ્ટમાં નોંધી શકાય. માનવનું મન, વિષયાનંદનું મોટું મથક છે. આ મનમાં બ્રહ્માનંદને લાવવો તે ઘણું મુશ્કેલ કામ છે. મુશ્કેલ છે; તોપણ તે કામ થાય છે. વિષયાનંદને નસાડવો હોય; તો બ્રહ્માનંદને હૃદયમાં લાવવા, પ્રયત્ન કરવો. બ્રહ્માનંદ વિના વિષયાનંદ કદિ નાસે એમ નથી.

અહિંસા—મન, વાણી અને કાયા જેમનાં પવિત્ર, તેમને અહિંસાનો લાભ મળે. કામ, ક્રોધ અને લોભ હિંસાના પ્રેરક છે. તે ત્રણથી મુક્ત થવા જેઓ પ્રયત્ન કરે; તે હિંસાથી મુક્ત રહી શકે. કોઇને દુભવવાથી પરમાત્મા દુભાશે; અથવા પોતાને જેમ દુઃખ ગમતું નથી; તેમ સામાને પણ દુઃખ ગમતું નથી; એવા નિશ્ચય વાળો પુરૂષ, અહિંસાનું પાલન કરી શકે છે.

**द्वंद्वसंज्ञयोः समत्वं**—શીતઉષ્ણ, સુખદુઃખ આદિ જોટાના પદાર્થોમાં હર્ષશોકથી રહિતપણું. સરકારના રાજમાં ઘણી સગવડો મળતાં, ઘણાં સુખનાં સાધનો પ્રાપ્ત થતાં,

આપણે પામર બની ગયા છીએ. કેટલાંએક સ્ત્રી પુરૂષો તો, જરા પણ દુઃખ વેઠી શકતાં નથી. જરા દુઃખ દેખે; ત્યાં ગભરાઈ જાય. મેડા ઉપર ચકલીનું પાણી કદી ન ચડે; અને નીચે લેવા જવું પડે; તો કકળી ઉઠે. પોળમાં ઘંટીવાળાની ઘંટી બગડી હોય; અને જરા દૂર દળાવવા જવું પડે; ત્યાં કકળી ઉઠે. ઘરમાં બે માણસ બે દિવસ માટે વધી પડયાં હોય; તો કકળી ઉઠે. વાસણ માંજનારી કદિ માંદી પડી હોય; તો અકળાઇ જાય; અને પાંચની સાથે લડે. પુરૂષોને પણ ઘરમાં, દુકાનમાં અગર ઓફીસમાં, જરા વધારે પડતું કામ કરવું પડે; તો ફફડયા કરે. કોઇએ જરા કાંઇ કહ્યું કે–તો એના પાંચ સામા કહે; તોપણ જંપે નહીં. વધારે શું કહું! માનવ મોટું નામ; પણ પોલનો પારજ નહીં. દાણા થોડા અને કાંકરા ઘણા–ગુણ થોડા અને અવગુણ ઘણા. સંતોષ જરા જેટલો; અને અસંતોષના ઢગલા! ઘડીવાર તેમની પાસે બેઠા હોઇએ; તો તેમનો બબડાટ સાંભળી, કંટાળી જઇએ. ધર્મના ક્ષેત્રમાં જેઓ બેઠા છે; તેઓ પણ ભાગ્યશાળી હોય તોજ સુખદુઃખ રહિત રહી શકે નહીં; નહીં તો ગૃહસ્થના કરતાં, વૈરાગીના વૈભવ ઘણા. જેમને વૈભવ ઘણા, તેમને મુંજવણો ઘણી. મુંઝવણવાળો માણસ દ્વંદ્વમાં સમત્વ રાખી શકે નહીં. એટલે દેહમાં અહંભાવ હોય; ત્યાં સુધી દ્વંદ્વમાં સમત્વ રહી શકે નહિં. સમત્વની પરવા હોય; તો અહંભાવને તજી દેવો.

કલ્યાણ માટે શું શું જોઇએ; તે હજી ગણાવે છે—

**सर्वत्रात्मेश्वरान्वीक्षां, कैवल्यमनिकेतताम् ॥**
**विविक्तचीरवसनं, संतोषो येन केनचित् ॥ २५ ॥**
**श्रद्धां भागवते शास्त्रे-ऽनिन्दामन्यत्र चापि हि ॥**
**मनोवाक्कर्मदण्डं च, सत्यं शमदमावपि ॥ २६ ॥**
**श्रवणं कीर्तनं ध्यानं, हरेरद्भुतकर्मणः ॥**
**जन्मकर्मगुणानां च, तदर्थेऽखिलचेष्टितम् ॥ २७ ॥**

---

૨૫ પદચ્છેદ—**सर्वत्र**-સર્વ ઠેકાણે. **आत्मा च ईश्वरश्च तयोः अन्वीक्षा तां**-સત્ અને ચિત્રૂપથી બ્રહ્મ રહેલ છે એવો વિચાર; અને નિયંતાપણાથી સર્વત્ર ઈશ્વર વ્યાપીને રહેલ છે એવો વિચાર. **कैवल्यं**-એકાંતપણું. **अनिकेतस्य भावः अनिकेतता तां**-ઘર આદિના અભિમાનથી રહિતપણું. **विविक्ते पतितानि चीराणि तेषां वसनं-विविक्तचीरवसनं**-નિર્જન સ્થાનમાં પડેલાં ચીંથરાં અથવા શુદ્ધ વલ્કલનું પરિધાન. **येन केनचित् संतोषः**-જે કાંઇ મળે તેથી સંતોષ.

૨૬ પદચ્છેદ—**भागवते शास्त्रे श्रद्धां**-ભગવાનનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રમાં શ્રદ્ધા. **अन्यत्र च अपि अनिंदां**-અને બીજાં કોઇ શાસ્ત્રની અનિંદા. **च**-અને. **मनश्च वाक् च कर्म च तेषां दंडः तं**-પ્રાણાયામથી મનનો દંડ, મૌનથી વાણીનો દંડ, અનુદ્યમથી ક્રિયાનો દંડ. અથવા અનાસક્ત કર્મયોગથી ક્રિયાનો દંડ. **सत्यं**-યથાર્થ ભાષણ. **शमश्च दमश्च शमदमौ तौ अपि**-શમ અને દમ પણ.

૨૭ પદચ્છેદ—**अद्भुतकर्मणः हरेः**-અદ્ભુત કર્મ કરનારા ભગવાનનાં. **जन्मकर्मगुणानां श्रवणं कीर्तनं ध्यानं**-જન્મ કર્મ અને ગુણોનું શ્રવણ કીર્તન અને ધ્યાન. **च**-અને. **तदर्थे अखिलचेष्टितम्**-ભગવાનના ઉદ્દેશથીજ સર્વ કર્મ કરવું તે.

**અર્થ—'સત્ અને ચિત્‌રૂપથી બ્રહ્મ સર્વત્ર વ્યાપીને રહેલું છે; તથા નિયંતાપણાથી ઇશ્વર સર્વત્ર વ્યાપી રહેલ છે;' એવો વિચાર (એવો દૃઢ વિશ્વાસ), એકાંતપણું અથવા અદ્વૈત ભાવ, ઘર આદિના અભિમાનથી રહિતપણું, નિર્જન સ્થાનમાં પડેલાં ચીંથરાં અથવા શુદ્ધ વલ્કલનાં વસ્ત્ર, તથા જે કાંઇ મળી આવે; તેથી સંતોષ રાખવો તે. [૨૫] ભગવાનનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રમાં શ્રદ્ધા, અને બીજાં કોઇ શાસ્ત્રોની અનિંદા, પ્રાણાયામથી મનનો દંડ, મૌનથી વાણીનો દંડ, અનુદ્યમથી ક્રિયાનો દંડ, અથવા અનાસક્ત કર્મયોગથી ક્રિયાનો દંડ, યથાર્થ ભાષણ, તથા શમ અને દમ. એટલે અંતઃકરણનો નિગ્રહ અને ઈંદ્રિયોનો નિગ્રહ રાખવો તે. [૨૬]. અદ્ભૂતકર્મ કરનારા ભગવાનનાં જન્મ કર્મ અને ગુણોનું શ્રવણકીર્તન અને ધ્યાન, અને ભગવાનના ઉદ્દેશથીજ સર્વ કર્મ કરવું તે. [૨૭]**

૨૫ થી ૨૭ વિવેચન—

કામી સર્વત્ર સ્ત્રી દેખે; લોભી સર્વત્ર ધન દેખે; સંસારી સર્વત્ર સંસાર દેખે; ત્યાગી સર્વત્ર ત્યાગ દેખે; તેમ પ્રભુનો પ્યારો સર્વત્ર પ્રભુ દેખે. જે પરમાત્માનું આસન સર્વત્ર છે; તેનું સ્થાન અમુક વૈકુંઠ-ક્ષીરસાગર–શ્વેતદ્વીપ–વિગેરે કહેવું; તે મનની કલ્પના છે.

નિયંતાપણાથી ઇશ્વર રહેલ છે–મોંધીરના અને કવેટાના ભુકંપો તપાસવા; વિજ્ઞાન શાસ્ત્રીઓ ત્યાં ઉતરી પડયા. બહુ તપાસ કર્યા પછી, તેઓ બોલ્યા કે–'નિયંતા પ્રભુ છે; માટે પ્રભુનું ધાર્યું થાય.' આપણા પોતાના ઘરમાં પણ, ઘણીવાર ભુકંપ–કર્મકંપ–થાય છે; ત્યારે આપણે પણ નિયંતાને ઓળખવો પડે છે. ભરેડી ચોરને પોલીસ 'બાપુ! બાપુ!' કરે; ત્યાંસુધી તે ચોર ચોરીની વાત માને નહીં; પણ જ્યારે તેને લમણામાં વાગે; ત્યારે માની જાય. તેમ આપણે પણ, સુખમાં પડયા હોઇએ; ત્યારે–પ્રભુને માનીએ નહીં. પ્રભુ કોણ થાય છે.! જાણે આપણી દુનિયાના (ઘરના) આપણેજ નિયંતા! પણ જ્યારે આપણને લમણામાં વાગે; ત્યારે આપણી આંખ ઉઘડી જાય; ત્યારે આપણને ખાત્રી થાય કે–આપણા ઘરમાં પણ, આપણા સિવાય કોઇ મહાન્ નિયંતા છે. જેવી તેવી બાબતમાં તેમની કૃપાથી આપણા હુકમ ચાલે છે; બાકી આપણા ઘરના મોટા મોટા કેસ, તો તે નિયંતાજ ચલાવે છે.

**अहं सर्वस्य प्रभवः, मत्तः सर्वं प्रवर्तते।** એમ ગીતામાં ગોવિંદ સાફ–સાફ બોલ્યા; આપણે તે વાંચ્યું અગર સાંભળ્યું; પણ માન્યું નહીં. માન્યું ત્યારે કે–જ્યારે આપણને લમણામાં વાગ્યું. અહર્નિશ જે માનવા જેવી વાત; તે આપણે અહર્નિશ વિસરી જઇએ છઇએ. આવી ભૂલને માટે શું કરીએ?–પ્રભુના ચરણમાં નમીને કહી લઇએ કે–

ધૂન—'રાધાકૃષ્ણ જય કુંજબિહારી, મુરલીધર ગોવર્ધનધારી.'

[બસ! થવાદો! થવાદો! અનેક જન્મનાં પાપનો નાશ કરો! તક મળી; તેનો લાભ લ્યો! તમારે ઘેર આ નહીં બને.]

કહો કેવી મજા! બાપનાં લાડ, નાના બાળકને હોય! મોટા થયા; તે તો એટિકવેટમાં–પોઝીશનમાં–પ્રતિષ્ઠામાં–પડયા રહે. 'સત્સંગમાં આવ્યા, અને જે શરમાયા; તે સદા રહે કરમાયા' અરે! મોટા વેદાંતી અગર મોટા મહંત–આચાર્ય વિગેરે, ભગવત્ નામ મોટેથી બોલતાં લાજે! હાથ જોડીને શ્રીહરિને કહીશો કે—

રાગ—ભૂપાલી તીનતાલ.

નાથ મોહિ અબકી બેર ઉગારો !

[લખતાં લચકાઈ જાઉં છઉં. સાંભળો ફરી–]

નાથ મોહિ અબકી બેર ઉગારો ! ટેક૦

તુમ નાથનકે નાથ સુસ્વામી, દાતા નામ તિહારો !

કરમહીન જનમકો અંધો, મોતેં કૌન નકારો ? નાથ ! મોહિ૦

તીનલોક કે તુમ પ્રતિપાલક, મેંતો દાસ તિહારો;

મારી જાતિ કુજાતિ પ્રભુજી, મો પર કિરપા ધારો— નાથ ! મોહિ૦

પતિતન કે એક નાયક કહિએ, નીચનમેં સરદારો;

કોટિ પાપી ઇક પાસઁગ મેરે, અજામિલ કૌન બિચારો ! — નાથ ! મોહિ૦

ધરમ નામ સુનિ મેરો, નરક કિયો હઠ તારો;

મોકો ઠૌર નહિં અબ કોઉ, અપનો બિરદ સંભારો— નાથ ! મોહિ૦

ક્ષુદ્ર પતિત તુમ તારે રમાપતિ, અબ ન કરો જિય ગારો;

સૂરદાસ સાચો તબ માને, જો વ્હે મમ નિસ્તારો— નાથ ! મોહિ૦

એકાંત અને સંતોષ મુમુક્ષુના અમોલા શણગાર છે. અન્ન વસ્ત્રની ચિંતા થાય; તો તેના જવાબમાં ભક્ત બોલ્યા છે કે—

**का चिंता मम जीवने, यदि हरिर्विश्वंभरो गीयते ॥**

કારખાનાવાળા દેશમાંથી, બેકારોની બૂમ સંભળાય છે. બે પાંચ બેકાર નહીં; પણ લાખો ! એક બે દિવસ નહીં–પણ મહીનાના મહીના. કીડીને કણ અને હાથીને મણ, પ્રભુ આપે છે. ત્યારે ભક્તોએ શા માટે અકળાવું જોઇએ ! એક રાજાનો ઓળખીતો માણુસ, રાજમાં મહાલે છે; તો ભગવાનનો ઓળખીતો માણુસ, જગત્‌માં મહાલે; તેમાં નવાઇ જેવું કાંઇ નથી. વળી જગત્ જેને સુખ કહે; તેને ભગવાન્ અને ભગવાનના ભક્તો સુખ કહેતા નથી. તાત્પર્ય–સંસારમાં જે કાંઇમળી આવે; તેથી નિર્વાહ ચલાવી, હરિભજવાનો હેડો ઉભો કરવો.

**भागवते शास्त्रे श्रद्धां**—ભાગવત શાસ્ત્ર એટલે ભગવદ્‌પ્રાપ્તિ સંબંધી શાસ્ત્ર. તમામ શાસ્ત્રોમાં ભગવદ્ પ્રાપ્તિની વાતો હોય છે; તો પણ જેનું ખાતું, તેમાં તેનો મહિમા વધારે હોય. ભાગવત શાસ્ત્ર પુરાણોમાં તિલક સમાન છે. જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યનું પ્રતિપાદન બહુ સારી રીતે કરે છે. વળી હસતાં હસતાં કેવી રીતે મરવું; તે રીત પરીક્ષિતે જેવી શીખવી; તેવી કોઇએ શીખવી નથી. માટે ભાગવતશાસ્ત્ર ખાસ શ્રદ્ધા કરવા લાયક છે; ડહાપણ મૂકીને–વિચારવા જેવું પુરાણ છે. તેમાં જે જે વાત આકાશ પાતાળની જણાય–સમજણ ન પડે–શંકા થાય–તે હાલ પડી મેલવી.

**अन्यत्र अनिंदां**—બીજા શાસ્ત્રોની નિંદા કરવી નહીં. એટલે દરેક શાસ્ત્રોમાં ભગવદ્ પ્રાપ્તિની વાત હોયજ. જેણે જે માન્યું; તેને તે ગમ્યું. અન્યની નિંદા કરતાં, આપણું પોતાનું પડી જાય; ખોવાઇ જાય; તે વાત ભૂલવી નહીં.

દંડ એટલે સંયમ—સંયમ વિનાનું જીવન, તે સાંકળ વિના બારણા જેવું સમજવું. 'બસ ! અમે ગમે એમ કરીએ ! તમારે શું કામ છે ?' એમ કહેનારા આજકાલ ઘણા છે. દલપતરામભાઇએ દાખલા આપીને સમજાવ્યું છે કે–

'માખી બોલી મુખ થકી, પ્યારા બચ્ચા પાસે;
જઈ આવું હું જ્યાં સુધી, ઉડીશમા આકાશ.

બચ્ચું નવા જમાનાનું હશે ! સુધરેલું હશે ! તેથી તેને માનો ઉપદેશ ન ગમ્યો. પરિણામ અવળાં આવ્યાં. આજ કાલ આવાં અનેક બચ્ચાં, ભારતમાં ઉડે છે; અને કમોતે મરે છે.

સત્ય, શમ, દમ પણ કલ્યાણની કેડીએ કામનાં છે.

**तदर्थे अखिलचेष्टितम्**—સ્ત્રી પતિ માટે સર્વ કામકાજ કરે. પતિ સર્વ પ્રકારે સ્ત્રીની સંભાળ રાખે.

બાળક પોતાનું સર્વસ્વ માબાપને નિવેદન કરે; માબાપ તેની સર્વ પ્રકારે દેખરેખ રાખે.

શ્રીહરિનાં જન્મ કર્મ અને ગુણોનું શ્રવણ–કીર્તન–અને ધ્યાન–આ ત્રણ બહુજ ઉન્નતિ આપનારાં છે. ખંત રાખીને સેવવા જેવાં છે. જેમ જમ્યા વિના ન રહો; તેમ આ ત્રણ વિના ન રહેશો. પાપીઓને પાવન કર્યા હોય; તો આ ત્રણે ! દુઃખીઓને શાંતિ આપી હોય; તો આ ત્રણે.

હજી કલ્યાણનાં સાધનો નોંધાવે છે; સાંભળો—

**इष्टं दत्तं तपो जप्तं, वृत्तं यच्चात्मनः प्रियम् ॥**
**दारान् सुतान् गृहान् प्राणान्, यत्परस्मै निवेदनम् ॥ २८ ॥**

**અર્થ—યજ્ઞાદિ, દાન, તપ, જપ, સદાચાર, પોતાને પ્રિય હોય; એવા ગંધ પુષ્પાદિ પદાર્થો, સ્ત્રી–પુત્ર–ઘર તથા પ્રાણ વિગેરે જે કાંઈ પોતાનું હોય; તે પરમાત્માને સેવકભાવથી અર્પણ કરતા શીખવું. [૨૮]**

૨૮ વિવેચન—

**यत् आत्मनः प्रियम् तत् परस्मै निवेदनम्**—જે પોતાને પ્રિય લાગે; તે પરમાત્માને નિવેદન કરવું. એવું તો બલિરાજાએ કર્યું; અમરીશે કર્યું; હનુમાને કર્યું.

જીવને વ્હાલાં કોણ ?—સ્ત્રી, પુત્ર, ઘર અને પ્રાણ–આ ચાર મમતાનાં મોટાં સ્થાન છે; આ ચારમાં મમતા તંગ રહે છે. આ ચાર જીવને રખડાવનારાં છે; તોપણ જગત્‌માં જેઓ જીવે છે; તેમને સંસારમાં તે કામનાં છે. નાંખી દેવાય એવાં નથી. નાંખી ન દેવાય; માટે શ્રીહરિને અર્પણ કરીને તે રાખવાં, એ ભાવ છે. દુકાનમાં ધર્માદો ગણીને રાખેલાં નાણાં, પોતાનાંજ હોય છે; તો પણ તે વાપરતાં બહુ આંચકો લાગતો નથી. તે પ્રમાણે આપણી પાસે જે કાંઇ છે તે શ્રીહરિનુંજ છે; એમ ચોક્કસ રીતે માન્યા પછી, તે જતાં–તેનાથી વિખુટા પડતાં–હૃદયને બહુ આંચકા આવતા નથી. સંતો પોકાર કરીને કહે છે કે—

"તારૂં નથી તલભાર, આ સઘળું સદા જાનાર છે;
ઉપકાર કરવો અન્યનો, સંસારનો એ સાર છે."

---

૨૮ પદચ્છેદ—**इष्टं**–યજન. **दत्तं**–દાન. **तपः**–તપ. **जप्तं**–જપ. **वृत्तं**–સદાચાર. **यत् च आत्मनः प्रियम्**–ગંધપુષ્પાદિ જે પોતાને પ્રિય હોય તે પદાર્થ. **यत् दारान् सुतान् गृहान् प्राणान्**–સ્ત્રી, પુત્ર, ઘર, પ્રાણ તથા એવું જે કાંઇ. **तत् परस्मै निवेदनम्**–તે પરમાત્માને સેવકપણાથી નિવેદન કરવું.

વૃદ્ધ માતાપિતાની સેવામાં પ્રીતિ રાખનારો એક પુત્ર પરણીને આવ્યો. સ્ત્રી સુંદર અને આજ્ઞાંકીત-મોહ કરવાં જેવાં; પણ માતાપિતા જ્યાંસુધી જીવે; ત્યાંસુધી તે માતાપિતાની સેવા માટેજ છે; એવો નિર્ણય કરેલો હોવાથી, સ્ત્રીને માતાપિતા પાસે રાખે; અને પોતે પરદેશ એકલો રહે. બીજે ત્રીજે વરસે સ્ત્રી કાળધર્મને પામ્યાં. બહુ મોહ નહોતો; તેથી બહુ દુઃખ થયું નહીં.

આવા ભક્તોનો સમાગમ કરવો—

**एवं कृष्णात्मनाथेषु, मनुष्येषु च सौहृदम् ॥**
**परिचर्यां चोभयत्र, महत्सु नृषु साधुषु ॥२९॥**
**परस्परानुकथनं, पावनं भगवद्यशः ॥**
**मिथो रतिर्मिथस्तुष्टिर्-निवृत्तिर्मिथ आत्मनः ॥३०॥**
**स्मरन्तः स्मारयन्तश्च, मिथोऽघौघहरं हरिम् ॥**
**भक्त्या संजातया भक्त्या, बिभ्रत्युत्पुलकां तनुम् ॥३१॥**

અર્થ—આ પ્રમાણેજ જેઓના ભગવાનજ આત્મા અને સ્વામી છે; એવા મનુષ્યોમાં-એટલે એવા ભગવદ્‌ભક્તોમાં-સ્નેહ, સ્થાવર જંગમની સેવા, તેમાંએ મનુષ્યોની વધારે સેવા, મનુષ્યોમાં પણ સ્વધર્મ પાળનારા તેમની સેવા. સ્વધર્મ પાળનારાઓમાં પણ, જેઓ ભગવત્‌ના લાડિલા હોય; તેમની વધારે સેવા કરવી. (૨૯) પરસ્પરની સાથે ભગવાનના પવિત્ર યશનું વર્ણન કરવું-તેથીજ અરસપરસ આનંદ, તેથીજ અરસપરસ સુખ; અને તેથીજ અરસપરસ પોતાના દુઃખની નિવૃત્તિ પ્રાપ્ત થાય. (૩૦). પાપના ઢગલાનો નાશ કરનારા પરમાત્માને યાદ કરનારા ભક્તો, અને અરસ્પરસ યાદ કરાવનારા ભક્તો, સાધન ભક્તિથી ઉત્પન્ન થએલી પ્રેમલક્ષણાભક્તિથી, પોતાનાં રૂંવાડાં ઉભાં કરે છે. એટલે બહુ હરખાય છે. [ ૩૧ ]

---

૨૯ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે. **कृष्णः आत्मा नाथश्च येषां ते तेषु;मनुष्येषु**-ભગવાન્ જેમના આત્મા અને નાથ છે; એવા મનુષ્યોમાં. **सौहृदम्**-સ્નેહ. **उभयत्र च**-સ્થાવર જંગમમાં. **परिचर्यां**-સેવા. **नृषु**-મનુષ્યોમાં વિશેષ સેવા. **साधुषु**-સ્વધર્મ પાળનારાની તેથી વિશેષ સેવા. **महत्सु**-પ્રભુના લાડીલા ભક્તોની સેવા તેથી પણ વિશેષ.

૩૦ પદચ્છેદ—**परस्परेषु अनुकथनं यस्मिन् तत् इति पावनं भगवतः यशः**-પરસ્પરની સાથે ભગવાનના પવિત્ર યશનું વર્ણન. **मिथः रतिः**-તેથીજ અરસ્પરસ આનંદ. **मिथः तुष्टिः**-તેથીજ અરસ્પરસ સુખ. **मिथः आत्मनः निवृत्तिः**-તેથીજ અરસપરસ પોતાના દુઃખની નિવૃત્તિ.

૩૧ પદચ્છેદ—**अघानां ओघाः तान् हरति इति अघौघहरः तं इति अघौघहरं**-પાપના ઢગલાનો નાશ કરનારા પ્રભુને. **स्मरंतः**-યાદ કરતા. **मिथः स्मारयंतः**-અરસપરસ યાદ કરાવતા ભક્તો. **भक्त्या**-સાધન ભક્તિથી. **संजातया भक्त्या**-ઉત્પન્ન થએલી પ્રેમ લક્ષણા ભક્તિથી. **उत्पुलकां तनुं बिभ्रति**-રૂંવાડાં વાળું શરીર ધારણ કરે છે. એટલે રૂંવાડાં ઉભાં થાય છે.

૨૯—૩૧ વિવેચન—

**કૃષ્ણાત્મનાથેષુ**–શ્રીકૃષ્ણ જેમના આત્મા અને શ્રીકૃષ્ણ જેમના નાથ–એવા સંતો. તે સંતો કેવા હશે! શ્રીરામાનુજ સ્વામી, શ્રીઆચાર્ય મહાપ્રભુજી, શ્રીસ્વામીનારાયણ, અને એવા બીજા.

ચોપાઇ—'પુણ્ય પુંજ બીનું મીલહી ન સંતા, સત્સંગતિ સંસૃતિ કરે અંતા,'

ઋણુ સંબંધે જીવ ગમે ત્યાં અવતરે; તોપણ–જેમ પાપ જીવને સુખેથી સંસારમાં બેસવા દે નહીં; તેમ ઉત્તમ પ્રકારનાં પુણ્યો પણ, જીવને સુખેથી સંસારમાં રહેવા દે નહીં. તે પુણ્યો જીવને, ગમે તે પ્રકારે, સંસારમાંથી છોડાવે. તે માટે શ્રીસ્વામીનારાયણ સંપ્રદાયમાં '**મુક્તાનંદ**' સ્વામીની વાત કરૂં—

નોંધ—'શ્રીસ્વામીનારાયણ' એવું નામજ સાંભળીને, કેટલાએક ભડકે છે; તે અમને ગમતું નથી. આપણે તો જીસસ ક્રાઇસ્ટની વાતો પણ કરીએ છઇએ; ત્યારે આપણે આંગણે આંબો ઉગેલો છે; તેની કેરીઓ કેમ ન ખાઇએ! જગતમાં જે કાંઈ સારૂં હોય; તે સારૂં પણ જોવા, જેઓ ન શીખે; તેઓ પ્રભુને ઘેર ઠપકાને પાત્ર રહે. માટે પ્રેમથી સાંભળો—

મુક્તાનંદ સ્વામી—દીવ બંદરમાં અઢારમી સદીના અંતમાં, 'રતનબાઇ' નામે એક જુવાન જૈન વિધવા હતાં. સંસારે પોતાને લત્ત મારી, સંસારમાંથી કાઢી મુકી; એમ જાણી, પોતે સંસારને લત્ત મારીને, સાધ્વી બની. જેમ જરા જેટલી હીંગ પુષ્પના મોટા ઢગલાને બગાડે; તેમ જરા જેટલી વિષયવાસના, પવિત્ર આત્માઓને પણ, ગટરમાં ફેંકી દે. ઘરબાર તજવાં સહેલાં; પણ કામક્રોધાદિ તજવાં અઘરાં! તે નિયમાનુસાર સાધ્વી સગર્ભા થઇ પડયાં. કોઇ સંતનું નામ લઈ, તેમને ફજેત કરવા કરતાં, પોતેજ મરી છુટવું; તે તેણીને ગમ્યું. મરવા માટે તૈયાર થઈ, કુવા ઉપર સાધ્વી આવ્યાં. મોટા મળસકાનો સમય; શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં; ભેટમાં પત્થરો બાંધ્યા હતા. કોઇ પણ કાર્ય, અમુક રીતે નીપટવા, મનુષ્ય પ્રયત્ન કરે; પણ જગતનો નિયંતા, જે કરવા ધારે; તેજ થાય.

તે સમયે રામાનુજ સંપ્રદાયના, ગોંડળીયા સાધુ, અમરેલીવાળા 'મુળદાસજી' દીવમાં પધાર્યા હતા. તે સવારમાં મોટે મળસકે શૌચ ક્રિયા કરવા નીકળ્યા હતા. તેમણે સાધ્વીને અંતકાળની પ્રાર્થના કરતી, કુવા ઉપર દેખી. સાધુ ધીમે ધીમે નજદીક આવ્યા. પછી ખાત્રી થઇ કે–કોઈ બાઇ આત્મહત્યા કરવા તૈયાર થઇ છે. 'બ્હેન! બ્હેન! આમ કેમ?' એમ મધુર સ્વરથી કહીને, સંતે બ્હેનનો હાથ પકડયો. સાધ્વીએ હાથ છોડાવવા ઘણો પ્રયત્ન કર્યો. મુળદાસજીએ ઘણી ઘણી હીંમત આપી, બાઈને શાંત કરી. પોતે કોણ છે; તે પણ સંતે કહ્યું. કલંકનો ભાર મુળદાસજીએ વ્હોરી લીધો. બ્હેનને પોતાને ઉતારે લાવ્યા. પ્હો ફાટતાં, હો હા જાગી. સંતને મુકામે ધાંધલ મચી. આ ધાંધલમાંથી સંત માંડમાડ બચી, અમરેલી પહોંચ્યા. ભાગવત, રામાયણ અને ગીતામાંથી અનેક વાતો કરીને, સંત બાઇને ઘણી ધીરજ આપતા હતા. સમય થતાં પુત્રી અવતરી. તેનું નામ 'રાધા' પાડયું હતું. આ કન્યા મોટી થતાં, 'આનંદરામ' નામના એક પરદેશી જુવાન બ્રાહ્મણને પરણાવી. તેમને પેટે મુકુંદદાસ–જે પાછળથી મુક્તાનંદ બન્યા હતા–તે અવતર્યા.

શાસ્ત્રવિદ્યા તથા સંગીત શીખીને, મુકુંદદાસ જરા મોટા થયા. તેમને ગૃહાસક્તિ ઘણીજ ઓછી હતી; પણ તેમનાં માતાપિતાને પુત્રમાં ઘણો મોહ હતો. વેવીશાળ થતાં ભાગી છુટવાનો પ્રયત્ન પુત્રે કર્યો; પણ ફાવ્યો નહીં. છેવટે પુત્રને પરણાવ્યો. જેમને મોટી

આશાઓ હોય છે; તેઓ જેમ નાની લાલચોમાં ફસાતા નથી; તેમ જેમને જીવન સફળ કરવું હતું; તે સંસારમાં ફસાયા નહીં. પછી અમરેલીથી પાંચ ગાઉ દૂર, અમરાપુર જઇને, મુકુંદદાસ વસ્યા. 'મારે જે જોઇએ છે.' એટલે 'મારે જે સાધવું છે'; તે બતાવનારા સદ્દગુરૂ મને કયાં મળે ? પણ આ સંસાર હોય; ત્યાંસુધી સદ્દભાવ કયાંથી હોય ! પણ અરે ! આ સંસાર છોડાય કેમ ? છૂટયો છૂટે નહીં. તોડયો તૂટે નહીં; કહ્યો કહેવાય નહીં; ખમ્યો ખમાય નહીં. બસ ! એકજ નિર્ણય–તે એ કે–સંસારમાં જે ડાહ્યો હોય; તે સંસારમાંથી કદિ છૂટે નહીં. સંસારમાં જે નકામો (ગાંડો) થાય; તેનેજ સંસાર ફેંકી દે–એટલે તેજ સંસારમાંથી મુક્ત થઈ શકે. બસ ! આ નિર્ણય ઠીક છે. આ દવા રોગને બરાબર લાગુ પડશે;' એમ વિચાર કરી, મુકુંદદાસજી, સમજણ પૂર્વક ગાંડા બન્યા. આમ તેમ દોડવા લાગ્યા; અને–'રામ ગટાગટ મહુડી ફૂલી;' 'રામ ગટાગટ મહુડી ફૂલી'–એમ મોટેથી બોલવા લાગ્યા. વળી લોકોની કાંઇ ચીજ હાથમાં આવે; તો બીજાના ઘરમાં મુકવા લાગ્યા. બે–પાંચ–અને સાત દિવસે સૌ થાકયાં. સૌનો સ્વાર્થ ઝાંખો પડી ગયો; સૌનું મમત્વ ઓગળી ગયું. બસ ! આમ થતાં, જેમનામાં નિષ્કામ સિદ્ધિ પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છા ભભુકતી હતી; તે સંત અમરાપુરનું પાદર તજીને ચાલી નીકળ્યા. ધાંગધ્રામાં 'દ્વારકાદાસ' નામના વૈરાગીનું નામ સાંભળી, મુકુંદદાસજી ત્યાં ગયા. શિષ્ય ભાવે નિર્મળ સેવા કરી; પણ જે જોઇતું હતું; તે ત્યાં જડયું નહીં. ત્યાંથી વાંકાનેરમાં કલ્યાણદાસજી વૈરાગી પાસે આવીને રહ્યા. ત્યાં પણ એમજ બન્યું. ત્યાંથી સરધારમાં તુલસીદાસજી પાસે ગયા. ત્યાં સદાવ્રત અપાતું હતું. સ્વામી શ્રી રામાનંદજી ફરતા ફરતા ત્યાં આવ્યા. સ્વામીજીનાં નેન, ચેન અને વેન જોઇને, પૂર્વજન્મની ઓળખાણવાળા મુક્તાનંદજી રીઝ્યા. તુલસીદાસજી તે બેઉનો દ્વેષ કરવા લાગ્યા. તુલસીદાસજીનો દ્વેષ જોઇને, રામાનંદ સ્વામી ત્યાંથી વીચરી ગયા. તુલસીદાસજીના બંધનમાંથી મહા મુશીબતે છૂટી, મુકુંદદાસજી રામાનંદ સ્વામીને મળ્યા. કેટલીએક પરીક્ષા કર્યા પછી, સ્વામીજીએ, મુકુંદદાસજીને 'બંધીયા' ગામમાં વૈષ્ણવી દીક્ષા આપી; અને 'મુક્તાનંદ' એવું નામ આપ્યું. હીરો ! ને વળી સરાણે ચડયો. લાંબા કાળથી ઇચ્છેલી નિષ્કામ સિદ્ધિ ઉપરાંત, પરમ સાધુતા પ્રાપ્ત થઇ. પછી સ્વામી લોજમાં વસ્યા.

સંવત ૧૮૫૬ના શ્રાવણ વદ ૬ના પ્રભાતે, '**નીલકંઠ બ્રહ્મચારી**' જે પાછળથી સ્વામી શ્રી સહજાનંદજી બન્યા હતા; તે 'લોજ' ગામમાં પધાર્યા.

ચોપાઇ—'પ્રભુ પહિચાની પર્યો ગહી ચરણા, સો સુખ ઉમા જાય નહીં બરણા.'

તે મેળાપની વાત તમને શું કરૂં ! તે તો તેજ જાણે ! કહેવાનો ભાવ એટલોજ છે કે–સંતને શરણે આવવા માટે, મુક્તાનંદજીનો પ્રયત્ન કેટલો ! અને કેવો ! સંતને શરણે આવવા પહેલાં, મુક્તાનંદજીના વિચાર કેવા ? સ્ત્રી ધન માટે જગત્ જંખે; જંપીને બેસે નહીં; **તેને તજવા માટે–તેને સ્મૃતિમાં પણ ન આવવા દેવા માટે**–સંતો જંખે; સંતો જંપીને બેસે નહીં. જાણે ઉલટોજ વહીવટ !

સવાર સાંજ ડુંગળી ખાય; તેમને કસ્તુરીના કકડા આપતાં, અચકાઉ છઉં. તમારામાંના કેટલાએક તો, આવી વાતોને હજી ભાજી મુળા સમજે છે. માસીકમાં લખીને આપીએ; પણ કેટલાએકને ઘેર માસીકના અંક રખડતા–કાન (ખુણા)વાળી દીધેલા ! મેલા–ગંદા–જાણે ગમારનાં ગોઠપણાં !

કુંભારને આપ્યા જાણે હીરા ! હાલ તુરત એટલું તો અવશ્ય યાદ રાખો–કે–આમ કર્યા વિના છૂટકોજ નથી. આ જન્મે નહીં; તો બીજે જન્મે; બીજે નહીં તો ત્રીજે, અને ત્રીજે નહીં તો, ૭૦૦૦ મેં જન્મે. અગર ચોરાસી લાખમેં જન્મે–છેવટને જન્મે; સમજવુંજ પડશે. અમારે તમારે–સૌને–આ ભૂલ સુધારવીજ પડશે. આ પ્રમાદ તજવોજ પડશે. એટલે–સદ્‌ગુરૂ શોધીને, તેમને પ્રેમથી અને નમ્રતાપુર્વક સેવીને, કરવા જેવું શું છે; તે જાણી લેવુંજ પડશે; જાણ્યા પછી તે પ્રમાણે વર્તવું પણ પડશે. પ્રલય સુધી પણ, જો આ ભૂલ નહીં સુધરે; તો પ્રલયમાં સુમસાન પડયા રહેવું પડશે; અને બીજા ધાણમાં–બીજા કાલમાં–બીજા યુગમાં–ઉંચા નીચા અફળાવાનું શરૂ થશે.

એકાદશ સ્કંધ એકવીસ વાર વાંચીએ; પણ પાણી ઉનાં થાય–આંધણ આવે; ત્યારે તેમાં દાળ ઓરાય !

નિર્ગુણ અને સગુણ—નિર્ગુણનું ધ્યાન ઉત્તમ છે. તે અસંપ્રજ્ઞાત અથવા નિર્બીજ સમાધિ કહેવાય છે. સમાધિ એટલે ચિત્તનું રોકાણ. **योगश्चित्तवृत्तिनिरोधः** [ પાતંજલ ૧–૧ ] ચિત્તવૃત્તિનો નિરોધ ( રોકાણ એજ યોગ. ) ચિત્તવૃત્તિનો નિરોધ કરવો; તે સાધારણ કામ નથી. ચિત્તને જેનો જાજો અભ્યાસ હોય; તેમાં ચિત્ત રોકાય. ચિત્તને સંસારનો અભ્યાસ જાજો હોય છે; માટે ચિત્ત સંસારમાં રોકાય. સંસાર એટલે દશ્ય પ્રાણી પદાર્થોનો સમુહ. દશ્ય પદાર્થોમાં પણ, કેટલાંએક પ્રાણી, અને કેટલાએક પદાર્થો, કલ્યાણકારી છે. જો ચિત્ત આ કલ્યાણકારી પ્રાણી પદાર્થોમાં જોડાય–રોકાય; તો જેમ માટલીમાં નિર્મળી નાંખતાં, ગંગાનું જળ ડોળું મટીને નિર્મળ થાય; તેમ ચિત્તમાં કલ્યાણકારી પ્રાણી પદાર્થો નાંખતાં; એટલે કલ્યાણકારી પ્રાણી પદાર્થોનું ધ્યાન થતાં, અશુભ સંસ્કારોથી ડોળાએલું ચિત્ત, નિર્મળ થાય. કલ્યાણકારી પ્રાણી પદાર્થોમાં, ભગવાનની સગુણ મૂર્તિ ઉત્તમ ગણાય છે. રહસ્યવાળાં શાસ્ત્રો, તેથી પણ આગળ વધીને બોલે છે કે–ભગવાનની મૂર્તિ કરતાં પણ, ખાતા–પીતા, હરતા–ફરતા, અને બોલતા–ચાલતા, કલ્યાણકારી ભગવાનના ભકતો ઉત્તમ છે. ગંગા આદિ તીર્થોને પણ, આ ભકતો પાવન કરે છે. શ્રીરામાનુજ અને શ્રીવલ્લભ પણ એમજ બોલ્યા છે કે–' ભગવદીય જીવોને શરણે રહેજો; તેમનું શરણું ન ગમે; તો પણ તેમના સંગમાં રહેજો.' શ્રી સ્વામીંનારાયણે પણ એજ પોકાર કર્યો.

અમુક ગામના રાજાના, અગર દીવાનના અગર કોઈ મોટા ધનવાનના, આપણે કૃપાપાત્ર હોઇએ; તો આપણને કેટલો પોરહ ચડે છે; ત્યારે ભગવાનના અમુક લાડીલાના આપણે કૃપાપાત્ર હોઇએ; તો તેનો કેટલો આનંદ ! આ આનંદનું પરિણામ ૩૦ મા શ્લોકમાં બતાવ્યું છે. આ બધું સાંભળો છો; પણ સાથે સાથે યાદ રાખજો કે–જીવનાં પાપ ઘણાં છે. તે પાપને પરિણામે, જીવ સંતો સાથે તેલ પાણી જેવો રહે છે-જળકમળવત્–નિર્લેપ–રહે છે; અને જીવ સંસારમાં તલ્લીન તદાકાર–રહે છે. સમજણનાં, ચશ્મા ચડાવીને જોશો; તો તમારૂં પોતાનું પોગળ પણ દેખાશે. મનુષ્ય મટીને પશુ પક્ષી થાઓ; તો પણ સંતોની સેવામાં રહેવાની લાલસા રાખજો—

દોહરો—સંતનકા કુત્તા ભલા, નહિં રાજનકા બાપ;
**સંતન ઘેર શાંતિ ઘણી, રાજન ઘેર બહુ તાપ.**

સારા સંત કાઢવા કયાંથી ?–એવી મુંજવણ થાય; તો મુક્તાનંદ સ્વામીને સંભારવા. ગરજ હતી; તો ગોવિંદે સગવડ કરી આપી. આપણને મદદ કરવા, પડદા પાછળ જે ઉભું છે; તે આપણી ગરજ જોઇને, દોડ્યું આવે છે.

**पावनं भगवद्यशः**—ભગવાનનો યશ કે જે પવિત્ર છે-તેનું પાન—

**मच्चित्ता मद्गतप्राणाः, बोधयंतः परस्परम् ॥**

**कथयंतश्च मां नित्यं, तुष्यंति च रमंति च ॥ ९ ॥** [ ગીતા અ. ૧૦ ]

**અર્થ**—મારામાં મનવાળા, મારામાં પ્રાણવાળા, પરસ્પર મારો બોધ કરતા, અને મારૂં નિત્ય કથન કરતા, જરૂર સંતોષ પામે છે; અને આનંદ પણ પામે છે. [૯].

**स्मारयंतः**—સામાને ભગવાનનાં નામ લેવડાવવાં તે-આપણને કોઇ મળે; ત્યારે-'જય-રામ,'-'જયશ્રીકૃષ્ણ,' 'જય ગોપાળ' વિગેરે કહીએ છીએ; તે તેમને પ્રભુની યાદ આપીએ છીએ. બાકી ભગવાનના લાડીલા, કીર્તન ભક્તિદ્વારા, તથા નામસ્મરણની ધુનદ્વારા, શ્રી હરિને યાદ કરાવવાના મોટા વેપાર કરે છે.

**स्मरंतः स्मारयंतः**—I તુંબડું એકનેજ તારે; II તાપો ચારને તારે, III વ્હાણ અમુક ગામના લોકનેજ તારે, અને II આગબોટ અનેકને તારે. I 'તુંબડું એકનેજ તારે' એટલે ઉદાસી સાધુ અગર ગૃહસ્થ, એકલો બેઠો બેઠો, રામ રામ કરે; અગર એકલો બેસીને તત્ત્વનો વિચાર કરે તે. II 'તાપો ચારને તારે;' એટલે એક મંદિર હોય; તો તે ચારને તારે. એટલે ત્યાં રહેનારો એક પુજારી, જે આરતિ ઉતારે છે તે. બીજો ઘડીયાળ (ઝાલર) વગાડનારો; ત્રીજો નગારૂં વગાડનારો અને ચોથો હાથ જોડીને દેવની સામે ઉભો રહેનારો. ( ચાર થઇ રહ્યા. ) III 'વ્હાણ અમુક ગામના લોકનેજ તારે'; એટલે એક સંપ્રદાય, અમુક મતને માનનારાનેજ તારે. બીજા મતનું તિલક દેખીને જે ભડકે; તે તેને મન મુકીને જમાડે પણ નહીં; અને મન મુકીને (ભગવદ્ ચર્ચામાં) રમાડે પણ નહીં. II 'આગબોટ અનેકને તારે.' એટલે મતમતાંતરોની ખેંચતાણથી મુક્ત રહેલો-રાગદ્વેષથી રહિત-ઉદાર મનનો-અનેક પુણ્યોથી પોષાએલો, શાંત, ભગવાનનો લાડિલો ભક્ત, સૌને ભેળા કરી, ભગવાનની વાતો કરે; ગાય અને ગવરાવે-નાચે અને નચાવે. ગમે તે સંપ્રદાયમાં આપ હો; પણ કાંઇક સમજ્યા હો; તો ભગવત્‌ના આવા લાડિલા ભક્તોને ઓળખતા શીખજો. શું તમને કહું! એવા આગબોટના કેપટનોને તો, મન મૂકીને મળીએ; તન તોડીને તેમને સેવીએ; અને તેમને માટે ધન ઉછાળીને, કમાણીને સફળ કરીએ !

આમ કરવાથી ફાયદો શું ?—

**तेषां सततयुक्तानां, भजतां प्रीतिपूर्वकम् ॥**

**ददामि बुद्धियोगं तं, येन मामुपयांति ते ॥ १० ॥**

**અર્થ**—આ પ્રમાણે મારામાંજ મચેલા, અને પ્રીતિપૂર્વક મનેજ ભજનારા ભક્તને, હું બુદ્ધિયોગ આપું છઉં; કે જે બુદ્ધિયોગવડે તેઓ મને પામે છે. [૧૦].

ભગવાનને ભજીએ પણ ભગવાન્ કઈ દોઢીએ બીરાજે છે ?–ભગવાન જીવને કયાં મળે છે ?

**तेषामेवानुकंपार्थ-महमज्ञानजं तमः ॥**

**नाशयाम्यात्मभावस्थो, ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥**

અર્થ—**તેષાં એવ-તેઓનાજ ઉપર-તેઓનાજ અનુગ્રહને માટે,** આત્મભાવમાં રહેલો એવો હું, ચળકતા જ્ઞાનરૂપી દીવા વડે, અજ્ઞાનથી ઉત્પન્ન થએલા અંધારાનો નાશ કરૂં છઉં. [૧૧]

રામાયણના છેવટમાં સદાશિવ પાર્વતીને કહે છે કે—

ચોપાઇ—યહ કલિકાલ ન સાધન દૂજા, યોગ યજ્ઞ જપ તપ વ્રત પૂજા;
રામહિ સુમિરિય ગાઇય રામહિં, સંતતસુનિય રામગુણ ગ્રામહિ.
[મોક્ષવાણી પાનુ ૯૭]

આ તો શાસ્ત્રોની ખાણોમાં રત્નો. વીણવા તૈયાર છો ને? જે દસ્તાવેજ ઉપર, મોટા માણસોના સહી સિક્કા! તે **દસ્તાવેજો (શાસ્ત્રો)** પણ, મનથી ન મનાય; તો શું કહીએ!

**भक्त्या संजातया भक्त्या**—સાધન ભક્તિથી ઉત્પન્ન થએલી પ્રેમલક્ષણા ભક્તિ. પ્રેમલક્ષણા ભક્તિ થાય; ત્યારેજ રૂંવાડાં ઉભાં થાય.

ચોપાઈ—સબ સાધન કર ફલ યહ સુદિર, તવ પદ પંકજ પ્રીતિ નિરંતર;
પ્રેમ ભક્તિ જલ બીનુ રઘુરાઇ, અભ્યંતર મલ કબહુ ન જાઇ.

શ્રીવસિષ્ઠ મહારાજ રામચંદ્રજીને કહે છે કે—

ચોપાઇ—જપ તપ નિયમ યોગ વ્રત ધર્મા, શ્રુતિ સંભવ નાના વિધિ કર્મા;

અને એવા બીજાં અનેક સાધનો રૂપી સાધન ભક્તિ. આ ભક્તિનું સદા પરિપાલન. તેનું પરિણામ પ્રેમલક્ષણા ભક્તિ. દુધનું તપેલું ચૂલે મુકતાની સાથે ઉભરા ન આવે. તપેલું થોડો સમય ચૂલે રહે; અને ચૂલામાં સારો તાપ હોય-તોજ ઉભરા આવે.

શ્રીહરિના દરબારના અમીરોની વાત હવે કરીએ—**વંશસ્થ.**

**क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचिद्-धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः ॥**
**नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं, भवन्ति तूर्ष्णीं परमेत्य निर्वृताः ॥३२॥**

અર્થ—આવા અલૌકિક ભકતો ભગવાનનું ચિંતવન કરતાં કરતાં, 'કોઇ સમયે હસે છે; કોઇ સમયે રાજી થાય છે અને કોઈ સમયે પ્રભુની વાતો (પણ) કરે છે. વળી કોઇ સમયે નાચે છે; ગાય છે; અને ભગવાનનું અનુકરણ કરે છે-એટલે ભગવાનના ચાળા પણ પાડે છે. આ પ્રમાણે તદાકાર થએલા ભકતો, પરમતત્ત્વને પામીને, શાંત થઈ જાય છે. (૩૨)

૩૨ વિવેચન—

**वाग्गद्गदा द्रवते यस्य चित्तं, रुदत्यभीक्ष्णं हसति क्वचिच्च ।**
**विलज्ज उद्गायति नृत्यते च, मद्भक्तियुक्तो भुवनं पुनाति ॥**

---

૩૨ પદચ્છેદ—**अलौकिकाः**-આવા અલૌકિક ભકતો. **अच्युतचिंतया**-ભગવાનની ચિંતાથી-ચિંતવન કરતા કરતા. **क्वचित्**-કોઇ વખત. **रुदंति**-રૂવે છે. **क्वचित् हसंति**-કોઇ વખત હસે છે. **नंदंति वदंति**-કોઇ વખત રાજી થાય છે અને કોઇ વખતે પ્રભુની વાતો કરે છે. **नृत्यंति गायंति अजं अनुशीलयंति**-નાચે છે ગાય છે અને ભગવાનનું અનુકરણ કરે છે. એટલે ભગવાનના ચાળા પાડે છે. **निर्वृताः**-આ પ્રમાણે તદાકાર થએલા. **परमेत्य**-પરમતત્ત્વને પામીને. **तूर्ष्णीं भवंति**-શાંત થઇ જાય છે.

અર્થ—વાણી ગદ્દગદ્ થાય; અને હૃદય દ્રવે; વારંવાર રડી પડે; કોઇ વખત હસે; વળી લજ્જા પામે, ગાય, અને નાચે. આવો મારો ભક્ત મારાં ત્રણ લોકને પાવન કરે છે.

અલૌકિક ભક્તોનો આનંદ કેવો હશે?—

રાગ–શાર્દૂલ વિ૦

**रोमांचेन चमत्कृता तनुरियं, भक्त्या मनोनंदितं ।**
**प्रेमाश्रूणि विभूषयंति वदनं, कंठे गिरो गद्गदाः ॥**
**नास्माकं क्षणमात्रमप्यवसरः, कृष्णार्चनं कुर्वतां ।**
**मुक्तिर्द्वारि चतुर्विधाऽपि किमियं, दास्याय लोलायते ॥**

અર્થ—રઢીયાળા શ્રીકૃષ્ણનું પૂજન કરતાં કરતાં, અમારૂં શરીર રોમાંચિત થઇ જાય છે; ભક્તિથી મન આનંદિત થઇ જાય છે; પ્રેમાશ્રુઓ અમારા મુખને, અને ગદ્દગદ્ વાણી અમારા કંઠને; સુશોભિત કરે છે. અમે કે જે–શ્રીકૃષ્ણનું પૂજન કરનારા છઇએ; તેમને જરા પણ અવકાશ નથી; કે જે અવકાશમાં અમે, અન્ય વિષયમાં અમારા મનને જોડીએ! આમ થવાથી સાયુજ્ય આદિ ચાર પ્રકારની મુક્તિ, અમારૂં દાસપણું સ્વિકારવા માટે અમારે બારણે ખડી છે.

અલૌકિકની વાત આપણે લૌકિક માનવીઓ કેવી રીતે કરી શકીએ! ધણીધણીયાણી–પ્રેમી જોડાની વાત, તેઓજ જાણે! બીજાને તો તે, ફારસ રૂપજ લાગે! એમ ભગવાનની અને ભગવાનના ભક્તોની વાતો, તેઓજ સમજી શકે. મીરાની મસ્તી, રાણો ન સમજી શક્યો! નરસીના નાચ, માણેકબાઇને મુંજવી રહ્યા હતા–વિગેરે વિગેરે. ભૂત વળગે; તે ભૂંડું; અને ભગવાન્ વળગે; તે સારૂં. બાકી બેઉ વળગાડ તો ખરાજ.

જ્યાં જુઓ ત્યાં કોલસાની ખાણો ઘણી; અને હીરાની ખાણો ઘણીજ થોડી. તેમ આવા ભક્તો કોઈ વખતજ, જગત્ ઉપર આવી ચડે. તેમાં ખૂબી એટલીજ હોય છે કે–તેમના જીવનકાળમાં જેવા તેવા કોઇ, તેમને ઓળખી શકતા નથી.

જીવોની આંખે બહુ અંધારાં છે–**अवजानंति मां मूढाः** મને પણ મૂઢ લોકો ઓળખી શકતા નથી, એમ શ્રીકૃષ્ણે જગતને ઠપકો દીધો હતો. ક્રાઇસ્ટ, મહમદ મુસાને પણ, જ્યારે તેઓ હતા ત્યારે, થોડાએજ ઓળખ્યા. આ અંધારાં પાપનાં પરિણામ છે. ભાગ્યશાળીઓને અંતરે અજવાળાં થાય; અંતર્યામી સ્ફૂરણાઓ કરે; બુદ્ધિયોગ આપે.

**બુદ્ધિયોગ**—આ જગત્માં કોઇ મોટામાં મોટી વસ્તુ હોય તો માનવદેહ; અને માનવદેહ મળ્યા પછી, મોટામાં મોટો કોઇ લાભ હોય; તો બુદ્ધિયોગ; અથવા સમજણની સરખાઇ. સમજણની સરખાઈ વિના વ્યવહાર પણ વગોવાય છે; ત્યારે મુમુક્ષુતા વગોવાય તેમાં શું કહેવું!

એક સ્ત્રી અગર પુત્ર મરી ગયો. કરોડો ઉપાયે પણ, તે પાછાં આવે એમ નથી. **મરી જવું**; તે પ્રાણી માત્રના ભાલમાં ખોડેલો ખીલો છે. છતાં મરનાર માટે અઢળક વલોપાત-પારાવાર કલ્પાંત-કરવું; તે સમજણની સરખાઇ નથી. મોટા વકીલ, અગર મોટા ડૉકટર,-અગર મોટા જજ પણ જ્યાં રોઇ પડે; એવો જે મામલો; ત્યાં સમજણની સરખાઇ કરી લેવાની અગર કરી આપવાની બહુજ જરૂર છે. પ્રભુ પાસે કાંઇ માગો; તો સમજણની સરખાઈ માગતા રહેજો. સંતોને સેવતા હો તો સંતો પ્રસન્ન થાય; અગર માતાપિતા પ્રસન્ન થાય; ત્યારે ધન દોલત અને દિકરા ન માગશો; પણ સમજ-

ણુની સરખાઈ માગજો. સમજણુની સરખાઇ પ્રાપ્ત થતાં, રાગદ્વેષ શમી જશે; નિર્ધનતા ટળી જશે; સંતોષના ઉભરા આવશે; ઇશ્વરી સત્તાનું ભાન થશે; ઇશ્વરી આજ્ઞાઓને નમી પડતાં આવડશે; વિગેરે.

ભકતોમાં અલૌકિકતા કોઇએ ભરી હોય; તો તે સમજણુની સરખાઈ છે. નવધાભક્તિ—

**श्रवणं कीर्तनं विष्णोः, स्मरणं पादसेवनम् ।**
**अर्चनं वंदनं दास्यं, सख्यमात्मनिवेदनम् ॥**

અર્થ—વિષ્ણુનું શ્રવણુ, કીર્તન, સ્મરણુ, પાદસેવન, પૂજન, વંદન, દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન નવ પ્રકારની ભક્તિ.

૧ શ્રવણુફળ—પરીક્ષિત, ગાર્ગી, જન્મેજય, શૌનક, પાર્વતી.

**श्रद्धावाननसूयश्च, शृणुयादपि यो नरः ॥**
**सोऽपि मुक्तः शुभांल्लोकान्, प्राप्नुयात पुण्यकर्मणाम् ॥** ગીતા. ૧૮-૭૧

અર્થ—જે માણુસ શ્રદ્ધાથી અને તેમાં દોષ જોયા વિના, મારા ઉપદેશને સાંભળે છે; તે મુક્ત થઇને પુણ્ય કર્મવાળા લોકોમાં જાય છે. [૭૧]

૨-૩ કથનફળ તથા વંદન ફળ—

**य इदं परमं गुह्यं, मद्भक्तेष्वभिधास्यति ॥**
**भक्तिं मयि परां कृत्वा, मामेवैष्यत्यसंशयः ॥** [ગીતા. ૧૮-૬૮]
**सततं कीर्तयंतो मां, यतंतश्च दृढव्रताः ॥**
**नमस्यंतश्च मां भक्त्या, नित्ययुक्ता उपासते ॥** [ગીતા. ૯-૧૪]

કીર્તનકાર-સનત્કુમાર-નારદ-શુકદેવજી વિગેરે.

વંદન સેવા—રહૂગણુ, વ્રજને રસ્તે જતાં અક્રૂર.

અર્થ—જે પુરૂષ, આ પરમગુહ્ય સંવાદ મારા ભકતોને સંભળાવે; તેને મારામાં મહા ભક્તિ પ્રાપ્ત થાય; એમાં સંશય નથી. [૬૮] જે મારૂં નિરંતર કીર્તન કરે, તથા દૃઢ વ્રતવાળા થઈને મને પ્રણામ કરે છે; અને ભક્તિ વાળા થઇને મને ઉપાસે છે; તે મનેજ પામે છે. [૧૪]

૪ સ્મરણુફળ—ગજેંદ્ર, અજામિલ, ગોપિકા, કંસ, શિશુપાળ.

**अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः ॥**
**तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥** [ગી. ૮-૧૪]
**तस्मात् सर्वेषु कालेषु, मामनुस्मर युद्धय च ॥** [ગી. ૮-૭]

અર્થ—મારામાં અનન્યભાવ રાખીને, જે હમેશાં મારૂં સ્મરણુ કરે છે; તે મારા ભકતોને, હું હે અર્જુન ! સુલભ છઉં. [૧૪] એટલા માટે સર્વકાળમાં મારૂં સ્મરણુ કર; અને યુદ્ધ પણુ કર. [૭].

૫ પાદ સેવા—હનુમાન અને વિભીષણુ, તથા જેના ખોળામાં ભગવાન્ કૃષ્ણુ પગ લાંબા કરતા હતા; તે વિદુરની પાદ સેવા.

૬ અર્ચન સેવા—કુબ્જા અને બલિરાજા.

**स्वकर्मणा तमभ्यर्च्य, सिद्धिं विंदति मानवः ॥** [ગીતા ૧૮-૪૬]

અર્થ—પોતાના વર્ણાશ્રમ ધર્મ પાળીને, જે પ્રભુનું પુજન કરે છે; તે મનુષ્ય સિદ્ધિ પામે છે. (૪૬)

૭ દાસ્ય સેવા—લક્ષ્મણ, હનુમાન.

**दासोऽहमिति मे बुद्धिः, पुरासीत् परमात्मनि ।**
**'दा' शब्दोपहृतस्तेन, गोपीवस्त्रापहारिणा ॥**

અર્થ—'દાસોહં' એવો ભાવ પ્રથમ મારે પરમાત્મામાં હતો; પણ ગોપીકાઓના વસ્ત્રો હરણ કરનારા શ્રીકૃષ્ણે 'દા' શબ્દ ખેંચી લેવાથી હાલ હું '**સોહં**' રહ્યો છઉં.

૮ સખા ભાવ—અર્જુન, સુગ્રીવ.

**भक्तोऽसि मे सखा चेति, रहस्यं ह्येतदुत्तमम् ॥** [ ગીતા ૪–૩ ]

અર્થ—તમે મારા ભકત અને સખા છો; તેથી આ ઉત્તમ રહસ્ય તમને કહ્યું છે. (૩)

૯ આત્મનિવેદનમ્—બલિરાજા. અર્જુનનું પણ ખરૂં..

**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ।** [ગીતા. અ. ૨–૭].

અર્થ—હું તો આપનો શિષ્ય છઉં; વળી આપને શરણે આવ્યો; તેથી મને ઉપદેશ કરો. [૭]

અહીં ખાસ યાદ રાખવું કે—

**ननु ज्ञानं विना मुक्तिर्-नास्ति युक्तिशतैरपि ॥**
**तथा भक्तिं विना ज्ञानं, नास्त्युपायशतैरपि ॥**
**भक्तेर्ज्ञानं ततो मुक्ति-रिति साधारणक्रमः ॥**
**ज्ञानिनस्तु वसिष्ठाद्या, भक्ता वै नारदादयः ॥**

વસિષ્ઠ, યુધિષ્ઠિર, અર્જુન આદિ ભકતો ખરા, પણ–પ્રેમલક્ષણા ભક્તિવાળા ભકતો અનેરા સમજવા. હનુમાન, સુગ્રીવ વિભીષણ આદિ ભકત ખરા પણ—

ચોપાઇ—નિર્ભર પ્રેમ મગન મુનિ જ્ઞાની, કહિ ન જાય સો દશા ભવાની:
દિશિ અરૂ વિદિશિ પથ નહિં સૂજા, કો મેં ? ચલેઉં કહાં ? નહિં બૂજા.
[ મોક્ષવાણી પાનુ ૩૦ A ]

આ કોણ ? ઓળખ્યા ?—આ સુતીક્ષ્ણ–તો એકજ. જેમ ગામમાં નગરશેઠ એક; તેમ ભકતોમાં પ્રેમલક્ષણા ભક્તિવાળા એક એજ હોય ! શ્રી આદ્યશંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, શ્રી રામાનંદ સ્વામી, શ્રી આચાર્ય મહાપ્રભુજી, શ્રીસ્વામીનારાયણ વિગેરે મોટા મોટા સંત ખરા; પણ–જે થન–ગન નાચ્યા; તે ગૌરાંગ મહા પ્રભુ ! રાંકાબાંકા, એકનાથ, રોહિદાસ–સજનો, સગાળશા અને ચંગાવતી વિગેરે અનેક ભકતો થયા; પણ–દક્ષીણમાં તુકારામ, ડભોઇમાં દયારામ, મેવાડમાં મીરાં અને ગીરનારના સિંહ સમા નરસીમહેતા–જે થનગન નાચ્યા–એવા ભકતો અનેરા–બહુજ થોડા.

ચોપાઇ—મમ ગુણ ગાવત પુલક શરીરા, ગદ્‌ગદ્‌ગિરા નયન બહ નીરા.
નાચતા કુદતા ભકતોને દેખીએ; પણ તે સાથે—

ચોપાઇ—કામ આદિ મદ દંભ ન જાકે, તાત ! નિરંતર વશ મેં તાકે.
[મોક્ષવાણી પાનું ૩૩A]

શ્રી રામ ઉપર પ્રમાણે કોને કહે છે ? યાદ કરીને બોલો ! હાં બરાબર !–પંચવટીમાં શ્રીરામે લક્ષ્મણને કહ્યું હતું. નાચી કુદીને હરિ ભજનારા, જેવા બહાર, તેવા અંદર બની જાય; તો બેડો પાર થઇ જાય. નહીં તો નાટકનો ભર્તૃહરિ; જેમ સ્ટેજ ઉપર ઉભો ઉભો રૂવે; પણ આંખે આંસુ નહીં; અને હૃદયે આંચકો નહીં. આવા ખેલથી પ્રેક્ષકો ઠગાય; પણ શ્રીહરિ ઠગાય નહીં.

સંગીત સાથે કીર્તનભક્તિ-તદાકાર માટે સંગીત સાથેની કીર્તનભક્તિ, ઉત્તમ સાધન છે; એમ હવે કહેવાની જરૂર નથી. સહજમાં સમાધિ થઇ જતી હોય; તેમને ધન્ય કહીએ; પણ જેમને સહજમાં સમાધિ થઈ શકતી ન હોય; તેમણે કીર્તનભક્તિમાં શ્રદ્ધા રાખવી.

આગળ શું કહે છે સાંભળો—

**इति भागवतान् धर्मान्, शिक्षन् भक्त्या तदुत्थया ॥**
**नारायणपरो माया-मंजस्तरति दुस्तराम् ॥ ३३ ॥**

**અર્થ—આ પ્રમાણે ભગવત્ સંબંધી ધર્માને શીખતો, નારાયણની ભક્તિમાં તત્પર રહેનારો પુરૂષ, દુસ્તર માયાને અનાયાસે તરી જાય છે. [૩૩].**

૩૩ વિવેચન—

**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते ।** [ ગીતા ૭-૧૪. ]

પ્રભુને પામે કોણ ?-માયાને તરે કોણ ?—

**न मां दुष्कृतिनो मूढाः, प्रपद्यंते नराधमाः ॥**
**माययापहृतज्ञाना-मासुरं भावमाश्रिताः ॥** [ ગીતા ૭-૧૫. ]

'ખોટાં કામ કરનારા મૂઢ લોકો તો, મને પામતાજ નથી; કારણ કે તેમનાં ચિત્ત માયાથી હરાઇ ગએલાં રહે છે.'

વકીલાતની પરીક્ષામાં પાસ થએલો પુરૂષજ, હાઇકોર્ટના કેસ લઈ શકે; તેમ ભાગવત ધર્મો પાળીને, નારાયણને પરાયણ રહેનારા પુરૂષોજ, માયાને તરી શકે. વણજારાની કરડકણી કુતરી, સૌને ભસે; પણ જેમને વણજારાની ઓળખાણ થઇ હોય; અને વારંવાર વણજારા પાસે આવજા થતી હોય; તેને તે કુતરી, કરડે નહીં. માયાનો દંભ બહુ જબરો છે.

**शिक्षन्**—આવા ઉત્તમ ભકતો, ભલે ઉપદેશ આપવા ન બેસે; તોપણ તેમના આચરણમાંથી, ઘણું શીખવાનું મળે. જેમનાં ભાગ્ય હોય; તે તેમની પાસે રહે.

લાંબા થઇને સુંઇ ગયા વિના, પોતાનો પડછાયો મટે નહીં; તેમ પ્રભુને નમી પડયા વિના, પોતાનું અભિમાન મટે નહિં.

હવે નિમિરાજા પ્રશ્ન કરે છે—

**॥ राजोवाच ॥**

**नारायणाभिधानस्य, ब्रह्मणः परमात्मनः ॥**
**निष्ठामर्हथ नो वक्तुं, यूयं हि ब्रह्मवित्तमाः ॥ ३४ ॥**

---

૩૩ પદચ્છેદ—**इति**-આ પ્રમાણે. **भागवतान् धर्मान् शिक्षन्**-ભગવત્ સંબંધી ધર્મોને શીખતો. **नारायणपरः**-નારાયણ ને પરાયણ પુરૂષ. **दुस्तरां मायां अंजः तरति**-દુસ્તર માયાને અનાયાસે તરે છે.

૩૪ પદચ્છેદ—**नारायणाभिधानस्य ब्रह्मणः परमात्मनः**-નારાયણ નામના પરમાત્મા બ્રહ્મના. **निष्ठां**-સ્વરૂપને. **नः वक्तुं यूयं अर्हथ**-અમને કહેવું આપને ઘટે છે. **हि**-કારણકે. **ब्रह्मवित्तमाः**-તમે બ્રહ્મવેત્તા પુરૂષો છો.

**અર્થ—નિમિરાજા પૂછે છે–હે યોગેશ્વરો ! આપે કહ્યું કે–' નારાયણુને તત્પર રહેનારો પુરૂષ, માયાને અનાયાસે તરે છે;' તો નારાયણુ નામના પરમાત્મા બ્રહ્મનું સ્વરૂપ કેવું છે; તે અમને કહેવું જોઇએ. કારણુ કે તમે મોટા બ્રહ્મવેત્તા પુરૂષો છો. [૩૪].**

૩૪ વિવેચન—

સો વરસ સુધી દેવદર્શન કરીએ; પણુ મૂર્તિઓને મૂર્તિઓજ (જડ) સમજીએ; સો વરસ સુધી કથા વાર્તા સાંભળીએ; પણુ શાસ્ત્રોને કાગળ સમજીએ; અને કથા કહેનારાઓને આપણા જેવા ધંધાદારી, અગર માગણુ, અગર લોભીઆ વિગેરે સમજીએ; હજાર બે હજાર ફાંટમાં બાંધીને, યાત્રા કરવા નીકળીએ; પણુ યાત્રાને માત્ર દેશાટન ( ગમ્મત ) સમજીએ; તો જેમ ઘાણીનો બળદ ત્યાંનો ત્યાં; તેમ આપણે અહીંને અહીંજ છીએ. કડીયો નકશો દોરીને, પછી ઘર ચણે; અને ચણવાનું શરૂ કર્યા પછી પણુ, તે ઠીક થાય છે કે નહીં ? એમ વિચારતો જાય. તે પ્રમાણેજ ધર્મને રસ્તે આવો; તો ધર્મ એવી વસ્તુ કોઇ છે કે કેમ ? તેનો પ્રથમ નિર્ણય કરો. ઇશ્વરને રસ્તે આવો; તો ઇશ્વર એવી કોઇ વસ્તુ છે કે નહીં; તેનો પ્રથમ નિર્ણય કરો. છે તો તે કેવો છે ? તે પૂછીને તથા વિચારીને નક્કી કરો. મોટી જાજમ મેલી થાય; ત્યારે તે ઘરમાં ખંખેરી શકાય નહીં. તેમ પોતાનું મન મેલું થાય; ત્યારે તે આપણાથી મેલું મટે નહીં; કોઇ સંતને સેવીએ; શાસ્ત્રોને વિચારીએ; ત્યારે તે મેલું મટે.

**ઇશ્વર અને વાદવિવાદ**—એક વાત ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે–તે એ છે કે–દરેક પંથ અગર સમ્પ્રદાય–સૌ, ભગવાનનેજ ભજે છે; અને એકજ ભગવાન્ અનેક રૂપે ભજાય છે; તોપણુ ભગવાનને ભજવાની રીતમાં બહુ વાદવિવાદ છે. અખો બોલ્યો છે કે—

'છ દર્શનનાં જુજવા મતા, સમજ્યા નહીં તેણે ખાધી ખતા.'

સાંખ્યાદિ છ દર્શનો પણુ સમજવા જેવાં શાસ્ત્રો છે. તે સંબંધી એકાદશસ્કંધની શરૂઆતમાંજ આપણે વિચાર કર્યો છે. ( વાંચ્યું ન હોય તો વાંચજો. તે ફરમા માત્ર બે આનામાં અપાય છે. ) સાંખ્યાદિ છ દર્શનો સંબંધી, અખો ઉપર બોલ્યો; તે સાંભળ્યું ? અખે કહ્યું કે–' સમજ્યા નહીં; તેણે ખાધી ખતા !' નાનાં મોટાં બધાં બાળકો માબાપને જાણે; પણુ નાનાં બાળકો, માબાપ સંબંધિ જેવું સમજે; તેવું મોટાં બાળકો સમજે નહીં. કારણકે જેમ જેમ મોટાં–તેમ તેમ તેમના મગજમાં ઘમંડ વધારે–દેહાભિમાન વધારે. આ ઘમંડને પ્રતાપે, તેઓ માતાપિતાના સાચા સુખથી વિમુખ રહે. બાળકો જેમ જેમ નાનાં, તેમ તેમ તેમને માતાપિતાનોજ આશ્રય–માતાપિતાજ તેમનું સર્વસ્વ. માતાપિતાને સુખે સુખી, અને માતાપિતાને દુઃખે દુઃખી. જેવું બિંબ તેવું પ્રતિબિંબ. માતાપિતાને પણુ નાનાં બાળકોમાં ઘણું વ્હાલ. બાળકો મોટાં હોય; છતાં માતાપિતા પાસે ઘમંડ ન રાખે; તો તે ભાગ્યશાળી સમજવાં. એવાં ભાગ્યશાળી બાળકો પણુ ઘણાં છે.

આટલી વાત આપ બરાબર સમજ્યા હશો. સમજ્યા હો; તો આગળ બોલું ! આપણે સૌ ભગવાનનાં બાળક છીએ; પણુ તેમાં જેઓ બહુ ભણ્યા–મોટા પંડિત બન્યા–તેમણે–તેઓમાનાં પંચાણુ ટકા પંડિતોએ, વિદ્યાના ઘમંડમાં, એક વસ્તુને અનેક જુદા જુદા રંગ ચડાવી, એવી ભૂલવણી ઉભી કરીછે કે–સાચું શું ? તે શોધતાં, ખોટામાં ખોવાઇ

જોઇએ. વાદવિવાદ કરવો; તે વિદ્વાનોનો વાણી વિલાસ છે; તોપણ 'વિદ્વાનો ખરી વસ્તુને સમજ્યા નથી; અને ભ્રાંત સાથે ભટકાયા છે;' એમ આપણને ઘણી વખત લાગે. જ્યાં વિદ્વાનો પણ ભૂલા પડે; જ્યાં મંદરાચળ ડુબી જાય; તે સાગરનું માપ લેનારા, આપણે કોણ? એમ સમજી નમ્રતાપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવો. પૂર્વે થઇ ગએલા વ્યાસાદિ સંતોના વચનોમાં શ્રદ્ધા રાખવી. ઘણા ગ્રન્થો ફેંદવા કરતાં, એક બે બરાબર સમજાય; તો ઘણું છે. પરમાત્મા તર્ક કરવા જેવા છે; તોપણ તે તકનો વિષય નથી. એટલે તર્ક પણ આસ્તીક હોવા જોઇએ.

બ્રહ્મવિદ્યા માટે કેવા પ્રકારનું મૌન જોઇએ?—તે બાબતમાં શ્રી શંકર બોલ્યા છે કે---

**यतो वाचो निवर्तंते, अप्राप्य मनसा सह ॥** [ અપરોક્ષાનુભૂતિ ]

**यन्मौनं योगिभिर्गम्यं, तद्भवेत् सर्वदा बुधः ॥ १०७ ॥**

**वाचो यस्मान्निवर्तंते, तद्वक्तुं केन शक्यते ॥**

**प्रपंचो यदि वक्तव्यः, सोऽपि शब्दविवर्जितः ॥ १०८ ॥**

**इति वा तद्भवेन्मौनं, सतां सहजसंज्ञितम् ॥**

**गिरा मौनं तु बालानां, प्रयुक्तं ब्रह्मवादिभिः ॥ १०९ ॥**

અર્થ—મનસહિત વાણી વિગેરે ઇંદ્રિયો, જે બ્રહ્મને પામ્યા વિના, પાછાં વળે છે; તે બ્રહ્મની સત્યતા સંબંધિના વાદમાં, વધારે વખત ગાળવો નહીં; તેનું નામજ મૌન. યોગીઓએ આ પ્રકારનું મૌન પ્રાપ્ત કરવા જેવું છે. [૧૦૭] નામ અને રૂપ આદિથી જે રહિત છે; જે બ્રહ્મથી વાણી આદિ ઈંદ્રિયો પાછી વળે છે; તે બ્રહ્મ સંબંધિ વિવેચન કરવા, કોણ સમર્થ થઇ શકે? કોઇ નહીં. પ્રપંચ વાણીથી કહેવાય એવો છે; એમ કદિ કહીએ; તો તે પ્રપંચ પણ અનિર્વચનીય છે. કારણકે અજ્ઞાનીની દૃષ્ટિએ સંસાર સાચો છે; અને જ્ઞાનીની દૃષ્ટિએ સંસાર ખોટો છે. એટલે સંસાર ત્રણે કાળમાં એક સરખો રહી શકે એમ નથી. [૧૦૮] આવું (એટલે બ્રહ્મના અને જગતના વિવાદ વિનાનું જે) મૌન, તેજ મૌન કહેવાય છે. સહજ રીતે વાદથી અલગ રહેવું; તેનેજ સત્પુરૂષોએ મૌન કહ્યું છે. વાણીવડે મૌન રાખવું; તે મૌન બાળકો માટે, અને અજ્ઞાનીઓ માટે છે. એટલે ન બોલવું તે સાચું મૌન નથી; એમ બ્રહ્મવાદી પુરૂષોએ કહેલું છે. [૧૦૯]

જેમ પાણીપતનું મેદાન, યોદ્ધાઓના બળનું નિરૂપણ કરી આપે; તેમ કાશીક્ષેત્ર વિદ્વાનોની વિદ્વતાનું નિરૂપણ કરી આપે. એક વખત ૭ આસ્તીક વાદીઓએ, અને ૭ નાસ્તીક વાદીઓએ, વાદવિવાદ માટે પ્રચંડ સભા ભરી. તેમાં નાસ્તીકનો વિજય થતો જોઇ, એક આસ્તીક નૈયાયિકે સભામાં માથું માર્યું. નાસ્તીકોના પ્રત્યક્ષ પ્રમાણોને તેણે પોતાના બુદ્ધિબળથી તોડી નાંખ્યાં; અને આસ્તીકોનો વિજય કરી આપ્યો. આ સભામાં થએલો વાદ, ઘણોજ રસીક હોવાથી, એક વિદ્વાને તે વાદને પુસ્તકના રૂપમાં બહાર પાડયો. તે પુસ્તકનું નામ 'વિદ્વન્મોદતરંગિણી.' આ પુસ્તક રા. રા. આનંદશંકરભાઇને ઘેર છે; એમ અમે સાંભળ્યું છે. જેમ કેટલાએક શેતરંજની રમતના શોખીન, તેમ કેટલાએક વિદ્વાનો વાદના શોખીન.

**शब्दजालं महारण्यं, चित्तभ्रमणकारणं ।**

પૂર્વે થએલા રાજરાજેશ્વર શંકરાચાર્ય મહારાજે એક વખત શંખચક્રાદિની ટિકા કરી, સભામાં બેઠેલા રામાનુજ સંપ્રદાયના અનુયાયીઓ ખીજાયા. તેમની વ્હારે 'શ્રી

રંગાચાર્ય ' નામના મોટા આચાર્ય દોડયા આવ્યા. શ્રી શંકરાચાર્યે વાદ ન કર્યો; તોપણ 'શ્રીરંગાચાર્યે' 'ભગવત્ધર્મદર્પણ' નામનો ગ્રન્થ વાદરૂપે લખી આપ્યો. તેને તોડવા શ્રીશંકરાચાર્યે 'ભગવદ્ધર્મમુદ્ગર' નામનો ગ્રન્થ લખી આપ્યો. તેના વિરૂદ્ધ શ્રી રંગાચાર્યે 'વજ્રકુઠાર' નામનો ગ્રન્થ બહાર પાડયો. વિદ્વાનોના આવા વિલાસમાં વિદ્વાનોને ગમ્મત થાય; પણ સમાજનો મોટો ભાગ ભૂલો પડે. સમજુ પુરૂષે સારા પંડિત પાસે બેસીને, વિચારવા જેવા આ ગ્રન્થો છે. માધવનું 'સર્વદર્શન-સંગ્રહ' અને વડોદરાના પંડિત યજ્ઞેશ્વર ચીમનાજીનો 'આર્યવિદ્યાસુધાકર' (જેમાં મત-મતાંતરોના ઘણા ખુલાસા છે.) અને એવા બીજા ગ્રન્થો વિદ્વાન્ પાસે બેસીને, વાંચવા જેવા છે.

**ज्ञेयं यत् तत्** વિગેરે શબ્દોથી ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—**ज्ञेयं**-જાણવા જેવું જે કાંઇ હોય; તો તે નારાયણ છે. ભાગ્યશાળી નિમિ રાજા, યોગેશ્વરોને પુછે છે. ગંગા કાંઠે પરીક્ષિત સાંભળે છે; અને શ્રી શુકદેવજી કહે છે. આવી વાતો પુછે; અને આવી વાતો કરે-તે સૌને ધન્યવાદ ઘટે છે. વાતો પૂછે; અને વાતો કરે; તેથી આગળ વધનારને, તે સંબંધી વારંવાર વિચાર કરવો જોઇએ; જેને આપણે મનન કહીએ છીએ. જાણ્યા પછી વિચારની કેટલી જરૂર છે; તે સંબંધી શ્રી આદ્યશંકરાચાર્ય કહે છે કે—

**नोत्पद्यते विना ज्ञानं, विचारेणान्यसाधनैः ॥**
**यथा पदार्थभानं हि, प्रकाशेन विना क्वचित् ॥ ११ ॥**
**कोऽहं कथमिदं जातं, को वै कर्ताऽस्य विद्यते ॥**
**उपादानं किमस्तीह, विचारः सोऽयमीदृशः ॥ १२ ॥**
**नाहं भूतगणो देहो, नाहं चाक्षगणस्तथा ॥**
**एतद्विलक्षणः कश्चिद्-विचारः सोऽयमीदृशः ॥ १३ ॥**
**अज्ञानप्रभवं सर्वं, ज्ञानेन प्रविलीयते ॥**
**संकल्पो विविधः कर्ता, विचारः सोऽयमीदृशः ॥ १४ ॥**
**एतयोर्यदुपादान-मेकं सूक्ष्मं सदव्ययम् ॥**
**यथैव मृद्घटादीनां, विचारः सोऽयमीदृशः ॥ १५ ॥**
**अहमेकोऽपि सूक्ष्मश्च, ज्ञाता साक्षी सदव्ययः ॥**
**तदहं नात्र संदेहो, विचारः सोऽयमीदृशः ॥ १६ ॥**

[ અપરોક્ષાનુભૂતિ ]

અર્થ—જેમ પ્રકાશ વિના પદાર્થનું જ્ઞાન ન થાય; તેમ વિચાર (મનન) વિના બીજાં અનેક સાધનો વડે, તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. [૧૧] વિચાર કેવા હોવા જોઇએ ?-તે હવે કહે છે કે-'હું કોણ ? આ જગત્ કેવી રીતે ઉત્પન્ન થયું ? આ જગતનો કર્તા કોણ ? આ કૃતિમાં ઉપાદાન કારણ કોણ ? આવાં પ્રશ્નોનીજ પોતાના મનમાં ચર્ચા કરવી; તેનું નામ વિચાર. [૧૨] પંચભૂતોના સમૂહરૂપ જે સ્થૂલ દેહ છે; તે હું નથી; ઈંદ્રિયોના સમૂહરૂપ જે લિંગ દેહ છે; તે પણ હું નથી, તેનાથી વિલક્ષણ એવો જે કોઇ, તે હું છઉં; આવા૦ [૧૩] સર્વ અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે; અને સર્વ જ્ઞાનથી લય પામે છે-મટી જાય છે. નાના પ્રકારના સંકલ્પો આ બધું કરતા હોય; એમ જણાય છે; આવા૦ [૧૪] જેમ ઘડાનું ઉપાદાન કારણ માટી છે; તેમ આ સ્થૂલ અને સૂક્ષ્મ દેહનું ઉપાદાન

કારણ, સૂક્ષ્મ-સત્ અને અવ્યય એવું બ્રહ્મ છે. આવા૦ [૧૫] એટલે જે અદ્વિતીય, સૂક્ષ્મ, જ્ઞાતા, સાક્ષી, સત્ અને અવ્યયય બ્રહ્મ છે; તે હું છઉં. એમાં કાંઈ પણ પ્રકારનો સંદેહ નથી. આવા૦ [૧૬]

પિપ્પલાયન નામના યોગેશ્વર, પરમાત્મા સંબંધી ખુલાસો કરે છે, ભાવથી સાંભળો—

॥ **पिप्पलायन उवाच** ॥ રાગ—વસંત તિ૦

**स्थित्युद्भवप्रलयहेतुरहेतुरस्य, यत्स्वप्नजागरसुषुप्तिषु सद्बहिश्च ॥**
**देहेन्द्रियासुहृदयानि चरन्ति येन, संजीवितानि तदवेहि परं नरेन्द्र ॥३५॥**

**અર્થ—પિપ્પલાયન નામના પાંચમા યોગેશ્વર કહે છે કે--હે રાજન્! આ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય જેથી થાય છે; તથા જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ નામની ત્રણ અવસ્થાઓમાં, જે સાક્ષીપણાથી રહેલો છે; એટલે પરોવાઇને રહેલો છે; તથા આ ત્રણ અવસ્થાઓથી જુદી 'સમાધિ' નામની ચોથી અવસ્થામાં પણ, જે પરોવાઇને રહેલો છે; તથા દેહ, ઇંદ્રિય, પ્રાણ અને મન, જેના આપેલા ચેતનથી પ્રવર્તે છે; તે પરમ તત્ત્વ છે; એમ તમે જાણો. એટલે તેજ નારાયણનું સ્વરૂપ છે; એમ તમે જાણો. [૩૫]**

૩૫ વિવેચન—

ગીતામાં ૧૩ મે અ. ગોવિંદ બોલે છે કે—

**सर्वेंद्रियगुणाभासं, सर्वेंद्रियविवर्जितम् ॥**
**असक्तं सर्व भृच्चैव, निर्गुणं गुणभोक्तृ च ॥**

અર્થ—આત્મામાં સર્વ ઈંદ્રિયોના ગુણ-ધર્મો-નો આભાસ થાય છે. છતાં વાસ્તવમાં સર્વ ઈંદ્રિયોથી તે પર છે. અસક્ત છતાં તે સર્વને ધારણ કરે છે; નિર્ગુણ છતાં, તે ગુણોને ભોગવે છે.

શ્રીશંકર ઘણી શ્રુતિઓના સાર રૂપ બોલે છે કે—

રાગ—ઉપજાતિ

**एषोऽतरात्मा पुरुषः पुराणो, निरंतराखंडसुखानुभूतिः ॥**
**सदैकरूपः प्रतिबोधमात्रो, येनेषिता वागसवश्चरंति ॥१३१॥**

(વિવેકચૂડામણિ)

---

૩૫ પદચ્છેદ—**अस्य**-આ જગતનાં. **स्थित्युद्भवप्रलयाः तेषां हेतुः**-ઉત્પત્તિ, સ્થીતિ અને નાશ તેના કારણરૂપ. **अहेतुः**-જેનું કારણ-કાંઇ નથી, એવો હેતુ રહિત. **स्वप्नजागरसुषुप्तिषु यत् सत्**-જે બ્રહ્મ સ્વપ્ન જાગ્રત અને સુષુપ્તિ નામની ત્રણે અવસ્થાઓમાં સાક્ષીપણાથી છે; પરોવાઇને રહેલું છે. **च बहिः**-આ ત્રણથી બહારની, એટલે ચોથી તુર્યાવસ્થામાં પણ પરોવાઇને રહેલું છે. **देहम् इंद्रियाणि च असवः** (પ્રાણ) **हृदयं च देहेंद्रियासुहृदयानि**-દેહ, ઈંદ્રિયો, પ્રાણ, તથા મન. **येन संजीवितानि चरंति**-જેના આપેલા ચેતનથી પ્રવર્તે છે. **हे नरेंद्र**!-હે રાજન્! **तत् परं इति अवेहि**-તે પરમતત્ત્વ છે એમ જાણો.

અર્થ—જે વડે પ્રેરાએલી વાણી આદિ કર્મેંદ્રિયો, અને જ્ઞાનેંદ્રિયો, પોતપોતાના વિષયો ભણી જાય છે; તે આ અંતરાત્મા, શરીર રૂપી પુરમાં રહેનાર, સનાતન, નિરંતર, અખંડ, સુખરૂપ, અને અખંડ જ્ઞાનરૂપ, સર્વદા એક રૂપ, અને સર્વવૃત્તિઓમાં અભિવ્યક્ત ચેતન માત્ર છે. [૧૩૧]

જીવબ્રહ્મની વાતો જાણનારાં સ્ત્રી પુરૂષોએ, વેદાંતના ગ્રન્થો સારી રીતે વિચારવા જોઇએ. વિવેકચૂડામણિ, વેદાંતકેસરી અને અપરોક્ષાનુભૂતિ અમને બહુ ગમ્યા છે. તે ત્રણે ઉપર સરલ ટિકા તૈયાર કરીને, આપને આપી છે. અવકાશ લેશો; ત્યારેજ લેવાશે. 'અવકાશ નથી–નથી' કરતાં, હમણાં વખત પૂરો ! દ્રવ્યની સગવડ હોય; તો પંડિત પાસે બેસીને, ગ્રન્થો વાંચવા. રજળતા રજળતા કથામાં ગયા; ઘડી બેઠા; ને આ ઉઠયા; એમ કરવાથી–એવી પાઇ બે પાઇમાં–મણિઓની ખરીદી થાય નહીં. પંડિતો પાસે બેસીને, સત્શાસ્ત્રોનો વિચાર કોણ કરી શકે ?–તે પણ કહી દઉં–જગત્‌માં જેઓ ડાહ્યા થવા દોડયા છે; ડહાપણમાં કુટાયા છે; તેમના ભાગ્યમાં પંડિતો પાસે બેસવાની, જરાપણ અવકાશ હોતી નથી. હોય તો ધન્ય ! પોતા જેટલોજ ,જેમનો વ્યવહાર હોય; તે પુરૂષજ ઉંચા જ્ઞાન માટે અવકાશ લઇ શકે.

બ્રહ્મ કેવું—**स्थित्युद्‌भवप्रलयहेतुः**–આ જગત્‌માં ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય જેનાથી થાય છે; તે બ્રહ્મ છે. બ્રહ્માને ઉત્પત્તિ કરનાર, વિષ્ણુને પાલન કરનાર, અને સદાશિવને સંહાર કરનાર; એમ એક દેવના ત્રણદેવ આપણે માનીએ છઇએ. એટલે ત્રણે દેવ એક છે; એવી આપણી માન્યતા છે. ત્રણના ગુણ જુદા; અને ત્રણ એક કેમ હોઇ શકે ? એવી ભુલવણીમાં, હેમાચાર્ય પણ ભુલા પડયા છે. સાંભળો તેમનું રચેલું વીતરાગ–મહાદેવ સ્તોત્ર—

**एकमूर्तिस्त्रयो भागा, ब्रह्मा–विष्णु–महेश्वराः ॥**
**परस्परं विभिन्नाना–मेकमूर्तिः कथं भवेत् ॥२१॥**

**कार्यं विष्णुः क्रिया ब्रह्मा, कारणं तु महेश्वरः ॥**
**कार्य–कारणसंपन्ना, एकमूर्तिः कथं भवेत् ॥२२॥**

**प्रजापतिसुतो ब्रह्मा, माता पद्मावती स्मृता ॥**
**अभिजिज्जन्मनक्षत्र–मेकमूर्तिः कथं भवेत् ॥२३॥**

**वसुदेवसुतो विष्णुर्–माता देवकी स्मृता ॥**
**रोहिणी जन्मनक्षत्र–मेकमूर्तिः कथं भवेत् ॥२४॥**

**पेढालस्य सुतो रुद्रः, माता च सत्यकी स्मृता ॥**
**मूलं च जन्मनक्षत्र–मेकमूर्तिः कथं भवेत् ॥२५॥**

**रक्तवर्णो भवेत् ब्रह्मा, श्वेतवर्णो महेश्वरः ॥**
**कृष्णवर्णो भवेद्विष्णु–रेकमूर्तिः कथं भवेत् ॥२६॥**

**अक्षसूत्री भवेद्ब्रह्मा, द्वितीयः शूलधारकः ॥**
**तृतीयः शंखचक्रांक, एकमूर्तिः कथं भवेत् ॥२७॥**

**चतुर्मुखो भवेद्ब्रह्मा, त्रिनेत्रोऽथ महेश्वरः ॥**
**चतुर्भुजो भवेद् विष्णु–रेकमूर्तिः कथं भवेत् ॥२८॥**
**मथुरायां जातो ब्रह्मा, राजगृहे महेश्वरः ॥**
**द्वारामत्यामभूद्विष्णु–रेकमूर्तिः कथं भवेत् ॥२९॥**
**हंसयानो भवेद्ब्रह्मा, वृषयानो महेश्वरः ॥**
**गरुडयानो भवेद्विष्णु–रेकमूर्तिः कथं भवेत ॥३०॥**
**पद्महस्तो भवेद् ब्रह्मा, शूलपाणिर्महेश्वरः ॥**
**चक्रपाणिर्भवेद् विष्णु–रेकमूर्तिः कथं भवेत् ॥३१॥**
**कृते जातो भवेद् ब्रह्मा, त्रेतायां च महेश्वरः ॥**
**द्वापरे जनितो विष्णु–रेकमूर्तिः कथं भवेत् ॥३२॥**
**ज्ञानं विष्णुः सदा प्रोक्तं, चारित्रं ब्रह्म उच्यते ॥**
**सम्यक्त्वं तु शिवं प्रोक्त–मर्हन्मूर्तित्रयात्मिका ॥३३॥**

શ્લોકો સહેલા છે. અર્થ કરવા નહિં રોકાઉં. સંપ્રદાયોની ખેંચતાણ, આથી પણ વિશેષ હોય; માટે 'આમ કેમ ?' એમ કહીને, આશ્ચર્ય પામવું નહીં. અંદરથી વસ્તુને સમજી લેવી.

સત્, ચિત્ અને આનંદ, એમ બ્રહ્મના ત્રણ ભાગ છે. 'સત્' એટલે 'બ્રહ્મ છે.' તે બાબતમાં આસ્તીકોને કજીયો હોતો નથી. એટલે 'સત્' ની બાબતમાં મતમતાંતરો નથી. 'ચિત્' એટલે 'જ્ઞાન;' અને 'આનંદ' એટલે 'આનંદ.' બ્રહ્મ સંબંધીના જ્ઞાનમાં, મતમતાંતર છે. આનંદમાં પણ મતમતાંતર છે. કોઇને નિર્ગુણમાં આનંદ, અને કોઇને સગુણમાં આનંદ–વિગેરે–વિગેરે.

ચાર્વાકો—ચાર્વાકો કહે છે કે–'આકાશ નામનું પાંચમું તત્વજ નથી. કારણકે તે દશ્ય નથી. પૃથ્વી, જળ, તેજ અને વાયુ આ ચાર તત્વોજ છે; અને તે ચાર તત્ત્વોજ આત્મા છે.

બીજા ચાર્વાકો—એમ માને છે કે–શ્રોત્રાદિ ઇંદ્રિયોની એક એક ઇંદ્રિય આત્મા છે.

વળી કેટલાએક માને છે કે–પાંચ કર્મેંદ્રિયો અને પાંચ જ્ઞાનેંદ્રિયો આત્મા છે.' અને કેટલાએક ચાર્વાકો, એમ પણ માને છે કે–'મનજ આત્મા છે.' કેટલાએક પ્રાણનેજ આત્મા માને છે; અને પ્રાણોપાસના કરે છે.

યોગાચાર કહે છે કે—ક્ષણિક વિજ્ઞાન આત્મા છે. માધ્યમિક બૌદ્ધો આત્માને શૂન્ય માને છે. જૈનો એમ કહે છે કે–'આત્મા શરીરથી અને ઇંદ્રિયોથી ભિન્ન છે; તોપણ તે શરીર જેવડો છે.' વૈશેષિકો, નૈયાયિકો અને પ્રભાકરને માનનારા વિદ્વાનો એમ કહે છે કે–'આત્મા કર્તા, ભોક્તા, જડ અને વ્યાપક છે.' કુમારિલભટ્ટને અનુસરનારા કહે છે કે–'આત્મા જડ તથા જ્ઞાનસ્વરૂપ છે.' સાંખ્યવાદીઓ તથા યોગીઓ કહે છે કે–'આત્મા, કર્તા અને કેવળ ચિન્માત્ર છે.' ઉપનિષદ્‌ના મતને માનનારા કહે છે કે–'આત્મા અવિદ્યા-વડે કર્તાપણાના ધર્મવાળો જણાય છે; તો પણ વસ્તુતાએ તે સર્વ ધર્મોથી અત્યંત રહિત છે, વળી આત્મા પરમાનંદ રૂપ તથા જ્ઞાન સ્વરૂપ છે.'

હવે આગળ સાંભળો—

**नैतन्मनो विशति वागुत चक्षुरात्मा, प्राणेन्द्रियाणि च यथाऽनलमर्चिषः स्वाः ॥**
**शब्दोऽपि बोधकनिषेधतयात्ममूल–मर्थोक्तमाह यदृते न निषेधसिद्धिः ॥ ३६ ॥**

અર્થ—જેમ અગ્નિને અગ્નિના અંશરૂપ તણખા, પ્રકાશ આપી શકતા નથી; (અને બાળી પણ શકતા નથી;) તેમ જડ પદાર્થરૂપ મન, વાણી, આંખ, બુદ્ધિ, પ્રાણ અને ઇંદ્રિયોની વૃત્તિઓમાં દેખાતો આત્મપ્રકાશ કે જે તે તે વૃત્તિઓનો પ્રકાશક છે; તેનો પ્રકાશ તે વૃત્તિઓથી થતો નથી. 'આત્મા છે;' એમ વેદ કહે છે; તો પણ તે વાણીરૂપ હોવાથી, રોકડું આત્મતત્ત્વ આપી શકતો નથી; એટલે સાક્ષાત્કાર કરાવી શકતો નથી. તોપણ સમજાવાય એટલી રીતે આત્મતત્ત્વ સંબંધી તે સમજાવે છે. વેદ પોતેજ કહે છે કે 'વાણી અગર મન આદિ જેટલા જણાવનારા પદાર્થો છે; તેઓ કોઈ આત્મતત્ત્વને પહોંચી શકતા નથી.' આ ઉપરથી એમ સમજવું નહીં કે—'વેદ બ્રહ્મનું નિરૂપણ કરી શકતો નથી.' વેદ એમ કહે છે કે 'જે જાડું તે બ્રહ્મ નથી; જે પાતળું તે પણ બ્રહ્મ નથી; વાણીથી જે કહેવાય છે; તે બ્રહ્મ નથી, અને કાનથી જે સંભળાય છે; તે પણ બ્રહ્મ નથી.' એમ બાદ કરતાં કરતાં, નિષેધનો જે અવધિ (અંત) તે બ્રહ્મ છે. અવધિ ન હોય; તો નિષેધ સિદ્ધ થાયજ નહીં. જે કાંઇ કાર્ય અને કારણો દેખાય છે; તે સર્વનું પરમકારણ બ્રહ્મજ છે. (બ્રહ્મમાં માયા નામની મોટી શક્તિ છે; તેથી બ્રહ્મ એક છતાં, અનેકરૂપે ભાસે છે.) (૩૬)

૩૬ વિવેચન—

અજ્ઞાનથી કેટલું અવળું દેખાય છે? તે હવે કહે છે—

**यथा वृक्षविपर्यासो, जलाद्भवति कस्यचित् ॥**
**तद्वदात्मनि देहत्वं, पश्यत्यज्ञानयोगतः ॥७५॥**
**पोतेन गच्छतः पुंसः, सर्वं भातीव चंचलं ॥ तद्वदात्मनि० ॥७६॥**

---

૩૬ પદચ્છેદ—**यथा स्वाः अर्चिषः अनलं न विशति**–જે પ્રમાણે અગ્નિને અગ્નિના પોતાના તણખા, પ્રકાશ આપી શકતા નથી–તે પ્રમાણે. **मनः एतद् (परं तत्त्वं) न विशति**–મન આ પરમ તત્ત્વને પ્રકાશ આપતું નથી. **न वाग् न उत चक्षुः न आत्मा** (બુદ્ધિ)–વાણી આંખ અને બુદ્ધિ પણ આ પરમ તત્ત્વને પ્રકાશ આપી શકતા નથી. **प्राणेन्द्रियाणि च**–પ્રાણ અને ઈંદ્રિયો પણ તેને પ્રકાશ આપી શકતાં નથી. **शब्दः अपि**–વેદ પણ. **बोधकनिषेधतया**–બોધક રૂપ નહીં; એટલે આત્મસાક્ષાત્કાર કરાવી આપતો નથી–તોપણ–એટલે નેતિ–નેતિ કહીને. **आत्मा मूलं यस्य तत् इति आत्ममूलं; अर्थः उक्तः यथा स्यात् तथा अर्थोक्तं ॥ आत्ममूलं अर्थोक्तं**–પરમાત્મા રૂપી અર્થ નીકળી આવે એવું કાંઇક. **आह**–(વેદ) કહે છે. **यत् ऋते**–જેના વિના એટલે બ્રહ્મ કે જે અવધિ રૂપ છે તેના વિનાં–તેને માન્યા વિના. **निषेधसिद्धिः न**–નિષેધની સિદ્ધિ, અવધિ વિના સંભવતી નથી.

હવે આગળ સાંભળો—

**पीतत्वं हि यथा शुभ्रे, दोषाद्भवति कस्यचित् ॥ तद्वदात्मनि० ॥७७॥**
**चक्षुर्भ्यां भ्रमशीलाभ्यां, सर्वं भाति भ्रमात्मकं ॥ तद्वदात्मनि० ॥७८॥**
**अलातं भ्रमणेनैव, वर्तुलं भाति सूर्यवत् ॥ तद्वदात्मनि० ॥७९॥**
**महत्त्वे सर्ववस्तूना-मणुत्वं ह्यतिदूरतः ॥ तद्वदात्मनि० ॥८०॥**
**सूक्ष्मत्वे सर्वभावानां, स्थूलत्वं चोपनेत्रतः ॥ तद्वदात्मनि० ॥८१॥**
**काचभूमौ जलत्वं वा, जलभूमौ हि काचता ॥ तद्वदात्मनि० ॥८२॥**
**यद्वदग्नौ मणित्वं हि, मणौ वा वह्निता पुमान् ॥ तद्वदात्मनि० ॥८३॥**
**अभ्रेषु सत्सु धावत्सु, सोमो धावति भाति वै ॥ तद्वदात्मनि० ॥८४॥**
**यथैव दिग्विपर्यासो, मोहाद्भवति कस्यचित् ॥ तद्वदात्मनि० ॥८५॥**
**यथा शशी जले भाति, चंचलत्वेन कस्यचित् ॥ तद्वदात्मनि० ॥८६॥**

[ અપરોક્ષાનુભૂતિ. ]

અર્થ—સરોવર કાંઠે અગર નદી કાંઠે ઉગેલાં વૃક્ષો, જેમ જળમાં ઉંધાં દેખાય; એટલે જળમાં વૃક્ષોનો ઉપરનો ભાગ નીચે દેખાય; અને વૃક્ષોનો નીચેનો ભાગ જળમાં ઉપર દેખાય; તે પ્રમાણેજ અજ્ઞાનથીજ આત્મામાં દેહપણું દેખાય. [૭૫] કિનારેથી વ્હાણમાં બેસીને દરિયામાં જનારને સઘળું—આસપાસનો કાંઠો-ફરતો જણાય; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૭૬] આંખના દોષથી જેમ કોઈ પુરૂષને ધોળું હોય તે પીળું જણાય; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૭૭]. કુદડી ખાવાથી જેમની આંખો ભમી ગઈ હોય છે; તે આંખોથી જેમ સઘળું ફરતું જણાય છે; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૭૮]. ઉંબાડીયાને માત્ર ફેરવવાથી, તે જેમ સૂર્યના જેવું ગોળ દેખાય; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૭૯] વસ્તુઓ ગમે એટલી મોટી હોય; પણ જો તે દૂર હોય; તો તે ઘણીજ નાની દેખાય; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૮૦]. સૂક્ષ્મ પદાર્થો જેમ ચશ્માથી મોટા જણાય છે; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૮૧]. કાચની સપાટ ભૂમિ જેમ જળ જણાય; અને જળ વાળી સપાટ ભૂમિ, જેમ કાચ રૂપ દેખાય; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૮૨]. અગ્નિમાં મણિપણું જણાય; અને મણિમાં અગ્નિ-પણું દેખાય; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૮૩]. આકાશમાં વાદળાં દોડતાં હોય, ત્યારે ચંદ્ર પણ જેમ દોડતો જણાય; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૮૪]. કોઇ પુરૂષને જેમ દિશાનો ભ્રમ મોહથીજ (અજ્ઞાનથીજ) થાય; તે પ્રમાણે અજ્ઞાનથીજ૦ [૮૫]. જળમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ, જળના ડોલવાથી જેમ ડોલતું જણાય; તે પ્રમાણે અજ્ઞાનથીજ આત્મામાં દેહ-પણું દેખાય છે. [૮૬].

શ્રી શંકરની વાણી—રસીક—મધુર અને તત્ત્વને સહેલી રીતે સમજાવતી.

શ્રી આદ્યશંકરાચાર્ય એટલે મહાન્ શિક્ષક. આચાર્યોનો આચાર્ય; અને ઉપદેશકોનો ઉપદેશક. 'બ્રહ્મવિદ્યા જેવા મહાન્ વિષયને, ગુંચવાડો કર્યા વિના સમજાવનાર, જો કોઈ હોય; તો તે આ છે;' એમ આ દેશના અને અન્ય દેશના પંડિતો, એક અવાજે બોલ્યા છે. શ્રી શંકરાચાર્યનાં પુસ્તકોનો જેવો જોઇએ તેવો પ્રચાર નથી; તે તેઓશ્રીને માનનારા ઉપર મોટું કલંક છે.

બ્રહ્મના સંબંધમાં શ્રુતિઓ કહે છે કે—

**एतत् मनः वाक् उत**–વિગેરેથી પિપ્પલાયન નામના યોગેશ્વર કહે છે કે–જે નારાયણ તત્ત્વ સંબંધી કહેવાનો હું વિચાર કરૂં છઉં; તે નારાયણતત્ત્વ મન વાણીનો વિષય નથી. "**यतो वाचो निवर्तंते, अप्राप्य मनसा सह, यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते** (પ્રગટે છે) **तदेव ब्रह्म त्वं विद्धि ॥ यन्मनो न मनुते न चक्षुषा पश्यति कश्चनैनम् ॥ त्वग्र्यया** (સૂક્ષ્મ) **बुद्ध्या ॥ प्राणस्य प्राण उत चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रमन्नस्यान्नं मनसो ये मनो विदुः**–ઋષિઓ જાણે છે કે–બ્રહ્મ પ્રાણનો પ્રાણ છે; આંખની આંખ છે; કાનનો કાન છે; અન્નનું અન્ન છે; અને મનનું મન બ્રહ્મ છે.

**अथात आदेशो नेति नेति । अस्थूलमनणु । यतो वाचो निवर्तंते यद्वाचानभ्युदितम् ॥** એટલા માટેજ 'નેતિ' 'નેતિ'–(એવું કાંઈ નથી; એવું કાંઈ નથી;) એમ વેદ કહે છે. જે બ્રહ્મ છે; તે સ્થૂલ નથી; તેમ સૂક્ષ્મ પણ નથી. વાણી તેનું વર્ણન કરી શકતી નથી; તોપણ વાણીથી બ્રહ્મ જાણવામાં આવે છે.

હરિવંશ કહે છે કે—

**तत्परं परमं ब्रह्म, सर्वं विभजते जगत् ।**
**ममैव तद्घनं तेजो, ज्ञातुमर्हसि भारत ॥**

અર્થ—તે પરમ બ્રહ્મ છે. આ જગતને ઘણા પ્રકારનું બતાવનાર પણ તેજ છે. હે અર્જુન! મારૂં જે ઘાટું તેજ છે; તેને જાણવાનો તારો અધિકાર છે.

**ब्रह्म ज्योतिः सनातनम् ॥** (દશમ સ્કંધ) બ્રહ્મ જ્યોતિરૂપ અને સનાતન છે.

'**यस्य प्रभाप्रभवतो जगदंडकोटि–कोटिष्वशेषवसुधादिविभूतिभिन्नम्**'

**तद्ब्रह्म ।** [બ્રહ્મસંહિતા] જેના પ્રભાવથી આ અનંત બ્રહ્માંડો ઉત્પન્ન થયાં છે. વળી તે બ્રહ્મ પૃથ્વી, આકાશાદિથી ન્યારૂં અને ન્યારૂં છે.

**शाब्दं ब्रह्म वपुर्दधत् ।** બ્રહ્મનું શરીર વાણી રૂપ છે. **वाचारंभणं**–બ્રહ્મને આરંભ કરનાર વાણી છે.

**यन्मित्रं परमानंदं पूर्णं ब्रह्म ।** ગોપ બાળકો એટલા બધા ભાગ્યશાળી કે–પરમાનંદ રૂપ પૂર્ણ બ્રહ્મ, તેઓના મિત્ર રૂપે તેમની સાથે રમ્યું.

તત્વબોધ બોલે છે કે—

**आत्मा कः ?—स्थूलसूक्ष्मकारणशरीराद् व्यतिरिक्तः पंचकोशातीतः सन् अवस्थात्रयसाक्षी सच्चिदानंदस्वरूपः सन् यस्तिष्ठति स आत्मा ॥**

અર્થ—આત્મા શું છે?—તેનો જવાબ-સ્થૂલ શરીર, સૂક્ષ્મ શરીર, અને કારણ શરીરથી ભિન્ન, પાંચ કોશોથી પર હોઇ, ત્રણ અવસ્થાઓનો સાક્ષી; અને જે સચ્ચિદાનંદ સ્વરૂપ વાળો છે; તે આત્મા છે.

આત્મા કે જે પરમાત્માથી અભિન્ન છે; તેનું વર્ણન સાંભળો—

**अस्ति कश्चित् स्वयं नित्य–महंप्रत्ययलंबनः ॥**
**अवस्थात्रयसाक्षी सन्, पंचकोशविलक्षणः ॥१२५॥**
**यो विजानाति सकलं, जाग्रत्स्वप्नसुषुप्तिषु ॥**
**बुद्धितद्वृत्तिसद्भाव–मभावमहमित्ययम् ॥१२६॥**

यः पश्यति स्वयं सर्वं, यं न पश्यति कश्चन ॥
यश्चेतयति बुद्ध्यादि, न तद्यं चेतयत्ययम् ॥१२७॥
येन विश्वमिदं व्याप्तं, यन्न व्याप्नोति किंचन ॥
आभारूपमिदं सर्वं, यं भांतमनुभात्ययम् ॥१२८॥
यस्य सन्निधिमात्रेण, देहेंद्रियमनोधियः ॥
विषयेषु स्वकीयेषु, वर्तंते प्रेरिता इव ॥१२९॥
अहंकारादिदेहांता, विषयाश्च सुखादयः ॥
वेद्यंते घटवद्येन, नित्यबोधस्वरूपिणा ॥१३०॥

ઉપજાતિ—

एषोऽन्तरात्मा पुरुषः पुराणो, निरंतराखंडसुखानुभूतिः ॥
सदैकरूपः प्रतिबोधमात्रो—

શું કહ્યું ?—

सदैकरूपः प्रतिबोधमात्रो, येनेषिता वागसवश्चरंति ॥१३१॥

ત્યારે આવા આત્માને મુમુક્ષુએ કયાં શોધવો જોઈએ–કયાં મળે

આ પ્રાણનો આધાર ? સાંભળો—

अत्रैव सत्वात्मनि धीगुहाया–मव्याकृताकाश उशत्प्रकाशः ॥
आकाश उच्चैः रविवत् प्रकाशते, स्वतेजसा विश्वमिदं प्रकाशयन् ॥१३२॥

[વિવેકચૂડામણિ]

અર્થ—હું અનાદિ પાંચ કોશોથી વિલક્ષણ છઉં; હું સદ્રૂપ, (જાગ્રદાદિ) ત્રણ અવસ્થાઓનો સાક્ષી, મરણ પર્યંત ‘હું’ એવા જ્ઞાનનો વિષય, એવો કોઈ (જે મન વાણીનો અવિષ છે તે) આત્મા છે. [૧૨૫] જે જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિનાં સર્વ દૃશ્યને, બુદ્ધિને, તેની વૃત્તિઓના સદ્‌ભાવને, અને (તેની વૃત્તિઓના) અભાવને જાણે છે. (તે) આ હું આત્મા છઉં. [૧૨૬] જે પોતે સર્વને જાણે છે; અને જેને કોઇ પણ જાણતું નથી. જે બુદ્ધિ આદિને પ્રકાશ કરવામાં સમર્થ છે; (પણ) જેને તે (બુદ્ધિ આદિ) પ્રકાશ કરવામાં સમર્થ નથી; તે આ આત્મા હું છઉં. [૧૨૭] જેનાથી આ જગત્ વ્યાપેલું છે; જેને કાંઇ પણ વ્યાપી શકતું નથી; છાયા રૂપ આ સઘળું જેના પ્રકાશની પછી પ્રકાશે છે; તે આ આત્મા હું છઉં. [૧૨૮] જેના માત્ર સમીપપણાને લીધે, સ્થૂલ શરીર, ઈંદ્રિયો, મન અને બુદ્ધિ પોત પોતાના વિષયોમાં પ્રેરણા કરેલા (સેવકોની) પેઠે વર્તે છે; [૧૨૯] જે નિત્ય જ્ઞાનસ્વરૂપ છે; તેથી, અહંકારથી માંડીને સ્થૂલ શરીર પર્યંતના (પદાર્થો-શબ્દાદિ) વિષયો, અને સુખાદિ (પદાર્થો) ઘડાની પેઠે પ્રકાશાય છે; તે આ આત્મા હું છઉં. [૧૩૦] જે વડે પ્રેરાએલી વાણી આદિ કર્મેંદ્રિયો, અને આંખ આદિ જ્ઞાનેંદ્રિયો, પોત પોતાના વિષયો ભણી દોડી જાય છે; તે આ અંતરાત્મા, શરીર રૂપી પુરમાં રહેનાર, સનાતન, નિરંતર અખંડ સુખરૂપ, અને અખંડ જ્ઞાનરૂપ, સર્વદા એકરૂપ, અને સર્વ વૃત્તિઓમાં અવ્યક્ત ચેતન માત્ર છે. [૧૩૧] (આવા આત્માને મુમુક્ષુએ કયાં શોધવો ?–તે હવે કહે છે.) ઉંચે આકાશમાં જેમ રવિ પ્રગટે છે; અને પોતાના

પ્રકાશથી સર્વ જગતને પ્રકાશ આપે છે; તેમ આ મનુષ્ય દેહમાંજ જ્યાં સત્ત્વગુણ વિશેષ હોય; તેવા અંતઃકરણ રૂપી ગુફામાંજ, એટલે કારણ શરીરમાં, સદ્રૂપ પ્રકાશ વાળો આત્મા પ્રકાશે છે. અને પોતાના તેજથીજ, આ દેહને અને ઇંદ્રિયોને પ્રકાશ આપે છે. **अव्याकृताकाशे** એટલે કારણ શરીરમાં. [૧૩૨]

આ તો શાંતિના શણગાર ! એકાદશ ઘણીવાર વાંચતા હશો ! પણ સમજણના સવાલ કદિ કરો છો ? સવાલ કરીને પછી–તેના જવાબ કદિ સાંભળો છે ?

હજી આગળ શું કે છે; તે ભાવથી સાંભળો. **વસંત તિ૦**

**सत्त्वं रजस्तम इति त्रिवृदेकमादौ, सूत्रं महानहमिति प्रवदन्ति जीवम् ॥**
**ज्ञानक्रियार्थफलरूपतयोरुशक्ति, ब्रह्मैव भाति सदसच्च तयोः परं यत् ॥३७॥**

**અર્થ—પ્રથમ જે એક બ્રહ્મ હતું; તેજ સત્ત્વ રજ અને તમ–એમ ત્રણ ગુણવાળું પ્રધાનતત્ત્વ (પ્રકૃતિ) બન્યું. પછી તે બ્રહ્મજ ક્રિયાશકિત માટે સૂત્રરૂપ બન્યું; અને જ્ઞાનશકિત માટે, મહતત્ત્વ (બુધિતત્ત્વ) રૂપ બન્યું. પછી તેજ બ્રહ્મને જીવના ઉપાધિરૂપ અહંકાર એવું નામ આપવામાં આવ્યું. આ પ્રમાણે ચાલતાં ચાલતાં, ઇંદ્રિયોના દેવ, ઇંદ્રિયો, વિષયો અને વિષયોના પ્રકાશરૂપે (સુખદુઃખાદિરૂપે) પણ મોટી શકિતવાળું એકજ બ્રહ્મ ભાસે છે. દૃશ્ય અને સૂક્ષ્મ તે બેઉથી જે પર છે; તેજ બ્રહ્મ છે. સર્વસ્વરૂપે પોતાનાથીજ પ્રતીત થતા બ્રહ્મને, પોતાના કામકાજને માટે (પોતાનામાં કરવા ધારેલા વિકારોને માટે) કશા પ્રમાણની અપેક્ષા નથી. (કોઇ પ્રમાણ નહીં પહોંચી શકવાને લીધે, બ્રહ્મ નથી; એવી શંકા લાવવી નહીં.) (૩૭)**

૩૭ વિવેચન—

જે એક છે; તેજ અનેક રૂપે ભાસે છે. છેવટમાં એમ કહ્યું કે–સર્વસ્વ રૂપે પોતાથીજ પોતે પ્રતીત થાય છે; માટે તેને સિદ્ધ કરવા, બીજા સાક્ષીઓની જરૂર નથી. સૂર્ય દેખાય છે; પછી તેમાં કોઇની સાક્ષીની જરૂર નથી.

---

૩૭ પદચ્છેદ—**आदौ एकं**–પ્રથમ એકજ બ્રહ્મ. **सत्त्वं रजः तमः इति त्रयाणां गुणानां वृत्** (વર્તન) **यस्मिन् इति तत् त्रिवृत्**–તેજ બ્રહ્મ સત્ત્વરજ અને તમ એવા ત્રણ પ્રકારવાળું પ્રધાન–પ્રકૃતિ–માયા–રૂપ બન્યું. **सूत्रं**–પછી તે બ્રહ્મજ ક્રિયાશક્તિ માટે સૂત્રરૂપ એટલે પરોવાઇને રહેલા આત્મારૂપ. **महान्**–અને તે બ્રહ્મજ જ્ઞાન શક્તિ માટે, મહતત્ત્વ (બુદ્ધિતત્ત્વ) રૂપ. **अहं इति जीवम्**–પછી તે બ્રહ્મજ જીવની ઉપાધરૂપ અહંકાર બને છે. **इति प्रवदंति**–એમ ઋષિઓ બોલે છે **ज्ञानं** (ઇંદ્રિયોના દેવ) **च क्रियाश्च** (ઇંદ્રિયો) **अर्थाश्च** (વિષયો) **फलानि** (સુખદુઃખ) **तेषां रूपं तस्य भावः–ज्ञानक्रियार्थ फलरूपता तया**–આ પ્રમાણે આગળ ચાલતાં ઇંદ્રિયોના દેવ, ઇંદ્રિયો, વિષયો, અને વિષયોને સુખદુઃખાદિરૂપ પ્રકાશથી. **उरुः शक्तिः यस्य तत् इति उरुशक्ति** (નપુંસક) **इति ब्रह्म एव**-ઘણી શક્તિવાળું બ્રહ્મજ. **भाति**–પ્રકાશે છે. **सत्** (દૃશ્ય) અને **असत्** (સૂક્ષ્મ) **तयोः परं यत्**–દૃશ્ય અને સૂક્ષ્મ તે બેથી જે પર છે **तत् ब्रह्म**–તે બ્રહ્મ.

આત્મા અને દેહની તુલના—રાગ-વસંત તિ૦

**नात्मा जजान न मरिष्यति नैधतेऽसौ, न क्षीयते सवनविद्‌व्यभिचारिणां हि ॥**
**सर्वत्र शश्वदनपाय्युपलब्धिमात्रं, प्राणो यथेन्द्रियबलेन विकल्पितं सत् । ३८॥**

અર્થ—આત્મા જન્મતો નથી; તેમ આત્મા મરી જતો પણ નથી. આત્મા જન્મ્યા પહેલાં નહોતો; અને પછી આવ્યો; એવું પણ માનવું નહીં. આત્મા વધતો નથી; તેમ આત્મા ઘટતો પણ નથી. કાળને જાણનારો આત્મા, દેહના બાળ, યુવાદિ વિકારોને જાણે છે; અથવા જાગ્રતાદિ અવસ્થાઓને આત્મા જાણે છે. આત્મા સર્વદેશોમાં નિરંતર અવિનાશી છે; સર્વદેશોમાં અને સર્વ કાળમાં અખંડ રીતે ચાલ્યું આવતું જે જ્ઞાન છે; તેજ બ્રહ્મ (આત્મા) છે; જેવી રીતે ઇંદ્રિયોના બળથી (એકપ્રાણ) પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન. એવા નામોથી કલ્પાએલો છે; તે પ્રમાણે એકજ બ્રહ્મ, અનેક પ્રકારે કલ્પાએલું છે. આત્મા અખંડિત છે; તેમ જ્ઞાન પણ અખંડિત છે. [૩૮]

૩૮ વિવેચન—

ભગવાનના અવતાર—ભગવાનના અવતાર સંબંધી ગીતા, રામાયણ અને ભાગવત સંમત છે. ગીતા, ભાગવત અને રામાયણના કર્તા, સાધારણ માણસો નથી; અને તેઓ વેદવિરૂદ્ધ, અથવા વેદમાં જે નથી; તે તેમણે લખી નાંખ્યું છે; એમ આપણાથી હવે કહેવાય એમ નથી, તોપણ કોઇને શંકા થાય; તો—

રૂગ્વેદમાં અ. ૬, મંત્ર ૧૮ તથા ૪૭, રૂગ્વેદમંડળ ૧. સુ. ૨૩. મંત્ર ૧૭. યજુર્વેદમાં અ. ૫. મંત્ર ૧૫. વિગેરે ઠેકાણે તપાસ કરવાથી, વેદના આધારો પણ જડી આવશે. કેટલાએકની એવી પણ માન્યતા છે કે-શ્રીભગવાન ગોકુળમાં આવ્યા; તો પછી વૈકુંઠ લોકનું શું ? ત્યાં કોની સત્તા ? શ્રીરામ અયોધ્યામાં અવતર્યાં; તોપછી ગોલોકનો ચાર્જ કોની પાસે રહ્યો ? વળી ભગવાનને તે બાપા, અને બા હોય ! વળી તેમને માથું-પગ અને હાથ શા ! અરે ! તેમને ઘરેણાં શાં ? વિગેરે વિગેરે. જેને જેતું જ્ઞાન ન હોય; એવો બકવાદે ચડેલો માણસ, ગમે તેમ બકે ! નીશાબાજને પોતાના પોતીયાં ક્યાં સરી પડયાં; તે તેમને ભાન ન હોય ! તેમ આ વિષયમાં પણ, નાસ્તીકવાદને નાદે ચડેલા જીવો, ગમે તેમ બોલે.

---

૩૮ પદચ્છેદ—**आत्मा जजान न**–આત્મા જન્મતો નથી. (**जन** ધાતુ). **आत्मा मरिष्यति न**–આત્મા મરી જતો નથી. **असौ एधते न**–તેમ આત્મા વધતો (પણ) નથી. **असौ क्षीयते ( अपि ) न**–આત્મા ઘટતો (પણ) નથી. (**सवनं**–કાળ) **सवनं वेत्ति इति सवनवित्**–કાળને જાણનાર. **व्यभिचारिणां** (દ્વિ. વિ.) **सवनवित्**–આત્મા બાળ યુવાદિ દેહોને જાણનારો છે. અથવા આત્મા જાગ્રતાદિ અવસ્થાઓને જાણનારો છે. **सर्वत्र शश्वत् अनपायी**–આત્મા સર્વ દેશોમાં નિરંતર અવિનાશી છે. **उपलब्धिः** (જ્ઞાન) **स्वरूपः उपलब्धिमात्रं**-(સર્વ દેશોમાં અને સર્વ કાળમાં) અખંડ રીતે ચાલ્યું આવતું જે જ્ઞાન છે તે જ બ્રહ્મ છે. **यथा इन्द्रियबलेन प्राणः विकल्पितः**–જેવી રીતે ઇંદ્રિયોના બળથી પ્રાણ, અપાન–વ્યાન આદિના નામોથી નાના પ્રકારનો કલ્પાએલો છે. **तथा सत् विकल्पितं**–તે પ્રમાણે બ્રહ્મ અનેક પ્રકારે કલ્પાએલું છે.

પોતે કોનાં બાળક ? પોતાનો દેશ કયાં ? પોતાની સંસ્કૃતિ શું ? પોતાના ધર્મમાં કોણ કોણ થઈ ગયા ? વિગેરેનું જેને ભાન નહી—જ્ઞાન નહીં; તે ગમે તેમ બોલે. તેથી અકળાઇ જવું નહીં. જવાબ દેતાં આવડે; તો જવાબ દેવો; નહીંતો મૌન રાખવું. આ જગતમાં સૌ પોતપોતાને હિસાબ ડાહ્યાં છે; કોઇને ગાંડા કહેવાય નહીં. ગધેડાં પણ પોતાની અક્કલ પ્રમાણે ( એટલે સમજીનેજ ) ભૂંકે છે. સિંહ પોતાની સમજ પ્રમાણે હોકારા કરે છે; વિગેરે. માટે જ્યાં પોતાને નકામી નાથાકુટ જેવું લાગે; ત્યાં ધર્મની બાબતમાં અવશ્ય મૌન રાખવું. 'મને કાંઇ નથી આવડતું;' એમ કહેવામાં જેટલી શોભા છે; તેટલી અગર તેથી વધારે, નકામી માથાકુટ કરવામાં, ફજેતી છે. વિચાર કરી જોજો.

ભગવાનના અવતારની હવે થોડી વાત કરૂં ! દરેક વસ્તુને બેરૂપ હોય છે; એક સામાન્યરૂપ અને બીજું વિશેષરૂપ; અથવા એક નિર્વિશેષરૂપ, અને બીજું સવિશેષરૂપ જે સર્વ જગ્યાએ વ્યાપક હોય; તે સામાન્યરૂપ, અને અમુક જગ્યાએ પ્રગટ થાય; તે વિશેષરૂપ ગણાય છે.

દૃષ્ટાંતમાં અગ્નિ, વિજળી વિગેરે—

અગ્નિ—અગ્નિ દરેક સ્થાનમાં વ્યાપક છે. એટલે-તે વાયુમાં, સમુદ્રમાં, પૃથ્વીના ગર્ભમાં. અને આપણા ઉદરમાં પણ છે. ગોવિંદ ગીતામાં કહે કે--'વૈશ્વાનરરૂપે હું સઘળે છઉં.' અરણીનાં બે લાકડાં ઘસાય; તો તેમાંથી અગ્નિ પ્રગટે; ચકમકના પત્થર અફળાય; તો તેમાંથી અગ્નિ પ્રગટે; વિગેરે. જે અગ્નિ પ્રગટે—નજરે દેખાય; તે સવિશેષ અગ્નિ; અને સર્વત્ર વ્યાપીને જે અગ્નિ રહ્યો છે; તે નિર્વિશેષ અગ્નિ ગણાય છે. અગ્નિ એક ઠેકાણે પ્રગટ થયો; માટે બીજે ઠેકાણે નથી; એમ કહેવાય નહીં. વળી દાહનું કામ સવિશેષ અગ્નિ કરે છે. પરમાત્મવસ્તુ અગ્નિથી વધારે બળુકી વસ્તુ છે. ચેતન એક ઠેકાણે પ્રગટે; ત્યારે બીજે ઠેકાણે તેનો અભાવ છે; એમ કહી શકાયજ નહીં.

વીજળીનું પણ એમજ છે. એક ઠેકાણે અનેક દીવા થયા; પછી વીજળી બીજે ઠેકાણે નથી; એમ કેમ કહેવાય ! તેમજ પવન એક ઠેકાણે વાવાજોડું થાય; તેથી તે બીજે ઠેકાણે નથી, એમ કહેવાય નહીં; વિગેરે વિગેરે.

**ब्रह्मैवाहं समः शांतः, सच्चिदानंदलक्षणः ॥**
**नाहं देहो ह्यसद्रूपो, ज्ञानमित्युच्यते बुधैः ॥ २४॥**
**निर्विकारो निराकारो, निरवद्योऽहमव्ययः ॥ नाहं देहो० ॥ २५ ॥**
**निरामयो निराभासो, निर्विकल्पोऽहमाततः ॥ नाहं देहो० ॥२६॥**
**निर्गुणो निष्क्रियो नित्यो, नित्यमुक्तोऽहमच्युतः ॥ नाहं देहो० ॥२७॥**
**निर्मलो निश्चलोऽनंतः, शुद्धोऽहमजरोऽमरः ॥ नाहं देहो० ॥२८॥**

( અપરોક્ષાનુભૂતિ ).

અર્થ—સમ, શાંત, અને સચ્ચિદાનંદ સ્વરૂપવાળું જે બ્રહ્મ છે; તે જ હું છઉં; પણ મિથ્યારૂપવાળો દેહ હું નથી. આવા પ્રકારની સમજણને ડાહ્યા પુરૂષો જ્ઞાન કહે છે. [૨૪] હું નિર્વિકાર, નિરાકાર, નિર્દોષ અને અવ્યય છઉં; પણ મિથ્યાસ્વરૂપવાળો દેહ હું નથી; આવા પ્રકારની૦ [૨૫] હું સર્વ રોગોથી રહિત છઉં; સર્વ કલ્પનાઓથી પણ રહિત છઉં; અને વ્યાપક છઉં; પણ મિથ્યાસ્વરૂપવાળો દેહ હું નથી; આવા પ્રકારની૦ [૨૬] હું માયાના સત્ત્વાદિ ત્રણ ગુણોથી રહિત છઉં; ક્રિયાઓથી પણ રહિત છઉં; નિત્ય, ત્રણે

કાળમાં બંધનથી મુક્ત, અને અચ્યુત છઉં; પણ મિથ્યા સ્વરૂપવાળો દેહ હું નથી; આવા પ્રકારની૦ [૨૭] હું નિર્મળ, નિશ્ચળ, અનંત, શુદ્ધ, અજર અને અમર છઉં; પણ મિથ્યા-સ્વરુપવાળો દેહ નથી; આવા પ્રકારની૦ [૨૮]

(હું આનાં વિવેચન શું કરૂં! માલ મેદાનમાં છે. શક્તિ હોય; તો લઇ લ્યો.) થાકયા નથીને ? સાંભળો—

બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરે છે—

**यल्लाभान्नापरो लाभो, यत्सुखान्नापरं सुखं ॥**
**यज्ज्ञानान्नापरं ज्ञानं, तद्ब्रह्मेत्यवधारयेत् ॥५४॥**
**यद्दृष्ट्वा नापरं दृश्यं, यद्भूत्वा न पुनर्भवः ॥**
**यज्ज्ञात्वा नापरं ज्ञेयं, तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५५ ॥**
**तिर्यगूर्ध्वमधः पूर्णं, सच्चिदानंदमद्वयम् ॥**
**अनंतं नित्यमेकं यत्–तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५६ ॥**
**अतद्व्यावृत्तिरूपेण, वेदांतैर्लक्ष्यतेऽव्ययम् ॥**
**अखंडानंदमेकं यत्–तद्ब्रह्मेत्यवधारयेत् ॥ ५७ ॥**

વિગેરે વિગેરે. (આત્મબોધ).

અર્થ—જે લાભથી બીજો કોઈ લાભ નથી; જે સુખથી બીજું કાંઇ સુખ નથી; જે જ્ઞાનથી બીજું કોઈ જ્ઞાન નથી; તે બ્રહ્મ છે; એમ નક્કી જાણ. [૫૪] જેને જોયા પછી કાંઇ જોવા જેવું રહેતું નથી; જેમાં તદાકાર થયા પછી, પુનર્જન્મ હોતો નથી; જેને જાણ્યા પછી બીજું જાણવાયોગ્ય કાંઈ રહેતું નથી; તે બ્રહ્મ છે; એમ નક્કી જાણ. [૫૫] જે ડાબી બાજુએથી, જમણી બાજુએથી, ઉપર અને નીચે પૂર્ણ છે; તથા જે સદ્‌રૂપ, ચિદ્‌રૂપ, આનંદરૂપ, અદ્વયરૂપ, અનંત, નિત્ય અને એક છે; તે બ્રહ્મ છે; એમ નક્કી જાણ. [૫૬] વેદાંતોવડે અતત્ ને (જડને) બાદ કરતાં કરતાં જે અવ્યય, અખંડાનંદ અને એક લક્ષ્ય કરાય છે; તે બ્રહ્મ છે; એમ તું જાણ. [૫૭]

હવે કહે છે કે—જેમ એકજ પ્રાણ જીવની પાછળ દોડે છે; તેમ એકજ આત્મા દરેક અવસ્થાઓમાં રહે છે—આત્મતત્વ સંબંધી આગળ સાંભળો—

વસંતતિ૦

**अण्डेषु पेशिषु तरुष्वविनिश्चितेषु, प्राणो हि जीवमुपधावति तत्र तत्र ॥**
**सन्ने यदिन्द्रियगणेऽहमि च प्रसुप्ते, कूटस्थ आशयमृते तदनुस्मृतिर्नः ॥३९॥**

---

૩૯ પદચ્છેદ— **अंडेषु**–અંડજમાં–પક્ષીયોનીમાં. **पेशिषु**–જરાયુજમાં–ઓરમાં. **तरुषु**–ઉદ્‌ભિજ્જ–વૃક્ષોમાં. **अविनिश्चितेषु**–પરસેવામાં–જુ માંકડ વિગેરે યોનિમાં. **तत्र तत्र**–તે તે શરીરોમાં. **प्राणः जीवं उपधावति**–પ્રાણ જીવની પાછળ જાય છે. **यत्**–કારણ કે. **सद्**–સુઇ જવું–લય પામવું. **सद् सन्नः तस्मिन् सन्ने. इंद्रियगणे सन्ने सति**–સુષુપ્તિમાં ઈંદ્રિયોનો સમુહ લય પામતાં. **अहमि प्रसुप्ते च**–અને અહંકાર પણ લય પામતાં. **आशयं ऋते**–લિંગ શરીરરૂપી ઉપાધિ વિના–રહિત. **कूटस्थः**–નિર્વિકાર આત્મા રહે છે. **तस्य अनुस्मृतिः नः**–તે કૂટસ્થ આત્માની સ્મૃતિ આપણને થાય છે.

**અર્થ—જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ—એવા ચાર પ્રકારના શરીરો છે; તોપણ તે તમામ શરીરોમાં, એકજ પ્રાણ જીવની પછવાડે રહે છે. તે પ્રમાણેજ અવસ્થાભેદથી દેહાદિ બદલાય છે; પણ તેમાં રહેલો આત્મા બદલાતો નથી. સુષુપ્તિમાં ઇંદ્રિયોનો સમુહ લય પામતાં, તથા અહંકાર પણ લય પામતાં, લિંગશરીરની ઉપાધિવિનાનો નિર્વિકાર આત્મા દેહમાં રહે છે. તે કૂટસ્થઆત્માની સ્મૃતિ આપણને રહે છે. (૩૯)**

૩૯ વિવેચન—

આતો એકાદશ સ્કંધની પ્રસાદી ! જેમ મહિનામાં એકાદશી મોટી; તેમ સ્કંધોમાં એકાદશ સ્કંધ મોટો. કરોડપતિના ઘરના હીરા ! શાંતિથી સમજવા જેવી વાતો !

રાગ—ઉપજાતિ.

**सर्वप्रकारप्रमितिप्रशांतिर्–बीजात्मनाऽवस्थितिरेव बुद्धेः ॥**
**सुषुप्तिरेतस्य किल प्रतीतिः, किञ्चिन्न वेद्मीति जगत्प्रसिद्धेः ॥ १२१ ॥**

વંશસ્થ—

**देहेन्द्रियप्राणमनोऽहमादयः, सर्वे विकारा विषयाः सुखादयः ॥**
**व्योमादिभूतान्यखिलं च ।विश्व–मव्यक्तपर्यंतमिदं ह्यनात्मा ॥ १२२ ॥**

રાગ આર્યા—

**माया मायाकार्यं, सर्वं महदादिदेहपर्यंतं ॥**
**असदिदमनात्मतत्त्वं, विद्धि त्वं मरुमरीचिकाकल्पं ॥१२३॥** વિવેકચૂડામણિ.

અર્થ—સર્વ પ્રકારનાં (અંતરનાં અને બહારનાં) જ્ઞાનોની અત્યંત શાંતિ, અને અંતઃકરણનાં બીજ રૂપેજ સ્થિતિ થાય; તે સુષુપ્તિ અવસ્થા છે. સુષુપ્તિમાંથી ઉઠેલો પુરૂષ— ‘આજ મને એવી ઉંઘ આવી કે મને કાંઇ ખબરજ પડી નહીં;’ એમ બોલે છે; એવું આપણે સૌ જાણીએ છીએ. (૧૨૧) સ્થૂલ શરીર, ઇંદ્રિયો, પ્રાણ, મન, અહંકારાદિ (અંતઃકરણના કામાદિ) વિકારો, (શબ્દાદિ) વિષયો, સુખાદિ, આકાશાદિ ભૂતો, સર્વ જગત્ અને (છેવટે) માયા સુધી આ (સર્વ) જડ (છે) (૧૨૨) માયા ને મહતત્વથી માંડીને સ્થૂલશરીર પર્યંત, સર્વ માયાનાં કાર્યો મિથ્યા છે. તે આત્મસ્વરૂપ નથી. આ સર્વને તું ઝાંઝવાના પાણી જેવું (મિથ્યા) જાણ. [૧૨૩]

**यद्वै तन्न पश्यति–पश्यन् वैतद्द्रष्टव्यं न पश्यति । न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते ॥** શ્રુતિ.

જાગ્રતમાં સ્થૂલ ઇંદ્રિયો અને અહંકાર કામ કરે છે; સ્વપ્નમાં જાગ્રતના સંસ્કારવાળો અહંકાર અને સૂક્ષ્મ ઇંદ્રિયો કામ કરે છે. આ પ્રમાણે આત્મા નિર્વિકાર છતાં સવિકાર જેવો જણાય છે. સુષુપ્તિમાં સ્થૂલ સૂક્ષ્મ તમામ ઇંદ્રિયો, અહંકાર સાથે લય પામે છે. સુષુપ્તિમાંથી ઉઠયા પછી આપણને સ્મૃતિ થાય છે કે—‘આજ તો મને એવી ઉંઘ આવી; કે કાંઇ ખબરજ પડી નહીં,’ કાંઇ ખબરજ પડી નહીં; ત્યારે તે વાતનો અનુભવ આપે છે કોણ ?—જે અનુભવ આપે છે; તે જાગતો હોવો જોઇએ. જે જાગે છે; તે જ નિર્વિકાર આત્મા છે.

ફ઼ે. નં. ૨૦ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત—એકાદશ સ્કંધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.
અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] *વૈશાક ૧૯૯૨. [અંક ૧ લો.

* ખાસ નોંધ—આ વરસ મહાથી શરૂ થવાને બદલે, વૈશાકથી શરૂ થાય છે; અને ૯૩ ના ચૈત્ર માસે પુરૂં થશે. એટલા આરામની અને એટલા ચિંતવનની અમારે જરૂર છે. હવે ચૈત્ર શુદી ૧ મે જેદનો બીજો અંક મળશે.

### હયો ત્યારે જયશ્રીકૃષ્ણ!



બેસતા વરસના મંગળ પ્રભાતમાં, આપને સૌને ઘણા હેતથી જયશ્રીકૃષ્ણ.

**ભાવનગરમાં લગ્ન**—ચી૦ હરિહરપ્રસાદનાં લગ્ન પ્રસંગે, મહા માસમાં ભાવનગર જવું પડશે. વસંતપંચમીનાં લગ્ન છે. 'ભાગુ' ની બેઠી છબી આ અંક સાથે છે.

**કાંઈક કહું**—પત્રિકાને ૧૭ મું વરસ બેઠું. મોક્ષમંદિર ખોલ્યાને અઢારમું વરસ બેઠું. અઢાર વરસમાં ઘણાં મળ્યાં; પણ જેઓ સાથમાં અને સાથમાંજ રહ્યાં; તેઓનાં ભાગ્ય છે. દ્રઢતા વિના આ વસ્તુ મળે એવી નથી. દર વરસે માસીકના ગ્રાહકોને પણ ખખડાવીને ખંખેરી નાંખું છઉં. એટલે જેઓ આ વસ્તુના ખપવાળા હો; તેઓજ અમારી સાથે રહો. જેમને અમારી જરૂર હોય; તેમને માટેજ અમે છઇએ. **અમારી એક ઘડી, તે લાખેણી વહી જાય છે;** તે જ્યાં ત્યાં ફેંકી દેવા, અમે જરાએ નવરા નથી. આ સિવાયનાં બીજાં કામકાજ, અમને ભાર રૂપ લાગે છે. તે ઉપાડી લેતાં–પતાવી દેતાં–તમે સૌ શીખી જાઓ. અમારી જોડે પત્રવ્યવહાર બહુ કરવો નહીં. નવા ગ્રાહકોએ ૨–૩–૦ નો મનીઓર્ડરજ કરી દેવો. કુપનમાં નામઠામ બરાબર જણાવવાં. પછી કાર્ડ લખવાની જરૂર નથી. કાંઈ પુસ્તક જોઇએ; તો તેના પત્ર પણ, ઠેકાણમાં સ્પષ્ટતાપૂર્વક લખી નાંખવા. ભાવતાલ કરવામાં વખત લેવો નહીં. જે

બ્યાજની હશે; તેજ ભાવ લેવાશે. હું કોઈ વેપારી નથી; તમે કોઇ ગ્રાહક નથી: 'પ્રાણુ થકી મને વૈષ્ણવ વ્હાલા.' તમારા સંગમાં રહીને અમે હરિ ભજ્યા છે; તમારા સંગમાં રહીને અમે મોટો નફો મેળવ્યો છે. એટલે-તમારી સાથે બેસીને, કલ્યાણની જે ઉત્તમ ઉત્તમ વાતો અમે કરી; તે વાતો અમારા પુત્રાદિ સાથે બેસીને કરી નથી. **તમે અને અમે શું છઇએ;** તે અમે સારી રીતે સમજીએ છઇએ. તમે સમજતાં શીખો. સમયને વધાવી લ્યો. આજ છે એવી કાલ નથી. તમે અમને અમારા પુત્રાદિ કરતાં વધારે વ્હાલાં છો. આ વાત તમે સમજી શકો એવી છે. આવ્યાં છો-મળ્યાં છો-તો હવે ભાવથી સાંભળો.

**હવે અમારે તમને જે કહેવાનું છે તે**—એ કે-એકાદશસ્કંધ સંબંધી આપણે વાતો કરવાની છે; તે સ્કંધ કાંઇક અજબ છે. ત્યાં તો-૧૬૧૦૮ ના પતિ શ્રીકૃષ્ણ, ઉદ્ધવને એમ કહે છે કે—

**स्त्रीणां स्त्रीसंगिनां संगं, त्यक्त्वा दूरत आत्मवान्** । [ અ. ૧૪–૨૯. ]

ઉપજાતિ-**अदंति चैकं फलमस्य गृध्रा, ग्रामेचरा एकमरण्यवासाः ॥**
**हंसा य एकं बहुरूपमिज्यैर्-मायामयं वेद स वेद वेदम्** [અ. ૧૨–૨૩.]

અર્થ—આત્મવાન્ પુરૂષે; એટલે જેનામાં તાકાદ હોય-પોતાનું કલ્યાણ કરવાની તીવ્ર જીજ્ઞાસા હોય; એવા પુરૂષે, સ્ત્રીઓનો અને સ્ત્રીઓના સંગીઓનો સંગ, દૂરથીજ તજી દેવો. [૨૯] આ સંસારરૂપી વૃક્ષને બે ફળ થાય છે. એક ફળનું નામ 'દુઃખ', અને બીજા ફળનું નામ 'સુખ'. ગામમાં રહેનારા ગીધ પક્ષીઓ છે; અને વનમાં રહે છે તે હંસો છે. ગીધ પક્ષીઓ એટલે સંસારમાં રચ્યાપચ્યા લોકો, જે દુઃખ નામના ફળને ખાય છે; અને વનમાં રહેનારા હંસો-સારાસારનો વિચાર કરનારા લોકો-વિવેકી સન્યાસી પુરૂષો-જે-'સુખ' નામના ફળને ખાય છે. પરમાત્મા કે જે માયાથી બહુ રૂપે જણાય છે; તે પરમાત્માને, ગુરૂઓના ઉપદેશોથી જે જાણે છે; તે પુરૂષ જ વેદના વાસ્તવિક અર્થને જાણે છે; એમ સમજવું. [૨૩]

સાંભળ્યું ?—આપણે કે જે સંસારી છઇએ; તેમને સ્ત્રીઓના સંગનો ત્યાગ; તથા સ્ત્રીઓના સંગીઓના સંગનો પણ ત્યાગ, કરવાની આજ્ઞા શ્રીકૃષ્ણે કરી. પ્રભુએ વળી એમ કહ્યું કે-સંસારમાં રચ્યાપચ્યા જીવો ગીધડા જેવા છે. ગીધો માંસના ભોગી, તેમ આપણે એકબીજાના (માંસથી ભરેલા) દેહના ભોગી છઇએ. આપણાં સુખ, તે દુઃખથી ઘેરાએલાં હોય છે. ખરૂં સુખ તો, હંસો-પરમ હંસો-વિવેક સન્યાસીઓ, વનમાં રહીને લે છે. તાત્પર્ય-આ એકાદશ સ્કંધ, એવા ઉત્તમ પરમહંસો માટે છે. આપણે તો તે નથી. ગમે એવી ઉત્તમ દવા, ચરી વિના ફાયદો કરી શકતી નથી; એ વાત અમે તમે સૌ જાણો છો. તેમ ગમે એવો ઉત્તમ ઉપદેશ, શુભ રહેણી વિના, ફાયદો કરી શકતો નથી.

અત્યારે અનેક ઠેકાણે ગીતા પાઠશાળા ચાલેછે; અનેક ઠેકાણે ઉપનિષદો અને બ્રહ્મસૂત્ર ઉપર વ્યાખ્યાન થઇ રહ્યાં છે. બડા બડા આચાર્યો, મહંતો, અને પરમહંસો, ચારે તરફ ઉપદેશ માટે ઘુમી રહ્યા છે. તોપણ નવી નવી હોટલો, નવા નવા સીનેમા, નવા નવા પાયમાલીના નાચ-સ્વચ્છંદ અને દુરાચાર, નજરે પડે છે. જ્યાં ત્યાં સ્નેહલગ્ન, અને પ્રીતિ ભોજન ! કુટુંબ કલેશ અને કોરટો ચિકાર ! જે ઠરવાનાં ઠામ, એવા મંદિરો; તે પણ અનેક ખટપટથી

ભરપૂર. જે વૈરાગ્યના પોષક અને જ્ઞાનના દાતા; તે વૈભવના કીડા, અને અજ્ઞાનના ઉંડાણમાં. જે નિર્માનના પાઠ ભણાવે; તે માન માટે લડી મરનારા!

આવા દુઃખનો વિચાર થાય; ત્યારે સાચા જીવોનાં રૂવાડાં ઉભાં થઈ જાય. અમે બ્રાહ્મણના બાળક; અમારી આ મૂખ્ય ફરજ—અમારૂં આ મૂખ્ય કર્તવ્ય! જરા આગળ વધીને કહીએ; તો અમારૂં એકનુંજ આ મૂખ્ય કર્તવ્ય નહીં; પણ જે જે કાંઇક સમજ્યાં છે; તે દરેકનું આ મૂખ્ય કર્તવ્ય છે. દેશનો ઉદ્ધાર કરવા, અનેક પ્રયત્નો થઇ રહ્યા છે; પણ જ્યાં ધર્મજ નથી; ત્યાં એકે પ્રયત્ન સફળ થતો નથી. જે વૃક્ષનાં મૂળ સડી ગયાં છે. તે વૃક્ષને પાણી પાવું નકામું છે. દરેકે પોતાનાં લૌકિક સુખ તજીને, આત્મિક સુખ માટે, સખત પ્રયત્ન કરવો ઘટે છે. દેશનું હિત ચાહતા હો; સમાજનું હિત ચાહતા હો; તો માનવના જીવનક્ષેત્રમાં, ધર્મનાં ખાતર પૂરો. ઋષિ મુનિઓએ જે જે ધારાધોરણ બાંધી આપ્યા છે; તેને હચડમચડ કરવું રહેવા દ્યો. જેને સાંભળીને, જગત્‌ના રત્ન જેવા જીવો વંદે છે; તેને આપણે નિંદીએ; તે આપણાં ડહાપણ કેવાં! પુનર્લગ્નને ચાળે ચડેલા, સ્નેહલગ્નને ચાળે ચડેલા, તથા પ્રીતિભોજનના મેળાવડા કરનારા, શું કમાયા છે! તે વિચારો! ગૌતમબુદ્ધે ઘણું બળ કર્યું હતું—પણ હજી વર્ણ, આશ્રમ ઉભા છે. મુસલમાનોએ ઝુંબેશ ચલાવી; પણ હજી તેનો નાશ થયો નથી. જરા વિચાર તો કરો કે—પોપટ, કાગડા સાથે જમતા નથી; કાગડા, પોપટીને પરણતા નથી; પાડો ગાયની સામે જોતો નથી. કેવા બંધારણપૂર્વક તેઓ ચાલ્યાં આવે છે. માનવ તો ભણ્યાં ગણ્યાં; અને થયાં ડાહ્યાં! ડહાપણમાં ભૂલ્યાં પડયાં. વધારે વાત શી કરૂં! એટલુંજ કહું કે—બસ! **જે છો; તે થઈ જાઓ! તમે તમારૂં ઘર સંભાળી લ્યો!** આપણા ઘરમાં જેવાં જોઇએ તેવાં શાસ્ત્રો છે; જ્યાં કાળીદાસ, ભવભૂતિ અને માઘ જેવા પંડિતોનાં શાસ્ત્રદોહન સાહિત્યો! જ્યાં વર્ણ અને આશ્રમની રક્ષાના સુંદર બોધ પાડો; ત્યાં આવા કંગાલો કયાંથી! ત્યાં આવી મંદ બુદ્ધિ—નાસ્તીકતા—કયાંથી!

વર્ણ અને આશ્રમ—કેટલાએક સમજુ દેખાતા પાગલો, વર્ણ અને આશ્રમ તોડી પાડવા મચ્યા છે; પણ આ ખુંટા ખેંચ્યા ખેંચાય એવા નથી. કાઢયા નિકળે એવા નથી. કારણકે જ્યાં સુધી આ જગત્ છે; ત્યાં સુધી વર્ણાશ્રમની જરૂર છે. જગત્ હોય; ત્યાં સુધી ધર્મ અને નીતિની જરૂર છે; તો તેના જ્ઞાતા અને દોરનાર બ્રાહ્મણો છે. તેમને આપણાથી કેમ ફગાવી દેવાય! રાજવહીવટ ચલાવનારા ક્ષત્રિયો છે; વેપાર રોજગાર કરનારા વૈશ્યો છે; અને સૌને પોતાની સેવાથી, મદદ કરનારા શુદ્રો છે. ઈંટો, પત્થર, લાકડાં, ચૂનો, સીમેન્ટ, વિગેરે એકત્ર થઇને, જેમ મકાનને ઉભું રાખે છે; તેમ ચારે વર્ણો એકત્ર થઇને, આ સંસારને ઉભો રાખે છે. મનુષ્યો ઇંટો, પત્થર, લાકડાં કરતાં ડાહ્યાં થયાં. એટલે તેઓ—એકબીજાને ખસી મારગ દેવા લાગ્યાં. પરિણામે સંસાર ડગમગતો દેખાય છે. સૌ પોતપોતાનું કામ યથાર્થ કરી લે; તો સંસાર શોભે! જે અંગ ક્રિયા ન કરે; તે અંગ વાયે રહી ગયું ગણાય. તેને માટે ઉપચાર કરવો ઘટે; પણ તે અંગને કાપીને દૂર નાંખી દેવાય નહીં. [સમજાય છે ને?]

**આશ્રમ ધર્મનો વિચાર કરીએ—**

૧ બ્રહ્મચર્યાશ્રમ—લાખો રૂપૈયા ખરચીને કૉલેજો અને યુનિવર્સિટીઓ થઇ; પણ જે

લાભ પ્રાચીન ઋષિકુળો આપતા હતા; તે લાભ, આચારવિચારને તિલાંજલી આપનારાં યુનિવરસીટી આદિ મોટાં ખર્ચાળ ધામો, આપતાં નથી. આ વાત (ભૂલ) દરેક દેશના ડાહ્યા લોકો, હવે સારી રીતે સમજી શકયા છે. પ્રાચીન પ્રણાલિકા પ્રમાણે ભણેલો મોટો વિદ્વાન્, બસો પાનસોનો પગાર ખાય; તોપણ જરૂર પડે; ત્યારે ઘડીમાં રસોઇ કરી નાંખે; અને વાસણ પણ માંજી નાંખે; અને પાંચ સાત અંગ્રેજી ભણેલા ભાઈ–જેને વટાવતાં પાઇ ન ઉપજે–એવા નમાલા ભાઇ–જમવા માટે હૉટલમાં ટીચાય; અને પોતાનાં વાસણ માંજી નાંખતાં લાજે. રળે નહીં પાઇ; પણ પૈસાના ખર્ચ કરે; વિગેરે.

સ્વરાજ્ય લેવું હોય; તેમણે કોઈ પણ હિસાબે, ઘરમાં, કુટુંબમાં, જ્ઞાતિમાં, તથા દેશમાં કદિ કુસંપ કરવો નહીં. 'ઘરમાં, કુટુંબમાં, જ્ઞાતિમાં અને દેશમાં જે જે વ્યક્તિઓ કુસંપ કરાવે; તે છૂપા દુશ્મનો છે.' આ મહામંત્રનો પાઠ સવાર સાંજ કરતા રહેજો.

કુતરાને કકડો રોટલો નાંખ્યો હોય; તો તે કર્યા ઉપકારને ભુલતો નથી. અન્નદાતાને દેખીને, ભસતો નથી–શરમાયછે; ત્યારે જેમને ભાણે બેસાડીને, ભાવતાં ભોજન કરાવ્યાં; તે પુત્રાદિ, અન્નદાતાનો-માતાપિતાનો–અનાદર કરે; તો માપ્યા મપાય નહીં-એટલા–હરામખોર તેઓ ગણાય.

આવી આવી ખોડો સુધાર્યા વિના, તત્ત્વજ્ઞાનની વાતો કરવી; તે ધુમાડાના બાચકા ભરવા જેવું ડહાપણ છે. અત્યારે એમ કહેવાય છે કે–યુવક એટલે 'ઉદ્ધત'. યુવકસંઘ એટલે–'ઉદ્ધતોનો સંઘ'. જે સભામાં વૃદ્ધોનાં માન નહીં; તે સભા નહીં; એવી સિદ્ધ વાત છતાં, યુવકોને વૃદ્ધો ગમતાં નથી. જે માતા પિતાએ, મોટી આશાએ પુત્રોને પોષ્યા; પોતે ન ખાધું અને પુત્રોને ખવરાવ્યું; પોતે ફાટલ કપડાં પહેર્યાં; અને પુત્રોને નવાં કપડાં પહેરાવ્યાં; વિગેરે–તે પુત્રો માતા પિતારૂપી તીર્થોને પીડે; તે કેવા પ્રકારનું ભણતર ! જેમની આજ્ઞાએ; માથું ઉતારીને આપે; તોપણ કાંઇ નથી; તેમને પીડે; તે કેવા પ્રકારનું ભણતર ! આ તે સુધારો ? કે કુધારો !

માબાપની સેવા પડી મેલીને, અત્યંજોની સેવા કરવા જનારને, માબાપ જેવા આશીર્વાદ આપે; એવા આશીર્વાદ નહીં મળે. જેમણે બચપણમાં પ્રેમથી વિષ્ટા વાળી–મફત વિષ્ટા વાળી; અને હજી પણ તબીયત બગડે; તો પ્રેમથી વિષ્ટા વાળે–એવા અત્યંજને–એવાં પવિત્ર માબાપને–વિસારે; તેમને સપુત કેમ કહેવાય ! જરા વિચાર કરી જુઓ; તો ખાત્રી છે કે–પશુ પક્ષીનાં બાળકો, માનવનાં ઉદ્ધત બાળકો કરતાં સમજુ છે; કારણકે નવાં પાપથી તેઓ બચે છે. પુત્રાદિકથી કંટાળેલાં માબાપ બોલે છે કે–**"પાળી પોષિને મોટા કીધા; તે દુષ્ટોએ દગાજ દીધા."** સપુતોને માતાપિતા સાથે મતભેદ હોય નહીં; કદિ હોય; તો શ્રીકૃષ્ણે ઇંદ્રનો યજ્ઞ અટકાવવા, નંદજીને નમ્રતાથી સમજાવ્યા; એવા મતભેદ હોય. તાત્પર્ય–આપણું પ્રાચીન જે બ્રહ્મચર્યાશ્રમ–તે રત્નો પકવવાની ખાણ છે. નમ્રતા, દીનતા, સેવાભાવ, અને આચાર વિચાર આદિ જે, ગુરૂકુળમાં શીખાતાં; તે લાખોના ખર્ચવાળી યુનિવર્સિટીમાં શીખાતાં નથી. આ જગત્ યુવકોનું છે; માટે તેમણે પ્રથમ લાયક થવું જોઇએ. બાળકોને અને વૃદ્ધોને યુવકોનો આધાર છે. યુવકોને પણ વૃદ્ધ થવું છે નહીં સમજે; તો જુવાનીમાં વાવેલું ગાંડપણ વૃદ્ધાવસ્થામાં ઉગી નીકળશે.

બીજું આશ્રમ ગૃહસ્થાશ્રમ—ધંધો, ખાવું-પીવું, અને બાળગોપાળ પેદા કરવા; તેની સામાન્ય ક્રિયાઓ દેશો દેશમાં છે. આપણે ત્યાં જો કાંઇ વિશેષ હોય; તો તે ધર્મ મર્યાદા છે. એટલે માતાપિતાની સેવા; તથા નાનાં મોટાં અપંગ ભાંડુઓની સંભાળરૂપી ધર્મમર્યાદા. જેમને અભિષેક થાય; તેમને માથે બ્રાહ્મણો ચારે તરફથી પવિત્ર જળ છાંટે; તેમ જે ગૃહસ્થ હોય; તેને વૃદ્ધ માતાપિતા, અપંગ ભાઇભાંડુઓ, તથા સાધુ સન્યાસી અને કુળગોરો, આશીર્વાદ રૂપી પુષ્પોથી વધાવે છે. યુવકોને પણ વૃદ્ધ થવું છે; માટે વૃદ્ધોનાં આશીર્વાદ લેતાં તેઓએ શીખવું જોઈએ.

ત્રીજું આશ્રમ—વાનપ્રસ્થ-પાથરીને સંકેલવું તે સંસારનો ક્રમ છે. સરકાર પણ ૫૫ વરસે છોડી મૂકે છે. એટલે પોતાના બંધનથી મૂક્ત કરે છે. સંસાર વ્યવહારમાં થએલી ભૂલો સુધારવા; તથા સંસારને શમાવવા; અને અધ્યાત્મ વિકાસ કરવા; જે તક મળે; તે વાનપ્રસ્થાશ્રમ છે.

ચોથું આશ્રમ સન્યસ્ત—મરવા વિના કોઈને ચાલે એમ નથી. સંસાર અને સંસારની વાસનાઓ છોડયા વિના, ચાલે એમ નથી. સંસારના ગમે એવા મોટા વૈભવ, અને ગમે એવી મોટી સત્તા, કોઈને મરણથી બચાવી શકે એમ નથી. પરમાત્માના શરણ વિના માનવતા શોભે એમ નથી. આવા અનેક નિર્ણયોનો નિર્ણય કરવા; જે સમય લેવો; તે સન્યસ્તાશ્રમ છે. 'તેડું આવે; કે-તૈયાર છઉં;' 'આનાકાની કર્યા વિના, ચાલી નીકળું-એમ છઉં;' 'હસતો હસતો મરી શકું; એમ છઉં;' એવા પ્રકારની તૈયારી કરી આપે; તે સન્યસ્તાશ્રમ છે.

હવે આપને ખાત્રી થશે કે—વર્ણ અને આશ્રમ આપણા માનવ જીવનના દોર છે; સંસારના ઉંડા કુવામાં પડેલા જીવોને, બચાવવાની સાંકળો છે; નાંખી દેવા જેવાં નથી.

વેદાંતને નામે બોલનારા કેટલાએક એમ કહે છે કે-'જ્ઞાનીઓને વર્ણાશ્રમની જરૂર નથી.' પણ તે જ્ઞાનીઓ-તે કેવા ?-ધુળ લઈને સોનું આપી દે એવા ! એટલે ધૂળને, અને સોનાને સમાન ગણનારા. સોનું લઈને ધૂળ આપી દેનારા-જ્ઞાનીઓ-નહીં. અદ્વૈત માર્ગને માન આપનાર, શ્રી આદ્યશંકરાચાર્ય કલ્યાણને માર્ગે આવનારને સાધનો બતાવે છે; તે સાંભળો—

# એકાદશ સ્કંધનું મંગળાચરણ.

## ॥ श्रीसाधनपञ्चकस्तोत्रं ॥

(શ્રીઆદ્યશંકરાચાર્યજીકૃત.)

રાગ-શાર્દૂલ૦

वेदो नित्यमधीयतां तदुदितं, कर्म स्वनुष्ठीयतां ॥
तेनेशस्य विधीयतामपचितिः, काम्ये मतिस्त्यज्यताम् ॥
पापौघः परिधूयतां भवसुखे, दोषोऽनुसंधीयता-
मात्मेच्छा व्यवसीयतां निजगृहात्-तूर्णं विनिर्गम्यताम् ॥१॥

૧ પદચ્છેદઃ—( युष्माभिः ) वेदः नित्यं अधीयताम्—તમારે હમેશાં વેદનું

**૧ અર્થ—તમારે હમેશાં વેદનું અધ્યયન કરવું; વેદોમાં જણાવેલાં કર્મોનું પાલન, ભાવથી કરવું; અને તે કર્મથી તમારે પરમાત્માનું પૂજન કરવું. કર્મો કરતાં ફળમાં આસક્તિ રાખવી નહિં. એટલે નિષ્કામ કર્મો વડે પાપને ધોઈ નાંખવા. સંસારના સુખોમાં દોષ દેખવા. આત્મજ્ઞાન માટે દૃઢ ઈચ્છા રાખવી—પછી તમારે ઘરમાંથી ત્વરાથી બહાર નીકળી જવું.**

વિવેચન—ચારે આશ્રમના ધર્મો આ શ્લોકમાં છે. પ્રથમ બ્રહ્મચર્યના ધર્મથી વેદાધ્યયન કરવું, તથા વેદની આજ્ઞા પ્રમાણે કર્મો કરવાં, તે વાત થઈ. કર્મ વડે ભગવાનનું પૂજન કરવું, કર્મ કરવાં પણ ફળમાં આસક્તિને તજીને કર્મ કરવાં; આ પ્રમાણે ગૃહસ્થાશ્રમના ધર્મની વાત કરી. વાનપ્રસ્થ આશ્રમમાં આવવું; ત્યાં સંસારના સુખોમાં દોષનું દર્શન કરવું; અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે, દૃઢ પ્રયત્ન કરવો. વૈરાગ્ય વિના આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં પ્રીતિ થતી નથી, માટે વિષયોમાં દોષદર્શનની ભલામણ કરી. સંસારમાં દોષ દેખ્યા પછી, તથા આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી, ઘરમાં ખોટી થવું નહીં—એટલે સન્યાસ લેવો. કળીયુગમાં વાનપ્રસ્થ તથા સન્યાસનું પાલન ઘરમાં રહીને થાય તો ઠીક. સદ્‌ગુરૂ તથા સત્સંગના આશ્રયમાં રહેવું.

**संगः सत्सु विधीयतां भगवतो, भक्तिर्दृढा धीयतां ।**
**शांत्यादिः परिचीयतां दृढतरं, कर्माशु संत्यज्यताम् ॥**
**सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं, तत्पादुका सेव्यतां ।**
**ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरो–वाक्यं समाकर्ण्यताम् ॥२॥**

---

અધ્યયન (અભ્યાસ) કરવું. **तेषु (वेदेषु) उदितं–कथितं–कर्मसु–अनुष्ठीयतां**—તે વેદોમાં કહેલું કર્મ, તમારે સારી રીતે–પૂર્ણ ભાવથી–કરવું. **तेन कर्मणा**—તે કર્મ વડે. **ईशस्य अपचितिः** (પૂજન) **(युष्माभिः) विधीयताम्**—પરમાત્માનું પૂજન તમારે કરવું. **काम्ये कर्मणि या मतिः सा त्यज्यताम्**—સકામ કર્મોમાં કાંઈ ઇચ્છા થાય તો તે તમારે તજવી. **पापानाम् ओघाः परिधूयतां**-પાપના ઢગલા (તમારે નિષ્કામ કર્મ વડે, ધોઈ નાંખવા. **भवस्य सुखे**-સંસારના સુખોમાં. **दोषः अनुसंधीयताम्**-તમારે દોષ દેખવા. **आत्मनः ज्ञानं, तस्य इच्छा व्यवसीयतां**—આત્મજ્ઞાન માટે દૃઢ ઇચ્છા તમારે રાખવી. **गृहात् तूर्णं विनिर्गम्यताम्**—પછી તમારે ઘરમાંથી ત્વરાથી બહાર નીકળી જવું.

૨ પદચ્છેદ—**सत्सु संगः (युष्माभिः) विधीयताम्**—તમારે સત્પુરુષોનો સમાગમ કરવો. **भगवतः दृढा भक्तिः धीयतां**-પરમાત્માની દૃઢભક્તિ કરવી. **शांत्यादिः परिचीयतां**-શાંતિ વિગેરે સાધનનો સંગ્રહ કરવો; એટલે તેનું પાલન કરવું. **दृढतरं कर्म आशु संत्यज्यताम्**-જન્મ મરણ પેદા કરી આપે; એવાં કર્મને ત્વરાથી તજી દેવું, **सद्विद्वान् उपसर्प्यतां**-સંતોષ, શાંતિ, જીતેંદ્રિયપણું, વિગેરે સદ્‌ગુણથી શોભતા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ પુરૂષ પાસે નમ્રતાપૂર્વક જવું. **तस्य पादुका सेव्यतां**-તે પુરૂષની પાદુકાનું સેવન કરવું. **एकः अक्षरम् इति ब्रह्म अर्थ्यताम्**—બ્રહ્મ કે જે એક છે;

૨ અર્થ—પછી સત્પુરૂષોના સમાગમમાં રહેવું; પરમાત્માની દૃઢ ભક્તિ કરવી; શાંતિ વિગેરે સદ્ગુણોનો સંગ્રહ કરવો; જન્મમરણ આપે એવા કર્મનો ત્વરાથી ત્યાગ કરવો; સદ્ગુણોથી શોભતા નિર્માની–રાગદ્વેષથી રહિત શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂને શરણે જવું. હમેશાં તેમનાં ચરણનું સેવન કરવું–તેમના વચનનું ઉલ્લંઘન કરવું નહિ. એક અને અવિનાશી એવા જે પરમાત્મા છે–બ્રહ્મ છે તેના ઉપદેશ માટે ગુરૂને પ્રાર્થના કરવી; અને ગુરૂ કહે; તે સાવધાનતા-પૂર્વક શ્રવણ કરવું.

વિવેચન—આગળ વિવેચનમાં જણાવ્યું છે કે 'કળીયુગમાં સન્યાસ આશ્રમ, ઘરમાં રહીને વેશ પહેર્યા વિના ભોગવવો.' તેનું કારણ એ છે કે–તીવ્રતમ વૈરાગ્ય વિના, ઘરત્યાગ કરવો; તે સન્યાસને વગોવવા જેવું છે. તીવ્ર વૈરાગ્ય થયા પહેલાં, પ્રીતિપૂર્વક સંતોને સેવવા, તથા સંતોનાં ચરિત્રો સાંભળવાં. એમ કરવાથી વિવેક વૈરાગ્યાદિ સાધનો દૃઢ થશે. જ્ઞાન–ભક્તિમાં જે જે વિઘ્નો આવે, તેમને શાંતિથી દૃઢતાપૂર્વક દૂર કરતાં શીખવું. બુઢ્ઢા અને બુઢ્ઢી બ્હેનો અહીં ઘડી કથામાં આવે છે; ત્યાં પણ બબાભાઇને સાથે લાવે છે. તેઓ ખરેખર પામર છે–તેટલી ઘડી પણ, ગટરથી દૂર રહી શકતાં નથી.

**वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरः–पक्षः समाश्रीयतां ।**
**दुस्तर्कात् सुविरम्यतां श्रुतिमतस्–तर्कोनुसंधीयताम् ॥**
**ब्रह्मैवास्मि विभाव्यतामहरहो, गर्वः परित्यज्यताम् ।**
**देहेऽहंमतिरुज्झ्यतां बुधजनैर्–वादः परित्यज्यताम् ॥३॥**

૩ અર્થ—શ્રવણ કર્યા પછી સાંભળેલા વાકયોનું મનન–નિદિધ્યાસન કરવું. વેદમાં કહેલા ઉપદેશનો સારી રીતે આશ્રય રાખવો; એટલે નાસ્તિક મતોનું અવલંબન કરવું નહિ; શ્રુતિને અનુકુળ પડે એવા સંશયો વારંવાર કરવા. 'હું બ્રહ્મ છઉં' એવી ભાવના નિત્ય કરવી. (તે ભાવનાને સત્ય કરવા

---

તે સંબંધી જ્ઞાન માટે સદ્ગુરૂને તમારે પ્રાર્થના કરવી. **श्रुतिशिरोवाक्यं समाकर्ण्यताम्**—તે ગુરૂ પાસેથી વેદના ઉત્તમ વાક્યો એટલે ઉપનિષદાદિ બ્રહ્મવિદ્યા આપનારાં વાક્યોનું શ્રવણ તમારે સાવધાનતાપૂર્વક કરવું.

૩ પદચ્છેદ—**वाक्यस्य अर्थः**—વાકયોનું રહસ્ય–ભાવાર્થ. **विचार्यतां**—તમારે બરાબર વિચારવો. **श्रुतिशिरपक्षः समाश्रीयतां**—વેદાંતના ઉપદેશનો સારી રીતે આશ્રય કરવો. **दुस्तर्कात् सुविरम्यतां**—કદિ કુતર્કો કરવા નહિ. **श्रुतिमतः तर्कः अनुसंधीयताम्**–બ્રહ્મવિદ્યામાં આગળ વધાય એવા તર્કોનું વારંવાર અનુસંધાન કરવું. **ब्रह्म एव अहम् अस्मि**–હું પોતેજ બ્રહ્મ છઉં એવી. **अहरहः विभाव्यतां**—ભાવના નિરંતર કરવી. **गर्वः परित्यज्यतां**—ગર્વને તજવો. **देहे अहम् इति मतिः**–દેહમાં રહેલી મમત્વ બુદ્ધિનો. **उज्झ्यतां**–ત્યાગ કરવો જોઇએ **बुधजनैः अनुवादः परित्यज्यताम्**–જ્ઞાનિ પુરૂષો સાથે વાદ કરવો નહિ.

માટે કહે છે કે ) ધન, સત્તા, પરિવાર વિગેરે મિથ્યા પદાર્થોમાં થતા અભિમાનનો ત્યાગ કરવો. શરીરમાં રહેલું હુંપણું-એટલે દેહાભિમાન-તે દેહાભિમાનમાં રસ લેનારી જે બુદ્ધિ-તે બુદ્ધિનો પણ ત્યાગ કરવો. જ્ઞાની પુરૂષો સાથે કદિ વાદવિવાદ કરવો નહિં. [ વિદ્વતા બતાવવા અગર કજીયા કરવા, અગર સામાને પાછા પાડવા, જે વાદ થાય; તે વાદ નિંદ્ય છે. કારણ કે રામકૃષ્ણાદિ, શ્રી આદ્યશંકરાચાર્ય વિગેરે સમર્થ પુરૂષો પણ, જગતને એકમત કરી શકયા નથી. તેમને પણ નિંદનારા હતા. તાત્પર્ય-'ખદબદ બોલે ખીચડી, જબ લગ કચ્ચી હોય. [ સંસારમાંથી વિરમવું હોય; તેણે વાદમાં ઉતરવું ઘટતું નથી. ]

**क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं, भिक्षौषधं भुज्यतां ।**
**स्वाद्वन्नं न तु याच्यताम् विधिवशात्, प्राप्तेन संतुष्यताम् ॥**
**शीतोष्णादि विषह्यतां न तु वृथा, वाक्यं समुच्चार्यता-**
**मौदासीन्यमभीप्स्यतां जनकृपा-नैष्ठुर्यमुत्सृज्यताम् ॥४॥**

૪ અર્થ—ભૂખરૂપી રોગને મટાડવા માટે, ભીખ માંગીને આણેલું અન્ન ઔષધના રૂપમાં ખાવું. સ્વાદવાળા મીઠાં અન્નની માગણી કરવી નહિં. જે કાંઈ મળે તેથી રાજી રહેવું. ટાઢ તડકાને પ્રીતિપૂર્વક સહન કરી લેવાં. પ્રયોજન વિના વચન બોલવું નહિં, ઉદાસીન થઈને રહેવું-એટલે કોઈ ઠેકાણે રાગદ્વેષ કરવો નહિં. મનુષ્યો ઉપર દયા કરવાનું તથા નિર્દયતા કરવાનું પણ તજી દેવું.

વિવેચન—જેમ સરકારના કાયદા તોડનારને, સરકાર જેલમાં પૂરે છે; તેમ આહાર વિહારના કાયદા તોડનારને, પ્રભુ પથારીમાં કેદ કરે છે. આપણી તબીયત સારી રહે, તેટલુંજ ખાવું જોઇએ; અને તે ઉપરાંત ખાવું; તે અન્નનો ગેર ઉપયોગ કરવા જેવું છે. અન્નનો આ પ્રમાણે ગેરઉપયોગ થાય છે; તે વાતનું કેટલાએક ભાઇઓને, અને કેટલીક બ્હેનોને ભાન પણ નથી. શેર અનાજ પેટમાં સમાઇ શકતું હોય; તો અરધો શેર અનાજ

૪. પદચ્છેદઃ—**क्षुत् एव व्याधिः**-ભૂખરૂપી રોગ. **चिकित्स्यतां**-દૂર કરવો. દૂર કરવા માટે. **प्रतिदिनं ( भिक्षा एव औषधं ) भिक्षौषधं भुज्यतां**-હમેશાં ભિક્ષારૂપી ઓષધ જમવું, **स्वादु अन्नं तु न याच्यताम्**-સ્વાદવાળું અન્ન તો માગવું જ **નહીં. विधिवशात् प्राप्तेन अन्नेन सन्तुष्यताम्**-પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા અન્નથી સંતોષ માનવો. **शीतोष्णादि विषह्यताम्**-ટાઢ તડકો વિગેરે દુઃખોને આનાકાની કર્યા વિના વેઠી લેવાં. **तु**-અને. **वृथा वाक्यं न समुच्चार्यताम्**—કારણ વિનાનું વચન બોલવું **નહીં. औदासीन्यं अभीप्स्यताम्**-ઉદાસીનતા—અભાવ—મમત્વ રહિતતા—ઇચ્છવી. કોઇ ઠેકાણે રાગદ્વેષ કરવો **નહીં**. સાક્ષીરૂપે રહેવું. **जनान् उपरि कृपा च नैष्ठुर्यम् जनकृपानैष्ठुर्यम्** -લોકોના ઉપર કૃપા કરવી અગર નિર્દયતા કરવી; તેનો. **उत्सृज्यताम्**-ત્યાગ કરવો.

ચી. ભક્તિપ્રસાદનો ઉપનયન સંસ્કાર-સંવત ૧૯૮૮ વૈશાક સુદી ૪



પહેલાં અ. સૌ. ભાગીરથી – વચ્ચે ભક્તિ પ્રસાદ જમણી બાજુ રામશંકર

લેવાની જરૂર છે. કારણકે પાશેર જેટલી જગ્યા, પાણી માટે રાખવીજ જોઇએ. અને પાશેર જેટલી જગ્યા, હવા માટે રાખવી જોઇએ. આમ કરીએ તોજ, અન્ન પચાવનારા સાંચા, પેટમાં સારી રીતે કામ કરી શકે. ઘણાં તીખાં તમતમાં-ખાટાં ગળ્યાં (મીષ્ટાન્ન) ભોજન જમવા વખતે, વિચાર કરવો ઘટે.છે. જલદીથી પચે નહીં એવા કઠણ પદાર્થ, મુખમાં મુકવા પહેલાં, આપણી પાચનશક્તિનો વિચાર કરવો ઘટે છે. 'હાય -હાય ટાઢું પડયું છે, તે નાંખી કયાં દઇએ!' એવા વિચારથી-ફાયદો કરવાની લાલચથી-પોતાની આરોગ્યતાની પરવા રાખ્યા વિના, તે ટાઢું, કેટલીએક ગાંડી બ્હેનો ખાય છે; અને પાછળથી ડોકટર સાહેબનાં બીલો ચૂકવે છે. યાદ રાખો કે-પહેલું સુખ તે જાતે નર્યા. શરીર આરોગ્ય હોય; તોજ ધંધો-તોજ સગાં; અને તોજ ભગવાનની ભક્તિનો લાભ લઇ શકાય છે. ભિક્ષા માગીને ખાવું; એ રીત, સંતોને ઘણી ઉપાધીમાંથી બચાવે છે; અને દેહાભિમાનને ક્ષીણ કરે છે. સ્વાદવાળા પદાર્થની માગણી ન કરવી; તે વાત પણ ત્યાગને દીપાવનારી છે. ઉત્તમ સાધુઓ આ નીયમનું પાલન સારી રીતે કરતા જણાય છે. દશ્ય પદાર્થોમાં ઉદાસીનતા પ્રાપ્ત કર્યા વિના, સાક્ષાત્કાર સંભવતો નથી. દયા કરવી, પણ દયા, કરતાં, જડ ભરતને મૃગલીમાં રાગ થયો હતો, તેવો રાગ થઈ આવે; તો તે દયા પણ દોષ રૂપ ગણાય છે. નાનાં પુત્રાદિપર દયા કરવા જતાં, પોતાનું બગડતું હોય; તો તે દયા બંધનરૂપ છે.

**एकान्ते सुखमास्यतां परतरे, चेतः समाधीयतां ।**
**पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं, तद्बाधितं दृश्यताम् ॥**
**प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्-नाप्युत्तरैः श्लिष्यतां,**
**प्रारब्धं त्विह भुज्यतामथ पर-ब्रह्मात्मना स्थीयताम् ॥५॥**

અર્થ—એકાંતમાં-દેહને દુઃખ ન થાય; તેવી રીતે બેસવું. પરમાત્મામાં ચિત્તને એકાગ્ર કરવું. પરમાત્માનો સાક્ષાત્કાર કરવો. 'જેમ ઝાંઝવાનાં જળનાં મોટાં મોટાં મોઝાં જણાય, પણ તે જળ નથી; અને તે જળથી કોઇની તૃષા છીપતી નથી;' એવો દઢ નિશ્ચય રાખીએ છઇએ; તેમ સંસારમાં ઘણા ઘણા વૈભવ હોય, પણ તે નિત્ય નથી-અને તેનાથી કોઇની તૃષ્ણા છીપતી નથી.

---

૫ પદચ્છેદ—**एकान्ते**—એકાન્તમાં. **सुखम् आस्यताम्**-જીવને સુખ રહે તેવું આસન વાળીને બેસવું. **परतरे**—પરમાત્મામાં. **चेतः समाधीयताम्**—ચિતને એકાગ્ર કરવું. **पूर्णात्मा सुसमीक्ष्यतां**-પરમાત્મા સંબંધી સારી રીતે ચર્ચાઓ કરવી તથા સાંભળવી. સત્સંગ કરવો. **इदं जगत् तेन (पूर्णात्मना) बाधितं दृश्यताम्**—તે પરમાત્માના સાક્ષાત્કારથી આ જગત દોષવાળું છે; એમ તમે જુઓ. જગતમાં પ્યાર, આસક્તિ રાખો નહીં. **चितिबलात्**—પરમાત્મામય ભાવના કરીને. **प्राक् कर्म प्रविलाप्यतां**-સંચિતકર્મનો ક્ષય કરવો. **उत्तरैः अपि न श्लिष्यतां**-જન્મ મરણ આવે એવાં નવાં નવાં કર્મોને ભેટવું નહીં,-એટલે એવાં નવાં કર્મો આદરવાં નહીં. **प्रारब्धं तु इह भुज्यताम्**-પ્રારબ્ધ કર્મ પણ અહીંજ ભોગવી લેવાં. **अथ**-પછી. **परब्रह्मात्मना स्थीयताम्**-પરબ્રહ્મરૂપે સ્થીતિ કરવી.

એવો દૃઢ નિશ્ચય કરીને, વૈભવમાં લલચાવું નહીં. સંચિત કર્મોનો લય કરવો; અને ક્રિયમાણ કર્મોમાં-નવાં કર્મોમાં-જોડાવું નહીં. પ્રારબ્ધ કર્મ વેઠી લેવું; અને પરબ્રહ્મમાં સ્થિતિ રાખવી. [૫]

રાગ-વસંતતિ૦

**यः श्लोकपञ्चकमिदं पठते मनुष्यः । संचिन्तयत्यनुदिनं स्थिरतामुपेत्य ॥**
**तस्याशु संसृतिदवानलतीव्रघोर—तापः प्रशान्तिमुपयाति चितिप्रसादात् ॥**

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमच्छंकराचार्यविरचितं साधनपंचकस्तोत्रं संपूर्णम् ॥**

અર્થ—જે પુરૂષ અગર સ્ત્રી, આ પાંચ શ્લોકોનું અધ્યયન કરે, તથા હંમેશાં તેનું મનન કરે; તે મનુષ્યના સંસારરૂપ દાવાનળનો તીવ્ર અને ભયંકર તાપ, ચૈતન્યના અનુગ્રહથી, થોડાં વખતમાં અત્યંત શાંતિને પામે છે. [૬]

## અમુક શબ્દો.

કોર્ટમાં વપરાતા અમુક શબ્દો, કોર્ટમાં જતા આવતા લોકોને, જાણવાજ જોઇએ. દવાખાનામાં નોકરી કરવા ઇચ્છનારે, વૈદક ખાતામાં ખાસ વપરાતા અમુક શબ્દોનું જ્ઞાન, મેળવવુંજ જોઇએ. તે પ્રમાણે તત્ત્વગ્રન્થ શરૂ કરવા પહેલાં, વેદાંતમાં વપરાતા થોડા શબ્દોનું જ્ઞાન, હાલ જરૂરનું છે; એમ સમજી, નીચેની નોંધ આપી છે.

જડ અને ચેતન—આ સંસારમાં બે પ્રકારની વસ્તુઓ છે-જડ અને ચેતન. અથવા આત્મા અને અનાત્મા.

આત્મા—આત્મા બે પ્રકારનો છે-જીવાત્મા અને પરમાત્મા. જીવાત્માના બે ભાગ છે-૧ શુદ્ધ જીવાત્મા અને (૨) અશુદ્ધ જીવાત્મા. શુદ્ધ ઇશ્વર અને અને અશુદ્ધ ઈશ્વર; એવા પરમાત્માના પણ બે ભાગ છે. અવિદ્યારૂપ ઉપાધીથી જે **રહીત** છે, તે શુદ્ધ જીવાત્મા-અને અવિદ્યારૂપ ઉપાધીથી જે **સહીત** છે, તે અશુદ્ધ જીવાત્મા. માયારૂપ ઉપાધીથી જે રહિત છે; તે શુદ્ધ ઈશ્વર અથવા વ્યાપક નિર્ગુણ બ્રહ્મ છે; અને માયારૂપ ઉપાધિથી જે સહીત છે; તે ઇશ્વરસ્વરૂપે અશુદ્ધ બ્રહ્મ છે. શુદ્ધ જીવાત્મા અને શુદ્ધ ઇશ્વર કેવળ ચેતનરૂપ હોવાથી અભેદ છે. આત્મા સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરથી જુદો છે. અન્નમય,

૬ પદચ્છેદ—**यः मनुष्यः**—જે માણસ. **इदं श्लोकपंचकं पठते**—આ પાંચ શ્લોકો ભણે છે અને. **स्थिरताम् उपेत्य**-સ્થિરતા પામીને. **अनुदिनं**-હમેશાં. **संचिन्तयति**-પરમાત્માનું રૂડે પ્રકારે ચિન્તવન કરે છે. **तस्य**-તે મનુષ્યનો. **संसृतिः एव दवानलः तस्य तीव्रघोरतापः**-સંસારરૂપી દાવાનળનો સખત તાપ. **चितिप्रसादात्**-પરમાત્માની કૃપાથી. **आशु**-ત્વરાથી. **प्रशांतिम् उपयाति**—અત્યંત શાન્તિ પામે છે.

પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય—એવા પાંચ કોશો (ઢાંકણ) છે. તે પાંચ કોશોથી આત્મા જુદો છે. જાગ્રત—સ્વપ્ન અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થા છે. તે ત્રણ અવસ્થાથી પણ આત્મા જુદો છે; અને એ ત્રણે અવસ્થાનો તે સાક્ષી છે. આત્મા સત્ ચિત્ અને આનંદ રૂપ છે. ભૂત, વર્તમાન અને ભવિષ્ય—ત્રણે કાળમાં, આત્માની હૈયાતી છે; માટે આત્મા સત્ કહેવાય છે. આત્મા જ્ઞાનસ્વરૂપ છે; માટે ચિત્ કહેવાય છે. આત્મા સુખસ્વરૂપ છે; માટે આત્મા આનંદરૂપ કહેવાય છે.

અધિકારી—યોગ્યતા પ્રાપ્ત કર્યા પહેલાં, સરકાર નોકરીમાં લેતા નથી; બાપ ધન સોંપતા નથી; ત્યારે આત્મજ્ઞાનરૂપી અમોલું ધન, યોગ્યતા વિના કેમ અપાય! યોગ્યતા માટે ચાર સાધન છે. જે 'સાધનચતુષ્ટય' કહેવાય છે. એ ચાર સાધન—(૧) નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક. (૨) આલોક તથા પરલોકના ભોગોમાં વૈરાગ્ય, (૩) શમાદિ છ સંપત્તિઓ—શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન. (૪) મુમુક્ષપણું.

જ્ઞાનનાં મુખ્ય સાધન—અધિકાર પ્રાપ્ત કર્યા પછી—શ્રવણ, મનન અને નિદિધ્યાસન નામના, ત્રણ સાધનનું સેવન, જ્ઞાન માટે કરવું જોઇએ.

જ્ઞાનમાં વિઘ્ન—ચિત્તના દોષો, જ્ઞાનપ્રાપ્તિમાં વિઘ્ન કરે છે. તે દોષો ત્રણ પ્રકારના છે. [૧] મળ—પાપ સંસ્કાર [૨] વિક્ષેપ—ચિત્તની ચંચળતા [૩] આવરણ—સ્વસ્વરૂપનું અજ્ઞાન. પ્રથમ દોષ નિષ્કામ કર્મ કરવાથી મટે. બીજો દોષ ઉપાસના અગર સમાધિથી નાશ પામે; અને ત્રીજો દોષ, વેદાંતના શ્રવણ મનન અને નિદિધ્યાસનથી નાશ પામે. મળ અને વિક્ષેપનો નાશ કરવો, એ મુમુક્ષુનું પોતાનું—પ્રથમ કર્તવ્ય છે. પછીજ ગુરૂ પાસે જઈ જ્ઞાનદ્વારા આવરણ તોડવું.

પરોક્ષજ્ઞાન—આંખથી પર—અદૃશ્ય. અનુભવ વિનાનું. શાસ્ત્રના અગર ગુરૂના કહેવાથી 'હું બ્રહ્મ છઉં' એમ માત્ર જાણવું તે.

અપરોક્ષજ્ઞાન—શાસ્ત્ર અગર ગુરૂનો ઉપદેશ લીધા પછી, સાધન સંપન્ન થઇને 'હું બ્રહ્મ છઉં' એવો અનુભવ કરવો તે.

વૃત્તિ—વૃત્તિ, ઉર્મી અગર તરંગ એક અર્થ સૂચવે છે. વૃત્તિ છ પ્રકારની છે (૧) સુખ (૨) દુઃખ (૩) ભૂખ (૪) તરસ (૫) જરા (૬) મરણ. પ્રથમના બે (સુખ—દુઃખ) મનના ધર્મો છે. તે પછીના બે પ્રાણના ધર્મ છે; અને છેલ્લા બે (જરા—મરણ) સ્થૂળ દેહના ધર્મ છે.

યોગના આઠ અંગ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને સમાધિ. વિશેષ જાણવું હોય; તો પાતંજલ યોગદર્શન વાંચો. કીંમત ૨—૪—૦.

**કર્મ**—ત્રણ પ્રકારનાં છે. સંચિત, પ્રારબ્ધ અને આગામિ અથવા ક્રિયમાણ કર્મ. પૂર્વના અનંતકોટી અવતારોમાં કરેલાં અથવા આ અવતારમાં જ્ઞાન થયા પહેલાં કરેલાં તમામ કર્મોના બે ભાગ છે. (૧) સંચિત અને (૨) પ્રારબ્ધ. સંચિત એટલે અપકવ; અને પ્રારબ્ધ એટલે પકવ અથવા ભોગવાતાં કર્મ. આ અવતારમાં જ્ઞાન થયા પછી થએલાં કર્મો, આગામિ અગર ક્રિયમાણ કર્મ કહેવાય છે.

ઇંદ્રિયો—પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો. જેનાથી વિષયોનું જ્ઞાન થાય; તે જ્ઞાનેંદ્રિયો, અને જેનાથી કર્મ થાય; તે કર્મેન્દ્રિયો. કાન, ત્વચા ( ચામડી ), આંખ, જીભ અને નાક આ પાંચ જ્ઞાનેંદ્રિયો છે. વાણી, હાથ. પગ, ગુદા ( મળત્યાગ ઇંદ્રિય ) અને ઉપસ્થ ( મૂત્રત્યાગ ઇંદ્રિય )-આ પાંચે કર્મેન્દ્રિયો છે.

**અંતઃકરણ**—મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્તરૂપી ચાર તરંગવાળું અંતઃકરણ છે. સંકલ્પ વિકલ્પ કરવા-મનસુબા બાંધવા, તે મનનો ધર્મ છે. પછી નિશ્ચય કરી લેવો; તે બુદ્ધિનો ધર્મ છે. નિશ્ચય કર્યા પછી મમતા બાંધવી તે અહંકારનો ધર્મ છે. અને પછી તેનું ચિંતવન કરવું; તે ચિત્તનો ધર્મ છે.

જીવો ચાર ખાણના છે-૧ ઉદ્‌ભિજ ( ચોમાસામાં અળશીયા-ચેળો ગોકળગાયો વિગેરે જે ઉત્પન્ન થાય છે તે ) ૨ સ્વેદજ [ પરસેવામાંથી પેદા થનાર જુ વિગેરે] ૩ અંડજ [ઇંડામાંથી ઉત્પન્ન થનારાં પક્ષીઓ] ૪ જરાયુજ [ઓરમાંથી બહાર આવે તે-માણસો-પશુ.]

દુઃખ-ત્રણ પ્રકારનાં છે. [૧] આધ્યાત્મિક [૨] આધિભૌતિક [૩] આધિદૈવીક.

[૧] આપણા સ્થૂળ અગર સૂક્ષ્મશરીરમાં વિકાર થતાં-તાવ વિગેરે રોગ અગર કામ ક્રોધાદિ વિકારોથી જે દુઃખ ઉત્પન્ન થાય, તે આધ્યાત્મિક દુઃખ (૨) બહારના પ્રાણીઓથી જે દુઃખ થાય; તે આધિભૌતિક દુઃખ. (૩) દુકાળ, રોગચાળો વિગેરે દેવતાઓ તરફથી જે દુઃખ થાય; તે આધિદૈવિક દુઃખ ગણાય છે. આ ત્રણે પ્રકારનાં દુઃખોની, સંશયરહિત અને ફરી ન પેદા થાય એવી રીતે નિવૃત્તિ કરવી, તથા પરમાત્માની નિત્ય પ્રાપ્તિરૂપ જે મોક્ષ, તેની પ્રાપ્તિ કરવી; એજ વેદાંતના જ્ઞાનનું મુખ્ય ફળ છે.

મોક્ષ—મોક્ષ બે પ્રકારના છે. ૧ સદ્યોમોક્ષ, ૨ ક્રમમોક્ષ. દેહનો ત્યાગ કર્યા પહેલાં, જીવનમુક્ત દશા પ્રાપ્ત થાય; તે-અથવા વિદેહ કૈવલ્યરૂપ જે સ્થિતિ પ્રાપ્ત થાય; તે **સદ્યોમોક્ષ** કહેવાય છે. ઉપાસના દ્વારા બ્રહ્મલોકમાં જઇને ત્યાંના સુખ ભોગવી, બ્રહ્મા વિદેહ કૈવલ્ય થાય; ત્યારે ઉપાસકને જે મોક્ષ થાય; તે **ક્રમમોક્ષ** કહેવાય છે. ક્રમમોક્ષ ચાર પ્રકારનો છે. [૧] સાલોકય

[૨] સામીપ્ય, [૩] સારૂપ્ય અને [૪] સારૂજ્ય. પોતાના ઈષ્ટદેવના લોકમાં જઈને વસવું તે સાલોકય. પોતાના ઈષ્ટદેવની સમીપમાં વસવું તે સામીપ્ય. પોતાના ઈષ્ટદેવ જેવા રૂપને પામવું; તે સારૂપ્ય અને પોતાના ઈષ્ટદેવના જેવા (જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય સિવાયના) ઐશ્વર્યને પામવું; તે સારૂજ્ય મુક્તિ કહેવાય છે.

કારણ—બે પ્રકારનાં કારણ છે; ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ. ઘડામાં માટી ઉપાદાન કારણ, અને કુંભાર અગર ચાકડો નિમિત્ત કારણ. સોનાના કડામાં સોનું ઉપાદાન કારણ; અને સોની, હથોડી વિગેરે નિમિત્ત કારણ.

ગુરૂ—ખીલા વિનાનાં ઢોર જ્યાં ત્યાં રજળે. ગામમાં રજળતાં ઢોરને, મ્યુનીસીપાલીટી પકડી લે. વગડે રખડતાં ઢોરને, વાઘ વરૂ ખાઈ જાય. માટે જ્યાં મન માને ત્યાં ગુરૂચરણમાં વિરમવું. વિવેકચૂડામણિના મંગળાચરણમાં આ સ્તોત્ર ૧૯૮૧માં આપ્યું છે. આ બીજી આવૃત્તિ છે.

અમદાવાદ. મોક્ષમંદિર.
પોશ માસ. સંવત ૧૯૯૨ } લી. રામશંકર મોનજી ભટ્ટ.

---

કેમ કેવો માલ છે? વાંચવા જેવો; વિચારવા જેવો; અને જીવનમાં ઓતપ્રોત કરવા જેવો માલ છે. પકવાન પાંચ રૂપૈયે શેર, ઘરમાં લાવ્યા; પણ તેને માત્ર જોઇએ; અને જમીએ નહીં; તો તેથી ભૂખ ભાંગે નહીં. ખરચેલા દામ પણ સર થાય નહીં. સો રૂપૈયે એક તોલો, એવી ઉત્તમ દવા વૈદ્ય આપે; પણ ખાઈએ નહીં; તો દવા બાપડી શું કરે. કદિ ખાઈએ; અને ચરી ન પાળીએ; દવા શરીરે ફૂટી નીકળે. એક રોગ મટાડવાને બદલે, બીજા અનેક રોગ ઉત્પન્ન થાય.

આપણે અત્યારે જો દુઃખી હોઇએ; તો આમ દુઃખી છઇએ. દવા ખાઈએ છઇએ; એટલે જ્ઞાન લઇએ છઇએ; પણ કરણી–એવું નામ નથી. જ્યાં માતા પિતાને પજવવાની વાત થાય છે; ત્યાં દેશ ડાહ્યા થવામાં ફળ શાં રહ્યાં! અથવા ત્યાં ભંગીવાડે જઇને, ભંગીના કામ કરવામાં શોભા શી રહી! ભંગી પણ જો જાણે; કે–'આ રૂડારૂપાળા ભાઇઓ–તેમના મા બાપને પજવે છે;' તો તે પણ તે સુધરેલા ભાઇઓ પ્રત્યે, તિરસ્કાર દૃષ્ટિથી જુએ. કારણ કે ઢેડવાડે પણ–માબાપની સેવા કરવાનો પવિત્ર આદેશ ઉભો છે. બસ! વધારે શું કહું; આટલુંજ કહું–કે યોગ્ય થાઓ–તો યોગ્ય વસ્તુ મળે–Deserve and then desire—.

સાર—આપણી બધી વાતનો સાર એટલોજ છે કે—જે વેદોમાં કહ્યું; તે ઉપનિષદોમાં સારસાથે કહેવાયું છે. ઉપનિષદ્‌માં જે હતું; તે શ્રીકૃષ્ણે ગીતામાં તારવી આપ્યું છે. મહાભારતના યુદ્ધમાં, અર્જુનને જે કહેવાયું; તે કાંઈક સારરૂપે–ટૂંકાણમાં–હતું. તેના ઉપર ખુલાસાની જરૂર જણાતાં, શ્રીકૃષ્ણેજ, એકાદશને બ્હાને, ઉદ્ધવને ગીતાના ગૂઢાર્થો ખોલી

આગ્યા. એટલે જે ગીતામાં નથી સમજાતું; તે એકાદશમાં સમજાય છે. એકાદશમાં જે વ્યાસે કહ્યું, અને શ્રી શુકદેવજીએ ગાયું; તે પણ ઉત્તમકોટિના અધિકારી જીવો માટે છે. એટલે સામાન્ય જીવોથી, તેનો ભાવ એકદમ સમજી શકાય એવો નથી. તે મુંઝવણું મટાડવા, શ્રીધરસ્વામીએ પૂર્વના વિદ્વાનોના અનેક ખુલાસા વાંચી-સાંભળી-સમજી, સુંદર ટિકા કરી આપી છે. તે પછી શ્રી રામાનુજાચાર્ય, શ્રીમધ્વાચાર્ય આદિ આચાર્યોએ ભાગવતના ઉપર ટિકા કરી છે.

"વર્ણ, આશ્રમ, ઈશ્વરના અવતાર, દેવોની મૂર્તિઓ, અને તેનાં પૂજન, બ્રાહ્મણો અને આચારવિચાર, વિગેર વેદાંતમાં અગર તત્ત્વજ્ઞાનમાં છે નહી;" એવું કેટલાએક માનીબેઠાં છે; તેમણે હૈયું હાથરાખીને, એકાદશસ્કંધ વાંચવો. કારણકે એકાદશ સ્કંધમાં, વર્ણાદિ તમામને માનવાનો ઉપદેશ છે. માત્ર માને છે, એટલુંજ નહીં; પણ પ્રેમભાવ પૂર્વક પળાવે છે. દ્વૈત, અદ્વૈતનું મૂખ્ય પગથીયું છે; મૂખ્ય દ્વાર છે. દ્વૈત એટલે ઉપાસનામાર્ગ. ઉપાસનામાર્ગ સિદ્ધ કરે, તે પુરૂષજ, એકતાનો-અદ્વૈતનો-અધિકારી થઈ શકે. 'ઉપનિષદ્‌માં કહ્યું તે ખરૂં; અને પુરાણમાં કહ્યું તે ખોટું;' એવી ભૂલવણીમાં પડશો નહીં. રાજાને મહેલે મહેલે વીજળીના દીવા હોય. એટલે ઉપનિષદોનુંજ જ્ઞાન, પુરાણોમાં નિતર્યું છે.

---

# એકાદશસ્કંધ.

## અધ્યાય ૩ જો ચાલુ

[ ફરમા નં. ૧૯ ના ૧૫૨ મા પાનાથી આગળ ]

**આમંત્રણ**—ત્યારે આપને સૌને પ્રેમથી આમંત્રણ—સગાંવ્હાલાને પણ લાવજો અધિકારીઓને આપજો—પાસે ન હોય; તો જ્યાં હોય; ત્યાં આ વસ્તુ (માનવીઓનો મોંઘો મેવો) પહોંચાડજો—

૫૬

રામના નામનીરે—આવો તો ધૂન મચાવીએ !
સીતા રામની રે—આવો તો ધૂન મચાવીએ !
રાજા રણછોડની રે—આવો તો ધૂન મચાવીએ !
રાધા કૃષ્ણની રે—આવો તો ધૂન મચાવીએ !
[ બસ ! બસ ! થવાદ્યો—એકલી તાળીજ પડે. શું કહ્યુ ?—]
રાધાકૃષ્ણની રે—આવો તો ધૂન મચાવીએ ! [થવા દ્યો—]

હવે તો આમજ થવા દ્યો. ભાવથી આવ્યાં છો—ત્યારે—
પ્રેમથી સાંભળો—( અધ્યાય ૩. શ્લોક ૪૦)

સુષુપ્તિમાં આત્માનો અનુભવ થાય છે; તોપણ જાગ્યા એટલે પાછો સંસાર ખડો થાય છે. એટલે આત્માનો અનુભવ થયા પછી, સંસારવાસના કેમ રહે છે ?—તેનો જવાબ એમ છે કે—સુષુપ્તિમાં પણ અવિદ્યા અને તેના સંસ્કારો રહે છે. અવિદ્યા અને અવિદ્યાના સંસ્કારોનો સંપૂર્ણરીતે નાશ થાય નહીં; ત્યાંસુધી સંસાર રહેજ; એમ હવે સ્પષ્ટ કરે છે—

વસંતતિ૦

**यर्ह्यब्जनाभचरणैषणयोरुभक्त्या, चेतोमलानि विधमेद्गुणकर्मजानि ॥**
**तस्मिन् विशुद्ध उपलभ्यत आत्मतत्त्वं, साक्षाद्यथाऽमलदृशोः सवितृप्रकाशः ॥४०॥**

અર્થ—ધન, પુત્ર, અને પ્રતિષ્ઠાઆદિની ઇચ્છા છોડી દઈને, કેવળ ભગવાનના ચરણની ઇચ્છા રાખવાથી, વૃદ્ધિ પામેલી ભક્તિથી, જ્યારે ચિત્તના, અવિદ્યા અને ગુણકર્માદિકથી થએલા અવિદ્યાના સંસ્કારરૂપ મેલ ધોવાઈ જાય; ત્યારે ચિત્ત શુદ્ધ થતાં, આત્માનું તત્ત્વ અપરોક્ષ અનુભવમાં આવે છે. જેમ સૂર્યનો પ્રકાશ સ્વતઃ સિદ્ધ છતાં, દૃષ્ટિ નિર્મળ થાય; ત્યારેજ અનુભવમાં આવે છે; તેમ આત્મા સ્વતઃ સિધ્ધ છતાં, ચિત્ત નિર્મળ થાય; ત્યારેજ અનુભવમાં આવે છે. આ પ્રમાણે અપરોક્ષ જ્ઞાન થાય; ત્યારેજ સંસારની અત્યંત નિવૃત્તિ થાય. [૪૦]

૪૦ વિવેચન—

ધન, પુત્ર અને પ્રતિષ્ઠાની મમતા તજવી, બહુજ મુશ્કેલ છે. ત્યાગીઓ ધન પુત્રને તજી શકે; પણ પ્રતિષ્ઠામાં પછડાય. જેમના ઉપર પ્રભુકૃપા થાય; તે 'નિર્માન–મોહ' થઈ શકે. જે સાધુ અગર બ્રાહ્મણ, લોકોની ખુશામત કરે છે; તે પોતે પોતાને ખોઈ નાંખે છે. ખોટી પ્રતિષ્ઠા લેવા જતાં, સાચી પ્રતિષ્ઠા ખોઈ નાંખે છે.

શ્રી આદ્યશંકરાચાર્ય બોલે છે કે:—

**लोकवासनया जंतोः, शास्त्रवासनयाऽपि च ।**
**देहवासनया ज्ञानं, यथावन्नैव जायते ॥ २७१ ॥**

રાગ—ઉપજાતિ—

**संसारकारागृहमोक्षमिच्छो—रयोमयं पादनिबंधशृंखलं ॥**
**वदंति तज्ज्ञाः पटु वासनात्रयं, योऽस्माद्विमुक्तः समुपैति मुक्तिम् ॥२७२॥**

અર્થ—લોકવાસના રાખવાથી, એટલે–લોકોનાં વખાણની અપેક્ષા રાખવાથી; શાસ્ત્રોની વાસના રાખવાથી (એટલે અનેક શાસ્ત્રો માત્ર વાંચ્યા કરવાથી); અને શરીરની વાસના રાખવાથી, ( એટલે શરીરને પુષ્ટ અને સુંદર રાખવાથી ), મનુષ્યને યથાર્થ જ્ઞાન થતું નથી. [૨૭૧] સંસાર રૂપી કેદખાનામાંથી મોકળાથવા ઇચ્છનાર પુરૂષને, આ ત્રણ વાસનાઓ, લોઢાની અતી મજબુત બેડી રૂપ છે; એમ બ્રહ્મવેત્તા પુરૂષો કહે છે. જે પુરૂષ આ ત્રણ વાસનાઓથી મુક્ત થાય છે; તે પુરૂષજ પરમપદને પામે છે. [૨૭૨]

---

૪૦ પદચ્છેદ—**यर्हि**–જે–જ્યારે ... **अब्जं नाभौ यस्य सः तस्य चरणयोः एषणा** ( ઇચ્છા ) **तया या उरु भक्तिः तया**—ભગવાનના ચરણનીજ ઇચ્છા રાખવાને લીધે થએલી દૃઢ ભક્તિથી. **चेतसः मलानि चेतोमलानि**—ચિત્તની અવિદ્યા. **गुणाश्च कर्माणि च तेभ्यः जातानि इति चेतोमलानि**-ગુણ કર્માદિકથી થએલી ચિત્તની અવિદ્યાને લીધે થયેલા ચિત્તનાં મેલો **विधमेत्**—ધોઈ નાંખે—નાશ કરે; ત્યારે **तस्मिन् विशुद्धे**—ચિત્ત શુદ્ધ થતાં. **आत्मतत्त्वं साक्षात् उपलभ्यते**—આત્માનું તત્ત્વ અપરોક્ષ અનુભવમાં આવે છે. **यथा अमलदृशोः सवितृप्रकाशः** [ **अमले च ते दृशौ च तयोः** ]– નિર્મળ આંખવાળાને જેમ સૂર્યનો પ્રકાશ મળી શકે છે તેમ.

આ ત્રણ વાસનાઓનો ત્યાગ કરવો; તે પ્રથમ પગથીયું; પછી ભગવાનના ચરણની ઇચ્છા થાય; તે બીજું પગથીયું. તેથી પ્રાપ્ત થએલી ભક્તિ, તે ત્રીજું પગથીયું. આ ભક્તિથી જ્યારે ચિત્તના અવિદ્યા અને ગુણકર્માદિકથી થએલા તેના સંસ્કાર રૂપ મેલ, ધોવાઈ જાય; અને ચિત્ત શુદ્ધ થાય; તે ચોથું પગથીયું. આ ચાર પગથીઆં ચડયા પછી, આત્મજ્ઞાન માટે અધીકાર થાય. જેની આંખમાં કણું પડયાં હોય; તે સૂર્યને જોઇ શકે નહીં; તેમ જેમનાં ચિત્ત બાવરાં-મલીન; તે બ્રહ્મવિદ્યાને સમજી શકે નહીં-પામી શકે નહીં. સુષુપ્તિ અવસ્થામાં આત્માનો અનુભવ થાય; પણ ચિત્ત મલીન હોય છે; તેથી સુષુપ્તિમાંથી જાગ્યા પછી, હતો એવો સંસાર પાછો ખડો થાય છે

હવે નિમિરાજા પૂછે છે—

॥ राजोवाच ॥

**कर्मयोगं वदत नः, पुरुषो येन संस्कृतः॥**
**विधूयेहाशु कर्माणि, नैष्कर्म्यं विन्दते परम् ॥४१॥**
**एवं प्रश्नमृषीन् पूर्व-मपृच्छं पितुरन्तिके ॥**
**नाब्रुवन् ब्रह्मणः पुत्रास्-तत्र कारणमुच्यताम् ॥४२॥**

**અર્થ—નિમિરાજા પૂછે છે કે-"તમે જે ભકિત કહી; તે ભકિત કર્મયોગને આધીન છે. માટે અમને કર્મયોગ સંબંધી વાત કરો; જેથી સંસ્કાર પામેલો પુરૂષ, આ જન્મમાંજ તુરત કર્મોનાં બંધનોને છોડી દઇને, આત્મજ્ઞાન કે-જે, કર્મની નિવૃત્તિથી પ્રાપ્ત થાય એવું છે; તેને પામે. [૪૧] મારા પિતા ઈક્ષ્વાકુ રાજાની પાસે, (એક વખત) સનકાદિક ઋષિઓ પધાર્યા હતા; તે સમયે મારા પિતાની સમક્ષ, મેં તેઓને આ પ્રશ્ન પૂછયો હતો. પણ તેઓએ, પોતે સર્વજ્ઞ છતાં પણ, કાંઈ ઉતર આપ્યો નહોતો. તેનું જે કાંઇ કારણ હોય; તે પણ મને કહેજો. [૪૨]**

૪૧-૪૨ વિવેચન—

કર્મયોગ—ગીતામાં કર્મયોગ અ. ૩-૪-૫ માં ગોવિંદે ગાયો. પાતંજલયોગ દર્શનમાં બીજો પાદ જે છે, તે ક્રિયાયોગ અથવા કર્મયોગ છે. વસ્તુમાત્રની યુક્તિ ક્રિયામાં છે. દરેક પરિણામ (કાર્ય) ક્રિયાઓને આધીન છે. અમુક ક્રિયાથી દુધનું દહીં થાય; અને અમુક ક્રિયાથી દુધનો દુધપાક અથવા બાસુદી થાય. અમુક ક્રિયાથી ઘઉંની ઘેંશ થાય, અને અમુક ક્રિયાથી ઘઉંના ઘેબર થાય. અમુક ક્રિયાથી સોમલની ઉંચા પ્રકારની દવા થાય;

૪૧-૪૨/૪૧ પદચ્છેદ—**येन**—જે કર્મયોગથી. **संस्कृतः पुरुषः**—સંસ્કાર વાળો થઇને. **कर्माणि आशु विधूय**—કર્મોનાં બંધનોને ત્વરાથી (આ જન્મમાંજ) છોડી દઇને. **परं नैष्कर्म्यं विंदते**—ઉત્તમજ્ઞાનને પામે. ૪૨ પદચ્છેદ—**पितुः अंतिके**—મારા પિતા ઇક્ષ્વાકુ રાજાની પાસે. **एवं प्रश्नं**—આ પ્રકારનો પ્રશ્ન. **पूर्वं**—પૂર્વે. **ऋषीन् अपृच्छम्**—સનકાદિકોને પૂછયો હતો. **ब्रह्मणः पुत्राः न अब्रुवन्**—ત્યારે સનકાદિકોએ તેનો જવાબ આપ્યો નહતો. **तत्र कारणं उच्यतां**—તેનું જે કાંઇ કારણ હોય તે પણ કહેજો.

અને અમક ક્રિયાથી, સોમલ ઘડીવારમાં જીવ લે. અમુક ક્રિયાથી બંધન, અને અમુક ક્રિયાથી મુક્તિ થાય છે. આ લૌકિક તમામ વ્યવહાર, ક્રિયાને આધીન છે. માટે ક્રિયા અથવા કર્મના વિષયને બરાબર જાણવો જોઇએ. 'યોગ' એટલે 'જોડાવું.' કર્મયોગ એટલે કર્મ સાથે જોડાવું. શાંતિથી જુઓ; તો આ જગત્ આખું, કર્મયોગી છે. કીડીઓ અને મકોડા પણ કર્મયોગી છે. 'દુ:ખની નિવૃત્તિ, અને સુખની પ્રાપ્તિ-એવો એકજ હેતુ, આ આખા જગતને નચાવે છે. આ એકજ હેતુ, આખા જગત્ પાસેથી કામ લે છે; આ એકજ હેતુ, આ આખા જગતને દોડાવે છે; સુવાડે છે; અને ઉઠાડે છે; વિગેરે. જગત્ ભારે પ્રવૃત્તિ કરી રહ્યું છે; પણ જ્ઞાનને અભાવે, કરવા જેવું શું ? અને ન કરવા જેવું શું ? સોએ પંચાણુ ટકા જીવો જાણતા નથી.

ભર્તૃહરિ મહારાજે પહેલું શૃંગાર શતક લખ્યું; પછી વૈરાગ્યશતક લખ્યું; અને પછી વિજ્ઞાનશતક લખ્યું. સુખને માટે શૃંગારરસનું પાન કર્યું; પણ ખાત્રી થઈ કે-શૃંગારરસનું સુખ નિત્ય નથી-અનિત્ય છે; અને વિષયસુખની કદિ તૃપ્તિ થતી નથી. જે સુખથી તૃપ્તિ થાય; અને જે સુખ નિત્ય હોય; તે જાણવાની તેને ઇચ્છા થઇ. તુરત વૈરાગ્ય પ્રગટયો. વૈરાગ્યે કરીને તેને નિષ્કામ કર્મમાં પ્રીતિ થઈ. ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે-'કર્મ કર્યા વિના, કોઇ માણસ ઘડી પણ રહી શકતું નથી.' એટલે દરેક કર્મ, નિષ્કામ ભાવનાથી તેણે કરવા માંડયાં. પરિણામે ચિત્તની શુદ્ધિ થઈ, અને વિજ્ઞાનમાં પ્રીતિ થઈ.

**नैष्कर्म्यं निष्कर्मणः भावः नैष्कर्म्यं-कर्मफलनिवृत्तिसाध्यं ज्ञानं**-કર્મના ફળની નિવૃત્તિથી, જે જ્ઞાન પ્રાપ્ત થાય; તે જ્ઞાનનું નામ 'નૈષ્કર્મ્ય.' તેનો અર્થ 'મોક્ષ' પણ થાય છે. ગીતામાં ત્રીજે અધ્યાયે અર્જુને પૂછયું કે-'જ્ઞાનયોગ શ્રેષ્ઠ, કે કર્મયોગ ?' તેના જવાબમાં ગોવિંદ બોલ્યા છે કે—

**लोकेऽस्मिन् द्विविधा निष्ठा, पुरा प्रोक्ता मयानघ ॥**
**ज्ञानयोगेन सांख्यानां, कर्मयोगेन योगिनाम् ॥३॥**
**न कर्मणामनारंभान्-नैष्कर्म्यं पुरुषोऽश्नुते ॥**
**न च संन्यसनादेव, सिद्धिं समधिगच्छति ॥४॥**

જે માણસ કર્મનો આરંભ કરતો નથી; તે નિષ્કર્મ્યં સિદ્ધિને (મોક્ષને) પામતો નથી. × × × [૪] કર્મનો આરંભ કરવોજ જોઈએ; આરંભ કરેલાં કર્મો પણ, વાસનારહિત કામનારહિત-હોય; તોજ નિષ્કામ ગણાય.

આ વાતને આગળ ૪ અધ્યાયમાં સ્પષ્ટ કરે છે—

**यस्य सर्वे समारंभाः, कामसंकल्पवर्जिताः ॥**
**ज्ञानाग्निदग्धकर्माणं, तमाहुः पंडितं बुधाः ॥१९॥**
**त्यक्त्वा कर्मफलासंगं, नित्यतृप्तो निराश्रयः ॥**
**कर्मण्यभिप्रवृत्तोऽपि, नैव किंचित् करोति सः ॥२०॥**

અર્થ—જે પુરૂષના સર્વ સમારંભ (કાર્યારંભ) કામનાથી અને સંકલ્પોથી રહિત હોય છે; તે પુરૂષનાં કર્મ, જ્ઞાનરૂપી અગ્નિવડે બળી જાય છે. તે પુરૂષને બુદ્ધિમાનો પંડિત કહે છે. (૧૯) જે પુરૂષ કર્મોનાં ફળ તથા કર્તાપણાનો અહંકાર તજીને (બ્રહ્માનંદમાં) સદા તૃપ્ત રહેનારો છે, લૌકિક આશ્રય વિનાનો હોય છે; તે કર્મમાં પ્રવૃત્ત રહે; તોપણ કશુએ કરતો નથી-નિર્લેપ રહે છે. (૨૦)

નૈષ્કર્મ્યસિદ્ધિ—'નૈષ્કર્મ્યસિદ્ધિ' નામનો ગ્રન્થ, દ્વારકાના સૌથી પહેલા શંકરાચાર્ય, સુરેશ્વરાચાર્યે લખ્યો છે. પુર્વાશ્રમમાં મંડન પંડિત તેજ સુરેશ્વરાચાર્ય છે. ઇ. સ. ૧૮૯૧ માં મુંબઇની કૉલેજના પ્રોફેસર કર્નલ જી. એ. જેકબે નોટસ અને અનુક્રમણિકા સાથે; તે ગ્રન્થ છપાવ્યો છે. આ ગ્રન્થની પ્રસ્તાવનામાં, પ્રોફેસર સાહેબ લખે છે કે—' ઇ. સ. ૧૮૮૧માં લંડનમાં 'વેદાંતસાર' નામનો ગ્રન્થ વાંચતાં, તેમાં નૈષ્કર્મ્ય-સિદ્ધિના આધાર વાંચ્યા. તેથી ગ્રન્થ જોવાની મને ઇચ્છા થતાં, તે ગ્રન્થ-હસ્તલિખીત–ઈંડિઆ ઓફીસની લાયબ્રેરીમાંથી મને મળ્યો. નૈષ્કર્મ્યસિદ્ધિ'નો ગ્રન્થ વાંચતાં, મારી પ્રસન્નતા વધી. તે સારા ટાઇપમાં છપાવી લેવા, ઇચ્છા થઈ. હિંદમાં આવતાં રજપુતાનામાંથી, તથા કાશીમાંથી હસ્ત-લિખીત બીજી પ્રતો મળી. તે ગ્રન્થ ઉપર 'જ્ઞાનોત્તમ' મહારાજની ટિકા છે. ટિકાવાળો ગ્રન્થ, પુનામાં મહાદેવ ચીમનાજી આપ્તે પાસેથી મને મળ્યો.' વિગેરે—વિગેરે.

ગ્રન્થસુગંધ—જે ગ્રન્થની સુગંધ લંડન સુધી પહોંચી, તેનો લાભ–તેની સુગંધ, આપણે અહીં બેઠા લઇ શકતા નથી. અરે ! એવા સુંદર ગ્રન્થોનું નામ પણ, જાણતા નથી; તે થોડા અફસોસની વાત નથી. જ્યાં જ્યાં શંકરાચાર્યના, અગર સન્યાસીઓના મઠ હોય; અગર વેદાંતને મુખ્ય માનનારાઓના આશ્રમ હોય; ત્યાં વેદાંતના દરેક ગ્રન્થોની લાયબ્રેરી હોવી જોઈએ. સવાર સાંજ એક બે કલાક દરેક સન્યાસીએ તે ગ્રન્થો ભણવા જોઇએ. જેનાં શસ્ત્ર સારાં હોય; તે યુદ્ધમાં જીતે; તેમ જેમનો અભ્યાસ સારો હોય; તેજ પોતે પોતાને તૃપ્ત કરી શકે; તેજ વ્યાખ્યાનદ્વારા સમાજને શાંતિ આપી શકે. મંદિરોમાંથી–મઠોમાંથી–આશ્રમોમાંથી–આચાર્યો પાસેથી, દર વરસે, આવકનો ચોથો ભાગ, પોતાના સંપ્રદાયનાં સારાં સારાં પુસ્તકો છપાવવામાં જવો જોઇએ. વાર્ષિક રીપોર્ટમાં લોટ, દાળ અને ઘીના ખર્ચ નોંધાય છે; અથવા કોઇએ કાંઈ આપ્યું; તેનાં વખાણ થાય છે. પણ પુસ્તકોનો ખર્ચ, તથા વિદ્વાનોનો સત્કાર કર્યાનો ખર્ચ, કેમ નોંધાતો નથી ? જેમ વેપારીનો ઘણો પૈસો વેપારમાં, અને થોડો પૈસો બેંકમાં; તેમ મંદિરોનો–મઠોનો-આચાર્યોનો–મહંતોનો–અને સુપાત્ર બ્રાહ્મણોનો, ઘણો પૈસો પુસ્તકોમાં હોવો જોઇએ; અને થોડો પૈસો બેંકોમાં હોય. મુમુક્ષુઓનાં ઘર, નાનકડાં મંદિરો છે. ત્યાં પણ પોતાને ગમતાં પુસ્તકોની નાનકડી લાયબ્રેરી હોવી જોઇએ. આ યુગમાં પુસ્તકો વસાવવા જેવું છે. યાજ્ઞવલ્કયના શા વિચાર છે; તે અત્યારે યાજ્ઞવલ્કય નહીં બોલે; પણ યાજ્ઞવલ્કયની સ્મૃતિ બોલશે. ધર્મને માટે સાચી ધગશવાળા જીવોએ, આ વાતો વિચારવા જેવી છે.

૪૨મા શ્લોકમાં સૂચવ્યું કે–અધિકાર વિનાના માણસો સાથે જ્ઞાનની વાત કરવી નહીં. બીન આધકારીના પ્રશ્નો, ગધેડાને તાવ આવે, એવા વિચિત્ર હોય છે. પણ તેથી ખીજાવાને બદલે મૌન રાખવું; તે ઉત્તમ છે.

આવિર્હોત્ર નામના યોગેશ્વર જવાબ આપે છે—

**आविर्होत्र उवाच ॥**

**कर्माकर्म विकर्मेति, वेदवादो न लौकिकः ॥**
**वेदस्य चेश्वरात्मत्वात्–तत्र मुह्यन्ति सूरयः ॥४३॥**

૪૩ પદચ્છેદ—**કર્મ**–વેદમાં જે કરવાનું કહ્યું છે તે 'કર્મ'. **અકર્મ**–વેદમાં જે કરવાની

અર્થ—વેદમાં જે કરવાનું કહ્યું છે; તે કર્મ કહેવાય છે; અને જે કરવાની ના પાડી છે; તે અકર્મ કહેવાય છે; તથા જે કરવાનું કહ્યું છે; છતાં તે ન કરવું; તે વિકર્મ કહેવાય છે. આ ત્રણે વેદમાંથી સમજાય એવાં છે. આ ત્રણે લોકોના વ્યવહારમાંથી સમજાય એવાં નથી. વળી વેદ ઇશ્વરનું સ્વરૂપ હોવાથી, એટલે પુરૂષના વાકયમાં અર્થ સમજવો હોય; તો વક્તાના અભિપ્રાય ઉપરથી અર્થ સમજી શકાય; પણ ઇશ્વર–કે જે અગાધ છે; તેના વાકયમાંથી અર્થ સમજવો હોય; તો પૂર્વાપરનો વિચાર આદિ કરવાથી, વાકયનું તાત્પર્ય સમજી શકાય; અને તેમ સમજવું પણ કઠણ છે; તેથી તે બાબતમાં, વિદ્વાનો પણ મોહ પામે છે. [૪૩].

૪૩ વિવેચન—

ગીતા અ. ૪ થામાં ગોવિંદ બોલ્યા છે કે—

**किं कर्म किमकर्मेति, कवयोऽप्यत्र मोहिताः ॥**
**तत्ते कर्म प्रवक्ष्यामि, यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥**
**कर्मणो ह्यपि बोद्धव्यं, बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं, गहना कर्मणो गतिः ॥ १७ ॥**

અર્થ—કર્મ એટલે શું ? અને અકર્મ એટલે શું ? આ વિષયમાં પંડિતો પણ મોહ પામ્યા છે–ભૂલા પડયા છે. માટે હવે તને કર્મો સંબંધી રૂડે પ્રકારે સમજાવીશ. કે જે જાણીને, તું અશુભથી મૂક્ત થઈશ. [૧૬] જે કર્મ કરવા યોગ્ય છે; તે સંબંધી જાણવું જોઇએ. તેમ જે વિકર્મ છે; તે કર્મ સંબંધી પણ જાણવું જોઇએ. તેમજ અકર્મ સંબંધી પણ બરાબર જાણવું જોઈએ. કારણ કે કર્મની ગતિ ગહન છે. [૧૭]. (આ એકાદશ-સ્કંધમાં, ગીતામાં આપેલા ઉપદેશનું વિશેષ સ્પષ્ટિકરણ છે.)

**वेदवादो न लौकिकः**—જેમ સરકારનો કાયદો, અને ઘરનો કાયદો; તેમ વેદનો કાયદો, અને લૌકિક કાયદો. વેદમાં કહે છે કે 'મરનારની પાછળ રડાય કુટાય નહીં; અને લોકોમાં કહેવાય છે કે–'રડીએ કુટીએ નહીં; તો જગત્માં અમારૂં ખોટું દેખાય. ખોટું ખોટું પણ અમારે રોવુંજ જોઈએ. આંખમાં આંસુ ન આવે; તોપણ ભેંકડો કાઢવો જોઈએ. કાળજે ઘા ન વાગ્યો હોય; તોપણ કાળજું કુટવુંજ જોઇએ; વિગેરે.' વૈદિક તે વૈદિક; અને લૌકિક તે લૌકિક ! બ્રાહ્મણો આ જગત્માં વસે; તો પણ જગત્ના દેવ ગણાય છે. દિલ્હીના તખ્ત

---

ના પાડી છે તે 'અકર્મ.' **विकर्म**–વેદમાં જે કરવાનું કહ્યું છે; છતાં તે ન કરવું તે 'વિકર્મ' કહેવાય છે. **इति वेदवादः**–આ ત્રણે વેદમાંથી સમજાય એવાં છે. **न लौकिकः**–આ ત્રણે લોકોના વ્યવહારમાંથી સમજાય એવાં નથી. **च**–અને. **वेदस्य ईश्वरात्मत्वात्**–વેદ ઇશ્વરનું સ્વરૂપ હોવાથી એટલે પુરૂષના વાકયમાં અર્થ સમજવો હોય; તો વક્તાના અભિપ્રાય ઉપરથી અર્થ સમજી શકાય; પણ ઇશ્વરના વાકયમાં અર્થ સમજવો હોય; તો પૂર્વાપરનો વિચાર કરવા આદિથી તાત્પર્ય સમજી શકાય. અને તેમ સમજવું પણ, કઠણ છે; તેથી. **तत्र सूरयः मुह्यन्ति**–તે બાબતમાં વિદ્વાનો પણ મોહ પામે છે.

ઉપર જે જે સમ્રાટો બેઠા; તે પણ, બ્રાહ્મણોને નમીને, તથા તેમના આશીર્વાદ લઈ ને, પછી તખ્ત ઉપર બેઠા. ઇ. સ. ૧૯૧૨ માં; સમ્રાટ વખતે, દિલ્હીમા, આપે સૌએ તે જોયું હશે. અગર સાંભળ્યું હશે. છતાં ઘણા બ્રાહ્મણો ? વેદાજ્ઞા પ્રમાણે જીવતા નથી; લોકાજ્ઞા પ્રમાણે જીવે છે. વેદાજ્ઞા પ્રમાણે ચાલનારા–લંગોટીઆ (સાદા સરલ)–બ્રાહ્મણોનો આદેશ છે–આ ધર્મ છે. તેઓજ વંદનીય છે. જે જે બ્રાહ્મણો પહેલા કલાસને તજીને, બીજા (ક્ષત્રિયના), ત્રીજા (વૈશ્યના), અને ચોથા (શૂદ્રના) કલાસમાં પેઠા છે; તેઓ ડમાકે ચડયા છે–તેઓ સંસારના સુખમાં લલચાયા છે; પરિણામે તેઓ લૌકિક બની ગયા છે. એટલે સામાન્ય પ્રજા જેવા તેઓ બની ગયા છે. ભારતમાં માનવ, અને માનવમાં બ્રાહ્મણ ! રાજાઓના મુગટમાં શોભે એવો હીરો, કુંભારના પગમાં અથડાય, અથવા ગધેડાને કંઠે બંધાય ? કહેવાનું તાત્પર્ય એ છે કે–જે બ્રાહ્મણો કાંઈક સમજ્યા હોય; તેમણે લૌકિક કાયદાને દબાવીને, વૈદિક કાયદાને માન આપવું જોઈએ. શ્રીરામ બોલ્યા છે કે–ચોપાઈ—

'શાપત–તાડત–પુરૂષ કહંતા, વિપ્ર પુજ્ય અસ ગાવહિ સંતા.'

હિંદમાં જે કાયદા પ્રજાને લાગુ પડે છે. તે કાયદા રાજાઓને લાગુ પડતા નથી. રાજા રાજથી પદભ્રષ્ટ થાય; ત્યારે સામાન્ય પ્રજા જેવા બને. જે બ્રાહ્મણો ધર્મથી પદભ્રષ્ટ થયા છે; તે સામાન્ય પ્રજા જેવા બની ગયા છે. પછી–ગુલામના દીકરાને ગુલામગીરીજ ગમે. ગુલામગીરીની સુગ આવે નહીં; તેમ લૌકિક બ્રાહ્મણોને લૌકિક કાયદાજ ગમે. 'અમે બ્રાહ્મણના બાળ ! અમારે ઘેર આમ ન હોય !' એટલું પણ, તેઓ બોલી શકતા નથી. સમજે છે; તે પાળી શકતા નથી. સમજે છે અને પાળે છે; તેમને પ્રણામ છે.

**वेदस्य ईश्वरत्वं**—વેદનું ઇશ્વરપણું. એટલે બાઈબલ, કુરાન, વિગેરે મોટા મોટા ગ્રન્થો, જેમ મનુષ્ય કૃતિના છે; તેમ વેદ મનુષ્યકૃતિ નથી. એટલે વેદ ઇશ્વરકૃતિ છે. આ વાત બહુ પ્રકારે ચર્ચાયા પછી, આધુનિક વિદ્વાનોએ પણ માન્ય કરેલી છે. વ્યાસ ભગવાને, એક વેદના ચાર ભાગ કર્યા. ચારે વેદ ન જાણી શકે; તે પોતાનો એકજ વેદ ભણે. આખો વેદ ન ભણી શકે; તે પોતાના વેદની રૂદ્રિજ ભણે. આખી રૂદ્રિ ન ભણી શકે; તે પોતાના વેદની રૂદ્રિનો બીજો અધ્યાયજ ભણે. આવી સગવડ કરી આપી જણાય છે. ક્રિશ્ચનો બાઈબલ ભણનારને વંદે છે; અને મુસલમાનો કુરાન ભણનારને વંદે છે. બાઈબલમાં અને કુરાનમાં, જે ઉત્તમ વિચારો જણાવ્યા છે, તે વેદમાંથી નીતરી નીતરીને આવ્યા છે; એમ પણ હવે સૌ, માનવા લાગ્યા છે. વેદનું વ્યાકરણ, સંસ્કૃત વ્યાકરણથી કાંઈક જુદું છે. વેદના સ્વર અને ઉચ્ચાર ઉપર બહુ ધ્યાન આપવામાં આવે છે. પુરાણોમાં વેદનાજ ભાવ નીતર્યા છે. જેમ જેમ સુખની સગવડો વધી; તેમ તેમ આળસ વધ્યું; તે પ્રમાણે–જેમ જેમ શાસ્ત્રાદિના ભાષાંતર થવા લાગ્યાં; તેમ તેમ સંસ્કૃતનો અભ્યાસ અને વેદાદિનું અધ્યયન ઓછું થઇ ગયું. જે જે સંપ્રદાયો પોતાના સંપ્રદાયનાં પાંચ પચીશ પુસ્તકોમાં રાજી રહે છે; અને વેદાદિને રાખતા નથી; કદિ રાખે છે; તો તે ભણાવતા નથી; તે તે સંપ્રદાયો; દેખાડા જેટલાજ છે; અંતરની સાચી લાગણીવાળા નથી. જેમ રાજમાં બે પાંચ મલ્લ હોય; તેમ દરેક સંપ્રદાયમાં, બે પાંચ વેદના સારા જ્ઞાતા હોવા જોઇએ. જેમને ખાવા પીવા મળ્યું; તે સાધુ–સન્યાસીઓ પણ, વેદથી વિમુખ રહે–તો તે થોડું શરમાવા જેવું નથી. કર્મકાંડીઓ પોતાના ધંધાપુરતો વેદનો અભ્યાસ કરે છે;

તે પણ ઠીક છે. જ્ઞાનમાર્ગવાળા વેદનો અભ્યાસ કરતા નથી; પણ ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રથી ચલાવી લે છે. આ ઠીક નથી. ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રનો પાકો અભ્યાસ થયા પછી, વેદમાં જ્ઞાનભાગ ક્યાં છે ? અને શું છે ? તે અવશ્ય વિચારવો જોઇએ. વિદ્વાનો કહે છે કે-'ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનું જ્ઞાન વેદમાં છે.'

**तत्र सूरयः मुह्यंति**—વેદના અર્થમાં વિદ્વાનો પણ મોહ પામે છે. **सूरयः** એટલે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે એવા, અને સમુદ્રનું પાન કરી જાય; એવા સમર્થ. મોહ પામીને વાદે વદવું નહીં. વાદે ચડ્યા; તે ભૂલા પડ્યા-હારી ગયા. પૂર્વે થએલા મોટા પુરૂષોએ, જે જે નિર્ણય કર્યા હોય-તે માનવા. યાદ રાખવું ઘટે છે કે-ધર્મ તદ્દન શ્રદ્ધાનો વિષય છે. જે ગુરૂને ઘેર રહીને ભણ્યા નહોતા; અભણ હતા; વળી જાતભાતમાં નીચા હતા; તેઓ પણ પરમ પદને પામ્યા છે. દસ્તાવેજમાં મોટા માણસની સાક્ષી જોઇને, કોર્ટ તે દસ્તાવેજનો આદર કરે છે; ત્યારે શાસ્ત્રોમાં શુકદેવ, વ્યાસ, શ્રીઆદ્યશંકરાચાર્ય, અને એવા બીજા મોટા પુરૂષોએ સાક્ષી કરી આપી હોય; તો તે શાસ્ત્રોને, તથા તેમણે કરી આપેલા અર્થોને, કેમ ન માનવા ? માનવાજ.

વેદ સંબંધી હજી આગળ કહે છે—

**परोक्षवादो वेदोऽयं, बालानामनुशासनम् ॥**
**कर्ममोक्षाय कर्माणि, विधत्ते ह्यगदं यथा ॥ ४४ ॥**

**અર્થ—વેદ પરોક્ષવાદરૂપ છે. [ એક પ્રકારથી રહેલો વિષય, ગુપ્ત રાખવા માટે, બીજા પ્રકારથી કહેવામાં આવે; તે પરોક્ષવાદ કહેવાય છે. ] એટલે વેદમાં કર્મો કરવાની જે આજ્ઞા છે; તે કર્મો છોડવા માટે છે. પિતા પુત્રને દવા પાવા વખતે, ખાંડના લાડુની લાલચ આપે છે. અને ખાંડનો લાડુ આપે છે પણ ખરો. એટલે ઓસડનું ફળ લાડુ નથી; પણ આરોગ્ય છે. તેમ વેદ પણ, જીવોને કલ્યાણને રસ્તે દોરવા માટે છે. વચ્ચે સ્વર્ગાદિક લાલચો બતાવીછે, તે પણ કર્મ પ્રત્યે દોરવા માટે છે. સ્વર્ગાદિ આપે છે પણ ખરો. પણ જીવોને સ્વર્ગાદિનો અનુભવ થયા પછી, સ્વર્ગથી આગળ, મોક્ષ કે જે નિષ્કામકર્મયોગનું ફળ છે; તેનું જીવને જ્ઞાન થાય છે. ૪૪.**

૪૪ વિવેચન—

સંસાર ચલાવવા કર્મયોગની જરૂર છે. પણ કર્મ કરતાં, એટલે કર્મયોગ સાધતાં, સંસાર વળગી પડે—સંસારમાં મમતા થઇ પડે—તો તે વળગાડ ભયંકર થઇ પડે.

વૈભવની લાલચરૂપી વળગાડથી બચવું; અને કર્મ કરવાં. એવી આ ગોઠવણ છે.

---

૪૪ પદચ્છેદ—**अयं वेदः परोक्षवादः**-આ વેદ પરોક્ષવાદરૂપ છે. એક પ્રકારથી રહેલો વિષય, ગુપ્ત રાખવા માટે, બીજા પ્રકારથી કહેવામાં આવે; તે પરોક્ષવાદ કહેવાય છે. **कर्माणि कर्ममोक्षाय विधत्ते**-વેદમાં કર્મો કરવાની જે આજ્ઞા છે, તે આજ્ઞા કર્મો છોડવા માટે છે. **बालानां अनुशासनं अगदं यथा**-પિતા પુત્રને દવા પાવા વખતે ખાંડના લાડુની લાલચ બતાવીને ઓસડ પાય છે. પછી લાડુ આપે પણ છે. એટલે ઓસડનું ફળ લાડુ નથી; પણ આરોગ્ય છે.

દૃષ્ટાંત—શેઠે ગુમાસ્તાને પાસેના ગામમાં, ઉઘરાણીએ જવા આજ્ઞા કરી. સવારનો પહોર હતો. શેઠાણીએ ગુમાસ્તાને ભાતામાં પાકના ચાર લાડુ આપ્યા. ભાતાની પોટલી આપીને, શેઠાણીએ ગુમાસ્તાને કહ્યું કે—'આ લાડવા ખાજે, અને બપોરે આખા પાછા લાવજે. ભાંગલો પાછો નહીં લઉં.' આ સાંભળી ગુમાસ્તો ગભરાણો. શેઠ ગુમાસ્તાને ગામની ભાગોળ સુધી મુકવા આવ્યા. શેઠાણીના હુકમનો આદર કેવી રીતે કરવો; તેની ભાંજગડ ગુમાસ્તાના હૃદયમાં થઇ રહી હતી. પણ તે વાત શેઠને પૂછાય કેમ? પણ શેઠ એટલે શેઠ—દયાળુ હૃદયવાળો—કરૂણાનો ભંડાર. ગુમાસ્તાની મુંઝવણ સમજીને, તે બોલ્યો—'કેમ ભાઈ! આટલા ભાતાથી ચાલશે ને?'

ગુમાસ્તો—આટલુંજ કેવી રીતે ખાવું; તે ખબર પડતી નથી. કારણકે શેઠાણીએ આ ચારે લાડવા, આખા પાછા લાવવા કહ્યું છે.

શેઠ—આખા નહીં લાવી શકે?

ગુમાસ્તો—ત્યારે ખાવા કેવી રીતે?

શેઠ—લે આ ખાદીનો રૂમાલ. તેમાં ચારે લાડવા મુકીને, ખખડાવતા—ખખડાવતા જવું. ખખડાવતાં જે ભૂકો ખરી પડે; તે ખાવો; અને લાડવો આખો રાખી, શેઠાણીને પાછો આપવો.

ગુમાસ્તો—હાં-હવે ઠીક.

ગુમાસ્તે બપોરે ઘેર આવીને શેઠાણીને ચારે લાડવા પાછા આપ્યા. ગુમાસ્તાની હુશીયારી જોઇને, શેઠાણી રાજી થયાં.

લાડુને ભાંગવા નહી; ને ખાવા; તે જેમ અઘરૂં કામ છે; તેમ આસક્ત પુરૂષની માફક સંસારનાં કર્મ કરવાં; પણ કર્મમાં જરાએ આસક્ત થવું નહીં.

**सक्ताः कर्मण्यविद्वांसो, यथा कुर्वंति भारत ॥**
**कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥**

[ ગીતા. અ. ૩ ]

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે—હે અર્જુન! કર્મફળમાં આસક્તિ રાખનારા અજ્ઞાની જનો, જેવી રીતે કર્મો કરે છે; તેવી જ રીતે, લોકહિતની ખાતર, અનાસક્ત જ્ઞાની પુરૂષે ખંતથી કર્મ કરવું જોઇએ. [૨૫]

સનાતન શું કહે છે?—સાવધાન છોને?—સાંભળો ત્યારે—સનાતન એમ કહે છે કે—'સ્રીની સાથે ઘરમાં રહે; પણ ધર્મમર્યાદાથી—વિષય સુખ ભોગવ!' લાખોના વેપાર કર; પણ યાદ રાખ કે—

'તારૂં નથી તલભાર, આ સઘળું સદા જાનાર છે;
ઉપકાર કરવો અન્યનો, સંસારનો એ સાર છે.

સનાતન કહે છે કે—"મોટા તખ્ત ઉપર બેસીને રાજ ભોગવ; પણ ગરીબમાં ગરીબ પ્રજા, તારી શેઠ છે. તેની ફર્યાદ સાંભળવા, ચોવીસે કલાક ખડે પગે તું સાવધાન રહે." એટલે નિષ્કામ કર્મે કરીને, તારાં પોતાનાં અનેક કર્મોનો નાશ કરી નાંખ. વિગેરે વિગેરે—તાત્પર્ય પુણ્યકર્મથી પાપકર્મનો ક્ષય કર.

કર્મથી બચવાનો રસ્તો એકજ, તે-એ કે—સકામ કર્મ કરવાં નહીં—નિષ્કામ કર્મ કરવાં. એટલે કર્મનાં ફળ બ્રહ્માર્પણ કરવાં.

દૃષ્ટાંત—પિતાને બે પુત્ર—'હરખામણો' અને 'અળખામણો.' બેઉ પુત્રને પચીસ પચીસનો પગાર. હરખામણો પચીસે રૂપિયા બાપાને આપી દે; અને બાપાના ઘરમાં પોતાની સ્ત્રી સાથે જમે રમે. અળખામણો પગાર પોતાની પાસે રાખે; બાપાને પાઇ પણ દે નહીં. અળખામણો બાપાથી જુદો રહેવા લાગ્યો. અળખામણાનો ઘરસંસાર માંડ માંડ પચીસમાં ચાલે. બેઉ વહુને સીમંત આવ્યું. હરખામણાની વહુના સીમંતમાં, બાપાએ પાંચસો વાપર્યા. અળખામણાને કહ્યું કે 'ખર્ચ આવ્યો; તો તું જાણ! તારી પાસે હોય; તે વાપર, તું કાંઇ અમને પાઇ આપતો નથી;' વિગેરે. તાત્પર્ય પિતાને હરખામણાની ફિકર છે. અને પિતાની મુડી હરખામણા માટે વપરાય છે. પિતાને અળખામણા માટે ફિકર નથી. પિતાની મુડી અળખામણા માટે વપરાતી નથી. નિષ્કામ ભક્ત છે તે 'હરખામણો' છે. અને સકામ ભક્ત છે તે 'અળખામણો' છે. નરસી નિષ્કામ હતો. તેનાં કામ માટે બાપાએ અઢળક લક્ષ્મી ઉછાળી. આપણે પણ કાંઇક કાંઇક, ઘણાજ થોડા—થોડામાં થોડા—એવા છઇએ. સંવત ૧૯૭૯ માં ભાદરવે માસે, અષ્ટોત્તર શતપારાયણ કરવા આપણે નીકળ્યા; ત્યારે પાસે કાંઈ નહીં – જેવું તેવું; પણ રણછોડીયો રીઝ્યો. સાથે લક્ષ્મીને લેતો આવ્યો. મુંજી પણ ધન લઇને દોડયા આવ્યા. 'સુપાત્ર બ્રાહ્મણોને આપો—આપો;' એવો એકજ અવાજ સંભળાવા લાગ્યો. પ્રભુ પોતાના કરે, ત્યારે શી ખામી રહે! ભાગવતની પારાયણનો તે પ્રયોગ, 'પુરૂષોત્તમપ્રાપ્તિપ્રયોગ' હતો. કારણકે બીજી કોઇ કામના આપણે હતી નહીં.

કર્મો ક્યાં સુધી કરવાં? તેનો નિર્ણય હવે કરી આપે છે—

**नाचरेद्यस्तु वेदोक्तं, स्वयमज्ञोऽजितेन्द्रियः ॥**
**विकर्मणा ह्यधर्मेण, मृत्योर्मृत्युमुपैति सः ॥ ४५ ॥**

અર્થ—ઈંદ્રિયો જીતાયા પછી જ જ્ઞાન થાય. જ્ઞાન થયા પહેલાં, જે પુરૂષ વેદોક્ત કર્મ કરતો નથી; તે પુરૂષ વેદોક્ત કર્મ નહિ કરવારૂપ અધર્મથી, વારંવાર જન્મ–મરણ પામ્યા કરે છે. (૪૫)

૪૫ વિવેચન—

આ પ્રશ્ન અનાદિ કાળથી ચાલ્યો આવતો જણાય છે. તે સંબંધમાં યાજ્ઞવલ્કય બોલ્યા છે કે—

**सर्वे ब्रह्म वदिष्यंति, संप्राप्ते तु कलौ युगे।**
**नानुतिष्ठंति मैत्रेय, शिश्नोदरपरायणाः ॥**

અર્થ—હે મૈત્રેય! કળી યુગમાં સૌ લોકો 'બ્રહ્મ'–'બ્રહ્મ' બોલશે; પણ તેઓની વૃત્તિ મૈથુન અને ખાનપાનાદિકમાં આસકત રહેવાથી, તેઓ બ્રહ્મરૂપ બનવામાં જોઈતાં સાધનો માટે પરિશ્રમ કરશે નહીં.

---

૪૫ પદચ્છેદ—**यः**–જે પુરૂષ. **विकर्मणा अधर्मेण**–વેદોએ બતાવેલા કર્મનો અનાદર કરવારૂપ અધર્મથી. **तु स्वयं अज्ञः अजितेन्द्रियः**–તથા પોતે અજ્ઞાની અને અજીતેંદ્રિય હોવાથી. **वेदोक्तं न आचरेत्**–વેદોક્ત કર્મ કરતો નથી. **विकर्मणा हि अधर्मेण**–વેદોક્ત કર્મ નહિ કરવારૂપ અધર્મથી. **सः मृत्योः मृत्युं उपैति**–જન્મ મરણ પામ્યા કરે છે.

આ વિષયમાં શ્રી આદ્ય શંકરાચાર્ય પણ કહે છે કે—(અપરોક્ષાનુભતિ)

**कुशला ब्रह्मवार्तायां, वृत्तिहीनाः सुरागिणः ॥**
**तेऽप्यज्ञानितया नूनं, पुनरायांति यांति च ॥१३३॥**

અર્થ—વેદાંતની મોટી મોટી વાતો કરવામાં કુશળ, બ્રહ્માકાર વૃત્તિથી રહિત; અને અત્યંત વિષયોના દાસ, ઘણા જોવામાં આવે છે. પરિણામે તેઓ પોતાના અજ્ઞાનથી વારંવાર જન્મ મરણ પામ્યા કરે છે.

શ્રુતિ—'**मृत्वा पुनर्मृत्युमापद्यते, अर्घमानाः स्वकर्मभिः**-પોતાના કર્મથી પીડાતા લોકો, મરીને પાછા મરે છે. એટલે જન્મમરણ પામ્યા કરે છે.

ઈંદ્રિયો જીતવાની વાતો કરવી; તે સહેલું છે; પણ **ઇંદ્રિયો જીતવી**; તે અઘરૂં કામ છે. જેમ ઊંટ અઢાર અંગે વાંકું; તેમ માનવ દસ અને એક અગ્યાર અંગે વાંકો ! એક કાણાવાળો ઘડો, કામનો નહીં; ત્યારે અગીઆર કાણાવાળો માનવ દેહ, કામનો છે; એમ કેમ કહેવાય ! રાજના કાયદાને માન આપીને, રાજમાં રહેવાય; તેમ લોકમર્યાદા, ધર્મમર્યાદા, અને રાજમર્યાદા—એમ ત્રણ મર્યાદાને માન આપીને, ઈંદ્રિયોનાં સુખ ભોગવાય. જીભ આપી; તો બોલ બોલ ન કરાય; મુખ આપ્યું; તો ખાખા ન કરાય. એટલે વિવેકથી બોલાય; અને વિવેકથીજ ખવાય. રાજા પ્રજા સૌ નિયમનમાં વર્તે છે. પશુ પક્ષી પણ નિયમનમાં વર્તે છે. નિયમનથીજ રાજ શોભે; નિયમનથીજ નાત શોભે; નિયમનથીજ કુટુંબ શોભે; નિયમનથીજ, મોટી પેઢી શોભે. એટલે નિયમન સૌની શોભામાં વધારો કરે છે; છતાં કેટલાં એક સ્ત્રીપુરૂષો, એવાં ડાહ્યાં બન્યાં છે કે—તેમને નિયમ ન ગમતુંજ નથી. એવા સ્વચ્છંદીઓને, આ લોકમાં કાંઈક સુખ દેખાય; પણ તે સુખના ગર્ભમાં, નાનાં દુઃખ મોટાં થતાં જાય છે.

ઉંચા પ્રકારનું નિયમન હોય; ત્યારેજ ઇંદ્રિયો જીતાય. ઈંદ્રિયો જીતાયા પછીજ, જ્ઞાનના અધિકારી થવાય. ઇંદ્રિયો જીતવામાં પણ, હરિને હેડસેલા મારીને, સ્વતંત્રપણે ઇંદ્રિયો જીતવા નીકળે; તે વગોવાય. હરિને શરણે રહીને, ઈંદ્રિયો જીતવા નીકળે; તેજ ફાવે. '**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते** ॥ મારી માયા દુસ્તર છે; તો પણ જે મારે શરણે આવે; તે મારી માયાને તરી શકે.'

ઉપલી બાબતને વિશેષ સ્પષ્ટ કરે છે—

**वेदोक्तमेव कुर्वाणो, निःसङ्गोऽर्पितमीश्वरे ॥**
**नैष्कर्म्यां लभते सिद्धिं, रोचनार्था फलश्रुतिः ॥ ४६ ॥**

અર્થ—આ પ્રમાણે કર્મ કરે; તો પણ સ્વર્ગાદિની કામના રાખે નહીં. એટલે નિઃસંગઃ — નિષ્કામ—રહે; તથા કરેલાં કર્મો ઈશ્વરને અર્પણ કરે; તે નૈષ્કર્મ્ય સિદ્ધિને પામે; એટલે મોક્ષને પામે. વેદમાં સ્વર્ગાદિક લાલચ બતાવી છે; તે માયામાં રચ્યાપચ્યા જીવોને, લાલચ બતાવીને, ધર્મમાં પ્રીતિ કરાવવા માટે છે. (૪૬)

---

૪૬ પદચ્છેદ—**निःसंगः**-સ્વર્ગાદિમાં આસક્તિ રહિત પુરૂષ. **ईश्वरे अर्पितं वेदोक्तं एव कुर्वाणः**-ઈશ્વરને અર્પણ કરીને વેદોક્ત કર્મજ કરનારો પુરૂષ. **नैष्कर्म्यां सिद्धिं लभते**-જ્ઞાનને અથવા મોક્ષને પામે છે. **रोचनाय इति रोचनार्था इति फलस्य श्रुतिः**—સકામ કર્મોના ફળનું શ્રવણ ફોસલાવવા માટે જ છે.

૪૬ વિવેચન

આ સકામ કર્મની નિંદા નથી. સકામની પણ જરૂર છે. સકામ નિષ્કામનું પ્રથમ પગથીયું છે. સકામ નિષ્કામની ધુડી નિશાળ છે. કોઇ મુંજી અગર નાસ્તિક, ધર્મની ખાતર એક પાઈ પણ વાપરતો ન હોય; તેને ધર્મને રસ્તે લાવવા માટે, સકામતાના લાભ બતાવવાજ જોઈએ.

દષ્ટાંત—નવલશાના બાપ ધર્માત્મા હતા. તે વાર પરબે સાધુ બ્રાહ્મણોનો સત્કાર કર્યા કરતા હતા. ગરીબ વિધવાઓને, અને સીજાતા ખાનદાનોને છુપી રીતે અન્ન વસ્ત્ર તે આપ્યા કરતા હતા. પચાસ અને દસ વરસે શેઠ મરણ પામ્યા. પછી નવલશાનો વહીવટ વધ્યો. તેને સાધુ બ્રાહ્મણ ન ગમ્યા. તે અમલદારોને ગાર્ડનપાર્ટી આપવા લાગ્યો. મિત્રોને તેડીને, નાચ કરાવવા લાગ્યો. જુવાન શેઠને અવળે માર્ગે ઉતરેલો જોઇને, એક વૃદ્ધ ગુમાસ્તાને લાગી આવ્યું. જુવાન શેઠને ધર્મ, સાધુ અને બ્રાહ્મણ ઉપર સંપૂર્ણ તિરસ્કાર હતો. તેથી વૃદ્ધ ગુમાસ્તો, ધર્મ માટે શેઠ પાસે કાંઇ બોલી શકે; એમ હતું નહીં. તોપણ અનુભવી તે અનુભવી ! હિતચિંતક તે હિતચિંતક ! વાવ, કુવા, બોર્ડીંગો વિગેરેમાં ધર્માદા કરનારનાં નામ, પેપરોમાંથી શોધી શોધીને, તે ગુમાસ્તો શેઠને બતાવતો; અને કહેતો કે–'આ પેપરની દસહજાર નકલ નીકળે છે. ૨૦ હજાર ઠેકાણે તેની નામના ગવાશે. તેની લક્ષ્મીને ધન્ય છે;' વિગેરે. આવી વાતો ઘણા દિવસ સાંભળ્યા પછી, નવલશાનું મન ફર્યું. તેણે પણ ધર્મના કામમાં, ધન વાપરવા માંડયું; અને મુંબઇના મોટા મોટા પેપરોમાં, તેની જાહેરખબરો છપાવવા માંડી આ જાહેરખબરો જ્યારે છપાઈને પેઢીમાં આવતી; ત્યારે વૃદ્ધ ગુમાસ્તો, શેઠને બતાવતો; અને તેની વાહ્ વાહ્ બોલતો. આવું કેટલાએક દિવસ ચાલ્યા પછી, એક વખત ભાદરવા માસના શુકલ પક્ષમાં, જયાં ત્યાં ભાગવતની પારાયણો બેસતી દેખીને, 'આપણે પણ આ શહેરમાં કાંઇક–ધર્માત્મા–છઈએ; એમ બતાવવા, પોતાને ઘેર પારાયણ બેસાડવા' શેઠને વિચાર થયો. શેઠે ગુમાસ્તાને આજ્ઞા કરી કે–'સારામાં સારા વક્તાને પધરાવો; અને ગામમાંથી સારાં સારાં માણસો, આપણે ઘેરજ કથા સાંભળવા, આવે; એવી ભપકાબંધ ગોઠવણ કરો.' ગુમાસ્તાએ તેમજ કર્યું. મોટો મંડપ બંધાવ્યો માત્ર ભણેલાને નહીં; પણ ભણેલા ગણેલા પંડિતને નોતર્યા. વ્યાખ્યાન કરતાં કરતાં, રંગમાં આવી જાય; તો તે પંડિત ભજન ધુન મચાવે. જેવાં જોઇએ; એવાં વાજીંત્રો પણ વાગે. બેસવાનાં સુંદર પાથરણાં, પંખા વિગેરે. પ્રસાદના કોથળા આણ્યા. બે વખત પ્રસાદ વહેંચાય. ફરાળ કરે; તેમને ફરાળ મળે; અને જમવું હોય; તેમને લાડુ મળે. જેમ કસ્તુરીની સુગંધ લઇને, મૃગ ઘેલો થયો; તેમ પારાયણની ઉદાર સુવ્યવસ્થા જોઇને, ભાવિક લોકો ઘેલાં થયાં. ઠેકઠેકાણે એજ વાત ! કે–'વાહ્ નવલશા ! વાહ્ !' 'ધન્ય તેની લક્ષ્મી !' વિગેરે.

પારાયણને બે ત્રણ દિવસ થયા; પણ શેઠ–નવલશા–મંડપમાં બેસવા નવરો નહોતો. ચોથે પાંચમે દિવસે, મંડપમાં મોટા મોટા ધનવાનો આવવા લાગ્યા. ત્યારે તેમના માનની ખાતર, નવલશા મંડપમાં આવવા લાગ્યો. કાંઈક સાંભળવાનું પણ તેને મળ્યું. એક વખત સકામ નિષ્કામ કર્મ ઉપર. વિદ્વાન્ વક્તાએ વ્યાખ્યાન કર્યું. તે સાંભળી શેઠને ખાત્રી થઈ કે–નિષ્કામ કર્મો કરવામાં વડાઇ છે. પારાયણની પૂર્ણાહુતિ પછી, તેણે વૃદ્ધ ગુમાસ્તાને ઠપકો આપ્યો કે–'સત્કર્મ કરીને છાપાગાં ફજેતી કરવી; તે સત્કર્મ છૂટી પડવા જેવું છે.

છતાં તમે મને અવળે માર્ગે કેમ ચડાવ્યો !' તેના જવાબમાં ગુમાસ્તાએ કહ્યું કે-'તે હું જાણું છું; પણ નિષ્કામ કર્મની વાત, હું આપને પ્રથમ કરત; તો તે વખતે આપ મારી વાત માનત નહીં. આ વાત તો તમે અત્યારેજ માનો. એટલે સકામ કર્મ નિષ્કામ કર્મની જનની છે, વિગેરે."

**फलश्रुतिः रोचनार्था**—કર્મનાં ફળ બતાવવાં; તે જીવોને કર્મમાં પ્રીતિ કરાવવા માટે છે. [ ગીતા અ. ૨ ]

**यामिमां पुष्पितां वाचं, प्रवदन्त्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥**
**कामात्मानः स्वर्गपरा, जन्मकर्मफलप्रदाम् ॥**
**क्रियाविशेषबहुलां, भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**
**भोगैश्वर्यप्रसक्तानां, तयापहृतचेतसाम् ॥**
**व्यवसायात्मिका बुद्धिः, समाधौ न विधीयते ॥ ४४ ॥**

આ શ્લોકોનો ખુલાસો, એકાદશના આ ૪૬મા શ્લોકમાં છે. 'વાંચે પણ નહીં કરે વિચાર, તે સમજે નહીં સઘળો સાર.' માટે વાંચીને વિચાર કરતાં શીખો.

શ્રુતિ—યાજ્ઞવલ્કય ગાર્ગિને કહે છે કે-'આ પરમાત્માને જાણ્યા વિના, જે મરી જાય છે; તે કૃપણ છે.'

શ્રુતિ—**तमेतं वेदानुवचनेन ब्राह्मणाः विविदिषंति** (મેળવવાની ઇચ્છા રાખે છે.) **ब्रह्मचर्येण तपसा श्रद्धया यज्ञेनानाशकेन** (નહીં નાશ પામનારા યજ્ઞોથી).

હવે વિષય બદલાય છે. હવે દેવપુજન રૂપી કર્મનું વર્ણન થાય છે—

**य आशु हृदयग्रन्थिं, निर्जिहीर्षुः परात्मनः ॥**
**विधिनोपचरेद्देवं, तन्त्रोक्तेन च केशवम् ॥ ४७ ॥**

**અર્થ**—જીવ કે જે વાસ્તવિક રીતે બ્રહ્મજ છે--ઇશ્વરનો અંશ છે; તેને પોતાના **દેહાદિક** અહંકારરૂપ બંધન તોડી નાંખવાની ઇચ્છાવાળા પુરૂષે, તંત્રોક્ત વિધિથી, અને વેદોક્ત વિધિથી, કેશવ ભગવાનનું પૂજન કરવું. [૪૭].

૪૭ વિવેચન—

**દેવપૂજન**—દરેક ધર્મમાં પૂજન જેવી કાંઇક પ્રથા છે. જેઓ કહે છે કે 'અમારા ધર્મમાં મૂર્તિ નથી;' તોપણ તેમના ધર્મમાં મૂર્તિ જેવું કાંઈક છે; અને પૂજન જેવું પણ કાંઈક છે. એટલે તેઓ પણ પૂજનનો વિધિ માને છે. વિધિમાં ફેરફાર હોય; તો પણ મૂર્તિ જેવી કાંઈ વસ્તુ અને, પૂજન જેવી કાંઇ પ્રથા તો, સૌએ સ્વિકારી છે. મૂર્તિ એટલે પોતે માનેલા દેવની અમુક પ્રકારની આકૃતિ; અથવા અમુક આકારનો પવિત્ર પદાર્થ.

---

૪૭ પદચ્છેદ—**परात्मनः हृदयग्रंथिं** જીવ કે જે વાસ્તવિક રીતે બ્રહ્મજ છે. તેના દેહાદિક અહંકારરૂપ બંધનને. **निर्हर्तुं इच्छुः निर्जिहीर्षुः आशु निर्जिहीर्षुः** ત્વરાથી તોડી નાંખવાની ઇચ્છાવાળા પુરૂષે. **तंत्रोक्तेन विधिना** તંત્રોક્ત વિધિથી. **च**-અને વેદોક્ત વિધિથી. **देवं केशवं उपचरेत्**-કેશવ ભગવાનનું પુજન કરવું.

જેઓ મૂર્તિને માનતા નથી; તેઓનાં દેવની અગર તેઓના ધર્મ ગુરૂઓની છબીઓ પૂજાય છે. તે છબીનું કોઇ અપમાન કરે; તો તેમનાં લોહી તપી જાય છે. પ્રાણી પદાર્થ ઇશ્વરનાં સ્વરૂપ છે; **समस्तं योगं उच्यते** । એમ જે કહેવાય છે; તેનું વિશેષ સ્પષ્ટિકરણું હિંદુ ધર્મમાં છે. એટલે જ્યાં જોઇએ; ત્યાં દેવભાવ અને દેવપૂજન હિંદુઓ કરે છે. દેવની સંખ્યા પણ ૩૩ કરોડ છે. રાજમ્હેલને ગોખે ગોખે દીવા હોય; તેમ માનવોને પ્રકૃતિએ પ્રકૃતિએ દેવ છે. સત્વગુણી માણુસને સત્વગુણી દેવ; રજોગુણીને રજોગુણી દેવ; અને તમોગુણી માણુસને માટે તમોગુણી દેવ તૈયાર રાખ્યા છે. કેટલાએક સંસારનાં સુખ આપે; એવા દેવ; અને કેટલાએક દેવ, સંસારનો મનમાંથી સમૂળો નાશ કરી, મોક્ષનાં સુખ આપે એવા દેવ. દેવોની આવી સંખ્યાથી એકેશ્વરવાદનો નાશ થતો નથી. '**एकं सत् विप्रा बहुधा वदन्ति** – જે એક જ છે; તેને બ્રાહ્મણો અનેક સ્વરૂપે વર્ણવે છે;' એમ ઋગ્વેદ કહે છે. મૂર્તિને માનતા નથી; તેઓ પણ દેવસૃષ્ટિને માને છે. દરેક ધર્મ અમુક અમુક પ્રમાણમાં, મૂર્તિપૂજક છે; છતાં અજ્ઞાની જીવો, પોતાને મૂર્તિપૂજક માનવામાં નાનપ માને છે.

અજ્ઞાનનો નાશ થાય; તો તેમને ખાત્રી થાય કે–'અમે મૂર્તિપૂજક છીએ. કારણ કે;– અમારે ઓરડે માતાપિતાનાં પૂજન; દંપતિમાં પતિનું પૂજન; જ્ઞાતિમાં વડીલોનાં પૂજન; ધર્મમાં આચાર્યોનાં પૂજન; દેશમાં દેશનેતાઓનાં પૂજન; વડસાવિત્રિએ વડનાં પૂજન; અશાડી પુનમે ગુરૂનાં પૂજન; શ્રાવણી પુનમે સપ્ત ઋષિનાં પુજન; ભાદરવી પુનમે પરીક્ષિતના ઉદ્ધાર અને શ્રીશુકદેવજીનાં પુજન; આશોની પૂનમે નવરાત્રિની સમાપ્તિ, અને જગદંબાનાં પુજન; કારતકી પુનમે પિતૃઓનાં પુજન, અને ત્રિપિંડીનું બ્રાહ્મણભોજન; શાળામાં ગુરૂનાં પુજન; યજ્ઞમાં ઈંદ્રાદિનાં પુજન; શ્રાદ્ધમાં ઘટનાં પુજન; સંધ્યામાં સૂર્યનાં પુજન; ગોંદરે ગાયોનાં પુજન; આંગણે તુલસીનાં પુજન; પોળમાં પીપળાનાં પૂજન; નાગપાંચમે નાગનાં પુજન; સાતમે સીતળાનાં પુજન; ધનતેરસે ધનનાં પુજન; ચોદસે કાળીનાં પુજન; દીવાળીમાં ચોપડાનાં પુજન, ચોથે ગણેશનાં પુજન; ચૌદસે શિવનાં પુજન; હુતાશણીમાં અગ્નિનાં પૂજન; દશરામાં શસ્ત્રનાં પૂજન, અને શારદાપૂજન; ગ્રહશાંતિમાં ગ્રહનાં પૂજન; લગ્નમાં ઉકરડીનાં પણ પૂજન. 'વિગેરે વિગેરે.'

કેવો રળીયામણો ધર્મ છે–! જ્યાં પૂજન – પૂજન અને પૂજન ! વંદન–વંદન અને વંદન ! જ્યાં કેસર, ચંદન અને પુષ્પ; ધુપદીપ અને અક્ષત. વળી નૈવેદ્યે મુખ મીઠાં ! જ્યાં ચંચળચિત્તને વારંવાર વશ કરવાની, વારંવાર ધર્મમાં જોડવાની–યુક્તિઓ ! જેને સેવીએ, અનુભવીએ; તેનાં સ્મરણ વારંવાર થાય; તેનાં સ્વપ્નાં પણ આવે. તેમ જે દેવને પુજીએ; તેનું સ્મરણ આવે; સ્વપ્નું પણ તેનું જ આવે. જીવ અને ઇશ્વરને જોડવાનું મુખ્ય સાધન ધ્યાન છે. જીવ ઇશ્વરને એકતા સાધવાની સીડી ધ્યાન છે. પૂજન, સ્મરણ, ચિંતવન, ધ્યાનનાં મદદગાર સાધનો છે. ધ્યાનની શક્તિ વધારવા માટે જ, મૂર્તિઓ, દેવ, પૂજન, સ્મરણ, વિગેરે સમજી લેવાં. પ્રાણાયામાદિ યોગની ક્રિયાઓ પણ, ધ્યાનની શક્તિને વધારવા માટેજ છે. ઇશ્વરનું ધ્યાન, એજ માનવતા.

પૂજનમાં અને ચિંતવનમાં, ઘુંટાએલું ચિત્ત–રંગાએલું ચિત્ત – ધ્યાનનું અધિકારી બને છે. ગૌતમબુધ્ધે મૂર્તિઓ રાખવાની મના કરી; પણ તેમના ગયા પછી, સમાજને મૂર્તિઓ વિના ચાલ્યું નહીં. ગૌતમબુદ્ધની નાની મોટી મૂર્તિઓ બનાવીને, સમાજે પૂજવા માંડી.

મહાવીર તીર્થંકરોની મૂર્તિઓને લાવ્યા હતા. શ્રી. આદ્યશંકરાચાર્યે પણ મૂર્તિનું પ્રતિપાદન કર્યું છે. સનાતનમાં ઘણા દેવ–ઘણી મૂર્તિઓ; કયા દેવને પુજવા; અને કયા દેવને પડયા મેલવા; તેનો નિર્ણય પણ, શ્રી શંકરાચાર્યે કરી આપ્યો છે; તે એ કે—પાંચ દેવને મુખ્ય માની, તેમાં જે ઇષ્ટ દેવ હોય; તેને ઇષ્ટિ ગણવા; અને બાકીના દેવોને ગૌણ ગણવા. પાંચ દેવોમાં–શિવના ઘરના ત્રણ દેવ, ૧. શિવ પોતે, ૨. ઉમા, ૩. ગણપતિ. વિષ્ણુના ઘરમાંથી વિષ્ણુ એકજ, તે ચોથા દેવ; અને આકાશ મંડળમાંથી એક સૂર્યદેવ, તે પાંચમા દેવ. આ પાંચ દેવમાં ૩૩ કરોડનો સમાસ કરી આપ્યો. તેઓશ્રીએ વળી જગતને સાનમાં સમજાવ્યું કે—'બસ ! આટલા દેવથીજ સંતોષ પામજો. નહિં તો પૃથ્વી લાંબી, અને પહોળી – રખડતાં તમારા પગ દુઃખશે. દેવોનો પાર નહીં આવે; પણ તમારો પાર આવી જશે. મોટી ભાંજગડમાં ઉતરતાં તમને થાક લાગશે; અને કરવાનું છે; તે કર્યા વિના મરી જશો.' મોટા શહેરમાં રસ્તા ઘણા; પણ જનારને નિશાન એકજ હોય. મોટા રેલ્વે-સ્ટેશનમાંથી ઘણી ગાડીઓ ઉપડે. પણ કઇ ગાડીમાં બેસવું છે; તે જનારે મુકરર કરવું જોઇએ. અમદાવાદના સ્ટેશનથી મુંબઈ જવું હોય; પણ અજમેરની ગાડીમાં ચડી બેઠા; તો મુંબઇ પાછળ રહી જશે; અને અજમેર આગળ આવીને ઉભું રહેશે.

નિશાનનો સાધક, આખા જગતને દેખે; પણ તેની તાક નિશાન સામે જ હોય; તેમ જગતમાં દેવો અનેક છે; પણ તમને ગમે તે દેવને તમારો ઇષ્ટ માની લેજો. ઇષ્ટ માન્યા પછી, તેજ તમારૂં નિશાન–ધ્યાન અને ધ્યેય.

[ સાવધાન છોને ? બોલું છઉં; તેને ઝીલી શકો છોને ? કે મારી વાતો હવામાં ઉડી જાય છે ? થાક્યા હો; તો કાલે વાત કરીશું. × × × × ત્યારે ભાવથી સાંભળો – બોલો શ્રી રણછોડરાયની જય–દ્વારકાધીશની જય. ]

જેમ નિશાનબાજ પુરૂષ માટેજ લડાઇનું મેદાન; તેમ ધ્યાન અને ધ્યેયવાળા મનુષ્ય માટેજ ધર્મનું ક્ષેત્ર છે. જેને નિશ્ચય નહીં; તેને ધ્યેય નહીં. ધ્યેય નહીં; તેને ધ્યાન નહીં.

જેને કોઈ ચોક્કસ ઠેકાણે ગુરૂભાવ નથી; કોઈ ચોક્કસ ઇષ્ટિ દેવ નથી; તેમને પુજન, ધ્યાન અગર ધ્યેયની વાતો નકામી છે. અમુક ઠેકાણે બંગલો બાંધવો છે; એવો નિર્ણય કર્યા પછીજ; ઇંટો ચુનાના ઓર્ડર અપાય. નાતમાં નર ઘણા; પણ પતિવ્રતા સ્ત્રીને વ્હાલો–તો એકજ; બે પાંચ નહીં. જેનાં દુઃખ દેખીને થથરી જાય; જેનાં સુખ દેખીને હરખી જાય; એવો તો–એકજ નર; બે પાંચ નહીં. આવો નર મુકરર કર્યા પછીજ, મીંઢોળ બંધાય; પછી જ પીડી ચોળાય; પછી જ પાનેતર અને ચુડાની ખરીદી થાય.

માનવને આરે આવ્યાં છો; તો જીવનને જોતાં શીખો ! વૃક્ષો પણ ઉગે છે; ખીલે છે અને કરમાય છે; એટલે મરી જાય છે. પશુપક્ષી પણ મોટાં થાય છે; અને મરી જાય છે; એવાં આપણે નથી. અરે ઢેઢ, ભંગી અગર ધંધામાં કુટાતા માનવીઓ સામું જુઓને ! એવાં પણ આપણે નથી. વીર કાઠીની ઘોડીને જલેબી ખાવા મળે છે; તેમ 'આપણને અત્યારે – આવો – માનવીઓનો મોંઘો મેવો – જમવા મળે છે.

**આશુ**—ત્વરાથી. જેને ત્વરાથી જવું હોય; તે મોટરમાં, મેઇલટ્રેનમાં અગર એરોપ્લેનમાં બેસે. તેમ મૂર્તિપુજા ત્વરાથી કલ્યાણ કરે; એવો માર્ગ છે.

મૂર્તિપુજાને, દંભે, પાખંડે અને સ્વાર્થે વગોવી છે. આ ત્રણનો ત્યાગ કરીને, જેમણે મૂર્તિપુજા કરી છે; તેમને પાષાણાદિની મૂર્તિ સાથે, વાત કરતા, આપણે સાંભળ્યા છેઃ મૂર્તિ એટલે માત્ર ધાતુ અગર પાષાણ નથી; પણ વેદના મંત્રોથી, જેમાં પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવે છે; એવા તે દેવ છે. નોટ કાગળ ઉપર છપાય છે; પણ નોટ એટલે માત્ર કાગળ નહીં. માત્ર કાગળની પાઈ ન ઉપજે; અને નોટના, જે આંકડા તેમાં છાપ્યા હોય; તે ઉપજે. સોની નોટ અને હજારની નોટ; બેઉના કાગળ સરખા; પણ કીંમતમાં ફેર. તેમ સકામ દેવ અને નિષ્કામ દેવ. બેઉ સરખા; પણ બેઉની કીંમત જુદી.

'વેદોક્ત' એટલે વેદે આજ્ઞા કરેલી વિધિ પ્રમાણે; અને 'તંત્રોક્ત' એવો વેદ સિવાયનાં પુરાણાદિએ આજ્ઞા કરેલી વિધિ પ્રમાણે.

**परात्मनः**—શબ્દ મૂકીને કહ્યું કે માનવનો જીવ, તે માયાનો કીડો નથી; પણ ઈશ્વરનો અંશ છે. સિંહનું બચ્ચું બકરાના ટોળામાં હરીફરીને, પોતાને બકરૂં માનવા લાગ્યું. તેવી આ ભૂલ છે. 'તું તને ઓળખ' એ મહા મંત્રનો પાઠ કરવાનું શાસ્ત્ર કહે છે.

**हृदयग्रंथिः**—હૃદયની ગાંઠ. અંતરનાં અંધારાં. વિજળીની લાઇટો આવી; પણ અંતરનાં અંધારાં વધ્યાં. આ અંધારા ઉલેચવા હોય; તેમણે શાસ્ત્રોની આજ્ઞા પાળવી; એ ભાવ છે.

હવે આગળ સાંભળો—

**लब्धानुग्रह आचार्यात्–तेन संदर्शितागमः ।**
**महापुरुषमभ्यर्चेन्–मूर्त्याऽभिमतयात्मनः ॥४८॥**

**અર્થ—તેણે આચાર્યના કૃપાપાત્ર થઇને, આચાર્ય પાસેથી પૂજનનો વિધિ જાણી લેવો. પછી તે પુરૂષે પોતાને જે મૂર્તિ પ્રિય હોય; તે મૂર્તિથી, ભગવાનનું પૂજન કરવું. (૪૮)**

૪૮ વિવેચન—

રાજાની મોજડીમાં પણ, હીરા અને રત્નો જડેલાં. તેમ હિંદુ ધર્મમાં તિથિએ તિથિએ તીર્થરૂપ પૂજન; વારે વારે વિધિ નિષેધની ચર્ચા.

**श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।**
**ब्रह्म सत्यं जगन्मिथ्या, जीवो ब्रह्मैव नापरः ॥**

અર્થ—કરોડો ગ્રન્થોમાં જે કહ્યું છે; તે અરધા શ્લોકમાંજ કહી દઉં—કે—બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે; અને જીવ બ્રહ્મરૂપ છે. જુદો નથી.

**आचार्यात्**—આચરે અને આચરાવે; તે આચાર્ય. ત્યાગીઓના ત્યાગી આચાર્ય; અને ગૃહસ્થોના ગૃહસ્થઆચાર્ય. શિષ્યને જ્યાં મુંજવણ આવે; તે તુરત સમજી શકે; અને તુરત તેનો ઉકેલ કરી શકે; તે આચાર્ય. **वर्णानां ब्राह्मणो गुरुः** વિદ્વાન્, સુશીલ, અને શાંત છતાં, ઉત્સાહથી ઉભરાતા બ્રાહ્મણો આપણા સૌના આચાર્ય છે. વિવેક નહીં–વૈરાગ્ય

---

૪૯ પદચ્છેદ—**आचार्यात्**—આચાર્ય પાસેથી. **लब्धः अनुग्रहः** (કૃપા) **येन सः लब्धानुग्रहः**—કૃપા પાત્ર થઇને. **तेनः**—આચાર્યથી. **संदर्शितः आगमः यस्य**—જેને પૂજનનો વિવેક બતાવવામાં આવ્યો છે તે પુરૂષ. **आत्मनः अभिमतया मूर्त्या**—પોતાને જે મૂર્તિ પ્રેમ હોય તે મૂર્તિથી. **महापुरुषं अभ्यर्चेत्**— ભગવાનનું પૂજન કરવું.

નહીં, ભક્તિ ભાવ અને જ્ઞાન પણ નહીં; તેઓ આચાર્યપદે શોભતી નથી. આચાર્ય તો ગુણના ભંડાર, વિદ્વાન્ છતાં આંબા જેવા નમ્ર, નિયમોના પાલનમાં કડક છતાં; આંબાની ફળ (કેરી) જેવા મીઠા-મધુરા. જેમનાં દર્શન, સ્પર્શ અને ઉપદેશથી અનેક જન્મનાં પાપ ધોવાઇ જાય, એવા રૂડા પુરૂષ પાસેથી પૂજનનો વિધિ શીખી લેવો. કેટલાએક આચાર્યો પ્રત્યે, અને ગુરૂ પ્રત્યે; ભારે તિરસ્કાર રાખે છે. આ તેમની ગેરસમજ છે. કારણકે બધા એવા હોતા નથી. વળી આચાર્ય વિના ચાલે એમ પણ નથી.

ચોપાઇ —'ગુરૂ બીનુ ભવનિધિ તરે ન કોઇ, જો બિરંચિ શંકર સમ હોઇ.'

ગુરૂની પરંપરા—ગુરૂના બધા દિકરા ગુરૂ પાકતા નથી. કેટલાએક તો ઉલટા, પૂર્વે થઇ ગએલા પવિત્ર ગુરૂઓને વગોવે છે; માટે બને ત્યાં સુધી, ગુરૂપરંપરા બાંધવી નહીં. નવાનવા સંપ્રદાયો ખોલવા નહીં. ગુરૂ થવાનો આગ્રહ પણ રાખવો નહીં. જે ગુરૂઓ છે; તેમના પ્રત્યે પ્રેમભાવ રાખવો. યાદરાખવું કે—ગુરૂ ગુરૂપણામાંજ શોભે છે; ગુરૂ લઘુપણામાં શોભતા નથી. અખો બોલ્યો છે કે—

'સ્વામી થઇને બેઠા આપ, એ તો મનને વળગ્યું પાપ;
શિષ્ય કર્યાનો શિરપર ભાર, ઉપર ત્યાગ અને અંતર રાગ;
આશા રજ્જુનો બાંધ્યો પાશ; અખા કોણ રાખે મોક્ષની આશ.'

કદિ આવા ગુરૂએ કાંઇક થોડું ઘણું ભણ્યા હોય; તો—

'દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરૂ થયો ત્યાં મણમાં ગયો;
અખા એમ હલકાથી ભારે હોય; આત્મજ્ઞાન મૂળગું તે ખોય. ૧
જ્ઞાની ગુરૂ નવ થાએ કેનો, શિષ્યનાં પાપને લે તે શેનો;
અન્ય જીવની તેને શી પડી; જે તેને ઘેર નિત્ય કાઢે હેડી;
સેજ સ્વભાવે વાતજ કરે; અખા ગુરૂપણુ મનમાં નવ ધરે.' ૨

વિગેરે-વિગેરે—

રાજાપ્રજા સાૈને, અક્કલદાતા આચાર્ય છે. માટે આચાર્ય જેવા તેવા ન ચાલે. જે બારણાના બરડવા (મીજાગરા) ભાંગી ગયા હોય; તો બારણાને મોટી સાંકળો; અને મોટાં તાળાં નકામાં છે; તેમ જે પ્રજાનાં આચાર્યો ઢીલા પડયા; તે પ્રજાનાં દેવ અને દેવળ; ધર્મ અને ધ્યાન—ઢીલાં પડે છે—તે પ્રજા પાયમાલીને પંથે ચડે છે. જેઓ જ્ઞાનવૈરાગે ઉભરાતા હોય; એવા આચાર્યોને પ્રણામ કરીને, આગળ વાત કરીએ.

**લબ્ધાનુગ્રહઃ**—જેણે આચાર્યની કૃપા પ્રાપ્ત કરી હોય તે પુરૂષ. આ તો વાંજણી સ્ત્રીના પુત્રના વરઘોડા જેવી વાત છે. જેમને ગુરૂજ નથી; તેમને કૃપાની વાત કયાં રહી! જ્યાં પોતાને ગમે; ત્યાં અનન્ય ભાવથી, ગુરૂમાં પ્રીતિ કરવી. ભાવ વિના ભક્તિ સંભવતી નથી. સ્ત્રીઓએ ગુરૂ કરતાં, બહુજ વિચાર કરવો. સ્ત્રીએ ગુરૂપત્નીમાં ગુરૂ ભાવ રાખીને, ગુરૂનાં વચન હૃદયે ધરવાં. આ પ્રમાણે ભવસાગર તરવો.

મૂર્તિ—મૂર્તિ સંબંધી બીજા ગમે તે બોલે; પણ આપણે તો નરસી, મીરાં, બોડાણો, નામદેવ વિગેરેને માનીએ. તેથી મૂર્તિને માનવીજ પડે. નરસીને ગોપનાથનું શિવલિંગ પ્રથમ મળ્યું. પૂજન કર્યું અને સદાશિવ પ્રગટયા. મીરાંને મૂર્તિમાં ગિરધરલાલ મળ્યા; બોડાણોએ

રણછોડરાયની મૂર્તિમાં કાંઈક ભાળ્યું; નામદેવે મૂર્તિનેજ દુધ પાયું, વલ્લભ ગુંસાંઈએ શ્રી નાથદ્વારાની મૂર્તિમાં કાંઈક દેખ્યું. શ્રીનાથજીએ પણ આપણને કાંઈક દેખાડ્યું. આવા તો એક બે નહીં; પણ ભારતમાં અનેક! દેખતાને દેખાય; આંધળાને નહીં. હજી આગળ વધીને વિચારીએ; તો ખાત્રી થાય; કે એની એ મૂર્તિમાં, બોડાણાએ જે દેખ્યું; તે ત્યાં રહેનારા ગુંગળીઓએ દેખ્યું નહીં. ગુગળી ભૂલા પડ્યા; ત્યારે નાસ્તીકતાને નાદે ચડેલા—પાંચ દસ પચીસ લાખ—કરોડ—લોકો, મૂર્તિને માને નહીં; તેમાં ગભરાવા જેવું કાંઇ નથી. સુક્ષ્મ વસ્તુ જોવા માટે, સુક્ષ્મદર્શક યંત્ર આંખે રાખવું પડે છે. તેમ પ્રભુ કે જે હૃદયનોજ વિષય; હૃદયથીજ પકડાય; અને હૃદયથીજ મુકાય; તેને સમજવા માટે, સાઈ ઉંચા પ્રકારનું—જ્યાં માયાની ગંધ પણ ન હોય; એવું—હૃદય જોઇએ. મીરાં બોલી હતી કે—

'મુખડું મેં જોયું તારૂં, જુગ સરવે થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે—મોહન તારા! મુખડાની માયા લાગીરે મોહન તારા!'

વિલાયત સૌ જાય છે; પણ શહેનશાહને મળવાની પરવાનગી, સૌને મળતી નથી. અમુક અમુક વ્યક્તિઓજ શહેનશાહને મળી શકે છે. ત્યારે આ તો શહેનશાહનો શહેનશાહ! તેના ઘરની વાત, ગાંગોતેલી કરે; તો તે આપણે કેમ મનાય! બટક બોલો ઘાંમજો, કોઇ રાજાની સાથે વિલાયત જઇ આવ્યો. ત્યાંથી આવીને, જ્યારે તેણે સૌને કહ્યું કે—'હું જ્યારે શહેનશાહને મળવા ગયો; ત્યારે શહેનશાહે મને માન આપ્યું, અને પોતાની ખુરશી ઉપર બેસાડ્યો. વિગેરે—વિગેરે.' આ વાત ડાહ્યો માણસ કેમ માને! આ તો **નિર્વિકારીનું—ગરજ** વાળાનો વિષય છે. ગરજ થાય; ત્યારે સાત્વિકતા વધે. **સત્વાત્ સંજાયતે જ્ઞાનં**. મીરાં કહે છે કે—'જુગ સરવે થયું ખારૂં.' સંસારગળા સુધી ભર્યો હોય; તેને કઇ રીતે જુગ ખારો થઇ શકે! કઇ રીતે તેમનું મન સંસારથી ન્યારૂં રહી શકે! કઇ રીતે મોહનના મુખડાની તેમને માયા લાગે! એટલે કઈ રીતે મોહનની મૂર્તિ ગમે! અબજોની મીલ્કત આપતાં પણ, ન મળે એવી આ સમજણ છે. હજાર બારશો વરસ, આ સંસારમાં રહીએ; તોપણ ન સમજાય; એવી આ સમજણ છે. સમજણના સાગર ઉલેચતાં, ન મળે એવી આ વસ્તુ છે.

નિર્ગુણના ઉપાસકો પણ ભૂલા પડયાં છે. વેદ નિર્ગુણ છે; તોપણ શબ્દો રૂપી મૂર્તિઓ વિના ચાલે એમ નથી. વરાળ અને વીજળી નિર્ગુણ છે; પણ સગુણમાં (સાંચામાં) પેસે; ત્યારે તેનો ઉપયોગ થાય. બાળકોને ગાય ભેંશના ચિત્રો પુસ્તકોમાં આપીને, ગાય ભેંસનો ખ્યાલ આપવામાં આવે છે. પાટીયા ઉપર ખોટા દાખલા ગણાવીને, બાળકોને ખરા દાખલા શીખવવામાં આવે છે;

અરે! આપણે પોતે નિર્ગુણ બ્રહ્મ છઇએ; પણ સગુણ બન્યા છઇએ; આપણે પોતે અમૂર્ત છઇએ; છતાં મૂર્તિમાન્ બન્યા છઇએ. આપણે પોતે અવ્યક્ત છતાં, વ્યક્ત બન્યા છઇએ. વગેરે. આપણા વ્હાલા સગાની અગર મિત્રની છબી અગર બાવલું કરાવીએ છઇએ. વળી તે વડીલ હોય; તો તેનું પુજન પણ કરીએ છઇએ. છબી અગર બાવલું; તે—તે નથી; તોપણ તે પ્રત્યે આપણે ભાવ રાખીએ છઇએ. ત્યારે ઇશ્વરની છબી અગર મૂર્તિ પ્રત્યે, ભાવ રાખીએ; તેમાં ખોટું શું છે! આપણા દેશના રાજાની છબીને, હમેશાં પુજીએ; પુષ્પના હાર ચડાવીએ; ઘીના દીવા કરીને આરતિ પણ હમેશાં ઉતારીએ. આ વાત ઉડતી ઉડતી. રાજા પાસે પહોંચે; ત્યારે તે રાજા બહુ રાજી થાય; અને કોઇ વખત, આપણી પોળમાં તે

આવ્યો હોય; તો આપણને મળવાની ઇચ્છા પણ કરે. ત્યારે આ તો અંતર્યામી ! તે જ્યારે જાણે; કે આ આ ભક્ત મારૂં પુજન બહુ ભાવથી કરે છે; ત્યારે તે આપણા ઉપર કેમ ન રીઝે ! આપણી પાસે ભાવ કયાં છે ? છે તો તે કેટલો અને કેવો ? તે વિચારતાં રહો. સગા-વ્હાલાં માટે સારી સોપારી; અને દેવના પૂજનમાં, જીણાં અગર ખોરાં સોપારી ! [પછી જીણાં અને ખોરાં છોકરાં ન થાય ?] પોતાને માટે પાંચનું ધોતીયું; અને બ્રાહ્મણ માટે બાર આનાનું ! આપણે કયાં છઇએ; તે દેખાય; તોપણ આપણાં ભાગ્ય !

પૂજનનો વિધિ આગળ સાંભળો—

**शुचिः संमुखमासीनः, प्राणसंयमनादिभिः ॥**
**पिण्डं विशोध्य संन्यास–कृतरक्षोऽर्चयेद्धरिम् ॥ ४९ ॥**

**અર્થ—સ્નાનાદિકથી પવિત્ર થઈને, મૂર્તિની સામે બેસીને, પ્રાણાયામ અને ભૂતશુદ્ધિ આદિકથી આંતર શુદ્ધિ કર્યા પછી, સારા ન્યાસોથી (અંગોની) રક્ષા કરનારા પુરૂષે, શ્રીહરિનું પૂજન કરવું. [૪૯].**

૪૯ વિવેચન—

પવિત્રતા—આંતર અને બહાર એમ બે પ્રકારની પવિત્રતા જોઈએ. **शुचिः** માં બહારની પવિત્રતા છે. પ્રાણાયામાદિ સંયમ કરવા; તે આંતરશુદ્ધિ છે. પ્રાણાયામની ક્રિયા પાતંજલ યોગદર્શનમાં બતાવી છે; તે ઉપરાંત આગળ ૧૪મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે; તે વાંચવા જેવું છે. યાદ રાખવું ઘટે છે કે—એકાંગી પવિત્રતા કામ કરી શકતી નથી; માટે બેઉ પવિત્રતાનું પ્રતિપાદન અહીં કરવામાં આવ્યું છે.

**ન્યાસ**—બે પ્રકારની પવિત્રતા ઉપરાંત, પૂજન કરનારના અંગે અંગમાં—સાંધે સાંધામાં—દેવોની સ્થાપના કરવી જોઇએ. એટલે તે તે દેવો તે તે સાંધાની રક્ષા કરે—પવિત્રતા રાખે. સોનારૂપાના દાગીના, તાંબા પીતળના દાબડામાં મુકાય; પણ હીરામોતીના દાગીના મુકવાની, દાબડીઓ, તદ્દન જુદા પ્રકારનીજ હોય છે. તેની અંદર મખમલ જડેલું હોયછે. વળી જેવા જોઇએ તેવા, તેમાં ખાંચ પણ હોય છે. તાત્પર્ય-ભગવદ્ પૂજન એ કાંઇ જુદી વસ્તુ છે.

ગવર્નર સાહેબને આપણે ઘેર પધરાવ્યા હોય; તો સુંદર પુષ્પનો મોટો લટકતો હાર, સુંદર મોટી કલગી, નૈવેદ્યરૂપે નાના પ્રકારના પકવાન, એકાદ બે ઘીના દીવાને બદલે, અનેક વીજળીના દીવા; તથા દક્ષણારૂપે કાંઇક ભેટ. આ બધું થાય; તે માનબુદ્ધિથી થાય; અને ભગવદ્ પૂજન થાય; તે પૂજ્ય બુદ્ધિથી થાય. પૂજ્ય બુદ્ધિની સાથે પવિત્રતા ઘણી જોઈએ. ગવરનર સાહેબનો સત્કાર, કરવો પડે. અને આ સત્કાર તો ભાવપૂર્વક થાય. 'ભાવવશ્ય ભગવાન્'-ભગવાન્ ભાવવશ છે.

પ્રાતઃકાળ—ભગવદ્ પૂજનનો ઉત્તમ કાળ પ્રાતઃકાળ છે; જેને 'બ્રાહ્મ મુહૂર્ત' કહેવામાં આવે છે. બ્રાહ્મ મુહૂર્તના સંબંધમાં ઋષિઓ બોલે છે કે—

---

૪૯ પદચ્છેદ—**शुचिः**-પવિત્ર. **संमुखमासीनः**-મૂર્તિની સામે બેસીને. **प्राणसंयमनादिभिः**-**प्राणानाम् संयमनं आदिः येषु ते तैः**-પ્રાણાયામ તથા ભૂતશુદ્ધિના મંત્રો બોલીને. **पिंडं विशोध्य**-દેહની આંતર શુદ્ધિ કરીને. **संन्यासैः कृता रक्षा येन सः सं०**-સારા ન્યાસોથી અંગની રક્ષા કરનારા પુરૂષે. **हरिं अर्चयेत्**-શ્રીહરિનું પૂજન કરવું.

ફૂ. નં. ૨૪ Registered No. B. 1434.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત—એકાદશ સ્કંધ.

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ મોક્ષમંદિર—અમદાવાદ.
અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] ×જેઠ ૧૯૮૨. [અંક ૨ જો.

**×જેઠ બેઠા પહેલાં જેઠનો અંક**—આ સંબંધી વૈશાકના અંકને પહેલે પાને "ખાસ નોંધ" આપી છે; પણ વાંચતા નથી; તેમને શું કહું! નથી વાંચતા તેમનાથી બહુ થાકી જાઉં છઉં. નકામા પત્રો સાંભળવા, નવરો નથી. તેમ કરવું હવે ન ઘટે.

**પ્રચારકામ**—માસીકના પ્રચાર કામ માટે, આપને સૌને કહું અગર લખું; તેથી આપે એમ સમજવાનું નથી—કે 'અમારે ખૂટયા છે; માટે ગ્રાહકો વધારીને, પૈસા ભેળા કરવા.' એ મણ દુધના દુધપાકના તાવડામાં, કોલસો નાંખવામાં આવે છે-કે જેવા તેવા જોનારની નજર, દુધ ઉપર ન પડે—અને કોલસા ઉપરજ પડે. તેમ જેવા તેવા જોનારને, માસીકમાં ભરેલો કરોડોનો માલ દેખાય નહીં; અને માત્ર લવાજમજ દેખાય. અમારે અહીં જે જોઇએ તે છે. રાજાઓના મહેલમાં નથી; તે (સંતોષ) અમારી ઝુંપડીમાં છે. માટે કૃપા કરી, ક્ષુદ્ર વિચારને તજી, વિશાળ દિલથી, પ્રચાર કામ કરતા રહેજો. બાર માસમાં એકને પણ તમારો રંગ ન લાગે; તો તમારૂં વાંચન કેવું? જગત્ તાપથી તપી ગયું છે. કોઇને કાંઇ; તો કોઇને કાંઈ! અને તે દુઃખ ભગવાનના ભણકારા વિના, શમે એવું નથી. ચકલા માટે પરબડી; ગાયો માટે ગૌચર, લુલાં પાંપળાં માટે પાંજરાપોળ; તેમ દુઃખીયા માટે જ્ઞાનની પરબો જોઇએ. માત્ર દેવદર્શન અને જેવી તેવી કથાઓથી, ઉંડા મૂળ ઘાલીને બેઠેલાં દુઃખો, શમે એવાં નથી. વિચાર કરી જોજો. ઠીક જણાય તો માસીક ભાવિકોને સંભળાવો.

**સનાતન ધર્મના માનનીય મંત્રીઓ!**—કેટલાએક ગામને નામે, આપને આ પત્રિકા દર માસે, ઘણાજ વિનયપૂર્વક મોકલું છઉં. તે કાંઈ મારી વિદ્વતા બતાવવા માટે નહીં. હું તો અભણ છઉં—કાંઇ જાણતો નથી. તેમ મારી વડાઇ બતાવવા માટે પણ નહીં. માતા પિતા પાસે, બાળકની વડાઇ હોય નહીં. કાલાબોલી હોય! માત્ર વિનંતિ એટલી કે—આપ પ્રેમથી પત્રિકા વાંચજો, અને વાંચતા રાજી થાઓ; તો આ વસ્તુ સમાજને આપતા રહેજો. આપવા જેવી છે; એમ કાંઇક લાગે; તો જરૂર બે પાંચ જીવોને એકત્રિત કરીને, પત્રિકા વાંચશોજી. સમાજ જીજ્ઞાસુ છે; તોપણ અંધારે અફળાય છે. એટલે સમાજ જ્યાં

ત્યાં શંકા કરે છે; જે પોતાનું તે ખોટું; અને પારકું તે સાચું; એમ તે સમજી બેઠો છે. કુલમર્યાદા, જ્ઞાતિમર્યાદા, ધર્મમર્યાદા, વિગેરે મર્યાદામાં, જે મજા છે; તે મજાને તજીને, સ્વચ્છંદમાં સમાજને રમવું ગમે છે. એટલે આપણા સુંદર સમાજને, પ્રકાશની જરૂર છે. હિંદુ સમાજની અંદર રહેલાઓની, આવા પ્રકારની ગભરામણ જોઇને, સમાજબહારના લોકો, હિંદુસમાજને ઉતારી પાડવા મથે છે. એટલે હિંદુ સમાજ ઠોકરે ચડયો છે. તાત્પર્ય–સમાજને પ્રકાશની ઘણી જરૂર છે. અંધારીયા ઓરડામાં બેઠેલો બોલે છે કે–Let Light come in my Room–મારા ઓરડામાં પ્રકાશને આવવા દો.' પ્રકાશની પાછળ હવા પણ આવે. પગ પાકે; ત્યારે દવા કરાય; પણ પીડાને દુઃખે, પગ કાપી નંખાય નહીં. બ્રાહ્મણોની અને બ્રાહ્મણો સાથે કામ કરનારા–ધગશવાળા–સનાતનીઓની, રહેણી કરણી પ્રથમ નિર્મળ થઇ જવી જોઇએ. 'જગત્ સુધરે તો હું સુધરૂં–' એ વિચારને પડયો મેલીને, આપણે સૌથી પહેલાં સુધરવું જોઈએ.' ગંદા વાતાવરણને દૂર કરવા, સારી સુગંધવાળા પદાર્થનો ધૂપ કરવામાં આવે છે; તેમ ગંદા વિચારોનો નાશ કરવા, પવિત્ર વિચારોના ધૂપ જ્યાં ત્યાં કરો. શાસ્ત્રોનાં દોહનરૂપ કથાવાર્તા કરો. સ્વતંત્ર પેપર કાઢીને, સમાજ જ્યાં બેઠો હોય; ત્યાં પવિત્ર વિચારોને પહોંચાડો. હજી ઝુંપડે ઝુંપડે સનાતન છે. 'અમારા બાપાનાં ધોતીયાં આકાશમાં અદ્ધર સુકાતાં હતાં;' તેવી મોટી મોટી વાતને હાલ પડી મેલી, આપણાં ધોતીયાં જલદી કેમ સુકાય; તે વિચાર કરો. ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રની મોટી મોટી વાતોમાં, સમાજને હાલ ભૂલો પાડવાની જરૂર નથી. એકડા આવડતા નથી; તે અઢીયાની કલાસમાં અટવાય છે. માત્ર સો બસો અંગ્રેજી શબ્દો શીખીને, કોલેજમાં ભણવા જાય; તે ભણતા નથી; પણ રજળે છે. સમાજ જ્ઞાનના ખોટા આડંબરમાં અકળાય છે. Little knowledge is dangerous. થોડું જ્ઞાન ઘણું નુકશાન કરે છે. વિચાર કરી જોજો. અત્યારે તો **स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः**–સૌ પોતપોતાના ધર્મમાં છે કે નહીં? તેજ વિચારવાનું છે. પ્રભુકૃપાવાળા બ્રાહ્મણ, અગર બ્રાહ્મણી જેવા–પવિત્ર આત્માઓએ, પોતાના ચારિત્રથી, વાતાવરણને શુદ્ધ કરવાંની ખાસ જરૂર છે.

પોલા થાંભલાવાળું મકાન, ગમે તે રીતે તુટી પડે છે; તેમ આડંબર અને ડોળ આપણા કાર્યને બગાડનાર છે; તે યાદ રાખીને જેમ બને તેમ—

**ચોપાઈ**—'સરલ સ્વભાવ ન મન કુટિલાઈ, યથા લાભ સંતોષ સદાઈ.'

સ્પેનના મોટા કાફલાને તોડી પાડવા, રાણી ઇલિઝાબેથે ઇગ્લાંડને આજ્ઞા કરી હતી; કે–' England expects everey man to do his duty–'ઈંગ્લાંડમાં રહેનારા દરેક માણસે, આ કાફલાને હટાવવા પ્રયત્ન કરવો જોઇએ;" એવી આ દેશ અત્યારે આશા રાખે છે. તે પ્રમાણે દરેક હિંદુએ, ભલે તે ઢેઢવાડે બેઠા હોયઃ તોપણ તેમણે દરેકે, પોતાના બાપદાદાના પ્રાચીન ધર્મની મર્યાદામાં, પાછા વળી જવું જોઇએ; અને પોતાથી બને તેટલાઓને, પાછા વાળવા પ્રયત્ન કરવો જોઇએ. ઘડીયાળની છૂટી ગએલી સ્પ્રીંગને, ઘડીયાળી ઘણી યુક્તિથી, ઠેકાણે ગોઠવીને, ઘડીયાળ ચાલતી કરે છે; તેમ સ્વધર્મ પ્રેમી દરેકે, જેમ બને તેમ, પવિત્રતા અને જ્ઞાનદ્વારા, પોતે જ્યાં હતા; ત્યાં આવતા રહેવું જોઇએ. દરેક સંપ્રદાયે અને દરેક વંદનીય પૂજ્ય આચાર્યે, ઘડી બેઘડી, મારૂં તારૂં મુકી દઇ, સૌને સમાન

દૃષ્ટિથી જોવા જોઇએ. સંપ્રદાયે પણ, મારા તારાના તંતમાંથી, ઘડી બેઘડી મુક્ત થઇ, સનાતની પવિત્ર આત્માઓને અનુસરે. આફતના કાયદા જુદા હોય. તેમ આફતના સમયમાં, આપણા ઈર્ષ્યા, લોભ, કજીયા, કુટિલતા વિગેરેને ફેંકી દઈ, સૌએ એકત્રિત થવું જોઇએ.

નાના મોટા ગામમાં, અમુક અમુક દિવસે, સૌ એકત્રિત થઇને બેસે-કાંઇક સાંભળે; એવી ગોઠવણ અવશ્ય થવી જોઇએ. એક આચાર્ય અગર એક મંદિર, બીજા આચાર્યને અગર બીજા મંદિરનાં લોકોને, એકજ ગામમાં, આમંત્રણ કરે; સૌ સાથે બેસીને ગાય-વાય; એવું થવું જોઈએ.

વિચારમાં બળ ઘણું છે. વ્યાખ્યાનદ્વારા અગર પોતાના પત્રદ્વારા વિચાર આપી શકાય. શુભ વિચાર આપનારા આચાર્યોને અગર પંડિતોને, જેવી જોઇએ તેથી શુભ સગવડો કરી આપવી જોઈએ. તન, મન અને ધન લઇને, તેમની સેવામાં ઉભા રહેવાની બહુ જરૂર છે. જગડા કરનારની જરૂર નથી. આપણે પોતેજ સારા થવાની જરૂર છે. આપણા પોતાનાંજ આંગણાં, પ્રથમ સાફ કરવાં જોઇએ. 'અમે સાફજ છઇએ'; 'અમારે સાફ થવાપણું નથી' એવું બોલવા પહેલાં, આપણે આપણા કામ, ક્રોધ અને લોભને તપાસી જોવા જોઇએ. આપણે આપણી સરલતાને અને સંતોષને તપાસી લેવાં જોઇએ. ગમે એવા મોટા સંત, અગર ગમે એવું મોટું મંદિર; અગર ગમે એવો મોટો સંપ્રદાય હોય; પણ જ્યાં સુધી તેમાં કામ, ક્રોધ અને લોભનાં શમન ન હોય; અને સરલતા તથા સંતોષની ખીલવણી ન હોય; ત્યાં સુધી-તે ત્યાંજ છે-આગળ વધી શકયો નથી. જે સંપ્રદાય માત્ર લૌકિક સંપત્તિથી મોટો થવા આવે; તે મોટો નથી.

છેવટમાં એટલુંજ કે-આચરણ વિનાની મોટી મોટી વાતો, નકામી છે. ઈર્ષ્યાથી કરેલા વાદવિવાદો પણ નકામા છે. સારૂં વાંચો અને સારૂં વંચાવો; સારૂં સાંભળો; અને સારૂં સંભળાવો; સારૂં આચરો; અને સારૂં અચરાવો. અમને લાગી આવ્યું; માટે આપનાં સૌનાં ધ્યાન ખેંચ્યાં. આપને લાગી આવતું હોય; તો પત્રિકાદ્વારા નિર્મળ વિચારોને આવવા દેજો; અને પ્રેમથી પ્રસરવા દેજો. વિચારમાં બળ ઘણું છે. કદિ પત્રિકા ન વાંચતા હો; તો કૃપા કરીને, પાછી મોકલી દેશોજી. જેથી બીજે ઠેકાણે મોકલી શકાય.

**ભગવાનની વાતો**—ભાગુના મરણ પછી તો ખાસ-અમને એવો ભયંકર રોગ થઈ આવ્યો છે કે-ભગવાનની વાત વારંવાર સાંભળ્યા કરૂં. જે કોઈ આવે; તેની પાસે આજ માગણી ! કે-'ભગવાનની વાતો કરો.' Let Light come in my room-જ્ઞાન વિના જીવની મુંજવણો કોણ મટાડે ! માટે પ્રકાશને આવવા દ્યો. જાણે સુતાં સુતાં, ભગવાનની વાતો સાંભળ્યાજ કરૂં ! અમારૂં મન, ભગવાનની વાતોમાં ગુંજી રહ્યું છે. શ્રીસ્વામીનારાયણનાં વચનામૃતો, મહાત્માશ્રી નથુરામ શર્માએ લખેલા પત્રો, શ્રીમદ્ ભાગવતના ઋષભદેવાદિના પ્રસંગો, ઉપનિષદો, ઉપશમ પ્રકરણો, તથા મોક્ષવાણી, અમને ઉંચાં સુખ આપી રહ્યાં છે. **'એ સુખની વાતો, આજ તમોને શી કહું રે-લોલ !** લખવા વાંચવા કરતાં, સાંભળવું બહુજ ગમે છે. તમારા પત્રોના જવાબ નથી લખાતા; તેનું કારણ આ છે. સવિતાબ્હેન અને ભક્તિપ્રસાદ વક્તા થઈને બેસે છે. તેમનાં મોટાં ભાગ્ય હશે; કે તેઓ સેવામાં હજી હાજર રહ્યાં છે.

**એવાં તો એક બે કે ત્રણજ હોય**—કથા ઘણાં ને સંભળાવી; પત્રિકાદ્વારા ભાવ પ્રગટાવવા પ્રયત્ન ચાલુ છે; તોપણ આફતમાં એક બેજ ઓળખાયાં. વ્યવહારનાં કામ

આફત જેવાં છે. તે સમયે પોતાનાં કાજકાજ પડયાં મેલીને, અમારી પાસે ભાવનગર રહ્યાં. અમારી પાસે રહેવું; એટલે-પહેલું તો મૌન-પોતાના ડહાપણનો ત્યાગ. વૈભવના સુખનો અભાવ-સાદાઈ અને સરલતા. જ્યાં સદા ભગવાનનીજ વાતો. જે પોતાની વાતો પડી મેલે; તેમને ભગવાનની વાતો સાંભળવા મળે. પણ એવા તો, એક બે કે ત્રણજ. એક સમરથ બ્હેન અમદાવાદથી આવ્યાં હતાં તે. બીજા સીહોરના રતીલાલ અમૃતલાલ જોશી; ત્રીજા કાંઈક શાહપુરવાળા પુરૂષોત્તમદાસ. આવા સમજુ થવા, તમને વિચાર થાય; તોપણ ભાગ્ય. વ્યવહારના કામમાં ચિત્ત વ‌ળે; પણ સમાગમમાં વ‌ળે નહીં. અહીં-અમારી સાથે ન ગમે; તો જ્યાં તમને ગમે; ત્યાં, ઉચ્ચ કોટિનું જીવન જીવવા, અવશ્ય જજોજી. આવા બે પાંચ દિવસ, માનવીઓની મોંઘી કમાણી છે. વિચાર કરી જોજોજી. જે ઘોડું દસરાની સ્વારીમાં દોડે નહીં; તે ઘોડું ઈનામ લેવાની આશા કેમ રાખે! જે પુત્રો માતાપિતાની સેવા કરે નહીં; તે પુત્રો માતાપિતાનો વારસો લેવા કેમ લલચાય! સેવાના બદલારૂપજ, વારસો છે. જે બાળકો ભણે નહીં; તે પાસ થવાની અપેક્ષા કેમ રાખે! જે શિષ્યો ગુરૂની સેવાથી વિમુખ, તે ઈશ્વરથી પણ, વિમુખજ રહે છે.

**દશમ સ્કંધ**—સંવત ૧૯૮૩ થી ૯૧-નવ વરસ, દશમ સ્કંધ માસીકમાં ચાલ્યો. સંવત ૮૩ થી ૮૫ અને ૮૬ થી ૮૮ એમ ત્રણ ત્રણ વરસનાં બે મોટાં પુસ્તકો તૈયાર છે. ત્રીજું પુસ્તક સંવત ૮૯ થી ૯૧ ત્રણ વરસનું તૈયાર થાય છે. તેમાં ચિત્રો, પ્રસ્તાવના અનુક્રમણિકા વિગેરે છે. ત્રણ ત્રણ વરસની એક ફાઈલના ૩ વરસના ૩×૨=૬; અને એક રૂપૈયો બાઈન્ડીંગ ચાર્જ-કુલ રૂ. ૭) છે. પોસ્ટેજ જુદું. ઘરેણાં કરતાં મોંઘું સમજીને, ઘરમાં રાખવા જેવી વસ્તુ છે. દ્રવ્યનો સંકોચ હોય; તો ધીમે ધીમે વરસ વરસની ફાઈલો લેવી. (દરેકના ૨-૬-૦ છે.) વળી તેમાં રસીક દૃષ્ટાંતો, અને સુંદરવરનાં સુંદર પદો! દશમસ્કંધ ઘણી વાર આપે વાંચ્યો હશે; પણ આ ટિકા વાંચતાં, કાંઈક ઓર અનુભવ થશે. ગીતાના કૃષ્ણ સૌને ગમે; એકાદશમાં ઉદ્ધવ સાથે બેઠેલા કૃષ્ણ પણ, ડાવકા-ડાહ્યા-દેખાય; પણ ગોપીકાઓ સાથે બેઠેલા કૃષ્ણ ગાંડા દેખાય. અનુભવે સમજાય. શાંતિથી વાંચો વિચારો; તો અંતરે અજવાળાં થાય; એવી આ ટિકા છે.

ઋતુ ઋતુના મેવા તૈયાર છે-શિવરાત્રીએ શિવમહિમ્નઃ અને 'શિવલિંગ શું છે? રામનવમીએ 'રામ અને રામાયણ'; અશાડી એકાદશીએ નિયમોનાં પુસ્તકો, ગુરૂપૂર્ણિમાએ દેવ બનવાની કુંચી; જન્માષ્ટમીએ 'શ્રીકૃષ્ણતત્ત્વ;' શ્રાદ્ધમાં શ્રાદ્ધનાં પુસ્તક; નવરાત્રીમાં શંકાદહ્ન; તથા દિવાળીમાં 'દિવાળી કેવી રીતે ઉજવશો?' ઋતુઋતુનાં પુસ્તકો અહીંથી પ્રગટ થયાં છે. ભાગ્ય હોય; તો વાંચો વંચાવો-વહેંચો.

**ત્રણ મુખ્ય સંસ્કાર**—ઉપનયન, વિવાહ અને મરણ ક્રિયા. ઉપનયનસંસ્કાર કરાવવા પહેલાં, અહીંથી પ્રગટ થએલું 'ઉપનયનસંસ્કાર' વાંચો. લગ્ન કરવા પહેલાં, વિવાહ સંસ્કાર વાંચો; અને મરણક્રિયા કરવા પહેલાં-'મરનારે મરવું કેવી રીતે? અને જીવનારે મરનારના વિયોગમાં જીવવું; કેવી રીતે?' આ પુસ્તક અવશ્ય વાંચો. શુભ અશુભ ટાણા વખતે-લાડવા, લુગડાં, અને કાંઈ રળતા હોય; તો-બે પાંચ દાગીના હોય. પણ-આ ટાણા સંબંધી જાણવા જેવું શું છે? એવાં પુસ્તકો તો, સંસ્કારી જીવોને ત્યાં હોય. આપ સૌ એવા સંસ્કારી થાઓ. એવા ભાગ્યશાળી જીવો માટેજ, અમારો આ પ્રયત્ન છે. દ્રવ્યની

સગવડ હોય; ધામધુમથી ટાણું ઉજવતા હો; તો બે પાંચ રૂપીયાનાં પુસ્તકો અગાઉથી મંગાવીને, સંબંધીઓને વહેંચો. ગોરને વાંચી સંભળાવવા વિનવો. સૌ સાથે બેસીને પ્રેમથી સાંભળો. તમારાં ઘર દેવમંદિરો છે. તમે ભારતના દેવ છો.

**રોતલ અમને ગમતા નથી**—'જમાનો બહુ બગડી ગયો છે. કોઈ કાંઈ સુધરે એમ નથી.' એમ આપણને લાગે; તોપણ પ્રયત્ન કરવાની જરૂર છે. કારણ કે હજી ઘણે ઠેકાણે અગ્નિના તણખા છે-બધી રાખ થઈ ગઈ નથી; ઘણે ઠેકાણે ભાવ ભર્યાં હૈયાં છે. જેઠ માસમાં સખ્ત તાપ પડે છે. તે તાપને ના ન પડાય. તે તાપમાં આપણે બપોરે કામ હોય છે; ત્યારે છત્રી ઓઢીએ છઈએ; પગમાં પગરખાં પહેરીએ છઇએ; હાથમાં એકાદ ભીનો રૂમાલ લઇને, બહાર જઇએ છઈએ. કલાક બે કલાક કામ કરીને, પાછા આવીએ છઇએ; પણ 'હાય ! તાપ ઘણો છે;' એમ કરીને રોતલની માફક પડયા રહીએ; તો કામ કામને ઠેકાણે પડયું રહે. શીયાળે ટંડી ઘણી; તોપણ તેની સામે થઇને, બને તેટલું કામ સાધીએ છઇએ. ચોમાસામાં વરસતે વરસાદે, ખેડુ ખેતરમાં પેસે છે. તેનું દુઃખ તો, તેજ જાણે. પણ તે પડયો રહે; તો ?—તો કાંઇ નહીં. માટે જમાનાનો વાંક કાઢીને; રોતલ રહેવું; અમને ગમતું નથી. સૌએ પોતાથી બને તે, કરવુંજ જોઇએ. સ્વાર્થ માટે આખી જીંદગી ખેદાન થાય છે; તો પરમારથ માટે હમેશાં એકાદ કલાક વપરાય; તે ભાગ્ય સમજવું. જેઓ કાંઈ સમજ્યા હોય; તેમણે કલાક અરધો કલાક ભગવાનની વાતો કરવીજ જોઇએ; અગર સાંભળવીજ જોઇએ. દરેક દેવમંદિરોમાં અને પવિત્ર સ્થાનોમાં, ભાવભરી કથા-વાર્તા થવીજ જોઈએ. પાનું ફરે અને સોનું ખરે. ગામડે ગામડે હજી દેવમંદિરો છે; અને સુપાત્ર ગરીબ બ્રાહ્મણો પણ છે. તેને સનાતન મહાસભાનો સંદેશો પહોંચાડો. તે બ્રાહ્મણ સનાતન મહાસભાના પ્રતિનિધિ છે. એક દેશના સુબા જેટલું તેને માન આપી, તેનામાં રહેલા પવિત્ર આત્માને ઉશ્કેરો-કર્તવ્ય પરાયણ કરો.

**સંસ્કૃત પાઠશાળા**—પાઠશાળાઓમાં બાળકોજ ભણે; મોટા નહીં; એવી માન્યતા પેઠી છે. આ માન્યતા ખોટી છે. નાનાં મોટાં સૌ, ભણે તોજ સત્ય વસ્તુ સમજે. પાંચસો વ્યાખ્યાન સાંભળીએ; પણ તે હવામાં ઉડી જાય. ભણીએ તે હૈયે ચોંટે. દરેક મંદિરોમાં, પાઠયપુસ્તકોની શાળા કરવીજ જોઇએ. મહિમ્નઃ અને શક્રાદયનાં નાનાં પુસ્તકો તૈયાર કર્યાં છે. દરેકની નવ પાઈ.

**કાયર કરો છો**—વી. પી. કરીએ; ત્યારેજ લવાજમ મોકલો; તે કાયર કરો છો. મ. ઓ. ના કુપનમાં, ચોખ્ખા અક્ષરથી નામઠામ તથા ગ્રાહક નંબર ન જણાવો; તે પણ કાયર કરો છો. દરકારવાળા માટેજ અમારો આ પ્રયત્ન છે. દરકારવાળા થાઓ—તો ?

---

# એકાદશ સ્કંધ.

## અધ્યાય ૩ જો ચાલુ.

[ ગયા અંકના ૧૮૪ મા પાનાથી આગળ. ]

બ્રાહ્મે મુહૂર્ત ઉત્થાય, ચિંતયેદાત્મનો હિતમ્ ।
ગુરૂં વિષ્ણું નમસ્કૃત્ય, માતાપિત્રોસ્તથૈવ ચ ॥

બ્રાહ્મે મુહૂર્તે દેવાનાં, પિતૃણાં ચ સમાગમઃ ।
જાગરસ્તત્ર કર્તવ્યઃ, પિતૃસન્માનનં હિ તત્ ॥
બ્રાહ્મે મુહૂર્તે યા નિદ્રા, સા પુણ્યક્ષણકારિણી ।
તાં કરોતિ તુ યો મોહાત્, પાદકૃચ્છેણ શુદ્ધયતિ ॥

પ્રાતઃકાળમાં ઉઠીને કોનાં નામ લેવાં ?

બ્રહ્માસુરારિસ્ત્રિપુરાંતકારી, ભાનુઃ શશી ભૂમિસુતો બુધશ્ચ ।
ગુરૂશ્ચ શુક્રઃ શનિ રાહુકેતવઃ, કુર્વંતુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥
ભૃગુર્વસિષ્ઠક્રતુરંગિરાશ્ચ, મનુઃ પુલસ્ત્યઃ પુલહશ્ચ ગૌતમઃ ।
દાલ્ભ્યો મરીચિશ્ચ્યવનોઽથ દક્ષઃ, કુર્વંતુ સર્વેમમ સુપ્રભાતમ્ ॥
સનત્કુમારશ્ચ સનંદનશ્ચ, સનાતનોઽપ્યાસુરિસિંહલૌ ચ ।
સપ્ત સ્વરાસપ્તરસાતલાનિ, કુર્વંતુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥
પૃથ્વી સગંધા સરસાસ્તથાઽઽપઃ, સ્પર્શી ચ વાયુર્જ્વલિતં ચ તેજઃ ।
નભસ્સશબ્દં મહતાં સહૈવ, કુર્વંતુ સર્વે મમ સુપ્રભાતમ્ ॥

પુણ્ય શ્લોકો નલોરાજા, પુણ્ય શ્લોકો યુધિષ્ઠિરઃ ।
પુણ્યશ્લોકા ચ વૈદેહી, પુણ્ય શ્લોકો જનાર્દનઃ ॥
કર્કોટકસ્ય નાગસ્ય, દમયંત્યા નલસ્ય ચ ।
ઋતુ પર્ણસ્યરાજર્ષેઃ, કીર્તનં કલિનાશનમ્ ॥

તદેવ લગ્નં સુદિનં તદેવ, તારાબલં ચંદ્રબલં તદેવ ।
વિદ્યાબલં દૈવબલં તદેવ, લક્ષ્મીપતે તેંઽઘ્રિયુગં સ્મરામિ ॥

કટેવો—મોડું ઉઠવું અને ચાપાણી પીધા પછી જંગલ જવું તે.

પૂજન શરૂ કર્યા પહેલાં-બોલવાનું—

શ્રીમન્ મહાગણાધિપતયે, નમઃ । લક્ષ્મીનારાયણાભ્યાં નમઃ । ઉમામહેશ્વરાભ્યાં નમઃ । શચીપુરંદરાભ્યાં નમઃ । માતૃપિતૃભ્યાં નમઃ । ઇષ્ટ દેવતાભ્યો નમઃ । કુલદેવતાભ્યો નમઃ । વાસ્તુદેવતાભ્યો નમઃ । સર્વેભ્યો બ્રાહ્મણેભ્યો નમો નમઃ । અવિઘ્નમસ્તુ ॥

સર્વ દેવને પ્રણામ કર્યા પછી, પોતાને દ્વેષ કયાં કયાં છે ? તે વિચારવું. દ્વેષના નિવારણ માટે-**'પ્રાણી માત્ર મારા મિત્ર છે; હું પ્રાણી માત્રનો મિત્ર છઉં.'** એ મહામંત્રનો પાઠ કરવો. પછી મારે કયાં કયાં રાગ છે ? તેનો વિચાર કરવો. રાગના નિવારણ માટે-**'રાગ કરવા લાયક એક શ્રીહરિજ છે; તે સિવાયના તમામ રાગ, ત્યાગ કરવા લાયક છે.'** એ મહામંત્રનો પાઠ કરવો.

રાગ અને દ્વેષના બે ખુંટા, એટલા બધા ઉંડા કે-જીવ વારંવાર ત્યાં ઠેસો ખાય છે. તે બે ખુંટાજ, જીવને હૃદયે, વારંવાર અફળાય છે. આ બે દોષથી મુક્ત થયા પહેલાં, સાચી પવિત્રતા સંભવતી નથી. મેલા મેવો મોહન જમતો નથી. બરફી પાંચ રૂપૈયે શેર

આણી; પણ તેને આસલેટનો પાશ લાગે; તો તેને કોઇ ખાય નહીં. તેપ્રમાણે પૂજનમાં ગમે એવી ધામધૂમ હોય; પણ હૃદયમાં રાગ અને દ્વેષ ઘુમતા હોય; તો પ્રભુ ત્યાં પધારતા નથી.

હવે આગળ સાંભળો—

**अर्चादौ हृदये चापि, यथा लब्धोपचारकैः ॥**
**द्रव्यक्षित्यात्मलिङ्गानि, निष्पाद्य प्रोक्ष्य चासनम् ॥ ५० ॥**
**पाद्यादीनुपकल्प्याथ, संनिधाप्य समाहितः ॥**
**हृदादिभिः कृतन्यासो, मूलमंत्रेण चार्चयेत् ॥ ५१ ॥**

**અર્થ—મૂર્તિ આદિકમાં અને હૃદયમાં પણ, જે કાંઇક ઉપચારો મળી આવે; તે ઉપચારોથી, ભગવાનનું પૂજન કરવું. પુષ્પોમાંથી જીવડાં આદિ વીણી લઇને, પૃથ્વીને લિંપવા આદિકથી, અને મનને અવ્યગ્રપણાથી પવિત્ર કરીને, તથા મૂર્તિને વાશી ચંદનાદિક કાઢી નાંખવાથી, તથા આસનને પ્રોક્ષણ કરવાથી—એટલે પ્રોક્ષણ કરવું. (૫૦). પછી પાદ્ય, અર્ઘ્ય અને આચમની નામનાં ત્રણ પાત્રોને મેળવીને—સજ્જ કરીને, હૃદયમાં રહેલા ભગવાનને, સામે મૂર્તિમાં સ્થાપવા. પછી તેમનું ધ્યાન ધરવું. પછી હૃદય, શિર, શિખા, કવચ, નેત્ર, અને અસ્ત્રના મૂળ મંત્રોથી, દેવના શરીરમાં ન્યાસ કરીને, મૂળ મંત્રોથી ભગવાનનું પૂજન કરવું. [૫૧].**

૫૦-૫૧ વિવેચન—

**अर्चादौ हृदये च**—મૂર્તિમાં અને હૃદયમાં ભગવાનનું પૂજન કરવું. મૂર્ત્તિમાં સગુણ, અને હૃદયમાં નિર્ગુણ એમ બે પૂજન સાથે કરવાં. મૂર્તિએજ ભગવાન્ નથી; પણ મૂર્તિમાં ભગવાનનો ભાવ છે; તે ભગવાન્ છે. પત્થર ઘડનારને ત્યાં, ઘણી મૂર્તિઓ હોય છે; તે બધી આપણા ભગવાન્ નથી; પણ તેમાંથી એક લાવીને; વેદોના મંત્રો દ્વારા, જેમાં પ્રાણ પ્રતિષ્ઠા કરી હોય; તે આપણા ભગવાન્ છે. બધા અંગ્રેજ આપણા વાઇસરોય નથી; પણ જે અંગ્રેજને મુંબઇમાં લાવીને, શહેનશાહના હુકમદ્વારા, પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવે

---

૫૦ પદચ્છેદ—**अर्चादौ हृदये च अपि**—મૂર્તિમાં અને હૃદયમાં. **लब्धाः उपचारकाः तैः ल०**—જે કાંઇ ઉપચારો—સામગ્રિ—મળી આવે તેથી. **द्रव्यं** (પુષ્પાદિ) **च क्षितिश्च आत्मा** (મન) **च लिंगं** (મૂર્તિ) **च-द्र०-निष्पाद्य**-(**पद्** ધાતુ. બરાબર કરીને.) પુષ્પોમાંથી જીવડાં આદિ વીણી લઇને, પૃથ્વીને લીંપવા આદિકથી અને મનને અવ્યગ્રપણાથી પવિત્ર કરીને, અને મૂર્તિને વાશી ચંદનાદિ કાઢી નાંખવાથી. **च**—અને **आसनं प्रोक्ष्य**—આસનને પ્રોક્ષણ કરીને.

૫૧ પદચ્છેદ—**पाद्यं** (પગ ધોવાનું જળ ભરેલું પાત્ર) **आदि येषां ते तान् पाद्यादीन्**—પાદ્ય, અર્ઘ્ય અને આચમનીય નામનાં ત્રણ પાત્રને. **उपकल्प्य**—મેળવીને—સજ્જ કરીને. **अथ संनिधाप्य** હૃદયમાં રહેલા ભગવાનને સામે મૂર્તિમાં સ્થાપીને. **समाहितः**—પછી તેમનું ધ્યાન ધરવું. **हृदादिभिः कृतन्यासः**—હૃદય, શિર, શિખા, કવચ, નેત્ર અને અસ્ત્રના મંત્રોથી દેવના શરીરમાં ન્યાસ કરીને. **च**—પછી. **मूलमंत्रेण अर्चयेत्**—મૂળમંત્રોથી ભગવાનનું પૂજન કરવું.

છે; તે આપણા વાઇસરૉય છે. રાજાના બધા પુત્રો રાજા નથી; પણ જે રાજકુમારને, યોગ્ય ગણીને, રાજ્યાભિષેક કરવામાં આવે છે; એટલે પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવે છે; એટલે —રાજસત્તાઓ, તથા રાજચિન્હો (જેમને) આપવામાં આવે છે; તે આપણા રાજા છે. કોઈ પણ વસ્તુને, ન સમજી શકીએ; ત્યાંસુધી અંધારે અફળાઈએ. એટલા માટે આ શ્લોકોમાં સ્પષ્ટ કર્યું છે–કે **अर्चायां हृदये वापि**–જે મૂર્તિમાં છે; તેજ તમારા હૃદયમાં છે. મૂર્તિમાં જેને પૂજો છો; તેનેજ તમારા હૃદયમાં પૂજો. મૂર્તિમાં સ્થૂલપૂજા; હૃદયમાં માનસીકપૂજા. મૂર્તિની રાગીપૂજા, હૃદયની ત્યાગીપૂજા; મૂર્તિની સ્થુલપૂજા; હૃદયની સૂક્ષ્મ પૂજા; મૂર્તિની સગુણ પૂજા, હૃદયની નિર્ગુણ પૂજા. છીપાના હાથ, ગમે એવા ચપળ હોય; પણ બીબાં વિનાં તે છાપી શકે નહીં. એટલે એક બીબું અનેક બિબાં છાપી આપે; એક ટાઈપ અનેક ટાઈપ છાપી આપે; એક બ્લૉક અનેક છબીઓને છાપી આપે. તેમ એક (દેખાતી) જડમૂર્તિજ, અનેકના હૃદયમાં રહેલી ચૈતન્ય મૂર્તિને પ્રગટાવી આપે. **ડાકોરવાળા** ને જુઓને! મૂર્તિ એક, અને જોનારાં અનેક. અનેકના હૃદયમાં ચેતના પ્રગટાવે; પ્રેરણા પૂરે; એવું તે રૂપ. તેના દર્શન કરતાં ધરાઈએ નહીં; ધક્કા મારે; તોપણ ત્યાંથી નીકળીએ નહીં. આંટા ફરતાં (પ્રદક્ષણા ફરતા) અકળાઈએ નહીં; એવું એ ધામ છે. માત્ર ખાવા પીવા અને ખેલવા ડાકોર ગયા હોય; તેઓ આ વાતમાં સમજે નહીં.

કાંઈક ગાઈએ તો ઠીક! (સાજ તૈયાર કરો!)

**પદ**—આવોને મારા, રઢીયાળા, રણછોડરે;
વ્હાલા તમારી, જુગમાં ના મળે, જોડરે—આવોને૦ ટેક.
પીળાં પિતાંબર શોભે નંદના લાલારે;
મેં બલિહારી જાઉં શ્રી વ્રજના વ્હાલારે—આવોને૦
મોર મુગટને કાને કુંડળવાળીરે, (૨) ખમા–હો વ્હાલા!
[ ખમા! ખમા! દીન દયાળ!
તારે ઉંબરે, એક ભીખારી ઉભો છે! ]

( સૌ સાથે છોને?–ક્યાં? રાજા ઠાકોરના ઘુમટમાં. ત્યારે ફરી સાંભળો— )

મોરને મુગટને, કાને કુંડળવાળીરે; (૨) ખમા હો વ્હાલા! ગોકુળના ગિરધારીરે-આવોને૦
હાથે કંકણ બાંહે બાજુ બંધરે (૨) નિરખે તેનાં નયણાં થાય પરસન્નરે–આવોને૦
ફુલના ગજરા, ને ફુલડીયાના તોરારે; (૨) કેડે શોભે સોનાના કંદોરારે–આવોને૦
ત્રિકમ તારા તેજ તેણો નહીં પારરે; (૨) માણેક મોતી ને હિરલે જડીયા હારરે–આવોને૦
ફુલ ગુલાબીને ફુલે ભરાવું ફુલવાડીરે; (૨) જન **રૂગનાથ**ને દરસન દેજો દાડીરે–આવોને૦

---

આ **રૂગનાથ**ને ઓળખ્યા?–ગોમતીપુર (અમદાવાદનું એક પરૂં) ના ગાંડા ભક્ત. પુનમે ડાકોરમાં દર્શને આવતાં મોડું થયું. રાજભોગનાં દર્શન કરાવી, બ્રાહ્મણોએ મંદિરનાં દ્વાર બંધ કર્યાં. ભક્ત દોડતા દોડતા–માંડમાંડ-ભાવ ભર્યા–પહોંચ્યા; પણ દ્વાર બંધ દેખ્યાં. દર્શન થયાં નહીં; અને આંખો આંસુથી ઉભરાણી! ડુસકે ડુસકે રોવા લાગ્યા. વ્હાલા બાળકને રોતો સાંભળી, મા ગભરાય; તેમ પ્રભુ અંદર ઉભા ઉભા ગભરાઇ ગયા. સૌના દેખતાં, વાસેલાં દ્વાર ઉઘડી ગયાં; ભક્તે ભાવથી દર્શન કર્યાં. જગત્ જોઇ રહે; એવા પરચા પૂર્યા; પણ જન્માંધ સમજ્યા નહીં. મૂર્તિમાં ઉપરટપકેથી કાંઇ દેખાતું નથી; તોપણ જે તેમાં જોવા પ્રયત્ન કરે છે; તેમને ઘણું દેખાય છે.

આ તો શાંતિથી સાંભળવા જેવી વાતો ! સાંભળીને ઘડી બે ઘડી, પોતે પોતાને (પોતાના દેહાભિમાનને) ભૂલીને, વિચારવા જેવી વાતો ! જેઓ ધંધા રોજગારમાં બાવરા છે; મરવાએ નવરા નથી; સંસારમાં ફુટાઈ મરવાજ અવતર્યા છે; તેમને માટે આ વાતો નથી; કદિ આવા ગેંગાને, બગીચાના પુષ્પમાં બેસાડયો હોય; તો ત્યાં પણ, તે છાણની ગંધજ લેવાનો છે. બહુ વઢીને કહું છઉં; કે–સંસાર ઘડી બે ઘડી છે. જોતજોતામાં જુવાન ઘરડાં; અને ઘરડાં મોટે રસ્તે. ઘડી બે ઘડીની મજામાં, મોટી મજા ખોઈ નાંખશો નહીં. જે માનવીઓ પોતાના અહારવિહાર સાદા સરલ બનાવી, અવકાશને–શાંતિને–એકાગ્રતાને શોધે છે; વળી જેઓ કોઈ ઠેકાણે બહુ ડાહ્યા થવા દોડતા નથી; તથા પોતે ઘણું જાણે છે; છતાં જેને જ્ઞાનનું જરા પણ અભિમાન નથી; તથા જેમને ભગવાન્ અને ભગવાન્‌ના ભક્ત વ્હાલા છે; તેમને માટેજ, અમારો આ પ્રયત્ન છે; તેમને માટેજ, અમારી આ વાતો છે.

**द्रव्यक्षित्यात्मलिंगानि**—દ્રવ્ય, પૃથ્વી, મન અને મૂર્તિને પવિત્ર કરીને સાફસુફ કરવાં. તેમાં મનની વાત કરીએ. મન વ્યગ્રતાથી અપવિત્ર થાય છે; અને અવ્યગ્રતાથી પવિત્ર થાય છે. પૂજનમાં બેસવા પહેલાં, મનને અવ્યગ્ર બનાવવાની બહુ જરૂર છે. રાજા ખુશ મીજાજમાં હોય; ત્યારે ધાર્યું કામ પાર પડે; તેમ મન પ્રસન્ન હોય; ત્યારે ધાર્મિક ક્રિયાઓ સફળ થાય. રાગદ્વેષ, કજીયા, કલેશ મનને વ્યગ્ર કરનારાં છે. માયીક પદાર્થોની લાલચ, ક્રોધી સ્વભાવ, અને અજીતેંદ્રિયપણું, મનને વ્યગ્ર કરનારાં છે. સંસારનાં સુખ, મનને રાજી કરે; તે ઘડી બે ઘડી; અને આત્મિક સુખ મનને રાજી કરે; તે અનંત કાળ માટે. કરોડોની મીલ્કત કરતાં, સાચવવા જેવું જે છે; તે આપણું મન છે. કરોડોનો ખર્ચ કરીને, કેળવવા જેવું જે છે; તે આપણું મન છે. જગત્‌માં જયવિજય અપાવનારૂં આપણું મન છે. રસ્તામાં પડેલાં કાંટા, કાંકરા અથવા ખાડાને, આંખો બતાવે; છતાં પગ તેમાં પડે; તો દુઃખ દોડમાં આવે.

**कृतन्यासः**—મૂર્તિના અંગોઅંગમાં પણ, દેવોની સ્થાપના કરી, મૂર્તિને પવિત્ર કરવી. સામસામાં મશીન સારાં હોય; ત્યારે તાર, ટેલીફોન લઈ દઈ શકાય. તેમ પૂજક અને પૂજ્ય બેઉ યોગ્ય બને; ત્યારે તેમનામાં ચેતના સ્ફુરે. બાકી તો—

I લે દેવ ચોખા, અને મેલ મારો છેડો !

II ટીલું કરતાં ત્રેપન વિત્યાં, ભૂંડી વાણી ભાખીરે !

III કથા સાંભળી ફુટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન.

IV મૂર્તિના સંબંધમાં અખો કહે છે—

> એક મૂરખને એવી ટેવ, પત્થર એટલા પુજે દેવ;
> પાણી દેખી કરે તે સ્નાન, તુલસી દેખી તોડે પાન.
> એ તો અખા બહુ ઉત્પાત, **ઘણા પરમેશ્વર**, એ ક્યાંની વાત !

અખાના ટપકાનો ભાવ સમજ્યા હશો. નહીં તો જુઓ ઉપર, મોટા અક્ષરથી લખ્યું છે કે '**ઘણા પરમેશ્વર**' એ ક્યાંની વાત !'

એટલે મૂર્તિ પૂજો; પણ જ્ઞાને કરીને તેને પૂજો ! તે શું છે; એમ સમજીને તેને પૂજો! એટલા માટેજ, જે દેવ જ્યાં પૂજાતા હોય; તે દેવને વર્ણવનારાં શાસ્ત્ર ત્યાં વંચાવાં જોઇએ. શિવને સો વરસ પૂજ્યા; પણ 'શિવનું લિંગ કેમ પૂજાય છે ?' એમ કોઈ પૂછે; તો અંધારૂં.

માતાજીને સો વરસ પૂજ્યાં; પણ માતાજીનો ગોખ કેમ પૂજાય છે? એમ કોઈ પૂછે; તો અંધારૂં. કોઈ પૂછે કે 'તમારા બાપાનું નામ શું?' ત્યારે કાંઈ એમ કહેવાય કે–લ્યો! હું કોઈને પુછી આવું! અગર મારા ચોપડામાં જોઈ આવું!'

**समाहितः**—ધ્યાન ધરવું તે. શાંતિથી બેસતાં આવડતું નથી; તેમને ધ્યાનની વાત કરવાની ન હોય. દેવદર્શન અગર કથાવાર્તાને બ્હાને પણ, બહુ રખડવું નહીં. બેસતાં શીખ્યા પછી પણ, આંખો વીંચો; તો હૃદયમાં સંસાર આવે; પણ ભગવાન્ આવે નહીં. ગીતા અ. છઠ્ઠો બરાબર વાંચો.

હજી આગળ સાંભળો—

**साङ्गोपाङ्गां सपार्षदां, तां तां मूर्तिं स्वमन्त्रतः ॥**
**पाद्यार्घ्याचमनीयाद्यैः, स्नानवासोविभूषणैः ॥ ५२ ॥**
**गन्धमाल्याक्षतस्रग्भिर्–धूपदीपोपहारकैः ॥**
**साङ्गं संपूज्य विधिवत्–स्तवैः स्तुत्वा नमेद्धरिम् ॥ ५३ ॥**

**અર્થ—શરીરાદિ અંગ, અને ચક્રાદિ ઉપાંગો, તથા પાર્ષદો સહિત, મૂર્તિનું મૂર્તિના તે તે મંત્રો બોલીને, પૂજન કરવું જોઈએ. પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, મધુપર્ક, સ્નાન, વસ્ત્ર, આભુષણ, ચંદન, પુષ્પ, અક્ષત, માળા, ધૂપ, દીપ અને નૈવેદ્યથી, વિધિ પ્રમાણે સાંગ પૂજન કરીને, તથા સ્તોત્રોથી સ્તુતિ કરીને, પ્રભુને પ્રણામ કરવા. (૫૨–૫૩).**

૫૨–૫૩ વિવેચન—

**सांगोपांगां**—હૃદયાદિ અંગ અને શંખ ચક્રાદિ ઉપાંગ ચિન્હો સાથે, તે તે મૂર્તિનું પૂજન કરવું.

**सपार्षदां**—સનકાદિકો, પ્રલ્હાદ, ઉદ્ધવ, અર્જુનાદિ સાથે વિષ્ણુની મૂર્તિનું પૂજન કરવું. રાધા સાથે શ્રીકૃષ્ણ, સીતા સાથે રામ, પાર્વતી સાથે સદાશિવ, એમ પ્રકૃતિ સાથે પુરૂષ. મા પુત્રને રાજી રાખે; અને પુત્રવધુને પજવે. પરિણામ તેનાં માઠાં–સારાં નહીં. પુત્રવધુ પુત્રનું અંગ છે; એમ ભક્તો ભગવાનનાં અંગ છે.

---

૫૨ પદચ્છેદ—**अंगानि उपांगानि च तैः सहिता, तां सांगोपांगां**–શરીરાદિ અંગ અને ચક્રાદિ ઉપાંગો સહિત તે મૂર્તિને. **पार्षदैः सहिता तां सपार्षदां इति तां तां मूर्तिं**–પાર્ષદો સહિત તે તે મૂર્તિનું. **स्वमंत्रतः**–તે તે મૂર્તિના મંત્રોથી. **अर्चयेत**–પૂજન કરવું જોઇએ. **पाद्यं च अर्घ्यं च आचमनीयं च आद्यं येषु तानि तैः पा०**–પાદ્ય, અર્ઘ્ય, આચમનીય, મધુપર્ક, વિગેરે સાધનોથી. **स्नानं च वासांसि च विभूषणानि च तैः स्ना०**–સ્નાન, વસ્ત્ર, આભૂષણથી.

૫૩ પદચ્છેદ—**गंधश्च माल्यानि च अक्षताश्च स्रजश्च तैः गं०**–ચંદન, પુષ્પ, અક્ષત, માળાથી. **धूपश्च, दीपश्च, उपहारकश्च** (નૈવેદ્ય) **तैः धू०**–ધૂપ, દીવો, અને નૈવેદ્યથી. **विधिवत् सांगं संपूज्य**–વિધિ પ્રમાણે સાંગ પૂજન કરીને. **स्तवैः स्तुत्वा हरिं नमेत्**–સ્તોત્રોથી સ્તુતિ કરીને પ્રભુને પ્રણામ કરવા.

રામાયણમાં ગરૂડ બોલ્યા છે કે—

ચોપાઈ—મોરે મન પ્રભુ અસ વિશ્વાસા, રામતે અધીક રામકર દાસા.

તાત્પર્ય-ભકતોને પડ્યા મેલીને, ભગવાનને પૂજવાનો દોષ છે.

**સ્વમંત્રતઃ**—તે તે દેવના મંત્રથી. સાધારણ વાણી કરતાં શાસ્ત્રની વાણીમાં બળ છે. શાસ્ત્રની વાણી કરતાં, શાસ્ત્રમાં બતાવેલા મંત્રમાં વધારે બળ છે. દેવ મંત્રોને આધીન છે. સર્પ જાજરમાન હોય; પણ તે મંત્રાધીન થઇને, વાદી પાસે હાજર થાય છે. કુંતા અબળા, પણ મંત્રદ્વારા, સૂર્યાદિને તેમણે નીચે ઉતાર્યા. હિંદમાં મંત્રવિદ્યા પ્રબળ હતી; પણ મંત્રોનો ઉપયોગ, જેમ જેમ સ્વાર્થ માટે-રાગદ્વેષ માટે-થવા લાગ્યો; તેમ તેમ મંત્રવિદ્યા નાઠી. વેદમાં મંત્રો ઘણા છે; પણ આધકાર વિના ફળતા નથી. મંત્રમાંથી તંત્ર નીકળ્યા. માત્ર 'પંચરાત્ર' એટલુંજ તંત્ર નથી; પણ ઋષિઓએ જે જે કહ્યું; તે તંત્ર છે.

શિવ વિષ્ણુના પૂજન વખતે, યજુર્વેદની રૂદ્રિનો બીજો અધ્યાય ભણાય છે. માટે તે અધ્યાય સૌએ પાકો રાખવો જોઈએ. નવ પાઠમાં અહીંથી મળશે.

વેદોક્ત અને તંત્રોક્ત—બેઉ વિધિની અહીં આજ્ઞા કરી છે. તોપણ જે જે સંપ્રદાયોએ ,વેદોક્ત વિધિને પડી મેલી, એકલી તંત્રોક્ત વિધિને પકડી રાખી; તેમના ભાગ્યમાંથી વેદ, પ્રવર, ગોત્ર વિગેરે સરી પડયાં. અંધાધુનીના વખતમાં જે ચાલ્યું; તે તો ઠીક; પણ હવે એમ ન કરાય. વેદ પ્રવર અને ગોત્ર, તો આપણી મુખ્ય વસ્તુ. મેવાડની ભૂમિમાં જન્મેલું એક બાળક પણ, એમ કહે છે; કે-'આ તો રાણા પ્રતાપની પ્રભાવશાળી ભૂમિ!' તેમ ભરતખંડમાં જન્મેલા દરેક હિંદુએ, એવું ગૌરવ રાખવુંજ જોઇએ કે—આ તો ઋષિ મુનિઓનો પ્રદેશ! આ તો ગૌતમ મહાવીરની જન્મભૂમિ! અહીં તો શ્રી આદ્યશંકરાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય આદિ સમર્થ સંતોનાં પગલાં! આ તો રઘુ પ્રથુ આદિ રાજર્ષીઓનો પ્રદેશ! રોહિદાસ, ચોખામણ અને સજના કસાઈનાં, આ તો તપોવન! તેઓ સૌ વૈદિક મર્યાદા પ્રમાણે ચાલી, ગૌરવવંતા બન્યા હતા; માટે વેદ અમારો દેવ છે. વેદ અમારૂં શાસ્ત્ર છે. વેદ, શાખા, ગોત્ર, પ્રવર, ઉપનયન, વિગેરે વૈદિક ચિન્હો અમારે હોવાંજ જોઇએ.

જેઓનાં વેદ, પ્રવર અને ગોત્ર અંધાધુનીમાં સરી પડયાં છે; તેમને માટે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની મિતાક્ષરા ટિકા કહે છે કે-**યद्यपि राजन्यविशां प्रातिस्विकगोत्राभावः तथापि पुरोहितगोत्रप्रवरौ वेदितव्यौ ॥**

**અર્થ**—ક્ષત્રિય, અને વૈશ્ય જેમને વેદ, ગોત્ર અને પ્રવરનો અધિકાર છે; તેમનાં વેદાદિ વિસરી જવાયાં હોય; તો પોતાના ગોરનાં, અથવા ગુરૂનાં, વેદાદિ પ્રવરનો તેમણે અંગિકાર કરવો.

કેટલાએક હઠે ચડીને કહે છે; કે-'જેમના વેદાદિ ગયા તે ગયા; હવે તેમને તેનો અધિકાર નથી. હવે તેમને સંધ્યા વંદનનો પણ અધિકાર નથી.' આવું બોલીને જઘડા ઉભા કરવા; તે ડહાપણ નથી. અરે! કરે છે-કોણ? મક્કામાં મહાદેવ બૂમ મારે છે કે—'છે કોઈ બ્રાહ્મણ? હોય તો આવો! મારૂં પૂજન કરો.' એમ જે કહેવાય છે; તેવું અહીં બનતું જાય છે. જેમને બસો પાંચસો ખર્ચીને ઉપનયન આપ્યું છે; વળી જે શુદ્ધ માતા-

પિતાના બાળક છે; છતાં તેમના વહીવટ તપાસો; તો ખેદ થાય કે-આ શું! આ કોના બાળ! ભરતખંડમાં આવી ખચ્ચરની પેદાશ ક્યાંથી!

શિખરણી.

**न संध्यां संधत्ते, नियमितनिमाजं न कुरुते ।**
**न वा मौंजीबंधं, कलयति न वा सुनतविधिं ॥**
**न रोजां जानीते, व्रतमपि हरेर्नैव कुरुते ।**
**न काशी मक्का वा, शिव शिव न हिंदुर्न यवनः ॥**

અર્થ—આ-પોતાને સુધરેલા માનનારા-સંધ્યા વંદન કરતા નથી; તેમ નિમાજ પણ કરતા નથી. તેમને તેમના ઉપનયનનો આદર નથી; તેમ તેઓ સુનત પણ કરાવતા નથી. તેઓ રાજા કરતા નથી; તેમ તેઓ એકાદશી જેવું હરિવ્રત પણ કરતા નથી; પોતાના કલ્યાણ માટે, તેઓ કાશીની યાત્રા કરતા નથી; તેમ મક્કાની યાત્રા પણ કરતા નથી. ત્યારે તો અરે! એમજ થાય છે કે—નથી આ હિંદુ; અને નથી આ મુસલમાન. ત્યારે આ છે કોણ? ખચ્ચરવર્ણી કોઈ જુદીજ જાત જણાય છે.

બહુ અફસોસ! એક જંગલી મુસલમાન—અભણ અને ગાડાવાળો—સમય થતાં નિમાજ ચૂકતો નથી; ત્યારે આપણા આર્ય-ડાહ્યાભાઇ-! (શું તેમને કહીએ! તે અમને આવડતું નથી.) સંધ્યાવંદન કરતાં શરમાય છે.

સંધ્યા વંદન એ કોઇના ઉપર ઉપકાર નથી. તેમાં કોઈ અન્યનું કલ્યાણ નથી. પોતાનુંજ કલ્યાણ પોતે સાધવાનો, આ ઉત્તમ માર્ગ છે. ડાહી વહુ, જેમ પોતાના ઘર ધંધામાંથી, ઘડી બે ઘડી પરવારી, પતિ પાસે બેસે; તેમ જીવ, ઘડી બે ઘડી સંસારને વેગળો મુકીને, શ્રીહાર પાસે બેસે—એવી આ પ્રાચીન પ્રથા છે. વળી આ પ્રમાણે મેળવેલી શાંતિ, પ્રમાદ, આળસને ફેંકી દે છે; અને આંતરબળનો વિકાસ કરે છે. પ્રાર્થના, નિમાજ, બંદગી વિગેરે સવાર સાંજ થતી ક્રિયાઓ, શ્રીહરિને પામવા માટેજ છે? તોપણ જેમાં સ્નાનાદિ બાહ્યપવિત્રતા, અને પ્રાણાયામાદિ આંતરપવિત્રતા હોય; એવી ઉત્તમ પ્રથા, ઉત્તમ આધકારીઓ માટેજ હોયછે. રેલ્વેમાં પહેલા વર્ગના ડબ્બા, ઉત્તમ અધિકારી માટેજ હોય છે.

યુરોપ અમેરિકામાં, અધ્યાત્મ વિદ્યા સંબંધી પ્રયત્ન કરનારાને, ૫૫—૫૮ અગર સાઠ વરસે પ્રાણાયામનો મહિમા જણાય છે. આ દેશમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને આઠ દશ કે બાર વરસે, ઉપનયન સંસ્કાર આપતી વેળાએ, પ્રાણાયામનું જ્ઞાન આપવામાં આવે છે. હીરા આપનારે આપ્યા; પણ જેમણે બેદરકારીથી પાડી નાંખ્યા; તેમના ગયા. શાસ્ત્રોએ જે કહ્યું; તે ન માન્યું; તેમનું ગયું. અમેરિકાનો એક વિદ્વાન, પ્રાણાયામ સંબંધિ કાંઈક જાણીને જગતને કહે છે કે—

Oh—ye mortals! study the science of Breathing and learn the secret of controlling Pran or the Vital energy. Strive diligently to regulate the breath. Because the control of Pran, will bring you all happiness earthly and spiritual. It will also give you perfect health, mastery of the body; and the supreme Bliss, which is eternal and everlasting. વિગેરે-વિગેરે.

[વધારે વાંચવું હોય; તો અહીંથી બહાર પડેલી પાતંજલયોગદર્શનની ટિકા પાનું ૮૧ વાંચજો. પ્રાણતત્ત્વના છૂટા પ્રકરણની કીંમત, માત્ર બે આના છે. પોસ્ટેજ નવ પાઇ વધારે છે.]

ભાવાર્થ—હે મરણાધીન મનુષ્યો! તમે શ્વાસ લેવા મુકવાની વિદ્યાનો (એટલે પ્રાણાયામનો) અભ્યાસ કરો. અને પ્રાણને વશ કરવાની વિદ્યાને શીખો. કારણકે પ્રાણાયામથી તમને આ લોકમાં અને પરલોકમાં સુખનો લાભ થશે. વળી તેથી તમારૂં આયુષ્ય સંપૂર્ણ રીતે સચવાશે; અને તમારૂં શરીર તમારે કબજે રહેશે. છેવટ પરમાત્માની પ્રાપ્તિ પણ થશે.

કહેવાનો ભાવ એ છે કે—આવા દેશકાળમાં, ક્ષત્રિય અથવા વૈશ્ય, પોતાના વેદાદિ સંભાળવા આવે; તો જરૂર તેમને બનતી મદદ કરવી. બ્રાહ્મણોનું તો ઘર છે. તેમણે વૈદક ક્રિયાઓથી વિમુખ રહેવું; તે તો જાન મનભાવતા પકવાન જમે; અને વરરાજા ભૂખે મરે; તેના જેવું છે. ધર્મમાં પ્રીતિ રાખનારા, અને પ્રીતિ નહિ રાખનારા, સર્વ આપણા ભાઇઓ છો. કજીયો કરવા જેવા કોઇ નથી. સરોવર ભર્યું છે-તેમાંથી સૌ પોતાની શક્તિ પ્રમાણે ઉપાડે. ઉપાડાય તો ઉપાડો! એટલીજ સૌને નમ્ર વિનંતિ છે.

**पाद्यं**—શ્રીઠાકોરજીના પગ ધોવાનું જળ.

**अर्घाय**—(પૂજન માટે) **इदं द्रव्यं अर्घ्यं**—પૂજનનું જળ,

**मधुपर्कः-मधुना पृच्यते** (હોય) **इति मधुपर्कः**—દહીંમાં મધ નાંખીને આપવામાં આવે છે તે.

**अक्षतः**—ચોખા. શાસ્ત્ર એમ કહે છે કે—અક્ષતથી વિષ્ણુને પૂજવા નહીં; અને કેતકી (કેવડો) થી શિવને પૂજવા નહીં. વિષ્ણુને લલાટે તિલક કરતાં માત્ર અક્ષત વાપરવા.

**स्तवैः स्तुत्वा**—સ્તોત્રો ગાવાં તે. ગાવા વખતે દીનતા અને ભાવ પ્રગટાવતાં આવડે; તેણેજ ગાયું ગણાય. 'સ્તોત્રરત્નાકર' (સ્તોત્રના સાગર) માંથી જે પોતાને ગમે; તે સ્તોત્ર શીખી લેવાં જોઇએ.

**हरिम् नमेत**—પ્રણામ કરવા, એટલે દિનતા પ્રાપ્ત કરવી. વડીલો પાસે દિનતા-નમ્રતા-કરતાં શીખ્યા નહીં; તે દેવપાસે કયાંથી નમે! નમ્યા તે પ્રભુને ગમ્યા.

પૂજન સંબંધી હજી આગળ સાંભળો:—

**आत्मानं तन्मयं ध्यायन्, मूर्तिं संपूजयेद्धरेः ॥**
**शेषामाधाय शिरसि, स्वधाम्न्युद्वास्य सत्कृतम् ॥ ५४ ॥**

**અર્થ—પોતાનો આત્મા ભગવદ્રૂપ છે; એમ ધ્યાન કરીને, ભગવાનની મૂર્તિની પૂજા કરવી. પછી જે નિર્માલ્ય હોય; તેને માથે ચડાવી લઇને, પૂજેલી મૂર્તિને તેના સ્થાનકમાં પધરાવવી; અને પૂજાનોવિધિ સમાપ્ત કરવો. [૫૪]**

૫૪ પદચ્છેદ—**आत्मानं तन्मयं ध्यायन्**—પોતાનો આત્મા ભગવદ્રૂપ છે એમ સમજીને ધ્યાન કરતા પુરૂષો. **हरेः मूर्तिं संपूजयेत्**—શ્રી હરિની મૂર્તિનું સારી રીતે પૂજન કરવું. **शेषां शिरसि आधाय**—નિર્માલ્યને માથે ચડાવી લઈ ને. **सत्कृतं**—પૂજેલા દેવને **स्वधाम्नि उद्वास्य**—તેમના સ્થાનમાં પધરાવીને પૂજાનોવિધિ સમાપ્ત કરવો.

૫૪ વિવેચન—

**आत्मानं तन्मयं ध्यायन्**—પોતાનો આત્મા ભગવદ્ રૂપ છે; એમ સમજીને ધ્યાન કરતો પુરૂષ. આ પ્રમાણે ચિંતવન કરતો પુરૂષ. **हरेः मूर्तिं संपूजयेत्**—ભગવાનની મૂર્તિનું પૂજન કરવું જોઈએ. 'પોતે શું છે? તે જાણ્યા પછી પૂજન કરવું,' એમ કહે છે. દેવ એના એ, પણ ભાવ પ્રમાણે ભેદવાળા દેખાય.

દેવનાપુજારી—પાંચ પચીસ રૂપીઆ કોઈને આપવા હોય; તો હજાર પરીક્ષા કર્યાપછી, તે રકમ અપાય; અને કોઈ પુજારીને દેવમંદિરના દેવ સોંપવાના હોય—તો—'હા ચાલશે.' આવી બેદરકારીનાં પરિણામ બહુ માઠાં આવ્યાં છે. દેવનોપુજારી એટલે અભણ નહીં, પણ જ્ઞાની. તે સાથે સંપૂર્ણ વિશ્વાસપાત્ર-ઉત્તમચારિત્રવાળા. દેવમંદિરો છે, તે સચવાતાં નથી; માટે નવાં મંદિરો બંધાવવાં નહીં; છે તે સચવાય; તો ઘણું છે.

હવે ઉપસંહાર કરે છે—

**एवमग्न्यर्कतोयादा–वतिथौ हृदये च यः ॥**
**यजतीश्वरमात्मान–मचिरान्मुच्यते हि सः ॥ ५५ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे तृतीयोऽध्यायः ॥ ३ ॥**

અર્થ—આ પ્રમાણે જે પુરૂષ, અગ્નિ, સૂર્ય, જલાદિ, અતિથિ અને હૃદયમાં પણ, ઇશ્વર ભગવાનને પૂજે છે; તે તુરત મુક્ત થાય છે. [ ૫૫ ]

૫૫ વિવેચન—

અગ્નિ, સૂર્ય, જલ, અતિથિ અને હૃદય—પાંચ સ્થળમાં, ઇશ્વિરનું પૂજન કરવું. ગીતાના દસમા અધ્યાયમાં **केषु केषु च भावेषु, चिन्त्योऽसि भगवन् मया ॥ १७ ॥**

વિગેરે શબ્દોથી અર્જુન પૂછે છે કે—કયા કયા સ્વરૂપોમાં, આપ વિશેષ રૂપે વસો છો? કોઈને આપણે મળવું હોય; તો તેમની વધારે ઉઠબેઠ કયાં છે? એમ પુછીને ખાત્રી કરીએ છીએ. અગ્નિ સર્વવ્યાપક છે; તોપણ લાકડાં, તેલ, ઘી વિગેરે પદાર્થોમાં તે વિશેષ છે. પ્રભુ સર્વવ્યાપક છે; છતાં અગ્નિ, સૂર્ય, જલ, અતિથિ અને હૃદય—માં પ્રભુ વિશેષ વસે છે.

આ પાંચનો મહિમા ઘણો છે. જ્યાં પ્રભુ વસે; ત્યાં તેનો મહિમા કેમ નહોય! વાઘરણ—પણ રાજાની રાણી! મહિમા વધી પડયો. દીવાનસાહેબ પણ 'બા' કહીને બોલાવે! ડાકોર નાનું ગામડું; પણ ત્યાં શ્રી ઠાકોર વસ્યા. મોટાં મોટાં સૌ ત્યાં જાય.

આળસ અને પ્રમાદનાં પોટલાં પાક્યાં છે. તડાકામારવા સૌ ભેળા થાય; પણ જરા-કામ સોંપો; ત્યાં જાણે મોતજ આવ્યું. કાળીયાતાવની કંપારી છૂટે. આળસ, પ્રમાદથી લૌકીક હાનિ થાય; તો તે એકજ ભવની ભૂલ ગણાય; પણ આળસ પ્રમાદથી. અજ્ઞાન ઉભું થાય; તો જ્ઞાનની હાનિ થાય; તે અનેક ભવ ઉભા કરે.

અગ્નિ અને સૂર્ય—અગ્નિની તથા સૂર્યની પાસે આપણે રહીએ છીએ; પણ તેને જાણવા પરવા રાખતા નથી. ઋષિઓ અગ્નિશાળા રાખતા; અગ્નિને અને સૂર્યને પૂજતા હતા.

---

૫૫ પદચ્છેદ—**एवं**—આ પ્રમાણે. **यः** જે પુરૂષ. **अग्निश्च अर्कश्च तोयादिश्च तस्मिन् अग्न्यर्कतोयादौ अतिथौ हृदये च**—અગ્નિ, સૂર્ય, જલાદિક, અતિથિ અને હૃદયમાં પણ. **ईश्वरं आत्मानं यजति**—ઇશ્વિર ભગવાનને પૂજે છે **सः अचिरात् हि मुच्यते** તે તુરત મુક્ત થાય છે.

'ઋષિઓ જબરા હતા;' એમ કહીને, આ મુદ્દાની વાતને આપણે ઉડાવી દઈએ છીએ. એકજ દહાડો અગ્નિ અને સૂર્ય જગતમાંથી હડતાળ ઉપર જાય; તો શું થાય! તેનો વિચાર બહુ થોડાજ કરી શકે! વિજ્ઞાનની દૃષ્ટિથી જોઈએ; તો પણ ખાત્રી થાય કે–અગ્નિમાં અને સૂર્યમાં પ્રભુત્વ છે. અગ્નિને માટે અગ્નિપુરાણ છે. સૂર્ય માટે સૌર્ય પુરાણ છે. સૂર્યના ઉપાસકો 'આદિત્યહૃદય' નો પાઠ કરે છે. પંચદેવમાં સૂર્યની ગણત્રી છે. સૂર્યમાં અગ્નિદેવનો સમાસ કર્યો છે.

ટુંકું પૂજન—સૂર્યને અર્ઘ્ય આપવા; અને ભોજન કીધા પહેલાં; અગ્નિને ઘી ચોખાથી અગર જે કાંઈ જમીએ, તેનાથી જમાડીને, પછી અગ્નિને ઠારવી; એ ટુંકામાં ટુંકુ પૂજન છે. આટલું પણ ન આવડે; તેમને શું કહીએ! 'ભેંશના ભાઈ' કહીએ! કારણ કે–બસ! ખાવું, પીવું, ખેલવું; અને બે પાંચ પંદર બાળકોના મા બાપ થવું; એટલુંજ તેઓ સમજ્યા છે. કમાતા હોય; તેમને ઘમંડ થાય; પણ કમાનારા, એક એકથી ચડે એવા આપણે જોઈએ છીએ; અને જે ઘણું કમાયા છે; તેઓ આંબા જેવા નમ્ર દેખાય છે. વગડે વૃક્ષ ઘણાં; પણ આંબો ઉમદા. કારણકે કમાય ઘણું; અને નમે પણ ઘણું.

જળ—જળનો મહિમા ગંગા, જમુનાને કાંઠે બેસીને, અગર સાગરને કાંઠે બેસીને ગવાય. શાં એ પાણી! અને શી એ જાળવણી! શી એ રક્ષા! અનેકમાંથી એક બે વહાણ ભાંગે; બાકી બધાં સલામત. વિજ્ઞાનદૃષ્ટિથી જળ-માં પણ, પ્રભુત્વ દેખાય. જેમાં સ્ટીમરોના અનેક રસ્તાઓ દોર્યા હોય છે; એવો પૃથ્વીનો નકશો, નજર પાસે મુકીએ; ત્યારે એમ થાય કે–સમુદ્ર પણ માણેકચોક જેવો ભરચક વસ્તીવાળો પ્રદેશ છે.

અતિથિ—નોતરેલો નહીં; પણ અનાયાસે આવી ચડે; તે અતિથિ. જેને કોઈપણ પ્રકારની સગવડ ન હોય; તેને સગવડ કરી આપવી જોઈએ. અનેક દાનમાં અન્નદાન મોટું. રંતિદેવાદિનાં નામ અમર કરનાર અતિથિસત્કાર છે.

દૃષ્ટાંત—ગીધ અને ગીધણ રાત્રે માળામાં સુતાં હતાં. વનમાં ભૂલો પડેલો પારાધી, ફરતો ફરતો તેજ માળા નીચે, ટંડીમાં ધ્રુજતો ધ્રુજતો બેઠો હતો. ચાંચમાં અગ્નિ લાવી આપી, પારાધીને તાપણાની સગવડ કરી આપી. પારાધી તાપ્યો. ગરમીથી પારાધીની ભૂખ જાગ્રત થઈ. તાપણામાં પહેલો પોતે પડયો. પારાધીની ક્ષુધા કાંઈક શાંત થઈ. હજી કાંઈક ભૂખ હતી. તેની તૃપ્તિ માટે, માળામાં બેઠેલી માદા, અગ્નિમાં કુદી પડી. વૈમાન આભે આવ્યાં; બેઉને લઈને ચાલ્યાં. પારાધી ચમકી ગયો. 'અહો! પશુ પક્ષીને ઘેર આવો વહીવટ! ત્યારે હું કોણ! માણસ કે હેવાન?' 'બસ! હવે હાંઉ!' એમ કહીને, જાળ વિગેરે હિંસાને ઉપયોગનાં સાધનો ફેંકી દીધાં. આ વાત ઋષિવરે મોટા ગ્રન્થોમાં લખી નાંખી છે.

જે ઘરમાં માબાપનો સત્કાર ન હોય; વ્હાલાં સગાં પણ જ્યાં વિરમતા ન હોય; સદ્‌ગુરૂ પણ સાંભરતા ન હોય; ત્યાં ધર્મની વ્યાખ્યા શી હોય! સંત, સદ્‌ગુરૂ અગર રૂડા પવિત્ર બ્રાહ્મણ, જે પોતાને વ્હાલા હોય; તેમને કહેતાજ રહેવું કે–કોઈ દિવસ આ પામરને પાવન કરજો. સંત સદ્‌ગુરૂના ચરણરજ વિના, ઘર ભુંડીયાની બોડય જેવાં છે. **જ્યાં માત્ર પાંચ વિષયનાંજ સુખ, તે ઘર બોડય કરતાં પણ ભુંડાં છે.**

**ખાસ નોંધ**—વેદોમાં, શ્રુતિઓમાં અને સ્મૃતિઓમાં ધર્મશાસ્ત્રની વાતો, છૂટી છૂટી કરી છે. તેને એકત્રિત કરીને, કૈલાસવાસી નારાયણ વિટ્ઠલ વૈદ્ય પુરંદરે પુણતાંબેકરે, **आह्निकसूत्रावलिः'** નામનોગ્રન્થ શકે ૧૮૧૭માં લખી છપાવી આપ્યો છે. સનાતની સૃષ્ટિ

ઉપર તેમણે મહાન્ ઉપકાર કર્યો છે. તેમાં અનેક ખુલાસા છે. પૂજ્ય બ્રાહ્મણ પંડિતોએ અને વંદનીય આચાર્યોએ, આ ગ્રન્થ ફરી ફરી છપાવવો જોઈએ. તેમાંથી અનેક નાનાં પુસ્તકો તૈયાર કરાવી, સમાજને આપવાં જોઈએ. 'અહો ! આપણી લક્ષ્મી, નવા નવા ગ્રન્થો માટે, ક્યારે વપરાશે !' એવો વિચાર, દરેક જ્ઞાન-જીજ્ઞાસુએ કરવો જોઈએ. મોટર રાખે; તે મોટા મહારાજ-મહંત અગર આચાર્ય નહીં; પણ જે આવા ગ્રન્થો સુધરાવીને છપાવી આપે; તે મોટા મહારાજ, તેજ મોટા મહંત; અને તેજ મોટા આચાર્ય.

અતિથિના સંબંધમાં—

**एकरात्रं तु निवसन्-नतिथिर्ब्राह्मणः स्मृतः ॥**
**अनित्यं हि स्थितो यस्मात्, तस्मादतिथिरुच्यते** ॥ [ હારીત સ્મૃતિ ]
**अध्वनीनोऽतिथिर्ज्ञेयः, श्रोत्रियो वेदपारगः ।**
**मान्यावेतौ गृहस्थस्य, ब्रह्मलोकमभीप्सतः ॥** [ યાજ્ઞવલ્કય ]
**नाग्निहोत्रेण दानेन, नोपवासोपसेवनैः ॥**
**देवाश्च परितुष्यंति, यथा त्वतिथिपूजनात् ॥** [ શંખસ્મૃતિ ]

આ જ્ઞાન ગીધગીધણને પણ હતું. ઉપર જુઓ.

ભિક્ષુક કોણ ? કોને કહેવાય ?—

**ब्रह्मचारी यतिश्चैव, विद्यार्थी गुरुपोषकः ।**
**दुर्भगः क्षीणवित्तश्च, षडेते भिक्षुकाः स्मृताः** ॥ [ આહ્નિકકારિકા ]

ઉપલી વાત 'આહ્નિકસૂત્રાવલિ'ના ગ્રન્થમાંથી અમે લીધી છે. શ્લોકોનો ભાવાર્થ ઉપર આવી ગયો છે. આવા આવા ખુલાસા તો, બ્રાહ્મણોએ મુખ પાઠ કરવા જોઈએ.

પાઈ કમાવી નથી; અને'-મને નગર શેઠ કહો;' તે કેમ બને ! બ્રાહ્મણના ક્ષેત્રમાં બેઠા હોય; પણ હાથમાં પુસ્તક લે; ત્યારે ક્રિયા કરાવી શકે. શા માટે એમ ? મુખપાઠ કેમ નહીં ? અવકાશ ક્યાં જાય છે ?

અતિથિનું (મહેમાનનું) ખાસ કર્તવ્ય—"પહેલે દહાડે પરોણો, બીજે દહાડે પૈં; અને ત્રીજે દહાડે રહે; તેની અક્કલ ગઈ." એક દિવસથી વધારે કયાંઈ રહેવું નહીં. ખાસ કામ હોય; તોજ એકાદ દિવસ વધારે રહેવું. જેને ઘેર જવું, તેને અનુકુળ થઈ જવું. આપણી ખાતર સામાને જરા પણ નકામી તકલીફ ન પડવી જોઈએ. વળી પોતા પાસે દ્રવ્યની સગવડ હોય; તો તેમને ખર્ચ થયો હોય; તેના કરતાં ડબલ રકમ આપવી. ડબલ રકમ ન આપી શકાય; તો થોડી રકમ આપીને, તેમનો હૃદયથી, સારા શબ્દોમાં આભાર માનવો.

**હૃદય—ईश्वरः सर्वभूतानां, हृद्देशेऽर्जुन तिष्ठति** ॥

ઈશ્વર હૃદયમાં વસે છે. આ દેહમાં હૃદય અને મગજ બે અલૌકિક વસ્તુઓ છે. હૃદય પ્રાણનું મથક છે. પ્રાણના ધબકારા છેવટ સુધી ત્યાં સંભળાય છે. હૃદયની નિર્મળતા એજ દૈવી સંપત્તિની ટોચ, અને હૃદયની મલીનતા, એજ આસુરી સંપત્તિની ટોચ. દેવ દર્શન, કથા વાર્તા, અને એવું જે કાંઈ ધર્મકાર્ય થાય; તેથી જો હૃદયનિર્મળ ન થતું હોય; તો તે બધું વૃથા છે.

ઈતિ શ્રીમન મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો ત્રીજો અ. સંપૂર્ણ. બોલીઓ હરિ ! બોલો શ્રી રામચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર. શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન.

**અમદાવાદ.** મોક્ષમંદિર<br>ફાગણ ૧૯૯૨. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

# એકાદશ સ્કંધ.

## અધ્યાય ૪ થો.

**વિષય**—આ ચોથા અધ્યાયમાં દ્રુમિલ નામના યોગેશ્વર ભગવાનના અવતાર સંબંધી કથા કરશે. નરનારાયણદેવનું તપ ભંગ કરવા ઇંદ્ર પ્રયત્ન કરશે.

ભગવાનના અવતાર સંબંધી નિમિ રાજા પ્રશ્ન કરે છે—

**राजोवाच ॥**

**यानि यानीह कर्माणि, यैर्यैः स्वच्छन्दजन्मभिः ॥**
**चक्रे करोति कर्ता वा, हरिस्तानि ब्रुवन्तु नः ॥ १ ॥**

**અર્થ—નિમિરાજા પૂછે છે કે–ભગવાનની મૂર્તિનું પૂજન કરવા સારૂ, ભગવાનના અવતાર જાણવા જોઇએ; અને સ્તુતિ કરવા સારૂ, તેમનાં ગુણ અને કર્મ પણ જાણવાં જોઇએ. માટે ભગવાને જે જે સ્વચ્છંદઅવતારોથી, જે જે કર્મ કર્યાં છે; કરે છે; અને કરશે; તે તે અવતારોની, તથા તે તે કર્મોની કથા અમને કહો. (૧)**

૧ વિવેચન—

જ્યાં પૂજન અને પ્રાર્થનાની વાત થાય; ત્યાં સ્વરૂપ અને કીર્તિની વાત થવીજ જોઈએ. હિંદુ ધર્મ સગુણ નિર્ગુણ બેઉ સ્વરૂપને માને છે; તોપણ કેટલાએક અભણ કહે છે કે–હિંદુ ધર્મમાં સગુણ ઉપાસનાજ છે. સગુણનિર્ગુણનાં સ્વરૂપ, સમજવાં જેવાં છે.

ભગવાનના અવતાર–આ પણ એક ભુલવણી છે. વિચારવા જેવો વિષય છે. 'શ્રીકૃષ્ણ તત્ત્વ અને ઈશ્વરાવતાર' એ નામનું એક નાનકડું પુસ્તક અહીંથી પ્રગટ કર્યું છે. કીંમત માત્ર ૦–૦–૬ પોસ્ટેજ નવ પાઈ. ન વાંચ્યું હોય; તો વાંચજોજી.

દ્રુમિલ નામના સાતમા યોગશ્વર જવાબ આપે છે—

**द्रुमिल उवाच ॥** ઉપજાતિ—

**यो वा अनन्तस्य गुणाननन्ता–ननुक्रमिष्यन् स तु बालबुद्धिः ॥**
**रजांसि भूमेर्गणयेत् कथंचित्, कालेन नैवाखिलशक्तिधाम्नः ॥ २ ॥**

---

૧ પદચ્છેદ—**यानि यानि कर्माणि**–જે જે કર્મો. **यैः यैः स्वच्छंदजन्मभिः**–પોતાના જે જે સ્વતંત્ર જન્મોથી–અવતારોથી. **हरिः इह चक्रे**–ભગવાને આ જગતમાં કર્યાં. **करोति**–કરે છે. **वा कर्ता**-અથવા કરશે. **तानि नः ब्रुवंतु**-તે જન્મો તથા કર્મો અમને કહો.

૨ પદચ્છેદ—**अनंतस्य अनंतान् गुणान् यः अनुक्रमिष्यन्**–અનંત ભગવાનના અનંત ગુણોને ગણવાને, જે ઇચ્છે. **सः तु बालबुद्धिः**–તે મંદ બુદ્ધિવાળો છે. **कथंचित् कालेन भूमेः रजांसि गणयेत्**–કોઇ મોટી બુદ્ધિવાળો પુરૂષ ઘણે કાળે પૃથ્વીનાં રજકણો ગણી શકે. **अखिलाः शक्तयः तासां धाम तस्य अखिलशक्तिधाम्नः**–સઘળી શક્તિઓને શક્તિ આપનારા ભગવાનના (ગુણોને). **न एव**-ન જ ગણી શકે.

**અર્થ—દ્રમિલ નામના સાતમા યોગેશ્વર કહે છે કે—અનંત ભગવાનના અનંત ગુણોને ગણવાને, જે ઇચ્છે; તે મંદબુદ્ધિવાળો છે. કોઈ મોટી બુદ્ધિવાળો પુરૂષ ઘણે કાળે, પૃથ્વીનાં રજકણો ગણી શકે; પણ સઘળી શક્તિઓને શક્તિ આપનારા ભગવાનના ગુણોને તે નજ ગણી શકે. (૨)**

૨ વિવેચન—

કેટલી વિશાળ દષ્ટિથી આ વાત થાય છે! સમજાય છે? બાપની સંપૂર્ણ કાર્કિર્દીની નોંધ, એક પુત્ર લઈ શકતો નથી; ત્યારે બાપનો બાપ, તેનો પણ બાપ; તેનો પણ ખરો; તેથી પણ ઘણે આઘે; તેની કાર્કિદીની નોંધ લેનારા સાઠ, પાંસઠ કે પંચોતરે ચાલ્યા જવાનાં, તે શું લઇ શકે! આપણ શું છઇએ; તે હજી આપણે આપણને સમજતા નથી. પ્રથમ તો આપણે અહીં, ઘડી બે ઘડીના છઈએ. પચાસ, સાઠ કે પંચોતર વરસના-મહેમાન છઈએ. આ આપણું કાયમી સ્થાન નથી. એટલે આપણે મુસાફર છઈએ. મુસાફરીમાં જે આપણું નથી; તેને આપણે આપણું માની બેઠા છઈએ. ઉતરવા આપેલી ધર્મશાળા, કોટે બાંધીને ફરવા લાગ્યા છઈએ. આ આપણી માન્યતા-આ આપણો અધ્યાસ-ગેર સમજ, આપણને ગોથાં ખવરાવે છે. આ ભાંજગડ એવડી મોટી છે; કે આમાં ને આમાં, આપણે જીંદગી ભર પડયા રહીએ છઈએ. જાણે ગટરના કીડા! મુવા પછી પણ, અહીંથી ઉભી કરેલી વાસનાઓ, ઉંચા નીચા અવતારોમાં ભટકાવે છે. જીવતાં પણ, આપણે સંયોગાધીન પ્રાણી છઇએ. જેવા સંયોગ આવી મળે; એવા આપણે બનવું પડે. આવાં તોફાન બ્રાહ્મણોના ધંધામાં નથી. બ્રાહ્મણોની ઉઠ બેસ, ધર્મ, શાસ્ત્રો અને શ્રીહરિ સાથે છે. જેમને પોતાના કલ્યાણની પરવા છે; એવા ક્ષત્રિયો અને વૈશ્યો પણ, બ્રાહ્મણોને આશ્રયે રહ્યા છે. બ્રાહ્મણોને આશ્રયે રહેનારા-ક્ષત્રિઓ અને વૈશ્યો, સંસારને સ્વપ્નવત્ સમજે છે. એટલે સંસારના સુખમાં ગર્વ કરતા નથી; અને દુઃખમાં ગભરાતા નથી.

આ જ્ઞાન-આ સમજણ, અબજોની મીલ્કત કરતાં પણ મોંઘી છે. આવી સમજણ જેને હોય; તે જ્યાં જુએ, ત્યાં તેને નાના મોટા ભગવાન્ અનેક રૂપમાં દેખાય.

'સૃષ્ટિના ઉત્પત્તિ કાળથી અત્યાર સુધીમાં, અનાદિ ભગવાનના અનેક અવતાર થયા હશે; તેનો હિસાબ આજકાલ અવતરેલા કોણ રાખી શકે! તોપણ મેં થોડા સાંભળ્યા, તેમાંથી જે મને યાદ રહ્યા; તે હે રાજન ! આપને કહું !' એમ દ્રુમિલ નામના યોગેશ્વર બોલ્યા.

આપ સૌ સાવધાન છોને? સાંભળો છોને? આમ ડોસીઓની માફક વાંકા વાંકા કેમ બેઠા છો? સિધા બેસી જાઓ! લુંટારા લુંટ વખતે સાવધાન હોય! ખપવાળા માટેજ —પરવાવાળા માટેજ—આ વાતો છે. આવી સુંદર વાતોને ફેંકી દેવા હું બેઠો નથી; ઉગે ત્યાં વાવવા આતુર છઉં. બોલો શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય; હરહર મહાદેવ હર!

આવી વાતો છપાઈને મળે; ત્યારે એક બે અને ત્રણ વખત વાંચજો-વિચારજો. કોઇ પુસ્તક લ્યો છો; ત્યારે એક બે પાનાં આગ તેમ વાંચીને, પુસ્તકને ફેંકી દ્યો છો. એમ આ પુસ્તક સાથે કરશો નહીં. આ વાતો તો, મરવા તૈયાર થએલો, હસ્તીનાપુરનો સમ્રાટ, સાંભળે

છે; અને શ્રી શુકદેવજી કહે છે; એવી ખટકાવાળી વાતો છે. નિમિ રાજા પોતાને ત્યાં ચાલતા યજ્ઞને અટકાવીને, યોગેશ્વરો પાસે, આત્મસ્વરૂપની વાતો સાંભળે છે. તે વાત હું આપને અહીં કહી રહ્યો છઉં. યાદ રાખવું ઘટે છે કે-હીરાના દાગીના, ગરીબ લોકોમાં ન ખપે. તેમને તો એવા કીંમતી દાગીના, જોવા પણ ન મળે. તેમ લાખોની ઉથલ પાથલ કરનારા, યુરોપ અમેરિકાની મોટી પેઢીઓ સાથે કામ કરનારા, અગર ધનસત્તામાં અંજાઇ ગએલા લોકોને, યોગેશ્વરોની વાતો સાંભળવાની ફુરસદ ન હોય. એવાને અમે મળતા પણ નથી; કદિ ભેટી જઇએ; તો જલદીથી તેમનાથી વિખુટા પડીએ છઈએ.

હવે આગળ શું કહે છે તે સાંભળો—રાગ-ઉપજાતિ

**भूतैर्यदा पञ्चभिरात्मसृष्टैः, पुरं विराजं विरचय्य तस्मिन ॥**
**स्वांशेन विष्टः पुरुषाभिधान-मवाप नारायण आदिदेवः ॥ ३ ॥**

વસંતતિલકા-

**यत्काय एष भुवनत्रयसंनिवेशो, यस्येन्द्रियैस्तनुभृतामुभयेन्द्रियाणि ॥**
**ज्ञानं स्वतः श्वसनतो बलमोजईहा-सत्त्वादिभिः स्थितिलयोद्भव आदिकर्ता ॥४॥**

**અર્થ—પોતે બનાવેલાં પાંચ મહાભૂતોમાંથી, બ્રહ્માંડરૂપી દેહ રચીને, તે દેહમાં (લીલા કરવા સારૂ) પોતાના અંશોથી પેઠેલા, આદિદેવ નારાયણ, 'પુરૂષ' એવા નામને પામ્યા. (૩). આ ત્રણ ભુવનની રચના જેની કાયારૂપ છે; જેની ઇંદ્રિયોથી, પ્રાણીઓની જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો પ્રવર્તેલી છે; જેને જ્ઞાન સ્વતઃસિદ્ધ છે; જે પુરૂષના શ્વાસ લેવા મુકવાથી, (પ્રાણીઓની) દેહ-શક્તિ, ઈંદ્રિયોની શક્તિ અને બીજી ક્રિયાઓ થયા કરે છે. સત્ત્વાદિ ગુણોથી, ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં, પહેલો કર્તા પણ તેજ છે. (૪)**

૩-૪ વિવેચન—

અવતાર સંબંધી કથાઓ—અવતાર સંબંધી કથા, આ ભાગવત ગ્રન્થમાં પ્રથમ સ્કંધે ૩ ત્રીજા અધ્યાયે, શ્રીસુત પુરાણી શૌનકોને કહે છે. બીજા સ્કંધની શરૂઆતમાં-પહેલા અધ્યાયમાં, ભગવાનના સ્થૂલ સ્વરૂપની અને તેની ધારણા સંબંધી કથા છે. બીજા અધ્યા-

---

૩-૪/૩ પદચ્છેદ—**आत्मसृष्टैः पंचभिः भूतैः**-પોતે બનાવેલાં પાંચ મહાભૂતોમાંથી. **विराजं पुरं विरचय्य**-બ્રહ્માંડરૂપી દેહ રચીને. **तस्मिन स्वांशेन विष्टः** તે દેહમાં પોતાના અંશોથી પેઠેલા. **आदिदेवः नारायणः**-આદિદેવ નારાયણ. **पुरुषाभिधानं अवाप**-'પુરૂષ' એવા નામને પામ્યા. ૪ પદચ્છેદ—**एषः भुवनत्रयस्य सन्निवेशः**-આ ત્રણ ભુવનની રચના. **यस्य कायः यत्कायः** જેની કાયારૂપ છે. **यस्य इंद्रियैः**-જેની ઇંદ્રિયોથી. **तनुभृतां उभयेंद्रियाणि**-પ્રાણીઓની જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો પ્રવર્તેલી છે. **ज्ञानं स्वतः**-જેને જ્ઞાન સ્વતઃસિદ્ધ છે. **श्वसनतः**-જે પુરૂષના શ્વાસ લેવાથી. **बलं ओजः ईहा**-દેહશક્તિ ઈંદ્રિયોની શક્તિ અને ચેષ્ટા-ક્રિયા થયા કરે છે. **सत्त्वादिभिः** સત્ત્વાદિ ગુણોથી. **स्थितिश्च लयश्च उद्भवश्च तेषां समाहारः तस्मिन् आदिकर्ता (स एव)**-ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં પહેલા કર્તા પણ તેજ છે.

યમાં-સ્થૂલ સ્વરૂપની ધારણાથી, સૂક્ષ્મ સ્વરૂપની ધારણા કરી શકાય; એમ ખુલાસો કર્યો. પછી ૪-૫-૬-૭ અધ્યાયોમાં ભગવાનના વિરાટાદિ સ્વરૂપનાં વર્ણન છે.

કહેવાનો હેતુ એ છે કે-ભગવાનના અવતારોની કથા સાંભળીને ભડકવું નહીં. અમે ભારતની ભૂમિમાં ઉભા છીએ; એટલું યાદ રાખવું ! અમે ઋષિમુનીઓના બાળક છીએ ! એટલું યાદ રાખવું. અમારાં શાસ્ત્રોએ અને સાહિત્યે જગતને જે આપ્યું છે; તે હજી કોઈ આપી શક્યું નથી. વિશાળ-ઉચ્ચતમ-વિચારથી વિચાર કરશો; તો અત્યારે તમને જે ખોટું જણાય છે; તે ખરૂં જણાશે. ઉંડા દરીયામાં મોતી અને રત્નો પાકે; પણ તે લેવા, જેવા તેવા ખારવા, પ્રયત્ન પણ કરે નહીં. તેમ શાસ્ત્રોરૂપી ઉંડા દરીયામાં, કલ્યાણનાં સાધનરૂપી મોતી અને રત્નો પાકે; પણ તે લેવા, જેવા તેવા મુમુક્ષુ તો, પ્રયત્નજ કરે નહીં. જેઓ ઉપર ટપકેથી સમુદ્રને જુએ; તેમને જળનાં મોજાં જ દેખાય. શાસ્ત્રો ઉપર પણ, જેઓ ઉપર ટપકેથી જુએ; તેમને અનેક સંશયો રૂપી તરંગોજ દેખાય. જેઓ વસ્તુના ઉંડાણમાં ઉતરી, વસ્તુ સંબંધી ઉંડા વિચાર કરવા નવરા નથી; તેમને તે વસ્તુ માટે અભિપ્રાય બાંધવાનો હક્ક નથી. વળી જે દેશનો જે ભોમિઓ હોય; તે ભોમીયાને તે દેશ જોવા વખતે સાથે રખાય. અમેરિકાનો ભોમિઓ, જાપાન દેશની મુસાફરીમાં નકામો; અને જાપાન દેશનો ભોમીઓ, અમેરિકા દેશ જોવા વખતે નકામો છે. સફર ગેરેજ કુશળ ઈજનેરે બાંધ્યો પણ તેની કુશળતા, જીવનના ગેરેજ બાંધવાના કામમાં કામ આવે નહીં. જીવનના ગેરેજ તો, જનક અને અષ્ટાવક્ર બાંધે; જીવનના ગેરેજ તો, યાજ્ઞવલ્કય અને ગાર્ગી બાંધે; જીવનના ગેરેજ તો, રામ અને વસિષ્ઠ બાંધે; શેષ અને સનકાદિ બાંધે; નારદ અને વ્યાસ બાંધે; શ્રીકૃષ્ણ અને અર્જુન બાંધે; ગૌતમ અને મહાવીર બાંધે; શ્રીઆદ્ય શંકરાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, અને સ્વામી શ્રી સ્વામીનારાયણ બાંધે. આવા પરમવંદનીય એનજીનીયરો, જ્યાં પોતાના વિશાળ સાહિત્યો લઇને, ઉભા છે; ત્યાં સંશયોની શગડીમાં શેકાતા કીડા ક્યાંથી ?

સમજાય છે ને ?—કે તુંબડીમાં કાંકરા ? ગીતામાં અર્જુનરૂપે અનેક ખુલાસા માગ્યા; અને કૃષ્ણરૂપે અનેક ખુલાસા કર્યા. યોગવાસિષ્ઠમાં રામરૂપે પ્રશ્ન કર્યા; અને વસિષ્ઠરૂપે નિર્ણયો કરી આપ્યા; ભાગવતમાં પરિક્ષિતરૂપે પ્રશ્ન કર્યા; અને શ્રીશુકદેવજીરૂપે ખુલાસા કર્યા. પ્રશ્નોના અને ઉત્તરના ઢગલા કરી આપ્યા છે. પણ ને જેમને વાંચવા નથી, વિચારવા નથી; અને બકવાદ કરવા છે; તેમને શું કહીએ ! વળી મહાભારત અને ઉપનિષદો તો, પ્રશ્નોત્તરની પરંપરા ! જેમ રાજાના મહેલમાં ગોખે ગોખે દીવા; તેમ હિંદુ ધર્મમાં શાસ્ત્રે શાસ્ત્રે સમજણના સોગઠાં; રમતાં આવડવાં જોઈએ.

આટલું વાંચ્યા પછી, ઉપરના ૩ જો અને ચોથો-એમ બેઉ શ્લોકો, અને તેના અર્થો, ફરી વાંચો-વિચારો.

બ્રહ્મા-વિષ્ણુ અને શિવ સંબંધી હવે કહે છે—

**आदावभूच्छतधृती रजसाऽस्य सर्गे, विष्णुः स्थितौ क्रतुपतिर्द्विजधर्मसेतुः ॥**
**रुद्रोऽप्ययाय तमसा पुरुषः स आद्य, इत्युद्भवस्थितिलयाः सततं प्रजासु ॥५॥**

૫ પદચ્છેદ—**अस्य सर्गे**-આ સૃષ્ટિના ઉત્પત્તિ કાળમાં. **रजसा**-રજોગુણથી. **शतं धृतयः** (જન્મો) **यस्य सः शतधृतिः**-બ્રહ્મનિષ્ઠ પુરૂષ સો જન્મે બ્રહ્મા થાય.

**અર્થ—આ જગત્‌ની ઉત્પત્તિના કાર્યમાં, પ્રથમ બ્રહ્માસ્વરૂપે પોતે ઉત્પન્ન થયા. આ જગત્‌ના પાલન માટે વિષ્ણુસ્વરૂપે પોતે ઉત્પન્ન થયા. જે વિષ્ણુ યજ્ઞોના પતિ કહેવાય છે; અને વિષ્ણુ બ્રાહ્મણોની તથા ધર્મની રક્ષા કરે છે. પ્રલય માટે આ પુરૂષ જ રૂદ્રસ્વરૂપે તમોગુણમાંથી ઉત્પન્ન થયા. આથી આ પુરૂષ આદ્ય છે. ઉપર કહ્યું તે પ્રમાણે ઉત્પત્તિ, પાલન, અને લય પ્રજાઓમાં થયા કરે છે. (૫)**

૫ વિવેચન—

આટલી બધી સ્પષ્ટ વાતો થઇ છે; તો પણ અનાદિકાળથી અંધ–અંધના દિકરા પણ અંધ જાણે આંધળોજ પરિવાર–એવાં સ્ત્રી પુરૂષો–શિવવિષ્ણુની એકતાને માનતાં નથી. આ ગેરસમજને એટલી બધી મજબૂત થવા દીધી છે કે–એટલે આ ગેરસમજે એટલાં બધાં ઉંડાં મૂળ ઘાલ્યાં છે કે–શિવના એવા અવળા ઉપાસકોને, શિવ પોતે સમજાવે; તો પણ માને નહીં; અને વિષ્ણુના એવા અવળા ઉપાસકોને, વિષ્ણુ પોતે સમજાવે; તો પણ તેઓ માને નહીં. જરા વિચાર કરો; તો આગળ વાત કરીએ—કે— આમાં ચાટલાનો વાંક ! કે આંખોનો વાંક ! ચાટલું નિર્મળ; પણ જેમને આંખો નથી; તેમને તેમનું મુખ, ચાટલામાં કેમ દેખાય ! આંખો એટલે સાચી સમજણ–સાચું જ્ઞાન.

એકેશ્વરવાદ–હજી કેટલાંએક કહે છે કે—હિંદુઓમાં અનેક દેવ છેઃ તેથી હિંદુઓમાં એકેશ્વરવાદ નથી. હિંદુઓનો ઋગ્વેદ બોલે છે કે—**एकं सत् विप्रा बहुधा वदंति** ઇશ્વર એકજ છે. બ્રાહ્મણો તે એક તત્ત્વને, અનેક દૃષ્ટિથી જુએ છે. જેમ સૌની સીકલ (મુખાકૃતિ) એક પ્રકારની નથી; તેમ સૌની અક્કલ પણ એક પ્રકારની નથી. બુદ્ધિ પ્રમાણે સૌની માન્યતા અનેક હોય છે. એક બીજે ઠેકાણે—

**'यं शैवा समुपासते शिव इति, ब्रह्मेति वेदांतिनः'** વિગેરે

શબ્દોથી શાસ્ત્રકારો કહે છે કે–' શૈવો જેને શિવ કહીને ભજે છે, તેનેજ વેદાંતિઓ બ્રહ્મ કહે છે.' વળી ત્રીજે ઠેકાણે શિવમહિમ્નઃમાં—

**त्रयी सांख्यं योगः, पशुपतिमतं, वैष्णवमिति ।**
**प्रभिन्ने प्रस्थाने, परमिदमदः, पथ्यमिति च ॥**
**रुचीनां वैचित्र्याद्–ऋजुकुटिलनानापथजुषां ।**
**नृणामेको गम्यस्–त्वमसि पयसा–मर्णव इव ॥७॥**

---

**आदौ शतधृतिः** (બ્રહ્મા) **अभूत्**–પ્રથમ બ્રહ્મા ઉત્પન્ન થયા. **स्थितौ विष्णुः**–આ જગત્‌ના પાલન માટે વિષ્ણુ ઉત્પન્ન થયા. **यः क्रतुपतिः**–જે વિષ્ણુ યજ્ઞોના પતિ છે. **यः द्विजधर्मसेतुः**–બ્રાહ્મણોના અને ધર્મોના પાલક છે. **तमसा रुद्रः अप्ययाय**–પ્રલયના કામ માટે આ પુરૂષના તમોગુણમાંથી રૂદ્ર થયા. **यतः भवंति स आद्यः**–જેમાંથી ઉત્પન્ન થાય તે આદ્ય. **पुरुषः स आद्यः**–તે આદિ પુરૂષ છે. **इति**–ઉપર જે કહ્યું તે પ્રમાણે.

આ તો રત્નો ! પણ અંધને બધું અંધારૂ. માટે તમને કહું છું કે 'વાંચો અને વિચારો' શિવ મહિમ્નઃની બીજી આવૃત્તિ હાલ બહાર પડી છે. પરવા થાય; તો તુરત મંગાવીને વાંચો. વાંચવાની મજા આ આરેજ ( આ દેહજ ) છે; પછી ગાયકવાડના હાથી થઈએ; જમવા લાડવા મળે; પણ ગ્રન્થનાં દર્શન થાય નહીં. મનુષ્યા દેહમાં પણ; શરીર આરોગ્ય હોય; અને ઉપાધિથી અળગા હોઇએ; ત્યાંસુધીજ ગ્રન્થ હાથમાં લેવાય; અગર કોઈ વાંચે; ત્યાં સાંભળવા એસાય. બાકી દોડાદોડ અને નાસભાગ. 'બ્રાહ્મણ ભાગી જાજેરે, વાંસે કાબા આવે છે. એમ દોડાદોડ કરતાં, ૪૦-૫૦ અને સાઠ આવી પહોંચે. વાંસડો ઉભો ઉભો દોડતો હોય; તે લાંબો થઈને પડે. સંસારનાં ખારાં ઉહ જેવાં જળ પીઈને-કંટાળી કંટાળીને-મરી જાય. મરતાં એમ વિચાર થાય કે-' બસ ! શાકભાજી માટે હીરો વટાવી નાંખ્યો' ' કરોડો દેતાં ન મળે; અબ્જો દેતાં ન અંકાય; એવી મોંઘી પળો બેવકુફીમાં ખોઈ નાંખી !' કહેવાનો હેતુ એ છે કે-કોશીશ કરીને ધન બચાવી, પુસ્તકો મંગાવો અને વાંચો; વાંચો અને વિચારો ! જ્યાં બેસો ઉઠો, ત્યાં, સારી સારી વાતો કરતાં શીખો. મોટા નગરમાં બપોરના સખ્ત તડકા પછી, મોટા રસ્તા ઉપર બંબાવાળા જળ છાંટે છે. જળ છાંટતી મોટરો દોડે છે. તે શા માટે ?-કે કોઈ રીતે માનવીઓને શાંતિ આપો ! જેમાં જ્ઞાનજળ ભર્યાં હોય, એવા ધર્મના બંબાવાળાઓએ પણ, જ્યાં ત્યાં જ્ઞાનના છંટકાવ કરવા. **व्यये कृते वर्धत एव नित्यं, विद्याधनं सर्वधनप्रधानं ।** ભગવાનની વાતો, ભાવથી કરતાં, આપણાં રૂવાંડે રૂવાડાંમાં ભાવ પ્રગટે. બસ ! આજ સાચું સુખ. એ માટેજ રાજપાટનો ત્યાગ, અને જંગલવાસ.

**क्रतुपतिः**—ભગવાનને યજ્ઞો ગમે છે કે નહીં ? તેનો આ ખુલાસો છે. ભગવાન્ ' યજ્ઞનારાયણ ' કહેવાય છે. મોક્ષની પરવાવાળાએ કામનાઓમાં લોભાવું નહીં; એટલીજ તેમાં સમજણ છે.

**द्विजधर्मसेतुः**—ભગવાન્ બ્રાહ્મણોની તથા ધર્મની રક્ષા કરે છે. કોઈ ધનની રક્ષા કરે; કોઈ દેશની રક્ષા કરે; કોઈ સ્ત્રીપુત્રાદિની રક્ષા કરે; ત્યારે ભગવાન્ બ્રાહ્મણોની તથા ધર્મની રક્ષા કરે. ભગવાન્ જેમને વ્હાલા હોય; તેઓ પણ બ્રાહ્મણોની અને ધર્મની રક્ષા કરે. બ્રાહ્મણ શબ્દ પહેલો મૂકીને સૂચવે છે કે—મીલ્કતના કરતાં જેમ માલીકની કીંમત મોટી છે; તેમ ધર્મના કરતાં પણ બ્રાહ્મણોની કીંમત મોટી છે. બ્રાહ્મણોની રક્ષા એજ ધર્મનો પ્રવેશમાર્ગ. બ્રાહ્મણોને પ્રસન્ન કર્યા પછી જે પ્રાપ્ત થાય; તેજ ધર્મ. રામે વસિષ્ઠને રીજવ્યા; જનકે યાજ્ઞવલ્કયને રીજવ્યા; યુધિષ્ઠિરે નારદાદિને રીજવ્યા; શ્રીકૃષ્ણે જ્યાં જોઇએ ત્યાં બ્રાહ્મણોને રીજવ્યા; બ્રહ્મણ્યદેવ-બ્રાહ્મણોનું સેવકપણું-એવો હીરે જડેલો સોનાનો ચાંદ, શ્રીકૃષ્ણે અદ્યાપિપર્યંત ગળામાં ધાલી રાખ્યો છે. જે આચાર્યો અને તેના અનુઆઇઓ, બ્રાહ્મણોનો અનાદર કરે છે; તેમને મીલ્કતની કુંચીઓ કદિ મળતી નથી. પૃથ્વીને ઉથલાવી નાંખે; એટલું બળ રામલક્ષ્મણમાં હતું; પણ જ્યારે તેમને પરશુરામે ધમકાવ્યા-આંખો કાઢી; ત્યારે તેઓ એટલુંજ બોલ્યા કે—

ચોપાઈ—સુર, મહિસુર, હરિજન અરૂ ગાઇ, હમરે કુલ ઈનપર ન શૂરાઈ.
વધે પાપ અપકીર્તિ ભારે; મારતહું પાંઉ પરિએ તુમ્હારે.

બ્રાહ્મણ—વચ્ચે એક વાત કહી દઉં. કેટલાએક 'બ્રાહ્મણ' શબ્દ સાંભળીને ભડકી ગયા હશે. તેમને પણ કહી દઉં કે—'બ્રાહ્મણ' એટલે આપણા રેલ્વે સ્ટેશન ઉપર '**ભેમણીયા ચા**' ના પોકાર કરી રહ્યા છે; તેમની આ વાત નથી. બ્રાહ્મણ એટલે પોતાનું માન ન સચવાય; એવા ધંધામાં કુટાતા હોય; તેમની આ વાત નથી. કલાકે કરોડો કમાતા હોય; પણ આચાર વિચારને ઓળખતા ન હોય; આંબાના દિકરા પરડા થઈને પાકયા હોય; દેવતાના દિકરા, કોલસા બનીને બેઠા હોય; તેમની આ વાતો નથી. આ બ્રાહ્મણો તો ભલે નિર્ધન હોય; ટુંકાં પંચ્યાં પહેરતા હોય; પણ પોતાના ધર્મમાં પરાયણ હોય. બે પાંચ કે પંદર વખત, દિવસમાં, ભગવાનની વાતો કરવા; ભગવાનનું ધ્યાન ધરવા, ભગવાનના ભકતોનાં ચરિત્ર ગાવા સાંભળવા નવરા હોય; ખરામાં ખુશી હોય; ખોટું કરવા નારાજ હોય; દયા, ક્ષમા અને શાંતિના સાગર હોય; એવા કાંઈક હોય—તેમની આ વાતો છે.

હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવો. પતિનો ક્રોધ જોઈને, પતિવ્રતા ધ્રુજે; તેમ પરશુરામનો ક્રોધ જોઈને, રામ લક્ષ્મણ ધ્રુજવા લાગ્યા. આગળ ઉત્તરકાંડમાં [ જુઓ—મોક્ષવાણી પાનું ૬૯ ] શ્રીરામે પોતાની પ્રજાને એમ કહી દીધું હતું કે—

ચોપાઇ—પુણ્ય એક જગમેં નહીં દૂજા, મન ક્રમ બચન વિપ્ર—પદપૂજા.
સાનુકૂલ તેહિપર સબ દેવા, જો તજી કપટ કરે દ્વિજ સેવા.

બૌદ્ધોએ અને જૈનોએ બ્રાહ્મણોને માન્યા નથી; પણ અદ્યાપિ પર્યંત તેમના વિદ્યાગુરૂ બ્રાહ્મણ છે. આગમનિગમની વાતો કરનારા, નિર્ગુણ ઉપાસનાને આગળ કરનારા, અનેક પ્રાચીન અર્વાચીન ભકતો પણ, બ્રાહ્મણોને શરણે રહીને, ઉભા થયા છે. માટે ભગવાનને વ્હાલા કરવા હોય; તો બ્રાહ્મણોને પહેલા વ્હાલા કરો. મનુ બોલે છે કે—**ब्राह्मणो जायमानो हि, धर्मकोशस्य गुप्तये ॥**

કૃપાપાત્ર અને દયાપાત્ર—જે બ્રાહ્મણો પોતાનો ધર્મ પ્રેમથી પાળે છે; અને ભગવાનનાં કામ, રાજીખુશીથી કરે છે; તે ભગવાનના કૃપાપાત્ર છે. આવા કૃપાપાત્રને કોઇ વાતની કમી રહેતી નહોતી. કૃપાપાત્રપર કૃપા કરવા, કૃપાળુ ભગવાન્, ચોવીસે કલાક ખડે પગે ઉભા રહે છે.

દયાપાત્ર—જે પુત્રો માતાપિતાની સેવા કરતા નથી; તેમને માતાપિતા પાળે છે; કાંઇ આપે છે; પણ કચવાઇને—રાજીખુશીથી નહીં—દયાની ખાતર. તેમ જે બ્રાહ્મણો રોતાં રોતાં પોતાના ધર્મ પાળે છે. તે પણ—ક્ષમા, દયા, ઉદારતા, બ્રહ્મચર્ય, વિદ્યા આદિ સુંદર વસ્તુઓના શણગાર વિના; તેમને પ્રભુ આપે છે ખરા; પણ કચવાઈ—કચવાઇને.

ખાસ ખાનગી—અમારે તમને અમારી ખાનગી વાતો કહેવાય નહી; અને કહીએ તો તમારામાંનો કોઈ.....જીવ, એમ સમજે કે—'પોતાની બડાઈ ગાય છે.' એમ ન સમજો; તો કહી દઈએ. સાંભળો ત્યારે—ગૃહસ્થાશ્રમ એટલે અઢાર અંગે ઉંટ વાકું! કઈ ચીજ વિના ચાલે! તોપણ જ્યાં જ્યાં જરૂર જણાય; ત્યાં 'બાપુ' હાજર! બસ! હવે વધારે નહીં બોલું! એટલુંજ કહું કે—'પ્રભુ બહુ કૃપાળ છે.' ભોગવ્યા જેવો—

માણ્યા જેવો ધણી છે. તેમાં કૃષ્ણાવતારે તો ખતમ કરી! ભાગવતના કોઈ કોઈ શ્લોક, મને ભાન ભૂલાવી દે છે. તે ભાગવત તો, તમે વાંચો છો; તે નહીં; પણ અમે વાંચીએ છીએ; તે. કાગળ અક્ષર સરખા; ભાવજ જુદા. 'ઈ-તો-ઈ-જાણે; તમે નહીં;' એમ વ્હાલી સ્ત્રી ઘણીવાર પોતાના પતિ સંબંધી બોલે છે; એવી આ વાતો! તમારા ખલૂનમાં પણ, હવા ભરાય; ત્યારે આવી વાતો કરવા આવજો. સાથે આટલી વાત પણ યાદ રાખજો કે— આમાં વડાઇ મારી નથી. વડાઇ એમની છે. હું પોતે કાંઇ નથી-એમ હું પોતે સારી રીતે જાણું છઉં; અને તે વાત તમને કહી દઉં છઉં. ખાનગી રાખતો નથી-ડોળ કરતો નથી. 'કૃપાળુની કૃપા મોટી છે; તે વાત ખાસ યાદ' રાખવા, આપને આ વાત કરી છે.

**सततं प्रजासु**—આવો વહિવટ અનાદિ કાળથી ચાલ્યો આવે છે. મન્વાદિ સ્મૃતિકારોએ, કાયદા બાંધી આપ્યા છે. વ્યાસાદિ પંડિતોએ ધર્મશાસ્ત્રો લખી આપ્યાં છે. શંકરાચાર્યાદિ મોટા આચાર્યોએ પૂર્વે લખેલી કથાઓને, ઝાપટી સાફસુફ કરી આપી છે; છતાં નવા જમાનાના કામી ક્રોધી અને લોભી માનવીઓ, ૫૦-૬૦ કે માત્ર ૭૦ વરસ, આ જગત્માં રહેનારા, ચાલ્યા આવતા પ્રાચીન વહીવટને ઉથલાવવા, મચી રહ્યા છે. વસંત ઋતુમાં પાંદડાં ખરી જાય; પણ મૂળીયાં ઉખડી જાય!

હવે નરનારાયણના અવતારની કથા થાય છે—વસંતતિલકા—

**धर्मस्य दक्षदुहितर्यजनिष्ट मूर्त्यां, नारायणो नर ऋषिप्रवरः प्रशान्तः ॥**
**नैष्कर्म्यलक्षणमुवाच चचार कर्म, योऽद्यापि चास्त ऋषिवर्यनिषेविताङ्घ्रिः ।६॥**

**અર્થ—ધર્મની સ્ત્રી અને દક્ષની પુત્રિ મૂર્તિમાં, નારાયણ રૂપે પ્રભુ જન્મ્યા. જે નર કહેવાય છે. તે ઋષિઓમાં મુખ્ય અને ઘણા શાંત છે. મોટા મોટા ઋષિઓ જેમના ચરણ સેવે છે; એવા તે નારાયણે, આત્મસ્વરૂપને ઓળખાવે એવું કર્મ (જ્ઞાન), (નારદાદિને) કહ્યું; અને આચરી પણ બતાવ્યું. તે નરનારાયણદેવ હજી પણ છે; અને કર્મ કર્યા કરે છે. [૬].**

૬ વિવેચન—

વિવેકને તેડી લાવો; તો વાત કરીએ. ગયામાં ગૌતમને દેખ્યા; પટણા મોંઘીરમાં મહાવીરને દેખ્યા; જેરૂસાલમમાં ક્રાઇસ્ટને દેખ્યા; મક્કામાં મહમદને દેખ્યા; વિગેરે; પણ આ નમુના કયાંઈ છે? મેળવતાં આવડે તો મેળવજો. ઘણા સંતોનાં દર્શન આપણે કર્યાં છે.

---

૬ પદચ્છેદ—**धर्मस्य**-ધર્મની સ્ત્રી. **दक्षदुहितरि मूर्त्यां**-દક્ષની પુત્રિ મૂર્તિમાં. **नारायणः अजनिष्ट**-નારાયણ જન્મ્યા. **नरः ऋषिप्रवरः प्रशांतः**-જે નર, ઋષિઓમાં મુખ્ય અને ઘણા શાંત છે. **ऋषिवर्यैः निषेवितौ अंघ्री यस्य सः ऋ०**-મોટા મોટા ઋષિઓ જેમના ચરણ સેવતા હતા તે નારાયણે. **नैष्कर्म्यलक्षणं इति कर्म**-આત્મસ્વરૂપને ઓળખાવે એવું કર્મ. **उवाच चचार**-કહ્યું અને આચરી પણ બતાવ્યું. **यः अद्यापि आस्ते**-જે હજી છે; અને એવાંજ કર્મ કર્યા કરે છે.

હજી આગળ સાંભળો—

**इन्द्रो विशंक्य मम धाम जिघृक्षतीति, कामं न्ययुङ्क्त सगणं स बदर्युपाख्यम् ।**
**गत्वाऽप्सरोगणवसन्तसुमन्दवातैः, स्त्रीप्रेक्षणेषुभिरविध्यदतन्महिज्ञः ॥ ७ ॥**

**અર્થ—એમનું તપ જોઈ, મારૂં સ્થાનક લઇ લેવાને ઇચ્છે છે; એવી ઇંદ્રને શંકા થઇ. તેથી તેણે તપનો ભંગ કરવા માટે, કામદેવને વસંતાદિક પરિવારની સાથે મોકલ્યો. ભગવાનના મહિમાને નહિં જાણનારો કામદેવ, તેમના આશ્રમમાં, અપ્સરાઓના સમુહને, વસંત અને મંદ વાયુને સાથે લઈને સ્ત્રીઓના કટાક્ષરૂપ બાણોથી, તેમને વિંધવા લાગ્યો. [૭].**

૭ વિવેચન—

ઓપોઝીશન—સામા થવું તે-વિઘ્ન આવવાં તે. 'ઓપોઝીશન વિના આગળ ગતિ થતી નથી;' એવું એક મહાન્ સૂત્ર છે. સાઈકિલ પૃથ્વીને અડકીને ચાલે; ત્યારે પેડલ વધારે બળથી મારવું પડે; કારણ કે પૃથ્વી સાઈકિલની ગતિની સામે થાય છે. અને સાઈકિલ પૃથ્વીથી દૂર રહીને ફરે છે; ત્યારે તેનું ચક્કર થોડા બળે, ચક્કર ચક્કર ફરે છે. વધારે બળના બદલામાં, સાઈકિલ ગતિ કરી શકે છે; અને થોડા બળના બદલામાં, સાઈકિલ ત્યાં ને ત્યાં પડી રહે છે. મોટા પુરૂષોને પણ વિઘ્નો ! વિઘ્નો વેઠીને, મોટા પુરૂષો જગતને કહેતા જાય છે કે-'વિઘ્નોને શાંતિથી વેઠી લેવામાંજ મજા છે.'

ઈર્ષ્યા કયાં નથી ?—ઇંદ્રને પણ ઈર્ષ્યા ! સ્વર્ગનાં સુખને પણ, કાગ વિષ્ટા સરખાં માનવાનો હેતુ, જો કોઈ હોય; તો તે આજ છે. જેમ વિંછીની વેદના; કરડે તેને ખબર પડે, તેમ ઈર્ષ્યાની વેદના, ઈર્ષ્યા થાય તેને ખબર પડે. ઈર્ષ્યાનો ડંખ, વિંછીની વેદનાના કરતાં, વધારે ભયંકર છે. કોઢ અને પતના રોગ કરતાં, ઈર્ષ્યાનો રોગ વધારે ભયંકર છે. કોઢીઓ અને પતીઓ, એકજ ભવે દુઃખી; અને ઈર્ષ્યાળુ આ ભવે દુઃખી થઈ, અનેક ભવ ઉભા કરે. ક્રોધ, દ્વેષ, કજીયા અને હિંસા, ઈર્ષ્યાના બળવાન્ પુત્રો છે. માતા જ્યાં જ્યાં નજર કરે; ત્યાં ત્યાં આ દિકરા દોડી વળે ! આવો ભયંકર રોગ હોય; તો કાંઈક શાંતિ; પણ એમ નથી. સરખે સરખામાં ઈર્ષ્યા, પાડોશી પાડોશીમાં ઇર્ષ્યા, ભાઇભાઇમાં ઇર્ષ્યા, બ્હેન ભાઇમાં ઇર્ષ્યા; મોટા મોટા પંડિતોને અને આચાર્યોને પણ, અંદર અંદર ઈર્ષ્યા ! જેમ વિજળીના આંચકા અંગે વાગે; તેમ ઈર્ષ્યાળુને અંતરે ઇર્ષ્યાના આંચકા વાગે. ઉત્તમ પ્રકારના જ્ઞાનની જો કોઈ ખાસ અને

---

૭ પદચ્છેદ—**गृहीतुं इच्छति इति जिघृक्षति** (ग्रह् ધાતુ). **मम धाम जिघृक्षति**-મારા ધામને લેવાની ઇચ્છા રાખે છે. **इति इंद्रः विशंक्य**-એમ ઇંદ્રે શંકા કરીને. **सगणं कामं न्ययुंक्त**-પરિવાર સાથે કામને મોકલ્યો. **बदरीभिः उपाख्यायते** (વખણાય છે) **इति यः आश्रमः तं ब०**-બદરીકાશ્રમમાં. **तस्य महिमानम् न जानाति इति अतन्महिज्ञः**-નારાયણ દેવના મહિમાને નહી જાણનારો કામદેવ. **अप्सरसां गणाश्च वसंतश्च सुमंदवाताश्च तैः सह**-અપ્સરાઓના સમુહ, વસંત, મંદવાયુની સાથે. **गत्वा**-જઈને. **स्त्रीणां प्रेक्षणानि एव इषवः** (બાણો) **तैः स्त्री०**-સ્ત્રીઓના કટાક્ષરૂપી બાણોથી. **अविध्यत्**-વિંધવા લાગ્યો.

પ્રથમ જરૂર હોય; તો આ ભયંકર રોગના નિવારણ માટે છે. મોક્ષ પછી, પહેલું તો, આ સંસારમાં કાંઈક સુખરૂપ રહી શકાય; એવો પ્રયત્ન કરવો જોઇએ. ઇર્ષ્યા જ્યાં સુધી આપણી સોડમાં આવીને સુવે; ત્યાં સુધી સુખ એવી કોઈ વસ્તુ નજરે પડે નહીં. ભયંકર પાપ કર્યાં હોય; તેમને ઈર્ષ્યા થાય; અને તેથી પણ ભયંકર પાપ કર્યાં હોય; તે એક બીજામાં ઈર્ષ્યા કરાવે. થોડું જોઇએ, થોડું સાંભળીએ; અને કર્તાહર્તા નારાયણ છે; કર્મ વિના કોઇને કાંઈ મળતું નથી; એવા ઉત્તમ વિચારોને દૃઢ કરીએ; તો જ ઈર્ષ્યામાંથી કાંઇક બચીએ.

આપણે આંખો ક્યાં છે ? આપણે વિચાર કરવાનું બળ ક્યાં છે ? નહીં તો તુરત દેખાય-કે-એક રાજાના બે પુત્રો. તેમાં એક ટિલાત અને બીજો ફટાયો ! એક બાપના બે પુત્રો. એક કરોડપતિ અને બીજો નિર્ધન ! એક બાપની બે પુત્રી; મોટી સધવા અને નાની વિધવા ! એક બાપની બે પુત્રીઓ, એક આબાદ,- બીજી પાયમાલ ! દીવાળીમાં એક મૂહર્તે સૌ ચોપડાપૂજન કરે; પણ કોઈ રળે; અને કોઇ ખુવે ! ચોપડામાં ક્યાં ભૂલ છે; તે વેપારીઓ સમજી શકે; તેમ જીવનમાં ક્યાં ભૂલ છે; તે ઉંચી કોટિનાં મુમુક્ષુઓ સમજી શકે. શુભ વિચાર, સાદાઇ અને પવિત્રતાની સુગંધી-ફોરમ-જ્યાં પ્રસરતી હોય; ત્યાં ઇર્ષ્યાની ગંધ હોય; તોપણ સમાઇ જાય.

**દૃષ્ટાંત**—રામ અને ભરત બેઉ દશરથના પુત્રો. રામને રાજગાદિ ઉપર બેસાડવા, ભરતે જેવો આગ્રહ કર્યો; તેવો આગ્રહ, ગાદી ઉપર પોતે બેસી જવા કર્યો નહીં. 'ગાદી ઉપર બેસવાનો તો શું ! પણ ત્યાં પગ મુકવાનો મારો અધિકાર નથી;' એવી સમજણ ભરતજીને ચિત્રકોટમાં લઈને ચાલી. આ સમજણે શ્રીરામની પાદુકા અપાવી. રાજગાદી ઉપર રામની પાદુકા મૂકી. ઈર્ષ્યા તે વખતે પણ હૈયાત હતી; પણ-તે બાપડી ભરતના હૃદયમાં પેસી શકી નહીં.

દૃષ્ટાંત—થોડા વરસ ઉપર એક કોર્ટમાં, ભાઇએ ભાઇ, બાપની મીલ્કત માટે લડતા હતા. આ વાત નાના ભાઇની વહુને ગમતી નહીં. બસ ! એકનેજ ગમતી નહીં; બીજા બધાં-'હાં મારો બાપો ! થવા દ્યો. થવા દ્યો-' કરતાં હતાં.

રાત્રિના નવ-દસનો સમય થયો હતો. એક મેડામાં નાના ભાઈની સ્ત્રી રમા, બારી પાસે ઉભી ઉભી રાહ જોતી હતી. ત્યાં ખડકીનું દ્વાર ખખડયું. 'કોણ એ ?' એમ પૂછતાં, જવાબ મળ્યો કે-'એતો હું !' તે સાંભળી બારણું ઉઘાડતાં, શેઠ દાખલ થયા. ઘરમાં આવીને-'લે પાણી લાવ !' એમ કહીને, શેઠ હિંચકે બેઠા. જળનો લોટો અને પ્યાલો આપીને, સ્ત્રી બોલી-'કેમ ! કાંઈ આનંદમાં જણાઓ છો ?

શેઠ—હા ! એમજ. વકીલે કહ્યું છે કે-'તમે જીતશો.'

સ્ત્રી—કોને જીતશો ?

શેઠ—મોટા ભાઇને.

સ્ત્રી—મોટા ભાઈને જીતીયે; તોપણ હાર્યાજ ગણાઈએ.

શેઠ—એમ કેમ ?

સ્ત્રી—તે એમજ ! જીત મોટી કે આબરૂ ! ક્ષત્રી રણે જીતે; તે જીત્યો કહેવાય; બ્રાહ્મણ તપ અને વિદ્યાથી જીતે, તે જીત્યું કહેવાય; તેમ આપણે વૈશ્ય, ચૌટે વેપાર ખેલતાં

જીતીએ, તે જીત્યું ગણાય. પણ તેમાં કાંઈ તારી વડાઈ છે ?·મુંબઈના પારસીઓ, કે જેમણે પોતાના જ્ઞાતિ બંધુઓ માટે, પારસીકોલોની (વાસ) બાંધી આપી. વડાઈ તો મુંબઈના કપોળ, કે જેમણે પોતાની જ્ઞાતિના ગરીબો માટે, કપોળનિવાસ બંધાવી આપ્યા. વ્હાલા ! મારા પ્રાણના આધાર ! જીવનની વડાઈ તો, આ કહેવાય.

શેઠ—બસ ! તારૂં ડહાપણ તો વકીલ કરતાં પણ વધી પડે !

સ્ત્રી—વકીલ મારા કરતાં ડાહ્યા હોય; તે હું કબુલ કરૂં છઉં; પણ આ બાબતમાં મારે તમને કહેવું જોઇએ; અગર આપ સમજુએ સમજી જવું જોઈએ; કે–વકીલ પોતાના સ્વાર્થની ખાતર છે, અને હું આપણા પરમ અર્થની ખાતર, આ બાબતમાં વધારે સમજું છઉં.

શેઠ—અહો ! એક બાઈડી–તે ભાઈની સાથે લડાવે ! કે છોડાવે !

સ્ત્રી—હું બાઈડી ખરી; પણ લડાવું એવી ગાંડી નથી. મારા પિતાને આપ જાણો છો. તે ઘણીવાર કહે છે કે–'સંસારના ઘડી તડીના મામલામાં, ઘસાઈ છૂટવું; પણ વેર ઝેર કરવાં નહીં !' તમારા પિતા પણ પરમ ભગવદીય હતા. તેમને યાદ કરોને ! તે પવિત્ર પિતાના પુત્ર થઈ, તમારા મોટા ભાઈ સાથે લડતાં, તમે લાજશો નહીં ! અને તે પણ કોર્ટે !

શેઠ—ત્યારે કરવું શું ?

સ્ત્રી—બસ ! એકજ વાત. કે–'મોટા ભાઈ ! તમે કહો, તે મારે કબુલ છે.'

શેઠ—તે તો કહેશે કે–'ઘરમાંથી બહાર નીકળો.' પછી ?

સ્ત્રી—તો ઘરમાંથી બહાર નીકળશું. ઘરને લ્હાય લાગે છે; અગર દેવાળાં કાઢે છે; ત્યારે ઘરની બહાર નીકળે છે; તેના કરતાં; આ ટાણું ઘણું સારૂં છે. આ તો ગૌરવવતું પ્રયાણ છે.

શેઠ—આ બધું અત્યારે ! પછી અકળાઇશ !

સ્ત્રી—પારખું કરી જુઓને ! ચાલો આપણે બેઉ, મોટા ભાઈને ઘેર જઈએ. ઘર પાસેજ છે. સામે ગયે વાઘ પણ ખાતો નથી; તો મોટા ભાઈ ખાશે ?

'ઠીક' કહીને બેઉ ચાલ્યાં. આવ્યાં મોટા ભાઇને ઘેર. મોટા ભાઈ ફળીમાં ખાટલે બેઠા બેઠા, હુકકો પીતા હતા. બેઉ પગમાં પડયાં. 'કોણ અત્યારે !' 'કેમ અત્યારે !' એમ સામેથી અવાજ થયો. બેઉ જણા પગ પાસે બેસી ગયાં. કોઈ બોલે કે ચાલે ! ફરી પ્રશ્ન થયો–'કેમ અત્યારે ?' તોપણ થોડીવાર શાંતિજ રહી. હોકો ગુડગુડ થાય; તેમ મોટા ભાઇના હૃદયમાં, અનેક વિચાર ગુડગુડ થાય. થોડીવારે પાછા મોટા·ભાઇ બોલ્યા કે–'કેમ ભાઈ મનુ ! કેમ વહુ બેટા રમા ! અત્યારે મોડી રાત્રે, અહીં આવ્યાં છો ?'

રમા—એક વધાઈ લાવ્યાં છઇએ; કે અમારે લડવું નથી; આપ કહો તેમ કરવું છે.

મોટાભાઇ—મનુને આ વાત કબૂલ છે ? કબૂલ હોય; તો હું કહું છઉં કે–'તમે ઘરમાંથી બહાર નીકળી જાઓ.'

મનુ તથા સ્ત્રી—જેમ આપ કહો તેમ.

મોટા ભાઇ—સાબાશ ! બસ ! ત્યારે તમે બે જે તોડ ઉતારો, તે મારે કબુલ છે.

સારા ઘરની કન્યા લાવવાનાં.અનેક કારણોમાં, આ પણ એક છે. જતી લાજને કોઈ રાખતું હોય; તો તે કુલવંતી નાર.

કહેવાનો ભાવ એ છે કે-ઇર્ષ્યાના ભડકા, પ્રભુકૃપાએ શમે.

**વસંતઋતુ—**

હિંદુ ધર્મે કોઈ વસ્તુ વિચાર્યા વિના પડી મેલી નથી. પણ નજર કરે; તેમને દેખાય. સાહિત્ય સામે નજર કરીએ; તો જણાય છે કે-મહાકવિ કાળીદાસે 'ઋતુસંહાર' (સર્વ ઋતુઓ' નામનો ગ્રન્થ લખી આપ્યો છે. તેમાં વસંતઋતુનું વર્ણન ઉત્તમ રીતે કર્યું છે. ઋતુ વસંત, અને રંગીલો કવિ, પછી તેનું વર્ણન શું કરીએ ! લ્યો થોડી વાત કરૂં—

રાગ–માલિનિવૃત્તં—

**समदमधुकराणां, कोकिलानां च नादैः ।**
**कुसुमितसहकारैः, कर्णिकारैश्च रम्यैः ॥**
**इषुभिरिव सुतीक्ष्णैर्–मानसं मानिनीनां ।**
**तुदति कुसुममासो, मन्मथोद्रेजनाय ॥ २७ ॥**

અર્થ—મત્ત થએલા ભ્રમર અને કોકિલાના સ્વર, મ્હોર આવેલા આંબાનાં વૃક્ષો, અને મનોહર કરેણનાં વૃક્ષો–એ સર્વે જાણે પોતાનાં ઘણાંજ તીવ્ર તીરો હોય નહીં; એવો વસંત માસ, તે તીરો વડે કામને ઉદ્દીપન કરી, યુવતીઓના મનને પીડે છે. [૨૭]

રાગ–શાર્દૂલવિ૦ (ઋતુસંહાર)

**आम्रीमंजुलमंजरी वरशरः, सत्किंशुकं यद्धनुर्–**
**ज्या यस्यालिकुलं कलंकरहितं, छत्रं सितांशुः सितम् ॥**
**मत्तेभो मलयानिलः परभृतो, यद्वंदिनो लोकजित् ।**
**सोऽयं वो वितरीतरीतु वितनुर्–भद्रं वसंतान्वितः ॥ २८ ॥**

અર્થ—આંબાના મનોહર મ્હોર, તે જેના બાણ છે; સુંદર કેસુડાનું વૃક્ષ, તે જેનું ધનુષ્ય છે; ભ્રમર પંક્તિ, તે જેના ધનુષ્યમાં મુકેલી દોરી છે; ચંદ્ર, તે જેનું ડાઘરહિત ધોળું છત્ર છે; મલયાચળનો પવન; તે જેના મત્ત હાથીઓ છે; ટૌકા કરતી કોકિલા, તે જેના બંદિજનો છે; એવો વસંતઋતુનો પ્રિયમિત્ર કામદેવ, તમારૂં કલ્યાણ કરો. [ ૨૮ ].

વિગેરે વિગેરે.

ભર્તૃહરિએ શૃંગારશતક લખી આપ્યું. આ તમામ સાહિત્યોમાં ખાસ ખુબી એ છે કે–**વસંતોત્સવ આંબા મહોરનો ઉત્સવ છે; મહુડા મહોરનો ઉત્સવ નથી.** આંબો વસંતે રમતો જમતો દેખાય; પણ પોતાના અંગોને (ડાળીઓને), પાંદડાના ઘેરાવામાં ઢાંકતો હોય; અને મહુડે ફળ આવે, ત્યારે તે રમતો જમતો દેખાય; પણ પાંદડાં માત્ર ખેરી નાંખે; અને નાગો થઈને ઉભો રહે. મેરામણ મર્યાદાએ શોભે. મર્યાદા રાખે; તેજ મેરામણ (સમુદ્ર). અત્યારે વિષયસુખનો એવો વાયરો વાયો છે; કે–તે ભોગવતાં, ધર્મ અને નીતિ સરી પડે છે; તેનું ઘણાં થોડાનેજ ભાન રહે છે. કેટલાએક તો ઇરાદાપૂર્વક ધર્મનો અને નીતિનો ત્યાગ કરે છે. કેટલાએક તો કહે છે કે–' મનુષ્ય પૂર્વે પશુ હતો. ધર્મ કે નીતિ એવું કોઈ પણ પ્રકારનું બંધન તેને હતુંજ નહીં. આ વીસમી સદીના સુધારામાં, ધર્મનાં અને નીતિનાં બંધન ફેંકી દઈ, પશુ થઇએ;

તો આપણે પ્રાચીનતાને માન આપ્યું ગણાય.' સુધરેલા દેશોમાં આવા સુધારાનો રાફડો ફાટયો છે. પિનલ કોડના કાયદાઓમાં માનવીની મર્યાદાના કાયદા છે; પશુની મર્યાદા સંબંધી કોઇ બોલ નથી. મર્યાદા રાખે, તેજ માનવી.

વીસમી સદીમાં—દુનિયા નવી જુની થઇ રહી છે. વીજળીના દીવા ઘેર ઘેર; આજે એરોપ્લેઇન આવ્યાં. રેડીઓ અને બ્રોડકાસ્ટીંગ આવ્યાં. લંડનના મહેલમાં થતી વાતો, દિલ્હીના મહેલમાં સંભળાય છે. મુંબઇને આરે ઉભેલો—અરેબીયન સમુદ્ર આરે ઉભેલો—માણુસ, પાસીફીક અગર આટલાંટીકને આરે ઉભેલા લોકો સાથે વાતો કરે છે. એક સેકંડમાં આઠ વાર વીજળી પૃથ્વીપ્રદક્ષણા કરે છે. સેકંડે બે લાખ માઇલને વેગે વીજળી અંતરિક્ષમાં ઉડે છે.

આમ અનેક ફેરફાર થઇ રહ્યા છે; તોપણ આપણે માનવ. જેમ મેરામણ મર્યાદાએ શોભે; તેમ માનવ પણ મર્યાદાએ શોભે! મર્યાદા ગઇ; કે માનવ ગયો. એટલે માનવ મટીને પશુ થયો. કેટલાએક સાહિત્યકારો પણ, મર્યાદાઓને હથોડા મારી તોડી ફોડી નાંખે છે. આ પ્રમાણે સંસારને એક બે પગથીઆં ચડાવવાને બદલે, ઉતારે છે—પછાડે છે. આપણે જે વસંતની વાત કરીએ છીએ; તે મનુષ્યને દેવ બનાવનારી વસંત—પુણ્ય માર્ગની વસંતની વાત છે.

સ્રીપુરૂપ—પતિપત્નીનો વસંતઉત્સવ અથવા રસોત્સવ, ઓરડે હોય; આંગણે નહીં. કાળીદાસાદિ કવિઓના સમયથી નાટકો લખાય છે; અને ભજવાય છે, પણ મર્યાદાસહિત, મર્યાદારહિત નહીં. નાટકના થીએટર ઉપર મર્યાદાઓનો ભંગ ધીમે ધીમે થવા લાગ્યો. સીનેમાએ હદ કરી. પ્રથમ પુરૂષો નાચતા; પછી નટીઓ નાચતી. તે કામ ખાનદાન સ્રીઓએ ઉપાડયું. મંગળાચરણમાંથી પરિણામનો વિચાર કરે; તેજ બચે.

વસંતના ઉત્સવનો હેતુ, તપ ત્યાગનો છે; સંયમ અને સદાચારનો છે; નિર્દોષ આનંદ અને ઉચ્ચ ઉત્સાહનો છે; આદર્શ આમોદ પ્રમોદનો છે. છતાં આજે આપણે જોઇએ છીએ કે—ભોગવિલાસને અને વિકારને પોષનારા જલસાઓ, થવા લાગ્યા છે. અને તે પણ મોટા કહેવાતા—દેશના હીરા જેવા દેખાતા—માણસોને હાથે! આ તે પ્રગતિ કે અધોગતિ! તા. ૨૪—૨—૩૬ નું મુંબઇ સમાચાર કહે છે કે—દીલ્હીની વડી ધારાસભામાં એવો ઠરાવ થાય છે કે—'અમુક વાંધા ભરેલી ફીલમો, વિદ્યાર્થીઓને બતાવવી નહીં'. આવી વાંધા ભરેલી ફીલમો, વિદ્યાર્થી સિવાય બીજાઓને પણ બતાવવા જેવી નથી. કારણ કે તુલસીદાસ બોલ્યા છે કે—

ચોપાઇ—નાથ! વિષયસમ મદ કચ્છુ નાંહિ, મુનિ મન મોહ કરે ક્ષણુ માંહી.

વિશ્વામિત્ર, પરાશર, સૌભરી વિગેરે સમર્થ ઋષિઓને, વિહ્વળ કરનારાં વિષયોનાં દર્શન હતાં. જે વસ્તુ (મર્યાદાભંગ) ઓરડે રાખવા જેવી છે; ઓરડે પણ શયનગૃહમાં; શયનગૃહમાં પણ કોઇના દેખતાં નહીં. પુત્રાદિની પણ ત્યાં હાજરી ન હોવી જોઇએ; તે વસ્તુ આંગણે, રસ્તે, મેળાવડાઓમાં, અને નાટકસીનેમાઓમાં દોડી આવે; તો તેનાં પરિણામ માઠાંજ આવે. પગ બળતા હોય; ત્યારે પૃથ્વી ઉપર પથરણાં પથરાય નહીં; પણ પગે પગરખાં પહેરી લેવાય;

તેમ આ ફાટી નીકળેલા અનાચારને અટકાવી ન શકાય; તો–'જેમાં ધર્મની, સમાજની પાયમાલી થાય છે; એવું જોવા ન જવું;' એટલી પ્રતિજ્ઞા અવશ્ય કરવી જોઇએ.

વસંતને બ્હાને નવાં નવાં લખાણુ જગતમાં ઉથલપાથલ કરી રહ્યાં છે. સાહિત્ય સૃષ્ટિમાં શૈલી ભેદો અનેક છે. તે અનેકમાં બે મુખ્ય છે. ૧ Realistic (વાસ્તવવાદ) અને ૨. Romantic (ભાવનાવાદ). વાસ્તવવાદ એટલે–To paint world as it is–જગત્ જે રૂપમાં છે; તે રૂપમાં બતાવવું; તે વાસ્તવવાદ કહેવાય છે.' ભાવનાવાદ' એટલે દુનિયાને ભાવનાઓની પાંખે બેસાડીને, દુનિયા છે ત્યાંથી તેને આગળ ઉંચી ભૂમિકામાં લઇ જવી તે. વાસ્તવવાદના પત્રો અને પુસ્તકો હરહમેશ સાધારણુ રીતે ચાલ્યાંજ કરે છે. ભાવનાવાદનાં પત્રો અને પુસ્તકો, જગતને કોઇ કોઇ કાળેજ મળે છે. કારણુ કે ભાવનાવાળા પુરૂષો પ્રગટે છે; ત્યારેજ ભાવનાવાદનો પ્રવાહ પત્રરૂપે અગર પુસ્તકરૂપે પ્રગટે છે. વસિષ્ઠ અને રામ; શ્રીકૃષ્ણુ અને અર્જુન, વ્યાસ અને વાલ્મિકી, કાળીદાસ, માઘ, ભવભૂતિ વિગેરે કવિઓ, ગૌતમ અને મહાવીર, શંકરાચાર્ય અને તે પછીના મોટા મોટા આચાર્યો, ભાવનાવાદી ગણાય છે. ફ્રેંચ સાહિત્યમાં વિકટર હ્યુગો ભાવનાવાદી ગણાય છે. તેના સંબંધમાં ફ્રાન્સના વિદ્વાનો કહે છે કે—'Words flowed from Victor Hugo, like light from the Sun. He was the Supreme Lord of the words.' જેમ સૂર્યમાંથી પ્રકાશ વહે; તેમ વીકટર હ્યુગોમાંથી શબ્દો વહ્યા કરતા હતા. તે શબ્દોનો કુલ માલેક હતો.' સંપ્રદાયોની ખેંચતાણુમાં,શ્રી આદ્ય શંકરાચાર્યની જ્વલંત વાણીથી, ઘણા લોકો વિમુખ થઇ ગયા છે. દેશના આ દુર્ભાગ્ય ઓછાં નથી. કથા વાર્તા અનેક ઠેકાણે થાય છે; પણુ પુસ્તકો ખરીદી તેનાં વાંચન, ચિંતવન (શ્રવણુ મનન) એવું ઘણેજ થોડે ઠેકાણે થાય છે. આપણે ત્યાં સાફસુફ થએલાં–સુંદર ટિકાવાળાં–વિવેકચૂડામણિ; અને વેદાંતકેસરી મરદને મસ્તી આપે એવાં છે. ડોસીઓનો હજી તે તરફ આવીજ નથી. જુના પામર વિચારો ખરી પડે; અને નવા સુંદર વિચારો મનરૂપી મનોહર વૃક્ષે પાંગરે; તે સાચો વસંતોત્સવ છે.

વસંતતો વૃંદાવનમાં શ્રીકૃષ્ણુ અને ગોપીકાઓનો ઉત્સવ. તેમાં કેટલાંએક પદો, આ પત્રિકાના દશમસ્કંધના ૧૩૩૩મા પાના ઉપર મુકયાં છે. રામાયણુની ચોપાઈ સાથે ગાવા માટે–

ચોપાઈ—બિંદ્રાબન શ્યામ ખેલે હોરી, (૨) ખેલે હોરીરે ખેલાવે હોરી;
રામ–ખેલે હોરીરે ખેલાવે હોરી—બિંદ્રાબન૦

ભૈયા ! [થવાલો–થવાલો–]

ભૈયા કીનકે હાથ કનક પીચકારી, કીનકે હાથ ગુલાલ જોરી—બિંદ્રાબન૦
લક્ષ્મણુકે હાથ કનક પીચકારી, ભરતકે હાથ ગુલાલ જોરી—બિંદ્રાબન૦

વિગેરે–વિગેરે ! કોઇ વખત જોવા આવજોને, આ ખેલ અહીંજ થાય છે ! પીધેલો જેમ ચૌટા વચ્ચે ઉભો રહીને બોલે; તેમ આ રંગમંડળ વચ્ચે ઉભા રહીને રેલાવાય. આસપાસ ગુલાલ ઉડતો હોય !

ખાનગી—ગઈ વસંતપંચમીએ ભાવનગરમાં હરિહરપ્રસાદનાં લગ્ન હતાં. જાન લઇને (મોતીબાગ પાસે) રામવાડીએ જવાનું હતું. વસંતપંચમીની સવારમાં, જાન લઈને ભીડભંજન પાસેના રામજીમંદિરમાં અમે સૌ આવ્યાં. ત્યાં જાનનો ઉતારો હતો. પ્રાતઃકાળ, અને શ્રીરામચંદ્રજીનાં દર્શન. વળી વસંતપંચમી. હૈયું ઉભરાયું. સૌને જરા વાર શાંત કરીને, ઉપલી ચોપાઈ એ ત્રણ વાર ધીમેથી ગાઈ સંભળાવી; પછી ધીમેથી ગવરાવી. ધીમેધીમે રંગ પાથર્યો. વીવાના માણસોની વાણી ઉઘડી. પછી તો મોટેથી રંગભેર ગવરાવ્યું. મંદિર ગાજવા લાગ્યું. ઘડીવાર તો નરી તાળીઓજ પડે. તે જોઈને કોઇ કહેવા લાગ્યા કે—'વેવાઈનો માંડવો અહીં પાસેજ છે. કોઈ જાણી જાશે; તો ફજેતી થાશે.' તેમના જવાબમાં અમે ફરી ગવરાવ્યું કે—

'અબ તો બાત ફેલ ગઇ, જાને સબ કોઈ;
દાસ મીરાં લાલ ગીરધર, હોની હો સો હોઈ.'

આ તો અમારી ખાનગી વાતો. આ તો અમારૂં ગાંડપણું! તમે સૌ રસલોભી જીવો છો; માટે તમને ભગવદ્દ રસની વાત કરવીજ જોઇએ.

હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવીએ! નરનારાયણના આશ્રમમાં કામદેવે વસંત પાથરી દીધી. વિષયસુખની તૃષ્ણાઓ વધી પડે; એવા દેખાવ ખડા કર્યા.

સ્ત્રી સ્વાતંત્ર્યની ભલામણ કરનારા પણ, નાટકની રંગભૂમિ ઉપર, સ્ત્રીઓના સ્વચ્છંદ અને ભ્રષ્ટાચારથી ભડકી ગયા છે. સહશિક્ષણ અને પશ્ચિમના અનુકરણને પ્રતાપે, સ્વચ્છંદતા આદિ અનેક દોષ પેસી ગયા છે. સ્ત્રી એટલે શિયળ, અને શિયળ એટલે મર્યાદા. જ્યાં મર્યાદાનો લોપ, ત્યાં સમાજ ઉપર ભગવાનનો ઓપ (ક્રોધ), જે શિક્ષણ મર્યાદાનો ભંગ કરવાનું શીખવે; તે શિક્ષણ કુલવંતી—ગૌરવવાળી મહિલાઓને, પાયમાલીને રસ્તે દોરે. જે શિક્ષણ તપ, ત્યાગ, સંયમ અને સદાચારની સીડીએ ચડાવે; તેજ શિક્ષણ છે; એમ દેશેદેશના ડાહ્યા લોકો બોલ્યા છે-બોલે છે અને બોલશે. ભોગ અને વિલાસમાં માનવ જીવનનો વિકાસ નથી; સંયમ અને સદાચારમાં માનવજીવનનો વિકાસ છે; ભોગ અને વિલાસ કુમાર-કુમારિકાઓનાં દૂષણ છે. સંયમ અને સદાચાર કુમાર-કુમારિકાઓના શણગાર છે. સાદાઇનો ડોળ કરનારાં, નવાં નવાં ફેશનેબલ વસ્ત્રો દાખલ કરે છે. તે પણ મોંઘાં અને મર્યાદા વગરનાં! સ્ત્રીનો ચોટલો તે શી વાત! તે વાળને કતરાવીને બેડોળ બનાવવા; તે સ્વચ્છંદ સિવાય બીજું કાંઇ નથી. વળી કોનસર્ટ અને નૃત્ય કળાને બ્હાને, અનેક ઢોંગ ધતીંગો ફેલાઈ રહ્યાં છે.

સમાજમાં સમજુ ગણાતાં સ્ત્રી પુરૂષો, જ્યારે પોતાની કોમળ કુમારિકાઓને, નાચ શીખવે; અને જાહેર જલસાઓમાં તેમને નચાવે; વળી તેમાં આનંદ અને ગૌરવ માને; ત્યારે ભારતના દરેક શુભેચ્છક ખળભળી ઉઠે.

તાત્પર્ય—આવા જલસાઓ-આવા નાચો, વસંતને બ્હાને સ્વચ્છંદતાને પોષેછે; વિકારને અને વિષય-ભાવનાને ઉત્તેજે છે. મોહને અને વિલાસને બહેકાવે છે. ગરીબ લોકોને

અનીતિને રસ્તે રળી ખાવાનું શીખવે છે. જેને હૈયે દેશ, સમાજ અને જાતિનું હિત હોય; જેના હ્રદયમાં સ્રીસન્માનની સાચી અને પવિત્ર ભાવના હોય; તે વ્યક્તિઓએ અને સંસ્થાઓએ, પોતે આવા નાચ ન જોવા; તે તો અવશ્ય થવુંજ જોઈએ.

વસંતને બ્હાને આત્મવિકાસ થવોજ જોઈએ. આંબો એનો એ; પણ વસંતનો આંબો જુદો ! તેમ વરઘોડીયાં; પતિ–પત્ની એનાં એ; પણ વસંતના પતિ–પત્ની જુદાં. વસંત એટલે રંગ–ગુલાલ–અબીલ–કેસુડાં વિગેરે. રંગ ભરેલાં વરઘોડીયાં–રંગ ભરેલાં પતિપત્ની. કેસુડાના રંગથી આગળ વધીએ; તો જીવનના રંગ, એકતાના રંગ, ઉમંગના રંગ, ઉત્સાહના રંગ, વિદ્યાના રંગ, સદાચારના અને સંયમના રંગ; તપના અને વ્રતના રંગ; જ્ઞાનના અને વિજ્ઞાનના રંગ; સગુણના અને નિર્ગુણના રંગ; આત્માના અને પરમાત્માના રંગ; અંતે–આત્મનિમજ્જન અથવા બ્રહ્મખુમારી. આ અમારી વસંત

જીવનના સારાનરસા દરેક પ્રસંગોમાં, આત્મવિકાસ માટે કાંઇક કાંઇક ગોઠવણુ હોય છે. જીવને પાડી નાંખવો; એવો જીવનનો હેતુજ નથી. આકું અવળું સમજાવી, જીવને ઇશ્વર સન્મુખ કરવો; એજ માનવતાનું મોટું શિક્ષણ છે. વસંતને બ્હાને થતી ખોટી લાલચોમાંથી બચવું; એમ નરનારાયણ પોતે, પોતાના દૃષ્ટાંતથી આપણને સમજાવે છે. પ્રભુ શીખવે છે કે–પડી ગયા; તેમનો જય નથી; ખોટી લાલચો સામે ટકી રહ્યા; તેમનો જય છે.

સુંદર સ્રીઓ સાથે ભવ્ય ભોગ વિલાસ ભોગવ્યા; તેમનાં નામ નિશાન, જગત્માં રહ્યાં નથી; પણ જેમણે સુંદર સ્રિયોને તજી; તેમનાં નામનિશાન જગતે સાચવી રાખ્યાં છે; ગોપીચંદ અનેક સુંદરીઓને મુકી, ચાલી નીકળ્યા; ગૌતમબુદ્ધ યશોધરાને તજીને, મહેલમાંથી નીચે ઉતર્યા. સારૂં જગત જેમને વંદે; એવાં એમનાં નામ !

હવે નારાયણ ઋષિ કામદેવાદિનો સત્કાર કરે છે—

**विज्ञाय शक्रकृतमक्रममादिदेवः प्राह प्रहस्य गतविस्मय एजमानान् ॥**
**मा भैर्विभो मदन मारुत देववध्वो गृह्णीत नो बलिमशून्यमिमं कुरुध्वम् ॥ ८ ॥**

---

૮ પદચ્છેદ—**शक्रेण कृतः अक्रमः** (અપરાધ) **तं विज्ञाय** ઇંદ્રે કરેલા અપરાધને. **विज्ञाय**–જાણીને. **आदिदेवः**-નારાયણ ઋષિ. **गतविस्मयः**–ઈંદ્ર આમ કેમ કરે છે ? એવો જેને વિસ્મય નથી-નવાઇ નથી. એટલે વૈભવ લોભી ઈંદ્ર આમ કરેજ–એમ જાણનારા. અથવા ઇંદ્રે આમ કર્યું; તોપણ પોતે શાંત અજીત રહ્યા; અથવા પોતે જીતેંદ્રિય રહ્યા; છતાં પોતાને કાંઇ ગર્વ થયો નહીં એવા સમજુ. **एजंते** (કંપે છે) **इति एजमानाः तान्**–જે કંપતા હતા તેમને. **प्राह**–કહ્યું કે. **भो मदन ! मा भैष्ट**–હે કામદેવ ! તું ડરીશ નહીં ! **हे मारुत ! हे देववध्वः !** હે પવન ! હે દેવાંગનાઓ ! **नः बलिं गृह्णीत**–અમારી આગતા સ્વાગતા સ્વિકારો અને. **इमं अशून्यं कुरुध्वं**–આ આશ્રમમાં વસો. ભાગી જશો નહીં.

Registered No. B. 1434.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત—એકાદશ સ્કંધ.

તંત્રી અને પ્રકાશક-રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ મોક્ષમંદિર-અમદાવાદ.
અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] ×અશાડ ૧૯૯૨. [અંક ૩ જો.

**×અશાડ બેઠા પહેલાં અશાડનો અંક**—આ વરસ વૈશાકથી ચૈત્ર સુધી છે. ધીમે ધીમે ચાલ્યા જઇએ છઈએ. હવે આપણે **શ્રાવણ શુદી ૧** મળીશું. તે પહેલાં પત્ર લખવો નહીં. જરૂર પડે, તો જે નામથી માસીક આવતું હોય; તે નામ, અને ગ્રાહક નંબર પત્રમાં તથા મ. ઓર્ડરના કુપનમાં, સ્પષ્ટ લખવાં. જવાબની જરૂર હોય; તો રીપ્લાઇ કર્યાડ લખવો જોઇએ.

**વૈશાકનો આરામ—(મુંબઇ) મલાડમાં, શેઠ ભગવાનલાલ હીરાલાલના બંગલામાં.**

**સનાતન પ્રેમીઓ !**—તમારામાંના કેટલાએકની, પત્રદ્વારા, શુભ ભાવના જોઈ, રાજી થાઉં છઉં. આ પ્રમાણે દૈવતને પ્રગટાવી, કાંઇક કરતાં શીખો. 'હું બધું જાણું છઉં;' અને 'બડા બાપના અમે બેટા !' આ બે ઘમંડ ભયંકર રોગ રૂપ બની ગયા છે. આપણે જાણવાનું ઘણું બાકી છે; એમ સમજી, પ્રથમ દોષને ઢીલો પાડવો. અત્યારે જાણવાનું ઘણું વધી પડ્યું છે. તે હિસાબે આપણે કાંઇ જાણતા નથી. આપણે ઋષિમુનિઓના બાળક છઈએ; પણ-'છે કોઈ શમીકનો બાળક ? કે જેની આજ્ઞાએ, તક્ષક નાગ દોડયો આવ્યો હતો.' આપણે સ્વામી સન્યાસી હોઈએ; પણ-'છે કોઇ સ્વામી-સન્યાસી ?-કે-જે ઉકાળેલું સીસું પી જાય.' આપણે સાધુ સંત હોઈએ; પણ-'છે કોઇ તુલસીદાસ ?-કે જેની આજ્ઞાએ દિલ્હીમાં છાપરે છાપરે વાંદરા ફરી વળ્યા. આપણે ભક્ત હોઇએ; તો છે કોઈ નરસી ? કે જ્યાં કુંવરબાઇનાં મામેરાં પુરાયાં; છે કોઇ મીરાં ? કે જે ઝેરનો પ્યાલો પી ગયાં. તાત્પર્ય-સાચી વસ્તુ ગુમ થઇ છે. ગીતા-ઉપનિષદ્ વાંચીએ; પણ કામ-ક્રોધ અને લોભ શમ્યા છે? વિષય-વૈભવ ઓછાં થયા છે ? મંદિરોમાં બેઠા હોઇએ; તો ત્યાં પણ આપણી પછવાડે મીલકતનો લોભ ! તખ્ત ઉપર બેઠા હોઇએ; તો ત્યાં સુંદર સ્ત્રીઓ, આપણી આંખોને વારંવાર ખેંચે. આપણે ઘણું ભણ્યા અને ઘણું જાણ્યું; પણ કોઇ જરા અવળું બોલે; તો આપણા હૈયામાં ઉકળાટ થઈ આવે. મોટા સર્પની માફક, ક્રોધ ફુંફાડા મારે. આ બધું શું છે ? સમજવા પ્રયત્ન કરીએ; તો સમજાય એવું છે. આપણે આપણને જોવા માગીએ; તો આપણે આપણને **જોઇ શકીએ—એવી સગવડ અહીં છે.** આ સગવડનો લાભ કેટલો લેવાય છે; તે આપણે પોતેજ વિચારવું ઘટે. વિચારતાં ખામીઓ તરી આવે. પારકા દોષ જોવા દોડશો નહીં; પારકા આંગણાં વાળવા જશો નહીં: પોતાના દોષ જોવા, અને પોતાનાં હૃદય-આંગણા

સાદું રાખવું; એજ સાદામાં સાદી શીખામણ, અને મોટામાં મોટું જ્ઞાન. સજીવ હો-તો સમજી જજો; કે આપણે 'સનાતનીઓ' આફતમાં છઇએ. ગંદા વાતાવરણમાં ઘેરાઇ ગયાં છઇએ. નિર્જીવ હો-કાંઈ વાંચતાજ ન હો-વિચારતા પણ ન હો; વાંચતા હો; પણ હૈયું કોઇ દિવસ ઉભરાતુંજ ન હોય-એવા નિર્જીવ અમને ગમતાજ નથી. તેમને અમે કાંઇ કહેતાજ નથી. આ તો અમારી નમ્ર-બે હાથ જોડીને કહેવાની-નમ્ર પ્રાર્થના છે. ઠીક જણાય; તો જ્યાં બેસો; ત્યાં ભગવાનની વાતો કરો; અને શાંત થતાં શીખો. બસ! હાલ આટલોજ પ્રયત્ન થાય; તો પ્રભુ કૃપા. જેમનાં મગજ શાંત હોય; તે સારાં કામ કરી શકે.

**નવગ્રાહકોને**—આ નવું વરસ ૨૦ મા ફરમાથી શરૂ થયું છે. ૩ જા અધ્યાયથી શરૂ થયું છે. માટે પાછલા ફરમાની તમારે ખાસ જરૂર છે. ૧ થી ૫ છ દર્શન શું છે? તથા ૧ થી ૧૯ ફરમા-એમ ૨૪ ફરમાનું પુસ્તક તૈયાર છે. બંધામણી સાથે કીંમત રૂપૈયો એક છે. પોસ્ટેજ ૦-૩-૦ જુદું. ૧-૩-૦ મ. ઓર્ડરથી મોકલીને તુરત મંગાવી લ્યો. ગઇ સાલના સાદા માસીકના ગ્રાહકોએ પણ આ પુસ્તક માટે ૧-૩-૦ મોકલવા.

---

**પ્રચાર કામ**—સમાજના ઉપર દયા કરવા માગતા હો-તો જીજ્ઞાસુઓને કાંઇ સારૂં સારૂં વાંચન આપો. છાપખાનાની સગવડે, જેમ લાભ આપ્યો છે; તેમ જેની આપણને જરૂર નથી-એવું છપાતાં, એવું વાંચતાં, આપણને ગેરલાભ પણ થયો છે. યાદ રાખવું કે-જેથી જીવન ઉત્કૃષ્ટ થાય; જેથી વિષયવાસના ઓછી થાય; જેથી શાંતિ, દયા, ક્ષમા વિગેરે રંગ જીવનમાં પૂરાય; એજ ઉત્તમ વાંચન. અત્યારે સોએ અઠ્ઠાણુ ટકા, દરેક પુસ્તકમાં અગર પેપરમાં-પ્રેમનીજ વાતો-વિષયોનાજ ફુવારા! જેમ ભુંડીયાને વિષ્ટાની ગંધજ ગમે; ગુલાબના ટોપલા, અને હેનાના અત્તરના સીસા, ભુંડીયાને નકામા; તેમ એવા ભુંડીયા જેવા વિષયી જીવોને, એવા મલીન નોવેલો ગમે છે. એવા મલીન પ્રેમ-સીનેમામાંના શણગારમાં છુપાએલી વિષયવાસનાને, પોષણ આપે છે. ગંધાતી મોરી ઉપર, સ્વચ્છ પાણીની બે ત્રણ ડોલ નાંખતાં, ગંધ ઓછી થાય છે; તેમ ગંધાતા હૃદયો ઉપર, આ એકાદશના પવિત્ર જળની ડોલો નાંખજો. નિશાળના માસ્તરો, થાણાના થાણદારો, અને નાતના ગોરો, જેઓ સમાજના નિકટના સંબંધમાં છે; તેમણે અવશ્ય જ્ઞાન-પ્રચારનું કામ કરવુંજ જોઇએ.

આ એકાદશ—ઘણીજ ઉત્તમ વસ્તુ છે. ઉપનિષદોની વાતો મોટી; પણ બૃહદારણ્યક અને છાંદોગ્યાદિ વાંચીને ખાત્રી કરશો: તો સમજાશે; જે ત્યાં સમજાતું નથી; તે અહીં આ એકાદશમાં સહેલાઇથી સમજાય છે.

**માઇન્ડ**—બોલર બોલ નાંખવા પહેલાં, 'માઈન્ડ' કહે છે; તેમ હું એકાદશની વાતો શરૂ કરૂં; તે પહેલાં આપને સૌને સાવધાન રહેવાનું કહું છઉં. તમે બેઠા અહીં; અને જીવ ઘરે દોડતો હોય; તો આ કરોડો દેતાં ન મળે એવી વાતો, હવામાં ઉડી જાય. રાજાઓના મહેલમાં નથી; મયુરાસન ઉપર બેસનારાઓને જે મળ્યું નથી: તે આ છે. જે હજાર બે હજાર, અગર લાખ કરોડ કમાયા; તે પણ આ કમાયા નથી; એવી આ કમાણી છે. માટે મારા વ્હાલાં ભાઇઓ અને બ્હેનો! સાવધાન થઈને સાંભળો.

**ઘાલી મુકવાની ભયંકર કુટેવ**—કાંઈ વાંચવાનું આવે; તો વાંચવું નહીં; વંચાવવું પણ નહીં; અને ઘાલી મૂકવું. આ ભયંકર કટેવમાંથી બચતા ન હો; તો અવશ્ય બચજો. કુટેવને ઓળખી રાખજો.

# એકાદશ સ્કંધ.

## અધ્યાય ૪ થો ચાલુ.

[ ગયા અંકના ૨૧૬ મા પાનાથી આગળ. ]

**અર્થ—'આ અપરાધ ઈંદ્રનો છે;' એમ જાણીને, નારાયણૠષિને વિસ્મય થયો નહીં. કારણ કે વૈભવના લોભીને ઈર્ષ્યા થાયજ. ઈંદ્રે આમ કર્યું; તોપણ પોતે લલચાયા નહીં; તેથી પોતે ધીરજવાળા છે; એવું અભિમાન પણ નારાયણૠષિને થયું નહીં. તોપણ, પોતે કરેલા અપરાધથી જે કંપતા હતા; તેમને નારાયણદેવે કહ્યું કે—'હે કામદેવ ! તું ડરીશ નહીં. હે પવન ! હે દેવાંગનાઓ ! અમારી આગતા સ્વાગતા સ્વિકારો; અને આ આશ્રમમાં વસો. આતિથ્ય લીધા પહેલાં, ભાગી જશો નહીં. (૮).**

૮ વિવેચન—

આ તો મોટા પુરૂષોની વાતો ! સ્ત્રીઓના લાભમાં ન લોભાવું; તે કાંઇ સાધારણ વાત નથી. દુધ પાંજરામાં હોય; ત્યાં સુધીજ બચે; નહિં તો આમતેમ ફરતી બીલાડીઓ, જરૂર ચાટી જાય. ધર્મના કાયદા, જ્ઞાતિના કાયદા, અને કુટુંબોના કાયદા, જીવનની મર્યાદારૂપ છે—વાડરૂપ છે. જે વાડમાં બાંકા પડે; તેમાં હરાયાં ઢોર પેસે. હરાયાં ઢોર, ખેડુના ઝપાટામાં આવે; તો ખેડુ તેની ખબર લે. A nod for a wise, and a rod for a fool. શાસ્ત્રે જે મર્યાદા બાંધી, તેને પાળી બતાવવા, જે અવતારો થયા છે; જે મોટા પુરૂષો, આ જગતમાં વિચર્યા છે; તેઓ મર્યાદાનું પાલન કરવાનું કેમ ચૂકે ! કરોડના માલીક, કોડી માટે દોડે નહીં. આત્મસંપત્તિવાળા, અનાત્મસંપત્તિ માટે દોડે નહીં. નિરતીશય સુખના અધિકારી, ક્ષુદ્ર સુખ માટે કેમ વલખાં મારે !

દૃષ્ટાંત—જમના બ્હેન, પાંચ ગુજરાતી અને છ અંગ્રેજી ભણેલાં; રંગે રૂડાં અને રૂપે પૂરાં. પણ દૈવયોગે વીશમે વરસે વિધવા થયાં. બાળગોપાળ કાંઈ નહીં. જમાઈની વરસી વાળ્યા પછી, બ્હેનને પિતા પોતાને ઘેર તેડી લાવ્યા. પિતાને મશરૂ કીનખાબની દુકાન હતી. સાંજે છ વાગ્યે દુકાન બંધ કરી, ઘેર આવીને પિતા જમે. પછી બે ઘડી ભાગવત વાંચે; અને બેનને સંભળાવે.

એકાદ માસ પછી, બાપાએ ભાગવત વાંચી રહ્યા પછી, બ્હેનને પૂછ્યું—'કેમ બેટા ! તને સમજાય છે ને ?' બ્હેન કાંઈ બોલ્યાં નહીં. ફરી પૂછ્યું—ફરી પૂછ્યું; ત્યારે બ્હેન માંડ બોલ્યાં—'પિતાજી ! સમજાય છે તો ખરૂં—પણ—

પિતાજી—'પણ' શું ? જે હોય તે કહેને !

બ્હેન—શું કહું ! કહેતાં આવડતું નથી !

પિતા—એટલે ? [ આમ બે ત્રણવાર પૂછતાં, બ્હેન રોઇ પડયાં. આંખ ઉપરથી ચશ્મા ઉતારીને, પિતા સાવધાન થયા. ] ફરી પૂછ્યું—તું કાંઈ વાત કર; ત્યારે ખબર પડે ને ! તું મારી દીકરી છો; પણ અત્યારે તું જુદા રંગમાં—જુદી ભૂમિકામાં—ઉભી છો. માટે તારે કાંઈ અગવડ હોય; તો તે મને ખુલ્લા મનથી કહેવી જોઈએ. બોલ જોઈ—બેટા ! મને નહીં કહે; તો કોને કહીશ ? નથી તારે મા ! સાસરે તો કાંઇ બોલાયજ નહીં.

સાસરીયાં વિધવાનાં વેરી ! ભાઈ ભોજાઈ તો અમૃત પીઈને અવતર્યાં હોય; અનેક પુણ્ય કરીને માનવતા પામ્યા હોય; તો બ્હેનના દુઃખની વાત સમજે ! ત્યારે આ વાત તું કહીશ કોને !

બ્હેન—આપનેજ કહું ! બીજા કોને કહું ! પણ બાપુ ! કહી શકતી નથી.

પિતા—ધીરજથી કહે ! થોડામાં કહે ! હું થોડામાં ઘણું સમજી જઈશ.

બ્હેન—જુઓ પિતાજી ! હું સાંભળું છઉં ઘણું; પણ મને કળ વળતી નથી; મને ક્યાંઈ ચેન પડતું નથી.

**' મને ગોઠાડયું ગોઠે નહીં;**
**મન સમજાવ્યું સમજે નહીં. '**

' શું હતું ! અને શું થઈ ગયું ! ' ત્યાંજ-તે બાબતમાંજ-મારૂં ચિત્ત ભટકયા કરે છે. '

એમ કહેતાં કહેતાં બ્હેન રોઈ પડી.

પિતા—હું પણ તારા જેવોજ કાંઈક છઉં. મને પણ ઘરમાં આવું છઉં; ત્યારે ઘર ખાવા ધાય છે; પણ એમ અકળાવું; કાંઈ કામ આવે ! ' મરનાર પાછું નહીં મળે. ' એ પ્રસિદ્ધ વાત છે.

બ્હેન—પણ પિતાજી ! પાછલાં સંસ્મરણો યાદ આવતાં, મને કાંઈક થઈ આવે છે ! મારા હૃદયમાં કાંઈ અટપટું અનુભવાય છે. મારા હૃદયને આંચકા વાગે છે; હૃદય વિંધાઈ જાય છે; કાળજે કાણાં પડે છે. શું ત્યારે પિતાજી ! મારે ઝુરી ઝુરીનેજ મરી જવું ? સુખપૂર્વક જીવવાની, હવે કોઈ બીજી રીતજ નથી ?

પિતા—એમ કાંઈ હોય ! આ તો પતિને તેં મરતાં મૂકયા; પણ જીવતા મુકીને ચાલી નીકળાય; એવી પણ માનવતામાં કાંઈક અજબ શક્તિ છે.

બ્હેન—તે શું ?

પિતા—તે જ્ઞાનયુક્ત તીવ્ર વૈરાગ્ય. જ્ઞાન વૈરાગ્ય વિના સંસાર મોટી મુંઝવણરૂપ છે. વાળ ઉતારવા, શણગાર તજી દેવા, સાદો ખોરાક લેવો, પથારીએ શયન કરવું; થોડુંજ બોલવું; વિગેરે આજ્ઞાઓ, શાસ્ત્રોએ વિધવાઓને આપી છે; તે માત્ર લોકાચાલ નથી; પણ જેવી સન્યાસદિક્ષા છે; એવીજ આ **વિધવાદીક્ષા** છે. વિધવાઓને ઉંચી ભૂમિકામાં લઈ જવાની ગોઠવણ છે. નાટકના ખેલાડીને વેશને ઘટતોજ પોશાક પહેરાય; તેમ સંસારના ખેલાડીને, પોતાના ખેલને ઘટતોજ પોશાક પહેરાય. લગ્નમાં લગ્નનો પોશાક; અને મરણમાં મરણનો પોશાક. સધવાને સધવાનો પોશાક; અને વિધવાને વિધવાનો પોશાક. એકને જે અમૃત, તે બીજાને ઝેર. એટલે સંસારીનાં ધન સ્ત્રી પુત્રાદિ શણગાર, ત્યાગીને ઝેર; અને ત્યાગીનાં ભગવાં, મુંડન આદિ સંસારીને ઝેર સમજવાં. શાસ્ત્રોમાં માત્ર રામરામજ નથી; પણ અમુક સમયે; તે સમયનો લાભ, કેવી રીતે લેવો; તેવું શાસ્ત્ર સ્પષ્ટ રીતે સમજાવે છે. પાંચ પચીશના પગાર માટે વેશમાં ઉતરેલો ખેલાડી, ખેલને અનુસરીને પોશાક ન પહેરે; તો જેમ ધપ્પા ખાય; તેમ જીવનની લ્હાણુ લેનારાં સંસારીઓ, પોતાના પ્રાપ્ત સમયને અનુકુળ, પોશાક ન પહેરે; તો ધપ્પા ખાય–અવળે રસ્તે ચડી જાય.

બ્હેન—ત્યારે તો એમજ જણાય છે; કે–જવું છે–મુંબઈ; અને બેઠાં અજમેરની ગાડીમાં. અજમેર થઈને મુંબઈ જવાય, પણ આડે રસ્તે ચાલે; તે મુંબઈ મોડાં પહોંચે.

મારી પ્રથમ ભૂલ તો આ, કે-હું વિધવા છઉં; છતાં સાચી વિધવા બની નહીં. હવે મારે સધવાના શણગાર, કલંકરૂપ—ઝેરરૂપ—છે.

પિતા—આવું તો ઘણી લ્હેરી વિધવાઓ પણ સમજે છે.

બ્હેન—પિતાજી! હું લ્હેરી (સ્વચ્છંદી) વિધવા નથી. સારૂં મૂહરત જોઇ, જેમ મોટા શેઠની કુમારી કન્યાએ, સાધ્વીની દિક્ષા લીધી; તેમ સારૂં મુહરત જોઇને, મને સાચી વિધવાની દિક્ષા અપાવો. સમજ્યા પછી ભૂલને ચલાવી લેવી; તે મને ઠીક લાગતું નથી.

પિતા—સંયમ તો સજ્જનનો શણગાર. સાચી વિધવા તો ભારતનો શણગાર. જ્ઞાતિ અને કુળની જો કોઇ સાચી દેવીઓ હોય; તો તે સાચી વિધવાઓ છે. દેરે દેવીઓ પૂજાય; કુટુંબે કુટુંબે સાચી વિધવાઓ પૂજાય. ભાગવત-રામાયણ, ઉપનિષદાદિમાં વિષયભોગ વિલાસની ઘણી નિંદા છે. વળી તુલસીદાસજી તો એમજ કહે છે—કે—

**ચોપાઈ**—'ઇહ તનુકર ફલ વિષય ન ભાઇ, સ્વર્ગહુ સ્વલ્પ અંત દુઃખદાઇ.'

'સ્વર્ગના વૈભવ પણ, અંતે દુઃખદાઇ છે; અને **વિષયભોગ માનવદેહનો હેતુજ નથી.**' આ સિદ્ધાંતોને સિદ્ધ કરવાનો, જો કોઇ સુંદર સમય હોય; તો તે ત્યાગાશ્રમ છે. ત્યાગાશ્રમમાં ગયા ન હોય; તો સંસારમાં આ લાભ ક્યાં?-વિધુર અવસ્થા, અને વિધવા અવસ્થા; જ્યાં સાચા ત્યાગનું નિષ્કંટક સામરાજ્ય; જ્યાં વિષયભોગની સંપૂર્ણ મનાઇ; જ્યાં વિષયભોગને ઓજે પણ ન ઉતરાય.

બ્હેન—આવી ખોંખારાબંધ વાત, તમે મને આજેજ કરી. પિતાજી! જેવી તેવી વાત, માનવહૃદયમાં પેસતીજ નથી. કાન થોબીને ભૂલ બતાવે; તો જીવ કાંઇકિ માને.

પિતા—તને તે વાત જાણવાની ગરજ જોઇને, મેં આ વાત આજ કરી. કથાવાર્તા થાય છે, ત્યાં રોડાં જેવાં અનેક સ્ત્રી પુરૂષો બેસે; પણ નથી ગરજ કહેનારને; કે—નથી ગરજ સાંભળનારને! મારે તો તું દીકરી, અને હું બાપ! મારાં વચનોમાં તને ઘણો વિશ્વાસ. ભુસ્તર વિદ્યાનો જાણનાર કહી શકે કે-' આ ઠેકાણે ખોદવાથી જળ મળશે; આ ઠેકાણે ખોદવાથી, હીરા નીકળશે; અને આ ઠેકાણે ખોદવાથી, કોલસા નીકળશે;' તેમ જીવનના રહસ્યને જાણનારા સંતો અને શાસ્ત્રો કહી શકે; કે ગમે એવા ભયંકર દુઃખમાં પણ, સુખ જોઇતું હોય; તો અમુક રીતે જીવન ઘડવું. ભેળાભેળી આ વાત પણ કહી દઉં કે—સાચી વિધવા, માત્ર પોશાકથી ન શોભે. પોશાક સાથે ચારિત્ર અને જ્ઞાન. આ બે રંગ પૂરાય; ત્યારે જીવન જબકે—ધારેલે સ્થાને પહોંચાય. પ્રથમ તો અવકાશને ખેંચી લઇ, સંસ્કૃત અભ્યાસ કર. તેમાં અભિમાનને જરા પણ આવવા દઇશ નહીં. પછી ભાગવત વાંચજે અને વિચારજે. તું સંસારમાં રહી હોત; તો તારે બે પાંચ કે પંદર દિકરા થાત. તેમાં વળી—બે ત્રણ એવા પાકત; કે તારૂં લોહી પી જાત. સુખની આશામાં ને આશામાં, તું દુઃખમાં કુટાઇ મરત. સાચી વિધવા બનવામાં, થોડું દુઃખ અને અનેક સુખ. શાંતિ-શાંતિ અને શાંતિ. યાદ રાખવું કે—જેટલું સાચું તેટલુંજ કીંમતી. સાચા રૂપૈયા સૌ લે; તેમ સાચા માણસ, સાચી વિધવા, સાચાં વિધુર—પૂજનીય છે. સાચા મોતી મોંઘાં. તેમ બ્હેન! તું સાચી વિધવા થા. તારા જીવનની પળેપળ, અબ્જોથી પણ અંકાય નહીં; એવી તું થા

**બ્હેન**—અત્યારે અનેક વિધવાઓ અંધારે અફળાય છે. બની તે ન બની, બનવાની નથી; ગયું તે પાછું આવવાનું નથી; તોપણ મળેલા સમયને સફળ કરી શકતી નથી.

પિતા—તેઓ સાચી વિધવા થવા પ્રયત્નજ કરતી નથી. પરિણામે સાચા સુખથી વિમુખ રહે છે. હવે એક છેલ્લી વાત. વિધવામાં સધવાનાં અલૌકિક સુખ ભોગવવાં. પ્રાણી માત્રનો પતિ પ્રભુ છે; તોપણ વિધવા થયા પછી, અવશ્ય શ્રીહરિને શરણે રહેવું. શ્રીહરિને પતિભાવે ભજવા.

'પરણું તો પ્રીતમ પ્યારો; અખંડ સોહાગ મારો;
રાંડવાનો ભય ભાંગ્યો રે—મોહનતારા૦
મુખડાની માયા લાગી રે—મોહનતારા૦'

પ્રભુને પતિભાવે ભજતાં, વિધવાએ પોતાના ધર્મની મર્યાદા, કદિ લોપવી નહીં. ભગવાનને બ્હાને મર્યાદા લોપવા જે શીખ્યા; તે રજળી પડયા છે. માથે વાળ રાખવા, ભાલમાં ચાંદલો કરવો; બંગડીઓ પહેરવી; સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરવાં; બહુ બોલવું; એ તમામ મર્યાદાભંગ છે. નાના મર્યાદાભંગ કરે; તે ધીમે ધીમે મોટો મર્યાદાભંગ પણ કરે. એટલું પણ યાદ રાખવું કે-પ્રભુને શરણે રહેનારને, અન્ન વસ્ત્રની કદિ ખોટ પડતી નથી. આવા પાકા વિશ્વાસથી પ્રભુ ભજવા અને ઘરકામ કરવું.

વિગેરે વિગેરે. [દ્રષ્ટાંત પૃ૬.]

કહેવાનો ભાવ એ છે કે—એક જુવાન વિધવા, કામદેવને નમાવે છે; ત્યારે નર-નારાયણ દેવ, કામદેવને નમાવે; તેમાં નવાઈ જેવું કાંઈ નથી.

વિધવા કામદેવને નમાવે; પણ વિધુર નમાવે; તે નવાઈ જેવું છે. સાધારણ રીતે પુરૂષો સ્ત્રીઓમાં વધારે લોભાય છે. વધારે શું ! અત્યંત લોભાય છે. પરણીને પુત્ર આવે; ત્યાં સ્ત્રી માટે માતાપિતા સાથે વેર બાંધે. એક સ્ત્રી હોય; છતાં બીજી કોઇ સુંદર સ્ત્રી દેખે; અને તે જરા લોભાવે; તો પરણી સ્ત્રીને પડી મેલીને, ત્યાં ભટકે. પચાસને દસે ભાઈ રાંડયા હોય; અને કોઈ કન્યા દેનાર નીકળે, તો પરણવા તૈયાર થઇ જાય. ત્યાગનો આનંદ, જેના ખ્યાલમાં પણ ન આવે; એવાં સ્ત્રીપુરૂષોને માનવ કેમ કહેવાય !

ત્યારે તેમને શું કહેવાય ?,—'તે કહેવાય નહીં'.

'ના કહી દો !'–તો સાંભળી લ્યો-'એમને પોળનાં કુતરા પણ ન કહેવાય; કારણ કે કુતરા પણ અમુક ઋતુમાંજ ઘેલા (બેભાન) થાય છે. પશુ પણ ન કહેવાય; કારણ કે પશુ પણ કાંઇક સંયમી છે.'

'ત્યારે તેમને કહીએ શું' ?–'તેમને પારેવાં કહેજો; નમાલાં જીવડાં કહેજો.

પારેવાંથી પણ, કામી પુરૂષો હલકા છે; કારણકે પારેવાં દિવસેજ કામી; રાત્રે નહીં. જેમ પતંગ રાજીખુશીથી અગ્નિમાં પડી, ફના થઈ જાય, તેમ કામી પુરૂષો, રાજીખુશીથી, સ્ત્રીના મોહમાં પડીને, ફના થઇ જાય. ગુલાબના પુષ્પ જેવા સુંદર પુરૂષો, સ્ત્રીના સપાટામાં આવ્યા પછી; પાંચ, દસ કે પંદર વરસે, વૃદ્ધ—જાણે ઘરડો વાંદર. રસ ભર્યો શેરડીનો સાંઠો, સીસોડામાં પડયો હોય; તો એ, ત્રણ કે પાંચ મીનીટે તેના કુચ્ચા !

**સ્ત્રી મર્યાદા**—દેવમંદિરોમાં, કથાવાર્તામાં, યાત્રામાં, મેળાવડામાં અને લગ્નાદિ પ્રસંગોમાં જતાં, સ્ત્રીઓએ પોતાની મર્યાદાઓનો ખાસ વિચાર કરવો જોઇએ.

નહીં તો પુણ્યના કરતાં, પાપના ઢગલા વધી પડશે. સ્ત્રીનું અંગ, તે પુરૂષોને ભુલા પડવાનું સ્થાન—ભાન ભુલવાનું સ્થાન. બીલાડીને દેખીને ઉંદરનું હૃદય ધ્રુજે; તેમ સુંદર સ્ત્રીને દેખીને, કામી પુરૂષનું હૃદય ધ્રુજે. સ્ત્રીઓને ઘણીજ સ્વતંત્રતા આપનારા અમેરિકા દેશે, ઈ. સ. ૧૯૩૫માં ચિકાગો શહેરમાં, 'સભ્યતા સંઘ'–league of modesty સ્થાપ્યો છે. 'દેવળોમાં પ્રાર્થના વખતે આવતી સ્ત્રિયો, ઘણોજ અમર્યાદ પોશાક પહેરીને આવે છે;' એમ ત્યાંના પાદરીયો પોકાર કરે છે. પાદરીઓ એમ પણ કહે છે કે–'સ્ત્રીસ્વતંત્રતાના બ્હાના હેઠળ, સ્ત્રીઓ સ્વલ્પ અલ્પ વસ્ત્રો ધારણ કરે છે. શરીરના ઢાંકવા જેવા અંગોને, ખુલ્લાં રાખે છે. તેથી દેવળમાં આવતા પુરૂષોની, ધર્માચાર્યોની, ધર્મોપદેશકોની, શ્રોતાઓની અને વકતાઓની, માનસીક સ્થિરતા વિક્ષેપ પામે છે." આવી સ્ત્રીઓનાં કપડાંની ફેશનને અંકુશમાં રાખવા, સભ્યતા સંઘે', અમુક અમુક નિયમો બાંધી આપ્યા છે. તે નિયમો પ્રમાણેજ, સ્ત્રીઓએ વસ્ત્રો પહેરીને દેવળમાં આવવું પડે છે.

આપણા દેવળોમાં, યાત્રાઓમાં, કથાવાર્તાઓમાં, કુંભના મેળાઓમાં, પુરૂષોને મલીન લાલચોમાંથી બચાવવા, સ્ત્રીઓએ પોતે મર્યાદાથી રહેવું જોઇએ. એટલે મલીન લાલચોમાંથી બચાવવા, અમર્યાદ દેખાવ કરવા નહીં. નાટક, સીનેમા, અને સભાઓમાં, પતિની સાથે, અથવા એકલાં, જવું આવવું, એ શીયળને ભયમાં નાંખવા જેવી ભૂલ છે. કારણકે જ્યાં ત્યાં ખળ ઘણા છે; સજ્જન બહુજ થોડા છે.

આપ સૌ સાવધાન છોને? સાંભળો છોને? ધર્મ તે આ! કથા તે આ! મંદિરોમાં અને મંડળોમાં, તમે કાંઈક હો; તો સ્ત્રીપુરૂષોની મર્યાદા ઉપર ખાસ ધ્યાન આપજો. આંધળી દળે; અને કુતરા ચાટે; એવું બહુ થાય છે. પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપે! લે ભાગુ બાવા–સાધુ–સન્યાસીઓ સ્ત્રીઓ સાથેજ ફરતા જણાય છે. એટલે સ્ત્રીઓના સંગથી જરા પણ ડરતા નથી. જાણી બુઝીને બુડે છે; અને બુડાડે છે. કાંગલી–પોમલી બ્હેનો, ગાંડાં કાંઢે; મર્યાદા મૂકે; પણ સાધુ સન્યાસીઓ મર્યાદા મૂકે; એ દરેક ધર્મને કલંકરૂપ છે.

'અહીં આપણને નરનારાયણ શીખવે છે કે–'**સંયમ એજ શોભા!**' સંસારમાં રહો; ત્યાં પણ, જેમ દાળ શાકમાં જોઈતુંજ મીઠું નંખાય; તેમ સંસારમાં સ્ત્રી સાથે રહો; તો પણ ઋતુકાળમાંજ સ્ત્રીનો સંગ થાય; પછી ન ઘટે. દવાખાનામાં દવાના બાટલા ભર્યા છે; પણ વિવેકથી તેનું પાન થાય. ઘરમાં મીઠાની માટલી ભરી છે; પણ વિવેકથી દાળમાં નંખાય.

જે પકડવા આવ્યા હતા; તે પકડાઈ ગયા; કામદેવાદિ દેવાંગનાઓ, ઝાંખા પડી ગયાં. કામદેવાદિ નરનારાયણનું બગાડવા આવ્યા હતા; પણ જેમણે નિર્વૈર રહેવાનો નિર્ણય કર્યો હતો; એવા નારાયણ દેવ હસીને બોલ્યા કે 'આતિથ્ય લઈને જજો.' **महतां क्षमैव युक्ता, न तुच्छेषु पराक्रमः** । તુચ્છજનો પ્રતિ મોટા પુરૂષોએ ક્ષમાજ કરવી જોઇએ. વેવાઈ રીસાય; તો કન્યાનો બાપ પગમાં પડે; તેમ અતિથિ રીસાય; તો તેને યજમાન નમીને મનાવે. રીસાએલો વેવાઈ, કન્યાને ન મોકલે; અને રીસાએલો અતિથિ, યજમાનનાં કોટિ પુણ્યનો નાશ કરે.

આવા વિવેકને શીખવતા નારાયણ દેવ આગળ શું બોલે છે—

વસંતતિલકા.

**इत्थं ब्रुवत्यभयदे नरदेव देवाः, सव्रीडनम्रशिरसः सघृणं तमूचुः ॥**
**नैतद्विभो त्वयि परेऽविकृते विचित्रं, स्वारामधीरनिकरानतपादपद्म ॥९॥**

**અર્થ—હે રાજન્ ! અભય આપનારા ભગવાન્ આ પ્રમાણે બોલ્યા; ત્યારે લાજથી જેમનાં માથાં નમી પડયાં હતાં; એવા દેવોએ, દયામણી રીતે તેમને કહ્યું કે–'હે પ્રભુ ! આપ કે જે પરમાત્મા, તથા નિર્વિકારી–જીતેંદ્રિય છો; તથા જેના ચરણ કમળમાં, આત્મારામી અને ધીરપુરૂષો નમે છે; તેમાં આ બાબત વિસ્મય પમાડે એવી નથી. એટલું આપને આમ કરવુંજ ઘટે છે. (૯)**

૯ વિવેચન—

નારાયણ કેવા !–કે **स्वारामधीरनिकरानतपादपद्मः**–ઘણા ઘણા આત્મારામી પુરૂષો, જેમના ચરણારવિંદમાં નમે છે; એવા નારાયણ ભગવાન છે. આસુરી સંપત્તિવાળા યોદ્ધાઓ, અસુરો પાસે હોય; અને દૈવી સંપત્તિવાળા યોદ્ધાઓ, સંતો પાસે હોય. 'Element finds its element–તત્વ તત્વને શોધે.' વરરાજા જાનૈયા વિના આવે નહીં. તેમ રાવણ સાથે કુંભકર્ણાદિ અસુરો આવ્યા; અને રામ સાથે હનુમાનાદિ સંતો આવ્યા. ગૌતમ, મહાવીર, શંકરાચાર્ય, શ્રીવલ્લભ, શ્રીસ્વામીનારાયણ વિગેરે સંતોને, સંતોએ ઓળખ્યા. ઓળખ્યા એમણે સેવ્યા. સેવ્યા તે અમરોના લીસ્ટમાં નોંધાયા.

કલ્યાણની પરવાવાળાએ, ભગવાનના ભકતોની વાતો પહેલી કરવી; પછી ભગવાનની વાતો કરવી. કારણકે ભગવાનના ઘરનો રસ્તો બતાવનારાં, ભકતોનાં ચરિત્ર છે. દરેક સંપ્રદાયમાં, ભકતોનાં ચરિત્રોનો અભ્યાસ સૌએ કરવોજ જોઈએ. પોતાના સંપ્રદાયની પચીસ પચાસ વાતો જાણવીજ જોઇએ.

**त्वयि परे एतद् विचित्रं न**–આપને જેમણે ઓળખ્યા છે; આપને જેમણે સેવ્યા છે; એવા સંતો, કામદેવને જીતી લે છે; ત્યારે આપ કામદેવને જીતો તેમાં નવાઈ શી ! તેમાં નવાઈ કાંઈ નહીં. વૃંદાવનના રાસનો હેતુ શું હતો ? એજ–કે–કામદેવની અસર શ્રીહરિને થતી નથી. અનેક ગોપીકાઓ સાથે અનહદ રમ્યા–મદ ઝરતો હાથી, હાથણીઓ

---

૯ પદચ્છેદ—**हे नरदेव !**–હે રાજન્ ! **अभयं ददाति इति अभयदः, तस्मिन् ब्रुवति सति**–અભય આપનારા ભગવાન્ આ પ્રમાણે બોલતાં. **व्रीडया सहितानि सव्रीडानि सव्रीडानि, नम्राणि शिरांसि येषां ते स०**–લાજથી જેમનાં માથાં નમી પડયાં હતાં એવા દેવો. **घृणया सहितं यथा स्यात् तथा, यत् तम् ऊचुः**–દયા મણી રીતે તેમને કહ્યું કે. **हे विभो !**–હે પ્રભુ ! **एतद् त्वयि परे अविकृते विचित्रं न**–આપ કે જે પરમાત્મા તથા નિર્વિકારી–જીતેંદ્રિય–છો તેમાં આ બાબત વિચિત્ર નથી. **स्वात्मनि आरामः येषां ते स्वारामाः, स्वारामाश्च ते धीराश्च स्वारामधीराः, तेषां निकरः** (જથ્થો) **तेन आनतं पादपद्मं यस्य सः तस्मिन्**–જેના ચરણ કમળમાં આત્મારામી અને ધીરપુરૂષો નમે છે એવા.

સાથે રમે; એમ પ્રભુ ગોપિકાઓ સાથે રમ્યા; તોપણ શ્રીકૃષ્ણ કેવા ? તો- **બાળબ્રહ્મચારી.** એટલે—જેને સંસારનું ભાન પણ ન હોય; એવો ૮—૯ વરસના બાળક. ગોવિંદ ગીતામાં ડાહ્યા; એકાદશસ્કંધમાં, ઉદ્ધવ સાથે બેઠા છે; ત્યાં પણ ઠાઉકા દેખાય છે; માત્ર દશમની શરૂઆતમાં થનગનાટ. મથુરામાં આવ્યા ત્યાં પણ, કુબ્જાના શયનગૃહમાં સુતા. ઉદ્ધવ કાકા સાથે હતા; તે બહાર બેસી રહ્યા; અને શ્રીકૃષ્ણ કુબ્જાના શયન ગૃહમાં પેઠા. શિષ્ય તે તે-પોતાના તો તે-કે જેમને લગીર પણ શ્રીકૃષ્ણમાં શંકા થઇ નહીં—અભાવ થયો નહીં-ઉદ્ધવ સાચો ભક્ત. (ઉદ્ધવ જેવા હોય; તે સાચા શિષ્ય-સાચા પુત્રાદિ.)

ત્યારે—આ કૃષ્ણ કેવા ?—(જવાબ—) ભગવાન્ !

'**ભગવાન્?** શું કહો છો ? **ભગવાન્ ?**-ત્યારે આ ભગવાન કેવા ?'—

જોયા જેવા—સમજવા જેવા—વિચારવા જેવા—ચિંતન કરવા જેવા. અરે ! હાથમાં આવે તો પકડી લેવા જેવા ! બાથમાં આવે; તો હૃદયમાં ઘાલી દેવા જેવા. નરનારાયણને અને રામને ભજવા સહેલા ! પણ કૃષ્ણને ભજવા; તે અઘરૂં ! કારણકે ત્રિભંગી-ત્રણ ઠેકાણે વાંકા. શંકાનોજ સાગર. હૈયામાં પેસેજ નહીં.

ના પેસે ?—પેઠેલા અમે દેખ્યા છે-સાંભળ્યા પણ છે. ત્યારે ક્યાં-તે પેસે ?

પ્રેમભર્યા હૈયામાં તે પેસે.

જેમના હૃદયમાં માતાપિતા પ્રત્યે, ગુરૂ પ્રત્યે, ભાંડરડાં પ્રત્યે, પ્રેમ નહીં—ભાવ નહીં આદર નહીં—કોમળતા નહી; એવા રીઢા હૃદયવાળા માટે, શ્રીકૃષ્ણ છેજ નહીં.

"કૃષ્ણ તો કંઠ કેરૂં ઝુમણું રે લોલ !" 'હરિ હૈયાના હાર વ્હાલા મ્હારા !'

[ આ મોક્ષપત્રિકામાં ૮૩ થી ૯૧ સુધી (નવ વરસ સુધી) દશમસ્કંધ ચાલુ રહ્યો. તેમાં ઘણું જાણવા જેવું છે. ૫૦૦ થી ૬૦૦ સુંદરવરનાં સુંદર પદો છે. સો સવાસો રસીલાં દૃષ્ટાંતો છે. ખાસ વાંચવા જેવી ટિકા છે. ત્રણ ત્રણ વરસનાં, ત્રણ પુસ્તકો પણ છે. દરેક વરસની ફાઇલો બાંધેલી છે. દરેક વરસના ૨—૬—૦ છે. આ ફાઇલો ધીમે ધીમે ઘરમાં વસાવવી. દેવમંદિરોમાં-સંસ્થાઓમાં-પુસ્તકાલયોમાં અને શોખીન પુરૂષોના ઘરમાં ખાસ વસાવવા જેવી વસ્તુ છે. વિધવાનું તો આ ઘરેણું છે. દશમસ્કંધ ઉપર, આવા ખુલાસા ભાગ્યેજ મળશે. આ અમારૂં બળ નથી-પ્રભુકૃપા થઇ છે. તેનો લાભ આપ પણ લ્યો ! ]

હવે દેવો પોતાનો અપરાધ કબુલ કરે છે— વસંતતિલકા—

**त्वां सेवतां सुरकृता बहवोऽन्तरायाः,**
**स्वौको विलंघ्य परमं व्रजतां पदं ते ॥**
**नान्यस्य बर्हिषि बलीन ददतः स्वभागान्,**
**धत्ते पदं त्वमविता यदि विघ्नमूर्ध्नि ॥ १० ॥**

---

૧૦ પદચ્છેદ— **त्वां सेवतां**-આપને સેવનારા સેવકોને. **स्वस्य ओकः** (સ્થાન) **तत् विलंघ्य, ते (तव) परमं पदं व्रजतां**-દેવતાઓના સ્થાનને વટીને તમારા પરમપદને પામતાં લોકોને. **सुरकृताः बहवः अंतरायाः**-દેવોએ કરાયેલા ઘણાં વિઘ્નો. **बर्हिषि**-યજ્ઞમાં. **स्वभागान बलीन् ददतः अन्यस्य न**-તમને તજીને બીજા દેવને યજ્ઞોના ભાગો આપનારાને દેવો વિઘ્ન કરતા નથી. **यदि त्वं अविता**-જો તમે ભક્તની રક્ષા કરો તો. **विघ्नमूर्ध्नि पदं धत्ते**-તમારો ભક્ત વિઘ્નના ઉપર પગ મૂકે છે.

क्षुत्तृट्त्रिकालगुणमारुतजैह्व्यशैश्न्या-
नस्मानपारजलधीनतितीर्य केचित् ॥
क्रोधस्य यान्ति विफलस्य वशं पदे गोर्-
मज्जंति दुश्चरतपश्च वृथोत्सृजन्ति ॥ ११ ॥

**અર્થ**—અમોએ જે અપરાધ કર્યો; તે અમારો સ્વભાવ છે. આપને સેવનારા સેવકો, કે જેઓ દેવતાઓના સ્થાનને વટીને, પરમપદને પામે છે; તેમને દેવો વિઘ્ન કરે છે. તમને તજીને બીજા દેવને યજ્ઞના ભાગ આપે છે; તેને દેવો વિઘ્ન કરતા નથી. જો તમે ભક્તની રક્ષા કરો; તો તમારો ભક્ત વિઘ્નના ઉપર પગ મૂકે છે. [૧૦] અમે કે જેઓ ક્ષુધા, તૃષા, ટાઢ, તડકો, વરસાદ, પવન, જિહ્વાના રસ, અને શિશ્નના રસરૂપ છઈએ; તેઓનું ઉલંઘન કરીને, જે પુરૂષો નિષ્ફળ ક્રોધને વશ થાય છે; તેઓ અપાર સમુદ્ર તરીને, ગાયના પગના ખાબોચીયામાં બુડી જાય છે. એ લોકો ક્રોધથી શાપાદિ આપીને, પોતાના ભારે તપનો, વૃથા નાશ કરે છે. [૧૧]

૧૦–૧૧ વિવેચન—

ડેલીએ બેઠેલા દરવાનને પૂછ્યા વિના, ડેલીમાં પેસી જવું; અને રાજાને મળવું; તે દરવાનને ખીજવવા જેવું છે. તેમ દેવોની ઉપરવટ થઈને, દેવોના દેવ નારાયણને મળવું; તે દેવોને ખીજવવા જેવું છે. તે સંબંધમાં તુલસીદાસજી કહે છે કે—[મોક્ષવાણી પાનુ ૮૯]

**ચોપાઈ**—છોરત ગ્રંથિ જાનિ ખગરાયા, વિઘ્ન અનેક કરે તબ માયા,
રિદ્ધિ સિદ્ધિ પ્રેરે બહુ ભાઈ, બુદ્ધિહિ લોભ દિખાવૈ જાઈ;
કલ બલ છલ કરિ જાય સમીપા, અંચલવાત બુઝાવૈ દીપા,
હોઈ બુદ્ધિ જો પરમ સયાની, તિન સન ચિતવ ન અનહિત જાની;
જો તેહિ વિઘ્ન બુદ્ધિ નહિં બાધી, તૌ બહોરિ સુર કરહિં ઉપાધિ,
ઇંદ્રિયદ્વાર ઝરોખા નાના, તહઁ તહઁ સુર બૈઠે કરિ થાના;
આવત દેખહિં વિષય બયારી, તે હઠિ દેહિં કપટ ઉઘારી,
જબ સો પ્રભંજન ઉરગૃહ જાઈ, તબહિ દીપ વિજ્ઞાન બુઝાઈ;
ગ્રંથિ ન છૂટ મિટા સો પ્રકાશા, બુદ્ધિ વિકલ ભઈ વિષય બતાસા,
ઇંદ્રિય સુરન્હ ન જ્ઞાન સુહાઈ, વિષયભોગ પ્રીતિ સદાઇ.

---

૧૧ પદચ્છેદ—**क्षुत्** (ભુખ) **तृट्** (તૃષા) **त्रिकालगुणाः** (ટાઢ તડકો અને વરસાદ) **मारुतश्च** (પવન) **(जीह्वायाः इमे) जैह्व्याः** (જીહ્વાના રસ) **शिश्नस्य इमे शैश्न्याः** (શિશ્નના રસ) **तान् क्षु० इति अपारजलधीन् इति अस्मान्**—અમે કે જેઓ ક્ષુધા, તૃષા, ટાઢ, તડકો, વરસાદ, પવન, જીભના રસ, અને શિશ્નના રસરૂપ છઈએ; અને ઉંડા સમુદ્ર જેવા ગહન છઈએ; તેમને. **केचित् अतितीर्य**—કદિ કોઈ પુરૂષો તરી જાય; તો. **विफलस्य क्रोधस्य वशं यांति**—વિફળ એવા ક્રોધને વશ થાય છે. આ પ્રમાણે. **गोः पदे मज्जंति**—ગાયના પગલા જેવડા ખાબોચીયામાં બુડી જાય છે. **च**—અને **दुश्चरतपः वृथा उत्सृजति**—ભારે તપનો નકામો નાશ કરે છે.

અર્થ—(દેવતાઓને પડયા મેલીને દેવતાઓના દેવ પરમાત્માને જીવ ભજે; તો જીવને મુક્તિજ પ્રાપ્ત થાય,) પણ જીવ જ્યારે મુક્તિને માટે, પરમાત્માને ભજે; ત્યારે રિદ્ધિ સિદ્ધિઓ આવીને, જીવને લાલચમાં નાંખે. રિદ્ધિ સિદ્ધિની લાલચમાં જીવ ન પડે; તો દેવતાઓ, જીવને પોતાના લોકોમાં આવવા, અને પોતાના લોકોના ભોગો ભોગવવા લલચાવે. ઈંદ્રિઓના દ્વારોરૂપી ઝરોખાઓમાં, તે તે ઇંદ્રિયના દેવતાઓ,[1] પોતાના થાણા નાંખીને બેઠા છે. આ દેવતાઓ વિષયરૂપી પવનને પોતાના દ્વાર ઉપર આવતો જોઇને, હઠ કરીને કમાડો ઉઘાડી આપે છે–સંયમની સાંકળો તોડી નાંખે છે. એમ થતાં વિષયરૂપી પવન, હૃદયરૂપી ઘરમાં પેસી જાય છે. આ પ્રમાણે હૃદયને ડોલાવી[2] જ્ઞાનરૂપી દીવો બુઝાવી દે છે. આમ થતાં પ્રકાશનો નાશ થાય છે; અને બુદ્ધિ વિકળ બની જાય છે. **ઈંદ્રિઓના દેવતાઓને બ્રહ્મજ્ઞાન ગમતું નથી.** તેઓને તો સર્વદા વિષયો ઉપરજ પ્રીતિ રહે છે. [ મોક્ષવાણી પાનુ ૮૯ ]

'વૃક્ષના મૂળમાં જળ રેડવાથી, ડાળાં પાંદડાંને જળ મળે છે; તેમ એક વિષ્ણુને પુજવાથી, બધા દેવો પૂજાય છે;' એમ ભાગવતમાં કહ્યું છે; તોપણ વિષ્ણુને ભજતાં બીજા દેવો અદેખાઈ કરીને, ભક્તને વિઘ્નો કરે છે; તે વાત ભૂલવા જેવી નથી.

બૃહદારણ્યક ઉપનિષદ્ (અ. ૧. ચોથો બ્રાહ્મણ મંત્ર ૧૦) **अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेवं स देवानां। यथा ह वै बहवः पशवो मनुष्यं भुञ्ज्युरेवमेकैकः पुरुषो देवान् भुनक्त्येकस्मिन्नेव पशावादीयमानेऽप्रियं भवति किमु बहुषु तस्मादेषां तन्न प्रियं यदेतन्मनुष्या विद्युः ॥ १० ॥**

ભાવાર્થ—જેમ ગાય અને અશ્વાદિ ઘણાં પશુઓ, પોતાના ધણીનું દોહનવાહનાદિ વડે પાલન કરે છે; તેમ સકામભકતો, દેવોને સ્તુતિ, નમસ્કાર, બલિ આદિ વડે પાળે છે. પશુવાળાનું એક પશુ, વાઘાદિ લઈ જાય; તો તે વાઘાદિ; પશુના માલેકને અપ્રિય લાગે છે; તેમ તત્ત્વજ્ઞાનની તીવ્ર જીજ્ઞાસા, મુમુક્ષુઓને, સકામ દેવોને પડયા મેલીને, પરમાત્મા પાસે લઇ જાય છે; ત્યારે સકામ દેવો, તે મુમુક્ષુઓને વિઘ્ન કરે છે. [૧૦]

'**पशुरेव हि देवानां** શ્રુતિ કહે છે કે–સકામ ભક્ત દેવોનો પશુ છે.'

ભગવાનના ભકતોને વિઘ્નો આવે; તેનું કારણ આ દેવો છે; તો પણ પરમાત્મા અંતે ભકતોનો વિજય કરે છે. ભકતો વિઘ્નોને માથે પગ મૂકીને આગળ વધે છે. જડ ભરતને મૃગમાં મોહ કરાવી, દેવોએ ભુલા પાડયા; પણ અંતે પરમાત્માએ ભરતનો જય કરાવ્યો. જેને રખવાળે રામ વસે; ત્યાં ભય ન હોય.

**केचित् अतितीर्य** કદિ કોઈ ઇંદ્રિયોને અને ઇંદ્રિયોના દેવોને જીતી જાય; તો **विफलस्य क्रोधस्य वशं यांति**–તો તેઓ વિફળ એવા ક્રોધને વશ થાય છે. એટલે તેમને પોતાના તપ, વ્રત અથવા વિદ્યાનું અભિમાન થાય છે; તેથી તેમને ક્રોધ જરા ખીજવે; તો

---

૧. મુખમાં અગ્નિ દેવ છે; જીભમાં વરૂણ દેવ છે; આંખમાં સૂર્ય દેવ છે; નાકમાં અશ્વનીકુમાર દેવ છે; કાનમાં દિશાઓ દેવ છે; પગમાં વિષ્ણુ દેવ છે; મનમાં ચંદ્રમા છે; ત્વચામાં વાયુ દેવ છે; ગુદામાં યમ દેવ છે; અને ઉપસ્થનો દેવ બ્રહ્મા છે.

૨. વિશ્વામિત્ર, પરાશર, સૌભરી, વિગેરેને આંખના દેવ સૂર્યે ચડતા પાડયા.

તુરત ક્રોધ કરે છે. કામ ક્રોધ અને લોભ ત્રણે ભાઇબંધ. તેમાં કામ અને લોભ સફળ, અને ક્રોધ વિફળ. તપસ્વીને કામ હોય; તો સુંદર સ્ત્રિયો-દેવાંગનાઓ-મળે; તપસ્વીને લોભ હોય; તો ધનાઢ્ય વૈભવ મળે; પણ તપસ્વીને ક્રોધ હોય; તો તેના પોતાના લોહીનું પાણી થાય. ક્રોધી ઘડીમાં શું કરે; તે કહેવાય નહીં. પોતાનું પહેલું બગાડે; અને પછી સામાનું. કોઇપણ પ્રકારે ક્રોધ કરવો નહીં; અને ક્રોધીથી દૂર રહેવું.

ચોપાઈ—'ખોજત પંથ મિલે નહિં ધુરી, કરૈ ક્રોધ જિમિ ધર્મહિ દૂરી.'

[ મોક્ષવાણી પાનું ૪૨ ].

ચોમાસાની ઓલના દિવસોમાં, જ્યાં જુઓ ત્યાં કાદવ હોય; તેથી ચપટી ધૂળ જોઇતી હોય; તો મળે નહીં. તે પ્રમાણે ગમે એવા મહાત્મા હોય; પણ ક્રોધ કરતા હોય; તો ત્યાં ધર્મ એવી કોઈ વાત ઉભી રહેતી નથી.

**क्रोधो मूलमनर्थानां, क्रोधः संसारबंधनम् ।**
**धर्मक्षयकरः क्रोधः, तस्मात् क्रोधं विसर्जयेत् ॥**

સંસારમાં રહીએ; ત્યાં સુધી વાંધા પણ પડે; પણ તેનો ઉકેલ ધીરજથીજ કરાય. લડી મરવાથી લાભ ન થાય. વળી તપ, વિદ્યા, જ્ઞાન, ભક્તિ, એવું સુંદર ધન, જેમની પાસે હોય; તેમણે તો નમ્રતાનોજ આશ્રય રખાય. ૧૧ મા શ્લોકમાંજ ઉપર લખ્યું છે કે—**गोपदे मज्जंति च दुर्भरतपः वृथा उत्सृजंति** ક્રોધ કરનારા, ગાયના પગલામાં બુડી જાય છે; અને સામાને શાપાદિ આપીને, ભારે તપનો સહેજમાં નાશ કરે છે. મુખમાં રોટલાનો કકડો લઈને કુતરો નદી તરતો હતો. પડછાયો દેખીને તે ભસ્યો-મુખ પહોળું થયું. મુખ પહોળું થતાં, મુખમાંથી રોટલાનો કકડો જળમાં સરી પડયો. તેમ ક્રોધ કરતાં આપણું તપાદિ સરી પડે. વ્રત હોય; ત્યારે તો બહુજ સાવધાન રહેવું કે-'ક્રોધ ન થાય.' અસાવધને ઉધાર પાસામાં ઘણું; અને જમા પાસામાં થોડું. પુણ્ય થોડું-અને પાપ ઘણું.

માત્ર વાતો કરવાથી મહત્તા વધે નહીં; કરી દેખાડે ત્યારે ખરૂં ગણાય. નરનારાયણ દેવ હવે કરી દેખાડે છે—

**इति प्रगृणतां तेषां, स्त्रियोऽत्यद्भुतदर्शनाः ।।**
**दर्शयामास शुश्रूषां, स्वर्चिताः कुर्वतीर्विभुः ।।१२।।**
**ते देवानुचरा दृष्ट्वा, स्त्रियः श्रीरिव रूपिणीः ।।**
**गन्धेन मुमुहुस्तासां, रूपौदार्यहतश्रियः ।। १३ ।।**

---

૧૨ પદચ્છેદ—**इति प्रगृणतां तेषां**-આ પ્રમાણે દેવતાઓ સ્તુતિ કરતા હતા તે વખતે-ત્યાં. **अति अद्भुतदर्शनाः इति स्त्रियः**-સુંદર રૂપવાળી સ્ત્રિયો. **शुश्रूषां कुर्वतीः**-સેવા કરતી સ્ત્રિયો. **सु अर्चिताः**-સારી રીતે શણગારેલી સ્ત્રિયો. **विभुः दर्शयामास**-પરમાત્માએ દેખાડી.

૧૩ પદચ્છેદ—**श्रीः इव रूपिणीः स्त्रियः**-લક્ષ્મીના જેવી રૂપાળી સ્ત્રિયોને. **ते देवानुचराः दृष्ट्वा**-દેવના અનુચરોએ જોઈને. **रूपस्य औदार्येण हता श्रीः येषां ते इति दे०**-તેઓના ભારે રૂપથી જેઓની કાંતિ હણાઇ ગઈ હતી; એવા તે ઇંદ્રના અનુચરો. **तासां गंधेन मुमुहुः**-તેઓની ગંધથી મોહ પામી ગયા.

**અર્થ—આ પ્રમાણે દેવતાઓ સ્તુતિ કરતા હતા; તે વખતે ભગવાને તેઓનો ગર્વ શમાવવા સારૂ, સેવા કરતી શણગારેલી અને બહુજ રૂપાળી, બીજી સ્ત્રિયો પોતાના યોગબળથી ઉત્પન્ન કરીને દેખાડી. (૧૨) દેહધારી લક્ષ્મી જેવી તે સ્ત્રિયોને જોઈને, તેઓના ભારે રૂપથી, જેઓની કાંતિ હણાઇ ગઈ હતી; એવા તે ઇંદ્રના અનુચરો, તે સ્ત્રિયોના સુગંધથીજ મોહ પામી ગયા. (૧૩).**

૧૨–૧૩ વિવેચન—

મોટા ચાયસો કરે. એક રાજા જંગલમાં મંગળ વસાવે. એક ધનવાન્ નિર્ધનને ધનવાન્ બનાવી દે. તે પ્રમાણે એક મોટો દેવ, અનેક નાના દેવ બનાવી શકે.

આવી ચમત્કારની વાતો સાંભળી, 'તે બધું ખોટું' એમ કહીને, પાછા વળવું નહીં; પણ તેમાં ઉંડા ઉતરવા પ્રયત્ન કરવો. આ તો યોગશાસ્ત્ર. યોગશાસ્ત્ર એટલે પ્રયોગશાસ્ત્ર. જે કોઇ પ્રયોગ કરે; તેને પ્રયોગોનું ફળ મળે. સાક્ષાત્કારની બાબતમાં જાતિ, વર્ણ, આશ્રમ, વય, અગર વિદ્યા એવો કાંઈ પણ પ્રકારનો ભેદ હોતો નથી. ધર્મ, પંથ, અગર સંપ્રદાય ચલાવનારા દરેક મહાપુરૂષો યોગી હતા. તેઓ રાગદ્વેષથી રહિત હતા. ઉંચ કોટિના જીવ હતા. તત્ત્વોનું સંધાન કરી શકતા હતા. એટલે ઈશ્વરનો સાક્ષાત્ અનુભવ કરી શકતા હતા. જેમ જેમ આંતર પવિત્રતા ઓછી થઈ; તેમ તેમ મારૂં તારૂં વધી પડયું. મારૂં તારૂં વધતાં, પરમાર્થ સ્વરૂપ, હૃદયેથી સરી પડયું.

ચિત્ત અને ચિત્તશક્તિ—મનુષ્યના મગજમાં રહીને ક્રિયા કરતી, જે કોઇ શક્તિ છે; તે ઉષ્ણતા, વરાળ, વિજળી, રેડિયો, વિગેરે તમામ જાતની શક્તિઓ કરતાં મહાન્ છે. વરાળ અને વિજળીનાં નાનાં મોટાં તમામ યંત્રોમાં 'હું છઉં', એવા પ્રકારની જ્ઞાનશક્તિની પ્રતીતિ જોવામાં આવતી નથી. તેમજ યંત્રોની રચનામાં, જો કાંઈ સુધારો વધારો કરવો ઘટે છે; તો તે સુધારો વધારો, માણસો અલગ રહીનેજ કરે છે. વનસ્પતિ અને પ્રાણીઓના શરીરમાં સુધારો વધારો કાંઈ જુદીજ રીતે થાય છે. આ પ્રમાણે સુધારો વધારો કરનારૂં જ્ઞાન, મનુષ્યના મગજમાં રહે છે. મગજ એ જ્ઞાનશક્તિનું કાર્યાલય છે. હારમોનીયમ, વીમાનો, વરાળ–વિજળીનાં એન્જીનો, એરોપ્લેઇન, ફોનોગ્રાફ, રેડિઓ વિગેરે જે કાંઇ જનસમાજને છક્ક કરી રહ્યાં છે. તે તમામ પ્રથમ મનુષ્યના મગજમાં સૂક્ષ્મરૂપે ઘડાયાં હતાં. પછી સમાજે તેમને દેખ્યાં. તાત્પર્ય–જડ યંત્રોમાં રહેલી ગમે એવી મહાન્ શક્તિઓનું બીજ, મગજમાં રહેલી અજબ શક્તિમાં છે.

વરાળની એકત્રિક કરેલી શક્તિ, એન્જીનને ચલાવે; વિજળીની એકત્રિત કરેલી શક્તિ તાર–ટ્રેન વિગેરેને ચલાવે. તેમ ચિત્તની એકત્રિત કરેલી શક્તિ, જીવને શિવ બનાવી દે. સાધારણ જીવોને મહાત્મા બનાવી દે.

'બસ! અમારે કોઈનું માનવુંજ નથી;' તેમને કાંઇ કહેવાય નહીં. માને છે તેમને કહીએ; સાંભળો—

૧. **જ્ઞાનેશ્વર મહારાજે** પાડાને વેદ ભણાવ્યા. તેઓએ દક્ષીણમાં 'આણંદી' ગામમાં સંત મહાત્માઓનો મેળાવડો કરીને, સૌના સમક્ષ ઇ. સ. તા. ૨૫–૧૦–૧૨૯૬ ના રોજ સમાધ લીધી હતી. તે પછી ૩૦૦ વરસે **એકનાથને** સ્વપ્નદ્વારા સૂચવ્યું કે–'હું જે ગુફામાં

છઉં; તે ગુફામાં એક વૃક્ષનું મૂળ વધી પડયું છે. તે મૂળ મારા શરીરને પીડે છે; માટે તે મૂળ કપાવી નાંખો.' આ આજ્ઞાથી એકનાથ મહારાજે, તે ગુફા ખોલાવી; તો ભોંયરામાં ત્રણસે વરસ પછી પણ જ્ઞાનેશ્વર મહારાજનું શરીર પ્રથમની સ્થીતિમાં હતું. પાસે પીતળની દીવીમાં દીવો બળતો હતો. તથા જ્ઞાનેશ્વરી ગીતાનાં પાનાં પાસે પડયાં હતાં.

૨. **સેંટઝેવિયર**—પોર્ટુગીજ ગોવામાં સેંટઝેવિયર નામના એક સંતે, આશરે ૩૦૦ વરસ પહેલાં સમાધિ લીધી હતી. તેમના શિષ્યોના આગ્રહથી, તે સંતે રજા આપી છે કે–દર ત્રીશ વરસે, મારા શરીરને ગુફામાંથી બહાર લાવજો. તેનાં દર્શન કરી, તેને નવરાવી, તે શરીરને પાછું ગુફામાં મુકી દેજો. આ ક્રિયા દર ત્રીશ વરસે હજી સુધી થયા કરે છે. હજારો લોકો દર્શને જાય છે. સેંટઝેવીઅરનું શરીર જીવતા માણસના શરીર જેવું રહી શકયું છે.

૩. શ્રીવલ્લભના અનન્ય ભકતોને, શ્રીવલ્લભ અદ્યાપિ પર્યંત પ્રેરણાઓ આપ્યા કરે છે; અને શ્રી સ્વામીનારાયણના અનન્ય ભકતોને, શ્રી સ્વામીનારાયણ અદ્યાપિ પર્યંત પ્રેરણાઓ આપ્યા કરે છે.

અંતરીક્ષમાંથી પણ આપણા પૂર્વજો તરફથી, તથા એવી અન્ય પ્રતાપી સદ્‌ગુરૂ જેવી અદશ્ય વ્યક્તિઓ તરફથી, આપણને આપણા કાર્યોમાં અનેક રીતે સહાય મળ્યા કરે છે. 'The invisible helpers'–એવા નામનું એક પુસ્તક, થીઓસોફીએ લખ્યું છે. તે વાંચતાં ખાત્રી થાય છે કે–કેટલાએક મૃતાત્માઓ, પોતાની ગાઢ વાસનાઓને લીધે, કોઈ કોઈ વાર નજરે પણ પડે છે. તેવા આત્માઓની ઇચ્છાથી, તેમનાં ઝાંખાં ચિત્રો પણ લઈ શકાયાં છે. જગદીશના પૂર્વે થઈ ગએલા શંકરાચાર્ય–વૈજનાથભાઇએ (લીંબડી), એક બાઈનું હિસ્ટીરિઆનું દરદ નાબુદ કર્યું હતું; અને એક ભાઇના શરીરદ્વારા, પારીસના ચોક્કસ સમાચાર, અહીં બેઠાં બેઠાં મેળવી આપ્યા હતા.

ભાવનગર કોલેજના પ્રોફેસર, અને નડીયાદ નિવાસી, મી. મણિલાલ નભુભાઇએ આવા અનેક ચમત્કાર કરી બતાવ્યા હતા.

આજકાલ યુરોપ અમેરિકાના સુધરેલા દેશોમાં પણ, સ્પીરીચ્યુ એલીઝમ, મેસ્મેરીઝમ, હિપનોટીઝમ, વિગેરે યોગવિદ્યાને લગતા અખત્રા થાય છે. આવા ચમત્કારો જગતમાં હવે જરાએ અજાણ્યા નથી; તોપણ–લોકો આવી વાતોને વીસરીને, નવાં નવાં ધતીંગો ઉભાં કરે છે. દરેક દેશના સિદ્ધ પુરૂષો હિંદનાં શાસ્ત્રોને પ્રમાણભૂત ગણે છે; ત્યારે આપણા દેશના ગાંડા ગોપાળા, નવયુગધર્મીઓ, શાસ્ત્રોની વાતોને હસી કાઢે છે. **अंधेनैव नीयमाना यथांधाः**–એક મોટા ગણાતા–પણ ધર્મક્ષેત્રના અજ્ઞાન પ્રાણી જેવા–પુરૂષ, જે કાંઈ આંખો મીંચીને બોલે; તે તેને ભજનારા અનેક માને.

કહેવાનો હેતુ એ છે કે–નારાયણ ભગવાને સુંદરીઓ ઉત્પન્ન કરી; તેમાં કાંઈ આશ્ચર્ય પામવું નહીં.

આ સ્ત્રીઓની હવે ભેટ કરે છે—

**तानाह देवदेवेशः, प्रणतान् प्रहसन्निव ॥**
**आसामेकतमां वृङ्ध्वं, सवर्णां स्वर्गभूषणाम् ॥ १४ ॥**

૧૪ પદચ્છેદ—**देवदेवेशः**–દેવના પણ દેવે. **तान् प्रणतान् प्रहसन् इव आह**–તે નમેલા દેવોછે હસતાં હસતાં કહ્યું કે. **आसां**–આમાંથી. **सवर्णां स्वर्गभूषणां**–તમારા જેવી

**અર્થ—દેવોનાદેવે તે નમેલા દેવોને હસતાં હસતાં કહ્યું કે–'આ સ્ત્રીઓમાંથી તમારા જેવી છતાં, સ્વર્ગના શણગાર જેવી, એક સ્ત્રીને તમે માગી લ્યો.'[૧૪]**

૧૪ વિવેચન—

એક સુંદર સ્ત્રીમાટે અનેકનાં માથાં પડે; ત્યારે અનેક સુંદર સ્ત્રીઓને ભેટ તરીકે નરનારાયણ દેવ દેવોને આપી દે છે. કરોડપતિને પાઈ બેપાઈના દાનનો હિસાબ નહિં. ઇશ્વર અને ઇશ્વરના વૈભવ પાસે, ઇંદ્રાદિનો વૈભવ કાંઈ નથી; એ ભાવ છે.

દેવો જવાબ આપે છે; તે સાંભળો.

**ओमित्यादेशमादाय, नत्वा तं सुरवन्दिनः ॥**
**उर्वशीमप्सरःश्रेष्ठां, पुरस्कृत्य दिवं ययुः ॥ १५ ॥**
**इन्द्रायानम्य सदसि, शृण्वतां त्रिदिवौकसाम् ॥**
**ऊचुर्नारायणबलं, शक्रस्तत्रास विस्मितः ॥ १६ ॥**

**અર્થ—'બહુ સારૂં,' એમ કહીને, એટલે નારાયણદેવની આજ્ઞા ઉઠાવીને, તથા તે દેવને નમીને, અપ્સરાઓમાં ઉત્તમ એવી 'ઉર્વશી' ને આગળ કરીને, તે દેવો સ્વર્ગમાં ગયા. [૧૫] સભામાં ઈંદ્રને નમીને, દેવતાઓના સાંભળતાં, મદનાદિ દેવોએ, નારાયણના બળની વાત કરી. તે વાત સાંભળીને, વિસ્મય પામેલો ઈંદ્ર ત્રાસ પામ્યો. [૧૬]**

૧૫-૧૬ વિવેચન—

સૌસૌનાં માપ જુદાં—જે વાત ઇંદ્રને હિસાબે, તથા કામદેવને હિસાબે ઘણા મહત્વની હતી; તે નારાયણ ભગવાનને હિસાબે કાંઈ નહોતી. તેથી નારાયણ ભગવાન્ હસતાં હસતાં બોલ્યા.

સુંદરમાં સુંદર ઉર્વશી દીધાં. આ ઉર્વશીને ઓળખ્યાં ? પાછળ નવમા સ્કંધમાં ૧૪ મા અધ્યાયમાં ચંદ્રવંશી પુરૂરવા રાજાની કથા છે. ઉર્વશી પુરૂરવા રાજાને પરણ્યાં હતાં. પુરૂરવારાજા ઉર્વશીના ફંદમાં બહુ ફેંદાયો. ઉર્વશી આનંદ ઉડાવી, અદૃશ્ય થઈ ગઈ. પુરૂરવા બાવરો બન્યો. વનવન રખડવા લાગ્યો. રખડતાં રખડતાં કુરૂક્ષેત્રમાં તેણે ઉર્વશીનાં દર્શન કર્યાં. તે વખતે ઉર્વશી પુરૂરવાને ઉપદેશ કરવા લાગી. ઉર્વશીનો ઉપદેશ કેવો હતો ? તે સાંભળો— [ ભાગ. નવમસ્કંધ–અ. ૧૪ ]

**मा मृथाः पुरुषोऽसि त्वं, मा स्म त्वाद्युर्वृका इमे ॥**
**क्वाऽपि सख्यं न वै स्त्रीणां, वृकाणां हृदयं यथा ॥ ३६ ॥**

---

છતાં સ્વર્ગના શણગાર જેવી. **एकतमां वृङ्ध्वं** ( આર્ષ છે. **वृणीध्वं** જોઈએ. )–એક સ્ત્રીને માગીલ્યો.

૧૫ પદચ્છેદ—**सुरवंदिनः**-દેવો. **ॐ इति आदेशं आदाय**–'બહુસારૂં' એમ કહીને. એટલે નારાયણદેવની આજ્ઞા ઉઠાવીને. **तं नत्वा**-તે દેવને નમીને. **अप्सरःश्रेष्ठां उर्वशीं पुरस्कृत्य**–અપ્સરાઓમાં ઉત્તમ જેવી ઉર્વશીને આગળ કરીને. **दिवं ययुः**-સ્વર્ગમાં ગયા.

૧૬ પદચ્છેદ—**सदसि**–સભામાં. **इंद्राय आनम्य**–ઈંદ્રને નમીને. **त्रि० शृण्वतां**-દેવતાઓ સાંભળતાં. **नारायणबलं ऊचुः**–નારાયણના બળની વાત કરી. **विस्मितः इति शक्रः तत्रास**–તે સાંભળીને વિસ્મય પામેલો ઈંદ્ર ત્રાસ પામ્યો.

**स्त्रियो ह्यकरुणाः क्रूरा, दुर्मर्षाः प्रियसाहसाः ॥**
**घ्नंत्यल्पार्थेऽपि विस्रब्धं, पतिं भ्रातरमप्युत ॥ ३७ ॥**
**विधायालीकविस्रंभ-मज्ञेषु त्यक्तसौहृदाः ॥**
**नवंनवमभीप्संत्यः, पुंश्चल्यः स्वैरवृत्तयः ॥ ३८ ॥**

**અર્થ**—ઉર્વશી ભારતના સમ્રાટને કહે છે કે–'મારા વિયોગમાં મરી જાઉં' એમ તને, હે રાજા! થતું હશે; પણ તારે મારા વિયોગ માટે મરવું નહીં. તું પુરૂષ છો; માટે તારે ધીરજ રાખવી જોઇએ. હે રાજન્! ઇંદ્રિયોના રસથી તારે ખરાબ થવું નહીં. (ઇંદ્રિયોના વિષયોમાં તારે લોભાવું નહીં.) અમે કે જે સ્ત્રિયો છઇએ; તેમની **મૈત્રી કોઈ ઠેકાણે સ્થિર હોયજ નહીં. જેવું નાહરનું હૃદય છે; એવું અમારૂં સ્ત્રિયોનું હૃદય છે.** નિર્દય, ક્રુર, અસહનતાવાળી, અને જેઓને સાહસ પ્રિય હોય છે; (સાહસ કરવા તત્પરજ હોય છે;) એવી સ્ત્રિયો નાની સરખી બાબતમાં પણ, પતિ અથવા ભાઈ, જે વિશ્વાસ કરી રહ્યો હોય છે; તેને મારી નાંખે છે. [૩૬–૩૭] સ્નેહ છોડી દેનારી, છીનાળ, મનગમતી રીતે ચાલનારી સ્ત્રિઓ, મૂર્ખ પુરૂષોને ખોટા વિશ્વાસ બેસાડીને, નવા નવા પતિની ઇચ્છા કર્યા કરે છે. [૩૮]

[કેવું ઉંચા પ્રકારનું સાહિત્ય! સાહિત્યની દષ્ટિથી પણ, ભાગવત વાંચવા જેવું છે.] ઉર્વશીની આવી વાતો સાંભળીને, અહીં કથામાં બેઠેલી બ્હેનોએ, ભડકી જવું નહીં. સાંભળીને શાંતિથી વિચાર કરવો કે–આવું કાંઈપણ અપલક્ષણ પોતામાં નથીને! ગમેએવા કાયદાને–ધોરણને–નિયમને, અપવાદ તો હોયજ. જે જે બ્હેનો સુશીલ, પતિપરાયણ અને ધર્મપરાયણ છે; તેઓ અહીં અપવાદરૂપ છે. તેઓ સીતા, દમયંતી, પાર્વતી વિગેરે સતીઓ સાથે બેસવાને લાયક છે. ચોરની વાતો સાંભળીને, શાહુકારે ડરવાનું ન હોય.

સ્ત્રીના ફંદમાં અંધ બનેલા પુરૂષોને, ઉર્વશી જેવી અનુભવી અપ્સરાનો, આ ઉત્તમ બોધ–ઉત્તમ ધીરજ–સુવાક્ય, કામનાં છે. રંગારાની દુકાન, જાતજાતના રંગોથી ભરેલી હોય છે. તેમ સંસાર અનેક પ્રકૃતિવાળાં સ્ત્રીપુરૂષોથી ભરેલો છે. કોઇને ખાટું ખાય; તો દાંત આંબી જાય; અને કોઇને ખાટું ખાય; ત્યારેજ પેટ ભરાય–ત્યારેજ ચેન પડે.

પુરૂરવાના ફંદમાં ફસેલી ઉર્વશી, ચેતીને પુરૂરવાથી અળગી થઈ ગઈ; અને પુરૂરવા રાજા તેની પાછળ ગાંડો થઇ ગયો. રાજગાદી તજીને જંગલમાં રખડવા લાગ્યો. સંસાર નાશવંત, વિષયભોગ ક્ષણભંગુર, છતાં જેના હૈયામાં તે પેસી જાય છે; તેમનાં હૈયાંને, તે વલોવી નાંખે છે. મોંઘો માનવદેહ, તેમાં કરવાનું કાંઈ જુદુંજ હતું; તે એક બાજુએ રહી જાય છે; અને જે ન કરવાનું, ગૃહસ્થાશ્રમમાં કદિ તે કરવાનું; તો જરાતરા–યમનિયમોમાં રહીને કરવાનું; તે આગળ આગળ આવીને ઉભું રહે છે. કુતરાના અવતારમાં, આસપાસ પાંચ સાત કુતરીઓ ઉભી છે; અને વચ્ચે મહાલતો ડાઘીયો, મોટા રસ્તા ઉપર મનમાનતા વિષય ભોગવે છે; પણ તૃપ્તિ થતી નથી. બકરાના ટોળામાં–પાંચ પચીસ સુંદર બકરીઓની વચ્ચે, બેં બેં કરતો મોટો બકરો! જંગલની લીલોતરીમાં અનેક બકરીઓ સાથે વિષયભોગ ભોગવે છે; પણ તૃપ્તિ થતી નથી. અનેક સુંદર ગાયો વચ્ચે, મોટો આખલો બન્યો; ભેંશો વચ્ચે પાડો બન્યો; વાંદરીઓ વચ્ચે મોટો વાંદર બન્યો; વિષયભોગ ઘણા ભોગવ્યા. તેનું તે–મનુષ્ય દેહમાં પણ, આગળ આવીને ઉભું રહ્યું. પુરૂરવા જેવો **સમ્રાટ;**

પણ વિષયભોગના ભટકારા મટયા નહીં. જીંદગીભર ડુંગળી ખાધી; તેને ડુંગળીનાજ ઘચરકા આવ્યા. સંતશાસ્ત્રોમાં જ્ઞાનવૈરાગ્યની કસ્તુરી ભરી છે. તેમાંથી જો કાંઈક મળી જાય; તો વિષયલાલસાને કાંઈક લગામ આવે-અંકુશ મળે-એક પ્રામ થાય. દેશેદેશમાં, પ્રજાએ પ્રજામાં, ધર્મે ધર્મમાં, યુગે યુગમાં, વિષય ભોગવવાની કાંઈક રજા મળી છે. તે માટેજ લગ્નજેવો સંસ્કાર મોટી ધામધૂમથી થાય છે; તો પણ આ છૂટ, અમુક અમુક હદમાં રહીનેજ ભોગવાય; એવો દેશેદેશમાં-ધર્મેધર્મમાં-યુગેયુગમાં-કાયદો હોય છે.

હવે ઉર્વશીને બરાબર ઓળખી હશે. સ્ત્રીઓએ સ્ત્રી બનવું; વિષયસુખ પણ ભોગવાં. તોપણ પામર પતિઓને, આ પ્રમાણે પડકારી, મનુષ્ય બનાવવા જોઇએ. તમારા પ્યારમાં તેમની માણસાઇ સરી પડે છે; અને તેઓ દયાપાત્ર થઈ પડે છે. વરો હોય; ત્યાં લાડુના ટોપલા ભર્યા હોય; પણ જે હદવટીને ખાય; તે પથારીએ પડે; અને કડવી દવાઓ પીએ. સુંવાગધરમાં સ્ત્રી અને પુરૂષ બેજ હોય. એકાંત—એકાંત, અને એકાંતજ ! તેમને એકબીજાનાં શરીર, તે લાડુના ટોપલા કરતાં પણ, વધે એવી વ્હાલી વસ્તુ ! આવી વ્હાલી વસ્તુને, જો ભોગવવાજ માંડે; તો પાંચ દસ કે પંદર વરસે, સુંદરી—સુંદરી મટીને—વાંદરી; અને મરદ—મરદ મટીને—ઘરડો વાંદર વિચાર કરી જોજો.

નારાયણની શાંતિ અને બ્રહ્મચર્ય-સાંભળીને, ઇંદ્ર વિસ્મય પામ્યો. વિસ્મય પામવા જેવી વાત છે. જેમ જળ ઢાળમાં દડી જાય; તેમ પુરૂષ સ્ત્રી પ્રત્યે ઢળી પડે. ભર્તૃહરિ મહારાજ બોલે છે—

વસંતતિલકા—

**मत्तेभकुंभदलने, भुवि संति शूराः ।**
**केचित् प्रचंडमृगराज–वधेऽपि दक्षाः ।।**
**किंतु ब्रवीमि बलिनां, पुरतः प्रसह्य '**
**कंदर्पदर्पदलने, विरला मनुष्याः ॥ ६ ॥** [ શૃંગારશતક ]

અર્થ—મદોન્મત્ત હાથીના ગંડસ્થળ ફોડી નાંખે એવા શૂરવીર પુરૂષો છે; પ્રચંડ સિંહનો વધ કરી શકે; એવા કુશળ પુરૂષો પણ છે. પરંતુ બળવાનોની પાસે, છાતી ઠોકીને કહું છઉં કે-કામદેવનું અભિમાન ઉતારનારા પુરૂષો વિરલા છે. [૬]

સ્ત્રીઓ કહે છે કે 'અમે ગમે ત્યાં ફરીએ; અમારૂં નામ લેનાર કોણ છે ?' તમારૂં નામ લેનારા, આ પામર લોકો છે. રાજગાદી ઉપર કુતરાને બેસાડયો હોય; પણ જેમ નવો જોડો દેખીને, તે કુતરો રાજગાદી પડી મેલીને દોડે; તેમ પંડિત, મહંત અગર આચાર્ય; રાજા અગર દીવાન; મોટા વકીલ અગર મોટા ડોકટર; સોએ અઠ્ઠાણુ ટકા, પોતે કોણ છે; તે વાત ભુલી જઇને, સ્ત્રી પ્રત્યે દોડે. નિયમને અપવાદ હોય; પણ તે એક બેજ; ટોપલા નહીં. સુંદરીઓના સંજોગોમાં ન આવીએ; ત્યાંસુધી પ્રભુકૃપા સમજવી.

સાધુ સન્યાસીઓના મનમાં કે મઠમાં, વાતચિતમાં અગર ઓળખાણમાં, ધર્મને બ્હાને પણ, સ્ત્રીઓ પેસે; ત્યારે તેઓ પાયમાલીને પંથે છે; એમ સમજી લેવું. અનેક ગમાર સ્ત્રીઓએ, એવા ગમાર સાધુ સન્યાસીનાં નાક કાપીને, સમાજના હાથમાં આપ્યાં છે.

કઈ કથા ચાલે છે ? તે તો ભૂલ્યા નથી ને ! અવતાર સંબંધી કથા ચાલે છે; તેમાં નરનારાયણના અવતારનો મહિમા ઘણો; તેથી આપણે અહીં ઘણીવાર ટકયા. નિર્ગુણ,

નિષ્ક્રિય બ્રહ્મ, સગુણ-સક્રિય બ્રહ્મ થઈને આવે; ત્યારે તે નકામું છે; કે કામનું; તે હવે આપ બરાબર સમજ્યા હશે. દાદાભાઈ નવરોજી, તીલક, ગોખલે વિગેરે મોટા પુરૂષોનાં જીવનમાંથી, આપણને ઘણું જાણવાનું મળે; ત્યારે નિર્ગુણ બ્રહ્મ, સગુણ થઈને આવે; તો તેમાંથી કેટલું બધું જાણવાનું મળે !

હવે હંસાવતાર, દત્તાવતાર, સનકાદિકોનો અવતાર, વિગેરેની કથા કરે છે.

વસંતતિલકા—

**हंसस्वरूप्यवदद‍च्युत आत्मयोगं, दत्तः कुमार ऋषभो भगवान् पिता नः ॥**
**विष्णुः शिवाय जगतां कलयाऽवतीर्णस्–**
**तेनाहृता मधुभिदा श्रुतयो हयास्ये ॥ १७ ॥**

**અર્થ—ભગવાને હંસનો અવતાર લીધો હતો; ત્યારે તે અવતાર લઇને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. દત્તાત્રય, સનકાદિકો, અને અમારા પિતા ભગવાન્ ઋષભરૂપે, વિષ્ણુ ભગવાન્ જ, જગત્‌ના કલ્યાણ માટે, અંશોથી અવતર્યા હતા. હયગ્રીવના અવતારમાં ભગવાને 'મધુ' નામના દૈત્યને માર્યો હતો; અને વેદ પાછા આણ્યા હતા. [૧૭]**

૧૭ વિવેચન—

હંસાવતાર—બીજા સ્કંધના ૭ મા અધ્યાયમાં ૧૯ મે શ્લોકે, બ્રહ્મા નારદને કહે છે કે–" હે નારદ ! તમારી વૃદ્ધિ પામેલી ભક્તિ વડે પ્રસન્ન થએલા હંસભગવાને, તમને યોગ અને આત્માના સ્વરૂપને પ્રકાશ કરનારા ભાગવત નામના જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો." સનકાદિકોએ બ્રહ્માને તત્ત્વજ્ઞાન સંબંધી પ્રશ્ન કર્યો હતો; ત્યારે પણ, હંસાવતારે પ્રભુએ જવાબ આપ્યો હતો. આ જ્ઞાન ભગવાનનો જેમને આશ્રય હોય; એવા ભક્ત લોકો, શ્રમ વિના જાણી શકે." દુધમાં જળ મેળવીને હંસને આપીએ; તો હંસ જળને પડયું મેલીને, દુધને પી જાય છે. તેમ સંસારમાં સારૂં અને ખોટું; આત્મ અને અનાત્મ-બેઉ-સાથેજ વસે છે. તેમાંથી હંસ જેવા વિવેકી પુરૂષો, સાચાને ગ્રહણ કરે છે; અને ખોટાને પડયું મેલે છે.

દત્તાત્રય—અત્રિના પુત્ર ઇશ્વરના અંશાવતાર ગણાય છે. 'મેં મારી જાતનેજ તમને આપી ' એમ પ્રભુએ અત્રિને કહ્યું, તેથી આ અવતારનું નામ દત્તાત્રેય પડયું. યદુરાજા અને સહસ્રાર્જુન આદિ રાજાઓ, દત્તાત્રેયના ઉપાસકો હતા. હાલમાં પણ દક્ષિણમાં, દત્તાત્રેયનો મહિમા ઘણો છે. દત્તાત્રય સંબંધિ વિશેષ વાતો આગળ કરીશું.

---

૧૭ પદચ્છેદ—**हंसस्वरूपी अच्युतः**–ભગવાને હંસનો અવતાર લઇને. **आत्मयोगं अवदत्**–બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. **दत्तः कुमारः नः पिता भगवान् ऋषभः**–દત્તાત્રય, સનકાદિકો, અને અમારા પિતા ભગવાન્ ઋષભદેવરૂપે. **विष्णुः**–વિષ્ણુ ભગવાનજ. **जगतां शिवाय**-જગતના કલ્યાણ માટે. **कलया अवतीर्णः**–અંશોથી અવતર્યા હતા. **मधुं भिनत्ति इति मधुभिद् तेन मधुभिदा इति तेन**–મધુ નામના દૈત્યને મારનારા તે ભગવાનથી. **हयस्य आस्यं यस्य सः तस्मिन्**–હયગ્રીવના અવતારમાં. **श्रुतयः आहृताः** વેદ લાવ્યા હતા.

સનકાદિકો—સૃષ્ટિના આદિકાળમાં, સૃષ્ટિની ઉત્પત્તિ કરવા માટે, બ્રહ્માએ તપ કરતાં, માનસીક વૃત્તિથી, સનકાદિકોને ઉત્પન્ન કર્યા. સનત્કુમાર, સનક, સનંદન, અને સનાતન એવા ચાર નામ 'સન' શબ્દ ઉપરથી છે. પ્રલયકાળે નાશ પામેલા જ્ઞાનનો તેમણે ફરી ઉપદેશ કર્યો. ભાગવતના મહાત્મ્યમાં સનકાદિકો છે.

ઋષભદેવ—નાભિરાજાના અને મેરૂદેવીના પુત્ર હતા. તેમને જડભરતાદિ સો પુત્રો હતા. મોટા ભરતને રાજગાદિ આપી, તે પરમહંસ દશાને પામ્યા હતા. ઉપદેશની ખાણ જેવો તેમનો અવતાર છે. ઋષભદેવે પોતાના પુત્રોને કરેલો ઉપદેશ, વારંવાર વાંચવા જેવો છે.

**नायं देहो देहभाजां नृलोके, कष्टान् कामानर्हते विड्भुजां ये ॥**
**तपो दिव्यं पुत्रका येन सत्त्वं, शुद्ध्येद्यस्माद् ब्रह्मसौख्यं त्वनंतम ॥१॥**
**महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्-तमोद्वारं योषितां संगिसंगम् ॥**
**महान्तस्ते समचित्ता: प्रशांता, विमन्यव: सुहृद: साधवो ये ॥२॥**

વિગેરે વિગેરે. [ ભાગવત સ્કંધ ૫-૫. ]

અર્થ—**દુઃખદાયી વિષયો, કે જેઓ, વિષ્ટા ખાનારાં ભુંડીયાઓને નરકમાં પણ મળે છે; તે વિષય ભોગવવા, એ આ મનુષ્ય દેહને યોગ્યજ નથી.**

[ બરાબર સાંભળ્યું ? ફરી સાંભળો– ]

**ચોપાઈ**—ઈહિ તનુકર ફલ વિષય ન ભાઈ, સ્વર્ગહુ સ્વલ્પ અંતદુઃખદાઈ,
નરતનુ પાઇ વિષય મન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેઈ.

હે પુત્રો ! આ મનુષ્ય દેહમાં તો તપજ કરવું; એ શ્રેષ્ઠ છે. કેમકે તપથી અંતઃકરણ શુદ્ધ થવાથી, પરબ્રહ્મ સંબંધી અનંત સુખ પ્રાપ્ત થાય છે. [૧] મહાત્મા પુરૂષોની સેવા, એ મોક્ષનું દ્વાર છે; અને સ્ત્રીઓનો તથા સ્ત્રીઓના સંગિઓનો સંગ, એ નરકનું દ્વાર છે; એમ સત્પુરૂષો કહે છે. ( મહાત્મા કોને કહેવા; તે હવે કહે છે ) જેઓ સમદૃષ્ટિ રાખનારા, શાંતિવાળા, ક્રોધરહિત, સર્વના મિત્ર અને સદાચરણવાળા હોય; તેઓને મહાત્મા સમજવા. [૨] વિગેરે વિગેરે.

અમૃતથી મોંઘાં વચનો છે. સંતશિરોમણિ શ્રીશુકદેવજીએ કહ્યાં; અને પરમ વૈષ્ણવ પરીક્ષિતે ઝીલ્યાં. વળી તે લખાઈ ગયાં; તો અમે તમે સૌએ, રસ પીધો-ને પાયો. [ હું તો તમને એટલુંજ કહું કે-વારંવાર આ રસ પીજો ને પાજો. ]

'કુંઝર મુખસેં ગિર પડયો, ઘટયો ન ગજકો અહાર;
લાખો કીડી લઈ ચલી, બરત્યો જય જયકાર'—સીયાવર૦

શ્રીશુકદેવજીએ કથા તો કરી; પણ લખીને આપી. જ્ઞાનનાં સદાવ્રત બંધાયાં. પિતા-સહિત પુત્રને પ્રણામ કરીને, આગળ વાત કરીએ—

**गुप्तोऽप्यये मनुरिलौषधयश्च मात्स्ये,**
**क्रौडे हतो दितिज उद्धरतांऽभसः क्ष्माम् ॥**

૧૮ પદચ્છેદ—**मात्स्ये**-ભગવાને મત્સ્યાવતાર ધરીને. **अप्यये**-પ્રલયકાળમાં. **मनु: गुप्तः**-સત્યવ્રત રાજાની રક્ષા કરી. **औषधयश्च गुप्ता:**-ઔષધિયોની રક્ષા કરી **इला** (પૃથ્વી) **गुप्ता**-પૃથ્વીની રક્ષા કરી. **क्रौडे**-વરાહ અવતારમાં. **अंभसः क्ष्माम उद्धरता**-જળમાંથી પૃથ્વીને કાઢતા ભગવાનથી. **दितिजः हतः**-હિરણ્યાક્ષ નામના દૈત્યને મારવામાં

कौर्मे घृतोऽद्रिरमृतोन्मथने स्वपृष्ठे,
ग्राहात् प्रपन्नमिभराजममुंचदार्तम् ॥ १८ ॥

અર્થ—ભગવાને **મત્સ્યાવતાર** ધરીને, પ્રલયકાળમાં, સત્યવ્રત રાજાની રક્ષા કરી; તથા પૃથ્વીની અને ઔષધીઓની રક્ષા કરી. વરાહ અવતાર ધારણ કરીને, જળમાંથી પૃથ્વી પ્રભુ લાવતા હતા; ત્યારે પ્રભુએ હિરણ્યાક્ષ નામના અસુરને માર્યો હતો. કાચબાના અવતારમાં, અમૃતમથન કરવામાં આવ્યું; ત્યારે પ્રભુએ પોતાની પીઠ ઉપર, મેરૂ પર્વતને રાખ્યો હતો. પીડાથી શરણે આવેલા ગજેંદ્રને ગ્રુડથી મુકાવ્યો હતો; તે પણ ભગવાનનોજ અવતાર હતો. (૧૮)

૧૮ વિવેચન—

**મત્સ્યાવતારની** કથા ભાગવતમાં આઠમા સ્કંધમાં ૨૪મા અધ્યાયમાં છે. અરરર ! ભગવાનને માછલાનો અવતાર ? એમ શંકા થાય; તો તેનો જવાબ, તે અધ્યાયમાંજ આપ્યો છે કે— [ભાગ. સ્કં. ૮–૨૪]

गोविप्रसुरसाधूनां, छंदसामपि चेश्वरः ।
रक्षामिच्छंस्तनूर्धत्ते, धर्मस्यार्थस्य चैव हि ॥५॥
उच्चावचेषु भूतेषु, चरन् वायुरिवेश्वरः
नोच्चावचत्वं भजते, निर्गुणत्वाद्धियो गुणैः ॥६॥

અર્થ—ગાય, બ્રાહ્મણ, દેવતા, સાધુ, ધર્મ અને અર્થની રક્ષા કરવાની ઇચ્છાથી, ભગવાન્ અવતાર ધરે છે. [૫]

દોહરો—વિપ્રધેનુ સુર સંત હિત, લીન્હ મનુજ અવતાર;
નિજ ઇચ્છા નિર્મિત તનુ, માયા ગુણ ગોપાર—સીયાવર૦

હવે છઠ્ઠા શ્લોકનો અર્થ સાંભળો—વાયુ જેમ ઉંચા નીચા સઘળા પદાર્થોમાં ફરે છે; તોપણ તે ઉંચ નીચપણું પામતો નથી; તેમ બુદ્ધિના ગુણોથી, ઉંચા નીચા માનેલા સઘળા પદાર્થોમાં, અંતર્યામીપણાથી ઇશ્વર રહ્યા છે; તોપણ ઇશ્વર **પોતે નિર્ગુણ હોવાથી,** ઉંચનીચપણું પામતા નથી. ત્યારે શુદ્ધ સત્ત્વગુણ મય મત્સ્યાદિક અવતારથી, પ્રભુ ઉંચ નીચપણું ન પામે; તે કહેવાથી જરૂર ન રહે. [૬]

ચોપાઈ—ઘટ્ઘા ઘટઘટ બોલે મેરા ભાઈ, જલથલમેં પ્રભુ રહ્યો સમાઈ.
ઉંચ નીચ જ્ઞાને કરી દેખો, એકે બ્રહ્મ સકલમેં પેખો.

**વરાહ**—તે અવતારની કથા ત્રીજા સ્કંધમાં **૧૪** મા અધ્યાયથી છે. તે કથામાં સાયંકાળે કશ્યપ ઋષિ અગ્નિશાળામાં અગ્નિનુંપૂજન કરે છે; તે વખતે દિતિની કામવેદના, અને પતિ પાસે સંગની માગણી, ખાસ વાંચવા જેવા પ્રસંગો છે. સાંભળો–(સ્કંધ ૩. અ. ૧૪)

---

આવ્યો હતો. **कौर्मे**--કાચબાનાં અવતારમાં. **अमृतोन्मथने स्वपृष्ठे**–અમૃતમથનના સમયમાં પોતાની પીઠ ઉપર. **अद्रिः धृतः**-મેરૂ પર્વતને ધારણ કર્યો હતો. **ग्राहात्**–ગ્રુડ પાસેથી. **प्रपन्नं आर्तं इभराजं अमुंचत्**–શરણે આવેલા દુઃખી હાથીને પ્રભુએ (જ) અવતાર ધરીને બચાવ્યો હતો.

एष तेऽहं विधास्यामि, प्रियं भीरु यदिच्छसि ॥
तस्याः कामं न कः कुर्यात्, सिद्धिस्त्रैवर्गिकी यतः ॥१६॥
सर्वाश्रमानुपादाय, स्वाश्रमेण कलत्रवान् ॥
व्यसनार्णवमत्येति, जलयानैर्यथाऽर्णवम् ॥१७॥
यामाहुरात्मनो ह्यर्धं, श्रेयस्कामस्य मानिनि ॥
यस्यां स्वधुरमध्यस्य, पुमांश्चरति विज्वरः ॥१८॥
यामाश्रित्येंद्रियारातीन्, दुर्जयानितराश्रमैः ॥
वयं जयेम हेलाभिर्-दस्यून् दुर्गपतिर्यथा ॥१९॥
न वयं प्रभवस्तां, त्वामनुकर्तुं गृहेश्वरि ।
अप्यायुषा वा कार्त्स्न्येन, ये चान्ये गुणगृध्नवः ॥२०॥

આ તો નર્યા રત્નો ! પણ અધિકારીને અપાય. આપ અધિકારી છો ને ? સાંભળો તેના અર્થ કરીએ !

અર્થ—હે બીકણ સ્ત્રી ! જે ઇચ્છા તું રાખે છે; તે ઇચ્છા હું પુરી કરીશ. કારણ કે તારાથી ધર્મ, અર્થ, અને કામ એમ ત્રણે પુરૂષાર્થની સિદ્ધિ થાય છે. આ ત્રણે જેનાથી સિદ્ધ થાય; એવી સ્ત્રીનું મનગમતું કોણ ન કરે ! (૧૬) સ્ત્રીવાળો પુરૂષ, પોતાના ગૃહસ્થાશ્રમથી, સન્યાસ આદિ આશ્રમોવાળાઓને, અન્ન આદિ દાન આપીને, દુઃખના સમુદ્રથી તારે છે; અને પોતે પણ, જેમ વહાણથી સમુદ્રને તરી જાય; તેમ દાનાદિથી સંસારસમુદ્રને તરી જાય છે. (૧૭) હે માનિનિ ! કલ્યાણને ઇચ્છનારા પુરૂષો, જેને સર્વક્રિયાઓમાં, પોતાનું અર્ધાંગ ગણે છે; તથા જેની ઉપર પોતાના ઘરનો સઘળો ભાર મુકીને, પુરૂષ નિશ્ચિંતપણે ફરે છે; તેમજ જે સ્ત્રીના આશ્રયે કરીને, અમે પણ, બીજા સન્યાસાદિ આશ્રમોથી દુઃખથી જીતી શકાય; એવા ઈંદ્રિયોરૂપી શત્રુઓને, જેમ કીલ્લાવાળો રાજા, પોતાના સામાપક્ષના શત્રુને સહજમાં જીતી શકે છે; તેમ અમે રમતમાં કામાદિને જીતી જઈએ છીએ. માટે હે ઘરની ઇશ્વરી ! **અનેક ઉપકાર કરનારી એવી જે તું !** [સાંભળો છો ?–સાવધાન છો ? આ કોણ બોલે છે ? તે જાણો છો ? કશ્યપ પ્રજાપતિ, પોતાની પ્રિયાને કહે છે. સ્ત્રી તે ગુલામડી ? કે ઘરની ઇશ્વરી ? આગળ સાંભળો–] **અનેક ઉપકાર કરનારી એવી જે તું !** તેનો સંપૂર્ણ આયુષ્ય વડે પણ, બદલો વાળવાને હું, તથા ગુણને જાણનારા બીજા પુરૂષો, કોઈ પણ રીતે સમર્થ નથી. (૨૦) (સ્કંધ ૩. અ. ૧૪)

૬૭ કશ્યપ પ્રજાપતિ આગળ બોલે છે. સાવધાનતા પૂર્વક સાંભળો—

अथाऽपि काममेतं ते, प्रजात्यै करवाण्यलम् ॥
यथा मां नातिवोचंति, मुहूर्तं प्रतिपालय ॥२१॥
एषा घोरतमा वेला, घोराणां घोरदर्शना ॥
चरंति यस्यां भूतानि, भूतेशानुचराणि ह ॥२२॥

આ તે શાસ્ત્ર કે સમાજવાદ ! આ તે શાસ્ત્રનું ઘડતર ! કે સમાજવાદનું ઘડતર ! સમાજવાદનું નામ લઇને, અનેક સ્વચ્છંદીઓ આજકાલ, પોતાને, પોતાના ધર્મને, અને પોતાના દેશને વગોવે છે; તેઓએ કશ્યપ પ્રજાપતિનાં વચનો સાંભળવાં જોઇએ—

અર્થ—કશ્યપ આગળ કહે છે કે–તોપણ પુત્ર ઉત્પન્ન થવા સારૂ, આ તારો મનોરથ, જેમ મારી કોઈ નિંદા ન કરે; તેમ હું પૂર્ણ કરીશ. હે પ્રિયા ! તેટલા માટે તું એ ઘડી, જાળવી જા ! (૨૧) કારણકે ભયાનક દેખાવવાળી ભયંકર પ્રાણીઓને ફરવાની આ વેળા છે. આ સમયે (સંધ્યાવેળાએ), વળી મહાદેવના અનુચર ભૂતો આમતેમ ફર્યા કરે છે. (૨૨)

આ અને એવાં બીજાં વચનોથી, કશ્યપે દિતિને બહુ સમજાવ્યાં; પણ માન્યું નહીં. કામદેવથી પીડાએલાં દિતિએ વેશ્યાની પેઠે, નિર્લજ્જપણે, પોતાના પતિ બ્રહ્મર્ષિ કશ્યપનું વસ્ત્ર પકડયું. તેનું પરિણામ એ આવ્યું કે–દિતિને પેટે હિરણ્યાક્ષ અને હિરણ્યકશીપુ નામના બે ભયંકર પુત્રો અવતર્યા.

સ્ત્રી અને પુરૂષ વચ્ચે, માત્ર વિષય સુખનોજ, જો સ્વાર્થ હોય; તો તે સ્ત્રીપુરૂષ, પશુઓ કરતાં પણ હલકાં છે. તેમને વિષયસુખની છૂટ છે; પણ તે અંકુશવાળી–મર્યાદાવાળી–છૂટ છે. દરેક ધર્મના શાસ્ત્રો કહે છે કે–'સુસંતતિ માટેજ વિષય સુખ.' એટલે ઋતુકાળમાંજ વિષયસુખ. ઋતુકાળમાં પણ, અમુક પરવણીના અને અમુક વ્રતના દિવસો તજવાજ જોઈએ. ખેડુત બી વાવતાં, જેટલો વિચાર કરે છે; તેટલો વિચાર, ડાહ્યાં દેખાતાં સ્ત્રી પુરૂષો કરતાં નથી. પારણામે કીડાના દિકરા કીડા-અથવા પાપે પ્રગટેલા–કામી ક્રોધી અગર લોભી. જીવે ત્યાંસુધી જંપીને બેસે નહીં; એવા અભાગીયા ! માનવ માળી–માનવ ખેડુત-વિવેકે વાવે; અને વિવેકે ઉજેરે.

**કાચબાનો અવતાર**—આ કથા શ્રીમદ્ ભાગવતમાં આઠમા સ્કંધમાં ૬ થી ૯ અધ્યાયોમાં છે. આ કથામાં શ્રીહરિ જ્યારે નેતરૂં તાણવા દેવો સાથે ઉભા છે, તે જોવા જેવો–દર્શન કરવા જેવો દેખાવ છે-ખેલ છે. નાટકના ખેલ જોયા, સીનેમાના ખેલ જોયા; લગ્નના અને મરણના ખેલ જોયા; કેટલાએક સગા સંબંધીના, રાજી કરાજીના ખેલ પણ જોયા; પણ જેમણે શ્રીહરિના ખેલ ન જોયા; તે લોકો સંસાર સાગરે હારીને પાછા પડયા. સાંભળો થોડી વાત કહું ! જાણે આપણે સૌ ક્ષીરસાગરને કાંઠે આવ્યા છીએ. દેવો અને દાનવો વાસુકી નાગને નેતરૂં બનાવીને, અમૃતમથન કરી રહ્યા છે. ઘણી મહેનત કર્યા છતાં, અમૃત નીકળ્યું નહીં. પછી વિષ્ણુ પોતે તૈયાર થયા. તે વખતનો દેખાવ અમારા હૈયામાં પેઠો છે; તે આજ તમને કહું. આ વાત એક દૃષ્ટાંતથી સમજાવું,– સાંભળો–

દૃષ્ટાંત—વીશ બાવીસ વરસની પુત્રવધુ, એક ઘરમાં દહીં વલોવતી હતી. ગોળી ઘમઘમ થતી હતી; પણ શીયાળાનો દહાડો હોવાથી, માખણ ઉપર આવતું નહોતું. ત્યારે રણછોડ શેઠે પોતાના પુત્રને (એટલે તે વહુના વરને) આજ્ઞા કરી કે–'ભાઈ! જરા તું મદદ કર; તો છાશ જલદીથી થાય.' તે વખતે પચીસ સત્તાવીશ વરસનો રમણ–પુત્ર, શરમાતો શરમાતો, હાથમાં નેતરૂ લઈને, ગોળી પાસે ગયો. ધીમે રહીને નેતરૂ ભેરવી, બેઉ જણાં–દંપતી–નેતરાં ખેંચવા લાગ્યાં. તે વખતે તે બેઉનાં સુંદર શરીર લોડવા લાગ્યાં. તેઓ એક બીજા સામે જોયું ન જોયું કરતાં હતાં. શરમાતાં શરમાતાં–મનમાં ને મનમાં હસતાં હતાં; મુખ મલકાવતાં હતાં; અને ગોળીને ડબલ જોસથી, ઘમઘમાવતાં હતાં. માતાપિતા તે જોડું જોઈને, મનમાં અત્યંત હરખાયાં. જાણે સ્વર્ગજ અહીં નહોય ! હૃદયના આનંદમાં અને આનંદમાં, માતા તો એમ પણ બોલી ઉઠી–કે 'ભાઈ ! તમારા જુવાનીના જોરમાં, મારી ગોળી ફૂટી ન જાય !' પિતા હસતાં હસતાં, ધીમેથી બોલ્યા–કે "ગોળી ફૂટશે; તો બીજી

લાવીશ. તું હમણાં બેઠી બેઠી જો. આવું કોને ઘેર હોય ! ભાગ્ય હોય ત્યાંજ ! જાણે વૃંદાવનથી રાધા અને કૃષ્ણ આપણે ઘેર રમવા ન આવ્યાં હોય.' માતા બોલી—'હા ! એમજ લાગે છે. કારણકે—'**રાધા ગોરી, ને શ્યામ શામળારે** લોલ !' આવાં લાજાળાં પુત્ર અને પુત્રવધુ, ભાગ્ય હોય; ત્યાંજ હોય ને ! નહીં તો આજકાલ, બાંડી બાઈડી, અને બાંડો ભાઈડો. એવાં નફ્ટ—નિર્લજ્જ—વરવહુ સાથે, અન્ય કોઈ રહી શકે નહીં; તો આપણે માબાપથી કેમ રહેવાય !'

રણછોડ શેઠ—ખરી વાત છે. આ દંપતી તો જાણે મર્યાદાએ શોભતો મેરામણ ન હોય ! **માનવ મર્યાદાએ શોભે, પશુ નફ્ટાઇએ શોભે.**

આવો આનંદ લઈને ગૃહસ્થાશ્રમી રાજી થાય; ત્યારે આપણે શ્રીહરિને નેતરૂં ખેંચતાં જોઇને કેમ રાજી ન થઇએ ! વિષ્ણુ નેતરૂં ખેંચે છે; તે વખતનો દેખાવ હૈયામાં રાખવા જેવો છે, સાંભળો— સ્કંધ ૮. અ. ૭

**मथ्यमानात् तथा सिंधोर्-देवासुरवरूथपैः ॥**
**यदा सुधा न जायेत, निर्ममंथाजितः स्वयं ॥१६॥**

સ્રગધરા.

**मेघश्यामः, कनकपरिधिः, कर्णविद्योतविद्युन्-**
**मूर्ध्नि भ्राजद्-विलुलितकचः, स्रग्धरो रक्तनेत्रः ॥**
**जैत्रैर्दोर्भिर्-जगदभयदैर्-दंदशूकं गृहीत्वा ।**
**मथ्नन् मथ्ना, प्रतिगिरिरिवा-शोभताथोद्धृताद्रिः ॥१७॥**

અર્થ—આ પ્રમાણે દેવો અને દૈત્યોના યૂથપતિઓ, સમુદ્રનું મથન કરતાં છતાં, અમૃત ઉત્પન્ન ન થયું; ત્યારે પોતે ભગવાન્ મથન કરવા લાગ્યા. [૧૬] એ સમયમાં પર્વતને ધરનાર, ઘનશ્યામ, પીળું પિતાંબર જેણે પહેર્યું હતું; એવા, કાનમાં વિજળીની પેઠે ઝળકતાં કુંડળ—વાળા, માળા ધરનાર, રાતા નેત્ર વાળા, અને જેમના માથા ઉપર વિખરાઇ ગએલા વાળ શોભતા હતા એવા ભગવાન્, જગતને અભય દેનાર, અને જીત મેળવનાર, ચાર હાથ વડે વાસુકી નાગને પકડીને, પર્વતથી સમુદ્રનું મથન કરતાં, એક પર્વતની સામે, બીજા પર્વતની પેઠે શોભવા લાગ્યા.

આ વસ્તુ કોઈ હોશીયાર ચિતારે સાંભળી હોય—વિચારી હોય; તો એક સુંદર ચિત્ર તૈયાર કરીને આપે. આપણે આવી વાતો સાંભળી, ઘડી બે ઘડી આંખો વીંચીને, આપેલા વર્ણન પ્રમાણે ભગવાનનું ચિંતવન કરવું. લક્ષ્મી સમુદ્રમાંથી નીકળી, અસુરોને આંજી દેછે. તે કથા કામીઓને મોહ કરે એવી; અને મુમુક્ષુઓને મોહમાંથી મુક્ત કરે એવી છે. કરોડપતિને ઉંબરે ઉંબરે હીરા જડયા હોય; તેમ ભગવાનના અવતારે અવતારની કથામાં, સમજણના હીરા જડયા છે.

**ગજેંદ્રમોક્ષ**—ગજેંદ્રનો મોક્ષ કર્યો; તે પણ ભગવાને. ગજેંદ્ર મોક્ષની કથા, આઠમા સ્કંધમાં અધ્યાય ૨–૩–૪ માં છે. પંચરત્ન નામના પુસ્તકમાં ૧ ભગવદ્‌ગીતા, ૨ વિષ્ણુસહસ્રનામાવલિ, ૩ ભીષ્મસ્તવરાજ, ૪ શ્રીઅનુસ્મૃતિ. ૫ શ્રીગજેંદ્રમોક્ષ—નામનાં પાંચ રત્નો છે. એટલે ગજેંદ્રમોક્ષની ગણના રત્નોમાં છે. [ભાગવતમાં વર્ણવેલા ગજેંદ્ર મોક્ષમાં, તથા આ પંચરત્નમાં વર્ણવેલા ગજેંદ્ર મોક્ષમાં કેટલાએક શ્લોકો આડા અવળા

છે; તોપણુ તે બેનો ભાવ એકજ છે.] તેમાંથી પણ થોડી વાનકી આપું. [મને તો આજ ગમે છે. પણ તમે કંટાળ્યા નથી ને? કંટાળ્યા હો; તો કાલે આવજો.]

ઝુડે પકડેલા હાથીને જ્યારે કોઈ પણ છોડાવી શક્યું નહીં; ત્યારે ગજેંદ્ર વિચાર કરે છે કે— રાગ ઉપજાતિ.

**न मामिमे ज्ञातय आतुरं गजाः, कुतः करिण्यः प्रभवंति मोचितुम् ॥**
**ग्राहेण पाशेन विधातुरावृतो-ऽप्यहं च तं यामि परं परायणम् ॥३१॥**

રાગ–વંશસ્થ

**य कश्चनेशो बलिनोऽतकोरगात् , प्रचंडवेगादभिधावतो भृशम् ॥**
**भीतं प्रपन्नं परिपाति यद्भयान्–मृत्युः प्रधावत्यरणं तमीमहि ॥३२॥**

સ્કંધ ૮. અ. ૨

અર્થ—આ મારા નાતીલા હાથીઓ, મને છોડાવી શકતા નથી; ત્યારે હાથણીઓ તો મને કેમજ છોડાવી શકે? હું પોતાથી પણ છૂટી શકતો નથી. કેમકે આ ઝુડ રૂપી કેવળ વિધાતાના પાશથી, ઘેરાએલો છઉં. માટે પરમાત્મા કે જે બ્રહ્માદિકના પણ આશ્રય રૂપ છે; તેને શરણુ હું જાઉં છું. [૩૧] પ્રચંડ વેગ વાળા અને બહુજ દોડતા બળવાન્ કાળ રૂપ સર્પથી, બીનેલા શરણાંગત માણસની, જો કોઇ રક્ષા કરતા હોય; અને જેની બીકથી, મૃત્યુ ચારે કોર દોડયા કરે છે; તે ઇશ્વરને હું શરણ જાઉં છઉં. [૩૨] ગજેંદ્રની સ્તુતિ અમોલી છે; તોપણુ તેમાં અધ્યાય ૩ જાના ૧૯–૨૦–૨૧ અને ૨૯ મા શ્લોકો અમોલા છે.

સમુદ્રમાંથી નીકળેલું વિષ મહાદેવને આપ્યું. તે વખતે મહાદેવે પાર્વતી સાથે બેસીને, જે મંત્રણા કરી છે; તે મંત્રણા શક્તિવાન્ ગૃહસ્થાશ્રમીઓએ વિચારવા જેવી છે.

અહો! આવી વસ્તુઓ હું કોને આપું! પુત્ર પરિવાર નવરો નથી. તમારામાના ઘણાં જીવો, મોડા મોડા આવે છે; તેથી તેમને આ વસ્તુની દરકાર નથી. આ વાતો માસીકમાં લખીને મોકલું છઉં; તો ત્યાં પણ, ઘણા લોકો માસીક વાંચવા નવરા નથી. વાંચતા નથી; તે વિચારે તો શેના! લવાજમ તુરત મોકલી દેવા જેટલો ખટકો પણ, કેટલાએકને થયો નથી. ત્યારે આ અમોલી વસ્તુઓ આપવી કોને? હાલ તો મારે માટે, આ વાતો બહુ ઠીક છે. હું પણ એક ગરજવાળો જીવ છઉં. તમારામાં પણ, બે ત્રણ ગરજવાળા છે. બાકીનાને માટે તો, મેરૂતુંગાચાર્ય નામનો એક વિદ્વાન્ કહે છે; તે ઠીક છે—

રાગ–વંશસ્થ.

**दुष्प्रापेषु बहुश्रुतेषु गुणवद्–वृद्धेषु च प्रायशः ।**
**शिष्याणां प्रतिभाभियोगविगमा–त्तुच्छैः श्रुते सीदति ॥**
**प्राज्ञानामथ भाविनामुपकृतिं, कर्तुं परामिच्छता ।**
**ग्रन्थः सत्पुरुषप्रबंधघटनात्र–चक्रे सुधासत्रवत् ॥**

[પ્રબંધચિંતામણિ]

અર્થ—"આ (દોડા દોડના પ્રવૃત્તિ) કાળમાં, બહુ શ્રુત, ગુણવાન્ વૃદ્ધજનો, સામાન્ય રીતે મળવાં દુર્લભ છે. તેમ પવિત્ર ગુરૂ શિષ્યની પરંપરાનો સુયોગ દિનપ્રતિદિન ઘટી જવાથી, અત્યારે જે જ્ઞાન અપાય છે; તે ત્વરાથી નાશ પામે છે; અથવા અર્થનો અનર્થ

કરનારા ઘણા શિષ્યો પાકે છે. તો પણ અમને એમ આશા છે કે–ભવિષ્યમાં બુદ્ધિશાળી પ્રાજ્ઞ–શિષ્યો (જીજ્ઞાસુઓ) પાકશે. તેમની કાંઈક નમ્ર સેવા કરવાના હેતુથી, સત્પુરુષોના ચરિત્રમાંથી વીણી વીણીને, અમૃતના સદાવ્રતરૂપી આ ગ્રન્થ લખાય છે."

અર્જુને ભગવાનને કરેલી સ્તુતિ અમોલી છે. તેમાં જણાવેલા કેટલાએક શ્લોકો બહુજ અમોલા છે. તે નિરાંતે બેસીને વાંચજોજી.

હજી આગળ સાંભળો—

**संस्तुन्वतोऽब्धिपतितान् श्रमणानृषींश्च,**
**शक्रं च वृत्रवधतस्तमसि प्रविष्टम् ॥**
**देवस्त्रियोऽसुरगृहे पिहिता अनाथा,**
**जघ्नेऽसुरेन्द्रमभयाय सतां नृसिंहे ॥ १९ ॥**

**અર્થ**—ભગવાને જુદા જુદા અવતાર ધારણ કરીને, આ પ્રમાણે કામ કર્યાં હતાં. બાલખિલ્ય નામના તપસ્વી ઋષિઓ, કે જેઓ કશ્યપને માટે સમિધ લેવા જતાં, ગાયના પગલાના ખાબોચીયામાં, બુડી ગયા હતા; અને જેઓની ઈંદ્રે હાંસી કરી હતી; તેઓએ સ્તુતિ કરતાં, પ્રભુએ તેમને કષ્ટમાંથી મુકાવ્યા હતા. વૃત્રાસુરને મારવાથી ઈંદ્રને બ્રહ્મહત્યા લાગી હતી. આ પાપમાંથી પ્રભુએ તેને છોડાવ્યો હતો. દૈત્ય (હિરણ્યકશુપુ)ના ઘરમાં, અનાથની પેઠે રૂંધાએલી સ્ત્રિઓને, પ્રભુએ છોડાવી હતી. ભગવાને **નરસિંહ** અવતાર લઇને, જગતને અભય કરવા માટે, હિરણ્યકશિપુને માર્યો હતો. [૧૯]

૧૯ વિવેચન—

**अब्धिपतितान् श्रमणान् ऋषीन्**—શ્રીધરસ્વામી આ ઋષિઓને બાલખિલ્ય માને છે; અને ભક્તરંજનીકાર તેને અનુસરે છે. તે 'મારકંડેય ઋષિ હતા' એમ એકનાથ, મહારાજ માને છે. "**નલ** વાનરે ઋષિઓના શાલિગ્રામ જળમાં ફેંકી દીધા હતા. ઋષિઓ શાલિગ્રામ લેવા જળમાં પડયા; ત્યારે તણાયા હતા. તે ઋષિઓને ભગવાને બચાવ્યા હતા;" એમ પણ એકનાથ મહારાજ કહે છે.

મૂર રાક્ષસે દેવોની સ્ત્રીઓને કેદ કરી હતી; એમ પણ એકનાથ કહે છે.

આવા મતભેદમાં ઉતરવું નહીં.

બાલખિલ્ય અંગુઠા જેવડા મોટા કહેવાય છે. તેઓ ગાયના પગલાના ખીબોચીયામાં ડુબી જાય. શ્રીહરિને ભજતાં પ્રભુએ કષ્ટમાંથી બચાવ્યા. આપણે આપણને મોટા માનીએ;

---

૧૯ પદચ્છેદ—**अब्धौ पतिताः तान् अब्धपतितान्**—સમુદ્રમાં પડેલાને. **संस्तुन्वतः श्रमणान् ऋषीन्**—સ્તુતિ કરતા બાલખિલ્ય ઋષિઓને ( કષ્ટમાંથી મુકાવ્યા હતા ). **वृत्रवधतः**—વૃત્રાસુરના વધથી. **तमसि प्रविष्टं शक्रं**—ઇંદ્રને બ્રહ્મહત્યા લાગતાં, તેને પાપમાંથી છોડાવ્યો હતો. **असुरगृहे पिहिताः अनाथाः देवस्त्रियः**—અસુરના ઘરમાં કેદ કરાએલી અનાથ સ્ત્રીઓને. **अमुंचत्**—છોડાવી હતી. **नृसिंहे**—નરસિંહ અવતારમાં. **सतां अभयाय**—સત્પુરૂષોના અભયને માટે. **असुरेंद्रं जघ्ने**—હિરણ્યકશીપુને માર્યો હતો.

પણ ઘણીવાર ગાયના પગલા જેવડા ખાડામાં આપણે બુડી મરીએ છીએ. માતા પિતાની સાથે અગર ભાંડરડાની સાથે વેર કરીએ; તે ગાયના પગલાના ખાડામાં બુડયા બરાબર છે. રાજા થઇને વ્યભિચારાદિ દોષ કરે; તે ગાયના પગલા જેવડા ખાડામાં બુડી મરે છે. બ્રાહ્મણાદિ પંડિત થઇને કામક્રોધાદિની હડફેટે ચડે; તે ગાયના પગલા જેવડા ખાડામાં બુડી મરે છે. ઉત્તમ કુળમાં અવતરે; ઘેર સુંદર સ્ત્રી હોય; છતાં પરદારામાં જે લોભાય; તે ગાયના પગલા જેવડા ખાડામાં બુડી મરે છે. પોતે ખાય; અને બીજાને ખવરાવે, તોપણ ખૂટે નહીં; એટલો પૈસો પોતા પાસે હોય; છતાં ઇશ્વરને ભજવા નવરો ન થાય; તે ગાયના પગલા જેવડા ખાડામાં બુડી મરે છે. ઘરબાર તજીને ભગવાં પહેર્યાં; પણ મઠ મકાનમાં લોભાયા; કનક કામનીને હૈયેથી ઉતાર્યાં નહીં; તે સમુદ્ર તરીને, ગાયના પગલા જેવડા ખાડામાં બુડી ગયા છે. સ્ત્રી બી. એ; એમ. એ.; કે-એમ. ડી. માં પાસ થઇને આવી; પણ પતિપરાયણ થઇ નહીં; તો તે ગાયના પગલા જેવડા ખાડામાં બૂડી ગઇ. મોટા રાજાની દીવાનગીરી કરી: દેશેદેશમાં નામના મેળવી; પણ નવરા થઇને સંત શાસ્ત્રોને સેવ્યાં નહીં. હરિ પરાયણ થયા નહીં; તે ગાયના પગલા જેવડા ખાડામાં બૂડી ગયા. બાલખિલ્ય બૂડયા; છતાં તેમણે પ્રભુને સ્તુતિ કરી; તો બચ્યા. તેમ આપણે પણ કદિ બૂડયા-કદિ ભૂલ ખાધી; પણ પ્રભુને સ્તુતિ કરીને, ભૂલથી પાછા વળી જઇએ; તો બચી જઇએ. બિલ્વમંગળ અને તુલસીદાસ, ભયંકર ભૂલોમાં ઉભા હતા; પણ પાછા વળ્યા; અને હરિને શરણે આવ્યા; તો બચી ગયા.

વૃત્રાસુર અને ઇંદ્ર—આ કથા ભાગવતમાં છઠ્ઠા સ્કંધમાં, ૯ થી ૧૩ અધ્યાયોમાં છે. તે કથાઓમાં દધીચીનો દેહત્યાગ, અને વૃત્રાસુરે યુદ્ધના મેદાનમાં કરેલી પ્રભુ પ્રાર્થના, વિચારવા જેવાં છે. થોડી પ્રસાદી આપું-વૃત્રાસુર પ્રાર્થના કરે છે— [અ. ૧૧]

ઉપજાતિ—

**अहं हरे तव पादैकमूल-दासानुदासो भविताऽस्मि भूयः ॥**
**मनः स्मरेतासुपतेर्गुणांस्ते, गृणीत वाक्कर्म करोतु कायः ॥२४॥**
**न नाकपृष्ठं न च पारमेष्ठ्यं, न सार्वभौमं न रसाधिपत्यं ॥**
**न योगसिद्धीरपुनर्भवं वा, समंजस त्वा विरहय्य कांक्षे ॥२५॥**
**अजातपक्षा इव मातरं खगाः, स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः ॥**
**प्रियं प्रियेव व्युषितं विषण्णा, मनोऽरविंदाक्ष दिदृक्षते त्वाम् ॥२६॥**
**ममोत्तमश्लोकजनेषु सख्यं, संसारचक्रे भ्रमतः स्वकर्मभिः ॥**
**त्वन्मायथाऽऽत्मात्मजदारगेहे-ष्वासक्तचित्तस्य न नाथ भूयात् ॥२७॥**

અર્થ—તત્ત્વજ્ઞાનના એ વચનો ઇંદ્રને કહીને, વૃત્રાસુર ભગવાનને પ્રાર્થના કરે છે કે- હે હરિ! જીવને કોઇપિણ પ્રકારની કામના ન હોવી જોઇએ; તોપણ મારે એક કામના તો છે; તે એ કે-હું આપના ચરણારવિંદનો આશ્રય રાખનારા દાસોનો દાસ વારંવાર થાઉં, મારૂં મન આપ કે જે પ્રાણજીવન છો; તેમના ગુણોનું સ્મરણ કરે; મારી વાણી આપના ગુણ ગાય. મારૂં શરીર આપની સેવા કરે-એવી કૃપા આપ કરો. [૨૪]

[ જે કાંઇ વૃત્રાસુર માગે છે; તે અમારે આજ સોળ વરસથી થઇ રહ્યું છે. બસ ! આ ! આ ! ને આ ! બીજું કાંઈ નજરે દેખાતુંજ નથી. વ્યવહારનાં કામ કરવાં પડે છે;

ત્યારે અમને કાંટા વાગે છે.] એક તો ગાંડું; અને તેને કરડયો વીંછી-ચગડોળેજ ચડે. તે પ્રમાણે-એક તો આવું હતું; અને તેમાં ભાગુનું પ્રયાણ. હવે અમને સંસારબંધન ન ગમે! તમે અમારા હો; તો ભગવાનની વાત કરો! અમને મરવા વખતે મુંઝવણ ન થાય. તમારી સૌની વચ્ચે બેસીને, 'હરિહરિ' કરતાં, હરિમાં મળી જઇએ.

અર્થ—હે સર્વ સૌભાગ્યના ભંડારરૂપ! આપને મૂકીને હું સ્વર્ગલોક, બ્રહ્મલોક, ચક્રવર્તિ રાજ્ય, પાતાળનું રાજ્ય, અણિમા વિગેરે સિદ્ધિઓ, કે મોક્ષને પણ હું ઇચ્છતો નથી. [૨૫] ધુડ વિગેરેએ પીડા કરેલાં, પાંખો આવ્યા વગરનાં બચ્ચાં, જેમ માને જોવાની ઇચ્છા કરે; માથી વિખુટાં ન રહી શકે; તથા ભૂખે પીડાએલાં વાછરડાં, જેમ દુધની ઇચ્છા કરે, અને મુંજાએલી સ્ત્રી, જેમ પરદેશમાં ગએલા પતિને જોવાની ઇચ્છા કરે; તેમ હે પરમેશ્વર! મારૂં મન તમને જોવાની ઇચ્છા રાખે છે. [૨૬] હે નાથ! હું કે જે સંસારરૂપી ચક્રમાં, પોતાના કર્મથી ફર્યા કરૂં છઉં; અને તમારી માયાને લીધે, દેહ-છોકરાં-સ્ત્રીઓ અને ઘરમાં આસક્ત થઇ રહ્યો છઉં; તેને હવે આપના ભક્ત લોકોની સાથેજ મૈત્રી થજો, પણ ફરીવાર દેહાદિમાં આસક્તિ થશો નહીં. [૨૭].

ક્રાઇસ્ટના બાઇબલમાં, મહમદ સાહેબના કુરાનમાં, જૈનોના આગમોમાં, અને એવા બીજા મોટા સંતોની વાર્તાઓમાં, આ પ્રકારનીજ ભાગવતી ભક્તિનો બોધ છે. (ભાગવતી ભક્તિ એટલે જ્ઞાનવૈરાગ્ય યુક્ત સ્વધર્મપોષક ભક્તિ.)

વૃત્રાસુરને મારવાથી ઇંદ્રને બ્રહ્મહત્યા લાગી-કર્યાં કર્મ ઇંદ્રને પણ ન છોડે. ભોજને વનમાં લઇ જઇને મુંજનો હુકમ સંભળાવ્યો; ત્યારે તે ભોજ બોલ્યો હતો કે—

રાગ-શાર્દૂલ૦ [ભોજપ્રબંધ]

**रामे प्रव्रजनं बलेर्नियमनं, पांडोः सुतानां वनं ।**
**वृष्णीनां निधनं नलस्य नृपते, राज्यात्परिभ्रंशनम् ॥**
**कारागारनिषेवणं च मरणं, संचिंत्य लंकेश्वरे ।**
**सर्वः ×कर्मवशेन नश्यति नरः, को वा परित्रायते ॥२८॥**

અર્થ—ભોજ બોલ્યો હતો કે-શું કાકાનો એમજ હુકમ છે? શું કરેલાં કર્મનો પાક થઈ ચૂકયો? એટલે રામચંદ્રજીને વનમાં મોકલનાર પણ કર્મ અથવા એવો કાળ હતો; બલિને બંધન કરનાર, અને પાંડવોને વનમાં મોકલનાર કર્મ હતાં; યાદવોને અંદર અંદર લડાવીને નાશ કરનાર, પણ કર્મ હતાં; નળરાજાને રાજ્યથી ભ્રષ્ટ કરનાર, અને લંકાપતિ રાવણને એકવાર સહસ્રાર્જુનને ત્યાં કેદ થવું, અને પછી રામને હાથે મરણ થવું; તેમાં કોઈ કારણ હોય; તો તેનાં પોતાનાં કર્મ હતાં. આ પ્રમાણે તમામ માણસો કર્મને (કાળને) વશ થઇને ચક્કર ચક્કર ફર્યા કરે છે. તેમ મારે પણ, આ પ્રમાણે કાકાની ઇર્ષ્યાથી મરવાનુંજ હોય; તો જેવો હુકમ! [૨૮]

પણ મરવા પહેલાં એક મહાન્ સત્તાને નમી લઉં—(ભોજપ્રબંધ)

રાગ-શાર્દૂલ૦

**अंभोधिः स्थलतां स्थलं जलधितां, धूलीलवः शैलतां ।**
**मेरुर्मत्कणतां तृणं कुलिशतां, वज्रं तृणप्रायताम् ॥**

× कालवशेन.

**वह्निः शीततां हिमं दहनता-मायाति यस्येच्छया ।**
**लीलादुर्ललिताद्भुतव्यसनिने, दैवाय तस्मै नमः ॥११॥**

અર્થ—જેની ઇચ્છાથી સમુદ્ર સ્થળરૂપ બને છે; સ્થળ જળરૂપ બની જાય છે. રજના કણનો પર્વત થઈ જાય છે; અને મેરૂ પર્વત રજ સમાન થઈ જાય છે. ઘાસનું તરખલું વજ્ર સમાન થઇ જાય છે; અને વજ્ર ઘાસના તરખલા જેવું બની જાય છે. અગ્નિ શીતલતાને પામે છે; અને હિમ (બરફ) માં અગ્નિ પ્રગટે છે. એવી લીલાના કરનાર અદ્દભુત શક્તિ વાળા દેવને મારા પ્રણામ છે. [૩]

મારાઓની બુદ્ધિ ફરી. હાઈકોર્ટે કરેલી ફાંસીની શિક્ષા, એક શહેનશા રદ કરી શકે; તો સમ્રાટોનો સમ્રાટ, કર્મનાં બંધન તોડી નાખે; એમાં કાંઇ નવાઇ સમજવી નહીં. આમ સમ્રાટની કૃપા તો, કોઈ દિવસજ થાય; માટે કર્યાં કર્મ સૌને ભોગવવાં પડે. બંધન થાય; એવાં કર્મ ન કરવાં; એજ માનવીઓની મોટી સમજણ. સમજણની હદ, એજ કે–બંધન થાય; એવાં કર્મ ન કરવાં. કર્મ ઇંદ્રને નડે; તો આપણને કેમ ન નડે!

દેવતાઓની સ્ત્રીઓને, હિરણ્યકશીપુએ પોતાના મહેલમાં કેદ કરી હતી. પ્રલ્હાદ ગાદી ઉપર આવતાં, દેવાંગનાઓ મુક્ત થઇ. (નરકાસુરનો વધ કરીને શ્રીકૃષ્ણે સોળહજાર અને એકસો કન્યાઓને છોડાવી હતી; તે રાજાઓની કન્યા હતી. જેને પ્રભુ પોતે પરણ્યા હતા.)

**નૃસિંહાવતાર**—આ કથા સાતમા સ્કંધના ૧ થી ૧૦ અધ્યાયમાં છે. તેમાં પ્રલ્હાદ કેવા પ્રકારનો ભક્ત, તથા પ્રલ્હાદનો બાળકોને ઉપદેશ, વીણી લેવા જેવી વસ્તુઓ છે.

પ્રલ્હાદ કેવા પ્રકારનો ભક્ત હતો તે કહ્યું—[સ્કંધ ૭ અ. ૪]

**न्यस्तक्रीडनको बालो, जडवत् तन्मनस्कया ॥**
**कृष्णग्रहगृहीतात्मा, न वेद जगदीदृशम् ॥३७॥**
**आसीनः पर्यटन् नश्नन्-छयानः प्रपिबन् ब्रुवन् ॥**
**नानुसंधत्त एतानि, गोविंदपरिरंभितः ॥३८॥**
**क्वचिद्रुदति वैकुंठ-चिंताशबलचेतसः ॥**
**क्वचिद्धसति तच्चिंता-ल्हाद उद्गायति क्वचित् ॥३९॥**
**नदति क्वचिदुत्कंठो, विलज्जो नृत्यति क्वचित् ॥**
**क्वचित तद्भावनायुक्त-स्तन्मयोऽनुचकार ह ॥४०॥**
**क्वचिदुत्पुलकस्तूष्णी-मास्ते संस्पर्शनिर्वृतः ॥**
**अस्पंदप्रणयानंद-सलिलामीलितेक्षणः ॥४१॥**

વંશસ્થ.

**स उत्तमश्लोकपदारविंदयोर्-निषेवयाऽकिंचनसंगलब्धया ॥**
**तन्वन्परां निर्वृतिमात्मनो मुहुर्-दुःसंगदीनान्यमनः शमं व्यधात ॥४२॥**

અર્થ—નારદજી યુધિષ્ઠિર મહારાજને કહે છે કે–બાળક અવસ્થાથીજ પ્રલ્હાદને રમવામાં ચિત્ત નહોતું; પણ તેનું ચિત્ત ભગવાનમાં લાગી રહેલું હતું. ભગવાનરૂપી ભૂત પ્રલ્હાદને વળગ્યું હતું; તેથી જડની પેઠે જગત કેવું છે; તેની તેને ખબરજ નહોતી. [૩૭] બેસતાં, ફરતાં, ખાતાં, સુતાં, પીતાં, અને બોલતાં, ભગવાનમાંજ એકરૂપ થઇ ગયો

હતો; તેથી 'હું શું કરૂં છઉં;' તેની તેને ખબર પડતી નહીં. [૩૮] ભગવાનના ચિંતવનથી બુદ્ધિ ઘેરાઈ જતાં, તે પ્રલ્હાદ કોઈ વખત રોતો હતો; કોઇ વખતે હસતો હતો; અને ધ્યાનના આનંદને લીધે, ઉંચા સ્વરથી ગાતો (પણ) હતો. [૩૯] કોઇ વખત ગળું છૂટું મૂકીને ગાજતો હતો. કોઈ વખત લાજ છોડી દઇને નાચતો હતો. કોઇ વખત ભગવાનની ભાવનાથી, તન્મય થઈને, ભગવાનના જેવીજ ચેષ્ટાઓ કરતો હતો [૪૦] કોઈ વખત ભગવાનની ભાવનાથી પરમસુખ મળવાથી, રોમાંચિત થઈને ચૂપ બેસતો હતો. અને અવિનાશી સ્નેહના આનંદથી આંસુ ભરાઈ આવતાં, આંખો વિંચી દેતો હતો. [૪૧] નિષ્કિંચન પુરૂષના સંગથી મળેલી ભગવાનના ચરણની સેવાથી, પોતાના મનને પરમ શાંતિ આપતો તે પ્રલ્હાદ, દુ:સંગથી દીન થએલા બીજાઓના મનને પણ, શાંતિ આપતો હતો. [૪૨]

કેવો માલ! ભકતો ઘણા છે. ભકતો થવું પણ ઘણાંને ગમે છે. છે આ નમુનો! જગમાં સાચાં સ્નેહી સ્ત્રી પુરૂષ છે. તે તો એવાં કે—જેઓ એક બીજાના વિયોગમાં રહી શકે નહીં. રામ જેવા ડાહ્યા, પણ સીતાજીના વિયોગમાં થથડી ગયા. સીતા જેવાં ડાહ્યાં; પણ રામના વિયોગમાં થથડી ગયાં. અમને પણ ભાગુનો વિયોગ, વેળા કવેળા મુઝવે છે.

"મુને એકલડું ગમતું નથી—રે; હે હરિ! હૈયે આવીને દ્યો હામ.
હરિ! મુને એકલડું ગમતું નથી રે." (થવાદ્યો-થવાદ્યો.)

ભાગુને બ્હાને મનને શ્રીહરિના વિયોગનું ભાન, વારંવાર કરવામાં આવે છે. 'હે હરિ તમથી મેં પ્રીત કરી.' આપના સૌના આશીર્વાદથી, હવે મન પાટો બદલી નાંખે છે; મન શ્રીહરિના પાટા ઉપર ચાલ્યું આવે છે; એજ અમારી અંતીમ ઇચ્છા; અને એજ તમારો અંતીમ આશીર્વાદ!

[આવી ખાનગી વાતો, તમને કહેવામાં વાંધો નથી ને? તમે યોગ્ય અધિકારી છો ને? આમાંથી તમને શીખવાનું ઘણું મળે. એવા શુભ હેતુથી, આ વાતો તમને કરવામાં આવે છે. પ્રેમનાં પાત્ર ઘણાં; પણ સાચું—નિરતીશય—સુખનું પાત્ર જો કાંઇ હોય; તો તે સંત, શાસ્ત્ર અને શ્રીહરિ છે.]

' શ્રીકૃષ્ણ રૂપી ભૂત પ્રલ્હાદને વળગ્યું હતું; ' એમ કહ્યું. જીવને ધન રૂપી ભૂત વળગે; સ્ત્રી રૂપી ભૂત વળગે; ધંધાનું ભૂત વળગે; વ્યસનનું ભૂત વળગે; નાટક સીનેમાનું ભૂત પણ વળગે; પણ ભગવાન્ રૂપી ભૂત વળગે નહીં. ભગવાન્ રૂપી ભૂતને વળગાડનાર—પૂર્વનાં અગર આ જન્મનાં શુભ કર્મ; અને સંતશાસ્ત્રની સેવા.

છઠ્ઠા અધ્યાયમાં પ્રલ્હાદ બાળકોને ઉપદેશ કરે છે; તેમાંથી થોડી વાત પણ કરૂં—

**कौमार आचरेत् प्राज्ञो, धर्मान् भागवतानिह ॥**
**दुर्लभं मानुषं जन्म, तदप्यध्रुवमर्थदम् ॥१॥**
**यथा हि पुरुषस्येह, विष्णोः पादोपसर्पणम् ॥**
**यदेष सर्वभूतानां, प्रिय आत्मेश्वरः सुहृत् ॥२॥**
**सुखमैन्द्रियकं दैत्या, देहयोगेन देहिनाम् ॥**
**सर्वत्र लभ्यते दैवाद्-यथा दुःखमयत्नतः ॥३॥**
**तत्प्रयासो न कर्तव्यो, यत आयुर्व्ययः परम् ॥**
**न तथा विंदते क्षेमं, मुकुंदचरणांबुजम् ॥४॥**

સાંભળો—સાંભળો—આગળ શું કહે છે ?—

**ततो यतेत कुशलः, क्षेमाय भयमाश्रितः ॥**
**शरीरं पौरुषं यावन्-न विपद्येत पुष्कलं ॥५॥**

[પેલા ખુણામાં કાંઈક ધીમી ધીમી-ગડબડ થાય છે. તે અમને ગમે નહીં.]

**पुंसो वर्षशतं ह्यायुस्-तदर्धं चाजितात्मनः ॥**
**निष्फलं यदसौ रात्र्यां, शेतेऽधं प्रापितस्तमः ॥६॥**
**मुग्धस्य बाल्ये कौमारे, क्रीडतो याति विंशतिः ॥**
**जरया ग्रस्तदेहस्य, यात्यकल्पस्य विंशतिः ॥७॥**
**दुरापूरेण कामेन, मोहेन च बलीयसा ॥**
**शेषं गृहेषु सक्तस्य, प्रमत्तस्यापयाति हि ॥८॥**
**को गृहेषु पुमान् सक्त-मात्मानमजितेंद्रियः ॥**
**स्नेहपाशैर्दृढैर्बद्ध-मुत्सहेत विमोचितुम् ॥९॥**

વિગેરે વિગેરે. [ સ્કંધ ૭. અ. ૬ ]

અર્થ—પ્રલ્હાદ બાળકોને કહે છે કે-"સમજુ પુરૂષે બાળક અવસ્થાથીજ, વૈષ્ણવ ધર્મ પાળવો જોઇએ. કારણકે આ માનવદેહ દુર્લભ છે; છતાં ક્ષણભંગુર છે; અને ક્ષણ ભંગુર છે; છતાં પુરૂષારથ કરે; તેને ફળદાતા પણ છે. (૧) ભગવાનના ચરણને શરણ રહેવું એજ યોગ્ય છે; કેમકે ઇશ્વિર ભગવાન્ સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી, પ્રાણીઓને પ્રિય અને પ્રાણીઓના મિત્ર છે. (૨) હે દૈત્યો ! ઈંદ્રિયોથી પ્રાપ્ત થતું સુખ, શરીર મળ્યા પછી મળ્યાજ કરે છે. જેમ દુઃખ અનાયાસે-પ્રયત્ન કર્યા વિના-મળે છે; તેમ સુખ પણ પ્રયત્ન વિના મળ્યા કરે છે. (૩) તેથી આયુષ્યનો વ્યય કે-જે-ઘણી કીંમતી વસ્તુ છે, તેનો ઉપયોગ, ઈંદ્રિયોનાં સુખ માટે કરવો નહીં. કદિ ઈંદ્રિયોના સુખ માટે, આયુષ્યનો ઉપયોગ કરવામાં આવે; તો કલ્યાણકારી એવું ભગવાનનું ચરણકમળ પ્રાપ્ત થાય નહીં. (૪) તેથી મુમુક્ષુએ મરણનો ભય રાખીને, અગર બીજી અનેક જંજાળોમાં, રખે મુદ્દાનું આ કામ રહી જશે, એવો સદા ભય રાખીને, આ મનુષ્ય દેહ સર્વાંગે સંપૂર્ણ હોય; અને અશક્ત થયો નહોય; તેટલા સમયમાંજ, કલ્યાણને માટે સમજુ પુરૂષે પ્રયત્ન કરવો જોઇએ. (૫) અજીતેંદ્રિય પુરૂષનું આયુષ્ય સો વરસનું ગણાય છે. તેમાં પચાસ વરસ તો નિષ્ફળજ છે. કારણકે એટલો વખત તે નિદ્રારૂપી મહામોહમાં પડયો રહે છે. (૬) બાકી ૫૦ વરસ રહ્યાં. તેમાંથી વીશ વરસ બાળકઅવસ્થાના અજ્ઞાનમાં, અને કુમાર અવસ્થાની રમતમાં જતાં રહે છે. વીસ વરસ ઘડપણથી ઘેરાઇને અશક્ત અવસ્થામાં ચાલ્યાં જાય છે. આશાઓના પૂરમાં તણાતા, અને ઘરમાં આસક્ત થએલા પુરૂષનાં બાકીનાં દસ વરસ, ગફલતમાં ચાલ્યાં જાય છે. (૮) જેણે ઇંદ્રિયો જીતી ન હોય; એવો કયો પુરૂષ, ઘરમાં લાગેલા, અને સ્નેહના મજબૂત પાશોથી બંધાએલા, પોતાના આત્માને છોડાવી શકે ? (૯)

આ આખો અધ્યાય પ્રલ્હાદના ઉપદેશનો છે. નર્યાં રત્નો ભર્યાં છે. × × ×

ઉપજાતિ—

**विप्रामपीत्थं दनुजाः कुटुंबं, पुष्णन् स्वलोकाय न कल्पते वै ॥**
**यः स्वीयपारक्यविभिन्नभावस्-तमः प्रपद्येत यथा विमूढः ॥१६॥**

અર્થ—હે દૈત્યો ! વિદ્વાન્ પુરૂષ પણ-સમજુ પુરૂષ પણ, ઉપર પ્રમાણે પોતાનાં અને પારકાં, એમ ભેદ રાખીને, કુટુંબનું પોષણ કરતો કરતો; આત્મ વિચાર કરવા નવરો થતો નથી. પણ મૂઢ માણસની માફક અહંતા મમતામાંજ ચોળાયા કરે છે. (૧૬)

× × × વળી પ્રલ્હાદ ધીરજ આપે છે—

**न ह्यच्युतं प्रीणयतो, बह्वायासोऽसुरात्मजाः ॥**
**आत्मत्वात सर्वभूतानां, सिद्धत्वादिह सर्वतः ॥१९॥**

અર્થ—હે દૈત્યના પુત્રો! નારાયણને પ્રસન્ન કરવામાં ઘણો દાખડો પડતો નથી; કારણકે નારાયણ સર્વના આત્મા છે; અને સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. (૧૯)

વિગેરે-વિગેરે-આ તો અમારા એકાંતના વિચાર ! એકલા બેસીને સમજવા જેવો ઉપદેશ; તે આજ આપને સૌને કહ્યો. શાંતિથી વિચારજો.

હવે આગળ સાંભળો—

**देवासुरे युधि च दैत्यपतीन् सुरार्थे, हत्वांऽतरेषु भुवनान्यदधात् कलाभिः ॥**
**भूत्वाऽथ वामन इमामहरद्बलेः क्ष्मां, याच्ञाच्छलेन समदाददितेः सुतेभ्यः॥२०॥**

**અર્થ—સર્વ મન્વંતરોમાં, દેવ અને દૈત્ય વચ્ચેના સંગ્રામમાં, પોતાના અવતારથી, દેવતાઓને માટે-મોટા મોટા દૈત્યોને મારીને, લોકોનું પાલન કર્યું હતું. ભગવાને વામન અવતાર લઈને, માગવાના બ્હાનાથી, બલિરાજા પાસેથી આ પૃથ્વી લીધી હતી; અને દેવતાઓને આપી હતી. (૨૦)**

૨૦ વિવેચન—

**यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ॥**

વિગેરે શબ્દોથી ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે-'યુગે યુગમાં હું આવું છઉં.'

**વામન અવતાર**—આ કથા ભાગવતમાં ૮મા સ્કંધમાં ૧૮મા અધ્યાયથી છે. તે કથામાં, વામનનો ઉપનયન સંસ્કાર, વામનજીની શાંતિ, કામ સાધવાની શક્તિ, વિચારવા જેવાં છે. શુક્રાચાર્યે બલિને કહી દીધું હતું કે-'આ વિષ્ણુ છે. અને તારૂં સર્વસ્વ હરિ લેવા આવ્યા છે.' ત્યારે બલિરાજાએ માન્યું કે-'અહો ! એવો દિવસ ક્યાંથી ! કે ભગવાન્ મારે ઘેર યાચક, અને હું દાની !'

બળી રાજાને બાંધ્યો; પણ બોલ્યો નથી. કેસર, કસ્તુરી, મોગરો, ચંપેલી, જેમ જેમ કચરાય; તેમ સુગંધ આપે; તેમાંથી અત્તર નીતરે; અને મરચા કાકાને કચરો; તો છીંકા છીંક કરાવે. નાકમાંથી લેંટ નીતરે. આપણે શું છઈએ; તે આપણી આપત્તિમાં

---

૨૦ પદચ્છેદ—**च**-વળી. **अंतरेषु**-મન્વંતરોમાં. **देवासुरे युधि**-દેવ અને દૈત્ય વચ્ચેનાં સંગ્રામમાં. **सुरार्थे दैत्यपतीन् हत्वा**-દેવતાઓ માટે મોટા મોટા દૈત્યોને મારીને. **कलाभिः भुवनानि अदधात**-અવતારો લઈને લોકોનું પાલન કરતા હતા. **अथ वामनः भूत्वा**-પછી વામન અવતાર લઈને. **बलेः**-બલિ રાજા પાસેથી. **याच्ञाच्छलेन**-માગવાના બ્હાનાથી. **इमां क्ष्मां अहरत्**-આ પૃથ્વીને હરિ લીધી હતી. **अदितेः सुतेभ्यः समदात्**-અદિતિના પુત્રોને-દેવોને-આપી હતી.

સમજાય. અગર સામો માણસ શું છે ? તે જોવું હોય; ત્યારે તેને જરા કચરવો–ખીજવવો. 'આ તે મોગરો કે મરચાં ?' તેની તુરત ખાત્રી થશે. શ્રીકૃષ્ણે રૂક્મણીજીને જરા ખીજવ્યાં હતાં. ખીજવતાં ખાત્રી થઈ હતી કે–આ તો મોગરો છે. ભગવાનને ભજનારે, ગાળો ખાવી–હુંકારા ખાવા–ફના થઇ જવું વિગેરે સહન કરવુંજ પડે. શાંત રહેવુંજ પડે ભૂલેચૂકે મરચા કાકાના દિકરા થવાય નહીં.

ચોપાઈ—બુંદ અઘાત સહે ગિરિ કૈસે, ખલકે બચન સંત સહે જૈસે.

યુગેયુગમાં ભગવાનના અવતાર, તેમ યુગે યુગમાં સંતના પણ અવતાર; તેમ યુગે યુગમાં ખલના પણ અવતાર.

બલિ અને વામનનો સંવાદ, અનેક વાર વાંચીએ; પણ આટલું ન સમજાય; તો અંતરે અંધારાં સમજવાં.

ભગવાનના અવતાર સબંધી કથા હજી આગળ સાંભળો—

**निःक्षत्रियामकृत गां च त्रिःसप्तकृत्वो, रामस्तु हैहयकुलाप्ययभार्गवाग्निः ॥**
**सोऽब्धिं बबन्ध दशवक्त्रमहन्सलंकं, सीतापतिर्जयति लोकमलघ्नकीर्तिः ॥२१॥**

**અર્થ**—હૈહય નામના ક્ષત્રિયોના કુળના નાશ માટે, ભૃગુકુળમાંથી અગ્નિ ઉત્પન્ન થયો હોય; એવો **પરશુરામ**નો અવતાર, ભગવાને ધરીને, પૃથ્વીને એકવીશવાર નિઃક્ષત્રિય કરી હતી. પછી **રામાવતાર** ધરીને સમુદ્રમાં પાજ બાંધી, લંકાસહિત રાવણને માર્યો. લોકોનાં પાપને હરનારી કીર્તિવાળા સીતાના પતિ રામચંદ્રજી જય પામો. (૨૧)

૨૧ વિવેચન—

**પરશુરામનો અવતાર**—આ કથા નવમ સ્કંધમાં ૧૫ મા અને ૧૬ મા અધ્યાયોમાં છે. દુર્જનને પોતાને ઘેર લાવ્યાથી, કેવું થાય; તે આ કથામાંથી શીખાય. પરશુરામની માતા રેણુકા, પિતા જમદગ્નિ. સહસ્રાર્જુન રેણુકાનો બનેવી થતો હતો. સહસ્રાર્જુન એકવખત મૃગયા કરવા નીકળ્યો હતો. તે ફરતો ફરતો જમદગ્નિના આશ્રમ પાસે થઇને નીકળ્યો. રેણુકાએ પોતાના પતિને કહ્યું કે–'આ મારા બનેવી જાય છે. તેમનો અહીં સત્કાર થાય; તો ઠીક !'

જમદગ્નિ—સત્કાર કરવાની ના નથી; પણ દુર્જન દોષ ગોતી કાઢશે; અને આપણો કરેલો ઉપકાર ધોઈ નાંખશે.

---

૨૧ પદચ્છેદ—**हैहयानां कुलस्य अप्ययः** (નાશ) **तस्मै भार्गवरूपः अग्निः है० इति रामः तु**-હૈહય નામના ક્ષત્રિઓના કુળના નાશને માટે જાણે ભૃગુ કુળમાંથી અગ્નિ ઉત્પન્ન થએલ ન હોય એવા પરશુરામે. **त्रिःसप्तकृत्वः**-એકવીશ વાર. **गां**-પૃથ્વીને. **निःक्षत्रियाम् अकृत**-ક્ષત્રિઓ રહિત કરી. **सः**-તેજ ભગવાને. **सीतापतिः**-સીતાના પતિ રામ થઇને. **अब्धिं बबंध**-સમુદ્ર ઉપર પાજ બાંધી. **दशवक्त्रं सलंकं अहन्**-લંકા સહિત રાવણનો નાશ કર્યો. **लोकानां मलघ्ना कीर्तिः यस्य सः इति लोक०**-લોકોના પાપને હણનારી કીર્તિવાળા રામચંદ્ર. **जयति**-જય પામો.

ફ. નં. ૩૨ Registered No. B. 1434.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત–એકાદશ સ્કંધ.

તંત્રી અને પ્રકાશક–રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ મોક્ષમંદિર–અમદાવાદ
અમદાવાદ–ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] શ્રાવણ ૧૯૯૨. [અંક ૪ થો.

મુસાફરી સંબંધી વાતો કરૂં: તે પહેલાં પુછવાનું કે—

I આપને વૈશાક, જેઠ અને અશાડના અંકો મળી ગયા છે? ન મળ્યા હોય તો લખો. મળ્યા હોય તો વાંચ્યા? ન વાંચ્યા હોય; તો વાંચો–વાંચવા જેવી વસ્તુ છે.

II ગઇ સાલના અંકો બંધાવ્યા? અંકો ખૂટતા હોય; તો તુરત અહીં લખો. હશે તો મોકલાશે.

III નવા ગ્રાહકોને જાણવાનું કે–વૈશાકનો અંક ત્રીજા અધ્યાયથી શરૂ થાય છે. તે પહેલાં, એકાદશ સ્કંધના ૫+૧૯=૨૪ ફરમા નીકળી ચૂકેલા છે. તે વાંચ્યા વિના, ચાલુ સાલના અંકો અધુરા છે. ૨૪ ફરમાનું પુસ્તક બંધાઈ ગયું છે. કીંમત ૧–૩–૦ છે. વી. પી. નહીં થાય. જોઈએ તો ૧–૩–૦ અહીં મ. ઓ. થી મોકલોજી. મુંબઇના ગ્રાહકોને કોટમાં કપુરચંદભાઈને ત્યાંથી રૂ. ૧)માં મળશે.

IV પાછલાં પુસ્તકોમાં–બીજું પુસ્તક નથી. તે રૂપૈયા સો દેતાં અત્યારે મળતું નથી. અમે તો બૂમ માર્યા કરીએ છઈએ; પણ કેટલાએક કાને કાંઈ સાંભળતાજ નથી. હજી એક વાર કહીએ છઇએ કે–પુસ્તક ૧ લું અને ૨ થી ૭ ત્વરાથી મંગાવી લ્યો. દ્રવ્યનો સંકોચ હોય; તો ૨–૬–૦ને બદલે ૧–૧૨–૦માં આપશું. આ છૂટ શ્રાવણ અને અધિક ભાદરવા માટેજ છે. પછી નહીં.

દશમ સ્કંધનાં પુસ્તકો પણ–હાલ છે; ત્યાંસુધી તમારામાંના ઘણાંને દરકાર નથી. દરકાર થાય; તો લઈને ઘરમાં મૂકી દ્યો. હાલ નવરાં ન હો; તો વાંચશો નહીં. નવરા થાઓ; ત્યારે વાંચજો. ઘરેણાં જેવાં છે; અને ધન કરતાં મોંઘા છે. ધન હોય; પણ પુસ્તક ન હોય. ઘરમાં વસાવવા જેવાં છે. આ દશમ સ્કંધ બીજી ટિકાઓ સાથે મેળવીને, ખાત્રી કરજોજી.

II અશાડ શુદી ૧૧ થી ચાતુર્માસ બેઠો. 'દેવ બનવાની કુંચી' નામનું પુસ્તક, ચાતુર્માસના નિયમો માટે દર વરસ માફક, ઘણે ઠેકાણે પહોંચ્યું છે. તે પ્રમાણે કાંઈક પાળજો. યમ નિયમો પાળવાનું સ્થળ તેજ માનવતા. જીવને કાંઈ કમાઈ લેવાની સગવડ હોય; તો તે માનવતામાં છે. માનવતામાં પણ ચાતુર્માસ. દીવાળીને દહાડે ગરીબ પણ, કાંઈક સારૂં બનાવીને જમે. ગરીબ એટલે ધંધામાં કુટાઈ જતો, અગર ધન, વિદ્યા અને

જુવાનીના મદમાં છકી ગએલો માનવી. જેમ નાતમાં નિર્ધન લાજે: તેમ ભગવાનને ઘેર આવો ગરીબ લાજે. **રાત્રે જરૂર એકઠા થઈને આ પત્રિકા વાંચજોજી.** આજે ચાતુર્માસનાં વ્રત અમે લીધાં; અને લેવરાવ્યાં. તમે પણ લેજોજી.



## સિદ્ધપુર—નવસારી—મલાડ—માથેરાન અને મુંબાઈ.

**સિદ્ધપુર**—વૈશાક સુદી ૯ ગુરૂએ, ચી. ભક્તિપ્રસાદને સાથે લઈને, **ભાગુની શ્રાદ્ધ ક્રિયા કરાવવા, અમે સિદ્ધપુર ગયા. શુક્રવારે સવારમાં સરસ્વતિમાં દશ વિધિ સ્નાન વિગેરે કરાવીને, પછી બિંદુ સરોવર ઉપર શ્રાદ્ધક્રિયા કરાવી. આ પણ એક લ્હાણુ છે.** જેનો હાથ ઝાલ્યો; તેમની ક્રિયા ખટકો રાખીને, વિધિ પ્રમાણે કરાવવી; તે મરનારના સગપણનાં ભાવ ભર્યાં એંધાણુ છે. "શ્રાદ્ધ બાધ બધાં ફારસ છે; ઘરડીયાં ગાડાં હતાં; અને બ્રાહ્મણો લોભીયા છે;" એવા બેવકુફી ભરેલા ઉદગારો કાઢયા વિના, પૂર્ણશ્રદ્ધાથી અને **યથાશક્તિ**, આ ક્રિયા કરવી જોઇએ. જેમ આપણે માપે, વકીલ ડોકટરોની બુદ્ધિ મપાય નહીં; તેમ આપણે માપે, ઋષિઓએ કરી આપેલી પ્રણાલિકા મપાય નહીં. માટે ઋષિઓની બાબતમાં, ઉતાવળા થઇને, અભિપ્રાય આપવો નહીં. આજકાલ જ્ઞાન, ભક્તિ, વિદ્યા અગર વૈરાગ્યનું ધમંડ કરનારા પણ, શ્રાદ્ધ ક્રિયાથી વિમુખ રહે છે. તેઓ આંખે પાટા બાંધીને ચૌટામાં ચાલે છે. શ્રાદ્ધ સંબંધિ વિશેષ ખુલાસો જોઈએ; તો અહીંથી પ્રગટ થએલું 'શ્રાદ્ધ'નું નાનકડું પુસ્તક વાંચવું. તેની કીંમત માત્ર ત્રણ પાઈ છે. પોસ્ટેજ નવ પાઈ છે. અમારા ગોર દયાશંકર મુળેશ્વરના દિકરા. ૧ ગણપતરામ, ૨ દેવશંકર ૩ છોટાલાલ ગણપતરામને ત્રણ પુત્રીઓ છે. દેવશંકરને માધવલાલ, અને છોટાલાલને ગોવિંદલાલ. ગોવિંદલાલે ક્રિયા કરાવી હતી. સિદ્ધપુરમાં અમારો મુકામ માજી મ્યુ. સેક્રેટરી મણિશંકર વજેશંકરને ઘેર હતો. તેઓ શ્રી અમદાવાદના ઔદિચ્ય છે; અને ઘણા વરસથી સિદ્ધપુરમાં સ્ટેશન પાસેજ વસ્યા છે. ઘણા વરસથી તેઓ અમને તેડાવતા હતા. જોગે જોગે આવવું થયું. તેમનો ભાવ અને સરલતા ઘણાં હતાં. તેમની સાથે એકાંતે બેસીને, વાતો કરવાની મજા પડી. સિદ્ધપુરમાં જે અમારાં હતાં; તે અમને મળતાં; અને અમે તેમને મળ્યા. મોક્ષપત્રિકા આપીને નવા નવા સગા પણ ઉભા કર્યા. એડિસઆબામાં મોટો વેપાર ખેડનાર એક વ્હોરા ગૃહસ્થ પત્રિકાના પ્યારા છે. તે પણ ભાવથી મળ્યા. ગમે તે ધર્મ પાળતા હોય; પણ પત્રિકા વાંચીને ભાવ ન પ્રગટે; તો તે અમને મહેનત માથે પડયા જેવું લાગે. ગોળ ખાધો; ને મોં ગળ્યું ન થાય; તો કાં ગોળનો વાંક; અને કાં મોંનો વાંક! વૈશાક સુદી ૧૩ સોમવારે તા. ૪-૫-૩૬ રાત્રે, અહીં અમદાવાદ પાછા આવ્યા.

**નવસારી**—વૈશાક વદી ૪ રવિવારે રાત્રે નીકળી, મુંબઇ જતાં, સવારમાં નવસારી ઉતર્યા. ચી. ભક્તિપ્રસાદ સાથે હતા. ત્રિભોવનદાસભાઈ વિગેરે સ્ટેશને સામે આવ્યા હતા. મુકામ નાનુભાઇ પ્રેમાનંદ વૈદ્યરાજને ત્યાં કર્યો. સૌ અમને પ્રિય છે; પણ જ્યાં ટપકતો પ્રેમ હોય; ત્યાંજ પગલાં ભરવાં ગમે છે. અમારે અહીં નાણાં ખૂટયાં છે; માટે ફરવા નીકળ્યા; એવું તો નથીજ. લેનાર મળે; તો કાંઇક આપવા નીકળ્યા; એવો એકજ હેતુ છે. ઉભરાતે હૈયે, બાળક બે ઘુંટડા ધાવી લે; તેમ ઉભરાતે પ્રેમે, અમે બે ચાર કોળીઆ અન્ન જમી લઈએ. એટલીજ ખટપટ. નાનુભાઇ લાયક પુરૂષ છે. એક દિવસને બદલે

ચાર દિવસ ત્યાં રહ્યા. વ્હાલાં સગાંઓને મળ્યા. ભગવાનની વાતો કરી, અને સાંભળી. જુની ઓળખાણો તાજી કરી. અમારી મુસાફરી એટલે સંતોનાં દર્શન; (અમે રાજનગરથી આવીયાં, ફક્ત હરિજન દર્શનકાજ.) અને ભાવ ભરી ભગવાનની વાતોનું શ્રવણ તથા કીર્તન. કુતાર પોળમાં ભાઈશ્રી હોરમસજી કકલીયા અને સ્ટેશનરોડ ઉપર શેઠ સોરાબજી મંચેરજી દેસાઇના મેળાપ નોંધવા જેવા છે. પ્રેમ અને વિવેક, વાપરે; તેના બાપનો છે; એમ તે મેળાપ સુચવતો હતો. વૈશાક વદી ૮ ગુરૂવાર તા. ૧૪–૫–૩૬ નવસારીથી રાત્રે લોકલમાં નીકળ્યા.

**મલાડ**— શુક્રવારે વહેલી સવારે મલાડ ઉતર્યા. મુકામ ગાંધી સેનીટેરીયમમાં શેઠ ભગવાનદાસ હીરાલાલના બંગલામાં કર્યો. જેવી જોઇએ તેવી સાદી સગવડો કરી આપી હતી. બપોરે ભોજન તથા આરામ લઇને, સાંજે મુંબઈ આઝાદ મેદાનમાં, ત્યાગના અલંકાર જેવા, જવાહિરલાલનાં વ્યાખ્યાનમાં હાજર થયા. વિચારોમાં મત ભેદ હોય; બાકી વીરોની વાતો; મરદામીના વિચારો. જે કામ કરવા નીકળે; તેમણે હિંદના ખૂણે ખુણામાં પોતાના વિચારો આપવા જોઇએ. જે ધનનો અને પરિશ્રમનો હિસાબ ન રાખે; તેમને મળવા વિજય વાટ જુએ. આવા પરિશ્રમ સાથે ભારતના વ્યાસાદિ પંડિતોના અને મન્વાદિક રક્ષકોના વિચારો, પ્રભુ મેળવી આપે; તો વિજયને વહેલા વહેલા દોડયા આવવું પડે. આ ધર્મ-પ્રધાન દેશ છે. ધર્મમાં જે ડખલ કરે, પ્રાચીન મુનિયોની આજ્ઞાનાં ઉલંઘન કરે; તે પુત્ર અગર પિતા હોય; રાજા અગર પુત્ર હોય; રાગી અગર ત્યાગી હોય; પણ હિંદને તે પદાર્થ પચતો નથી. બે પાંચ દહાડા વિલાયત જઈ આવે છે; તે કહે છે કે–'હિંદુઓનાં મંદિરોનો અને દેવોનો નાશ કરો;' અને જેઓ વિલાયતમાં વસ્યા છે; તેઓ કહે છે કે 'વિલાયતમાં હિંદુ મંદિર બંધાવો.' [જુઓ મુંબઈ સમાચાર તા. ૨૬–૬–૩૬ પાનું ૮મું] જેમ નાક વિનાનું મોં બેઢંગું લાગે; તેમ ધર્મ વિનાનો ભારત બેઢંગો લાગે છે. 'સૌ એકજ ધર્મ પાળે;' એમ કહેવું; તે એક ઉંચા પ્રકારનું ગાંડપણ છે; કારણકે સૌ એકજ નથી. આપણાં આંગળાં પણ નાનાં મોટાં; હાથ પણ જમણો અને ડાબો; રેલ્વેટ્રેનમાં પણ–પહેલો, બીજો અને ત્રીજો કલાસ; ફ્રંટીયર મેઇલમાં, અને પૂનાની વીજળી મેઇલમાં, ત્રીજો કલાસજ નહીં. વિલાયતમાં પણ કોઇ મોટા અને કોઇ નાના; કોઇ લોર્ડ (અમીર), અને કોઇ કોમન (સાધારણ); પશુમાં પણ કોઈ ઘોડા, અને કોઇ ગધેડા; કોઇ પાંચ કમાય, અને કોઇ પાંચસો કમાય. કોઇ બુદ્ધિના મંદ અને કોઈ બુદ્ધિના ચકોર; એટલે સૌને સરખા ગણી શકાયજ નહીં. 'સૌ પોતપોતાનો ધર્મ પાળો; તો પણ અન્ય ધર્મીઓ સાથે, મળીને રહો; તેમનો ધકકો સહી લ્યો. વાંધો પડે તો વિવેકથી નિર્ણય કરતાં શીખો. વાંધો પડતાં, જે લાકડી લે; તેનાથી ધર્મ અને પ્રભુ હજારો ગાઉ દૂર ચાલ્યાં જાય છે. જે નમે છે તેજ પ્રભુને ગમે છે. કજીયામાં પ્રભુ રહેતા નથી. જેટલી હૃદય શુદ્ધિ, તેટલીજ ઉન્નતિ; બાકી બધું 'ધર્માભાસ.' આવી સમજણ દેશનાયકો પોતાના મનમાં ઉતારે; અને ઘુંટી ઘુંટીને પ્રજાને આપે; તો જે આપણે જોઇએ છે; તે વહેલું વહેલું મળે. પ્રભુ દયાળ છે. આ વાત આજ નહીં સમજાય; તો કાલે સમજાશે. સમજાશે ત્યારેજ મૂક્તિ છે. સંગઠન કરવા માટે, નવાં નવાં મંડળો અને સંસ્થાઓ થઈ છે; પણ તેથી દ્વેષ અને કજીયા બહુ વધી પડયાં છે, કારણકે મનુષ્યોના સ્વભાવના મૂળમાંજ દ્વેષ અને કજીયા

અનાદિકાળથી ભરેલા છે. આવાં અનાદિ કચરાને ધોઇ નાંખવાનું, ધર્મમાં બળ છે. પણ અનાદિના અવળા, ધર્મ સાથે વૈર બાંધી બેઠા છે. યાદ રાખવું કે-ધર્મ એટલે માત્ર તિલક, કંઠી અગર નાવું ધોવુંજ નથી. તેનો ધર્મના એકડા, બગડા, અને તગડા છે. જે લેવાનું અને કરવાનું છે; તેતો તેથી ઘણે દૂર છે. એકડા, બગડા અને તગડા જોઇને, જે ભડકયા; તેઓ અંદર પેઠાજ નહીં. રસ્તા ઉપરની માટી પણ નકામી નથી; કાળી કાળી મેશ પણ, નકામી નથી; કાંટાવાળા ગોખરૂ પણ, નકામા નથી; તેમ તિલક, કંઠી અને નાવા ધોવામાં પણ કાંઈક છે. શાંતિથી સમજીએ; તો સમજાય.

'સમજ્યા વિનાનું ધૂળ ધાણી, ઓ ભાઇરે મારા !
સમજ્યા વિનાનું ધૂળ ધાણી.
તમે શાને વલોવો બેઠા પાણી, ઓ ભાઇ રે મારા;
સમજ્યા વિનાનું ધૂળ ધાણી.

બી. એ; એમ. એ. અને એમ. એ. ડી. પાસ થએલા; મોટા મોટા ધનવાનો, ડૅાકટરો, વકીલો અને ન્યાયાધીશો પણ, અત્યારે અંધારે કૂદાય છે. કેટલાએક તો માત્ર 'ધર્મ' શબ્દ સાંભળીનેજ ભડકે છે. જેમ નદીને આરા ઘણા; ગમે તે આરેથી જળ પીવાય: તેમ ધર્મને સંપ્રદાયો ઘણા; ગમે તે સંપ્રદાયદ્વારા ધર્મ પળાય.

પશુ–પક્ષી–કીટ પતંગાદિને આ ટપકો ન દેવાય. આ વાત તો મનુષ્યોને કહેવાય. ગીતા, ઉપનિષદ, બ્રહ્મસૂત્રાદિ, જે વાંચવા અગર સાંભળવા શીખ્યા છે; તે પોતાને બ્રહ્મ સ્વરૂપ માની બેઠા છે. પોતે હજી મનુષ્ય છે કે નહીં ? તેની તપાસ કરે; તો પણ ઘણું છે. જ્યાં સુધી વિષયોમાં પ્રીતિ હોય; ત્યાં સુધી સન્યાસીઓ અને પરમહંસો પણ પશુ; શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે, વિષયોમાં અનાસક્ત કર્મયોગ થાય; ત્યારે મનુષ્ય; પછી સ્વર્ગીય વૈભવો મળે; ત્યારે તે દેવ. તેનો તદ્દન ત્યાગ થાય; ત્યારે તે દેવ બ્રહ્મ સ્વરૂપ બની શકે. નામ ત્યારે **મોતીશા**; અને પાસે પાઇ નહીં; એવાં આપણાં ડહાપણ છે. હિંદમાં વસેલા તમામ, હિંદને સુખી કરવા, લાગણી ધરાવે છે; પણ તે લાગણીના મૂળમાં, તેમનો પોતાનો સાચો ધર્મ નહીં આવે; ત્યાં સુધી સ્વરાજ્યની વાતો કરવી; તે વિખવાદને પોષણ આપવા જેવું છે. નાવા ધોવાનો કંટાળો હોય; તો હાલ બહુ નાશો ધોશો નહીં; તિલક કંઠી ગમતાં ન હોય; તો તે પણ હાલ કરશો નહીં; પણ વ્યાસાદિ જે સ્ટેજ ઉપર ઉભા છે, તે સ્ટેજ તો જુઓ ! વ્યાસાદિનાં દર્શન કર્યાં પછી; તે સ્ટેજ ઉપરથી તેઓ જે કાંઇ બોલ્યા છે; તે રૂડા નિર્માની પુરૂષો પાસે બેસીને સાંભળો. સાંભળ્યા સમજ્યા વિના બોલવું; તે અંધારે કુદાવા જેવું છે. [બસ] !

મલાડના શિવમંદિરમાં—દર શનિવારે રાત્રે ૯ થી ૧૦ મુંબઇથી શાસ્ત્રીજી વૈજનાથભાઈ (માધવબાગપાઠશાળાવાળા) આવે છે. ત્યાં શ્રવણનો લાભ લીધો. બે દિવસ ત્યાંના મંડળમાં ભગવાનની વાતો પણ કરી. સૌને હળ્યા મળ્યા. જે ખાતાનો જે જીવ, તેને ત્યાં ગમે. અમને આ ગમ્યું, તમને આ ગમતું હોય; તો પ્રેમથી સાંભળજો. બે લાખના બંગલામાં આઠ દિવસે બે પૈસાની સાવરણી ફરે: તો બંગલો બેસવા ઉઠવા જેવો રહે. તેમ કરોડો દેતાં ન મળે, એવા માનવના અંતઃકરણમાં, અડવાડીએ ભગવાનની વાતો સંભળાય; તોપણ તેમનાં ભાગ્ય છે. આસપાસનાં પરાંઓ, આવી ગોઠવણ પણ, ન કરી શકે ?

શું આની પરવાજ નથી? 'બસ! મરવા વખતે બધુંએ થઈ રહેશે—હાલ નહીં;' એમ માની બેઠા છો? એમ માનતા હો; તો સોમાં નવાણુંની ભૂલ છે.

મલાડનું મહિલામંડળ—જેઠ શુદી ૬ મંગળવારે સાંજે ચારથી પાંચ—૭ સુધી, બ્હેનો સાથે નીચે પ્રમાણે વાતો કરી.

બ્હેનો! આજ તો મને તમારાં સૌનાં દર્શન થયાં. તમે શ્રીરામની અને શ્રીકૃષ્ણની વાતો જાણો છો. તમારામાંની ઘણી બ્હેનો ગીતા, ઉપનિષદ્‌ની વાતો પણ જાણે છે. એટલે એ વાત તમને આજ નહીં કરૂં. તમને એક—જે મુંઝવણ છે; તેની વાત કરૂં. સાંભળો—તમારા નાના નાના દિકરા, ઘરમાં તંગડીઓ પહેરીને ફરતા હશે; તેમને જોતાં તમને એમ થતું હશે; કે—"જાણે આ તે અબદલ્લા, ગનીભાઇ કે વલીભાઈ છે! આ તે ફાતમાના દીકરા છે?" વળી તમારા પતિ અગર મોટા મોટા પુત્રો, પાટલુન, હૅટ, નેકટાઇલ ઘાલીને, ખ્રીસ્તિ જેવા બની ગયા છે. હૅટ પાટલુન પહેરે; પણ સાહેબ થવાના નથી. કારણકે ચામડી કાળી છે. તેથી તેઓ બટલર જેવા દેખાય છે. આવા વર્તનથી તેમના આચાર વિચાર પણ બદલાઇ ગયા હશે. ઘરમાં માત્ર તમે બ્હેનોજ, હિંદુ પોશાકમાં અને હિંદુધર્મમાં, ઉભાં છો. તમારામાંની થોડી બ્હેનો, ફેશનમાં ફસાઇ ગઇ છે; તો પણ ઘણી બ્હેનો હજી ઠેકાણેજ ઉભી છે—પશ્ચિમના મોહમાં પડી નથી—પશ્ચિમના મોહમાં તણાણી નથી. મહાત્મા ગાંધી જેવા, વલ્લભભાઇ પટેલ જેવા, જે પાટલુન હૅટ પહેરતા હતા; તે સાદા સરલ થઇ ગયા છે; અને જે બે પાંચ પૈસા કમાય છે; તો પણ કાંઇ નથી, એવા ઘણા પુરૂષો, પશ્ચિમના પોશાકને, પશ્ચિમની રીતભાતને ચાળે ચડયા છે. પશ્ચિમના લોકો દેશાભિમાની છે. તેઓ અહીં સુધી આવ્યા છે; તો પણ પોતાનો પોશાક છોડતા નથી. વળી સામાને તેમના પોતાના પોશાકમાં જોઇને, તેઓ તેનો વધારે સત્કાર કરે છે. હૅટ પાટલુન પહેરનાર સો દોઢસો કમાય; પણ અકસ્માત પચાસ રૂપૈયા જોઈતા હોય; તો આપી શકે નહીં; અને ધોતીયા પોતીયાં વાળા, પચાસ કમાતા હોય; પણ સો બસો હાજર કરી શકે. કારણ એ છે કે પશ્ચિમનો પોશાક ખર્ચાળ અને હરકત વાળો છે. અને આપણો પોશાક હરકત વિનાનો છે. કદિ દ્રવ્યની વિશેષ સગવડ હોય; તો દસનો ધોતી જોટો મંગાવો; પણ અવળા આચરણ કાં કરો? નોકરીને અંગે કોટ પાટલુનની જરૂર હોય; તો નોકરી વખતે ભલે પહેરે; પણ નાતજાતમાં, કથા વાર્તામાં, દેવદર્શનમાં, બટલર બનીને ન આવે; તો ઘણું સારૂં છે. ઘરમાં પણ પોતાનોજ પોશાક પહેરાય.

અત્યારની કેળવણીમાં ઉછેરેલા અમારૂં કોઈનું માને એમ નથી. માને તો તમારૂંજ માને; કારણકે સૌના સાચા ગુરૂ, બ્હેનો! તમે છો. 'ગમે એવા વ્યસની, વ્યભિચારી, જુગારી પતિને ઠેકાણે લાવનાર, ઘણી ડાહી બ્હેનો છે;' એમ અમે અને તમે, ઘણીવાર સાંભળ્યું છે. પોશાક ઉપરાંત વ્યસન હોય; નરી સીગારેટો ફુંક્તા હોય; તો ધીમે ધીમે ઓછી કરાવો. સીનેમા નાટકમાં રઝળતા હોય: તો વિશેષ સાવધાન રહી, તમારૂં અને તમારા પતિનું કલ્યાણ કરો. નાટકસીનેમાના ફંદમાં, તમેં બ્હેનો—પોતે—ફસાયાં; તો પુરૂષો કે જેઓ અનાદિકાળથી મોજીલા છે; તેમને તમે નહીં બચાવી શકો. તમને વેઠી લેતાં, અને બગડેલાને સુધારી લેતાં આવડે છે. સાંભળો—

દૃષ્ટાંત—બે બ્હેનોમાં મોટી ધનવાન હતી; નાની ગરીબ હતી. ગરીબ બ્હેન એકવાર મોટી બ્હેનને ત્યાં આવી. બપોર થતાં મોટી બ્હેનનો વર મોટરમાં ઘેર આવ્યો. મોટી

બ્હેને સામે જઇને તેને ઘરમાં આણ્યો. ઘરમાં પેઠો કે તુરત, તે મોટી બ્હેનને વઢવા લાગ્યો. "હા એમ કરીશ, તમે બરાબર કહો છો. હવે એમ નહીં કરૂં," એવાં એવાં કોમળ વચનો બોલીને, મોટી બ્હેને તે **ગાંડામીયાંને** જમવા બેસાડયો. ગાંડામીયાં જમતાં જમતાં પણ, મોટી બ્હેને ધમકાવે. જમીને તુરત પાછા દુકાને ગયા. આ દેખાવ જોઇને, નાની બ્હેન ઠરી ગઇ. મોટર ગયા પછી મોટી બ્હેને નાની બ્હેનને જમવા બોલાવી. નોકરે પાટલા નાખ્યા; અને રસોઇએ થાળીઓ પીરસી. બેઉ બ્હેનો સામસામે બેઠી. નાની બ્હેન મોટી બ્હેનના મોં સામે જોયા કરે. કે હમણાં મને કાંઇક કહેશે; અગર મારી પાસે રોઇ પડશે. બે ચાર વાર સામે જોયું; એટલે મોટી બ્હેને પુછયું-કેમ બ્હેન! સામું જોયા કરે છે? કેમ ખીજ થઇ ગઇ છો? વિગેરે,

નાની બ્હેન—બા! તારે તો બહુ દુઃખ છે. તને તો બા! બહુ ધમકાવે છે.

મોટી બ્હેન—ઓય! એમાં શું! આજ ચૌટે ફાવ્યા નહીં હોય! તે કોના ઉપર હૈયું ઠાલવે!

નાની બ્હેન—તે તને કાંઇ લાગતું નથી?

મોટી બ્હેન—લાગે શું કામ? લાગે અને હું સામા હોંકારા કરૂં; તો વાત વધે. કદિ તે વધારે ખીજે; તો દાળનું તપેલું ઉંધું પાડે. ધણી ધણીયાણીનો કજીઓ કલાક બે કલાકનો હોય. પછી કજીઓ શમી જાય; ત્યારે ભાત દાળ વિના ખાવો પડે! વા વિંટોળ ચડે છે; ત્યારે કાંકરીઓ ઉડે છે. ઘડી આંખ મીંચી જઇએ; તો આંખમાં કણું ન પડે. તે પ્રમાણે ધંધા ઉપરથી ધણી ઘેર આવે; ત્યારે ધણીનું ઠેકાણું ન હોય. ઘડીવાર શાંતિથી વેઠી લઇએ; તો રાંધેલું અનાજ આનંદથી જમાય.

નાની બ્હેન—એમ!

મોટી બ્હેન—અહીંજ જોને! ઘડીવાર 'હા-હા' કરીને જમાડયાં-રમાડયા અને રવાના કર્યાં. હવે આપણે બે, આનંદથી સબડકા મારીએ. વળી બીજી વાત કરૂં. જે ધણી કજીયા કરીને—આકળો ઉતાવળો થઈને-દુકાને જાય; તેનું ચિત્ત બેચેન હોય. બેચેન ચિત્ત-વાળો પુરૂષ, ધંધામાં જરાપણ સમાસ કરી શકે નહીં. બેઆના રળે; અને પાંચ આના ખુવે. આ નુકશાન એકને નહીં-ઘરનાં તમામને!

નાની બ્હેન—મને તો બા! જરા 'ખસ!' કહે; ત્યાં હું સામી ઘુરકું!

મોટી બ્હેન—મારી બ્હેન હો; તો સમજી જજે કે-ધણી તો આપણું અંગ! તેને શાંતિ આપીએ; તો આપણે શાંતિ લઇએ. તેને બહાર ધંધા કરવાના હોય; સોને સમજાવવા હોય; તેથી તેનું મગજ જરી જરીમાં તપે. આપણે એમ તપાય નહીં. વિગેરે [વાત પૂરી થઇ.]

કેમ બ્હેનો! આ વાત સમજાય છેને! સંસાર ભયંકર વસ્તુ છે. શાંતિ રાખ્યા વિના, શાંતિ મળે એમ નથી. માટે તમે શાંતિ રાખજો. તપેલા સાથે તપશો નહીં; પણ તપેલાને શીતળ પાણીથી શાંત કરજો. આ દૃષ્ટાંત શા માટે આપ્યું? તે તો ભૂલ્યા નથીને? 'તમને વેઠી લેતાં, અને સુધારી લેતાં આવડે છે;' તેના પર આ દૃષ્ટાંત આપ્યુ છે.

હવે બીજી વાત—પતિ પુત્રાદિકમાં, ધર્મની શીથીલતા અવાર નવાર આવે. તો તેમને ખટકો રાખીને ઠેકાણે લાવજો. છોકરીઓના પોશાક પણ પ્રીસ્તિ જેવા ન રાખવા. મોટી મોટી દિકરીઓ ખુલ્લાં માથાં મુકીને રસ્તા ઉપર ચાલે; તો ટોકજો. એમ કરવાથી,

ભયનાં દ્વાર ઉઘડે છે. બંધ થતાં નથી. મર્યાદે મેરામણ શોભે. સ્ત્રી મર્યાદાએ શોભે. મોટી ઉમરની બ્હેનો, આજકાલ ખભા સુધી ચોળીઓ પહેરે છે; અને આખા હાથ ઉઘાડા રાખે છે. પરપુરૂષોને પોતાનાં અંગ દેખાડવાં, અંગોમાં મોહ કરાવવો; તે આજ નહીં તો કાલ, ભયને નોતરવા જેવી ભૂલ છે. રાવણ ગયો; સોનાની લંકા નાશ પામી; પણ રાવણના ભાઇબંધ હજી બેઠા છે. રાવણ તો લંકામાં રહેતો હતો; રાવણના ભાઈબંધો તો, આપણા ઘરમાં, પાડોશમાં કે પોળમાં વસે છે. સીતા રામની રાણી, પણ મર્યાદા વટીને બહાર આવ્યાં; ત્યાં સપડાયાં. નાની ભૂલે, ભયંકર કજીયો ઉભો કર્યો.

ત્રીજી વાત કહું—સ્ત્રી પુરૂષના સમાન હક્કનું ગાંડપણ જ્યાં ત્યાં પ્રસર્યું છે. તો સ્ત્રી પુરૂષનાં સમાન શરીર નથી. મન પણ સમાન નથી. હજી સ્ત્રીનાં હરણ થાય છે; પુરૂષનાં હરણ થતાં નથી. એક રક્ષણ કરનાર છે; અને એક રક્ષણ માગનાર છે. એક કોમળ છે; એક કઠણ છે. કોમળ કઠણનો મેળ–એજ સંસાર. એક રળીને લાવે; બીજું રળેલાની વ્યવસ્થા કરે. એક ગરમ છે; એક નરમ છે. ગરમ નરમની મેળવણી થાય; તોજ સંસાર ચાલે. એક બીજાં ગરમ નરમ છે; એક બીજાં કોમળ કઠણ છે.છતાં એકને બીજા વિના ચાલે એવું નથી. એક વિના બીજું અપંગ–એવી આ ગોઠવણ છે. આપણે ઘર ચણાવીએ છીએ; ત્યાં કોઇ થાંભલાં બને: તો કોઇ પાટડી બને છે. કોઇ પથરા, તો કોઇ સીમેંટ બને છે. બધા થાંભલાજ થઇ જાય; અગર બધા પાટડી જ બની જાય; તો ઘર કેવી રીતે ચણાય ! દુકાનોમાં કોઈ શેઠ, તો કોઇ ગુમાસ્તા. ઓફીસોમાં કોઇ ઉપરી, તો બીજા કારકુન. રેલ્વે ગાડીઓમાં, કોઇ એનજીનડ્રાઇવર, તો કોઇ ગાર્ડ. સમાન હક્કનો દાવો કરનારા પ્રજાસત્તાક રાજ્યોમાં પણ, કોઇ પ્રમુખ, તો કોઈ મીનીસ્ટર (દીવાન); રાજમાં જુઓ તો, કોઇ રાજા, તો કોઇ દીવાન. અમેરિકાને મુક્ત કરનાર વૉશીંગટન ઇરવિંગ કહેછે કે—House is a little Kingdom. Husband is the king & wife is the Prime minister. એક આજ્ઞા કરનાર, તો એક આજ્ઞા ઉપાડનાર. પતિનું છે; તે તમારૂં છે; અને તમારૂં છે તે પતિનું છે. પતિ પત્ની એક બીજાથી ખેંચતાણ કરવા લાગ્યાં; એક બીજાથી મારૂં તારૂં કરવા લાગ્યાં; તેનાં આ માઠાં પરિણામ છે. ખેંચતાણના ઉંડાણમાં નજર કરીએ; તો અજ્ઞાનનાં દર્શન થાય. આપણે ગીતા વાંચીએ; ઉપનિષદ્ ભણીએ; પણ અંધારે બહુ કુટાઇએ છીએ. એટલે ઘણાંજ અજ્ઞાની બનતાં જઇએ છીએ. એટલે મારૂં તારૂં વધારતાં જઇએ છીએ, પતિ ઉપર આવેલો પત્ર, સ્ત્રી ન વાંચી શકે; તે તો વિવેક; પણ સ્ત્રીનો પત્ર, પતિ ન વાંચી શકે; એવી એક બીજાથી જુદાઇ. અદ્વૈતની મોટામાં મોટી વ્યાખ્યા–પતિ પત્ની છે. બેઉ નાનાં મોટાં છે; તોપણ બેઉ એકછે ! અદ્વૈત છે. એક બીજાં સાથે રહે; પણ એક બીજાંને સમજે નહીં; તેમને શું કહીએ ! માટે એકબીજાને સમજતાં શીખો ! એકબીજાના ગુણ દોષને વિચારી લ્યો ! સુધારી લ્યો ! નભાવી લ્યો ! સ્વતંત્રતાનો સાચો અર્થ તદ્દન જુદો છે. જે પરતંત્ર છે; તેજ સ્વતંત્ર છે. રાજા પ્રજાને તાબે; અને પ્રજા રાજાને તાબે; એ સાચી સ્વતંત્રતા. મોટી ટ્રેન હોય; પણ બ્રેક દાબો કે ઉભી રહે. જેને બ્રેક ન હોય; અંકુશ ન હોય; તે ટ્રેન ભયંકર ગણાય. તેમ જે સ્ત્રી અગર પુરૂષ, અંકુશ વિનાનાં સ્વતંત્ર હોય; તે સ્વચ્છંદી ગણાય—ભયંકર ગણાય.

હવે ચોથી વાત કહું—આજ કાલ પુનર્લગ્નનો વાયરો બહુ વાયોછે. જ્યાં ત્યાં દવાણુ

ભાઈઓ, વિધવાઓને સુખી કરવા મથી રહ્યા છે. આ વાતનો વિચાર આપણા વડીલોએ કર્યો છે; અને સંયમ ન પાળી શકે; એવી જાતિઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપી છે. ઉંચી કોમની સ્ત્રીઓ, માત્ર સ્ત્રિયોજ નથી. તેમનાં અંગ, માથાં કરતાં મોંઘાં છે. તેમનાં શિયળ પાસે અનેક સમ્રાટોની રાજ્ય લક્ષ્મી તુચ્છ છે. તેમણે પુનર્લગ્ન માટે વિચાર કરવો; તે અજ્ઞાન સિવાય બીજું કાંઇ નથી. લાખોમાંથી સો બાઇઓ, નફ્ટ-નિર્લજ્જ-નિકળે; તેથી લાખોને કલંક લગાડવું; તે એવકુફી સિવાય બીજું કાંઈ નથી. પુનર્લગ્ન કરનારને છૂટા છેડાની રજા હોય છે. 'કોળીભાઈનો કુઓ; ત્યાં એક સુવો અને બીજો ઉભો !' પણ ઉંચ કોમમાં એમ ન બને. ઉંચ કોમની સ્ત્રીઓનાં શરીરની મોંઘવટ માટે, મેવાડની અનેક રમણીઓ, ભડભડતી અગ્નિમાં સળગી ગઇ. ગુજરાતમાં જસ્મા ઓડણે, સિદ્ધરાજ જયસિંહને, શિયળના પાઠ ભણાવ્યા. જસ્માએ નીચ કોમની સ્ત્રીઓને પણ સૂચવ્યું કે—'સ્ત્રીઓનું સાચું ધન શીયળ છે.—એકજ પતિ, બીજો પતિ ન હોય. રૂશિયામાં ગાંડી સ્વતંત્રતાએ, સ્ત્રીયોને વેશ્યા બનાવી દીધી છે. સ્ત્રીઓનો વ્યભિચાર, ગર્ભપાત અથવા પરણ્યા પહેલાં પેદા થએલાં બાળકો, ત્યાં કાયદેસર ગણાય છે. તમે બ્હેનો ! સૌ ગીતા જાણો છો; તોપણ કાંઇક કહું કે—અર્જુનને પહેલા અધ્યાયમાં, જે મુંજવણ થઇ હતી; તે તમારી પવિત્રતા માટેજ થઇ હતી—

**अधर्माभिभवात् कृष्ण, प्रदुष्यंति कुलस्त्रिय: ॥**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय, जायते वर्णसंकर: ॥ ४१ ॥**
**संकरो नरकायैव, कुलघ्नानां कुलस्य च ॥**
**पतंति पितरो ह्येषां, लुप्तपिंडोदकक्रिया: ॥ ४२ ॥**
**दोषैरेतै: कुलघ्नानां, वर्णसंकरकारकै: ॥**
**उत्साद्यंते जातिधर्मा:, कुलधर्माश्च शाश्वता: ॥४३॥**
**उत्सन्नकुलधर्माणां, मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो, भवतीत्यनुशुश्रुम ॥४४॥**

[ અર્થ કરવા નહીં રોકાઉં. અર્થ વાંચી લેજો. વખત બહુ થઇ ગયો છે. ]

જેમ પતંગ દીવાનો મોહ કરે છે; ત્યારે તેને બચાવવા, આપણે ઘણો પ્રયત્ન કરીએ; તોપણ તે દોડી દોડીને દીવામાંજ પડે; અને પ્રાણ ખુએ; તેમ નકલ કરવાની ટેવવાળા હિંદુઓને, સુધારાનો મોહ લાગ્યો છે. 'બસ ! કાંઇક સુધારો કરીએ; તોજ લોક આપણને જાણે !' હજી તેમને વારનાર (વૃદ્ધો) જીવે છે-તેઓ તેમને વારે છે; તોપણ દોડી દોડીને સુધારાના -કુધારાના-દવમાં પડે છે. સુધારાની ટોચે બેઠેલા પ્રોફેસરો, અને મહેતાજીઓ પણ, પોતાની પુત્રી સમી શિષ્યાઓ સાથે પરણીને, શિષ્યાઓને સુખી કરવાનો ડોળ કરે છે. એક બીજાને પસંદ કરીને પરણેલાં વરવહુ, બેપાંચ મહીને, એક બીજામાં દોષ કાઢીને, છૂટા છેડા કરે છે. વહુ લાડી પાછાં કુવારાં બને છે; અને બીજો વર શોધવા નીકળે છે. એક માતાને પેટ પાકેલાં બ્હેનભાઈ, એક મતનાં નથી હોતાં; તો જુદીજુદી માતાને પેટ પાકેલાં સ્ત્રી પુરૂષ, તમામ બાબતમાં, એકમતનાં ક્યાંથી હોય ! પરણ્યા પહેલાં બનતી તપાસ કરી લેવી; તે જરૂરનું છે; પણ પરણ્યા પછી તો—**પડયું પાનું સુધારી લે,** એ મહામંત્રને આગળ રાખવોજ જોઇએ. **બસ ! જરા ગમ્યું નહીં, ત્યાં બીજો વર, અગર બીજી વહુ !** તે કામ આવે નહીં.

સંસારમાં કંટાળો આવે; ત્યારે યાદ રાખવું કે-સંસાર માંડીને પણ, સંસાર છોડવાનો છે. અનેક પ્રકારના વૈભવો વ્હાલા હોય; તો પણ, તે વૈભવો તજવાનાજ છે. એટલે સદાય સંસાર ભોગવાતો નથી; અને સદાય વૈભવ પણ ભોગવાતા નથી. ત્યારે કદાચ વૈભવ આપણને છોડે; તે પહેલાં આપણે વૈભવને છોડીએ; તો ખોટું શું છે ? વૈભવને છોડવા, તે વશમી વાત છે. તેથી કદાચ આપણે તેને રાજી ખુશીથી ન છોડી શકીએ; પણ ભગવાન્ બળજબરી કરીને, આપણા ઉપર કૃપા કરવા, સંસાર છોડાવી લે; આપણો સંસાર બગાડી નાખે; તો તેથી આપણે બહુ ગભરાવું ન ઘટે. સર્વ ધર્મના સંતો અને શાસ્ત્રો પોકાર કરીને કહે છે કે—

ચોપાઈ—ઇહ તનુકર ફલ વિષય ન ભાઈ, સ્વર્ગહુ સ્વલ્પ અંત દુઃખદાઇ,
નરતનું પાઇ વિષય મન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.

તાત્પર્ય—વૈધવ્યથી બ્હેનોએ બહુ ગભરાવું નહીં. જે સ્થિતિમાં પ્રભુ રાખે; તે સ્થિતિમાં કાંઇક સુખપૂર્વક રહેતાં શીખવુંજ જોઇએ. પુરૂષો ડાહ્યા છે-'વર' થવાને લાયક છે; તોપણ સ્ત્રિઓના કરતાં, તેઓ વધારે વિષયલોલુપ હોય છે. તે એટલે સુધી કે—જોતજોતામાં કામાંધ બની જઈ, મોટા અનર્થ કરી નાખે છે. આવા એક બે નહીં; પણ અનેક પુરૂષો છે. બધા નહીં; પણ ઘણા છે. (આ વાત તમે બ્હેનો સૌ, સારી રીતે જાણો છો; તેથી દૃષ્ટાંતો આપીને સમજાવતો નથી.) પોતાને માટે અગર, પોતાના જેવા પામર પુરૂષો માટે, પુરૂષો વિધવાઓને સુખ આપવાનો ડોળ કરે છે. સુખની લાલચમાં ગમાર બ્હેનો ફસાઇ જાય છે.

કેટલાંએક અભાગીઆં સાસુ સસરા, અથવા કેટલાંએક માબાપ, અથવા ભાઇ ભોજાઇઓ, વિધવાઓને બહુ કષ્ટ આપે છે. વિધવાઓને અભાગણી સમજીને, મ્હેણાં મારે છે. કુટુંબના વૃદ્ધોએ, જ્ઞાતિના ધનવાનોએ, પૂજ્ય આચાર્યોએ અને રાજાઓએ, વિધવાઓની સંભાળ લેવીજ જોઇએ. સંભાળ ન લીધી; તેનાં આ પરિણામ છે. આ દુઃખમાંથી વિધવાઓને બચાવવા, તેમનાં પુનર્લગ્નની વાતો ઉભી થઇ છે. આ દુઃખનો લાભ લઇને, કેટલાએક ચાલાક પુરૂષો, દયાનો ડોળ કરીને, વિધવાઓને ભૂલી પાડે છે. આપણે સૌએ યાદ રાખવું કે--આ જગત્ બહુ સ્વાર્થી છે. જગત્માં પણ, બીજાં પ્રાણીઓ કરતાં, મનુષ્ય બહુજ સ્વાર્થી છે. મનુષ્યમાં પણ, સ્ત્રી કરતાં પુરૂષ વિશેષ સ્વાર્થી છે. પંદર વીશ વરસની પુત્રવધુ, અથવા પુત્રી, ઘરમાં વિધવા હોય; તોપણ, કોઇક બાપા, નવી વહુ પરણવા જાય છે. ઘરમાં સુંદર સ્ત્રી હોય; અગર પોતે વૃદ્ધ બની ગયા હોય; તોપણ-'દોષ બુદ્ધિએ દેખે પરાઇ દારા.' એટલે ભયંકર પિશાચો જેવાં કામ કરે છે. પોતાના આ વર્તનથી, તેઓ વિધવાઓને ઉશ્કેરે છે કે—તમે પણ, તમારા મનગમતો પતિ શોધી લ્યો.' અનેક સંત—સાધુ, સંન્યાસી ! અનેક કથાવાર્તા ! ભલેને વેદ વંચાય ! પણ ભારતના ભાઇઓ, ભુંડાઈ મૂકે; તો અંધારે અજવાળાં થાય. વિશ્વામિત્ર અને પરાશર જેવા ભૂલા પડે; એવી આ વાત છે. અમે વાત કરનાર પણ, પ્રસંગ ન પડે; ત્યાં સુધી ડાહ્યા; પછી કોણ જાણે શું થાય ! પ્રભુ લાજ રાખે; તોજ રહે. અમારો કહેવાનો ભાવ એ છે કે—બ્હેનોએ પુરૂષોના પાખંડથી બચતાં રહેવું. ધર્મની ખાતર દુઃખ પડે: તે સુખના સાગર જેવું સમજવું. નિર્ધનતાને અમીરી માનવી. એક વખત સોદો કરી જોયો; એટલે—એક વખત પુરૂષની સોબત કરી લીધી. તેમાં કદાચ ફેઇલ થયા, નાપાસ થયા; તોપછી ફરી ફરી ઝેરનાં પારખાં કરવા લલચાવું નહીં. એટલે પુનર્લગ્નના

ફંદમાં પડવું નહીં. પુનર્લગ્નની શીખામણ આપનારા ડાહ્યા દેખાતા પુરૂષોનાં વચનોમાં, અથવા એક બે વખત પુનર્લગ્ન કરી બેઠેલી, નિર્લજ્જ બ્હેનોનાં વચનોમાં, જરા પણ લલચાવું નહીં. પછી તો સુંદરમાં સુંદર, શાણામાં શાણા, નિર્ભયમાં નિર્ભય, પ્રાણી માત્રના વ્હાલામાં વ્હાલા—એવા ભગવાન્ શ્રીકૃષ્ણમાંજ પ્રીતિ કરવી. વિધવાઓએ સૌ સાથે હળીમળીને રહેવું; ઘરના કામકાજમાં કદિ આળસ રાખવું નહીં. કામકાજ એ આરોગ્યની અસાધારણ દવા છે. વૈરાગ્યના બળને વધારતા જવું; જીવન સાદું અને સરલ કરવું. સમયનો સદુપયોગ કરવો. પછી સમય થતાં—એમ સમજાશે કે–'જે ખોટું હતું'; તેજ ખોવાઈ ગયું છે. ખરૂં તો આપણી પાસે છે. જે લાભ હતો; તેનેજ આપણે હાનિ માની બેઠા હતા; અને જે હાનિ છે; તેને તો, આપણે જરાએ સમજતાજ નહોતા. હવે સમજ્યા કે–

ચોપાઇ—'લાભ કી કછુ હરિભક્તિ સમાના, જેહિ ગાવહિ શ્રુતિ સંત પુરાણા;
હાનિ કી જગ એહિસમ કછુ ભાઇ, ભજીએ ન રામહિ નરતનુ પાઈ.'
[ મોક્ષવાણી પાનુ ૮૬ ].

કેમ બ્હેનો ! સાવધાન છોને ? અમારી વાતો તમને ગમે છે ને ? બોલો ત્યારે– શ્રીકૃષ્ણચંદ્ર દેવકી જય; હરહર મહાદેવ હર.

સધવા વિધવા બેઉને–ઘરમાં વૃદ્ધ સાસુ સસરો હોય; તો તેમને તીર્થ સમજી, તેમની સેવા કરજો. કદિ તમે તેમને પજવશો; તો તમારા દિકરાની વહુ, તમને પજવશે. [ અહીં વહુ, આંધળી સાસુની લાકડી સંતાડી દેતી હતી; તે દૃષ્ટાંત આપ્યું હતું. ] વૃદ્ધ માબાપ પાસે રહેતાં હો; તો તેમની સેવા પ્રેમથી કરજો. તેમના ઉપકાર અથાગ છે. જેમણે વૃદ્ધોના આશીર્વાદ ન લીધા. તે લાખ કમાય; તોપણ આ સંસારસાગરે ભુલાં પડયાં છે.

બ્હેનો ! ઘર તમ હઇનેજ છે. તમ વિનાનાં ઘર હીરે જડયાં હોય; પણ ઘરનાં મંદિર ને માળીયાં સૂનાં છે. ઝુંપડીમાં પણ, જો તમે હો; તો ત્યાં ઘર છે. પંચવટીમાં રામ બેઠા. સાથે સીતા હતાં. તો ત્યાં અયોધ્યા વસી હતી. માટે તમને સૌને કહું છઉં–કે બગડયું છે તો ઘણું; તો પણ તમે ભારતની દેવીઓ–હિંદુ–મુસલમાન–પારસી અને ખ્રીસ્તિ બાઇઓ ! આહાર–વિહાર–પોશાક–સાદાઇ–સરલતા અને પવિત્રતા ઉપર, હાલ બરાબર ધ્યાન આપજો; પુરૂષો તોફાને ચડયા છે. ભણેલી બ્હેનો, સુધારાના વંટોળમાં ઉભી છે.

પુરૂષો અનાદિકાળથી નકલીયા છે. ચળ ચિત્તવાળા છે. તમારા જેવી તેમનામાં દ્દઢતા નથી. માટે તમે પુરૂષોનું ડંફાશી–ખર્ચાળ અને નાસ્તીક અનુકરણ કરશો નહીં; ગાંડા થઇ ગએલા હાથીને, જેમ ડાહ્યો માવત કેળવી લે; તેમ ગાંડા થએલા ધણી દીકરાને, તમારા પવિત્ર અને સાદા જીવનથી કેળવી લેશો. જે ઘરને રીપેરીંગ નથી; તે ઘર વહેલું પડી જાય છે. તેમ જે મનુષ્યને રોકણી ટોકણી નથી; તે મનુષ્ય વહેલું બગડી જાય છે. જેમ સ્ત્રી મોટી ઉમરે, પતિના કબજામાં છે; તેમ પતિ મોટી ઉમરે, સ્ત્રીના કબજામાં છે. સ્ત્રીએ પ્રેમ ભરેલી રોકણી ટોકણી રાખવીજ જોઇએ. તેથી આગળ–ખ્રીસ્તિઓને રવિવાર, મુસલમાનોને શુક્રવાર, આપણે એકાદશી, વિગેરે રોકણી ટોકણીના દિવસો છે.

હવે બીજી વાત કહું; તે કન્યા કેળવણી–સુરતની બરફી બહુ સારી વસ્તુ છે; પણ તેમાં બે ચાર ટીપાં ગ્યાસલેટ પડી જાય; તો બરફી બગડી ચૂકે; તેમ સ્ત્રી કેળવણી બહુ

સારી વસ્તુ છે; પણ તેમાં ઉદ્ધતાઇ અને અનાચાર (કુળમર્યાદાનો લોપ) પેસી ગયાં છે. તેથી આ કેળવણી આપણે જરાએ કામની રહી નથી. ભણેલી બ્હેનો પાંચ દસ ડાહી હશે; બાકી ૯૦ ટકા—'બસ ! હું કહું તેજ ખરૂં.' 'હવે હું ઉમર લાયક છઉં. મારે માબાપને પુછવાની કાંઇ જરૂર નથી.' પણ 'તને ઉમર લાયક કરી કોણે ? કરી તેને આવો બદલો' ? છોકરા છોકરીઓ એક સાથે એક કલાસમાં, બેસીને ભણે છે; તેનાં પરિણામ કેવાં આવ્યાં; તે તમે અને અમે સૌએ દીઠાં. જે દેશમાં શીયળની કીંમત પાઇ બે પાઇ હોય; તે દેશ ગમે તેમ કરે; પણ જ્યાં શીયળ માથાં કરતાં પણ મોંઘું—ત્યાં આમ ન કરાય. આપણી પોતાની સમજણે, આપણે પોતે બેવકુફ બનીએ; એવી આ વાત છે. માટે બ્હેનો થોડું ભણશે; તો ચાલશે. ભણ્યા પછી અને રળવા શીખ્યા પછી, બ્હેનો ગૃહિણીપદે શોભતી નથી. ગૃહિણીપદ ગૌરવ ભર્યું છે. એટલે નમ્રમાં નમ્ર, કોમળમાં કોમળ, તપી ગએલાને શાંતિના સાગરમાં નવરાવે એવું છે. ત્યાં હુંપદ કે ઘમંડ—એવું કાંઇ હોયજ નહીં. તે અલૌકિકપદે, વિદ્યાના ઘમંડે ઘેરાએલી, અથવા ધન કમાતી ઘમંડી બ્હેનો, જરા પણ શોભતી નથી. એટલે તેમનું સ્ત્રીત્વ, ઘમંડની ગરમીમાં ઓગળી જાય છે—સરી જાય છે. આ બ્હેનો ભલે બાળકોની માતા થાય; પણ હોલો હોલી માળામાં, મન મૂકીને જે મજા કરે છે; જેટલા અદ્વૈત ભાવથી એકબીજાં સાથે રહે છે; એવી મજા (એવી એકતા) તે સ્ત્રી પુરૂષના ભાગ્યમાં હોતી નથી. અનુભવે સમજાય. કેટલાએક કહે છે કે—'છોકરા છોકરીને સ્વતંત્રપણે પરણવા દો. દેહલગ્ન ન કરવા; પણ સ્નેહલગ્ન કરવાં'. સૂક્ષ્મદર્શક યંત્રથી આ વિષય તપાસીએ; તો ખાત્રી થાય કે—જેમ પાણી વલોવતાં માખણ ન નીતરે; તેમ આવા પશુવૃત્તિના—કામવાસનાવાળા સ્નેહમાંથી, સાચાં સુખ ન નીતરે. બે દિવસ નવું નવું હોય; ત્યાં સુધી સારૂં લાગે; પછી કાગડા કાળા તે કાળાજ. વળી ઘોડો ગધેડી સામે જોતો નથી; અને ગધેડો ઘોડી સામે જોતો નથી. પોપટ કાગડી સામે જોતો નથી; અને કાગડો પોપટી સામે જોતો નથી. ભેંશ બળદને જોઇને, રાજી થતી નથી; તેમ પાડો ગાયની સામે જોતો નથી. આવો જાતીયવિવેક, પશુ પક્ષીમાં છે; માણસોમાં પણ છે. પણ જે માણસો સુધારાને વંટોળે ઉડયાં છે; તે પશુપક્ષી કરતાં આગળ વધી ગયાં છે. સ્વચ્છંદી બાળકો માબાપને પણ ગાંઠતાં નથી; ગમે ત્યાં ઝાંખરામાં ભરાઇ પડે છે. દીકરા દીકરી મોટી ઉમરનાં થાય; તે પહેલાં તેમને પરણાવી દેવાં; તે ડહાપણ છે. સંસાર ભયંકર વસ્તુ છે. સંસારમાં સ્વાર્થ—સ્વાર્થ અને સ્વાર્થજ છે. દીકરા દીકરીઓને સંસારનો અનુભવ ઘણોજ થોડો હોય છે; અને ઉમરના પ્રમાણમાં, વિષયવાસનાનું બળ ઘણું હોય છે. પરિણામ માઠાં આવે છે. આ બાબત અમે તમે સૌ સાંભળીએ છીએ; અને કોઈ ઠેકાણે તો તમે નજરે પણ જોતાં હશો.×

× હમણાં એક કેસમાં, કન્યા ગમે તેને પરણીને નાઠી. બાપે માંડમાંડ તેણીને હાથ કરીને, કોર્ટમાં આણી. કન્યાની મોટી ઉમરને લીધે, બાપ કાંઈ કરી શકયા નહી; તેમ કોર્ટ પણ કાંઇ કરી શકી નહીં. બાપ કોર્ટમાં લાચાર થઈ ગયો; ત્યારે દયાળુ માજીસ્ટ્રેટે કહ્યું કે—'જુઓ ભાઇ ! અત્યારના જમાનામાં, **છોકરા છોકરીઓ પાછળ દોડે છે; અને છોકરીઓ, છોકરા પાછળ દોડે છે. આપણાં છોકરાં જરા ઉંચું નીચું જોતાં શીખે; તે પહેલાં તરતજ સંભાળ રાખવી. કોની સાથે બહાર જાય છે; તે સંભાળ રાખવી જોઇએ; વિગેરે.** ”

આ બાબતનો બરાબર વિચાર કરજો. મેજીસ્ટ્રેટ સાહેબની આ શીખામણ, એકજ બાપ માટે નથી. જે જે માબાપ છે; અને જેમનાં મોટી ઉમરનાં છોકરા છોકરી ભણે છે; તે સૌને માટે છે. સમજુ માતાપિતાઓ, દેશના નેતાઓ, હિતેચ્છુઓ, રાજાઓ અને આચાર્યો, માજીસ્ટ્રેટ સાહેબનાં અમોલાં વચનોનું રહસ્ય સમજી જાય; તો કેવું સારૂં! પોતે સમજે; તો સમાજને અનેકવાર સમજાવે. દીકરા દીકરીઓને ઉછેરવાં, તે સહેલું; તેમના અભ્યાસ માટે, લાખો વાપરવા; તે પણ સહેલું; પણ તેઓ જ્યારે અવળા ચાલે; અને તેમને હાથ કરવાં પડે; તે મહેનત, તે ખર્ચ અને તે અપકીર્તિ ભયંકર છે. અનુભવે સમજાય. બસ! મારી પ્રાર્થના એટલીજ કે-સાવધાન થઇ જાઓ-સાચા સુખને સમજતાં શીખો.

બ્હેનો! પતિ બાવરા હોય; તો તેમને જમાડીને રવાને કરજો પણ તમે જમવા બેસો; તે પહેલાં, અગ્નિને જમાડજો. ગાય, કુતરૂં અને અતિથિ માટે કાંઇક અન્નનો ભાગ કાઢજો. તમારૂં ભાણું શ્રી ઠાકોરજીને ધરીને, પછી જમજો. આ સંસ્કાર તમારા બાળગોપાળમાં નીતરે; એવા ભાવથી અને એવી દૃઢતાથી, આ કામ કરજો.

આંગણે તુલસી ન હોય; તો વાવજો. ગાય, તુલસી, પીપળાને અને બ્રાહ્મણને દેખો; ત્યારે પ્રણામ કરજો. જમવા પહેલાં તેમનાં દર્શન થાય; તો સારૂં છે. વિશેષ અવકાશ હોય; તો પોતાના ઇષ્ટ દેવની સ્તુતિનો પાઠ કરવો; અને ભગવાનની કથા સાંભળવી. દ્રવ્યની અનુકુળતા હોય; તો કાંઇક-અન્ન, વસ્ત્ર કે દાન-આપ્યા પહેલાં, ભોજન કરશો નહીં. વાવ્યું હતું; તોજ આ ઉગ્યું છે; અને વાવશો; તોજ ઉગશે. કર્મનો ખેલ અજબ છે. આ દેહ અને આપવાની અનુકુળતા, બીજે નથી.

બસ! હવે બંધ કરીએ! આપને મોડું ઘણું કર્યું છે. એકના બે કલાક થયા છે. માટે એક મુદ્દાની વાત સાંભળો; અને તે માનો તો ઠીક. તે વાત એ કે-ઘેર જાઓ; અને કોઈ લડે-મોડું થયું છે; માટે જરૂર લડે; તો તમે જરા પણ આકરો જવાબ દેશો નહીં. તમારી ભૂલ કબુલ કરીને, તેમને જે જોઈએ; તે ત્વરાથી કરી આપજો. બહુ લડે તો કહેજો કે-'કાલ નહીં જાઉં-આજ માફ કરો.' કોઈ આકરો ધણી, મને બે પાંચ ગાળો દઇ દે; તો પણ તમે બોલશો નહીં! કારણકે તમને થોડામાં, આ બધું હું ન કહી શકયો; તેથી મારો પણ વાંક છે; વિગેરે-વિગેરે. દુધપાકના જમણ ઉપર, કકડો મોઘરી ખાધી હોય; તો દુધપાકના ઘચરકા દટાઈ જાય; અને મોઘરીના ઘચરકા આવે. તેમ દુધપાકથી પણ ચડે એવી-સુંદર વાતો, આપને આજે મેં કરી છે-પણ તમે ઘરે જઇને, ઘરનાંને લડો; તો આ બધી વાતો દટાઇ જાય; અને કજીયો તરી આવે. ક્ષમાના પાઠ, તમારા જેવું કોઇ શીખવતું નથી. સોના સાચા ગુરૂ તમે છો. પૃથ્વી કરતાં પણ વિશેષ ક્ષમા, તમારામાં છે. પુરૂષ એક બે કે ત્રણને પરણે-ત્રણમાં રાજી; તમે એકમાંજ રાજી રહો છો. તમારા જેવો અનન્યભાવ ઘણા ભકતોને પણ આવડતો નથી. અનેક જ્ઞાની અનન્યભાવને સાંભળે છે; પણ અનુભવી શકતા નથી. લ્યો ત્યારે તમને સૌને, ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ. છેવટમાં 'અમને અંત સમે અલબેલા લેવા આવજો' એ પદ પ્રેમથી ગવરાવીને, ભગવાનની ભાઇબંધી રાખવાનું કહી, સૌને રજા આપી.

**નોંધ**—આ વ્યાખ્યાનની નકલ જુદી કાઢી છે. તે પુસ્તકની કીંમત માત્ર બે પૈસા છે. એક સાથે સો નકલના અઢી રૂપૈયા. એક નકલનું પોસ્ટેજ નવ પાઈ. ધન હોય; તો છૂટું મુકી દેજો. આવાં પુસ્તકો ઘેર ઘેર વંચાય; એમ કરજો. પાંચ દસ નકલતો મંગાવજો! આવી વાતો કરવી; તે બ્હેનોના ઉપર મહાન્ ઉપકાર છે.

મલાડનાં ગરીબો અને નાની નાની ગરીબ કોમો—તેમને પણ ઘણીવાર હું મળતો હતો. માળાઓ આપતો હતો. અવકાશ લઇને ભગવાન ભજવાનું પણ કહેતો હતો. આવા લોકોમાં હજી ધર્મભાવના છે. પ્રેરણની બહુ જરૂર છે. સંત બ્રાહ્મણોએ, હવે પ્રમાદ કરવો જરાએ ઘટતો નથી. આમતેમ વિચર્યાજ કરો; અને જ્યાં જાઓ; ત્યાં ભગવાનની વાતો કરો.

મલાડનું ગાંધી સેનીટેરીયમ—આ સેનીટેરીમ ગાંધી હીરાલાલ માણેકલાલે તથા હરિલાલ માણેકલાલે પોતાના પિતા માણેકલાલ બેચરદાસના નામથી બંધાવ્યું છે. હીરાલાલ ભાઈ અમદાવાદ સત્સંગ કરવા પધારતા. તેમના પુત્ર ભગવાનલાલ હીરાલાલ હાલ છે. તેઓના પવિત્ર ભાવથી, અમને ત્યાં જવું ગમ્યું હતું. તેમનું આખું કુટુંબ પવિત્ર અને ભાવિક છે. તેમાં પણ હરિલાલ ભાઈ તો ધોળે કપડે સન્યાસી છે. અમને તેમના સમાગમનો લાભ મળ્યો. અમને શાંતિ બહુ ગમે; તે અહીં મળી. ફરવા માટે ટેકરીઓવાળું જંગલ મળ્યું. આસપાસના પરામાં ફરવા માટે, ગાડીઓ તૈયાર હતી. બોરીવલી, શાંતાક્રુજ, માટુંગા, કાંદીવલ્લી વિગેરે ઠેકાણે ગયા હતા. મુંબઇમાં પત્રિકા ઘણે ઠેકાણે જાય છે; પણ એક બે ઠેકાણે જતાં—તો—અમને—

**'નિરખતાં નયણે તે પ્રેમનાં આંસુરે—એવાં એક બે હોય-એક બે હોય.**
બહુ જાજાં પાકે નહીં રત્નોરે—એવાં એક બે હોય—એક બે હોય.
એવું ગોવિંદે ગીતામાં ગાયુંરે×—એવાં એક બે હોય—એક બે હોય.
થવા દ્યો—એવાં એક બે હોય—એક બે હોય—એવાં૦'

બસ ! વધારે ન બોલી શકું ! અમને જોતાં; તેમની આંખો પ્રેમનાં આંસુથી ઉભરાણી. શું બોલવું તે સૂઝ્યું નહીં. થોડી વારે 'આપણે પત્રિકા વાંચીએ છઇએ; તે આ છે ? એમ ?' એટલાંજ વચનો બહાર આવ્યાં. ફરી તેમની આંખે આંસુ આવ્યાં. અમને પણ આંખે પ્રેમનાં આંસુ આવ્યાં. મોક્ષપત્રિકા લખવાનો, તેનો હિસાબ રાખવાનો, વળી નિયમસર મોકલવાનો પરિશ્રમ. તે સાથે શાંતિથી બેસવાનું, વાંચવાનું અને સાંભળવાનું અમને ઘણું ગમે. તેથી ઘણીવાર, કામથી અકળાઇ જાઉં છઉં. તોપણ માસીકમાં વાવેલો પરિશ્રમ, જ્યારે આવી રીતે ફાલેલો દેખું; ત્યારે એમ થાય; કે **મહેનત સફળ છે.** મુસાફરીમાં નીકળું છઉં; તે પત્રિકા વાંચો છો કે નહીં ? અને વાંચો છો; તો તેમાંથી કાંઇ ઉગ્યું છે ? ફાલ્યું છે ? હૈયું પત્રિકા પ્રત્યે—અમારા પ્રત્યે ઉભરાયું છે કે નહીં ? તે જોવા માટેજ આવું છઉં. હૈયાં ઉભરાય; તેમનાં ભાવથી દર્શન પણ, કરી લઉં છઉં.

હૈયું આપણું; પણ એવું કઠણ બની ગયું છે કે—એવું જડ બની ગયું છે કે—તેમાં ભગવાનની વાતનો હરખ, નજ ઉભરાય ! આ વાતો અનુભવે સમજાય. જેમ રખડુ બાળકને મનાવી ધમકાવી-નિશાળે મોકલીએ; તેમ રખડુ મનને, કાંઇક મનાવીએ; અને કાંઇક ધમકાવીએ; ત્યારે માંડમાંડ કલ્યાણને કેડે ચડે. અમને એમ થાય કે-માનવદેહ; વળી ઠેકઠેકાણે દેવમંદિરો-સવાર, બપોર અને સાંજ-એમ ત્રણવાર, આપણને મંદિરો બોલાવી રહ્યાં છે. વળી સંત, સાધુઓ, બ્રાહ્મણો, કથાવાર્તા સંભળાવી રહ્યાં છે; આપવા માટે

× मनुष्याणां सहस्रेषु વિગેરે વચનોથી.

ઘરમાં ઘણી વસ્તુઓ હાજર છે; શરીર આરોગ્ય છે; છતાં હૈયું એવું ને એવુંજ ! એટલે સંસારમાં રાજી, અને ભગવાનમાં ઉદાસી. સમજ્યા હો; તો સાવધાન થઇ જાઓ.

**મુંબઈ**—મલાડથી મુંબઇ આવવા ઘણા ભાઇઓ કહ્યા કરતા હતા; પણ 'હા-હા' થતું હતું. શેઠ હીરાલાલ રણછોડદાસના આગ્રહથી, જેઠ સુદી ૧૧ સોમવાર તા. ૧-૬-૩૬ના રોજ, બપોર પછી, મુંબઇ આવ્યા. મુંબઇમાં શેઠ હીરાલાલ ભાઈને ત્યાંજ મુકામ રાખ્યો. [ કાલબાદેવી ફ્રોવેલ સ્ટ્રીટ રણછોડભુવન. ] રાત્રે એકાદશી કરવા, પીકેટ રોડ ઉપર, ગીતા પાઠશાળામાં શ્રવણનો લાભ લીધો. શ્રવણ પછી ગીતાનું પારાયણ અને પછી જરાવાર આપાશાસ્ત્રીજી પાસે બેઠા. બીજા ઘણા ભાઇઓ પણ ભોટી થયા. 'કાંઇક વાતો કરો;' એમ કહેતાં—એકાદશીનો લાભ લેવાનું ગમ્યું. 'લ્યો ત્યારે'—એમ કહીને એવી વાતો કરી કે—

જ્યારે જ્યારે મુંબઇ આવું છઉં; ત્યારે સદ્દગત પૂજ્ય નરહરિ શાસ્ત્રીજીના આ પવિત્ર સ્થાનમાં આવ્યા વિના રહેતો નથી. સદ્દગતની ખોટ પૂરાય એમ નથી; તોપણ આપા શાસ્ત્રીજીએ પિતાશ્રીનું કામ ઉપાડી લીધું; તે જોઈ ઘણો આનંદ થાય છે. આ યુગમાં, પિતાનું આવું પવિત્ર, અને સાદાઇથી રહેવાનું કામ, પુત્રોને ગમે; તે અમારા તમારા સૌનાં ભાગ્યની નિશાની છે. આપ સૌ આ લાભ લેતાજ રહેજો. શાસ્ત્રોનાં વચનો, ઘણાં અમોઘ છે; તોપણ તે વિરલા હોય; તેમનેજ વાગી જાય છે. બાકી તો આ કાનમાં પેસે; અને સામા કાનેથી નીકળી જાય. એટલે કથામાંથી કાંઇ લઇ લેવું; કાંઇ વર્તનમાં મૂકવું—તે બહુજ-ઘણુંજ-મોઘું છે; તોપણ આ દરબારમાં, આપ સૌ હાજર રહો છો; તે તમારાં સૌનાં અહો ભાગ્ય છે. શાસ્ત્રનાં વેણ વાગ્યાં તો, નરસીને, મીરાંને, તુકારામને, દયારામને, તુલસીદાસને, કે જેઓ સંસારનું ભાન ભૂલી ગયા; ઘમંડ બની ગયાં; ગાંડા ગણાઇ ગયાં. તુલસીદાસનાં ગુરૂ તેમનાં સ્ત્રી હતાં. સ્ત્રી પીયર ગયાં હતાં. તુલસીદાસ જુમનાનાં જળ તરીને, ત્યાં પહોંચ્યા. ચોરની માફક મેડીએ ચડયા; સ્ત્રીને જગાડયાં. સ્ત્રી ચમકી ગયાં. ક્રોધે ભરાઇને બોલ્યાં—

**ચોપાઈ**—ધિક્ ધિક્ તોહિ મમ પ્રાણપિયારે, હાડ ચામ સબ નિરસ અમારે !
જો ઇતનો મન લાગત રામૈ, તો સુધરત તિહરે સબ કામૈ.

વળી એક હિંદી કવિ ગાય છે કે—સ્ત્રી કહે છે કે—

'જીતનો હેત હમસેરે પિયાજી, હરિસેં હોત જો ઇતનોરિ;
ચલો જાત બૈકુંઠ ધામમેં, ઠાકોરદ્વારે તુલસી જાય તો ખડોરિ—રામા.
ભજો તુલસી-સીતા હો ! રામ રામા ! રટો તુલસી.

[બાણ સોંસરા વાગ્યાં-કલેજું જખમાયું. અનેક જન્મોની ઉંઘ ઉડી ગઈ; અનેક જન્મોનાં પુણ્ય પ્રગટયાં. તેના જવાબમાં તુલસીદાસ બોલ્યા હતા કે— ]

'તુમ તિરીયા મેરી ધર્મકી બ્હેના, તોહિ મોહિ જ્ઞાન બતાયોરિ;
તુલસીદાસ આશા રઘુવરકી, (૨) તિરિયાકી સંગે તુલસી
કબુ ના ગયોરિ રામા-રટો તુલસી.
સીતા હો ! રામ રામા ! ભજો તુલસી.'

'આ-ફરી-ફરી'—લ્યો ત્યારે ફરી કહું ! 'તુમ તિરીયા.' વિગેરે.

આપને એમ લાગતું હોય; કે—'તુલસી તો એક ગરીબ બ્રાહ્મણ ! ગરીબને ગોવિંદ

ભજવા ગમે; તેથી તુલસીને તે બાણુ ઝટ વાગી ગયું હશે; પણ એવો કોઇ ધનવાન છે ?' તો તે વાત પણ સાંભળો—

કલકત્તાનો લાલો બાબુ. ચાર કરોડનો આશામી. હજી તેમનું મંદિર વંદ્રાવનમાં હૈયાત છે. કલકત્તા પાસે બેટમાં બગીચો હતો. ત્યાં તે અનેક લોકો સાથે, ફરવા જતો હતો. એક ખારવો પોતાની હોડીમાં સૌને બેસાડીને, લઇ જતો; અને સાંજ પડી જાય; ત્યારે સૌને કાંઠે લાવતો હતો. ઘણાં માણસો હોય; ત્યારે બે પાંચ આંટા ખાતો હતો. છેલ્લા ફેરા વખતે, તે બેટમાં બેઠેલાંને, વધારે બૂમ મારીને કહેતો કે–' આ છેલ્લો ફેરો છે.' આવું હમેશાં ચાલતું હતું. એક દિવસ એવું બન્યું કે–ખારવો પોતાના નિત્ય નિયમ પ્રમાણે–' આ છેલ્લો ફેરો છે' એમ બૂમ મારતો હતો. તે બૂમ લાલા બાબાના હૃદયમાં અજબ રીતે અફળાણી. લાલા બાબુના હૃદયમાં સ્ફુરણા થઇ કે–' આ (દેહ) પણ છેલ્લો ફેરોજ છે.' આ દેહ વેપાર રોજગારમાં કુટાઇ મરવા માંગી લીધો નથી. ફરી કુતરી બીલાડીને પેટે અવતાર ન થાય; તેની ચીવટ માટે, લખચૌરાશી મટાડવા માટે, માનવ બન્યો છઉં. વિગેરે વિગેરે.' આવા વિચાર કરતો કરતો, તે હોડીમાં બેઠો. દરીયાની ભરતીમાં હોડી હિલોળે ચડે; તેમ નવી પ્રેરણા–નવા વિચાર–ઉભરાતાં, લાલા બાબુની ચિત્ત ચગડોળે ચડયું.

આ વાત તે પાઠશાળામાં કહી હતી; પણ અહીં આપને નહીં કહું. કારણ કે પત્રિકાના પહેલા વરસના પુસ્તકમાં ૧૯ પાને આ દૃષ્ટાંત છે. તે વાંચી લેશોજી.

આ પ્રમાણે સૌને રાજી કરીને, મુકામ પર આવી આરામ લીધો. વળતે દિવસે સોમવાર શુદી ૧૨ સવારમાં, પૂજ્ય મહારાજશ્રી ગોકુળનાથજીના મંદિરમાં, શ્રીઠાકોરજીનાં તથા આચાર્યશ્રીનાં દર્શન કર્યાં. દર્શન પછી આચાર્યશ્રીના ચરણમાં ભેટ અને શ્રીફળ મુકી, તેમની પાસે બેઠા. અમારા તરફ નજર કરી, કૃપાનાં બે પાંચ વચનો તેમણે કહ્યાં. તે સાંભળીને હાથ જોડીને કહ્યું કે-આપ પ્રમુખ થઇને અમદાવાદ પધાર્યા હતા. તે પછી શું શું પ્રવૃત્તિ ચાલે છે ? [ આ પ્રશ્ન આપની કોઈ પણ પ્રકારની પરીક્ષા કરવા માટે નથી. હું તેમાં કાંઈક ઉપયોગી થઈ શકું ? એમ જાણવા માટેજ પ્રશ્ન કરૂં છઉં. ] હસતે મુખડે આપશ્રી બોલ્યા કે–'અહીંથી એક પેપર નીકળે છે. તેનું નામ 'વિશ્વદર્શન' છે. તે સાંભળી અમે કહ્યું કે–'તે ઠીક કર્યું. આપના વિચારો અવાર નવાર બહાર આવવાજ જોઇએ. નાસ્તીકતા ઘણી પ્રસરી છે; તો પણ હજી આસ્તીકો ઘણા છે. બધી રાખ થઇ ગઈ નથી. કોઈ કોઈ ઠેકાણે અગ્નિ છે. બોરણુ મુકાતું રહે; તો અગ્નિ વધે. રાજ્યની સરહદ દબાય; ત્યારે રાજા સાવધાન થઇ જાય. લશ્કર સરહદ ઉપર આવીને ઉભું રહે. તેમ અત્યારે ધર્મની સરહદ દબાય છે. ખેતરના ખુંટા નીકળવા લાગ્યા છે. માટે જેમને લાગતું વળગતું હોય; તેમણે પોતાથી બને તેટલું, કરવુંજ જોઇએ. હાલ તો મને આપનું પેપર જોવા દો. કેવી કેવી વાતો, તેમાં આવે છે ?'

આ વાત સાંભળી, વિશ્વદર્શનના તંત્રી મણિલાલભાઇને મેળવી આપવા, એક ભાઇને આજ્ઞા કરી. અમે તે ઓફીસમાં ગયા; પણ ભાઇશ્રી પધાર્યાં નહોતા. અમે ફરી ત્યાં થોડા દિવસ પછી ગયા. મણિલાલભાઇને મળ્યા. વિશ્વદર્શન જોયું. આપણી પત્રિકા તથા તેને અંગે નીકળેલાં નાનાં પુસ્તકો પણ બતાવ્યાં. પછી મણીભાઇને કહ્યું કે–હું આપને એક વાત પ્રથમ કહી દઉં કે–હું આપને બોધ કરવા આવ્યો નથી. આપ તો ઇચ્છારામ ભાઇના લાડકા પુત્ર છો;

અનુભવી છો. આ પત્ર સંબંધી મારો નમ્ર અનુભવ એવો છે કે-પૂજ્ય મહારાજશ્રી તરફથી આ જે પેપર નીકળે છે; તે પેપર નથી; પણ આજ્ઞાપત્ર છે-**સનાતન ગેઝેટ-છે.** તે પત્રનું નામ 'સનાતનમુંબઇ' એવું હોવું જોઇએ. આવતા પખવાડીયામાં કયા કયા તહેવાર છે. તે તહેવાર શા માટે છે. તથા તે તહેવારમાં શું શું કરવું જોઇએ; વિગેરે સુચનાઓ તેમાં હોવી જોઇએ. આર્યસમાજનાં, જૈનોનાં, ખ્રીસ્તિઓનાં, સુધારાવાળાનાં તથા સનાતનનાં પોતાનાં પેપરો, આપની ઓફીસમાં આવવાંજ જોઇએ. લવાજમ મોકલીને મંગાવવાંજ જોઇએ. તે ખંત રાખીને વાંચવાં પણ જોઇએ. સનાતનને લાગે વળગે; એવી કાંઈ વાત હોય; તો સમાજને તે વાત, વિવેકથી સમજાવવીજ જોઇએ. સમાજ ભ્રમણામાં પડયો છે. 'સાચું શું ? અને ખોટું શું ? આમ કરવામાં વાંધો શું ? આમ ન કરીએ તો થાય શું ?' તેના વિવેકવાળા ખુલાસા, આપના પત્રમાં થવા જોઇએ. બનતાં સુધી વ્યક્તિગત લખવું નહીં. લખવું પડે; તો ઘણાજ વિવેકથી લખવું. અન્ય ધર્મીઓની સાથે કાંઇ વિશેષ ખુલાસાની જરૂર હોય; તો રૂબરૂ મળવું; અથવા રૂબરૂ મળવા વિનંતિ કરવી. ઝઘડા જેવું કાંઇ લાગે; તો આકળા થવું નહીં. શાંતિથી તેમની વાત સાંભળવી; અને શાંતિથી જવાબ દેવો. મુંબઇમાં અને જ્યાં જ્યાં સનાતન ઓફીસો હોય; ત્યાં ત્યાં કઇ કઇ નાત છે ? તે નાતના કોણ કોણ વડીલો છે ? તેઓ સૌ કયો ધર્મ પાળે છે ? તે તે નાતોના ગોર કોણ છે ? તેનાં લીસ્ટ, દરેક ઓફીસમાં હોવાં જોઇએ. તેમનામાં આસ્તીકતા ખીલવવા શું શું કરવું જોઇએ; તે દરેક સ્થળે સનાતન ધર્મના મંત્રિએ, વિચારવું જોઇએ. બગડયાં છે; તેના કરતાં, આસ્તીકો હજી ઘણાં છે; અને આસ્તીકોના કરતાં, તદ્દન અજ્ઞાનીઓ હજી ઘણાં છે. તેમની સંભાળ અવાર નવાર લેવાવી જોઇએ. કયા કયા ગામમાં પંડિતો છે ? તે કોણ કોણ છે ? અને તેમાંથી કામ આવે એવા-ઉત્સાહી પંડિત-કોણ કોણ છે ? તેનું લીસ્ટ પણ દરેક ઓફીસમાં હોવું જોઇએ. દરેક પુજ્ય આચાર્યશ્રીએ પોતપોતાના સંપ્રદાયમાં, પંડિતો કોણ છે ? શિષ્યોમાં આગળ આવે એવા વૈરાગી જીવો કોણ છે ? સારા કર્મકાંડીઓ કોણ કોણ છે ? કયાં કયાં સારાં દેવમંદિરો છે ? તે દરેકનાં લીસ્ટ સનાતન ધર્મની દરેક ઓફીસમાં હોવાંજ જોઇએ. દરેક સારાં સારાં મંદિરોમાં કથાવાર્તા થાય છે કે કેમ ? કથા કરનારાઓ, માત્ર શાસ્ત્રની વાતો કરે; તો અત્યારે ચાલે એવું નથી. જેમનાં મગજ બાહ્ય જગતના અનેક સમાચારોથી ઘુમી રહ્યા છે; તેમની પાસે કથા કરવાની છે. તેથી કથા કરનારા પંડિતોએ પણ, આસપાસનાં વાતાવરણથી વાકેફ રહેવું જોઇએ. દરેક મોટા મંદિરોમાં, તમારૂં પત્ર જવુંજ જોઇએ અને ત્યાં વંચાવું પણ જોઇએ.

હવે એક બીજી વાત—તે એ કે-તમારા પેપરનું લવાજમ, જેમ બને તેમ ઓછું કરવું જોઇએ. બે ઘડી મોજનાં ગ્રાહક ઘણાં; ધર્મના સમાચારનાં ગ્રાહક ઘણાંજ થોડાં હોય છે. ખર્ચ વધી પડે; તો પખવાડીએ પેપર આપવું; થોડાં પાનાં આપવાં, વિગેરે; પણ લવાજમ ઓછું કરી નાંખવું. જુઓ ! આ અમારૂં માસીક ! લવાજમ રૂ. ૨-૩-૦ છે. સત્તરમું વરસ બેઠું; પણ હજી કોઇની મદદની જરૂર પડી નથી. બહુજ સાદાઇથી રહીએ છઇએ; અને ચોવીસે કલાક, આ કામને આપીએ છઇએ.

હવે એક ત્રીજી વાત-તે એ કે-આવા હલકા લવાજમનું પેપર પણ, સમાજ લઇ શકે એમ નથી. તેમને માટે પેપરમાંથી નાના નાના સુંદર કકડા, નાનાં નાનાં પુસ્તકોમાં

લઇને, તે પુસ્તકો, પૈસા બે પૈસાથી આપવાં જોઈએ. આ અમારાં નાનાં નાનાં પુસ્તકો એવા હેતુથીજ છે. લોટે પાણી ન પીઇ શકે; તેઓ પ્યાલે પીએ; પણ પાણી પીએ! અમે અને અમારૂં માસીક, સમાજમાં કાંઈ નથી; એક નાનકડા ઘરમાં બેસીને અમે કામકાજ કરીએ છીએ; તોપણ ઘણાં પુસ્તકો સમાજમાં પ્રસરી રહ્યાં છે. તો તમારૂં મોટું નામ; અને મોટું ધામ છે. તેથી તમે સમાજમાં ઘણું સારૂં કામ કરી શકશો. દરેક તહેવારે, તે તહેવારને લગતાં, નાનાં નાનાં હજારો પુસ્તકો, સમાજમાં જ્યાં ત્યાં પહોંચી જવાં જોઈએ. તે વંચાય, અને તેમાં લખેલી સૂચનાઓ, સમજવામાં આવે. બોલીને વ્યાખ્યાન કરીએ; તે બહુ તો હજાર વાર સંભાળાય; પણ લખીને આપીએ; તો અનેક ગામડાંમાં સંભળાય-વંચાય.

હવે એક છેલ્લી વાત—તે એ કે—જે જે મંડળો અથવા સંસ્થાઓ, સનાતન ધર્મને વ્હાલાં—વર્ણ, આશ્રમ અને આચાર વિચારનો નાશ કરતાં હોય; પુનર્લગ્નને અને વર્ણાંતર લગ્નોને ટેકો આપતાં હોય; તે મંડળોને અથવા તે સંસ્થાઓને, સનાતન દાનવીરોએ, પોતાના દાનથી પોષવાં નહી! જે બાળકો અથવા બાલીકાઓ, અત્યારથીજ સનાતન ધર્મ વિરૂદ્ધ, આચાર વિચાર રાખતાં હોય; તેમને સનાતન બોર્ડીંગમાં રાખવાં; અગર તેમને ફ્રી તથા પુસ્તકો આપવાં; તે દુધપાઇને સાપને ઉછેરવા જેવું પાપ છે. અત્યારે જે જે વંઠયાં છે; તેમાં પાંચ દસ ટકા ગર્ભશ્રીમંતો હશે; બાકીના માગી ભીખીને ભણ્યા; અને મોટા થયા; ત્યારે મદદ કરનારાઓનેજ પજવવા નીકળ્યા છે. બચેલા પૈસા હાલ કયાં મુકવાં! એવી ચિંતા થતી હોય; તો એક સનાતન બેંક ખોલવી. તેની જોઈએ તેવી વ્યવસ્થા કરવી. તાત્પર્ય દ્રવ્યની ઘણી જરૂર છે; માટે તેને જ્યાં ત્યાં ફેંકી દેવું નહીં. અત્યારે મંદિરો, કોલેજો, સ્કુલો અને દવાખાના ઘણાં થયાં છે.

ભણેલા પણ ઘણા છે. એક જગ્યા માટે અનેક બી. એ. અને એમ. એ. અથડાય છે. એટલે આ ઠેકાણે દ્રવ્ય વાપરતાં વિચાર કરવા, સમાજને સૂચવવું. પ્રજાને અત્યારે સાચો પ્રકાશ મળતો નથી. ઘણા સાધુ-ઘણા બ્રાહ્મણ; તો પણ પ્રજાને અનેક સંશયો છે. સંશયોના નિર્ણય થાય; એવું જ્ઞાન-એવો પ્રકાશ-પ્રજા માગે છે. તે પ્રકાશ પ્રજાને આપવોજ જોઇએ. તે માટે જે ખર્ચ થાય; તે અત્યારે કરવાની ખાસ જરૂર છે. પ્રજા નાસ્તિક જણાય છે; તોપણ તેમને સાચા માર્ગની જીજ્ઞાસા છે.

પીકેટરોડની પાઠશાળામાં—'**સ્વાધ્યાયપ્રવચનાભ્યાં, ન પ્રમદિતવ્યં**'-એવું સુંદર સુભાષિત ઉંચે મોટા અક્ષરથી લખેલું છે. તેના ફાયદા વિચારીને, તે પ્રમાણે બ્હેન ભાઇ-સૌએ તે કરવા જેવું છે. આ વાત સર્વ ધર્મને માન્ય છે; તેમાં કોઈ પણ પ્રકારે શંકાને સ્થાન નથી. 'સ્વાધ્યાય' એટલે જેમાં પોતાના ઇષ્ટ દેવની સ્તુતિ હોય; તે શાસ્ત્રનો થોડો ઘણો પાઠ; અને 'પ્રવચન' એટલે તે શાસ્ત્રની કથા સાંભળવી; અથવા કથા કરવી. અથવા-સ્વાધ્યાય એટલે ભણવું; અને પ્રવચન એટલે ભણાવવું. 'ન પ્રમદિતવ્ય" શબ્દોનો અર્થ એવો થાય છે કે-'આ બાબતમાં જરા પણ પ્રમાદ કરવો નહીં.' ઘરમાં સાવરણી ફરતી બંધ થાય; ત્યારે બાવાં બાઝે. તેમ અંતઃકરણમાં સ્વાધ્યાય અને પ્રવચન આવતાં બંધ થાય; ત્યારે અનેક પ્રકારના તર્કવિતર્ક ઉભા થાય. આ તર્કવિતર્કો જેમ જેમ દ્દઢ થાય; તેમ તેમ આસ્તીકતા નાશ પામે: અને નાસ્તીકતા વધી પડે.

ઉપનયન, એટલે માત્ર સુતરના તાગડા, અગર 'જનોઇ' નથી; પણ તે બ્રહ્મજ્ઞાનની દિક્ષા છે. બ્રહ્મજ્ઞાનનું પ્રથમ પગથીયું જ્ઞાન, પછી વિજ્ઞાન અને પછી બ્રહ્મજ્ઞાન. ચરી પાળ્યા વિના ઉત્તમ દવા લાભ ન આપે; તેમ ઉપનયનના નિયમો ન પાળે; તેની વિદ્યા સફળ થતી નથી. [જ્યાં જ્યાં અનુકુળતા મળે; ત્યાં ત્યાં આ વાંચી સંભળાવો. ]

સ્પર્શાસ્પર્શની હોહા કરનાર, પચીસ પચાસ હજાર અત્યંજોને બાદ કરતાં, બાકીના ઘણો મોટો ભાગ, હજી સનાતનના સહકારમાં છે. તેમને દિલાસારૂપે અવાર નવાર, કાંઈક વાતો કરવી જ જોઇએ. અથવા પત્રદ્વારા પહોંચવીજ જોઇએ. આમ સામો સહકાર કરવાથી, તેઓને કાંઈક શાંતિ વળશે.

આટલી વાતો નમ્રતાપૂર્વક મણિભાઇને કરીને, અમારા મુકામ ઉપર આવ્યા. આ વાતો તમામ સનાતન પ્રેમીઓને કામની છે. અને તેટલું કામ સૌએ ઉપાડી લેવું જોઇએ. પેનશનરો તથા ધંધામાંથી નિવૃત્ત થએલા ભાગ્યશાળી મુમુક્ષુઓએ, પ્રથમ પોતાનો ધર્મ પાળતાં શીખી જવું; અને પછી નમ્રતાપૂર્વક, ધર્મની વાતો કરતાં શીખી જવું. 'હું કાંઈક જાણું છઉં' તે અભિમાન ભલભલાને પીડે છે. સાધુ સન્યાસીઓ ધારે, તો ઘણું કરી શકે.

**માથેરાન**—શેઠ હીરાલાલભાઇનું સેનીટેરીમ, માથેરાન ઉપર હોવાથી, અમે તેમની સાથે, જેઠ શુદી ૧૩ સોમના રોજ બપોર પછી નીકળી, દીવસ આથમે ત્યાં પહોંચ્યા. અમે તો ધંધામાં અને ધંધામાં! બહાર જવા નવરા જ નહી; બાકી આ અને આવાં સ્થળો જોવા લાયક છે–શાંતિથી રહેવા લાયક છે. વરસાદ વરસતો હતો; તોપણ સવાર સાંજ ફરવા જતા હતા. રામચંદ્રજીનું મંદિર તથા શિવનું મંદિર એમ બે મંદિરો છે. એક લાઇબ્રેરી પણ છે. રગબીનું બેંડસ્ટેંડ છે.

ખાવું પીવું અને ફરવું; એટલુ જ કામ અહીં છે. અમને એકાંતનો લાભ મળ્યો. ઉપનિષદોની વાતો કરવાની, અને સાંભળવાની સગવડ થઈ પડી. કોઇ કોઈ વખત ભાગવતની વાતો પણ થતી હતી. તેમાં બ્રહ્માએ કરેલી પ્રાર્થના, મુચુકુંદની પ્રાર્થના, નવ યોગેશ્વરોની વાતો. વીણી લેવા જેવાં રત્નો! ઘર મુકીને બહાર જઈએ; અને ત્યાં આવી એકાંત, શાંતિ; વાંચવાનું, સાંભળવાનું અને વિચારવાનું મળે; તે અમને ઠીક લાગ્યું. જ્યાં જાય; ત્યાં સંસાર સાથે; અને સંસારી મિત્રો સાથે; તેમને સંસારના ફંદ સિવાય, વિશેષ આનંદ મળી શકતો નથી. વાંચ્યું ઘણું-સાંભળ્યું ઘણું–પણ વિચાર્યું નહીં; તેમને વૈરાગ્યનાં સુખ ક્યાંથી! યાદ રાખજો કે-શાંતિ વિના વિચાર નહીં; વિચાર વિના વિવેક નહીં; વિવેક વિના વૈરાગ્ય નહીં; વૈરાગ્ય વિના જ્ઞાન નહીં; અને જ્ઞાન વિના મૂક્તિ નહિં. મેડાને દાદરે સો વખત ચડતા હશો; પણ આવે દાદરે–આવાં પગથીઆં ઉપર–કદિ ચડો છો? જવાબ અમારે સાંભળવો નથી; તમે પોતેજ સાંભળી લેજો. મુંબઇથી શેઠ હીરાલાલ રણછોડદાસ; તથા કોટવાળા સોની કપુરચંદ સાથે આવ્યા હતા. મંડળી મનમાની હતી. કોટમાં કોઠારીની વાડીવાળા, શેઠ ધરમદાસ શામલદાસ, માથેરાનમાં અમને મળ્યા હતા. તે માસીકના જુના ગ્રાહક છે. મળતાં મનડું લોભાણું. તેમના આગ્રહથી તેમને બંગલે ગયા. વાતો ભગવાનની કરી. મુંબઇ ગયા પછી પણ, તેમના મહાલક્ષ્મીના બંગલામાં, તેઓ અમને લઇ ગયા હતા. તેઓ માની ધનવાન્ નથી; નિર્માની ધનવાન્ છે-તેથી અમને ત્યાં જવું ગમ્યું.

માથેરાન પહાડ ઉપર છે. પહાડનાં કેટલાંએક શિખરો 'પોઇંટ'ના નામથી ઓળખાય છે. લોકો ત્યાં અવારનવાર ફરવા જાય છે. અમે પણ થોડાં શિખરો જોયાં છે. ઘણાના

કલેક્ટર હ્યુ મેલેટે, ઇ. સ. ૧૮૫૦ માં, આ પહાડનો મહિમા જાણ્યો; અને ધીમે ધીમે જણાવ્યો. તેના નામથી મેલેટસ્પ્રીંગ નામનો ઝરો બાંધવામાં આવ્યો છે. અહીં ત્રણ ચાર સેનેટેરીયમ છે; હોટલો પણ છે. બજાર અને શાકમારકીટ પણ છે. પહાડની ઉંચાઇ ૨૫૦૦ ફીટ છે. ચોમાસામાં ધુમસથી પહાડ ઘેરાએલો રહે છે. ટેંપરેચર (ગરમી) ૫૦ થી ૯૫ રહે છે. પૂને જતી રેલ્વેમાં બેસી, નેરલ સ્ટેશને ઉતરવું પડે છે. ત્યાંથી નાની ગાડી પહાડ ઉપર આંટા ફરતી ફરતી ચડે છે. આ દેખાવ ઘણોજ રમણીય છે. તે નજરે જોયા પહેલાં ખ્યાલમાં આવે નહીં. આ નાની ગાડી (સ્ટીમ ટ્રામ) ઇ. સ. ૧૯૦૭ એક વોહરા ગૃહસ્થે બંધાવી હતી.

માથેરાનના પહાડ ઉપર, અમે તો આજ આવ્યા. પણ અમારી મોક્ષપત્રિકા અહીં ઘણા વરસથી આવે છે. તેના ગ્રાહક શાહ મલુકચંદ ઝવેરદાસ ( તલોદ પાસે પુંસરીના ) અમને મળ્યા હતા. તેમની અહીં મોટી પેઢી છે. તેમનાં હેત ઘણાં હતાં. માથેરાનથી રવિવારે બપોરે રેલ્વેમાં નીકળી, નેરલ સ્ટેશને આવ્યા. ત્યાં પણ માસીકના ગ્રાહક—ભાઈચંદ છગનલાલ (તલોદ પાસે પુંસરીના) અમને સ્ટેશને મળ્યા. રોકાઈ જવા આગ્રહ તેમણે કર્યો; પણ તે બની શક્યું નહીં. પાસે કરઝત થઇને, દહીવલીમાં પણ ગ્રાહક છે. સૌને અમારા જયશ્રીકૃષ્ણ છે. માસીક પ્રેમથી વાંચજો. માસીક છે; તે અમેજ છઇએ. રાત્રે મુંબઇ આવ્યા. ચી૦ ભક્તિપ્રસાદ સાથેજ હતા.

**ફરી મુંબઈ**—પૂજ્ય શ્રી જાદવજી મહારાજના સપુત ભાઇશ્રી હરિદાસ, અને ભાગ્યવંતી બ્હેનો—સાકર બ્હેન તથા પાર્વતી બ્હેન, ત્યાં—તેમને ઘેર, અમને અરસપરસ મળ્યાં. ભાવ અમોલા હતા. વૃદ્ધનાં વાવેલાં વૃક્ષો, જાણે ફાલ્યાં ન હોય ! વૃક્ષો તે પ્રેમનાં; જેનો ફાલ, ભાવને ભાવ ! બસ ! આજ નફો. સંસારમાં સગાં મોટી વાત ! તેમ અમારે આ મોટી વાત ! અમે આમ રાજી ! તેઓ તેમ રાજી ! હરિદાસ પિતાનું કામ કરી રહ્યાં છે; પિતાનું નામ રાખી રહ્યાં છે.

અમે જ્યાં બેઠા ત્યાં ભગવાનની વાતો કરી; તોપણ—માધવ બાગમાં ગીતા પાઠશાળામાં ૧૦-૬-૩૬ બુધવારે રાત્રે, કોટમાં કોઠારીની વાડીમાં તા. ૧૩-૬-૩૬ શનીવારે રાત્રે, ઘાટકોપરમાં રવિવારે સાંજે નવનીતલાલજીની હવેલીમાં, અને તેજ દિવસે રાત્રે લાડની વાડીમાં યુવકમંડળના આગ્રહથી, વ્યાખ્યાનના રૂપમાં વિશેષ વાતો કરી. પીકેટ રોડની ગીતા પાઠશાળામાં જેઠ વદી ૧૧ સોમવારે રાત્રે ગીતાનું પ્રવચન થઈ રહ્યા પછી પણ, ભગવાનની કાંઇક વિશેષ વાતો કરી. બસ ! એજ આવડયું; એજ કહ્યું; અને સાંભળ્યું પણ એજ. સાથે સોહામણાં સગાં પણ તેજ. મુંબઇમાં ઘણે ઠેકાણે કરેલી વાતોનો સાર એ હતો કે—

મુંબઇ જેવા શહેરમાં, ચારસો પાંચસો માણસો સાથે બેસીને, માનવજીવનના ઉકેલ સાંભળે; તે જેમ રાજી થવા જેવું છે; તેમ અફસોસ કરવા જેવું પણ છે. આટલી બધી પ્રવૃત્તિમાંથી, નવરા બેસવા નવરા થાય; તે આનંદ; અને આટલા બધા હિંદુલોકોમાંથી આટલાજ, આવી વાતો સાંભળવા નવરા થાય; તે અફસોસ. લોકો વગર વિચાર્યું-જીવન ગાળવા આકર્ષાયા છે. આ પ્રમાણે આકર્ષાઇને, એ પ્રમાણે ટેવાઇ જવા લાગ્યાં છે. એટલે માનવજીંદગીમાં જો કોઈ ધ્યેય હોય; તો ખાવું પીવું અને મોજમજા કરવી. એટલોજ જીવનનો

હેતુ છે; એમ દીનપ્રતિદિન લોકમત દૃઢ થતો જાય છે. ધર્મમર્યાદા, લોકમર્યાદા, કુટુંબમર્યાદા લોપાતી જાય છે. રાજમર્યાદા કાંઈક ઉભી છે. તે પણ સત્તાને બળે ઉભી છે. બાકી કોઈને મર્યાદા ગમતી નથી. વિષય સુખના ઉભરા રૂપે, બાળગોપાળ વધી પડયાં છે. વધી પડતાં બાળગોપાળમાંથી બચવા, બ્રહ્મચર્ય પાળવું જોઈએ. પણ બ્રહ્મચર્ય પાળવું; એ તો એક જુનવાણી છે. નવયુવાનો જુનવાણીને ફેંકી દેછે; તેવા સમયમાં બ્રહ્મચર્યની વાત કરાયજ નહીં. એટલે વિષયસુખ અટકાવવું; તે કોઇ પણ હિસાબે બને એવું નથી. સાહિત્યનાં પુસ્તકો વાંચ્યાં; નાટક સીનેમા જોયાં; અને ગમે તેની સ્ત્રી સાથે, અને ગમે તેના પુરૂષ સાથે સ્વચ્છંદે ફર્યાં; તેને પરિણામે બ્રહ્મચર્ય જેવી વસ્તુ, લોપ થઇ ગઇ; અને વિષયસુખ જેવી વસ્તુ, જીવનનું ધ્યેય બની ગયુ. જે જે સ્ત્રી પુરૂષો યુરોપ અમેરિકા જઇ આવ્યાં; તેઓ પણ ત્યાંથી વિષયસુખની વાતો લાવ્યાં. પરિણામે આ પ્રજાને, વિષયસુખ ભોગવવાં બહુ ગમે છે; અને તેથી બાળગોપાળ વધી પડે; તે ગમતું નથી. જેમ અમેરિકામાં અનેક હુન્નર પ્રગટે; તેમ ત્યાં સંતતિનિયમનનો હુન્નર પ્રગટયો છે. તે હુન્નરમાંથી એમ નીકળ્યું કે–'અમારી દવા લઇને સ્ત્રીનું ગર્ભસ્થાન બગાડી નાંખો; પછી જેમ ખારમાં ગમે એટલો વરસાદ થાય; તોપણ કાંઇ ઉગે નહીં; તેમ બગડેલા ગર્ભસ્થાન વાળી સ્ત્રીના ઉદરમાં, વીર્યનો ગમે એટલો વરસાદ થાય; તોપણ બાળગોપાળ થાય નહીં. એટલે ગમે એટલું વિષયસુખ ભોગવો; તોપણ બાળક થાય નહીં. બસ એટલુંજ જોઇતું હતું. વિષયલોલુપ સ્ત્રી પુરૂષ, આ લાભ સાંભળીને બહુ રાજી થયાં.

બસ! અવળુંજ સમજાણું! જે અલાભ હતો; તે મોટો લાભ થઇ પડયો. પરિણામે ઘણા ભોગી, તે ઘણા રોગી. તેમની પ્રજા પણ, ઢીંગલા ઢીંગલી જેવી થઇ. યુરોપ અમેરિકામાં આમ થાય તે ઠીક; પણ જે દેશમાં મનુયાજ્ઞવલ્કય અને પરાશર જેવા સમર્થ ઋષિઓએ, વિષયસુખની મર્યાદાઓ બાંધી આપી છે; ત્યાં આ કેમ પોસાય! કહેવાનો ભાવ એ છે કે, વિષયભોગનો ભયંકર રોગ ફાટી નીકળ્યો છે. આ અંધાપામાં સ્નેહલગ્ન, આંતરજાતિય લગ્ન, સીવીલ મેરેજ, પુનર્લગ્ન વિગેરે શું છે; અને તેના કેવાં ભયંકર પરિણામ છે; તે વિચારવાનો વખતજ રહ્યો નથી. આપ સૌ સમજુ વર્ગ છો; તેથી આ ભયંકર રોગમાંથી બચો; અને બીજાઓને બચાવો. સમજો અને સમજાવો કે–વિષયસુખ માનવ જીવનનું ધ્યેયજ નથી. જે કાંઇ વિષયસુખ છે; તે સંતતિની પ્રાપ્તિ અર્થે છે. જે છે; તે પણ, ઋતુકાળમાંજ છે. પશુપક્ષી ઋતુકાળે ઘેલાં; અને માનવ સદાય ઘેલાં! પશુપક્ષીથી પણ માનવ નાનાં; કીડીથી પણ નાનાં. દરેક દેશે અને દરેક ધર્મે વિષય સુખના વધારાને નિંદ્યો છે. આ ઉપદેશ આજકાલનો નથી; અનાદિ કાળનો છે. આ બાબતમાં વિશેષ ખેદકરવા જેવી એ વાત છે કે–આવા મોજીલા અને પરિણામે રોગીલા લોકોને ઉત્તેજન આપવા, દરવરસે અનેક હૉસ્પીટલો થયા કરે છે. માનવના મૂળમાંથી ધર્મસરી પડયો છે; માનવનાં મૂળીયાં સડી ગયાં છે; એમ સૌ અત્યારે સમજી તો ગયાં છે; તો પણ રોગ મટાડવા દવાખાના થાય છે; પણ તેમને તેમના પોતાના ધર્મ–યાજ્ઞવલ્કયાદિએ કહેલાં વચનો સંભળાવવાની અને તે પળાવવાની ગોઠવણ થતી નથી. સમાજ બાળક બનતો જાય છે.

માધવબાગમાં લટકાળા લક્ષ્મીનારાયણનાં દર્શને, લગભગ ૫૦–૬૦ હજાર માણસ, હમેશાં આવતાં હશે; તેમાંથી માત્ર બસો ત્રણસો કથામાં. કારણ એ છે કે–કથામાં ભાવ થયો

નથી. માધવબાગમાં કદિ કજીયો થતો હોય; તો તે જોવા, કલાક બે કલાક સોક્રો ખોટી થાય; પણ કથા થતી હોય; તો તે સાંભળવા અવકાશ નથી. કારણ એ છે કે–તેમને કથામાં ભાવ નથી. પુત્રાદિ વ્હાલાં હોય; તેમને માટે લાડુ, બરફી, પેંડા વિગેરે ઘરમાં તૈયાર હોય; પણ જ્યાં સુધી તે પુત્રાદિ માંદા હોય; તેમને અંમુખ હોય; ત્યાં સુધી તેમને, પકવાન આપવામાં આવતા નથી. સમાજ અત્યારે માંદો છે. તેની બરાબર નાડ જોઇને જ્ઞાનની ગોળી આપો. મોટી મોટી વાતો હાલે રહેવા દ્યો. આંક પૂછી જાઓ; પછી નામુંદામું.

આ મુસાફરીમાં એક હિંદુ ભાઈ અમને મળ્યા. તે યુરોપ, અમેરિકા, જાપાન વિગેરે દેશોમાં જઈ આવ્યા હતા. તેમનો મગજ, તે દેશોના હુન્નરઉદ્યોગ, સભ્યતા અને વૈભવ-સુખથી, રંગાઈ ગયો હતો. તેથી તે વાતો તેમણે અમને બહુ કરી. સાથે સાથે તેમણે આ દેશના જ્ઞાતિભેદ, ઉંચનીચ, અને હિંદુધર્મના મતભેદોની નિંદા પણ કરી. અમે શાંતિથી સાંભળતા હતા. કારણ કે એમ પણ હોય ત્યાંથી ઉઠતાં 'શ્રીકૃષ્ણતત્ત્વ' નામનું એક નાનું પુસ્તક તેમને આપ્યું. પુસ્તક લેતાંની સાથે, તે ભાઇ બોલ્યા કે–'હું ઇશ્વરને માનતો નથી. તેથી ઇશ્વર સંબંધી આ પુસ્તક, મારે નકામું છે' પછી તેમને પૂછ્યું કે–' આપ મરણને માનો છો ?' તેના જવાબમાં તે ભાઈ બોલ્યા કે–' હા ! તે તો હું માનું છઉં. દરેકને મરવાનું તો છે જ. ' તે સાંભળી 'મરવું કેવી રીતે ?' તે બેઉ ભાગ સાથે વાળું પુસ્તક તેમને આપ્યું. એક બે પાનાં ફેરવતાં, તે રાજી થયા. બોલ્યા–' હા ! આ તો ઠીક !. મોટા શહેર જોવા જઇએ; ત્યારે જેમ ત્યાંની ગાઈડ મળે છે; તેમ મરણની આ ગાઇડ, મને આપી; તે ઠીક કર્યું. લ્યો ત્યારે હું આપને મારી મુસાફરીનું એક પુસ્તક આપું !' એમ કહીને એક પુસ્તક અમને આપ્યું. ' મરવું કેવી રીતે ?' તેમાં પણ ઇશ્વર સંબંધીજ વાતો છે. એક દવા કામ ન કરે; તો બીજી દવા ! કોઈ રીતે તેમના વાંચનમાં–તેમના હૃદયમાં–ઈશ્વર જેવી વસ્તુને જવાદો; એવો અમારો હેતુ છે.

સારી સારી દવાઓ આપ્યા પછી, જ્યારે માંદાની ભુખ ઉઘડે; ત્યારેજ તેમને પકવાન આપી શકાય. અમારી મોક્ષપત્રિકા સારી સારી દવાઓ જેવી છે. જીવોને ગમ્મત સાથે જ્ઞાન આપી, આગળ વધવાનો પ્રેમ જાગ્રત્ કરે છે. આગળ વધવાનો પ્રેમ, જેમનો જાગ્રત્ થાય. તેઓજ ઉપનિષદાદિની કલાસમાં આવવા લલચાય છે. મોક્ષપત્રિકા મંગાવનારા, અહીં ઘણા છે. તે સૌને સૂચના છે કે–મંગાવો છો; તો પ્રેમથી વાંચો. અને વાંચો છો; તો વિચારો. તમે ઉત્તમ જ્ઞાનના અધિકારી થાઓ; એવો અમારો આશીર્વાદ છે. વળી જેઓ હજી ઉંઘમાં છે; કાંઈ વાંચતાજ નથી; અથવા વાંચે છે તો નર્યા નોવેલ અગર એવો કચરો; તેમને આ મોક્ષપત્રિકા જરૂર આપો. પ્રથમ તો મોક્ષપત્રિકાના દૃષ્ટાંતમાં તેમને રંગી નાંખો. પછી કયા સિદ્ધાંતનું તે દૃષ્ટાંત છે; એમ પૂછીને, ધર્મનાં સિદ્ધાંતો સમજો; અને સમજાવો. ઘણાં માણસો ગીતા પાઠશાળામાં અધિકારી બને; એવું કરો. ખંડેરાવનું બખ્તર, સીયાજીરાવને કામનું નથી. તેમ શાસ્ત્રોની મોટી મોટી વાતો, બીનઅધિકારીને કામની નથી. પટલાણીએ દ્રૌપદીના સ્વયંવરની વાત સાંભળી, સાર લીધો કે–' પાંચ ધણી કરૂં; ત્યાં સુધી સતી કહેવાઉં. ' પટેલ ગભરાણો. સાચા સદ્દગુરૂ મળી આવ્યા. પટલાણીનો કાંટો ખેંચી કાઢયો. એકાદશ સ્કંધના બારમા અધ્યાયે પહેલા શ્લોકમાં શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે–યજ્ઞ, દાન, હોમ, તે તમામથી સત્સંગનો મહિમા મોટો છે. કારણકે સત્સંગ અનેક દોષોનો નાશ કરનાર છે. હવે આપ વિચાર કરો; કે દવાખાનાં માટે દેશમાં જેટલો ખર્ચ થાય છે;

તેટલો સત્સંગ માટે થાય છે? વકીલ ડૉક્ટરોની ફીમાં જેટલો ખર્ચ થાય છે; તેનો પાંચમો દસમો ભાગ પણ, સત્સંગ માટે થાય છે? 'આપણા ગામમાં સંતોને પધરાવો; તે ભગવાનની વાતો કરે; અને આપણે સાંભળીએ. સાંભળીને જરૂર કાંઇ પાળીએ; તો દોષોનો નાશ થાય. આવરણ વિક્ષેપનો અંત આવતાં, પરમાત્માનો લાભ થાય.' આવા વિચાર કદિ થાય છે? અન્નક્ષેત્રોમાં કરોડોનો ખર્ચ; બોર્ડીંગોમાં બાવીસલાખનો ખર્ચ. છતાં હિંદનું વાતાવરણ ભ્રષ્ટ–બેચેન–ખાઉં–ખાઉં. અનેક માંદાં અને અનેક ગુન્હેગારો! કારણ એ છે કે–માનવતાના મૂળીયાં સડી ગયાં છે. ગામે ગામ દેવદર્શનની સગવડ છે; પણ ત્યાં—

**का ते कांतो कस्ते पुत्रः, संसारोऽयमतीव विचित्रः ॥**

આ પ્રશ્નોના ઉકેલ થતા નથી. સંસારમાં રહેવું, અને મોત આવે ત્યારે મરી જવું; એટલું તો સૌ જાણે છે; પણ મોત આવ્યા પહેલાં, આ પ્રશ્નોનો ઉકેલ કરવોજ જોઇએ. આ પ્રશ્નોનો ઉકેલ કર્યા વિના મરવું, તે મરવું નથી; પણ પાછા થવા જેવું છે.

**નિશાળો**—આપણી કેળવણીના પરિણામ અત્યારે સૌ જોઈ રહ્યાં છે. હું તેમાં કયો વધારો કરૂં! હું તો આપને એટલુંજ કહું કે–શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ, સારા નાગરિકો તૈયાર કરવાનો હોય છે. નાગરિક એટલે ચારિત્રશિલ સ્ત્રી અગર પુરૂષ. આ સંસાર ભયંકર વસ્તુ છે. તેમાં પેસવા પહેલાં, શિક્ષણદ્વારા અનેક અનુભવ લઇને, સંસારમાં ચારિત્રશિળ, પ્રમાણિક જીવન ગાળી શકે, એટલોજ શિક્ષણનો હેતુ હોય છે. વ્યવસ્થા, સુઘડતા, નિયમિતતા, સદાચરણ, ખમીખાવું, સેવાભાવ વિગેરે, ડગલે ને પગલે, સંસારમાં સંભાળવાનાં હોય છે. સંસારમાં સુખને માટે, અનેક પ્રયત્નો થાય છે; તોપણ સુખને બદલે દુઃખ, ઘણી વખત દોડયાં આવે છે. તે વખતે પ્રયત્ન કરવાની જરૂર હોય; તોપણ તે પ્રયત્ન, અનાસક્ત કર્મયોગ જેવો, હોવો જોઇએ. આ જ્ઞાન આપણને ગીતા જેવાં શાસ્ત્રો આપે છે. અત્યારની કેળવણીની પદ્ધાતમાં ઉદ્ધતાઈ તરી આવે છે. પ્રેમના બ્હાના નીચે, અને કામવાસનાના આવેશમાં, છોકરા, છોકરી પાછળ દોડે; અને છોકરીઓ, છોકરાઓ પાછળ દોડેછે. કેટલાએક બનાવોમાં તો 'આના ઘરમાં એક સ્ત્રી હૈયાત છે;' એમ પેલી પ્રેમઘેલી દેખે છે; પણ દેખતીજ નથી. તેમ–'મારા ઘરમાં એક દેવી તો છે; અને વળી આ બીજી દેવી કેમ?' તે પેલો ભણેલો ગણેલો પશુ દેખતોજ નથી. થોડા દહાડા પછી તે બેઉ પાછાં કોર્ટે. માટે આ પદ્ધતિ બંધ થાય, તો કાંઈ ખોટું નથી. વળી આજકાલ ભણેલાની કીંમત કેટલી છે; તે સૌ જાણે છે. આવો અનુભવ થયા પછી, પુત્રોને–પુત્રીઓને, આગળ અભ્યાસ કરાવવો; અગર સ્કોલરશીપો આપીને, બીજાઓને અભ્યાસ કરાવવો; તે અયોગ્ય છે. જે બાળકો આસ્તીક હોય; તેમને માટેજ ધન વાપરો. બાકી તો આંધળી દળે અને કુતરું ચાટે; તેના જેવું થાય છે. જે દાનથી અનાચાર વધે; સ્વધર્મનો નાશ થાય; તે દાન નથી; પણ ભયંકર દીપડો છે. આસ્તીક હિંદુઓને મદદ કરવાની જરૂર છે; નાસ્તીકને નહીં. અનેક નિશાળો, અનેક બોર્ડીંગો અને અનેક ભીખની ઝોળીઓ! તેનું પરિણામ આપણી નજર આગળ આવીને ઉભું છે. તે નજરે ન જોઇએ–મનથી ન વિચારીએ–તો આપણા વધારે ભોગ છે. આ વાત એકલી મુંબઇ માટે નથી. આખા હિંદુસમાજ માટે છે.

બસ! હવે બીજીવાત કરૂં–આપણે સંસારમાં રહેવું; અને ભગવાન ભજવા; તે અઘરૂં કામ છે. સંસારમાં રહેનારને, સંસાર છાતીએ બાંધવોજ જોઇએ; અને ભગવાનને ભજ-

નારને, સંસાર છાતીએથી ઉતારવોજ જોઇએ. એઉની દિશા ઉત્તર દક્ષીણ જેવી છે; તો પણ સંસારમાંએ રહેવું પડે છે; અને ભગવાનને પણ ભજવા પડે છે. ત્યારે કરવું શું ? કેવી રીતે આ વિરૂદ્ધભાવવાળા માર્ગોમાંથી, આપણે આપણું શ્રેય કરવું ? આ વાત વેદોમાં છે; ઉપનિષદોમાં છે; પુરાણોમાં પણ છે; તોપણ ગીતાએ તે વાત જે રીતે કરી છે; તે ટુંકીને ટચ, અને વધારે સ્પષ્ટ છે. સાંખ્યયોગનો અધ્યાય બીજો સાંભળીને, અર્જુન ગભરાયો. શું બોલ્યો ? તે એમ બોલ્યો હતો કે—

**ज्यायसी चेत् कर्मणस्ते, मता बुद्धिर्जनार्दन ॥**
**तत् किं कर्मणि घोरे मां, नियोजयसि केशव ॥१॥**
**व्यामिश्रेणेव वाक्येन, बुद्धिं मोहयसीव मे ॥**
**तदेकं वद निश्चित्य, येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥** [ગીતા અ. ૩]

(સદ્ગત શાસ્ત્રીજી નરહરિને પ્રતાપે, આપ સૌ ગીતાના અભ્યાસી છો. માટે અર્થ કરવા નહીં રોકાઉં.) અર્જુનની આ મુંઝવણનો નિકાલ કરવા, શ્રીકૃષ્ણે ૩-૪-૫ અધ્યાયોમાં, અનેક વાત કરી. છઠ્ઠા અધ્યાયના પહેલા શ્લોકમાં, સવ વાતોનો સાર કહ્યો હતો કે—

**अनाश्रित: कर्मफलं, कार्यं कर्म करोति यः ॥**
**स सन्यासी च योगी च, न निरग्निर्न चाक्रियः ॥१॥**

અર્થ—પોતાને કરવાનાં કામો, જે માણસ કર્મફળની ઇચ્છા રાખ્યા વિના, કર્યાં કરે છે; તે માણસજ સન્યાસી અને યોગી છે. અગ્નિનો ત્યાગ કરનાર, અને ક્રિયાનો પણ ત્યાગ કરનાર, સન્યાસી નથી; તેમ યોગી પણ નથી. (૧)

સંસારમાં રહેવાની ના નથી; પણ સંસારમાં **સદાય રહેવાની, કોઇને રજા નથી.** એટલે આજ નહીં; તો કાલે, સૌને સંસાર છોડવાનો છે રાજીખુશીથી સંસાર છોડી ન શકો; તો પરાણે-હાય ! હાય કરીને, સંસાર છોડવો પડશે. ત્યારે કરવું શું ? સાંભળો—જે કાંઇ સંસારમાં આવી મળ્યું; તે માલીકનું સમજીને, તેમાં તેલ પાણીવત્ રહેવું. એટલે તેમાં રાગ કરવો નહીં. રાગ હોય; તો વહેતી નદીનાં નીરથી, જેમ નદીનો કાંઠો ઘસાતો જાય; તેમ વહેતા સત્સંગના બળથી, રાગના કાંઠા ઘેસવી નાંખવા. રાગના કાંઠા કયા ?-સાંભળો. **'મારૂં અને તારૂં';'** અથવા **'હું અને મારૂં'**. સંસારમાં રહેવાની ના નથી. પણ સંસારમાં રહીને, જ્ઞાનદષ્ટિનાં ચશ્મા ચડાવી, સંસારને વારંવાર નિહાળવોજ જોઇએ. શાસ્ત્રો બોલે છે; તે સાચું છે કે નહીં; તેની ખાત્રી, સંસારમાં રહીને, કરવીજ જોઇએ. **યયાતી** રાજા ઘણો કામી હતો. પોતાની વૃદ્ધાવસ્થા પુત્ર (પુરૂ) ને આપીને, તેણે વિષયસુખની લ્હાણ બહુ લીધી. પણ છેવટે ! બકરાબકરીનું દૃષ્ટાંત આપી, તેણે જે વાત, **દેવયાનીને** કરી; તે વાત સમજુ સ્ત્રી પુરૂષના હૈયામાં, સોંસરી-આરપાર-નીકળી જાય એવી છે. ત્રીજા સ્કંધે કર્દમના આશ્રમમાં પધારો ! દેવહુતીની પતિસેવા જુઓ ! પતિસેવાના ફળરૂપે સાક્ષાત્ પ્રભુ કુખે પધાર્યા. સંસારના વૈભવ પણ ભોગવ્યા; અને કલ્યાણ પણ કર્યું.

કહેવાનો ભાવ એ છે કે—દેહમાં રહીને, દેહને ઓળખો; સંસારમાં રહીને, સંસારને ઓળખો. કોઇ પોળમાં રાત્રે અંધારે કોઇ ભાઈ, આમતેમ કુટાતા હોય; તેમને જેમ કોઇ દીવો ધરે; ત્યારે તે જેમ રાજી થાય; તેમ આપણે સંસારની પોળમાં, અજ્ઞાનથી

આમતેમ કુટાઇએ છીએ. આવે વખતે જો કોઇ સંત શાસ્ત્ર દીવો ધરે; તો અકળામણ ઓછી થાય. પાંડવ ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

સંસારસું સરસો રહે, અને મન મારી પાસ;
સંસારમાં લેપે નહીં; તેને જાણુ મારો દાસ.
અર્જુન સુણો ગીતા સાર, પાંડવ માનજો નિર્ધાર.

**सक्ताः कर्मण्यविद्वांसो, यथा कुर्वंति भारत ॥**
**कुर्याद्विद्वांस् तथासक्तश्‌-चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥** અ. ૩ જો.

જ્યાં જોઇએ ત્યાં, આવા મોટા દીવા, લટકાવી દીધા છે; પણ જે આંખે અંધ હોય છે; તેમને આવા સો દીવાઓ પણ નકામા છે. કર્મયોગ અથવા સ્વધર્મના પાલન વિના, આંખ ઉઘડે એમ નથી. સ્વધર્મ શું છે; તે માતાપિતા પ્રથમ સમજાવે; પછી આચાર્ય સમજાવે. જેમને માતાપિતામાં ભાવ ન હોય; આચાર્યની ઓળખાણ પણ ન હોય; તેમને આવી અમોલી વાત કયાં કરીએ! નજ કરાય.

આ ઉપરાંત મુંબઇ યાત્રા પ્રસંગમાંથી, કેવટની, વાળીની અને રામ–વસિષ્ટ મેલાપ સંબંધી ઘણી વાતો કરી હતી. ‘ માને છે મારૂં મારૂં રે—જાગીને જોને ! ’ તથા ‘ અમને અંત સમે અલબેલા લેવા આવજો ’ એવાં પદો પણ ગવરાવ્યાં હતાં. ધૂનો પણ કરાવી હતી; અને તાળીઓ પણ પડાવી હતી. ( આતો અમારો ધંધો ! )

બ્રાહ્મણનું બ્રાહ્મણપણું અને સ્ત્રીનું સ્ત્રીત્વ, નોકરી ખાઇ જાય છે; નોકરી તે એને નિસ્તેજ કરી નાંખે છે. અમને તેનો પાકો અનુભવ છે. અમારે સરકારી નોકરી હતી. ખુશામત તેમાં જેવી તેવી હતી; તોપણ અમારૂં બ્રાહ્મણપણું નોકરીમાં મુંજાતું હતું.

સિદ્ધપુર, નવસારી અને મુંબઇમાં સુંદર સુંદર–પણ ખાલીખમ–દેવસ્થાનો જોઇને, અમને બહુ લાગ્યું હતું. કાઠીને ઘેર ઘોડે ચડનાર પુરૂષવર્ગ મરી ખૂટે; અને ઘોડાસરમાં એ ત્રણ ઘોડીઓ બાંધી બાંધી હણહણે; ત્યારે કાઠીયાણી ઓરડે બેસીને મોં વાળે-કે–‘અરેરે ! આવી ઘોડીઓ હણહણે છે તૈયાર છે પણ તે ઉપર બેસનાર કોઇ નથી.’ અત્યારે સનાતન આફતમાં છે. ડાહ્યાં ડાહ્યાં–ભણેલાં ગણેલાં–અંધારે કૂટાય છે. તેમને પ્રકાશ આપવાની ઘણી જરૂર છે. બ્રાહ્મણો ! સાધુઓ ! અને મુમુક્ષુઓ ! પ્રથમ તમે પોતે ચારિત્રવાન્ બનો. દોષો તજીને ડાહ્યા થાઓ. આંગણે ઉંબરે અનેક દોષ ઉભા છે; તેમને ઓળખતાં શીખો. પછી સમાજને કલ્યાણની વાતો કરતાં શીખો. જેમ કોલેજોમાંથી ઘણા નોકરીની ઇચ્છાવાળા નીકળે છે; તેમ સંસ્કૃતપાઠશાળાઓમાંથી પણ, તેવાજ નીકળે છે. સાચા બ્રાહ્મણને અને સાચી સ્ત્રીને, કોઇ ઠેકાણે, નોકર થઇને રહેવું; પાલવેજ નહીં. બ્રાહ્મણ ભગવાનનો નોકર, અને સ્ત્રી પતિની નોકર ! **બીજું કાંઈ તેમને માથે પોસાયજ નહીં.** બ્રાહ્મણ ચોવીસે કલાક, પોતાના અને સમાજના હિતમાં ખડે પગે; સ્ત્રી પતિના અને બાળકોના હિતમાં, ચોવીસે કલાક ખડે પગે.

અમારે ખોળે નાનેરૂં બાળ (પત્રિકા), અને અમારૂં શરીર વૃદ્ધ થતું જાય છે; તોપણ આવું કામ કરવાનો જુસ્સો, અમારે ઘણો છે. ચોવીસે કલાક અમે આમાંજ બેઠાં છઇએ. અમને એમ થાય છે કે–**આ દેહ પડયો પડયો કટાઈ જાય; તેના કરતાં વપરાઇ જાય તો ઠીક.** વળી આ અમારો દેહ, સત્સંગની વૃદ્ધિ કરવામાં વપરાય છે; તે પ્રભુકૃપા છે.

આ માસીક કોઇ પેપર નથી. સત્સંગ ગંગાની સેર છે. અહીં થતી કથા, જ્યાં ત્યાં સંભળાય; એવી આ ગોઠવણ છે. આ સેર તમારે ત્યાં ચાલી આવે છે. એવા ખાલીખમ દેવસ્થાનોમાં, પાંચ પચીસ ભેળા બેસીને, આ માસીક વાંચતા હો; તો ઘણાને લાભ થાય. આખો દિવસે ધંધો કરશો; પણ રાત્રે જરૂર–ઘણા નહીં તો, એક બેને પાસે બેસાડીને, આ માસીક અવશ્ય વાંચવું. ચાતુર્માસમાં એક વખત જમવું; અને રાત્રીના બે કલાક આ કામ કરવું. મુડી જમા હશે; તો આફતમાં કામ આવશે. એકાદશીની ઉપવાસી ડોસીનો લોટ, પગ લપસતાં, પાણીમાં પડી ગયો. લોક અફસોસ કરવા લાગ્યાં. ત્યારે ડોસી બોલ્યાં હતાં કે–" દળતી ગઈ, અને ચપટી ચપટી બાજરી ખાતી ગઈ છઉં. તેથી બધો લોટ માર્યો ગયો નથી. થોડો પેટમાં પણ ગયો છે." તેમ સંસારમાં ઘસારા ખાતું ઘણું છે. તોપણ તેમાંથી થોડો થોડો સમય, બુકી જશો–ખાઈ જશો–વાપરી લેશો; તો પ્રભુના દરબારમાં વાપરેલો સમય, પ્રભુને ઘેર જમા થશે. બસ ! હવે ઘણી વાત કરી.

મુંબઇમાં શેઠ હીરાલાલ રણછોડદાસને ત્યાં મુકામ રાખ્યો હતો. શેઠ હીરાલાલ જનકવિદેહી જેવા છે. તેમના સમાગમમાં અમને મજા પડી. જેઠ વદ ૧૨ સોમવાર તા. ૧૬–૬–૩૬ ના રોજ રાત્રે, મુંબઈથી નીકળી, બુધવારે અમદાવાદ આવ્યા છીએ.

---

# એકાદશ સ્કંધ

## અધ્યાય ૪ થો ચાલુ.

[ ગયા અંકના ૨૪૮ મા પાનાથી આગળ ]

રેણુકા—કર્યો ઉપકાર કાંઈ ધોવાઈ જતો હશે ! આપણે સારી રીતે જમાડશું–રમાડશું તોપણ અવળું બોલશે ! (પાછલો અંક વાંચી લેજોજી.)

જમદગ્નિ—હા ! અવળુંજ બોલશે. કુતરાને કકડો રોટલો નાંખીને ખવડાવશો; તો તે કદિ કોઇને ભસતો હશે; તોપણ તમને દેખીને લાજશે–શરમાશે. એટલે તમને તો કદિ ભસસેજ નહીં. તમે કદિ તેને મારશો; તો પણ તમારી પાસે લાચારી બતાવીને, ખાનદાનીનું પ્રદર્શન કરશે. દુર્જનને ભાવતાં ભોજન આપીએ–લાડુ જમાડીએ; પણ કાંઈ જરા જેટલો વાંધો પડે; તો વઢીજ પડે. આ તમારો સગો, કાંઈ વાંધો પાડીને, આપણને લડશે.

રેણુકા—એમ તે હોય ! બસ ! કોઈ વાતમાં અમારો તો મતજ નહીં ! જ્યાં હોય ત્યાં, પુરૂષનુંજ ડહાપણ ! સ્ત્રી તો જાણે—એક કામ કરનારી–દાસી ! '

ઉપર પ્રમાણે સ્ત્રીને ખોટું લાગ્યું જાણીને, દયાળુ જમદગ્નિ બોલ્યા–' જાઓ ત્યારે તેડી લાવો ! આપણી ઝુંપડીમાં જે જોઇએ તે છે. પ્રિયા ! તમે જરાએ ઓછું લગાડશો નહીં. આ બધો વૈભવ તમારા માટેજ છે. મેં તો મારો મત આપ્યો; પછી જેમ તમે કહો; તેમ કરવા હું રાજી છઉં. (ઋષિ મનમાં સમજ્યા કે–' પ્રભુની મરજી કાંઇ એમજ જણાય છે.) ।વગેરે–વિગેરે.'

એમ કહેતાં, રેણુકા દોડયાં. હેત કરીને સહસ્રાર્જુનને તેડી લાવ્યા. જમદગ્નિએ સૂર્યની આરાધના કરતાં, કામધેનુ આવીને પર્ણકુટીમાં ઉભી રહી. પર્ણકુટીની સામે મેદાનમાં, મોટા તંબુઓની ભાવના કરતાં, તંબુઓ ખડા થઈ ગયા. તેમાં રાજાને શોભે એવાં પાથરવાનાં પથ-

રણાં, બેસવાનાં સોનાના મંચ વિગેરે, આવીને ગોઠવાઈ ગયું. હાથી ઘોડા માટે ઘાસ, ચંદી, નોકર ચાકર-જે જોઈએ તે, તૈયાર થઈ ગયું. સ્નાન માટે ઉનાં પાણી, પીવા માટે ઠંડાં પાણી, જમવા બેસવા માટે પાટલાની હાર. સોનાના થાળ અને રૂપાના વાટકા ! પાસે જગમગતા જળે ભરેલા રૂપાના લોટા અને પ્યાલા. સૌ ભાણે બેસતાં, દેવાંગનાઓ, નાના પ્રકારનાં પકવાન પીરસવા લાગી. જમી ઉઠતાં પાનનાં બીડાં આપવામાં આવ્યાં. દૈવી અન્ન ! અને દૈવી પાન ! આ બધું દેખી, સહસ્રાર્જુન ભૂલો પડયો. ' અહો ! જમદગ્નિ દેખાય છે ભીખારી જેવો, પણ કેટલી બધી સ્વાસત ભેળી કરીને બેઠો છે ! ' એવો વિચાર આવતાં, સહસ્રાર્જુને નોકરોને આજ્ઞા કરી કે–' ઋષિની પર્ણશાળા તપાસો. આવું બધું કેટલુંક, ત્યાં ભરી રાખ્યું છે ? ' નોકરો ખબર લાવ્યા કે–' પર્ણકૂટીમાં એક ગાય છે; તે ચિંતવ્યા પદાર્થો આપે છે. '

**સહસ્રાર્જુન**—જાઓ ! તે ગાયને લઇ લ્યો ! સાધુ જેવા ઋષિને તેની શી જરુર છે ?

આ હુકમ થતાં, નોકરોએ ચીસો પાડતી ગાયને, વાછડા સહિત હાજર કરી. સહસ્રાર્જુન તે ગાયને, પોતાની નગરી (માહિષ્મતી) માં લઇ ગયો. પરશુરામ ઘેર આવતાં, આ સમાચાર મળ્યા. તે માહિષ્મતી પહોંચ્યા. સહસ્રાર્જુનને મારી નાંખ્યો, અને ગાય આશ્રમમાં પાછી લાવ્યા. ગાયને પાછી લાવ્યા; તે જાણી જમદગ્નિ રાજી થયા; પણ પરશુરામે સહસ્રાર્જુનને મારી નાંખ્યો; તે સાંભળી, જમદગ્નિએ ખિન્ન સ્વરે કહ્યું કે–'હે પુત્ર ! રાજાને મારીને તેં પાપ કર્યું. વળી હે પુત્ર ! આપણે કોણ ? '**वयं हि ब्राह्मणास्तात !**'–જેમણે પોતાને પૂછયું નહીં કે–'અમે કોણ ? ' જેમણે પોતા પાસેથી, પોતાનો ખુલાસો માગી ન લીધો; તેમને જ્ઞાની–શાણા–સમજુ કેમ કહેવાય ! ભારત ડગલે અને પગલે પોતાના દોષમાંથી બચતું હતું; તેનું કારણ આ પ્રશ્ન, અને તેનો જવાબ હતું. '**અમે કોણ ?**' તે અભિમાન દષ્ટિથી જેટલું નીચું છે; તેટલું ખાનદાન દષ્ટિથી, ઉચું છે. જમદગ્નિ શું બોલ્યા તે સાંભળોઃ—

**वयं हि ब्राह्मणास्तात, क्षमयाऽर्हणतां गताः ॥**
**यया लोकगुरुर्देवः, पारमेष्ठ्यमगात् पदम् ॥ ३९ ॥**
**क्षमया रोचते लक्ष्मीर्, ब्राह्मी सौरी यथा प्रभा ॥**
**क्षमिणामाशु भगवान्, तुष्यते हरिरीश्वरः ॥ ४० ॥** ભાગ.

અર્થ—આપણે બ્રાહ્મણ લોકો, ક્ષમાથીજ પૂજ્યપણું પામ્યા છઇએ. કે જે ક્ષમાથી લોકોના ગુરૂ બ્રહ્માને, સર્વોત્તમ પદ મળ્યું છે. [૩૯] આપણું બ્રહ્મતેજ ક્ષમાથીજ, સૂર્યની કાંતિની પેઠે શોભે છે. અને ક્ષમા રાખનારના ઉપરજ, પરમેશ્વર સદા પ્રસન્ન થાય છે. [૪૦]

બ્રાહ્મણોને પૂછો કે–ક્ષમાનો દીવો, તમારા હાથમાં છે ?

સ્વસ્વરૂપને ભૂલ્યા; તે ભાન ભૂલ્યા. ભાન ભૂલ્યા; તે ભીંત ભૂલ્યા. જમદગ્નિ પુત્રને સમજાવે છે કે—'ક્ષમા એજ આપણી મીલ્કત.' આ ધોરી રસ્તે ગૌતમબુદ્ધ, મહાવીર, ક્રાઇસ્ટ, મહમદ અને મુસા, તથા એવા બીજા મહાન પુરૂષો ચાલ્યા આવ્યા છે. માતાને જગતમાં બહુ મોટું પદ મળ્યું છે; તે ક્ષમાથીજ. પુત્ર પ્યારો, પણ અધર્મ કર્યો; માટે જમદગ્નિએ તેનો દંડ કર્યો કે—' તમે યાત્રા કરીને પવિત્ર થાઓ ! પછી અહીં આવજો. '

પરશુરામની ગેરહાજરી જોઇને, સહસ્રાર્જુનના પુત્રો, આશ્રમમાં પેઠા. તેઓ જમદગ્નિને મારી નાંખી, તેમનું માથું ઉપાડી ગયા. પરશુરામ આશ્રમમાં પાછા આવ્યા; ત્યારે



त्रिभुवनमोहन राम



No. 2

સૌ શોકમાં છવાઈ ગયાં હતાં. આ વખતે રેણુકાએ (૨૧) વખત છાતી કુટી. પરશુરામે ૨૧ વખત ક્ષત્રિયોનો નાશ કર્યો. પિતાનું માથું પાછું લાવી, ધડ સાથે સાંધી, પિતાને સજીવન કર્યા. પરશુરામ જેવા ક્રોધી, ઘણા હોય; પણ મુવેલાને સજીવન કરનાર તેના જેવા કોઇ ન હોય. એકવીશ વાર છાતી કુટવાનો હેતુ, એમ પણ હોઇ શકે કે—અભિમાની સહસ્રાર્જુનને મેમાની આપવાની, પતિએ ના પાડી હતી; છતાં પોતે હઠ કરીને, સહસ્રાર્જુનને આશ્રમમાં પધરાવ્યો હતો. તેનાં કડવાં પરિણામોમાં પોતે કારણ હતી. તેથી પોતાને ભારે ખેદ થતાં, એકવાર નહીં; તેમ સાતવાર પણ નહીં; પણ સાત તેરી એકવીશવાર, પોતે પોતાની ભૂલ કબુલ કરી હોય; એમ જણાય છે. પોતાને પોતાની ભૂલ સમજાય; તેના જેવું ડહાપણ, તેના જેવું જ્ઞાન; અને તેના જેવો આનંદ, એકે નથી.

આ વાત શા માટે કરી; તે સાંભળો—જેમને પરમાત્માની પરવા હોય; એવા બ્રાહ્મણોએ, સંતોએ, અને મુમુક્ષુઓએ, અભિમાની ધનવાનોથી દૂર રહેવું. પરશુરામની કથા પૂરી કરી.

**રામાવતાર**—રામચંદ્રજીની વાત કરું ! વાલ્મિકીએ રામની વાતોના ઢગલા, કરી આપ્યા છે; કાલીદાસે રઘુવંશમાં રામના ગુણ ગાયા છે. ભવભૂતિએ ઉત્તર-રામચરિત્રમાં રામના ગુણ ગાયા છે. વિગેરે. જે જળ, કુવામાં (સંસ્કૃતમાં) હતું—લેવાય એવું નહોતું; તે જળ, તુલસીદાસજીએ કુવામાંથી ખેંચી, અવેડામાં (ભાષામાં) રેડયું છે. ભારે ઉપકાર કર્યો છે. તુલસીકૃતમાંથી વીણી વીણીને, સુંદર-સુંદર માલ આપણે મોક્ષવાણીમાં ભરી દીધો છે. આપણે એટલું થાય; તોપણ ઠીક છે. [તમારા ઘરમાં મોક્ષવાણી છે કે નહીં ?] જેમ કોઇ હોશીયાર વકીલ, થોકડાબંધ કાગળોમાંથી, કેસના મુદ્દા તારવી આપે; તેમ તુલસીદાસે વાલ્મિકીરામાયણના અનેક શ્લોકોમાંથી, માલ માલ તારવી આપ્યો છે. તુલસીદાસના સમકાલીન—અદ્વૈતસિદ્ધિના લેખક-સ્વામીશ્રી મધુસૂદન સરસ્વતીએ જગતને વિદીત કર્યું હતું કે—

**आनंदकानने काश्यां, तुलसीजंगमस्तरुः ॥**
**कविता मंजरी तस्य, भक्तभ्रमरचुंबिता ॥**

ભાવાર્થ—કાશીરુપ આનંદદાયક વનમાં, તુલસીદાસ રુપી જંગમ વૃક્ષ છે; તે વૃક્ષને કવિતા રુપી માંજર આવ્યા છે. આ માંજરનું ભક્તો રુપી ભ્રમરો પાન કરે છે.

શ્રીરામનો અને પરશુરામનો મેળાપ, જનકને ઘેર થયો હતો. તે પ્રસંગ મોક્ષ વાણીમાં ૧૭ થી ૨૦ પાને છે. લ્યો થોડી વસ્તુ આપું ! શિવનું ધનુષ્ય તોડવા, રાજાઓને વારંવાર કહેવામાં આવ્યું. ઘણા રાજાઓ ઉઠયા, પ્રયત્નો કર્યા; પણ ફાવ્યા નહીં. તે જોઇ 'બસ ! પૃથ્વી ક્ષત્રિઓથી રહિત છે ?' વિગેરે વચનો જનકે કહેતાં, વિશ્વામિત્રની આજ્ઞાથી, કૃપાળુ રામચંદ્ર ઉઠયા. જોતજોતામાં ધનુષ્ય ભાંગી નાંખ્યું. રામે ધનુષ્ય ભાંગ્યા પછી, 'એમાં રામે શું કર્યું ?—કાંઇ કર્યું નથી; માટે અમે રામને પરણવા નહીં દઇએ;' વિગેરે વિગેરે કજીયાનાં વચનો કહીને, અદેખા રાજાઓ, કોલાહલ કરવા લાગ્યા. જેની પ્રેરણાથી સૂર્ય-ચંદ્ર ચમકે; તેની પ્રેરણાથી પરશુરામ, તે વખતે ત્યાં આવી પહોંચ્યા. પરશુરામ સદાશિવના શિષ્ય છે. નારદજીએ પરશુરામને ખબર આપ્યા હતા કે—'તમારા ગુરુનું ધનુષ્ય, સીતાના સ્વયંવરમાં, કોઇએ ભાંગ્યું.' આ સમાચાર સાંભળી, ક્રોધભર્યા પરશુરામ, સીતાના સ્વયંવરમાં પધાર્યા.

ચોપાઈ—ખરભર દેખી વિકલ નરનારી, સબ મીલી દેહી મહિપન ગારી.

[ રાજાઓનો ખળભળાટ–કોલાહલ–દેખીને, અયોધ્યાવાસીઓ ગભરાઇ ગયાં; કે રખે ! આ રાજાઓ સુકુમાર રામચંદ્રજીને વિઘ્ન કરશે આવા ભયમાં તે લોકો અદેખા રાજાઓને ગાળો દેતાં હતાં; તે વખતે. ]

ચોપાઇ—તેહિ અવસર સુની શિવ ધનુ ભંગા, આયે ભૃગુકુલ કમલપલંગા.
દેખી મહીપ સકલ સકુચાને, બાજ ઝપટ જનુ લવા લુકાને.

[ બાજની ઝપટથી ચકલાં ફફડી ઉઠે; તેમ પરશુરામને દેખીને, અદેખા રાજાઓ ગભરાઇ ગયા. ઘરમાં ઉંદર ભારે તોફાન કરે; પણ બીલાડી બાઇ પધાર્યાં; એટલે ચૂપા ચૂપ. તેમ પરશુરામના પધારતાં, કોઇ બોલે કે ચાલે. પરશુરામનો દેખાવ, તે વખતે કેવો હતો ? ]

ચોપાઇ—ગૌર શરીર ભૂતિ ભલિ ભ્રાજા, ભાલ વિશાલ ત્રિપુંડબિરાજા.
શિશ જટા શશિવદન સુહાવા, રીસવશ કછુક અરૂણ યે આવા;
ભ્રકુટિ કુટિલ નયન રીસ રાતે, સહજહિ ચિત્તવત મનહુ રિસાતે.
વૃશભ સ્કંધ ઉર બાહુ વિશાલા, ચારૂજનેઉ માલ મૃગશાલા.
કટિ મુનિવસન તૂણ દુઇ બાંધે, ધનુશર કર કુઠાર કલકાંધે.

દોહરો—સંતવેશ કરણી કઠીન, વરૂણી ન જાય સ્વરૂપ;
ધરી મુનિ તનુ જનુ વીરરસ, આયે જહાં સબ ભૂપ. સીયાવર૦

[ ચમત્કાર દેખીને કજીયા કરનારા રાજાઓ, પરશુરામને નમસ્કાર કરવા લાગ્યા. ]

ચોપાઈ—જેહિ સ્વભાવ ચીતવહી હિત જાની, સો જાને જનુ આયુ ખૂટાની.

[પ્રણામ કરવા રાજાઓ આવવા લાગ્યા; પણ જેના સામે પરશુરામ તાકીને જુએ; તે તો એમજ જાણે કે–'નક્કી મારૂં આવી બન્યું.' જનક પણ ગભરાઇ ગયો–કે–' થાશે શું ? ' સીતાજીને બોલાવીને પરશુરામને પગે લગાડયાં. તેમને આશીર્વાદ દીધા પછી, જનકને કાંઈક શાંતિ થઇ કે–'હવે જખ મારે છે ! વરકન્યા સહિસલામત છે.' વિશ્વામિત્ર જાણ્યું કે–'મારી પાસે પણ, એ જોખમી દાગીના છે. લાવ તેમને પગે લગાડું;' એમ વિચાર કરી, રામ લક્ષ્મણને પરશુરામના ચરણમાં પગે લગાડયા. તેમને પણ આશીશ દીધી. આશીશ દેતાં દેતાં—]

ચોપાઈ—રામહિ ચિતે રહે થકી લોચન, રૂપ અપાર મારમદ મોચન.

કામદેવને પણ લજાવે; એવું શ્રીરામનું રૂપ જોઇને, પરશુરામનાં લોચન થાકી ગયાં. આ બધું થઇ રહ્યા પછી, જનકને હાક મારીને, પરશુરામે પૂછ્યું–'મારા ગુરૂનું ધનુષ્ય ભાંગનાર કોણ છે. તેને જલદીથી હાજર કર. નહીં તો જ્યાં સુધી તારૂં રાજ છે; ત્યાં સુધીની પૃથ્વીને ઉંધી પાડી દઉં ! ' આ સાંભળી સભા શાંત થઇ ગઇ. કોઇ બોલે કે ચાલે. કુટીલ રાજાઓ, છાનાછાના કાખલી કુટવા લાગ્યા કે–'હવે–ઠીક લાગ આવ્યો ! હમણાં **રામ** મરાઇ જશે.' કોઇએ જવાબ આપ્યો નહીં; તેથી પરશુરામનો ક્રોધ વધતો ગયો. તે વખતે વિશ્વામિત્રની આજ્ઞાથી, કૃપાળુ રામ પરશુરામ સામે આવીને ઉભા. જાણે મોટા મદોન્મત્ત હાથી પાસે, સિંહનું ચકાર બચ્ચું આવીને ઉભું. ! દેખાય છે ? શ્રી રામ શું કહે છે. સાંભળો– (જુઓ મોક્ષવાણી પાનું ૧૮)

ચોપાઈ—નાથ શંભુ ધનુ ભજંનહારા, હોઇહૈ કોઈ એક દાસ તુમ્હારા;
આયસુ કહા કહિય કિન મોહી, સુની રીસાય બોલે મુનિ કોહિ.

શ્રીરામ કહે છે-[સાંભળો-સાંભળો] હે નાથ! (ત્રણે વર્ગના શિરતાજ એવા હે નાથ! એવા હે બ્રાહ્મણ!) આપના ઘરનો કોઈ નાનામાં નાનો દાસ હશે! એટલે તમારા ચરણની લાત જેણે છાતી ઉપર ઝીલી હશે એવો જે કોઇ હશે; તેણે તે ભાંગ્યું હશે. તે સંબંધમાં આપની જે કાંઈ આજ્ઞા હોય; તે કહો.' આ સાંભળી પરશુરામ કોપ્યા. ગમે તેમ બોલવા લાગ્યા. દયાળુ રામે તો છાનામાના સાંભળ્યાજ કર્યું; પણ શેષના અવતાર, એવા લક્ષ્મણ રહી શકયા નહીં. તે બોલ્યા કે—

ચોપાઈ—કા ક્ષતિ લાભ જીર્ણધનુ તોરે, દેખા રામ નયે કે ભોરે;

છુવત ટૂટ રઘુપતિહિ ન દોષુ, મુનિ બીનુ કાજ કરીએ કત રોષુ?

'આવા જુના સડેલા ધનુષ્યને તોડવામાં, અમને કાંઈ લાભ નથી. રઘુપતિ રામચંદ્ર જરા અડકયા; ત્યાં તો તે તૂટી ગયું. એમાં આવો નકામો ક્રોધ કાં કરો?' આવાં આડાં છતાં સિદ્ધાં, વચનો સાંભળી, પરશુરામ સળગી ઉઠયા. ખભે કુહાડો હતો તે બતાવીને, બોલ્યા કે—

ચોપાઈ—બાલક જાની બધૌં નહિં તોહિ, કેવલ મુનિજડ જાનેસિ મોહિ;

બાલ બ્રહ્મચારી અતી કોહી, વિશ્વવિદિત ક્ષત્રિય કુલ દ્રોહી.

ભુજબળ ભૂમિ ભૂપબીનુ કીન્હી: વિપુલવાર મહી દેવન દીન્હી;

સહસ્ત્રબાહુ ભુજ છેદનહારા, પરશુ વિલોક! મહીપ કુમારા!

કેમ સાવધાન છોને? સાંભળો ત્યારે-પરશુરામ કહે છે કે—'શું તુ મને એક સાધારણ મુનિ જેવો જાણે છે? તને બાળક જાણીને, છોડી દઉં છઉં. હું કોણ? તે તું જાણે છે?—હું તો બાળ બ્રહ્મચારી છઉં; અતી ક્રોધી છઉં; અને જગતમાં સૌ જાણે છે કે-ક્ષત્રિયોનો નાશ કરનારો હું છઉં. મારા ભુજ બળથી, આ પૃથ્વી રાજાઓ વિનાની કરી નાંખી; (એટલે અત્યારે જે રાજા છે; તે મારા કૃપાપાત્ર છે.) અને આ પૃથ્વીનાં અનેક દાન બ્રાહ્મણોને કર્યાં. સહસ્રાર્જુનના હજાર હાથ કાપનારો હું છઉં. હે રાજકુમાર! મારી આ પરશુ તો તું જો!' તે સાંભળી (તેને ખીજવવા માટે) લક્ષ્મણ હસતાં હસતાં બોલ્યા કે—

ચોપાઈ—પુનિ પુનિ મોહિ દીખાવ કુઠારા, ચહત ઉડાવન ફુંકી પહારા?

ઇહાં કુમ્હડ બતિયા કોઉ નાહિ, જો તર્જનિ દેખત મરી જાહિ.

હે મહારાજ! મને વારંવાર આપનો કુહાડો બતાવો છો; તેથી હું ડરી જાઉં એમ નથી. શું પહાડને ફુંકથી ઉડાડી મુકવો છે? આંગળી ચીંધવાથી કરમાઇ જાય; એવો વેલો અહીં નથી. ત્યારે હું આ કેમ સાંભળી રહ્યો છઉં; તેની વાત કહું—

ચોપાઈ—ભૃગુકુળ સમજ જનેઉ વીલોકી, જો કછુ કહો, સહોં રીસ રોકી.

આપને ડાબે ખભે જનોઇ છે; તેથી જાણું છઉં કે આપ ભૃગુકુળના છો. એટલે-આપ કોઈ બ્રાહ્મણ છો. તેથી આપ જે કડવાં વેણ કહો છો; તે મારી રીસ રોકીને સાંભળ્યાં કરૂં છઉં. અમે કોણ? તે આપ નહીં જાણતા હો—

ચોપાઈ—સુર મહિસુર હરિજન અરૂ ગાઇ, હમરે કુલ ઇનપર ન શુરાઈ;

વધે પાપ અપકીર્તિ હારે, મારતહુ પાંઉ પરીએ તુમ્હારે.

લક્ષ્મણજી આગળ બોલ્યા કે—'પૃથ્વીને ઉલટાવી નાંખીએ; એટલું અમારામાં બળ છે; પણ દેવલોકો, પૃથ્વીના દેવ (બ્રાહ્મણો), ભગવાનના ભક્ત અને ગાય આ ચાર ઉપર, અમારા કુળમાં ઉત્પન્ન થએલો કોઇ, આક્રમણ કરી શકે નહીં. તેઓ અમને મારે;

તોપણ અમે તેમના પગમાંજ પડીએ. કારણકે તેમને મારવાથી અમારી ભારે અપકીર્તિ થાય; અને અમને મોટું પાપ લાગે.' એમ કહીને, પરશુરામ ખીજાય એવાં, બે પાંચ વચન ફેંકયાં. પરશુરામે જનકને આજ્ઞા કરી કે–'આ છોકરો બોલવે બહુ તીખો છે; માટે તેને મંડપની બહાર લઇ જાઓ.' લક્ષ્મણે પરશુરામને કહ્યું કે–'બસ ! મને જોવા તમે ખુશી નથી ને ? તમો જનકને મારૂં કાંડુ પકડી, મને બહાર કાઢવાની તસ્દી કાં આપો ! તમે **પોતેજ, તમારી આંખ વીંચી જાઓ**; તો પછી તમારે મને જોવાનું નહીં રહે. જાણે અગ્નિમાં ઘી પડયું. ભડકા ઉપર ભડકા થવા લાગ્યા. પરશુરામને બહુ અકળાએલા જોઇ, લક્ષ્મણને અટકાવીને, કૃપાળુ રામચંદ્ર બોલ્યા કે—

ચોપાઈ—વિપ્ર વંશકી અસ પ્રભુતાઈ, અભય હોય જો તુમહી ડરાઈ—

શ્રીરામ કહે છે કે- હે મહારાજ ! આપને–આપના કુળને–જેમણે બહુ બહુ ભાવથી સેવ્યું હોય; તેજ આપને આવાં વચન નિર્ભયપણે કહી શકે; તે અમારી બડાઈ નથી; પણ વિપ્ર વંશની બડાઈ છે. યાજ્ઞવલ્કય ભરદ્વાજને કહે છે કે—

ચોપાઈ—સુની મૃદુ ગૂઢ બચન રઘુપતિ કે, ઉધરે પટલ પરશુધરમતિકે.

શ્રીરામનાં આવાં ગૂઢ અને કોમળ વચનો સાંભળીને, પરશુરામને ભાન થયું કે–'પ્રભુનો અવતાર થઈ ચૂકયો છે. જે મારી સામે ઉભા છે; તેજ મારો ચાર્જ લેવા સામા ઉભા છે.' એમ મનમાં વિચાર કરીને, રામચંદ્રને પ્રણામ કરતા કરતા, પરશુરામ તપ કરવા ચાલ્યા ગયા.

આતો હીરાની ખાણો ! સેફના દાગીના ! પોતાનાં હોય; તેમને બતાવાય. તમે સૌ અમારાં છોને ? અમારાં થઈને તમારે પૈસા ટકા આપવાના નથી. એક જરાએ ગભરાશો નહીં. અમારાં થઇને તમારૂં મન, કયારેક-કયારેક–અમને આપવું–એટલે આ રંગમાં બોળવું.

[આપને સૌને લડાય નહીં; તો પણ જરા લડી લઉં-કે માત્ર બે ચારને બાદ કરતાં, તમે સૌ ઘણાજ ભોટ છો–પામર છો–બેદરકાર છો; કારણકે આવ્યા અવસરને ઓળખતા નથી. ખંત રાખીને આ કામ કરતા નથી. અમે તમને રૂબરૂ મળીએ; તોપણ તમારે કામ કામ–ને કામ હોય. આપને તો આજેજ આવો ઠપકો દઉં છઉં; બાકી મારી **ભાગુને**, આવું ઘણીવાર, હું કહેતો હતો–કે–'**ભાગુ** ! તારાં કામ કરનારા, અહીં ઘણાં છે; અને કામ બાકી રહી જશે; તો તારૂં કામ કરવા, શ્રીહરિ દોડયા આવશે. પ્રાણ ! ઘડી તો આવો ! આપણે શ્રીહરિની વાતો કરીએ.' જવાબમાં ઘડી બેઘડી માંડ માંડ બેસે; બાકી–'કામ–કામ–ને કામ.' તોપણ ભાગુનું સુખકર મરણ જોઇને, અમારે એમ કહેવુંજ પડે; કે **ભાગુને** સુતાં, બેસતાં, ખાતાં–પીતાં, હસતાં રમતાં, જમતાં–જમાડતાં, કાંઇક સમાગમ હતો. પાડોશમાં ધનવાનને ઘેર શીરો થાય; તો ભલેને તે ખાવા ન મળે; પણ સારી સુગંધ તો મળેજ. પાડોશમાં ડુંગળી વઘારતા હોય; તો ભલે તે ખાવા ન મળે; પણ તેની દુર્ગંધ આપણને મુંજવી મારે. સાકરના ગાંગડાને, મીઠું સમજીને મોંમાં મુકીએ; તોપણ તેનું ગળપણ માર્યું જાય નહીં. જીવનો વાંક નથી. કારણકે જીવની આશા ડુંગર જેવડી છે. જીવનાર જાણે છે કે–'મોત ઘણે દૂર છે;' અને મોત જાણે છે કે–'હમણાં પકડું છઉંને !' મોત જોતજોતામાં જીવને પકડી લેછે. તે વખતે તેનાં કામ માત્ર સંકેલાઇ જાય છે. આ અમારા ઓરડાની વાતો છે. આપ સો અધિકારી છોને ? સાંભળવા લાયક છોને ? આ વાતોમાંથી તમને પણ કાંઇક મળશે. 'કાંઇક' એટલે–સાવધાનતા, તત્પરતા, કાંઇક કરી લેવાની ચીવટ.]



मन-मोहनकी तिरछी चितवन

GITA PRESS GORAKHPUR

No. 325.

શ્રીરામચંદ્રજીની અવતારકથા ચાલે છે. તે સંબંધી કાંઇક કહ્યું. બાકી તો 'રામ' એટલે રામજ; દશરથ એટલે દશરથજ; સીતા એટલે સીતાજ; ભરત એટલે ભરતજ; લક્ષ્મણ એટલે લક્ષ્મણજ; આ બધી અજોડ વસ્તુઓ.

રામચંદ્રને માણસ કહીએ; તોપણ આ માણસ જુદાં. 'કાલે તમને રાજ આપીશ' એમ કહીને, કાલે વનમાં જવાની આજ્ઞા કરી; તોપણ રામ એના એ—નિર્વિકારી. રામને શ્રૃંગવેર ઉપર મુકીને, સુમંત દશરથ પાસે આવ્યો—ત્યારે શ્રીરામનાં શીલગુણ યાદ કરતાં કરતાં, દશરથ બોલ્યા હતા કે—

ચોપાઈ—રાજ સુનાઇ દીન્હ વન વાસુ, સુનિ મન ભએઉ ન હર્ષ હરાસુ.

**सुखदुःखे समे कृत्वा, लाभालाभौ जयाजयौ ॥** અ. ૨.
**यो न हृष्यति न द्वेष्टि, न शोचति न कांक्षति ॥**
**शुभाशुभपरित्यागी, भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥** (અ. ૧૨)

ગીતા વાંચીએ—સાંભળીએ—અગર તેનો હમેશાં પાઠ કરી જઇએ; પણ પરીક્ષાના સંજોગોમાં પાસ થઇએ; ત્યારે તે ખરૂં ગણાય. રામની જયંતિ ઉજવનારા એક લાખ; રામનું ચરિત્ર જાણનારા એક હજાર; રામનું ચરિત્ર વિચારનાર પચાસ પચીસ; અને તે પ્રમાણે પાળનાર એક બે પણ નહીં.

અવતાર સંબંધી હજી આગળ સાંભળો—

**भूमेर्भरावतरणाय यदुष्वजन्मा, जातः करिष्यति सुरैरपि दुष्कराणि ॥**
**वादैर्विमोहयति यज्ञकृतोऽतदर्हान्, शूद्रान् कलौ क्षितिभुजो न्यहनिष्यदन्ते ॥२२॥**

અર્થ—પૃથ્વીનો ભાર ઉતારવા માટે, યદુકુળમાં જન્મ્યા હોય, એમ શ્રીકૃષ્ણનો અવતાર લઇને, દેવોથી પણ કરી ન શકાય એવાં કામો પ્રભુ કરશે. પછી એના એ ભગવાન્, બુદ્ધનો અવતાર લઇને, યજ્ઞ કરવાને નાલાયક એવા યજ્ઞ કરનારા શૂદ્રોને, વેદવિરૂદ્ધ વાદોથી, મોહ પમાડશે. પછી કલિયુગના અંતમાં **કલ્કી** અવતાર લઇને, શૂદ્ર રાજાઓનો નાશ કરશે. [૨૨]

૨૩ વિવેચન—

હવે કાળા કૃષ્ણની વાતો આવી. અવતારની વાત ન માનતા હોય; તેમને '**अजन्मा अपि जातः**' વિગેરે શબ્દોથી શ્રી શુકદેવજી કહે છે કે-પ્રભુને જન્મ ન હોય; તોપણ તેમણે જન્મ લીધો હતો. તે ભગવાન્ છે, તેના પુરાવામાં, તેમની લીલાઓજ બસ છે. જે લીલાઓ દેવોથી બને એવી નહોતી. ગીતામાં ૪ થે અધ્યાયે-' હું પણ જન્મ લઉ છઉં;

૨૨ પદચ્છેદઃ—**भूमेः भरावतरणाय**—પૃથ્વીનો ભાર ઉતારવા માટે. **अजन्मा यदुषु जातः**—અજન્મા છતાં જાણે યદુકુળમાં જન્મ્યા હોય એમ. **सुरैः अपि दुष्कराणि करिष्यति**—દેવોથી પણ કરી ન શકાય એવાં કામો કરશે. **तस्य अर्हाः तदर्हाः न तदर्हाः अतदर्हाः तान्**—યજ્ઞ કરવાને નાલાયક એવા. **यज्ञकृतः शूद्रान्**—યજ્ઞ કરનારા શૂદ્રોને. **वादैः**—વેદ વિરૂદ્ધ વાદોથી. **विमोहयति**—ભવિષ્યના અર્થમાં વર્તમાન છે—મોહ પમાડશે. **कलौ**—કલિયુગમાં **अंते**—અંતે. **शूद्रान् क्षितिभुजः**—શૂદ્ર રાજાઓને. **न्यहनिष्यत्**—હણશે.

અવતાર ધારણ કરૂં છઉં;' એમ પ્રભુ બોલ્યા છે. એક ડાહ્યો વાણીઓ કોરટમાં બોલ્યો કે-'હું અમુક દસ્તાવેજને માનું છઉં; પણ અંદર લખેલી કલમોને માનતો નથી.' કોર્ટે તેને સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો. પણ 'ના-તે-ના.' વાણીયાના વિરૂદ્ધમાં કોર્ટે ફેંસલો કર્યો; અને જણાવ્યું કે-"વાણીયો ગાંડો છે." તે પ્રમાણે-'ગીતાને જગત્ આખું માને છે; માટે અમે પણ માનીએ છીએ; પણ તેમાં પ્રભુ કહે છે કે-'હું અવતાર લઉં છઉં;' તે તે વાતને અમે માનતા નથી." આવા ઝઘડા અનાદિ કાળથી ચાલ્યા આવે છે; આવું અજ્ઞાન અનાદિ કાળથી ચાલ્યું આવે છે; માટે આવી બાબતમાં, કોઈ માથાકૂટ કરે; તો તમે જવાબ દેશો નહીં. શ્રીકૃષ્ણ હસ્તે પોતે હાજર હતા; તે વખતે પણ—

**येषां त्वंतगतं पापं, जनानां पुण्यकर्मणाम् ॥**
**ते द्वंद्वमोहनिर्मुक्ता, भजंते मां दृढव्रताः ॥२८॥** અ. ૭.

અર્થ—જે પુણ્યકર્મવાળા સજ્જનોનાં, પાપનો અંત આવ્યો હોય છે; તેઓજ સુખ-દુઃખાદિ જોડકાંના મોહથી મૂક્ત થઇને, દઢ વ્રતવાળા થઇને મને ભજે છે. [૨૮]

મહાન્ પુરૂષોના ચરિત્રનું માપ, આપણી અક્કલથી મપાય નહીં. માપવા જઇએ તો અવળુંજ જણાય. કુરાનના 'સુરાત અલ કહફ' નામના અઢારમા પ્રકરણમાં એક વાર્તા છે કે-મોઝિઝે એક જીવન્મુક્ત પુરૂષ પાસે રહેવાની ઇચ્છા કરી. [ જીવન્મુક્ત પુરૂષને કુરાન **'અલખજ'** કહે છે.] તેની ઇચ્છાના જવાબમાં, તે જીવન્મુક્ત પુરૂષે, તેને જવાબ આપ્યો કે-'અમારી પાસે તમારે રહેવું હોય; તો અમારાં કોઈ પણ કૃત્યમાં, તમારે શંકા કરવી નહીં. શંકા થાય; ત્યારે તમારે અમારી પાસેથી ચાલ્યા જવું.' મોઝિઝે તે વાત કબુલ કરી. પછી તે બન્ને જણા પ્રવાસે નીકળ્યા. દરીયા કીનારે આવી પહોંચતાં, જીવન્મુક્ત પુરૂષે વહાણને કાણું પાડ્યું. વહાણને કાણું પાડી, મુસાફરોને અટકાવવા માટે, મોઝિઝે જીવન્મુક્તને પ્રશ્ન કર્યો. તેના જવાબમાં જીવન્મુકતે તેને ચૂપ રહેવાનું કહ્યું. આગળ જતાં તે જીવન્મુક્ત પુરૂષે, એક યુવાનને વિના વાંકે મારી નાંખ્યો. મોઝિઝે આ બાબતમાં પણ શંકા કરી. જીવન્મુકતે ચૂપ રહેવા, ફરી આજ્ઞા કરી. ત્યાંથી આગળ ચાલતાં, એક નમી ગએલી દીવાલ જોવામાં આવી. જીવન્મુકતે તે દીવાલને રીપેર કરી, સીધી બનાવી. મોઝિઝે તે બાબતમાં પણ પ્રશ્ન કર્યો. જીવન્મુકતે મોઝિઝને કરાર પ્રમાણે ચાલ્યા જવાનું કહ્યું.

મોઝિઝ—કૃપાનાથ ! ચાલ્યા જવાની ના નથી. પણ ઉપલા પ્રશ્નોનો ખુલાસો કરો; એવી મારી નમ્ર પ્રાર્થના છે.

જીવન્મુક્ત પુરૂષ—(૧) તે વહાણ આફતમાં આવી પડે એમ હતું. વહાણ આફતમાં આવે તે પહેલાં, નકામું થઈ જાય; તો ઘણા લોકો બચી શકે. (૨) યુવાનને વિના વાંકે માર્યો; તેનું કારણ એ હતું કે-તે નાસ્તીક પાક્યો હતો. નાસ્તીકોનો નાશ થાય; તો નાસ્તીક્તા પ્રસરતી અટકે; અને તેનાં માબાપને પુત્રથી થતી બળતરા શમી જાય. નિર્ધનતાના કરતાં, નાસ્તીક્તાનું દુઃખ, માબાપને બહુ થાય છે. (૩) પેલી દીવાલ એ અનાથ બાળકોની હતી. તેમાં ગુપ્ત ભંડાર દાટેલો હતો. પ્રભુની એવી ઇચ્છા છે કે-તે બે બાળકો પુખ્ત ઉંમરનાં થાય; ત્યાંસુધી તે ભંડાર ગુપ્ત રહે. છેવટમાં તે જીવન્મુકતે કહી દીધું કે-મારાં કૃત્યો મારી ઇચ્છાથી નહીં; પણ અલ્લાહનીજ ઇચ્છાથી કરવામાં આવ્યાં હતાં. અપૂર્ણ.

**ભૂલ**—આ અંકને પહેલે પાને પુસ્તક ૨ થી ૭ છે; તે ૩ થી ૭ જોઇએ.

ફ્રે. નં. ૩૬ Registered No. B. 1434

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત–એકાદશ સ્કંધ.

તંત્રી અને પ્રકાશક–રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર–અમદાવાદ.
અમદાવાદ–ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] બે ભાદરવા સાથે ૧૯૮૨. [અંક ૫–૬ ઠ્ઠો.

**ગયો અંક વાંચ્યો?**—કે હજી એમને એમ પડયો છે? આ ભૂલ-આ બેદરકારી તમને નડશેજ. વાંચો છો; તે એક બે પાનાં પહેલાં; અને એક બે પાનાં છેલ્લાં–જાણે –ફ્રંટીયર મેઇલ છુટયો; એમ કરશો નહીં. એક–બે અને ત્રણવાર પોકારે; ત્યારે સોદો કબુલ થાય. ત્રણવાર વાંચશો; ત્યારેજ વસ્તુનું ભાન થશે. એક તો અમારી અભણની ભાષા; અને તમે ઉતાવળા. તે ન બને. પરિશ્રમ નકામો જાય. ખેતરમાં ખેડુ પણ, ખંત રાખીને વાવે; તો જ ત્યાં ઉગે. [ આ પુણ્ય માસમાં માસીકનો પ્રચાર અવશ્ય કરશોજી. ]

પુરૂષોત્તમ માસ—આ ટાણે ગીતાનો કોઇ અધ્યાય આપીએ; પણ પાછલા અધ્યાયો હજી પડયા છે. એકાદશ જેવી વસ્તુ આપણા હાથમાં ચાલુ છે. તેથી એકાદશ આપ્યો છે. માત્ર વિનંતિ એટલી કે–પુરૂષોત્તમ માસને ઓળખી, સમય બચાવી, કાંઇક કરજો.

પદ.

'અડબંગાઇમાં ઉમર આખી, નરતન ચિંતામણિ ખોઈ નાંખી;' એવું ન થાય.

આ ભૂલ–આ પ્રમાદ–આ બેદરકારી–અત્યારે સમજાઇ જાય; તો ભાગ્ય. બાકી આખરે સમજાય; તો તે રાંડયા પછીના ડહાપણ જેવું છે.

---

## એકાદશ સ્કંધ

### અધ્યાય ૪ થો ચાલુ.

[ ગયા અંકના ૨૮૦ મા પાનાથી આગળ ]

જેમ રાજાને અને દીવાનને, મળવા હળવામાં, વાતોચીતો કરવામાં, બહુ છેટું હોતું નથી; જીવન્મુક્તોને અને ઇશ્વરને મળવા હળવામાં–વાતોચીતો કરવામાં–બહુ છેટું હોતું નથી. ભગવાન્ કૃષ્ણ ભૂમા ભગવાનની પ્રેરણાથી અહીં આવ્યા હતા; અને અહીંનાં કામકાજ કરીને, પાછા ચાલ્યા આવવા, તેમને ભૂમા ભગવાને કહ્યું હતું; એવું આપણે બ્રાહ્મણના પુત્રને પાછો લાવવા, પ્રભુ અર્જુન સાથે નીકળ્યા હતા; ( સ્કંધ ૧૦ અ. ૮૯ માં ) ત્યાં વાંચ્યું હતું. જીવન્મુક્તોને અને ભગવાનને, જે સંબંધ હોય છે; તેના કરતાં ઇશ્વરને અને

ઈશ્વરનાં અવતારોને, ઘણોજ નીકટ સંબંધ હોય છે. તે આ; અને આ તે-તેના જેવો સંબંધ હોય છે. માટે તે બાબતમાં ભૂલા પડવું નહીં. આ તો પેટ કીડીનું, અને જમવા છે; મોટા મોટા લાડવા; તેના જેવી વાત છે. સાવધાન હો; તો સાંભળો—

મહાભારતના યુદ્ધમાં કર્ણે ઘટોત્કચને મારી નાંખ્યો; ત્યારે અર્જુન બહુ કલ્પાંત કરવા લાગ્યો; અને શ્રીકૃષ્ણ રાજી થયા. અર્જુને શ્રીકૃષ્ણને ઠપકો દઇને પૂછ્યું કે-આ રાજીપો શો ?

શ્રીકૃષ્ણ—આ રાજીપો તારાં સુખને માટે છે. હવે તું નિર્ભય થયો.

અર્જુન—કેમ ? કેવી રીતે ?

શ્રીકૃષ્ણ—ઈંદ્ર દેવે કર્ણને એક અમોઘ શક્તિ આપી હતી. આ શક્તિથી કર્ણે તારા પ્રાણ લેવા ધાર્યા હતા. ઘટોત્કચનો બહુ ઉત્પાત દેખી, કર્ણ ગભરાઇ ગયો. આ ગભરાટમાં, તે પોતાનો નિર્ણય ભૂલી ગયો; અને તેણે પેલી અમોઘશક્તિ વાપરી નાંખી. તેનો એકજ વાર ઉપયોગ થાય; એમ હતું. ઉપયોગ થઇ જતાં, તે શક્તિ નકામી બની ગઈ. તું બચી ગયો. આ વાત શ્રીકૃષ્ણ કે જે દૈવી શક્તિની ઘણીજ નજદીક હતા; તે સમજી શકયા.

બીજું દૃષ્ટાંત સાંભળો—મહાભારતના યુદ્ધ પછી, પૃથ્વી શત્રુઓથી રહિત થઈ જતાં, પાંડવો નિર્ભય બન્યા. પાંડવો સુખશાંતિમાં બેઠા હતા; શ્રીકૃષ્ણ પુજ્યસ્થાન ઉપર બીરાજ્યા હતા; એક બાજુએ કુંતાજી તથા દ્રોપદી, મર્યાદાયુક્ત બેઠાં હતાં; ત્યાં કહેણ આવ્યું કે-'ધૃતરાષ્ટ્ર મહારાજ ભીમસેનને મળવા બોલાવે છે.' ભીમ તૈયાર થયો. શ્રીકૃષ્ણે તેમને અટકાવી, દૂતને આજ્ઞા કરી કે-ધૃતરાષ્ટ્ર મહારાજને કહેજે કે-'ભીમ આપને આજથી છઠ્ઠે દીવસે બપોરે મળશે. હાલ કામમાં છે.' આ સમાચાર લઇને દૂત ચાલ્યો ગયો. આ જવાબ સાંભળી, પાંડવો કે-જેઓ પોતાને-તદ્દન નિર્ભય માનતા હતા; તેઓ મનમાં હસ્યા. એટલે-તેઓ માનતા હતા કે-'ધૃતરાષ્ટ્રથી હવે ડરવા જેવું કાંઈ નથી.' શ્રીકૃષ્ણ આ ભાવ સમજી ગયા; તોપણ યુધિષ્ટિર મહારાજને કહ્યું કે-'એક લોઢાનો મજબૂત ભીમ કરાવી લાવો.' લોઢાનો ભીમ તૈયાર થતાં, તે ભીમને સાથે લઇને, સૌ ચૂપચાપ ધૃતરાષ્ટ્રના મહેલમાં આવ્યાં. 'લ્યો આ ભીમ, આપને મળવા આવ્યો.' ભીમે પોતાના મોટા પુત્ર દુર્યોધનને માર્યો હતો. તે વૈરનો અગ્નિ, જેના હૃદયમાં ભડભડી રહ્યો હતો; એવા ધૃતરાષ્ટ્ર 'ભીમ આવ્યો' એમ સાંભળી, તુરત ઉભા થયા. શ્રીકૃષ્ણની શીખામણ પ્રમાણે, લોઢાના ભીમને ધૃતરાષ્ટ્રની બરાબર સામે રાખ્યો. ધૃતરાષ્ટ્રે એવા જોરથી, તે ભીમને બાથ ભીડી; કે લોઢાના ભીમના ટુકડે ટુકડા થઈ ગયા. પાંડવો સમજી ગયા કે-'કાકાને હજી વૈર ઘણું છે. આ વૈરાગ્નિમાં સાચા ભીમને બાથમાં આપ્યો હોત; તો સાચા ભીમના, ચુરેચુરા થઈ જાત.' ધૃતરાષ્ટ્ર પણ સમજી ગયો કે-'જેમના સલાહકાર શ્રીકૃષ્ણ; તેમની સાથે કપટ કરનારા હારેજ.' મી. 'એસ. ટી. કોલરિજ' નામનો વિદ્વાન્, તેના પોતાના લખેલા 'બાયોગ્રાફીયા લીટરેરીયા' નામના ગ્રંથમાં લખે છે કે-'મનુષ્યની મૂર્ખાઈમાં, પ્રભુનું ડહાપણ સમાએલું હોય છે; એમ ઘણીવાર અનુભવવામાં આવે છે.'

આ સંસારમાં આપણે રહીએ છઇએ, પણ આ સંસાર બહુ અટપટી વસ્તુ છે. આપણી આંખો બે, તે શરીર અને બીજા અવયવો કરતાં ઘણીજ નાની છે. નાનીછે; તો પણ, તે નાની આંખો, દૂરના ભય આપણને દેખાડે છે; મોટી આફતોમાંથી આપણને બચાવે છે; તેમ આપણાં માબાપ, વડીલો, શાસ્ત્રો અને સંતો; તેમનાં આચાર વિચાર, ઉપરથી આપણને લાગે બેઢંગાં; જંગલી-જુના જમાનાનાં-જુનવાણીવાળાં, નજીવાં; તો પણ તેઓ આપણી પાસે

હોય—આપણા સહલાહકાર હોય; તો આપણને મોટી આફતોમાંથી બચાવે. દૃષ્ટાંતમાં—શ્રીકૃષ્ણની નજીવી દેખાતી સલાહ; અને ભીમનો બચાવ.

યોગેશ્વર કૃષ્ણ—સાધારણ યોગેશ્વરોની સ્થિતિ પણ, સાધારણ રીતે, જગતથી પર હોય છે. ઉંચા મિનારા ઉપર ઉભેલો માનવી, કુદરતના સુંદર સુંદર દૃશ્ય જોઇ શકે છે; નગર આસપાસ ઘણે દૂર નજર ફેંકી શકે છે. કુદરતનાં હાસ્યો ઝીલીને હસે છે; અને દર્દભર્યા દેખાવો જોઇને, રડી પડે છે. નિચે ઉભેલા માનવીઓ, મીનારા પરના માનવીની ચેષ્ટાઓ જોઇને, અનેક અટકળો કરે છે. તર્કવિતર્ક કરતાં, તે વાતને તેઓ સમજી શકતા નથી. એટલે મીનારા પરના માનવીને, તેઓ વિપરીત મનવાળો (ગાંડો) સમજે છે. ગીતા અ. ૨ ના ૬૯ માં શ્લોકમાં—**या निशा सर्वभूतानां** વિગેરે શબ્દોથી, યોગીઓમાં અને અયોગીઓમાં, આસ્માન જમીન જેટલો ફેર છે; એમ સૂચવ્યું છે. તે પ્રમાણે શ્રીકૃષ્ણનાં કેટલાંકએક કૃત્યો, આપણી દૃષ્ટિએ, આપણને વિચિત્ર ભાસે; પણ જ્યારે તેવાં કૃત્યોમાં ઉંડા ઉતરવા પરિશ્રમ કરીએ; શ્રદ્ધાને અને નિશ્ચયને, પોતાની પાસેજ રાખીએ; ત્યારે તેજ દિશામાંથી, કાંઈક પ્રકાશ ચાલ્યો આવતો હોય; એમ દેખાય.

શ્રીકૃષ્ણ એવા ડાહ્યા અને મહાન્ હોય; તો તેઓ જે કરી ગયા; તે લીલાનું અનુકરણ કરવામાં વાંધો શું? આ પ્રશ્નનો જવાબ, શ્રીશુદેવજીએ પરીક્ષિતને આપ્યો છે. એક રાજ હોય; ત્યાં પણ અમુક કામ, અમુકજ કરી શકે. અધીકાર યોગ્યતા પ્રમાણેજ અપાય, પ્રજાસત્તાક રાજ્યોમાં પણ, પ્રમુખને જે સત્તા હોય; તે સત્તા કારકુનને હોય નહીં. એટલે વિશાળ હક અને અનંત સ્વતંત્રતા, ભારેમાં ભારે કર્તવ્યને, તથા જોખમદારીઓને જાણનારા પુરૂષનેજ, હોઈ શકે. એકને માટે જે સારૂં હોય; તે અન્યને માટે સારૂં હોયજ; એમ કહી શકાય નહીં. આપણે શુકદેવજીની પેઠે નાગા ન ફરી શકાય; આપણે મીરાંની માફક ઝેર ન પી શકાય; આપણે આદ્ય શંકરાચાર્યની માફક, ઉકળેલું સીસું ન પી શકાય. સાચી વસ્તુ, જુદાથી ઘણીજ જુદી હોય છે. એટલે સાચીજુઠીના એકભાવ ન હોય. [ શ્રીકૃષ્ણની વાત હવે પૂરી કરી. તે સાથે એમ પૂછી લઉં કે—દશમસ્કંધનાં પાછલાં—સંવત ૮૭ થી ૯૧ સુધીનાં—પુસ્તકો આપના ઘરમાં છે કે નહીં? ન હોય તો તુરત મંગાવી લેજો. આ અજોડ વસ્તુ છે. ખાત્રી કરજો. આજ છે. ]

**બુદ્ધ**—ગૌતમબુદ્ધને સનાતન ધર્મે નવમો અવતાર માન્યો છે. જ્યાં સર્પનું પણ પૂજન, ત્યાં બુદ્ધ જેવા સંતનું પૂજન કેમ ન હોય! ગૌતમબુદ્ધ સંબંધી ઘણી વાતો છે. તેમાંથી થોડી વાતો કરૂં.

આશરે અઢીહજાર વરસ પહેલાં-ઇ. સ. પૂર્વે ૫૦૦ વરસ પહેલાં—હિમાલયની તળેટી પાસે, ચંપારણ્યની ઉત્તરે, નેપાળ પાસે 'કપિલવસ્તુ' નામની નગરીમાં, શાક્ય કુળના શુદ્ધોદન રાજાની રાજધાનીમાં, બુદ્ધભગવાનનો જન્મ થયો હતો. માતાનું નામ માયાવતી હતું. આ કુંવર એકનો એક હતો. ઘણાજ લાડમાં ઉછેર્યો હતો; તોપણ બચપણથીજ તે વિચારશીલ અને એકાગ્રચિત્ત વાળો હતો. જે કાંઈ તેની નજરે પડતું; તેનો તે બારીકાઈથી વિચાર કરતો હતો.

'સદૈવ વિચારમાં જાગ્રત રહ્યા વિના, ઉન્નતિ કોને વરી છે?' નથીજ વરી. તે વિચારતો કે—"જે ઘડપણમાંથી મુક્ત થવાનો નથી; તેણે ઘરડા લોકો ઉપર દયા ખાવીજ જોઇએ. જે વ્યાધીઓથી તદ્દન મુક્ત થવાનો નથી; તેણે માંદા પ્રત્યે દયા રાખવીજ

જોઇએ. જે ધનવાન હોય; છતાં ધન ચંચળ છે; અને પોતેજ જોતજોતામાં નિર્ધન, થઇ પણ જાય; એમ સમજી શકે; તેણે નિર્ધન પ્રત્યે દયા રાખવીજ જોઇએ. પોતે આપત્તિથી રહિત હોય; પણ આપત્તિ અચાનક આવી, પોતાને પણ ગભરાવે; એમ જે સમજી શકે; તેણે આપત્તિમાં પડેલા જીવો પ્રત્યે, દયા ખાવી જોઇએ. વિગેરે-વિગેરે."

પુત્રના વિચાર લાગી; અને રાજા શુદ્ધોદનના વિચાર રાગી! પિતાએ બુદ્ધને 'યશોધરા' નામની સુંદર રાજકુમારી સાથે પરણાવ્યો. 'બાહુલ' નામનો પુત્ર પણ થયો. બુદ્ધને માટે અનેક વૈભવ-હાજર, હાજર ને હાજર. પણ ઉપર જણાવેલા વિચારોનું વારંવાર મનન થતાં, જ્યાં જરા, વ્યાધિ, મરણ અને શોક ન હોય; એવી સ્થિતિને પ્રાપ્ત કરવા, બુદ્ધ ભગવાને ૨૯ વરસની ઉમરે ઘરત્યાગ કર્યો. બુદ્ધના પ્રથમ ગુરૂ 'કાલામ'. તે સમર્થ પંડિત હતા; અને તેના શિષ્યો પણ, સમર્થ પંડિતો હતા. તેઓ વાદવિવાદમાં ઘણા કુશળ હતા. બુદ્ધને આવી લુખી અને અભિમાન ભરેલી પંડતાઈથી સંતોષ થયો નહીં. જોઇતી ચીજ જડી નહીં; ભૂખ ભાંગી નહીં. પછી બુદ્ધ ભગવાન્ 'ઉદ્રક' નામના ગુરૂને શરણે ગયા. સમાધિની આઠમી ભૂમિકા સુધી, તે બુદ્ધને લઇ ગયો. 'વૃત્તિઓ સમાધિમાં શાંત રહે; અને પછી કેમ શાંત ન રહે!' એવા વિચારથી, બુદ્ધે ઉદ્રકને પણ પ્રણામ કરી, તેમની રજા લીધી. ત્યાંથી ગયા પાસે 'ઉરૂવેલા' નામના નાના ગામમાં બુદ્ધ આવ્યા. ત્યાં રહેતા તપસ્વીઓની રીત પ્રમાણે, બુદ્ધે દેહદમન કરવા માંડયું. તે તો બુદ્ધદેવનું તપ! શરીર કેવળ હાડકાનું ખોખું થઇ ગયું. ઉઠવાની પણ તાકાદ રહી નહીં. દેહદમનના અનુભવ પછી, તેને ખાત્રી થઇ કે-શરીરની શક્તિનો તદ્દન નાશ કરવાથી પણ, શાંતિ મળતી નથી; જે જોઇએ છે; તે જડતું નથી. તે પછી બુદ્ધે થોડું થોડું અન્ન લેવા માંડયું. થોડા અન્નના આધારથી, તેણે ચિત્તની સ્વસ્થતા પ્રાપ્ત કરી. ચિત્તની **સ્વસ્થતા** પ્રાપ્ત કર્યા પછી, ચિત્તની **સ્વચ્છતા** માટે પ્રયત્ન આદર્યો. રાજયોગનો રસ્તો લીધો. ચિત્તમાં પડેલો કચરો ઉપાડવા માંડયો. વિષયોની ઇચ્છા, કામાદિ વિકારો, ખાવા પીવાની તૃષ્ણા, આળસ, કુશંકા, ગર્વ, માનની ઇચ્છા, આત્મસ્તુતિ, પરનિંદા વિગેરે અનેક દોષો, પોતાના ચિત્તમાં આવીને વસ્યા છે; અને તે દોષોજ, જીવનું બગાડે છે; એવી તેને પાકે પાયે ખાત્રી થઇ. એક પછી એક યોદ્ધાને હઠાવીને, તેણે અસુર સૈન્યનો નાશ કર્યો. જીવનનું રહસ્ય સમજાઇ ગયું. અજ્ઞાન ગયું. અજ્ઞાન નિદ્રા ઉડી ગઇ. શાંતિ, દયા, ક્ષમા, સંતોષ વિગેરે, સ્વચ્છ થએલા હૃદયને શણગારવા દોડયાં આવ્યાં. એટલે-હું મનુષ્ય! તે આ-શુદ્ધ બુદ્ધ! કપટી, કામી-ક્રોધી-જે હતો; તે હું નહીં. વૈશાક શુદી ૧૫ ને દિવસે બુદ્ધને જ્ઞાન થયું. તે દિવસ બુદ્ધજયંતિ ગણાય છે.

જે (ચારિત્ર) પોતાને હૃદયમાં મળ્યું; તેને તેણે ધીમે ધીમે પુષ્ટ કરવા માંડયું. પુષ્ટ થતાં, છલકાવ્યું-ચારે મેર વેરાયું. જોત જોતામાં હજારો લોકો શરણે આવ્યા. મગધનો રાજા બિંબિસાર, તેમનો પિતા શુદ્ધોદન, કોસલદેશનો રાજા અને એવા અનેક, શરણે આવ્યા. **बुद्धं शरणं गच्छामि, धर्मं शरणं गच्छामि, संघं शरणं गच्छामि** આ ત્રણ શરણુ લઇને, બુદ્ધધર્મમાં દાખલ થવાનું હતું. 'ધર્મ' એટલે બુદ્ધે ઉપદેશેલી આજ્ઞાઓ; અને 'સંઘ' એટલે બુદ્ધને માનનારા લોકોનો સમુહ. પોતાની અપર માતા ગોતમી, અને પત્ની યશોધરા, પ્રથમ ભીક્ષુણી થઇ હતી. તેની પાછળ અનેક સ્ત્રીઓ સંસાર તજીને, બુદ્ધ સંઘમાં આવવા લાગી. તેણે જગતને ખુલ્લા શબ્દોમાં કહ્યું કે-"સંસારનાં સુખ માટે તલખવું; તે પહેલા નંબરનું અજ્ઞાન; સ્વર્ગનાં સુખ માટે તલખવું. તે બીજા નંબરનું અજ્ઞાન; તીવ્ર દેહ

દમનથી શાંતિની આશા રાખવી; તે ત્રીજા પ્રકારનું અજ્ઞાન. મધ્યમ માર્ગમાં રહી કલ્યાણની પ્રાપ્તિ કરવી; તે ઉત્તમ પ્રકારની સમજણ-ઉત્તમ પ્રકારનો માર્ગ. [આ ભાગવત ધર્મ છે.]

બુદ્ધના મધ્યમ માર્ગમાં ચાર આર્ય સત્યો છે. ૧ જન્મ, જરા, વ્યાધિ, મરણ, વ્હાલાનો વિયોગ અને વૈરીનો મેળાપ, દુઃખરૂપી વૃક્ષની શાખાઓ જેવાં છે. તે ટાળવા બને તેટલો પ્રયત્ન કર્યા છતાં પણ, તે ન ટળે; તો શાંતિથી તે દુઃખો વેઠી લેવાં. (૨) સંસારનાં સુખોની તૃષ્ણા, સ્વર્ગનાં સુખોની તૃષ્ણા, ધર્મ તથા નિયમના ઉપર પગ મૂકી, સ્વચ્છંદની તૃષ્ણા. આ ત્રણ તૃષ્ણામાં તણાઇને, લોકો અનેક પાપો કરે છે. (૩) આ તૃષ્ણાઓનો નાશ થઇ શકે છે; એમ પૂર્વે થએલા સંતો કહી ગયા છે; અને કરી પણ ગયા છે. (૪) સંસારને જીતવા, નીચેનાં આઠ સાધન છે—

૧ સમ્યક્જ્ઞાન—સંસારને મિથ્યા કહેવો; તે સમ્યક્ જ્ઞાન. જે જેવું છે; તેવું તેને જાણવું; તે સમ્યક્ જ્ઞાન.

૨ સમ્યક્ સંકલ્પ—શુભ કર્મો કરવાનો નિશ્ચય.

૩ સમ્યક્ વાચા—સત્ય, પ્રિય અને હિતકર વાણી.

૪ સમ્યક્ કર્મ—સત્કર્મો કરવામાંજ પ્રવૃત્તિ.

૫ સમ્યક્ આજીવ—પ્રમાણિકપણેજ નિર્વાહ કરવાનો ઉદ્યમ.

૬ સમ્યક્ પ્રયત્ન—પાપ રહિત પુરૂષાર્થ.

૭ સમ્યક્ સ્મૃતિ—હું શું છઉં; હું શું કરૂં છઉં; હું શું બોલું છઉં; હું શું વિચારૂં છઉં; તેનું નિરંતર ભાન. ચિત્તની સુંદર સ્થિરતા.

૮ સમ્યક્ સમાધિ—સમાધિ એટલે તદ્દરૂપતા અગર એકાગ્રતા. જે કરવા જેવું છે; તેમાંજ એકાગ્રતા; અથવા પુરૂષાર્થની તલ્લીનતા. [જુઓ ગીતા અ. ૧૩ શ્લોક ૮ થી ૧૧]

તે ઉપરાંત ભગવાન્ બુદ્ધ કહે છે કે-ગૃહસ્થે નીચેની પાંચ અશુભ પ્રવૃત્તિમાંથી દૂર રહેવું જોઇએ. (૧) પ્રાણઘાત, (૨) ચોરી, (૩) વ્યભિચાર, (૪) અસત્ય (૫) વ્યસનો.

નીચેની શુભ પ્રવૃત્તિઓમાં તત્પર રહેવું જોઇએ (૧) સત્સંગ, (૨) ગુરૂ માતા, પિતા અને કુટુંબની સેવા, (૩) પુણ્ય માર્ગે દ્રવ્ય સંચય; અને પુણ્ય માર્ગે દ્રવ્યનો વ્યય. (૪) મનની સન્માર્ગમાં દઢતા. (૫) વિદ્યા અને કળાની પ્રાપ્તિ, (૬) દાન અને ધર્માચરણ; (૭) વ્યવસ્થા, (૮) નમ્રતા, સંતોષ, કૃતજ્ઞતા, અને સહનશીલતા, તપશ્ચર્યા, બ્રહ્મચર્ય વિગેરે.

**सब्ब पापस्स अकरणं, कुसलस्स उपसंपदा ॥**
**सचित्तपरियो दमनं, एतं बुद्धान सासनम् ॥** (બુદ્ધ)

(આ ભાષા માગધી છે તેનો અર્થ—) સર્વ પાપથી નિવત્તિ, કલ્યાણના કામોમાં પ્રવૃત્તિ, અને પોતાના ચિત્તનું દમન, એ બુદ્ધનો ઉપદેશ છે.

બુદ્ધ ધર્મનું ટુંકું સ્વરૂપ એવું છે કે—

સ્રગધરા—

**प्राणाघातान्निवृत्तिः, परधनहरणे, संयमः सत्यवाक्यं ।**
**काले शक्त्या प्रदानं, युवतिजनकथा-मूकभावः परेषाम् ॥**
**तृष्णास्रोतो विभंगो, गुरुषु च विनयः, सर्वभूतानुकंपा ।**
**सामान्यः सर्वशास्त्रे-ष्वनुपकृतविधिः, श्रेयसामेव पंथाः ॥**

[ આ તો માનવતાનો મોડ ! મોડ ઘરમાંજ હોય, ખીલીએજ ટાંગ્યો હોય; પણ અવસર વિના ઘલાય નહીં. પચીશ પચાસ બાઈઓમાં, મોડ ઘાલનારી બાઈ એકજ હોય. મોડ ઘાલનારી બાઈનાં વસ્ત્રાલંકાર કીંમતી હોય. તેમ આ સુંદર ચારિત્ર, શાસ્ત્ર રૂપી ખીલીએ ટાંગેલુંજ રહે છે. ઉત્તમ માનવી બનીએ; ત્યારેજ તે પહેરાય. ઉત્તમ એટલે સદ્દગુણનાં વસ્ત્રાલંકાર પહેર્યા હોય; ત્યારેજ. સાંભળો તેનો અર્થ—]

અર્થ—પ્રાણઘાત કરવો નહીં; પારકાનું દ્રવ્ય લઇ લેવું નહીં, સત્ય બોલવું, અવસર વખતે યથાશક્તિ દાન, પરદારાઓની વાચચિતમાં મૌન, તૃષ્ણાના પ્રવાહનો ભંગ, વડીલો પ્રત્યે નમ્રતા, અને પ્રાણી માત્ર ઉપર દયા. કલ્યાણનો આ માર્ગ સર્વશાસ્ત્ર સંમત છે.

ઉપવાસ—મહિનામાં ચાર દિવસ ઉપવાસ કરવા. પણ તે દિવસે પોતે સમજવું કે –'આજે કોઈ પણ પ્રકારની હિંસાથી હું મૂકત છઉં.' એટલે આજે મારે હિંસાથી મુક્ત રહેવુંજ જોઇએ. પ્રાણી માત્ર પ્રત્યે આજે પ્રેમ રહેવો જોઇએ. ચોરી અગર વ્યભિચારનો વિચાર સરખો; મારા મનમાં આજે આવવો ન જોઈએ. આજે જે કાંઇ બોલું; તે સત્યજ હોવું જોઇએ. કોઇપણ પ્રકારનું વ્યસન, અને જુગાર, આજ ન જોઇએ. બપોરેજ એક વખત ફરાળ, અગર સાત્વિક ભોજન થવું જોઈએ; નાટક, નાચ, ગાનતાન, વાદ્ય, માળા, ગંધ તથા આભૂષણનો આજ મારે ત્યાગ કરવો જોઇએ. વળી આજે હું તદ્દન સાદી શય્યા ઉપર સુઇશ; બ્રહ્મચય પાળીશ; વિગેર.''

બુદ્ધ ભગવાન્ બ્રાહ્મણની વ્યાખ્યા એવી કરતા હતા કે–''સંસારના સર્વ બંધનોને છેદીને, સંસારના દુઃખોથી જે ડરતો નથી; તે બ્રાહ્મણ છે. જેને કોઇ પણ ઠેકાણે આસક્તિ નથી; નિંદાને જે સહન કરે; ક્ષમા એજ જેનું શસ્ત્ર હોય, જેની વાણીમાં સત્ય, શાંતિ, અને નમ્રતા હોય; તેનેજ હું બ્રાહ્મણ કહું છઉં. જે આ જગત્માં જળ કમળવત્ રહે છે; એટલે વિષયોમાં લોલુપ થતો નથી; તેનેજ હું બ્રાહ્મણ કહું છઉં.''

બુદ્ધદેવનાં દર્શનમાં આનંદ અને મોહ હતો. તેમની વાણીમાં પણ ચમક તથા મોહ હતાં. મોહને લીધે, તેમને કેટલાએક માયાવી કહેતા હતા. 'તેમને મળીએ, તો તેમના જેવા થઇએ'; એવી ઘણાને બીક લાગતી હતી.

દૃષ્ટાંત—'વિશાખા' નામની એક પુત્રવધુ બુદ્ધદેવને માનતી હતી; અને તેણીનો સસરો– –'મિગાર' નામનો ધનાઢય, નાગા બાવાઓને માનતો હતો. પુત્રવધુ ઘણી ડાહી અને સુશીલ હતી. બુદ્ધદેવને પોતાને ઘેર પધરાવવા, અને ભોજન કરાવવા, પુત્રવધુએ સસ• રાજીને પ્રાર્થના કરી. સસરાજીએ હા પાડી. સસરાના ગુરૂદેવે–નાગા બાવાએ–સસરાજીને કહ્યું કે– 'બુદ્ધ માયાવી છે; માટે તેનો ઉપદેશ સાંભળશો નહીં.' ભોજન કર્યા પછી, બુદ્ધ-દેવનો ઉપદેશ સાંભળવા સૌ બેઠાં. વિશાખા (પુત્રવધુ) સસરાજીને સભામંડપમાં ન દેખી, શોધવા નીકળી. સસરાજી મળ્યા; તેમણે કહ્યું કે–'બુદ્ધદેવ માયાવી છે. તેમનાં દર્શ-નથી, મને તેમના ધર્મનો મોહ થાય, માટે હું ત્યાં નહીં આવું.' વિશાખાએ કહ્યું કે-'આપ પડદામાં બેસીને, સાંભળજો.' સસરાને તે વાત ગમી. પડદામાં બેસીને બુદ્ધનો ઉપદેશ સાંભળવા માંડયો. જેનાં નેન વેન અને ચેનમાંથી, નર્યું અમૃત ઝરતું હતું–તે બુદ્ધનાં વચનો સાંભળી, સસરાના રૂંવાડાં ઉભાં થયાં. માનવતા મલકાણી. કરૂણા છલકાણી. તેણે પડદો ચીરી નાંખ્યો; અને પુત્રવધુને–કહ્યું કે-' વહુ બાપ ! તેં મને અમૃત પાયું; માટે તું મારી માતા.' **અદ્યાપિ બૌધ્ધો કહે છે કે–'વિશાખા મિગાર માતા.'**

હજી એક દૃષ્ટાંત સાંભળો—

'નકુલમાતા' નામની બુદ્ધની એક શિષ્યા, પોતાના પતિના મરણ સમયે, પતિને કહે છે કે–"હે પતિ દેવ ! સંસારમાં આસક્તિ રાખીને, આપ મરણ પામો; તે વાત જરાએ વ્યાજબી નથી. 'વાસનાવાળી ચિત્તની સ્થિતિમાં, મોત થાય, તે જીવને ઘણું દુઃખદાયક છે.' એવું આપણા બુદ્ધ ભગવાનનું કથન છે. (૧) કદિ આપને એમ ચિંતા હોય કે–આપના મુવા પછી, બાળકો ભૂખ્યાં મરશે; તો તે ચિંતા આપે રાખવી નહીં. હું ધંધો કરીને તેમનું પોષણ કરી લઇશ. માટે આપ સુખેથી-શાંતિમાં–મરણાધીન થાઓ. (૨) કદિ આપને એમ ચિંતા હોય; કે આપના મુવા પછી, 'હું પુનર્લગ્ન કરીશ; અને બાળકો રઝળશે.' તો તે શંકા તદ્દન નિરર્થક છે. કારણકે હું ઉત્તમ માબાપની પુત્રી છઉં; ભગવાન્ બુદ્ધની શિષ્યા છઉં; અને વિષયવાસના, વ્યભિચાર, અથવા સંસારનાં સુખમાં પ્રેમ–એવી કોઈ વસ્તુ મારા હૃદયમાં નથી. શિયળનું સખ્ત પાલન, એ તો બુદ્ધ ભગવાનની, સ્ત્રીઓને ખાસ આજ્ઞા છે. માટે આપ સુખેથી–શાંતિમાં–મરણાધીન થાઓ. (૩) કદિ આપને એમ ચિંતા થતી હોય કે–બાળકોના ભરણ પોષણની ચિંતામાં, હું બુદ્ધ ભગવાનનું દર્શન અને શ્રવણ નહીં કરૂં; તો તે બાબતમાં, આપને મારે કહેવાનું કે–સાચું પોષણ તો, ભગવાન્ બુદ્ધ કરે છે. માટે બુદ્ધ ભગવાનનાં દર્શન અને શ્રવણ પછીજ, ધંધો રોજગાર કરીશ; માટે આપ સુખેથી–શાંતિમાં–મરણાધીન થાઓ." વિગેરે વિગેરે. લોઢાને સોનું કરે; તે પારસમણિ. પરણ્યાં તો સૌ. ગુલાલ ઉડાડયો કે ફુલદડે રમ્યાં-તે રમ્યાં.

મનુષ્યમાંથી દેવ થાય; તે આ બુદ્ધદેવ. આદર્શજીવન, અથવા ઉન્નત જીવનનાં ઝરણાં, તે આ બુદ્ધદેવ. 'નર જો શુભકરણિ કરે; તો નર નારાયણ હોય;' તે આ બુદ્ધદેવ. જાગ્યો તે બુદ્ધદેવ, અને પડયો રહ્યો, તે અબુદ્ધ–જડ–જીવ–કીડો. પુરૂષાર્થ તે આ ! પ્રયત્ન તે આ ! વિદ્યા તે આ ! ધંધો તે આ! અને કમાણી તે આ ! હજારો વરસ થયાં; પણ હજી જેની ખોટ પૂરાણી નથી; તે મરણ. કરોડપતિની વાત, જેમ કોઇ નિર્ધન કરે; તેમ અમે આ વાત, આપને કરીએ છીએ ! એટલે આપણો જે આ પ્રયત્ન–આપણું જે આ દુઃખ–તથા જે આ આપણો આનંદ, તે કાંઇ નથી. ભયંકર સંસારમાં રહીને, ભગવાનને રસ્તે ચાલવું; તે ભયંકર વાત છે. જેમ બુદ્ધનાં વખાણનારાં હતાં; તેમ તે વખતે, બુદ્ધને નિંદનારાં પણ હતાં. બુદ્ધને મારી નાંખવા પણ, પ્રયત્ન થયા હતા.

બુદ્ધના પહેલાં, ધર્મના ક્ષેત્રમાં, બ્રાહ્મણોની સર્વોપરી સત્તા હતી. પણ ઉદય પછી અસ્ત; ભરતી પછી જેમ ઓટ; તેમ બ્રાહ્મણો અભિમાને ઘેરાયા. વેદમાં બતાવેલા નિષ્કામ કર્મમાર્ગને સંતાડી દઇને, સકામ કર્મ માર્ગની મહત્તા બ્રાહ્મણો વધારવા લાગ્યા. ધીમે ધીમે માંસ, મદિરા અને મૈથુન જેમાં મુખ્ય છે; એવો વામમાર્ગ પ્રસરી રહ્યો. લોકો ત્રાસ પોકારી રહ્યાં હતાં. તે સમયે ભગવાન્ બુદ્ધરૂપે પધાર્યા. બુદ્ધે જગતને (જગતનાં સુખને, મિથ્યા ગણ્યું; અને મનુષ્યના ચારિત્રને મૂખ્ય ગણ્યું. "તપી ગએલા લોકોને શાંતિ આપવી; વેર ઝેર કાઢી નાંખી; એક બીજાના ભાઇ થઇ જવું; તેજ મૂખ્ય ધર્મ છે;" એમ બુદ્ધ બોલ્યા. "ભૂતકાળમાં અમે આમ હતા; અને ભવિષ્યકાળમાં અમે આમ થઇશું, તે બેઉ કાળ ઉપર થોડું લક્ષ્ય આપીને, વર્તમાન કાળનેજ સુંદર–ચારિત્રશીલ–બનાવવો; અથવા–ભૂત કાળમાં થએલી ભૂલોને–તેથી થએલા ખોટા સ્વભાવને, વર્તમાનમાં સુધારી લઇ, પવિત્રપણે સુખરૂપ જીવતાં શીખવું;" એમ બુદ્ધ બોલ્યા. "જેનો વર્તમાન સુધરે;

તેને ભવિષ્યકાળ માટે ચિંતા કરવાની હોયજ નહીં.'' એમ બુદ્ધ બોલ્યા. બુધ્ધે ચારિત્ર સિવાયનાં વેદ, શાસ્ત્રો, મૂર્તિઓ, બ્રાહ્મણો, વર્ણ અને આશ્રમ–તે તમામને ગણ્યાં નહીં. યાદ રાખવું કે–ચારિત્ર ઉત્તમ વસ્તુ છે; તોપણ માત્ર ચારિત્રવાળો ધર્મ એકાંગી છે. આમ પણ ઘણા દિવસ ચાલ્યું. પણ ઉદય પછી અસ્ત, એ નિયમને આધારે, બૌધ્ધોમાં અનાચાર અને કુસંપ પેઠા. લોકો ત્રાસ પોકારવા લાગ્યાં. તેમને શાંત કરવા, ભગવાન્ શંકર–શંકરાચાર્ય બનીને –આવ્યા. બુધ્ધના બોધથી ચારિત્રવાન્ થએલી પ્રજાને, આદ્યશંકરાચાર્યે, જગત્ મિથ્યા છે; તે સાથે બ્રહ્મ સત્ય છે; એમ બોધ આપ્યો. સાથે સાથે વેદ, શાસ્ત્રો, મૂર્તિઓ, બ્રાહ્મણો, વર્ણ અને આશ્રમ, જે પ્રાચીન હતું; તેનો પુનરોદ્ધાર કર્યો. આ જે ભારત અત્યારે દેખાય છે; તે આદ્યશ્રીશંકરાચાર્યે વ્યવસ્થિત કરેલો–તે છે. બુધ્ધે મૂર્તિઓને પૂજવાની મના કરી હતી; પણ બુદ્ધના કોઇ કોઇ સેવકોએ, બુદ્ધનો નખ માંગી લઇ, તે ઉપર સ્તુપ (સ્થંભ) રચીને, તેને પૂજતાં હતાં. રાજા બિંબિસારે પણ, બુદ્ધ ભગવાન્ પાસેથી તેમનો નખ માગી લઇ, તે નખને પોતાના બગીચામાં સ્થાપી; તે ઉપર એક સુંદર સ્તૂપ ચણાવ્યો હતો. સંધ્યા વેળાએ, રાજવધુઓ અને રાજબાળાઓ, પવિત્ર વસ્ત્રો પહેરીને, ત્યાં આવતી, છાબડીમાં પુષ્પો લાવતી; સુંદર સ્તોત્રો બોલતી; અને સ્તૂપની આસપાસ, દીપગાળાઓ કરીને, પ્રદક્ષણા પણ કરતી.

બુદ્ધે ૮૦ વરસની વયે ગોરખપુર જીલ્લામાં, 'માથાકુંવરકાકોટ' નામના સ્થાનમાં, દેહત્યાગ કર્યો. બુદ્ધનાં અસ્થિ–હાડકાં–ઉપાડી, આઠ ઠેકાણે દાટયાં. જ્યાં જ્યાં દાટયાં; ત્યાં ત્યાં સ્તૂપ (સ્થંભ) ચણાવ્યા. તે અત્યારે તિર્થો ગણાય છે. બુદ્ધના મરણ પછી, અનેક ઠેકાણે મોટા મોટા વિહારોમાં, બુદ્ધ ભગવાનની મૂર્તિઓ બનાવીને, લોકો પૂજવા લાગ્યાં. મૂર્તિઓનાં પૂજનમાં, લોકોનાં મનને કાંઇક આરામ છે: અને ઇંદ્રિયોને કાંઇક ઉછરંગ છે. (મૂર્તિઓ સંબંધી આગળ વાત કરીશું.)

બુદ્ધનાં શાસ્ત્રો માગધી ભાષામાં છે; પણ હાલ થોડા વખતથી, ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક 'ધર્માનંદ કોસંબી'એ, આ શાસ્ત્રો, આ દેશમાં આણ્યાં છે. તેનાં ગુજરાતી ભાષાંતરો પણ થઇ ગયાં છે. ધમ્મપદ, બુદ્ધ લીલા, સુત્તનિપાત, બુદ્ધના પચાસ ધર્મસંવાદ, કે, મશરૂવાળાએ લખેલું 'બુદ્ધ અને મહાવીર' વિગેરે ગ્રન્થો, ગુજરાતને ગુજરાતી ભાષામાં મળ્યા છે. જેમ ભક્તમાળ વાંચવા જેવી છે; આચાર્યોનાં વચનામૃત વાંચવા જેવાં છે; તેમ બુદ્ધનું ચારિત્ર, અને તેના સંવાદ પણ, ખાસ વાંચવા જેવાં છે. જેમને ચારિત્રનું અને ત્યાગનું, કાંઇ પણ અભિમાન હોય; તેમણે તે અભિમાનને ગાળી નાંખવા; અને સાચા ચારિત્રને પ્રાપ્ત કરવા, બુદ્ધ ભગવાનનું ચારિત્ર અને તેમના સંવાદ વાંચવા અગર સાંભળવા. આપણો સનાતન ધર્મ ઉત્તમ છે; કારણકે સર્વાંગે સંપૂર્ણ છે; તોપણ ચારિત્રની બાબતમાં, બુદ્ધ અજોડ પુરૂષ છે. બુદ્ધ એટલે ક્ષમા, મૈત્રી અને કરૂણાની માત્ર વાતોજ નહીં; પણ સંપૂર્ણતા. શ્રી વેદવ્યાસ અને શ્રી શુકદેવજી, જેમને ઇશ્વરનો નવમો અવતાર કહે; તેમનાં વખાણ, આપણે શું કરીએ! બોદ્ધોના પ્રાચીન ગ્રન્થો કહે છે કે–'આ એક જન્મની કમાણી નથી; પૂર્વના અનેક જન્મમાં, કલ્યાણ માટે કરેલા પરિશ્રમનું આ ફળ છે.

સ્ત્રીઓના સ્પર્શથી, અને લક્ષ્મીના સંગ્રહથી, જેમની સાધુતા ભ્રષ્ટ થઇ રહી છે; એવા સાધુઓએ–સન્યાસીઓએ–ભિક્ષુઓએ–પોતાનાં કલ્યાણને માટે, બુદ્ધનાં અને બુદ્ધના

કેટલાએક ઉત્તમ શિષ્યોનાં ચારિત્ર, સાંભળવાંજ જોઇએ. 'બસ ! હુંજ ડાહ્યો;' 'બસ ! હુંજ મોટો ત્યાગી અગર સન્યાસી !' તેમને અમે કાંઇ, કહેતાજ નથી. કૃપાળુ માટે આ વાત છે.

ગૌતમબુદ્ધે આપેલો ઉપદેશ—ભારતમાં આ ઉપદેશ, કોઇ નવી વસ્તુ નથી; તેમ આ ચારિત્ર પણુ, કોઇ નવી વસ્તુ નથી. ભાગવતના નવમા સ્કંધમાં ૨૧ મા અધ્યાયમાં રતિદેવ ૪૮ ઉપવાસ કરીને, પારણું કરવા બેઠા. તે વખતે અતિથિ આવ્યા; તે પાણી પણ પી ગયા. તે વખતે રંતિદેવ બોલ્યા હતા કે–"હું ઇશ્વર પાસેથી આઠ સિદ્ધિઓ વાળા ઐશ્વર્યને તથા મોક્ષને પણ ઇચ્છતો નથી; પરંતુ સર્વ પ્રાણીઓની અંદર રહીને, સર્વની પીડાને હું ભોગવું; કે જેથી, સર્વ પ્રાણીઓ દુ:ખ રહિત થાય. સઘળાં પ્રાણીઓનું દુઃખ મટે; તો મારૂં દુ:ખ મટે." [૧૧–૧૨] વિગેરે. ગૌતમબુદ્ધને આવાં વ્રત હતાં. આ તો આપણા ઘરનાંજ હથીયાર છે. ઘરમાં હથીયાર હોય; પણ બાળક બાંધી શકે નહીં. યોદ્ધા હથીયાર બાંધી શકે. સનાતને વર્ણ–આશ્રમ બાંધ્યા છે; પણ અંતીમ ધર્મને–નિર્વાણ પદને–મેદાનમાં તદ્દન છૂટું મૂકયું છે. એટલે ગમે તે વર્ણ અગર આશ્રમનો–પણ, જે મરદ હોય; તે નિર્વાણપદ લઇ શકે. સીતાના સ્વયંવરમાં આમંત્રણ સૌને, પણ ધનુષ્ય ભાંગે; તે સીતાને વરે. દ્રૌપદીના સ્વયંવરમાં, આમંત્રણ સૌને, પણ મચ્છ વિંધે; તે દ્રૌપદીને વરે. ભારતમાં કથાવાર્તા સાંભળવાનો, ભંગી સુધી સૌને અધિકાર; પણ પાળે; તેને દેવપદ મળે. ચોખામેળ અને રોહિદાસ ઢેઢવાડે પાકયા; તોપણ દેવની માફક પૂજાયા.

ત્યારે આવી નિર્વાણની વાતો—નિર્વાણનો ઉપદેશ–છે કયાં ?–કયા શાસ્ત્રમાં છે ? તો તે વાત વેદોમાં છે. વેદમાંથી ઉપનિષદોમાં નિતરી. ઉપનિષદોમાં પણ, સમજવું અઘરૂં પડે; એમ સમજી, વસિષ્ઠે યોગવાસિષ્ટમાં નિર્વાણ પ્રકરણ આપ્યું; વ્યાસે મહાભારતમાં મોક્ષધર્મ સમજાવ્યો. છેલ્લે છેલ્લે કૃપાળુ કૃષ્ણે, આ ઉપદેશને ગીતામાં ગોઠવ્યો. જ્ઞાની અને ભક્ત ભગવાનને પામે. પણ જ્ઞાની ઘણા, અને ભકતો પણ ઘણા; તે સૌ ભગવાનને પામે ?–ના. અમુક પરીક્ષામાં પાસ થાય, તેજ ભગવાનને પામે. પરીક્ષાના પેપર–સવાલોનાં લીસ્ટ કયાં છે ?–કેવાં છે ?–તો તે લીસ્ટો જોવાની, સાંભળવાની અને વિચારવાની સૌને છૂટ છે. તે આ છે–ગીતા અધ્યાય બીજામાં, શ્લોક ૫૪ થી ૭૧ સુધી, સ્થિતપ્રજ્ઞનાં જે લક્ષણો છે; તે જ્ઞાનીની પરીક્ષાના પ્રશ્નો છે. જ્ઞાનીપણાનો કાંટો રાખતા હોય; તેમણે તે પરીક્ષા માટે પ્રયત્ન કરવો; અને ભક્તપણા માટે કાંટો રાખતા હોય; તેમણે ગીતા અ. ૧૨ માં **अद्वेष्टा सर्वभूतानां** શ્લોક ૧૩ થી ૧૯ સુધીના પ્રશ્નોના જવાબ આપવા. પિતાને પુત્ર ઘણા, પણ પ્રિય કોણ ? તેમ ભગવાનને ભક્ત ઘણા, પણ ભગવાનને પ્રિય કોણ છે ? તેનો આ ખુલાસો છે.

સ્થિર બુદ્ધિવાળા વ્યવહારમાં–વેપારમાં, બહુ ફાવે છે. તેમ ધર્મમાં પણ, સ્થિર બુદ્ધિવાળો 'સ્થિતપ્રજ્ઞ'–પુરૂષજ ફાવે છે. અર્જુને 'સ્થિતપ્રજ્ઞ કેવા હોય ?' એમ પૂછતાં, પ્રભુ બોલ્યા હતા કે—

**प्रजहाति यदा कामान्, सर्वान् पार्थ मनोगतान् ॥**
**आत्मन्येवात्मना तुष्टः, स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥**
**दु:खेष्वनुद्विग्नमनाः, सुखेषु विगतस्पृहः ॥**
**वीतरागभयक्रोधः, स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥**

**यः सर्वत्रानभिस्नेहस्-तत् तत् प्राप्य शुभाशुभम् ॥**
**नाभिनंदति न द्वेष्टि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥**

અર્થ—હે પાર્થ! મનુષ્ય જ્યારે મનમાં રહેલી સર્વ કામનાઓને તજી દે છે; અને આત્માથીજ આત્મામાં–મનથીજ મનમાં–સંતોષી રહે છે; ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. [૫૫] જેનું મન દુઃખોમાં ઉદ્વેગ પામતું નથી; અને સુખોમાં સ્પૃહારહિત રહે છે; તથા જેને રાગ, ભય અને ક્રોધ શમી ગયા હોય છે; એવો મુનિજ, સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે. [૫૬] જે મનુષ્ય સર્વત્ર ઉદાસીન રહે છે; તથા શુભ પદાર્થ પામીને, રાજી થતો નથી; તેમ અશુભને પામીને, દુઃખી થતો નથી; તે પુરૂષની બુદ્ધિ સ્થિર છે; એમ ગણાય છે. [૫૭].

આ પ્રમાણે આગળ આગળ ૭૧ મા શ્લોક સુધી, સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો બતાવ્યાં છે. આપણે તો આ ત્રણ શ્લોકમાંજ, જે માગ્યું છે; એટલુંજ આપણું મન તૈયાર થાય; તો ઘણું માનીએ.

ભણવા માટે બાળક નિશાળે જાય; તેમ કલ્યાણની પરિક્ષામાં પાસ થવા, આપણે સત્સંગમાં જઇએ. સત્સંગ કરવો; એટલે બદલાઈ જવું. મનુષ્ય મટીને દેવ બનવું. દેવ બનવું; એટલે વસ્ત્રાલંકારથી નહીં; પણ મનથી. ગમે એવી ખાટી કેરીને, એકાદ વરસ ચાસણીમાં બોળી રાખીએ; તો તે કેરી ખાટી મટીને, મીઠી થાય; તેમ માણસને સત્સંગમાં બોળી રાખીએ; તો દેવ બને. અભિમાન સાથે જીવને અનાદિની ઓળખાણ છે. શૂરાના શૂરાતનને, દાનીના દાનને, જ્ઞાનીના જ્ઞાનને, પંડિતની પંડિતાઇને, કુળવાનના કુળને, અને સગાના સગપણને, જો કોઈ ઝાંખું પાડતું હોય; તો તે અભિમાન છે. તેનો સંચાર એટલો બધો ચપળતા ભરેલો છે કે–ડાહ્યાને પણ ન સમજણ પડે; એવી રીતે, તેના હૃદયમાં તે પેસી જાય છે. કલ્યાણની પરવાવાળાએ–નિર્વાણની પરવાવાળાએ–અહંકારના દોષ બરાબર જાણી લઈ, ઉંચા પ્રકારની નમ્રતાથી, અહંકારનો નાશ કરવો. નહિં તો–સત્સંગમાં પંડિ-તાઈમાં–ભક્તિમાં–જ્ઞાનમાં–ત્યાગમાં–જ્યાં જુઓ, ત્યાં–અહંકાર તો ખરોજ. જ્યાં પ્રભુની પૂર્ણ કૃપા હોય; ત્યાંજ તે ન હોય. ગૌતમબુદ્ધ કેમ આગળ વધ્યો? કે આમ. માબાપ પાસે પણ જેઓ નમ્ર નથી; તેમનું કલ્યાણ કેમ થાય! સોનું બેઆને શેર મળે; પણ જેના ગજવામાં પાઇ પણ નથી; તે સોનાનો એક કકડો પણ, કેમ લઇ શકે!

**अद्वेष्टा सर्वभूतानां**—એમ કહીને, ભગવાને ભક્તોને કહ્યું કે–'ભલે તમે મને ભજો; પણ દ્વેષરહિત પુરૂષ હોય; તેજ મને પ્રિય છે. તેનો હું છઉં-તમારો નહીં. મને તમારે તમારો કરવો હોય; તો પહેલાં દ્વેષનો નાશ કરો. દ્વેષ રહિત થાઓ.

કહો! આ નાણું પણ ગજવામાં છે? જરા વાંધો પડે; ત્યાં દ્વેષ! જાણે તેનું ખોદી નાંખીએ! કોઈ બી. એ.; એમ. એ. થવા, મોટો અભ્યાસ કરે; તેમ ગૌતમબુદ્ધે દ્વેષરહિત થવા, મોટો અભ્યાસ કર્યો. પછી મૈત્રીનો અને કરૂણાનો અભ્યાસ કર્યો. તેમાં પણ તે પહેલે નંબરે આવ્યો. પછી 'નિર્મમ'નો અને 'નિરહંકાર'નો અભ્યાસ કર્યો. તેમાં પણ પાસ! પછી દુઃખ સુખમાં સમાનતા રાખવાનો અભ્યાસ કર્યો; પછી ક્ષમાના વિષયનો પણ અભ્યાસ કર્યો. તેમાં પણ પાસ. બી. એ. થઇએ; કે એમ. એ. થઇએ; મોટા વકીલ, કે મોટા સરજન બનીએ; રાજા બનીએ; કે રાજાઓના પણ રાજા બનીએ; પંડિત બનીએ;

કે પંડિતોના પણ ગુરૂ બનીએ; પણ અદ્વેષનો અભ્યાસ ન કરીએ; અને તેમાં પાસ ન થઇએ; ત્યાં સુધી 'હું જ્ઞાની છઉં'; 'હું ભક્ત છઉં'; એમ કહેવાયજ નહીં. કદિ લોક માને; પણ ભગવાન્ તો માને જ નહીં. ક્રોધ અને તિરસ્કારને જીતવાનો અભ્યાસ, આ સ્કંધના ૨૩મા અધ્યાયમાં, ભિક્ષુ આપણને કરી બતાવશે. ભાગવતની કથા સો વરસ વાંચી અગર સાંભળી; પણ ૯૯ ટકા શ્રોતાવક્તા–કોઇ, તેમાંથી કાંઇ પાળતાજ નથી! નિર્ધનનાં બાળક, હાથી ઉપર સોનાની અંબાડીમાં બેસીને, ફરવાની ઇચ્છા કરે; તે વ્યર્થ છે. આવા ઉત્તમ અભ્યાસનું ફળ કેટલું?–કે–ગૌતમ બુદ્ધે બતાવ્યું–તેટલું! સદાય તે પ્રસન્ન–પ્રસન્ન ને પ્રસન્ન. હજારો લોકો જેને હજી પૂજે છે–સ્તવે છે; અને સંભારે છે. આંબો વાવ્યો; કે તુરત ફળતો નથી. પોષણ પામ્યા પછી, અમુક વરસે તે ફળે છે. તોપણ એમ કહેવુંજ જોઇએ; કે વાવ્યો–તો ઉગ્યો; અને ઉગ્યો, તો–ફાલ્યો–મોર્યો અને ફળ્યો. મીઠી મીઠી કેરીઓના ભારથી લચી પણ પડયો. અનેક લોકો રસરોટલી જમ્યાં; અને રાજી થયાં. તેમ તમે પણ, કાંઇક વાવશો; તો ઉગશે. વળી તેને પોષણ (અભ્યાસ) આપ્યા કરશો; તો તે ફાલશે; મહોરશે અને ફળશે. અનેક ભકતોનાં જીવન, એકજ જન્મે પાકયાં નથી. અનેક જન્મોની કમાણી હોય; ત્યારે આંબો–ત્યારે માનવ અવતાર–અનેક પુણ્યોથી લચી પડે. તેની આંખમાં અમૃત! તેની વાણીમાં કોમળતા!

**तत्र तं बुद्धिसंयोगं, लभते पौर्वदेहिकम् ।**
**यतते च ततो भूयः, संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥** [ગીતા અ. ૬]

અર્થ—કોઈ ઠેકાણે જન્મીને, પૂર્વ દેહમાં પ્રાપ્ત કરેલી બુદ્ધિનો સંયોગ, તેને અનાયાસે આ જન્મમાં થાય છે. આ પ્રમાણે બુદ્ધિનો સંયોગ થતાં, પોતાના કલ્યાણ માટે આગળ પ્રયત્ન કરે છે. [૪૩]

આ દેહે કોઈનું સારૂં કર્યું હોય–પુણ્ય બાંધ્યાં હોય–વ્રતાદિ કર્યાં હોય–અનેકને શાંતિ આપી હોય; તો–જીવનના માર્ગો મોકળા હોય. એટલે—

**बहूनां जन्मनामंते, ज्ञानवान् मां प्रपद्यते ॥ १९ ॥** [ગીતા અ. ૭]

શ્રીકૃષ્ણ કહે છે—'ઘણા જન્મોને અંતે, જ્ઞાનવાન્ બનીને, જીવ મને પામે છે.'

બૌદ્ધ ધર્મના ગ્રન્થો પાલી ભાષામાં છે. તેમાં 'ત્રિપિટક' નામનો ગ્રન્થ મૂખ્ય છે. 'બુદ્ધઘોષ' નામના આચાર્યની અટ્ઠકથાઓ, લગભગ 'ત્રિપિટક' જેટલીજ મહત્ત્વની છે. આ બે ગ્રન્થોમાંથી, 'બુદ્ધલીલા' નામનો ગ્રન્થ, અધ્યાપક ધર્માનંદ કાસંબીએ લખ્યો છે. આ ગ્રન્થના પૂર્વ ભાગમાં બુદ્ધે લીધેલા પૂર્વ જન્મોની સુંદર કથાઓ છે. દસ બાર માળનું મકાન જોઇને, કારીગર, તે મકાનના પાયા સામે નજર કરે; તેમ જીજ્ઞાસુ પુરૂષને બુદ્ધના પૂર્વ જન્મો જાણવાની ઇચ્છા થાય. બુદ્ધ ભગવાન્ સંબંધી ઘણી વાત કરી. હવે બસ!

કલ્કી ભગવાન્—તે દસમો અવતાર. શ્રીમદ્ ભાગવતના બારમા સ્કંધમાં, બીજા અધ્યાયમાં શ્રી શુકદેવજી કહે છે કે–" શંભલ નામના ગામમાં, 'વિષ્ણુયશા' નામના મહાત્મા બ્રાહ્મણના ઘરમાં, કલ્કિ ભગવાન્ પ્રગટ થશે. જગત્‌ના પતિ, શીઘ્ર ચાલનારા ઘોડા ઉપર બેસીને, રાજાઓના વેશથી ઢંકાએલા કરોડો ચોરોને મારશે. [૧૮–૨૦]."

હવે શ્રીશુકદેવજી ઉપસંહાર કરે છે—

**एवं विधानि कर्माणि, जन्मानि च जगत्पतेः ॥**
**भूरीणि भूरियशसो, वर्णितानि महाभुज ॥ २३ ॥**

**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे चतुर्थोऽध्यायः ॥**

અર્થ—હે મોટા રાજા! જગત્‌ના પતિ ભગવાનનાં આવા પ્રકારનાં, ઘણાં કર્મોનું અને ઘણા જન્મોનું, વર્ણન કરવામાં આવ્યું છે. [૨૩]

૨૩ વિવેચન—

**મૂર્તિપૂજા**—ભગવાનના અવતારોની કથા કેમ આવી? તે ભૂલ્યા હો; તો સાંભળો—ત્રીજા અધ્યાયમાં નિમિરાજાએ, કર્મયોગ સંબંધી યોગેશ્વરોને પૂછ્યું. 'આવિર્હોત્ર નામના યોગેશ્વરે' સકામ નિષ્કામ કર્મમાર્ગની વાત કરીને, દેહાદિક અહંકારરૂપ બંધન તોડવા માટે, ભગવાનની મૂર્તિની પુજા કરવાની ભલામણ કરી. [શ્લોક ૪૮]. પછી આ અધ્યાયની શરૂઆતમાં નિમિએ કહ્યું કે-"મૂર્તિઓના પૂજન માટે, ભગવાનના અવતાર જાણવા જોઇએ; અને ભગવાનની સ્તુતિ કરવા માટે, ભગવાનના ગુણ તથા કર્મ જાણવાં જોઇએ; માટે તે કહો." તેનો જવાબ દ્રુમિલ નામના યોગેશ્વર આપે છે એટલે આ વ્યાખ્યાનનો મૂળ વિષય, મૂર્તિ-પૂજા છે; તે સંબંધી ત્રીજા અધ્યાયમાં થોડી વાતો આપણે કરી છે. હજી થોડી સાંભળો—

મૂર્તિઓ પાષાણાદિની બની છે; પણ તે હવે પાષાણાદિ નથી. કારણકે પાષાણાદિ માયીક પદાર્થોને ભજવાથી, માણસ નરકે જાય છે; અને મૂર્તિઓને ભજવાથી, માણસ મોક્ષ પામે છે; તે વાત દરેક ધર્મમાં સિદ્ધ થઇ ગએલી છે. મૂર્તિપૂજનમાં એવી કાંઇક ચમક-ચમત્કાર અથવા યુક્તિ છે કે-દેવ જેવા પવિત્ર અંતઃકરણ વાળાને, મૂર્તિમાં દેવ દેખાય છે; અને પાષાણ જેવા અપવિત્ર-અસંસ્કારી-પુરૂષોને, મૂર્તિમાં પાષાણજ દેખાય છે. આપ ડાહ્યા થઈ જઇએ; તો જગત્ ડાહ્યું છે; અને આપ ગાંડા થઇ જઇએ; તો જગત્ ગાંડું છે. આપ દેવ થઇ જઇએ; તો મૂર્તિ દેવ છે; અને આપ પાષાણ થઈ જઇએ; તો મૂર્તિ પાષાણ છે. ગૌતમબુદ્ધના નખને અને તેમનાં અસ્થિ (હાડકાં) ને દાટીને, અને તે ઉપર સ્તૂપ (સ્થંભ) ચણીને, પ્રજાએ તેનાં પૂજન કર્યાં. મુસલમાનો મરી ગએલાને દાટીને, તે ઉપર કબર બાંધે છે; અને તે કબરનું, વસ્ત્ર, પુષ્પ, ધૂપ, દીપાદિથી પૂજન કરે છે. ખ્રીસ્તિઓ, યાહુદીઓ અને એવા બીજા પણ, કબરને પૂજે છે. વળી મુસલમાનો ચાંદ તારાની મૂર્તિને માન આપે છે. સાધુ સન્યાસી પણ, મૂવેલાને દાટીને, તે ઉપર ઓટલો બનાવી, ઓટલા ઉપર શિવલિંગ સ્થાપીને, તેનું પૂજન કરે છે. દ્રવ્યની સગવડ હોય; તો તે ઓટલા ઉપર શિવાલય બંધાવે છે. દેહ કે જે નશ્વર વસ્તુ છે; અને તે પણ જીવ વિનાનું (શબ) છે; તે દેહ, ઉપલી તમામ બાબતોના મૂળમાં છે. શબને દેવ માનીને પૂજે છે; તેના કરતાં, દેવને દેવ માનીને પૂજે, તે કોઇ પણ પ્રકારે ખોટું ગણાય નહીં. એટલે હિંદુઓએ રામકૃષ્ણાદિ જે દેવ તરીકે આવ્યા-તેમનાં પવિત્ર કૃત્યો જોઇને, તેમને દેવ માન્યા. તે ગયા પછી, તેમની મૂર્તિઓ બનાવીને, તેમને પૂજે; તો તેમાં કોઇ પણ

---

૨૩ પદચ્છેદ—**हे महाभुज !** હે મોટા રાજા! **जगत्पतेः**-જગત્‌ના પતિ ભગવાનના. **भूरियशसः**-મોટી કીર્તિવાળા ભગવાનના. **एवं विधानि**-આવા પ્રકારનાં. **भूरीणि कर्माणि च जन्मानि**-ઘણાં કર્મો અને ઘણા જન્મો. **वर्णितानि**-વર્ણન કરાએલાં છે.

પ્રકારનો દોષ ગણાય નહીં. આપણા માતાપિતાની છબી, વળી તેઓ જગમાં મોટા દેશ નાયક હોય; તો તેમનાં બાવલાંને આપણે પૂજીએ છીએ. ત્યારે રામકૃષ્ણાદિ-જે જગતના માતાપિતા, અને અકળાએલા જગતને મોટી આફતમાંથી બચાવનારા, અનેક અસુરોનો નાશ કરીને, સત્પુરૂષોને શાંતિ આપનારા, તે રામકૃષ્ણાદિની મૂર્તિઓને પૂજીએ; તો તેમાં કાંઈ દોષ નથી-તેમાં ઘેલછા પણ નથી. સ્તૂપોને, કબરોને અને બાવલાને પૂજવામાં માત્ર એકલો પૂજ્યભાવ છે. મૂર્તિઓને પૂજવામાં બે ભાવ છે. પૂજ્યભાવ અને પછી ધ્યાનભાવ. મૂર્તિને સારી રીતે શણગારવાનો હેતુ, એટલોજ છે કે-તે મૂર્તિ આપણા મનને ગમે. મનને ગમે; તે ધ્યાનમાં તુરત આવે.

**श्रेयो हि ज्ञानमभ्यासज्, ज्ञानाद्ध्यानं विशिष्यते** ॥ [ગીતા અ. ૧૨-૧૨]

[અભ્યાસથી જ્ઞાન ઉત્તમ છે. અને જ્ઞાનથી ધ્યાન ઉત્તમ છે.]

મૂર્તિઓ અને મૂર્તિઓના શણગારનો શુભ હેતુ, સમજવા જેવો છે. જે નથી સમજ્યા; તે અંધારે અફળાય છે. મૂર્તિપૂજા કેમ નિંદાય છે?-મૂર્તિઓની બાબતમાં સંભાળવા જેવું એ છે કે-મૂર્તિઓને નામે આવતા દ્રવ્યમાંથી, મોજમજા-માલમિષ્ટાન-કોર્ટોમાં જઘડા-વિગેરેમાં ખર્ચ ન થવું જોઇએ. અત્યારે મૂર્તિઓને નામે હિંદુઓને મોટી આવક છે. તો પણ હિંદુઓ, એક પણ સનાતની ગુજરાતી સ્કુલ, અગર હાઇસ્કુલ કરી શક્યા નથી; ત્યારે હિંદુવિદ્યાલયની વાત તો, ક્યાં કરીએ! અત્યારે જે આ નિશાળો દેખાય છે; તેમાં હિંદુઓની મોટી મોટી રકમ-મોટી મોટી મદદ-છે; તોપણ તે નિશાળો, આપણી રહી નથી. તેમાં ભણીને છોકરાઓ અને છોકરીઓ-૮૦-૯૦ ટકા-ઉદ્ધત અને અનાચારી બન્યા છે. તે દિકરા આપણા, તોપણ આપણને માનતા નથી. આપણા દેવને, કે આપણાં શાસ્ત્રને પણ માનતા નથી. આ દુઃખ આપણે પૈસે, આપણે ખરીદ્યાં છે. મંદિરો વાળા, બચેલા પૈસાને, મોજમજા વિગેરેમાં વાપરવા લાગ્યા; અને ગૃહસ્થો, બચેલા પૈસાને, આવાં ધર્મભ્રષ્ટ જાહેરસ્થાનોમાં વાપરવા લાગ્યા. તેનું જે પરિણામ આવ્યું; તે આપણે સૌ જોઇએ છીએ. (જ્યાં કોમીવાદના કજીયા; ત્યાં આખી પ્રજા માટે, બધાં જાહેરસ્થાનો છે; એમ માની શકાય નહીં.) હજી બે પાંચ આંગળ દોરડું હાથમાં છે; ત્યાં સૌ સમજી જાય; તો ઘડોને દોરડું બેઉ બચે; નહિ તો ઘડો ને દોરડું બેઉ કુવામાં!

આપણે મૂર્તિઓ સંબંધી વાત કરીએ છીએ. આપ સૌ ઠેકાણે છોને? ચૌટે જઇને બેઠા નથી ને? અગર ઘરે જઇને બેઠા નથી ને? દેહ અહીં અને મન ત્યાં! એમ નથી ને? × × × × સાંભળો ત્યારે—

દરેક દેશમાં મૂર્તિપૂજા જેવું, કાંઇક કાંઇક છે. સુખને પ્રાપ્ત કરવા, અને દુઃખને ખસેડવા, મનુષ્યો પ્રયત્ન કર્યા કરે છે. પોતાના પ્રયત્નમાં મનુષ્યો ફાવતા નથી; અને અવળુંજ થાય છે; ત્યારે ફરી પ્રયત્ન કરે છે; એમ બે ચાર પાંચ વખત, અવળું પરિણામ આવે છે; ત્યારે તેમને ખાત્રી થાય છે કે-દૈવ-ઇશ્વર-એવી કોઇ અદૃશ્ય શક્તિ છે. માંદાને બચાવવા, એકલાખ અને એકાવન હજાર ડૉકટરોને તેડે; પણ માંદો સાજો થાય નહીં. ત્યારે ડૉકટરો, માંદો અને માંદાની માવજત કરનારાં સૌ, એમજ કહે કે-'પ્રભુ બચાવે; તો બચે.' એટલે પ્રભુ જેવી કોઇ અદૃશ્ય શક્તિ, દિલાસા રૂપે, વચ્ચે આવે છે. એ અદૃશ્ય શક્તિને, પોતાના તર્કોથી, અગર સંતશાસ્ત્રની સલાહથી, અનેક રીતે કલ્પીને, તે તે દેવોની મૂર્તિઓ બનાવી હોય; એમ જણાય છે. દરેક દેશો સંબંધી સાંભળો—

**મિસરદેશ**—પ્રાચીનતામાં ભરતખંડથી, તે બીજે નંબરે છે. ત્યાંના વતનીઓ સૂર્યની મૂર્તિ બનાવીને પૂજતા હતા. તે મૂર્તિના હાથ પગ મનુષ્ય જેવાં; મુખ વિચિત્ર પક્ષી જેવું; તે પક્ષીને માથે સૂર્યની આકૃતિ જેવું ગોળ ચક્ર, એને તે સાથે એક સર્પનું ચિન્હ હતું. મીસરી ભાષામાં સૂર્યને 'રા' કહે છે. (કચ્છ કાઠીયાવાડના કેટલાએક રાજાઓને 'રા' લખાય છે. 'રા' એટલે સૂર્ય જેવા પ્રભાવશાળી. નીકટના સંબંધને લીધે આ શબ્દ ત્યાંથી આવ્યો હોય.) જેમ વિષ્ણુના સહસ્ર નામ છે; તેમ મિસરમાં સૂર્યના સહસ્ર નામ છે. આ સિવાય 'આસાયરિસ' (યમદેવ) નામના દેવને, તેઓ પૂજતા હતા. 'આસાયરિસ' પોતાની બ્હેન 'આયસીસ'ને પરણ્યો હતો; એમ તેમનું ધર્મશાસ્ત્ર કહે છે. તેઓ ચંદ્રને પણ પૂજતા હતા. ચંદ્રની મૂર્તિ—તેના હાથ પગ મનુષ્ય જેવાં, તેનું મુખ અને માથું પક્ષી જેવું; માથા ઉપર પડવાના ચંદ્રનો અને પૂર્ણિમાના ચંદ્રનો આકાર. મીસરવાસીઓ ચંદ્રને 'થાથ' કહે છે. 'અનુબિસ' નામના દેવની મૂર્તિનું મુખ, કુતરાના મુખ જેવું છે. 'નિલ નદીમાં પૂર આવવાની, તે દેવ ચેતવણી આપે છે;' એમ મીસરવાસીઓ માનતા હતા. એક 'આમન' નામના દેવની પણ મૂર્તિ છે. તે મૂર્તિ બેઠી છે. તેના હાથ પગ માણસ જેવાં, અને મુખ અને માથું ભેંશના મુખ જેવું. આ સિવાય બીજી મૂર્તિઓ પણ, ત્યાં પૂજાતી હતી.

**આસિરિયા અને બાબિલોનિયા**—આ પ્રાચીન દેશો છે. તે ટાઇગ્રીસ અને યુફ્રેટીસ નદીઓના કાંઠા ઉપર આવેલા છે. વિદ્યામાં તે આગળ વધેલા હતા. તેઓ જ્યોતિષમાં વધારે આગળ પડતા હતા; તેથી સૂર્ય કરતાં ચંદ્રને અને ગ્રહોને વધારે માનતા હતા. તેઓ 'શનિ'ને 'નિન' કહેતા. નિનની મૂર્તિ બળદના આકારની હતી. તેનું મુખ માણસ જેવું હતું; અને તેના પડખામાં, પાંખો બેસાડતા હતા. (કોઇ પૂછે કે—'આમ કેમ ?' જેવી તેમની માન્યતા.) બાબિલોનનાં રહેવાસીઓમાં પ્રિય દેવ 'ગુરૂ' મનાતો હતો. તેઓ ગુરૂને 'મેરોડાક' કહેતા. આ મેરોડાકનું મહાન મંદિર 'બાબેલ'માં હતું. તેમાં મેરોડાકની મોટી મૂર્તિ રાખવામાં આવતી હતી. તેનો આકાર પણ બળદના જેવો હતો. આ લોકો 'મંગળ'ને પણ પૂજતા હતા. મંગળની આકૃતિ, સિંહ જેવી હતી. પડખે બે પાંખો અને મુખાકૃતિ મનુષ્યના જેવી. મંગળને તેઓ 'નિગ્રલ' કહેતા હતા. શુક્રના ગ્રહને 'ઇસ્ટિર દેવી' તેઓ કહેતા હતા. 'અષ્ટરેથ' અથવા 'આકાશની રાણી' એવાં પણ તેનાં નામ છે. બુધને તેઓ 'નેબો' કહેતા. તે જ્ઞાનદાતા છે; એમ તેઓ માનતા હતા. તેઓ ગરૂડને પણ પૂજતા હતા. તેઓની ભાષામાં ગરૂડને 'નિસરાક' કહેતા હતા. ગરૂડની મૂર્તિ ઉભી માણસ જેવી છે. હાથ પગ માણસ જેવાં, મુખ પક્ષી જેવું, નાક લાંબુ. ઇસ્લામની સ્થાપના પહેલાં, આરબો પણ ગરૂડને બહુ પૂજતા હતા.

**ફિનીશિયા અને કાર્થેજ**—ભૂમધ્ય સમુદ્રના પૂર્વ કિનારા ઉપર, ફિનિશિયાના પ્રાચીન લોકો વસતા હતા. ત્યાંથી ઉત્તર આફ્રિકામાં 'કાર્થેજ' નામનું શહેર વસાવી, તેઓ ત્યાં રહ્યા. આ લોકો અસંખ્ય દેવ દેવીઓને માનતા હતા. અને તે દેવોની અસંખ્ય મૂર્તિઓને પણ માનતા હતા. તે દેવોમાં મૂખ્ય દેવને તેઓ 'બાલ' કહેતા હતા. અને મૂખ્ય દેવી અષ્ટરેથ—આકાશની રાણી—ઇસ્ટર દેવી—શુક્રનો તારો—હતી. 'દાગોન' નામના તેમના દેવનો આકાર, માછલી જેવો હતો; અને મુખ માણસના જેવું હતું. તેઓ 'શનિ'ને પૂજતા હતા. તેમની ભાષામાં 'શની'ને 'મોલાક' કહેતા હતા. તેની પીતળની પોલી મૂર્તિને, ગરમ બનાવીને, તેને મનુષ્યોનું બલિદાન આપવામાં આવતું હતું. [સાંભળો છોને ?—આવું પણ હતું.]

**ઓશિઆનિયા**—પાસિફિક મહાસાગરમાં ઓશિઆનિયાના બેટોમાં, પ્રાચીન કાળે મૂર્તિપૂજા હતી. તેમનો વિષ્નો દેવ માણુસની આકૃતિ જેવો હતો; છતાં ઘણોજ કદરૂપો હતો. ન્યુઝીલૅંડના પ્રાચીન અવશેષો કહે છે કે અહીં પણ મૂર્તિપૂજા હતી.

**ચીન જાપાન**—ત્યાં મૂખ્ય મૂર્તિઓ બુદ્ધની છે. તે ઉપરાંત ઘણા દેવદેવીઓની મૂર્તિઓ પૂજાય છે. રોગ શાંતિના દેવની મૂર્તિ, મોટા સમ્રાટ જેવી છે. 'કવાનયિન' નામની દેવી, સંતાન આપનારી મનાય છે. તે દેવીને અનેક દાસીઓ છે, એમ મનાય છે. ઘરમાં ભૂત પ્રેતનો ભય લાગે; તો 'ચારહિરા' નામના દેવની આરાધના, તેઓ કરે છે. 'યુન્ટેન' નામનો દેવ, કાળા વાઘની સ્વારી કરનારો મનાય છે. શત્રુસેનાનો નાશ કરવા માટે, તે દેવની આરાધના કરવામાં આવે છે. વ્યાપારીઓ ધન માટે ધનેશને પૂજે છે. તે ઉપરાંત રસોડાનો દેવ-અન્નપૂર્ણા ત્યાં છે. લગ્નનો દેવ, ખેતિનો દેવ, ભૂમિનો દેવ, ઔષધિનો દેવ, નેત્રનો દેવ, વિગેરે વિગેરે. ચીનની શીતળાદેવી, દેવીના આકારમાં છે. લગ્નના દેવ, મનુષ્યને કાંઈક મળતી બે ઉભી મૂર્તિઓ છે. જાપાનમાં બુદ્ધદેવ પૂજાય છે. બીજી ઘણી મૂર્તિઓ જે પહેલાં હતી; તે હવે અદૃશ્ય થતી જાય છે.

**આફ્રીકા**—લોકો જંગલી છે; તોપણ મૂર્તિપૂજા પ્રબલ રૂપમાં છે. ઘરના બારણા પાસે રોગને રોકનાર દેવની મૂર્તિ રાખવામાં આવે છે. મેઘગર્જનાના દેવની મૂર્તિ પણ છે. તે મનુષ્યાકારની છે. તેને 'શાગો' કહેવામાં આવે છે. મજુગેના દેવની મૂર્તિ, માણુસ જેવી છે. અને માથે લાકડાનો લાંબા કડકો છે. પશ્ચિમ આફ્રિકાના લોકો 'આયફા'ને પોતાનો મૂખ્યદેવ માને છે; અને દરેક કામમાં, તેની આજ્ઞા લે છે. તેનો પૂજારી શુકન જોનારો ગણાય છે.

**ગ્રીસ**—યુરોપમાં ગ્રીસ પ્રાચીન રાજ્ય છે. ત્યાંની પ્રજા પણ પ્રાચીન છે. ત્યાં મૂર્તિઓ પૂજવાનો ઘણો પ્રચાર હતો. ત્યાં સુંદર મૂર્તિઓ બનાવવામાં પણ આવતી હતી. ગ્રીસના 'ઇલીયડ' અને 'ઓડીસી' નામના બે પ્રાચીન ગ્રન્થો, વાંચવાથી ખાત્રી થાય છે કે–તે દેશમાં ઘણાં દેવ દેવીઓ હતાં. મૂખ્ય દેવને ગ્રીસવાસીઓ 'ઝીઉસ' કહેતા હતા. દેવો, 'ઓલિમ્પસ' નામના પર્વત ઉપર રહે છે; એમ ગ્રીકો માનતા હતા. દેવો અંદર અંદર લડે છે; એમ તેઓ માનતા હતા. તેઓ ભૂત પ્રેતની વાતોને પણ માનતા હતા. મરનારને વૈતરણી ઉતરીને સ્વર્ગમાં જવું પડે છે; એમ પણ તેઓ માનતા હતા. આ માન્યતા રોમમા પણ હતી.

**રોમ**—આ પણ યુરોપની પ્રાચીન પ્રજા છે. ત્યાં પણ ઘણા દેવદેવીઓની મૂર્તિઓ હતી. તેમનો મૂખ્ય દેવ 'જ્યુપિટર', પોતાની બ્હેન જ્યૂનોને પરણ્યો હતો. તેમનાથી ઉત્પન્ન થએલ બાળકો, તે એપોલો (સૂર્ય) અને મરક્યુરી (દેવ દૂત). જ્યુપિટરની પુત્રી 'અથેની' અથવા મિનરવાની. આ પુત્રીની જન્મ કથા ચમત્કારવાળી છે. મિનરવાનીને રોમનો જ્ઞાનદેવતા તરીકે પૂજતા હતા. જ્યુપિટરના એક પુત્રને 'વલ્કન' કહેવામાં આવતું હતું. તે વિશ્વકર્માનું કામ કરતો હતો. ગણેશ જેવા દેવને 'જ્યાનસ' કહેતા હતા. યમદેવને 'પ્લ્યૂટો' કહેતા હતા. જ્યુપિટરને વ્યભિચારી દેવ માનવામાં આવતો હતો. તેથી જ્યુપિટરના ભક્તો, વ્યભિચારમાં દોષ ગણતા નહીં. આ પ્રાચીન દેવોને ખ્રીસ્તિઓએ દૂર કર્યા છે; તોપણ કેથોલિક ધર્મમાં-જીસસ ક્રાઈસ્ટની, મેરીની અને તે સમયના ભક્તોની પૂજા ચાલે છે. તેમની મૂર્તિઓને ભેટ ધરાય છે; અને તે મૂર્તિઓ પાસે બાધા પણ લેવાય છે.

દેશદેશની મૂર્તિપૂજાની વાતો સાંભળ્યા પછી, વિચારતાં આવડે; તો વિચારો કે– સાક્ષાત્ નારાયણે બતાવેલો (જુઓ આગળ. અ. ૫ અને અ. ૨૭.) અને ઋષિઓએ પાલન કરેલો પૂજા વિધિ, સૌથી શ્રેષ્ઠ છે. પવિત્રતાથી યુક્ત છે, ભાવથી ભરેલો છે; અને સુવ્યવસ્થિત છે.

**અત્યારે**—ગ્રીસમાં, રોમમાં, બેબીલોનમાં, મિસરમાં, ચીનમાં કે જાપાનમાં, મૂર્તિપૂજા થતી નથી. થાય છે તે જુજ. વિજ્ઞાનના પાઠ ભણ્યા પછી, દેવની મૂર્તિઓમાં શ્રદ્ધા રહેવી મુશ્કેલ છે. મૂર્તિપૂજન એ શ્રદ્ધાનો વિષય છે.

**વીરપૂજા**—જેમ દેવપૂજા, તેમ વીરપૂજા, દેશોદેશમાં થાય છે. એટલે જે પુરૂષોએ દેશને માટે, સમાજને માટે, ભોગ આપ્યા હોય છે; તે વીરોનાં બાવલાં–છબીયો–દરેક દેશમાં પૂજાય છે. કચ્છ કાઠીયાવાડમાં, ગામને પાદર પાળીયા છે; તે પણ વીરપૂજા છે. જેઓએ પોતાના ગામને માટે માથાં મૂકયાં; તેમની તે યાદગીરી છે. વીરોની જયંતિના દહાડા યાદ રાખી, તે દિવસે તેમની પૂજા, કરવી જોઇએ; તથા તે શું હતા ?–તેમણે શું શું કર્યું હતું ?–તે વાતો, ભેળા થએલા લોકો પાસે, કરવામાં આવે; તો સાંભળનારામાંથી, કોઈ કાંઇક થાય. પાળીયા વિગેરેની જયંતિના અમુક દિવસ, યાદ ન આવે; તો દસરાના વીરદિવસે, તે પાળીયાઓની પૂજા કરી, ધામધૂમ કરવી. અત્યારના કાળમાં–થોડું ભણીને, લોકો ઘણા દ્વેષી બની ગયા છે. એક બીજાના દોષ ગણવા બેઠા છે. ખાલી બકવાદ બહુ વધી પડયો છે; તેથી આવું શાંતિનું–ઉત્સાહનું–લાભનું–કામ, બરાબર સમજી શકતા નથી. બસ ! હજી સમજી જવાય; તો ઘણું છે.

**ભક્તજ્ઞાનીપૂજા**—સંપ્રદાયોએ પોતાના સંપ્રદાયોમાં, થએલા ઉત્તમ ભકતોની અને જ્ઞાનીઓની છબીઓ, થોડા વિવેચન સાથે, પોતાના સભામંડપમાં મૂકવીજ જોઇએ. તે નવીન પ્રજાને પ્રોત્સાહ પૂરે છે. ડાકોરમાં, અને ડાકોર જેવા મોટાં દેવસ્થાનોમાં, દેશમાં થઇ ગએલા મોટા ભક્તલોકોની, નાની મોટી છબીઓ, અવશ્ય રાખવી જોઇએ. મંદિરોમાં અઢળક પૈસો ! બહુ સારી વાત છે; હશે તો વાપરશે ! [તેમની ઇર્ષ્યા લગીર પણ હું કરતો નથી.] તેમને અમારી એટલીજ નમ્ર પ્રાર્થના છે કે–તેમણે આ વાત પણ વિચારવી. વિઠોબાના મંદિરનો, અગર ડાકોરના મંદિરનો, પચીસ વરસ ઉપરનો હિસાબ, માગો–તો મળે; પણ પચીસ વરસ ઉપર, કઈ મંડળી નાચતી કુદતી, ત્યાં આવતી હતી; અને તેમાં કયો રઢીયાળો–પ્રભુનો પ્યારો–સૌને સાચવતો સાચવતો–રંગ ઉછાળતો ઉછાળતો–નાચતો કુદતો– જાણે મદ ભર્યો–મકનો હાથી; છતાં નમ્ર–કોમળ; પ્રસંગે પ્રસંગે, બાપાને શરણે ચાલ્યો આવતો હતો; તેની નોંધ ના મળે. [આ તો અમારી નમ્ર પ્રાર્થના છે. બને તો કરવા જેવી છે.] આ વાત તમામ મોટાં મોટાં મંદિરોને, તથા સંપ્રદાયોને લાગુ પડે છે. દર છ માસે (ફાગણની પૂનમે અને આશોની પુનમે) ચોપડાને પાને, આવાં મુબારક નામો નોંધાતાં રહે; તો તે પણ પ્રશંસાપાત્ર છે. સૌએ યાદ રાખવું જોઇએ કે–પ્રભુ આટલી બધી મુંઝવણ વેઠે છે; તે પોતાનાં–નાચતાં કુદતાં–નાનાં બાળકો માટે—

ચોપાઈ—તુમ સરિખે સંત પ્રિય મોરે, ધરૈં દેહ નહીં આન નિહોરે.

બસ ! ઘણી વાતો કરી. દેશોદેશની મૂર્તિપૂજા, વીરપૂજા અને ભક્તજ્ઞાનીની પૂજા– ત્રણે સંબંધી, ઘણી વાતો કરી. મૂર્તિપૂજા બહુ વગોવાય છે; તેનું કારણ પણ જણાવ્યું.

મૂર્તિપૂજાને જેમ બને તેમ ઓછી ખર્ચાળ અને પૂર્ણ ભાવવાળી કરો. વધેલા-બચેલા પૈસાનો ઉપયોગ, ધર્મની આફત હઠાવવા કરો.

અત્યારે કામ, ક્રોધ અને લોભ-ત્રણે ફાટી નીકળ્યા છે. (૧) કન્યાઓનાં હરણ, પરણેલીનાં પણ હરણ, વિધવાનો મોજશોખ; અને પુનર્લગ્નની નિર્ભયતા, છૂટા છેડાનો સ્વચ્છંદ, મિત્ર થઇને મિત્રની સ્રીને ફસાવે; સાથે ભણતાં ભણતાં-ભાઈબ્હેન જેવાં-એકબીજાંને પરણવા લલચાય; પંડિતાઇની ટોચે બેઠેલા પ્રોફેસરો, વિષય સુખ માટે, પુત્રી સમી શિષ્યાઓને ફસાવે-પરણે; નાનેથી મોટા કરનારાં, માતાપિતાનો, સ્વછંદ માટે ત્યાગ, અગર તિરસ્કાર. અનેક રોગો-અનેક દવાખાનાં-તન મન અને ધનની બરબાદી. આ બધો કામનો ઉપદ્રવ છે. (૨) જ્યાં જુઓ ત્યાં ઘડી ઘડીમાં કજીયા: એકબીજાનાં ખૂન; અને આપઘાત! કોરટો અને વકીલો આબાદ; અને કજીયાખોર પાયમાલ. એ તમામ ક્રોધનો ઉપદ્રવ છે. (૩) ખોટા લાભ દેખાડી, કામ સાધી લેવું; આપત્તિમાં જોઇએ; તો પાંચ પચીસ લેવા; અને પછી પાછા માગે; ત્યારે લડવું; વિશ્વાસ આપી વેપાર કરવો; અને અંદર દગો દગો અને દગો. તેલમાં ભેગ; ઘીમાં ભેગ; દુધમાં ભેગ-જ્યાં મળે ત્યાંથી નફ઼ોજ લેવો! ભાઇ ભાઇમાં પણ દગો. આ બધો લોભનો ઉપદ્રવ છે. કામ ક્રોધ અને લોભ-ત્રણે ફાટી નીકળ્યા છે. જેમ ત્રિદોષ વાળો રોગી, ગમે તેમ બકવાદ કરે; તેમ કામ ક્રોધ અને લોભથી ઘવાએલો, બકવાદ કરે. તુલસીદાસ કહે છે કે-'પંડિત સોઇ, જો ગાલ બજાવા.' દેશમાં ડાહ્યા કોણ? કે-બકવાદ કરનારા! આ રોગની દવા, કોઈ પાસે નથી; સર્જનો પાસે નથી; લશ્કરના મોટા મોટા કમાંડરો પાસે પણ, નથી. આ રોગની દવા, સંત શાસ્રો અને મૂર્તિઓ પાસે છે. આ ત્રણને સાચી રીતે, જે પુરૂપ સેવે; તે પુરૂપ, તે ત્રણથી બચી શકે છે. [આ રોગ એકલા હિંદુ ધર્મમાંજ નથી. બધે પ્રસરી ગયો છે.] બુલંદ અવાજથી બોલવું; શાસ્રોના અનેક આધારો ટાંકીને ઉપદેશ કરવો; તે સહેલું છે; પણ તે પ્રમાણે પાળવું; તે અઘરૂં છે. આ વાત અનેક ઉપદેશકો, ૯૮ ટકા સમજતા પણ નથી. સમાજને માટે જેને, જરા પણ લાગણી હોય; ધર્મને માટે જેને જરા પણ, પરવા હોય; તેવા સંત, સાધુ, સન્યાસી, બ્રાહ્મણ, આચાર્ય, મહંત, માસ્તરો, અને દેવ મંદિરના પૂજારીઓ-સર્વેએ, તનતોડ મહેનત કરવાની, હાલ જરૂર છે. ૯૦ ટકા સમાજને, ધર્મ પ્રત્યે, દેવમંદિરો પ્રત્યે, સાધુ બ્રાહ્મણ અને આચાર્ય પ્રત્યે, ઘણોજ તિરસ્કાર છૂટયો છે. તેનો દોપ બીજાને દઇએ; તે પહેલાં આપણે કહેવું ઘટે છે કે-તે બ્રાહ્મણનો, સાધુઓનો અને આચાર્યોનો પોતાનો પ્રમાદ છે. તે તેમનો પોતાનો વૈભવ, અને તેમની પોતાની મોજમજા છે. તેમનું પોતાનું અનેક બાબતોનું અજ્ઞાન છે.

બ્રાહ્મણને સંધ્યાવંદન અને પવિત્રતા ગમે નહીં; બ્રાહ્મણને શાસ્રોનું અને શ્રીહરિનું શરણ ગમે નહીં. બ્રાહ્મણને ઘડી ઘડીમાં ક્રોધ થઇ આવે; તેમાં તેમનોજ વાંક ગણાય. વૈરાગ્યનાં બણગાં ફૂંકનારા-સાધુ સન્યાસીઓના ઓરડામાં, છત્રીપલંગ-મચ્છરદાની, હિંચકા અને સુંવાળા કોચ! ઉપર ઉપરથી આસ્તીકતા, અંદરથી સંપૂર્ણ નાસ્તીકતા-જાણે અજાણે સનાતનના છૂપા શત્રુઓ! આ વાંક સાધુ સન્યાસીઓનોજ ગણાય! તેઓ કયાં છે; તે બીજા કોઇને કહેવાની જરૂર નથી-એવો અમારો આગ્રહ પણ નથી. આ કાંઇ દોપદર્શન નથી. આ તો અમારી નમ્ર પ્રાર્થના છે; કે હવે બસ કરો. તેઓએ પોતે, પોતે કયાં છે? તે જાણવુંજ જોઇએ-સમજવું જ જોઇએ. પ્રભુ બધું દેખે છે.

ભયંકર કેસમાં હોશીયાર વકીલો કામ આવે; તેમ ધર્મની આ ભયંકર આફત વખતે, આપ-હોશીયાર સાધુ, બ્રાહ્મણ, અગર આચાર્ય હો; તો-ચાલ્યા આવો! હોશીયાર એટલે-પરમ વૈરાગી; અને અત્યારના દેશકાળને બરાબર સમજનારો વિદ્વાન્. ઘડી ઘડીમાં ખાટો થઈ જાય; એવો ક્રોધી નહીં; પણ શાંત અને સુશીલ. જવાબ આપવામાં નમ્ર અને દક્ષ. [ આ તો અમારી નમ્ર પ્રાર્થના છે. કાન હોય; તો બરાબર સાંભળી લેજો; હૃદય હોય; તો બરાબર વિચારી લેજો; અને શકિત હોય; તો કાંઈક કરી લેજો. સૌને માટે મેદાન ખુલ્લું છે.] પ્રથમ તો જ્યાં છો; ત્યાંજ સુશીલ બની જાઓ; તમે શું છો; તે સમજી જાઓ. જીવનમાં જે કાંઈ વાંકું ચૂકું દેખાતું હોય; તેને સુધારી લ્યો. એટલે કામી હો; તો 'ભોગ રોગનાં ઘર છે.' એમ સમજી, કામને ઓછો કરો; ક્રોધી હો-તો-'આ ભંગી છે;' એમ સમજી; ક્ષમાના બળથી, ક્રોધને ઓછો કરો; લોભી હો; તો-'સર્વ પાપનું મૂળ લોભ છે;' એમ સમજી; લોભને ઓછો કરો. વકીલ-ડોકટર કે વૈદ્ય હો; તો અવાર નવાર વિચારતા રહો કે-'ડગલે અને પગલે પ્રપંચ રમું છઉં; તે ભાર મારે માથે છે.' બ્રાહ્મણ હો-તો મનને મનાવી લ્યો-કે-'વિદ્યા અને તપ માટે અહીં આવ્યો છઉં; સંસારમાં કૂટાવા નહીં!' સાધુ કે સન્યાસી હો-તો તમારા પોતાના મનને, ખખડાવીને કહી દ્યો કે-'કંચન કામનીનો ત્યાગ થયા વિના, આ બધું ફારસરૂપ છે; પોતાને અને અન્યને ઠગવારૂપ છે.' અન્ય વર્ણો માટે પણ એમજ છે. પોતે પોતાને સંભાળી લ્યો; તોપણ ઘણું છે.

ભગવાનના જન્મ કર્મ અનેક છે. પણ આંખમાં કણાં પડયાં હોય; તે જેમ સૂર્યને દેખતા નથી; તેમ ઉપર જણાવેલાં કણાં પડયાં હોય; તે ભગવાનને અને ભગવાનનાં અનેક જન્મ કર્મને દેખતા નથી. ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના, એકાદશ સ્કંધનો ચોથો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ. બોલો શ્રી રામચંદ્ર દેવકી જય; શ્રી કૃષ્ણચંદ્ર દેવકી જય. હર હર મહાદેવ હર. આસપાસ બેઠાં હોય; તે સૌને ઘણાજ હેતથી જય શ્રીકૃષ્ણ કહેશોજી. શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન૦

**અમદાવાદ.** મોક્ષમંદિર. સંવત ૧૯૯૨ શ્રાવણ. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

# એકાદશ સ્કંધ

## અધ્યાય ૫ મો.

**વિષય**—આ પાંચમા અધ્યાયમાં-ભક્તિ રહિત લોકોની શી ગતિ થાય છે; અને યુગયુગમાં પૂજાનો વિધિ કેવો હોય છે. તે સંબંધી પ્રશ્નો, અને તેના ઉત્તરો સંબંધી કથા કહેવાશે.

નિમિ રાજા પૂછે છે—

**राजोवाच ॥**

**भगवन्तं हरिं प्रायो, न भजन्त्यात्मवित्तमाः ॥**
**तेषामशान्तकामानां, का निष्ठाऽविजितात्मनाम् ॥१॥**

---

૧ પદચ્છેદ—**हे आत्मवित्तमाः**-હે મોટા બ્રહ્મવેત્તાઓ! **ये**-જે લોકો. **प्रायः**-ઘણુ

**અર્થ—જેમણે પોતાના મનને જીત્યું નથી; અને (તેથી) જેમની તૃષ્ણાઓ શાંત થઇ નથી; એવા કેટલાએક માણસો, ઘણું કરીને પરમાત્માને ભજતા નથી. ત્યારે તેમની ગતિ કેવી થતી હશે? [૧]**

૧ વિવેચન—

વિઘ્નો–શેઠનો સ્વભાવ કેવો છે; તે સારા અનુભવી ગુમાસ્તા સારી રીતે જાણે છે. રાજાનો સ્વભાવ કેવો છે; તે અનુભવી હજુરી સારી રીતે જાણે છે. ધણીનો સ્વભાવ કેવો છે; તે ડાહી વહુ સારી રીતે જાણે છે. તેમ ભગવાનનો સ્વભાવ કેવો છે; તે પોતાના પરમ ભકતો, સારી રીતે જાણે છે. સ્વભાવ જાણ્યા પછી, તે તરફથી અપાતા દુઃખનો નિકાલ, સહેલાઇથી અને મરદામીથી કરી શકાય છે. આવા ભકતોના દ્દષ્ટાંતમાં–બલી રાજાએ પોતાનું સર્વસ્વ આપી દીધું; તોપણ નાગપાશથી તેને બાંધ્યો. તો તે પણ હા. મુરધ્વજે માથું વહેરાવ્યું; સુધન્વા તેલની તાતી કઢામાં પડયો; સગાળશાહે પુત્ર વધેર્યો; મીરાંએ અરધી રાત્રે ઘર ત્યાગ કર્યો. આ તો મોટા મોટા મારથીઓની વાત કરી; પણ આપણા જેવા–રઝતા ખડતા જે–પ્રભુને રસ્તે ચાલ્યા જતા હોય; તેમને પણ, પ્રભુ ખખડાવે–વિઘ્નો નાંખે. ઇશ્વિર–એવી સત્તા આપણે માથે છે; વળી તે સંપૂર્ણ દયાળુ અને કૃપાળુ છે. તથા આપણાં કરેલાં કર્મ આપણે ભોગવવાંજ પડે; એવી જો ખાત્રી હોય; તો તે તરફથી આવતાં વિઘ્નો સહેલાઇથી સમજી શકાય. જે સહેલાઇથી સમજી શકાય; તે કાંઇક સહેલાઇથી વેઠી પણ શકાય. આપણાં પાપ એટલાં બધાં છે; કે–દૈવી કોપને, આપણામાંના ૯૮ ટકા, સમજી જ શકતાં નથી. રૂડા પુરૂષને મળીને, તેનો ઉકેલ પણ આપણે કરતાં નથી. કદિ રૂડા પુરૂષ મળે; પણ મન એવું ટેવાઇ ગયું છે કે–તેને કોઇ ઠેકાણે વિશ્વાસ નહીં–શ્રદ્ધા નહીં. 'બસ! હું જ ડાહ્યો'; એવું ભૂત ભરાઈ ગયું હોય છે. એટલે રૂડા પુરૂષ ગજવામાં હોય; પણ શ્રદ્ધા વિનાના પુરૂષને, તે નકામા છે.

દાદરો સિદ્ધો ઉભો; પણ હાથમાં દોરડું હોય; તો સહેજ સહેલાઇથી ચડી શકાય. તેમ વિઘ્નોનો ત્રાસ ઘણો લાગે; પણ પોતાના ઇષ્ટદેવરૂપી દોરડું, હાથમાં હોય; તો તે આધારે આધારે–વિઘ્નો ઉપર પગ મૂકાય.

જે પુરૂષો, ભગવાન્ એવી કોઇ વસ્તુને માનતાજ નથી; તેઓ પોતાના મનને સ્વચ્છંદી બનાવી દે છે. અને તેથી તેઓની તૃષ્ણાઓ વધી પડે છે. પરિણામે તેઓ ભગવાનને ભજતા પણ નથી. ત્યારે તેમની શી ગતિ થાય છે?–એમ નિમિ રાજાનો પ્રશ્ન છે.

મન મિત્ર અને મન દુશ્મન–પડતાં પડતાં પડી જવાય; અને ચડતાં ચડતાં ચડી જવાય. એવો સંસારનો ક્રમ છે. તે પ્રમાણે જે સ્ત્રીપુરૂષો પોતાનાં મનને અનાચારી–વ્યભિચારી-સ્વેચ્છાચારી-ધીમે ધીમે બનવા દે છે; તેમનુ મન તેવું બની જાય છે. તથા જે સ્ત્રીપુરૂષો, પોતાનાં મનને સદાચારી–અવ્યભિચારી–અસ્વેચ્છાચારી–એટલે સંયમી –ધીમે ધીમે બનવા દે છે; તેમનું મન ધીમે ધીમે તેવું બની જાય છે.

---

કરીને. **भगवंतं हरिं न भजंति**–પરમાત્માને ભજતાં નથી. **तेषां अविजितात्मनाम्**–જેમણે પોતાના મનને જીત્યું નથી તેઓની. **अशांतकामानां**–અને તેથી જેમની તૃષ્ણાઓ શાંત થઇ નથી તેઓની. **का निष्ठा**–શી ગતિ થતી હશે?

ચમસ નામના યોગેશ્વર, તેનો જવાબ આપે છે—

चमस उवाच ॥

मुखबाहूरुपादेभ्यः, पुरुषस्याश्रमैः सह ॥
चत्वारो जज्ञिरे वर्णा, गुणैर्विप्रादयः पृथक् ॥२।

અર્થ—'ચમસ' નામના આઠમા યોગેશ્વર કહે છે કે–'નારાયણના મુખ, હાથ, સાથળ અને પગમાંથી અનુક્રમે, બ્રાહ્મણ આદિ ચાર વર્ણો, **પોતપોતાના ગુણોની સાથે જુદા જુદા** ઉત્પન્ન થયાં છે. અને ચાર આશ્રમો પણ ઉત્પન્ન થયા છે. [૨]

૨ વિવેચન—

**વર્ણાશ્રમવ્યવસ્થા**—આ શ્લોક યજુર્વેદની રૂદ્રીના બીજા અધ્યાયના ૧૧× ને બરાબર મળતો છે. એટલે ભાગવત જે કાંઇ કહે છે; તે વેદાનુંજ કહે છે.

**गुणैः सह प्रथक्**—વર્ણો જન્મોથીજ જુદાજુદા છે. એટલે તે જન્મો, ગુણે કરીને જુદા જુદા જણાય છે. એટલે જન્મ થયા પહેલાં, તેતે વર્ણોના ગુણો, તેમાં સમાઇને રહેલાજ હોય છે. જન્મ્યા પછી, તેતે ગુણોનો વિકાસ થાય છે.

વર્ણો જન્મથી છે, કે ગુણથી ?—આવો પ્રશ્ન, આજ ઘણા સમયથી કુટાય છે. જેમ વડલાના બીજમાં વડલાના ગુણો સમાઇને રહ્યા છે; આંબાના ગોટલામાં આંબાના ગુણો સમાઇને રહેલા છે; મરચાના બીજમાં મરચાં સમાઇને રહ્યાં છે. પશુઓમાં પણ બળદના વીર્યથી ગાયમાં બળદ, પાડાના વીર્યથી ભેંશમાં પાડો; સિંહના વીર્યથી સિંહ, અને ગધેડાના વીર્યથી ગધેડું પેદા થાય છે. પક્ષીઓમાં પણ–ચકલાના વીર્યથી ચકલીમાં ચકલો; પોપટના વીર્યથી પોપટીમાં પોપટ, હોલાના વીર્યથી હોલો; અને કાગડાના વીર્યથી કાગડો ઉત્પન્ન થાય છે. પશુ પક્ષીઓની જેવી વીર્યસૃષ્ટિ છે. તેવીજ મનુષ્યોની પણ વીર્યસૃષ્ટિ છે. પશુ પક્ષી જેમ ઉંચા નીચાં ગણાય છે; તેમ મનુષ્યો પણ ઉંચાં નીચાં ગણાય છે. જેવું જેનું વીર્ય; તેવું તેનું ફળ. બ્રાહ્મણોના વીર્યથી બ્રાહ્મણીમાં બ્રાહ્મણ; ક્ષત્રિયોના વીર્યથી ક્ષત્રાણીમાં ક્ષત્રિય, વૈશ્યોના વીર્યથી વૈશ્ય, અને શૂદ્રોના વીર્યથી શૂદ્રો ઉત્પન્ન થાય છે. ઉપનયનાદિ સંસ્કારથી બ્રાહ્મણપણું આદિ વિકાસ પામે છે.

વીર્ય વર્ણાંતરમાં નાંખવામાં આવે; તો વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય. જેમ ઘોડાનો અને ગધેડીનો સંગ થતાં, ખચ્ચર પેદા થાય છે. પોતાની પ્રાચીન જ્ઞાતિનો નાશ ન થઇ જાય; એવા હેતુથી, જર્મનીમાં પ્રેસીડેન્ટ **હીટલરે,** અને ઇટાલીમાં પ્રેસીડેન્ટ **મુસોલોની,** એ વર્ણાંતર લગ્નો અટકાવ્યાં છે. સુધરેલી પ્રજા, સુધારાના માઠાં ફળ દેખી, સુધારાને ફેંકી દેછે; ત્યારે અભાગણી હિંદુ પ્રજાના, ગાંડા આગેવાનો, પ્રજાને ગોથે ચડાવે છે. પ્રજાએ સમજી જવું જોઇએ.

---

૨ પદછેદ—**पुरुषस्य**–નારાયણના. **मुखं च बाहू च उरू च पादौ च तेभ्यः**–મુખ, હાથ, સાથળ અને પગમાંથી અનુક્રમે. **विप्रादयः चत्वारः वर्णाः**–બ્રાહ્મણ આદિ ચાર વર્ણો. **आश्रमैः सह**–ચાર આશ્રમો સાથે. **गुणैः सह प्रथक्**–પોતપોતાના ગુણોની સાથે જુદા જુદા. **जज्ञिरे**–પ્રગટયા છે.

× ब्राह्मणोस्य मुखमासीद्बाहू राजन्य-कृतः ॥
ऊरूतदस्य यद्वैश्यः पद्भ्याꣳ शूद्रोऽअजायत ॥११॥

આ વાત અનાદિસિદ્ધ છે. આશ્વલાયન ગૃહ્યસૂત્ર, પારસ્કર ગૃહ્યસૂત્ર વિગેરે કહે છેકે—

**अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत् ॥ गर्भाष्टमे वा ॥ १ ॥**

**एकादशे क्षत्रियम् ॥ २ ॥ द्वादशे वैश्यम् ॥ ३ ॥**

**आषोडशाद् ब्राह्मणस्यातीतः कालः ॥**

**आद्वाविंशात् क्षत्रियस्य, आचतुर्विंशाद्वैश्यस्य ॥**

**अतः ऊर्ध्वं पतितसावित्रीका भवंति ॥ ४ ॥**

અર્થ—જન્મથી અગર ગર્ભાધાનથી ગણીને, આઠમે વરસે, બ્રાહ્મણને જનોઇ આપવું જોઇએ. (૧) અગીઆરમે વરસે ક્ષત્રિઓને (૨) બારમે વરસે વૈશ્યોને જનોઇ આપવું જોઇએ. (૩) કોઈ અનિવાર્ય કારણને લીધે આ પ્રમાણે ન બની શકે; તો બ્રાહ્મણને સોળ વરસ સુધી, ક્ષત્રિઓને બાવીશ વરસ સુધી, અને વૈશ્યોને ચોવિસ વરસ સુધી જનોઇ આપી શકાય. તે સમય પછી તેમને પતીત–અનધિકારી–ગણવા (૪)

૧ જો કર્મથીજ બ્રાહ્મણ બનાવાતો હોય; તો **'બ્રાહ્મણ આઠ વરસનો થાય; ત્યારે તેને જનોઈ દેવું;'** તે કયો બ્રાહ્મણ ?

૨ જો કર્મથીજ ક્ષત્રિય થવાતું હોય; તો **'ક્ષત્રિય અગીઆર વરસનો થાય; ત્યારે તેને જનોઈ દેવું.'** તે કયો ક્ષત્રિય ?

૩ જો કર્મથીજ વૈશ્ય થવાતું હોય; તો **'વૈશ્ય બાર વરસનો થાય; ત્યારે તેને જનોઈ દેવું;'** તે કયો વૈશ્ય ?

વળી ' શતપથ બ્રાહ્મણ કહે છેકે—

**" वसंते ब्राह्मणम् उपनयेत्, ग्रीष्मे राजन्यं, शरदि वैश्यम्, सार्वकालमेके॥"**

અર્થ—બ્રાહ્મણને વસંત ઋતુમાં જનોઇ આપવું; ક્ષત્રિયને ઉનાળામાં, અને વૈશ્યોને શરદૃઋતુમાં જનોઇ આપવું. તેમ ન બની શકે; તો અનુકુળતા પ્રમાણે કામ કરવું.

જન્મથી જો કોઇ બ્રાહ્મણ, ક્ષત્રિય છેજ નહીં–તો પછી–(૧) **વસંત ઋતુમાં બ્રાહ્મણને જનોઇ દેવું;** તે કયો બ્રાહ્મણ ? (૨) **ક્ષત્રિયને ઉનાળામાં જનોઈ દેવું;** તે કયો ક્ષત્રિય ? (૩) **વૈશ્યને શરદૃઋતુમાં જનોઈ દેવું.** તે કયો વૈશ્ય ?

આવી દીવા જેવી વાતો છે; તોપણ જેમ દ્વેષે ભરાયલાં પુત્રાદિ, માતાપિતાને લડે; તેમ દ્વેષે ભરાયલાં અન્યવર્ણો, બ્રાહ્મણોને લડે છે. ઘણા બ્રાહ્મણો પોતાનાં વિદ્યા અને તપથી ભ્રષ્ટ થયા છે; તે ભૂલ પહાડ જેવી છે. ઢાંકી ઢંકાય એવી નથી. અને તેથીજ બ્રાહ્મણો, ક્ષત્રિયોને ત્યાં, વૈશ્યોમાં અને શૂદ્રોને ત્યાં–લાચારમાં લાચાર પદ–એવી નોકરી કરી રહ્યા છે. એટલે જેઓએ બ્રાહ્મણપણાની દરકાર કરી નહીં; તેઓ અન્યવર્ણોને પગે કચરાય છે. પહેલા કલાસના પેસેંજરો ચોથા કલાસમાં ઉતરી પડયા છે. તેથી જેઓ જરાજેટલા ઠીક છે; તે બ્રાહ્મણો, સ્વતંત્ર વેપાર, ધંધા (વકીલ, ડૉકટર, વૈદ્ય વિગેરે) કરે છે. તેઓ અનેક પ્રપંચોથી, બચી શક્તા નથી. તે બ્રાહ્મણો પોતાનું નિત્ય બરાબર કરી શકતા નથી. એક મુસલમાન ગમે તે કામમાં લાગ્યો હોય; પણ નિયમસર નિમાજ પઢે છે. એટલું આ બ્રાહ્મણભાઇઓ સમજતા પણ નથી. ધંધાને, અને કામ ક્રોધ તથા લોભની જ્વાળાને, ભાઇબ્હેનના જેવો સંબંધ છે. તે હટાવવા જેવી જ્વાળા–તેમના હૃદયમાં નિરંતર સળગ્યા કરે છે. 'જે બ્રાહ્મણોનાં વખાણ, નારાયણે પોતે સ્વમુખે કર્યા છે; તે બ્રાહ્મણો આપણે નથી;' એવું ઉપર જણા-

વેલા નોકરબ્રાહ્મણો, તથા ધંધાદારી બ્રાહ્મણો, સારી રીતે સમજે છે. એટલે હું વધારે શું કહું ! ગોરના ધંધામાં, લોભ અને પ્રપંચ, અવારનવાર ડોકીયાં કરે છે; તેથી તે ધંધાને પણ, શાસ્ત્રોએ નિંદ્ય ગણ્યો છે. સાચા બ્રાહ્મણના ધંધામાં, નિર્ધનતા તો હોયજ. તેમ ત્યાં પાપના પ્રસંગો પણ, ઘણાજ થોડા હોય. ત્યારે આ સાચા બ્રાહ્મણ કેવા ?–કે જેવી જગપાવની ગંગા–તેવા પવિત્ર–સાદા–સરલ–બ્રાહ્મણો ! અહો કેટલાએક તો, ગંગાથી પણ વધી પડે એવા છે. ગંગાને પણ તેઓ પાવન કરનારા છે. પણ તે ગરીબ–જુઓ છાંદોગ્ય ઉપનિષદ્‌માં રૈક્વ બ્રાહ્મણ. જેના ચરણમાં જાનશ્રુતિ રાજા, બ્રહ્મવિદ્યા શીખવા આવ્યો હતો. તેઓ સંસાર સાગરના મોટા કેવટીયા છે. તેઓ ભવસાગરનાં નાવડાં છે. તેઓ પૃથ્વીમાં હાલતા ચાલતા–ખાતાપીતા–દેવ છે. ઓળખ્યા ઓળખાય નહીં; એવા સાદા અને સરલ છે. તેઓ સંસારસાગરે તરવાનાં દામ છે. તેમને પ્રેમનાં પુષ્પે વધાવીએ; તેમને પ્રેમથી પ્રણામ કરીએ !

આ વાત ખાનગી નથી. સૌ જાણે છે. તોપણ કેટલાએક દુર્ભાગી જીવો, બ્રાહ્મણોનું નામ સાંભળે છે; ત્યાં ભડકે છે. સૌનો ન્યાય ઇશ્વર તોળી રહ્યો છે; છતાં મરણાધીન–ડંફાસી પ્રાણીઓ–ઇશ્વરની સત્તા હાથમાં લઇને, બ્રાહ્મણોનો ન્યાય, પોતે તોળવા લાગે છે. એટલે બ્રાહ્મણો માટે ગમે એમ બકીને, પ્રજાને ધર્મથી વિમુખ કરે છે. બ્રાહ્મણોનો ન્યાય એવી રીતે તોળાય છે કે–આપણે એક બ્રાહ્મણનું કામ હોય; તો પંડિત બ્રાહ્મણનો સત્કાર, પહેલો કરીએ છઇએ. પંડિત પણ કામી ક્રોધી કે લોભી હોય; તો તેને પડયો મેલીને, તેથી થોડું ભણેલા, સુશીલ–સંતોષી–શાંત બ્રાહ્મણનો આદર, પહેલો કરીએ છઇએ. એટલે બ્રાહ્મણમાં પણ આપણે, પંડિતાઇના કરતાં સુશીલતાની અપેક્ષા, વધારે રાખીએ છઇએ. આ વાતને બીજા રૂપમાં કહીએ; તો આપણને, પંડિત અને સુશીલ બ્રાહ્મણ ગમે છે. ખાટી સડેલી કેરીઓ કોઇ ખાતું નથી. એટલે અભણ અથવા દુરાચારી બ્રાહ્મણોનો સત્કાર ક્યાંઈ થતો નથી. થતો હોય; તો ઘડી બે ઘડી માટે.

બ્રાહ્મણોએ પોતાની જોખમદારી સમજીને, મદે ઘેરાવા જેવું નથી. 'હવે બસ !' કરવા જેવું છે. હવે પ્રમાદ કે મદ જરા પણ ન જોઇએ. ફળ આવતાં જેમ આંબો નમે; તેમ વિદ્યા–તપ વધે; ત્યારે વિશેષ નમ્ર બની, પોતે જમવું: અને સમાજને પણ જમાડવો. પોળમાં સૌને ચૂલે દાળ–ભાત–રોટલી અને શાક થાય છે. વળી કોઇ ચૂલે મિષ્ટાન પણ થાય છે. ત્યાં તમામ ઠેકાણે–પોતાના ઘર જેટલીજ સામગ્રી થાય; પણ કોઇ ઓલાદોલા શેઠને ઘેર, પાંચ જમવાના હોય; અને પચીસની રસોઇ થાય છે. જે આવે છે; તે જમે છે; તોપણ માલ વધે જાય છે. તેમાંથી આસપાસ પીરસણાં થાય છે. દૂર દૂરનાં સંબંધીઓ પણ, ઓલાદોલા શેઠના પકવાન, પોતાના બાળ–ગોપાળ સાથે જમે છે. ઘણા બ્રાહ્મણો જ્ઞાનની વાત પોતાના ઘર જેટલીજ કરે છે. કોઇ ઉપનિષદો આદિમાં પ્રવીણ હોય છે; પણ તે પોતા પુરતુંજ. કોઇ ઓલાદોલા ભાગ્યશાળી બ્રાહ્મણો, સભામાં–કથા મંડપમાં પધારી, પોતે જમે છે; અને સભાને જમાડે છે. તેથી પણ જે આગળ વધ્યા; તે શ્રીવેદવ્યાસ, વસિષ્ઠ, વાલ્મિકી અને યાજ્ઞવલ્કય; ગોતમ અને પતંજલિ જેવા પ્રખર વિદ્વાનોએ, પોતાની આસપાસ બેઠેલી સભાઓને, તો જમાડી; પણ પુસ્તકો રૂપી પીરસણાં ભરીને, ગામે પહોંચાડયાં. દુનિયાના ખૂણામાં, કોઇ કાંઇ

સંસ્કારી પ્રજાને મળો; તો તેમની યુનિવર્સિટીની લાઇબ્રેરીમાં, ભારતના બ્રાહ્મણોના ગ્રન્થો હશે. શુદ્ધ માતા પિતાના બાળકો, પછી તે બ્રાહ્મણ હોય, ક્ષત્રિય હોય; વૈશ્ય હોય; કે શૂદ્ર હોય; પણ પોતે શું છે? તે તેમણે યથાર્થ સમજવું જોઇએ.

યથાર્થ સમજીને, પોતાના સ્વધર્મનું પાલન અવશ્ય કરવું જોઇએ. કેટલાએક અણસમજુ કહેછે–'અમારા બાપદાદા સારા હતા; તે સમજીને શું કરવું છે?' તેમને કહેવું કે–એ સમજીને 'નીચે ઉતરતાં વિચારીએ; અને ઉપર ચડવાની તક મેળવીએ.' બસ! આટલું થાય: તો કાંઇ ઓછું નથી. જે ઘોડાના મોંમાં ચોકડું હોય; તે ઘોડા ધાર્યે ઠેકાણે લઇ જાય. તેમ જે મનુષ્ય આટલા અંકુશવાળો હોય–સ્વચ્છંદી ન હોય; સ્વધર્મપરાયણ હોય; ગમે એમ બકતો ન હોય; તે આજ નહીં તો કાલે; અને આ જન્મે નહીં; તો બીજે જન્મે, કાંઇક આગળ વધશે. ખરૂં પૂછો તો આ 'બ્રાહ્મણદેશ' છે. 'બ્રાહ્મણદેશ' સંબંધી આગળ એક લેખ આપ્યો છે. અવકાશ લઇને વાંચજોજી.

ક્ષત્રિયો—જે અમુક વસ્તુ ક્ષત્રિયોમાં છે; તે વસ્તુ બ્રાહ્મણોમાં, વૈશ્યોમાં અને શૂદ્રોમાં નથી. મુગલાઈ ગઇ; અકબર ઔરંગજેબ ગયા; તોપણ મેવાડપતિનાં માન, હજી ચાલ્યાં આવે છે. તે ક્ષાત્રતેજનો પ્રતાપ છે. ધર્મની અને દેશની રક્ષા કરડી આંખવાળા ક્ષત્રિયો કરી શકે. જેવા તેમના વૈભવ, એવાં એમનાં યુદ્ધ. તેમાં માથાનીજ માગણીઓ. માંથાઓ આપવા, ક્ષત્રિઓનાં હૃદય તૈયાર જ હોય છે. રાડ પડે ત્યારે બ્રાહ્મણ વૈશ્ય કે શૂદ્ર સંતાઇ જાય; અને ક્ષત્રિયનો બાળક, સામો આવીને પડકાર કરે. આ તેમનો સ્વધર્મ છે; આ તેમનો જાતિ સ્વભાવ છે. વિશ્વામિત્રના યજ્ઞમાં શ્રી રામે રંગ રાખ્યો હતો.

દોહરો—સિંધુ રાગ સોહામણો, શૂર મન અતી હરખાય;
શિર પડે અને ધડ લડે, તેનાં વધામણાં વૈકુંઠ જાય.

વૈશ્યો—જે વસ્તુ વૈશ્યોમાં છે; તે વસ્તુ બ્રાહ્મણોમાં, ક્ષત્રિયોમાં અને સૂદ્રોમાં નથી. ચૌટે લાખોની રમતો વૈશ્યો રમે. ક્ષત્રિય, બ્રાહ્મણ અને શૂદ્રો ચૌટાની ઉથલપાથલ જોઇને, અકળાઇ જાય. પાઇ માટે પાશેર દીવેલ બાળે; સાદો પોશાક પહેરે; પણ ધનની જરૂર પડે, ત્યારે ઢગલા કરે. દિલ્હીના સમ્રાટે એક વખત વૈશ્યો સાથે દાવ ખેલ્યો. દિલ્હીનો સમ્રાટ પા–પાદશાહ રહ્યો; અને વૈશ્યો આખા 'શાહ' રહ્યા. સમ્રાટ હાર્યો. બરવાળાના ઘેલાશામાં ક્ષાત્રતેજ હતું. પણ તે અપવાદરૂપ ગણાય.

મુળામાં મુળાનો ગુણ; કેળામાં કેળાનો ગુણ; મરચામાં મરચાનો ગુણ; મરીમાં મરીનો ગુણ–એમ દરેકમાં પોતાનો અમુક ખાસ ગુણ, હોય છેજ. તે ગુણ ન હણાઇ જવા માટે, દરેક કોમે, દરેક વર્ણે અને દરેક ધર્મે ખટકો રાખવો; તે તેનો સ્વધર્મ છે. આ તો દેખાતાને દેખાય; આંધળાને દેખાય નહીં. એક વિદ્વાન કહે છે કે—

પદ—[પ્રેમથી ઉપાડજો–ડોસલાં બનશો નહીં.]

જનનો–જાતિ સ્વભાવ ન જાય (૨)
અરે હાં–કરોને કોટિ ઉપાય–જનનો૦ હે–જનનો૦
હાં–જનનો જાતિ૦

[1]લાંડુને કેસરથી સિંચો, કપુર કસ્તુરી કેઈ ખાતર પૂરો; (૨)
પણ–દુર્ગંધ–નવ જાય;–જનનો૦ હાં–જનનો૦
બિલીને બહુ દૂધ પીવરાવો, ઘૃત સાકરનાં પોષણ આપો;
પણ–ઉંદર દેખી લલચાય–જનનો૦ હાં–જનનો૦
બસ–થવાદ્યો–થવાદ્યો.
શ્વાનને રાજ્યાસને બેસાડો, માથે છત્તર ચમ્મર ઢોળો; (૨)
પણ–તે–નવે જોડે લલચાય–જનનો૦ હાં–જનનો૦

પૂર્વે એક દૃષ્ટાંત આપ્યું છે. તેમાં થાણદાર સાહેબે, ચાર દિવસને ગામતરે જતાં, પોતાના વાચાળ–ચપળ ઘાંયજાને ચાર્જ આપ્યો હતો. ઘાંયજાના ચાર્જના દરમીયાન, પ્રાંતનો ગોરો સાહેબ, ત્યાં અચાનક આવી ચડયો. તે વખતનું દુઃખ, પ્રાંતનો સાહેબ અને ઘાંયજો બરાબર સમજી ગયા. થાણામાં બીજા બધાં હસી હસીને ઢગલાં થયાં. થાણદાર સાહેબ ડીગ્રેડ થયા. ઘાંયજો ડીસમીસ થયો.

ઘાંયજાની કોથળીમાં નેરણી, અસ્ત્રો, કાતર–સૌ સાથેજ રહે; પણ 'બસ! નેરણી કોણ થાય છે? આજ હું તેનું કામ કરૂં;' એમ કહેતો કહેતો અસ્ત્રો બહાર દોડયો આવે; તો જરૂર એકાદ બે આંગળીઓ જોખમાય. કદિ નેરણી કહે કે–'તે અસ્ત્રો કોણ થાય છે? આજ હું તેનું કામ કરી નાંખું;' તો હજામત હજામતને ઠેકાણે રહે; અને માથામાં બે પાંચ કાંણાં પડે.

આ તો દીવા જેવી વાતો છે; પણ જ્યાં દ્વેષ, ઇર્ષ્યા, અહંભાવ–ત્યાં કાંઇ જવાબ દેવો તે ઠીક નહીં. આવા કોઇ તમને મળતા હોય; તો મૌનજ રાખજો. તે સંબંધમાં યાદ રાખવું કે–તે કાંઇક કાચું પાકું–અધકચર્યું–ભણ્યો હશે. એટલે "ઓછું પાત્ર અને અદકુ ભણ્યો; વઢકણી વહુએ દીકરો જણ્યો."

અખો એમ પણ બોલ્યો છે કે–'મરકટ તે વળી મદિરા પીએ; અખા એથી સૌ કો બીહે.' એટલે તેનો બુદ્ધિવાદ અથવા બકવાદ ઘણો હોય.

મહાત્મા ગાંધીજીએ અત્યંજોનો પક્ષ કર્યો; તેમને માટે લાખો રૂપૈયા વાપર્યા; પણ પરિણામ સાંભળો તો–'તે મહાત્મા કોણ થાય છે?' એવા અનેક ઉદ્‌ગારો તરી આવ્યા. સમજુ હો તો–તપાસી જુઓ કે–અંત્યજો સુધર્યા નથી; પણ બગડયા છે. સુધર્યા હોય; તો નમ્રતા, પ્રેમ અને મર્યાદા વધી પડયાં હોય. આંબો પાકે, ત્યારેજ નમે. અંત્યજોએ હિંદુઓનાં શાસ્ત્રો બાળી નાંખ્યાં; અને એવી બીજી અનેક કનડગત પણ કરી. સ્પર્શાસ્પર્શને યથાર્થ સમજનારા, ઘણા ડાહ્યા અત્યંજો, હજી છે. અમને રસ્તામાં કોઈ મળે છે. ભાવ કરે છે; પણ વિવેકપૂર્વક વર્તે છે. 'તમને અડીએ તોજ આનંદ!' એવું તેઓ કદિ પણ સમજતા નથી.

આ સંસારની ઘટમાળ સમજો; તેમને કાંઇ નથી. નથી સમજતા, તેની આ અથડામણ છે. એટલે પગ પગનુંજ કામ કરે; હાથ હાથનુંજ કરે; મુખ મુખનુંજ કામ કરે. દસનો બૂટ, પણ પગમાંજ પહેરાય; અને બેની પાઘડી, તે માથે જઇને બેસે. તેમ સંસારમાં બ્રાહ્મણ, બ્રાહ્મણનુંજ કામ કરે; ક્ષત્રિય ક્ષત્રિયનુંજ કામ કરે; વૈશ્ય વૈશ્યનુંજ કામ

1 લસણ.

કરે; અને શૂદ્ર શૂદ્રજનુંજ કામ કરે. વળી સૌ પોત પોતાનાં પૂર્વકર્મ પ્રમાણે, વર્ણોમાં ગોઠવાયા છે. સિદ્ધો સરલ ન્યાયનો માર્ગ છે. આંબા વાવ્યા છે, તેમના ખેતરમાં, પરડા ઉગ્યા નથી. પરડા વાવ્યા છે; તેમના ખેતરમાં આંબા ઉગ્યા નથી. એટલે સૌ પોતપોતાના કર્માનુસાર વર્ણોમાં ગોઠવાઇને જગત્માં જન્મે છે. મૂર્ખ છોકરો, હોશીયાર છોકરાના લખેલા પાઠ ભુંસી નાંખીને, ઇર્ષ્યા કરે; અને હોશીયાર છોકરો, હોશીઆર છોકરાના જેવા પાઠ શીખી લઇને, સામા હોશીયારની ઇર્ષ્યા કરે; તો તે બેમાં ઉત્તમ કોણ? અને અધમ કોણ? તે દેખાઇ આવે એવું છે. અંત્યજોને બાદ કરીને, હિંદુઓનાં ઘરોમાં જોઈએ; તો તે ઘરોમાં પણ, સ્પર્શાસ્પર્શનો કાયદો છે. રજસ્વળાને, જાજરૂ જઇ આવેલાને, બહાર રખડીને આવેલાને, સ્નાન કરેલાં અડકતાં નથી–એટલે સ્પર્શાસ્પર્શ હિંદુ ધર્મના અનેક મૂખ્ય અંગોમાંનું એક અંગ છે. વળી ત્રીજી વાત–**આ દેશ કર્મભૂમિ છે.** પોતાને પોતાના વર્ણમાં કાંઇ ન્યૂનતા જણાતી હોય; અને ત્યાં પડયા રહેવું; ન ગમતું હોય; તો સારાં કર્મ કરો, વ્રત કરો; દિવસમાં બે પાંચ વખત પ્રભુની પ્રાર્થના કરો; તો ઉંચ બની જશો. પ્રભુ કોઇનો સુવાંગ નથી. પ્રભુનાં ઘરનાં બારણાં, ચારે તરફ ખુલ્લાં છે. સારાં શાસ્ત્રો વાંચો–સાંભળો; પ્રાણી માત્ર ઉપર દયા રાખો–વિગેરે. જે બી. એ. થયા છે; તે એક વરસે બી. એ. થયા નથી. તેમ જે બ્રાહ્મણ થયા છે; તે એક જન્મનાં પુણ્યથી નથી. આ અંકના ૨૯૧મા પાનામાં, ગૌતમ બુદ્ધને જોયા હશે. અનેક જન્મોના પ્રયત્નથી, **ગૌતમ બુદ્ધ ભગવાન્** બની ગયા. 'નર જો શુભ કરણી કરે, નર નારાયણ હોત.' સજનો, રોહિદાસ અને ચોખામેળ નીચા હતા; પણ ઉંચા બની ગયા છે. આવા ધોરી રસ્તા, પ્રાણી માત્ર માટે ખુલ્લા છે; તો અત્યંજોએ ગભરાવા જેવું કાંઇ નથી. જે દેહગુરૂ છે; તે બ્રાહ્મણોજ છે. દેઢોને માટેજ તેઓ નીચા આવ્યા છે. વર્ણે વર્ણે ગોર–ગુરૂ બનીને, બ્રાહ્મણો સમાજની ધાર્મિક સેવામાં ઉભા છે. આ બધી પ્રભુની ગોઠવણ છે. ગીતામાં પ્રભુએ જીવોને ઘણી ઘણી ધીરજ આપી છે. ઘણા ઘણા કોલ આપ્યા છે. જીવનાં પાપ એટલાં બધાં છે કે; જીવો અવળા પ્રયત્નોમાં, તુરત જોડાય છે. જે કરવા જેવું છે; તે પડયું મેલે છે.

જે હિંદુઓ ખ્રીસ્તિ થયા છે; તે હજી અંગ્રેજ બન્યા નથી. જોઇ આવજો. ગોરાઓ સાથે બેસીને જમતા નથી; તેમ ધર્મ વટાળની કાળી ટીલી, તેમને કપાળે રહી ગઇ–તે રહી ગઇ.

ખ્રીસ્તિઓને ત્યાં, પાદરીઓ વંદનીય; મુસલમાનોને ત્યાં, સૈયદો અને મોલવીઓ વંદનીય; પારસીઓને ત્યાં મોબેદો વંદનીય; તેમ હિંદુઓને ત્યાં, બ્રાહ્મણો વંદનીય. આ બાબતમાં આશ્ચર્ય પામવા જેવું અથવા અદેખાઇ કરવા જેવું; કાંઇ નથી.

કેટલાએક કહે છેકે 'મને નીચો કેમ કીધો?' આ જગત્માં સૌ પોતપોતાના ક્ષેત્રમાં, ઉંચાનીચા છે. રાજાઓમાં પણ અમુક સમ્રાટ્ અને અમુક ખંડિયા રાજા. પ્રજાસત્તાક રાજ્યોમાં પણ, અમુક પ્રેસીડેન્ટ–પ્રમુખ–અને અમુક નાનો પટાવાળો; નાણા બજારમાં ગીની મોટી; રૂપૈયો નાનો. તેથી પણ નાનાં–તે અરધો પાવલી વિગેરે. પક્ષીઓમાં જુઓ તો-હંસ વંદનીય, કાગડો નીચો. પોપટ પાળવા જેવો–વિગેરે. પશુઓમાં જુઓ તો–ગાય વંદનીય. કુક્કર–ભુંડીમાં નીચાં. રેલ્વે ટ્રેનમાં જુઓ–તો–કોઇ પહેલા કલાસમાં, અને કોઇ છેલ્લા કલાસમાં. આંખો વીંચીને બોલનારા, આવા ઝઘડા ઉભા કરે છે. જંપીને બેઠેલાઓને તેઓ

**ચડાવે છે. તેથી કહું છઉં કે-સાચી વાતને સમજો; તો અંધારે કુટાવું બંધ થાય. નહિં તો અનેક જન્મો સુધી લડયા કરો; તો પણ તેનો પાર આવે એમ નથી.**

**બ્રાહ્મણોને** તોડી પાડવાનું ગાંડપણ-**આ ગાંડપણ** આજનું નથી. **બ્રાહ્મણોને** તોડી પાડવાનું ગાંડપણ, અનાદિકાળથી ચાલ્યું આવે છે. હિરણ્યકશીપુ, રાવણ અને કંસના હુકમો એજ હતા કે-'બ્રાહ્મણોનો નાશ કરો.' તે પછી-(૧) ગૌતમે અને મહાવીરે, વર્ણાશ્રમ તોડી, બ્રાહ્મણોને હલકા પાડવા પ્રયત્ન કર્યા. (૨) કબીર અને નાનક આવ્યા; તેમણે પણ વર્ણાશ્રમ તોડી, બ્રાહ્મણોને હલકા પાડવા પ્રયત્ન કર્યા. (૩) મુસલમાની રાજ્યોમાં બ્રાહ્મણો માટે પણ એમજ બન્યું. (૪) ખ્રીસ્તિઓએ પણ બ્રાહ્મણોને હલકા પાડવા, બહુ પ્રયત્ન કર્યા. (૫) ઘણાખરા પરદેશી અધ્યાપકોએ, નિશાળોમાં ધર્મ સંબંધી જે જે વાતો કરી; તે પણ બ્રાહ્મણપ્રથાને તોડી પાડવાના લક્ષ્ય ઉપર કરી. સનાતનના નાના મોટા તમામ સંપ્રદાયો, લોભના આવેશમાં, અને સત્તાના મદમાં, બ્રાહ્મણોની આવક ઉપર પગ મૂકે છે. બ્રાહ્મણોને કાંઇ વિશેષ આપીને, ઉત્તેજન આપવાને બદલે, તોડી પાડવાના પ્રયત્ન, તેઓ પણ કરે છે. (આ તદ્દન અક્ષમ્ય છે.) બાવા, સાધુ, સન્યાસીઓ અગર પરમહંસો, એમજ બોલી રહ્યા છે કે-'**जो होय; सो ईहां धरदे, अम संत लोक हे; वो ब्राह्मण संसारी हे.**' વિગેરે-વિગેરે. પ્રજા તદ્દન અજ્ઞાની છે. ભગવાં દેખીને ચમત્કારગાં લોભાય છે. તે પછી આવ્યા ભણેલા ગણેલા-સુધારકો; તેમના પક્ષમાં આવ્યા પ્રાર્થનાસમાજ, આર્યસમાજ અને અંત્યજો. તેઓએ પણ, બ્રાહ્મણોને તોડી પાડવા, ઘણા પ્રયત્ન કર્યા.

જેણે એકવાર નહીં; પણ અનેકવાર; સ્વમુખે કબુલાત આપી છે કે-"બ્રાહ્મણો મારૂં સ્વરૂપ છે; હું તેમને વંદુ છઉં. પ્રજાને મારૂં કામ હોય; તો તેમની મારફતે, તેમણે મને મળવું. બ્રાહ્મણ જો જરા જરા-પ્રેમભર્યો, મારા સામું જોતો રહે; તો હું તેના યોગક્ષેમ માટે, તત્પર ઉભો રહું છઉં." તે ભગવાન્ કયાંઇ ગયા નથી. ઉપર જણાવેલી તાવણીઓ-અડચણો, જેવી તેવી નહોતી, અને નથી; તો પણ બ્રાહ્મણો હજી હૈયાત છે-અનેક છે. દરેક દેવમંદિરે ઉભા છે; કર્મ-કાંડમાં કુશળ છે; કથાવાર્તામાં પ્રવીણ છે. મોટાં મોટાં વિદ્યાલયોમાં, મોટી મોટી જગ્યાઓ ઉપર, બ્રાહ્મણો હજી બેઠા છે. બૌદ્ધોના, મહાવીરનાં, આર્યસમાજનાં અને ખ્રીસ્તિઓના વિદ્યા-મંદિરોમાં, બ્રાહ્મણો રૂડે આસને બેઠા છે. સારા સારા આચાર્યોની આસપાસ પણ, બ્રાહ્મણો બેઠા છે. પ્રોફેસર 'રાધાકૃષ્ણ'-જે ઓકસફોર્ડ યુનીવર્સીટીના તત્ત્વજ્ઞાનના અધ્યાપક છે; તે પણ બ્રાહ્મણ છે. પંડિત માલવીયાજી અને પંડિત જવાહિરલાલ પણ બ્રાહ્મણો છે. આવા અનેક બ્રાહ્મણ રત્નો; હજી ભારતમાં છે. નાશ કરનારાઓનો નાશ, સફળ થયો નથી. તેનું કારણ એટલુંજ છે કે-બ્રાહ્મણોને પ્રભુની કાંઇક મદદ છે. જે બ્રાહ્મણો માગી ખાતા અટકયા છે; અથવા જેમને માગ્યું મળતું નથી; તેઓ ધંધારોજગારમાં પડી ગયા છે. વ્યાસ બાપા કથા કરતા; ત્યારે બારમાસે બસો કમાતા હતા; અને તેના દિકરા, મોટા ડૅાકટર થયા; તે એકજ કેસમાં, બસો લેછે. વ્યાસ ડૅા. ને જોઇને રાજી થઇએ; પણ સમાજે આવા આવા, અનેક ચપળ બ્રાહ્મણોને, ધર્મના ક્ષેત્રમાંથી ખોઈ નાંખ્યા; તે નુકશાન જેવું તેવું નથી. જે. પંડયા નિશાળમાં ૫૦)ના પગારદાર માસ્તર હતા. જે. પંડયાના પુત્ર, એમ. એ. ની પરીક્ષામાં પહેલે નંબરે આવ્યા. રૂપીયા છસોથી પ્રીન્સીપાલ નીમાયા. બાળકોને

ભણાવેછે; તે ઠીક છે; પણ બ્રહ્મવિદ્યાના ક્ષેત્રમાં તો, એવાં રત્નોની ખોટજ રહી. મેં આપને ઘણી વાતો કરી. ભગવાન્ આપને અવકાશ આપે; ત્યારે વિચાર કરજો.

**ब्रह्म जानाति सो ब्राह्मणः**—'બ્રહ્મને જાણે; તેજ બ્રાહ્મણ; બીજા નહીં,' એવી ભાંજગડ કરનારા પણ, ઘણા છે. તેઓના હિસાબે 'બ્રહ્મ' પાઈ બે પાઈની વસ્તુ હશે. ઉપનિષદ્ જુઓ ! ઘણા બ્રાહ્મણોમાં, માત્ર યાજ્ઞવલ્કય, અને એવા બીજા ઘણા થોડા બ્રાહ્મણો, બ્રહ્મને જાણતા હતા. જાનશ્રુતિના દરબારમાં, ઘણા બ્રાહ્મણ હતા; તોપણ તેણે 'રૈકવ' નામના બ્રહ્મજ્ઞાનીનું શરણું લીધું હતું. તાત્પર્ય–બ્રાહ્મણનો વર્ણ જન્મથીજ ગણાય. જેમ જેમ સંસ્કાર લે; તેમ તેમ તેની કીંમત વધે. કોઈ ભેમણીયા ચાવાળા; અને કોઈ મોટા તખ્તને દીપાવે એવા–વિદ્વાન–શીલવાન્–ક્રિયાવાન્ વક્તા; અને વળી કોઇ મોટા બ્રહ્મજ્ઞાની.

સત્ત્વ ગુણથી શુદ્ધ બ્રાહ્મણ; સત્ત્વ અને રજોગુણના મિશ્રણથી ક્ષત્રિય; રજો અને તમો ગુણના મિશ્રણથી વૈશ્ય; અને કેવળ તમો ગુણથી શૂદ્રો ઉત્પન્ન થયા છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ઉપનયન સંસ્કાર, વેદાધ્યયન, તથા ગાયત્રીના જપથી સંસ્કાર પામી, દ્વિજ બને છે. શુદ્ધ બ્રાહ્મણો ચાર આશ્રમ પાળે છે. ક્ષત્રિય અને વૈશ્યો–બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમ એમ ત્રણ આશ્રમો પાળે છે. પરમાત્માના ચરણને સ્થળે ગૃહસ્થાશ્રમ છે; હૃદયને સ્થળે બ્રહ્મચર્યાશ્રમ છે; વક્ષઃસ્થળે વાનપ્રસ્થાશ્રમ છે; સન્યાસાશ્રમ શિરો ભાગમાં છે.

**ચાર આશ્રમો**—ચાર આશ્રમોની ગોઠવણ પણ, એવીજ કાંઈક ઉત્તમ છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સન્યાસાશ્રમ–એમ ચાર આશ્રમો છે. બ્રહ્મચર્ય–ઘરમાં લાવવા મુકવાની ચિંતા નથી; એવો નિષ્ફિકરો સમય; વળી શરીર નવું નવું હોવાથી, આરોગ્ય–મગજ તર. અનુકુળ પવનથી વહાણ ચાલે; તેમ વિદ્યાભ્યાસ ચાલે; ગુરૂ પાસે રહેવાનું હોવાથી, સાદાઇનું, સરલતાનું અને માણસાઈનું મંડાણ; ધીમે ધીમે શરીરનો વિકાસ, બુદ્ધિનો વિકાસ અને ચારિત્રનો વિકાસ; સાથે સાથે બ્રહ્મચારીઓમાં, ભ્રાતૃભાવની ખીલવણી. ઘણુંજ મોહનાં સ્થાનકરૂપ–પોતાનાં માબાપ, ભાઈભાંડુઓ–તેમાં અમોહ થવાની અવકાશ. ગુરૂને ઘેર રહેવાથી, તેઓમાં ઘણોજ ઓછો મોહ. બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ વેદાંત, ન્યાય, યોગ વિગેરે વિચારી, ગૃહસ્થ બનવા માટે લાયક બને.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ૨૨–૨૪ વરસ સુધી, ગુરૂને ઘેર રહેતા; પછી બાળલગ્ન, અને વિધવાના વધારા–એવા આક્ષેપો કયાં રહ્યા ! જેમ મોટા ઘરના એક ખુણામાં, જાજરૂ પણ હોય; ગંદવાડ પણ હોય; તેમ મોટા સમાજના એક ભાગમાં, એવી કુચાલવાળા માણસો પણ હોય; પણ તેથી આખા સમાજને વગોવવો; તે ગેરસમજ સિવાય બીજું કાંઇ નથી.

**ગૃહસ્થાશ્રમ**—બ્રહ્મચર્યાશ્રમમાં મન, બુદ્ધિ અને શરીરને સારી રીતે કેળવ્યા પછી, ગૃહસ્થાશ્રમમાં પેસવું; તે ઉત્તમજ હોય. ગૃહસ્થાશ્રમમાં મોટામાં મોટા પામરને, મોટામાં મોટી લાલચ–વિષય સુખની છે. જેમ દાળમાં દાળ જેટલું મીઠું નહીં; પણ જોઈએ તેટલુંજ-વધુ ઘટું કામ ન આવે. તેમ ગૃહસ્થાશ્રમમાં, પ્રજાઉત્પત્તિ જેટલીજ, વિષય સુખની છૂટ છે.

એટલે ઋતુકાળમાંજ સ્રીસંગ કરવાની છૂટ છે. પશુપક્ષીઓ આ આજ્ઞાનું પાલન, હજી કરી રહ્યાં છે. બળવાન્ ખુંટ, (આખલો) ગાયોના ધણમાંજ ચરતો હોય; પણ ઋતુમાં આવ્યા વિનાની ગાય સામે, જોતો નથી. અરે! કાળો મેશ જેવો-તદ્દન જંગલી-ઈઢ મૂંઢ-પાડો પણ, સંયમી જણાય છે. અરે! પોળોમાં ફરતા-કુતરા પણ, કુતરીઓની સાથે હરે ફરે; પણ ઋતુકાળ વિના ઘેલા થતા નથી. પ્રભુની આ આજ્ઞાને જે ન સમજે; સંયમના આ રહસ્યને, જે ન સમજે; તે કુતરાં કરતાં પણ હલકાં સ્રીપુરૂષો ગણાય છે.

આશ્રમો સંબંધી પૂર્વે વાતો થઇ ગઈ છે; અને હજી એકાદ વખત થશે; માટે હાલ આટલુંજ. [ વર્ણાશ્રમનો વિષય, નાના પુસ્તકમાં નીકળશે. કીંમત ૭ પાઇ ]

વર્ણોમાં અને આશ્રમોમાં ગોઠવાઈ ગયા પછી, મનુષ્યોએ શું કરવું; તે હવે કહે છે—

**य एषां पुरुषं साक्षा–दात्मप्रभवमीश्वरम् ॥**
**न भजन्त्यवजानन्ति, स्थानाद्–भ्रष्टाः पतन्त्यधः ॥३॥**

**અર્થ—આ મનુષ્યોમાંથી જે પુરૂષો, સાક્ષાત્ પોતાને ઉત્પન્ન કરનાર પરમાત્માને ભજતા નથી; માત્ર ભજતા નથી એટલુંજ નહીં; પણ પરમાત્માની અવજ્ઞા કરે છે; નિંદા કરે છે; તેઓ વર્ણાશ્રમરૂપી સ્થાનથી, ભ્રષ્ટ થાય છે; અને દુર્ગતિ પામે છે. (૪)**

૩ વિવેચન—

આ કર્મ ભૂમિ છે. 'અહીં મારૂં કર્તવ્ય શું ?' તે પ્રશ્નના જવાબમાં–યોગેશ્વર કહે છે કે–'જે લોકો ભગવાનને જાણતા નથી; એટલે–જાણવા પ્રયત્ન પણ કરતા નથી; અને તેને પરિણામે ભગવાનને ભજતા પણ નથી; તે લોકો અહીં કર્મ ભોગવીને, અને નવાં કર્મ બાંધીને, મરી જતાં, નીચી યોનીમાં પડે છે. એટલે ગમે તે વર્ણમાં આવ્યા પછી, અને સમજણ થયા પછી, 'હું શું છઉં ? અને મારૂં સાચું કર્તવ્ય શું છે ?' તે પ્રશ્ન ઉઠવોજ જોઇએ. તે જાણવાની સગવડ, સમજુ માતાપિતાએ, અને સદ્ગુરૂએ, કરી આપવીજ જોઇએ. આ સગવડ, સંસ્કારી માતા પિતાનાં ઘરોમાં, અને દરેક ધર્મોમાં, અથવા સંપ્રદાયોમાં, થઇ રહેલીજ હોય છે. વળી વાર પર્વે, પ્રમાદીને પુંછડેથી પકડીને, ઉભો કરે છે–અને કહે છે કે–'આજ તો શ્રીકૃષ્ણ જયંતિ; માટે ચાલો આપણે દર્શને જઇએ.' દર્શને આવતાં આવતાં, કથા વાર્તા સાંભળવાનું મન થશે. 'હું શું છઉં ?' અને 'મારૂં કર્તવ્ય શું છે ?' તેના ખુલાસા કથા વાર્તામાં અનાયાસે સંભળાય છે.

પણ જે અભાગીઓ જીવ, ન ગયો દેવમંદિરે; અને ન બેઠો કથા વાર્તામાં; અથવા પોતાની મેળે, પોતાનો ખુલાસો મેળવ્યો નહીં; તે જીવ મરણ પછી, અધમ યોનીમાં જાય છે;' એમ ઉપર કહ્યું.

---

૩ પદચ્છેદ—**एषां ये**–આ મનુષ્યોમાંથી જે પુરૂષો. **साक्षात आत्मप्रभवं ईश्वरं पुरुषं**–સાક્ષાત્ પોતાને ઉત્પન્ન કરનાર પરમાત્માને. **न भजंति**·ભજતા નથી. **अवजानंति**–જાણે છે છતાં અવજ્ઞા કરે છે. **स्थानात् भ्रष्टाः**–તેઓ વર્ણાશ્રમરૂપી સ્થાનથી ભ્રષ્ટ થઇને. **अधः पतंति**–દુર્ગતિને પામે છે.

**अवजानंति**—ભગવાનનો મહિમા જાણ્યા પછી પણ–અવજ્ઞા કરે; બેદરકાર રહે; તે પણ અધમ યોનીમાં જાય છે. જેમ તાવવાળાને મિષ્ટાન મોળાં લાગે; તેમ ગર્વિષ્ટને, ગોવિંદનાં કીર્તન, મોળાં લાગે; ફીકકાં લાગે. પંડિત શ્લોકોનાં અર્થ સારી રીતે કરી શકે; પણ પંડિતાઇના ગર્વમાં, ભગવાનનું કીર્તન તાણીને બોલી શકે નહીં; તાળી પાડીને સુર મેળવી ન શકે; ત્યારે તેના હૃદયમાં ઉભરો તો ક્યાંથીજ હોય! ઉભરો ભક્તોને નચાવે, કુદાવે!

**स्थानात् भ्रष्टाः अधः पतंति**-તેઓ સ્થાનમાંથી એટલે-પોતે જે વર્ણ અગર આશ્રમમાં છે; તેમાંથી—નીચી વર્ણમાં અગર નીચા આશ્રમમાં પડે છે. ફોજદાર બરાબર કામકાજ ન કરે; તો હવાલદાર થાય; ત્યાં પણ પ્રમાદ કરે; તો સીપાઇ થાય. ત્યાં પણ પ્રમાદ કરે; તો ડીસમીસ થાય છે-તેમ. કર્મનો કાયદો, સીધી સડક જેવો બાંધેલો છે. તેમાં રાજા કે રંક, જ્ઞાની કે ગમાર, સૌ સરખાં છે.

આ જગત્‌માં મોટામાં મોટો, સારામાં સારો, પુરૂષાર્થ કોઈ હોય; અથવા સારામાં સારો કોઈ પરમારથ હોય; તો-તે–'પ્રભુ ભજવા તેજ છે'.

ચોપાઇ—"સખા પરમ પરમારથ એહુ, મન ક્રમ બચન રામ પદ નેહુ."

× × × × ×

સોઇ સર્વજ્ઞ તજ્ઞ સોઇ પંડિત, સોઈ ગુણજ્ઞ વિજ્ઞાન અખંડિત;
દક્ષ સકલ લક્ષણ યુત સોઇ; જાકે પદસરોજ રતિ હોઈ.

× × × × ×

શ્રુતિ સિદ્ધાંત ઈહૈ ઉરગારિ, રામ ભજીએ સબ કામ વિસારી.
વેદ પુરાણ સંત મત એહુ, સકળ સુકૃત ફલ રામસનેહુ.

એક રાજાની અગર એક કમાંડરની આજ્ઞાનું ઉલંઘન કરે; તો તેને સખત સજા થાય; તેમ ઈશ્વરી આજ્ઞાનું ઉલંઘન કરે; તેમને અનેક અધમ અવતારો લેવા પડે.

'લોકોના અધ્યાત્મિક કલ્યાણ માટે, રાજાઓએ પણ ધ્યાન આપવું જોઇએ; એમ હવે કહે છે—

**दूरे हरिकथाः केचिद्–दूरे चाच्युतकीर्तनाः ॥**
**स्त्रियः शूद्रादयश्चैव, तेऽनुकम्प्या भवादृशाम् ॥ ४ ॥**

અર્થ—સ્ત્રિયો, શૂદ્રો અને અતિશૂદ્રો, અને એવા બીજા નાસ્તીકો, અથવા કર્મચંડાળો, કે જેઓ હરિકથાથી દૂર છે. એટલે કથાવાર્તા સાંભળવાની

---

૪ પદચ્છેદ—**स्त्रियः शूद्रादयः**-સ્ત્રિયો શૂદ્રો અને અતિશૂદ્રો. **च एव**-અને એવા બીજા નાસ્તિકો અથવા કર્મચંડાળો. **इति केचित्**-એવા કેટલાએકને. **दूरे हरिकथाः येषां ते-दूरे हरिकथाः**-જેમને હરિકથા દૂર છે-કથા વાર્તા સાંભળવાની સગવડ નથી. અથવા તેમનાં મન એવાં મલીન થઇ ગયાં છે કે-તેમને કથાવાર્તા સાંભળવી ગમતી નથી. **च** અને. **दूरे अच्युतस्य कीर्तनं येषां ते-अच्युतकीर्तनाः**-ભગવાનનું કીર્તન જેમને દૂર છે તે લોકો. **ते भवादृशाम् अनुकंप्याः**-તેમના ઉપર આપે દયા કરવી જોઇએ. એટલે આપે તેઓને સત્સંગનો લાભ આપવો જોઇએ.

**તેમને સગવડ નથી. અથવા તેમનાં મન એવાં મલીન થઇ ગયાં હોય છે કે–તેઓને કથાવાર્તા સાંભળવી ગમતી નથી; અને તેથી તેઓ ભગવાનનાં કીર્તનનો લાભ (પણ) લઈ શકતા નથી; તેમના ઉપર તમારા જેવાએ, દયા કરવી જોઇએ. એટલે આપે તેમને સત્સંગની સગવડ કરી આપવી જોઇએ. [૪]**

૪ વિવેચન—

બાળકો માટે નિશાળો, માંદાઓ માટે દવાખાનાં–હૉસ્પીટલો; સુવાવડો માટે સુવાવડનાં દવાખાનાં, ચકલાં માટે પરબડી, લૂલાં પાંગળાં ઢોર માટે, પાંજરાપોળ, વિગેરે અનેક સગવડો, પ્રજા માટે, રાજા કરી આપે છે. તેમ માણસોના આધ્યાત્મિક વિકાસ માટે, કથાવાર્તાની સગવડ પણ કરી આપવી જોઇએ. ઘણા રાજાઓ દેવ-મંદિરોનો અને કથાવાર્તાઓનો ખર્ચ ઉપાડે છે. દેવમંદિરોમાં દર્શને લોકો આવે છે; પણ કથાવાર્તામાં બેસતા નથી. લોકોની આ કટેવ ભુલાવવા માટે, ધનવાનોએ અને મોટા અધિકારી સાહેબે, કથામાં નિયમસર હાજર રહેવું જોઇએ. ગામમાં બે ત્રણ ઠેકાણે રાજ તરફથી કથાવાર્તા થતી હોય; તો તેના સમય બરાબર ગોઠવવા જોઇએ. આ બાબ-તમાં ખાસ યાદ રાખવાનું કે–પ્રભુએ પોતેજ નારદને કહ્યું છે કે–**नाहं वसामि वैकुंठे, योगिनां हृदयेऽपि न ॥ मद्भक्ता यत्र गायंति, तत्र तिष्ठामि नारद ॥**–' હે નારદ! હું વૈકુંઠમાં વસતો નથી, યોગીઓ મારૂં ધ્યાન ધરે છે: પણ ત્યાં ખુશી હોઉં; તો જાઉં; બાકી જ્યાં મારા ભક્તો, મારા ગુણ ગાતાં હોય; ત્યાં હું અવશ્ય હાજર રહું છઉં.' જ્યાં શ્રીહરિ બીરાજતા હોય; શ્રીહરિના પ્યારા મુમુક્ષુઓ–વૈષ્ણવો–હરિભક્તો; આસપાસ બેઠા હોય; ત્યાં અગર ' હું કોઇ મોટો ધનવાન છઉં;' એવું અભિમાન લગીર પણ રાખવું નહીં. કારણકે સૌને મરવાનું છે; અને સૌને આ શ્રવણાદિ કરવાનું છે. શ્રીહરિ પાસે તમારો વૈભવ કાંઇ નથી. કથા કરનાર સાધારણ બ્રાહ્મણ અગર સાધારણ સાધુ હોય; તોપણ તેટલો કાળ, તે દેવ છે. તેને પ્રેમપૂર્વક નમીને બેસવું. પ્રભુએ કાંઇ આપ્યું હોય; તો ચંદન, પુષ્પનો હાર, ફળ અથવા દક્ષણા પ્રેમપૂર્વક કથાકારને ધરવાં. કથામાં વિદ્વાનોની હાજરીથી, ઘણાં લોકો હાજર રહેતાં શીખશે. તેઓ પણ, હાજર રહી ન શકતાં હોય–એવાં પામરોને, અવાર નવાર પ્રેમથી ટોકતાં રહેવું જોઇએ. ભાવ-પૂર્વક પુષ્પાદિ ધરતાં, પ્રજા બ્રાહ્મણ પ્રત્યે ભાવ કરતાં શીખશે. ખાસ સૂચના–સ્રી પુરૂષોને બેસવાનો, અલગ અલગ ભાગ હોવો જોઇએ. વચ્ચે પડદો પણ હોવો જોઇએ; અને બેઉ ભાગનાં પાથરણાં પણ, અલગ અલગ રહેવાં જોઇએ. પંખા, માળા અને જે પુસ્તક વંચાતું હોય; તેવાં બીજાં પુસ્તકો–આટલું ત્યાં હોવુંજ જોઇએ. આવી કથાવાર્તા ભાવપૂર્વક સાંભ-ળ્યાનાં ફળ-(૧) પહેલું–આહાર વિહાર ચોખ્ખાં અને વ્યસનોનો ત્યાગ–પરિણામે- આરોગ્ય –દવાખાનાનો ઉદ્યમ ભાંગી પડે. (૨) બીજું–ધંધામાં બરકત. પોતાના ધંધામાં સંતોષ. (૩) ત્રીજું–કપટ છળ–કજીયા બંધ થઇ જશે. તેને પરિણામે ન્યાયકોર્ટો અને ફોજદારી કોર્ટો, નામનીજ રહેશે.

વિચાર કરતાં આવડે; તો આ આબાદી ઓછી નથી. કેટલાંએક મંદિરોમાં કથાવાર્તા થતી હોય છે; ત્યારે આચાર્યો અથવા મહંતો, મેડા ઉપર પાન ચાવતા હોય છે. પછી કથામાં જુઓ તો–બે પાંચ ડોસીઓ, છીંકણી સુંઘે જાય. કથાકાર એકલો બોલે અને

એકલો સાંભળે-એમ પોતાનું કામ કર્યે જાય. રસભરી કથાઓમાંથી રસ છલકાય; અને સુકી કથાઓમાંથી, કંટાળો અને ઉંઘ છલકાય. દેવમંદિરોમાં, દેવનાં દર્શન પણ, કથા પૂરી થયા પછી ખોલવાં જોઇએ. કથાવાર્તા એટલે સંપૂર્ણ શાંતિ.

જ્યાં જ્યાં ભાવિક ધનવાનો છે. ત્યાં ત્યાં; તથા મીલ જેવાં મોટાં મોટાં કારખાના છે. તે તમામ ઠેકાણે, અમુક વખત, ભગવાનની વાતો થવીજ જોઇએ. હૉટલોમાં અને દારૂના પીઠામાં પણ, કલાક અરધો કલાક, 'માનવ શું? અને તેનો મહિમાશું?'- એવી કથાવાર્તા થવીજ જોઇએ. ગામડામાં વહીવટદારે, પટેલે અથવા મુખીએ, કથાવાર્તાની ગોઠવણ કરવી જોઇએ. તેનાં પરિણામ-માપ્યાં મપાય નહીં-એવાં છે.

ચોપાઇ—મુદમંગલમય સંત સમાજુ, જો જગ [૧]જંગમ તીરથ રાઉ;
સબહિ સુલભ, સબદીન સબદેશા, સેવત સાદર[૨] શમન કલેશા.
અકથ અલૌકિક તિરથ રાઉ, દેય સદ્ય ફલ પ્રગટ પ્રભાઉ.

દોહરો—સુની સમજૈ જન મુદિત મન, મજ્જહિ અતિ અનુરાગ;
લહહિ [૩]ચારિફલ [૪]અછત તનુ, સાધુ સમાજ પ્રયાગ-સીયા૦

ચોપાઈ—[૫]મજ્જન ફળ દેખીય તત્કાલા, કાક હોઇ [૬]પીક બકહુ [૭]મરાલા.
સુની આશ્ચર્ય કરે જની કોઇ, સત્સંગત મહિમા નહિ [૮]ગોઇ.
વાલ્મિકી, નારદ ઘટયોની, નીજનીજ મુખન કહિ નિજ [૯]હોની;
જલચલ થલચર નભચર નાનાં, જો જડ ચેતન જીવ જહાના.
બીનુ સત્સંગ વિવેક ન હોઈ, રામકૃપા બીનુ સુલભ ન સોઇ.
સત્સંગત મુદ મંગલ મૂલા, સોઇ ફલ [૧૦]સીધી-સબ [૧૧]સાધન ફુલા.
શઠ સુધરહી સત્સંગત પાઇ, પારસ[૧૨] પરસી કુધાતુ સુહાઈ.
વિધિવશ સુજન કુસંગત પરહિ, [૧૩]ફણીમણીસમ નીજ ગુણ અનુસરહિ.

વિગેરે-વિગેરે-[મોક્ષવાણી પાનુ ૮]

પતિ ધંધામાં બાવરો રહેતો હોય; અને જમવા પણ નવરો ન થતો હોય; તો સ્ત્રીએ ખટકો રાખીને, તેને કાંઇક કાંઇક-તેને જે ભાવે; તે-જમાડવોજ જોઇએ. તેમ અજ્ઞાનમાં, અથવા ધંધાની ધમાલમાં, અગર જ્ઞાનના ગર્વમાં, કોઇ જીવ ભગવાનના કીર્તનાદિથી વિમુખ રહેતો હોય; તો તેના ઉપર દયા કરીને, તેના હિતેચ્છુઓએ, તેને ભગવાનની કથાવાર્તામાં વાળવો.

**'वेदाक्षराणि यावंति पठितानि द्विजोत्तमैः। तावंति हरिनामानि कीर्तितानि न संशयः'** ॥ **'गायत्र्या ब्राह्मणमसृजत्त्रिष्टुभा राजन्यं जगत्या वैश्यं न केनचिच्छूद्रम्'** ॥ સ્ત્રિયો અને શૂદ્રો વેદથી વિમુખ છે; અને ધંધામાં ડુબેલાં રહે છે; તો પણ તેઓ એટલાં બધાં નમ્ર છે કે-તેઓ સંતકૃપાને ત્વરાથી પ્રાપ્ત કરી શકે છે. માટે તેમના ઉપર દયા રાખીને, તેમને જોઇતી અનુકૂળતા કરી આપવી જોઇએ.

---

૧ ફરતો પ્રયાગરાજ. ૨ ઘણા પ્રેમથી. ૩ ધર્મ અર્થ કામ અને મોક્ષ. ૪ જીવતાં જીવતાં. ૫ સ્નાન. ૬ પોપટ. ૭ હંસ. ૮ છુપું ૯ વૃતાંત. ૧૦ સિદ્ધિ-લાભ-ફળ. ૧૧ બાકીના તમામ સાધનો પુષ્પ જેવાં. ૧૨ પારસમણીના સ્પર્શથી લોઢું સોનું થઇ જાય છે તેમ. ૧૩ ફણીને માથે મણી. એટલે પાસે પાસેજ રહે. પણ-ફણી કરડે, તો ઝેર ચડે: અને મણી ઘસીને ત્યાં ચોપડી દે; તે ઝેર ઉતરી જાય.

હવે કહે છે કે—જેમને અનુકુળતા છે; તેઓ પણ આ વસ્તુ લઇ શકતા નથી; તે સાંભળો—

**विप्रो राजन्यवैश्यौ च, हरेः प्राप्ताः पदान्तिकम् ॥**
**श्रौतेन जन्मनाथापि, मुह्यन्त्याम्नायवादिनः ।५॥**

અર્થ—બ્રાહ્મણો, ક્ષત્રિઓ અને વૈશ્યો, જન્મથી તથા શ્રુતિમાં કહેલા ઉપનયનાદિ સંસ્કારથી, અને વેદાધ્યયનાદિથી, ભગવાનની કથાવાર્તાનો તથા કીર્તનાદિનો ઉત્તમ અધિકાર પામેલા છે; તોપણ વેદનાં ફળસ્તુતિનાં વચનોમાં, મોહ પામીને, તે પ્રમાણે વાદ કરનારા થઇને, ભૂલાં પડે છે. એટલે જીવને બંધનમાંથી છોડાવવાનું કામ કરતા નથી; પણ આ સંસારનાં સુખ અને સ્વર્ગાદિનાં સુખોમાં લલચાઇને, સકામ કર્મો કરે છે. નવો ભવ (પુનર્જન્મ) ઉભો કરે છે. [૫]

૫ વિવેચન—

જ્ઞાન એવી અટપટી વસ્તુ છે કે-જેને અનુકુળતા છે; તેને તે અઘરી વસ્તુ છે. જેની પાસે છે; તેને તે દૂર છે. બ્રાહ્મણાદિને ઘણા પુણ્યોને અંગે, પાસે રહેવાની પરવાનગી મળી. પણ સ્વર્ગાદિ સુખની લાલચમાં લોભાણાં; તે લટકી ગયાં. 'ફ્લસ્તુતિનાં વચનોમાં મોહ પામે છે;' એમ કહ્યું. તે સંબંધમાં—

**यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥** (ગીતા અ. ૨ ૪૨)

વિગેરે શબ્દોથી, શ્રીકૃષ્ણે સ્વર્ગાદિ આપનારાં સકામ કર્મોમાં, ન લલચાવા ભલામણ કરી છે. શ્રી આદ્યશંકરાચાર્યે મંડન પંડિત સાથે જે વાદ કર્યો હતો તે-' સકામ કર્મમાર્ગ સારો, કે જ્ઞાનમાર્ગ ?'-એવોજ પ્રશ્ન હતો.

તે સંબંધી હજી આગળ વિશેષ સ્ફુટ કરીને કહે છે કે—

**कर्मण्यकोविदाः स्तब्धा, मूर्खाः पण्डितमानिनः ॥**
**वदन्ति चाटुकान् मूढा, यया माध्व्या गिरोत्सुकाः ॥६॥**

---

૫ પદચ્છેદ—**विप्रः**-બ્રાહ્મણો. **च**-અને. **राजन्यश्च वैश्यश्च राजन्यवैश्यौ**-ક્ષત્રિયો અને વૈશ્યો. **श्रुतौ प्रोक्तः श्रौतः तेन-श्रौतेन**-શ્રુતિમાં કહેલા ઉપનયનાદિ સંસ્કારથી, અને વેદાધ્યનનાદિથી. **जन्मना**-જન્મથી **हरेः पदांतिकम् प्राप्ताः**-ભગવાનની કથાવાર્તા તથા કીર્તનાદિનો ઉત્તમ આધકાર પામેલા છે. **अथ अपि**-તોપણ. **आम्नायेषु वादः येषां ते**-વેદનાં ફળસ્તુતિનાં વચનોમાં મોહ પામીને, તે પ્રમાણે વાદ કરનારા (થઇને). **मुह्यंति**-ભૂલા પડે છે. એટલે કર્મ માર્ગમાં ફળો માટે બંધાઇ રહે છે; અને મોક્ષને માટે પ્રયત્ન કરતા નથી.

૬ પદચ્છેદ—**कर्मणि अकोविदाः**-કર્મના પ્રકારને નહિં જાણનારા. **स्तब्धाः**-અક્કડ-અભિમાની. **मूर्खाः अपि पंडितमानिनः**-(**आत्मानं पंडितं मन्यंते इति पंडितमा-**

અર્થ—કર્મના પ્રકારને નહિ જાણનારા, અક્કડ-અભિમાની, પોતે મૂર્ખા છે; તોપણ પોતાને પંડિત માનનારા, પંડિતપણાનું અભિમાન રાખનારા, અર્ધદગ્ધ લોકો, ફળસ્તુતિનાં જે વચનોથી ઉત્સુક-(ઉત્સાહવાળા) બને છે; તેવચનોથી-તે વાણીથી, 'અપ્સરાઓની સાથે વિહાર કરશું; ઇંદ્ર બનશું'-એવી એવી આશાઓનાં વચનો બોલે છે. [૬]

૬ વિવેચન—

**कर्मणि अकोविदाः-किं कर्म किमकर्मेति, कवयोऽप्यत्र मोहिताः ॥** [અ. ૪. ૧૬] કર્મ એટલે શું? અને અકર્મ એટલે શું? તે બાબતમાં પંડિતો પણ મોહ પામ્યા છે. જે પ્રકારનું કર્મ, ભવબંધ કરાવે; તે કર્મના કરનારા 'અકોવિદાઃ' એટલે અપંડિત-મૂર્ખ ગણાય છે. ગીતાના ત્રીજા અધ્યાયની શરૂઆતમાં, અર્જુને પૂછ્યું છે કે-જો કર્મ-માર્ગજ શ્રેષ્ઠ હોય; તો જ્ઞાનની ગુંચવણમાં મને કાં નાંખો?' તેના જવાબમાં ગોવિંદે ઘણા ખુલાસા કરીને કહ્યું છે કે—

**सक्ताः कर्मण्यविद्वांसो, यथा कुर्वंति भारत ॥**
**कुर्याद्विद्वांस् तथा सक्तश्-चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥**
**न बुद्धिभेदं जनये-दज्ञानां कर्मसंगिनाम् ॥**
**जोषयेत् सर्वकर्माणि, विद्वान् युक्तः समाचरन् ॥२६॥** [અ. ૩.]

અર્થ—તેથી હે અર્જુન! કર્મફળમાં આસક્ત, અજ્ઞાની માણસો, જેવી રીતે કર્મો કરે છે; તેવીજ રીતે લોકહિતને ઇચ્છનારા, અનાસક્ત જ્ઞાનીએ, કર્મ કરવું જોઇએ. [૨૫] વળી જ્ઞાની પુરૂષે, કર્મફળમાં પ્રીતિ રાખનારા અજ્ઞાનીઓની બુદ્ધિમાં, ભેદ-વિક્ષેપ-અનાદર-ઉપજાવવો નહીં. પરંતુ પોતે પરમાત્મામાં યુક્ત રહીને, સર્વ કર્મો રૂડે પ્રકારે કરતા રહીને, પોતાના વર્તનથી, પણ ઉત્સાહ આપવો. [૨૬]

કર્મમાર્ગના કરતાં જ્ઞાનમાર્ગ ઉત્તમ છે; તોપણ કર્મમાર્ગમાં પ્રીતિવાળાઓને, તેમના અધિકાર પ્રમાણે, કર્મમાર્ગમાં રહેવા દેવા. એટલે જેઓ હજી જ્ઞાનમાર્ગમાં આવી શકે; એવા નથી; તેમની પાસે કર્મમાર્ગને હલકો પાડી, તેમને કર્મમાર્ગમાંથી, પાડી પણ નાંખવાં નહીં.

જ્ઞાનમાર્ગના અધિકારીએ છેવટમાં જાણી લેવું કે—

**यस्य सर्वे समारंभाः, कामसंकल्पवर्जिताः ॥**
**ज्ञानाग्निदग्धकर्माणं, तमाहुः पंडितं बुधाः ॥ १९ ॥**
**त्यक्त्वा कर्मफलासंगं, नित्यतृप्तो निराश्रयः ॥**
**कर्मण्यभिप्रवृत्तोऽपि, नैव किंचित् करोति सः ॥ २० ॥**
**निराशीर्यतचित्तात्मा, त्यक्तसर्वपरिग्रहः ॥**
**शारीरं केवलं कर्म, कुर्वन्नाप्नोपि किल्बिषम् ॥ २१ ॥** [ગી. અ. ૪]

[આ શબ્દો-કેવા સુંદર-કેવી વાણી મધુર!]

---

**मिनः)**-પોતે મૂર્ખા છે, તોપણ પોતાને પંડિત માનનારા-પંડિતપણાનું અભિમાન રાખનારા-**अतः एव मूढाः**-અને તેથી અર્ધદગ્ધ લોકો. **यया माध्व्या गिरा उत्सुकाः**-ફળસ્તુતિનાં જે વચનોથી તે ઉત્સાહવાળા બન્યા છે તે વાણીથી. **चाटुकान् वदंति**-અપ્સરાઓની સાથે વિહાર કરશું-ઇંદ્ર બનશું-એવી એવી આશાઓનાં વચનો બોલે છે.

**यदृच्छालाभसंतुष्टो, द्वंद्वातीतो विमत्सरः ॥**
**समः सिद्धावसिद्धौ च, कृत्वापि न निबध्यते ॥२२॥**
[ અર્થ કરવા નહીં રોકાઉં. જોઇ લેશોજી. ]

**यथैधांसि समिद्धोऽग्निर्-भस्मसात् कुरुतेऽर्जुन ॥**
**ज्ञानाग्निः सर्वकर्माणि, भस्मसात् कुरुते तथा ॥ ३७ ॥**
**न हि ज्ञानेन सदृशं, पवित्रमिह विद्यते ॥**
**तत्स्वयं योगसंसिद्धः, कालेनात्मनि विंदति ॥ ३८ ॥**
**श्रद्धावाँल्लभते ज्ञानं, तत्परः संयतेंद्रियः ॥**
**ज्ञानं लब्ध्वा परां शांति-मचिरेणाधिगच्छति ॥३९॥** [અ. ૪.]

અર્થ કરવા નહીં રોકાઉં. માત્ર એટલુંજ કહું કે-જ્ઞાન આવી ઉત્તમ વસ્તુ છે. પહેલા નંબરની વસ્તુ છે; અને સકામ કર્મમાર્ગ બીજા નંબરની વસ્તુ છે; તોપણુ ભોટ જેવા લોકો, પહેલા નંબરનો ભાવ પૂછતા નથી; અને બીજા નંબરમાં લોભાઇને, તેમાં પડયા રહે છે. તેમને મૂર્ખ કહ્યા. તે એટલાજ માટે, કે–તેઓ પોતાના અજ્ઞાનમાં, એટલા બધા દૃઢ થઇ ગયા હોય છે કે–મોક્ષ સંબંધી કહેલી વાત, તેમને ગળે ઉતરતી નથી.

**मूर्खाः (अपि) पंडितमानिनः**—પોતે મૂર્ખ છે; તોપણુ પોતાને પંડિત માનનારા. પંડિતોની આ બેવકુફી, અનાદિકાળથી ચાલી આવે છે. પ્રભુ કૃપા થાય; તે પંડિતોજ આ બેઉકુફીમાંથી બચી શકે છે. ભયંકર લપસણે રસ્તે, સાચવીને ચાલનારાજ બચી શકે. કોઇ વિદ્વાન્ તો કહે છે કે–'ગધેડાની પીઠે ચંદનના લાકડાનો ભારો, કે બાવળીયાના લાકડાનો ભારો, બેઉ સરખા છે. તેમ પંડિતોને વિદ્યાનો ભાર, કે અવિદ્યાનો ભાર સરખો છે. II શાકની કડછી, ગમે એવા સ્વાદિષ્ટ શાકમાં હરેફરે; પણુ પોતે સ્વાદથી અજ્ઞાન રહે છે. નિર્જીવ પંડિતો, ગમે એવા શાસ્ત્રો ભણે–વાંચે; પણુ પોતે તેના રહસ્યથી, અજ્ઞાન રહેં છે. દયારામભાઇ કહે છે કે—

'શ્રમ કરી સૌ વિદ્યા ભણ્યો, મહાપંડિત કહાવ્યો જન;
પણુ સાર તેનો સમજ્યો નહીં, ના થયો ભગવંતનો ભક્ત;
અલ્યા ! ભક્તિ વિના શ્રમ એ ફળ સાર, જેમ ગદ્ધો વહે ચંદનભાર;
જેમ અહિ મણી મેળવી ધૂતવે આહાર, તેમજ તે ઉદર ભરનાર.
સેવો શ્રીકૃષ્ણુ કૃપાળુ૦'

જાદુના ખેલ કરનારો, જેમ સોનારૂપાના ચાંદ લટકાવી, મોટા દેખાવ કરે; તેમ આ મૂર્ખ કર્મકાંડીઓ, આસન પૂજા વિગેરે ઠાઠ બતાવીને, પોતાની ભવ્યતા દેખાડવા પ્રયત્ન કરે છે. સ્ફાટીકને લાલ રંગનો ઓપ આપી, માણેકમાં ખપાવવા પ્રયત્ન કોઇ કરે; પણુ તે ઝવેરી પાસે ચાલે નહીં.

**माध्व्या गिरोत्सुकाः**—મીઠાં વચનોથી ઉત્સુક બનેલા. આ વચનો નકામાં નથી. અાધકાર પરત્વે કામનાં પણુ છે. નિશાળે ન જતા બાળકને 'લે-પૈસો' એમ ફોસલાવી નિશાળે મોકલાય. પણુ જે બાળકો મોટા થયા; તેમને તેવી લાલચ અપાય નહીં. મોટી ઉમરના બાળકો, તેવી લાલચમાં પડે પણુ નહીં. 'જ્ઞાન માટે પરિશ્રમ કરી, સત્ય વસ્તુને ઓળખી, અજ્ઞાનમાંથી નીકળતા રહો–એવો ભાવ છે.

**चाटुकान वदंति**—'રાજા થશું'-'ઇંદ્ર બનશું'-'અપ્સરાઓ સાથે વિહાર કરીશું'-વિગેરે લાભમાં લોભાઇને, ડાહી ડાહી વાતો કરે છે.

કર્મકાંડીઓ મદાંધ બનીને શું કરે છે?

**रजसा घोरसंकल्पाः, कामुका अहिमन्यवः ॥**
**दाम्भिका मानिनः पापा, विहसंत्यच्युतप्रियान् ॥ ७ ॥**

અર્થ—રજોગુણની વૃદ્ધિને લીધે, અભિચારાદિના ભયંકર સંકલ્પ કરનારા, મોટી તૃષ્ણાવાળા, સર્પ સરખા ક્રોધવાળા, ઢોંગી, અભિમાની, દુષ્ટ કર્મકાંડિઓ, ભગવાનના ભક્તોની હાંસી કરે છે. [૭]

૭ વિવેચન—

**घोरसंकल्पाः**—અભિચારાદિકના ભયંકર સંકલ્પ કરનારા. [કાશીનો રાજા દ્વારકાનો નાશ કરવા આવ્યો હતો.] સંકલ્પ કરતાં કરતાં, **कामुकाः** ભારે તૃષ્ણાવાળા બની જાય છે. તૃષ્ણામાં વાંધો પડે; તો **अहिमन्यवः**-સર્પસરખા ક્રોધવાળા-ફુંફાડા મારતા. ક્રોધ કાળો નાગ છે; તેથી તે દ્વેષના ફુંફાડા મારે છે. વળી જારણ મારણના અનેક પ્રયોગો આચરી પાપમાં પડે છે. જો કોઇ આ પ્રયોગો ઉઘાડા પાડે; તો ફુંફાડા મારે છે. **दांभिकाः** તૃષ્ણાને તૃપ્ત કરવા, અનેક પાખંડો કરનારા. **मानिनः**-જે જાણવા જેવું છે; જે કરવા જેવું છે. તે ન જાણીને; અને ન કરીને. એટલે અર્ધદગ્ધ છે; છતાં અભિમાની. અર્ધદગ્ધતાનો રોગ અસાધ્ય છે— ગીતિ—

**अज्ञः सुखमाराध्यः, सुखतरमाराध्यते विशेषज्ञः ।**
**ज्ञानलवदुर्विदग्धं, ब्रह्मापि तं नरं न रंजयति ॥** (ભર્તૃહરિ શતક)

**અર્થ**—અભણને સમજાવવો; તે સહેલું. સંપૂર્ણ વિદ્વાન્ અથવા જ્ઞાનીને સમજાવવું; તે પણ સહેલું; પણ જે અર્ધદગ્ધ-બે પાંચ કે પચીશ ચોપડી વાંચીને, પંડિત બન્યા હોય; તેમને સમજાવવું; તે બહુ મુશ્કેલ છે. 'બ્રહ્મા પણ તેને સમજાવી ન શકે;' એમ ભર્તૃહરિ કહે છે

અત્યારનું ભારત-(૧) ધર્મમાં અર્ધદગ્ધ પંડિતો, ભકતો અને કર્મકાંડીઓ, ભારે રંજાડ કરી રહ્યા છે. કાંઇક સંપૂર્ણ થવા, અભ્યાસ થતોજ નથી. વકતાઓએ, કથાકારોએ, મહંતોએ અને મહારાજાઓએ, ભારત કયાં છે? અને કેવી રીતે ઉભો છે; તે બહુ સારી રીતે જાણવું જોઇએ. તે જાણવા દરેક ધર્મની હિલચાલ જાણવી જોઇએ. સમાજ જ્યાં ઠોકર ખાતો હોય; તે બાબતનો, નવી જુની સંસ્કૃતિયુક્ત અભ્યાસ કરવો જોઇએ. આ અજ્ઞાનને પરિણામે, આંધળા બહેરૂં બહુ કુટાય છે. સમાજ માંગે છે કાંઇ; અને તેને અપાય છે કાંઈ.

---

૭ પદચ્છેદ—**रजसा**-રજોગુણની વૃદ્ધિને લીધે. **घोराः संकल्पाः येषां ते घोरसंकल्पाः**-અભિચારાદિકના ભયંકર સંકલ્પ કરનારા. **कामुकाः**-ભારે તૃષ્ણાવાળા. **अहेः इव मन्युः** (ક્રોધ) **येषां ते अहिमन्यवः**-સર્પ સરખા ક્રોધવાળા. **दांभिकाः**-ઢોંગી. **मानिनः**-અભિમાની. **पापाः**-પાપીઓ-દુષ્ટ. **अच्युतप्रियान् विहसंति**-ભગવાનના ભકતોની હાંસી કરે છે

(૨) સમાજમાં અર્ધદગ્ધ યુવકો, ભયંકર હોહા-કરી રહ્યા છે. તેને પરિણામે તેઓ ઘડી ઘડીમાં 'યુવક' મટીને ઉદ્ધત દેખાવ કરે છે. કોઇ કોઇ વાર તો, આખો 'યુવકસંઘ' 'ઉદ્ધતસંઘ' બની જાય છે. આપણા પોતાના બાળકો સમજી, તે સંઘને આપણે મદદ કરી-પોષણ આપીએ; ત્યારે તે સંઘજ, વડીલોનાં પાઘડાં ઉછાળી નાંખે. કારણકે અર્ધદગ્ધ છે. ભણ્યા થોડું; અને બગડ્યા ઘણું. 'ખદબદ બોલે ખીચડી; જબલગ કચ્ચી હોય.' **संपूर्णकुंभो न करोति शब्दं**-સંપૂર્ણ ભરેલો ઘડો, અવાજ કરતો નથી. વિગેરે-વિગેરે.

આ શ્લોકમાં છેવટમાં તેમને '**पापाः** પાપીઓ' કહ્યા. પાપીઓ કેવું પાપ કરતા હશે કે-'**अच्युतप्रियान् विहसंति** ભગવાનના લાડિલા ભકતોની, તેઓ હાંસી કરે છે.' ગમે એવા ધનવાન્ હોઇએ; ગમે એવા વિદ્વાન્ હોઇએ; અગર ગમે એવા મોટા હોઇએ; પણ જ્યારે ભગવાનના ભકતોનો અનાદર કરવાનું શીખીએ; ત્યારે 'આફત આવી' એમ સમજવું. એક નાનકડા રાજાના હજુરીનું નામ લેતાં, મોટી આફત આવી પડે; એક લાડકી વહુનું નામ લેતાં, મોટો કજીયો ઉભો થાય છે; ત્યારે ભગવાનના વ્હાલા ભકતોનું નામ લેતાં, અભય કેમ રહેવાય! પાપીઓનાં-દુરીજનનાં ચશ્મા ઉંધાં! તેથી તેમને અવળુંજ દેખાય. માંડળીકે નરસી સાથે કજીયો ઉભો કર્યો. અર્ધદગ્ધ સન્યાસીઓએ ટેકો આપ્યો. મહેતાજીને મુંઝવ્યા. સંતો એક સાથે ધૂન કરવા લાગ્યા કે-"વિઠ્ઠલ વેગે વેહલા આવો, માળા મોગરાની લાવો; માળા મોગરાની લાવો, મહેતા નરસીને પહેરાવો. વિઠ્ઠલ વેગે વહેલા આવો, માળા મોગરાની લાવો." [થવાદ્યો ઘડીવાર-બસ!]

પ્રભુ પધાર્યા; મહેતા નરસીને કંઠે હાર નાંખ્યો. જયજયકાર થઇ રહ્યો. માંડળીક પાયમાલ થઇ ગયો.

ચોપાઇ—કહહુ કવન પ્રભુકી અસરીતિ, સેવક પર મમતા અતિ પ્રીતિ;
જે ન ભજહિ અસ પ્રભુ ભ્રમ ત્યાગી, જ્ઞાનરંક મતિમંદ અભાગી.
[મોક્ષવાણી પાનુ ૩૮]

નાના બાળકને જરા દુઃખ થતાં, માતા દોડી આવે; અરધી અરધી થઇ જાય; તેમ પોતાના ભક્તને જરા દુઃખ થતાં, બાપોજી દોડ્યો દોડ્યો આવે. જેમ ભગવાન્ અકળ અને અગમ છે. સામા ઉભા હોય; તોપણ સમજણ પડે નહીં. તેમ ભંકતો પણ અકળ અને અગમ છે. ['મારે ત્યાં અહીં-ઘણીવાર સંત ચડી આવે છે. ડરતો ડરતો તેમની જોડે કામ લઉં છઉં-કે રખે! તે દુભાય નહીં.'] મહેતાજી મામેરૂં ભરવા ગયા; ત્યારે ન ઓળખ્યા કુંવરબાઇએ; તેમ ન ઓળખ્યા વેવાઇએ. વેવાઇએ વેવાઈપણું માત્ર કર્યું. બાકી બીજાઓએ તો, ભગવદ્‌ના લાડિલાની મશ્કરીજ કરી. શામળશાને પરણાવવા ગયા. ત્યાં પણ 'ઠીક આ કોઇ ભકત છે!' એટલુંજ સૌ સમજ્યા. જે ખળ હતા; તે એમ પણ બોલ્યા કે-'પાખંડમાં પૂરો જણાય છે.' બાકી પેલી વાત તો, કોઇ સમજ્યુંજ નહીં. પેલી વાત કઇ ?-સાંભળો-'ચરણ ધોઇ લેવા; પ્રેમે સ્નાન કરાવવાં; કેસરનાં તીલક અને ભાવતાં સાદાં સરલ ભોજન! સાદી સુખાળી પથારી, પોતાને હાથે કરી આપી; નમ્ર ભાવે ચરણ ચાંપવા બેસવું.' એવું એવું જે કાંઇક ખાસ કરવા જેવું છે; તે ઘણાં પુણ્યના ઉદયે, હૃદયમાં સ્ફુરે છે. ઘરમાં જે જોઇએ તે છે; અને સંત ઘેર પધાર્યા. વળી તે અયાચક! પછી પ્રભુકૃપાનોજ વાંધો. સમજણનોજ સોદો.

દેવમહેલ્લે સંત મંડાય; અને અસુરમહેલ્લે સંત દંડાય—જે પોળોમાં અગર ગામોમાં, દેવ જેવા લોકો વસતા હોય; ત્યાં ભગવાનના ભકતોનો સત્કાર થાયજ; અને જે પોળોમાં, અગર ગામોમાં, રંજાડીયા દુરીજન વસતા હોય; ત્યાં ભગવાનના ભકતોનો અનાદર થાયજ. જેને પગલે પૃથ્વી પાવન થાય; જેના સ્નાનથી ગંગાદિથી પવિત્ર થાય; એવા પ્રભુના પ્યારા ભકતોને, પ્રણામ કરીને, આગળ વધીએ.

મદાંધ કર્મ કાંડીઓના આચરણનું હવે વર્ણન કરે છે—

**વંશસ્થ.**

**वदन्ति तेऽन्योऽन्यमुपासितस्त्रियो, गृहेषु मैथुन्यसुखेषु चाशिषः ॥**
**यजन्त्यसृष्टान्नविधानदक्षिणं, वृत्त्यै परं घ्नन्ति पशूनतद्विदः ॥८॥**

અર્થ—વૃદ્ધોની નહિં, પણ સ્ત્રિયોની ઉપાસના કરનારા, જેઓમાં મૈથુનનું સુખજ ઉત્તમ માનેલું હોય છે; એવા ઘરોમાં રહીને, 'આજ મેં આટલું મેળવ્યું; આ મારો મનોરથ પૂર્ણ થશે; મારી પાસે આટલું તો ધન છે; અને ફરી આટલું થશે; ઇત્યાદિક મોટાં સુખો પ્રાપ્ત કરવાની વાતો, તેઓ એક બીજામાં કરે છે. જેમાં દક્ષિણાની તથા અન્નદાનની બરાબર ગોઠવણ થઈ નથી; એવો યજ્ઞ, દંભની ખાતર તેઓ કરે છે. હિંસાના દોષને નહિં જાણનારા, તે કર્મકાંડી લોકો, કેવળ આજીવિકાની ખાતર, પશુઓને મારે છે. [૮]

૮ વિવેચન—

**यैः उपासिताः स्त्रियः**—ઘરમાં ઉપાસના કરવા લાયક—સેવા કરવા લાયક, 'આપની આજ્ઞા શું છે ?' એમ પૂછવા લાયક—વૃદ્ધો છે; છતાં આ કર્મકાંડીઓ સ્ત્રિયોની ઉપાસના કરી રહ્યા છે. પશ્ચિમમાં સ્ત્રિઓની ઉપાસના થાય છે; પણ તે કાંઈક હદે થાય છે. બાકી આ દેશના નકલીયા પુરૂષો, સ્ત્રિયોની જે ઉપાસના કરવા લાગ્યા છે; તેની હદજ નથી. વડીલો ઉપાસનાના પદમાં છે; સ્ત્રિયો રક્ષણના પદમાં છે.

**मैथुन्यसुखेषु गृहेषु आशिषः**—સ્ત્રી અને ઘર જેમ મૈથુનનાં સુખનાં સ્થાન છે; તેમ તે બેઉ, અનેક દૈવી સુખની સગવડવાળાં છે. તે બેમાં બેસીને અનેકે આત્મવિકાસ કર્યો છે. બાળક હતા; ત્યારે સ્થૂળબુદ્ધિ હતી. નિશાળે ગયા પછી, બુદ્ધિ સૂક્ષ્મ થઈ. પછી સંતો અને શાસ્ત્રો પાસે બેસવા લાગ્યા; ત્યારે બુદ્ધિ, તેથી પણ સૂક્ષ્મ થઈ. રાજા બાઈ

---

૮ પદચ્છેદ—**उपासिताः स्त्रियः यैः ते—उपासितस्त्रियः**—વૃદ્ધોની નહિં; પણ સ્ત્રિયોની ઉપાસના કરનારા. **च**—અને. **मैथुन्यं एव सुखं येषु तानि, तेषु गृहेषु**—જેઓમાં મૈથુનનું સુખજ ઉત્તમ માનેલું હોય છે એવા ઘરોમાં. **आशिषः**—મોટાં સુખો પ્રાપ્ત કરવાની વાતો. **ते अन्योऽन्यं वदंति** તેઓ એક બીજાને કહે છે. **असृष्टा अन्नविधानदक्षिणा** (જમાડવું અને દક્ષિણા આપવાની ગોઠવણ થઈ નથી) **यस्मिन् कर्मणि यथा स्यात् तथा**—દક્ષિણા અને અન્ન દાનની જેમાં પૂરેપૂરી ગોઠવણ નથી એવી રીતે. **यजंति**—તેઓ (દંભની ખાતર) યજ્ઞ કરે છે. **न तद्विदः अतद्विदः**—હિંસાના દોષને નહીં જાણનારા. **परं**—કેવળ. **वृत्त्यै: पशून् घ्नंति**—આજીવિકાની ખાતર પશુઓને હણે છે.

ટાવરને જોઈને, એક ઈજનેરને જે વિચારો આવે; તે વિચારો, આપણને ન આવે. તાજમહાલ જોઈને, જે વિચારો, એક હોશીયાર કારીગરને આવે; તે વિચારો આપણને ન આવે. સંતો અને શાસ્ત્રો પાસે બેસીને, જેમણે સંસારનું સ્વરૂપ જાણ્યું; તે સૂક્ષ્મબુદ્ધિવાળો, પુરૂષ, સ્ત્રીમાં અને ઘરમાં; મૈથુનના સુખ ઉપરાંત, ઘણું ઘણું ઉત્તમ સુખ દેખી શકે છે.

**आतिथ्यं विभुचिंतनं प्रतिदिनं, मिष्टान्नपानं गृहे ।**
**साधोर्मैत्र्यमरोगिता च सततं, धन्यो गृहस्थाश्रमः ॥**

અર્થ—આતિથ્યસત્કાર, ભગવાનનું સ્મરણ, અતિથિઓના સત્કાર માટે, હમેશાં સારૂં સારૂં ભોજન, સત્પુરૂષોની મૈત્રિ, સદા શરીર આરોગ્ય–એવા ગૃહસ્થાશ્રમને ધન્ય છે.

**ते अन्योऽन्यं वदंति**—તેઓ એક બીજાને મળે છે; ત્યારે સંસારના સુખની અનેક વાતો કરે છે. ગીતાના સોળમા અધ્યાયમાં આવી વાતો છે. સાંભળો—

**इदमद्य मया लब्ध-मिमं प्राप्स्ये मनोरथं ॥**
**इदमस्तीदमपि मे, भविष्यति पुनर्धनम् ॥१३॥**

**असौ मया हतः शत्रुर्-हनिष्ये चापरान् अपि ॥**
**ईश्वरोऽहमहं भोगी, सिद्धोऽहं बलवान् सुखी ॥१४॥**

**आढ्योऽभिजनवानस्मि, कोऽन्योऽस्ति सदृशो मया ॥**
**यक्ष्ये दास्यामि मोदिष्य, इत्यज्ञानविमोहिताः ॥१५॥**

**अनेकचित्तविभ्रांता, मोहजालसमावृताः ॥**
**प्रसक्ताः कामभोगेषु, पतंति नरकेऽशुचौ ॥१६॥** [અ. ૧૬]

અર્થ—આજે તો મેં આ મેળવ્યું; અને હવે આ મેળવીશ, આટલું છે; અને આટલું બીજું પણ ધન મને મળશે. (૧૩) આ શત્રુને મેં હણ્યો; અને બીજાઓને પણ હણીશ. હું ઈશ્વર, હું સત્તા અને વૈભવ ભોગવનાર, હું સિદ્ધ, હું બળવાન, અને હું સુખી છઉં. (૧૪) હું ધનાઢ્ય, હું કુલીન, હું જથ્થાવાળો, મારા જેવો બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ; દાન દઈશ; અને મોજ માણીશ. અજ્ઞાનથી ભરેલી આવી આવી કામનાઓથી, તે લોકો મોહ પામેલા હોય છે. (૧૫) અનેક પ્રકારે ચિત્તથી ભમેલા, અને મોહ જાળમાં ઘેરાઈ ગએલા, તથા પદાર્થો અને ભોગોમાં અતી આસક્ત બનેલા, તે આસુરી લોકો, ગંદા નરકમાં પડે છે. (૧૬)

**असृष्टान्नविधानदक्षिणं यजंति**—દક્ષિણાની અને અન્નદાનની (અથવા ભોજનની) જેમાં યથાર્થ સગવડ ન હોય; એવા યજ્ઞો, દંભ માટે આ લોકો કરે છે. 'કંજુસને કદિ જશ મળ્યો નથી,' એવા સિદ્ધ પ્રમાણને, આગળ રાખીને, યજ્ઞ કરનારે કંજુસાઈ કરવી નહીં. તેણે તો કોથળીનું મુખ છૂટુંજ રાખવું જોઇએ. એટલે જોઈએ તેના કરતાં, દ્રવ્ય વધારે હોય; જોઇએ તેના કરતાં ઉદારતા વધારે હોય; જોઈએ તેના કરતાં હિંમત વધારે હોય; તોજ યજ્ઞ કરવો.

ગીતા અધ્યાય ૧૬ મો આગળ કહે છે કે—

**आत्मसंभाविताः स्तब्धा, धनमानमदान्विताः ॥**
**यजंते नामयज्ञैस्ते, दंभेनाविधिपूर्वकम् ॥१७॥**

**અર્થ**—પોતાની બડાઈ કરનારા, અક્કડ રહેનારા, અને ધન તથા માનના મદવાળા–તેઓ, વિધિરહિત અને દંભ પાખંડથી નામમાત્રજ યજ્ઞ કરે છે. (૧૭)

નિમિ રાજા યજ્ઞ કરવા બેઠા છે. ઋત્વિજો શરવા નીચે મૂકી દઈને, શાંતિથી સાંભળે છે. સકામ કર્મ કરનારા યજમાનો, અને કરાવવાનારા બ્રાહ્મણો–બેઉ આકળા ઉતાવળા અને દંભ પાખંડથી પોષાએલા હોય છે. નિમિ રાજાનો આ યજ્ઞ, નિષ્કામ છે. નિષ્કામ કર્મોનું ફળ અંતઃકરણની શુદ્ધિ. શુદ્ધિનો લાભ જ્ઞાન. જ્ઞાન પ્રાપ્તિનો અનાયાસે પ્રાપ્ત થએલો પ્રસંગ, તે નવ યોગેશ્વરોનું આગમન. નૈમિષારણ્યમાં શૌનકાદિ કલિયુગને આવતો જોઈને, સત્કર્મમાં ચિત્તને જોડી રાખવા માટે, યજ્ઞ કરતા હતા. ત્યાં સુત પુરાણી પધાર્યા. દ્રવ્યયજ્ઞના કામને અટકાવી; બાજુએ રાખી મૂકી; જ્ઞાનયજ્ઞનો આદર શૌનકાદિએ કર્યો. તેમાં જોઈતી સામગ્રિઓ (ચંદન, પુષ્પ, દક્ષણા) તૈયાર કરી દીધી.

**શ્રેયાન્ દ્રવ્યમયાદ્યજ્ઞાજ્-જ્ઞાનયજ્ઞઃ પરંતપ ॥**
**સર્વં કર્માખિલં પાર્થ, જ્ઞાને પરિસમાપ્યતે ॥૩૩॥** [અ. ૪]

હે પરંતપ ! દ્રવ્યમય યજ્ઞના કરતાં, જ્ઞાનમય યજ્ઞ અત્યંત શ્રેષ્ઠ છે. કારણકે હે પાર્થ ! બધાં કર્મો, જ્ઞાનમાં પૂરેપૂરાં સમાઈ જાય છે. (૩૩)

[બસ ! અમને આજ ગમ્યું. અમારાથી બીજું કાંઈ બની શકતું નથી. તમે અહીં આવ્યા હો–તો તમારી સરભરા પણ બરાબર બની શકતી નથી. અહીં આવનારાં, ઘણાં ડાહ્યાં છે. પોતાના ભોજનાદિની સગવડ, પોતે ગમે ત્યાં કરી લે છે. જમવાનો વિષય ગૌણ છે. જમવાની ખટપટમાં પડીએ; તો જ્ઞાનની વાત રહી જાય.' તમારી ભેટ દક્ષણા અમારે જોઈતી નથી. તે ભેટ તમારે તમારા ભોજનમાં વાપરવી. ભગવાનની વાતો સાંભળવી; અને ભગવાનની વાતો કરવી; તે સિવાયનું બધું, ભારરૂપ લાગે છે. આ લાભને પડયો મેલીને, હું બીજું શું કરૂં ! દેવદર્શને પણ બહુ દોડયો જતો નથી; પંચ–પટલાઈ અગર મોટાં મોટાં ભાષણોમાં પણ, હું જતો નથી. જ્ઞાનામૃતનું પાન કરી રહ્યો છઉં.]

**અતદ્વિદઃ**–હિંસાના દોષને નહીં જાણનારા તેથીજ **પરં**–કેવળ—

**વૃત્ત્યૈઃ પશૂન્ ઘ્નંતિ**–આજીવિકાની ખાતર, પશુઓને મારે છે. હોમેલા પશુને બળતી અગ્નિમાંથી સજીવન કાઢી આપવાની, જેમને શક્તિ હતી; તેઓ જીવોની હિંસા કરી શકતા હતા.

એમ કહેવાય છે કે–**અપૈય** દિક્ષીત એક રાજાના યજ્ઞમાં આચાર્ય હતા. રાજાએ પ્રસન્ન થઇને, એક કીંમતી શાલ અપૈય દિક્ષીતને ઓઢાડી. અપૈય દિક્ષીતે, તે શાલનો ગોટો વાળીને, શરવા ઉપર ચડાવી, 'અગ્નયે સ્વાહા' એમ કહીને, યજ્ઞ કુંડમાં તે સાલને હોમી દીધી. સૌ ચકીત થઇ ગયા. રાજા ખિન્ન થઇ ગયો. રાજાની મુખાકૃતિ જોઈ, અપૈય દિક્ષિત બોલ્યા કે—'હે રાજન્ ! કેમ કાંઇ ગ્લાની આવી ? એમ હોય; તો લ્યો ? તમારી શાલ;' એમ કહી, અગ્નિમાંથી જેવી હતી; તેવીજ શાલને ખેંચી કાઢી. રાજા ચકિત થઈ ગયો. 'લ્યો બીજી જોઈએ–તો તે પણ લ્યો; અને આ બ્રાહ્મણોને આપો;' એમ કહીને, બધા બ્રાહ્મણોને પહોંચી રહે; એટલી શાલો, રાજાને યજ્ઞકુંડમાંથી કાઢી આપી. રાજા પ્રસન્ન થઈ ગયો. ઉંચા પ્રકારની જીવનશ્રેણી હશે; ત્યારેજ તેઓશ્રીએ બોલેલા મંત્રો સફળ થતા હશે. આવા વીરલા બહુજ થોડા હોય છે.

બાકી તો પાખંડે પૃથ્વી ઘેરી છે. માત્ર વનમાં વસવાથી, કલ્યાણ થતું હોય; તો વાઘ-વરૂ-શીયાળ-સૌ તરી જાય; આસનવાળી ધ્યાન ધરવાથી-એકાગ્રતાનો ડોળ કરવાથી-કલ્યાણ થતું હોય; તો બગલાનો ઉદ્ધાર પહેલો થાય; માત્ર એકાંત સેવવાથી કલ્યાણ થતું હોય; તો સર્પો દરમાં પડયા રહે છે; તેમનું કલ્યાણ થવું જોઈએ. ધર્મને નામે પાખંડ કરનારા વૃદ્ધ માતા પિતાને માનતા નથી; દેવ-ગુરૂ અગર સંતનો સત્કાર પણ કરતા નથી. કરે છે તો-દેખાડા જેટલોજ કરે છે.

જે સારૂં તે અધર્મીની આંખે ખોટું; જે મૂક્તિ દાતા, તે તેમને હિસાબે બંધનકર્તા—

વંશસ્થ—

**श्रिया विभूत्याऽभिजनेन विद्यया, त्यागेन रूपेण बलेन कर्मणा ॥**
**जातस्मयेनान्धधियः सहेश्वरान्, सतोऽवमन्यन्ति हरिप्रियान् खलाः ॥९॥**

અર્થ—સંપત્તિ, ઐશ્વર્ય, ઉત્તમકુળમાં જન્મ, વિદ્યા, દાન, રૂપ, બલ, અને કર્મથી થએલા અભિમાનને લીધે, આંધળા બનેલા તે ખળ લોકો, ઈશ્વરનું અને ઈશ્વરના ભકતોનું અપમાન કરે છે. [૯]

૯ વિવેચન—

બે પાંચ પૈસા મળે; ત્યાં પોતાને ઈંદ્ર કરતા પણ મોટો માને; અલ્પ વિદ્યા પ્રાપ્ત થઈ હોય; તો બૃહસ્પતિને પણ પોતા કરતાં હલકો ગણે; બે પાંચ પૈસાનું દાન કર્યું હોય; તો કર્ણને તરખલા જેવો ગણે. પ્રભુએ કાંઈક રૂપ આપ્યું હોય; તો કામદેવને પણ તુચ્છકારે; વિગેરે વિગેરે,-'ઓછું પાત્ર અને અદકું ભણ્યો; વઢકણી વહુએ દિકરો જણ્યો.' 'મદિરા'ના કરતાં 'મદ' વધારે અનર્થ કરે છે; તે આ. દિવાને મોગરો આવવાનો સ્વભાવ છે. મોગરો આવે; ત્યારે દીવાનું તેજ ઢંકાતું જાય; અને અંધકાર વધતો જાય, તે વખતે જો મોગરો કપાતો જાય; તો દીવામાં એટલો અને એટલો પ્રકાશ આવ્યા કરે. ઘરમાં માતાપિતા, (અને સ્ત્રીઓને સાસુ સસરો); નિશાળમાં મહેતાજી, અને દેવમંદિરોમાં સદ્દગુરૂ, માનવની બુદ્ધિના મોગરા કાપનારા છે. કોઈ પણ પ્રકારનો જે મદ છે, તે બુદ્ધિનો મોગરો છે. મોગરો આવતાં, જેમ દીવાનું તેજ ઘટે; અને અંધકાર વધે; તેમ બુદ્ધિમાં મદ આવતાં, પ્રભાવ ઘટે; અને પામરતા વધે. જેમને ઓરડે માબાપ ગમતાં નથી; નિશાળમાં ટોકીને કહે; એવા માસ્તરો ગમતા નથી; મંદિરોમાં લડીને કહે; એવા ગુરૂ ગમતા નથી; તેમની બુદ્ધિના મોગરા, એમને એમ રહે છે. એટલે તેમની બુદ્ધિ ધીમે ધીમે મંદ પડતી જાય છે. આ મંદતા ધીમે ધીમે, એટલી બધી સુદઢ થઈ જાય છે; કે તે મંદતાવાળા મૂઢ પુરૂષો, કોઈનું માનતા નથી. **ब्रह्माऽपि तं नरं न रंजयति** । બ્રહ્મા પણ તેમને સમજાવી શકતા નથી. રાવણની બુદ્ધિમાં જ્યારે મોગરો આવ્યો હતો; ત્યારે તે મોગરાને કાપવા, વિભીષણે બહુ પ્રયત્ન કર્યો હતો. જુઓ મોક્ષવાણી પાનું. ૪૫A.

૯ પદચ્છેદ—**श्रिया विभूत्या**-સંપત્તિથી અને ઐશ્વર્યથી. **अभिजनेन**-ઉત્તમ કુળમાં જન્મ થવાથી. **विद्यया त्यागेन**-વિદ્યાથી, દાનથી. **रूपेण बलेन कर्मणा**-રૂપથી બળથી અને કર્મથી. **जातश्चासौ स्मयश्च जातस्मयः तेन**-ઉત્પન્ન થએલા અભિમાનથી. **अंधा धीः येषां ते अंधधियः-इति खलाः**-આંધળા બનેલા ખળ લોકો. **सहेश्वराः तान् इति सतः** (ભકતો) **इति हरिप्रियान्**-ઈશ્વરને અને ઈશ્વરના વ્હાલા ભકતોને. **अवमन्यंति**-અપમાન કરે છે.

દોહરો—[1]સચીવ વૈદ્ય ગુરૂ તીન જો, પ્રિય બોલહિ ભય આશ;
રાજ ધર્મ તનુ તીનકર, હોય વેગહિ નાશ—સીયાવર૦

[ આ લાખ–લાખની વાતો થાય છે. ભારતને ઘેર, આવી આવી અનેક દીવાદાંડીઓ, ખોડી રાખી છે; પણ ભારતનાં માનવીઓ કયાં ?–કે ખાડામાં–ગટરમાં–અનેક પ્રકારનાં દુઃખોમાં!]

વિભિષણ આગળ કહે છે કે—

ચોપાઈ—જો આપન ચહહું કલ્યાના, સુયશ સુમતિ શુભ ગતિ સુખ નાનાં;
તો પરનારી [2]લીલાર [3]ગુંસાઈ, તજૌં ચોથ ચંદાકી નાંઈ.
ચૌદહ ભુવન એક પતિ હોઈ, [4]ભૂત દ્રોહ તિષ્ઠૈ નહિં સોઈ;
ગુણસાગર નાગર નર જોઉ, અલ્પ લોભ ભલ કેહે ન કોઉ.

દોહરા—કામ ક્રોધ મદ લોભ સબ, નાથ નરક કર પંથ;
સબ પરિહરિ રઘુવીર પદ, ભજહું કહહી સદ્‌ગ્રંથ—સીયાવર૦

ચોપાઈ—તાત ! રામ નહિં નર ભૂપાલા, ભુવનેશ્વર કાલહુકર કાલા;
બ્રહ્મ અનામય અજ ભગવંતા, વ્યાપક અજિત અનાદિ અનંતા;
ગોદ્વિજ ધેનુ દેવ હિતકારી, કૃપાસિંધુ માનુષ તનુ ધારી;
જનરંજન ભંજન [5]ખલવ્રાતા, વેદ ધર્મ રક્ષક સુરત્રાતા.

વિગેરે–વિગેરે. અનેક વાતોના બદલામાં, મોટા ભાઇ રાવણે, વિભિષણને લાતનો શિરપાવ આપ્યો. એટલે મોગરો કાપવા પ્રયત્ન ઘણો કર્યો; પણ સ્વભાવના રૂપમાં, સુદૃઢ થઈ ગએલો મોગરો, કપાયો નહીં.

મંદોદરીએ પણ. ખોળો પાથરીને–પગે લાગીને–આ મોગરો કાપવા પ્રયત્ન કર્યો હતો–
[મોક્ષવાણી પાનુ ૪૯A]

ચોપાઈ—નાથ વૈર કીજૈ તાહીસો, બુદ્ધિ બલ જીતિ સકિય જાહીસો,
તુમહિ રઘુપતિ અંતર કૈસા, ખલુ [6]ખદ્યોત દિવાકર જૈસા.
અતિ બલ મધુ કૈટભ [7]જિન મારા, મહાવીર [8]દિતિસુત સંહારા;
જોઈ [9]બલિ બાંધી, [10]સહસ્રભુજ મારા, [11]સોઈ અવતરેઉ હરણ મહી ભારા.
તાસુ વિરોધ ન કીજીએ નાથા, કાલ કર્મ ગુણ જીનકે હાથા.

વિગેરે વિગેરે કહેતાં કહેતાં સતી—

દોહરે—અસ કહિ લોચન [12]વારિ ભરી, [13]ગહિપદ કંપીત ગાત;
નાથ ! ભજહુ રઘુવીર પદ, મમ [14]અહિવાત ન જાત—સીયા૦

---

૧. દીવાન. ૨. વદન–મુખ. ૩ હે મોટા પુરૂષ ! ૪. અનીતિ કરનાર ટકે નહીં. ૫. ખળના સમુહો. ૬. આગીઓ અને સૂર્ય–તેમાં જે ભેદ છે તેવો ભેદ. ૭. જેણે માર્યો. ૮. હિરણાક્ષ અને હિરણ્યકશીપુ. ૯. જેણે બલીને બાંધ્યો. ૧૦. જેણે સહસ્રાર્જુનને માર્યો. ૧૧. તે પૃથ્વીનો ભાર ઉતારવા અવતર્યા છે. ૧૨. આંસુ. ૧૩. ચરણ પકડયા. શરીર કંપી ઉઠયું. ૧૪ મારૂં કહ્યું માનશો; તો આપ બચશો; અને મારૂં એવાતણ–સૌભાગ્ય–ટકી શકશે.

તેના જવાબમાં રાવણ કહે છે કે—

ચોપાઈ—સુન તેં પ્રિયા [1]મૃષા ભય માના, જગ યોદ્ધા કો મોહિ સમાના.

વિગેરે—વિગેરે—

તાત્પર્ય—મંદોદરી પણ, રાવણનો દૃઢ થઈ ગએલો મોગરો (બુદ્ધિનો મેલ)-કાપી શકી નહીં. અંગદની વિષ્ટિ પણ નિષ્ફળ નીવડી.

રાવણ ચાલ્યો ગયો; લંકા બળી ગઈ; પણ હજી રાવણનો વસ્તાર ઘણો છે. ઓરડે ઓરડે, ગામે ગામે, મંડળે મંડળે, અને દેશે દેશ-તેઓએ પોતાનો મુકામ નાંખ્યો છે. 'બસ'. કોઈનું માનવુંજ નહીં.' એવો તેમનો મત હોય છે. જમીનમાં જેવાં બીજ પડે; તેવાં વૃક્ષ ઉગે; અને તેવાં ફળ પાકે. તેમ બચપણમાં જે સંસ્કાર પડે; તેવો સ્વભાવ બંધાય; અને તેવાંજ જીવનનાં ફળ પાકે. તાત્પર્ય—બાળકોને સંસાર અજાણ્યો પ્રદેશ છે. માબાપ બાળકો પહેલાં, આ જગતમાં આવ્યાં છે. તેથી તેઓ જગતથી કાંઇક વાકેફ છે. અજાણ્યાએ જાણીતાને આશરે રહેવું જોઈએ. તે નિયમાનુસાર, જે બાળકો પોતાનું હિત સમજે; તેમણે માતાપિતા આદિ વડીલોની આજ્ઞા, એજ પોતાનો ધર્મ—એવી દૃઢ માન્યતા-રાખીને, જીવનનૌકા હાંકવી જોઈએ. જેમનાં કપડાં અવાર નવાર સાબુથી ધોવાતાં હોય; તે સાફજ રહે. તેમ જે બાળકોની બુદ્ધિ, માતાપિતાના કડક, છતાં પવિત્ર, આશીર્વાદથી ભરેલા-ઘણીજ કાળજીવાળા-ટપકા-થી અવારનવાર ધોવાતી હોય-સાફ થતી હોય; તે બુદ્ધિમાં મેલ-મંદતા -મોગરો રહેજ નહીં. એવા નમ્ર સ્વભાવવાળાં દિકરા દિકરીઓ, જ્યાં જાય; ત્યાં ફાવી શકે; વિકાસ કરી શકે; ફાલી પણ શકે.

જે બ્રાહ્મણ બાળકો, હઠીલા અને મૂર્ખ કર્મકાંડીઓ પાસે ઉછરે; તે તેવાજ રહે. જે બાળકોને બચપણથી નાટક, સીનેમાઓ, અને નોવેલનો શોખ થાય; તે મોટપણે કદિ નાટકીયા અથવા સીનેમાવાળા ન થાય; પણ વિષયી-લંપટ તો થાયજ. તેની રગેરગમાં વિષયનું વિષ વ્યાપી રહે. જે સ્ત્રીપુરૂષ હૉટલનાં ભજીયાં ખાવા શીખ્યાં; તેમને ઘરનાં દાળભાત ભાવે નહીં. ભજીયાં રોગી; અને દાળભાત નિરોગી. સંતો પોકારી-પોકારીને બોલ્યા છે કે—

**'ન કરીએ સંગ નીચનો હોજી! નિચપણું તો નિશ્ચે નરક લઈ જાય.'**

હાં નિચપણું તો-નિશ્ચે નરક લઈ જાય. વિગેરે-વિગેરે.

નીચ એટલે અહીં વાઘરી-અંત્યજ ભંગી વિગેરે નહીં; પણ જેઓ કામ, ક્રોધ અને લોભે ઘેરાણા હોય; મદે વિફર્યા હોય; અને મોહમાં ફસાયા હોય-તે.

હવે કહે છે કે પ્રવૃત્તિ માર્ગવાળા, નિવૃત્તિના નાથ, હાર ભગવાનનો મહિમા-સાંભળતા નથી-

**सर्वेषु शश्वत्तनुभृत्स्ववस्थितं, यथा खमात्मानमभीष्टमीश्वरम् ॥**
**वेदोपगीतं च न शृण्वतेऽबुधा, मनोरथानां प्रवदंति वार्तया ॥१०॥**

---

૧. નકામો.

૧૦ પદચ્છેદ—**यथा खं**-આકાશની પેઠે. **सर्वेषु तनुभृत्सु**-તમામ પ્રાણીઓમાં. **शश्वत् अवस्थितं**-સદા રહેલા. **अभीष्टं ईश्वरं इति आत्मानं**-પરમપ્રિય ઈશ્વરરૂપી

અર્થ—આકાશની પેઠે, સર્વ દેહધારીઓમાં સદા રહેલા, પરમપ્રિય ઇશ્વરરૂપી આત્માને, અને વેદોમાં ગવાએલા આત્માને, તે મૂર્ખ કર્મકાંડી લોકો, સાંભળતા નથી. એટલે તેઓ ઇશ્વરનો મહિમા જાણવાની ઇચ્છા કરતા નથી. વાસ્તવિક રીતે વેદ, જો કે નિવૃત્તિનું નિરૂપણ કરે છે; તોપણ મૈથુન કરવાની, માંસ ખાવાની અને મદ્ય પિવાની રૂચિથી, 'વેદો પ્રવૃત્તિનું નિરૂપણ કરે છે;' એમ તેઓ બોલે છે. અથવા પ્રવૃત્તિમાર્ગપણાથી, મનોરથોની વાતો, એટલે સંસારનાં સુખોની વાતો, તેઓ કર્યા કરે છે. [૧૦]

૧૦ વિવેચન—

સોળમા અધ્યાયમાં આગળ કહ્યું છે કે—

**अहंकारं बलं दर्पं, कामं क्रोधं च संश्रिताः ।**
**मामात्मपरदेहेषु, प्रद्विषंतोऽभ्यसूयकाः ॥१८॥**

અર્થ—આ કર્મકાંડીઓ ઘણું કરીને અહંકાર, બળ, ગર્વ, કામ અને ક્રોધનેજ આશ્રયે રહે છે. તેથી તેના પોતાના દેહમાં અને પરાયા દેહમાં, હું કે જે વસી રહ્યો છઉં; તેનો દ્વેષ તેઓ કરે છે; અને તેની નિંદા કરે છે.

એટલે—**अभीष्टं ईश्वरं इति मां आत्मानं अबुधाः न शृण्वते**-હું કે જે પ્રાણીઓમાં રહેલો-પ્રાણીઓનો વ્હાલો-આત્મા છઉં; તેની કથા તેઓ સાંભળતા નથી. અને **मनोरथानां प्रवदंति**-અને સંસારનાં સુખોની વાતો કર્યા કરે છે-સાંભળ્યા કરે છે.

**સુખની ભૂખ**—પ્રાણી માત્રને સુખની ભૂખ હોય છે. પ્રાણીમાં પણ જે મનુષ્ય છે; તેને પાંચે વિષય પહોળા-વિસ્તારવાળા છે. એટલે તેની સુખની ભૂખ, ઘણી મોટી હોય છે. જે જે વિચારો માણસને થાય છે; તે સુખ મેળવવા માટેજ થાય છે. સવારમાં ઉઠે; ત્યારથી રાત્રે સુવે; ત્યાં સુધીમાં, જેટલા વિચાર અને જેટલું વર્તન; તે તમામ સુખ માટે જ કર્યું હોય છે. આ પ્રમાણે સુખ માટે અનેક વિચાર કર્યા; અનેક પ્રયત્ન કર્યા; તે સુખ પ્રાપ્ત કર્યા; છતાં અંતે માનવી, દુઃખીને દુઃખી. ત્યારે આપણે જે સુખ માટે પ્રયત્નો કરીએ છઈએ; તે સાચું સુખ નથી. આટલું સમજાય; તો પણ કાંઈક ઠીક છે. વિદ્યાર્થીઓ માને છે કે-વિદ્યા ભણી લેવાથી સુખ મળશે; પણ તેથી તેમને સંતોષ થતો નથી. આગળ તેઓ વેપાર ધંધામાં જોડાય છે; ત્યારે તેમને એમ જણાય છે કે-પૈસા કમાઈ લઈએ; તો સુખ પ્રાપ્ત થાય. પૈસા ટકા મેળવ્યા પછી, જીવનનો ફૅલ એટલો બધો વધી પડે છે કે-આ ફૅલથી, તેઓ પ્રથમ રાજી થાય છે; પણ જોતજોતામાં કંટાળી જાય છે; અને પોકારે છે કે-આ પણ સાચું સુખ નથી.' સ્ત્રીને ખોળે બાળક ન હોય; તો પુત્રાદિકની ઇચ્છા પ્રદીપ્ત થાય છે. પછી એક-બે ત્રણ-ચાર એમ પુત્રાદિ મળી જાય; તો તેમના વહીવટમાં, નવું નવું હોય;

---

આત્માને. **च**-અને. **वेदोपगीतं**-વેદોમાં ગવાએલા. **अबुधाः न शृण्वते**-તે મૂર્ખાઓ સાંભળતા નથી. તેમનો મહિમા જાણવા ઇચ્છતા નથી. **वार्तया**-ધંધાએ કરીને, પ્રવૃત્તિ માર્ગપણાથી. **मनोरथानां प्रवदंति**-મનોરથોની વાતો, એટલે-સંસારનાં સુખોની વાતો-કર્યા કરે છે.

ત્યાંસુધી કાંઈક સુખ જણાય; પછી તેઓ મોટા થયા. એકનાં બે થાય-કે વાતાવરણ બદલાય. એટલે તે સુખથી પણ, જીવને સંતોષ થતો નથી. વિદ્યા મળી; ધન મળ્યું; પુત્રાદિ મળ્યા-પણ શાંતિવાળું સુખ મળ્યું નહીં. ત્યારે ઉંડા વિચાર કરતાં-એમ લાગે કે-એમ અનુભવ થાય કે-

રાગ—ધોળ.

સદા સુખીયા જગતમાં સંત, દુરીજન દુઃખીયાંરે;
    નાવે અકળામણનો અંત, મુરખમાં મુખીયાંરે—સદા૦

રૂવે રાત દિવસ સહુ રાંક, ભૂખે મન ભટકેરે;
    વડો પૂર્વ જન્મનો વાંક, ખરેખરો ખટકેરે—સદા૦

તાલેવંતને અંતર ત્રાસ, ધાંખના છે ધનનીરે;
    રખે થૈ જાય નાણાનો નાશ, મહા વ્યાધિ મનનીરે—સદા૦

સુવાસણને ધણીનો સંતાપ, હુકમ કરે હાળીરે;
    વિધવાનાં પૂરણ પાપ, ઉમર ઓશીયાળીરે—સદા૦

વણ પરણેલા મનમાં મુંજાય, ફોગટ જેવા ફરીએરે;
    પરણેલા પૂરણ પસ્તાય, હવે શું કરીએરે—સદા૦

પુત્રવંતીઓ ચૂંટે પેટ, છકી ગયા છૈયારે;
    'કરૂં કયાં લગી તારી વેઠ, કાળા મોંના કજીારે'—સદા૦

જેની રહે છે કુંવારી કુખ, એ તો ઢોળે આંસુરે;
    દહાડી સંભારે દારૂણ દુઃખ, જનમ ગયો ફાંસુરે—સદા૦

કુળવાન કરે કકળાટ, દેવા માંહી ડુલ્યારે;
    આઠે પહોર અખંડ ઉચાટ, ભજન એથી ભૂલ્યારે—સદા૦

ઓછા કુળવાળા અકળાય, વધી ગયા વાંઢારે;
    પ્રભુ સરજાડયા શીદ અહીં, ન સરજાડયા ઢાંઢારે—સદા૦

જેને પરપંચ ઉપર છે પ્રીત, દારૂણ એ તો દુઃખીયારે;
    રૂષિરાજની સમજે રીત, સદા તે તો સુખીયાંરે—સદા૦

ધનવાનને પૂછીએ; તો ધનવાન સાચો સુખી નથી; રંકને પૂછીએ; તો તે પણ સાચો સુખી નથી. સુખદુઃખની સામાન્ય વ્યાખ્યા એવી છે કે-અંતઃકરણની પ્રસન્નતા એ સુખ; અને હૃદયના આઘાત-તે દુઃખ. જે ક્ષણીક સુખ તે સંસાર; જે સુખ ઘણા લાંબા કાળ માટે હોય; તે સ્વર્ગનું સુખ; અને જયાં અગાધ સુખ તે આધ્યાત્મિક સુખ. માગ્યો દિકરો ઘડી બે ઘડી ગમ્મત કરાવે; પછી તેનાં માબાપ પાસે ચાલ્યો જાય. જોયાને શ્રીકૃષ્ણને! શ્રીકૃષ્ણે વૃંદાવનમાં થનકથા થૈ કર્યું-પણ ઘડી બે ઘડી! નંદ રાજી, નંદજીની રાણી પણ રાજી; ગોપગોપીઓ અને ગાયો પણ રાજી; વનનાં વૃક્ષ અને લતા પણ રાજી; વ્રજની ભૂમિ પણ રાજી; તે બધું આંખના પલકારા જેવું બની ગયું. જોતજોતામાં સમય પૂરો થયો. નંદ યશોદા રવડી પડયાં; ગોપીકાઓ રડી પડી; ગાયો હિંહોરી રહી; શ્રીકૃષ્ણ અક્રૂરના રથમાં બેસી ચાલી નીકળ્યા. શ્રીકૃષ્ણ વસુદેવ દેવકી પાસે જઇને વસ્યા.

સંસારનું સુખ પણ એવું. ઘડી બે ઘડી. અચાનક આફત આવી; કે સુખ સુખને ઠેકાણે. હારૂન બાદશાહ પાસે ઝવેરાતથી ભરેલી ૪૦ ઓરડીઓ હતી. સોના રૂપાનો સરવાળો કોઇ મૂકી શકયા નહોતા; પણ જ્યારે ઈરાનના શાહે, તેને પકડી કેદ કર્યો; અને મારી નાંખ્યો; ત્યારે ઝવેરાત ઝવેરાતને ઠેકાણે પડી રહ્યું.

કૌરવ પાંડવનું મહાયુદ્ધ પણ એવુંજ છતાં જે જીવતા રહ્યા; તે પાંડવોને, સાચું સુખ મળ્યું નહીં. રાજ્ય માટે કરેલું અઘોર પાપ, નજર આગળ તરી આવ્યું. યુધિષ્ઠિર મહારાજ બેચન બની ગયા. કૃપાળુ કૃષ્ણ પાસે અને પાસે રહ્યા. શાંતિપર્વ સંભળાવ્યું; મોક્ષ ધર્મની વાતો કરી; જનકસુલભાના સંવાદ સંભળાવ્યા; શુકરંભાના સંવાદ સંભળાવ્યા; યાજ્ઞવલ્કય અને જનકના સંવાદ સંભળાવ્યા. અચેતનને ચેતન કર્યાં. જડમાં જીવ પૂર્યો. જ્ઞાનામૃત–ધર્મ્યામૃત–પાયું. પછી યુધિષ્ટિર મહારાજ રાજગાદી ઉપર બેઠા; પણ જાણે નાટકશાળાનો નિર્લેપ રાજા ! જળકમળવત્ રાજ કર્યું.

આ વાતો તો અહીં કહેવાય. બાકી માનવની લોભવૃત્તિએ તો, અત્યારે હદ મૂકી દીધી છે. પાંચનો પટાવાળો, કદિ પાંચ હજારનો પગારદાર થાય; તો તેને દસ હજારની ઇચ્છા થાય. તે પણ કદિ થાય; તો તે દુનિયાભરની લક્ષ્મીની ઇચ્છા કરે. પ્રભુ બચાવે તેજ બચે.

સાધુ સન્યાસીઓની સ્થીતિ પણ એવીજ છે–માત્ર ભગવાં પહેરવાથી, અને મઠમાં રહેવાથી, અથવા ભિક્ષા માંગી ખાવાથી, સાચું સુખ મળે એમ નથી. ગીતાના બીજા અધ્યાયમાં ૫૪ મા શ્લોકથી સ્થિતપ્રજ્ઞની વાત કરી છે. જેમને સાચા સુખની પરવા હોય; તે સાધુ સન્યાસીઓએ, જેમ બને તેમ, સંસારીઓનો પ્રસંગ ઓછો ઓછો કરી નાંખવો. જે સાધુ સન્યાસી, રાજાઓના સંગમાં, અથવા ધનવાનોના સંગમાં રહે છે; તેમનો ત્યાગ, ત્વરાથી ઘસાઇ જાય છે. જેમનાં મન રંગાણાં હોય છે; એવા ત્યાગીઓના સંગમાં તેમણે રહેવું જોઇએ; અને એકાંતે બેસીને, સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો–એક પછી એક વિચારવાં જોઇએ. એક એક લક્ષણને, પોતાના જીવનમાં બંધ બેસતાં કરવાં જોઇએ.

આ બધી વાતો કહેવાનો હેતુ એ છે કે–કર્મકાંડીઓ જે કાંઇ કરે છે; તે સુખ માટેજ કરે છે. પણ તે સુખ ક્ષણીક છે. સાચા સુખની વાત ક્ષણીક સુખથી તદ્દન જુદી છે. ક્ષણીક સુખના લોભમાં, પરમાત્માને તેઓ વિસરી જાય છે.

હજી સુખની સ્પષ્ટતા વિશેષ કરે છે—ઉપજાતિ.

**लोके व्यवायामिषमद्यसेवा, नित्यास्तु जन्तोर्न हि तत्र नोदना ॥**
**व्यवस्थितिस्तेषु विवाहयज्ञ–सुराग्रहैरासु निवृत्तिरिष्टा ॥ ११ ॥**

---

૧૧ પદચ્છેદ—**लोके**–આ સંસારમાં. **व्यवायश्च** (સ્રીસંગ) **आमिषं च मद्यं च तेषां सेवाः व्य०**–સ્રીનો સંગ, માંસભક્ષણ અને મદ્યનું પાન. **नित्याः**–નિત્ય પ્રાપ્ત છે. સ્વાભાવિક છે. **तत्र तु जंतोः हि नोदना**–તેમાં તો જીવને પ્રેરણા (પ્રીતિ પણ) હોય છે. **विवाहश्च यज्ञश्च सुराग्रहश्च** (સૌત્રામણી નામનો યજ્ઞ) **तैः वि०००ग्रहैः**–વિવાહ, યજ્ઞ અને સૌત્રામણી નામના યજ્ઞોથી. **तेषु**–સ્રીસંગાદિ ત્રણે માટે. **व्यवस्थितिः**–ગોઠવણ થએલી જણાય છે. **आसु–व्यवायामिषमद्यसेवासु**–સ્રી સંગાદિ ત્રણેના પાલનમાં **निवृत्तिः इष्टा**–નિવૃત્તિજ સૌથી વધારે પ્રિય ગણાણી છે.

અર્થ—આ સંસારમાં સ્ત્રીનો સંગ, માંસભક્ષણ, અને મદ્યનું પાન, નિત્ય પ્રાપ્ત છે–સ્વાભાવિક છે. એટલે તેમાં તો જીવને પ્રેરણા (પ્રીતિ સ્વભાવિક) હોય છે. વિવાહ, યજ્ઞ અને સૌત્રામણી નામના યજ્ઞોથી, સ્ત્રીસંગાદિ ત્રણે માટે, ગોઠવણ થએલી જણાય છે. સ્ત્રીસંગાદિ ત્રણેના પાલનમાં, નિવૃત્તિજ સૌથી વધારે પ્રિય ગણાણી છે. એટલે જે છૂટ છે; તે પણ અટકાવવા માટેજ છે. [૧૧]

વિવેચન—

એક એનજીન એવી અટપટી વસ્તુ છે કે–આપણે અજાણ્યા, તેમાં કાંઇ સમજી શકીએ નહીં. એક ફોનોગ્રાફ વાગે; તે સાંભળીએ; પણ તે શાથી વાગે છે; એમ કોઇ પૂછે; તો થઇ રહ્યું. તે મશીનોથી, તે સંચાઓથી–પણ ઘણુંજ વિલક્ષણ મશીન–તે આ આપણો દેહ છે. વળી દેહથી વિલક્ષણ, પરમાત્મા અને પરમાત્માની માયા છે. દેહ, પરમાત્મા અને પરમાત્માની માયા, ત્રણનો મહિમા જણાવનાર ધર્મશાસ્ત્ર છે. જેમ દરેકની બે બાજુ; તેમ ધર્મશાસ્ત્રોની અનેક બાજુ છે. અનેક બાજુએથી ધર્મશાસ્ત્રોનો પાકો અનુભવ થાય; ત્યારે તેનું રહસ્ય સમજાય. નહીં તો–સમજ્યા વિનાનું ધૂળધાણી. એકે કહ્યું કે 'બાવલાને રૂપાની ઢાલ છે;' અને બીજાએ કહ્યું કે–'સોનાની ઢાલ છે.' તંત કરતાં બેઉ તોફાને ચડયા. પાકી તપાસ કરનારો તેમને મળ્યો. પછી તે બેઉનું સમાધાન થયું. 'વેદ પ્રવૃત્તિ માર્ગ સુચવે છે,' એમ કર્મકાંડીઓને સમજાય છે; અને 'વેદ નિવૃત્તિ માર્ગ છે; એમ જ્ઞાનમાર્ગ વાળાને સમજાય છે. જે બેઉ માર્ગોનો સારી રીતે અભ્યાસ કરે; તેને ખરી વાતનું ભાન થાય. એટલે તે પુરૂષજ જાણી શકે–કે–પ્રવૃત્તિમાર્ગ નિવૃત્તિ માર્ગ માટે છે; કે નિવૃત્તિ માર્ગ પ્રવૃત્તિ માર્ગ માટે છે; અથવા તે બેઉ માર્ગ તદ્દન અલગ છે. આ બાબતમાં શ્રીકૃષ્ણ જેવો ભોમીઓ–પંડિત–ડાહ્યો કોણ! ગીતામાં જગદ્‌ગુરૂ થઇને, અર્જુનને ઘણા ખુલાસા કર્યા છે. શાંતિથી વાંચો ત્યારેને!

કોઇ વાતનો હેતુ સમજ્યા વિના. કામ કરવું; તે ગદ્ધાવૈતરૂં કહેવાય છે. કર્મકાંડના, શાસ્ત્રમાં કહ્યું છે કે–'મૈથુનની તથા માંસભક્ષણની છૂટ છે.' પણ તે કયારે? સદા નહીં; પણ–"**ऋतौ भार्यामुपेयाद्धुतशेषं भक्षयेत्**"–"ઋતુકાળમાં સ્ત્રીનો સંગ કરવો; અને યજ્ઞમાં પ્રસાદરૂપે બાકી રહેલું માંસ ખાવું.' એટલે (૧) બ્રહ્મચર્ય ન પાળી શકતા હો; તો માત્ર ઋતુકાળમાં સ્ત્રીનો સંગ કરવો. (૨) માંસ ખાધા વિના ન રહી શકતા હો; તો યજ્ઞમાં પ્રસાદરૂપે બાકી રહેલું માંસ ખાવું. સ્ત્રીનો સંગ કરવો; જીવને હમેશાં ગમે છે; તે કટેવના ઉપર, શાસ્ત્રે આ પ્રમાણે અંકુશ મૂકયો. માણસને માંસ ખાવું સદા ગમે છે. તે પણ કટેવ છે. માંસ ખાવાની કટેવ ઉપર, ઉપર પ્રમાણે અંકુશ મૂકયો. "**सौत्रामण्यां सुराग्रहान् गृह्णाति**"–'સૌત્રામણી નામના યજ્ઞમાં, મદિરાના પ્યાલા પીવાની છૂટ છે' આ છૂટ પણ, હમેશાં મદિરા પીનારા ઉપર અંકુશ રૂપ છે. આ અંકુશ, તે તે કટેવને, પોષણ આપવા માટે નથી; પણ તે તે કટેવને, ધીમે ધીમે ઘેસવી નાંખવા માટે છે. વેદનો આ સિદ્ધાંત સમજ્યા વિના–મૈથુનના ભોગી જીવો, મૈથુન તરફ દોડયા; માંસના ભોગી, માંસ તરફ દોડયા; અને મદિરાના ભોગી જીવો; મદિરા તરફ દોડયા. "હીરો ગોઘે જઇ આવ્યો; અને ડેલે

હાથ દઇ આવ્યો." રાત્રે સુતી વખતે, ભાવનગરના કોઇ શેઠે, વાત કરી હશે કે—'કાલે ગોઘે જવું છે.' તે સાંભળી, એક હીરા નામનો ગુમાસ્તો, વહેલો ઉઠીને ગોઘે જઇ—ડેલે હાથ દઇને પાછો આવ્યો. તાત્પર્ય—હીરાને આંટો થયો; અને શેઠને જે કામ હતું તે થયું નહીં. તાત્પર્ય સમજ્યા વિના કર્મમાર્ગમાં મોજમજા વધી પડી; અને કલ્યાણ ખોવાઇ ગયું. વામમાર્ગ ફાટી નીકળ્યો. અનાજ સાથે ખસલાં પણ ઉગે. સાવધાન ખેડુત ખસલાંને ઉખેડીને ફેંકી દે. તેમ ન કરે; તો ખસલાં ઉંડા મૂળ ઘાલી, વાવેલા છોડને નરમ પાડે. તેમ થોડી સરખી આપેલી છૂટો સાથે, જીવનાં અનાદિકાળનાં અપલક્ષણોનો વિકાસ થતો ગયો. સૌને મૈથુન—માંસ અને મદિરા ગમ્યાં. શાસ્ત્ર લખી શકે; એવા વિદ્વાનોએ **'शिव उवाच' पार्वती उवाच भैरव उवाच, काली उवाच**, એટલે તે તે દેવોનાં નામથી, તંત્રો લખી આપ્યા; અને જુના ગ્રન્થોમાં પણ, કોઈ કોઇ ઠેકાણે, પોતાને ગમતો ફેરફાર કર્યો; એમ કહેવાય છે.

**मद्यं मांसं च मीनं च, मुद्रा मैथुनमेव च ॥**
**एते पंचमकाराः स्युर्-मोक्षदा हि युगे युगे ॥१॥** [**कालीतंत्रादि०**]

**प्रवृत्ते भैरवीचक्रे, सर्वे वर्णा द्विजातयः ॥**
**निवृत्ते भैरवीचक्रे, सर्वे वर्णाः प्रथक् प्रथक् ॥२॥** [**कुलार्णवतंत्र**]

**पीत्वा पीत्वा पुनः पीत्वा, यावत् पतति भूतले ॥**
**पुनरुत्थाय वै पीत्वा, पुनर्जन्म न विद्यते ॥३॥** [**महानिर्माणतंत्र**]

અર્થ—મદિરા, માંસ, માછલું, મુદ્રા (મોટી રોટલી) અને મૈથુન આ પાંચ મકારો દરેક યુગમાં મુક્તિ આપનારા છે. [૧] જ્યારે વામમાર્ગી સ્ત્રી પુરૂષો, કાંઇક ઉત્સવ ઉજવવા એકઠા થાય છે; ત્યારે પ્રથમ તો એકાંત શોધે છે. પછી ત્યાં પોતાના મતનાં માણસોનેજ આવવા દે છે. પછી એક મોટું કૂંડાળું (ભૈરવી ચક્ર) કરીને, તેમાં સૌને બેસાડે છે. તે કુંડાળામાં આવેલા ચાંડાળ વિગેરે તમામ દ્વિજ, ગણાય છે. વર્ણોના બાદ ગણ્યા સિવાય, તે કુંડાળામાં સૌ સાથે બેસીને ખાય—પીયે છે. તે કુંડાળામાંથી બહાર નીકળ્યા પછી, સૌ પોત પોતાના વર્ણોના નિયમો પાળે છે. [૨] મદિરા સંબંધ એમ કહે છે કે—બેભાન થઇને પૃથ્વી ઉપર પડી જવાય; ત્યાં સુધી મદિરાનું પાન કરવું. પડયા પછી ફરી ઉઠવું. ઉઠીને ફરી મદિરાનું પાન કરવું. એમ કરવાથી પુનર્જન્મ થશે નહીં. [૩]

ભૈરવી ચક્રમાં સૌ આવ્યા પછી, જે વિધિ થાય છે; તે ઘણી ભયંકર અને બીભત્સ હોય છે.

વધતાં વધતાં વાળ વધી પડે; પણ તેની હદ હોય છે; વધતાં વધતાં વ્યાજ પણ વધી પડે; પણ તેની હદ હોય છે; પણ માનવી જ્યારે દુરાચારમાં વધી પડે; ત્યારે તેની હદજ નહીં. નલકુબર યક્ષ હતા. દુરાચારમાં એટલા બધા વધ્યા કે—યક્ષ મટીને, યમલાર્જુન—વૃક્ષ—બની ગયા. માનવ મોટી વાત, દેવોને પણ જે દુર્લભ ! તે અવતારમાં આવીને, માંસ મદિરા અને મૈથુનના રસ, જેમણે શોધી કાઢયા—તેમાંજ જેઓ હાણ્યા અને તેમાંજ જેઓ માણ્યા; તેઓ આખરે ખેદાનમેદાન થઈ ગયા.

"લાખોની પાંખો ગઇ છે પીંખાઇ;
જેની મૂછપર લીંબુ ઠેરાણા—"

કૃપાળુ દેવ દેવીઓને, પાખંડી આચાર્યોએ, પ્રજાને ડરાવી મારવા, ભયંકર ચીતર્યાં છે. પ્રજા ઘણીજ અજ્ઞાન છે; તેથી ધર્મને બ્હાને બહુ કુટાય છે. સમજુ આચાર્યોએ, બ્રાહ્મણોએ અને સંતોએ, ઘણીજ કાળજીથી, પ્રજાને આવા ખોટા ભયમાંથી બચાવવી જોઇએ.

[ અહીં અમદાવાદમાં ભદ્રકાળી માતા છે. તેમાં નવરાત્રીની આઠમે, ઘણા કાળથી બકરો હોમાતો હતો. સંવત ૧૯૭૫ માં અમે આ મેદાનમાં આવ્યા. સંવત ૧૯૭૬ માં ભદ્રકાળીના કામમાં અમે ઉતર્યા. અમદાવાદ શહેર ચકવે ચડયું. જૈનો અને વૈષ્ણવો–સૌ અમારા સાથમાંહતા. પ્રભુ કૃપાથી, પુજારી મહારાજ પ્રસન્ન થયા; અને હિંસા બંધ થઇ. આ કાર્યની અસર આસપાસના ગામોમાં પણ, થોડી ઘણી થઇ. આ જશ શ્રીહરિને છે–અમને નહીં. કરતા હરતા પ્રભુ છે; અમે તો માત્ર—નાનામાં નાનું–નિમિત્ત છઇએ. ]

(૧) 'ઋતુમાં સ્ત્રીનો સંગ કરવો', (૨) 'હોમાવાથી બાકી રહેલું માંસ ખાવું;' (૩) 'સૌત્રામણી નામના યજ્ઞમાં મદ્યના પ્યાલા પીવા.' આ વેદનાં વાકયો છે. આ વાકયોમાં જોકે મૈથુન, માંસભક્ષણ અને મદ્યપાન કરવાનું કહ્યું છે; તોપણ તે ઉપર ઉપરથી છે; એમ સમજવું. વેદનો અંદરનો ભાવ, એવો છે નહીં–અને હોયજ નહીં. આખો દિવસ રખડતા બાળકને, એક કલાક રમવાની રજા આપી, તે તેને રખડાવવાના હેતુથી નહીં; પણ રખડવા ઉપર, અંકુશ મુકવા માટે છે. તેથી આ વાકયોને વિધિવાકય કહી શકાય નહીં. જે ક્રિયા અત્યંત અપ્રાપ્ત હોય; તેને પ્રાપ્ત કરવાનાં જે વાકય હોય; તેજ વિધિવાકય કહેવાય છે. જેમકે 'સંધ્યા કરવી' અને 'અગ્નિહોત્ર હોમવું' ઇત્યાદિક ક્રિયાઓ, કે જે બીજી કોઇ રીતે પ્રાપ્ત નથી; તેઓને પ્રાપ્ત કરવાનાં, વેદનાં જે વચનો, તે વિધિવાકય કહેવાય છે. મૈથુન, માંસભક્ષણ અને સુરાપાનની આજ્ઞા, વેદ ન કરે; તો જીવ પોતાની મેળ લે; એમ છે. કારણ જીવને તેમાં પ્રીતિ છે.

તે પ્રમાણે આ વાકયો **નિયમ** વાકય પણ નથી. નિયમ એટલે નિયમન–અમુક આમ કરવું અને અમુક તેમ કરવું; તે નિયમન. 'યજ્ઞમાં વાપરવા લ્યો; તે વ્રીહિ (ચોખાની શાલ)ને છડવી જોઇએ. આ નિયમ વાકય છે.

તે પ્રમાણે આ **પરિસંખ્યાન** વાકય પણ નથી. અમુકને લેવાં અને અમુકને લેવાં નહીં; તે પરિસંખ્યાન વાકય કહેવાય છે. જેમકે–પાંચ નખવાળા પ્રાણીઓનું ભક્ષણ, મનુષ્યોને ગમે છે; પણ તે તમામને ન મારવાં; પણ શેઢાઇ, શેળો, ઘો, સસલો, અને કાચબો, એ પાંચનેજ મારવાં; એવી જે આજ્ઞા, તે પરિસંખ્યાનવાકય ગણાય છે.

'જે પુરૂષ પાસે છતાં પણ, ઋતુમાં નાહેલી પત્નીનો સંગ ન કરે; તે પુરૂષને ગર્ભહત્યા જેટલું પાપ લાગે છે:' એમ સ્મૃતિ કહે છે; પણ તેનો ભાવ એવો છે કે–જે પુરૂષને મનમાં કામના હોય; છતાં બહારથી અરૂચિ બતાવતો હોય; અથવા સ્ત્રી ઉપર દ્વેષાદિકથી, તેણીનો સંગ ન કરતો હોય; તે પુરૂષને ગર્ભહત્યા લાગે છે. જેમનું હૃદય વૈરાગ્યથી શુદ્ધ થયું હોય છે; એવા પુરૂષને ગર્ભહત્યાનું પાપ લાગી શકતું નથી.

ધન પાસે હોય; તો તે મૂખ્યપણે ધર્મને માટેજ વપરાય—ઉપજાતિ.

**धनं च धर्मैकफलं यतो वै, ज्ञानं सविज्ञानमनुप्रशान्ति ॥**
**गृहेषु युंजंति कलेवरस्य, मृत्युं न पश्यन्ति दुरंतवीर्यम् ॥१२॥**

અર્થ—ધર્મ કરવો એજ ધનનું ફળ છે. કારણકે ધર્મ કરવાથી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય છે. પછી શાંતિ આપે એવું અપરોક્ષ જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. જે લોકો ધનને દેહાદિકના સુખ માટે ઘરમાં વાપરી નાંખે છે; તે લોકો, દેહના અનિવાર્ય પરાક્રમવાળા મૃત્યુને દેખતા નથી. [૧૨]

૧૨ વિવેચન—

યોગવાસિષ્ઠમાં ઉપશમ પ્રકરણ છે. ઉપશમ એટલે ઉંચા પ્રકારની શાન્તિ.

ઉપનિષદ્‌ની વાત-ધન ધર્મને ખેંચી લાવે. ધર્મ જ્ઞાનને ખેંચી લાવે. છાંદોગ્ય ઉપનિષદમાં જુઓ ! ૪ થો પ્રપાદક. જનશ્રુત રાજાના પુત્રનો પૌત્ર, **જાનશ્રુતિ** રાજા હતો. તે શ્રદ્ધાપૂર્વક દાન કરતો હતો. 'ગામોમાં અને નગરોમાં, બ્રાહ્મણો મારૂંજ અનાજ ખાય; તથા તેમને જે જે સુખ જોઇએ; તે મારા તરફથીજ અપાય'; એવા હેતુથી, તેણે ગામડે ગામડે અને નગરે નગરે, બ્રાહ્મણ માટે નિવાસસ્થાન બંધાવી આપ્યાં. જેમાં અન્નપાનાદિ તમામ સગવડ હોય; એવાં સ્થાન. અન્નદાનથી સંતોષાએલા ઋષિઓએ, અથવા દેવોએ, હંસોનું રૂપ ધારણ કર્યું. રાજાની દૃષ્ટિ પડે એવી રીતે, તે હંસો રાત્રીમાં ઉડવા લાગ્યા. રાજા અગાશીમાં સુતો હતો. રાજા ઉપર થઇને ઉડતા તે હંસો, અંદર અંદર વાતો કરતા હતા કે–'જાનશ્રુતિ રાજાનું તેજ, દિવસના તેજ જેવું છે; માટે તું તેને સ્પર્શ ન કરીશ. સ્પર્શ કરીશ; તો તે તેજ તને બાળશે.'

બીજો હંસ પૂછે છે—તેણે શાં પુણ્ય કર્યાં છે ?

પ્રથમ હંસ કહે છે—તેણે અન્નદાનથી બ્રાહ્મણોને પ્રસન્ન કર્યાં છે. આ પુણ્યે ગાડીવાળો રૈકવ, તેને બ્રહ્મને ઉપદેશ કરશે. પ્રજાનાં તમામ પુણ્યો રૈકવના પુણ્યમાં સમાઈ જાય છે.

આ વાત જાનશ્રુતિએ સાંભળી. તેનું સ્મરણ કરતાં કરતાં, તેણે રાત્રિ પસાર કરી. પ્રાતઃકાળે ભાટચારણ સ્તુતિ કરતાં કરતાં, તેને જગાડવા લાગ્યા. તે વખતે રાજાએ કહ્યું કે–' તમે 'રૈકવ' નામના ગાડીવાળા બ્રાહ્મણને શોધી લાવો. ' રાજાની આજ્ઞા સાંભળી, ચારણો ચારે તરફ ફરી વળ્યા; પણ રૈકવનો પત્તો લાગ્યો નહીં. નિરાશ થઇને તેઓ રાજા પાસે પાછા આવ્યા.

---

૧૨ પદચ્છેદ—**धर्मः एव एकं फलं यस्य तत् इति धनं**-ધર્મ કરવો એજ ધનનું ફળ છે. **यतः**-કારણકે ધર્મ કરવાથી. **विज्ञानेन सहितं सविज्ञानं इति ज्ञानं** -ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય છે. **अनुप्रशांति ज्ञानं**-પછી શાંતિ આપે એવું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે. [ખાવા વિગેરેની ૭ પ્રકારની ઉર્મિઓ પણ મટી જાય છે. ] **ये जनाः**-જે લોકો. **धनं गृहेषु युंजंति**-ધનને દેહાદિકના સુખ માટે ઘરમાં વાપરે છે; તે લોકો. **कलेवरस्य** -દેહના. **दुरंतं वीर्यं यस्य सः तं इति मृत्युं**-અનિવાર્ય પરાક્રમવાળા મૃત્યુને. **न पश्यंति**-દેખતા નથી.

રાજા—તમે તેમને કયાં કયાં શોધ્યા ?

ચારણો—મોટા મોટા શહેરોનાં મેળાવડાઓમાં, સભા સ્થાનોમાં, ચૌટામાં વિગેરે.

રાજા—'અરે ! બ્રહ્મવેત્તા પુરૂષ ત્યાં ત્યાં ન હોય. તે હોય તો—ગામડાઓમાં, તપોવનમાં, અથવા નદીઓના પવિત્ર કાંઠાઓ ઉપર—જ્યાં એકાંત હોય ત્યાં.'

વેણી સંહાર નામના નાટકમાં—એવી વાત આવે છે કે-સર્વનો નાશ થતાં, દુર્યોધન એકલો રહ્યો. તે નાસીને સંતાઇ ગયો. તેથી 'તેને કયાં શોધવો ?' એમ પૂછતાં, જવાબ મળ્યો, કે—'અહો ! એમાં પૂછવાનું શું હોય ! વેશ્યાઓનાં ભુવનોમાં, જુગારખાનામાં, મદિરા મંદિરોમાં, અથવા જ્યાં કજીયા તોફાન થતાં હોય; ત્યાં તે ભાઇ હોય.' [અત્યારે કેટલાએક રજળતા ભાઇનાં ઠેકાણાં કયાં ?—કે હૉટલોમાં-જુગારખાનામાં-સટ્ટામાં-નાટકોમાં-સીનેમામાં. અગર એવકુફ ભાઇબંધોમાં તેમ દુર્યોધનના ઠેકાણાં મળ્યાં.

તેમ રૈકવના ઠેકાણાં કયાં ?—'ગામડાઓમાં, તપોવનોમાં અથવા નદીઓના પવિત્ર કાંઠાઓ ઉપર-જ્યાં એકાંત હોય ત્યાં.'

ચારણો ફરી તપાસ કરવા નીકળ્યા. રૈકવ બ્રાહ્મણનો પત્તો લાગ્યો. જાનશ્રુતિ રાજા તેને શરણે ગયો; અને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી; વિગેરે-વિગેરે. દાનનું ઉત્તમ ફળ મળ્યું.

કોઠીએ એંશી મણ અનાજ ભર્યું હોય; પણ સારે ઠેકાણે આપ્યું; તેજ આપણું; બાકી બધું જાજરૂ ખાતે. તેજુરીએ નેવુ લાખ ભર્યા હોય; પણ તેમાંથી સત્પુરૂષોની સેવામાં વાપર્યા; તેજ આપણા; બાકી બધું કજીયા ખાતે; અગર કાગડાઉજાણી ખાતે. તમે રૂપૈયો જુઓ; ત્યાં પૈસો વાપરો છો; અને તમારો વસ્તાર, પૈસો જોઇશે; ત્યાં રૂપૈયો વાપરી નાંખશે. ત્યારે તમારે હાથે કાંઇક થઇ જાય; તો શું ખોટું છે ! આવી વાતો ગમતી હોય; તો મનને વારંવાર પૂછીને, નિર્ણય કરતા રહેજો. વ્યવહારમાં એક જોઇએ; ત્યાં દસ વાપરવાનું બળ છે; અને ધર્મમાં દસ જોઇએ; ત્યાં એક પણ વાપરી શકાય નહીં. તેનું જો કોઇ સબળ કારણ હોય; તો તે સંબંધી તમે કાંઇ વિચાર કરતા નથી. કાઇક વિચાર થાય; તો કાંઇક નિર્ણય થાય. મનની શાંતિ વિના, વિચાર થઇ શકતો નથી.

વાવ, કુવા, હોસ્પીટલો, નિશાળો, ધર્મશાળાઓ અને દેવમંદિરો બંધાવા લાખો રૂપૈયા વપરાય; તે ત્રીજા વર્ગનું દાન છે. લુલાપાંગળાઓ માટે વપરાય; તે બીજા વર્ગનું દાન છે; અને સુપાત્રની સેવામાં વપરાય; તે હોય—ઘણુંજ થોડું; પણ પહેલા વર્ગનું દાન છે. સુપાત્ર એટલે જ્યાં ભગવાનની વાતો. અંધારે અજવાળાં થાય-એવી વાતો; અને સાદું પવિત્ર ચારિત્ર.

જેમનાં ઘણાં પુણ્ય હોય; જેમણે પોતાના મનને, સત્ય વસ્તુ સમજાવી દીધી હોય; તેઓજ સત્પુરૂષોની સેવામાં, ધન વાપરી શકે છે. ડાહ્યા પુરૂષોને પણ, સત્પુરૂષોની સેવામાં ધન વાપરવાનો વિચાર, જવલ્લેજ આવે છે. વિચાર આવ્યા પછી; ઘણાંજ બળવાન્ પુણ્ય હોય; તોજ તે વિચાર સફળ થાય છે. નહીં તો જેમ પૂર્ણીમાના ચંદ્રને ગ્રહણ થાય છે; તેમ આપવાના વિચારને, સંશય તથા સ્ત્રીપુત્રાદિ ગ્રહણ કરે છે. માંડ માંડ આંબો ઉગે; ત્યાં બકરીઓ ચરી જાય. [આ બધો અમારો પોતાનો પાકો અનુભવ છે.] વિચાર થાય; ત્યારે તમારા સત્પુરૂષ પરદેશ હોય; તો વિચારને મુલતવી નહીં રાખતાં, તે રકમને મનીઓર્ડર ઉપર બેસાડી દેજો. જ્યાં તમારા સુપાત્ર હશે; ત્યાં તે રકમ પહોંચી જશે. બે ગામને ગામતરે જતાં, ભાતું પોતું તૈયાર ! અને લાખો ગામને ગામતરે જતાં; આવ્યા એવા—નાગા પોગા—ખાલી હાથે ! આ તે આળસ ! પ્રમાદ ! કે હરામખોરી ! વિચાર કરી જોજો.

આપણો પોતાનો જન્મ દિવસ, અને આપણને જે બહુ પ્રિય હોય; એવી પર્વણીઓ—દાનના મોટા દિવસો છે. અહીં અમારે ત્યાં-કોઇ અધિકારી જીવ, અનાયાસે ચડી આવે છે; તો તેનો લાભ, ખટકો રાખીને, લઉં છઉં; અને આપને પણ, તેમ કરવા કહું છઉં. આંબો પાકે; ત્યારે અભાગીઆ (કાગડા)ની ચાંચ પાકે. આંબો ઉલ્લી જાય; ત્યારે ચાંચનો રોગ મટે. એવું કદિ કરશો નહીં. કોઇ સંત આવી મળે; ત્યારે અભાગીઆને, કામ આડાં આવે. કદિ કામથી પરવારે; તો કંજુસાઇ આડી આવે. આ સામાન્ય રોગ છે. તોપણ જે બળવાંન હોય; તેજ બચી શકે.

**પદ**.— ચેતે તો ચેતાવું તુંને-રે—પામર પ્રાણી!

હજી હાથમાં છે બાજી, કરી લે પ્રભુને રાજી!

તારી મુડી થાશે તાજીરે—પામર પ્રાણી૦

માખીઓએ મધ કીધું, ન ખાધું ન ખાવા દીધું;

લુંટનારે લુંટી લીધું-રે—પામર પ્રાણી૦

આ તો સાવધાનની શેતરંજ છે. ગાફલનું કામ નથી. ગમે એવો ધનવાન્ હોય-ડાહ્યો હોય-સત્તાવાળો હોય; કે જ્ઞાની હોય; પણ લાંબો થઇને સુતો; બોલતો બંધ થયો-કે-ઘોડા ઘોડાસરમાં-હાથી હાથીખાનામાં-ધન તીજોરીઓમાં, સ્ત્રી ઓરડા સુધી, સગાસબંધી સ્મશાન સુધી-અને પોતે એકલોજ; સાથે જે કાંઇ કર્યું-બની ગયું-તે.

**પદ**.— મોત બડો મરદામ મરદ, જ્યાં ધ્રુજી પડે ધારાળા;

પકડે કાળ પલકમાંરે—કોઇ ચેતન હારા ચેતો૦

ભોંઇફે ખોદો શીખો સરોદો, તત્ત્વ વિચારો તાજા;

નાડી ભેદમાં દાડી રમો; પણ વળશે ઉંધાં વાજાં—

જબરો કાળ ઝપાટોરે—માથે મરણ બીક છે મોટી.

વિગેરે-વિગેરે-આફત વખતની આ વાતો છે. પ્રભુ કૃપા હોય; તો મરવા વખતે આંખે જોઇ શકાય; જીભથી બોલી શકાય; નહીં તો ચારે તરફ પાકો પહેરો! હૃદયમાં 'પકડો-પકડો' નો એકજ અવાજ સંભળાય.

બસ! હવે હું બીજું કાંઇ બોલી શકું નહી; ઘડી ધૂન થવાદો. આફતનો અવસર યાદ આવતાં ધ્રુજી પડીએ! ધૂન કરીએ—શ્રીહરિશરણં-શ્રીહરિશરણં.

II 'જય નટવર ગીરિવરધારી, બોલો રણછોડરાયની બલીહારી'

[થવા દ્યો. ઘડીવાર-થવા દ્યો]

શ્લોકના છેવટમાં કહ્યું કે—નાશવંત દેહ માટે (એટલે દેહના સુખ માટે), જેમ બને તેમ ધન થોડું વાપરવું; એટલે બળતા ઘરમાં થાપણ મુકવી નહી; અને બચેલું ધન, બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય; એવા માર્ગમાં દાનરૂપે વાપરવું. 'જેઓ એમ કરતા નથી; તેઓ **न पश्यंति**-દેખતા નથી; છતી આંખે અંધ છે; છતી સમજણે મૂઢ છે;' એમ છેવટમાં કહ્યું. આ વાતો કોઇને કહેવા જેવી નથી; પોતે પોતાના મનમાં સમજવા જેવી છે.

લેવાની કટેવ—જીવને અનાદિ કાળથી, લેવાની કટેવ પડી છે. બ્રાહ્મણ સાધુને પણ, જોઇએ તે કરતાં, વધારે લેવાની મના છે. બ્રાહ્મણ સિવાયની પ્રતર વર્ણો પણ, ૯૦ ટકા લઇનેજ રાજી થાય છે. આપીને રાજી થાય; એવા પાંચ દસ ટકા છે. કુતરાના અવતારમાં, પેટ ભરાઇ રહ્યા પછી, જો બીજો કકડો મળે; તો તેને દાટી રાખવાની ટેવ હતી. આ

**અવતાર**માં પણ, જીવનમાં જોનારને તે કટેવ દેખાય છે. સમજવા પ્રયત્ન કરે; તેનેજ સમજાય; એવી આ વાત છે. ધણીએ એ સાડી આણીને સ્ત્રીને આપી. ઘડી પછી કહ્યું કે 'તેમાંથી એક, ભાભીને અગર બ્હેનને આપજે.' બસ ! કજીયો જાગ્યો. મારાપણાનો મમત મોભે અફળાણો. સંસાર ઘડી તડીનો; સાથે કાંઈ લઇને જવાની રજા નહીં; પણ મમતે મુંજાણાં મૂરખાં ! આપ સૌ–અમારે ત્યાં હમેશાં દોડયાં આવો છો; ભગવાનની વાતો સાંભળો છો; તો એટલી પ્રાર્થના છે કે–ઉદાર ભાવનાઓને કેળવીને, આવી મુંજવણો, જેમ બને તેમ ઓછી કરો. થોડાથી ચલાવી લેતાં શીખો. ગરીબાઇમાં અમીરી છે. હાદ્દહારામાં ફંદ છે.

૧૧ મા શ્લોકનું હજી વધારે સ્પષ્ટિકરણ કરે છે.

**यद्घ्राणभक्षो विहितः सुरायास्–तथा पशोरालभनं न हिंसा ॥**
**एवं व्यवायः प्रजया न रत्या, इमं विशुद्धं न विदुः स्वधर्मम् ॥ १३ ॥**

અર્થ—વેદમાં સુરાપાનની વાતમાં છૂટ આપેલી છે; તે પણ એવા પ્રકારની છેકે–સુરાપાન કરવું; એટલે 'નાકથી સુરાને સુંઘવી.' યજ્ઞમાં દેવતાના ઉદ્દેશથી પશુની હિંસા થાય છે; તે હિંસાજ નથી. એટલે આપણે ખાવાના ઉદ્દેશથી જે હિંસા કરીએ; તે હિંસા છે. તે પ્રમાણે સ્ત્રીસંગની છૂટ પણ, પ્રજાની ઉત્પત્તિ માટે છે. ઈંદ્રિયને તૃપ્ત કરવા માટે નથી. આવા વિશુદ્ધ સ્વધર્મને તે કર્મકાંડીઓ જાણતા નથી. [૧૩]

---

૧૩ પદચ્છેદ—**सुरायाः यद्घ्राणभक्षः**—સુરાપાન કરવું એટલે નાકથી સુરાને સુંઘવી. **इति विहितः**—એમ વેદમાં કહેલું છે. **तथा पशोः आलभनं**–અને યજ્ઞમાં પશુનો વધ થાય છે તે. **हिंसा न विहिता**–હિંસા ગણવામાં આવી નથી. **एवं व्यवायः प्रजया**–તે પ્રમાણે સ્ત્રીસંગ પણ પ્રજા ઉત્પન્ન કરવા માટેછે. **न रत्या**–ઇંદ્રિયને તૃપ્ત કરવા માટે નહીં. **इमं विशुद्धं स्वधर्मम् न विदुः**–આવા વિશુદ્ધ સ્વધર્મને તે કર્મકાંડીઓ જાણતા નથી.

૧૩ વિવેચન—

સ્વાર્થ બ્હેરા—જે વાત પોતાને ગમે તે સાંભળે; અને જે વાત પોતાને ન ગમે; તે ન સાંભળે. બાળકને જે કામ ગમે; તે તુરત કરે; જે કામ ન ગમે; તે આજકાલ કરતાં ભુલવાડી દે. જેમ બાળકને પરિણામનું ભાન નહીં; તેમ અજ્ઞાની કર્મકાંડીઓને પણ, પરિણામનું ભાન નથી.

'કાણો સસરો અને શણગટ વહુ; કથા સાંભળવા ચાલ્યાં સૌ.

કીધું કશું, અને સમજ્યા કશું; આંખનું કાજળ મોંએ ઘસ્યું.'

આ અનાદિકાળનું અંધારૂં છે. હજી ચાલ્યું આવે છે. તેના પરિણામમાં-**इमं विशुद्धं स्वधर्मं ते न विदुः**-આવા શુદ્ધ સ્વધર્મને તે કર્મકાંડીઓ જાણતા નથી. આ વાત અહીંજ કરાય. અજ્ઞાની કર્મકાંડીઓને કહેવાય નહીં.

આ કર્મકાંડની નિંદા નથી; આ યજ્ઞયાગાદિકની નિંદા નથી. તે આપ સૌ સમજો છોને! નહીં તો મારી મહેનત માથે પડશે. ગીતાના અઢારમા અધ્યાયે ગોવિંદ બોલ્યા છેકે—

**यज्ञदानतपः कर्म, न त्याज्यं कार्यमेव तत् ॥**

**यज्ञोदानं तपश्चैव, पावनानि, मनीषिणाम् ॥ ५ ॥**

**एतान्यपि तु कर्माणि, संगं त्यक्त्वा फलानि च ॥**

**कर्तव्या नीति मे पार्थ, निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥**

અર્થ—'યજ્ઞ, દાન અને તપ રૂપી કર્મો, તજવાં જેવાં નથી; પણ કરવાં જેવાં છે. કેમકે યજ્ઞ, દાન અને તપ વિદ્વાનોને પણ, પાવન કરનારાં છે. [૫] પરંતુ હે પાર્થ! આ કર્મો કરવા જેવાં છે; તોપણ ફલની ઇચ્છા તજીને, અને (અહંતામમતાનો) સંગ તજીને, કરવાં જોઇએ;' એવો મારો નિશ્ચિત અને ઉત્તમ મત છે. [૬]

અજ્ઞાન અગર કટેવ, દઢ થઇ ગઇ હોય; તો તે સ્વભાવ રૂપે રહે છે—

**ये त्वनेवंविदोऽसंतः स्तब्धाः सदभिमानिनः ॥**

**पशून् द्रुह्यंति विस्रब्धाः, प्रेत्य खादन्ति ते च तान् ॥ १४ ॥**

અર્થ—આવા ધર્મને નહિં જાણનારા, અક્કડ રહેનારા અને પોતે સત્પુરૂષો છે એમ અભિમાન રાખનારા, નિઃશંક બનેલા એટલે પોતે જે કરે છે; તેજ ખરૂં છે; એમ અભિમાન પૂર્વક માનનારા, પશુઓનો દ્રોહ કરે છે-તેમને મારે છે. તે લોકો મરણ પામ્યા પછી, તેઓને તે પશુઓ ખાય છે. [૧૪]

૧૪ વિવેચન—

શાસ્ત્રો ઘણાં; શાસ્ત્રોનું શ્રવણ ઘણું, તેના કહેનારા પણ ઘણા; પણ તેમાંથી સાર–

૧૪ પદચ્છેદ—**न एवं विदः अनेवंविदः**-આ પ્રમાણે ન જાણનારા. **ये तु अनेवंविदः**-આ પ્રમાણે જેઓ જાણતા નથી તે. **स्तब्धाः**-અક્કડ. **वयं संतः इति अभिमानिनः सद०**-અમે સત્પુરૂષો છઇએ એમ માનનારા. **वि+स्रम्** ધાતુ ઉપરથી **विस्रब्धाः**-નિઃશંક બનેલા, પોતે કરે છે એજ ખરૂં છે-એમ માનનારા. **पशून् द्रुह्यंति**-પશુઓનો દ્રોહ કરે છે. **च**-પછી. **प्रेत्य**-તે લોકો મરણ પામ્યા પછી. **ते तान् खादंति**-મુવેલા પશુઓ મારનારાઓને ખાય છે.

રહસ્ય—સત્ય વસ્તુ-લઇ લેનારા ઘણાજ થોડાં. રેલ્વે સ્ટેશન આપણા ગામને ગોંદરે હોય; પણ આપણા કોઇ આવતા હોય; તો સામે જઇએ. ગાડીની જરૂર હોય; તો ગાડી પણ લઇ જઇએ! બે પાંચ મજુરની જરૂર હોય; તો તે સગવડ પણ રાખીએ! પણ આ બધું કોને માટે?—જે આપણા થયાં હોય; તેમને માટે. તે પ્રમાણેજ જો આપણે ભગવાનનાં થયાં હોઇએ; તો ભગવાન્ દરેક કામમાં આપણી સામે આવે; સાથે સગવડો પણ લેતો આવે. આપણે ભગવાનનાં કેવી રીતે થવાય ? તેનો જવાબ સહેલો છે. સાંભળો—આપણે શેઠના કેવી રીતે થવાય ?—શેઠાણીના કેવી રીતે થવાય? મિત્રના કેવી રીતે થવાય? વ્હાલી વહુના કેવી રીતે થવાય ? વ્હાલા પતિનાં કેવી રીતે થવાય ?—આ બધું તમને આવડે છે; છતાં ભૂલો છો. ભૂલ્યા હો તે સાંભળો—આપણે તેમને ગમતું ગમતું કામ કરીએ; તેમને રૂચતું રૂચતું બોલીએ. તેમને ભાવતાં ભોજન આપીએ; તેમની સેવામાં ચોવીસે કલાક હાજર હાજર! તો તે દરેક, જોત જોતામાં આપણાં થાય. આપણાં કરવાની બસ!— આટલીજ ચાવી—આટલીજ કળા, આટલુંજ કર્તવ્ય! આ કર્તવ્ય આપણે પ્રભુ સાથે અજમાવ્યું નથી; ત્યાં સુધી પ્રભુ આપણા ક્યાંથી થાય! આ કર્તવ્યનું બીજું રૂડું નામ— ઉપાસના માર્ગ—ભક્તિમાર્ગ-સેવા માગ—છે. કોઇના કૃપા પાત્ર થવામાં પહેલું સાધન ઉપાસના છે. ઘર છોડવાનો, અગર ત્યાગી થવાનો, જો કોઇ મૂખ્ય હેતુ હોય; તો તે આ છે. કે સર્વ સંબંધીઓની ઉપાસના બંધ કરી, પ્રભુની એકનીજ સર્વ ભાવથી—સંપૂર્ણ ભાવથી, સેવા ઉપાસના થઇ શકે.

ચોપાઇ—સબકી મમતા ત્યાગ બટોરી, મમ પદ મનહી બાંધી બટી ડોરી.

કથાવાર્તા સાંભળીએ—દેવ દર્શન કરીએ; પણ ભગવાન્ આપણાથી દૂરના દૂર— સ્વપ્નામાં પણ આવે નહીં—મરતાં સુધી મળેજ નહીં; તેનું કાંઇ મૂખ્ય કારણ હોય; તો આપણે પ્રભુની ઉપાસના ચૂકયા છીએ તે. કદિ ઉપાસના કરીએ છીએ; તો પગાર લાવતી પટલાણી, ગરીબ પતિની ઉપાસના કરે; એવી. મન વિનાની-ફીકર વિનાની. ભાવવિનાની-એટલે જગતને દેખાડવા જેટલીજ. મંદિરામાં દર્શને આવનારાની ભીડ દેખીને, પૂજારી મહારાજ, દેવની આરતી જરા જરા લંબાવે, અગર લાંબે રાગે ગાય. ભજનકીર્તનમાં, લોકોની ભીડ દેખી, કીર્તનકાર ગળગળો થઇને ગાય. કાલું કાલું બોલે; વિગેરે. આ બધું લોક માટે—પ્રભુ માટે નહીં-તેથી પ્રભુ ઠગાય નહીં. પ્રભુને ઠગનાર, પહેલો પોતે ઠગાઇ જાય. આ તો પાયમાલીમાંજ આબાદી. આવી ઉપાસના કરનાર, પ્રભુને બરાબર જાણે. વાલ્મીકે શ્રીરામને કહ્યું હતું કે— [મોક્ષવાણી પાનું ૨૩ A]

ચોપાઇ—સો જાને જેહિં દેહુ જનાઇ, જાનત તુમ્હે તુમહિ હોઇ જાય.

[મોક્ષવાણી છે કે નહીં ? હોય તો ઠીક; નહીં—તો જ્ઞાનરંક—મતિમંદ—અભાગી. જ્ઞાન માટે પુસ્તક લેવા વખતે, ગરીબ બની જાય—તે—જ્ઞાનરંક]

માતાપિતાના કૃપાપાત્ર થવું હોય; તો માતાપિતાની ઉપાસના કરો; ગુરૂના કૃપા પાત્ર થવું હોય; તો ગુરૂની ઉપાસના કરો; શેઠના કૃપા પાત્ર થવું હોય; તો શેઠની ઉપાસના કરો. કૃપાપાત્ર થયા પછીજ, જ્ઞાનનો સોદો થઇ શકે છે. **स्तब्धाः** (અક્કડ) **सदभिमानिनः** (પોતામાં સત્પુરૂષ પણાનું અભિમાન ધરાવનારા) કદિ પણ ઉપાસનાને માર્ગે ચડી શકતા નથી. ઉપાસના વિના કૃપાપાત્ર થવાતું નથી. અત: એવ—તેથીજ

તેઓ સાચા જ્ઞાનથી વિમુખ રહે છે. કથામાં આવનારાં હજાર બેહજાર કે પાંચહજાર; પણ કૃપાપાત્ર થવાની ચોટવાળા, એક બે કે ત્રણુજ હોય. સોય અને દોરો પાસે પડયાં રહે; પણ સોયમાં દોરો પરોવાય નહીં; ત્યાં સુધી શીવવાની વાત બને નહીં.

**विस्रब्धाः**—પોતે કરે છે તેજ ખરૂં છે; એમ માનનારા–નિઃશંક. જુવાનીઆને, ધનવાનોને, વિદ્વાનોને, અને સત્તાવાળાઓને, આ રોગ અનાયાસે થઇ આવે છે. તેમની કુટેવો ધીમે ધીમે સ્વભાવના રૂપમાં સુદૃઢ થઇ જાય છે. કોલસાને ધોવા, સોમણ દુધ અને ૫૦૦ મણ સાબુ વાપરીએ; તે જેમ નકામા જાય; તેમ આ હઠીલા શઠોને સમજાવવા, અનેક પ્રયત્ન થાય; પણ તે નિષ્ફળ જાય. પ્રભુને પ્રાર્થના કરતા રહેજો કે–કુસંગ થાય નહીં. કદિ કુસંગ થઇ ગયો હોય; તો જરા ઠપકો સાંભળતાં, કુસંગને ભયંકર ઝેર સમજી, કુસંગના સંસ્કાર રૂપે પડેલી કુટેવોને, ખાટા થઇને, ખંખેરી નાંખજો. કદિ પ્રમાદ કરશો; તો કુટેવો જોત જોતામાં દૃઢ થઈ જશે. એટલે કુટેવો સ્વભાવ બની જશે. તો હવે પછી જ્યાં અવતાર થશે; ત્યાં પણ, આ મશાલો સાથે ને સાથે રહેશે.

શ્લોકના છેવટમાં કહ્યું છે કે–**प्रेत्य ते तान् खादंति**-હિંસા કરનારા પુરૂષો મરી જાય છે; ત્યારે મારેલાં પશુઓ તેને ખાય છે. પૂર્વે આપણે પ્રાચીનબર્હિ રાજાના વ્યાખ્યાનમાં વાંચ્યું હતું કે–તેણે ઘણા યજ્ઞો કર્યા હતા. નારદજી તેને મળ્યા; ત્યારે તેને દિવ્ય દૃષ્ટિથી બતાવ્યું હતું-કે 'જે જે પશુઓને તેં માર્યાં છે; તે તારા મરણની રાહ જુએ છે. એટલે મુવા પછી, તે તને ખાશે. વિગેરે.' પ્રાચીનબર્હિના પુણ્યનો ઉદય થયો. તે નારદજીને શરણે આવ્યો. નારદજીએ તેને બ્રહ્મનો ઉપદેશ કર્યો. રાજા સંસાર છોડીને, વનમાં જઇ વસ્યો.

અમુક કસાઇને ત્યાં, એક બકરો હતો. કસાઇએ બકરાને મારવા જતાં, બકરો–'મા'–'મા'–'મા' બોલ્યો. એટલે–'મને મારવો રહેવા દે;' એમ તે બકરે સૂચવ્યું. કસાઇએ પ્રશ્ન કર્યો–'કાં એમ ?' બકરાને વાચા થઈ. 'તેં મને અનેકવાર માર્યો છે; અને અનેકવાર મેં, તને માર્યો છે. હવે બસ ! કરી જા; તો મારે વેર લેવા આવવું મટે; અને તારે વેર દેવા આવવું મટે.' બકરાના ખોળીયામાં રહેલા જીવનું ડહાપણ સાંભળી, કસાઇને જ્ઞાન થયું. લ્હેણુદેણુનાં નામાં, કેવી રીતે પતી જાય; તેનો વિચાર, કરવા જેવો છે.

માંસઃ—માંસ શબ્દનો વિદ્વાનોએ એવો અર્થ કર્યો છે કે–'**मां** એટલે હું કે જે માંસ ખાનાર છઉં; તેને–**सः** એટલે જેનું માંસ મેં ખાધું છે તે પશુ, પરલોકમાં ખાશે.'

જેવો પોતાનો જીવ, એવો જ સામાને જીવ છે; એમ નહીં સમજનારની કઇ ગતિ થાય છે; તે હવે કહે છે—

**द्विषन्तः परकायेषु, स्वात्मानं हरिमीश्वरम् ॥**
**मृतके सानुबंधेऽस्मिन्, बद्धस्नेहाः पतंत्यधः॥ १५ ॥**

૧૫ પદચ્છેદ—**परकायेषु**–પારકાઓના શરીરમાં. **स्वात्मानं हरिं ईश्वरं**—હરિ ભગવાન કે જે પોતાના પણ આત્મા છે; તે આત્માનો. **द्विषंतः**—દ્વેષ કરનારા. **अस्मिन् मृतके**—આ શબ તૂલ્ય શરીરમાં **अनुबंधेन सहितः सानुबंधः तस्मिन्**—પુત્રાદિ પરિવાર સહિત **बद्धस्नेहाः**–સ્નેહ રાખનારા લોકો **अधः पतंति**–દુર્ગતિને પામે છે.

અર્થ—પારકાઓના શરીરમાં જીવસાથે રહેલા ઈશ્વિર ભગવાન્, કે જે પોતાના પણ આત્મા છે; તેનો દ્વેષ કરનારા, અને આ શબ તુલ્ય શરીરમાં, અને તેના પુત્રાદિક પરિવારમાં સ્નેહ બાંધનારા આ લોકો, દુર્ગતિમાં પડે છે. [૧૫]

૧૫ વિવેચન.

**आत्मौपम्येन सर्वत्र, समं पश्यति योऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं, स योगी परमो मतः ॥ ३२ ॥**

[ ગીતા અ. ૬ ]

અથ—પોતાને જે પ્રમાણે સુખદુઃખ થાય છે; તે પ્રમાણે બીજાઓને પણ થાય; એમ સમદષ્ટિથી, જે પુરૂષ સર્વ પ્રત્યે જુએ છે; તેને મેં પરમ યોગી-મોટો જ્ઞાની-અગર મોટો ભક્ત માન્યો છે. [૩૨]

આ સાંભળી ૩૬ મા શ્લોકમાં, અર્જુને પૂછ્યું કે-'પણ એમ સમભાવ બને કેવી રીતે ?-મન એમ માને કેવી રીતે ?' તેના જવાબમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે-'તમો કહો છો તેવુંજ મન છે; તોપણ અભ્યાસથી અને વૈરાગ્યથી મન વાળતાં, વળે એવું છે.' કોલસા ચોળવાથી હાથ કાળા થાય; અને કંકુ ચોળવાથી હાથ લાલ થાય. તેમ સંતોના સમાગમમાં મનનો વિકાસ, ઉન્નતિને માર્ગે થાય; અને દુર્જનોના સમાગમમાં, મનનો વિકાસ દુર્ગતિને માર્ગે થાય છે.

સંત-અસંતની થોડી વાતો સાંભળો—

સંત અસંતનો કોઇ મોટામાં મોટો ભેદ હોય; જો તે આ છે કે-સંતો પ્રાણી માત્ર ઉપર સ્નેહ રાખે છે. કોઇને જરા જેટલું દુઃખ થાય છે; ત્યાં પોતે દુભાય છે; અને અસંત પુરૂષો, સામાને દુઃખ દઇને રાજી થાય છે.

ચોપાઇ—સંત સહહિ દુઃખ પરહિત[1] લાગી, પરદુઃખ[2] હેતુ અસંત અભાગી;
ભૂરજતરૂ[3] સમ સંત કૃપાલા, પરહિત સહ નિત વિપતિ વિશાલા.
સન[4] ઇવ ખલ પરબંધન કરઈ, ખાલ કઢાઇ વિપતિ સહી મરઇ;
ખલ બિનુ સ્વારથ પર અપકારી,[5], અહિ[6] મૂશક ઇવ સુન ઉરગારી.

[મોક્ષવાણી પાનુ ૯૧]

**अस्मिन् सानुबंधे मृतके**— પુત્રાદિ પરીવારમાં રાગવાળા આ શબતૂલ્ય શરીરમાં. દેહ અને પુત્રાદિ પરિવાર, મોહનાં મોટાં સ્થાનકો છે. તેમાં તે કર્મકાંડીઓ, બુડી મરે છે. તેથી આગળ જે કાંઇ કરવાનું, એટલે-દેહમાં અને પરિવારમાં અનાસકત થવાનું છે; તે તેઓ કરી શકતા નથી. પરિણામે ( **अधः पतंति**) દુર્ગતિ પામે છે.

---

૧ પારકા માટે. ૨ બીજાઓને દુઃખ કરવા અભાગીઆ દુર્જનો. ૩ ભોજપત્રની માફક. ૪ શણ પોતાની છાલ કાઢીને પણ, જેમ બીજાને બાંધવામાંજ કામ આવે છે તેમ-ખળ પુરૂષ. ૫ ભુંડું કરનારા. ૬ સર્પ કોઇને કરડવાથી ધરાઇ જતો નથી, અને ઉંદર વસ્તુને કરડવાથી ધરાઇ જતો નથી; પણ કરડે ત્યારે તેને મજા પડે.

રાગ-કાફી.

મન તુંહી તુંહી બોલેરે, આ સપના જેવું તન છે તારૂં;
અચાનક ઉડી જાશેરે, જેમ દેવતામાં દારૂ—મન૦ ટેક૦
ઝાકળ જળ પળમાં વળી જશે, જેમ કાગળને પાણી;
કાયા વાડી તારી એમ કરમાશે, થઈ જાશે ધૂળ ધાણી;
**પાછળથી પસ્તાશેરે, મિથ્યા કરી મારૂં મારૂં**—મન૦
કાચનો કુંપો તારી કાયા, વણસંતા નહીં લાગે વાર;
જીવ કાયાને સગાઈ કેટલી, મૂકી ચાલે વન મોઝાર;
**ફોગટ ફુલ્યા ફરતુંરે, ઓચિંતુ થાશે અંધારૂં**—મન૦
જાયું તે તો સર્વે જાવાનું, ઉગરવાનો ઉધારો;
દેવ ગંધર્વ રાક્ષસને માણસ, સઉને મરણનો મારો;
**આશાનો મહેલ ઉંચોરે, નીચું આ ઘરબારૂં**—મન૦
ચંચળ ચિત્ત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, શોધી લ્યો ઉંચું ધામ;
**ધીરા ધરાધરથીરે, નથી કોઈ રહેનારૂં**—મન૦

હજી કર્મકાંડીઓના અજ્ઞાનની વાત કરે છે—

**ये कैवल्यमसंप्राप्ता, ये चातीताश्च मूढताम् ॥**
**त्रैवर्गिका ह्यक्षणिका, आत्मानं घातयन्ति ते ॥ १६ ॥**

**અર્થ—અજ્ઞાની લોકો તત્ત્વજ્ઞાનીઓના અનુગ્રહથી તરી જાય છે; અને તે તત્ત્વજ્ઞાનીઓ તો, પોતાથીજ તરે છે. પરંતુ અધવચ લટકતા-એટલે જેઓ અત્યંત અજ્ઞાની નથી; અને તત્ત્વજ્ઞાની પણ નથી-તે લોકો, ધર્મ અર્થ અને કામનેજ મૂખ્ય માનવાથી, અને ઉપશાંતિનો ક્ષણમાત્ર અવસર નહિં લેવાથી, પોતાને હાથેજ પોતાના આત્માનો ઘાત કરે છે. એટલે આત્મ સ્વરૂપને નહીં જાણવાથી, જન્મ મરણ પામ્યા કરે છે. [૧૬]**

૧૬ વિવેચન—

આ અર્ધદગ્ધતા સંબંધી છે. ઉપર ૩૨૦ મે પાને અર્ધદગ્ધ લોકો માટે વિવેચન કર્યું છે. અત્યારના કાળમાં, જે ભયંકર દુઃખ નજરે પડે છે; તે અર્ધદગ્ધતાનું છે. તેથી થોડી વાતો હજી કરૂં! મંદિરે સાધુ-સંત અર્ધદગ્ધ, ઘરમાં પુત્રાદિ અર્ધદગ્ધ, ઓરડે સ્ત્રી અર્ધદગ્ધ; અને બારણે પુરૂષ અર્ધદગ્ધ. ઘર માંડવું છે; પણ ઘર માટે સ્ત્રી પુરૂષને જ્ઞાન લેવું નથી. સમાજમાં આગેવાનો અર્ધદગ્ધ; નિશાળોમાં માસ્તરો અર્ધદગ્ધ, અને કથાઓમાં શ્રોતા

---

૧૬ પદચ્છેદ—**ये कैवल्यं असंप्राप्ताः**-જેઓ જ્ઞાની નથી. **ये च मूढतां अतीताः**-જેઓ તદ્દન મૂઢ પણ નથી. **त्रिवर्गप्रधानाः त्रैवर्गिकाः**-ધર્મ અર્થ કામને મૂખ્ય માનનારા. **हि**-તેથી. **अक्षणिकाः**-અશાંત. જેમને ઉપશાંતિનો ક્ષણમાત્ર પણ અવસર મળતો નથી એવા. **ते आत्मानं घातयंति**-તેઓ પોતાનો ઘાત કરે છે; એટલે આત્મસ્વરૂપને નહીં જાણવાથી જન્મમરણ પામ્યા કરે છે.

વક્તાઓ બેઉ અર્ધદગ્ધ. કથા ઉઠે છે ત્યારે જોજો-સ્ત્રી પુરૂષો એક બીજાને ઘસાતાં ઘસાતાં-નાસભાગ અને કોલાહલ-કરતાં નીકળે છે. ઘડીવાર પણ શાંતિ નથી-પરિણામે આપણે સૌ ઘણાં દુઃખી છઇએ. ઘણાંને તો શાંતિથી અને સ્વચ્છતાથી, જમતાં પણ, આવડતું નથી. દરેક લાઇનમાં-ધંધામાં જાણવાનું ઘણું હોય છે. જે તમે જાણો છો; તે, તે લાઈનના જ્ઞાન પાસે, કાંઇ નથી. એમ અનુભવે સમજાય એવું છે. વળી જો તમે કાંઈ જાણતા હો-જ્ઞાનીપણાનું અભિમાન રાખતા હો; તો જ્ઞાન વિવેક સાથેજ શોભે. જ્ઞાન જરા પણ ઉદ્ધતાઇની સાથે શોભે નહીં. વિરૂદ્ધ વાતાવરણમાં-તમે વિવેકી છો; કે ઉદ્ધત છો; તે તમે પોતે તમને જોઇ શકો; એવી આ વાત છે. હું તમને આવું કહેતાં, ઘણીવાર અચકાઉં છઉં; કારણકે-હું પણ હજી અર્ધદગ્ધ છઉં, હજી અભ્યાસી છઉં. પંડિત નથી; મહાત્મા નથી. અજ્ઞાની-અબુજ છઉં. પ્રભુ લાજ રાખે છે. નેરો ગેજ ઉપરથી બ્રોડ ગેજના પાટા ઉપર આવ્યો છઉં. ધીમે ધીમે મારી ગાડી ચલાવું છઉં. બને તેટલી શાંતિ રાખું છઉં. આપને પણ એમજ કહું છઉં કે-ભલે તમે અર્ધદગ્ધ હો-પણ અભિમાનથી અલગ રહેજો; ક્રોધને દબાવજો; અને વિરૂદ્ધ વાતાવરણમાં પણ, શાંત રહેવા પ્રયત્ન કરશોજી.

**त्रिवर्गिका**—ધર્મ, અર્થ અને કામને મૂખ્ય માનનારા. ધર્મપાલનથી અર્થ મળે; અને અર્થ મળવાથી, કામ (નાનાં પ્રકારનાં સંસારનાં અને સ્વર્ગનાં સુખ) પ્રાપ્ત થાય. બસ ! એટલીજ તેમની દૃષ્ટિ અને સૃષ્ટિ હોય છે.

**भोगैश्वर्यप्रसक्तानां, तयापहृतचेतसाम् ॥**
**व्यवसायात्मिका बुद्धिः, समाधौ न विधियते ॥४४॥** [અ. ૨]

**અર્થ**—'એકગણું દાન, સહસ્રગણું પુણ્ય'-એવી આકર્ષણ વાળી વાણીથી, જેઓનું ચિત્ત ભોગ અને ઐશ્વર્ય તરફ ખેંચાઇને, આસક્ત બન્યું હોય છે; તેમના અંતઃકરણમાં, પરમાત્મપ્રાપ્તિના નિશ્ચય વાળી યોગબુદ્ધિ, એટલે-ઉપાસના કરવાની વૃત્તિ-જાગૃત થઇ શકતી નથી. [૪૪]

મોક્ષ—જીવને મોંઘામાં મોંઘી વસ્તુ મોક્ષ છે. પ્રાણીમાત્ર અર્થમાં (ખાવા પીવામાં) અને કામમાં (વિષય સુખમાં) રમે છે. તેથી કાંઇક સંસ્કારી હોય છે; તેઓ ધર્મને આગળ રાખીને, અર્થ અને કામમાં રમે છે. એટલે તેઓ ધર્મ અર્થ અને કામમાં રમે છે. કાંટો કાઢવો હોય; ત્યાં સુધી સોયની જરૂર રાખવી પડે છે. કાંટો કાઢી લીધો; કે સોયને ઉંચી બોસી દઇએ છઇએ. તેમ મોક્ષાર્થી પુરૂષો, ધર્મ, અર્થ અને કામને અપક્વ દશા હોય; ત્યાં સુધી રાખે છે; પછી પક્વદશામાં, તેને પણ, ઉંચે મૂકી દઇને, ધર્મ અર્થ અને કામની પેલી મેરના પ્રદેશમાં ફરે છે. ધર્મ અર્થ અને કામનો જે પ્રદેશ છે; તે પુનર્જન્મનો પ્રદેશ છે. તે પેલી મેરનો જે પ્રદેશ છે; તે પુનર્જન્મનો પ્રદેશ નથી. ધર્મ અર્થ અને કામ એ જીવનો સામાન્ય (લૌકીક) જીવનપ્રદેશ છે; તેથી જે કાંઇક આગળ છે; તે જીવનો નવીન અલૌકિક-જીવનપ્રદેશ છે. પાતંજલયોગના કૈવલ્યપાદ નામના ચોથા પાદમાં (અધ્યાયમાં), કૈવલ્ય અથવા મોક્ષ શું છે; તે સંબંધી opening speech-પ્રસ્તાવના-વાંચવા જેવી છે. કાંઈક ઉત્કૃષ્ટ જીવનના અભિલાષી હો; તો અવશ્ય વાંચજોજી. સંસારના સો દિવસ, અને સન્યાસનો એકજ દિવસ. પણ તે કાંઇક જુદા પ્રકારનું ભાન કરાવે છે. હજારો મણનો બોજો જાણે ખસી પડયો હોય; એવો આનંદ લાગે છે. તેમ સન્યાસનાં સો વરસ, અને મોક્ષની

(કૈવલ્યની) એકજ ઘડી. બસ! એ સુખ કહ્યાં ન જાય. આ તો નિર્ધનના બાળકો, રાજાના પકવાનની વાતો કરે; એવી વાતો છે. મોક્ષને માટે પગરણ માંડીએ; તે દિવસ પણ જુદો—

પદ.

રાગ—જનની જીવોરે ગોપીચંદની.

એવોરે દિવસ ક્યારે આવશે, થઇશું જગથી ઉદાસ;
સગા કુટુંબ કાંઇ નહીં ગમે, ગમશે તરૂતળ વાસ—એવોએ૦
સ્નેહ સંબંધો છૂટશે, તૂટી જાશે વ્યવહાર;
ધામ–ધરા ધન–માનમાં, લોભાશું નહીં લગાર—એવોરે૦
વિવિધ ભોજન નહીં ભાવશે, ખાશું વનફળ ફૂલ,
અંબર અંગ ન ઓઢશું, વસ્ત્ર સાદાં અમૂલ—એવોરે૦
વિષયોથી વૃત્તિ વિરામશે, જાણી મહાદુઃખ મૂળ;
મલય લેપન નહીં રૂચશે, રૂચશે ધૂણીની ધૂળ—એવોરે૦
અહિ સમ જોઇ જનજોગને, રહેશું તેનાથી દૂર;
શબસમ સ્ત્રી તન લેખશું, તજશું કામના ક્રૂર—એવોરે૦
મમતા અહંતા ને વાસના, છોડીશું ચિત્ત ચાહ;
અંતર અરિને સંહારશું, હરશું તનમનની દાહ—એવોરે૦
વિચરશું વનમાંહી એકલા, રાખી બે પરવાઇ;
રાજા રંક અતીરથા, રહેશે સ્વાર્થ ન કયાંઇ—એવોરે૦
સંગત સંતોથી રાખશું, કરશું તત્ત્વ વિચાર;
ગુરૂગમ બેસીને ખોલશું, અનહદ ભેદ અપાર—એવોરે૦

(નરસિંહરામ)

**अक्षणिका**:—ઉપશાંતિનો ક્ષણ પણ જેની પાસે નથી; એવા. એટલે બાવરા. ધંધામાં અને વ્યવહારમાં ઘેલા. જીવ્યા ત્યાં સુધી જંપીને બેઠા નહીં એવા. જેમ તેલના તાવડામાં પુરીઓ તળાય; તેમ સંસારમાં પછડાતા પછડાતા મરી જાય છે. નથી પૂરા પંડિત; તેમ નથી પૂરા અજ્ઞાની-એટલે અર્ધદગ્ધ લોકો, સ્વસ્વરૂપને નહીં જાણવાથી, જન્મ મરણ પામ્યા કરે છે.

હવે ઉપસંહાર કરે છે—

**एत आत्महनोऽशान्ता, अज्ञाने ज्ञानमानिनः ॥**
**सीदन्त्यकृतकृत्या वै, कालध्वस्तमनोरथाः ॥१७॥**
**हित्वात्मायासरचिता, गृहापत्यसुहृच्छ्रियः ॥**
**तमो विशंत्यनिच्छन्तो, वासुदेवपराङ्मुखाः ॥ १८ ॥**

---

૧૭–૧૮ પદચ્છેદ—**(आत्मानं घ्नंति इति आत्महनः) एते आत्महनः**—એવી રીતે આત્મહત્યા કરનારા આ લોકો. **अशांता**—શાંતિ રહિત. **अज्ञाने** અજ્ઞાનમાં એટલે કર્મમાર્ગમાં. **ज्ञानं मन्यंते इति ज्ञानमानिनः**—જ્ઞાનને માનનારા. **कालेन ध्वस्ताः मनोरथाः येषां ते काल०**—જેઓના મનોરથો (પ્રાપ્ત થયા પછી પણ) કાળથી નાશ પામે છે; તેઓ. **वै**-ખરેખર-નક્કી. **न कृतकृत्याः अकृतकृत्याः**—પોતાને જે કરવાનું હતું; તે કર્યા વિના.

**અર્થ**—આવી રીતે આત્મહત્યા કરનારા, શાંતિ રહિત, અજ્ઞાનનેજ જ્ઞાન માનનારા, એટલે કર્મનેજ જ્ઞાનરૂપ માનનારા, અને જેઓના મનોરથો પ્રાપ્ત થયા પછી પણ, કાળથી નાશ પામે છે; તે લોકો, પોતાનું જે અવશ્ય કર્તવ્ય છે; તેને કર્યા વિના, મરી જાય છે. [૧૭] આ પ્રમાણે ભગવાનથી વિમુખ રહેનારા તે લોકો, પોતે પરિશ્રમ કરીને મેળવેલાં ઘર, સંતાન, સંબંધીઓ, અને ધનને, પોતાની ઇચ્છા નહીં છતાં પણ, છોડી દેછે. એટલે મરણ પામે છે; અને પછી નીચ યોનીમાં અવતાર લેછે. [૧૮]

૧૭–૧૮ વિવેચન.

**अशांताः**—બાવરા. ઘર-ધંધામાં ઘેલા—

**अज्ञाने ज्ञानमानिनः**—અજ્ઞાનને જ જ્ઞાન માનનારા. પીતળને સોનું માનનાર. જગતની રાત, તે ઘુવડનો દહાડો; અને જગતનો દહાડો, તે ઘુવડની રાત.

**कालध्वस्तमनोरथाः**—મહા મહેનતે મનોરથો પ્રાપ્ત થાય; પણ તે મનોરથોનો નાશ તો ખરોજ. કાળમાંથી કોઇ બચે નહીં. નાશવંત વસ્તુઓ માટે કરેલો પ્રયત્ન, નિષ્ફળ ગણાય છે.

**अकृतकृत्याः**—જેઓ કરવાનું કરી શકયા નથી તે પુરૂષો. દીવાળીને દહાડે કાંઈ નવું વાસણ, અગર વસ્ત્ર, લેવાને બદલે, ચણ્યા લઈને, ચોટેથી ઘેર આવ્યો; તેના જેવું. જે ખેડુ ખેતર ખેડતો નથી; અને તેમાં કાંઈ વાવતો નથી; તે લણવાની આશા નજ રાખે. પરિણામે **सीदंति**–પીડાય છે; મરી જાય છે. દેશ ડાહ્યા થયા; પણ ગામ ડાહ્યા, થયા નહીં. ગામ ડાહ્યા થયા; પણ ઘર ડાહ્યા, થયા નહીં, ઘર ડાહ્યા થયા; પણ મન ડાહ્યા થયા નહીં. મન ડાહ્યા થાય; તેટલાજ કૃતકૃત્ય.

**अनिच्छंतः-अपि हित्वा**—મરવું કોઇને ગમતું નથી; તોપણ મરવું જ પડે; અને પોતાની સંપત્તિ, અને સંતાન કોઇને તજવા ગમતાં નથી; તોપણ તજવાંજ પડે. આ નિર્ણયવાળી બાબતો છે. આ બાબતોમાં કોઈ દેશમાં, અગર કોઈ ધર્મમાં, બે મત છેજ નહીં. ચોટે ફાવ્યા નહીં; તે નિર્ધન રહ્યા; તેમ સંસારમાં ફાવ્યા નહીં; તેઓ **तमः विशंति**–નીચ યોનીને પામે છે. **असुर्या नाम ते लोका, अंधेन तमसा वृताः। तांस्ते प्रेत्याभिगच्छंति, ये के चात्महनाजनाः॥** એમ શ્રુતિ કહે છે. વિદ્વાનોની સાથે વાતો કરવા માટે પાંચ મીનીટનો ટાઇમ મળ્યો. તેમાં આડીઅવળી વાતો જેણે કરી; તેને મુદ્દાની વાત રહી ગઈ. વાસુદેવથી વિમુખોએ યાદ રાખવું જોઇએ—

---

**सीदंति**—મરી જાય છે. ૧૮ પદચ્છેદ—**(अतः एव) वासुदेवात् परांगमुखाः**—(આ પ્રમાણે) ભગવાનથી વિમુખ રહેનારા લોકો **आत्मनः आयासेनः रचिताः ताः**—પોતાના પરિશ્રમથી મેળવેલાને. **गृहाणि च अपत्यानि च सुहृदश्च श्रियश्चताः ताः**—દ્વિ. બ. વચન-ઘર, સંતાન, સંબંધીઓ અને ધનને. **अनिच्छंतः**—પોતાની ઇચ્છા નથી તોપણ. **हित्वा**–તજીને. **तमः विशंति**—નીચ યોનીને પામે છે.

રાગ. ઉપજાતિ

દીધે કરોડો દામ માનવદેહ આ મળતો નથી; તેપણ વૃથા કહેવાય.
જો હરિ ચરણમાં હળતો નથી.
તારૂં નથી તલ ભાર, આ સઘળું સદા જાનાર છે;
ઉપકાર કરવો અન્યનો, સંસારનો એ સાર છે.
બહુ રાગરંગ વિશે વિષયના, ગીત શું તું ગાય છે.
જન જાણ યૌવન જાય છે; ધન જાય છે તન જાય છે.
કોને ખબરથી કાલની, ક્ષણમાં જનારો દેહ છે;
એ સિદ્ધ વાત વિશે તમોને, આજ શો સંદેહ છે?
માટે પરમસુખ પામવાનાં, કાર્ય કોડે આદરો;
ગઈ પલ ન પાછી સાંપડે, એ કાળનો નિશ્ચય ખરો.
નિદ્રા અને આળસ તજી, જોતાં નથી કાં જાગીને?
સંતાઈ જાશો કયાં કહો, યમદૂત આગળ ભાગીને.
નિર્ભય થવા મન હોય; તો-કલ્યાણનું સાધન કરો.—ગઇ પલ૦
કલ્યાણનાં ને ઉદયનાં, સાધન સમગ્ર તૈયાર છે;
હાથે ચડયો હીરો ખુવે, તે મૂર્ખનો સરદાર છે.
અંધા થઈ અમૃત વિસારી, ઝેર શાનો સંઘરો—ગઇ પલ૦ [ કેશવકૃતિ ]

હવે નિમિરાજા પ્રશ્ન કરે છે—

**राजोवाच ॥**

**कस्मिन्काले स भगवान्, किंवर्णः कीदृशो नृभिः ॥**
**नाम्ना वा केन विधिना, पूज्यते तदिहोच्यताम् ॥१९॥**

અર્થ—નિમિ રાજા પૂછે છે કે-'સઘળું છોડી દઈ ને ભગવાનની ભક્તિજ કરવી જોઈએ'; એમ તમે કહી ગયા; તો એ ભગવાન્ કયા કાળમાં, કેવા વર્ણના છે? કેવા આકારવાળા તથા કયા નામથી? અને કયા વિધિથી લોકોમાં પૂજાય છે; તે આપ મને અહીં કહો. [૧૯]

૧૯ વિવેચન—
આ યુગેયુગનો પ્રશ્ન છે. અજાણ્યાનાં એંધાણ શાં? એવો આ પ્રશ્ન છે. કોઈ રીતે ભગવાનમાં મન જોડાય; એવો આ ભાવ છે.

---

૧૯ પદચ્છેદ—**कस्मिन काले**-કયા કાળમાં? **किंवर्णः**-કેવા વર્ણના છે? **किदशः**-કેવા આકારના છે? **वा केन नाम्ना** અને **केन विधिना**-કેવા નામથી અને કઈ વિધિથી. **पूज्यते**-પૂજાય છે. **तत् इह उच्यताम्**-તે અહીં કહેવાવું જોઇએ-તે આપ કહો.

૨૦ પદચ્છેદ—**कृतं त्रेता (त्रेतृ) द्वापरं च कलिः इति एषु**-સત્યુગ, ત્રેતા, દ્વાપર, અને કલિયુગમાં. **नाना वर्णाश्च अभिधाश्च** (નામો) **आकाराश्च** (આકારો) **यस्य सः इति केशवः, नानावर्णाभिधाकारः केशवः**-નોખા નોખા વર્ણવાળા, નોખાં નોખાં નામવાળા અને નોખા નોખા આકારવાળા ભગવાન્ કેશવ. **नाना विधिना एव**-નાના પ્રકારની વિધિઓથીજ. **ईज्यते**-પૂજાય છે.

કરભાજન નામના નવમા યોગેશ્વર જવાબ આપે છે—

**करभाजन उवाच ॥**

**कृतं त्रेता द्वापरं च, कलिरित्येषु केशवः ॥**
**नानावर्णाभिधाकारो, नानैव विधिनेज्यते ॥२०॥**

અર્થ—કરભાજન નામના નવમા યોગેશ્વર કહે છે કે–સત્ય, ત્રેતા, દ્વાપર, અને કલિ નામના ચાર યુગોમાં, નોખનાખા વર્ણના, નોખનોખાં નામવાળા અને નોખનોખી આકૃતિવાળા ભગવાન્, જુદા જુદા પ્રકારના વિધિથી પૂજાય છે. [૨૦]

૨૦ વિવેચન—

ચાર યુગના ચાર ભગવાન–આ પણ એક ભુલવણી છે. ભૂલવણીમાં ભગવાન્ છે. તોપણ ભૂલા પડશો નહીં. આપણે પોતે એકના એક છીએ; પણ સવારે બ્રહ્મ મૂહર્તમાં, સત્ય યુગમાં; શાંત. બપોરે–પ્રવૃત્તિ–ત્રેતા યુગમાં; સાંજે–દ્વાપર યુગમાં; કાંઈક કાંઈક મંદતા–રાત્રે કલિયુગમાં ઘણી મંદતા–થાકયા પાકયા. સવાર, બપોર, સાંજ અને રાત્રિએ, આપણી રૂચી જુદી જુદી હોય છે. આ રૂચિને તૃપ્ત કરવાનાં સાધનો જુદાં જુદાં હોય છે.

હવે સત્ય યુગની વાત કરે છે—

**कृते शुक्लश्चतुर्बाहुर्–जटिलो वल्कलाम्बरः ॥**
**कृष्णाजिनोपवीताक्षान्–बिभ्रद्दण्डकमंडलू ॥२१॥**
**मनुष्यास्तु तदा शान्ता, निर्वैराः सुहृदः समाः ॥**
**यजन्ति तपसा देवं, शमेन च दमेन च ॥२२॥**
**हंसः सुपर्णो वैकुंठो, धर्मो योगेऽश्वरो मनुः ॥**
**ईश्वरः पुरुषोऽव्यक्तः, परमात्मेति गीयते ॥२३॥**

અર્થ—સત્યયુગમાં ભગવાન્ ધોળા, ચાર હાથવાળા, જટાધારી, અને વલ્કલ વસ્ત્રો પહેરીને રહે છે. તથા (બ્રહ્મચારીની માફક) કાળીયાર મૃગનું ચર્મ, જનોઈ, માળા, દંડ અને કમંડલુ ધારણ કરે છે. [૨૧] સત્ય યુગના

---

૨૧ પદચ્છેદ—**कृते**–સત્ય યુગમાં. **शुक्लः**–ધોળા. **चतुर्बाहुः**–ચાર ભુજાવાળા. **जटा अस्ति अस्य इति जटिलः**–જટાધારી. **वल्कलं अंबरं यस्य सः वल्कलांबरः**–વલ્કલ વસ્ત્ર પહેરનાર. **कृष्णस्य अजिनं कृष्णाजिनं च उपवीतं च अक्षश्च** (માળા) **तान् कृष्णाजिनोपवीताक्षान् बिभ्रत्**–કાળિયાર મૃગનું ચર્મ, જનોઈ, માળા પહેરનારા. **दंडश्च कमंडलुश्च दं० तौ बिभ्रत्**–દંડક મંડલુને ધારણ કરનારા.

૨૨ પદચ્છેદ—**तदा**–તે યુગમાં. **तु**–તો. **मनुष्याः शांताः निर्वैराः सुहृदः समाः**–મનુષ્યો શાંત, વેરરહિત, સર્વના મિત્ર અને સમદષ્ટિવાળા હોય છે. **शमेन च दमेन च तपसा**–તેઓ શમ, દમ અને તપથી. **देवं यजंति**–ભગવાનનું પૂજન કરતાં હતાં.

૨૩ પદચ્છેદ—**हंसः सुपर्णः** (અંતર્યામીપણાથી શરીરમાં રહેલા) **वैकुंठः धर्मः योगेश्वरः मनुः ईश्वरः पुरुषः अव्यक्तः परमात्मा इति**–એવાં ભગવાનનાં નામો. **गीयते**–કહેવાય છે.

**માણસો શાંત, વૈરરહિત, સર્વના મિત્ર, તથા સમદષ્ટિવાળા હોય છે. તેઓ ધ્યાનથી, શમથી, અને જીતેંદ્રિયપણાથી ભગવાનનું પૂજન કરે છે. એટલે કરતાં હતાં. [૨૨] સત્ય યુગમાં હંસ, સુપર્ણ [અંતર્યામી], વૈકુંઠ, ધર્મ, યોગેશ્વર,મનુ, ઇશ્વર, પુરૂષ, અવ્યકત, અને પરમાત્મા, એવાં ભગવાનનાં નામો કહેવાય છે. [૨૩]**

૨૧ થી ૨૩ વિવેચન—

આશ્રમમાં પહેલું બ્રહ્મચર્યાશ્રમ. ભગવાન્ વિષ્ણુ પણ જાણે બ્રહ્મચારી. સીતાવાળા રામ, અને ગોપીવાળા કૃષ્ણ ન ગમતા હોય; તો આવા બ્રહ્મચારી ભગવાનનું ધ્યાન પૂજન કરવું. સત્યયુગનાં માણસો, શાંત, વૈરરહિત, સર્વના મિત્ર અને સમદષ્ટિવાળા હતા.

**જાપાનમાં સત્યયુગ**—જાપાનની મુસાફરી કરીને આવે છે; તેઓ કહે છે કે-જાપાનમાં ખરેખર સત્યયુગ છે. મનુષ્યો ઘણાંજ સત્યવાદી અને વિવેકી છે. દગાફટકા બીલકુલ નથી. લોકોમાં સાદાઇ અને સરલતા ઘણી છે. એક બીજાનો અપરાધ થઇ ગયો હોય; તો તુરત માફી માગીને કજીયો પતાવી દેછે. 'આ અમારી સાદાઇ અને સભ્યતા; ધર્મ અને નિર્ભયતા અમને હિંદુસ્તાને આપ્યાં છે;' એમ તેઓ ઘણીવાર હિંદના મુસાફરોને કહે છે.

**અહો! આપણા દેશમાં એવું કયારે થાય?**—આપણાં ધન અને બળનો નાશ થઇ રહ્યો છે; તે સાથે આપણી માણસાઇનો પણ નાશ થઈ રહ્યો છે. બાપના બેટા નથી; અને બેટાનો બાપ નથી; શેઠના ગુમાસ્તા નથી; અને ગુમાસ્તાનો શેઠ નથી. જરી જરીમાં જુઠા! વિશ્વાસ ન રાખી શકાય એવા! જરા ચૂક્યા કે મુવા! જ્યાં એકજ ન્યાય કચેરી હતી; ત્યાં દસબાર થઇ પડી. જ્યાં બે પાંચ વકીલો હતા; ત્યાં સો, બસો, કે તેથી પણ વધારે. જ્યાં દસબાર પોળ વચ્ચે એકજ વૈદ-ડૉકટર હતા. ત્યાં દરેક પોળે, દસબાર વૈદ્ય ડૉકટરો હાજર-હાજર. દર સાલ નવાં નવાં દવાખાનાં! આ બધાં દુઃખનું કારણ શું? એમ તપાસો; તો ખાત્રી થશે કે-આપણી ધાર્મિક આંખોઇ ખસી ગઈ છે-તે. નાટક સીનેમા અને નોવેલોએ, માણસોની વૃત્તિને, વિષય સુખમાં અને નવાં નવાં તોફાનોમાં, રોળી નાંખી છે. હૉટલ, લોજ અને જાત જાતનાં પીણાંએ અને ચવેણાંએ, આપણી હોજરી બગાડી મૂકી છે. નિશાળોએ બાળક બાલિકાઓને નમાલાં-ઉદ્ધત-અને અનાચારી બનાવી દીધાં છે. ધર્મનો અને વડીલોનો અંકુશ ફેંકી દીધો છે. પરિણામે સ્વચ્છંદ વધી પડયો છે. આ વાત સૌ જાણે છે; માટે સૌએ પોતા માટે છે; એમ સમજી, પાયમાલીમાંથી બચી જવું જોઇએ.

હવે ત્રેતાયુગની વાત સાંભળો—

**त्रेतायां रक्तवर्णोऽसौ चतुर्बाहुस्त्रिमेखलः ॥**
**हिरण्यकेशस्त्रय्यात्मा, स्त्रुक्स्रुवाद्युपलक्षणः ॥२४॥**

---

૨૪ પદચ્છેદ—**त्रेतायां असौ रक्तवर्णः**-ત્રેતાયુગમાં ભગવાન્ રાતા રંગવાળા છે. **चतुर्बाहुः**-ચાર ભુજવાળા છે. **त्रिमेखलः-तिस्रः मेखलाः यस्य सः**-] ત્રેવડી મેખળાવાળા. **हिरण्यं इव केशाः यस्य सः हिरण्यकेशः**-સોના સરખા વાળવાળા. **त्रय्याः** (વેદ-

**तं तदा मनुजा देवं, सर्वदेवमयं हरिम् ॥**
**यजन्ति विद्यया त्रय्या, धर्मिष्ठा ब्रह्मवादिनः ॥२५॥**

**विष्णुर्यज्ञः पृश्निगर्भः, सर्वदेव उरुक्रमः ॥**
**वृषाकपिर्जयन्तश्च, उरुगाय इतीर्यते ॥२६॥**

અર્થ—ત્રેતાયુગમાં ભગવાન્ રાતા વર્ણવાળા છે. ચાર ભુજાવાળા છે. ત્રણ મેખળાવાળા, સોના સરખા વાળવાળા, ત્રણે વેદના આત્મારૂપ, અને સ્રુચ્ તથા સરવા આદિ ચિન્હોને ધારણ કરે છે. એટલે યજ્ઞનારાયણ રૂપ છે. [૨૪] આ યુગમાં માણસો ધર્મિષ્ઠ, અને બ્રહ્મવાદી હોય છે. તેઓ સર્વ દેવમય વિષ્ણુ ભગવાનનું, ત્રણ વેદમાં કહેલાં કર્મોથી, પૂજન કરે છે. [૨૫] ત્રેતા યુગમાં-વિષ્ણુ, યજ્ઞ, પ્રશ્નિગર્ભ, સર્વદેવ, ઉરૂક્રમ, વૃષાકપિ, જયંત, અને અને ઉરૂગાય-એવાં ભગવાનનાં નામો કહેવાય છે. [૨૬]

૨૪ થી ૨૬ વિવેચન—

ગોપીવાળો કૃષ્ણ ન ગમતો હોય; તો આવા ભગવાનનું ધ્યાન ધરવું; આવા ભગવાનનું પૂજન કરવું. કર્મકાંડીઓ યજ્ઞનારાયણનું પૂજન કરે છે.

હવે દ્વાપરયુગની વાત સાંભળો—

**द्वापरे भगवान् श्यामः, पीतवासा निजायुधः ॥**
**श्रीवत्सादिभिरंकैश्च, लक्षणैरुपलक्षितः ॥ २७ ॥**

---

ત્રયીનો) **आत्मा त्रय्यात्मा**-ત્રણે વદના આત્મા. **स्रुक् च स्रुवश्च स्रुक्स्रुवौ स्रुक्स्रुवौ आदौ येषु तानि उपलक्षणानि यस्य सः स्रुक्०**-સ્રુચ્ અને સરવા આદિ ચિન્હોને ધારણ કરનાર.

૨૫ પદચ્છેદ—**तदा**-તે યુગમાં. **मनुजाः**-મનુષ્યો. **धर्मिष्ठाः ब्रह्मवादिनः**-ધર્મિષ્ઠ અને બ્રહ્મવાદિ હોય છે. **तं सर्वदेवमयं हरिं देवं**-તે સર્વ દેવમય વિષ્ણુ ભગવાનનું. **विद्यया त्रय्या**-ત્રણ વેદોથી. (ત્રણે વેદમાં કહેલાં કર્મોથી.) **यजंति**-પૂજન કરે છે.

૨૬ પદચ્છેદ—**विष्णुः यज्ञः पृश्निगर्भः सर्वदेवः उरुक्रमः वृषाकपिः च जयंतः उरुगाय**-આ બધાં નામ છે. **इति ईर्यते**-એ પ્રમાણે કહેવાય છે.

૨૭ પદચ્છેદ—**द्वापरे**-દ્વાપરયુગમાં **भगवान् श्यामः**-ભગવાન્ શ્યામવર્ણવાળા છે. **पीतं वासः यस्य सः-पीतवासाः**-પીળાં વસ્ત્રવાળા. **निजानि आयुधानि यस्य सः**-પોતાનાં ચક્રાદિ આયુધવાળા. **श्रीवत्सादिभिः अंकैः**-શ્રીવત્સાદિક શરીરનાં ચિન્હોથી. **च लक्षणैः**-અને કૌસ્તુભાદિક બહારના ચિન્હોથી. **उपलक्षितः**-સુશોભિત હોય છે.

રૂ. નં. ૪૪ Registered No. B. 1434

શ્રીસદ્‌ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્‌ભાગવત—એકાદશ સ્કંધ.

તંત્રી અને પ્રકાશક-રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર-અમદાવાદ.
અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] આસો ૧૯૮૨. [અંક ૭ મો.

**કેમ છો ?**—પુરૂષોત્તમ માસની પ્રસાદીરૂપ પુસ્તકોનો વરસાદ વરસ્યો. 'સ્ત્રિયો અને અત્યારનો સુધારો.' ૧૦૦૦૦ નકલ, સ્ત્રી પુરૂષો અને અત્યારનો સુધારો ૨૦૦૦, વર્ણવ્યવસ્થા ૪૦૦૦. કુલ ૧૬૦૦૦ પુસ્તકો અપાયાં. તે ઉપર ૮૨ રૂપૈયાની પોસ્ટની ટીકીટો. જે જે અમને યાદ આવ્યાં; ત્યાં ત્યાં પુસ્તકોનાં બંડલો મોકલ્યાં. પ્રથમ વર્ગના બે ત્રણ ગ્રાહકોને, દરેકને ચારસો ચારસોનાં બંડલો મોકલ્યાં. બીજા વર્ગને, સો સો પુસ્તકોનાં બંડલો; ત્રીજા વર્ગને ચોવીસ ચોવીસનાં બંડલો, ચોથા વર્ગને અઢાર અઢારનાં, પાંચમા વર્ગને નવ નવ પુસ્તકોનાં બંડલો મોકલ્યાં. બાકી સંત, મહાત્મા—આચાર્યો, અને એવી બીજી અનેક સંસ્થાઓને, થોડાં થોડાં મફત-ભેટ તરીકે મોકલ્યાં.

**અમારો અપરાધ**—એ ભાઇ લખે છે કે 'પૂછ્યા વિના પુસ્તકો કેમ મોકલ્યાં ?' તેના જવાબમાં લખવાનું કે—'અમારો અપરાધ ક્ષમા કરવો.' આપનું મન કચવાયું હોય; તો તે બંડલનાં પૈસા ન મોકલવા—એટલો અમારો દંડ કરવો. આવો દંડ સહન કરી લેવા, અમે તૈયાર છઈએ. પુસ્તક મફત મોકલવા, અમે બહુ રાજી છઈએ; પણ પુસ્તક મફત છપાતાં નથી. માટે **પુસ્તકની કીંમત તો આપવીજ જોઇએ.** એમ છતાં હજી કોઇનું મન કચવાતું હોય; તો તેમણે તુરત તે પ્રમાણેનો પત્ર, અહીં લખી નાંખવો; એટલે લીસ્ટમાંથી તે નામ કમી કરી શકાય. જેમને આ ગમ્યું હોય; જેમને એવું ભાન થયું હોય કે—'આપણે માથે અનેક મંદિરો, અને અનેક મહાત્માઓ; ઘણે ઠેકાણે તો ધનના ઢગલા પડયા છે; અને કામ કરવા માટે, અનેક નવરા માણસો પણ હાજર છે. તેમાંથી તન-મન અને ધનને આગળ કરીને, આવી તકલીફ કોણ લેશે ?' એવી સમજણ, કાંઈક આવી હોય; એવો સુખનો ઉભરો, કાંઇક આવ્યો હોય; તેમણે મોકલેલાં પુસ્તકોના પૈસા તુરત મોકલી દેવા. અમારી તમારી વચ્ચે, પ્રેમ સિવાય કોઈને પેસવાની રજા નથી. માત્ર પુસ્તકના સ્થૂલની કીંમત પેસી જાય છે; તો તે કામ તુરત પતાવી દેવું જોઇએ. પુસ્તકના **સૂક્ષ્મ**ની કીંમત, કરોડો અને અબ્જો કરતાં પણ વધે એમ છે. તે તમે આપી શકો એમ નથી. આપવા ધારો; તો માત્ર અંતરના શુભ આશીર્વાદથીજ આપી શકો. પુસ્તકનાં કામ, તન-મન અને ધન વિનાં થતાં નથી. તન-મન-અને ધન ઉછાળવાનો ઉભરો,

અમને પણ, કોઇક વખતજ આવે છે. તે વખતે તમારામાં જો કાંઇક હોય-કાંઇક ઉગ
હોય કાંઈક ફાલ્યું હોય; તો તમારાં તન-મન અને ધનને આગળ કરી, તેનો લાભ લેજે
જગતનાં અનેક લૌકીક કામમાં, તન-મન અને ધનને આપણે ખુવાર કરી નાંખ્યાં છે
તે પાણીમાં ગયાં; અને આવા પ્રકારની ખુવારી, શ્રીહરિને ઘેર જમા થાય છે.

ઘણાઓએ પુસ્તકોના પૈસા મોકલી દીધા છે. બાકી હોય તેમણે જરા પણ વિલં
વિના, તે કામ પતાવી દેવું જોઇએ. એક ગામમાં બે ચાર જણ હોય; તો સાથે મળી
મોકલવા. લવાજમ લેવાનાં ઠેકાણાં હોય; તો ત્યાંજ ભરી દેવા. આ તો પ્રભુ કૃપા! આ
પ્રેમના ફુવારા! તે ફુવારા પ્રેમી હોય; તેજ ઝીલે! બીજાને માફ છે.

**રાજીપો**—મોકલેલાં પુસ્તકો વાંચીને, જેઓ રાજી થયા; તેમણે અહીં રાજીપાના પત્ર
લખ્યા છે. તેમના જવાબમાં-એટલુંજ કે-આ તો અમારી ફરજ છે; અને સાથે પ્રભુ
કૃપા છે. પ્રભુ કૃપા વિના કાંઈ બને એમ નથી. ઘરમાં વહુ દિકરા સારૂં કામ કરે; તે
માનપત્ર ન હોય.

એક અફસોસ—જેમને પુસ્તકો મફત મોકલ્યાં-તેઓ તદ્દન શાંત છે. જાણે ભરતપુર
માટીના કીલ્લામાં, કરેલા તોપોના બહાર! જાણે તદ્દન હવાઇ ગએલાં ન હોય! અમા
ઉપર એમ ન કરાય. આ કામ કાંઈ વિદ્વતા બતાવવા થતું નથી. આ તો એક નાના
નાના નોકરનું નમ્ર નિવેદન છે. આપના સૌના પગમાં પડીને, કરેલી આ વાતો છે. ધર્મ
સરહદો દબાય છે. તેની રક્ષા માટે, બને તેટલો આ પ્રયત્ન છે. આપ ગમે તે વર્ણ અ
આશ્રમમાં હો-પણ-'હાં મારો બાપો'-એમ કહેતાં તો જરૂર શીખો. હવાઈ ગએલા ક
સુધી રહેશો? અંદર અંદરની ખણખોદમાં, આપણે ઘણું ખોઇ નાંખ્યું છે. તે હવે ન થ
જોઇએ. પુસ્તકોની પહોંચ, તો આપે આપવીજ જોઇએ. મોકલેલાં પુસ્તકોનો કયાં ક
પ્રચાર કર્યો; તે પણ જણાવવું જોઈએ. એમ કરવાથી અમને સંતોષ થાય; કે-મ
મોકલેલાં પુસ્તકો, માર્યાં ગયાં નથી.

**માસીકની લગભગ ૧૦૦ નકલ મફત જાય છે**--તેનું શું થાય છે? **વંચા
છે?** તેનો કાંઈ પ્રચાર થાય છે? કે **બસ! કાંઈ નહીં;** આવ્યા-તો-પડયા રહો. વાંચ
ન હો; તો 'ના' લખી દેવી જોઇએ. કે તે નકલ બીજાને મોકલી શકાય. 'ના' લખો, તે
જરાએ અફસોસ નથી. નકલ પડી રાખો; તેનો સંપૂર્ણ અફસોસ છે.

---

**ગીતાનો લાભ**—ગીતાના અ. ૧ થી ૫ તથા ૧૨-૧૫ અને ૧૬ અહીંથી પ્ર
થયા છે. તેમાં ૧૫ નથી. બાકીના મળી શકે છે. તેની માંગ વધી પડવાથી, આવતી ગી
જયંતિ (માગશર શુદી ૧૧) સુધી, 'અરધી કીંમતે અપાશે. પોસ્ટેજ જુદું'. ગીતાના પ્રે
ઓએ આ લાભ લેવા ચૂકવું નહીં.

**પુરુષોત્તમની પ્રસાદી**—પણ વહેલો તે પહેલો, અને બીજો રહી જાય. પુસ્તક નં.
અને ૬ થી ૭ પુરૂષોત્તમ માસ માટે, પુસ્તકો આ દરેકના ૨-૬-૦ ને બદલે રૂ. ૧-૬
થી આપવા લખ્યું હતું. તેમાંથી માત્ર ચાર સેટ બાકી છે. એક પુસ્તકના ૧-૬-૦.
૭ પુસ્તકના ૮-૪-૦, દરેક સેટના ૮-૪-૦ કીંમત છે. જોઇએ તો તુરત લખો. પોસ્
જુદું. આ સેટો તથા ગીતાનાં પુસ્તકો, પોસ્ટેજના ખર્ચ વિના, નીચેને ઠેકાણેથી મળે છે

મુંબઈ—

૧. ઝવેરચંદ જાદવજી સોની ઠે. કોટ હોળીચકલો.

૨. મુનીમજી હીરાલાલ રણછોડદાસ, ઠે. કાલબાદેવી કોવેલસ્ટ્રીટ રણછોડભુવન ઘર નં.૨.

૩. શેઠજી નારણદાસ દામજી કેનવાસવાળા. મસીદ બંદરોડ—માંડવી. નારાયણ ધ્રુવ સ્ટ્રીટને નાકે.

કાઠીયાવાડમાં—

૧. પોરબંદરમાં—જોશી ગોપાળજી જીવન ઠે. ઠક્કરપ્લૉટ.

૨. જામનગરમાં—મોડાવાળા શેઠ તુલસીદાસ શામજી ઠે. બેડીને નાકે દુકાન.

૩. ભાવનગરમાં—બાબુભાઇ C/o ગૌરીશંકર મોનજી ઠે. રાણીકા કંસારાશેરી.

કચ્છમાં—

૧. ભુજમાં—જેઠી નાનાલાલ ઘેલાભાઇ ઠે. દાવવશાના કોઠા પાસે.

આ બધી સગવડ જાગતા માટે છે; ઉંઘતા માટે નથી. જાગતાને વિનંતિ એ કે—કાંઇક સમજ્યા હો—તો પ્રચાર કામ કરો. હજી ઘણા ભાવિક લોકો માસીકથી અજાણ્યા છે.

**ડાકોરનો ઠાકોર**—શ્રીહરિનો હુકમ થતાં, તા. ૩–૧૦ ૩૬ શનીવારે રાત્રે ડાકોર પહોંચ્યા. સાથે સીહોરવાળા કંટ્રાકટર દેવરાજભાઈ અને ચી૦ ભક્તિપ્રસાદ હતા. મોરાર ભુવનમાં ઉતર્યા. ઉતારે પહોંચ્યા; ત્યાં બારણામાં માસ્તર સાહેબ ગીરજ્યાશંકરભાઈ મળ્યા. ' ચાર મીલે, ચોસઠ હસે. ' અમારો સામાન જેને ગરજ હતી; તે ગોઠવવા લાગ્યા. અમે લાગ્યા આમાં ! અમે માસ્તરને કહ્યું કે—

ચોપાઇ—મોરે મન પ્રભુ અસ વિશ્વાસા, રામ તે અધિક રામકર દાસા.

તેના જવાબમાં તેઓશ્રી બોલ્યા કે—

ચોપાઇ—અબ મોહી ભા ભરોસ હનુમંતા, બીનુ હરિકૃપા મીલે નહીં સંતા.

એમ કહેતાં કહેતાં, માસ્તર સાહેબ ભાગવતના શ્લોકો બોલવા લાગ્યા. બોલતાં બોલતાં હૈયું હાથથી ગયું. બસ ! ભાન ભૂલ્યા. ખભા ઉછળવા લાગ્યા. હાથ હાવભાવ કરવા લાગ્યા. મુસ્તક સંમતિ આપવા લાગ્યું. મુખ ગાવા લાગ્યું. આવું દસેક મીનીટ ચાલ્યું. ત્યાં કોઈએ માસ્તર સાહેબને બોલાવ્યા. બસ ! ખેલ ખલાસ ! અમારી આસપાસ ઘણાં હતાં. આ તો અમેજ દેખ્યું—અમેજ અનુભવ્યું—અને અમનેજ આનંદ થયો. આ ડાકોરના ઠાકોરની કૃપા. વ્હાલા સગા અંધારે ગોળ ખવરાવે—તે આ ! પછી અમે અમારા રૂમમાં આવ્યા. સ્નાન સંધ્યા કરીને, રામરામના અનક્ષેત્રમાં, જ્યાં નામસ્મરણની ધૂન થતી હતી; ત્યાં પહોંચ્યા. પાંચ દસ મીનીટ પછી, પુજારી મહારાજે પ્રભુની આરતિ ઉતારી. પછી અમે કહ્યું કે—'રાજી હો; તો થોડો રંગ ઉછાળું ! ' તેના જવાબમાં સૌ બોલ્યા કે—'હા—હા—થવા દ્યો'. તેમનો રાજીપો જોઈને, આરતિની થાળી હાથમાં લીધી. વાટોમાં તેઓએ ઘી પૂર્યું. સૌને બરાબર સાવધાન કર્યા. શું બોલવું છે; તે કહી દીધું. પછી ઉપાડયું—

'ઉતારો આરતિ શ્રીકૃષ્ણ ઘેર આવ્યા.'

વિગેરે—વિગેરે—વચ્ચે માત્ર તાળીજ પડે. આ આનંદ તો, અમારો ગરીબનો ! ત્યાં બાવા સાધુ પણ ઘણા હતા—તેમને સૌને આ મશાલો ગમ્યો. અફીણીઆને ડાયરો જોઈએ;

ગાંજો પીનારાને બં મહાદેવ જોઇએ; તેમ અમારે આ જોઇએ. અમે પ્રસન્ન-પ્રસન્ન પ્રસન્ન થઇ ગયા. મુકામ પર આવીને આરામ લીધો. વળતે દિવસે રવિવારે સવારમાં મંગળાનાં દર્શન કર્યા. ઘણે દિવસે પ્રભુ મળ્યા. એમનીજ કૃપાએ જીવનાર ! એટલે દર્શન-સ્પર્શનથી વધારે આનંદ થાય. જોતજોતામાં પ્રભુ સ્નાનાદ કરીને, શણગાર ધરીને આવ્યા.

નિરખતાં નયણે વહે પ્રેમનાં આંસુ !
નિરખતાં નયણાં તૃપ્તિ પામે નહીં !
નિરખતાં હૈયડું હરખાય, અને મનડું મલકાય.

કાંઇ કહેવા જેવું હતું નહીં. તેથી વારંવાર પ્રણામ કર્યા.

બપોરનું ભોજન—પૂજ્ય સ્વામીજી વામનાશ્રમના સન્યાસ આશ્રમમાં, સન્યાસીઓ સાથે બેસીને, જમવાની ઇચ્છા હતી; તે આજે સફળ કરી. સન્યાસીઓનાં પૂજન કર્યાં. પ્રણામ કર્યા. સંસ્થાની વ્યવસ્થા નિર્માની અને નિર્લોભ જોઇ, બહુ આનંદ થયો. રવિવારે રાત્રે અમદાવાદ પાછા આવ્યા.

---

# એકાદશ સ્કંધ

## અધ્યાય ૫ મો ચાલુ.

[ ગયા અંકના ૩૪૪ મા પાનાથી આગળ ]

અર્થ—દ્વાપરયુગમાં ભગવાન્ શ્યામવર્ણવાળા, પીળાં વસ્ત્રવાળા, પોતાના ચક્રાદિ આયુધવાળા, અને શ્રીવત્સાદિક શરીરનાં ચિન્હ, તથા કૌસ્તુભાદિક બહારના ચિન્હોથી સુશોભિત હોય છે. [૨૭]

૨૭ વિવેચન—

આ દ્વાપરના અંતમાં સમજવું; અને આ અવતાર તે શ્રીકૃષ્ણ સમજવા. પૃથ્વી ઉપર કંસાદિનો બહુ ભાર થઇ પડયો. તે વખતે દેવકીને ઉદરે આવ્યા; તે આ શ્રીકૃષ્ણ. દશમ સ્કંધની શરૂઆતમાં, સંવત ૧૯૮૩ના પુસ્તક ૮ માં, આ સંબંધી ઘણા ખુલાસા કર્યા છે. પ્રભુના અનેક અવતારોમાં શ્રીરામનો અને શ્રીકૃષ્ણનો અવતાર, ખાસ ધ્યાન ખેંચે એવા છે. તેમાંએ **कृष्णस्तु भगवान स्वयं**—શ્રીકૃષ્ણનો અવતાર તો, અનેક ચમત્કારોથી યુક્ત. જેમ ચોમાસાનો ચંદ્ર ઘડી વાદળમાં, અને ઘડી ખુલ્લો; તેમ શ્રીકૃષ્ણનો અવતાર, ઘડી માયામાં –મનુષ્ય જેવો; અને ઘડીમાં ઇશ્વર જેવો. યશોદાના ખોળામાં બેસી ધાવતા હતા; તે માયામાં; અને બગાસું ખાઇને મુખમાં ચૌદ બ્રહ્માંડ દેખાડયાં; તે ઇશ્વિર જેવા. તેને જણનારાં–તેને રમાડનારાં–તેને ધવરાવનારાં–તેને જમાડનારાં–તેને 'લાલ'–'લાલ' કહીને વારંવાર બોલાવનારાં યશોદા, વારંવાર ભૂલાં પડે; ત્યારે આપણે કોણ !

શ્રીકૃષ્ણનો રંગ શ્યામ–એટલે અતસીના પુષ્પ જેવો શ્યામ. 'નિજાયુધઃ' એટલે ચક્રાદિ આયૂધવાળા. શ્રીવત્સનું ચિન્હ–શ્રીકૃષ્ણની છાતીના દક્ષીણ ભાગમાં વાળનો જથ્થો છે તે. 'અંકો' એટલે એવાં બીજાં ચિન્હો, જે શ્રીકૃષ્ણના હાથ પગ વિગેરે ઠેકાણે છે તે. 'લક્ષણો' એટલે કૌસ્તુભમણિ આદિ બાહ્ય ચિન્હો.

શ્રીકૃષ્ણ સંબંધી હજી વિશેષ સાંભળો—

**तं तदा पुरुषं मर्त्या, महाराजोपलक्षणम् ॥**
**यजन्ति वेदतंत्राभ्यां, परं जिज्ञासवो नृप ॥ २८ ॥**
**नमस्ते वासुदेवाय, नमः संकर्षणाय च ॥**
**प्रद्युम्नायानिरुद्धाय, तुभ्यं भगवते नमः ॥ २९ ॥**
**नारायणाय ऋषये, पुरुषाय महात्मने ॥**
**विश्वेश्वराय विश्वाय, सर्वभूतात्मने नमः ॥ ३० ॥**

અર્થ—આ યુગમાં માણસો ઈશ્વરને જાણવાની ઇચ્છા રાખે છે. તેઓ ચક્રવર્તિના છત્ર ચામરાદિક ચિન્હોવાળા ભગવાનનું, વેદવિધિ અને તંત્રવિધિથી પૂજન કરે છે. [૨૮] દ્વાપરયુગમાં—વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, નારાયણ ઋષિ, પુરૂષ, મહાત્મા, વિશ્વેશ્વર, વિશ્વ, અને સર્વ ભૂતોના આત્મા, એવાં નામોથી, લોકો ભગવાનની સ્તુતિ કરે છે; અને એક એક નામ બોલીને, પ્રણામ કરે છે. [૨૯–૩૦]

૨૮ થી ૩૦ વિવેચન—

જેની પાસે હામ–દામ અને ઠામ હોય; તે નાતજાતમાં ગમે એમ બોલે–તો ચાલે; ચાટાના સોદા તે મુકરર કરે; સરકાર દરબારે પણ, તે શોભે. તે પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ, સંકર્ષણ (બળરામ), પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધરૂપી ત્રણ શક્તિઓથી યુક્ત હતા. આ શક્તિરૂપ પોતેજ હતા. એટલે આ શક્તિઓ તેમની પોતાનીજ હતી; તોપણ વ્યવહારમાં, આ ત્રણે શ્રીકૃષ્ણ વતી કામકાજ કરતા હતા. તેથી તે ત્રણેને શ્રીકૃષ્ણસ્વરૂપ માની, લોકો પ્રણામ કરે છે. 'મહારાજ' એટલે છત્ર ચામરથી યુક્ત.

**महाराजोपलक्षणम्**—રામાવતારમાં રાજગાદી ઉપર બેઠા હતા; તોપણ મર્યાદા પુરૂષોત્તમ હતા–કાયદા કાનુનથી કામ કરતા હતા. કૃષ્ણાવતારમાં રાજગાદી ઉપર બેઠા ન હતા; પણ ખરા રાજા, તેજ હતા. જરાસંધના ત્રાસથી રાજાઓ ગભરાયા; ત્યારે તે ત્રાસની ફર્યાદ, દ્વારકામાં શ્રીકૃષ્ણને કરવામાં આવી હતી. ભારતનો સમ્રાટ-યુધિષ્ઠિર મહારાજ–શ્રીકૃષ્ણના ચરણનું પૂજન કરતો હતો. મહાભારતમાં વિજય મેળવનારા અર્જુનાદિ શ્રીકૃષ્ણને ચમ્મર કરતા હતા.

---

૨૮ પદચ્છેદ—**नृप**–હે રાજન્! **तदा**–તે યુગમાં. **परं जिज्ञासवः मर्त्याः**—ઘણાં જીજ્ઞાસુ મનુષ્યો. **महाराजस्य उपलक्षणानि यस्य सः तं इति पुरुषं**–ચક્રવર્તિનાં છત્ર ચામરાદિક ચિન્હોવાળા ભગવાનનું. **वेदतंत्राभ्यां यजंति**—વેદવિધિથી અને નારદ-પંચરાત્રાદિ પુરાણોક્ત વિધિથી પૂજન કરે છે.

૨૯ પદચ્છેદ—**वासुदेवाय इति ते नमः, च**–અને. **संकर्षणाय इति ते नमः, प्रद्युम्नाय अनुरुद्धाय इति तुभ्यं भगवते नमः.**

૩૦ પદચ્છેદ—**नारायणाय ऋषये**—નારાયણ ઋષિને. **पुरुषाय, महात्मने, विश्वेश्वराय, विश्वाय, सर्वभूतात्मने** ( સર્વ ભૂતોના આત્માને ) **नमः.**

સંતોનું મહારાજ પદ—આવા પ્રકારનું વૈભવી મહારાજ પદ; આચાર્યોએ અને મહંતોએ ધારણ કરતાં, બહુજ વિચાર કરવો. આચાર્યોએ અને મહંતોએ, વૈરાગ્ય સિવાયના, કોઇ પણ દાદમાં દગાવું નહીં. આપણો અનુભવ કહે છે કે–જે જે આચાર્યો અને મહંતો, રાજા જેવા દાદમાં દગાયા; તે પામર ગણાયા છે. શ્રીકૃષ્ણ યોગેશ્વર હતા. તેમનો વાદ લેવો, ઘટતો નથી. વાદ રાખવું ઘટે છે કે–ધર્મને અને વૈરાગ્યને બને છે; ધર્મને અને વૈભવને કદિ બનતું નથી. દરેક સંપ્રદાયોમાં તેનો આદ્ય પુરૂષ વંદાય છે; તેનું મૂખ્ય કારણ, તેમનું વૈરાગ્ય છે; તેમનું ઉત્તમ ચારીત્ર છે. આવા આદ્ય આચાર્યોની છબીયોને અગર તેમની મૂર્તિઓને સોના રૂપાના શણગાર ધરવા; અગર કસબી વસ્ત્રો ધરવાં; તે પણ તેમને ઉતારી પાડવા જેવી ભૂલ છે. વૈરાગીએ રાગ કરવો તે દોષ છે; તેમ વૈરાગીને વૈભવ ધરવા, તે પણ દોષ છે. તેમની પાદુકા પણ, સાદી અને સ્વચ્છ જોઇએ. આપણે અંધારે બહુ કુટાઈએ છઈએ. વિચાર કરી જોજો. દેશ કાળ બદલાયો છે. ધર્મની વાત કોઇને ગમતી નથી; જે કોઈ આપણી આસપાસ છે; તે માંડ માંડ, વાંઝીયા બારનાં બાળકો જેવાં, આપણી આસપાસ ઉભાં છે. એટલે શ્રદ્ધાનો નાશ થતો જાય છે. સમયને ઓળખે નહીં; તે ઉનાળો ઉનાં પાણી પીએ; અને શીયાળે ઠંડા હીમ જેવાં પાણી પીએ.

તંત્ર એટલે પુરાણાદિ. આગળ ત્રીશમા શ્લોકમાં વસ્તુની ખાત્રી આપીને કહ્યું કે–જે શ્રીકૃષ્ણ છે; તેજ નારાયણ ઋષિ છે; તેજ પુરૂષ અને તેજ મહાત્મા છે. તેજ વિશ્વનો ઇશ્વર, અને તેજ વિશ્વરૂપ છે. છેવટમાં એમ પણ કહ્યું કે-તેજ પ્રાણી માત્રમાં રમી રહ્યો છે. આની અજબ વાતો, સમજાય નહીં; તો ગજબ કરી દે.

હવે કલિયુગની વાત કરે છે—

**इति द्वापर उर्वीश, स्तुवन्ति जगदीश्वरम् ॥**
**नानातंत्रविधानेन, कलावपि यथा शृणु ॥ ३१ ॥**
**कृष्णवर्णं त्विषाऽकृष्णं, साङ्गोपाङ्गास्त्रपार्षदम् ॥**
**यज्ञैः संकीर्तनप्रायैर्–यजन्ति हि सुमेधसः ॥ ३२ ॥**

અર્થ—હે પૃથ્વીપતિ નિમિરાજા! આ પ્રમાણે દ્વાપરયુગમાં લોકો જગતના નાથને સ્તવે છે. કલિયુગમાં પણ, નાના પ્રકારના તંત્ર માર્ગોથી જેવી રીતે પૂજન થાય છે; તે રીત સાંભળો. [૩૧] કલિયુગમાં ભગવાનનો

૩૧–૩૨ પદચ્છેદ—**हे उर्वीश!**–હે પૃથ્વી પતિ! **इति द्वापरे**–આ પ્રમાણે દ્વાપર યુગમાં. **जगदीश्वरं स्तुवंति**-લોકો જગતના નાથને સ્તવે છે. **कलौ अपि**–કલિયુગમાં પણ. **नानातंत्रविधानेन यथा (तथाः) शृणु**-નાના પ્રકારના તંત્રમાર્ગોથી જેવી રીતે પૂજન થાય છે તે સાંભળો. ૩૨ પદચ્છેદ—**कृष्णवर्णं**–કાળા છે તોપણ. **त्विषा अकृष्णं**–કાંતિથી કાળા ન જણાતા. **अंगानि च उपांगानि च अस्त्राणि च पार्षदाश्च तैः सह वर्तते इति सां...दम**–અંગ, કૌસ્તુભાદિક ઉપાંગ, અસ્ત્ર તથા પાર્ષદો સહિત ભગવાનને. **सुमेधसः**-વિવેકી લોકો. **संकीर्तनप्रायाः तैः इति यज्ञैः**-સંકીર્તન (એટલે નામોચ્ચાર તથા સ્તુતિ) જેમાં ઘણાં છે એવા યજ્ઞોથી. **हि यजंति**–ખરેખર પૂજે છે.

વર્ણ કાળો છે; તોપણ-કાંતિથી તે કાળા જણાતા નથી. અંગ અને કૌસ્તુભાદિ ઉપાંગ, અસ્ત્ર તથા પાર્ષદોસહિત ભગવાનને, વિવેકી લોકો, સંકીર્તન જેમાં ઘણાં છે; એવા યજ્ઞોથી, ખરેખર પૂજે છે. [૩૨]

૩૧-૩૨ વિવેચન—

**नानातंत्रविधानेन**—એટલે તંત્રમાર્ગનું પ્રાધાન્ય, અને વેદ માર્ગની મંદતા.

શ્રીકૃષ્ણનો વર્ણ શ્યામ છતાં, તેમાં એટલો બધો ચળકાટ છે-કે તે શ્યામ દેખાતા નથી-ઈંદ્રનીલમણી જેવા ઉજ્વલ દેખાય છે.

શ્રીકૃષ્ણનાં અંગો—હૃદય, હાથ-પગ વિગેરે.
શ્રીકૃષ્ણના ઉપાંગો—કૌસ્તુભમણિ આદિ.
શ્રીકૃષ્ણનાં અસ્ત્રો—સુદર્શનાદિ સમજવાં.
શ્રીકૃષ્ણના પાર્ષદો— સુનંદાદિ સમજવા.

**संकीर्तनप्रायैः यज्ञैः** એટલે **संकीर्तनप्रचुरैः यज्ञैः**—જેમાં સંકીર્તન ઘણું છે એવા યજ્ઞોથી. યજ્ઞો એટલે અહીં પૂજન સમજવાં. જૈનો યજ્ઞ કરતા નથી; પણ પૂજનના ઉત્સવો કરે છે. તેમાં પણ ગાવું બજાવવું વધારે હોય છે. ચૈત્ર માસમાં આંબેલ કરે છે તે સમયે પણ, પૂજનના ઉત્સવ ખરા; અને તેમાં ગાવું બજાવવું વિશેષ હોય છે.

**કીર્તનભક્તિ**—ભક્તિ નવ પ્રકારની છે. તેમાં કીર્તનભક્તિ ઉત્તમ ગણાય છે. કલિયુગમાં કીર્તન એજ મહાપૂજા. કીર્તનમાં પહેલો નંબર નારદનો છે. ગાય ને વાછરડા ઉપર પ્રીતિ; માખીને મધ ઉપર પ્રીતિ; તેમ ભગવાનને કીર્તન ઉપર પ્રીતિ છે. કારણકે બાકી રહેલી આઠ પ્રકારની ભક્તિ, તેમાં ઓતપ્રોત છે. પૂજનાદિ ક્રિયા વિનાનાં ભજનકીર્તન, તે ઘી વિનાનાં ભોજન જેવાં છે. કીર્તન વિનાનાં પૂજનાદિ હોય; તો તે પણ તેવાંજ લુખાં છે. વેશ્યા આલાપ દઇને શ્રીકૃષ્ણનાં કીર્તનો ગાય છે; પણ તેણીનું મન જુદા રંગમાં રમે છે. ફોનોગ્રાફ મોટા નાદથી, અને પ્રેમ ભરેલા આલાપોથી ગાય છે; પણ તે જડ છે. તેને મનજ નથી. નાટકના ખેલાડીઓ, મોટા ઠાઠથી ભક્તિ માર્ગને દીપાવવા, પ્રયત્ન કરે છે; પણ તે પેટ પુરતુજ છે-જનરંજન જેટલુંજ છે. શ્રી આદ્ય શંકરાચાર્ય કહે છે કે—

> **वीणाया रूपसौंदर्यं, तन्त्रिवादनसौष्ठवम् ॥**
> **प्रजारंजनमात्रं तन्न साम्राज्याय कल्पते ॥५७॥**
> **वाग्वैखरी शब्दझरी, शास्त्रव्याख्यानकौशलम् ॥**
> **वैदुष्यं विदुषां तद्वद्-भुक्तये न तु मुक्तये ॥५८॥**
>
> [વિવેકચૂડામણિ]

અર્થ—વીણાના રૂપનું સુંદરપણું, તથા વીણાના તારો વગાડવાની હોશીયારી, શ્રોતાઓની પ્રસન્નતા માટેજ હોય છે. પણ તે વીણાથી સામ્રાજ્ય (ભગવદ્ભક્તિ) પ્રાપ્ત થતી નથી. [૫૭] વિદ્વાનોની વિદ્વતા પણ, રળી ખાવા માટે હોય છે; મુક્તિ માટે હોતી નથી. એટલે મુક્તિના હેતુથી ઘણાજ થોડા ભણે છે. ભણ્યા પછી પણ, સકળ શાસ્ત્રો જાણ્યા પછી પણ-અભિમાનને રસ્તેથી પાછા વળી શકતા નથી. તેમના વ્યાખ્યાનોમાં જે કુશળતા દેખાય છે; તે માત્ર વૈખરી વાણીનો પ્રવાહ છે. વાણીના ઘોષ સાથે, અંતરનો ઉમળકો

નથી-પણ-'મારા જેવો છે કોઈ વિદ્વાન્ ?' એવું અભિમાન હોય છે. એટલે તે વાણીના ધોધમાં, લોકને રંજન કરવા જેટલુંજ ડહાપણ હોય છે.

દયારામભાઇ બોલ્યા છે કે—

"શ્રમ કરી સૌ વિદ્યા ભણ્યો, મહા પંડિત કહાવ્યો જન;
પણ સાર તેનો સમજ્યો નહીં, ના થયો ભગવંતનો ભક્ત.
અલ્યા ! ભક્તિ વિના શ્રમ, એ ફળ સાર; જેમ ગદ્ધો વહે ચંદન ભાર;
જેમ અહિ મણિ મેળવી, ધૂતવે આહાર, તેમજ તે ઉદર ભરનાર.
કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના૦"

નાટકના થીએટર ઉપર, છટાદાર બોલનારા ઘણા એકટરો હોય છે; પણ વર્તનમાં શૂન્ય હોય છે. મોટી સભાઓમાં સોએ નવાણુ ટકા આવુંજ પોગળ હોય છે. જ્ઞાતિઓની પરિષદોમાં છટાદાર બોલનારા ઘણા, પાળવામાં શૂન્ય; લોકોને સુધારવા અને સુખી કરવા, ભારે પ્રયત્ન થઇ રહ્યા છે; તો પણ દુનિયા દુઃખમાં ડુબતી જાય છે. કારણકે દીવા આંધળાના હાથમાં છે. જેમ સીંહણનું દુધ સીંહણસુતને ઝરે; તેમ કીર્તન ભક્તિ, પવિત્ર અંતઃકરણવાળા જીવોને ઝરે. બીજા તો બે પાંચ કીર્તન ગાતા શીખ્યા પછી, અભિમાની—સ્વચ્છંદી—અથવા દુરાચારી થઈ જાય. અત્યારે કીર્તનભક્તિ, અને નામસ્મરણ ઘણે ઠેકાણે થાય છે; પણ અંતઃકરણની પવિત્રતાની બહુજ થોડી-ઘણીજ થોડી-પરવા, રાખવામાં આવે છે. તેથી આ શ્લોકમાં કીર્તન ભક્તિ કોની છે ? તે સ્પષ્ટ કરવા માટે-'**સુમેધસઃ**'-(સારી બુદ્ધિ વાળા-વિવેકી પુરૂષો.) શબ્દ મૂકયો છે.

**સુમેધસઃ** કેવા હોય ?—માની, અભિમાની, કામી-ક્રોધી અને લોભી, વૈભવમાં રાચતા, અને અનાચારમાં પ્રીતિવાળા જે હોય; તેમને **સુમેધસઃ** (વિવેકી) કહેવાયજ નહીં. ડાકોરના મેળામાં લાખોની ભીડ જોઇને રાજી થઇએ; પણ **સુમેધસઃ** (વિવેકી) જોઇતા હોય; તો શોધ્યા જડે નહીં. કુંભના મેળામાં નવલાખ લંગોટી વાળા સાધુઓ પધાર્યા હોય; પણ **સુમેધસઃ** (ભગવદ્મય) શોધ્યા જડે નહીં. **મેધા** એટલે 'બુદ્ધિ'. બુદ્ધિને સારી-સંસ્કારી રાખે; બુદ્ધિને ભગવદ્મય બતાવી રાખે; તે પુરૂષો **સુમેધસઃ** કહેવાય છે—બી. એ, એમ, એ. ની પેલી તરફની આ ડીગ્રી છે.

ચોપાઈ—દક્ષ સકલ લક્ષણયુત સોઈ, જાકે **પદ સરોજ રતિ હોઇ.**

સિંહના કાન પકડી લાવે, તે મરદ; પણ સિંહનો કાન પકડાય કેમ ? અનાદિકાળથી '**મેધા**' (બુદ્ધિ) બગડી ગઇ છે. કારણકે બુદ્ધિને કામ, ક્રોધ અને લોભજ ગમે છે. બુદ્ધિને મારૂં તારૂંજ ગમે છે; બુદ્ધિને ઈર્ષ્યા વૈર, અને અનાચારજ ગમે છે. બુદ્ધિને માન બડાઇજ ગમે છે. એક બંગલામાં સો વરસનો કચરો પડયો હોય; તો તેને સાફ કરતાં કેટલી મહેનત ! ત્યારે માનવના મન રૂપી બંગલામાં, લાખો અને અબ્જો વરસથી, માયાનો કચરો પડયો છે. તેને સાફ કરવા કેટલી ખંત જોઇએ ! દુકાને સૌ બેસે; પણ હિસાબ ગણે, તેને નફા તોટાનું ભાન થાય. તુલસીદાસનાં કલમ, ખડીયો અને કાગળ પડયા રહ્યાં; પણ એવી રામાયણ કોઇએ લખી નહીં. નરસીમહેતાનાં કાંસી જોડાં, પડયાં હશે. પણ તે વગાડતાં, બાપુ દોડયા આવતા નથી. તુકારામનો તંબુરો અને મંજીરા પણ પડયાં હશે. પણ તે વગાડતાં, વીઠ્ઠલ ભગવાન ચમકતા નથી. કારણ એટલુંજ કે **મેધા,** (બુદ્ધિ) **સુ** (સારી)

નથી. મોટા વૈભવવાળી વેશ્યા, કૃષ્ણનાં કીર્તન ગાતાં, ભારે મનગનાટ કરે છે; પણ તે મીરાં બની શકતી નથી. વેશ્યાનાં કીર્તન વાણીમાંથી નીતરે છે; અને મીરાંનાં કીર્તન, પવિત્ર હૃદયમાંથી નીતરે છે. લાકડાનો હાથી સુંદર હોય; પણ તે રાજાની સ્વારીમાં કામ ન આવે; ચીત્રેલી સુંદરીઓ ઘરબાર ચલાવે નહીં; તેમ સુમેધા વિનાના-નિર્મળ બુદ્ધિ-વિનાના ભકતો, અનેક પદો ગાય; ઘણાં લટકાં મટકાં કરે; તેથી સમાજ કદિ રીઝે; પણ પ્રભુ તો નજ રીઝે. ભાડુતી ભકતો અથવા કીર્તનકારો, મનરંજન જેટલોજ લાભ આપે.

જગતમાં મોંઘામાં મોંઘી વસ્તુ-આપણું મન, અગર આપણી બુદ્ધિ છે. તેને ખોટાની સાથે, અનાદિની ઓળખાણ છે. માટે સાવધાન રહીને, અશુભ સંસ્કારોમાંથી તેને ખેંચતા રહેવું; અને શુભ સંસ્કારોમાં તેને જોડતા રહેવું. કીડીને મેરૂ ઉપર ચડાવે; તે મન, અને હાથીને મેરૂ ઉપરથી પાડી નાંખે; તે પણ મન!

જેનું મન મોટું, તેજ મોટો. તન મોટું તે મોટો નહીં; ધન મોટું હોય; તે પણ મોટો નહીં. કુળ મોટું હોય; તે પણ મોટો નહીં. મોટો પંડિત હોય; તો તે પણ ઠીક. તમામ પ્રકારની મોટાઇનું ફળ, મનની મોટાઈ છે. મોટા મનની દાસી વંદાય; અને ટુંકા મનની મહારાણી નિંદાય.

આપણો મોટામાં મોટો પ્રમાદ-મનશોધનમાં છે. આપણે અનેક ડાહી વાતો કરવામાં વખત ગાળીએ છીએ; પણ મનશોધન માટે, આપણી પાસે બે મીનીટ પણ નથી. મારૂં મુખ કેવું દેખાય છે? તેની ખાત્રી માટે, ચાટલામાં જોઇએ છીએ; પણ મારૂં મન કેવું દેખાય છે; તે માટે શાસ્ત્રમાં જોતા નથી. દીવાળીને દિવસે આખા વરસનું નામું ઠામું સમજી લઇએ છીએ; પણ ગુરૂપૂર્ણિમાને દહાડે-ધર્મભાવનામાં આપણે આગળ વધ્યા? કે પાછા પડયા? તે બીલકુલ તપાસતા નથી. આપણા ગુરૂ પણ, રૂપૈયો બે રૂપૈયા, જે આપીએ તે લઇને, રાજી થાય છે. બાકી પોલંપોલ ચાલી આવે છે. વિચાર કરી જોજો. તમારા જીવનના ચોપડા તપાસી જોજો.

ભગવાનની સ્તુતિ કેવા પ્રકારે કરવી; સંકીર્તન કેવા પ્રકારનું હોય. તે હવે કહે છે—

**વસંતતિલકા.**

**ध्येयं सदा परिभवघ्नमभीष्टदोहं, तीर्थास्पदं शिवविरिञ्चिनुतं शरण्यम् ॥**
**भृत्यार्तिहं प्रणतपाल भवाब्धिपोतं, वन्दे महापुरुष ते चरणारविन्दम् ॥३३॥**

અર્થ—કળીયુગમાં લોકો એવા પ્રકારથી પ્રાર્થના કરે છે કે-"હે ભક્ત

૩૩ પદચ્છેદ—**हे प्रणतपाल**!-હે ભક્ત લોકોને પાળનાર! **हे महापुरुष**!-હે મોટા પુરૂષ. **ते चरणारविंदम् सदा ध्येयं**-આપનું ચરણ સદા ધ્યાનમાં લેવા લાયક છે. **परिभवः**-(કુટુંબ તથા ઇંદ્રિયોથી થતો તિરસ્કાર.) **तं हंति इति परिभवघ्नं इति तत् चर०**-કુટુંબથી તથા ઈંદ્રિયોથી થતા તિરસ્કારનો નાશ કરનાર ચરણાવિંદને. **यत अभीष्टं दोग्धि तत् अभीष्टदोहं इति तत्-मनोरथपूरकं**-મનોરથોને પૂરનાર ચરણારવિંદને. **तीर्थानां आस्पदं तीर्थास्पदं**-ગંગાદિ તીર્થોના આશ્રયરૂપ **शिवविरिंचिभ्यां नुतं**-સદાશિવ તથા બ્રહ્માએ જેની સ્તુતિ કરી છે એવું. **शरण्यं**-સુખરૂપ. **भृत्यानां आर्तिं. हंति इति भृत्यार्तिहं तं**-ભકતોની પીડા મટાડનાર. **भवाब्धेः पोतः** (વહાણ) **तं**-સંસાર સાગરના વહાણ રૂપ આપના ચરણને **वंदे**-નમું છું.

લોકોને પાળનારા ! હે મોટા પુરૂષ ! આપનું ચરણારવિંદ કે જે—સદા ધ્યાન કરવા લાયક છે; ઇંદ્રિઓથી અને કુટુંબાદિકથી થતા તિરસ્કારને મટાડનાર છે; મનોરથોને પૂરનાર છે; ગંગાદિ તીર્થોના આશ્રયરૂપ છે; બ્રહ્મા અને સદાશિવ તે ચરણની સ્તુતિ કરે છે; તે ચરણ સુખરૂપ છે; તથા ભક્તોની પીડાને મટાડનાર છે. વળી તે સંસાર સાગરને તરવામાં વહાણરૂપ છે. આવા ચરણને હું વંદુ છઉં—નમું છઉં—પ્રણામ કરૂં છઉં. [૩૩]

૩૩ વિવેચન—

રત્નોની જલક છે ને? અર્થ બરાબર સાંભળ્યો ને? કે હવામાં ઉડી ગયો? બૌદ્ધોની પ્રાર્થનાઓમાં, જૈનોની સ્તુતિઓમાં, ખ્રિસ્તઓની પ્રેયરો (પ્રાર્થનાઓ) માં, મુસલમાનોના નિમાજમાં—આ ભાવ કયાંથી આવ્યો ? એમ પતો મેળવવા નીકળે, તેમણે ભારતના ભાગવતધર્મને વંદન કરવુંજ પડે. આ શ્લોકમાં એક એક શબ્દ, કેવી શોભાથી ગોઠવ્યો છે ! સાંભળો છો ઘણું; પણ તે સાથે વસ્તુનો વિચાર કરતાં શીખો.

**चरणारविंद ध्येयं**—આપનું ચરણ કમળ ધ્યાન કરવા લાયક છે; એમ કહીને સાથે '**सदा**' શબ્દ મૂકી દીધો. એટલે ગમે તે સ્થિતિમાં હો—ત્યાં, ગમે તે સમયમાં હો; ત્યારે, અથવા સર્વ પ્રકારે, ચરણકમળનું ચિતવન કર્યા કરવું. જેમ વ્હાલી વહુ, રાંધતાં—ચીંધતા—ખાતાં પીતાં—સુતાં બેસતાં—વ્હાલાને વિસરે નહીં. કંઠમાં લોકીટ હોય; તો તેમાં જોતી પણ રહે. તેમ વ્હાલો વર, ધંધા રોજગારમાંથી સહેજ નવરો પડે; ત્યાં ઘર યાદ આવે. ઘર એટલે રાચરચીલાં નહીં; પણ વ્હાલી વહુ. બેઉ સાચાં પ્રેમી હોય; તો એક બીજા માટે ફના થઈ જાય. આવું આપણે ભગવાન્ માટે કયાં છે ! નથી. માટે '**सदा**' શબ્દ ઉમેર્યો જણાય છે.

યાદ રાખવું કે—ચિત્તના કરતાં ચિંતવન વધારે બળવાન છે. ચિત્ત ભલે હોય; પણ ચિંતવન ન હોય; તો અસર ન થાય. માટે જે વસ્તુ આપણને ઘણી વ્હાલી હોય; તેનું ચિંતવન વધારવું.

સંકીર્તન એટલે નામસ્મરણ અને સ્તુતિ.

ચરણારવિંદનાં વિશેષણો સાંભળો—

**परिभवघ्नम्**—કુટુંબથી તથા ઇંદ્રિયોથી થતા તિરસ્કારનો નાશ કરનાર. **यावत् वित्तोपार्जनशक्तः** વિગેરે શબ્દોથી શ્રીશંકરે કહ્યું છે કે—રળતા કમાતા; ત્યારે સૌ તમારા હતા. તમને પૂછીને વાત કરતા હતા. પછી તો તમે કાંઈ પૂછો; ત્યાં તિરસ્કાર કરે—બચકાં ભરે—સામા થાય—વિગેરે. ઉંડા અંધારા કુવામાં પડેલાને, જેમ સાંકળ હાથમાં આવી જાય; તો તે બચી જાય; તેમ આ ભયંકર સંસારમાં, આપનું ચરણ—આપનું શરણ આપનો આશ્રય—સમજાઈ જાય; કે—'અંતે કોઈ કોઈનું નથી. એકલા આવ્યા હતા; અને એકલાજ મરવાનું છે. મયુરાસન ઉપર બેસનારા પણ, મરી ગયા. તો આપણે કોણ ! આ શરીર પણ આપણું નથી; તો સંબંધીઓ આપણા કેમ થાય ! સંતાનાદિને નાનેથી મોટા કરીને, ઉપકાર ભારે કર્યો છે. પણ જે નાદાર નીકળે છે; તેને સરકારી કોર્ટો પણ છોડી દે છે; તેમ નાદાર સંતાન પાસેથી, બદલાની આશા રાખવી નહીં. યાદ રાખવું કે—મોટા પુણ્યે કરીને અવતર્યાં હોય—મહાભાગ્યશાળી પુત્ર-પુત્રવધુઓ હોય; તેઓજ વડીલોના પડતા બોલ ઉપાડી લે. બાકી અજવાળું થોડું; અને અંધારૂં ઘણું. લ્હેણદેણે ભેળા થયા છીએ.

લ્હેણું હોય એટલુંજ લેવાય. વિગેરે.' એટલે એવા ઉત્તમ વિચાર કરીને, કુટુંબના તિરસ્કારનો જ્ઞાની નાશ કરે.

ઈંદ્રિયોનો તિરસ્કાર શું?—હાથ, પગ ધમધમ કામ કરતા હતા; તે જરી કામ કરો ત્યાં થાક લાગે; તે ઇંદ્રિયોનો તિરસ્કાર છે. આંખે દેખાય નહીં; અને કાને સંભળાય નહીં; તે ઇંદ્રિયોનો તિરસ્કાર છે. શ્રીહરિનું શરણ લીધું હોય; તેમણે આ તિરસ્કારને સામાન્ય-સાધારણ-સમજી, ઘડપણને અનિવાર્ય સમજી, તેથી ગભરાવું નહીં.

**अभीष्टदोहं**—મનોરથપૂરક ચરણારવિંદ. નરસીમહેતાના બાપનુ શ્રાદ્ધ, કુંવરબાઈનું મામેરૂં, પીળે પાને લખેલી હુંડી, વિગેરે મનોરથોને શ્રીહરિના શરણે પૂર્યા. મહેતાના મનોરથો તો પૂર્યા; પણ કુંવરબાઈની વડ સાસુએ, જે જે લખાવ્યું; તે તમામ હાજર કરી દીધું. મોટાના મોટા મનોરથો; અને નાનાના નાના મનોરથો. આપણે પણ, જો શ્રીહરિનું કાંઈક કાંઈક શરણ લઈએ; તો આપણા પણ કાંઈક કાંઈક મનોરથો પ્રભુ પૂરે છે. સમજવા ધારીએ; તો સમજાય. નહીં તો કાંઈ નહીં. એક શેઠનું દોડીને કામ કરતા હોઇએ; તો શેઠ દુઃખે દુવાય છે; ત્યારે આ તો શેઠોનો શેઠ! માત્ર સમજવા પ્રયત્ન કરે; તેજ સમજી શકે. એકજ અર્થ સરે; ત્યાં લોકો અનેક પ્રયત્ન કરે; અને એક પ્રયત્નથી અનેક અર્થ સરે; ત્યાં લોકો તદ્દન આંધળાં. (આ બરાબર સમજો.)

**तीर्थास्पदं**—ગંગાદિ તીર્થોના આશ્રય રૂપ. એટલે તીર્થોનું તીર્થ—પવિત્રમાં પવિત્ર. જેને ચરણમાં-શરણમાં-ભાવ થયો હોય; તે પોતે તીર્થોને પાવન કરે છે. તીર્થોમાં અનેક લોક પોતાનાં પાપ ધુવે, તીર્થોમાં સંત પગ બોળે; ત્યારે તીર્થ પાવન થાય. પંપા સરોવરનું જળ બગડયું. અનેક ઉપાય કર્યાં; પણ જળ સુધર્યું નહીં. ભગવાન્ રામચંદ્રને ઋષિઓએ પ્રાર્થના કરી. રામચંદ્રે કહ્યું કે–'શવરી પોતાના ચરણ જળમાં બોળે; તો જળ સ્વચ્છ થઈ જાય.' એમ કરતાં, એમજ બન્યું. આવા સંતો પ્રભુના ચરણને તીર્થરૂપ ગણે છે.

**शिवविरिंचिनुतं**—સદાશિવ અને બ્રહ્માએ જેની સ્તુતિ કરી છે એવું. મોહની સ્વરૂપનો ચમત્કાર જોયા પછી, સદાશિવે જે સ્તુતિ કરી, તે વાંચવા જેવી છે. આવી સ્તુતિ અનેક ઠેકાણે છે. બ્રહ્માએ વાછરડાં ચોર્યાં, અને પ્રભુએ એવાં ને એવાં બીજાં પેદા કર્યાં. પછી બ્રહ્મા ફરી પધાર્યા; ત્યારે આશ્ચર્ય પામ્યા. તે વખતે દશમના અ. ૧૪ માં જે સ્તુતિ કરી છે. તે ખાસ વાંચવા જેવી છે. બ્રહ્માની અનેક સ્તુતિઓ છે; તેમાં આ સ્તુતિ ભાત પાડે એવી છે. અવકાશ લઇને વાંચવા જેવી છે. [દશમસ્કંધ સંવત ૧૯૮૩ થી ૯૧ સુધી ચાલ્યો. તેનાં પુસ્તકો મેળવી લેજો. નહોય તે તુરત મંગાવીને ફાઈલ સંપૂર્ણ કરજો. પ્રમાદ કરશો; તો જે છે; તે નહીં હોય.]

રામાયણમાં રાવણને માર્યા પછી, શિવ વિરિંચિએ શ્રીરામની સ્તુતિ કરી છે. તેમાં મહાત્મા તુલસીદાસજીનો ભાગવતનો પાકો અભ્યાસ તરી આવે છે. (તે માટે મોક્ષવાણી વાંચવી.) બ્રહ્માજીની સ્તુતિમાંથી થોડી લીંટીઓ તો કહી દઉં—

છંદ—ઇતિ વેદ વદંતિ ન દંતકથા, રવિ આતપ ભિન્ન—ન ભિન્ન યથા;
કૃત કૃત્ય વિભો સબ વાનર એ, નિરખંતિ તવાનન સાદર જે.
ધિક્ જીવન દેવ શરીર ધરે, તવ ભક્તિ વિના ભવ ભૂલી પરે.

× × × × ×

ખલ ખંડન મંડન રમ્ય ક્ષમા, પદ પંકજ સેવતિ શંભુ ઉમા;
નૃપ નાયક! દે વરદાનમિદં, **ચરણાંબુજ પ્રેમ સદા શુભદં**. (મોક્ષવાણી ૬૧ A.)

આતો રંગનાં ચટકાં! વધારે ખોટી થાઉં; તો આપને ગાંડુંજ લાગે; પણ અમારે તો એમજ હોય! બ્રહ્મા પણ પ્રભુ ચરણમાં પ્રેમ રાખવાની ઇચ્છા કરે છે.

**ચારણ્યં**—શરણ કરવા જેવું ચરણ છે. અત્રિના આશ્રમમાં રામ પધાર્યા; ત્યારે ભોજનાદિનો વિવેક કર્યા પછી, અત્રિએ પ્રાર્થના કરી હતી કે—

છંદ—નમામિ ભક્ત વત્સલં, કૃપાળુ શીલ કોમલં;
ભજામિ તે પદાંબુજં, [1]અકામિનાં સ્વધામદં.
[2]નિકામ શ્યામ સુંદર, [3]ભવાંબુનાથ મંદરં;
પ્રફુલ્લ કંજ લોચનં, મદાદિદોષ [4]મોચનં.
પ્રલંબ બાહુ વિક્રમમ્, પ્રભો પ્રમેય વૈભવં;
[5]નિષંગ ચાપ [6]સાયકં, ધરં ત્રિલોક નાયકં.
[7]દિનેશવંશ મંડનં, મહેશચાપ ખંડનં;
મુનિંદ્ર સંત રંજનં, [8]સુરારિવૃંદ ભંજનં.
[9]મનોજવૈરી વંદિતં, [10]અજાદિદેવ સેવિતં;
[11]વિશુદ્ધ બોધ વિગ્રહં, સમસ્ત [12]દૂષણાપહં.
નમામિ [13]ઈંદિરાપતિં, સુખાકરં સતાં ગતિં;
ભજે સશક્તિ સાનંજ, [14]શચીપતિં પ્રિયાનુજં.
[15]ત્વદંઘ્રિમેવ યે નરા, ભજંતિ [16]હીન મત્સરા;
[17]પતંતિ નો ભવાર્ણવે, વિતર્કવિચિસંકુલે.
[18]વિવિક્તવાસિનઃ સદા, ભજંતિ મુક્ત યે [19]મુદા;
[20]નિરસ્ય ઈંદ્રિયાદિકં, પ્રયાંતિ તે ગતિં સ્વકં.
ત્વમેકમદ્ભુતં પ્રભું, [21]નિરિહમિશ્વરં વિભું;
જગદ્ગુરૂં ચ શાશ્વતં, તુરીયમેવ કેવલં.
ભજામિ [22]ભાવવલ્લભં, કુયોગિનાં ચ દુર્લભં;
સ્વભક્તિકલ્પ પાદપં, સમસ્ત સેવ્ય-[23]મન્વહં.
અનુપરૂપભૂપતિં, નતોહ-[24]મુર્વિજાપતિં;
પ્રસીદ મે નમામિ તે, પદાબ્જભક્તિ દેહિ મે.
પઠંતિ યે સ્વયં ઇદં, નરાદરેણ તે પદં;
[25]વ્રજંતિ નાત્ર સંશયસ્-ત્વદીય ભાવસંયુતં.

દોહરો—વિનતિ કરી મુનિ નાય શિર, કહ કર જોરી બહોરી;
[26]ચરણ સરોરૂહ નાથ જનિ, કબહુ તજે મતિ મોરી—સિયાવર૦

---

૧ નિષ્કામ કર્મ કરનારાને પોતાનું પદ આપનારા. ૨ અત્યંત. ૩ સંસારરૂપી સમુદ્રને મથવામાં મંદરાચળરૂપ. ૪ તોડનાર. ૫ ભાથો. ૬ ધનુષ્ય. ૭ સૂર્યવંશને શરણાગનાર. ૮ અસુરોના ટોળાંનો નાશ કરનાર. ૯ સદાશિવ. ૧૦ બ્રહ્માદિ. ૧૧ શુદ્ધ જ્ઞાનમય દેહવાળા. ૧૨ દોષોનો નાશ કરનાર. ૧૩ લક્ષ્મી. ૧૪ ઈંદ્રના નાના ભાઇ વામનરૂપને. ૧૫ આપના ચરણને. ૧૬ મત્સર તજ્યો એવા. ૧૭ કુતર્કરૂપી જેમાં અનેક મુંજવણો છે એવા ભવસાગરમાં તેઓ પડે છે. ૧૮ એકાંતવાસ સેવનારા. ૧૯ જેમનાં મુખ પ્રસન્ન પ્રસન્ન છે તે, ૨૦ ઈંદ્રિયોનું દમન કરીને. ૨૧ ચેષ્ટારહિત એવા આપ. ૨૨ જે ભાવવાળા છે તેજ આપને વ્હાલા છે. ૨૩ સદા. ૨૪ પૃથ્વીના પતિ. ૨૫ આપના ધામને પામે છે. ૨૬ આપના ચરણકમળને મારી મતિ કદિ તજે નહીં.

ચોપાઇ—જન્મ જન્મ તવપદ સુખકંદા, બઢે પ્રેમ ચકોર જિમિ ચંદા,
દેખી રામ મુનિ વિનય પ્રણામા, વિવિધ ભાંતિ પાયઉ વિશ્રામા.
[ મોક્ષવાણી પાનું ૨૮ ].

આ તો ગોખી નાંખ્યા જેવો માલ. પછી જ્યારે જોઈએ; ત્યારે ચિંતવન થાય.

**भृत्यार्तिहम्**—જડભરતને મારવા માટે, માતાના મંદિરમાં ખડા કર્યા. તલવાર તૈયાર થઇ; પણ જડભરતને બચાવ્યા, અને મારનારાને મારી નાંખ્યા. ચંદ્રહાસને મરાવવા માતાના મંદિરે મોકલ્યા; સંજોગ પલટાયા. ચંદ્રહાસ બચી ગયો; અને પોતાનોજ પુત્ર મરણ શરણ થયો. હોલાને મારવા, નીચે પારધી અને ઉપર શકરોબાજ. પ્રભુ સાપ બન્યા. પારાધીને કરડયા. પારાધીના હાથમાં હતું જે બાણ, તે છટકયું. શકરાબાજને વાગ્યું. હોલો હોલી નિર્ભય બની ગયાં. કૌરવ સભામાં દ્રોપદીનાં ચીર ખેંચાયાં. હાકલ કરતાં પ્રભુ હાજર થયા. એક બે નહીં; પણ ૯૯૯ ચીર પૂર્યાં. 'તરણા ઓથે ડુંગર રે–ડુંગર કોઇ દેખે નહીં.' આવા એક બે નહીં–અનેક. આવી બાબતમાં–આવી રમતોમાં–શ્રદ્ધા સિવાય કાંઇ નથી. માત્ર શ્રદ્ધાનોજ સોદો. વનના સિંહને પકડવો સહેલો; પણ જે દેખાય નહીં; તેમાં શ્રદ્ધા રાખવી; તે અઘરૂં કામ. અઘરૂં–પણ–થાય એવું છે. વિગેરે વિગેરે—

**हे प्रणतपाल**—સોનાની લંકા મેળવવા રાવણે માથાં ચડાવ્યાં; અને વિભીષણે શરણ માગ્યું; ત્યાં તેને 'લંકેશ' કહીને બોલાવ્યો. વાળીના અપરાધ ઘણા હતા. પણ–

'પ્રભુ! અજહું મેં પાતકી? અંતકાલ ગતિ તોરી.' આ શબ્દો સાંભળતાં—
'વાલી શીશ પરસેઉ નીજ પાણી.'
'અચલ કરૌં તનુ રાખહુ પ્રાણા, વાલી કહે સુન કૃપા નિધાના.'

ચાટલું સામું મૂકો; તો મુખ દેખાય; અને ચાટલું ફેરવી નાંખો; તો મુખ કોણ જાણે કયાંઇ સંતાઇ જાય. તેમ જીવ હરિને સન્મુખ થાય; તો હરિ હાજર! જીવ હરિથી વિમુખ થાય. તો હરિ હજારો ગાઉ દૂર! દૃષ્ટાંત ઘણું સહેલું, પણ જીવને સન્મુખ થવું; તે ઘણું અઘરૂં. કારણ કે અનાદિનાં અંધારાં, જીવને અંતઃકરણે પથરાયાં છે. વળી આ ભયંકર દોષને જીવ નાના સરખો દોષ ગણે છે. જે અવશ્ય કરવા જેવું છે; તેમાં જીવ ઘણોજ પ્રમાદ કરી રહ્યો છે.

**भवाब्धिपोतं**—સંસારસાગરને પાર ઉતારવામાં વહાણરૂપ, પ્રભુનું ચરણકમળ છે. બ્રહ્મા બોલ્યા છે કે—

**'त्वत्पादपोतेन महत्कृतेन, कुर्वंति गोवत्सपदं भवाब्धिम् ॥'**

સાક્ષાત્ હરિ મળવા મુશ્કેલ છે. તોપણ તેમના ચરણનું શરણ લેનારા–નરસિંહ, મીરાં, તુકારામ વિગેરે અનેક સંતો, શરણમાં પ્રીતિ કરવાથી, શરણ્યને પામ્યા છે.

હવે રામાવતારની વાત કરે છે— વસંતતિલકા.

**त्यक्त्वा सुदुस्त्यजसुरेप्सितराज्यलक्ष्मीं, धर्मिष्ठ आर्यवचसा यदगादरण्यम् ॥**
**मायामृगं दयितयेप्सितमन्वधावद्–वंदे महापुरुष ते चरणारविन्दम् ॥३४॥**

---

૩૪ પદચ્છેદ—**हे महापुरुष! हे धर्मिष्ठ! आर्यवचसा**–પિતાની આજ્ઞાથી. **सुदुस्त्यजा चासौ सुरैः अपि इप्सिता च या राज्यलक्ष्मीः तां**–મનુષ્યોથી તજી ન શકાય એવી અને દેવો પણ જેની ઇચ્છા રાખે એવી રાજ્યલક્ષ્મીને **त्यक्त्वा**–તજીને. **यत्**

અર્થ—હે મહાપુરૂષ ! હે રામચંદ્ર ! આપ કે જે દેવતાએ પણ ઈચ્છેલી, અને ત્યાગ કરી શકાય નહીં એવી–રાજલક્ષ્મીનો ત્યાગ કરીને, પિતાની આજ્ઞાથી, ધર્મ પાળવા સારૂ, વનમાં પધાર્યા હતા; અને પ્યારા સીતાજીએ ઈચ્છેલા માયામૃગની પછવાડે સીતાજી ઉપરના પ્રેમને લીધેજ, દોડયા હતા; તે આપના ચરણકમળને મારા પ્રણામ છે." [૩૪].

૩૪ વિવેચન—

રામને ભગવાન્ ન ગણીએ; અને માણસ ગણીએ; તોપણ-તે આદર્શ મનુષ્ય છે. જેના નમુના દુનિયા હજી આપી શકી નથી; એવા મનુષ્ય તે છે. રામને વનમાં મુકીને, સુમંત દશરથ પાસે આવ્યા; ત્યારે દશરથ બોલ્યા હતા કે—

ચોપાઈ—રામ રૂપ ગુણ શીલ સ્વભાઉ, સુમરી સુમરી ઉર શોચત રાઉ.
રાજ સુનાઈ દીન્હ વનવાસુ, સુની મન ભયેઉ ન હર્ષ હરાસુ.
સો સુત બિધુરત ગયે ન પ્રાણા, કો પાપી બડ મોહી સમાના.
[ મોક્ષવાણી પાનુ ૨૫ A. ]

સીતાને રાજી કરવા મૃગને મારવા દોડયા. તે ચરણારવિંદને પ્રણામ છે. તુલસીદાસજીએ આ ઉતારો, વિભીષણના વિષયમાં લીધો છે. શીખામણ દેતાં રાવણ કોપ્યો. વિભીષણ રામનું શરણું લેવા, સુવેલ તરફ ચાલ્યો. તે વખતે વિભીષણે જે વિચાર કર્યા છે; તે સાંભળો.

ચોપાઇ—ચલેઉ હર્ષિ રઘુનાયક પાંહિ, કરત મનોરથ બહુ મન માંહી;
દેખિહૌં જાય ચરણ જલ જાતા, અરૂણ મૃદુલ સેવક સુખદાતા.
જે પદ પરસી તરી ઋષિનારી, દંડક કાનન પાવનકારી;
**જે પદ જનક સુતા ઉરે લાયે, કપટ કુરંગ સંગ ધરિં પાયે.**
હર ઉર સર સરોજ પદ જોઇ, અહો ભાગ્ય મૈં દેખવ સોઇ.
"રઘુકુલ રીતિ સદા અલીઆઈ, પ્રાણજાહી–અરૂ વચન ન જાહી."

વાલ્મીકવ્યાસાદિ અનેક સંતોએ, શ્રીરામનો મહિમા ગાઇ સંભળાવ્યો. કાળીદાસાદિ ઉત્તમ કવિઓએ, નાટકની મધુરવાણીમાં, શ્રીરામનો મહિમા ગાઈ સંભળાવ્યો. અર્વાચીન કવિઓએ, અને નાટકકારોએ પણ, શ્રીરામના ગુણ ઘણી ઘણી રીતે જગતને ગાઈ સંભળાવ્યા. યુરોપના ભાવિક વિદ્વાનોએ, રામનું રહસ્ય જાણી લઇ, રામાયણના ભાષાંતર કરીને, પોતાના દેશના જીજ્ઞાસુઓ પાસે, રામચરિત્ર ગાઇ સંભળાવ્યું, પણ તે તમામની અસર ઘણીજ થોડી થઇ છે; જરા જેટલી થઇ છે; એમ આપણે સૌએ કબુલ કર્યા વિના ચાલે એમ નથી. કારણકે રામરાજ ચાહનારા રાજાઓ, હતા તેના કરતાં વધારે બગડી ગયા છે; રામના ચારિત્રને ધન્ય ગણનારા પુરૂષો, હતા તેના કરતાં વધારે બગડી ગયા છે. સીતાના ચારિત્રની પ્રશંસા કરનારી અનેક સ્ત્રીઓ, હતી તેના કરતાં વધારે બગડી ગઇ છે. રામના નિયમન–વિવેક–ની પ્રશંસા કરનારા યુવકો, હતા તેના કરતાં વધારે બગડી ગયા છે. ભાઇને

**चरणारविंदं अरण्यं अगात्**-જે ચરણકમળ વનમાં ગયું. તથા **दयितया** (સીતાથી) **ईप्सितं मायामृगं**–સીતાજીએ ઇચ્છેલા માયામૃગને. **यत् ते चरणारविंदं अन्वधावत**–પાછળ પાછળ જે ચરણારવિંદ દોડયું. **तत वंदे**–તે ચરણારવિંદને મારા પ્રણામ છે.

માટે રાજ તજનારા રામની, પ્રશંસા કરનારા ભાઇઓ, સંપની વાતમાં જરાએ સમજતા નથી. એટલે ભાઇને માટે ધસારો ખાવાની બાબતમાં જરાએ સમજતા નથી. વિગેરે-વિગેરે. બધા આવા નથી; પણ ઘણા આવા છે.

સુધારાના પવનમાં ઉછરેલા ભણેલા ગણેલા ડાહ્યા દિકરાઓ, અને ડાહી દીકરીઓ, ચારીત્રની મોટી મોટી વાતો કરે—પણ સોએ નેવુ ટકા, ચારિત્રે શૂન્ય. આમન્યામાં પણ શૂન્ય-મર્યાદામાં મોટું મીંડું. રામનું ચારિત્ર વાંચીને ગાંડા થએલા પરદેશીઓ, જ્યારે તેમને રામના ચારિત્રથી વિરૂદ્ધ ચાલતા જુએ છે; ત્યારે ભારે ખેદ કરે છે.

રામની રામાયણો ઘેર ઘેર પહોંચી. વંચાણી અને સંભળાણી—પણ તે બહેરા કાને જાણે અફળાણી. અથવા આ કાને પેઠી, અને સામે કાને નીકળી ગઇ. હૃદયને સ્પર્શ કરી શકી નહીં. કાણા ગજવામાં મુકેલો માલ—જોત જોતામાં પડી જાય—તેમ થયું. ચારિત્રની પરવા હોય; તો વિચાર કરવો જોઇએ; કે—રામના ચારિત્રની જરા પણ અસર, હૃદયમાં કેમ થતી નથી! એનજીન બગડે છે; ત્યારે કોઇ હોશીયાર એનજીનડ્રાઇવરને બોલાવીને, તેને રીપેર કરવામાં આવે છે. તેમ ભારતનું ચારિત્ર બગડયું છે. નિશાળ, નાટક, સીનેમા, નર્સ-મેતીઓ અને નટી—એવા અનેક ખેલ સ્વચ્છંદે ખેલાય છે. સાહિત્યને નામે કેટલાએક કવિયો પણ, ચારિત્ર સામે આંખ મીંચામણા કરે છે. મોર કળાપુરીને નાચે; ત્યારે તેનો ઉપલો ભાગ સુંદર દેખાય; પણ નીચલો ભાગ નાગો જણાય. આદર્શમાં એવું ન ચાલે. ચારિત્રમાં એવાં ડહાપણ કામ ન આવે. ઘણું ભણ્યા—ઘણું સમજ્યા—દેશમાં ડાહ્યા કહેવાયા; પણ જેમનું ચારિત્ર ગયું— જેમનો આદર્શ ગયો—તે સ્ત્રી હોય; કે પુરૂષ હોય; પણ કાંઇ નથી. પામર છે. દયા પાત્ર છે.

હજી બાજી હાથમાં છે; ભૂલ્યા ત્યાંથી ફરી ગણો. રામ ગયા; અયોધ્યાનો નાશ થઇ ગયો; પ્રાચીન સંસ્કૃતિ નાશને રસ્તે ચાલી જાય છે; સંત બ્રાહ્મણોને પણ કાળબળે ઘેરી લીધા છે; તોપણ વાલ્મીકિ રામાયણ અને યોગવાસિષ્ઠ હજી ઉભાં છે. તેમાંથી તુલસીકૃત, ગીરધરકૃત, અધ્યાત્મ રામાયણ વિગેરે જે ગ્રન્થો ઉત્પન્ન થયા; તે પણ હાજર છે. આ સુંદર ગ્રન્થોનાં સુંદર ભાષાંતર ભારતની તમામ ભાષાઓમાં રેલાઈ રહ્યાં છે. તેનાં પઠન પાઠન, કથા વાર્તા—પણ થાય છે. કેટલાકએક રામાયણને ઇતિહાસગ્રન્થ સમજીને, ભૂલાં પડયાં છે; કેટલાએક રામને એક ઉત્તમ મનુષ્ય—પ્રભુ નહીં—માનીને, ભૂલા પડયા છે. તે સૌએ આતુરતા પૂર્વક—પાકી ગરજ રાખીને—રામાયણ સાંભળવી જોઇએ.

રામાયણોમાં પણ યોગવાસિષ્ઠ તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ છે. રામવસિષ્ઠનો સંવાદ છે. યોગ વાસિષ્ઠનું બીજું નામ 'ઉત્તરરામાયણ'. રામે રાવણને માર્યો; અને પોતે રાજ્યાસન ઉપર બેઠા; ત્યાંસુધીના ભાગને 'પૂર્વરામાયણ' કહેવામાં આવે છે. જેને આપણે ભગવાન્ કહીએ છઈએ; તે રામ, એક સાધારણ મુમુક્ષુ બનીને, મુક્તિને માટે, જોઈતા ખુલાસા માગી લે છે. વસિષ્ઠ જેવા વક્તા, અને રામ જેવા શ્રોતા! પૂર્વ રામાયણમાં, જેમ બાલકાંડ, અયોધ્યા કાંડ આદિ છ કાંડ છે; તેમ ઉત્તર રામાયણમાં—વૈરાગ્ય પ્રકરણ, મુમુક્ષુ પ્રકરણ, ઉત્પત્તિ, સ્થિતિ અને ઉપશમ પ્રકરણો, તથા છેલ્લું નિર્વાણ પ્રકરણ. યોગવાસિષ્ઠમાં પ્રથમના પાંચ જેટલુંજ એક નિર્વાણ પ્રકરણ છે. આખા યોગવાસિષ્ઠના શ્લોકો ૩૨૦૦૦ છે.

પૈસા ટકા હોય; પણ પુત્ર ન થાય; તો તેમને અબળખા રહી જાય. તેમ જેમને ખાવાપીવા મળ્યું. કોઠીએ અન્ન, અને પેટીએ પૈસા મળ્યા; પણ તેમણે યોગવાસિષ્ઠનું નિર્વાણ પ્રકરણ ન વાંચ્યું–અગર ન સાંભળ્યુ'; તો તેમને પણ અબળખા રહી જાય. સંસાર છોડીને બાવા થયા; અને પાછા સંસારના દાવામાં રોકાયા; પણ યોગવાસિષ્ઠમાં ન રોકાયા; તેઓ પણ જીતી બાજી હાર્યા.

યોગવાસિષ્ઠમાં દષ્ટિ–સૃષ્ટિવાદ છે. અર્થાત્–'દષ્ટિ (વૃત્તિ)થીજ સૃષ્ટિ છે;' એમ તે પ્રતિપાદન કરે છે. મહાભારતના ટિકાકાર પંડિત નીલકંઠ પણ, દષ્ટિ સૃષ્ટિવાદને સિદ્ધ કરે છે. વર્તમાન કાળમાં જર્મનીનો મહાન્ તત્ત્વવેત્તા કૅંટ તથા તેને માનનારા લોકો પણ, એજ સિદ્ધાંતના છે. એટલે આ ગ્રન્થ, પ્રાચીન અર્વાચીન તમામ વિદ્વાનોને બહુજ વ્હાલો છે. લેખક વસિષ્ઠ-એટલે કાંઇક જુદીજ સમજણ–જુદું'જ જ્ઞાન-જુદુંજ ભેજું. જ્ઞાનનાં સરોવર ભરી આપ્યાં; તેને કાંઠે વસવાની સગવડ મળી; પણ તેમાંથી ટીપું પાણી પીધું નહીં; અને તૃષાના પોકાર કર્યા; તેમને શું કહીએ ! ધંધામાં જે સમય જાય છે; તેના કરતાં નકામી ધમાલમાં, બહુ સમય ચાલ્યો જાય છે. જોતાં શીખો. સમયને વાળી લેતાં શીખો.

અથર્વ વેદ કાંડ ૧૫ અધ્યાય ૧ લામાં–**स बृहतीं दिशमनु व्यचलन्** વિગેરે શબ્દોથી ૧૦–૧૧–૧૨ મંત્રો કહે છે કે–'મનુષ્યની અગર પ્રજાની ઉન્નતિ કરવા માટે, ઇતિહાસ, પુરાણ, કથા વાર્તા ઘણાંજ ઉપયોગી સાધનો છે.'

સ્વામી વિવેકાનંદજી કહે છે કે—

"જગત્માં જેની જોડ જડતી નથી; એવો રામાયણનો ગ્રન્થ, ચારીત્રના શિક્ષણ માટે આપણને પ્રાપ્ત છે."

સાહિત્ય સમ્રાટ બંકિમ બાબુ કહે છે કે—

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ, જેટલો દૂર થયો છે; તેટલો કોઇ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરૂષ અગર રાજાથી દૂર કરાયો નથી."

યુરોપનો કવિ **વેબર** કહે છે કે—

"હોમરના કાવ્યમાં જે રસ છે; તેના કરતાં રામાયણમાં વિશેષ રસ છે."

યુરોપનો બીજો વિદ્વાન્ **ગોરીસિયો** કહે છે કે–

"બીજા દેશોના મહા કાવ્યો કરતાં, હિંદનું રામાયણ સર્વોપરી કાવ્ય છે.' વિગેરે.

રામાયણનું ઈંગ્રેજી ભાષાંતર કરી નાંખનાર મી. **ગ્રીફ્ટ** પણ એમજ કહે છે. એટલે આ કોઇ નાની સરખી વસ્તુ નથી. સદ્ભાગ્યે આપણને વડીલો તરફથી વારસામાં મળી છે. તેનો સમજીને ઉપયોગ થાય; તો ઠીક.

દ્રાવિડ દેશની રામાયણ-જુદા પ્રકારની છે. જૈનોએ પણ પોતાની રામાયણ રચી છે. આપણે આપણી રામાયણ, કાંઇક રહસ્ય સાથે, સમજાય તો ઘણું છે.

શું લખું ?—કોઇકું ગામ દીયા–રે ! ગીરાસ દીયા; કોઇકું રાજ દીયા, કોઇકું પાટ દીયા.

કોઈકું પુત્ર દીયા, પરિવાર દીયા; કોઇકું સુંદર સ્રિયોકા ભોગ દીયા.
કોઈકું વિદ્યા દીયા; વિજ્ઞાન દીયા; મોંપર બ્હોત ખુશી, આપ બ્હોત ખુશી.
જેથી પુણ્ય પવિત્ર હા ચરણ દીયા.

હવે ચારે યુગની વાત કરે છે—

**एवं युगानुरूपाभ्यां, भगवान् युगवर्तिभिः ॥**
**मनुजैरिज्यते राजन्–छ्रेयसामीश्वरो हरिः ॥३५॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-હે રાજન્! આ પ્રમાણે યુગે યુગમાં ઘટે એવાં નામરૂપથી, તે તે યુગમાં થએલા માણસોથી, કલ્યાણના પતિ હરિ ભગવાન્ પૂજાય છે. [૩૫]

૩૫ વિવેચન—

યુગેયુગમાં ઈશ્વરનું સ્વરૂપ બદલાય છે; પણ ઈશ્વર બદલાતો નથી. યુગે યુગમાં ક્રિયાઓનું સ્વરૂપ બદલાય છે; પણ ક્રિયાઓ બદલાતી નથી. ઇશ્વરનું સ્વરૂપ અને ધાર્મિક ક્રિયાઓ, આપણી મરજી પ્રમાણે બદલાતાં નથી. આપણે ફેરવીએ તેમ ફરે; એમ કદિ સમજવું નહીં. એમ સમજ્યા; તો જરૂર ભૂલા પડશો-જરૂર નાસ્તીક બની જશો. સત્ યુગના ઋષિઓ, કલિયુગને દેખતા હતા. કલિયુગમાં કેવી રીતે વર્તવું-કેવી રીતે સુખી થવું-તે જાણતા હતા. પોતે જાણ્યું એટલુંજ નહીં; પણ કલિયુગની પ્રજા માટે, લખી નાંખ્યું છે. માટે શાસ્ત્રને આધારે રહેવું. ગીતામાં ૧૬ મે અધ્યાયે શ્રીકૃષ્ણે ટકોર કરી છે કે—

**तस्माच्छास्त्रं प्रमाणं ते, कार्याकार्यव्यवस्थितौ ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं, कर्म कर्तुमिहार्हसि ॥२४॥**

અર્થ—કરવા યોગ્ય શું છે; અને ન કરવા યોગ્ય શું છે? તેનો નિર્ણય કરવામાં શાસ્ત્રનેજ પ્રમાણ સમજવું. એટલે શાસ્ત્રે કરેલા નિર્ણયને જાણીને, તે પ્રમાણેજ તારે કાર્ય કરવું જોઈએ. [૨૪]

આવી દીવાદાંડીઓ જ્યાં ત્યાં ખોડી રાખી છે; છતાં આંખો વીંચીને, જીવન નૌકા હાંકે; તેમની નૌકા ખરાબે અફળાય. તુટી ફુટી પણ જાય.

**कथ्यते वर्णनामाभ्यां, शुक्लः सत्ययुगे हरिः ।**
**रक्तः श्यामः क्रमात् कृष्णः, त्रेतायां द्वापरे कलौ ॥**

સત્યયુગમાં શુકલવર્ણ, ત્રેતામાં રક્ત, દ્વાપરમાં શ્યામ, અને કલિયુગમાં કૃષ્ણ.

આ પણ દૃષ્ટિસૃષ્ટિવાદ છે. જેવાં મનુષ્યોનાં અંતઃકરણ, તેવી ભગવાનનાં સ્વરૂપની કલ્પનાઓ થાય છે. જેઓ સત્યાદિના પ્રેમી છે; ચારીત્રના રસીયા છે; તેમને કલિયુગ સત્ય યુગ સમાન છે. તેમને હિસાબે શ્રીહરિ શુકલ વર્ણનાજ છે. જેઓ સત્યાદિના વેરી છે; ચારિત્રના વિરોધી છે; તેમને સત્યયુગ કલિયુગ જેવો છે. ખાત્રી ન થાય; તો હિરણ્યકશીપુને સંભારો. શ્રીરામે ત્રેતાયુગને સત્યયુગ બનાવ્યો હતો; અને રાવણે ત્રેતાયુગને કલિયુગ બનાવ્યો હતો. જસમાએ અને રાણકદેવીએ કલિયુગને સત્યયુગ બનાવ્યો હતો. સત્યયુગમાં માનવોનાં અંતઃકરણ સત્ત્વગુણથી ઉભરાય છે. ત્રેતાયુગમાં સત્ત્વગુણમાં રજોગુણ મળી જાય છે. દ્વાપરમાં રજો અને તમો મળીને કામ કરે છે. કલિયુગમાં રજો થોડો અને તમે ઘણો. 'ખાવા પીવા ન મળે; પણ ઠાંસ ઘણી;' 'કમજોર ગુસ્સા જાદે;' 'સારૂ થોડું, અને ખોટું

---

૩૫ પદછેદ—**हे राजन्!**-હે રાજન્! **एवं युगानुरूपाभ्यां**-આ પ્રમાણે યુગે યુગમાં ઘટે એવાં નામ રૂપથી. **युगवर्तिभिः मनुजैः**-તે તે યુગમાં થએલ માણસોથી. **श्रेयसां ईश्वरः हरिः**-કલ્યાણનો પતિ હરિ ભગવાન્. **इज्यते**-પૂજાય છે.

ઘણું;' 'જરી જરીમાં કજીયા.' 'સગા અગર પાડોશી હોય; પણ આંખમાં શરમજ નહીં;' આ બધા કલિયુગના નમુના છે.

અનેક દેવદેવીઓ-એક યુગમાં પણ, અનેક દેવદેવીઓ હોય છે ! અનેક દેવદેવીઓના સંબંધમાં, મોટા અનુભવી પુરૂષો એમ બોલ્યા છે કે-'સર્વ દેવને નમસ્કાર કરીને, એક દેવને ઘણા પ્રેમથી ભજવો.'

ગીતામાં ગોવિંદ પણ એમ બોલ્યા છે કે—

**अनन्याश्चिंतयंतो मां, ये जनाः पर्युपासते ॥**

**तेषां नित्याभियुक्तानां, योगक्षेमं वहाम्यहम् ॥२२॥** [અ. ૯.]

અર્થ—જેઓ **અનન્ય ભાવે** સદા મારૂં ચિંતવન કરે છે; અને મનેજ ઉપાસે છે; અને મનેજ પરાયણ રહે છે; તે લોકોનું યોગક્ષેમ હું ચલાવું છઉં. [૨૨]

**मय्येव मन आधत्स्व, मयि बुद्धिं निवेशय ॥**

**निवसिष्यसि मय्येव, अत ऊर्ध्वं न संशयः ॥** [અ. ૧૨-૮]

અર્થ—અહીં પણ પ્રભુ છાતી ઠોકીને કહે છે કે તું મારામાંજ ચિત્ત રાખ; અને બુદ્ધિને પણ મારામાંજ જોડી રાખ; પછી તું મારામાંજ આવીને વસીશ. આ બાબતમાં જરાએ શંકા કરવી નહીં, (૮)

દબાણ કરીને પણ બોલ્યા છે કે—

**मच्चित्तः सर्वदुर्गाणि, मत्प्रसादात् तरिष्यसि ॥**

**अथ चेत् त्वमहंकारान्-न श्रोष्यसि विनंक्ष्यसि ॥** [અ. ૧૮-૫૮]

અર્થ—આ પ્રમાણે મારામાં ચિત્ત રાખવાથી, તું મારી કૃપા વડે, સર્વ અંતરાયોને તરી જઈશ. અને જો તું અહંકારથી મારૂં કહેવું નહીં માને; તો તારો નાશ થશે. (૫૮)

આટલી બધી ચોખવટથી શ્રીકૃષ્ણે વાત કરી છે. માટે રામ-કૃષ્ણ-વિષ્ણુ કે સદાશિવ-એવા મુખ્ય દેવને પડયા મેલીને, અનેક દેવદેવીઓની પાછળ ભટકવું નહીં. સંસાર ઘણો લાંબો, અને ઘણો પહોળો. ધર્મ અને શાસ્ત્રો પણ, એટલાંજ વિસ્તારવાળાં. આપણે નાના, આપણી બુદ્ધિ પણ નાની; આપણી અવકાશ તો થોડામાં થોડી, માટે આપણે-જ્યાં ત્યાં-ફાંફાં મારવાં નહીં. સર્વ દેવને પ્રણામ કરીને, એકજ દેવ-કે-જે આપને બહુજ ગમતા હોય; તેને ભજવા. તે પ્રમાણે સાધુ સંત પણ ઘણા; અને તેમની સેવામાં વાપરવા, આપણી પાસે ધન પણ ઘણુંજ થોડું; અને વળી અવકાશ તો થોડામાં થોડી. થોડા સમયમાં કામ કરી લેવું હોય; તો બહુ રજળશો નહીં-જ્યાં ગમે ત્યાં, અનન્યભાવ કરી લેજો. કાંઈ આપણા હાથમાં, રોકડા ભગવાન્ આપે એમ નથી. જ્યાં જાઓ ત્યાં-બ્રહ્મા કે વિષ્ણુ પાસે જાઓ; તો ત્યાં પણ-તમારા પોતાના અંતઃકરણની નિર્મળતા, અને તેમાં ફાલેલી સાત્ત્વિક શ્રદ્ધાજ, કામ કરવાનાં છે.

ચારે યુગમાં કલિયુગ ભગવાનને પામવા માટે, ઘણોજ અનુકુળ યુગછે; એમ હવે કહેછે-

**कलिं सभाजयन्त्यार्या, गुणज्ञाः सारभागिनः ॥**

**यत्र संकीर्तनेनैव, सर्वः स्वार्थोऽभिलभ्यते ॥३६॥**

---

૩૬ પદચ્છેદ—**आर्याः**-મોટા પુરૂષો. **गुणज्ञाः**-ગુણને જાણનારા. **सारं भजंति इति सारभागिनः**-સારને ગ્રહણ કરનારા. **कलिं संभाजयंति**-ચારે યુગમાં કળીયુગનાં વખાણ કરે છે. **यत्र**-જે કલિયુગમાં. **संकीर्तनेन एव**-સંકીર્તનથીજ. **सर्वस्वार्थः**-સંપૂર્ણ સ્વાર્થ-એટલે મોક્ષ. **अभिलभ्यते**-પ્રાપ્ત થાય છે.

**न ह्यतः परमो लाभो, देहिनां भ्राम्यतामिह ॥**
**यतो विन्देत परमां, शान्तिं नश्यति संसृतिः ॥३७॥**
**कृतादिषु प्रजा राजन, कलाविच्छन्ति संभवम् ॥**
**कलौ खलु भविष्यन्ति, नारायणपरायणाः ॥३८॥**

અર્થ—ગુણને જાણનારા, અને સારનું ગ્રહણ કરનારા મહાત્મા પુરૂષો, ચારે યુગમાં કલિયુગનાં વખાણ કરે છે. કારણકે સત્યયુગમાં ધ્યાનથી, ત્રેતા-યુગમાં યજ્ઞ કરવાથી, દ્વાપર યુગમાં પૂજન કરવાથી, જે ફળ પ્રાપ્ત થાય છે; તે સઘળું ફળ, કલિયુગમાં કીર્તન કરવાથીજ પ્રાપ્ત થાય છે. [૩૬] આ સંસારમાં રખડતા લોકોને, કીર્તનથી જે લાભ પ્રાપ્ત થાય છે; તે લાભ, બીજા કશાં સાધનથી પ્રાપ્ત થતો નથી. આ લાભથી જીવને મોટી શાંતિ પ્રાપ્ત થાય છે; અને જન્મ મરણ ટળી જાય છે. [૩૭] હે રાજન્ ! સત્ય-યુગાદિમાં થએલા લોકો, કલિયુગમાં પોતાનો જન્મ થાય; એવી ઇચ્છા રાખે છે. કલિયુગમાં ખરેખર નારાયણને પરાયણ ભકતો ઉત્પન્ન થશે. [૩૮]

૩૬ થી ૩૮ વિવેચન—

કહો ! આપણાં કેટલાં ભાગ્ય છે ! અમે અને તમે પૂર્વે કોણ હતું ! અનાદિકાળથી અનેક અવતારોમાં ભટકતાં ભટકતાં, આપણે અહીં ભેળા થયા છીએ. અહીં એટલે માત્ર સંસારમાંજ નહીં; પણ અહીં સત્સંગમાં—હરિના ગુણ ગાવામાં. કથાવાર્તા થાય; વેદ, વેદાંત, ઉપનિષદો અગર બ્રહ્મસૂત્ર વંચાતા હોય; પણ કથા કહેનારો ઉદાસી, પાશેર એરડીયું પીઇને જાણે—ઘણો ઘણો ગંભીર—થઇને બેઠો હોય; અને શ્રોતાઓ સામા બેઠાં બેઠાં જોકાં ખાતાં હોય; એવી આ કથા નથી. આ તો **રંગ ભેર રણછોડ રમવા આવે; એવું અમારૂં આંગણું** છે ! અને હું તો—

'થન ગન નાચું—નિહાળી ઘનશ્યામ !
નિહાળી ઘનશ્યામ ! નિહાળી સુંદિર શ્યામ !
હુંતો થન ગન નાચું રે—નિહાળી ઘનશ્યામ !
હું તો—હે—હું—તો—થ—ન—ગ—ન—નાચું—રે—નિહાળી ઘનશ્યામ !'

સમયને સમજતાં શીખો ! સમયનો મહિમા વિચારી લ્યો. વાઘરણ રાજાને પરણી; પણ ટુકડા ઉઘરાવીને ખાવાની આદત હતી; તેથી ભરે ભાણે—સોનાને થાળે—ભૂખી રહેવા લાગી. તેમ અનાદિકાળથી સ્ત્રી પુત્રાદિકમાં રમનારા જીવો, માનવઆરે આવ્યા. સોનાને

---

૩૭—૩૮ પદચ્છેદ—**इह**—આ સંસારમાં. **भ्राम्यतां देहीनां**—આમતેમ રખડતા લોકોને. **अतः परमः लाभः न हि**—આથી કોઇ મોટો લાભ નથી. **यतः**—જે લાભથી. **परमां शांतिं विंदेत**—ઘણી મોટી શાંતિને જીવ પ્રાપ્ત કરે છે. અને **संसृतिः नश्यति**—જન્મ મરણનો નાશ થાય છે—ટળી જાય છે. **हे राजन्**—હે રાજા ! **कृतादिषु प्रजा:**—સત્યયુગમાં થએલા લોકો **कलौ संभवं इच्छंति**—કલિયુગમાં પોતાનો જન્મ થાય—એમ ઇચ્છા રાખે છે **कलौ खलु**—કલિયુગમાં ખરેખર. **नारायणपरायणाः भविष्यंति**—નારાયણને પરાયણ ભકતો ઉત્પન્ન થશે.

થાળે જમવા બેઠા; પણ વિષય સુખો વીણી વીણીને ખાવાની ટેવ વાળા હોવાથી, સોનાને થાળે ભૂખ્યા રહેવા લાગ્યા. માનવદેહને દીપાવવા, કીર્તન ભક્તિ માગી લ્યો—

પદ— કીર્તન ભક્તિ દે-રે-છોગાળા !-કીર્તન ભક્તિ-દે—
(એમ નહીં-રોતલની સાથે અમને ગમે નહીં-પ્રેમથી ઉપાડો; તો ગાઇએ-ફરી.)
કીર્તન ભક્તિ દે-રે છોગાળો !—કીર્તન ભક્તિ દે.
ભક્તિના પુરમાં તણાઈ જાવા, કીર્તન ભક્તિ દે—
ભક્તિમાં શક્તિ છે-રે-છોગાળા ! કીર્તન ભક્તિ દે—
મનુષ્યાદેહનો લ્હાવો લેવાને, હાં-કીર્તન૦
હે-કીર્તન ભક્તિ દે-રે છોગાળા-કીર્તન ભક્તિ દે—
ગર્ભવાસનો કોલજ પાળવા; શામળા સંભાળ લે;
જમની જમાનીનો—
અ-હા-હા-હા ! થવા દો. બસ ! એકલી તાળીજ પડે. × × × × ×
અરે હાં-જમની જમાનીનો દાવો ચૂકવવા, કીર્તન ભક્તિ૦
નવધા ભક્તિમાં કીર્તન ભક્તિ, આપીને દર્શન દે;
ઘણા જન્મોની ભૂખજ ભાંગવા-કીર્તન ભક્તિ૦
અરે હાં-કીર્તન ભક્તિ દે-રે છોગાળા, કીર્તન ભક્તિ દે;
ભક્તિનાપૂરમાં તણાઇ જાવા, કીર્તન ભક્તિ દે૦

૨

એવો અપરાધ કોણ છે રે !-જેને ભજન ન ભાવે ? (૨)
ભક્તિ મૂકિને, ભૂતળ ભાર વહે છે;
જેમ ગદ્ધા ઉપર ગુણ છે-રે—જેને ભજન ન૦
આવા હરિ જોઇ, જેનાં હૈઇડાં ન હરખ્યાં;
એના ઉજડ આઠે પહોર છે-રે—જેને ભજન ન૦
આવા હરિ જોઇ; જેનાં નયણાં ન ઠરીયાં;
અરે-તેના લોચનમાં, રાઇને લુણ છે-રે—જેને ભજન ન૦
મારૂં મારૂં કરતો, ને મમતામાં મરતો;
અરે ! જાણ ! મરવું, તે નિરધાર છે-રે—જેને ભજન ન૦
પ્રીતમ પ્રભુજીનું ભજન કરી લ્યો;
તે દરવાનો દામ છે રે—જેને ભજન ન૦

૩

[રાગ-ઝંઝોટી ઠુમરી તાલ ૩.]
ભજન બિન ભવજલ કૌન તરે ?
કૌન તરે-હેરી કૌન તરે ? ભજન બિન૦
કામ ક્રોધ મદ આહ બસત હેં, મારગમેં પકડે—ભજન૦
[1]કુચ કંચન દોઉ ઘેર પડત હે, સબજગ ડુબ મરે—ભજન૦

૧ સ્ત્રી અને કંચન.

યજ્ઞ દાન તપ નિર્મલ નૌકા, અધબિચ ટૂટ પડે—ભજન૦
બ્રહ્માનંદ કરો હરિ સુમરણ, સબ દુઃખ દૂર ટરે—ભજન૦

[આ તો દશમ સ્કંધનાં રંગનાં કુંડા છલકાવ્યાં. જુઓ દશમસ્કંધ પાનું ૧૦૧૦]

ઘણા પંડિતો, પુરાણીઓ, આચાર્યો અને મહંતો, સાધુઓ અને સન્યાસીઓ, કીર્તન-ભક્તિનો મહિમા સારી રીતે જાણે છે; પણ તેઓ પોઝીશનમાં હોવાથી–સ્વમાનની માગણી કરતા હોવાથી–પ્રભુ પાસે દીનભાવે ગાઈ શકતા નથી. જેની પાસે પાસેર અરધોશેર મીઠાઈ હોય; તે પોતે–એકલો એકલો ખાય; પણ જેની પાસે, પતરાં ને પતરાં મીઠાઈ ભરી હોય; તે પોતે ખાય-બીજાને પીરસે–અને દૂર રહેલાંને પીરસણાં પણ મોકલે. એવા મોટા વરા તો, ભગવાનના લાડીલા ભક્તો કરે. ભજનમંડળ મોટી મીલ અથવા મોટું કારખાનું છે. એક મોટું ચક્કર ફરે; તો તેની પાછળ નાનાં નાનાં અનેક ચક્કરો ફરવા લાગે. આખું કારખાનું ધમધમે. પીંજારો રૂ પીંજે; ત્યારે આખું મકાન, રૂ–રૂ–થઈ જાય; તેમ ભક્ત ભગવાનનાં કીર્તન ગાય; ત્યારે આખી પોળ; અથવા આખું ઘર-હરિમય થઈ જાય. અવા લાભ કદિ લ્યો છો? ન લેતા હો; તો લેજો. આ મજા આજજ છે; કાલ નથી. શરીર અટક્યું–કંઠ રૂંધાણો. પછી બોલ્યું બોલાશે નહીં. શરીરનો સંચો બગડે; ત્યારે કોઈ કાંઇ બોલે; તે પણ ગમે નહીં. જીવને ક્યાંઇ ચેન પડે નહીં. જીવ રોગમાં રૂંધાઈ રહે. અનેક જન્મનાં પૂણ્ય આવીને ઉભાં રહે; તો મરવા પર્યંત સાવધાનતા રહે.

ભક્તો કેવા હોય છે?–**आर्याः, गुणज्ञाः, सारभागिनः**–આર્યો, ગુણજ્ઞો અને સાર લેનારા.

**आर्याः**—રૂડા સંસ્કારવાળા જે હોય; તે આર્યો કહેવાય છે. આર્ય અનાર્યનો ભેદ નીચે પ્રમાણે છે—

| આર્યસંસ્કૃતિ. | | અનાર્યસંસ્કૃતિ. | |
|---|---|---|---|
| ૧ | આસ્તિક્યબુદ્ધિ ... ... | ૧ | નાસ્તિક્તા. |
| ૨ | આત્મા એજ પરમાત્માંશ ... | ૨ | શરીર એજ આત્મા. |
| ૩ | જગત્ એ યોગસાધન ... | ૩ | જગત્ એ ભોગસાધન. |
| ૪ | પરાર્થજીવન એજ જીવનની સફળતા. | ૪ | સ્વાર્થ સાધવો એજ જીવનની સફળતા. |
| ૫ | ઇંદ્રિયદમન ... ... | ૫ | સ્વેચ્છાચાર–સ્વચ્છંદ. |
| ૬ | ત્યાગવૃત્તિ ... ... | ૬ | ભોગવૃત્તિ. |
| ૭ | પુનર્જન્મની માન્યતા ... | ૭ | મૃત્યુ એજ મોક્ષ. |
| ૮ | પારલૌકિક જીવન ... ... | ૮ | કેવળ ઐહિક જીવન. |
| ૯ | આત્મબળ એજ બળ ... | ૯ | દેહનું બળ એજ બળ. |
| ૧૦ | આત્મસુખ ... ... | ૧૦ | પદાર્થનિષ્ઠ સુખ. |
| ૧૧ | શાશ્વતસુખ ... ... | ૧૧ | તાત્કાલિક સુખ. |

યાદ રાખવું ઘટે છે કે–સંસ્કૃતિ વંશપરંપરા ઉતરતી, ચાલી આવનારી પ્રણાલિકા છે. ખાણમાંથી મળેલા **કોલસાને** અમુક સંસ્કારો આપ્યા પછીજ, હીરો થાય. પત્થરને અમુક સંસ્કારો આપો; તો તે હીરો થતો નથી. દુધને આપેલા સંસ્કારોમાંથીજ ઘી થાય; પાણીને આપેલા સંસ્કારોમાંથી ઘી ન થાય. કીંમતી દાગીના સોનારૂપાને સંસ્કારો આપ્યા પછીજ થાય. લોઢાને ગમેએવા સંસ્કાર આપીએ; પણ તે કીંમતી દાગીના બને નહીં. તે કંઠે જઇને બેસે નહીં.

આર્યસંસ્કૃતિ તેજ દૈવીસંપત્તિ–**अभयं सत्त्वसंशुद्धिः** વિગેરે; અને અનાર્યસંસ્કૃતિ તેજ **दंभोदर्पोऽभिमानश्च.** તે બેઉનાં પરિણામ ત્યાંજ શ્રીકૃષ્ણે બતાવ્યાં છે કે–**दैवीसंपद् विमोक्षाय, निबंधायासुरी मता ।** એટલે આર્યસંસ્કૃતિ કલ્યાણકારી છે; અને અનાર્યસંસ્કૃતિ નાશકારક છે. જેમ સોનામહોરમાં પાવલી બેઆની અને રૂપૈયો સમાઇ જાય; તેમ આર્યસંસ્કૃતિમાં અનેક લૌકિક સુખ પણ સમાઇ જાય છે. આમ છે, તોપણ આર્યસંસ્કૃતિનો અંતિમ હેતુ લૌકિક સુખો નથી. આર્યસંસ્કૃતિ આ વિસ્તાર પામેલા જગત્ ઉપરથી, ઇશ્વરના સ્વરૂપનું અને આપણા પોતાના કર્તવ્યનું જ્ઞાન કરી આપે છે. ‘ દુધમાં ઘી છે; પણ કર્તવ્યશક્તિથી તે પ્રગટ થાય છે; તેમ સચરાચરમાં ઇશ્વર છે; પણ કર્તવ્યશકિતથી ઇશ્વર પ્રગટ થાય છે ’ એવું આપણને આર્યસંસ્કૃતિ શીખવે છે. આ આર્યસંસ્કૃતિ આગળ આગળ વધીને, એટલીબધી ફાલે છે કે–તેથી ભકતને આ જગત્‌ના દાહ્દદારા–વડાઇ અને મોટાઇ–સમ્રાટોનાં સુખ, નાનામાં નાનાં લાગે છે–તુચ્છ લાગે છે. અગ્નિને પવનની અનુકુળતા મળતાં, અગ્નિ ફાલે છે; તેમ ભક્તિને ચારિત્રની અનુકુળતા મળતાં, ભક્તિ ફાલે છે. પછી તો તેને એમજ થઇ પડે છે કે—

‘ જાચ્યું તો જગજીવન જાચ્યું, નાચ્યું તો હરિ આગળ નાચ્યું !
ઋષિરાજ કહે રાચ્યું, સંતસમાજમાંરે—જુઠું, જુઠું જીવતર ઘણું જાણમારે. ’

આર્યસંસ્કૃતિવાળો જીવ, કદિ મોટો ધનવાન હોય; અગર ગરીબમાં ગરીબ હોય–તો—

‘ સદાય તે છત કોની છાજી ? તે દેખી શું થઇએ રાજી ?
આતશબાજી આશા, લાંબી આણમાંરે—જુઠું જુઠું૦

આવા વિચારો કરીને, મનને દ્દઢ કરવું. મનને દ્દઢ કરવાનું કહ્યું; પણ કલિયુગનો પવન બહુ ભયંકર છે. મોટી મોટી આગબોટોને ઉથલાવી પાડે; એવો પવન સંસારસાગરે કલિયુગમાં છે.

**કલિયુગ**—કલિયુગ માટે તુલસીદાસજીએ ખુલાસા કર્યા છે; તે શાંતિથી સાંભળો—જુઓ મોક્ષવાણી પાનું ૬૫ **રામભરત સંવાદ.**

આ સંવાદમાં ભરતજી રામચંદ્રને સંત અસંતનાં લક્ષણ પૂછે છે. તેમાં અસંતના ઘણાં લક્ષણો બતાવ્યા પછી, પ્રભુ બોલ્યા કે—[ જુઓ પાનું ૬૭ A. ]

દોહરો—ઐસે અધમ [૧]મનુજ ખલ, [૨]કૃતયુગ ત્રેતા નાંહિ;
દ્વાપર [૩]કછુકવૃંદ [૪]બહુ, હુઇહૈ કલિયુગ માંહિ—સિયાવર૦

એટલે કલિયુગમાં ઘણા અધમ લોકો પાકશે. ( પછી ૮૦ મે પાને ) કાગભુશૌંડી ગરૂડને કહે છે કે—

ચોપાઇ—સો કલિકાલ કઠીન ઉરગારિ, પાપપરાયણ સબ નર નારી.
દોહરો—કલિમલ [૫]ગ્રસેઉ ધર્મસબ, [૬]લુપ્ત ભયે સદ્ગ્રન્થ;
[૭]દંભિન નિજ મત કલ્પિ કર, પ્રગટ કીન્હ બહુ પંથ—સીયાવર૦

[ ફૂટનોટ બરાબર વાંચતાં શીખવું.–અર્થ આવડે. ]

---

૧ મનુષ્યરૂપ ખળ. ૨ સત્યયુગ ૩ થોડા. ૪ કળીયુગમાં ઘણા. ૫ ગળી ગયો. ૬ સદ્ગ્રન્થોને ડુબાવી દીધા. ૭ દંભિ લોકોએ નવા નવા મત ચલાવ્યા.

ચોપાઇ—[1]વર્ણધર્મ નહિં આશ્રમ ચારી, [2]શ્રુતિ વિરોધરત સબ નરનારી;
દ્વિજ શ્રુતિ [3]વંચક ભૂપ [4]પ્રજાશન, કોઉ નહિં માનુ [5]નિગમ અનુશાસન.
[6]મારગ સોઇ જાકહેં જોઈ ભાવા, પંડિત સોઇ જો [7]ગાલ બજાવા;
મિથ્યારંભ [8]દંભરત જોઇ, તાકહૈં સંત કહે સબ કોઇ.
[9]સોઇ સયાન જો પરધન હારી, [10]જો કરે દંભ સો બડ આચારી;
[11]સો કહ જુઠ મસખરી જાના, કલિયુગ સોઈ ગુણવંત બખાના.
[12]નિરાચાર જો શ્રુતિપથ ત્યાગી, કલિયુગ સોઇ જ્ઞાની વૈરાગી;
[13]જાકે નખ અરૂ જટા વિશાલા, સોઇ તાપસ પ્રસિદ્ધ કલિકાલા.

આ બધું મેળવી લેવા જેવું છે. આંખ ઉઘાડીને જોવા જેવું છે. સાથે સાથે એટલું યાદ પણ રાખવા જેવું છે કે-જેઓ સાત્વિક છે; દંભ કપટથી દૂર છે; તેમને કલિયુગમાં સત્યયુગનાં સુખ છે.

હજી આગળ સાંભળો—(મોક્ષવાણી પાનુ. ૮૧A)

ચોપાઇ—[14]નારિ વિવશ નર સકલ ગુંસાઇ, [15]નાચહી નટ મર્કટકી નાંઇ;
શૂદ્ર દ્વિજનકું ઉપદેશહી જ્ઞાના, [16]મેલી જનેઉ લેહી કુદાના.
સબ નર કામ લોભ રત ક્રોધી, દેવ વિપ્ર ગુરૂ સંત વિરોધી;
[17]ગુણમંદિર સુંદર પતિ ત્યાગી, ભજહિ નારી પર પુરૂષ અભાગી.
[18]સૌભાગિની વિભૂષણ હીના, [19]વિધનવકે શૃંગાર નવીના;
ગુરૂ શિષ્ય અંધ [20]બધીરકર લેખા, એક ન સુને એક નહિં દેખા.
હરે શિષ્ય ધન [21]શોક ન હરઇ, સો ગુરૂ ઘોર નરકમેં પરઇ,
[22]માતુ પિતા બાલક હિ બોલાવહી, ઉદર ભરૈ સોઇ ધર્મ સિખાવહી.

દોહરો—બ્રહ્મ જ્ઞાન[23]બિનુ નારિનર, કરહિ ન દૂસરી બાત;
કોડી કારણ લોભવશ, કરહિ વિપ્રગુરૂ ઘાત—સિયાવર૦
[24]વાદે શૂદ્ર દ્વિજનસન, હમ તુમસે કછુ ઘાતિ ?
[25]જાને બ્રહ્મ સો વિપ્રવર, આંખી દેખાવહિં ડાટી—સિયાવર૦

દોહરો—[26]અશુભ વેશ ભૂષણ ધરૈ, [27]ભક્ષ્યાભક્ષ્ય જે ખાહી;
[28]તે યોગી અરૂ સિદ્ધ જન, [29]પૂજિત કલિયુગ માંહી—સિયાવર૦

---

૧ વર્ણાશ્રમ ધર્મ ડોલવા લાગ્યો. ૨ વેદ. ૩ નિંદક. ૪ પ્રજાને ખાનારા. ૫ શાસ્ત્રોની આજ્ઞા કોઇને ગમતી નથી. ૬ જે પોતાને ગમે તે તેનો ધર્મ. ૭ રાડો પાડી જાણે. ૮ દંભમાં પ્રીતિવાળો તેને સૌસંત કહે છે. ૯ લોકોને ફોસલાવી ધન હરતાં આવડે તે સજ્જન. ૧૦ દંભ કરે તે મોટા આચારી. ૧૧ ઠઠ્ઠા મશ્કરી કરીજાણે તે ગુણવાન. ૧૨ જે વેદમાર્ગનો ત્યાગ કરી નિરાચારી બને તે મોટા જ્ઞાની અને તે મોટા વૈરાગી. ૧૩ જેને લાંબા નખ અને મોટી દાઢી તે કલિયુગમાં મોટાર તપસ્વી. ૧૪ રાણીએ રાજ. સ્ત્રી પાસે લાચાર. ૧૫ મદારી પાસે વાંદરો નાચે, તેમ સ્ત્રિ પાસે તે નાચે. ૧૬ જનોઈ પહેરી લઈને દાન લે. ૧૭ પિંગળાએ ભર્તૃહરિને તજ્યો. ૧૮ સધવા. ૧૯ વિધવાને નવા નવા શણગાર. ૨૦ બહેરા. ૨૧ અજ્ઞાન. ૨૨ માતાપિતા બાળકને પેટ ભરવા જેટલુંજ શિક્ષણ આપે છે. ૨૩ સિવાય. ૨૪ શૂદ્રો બ્રાહ્મણ સાથે વાદ કરીને કહે છે કે અમારામાં અને તારામાં ભેદ શું છે ? કાંઇ નથી. ૨૫ કારણ કે 'બ્રહ્મ જાણે તે બ્રાહ્મણ' એમ કહીને, શુદ્રો બ્રાહ્મણ સામે આંખો કાઢે છે. ૨૬ મુખ પર રાખ ચોળે અગર મુખ કાળું કરે. વળી ઘરેણાં પહેરે. ૨૭ ન ખાવાના પદાર્થો ખાય, ૨૮ તે મોટા યોગી અગર તે મોટા સિદ્ધજન. ૨૯ કલિયુગમાં આવા પાખંડીઓ પૂજાય છે.

સાંભળો છોને ? કે હવામાં ઉડી જાય છે ? આ બધું અત્યારે થઈ રહ્યું છે. તોપણ યાદ રાખવું કે–જેઓ સાત્વિક છે; લાલચમાં લપટાતા નથી; ક્રોધ કરતા નથી; શાંતિને ચાહે છે; તેમને કળીયુગમાં સતયુગનાં સુખ મળે છે.

તુલસીદાસે કલિયુગના કોથળા ઠલવ્યા છે. શાણાને સમજવા જેવા છે. જેમ પીનલ-કોડમાં કોઈની શરમ નહીં; તેમ તુલસીકૃતમાં કોઈની શરમ નહીં. ખુલ્લે ખુલ્લા ખુલાસા-સાફ સાફ વાતો.

મોક્ષવાણી પાનુ ૮૧ A.

ચોપાઈ—[૧]પરતિય લંપટ કપટ સયાને, મોહ દ્રોહ મમતા લપટાને;
તેહી અભેદવાદી ગ્યાની નર, દેખા મૈં ચરિત્ર કલિયુગ કર.
[૨]આપુ ગયે અરૂ આનહી ઘાલહી, જો કોઈ શ્રુતિ મારગ પ્રતિપાલહિ;
કલ્પ કલ્પ ભરી યેક યેક નર્કા, પરહિ જે દૂષહિ શ્રુતિ કર તર્કા.
જે વર્ણાધમ તેલ કુંભારા, [૩]શ્વપચ [૪]કિરાત [૫]કોલ્હ કલવારા;
નારી મુઈ ગૃહ સંપત્તિ નાસી, મુંડ મુંડાય ભયે સન્યાસી.
તે [૬]વિપ્રનસન પાવ પૂજાવહિ, [૭]ઉભય લોક નિજ હાથ નશાવહી;
વિપ્ર[૮]નિરક્ષર [૯]લોલુપ કામી, [૧૦]નિરાચાર શઠ [૧૧]વૃષલી સ્વામી.
શદ્ર કરહિ જપ તપ વ્રતદાના, બૈઠિ [૧૨]વરાસન કહહિ પુરાના;
સબ નર કલ્પિત કરહિ [૧૩]અચારા, જાઇ ન બરણી અનીતિ અપારા.
દોહરો–ભયે વર્ણસંકર કલિહી, [૧૪]ભિન્નસેતુ સબ લોક;
[૧૫]કરહી પાપ દુઃખ પાવહિ, ભય[૧૬]રૂજ શોક વિયોગ—સિયાવર૦

× × × × ×

છંદ—બહુ દામ [૧૭]સંવારહિ ધામ યતિ, [૧૮]વિષયા હરિલીન્હ ગઇ વિરતિ;
**[૧૯]તપસી ધનવંત દરિદ્ર ગૃહી, કલિ કૌતુક તાત ન જાત કહિ.**
**સુત માનહિ માતુપિતા [૨૦]તબલૌં, અબલાનન દીખ નહિં જબલૌં.**
[૨૧]સસુરારી પિયારી લગી જબતે, રિપુરૂપ કુટુંબ ભયે તબતે.
દોહરો—સુન ખગેશ કલિકપટ-હઠ, દંભ-દ્વેષ-પાખંડ;
કામ-ક્રોધ-લોભાદિ-મદ, [૨૨]વ્યાપિ રહેઉ બ્રહ્માંડ—સીયાવર૦

---

૧ પર સ્રીમાં લંપટ છતાં કપટી હોવાથી સજ્જન જેવો દેખાય. ૨ આવા પાખંડ ધર્મમાં પોતે પડે અને બીજાને પાડે. ૩ અત્યંજ ૪ ભીલ ૫ કોળી અને વાઘરી. ૬ બ્રાહ્મણ પાસે. ૭ આ લોક અને પરલોક બેઉ બગાડે છે.

કલિયુગના સાધુઓ—

છપ્પો—કેટલે લીધા ભેખ, ભીખતા હિંડે ભૂખે; કેટલે લીધા ભેખ, હેડ હાકેમને દુઃખે.
કેટલે લીધા ભેખ, રોગ રોટીની ગરજે; કેટલે લીધા ભેખ, દુકાળ પડચે કે કરજે.
કોઇને માબાપે વેચીયા, કોઇ તો નાસી ગયા; **શામળ** કહે શી સગાઈ ત્યાં, બળાત્કારે બાવા થયા.

૮ અભણ ૯ લોભી અને કામી. ૧૦ આચાર રહિત. ૧૧ પરદારામાં રમનારા. ૧૨ ઉંચા આસન ઉપર બેસી કથા કરે છે. ૧૩ આચાર ૧૪ વર્ણાશ્રમની મર્યાદાઓ તુટી ગઇ, ૧૫ પાપ કરે અને દુઃખ પામે-વાવે એવું લણે. ૧૬ ભય, રોગ, ૧૭ સાધુઓ ધામ અને દામના ધણી થઇને બેસે છે. ૧૮ વિષયોએ તેમનો વૈરાગ્ય હરિલીધો છે. ૧૯ સાધુ ધનવાન, અને ગૃહસ્થ નિર્ધન. ૨૦ જ્યાં સુધી સ્રીનું મુખ જોયું નથી. ત્યાં સુધી. ૨૧ સ્રી. ૨૨ આખા બ્રહ્માંડમાં વ્યાપી રહ્યાં છે.

કાગ ભુશૌંડિ ગરૂડને આગળ કહે છે કે— (મોક્ષવાણી પાનુ ૮૨ A)

દોહરો—સુન બ્યાલારિ ! [1]કરાલ કલિ, મલ અવગુણ આગાર;
ગુણુ બહુત કલિકાલકર, બિનુ પ્રયાસ [2]નિસ્તાર—સિયાવર૦

ચોપાઈ—[3]કૃત યુગ સબ યોગી વિજ્ઞાની, કરી હરિ ધ્યાન તરહિ ભવ પ્રાની;
ત્રેતા વિવિધ યજ્ઞ નર કરહિ, પ્રભુહિ સમર્પિ કર્મ ભવ તરહિ.
દ્વાપર કરી રઘુપતિ પદ પૂજા, નર ભવ તરહિ ઉપાય ન [4]દૂજા;
**કલિયુગ કેવળ હરિગુણ[5] ગાહા, સુમરિત નર પાવહિ ભવ થાહા.**
**કલિયુગ યોગ યજ્ઞ નહિં જ્ઞાના, એક આધાર રામ ગુણ ગાના;**
**સબ ભરોસ તજી જો ભજુ રામહિ, પ્રેમ સમેત ગાવ ગુણ ગ્રામહિ.**
**સો ભવ [6]તરૂ કછુ સંશય નાંહિ, નામ પ્રતાપ પ્રગટ કલિ માંહિ.**

અહીં ૩૮ મા શ્લોકમાં કહ્યું કે—

**कृतादिषु प्रजा राजन्, कलाविच्छंति संभवं ॥**

સત્યયુગ, ત્રેતા અને દ્વાપર યુગમાં થઇ ગએલા લોકો, કલિયુગમાં જન્મ લેવાની ઇચ્છા રાખે છે. નરસી મહેતાએ ગાયું છે કે—

પદ.—ભૂતળ ભક્તિ પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહીરે—
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાશી માંહીરે—ભૂતળ૦
**હરિના જન તો મુક્તિ ન માગે, માગે જનમો જનમ અવતારારે;**
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદ દુલારારે—ભૂતળ૦
ધન્ય વૃંદાવન ધન્ય એ લીલા, ધન્ય એ વ્રજના વાસીરે;
અષ્ટમા સિદ્ધિ આંગણીએ ઉભી, મુક્તિ છે એની દાસીરે—ભૂતળ૦
એ રસનો સ્વાદ શંકર જાણે, જાણે શુકદેવ જોગીરે;
કંઈ એક જાણે વ્રજની ગોપી, ભણે નરસૈયો ભોગીરે—ભૂતળ૦

વરરાજા જાનૈયા વિના શોભે નહીં; તેમ જ્યારે જ્યારે પ્રભુ અવતાર લઇને આવે; ત્યારે ભકતો અનેક રૂપે સાથેજ હોય. સડકો તુટી જાય છે; ત્યારે સરકાર પોતાના માણસો મોકલીને સડકો રીપેર કરે છે; તેમ ધર્મમર્યાદાઓ તુટી જાય છે; ત્યારે ત્યારે-ભયંકર કામ હોય; તો પોતે પધારે છે; નહીં તો-પોતાના ભકતોને, આ જગતમાં મોકલીને, સંસારના તૂટી ગએલા માર્ગો સરખા કરાવે છે

**नारायणपरायणाः**—જેમ પ્રાણીઓમાં મોટું માણસ; તેમ પદવીઓમાં મોટી આ પદવી છે. માનવજીવનનો જો કોઈ અંતીમ હેતુ હોય; તો તે આ છે. પ્રીતમ ગાય છે—

પદ.—સુરતા લાગીરે, જેની ભ્રમણાઓ ભાંગી—જેને સુરતારે લાગી. ટેક૦
સુરતા લાગીરે એક, સંત પ્રહ્લાદને (૨)
તાતનો ત્રાસ જેણે, હૃદયે નવ ધરીયો—જેને૦
નટેરે ખેલ રચ્યો રે, ચોગાનમાં (૨)
દોર વિનાનું બીજું, અવર ન દેખે—જેને૦

---

૧ ભયંકર કલિયુગ પાપ અને અવગુણનો ભંડાર છે. ૨. ઉદ્ધાર. ૩. સત્ય યુગમાં. ૪ બીજો. ૫ ગાવા અને સંસારના પારને પામવું. ૬ તરે.

પતંગને દીપક સાથે સ્નેહ બંધાણો; (૨)
તન-મન અરપી જેણે, દેહ દમી છે—જેને૦
મચ્છને જળની સાથે, પ્રીત બંધાણી; (૨)
મરતાં લગીરે તેની, ઇચ્છા નવ ત્યાગી—જેને૦
મરજીવા સંત જેણે, **મન વશ કીધાં**; (૨)
પેસી સાગરમાં મોતી, વીણીને લીધાં—જેને૦
ભક્તિનો મારગ, એવોરે કહીએ; (૨)
પ્રીતમનો સ્વામી, તેના હ્રદયમાં રહે છે—જેને૦

વેદરૂપણ થઇને ત્રણ વર્ણને કાને પડે છે-ચોથો વર્ણ (શૂદ્ર) વેદથી વિમુખ રહે છે. આ ન્યૂનતા હરિના નામથી પરિપૂર્ણ થાય છે. નામનો મહિમા ત્રણે યુગમાં છે. તો પણ કલિયુગમાં વિશેષ છે-પ્રાધાન્ય પદે છે. કીર્તન ભક્તિ એ નાદબ્રહ્મ છે. અથવા સંગીત એ સંસારને ભૂલાડનાર છે. બ્રહ્માનંદ અને ભજનાનંદ-બેઉ, નાનામોટા ભાઈઓ છે. **નવી શોધ પ્રમાણે**, માંદાને સંગીતનો આનંદ આપી, ઓપરેશન કરવામાં આવે છે. ચારે મુક્તિ હરિકીર્તનને આધીન છે.

બસ ! ઘણી વાત કરી. આવા ભકતો કલિયુગમાં કયાં કયા થશે? તે હવે કહે છે—

**क्वचित् क्वचिन्महाराज, द्रविडेषु च भूरिशः ॥**
**ताम्रपर्णी नदी यत्र, कृतमाला पयस्विनी ॥ ३९ ॥**
**कावेरी च महापुण्या, प्रतीची च महानदी ॥**
**ये पिबन्ति जलं तासां, मनुजा मनुजेश्वर ॥**
**प्रायो भक्ता भविष्यंति वासुदेवेऽमलाशयाः ॥ ४० ॥**

અર્થ—હે મોટા રાજા ! કોઈ કોઇ સ્થળમાં તો ભક્ત થશે; પણ દ્રવિડ દેશો કે જ્યાં-તામ્રપર્ણી, કૃતમાલા, પયસ્વિની, મહાપવિત્ર કાવેરી અને ઘણી વિશાળ મહા નદી છે; તેમાં તો ભગવાનના ઘણા ભકતો થશે. તે નદીયોનું જળ, જે માણસો પીશે; તે લોકો, હે રાજન્ ! નિર્મળ અંતઃકરણ વાળા થઈને, શ્રીકૃષ્ણમાં ભક્તિવાળા થશે. [૩૯-૪૦].

૩૯-૪૦ વિવેચન—

**क्वचित् क्वचित्**—કોઈ કોઈ ઠેકાણે; એટલે બધે નહીં; જ્યાં ત્યાં નહીં. અમદાવાદ શહેર લાંબું અને પહોળું; પણ-સોનાને પ્યાલે દુધ પીનારા કવચિત્ કવચિત્-કોઇ કોઈ

---

૩૯-૪૦ પદચ્છેદ—**हे महाराज** !-હે મોટા રાજા ! **क्वचित् क्वचित्**-અન્ય સ્થળોમાં કોઈક કોઈક. **च**-અને **द्रविडेषु यत्र**-દ્રવિડ દેશોમાં જ્યાં. **ताम्रपर्णी नदी, कृतमाला, पयस्विनी, महापुण्या कावेरी च. च प्रतीची** (વિશાળ) **महा नदी**-વિશાળ મહા નદી છે. **तासां जलं ये मनुजाः पिबंति**-તે નદીયોનું જળ જે માણસો પીશે તે. **हे मनुजेश्वर** !-હે રાજા ! **अमलाशयाः**-નિર્મળ અંતઃકરણવાળા થઇને. **वासुदेवे भक्ताः भविष्यंति**-શ્રીકૃષ્ણમાં ભક્તિવાળા થશે.

ઠેકાણેજ હોય, બધે નહીં. જેમ હીરા મોતીના દાગીના પહેરનારા કોઇ કોઈ ઠેકાણે; તેમ ભગવાનના લાડિલા ભક્તો, કોઇ કોઇ ઠેકાણેજ પાકે છે; બધે નહીં. જુનાગઢ એનું એ-નવાબની ગાદીએ બેસનારા નવાબ થયા; પણ મહેતા નરસીની ગાદીએ બેસનારા-નરસી હજી થયા નથી. મેવાડ એનું એ; મેડતા-એનું એ. રાણાંજીની ગાદી એની એ. અનેક રાણીઓ રાજવટ સાચવવા આવી; પણ કયાંઇ મીરાં દેખ્યાં નહીં. ડભોઇમાં ઘણાં નાગરનાં ઘર; ઘણા આવ્યા અને ચાલ્યા ગયા; ગાયકવાડનું દીવાનપદું કરે; એવા એવા નાગરો દેખ્યા; પણ દયારામભાઇનું ભક્તપણું કરે; એવા દેખ્યા નહીં. ગુજરાત એનું એ. તેમાં ઘણા સાક્ષરો. કવિઓ-પંડિતો-અને લેખકો; બડે બડે આચાર્યો અને મહંતો; પણ-કોઇ બોડાણો બન્યા નથી. ગંગા અને અસિઘાટ-એના એ છે; પણ કોઇ બીજા **તુલસી** બન્યા નથી. ભગવાનનો ભક્ત એટલે શું?— [મોક્ષવાણી પાનુ ૭૬].

ચોપાઇ—[1]મમ માયા સંભવ સંસારા, જીવ ચરાચર વિવિધ પ્રકારા;
[2]સબ મમ પ્રિય સબ મમ ઉપજાયે, સબતે અધીક મનુજ મોહી ભાયે.
[3]તેહિમહઁ દ્વિજ, દ્વિજમાં શ્રુતિ ધારી, તિનમહઁ [4]નિગમ ધર્મ અનુસારી;
[5]તિન્હમહઁ પ્રિય વિરક્ત મુનિ જ્ઞાની, [6]જ્ઞાની હુતેં અતિપ્રિય વિજ્ઞાની.
**[7]તેહિતે પુનિ મોહ પ્રિય નિજદાસા, જેહિ ગતિ મોરી ન દુસરિ આશા;**
પુનિ પુનિ સત્ય કહૌં તોહિ પાંહી, **[8]મોહિ સેવક સમ પ્રિય કોઉ નાંહી.**
**[9]ભક્તિહીન વિરંચિ કિન હોઈ, સબ જીવનસમ પ્રિય મોહી સોઈ;**
**[10]ભક્તિવંત અતિ નીચો પ્રાણી, મોહી પરમપ્રિય યહ મમ વાણી.**

ભક્ત શી વસ્તુ છે? ભક્ત એટલે શું? તેના ખુલાસા, ભાગવતમાં ત્રીજા સ્કંધમાં અ. ૨૯ માં શ્લોક ૨૮થી છે; તથા સ્કંધ ૫માં, અધ્યાય ૫ માના શ્લોક ૨૧ થી છે. ગીતામાં કયાં છે?-ગીતામાં બારમા અધ્યાયમાં-**अद्वेष्टां सर्वभूतानां, मैत्रः करुण एव च ॥ १३ ॥** થી શ્લોક ૧૯ સુધીમાં, આ ભક્ત શી વસ્તુ છે? તેનો જવાબ છે. બારમા અધ્યાયના છેવટમાં પ્રભુ એમ બોલ્યા કે—

**ये तु धर्म्यामृतमिदं, यथोक्तं पर्युपासते ॥**
**श्रद्दधाना मत्परमा, भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥**

[ભક્ત એટલે જીવોનું અંતીમપદ. ભક્ત એટલે ભગવાનનું દીવાનપદ; અથવા ભક્ત એટલે ભગવાનની માનીતી રાણી. અથવા ભક્ત એટલે ભગવાનનો વ્હાલામાં વ્હાલો પુત્ર અથવા નોકર. ઉપલા શ્લોકનો અર્થ સાંભળો—].

અર્થ—આ ઉપર કહેલા ભકતોના ધર્મરૂપી અમૃતનું, જે ભકતો મારે પરાયણ રહીને, શ્રદ્ધાપૂર્વક સેવન કરે; એટલે આચરે-પાળે; તે મારા ભકતો, મને અત્યંત પ્યારા છે. [૨૦]

---

૧ આ જગતમાં નાના પ્રકારના જીવો દેખાય છે, તે મારી માયાથી ઉત્પન્ન થએલા છે. ૨ તે તમામ મને વ્હાલા છે. તોપણ તેમાં જે મનુષ્ય છે તે મને અધીક વ્હાલા છે. ૩ મનુષ્યમાં પણ બ્રાહ્મણ વધારે વ્હાલો છે. બ્રાહ્મણમાં પણ, જે વેદ ભણેલો હોય તે વ્હાલો છે. ૪ ભણેલામાં જે પાળતો હોય તે. ૫ પાળતો હોય તેમાં પણ જે વિરક્ત હોય, તે મને વધારે વ્હાલો છે ૬ એવા વિરક્ત જ્ઞાનીથી, મને વિજ્ઞાની વ્હાલો છે. ૭ વિજ્ઞાની કરતાં પણ, જેને મારા સિવાય બીજું કાંઇ નથી. જે મને પરાયણ છે; તે ભક્ત મને વધારે વ્હાલો છે. ૮ મને મારા ભક્ત જેવું કોઈ વ્હાલું નથી. ૯ બ્રહ્મા પણ ભક્તિ વિનાના હોય; તો તે બીજા જીવો જેવા સમજવા. ૧૦ ભક્તિવાળો ભલે નીચો હોય; તોપણ તે મને બહુ વ્હાલો છે.

'તું'માં 'હું'ને સમાવી દેવાની શક્તિ જેપુરૂષમાં હોય; તે પુરૂષ, કોઇને દીવાન-કોઇની પટરાણી, કોઇ વ્હાલો પુત્ર, અથવા વ્હાલો નોકર બની શકે. જ્યાં હુંપણું ખોવાઇ જાય-ખુડી જાય-અદશ્ય થાય-અને તુંપણુંજ તરી આવે; ત્યાં ભક્તિ આવીને ઉભી રહે. મોક્ષવાણીમાં ૧૦૯ મે પાને-'પ્રેમમાં રામ હાર્યા' એ પ્રસંગ વાંચી જોજો. પ્રેમથી ગાજો; અને શાંતિથી વિચારજો.

ભક્ત ભાજીમુળા જેવા સાદા સરલ દેખાય; પણ બાપાને બહુ વ્હાલા છે.

૫૬.

સંસારી કહે છે રે-'ભગતડાં ઘેલાં છે;' તમે ઘેલાં ન જાણશોરે-પ્રભુને મન પહેલાં છે.
સંસારી કહે છે રે-'ભગતડાં ભૂંડાં છે;' તમે ભૂંડાં ન જાણશોરે-ભક્તિનાં મૂળ ઉંડાં છે.

જેમ નિર્મળ જળ ઉપર લીલ; સૂર્ય ઉપર વાદળાં; તેમ ભકતો ઉપર અગડંબગડં. ભક્તમાં રહેલી સાચી વસ્તુ, ત્વરાથી સમજાયજ નહીં. તુલસીદાસજી ઉત્તરકાંડના અંતમાં ભકતો માટે કહે છે કે— [ મોક્ષવાણી ૯૫ ]

**દોહરો**—[1]સો કુલ ધન્ય ઉમા સુન, જગત પૂજ્ય સુપુનિત;
શ્રીરઘુવીર પરાયણ, જેહિ કુલ ઉપજ વિનિત —સિયાવર૦

આ પાનામાં ઉપર તો જુઓ—

**ચોપાઈ**—[2]સોઇ સર્વજ્ઞ-ગુણી સોઇ જ્ઞાતા, [3]સોઇ મહીમંડન-પંડિત દાતા;
ધર્મપરાયણ સોઈ [4]કુલત્રાતા, [5]રામચરણ જાકર મન રાતા.
બસ ! **રામચરણ જાકર મન રાતા.**
વાહ્ ! **રામચરણ જાકર મન રાતા.**

બસ ! હવે નહીં બોલી શકું—ઘડી ધૂન થવા દો—
આ તો વાગી જાય એવી વાતો !

ધૂન—**ભજો ગોવિંદ માધવ ગીરધારી, સીતારામને ભજે તેને બલિહારી.**
બસ ! થવા દો—થવા દો—

શું કહ્યું ?—બરાબર સાંભળ્યું ?-એમ કહ્યું કે—**'રામચરણ જાકર મન રાતા.'** ભગવાનના ચરણમાં જેમનું મન રત-પ્રીતિવાળું-હોય; તેમને માટેજ ભગવાન્ છે; બીજા માટે ભગવાન્ નથી. આપણું મન કયાં પ્રીતિવાળું છે; તે તપાસી જુઓ ! લાંબે રાગે ભજન ગાનારા ભકતો ઘણા; પણ તેઓ કયાં પ્રીતિવાળા છે; તે તેઓ જ જાણે ! પછી આગળ શું કહે છે—

**ચોપાઈ**—નીતિ નિપુણ સોઈ પરમ [6]સયાના, શ્રુતિસિદ્ધાંત [7]નીક તેહિ જાના.
સો કવિ કોવિદ સોઈ નર ધીરા, **જો છલ છાંડિ ભજૈ રઘુવીરા.**

સદાશિવે ઉમાને શું કહ્યું ?—'ભગવાનના લાડિલા ભકતો જે કુળમાં અવતરે; તે કુળને ધન્ય છે. વળી યોગશાસ્ત્ર કહે છે કે—

૧. હે પાર્વતી તે કુળને ધન્ય છે. કે જેમાં ભગવાનના ભક્ત જન્મે. ૨. એવા ભકતો સર્વજ્ઞ છે ગુણી છે. જ્ઞાતા છે. ૩. તે જગત્ના શણગારરૂપ છે. ૪. કુલનો રક્ષણ કરનારો. ૫. ભગવાનના ચરણમાં જેમને પ્રીતિ છે. ૬. સજ્જન. ૭ બરાબર તેણે જાણ્યાં.

**कुलं पवित्रं जननी कृतार्था, विश्वंभरा पुण्यवती च तेन ॥**
**अपारसंवित्सुखसागरेऽस्मिल्–लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥**

અર્થ—જે પુરૂષનું ચિત્ત અપાર જ્ઞાન અને અપાર આનંદના સાગરરૂપ પરબ્રહ્મમાં લીન થાય છે; તેનું કુળ પવિત્ર છે; તેની માતાને ધન્ય છે. તેનાથીજ આ પૃથ્વી પાવન થાય છે.

આ વિવેચન કોના માટે થાય છે? તે તો ભૂલ્યા નથી ને? પોળ ભૂલ્યા; તો ઘર નહીં જડે. ૩૯ મા શ્લોકમાં '**क्वचित्-क्वचित्**'–'કયાંક કયાંક–બધે નહીં' તેનો આ ખુલાસો થાય છે–કે રંગ ઉછાળનારા–નાચતા કુદતા–નિર્મળ ભકતો–કોઇ કોઇ ઠેકાણેજ પાકે છે. ડાહ્યા ડમરા ભકતોની–જ્ઞાનીઓની–યોગીઓની–આ વાત નથી. આ તો—

'ઘેલાં અમે ભલે–થયાં–રે–બાઈ મુને ઘેલામાં ગુણ લાધ્યો—
ઘેલાં તો અમે હરિનાં ઘેલાં, નિર્ગુણ કીધાં નાથે;
પૂર્વ જન્મની પ્રીતિ હતી, ત્યારે હરિએ ઝાલ્યા હાથે—ઘેલાં૦
ઘેલાંની વાત તો ઘેલાં જ જાણે—"

[ બસ ! થવા દ્યો—થવા દ્યો—એકલી તાળીજ પડે ! ઓ–હો–હો ! કાંટો પગમાં વાગે; તે સારો; પણ કાળજે વાગી જાય; તે વશમો ! આ તો વશમો કાંટો ! આવો દૈવી કાંટો કાળજે વાગ્યો; તેમનાં ભાગ્ય ! તેમને વંદન હો–વંદન હો ! આવી ભડભડતી આગમાં તો, ભયંકર સંસાર સળગી જાય ! લોઢા કરતાં પણ કઠણ–એવું અંતઃકરણ–ઓગળી જાય ! શું કહ્યું ? સાંભળો — ]

"ઘેલાંની વાતો ઘેલાંજ જાણે, પેલાં દુર્જનીયાં શું જાણે;
જે રસ છે દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે—ઘેલાં૦
ઘેલાં મટીને અમે ડાહ્યાં ન થઈએ, ને સંસારે નવ કુટાઇએ.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, રાધે–રાધે–ગાઇએ—ઘેલાં૦ "

હીરા માણેકના સોદામાં, કાછીયો બાપડો શું સમજે ! મેવાડ જેવી ગાદી ! પણ રાણો, મીરાંને સમજી શકયો નહીં.

એક અજાયબી–સૂર્ય આખા જગતને અજવાળું આપે; પણ આંધળાંને તો અંધારૂંજ. તેમ આવા ભગવદ્ લાડિલા ભકતો ઘણે કાળે, અને ઘણે પુણ્યે પ્રગટે; પણ આંધળો તેમને ઓળખી શકે નહીં. જેમ પ્રભુ અકળ છે; તેમ પ્રભુના ભકતો પણ અકળ છે; પાસે હોય; પણ પરખાય નહીં–ઓળખાય નહીં. પાસેવાળાં અંજાઈ જાય. ભુલાં પડે; ઉંબરો મૂકીને ડુંગરો પૂજવા દોડે. નરસી મહેતાનો પ્રકાશ, અને નાગરોમાં અંધારાં ! તુકારામનો પ્રકાશ: અને તેમની સ્રીને અંધારાં. ખોળામાં હોય; પણ ખવાય નહીં; નજરે દેખાય; પણ ઓળખાય નહીં; એવો આ ખેલ છે. બસ ! વંદન હો ! એવા ભકતોને !

**द्रविडेषु भूरिशः**:—દ્રવિડાદિ દક્ષિણના દેશોમાં, ઘણા ભકતો થાય છે. આ તરફ જેમ સૌરાષ્ટ્ર તેમ દક્ષીણમાં દ્રવીડ.

પ્રથમ તો દક્ષીણમાં થએલા મોટા મોટા આચાર્યો–શ્રીઆદ્યશંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય, શ્રીમધ્વાચાર્ય, શ્રીનંબકાચાર્ય, શ્રીવલ્લભાચાર્ય, પંચદશીના કર્તા વિદ્યારણ્ય સ્વામી, વેદનું ભાષ્ય લખનાર સાયણાચાર્ય, ભાગવત ઉપર ટિકા લખનાર શ્રીધર સ્વામી. જ્ઞાને-

શ્વરીના લેખક જ્ઞાનદેવજી **આલંદીમાં** થયા. એકનાથજી, તૈલંગસ્વામી મદ્રાસ પ્રાંતમાં આવેલા વિજિયાનગર નામના ગામમાં ઇ. સ. ૧૫૨૯માં જન્મ્યા. આપ્પય દિક્ષીત. વિગેરે વિગેરે—

**ભક્તકોટિના**—સુરદાસ ( બીલ્વમંગળ અથવા લીલાશુક ) રાંકાબાંકા ( પંઢરપુરમાં થયા હતા. ), તુકારામ, નામદેવજી દરજી, ત્રિલોચનજી-જેમને ઘેર સંતોની સેવા કરવા પ્રભુ નોકર થઇને રહ્યા હતા. રંગનાજીને મુગટે ધરનારી વેશ્યા, ચોખામેળ. વિગેરે-વિગેરે.

**આચાર્યો**—આચાર્યો સંબંધી આપને ઘણી વખત વાતો કરી છે. તેથી આગળ ચાલશું.

**શ્રીધરસ્વામી**—જેમ સંસ્કૃત ગ્રંથોના ટિકાકાર મલ્લીનાથ સુપ્રસિદ્ધ છે; તેમ ભાગવત અને ગીતા વાંચનારાઓમાં શ્રીધરસ્વામી પ્રસિદ્ધ છે. વેદ ધર્મ સભા (મુંબઇ)ના વિદ્વાનોએ, ભાગવત ઉપર થએલી અનેક ટિકાઓમાંથી, શ્રીધરસ્વામીએ કરેલી ટિકા, ભાષાંતર કરવા વખતે પાસ કરી. તેમને સંસારમાં (સ્ત્રીમાં), અને સન્યાસમાં બહુ રાગ હતો. તે બે એવાં છે કે, એકને તજ્યા વિના બીજું મળે નહીં. તે બેમાંથી એકકે તે તજી શકતા નહીં. કલ્યાણની પરવાવાળાનું કલ્યાણ કરવાને તત્પર છે; એવા શ્રીહરિએ, તેમનાં પત્નીને પોતા પાસે બોલાવી લીધાં. ભકતનું એક દ્વાર બંધ થતાં, બીજું દ્વાર ઉઘડી પડયું. એટલે સન્યાસનો માર્ગ મોકળો થયો. પણ હજી એક નાનો પુત્ર હતો. તેની સંભાળમાં, અને સ્ત્રીની ગેરહાજરીમાં, માથે પડેલી વ્યવહારની જંજાળમાં, સ્વામીજીનો સંસારનો અનુભવ વધારે વધારે કડવો થતો ગયો. પરિણામે 'ન જોઇએ આ સંસાર'-'ન જોઇએ આ ગૃહસ્થાશ્રમ'-એવા વૈરાગ્યના ઉભરા, વાણીમાં-હૃદયમાં-જીવનમાં-ઉભરાવા લાગ્યા. એકવાર ગીતાનો પાઠ કરતાં, નવમા અધ્યાયમાં **अनन्यार्श्चितयंतो माम्** વાંચીને શંકા કરી કે-'શું પ્રભુ કહે છે; તે સાચું હશે ?' વળી એક બીજું વાકય વાંચ્યું કે-'**कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति**' (૯-૩૧) ત્યાં પણ શંકા કરી; કે-'શું આ સાચું હશે ?' એક વખત આ મુંજવણ મનમાં થઇ રહી હતી; તે વખતે થોડે દૂર, એક ગરોળીનું ઇંડુ છાપરામાંથી નીચે પડયું. ઇંડું ફુટી જતાં પ્રવાહી પદાર્થ દેખાયો. તે સાથે એક નાનકડું બચ્ચું પણ દેખ્યું. તે બચ્ચું ઘણું નાનું છતાં, મોં ઉઘાડ-દે કરી રહ્યું હતું. તેથી એમ જણાતું હતું; કે તે ભૂખ્યું હશે. 'તેને શું આપું; તો તે ખાય ?' એમ શ્રીધરસ્વામી વિચાર કરતા હતા; એટલામાં એક માખી, ઉડતી ઉડતી પ્રવાહી પદાર્થ ઉપર આવીને બેઠી. તેની પાંખો ત્યાં ચોંટી ગઇ. પેલા બચ્ચાએ પ્રભુએ મોકલેલી માખીને, મુખમાં મુકી. શ્રીધરસ્વામીને ખાત્રી થઇ કે-આપણા કરતાં ભગવાન્ બહુ ચીવટ વાળો છે. 'હવે પછી શું કરવું ? અને શું જોઇશે ?'-તે બધું તે જાણે છે. વિગેરે વિગેરે. આ વિચાર ઘુંટતાં ઘુંટાતાં-દૃઢ થતાં, શ્રીધરસ્વામી પ્રથમ તો શરમાઇ ગયા. પંડિતાઈનું ઘમંડ માત્ર ઓગળી ગયું. એમને લાગી આવ્યું કે-'પંડિતને આટલો બધો મોહ શો ! પંડિતને આટલું બધું અજ્ઞાન શું ! ત્યારે પંડિત સમજ્યો શું ! જેને ભગવાનનો જરાએ વિશ્વાસ નહીં-એવો હું-પંડિત ! વિગેરે વિગેરે.' પોતે પોતાની સમજણની સીમા જોઇ લીધી. તે તુરત ઘરનો ત્યાગ કરી, કાશીએ ગયા. ત્યાં જઇ સન્યાસ લઇને પહેલું કામ ભાગવત તથા ગીતા ઉપરની ટિકાનું કર્યું. શ્રીધરસ્વામી 'બોપદેવ' પહેલાં થયા જણાય છે. એટલે ઇ. સ. ૧૦૦૦ થી ૧૧૦૦ સુધીમાં થયા જણાય છે. તેમની વિદ્વતા જોઇને, એક રાજા તેમને જે જોઇએ તે હાજર રાખતો હતો. સન્યાસ લીધા પછી પણ, તેજ રાજાએ, તેમના પુત્રને ઉછેરવાનું કામ કર્યું.

## सूरके श्याम-ब्रह्म



सोभा मेरे स्यामहिं पै सोहै ।
बलि बलि जाऊँ छबीले मुखकी पटतरको को है ॥

વિદ્યારણ્યસ્વામી—પંચદશીના કર્તા વિદ્યારણ્યસ્વામીનું જીવન પણ ચમત્કારી છે. તે તમારે પંચદશીમાંથી વાંચી લેવું.

ભારતનાં આ રત્નો છે-આ રત્નોને પડયાં મેલી, પરદેશનાં રત્નો લેવા લોકો દોડયાં. પરિણામે નવી આવી નહી; અને જુની રીસાઈ બેઠી. ઘર ભાંગ્યું. જાણવાની જરૂર છે; પણ પોતાનાં ઘરના દેવને પડયા મેલી, પીંપળો પૂજવા જનારની આ વાત છે.

**બિલ્વમંગળ**—એક સુરદાસ દિલ્હી પાસેના **સિહિ** ગામમાં થયા. સંવત ૧૫૪૦માં તેમનું મૃત્યુ શ્રી વીઠ્ઠલનાથજીની પાસે પારસોલી ગામમાં થયું.

બીજા સુરદાસ—કાશીમાં થયા એમ સાંભળ્યું છે.

ત્રીજા સુરદાસ—કૃષ્ણા વીણા નદીને કિનારે ૧૧ મી સદી લગલગમાં 'કાકુલ' નામના ગામમાં, રામદાસ નામના બ્રાહ્મણના પુત્ર હતા. વિદ્વાન્ હતા. માતા પિતાના મરણ પછી 'ચિંતામણીના' ફંદમાં પડયા. પિતાના શ્રાદ્ધને દિવસે કામાંધ બિલ્વમંગળનો ઉદ્ધાર, ચિંતામણીએ તિરસ્કાર દ્વારા કર્યો. ત્યાંથી વૃંદાવન જવા નીકળ્યા. રસ્તામાં આંખે અપરાધ કરતાં, આંખો ફોડી સુરદાસ બન્યા.

'આંખ વિના અંધારૂંરે-સદાય મારે-આંખ વિના અંધારૂં.' ખાડામાં ગોથા ખાતાં અને મુખથી શ્રીહરિને સ્મરતાં, પ્રભુ આવ્યા. પ્રભુ દોરવા લાગ્યા. સુરદાસ સમજ્યા કે આ કોઇ સાધારણ બાળકનો હાથ નથી. પ્રભુનો હાથ જોરથી પકડયો. પ્રભુએ જોરથી હાથ છોડાવી લીધો. તે વખતે ભકત બોલ્યા હતા કે—

**हस्तमुत्क्षिप्य जातोऽसि, बलात कृष्ण ! किमद्‌भुतम् ।**
**हृदयाद्यदि निर्यासि, पौरुषं गणयामि ते ॥** [કૃષ્ણકર્ણામૃત ૩-૯૪]

નોંધ—તેમણે કૃષ્ણકર્ણામૃતનો અતિ સુંદર ગ્રન્થ લખ્યો છે. જેમાંથી ઉતારા, જૈનના આચાર્ય-હેમાચાર્યે લીધા છે. સોરઠના કવિ કેશવરામે સં. ૧૫૨૯ માં પોતાના 'કૃષ્ણલીલાકાવ્ય' માં પણ તેના ઉતારા લીધા છે. પં. ગદાધરદાસે 'સંપ્રદાય પ્રદીપ' નામના ગ્રન્થમાં, બિલ્વમંગળના કૃષ્ણકર્ણામૃતની નોંધ લીધી છે. નરસિંહમહેતાએ રાધાની સખીઓનાં નામ-'ચંદ્રાવલી' વિગેરે જે આપ્યાં છે; તે નામ ભાગવતમાં નથી. તે નામ તેમણે 'કૃષ્ણકર્ણામૃત' માંથી લીધાં જણાય છે. મહેતાજી પહેલાં ૪૦૦-૫૦૦ વરસે, બિલ્વમંગળ થયા જણાય છે. સુભાષિત સંગ્રહોમાં-**करारविंदेन** તથા **कस्तूरीतिलकं** વિગેરે જે સુંદર શ્લોકો છે; તે કૃષ્ણકર્ણામૃતના છે. બીજે ઘણે ઠેકાણે પણ, તે ગ્રન્થ ગમ્યો જણાય છે. ભગવદ્ રસ જેના હૃદયમાં છલકાય; ત્યાં ભક્તભ્રમરો ગુંજાર કરે.

અર્થ—હે કૃષ્ણ! હાથ બળાત્કારથી તરછોડીને ચાલ્યા જાઓ છો; તેમાં કાંઇ નવાઇ નથી. મારા હૈયામાંથી જો કદિ તમે જઈ શકો; તો તમને મરદ ગણું!

'ગોવિંદ દામોદર માધવેતિ' ની ધૂન તે કરતા હતા. **આ-ગોવિંદ દામોદર માધવેતિનું સ્તોત્ર તેમનું બનાવેલું છે.**

કૃષ્ણકર્ણામૃતનું અંગ્રેજી ભાષાંતર, વડી ધારાસભાના સભ્ય સદ્દગત શ્રી. એચ. કે. આચાર્યે કરેલું છે. જેમ તુલસીદાસે શ્રીકૃષ્ણને કહ્યું હતું કે—

દોહરો—કયા કહું છબી આજકી, ભલે બીરાજો નાથ;
તુલસી મુસ્તક તબ નમે, ધનુષ્ય બાણ લ્યો હાથ—સીયા૦

તેમ બીલ્વમંગળે શ્રીરામને કહ્યું હતું કે—

**विहाय कोदंडशरौ मुहूर्तं, गृहाण पाणौ मणिचारुवेणुम् ।**
**मयूरबर्हं च निजोत्तमांगे, सीतापते राघव रामचंद्र ॥**

અર્થ—હે રામચંદ્ર! હે રાઘવ! ઘડીવાર ધનુષ્ય બાણ તજીને સુંદરવેણુ હાથ ધરો, તથા મુસ્તકે મોર પીંછનો મુગટ ધરો.

પ્રથમ શિવભક્તિ પછી કૃષ્ણભક્તિ—જેમ નરસીમહેતાને પ્રથમ શિવભક્તિ, પછી કૃષ્ણભક્તિ થઈ; તેમ બિલ્વમંગળને પણ પ્રથમ શિવભક્તિ છે; અને પછી વિષ્ણુભક્તિ પ્રાપ્ત થઇ છે. બીજા શતકના ૨૪ મા શ્લોકમાં **शैवाः वयं** એમ કહીને, તથા તેજ શતકના ૫૮ મા શ્લોકમાં–'**शंभोः स्वागतं**' વિગેરે શબ્દો કહીને, સ્પષ્ટ ખુલાસો કર્યો છે. નરસીમહેતામાં અને બીલ્વમંગળમાં ખાસ ખૂબી એ છે કે–તેઓએ કદિ શિવભક્તિની નિંદા કરી નથી. શ્રીકૃષ્ણમાં અનન્ય ભાવ છતાં, બીજા દેવની નિંદા કરે નહીં; તે ભક્તિનું ઉજળું સ્વરૂપ છે.

રામકર્ણામૃત—જેવું કૃષ્ણકર્ણામૃત છે; તેવુંજ 'રામકર્ણામૃત' પણ દક્ષીણમાં બન્યું જણાય છે. તેના કર્તા તરીકે 'શ્રીશંકરભગવત્પાદ' એવું નામ આપ્યું છે. શ્રીઆદ્ય શંકરાચાર્યે અગર તેના કોઇ અનન્ય વિદ્વાનની તે કૃતિ હોય; એમ જણાય છે.

શિવકર્ણામૃત—અપ્પય દીક્ષિતે 'શિવકર્ણામૃત' નો ગ્રન્થ લખ્યો છે. પણ તે વાદના રૂપમાં છે. 'શિવતત્ત્વવિવેક' નામનો ગ્રન્થ, શિવકર્ણામૃતના અંશરૂપ છે. તેમાં 'શિવજ ખરા, અને વિષ્ણુ ખોટા' એવી તાણાતાણી છે. 'શિવતત્ત્વવિવેક' નું ખંડન, સુરતવાળા ગો. મહારાજશ્રી પુરૂષોત્તમજી એ, 'પ્રહસ્તવાદ' નામના ગ્રન્થમાં કર્યું છે.

**હરિહર**—જ્ઞાન કરો અગર ભક્તિ કરો; શિવને પૂજો; અગર વિષ્ણુને પૂજો અગર બેઉને પૂજો; પણ એક દેવને ભજીને, બીજા દેવને નિંદવા શીખશો; અગર એવાં નિંદાનાં પુસ્તકો વાંચશો અગર સાંભળશો; તો હૃદય કલુષિત થઈ જશે; મનની પ્રસન્નતા હણાઈ જશે. ભગવાન વસ્તુ કોઇના બાપની નથી; કોઇની સુવાંગ નથી; કોઈના કબજામાં નથી. માત્ર નિર્વૈર પ્રેમી પુરૂષોજ પ્રભુમાં ભાવ પ્રગટાવી શકે છે. **સોરઠો**—ભાવવશ્ય ભગવાન્,

**જ્ઞાનેશ્વર મહારાજ**—પિતા વિઠ્ઠલપંત, માતા રૂકમાબાઇ. જન્મસ્થાન–આલંદિ. જન્મસાલ સંવત ૧૩૮૫. મોટાભાઈ નિવૃત્તિનાથ, નાનાભાઈ સોપાનદેવ. એક બ્હેન મુક્તાબાઈ. આ ચારે સંત કોટિનાં હતાં. વિઠ્ઠલપંતે સન્યાસ લીધા પછી, ફરી ગૃહસ્થાશ્રમ માંડયો હતો. તેથી તે નાત બહાર હતા. પુત્રોમાં પણ નાત બહાર હતા. જ્ઞાનદેવજીએ પૈઠણમાં પાડા પાસે વેદોના ઉચ્ચાર કરાવ્યા; ત્યારે બ્રાહ્મણોએ જાણ્યું કે–અસાધારણ માણસ, સાધારણ કાયદાથી બંધાય નહીં.

**તુકારામ**—જાતિએ વૈશ્ય. પિતાનું નામ 'કોલ્હોબા', માતાનું નામ 'કનકાઇ.' જન્મ સ્થાન ગામ દેહૂ. જન્મ ઇ. સ. ૧૫૭૮ લગભગ. તેમના અભંગ દક્ષીણમાં બહુ પ્રચાર પામ્યા હતા. જ્યારે તેઓ હતા; ત્યારે લોકોએ બહુ પજવ્યા; નથી ત્યારે લોકો તેમને માનવા લાગ્યા. ઘરમાં સ્ત્રી હતાં; તે પણ ભક્તને વારંવાર ઉંચા નીચા કરતાં હતાં. અનેક જન્મોનાં પાપોને બાળી નાંખવાની ભઠ્ઠીમાં ભક્તો બેસે છે; તે આ. તે વખતે પણ બે પાંચ વીરલા હતા; તે ભક્તની બહુ સંભાળ રાખતા હતા–ભક્તના પુણ્યના ભાગદાર હતા. અપૂર્ણ.

ફે. નં. ૪૮ Registered No. B. 1434

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

તંત્રી અને પ્રકાશક-રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર-અમદાવાદ.
અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] કારતક ૧૯૯૩. [અંક ૮ મો.

### નવા વરસના પ્રભાતમાં—

આપને સૌને ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ !

**આજે શું કરશો ?**—૧ આજે પહેરવાનાં નવાં નવાં વસ્ત્રો; અને આભુષણો હશે; (૨) ખાવાના પકવાન હશે; (૩) પરદેશ હશો; તો દોડીને ઘેર આવ્યા હશો ! (૪) લ્હેણાં દેણાં સમજી લીધાં હશે ! (૫) એક બીજાને હેતથી મળ્યા હશે. આ તો સાધારણ જીવોની વાત થઈ; પણ આપ તો કાંઇક આગળ વધ્યા જણાઓ છો ! તેથી—

૧. આપના વસ્ત્રાભૂષણ જુદાં હશે-દૈવી હશે-એટલે-ક્ષમા-દયા-દીનતા વિગેરે.

૨. આપના પકવાન જુદા હશે-જે પકવાન યાજ્ઞવલ્કયે પીરસ્યા; અને જનક જમ્યા; જે પકવાન યમે પીરસ્યા અને નચિકેતા જમ્યા; જે પકવાન વસિષ્ઠે પીરસ્યા; અને શ્રીરામ જમ્યા; જે પકવાન શ્રીશુકદેવજીએ પીરસ્યા; અને પરીક્ષિત જમ્યા; અરે ! જે પકવાન શ્રીકૃષ્ણે પીરસ્યા, અને અર્જુન જમ્યા-**યે તુ ધર્મામૃતમિદં**-ધર્મરૂપી અમૃતનું પાન-અર્જુને કર્યું-તે તમારા પકવાન હશે ! વિગેરે-વિગેરે. થોડામાં ઘણું સમજી જાઓ !

૩. પરદેશ હશો; તો દોડીને ઘેર આવ્યા હશો-એટલે ચિત્ત જ્યાં ત્યાં ભટકતું હશે; તેને સમજાવીને શ્રીહરિને શરણે લાવ્યા હશો. સપરમા પરમે ચિત્તને શાંતિ આપી હશે ! —કેમ એમજને ? સમજાય છે ને ?

૪. લ્હેણાંદેણાં સમજી લીધાં હશે-એટલે પાપ પુણ્યનો હિસાબ તપાસ્યો હશે ! નામું માંડે, તેને નફાતોટાની ખબર પડે. આવો કાંઇક વિચાર કરે; તેમને પાપ પુણ્ય તરફ લક્ષ જાય. લક્ષ્ય ગયા પછી, ભાગ્યશાળી હોય, તો તેમાં ઉંડા ઉતરીને, હિસાબ તપાસે. પ્રાણી માત્રને સુખ જોઇએ છે-દુઃખ જોઇતું નથી. અનેક સંતોએ અને શાસ્ત્રોએ નિર્ણય કર્યો છે કે-'પુણ્યનું ફળ સુખ; અને પાપનું ફળ દુઃખ'. સુખને માટે પોતે શું કરી રહ્યા છે ? પુણ્ય કે પાપ ? તે બરાબર તપાસી લેવું જોઈએ. યાદ રાખવું ઘટે છે કે-પ્રાણી માત્રની પાછળ-પાપ પુણ્યનું લફરૂં લાગેલુંજ છે. કાઢયું જાય-એવું નથી. નસાડયું નાસે એવું નથી. માટે તેનો વિચાર, અવશ્ય-નવરાશ લઇને-કરવા જેવો છે. આંખો મીંચીને ચાલે; તે

ખાડામાં પડે; પણ ઉઘાડી આંખોવાળા, ખાડામાં પડે; એવો આ વિષય છે. એરોપ્લેઇનનો ડ્રાઈવર મશીન તપાસ્યા કરે; નહીં તો જોતજોતામાં આકાશમાંથી પાતાળમાં; તેમ માનવ જીવનના ડ્રાઇવરે, પાપ પુણ્યનું એન્જીન, બરાબર તપાસતાં રહેવું જોઇએ. નહીં તો માનવ-માંથી કીડો. કીડા, મકોડા, ગધેડાં વિગેરે આપણને નજીવાં દેખાય છે. તેઓ પણ, એક દિવસ માણસ હતાં. તેઓ જોતજોતામાં, આકાશમાંથી પાતાળમાં પડી ગયાં છે.

**तानहं द्विषतः क्रूरान्, संसारेषु नराधमान् ॥**
**क्षिपाम्यजस्रमशुभा-नासुरीष्वेव योनिषु** ॥ ગીતા અ. ૧૬-૧૯

જેમ સડેલાં ફળને, માળી દૂર ફેંકી દે; તેમ જેમનાં મન-**अहंकारं बलं दर्पं, कामं क्रोधं च संश्रिताः** અહંકાર, બળ, ગર્વ, કામ, અને ક્રોધાદિથી સડેલાં હોય છે; તેમને આ સંસાર બગીચાનો માળી-શ્રી હરિ, માનવતાથી દૂર દૂર ફેંકી દે છે. બસ! સાનમાં સમજી જાઓ! વધારે કહેવા નહીં રોકાઉં! ધનવાન્, વિદ્વાન્, રાજા અગર રંક, સૌને માટે એકજ કાયદો છે. જે ચૂકે; તે પાતાળે પહોંચે. કર્મને લગીર શરમ નહીં.

૫. હવે છેલ્લી વાત. તે એ-કે-'એક બીજાંને હેતથી મળ્યાં હશો!' આ પ્રમાણે એક બીજાંને, અનેકવાર મળ્યાં હશો; પણ **તમે તમને મળ્યા?** સકલ ધર્મોના સિદ્ધાંતો કહે છે કે-'તમે બીજાઓને નહીં મળો; તો ચાલશે; પણ તમે તમને તો જરૂર મળજો. આ બાબતમાં પ્રથમ મુંજવણ તો એ હશે; કે તમે તમને ઓળખતાજ નહીં-હો. ઘણાં ડહાપણમાં દટાઈ ગયા હશો. સમજણમાં શેકાઈ ગયા હશો! પણ તમે તમને ઓળખતા નહીં હો. દેશ પરદેશનાં ઈતિહાસભૂગોળ ભણીને, પાવરધા થયા હશો; પણ તમારાં પોતાનાં ઇતિહાસ ભૂગોળથી ઘણાજ અજ્ઞાત હશો. યુરોપની ફીલોસોફી ઘણા ઘણા અકળાટ પછી બોલે છે કે-know thyself-તું તને ઓળખ-તું તને જાણ! [હું આપને આ વાત શું કહું! હું પોતે પણ, આ વાત કરતાં કરતાં, ભૂલો પડી જાઉં છઉં. ઘડી ઘડી આંખો વીંચી જાઉં છઉં. ઘડી ઘડીમાં હું **મને,** કાંઇ જુદો સમજી બેસું છઉં. 'હું આ દેખાઉં છઉં-તે નથી'-એમ નક્કી કર્યા પછી, એમ સો ગરણે ગળ્યા પછી-પાછો જોત જોતામાં, ભૂલો પડી જાઉં છઉં. આ લખતાં પ્રભુને પોકારી રહ્યો છઉં. હું આપને શું કહી શકું! આ તો એરોપ્લેઈનની મુસાફરી! બસ! ઘડી વાર રહેવા દો. પછી કહીશ. × × × × આવી વાતો, મારા શાંત ઓરડામાં બેસીને કરાય! જ્યાં હું અને **તેજ** છે-બીજું કાંઇ નથી. મારે ઓરડે થતી વાતો, આપને ઓરડે સંભળાય; એવી આ ગોઠવણ છે.] બસ! શાંત! જ્યાં બેઠા હો; ત્યાં બહુ જ ધીમા પડી જાઓ; આપના વેગને ત્વરાથી વાળી લ્યો. બોલતા બંધ પડી જાઓ. હજી કાંઈક આવરણ થતું હશે; તે તમારા આંખ કાનથી થાય છે. તે પણ બંધ કરાય-તેટલાં બંધ કરો. બેઠા છો-કેમ? ટેકે? કે ડોશી માની માફક? સીધા બેસી જાઓ! બસ! હવે શાંત! × × ઘડી બે ઘડી આવી શાંતિમાં બેસી રહો.

ચિત્ત કાંઇક શાંત થયું જણાય છે? ન થયું હોય, તો હજી શાંતિથી બેસી રહો. જે દેવ તમને વ્હાલા હોય, તે દેવનું મનથી ચિંતવન કરો. તમારાં તમામ ડહાપણ-માન-બડાઇ-ઐશ્વર્ય-વિગેરે જે કાંઇ, તમારે આવરણો હોય; તેમને ઘડી વાર વિસરી જાઓ! તમારૂં ઐશ્વર્ય જગતને હિસાબે કાંઇ નથી; એમ તમે તમને ખખડાવીને કહી દો. પછી ચિત્તમાં જરા શાંતિ પ્રાપ્ત થાય; તો તમે તમારા ઘરની સાંકળ ખખડાવો!

તમે તમારા હૃદયમંદિરનાં દ્વારને, હડસેલો મારીને પૂછો કે-'**कस्कामंतं स्थितं चापि, भुंजानं वा गुणान्वितं**-'તે' અંદર કોણ છે? કોઇ સાંભળે છે કે નહીં?' 'તે'ની તપાસ કરતાં **'તે'** ધીમે ધીમે 'હું'માં પલટાઈ જશે. જરા ઉંડા ઉતરતાં, 'હું' અને **'તે'** એકજ જણાશે **તે** (આત્મા) હું છઉં; હું આ (દેહ) નથી. એવા ભણકારા પણ થશે. બસ! આમ ઘડીવાર **'તે'**ની પાસે બેસી રહો! **'તે'**નાં ઘરમાં શું શું છે; તે જોઇ લ્યો! **'તે'** આટલો બધો તવંગર છે; તેનાં કારણ પણ તપાસી લ્યો!

આ બાબતમાં હું આપને શું કહું! એક સંત કહે છે તે સાંભળો!

ગઝલ.

મશહૂર હૂઆ કોઇ પંથમે, સાબિત ન કિયા આપકો;
આલિમ **ઔર** ફાજિલ બના, જ્ઞાની હુઆ તો કયા હુઆ?-

અર્થ—ગમે તે એક પંથમાં આપ દાખલ થયા; પણ આપે **આપને** સાબિત ન કર્યા; આપે **આપને** નિહાળ્યા નહીં; પિછાણ્યા નહિં; તો ભલેને-તમે આલિમ (પંડિત) બન્યા; અથવા ફાજિલ (મહા મહોપાધ્યાય-મોટા પંડિત) બન્યા; અથવા જ્ઞાની બન્યા; સર્વજ્ઞ બન્યા; તો તેથી પણ શું? કાંઇ નહીં.

બસ! હવે નહીં બોલું! આપ પણ ઘડી વાર **આપની** પાસે ચૂપ બેસી રહો! × × × શાંતિના સુખને અનુભવી લ્યો! × × × હવે બહાર આવો! આંખો ઉઘાડો! હવે આપણે મળીએ! આ શું? આ બેસતા વરસની લ્હાણ! આ માનવજીવનની મજા! આ માનવજીવનની મસ્તી!

આ તો અમારૂં ગાંડુ ઘેલું! શાંતિથી વાંચજો; અને વિચારજો. આવો અભ્યાસ વધતાં, તેમાંથી કાંઇક જડશે. જ્યાં હો; ત્યાં આવું સુંદર પ્રભાત કરજોજી.

આજ બેસતે વરસે—આજ તો કોઇ સાથે લડાયજ નહીં; અને લડાય તો માફી માગી લેવી. પૂર્વે લડયા હો-તો દ્વેષને દૂર કરી, આજ તેમને પ્રેમથી મળજો. અપરાધની માફી માગજો. માફી માગતાં ન આવડે; તે સંસારમાંથી કાંઇ લઇ શકે નહીં.

**હવે એકજ વાત**—તે એ કે-આટલું બધું બની ન શકે; તો એટલું તો કરજો; કે 'કોઇને કડવાં વેણ કહેવાં નહીં; અગર કડવાં વેણ લખવાં નહીં.' ડોકટરો પણ કડવી ગોળીઓને ગળી બનાવીને આપે છે. આ દોષ સહેજ-સાધારણ નથી. આ દોષે મહાભારતનું યુદ્ધ ઉભું કર્યું. આ દોષે કુટુંબમાં-સંબંધીઓમાં કજીયા ઉભા કર્યા જીભ નાનકડી, પણ તેના ઉત્પાત ઓછા નથી. ગોળ સાકર જમતા હશો; બે વખત ગળી ગળી ચા પીતા હશો; છતાં વાણીમાં કટુતા કેમ દોડી આવે છે? તે તપાસતા રહો. ગટરને જાળી; પણ તમારા મુખને જાળી નહીં. જેમ આવે એમ બોલાય નહીં. **અમૃત જેવા પદાર્થો જમીએ છઈએ; માટે અમૃત જેવું બોલાય.** 'મુખ મીઠા અને મનમાં કપટ' તેમની આ વાતજ નથી. આપ સૌ ખાનદાન છો; મુમુક્ષુ છો; માટે મીઠું બોલતાં શીખો. મીઠું બોલતાં શીખો; તે સાથે એક બીજું કામ પણ, તેટલુંજ જરૂરનું છે. તે એ કે-'કડવું વચન સહન કરતાં પણ, શીખવું જોઇએ.' સંસાર ભયંકર વસ્તુ છે; ગાંડાની હૉસ્પીટલ છે. સંસારમાં રચ્યા પચ્યા જીવો, ગમે એમ બકે. તેમની સાથે આપણે કામ પડે; ત્યારે તેમનાં કડવાં વચન પણ, સહન કરી લેવાં જોઇએ. વિવેક વિનાની માનવતા, પશુ

કરતાં પણ ભૂંડી છે; કારણકે પશુ બોલી બગાડતાં નથી. **'ખમે તેજ ભારે.'** એમ જગત્ અનાદિકાળથી પોકારી રહ્યું છે. ખાનદાન થવું હોય; તો ખમતાં શીખજો. આજ બેસતા વરસને દહાડે; આટલું સમજાય; તો તે થોડું નથી. જગતમાં સુખેથી જીવવું હોય; તો પ્રેમભાવ વધારતા રહો; અને દ્વેષભાવ ઘટાડતા રહો. લ્યો–ઘણાજ હેતથી–સૌને–જયશ્રીકૃષ્ણ.

**નવું શું લેશો ?**—નવા વરસના પ્રભાતમાં સ્ત્રિયો નવાં વાસણ લે! ધનવાન્ નવાં ઘરેણાં ખરીદે; મોતીવાળા મોતી ખરીદે! આપ મોક્ષપત્રિકાની પાછલી ફાઇલો તપાસી જુઓ; જે ફાઇલ ન હોય તે મંગાવી લ્યો! અંકો ખૂટતા હોય; તો તે માટે પણ લખો. આજ છે; કાલ નહીં હોય! આપણું ધન ગ્રન્થો છે: ધર્મનું ધન પણ ગ્રન્થો છે. આપણા જીવનની ચાવીઓ ગ્રન્થોમાં છે. મોક્ષપત્રિકા સિવાય, બીજા ગ્રન્થો જોઇએ; તો તે પણ લ્યો. કાંઇક લ્યો! Let light come in your room. તમારા હૃદયમાં પ્રકાશને આવવા દ્યો. વિષયોના પોષણના–એટલે–વિષયોના વિકાસ માટે બહુ નોવેલ ગ્રન્થો છપાય છે. તેથી જીવને ઘડીક આનંદ લાગે; પણ તે મીઠું ઝેર છે; તે મીઠી ચેળ છે. વિષયોના ગ્રન્થો વાંચવાથી માનવી, માનવી મટીને પશુ થાય છે. તેના વાંચનથી સંયમની સાંકળો તૂટીને, સ્વછંદની છૂટો મળે છે. સ્વચ્છંદને ઉશ્કેરનારા ગ્રન્થોનો, રાફડો ફાટયો છે. આલોક પરલોકમાં સંયમનાં વખાણ છે–સ્વચ્છંદનાં વખાણ નથી.

**પત્ર વ્યવહાર**—પત્ર લખો છો; તેમાં ગ્રાહક નં. અવશ્ય લખવો જોઇએ. નામ ઠામ પણ સારા અક્ષરથી જણાવવું જોઇએ. ખોળતાં બહુ વાર થાય છે. પત્ર લખો; તે પણ ટુંકામાં લખજો. લાંબી લાંબી વાતો વાંચવા અવકાશ નથી. **અમારી એક ઘડી, તે લાખેણી વહી જાય છે. તેમાં ફોતરાં ખાંડવાનાં ન હોય.** તેમાં તો હરિ–હરિ–ને–હરિજ હોય. લવાજમ જેવું કામકાજ વચ્ચે આવે; તો ત્વરાથી પતાવી દેવું. માસીક ન જોઇતું હોય તો ના લખી દેવી જોઇએ. જોઇએ તો તુરત ૨–૩–નો મ. ઓ. કરી દેવો. લવાજમ માટે પત્રવ્યવહાર, તે માંડ મળેલા સમયની બરબાદી છે. અમે તંત્રી નથી; અને આપ ગ્રાહક નથી; આ દૈવી મેળાવડો છે. કાર્ય પરત્વેજ તંત્રી અને ગ્રાહક બન્યા છીએ. બાકી પ્રભુના લાડિલા છીએ. આપણે હિંચકે, હરિ હિંચકવા આવે છે.

---

# એકાદશ સ્કંધ.

## અધ્યાય ૫ મો ચાલુ

[ ગયા અંકના ૩૭૬ મા પાનાથી અગળ ]

તુકારામ સંબંધી વાતો ચાલે છે. આગળ સાંભળો. જેમના ઉપદેશે દેશભરને જન્મની સાર્થકતાના સન્માર્ગ બતાવી આપ્યા; જેમના ઉપદેશે, નશ્વર પદાર્થોના મોહમાંથી, અનેકને બચાવી લીધા; જેમના ઉપદેશે, સમજ્યા વિના સધાતાં સાધનોનાં પ્રવાહમાંથી, અનેક જીવોને વાળી લીધા; જેમની વાણી, સૈકાઓના સૈકા સુધી; અને વંશજોના વંશો સુધી, ભાવિક જીવોના હૃદયમાં ઉભરાય; તેમને આપણે આજ વંદન કરીએ.

**साधुनां दर्शनं पुण्यं, तीर्थभूता हि साधवः ।**
**काले फलंति तीर्थानि, सद्यः साधुसमागमः ॥**

સમયના પ્રવાહના ધોધમાં અનેકનાં નામ, રૂપ અને કીર્તિ ધોવાઈ જાય છે; વિસરાઈ જાયછે; પણુ સંતોના નામ, રૂપ અને કીર્તિ, હતાં તેથી દીનપ્રતિદિન વધારે વધારે પ્રકાશતાં જાય છે. તુકારામ હતા; ત્યારે થોડાં લોકો, તેમને જાણતાં હતાં. પછી વધારે વધારે અને વધારે થતું ગયું. પુનમના ચંદ્રને ક્ષીણુ થવાનો સ્વભાવ છે; તેથી તેની સાથે સંતોની કીર્તિને સરખાવાય નહીં. દક્ષીણના અનેક વિદ્વાનોએ, તેમના અભંગ ઉપર ટિકા કરી, તેમના જીવનની ઓળખાણુ આપી છે. બંગાળામાં શ્રીયુત યોગીંદ્રનાથ બસુ બી. એ. એ, બંગભાષામાં તુકારામનું જીવનચરિત્ર લખ્યું હતું. તેનું ભાષાંતર કરાવીને સસ્તા સાહિત્યે સં. ૧૯૭૦ માં આપણુને આપ્યું હતું. ઘણા વરસ ઉપર મદ્રાસમાં સી. એ. નેટસન અને કું. એ, તુકારામનું જીવનચરિત્ર અંગ્રેજીમાં છપાવીને, જગતને આપ્યું હતું. તે પછી પ્રખ્યાત કલાકાર અંગ્રેજી વિદ્વાન્ રાઉલેન્સને તુકારામનું જીવનચરિત્ર અંગ્રેજીમાં લખી, જગતને આપ્યું. તેનું ભાષાંતર સસ્તાસાહિત્યે આપણુને આ સાલમાં આપ્યું. આ વિદ્વાનો તુકારામનો જન્મ ઇ. સ. ૧૬૦૮ લગભગ બતાવે છે. [ આપણે તેનું કાંઈ કામ નથી. ] બેતાળીસ વરસની ઉમરે, તેઓ ભજન મંડળમાંથી અદશ્ય થયા. કયાં ગયા અને કેવી રીતે ગયા, તે કોઇ સમજી શકયું નહીં. તેમના પ્રયાણુના અભંગમાં ગાય છે કે—વિઠોબા વૈમાન લઈને મને તેડવા આવ્યા છે. પ્રયાણુ વખતે ૧૫ અભંગ બનાવ્યાં હતાં. તેમાંથી પહેલું સાંભળો—

અભંગ નં. ૧.

આમ્હી જાતો આમુચે ગાંવા, આમચા 'રામ રામ' ધ્યાવા ॥ ૧ ॥
આજવર હોતોં તુમચે ગાંવા, આતાં કૃપા અસો દ્યાવી. ॥ ૨ ॥
આતાં નાંહિ યેણેં-જાણેં, સહજ ખુંટલે બોલણે ॥ ૩ ॥
રામ—કૃષ્ણુ—વિઠ્ઠલ બોલા, તુકા જાતો વૈકુંઠાલા ॥ ૪ ॥

અભંગ નં. ૧૩

આમ્હી યેતોં આતાં, કૃપા અસોં દ્યાવી,
વિનંતિ સાંગાવી સકળીકાં. ॥ ૧ ॥
વાઢવેલ ઝાલા, ઉભા પાંડુ રંગ,
વૈકુંઠીં શ્રીરંગ બોલાવીતો. ॥ ૨ ॥
અંતકાલી આમ્હાં વિઠ્ઠલ પાવલા,
કુડીસહિત ઝાલા ગુપ્ત તુકા૦ ॥ ૩ ॥
રામ—કૃષ્ણુ—વિઠ્ઠલ બોલા, તુકા ગેલા વૈકુંઠાલા. ॥ ૪ ॥

[ ભૂલ ચૂક હોય; તો સુધારીને વાંચશોજી. ]

૧ અર્થ—અમે અમારે ગામ ( વૈકુંઠ ) જઇએ છીએ; તેથી અમારા 'રામ રામ' સ્વિકારશો. (૧) આજસુધી અમે તમારા ગામમાં હતા; હવે અમારા ઉપર કૃપા રાખજો. (૨) હવે અમારે આવવા જવાનું નથી. એટલે અમારે હવે પુનર્જન્મ નથી. તેથી હવે બોલવા ચાલવાનો વ્યવહાર અમારે તમારે બંધ થયો. એટલે હવે અમારે તમને બીજું કાંઇ કહેવાનું નથી, (૩) માત્ર એટલુંજ કહેવાનું કે—રામ-કૃષ્ણુ-વિઠ્ઠલનું ભજન કરજો. બસ ! હવે તુકારામ વૈકુંઠ જાય છે.

૧૩ અર્થ—હવે અમે જઇએ છઇએ. અમારા ઉપર દયા રાખજો. અમારાવતી સૌને વિનંતિ કરજો. (૧) મોડું થયું છે; તેથી શ્રી પાંડુરંગ ભગવાન (આકાશમાં-વૈમાનમાં) મારી વાટ જોઇને ઉભા છે. શ્રીરંગ ભગવાન્ મને વૈકુંઠ જવા બોલાવે છે. (૨) અંતકાળે વિઠ્ઠલ ભગવાને અમારા ઉપર ઘણી કૃપા કરી. હવે અમારે તમને એટલુંજ કહેવાનું કે-રામ-કૃષ્ણ-વિઠ્ઠલનું ભજન કરજો. એટલું કહીને તુકારામ અંતર્ધ્યાન થયા.

આ તો ઘેલાની વાતો ઘેલાં જાણે—

ગઝલ.

જિને પ્રેમરસ ચાખ્યો નહીં; અમૃત પિયા તો કયા હુવા ?
જિન ઇશ્કમેં શિર ના દીયા, યુગ-યુગ જિયા તો કયા હુઆ ?

મશહૂર હુવા કોઈ પંથમે, [૧]સાબિત ના કિયા આપકો;
[૨]આલિમ ઔર [૩] ફાજિલ બના, [૪]જ્ઞાની હુઆ તો કયા હુઆ ? ૧

દેખી [૫]ગુલસ્તાં [૬]બોસ્તાં, [૭]મતલબ ન પાયા શેખકા;
સારી [૮]કિતાબઃ યાદ કર, [૯]હાફિઝ હુઆ તો કયા હુઆ ? ૨

જબલગ ન પ્યાલા પ્રેમકા, પીકર ન મતવાલા હુઆ;
રાગ તાલ મૃદંગ બાજત, [૧૦]જાહિર સુના તો હુઆ ? ૩

જોગી યે [૧૧]જંગમ વેષકર, કપડાં રંગાકર પહેરતા;
[૧૨]વાકિફ નહિં ઉસ હાલકા, કપડાં રંગે તો કયા હુઆ ? ૪

દિલમેં દરદ નહિં હે-પ્રેમકા, બૈઠા [૧૩]મુશાઈખ હોય કે;
દિલકા [૧૪]હરટ ફિરતા નહિં, [૧૫]તસબી ફિરી તો કયા હુઆ ? ૫

જબ ઇશ્કકે દરિયાવમેં, [૧૬]ગર્કાબ તૂં હોતા નહિં;
ગંગા-જમુના-ગોદાવરી, ન્હાતા ફિરા તો કયા હુઆ ? ૬

**વલ્લીરામ** પુકારત યહી, [૧૭]પી-પી જો કરતે જી દિયા;
[૧૮]મતલબ હાંસિલ ના હુઆ, રો-રો-મુઆ તો કયા હુઆ ? ૭

કેમ કેવો માલ ? પદને અક્ષરે અક્ષરે, અજર અમર રસ ભર્યો છે. શાંતિથી જોતાં શીખો ! અબ્જો દેતાં, ન મળે; એવી આ વાતો છે. મોક્ષપત્રિકાની કીંમત આંકતા શીખશોઃ તો તેમાં ભાવ વધશે. ભાવ વધશે; તોજ તેમાંથી કાંઇક કમાશો ! ગાય પણ પન્હાય-પારસો મૂકે; તો દૂધ મળે !

તુકારામ એટલે ભગવદ્‌રસનો સાગર ! પણ હતા ત્યારે શિવાજી જેવા કોઇ ભાગ્ય-

૧. સ્વસ્વરૂપ શું છે તે જાણ્યું નહીં. ૨. પંડિત ૩. મોટા પંડિત ૪. સર્વજ્ઞ ૫. પુસ્તકનું નામ ૬. પુસ્તકનું નામ ૭. ગુરૂ શું કહે છે તે ગ્રન્થનું રહસ્ય સમજ્યા નહીં. ૮. ધર્મશાસ્ત્રો ગોખીને મુખપાઠ કર્યા. ૯. શાસ્ત્રોને યાદ રાખનાર. ૧૦ સત્સંગમાં-મેળાવડામાં બેસીને સાંભળ્યું ૧૧. જોગી, જંગમ, સેવડા, સન્યાસી, યતિ અને દરવેશ-આ છ સાધુઓની જાત છે ૧૨. વેશનો હેતુ સમજ્યા નહીં. ૧૩. ગુરૂ બનીને બેઠા. ૧૪. રેંટ. ૧૫ માળા. ૧૬. તલ્લીન ૧૭. તને તારા ઉપર દયા આવે તો આ પ્રેમરસ પી. -પી. ૧૮. જે માટે આ જગમાં આવ્યો હતો; તે કામ જો ન સર્યું; તો આ સંસારમાં અનેક રીતે કુટાઇ મુવો તેથી શું ?

થાળીએજ ઓળખ્યા હતા.—'હતા ત્યારે ખાવા રોટલા નહોતા; અને મુવા પછી મલિદા !' એવો આ સંસારનો ઘાટ છે. સંતોનાં જીવન અકળ હોય છે.

તુકારામના મરણની વાત, ખાસ ધ્યાન ખેંચે એવી છે. તે સદેહે અદૃશ્ય થયા—અંતર્ધ્યાન થયા. યોગીઓ સમાધિ કરીને—પ્રાણને રોકીને—મરણાધીન થાય; તેના કરતાં આ ઉંચું પદ છે—આ નવીન પદ છે. મીરાં ગાતાં ગાતાં ગીરધરલાલમાં ગુમ થયાં હતાં. અદૃશ્ય થતાં હતાં—અંતર્ધ્યાન થયાં હતાં. તેમના મૃતદેહ બાકી રહ્યા નહોતા. તેમને બાળવા લાકડાં કે સુખડ નહોતાં. આ તો ભારતનાં વંદનીય ભક્તો ! તેમને આપણે પ્રણામજ કરીએ ! વંદન હો—એવા ભક્તોને !

ચમત્કારો—ભગવાનના ભક્તોનાં જીવન ચમત્કારી હોય છે. સજ્જનોની નજરે, તે ચમત્કારો, પ્રભુકૃપા જેવા જણાય છે. દુર્જનોની નજરે ચમત્કારો, પાખંડ જેવા જણાય છે. આ યુગમાં સાચા ભક્તો મળવા મુશ્કેલ છે. માટે ચમત્કારોથી સાચવીને રહેવું. લોઢાનું સોનું બનાવી દેનારા, ઘણા સંતો આમતેમ ફર્યાજ કરે છે. ચમત્કારના લોભમાં લોકો માર્યા જાય છે. સંતો પણ ચારિત્રની પરવા રાખતા નથી. ચારિત્ર વિનાનો ચમત્કારી સંત, મોં કાળું, અને પગ ધોળા—તેના જેવો છે.

સુતીક્ષ્ણ, શવરી, સુગ્રીવ, અગંદ, હનુમાન અને વિભીષણ—રામાવતારમાં પરમભક્ત હતાં. મોક્ષવાણીમાં દરેકનાં વ્યાખ્યાન, જુદાં જુદાં—ભાવ ભર્યા-રંગ ભર્યા—છે. ઇચ્છા થાય; તો ત્યાંથી વાંચી લેવાં. તુલસીકૃતની મોટી મોટી રામાયણો, આપની પાસે હશે; પણ કઇ ખાણમાં હીરા છે; કયાં ઠરવું; અને કયાં ઉપડવું—એમ તેના ભોમીયાને પુછીને, કામ કરજો. કારણકે વાંચન ઘણું, અને સમય થોડો. કોઇ ભોમીયો ન મળી શકે; તો મોક્ષવાણી મંગાવી લેજો. એમણ દુધમાંથી જેમ મસ્કો ખેંચી લે; તેમ રામાયણમાંથી, સુંદર સુંદર પ્રસંગો, વીણી લઇને, તેમાં ગોઠવ્યા છે. વળી ટાઇપ ગુજરાતી છે. નીચે ફૂટનોટ પણ છે. કીંમત (૨૬ કાગળ) આઠ આના, અને બે આના પોસ્ટેજ; ગ્લેજ કાગળની જોઇએ; તો બાર આના; અને બેઆના પોસ્ટેજ. વિચાર થાય; તો કીંમત મોકલી દેવી. વી. પી. નહીં થાય.

**ઋષિ તિરૂવલ્લુવર**—તેમનો જન્મ ઇ. સ. ની શરૂઆતમાં સંભવે છે. તે અછુત જાતિમાં જન્મ્યા હતા. તેમની સ્ત્રીનું નામ વાસુકી હતું. વણકરનો ધંધો કરીને, નિર્વાહ કરતા હતા; તેઓ પરમભક્ત હતા. તામિલ ભાષામાં તેમનો સદ્દુપદેશ છપાયો છે. તેનું ભાષાંતર સસ્તા સાહિત્યે આપણને સંવત ૧૯૮૭ માં આપ્યું છે. આ ગ્રન્થને તામિલ પ્રજા, 'તામિલવેદ,' 'વિશ્વવેદ', 'પંચમવેદ', અથવા 'ઇશ્વિરીગ્રંથ' કહે છે. અમેરિકાનાં મોજાં, જર્મનીનાં બટન, પારિસનો સાબુ, અફઘાનિસ્તાનની દ્રાક્ષ—વિગેરે હિંદમાં આવતાં વાર લાગતી નથી. પણ 'તામિલવેદ' ને, તામિલ દેશથી, અમદાવાદ આવતાં, લગભગ સોળ સત્તર સૈકા થયા. સસ્તા સાહિત્યને ધન્યવાદ ઘટે છે.

દોહરો—કલિમલ ગ્રસેઉ ધર્મ સબ, લુપ્ત ભયે સદગ્રન્થ;

× × × ×

હરિત ભૂમિ તૃણ સંકુલિત, સમુઝિ પરે નહીં પંથ;
જિમિ પાખંડ વિવાદતે, લુપ્ત ભયે સદ્ગ્રન્થ.

**નામદેવજી**—દક્ષીણ હૈદરાબાદમાં 'નરસીબ્રાહ્મણી' નામનું ગામ છે. ત્યાં વામદેવજી દરજીની વિધવા પુત્રીના પુત્ર. તેમનો જન્મ સંવત ૧૩૨૭ કારતક શુદી ૧ રવિવારે. આ કુટુંબ વિઠ્ઠભગવાનનું સેવક હતું. નામદેવ કાંઇક લઇને આવ્યા હતા; અને કાંઇક કુટુંબ પાસેથી મળ્યું. શ્રી વિઠ્ઠલની મૂર્તિ, વિઠ્ઠલનું નામ, વિઠ્ઠલના જયજયકાર, વિઠ્ઠલની પંઢરીનગરીમાં આવાગમન, ત્યાં કીર્તન ઉત્સવ વિગેરેમાં ભળતાં, નામદેવજી વિઠ્ઠલમય બન્યા હતા. પરિણામે **तच्चिंतनं तत्कथनं अन्योन्यं तत्प्रबोधनम्** થઈ રહ્યું હતું. ભગવાન્ સિવાય, કોઇનો સંગ, તેમને ગમતો નહીં. એક વખત માતાના પિતા ગામડે જતાં, મોટી સેવા તેના હાથમાં આવી. તે સમયે ઠાકોરને દુધ ધરાવ્યું; પણ ઠાકોર પીએ નહીં. સામી હઠ માંડી. 'હઠ આગળ હઠ મુકી રણછોડીએ.' પછી તો ભાઇબંધી વધી પડી. પોતાનું ગામ મુકીને, નામદેવજી પંઢરપુરમાં જઇને વસ્યા. જ્ઞાનેશ્વર મહારાજ સાથે, નામદેવજીને કાંઇક હતું તેમની સાથે તે યાત્રાએ નીકળ્યા હતા. યાત્રામાં જ્ઞાનેશ્વર મહારાજના સમાગમથી, આનંદ ઘણો હતો; તોપણ જ્યારે તે પંઢરપુર આવ્યા; ત્યારે રોઇ પડયા. 'કેમ! કેમ?' એમ પૂછતાં, નામદેવજી બોલ્યા હતા કે–'પંઢરીનાથના શરણ જેવું સુખ, મને કયાંઈ નથી. પિયરમાં ઘણાં સુખ હોય; પણ વ્હાલી વહુને, ધણીની સોડમાં સુઈ રહેવું ગમે. બસ! એટલામાં સમજી જાઓ! વિગેરે.'

એક વખત એક મુવેલી ગાયને બેઠી કરી, બાદશાહને ચમત્કાર દેખાડયો હતો. એક વખત ભજનમંડળી, રાત્રે કયાંઇ ગામ જતી હતી. રસ્તામાં જળની જરૂર પડી. ત્યાં એક વાવ આવી. 'વાવમાં ભૂત છે' એમ કોઈએ કહ્યું; પણ નામદેવજી ઉતર્યા. સાચે ભૂત ભેટયું. તે ઉંચું પડછંદાદાર હતું. તેને જોઇને ભકતે જળના ખાલી દેગડી, નીચે મુકી. ભેટમાંથી કરતાલ કાઢી. 'અહો! આજ આવા ભગવાન કયાંથી! આજ તો જુદારૂપે પ્રભુ મને મળ્યા'. એમ કહીને, તેની પ્રદક્ષણા ફરતાં ફરતાં, ગાવા માંડયું. શું ગાયું?–તે સંબંધમાં શિવ મહારાજકૃત ભકતમાળ કહે છે કે—

> "ભલે પધારો લંબકનાથ!
> ધરની પાવ સ્વર્ગલા માથ, જોજન ભરકે લાંબે હાથ;
> શિવસનકાદિક પાર ન પાવે, અનિગમ સાજ સજાયે સાથ.
> નામદેવકે તુમહિ સ્વામી, કીજે મોકો આજ સનાથ;
>
> દોહરો—જબ યહ પદ ગાવત ભયે, તબ વહ પ્રેત તુરંત;
> પાય ચતુર્ભુજ રૂપ તહૅં, ભયો વિઠ્ઠલ વસંત—સીયાવર૦"

મુસાફરીમાં એક વખત, ભોજન તૈયાર કરી, જરા દૂર ગયા; ત્યાં કુતરો થાળીમાં મુકેલી રોટલી, ઉપાડીને નાઠો. રોટલી લુખી હતી. કુતરાને નાસતો દેખી, નામદેવજી ઘીની લોટી લઇને, કુતરા પછવાડે દોડયા. નામદેવજી દોડતા જાય; અને કહેતા જાય કે–'ભગવાન્! રોટલી લુખી છે. ચોપડવા દો! આમ ઉતાવળ કાં કરો! તમને ધર્યા વિના, હું જમવાનો નહતો! આમ તમે દોડો; પણ હું દોડી ના શકું–થાકી જાઉં!' વિગેરે વચનો, પ્રેમથી ટપકતા હૃદયે કહેવા માંડયાં. આ શબ્દો સાંભળી, દીનદયાળ, કુતરો મટીને, વિઠ્ઠલ ભગવાન બની ગયા; પણ પેલી રોટલી તો મુખમાંજ રાખી. ભકતે રોટલી ચોપડી આપી; ભગવાને રોટલી ખાધી. આ વાતો કેવી?–કે વિચારવા જેવી.

આ તે બધું શું હશે ? નવી દુનિયાના નવા ખેલ ! માયા મુકીને જે આગળ વધ્યા; તે દ્વિજ કહેવાયા. આવા દ્વિજને આવા ખેલ જોવા મળે. સંવત ૧૪૦૭ માં ૮૦ વરસની ઉમરે, નામદેવજીએ દેહત્યાગ કર્યો;

**ભક્ત દામાજીપંત**—ગોવળકોંડામાં બેદરશાહીરાજમાં, 'મંગલવેડયા' નામના પ્રાંતમાં, દામાજીપંત વહીવટદાર હતા. અતિથિને જમાડયા વિના ભોજન કરતા નહી ! એવામાં દુકાળ પડયો; ત્યારે અતિથિઓ વધી પડયા. તેમનો પોકાર સાંભળી, પોતે દંપતી જમી શકયાં નહીં. છેવટે રાજનો કોઠાર ખુલ્લો મૂકયો. પ્રજાએ જોઈ એ તેટલો દાણો લઈ લીધો. કોઇ દુર્જને આ સમાચાર, બાદશાહને પહોંચાડયા. બાદશાહી લશ્કર તેને પકડવા આવ્યું. તુરત દામાજી હાજર થયા. ત્યાંથી નીકળતાં, પોતાની પત્નીને મળ્યા. તે વખતે પરમ કલ્યાણી સ્ત્રી બોલ્યાં હતાં કે-'આજ આપના કંઠમાં સંકટ સુમનો (પુષ્પો)નો મનોહર હાર શોભી રહ્યો છે. તે સાચા ભકતોનો શણગાર છે. સુંદર પદાર્થો પીલાય; ત્યારેજ તેમાંથી અત્તર નીકળે. કુંતાજીએ સંકટો માંગી લીધાં હતાં.વ્હાલા ! કોઈ વાત પંઢરીનાથથી અજાણી નથી. જ્યાં જશો ત્યાં આપની રક્ષા કરનાર તે છે. મને માત્ર એટલું દુઃખ થાય છે કે-હું આપની સેવા વિનાની રહીશ. વિગેરે-વિગેરે.' આ પ્રમાણે સ્ત્રીને મળીને, દામાજી પંત લશ્કરને શરણે થયા. તુરત હાથ-પગમાં બેડી ઘાલી, લશ્કર દામાજી પંતને લઈ ને ચાલ્યું. દામાજી પંતને લઈને, સુબેદાર ×બેદર આવે; તે પહેલાં પંઢરીનાથ વીઠું મહાર બનીને, બાદશાહ પાસે પહોંચ્યા. માથે ફાટલો ફેંટો. કેડે વીંટેલું નાનું જુનું કપડું. ખભે કાળી કામળી, હાથમાં લાકડીનો ડંડીકો. અનાજના કોઠારના નાણાં પ્રભુએ ભરપાયે કરી આપ્યા. 'વીઠું'મહાર બન્યા હતા; પણ તેમના ચાળા ચટકા—રૂપ—નૂર—પ્રકાશ—છાનાં રહ્યાં નહોતાં. મુખ મંદ મંદ હસી રહ્યું હતું. બાદશાહ 'વીઠું'-'વીઠું' કરતો રહ્યો; અને ભગવાન્ નાણાંની પહોંચ લઈને, ચાલ્યા ગયા. આ પહોંચ દામાજી પંત હજી મુસાફરીમાં હતા; ત્યારે દામાજીને ગીતાના પાનામાંથી મળી. દામાજી ચમકયા. તે વખતે દામાજી બોલ્યા હતા કે—

પદ.

'હર હર વિઠ્ઠલ જગદુદ્ધાર, જાહલા મહાર મજ સાઠીં—ધ્રુવ.
ધન્ય બેદરીચા બાદશાહ, ત્યાચા કેલા મીં અન્યાય." વિગેરે-વિગેરે.

બાપુ ભકતે, અહીં એક પદ ગાયું છે; તે પણ સાંભળો—

રાગ—પુનમ ચાંદનીનો.

દેહ મનુષ્ય ધરી, મોહન નવ વિસારશોરે !
જેનું નામ જપ્યાથી, અઘ દુઃખ સઘળાં જાય;
દઢ ભક્તિ ધારો, ધરણીધર દુઃખ કાપશેરે—ટેક૦

સાખી—ભક્તિ કરી જે ભકતોએ, રાખી દઢ વિશ્વાસ;
અંતર જામિ આવિયા, પલકે છોડયા પાશ.

ઢાળ—સમરણ કરતામાં, સૈરંધ્રીને સાચવીરે;
કુકર્મી કૈયા કિચકને, આપ્યો ઝાઝો ત્રાસ—દઢ૦

× [નિજામ હૈદ્રાબાદના મુલકમાં ગુલબર્ગા પાસે બેદર ગામ છે.]

સાખી—પાશ છોડયા પ્રલ્હાદના, બહુ વિધ બાંધ્યા બંધ;
ત્રાસ પમાડયો પુત્રને, અસુર હતો મતિ મંદ.
ઢાળ—ફોડી સ્થંભને, નરસિંહરૂપ ધરી પ્રભુ આવીયારે—
હિરણ્યકશીપુ સાથે, કરીયું છે યુદ્ધ દ્વંદ—દ૯૦
સાખી—દામાજી દુઃખયો બન્યો, આવ્યા કમળા કાંત;
દર્શન આપ્યું દાસને, શાહને કરીઓ શાંત—
ઢાળ—વિઠ્ઠુમહાર થઈ, નાણું ભરીને આવીયારે;
ભિડ ભક્તની જાણી, દોડયા કમળા કાંત—દ૯૦
સાખી—ગર્ભવાસ રક્ષણ કર્યું; જનમે આપ્યો અહાર;
સંકટ આવે સંતને, વિઠ્ઠલ કરે છે વહાર.
ઢાળ—એવું જાણીને સદા, ભજોને શામળારે;
બાપુ બોલે બોલે, સવ શાસ્ત્રનો સાર—દ૯૦

નાણું ભરપાયે પહોંચતાં, ત્યાંથી હુકમ છૂટયા હતા; કે 'દામાજીને બંધનથી મૂકત કરો; અને માનથી અહીં લાવો.' વિઠ્ઠુને દેખ્યા; ત્યારથી બાદશાહ બદલાઈ ગયો હતો. દામાજીને મળતાં, બાદશાહે વિઠ્ઠુની માગણી કરી. એમ કહેવાય છે કે-વીઠ્ઠુએ બાદશાહને પણ, દર્શન દીધાં હતાં. આ બધી ભગવાનના ઘરની ભુલવણી છે. સંસારડાહ્યા તો, આ બાબતમાં ભુલાજ પડે; વિજ્ઞાનવાદીઓ તો ગોથાં ખાય. કુશાગ્ર બુદ્ધિવાળા વકીલ,ડોકટરો, અને હુન્નરવાદીઓ—કળાકાર-પણ, આ ઠેકાણે ઠોકર ખાય. આપણે ઘણા કાળથી, આવી વાતો કર્યા કરીએ છીએ; તોપણ ભૂલાં પડી જઈએ છીએ; ત્યારે જેઓ કોઇક વખત નવરા થઈ ને, આ બાબતનો વિચાર કરે; તેઓ ભૂલાં પડે; તેમાં નવાઈ જેવું કાંઇ નથી.

**ભકત મકનોજી બોધ્રરાજ**—વરાડ પ્રાંતમાં ધામણગામમાં આ ભક્ત થયા હતા. તે જાતે પટેલ હતા. તેમની સ્ત્રીનું નામ મામાતાઇ હતું. તેમને એક પુત્ર અને એક પુત્રી હતાં. આ બધાં દૈવી હતાં. તેના ઘરમાં પુષ્કળ અનાજ, વસ્ત્ર અને ગાયો ભેંસો હતી. દરેક એકાદશીએ તે પંઢરપુર જઇને, ઠાકોરનાં દર્શન કરતો હતો. ચંદ્રભાગામાં સ્નાન કરતો; અને રાત્રે જાગરણ કરતો હતો. દ્વાદશીને દિવસે, ચંદ્રભાગાના તટ ઉપર, બ્રાહ્મણોને ભોજન કરાવતો હતો. 'હર હર મહાદેવ' થાય; ત્યારે તે બહુ પ્રસન્ન થતો હતો. આવું ઘણા કાળ ચાલ્યા પછી, મોટો કાળ પડયો. ઘરમાં પહોંચ્યું ત્યાંસુધી, પંઢરપુરમાં બ્રાહ્મણભોજન વિગેરે શ્રદ્ધાપૂર્વક તેણે કર્યું. એકવખત પંઢરપુર જતાં, ઘરમાંથી કાંઇ મળ્યું નહીં; ત્યારે તેણે રસ્તામાંથી લાકડાં વીણી ભારો બાંધ્યો. તે ભારો પંઢરપુરમાં વેચ્યો. ત્રણ પૈસા આવ્યા. તેમાંથી એક પૈસાના પુષ્પ અને તુલસી ઠાકોરને ધરાવ્યાં બીજો પૈસો ઠાકોરને મૂકયો. ત્રીજો પૈસો બ્રાહ્મણનું પૂજન કરી દક્ષણા આપી. વળતે દિવસે-દ્વાદશીને દિવસે વહેલા ઉઠીને, લાકડાનો ભારો લઇ આવ્યો. તે ગામમાં વેચતાં, ત્રણ પૈસા આવ્યા. તેનો લોટ લઇને, ચંદ્રભાગાને કાંઠે બ્રાહ્મણને લોટ આપવા બેઠો. પણ એકલો લોટ કોણ લે ! બપોર વટી ગયા. ભકતને ગભરામણ વધી. ઠાકોર ગરીબ બ્રાહ્મણ બનીને આવ્યા. પાછળ લક્ષ્મીજી ગરીબ બ્રાહ્મણી બનીને આવ્યાં. ચંદ્રભાગાને આરે રસોઇ બનાવી. ત્રણ પૈસાના લોટમાં, ત્રણે જમ્યાં અને વસ્તુ વધી.

ભક્તે પ્રભુને ઓળખી કાઢયા. પ્રભુએ પ્રસન્ન થઇ, દર્શન દીધાં. ધણીધણીયાણી ભક્તને કહેવા લાગ્યાં કે–"અમે મંદિરમાં સોનાને ટાટે, અનેક પકવાન જમીએ છીએ; પણ તારી બાટી જેવી મીઠાશ અમને કદિ આવી નથી. આજ તો અમે બહુ જમ્યાં; વિગેરે." પછી લક્ષ્મી ભક્તને ઘેર વસ્યાં. એક વખત એમના ખેતરની વિઘોટી પણ, પ્રભુ ભરી આવ્યા હતા. [ આવી વાતો માને કોણ? પ્રભુના ઘરના કાંઈક ઓળખીતા હોય; તે માને ]

**લક્ષ્મણ યોગી**—મધ્ય પ્રાંતમાં જી. આઈ. પી. રેલ્વેના ઈટારસી જંકશનથી એક લાઇન નીકળે છે. તે લાઇનમાં કાળાઆખર નામનું સ્ટેશન છે. ત્યાંથી થોડે દૂર 'ભડગદા' નામના નાના ગામમાં તેનો જન્મ થયો હતો. તે આહીર હતા. ભણ્યા નહોતા. ઢોર ચારતા હતા. તેમના પિતા નિર્ગુણ પંથી સાધુઓના શિષ્ય હતા. નિર્ગુણ પંથી સાધુ રામદાસની સમાધિ હોશંગાબાદમાં છે. શ્રીસિંગાજી મહારાજની સમાધિ નિમાડ જીલ્લામાં છે; ગુરૂ સાહેબની સમાધિ બેતુલ જીલ્લામાં છે. આ સંતો ભગવાનના પ્યારા હતા. તેમનાં પદો હૃદયગ્રાહી અને ભક્તિરસથી ભરપૂર હતાં. તેમના સમાધિ સ્થાનોમાં, મેળા ભરાતા હતા. આ મેળામાં લક્ષ્મણ યોગી તેમના પિતા સાથે જતા હતા. પદો સાંભળી લક્ષ્મણનું હૃદય ભરાઈ આવ્યું; 'પોતાનું કર્તવ્ય આ નથી, પણ તે છે;' એવું ભાન થયું. પછી ભયંકર વનમાં તે ફરવા લાગ્યા. સિંહ વાઘ વરૂ તેમના દોસ્ત બન્યાં. અંગ્રેજ શિકારીઓ તેને ત્યાં જોઇ, વારંવાર ચકિત થતા હતા. થોડા વરસ પહેલાંજ તેમણે સમાધિ લીધી.

**સદાશિવેંદ્રસરસ્વતી**—કાવેરી નદીના પવિત્ર કાંઠા ઉપર કરૂર ગામમાં તેમનો જન્મ, લગભગ દોઢસો વરસ ઉપર થયો હતો. કાવેરીના તટ ઉપર 'તિરૂવશનલ્લુર' નામના ગામમાં તેમનું ગુરૂકુળ હતું. ત્યાં તેમણે અભ્યાસ કર્યો હતો. તેમણે ઘરનો ત્યાગ કરી, એકાંતવાસનું સેવન કર્યું હતું. તેમણે યોગાભ્યાસ પણ કરેલો હતો. વાદવિવાદમાં બહુ કુશળ હતા. આ કુશળતા કલ્યાણમાં વિઘ્નરૂપ હોવાથી, ગુરૂ લડયા. ત્યારથી તેણે જીવનપર્યંત મોન રાખ્યું હતું. તે **करतलभिक्षातरुतलवासः** હતા. તેની ભક્તિ જોઈને, તેના ગુરૂને પોતામાં ઉણપ દેખાતી હતી. જીવન ચમત્કારોથી ભરપૂર હતું. જે નરી આંખો ગપાટા જેવુંજ લાગે. શૃંગેરીમઠના વિદ્વાન્ શંકરાચાર્ય શ્રી નૃસિંહભારતી સ્વામીજીએ, 'સદાશિવેન્દ્રસ્તુતિ' નામનું કાવ્ય લખ્યું છે. સદાશિવેંદ્રે લખેલા ગ્રન્થો બ્રહ્મતત્ત્વપ્રકાશિકા, યોગસુધાકર, ઉપનિષદ્દિપીકા, અદ્વૈતરસમંજરી, બોધાર્થ, સિદ્ધાંતકલ્પવલ્લી, આત્મવિલાસ છે. છેલ્લું પુસ્તક ઘણુંજ નાનું છે; પણ તેના પદે–પદે, અક્ષરે–અક્ષરે તેમની મસ્તી ટપકે છે. બાકીના ગ્રન્થો ગંભીર અને વિદ્વતાપૂર્ણ હૃદયથી લખાએલા છે. લ્યો થોડી પ્રસાદી આપું!

**संत्यज्य शास्त्रजालं, संव्यवहारं च सर्वतस्त्यक्त्वा ।**
**आश्रित्य पूर्णपदवी–मास्ते निष्कंपदीपवद्योगी ॥**
**वैराग्यविपुलमार्ग–विज्ञानोद्दामदीपकोद्दीप्तम् ।**
**आरुह्य तत्त्वहर्म्यं, मुक्त्या सह मोदते यतिराट् ॥**
**आशावसनो मौनी, नैराश्यालंकृतः शांतः ।**
**करतलभिक्षापात्रम्–तरुतलनिलयो मुनिर्जयति ॥**

વિગેરે—[ આ દક્ષીણ ભારતના રત્નોની વાણી ]

**અર્થ**—શાસ્ત્રજાળને તજીદઇને, સંસારના વ્યવહારથી સર્વ પ્રકારે અલગ થઇને, પૂર્ણ

પદવી પામેલો યોગી, નિષ્કંપ દીવાની માફક શોભે છે. (૧) વિજ્ઞાનરૂપી પ્રબળ દીપ વડે પ્રકાશ પામેલા વૈરાગ્યરૂપી મોટા માર્ગવાળા, તત્ત્વરૂપી મહેલમાં પહોંચીને, તે યોગીરાજ મુક્તિ સાથે આનંદ અનુભવે છે. (૨) દિશારૂપી વસ્ત્રોવાળો, ( દિગંબર ), મૌનવાળો, નૈરાશ્યથી શોભતો, શાંત, હાથ એજ જેના ભિક્ષાનાં પાત્ર છે એવો, અને વૃક્ષ નીચે વસનારો મુનિ, સદા જય પામે છે. (૩)

**મહર્ષિ રામન્**—દક્ષિણ હિંદમાં **તિરૂવનમલે** સૈકાઓ થયાં યાત્રાનું ધામ છે. ત્યાંથી થોડે દૂર થોડાં વરસોથી 'રામનામાશ્રમ' નામનું નવું સ્થાન થયું છે. ટેકરીની બરાબર દક્ષિણે, રેલ્વે સ્ટેશનથી લગભગ એક માઇલ દૂર આશ્રમ છે. ત્યાં આ મહાત્માનો વાસ છે. આ મહાત્મા તિરૂકુઝીમાં ૩૦–૧૨–૧૮૭૯ માં જન્મ્યા હતા. **आत्मवत् सर्व भूतेषु** ના સિદ્ધાંતથી, પ્રાણીમાત્રનો તેના આશ્રમમાં સત્કાર થાય છે. આશ્રમનો પ્રસિદ્ધ ભાગ તો, જે ઓરડામાં મહર્ષિ બધો વખત રહે છે તે છે. જેને જોઇએ તેને તેમાંથી અધ્યાત્મિકબળ મળી રહે છે. ત્યાંનું વાતાવરણ ઉન્નત જીવોને આનંદ આપે એવું છે. સાંજના ભજન વખતે, તે ખાસ પ્રેરણાદાયક હોય છે. ત્યાં આવનારાઓને, જીવનમાં પૂર્વે નહીં અનુભવેલા એવા પવિત્ર વિચારો પ્રગટે છે. મહર્ષિ સમર્થ વિદ્વાન્, ભક્ત અને પ્રભુનું કૃપા પાત્ર છે. હમેશાં ૪૦–૫૦ માણુસ, ત્યાં ભોજન કરતા હોય છે.

**મહાત્મા ત્યાગરાજ**—આંધ્રદેશના એક બ્રાહ્મણને ઘેર ત્યાગરાજનો જન્મ થયો હતો. તે રામચંદ્રજીના ભક્ત હતા. તે વિદ્વાન્ અને ભક્ત કવિ હતા. તેમના પદની ભાષા સ્વચ્છ, મધુર, લલિત અને રસથી પૂર્ણ છે. ભાવ ઉંચા પ્રકારના, અને ભક્તિથી પૂર્ણ હતા. અંતિમ દિવસો કાવેરીને કાંઠે પસાર કર્યા હતા.

**શ્રી કૃષ્ણમૂર્તિ**—થીઓસોફીના મંડળમાં શ્રીકૃષ્ણમૂર્તિના નામથી જે કામકાજ કરી રહ્યા છે. તે પણ દક્ષીણના ચાલાક ભાગ્યવંત પુરૂષ છે.

દક્ષિણમાં આ સિવાય અનેક ભકતો છે. થોડા ભકતોનું થોડું વર્ણન કર્યું. ભકતો ભક્તિના સ્થંભ છે. ધર્મરૂપી ધરના મોભ છે. જેમને સાચા ભક્ત થવું હોય: તેમણે આવા સાચા ભકતોનાં ચરિત્ર સાંભળવાજ જોઇએ. ભગવાનની ભક્તિ, એટલે આકાશમાં નીસરણી મુકીને, ચડવા જેવો ખેલ ! મૂર્તિઓ જે તદ્દન જડ જણાય છે; તેમાં ચેતના પૂરવા જેવો આ ખેલ છે ! સાધારણ સમજથી, આ વાત ગળે ન ઉતરે. આ વાત શ્રદ્ધાના બળથી ગળે ઉતરે. ભકતોને શ્રદ્ધા અને ભાવ-બે મુખ્ય અંગ. શ્રદ્ધા અને ભાવ, પ્રથમ સંતોમાં પ્રગટે; પછી ભગવાનમાં પ્રગટે. પહેલે પગથીએ જે ન ચડી શકે; તે બીજા પગથીએ આવી શકે નહીં.

દેશેદેશમાં અને ધર્મે ધર્મમાં, અમુક નદીયોનાં જળ પવિત્ર ગણાયાં છે. નવો જમાનો પૂછે છે કે ' વળી પાણીમાં ભેદ શું ? ' વિજ્ઞાનીઓની દૃષ્ટિએ પણ, પાણીમાં ભેદ છે. વિજ્ઞાનથી આગળ વધીએ, ત્યારે ધાર્મિક ભાવનાઓનું ભાન થાય. ધાર્મિક ભાવનાઓની સાથે રહેલું જળ, પવિત્રતા આપે. એની એ ગંગા, પણ જેણે તેને પવિત્ર માની; તેને પવિત્ર; અને જેને કાંઇ નહીં; તેને કાંઈ નહીં–સાધારણ જળ. દેશદેશમાં સમુદ્રની પવિત્રતા મનાય છે. સુધરેલા તેમ જંગલી લોકો, અમુક સમયે સમુદ્રની અમુક પ્રકારે પૂજા કરે છે. [અહીં

પૂજા એટલે માત્ર ચંદન પુષ્પથી નહીં; પણ અમુક પ્રકારનું વંદન.] જ્ઞાનથી આગળ વિજ્ઞાન; અને વિજ્ઞાનથી આગળ ધાર્મિક ભાવના. ઉપર ચોટીયું વિજ્ઞાન, નાસ્તીક બનાવે; સંપૂર્ણ વિજ્ઞાન, આસ્તીકતાનો રસ્તો શોધી આપે.

જેમ વાઇસરોયને અમુક સત્તા, તેમ ભગવાનના પાકા ભકતોને, અમુક સત્તા રહે છે, એમ હવે કહે છે—

**ઉપજાતિ.**

**देवर्षिभूताप्तनृणां पितॄणां, न किंकरो नायमृणी च राजन ॥**
**सर्वात्मना यः शरणं शरण्यं, गतो मुकुन्दं परिहृत्य कर्तम् ॥४१॥**

અર્થ—જે પુરૂષે ભેદબુદ્ધિ તજી દઈને, 'સર્વ જગત્ ભગવદ્ રૂપ છે' એવા ભાવથી શરણાંગતોનું રક્ષણ કરનાર ભગવાનનું શરણ લીધું હોય; તે પુરૂષને માથે-દેવ, ઋષિ, પ્રાણીઓ, કુટુંબ કે પિતૃઓનું ઋણ રહેતું નથી. એટલે તેને વૈશ્વદેવાદિ પંચયજ્ઞો કરવાની આવશ્યકતા રહેતી નથી. હવે પછીના જન્મમાં આપવું પડે, એવું તેમનું ઋણ પણ રહેતું નથી. [ધર્મ શાસ્ત્રની એવી આજ્ઞા છે કે-'જે પુરૂષ ભેદ બુદ્ધિ રાખે છે; અને જે પુરૂષ શ્રીહરિને શરણે ભક્ત થઈને રહેતો નથી; તે પુરૂષ, દેવ, ઋષિ, કુટુંબઆદિ સર્વનો કરજદાર છે. એટલે તે પુરૂષ કિંકરરૂપ છે. તેથી તેને પંચયજ્ઞ કરવા પડે છે. કારણકે 'પોતાથી ઉતરતા વર્ણનો માણસ, જો આપણો કરજદાર હોય; તો તેની પાસે નોકરી કરાવી, તેને કરજથી મુક્ત કરવો;' એવી પણ શાસ્ત્રની મર્યાદા છે. જેમ જ્ઞાનીને વેદવિહિત કર્મો કરવાની આવશ્યકતા નથી; તેમ પાપના નિવારણ માટે, પ્રાયશ્ચિત કરવાની પણ, આવશ્યકતા નથી. [૪૧]

૪૧ વિવેચન—

જેમ ખોડીયા અક્ષર માણસને ભૂલાં પાડે; સમજ્યા વિનાનું ધૂળધાણી કરે; તેમ આવા શ્લોકો બરાબર ન સમજાય; તો માણસો જરૂર ભૂલાં પડે. પ્રથમ તો આ છૂટ કોને માટે છે? તે બરાબર વિચારવું જોઇએ. આ છૂટ તેને માટે છે કે-**यः** જે પુરૂષ. **कर्तं परिहृत्य**-ભેદભાવને તજીને; ધુળને અને સોનાને સરખા ગણીને; મારૂં તારૂં મૂકી દઇને, **सर्वात्मना**-સર્વ જગત્ ભગવદ્રૂપ છે; એમ સમજીને, કોઇ ઠેકાણે રાગ અગર દ્વેષ કરતો નથી-તેને માટે આ છૂટ છે. એક સંપ્રદાય થયો હોય; ભગવાન્ ભજવાનેજ સૌ તેમાં ભેળા થયા હોય. ત્યાં પણ-મારા તારાના ઢગલા-ત્યાં પણ કેટલાએક મમતાના મોભ, અને

૪૧ પદચ્છેદ—**कर्तम् परिहृत्य**-ભેદ બુદ્ધિ તજી દઇને. **यः**-જે પુરૂષ. **सर्वात्मना**-સર્વ જગત્ ભગવદ્ રૂપ છે એવા ભાવથી. **शरण्यं मुकुंदं**-શરણાંગતોનું રક્ષણ કરનાર ભગવાનને. **शरणं गतः**-શરણે ગએલો છે તે. **राजन्**-હે રાજન્! **देवाश्च ऋषयश्च भूतानि च आप्ताश्च इति ये नराः तेषां पितॄणां**-દેવ, ઋષિ, પ્રાણીઓ, તથા સગા સંબંધીરૂપી જે મનુષ્યો છે-તેમનાં પિતૃઓનો. **न किंकरः**-દાસ નથી. **न अयं ऋणी च**-આ તેમનો ઋણી પણ નથી. એટલે હવે પછીના જન્મમાં કાંઇ આપવું બાકી રહેતું નથી.

અહંતાના આડસર! સાથે દ્વેષના રાફડા! એમને સર્વાત્મભાવવાળા કેમ કહેવાય ? એક આચાર્ય હોય; જગત્ જેઓશ્રીને પુષ્પે વધાવતું હોય; પણ બીજા સંપ્રદાયનું તિલક દેખે; ત્યાં તે ભડકે; તેમને સર્વાત્મભાવ ક્યાંથી હોય ! એક સાધુ, સન્યાસી, પરમહંસ અગર પાદરી હોય; પણ વૈરાગ મૂકીને, રાગમાં રમતો હોય; સેવામાં સ્ત્રિયો રહેતી હોય; તો તેને સર્વાત્મભાવ ક્યાંથી હોય ! એક મોટો પંડિત, કાશીના વિદ્વાનોની એક સભા જીતી લે; એવો ડાહ્યો હોય; પણ અભિમાને ઘેરાઇ ગયો હોય; એક બીજાનો દ્વેષ કરતો હોય; તો તેને સર્વાત્મભાવ ક્યાંથી હોય! વાઘનું ચામડું ઓઢીને શીયાળ વગડે ફરે; પણ તેથી તે વાઘ બની શકે નહીં. વિચાર કરી જોજો. પાસે પાઇ નહીં; અને 'હું મોતીશા! એમ કહેનારા, આજકાલ ઘણા છે. એટલે જેમને ભેદભાવ મટયો નથી; સર્વાત્મભાવ થયો નથી; એવા અનેક આડંબરી લોકો, જ્ઞાનભક્તિના બ્હાના નીચે, કર્તવ્યથી વિમુખ થઇ ગયા છે. કેટલાએક ડાહ્યા દિકરાઓ, સર્વાત્મભાવનો ડોળ કરીને, સ્નાન સંધ્યા પણ કરતા નથી. કેટલેએક ઠેકાણે દેવસેવાને વિદાય કરી દીધેલી હોય છે. પંચપાત્ર ત્રભાણીને નકામા ગણીને, કેટલાએકે ઉંચા મૂકી દીધાં જણાય છે. યાદ રાખવું કે-વાંચે પણ નહીં કરે વિચાર, તે સમજે નહીં **સઘળો** સાર. આ પ્રમાણે લોકો અંધારે બહુ અફળાય છે; માટે વાંચો થોડું, અને વિચારો ઘણું. યાદ રાખવું કે-'જ્યાં સુધી મારૂં તારૂં હોય; અહંતા મમતા હોય; ત્યાંસુધી સ્વધર્મનાં કર્તવ્ય કરવાંજ જોઇએ. તે સાથે એમ પણ યાદ રાખવું કે-સ્વસુખની વૃદ્ધિ, સ્વધર્મ વિના થતી નથી. જ્યાં ઉભા હો-ત્યાં, જોઇ લ્યો કે-અહીં મારૂં કર્તવ્ય શું છે-મારો સ્વધર્મ શું છે ?

**'હું શું છઉં ? હું કયાં પહોંચ્યો છઉં ? અને જ્યાં પહોંચ્યો છઉં; ત્યાં મારૂં કર્તવ્ય શું છે ?'**—એટલા ત્રણ વિચાર, આગળ વધવાની પરવાવાળાએ, વારંવાર કરવા જોઇએ. પ્રાચીન અર્વાચીન જગત્, એક અવાજે બોલે છે કે-'કર્તવ્યજ જીવને ઉન્નતિના દ્વાર ખોલી આપે છે. માટે સમજ્યા વિના કર્તવ્યથી વિમુખ થશો નહીં.

**શ્રાદ્ધ સરાવવું તે**—અહીં કથામાં આવનારાં ઘણાં ભાઇઓ અને ઘણી બ્હેનો, જ્ઞાનભક્તિનો ડોળ કરીને, મરનારની મરણતિથિએ, અને ભાદરવામાં શ્રાદ્ધ સરાવતા નથી. માત્ર જમવાનું કરે છે. અરર ! તમે તમારા બાપના નથી; તો અમારા કેમ થાઓ ? તમારી લાખોની હુંડીઓ, તે દિવસે દૂર રાખી; પ્રેમપૂર્વક તમારે શ્રાદ્ધ સરાવવા બેસવુંજ જોઇએ.

પુત્ર શા માટે ?—તે જીવતાં સેવા કરે; અને મુવા પછી મરણ તિથિને પવિત્ર દિવસ ગણી, શ્રાદ્ધાદિ સત્કર્મ કરે. જમણ કરો; તેમાં સગાં જમે; કુતરાને ભાગ મળે-ગાયને ભાગ મળે-અતિથિને અતિથિનો ભાગ મળે; પણ તેથી મરનારને શું ?-જેનું શ્રાદ્ધ તેને શું ? કારણકે મરનારને તો, પિંડ અને તર્પણની અંજળીનોજ ભાગ અપાય છે. તે તેને ન આપો; તો મરનાર ભૂખ્યોજ રહે. જાન જમે; અને વર ભૂખ્યોજ રહે ! તેના જેવું આ થાય છે. વિધવા બ્હેનોને કહું છઉં કે તમારા પતિનું શ્રાદ્ધ સરાવવા, તમારા દુર્ભાગી દિકરા નવરા ન હોય; ભાણેજ ભત્રિજા પણ એવાજ હોય; તો તમારે પોતે પવિત્ર ધોળાં વસ્ત્રો પહેરીને, બ્રાહ્મણની સામે પાટલે બેસી જવું; અને ભાવ પૂર્વક ક્રિયા કરવી. જેણે દેશનું કલ્યાણ કર્યું; તે દેશનેતાની જયંતિ દેશ ઉજવે છે; જેણે જગતને ધર્મધ્યાન આપ્યાં; તે સંતોની જયંતિઓ, ધર્મવાળાં લોકો ઉજવે છે. ત્યારે જેણે તમને જીવન આપ્યું;

જ્ઞાન આપ્યું. જે પ્રથમ ગુરૂ બન્યા; પોતે ખાધું નહીં; અને તમને ખવરાવ્યું; પોતે પહેર્યું નહીં; અને તમને પહેરાવ્યું. તમારા સુખે સુખી, અને દુઃખે દુઃખી. વળી વહુ પરણાવી દીધી. ઘરબાર આપ્યાં; તે ઉપરાંત મોટી મહેનતે મેળવેલું નાણું પણ, તમનેજ આપ્યું. તેમની જયંતિ ઉજવવા, તમે નવરા નથી ? અથવા કરો છો; તો તે નાંખી દેવા જેવું કરો છો ? આ વર્તન અમને બીલકુલ ગમતું નથી. આવી કથા કરવી; અમને ગમતી નથી. ક્રિયામાં પ્રીતિ થાય; એજ કથાનું ફળ. કથા સાંભળીને બગડી જાય છે; તે આ ! ક્રિયા વિમુખતા, એજ ભયંકર અજ્ઞાન.

શ્રાદ્ધ સરાવવાને બ્હાને, તમારા ઘરમાં સત્કર્મ થાય. તમે ઘડી બે ઘડી ધંધામાંથી મુક્ત થઇને–શાંત થઇને–પવિત્ર થઈ ને, ભગવાનની અને બ્રાહ્મણની સન્મુખ બેસો. તે વાત તમને નાની સૂની લાગે છે ! ઘરમાં ઘીનો દીવો–ધૂપ–દેવપૂજન વિગેરે થાય; તે તમારા આત્મવિકાસ માટે છે. આત્મવિકાસ આપને ગમતો નથી ? તમારા પુત્રાદિ જે નવરા હોય; તેમને નવરાવી ધોવરાવી, પવિત્ર વસ્ત્ર પહેરાવી, તમારી આસપાસ શાંતિથી બેસાડી, માળા ફેરવવા આજ્ઞા કરો; તે કામ તમને નાનું સૂનું લાગે છે ! તેમાં તમારાં ભાગ્ય દેખાતાં નથી ? આ પ્રમાણે બાળકોને પણ શુભ સંસ્કાર પડશે. બાળકો કાંઇક શીખશે; તો તેઓ તમારાં શ્રાદ્ધ, ભાવથી કરશે. શ્રાદ્ધનું પુસ્તક અહીંથી તૈયાર કર્યું છે. કીંમત માત્ર ત્રણ પાઇ છે. કાશીમાં, ગયાજીમાં અગર સિદ્ધપુરમાં સરાવ્યું હોય; તોપણ પિતાની તિથીએ અવશ્ય સરાવવું. શ્રાદ્ધમાં જમવા જમાડવાના બહુ વ્યવહાર કરવા નહીં વ્યવહારમાં ધર્મ તણાઇ જાયછે.

દેવમંદિરોએ, પૂજ્ય આચાર્યોએ, વંદનીય સાધુ સન્યાસીઓએ, તથા દરેક જાતના ગોરોએ, આળસુ લોકોને આળસ વધે; એવો ઉપદેશ કદિ આપવો નહીં; પણ આળસ તજી સ્વધર્મમાં–સ્વકર્તવ્યમાં–જોડાય: એવો ઉપદેશ આપવો. સ્વધર્મની વૃદ્ધિ કરવા માટે, બ્રાહ્મણોએ યજમાન પાસેથી, જુજ દક્ષણા લેવી. 'ક્રિયામાં બ્રાહ્મણોનો ત્રાસ વધી પડયો છે.' એમ કહીને, કેટલાએક ક્રિયાથી વિમુખ રહે છે. **ક્રિયા એજ ધર્મ. ક્રિયા વિનાનો ધર્મ; તે શેખસલ્લીની વાતો સમજવી.** આજ કાલ આવા શેકશલ્લી ઘણા છે. વાંચે છે અગર સાંભળે છે; ઉપનિષદ્ અગર ગીતા; અગર બ્રહ્મસૂત્ર; પણ તેઓ સંધ્યા કરતા નથી; માતા પિતાને નમતા નથી. બ્રાહ્મણ અગર સાધુમાં ભાવ રાખતા નથી. કાંઈ કહો–તો ખાલી બકવાદ કરવા મંડે ! સાધુ બ્રાહ્મણોએ, કંગાલોના કંગાલ મટીને–તેમની જરા જેટલી પણ, સ્પૃહા તજી દઇને, તેમને સત્ય વાત કહી દેવી. હવે પ્રમાદ ન કરાય ! સમાજ બાળક બની ગયો છે; માટે જોઇએ તેવા સારા દીવા મફત કરી આપવા.

આ બધી વાતોનો સાર એ છે કે–કર્મ માર્ગનો ત્યાગ કરનારે, પ્રથમ સર્વાત્મ ભાવનાવાળા થવું જોઈએ. એટલે પોતાના રાગ દ્વેષને શમાવી દેવા જોઈએ. મારૂંતારૂં હોય; ત્યાંસુધી સ્વધર્મ પાળવોજ જોઇએ.

ઉંચી કોટિના જીવોને કર્મમાર્ગનો ત્યાગ કરવાથી દોષ લાગતો નથી. ગીતામાં ગોવિંદ કહે છે કે–**'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज'** ॥ અને 'એમ કરવાથી તને પાપ નહીં લાગે'; એમ પણ પ્રભુ બોલ્યા છે.

નિશાળમાં મહેતાજી, સૌને આંક લખવા આપે; પણ જે મોનીટર હોય; તેને આંક

લખવાના હોય નહીં. કારણકે તેને આંક આવડે છે; અને તે બીજા છોકરાઓના લખેલા આંક તપાસી; માસ્તરને મદદગાર થાય છે. ભગવદ્ ભકતોનું પણ, કાંઇક આવું છે.

જેની પાસે ઋણ પતાવવા જેટલા પૈસા ન હોય; તે માણસે લેણદારના નોકર થઇ, –તેની નોકરી કરીને, દેવું ચૂકવવું જોઇએ. અહીં જીવ દેવ, ઋષિ અને પિતૃનો દેણદાર છે. દેવું ન ચૂકવી શકે; તો તે દેવ, ઋષિ અને પિતૃઓના નોકર થઇને, તેને રહેવું પડે.

દૃષ્ટાંન—શ્રી હરિમાં અનન્ય ભાવવાળાં મીરાં, સાસરે આવ્યાં. કુળ રીવાજ પ્રમાણે સાસુ વરઘોડીયાંને તેડીને. માતાને મંદિરે પધાર્યાં.

સાસુ—મીરાં! માતાને પગે લાગો!

મીરાં—શા માટે અહીં પગે લાગવું જોઇએ ?

સાસુ—આ આપણી કુળદેવી છે. અહીં પગે લાગો; તો તમારૂં એવાતણ અખંડ રહે ?

મીરાં—આપ પરણીને આવ્યાં; ત્યારે અહીં પગે લાગ્યાં હતાં ?

સાસુ—હા! એમાં કાંઇ છૂટકો છે ?

મીરાં—ત્યારે આપના હાથ ખાલી કાં છે ? આપનું એવાતણ કેમ ચાલ્યું ગયું ?

આમ કહેતાં વાત બગડી. સાસુ કોપ્યાં, બસ! તું આમ મને કહેનાર કોણ ?' મીરાં નવી-નવલી વહુ; રૂમઝુમ રૂમઝુમ ચાલે; અને કાલું કાલું-મીઠું મીઠું-ધીમું ધીમું-બોલે. તેના બોલ સાસુને લાગે મીઠાં મીઠાં! મીરાંએ નમ્રતા પૂર્વક સાસુને કાંઇક શાંત કર્યાં.

મીરાં—ક્ષમા કરો! ક્ષમા કરો! હું તમારા ઘરની અજાણી છઉં. અજાણ્યાને ક્ષમા કરવી; એ તો આપનો ધર્મ છે. મારી વાત તો જરા સાંભળો! હું આપની પુત્રવધુ છઉં. પુત્ર કરતાં હેતમાં વધે; તે 'પુત્રવધુ.'

આવાં મીઠાં વચનો સાંભળી, સાસુ હસી પડયાં. પછી કાંઇક સ્વસ્થ થઇને બોલ્યાં—'કહે જોઇ!' [આ મજા જોવા, સૌ સાથે છોને ? કે ઉંઘો છો ?]

મીરાં—જુઓ! હું ગીરધરલાલ સિવાય, કોઇને પગે લાગતી નથી.

આમ વાત કરે છે; ત્યાં મંદિરમાં ધડાકો થયો. સૌ જુએ છે; ત્યાં માતા અદૃશ્ય થયાં; અને બંસરીવાળાને તેની જગ્યાએ સૌએ દેખ્યો. મીરાં પગે લાગીને ઉભા થયાં; ત્યાં ફરી ધડાકો થયો. સૌએ મંદિરના ગોખ સામે જોયું; તો બંસીવાળો અદૃશ્ય થયો; અને માતાજી આવીને પોતાના સ્થાનમાં ઉભાં રહ્યાં. સૌ ચમકી ગયાં.

આવો ખટકો જેને માટે, બંસીવાળાને હોય; તે ગમે એમ કરી શકે. સૌ સરકારી નોકર, પણ રાજા મહારાજાને કાંઇ પૂછવું હોય; તો વાઇસરોય પૂછી શકે; મામલતદાર–અવલકારકુન–કે–કલેકટર પૂછી શકે નહીં. આ તો ડહાપણના કોયડા–ડાહ્યા ઉકેલે.

વાતો પંચદશીની અને ઉપનિષદ્‌ની થાય; પણ સાંભળનારાનાં તળાં તપાસો; તો તદ્દન પોગળ! ઉપર ઉપરજ દુધ–નીચે નરી મલીનતા–નરી અશ્રદ્ધા. કથાવાર્તા જેમ કલ્યાણ કરે છે; તેમ કથાવાર્તા શઠ પણ બનાવી દે છે. સમજુ સમજે; એવી આ ગુંચ છે.

ભગવાનના લાડિલા ભક્તોને પાપ માફ થાય છે; યમદેવ તેને પજવતા નથી; એમ હવે કહે છે— [ ઉપજાતિ ]

**स्वपादमूलं भजतः प्रियस्य, त्यक्तान्यभावस्य हरिः परेशः ।**
**विकर्म यच्चोत्पतितं कथंचिद्–धुनोति सर्वं हृदि संनिविष्टः ॥४२॥**

અર્થ—જેણે બીજામાં પોતાનો ભાવ તજ્યો છે; એટલે જે અનન્ય ભાવવાળો પુરૂષ છે; અથવા જેણે દેહાદિક અભિમાન તજી દીધાં છે; તે ભગવાનના ચરણકમળને ભજતા પ્રિયભક્તના, કોઇ પણ પ્રકારે થઈ ગએલા તમામ પાપને, હૃદયમાં રહેલા પુરૂષોત્તમ ભગવાન્ મટાડે છે. [૪૨]

૪૨ વિવેચન—

શાસ્ત્ર એટલે કાયદાથી વધારે ચોખવટ. કેવા ભક્તને માટે આ વાત થાય છે? તેના જવાબમાં આ શ્લોક કહે છે કે—૧ **त्यक्तान्यभावस्य**-ભગવાન સિવાય અન્યમાં જેને ભાવ નથી તે ભક્તને. ૨ **स्वपादमूलं भजतः प्रियस्य**-ભગવાનના ચરણકમળને ભજતા એવા પ્રિય ભક્તને.

સાચા સંતોની શોધ—સાચા સંતો જડવા અત્યારે બહુજ મુશ્કેલ છે. તેની શોધમાં રહીએ; તો પડયા રહીએ; એવું છે. અત્યારે સાચો સંત શામળો છે; અને સાચો ઉપદેશ સદાચાર છે. સદાચાર જેથી વધે; તે સદ્‌ગ્રન્થ છે. આ ત્રણનું સેવન વધી પડે; તો આગળ અજવાળાં આવી મળે. આથી એમ સમજવું નહીં; કે સાચા સંતો નથીજ. છે; પણ ઘણા જ થોડા. 'પુણ્યપુંજ બીનુ મીલહિ ન સંતા.' સરકારમાં જે. પી. ને અને બેરોનેટને, અમુક અમુક હક્ક હોય છે. એટલે તે સામાન્ય પ્રજા જેવા નથી. તેમનો સામાજિક મોભો વધુ ઉંચો હોય છે. ભગવાને પોતે ગીતામાં કબુલ્યું છે કે—આવો પક્ષપાત મારે ઘેર પણ છે. સાંભળો—

**समोऽहं सर्वभूतेषु, न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजंति तु मां भक्त्या, मयि ते तेषु चाप्यहम् ॥** ગીતા અ. ૯ ૨૯

જે મારા નીકટનાં સગાં હોય; તેજ મારે ઓરડે આવીને જમે; બાકી સૌ બહાર જમી જમીને ચાલ્યાં જાય. એવું કાંઇક ભગવાનના નિકટના સગા થવામાં પણ છે. દેવ-પૂજન, દેવદર્શન, કથાવાર્તા અને નામરમણ એવું કાંઈ જેઓ કરતા નથી; તેઓ ભગવાનની પરવા રાખતા નથી. તેની પરવા ભગવાન પણ રાખતા નથી. તેજ અધ્યાયમાં આગળ ૩૦ મા શ્લોકમાં, પ્રભુ એમ પણ બોલ્યા છે કે—

---

૪૨ પદચ્છેદ—**त्यक्तः अन्यस्मिन् भावः येन सः तस्य त्यक्तान्यभावस्य**-જેણે બીજામાં પોતાનો ભાવ તજ્યો છે; એટલે જે અનન્ય ભાવવાળો પુરૂષ છે તે, અથવા જેણે દેહાદિકનું અભિમાન તજી દીધું છે; તેના. **स्वपादमूलं भजतः प्रियस्य**-ભગવાનના ચરણ-કમળને ભજતા પ્રીય ભક્તના. **कथंचित् उत्पतितं यत् विकर्म तत् सर्वं**-કોઇપણ પ્રકારે થઇ ગએલા કંઇક પાપને-તમામ પાપને. **हृदि सन्निविष्टः**-હૃદયમાં રહેલા **परेशः इति हरिः**-સર્વથી શ્રેષ્ઠ એવા પુરૂષોત્તમ ભગવાન્. **धुनोति** મટાડે છે.

**अपि चेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ॥**
**साधुरेव स मंतव्यः, सम्यग्व्यवसितो हि सः ॥३०॥**

વિગેરે વિગેરે. આવા કોલકરાર પ્રભુએ અનેક ઠેકાણે કર્યા છે. પણ જે શબ્દો બહેરે કાને સંભળાય; અને લાગણી વિનાના હૃદયે અફળાય; તે શબ્દો માર્યા જાય. હજી સાંભળો દલપતરામભાઈ બોલ્યા છે કે—

"પ્રથમ પતિનાં વચનો પાળી, વિનય થકી વશ કીધો;
પછી તો જાણે, પોતે પતિને, વેચાતો કરી લીધોરે—
ઘીના ગાડવા ઘરમાં ફોડે, કોઈ ન પૂછે કયારેરે—
ધણીની માનીતી, ધારેલો અર્થ સુધારે."

જીવો કર્માધીન છે પણ કર્મ ઇશ્વરાધીન છે. ઇશ્વિરને રીજવે; તેને કર્મ બંધન કરી શકે નહીં. **प्रियस्य**—ભગવાનને જે પ્રિય છે; એવા ભકતને. **त्यक्तान्यभावस्य** નિષ્કામ ભક્ત. **विकर्म** શાસ્ત્રો વિરૂદ્ધ કાંઇ કર્મ.

સૂર્ય પ્રગટે ત્યારે અંધકાર રહે નહીં; તેમ હૃદયમાં પ્રભુ પધરાવ્યા પછી, પાપ રહે નહીં. પ્રભુ તો હૃદયમાં હતા; પણ તે નિષ્ક્રિય હતા. તેને ઉપાસના દ્વારા સક્રિય કર્યા. તેથી **निविष्टः** શબ્દને બદલે **सन्निविष्टः** શબ્દ મુકયો જણાય છે.

નવયોગેશ્વરોની કથા પૂરી થઇ. હવે નારદ વસુદેવજીને કહે છે કે—

**नारद उवाच ॥**

**धर्मान् भागवतानित्थं, श्रुत्वाथ मिथिलेश्वरः ।**
**जायन्तेयान् मुनीन् प्रीतः, सोपाध्यायो ह्यपूजयत् ॥४३॥**
**ततोऽन्तर्दधिरे सिद्धाः, सर्वलोकस्य पश्यतः ।**
**राजा धर्मानुपातिष्ठन्–नवाप परमां गतिम् ॥४४॥**

અર્થ—નારદજી કહે છે કે-મિથિલાનગરીના રાજા નિમિએ, એ પ્રમાણે ભાગવત્ સંબંધી ધર્મો સાંભળીને, રાજીથઇ, જયંતિના પુત્ર-નવ યોગેશ્વરોનું પૂજન, પોતાના ઉપાધ્યાય સહિત કર્યું. [૪૩] પછી સર્વ લોકોના દેખતાં, યોગેશ્વરો અંતર્ધ્યાન થઇ ગયા. નિમિરાજા તે ધર્મો પાળીને, પરમ ગતિને પામ્યા.

૪૩-૪૪ વિવેચન—

ચોપાઈ—પુણ્યપુંજ બીનુ મીલહી ન સંતા, સતસંગતિ સંસૃતિકરિ અંતા

આ વિવેક શીખવ્યો કોણે ? શ્રી રામે. શ્રી રામ ગાદી ઉપર બેઠા પછી, અયોધ્યામાં

૪૩ પદચ્છેદ—**मिथिलेश्वरः इत्थं भागवतान् धर्मान् श्रुत्वा**-નિમિ આ પ્રમાણે ભાગવત ધર્મોને સાંભળીને. **प्रीतः**-રાજી થએલા નિમિએ. **जयंत्याः अपत्यानि पुमांसः जायंतेयाः तान् मुनीन्**—જયંતીના પુત્રોને. **सोपाध्यायः**—ઉપાધ્યાય સહિત. **हि अपूजयत** પૂજન કર્યું. ૪૪ પદચ્છેદ—**ततः**—પછી **सर्वलोकस्य पश्यतः** સર્વ લોકોના દેખતાં. **सिद्धाः अंतर्दधिरे**-યોગેશ્વરો અંતધ્યાન થઇ ગયા. **राजा**—નિમિ. **धर्मान् उपातिष्ठन्**-તે ધર્મોને પાળીને **परमां गतिं अवाप**-પરમ ગતિને પામ્યા.

સનકાદિક પધાર્યા. [ જુઓ મોક્ષવાણી પાનુ ૬૫] સનકાદિકોને દેખી, શ્રીરામે તેમના ચરણમાં દંડવત કર્યા—

ચોપાઈ—કીન્હ દંડવત તીનિઉ ભાઇ, સહિત પવનસુત સુખ અધિકાઇ;
મુનિ રઘુપતિ છબી અતુલ વિલોકી, ભયે મગન મન સકત ન રોકી.
**શ્યામલ ગાત સરોરૂહ લોચન, સુંદરતા મંદિર ભવ મોચન.**

[ મારાં પણ ભાગ્ય છે તમે સાંભળો છો; તો તમારાં પણ ભાગ્ય છે—]

શ્યામલ ગાત સરોરૂહ લોચન, સુંદરતા મંદિર ભવ મોચન.
ઇક ટક રહે નિમેષ ન લાવહિ, પ્રભુ કર જોરે શિશ નમાવહિ.
તિનકી દશા દેખી રઘુવીરા, **સ્રવત નયન જલ પુલક શરીરા**

[ તમારે ઘેર ઘણીવાર સંત-સાધુ—બ્રાહ્મણ અગર આચાર્ય પધારતા હશે. છે આવો ભાવ ? ]

કરગ્રહી પ્રભુ મુનિવર બૈઠારે, પરમ મનોહર બચન ઉચારે,
આજ ધન્ય મેં સુનહુ મુનિશા, તુહ્મરે દરસ જાહી અઘખીશા.
**બડે ભાગ્ય પાઇએ સત્સંગા, બિનહિ પ્રયાસ હોય ભવભંગા.**

દોહરો—સંત પંથ અપવર્ગકે, કામી ભવકર પંથ.
કહહિ સંત કવિ કોવિદ, શ્રુતિપુરાણ સદ્ગ્રન્થ—સીયા૦

વિગેરે-વિગેરે. આ સોદાજ જુદા ! આ મેળાપ ! આ ભાવ ! આ લાભ ! અનેક જન્મોનાં પુણ્ય ખેંચી લાવે ! ગૃહસ્થોને ઘેર, સંત પધારે; પણ ગૃહસ્થ બાપડો માયામાં ગોથાં ખાતો હોય ! સ્રીસાથે બેઠો હોય ! બાળગોપાળને રમાડતો હોય; વેપારધંધામાં ધમાતો હોય; અથવા સગાવ્હાલામાં કુટાતો હોય. ચંદનપુષ્પ ઘરમાં ઘણાં હોય; તૈયાર હોય; પણ કરવા નવરો ન હોય. ઘરના દેવને પૂજવાની ના નથી; દેવદર્શને જવાની ના નથી; પણ ઘેર સંત પધાર્યા હોય; ત્યારે આ બે કામ, જેમ બને તેમ ટુંકાવી દેવાં જોઇએ. લાખોનો નફો મળતો હોય; ત્યારે પાઇ બે પાઇ, વીણવા ન બેસાય. તેના દૃષ્ટાંતમાં શૌનકો અને નિમિરાજા શૌનકોએ પોતાના યજ્ઞને બંધ રાખી, સુતની વાણી સાંભળી. નિમિરાજાએ પણ, પોતાનો યજ્ઞ બંધ રાખી, યોગેશ્વરોની કથા સાંભળી. યજ્ઞ કરાવનારા બ્રાહ્મણો પણ, લોભે લેવાણા હોય ! ઘમંડે ઘેરાણા હોય; તો આ રહસ્ય સમજી શકે નહીં. નિમિરાજાના યાજ્ઞિકો કેવા હતા ? તેના જવાબમાં શ્લોક કહે છે કે—**सोपाध्यायः अपूजयत्**—પોતાના ઋત્વિજો સહિત રાજાએ પૂજન કર્યું.

રાજાએ માત્ર સાંભળ્યું; એટલુંજ નહીં; પણ-રાજા-**धर्मान् उपातिष्ठन् अवाप परमां गतिं**—કહેલા ધર્મો પાળીને પરમગતિને પામ્યા.

આટલા માટેજ આપને ઘણીવાર કહુંછઉં-અગર લખુંછઉં-કે કથાવાર્તા કરી શકે; એવા પવિત્ર સાધુ બ્રાહ્મણોને અવારનવાર નોતરતા રહો. ઘણી અરજી થાય; તો સરકાર પણ મનમાન્યુ કરી આપે છે. તેમ ઘણાં આમંત્રણ થાય; તો કોઈ વખત તે અરજીઓ ઉપર 'હા'નો શેરો થઇ જાય. સંત આપણે ઘેર આવે; તેમને મળવા અનેક ગુપ્ત સંતો (સંસારીઓ) પણ, આપણે ઘેર પધારે. આપણા આંગણાં પાવન થાય. જમે તો આપણાં અન્નજળ પાવન

થાય. તેમની સેવામાં એ પૈસા વપરાય; તો આપણું ધન અને મન પાવન થાય. તેમના ચરણની સેવા કરીએ; તો આપણા હાથ પાવન થાય. આપણને સંતની ઓળખાણવાળા જાણી, યમના દૂત પણ ડરે. સંસારના ઘડી તડીના સુખમાં–પરપોટા જેવા આનંદમાં, આપણે આપણું મોંઘા મૂલનું–ફરી ન મળે એવું–ઘણું ખોઇ નાખ્યું છે. એ સમજાય; ત્યારે કલ્યાણની પરવા થાય. આ પરવાને પોષણ મળે; તો પરવા ફાલે. સંસારનો તાપ એવો સખત છે કે–કલ્યાણની પરવાને સાચવવામાં ન આવે; તો તે દિનપ્રતિદીન કરમાતી જાય.

અહલ્યાના પુત્ર શતાનંદ નિમિરાજાના યાજ્ઞિક હતા. ઇંદ્રની પુત્રી જયંતિ, ઋષભદેવને પરણી હતી. જયંતીના જે પુત્રો–તે જાયંતેયાઃ

આ સંવાદ વસુદેવને આંગણે થઇ રહ્યો છે. યાદ છે ને ? નારદે વસુદેવને આ કથા સંભળાવી. હવે આગળ કહે છે કે—

**त्वमप्येतान महाभाग, धर्मान् भागवताञ्छ्रुतान् ॥**
**आस्थितः श्रद्धया युक्तो, निःसंगो यास्यसे परम ॥४५॥**

**અર્થ—હે વસુદેવજી ! તમે પણ, આ મારી પાસેથી સાંભળેલા, ભગવત્ સંબંધી ધર્મોને, શ્રદ્ધા અને વૈરાગ્યપૂર્વક પાળશો; તો પરમ પદને પામશો. [૪૫]**

૪૫ વિવેચન—

ભગવાનના બાપાની સાથે પણ, સંત કેવો કરાર કરે છે; તે સાંભળ્યો ?–એમ કહ્યું કે–આ પ્રમાણે સાંભળેલા ભાગવત ધર્મોને **श्रद्धया युक्तः निःसंगः**–શ્રદ્ધાવાળા અને વૈરાગ્યવાળા થઇને **आस्थितः** પાળશો; તો **परं यास्यसे** મુક્તિ પામશો. સાંભળવું અને પાળવું; એવો કાયદો સૌને માટે છે. અત્યારે જગત્ સાંભળે છે ઘણું; પણ પાળતું નથી. કોલેજના એક પ્રોફેસરને અગર એક વિદ્વાન્ વિદ્યાર્થીને, નીતિનો નિબંધ લખવા આપો, તો સુંદરરીતે લખી આપશે; પણ કોલેજમાં ભણવા આવતી કન્યાઓ સામે–**દોષબુદ્ધિએ દેખે–પરાઇ દારા'**. બસ ! એ કન્યાને જોતાં, નીતિની અનેક વાતો; હૃદયમાંથી સરી પડે. પેટ ઢીલું પડી જાય છે; ત્યારે પહેરેલું ધોતીયું ઘણીવાર સરી પડે છે; તેમ હૃદય–ઢીલું પડી જાય છે; ત્યારે હૃદયમાં ધારણ કરેલી નીતિ, સરી પડે છે. કારણ એટલુંજ કે–જે બોલે છે–સાંભળે છે તેને પાળવાનો અભ્યાસ, ઘણોજ થોડો થાય છે.

હવે વસુદેવનેજ માટે, ખાસ કરીને નારદજી કહે છે—

**युवयोः खलु दम्पत्योर्–यशसा पूरितं जगत् ॥**
**पुत्रतामगमद्वां, भगवानीश्वरो हरिः ॥४६॥**

---

૪૫ પદચ્છેદ—**हे महाभाग !**–હે વસુદેવજી ! **त्वं अपि**–તમે પણ. **एतान् श्रुतान् भागवतान् धर्मान्**–આ સાંભળેલા ભાગવત ધર્મોને. **श्रद्धया युक्तः निःसंगः** શ્રદ્ધા અને વૈરાગ્ય પૂર્વક **आस्थितः**–પાળશો. **परं यास्यसे**–તો પરમપદને પામશો.

૪૬ પદચ્છેદ—**भगवान् ईश्वरः हरिः**–વિષ્ણુભગવાન્. **वां पुत्रतां अगमत्**–તમારા પુત્ર બન્યા છો. તેથી **युवयोः दंपत्योः यशसा**–આપ દંપતીના યશથી. **जगत् पूरितं**–જગત્ પુરાઇ ગએલું છે.

**दर्शनालिङ्गनालापैः, शयनासनभोजनैः ॥**
**आत्मा वां पावितः कृष्णे, पुत्रस्नेहं प्रकुर्वतोः ॥४७॥**

**અર્થ—શ્રીનારદજી આગળ કહે છે કે–આતો શાસ્ત્રની પદ્ધતિ–શાસ્ત્રના કાયદા કાનુન–તમારી પાસે કહ્યા. પણ તમે બન્ને સ્રીપુરૂષ તો, ભગવાનના સંગથીજ કૃતાર્થ થએલાં છો. વિષ્ણુ ભગવાન્ તમારા પુત્ર થઇને, જગત્‌માં આવ્યા છે; માટે તમારી કીર્તિથી સઘળું જગત્ વ્યાપ્ત થઈ રહ્યું છે. (૪૬) દર્શન, આલિંગન, ભાષણ, શયન, આસન, અને ભોજનથી, ભગવાનમાં પુત્ર-પણાનો સ્નેહ રાખવાને લીધે, તમોએ તમારા અંતઃકરણને પવિત્ર કરેલુંજ છે. (એટલે બીજાઓની પેઠે, તમારે તમારૂં અંતઃકરણ શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો પડે એમ નથી.) (૪૭)**

૪૬–૪૭ વિવેચન—

અંધારે અંધારે ગોળ ખાધો; પણ ગળપણ ચાલ્યું ગયું નહીં. કેટલીએક અભણ બ્હેનો અને અભણ ભાઇઓ, સ્તોત્રો ભજન પદ–ગોપી નાંખે છે. આ પદો કોઇ વખત તેમના મરવા વખતે; બેભાન દશામાં, મુખમાંથી સરવા માંડે છે. તે વખતે યમના દૂતો વિચાર કરે છે કે–આને પકડવામાં ભય તો નથી? તે વખતે વિષ્ણુના પાર્ષદો દોડયા આવે છે; અને યમદૂતોને હાંકી મુકે છે. બચપણમાં વેદાદિ ગોખાવી નાંખતા હતા; તેનું કારણ પણ આ છે. આવું ગોખી નાંખ્યા પછી, યોગ્ય સમય થતાં, તેના અર્થને અને રહસ્યને સમજવા પ્રયત્ન કરવો જોઇએ.

સેવાનો લાભ—હાથમાં કેસર કસ્તુરી લીધાં હોય; તો સુગંધ આપે; અને મરચાં લીધાં હોય; તો ખોં ખોં કરાવે. આ તો કેસર કસ્તુરીના બનાવનારા, જગત્ રૂપી કારખાનાના જે માલીક પોતે; તે શ્રીવસુદેવને ઘેર જન્મ્યા. તેમનાં–**दर्शनालिंगनालापैः; शयनासन-भोजनैः**–તેમનાં દર્શન, આલિંગન, ભાષણ, શયન, આસન, અને ભોજનથી, વસુદેવ દેવકીએ પુત્ર સ્નેહ કર્યો. વળી શ્રીકૃષ્ણ તે મધુર–મધુર–વસ્તુ શ્રીઆચાર્યમહાપ્રભુજી કહે છે કે—

**अधरं[1] मधुरं-[2]वदनं मधुरं, नयनं[3] मधुरं-हसितं[4] मधुरम् ॥**
**हृदयं मधुरं-गमनं[5] मधुरं, मधुराधिपते[6]रखिलं मधुरम् ॥१॥**
**वचनं मधुरं-चरितं मधुरं [7]वसनं मधुरं-वलितं[8] मधुरम् ॥**
**चलितं मधुरं-भ्रमितं[9] मधुरं, मधुराधिपतेरखिलं मधुरम् ॥२॥**
**वेणुर्मधुरो-[10]रेणुर्मधुरः, पाणिर्मधुरः[11]-पादौ[12] मधुरौ ॥**
**नृत्यं मधुरं-सख्यं मधुरं, मधुराधिपते रखिलं मधुरम् ॥३॥**

---

૪૭ પદચ્છેદ– **दर्शनालिंगनालापैः**–દર્શન, આલિંગન અને ભાષણથી. **शयना-सनभोजनैः**:–શયન, આસન અને ભોજનથી. **कृष्णे पुत्रस्नेहं प्रकुर्वतोः वां**–શ્રીકૃષ્ણમાં પુત્રરૂપે સ્નેહ રાખનારાં તમે બેઉનું. **आत्मा पावितः**–અંતઃકરણ પવિત્ર થઇ ગયું છે.

૧ નીચલો હોઠ, ૨ મુખડું ૩ આંખ ૪ હસવાની ઢબ. ૫ ચાલ ૬ મીઠાશના અધિપતિનું સઘળું મધુર. ૭ વસ્ત્ર. ૮ પાસે આવવું તે ૯ ભ્રમણ. ૧૦ ચરણરજ. ૧૧ હાથ. ૧૨ બે ચરણ.

गीतं मधुरं-पीतं मधुरं, भुक्तं मधुरं-सुप्तं मधुरं ॥
रूपं मधुरं-तिलकं मधुरं, मधुराधिपतेरखिलं मधुरं ॥४॥
[13]करणं मधुरं-[14]तरणं मधुरं, हरणं मधुरं-रमणं मधुरम् ॥
वमितं[15]मधुरं-शमितं मधुरं, मधुराधिपतेरखिलं मधुरम् ॥५॥
गुंजा मधुरा-माला मधुरा, यमुना मधुरा-वीची[16]मधुरा ॥
सलिलं[17] मधुरं-कमलं मधुरं, मधुराधिपतेरखिलं मधुरम् ॥६॥
गोपी मधुरा-लीला मधुरा, युक्तं मधुरं-मुक्तं मधुरम् ॥
दृष्टं मधुरं-[18] शिष्टं मधुरम्, मधुराधिपतेरखिलं मधुरम् ॥७॥
गोपा[19] मधुरा-गावो[20] मधुरा, [21]यष्टिर्मधुरा-[22]सृष्टिर्मधुरा ॥
दलितं मधुरं[23]-फलितं मधुरं, मधुराधिपतेरखिलं मधुरम् ॥८॥

જેને જે વ્હાલું હોય; તેનાં વખાણ, તે હરખે કરીને કરે. શ્રીઆચાર્યમહાપ્રભુજીને શ્રીકૃષ્ણ બહુ વ્હાલા. શ્રીકૃષ્ણ કેવા ?' તેનો જવાબ શ્રીવલ્લભ પ્રભુજી આપે; એવો આપણે આપી શકીએ નહીં.

રાગ હિંડોલ—ત્રિતાલ.

જાકો મન લાગ્યો નંદલાલહિં, તાહિ ઓર નહિં ભાવે હો—ટેક૦
જ્યાં મુંગો ગુડ ખાઇ અધિકરસ, સુખ સ્વાદ ન બતાવે હો—જાકો૦
જૈસે સરિતા મિલે સિંધુકો, બહુરિ પ્રવાહ ન આવે હો—જાકો૦
ऐसे **સુર** કમલલોચન તેં, ચિત્ત નહીં અનન ડોલાવે હો—જાકો૦

શ્રીકૃષ્ણની પાછળ ઘેલા બનેલા ગૌરાંગ મહાપ્રભુજી કહે છે કે—

વંશસ્થ.

श्रीकृष्णरूपादिनिषेवणं विना, व्यर्थानि मेऽहान्यखिलेंद्रियाणि च ।
पाषाणशुष्केन्धनभारकाण्यहो, बिभर्मि वा तानि कथं हतत्रपः ॥

અર્થ—શ્રીકૃષ્ણનાં રૂપાદિનાં ધ્યાનવિના, મારાં દિવસો અને અખિલ ઇંદ્રિયો (ઇંદ્રિયોનો વેપાર) વ્યર્થ છે. શ્રીકૃષ્ણના રૂપાદિના ધ્યાનવિનાના દિવસો અને ઇંદ્રિયો, મને પાષાણ અને ઇંધન જેવાં ભારરુપ લાગે છે.

કવિ ભવભૂતિ કહે છે કે—

शैवा वयं न खलु तत्र विचारणीयं, पंचाक्षरीजपपरा नितरां तथापि ।
चेतो मदीयमतसीकुसुमावभासं, स्मेराननं स्मरति गोपवधूकिशोरम् ॥

અર્થ—અમે શૈવો છઇએ. તે બાબતમાં કાંઇ વિચાર કરવા જેવું છેજ નહીં! કારણ કે અમે નિત્ય—'ॐ **नमःशिवाय**'-પંચાક્ષર મંત્રનો જપ કરનારા છઇએ. એટલે અમે નામધારી શૈવો નથી. તોપણ-સદા અતસીના પુષ્પ સરખા શ્યામ, અને મંદ મંદ હસતા મુખવાળા યશોદાના પુત્ર શ્રીકૃષ્ણને અમારૂં મન સ્મરે છે.

અરે ! એગની વાત શું કરીએ ! મોટા કવિ તો એમને ચોર કહે છે. સાંભળો--

प्रणतदुरितचौरः, पूतनाप्राणचौरः, वलयवसनचौरो, बालगोपांगनानाम् ।
नयनहृदयचोरः, पश्यतां सज्जनानां, अपहरति मनो मे, कोऽप्ययं कृष्णचौरः ॥

૧૩ કાન ૧૪ તરવું તે. ૧૫ કોગળા ૧૬ તરંગ. ૧૭. જળ. ૧૮ વિનય. ૧૯ ગોપો. ૨૦ ગાયો. ૨૧ લાકડી. ૨૨ સૃષ્ટિ. ૨૩ ભૂમિ.

આવા પુત્ર જેને ઘેર છે; એવા વસુદેવ દેવકીનાં ભાગ્યની પ્રશંસા, નારદજી કરે છે.

એક ગોપી બીજી ગોપીને કહે છે કે—

**सखि शृणु कौतुकमेकं (२) नंदनिकेतांगणे मया दृष्टं ।**
**गोधूलिधूसरांगो (२) नृत्यति वेदांतसिद्धांतः ॥**

હે સખિ! એક વાત તો સાંભળ! જેને ઋષિઓ વેદાંતનો સિદ્ધાંત કહે છે; તે સિદ્ધાંત, ગાયોની રજથી ધુસર બનેલો, નંદજીના આંગણામાં મેં જોયો.

આવા પુત્રની સેવા, વસુદેવ દેવકીને મળી; માટે નારદજી તેમની પ્રશંસા કરે છે.

સેવાધર્મ—બધા ધર્મોમાં સેવાધર્મ મોટો ગણાય છે; બધાં કર્મોમાં સેવા, મોટું કર્મ ગણાય છે; બધા જપોમાં સેવા, મોટો જપ ગણાય છે; બધાં પુણ્યોમાં સેવા, મોટું પુણ્ય ગણાય છે. શવરીની સેવા જોઇને, મતંગઋષિ મુંજાયા. મુંજાઇને એમ બોલ્યા હતા કે—'હે શવરી! તારી સેવાનો બદલો, હું નહીં આપી શકું! મારો ધણી ( રામ ) ત્રેતાના અંતમાં અહીં આવશે; તે આપશે.' આ એટલો બધો મોંઘો છતાં છાનો ધર્મ છે કે-સ્ત્રિ પતિની સાથે રહે, પણ ભાગ્ય હોય; તોજ પતિની સેવા કરતાં શીખે. પુત્રાદિ માબાપની પાસેજ રહે; પણ ભાગ્ય હોય; તોજ માબાપની સેવા કરતાં શીખે. તીર્થે તીર્થે ભટકે; પણ ઘરના દેવને ધક્કા મારે. પુત્રવધુ પાંચ કલાક નમઃશિવાયનો જપ કરે; પણ સાસુ સસરો કાંઇ કામ બતાવે; ત્યાં ફ્ફડે—કકળી ઉઠે—મોં બગાડે. સેવા વશીકરણનો મહામંત્ર છે. ખારા સરોવરને, મીઠું સાકર બનાવવાની, તેનામાં શક્તિ છે. તે ઝેરને અમૃત બનાવી શકે છે.

પુત્રાદિમાં મોહ થાય; તો બંધન થાય; પણ પુત્રાદિ દૈવીકોટિના હોય; તો તેમાં થએલો મોહ, પાવન કરે. નારદે કહ્યું કે—**वां आत्मा पावितः**-તમારૂં મન શુદ્ધ થયું છે ચિત્ત શુદ્ધ માટે, તમારે બીજો કોઈ ઉપાય કરવો પડે એમ નથી.

આ સિદ્ધાંતને હવે યુક્તિથી દઢ કરે છે—

વસંતતિલકા—

**वैरेण यं नृपतयः शिशुपालपौण्ड्र-शाल्वादयो गतिविलासविलोकनाद्यैः ॥**
**ध्यायन्त आकृतधियः शयनासनादौ, तत्साम्यमापुरनुरक्तधियां पुनः किम्॥४८॥**

અર્થ—શિશુપાળ, પૌંડ્રક, અને શાલ્વ આદિ રાજાઓ, શયન આસનાદિ ક્રિયાઓમાં, શ્રીકૃષ્ણનું વૈરભાવથી સ્મરણ કરતા હતા; તોપણ શ્રીકૃષ્ણનાં ગતિ, વિલાસ અને કટાક્ષાદિકથી જેમની બુદ્ધિ તદાકાર રહેતી હતી; એવા તેઓ, સારુપ્ય મૂક્તિને પામ્યા હતા. ત્યારે તમારા જેવા પ્રેમથી ભજનારા હોય; તેઓની તો વાતજ શી કરવાનીજ હોય. [૪૮]

---

૪૮ પદચ્છેદ—**शिशुपालश्च पौंड्रश्च शाल्वश्च ते आदयः येषु ते इति नृपतयः**- શિશુપાળ પૌંડ્રક અને શાલ્વ આદિ રાજાઓ. **शयनासनादौ**-શયન આસનાદિ ક્રિયાઓમાં **यं वैरेण ध्यायंतः**-જેનું વૈરભાવથી સ્મરણ કરતા હતા; તોપણ. **गतिश्च विलासश्च विलोकनं च तानि आद्यानि येषां ते तैः आकृताः** ( ખેંચાણી છે ) **धियः येषां ते आकृतधियः**-શ્રીકૃષ્ણનાં ગતિ વિલાસ અને જોવું-તેથી જેમની બુદ્ધિ તદાકાર થઇ હતી તે. **तत् साम्यं आपुः**-સારુપ્ય મૂક્તિને પામ્યા હતા. **अनुरक्तधियां पुनः किम्**-તમારા જેવા પ્રેમથી ભજનારા હોય; તેઓની તો શી વાતજ કરવાની હોય.

૪૮ વિવેચન--

ખેતરમાં આડા અવળા કણ પડે; પણ તેના છોડ ઉગે. વૈરભાવથી ખાતાં પીતાં-બેસતાં ઉઠતાં-ભગવાન શ્રીકૃષ્ણનું ચિંતવન કરતા હતા; તે તરી ગયા. તો પછી **अनुरक्तधियां पुनः किम्** ?-નારદજી વસુદેવજીને કહે છે કે--' તમે કે જેઓ શ્રીકૃષ્ણમાં પ્રીતિવાળા છો, તેમનું કલ્યાણ કેમ ન થાય ?-થાયજ. ( આ કૈમુત્ય ન્યાયની પદ્ધતિ છે. )

શિશુપાલાદિ પણ ડાહ્યા ડાહ્યા દરબારો હતા; મોટા રાજના ધણી હતા; પણ જીવ્યા ત્યાં સુધી, શ્રીકૃષ્ણનું રહસ્ય સમજ્યા નહીં. શ્રીકૃષ્ણને ભગવાન તરીકે માન્યાજ નહીં વ્યાસાદિ અને ભીષ્માદિ શ્રીકૃષ્ણના ચરણમાં પડતા હતા; પણ શિશુપાલાદિએ તો એમજ પોકાર્યું કે-' નહીં નમેરે નહીં નમે; સુધરેલા સજ્જન નહીં નમે !' શિશુપાલશાલ્વાદિ ચાલ્યા ગયા; પણ તેમના વંશજો હજી હૈયાત છે. તેઓ ઇશ્વરને માનતા નથી.

વિજ્ઞાન અને ઇશ્વરનું અસ્તિત્વ--આજ કાલ વિજ્ઞાનનો પ્રભાવ બહુ વધી પડયો છે; પણ તેનો લાભ લેતાં, ઇશ્વર છે કે નહીં ? એવી શંકા જ્યાં ત્યાં થઇ પડી છે. આ શંકાના નિવારણ માટે, મી. સન્ડરલેન્ડે, મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓના મત લઇને, ગયા જુલાઇમાં ' મોડર્નરીવ્યુ 'માં તે મતોને ટાંકયા હતા. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે--

જે. એસ. હોલ્ડેઇન-પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી-જડવાદના સ્વપ્નમાંથી શાસ્ત્રવેત્તાઓ જાગૃત થવા લાગ્યા છે. કારણકે તેમને ખાત્રી થઇ છે કે-પદાર્થ વિજ્ઞાન અને રસાયનવિજ્ઞાન -એ બે શાસ્ત્રો, આ વિશ્વનો કોયડો ઉકેલી શકે એમ નથી. જડસૃષ્ટિ એ ચૈતન્યમય સૃષ્ટિનું એકાંગી અથવા અધુરૂં સ્વરૂપ છે. ચિત્ સૃષ્ટિ એજ ખરી સૃષ્ટિ છે. આધુનિક વિજ્ઞાન જે દોષ કરે છે; તે એ છે કે-જીવનું પ્રથક્કરણ વિજ્ઞાનશાસ્ત્ર અથવા રસાયનશાસ્ત્ર દ્વારા કરે છે. દાખલા તરીકે આપણા શરીરને લ્યો. જો આપણે વિજ્ઞાનશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર દ્વારા આપણા શરીરનું પ્રથક્કરણ કરીએ; તો તેથી ચરબી, લોખંડ, ચુનો અને એવું બધું મળીને, ૭૩ ડોલરથી વધુ કીંમતનું નહીં થાય. તાત્પર્ય-વિશ્વનું કેંદ્ર સ્થાન જડવસ્તુ નથી; પણ મન અને પ્રેરણા એ છે. જડસૃષ્ટિ તથા ચેતનસૃષ્ટિ વચ્ચે, ઘણો મોટો અંતર છે. વિગેરે.

આર્થર એચ, કોમ્પ્ટન—પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી-આ જગત્ પોતાની મેળેજ વિકાસ પામ્યું છે; એવો મત હવે ખંડિત થઈ ચૂકયો છે. જગત્નો કાઇક હેતુ છે; અને તેની પાછળ ચૈતન્યમય શક્તિ રહેલી છે; એમ હવે કબુલ કરવું પડે છે. મનુષ્યોના વિચાર, એટલે જડ-સૃષ્ટિના નિયમને અનુસરી, અણુઓની થનાર સૃષ્ટિ, એવું સિદ્ધ થતું નથી. મનુષ્યને ઇચ્છા સ્વાતંત્ર્ય છે. આ દેહની પેલી પારના જે વિચારશક્તિ, તે તેનામાં રહેલી છે. એકાદ જડ દેહ નાશ પામે; તો પણ તેની પાછળના કાંઇક વિચાર કાયમ રહેવાનું શકય છે. વિગેરે.

રોબર્ટ એ. મીલીકન-પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી-ઇશ્વર એટલે કે ઇશ્વરનું એકાત્મક સ્વરૂપ. પૃથ્વીનો વિકાસ કરીને, તેને મનુષ્યોનું નિવાસસ્થાન બનાવી, મનુષ્યોના ગુણ સામર્થ્યનો વિકાસ કરવો; એવી જે ઇશ્વરની કલ્પના છે; તે મને ભવ્ય લાગે છે.

સર રમણ—પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી-ઉપર પ્રમાણેજ કહે છે.

**સર જેમ્સ ચીન્સ**—ગણીતશાસ્ત્રી અને ખગોળશાસ્ત્રી-જગત્ એટલે માત્ર યંત્ર નથી; એવા વિચારોના વિકાસ ઉપર, ઘણા શાસ્ત્રવેત્તાઓ એકમત થવા લાગ્યા છે. જડસૃષ્ટિ નિર્માણ કરનાર અને તેના ઉપર સત્તા ચલાવનાર મન છે; એવો મત દઢ થતો જાય છે.

માત્ર ગણિતશાસ્ત્રના વિચારો પ્રમાણે, આ જગત્ છે; એમ કહેવું તે અધુરૂં જ્ઞાન છે. વિશ્વના મૂળમાં જે તત્ત્વ છે; તે મન, ચેતન અને જ્ઞાન છે.

**ઓલ્બર્ટ આઈન્સ્ટાઇન**—ગણીતશાસ્ત્રી–ઇશ્વર ઉપર મારો વિશ્વાસ છે. આ વિશ્વની સુંદર વ્યવસ્થા, એજ ઇશ્વરનું વ્યક્ત સ્વરૂપ છે; એમ હું માનું છઉં. સૃષ્ટિના સર્વ વ્યાપારોમાંથી, સહેતુક્તા માલુમ પડે છે.

સર આર્થર એડિંગ્ટન—(ખગોળશાસ્ત્રી) જડવાદનું દીવાળું ૧૯ મા સૈકામાં નીકળી ચૂકયું હતું. જગત્ એટલે એક યંત્ર, અને તેનો ઉકેલ, જીવશાસ્ત્રવડે કરી શકાશે; એવું તે સમયે માનવામાં આવતું હતું. પરંતુ હાલના જ્ઞાનથી, ઉપરની કલ્પના ઉડાવી દેવામાં આવી છે. નવી શાસ્ત્રીય શોધો, એમ કહેવા લાગી છે કે-વિશ્વનું સ્વરૂપ ચૈતન્યથી પૂર્ણ છે. તાત્પર્ય પૂર્વે પ્રસરેલો નાસ્તીકવાદ હવે નાશ પામ્યો છે. ચૈતન્ય મહત્વની વસ્તુ છે; અને તેના ઉપર ધર્મને ઉભો કરવામાં ન આવે; તો તે ધર્મ ચાલતો નથી.

કર્ટલે એફ. મેમર-(ભૂગર્ભશાસ્ત્રી)—આ જગત્‌ને જડવાદની દૃષ્ટિથી જોવાનો સમય પહેલાં હતો. પણ હવે તો કેટલાંએક વરસોથી તેમાં પલટો થયો છે. પરમાણુઓમાં જે શક્તિનું ચલન થાય છે; તેનું સ્વરૂપ ચેતનના ક્ષેત્રમાં છે–જડના ક્ષેત્રમાં નથી; એમ હવે દિનપ્રતિદિન સિદ્ધ થતું જાય છે. જગત્ એ પ્રચંડ યંત્ર નથી; પણ પ્રચંડ વિચાર છે. ચિદ્ શક્તિ છે. સર્વ પ્રયોગો તથા સર્વ અનુભવ એમજ કહે છે કે—આ વિશ્વ ચૈતન્યમય છે; જડ નથી. મનુષ્ય માત્રને વ્યકત સ્વરૂપ આપનારી દરેક ચીજ, મારા માટે ઇશ્વર છે. શું ઇશ્વર સુંદર છે ? શું ઇશ્વર કલ્યાણપ્રદ છે ?-તેના જવાબમાં-એમ માનવુંજ પડે; કે–મનુષ્યો સુંદર અને કલ્યાણપ્રદ છે; તો પછી મનુષ્યોને નિર્માણ કરનારી શક્તિ ( ઇશ્વર ) પણ સુંદર અને કલ્યાણપ્રદ હોયજ.

આ પ્રમાણે સર ઓલીવર લોજ, અરસર ફ્રેન્સીસ યંગહસબંડ વિગેરે ૧૪ શાસ્ત્રજ્ઞોએ પણ, The great design નામના પુસ્તકમાં, ઇશ્વરના અસ્તિત્વ સંબંધી શાસ્ત્રયુક્ત વિશ્વાસ પ્રગટ કર્યો છે.

આંગળીને વેઢે આવે; એવા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ, ઇશ્વરના અસ્તિત્વ સંબંધી હા પાડે છેઃ ત્યારે તેમના નિશાળીયા–થોડું ભણીને બકવાદે ચડેલા 'ઇશ્વર એવી કોઇ વસ્તુ છે જ નહીં,' એમ કહે છે. પ્રાચીન અનેક ઋષિમુનિયો, ઇશ્વરની ઉપાસના માટે; સંસારનાં સુખને તુચ્છ સમજી, વનમાં વસતા હતા. તે પછી આવ્યા ગૌતમ અને મહાવીર; તેઓએ પણ, ઇશ્વરને ભજ્યા; અને ઇશ્વર ભજવાનો ઉપદેશ આપણને આપ્યો. ત્યારપછી શ્રી શંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય વિગેરે આચાર્યો આવ્યા; તેઓ પણ એમજ કહેતા ગયા કે--'ઇશ્વર છે; અને તેને ભજજો.' તે પછી ઉત્તરમાં—તુલસીદાસ, સુરદાસ, કબીર અને નાનક; દક્ષીણમાં--તુકારામ, નામદેવજી વિગેરે; કાઠીયાવાડમાં નરસીમહેતો, ભોજોભક્ત વિગેરે; ગુજરાતમાં દયારામ, પ્રીતમ, પ્રેમાનંદ વિગેરે; મેવાડમાં મીરાં વિગેરે—કહેતાં ગયાં કે—'ઇશ્વર છે; અને તમે ઇશ્વરને ભજજો.' મીરાં તો વળી એમ બોલ્યાં હતાં કે–

પદ.

મુખડું મેં જોયું તારૂં, જુગ સરવે થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે—મોહન તારા !
મુખડાની માયા લાગીરે—મોહન તારા !

નામદેવજીએ જડમૂર્તિને ચેતન બનાવી, દુધ પાયું; દામાજી માટે જડમૂર્તિ, વિઠુ મહાર બનીને આવી; નરસીમહેતાની હુંડી સ્વિકારી; કુંવર બાઇનું મામેરૂં પૂર્યું–આવા અનેક પડચા પ્રભુએ દેખાડયા; તોપણ દુર્જનોને મન, 'ભક્ત માત્ર ઠગ; અને ભગવાન્ એવી કોઇ વસ્તુ છેજ નહીં.' આવા દુર્જન, આપ સૌ થશો નહીં. બુદ્ધિની મલિનતાને દૂર કરી; ભક્તોનો અને ભગવાનનો સત્કાર કરજો. આપવા ન મળે; તો કાંઇ નહીં. પૂજન કરવું ન સૂઝે; તો કાંઈ નહીં; પણ નિંદા કરીને નરકે જવા જેવું તો, જરૂર કરશો નહીં. કાંઇ સારૂં ન કરી શકો; તો હરકત નહીં; પણ ખોટું કરતાં, તો જરૂર વિચાર કરજો.

શ્રી કૃષ્ણતત્ત્વને વિશેષ સ્ફુટ કરીને, માતા પિતાને બતાવે છે—

**माऽपत्यबुद्धिमकृथाः, कृष्णे सर्वात्मनीश्वरे ॥**
**मायामनुष्यभावेन, गूढैश्वर्ये परेऽव्यये ॥ ४९ ॥**
**भूभारासुरराजन्य–हन्तवे गुप्तये सताम् ॥**
**अवतीर्णस्य निर्वृत्यै, यशो लोके वितन्यते ॥५०॥**

**અર્થ:**—સર્વના આત્મા, ઇશ્વર, સર્વથી પર, અવિનાશી અને માયાને લીધે મનુષ્યભાવથી, જેમનું ઐશ્વર્ય ગુપ્ત છે; એવા શ્રી કૃષ્ણને, તમે તમારા પુત્ર ગણશો નહીં. [૪૯] પૃથ્વીના ભારરૂપ દૈત્યોરૂપી રાજાઓને મારવા, અને સત્પુરૂષોનું રક્ષણ કરવા માટે, અવતરેલા ભગવાન્ શ્રીકૃષ્ણે, કંસાદિને મારવા રૂપ જે કીર્તિ મેળવી; તે તેમના મહિમાના પ્રમાણમાં કાંઈ નથી; તોપણ મનુષ્યો તેથી આશ્ચર્ય પામી, તેમાં લોભાય છે. અને આ લોભને પરિણામે, મનુષ્યો મુક્તિ પામે છે. એટલે ભગવાનની લીલાઓનું ગાન મુક્તિ દાતા છે. [૫૦]

૪૯–૫૦ વિવેચન—

આંગણે આવે; પણ ઓળખાય નહીં; એવી આ વાત છે. તેથી એમ કહેવુંજ જોઈએ કે–આપણને અડબંગાઇ ઘણીજ છે. આપણે આપણા સાચા સ્વાર્થમાં, બહુજ પ્રમાદી છઇએ; આપણા સાચા સ્વાર્થમાં, કર્તવ્યપરાયણતા ઘણીજ ઓછી છે. જેમ મેલા થએલા ચાટલામાં, મુખ દેખાતું નથી; તેમ અત્યારે આપણે શું કરવું જોઈએ; તે આપણી

---

૪૯ પદચ્છેદ—**सर्वात्मनि ईश्वरे इति कृष्णे** સર્વના આત્મા એવા શ્રીકૃષ્ણ ભગવાનમાં. **गूढं ऐश्वर्यं यस्य सः तस्मिन् गूढैश्वर्ये**–જેનું ઐશ્વર્ય ગુપ્ત છે એવા શ્રીકૃષ્ણમાં. **मायया मनुष्यभावः तेन**–માયાથી મનુષ્ય બન્યા છે તેથી. **परे अव्यये**–સર્વથી પર અને અવિનાશી શ્રી કૃષ્ણમાં–**अपत्यबुद्धिं मा अकृथाः**–[ '**मा**'નો પ્રયોગ હોય, ત્યાં **अ** ન મુકાવો જોઇએ. છંદના મેળ માટે મૂકયો જણાય છે ] પુત્ર બુદ્ધિ કરશો નહીં.

૫૦ પદચ્છેદ–**भुवः भाररूपाः असुरराजन्याः** ( દૈત્યોરૂપી રાજાઓ ) **तेषां हंतु** ( નપુસકલિંગ–નાશ ) **तस्मै भूभा०**–પૃથ્વીના ભારરૂપ દૈત્યોરૂપી રાજાઓને મારવા માટે **सतां गुप्तये**–સત્પુરૂષોની રક્ષા કરવા માટે. અને **निर्वृत्यै**–મુક્તિ માટે; **अवतीर्णस्य यशः** અવતરેલા ભગવાનના યશ. **लोके वितन्यते** (કર્મણીરૂપ)–લોકમાં વર્ણન કરવામાં આવે છે.

મેલી બુદ્ધિમાં સ્ફુરતું નથી. આ બધા દોષનું કારણ–ઇશ્વર સંબંધી આપણું નિરીક્ષણ ઘણુંજ ઓછું છે. આપણા કલ્યાણ માટે આપણો ઉંડો વિચાર, ઘણોજ ઓછો છે. જ્યાં અસાવધ રહેવું જોઇએ; ત્યાં આપણે સાવધ રહીએ છઇએ; અને જ્યાં સાવધ રહેવું જોઇએ; ત્યાં આપણે અસાવધ રહીએ છઇએ. ભક્ત અને ભગવાનની બાબતમાં, આપણે ઘણાજ સાવધ રહેવું જોઇએ; ત્યાં આપણે ઘણાજ અસાવધ રહીએ છઇએ. કુંવરબાઇનું મામેરૂં પુરવા જતાં; ભક્ત નરશી આંગણે આવ્યા; પણ વેવાઈ સમજ્યા નહીં. ચપળ નાગરોએ પણ, નરસીને ઓળખ્યા નહીં. હુંડીવાળા ચાર જણને ભગવાન્ પોતે મળ્યા. નાણાં ચૂકવી આપ્યા; પણ તેઓ નાણામાં રહ્યા. તેમણે ભગવાનને ઓળખ્યા નહીં.

અરે ! આઘે ક્યાં જઇએ ! પતિપત્ની ૨૫–૫૦ કે ૬૦ વરસ સાથે રહે; પણ એક બીજાને ઓળખે નહીં. એકબીજાનું ઉંડું નિરીક્ષણ કરે નહીં–એકબીજાનું રહસ્ય વિચારે નહીં. પુત્રાદિ બાળક મટીને મોટાં થાય; પણ માતાપિતાનું ઉંડું નિરિક્ષણ કરે નહીં; તેમનો ઉંડો વિચાર કરે નહીં. તેમજ ડાકોરના ઠાકોરનાં સો વરસ દરસન કરે; પણ તેના ઉંડાણમાં ઉતરે નહીં. દરીએ મોતી ઘણાં; પણ મળે કોને ? ઉંડા ઉતરે તેને.

આ બધી વાતો, બહારની ઉપાધિઓમાં ઓછા અટવાય તેમને માટે છે. કુટુંબ ડાહ્યા, ગામડાહ્યા કે દેશડાહ્યા થવા દોડતા હોય; તેમને માટે નથી. પોતે પહેરેલાં વસ્ત્રો, ક્યારે નીકળી પડયાં; તે ભાન, નિશાબાજને હોતું નથી; તે પ્રમાણે માયામદિરા–સંસારમદિરા વ્યવહારમદિરા–નું પાન કરનારાં સ્ત્રી અગર પુરૂષને, પોતાનું મોંઘું–અમૂલ્ય–આયુષ્ય–ક્યાં ચાલ્યું જાય છે; તેની ખબર રહેતી નથી.

ઉપજાતિ.

દીધે કરોડો દામ, માનવ દેહ, આ મળતો નથી;
તે પણ વૃથા કહેવાય; જો હરિ ચરણમાં હળતો નથી.

તેથી આપને ઘણીવાર કહું છઉં કે—

**અમારી એક ઘડી તો, લાખેણી વહી જાય છે.**

અમે પુત્રાદિના પિતા છઇએ; માના દિકરા છઇએ; ભાઇઓના ભાઈ છઇએ; પણ હવે અમે તૈયારીના માણસ છઇએ ! હવે અમારે અને તમારે 'રામરામ' હોય ! નકામી વાતો કરવાની હોય નહીં. લૌકિક વ્યવહાર ઘણોજ ઓછો હોય !

**અમેરે પંખીડા પરમ ધામનાં, ઉંચા વ્યોમનાં વિહારી જો !**
**ઉડતા એ અલક આકાશમાં, પાંખ પ્રેમની પસારી જો !**
**અમેરે પંખિડા પરમ ધામનાં.**

ઉનાળે જેમ નદીનો પ્રવાહ સંકોચાતો જાય; તેમ તમે પણ, જો કાંઇ સમજ્યા હો; તો, તમારા સંસાર પ્રવાહને સંકોચતા રહો ! તમે ગમે તે હો; કલાકે કરોડો કમાતા હો ! પણ **તમારા વિના, સંસાર અટકી નહીં પડે**—તમારૂં કામ ઉપાડી લેનારા મળી રહેશે ! એ ચોક્કસ વાતને, હૃદયમાં ખોડતા રહો. એક શીશીમાં હવા ભરી હોય; ત્યાંસુધી પાતળું પાણી પણ, તેમાં પેસી શકતું નથી; તેમ જ્યાંસુધી તમારા મનમાં, સંસાર ભર્યો હોય; ત્યાંસુધી ભકત અને ભગવાનની વાતો, તમારા મનમાં પેસી શકશે નહીં. જેમ ઝેર પીનારને ડૉકટરો ઓકાવી નાંખે છે; તેમ સંસારથી ઝેરી બનેલા હૃદયને, વારંવાર ઓકા-

વતા રહો-વારંવાર ખંખેરતા રહો ! સ્વચ્છ થએલા ચાટલામાં મુખ દેખાય; તેમ સ્વચ્છ થએલા હૃદયમાં, ભક્ત અને ભગવાનનું રહસ્ય સ્ફુરે !

વસુદેવ અને દેવકી તો, ભાગ્યશાળી હતાં. તેથી તેમને માટે નારદ પધાર્યા. આપણે માટે કોણ ? કદિ કોઇ કહેનાર આપણને મળે; તો આપણને કોઇનામાં શ્રદ્ધા નહીં. આપણે સાંભળીએ ઘણું; પણ કોઇનું જરા જેટલું માનીએ નહીં. વિચાર કરી જોજો.

૫૦ મા શ્લોકમાં અવતારના હેતુ બતાવ્યા. બળતા ઘરમાંથી, મનુષ્યોને બચાવવા, મ્યુનીસીપાલીટી અનેક ઉપાયો કરે છે; તેમ સંસારમાં તણાતા જીવને, ભગવાન્ તરફ વાળવા, નારદાદિ અનેક ઉપાયો કરે છે.

ચોપાઇ—શ્રુતિ સિદ્ધાંત ઇહૈ ઉરગારી, સમ ભજીય સબકામ વિસારી.

જીવને વાતો કરવી બહુ ગમે છે. પણ સંસારની વાતો ન કરાય. ભગવાનની વાતો કરાય.

નારદજીનો ઉપદેશ પૂરો થયો. હવે શ્રીશુકદેવજી ઉપસંહાર કરે છે—

॥ **श्रीशुक उवाच** ॥

**एतच्छ्रुत्वा महाभागो, वसुदेवोऽतिविस्मितः ॥**

**देवकी च महाभागा, जहतुर्मोहमात्मनः ॥५१॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે—આ વાત સાંભળીને બહુજ વિસ્મય પામેલા ભાગ્યશાળી વસુદેવ, અને ભાગ્યશાળી દેવકીજીએ, પોતાનો મોહ તજી દીધો. [૫૧]

૫૧ વિવેચન—

જેમ દીવામાં મોગરા આવે; તેમ બુદ્ધિમાં માયાનો મોગરો આવે. રૂડા પુરૂષનો સમાગમ હોય; તો તે રૂડા પુરૂષ, માયાના મોગરાને કાપીને, બુદ્ધિને ઠીકઠાક કરતા રહે.

વસુદેવ પાસે નારદ પધાર્યા; તે ભગવાન્ શ્રીકૃષ્ણની પ્રેરણા સમજવી. શ્રીકૃષ્ણ નારદના કરતાં ડાહ્યા હતા; પણ માતાપિતાને પોતે ઉપદેશ ન કર્યો. ત્રીજા પુરૂષ પાસે ઉપદેશ કરાવ્યો. નિકટના સગાને જેમ અન્નનું પોષણ આપો છો; તેમ નીકટના સંબંધીઓને, ગમે તે રીતે, જ્ઞાનનું પોષણ આપતા રહો. શરીરની આરોગ્યતાનું એંધાણ ભૂખ; તેમ મનની આરોગ્યતાનું એંધાણ વૈરાગ્ય, અને સદ્બુદ્ધિ.

કેમ !—આપ સાૈ સાવધાન છોને ?—કે—ગભાને ગોળ આપ્યો; ગભે ગોળ પાડી નાંખ્યો—એવું છે ?

ચોપાઇ—જાનિય તબ મન વિરૂજ ગુંસાઇ, જબ ઉર બલ વિરાગ અધિકાઇ;
સુમતિ ક્ષુધા બાઢૈ નિત નઇ, વિષય આશ દુર્બલતા ભઇ.

અરે ! આતો રત્નો વીણી વીણીને આપું છઉં.

---

૫૧ પદચ્છેદ— **एतत् श्रुत्वा**—આ સાંભળીને. **अतिविस्मितः**—ઘણાજ વિસ્મય પામેલા. **महाभागः वसुदेवः**—મોટા ભાગ્યશાળી વસુદેવે. **महाभागा देवकी च**—મોટાં ભાગ્યશાળી દેવકીજીએ. **आत्मनः मोहं जहतुः**—પોતાના મોહને તજી દીધો.

બોલો શ્રીકૃષ્ણ ચંદ્ર દેવકી જય-હરહર મહાદેવહર-બોલો શ્રી દ્વારકાધીશકી જય; બોલો શ્રી રણછોડરાયકી જય. આ તો આપણો દૈવી મેળો! જય બોલવાની મજા, અહીંજ છે. તમારે ઘેર જઇને બોલશો-તો પાડોશી દોડયો આવશે-કે-' થયું શું?' ઘરમાં પુત્રાદિ હશે; તો ગાંડા ગણશે. માટે એક વખત સૌ પ્રેમથી બોલો-શ્રીકૃષ્ણ ચંદ્ર દેવકી જય.

મોહ છોડી દીધો—નારદજીનો ઉપદેશ સાંભળી, વસુદેવ દેવકીએ મોહ છોડી દીધો. આટલું સાંભળીને, બેસી રહેવું જોઇએ નહીં. તે સંબંધી આવો આપણે, આપણો વિચાર કરીએ! આપણને સાક્ષાત્ નારાયણ કહેવા આવ્યા હોય; તો પણ આપણે આપણો મોહ મૂકીએ નહીં. સ્ત્રી પુત્રાદિના મોહની વાત તો ઠીક; પણ એક નમાલી બીડીમાંથી કાંગલો પુરૂષ મોહ મૂકી શકતો નથી. કારણકે-આપણે મોહમાંજ મોટા થઇએ છીએ. મોહના ભયને આપણે સમજતા નથી. જેમ બાળક અંગારનો ચળકાટ દેખીને, તેને પકડવા દોડે-પરિણામનું ભાન રાખે નહીં; તેમ આપણે પણ, મોહનો ચળકાટ દેખીને, નવા નવા મોહમાં પડીએ! એક સ્ત્રી હોય; પણ કોઇ બીજી સ્ત્રી પરણાવે; તો તે પણ હા. ત્રીજી પરણાવે; તો તેની પણ ના નહીં. પછી?-કે પછી-લોહીનાં પાણી. સ્ત્રી મળ્યાં; સંસાર માંડયો. વિષય સુખ બહુ ભોગવ્યાં. બે-પાંચ-દસ દિકરા ઉભા કર્યા; પણ આપણે એમ ન સમજ્યા; કે-આ આફતો ઉભી થાય છે. આ આફતો જીવને અફાળી અફાળીને મારી નાંખે છે. ધંધામાં પણ મોહ! લાખના કરોડ કર્યા; પણ જંપીને બેઠા નહીં. સંતો મોટા એટલામાટેજ કે-મોહને દેખીને તેઓ ધ્રુજી જાય. મોહમાં રાચે નહીં. જે વસ્તુમાં મોહ થાય; તે વસ્તુને તજતા જાય. મોહ એજ ફસામણ! મોહ એજ ગુલામી! મોહ એજ પરાધીનતા! મોહ એજ મોત.

સંસારચક્રનો મોટો સુબો મોહ છે.

**तपोभिः क्षिणपापानां, शांतानां वितरागिणां ॥**
**मुमुक्षुणामपेक्षोऽय-मात्मबोधो विधियते ॥ १ ॥** (આત્મબોધ)

મોહનો કટ્ટો શત્રુ આત્મબોધ છે. વ્રત-દેવદર્શન-કથાવાર્તા વિગેરે જે કાંઇ ધર્મની ખાતર થાય છે; તે મોહને તોડવા માટેજ થાય છે. જ્યાં મોહ હોય; ત્યાં વૈરાગ્ય નહીં; અને જ્યાં વૈરાગ્ય હોય; ત્યાં મોહ નહીં. અત્યારે સોએ ૯૯ ટકા, દેવમંદિરો અને સંતો, મોહનાં ધામ બની ગયાં છે. તે ભૂલ સુધારવા જેવી છે.

ચોપાઇ—ઉસર વરસૈ તૃણ નહીં જામા, સંતહૃદય જસ ઉપજ ન કામા.

હવે યોગેશ્વરોના કથાપ્રસંગ સંબંધી કહે છે—

**इतिहासमिमं पुण्यं, धारयेद्यः समाहितः ॥**
**स विधूयेह शमलं, ब्रह्मभूयाय कल्पते ॥ ५२ ॥**
**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे पञ्चमोऽध्यायः ॥५॥**

અર્થ—જે પુરૂષ સાવધાનતાથી, આ પવિત્ર ઇતિહાસનો અભ્યાસ કરે; તે આ લોકમાંજ મોહનો નાશ કરીને, જીવતાંજ બ્રહ્મભાવને પામે. [૫૨]

૫૨ પદચ્છેદ—**यः इमं पुण्यं इतिहासं**-જે આ પવિત્ર ઇતિહાસને. **समाहितः**-સાવધાનપણાથી. **धारयेत्**-ધારણ કરે-અભ્યાસ કરે. **सः**-તે. **इह**-આ લોકમાં. **शमलं विधूय**-મોહનો નાશ કરીને. **ब्रह्मभूयाय कल्पते**-જીવતાંજ બ્રહ્મભાવને પામે છે.

૫૨ વિવેચન—

**शमलं**--ભગવાનની પ્રાપ્તિમાં વિઘ્નરૂપ-પુણ્યપાપરૂપ-જે કાંઈ આવરણ હોય તે.

નવયોગેશ્વરોનો કથાપ્રસંગ, આ સ્કંધના અ. બીજાના ૧૪ મા શ્લોકથી શરૂ થાય છે. જુઓ પાછળ મોક્ષપત્રિકાનું પાનુ ૩૪. ફ. નં. ૫.

ચાલુ વરસના વૈશાકનો પ્રથમ અંક, ત્રીજા અધ્યાયના ૪૦ મા શ્લોકથી શરૂ થાય છે. તે પૂર્વેના ફરમા ૨૪ નું પુસ્તક, બંધાવીને અપાય છે. તેની કીંમત ૧-૦-૦. પોસ્ટેજ ૦-૪-૦ છે. સાથે છ દર્શન પણ છે. તે પુસ્તક નવા ગ્રાહકોને ખાસ ઉપયોગી છે. ગાફલ રહેશો; તો તમારી પાસે એકાદશસ્કંધ અધુરો રહેશે. ફાઇલ મેળવી લ્યો ! અંકો રજળતા રાખશો નહીં. આ ન્યુસપેપર નથી. આ શાસ્ત્ર છે.

યોગેશ્વરોનો સંવાદ, એકાદશ સ્કંધના પ્રાણ સમાન છે. માટે પ્રેમે કરીને શાંતિપૂર્વક વાંચશોજી. આનો મહિમા ઘણો છે.

ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ ! બોલો શ્રી રામચંદ્ર દેવકી જય. ત્યાં આસપાસ બેઠાં હોય, તેમને સૌને ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ કહેશોજી. શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન૦

**અમદાવાદ**, મોક્ષમંદિર
આસો ૧૯૯૨. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

# એકાદશ સ્કંધ

## અધ્યાય છઠ્ઠો.

વિષય--આ અધ્યાયમાં બ્રહ્માદિદેવો, ભગવાનને સ્વધામમાં પધારવા માટે વિનંતિ કરશે. પછી ઉદ્ધવજી અધીરા થઇને, પોતાને પણ, સ્વધામમાં લઇ જવા ભગવાનને પ્રાર્થના કરશે; તે કથા કહેવામાં આવશે.

[ આ અધ્યાયથી શ્રીકૃષ્ણ તથા ઉદ્ધવની જ્ઞાનચર્ચા શરૂ થશે. અદ્ભુત વાતો સાંભળવાની મળશે. ]

દેવો શ્રીકૃષ્ણને મળવા દ્વારકા પધારે છે—

॥ **श्रीशुक उवाच** ॥

**अथ ब्रह्मात्मजैर्देवैः, प्रजेशैरावृतोऽभ्यगात् ॥**
**भवश्च भूतभव्येशो, ययौ भूतगणैर्वृतः ॥ १ ॥**
**इन्द्रो मरुद्भिर्भगवा-नादित्या वसवोऽश्विनौ ॥**
**ऋभवोऽङ्गिरसो रुद्रा, विश्वे साध्याश्च देवताः ॥ २ ॥**

---

૧ પદચ્છેદ--**अथ**-પછી. **आत्मजैः देवैः प्रजेशैः आवृतः ब्रह्मा**-સનકાદિક દેવોથી અને પ્રજાપતિઓથી વિંટાએલા બ્રહ્મા. **अभ्यगात्**-દ્વારકામાં આવ્યા. **च**-તથા. **भूतगणैः वृतः भूतभव्येशः भवः**-ભૂતગણોથી વિંટાએલા સદાશિવ.

૨ પદચ્છેદ--**मरुद्भिः भगवान् इंद्रः**-મરૂત્ દેવોથી વિંટાએલા ઇંદ્રભગવાન્. **आदित्याः**-સૂર્યો. **वसवः**-વસુઓ. **अश्विनौ**-અશ્વિની કુમારો. **ऋभवः**-ઋભુદેવો.

**गन्धर्वाप्सरसो नागाः, सिद्धचारणगुह्यकाः ॥**
**ऋषयः पितरश्चैव, सविद्याधरकिन्नराः ॥ ३ ॥**
**द्वारकामुपसंजग्मुः, सर्वे कृष्णदिदृक्षवः ॥**
**वपुषा येन भगवान्–नरलोकमनोरमः ॥**
**यशो वितेने लोकेषु, सर्वलोकमलापहम् ॥ ४ ॥**

અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે—પછી સનકાદિક દેવો, તથા પ્રજાપતિઓથી વિંટાએલા બ્રહ્મા, ભૂતના સમુહોથી વિંટાએલા ભૂતભવિષ્યના સ્વામી સદાશિવ, મરૂત્ દેવોથી વિંટાએલા મહારાજ ઈંદ્રદેવ, વસુઓ, અશ્વનીકુમારો, ઋભુ, અંગિરસ્, રૂદ્ર, વિશ્વદેવા, સાધ્યદેવો, ગંધર્વો, અપસરાઓ, નાગો, સિદ્ધો અને ચારણો, યક્ષો, ઋષિઓ, પિતૃઓ, વિદ્યાધરો તથા કિન્નરો–સઘળા દેવે, શ્રીકૃષ્ણના અંગનું દર્શન કરવાની ઇચ્છાથી, દ્વારકા ગયા; કે જે અંગથી મનુષ્યોના મનને રમાડનારા ભગવાને, સર્વલોકના પાપને મટાડનાર યશનો, લોકોમાં વિસ્તાર કર્યો હતો. [ ૧ થી ૪ ]

૧ થી ૪ વિવેચન—

જ્યાં રાજા બીરાજે: ત્યાં મોટા મોટા અમલદારો અવાર નવાર આવ્યાજ કરે. કોઇ વખત, સઘળા અમલદારો પણ ભેળા થાય બ્રહ્મા અને સદાશિવ જેવા જેમની પ્રાર્થના કરે; તે દ્વારકાનો ધણી કેવો હશે ? ગોપીકાઓ સાથે કરેલા વ્યભિચારને, આ દેવો નહીં જાણતા હોય ! સોળહજાર એકસો આઠનો પતિ, એટલે એક સાધારણ ગૃહસ્થના કરતાં પણ, વધારે વિષય લોલુપ; વળી હજારો પુત્રપૌત્રાદિનો બાપ; એવો મોટો જંજાળી આ શ્રીકૃષ્ણ ! આ વાત દેવો નહીં જાણતા હોય ! દેવો તો ભૂલા પડયા; પણ–રાજસૂયયજ્ઞમાં વ્યાસાદિ ઋષિયો ભૂલા પડયા; ભીષ્માદિ ભડવીર પણ ભૂલા પડયા. પછી ઉંચકોટિના સાધુ સન્યાસીઓ, અને એવા બીજા ત્યાગી વૈરાગી પણ, આ જંજાળી ગૃહસ્થને ભજવા લાગ્યા. ત્યારે ત્યાગી મોટા કે ગૃહસ્થ મોટા? ત્યાગી થઇને ગૃહસ્થને ભજાય ? એવી શંકા થાય. આ શંકાનું સમાધાન, ઉપર ટપકેર્થા જોતાં, એકે પક્ષના લાભમાં થયું હોય;

---

**अंगिरसः**–અંગિરસ્. **रुद्राः**–રૂદ્રો. **विश्वे**–પ્રથમાનું બહુવચન–વિશ્વદેવો. **साध्याः च देवताः**–સાધ્યદેવો

૩ પદચ્છેદ--**गंधर्वाश्च अपसरसश्च गं०**–ગધર્વો અને અપ્સરાઓ. **नागाः**–નાગો. **सिद्धचारणगुह्यकाः**–સિદ્ધો, ચારણો અને યક્ષો. **ऋषयः पितरः च एव सविद्याधरकिन्नराः** ઋષિઓ, પિતૃઓ, વિદ્યાધરો અને કિન્નરો.

૪ પદચ્છેદ--**सर्वे** ઉપર પ્રમાણે સર્વે. **कृष्णस्य दिदृक्षवः कृ०**–શ્રીકૃષ્ણના અંગને જોવાની ઇચ્છાવાળા. **नरलोकानां मनः रमयति** ( રમાડે-પ્રેરક ) **इति नरलोकमनोरमः इति भगवान्**–મનુષ્યોના મનને રમાડનાર ભગવાને. **येन वपुषा**–જે શરીરથી. **सर्वलोकस्य मलं अपहंति इति–सर्वलोकमलापहं यशः** સર્વ લોકોનાં પાપનો નાશ કરી નાંખે એવા યશને. **लोकेषु वितेने**–પરોક્ષ ભૂતળ–લોકોમાં વિસ્તાર કર્યો હતો.

તે જાણ્યું નથી. આપણે એટલું યાદ રાખવું કે-ત્યાગી હોય; અથવા ગૃહસ્થ હોય; પણ જે સમજણમાં મોટા હોય; તે મોટા. જે કામ-ક્રોધ અને લોભથી લેવાતા ન હોય તે મોટા; જે રાગદ્વેષ કરતા ન હોય; તે મોટા. જે કજીયાળા; તેતો નાનામાં નાનાં. જે કામી ક્રોધી અને લોભી, તે નાનામાં નાનાં. આવા નાનાં, ભગવાં પહેરતાં હોય; તોપણ તેમને નાનાં સમજવાં. આવાં નાનાં, મોટા આચાર્ય બનીને સોનાની પાલખીમાં બેસતા હોય; તોપણ નાનાં. આવાં નાનાં કોઈને અડકતાં દિવસમાં દસ પંદર વખત સ્નાન કરતાં હોય; તોપણ નાનાં. આવાં નાનાં દાનદક્ષણા આપતા હોય; તો પણ નાનાં.

દૃષ્ટાંત—મહાભારતમાં એક એવી વાત આવે છે કે—એક સમયે શિબિરાજા સંતોનાં દર્શને નીકળ્યા હતા. સહોત્ર રાજા સંતોનાં દર્શન કરીને પાછા આવતા હતા. બેઉના રથ સામસામા આવ્યા. બેઉએ રથમાંથી નીચે ઉતરી, એકબીજાનો સત્કાર કર્યો. તે બેઉએ દરજ્જાથી સરખા હોવાને લીધે; એક બીજાને માર્ગ આપ્યો નહી; એટલે ચીલો કાપી આપ્યો નહીં. બેઉ રથ સામસામા ઉભા રહ્યા. ચીલો કાપી આપે; તે નાનો થઇ જાય; એ ભયે, બેઉને ભડકાવ્યા. આ બેઉ ભગવાનના ભક્ત હતા. ભક્તની ચિંતા ભગવાનને ! પ્રભુ પ્રેરણાથી નારદજી ત્યાં પધાર્યા. બેઉ રાજાએ નારદજીને પ્રણામ કર્યા. અરસપરસ કુશળ પૂછ્યા પછી—

નારદજી—કેમ ! આમ રસ્તા વચ્ચે સામસામા ઉભા છો ?

બેઉ રાજા—અમે બેઉ દરજ્જામાં સરખા છઇએ. ધર્મશાસ્ત્ર કહે છે કે નાનો રાજા, મોટાને ચીલો કાપી આપે. ત્યારે અહીં નાનો કોણ થાય ! માટે બેઉ સામસામા ઉભા છઇએ.

નારદજી—પણ આનું પરિણામ શું ? બેઉરાજા—પરિણામ જે આવે તે.

નારદજી—કજીયાનું પરિણામ ક્રોધ-મારામારી વિગેરે. કજીયાનું પરિણામ બીજું કાંઈ સારૂં, તો નજ હોય ! કેમ કોઈ સારા પરિણામની રાહ જુઓ છો ?

બેઉરાજા—કજીયાનું પરિણામ સારૂં નજ હોય; એમ અમે બેઉ જાણીએ છઇએ; પણ જગતમાં અમારી આબરૂ ઘટે ને ? નાના થઇ જઇએ ને ?

નારદજી—સત્પુરૂષો તો ખળ પ્રત્યે પણ સાધુતા બતાવે છે; ત્યારે તમે સત્પુરૂષ પ્રત્યે સાધુતા બતાવી શકતા નથી ? તમારામાં જે વધારે ઉદાર ચરિત્રવાળો હોય ! ઉંચકોટિનો —કલ્યાણની પરવાળો—શ્રી હરિનો પરમભક્ત હોય; તે તુરત રસ્તો આપી દ્યો. આમ નમી પડવાથી, જગત્ તમને નિંદશે નહીં; પણ વંદશે.

આ સાંભળી બેઉરાજા એક બીજાને પ્રદક્ષણા કરવા લાગ્યા; અને ચીલો કાપીઆપી પોતાને રસ્તે ચાલ્યા ગયા. નારદજી પોતાને રસ્તે ગયા.

માટે જેની સમજણ મોટી, તે મોટો. જે લડે તે નાનામાં નાનો.

---

## ચીખલી—બીલીમોરા થઈને જવાય.

રા. રા. દયારામ ગોવિંદજી લોખંડવાળાના આગ્રહથી, કારતક સુદી ૨ સોમવારે રાત્રે, અહીંથી નીકળતી અગીઆરની લોકલમાં નીકળી, સુદી ૩ સોમવારે સવારમાં ચીખલી જશું. ત્યાં મોટો મેળાવડો છે. અનુકુળતા હોય; તેમણે પધારવું.

રે. નં. ૫૨ Registered No. B. 1434

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

તંત્રી અને પ્રકાશક-રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—અમદાવાદ.
અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] માગશર ૧૯૮૩. [અંક ૯ મો.

ખર-ખર, ખર-ખર—કારતક ગયો; અને માગશર આવ્યો. એમ આજકાલ કરતાં પેલો દિવસ પણ આવી પહોંચશે. કેમ સાવધાન છોને ? સાવધાન રહીને, વીજળી ઝબુકે, મોતી પરોવી લ્યો ! નહીં તો—

'તારા ડહાપણમાં લાગી લાહ્યરે ! ઉંઘ તને કેમ આવે ?
પાણી પહેલાં બાંધી લેને પાળરે—ઉંઘ તને કેમ આવે ?
આ તો સ્વપ્ના જેવો સંસારરે—ઉંઘ તને કેમ આવે ?

વિગેરે—વિગેરે—કહેવાનું એટલુંજ કે—સાવધાન છોને ? એમ હો—તો વાત કરીએ ! સાંભળો—

**ચીખલી**—કારતક સુદી ૨ સોમવારે રાત્રે લોકલમાં નીકળી, સવારમાં બીલીમોરા ઉતર્યા. મોટર તૈયાર હતી. ઘણા ભાઈઓ સાથે હતા. ચીખલીમાં અમરોલી નામના ભાગમાં શ્રીરણછોડરાયના મંદિરમાં મેડા ઉપર મુકામ હતો. જેવું જોઈએ તેવું મળે; તે પ્રભુ કૃપા ! શ્રીરણછોડરાય આગળ આગળ ! અને સ્થાન ઘણુંજ શાંત. ગજ્જર સુથાર ભાઈઓની જ્ઞાતિનું સંમેલન હતું. વલસાડના કેરેજ એકઝામીનર મી. રણછોડજી જીવણજી, જે આપણા માસીકના ગ્રાહક—તે ત્યાં પ્રમુખ હતા. દુધમાં સાકર મળી. જ્ઞાતિસુધારાની વાતો સાથે, ધર્મ સંબંધી વાતો પણ, થવીજ જોઈએ. જેમ એકડા વિનાનાં મીંડાં નકામાં; તેમ ધર્મને દૂર રાખી, કરેલા અનેક સુધારા—જ્યાં જુઓ ત્યાં ફીક્કા ફચ લાગે છે. દયારામ ગોવિંદજીના મોટાભાઈ—રૂગનાથજી ગોવિંદજીએ, આ કામ કરવા, અમને આ પ્રસંગે નોતર્યા હતા. અત્યારે 'સ્ત્રિઓ અને અત્યારનો સુધારો,' અને 'વર્ણવ્યવસ્થા'—આ બે પ્રશ્ન—ખાસ ચર્ચા માગે છે—ખાસ રીપેરીંગ માગે છે. ગામડાઓમાં પણ, ધર્મના આ બે થાંભલા હાલી ગયા છે. આ બે વિષયનાં પુસ્તકો વહેંચીને, તે ઉપર વ્યાખ્યાન કર્યાં. લોકો ઘણાજ ભાવિક છે. બગડયાં છે; તે ઘણાંજ થોડાં છે. જે બગડયાં નથી; તેઓ દિલાસો માગે છે સાંત્વના માગે છે—પોતાના મતને ટેકો માગે છે. હાલ વેદ ઉપનિષદોની મોટી મોટી વાતો મુલતવી રાખી, આ બે વિષયો, સમાજને બરાબર સમજાવવાની ઘણી જરૂર છે. આ બેઉ વિષયો પુસ્તકોમાં લખી આપ્યાં છે; તે જાણવાની ઇચ્છા થાય; તો તેમાંથી વાંચવું.

કારતક સુદી ૩ જે આ કામ કરીને, ચોથ બુધવારે ચીખલીનાં દેવમંદિરો અને સંત બ્રાહ્મણોનાં દર્શન કર્યા. તેમાં સંતબ્રાહ્મણ જદુરામભાઈનાં દર્શન, અમોલાં હતાં. તેમને ઘેર જતાં, પ્રથમ તો તેઓ, અમારી સામે જોઈ રહ્યા. પછી બાથ ભીડી-ભીડીને મળ્યા; અને બહુ રાજી થયા. પછી આંખમાં પ્રેમનાં આંસુ! ગદ્દગદ્દ કંઠે થોડી વાત કરીને અમને બેસાડયા. આવાં હેત તો અમને, અમારા સગાઓએ-વેવાઇઓએ કર્યા નથી. આ તો મનના સોદા! અંતરના ઉભરા! પૂર્વની પીછાણ! 'વંદન કરીએ રે-એ વિપ્રવરને.' ખુંધના બ્રાહ્મણવાસમાં બીજા બ્રાહ્મણોનાં દર્શન કર્યા. તેમનાં મકાન ઘણાં શાંત-પાછળ પગતાંશવાળાં-આસપાસ લીલોતરીવાળાં. તપ તથા સ્વાધ્યાયને માટે ઘણાંજ અનુકુળ! બુધવારે રાત્રે મોક્ષવાણીમાંથી 'કેવટ'નું વ્યાખ્યાન કર્યું. પ્રેમના કકડા! જન્મ્યા હોય; તે જાણે! સાદાસરલ ભાવિક લોકોને, સાદાસરલ ભાવિક કેવટની વાત ગમી. ગુરૂવાર રાત્રે લોકલમાં બેસી, શુક્રવારે અહીં હાજર થયા. સૌનો પ્રેમ ઘણો!



**દશમનો ત્રીજો ભાગ**—સંવત ૧૯૮૯-૯૦-૯૧ પુસ્તક નં. ૧૪-૧૫-૧૬ ત્રણ વરસની ફાઇલો, એક સાથે-કીંમત ૭-૦-૦ પોસ્ટેજ જુદું તૈયાર થાય છે. તેમાં અનુક્રમણિકા તથા સુંદર સુંદર ચિત્રો પણ છે. જોઇએ તો તુરત લખો. કારણ કે આવાં પુસ્તકો ઘણાંજ થોડાં હોય.

**દશમ વિના રહી જશો**—ડાહ્યાં હશો; ઘરમાં ધન પણ હશે; પણ પ્રમાદ કરશો; તો દશમ વિના રહી જશો. ગીતામાં ગોવિંદ ડાહ્યા ડમરા; એકાદશમાં ઉદ્ધવ સાથે પણ, ડાહ્યા ગોવિંદ; પણ દશમમાં નખરાબાજ-ઓળખ્યા ઓળખાય નહીં એવા-નાચતા કુદતા; વળી પ્રેમ રસનો સાગર! આપણે ત્યાં જે આ ટિકા થઈ છે; તે ઘણા વિસ્તારવાળી અને અજોડ છે. અત્યાર સુધી ગુજરાતી ભાષામાં ન થએલી, એવી અજોડ ટિકા, ભગવદ્ કૃપાથી બની છે. અમારૂં બળજોર નથી-અમારી એવી આવડત નથી-ડહાપણ પણ નથી. ભક્તિ નથી-જ્ઞાન નથી. આ તો પ્રભુ કૃપા થઇ છે. પ્રભુ કૃપાનાં તમે પણ ભાગીદાર થયાં છો; તો તેનો લાભ લેજો. ઘરમાં ઘરેણાંની માફક રાખવા લાયક ત્રણે ભાગ છે. આજ છે-કાલ નથી. કાલ ધન હશે; પણ નકલ નહીં હોય.

**તમે ગભરાશો નહીં**—'સ્ત્રિયો અને અત્યારનો સુધારો,' તથા 'વર્ણવ્યવસ્થા'ની ત્રીજી આવૃત્તિ ૧૨૦૦૦ નકલ બહાર પડી છે; પણ તમે ગભરાશો નહીં. માગ્યા વિના મોકલવામાં નહીં આવે. સમાજનાં આ બે મૂખ્ય અંગો, વાએ રહી ગયાં છે. તેથી સમાજ ઘણોજ પીડાય છે; અને વગોવાય છે. બ્રાહ્મણોથી અંત્યજો સુધીની દરેક જ્ઞાતિમાં, આ બે રોગ પ્રસર્યા છે. દેખતા દેખે છે; આંધળાને હજી અંધારૂં ઘબ છે. એકબીજાના ધંધામાં ઘુસવાથી, ધંધાદારીઓ બેકાર બનતા જાય છે. સ્ત્રિયો રસોડાં છોડી, નોકરી કરવા દોડી; રસોઇઆએ ખર્ચ વધારી દીધા-અને મીઠા મધુરા આનંદ સાથે તૈયાર થતાં ભોજન, જમવા જેટલાંજ રહ્યાં. રસોડેથી અન્નપૂર્ણા દેવીઓ ઉઠી ગઇ. વળી પુરૂષો બેકાર બન્યા. તેને માટે જેને ધગશ હોય; તેણે આ બે રોગની દવા કરવીજ જોઇએ. ગમે તે ધંધો કરતા હો; પણ ઉઠીને ઉભા થાઓ. જેટલું બને તેટલું રીપેરીંગ કામકાજ કરો. પ્રથમ આ પુસ્તકો વાંચીને વાકેફ થાઓ. જ્યાં જ્યાં મેળાવડા હોય; ત્યાં ત્યાં આ પુસ્તકો વહેંચીને, તે સંબંધી

બે પાંચ વાત સમાજને આપવી જોઇએ. હજી સમાજ વાળ્યો વળે એવો છે. પ્રયત્ન નથી; અને છે-તે જેવો તેવો છે. દરેક સમજુ ભાઇ બ્હેને, થોડાં પુસ્તકો પોતાના ઘરમાં, અગર ગજવામાં રાખવાંજ જોઇએ. જ્યાં જ્યાં જરૂર પડે: ત્યાં બે વાત કહીને, પુસ્તક આપવું જોઇએ. કીંમત માત્ર છ પાઇ છે. છ પાઇમાં છસો સોનામહોર જેવું કામ થાય. પરવા હોય; તો કરજોજી. જ્યાં જ્યાં સમજણના તણખા ચળકે છે; તેમને માટે આ વાતો છે. જ્યાં અંગાર, રાખ થઇ ગયો છે; તેમને કાંઇ કહેવાય એવું નથી. તેમને કાંઇક કહીએ; તો ઉલટી રાખ આંખમાં પડે. જો કાંઇ સમજ્યા હો-તો હીંમતથી અને ખંતથી પ્રચાર કામ કરો. કામ કરવાનું આ ટાણું છે.

# એકાદશ સ્કંધ

## અધ્યાય છઠ્ઠો ચાલુ.

[ ગયા અંકના ૪૦૮ પાનાથી આગળ. ]

ઉપર એમ કહ્યું કે—ત્યાગી હોય અથવા ગૃહસ્થ હોય-પણ જે સમજણમાં મોટા, તે મોટા. જે કજીયાળા-તે નાનામાં નાના. શ્રીકૃષ્ણ, જનક, વસિષ્ઠ આદિ જે સમજણમાં મોટા હતા; તે ગૃહસ્થ હતા; તોપણ હજી ભજાય છે. સાચા ત્યાગીઓજ તેમને ઓળખી શકે. ઘમંડી ત્યાગીઓના બેઉ બગડે.

લોકવાયકા છે કે—'પાખંડી પૂજાય.' ત્યારે આ કૃષ્ણ મોટો પાખંડી હશે ? આ ભાઇડાને લોકોની આંખમાં ધૂળ નાંખતાં આવડતું હશે ? મોટા દીવાને પણ, જે ન દેખે, તે આંધળો કહેવાય ! તેમ જેને જગત્ વંદે-મંદિરે મંદિરે જેમની મૂર્તિઓ બનાવીને લોકો પૂજવા લાગ્યા; હજારો વરસ થઇ ગયા, પણ જેમની જયંતિ, જગત્ ઉત્સાહપૂર્વક ઉજવે; તેમનો મહિમા જાણવાને મહેનત ન કરે; તે ગાંડો ગણાય-બેદરકાર ગણાય.

આવેલ દેવો કોણ છે; તે સંબંધી વાત કરીએ—

**સનકાદિકો**—બ્રહ્માના માનસ પુત્રો છે; તેમનાં નામ-સનક, સનંદન, સનાતન, અને સનત્કુમાર.

**મહર્ષિઓ**—સાત છે. તેઓ પણ બ્રહ્માના પુત્રો છે. તેમનાં નામ—ભૃગુ, મરીચિ, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ.

**રૂદ્રો**—અગીઆર છે. તેમનાં નામ—અજૈકપાત્, અહિર્બુધ્ન, વિરૂપાક્ષ, સુરેશ્વર, જયંત, બહુરૂપ, ત્ર્યંબક, અપરાજિત, વૈવસ્વત, સાવિત્ર અને હર (શંકર).

**વસુ**—આઠ છે. તેમનાં નામ—ધર, ધ્રુવ, સોમ, અહ અથવા વિષ્ણુ અથવા સાવિત્ર, અનિલ, અનલ, પ્રત્યુષ, અને પ્રભાસ.

**વિશ્વેદેવા**—દસ છે. તેમનાં નામ—ક્રતુ, દક્ષ, વસુ, સત્ય, કામ, કાળ, ધ્વનિ, રોચક, આદ્રવા, પુરૂરવા.

**સાધ્યદેવો** બાર છે.—મન, મંતા, પ્રાણ, નર, અપાન, વીર્યવાન, વિનિભય, નય, દંસ, નારાયણ, વૃષ, અને પ્રભુ. વિગેરે-વિગેરે.

**ભેદાભેદ**—સ્વર્ગમાં પણ ભેદાભેદ દેખાય છે. નરકમાં પણ ભેદાભેદ છે. જેમને ભેદાભેદ ગમતો નથી; અગર જેઓ ભેદાભેદનું રહસ્ય જાણતા નથી; તેઓ સ્વર્ગમાં જશે, તો ત્યાં તેમને મુંજવણ થશે; નરકમાં જશે; તો ત્યાં પણ, તેમને મુંજવણ થશે. અહીંથી ઉપડયા પહેલાં, ભેદાભેદનું રહસ્ય, તેઓ સમજી જાય; તો સારૂં. 'વર્ણવ્યવસ્થા'નું પુસ્તક અહીંથી બહાર પાડયું છે. તે કાંઇક વિશેષ ખુલાસા કરશે. તેની કીંમત માત્ર છ પાઇ. પોસ્ટેજ નવ પાઈ જુદી.

**नरलोकमनोरमः भगवान्**—જોતાંની સાથે મનડું ઘેલું થાય; એવા શ્રીકૃષ્ણ. બેદરના બાદશાહ પાસે નાણું ભરવા, વીઠું મહાર થઇને પ્રભુ આવ્યા હતા. વિઠુને દેખતાં ચિત્ત ઘેલું બન્યું. દામાજીપંતને મળતાં પણ, વિઠુની માગણી કરી. આ કથા ગયા અંકમાં છે.

મીરાંએ તો કહી દીધું હતું કે—

> 'મુખડું મેં જોયું તારૂં, જુગ સરવે થયું ખારૂં !
> મન મારૂં રહ્યું ન્યારૂંરે—મોહન તારા.'

સમ્યક્—કોઇ પણ કામ બરાબર કરવાની ટેવ આપણને નથી. કોઇ ઠેકાણે નોકર હોઇએ; તો ત્યાંથી પગાર લેવો ગમે, પણ શેઠનું કામ બરાબર કરવું ગમે નહીં. ધણી થવું ગમે; પણ ધણીયાણી કેમ રાજી રહે; તેની પરવા નહીં. ધણીયાણી થવું ગમે; પણ ધણી કેમ રાજી રહે; તે આવડે નહીં; કોઇના દિકરા થવું ગમે; તેમની મીલ્કત લેવી ગમે; પણ માબાપ કેમ રાજી રહે; તેની પરવા નહીં. દેવમંદિરે દર્શન કરવા જઇએ; ત્યાંપણ, દેવને નિરાંતે નિરખીએ નહીં. ઘેર ભાગવતની પારાયણ બેસાડીએ; પણ શાંતિથી બેસીને સાંભળતાં આવડે નહીં. શ્રીઠાકોરજીના મંદિરમાં રહીએ; દેવને પૂજીએ; પણ દેવને બરાબર ઓળખીએ નહીં. અહીં આવો છો; તોપણ કેટલાએક રખડતા–રખડતા. કેટલાએક અહીં બેઠા પછી આમતેમ જોયા કરે ! વિગેરે–વિગેરે. આ અને આવાં બીજાં બધાં, આપણી અધોગતિનાં કારણો છે. લૌકિક કામકાજ જેવાં તેવાં થશે; તો બહુ નુકશાન નહીં થાય; પણ–ભગવાનનાં દર્શન કરો; ભગવાનનાં પૂજન કરો; ભગવાનની કથા સાંભળો; ભગવાનના ભક્તોનો ભેટો થાય; ત્યારે જે કાંઈ કરો; તે બરાબર–સાવધાન રહીને–કરો. ફોટોગ્રાફરને જોયો છે ? ફોટો લેતી વખતે, તે કેવો સાવધાન હોય છે. શ્રીશુકદેવજીએ શ્રીકૃષ્ણનો ફોટો લીધો હશે. તેથી તે કહે છે કે—**नरलोकमनोरमः भगवान्**–નરલોકને સુંદર લાગે એવા ભગવાન્ ! કેટલાએકતો એમજ સમજ્યા છે કે—

> કૃષ્ણ તે કંદ કેરૂં જુમણુંરે લોલ–હરિ હૈયાના હાર મ્હારા વ્હાલા !
> વ્હાલા લાગો છો વ્રજલાડિલા ! (૨)

ભગવાનનું શરીર ભગવાનથી જુદું હશે ?—તે સંબંધમાં પંડિત વિશ્વનાથ કહે છે કે—'**देहदेहिविभागश्च नेश्वरे विद्यते क्वचित्**'–'ભગવાનમાં દેહ અને દેહી–એવો વિભાગ કદિ દેખાતો નથી.' મહાપ્રયાણ વખતે, મોક્ષપીપળે, દેહ પડયો રહ્યો, અને આત્મા ચાલ્યો ગયો; એવું બન્યું નથી.

શ્રીકૃષ્ણ માટે દશમસ્કંધમાં આપણે ઘણી વાતો કરી છે. અવકાશ લઈને સંવત ૮૩ થી ૯૧ ની મોક્ષપત્રિકાની ફાઇલ વાંચજો.

**यशः सर्वलोकमलापहम्**—સર્વ લોકના પાપને મટાડનાર ભગવાનની કીર્તિ–યશ–વખાણ–મહિમા–કથાવાર્તા. જીવને વાતો કરવી; અને વાતો સાંભળવી; બહુજ ગમે છે. એટલે જીવ જ્યારે જુઓ ત્યારે, ગમે તેની કથાવાર્તામાંજ હોય છે. મરચાનાં ખાંડનારને ખારો અનુભવ; અને શેરડીના પીલનારને મીઠો અનુભવ થાય છે. સગાવ્હાલાની વાતો–રાગદ્વેષની વાતો–કજીયાકંકાસની વાતો–જીવનું બગાડે છે; અને ભગવાનની વાતો, ભગવાનની કથાવાર્તા, જીવનું કલ્યાણ કરે છે. કલિયુગમાં મનને એકાગ્ર કરવા માટે, યોગ સમાધિ ત્વરાથી બને એમ નથી; માટે આ સરલ સાધન છે. કથાવાર્તાથી કલ્યાણ થાય કે નહીં?–તેનો જવાબ, ભાગવતમાં–પરીક્ષિત અને શ્રીશુકદેવજી આપે છે. નૈમિષારણ્યમાં શૌનકોએ સમિધવાળા યજ્ઞોને બાજુએ રાખી, સુત પાસેથી, કલિયુગના મેલને કાપે એવી ભગવાનની કથા સાંભળી.

દેવો આગળ શું કરે છે?–તે સાંભળો—

**तस्यां विभ्राजमानायां, समृद्धायां महर्द्धिभिः ॥**
**व्यचक्षतावितृप्ताक्षाः, कृष्णमद्भुतदर्शनम् ॥५॥**
**स्वर्गोद्यानोपगैर्माल्यै–श्छादयन्तो यदूत्तमम् ॥**
**गीर्भिश्चित्रपदार्थाभिस्–तुष्टुवुर्जगदीश्वरम् ॥६॥**

અર્થ—મોટી સમૃદ્ધિઓથી ભરપૂર, અને તેથી દીપી રહેલી દ્વારકામાં, જેઓનાં નેત્રોને તૃપ્તિ થતી નહતી; એવા દેવતાઓએ, અદ્‌ભુત સ્વરૂપવાળા શ્રીકૃષ્ણનું દર્શન કર્યું. [૫] સ્વર્ગની વાડીઓનાં પુષ્પોથી, શ્રીકૃષ્ણને ઢાંકી દેતા, તે દેવો, વિચિત્ર પદ અને અર્થ વાળી વાણીથી, નીચે પ્રમાણે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. [૬]

૫–૬ વિવેચન—

**દ્વારકાં**—મોટી સમૃદ્ધિઓથી દીપતી દ્વારકા; જ્યાં છપ્પનકોટિ યાદવોનો વાસ. તે દ્વારકાની વાત સાંભળી, ટાઢા પહોરના ગપ્પા જેવું લાગે. પણ અત્યારે યુરોપ અમેરિકા અને જાપાનનાં મોટા શહેરોની વાતો સાંભળીએ, અગર વાંચીએ; ત્યારે ગુજરાતના જુના નગરમાં રહેનારા આપણને, ગપ્પા જેવીજ લાગે. તે કહેનાર અગર લખનાર કોણ છે?

---

૫ પદચ્છેદ—**महत्यश्चताः ऋद्धयश्च महर्द्धयः ताभिः महर्द्धिभिः**–મોટી સમૃદ્ધિઓથી. **समृद्धायां**–ભરપુર થએલી. **तस्यां विभ्राज्यमानायां**–તે દીપી રહેલી દ્વારકામાં. **अवितृप्तानि अक्षीणि येषां ते इति अवितृप्ताक्षाः**–જેઓનાં નેત્રોને તૃપ્તિ થતી–નહોતી એવા દેવતાઓએ. **अद्भुतं दर्शनं यस्य सः इति कृष्णः तं**–અદ્‌ભુત દર્શનવાળા શ્રીકૃષ્ણને. **व्यचक्षत**–દેખ્યા–દર્શન કર્યું.

૬ પદચ્છેદ—**स्वर्गस्य उद्यानानि तेषु उपगानि तैः इति माल्यैः**–સ્વર્ગની વાડીઓમાં ઉત્પન્ન થએલાં પુષ્પોથી. **यदूत्तमं छादयंतः**–શ્રીકૃષ્ણને ઢાંકતા દેવોએ. **चित्राणि पदानि अर्थाश्च यासु ताः ताभिः गीर्भिः**–જેમાં વિચિત્ર પદ અને અથ છે એવી વાણીથી. **जगदीश्वरम् तुष्टुवुः**–શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરી.

તેની ખાત્રી હોય; તો તે વાતો, માંડ માંડ મનાય છે. હિંદુસ્તાનની બહાર પગ નહીં મુકનાર માનવીઓને, દરીયામાં દોડતી, મોટી મોટી સ્ટીમરોનો ખ્યાલ પણ, આવે નહીં. આપણું અમદાવાદ તો શું! પણ મોટું મુંબઇ નગર, દુનિયાના મોટાં નગરો પાસે, કંગાલ જેવું લાગે. સાંભળો ન્યુયોર્કની વાત કહું. તે અમેરિકા-યુનાઇટેડ સ્ટેટનું રાજધાનીનું શહેર છે. ઇ. સ. ૧૯૩૨ માં ન્યુયોર્કની વસ્તીનું માપ સીતેરલાખ છે. મનુષ્યની વૈજ્ઞાનીક બુદ્ધિએ, આ ભૂમિના ટુકડાને, દુનિયાનું એક અદ્દભુત શહેર બનાવી દીધું છે. 'વન્ડર સીટી ઓફ ધી વર્લ્ડ,' 'ફર્સ્ટ સીટી ઇન ધી વર્લ્ડ,' 'ગેટ ઓફ અમેરિકા' એવાં નામો આ નગરને મળી ચૂકયાં છે. તે નગર જોતાં, ત્યાંના લોકોની અપાર શક્તિ, તેમનાં અદ્દભુત સાહસ, મહાભારત કામ, અથાગ શ્રમ, હિંમત અને તેમની બુદ્ધિ તરી આવે છે. મોટા રસ્તાઓ ઉપર લોકોની અને વાહનોની એટલી બધી અવર જવર છે કે–તે પૂરા નહીં પડતાં, જમીનની નીચે, અને નદીઓની નીચે, મોટે ખર્ચે મોટા મોટા રસ્તાઓ કરેલા છે. આ ઉપરાંત આકાશની સાથે વાતો કરતા, અને વૈભવથી ભરેલા, અનેક ગૃહસ્થોનાં મહેલો છે. ત્રીસ, ચાલીસ અને પચાસ માળના મહેલો તો, સાધારણ છે. પણ સીત્તેર એંશી નેવુ અને એકસો બે માળનાં મકાનો અજાયબ પમાડે એવાં છે. 'એંપાયર સ્ટેટ બીલ્ડીંગ' દુનિયામાં સૌથી ઉંચામાં ઉંચું છે. એટલે ૧૨૫૦ ફીટ ઉંચું છે. તેને ૧૦૨ માળ છે. આ મકાનમાં ઉપર જવા માટે ૬૪ લીફ્ટ છે. આ મકાન સરકારી છે, અને સૌને જોવા માટે ખુલ્લું છે. આ મકાન બાંધતાં પાંચ અબજ પચાસ કરોડ ડોલરનો ખર્ચ થયો. એટલે આપણા લગભગ ચૌદઅબજ રૂપૈયા થયા.

આ સિવાય બીજા અનેક સ્થળો છે; તે જોતાં, જુની આંખે નવા ખેલ નજરે પડે. વૈભવ અને રોશની તો અજબ છે. ચીકાગો, લંડન, પારીસ, બર્લિન, મોસ્કો, ટોકીયો અને અને એવાં બીજા અનેક નગરો છે. મોટા દરીયામાં દોડતી સ્ટીમરો પણ, આપણાં નગરો જેવડી મોટી છે. તે ભર દરીએ દોડે; પણ જેટલી સગવડ આપણા ઘરમાં નહીં; તેટલી સગવડ તેમાં રહે છે.

એક મુસાફર લખે છે કે—"કૅલિફોર્નિયામાં 'લૉસ એંજલ્સ' નામના બંદરની, જે હૉટેલમાં અમે ઉતર્યાં હતા; તે હૉટેલ રાત્રે જ્યારે અમે બરાબર જોઇ; ત્યારે દિંગજ થઇ ગયા. તે હૉટેલની જમીનની અંદર બે માળ હતા. તેમાં નીચેનો માળ આખો મોટો હૉલ હતો. તે હૉલ એટલો બધો મોટો હતો કે–તેમાં આશરે ત્રણહજાર માણસો એકી વખતે ખાણું લઇ શકે. રોજ રાત્રે હજારો સ્ત્રિ પુરૂષો, આ હૉલમાં, ખાવા પીવા અને નાચવા આવતાં હતાં. તે વખતે ત્યાં સેંકડો વીજળી બત્તીઓ રાખવામાં આવતી. અમે તેમને ખાતાં પીતાં અને નાચતાં દેખ્યાં. જ્યારે તેઓ નાચતાં હતાં; ત્યારે સુંદર વાજાં વાગતાં હતાં. વાજાં વગાડનાર સુંદર સ્ત્રીઓ હતી. તેવામાં ડાન્સ બંધ થયો; અને એક સુંદર અપ્સરા જેવી સ્ત્રી, ચળકાટ મારતો પોશાક પહેરીને ત્યાં આવી; તે ઉંચા આસન ઉપર ચડીને ગાયન ગાવા તથા નાચવા લાગી. તે સુંદરી ઉપર, વીજળીની રંગ બેરંગી લાઇટો નાંખવામાં આવતી હતી. તે વખતે સ્વર્ગ ત્યાં હતું. પછી અમે લીફ્ટમાં ચડયા. તુરત લીફ્ટ ઉપર આવી. અમારા ઉતારામાં બે રૂમો અને બે બાથ રૂમો હતી. પલંગ, ગાદલાં, ઓછાડ, ઓઢવાનાં વસ્ત્રો, ઓશીકાં વિગેરે ઘણુાંજ સ્વચ્છ અને સરસ હતાં. ઠેક ઠેકાણે ઉંચી જાતના ઉનના ગલીચા પાથરેલા

હતા. બાથરૂમમાં તમામ સગવડ હતી. પીવા માટે જર્મન સીલ્વરનો પાઇપ હતો. તેમાંથી ટંડુ નીર્મળ જળ પીવા મળતું હતું. દરેક રૂમમાં રેડિયો અને ટેલિફોન પણ હતાં. અહીંની હૉટલો લાખોની નહીં; પણ કરોડોની હોય છે. અમને તો લાગ્યું કે–ઈંદ્રપૂરી જેને કહેવામાં આવે છે; તે આ દેશ છે"

**હોલીવુડ** નામનું ગામ, લૉસએંજલ્સથી ચૌદ માઇલ છે. હોલીવુડને 'સેંટર ઑફ ધી વલ્ડજ મોશન પીક્ચર ઇંડસ્ટ્રી' કહેવામાં આવે છે. સીનેમા જોનારને હોલીવુડ શબ્દ પરિચિત છે. હોલીવુડમાં સીનેમાની અનેક ફીલમો ઉતારવાની, જુદી જુદી માલિકીના સ્ટુડીયો છે. સીન લેવાના મોટા જબરા ગોડાઉન જેવા હૉલ હોય છે. અનેક રાક્ષસી વીજળી લાઇટના દીવા હોય છે. તેમાંથી જેટલી લાઇટ જોઇએ, તેટલી તેઓ લેછે. તે લોકોમાં કુદરતી બહાદુરી, ચપળતા, હોશીયારી, અને રૂપ આકર્ષક હોય છે. તેમના પોષાક મોંઘામુલા, બંધબેસતા, અને સુંદર સીલાઇના હોય છે. કામ કરવા વખતની તેમની શાંતિ, અજબ હોય છે. શાંતિમાં ઉતારેલી ફીલ્મો જગતને મુગ્ધ કરે છે.' વિગેરે વિગેરે.

આજકાલ કે પરમ દિવસ મરી જાય; એવા માનવની બુદ્ધિ, આટલું બધું કામ કરે; સ્વર્ગને પૃથ્વી ઉપર ઉતારે છે; ત્યારે શ્રીહરિની દ્વારકામાં, અજાયબ થવા જેવું શું છે? અજાયબ થવા જેવું કાંઇ ન હોય; તોપછી તે વાતને ગપોડાં નજ કહેવાય.

આટલું બરાબર સાંભળ્યું? તેમાંથી જાણવા જેવું એ છે કે–આપણને **સૌને** લૌકિક સુખ બહુજ ગમે છે. આપણો પ્રયત્ન લૌકિક સુખ માટે વિશેષ છે. પણ અમેરિકા જેવાં લૌકિક સુખ, આપણને મળી શકતાં નથી. આપણાં લૌકિક સુખ, યુરોપ અમેરિકાના લૌકિક સુખ પાસે કાંઇ નથી. આપણે આખો દિવસ કુટાઈ મરીએ; તોપણ આવાં લૌકિક સુખ આપણને મળતાં નથી. આવાં ઉંચા પ્રકારનાં લૌકિક સુખ જેમને મળે; તેઓએ એક (સુખ) તો સાધ્યું. તેઓ કદિ ભગવાનને ભૂલે! પણ આપણે નથી સંસારમાં ફાવ્યા; તેમણે બેઉ કાં બગાડવાં? એટલે–લૌકિક સુખ માટે પરવા ઓછી રાખોને, પ્રભુ ભજવા. જરા શાંતિથી સાંભળો; તો કહું કે–લૌકિક સુખ પણ ભયંકર ભુલવણી છે. તે જેમને મળ્યાં; તે ભવે ભૂલાં પડયાં છે. 'જેને પુત્રો પાંચ, પિતા તે સુખ નવ પામ્યા.' તેઓ જીવ્યા ત્યાં સુધી, લૌકિક સુખમાંજ બેસી રહ્યાં. જે બાળક રમકડામાં પ્રીતિ કરીને, માતાના ખોળામાંથી નીચે ઉતર્યો; તેણે માતાને ખોઇ. તે પ્રમાણેજ જેઓ સંસારને રમકડે રમવા લાગ્યા; તેઓએ પ્રભુને ખોયા. યાદવોને અનેક વૈભવ મળ્યા. જે વૈભવમાં રહ્યા; તે શ્રીકૃષ્ણને ઓળખી શકયા પણ નહીં. છપ્પનકોટિમાંથી ઉદ્ધવ અક્રૂર–એવા બે પાંચ–માંડ માંડ બચ્યા.

વળી બીજી વાત—વૈભવ પોતે ખોટા નથી; નકામા નથી. કદિ વૈભવ મળ્યા હોય; તો પોતે તેલ પાણી જેવા રહીને, વૈભવથી બીજાંને સુખ આપવાં; બીજાના આત્માને રાજી રાખવો. સાધુબ્રાહ્મણને ભોજન, વસ્ત્ર વિગેરે છૂટથી આપવાં. ઘેર ગાડી હોય; તો અવાર નવાર, સંતોને તેમાં બેસાડવા. વિધવાઓની અને વિદ્યાર્થીઓની વારે ચડવું. વારે ચડવાનો વિચાર થાય; ત્યારે સુપાત્ર દૂર હોય; તો દ્રવ્યને મનીઑર્ડર ઉપર ચડાવી દેવું. વિગેરે વિગેરે. આ બધાં પુણ્ય, અનેક જન્મોનાં પાપોનોનાશ કરશે; અને નવો જન્મ સુંદર રીતે ઘડી આપશે. હવે પછી જ્યાં અવતાર થશે; ત્યાં સુખનાં સાધનો હાજર હાજર રહેશે.

આ બધી વાતો, દ્વારકાના વૈભવને માટે કરી. શ્રીહરિ પોતે જ્યાં હાજર, ત્યાં અસંભવીત સંભવીત થઈને હાજર હાજર રહે. તે વખતે દ્વારકામાં ઘેર ઘેર કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણુ હતાં. રિદ્ધિ અને સિદ્ધિ દાસી બનીને રહ્યાં હતાં. દ્વારકાના પ્રાચીન ઇતિહાસ સંબંધી દશમ સ્કંધમાં, ભગવાન્ દ્વારકા પધાર્યા; ત્યારે ખુલાસો કર્યો છે. સૌરાષ્ટ્ર સંબંધી પણ વાતો કરી છે. વાંચી છે? કે હજી નવરા નથી?

**अद्भुतदर्शनं कृष्णं**—સુંદરમાં સુંદર સ્વરૂપ. જોનારની નજર ઠરી જાય એવું રૂપ. જોનારની દૃષ્ટિ, જોતાં ધરાય નહીં; એવું રૂપ. જાણે ઉપનિષદ્‌નું રહસ્ય, સાકાર બન્યું ન હોય; અથવા જેવા રૂપથી ભજે; તેવા દેખાય તે. દક્ષીણમાં દક્ષણી પાઘડીવાળા પ્રભુ—વિઠોબા; ગુજરાતમાં ગુજરાતી પાઘડીવાળા પ્રભુ રણછોયરાય; કાઠીયાવાડમાં ફટકો બાંધનારા શ્રીરણછોડરાય; મેવાડમાં મેવાડી પાઘડી બાંધનારા પ્રભુ–શ્રીનાથજીરૂપ. લાહોરમાં પંજાબી બન્યા હશે; અને બંગાળામાં બંગાળી ભગવાન્. મુસલમાનોને ત્યાં અલ્હા, અને ખ્રીસ્તિઓના દેવળમાં ગૉડ બનીને બેઠા. 'અદ્‌ભૂત' એટલે પૂર્વે બન્યું નથી; અને હવે બનવા સંભવ નથી એવું. શ્રીકૃષ્ણનો અવતાર એવો અદ્‌ભુત હતો. સામા ઉભા હોય; પણ સમજાય નહીં એવા અદ્‌ભૂત. પાસે હોય પણ પરખાય નહીં એવા અદ્‌ભૂત. નંદયશોદા ઘડીમાં પ્રભુરૂપે ભજે; અને ઘડીમાં ભૂલાં પડે. બ્રહ્મા ભૂલ્યા; ઈંદ્ર ભૂલ્યો; અને કામદેવે તો ગોથાં ખાધાં. વિગેરે-વિગેરે. દેવો આવા અદ્‌ભુત દેવનાં દર્શન કરે છે. આપણે પણ સાથે છીએ; તો પ્રેમથી પ્રણામ કરી લ્યો. 'નંદાજીનો લાલ, લાગે મને મીઠડોરે.'–'લાગે મને મીઠડોરે.'

**अवितृप्ताक्षाः**—જેઓનાં નેત્રોને, તૃપ્તિ થતી ન હતી; એવા દેવો. સુંદરી અને સંપત્તિ –એ, આંખને ખેંચ્યા કરે. એ ઠેકાણે જીવોને તૃપ્તિ ન થાય. પ્રભુકૃપા થાય; ત્યારે તે એમાં અભાવ થાય. આ એમાં અભાવ થાય; ત્યારેજ ભગવાનમાં ભાવ થાય.

ભાવવાળાએ શું કરવું?—પુષ્પે પ્રભુને વધાવવા; અને ગદ્‌ગદ્ કંઠે સ્તુતિ કરવી, સુમન એટલે પુષ્પ. મન સારૂં થાય; ત્યારેજ, શ્રીઠાકોરજી માટે, અગર પોતાના સદ્‌ગુરૂ માટે, પુષ્પો લઈ જવાની પ્રેરણા થાય. જ્યાં દર્શન કરવા જતાં હો; અને જ્યાં કથાવાર્તા સાંભળવા જતાં હો; ત્યાં રૂડે દિવસે, જરૂર સારાં પુષ્પો લઇને જવું. દેવને અને દેવ જેવાં મનુષ્યોને, પુષ્પો આપવાં. ખીલ્યાં તે કરમાયજ. નાશ પણ પામે; પણ ખીલ્યાં તે દર્મીયાન, શ્રીહરિને તે ધર્યાં; તો તે પુષ્પોની પણ સફળતા છે. આ બધું સુમન–સારૂં મન-હોય; તો થાય. પુષ્પ ધરવાથી–મન સફળ, ધન સફળ અને તન પણ સફળ. વળી ખર્ચ કાંઈ નહીં.

દેવો ગદ્‌ગદ્ વાણીથી શું બોલ્યા તે સાંભળો— રાગ–ઉપજાતિ.

॥ **देवा ऊचुः** ॥

**नताः स्म ते नाथ पदारविन्दं, बुद्धीन्द्रियप्राणमनोवचोभिः ॥**
**यच्चिन्त्यतेऽन्तर्हृदि भावयुक्तैर्–मुमुक्षुभिः कर्ममयोरुपाशात् ॥७॥**

૭ પદચ્છેદ—**हे नाथ!**- હે પ્રભુ! **ते पदारविंदं**-આપનું ચરણકમળ. **कर्मणः विकारः कर्ममयः, कर्ममयश्चासौ उरुपाशश्च तस्मात् क०**-કર્મરૂપી મોટા બંધનમાંથી. **मोक्तुं इच्छवः मुमुक्षवः तैः इति भावयुक्तैः**-છૂટવાને ઇચ્છતા ભાવવાળા પુરૂષોથી. **यत्**-જે. **अंतर्हृदि चिंत्यते**-અંતઃકરણમાં ચિંતવાય છે. **तत् प०**-તે ચરણકમળને. **बुद्धिश्च इंद्रियाणि च प्राणाश्च मनश्च वचश्च बु००० वचांसि तैः**-બુદ્ધિ, ઈંદ્રિય, પ્રાણ, મન અને વચનથી. **नताः स्म**-નમીએ છીએ.

અર્થ—દેવતાઓ સ્તુતિ કરે છે કે-'આપનું ચરણકમળ કે જેને, કર્મ રૂપી મોટા બંધનમાંથી છૂટવાને ઈચ્છતા, ભાવવાળા પુરૂષો, પોતાના અંતઃ-કરણમાં ભાવથી ચિંતવે છે. તે ચરણકમળને અમો, બુદ્ધિ, ઇંદ્રિય, પ્રાણ, મન અને વચનથી નમીએ છીએ. (૭).

૭ વિવેચન—

ભયંકર અપરાધી પણ, રાજાને નમી પડવાથી, બચી જાય; તેમ ભયંકર પાપી પણ, પ્રભુને નમી પડવાથી બચી ગયા છે.

**बुद्धीन्द्रियप्राणमनोवचोभिः**—બુદ્ધિ, ઇંદ્રિય, પ્રાણ, મન અને વાણી સહિત. એટલે તે તમામને સંયમમાં રાખીને; આપને પ્રણામ કરૂં છઉં. પોતાનાં હથિમાર નમાવીને નમવું; તે નમન કહેવાય. બુદ્ધિ આદિ જેમ ડાહ્યાં છે; તેમ ગાંડા થતાં પણ વાર લગાડે એવાં નથી. તે ડાહ્યાં થાય; તો મુક્તિ અનાયાસે મળે; અને તે ગાંડા થાય; તો અનેક જન્મ લેવરાવે. 'તે તમામ પરિવારને કબજે કરીને-વશ રાખીને-અમે આપને પ્રણામ કરીએ છીએ;' એમ દેવ બોલ્યા. કાંઈ મુદ્દાની વાત હોય; તો શાંત થયા વિના આપણે સાંભળતા નથી; તેમ સામાને શાંત થયા પહેલાં, આપણે આપણી વાત તેમને કહેતા નથી. કરોડો અબજો મુદ્દાઓનો મુદ્દો શ્રીહરિ છે; માટે શ્રીહરિનાં દર્શન કરતાં; પૂજન કરતાં, અગર શ્રીહરિ સંબંધી વાત કરતાં, અગર સાંભળતાં-બુદ્ધિ, ઇંદ્રિય, પ્રાણ વિગેરેને શાંત-વશ-રાખવાં જોઇએ. પ્રથમ નમાવી દેવાં જોઇએ. સાષ્ટાંગ એટલે આઠ અંગથી પ્રણામ કરવા તે.

**दोर्भ्यां पदाभ्यां जानुभ्या-मुरसा शिरसा दृशा ॥**
**मनसा वचसा चेति, प्रणामोऽष्टांग ईरितः ॥**

હાથ, પગ, ગોઠણ, છાતી, મસ્તક, આંખ, મન અને વાણી એમ આઠ અંગથી સાષ્ટાંગ પ્રણામ થાય છે.

કહેવાનો ભાવ એ છે કે-નમવાનું કામ માથું અને હાથ કરે છે; તોપણ બુદ્ધિ કયાંઈ રમતી હોય; મન કાંઇ અન્ય ઘાટ ઘડતું હોય; તો તે સાષ્ટાંગ પ્રણામ નથી. એટલે-When you enter the gate of God; forget what you were before few moments In other words-Try to be as pure and as silent as Gcd, before you go to God.

અર્થ—જ્યારે પ્રભુના દરવાજામાં દાખલ થાઓ; ત્યારે થોડી પળ પહેલાં, આપ જે હતા; તે તમામ (ઉપાધિઓ)ને ભૂલી જાઓ. બીજા શબ્દોમાં તેનો એવો અર્થ થાય છે કે-પ્રભુ પાસે જાઓ, તે પહેલાં, પ્રભુ જેવા-કાંઇક-પવિત્ર અને શાંત-થવાનો પ્રયત્ન કરો.'

**कर्ममयोरुपाशात् भावयुक्तैः मुमुक्षुभिः यत् अंतर्हृदि चिंत्यते**—કર્મપાશના બંધનમાંથી છૂટવા માટે, મુમુક્ષુઓ ભાવથી હૃદયમાં આપના ચરણારવિંદને ચિંતવે છે. કર્મના બંધનથી મુક્ત થવા માટે, શાસ્ત્રોએ અનેક સાધનો બતાવ્યાં છે. તે તમામ સાધનોમાં, ચરણનું ચિંતવન સહેલામાં સહેલું છે. ચરણના ચિંતવનની પાછળ પણ, સત્કર્મનાં ફળરૂપી પુણ્યો સમજવાં. પુણ્યવિના ચરણમાં પ્રીતિ થાય નહીં. ચિંતવન પણ થાય નહિં. આ અમે અને તમે, અત્યારમાં અહીં મળીએ છીએ; તે પણ, અનેક પુણ્યોનાં ફળરૂપ છે.

આ પત્રિકા અનેક ઠેકાણે વંચાય છે; તે પણ અનેક પુણ્યોનાં ફળરૂપ છે. આગલાં પાછલાં પુણ્ય હોય; તોજ પ્રભુની વાત સાંભળવી ગમે. આટલા માટેજ દુનિયાના દરેક ધર્મશાસ્ત્રો જીવોને કહે છે કે—'જેમ ખેડુ ભલે આંખો વીંચીને, ખેતરમાં દાણા નાંખે; તોપણ તે ચોમાસું આવતાં ઉગી નીકળે; તેમ આંખો વીંચીને કરેલાં સત્કર્મ, સમય થતાં, ફળ આપ્યા વિના રહેતાં નથી. પંચાંગો પોકાર કરીને કહે છે કે—'આજ પુનમ છે,' 'આજ વતિપાત છે;' 'આજ સોમવતી અમાસ છે;' 'આજ મકરસંક્રાંતિ છે,' વિગેરે-વિગેરે. જન્મોતરી કહે છે કે—'આજ તારો જન્મદિવસ છે;' પિતૃઓ કહે છે કે—'આજ તારા માતાપિતાનું શ્રાદ્ધ છે.' વિગેરે વિગેરે. આવા ઉત્તમ દિવસે, સારૂં સારૂં ખાવું પીવું; તે ઠીક વાત છે, પણ તે દિવસે પોતાથી બને તેટલાં સત્કર્મ કરવાં જોઇએ. પોતે ખાધું; તે જાજરૂમાં ગયું; અને બીજાને ખવરાવ્યું; તે વહેવાર જેટલું હોય; તો વહેવારના ચોપડે નોંધાય; અને નિષ્કામ હોય; તો શ્રીહરિને ઘેર જમા થાય. આવા અટલ સિદ્ધાંતોને યાદ રાખી, સત્કર્મ કર્યા કરવાં. મનુષ્યદેહ મોંઘો છે; પણ તેથી મોઘું, ખાવા પીવા જેટલું મળ્યું હોય તે છે. (કારણ કે મનુષ્યા દેહ મળે; પણ ખાવાપીવાનું ન હોય; તો ભુંડા હાલ.) ખાવાપીવા હોય; તે ઉપરાંત, કોઠીએ અનાજ ભર્યું હોય; પેટીએ પૈસા ભર્યા હોય; છાજલી ઉપર વધારાનાં વાસણો ભર્યા હોય; તો તે વધારે ભાગ્યશાળી. (કારણ કે આપવા જેવી વસ્તુઓ, હાજર થઈ ને ઘરમાં આવીને ઉભી છે.) ઘરમાં જે જોઇએ તે હોય; છતાં આપવાનો વિચાર ન થતો હોય; મન ચાલતું ન હોય; કંજુસાઇ કનડતી હોય; તો તે પણ પાપ સમજવાં. ઘરમાં જે જોઇએ તે હોય; અને સાથે આપવાનો વિચાર હોય; ઉદારતા હોય; તો તેને પાકો ભાગ્યશાળી—સાચો માનવ-સમજવો. દુર્યોધનને ત્યાં જે જોઇએ તે હતું; તોપણ તે દાની ન કહેવાયો; કર્ણ દાની કહેવાયો. આરબ ટ્રેઝરી સાચવે છે; પણ તે માલીક ગણાતો નથી. તેમ ભલે કરોડપતિ હોય; પણ જે વાપરે; તે તેનો સાચો માલીક. બાકી બધા તેના આરબ.

દેવો આગળ કહે છે કે— વસંતતિલકા.

**त्वं मायया त्रिगुणयात्मनि दुर्विभाव्यं, व्यक्तं सृजस्यवसि लुम्पसि तद्गुणस्थः॥**
**नैतैर्भवानजित कर्मभिरज्यते वै, यत्स्वे सुखेऽव्यवहितेऽभिरतोऽनवद्यः ॥ ८ ॥**

અર્થ—"હે અજિત! માયાના ગુણોમાં નિયંતાપણાથી રહેલા આપ, મનથી પણ તર્કમાં લાવી ન શકાય, એવા આ જગતને, ત્રણગુણવાળી માયાથી, પોતાના સ્વરૂપમાંજ સર્જો છો; પાળો છો; અને પ્રલય કરો છો;

---

૮ પદચ્છેદ—**हे अजित**!-હે અજિત! **यस्याः गुणेषु तिष्ठति इति तद्गुणस्थः इति त्वं**-માયાના ગુણોમાં નિયંતાપણાથી રહેલા આપ **दुःखेन विभावयितुं शक्यं दुर्विभाव्यं, तं इति व्यक्तं**-મનથી પણ તર્કમાં લાવી શકાય નહીં એવા આ જગતને. **त्रिगुणया मायया**-ત્રણ ગુણવાળી માયાથી. **आत्मनि**-પોતાના સ્વરૂપમાંજ. **सृजसि अवसि लुंपसि**-સર્જો છો, પાળો છો, અને પ્રલય કરો છો. **एतैः कर्मभिः भवान न अज्यते वै**-તોપણ એ કર્મોથી આપ ચોક્કસ રીતે લેપાતા નથી. **यत्**-કારણ કે. **अनवद्यः**-આપ રાગાદિથી રહિત છો. **अव्यवहिते स्वे सुखे**-આવરણરહિતના પોતાના સુખમાં. **अभिरतः**-આપ પ્રીતિવાળા છો.

**તોપણ એ કર્મોથી આપ ચોક્કસ રીતે લેપાતા નથી. કારણ કે આવરણ રહિત પોતાના આત્મસુખમાંજ, રમનાર હોવાથી, રાગાદિક દ્વેષથી આપ રહિત છો.''[૮]**

૮ વિવેચન—

માયા—ઉંઘી ગયા પછી, ઉંઘ દેખાતી નથી; તેમ જાગ્યા પછી પણ, ઉંઘ દેખાતી નથી. દેખાતી નથી પણ ઉંઘ છે ખરી! તેમ માયા દેખાતી નથી; પણ અતકર્ય છે. અતકર્ય છે તોપણ છે ખરી! સૂર્ય પોતાનાં કિરણોથી, ઝાંઝવાનાં જળને ઉત્પન્ન કરે છે; અને તેનો લય પણ કરે છે; પણ તેમાં લેપાતો નથી. તેમ ઇશ્વર આ જગતને રચે-પાળે અને સંહાર કરે; પણ તેમાં લેપાતો નથી.

**दुर्विभाव्यं व्यक्तं**—મનથી પણ તર્કમાં લાવી ન શકાય એવા આ જગતને. ખાવું પીવું અને મોટા થવું. મોટા થઇને રઢીયાળી રાણીના ધણી થવું; બે પાંચ પુત્રોના બાપ થવું; એટલું જ જગત્ જેઓ જાણે છે; તેઓ પશુપક્ષીથી કાંઇક-જરા જેટલા-વધારે છે. એક કલાકમાં કરોડ કમાય; એવા કારીગરો પણ, જગતને સમજી શકે નહીં. મોટા સ્ટેજ ઉપર ઉભા રહીને, ભપકાબંધ વ્યાખ્યાન કરનાર પણ, જગતને સમજી શકે નહીં. મોટા રાજના કારભાર કરી શકે; તે પણ, જગતને સમજી શકે નહીં. જગતને સમજે, તે જગત્માં રહે નહીં. નાનું બાળક 'થા-થા' મુખથી બોલે; તો પણ થાને ચુંથે. તે મોટું થયા પછી, થા ને ચુંથે નહીં. મોટું તે જ-કે-જે 'થા'ને ચુંથે નહીં તે. તેમ જગતને સમજ્યો; તે જ-કે—જે, જગતને-વ્યવહારને-સંસારની વાતોચીતોને-ચુંથે નહીં-ચર્ચે નહીં -તેમાં રસ લે નહીં. કદિ આવી પડે; તો જગત્માં જળકમળવત્ રહીને, આવી પડેલા કામને, ખંત રાખીને પતાવે. ગૌતમ, મહાવીર, શ્રીઆદ્યશંકરાચાર્ય અને એવા બીજા, જે જગતને સમજી શક્યા; તે જગત્માંથી ચાલી નીકળ્યા. તેમણે જગતનાં ખોટાં બંધન તોડી નાંખી, શ્રીહરિનાં સાચાં બંધન બાંધ્યાં. જગતને રીજવવાનું પડયું મેલી, શ્રીહરિને રીજવવાનું હાથ લીધું. જે ત્યાગીઓ જગતને રીજવવા પ્રયત્ન કરે છે; તે આજ નહીં તો કાલ ધીમે ધીમે-પતીત થઇ જાય છે.

**अव्यवहिते स्वे सुखे** આવરણ વિનાના પોતાના સુખમાં-પ્રભુ રહે છે. આપણે આવરણવાળા પોતાના સુખમા રહીએ છઇએ. સ્ત્રિ આપણી, પણ ક્યારે આપણી સાથે વિરોધ કરશે; અગર મરી જશે? તે બાબતમાં આપણે પરાધીન; તે બાબતમાં આપણું સુખ આવરણવાળું. લક્ષ્મી આપણી પોતાની; પણ તેમાં ચાલી જવાના ગુણ છે. એટલે તે આવરણવાળું સુખ છે. શરીર આપણું પોતાનું; પણ તેમાં બગડી જવાનો-ઘરડા થઇ જવાનો ગુણ છે; માટે શરીરનું સુખ પણ આવરણવાળું છે. સ્ત્રિ, ધન, અને શરીર આવરણ-વાળાં છે. તે ત્રણથી પર એવો એક આત્મા છે. તેમાંથી આવરણ વિનાનું સુખ મળે. કારણ કે આત્મા પોતે આવરણ વિનાનો છે. આપણે પોતે પણ, આત્માના સુખમાં રહીએ; તો સ્ત્રિ, ધન અને શરીરના સુખમા લેપાઇએ નહીં. જગત્ આખું આ ત્રણમાંજ રમે છે; તેથી આગળ વધે; તે મુમુક્ષુ, તે આત્મારામી-વિગેરે જેમની મોટી મીલ્કત ગુમ થઇ હોય; તે દોડાદોડ કરે; તેમ જેમનું સ્વસુખ (આત્મસુખ) ગુમ થયું હોય; તે જીવાત્માએ દોડાદોડ કરવી જોઇએ. અભિમાનીને જેમ 'હું'નો મહિમા ઘણો હોય છે; તેમ જ્ઞાનીને પણ 'હું'નો મહિમા ઘણો હોય છે. તોપણ બેઉની દિશા જુદી જુદી-સામસામી સમજવી. અભિમાની અંધારે અફળાય; અને જ્ઞાની અજવાળે રમે.

**धर्माधर्ममयोऽहं, धर्माधर्मादिबंधरहितोऽहम् ।**
**धार्मिकजनसुलभोऽहं, (२) धन्योऽहं धातुरादिभूतोऽहम् ॥१२९॥**
**नामादिविरहितोऽहं, नरकस्वर्गापवर्गरहितोऽहम् ॥**
**नादांतरविदितोऽहं, (२) नानाविश्वनिखिलागमसारोऽहम् ॥१३०॥**

[ શ્રી શંકરાચાર્યનું સ્વાત્મનિરૂપણ

અર્થ—હું ધર્મરૂપ અને અધર્મરૂપ પણ છઉં. હું ધર્મનાં અને અધર્મનાં બંધ રહિત છઉં. હું સ્વધર્મ પાલન કરનારને અનાયાસે પ્રાપ્ત થનારો છઉં; હું વખાણવા છઉં; અને હું બ્રહ્માના પણ કારણરૂપ છઉં. [૧૨૯] હું નામાદિથી અત્યંત રહિત હું નરક, સ્વર્ગ અને મોક્ષથી રહિત છઉં. હું નાદની અંદર જ્ઞાત છઉં; બહુ પ્ર જગતમાં અને સમગ્ર વેદોમાં હું સારભૂત છઉં. [૧૩૦].

૧૩૦ નું વિવેચન—હું નિષિદ્ધ, કામ્ય અને નિત્યાદિ કર્મો અભિમાનપૂર્વક કરતો તેથી હું નરક, સ્વર્ગ અને મોક્ષથી પણ રહિત છઉં. એટલે મોક્ષ મને નવો પ્રાપ્ત નથી. અનાહત નાદના સાક્ષીપણા વડે, એ નાદમાં હું યોગીઓ વડે જ્ઞાત છઉં. થતા બહુ પ્રકારના વિશ્વમાં, તથા ઋગાદિ સર્વ વેદોમાં, હું સારભૂત છઉં.

શ્રીઆદ્યશંકરાચાર્ય મહારાજે તો, આવી ઘણી વાતો કરી છે. થોડી વાનગી ચ કહેવાનો ભાવ એ છે કે—આ 'હું'થી, તે 'હું', ઘણોજ જુદો છે—વિલક્ષણ છે. આ 'હું'નો તે 'હું'ને જાણવા માટે છે. તે 'હું'ને જાણ્યો નહીં; તો આ 'હું' વૃથા છે. તે 'હું'ને જ પછી, આ 'હું' ગુમ થઇ જાય છે. પછી તે 'હું'નાં આવરણ રહિત સુખ મળે છે—ભોગવા

કેમ સાવધાન છોને ? આ બધું સમજાય છે ને ?

હજી આગળ સાંભળો— વસંતતિલકા.

**शुद्धिर्नृणां न तु तथेड्य दुराशयानां, विद्याश्रुताध्ययनदानतपःक्रियाभिः ।**
**सत्त्वात्मनामृषभ ते यशसि प्रवृद्ध–सच्छ्रद्धया श्रवणसंभृतया यथा स्यात्**

અર્થ—" હે સ્તુતિ કરવા યોગ્ય ! હે ઉત્તમ ! સત્ત્વ ગુણની વૃદ્ધિવ સત્પુરૂષોને, આપનાં યશમાં, શ્રવણથી વૃદ્ધિ પામેલી શ્રદ્ધાથી, જેવી શુ મળે છે; તેવી શુદ્ધિ, રાગી પુરૂષોને ઉપાસના, શાસ્ત્ર શ્રવણ, વેદાધ્યયન, દ તપ, અને કર્મોથી મળતી નથી. " [૯].

૯ વિવેચન—

**હે ઈડ્ય !** હે સ્તુતિ કરવા લાયક ! શ્રી આદ્યશંકરાચાર્યે 'શ્રીહરિમીડેસ્તોત્ર' આપ્યું છે. અદ્વૈતવાદી પુરૂષ, દ્વૈતના આનંદમાં કેવી રીતે રમે છે; તે ખાસ જોવા જે

---

૯ પદચ્છેદ—**हे ईड्य ! हे ऋषभ !**—હે સ્તુતિ કરવા યોગ્ય ! હે ઉત્તમ ! **स त्मनां इति नृणां**—સત્ત્વ ગુણની વૃદ્ધિવાળા સત્પુરૂષોને. **ते यशसि**—આપના યશ **श्रवणसंभृतया**—શ્રવણથી પુષ્ટ થએલી. **प्रवृद्धसच्छ्रद्धया**—વધેલી સાત્વિકી શ્રદ્ધાથી. **शुद्धिः स्यात्**—જેવી શુદ્ધિ થાય છે. **तथा**—તેવી શુદ્ધિ. **दुराशयानां**—રાગી પુરૂષોને. વિ (ઉપાસના) **च श्रुतं च अध्ययन च दानं च तपश्च क्रियाश्च ताभिः वि०**—ઉપા શાસ્ત્ર શ્રવણ, વેદાધ્યયન, દાન, તપ, અને કર્મોથી. **न तु**—થતીજ નથી.

**ब्रह्माविष्णू रुद्रहुताशौ रविचंद्रा-विंद्रो वायुर्यज्ञइतीत्थं परिकल्प्य ।**
**एकं सतं ये बहुधाऽऽहुर्मतिभेदात, तं संसारध्वांतविनाशं हरिमीडे ॥१८॥**

અર્થ—બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, અગ્નિ, સૂર્ય, ચંદ્ર, ઈંદ્ર, વાયુ, અને યજ્ઞ એમ બહુ રીતે કલ્પના કરીને, એક છતાં બુદ્ધિના ભેદથી, જેને બહુ પ્રકારે કહેવાય છે; તે સંસારરૂપી અંધકારનો વિનાશ કરનાર, શ્રીહરિની હું સ્તુતિ કરૂં છઉં. [૧૮].

એકાદશનો આ શ્લોક, ભગવાનના યશના શ્રવણનો મહિમા ગાય છે. એટલે ભગવાનની કથાવાર્તા જેવું–કથા સિવાયનાં બીજાં સાધનો, કેવળ શ્રમરૂપ છે. તપ, મંત્ર, વેદાધ્યયન, દાન કર્મ વિગેરે, ગર્વને વધારનારાં અને વિઘ્નોથી ભરપૂર છે. બ્રહ્મા, વૃત્રાસુર, નહુષ, ઋષ્યશૃંગ વિગેરે તેના દૃષ્ટાંત રૂપ છે. તમારા યશના માત્ર શ્રવણથી, પરીક્ષિત, ક્રૌંચ, મત્સ્યેંદ્ર વિગેરે તરી ગયા. અનેક ઉપાધિઓને વટીને, કથામાં હાજર રહેવાય; તો પુણ્ય સમજવાં. અનેક ઉપાધિ આવીને, કથાનો લાભ ન લેવા દે; તો પાપ સમજવાં. પોતામાં પુણ્યનો વધારો છે; કે પાપનો વધારો છે; તે દેખાય એવું આ ચાટલું છે. પાપનો વધારો જણાતો હોય; તો વ્રતાદિ સત્કર્મ કરવાં; અને કથામાં બરાબર હાજર રહેવા ખટકો રાખવો. જેમ કીડીને સાકરનાં આમંત્રણ ન હોય; તો પણ જ્યાં સાકર, ત્યાં કીડીબાઇ પહોંચી જાય; તેમ કીડી જેવા નમ્ર મુમુક્ષુએ, જ્યાં કથા હોય; ત્યાં મંગળાચરણ પહેલાં હાજર થવુ. જ્યાં કલ્યાણની સગવડ હોય; ત્યાં તન-મન ધન, રાજી થઇને–ખંત રાખીને–વાપરવાં. કથાકારને દુઃખે દુવાવું. વરસમાં પાંચ દસ વખત, સેવાની માગણી કર્યા કરવી છે. આવું કાંઇ કલ્યાણનું ઠેકાણું તમારે છે? ન હોય તો કરી લેજો. જે કાંઇ કરવા ધારશો; તે અહીં આ અવતારે–બનશે. માટે કાલ કરવાનું આજ કરજો. કથા સાંભળ્યા છતાં–**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च**– વિગેરે સદ્ગુણો પ્રાપ્ત થતાં ન હોય–દૈવી સંપત્તિ પ્રાપ્ત થતી નહોય; તો પોતામાં ભયંકર આવરણ પડયાં છે; એમ સમજી લેવું. દવા કરવા છતાં, રોગ મટતો ન હોય; ત્યારે તેનું કારણ, વૈદને પૂછયા કરીએ છઇએ. તેમ જીવનમાં કયે ઠેકાણે ભૂલ રહી છે; તે વાત ન સમજાય; તો કથાકારને, પ્રેમથી અને નમ્રતાથી પૂછતા રહેવું. યાદ રાખવું કે–અનેક જન્મોનાં અંધારાં હૃદયે પથરાયાં છે. સાવધાન સમજે, ગાફલ ગોથાં ખાય.

સાર—શુદ્ધિ વિના સિદ્ધિ નથી; શુદ્ધિ માટે જેટલો પ્રમાદ; તેટલી સિદ્ધિમાં ઉણપ. ચિત્તને કપટ, છળ, માન, સ્વાર્થ વિગેરે દોષોમાં રમવાનો અનાદિથી છંદ છે. એટલે ચિત્તને દેહાધ્યાસ ઘણોજ હતો. તે આ અવતારે ગજબ વધી પડયો છે. આપણે આપણને જોઇએ; તોજ આ દોષ દેખાય. ભગવાનની કથાને ચિત્ત શુદ્ધિનું મૂખ્ય કારણ કહ્યું. કારણકે શ્રવણથી હૃદયના ઉંડાણમાં સ્વધર્મરૂપી બીજનો અંકુર ફુટે છે. તેમાંથી શ્રદ્ધારૂપી લીલોછમ વેલો આગળ વધે છે. તે વેલાને શ્રવણરૂપી જળ ચાલુ રહેતાં, તે વેલાને વૈરાગ્ય અને ભાવરૂપી પુષ્પો આવે છે. આ પુષ્પોની સોરમ અમોલી હોય છે. તે જીવનું કલ્યાણ કરીને, તેની કીર્તિ ચારે તરફ ફેલાવે છે.

દેવમંદિરો અને કથાવાર્તા—મંદિરોમાં દેવ બીરાજતા હોય; લાખોની આવક હોય; પણ કથાવાર્તા થતી ન હોય; તો તે દેવમંદિરો દેખાવ પૂરતાંજ છે; હૃદયની શાંતિ માટે નથી. કદિ કથાવાર્તા થતી હોય; તો તે ભાવપૂર્વક થવી જોઇએ. ભાડુતી ઘોડાં શરતમાં ઉતરી શકે નહીં. અવાવરૂ ઘરમાં, વણનોતરે બાવાં બાઝે; તેમ જે હૃદયમાં ભગવાનની કથા વાર્તા

આવતી ન હોય; તે હૃદયમાં દોષનાં બાવાં બાઝે. કથાવાર્તા માટે જાતજાતનાં પુસ્તકો તૈયાર છે. પોતાને જેનો શોખ હોય; તે પુસ્તકો મળી શકે છે. સનાતનને બાવન બારીઓ, અને બોંતેર દરવાજા ! જે દરવાજેથી સંસારમાંથી નીકળવું હોય; જે દરવાજા ખુલ્લા ! જે દેવને ભજવા હોય; તે દેવને ભજવાની રજા છે. તે દેવનાં મંદિરો તૈયાર છે. તે દેવનો મહિમા બતાવનારાં પુસ્તકો પણ તૈયાર છે. જે દેવનું મંદિર હોય; તે દેવને લગતાં, જાતજાતનાં પુસ્તકો, ત્યાં રાખવાંજ જોઇએ. મંદિરો રાગ રંગથી-લૌકિક ઠાઠથી-શોભે; તેના કરતાં જ્ઞાનવૈરાગ્યથી વધારે શોભે. મંદિરોમાં મોટા મહેલ ભલે ન હોય; અને પડાળીઓજ હોય; પણ ત્યાં જ્ઞાનચર્ચા થતી હોય; તો તે મંદિરોની સાચી શોભા છે.

હજી આગળ સાંભળો— વસંતતિલકા

**स्यान्नस्तवाङ्घ्रिरशुभाशयधूमकेतुः, क्षेमाय यो मुनिभिरार्द्रहृदोह्यमानः ॥**
**यः सात्वतैः समविभूतय आत्मवद्भिर्-व्यूहेऽर्चितः सवनशः स्वरतिक्रमाय ॥१०॥**
**यश्चिन्त्यते प्रयतपाणिभिरध्वराग्नौ, त्रय्या निरुक्तविधिनेश हविर्गृहीत्वा ॥**
**अध्यात्मयोग उत योगिभिरात्ममायां, जिज्ञासुभिः परमभागवतैः परीष्टः ॥११॥**

અર્થ—"અમે આપનું ચરણારવિંદ દેખ્યું; માટે આપનું ચરણારવિંદ, અમારી અશુભ વાસનાઓને અગ્નિની પેઠે બાળી નાંખજો ! જે ચરણાવિંદને મુમુક્ષુ લોકો, મોક્ષને માટે, પ્રેમથી ભીંજાએલા હૃદયમાં ચિંતવે છે; ભક્ત લોકો આપના જેવું ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે, વાસુદેવાદિક વ્યૂહમાં આપના ચરણ કમળને પૂજે છે; ધીર પુરૂષો વૈકુંઠલોકની પ્રાપ્તિ માટે, ત્રણ લોકમાં પૂજે છે; યજ્ઞ કરનારા પુરૂષો, હાથ ભેગા કરીને, તે હાથોમાં હવિ લઈને, વેદમાં

---

૧૦ પદચ્છેદ—**तव अंघ्रिः**-આપનું ચમળ કમળ. **नः**-અમને અમારી. **अशुभाशयानां धूमकेतुः स्यात्**-અશુભ વાસનાઓને બાળનાર થજો. **यः अंघ्रिः**-જે ચરણ-કમળ. **क्षेमाय**-મોક્ષને માટે. **मुनिभिः**-મુનિલોકોથી. **आर्द्रहृदा** (પ્રેમાળ હૃદયથી) **उह्यमानः** (ચિંતવાતું) પ્રેમાળ હૃદયથી ચિંતવાય છે. **यः अंघ्रिः**-જે ચરણકમળ. **सात्वतैः**-ભક્તોથી. **समविभूतये**-તમારા સમાન વૈભવ પામવા માટે (હૃદયમાં ચિંતવાય છે). (જે ચરણકમળ) **आत्मवद्भिः**-ધીર પુરૂષોથી. **स्वरतिक्रमाय**-સ્વર્ગલોકનું ઉલંઘન કરવા માટે, એટલે વૈકુંઠની પ્રાપ્તિ માટે. **व्यूहे**-વાસુદેવાદિક વ્યૂહમાં. **यः सवनशः** (ત્રણેકાળમાં). **अर्चितः**-જે ચરણકમળ ત્રણેકાળમાં પૂજાય છે.

૧૧ પદચ્છેદ—**अध्वरस्य अग्नौ**-યજ્ઞના અગ્નિમાં. **हे ईश !**-પ્રભુ ! **निरुक्तः विधिः तेन-निरुक्तविधिना इति त्रय्या**-વેદમાં કહેલા વિધિ પ્રમાણે. **हविः गृहीत्वा**-બલિદાન લઇને. **प्रयताः पाणयः येषां ते-तैः-प्रयतपाणिभिः**-યજ્ઞ કરવા વખતે હવિ આપવા, જેમણે હાથ ભેગા કર્યા હોય છે; એવા લોકોથી. **यः चिंत्यते**-જે ચરણકમળનું ચિંતવન થાય છે. **उत**-અને. **अध्यात्मयोगे**-મનના નિગ્રહ રૂપ યોગમાં-યોગ કરતાં. **आत्ममायां**-સિદ્ધિને. **जिज्ञासुभिः योगिभिः**-પામવાની ઇચ્છાવાળા યોગીઓથી. અને જે ચરણકમળ. **परमभागवतैः परीष्टः**-ઉત્તમ વૈષ્ણવોથી સર્વ પ્રકારે ચિંતવાય છે.

કહેલા ઇંદ્રાદિક દેવરૂપે, યજ્ઞના અગ્નિમાં આપના ચરણકમળને ચિંતવે છે; યોગિઓ મનના નિગ્રહરૂપે યોગ સાધીને, આપના ચરણકમળને ચિંતવે છે; અને મહા વૈષ્ણવ મુકતલોકો, સઘળી રીતે આપને પૂજે છે. [૧૦-૧૧]

૧૦-૧૧ વિવેચન—

અશુભ વાસનાનો ભય, દેવોને પણ છે આંગણામાં પડેલો કચરો, મનુષ્યોને ગમતો નથી; તેમ હૃદયમાં પડેલી અશુભ વાસનાઓ, મુમુક્ષુઓને ગમતી નથી. જીવનમાં ખરેખરો ખટકો રાખવા જેવું કાંઇ હોય; તો તે આ છે. જીવનને વારંવાર તપાસવા જેવું કાંઇ હોય; તો તે આ છે-કે અશુભ વાસનાઓ કેટલી હૃદયમાં પેઠી છે. જગતમાં ડાહ્યું કોણ? કે-જેમનાં આંગણાં સ્વચ્છ! તેથી વધારે ડાહ્યું કોણ?-કે જેમનાં હૃદય સ્વચ્છ!

'મુનિયો ટપકતા હૃદયથી, તમારા ચરણને ચિંતવે છે' એમ ઉપર કહ્યું.-હૃદયનું ટપકવું, તે હેતની હદ છે. ચપળ મનુષ્યે હૃદય કયાં કયાં ટપકે છે? તે તપાસતાં રહેવું જોઇએ. બીડી માટે, ચા માટે, પુત્રાદિ માટે, ધન માટે, સ્ત્રિ માટે, અને એવાં બીજાં માયિક કારણો માટે; હૃદયને ટપકવાનો સ્વભાવ છે. આ સ્વભાવ બદલવા માટે, કથાવાર્તા, દેવપૂજન-દેવદર્શન વિગેરે છે. યોગીઓની યોગધારણા પણ, આ સ્વભાવ બદલવા માટે છે. જ્ઞાનીઓનું જ્ઞાન, અને ભકતોની ભક્તિ, આ સ્વભાવ બદલવા માટે છે. ડોકટર થરમોમીટરની સળીથી તાવ માપે છે; તેમ આપણે શાંતિની સળીથી, આ સ્વભાવને માપતાં રહેવું જોઇએ. આ સ્વભાવ બદલાય નહીં; ત્યાં સુધી શ્રીહરિ વેગળા છે. આ સ્વભાવ બદલાયાનું એંધાણ એવું છે કે—

ચોપાઇ—સંતચરણ પંકજ અતિ પ્રેમા, મન ક્રમ વચન ભજન દઢ નેમા;

ગુરૂ પિતુ માતુ બંધુ પતિ દેવા, સબ મોહક જાને દઢ સેવા.

**મમગુણ ગાવત પુલક શરીરા, ગદ્‌ગદ્ ગિરા નયન બહુનિરા.'**

કામ આદિ મદ દંભ ન જાકે, તાત! નિરંતર વશમેં તાકે.

'મમગુણ ગાવત પુલક શરીરા'-એતો રંગની રેલ, હરખનાં હુલામણાં, પ્રેમ રસના ફુવારા. આ રંગ અમે અહીં-બહુ ઉછાળ્યો. પત્રિકાદ્વારા છલકાવ્યો-તે તમારાં હૃદયદ્વાર સુધી પહોંચ્યો.

વળી-**'રસ પીધો ને પાયો.'**

**'હુંતો થનગન નાચું; નિહાળી ઘનશ્યામ.'**

ગુજરાતને ગોંદરે, અમે બહુ નાચ્યા-અને અનેકને નચાવ્યાં. અમે બહુ કૂદ્યા; અને અનેકને કુદાવ્યાં. અમે રમ્યા અને અનેકને રમાડયાં. આ બધી પ્રભુ કૃપા.

ચોપાઇ—સુનહુ ઉમા તે લોક અભાગિ, હરિ તજી હોહી વિષયઅનુરાગી.

શાસ્ત્ર કહે છે કે-ઋષિયો પોકારે છે કે—

**महता पुण्यपुण्येन, क्रीतेयं कायनौस्त्वया ।**

**पारं दुःखोदधेर्गतुं, तर यावन्न भिद्यते ॥**

રાજાએ કોઇને થોડી વખત માટે દીવાનગીરી આપીને-પછી આજ્ઞા કરી હોય; કે 'આપને જે જોઇએ; તે દરબારમાંથી ઉપાડી જજો. હાલ ઉપાડી જવાની રજા છે. દીવાનગીરી ગયા પછી, એક પાઇ લેવાશે નહીં.' આટલા શબ્દ સાંભળ્યા પછી, દરબાર-ગઢની રિદ્ધિ સિદ્ધિ ઉપાડી જવા, દીવાન કેટલી ચીવટ રાખે! ઘણી-ઘણી અને ઘણી.

તેમ મારી દીવાનગીરી, ઘડી બે ઘડીની છે; અને અહીંથી સારી સારી વસ્તુઓ ઉપાડી જવાની હાલ મને રજા છે. વખત પૂરો થાય; તે પહેલાં–મરણ આવે તે પહેલાં–ધનવાન્ થઇ જાઉં-જીવનમુક્ત થઇ જાઉં–હસતો હસતો ચાલ્યો જાઉં–મરી જાઉં–તો ઠીક !

મોટી ઘંટી એક આંટે જેટલું કામ કરે; તેટલું કામ, નાની ઘંટી સો આંટે કરે. તેમ કીર્તન ભક્તિ–પ્રેમ લક્ષણા ભક્તિ–થોડા સમયમાં, જીવનમાં જે રંગ પૂરે; તે રંગ, બીજાં અનેક સાધનોથી, લાંબે કાળે પણ, પૂરાય નહીં. બીજાં સાધનો નકામાં ન સમજવાં. તેનાં ફળ રૂપ, પ્રેમલક્ષણા ભક્તિ સમજવી. જગતમાં પાપ નકામું નથી; તો પછી પુણ્ય કેમ નકામું હોય !

ધીર પુરૂષો સ્વર્ગનાં સુખમાં લોભાતા નથી. સ્વર્ગના સુખમાં લોભાવું તે ઠીક છે; કારણકે તે બ્હાને સત્કર્મોમાં પ્રીતિ થાય. તોપણ ધીર માટે તે ઠીક નથી. ધીરે ધીરજ રાખી, આગળ વધવુંજ જોઇએ. યાજ્ઞિકો ઈંદ્રાદિદેવને ભજે છે. ' ઈંદ્રાદિ પણ હુંજ છઉં; ' એમ પ્રભુએ કબુલ રાખ્યું છે.

**परमभागवतैः परीष्टः**—ઉત્તમ વૈષ્ણવો સર્વ પ્રકારે મને ભજે છે. તુકારામની રોટલી લઇને કુતરો નાઠો; તો તેને વિઠ્ઠલભગવાનનું સંબોધન આપી, ઘીની તપેલી હાથમાં લઇ, પાછળ દોડયા. કુતરો મટીને પ્રભુ વિઠ્ઠલ બન્યા; પણ પેલી રોટલી એંધાણ રૂપે, મુખમાં રહી ગઈ. નામદેવને વાવમાં ભૂત મળ્યું. ભૂતની પ્રદક્ષણા ફરતાં, ભૂત ભગવાનના રૂપમાં બદલાઇ ગયું. વિગેરે–વિગેરે.

હવે આગળ લક્ષ્મી અને તુલસીની વાત કરે છે—

**पर्युष्टया तव विभो वनमालयेयं, संस्पर्धिनी भगवती प्रतिपत्निवच्छ्रीः ॥**
**यः सुप्रणीतममुयाऽर्हणमाददन्नो, भूयात् सदांघ्रिरशुभाशयधूमकेतुः ॥१२॥**

અર્થ—હે વ્યાપક ! ' હું જે વક્ષસ્થળમાં વસું છઉં; તેજ વક્ષઃસ્થળમાં, આ વનમાળા વાસી હોવા છતાં વસે છે; ' એમ લક્ષ્મીજી જો કે, વનમાળા સાથે શોકયની માફક ઇર્ષ્યાથી વર્તે છે. તોપણ આ વનમાળા, ભક્તોએ ભાવથી અર્પણ કરેલી છે; એમ સમજી, આપનું ચરણ તે માળાનો સ્વિકાર કરે છે. એવું આપનું ચરણ કમળ, અમારી અશુભ વાસનાઓને બાળી નાંખજો. [૧૨]

૧૨ વિવેચન—

શોકયનાં દુઃખ ભુડાં છે; તોપણ 'આ (શોકય) ધણીને વ્હાલી છે, માટે મારે પણ તેમાં હેત કરવું જોઇએ. તેને દુભાવવાથી ધણી દુભાશે. ' એવા ઉમદા વિચાર આવે; તો કંકાસ ઘણો ઓછો થાય. પવન બદલાય; ત્યારે અભણ ખલાસીઓ પણ, સમજી સમજીને

---

૧૨ પદચ્છેદ—**हे विभो ! इयं भगवती श्रीः**–આ આપની વ્હાલી લક્ષ્મીજી **तव**–આપની-આપના કંઠમાં રહેલી. **परि+वश्; परि+उष्टा पर्युष्टा** ( કરમાએલી ), **तया पर्युष्टया इति वनमालया**–કરમાઈ ગએલી માળાની સાથે. **प्रतिपत्निवत् संस्पर्धिनी स्यात्**–શોકયની માફક ઇર્ષ્યાથી વર્તે છે. **अमुना**–આ વનમાળાથી. **सुप्रणीतं अर्हणं**–ભાવથી કરેલું પૂજન–કરેલા પૂજનને. **आददत् अंघ्रिः**–ગ્રહણ કરતું ચરણ. **नः**-અમારો. **अशुभाशयधूमकेतुः सदा भूयात्**–અશુભ વાસનાઓને બાળનારૂં સદા થાય.

વ્હાણુ હાંકે ! એમ લક્ષ્મીજી જગતને શીખવે છે. વળી બીજી વાત એ છે કે—ભક્તોએ અર્પણ કરેલી તુલસી, જેટલી ભગવાનને વ્હાલી છે; તેટલી ધનવાનોએ અર્પણ કરેલી લક્ષ્મી વ્હાલી નથી. લક્ષ્મી તુલસીની, તથા તુલસીના અર્પણ કરનાર ભક્તોની, દાસી થઈને રહે છે. એ રીતે લક્ષ્મી ભગવાનને રાજી રાખે છે. ભગવાનના ભક્તો નિર્ધન રહે છે; તોપણ લક્ષ્મીજી ભક્તોનાં કામ, અવાર નવાર આવીને, કરી જાય છે.

'આ લક્ષ્મી અને તુલસી જ્યાં વસે છે; તે આપનું ચરણ અમારી અશુભ વાસનાઓને બાળી નાખો.' એમ દેવો બોલ્યા. આંગણામાં કાંટા પડેલા ગમે નહીં; તેમ મુમુક્ષુઓને અશુભ વાસનાઓ ગમે નહીં. 'શુભેચ્છા' જ્ઞાનની પ્રથમ ભૂમિકા છે–પ્રથમ પગથીયું છે.

હજી ચરણકમળની વાત કરે છે— વસંતતિલકા

**केतुस्त्रिविक्रमयुतस्त्रिपतत्पताको, यस्ते भयाभयकरोऽसुरदेवचम्वोः ॥**
**स्वर्गाय साधुषु खलेष्वितराय भूमन् , पादः पुनातु भगवन् भजतामघं नः ॥१३॥**

અર્થ—" હે વ્યાપક! હે ઈશ્વર ! જે આપનું ચરણ કમળ, બળી રાજાને બાંધવાના સમયમાં, બીજું પગલું ભરતાં, સત્યલોક સુધી પહોંચીને ધ્વજ જેવું લાગતું હતું; અને ત્રણ પ્રકારે પડતી ગંગાની ધારો, તેની જાણે પતાકા હોય; એવી લાગતી; તથા જે ચરણે દેવની સેનાને અભય આપીને, સ્વર્ગમાં રાખી છે; અને અસુરોની સેનાને ભય આપીને, પાતાળમાં રાખી છે; જે આપનું ચરણ, સાધુઓને સ્વર્ગ આપે છે; અને ખળ પુરૂષોને નરક આપે છે; તે આપનું ચરણ કમળ, અમે કે જે આપનું ભજન કરીએ છઈએ; તેઓનાં પાપને મટાડજો." (૧૩)

૧૩ વિવેચન—

આ પ્રસંગ બલિરાજાને ઘેર વામનજી પધાર્યા હતા; તે છે. પ્રભુના ચરણ ધોયાનું જળ તે ગંગા ! અને ગંગા તે આવડી મોટી ! વળી ચરણ ધોયું હતું; ત્યારે જળ હતું; તે ઠીક; પણ હજી ગંગામાં જળ કયાંથી ચાલ્યું આવે છે ! એવા તર્ક વિતર્ક થાય; તેનો ખુલાસો કરીએ–લૌકિક પુરૂષો ગંગાને લૌકિક દૃષ્ટિથી જુએ. અને અલૌકિક પુરૂષો, અલૌકિક દૃષ્ટિથી ગંગાને જુવે. લૌકિક પુરૂષોની દૃષ્ટિએ, ગંગા લૌકિક; અને અલૌકિક પુરૂષોની દૃષ્ટિએ, ગંગા

---

૧૩ પદચ્છેદ—**हे भूमन्**–હે વ્યાપક ! **हे भगवन्**–હે પ્રભુ ! **यः**–જે ચરણ. **त्रिभिः विक्रमैः युतः–त्रिविक्रमयुतः**–ત્રણ પગલાથી યુકત, એવું આપનું ચરણ. **केतुः**–ધ્વજા જેવું લાગતું હતું. **त्रिषु (लोकेषु) पतंती पताका** (ધ્વજા) **यस्य सः त्रिपतत्पताकः इति ते (तव) यः**–ત્રણલોકમાં પડતી ગંગાની ધારા જાણે તેની પતાકા હોય એવું આપનું ચરણ. **असुराश्च देवाश्च असुरदेवाः तेषां चम्वौ तयोः असुरदेवचम्वोः**–અસુરોની સેનાને પાતાળમાં અને દેવોની સેનાને સ્વર્ગમાં. **यः भयाभयौ करोति**–જે ભય અને અભય અનુક્રમે કરે છે. **यः साधुषु स्वर्गाय**–જે ચરણ સાધુઓને સ્વર્ગ માટે. **खलेषु इतराय**–અને ખલ પુરૂષોને નરક માટે. **इति पादः**–એવું ચરણકમળ. **भजतां नः**–અમે કે જે આપને ભજીએ છઇએ તેના. **अघं पुनातु**–પાપનો નાશ કરે.

અલૌકિક ગણાય છે. દરેક દેશમાં અને દરેક ધર્મમાં, અમુક અમુક નદીઓ પવિત્ર ગણાય છે. દિલ્હીનો બાદશાહ, ગંગાને એક જળની નદીજ સમજતો હતો; પણ જ્યારે જગન્નાથ પંડિતે મણિકર્ણિકાના ઘાટ ઉપર બેસીને, 'ગંગાલહરી' ગાઇ; ત્યારે બાદશાહ ચમકયો. કારણકે એક એક શ્લોકે, ગંગા એક એક પગથીયું વધતી હતી. (૫૨) શ્લોક ગાતાં, બાવનમે પગથીએ બેઠેલા પંડિતજીને, ગંગાજીએ નવરાવ્યા–પાવન કર્યા. 'ગંગાલહરી' ન વાંચી હોય; તો વાંચજો. સાંભળો પ્રથમ શ્લોક કહું—

**समृद्धं सौभाग्यं, सकलवसुधायाः किमपि तन्-**
**महैश्वर्यं लीलाजनितजगतः खंडपरशोः ॥**
**श्रुतीनां सर्वस्वं, सुकृतमथ मूर्तं सुमनसां ।**
**सुधासौंदर्यं ते, सलिलमशिवं नः शमयतु ॥१॥**

અર્થ—(સુંદરીએ અનેક શણગાર પહેર્યા હોય; પણ લલાટે ચાંદલો ન હોય; તો તેના શણગાર શોભે નહીં; તેમ આ પૃથ્વીએ મેરૂ આદિ પર્વતો રૂપી અનેક શણગાર, ધારણ કર્યા છે; તેમાં ગંગાજી પૃથ્વીના ચાંદલા રૂપ છે.) એટલે હે ગંગાજી! આપ સમગ્ર પૃથ્વીના સમૃદ્ધ સૌભાગ્યરૂપ છો; અને સહેજમાં ચૌદ ભુવન ઉત્પન્ન કરે; એવા મહાદેવજીના મોટા ઐશ્વર્યરૂપ, આપનું જળ છે; તથા બધા વેદોનું તત્ત્વછે, ઇંદ્રાદિક દેવોનું તે સાક્ષાત્ પુણ્યજ છે. તથા અમૃતના જેવું તે જળ મીઠું અને અમરત્વ આપનારૂં છે. તે જળ અમારા પાપનો નાશ કરો. (૧) વિગેરે- વિગેરે.

એકલા જળને એવી શી સમજણ હોય; કે પંડિત મારી સ્તુતિ કરે છે; અને મારે તેને માટે એક શ્લોકે એક પગથીયું ચડવું. ગંગાજળમાં કાંઇક વિશેષ છે; એમ માનવુંજ પડે.

**पादः भजतां नः अघं पुनातु**—આપનું ચરણ કમળ, અમે કે જે આપને ભજીએ છીએ; તેમનાં પાપનો નાશ કરો. **चरणं पवित्रं विततं पुराणं, येन पुतस्तरति दुष्कृतानि (श्रुति)** વિગેરે શબ્દોથી, ચરણનો મહિમા ગાય છે.

વસંતતિલકા

**ब्रह्मामृतं भज सदा सहजप्रकाशं, सर्वांतरं निरवधि प्रथितप्रभावम् ।**
**यद्यस्ति ते निगमिषा सहसा भवाब्धेः, पारे परे परमशर्मणि निष्कलंके ॥२९॥**

[ વિજ્ઞાનશતક ]

અર્થ—હે જીવ! તારે જો એકદમ સંસારરૂપી સાગરને તરી જઇને, પેલે પાર, કે જે પાર, સર્વ જાતના કલેશોથી રહિત છે; અને પરમ કલ્યાણકારક છે; ત્યાં જવાની ઇચ્છા હોય; તો સ્વાભાવિક રીતેજ, સર્વના અંતઃકરણમાં બીરાજમાન, અનંત (છેડા વિનાના) મહા પ્રખ્યાત પ્રભાવવાળા અવિનાશી પરબ્રહ્મનું તું સદા ભજન કર. (૨૯)

વળી આગળ બોલ્યા છે કે— શિખરિણીવૃત્ત

**चिदेव ध्यातव्या, सततमनवद्या सुखतनुर्-**
**निराधारा नित्या, निरवधिरविद्यादिरहिता ॥**
**अनास्थामास्थाय, भ्रमवपुषि सर्वत्र विषये ।**
**सदशेषव्याख्या-निपुणमतिभिः ख्यातयतिभिः ॥ ३० ॥**

અર્થ—ઉપનિષદોનાં નિત્ય થતાં સંપૂર્ણ વ્યાખ્યાનોમાં નિપુણ બુદ્ધિવાળા અને પ્રખ્યાત સન્યાસીઓએ, આ પંચ ભૂતના શરીરને અને સર્વ વિષયોને, માયાના વિલાસરૂપ માન્યાં છે. માટે આ શરીરમાં, અને વિષયોમાં અનાસ્થા ઉભી કરવી. તેમાં થએલા રાગને તોડી પાડવો; અને નિત્ય નિર્દોષ, સુખ સ્વરૂપ, નિરાકાર, નિત્ય, છેડા વિનાના અને અવિદ્યા આદિકથી રહિત એવા ચૈતન્યનુંજ ધ્યાન ધરવું. (૩૦) (વિજ્ઞાનશતક).

'ભગવાનને ભજવાથી, ભજનારનાં પાપનો નાશ થાય'; એમ ગૌતમ, મહાવીર, ક્રાઇસ્ટ, મુસા, મહમદ, વિગેરે સૌએ કહ્યું. તોપણ જેમના હૃદયમાં આ વાત ન ઉતરતી હોય; તેમણે સમયની રાહ જોવી.

હવે ભગવાન્ કૃષ્ણને, બ્રહ્માદિના પણ નિયંતા કહે છે—

**नस्योतगाव इव यस्य वशे भवन्ति, ब्रह्मादयस्तनुभृतो मिथुरर्द्यमानाः ॥**
**कालस्य ते प्रकृतिपूरुषयोः परस्य, शं नस्तनोतु चरणः पुरुषोत्तमस्य ॥१४॥**

અર્થ—"સર્વને પ્રવર્તાવનાર, અને પ્રકૃતિ પુરૂષના પણ નિયંતા, આપ પુરૂષોત્તમ કે જેને, પરસ્પર દ્વેષાદિકથી પીડા પામતા બ્રહ્માદિ પ્રાણીઓ પણ, નાકમાં નાથેલા બળદોની પેઠે, વશ છે; એવા આપનું ચરણ, અમારૂં કલ્યાણ કરજો." (૧૪)

૧૪ વિવેચન—

બ્રહ્માદિ દ્વેષાદિથી પીડા પામે; અને બ્રહ્માદિ પણ નાથેલા બળદની માફક કાળને વશ વર્તે. આમ છે ત્યાં, સિકંદરાદિ કોઇ સમ્રાટનો શો હિસાબ ! ગીતામાં ગોવિંદ બોલ્યા છે કે—

**आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन ।** (ગીતા અ. ૮-૧૬)

બ્રહ્મા સુધીના જીવોને જન્મમરણ છે, મનુષ્યાવતારમાં મોટો પ્રયત્ન થાય; તો જીવ દ્વેષાદિકથી બચે. કલ્યાણનું પ્રથમ પગથીયું 'અદ્વેષ'-'દ્વેષ રહિતતા'-છે. ગીતાના ૧૨ મા અધ્યાયે-'મને વ્હાલો કોણ ?' તેના ખુલાસામાં પ્રભુ બોલ્યા છે કે—

**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च ॥१३॥**

આ શ્લોકમાં 'અદ્વેષ' પ્રથમ છે. બ્રહ્માથી શ્વાન પર્યંત, દ્વેષ ફેલાયેલો છે. માત્ર સાચા સંતોજ તેમાંથી બચી શકે છે. આ જગતમાં જે મોટો નફો લે; તેનો સોએ ૯૦ ટકા દ્વેષ કરે. ૯૦ ટકા તેને તોડી પાડવા તૈયાર થાય. મોટો નફો સાચવી રાખવાની જેને પરવા હોય; તેણે દ્વેષને (નિંદાને) સહન કરી લેતાં શીખવુંજ જોઇએ. પારકાનો દ્વેષ કરવાથી દ્વેષીને આનંદ થાય છે. વિના તકલીફે દ્વેષીને આનંદ આપવાથી, સંતો પ્રસન્ન થાય છે. વળી બીજી વાત-સંતોની રખેવાળી રામ કરે છે. માટે સંતોએ દ્વેષથી ડરવું નહીં.

---

૧૪ પદચ્છેદ—**कालस्य**-સર્વને પ્રવર્તાવનાર કાળરૂપ આપના. **प्रकृतिपुरुषयोः परस्य**-પ્રકૃતિપુરૂષના પણ નિયંતા આપને. **मिथुः अर्द्यमानाः** દ્વેષાદિકથી અરસપરસ પીડાતા. **ब्रह्मादयः तनुभृतः**-બ્રહ્માદિક પ્રાણીઓ. (**नासिका** શબ્દનો આ દેશ. **नस्. नस्** એટલે નાક.) **नसि ओताः** (પરોવાયેલા) **गावः** (બળદો) **इव**-નાકમાં પરોવાયેલા બળદોની માફક. **यस्य वशे भवंति**-જેને વશ વર્તે છે. **इति पुरुषोत्तमस्य चरणः**-એવા પુરૂષોત્તમ ભગવાનનું ચરણ. **नः शं तनोतु**-અમારૂં કલ્યાણ કરજો.

A man mounted on an elephant, should never fear from dogs, barking round him, if he is aware of his own position. હાથી પોળોમાં નીકળે છે; ત્યારે હાથીને દેખીને કુતરા ભસે છે. તે વખતે માણસ હાથી ઉપર બેઠો હોય; અને પોતે કયાં બેઠો છે; તેનું તેને યથાર્થ ભાન હોય; તો તેણે ભસતા કુતરાથી જરા ગભરાવું નહીં. કારણકે તે તેનો સ્વભાવ છે. વળી કુતરૂ ભસતું ભસતું હાથી પાસે આવી પહોંચશે. તો હાથી તેને પહોંચી વળે એમ છે.

દ્વેષ બ્રહ્માદિને પણ પીડે; માટે દ્વેષથી સંભાળીને રહેવું. જેટલા પ્રમાણમાં દેહાભિમાન હોય; તેટલા પ્રમાણમાં માનાપમાન હોય. જેટલા પ્રમાણમાં માનાપમાન હોય; તેટલાજ પ્રમાણમાં દ્વેષાદિ હોય. સ્ત્રિ અગર પુરૂષ, જે દેહાભિમાનને શિથિલ કરી નાંખે; તેમનામાં સરલતા પ્રવેશ કરે. તેલ ચોપડેલી તપેલીને, ચીકણો ગોળ, વળગતો નથી; તેમ સરલતાવાળા જીવોને, દ્વેષ વળગતો નથી. સંતોનાં લક્ષણ બતાવતાં શ્રીરામ બોલ્યા છે કે—

ચોપાઇ—સરલ સ્વભાવ ન મન કુટિલાઈ, યથા લાભ સંતોષ સદાઇ.

ખાનદાન મનુષ્યોમાં, મુમુક્ષુઓમાં, અને સંતોમાં, અનેક સારાં લક્ષણો હોય; તેમાં **પ્રથમ લક્ષણ, સરલતા છે**. ખાનદાન થવું હોય; મુમુક્ષુ થવું હોય; સંત થવું હોય; તો અનાદિકાળથી વળગી પડેલી ખટાશને ખોઇ નાંખી, સરલ બનવું. પિતાને સરલ પુત્ર વ્હાલો; પતિને સરલ સ્ત્રિ વ્હાલી, ગુરૂને સરલ શિષ્ય વ્હાલો; શેઠને સરલ ગુમાસ્તો વ્હાલો. સંસારમાં સુખરૂપ જીવનારને, સરલ થવાની ખાસ જરૂર છે. સરલતા પ્રાપ્ત થયા પછી, મનની કુટિલાઇ અનાયાસે સરી પડે છે; અને જે કાંઇ મળી આવે; તેથી સંતોષ પણ અનાયાસે પ્રાપ્ત થાય છે.

**प्रकृतिपुरुषयोः परः**—પ્રકૃતિ અને પુરૂષ તમારા ખોળામાં ખેલે છે; એવા આપ સમર્થ છો.

**यस्मात् क्षरमतीतोऽहं, अक्षरादपि चोत्तमः ।**
**अतोऽस्मि लोके वेदे च, प्रथितः पुरुषोत्तमः ॥१८॥** [ગી. અ. ૧૫] વિગેરે-

**'अक्षरात् परतः परः, महतः परमव्यक्तात् पुरुषः परः ॥ पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः'** (શ્રુતિ) ઉપલા શ્લોક જેવોજ અર્થ છે.

**चरणः नः शं तनोतु**—એવું ચરણકમળ અમારૂં કલ્યાણ કરજો. નાના બાળકની માબાપને દરેક ફીકર. બાળક મોટા થયા પછી, ઘણીજ થોડી. તેમ જે ભકતો શ્રીહરિને શરણે રહે; 'અહંબ્રહ્માસ્મિ' કહીને છટકે નહીં-અભિમાન કરે નહીં; તેનું કલ્યાણ શ્રીહરિને કરવુંજ પડે.

હવે ભગવાન્ કૃષ્ણને, કાળસ્વરૂપ ગણે છે—

**अस्यासि हेतुरुदयस्थितिसंयमाना–मव्यक्तजीवमहतामपि कालमाहुः ॥**
**सोऽयं त्रिणाभिरखिलापचये प्रवृत्तः, काले गभीररय उत्तमपूरुषस्त्वम् ॥१५॥**

---

૧૫ પદચ્છેદ—**अस्य**-આ જગતના. **उदयश्च स्थितिश्च संयमश्च तेषां हेतुः असि**-ઉત્પત્તિ, સ્થિતિ, અને પ્રલયના કારણરૂપ આપ છો. **अव्यक्तं च जीवश्च महत् च तेषां अपि कालं आहुः**-કારણકે 'પ્રકૃતિ, પુરૂષ અને મહતત્ત્વના પણ નિયંતા, આપ છો' એમ ઋષિયો કહે છે. **त्रीणि चातुर्मास्यानि नाभयः यस्य सः त्रिणाभिः**-(પ્રથમાનું એકવચન) **इति कालः**-જેમાં શીયાળો ઉનાળો અને ચોમાસા રૂપ ત્રણ ધરીઓ

અર્થ—"આ જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલયના કારણરૂપ આપ છો; કારણકે પ્રકૃતિ પુરૂષ અને મહત્ત્વના પણ નિયંતા આપ કહેવાઓ છો. સર્વના નાશમાં પ્રવર્તેલો, ગંભીર વેગવાળો, અને શીયાળો, ઉનાળો, અને ચોમાસા રૂપ ત્રણ ભાગવાળો, જે આ વર્ષરૂપ કાળ છે; તે આપનુંજ સ્વરૂપ છે. તેથી આપ ઉત્તમ પુરૂષ છો." [૧૫]

૧૫ વિવેચન—

**कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धो, लोकान् समाहर्तुमिह प्रवृत्तः ॥३२॥**

અર્થ—લોકોનો નાશ કરનારો મહાન્ કાળ હું છઉં. આ લોકનો નાશ કરવા હું અહીં તૈયાર થયો છઉં. [૩૨]

શ્રીશંકર કહે છે—**दिनमपि रजनी सायं प्रातः शिशिरवसंतौ पुनरायातः ।**
**कालः क्रीडति गच्छंत्यायुस्-तदपि न मुंचत्याशावायुः ॥**

દિવસ-રાત, દિવસ-રાત, એમ આયુષ્ય ખરખર ચાલ્યું જાય છે.

કાળ કોઇને મૂકે નહીં— પદ.

ભોંયરૂં ખોદો શીખો સરોદો, તત્ત્વ વિચારો તાજાં;
નાડીભેદમાં દાડી રમો પણ, વળશે ઉંધાં વાજાં—
જબરો કાળ ઝપાટોરે—માથે મરણ બીક છે મોટી.
જોષ જુઓ નિર્દોષ ભણીને, કોશ શુકન ના કાઢો;
જમ કિંકરનો અજબ ઝપાટો, ગજબ કરી દે ગાઢો—જબરો૦
વૈદ બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળા કૂટી;
ખૂટી તેતો જરૂરજ ખૂટી, ખૂટીની નહીં બૂટી—જબરો૦
મીઠી વાણી પૂરા પુરાણી, જાણી વાતો ઝાઝી;
કાળ કોળીયો કરી ગયું, કુણ કિતાબ વાળા કાઝી;
નિશ્ચે રહેવું નથીરે—માથે મોત ઝપાટા મારે.
ગડ્ ગડ્ ગડ્ ગડ્ નોબત ગાજે, જબરૂં લશ્કર જાતું;
કાળ હસે છે ખડ્ ખડ્ ખડ્ ખડ્, કોઈ ભાળો મારૂં ભાતું.
પકડે કાળ પલકમાંરે, કાંઇ અજબ ઝપાટો આતો;
ઘોડો નાચે વરઘોડામાં, ઝગમગ ઝળકે ઝૂલ્યો ?
જોડે જોને જમડા નાચે, લાડકડા શું ફૂલ્યો ?—પકડે૦
જમાદાર સરદાર ત્યાર જ્યાંહાં, છડીદારે નિત્ય બોલે;
અમલદાર બળદાર કાળ તો, ગણે તરખલા તોલે—પકડે૦
દેહ આળ પંપાળ ખ્યાલ છે, શિખામણ આ છેલ્લી;
ઋષિરાજ રઘુનાથ વિના, નથી કોઈ બરાબર બેલી—પકડે૦

---

છે (ભાગ છે) એવો કાળ. **गभीरः रयः** (વેગ) **यस्य सः गभीररयः**-મોટા વેગવાળો કાળ. **अखिलस्य अपचये प्रवृत्तः**-સર્વના નાશમાં લાગેલો કાળ. **सः अयं कालः त्वं उत्तमपुरुषः**-જે આ કાળ, તેજ આપ ઉત્તમપુરૂષ છો.

હવે સૃષ્ટિની ઉત્પત્તિની વાત આવે છે.

**त्वत्तः पुमान् समधिगम्य ययाऽस्य वीर्यं, धत्ते महान्तमिव गर्भममोघवीर्यः ॥
सोऽयं तयाऽनुगत आत्मन आण्डकोशं, हैमं ससर्ज बहिरावरणैरुपेतम् ॥१६॥**

અર્થ—'અમોઘ શક્તિવાળા પુરૂષે, તમારી પાસેથીજ શક્તિ મેળવીને, પછી માયાની સાથે રહી, આ જગત્‌ના ગર્ભ સરખાં મહત્ત્વને ઉત્પન્ન કર્યું છે. અને મહત્ત્વે પણ, તમારી પાસેથીજ શક્તિ મેળવીને, તે માયાથી ઓત પ્રોત રહીને, પોતામાંથી આ ઘણા પ્રકારવાળું બ્રહ્માંડ, કે જેની ઉપર આઠ આવરણ છે; તેને ઉત્પન્ન કર્યું છે." [૧૬]

૧૬ વિવેચન— રાગ-લાવણી-કવ્વાલી.

અબ તુમ દયા કરો જગદીશજી, સબ વિશ્વ રચાને વાલે ! ટેક૦
તુમ મનમેં પ્રથમ વિચારા, તબ પાંચ તત્ત્વ રચડારા;
ફિર હુયા જગત્ વિસ્તારીજી, સબ ભુવન બનાને વાલે—અબ૦
કોઈ નભચર જીવ બનાયે, કોઇ પૃથ્વી બીચ બસાયે;
જલચર જલમેં ઉપજાયેજી, બહુ રૂપ ધરાને વાલે—અબ૦
કહીં અમૃતફળ રચ દીને, કહીં અન્ન બહુત વિધ કીન્ને;
તુમ ભોજન નિત્ય નવીનોજી, સબકો દિલવાને વાલે—અબ૦
બડી કર્મ ધર્મ ચતુરાઇ, તુમને સબ વસ્તુ બનાઇ;
સબ જગા સબી સુખદાઇજી, સબ ઢંગ જમાને વાલે—અબ૦
તુમ પંખા પવન ચલાયા, દીપક રવિચંદ્ર જલાયા;
નિત નદિમાં નીર બહાયાજી, સબ જીવ જીલાને વાલે—અબ૦
જડચેતન જીવ બનાયે, ફિર બીજસેં બીજ લગાયે;
કોઇ નાશ હોન નહિ પાયેજી, જગ ચક્ર ચલાને વાલે—અબ૦
તુમકો સબ જીવ સમાના, નિજ કર્મ કીયે પરધાના;
ફિર ઉંચ નીચ જગ હોનાજી, સબ ખેલ દિખાને વાલે—અબ૦
તુમ પરિબ્રહ્મ અવિનાશી, ઘટ ઘટમેં અંતરવાસી;
બ્રહ્માનંદ પરમસુખરાશીજી, ભવબંધ મિટાને વાલે—અબ૦—

આપણા પોતાના દેહ સામે જુઓને ! કયા હથીઆરથી આ દેહ ઘડયો હશે ! વિચાર કરતાં આવડે; તો પ્રભુ અને પ્રભુની શક્તિનું ભાન થાય. જ્યાં આવો કાંઇ વિચારજ નથી; ત્યાં માનવતા નથી.

---

૧૬ પદચ્છેદ—**अमोघं वीर्यं यस्य सः-अमोघवीर्यः इति पुमान्**-અમોઘ વીર્ય-વાળો પુરૂષ. **त्वत्तः**-આપની પાસેથી. **महांतं वीर्यं समधिगम्य**-મોટી શક્તિ મેળવીને. અને **यया**-માયાની સાથે રહીને. **अस्य गर्भं**-આ જગતના ગર્ભરૂપ મહતત્ત્વને. **धत्ते**-ધારણ કર્યું. ઉત્પન્ન કર્યું. **सः अयं**-તે મહતત્ત્વે પણ. **तया अनुगतः**-તે માયાની સાથે પરોવાઇ જઇને. **आत्मनः**-પોતામાંથી. **बहिः आवरणैः उपेतं**-જળાદિ આઠ આવરણો સહિત. **हैमं आंडकोशं**-યાવત્ બ્રહ્માંડ રૂપ કોશને. **ससर्ज**-બનાવ્યું.

સૃષ્ટિની કૃતિની વાતો ભાગવતમાં ઘણે ઠેકાણે કરી છે. આ બધા નિર્ણય છે. તોપણ કેટલાએક બહુ ડાહ્યા લોકો, જાણે અત્યારેજ ઉદયા હોય; એમ સૃષ્ટિની કૃતિના સવાલ પૂછે છે. આવી કથાઓ સાંભળ્યા પછી, શાંતિથી વિચારવી જોઇએ. ઘણો ઘણો વિચાર કર્યા પછી, જે ન સમજાય; તે પૂછાય. તે પણ ઘણી નમ્રતાથી, એટલે જવાબ સીધો મળે.

ભગવાન્ કૃષ્ણ વિષયોને સેવે છે; છતાં તેમાં બંધાતા નથી તે વાત હવે કહે છે.

**तत्तस्थुषश्च जगतश्च भवानधीशो, यन्माययोत्थगुणविक्रिययोपनीतान् ॥**
**अर्थाञ्जुषन्नपि हृषीकपते न लिप्तो, येऽन्ये स्वतः परिहृतादपि बिभ्यति स्म ॥१७॥**
**स्मायावलोकलवदर्शितभावहारि-भ्रूमण्डलप्रहितसौरतमंत्रशौण्डैः ॥**
**पत्न्यस्तु षोडशसहस्रमनङ्गबाणैर्-यस्येन्द्रियं विमथितुं करणैर्न विभ्व्यः ॥१८॥**

અર્થ—"હે ઇંદ્રિયોના પતિ ! માયાએ ક્ષોભ પમાડેલી ઇંદ્રિયોની વૃત્તિઓએ, પ્રાપ્ત કરેલા વિષયોને, આપ સેવો છો; તોપણ તે વિષયોથી આપ લેપાતા નથી. એટલા માટે સ્થાવર અને જંગમના સ્વામી આપજ છો. બીજા પુરૂષો તો, પોતે (પોતાની સમજણથી) વિષયોને છોડી દે છે, તોપણ વિષયોમાં રહેલી વાસનાઓને અંતરથી તજી શકતા નથી. પરિણામે ભોગભોગવતા નથી; તોપણ ભોગની માત્ર વાસના તેઓમાં રહી જાય છે. તે વાસના માત્રથી પણ, તેઓ બંધાઈ જાય છે. [૧૭] "મંદ હાસ્યથી શોભાયમાન કટાક્ષવતી જણાવેલા અભિપ્રાયથી, મનને હરનાર ભ્રુકુટીના મંડળે પ્રેરેલા રતિ સંબંધી વિચારોથી પ્રબળ થએલ, અને કામદેવના બાણોરૂપી સાધનોથી, સોળહજાર સ્ત્રિયો પણ, આપના ચિત્તને ક્ષોભ પમાડી શકી નહતી; માટે આપ વિષયોથી લેપાયેલા નથી. [૧૮]

૧૭ પદચ્છેદ—**हृषीकाणां पतिः तत् सं० हे हृषीकपते** !-હે ઈંદ્રિયોના સ્વામી ! **मायया**–માયાથી **उत्था** ( ઉત્પન્ન થએલી છે. ) **चासौ गुणविक्रिया** ( ગુણોની વિક્રયા એટલે ઈંદ્રિયોની વૃત્તિ)-**तया**-ક્ષોભ પમાડેલી ઇંદ્રિયોની વૃત્તિઓથી **उपनीतान् अर्थान्** પાસે આણેલા વિષયોને. **जुषन्नपि**–આપ સેવો છો તોપણ. **न लिप्तः**–તેમાં લેપાતા નથી. **तत्** –એટલા માટે. **तस्थुषः जगतः**–સ્થાવર જંગમ જગતના. **भवान् अधीशः**–આપ સ્વામી છો. **ये अन्ये**–બીજા પુરૂષો તો. **स्वतः परिहृतात् अपि**-પોતે વિષયોનું સેવન છોડી દીધું હોય છે તોપણ. એટલે ત્યાગાશ્રમમાં ગયા હોય છે તોપણ. એટલે ત્યાગાશ્રમમાં ગયા હોય છે તોપણ. **बिभ्यति स्म**–વિષયોથી ડરે છે–વાસના માત્રથી બંધાઇ જાય છે.

૧૮ પદચ્છેદ—**स्मयेन सहितः अवलोकः स्मयावलोकः तस्य लवः** ( કટાક્ષ ) **तेन दर्शितः भावः तेन हारिभ्रूमंडलं** (મનને હરે એવું ભ્રૂમંડળ), **तेन प्रहिताः** (પ્રેરાએલા–મુકાએલા) **सौरतमंत्राः** (રતિ સંબંધી વિચારો), **तैः शौंडाः** ( પ્રબળ થએલા ) **तैः इति अनंगबाणैः इति करणैः**–મંદહાસ્યથી શોભાયમાન કટાક્ષે જણાવેલા અભિપ્રાયથી મનને હરનાર ભ્રુકુટીના મંડળે પ્રેરેલા, રતિ સંબંધી વિચારોથી પ્રબળ થએલ અને કામદેવના બાણોરૂપી સાધનોથી. **षोडशसहस्रं पत्न्यः तु**–સોળ હજાર સ્ત્રિયો પણ. **यस्य इंद्रियं विमथितुं**–જેની ઇંદ્રિયોને ક્ષોભ પમાડવા. **न विभ्व्यः**–શક્તિમાન થઈ નહીં. **विभ्वी**–એક વચન–શક્તિમાન્. તેનું બહુવચન **विभ्व्यः**, તે **पत्न्यः** શબ્દનું વિશેષણ.

૧૭–૧૮ વિવેચન—

કેટલાએક વેદાંતીઓ, ભકતો, અને આજકાલ સુધારાને પવને ઉડતા કેટલાએક પુરૂષો, અથવા કોલેજોમાં ભણતાં કોઈ કોઈ યુવક યુવતીઓ, ઈંદ્રિયોના સ્વામીપણાનો ડોળ કરે છે. પરબ્રહ્મ જેવા પોતે નિર્લેપ છે; એમ જગતને સમજાવે છે. વળી એમ પણ કહે છે કે—

**इंद्रियाणींद्रियार्थेषु, वर्तंत इति धारयन्**

"ઇંદ્રિયો ઇંદ્રિયોનું કામ કરે; તેથી પોતે કાંઇ કરતો નથી. તેમાં પોતાને કાંઈ લેવા દેવા નથી.' એમ પણ સમજાવે છે.

શ્રીસ્વામીનારાયણ જેવા વિલક્ષણ ત્યાગીને, એમજ લાગ્યું કે–મંદિરમાં દર્શને; અથવા હરિભજવા વખતે પણ, સ્ત્રિપુરૂષોને જુદાજ રાખવાં. મુક્તાનંદ–ગોપાળાનંદ જેવા જીવનમુક્ત ત્યાગીઓને પણ, આ બાબતમાં જરાપણ ડહાપણ કરવાની મના કરી. આ સખત કાયદો, અત્યાર સુધી અમલમાં છે; તે રાજી થવા જેવું છે. થોડું સરખું ભણીને, નાસ્તીકવાદને નાદે નાચતાં સ્ત્રિ પુરૂષો, સહશિક્ષણમાં દોષ દેખતા નથી; તે ભારતની દુર્દશા છે. જે દુધ–ઘી પેટીમાં મૂકયું હોય; તેને બિલાડીનો ભય નથી. જ્યાં દિવાસળી કે કોઇપણ પ્રકારનો અગ્નિ નથી; ત્યાં ગ્યાસલેટના ડબા પડયા રહે; તો સળગીઉઠવાનો ભય નથી.

ક્રિયા નહોય; પણ માત્ર વાસના હોય; તોપણ બંધન થાય છે. ત્યાગીઓ, વાનપ્રસ્થો, બ્રહ્મચારીઓ, વિધવાઓ, અને વિધુરોએ, તથા કોલેજમાં ભણતાં યુવક યુવતીઓએ, વિષયોની વાસનાને પણ પ્રગટવા દેવી ન જોઈએ.

જ્યાં બ્રહ્મા, સદાશિવ અને ઇંદ્ર ઠોકર ખાઇ ગયા; ત્યાં આપણે કોણ માત્ર ! એવો પાકો વિચાર કરીને, પુરૂષોએ સ્ત્રિઓથી, અલગ રહેવું જોઇએ. અને સ્ત્રિઓએ પુરૂષોથી, અલગ રહેવું જોઇએ. સ્ત્રિ કેળવણીથી સ્ત્રિઓ આગળ વધેલી દેખાય; પણ શિયળની બાબતમાં, સ્ત્રિયો પાછી પડતી જાય છે; તે વાત ભૂલવી નહીં. કેટલાંએક ભણેલાંગણેલાં, કુતરા જેટલા પણ સંયમ પાળતા નથી. કારણ કે કુતરાં કારતકે ગાંડાં; અને આતો હમેશાં ગાંડાં. પાડા પાડીને પણ સંયમ, અને વિદ્વાન દેખાતાં માનવીઓને કાંઇ નહીં. વીર્ય જેવી મોંઘી વસ્તુને ખોઈ નાંખી, ઘડીમાં ઘરડા થવાની તૈયારી કર્યા કરે છે. સ્વપત્ની વ્યભિચારનો એક લેખ પૂર્વે આપ્યો છે.

ગૃહસ્થો સ્ત્રિ સાથે રહીને કામદેવને જીતે છે; અને ત્યાગીઓ સ્ત્રિઓને તજીને કામદેવને જીતે છે. કિલ્લામાં રહીને લડે; તે લડયું કહેવાય નહીં. કિલ્લા બહાર નીકળીને મેદાનમાં લડે; તે લડયું કહેવાય. સ્ત્રિઓ પાસે નહોય; અને કામદેવને જીતે; તે કામદેવને જીત્યો ગણાય નહીં. સ્ત્રિઓ પાસે છે; અનેક પ્રકારના હાવભાવ કરે છે; છતાં જે સ્ત્રિયોમાં લોભાતો નથી; તે કામદેવને જીત્યો ગણાય છે. એવા એકજ શ્રીકૃષ્ણ નીકળ્યા. અનેક ગોપીઓને સાથે લઇને રાસ રમ્યા; પણ કૃષ્ણ બાળબ્રહ્મચારી. તેની સાખ જમુનાજીએ પૂરી. દ્વારકામાં આવ્યા પછી, એક બે કે ત્રણ રાણીઓ નહીં; પણ સોળ હજાર એકસો ને આઠ રાણીઓ. પોતે એક છતાં દરેકના ઘરમાં, જ્યારે જુઓ ત્યારે હાજર; છતાં નિર્લેપ. તેની સાખ અહીં દેવો પૂરે છે.

કેટલાએક સ્ત્રિને તજીને ત્યાગી બને છે; પણ સ્ત્રિની વાસનાને તજી શકતા નથી. વાસના બંધનરૂપી છે. ( ગીતા. અ. ૨. )

**विषया विनिवर्तंते, निराहारस्य देहिनः ॥**
**रसवर्जं रसोऽप्यस्य, परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥**

અર્થ—માંદગીને લીધે અગર વ્રતને લીધે, જે આહાર કરતા નથી; તેઓ વિષયોને ગ્રહણ કરતા નથી. એટલે તેમની ઈંદ્રિયોથી વિષયો દૂર રહે છે; તોપણ વિષયોમાં તેમની આસક્તિ રહી જાય છે. પ્રસંગ પ્રાપ્ત થતાં, તે વૃત્તિ ફાલે છે. કદિ રસોના રસરૂપ, અને સુખોના સુખરૂપ, પરમાત્માનો સાક્ષાત્કાર થાય; તો તે આસક્તિ—રસવૃત્તિ અવશ્ય નિવૃત થઈ જાય છે. [૫૯].

બાદશાહ બિલાડીઓને માથે દીવા મુકીને, ભોજન કરતો હતો. બાદશાહના મનમાં એવું અભિમાન આવ્યું કે—મારી બિલાડીઓ, ઘણીજ ડાહી થઇ ગઇ છે. એટલે સંયમધર્મ બરાબર પાળે છે. બાદશાહ એક વખત જમવા બેઠો હતો; અને સાતે બિલાડીઓ, માથે દીવા લઇને, શાંતિથી સામે બેઠી હતી; ત્યારે એક બારોટે કોથળીમાં પુરી રાખેલી ઉંદરડીને છૂટી મૂકી. ઉંદરડીને દેખી, કે તુરત, સાતે બિલાડીઓ દીવા નાંખી દઇને, ઉંદરડીની પાછળ દોડી. કારણ કે બિલાડીયો સંયમ પાળતી હતી; પણ તેમની રસવૃત્તિ હૃદયમાં રહી ગઈ હતી. રસવૃત્તિનો સમૂળો નાશ થયો નહોતો. બિલાડી જેવા ડાહ્યા, શિષ્યો ઘણા હોય છે. મામા દેખે નહીં; ત્યાંસુધી મોટા.

ખેડુત ખેતરમાં ઉગેલી બોરડીઓને કાપી નાંખે; તે વખતે ખેતર ઘણું ચોખ્ખું દેખાય; પણ ચોમાસાના જળનો સ્પર્શ, બોરડીઓનાં મૂળને થાય; કે તુરત, બોરડીઓ ઉગે—ખીલે અને ફાલે. બોરડીઓના મૂળમાં મીઠું (લુણ) ભરીને, મૂળને તોડી ફોડી નાંખ્યાં હોય; તોજ બોરડીઓ ઉગતી બંધ થાય.

તે પ્રમાણે ત્યાગી અથવા મુમુક્ષુ, તપ અને વિદ્યાના બળથી, **कामसंकल्पवर्जितः**— વાસનાઓને તોડી ફોડી નાંખે; તોજ વિષયોથી બચી શકે.

દેશેદેશ અને ધર્મેધર્મ તથા શાસ્ત્રેશાસ્ત્ર, સંયમી પુરૂષનાં વખાણ કરે છે; એટલે પ્રાપ્ત છે, છતાં તજે છે; તેનાં વખાણ કરે છે. મંદિરમાં હંમેશાં નાના પ્રકારના પકવાન થતા હોય; પણ જે સાધુ, ભાખરી અને શાકજ ખાતો હોય; તેનાં વખાણ થાય છે. ગૌતમ મહાવીરના ઘરમાં, દેવાંગનાઓ હતી; છતાં તજીને ચાલી નીકળ્યા. તેમના રંગના છાંટા, ઘણાને ઉડયા. ઘણા કેસરવરણા (શૂરવીર) થઇને, વિષયોની સાથે લડયા.

શ્રીકૃષ્ણનું પૂજન કરીએ; દર્શન કરીએ; તેમનું ભાગવત સાંભળીએ; પણ સંયમ—વીતરાગ—અનાસક્તિ-સંબંધી કાંઈ જાણીએ નહીં; અને પાળીએ પણ નહીં; તો તે ગધેડાની પીઠે સાકરના કોથળા ભરવા જેવું છે. કેટલાએક કૃષ્ણને **'ભગવાન્'** કહેતાં અચકાય છે. તેમણે યાદ રાખવું ઘટે; કે એવા મોંઘા માનવી બનવા, કૃષ્ણે કેવાં તપ કર્યા હશે ! કેવો સંયમ પાળ્યો હશે ! એવા આદર્શને નજર સામે રાખીને, પોતે પોતાને ઠીકાઠીક કરવા. એટલે પોતે પોતાને સંયમ ધર્મમાં લેવાની, તક ખોવી નહીં. પુરૂષ સ્ત્રીમાં લલચાઇ મરે; અથવા સ્ત્રી પુરૂષમાં લલચાઇ મરે—પણ પોતે પરતંત્ર છે. પોતે કાળનાં રમકડાં છે. ક્યારે હુકમ છૂટશે; અને હાજર થવું પડશે; તેની ખબર નથી. બેમાંથી એક મરી જતાં, મરનાર પાછું મળશે નહીં; પણ વાસનાનું બંધન તો ઉભુંજ રહેશે; તેમાં કરેલો રાગ પીડયા કરશે. આ સંસાર અજબ વસ્તુ છે. તેમાં જ્યાં રહો-ત્યાં—જળ કમળવત્ રહેવાની આજ્ઞા છે. પ્રાચીન ઋષિઓ, અને ઇશ્વરના અવતારો, આપણને ઉપર પ્રમાણે શીખવે છે. 'બસ ! કોઇનું અમારે માનવું જ નથી;' એમ કહેનારાઓને અમારે કાંઇ કહેવુંજ નથી. કારણકે હજી તે પાકયા નથી. સંસારને સમજીને જે પાકે છે; અથવા સંસારમાં કુટાઇ પીટાઈને, જે પાંશરા થાય છે;

તે સંસારમાં પાકા થયા ગણાય છે. જ્યાં એક વખત માંડેલો ગૃહસ્થાશ્રમ, પૂરો કરવાનોજ માત્ર વિચાર થાય છે; ત્યાં પુનર્લગ્નની વાત, કેમ કરાય! ત્યાં વ્યભિચાર જેવું તો કેમ જ હોય! ત્યાં શ્રીહરિ સિવાય, અન્ય કોઇ પ્રેમનું પાત્ર કેમ સંભવે! આવા દૈવી જીવોને, અમારા ઘણા ઘણા પ્રણામ છે. જ્યાં બેઠા હો; ત્યાં સ્વિકારી લેજો.

સંસાર છોડયા પછી, સ્ત્રિ–ધનમાં લગીર પણ વાસના રહે; તો તે સાધુસન્યાસી પતીત છે. શાસ્ત્રો ચિંથરાની ઢીંગલીને પણ અડકવાની–જોવાની–ના પાડે છે; ત્યારે આજકાલના ધમંડી ત્યાગીઓ, સ્ત્રિયોનાં પૂજન સ્વિકારે છે; સ્ત્રિઓ પુષ્પોના હાર પહેરાવે; અને પહેરે છે. મંદિરોમાં તથા મઠોમાં, સ્ત્રિઓને રાંધવા અગર કામ કરવા રાખે છે. આ બધાં પડી જવાનાં પાખંડ છે. સમાજનું હિત ચાહનારા, અગર મંદિર મઠના ટ્રસ્ટીઓએ, સાચવવા જેવું આ (ચારિત્ર) છે. મુડીના કરતાં મોંઘું–ચારિત્ર છે. સંતો–ઉપદેશકો, બ્રાહ્મણો, આચાર્યો અને મહંતો, સચવાશે; તોજ તેઓ સમાજને બેધડક વાતો કરી શકશે જે ઘરના મોભ પડી ગયા; તે ઘરની વળીઓ સિધી રહી શકશે નહીં. યુરોપથી કરોડો રૂપૈયાનો માલ, ટ્રેડમાર્ક ઉપર આવે છે. આ યુગમાં ટ્રેડમાર્કવાળોજ માલ ખપે છે. તેમ જે મંદિરે શ્રીકૃષ્ણ, જેનાં ભાલમાં શ્રીકૃષ્ણનું તિલક–જ્યાં શ્રીકૃષ્ણનોજ ટ્રેડમાર્ક, ત્યાં વ્યભિચાર–અસંયમ કેમ સંભવી શકે? ઉપરનું પેકીંગ સારૂં; અને અંદર ગાભા; એવો વેપાર કેટલા દિવસ ચાલે!

જેઓ શ્રીકૃષ્ણને વ્યભિચારી માનતા હોય; તેઓ કદિ એવી ભૂલ કરે; પણ જેઓ શ્રીકૃષ્ણને જગદ્‌ગુરૂ–પરમ સંયમી–પરમ પવિત્ર–માનતા હોય; ત્યાં કુદષ્ટિને ઉભા રહેવાનો અધિકારજ ન હોય. ત્યાં તો—

રેખતા તાલ-દાદરા—

અયે કૃષ્ણ તેરે નામપે કુર્બાન હો રહી,
સુરતકો તેરી દેખ–પરેશાન હો રહી—ટેક૦ અયે૦
સિરપર વો મોરકી મુકુટ, કાનોમેં હૈ કુંડલ;
વો અધર બંસરીકી મધુર, તાન હો રહી—અયે૦
ફુલોકી માલ હૈ ગલે-મેં તિલક ભાલ હૈ;
મુખચંદ મંદહાસસેં, બેજાન હો રહી—અયે૦
નહિં ખાનપાનકી સુધી, ન લોક લાજ હૈ;
તેરે દીદારકે લીયે, હૈરાન હો રહી—અયે૦
ન ભૂલિયે મુઝે, દીનનકે નાથ તુમ સુને;
બ્રહ્માનંદ તેરે દરકી, મેં દરવાન હો રહી—અયે૦

ભગવાન કૃષ્ણની પાછળ ભકતો તો ઘેલા થયા; પણ વેદાંતની મોટી મોટી વાતો કરનારા, મધુસૂદન સરસ્વતી જેવા પણ, ભૂલા પડયા. મધુસૂદનને ઓળખ્યા? તે 'અદ્વૈતસિદ્ધિ' નામના ગ્રંથના કર્તા છે.

વસંતતિલકા—

**वंशीविभूषितकरान्नवनीरदाभात्,**
**पीतांबरादरुणबिंब-फलाधरोष्ठात् ॥**
**पूर्णेंदुसुंदरमुखादरविंदनेत्रात्,**
**कृष्णात् परं किमपि तत्त्वमहं न जाने ॥**

અર્થ—મનોહર બંસીથી જેમનો હાથ શણગાર્યો છે; તે. નવીન મેઘમંડળની જેવા શ્યામવર્ણની તેજસ્વી શીતળ કાંતિવાળા, પિતાંબરધારી, લાલ બિંબ ફળ જેવા જેમના હોઠ છે તે, શરદ પૂર્ણિમાના ચંદ્ર સમાન સુંદર પ્રસન્ન મુખવાળા, અને કમળ સરખા નેત્રવાળા કૃષ્ણથી, બીજું કાંઇ તત્ત્વ હું જાણુતો નથી.

તેમને શ્રીકૃષ્ણના વ્યભિચારની ખબર નહીં હોય ? ખબર હોય; તો શ્રીકૃષ્ણના વ્યભિચાર સંબંધી તેમનો શો અભિપ્રાય છે ?—સાંભળો—

રાગ–ઉપજાતિ—

**अद्वैतवीथिपथिकैरुपास्याः, वेदांतसिंहासनलब्धदीक्षाः ।**
**हठेन केनापि वयं शठेन, दासीकृता गोपवधूविटेन ॥**

અર્થ—અગર જો કે અમે, કેવલાદ્વૈતના વ્યાખ્યાનરૂપી સિંહાસન ઉપર બેસીને, અદ્વૈત વાદની દિક્ષા લીધી છે. એટલે અમે અદ્વૈતવાદની ઉપાસના કરનારા છઇએ; તોપણ પ્રેમ રસમાં ઘેલી થએલી મસ્તાની ગોપીઓના પ્યારા, કોઈ શઠ શ્રીકૃષ્ણના, અમે બળાત્કારથી દાસ બન્યા છઇએ.

અમે પણ ગોપી જેવા પ્રેમની બહુ અપેક્ષા રાખી છે. શ્રીસ્વામીનારાયણ, અને તેમના વીતરાગી સંતોએ પણ, શ્રીકૃષ્ણમાં કાંઇક દેખ્યું. દશમસ્કંધ વૈષ્ણવોનું, અને શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયનું ધન ગણાય છે. દશમની ટિકા આપણે ત્યાં, પ્રભુ કૃપાથી અજોડ બની છે. પરવા હોય; અને પુસ્તકો ન હોય; તો પુસ્તકો મંગાવી લેવાં.

હવે સ્તુતિનો ઉપસંહાર કરે છે—

**विभ्व्यस्तवामृतकथोदवहास्त्रिलोक्याः, पादावनेजसरितः शमलानि हन्तुम् ॥**
**आनुश्रवं श्रुतिभिरंघ्रिजमंगसंगैस्–तीर्थद्वयं शुचिषदस्त उपस्पृशन्ति ॥१९॥**

અર્થ—તેથી આપની અમૃત તુલ્ય કથારૂપી નદીઓ, અને આપના ચરણ ધોવાના જળરૂપ ગંગાદિક નદીયો, ત્રૈલોક્યનાં પાપ મટાડવા સમર્થ છે. આ બે પ્રકારની નદીયોનું–વેદે પ્રતિપાદન કરેલું કથારૂપી તીર્થ, શ્રવણેં-દ્રિયથી પવિત્ર કરે છે; અને ચરણ ધોયાના જળરૂપ ગંગાદિ તીર્થ, સ્નાનથી પવિત્ર કરે છે. આ પ્રમાણે આ બન્ને તીર્થોને, આત્મશુદ્ધિ માટે જેઓ તપ કરે છે; તે લોકો સેવે છે. (૧૯).

---

૧૯ પદચ્છેદ—**तव**–તમારી. **अमृतं इव कथाः अमृतकथाः, अमृतकथाः एव उदवहाः** (નદીયો)–**उदकानि वहंति इति उदवहाः**–આપની અમૃત તુલ્ય કથારૂપી નદીયો. **पादयोः अवनेजं**–ચરણ ધોયાનું જળ. **पादावनेजं एव सरितः**–ચરણ ધોયાના જળરૂપી ગંગાદિ તિર્થો. **त्रिलोक्याः शमलानि हंतुं**-ત્રણ લોકનાં પાપ ધોવાને. **विभ्व्यः**–શક્તિમાન છે. **अनुश्रवे भवं आनुश्रवं**–વેદમાં ગવાએલા (કથારૂપી તિર્થ)ને. **श्रुतिभिः**–કાનોથી. **उपस्पृशंति** લોકો સેવે છે. **अंघ्रिजं**–ચરણ ધોયાના ગંગાના જળને. **अंगसंगाः** (સ્નાન) **तैः**–સ્નાનથી લોકો સેવે છે. **इति तीर्थद्वयं**–એમ આ બન્ને તીર્થોને. **शुचये सीदंति इति ते शुचिषदः, ते शुचिषदः उपस्पृशंति**–આત્મશુદ્ધિ માટે જેઓ તપ કરે છે; તે લોકો સેવે છે.

૧૯ વિવેચન—

એ પ્રકારની પવિત્રતા—શુદ્ધિ—આંતરશુદ્ધિ કથા વાર્તાથી થાય છે; અને બાહ્યશુદ્ધિ ગંગાઆદિના જળથી થાય છે. બેઉ શુદ્ધિની જરૂર છે. આગળ ૧૨ મા અધ્યાયમાં સત્સંગનો-કથા વાર્તાનો—મહિમા ગવાશે. શાસ્ત્રો અનેક ઠેકાણે કહે છે કે-તિર્થોનાં જળ માત્ર જળ નથી; પણ કાંઇક વિશેષ છે. તોપણ તે ઘણે કાળે શુદ્ધિ આપે; અને સંતોનો સમાગમ ત્વરાથી શુદ્ધિ આપે

શ્રીશુકદેવજી કહે છે કે—

॥ **बादरायणिरुवाच** ॥

**इत्यभिष्टूय विबुधैः, सेशः शतधृतिर्हरिम् ॥**
**अभ्यभाषत गोविन्दं, प्रणम्याम्बरमाश्रितः ॥२०॥**

અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે-'આકાશમાં ઉભેલા સદાશિવ સહિત બ્રહ્માજીએ, દેવતાઓ સહિત, ઉપર પ્રમાણે સ્તુતિ કરીને, તથા પ્રણામ કરીને, ભગવાનને કહ્યું કે—' [૨૦]

૨૦ વિવેચન—

**अंबरे आश्रितः**—સૂચવે છે કે દેવો આકાશમાં ઉભા હશે. માત્ર શ્રીકૃષ્ણજ તેમને દેખતા હશે. વાતચીત પણ ખાનગીજ હશે.

સર્વ દેવોએ સ્તુતિ કર્યા પછી, બ્રહ્માજીએ શ્રીકૃષ્ણને કહ્યું કે—

॥ **ब्रह्मोवाच** ॥

**भूमेर्भारावताराय, पुरा विज्ञापितः प्रभो ॥**
**त्वमस्माभिरशेषात्मंस्‌—तत्तथैवोपपादितम् ॥२१॥**
**धर्मश्च स्थापितः सत्सु, सत्यसन्धेषु वै त्वया ॥**
**कीर्तिश्च दिक्षु विक्षिप्ता, सर्वलोकमलापहा ॥२२॥**

---

૨૦ પદચ્છેદ—**अंबरे आश्रितः**-આકાશમાં ઉભેલા. **ईशेन सहितः सेशः**-મહાદેવ સહિત. **शतधृतिः**-બ્રહ્માજીએ. **विबुधैः (सह)**-દેવોની સાથે. **इति हरिं अभिष्टूय**-ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણની સ્તુતિ કરીને. **प्रणम्य**-તથા પ્રણામ કરીને. **गोविंदं अभ्यभाषत**-શ્રીકૃષ્ણને કહ્યું કે—

૨૧ પદચ્છેદ—**हे प्रभो ! हे अशेषात्मन्**-હે સર્વના આત્મા. **भूमेः भा०**-પૃથ્વીનો ભાર ઉતારવા માટે. **पुरा**-પૂર્વે. **त्वं अस्माभिः विज्ञापितः**-અમે આપને વિનંતિ કરી હતી. **तत् तथा एव उपपादितम्**-તે તે પ્રમાણેજ આપે તમામ કરી આપેલું છે.

૨૨ પદચ્છેદ—**सत्या संधा** (પ્રતિજ્ઞા) **येषां ते, तेषु इति सत्सु**-સાચી પ્રતિજ્ઞા વાળા સત્પુરૂષોમાં. **त्वया धर्मः स्थापितः**-તમારાથી ધર્મની સ્થાપના થઇ છે. **च**-અને. **सर्वलोकानां मलं अपहंति इति-सर्वलोकमलापहा इति कीर्तिः**-સર્વ લોકોના પાપનો નાશ કરે એવો યશ-એવી કીર્તિ. **दिक्षु विक्षिप्ता**-દિશાઓમાં પ્રસરી છે.

અર્થ—બ્રહ્માજી કહે છે કે–'હે સર્વના આત્મા! પૃથ્વીનો ભાર ઉતારવા માટે, પૂર્વે અમોએ આપને વિનંતિ કરી હતી. તે પ્રમાણે આપે તમામ કરેલું છે. [૨૧] આપે સાચી પ્રતિજ્ઞાવાળા સત્પુરૂષોમાં, ધર્મનું સ્થાપન કર્યું છે; અને સર્વ લોકોના પાપને મટાડનારી કીર્તિને, દિશાઓમાં વિસ્તારી છે. [૨૨]

૨૧–૨૨ વિવેચન—

**हे अशेषात्मन्**!—હે સર્વના આત્મા! આવું એકજ તત્ત્વ હોય.

**सर्वलोकमलापहा कीर्तिः**—સર્વ લોકના મળનો નાશ કરે એવી કીર્તિ–એવો યશ. ઉપર ૪૧૭ મે પાને ખુલાસો કર્યો છે.

બ્રહ્માજી આગળ શું કહે છે તે સાંભળો—

**अवतीर्य यदोर्वंशे, बिभ्रद्रूपमनुत्तमम् ॥**
**कर्माण्युद्दामवृत्तानि, हिताय जगतोऽकृथाः ॥२३॥**
**यानि ते चरितानीश, मनुष्याः साधवः कलौ ॥**
**शृण्वन्तः कीर्तयन्तश्च, तरिष्यन्त्यंजसा तमः ॥२४॥**

અર્થ—યદુના વંશમાં અવતરી, સર્વોત્તમ રૂપને ધારણ કરનારા આપે, જગત્‌ના કલ્યાણને માટે, મોટા પરાક્રમવાળાં કામો કર્યાં છે. જે કામોનું નિરંતર શ્રવણ અને કીર્તન કરવાથી, કલિયુગમાં સજ્જનો અનાયાસથી સંસારના પારને પામી જશે. [૨૩–૨૪]

૨૩–૨૪ વિવેચન—

**अनुत्तमम् रूपं बिभ्रत्**–શ્રીકૃષ્ણનું સર્વોત્તમ રૂપ છે. જનકને ત્યાં વિશ્વામિત્ર સાથે રામ પધાર્યા; ત્યારે

ચોપાઈ—મુરતિ મધુર મનોહર દેખી, ભયેઉ વિદેહ વિશેખી.

રામના કરતાં પણ, શ્રીકૃષ્ણ રૂપ વધારે મનોહર બન્યું હતું. રૂપ ફંદને ફેલાવે છે. રૂપ અનેકને મોહ પમાડે છે. સુંદરીની સુંદરતા-રૂપ–તેના પતિનેજ કામની; બીજાને તો મોહ પમાડનાર–નરકની ટિકીટ લઈ આપનાર. શ્રીકૃષ્ણના રૂપમાં જેને મોહ થાય; તેનો બેડો પાર થઈ જાય એવું.

કથાવાર્તા શું?–ગાથા શું?–સાંભળવા જેવું શું?–મોટા પુરૂષનાં ચરિત્રો. ચરિત્રો એટલે મોટા પુરૂષનાં વર્તન. સંસારમાં સુખરૂપ કેવી રીતે જીવી શકાય; સંસારમાં નફો

---

૨૩ પદચ્છેદ—**यदोः वंशे अवतीर्य**-યદુવંશમાં અવતરીને. **अनुत्तमम् रूपं बिभ्रत्**-સર્વોત્તમ રૂપ ધારણ કરનારા. **जगतः हिताय**–જગત્‌ના કલ્યાણ માટે. **उद्दामानि** (ઉદાર) **वृत्तानि**(પરાક્રમો) **येषु तानि इति कर्माणि** મોટા પરાક્રમવાળાં કામો. **अकृथाः**–કર્યાં.

૨૪ પદચ્છેદ—**हे ईश! यानि ते चरितानि**–આપનાં જે જે પરાક્રમોનું. **शृण्वंतः च कीर्तयंतः**–સાંભળતા અને ગાતાં. **साधवः मनुष्याः**–સત્પુરૂષો. **कलौ अंजसा तमः तरिष्यंति**–કલિયુગમાં અનાયાસથી સંસારને તરી જશે.

કેવી રીતે તારવી લેવાય; ખોટામાંથી ખરૂં કેવી રીતે મેળવી શકાય; આ બધું મોટા પુરૂષોનાં ચરિત્રોમાંથી મળી આવે છે; શીખી લેવાય છે. જેમ એક ટાઈપના–બીબાના–અનેક અક્ષરો પડે; તેમ એક ગૌતમના અનેક નાના મોટા ગૌતમ બન્યા; એક મહાવીરના અનેક નાના મોટા મહાવીર બન્યા; એક શંકરાચાર્યના અનેક નાના મોટા શંકરાચાર્ય બન્યા; એક શ્રીવલ્લભના, અનેક નાના મોટા શ્રીવલ્લભ બન્યા; એક સ્વામીનારાણના, અનેક નાના મોટા સ્વામીનારાયણ બન્યા. એક બીના અનેક બી; તેમ એક સંતના અનેક સંત. લૌકિક સૃષ્ટિ, અને દૈવી સૃષ્ટિ, બેઉ સાથે સાથ–લગોલગ–ચાલી આવે છે. લૌકિક જીવો લૌકિક સૃષ્ટિમાં ભળી જાય છે. માનવના હૃદયના ઉંડાણમાં, દૈવીભાવ પડેલોજ હોય છે. તેને ઉશ્કેરનાર–જાગૃત કરનાર–સળગાવનાર–પ્રગટાવનાર–કથાવાર્તા છે. લૌકિકસૃષ્ટિ કરતાં, દૈવીસૃષ્ટિ ઉંચા પ્રકારની છે. લૌકિક જીવો કરતાં, દૈવીજીવો ઉંચા આચરણવાળાં છે. એવા અટલ સિદ્ધાંતને અનુસરીને, દરેક ધર્મમાં કથાવાર્તા છે. વળી કલિયુગમાં જ્યાં ત્યાં ડહોળું પાણી (પાખંડ) પેસી જાય; માત્ર કથાવાર્તામાં સત્ય વસ્તુ–સાફ કરેલી વસ્તુ–કહેવી સાંભળવીજ પડે.

**કંગાલોની કથા**—આજકાલ કંગાલોની કથા બહુ થાય છે. જ્યાં શ્રોતા વક્તા બેઉ કંગાલ હોય; ત્યાં ભાવ એવી વસ્તુ તો, હોયજ **નહીં**. જ્યાં ભાવ **નહીં**; ત્યાં ભક્તિ અગર જ્ઞાન ઉભા રહે **નહીં**. બ્રાહ્મણ જાણે કે–'લઈ લઉં;' અને શ્રોતાઓ જાણે કે–'બ્રાહ્મણ તો લેવાજ આવ્યા છે.' કથામાં રંગ જામે; ત્યાં બ્રાહ્મણ પોતાના પેટની પોથી છોડે. 'કાંઈ આપો; કાંઈ આપો;' એમ કહે; તે શ્રોતાઓને કડવું ઝેર જેવું લાગે. પછી શ્રોતા કાંઈ આપે ખરા; પણ તે લઈને, લેનાર ઝાંખું પડી જાય. મોટા પુરૂષ કહે છે કે—

'સહેજ મીલા સો દુધ બરાબર, માંગલીયા સો પાની;
ખેંચ લીયા સો રગત બરાબર, બોલે ગોરખ વાણી.'

માગવાથી સ્વતેજ બળી જાય છે; ક્ષીણ થાય છે.–ઝાંખુ પડી જાય છે. તે દીવા જેવી વાત છે. તેથી બ્રાહ્મણોએ, સ્વમાનની ખાતર, કાંઇ પણ માગવું **નહીં**. બીજી મજુરી કરી લેવી; પણ માગવું નહીં. દાતાનો ભાવ ઉઠી ગયા પછી; દાતા કાંઈ આપે; તે દાન નથી–વેઠ છે–પાપ છે. માગવાને દુઃખે ઘણા બ્રાહ્મણો અન્ય ધંધામાં ચાલ્યા ગયા છે. તોપણ પોતે બ્રાહ્મણ છે–જ્ઞાનદ્વારા જગતને શાંતિ આપવી, એ પોતાનું મૂખ્ય કર્તવ્ય છે. તે કર્તવ્યને યાદ રાખી, નિસ્પૃહ થઇને ભગવદ્‌વાર્તા કરવીજ. ગમે તે ધંધો કરવો; પણ ભણવું અને ભણાવવું; તે બ્રાહ્મણે મરતાં સુધી ચૂકાય નહીં. કથા કરનાર જેવો, મુમુક્ષુનો કોઇ સ્નેહી નથી–સગો નથી. કથા કરનારને, મુમુક્ષુ પોતાના પ્રાણ આપી દે, તોપણ ઓછા છે. એટલે અન્યોન્યના ભાવને જરાપણ ઘસાવા દેવો **નહીં**. ભાવ એજ ભગવાન્ છે–એજ પ્રભુતા છે; એમ સમજવું.

બ્રહ્મા હજી આગળ કહે છે કે—

**यदुवंशेऽवतीर्णस्य, भवतः पुरुषोत्तम ॥**
**शरच्छतं व्यतीयाय, पञ्चविंशाधिकं प्रभो ॥२५॥**

---

૨૫ પદચ્છેદ—**हे प्रभो ! हे पुरुषोत्तम !**–હે પ્રભુ! હે પુરૂષોત્તમ! **यदुवंशे अवतीर्णस्य भवतः**–આપ કે જે યદુવંશમાં અવતર્યા છો તેમને. **पंचविंशाधिकं इति शरदां शतं–शरच्छतं**–સવાસો વરસ. **व्यतीयाय**–પરોક્ષભૂત–થઇ ગયાં છે.

नाधुना तेऽखिलाधार, देवकार्यावशेषितम् ॥
कुलं च विप्रशापेन, नष्टप्रायमभूदिदम् ॥२६॥
ततः स्वधाम परमं, विशस्व यदि मन्यसे ॥
सलोकाँल्लोकपालान्नः, पाहि वैकुण्ठकिंकरान् ॥२७॥

અર્થ—હે સર્વના આધાર! હે પુરૂષોત્તમ! હે પ્રભુ! આપે યદુવંશમાં અવતાર ધર્યાને સવાસો વરસ થઈ ગયાં છે. તો હવે આપને દેવનાં કાર્ય કરવામાં કાંઈ બાકી રહ્યું નથી, અને આ આપનું કુળ પણ, બ્રાહ્મણોના શાપથી, નાશ પામ્યા જેવું થઈ ચૂકયું છે. માટે આપની ઈચ્છા હોય; તો—આપ ઉત્તમ સ્વધામમાં પધારો! અથવા હે પ્રભુ! અમારા લોકમાં પધારીને, લોકોનું તથા કિંકર એવા અમો લોકપાલોનું આપ રક્ષણ કરો! [૨૫-૨૬-૨૭]

૨૫-૨૬-૨૭ વિવેચન –

રામચંદ્ર દસહજાર વરસ રહ્યા; શ્રીકૃષ્ણ સવાસો વરસ રહ્યા. પણ અંતે કોઇને અહીં, કાયમ-ખાતે રહેવાની પરવાનગી નથી. તિર્થંકરો, પેગંબરો, આચાર્યો મહંતો, પંડિતો અને મોલવી; કોઇને અહીં કાયમ ખાતે રહેવાની પરવાનગી નથી. **'ઉગે તે ખીલે; ખીલે તે કરમાય. અને કરમાય; તે ચાલ્યાં જાય.'** એવો અનાદિ સિદ્ધાંત ચાલ્યો આવે છે. વચ્ચે સારો વહીવટ કરી લે, તે ડાહ્યાં. 'પાપ પુણ્યના બે રસ્તા છે; ઠીક પડે તે ઝાલો.' પાપ પુણ્યમાં ભેદ શું? તેનાં ફળ શું? તે કેમ કરાય? વિગેરે જ્ઞાન, શાસ્ત્રો અને સંતો આપે છે. જે ખલાસી દીવાદાંડી સામે ધ્યાન ન રાખે, તેનું વ્હાણ ખરાબે અફળાય-ભાંગી તુટી પણ જાય. તેમ સંતો અને શાસ્ત્રો, દીવાદાંડી જેવા સ્પષ્ટ ખુલાસા કરે; તો પણ તેમાં લક્ષ ન આપે; તેનાં જીવન, ઉપાધિઓ સાથે અફળાઇને ભાંગી તૂટી જાય. જે આજકાલ-કે પરમ દિવસે, મિથ્યાજ સમજાવાનું છે; તેમાંજ સ્ત્રિપુરૂષોએ લલચાવું-ખોટામાં ખરાબ થવું; તે દુઃખને નોતરવા જેવી ભૂલ છે.

**पाहि वैकंठकिंकरान्**—બ્રહ્મા જેવા સમર્થ પુરૂષો વૈકુંઠના દાસ છે; તો આપણે કોણ માત્ર! બ્રહ્મા જેવાને વૈકુંઠ વેગળું છે; તો આપણે કયાં છીએ? કેટલે છેટે છીએ? તે માપ્યું મપાય નહીં. તોપણ ગીતામાં આપેલા અનેક કોલ ધ્યાનમાં રાખીને, શ્રીહરિ સામા ચાલ્યા જવું. ભગવાન્ અને ભગવાનના ભકતો, દીવાદાંડી જેવા છે.

**ब्रह्मभूतः प्रसन्नात्मा, न शोचति न कांक्षति ॥**
**समः सर्वेषु भूतेषु, मद्भक्तिं लभते पराम् ॥५४॥** [ગીતા અ. ૧૮]

---

૨૬ પદચ્છેદ—**हे अखिलाधार**!-હે સર્વના આધાર! **ते अधुना**-આપને હાલ. **देवकार्यावशेषितम् न**-દેવના કાર્ય કરવામાં કાંઇ બાકી રહ્યું નથી. **च इदम् कुलं**-અને આપનું આ કુળ પણ. **विप्रशापेन नष्टप्रायम्**-બ્રાહ્મણના શાપથી નાશ પામ્યા જેવું થઇ રહ્યું છે.

૨૭ પદચ્છેદ—**ततः**-તેથી. **यदि मन्यसे**-જો આપની ઇચ્છા હોય તો. **परमं स्वधाम विशस्व**-ઉત્તમ સ્વધામમાં પધારો. **सलोकान् लोकपालान् इति वैकुंठ किंकरान् पाहि**-લોકો સહિત લોકપાલો કે જે અમે, વૈકુંઠના કિંકર છીએ, તેમનું રક્ષણ કરો.

તેમને ભગવાન્ જે કહે છે; તે તેઓ સાંભળે છે—

**श्री भगवानुवाच—**

अवधारितमेतन्मे, यदात्थ विबुधेश्वर ॥
कृतं वः कार्यमखिलं, भूमेर्भारोऽवतारितः ॥ २८ ॥
तदिदं यादवकुलं, वीर्यशौर्यश्रियोद्धतम् ॥
लोकं जिघृक्षद्रुद्धं मे, वेलयेव महार्णवः ॥ २९ ॥
यद्यसंहृत्य दृप्तानां, यदूनां विपुलं कुलम् ॥
गन्तास्म्यनेन लोकोऽय–मुद्वेलेन विनंक्ष्यति ॥ ३० ॥

અર્થ—ભગવાન્ શ્રી કૃષ્ણ કહે છે કે–'હે દેવતાઓના સ્વામી ! તમે જે કહો છો; તે મેં ધારેલું છે–એવોજ મારો પણ વિચાર છે. તમારૂં સઘળું કાર્ય કર્યું; પૃથ્વીનો ભાર ઉતાર્યો: અને આ યાદવોનું કુળ કે જે વીર્યવાળી અને શૌર્યવાળી લક્ષ્મીથી લોકોનો નાશ કરી નાંખે એવું છે; તેને પણ, મહાસમુદ્રને જેમ કાંઠો રોકી રાખે; તેમ–મેં રોકી રાખ્યું છે.' [૨૮–૨૯] શ્રી કૃષ્ણ આગળ કહે છે કે–'હવે ગર્વ પામેલા યાદવોના કુળનો સંહાર કર્યા વિના, જો હું સ્વધામમાં જઇશ; તો ઉદ્ધત બનેલા યદુકુળથી, લોકોનો નાશ થઇ જશે. [૩૦]

( અપૂર્ણ )

---

૨૮ પદચ્છેદ—**हे विबुधेश्वर !**–હે દેવોના સ્વામી ! **यत् आत्थ एतत् मे (मया) अवधारितं**–જે આપ કહો છો તે મેં ધારેલુંજ છે. **वः अखिलं कार्यं कृतं**–આપનું તમામ કાર્ય થઇ ચૂકયું છે. **भूमेः भारः अवतारितः**–પૃથ્વીનો ભાર (પણ) ઉતારી નાંખ્યો છે. ૨૯ પદચ્છેદ-**तत् इदं यादवकुलं**–આ યાદવકુળ. **वीर्यशौर्ययोः श्रीः तया उद्धतं (इति कुलं)**–વીર્યના અને શૌર્યના પ્રતાપથી ઉદ્ધત બનેલું એવું યાદવકુળ. **लोकं गृहीतुं इच्छत् इति जिघृक्षत्**–લોકોને હેરાન કરવાની ઇચ્છા વાળું. **वेलया महार्णवः इव**–કાંઠો મહાસાગરને રોકે તે પ્રમાણે. **मे–मया–रुद्धं**–મારાથી રોકી રખાએલું છે. ૩૦ પદચ્છેદ—**यदि दृप्तानां यदूनां विपुलं कुलं असंहृत्य**–યાદવોના છકી ગએલા મોટા કુળનો સંહાર કર્યા વિના કદિ. **गंतास्मि**–હું જઇશ તો. **अनेन उद्वेलेन–उद्वेलं** ઉદ્ધત–મર્યાદા બહાર ગએલું)–આ ઉદ્ધત બનેલા કુળથી. **अयं लोकः विनंक्ष्यति**–આ લોકોનો નાશ થઇ જશે,

---

**હવે**—આવતા અંકથી શ્રીકૃષ્ણનો અને ઉદ્ધવનો સંવાદ શરૂ થશે. જગદ્દગુરૂ શ્રીકૃષ્ણ, અને પરમજ્ઞાની ઉદ્ધવ–તેમનો સંવાદ. ગીતામાં અર્જુનને ટુંકામાં કહ્યું–તે અહીં ઉદ્ધવને વિસ્તારથી કહેશે. સાવધાન હશો; તો અવકાશ મળશે.

ફ઼. નં. ૫૬ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્‌ભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ. ]

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—**અમદાવાદ.**
**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] પોષ ૧૯૯૩. [અંક ૧૦ મો

**ભાવનગર**—નાતાલમાં ભાવનગર જવાનું થયું. શનીથી શની સુધી રહેવાયું. ગરજવાળાને મળ્યા; અને ગોળની વાતો કરી. જ્યાં ગયા ત્યાં, હરિ—હરિ—ને હરિ! આ પણ પ્રભુ કૃપા. નહીં તો **વતન** એટલે **કૃતન** થવાની વાતો! આ બધી રક્ષા પ્રભુની છે. માટે તેમને વારંવાર પ્રણામ કરીએ!

**લવાજમ**—ચૈત્ર સુધીનું આ વરસ છે. છેલ્લો અંક ચૈત્રનો મળશે. તોપણ લવાજમ આવવા લાગ્યાં છે. ઉંઘતા હોય તેમણે જાગીને, આ કામ પતાવી દેવું. અમારાથી કંટાળ્યા હો—તો તુરત 'ના' નો પત્ર લખી નાંખવો. શ્રીહરિની ખાતર, અમે તમને યાદ રાખવા ખુશી છઈએ; પણ લવાજમની ખાતર, અમે તમને યાદ કર્યા કરીએ; તે અમને જરાએ ગમતું નથી. આ કોઇ વેપાર નથી; પ્રેમનો સોદો છે. પ્રેમ હોય; ત્યાંસુધી અમારી ગાડીમાં બેસવું. વી. પી. કરવાં; તે પરાણે પ્રીત કરવા જેવું છે; માટે વી. પી.ની પણ આશા ન રાખવી. ત્યાં જ્યાં ભરતા હો—ત્યાં ભરીને, અહીં પત્ર લખવો. અહીં મોકલો; તો મ. ઓ.ના કુપનમાં ગ્રાહક નં., તથા જેના નામથી માસીક આવતું હોય; તે નામ બરાબર જણાવવું. જેમ બને તેમ, પત્રવ્યવહાર ઓછો અને ટુંકો કરવો.

**શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ**—હવે આપણે તે ચાલશે. ગીતામાં અર્જુન, અને એકાદશમાં ઉદ્ધવ, વ્હાલામાં વ્હાલા સખા! તેમને કહેલી બ્રહ્મવિદ્યાની વાતો, શાંતિથી સાંભળવા જેવી છે. ગીતાસૂત્રરૂપ છે—ટુંકામાં છે. ગીતા, ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, પંચદશી, વિચારસાગર વિગેરેનો આ સમન્વય-સાર-છે. જજ સૌનું સાંભળે; પણ સમીંગ અપ કરતાં, સાંભળેલી વાતોનો સાર સાર નોંધી લે. તેમ શ્રીકૃષ્ણે સર્વનો સાર, આ સંવાદમાં નીતાર્યો છે વ્હાલા સગા કયાંઈ જતી વખતે, ગાડીમાં બેઠા પછી, જે જે ભલામણો કરે; તે ભલામણો ખાસ મુદ્દાની હોય. તેમ શ્રીકૃષ્ણ પોતાના મહાપ્રયાણ સમયે, ઉદ્ધવને જે જે વાતો કરે છે; તે ખાસ મુદ્દાની છે. આપને અવકાશ ન હોય; તો અવકાશ લેજોજી. શાંતિ ન હોય; તો શાંતિનું આરાધન કરશોજી. પરવા ન હોય; તો પરવાને પ્રગટાવજોજી. વધારે શું લખું!

આપ ગમે તે હશો ! હીરા મોતી અને માણેક પહેરતા હશો. પકવાન જમતા હશો; સેવામાં સુંદરીઓ દોડાદોડ કરતી હશે. હુકમ ઉઠાવવા હજારો ઉભા હશે; પણ આ બધું બેપાંચ કે દસ વરસનું છે. અંતે કોઈને, અહીં રહેવાની રજા નથી. માટે નમી નમીને કહું છઉં કે–કાંઇ–કરી લ્યો. છેવટમાં કહેવાનું કે–સૌ સાથે રહેજો. અમે હવે શ્રીકૃષ્ણના દ્વારકાના ભુવનમાં, જ્યાં શ્રીકૃષ્ણ અને ઉદ્ધવ–બેઠા બેઠા, સંવાદ કરી રહ્યા છે–ત્યાં (અમે) હશું. આપને ત્યાં આવવાની ઇચ્છા હોય; તો ઘડી બે ઘડી, તમારા ડહાપણને–બડાઇને–અહં-ભાવને–ધનવિદ્યાના મદને–પડમાં મેલીને, ચૂપકીથી ત્યાં આવી, નમ્રતાપૂર્વક બેસી જજોજી. બસ ! માનવઆરે જો કોઇ અમુલ્ય લાભ હોય; તો તે આ છે. સમ્રાટોની સમૃદ્ધિઓને ઠોકર મારે; એવું જો કાંઈ અહીં–આ લોકમાં–હોય, તો તે આ છે. ઉંચું કુળ, ઉંચી વર્ણ, અને ઉંચું આશ્રમ પ્રાપ્ત કર્યા પછી પણ, જો કાંઈ કરવા જેવું હોય; તો તે આ છે. વિચાર કરી જોજોજી. ઘણો વિચાર કર્યા પછી, આ વાત સમજાશે.

**સૂચના**—દશમસ્કંધનો ત્રીજો ભાગ ( પુસ્તક નં. ૧૪–૧૫–૧૬ ) બંધાઈ ચૂક્યો છે. કીંમત રૂા. ૭–૦–૦

# એકાદશ સ્કંધ

## અધ્યાય છઠ્ઠો ચાલુ.

હવે શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ શરૂ થાય છે.

( ગયા અંકના ૪૪૦મા પાનાથી આગળ. )

૨૮ થી ૩૦ વિવેચન—

પોતાના કુળને બરાબર જોઈ લીધા પછી, મોહ મમતાને તજીને પ્રભુ બોલ્યા કે–' જે જગતને ઉપદ્રવ કરે; તેનો નાશ કરવોજ જોઇએ.' પ્રભુ જગતને શીખવે છે કે–આપણને દિકરા બહુ વ્હાલા છે; તોપણ તે ઉદ્ધત હોય; તો કામના નથી. જે નકામા હોય; તેમાં મમતા રાખવી નહીં.

આમ કેમ ?—શ્રીકૃષ્ણ જેવા પિતા, તેમને દિકરા આવા કેમ ?–એવી શંકા થાય; તો સાંભળો–સંસ્કાર મોટી વાત છે; તોપણ પૂર્વ કર્મની રહેલી ગંધ, ભયંકર પ્રયત્ન વિના ધોવાતી નથી. આ ગંધ ધોવાને વૈરાગ્ય જોઈએ. યાદવોને વૈરાગ્યને બદલે વૈભવ મળ્યો. વૈભવની ઓથે, ખોટા સંસ્કાર દૃઢ થયા. જુવાન ઘોડાનાં ચોકડાં અને પેઘડાં, મજબૂત જોઇએ. તેમ વિદ્યા, ધન અને જુવાનીમાં છકી ગએલા માણસો માટે, ઉંચા પ્રકારના વિવેકનું (સખત ડીસીપ્લીનનું) પાલન જોઈએ. લપસણી જગ્યામાં બેદરકારીથી ચાલનાર માણસ, અનાયાસે પડી જાય; તેમ વિદ્વાન, ધનવાન્ અને જુવાન, વિવેકને વટીને ચાલે–સ્વચ્છંદે વર્તે; તો જોત જોતામાં પડી જાય. માંદો માણસ સારવારની અપેક્ષા રાખે; તેમ વિદ્વાન્ ધનવાન્ અને જુવાન માણસે, વડીલોની ટોકણીની અપેક્ષા રાખવીજ જોઈએ. નવા ગામમાં પેસતાં, સાથે ભોમીઆ જોઈએ. તેમ સંસારમાં પેસતાં, સાથે વડીલો જોઇએ. મોટર ઘણી વેગવાળી–પણ; રાત્રે તેને દીવા જોઇએ. તેમ પોતાને ડાહ્યા માનનાર–સમજુ ને પણ–જો રોકનાર–ટોકનાર ન હોય; તો તેઓ ખાડામાં પડી જાય. પશુ કરતાં ભુંડા કામ કરે.

કુળનો નાશ કેવી રીતે કરવો છે; તે વાત હવે શ્રીકૃષ્ણુ કહે છે—

**इदानीं नाश आरब्धः, कुलस्य द्विजशापजः ॥**
**यास्यामि भवनं ब्रह्मन्-नेतदन्ते तवानघ ॥३१॥**

**અર્થ—ભગવાન્ આગળ કહે છે કે-'હે બ્રહ્મા! હમણાં બ્રાહ્મણો પાસે શાપ દેવરાવી, કુળનો નાશ કરવાનો આરંભ કરાયો છે. હે પાપ રહિત! તે કર્યા પછી, (વૈકુંઠમાં જતાં) હું તમારા લોકમાં આવીશ." [૩૧]**

૩૧ વિવેચન—

નિમિત્ત બ્રાહ્મણોને બનાવ્યા. સંસાર વાંકો છે. સંસારમાં રહેનારે વાંકા થવું પડે-સીધું કામ, પાર પડે નહી! એટલે કોઇને નિમિત્ત બનાવવાજ પડે. ભગવાન્ શ્રીકૃષ્ણ જેવા, સંસારથી ડરી ડરીને ચાલે છે; તો આપણે કોણ માત્ર! થોડાં ભજન આવડે; અગર થોડી જ્ઞાનની વાતો કહેતાં આવડે; ત્યાં કેટલાંએક કહે છે કે-'મારે સંસારની સાથે લેવા દેવા નથી.' તે કેમ બને? ત્યાગને મનથી ખીલવવો. સમય પહેલાં દેખાવ કરવાની જરૂર નથી.

'આપને ઘેર આવીશ'—એમ પ્રભુએ બ્રહ્માજીને કહ્યું. ભગવાન તો અત્યારે નથી; પણ ભગવાનના ભકતો હજી છે. તેઓ આપણે ઘેર ન પધારે; તો આપણાં ગમે એવાં મોટાં ઘર, પશુ પક્ષીની બૉર્ડ-અગર માળા જેવા સમજવાં. વળી તે પધારે ત્યારે, જરા પણ ગાંફલ-ગમાર-રહેવું નહીં. ચંદન-પુષ્પ-ધૂપ-દીપ-નૈવેદ્ય, અને ઘરમાં સગવડ હોય; તો વસ્ત્રાદિ ધરવાં. ભગવાને ખાનગીમાં ઘણીવાર કહી દીધું છે કે-'તીર્થોના કરતાં, અને મૂર્તિઓના કરતાં, મારા ભકતો મોટા છે.' યાદ રાખવું ઘટે છે કે-આ ભકતો ઓળખ્યા ઓળખાતા નથી; સમજ્યા સમજાતા નથી. આડંબરમાં રાચતા નથી. સોના રૂપાની ચાંખડીએ ચડતા નથી. સાદા-સરલ અને સંસારમાં ધક્કા ખાતા હોય છે. કોઈના ભાઈ, અને કોઈના પિતા-એમ વહીવટ કરી રહ્યા હોય છે. સાચવીને ઓળખશો; તો ઓળખાશે. ગાભામાં ગોવિંદ હશે. તેમને અમારા ઘણા ઘણા વંદન છે. વંદન કરીએ સંત સુજાનને! બ્રહ્માને પણ એવી અપેક્ષા છે; કે-'મારૂં આંગણું પાવન થાય;' ત્યારે આપણે કોણ!

પછી શું થયું; તે સાંભળો—

**श्रीशुक उवाचः—**

**इत्युक्तो लोकनाथेन, स्वयंभूः प्रणिपत्य तम् ॥**
**सहदेवगणैर्देवः, स्वधाम समपद्यत ॥ ३२ ॥**

---

૩૧-૩૨/૩૧ પદચ્છેદ—**हे ब्रह्मन्**!-હે બ્રહ્મા! **इदानीं**-હમણાં. **शापजः इति कुलस्य नाशः**-બ્રાહ્મણના શાપથી.ઉત્પન્ન થએલો કુળનો નાશ. **आरब्धः**-આરંભ કરાયો છે. **हे अनघ**-હે પાપ રહિત! **एतदंते**-તે કર્યા પછી. **तव भवनं यास्यामि**-તમારા લોકમાંહું આવીશ. ૩૨ પદચ્છેદ—**स्वयंभूः**-બ્રહ્મા. **इति लोकनाथेन उक्तः**-એમ ભગવાનને કહેતાં. **तं प्रणिपत्य**-ભગવાનને પગે લાગીને. **देवः** બ્રહ્મા. **सहदेवगणैः**-દેવો સહિત, **स्वधाम समपद्यत**-પોતાના બ્રહ્મલોકમાં ગયા.

**अथ तस्यां महोत्पातान्, द्वारवत्यां समुत्थितान् ॥**
**विलोक्य भगवानाह, यदुवृद्धान् समागतान् ॥३३॥**

અર્થ—શ્રી શુકદેવજી કહે છે કે-આ પ્રમાણે ભગવાને કહ્યા પછી, બ્રહ્મા તેમને પ્રણામ કરીને, સર્વ દેવતાઓની સાથે બ્રહ્મલોકમાં ગયા. [૩૨] પછી દ્વારકામાં ઉત્પાત થતા જોઈને, ભેળા થએલા વૃદ્ધ યાદવોને ભગવાને નીચે પ્રમાણે કહ્યું. [૩૩]

૩૨-૩૩ વિવેચન—

આકાશમાં ધૂમકેતુ, દંડકેતુ, શિખાકેતુ, દેખાવા લાગ્યા. દિવસે તારા ખરવા લાગ્યા; જ્યાં ત્યાં કુતરાં બિલાડાં રડવા લાગ્યા. ગાયો મધ્ય રાત્રીએ ભાંભરવા લાગી. શિયાળ ગામમાં પેસીને રોવા લાગ્યાં. વિગેરે વિગેરે ઉત્પાતો થવા લાગ્યા.

ઉત્પાતોના કરનાર પણ, એના એ સમજવા-નંદાદિએ ગોવર્ધનનો ઉત્સવ કરીને, ગોવર્ધનને નાના પ્રકારના પકવાન ધર્યા; ત્યારે પ્રભુ ગોવર્ધનમાં પેસીને, લાંબે હાથે પકવાન લઇને ગોવર્ધન રૂપે જમવા લાગ્યા. નંદાદિને ગોવર્ધન ઉપર દઢ શ્રદ્ધા થઈ. એવા નટરૂપ નારાયણને, અમારા તમારા સૌના પ્રણામ છે.

શ્રીકૃષ્ણ વડીલોને કહે છે કે—

**श्रीभगवानुवाच ॥**

**एते वै सुमहोत्पाता, ह्युत्तिष्ठंतीह सर्वतः ॥**
**शापश्च नः कुलस्यासीद्-ब्राह्मणेभ्यो दुरत्ययः ॥३४॥**
**न वस्तव्यमिहास्माभिर्-जिजीविषुभिरार्यकाः ॥**
**प्रभासं सुमहत्पुण्यं, यास्यामोऽद्यैव मा चिरम् ॥३५॥**
**यत्र स्नात्वा दक्षशापाद्-गृहीतो यक्ष्मणोडुराट् ॥**
**विमुक्तः किल्बिषात् सद्यो, भेजे भूयः कलोदयम् ॥३६॥**

---

૩૩ પદચ્છેદ—**अथ**-પછી. **तस्यां द्वा०**-તે દ્વારકામાં. **महोत्पातान् समुत्थितान् विलोक्य**-મોટા ઉત્પાત ચારે કોર ઉઠે છે તે જોઈને. **समागतान् यदुवृद्धान् भगवान् आह**-ભેળા થએલા વૃદ્ધ યાદવોને ભગવાને નીચે પ્રમાણે કહ્યું.

૩૪ પદચ્છેદ—**एते सुमहोत्पाताः-सर्वतः इह उत्तिष्ठंति**-દ્વારકામાં આ મોટા ઉત્પાત ચારે કોરથી ઉઠે છે. **नः कुलस्य ब्राह्मणेभ्यः दुरत्ययः** (મટાડયો મટે નહી એવો) **शापः आसीत्**-આપણા કુળને મટાડયો મટે નહીં એવા બ્રાહ્મણોનો શાપ થયો છે. [**दुःखेन अत्येतुं शक्यः दुरत्ययः**]

૩૫ પદચ્છેદ—**हे आर्यकाः**-હે વડીલો ! **जिजीविषुभिः इति अस्माभिः**-જીવવાની ઇચ્છા વાળા આપણાથી. **इह न वस्तव्यं**-અહીં વસવું ન જોઇએ. **सुमहत् पुण्यं यस्मिन् तत् इति प्रभासं**-મહાપવિત્ર પ્રભાસક્ષેત્રમાં. **अद्य एव**-આજેજ. **यास्यामः**-જઇએ. **चिरं मा कुरुत**-મોડું કરશો નહીં.

૩૬ પદચ્છેદ—**दक्षशापात्**-દક્ષના શાપથી. **यक्ष्मणा गृहीतः उडुराट्**-ક્ષયથી

**અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે-દ્વારકામાં આ મોટા ઉત્પાત ચારેકોરથી ઉઠે છે; અને આપણા કુળને, મટાડયો મટે નહીં; એવો બ્રાહ્મણોનો શાપ થયો છે. [૩૪] હે વડીલો! આપણે જીવવાની ઇચ્છા છે માટે, અહીં નહીં રહેવું જોઈએ. આપણે પવિત્ર પ્રભાસક્ષેત્રમાં ચાલો આજે જઈએ. હવે વિલંબ કરશો નહીં. [૩૫] દક્ષના શાપથી ક્ષય રોગથી પીડાતા ચંદ્રમાને, પ્રભાસમાં નહાવાથીજ, રોગ મટી જઇને, ફરી કળાની વૃદ્ધિ થઇ હતી. [૩૬]**

૩૪ થી ૩૬ વિવેચન—

જેમ પ્લેગના વખતમાં, સૌ શહેર છોડીને બહાર ઝુંપડે વસે; તેમ જીવ બચાવવા યાદવોને પ્રભાસ જવા ભલામણ કરી.

**सुमहत्पुण्यं प्रभासं**—મહા પવિત્ર પ્રભાસક્ષેત્ર-ગામની પૂર્વે હિરણ્યા, સરસ્વતી અને કપિલા નામની ત્રણ નદીઓનો સંગમ છે. કપિલા સરસ્વતીને મળે છે અને સરસ્વતી હિરણ્યાને મળે છે. હરિણ્યા સમુદ્રને મળે છે.

૮મી સદીમાં આ મુલક સાલુકયવંશના રાજાઓને તાબે હતો. સોમનાથના ધામ નીચે ૨૦૦૦ ગામ હતાં. ત્યાં લગભગ ૫૦૦ નાચનારી છોકરીઓ, શ્રી સદાશિવ પરાયણ થઇને રહેતી હતી. સદાશિવ વૈરાગી, પણ વૈભવ વાળાનો સંગ થયો. વૈભવ વધી પડયો. વૈભવલોભી મહમદ ગીજનવીએ, આ વાત કાબુલમાં જાણી. ઇ. સ. ૧૨૦૪ માં તે દોડયો આવ્યો. પ્રભાસને પાયમાલ કર્યું; અને શિવલિંગના કકડા કર્યા. કરોડોની મીલ્કત લઇ ગયો. સોમનાથનો દરવાજો તેને કીંમતી લાગ્યો. તેથી તેને પણ તે કાબુલ લઇ ગયો. ઇ. સ. ૧૮૪૨માં અંગ્રેજોએ કાબુલ જીત્યું. તે વખતે આ દરવાજો હિંદમાં આણીને, આગ્રાના કિલ્લામાં રાખ્યો છે. ઇ. સ. ૧૨૦૪ પછી થએલા હિંદુરાજાઓમાં, રાજા ત્રિપુરાંત મહાન્ શિવભક્ત હતો. તેણે ઘણાં મંદિરો બંધાવ્યાં હતાં. હાલના મંદિરનો વહીવટ ગાયકવાડ સરકાર કરે છે. એમ કહેવાય છે કે અત્યારે સોમનાથનું જે મંદિર છે. તે ઇંદોરની મહારાણી અહલ્યાબાઇએ બંધાવ્યું છે. કાશીમાં વિશ્વનાથનું ધામ પણ, ઔરંગઝેબે તોડી નાંખ્યું હતું. તે દેવાલયને પણ, અહલ્યાબાઇએ બંધાવ્યું છે.

દોહરા—નામ રહંતા ઠાકરા—નાણાં નહીં રહંત;<br>
કીર્તિ કેરાં કોટડાં—પાડયાં નહીં પડંત.

અમદાવાદમાં હરકોર શેઠાણી. અમદાવાદથી ઘણા શંઘ સમરશેખર ગયા; પણ હરકોર જેવો બંદોબસ્ત, હરકોર જેવી ઉદારતા, હરકોર જેવી વાત્સલ્યતા જોવામાં આવ્યાં નહીં. નાણાં હાથ આવ્યાં; પણ સત્કર્મ કરી શકયા નહીં; તે ખરેખર ચૂકયા.

પ્રભાસનું મહાત્મ્ય—સંગમસ્નાનનું ફળ ઘણું છે. દક્ષ પ્રજાપતિએ ચંદમાને ૨૭ પુત્રીઓ પરણાવી હતી. ચંદ્રમા માત્ર રોહિણી ઉપર પ્રીતિ રાખતા હતા. બીજી પુત્રીઓની ફર્યાદ સાંભળી, દક્ષે ચંદ્રમાને ક્ષય રોગનો શાપ આપ્યો. તે શાપ મટાડવા ચંદ્રે, શિવનું

---

પીડાતો ચંદ્રમા. **यत्र स्नात्वा**-જે પ્રભાસમાં સ્નાન કરવાથી. **किल्बिषात् सद्यः विमुक्तः**-રોગથી તુરત મુક્ત થયો હતો. **भूयः कलोदयं भेजे**-તેણે ફરીથી કળાની વૃદ્ધિ પ્રાપ્ત કરી હતી.

આરાધન, પ્રભાસમાં આવી કર્યું. શિવ પ્રસન્ન થયા. ચંદ્રની ભક્તિ ઉપરથી શિવે પોતાનું નામ સોમેશ્વર અથવા સોમનાથ રાખ્યું છે.

ગોકુળદાસ દ્વા. રાયચુરા કહે છે કે—

૫૬.

પ્રભાસ પંચમ ધામ, તીર્થમાં પ્રભાસ પંચમ ધામ;
રામેશ્વર બદ્રી કેદારે, દક્ષિણ ઉત્તર ધામ;
જગનાથને મૂળ દ્વારકાં, પૂર્વ પશ્ચિમે નામ—તીર્થમાં પ્રભાસ૦
ચાર દિશામાં ચાર ધામ એ, ભારત રક્ષિત રામ;
સાધુ સંતને સતી જતી જ્યાં, અક્ષય લેખ વિરામ—તીર્થમાં પ્રભાસ૦
તીર્થ ત્રિવેણી સાગર સંગમ, યદુવંશ આરામ;
અવતારી લીલા સંકેલી, પ્રભુ પધાર્યાં ધામ—તીર્થમાં પ્રભાસ૦
ચારે તીર્થમાં તીર્થેશ્વરસમ, વૈકુંઠ સમ વિશ્રામ;
વ્હાલી વ્રજભૂમિના વાસી, સોરઠ આવ્યા શ્યામ-તીર્થમાં પ્રભાસ૦
નદી નારી અને તોરીંગ તાતા, સોમનાથ મહા નામ;
પંચમ પાટનગર દ્વારિકાં, સોરઠ રત્ન તમામ-તીર્થમાં પ્રભાસ૦
સાગર લ્હેરે હૈયા જાગે, ઇતિહાસે અવિરામ.
યાદવકુળ રસ જળ ક્રીડા જ્યાં, કૃષ્ણ ચંદ્ર બળરામ-તીર્થમાં પ્રભાસ૦

પ્રભાસથી ગીરને રસ્તે **ગોરખમઢી** છે. ત્યાં મોરારજી ગોકળદાસની ધર્મશાળા છે. ત્યાં ગોરખનાથની ગુફા છે. તેમાં ગોરખનાથની મૂર્તિ છે; બહાર મત્સ્યેંદ્રનાથની મૂર્તિ છે.

પ્રાચી—ત્યાંથી આગળ પ્રાચી ૩ ગાઉ ઉપર છે. ત્યાં પાયશ્ચિત પીપળો છે. તે પીપળા નીચે માધવરાયની મૂર્તિ વહેતી નદીમાં છે.

તુલસીશ્યામ—પ્રાચીથી ૨૦ ગાઉ ઉપર તુલસીશ્યામ છે. વિગેરે-વિગેરે—

આમ છે; માટે આપણે પણ પ્રભાસ જઇએ; એમ પ્રભુ કહે છે—

**वयं च तस्मिन्नाप्लुत्य, तर्पयित्वा पितॄन् सुरान् ॥**
**भोजयित्वोशिजो विप्रान्-नानागुणवताऽन्धसा ॥३७॥**

**तेषु दानानि पात्रेषु, श्रद्धयोप्त्वा महान्ति वै ॥**
**वृजिनानि तरिष्यामो, दानैर्नौभिरिवार्णवम् ॥३८॥**

૩૭ પદચ્છેદ—**वयं च**-આપણે પણ. **तस्मिन् आप्लुत्य**-પ્રભાસમાં સ્નાન કરીને. **पितॄन् सुरान् तर्पयित्वा**-પિતૃઓનું અને દેવોનું તર્પણ કરીને. **उशिक्**-સુંદર. **उशिजः विप्रान्**-સારા બ્રાહ્મણોને. **नानागुणवता अंधसा**-અનેક-ગુણવાળા અન્નથી. **भोजयित्वा**-જમાડીને. ૩૮ પદચ્છેદ—**तेषु पात्रेषु**-તે સુપાત્ર બ્રાહ્મણોને. **महांति दानानि**-મોટાં દાન. **श्रद्धया उप्त्वा**-શ્રદ્ધાથી આપીને. **नौभिः अर्णवं इव**-વહાણથી સમુદ્ર તરી જવાય તેમ. **दानैः**-દાનોથી. **वृजिनानि तरिष्यामः**-દુઃખોને તરી જશું.

**અર્થ—આપણે પણ તે પ્રભાસમાં નાહી, પિતૃ તથા દેવતાઓનું તર્પણ કરી, તથા અનેક ગુણવાળાં અન્નથી, સારા બ્રાહ્મણોને જમાડી, અને સુપાત્રોને શ્રદ્ધાથી, મોટાં દાન આપીને, વહાણોથી જેમ કોઈ સમુદ્રને તરે; તેમ આપણે દાનથી સર્વ દુઃખોને તરી જશું. [૩૭–૩૮]**

૩૭–૩૮ વિવેચન—

**આવા તે ભગવાન હોય?**—જે થવાનું છે; તે પોતે જાણે છે; છતાં આમ અવળા પાટા કેમ બાંધે છે?–ઝવેરીઓ પાસે ઝવેરાતની વાત કરવી; તે ઠીક છે. રાજદ્વારી પુરૂષ સાથે, રાજદ્વારી વાતચીત કરવી; તે ઠીક છે. ઇશ્વરવાદીઓની સાથે ઇશ્વરવાદની વાત કરવી તે ઠીક છે. અને સંસારવાદીઓની સાથે, સંસારવાદની વાત કરવી; તે ઠીક છે. પોતે સાક્ષાત્ ઈશ્વિર છે; તોપણ શ્રવણના અધિકાર પ્રમાણે બોધ કરે છે. ત્યારે અત્યારે જ્યાં ત્યાં ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રની કથા થાય છે; તે શું! તે અધિકારીને માટે ઠીક છે. પણ એમાં અધિકારી કેટલા? હાઇસ્કુલમાં પાસ થયા નથી; તેમને કોલેજમાં બેસાડવા, તે વિદ્યાર્થીઓને, ભૂલા પાડવા જેવું ડહાપણ છે. વક્તા ઘમંડમાં ઘેરાય; પણ શ્રોતાઓએ પોતાની યોગ્યતા, પોતે વિચારી લેવી જોઇએ. છપ્પન કોટિમાં એક ઇશ્વરવાદી છે. તેનો મેળાપ આપણને હમણાં થશે. સંસારવાદવાળા, સંસારનાં સુખનો વિકાસ કેવી રીતે થાય; તે વાતજ તેમને ગમે. જેમ ઉના તાવવાળાની તૃષા છીપે નહીં; તેમ જે વૈભવમાં રાચે; તેમને સંસારનાં સુખની તૃષા કદિ છીપે નહીં. જેમને સંસારનાં સુખની તૃષા છીપતી નથી; તેમનો મોક્ષ કદિ થતો નથી—તેમનાં જન્મ મરણ કદિ મટતાં નથી. [ સમજાય છે ને?]

સંસારનાં સુખમાં જીવને અનાદિ કાળથી–મોટો રાગ–થઈ પડ્યો છે. કરોડો દેતાં ન મળે; તેવી પળો, જીવ સંસારનાં સુખો માટે સરકાવી દે છે. કોડીઓ બદલે હીરા આપી દે છે. તેમાંથી બચવા પ્રભુ બોલ્યા છે કે—જ્ઞાન તેને કહેવું કે—( ગીતા અ. ૧૩)

**इंद्रियार्थेषु वैराग्य-मनहंकार एव च ॥**
**जन्ममृत्युजराव्याधि-दुःख दोषानुदर्शनं ॥ ९ ॥**
**असक्तिरनभिष्वंगः, पुत्रदारगृहादिषु ॥**
**नित्यं च समचित्तत्व-मिष्टानिष्टोपपत्तिषु ॥१०॥**

અર્થ—ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય રાખવો, અને અહંકાર રહિત રહેવું. તેમજ જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિમાં થતાં દુઃખો રૂપી દોષોનું, સદા ચિંતવન કરવું. નજર સામે તે દુઃખોને ખડાં રાખવાં. વળી કર્મમાં અનાસક્તિ, તથા પુત્ર–સ્ત્રી ગૃહ અને ધનમાં અલોલુપતા રાખવી. ઠીક અઠીક જે કાંઈ મળી આવે; તેમાં સદાય સમાનતા–ચિત્તની વૃત્તિ ક્ષોભ ન પામે; એવું ચિત્ત રાખવું!

ક્યાં કલ્યાણનો કેડો! અને ક્યાં છપ્પન કોટિ યાદવોની, વિષયસુખમાં લોલુપતા! ભવની ભૂખ ભાંગે એવા ધણી મળ્યા; સાથે રહેવાની સગવડ મળી; પણ કાંઇ કરી લેવા –સાધી લેવા–સાધુ ન બન્યા; તેમને શું કહીએ! [ સાધનાર 'માટે સાધનપંચકસ્તોત્ર' તૈયાર છે. કીંમત માત્ર ૦–૧–૩ છે. ] એટલા માટેજ આપને ઘણીવાર કહું છઉં કે–આ કર્મ ભૂમિ છે. શાસ્ત્રે શાસ્ત્રે અને ધર્મે ધર્મે કહે છે કે—'કર્મ કરો–રે ડરી ડરી.' ભાઇએ ભાગ પડે. કર્મ તો પોતેજ ભોગવવાંજ પડે.

દૃષ્ટાંત—દુર્ભાગી ભગો (ઘાંયજો), નગરશેઠના દિકરાની જાનમાં ગયો. શેઠે નવાં કપડાં શીવરાવી આપ્યાં. તે કપડાં જોઇને ભગો, ભગાની મા, અને ભગાની ધણીયાણી—ત્રણે રાજી થયાં. વળી જે દિવસે જાન નીકળી; તે દિવસે સૌ પાદર સુધી વળાવા આવ્યાં. ભગો પણ ગાડે ચડી બેઠો. બીજે દિવસે નવ વાગે, જાન વેવાઈના પાદરમાં પહોંચી ગઈ. વેવાઇએ બળદને નાળે ઘી પાયાં. સગાવ્હાલાંને સાકરનાં પાણી પાયાં. ધામધૂમથી સામૈયું કર્યું. જમવામાં કંસારને છૂટું ઘી હતું. તે સાંભળી ભગો બહુ રાજી થયો. વેવાઇની ઓશરીમાં ભગો વરરાજા પાસે બેઠો હતો. રાત પડી હતી. એક ધાલ ઉઠી; બીજી બેઠી. તેને ઉઠવાની તૈયારી હતી; ત્યાં ભગો ઓશરીના એક ખુણામાં, બેઠો બેઠો ઉંઘી ગયો. તે ઉંઘતો હતો; તે દર્મીયાન બીજી ધાલ પણ ઉઠી; અને માંડવાવાળો ઘાંયજો, મશાલમાં પુરવા, દીવેલ (એરડીયું) લેવા આવ્યો. ઘરમાંથી કોઇ બાઇએ, તપેલી ભરીને એરડીયું આણ્યું; પણ પેલો ઘાંયજો, કયાંઈ કામે ગએલો હોવાથી, બાઇએ દીવેલની તપેલી, ઓશરીની કોરે મૂકી. તે ત્યાં પડી રહી. એટલામાં ભગો જાગ્યો; અને તેને કોઈએ જમવા બેસાડી દીધો. બે બોબા કંસાર લીધો. જે ભાઇ ઘી પીરસતો હતો; તે ભાઇએ ઓશરીની કોર ઉપર પડેલી, દીવેલની તપેલીને, ઘીની તપેલી સમજી, ભગાભાઇને પીરસી દીધી. ભગો દોડાદોડ કરવાથી થાકી ગએલો. અરધો ઉંઘમાં અને અરધો જાગતો. કંસારમાં તપેલીની ધાર થતાં-હાં-હાં-પણ ન બોલ્યો. પીરસનારે આખી તપેલી ઠલવી નાંખી. ભગે કસણી મસળીને ગારીયું બનાવ્યું. ભગાને કાંઇક ચીકણું તો લાગ્યું. પણ——'હોય'-'ઘી કાંઈક ખરાબ હશે.' એમ વિચાર કરતો કરતો, તમામ કંસાર ખાઇ ગયો. 'ભાત મારે ખાવો નથી' એમ કહીને, હાથ ધોતો હતો; તે વખતે માંડવાવાળા ઘાંયજાએ, દીવેલનો પોકાર કર્યો. તે સાંભળી એક બાઇએ, ઘરમાંથી આવીને કહ્યું કે—'મેં દીવેલ કયારનું કાઢી આપ્યું છે. તપેલી ઓશરીની કોર ઉપરજ મુકી હતી. તું અત્યાર સુધી કયાં ગયો હતો ?'

માંડવાવાળો ઘાંયજો—હું નથુભાઇને તેડવા ગયો હતો. મેં તપેલી દેખી નથી.

બાઇ—ત્યારે તપેલી જાય કયાં ?

માંડવાવાળો ઘાંયજો-તે હું શું જાણું !

આમ વાત કરે છે; ત્યાં રસોડામાંથી કોઇએ તપેલી આણીને આગળ મૂકી.

બાઈ—પણ આમાં એરંડીયું હતું; તે કયાં ગયું ?

રસોઇઓ—એરંડીયું હતું ? મેં જાણ્યું કે-તે ઘી છે. એમ સમજી, આ ભગાભાઇને પીરસી દીધું.

બાઇ—બધું ? ટોચે ટોચ ?

રસોઇઓ—હા બધું. ટોચે ટોચ પીરસી દીધું હતું.

બાઇ—ભગાભાઈને ભાવ્યું ?

રસોઇઓ—જરાએ પડયું મેલ્યું નથી.

બાઈ—રસોઇઆને લડીને બોલી-અરે ! અહીં ઘીની કયાં ખોટ હતી ? તે તમે આમ કર્યું ?

આમ વાદવિવાદ ચાલતો હતો; અને બાઈ તથા રસોઇઓ, બેઉ દિલગીર થતાં હતાં; તે વખતે ભગાભાઇએ કહ્યું કે—'તમે ખેદ કાં કરો ! ગરીબનું નસીબ ગરીબજ હોય !

ગરીબને આંબાની નીચે કાંટા વાગે; તે આ! વિગેરે વિગેરે.' યાદવો આંબા નીચે આવ્યા; તોપણ તેમને જન્મ મરણના કાંટા વાગ્યા. યાદવો ગોથા ખાઇ ગયા; ત્યાં પાંચ દસ ઠેકાણે દર્શન કરનારાં, અગર કથાવાર્તા સાંભળનારાં; અગર દસ બાર માળા ફેરવનારાં; અગર બે પાંચ હજારનો ધર્માદો કરનારાં–આપણે કોણ માત્ર! તમારો પોતાનો વિચાર કરી જોજો.

દ્વારકા મોક્ષદાયીની ગણાય છે. યાદવોનાં કર્મો હજી બાકી છે. યાદવોને હજી જન્મ મરણ છે; એમ સમજીને, ભગવાન્ શ્રીકૃષ્ણ, તેમને પ્રભાસ લઈ ગયા.

પ્રભુ કૃપાળ છે—પ્રભાસમાં યાદવોનો નાશ છે. તોપણ નાશ પહેલાં, સત્કર્મો થઇ જાય; તો જીવ જ્યાં જાય; ત્યાં તેને માટે સુખો પથરાઈ રહે; એવા હેતુથી પ્રભુ તેમને પુણ્ય કરવાની ભલામણ કરે છે. જેને મળ્યું; છતાં આપતાં ન આવડયું; તેના જેવો કોઈ ગમાર નથી. માણુસને ખંત રાખીને–અનેક કષ્ટો વેઠીને, રળતાં આવડે–બેંકો ભરતાં આવડે–ઉંચા પ્રકારના વૈભવો ભોગવતાં, અને ભોગવાવતાં આવડે; પણ પોતાના કલ્યાણ માટે, પાઈ વાપરતાં આવડે નહીં. મનુષ્ય માત્રની આ કુડી ટેવ છે. કોઇ વીરલાજ આ કુટેવ-માંથી બચી શકે છે. જેને વિના મહેનતે વારસો મળે છે; તે ગબાભાઈ, પાઇ જોઈએ ત્યાં રૂપૈયો ફેંકી દે છે. ભગવાન શ્રીકૃષ્ણ, પાસે રહીને પુણ્યદાન કરાવે છે. એટલે યાદવોને મોટા સુખની લાલચ બતાવીને, સત્કર્મોમાં જોડે છે. આ એક ભવનો ચોપડો નથી; જેમ પાપ કયાંઇ જવાનાં નથી; તેમ પુણ્ય પણ કયાંઇ જવાનાં નથી. સારી બેંકમાં મુકેલાં નાણાં, બાર વરસે બમણાં થાય છે. ઇશ્વરની બેંકમાં મુકેલાં નાણાં, કર્મનો પાક થતાં, હજાર ગણાં થાય છે. શ્રીકૃષ્ણ કહે છે કે—દુઃખો તરવાનું નાવ દાન છે. ભર્યાભાદરા ઘરમાંથી, જે કાંઈ દાન, કરી શકતા નથી; તે ભગાભાઈનાં ભાઈ બ્હેન જેવાં છે. પરિગ્રહ લેનારા બ્રાહ્મણ–સાધુ–આચાર્યો–મહંતો ગોરો અને એવા બીજાઓએ, જમા જેટલી રકમ, ઉધારમાં અવશ્ય આપીજ દેવી. નહીં તો–સમજ્યા તે ધૂળ ધાણી. નહીં તો–"તપસી ધનવંત, દરિદ્ર ગૃહી, કલિ કૌતુક તાત ન જાત કહી"

**तेषु पात्रेषु**—અન્નદાનના કરતાં, જ્ઞાનદાન મોટું. તેથીજ આપણે બોર્ડીંગો નિશા-ળોમાં અને સ્કોલરશીપોમાં પૈસા આપીએ છીએ. નિશાળના આ જ્ઞાનના કરતાં, તત્ત્વજ્ઞાન –ભગવાનની કથાવાર્તા–**સ્વસ્વરૂપનું જ્ઞાન**–ઉત્તમ છે; એમ આપ સૌ સારી રીતે જાણો છો. દાનના કરતાં, દાની મોટા. કથાવાર્તાના કરતાં, કથાવાર્તા કરનારા મોટા. માટે તેમની સેવામાં, જ્યારે જ્યારે કાંઇક વપરાય, ત્યારે અહોભાગ્ય સમજવું. આજકાલ નિશાળોમાં નવાણુ હજારનો ધમાદો; અને પોતાને ભગવાનની વાતો કરે; પોતાને સમ્રાટોના સમ્રાટ– ભગવાન–ની ભાઇબંધી કરાવે; કલ્પવૃક્ષની છાંયાતળે લઈ જાય; તેને નવ પાઇ. તે પણ મરતાં મરતાં. પ્રભુ દયા કરે; તો ધુંચ ઉકેલાય. કથા કરનારા, બધા સારા નથી; તોપણ ગરજવાન ને, થોડા સારા મળી આવે છે. ભગવાન વિષ્ણુ કહે છે કે—'અગ્નિમાં હોમો; તેના કરતાં બ્રાહ્મણોના મુખમાં હોમો; તો હું બહુ રાજી છઉં.' તે સૂચવે છે કે–રાજા પ્રજાને દોરનાર કથાકાર છે. જેઓ કર્મકાંડમાં ઉતરી પડયા; જેઓ દેવમંદિરોમાં પૂજારી બન્યા; જેઓ ગુરૂકુળ ખોલીને બાળકોને ભણાવવા લાગ્યા; વળી જેઓ વૈદ અને જોશી બન્યા; તથા જેઓ ઘરમાં બેસીને પોતા જેટલું, નિત્ય નૈમિતિક કર્મ કરવા લાગ્યા; તે બ્રાહ્મણોના કરતાં, જે બ્રાહ્મણો કંકુ ચોખા લઈને, સમાજને પૂજવા નીકળ્યા; સમાજને ઠીકઠાક કરવા

નીકળ્યા, સમાજના રાગદ્વેષાદિ અનેક દોષો બાળી દેવા; જ્ઞાનાગ્નિ સળગાવીને બેઠા; સમાજને સ્વર્ગની સાથે, અને વૈકુંઠની સાથે, વાતો કરવાનું શીખવવા લાગ્યા; તે બ્રાહ્મણો વંદનીય છે. તેમને અમારા ઘણા ઘણા પ્રણામ છે. જગત્‌ને દોરનારા તે છે; જગત્‌ને દિવ્ય દૃષ્ટિ આપનારા તે છે. નીચે ઉભા ઉભા જુઓ; તો આ દેખાય એવું નથી. કાંઇક ઉંચા આવો; તોજ આ દેખાય; નહીં તો કથાવાર્તા કરનાર, એટલે 'એક ઠીક ઠીક. કાંઈ ન આવડયું માટે કથાવાર્તા કરે; એવો ગરીબ બ્રાહ્મણ !' એમ આ નથી. જેની ગરીબાઈમાં અમીરાઇ છલકાય છે; તે સાચો કથાકાર છે.

વળી બીજી વાત—ભાવવાળા કથાકારોનાં યોગક્ષેમ, પૂરા કરવા, ભગવાન્ શ્રીકૃષ્ણ હાજર-હાજર રહે છે. તમારે તેમની ચિંતા રાખવાની હોતી નથી. તમારા કાંઈક ભાગ્ય હોય; તોજ તમારી પાઈ બે પાઈ, તેમની સેવામાં પેસી જાય. [ આ અમારો પોતાનો પાકો અનુભવ છે. અમે કોઈની સ્પૃહા કરી નથી અને કરતા પણ નથી. અમે ધંધાર્થી માણુસ છઈએ; વળી સાદાઈથી રહીએ છઈએ; તોપણ શ્રીહરિ હાજર હાજર રહે છે. ]

શ્રી કૃષ્ણુના ઉપદેશનું ફળ—

**श्रीशुक उवाच—**

**एवं भगवतादिष्टा, यादवाः कुलनन्दन ॥**
**गन्तुं कृतधियस्तीर्थं, स्यन्दनान् समयूयुजन् ॥३९॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે—હે રાજા ! આ પ્રમાણે ભગવાને આજ્ઞા કરતાં, યાદવોએ તીર્થમાં જવા માટે, રથ જોડવા માંડયા. [૩૯]**

૩૯ વિવેચન—

સ્થૂળ બુદ્ધિવાળાઓએ, સ્થૂળ વાત ઉપાડી લીધી.

યાદવોમાં એક સૂક્ષ્મ બુદ્ધિવાળો હતો; તેણે શું કર્યું; તે ભાવથી સાંભળો—

**तन्निरीक्ष्योद्धवो राजन्, श्रुत्वा भगवतोदितम् ॥**
**दृष्ट्वाऽरिष्टानि घोराणि, नित्यं कृष्णमनुव्रतः ॥४०॥**
**विविक्त उपसंगम्य, जगतामीश्वरेश्वरम् ॥**
**प्रणम्य शिरसा पादौ, प्रांजलिस्तमभाषत ॥४१॥**

---

૩૯ પદચ્છેદ—**हे कुलनंदन** !-હે કુળને આનંદ આપનાર ! **एवं**-એ પ્રમાણે. **भगवता आदिष्टाः यादवाः**-ભગવાને આજ્ઞા કરાએલા યાદવો. **तीर्थं गंतुं कृतधियः**-તીર્થમાં જવાની ઇચ્છાવાળા. **स्यंदनान् समयूयुजन्**-રથ જોડવા લાગ્યા.

૪૦ પદચ્છેદ—**हे राजन्**-હે રાજા ! **तत् निरीक्ष्य**-તે જોઇને. **भगवता उदितं श्रुत्वा**-ભગવાનનાં વચન સાંભળીને. **घोराणि अरिष्टानि दृष्ट्वा**-ભયંકર ઉત્પાતો જોઇને. **नित्यं कृष्णं अनुव्रतः इति उद्धवः**-હમેશાં શ્રીકૃષ્ણને અનુસરનારા ઉદ્ધવજીએ.

૪૧ પદચ્છેદ—**ज०**-જગત્‌ના ઇશ્વરોના પણ ઈશ્વિર શ્રીકૃષ્ણને. **विविक्ते उपसंगम्य**-એકાંતમાં મળીને. **पादौ शिरसा प्रणम्य** મસ્તકથી તેમના ચરણમાં પ્રણામ કરી. **प्रगतः अंजलिः येन सः प्रांजलिः**-હાથ જોડીને. **तं अभाषत**-શ્રીકૃષ્ણને કહ્યું કે.

**અર્થ—એ જોઈ, અને ભગવાનનાં વચન સાંભળી, તથા ભયંકર ઉત્પાતો જોઈને, ભગવાનને નિરંતર અનુસરનાર ઉદ્ધવજીએ, જગતના ઈશ્વરોના પણ ઈશ્વર-શ્રીકૃષ્ણને, એકાંતમાં મળીને, મસ્તકથી તેમના ચરણમાં પ્રણામ કર્યો. પછી હાથ જોડીને નીચે પ્રમાણે સ્તુતિ કરી. [૪૦-૪૧]**

૪૦-૪૧ વિવેચન—

આ ઉદ્ધવ છે—તેમનું વિશેષણ સાંભળો-**कृष्णं नित्यं अनुव्रतः**-શ્રીકૃષ્ણને હમેશાં અનુસરનારા. **नित्यं** શબ્દ ઉપર વધારે ભાર રાખજો. આપણે ડાકોર જઇએ; પણ નિધન હોઇએ ત્યાં સુધી; **नित्यं नहीं.** ધણી ધણીયાણીને અરસપરસ હેત ઘણું હોય; પણ એકબીજાનું ચામડું તંગ હોય ત્યાં સુધી-પછી **નહીં.** પુત્રને પિતા વ્હાલા; પણ પુત્ર રળવા શીખ્યા; એટલે પિતા ક્યાં પડયા છે; તેની જરાએ ફીકર **નહીં.** શેઠને ગુમાસ્તા વ્હાલા, પણ કામ હોય ત્યાં સુધી; અને ગુમાસ્તાને શેઠ વ્હાલા; પણ પગાર વધારવો હોય, ત્યાં સુધી-**नित्यं નહીં.** નિત્ય ટકાવવું એજ શોભાભર્યું છે. અનેક યાદવો શ્રીકૃષ્ણ પાસે 'જી! જી' કરતા હશે; પણ ઘડી બેઘડી. **नित्यं** તો ઉદ્ધવ એકજ. 'અનુવ્રત' એટલે સમજો છો ને?-ન સમજતા હો; તો સાંભળો જ્યાં-' આપની આજ્ઞા, એજ મારો ધર્મ-એજ મારૂં કર્તવ્ય'-તે. ધણી-ધણીયાણી થઇને બેઠાં હોય; તેમને પણ; આ આવડે એવું નથી. પિતા-પુત્ર થઇને બેઠા હોય; શેઠ-ગુમાસ્તા થઇને બેઠા હોય; અરે ગુરૂ-શિષ્ય થઇને બેઠા હોય; તેમને પણ, આ આવડવું મુશ્કેલ છે. આ આવડવું મુશ્કેલ છે; તો પણ સાર શોધવો હોય; તેમણે આ શીખી લેવા જેવું છે. જે સ્ત્રીને સંસાર શોભાવવો હોય; તેણીએ પતિને અનુવ્રત થવુંજ જોઇએ; જે પુત્રોને પિતાના ઋણથી મુક્ત થવું હોય; તેમણે, પિતાના અનુવ્રત થવુંજ જોઈએ. સંસારના અનેક સારોનો સાર શ્રીહરિ છે. જેમને શ્રીહરિનું કામ હોય છે; તેમણે પોતાનાં ડહાપણ પડયાં મેલીને, જે પોતાના ગુરૂ હોય; તેમને અનુસરવું જ જોઈએ.

**विविक्ते उपसंगम्य**—જેમ વિષયસુખ માટે, એકાંતની જરૂર; તેમ આત્મિક સુખ માટે પણ, એકાંતની જરૂર છે. ત્યાં પણ બેજ વ્યક્તિ; અને અહીં પણ બેજ વ્યક્તિ હોય છે. કર્મ અને કર્મના ફળમાં ફેર. વિષય સુખ માટે એકાંત શોધવાના અનેક દાખલા, જીવનમાં જડી આવશે. આત્મિક સુખ માટે એકાંતે કોઇને મળ્યા હો; એવું જીવનના દફતરમાં જડી આવે છે? નિજસુખના આનંદની અપેક્ષા હોય; તેમને માટે આ વાતો છે.

**योऽन्तःसुखोऽन्तरारामस्-तथान्तर्ज्योतिरेव यः ॥**
**स योगी ब्रह्म निर्वाणं, ब्रह्मभूतोऽधिगच्छति ॥** [ ગી. અ. ૨૪ ]

**અર્થ—એવા અંતરમાંજ સુખવાળો, અંતરમાં જ આરામવાળો, અંતરમાંજ જ્ઞાન-જ્યોતિવાળો, અને જીવતાંજ બ્રહ્મરૂપ થએલો યોગી, દેહ છૂટેથી પણ, બ્રહ્મ નિર્વાણનેજ પામે છે. [૨૪]**

જીંદગીભર દોડાદોડ કરનારા, અને જેમ ભઠ્ઠીમાં લોઢું ધમાય; તેમ જેમનું ચિત્ત, અનેક ઉપાધીઓમાં ધમાયા કરતું હોય; તેઓ આ સંસારમાં ઘોર કર્મો કરીને આવ્યા છે; એમ સમજવું; કારણ કે તેમને જરીવાર પણ બેસવાની-આરામ લેવાની-પોતે શું છે? તે સમજવાની-રજા નથી-પરવાનગી નથી. પંખીઓ રાત્રે પોતાના માળામાં હોય છે; જેલના

કેદિઓ પણ, રાત્રે નવરા હોય છે. પ્રવૃત્તિ કરવાની સૌને જરૂર છે; પણ જે પ્રવૃત્તિ, આપણને નિવૃત્તિથી, લાંબો લાંબો કાળ વિમુખ રાખે; તે પ્રવૃત્તિ, આપણાં સાચાં સુખનો જોતજોતામાં નાશ કરી નાંખે છે. સંસાર તરફ દોડવાનો, જીવનો અનાદિ કાળથી સ્વભાવ છે. તેને સંસાર તરફથી **વાળી લેવા માટેજ,** માનવતા માગી લીધી છે. **આવું** [1]કૉશનબોર્ડ જ્યાં ત્યાં લટકાયેલું હોય છે. આ માનવઆરે તો, જે ભાગ્યશાળી હતા; તેમણે રાજપાટ તજી દઇ, વન સેવ્યું; કેટલાકોએ સુંદર સ્ત્રિયોને તજી, પરબ્રહ્મમાં પ્રીતિ કરી; સુંદરદાસ જેવા પીઠી ભર્યા; સંસારને તજીને ચાલી નીકળ્યા. આ સંસાર લાંબો પહોળો ઘણો છે. તે કોઇની બાથમાં આવ્યો નથી; અને આવવાનો પણ નથી. સંસારની પ્રવૃત્તિઓ પણ, લાંબી પહોળી ઘણી છે. તેને બાથમાં લેવા મથનારો, પાંચ દસ કે પચીસ વરસે, ઢીલો ઢફ થઇ જાય છે. જાણે રસ વિનાનાં છોતરાં ! આ પ્રમાણે અફળાતાં અફળાતાં, ઘણાંની માનવનૌકાઓ તુટીફુટી પણ જાય છે. બસ ! વધારે શું કહું ! કહેતાં કહેતાં રોઈ પડું; એવી આ વાત છે. ભયંકર ભૂલનો આ સવાલ છે. કાળજે વાગી જાય; એવી આ બેવકુફી છે. બચવા સતત પ્રયત્ન કરો. પ્રભુ બચાવે તો બચીએ ! બસ ! સમયનો સદુપયોગ કરી લઇએ ! ઉદ્ધવ સમજ્યા; એવું કાંઇક સમજી લઇએ.

ઉદ્ધવની નમ્રતા જોઇને !—વેદાંતની વાતો સાંભળો છો ! બ્રહ્મસૂત્રો સાંભળો છો; પણ વક્તા સાથે તેલ પાણી જેવો સંબંધ રાખો છો. તદ્દન નિર્લેપ રહો છો. ભગવદ્દરૂપ ન થઈ શકો; તો ક્ષમા ! પણ વક્તારૂપ કેમ થવાતું નથી ? તે વિચાર્યા જ કરો. નિશાળનો વક્તા, તો પચાસ–સો–કે પાંચસોનો નોકર છે. કથાકાર એવો નોકરવક્તા નથી. કથાકાર ભગવદ્દવાર્તા કરે છે. તેથી તે ભગવદ્દરૂપ છે. કથાકારને લાખોનો પગાર મળે; તોપણ તેણે કદિ પગારદાર થવું નહીં. પાઇનો પણ પગાર થાય; કે તુરત તેનું આત્મતત્ત્વ ચીમળાઈ જાય; આત્મિક જુસ્સો દબાઈ જાય. કથાકારે કોઇના દાદમાં અંજાવું નહીં. ઉદ્ધત થવાની જરા પણ રજા નથી. એટલે નમ્રતા રાખવાની ઘણી જ જરૂર છે. તદપિ કોઈ ઠેકાણે જરા જેટલી, સ્પૃહા તો નજ જોઇએ. જેમ વહાણુ, બાંકાથી બુડી જાય; તેમ કથાકાર સ્પૃહાથી બુડી જાય. કથાકાર બુડયો એટલે–આખો સમાજ પણ બૂડયો. અત્યારે આ જે પાયમાલી દેખાય છે; તે આ કારણથી છે. કથાકાર બૂડયો છે.

ઉદ્ધવ શું કહે છે; તે ભાવથી સાંભળો—

**उद्धव उवाच ॥**

**देवदेवेश योगेश, पुण्यश्रवणकीर्तन ॥**
**संहृत्यैतत् कुलं नूनं, लोकं संत्यक्ष्यते भवान ॥**
**विप्रशापं समर्थोऽपि, प्रत्यहन्न यदीश्वरः ॥ ४२ ॥**

૪૨ પદચ્છેદ—**हे देवदेवेश ! हे योगेश !**–હે દેવના દેવ ! હે યોગીઓના પણ ઇશ્વર ! **पुण्यं श्रवणं कीर्तनं च यस्य सः तत् सं० हे पुण्यश्रवणकीर्तन !**–હે શ્રવણ અને કીર્તનથી પવિત્ર કરનારા ! **भवान्**–આપ. **एतत् कुलं नूनं संहृत्य**-આ કુળનો અવશ્ય નાશ કરીને. **लोकं संत्यक्षते**–આ લોકનો ત્યાગ કરશો. **यत्**–કારણકે.

1. સાવધાનતાની નોટીસ.

**नाहं तवाङ्घ्रिकमलं, क्षणार्धमपि केशव ॥**
**त्यक्तुं समुत्सहे नाथ, स्वधाम नय मामपि ॥ ४३ ॥**

**અર્થ—ઉદ્ધવજી કહે છે કે-હે દેવના દેવ! હે પ્રભુ! હે યોગના ઇશ્વર! હે શ્રવણુ અને કીર્તનથી પવિત્ર કરનાર! આપ અવશ્ય આ કુળનો સંહાર કરીને, મનુષ્યલોકનો ત્યાગ કરશો; એમ જણાય છે. કારણકે ઇશ્વર-પણાને લીધે સમર્થ છો; તોપણુ આપે બ્રાહ્મણોના શાપને મટાડયો નહીં. [૪૨] હે કેશવ! હે નાથ! હું આપના ચરણુકમળને અરધા ક્ષણુ સુધી પણુ, તજી શકું એમ નથી. માટે મને પણુ સ્વધામમાં સાથે લઇ જાઓ. [૪૩]**

૪૨-૪૩ વિવેચન—

ભગવાનનાં વિશેષણુ કેવાં છે! તેમાં વળી—

**हे पुण्यश्रवणकीर्तन !**—હે શ્રવણુ અને કીર્તનથી પવિત્ર કરનાર! તેના પુરાવામાં પરીક્ષિત રાજા પોતે. વળી આ યુગ માટે તો, આજ સાધન છે. માત્ર સંભાળવા જેટલું એ કે-આ કાને સાંભળી, બીજે કાને કાઢી નાંખવું નહીં. શ્રવણુ કીર્તનમાં તન મન અને ધનનો મોટો ખર્ચ નથી; તેથી તેને નજીવાં ગણુવાં નહીં. બ્રાહ્મણોને સસ્તા જોઇ; શ્રવણુ કીર્તનને નજીવાં ગણુવાં નહીં. હવા મફત છે; પણુ ન હોય; તો જીવ મરી જાય; તેમ કથાવાર્તા સસ્તી છે; પણુ ન હોય; તો જીવ કામક્રોધાદિથી ઘેરાઈ જાય.

બીજીવાત—આજકાલ સીનેમા, રેડીયા તથા ફોનોગ્રાફદ્વારા, શ્રવણુકીર્તન બહુજ થઇ રહ્યું છે. હોટલોમાં ચાના કોપ, અને ભજીયાના કોળીયા લેતાં લેતાં, સારાં સારાં ગાયનો સંભળાય છે. ઉપદેશનો તોટો રહ્યો નથી. પણુ પરિણામ કાંઇ જુદુજ આવતું જણાય છે. કારણકે આ શ્રવણુકીર્તનની આગળ **पुण्य** શબ્દ નથી. એટલે-આ શ્રવણુકીર્તન, મનુષ્યોને પવિત્ર કરનારાં નથી. આ શ્રવણુકીર્તન મનુષ્યોને રંગીલા છબીલા બનાવી, વિષયસુખની ગટરમાં ફેંકી દેનારાં છે. જેની પેચુટી ખસી જાય છે; તેને ગમેએવા ઉત્તમ પકવાન આપો; તોપણુ તે તેને ભાવતા નથી; તેમ અત્યારે ભારતની પેચુટી ખસી ગઈ છે. તેથી ભારતને ગમે એવી લાભની વાત કરો; પણુ તે તેને ગમે એમ નથી. આ તો તમે સાંભળો છો; તે કહીએ. બાકી જગત્ પાયમાલીને પંથે ચાલી નીકળ્યું છે. જો એશારામ-સંસારસુખ-વિષયસુખ-તથા સ્વચ્છંદ અને અવિવેક-એટલોજ માનવતાનો અંતીમ હેતુ હોય; તો દેવ-મંદિર-તીર્થ-શાસ્ત્ર અને સંત, કોઇની આપણે પરવા રહે નહીં. પણુ એમ નથી. પાછલા ઇતિહાસ તપાસો. જેણે વિષયસુખ તજયાં; તે વડા ગણાયા છે. વિષયસુખનો વિકાસ, એ માનવતા નથી-પાશવતા છે. ભારત અત્યારે વિષયસુખનો વિકાસ કરી રહ્યું છે. ભારત અત્યારે વિષયસુખ

---

**ईश्वरः समर्थः अपि**-આપ ઇશ્વર છો અને જે ધારો તે કરવા સમર્થ છો તોપણુ. **विप्रशापं न प्रत्यहन्**-બ્રાહ્મણુના શાપને આપે હણ્યો નહી-મટાડયો નહી!

૪૩ પદચ્છેદ—**तव अंघ्रिकमलं**-આપના ચરણુકમળને. **क्षणार्धम् अपि**-એક ક્ષણુ પણુ. **त्यक्तुं**-તજવાને. **अहं न समुत्सहे**-હું સમર્થ નથી. **हे नाथ !**-હે પ્રભુ! **मां अपि स्वधाम नय**-આપના ધામમાં મને પણુ લઈ જાઓ.

તરફ દોડયું જાય છે. તેનાં પરિણામ કેવાં ?–કે નવાં નવાં દવાખાનાં ! તથા જ્યાં એકજ જજ હતા; ત્યાં નવ દસ જજો બેઠા છે. દેશનાં દવાખાનાં ચિકાર ! દેશની કોરટો ચિકાર ! દેશ પાયમાલ ! હજી કાંઈક કસ છે; ત્યાંસુધી સમજાશે નહીં.

વરતેજ—આ વખતે ભાવનગર ગયા પછી, ત્રીજે દિવસે બપોરના સવાની લોકલમાં, અમે વરતેજ ગયા હતા. ઘણાં ભરવાડ-સ્ત્રી પુરૂષો–શહેરમાં દુધ આપીને, પાછાં વળ્યાં હતાં. તે વરતેજ સ્ટેશનમાં ઉતર્યાં હતાં. તેમને કાંઈ કહેવાનું મન થયું; પણ તેઓ હતાં ઉતાવળમાં. અમે વરતેજમાં જઇને, મેઇલ પહેલાં સ્ટેશને હાજર થયા. ભરવાડો દુધના હાંડા ઉતારીને, ગાડીની રાહ જોતાં હતાં. તેમની પાસે જઇને, અમે તેમને પ્રેમથી પૂછયું–' કેમ ભાઇઓ ! અને બ્હેનો ! કયાં રહો છો ? '

જવાબ— કરદેજ.

સવાલ—હમણાં બપોરે ઘેર ગયાં હતાં; ત્યાં પાંચ વાગે પાછા, દેઘડા લઇને આવી પહોંચ્યાં ? દોડાદોડ બહુ થતી હશે ?

ભરવાડ—શું કરીએ ? પેટ સારૂં કરવું પડે !

અમે કહ્યું—"પેટ માટે નથી કરતા; પણ તમે પાપમાટે કરો છો. તમે નિરાંતે દોહતાં-વલોવતાં અને છાશ કરતાં હતાં; ત્યારે તમને અને તમારાં બાળગોપાળને મીઠી છાશ મળતી હતી. તે ઉપરાંત ગામના ગરીબ, કોળી-વાઘરી-અંત્યજ વિગેરેને પણ, તમારી છાશ મળતી હતી. પ્રજા તમારી ઓશીયાળી રહેતી હતી. તમારા લીધે પ્રજાના લુખા રોટલા, રંગીલા હતા. તમે રાજા મટીને રંક બન્યા. તમે રોકડા પૈસામાં લોભાણા; પણ વેપારીને ઓળખતા નથી ? શેરનું સવાશેર લે; અને આખો દિવસ તમને તેમની દુકાનમાં, નોકરની માફક વાપરે. વગર પૈસાના જાણે ગુલામ. તમારી બાઇઓ, તમારૂં કહ્યું ન કરે; પણ પેલા હોટલવાળાની જાણે ગુલામડી ! વળી રેલગાડીનો ફડકો કેટલો ! જેને હીરામોતી પહેરવા હોય; વૈભવ ભોગવવા હોય; તે વાણીયા-બ્રાહ્મણ ભલે ફડકે ઉઠે; અને ફડકે બેસે. તમારે તો જાડાં કપડાં પહેરવાં છે; અને રોટલોને શાક ખાવું છે. પછી તમારે આવી ઉપાધી શી ! તમારાં મુખનાં તેજ હણાઇ ગયાં છે. કાચમાં જો જો ! જુઓ પેલી બાઇઓ ! દોડાદોડમાં માથાના વાળ ઓળવા પણ, નવરી થતી નથી. માથાં ખજવાળે છે. માથામાં જુઓ પડી હશે. હવે તમે ભાવનગરથી અંધારે પાછાં વળશો. જરા સુતાં ન સુતાં; ત્યાં દોહવાં અને દેગડા માથે ઉપાડી, મજુરની માફક તમારે દોડવું પડશે. તમે ગોવાળ એટલે કૃષ્ણકુળ ! તમને જગાડવા, ગોવાલણો મહી વલોવતી વલોવતી, મીઠારાગે પરભાતીયાં ગાય. ' જાગને જાદવા ! કૃષ્ણ ગોવાળીયા ! તુજ વિના ધેનુમાં કોણ જાશે ? '-ત્યારે સુખે સુતેલા તમે, આળસ મરડીને ઉઠો. તમારે આંગણે રાજાનાં સુખ હતાં. આમ દોડાદોડમાં, તમારે નહીં ખાધાનાં, કે નહીં પીધાનાં સુખ. વળી રેલગાડીવાળાને પાસના પૈસા આપવા પડતા હશે. વખત એવખત રાખધૂડ ખાવાથી, તન ધનની બરબાદી થતી હશે. તમારે ઘેર બેઠાં ધંધા કરો; તો તેના તે વાણીયા, તમારે ઘેર ઘી દુધ લેવા આવશે. એ પૈસા વધારે મળતા જણાય છે; તે વધારો, વધારાના ખર્ચમાં ચાલ્યો જાય છે."

આ સાંભળી બાઇઓ ભાઇઓ રાજી બહુ થયાં. તેમનો રાજીપો જોઇને, વળી કહ્યું કે—"વિચાર કરી જોજો. ઠીક જણાય તો, જેમ અને તેમ ગામડે રહીને ધંધો કરજો. તમારી ગેરહાજરીમાં તમારાં બાળકો રજળતાં હશે. ગાયોનાં નાનાં નાનાં વાછરૂ પણ, ખાણ-પાણી-કે

ચાર વિના ગાંગરતાં હશે. ભોળી ભરવાડણોનો મીઠો મધુરો હાથ ફરે; ત્યાં વાછરૂ કુદાકુદ કરે. લ્યો રામ રામ ! આ ગાડી આવી—બેસી જઇએ." [ આજ માગશર વદી ૧, અમારા પિતાજીની મરણતિથિ હતી. દિવસ સફળ થયો. ]

સાધુસંતોએ, સમાજસેવકોએ, રાજના દયાળુ અમલદારોએ, આવાં ભલાં લોકોને, પોતાના સમાગમનો લાભ, જરૂર આપવો જોઇએ. કહેતાં કહેતાં કાંઇક થશે. તેમને અર્થશાસ્ત્રની ગણત્રી પ્રમાણે, લાભાલાભ પણ બતાવવો જોઇએ. ગામડાનાં દુધ, શહેરની હોટલોમાં હોમાય છે. તેનું પરિણામ પાયમાલી સિવાય બીજું કાંઈ નથી. શહેરની આસપાસનાં ગામડાંમાં, લોભનું ગાંડપણ વધી પડયું છે. પરિણામે તે બહુ દુઃખી થઈ ગયાં છે. એટલું યાદ રાખવું કે-શહેરના ભણેલા, વાળ્યા નહીં વળે; અને ગામડાના અભણ, વાળ્યા વળશે. મહેનત કરનારની જરૂર છે.

શા માટે વરતેજની વાત કરી ? તે ભૂલ્યા નથીને! આપણે એમ કહેતાં હતાં કે—માનવતાનો હેતુ, વિષયસુખનો વિકાસ નથી. જ્યાં વિષયસુખ—વૈભવ—એશઆરામ—વધી પડે; ત્યાં માણસાઇ મંજુઇ જાય. શહેરોનો ચેપ ગામડાંને લાગતો જાય છે. બચે તેટલાં ગામડાં બચાવવાની જરૂર છે. રાજ્યોએ ધર્મદ્વારાઅને સત્તાદ્વારા, ઉડતી આગમાંથી, પ્રજાને બચાવવી જોઇએ. કરદેજનાં ભરવાડો જેવું, શહેરની આસપાસનાં ગામેગામમાં છે. ભરવાડોની સ્થિતિનો બરાબર અભ્યાસ કરી; તેમને સન્માર્ગે વાળવાં જોઇએ. ભુલાં પડેલાંને રસ્તો બતાવવાનું બહુ પુણ્ય છે.

'એક અડધા ક્ષણ માટે પણ, આપને **તજી શકું એમ નથી.**'—એમ ઉદ્ધવ બોલ્યા, જળ વિનાનું જાણે માછલું. આ કાંઈ માયાનો ફંદ નથી—દૈવી ફંદ છે. ઉદ્ધવના શા ભાગ્ય હશે ! માપ્યાં મપાય નહીં. સ્ત્રી પુત્રોમાં પશુ પક્ષીને પણ રાગ છે. આપણે પણ તેમજ છે; દેવોને અને દાનવોને પણ તેમજ છે. તેથી આગળ વધે ત્યારે ભગવાનમાં અને ભગવાનના ભકતોમાં ભાવ થાય. ભગવાન કેવા ?—[ મોક્ષવાણી પાનું ૭૮ ]

સોરઠો—ભાવ વશ્ય ભગવાન્, સુખનિધાન કરૂણા ભુવન;
તજી મમતા મદ માન, ભજીએ રામ સિતા રમણ—સીયાવર૦

પછી ?—પછી પણ સાંભળો—

ચોપાઈ—સુની ભુશૌંડિ કે બચન સુહાયે, હર્ષિત ખગપતિ પંખ ફુલાયે.
હર્ષિત ખગપતિ પંખ ફુલાયે.
નયન નીર મન અતી હર્ખાના, શ્રીરઘુપતિ પ્રતાપ ઉરઆના.

છેવટમાં ઉદ્ધવે કહ્યું છે કે—**माम् अपि स्वधाम नय**—મને પણ આપ સ્વધામમાં લઇ જાઓ. મને આપની સાથે ને સાથે રાખો. વૈકુંઠવાસ કરાવો.

ભગવદ્ કથાનો મહિમા બતાવે છે—

**तव विक्रीडितं कृष्ण, नृणां परममङ्गलम् ॥**
**कर्णपीयूषमास्वाद्य, त्यजत्यन्यस्पृहां जनः ॥४४॥**

---

૪૪ પદચ્છેદ— **हे कृष्ण ! परममंगलं इति तव विक्रीडितं**—પરમ કલ્યાણકારી એવું આપનું ચરિત્ર. **कर्णयोः पीयूषं**—વળી જે કાનના અમૃતતુલ્ય છે તેને. **आस्वाद्य**—ચાખીને. **जनः अन्यस्पृहां त्यजति**—લોકો બીજી સઘળી સ્પૃહાને તજી દે છે.

**અર્થ—**હે કૃષ્ણ ! મનુષ્યોને મહામંગળ રૂપ અને કાનને અમૃત તુલ્ય લાગે એવાં આપનાં ચરિત્રોનો સ્વાદ લાગવાથી, લોકોને બીજા સઘળા પ્રકારની તૃષ્ણા મટી જાય છે. [૪૪]

૪૩ વિવેચન—

ગટ્ટુલાલજી મહારાજ બોલ્યા છે કે—

રાગ-કલ્યાણ.

કૃષ્ણ કથામૃત પી-પી-પી, પ્રાણી હો કૃષ્ણ કથામૃત પી. ટેક૦
કૃષ્ણ કથામૃત પાન કરીશ તો, જમ કરશે તને જી જી જી —પ્રા૦
ધન વનિતાને સ્થિર માને તું,—[ ધુંચ ક્યાં પડી છે ? તે બતાવે છે. ]

[ ભૂલ ક્યાં થાય છે ? તે બતાવે છે— ]

ધન વનિતાને સ્થિર માને તું, કાળ હસે તને ખી ખી ખી—પ્રાણી૦
હરિસેવનમાં રાખી મન તું, પાપ થકી તું બી બી બી—પ્રાણી૦
ગોવર્ધન પ્રભુ ભક્તિરહિત જે, ઇતર કથા તો શી શી શી—પ્રાણી૦

**कर्णपीयुषं**—કાનને અમૃતતુલ્ય લાગે એવું. 'શ્રીકૃષ્ણકર્ણામૃત' નામનો પણ એક સુંદર ગ્રન્થ છે. નામ તેવાં તેમાં ગુણ છે. રસીક જીવોએ જ્ઞાન-ધનના ઢગલા કરી દીધા છે. મરદામી હોય; તે ઉપાડી શકે. આ માસીક જુઓને! તમારે સૌને ઘેર આવે છે. પણ ભાગ્યશાળી હશે-મરદ હશે; તે વાંચતા હશે. બાકી ડોશીઓને જ્યારે પૂછો; ત્યારે એમજ કહેતી હશે,-કે 'અવકાશ નથી;' 'હજી વાંચવું બાકી છે' વિગેરે-વિગેરે. કામકાજની જેમ ઘણી જરૂર છે. તેમ રાત્રે જમ્યા પછી, અવકાશની પણ જરૂર છે. રાત્રે અવશ્ય નવરા થવું જોઇએ.

**अन्यस्पृहां जनः त्यजति**—જેને હીરા મળ્યા હોય, તે પાઇ બે પાઇ માટે ફાંફાં નજ મારે. હીરા કરતાં પણ આ મોંઘું. હીરા તારણહાર નહીં; ભગવદ્ વાર્તા તો તારણહાર છે. પાંચશો રૂપૈયા ગાંઠે બાંધીને તીર્થોમાં જાય; પાઇ લઇને કથામાં ન જાય. તીર્થોમાં કુટાઇ મરે; સ્ટેશને બે કલાક વહેલા જઇને બેસે. કથામાં રજળતા રજળતા આવે. છેલ્લો નંબર. જીવને પડળ વળ્યાં છે. સાચું સાધન સમજાતું નથી.

વળી પાછા ઉદ્ધવજી કહે છે કે-પણ પ્રભુ ! મારાથી તમારા વિના રહી શકાશે નહીં—

**शय्यासनाटनस्थान-स्नानक्रीडाऽशनादिषु ॥**
**कथं त्वां प्रियमात्मानं, वयं भक्तास्त्यजेमहि ॥४५॥**

૪૫ પદચ્છેદ—**शय्या च आसनं च अटनं च स्थानं च स्नानं च क्रीडा च अशनं च तानि आदीनि येषु तानि तेषु शय्या॰**-શય્યા, આસન, ફરવું, ઉભું રહેવું, નહાવું, ક્રીડા અને ભોજન ઇતિયાદિક સર્વ કરવામાં. **वयं भक्ताः**—અમે કે જેઓએ સેવા કરી છે તે. **कथं त्वां प्रियं आत्मानं त्यजेमहि**-આપ કે જે પ્રિય આત્મા રૂપ છો; તેને કેવી રીતે તજી શકીએ !

**त्वयोपभुक्तस्रगंध-वासोऽलंकारचर्चिताः ॥**
**उच्छिष्टभोजिनो दासास्-तव मायां जयेमहि ॥४६॥**

અર્થ—જેઓએ શય્યા, આસન, ફરવું, ઉભું રહેવું, નહાવું, ક્રીડા અને ભોજનાદિ સર્વ કામમાં, આપની સેવા કરી છે; એવા અમે, પરમપ્રિય આત્માસ્વરૂપ, આપનો શી રીતે ત્યાગ કરી શકીએ? (૪૫). આપે વાપરેલી માળાઓ, ચંદન, વસ્ત્ર અને અલંકારોને ધારણ કરનારા અમે, તથા આપનું એઠું જમનારા અમે ભકતો, આપની માયાને તરી જશું. (એટલે હું માયાના ભયથી, આ પ્રાર્થના કરૂં છઉં; એવું કાંઇ નથી. માત્ર આપનો વિયોગ સહન કરવા અસમર્થ છઉં. અને તે માટે, મને આપના ધામમાં લઈ જવા, મારી આ પ્રાર્થના છે.) (૪૬).

૪૫–૪૬ વિવેચન—

જેની અમીરાત આજ છે; અને કાલ નથી; અથવા જે આજ છે; અને કાલ નથી; એવા એક દિલ્હીના બાદશાહ સાથે, ઉઠયા બેઠા હોઇએ; તો વિયોગ થતાં, અકળાઈએ; ત્યારે આતો લક્ષ્મીનો પતિ; અને **देवदेवेशः योगेशः पुण्यश्रवणकीर्तनः**-તેમના વિયોગના ઘા કેમ ન વાગે! વળી કેટલી બધી છૂટ! વ્રજમાં ગોપીકાઓની ખબર કાઢવા, ઉદ્ધવજીનેજ મોકલ્યા હતા. છૂપા ભેદ કોને કહેવાય! ગોપીકાઓનો ભગવાનમાં પ્રેમ જોઈ, ઉદ્ધવનો ગર્વ, ગળી ગયો. ઘોડામાં કેટલી તાકાત છે; તે તેને ખીલે બાંધી રાખીએ; ત્યાં સુધી ખબર પડે નહીં. તેને શરતના મેદાનમાં દોડાવીએ; ત્યારે તેની તાકાતની, ખબર પડે. તેમ 'હુંજ ભક્ત,' 'હુંજ જ્ઞાની,' 'હુંજ જીવન્મુક્ત'—એવું ઘરને ખુણે બેસીને, માન્યા કરીએ; તો મનની તાકાતની ખબર પડે નહીં. રૂડા પુરૂષોના મેળાવડામાં જઇએ. નિર્માની થઇને જ્યાં ત્યાં બેસી જઇએ. એક બીજાને મળીએ હળીએ; તેઓમાં ઉંચા ચારિત્ર નિહાળીએ; તેમનાં—[ ગીતા અ. ૧૩ ]

**अमानित्वमदंभित्व-महिंसाक्षांतिरार्जवम् ॥**
**आचार्योपासनं शौचं, स्थैर्यमात्मविनिग्रहः ॥ ८ ॥**

વિગેરે વિગેરે તપાસીએ; ત્યારે આપણી ઉણપ જણાઇ આવે. અમારામાં ઘણી ઘણી ઉણપો છે. આવા પ્રસંગે, અમે અમારી ઉણપોને ઠીકઠાક કરી; પ્રભુ સન્મુખ થવા પ્રયત્ન કરી રહ્યા છઈએ. આ તો અનેક જન્મનાં અંધારા છે. અહીં સગવડ ઘણી છે: ત્યારે અહીં ઉપાધિના ઢગલા આસપાસ પડયા છે; અને અહીં આ અવતારે ડોઢ ડહાપણ પણ, બહુ વધી પડયું છે. દંભ, પાખંડ રાગદ્વેષ, ઇર્ષ્યા વિગેરે આપણને ઘેરીને ઉભાં રહે છે. જરા ગફલત કરીએ; તો તે હૃદયમાં પેસી જાય. પછી જેવો કાચ એવું દેખાય. જે પોતાની ઉણપને સમજ્યા હતા; એવા ઉદ્ધવજી પ્રભુની પ્રાર્થના કરે છે.

**त्वां प्रियं आत्मानं**-આપ કે જે પ્રિય આત્મા છો; તેમને (કેમ તજી શકીએ)

---

૪૬ પદચ્છેદ—**त्वया उपभुक्ताः स्रजश्च गंधश्च वासांसि च अलंकाराश्च तैः चर्चिताः इति वयं-तव दासाः** આપે વાપરેલી માળાઓ ચંદન, વસ્ત્ર અને અલંકારોને ધરનારા અમે ભકતો **उच्छिष्टं भुंजते इति उ०**-એઠું જમનારા-એવા અમે. **दासाः**-ભકતો. **तव मायां जयेमहि**-આપની માયાને તરી જશું.

**ત્વયોપભુક્ત** વિગેરે શબ્દોથી, ઉદ્ધવજી પોતાની નિર્મળ ભક્તિને વિદિત કરે છે. ર
બધા લાભ, વ્હાલી સ્ત્રીને હોય; વ્હાલા પુત્રને હોય; અને કલ્યાણને કેડે દોડયા આવત
વ્હાલા શિષ્યને હોય. બીજા કોઇને હોય નહીં. સ્ત્રી અને પુત્ર લૌકિક સંબંધમાં ભુલાં પ
જાય; ત્યારે આ લાભથી વિમુખ રહે. શિષ્ય પોતાના જ્ઞાનના અગર વૈરાગ્યના ઘમંડમાં ભૂ
પડી જાય. ભૂલા ન પડે; તેનેજ આ લાભ મળે. ભક્તિ ભગવાનને વશ કરે. [ ગટુલાલજી

ભક્તિ થકી વશ થાય; દયાનિધિ ભક્તિ થકી વશ થાય. ટેક.
ભવભંજનની ભક્તિ કર્યાથી, જન્મ મરણ મટી જાય—દયાનિધિ૦
વિદ્યાનિધિ મોટા મુનિ છોડી, પશુ ગજ માટે ધાય;
દુર્યોધન ભોજન તજી રૂચીથી, શાક વિદુર ઘેર ખાય—દયાનિધિ૦
જેના મુખ પ્રસાદ કણ સારૂ, બ્રહ્માદિક લલચાય;
શુદ્ર સ્ત્રી ભિલ્લીનાં બોરાં, લેતાં તે ન લજાય—દયાનિધિ૦
જે પર છત્ર ધરે પ્રેમેથી, અમર છત્રપતિ રાય,
તે ગિરિછત્ર ધરી સ્થિર કરમાં, ભજે ગોપને ગાય—દયાનિધિ૦
વિધિ શિવ શેષ અશેષ વેદમાં, જેના દાસ કહાય;
અણવાણે પદ દ્રુપદ સુતાના, દાસ બનીને જાય—દયાનિધિ૦

[ બસ ! થવાદો. થવાજ દો–બસ ! એકલી તાળીજ પડે—બીજા અવાજ નહીં. ર
શું થાય છે ! આ શું સંભળાય છે ! ]

અણવાણે પદ દ્રુપદસુતાના, દાસ બનીને જાય;—દયાનિધિ૦
વિદ્યા વૈભવ વિવિધ વચન બળ, કોઈ થકી ન રીઝાય;
ગોવર્ધન હરિ પ્રેમ બંધનથી, દીનબંધુ બંધાય—દયાનિધિ૦

ખમા ! દયાનિધિ ! ખમા કૃપાળુ ! હું શા આપના જશ ગાઉં ! જ્યાં શારદા ભૂ
પડી ! હું તો આપને લળી લળી પગેજ લાગું ! ભયંકર સંસારે ઉભો છઉં. મરદ બની
મ્હાલું છઉં. તે તમામ આપની કૃપા. મારા મગજને આ મશાલો કયાંથી !

એઠું ખાવું—એઠું ખાવામાં પુણ્ય છે; તોપણ એઠું ખાવાખવરાવવાનો રીવાજ, બંધ કર
જેવો છે. કારણકે કલિયુગ છે. પાખંડનો પ્રચાર બહુ છે. સાચું ખોટામાં તણાઇ જાય છે
વળી સ્વધર્મને આંચ આવે; તેમ તો કદિ કરાયજ નહિં. સ્ત્રિએ પતિ સિવાય કોઈનું એ
ખવાયજ નહીં. સાધુસંતો વર્ણબારા છે. વર્ણમર્યાદાવાળાએ, તેમનું એઠું કદિ ખાવું નહી
આજ કાલ કલિયુગમાં, ઘાંચી–મોચી–તેલી–તંબોળી–લુવાર–સુતાર–દરજી સૌ ગુરૂપદે પહોંચ
છે. તેઓ અદ્વૈતસિદ્ધાંતની વાતો કરે; વિચારસાગર વાંચે; અગર ભજન કીર્તન કરે; પ
લાખે એક બે હીરા હોય. પોતાનું એઠું ખવરાવવાનો, તેમને બહુ શોખ હોય છે. કારણકે–એ
પાત્ર, અને અદકું ભણ્યો. આભડછેટના એવા ફંદમાં કદિ પડવું નહીં. એમ કરવાથ
કોઈ ભગવાનને દેખાડી શકે એમ નથી. ભાગવત કહે છે કે 'ભગવાનને સ્વધર્મ વ્હાલો દ
ભગવાન સ્વધર્મ પાળવાનું કહે છે." સાકર તુલસીનો પ્રસાદ લેવો અને દેવો.

ભગવાન કૃષ્ણ જુમનાકાંઠે, સખાઓ સાથે વનભોજન કરતા હતા; ત્યારે ભગવા
કૃષ્ણનું એઠું ખાવા માટે, બ્રહ્માજી જુમનાજીમાં માછલું બન્યા હતા. નારદજી પૂર્વ અવતારમ
દાસી પુત્ર હતા; ત્યારે તેમના શેઠને ઘેર, સંત ચાતુર્માસ કરવા આવ્યા હતા. નારદજીએ તેમ

એઠું ખાધું હતું. ભકતમાળના લખનારા નાભાજી, જે મઠમાં દાખલ થયા હતા; તે મઠના સંતોનું એઠું વીણી, પાતળમાં મુકીને, જમતા હતા. અમદાવાદ જેવા મોટા શહેરોમાં, બ્રાહ્મણોની નાતો, અવારનવાર થયા કરે છે. તેનાં એઠાં જુઠાં, ઘણા લોકો ખાય છે. જો એઠું જુઠુંજ જીવને પાવન કરતું હોય; તો એક અમદાવાદમાંથીજ દર વરસે, દસ વીસ હજાર માનવીઓ પાવન થઈ જવાં જોઇએ. યાદ રાખવું કે–એઠાં જુઠાં સાથે કાંઇક છે. તે કાંઈક શું છે? પતિવ્રતા સ્ત્રીને, પતિની એઠી થાળીમાં જમવું; બહુ ગમે. આવો ડોળ જે પતિવ્રતા નથી; અને કરે; તેને તેનું ફળ ન મળે. અમારે ત્યાં પણ, આવા ડોળી, ઘણા આવતા, અને આવે છે. અનન્ય ભાવ હોય; ત્યાંજ એઠાંની કાંઇક અસર થાય. શ્રી આચાર્યમહાપ્રભુજી પાસે કૃષ્ણદાસજી; શ્રી શંકરાચાર્ય પાસે તોટક વિગેરે વિગેરે. દશમને ૧૩–૧૪ મે અધ્યાયે બ્રહ્માની સ્તુતિ સાંભળી છેને? કેવી દીનતા! કેવો અનન્ય ભાવ!

હજી ઉદ્ધવજી કહે છે કે—

**वाताशना य ऋषयः, श्रमणा ऊर्ध्वमन्थिनः ॥**
**ब्रह्माख्यं धाम ते यान्ति, शान्ताः संन्यासिनोऽमलाः ॥४७॥**
**वयं त्विह महायोगिन, भ्रमन्तः कर्मवर्त्मसु ॥**
**त्वद्वार्तया तरिष्यामस्–तावकैर्दुस्तरं तमः ॥४८॥**
**स्मरन्तः कीर्तयन्तस्ते, कृतानि गदितानि च ॥**
**गत्युत्स्मितेक्षणक्ष्वेलि, यन्नृलोकविडम्बनम् ॥४९॥**

અર્થ—હે મોટા યોગી! વાયુનું ભક્ષણ કરીને રહેનારા યોગીઓ, તપ રૂપી પરિશ્રમ કરનારા, બ્રહ્મચર્ય પાળનારા, શાંત અને નિર્મળ સન્યાસીઓ તો, આવો ભયંકર પરિશ્રમ કર્યા પછી, માંડમાંડ–આપના બ્રહ્મલોકમાં જાય છે; અને અમે કે જેઓ; આ જગતમાં કર્મમાર્ગમાં ભટકીએ છઇએ તેઓ,

૪૭–૪૮ પદચ્છેદ—**हे महायोगिन्**–હે મોટા યોગી! **ये ऋषयः**–જે ઋષિઓ છે તે. **वातं अशनं येषां ते वाताशनाः**–વાયુનું ભક્ષણ કરનારા. **श्रमणाः**–તપ રૂપી પરિશ્રમ કરનારા **ऊर्ध्वं मथ्नंति इति ऊर्ध्वमंथिनः**–વીર્યને ઉંચે લઇ જનારા–બ્રહ્મચારીઓ. **शांताः**–શાંત. **अमलाः**–નિર્મળ. **सन्यासिनः**–સન્યાસીઓ. **ब्रह्माख्यं यांति**–આપનાં બ્રહ્મલોકમાં જાય છે. **वयं तु इह**–અમે તો અહીં આ જગતમાં. **कर्मवर्त्मसु भ्रमंतः**–કર્મમાર્ગમાં ભટકીએ છઈએ તે. **तावकैः सह**–આપના ભકતો સાથે. **तव वार्तया त्वद्वार्तया**–તમારી કથાથી. **दुस्तरं तमः**–ભયંકર સંસારને. **तरिष्यामः**–તરી જશું.

૪૯ પદચ્છેદ—**ते कृतानि**–આપનાં કાર્યો. **गदितानि च**–અને આપ ગીતાઆદિ જે કાંઈ બોલ્યા તે. તથા **गतिश्च उत्स्मितं** (ઉત્તમ મંદહાસ્ય) **च ईक्षणं च क्ष्वेलिश्च** (પુલિંગ) **तेषां समाहारः इति यत्**–**गत्यु०**–જેમાં ગતિ, ઉત્તમ મંદહાસ્ય, અવલોકન, અને મશ્કરી છે એવું. **नृलोकविडंबनम्**–મનુષ્યલોકનું અનુકરણ–મનુષ્યો કરે એવું સાધારણ વર્તન-તેનું. **स्मरंतः कीर्तयंतः**–સમરણ કરતા તથા તેનું કીર્તન કરતા એવા અમે. [**तरिष्यामः** (અધ્યહાર)–તરી જશું].

**આપના ભકતો સાથે, તમારી કથાથી, ભયંકર સંસારને તરી જશું. [૪૭-૪૮]. આપનાં કાર્યો, આપ ગીતાઆદિ જે કાંઈ બોલ્યા–તે ઉપદેશો, તથા આપની ગતિ, ઉત્તમ મંદહાસ્ય, અવલોકન અને મશ્કરી, જેમાં છે એવું મનુષ્યના જેવું આપનું વર્તન, તેનું સ્મરણ તથા કીર્તન કરતા એવા અમે, (આ ભયંકર સંસારને તરી જશું.) [૪૯]**

૪૭ થી ૪૯ વિવેચન—

કેવા ભાવ! પોતાનું કેટલું નીકટપણું સૂચવે છે. કહેવાનો ભાવ એ છે કે–'આપને પામવાના અનેક રસ્તા છે. તે તમામ રસ્તા, કષ્ટસાધ્ય છે. મને તો એકજ રસ્તો, સુસાધ્ય જણાય છે; તે એ કે–**તમારા ભકતોની સાથે બેસીને, તમારી વાતો કરવી.** "સંતો તણા સહવાસમાં ગુણ કૃષ્ણના ગાયા કરૂં." કર્મથી ઉંચા નીચા દેહ પ્રાપ્ત થાય. 'જન્મ મરણના રેંટમાં ફરતા જીવોને માટે, આ ઉત્તમ દવા છે;' એમ ઉદ્ધવ બોલ્યા.

આ મોક્ષપત્રિકા તે છે-ભગવાનના ભક્ત શ્રીશુકદેવજી પાસે બેસીને, આપણે ભગવાનની વાતો સાંભળીએ છીએ. વ્હાલા પતિની વાતો કરતાં, પતિવ્રતા સ્ત્રીની કાંચળીની કસો છૂટી જાય; તેમ ભગવાન્ કૃષ્ણની વાતો કરતાં કરતાં, પરમ ભક્ત શ્રીશુકદેવજીમાં અનેક પ્રકારની વિહ્વળતા દેખાય છે. આંચકી આવે તે સારૂં નહીં; પણ ભગવાનની વાતો કરતાં, અગર સાંભળતાં, ઘડી બે ઘડી, આંચકી આવી જાય, તો મોટાં ભાગ્ય સમજવાં. **कुलं पवित्रं जननी कृतार्था**. વિગેરે-વિગેરે.

એમ પણ કહી દીધું કે–કર્મબંધનો ક્ષીણ કરવા માટે, ભગવાનના ભકતોનો સમાગમ, અને ભગવાનની વાતો, ઉત્તમ સાધન છે. તાંજળજાની ભાજી ઘણી ગુણકારી, અને રોગને મટાડે; વળી સસ્તી; પણ ફીક્કી. તેથી તે જીવને ગમે નહીં. જીવને ભીંડા ગમે યાત્રામાં અથડાવું ગમે. યજ્ઞોની હોહા ગમે. ચાંદ્રણાદિક વ્રતો ગમે. [ઉદ્ધવને ગમ્યું; તે અમને ગમ્યું છે. તેથી અમારે-તમારે, આ મજા આવી છે. આ આપણું સત્તરમું વરસ ચાલે છે. નહીં તો સત્તર વરસમાં, ૫૧ ખેલ કર્યા હોય.]

૪૯ મા શ્લોકમાં કહી દીધું કે–આ કથાવાર્તાજ અમારો ધંધો. ભલે તે તમારી માનવલીલા છે. દેવલીલા નથી. પણ અમારે તેનુંજ કામ છે. એટલે તમારી અવતારભુલવણીમાં બીજા ભૂલે પડે; તેમ અમે ભુલા પડશું નહીં.

અમે શું છીએ તે— શિખરિણી૦

**यदेतत् स्वाच्छंद्यं, विहरणमकार्पण्यमशनं ।**
**सहार्यैः संवासः, श्रुतमुपशमैकव्रतफलम् ॥**
**मनो मंदस्पंदं, बहिरपि चिरस्यापि विमृषन् ।**
**न जाने कस्यैषा, परिणतिरुदारस्य तमसः ॥ ४९ ॥**

[ભ. વૈરાગ્યશતક]

અર્થ—અમારો પોતાનો આ સ્વચ્છંદી વિહાર. [એટલે સંસારમાં છીએ; છતાં શ્રીહરિને શરણ રહીને, શ્રીહરિની વાતો કરવી તે. તથા સંસારમાં રહીને, ત્યાગનાં સુખ ભોગવવાં, તે અમારો વિહાર.] (૨) અમારાં ઉદાર ભોજન. [એટલે સારાં સરલ ભોજ

ખર્ચ વાળાં ભોજન.] (૩) આર્યો સાથે અમારો સહવાસ. [એટલે–યાજ્ઞવલ્કય, વ્યાસ, પતંજલિ, વાલ્મિકી, વસિષ્ઠ, કાલિદાસ, માઘ, ભવભૂતિ, શ્રી આદ્યશંકરાચાર્યાદિ, ગૌતમ, મહાવીર અને શ્રીસ્વામીનારાયણાદિ ઉત્તમ આચાર્યો, તુલસીદાસ, કબીર, મીરાં આદિ અનેક સંતો સાથે, વાતો ચિંતો કરવાની સંપૂર્ણ સગવડ–એવો અમારો ઉમદા સહવાસ.] (૪) શાંતિરૂપી વ્રતના ફળને આપનારૂં અમારૂં શાસ્ત્રશ્રવણ [ એટલે ધણીજ ધીરજ રાખ્યાનું ફળ, જો કોઈ મળ્યું હોય; તો સારૂં સારૂં સાંભળવાનું મળ્યું–તે.] (૬) બાહ્ય વિષયોમાં અમારા મનની મંદતા. [એટલે સંસારનાં શોભાવાળાં કામકાજોમાં, અમને બહુ રાગ નથી તે મંદતા]. આ સઘળું કયા ઉત્તમ તપનું ફળ હશે; તે ઘણા વખત સુધી વિચારતાં પણ, અમારાથી અમજાતું નથી.

અમારા જીવનવ્યવહારની આ ભુલવણી છે. 'આ ભુલવણીમાં, અમારાં **'ભાગુ'** ઘણીવાર ભૂલાં પડતાં,' એમ અમે મરવું કેવી રીતે ?–તે ગ્રન્થમાં (૩૩૦૨ મે પાને) કહ્યું છે. તમારામાંના કેટલાએક ઉપલકીયા, હજી અમને 'ચોપડીઓનો વેપાર કરનાર' સમજે છે. ચોપડીઓના રહસ્યને, અને એવું રહસ્ય, અહીં કયાંથી ? અને કેમ બન્યું ? તે સમજવા પ્રયત્ન કરી શકતા નથી. પાપના પડદા તુટશે; ત્યારે રહસ્યને સમજશે. આ તો અમારો **હરખનો હિંદોળો છે.—**

જુલું અને આપને સૌને જુલાવું; જમું–અને–આપને–સૌને–જમાડું. રમું અને આપને સૌને રમાડું; ગાઉં–અને–આપને–સૌને–ગવડાવું. બોલું ત્યાં–બે–પાંચ–પચીસ હજાર ઠેકાણે સંભળાય; એવી આ અમારી ગોઠવણ છે. એક ચાંપ દાબતાં, અનેક ઠેકાણે જ્ઞાન દીપકો પ્રગટે; એવો આ સુંદર વેપાર છે. આ જ્ઞાન બારીમાં માથું ઘાલું; કે તુરત, આપને સૌને દેખું !

પાંચ–પચીશ–સો કે હજારો વરસ સંભળાય; એવી આ અમારી ગોઠવણ છે. આ ગોઠવણનો લાભ લેતાં શીખો. ઘેરે ઘેર–ગામે ગામ–રાત્રે ઘડી ઘડી બેસીને, આ વાંચો–સંભળાવો ! આ વેપાર ઉમદા છે. આ વેપારની પાછળ ધર્માદાના ઢગલા છે. લ્યો ત્યારે સૌને ઘણા ઘણા હેતથી જયશ્રીકૃષ્ણ ! સાવધાન છોને ? અમારૂં હૈયું ખસી ગયું; તેમ તમારૂં હૈયું ખસી ગયું નહોતું ને ? ઠેકાણે હતું ને ? **ખસી જવામાં ખુસી રહેજો.** શ્રીકૃષ્ણને ઉદ્ધવ એકાંતે મળ્યા હતા; ત્યાં આપણે સૌ છઇએ. બોલો શ્રીકૃષ્ણ ચંદ્રદેવકીજય. હરહર મહાદેવ હર.

હવે શ્રી શુકદેવજી આ અધ્યાયનો ઉપસંહાર કરે છે.

**॥ श्रीशुक उवाच ॥**

**एवं विज्ञापितो राजन्, भगवान् देवकीसुतः ॥**
**एकांन्तिनं प्रियं भृत्य–मुद्धवं समभाषत ॥५०।**

**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे षष्ठोऽध्यायः ॥६॥**

---

૫૦ પદચ્છેદ—**हे राजन्**-હે રાજા ! **एवं विज्ञापितः**–આ પ્રમાણે પ્રાર્થના કરાએલા. **देवकीसुतः भगवान्**-દેવકીના પુત્ર ભગવાન્ શ્રીકૃષ્ણે. **एकांतिनं प्रियं भृत्यं उद्धवं**–પોતાના અનન્ય ભક્ત ઉદ્ધવને. **समभाषत**–કહ્યું.

**અર્થ—શ્રીશુકદેવજી કહે છે કે—હે રાજન્! આ પ્રમાણે ઉદ્ધવજીએ પ્રાર્થના કરતાં, દેવકીના પુત્ર ભગવાન્ શ્રીકૃષ્ણે પોતાના અનન્ય ભક્ત ઉદ્ધવજીને નીચે પ્રમાણે કહ્યું. [૫૦]**

૫૦ વિવેચન—

જે વાતો ઉદ્ધવે પૂછી, તે વાતો પુછવાની, કોઈને ના નહોતી; સૌને છૂટ હતી; પણ તે બને કેમ? નાગરમાં નરસી થયા. પણ જોયા તેણેજ જોયા. સાંભળ્યા તેણેજ સાંભળ્યા; અને અંતરથી વિચાર્યા; તેણેજ વિચાર્યા. વિચાર્યા તેમનેજ કાંઈ દેખાયું.

ગીતા ૯—માં બાપુ કહે છે કે—

**अवजानंति मां मूढा, मानुषीं तनुमाश्रितम् ॥**
**परं भावमजानंतो, मम भूतमहेश्वरम् ॥११॥**

'હું મનુષ્યરૂપે છઉં; તેથી મૂઢ લોકો મારા પરંભાવને જાણતા નથી. અને તેથીજ હું કે જે સર્વનો ઈશ્વર છઉં; તેની અવગણના કરે છે.'

**मनुष्याणां सहस्रेषु** વિગેરે શબ્દોથી પ્રભુ બોલ્યા છે કે—'એવા તો હજારોમાં એક'. આગળ **यततामपि** શબ્દોથી પ્રભુ બોલ્યા કે—'પ્રયત્ન કરનારા હજારોમાંથી વળી કોઈકજ મને તત્ત્વથી જાણે.' આ બધી ખાંચખુંચ જાણી લેવા જેવી છે. મુંબઈમાં બાર વરસ રહ્યા; પણ મમ્માદેવી ન દેખ્યાં!

ઉદ્ધવનાં વિશેષણો સાંભળ્યાંને?—**एकांतिनं, प्रियं भृत्यं**—અનન્યભાવવાળા પ્રિય ભક્ત. દેવહૂતિ કપિલ પાસે જ્ઞાન લેવા બેઠાં; ત્યારે માતાપણાનું અભિમાન તજી દઈ, દાસી બન્યાં હતાં; તેમ ઉદ્ધવજી કાકાપણાનું અભિમાન તજીને ભગવાનના ભકત—દાસ બન્યા હતા.

દૃષ્ટાંત—રાજા બ્રાહ્મણ પાસે કથા સાંભળતો હતો. પણ કાંઈ અસર થતી નહીં. એક દિવસ રાજાએ તેનું કારણ, પોતાની રાણીને પૂછયું. રાણીએ કહ્યું કે—તેનો જવાબ તો સહેલો ચટ છે.'

રાજા—કહે જોઈએ!

રાણી—તમને રાજાપણાનું અભિમાન વળગ્યું છે. તે અભિમાન કથા સાંભળો એટલી ઘડી પણ, છૂટું પડતું નથી. એટલી ઘડી દૂર મુકીને, કથા સાંભળો; તો નમ્રતાના—દીનતાના—ફણગા, આપના હૃદયમાં ફૂટે. આ ફણગા જે હૃદયમાં ફાલે; ત્યાં શ્રવણની અસર થાય. આપને મન, કથાકાર એક કંગાલ બ્રાહ્મણરૂપે છે. 'હું તેને આપું છઉં; અને તે ખાય છે' એવું ક્ષુદ્ર અભિમાન પણ થતું હશે.તે બ્રાહ્મણ પ્રભુરૂપ સમજાય;ત્યારે શ્રવણની અસર થાય. આપ આપના માતા પિતાના નાના બાળક છો; પણ મારે મન, આપ સાક્ષાત્ પ્રભુ છો. અરે! પ્રભુ પછી, અને પહેલા આપ! આવો ઉમદા ભાવ મેં કેળવ્યો છે. દુધમાં જરા દહીં પડતાં, દુધ વિકૃત થઈને, દહીં બની જાય; તેમ મારૂં મન જરા વિકૃત થાય; તો આપણો સંસાર, ખારો થઈ પડે. તેમ આપનું મન જરા વિકૃત થાય; તો આપને કહેલી કથા ખારી થઈ પડે.

રાજા—હસતાં-હસતાં બોલ્યા—તું ગુરૂનું કામ કર—એવી ડાહી જણાય છે.

રાણી—લ્યો! ખરૂં કહીએ; ત્યારે તમે મશ્કરી કરો!

રાજા—મશ્કરી જરાએ નથી. તારા શુભ સંસ્કારો જોઇને, રાજી થયો છઉં. મન્વા-દિઓએ માતાને ગુરૂપદ આપ્યું છે; તેની તેં મને ખાત્રી આપી.

રાણી—મન્વાદિની સલાહ, આજકાલ કોને ગમે છે! પણ–તમારી કથાની વાત, મને કરોને! અવકાશ લઈને સાંભળવા બેસો છો; ત્યારે ઘડી બે ઘડી, રાજાપણાના અભિમાનને તજી, દીનભાવથી સાંભળો; તો શું ખોટું છે! જનક જેવા અષ્ટાવક્રને શરણે ગયા હતા. સિંધુ દેશનો રાજા રહુગણુ, પાલખીમાંથી ઉતરીને, જડ ભરતના પગમાં પડયો હતો; ત્યારે આપણે કોણ!

રાજા—બરાબર! હવે એમ કરીશ. પતિ પાસે સ્ત્રી, મોટી થવા મહેનત કરે; તો નાની થઇ જાય; અને નાની થવા મહેનત કરે; તોજ મોટી થાય. તેમ વક્તા પાસે શ્રોતા, નાના થવા મહેનત કરે; તોજ મોટા થાય. જે પુત્રો પિતા પાસે મોટા, તે જગમાં નાના, અને જે પુત્રો, પિતા પાસે નાના, તે જગમાં મોટા.

રાણી સાહેબ હસતાં હસતાં બોલ્યાં!–'વાહ્! વાહ્! વાતને બરાબર મેળવી આપી. બસ! વ્હાલા! એમજ.' [આપ સૌ સાથે છોને? દેખાય છે ને? દંપતિ હિંચકે બેઠાં છે.]

ઉદ્ધવ નાનામાં નાના થવા ગયા; તો મોટામાં મોટા થઇ પડયા. તમે સૌ આ વાત કથાઓમાંથી સમજી લેજો. આ દરિયા–પારની વાતો નથી. આ આપણી પોતાની વાતો છે. જીવ પ્રભુને બહુ વ્હાલો છે; પણ પ્રભુ અભિમાનીથી અળગા રહે છે. ઇતિ શ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. બોલીઓ હરિ. બોલો શ્રીરામચંદ્રદેવકી જય. બોલો શ્રી રણછોડરાયની જય. હરહર મહાદેવ હર. આસપાસ બેઠાં હોય; તેમને સૌને, અમારા ઘણાજ હેતથી જય શ્રીકૃષ્ણ કહેશોજી. શ્રીરામચંદ્ર કૃપાળુ ભજન મન૰

માગશર ૧૯૯૩.
**અમદાવાદ**, મોક્ષમંદિર. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

## અધ્યાય ૭ મો.

**વિષય**—આત્મજ્ઞાન સિદ્ધ કરવા સારૂ, અવધૂતના ઇતિહાસમાં કહેલા ગુરૂઓમાંથી આઠ ગુરૂઓનું વર્ણન ભગવાન્ ઉદ્ધવજીને કહેશે.

શ્રીકૃષ્ણ કહે છે કે—

પ્રભુ બોલે, તે પહેલાં, આપણે તેમનું પૂજન કરી લઇએ તો ઠીક! ચંદન, પુષ્પહાર આરતિ વિગેરે તૈયાર કરો. એક સાધારણ કથાકાર વંદનીય છે; પૂજનીય છે; ત્યારે આ તો જગદ્ગુરૂ! સૌ સાવધાન છોને?–

ચંદન–પુષ્પ–પ્રણામ થઇ રહ્યા. હવે આરતિ ઉતારીએ! [ધૂપ તૈયાર છે ને? ઢોલક કાંસી જોડા તૈયાર કરો.] સાવધાન!—

(આરતી)

કમલનયન શ્રીપતિ, પુરૂષોત્તમ પ્યારા–પ્રભુ પુરૂષોત્તમ પ્યારા!
નટવર નંદદુલાલા (૨) જય જય રઢીયાળા.
જય રાધા રમણા, પ્રભુ જયરાધા રમણા.
કુંજ બીહારી દયાળુ, (૨) જય પાતક હરણા—જય રાધા૰

સત્સ્વરૂપ રાજે, ત્રિભુવન ત્રિપુરારી, પ્રભુ ત્રિભુવન ત્રિપુરારી.
શ્રીધારી મોરારી (૨) જય મોરલીવાળા—જય રાધા૦
ગોવર્ધન તોળ્યો, ગોકુળને તારી, પ્રભુ ગોકુળને તારી;
ઈંદ્રનો ગર્વ ઉતાર્યો, (૨) જય જય ગીરધારી—જયરાધા૦
શ્રી રણછોડરાયા, મોહન વનમાળી; પ્રભુ મોહન વનમાળી.
મનમંદિરમાં વસીયા (૨) વસતા સુખકારી—જય રાધા૦

હવે થોડી પ્રાર્થના પણ થાય; તો ઠીક. (પણ તે ઘણી દીન ભાવે. ક્યાં પ્રભુ! રાજાઓના રાજા! અને ક્યાં આપણે! છેટું ઘણું; પણ, દીનભાવ જોઇને, મીઠી નજર કરી નાંખે; તો દિનતાથી-બેડો પાર થઈ જાય.)

**શરણ.**

હે નાથ! મેં નથી કર્યા, કંઇ પુણ્ય કર્મો; કીધાં અનેક વળી પાપ તણાજ ધર્મો.
હું દુષ્ટ નીચ અપરાધ પ્રપૂર્ણ પાપી; ત્હારોજ છઉં, તદપિ કેશવ! હે મુરારે! ૧

[ હાથ જોડયા છે કે નહીં? નમ્રતાથી બોલો. ]

ત્હારૂં ન નામ કદિ મેં, ક્ષણ એક લીધું; મિથ્યા વદી અરરર! જીવન મેં ગુમાવ્યું;
પુરો પ્રભુ વિષયલોલુપ, ક્ષુદ્ર પ્રાણી, ત્હારોજ છઉં, તદપિ કેશવ! હે મુરારે!
આચાર્ય કે ગુરૂ તણી, ત્યમ વેદની એ, આજ્ઞા ન પાલન થઈ, શકતી જરાએ;
હા નાથ! રંક અતિ તુચ્છ, અત્યંત પાપી, ત્હારોજ છું, તદપિ કેશવ! હે મુરારે!
કીધાં કુકર્મ જગમાં, ન ગણાય એ તો, આચાર ભ્રષ્ટ પથભ્રષ્ટ થયો દયાળો;
ડુબ્યો ભવાબ્ધિ મહીં, તાર કૃપા કટાક્ષે, તારૂંજ છે શરણ, કેશવ! હે મુરારે!

'કોન કુટિલ ખલ કામી, મો સમ' વિગેરે શબ્દોથી તુલસીદાસ બોલ્યા છે.

ગુણ ગાતાં શારદા પાર ન પામે; તો આપણે કોણ!

[ જ્યાં જ્યાં આ પત્રિકા કથારૂપે વંચાતી હોય; ત્યાં ત્યાં પોતાના ઈષ્ટદેવનું પૂજન ભાવથી કરવું. કથાકારનું પણ પૂજન કરવું. તેથી ભગવદ્ ભાવ વધશે.]

બસ! પ્રભુ કહે છે; તે હવે સાંભળો—

**શ્રીભગવાનુવાચ—**

**यदात्थ मां महाभाग, तच्चिकीर्षितमेव मे ॥**
**ब्रह्मा भवो लोकपालाः, स्ववासं मेऽभिकांक्षिणः ॥१॥**
**मया निष्पादितं ह्यत्र, देवकार्यमशेषतः ॥**
**यदर्थमवतीर्णोऽह-मंशेन ब्रह्मणाऽर्थितः ॥ २ ॥**

---

૧ પદચ્છેદ—**हे महाभाग।** હે મોટા ભાગ્યશાળી ઉદ્ધવ? **(त्वं) यत् मां आत्थ**-તમે જે મને કહ્યું. **तत् मे (मया) चिकीर्षितम् एव**-તે કરવા મેં ધારેલું છે. **ब्रह्मा भवः लोकपालाः**-બ્રહ્મા સદાશિવ અને લોકપાળો. **मे स्ववासं**-મારા વૈકુંઠવાસને. **अभिकाङ्क्षते इति अभिकांक्षिणः**-ઇચ્છા રાખે છે.

૨ પદચ્છેદ—**ब्रह्मणा अर्थितः**-બ્રહ્માએ પ્રાર્થના કરાએલી. **तदर्थं**-તે કામ કરવા માટે. **अंशेन अवतीर्णः अहं**-અંશની સાથે હું અવતર્યો છઉં. પછી **अत्र**-આ લોકમાં. **देवकार्यं मया अशेषतः निष्पादितं हि**-દેવોનું કાર્ય મેં સંપૂર્ણ રીતે કરી આપ્યું છે.

અર્થ—ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે કે-હે મહાભાગ્યશાળી ઉદ્ધવ! તમે જે કહો છો; તે કરવા મેં ધારેલુંજ છે. બ્રહ્મા, શિવ, અને લોકપાળ દેવતાઓ, મારા વૈકુંઠવાસને ઇચ્છે છે. [૧] બ્રહ્માએ પ્રાર્થના કરવાથી, હું જે કામ કરવા માટે, અંશની સાથે અહીં અવતર્યો છઉં; તે સઘળું દેવતાઓનું કાર્ય, મેં કરી લીધું છે. [૨]

૧-૨ વિવેચન—

**હે મહાભાગ!** હે મોટા ભાગ્યશાળી! એમ પ્રભુએ ઉદ્ધવને કહ્યું. કારણકે છપ્પન કોટિ યાદવોમાં, ઉદ્ધવજી ભગવાનના રહસ્યને સમજ્યા હતા. ઘરમાં હીરામોતી પહેરીને ફરે; એવી સ્ત્રી હોય; પણ પતિના રહસ્યને સમજે એવી સ્ત્રી થોડી હોય. પાંચ પચીસ લાખ રળી લાવે; એવા દીકરા હોય; પણ પિતાના રહસ્યને સમજે; એવા દિકરા થોડા હોય! ગુરૂને પચીશ પચાસ હજાર શિષ્ય હોય; પણ ગુરૂના રહસ્યને સમજે; એવા એક બે હોય. જ્યાં વસો; જ્યાં કામ કરો; જ્યાં સંબંધ બાંધો; ત્યાં એક ઠેકાણે તો, બરાબર ખાનદાન થજો. ભગવાનના થવું; તે તો મુશ્કેલ; પણ સંસારમાં કોઇ ઠેકાણે, આપણો નંબર પહેલો રાખવો; તે પણ મુશ્કેલ છે. અહીં અમારે ઘેર ઘણાં આવે છે. માત્ર એક બેનો નંબર પહેલો છે. તેમને ધન્યવાદ આપું છઉં. સંબંધ બાંધવા સહેલા; પણ બાંધીને ટકાવવા તે અઘરા. આપણું કોણ બગાડે?—વ્હાલામાં કોણ વિરોધ કરાવે?—આપણી પોતાની દોષ જોવાની ટેવ. આ ટેવ દૃઢ થતાં, સામામાં ગમે એવો ગુણ હોય; તોપણ ગુણ દેખાય નહીં. રાત્રે સુતી વેળા, દીવો લઇને ઘરના ખુણે ખુણા તપાસવાની ટેવ રાખવી પડે છે. તે વખતે ખુણામાં લપાઇ બેઠેલો ચોર, જો આપણા દેખાવમાં આવી જાય; તો તેને આપણે બહાર કાઢી મૂકીએ છઇએ. તેમ સંસાર સંકેલનારે-મુમુક્ષુએ સંસાર સંકેલતાં, જ્ઞાન દીપક લઇને, હૃદયમંદિરમાં અવાર નવાર ફરી વળવું જોઇએ. સ્વનિરીક્ષણમાં દોષદૃષ્ટિરૂપી ચોર, હૃદયમાં દેખવામાં આવી જાય; તો તે ચોરને અવશ્ય દૂર કરવો જોઇએ. જેણે દોષ દૃષ્ટિને દૂર કરી હશે; જેણે શ્રીકૃષ્ણમાં ગુણ-ગુણ-ને ગુણજ દેખ્યા હશે; એવા ઉદ્ધવને પ્રભુએ, 'મહાભાગ' કહીને બોલાવ્યા હતા.

વળી એક બીજી વાત—મરવા વખતે મીલ્કત લેનારો યોગ્ય અધિકારી મળી જાય; તો મરનાર રાજી થાય. મીલ્કતના કરતાં મોંઘી બ્રહ્મવિદ્યા-તે લેનાર મળી આવે; ત્યારે અનેરો આનંદ થાય. બ્રહ્મવિદ્યાના અધિકારી ઉદ્ધવ મળ્યા. પ્રભુ રાજી થયા જણાય છે.

'અવતાર હેતુ પૂરો થયો છે; એમ પ્રભુ બોલ્યા; પણ ભકતોને હમેશાં એક આશ ઉભી હોય છે-તે એ-કે— રાસ.

કહો રમાડે રાસ, કૃષ્ણને કહો રમાડે રાસ.
એજ એક છે આશ-કૃષ્ણને૦—ટેક૦
યુગ યુગના અજ્ઞાન વ્યાપતાં, માર્ગ ન કંઇ દેખાય;
કઇ વાટે થઈ યમુના ઘાટે, શી રીતે પહોંચાય?
સ્વજન નહિં કોઈ દિસે મુજ પાસ—કૃષ્ણને૦
તરૂકુંજમાં ખૂબ રંગમાં; થનગન-થનગન-થાય;
જળે-સ્થળે-પાતાળે-બસ એ, એકજ ધૂન સુણાય;

ઠરે ના જીવ મુજ આ પાસ—કૃષ્ણને૦
છેલ છબીલા આવો રંગે, મુજસું માંડો રાસ;
પ્રેમ ભક્તિએ હું તું થાવા, અંતરમાં ઉલ્હાસ;
કરો શું છેકજ આમ નિરાશ—કૃષ્ણને૦ (કર્ણિક)

અવતાર—આપણી સમક્ષ દુનિયાનો ઇતિહાસ છે; સાયન્સના પરિણામો છે; વેદ, બાઈબિલ, કુરાન, અને એવાં બીજાં ઉત્તમ શાસ્ત્રો છે. બૌધોમાં ભગવાન બુદ્ધદેવનાં સૂત્રો, જૈનોમાં મહાવીરના સૂત્રો અને ગ્રીક તત્ત્વવેત્તાઓ પાસે, 'ડાયોનિસસ' નાં સૂત્રો છે. આ સર્વ શાસ્ત્રોનું મથન કરી, મથનમાં તરી આવેલા રહસ્ય રૂપ નવનીતને હજમ કરી, ગૌરવશાળી દેવકોટિનાં મનુષ્ય સુધી, આપણી બુદ્ધિને આપણે લંબાવી શકીએ છીએ. એટલે અવતારની વાત માનવા ધારીએ; તો માની શકીએ. આવી માન્યતા ઘડવામાં પશ્ચિમના વિદ્વાનોના કરતાં, પૂર્વના વિદ્વાનો વધારે સફળતા મેળવે; એમ કહેવાની હવે જરૂર નથી. કારણકે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવલોકન, જેટલું પ્રાચીન હિંદમાં થયું છે; તેટલું સૂક્ષ્મ અવલોકન, બીજા કોઈ દેશમાં થયું નથી. ગૌતમ, મહાવીર અને શ્રીકૃષ્ણના આદર્શમાં, જે મહત્તા, ગૌરવ, શક્તિ, જીવનનો થનગનાટ અને આકર્ષણો ભર્યાં છે; તેવા અન્ય કોઇ દેશના આદર્શ પુરૂષમાં, ભાગ્યેજ જોવામાં આવે છે. ગૌતમ અને મહાવીર માત્ર એકાંગી; એટલે માત્ર ત્યાગાશ્રમમાં સંપૂર્ણ; અને શ્રીકૃષ્ણ તો ત્યાગાશ્રમમાં અને રાગાશ્રમમાં-બેઉમાં સંપૂર્ણ. ઈશ્વરનું ઐશ્વર્ય, ચોવીસે અવતારમાં થોડું ઘણું નીતર્યું હતું; પણ શ્રીકૃષ્ણમાં તે ઐશ્વર્ય, સંપૂર્ણ રીતે નીતર્યું હતું. તેથી ૨૩ અવતાર અંશાવતાર-Partial Incarnation -કહેવાય છે; અને શ્રીકૃષ્ણનો અવતાર, પૂર્ણાવતાર-Perfect Incarnation-કહેવાય છે. મુખડું મંદ મંદ હસે. બાળ ગોવાળ, વ્રજરાજ, કંસના અખેડામાં મલ્લ, રાજા, યોદ્ધો, સલાહકાર, સારથી અને ઉત્તમ ગૃહસ્થ-એવા વિવિધ ખેલમાં, પ્રભુ એક સરખા શોભતા હતા.

નિર્ગુણ સ્વરૂપ એટલે વ્યાપક તત્ત્વ. અગ્નિનું નિર્ગુણ સ્વરૂપ વ્યાપક છે. આ વ્યાપક અગ્નિ-આ નિર્ગુણ અગ્નિ, સગુણ રૂપે વિશેષ પ્રગટે; ત્યારેજ વિશેષ કાર્યો કરી શકે. તેમ ઈશ્વરનું વ્યાપક સ્વરૂપ, સગુણરૂપે વિશેષ પ્રગટે; ત્યારેજ વિશેષ કાર્યો કરી આપે. 'હુ અવતાર લઇને યુગે યુગમાં આવું છઉં;' એમ ગીતા ૪-૭,૮ માં પ્રભુએ કહ્યું છે; માટે અવતારવાદ માનવોજ જોઇએ. સામેથી ૭૫ જણા અવતાર વાદને ખોટો પાડવા પ્રયત્ન કરે; તો તેની ઉપેક્ષા કરવીજ જોઇએ. આવા એક એક નિશ્ચય નક્કી થવા જોઇએ.

શ્રીકૃષ્ણ આગળ કહે છે કે—

**कुलं वै शापनिर्दग्धं, नंक्ष्यत्यन्योऽन्यविग्रहात् ॥**
**समुद्रः सप्तमेऽह्न्येतां, पुरीं च प्लावयिष्यति॥३॥**

અર્થ—શાપથી બળી ગએલું (આ યાદવકુળ, એક બીજાના કજીયાથી, નાશ પામશે. સાતમે દિવસે આ (દ્વારકા) નગરીને સમુદ્ર બોળી દેશે. [૩]

---

૩. પદચ્છેદ—**शापेन निर्दग्धं कुल**-શાપથી બળી ગએલું કુળ. **अन्योन्यविग्रहात**-એક બીજાના કજીયાથી. **नंक्ष्यति**-નાશ પામશે. **च**-અને. **सप्तमे अह्नि**-સાતમે દિવસે. **एतां पुरीं समुद्रःप्लावयिष्यति**-આ નગરીને સમુદ્ર બોળી દેશે. (**प्लु** ધાતુનું પ્રેરકરૂપ છે.)

૩ વિવેચન—

ગમે એવું મોટું કુળ હોય; પણ સ્વચ્છંદ, ઉદ્ધતાઈ અને અંદર અંદરનો કજીયો જ્યારે થાય; ત્યારે તે નાશજ પામે. તેનો પુરાવો શ્રીકૃષ્ણ અને યાદવકુળ.

સોનાની દ્વારકા—તેને પણ સમુદ્રે પોતામાં લઇ લીધી. દ્વારકા સમુદ્રમાં ડુબી ગઇ; તેનો ઉલ્લેખ, શ્રીમહાભારતમાં અને અન્ય પુરાણોમાં છે. જુઓ મહાભારત મૌસલ પર્વ અધ્યાય ૭ મો—

**इमां च नगरीं सद्यः, प्रतियाते धनंजये ॥**
**प्राकाराट्टालकोपेतां, समुद्रः प्लावयिष्यति ॥२२॥**

અર્જુન દ્વારકામાંથી નીકળશે કે તુરત, કોટ કિલ્લાવાળી આ દ્વારકા નગરીને સમુદ્ર બોળી દેશે.

મૌસલ પર્વના આગળ ૮ મા અધ્યાયમાં—

**निर्याते तु जने तस्मिन्, सागरो मकरालयः ॥**
**द्वारकां रत्नसंपूर्णां, तलेनाप्लावयत् तदा ॥४२॥**
**यद्यद्धि पुरुषव्याघ्रो, भूमेस्तस्या व्यमुंचत ॥**
**तत् तत् संप्लावयामास, सलिलेन स सागरः ॥४३॥**

અર્થ—નગરમાંથી જેમ જેમ માણસો નીકળતા ગયા; તેમ તેમ રત્નોની ભરેલી દ્વારકા નગરીને, સાગર ડુબાવતો ગયો. અને જેટલી ભૂમિ પુરૂષવ્યાઘ્ર (અર્જુન) છોડતો ગયો; તેટલી ભૂમિ ઉપર સાગર જળ રેલાવતો ગયો. (૪૨-૪૩)

વિષ્ણુ પુરાણ અંશ. ૫ અ. ૩૬.

**अहं स्वर्गं गमिष्यामि, उपसंहृत्य वै कुलम् ॥**
**द्वारकां च मया त्यक्तां, समुद्रः प्लावयिष्यति ॥३३॥**

આગળ ૩૮ મા અધ્યાયમાં—

**प्लावयामास तां शून्यां, द्वारकां च महोदधिः ॥९॥**

વિગેરે—વિગેરે—

નામ તેનો નાશ; તે આ ! અહમદશાહે અમદાવાદનો કીલ્લો, ઘણા કોડે બંધાવ્યો હશે. અત્યારે તે તુટી ફુટી અવસ્થામાં છે. એક વાર પાટણ ગુજરાતનું રાજનગર હતું. આજ અમદાવાદ રાજનગર છે. કાલ વળી બીજું કાંઈ થશે. ચોટું એનુંએ ! તેમાં ધન રળી ગયા; તે ધનવાન્ થયા. અમદાવાદ એનુંએ, પ્રેમાભાઈ, હઠીભાઇ, હરકોર શેઠાણી, પ્રેમચંદ રાયચંદ; ચીનુભાઈ વિગેરે ધર્મરૂપી ધન રળી ગયા; તે ધનવાન્ થયા. તેઓ જગતને કહેતા ગયા કે—"કરવા જેવું આ છે. બાકી તો સૂર્ય ઉગે; અને આથમે; સવાર પડે અને સાંજ પડે. કાળ કાળનું કામ કરતો ચાલ્યો જાય. એક દિવસ અણધારી આફત લાવીને ઉભી રાખે.

૫૬

આફતનો દિવસ-રે-એક દિ આવશે-
તે દિ-સાથે, કોઇ નહીં સંગાત જો-
આફતનો દિવસ તે એક દિ આવશે.

( કરૂણા ભરેલે અવાજે, અને લાંબે રાગે આ–ગવાય; ફરી ઉપાડો.)

'મારૂં' 'મારૂં' માનીને મમતા કરી, અંતે તારૂં નહીં તલ ભારજો–

આફતનો દિવસ તે એક દિ આવશે.

વિગેરે–વિગેરે.

છપ્પન કોટિ યાદવો, એક સપાટે અચાનક ઉડી ગયા. ઉદ્ધવ ચેતી ગયા. શ્રીકૃષ્ણને સુખરૂપ મરવાની વાત પૂછી લીધી. પરિણામ નોખાં આવ્યાં.

હવે કલિયુગના પ્રયાણની વાત કરે છે—

**यर्ह्येवायं मया त्यक्तो, लोकोऽयं नष्टमङ्गलः ॥**

**भविष्यत्यचिरात् साधो, कलिनापि निराकृतः ॥४॥**

**न वस्तव्यं त्वयैवेह, मया त्यक्ते महीतले ॥**

**जनोऽधर्मरुचिर्भद्र, भविष्यति कलौ युगे ॥५॥**

**અર્થ—હે સાધુ પુરૂષ ઉદ્ધવ! જ્યારે આ મનુષ્ય લોકને હું તજી દઈશ; ત્યારે આ લોક કળીયુગથી અત્યંત દબાઇ જશે; અને તુરત મંગળ રહિત બની જશે. [૪] હે ઉદ્ધવ! મેં તજી દીધેલી આ પૃથ્વીમાં, તમારે પણ રહેવું નહીં. કારણ કે કલિયુગમાં લોકોની અધર્મમાં પ્રીતિ થશે. [૫]**

૪–૫ વિવેચન—

આ વાત વિષ્ણુ પુરાણના અંશ ૫. અ. ૩૮ માં—

**यस्मिन् दिने हरिर्यातो, दिवं संत्यज्य मेदिनीम् ॥**

**तस्मिन्नेवावतीर्णोऽयं, कालकायो बली कलिः ॥८॥**

અર્થ—જે દિવસે શ્રીહરિ દિવ્ય ધામમાં સિધાવ્યા; તે દિવસથી આ બળવાન્ કલિયુગ પ્રસર્યો છે. (૮)

એકની એક વાત અનેક ઠેકાણે ગોઠવીને, વેદ વ્યાસે જીવને શ્રદ્ધા બેસાડી છે. વાંચવું નહીં-વિચારવું નહીં; અને ગમેએમ બોલવું-પુરાણોને ગપાટા કહેવા; પોતે ભૂલા પડવું; અને બીજાંને ભુલાં પાડવાં. આવું અત્યારે જ્યાં ત્યાં થઇ રહ્યું છે. શ્રીરામ અને શ્રીકૃષ્ણને, અધ્યાત્મરૂપમાં ગોઠવીને, રામની અને કૃષ્ણની કથાઓને, કલ્પીત ઠરાવવા, અનેક ડાહ્યા (?) લોકો પ્રયત્ન કરી રહ્યા છે; તે પણ ભુલવણી છે. અધ્યાત્મદષ્ટિથી આખું જગત કલ્પીત છે. આપણે પોતે પણ કલ્પીત છઇએ. જગત્ કલ્પીત, અને કથા કલ્પીત, તેમાં ઘણો ભેદ છે. જગત્‌માં મોહ કરનારો માર્યો જાય; અને પ્રભુની કથામાં મોહ કરનારો તરી જાય. તે ભેદને સમજી, ભુલાવામાં પડવું નહીં.

---

૪ પદચ્છેદ—**साधो**! હે સજ્જન! **यर्हि एव**–જ્યારે. **अयं लोकः मया त्यक्तः**–આ લોકને હું તજી દઇશ ત્યારથી. **कलिना अपि निराकृतः**–કળી યુગથી દબાઇ ગએલો હોવાથી. **अयं**–આ લોક. **अचिरात् नष्टमंगलः भविष्यति**–તુરત મંગળ રહિત બની જશે.

૫. પદચ્છેદ—**मया त्यक्ते महीतले इह**–મારાથી તજી દેવાએલી આ પૃથ્વી ઉપર **त्वया एव न वस्तव्यं**–તમારે પણ ન વસવું. **हे भद्र**!–હે કલ્યાણકારી પુરૂષ! **कलौ युगे** કલિયુગમાં. **अधर्मरुचिः जनः भविष्यति**–અધર્મમાં પ્રીતિવાળા લોકો થશે.

કલિયુગ-**नष्टमंगल:**—કલિયુગમાં મંગળ થવું ઘણુંજ મુશ્કેલ. કારણ કે-**अधर्मरुचि: जन:**-લોકોની અધમમાં પ્રીતિ થશે-આવા યુગમાં અમે તમે ભેળાં બેસીને; ભગવાનની વાતો કરીએ; તે પ્રભુકૃપા સમજવી.

દોહરો—વ્યાપી રહ્યો સંસારમાં, માયા કટક પ્રચંડ;
સેનાપતિ કામાદિ ભટ, દંભ કપટ પાખંડ—સી૦

કાગભુશૈંડી ગરૂડજીને કહે છે કે—

ચોપાઇ—સો કલિ કાલ કઠીન [૧]ઉરગારી, [૨]પાપ પરાયણ સબ નરનારી.
દોહરો—[૩]કલિમલ ગ્રસેઉ ધર્મ સબ, [૪]લુપ્ત ભયે સદ્ ગ્રન્થ;
[૫]દંભિન નિજ મત કલ્પિકર, પ્રગટ કીન્હ બહુ પંથ—સીયાવર૦
ભયેઉ, લોકસબ મોહવશ, લોભ [૬]ગ્રસેઉ શુભ કર્મ;
સુનુ [૭]હરિયાન જ્ઞાનનિધિ, કહીં કછુક કલિધર્મ—સીયાવર૦
ચોપાઇ—વર્ણધર્મ નહીં આશ્રમચારી, શ્રુતિવિરોધરત સબ નર નારી;
[૮]દ્વિજ શ્રુતિવંચક ભૂપ [૯]પ્રજાશન, કોઉ નહીં માનુ [૧૦]નિગમ અનુશાસન.
માર્ગ સોઇ જો જીનકે ભાવા, [૧૧]પંડિત સોઇ જો ગાલ બજાવા.
[૧૨]મિથ્યારંભ દંભરત જોઈ, તાકહૂઁ સંત કહે સબ કોઇ;
સોઇ [૧૩]સયાન જો પરધન હારી, જો કર દંભ સો બડ આચારી.
[૧૪]સો કહે ઝુઠ મસખરી જાના, કલિયુગ સોઈ ગુણવંત બખાના.
નિરાચાર જો શ્રુતિ પથ [૧૫]ત્યાગી, કલિયુગ સોઈ જ્ઞાની વૈરાગી.
જાકે નખ અરૂ જટા વિશાલા, [૧૬]સોઈ તાપસ પ્રસિદ્ધ કલિકાલા.
[ મોક્ષવાણી પાનુ ૮૦ ]

( મોક્ષવાણીનું ૮૧ મું પાનું હજી ભર્યું છે. તે આપ સૌ વાંચી લેશોજી. મોક્ષવાણી છે કે નહીં? ન હોય તો મંગાવી લ્યો. કીંમત આઠ આના, પોસ્ટેજ બે આના જુદું. રત્નો વીણી વીણીને મુકી દીધાં છે. )

કલિયુગ છે ભયંકર-ધનવાનને ધનમાં ધમી નાંખે; ગરીબને ગરીબાઇમાં ધમી નાંખે; પ્રવૃત્તિવાળાને ઉપાધીઓમાં શેકી નાંખે; અને નિવૃત્તિવાળાને આળસમાં દાટી દે. સંતાન૦ વાળાને સંતાનમાં કૂટી નાંખે; અને સંતાન વિનાનાને, સંતાનની તૃષ્ણામાં શેકી નાંખે. કોઇને માનમાં, કોઇને બડાઇમાં, ભુંજીને ભૂકો કરી નાંખે. જેમ કેદીના પગમાં બેડીઓ; તેમ કલિયુગમાં, સૌનાં કંઠમાં, કાંઇક-કાંઈક-તપ નહીં-પણ લપ વળગાડયુંજ હોય છે. છેવટે મ્યુનીસીપાલીટીમાં કે ધારાસભામાં મેંબર થવાનાં ફાંફાં મારતા હોય. કાંઇક કાંઇક વળગાડ તો હોયજ. બહુ બહુ સાચવીને રહીએ; તો માંડ માંડ બચીએ. ગભરામણો આવે; તે પહેલાં, વારંવાર શ્રીહરિને શરણે રહેતાં શીખવું. બાપુ ગીતા-૭ માં બોલ્યા છે કે—

---

૧ હે ગરૂડજી! ૨ પાપમાં રચ્યા પચ્યા. ૩ કળિયુગનાં પાપ સઘળા ધર્મને ગળી ગયાં. ૪ લોપાઇ ગયા. ૫ પાખંડી લોકો નવા નવા પંથ કાઢતા ગયા. ૬ ગળી ગયો. ૭ જ્ઞાનના ભંડાર ગરૂડજી. ૮ બ્રાહ્મણજ વેદની-નિંદા કરે. ૯ રાજા પ્રજાનું ભક્ષણ કરે. ૧૦ વેદની આજ્ઞાને. ૧૧ રાંડો પાડી જાણે તે પંડિત. ૧૨ આડંબર અને દંભવાળા. ૧૩ હોશીયાર. ૧૪ સાચી ખોટી મશ્કરી કરી જાણે ૧૫ ખોટા પરમ હંસો. ૧૬ તે મોટા તપસી.

**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते ॥ १४ ॥**

જેઓ મારે શરણે આવે; તેઓ માયાને સહેજમાં તરી શકે છે. [૧૪]

કલિયુગ ભયંકર છે; તોપણ–જેમનાં નીતિ રીતિ સારાં છે; તેઓ કલિયુગમાં સત્યયુગનાં સુખ ભોગવે છે. જેમની નજર પરદારા પ્રત્યે નીચી છે; જેમનાં હૃદય સાફ છે; જેમની વાણીમાં મીઠાશ છે; જે છળકપટથી વેગળા રહે છે; તેમને સદા સત્યયુગ છે. નીતિ રીતિ વિનાની પ્રભુ પરાયણતા, પાખંડ રૂપ છે. કથા વાર્તા, જ્ઞાન–ભક્તિ–વૈરાગ્યનો મૂખ્ય હેતુ કોઈ હોય; તો ત્યાં છળકપટ ન જોઇએ. સમાજ બહુ દુ:ખી છે; સમાજ સાંભળે છે ઘણું; પણ શ્રવણની અસર થતી નથી.

તેનું કારણ–'તપસી ધનવંત દરિદ્ર ગૃહી, કલિકૌતુક તાત ન જાત કહી.'

વિગેરે–વિગેરે. કલિયુગે દેવમંદિરોને, સંતોને અને બ્રાહ્મણોને પ્રથમ ઘેરી લીધાં છે. વૈરાગ્યને વગોવી રહ્યા છે; એવા વૈરાગીઓ, ઉપદેશ કરી રહ્યા છે. મહંતપદને અગર આચાર્યપદને, પોતાના આચરણથી ઝાંખું પાડી રહ્યા છે; એવા દેવો, પૂજનની અને ભેટની આશા રાખી રહ્યા છે. આ દેવો વિદ્યાગાં અને વૈરાગ્યમાં વધતા નથી; પણ–વૈભવમાં વધવા પ્રયત્ન કરી રહ્યા છે. કરોડપતિ અને અબજપતિ થવાનાં સ્વપ્નો સેવે છે. પંડિતો દ્વેષમાં અને ઇર્ષ્યામાં દટાઈ ગયા છે. બધા એવા નથી; પણ ઘણા એવા છે. પૂજ્ય વર્ગમાંથી આ રોગ મટે; ત્યારેજ સમાજને કાંઇક સાચું દેખાય. જળ ગંગાજીનું, પણ ગટરમાં થઇને આવે; તેનું પાન કેમ થાય; અને તે ભવરોગને કેવી રીતે મટાડે! દરેક સંપ્રદાયોમાં, દરેક દેવમંદિરોમાં, દરેક મઠોમાં અગર અખાડામાં, વૈભવને ખસેડીને વૈરાગ્યને આગળ કરવો જોઇએ. વૈભવની ઓથે છળકપટને રહેવું જ પડે છે. વધારે શું કહું! આપ સૌ આ રોગને જાણો છો. ધર્મનું ગાડું ગબડી પડયું છે. આદ્ય શંકરાચાર્ય જેવો, કોઈ તીવ્ર વૈરાગી, અને પ્રખર વિદ્વાન્, આવી પહોંચે; તો ધર્મમાંથી કલિયુગને નસાડી મુકે.

હવે તત્ત્વજ્ઞાનની વાતો કરે છે—

**त्वं तु सर्वं परित्यज्य, स्नेहं स्वजनबन्धुषु ॥**
**मय्यावेश्य मनः सम्यक्, समदृग्विचरस्व गाम् ॥६॥**
**यदिदं मनसा वाचा, चक्षुर्भ्यां श्रवणादिभिः ॥**
**नश्वरं गृह्यमाणं च, विद्धि मायामनोमयम् ॥७॥**

---

૬ પદચ્છેદ—**त्वं तु**–તમે તો. **स्वजनबंधुषु सर्वं स्नेहं परित्यज्य**–સ્વજનોમાં અને બંધુઓમાં સમગ્ર સ્નેહ છોડી દઇને. **मयि मनः सम्यक् आवेश्य**–મારામાં સારી રીતે મન રાખીને. **समा दृक् यस्य सः समदृक्**–સમદૃષ્ટિવાળા થઇને. **गां विचरस्व**–પૃથ્વીમાં ફરજો.

૭ પદચ્છેદ—**मनसा वाचा चक्षुर्भ्यां श्रवणादिभिः**–મન, વાણી, આંખો અને શ્રવણાદિ ઇંદ્રિયોથી. **गृह्यमाणं यत् इदं**–ગ્રહણ કરાતું જે આ જગત્ છે તેને. **माया च मनश्च तयोः विकारः इति मायामनोमयं**–માયામય અને મનોમય છે. **च नश्वरं**–અને ક્ષણભંગુર છે. **इति विद्धि**–એમ જાણજો.

**पुंसोऽयुक्तस्य नानाऽर्थो, भ्रमः स गुणदोषभाक् ॥**
**कर्माकर्म विकर्मेति, गुणदोषधियो भिदा ॥८॥**

અર્થ—તમે તો સ્વજન અને બંધુઓમાં સ્નેહ છોડી દઈ, મારામાં સારી રીતે મન રાખી, સમદૃષ્ટિ કરીને પૃથ્વીમાં ફરજો. [૬] મન, વાણી, આંખો, અને શ્રવણાદિ ઈંદ્રિયોથી ગૃહણ કરાતું જે આ જગત્ છે; તે સઘળું મનોમય હોવાથી માયામય છે; તથા તે ક્ષણભંગુર છે; એમ જાણજો. [૭]. જે પુરૂષનું મન વિક્ષેપ પામેલું હોય છે; તે પુરૂષને ભ્રાંતિથી દેખાતા ભેદમાં ગુણદોષ દેખાય છે; પણ ગુણદોષરૂપી ભેદજ વાસ્તવિક નથી. તેથી સર્વમાં સમદૃષ્ટિ રાખવી. જોકે વિધિ અને નિષેધનું પ્રતિપાદન કરવા માટે, વેદેજ ભેદની સત્યતા માની છે; એમ ઉપર ટપકેથી જોનારાને દેખાય છે. તોપણ વાસ્તવિક જોતાં, જેની બુદ્ધિમાં ગુણદોષ હોય છે; તેનેજ કર્મ, અકર્મ અને વિકર્મરૂપ વિધિનિષેધનો ભેદ લાગુ પડે છે. વેદ ભેદવાળા (અવિદ્યાવાળા) માટેજ છે. જેને **ભેદ** મટી ગયો છે; તેને માટે **વેદ** નથી. [૮]

૬ થી ૮ વિવેચન—

આ તો બાપુના બોલ! આ જ્ઞાનની વાતો છે. જ્ઞાનનાં પગથીયાં કેટલાં? તે ભાવથી સાંભળો; તો આ બોધ બરાબર સમજાશે. સાંભળવા કરતાં સમજવામાં ખંત વધારે રાખવી જોઇએ. અને સમજવા કરતાં પાળવામાં ખંત વધારે રાખવી જોઇએ. સાંભળો—શ્રી આદ્યશંકરાચાર્ય કહે છે—

**ज्ञानभूमिः शुभेच्छा स्यात्, प्रथमा समुदीरिता ॥**
**विचारणा द्वितीया तु, तृतीया तनुमानसी ॥ ९३९ ॥**
**सत्वापत्तिश्चतुर्थी स्यात्, ततोऽसंसक्ति नामिका ॥**
**पदार्थाभावना षष्ठी, सप्तमी तूर्यगा स्मृता ॥ ९४० ॥**

અર્થ—પ્રથમ ભૂમિકાનું નામ 'શુભેચ્છા' છે, (૨) વિચારણા, (૩) તનુમાનસા, (૪) સત્ત્વાપત્તિ, (૫) અસંસક્તિ, (૬) પદાર્થાભાવના, (૭) તૂર્યગા—એમ જ્ઞાનની સાતભૂમિકા છે. [ ૯૩૯-૯૪૦ ].

શુભેચ્છાનું લક્ષણ—

**स्थितः किं मूढ एवास्मि, प्रेक्ष्योऽहं शास्त्रसज्जनैः ॥**
**वैराग्यपूर्वमिच्छेति, शुभेच्छा चोच्यते बुधैः ॥ ९४१ ॥**

---

૮ પદચ્છેદ—**अयुक्तस्य पुंसः**—જેનું મન વિક્ષેપ પામેલું હોય છે તે પુરૂષને. **नाना अर्थाः यस्य सः नानार्थः इति भ्रमः**—ગુણદોષરૂપી ભ્રમ થાય છે. **स एव**—તે પુરૂષજ. **गुणदोषौ भजति इति गुणदोषभाक्**—ગુણદોષવાળો થાય છે. **कर्म च अकर्म च विकर्म च इति**—કર્મ અકર્મ અને વિકર્મરૂપી જે ભેદ છે તે. **गुणदोषधियः पुंसः भिदा**—ગુણદોષ જોનારી બુદ્ધિવાળા પુરૂષે માનેલો ભેદ છે.

અર્થ—આ અવતારમાં આવ્યા પછી, હું મૂઢની માફક કાં પડયો રહ્યો છઉં! હું શું છઉં: તે મારે શાસ્ત્રોની અને સંતોની મદદથી જાણી લેવું જોઇએ. આનું નામ શુભેચ્છા છે. વળી આ શુભેચ્છા વૈરાગ્યપૂર્વક હોવી જોઇએ; એમ ડાહ્યા માણસો બોલે છે. [૯૪૧].

"પ્રાણી માત્ર મારા મિત્ર છે; અને હું પ્રાણી માત્રનો મિત્ર છઉં." "પ્રાણીમાત્ર ના હિતમાં મારૂં હિત છે;" શુભેચ્છાનું આ સ્થૂલ સ્વરૂપ છે. આ સ્થૂલ સિદ્ધ થયા પછી, સૂક્ષ્મને સિદ્ધ કરવા પ્રયત્ન થાય. આપણી શુભેચ્છા આપણે માટેજ હોય છે. આપણે બીજાનું ભલું ઇચ્છી શકતા નથી. આ રોગ પ્રથમ મટાડવો જોઇએ.

૨. વિચારણાનું લક્ષણ—

**शास्त्रसज्जनसंपर्क, वैराग्यांभ्यासपूर्वकम् ॥**
**सदाचारप्रवृत्तिर्या, प्रोच्यते सा विचारणा ॥९४२॥**

અર્થ—શાસ્ત્રમાં પ્રવીણ થએલા પુરૂષનો સંગ રાખી, વૈરાગ્ય અને અભ્યાસ પૂર્વક સદાચારમાં પ્રવૃત્તિ કરવી; તે 'સુવિચારણા' નામની બીજી ભૂમિકા કહેવાય છે.

શ્રીઆદ્યશંકરાચાર્યે 'સદાચારસ્તોત્ર' પણ લખી આપ્યું છે. વાંચવા જેવી વસ્તુ છે. લ્યો એક વાનગી આપું—

**देहो देवालयं प्रोक्तो, देही देवो निरंजनः ॥**
**अर्चितः सर्वभावेन, स्वानुभूत्या विराजते ॥१३॥** વિગેરે—વિગેરે.

અર્થ—શરીરને દેવળ કહ્યું છે; અને આત્માને નિરંજન દેવ કહ્યો છે. તે દેવ સર્વ-ભાવ વડે પૂજાય; તો સ્વાનુભવ વડે અનુભવાય છે. [૧૩]

૩ તનુમાનસીનું લક્ષણ—

**विचारणाशुभेच्छाभ्या-मिन्द्रियार्थेष्वरक्तता ॥**
**यत्र सा तनुतामेति, प्रोच्यते तनुमानसी ॥९४३॥**

અર્થ—વિચારણા અને શુભ ઇચ્છાનાના અભ્યાસથી ઇંદ્રિયોના (શબ્દાદિ) વિષયોમાં અપ્રીતિ થાય; અને મનમાં બાકી રહેલી વિષયવાસના, અભ્યાસમાં ઘસાતી જાય. આ ઘસાતી સ્થિતિને 'તનુમાનસી' અવસ્થા કહેવામાં આવે છે. [૯૪૩]

પૂર્વની બે ભૂમિકા તૈયાર થયા પછી, આ ત્રીજી ભૂમિકાનો લાભ મળે. હવે સમજ્યા હશો કે–માસીક અગર કોઇ શાસ્ત્ર માત્ર વાંચી જવું; તે કાંઈ નથી. (છે તો ઘણુંજ થોડું છે.) વાંચનને મનનની જરૂર છે. મનનને અભ્યાસની જરૂર છે. પ્લાસ્ટર કરનારા કડીયો, દીવાલ ઉપર ચૂનો ચોડયા પછી, થાપીથી થાપીને ચૂનાને ત્યાં ચોંટી રહેવા કહે છે. પછી સાગોડ ચોપડીને ચોડેલા ચૂનાને ભીંત ઉપર મજબૂત રીતે ચોંટી રહેવા ભલામણ કરે છે. આપનાં વાંચનને અગર શ્રવણને આવું કાંઈ છે? પરવાજ નથી. એક ભાઇ કહેતા હતા કે–'તમારૂં માસીક હું લાઇબ્રેરીમાં વાંચું છઉં;' 'વાંચું છઉં' એટલે કાંઈ નહીં; આજની વાત કાલે ભૂલી જવાશે જીંદગીના છેડા સુધી સંભારી રાખવા જેવી વાતો, કાલે ભૂલી જઇએ; તે કેટલી બેદરકારી છે? જેમ પાઘડીનો વળ, છેડે આવે; તેમ આ બેદરકારી આખરે નડે. વાંચો–વિચારો–અભ્યાસમાં ઉતારો.

ફ્રે. નં. ૬૦ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ. ]

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—**અમદાવાદ.**
**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] માહ ૧૯૮૩. [અંક ૧૧ મો

**વસંત પંચમી**—મોક્ષમંદિર સંવત ૧૯૭૫ ની વસંત પંચમીએ ખોલ્યું હતું. આ પત્રિકા સંવત ૧૯૭૬ ની વસંત પંચમીએ ચાલુ કરી હતી. વસંતના મંગળ પ્રભાતમાં, આપને સૌને જયશ્રીકૃષ્ણ. [ કેમ પ્રચાર કરી શકતાં નથી ? ]

શિવરાત્રિમાં શું વાંચશો ?—શિવલિંગ શું છે ? (છ પાઇ), એકલા શ્લોકો મહિમ્નઃ (નવ પાઇ), પદચ્છેદ અર્થ અને વિસ્તાર વાળી ટિકા સાથે મહિમ્નઃ (ચાર આના). પોસ્ટેજ જુદું.

**વાંચો છો ને?—કયો વિષય ચાલે છે?**—આ અમોલા પકવાન છે. પ્રેમથી જમજો. આળસ જીવનું ઘણું બગાડે છે. તમારૂં ન બગાડે !

એક ખાસ વિનંતિ—એકાદશ સ્કંધ ઉપર, એકનાથ મહારાજની ટિકા છે. તે અહીં છે. તે સિવાય વિસ્તાર વાળી ગુજરાતીમાં લખાએલી ટિકા, આપના જાણવામાં હોય; તો નામ ઠામ જણાવશોજી. જેથી તે પુસ્તક અહીંથી મંગાવી શકાય. આપણુને ઉપયોગી થઇ પડે. નવી જુની સંસ્કૃતિનું મેળવણ હોય; તો વળી વધારે ઠીક. માત્ર ભાષાંતરની જરૂર નથી.

II દશમ સ્કંધ ઉપર પણ, આપણે ત્યાં તૈયાર થઇ છે; એવી વિસ્તાર વાળી ગુજરાતી ભાષામાં ટિકા હોય; તો તેનું નામ ઠામ પણ જણાવશોજી. અહીં દશમનાં થોડાં પુસ્તક છે. બીજી આવૃત્તિ વખતે, તે ટિકા આપણે કામમાં આવે.

**ખાસ લાભ**—માત્ર શ્રીકૃષ્ણઉદ્ધવનો સંવાદ વાંચનારાઓને, આ સાલના પોષથી ચૈત્ર–૪ અંકો, છૂટા આપી શકાશે. તેના ૦–૧૨–૦ મોકલવા. તથા નામ ઠામ સારા અક્ષરથી અહીં જણાવવું. આવતી સાલમાં ગ્રાહક રહેવું હોય; તો ૨–૩–૦ ઉમેરીને ૨–૧૫–૦ મોકલવા. નકામા પત્ર લખવાની જરૂર નથી. વસ્તુ નિવેદન કરી છે. ગમે તો મ. ઓ. કરી દેવો. જે મંદિરમાં–જે સંપ્રદાયમાં–જે ગુરૂ પાસે, આપ જતા હો–ત્યાં આવું કાંઇ આપવા જેવું જણાય; તો પ્રમાદ કરશો નહીં. સાવરણી બે પૈસાની; પણ મોટા મોટા બંગલાનાં બાવાં પાડી નાંખે. ઘર વાળ્યાં ઝાડયાં સાફ રહે. પોતાનાં સાચાં સગાં હોય;

તેમને અનેક લાભ આપતા હશો; તેમાં આ લાભ અમોલો છે. આપી શકો, તો કાંઇ નથી. સાવરણીનો ખર્ચ ન કરે; તેમના આંગણામાં કચરો પડયોજ રહે. શ્રીકૃષ્ણઉદ્ધવનો સંવાદ એટલે-લાખ વાતની એક વાત-ડાહ્યાને દેવા જેવી-સમજુને સમજાવવા જેવી.

લવાજમ—કામ ચાલુ રાખવા, ઘણા ઘણા પત્રો આવ્યા કરે છે. પણ લવાજમ માટે નકામી તકલીફ ઉઠાવવા, અવકાશ નથી. હવે તો અધિકારીઓ માટેજ આ છે.

સાચવી રાખજો—માસીક વાંચી શકતા ન હો; તો સાચવી રાખજો. અંકોને ફ્રમાએ બાંધીને રખાય. આ ધન કરતાં મોઘું છે. અંકો બધા છે ?

આ ઉનાળો કયાં ?–તે હજી ચોક્કસ નથી.

# એકાદશ સ્કંધ

## અધ્યાય ૭ મો.

[ ૪૭૨ મા પાનાથી આગળ ]

૪ સત્ત્વાપત્તિનું લક્ષણ—

**भूमिकात्रितयाभ्यासाच्-चित्तेऽर्थविरतेर्वशात् ॥**

**सत्त्वात्मनि स्थिते शुद्धे, सत्त्वापत्तिरुदाहृता ॥९४४॥**

અર્થ—શુભેચ્છા, સુવિચારણા અને તનુમાનસી-એ ત્રણ ભૂમિકાના અભ્યાસથી, ચિત્તને વિશે શુદ્ધ સત્ત્વગુણની વૃદ્ધિ થઇ જાય. સત્ત્વગુણની વૃદ્ધિ થઇ પડતાં, વિષયવાસના જેવી વસ્તુ, ચિત્તમાં કોઈ ઠેકાણે ટકી શકે નહીં. આ સ્થિતિનું નામ 'સત્ત્વાંપત્તિ' નામની ચોથી જ્ઞાનભૂમિકા છે. [૯૪૪]

૫ અસંસક્તિનું લક્ષણ—

**दशाचतुष्टयाभ्यासा-दसंसर्गफला तु या ॥**

**रूढसत्त्वचमत्कारा, प्रोक्ताऽसंसक्ति नामिका ॥९९५॥**

અર્થ—ઉપર જણાવેલી ચાર ભૂમિકાઓના અભ્યાસથી, સર્વ પ્રકારના ફળની અનિચ્છા જે પ્રગટે છે; તે જ્ઞાન ભૂમિકાનું નામ ' અસંસકિત ' છે. આ ભૂમિકામાં બુદ્ધિમાં સત્ત્વ ગુણના ચમત્કાર રૂઢ થાય છે [૯૪૫]

ખોટાં સ્વપ્નાં આવે; ઉંઘમાં ઝબકી જાય; ભયને દેખે–વિગેરે ચિન્હો, બુદ્ધિમાં તમો-ગુણની વૃદ્ધિનાં છે. સ્નાન, પૂજન, દેવદર્શન, દાન–પુણ્ય-યાત્રા વિગેરે સ્વપ્નાં આવે; અને જાગ્રતમાં પણ ચિત્ત પ્રસન્ન પ્રસન્ન રહે; તે સત્ત્વગુણની વૃદ્ધિનાં ચિન્હો છે. સર્વ પ્રકારનાં ફળની અનિચ્છા, એ ગીતાનો અનાસકત કર્મયોગ.

૬ પદાર્થાભાવિનીનું લક્ષણ—

**भूमिकापंचकाभ्यासात्, स्वात्मारामतया भृशम् ॥**

**आभ्यंतराणां बाह्यानां, पदार्थानामभावनात् ॥९४६॥**

**परप्रयुक्तेन चिर प्रयत्नेनावबोधनम् ॥**

**पदार्थाभाविनीनाम, षष्ठी भवति भूमिका ॥९४७॥**

[સાંભળો-સાંભળો–જીવનની કમાણી તે આ ! જીવનમાં હાણ્યા માણ્યા તે આ ! જન્મીને જાણવા જેવું તે આ ! સાંભળો અર્થ કરીએ.]

અર્થ—ઉપર કહેલી પાંચ ભૂમિકાઓના દૃઢ અભ્યાસથી, આત્મામાં અત્યંત અનુરાગ થાય; અંદરના અથવા બહારના કોઇ પણ પદાર્થોનું ચિંતવન ન થાય; તે સમયે પરમાત્માની પ્રેરણાથી અને લાંબા પ્રયત્નથી, જે જ્ઞાન ઉત્પન્ન થાય છે; તે 'પદાર્થાભાવિની' નામની છઠ્ઠી ભૂમિકા છે. [૯૪૬-૯૪૭]

૭ તુર્યગાનું લક્ષણ—

**षड्भूमिकाचिराभ्यासाद्-भेदस्यानुपलंभनात् ॥**
**यत् स्वभावैकनिष्ठत्वं, सा ज्ञेया तुर्यगा गतिः ॥९४८॥**

અર્થ—છ ભૂમિકાના અભ્યાસથી ભેદ ભાવનો તદ્દન નાશ થાય-અભેદ વર્તે-અને પોતાના બ્રહ્મભાવમાં એક નિષ્ઠા થાય; એ 'તુર્યગા' નામની સાતમી જ્ઞાનભૂમિકા કહેવાય છે. [૯૪૮]

**एषा ब्राह्मी स्थितिः पार्थ, नैनां प्राप्य विमुह्यति ॥**
**स्थित्वास्यामंतकालेऽपि, ब्रह्म निर्वाणमृच्छति ॥७२॥**

ક્યાં આ શ્લોક છે? જુઓ ગી. અ. ૨ જો.

ધંધાના કામકાજ, ખંત રાખીને ઝટપી લ્યો; અને અવકાશને ધનની માફક સાચવો; તો આવું આવું સુંદર વાંચન મળે. વાંચન થોડું થાય; તેની હરકત નહીં; પણ થોડાનું મનન અને નિદિધ્યાસન થાય; તો તે જરૂર ફળ આપે. નહીં તો ઘાણીનો બેલ, ચાલ્યો ઘણું; પણ ત્યાંનો ત્યાં.

છઠ્ઠા તથા આઠમા શ્લોકમાં—સમદૃષ્ટિ રાખવાનું પ્રભુએ કહ્યું; પણ સમદૃષ્ટિ રહે કેમ! દરેક ધર્મમાં સમદૃષ્ટિ રાખવાનો ઉપદેશ છે; પણ સમદૃષ્ટિ રહે કેમ! આવી વાત છે અમોલી-પણ આ કાને પેસે; અને બીજે કાને નીકળી જાય. કામ, ક્રોધ અને લોભ જીવના ભયંકર શત્રુઓ છે. રાગ અને દ્વેષ તે શત્રુઓના સહાયકો છે. આ પાંચ સામાન્ય રીતે અજેય છે. પંડિતોને પણ પાડી દે એવા છે. અનેક જેમને પૂજતા હોય; તેમને પણ ઉડાવી દે; એવા આ સબળ શત્રુઓ છે. તોપણ પ્રયત્ન કરનારા પ્રાચીન ઋષિઓ, અને અર્વાચીન સંતો, આ પાંચને દબાવી શકયા છે. આવું મોટું કામ, મનુષ્યાવતારમાંજ બની શકે એવું છે.

છઠ્ઠા શ્લોકમાં—સ્વજન બંધુમાંથી તમામ પ્રકારના સ્નેહને તજવાનો ઉપદેશ શ્રીકૃષ્ણે ઉદ્ધવને કર્યો. વિભિષણ સુવેલું ઉપર આવ્યા; ત્યારે શ્રીરામચંદ્રે પણ, તેમને કહ્યું હતું કે—

ચોપાઈ—જનની જનક બંધુ સુતદારા, તનધન ભુવન સુહૃદ પરિવારા.
સબકી મમતા ત્યાગ બટોરી, મમ પદ મનહી બાંધી બટી દોરી;
સમદર્શી ઇચ્છા કછુ નાંહિ, હર્ષ શોક ભય નહીં મનમાંહી.

વિગેરે—વિગેરે—

આવું અનેક ઠેકાણે છે. માટે આ બાબતનો અવકાશ લઈને વિચાર કરવોજ જોઇએ. નહિંતો—

પદ

વાસીદે સાંભેલું રે! વ્હાલા ચાલ્યું જાય છે; હો-જી!
જાણ્યું પણ તેં, કાંઈ કીધું નહીં ભાઇ—

જાણ્યું પણ તેં, કાંઇ કીધું નહીં ભાઈ—
વાસીદે સાંબેલું રે ! હો–વાસીદે સાંબેલું રે ! હો—
વ્હાલા ચાલ્યું જાય છે–હો–જી !

જોત જોતામાં–'પકડો–પકડો'; અને ઘડી બે ઘડીમાં હતા–નહોતા. વાસના ભર્યાજ, જેઓ મરી જાય; તેઓ ભવેભવ અથડાતાજ રહે. જે નાશવંત છે; તેમાં થએલો મોહ, તે અથડામણ છે.

**દષ્ટાંત**—રાત્રે બાર વાગે સીનેમા જોઇને ભાઇ આવ્યા, તાળું ઉઘાડી ઘરમાં પેસતાં, બારણા આડો મોટો સાપ દેખ્યો. કુદીને બહાર નીકળતાં પડી ગયા. ગોઠણ છોલાઇ ગયા. ખભામાં વાગ્યું. ઉભા થઇને ઓટલે બેઠા. ત્યાં કોઇ ભાઈ દીવો લઇને જાજરૂ જતો દેખાયો. તેને વિનંતિ કરતાં, તે દીવો લઇને આવ્યો. બારણામાં જુએ; તો દોરડું લાંબુ પડેલું. સાપ દોરડામાં સમાઇ ગયો. સાપ ખોટો; પણ ગોઠણ છોલાઇ ગયા; તે સાચું. તેમ સંસારમાં મમતા હોય; ત્યાં સુધી ( આપણી દષ્ટિએ ) સંસાર સાચો; અને જ્ઞાન થાય: ત્યારે સંસાર ખોટો. સંસાર ખોટો ઠરે, પણ મોહને લીધે, જે પાપ કર્યાં; તે સાચાં. તે તો ભોગવવાંજ પડે. **'મરનાર પાછાં નહીં મળે'**–એ આખરી અંજામ છે. તો પણ મરનારમાં બંધાએલો સ્નેહ, જીવનારને વારંવાર આંચકા મારે છે. જીવે ત્યાં સુધી તેને ચેન પડતું નથી. મહામોહ રૂપી આ રોગ મટાડવા, જીવનારે મોટો પ્રયત્ન કરવાની જરૂર છે. કલ્યાણની ઇચ્છા વાળા પુરૂષો, જીવતા કુટુંબને તજીને, ચાલી નીકળે છે; ત્યારે કલ્યાણની પરવા વાળાએ, કુટુંબી મરી જતાં, તે તકનો બરાબર લાભ લઇ, મનને પ્રભુ ચરણમાં વાળવું. જળ ઉપર લીલ, તેમ સંસાર ઉપર મોહ. લીલને ખસેડી નાંખે; તો નીચે રહેલું મોતીના દાણા જેવું પાણી દેખે; તેમ મોહને ખસેડી નાંખે; તો ભવસાગર સુખકર થઈ પડે. સંસાર કલ્યાણ સાધવાનું ક્ષેત્ર છે–ભૂમિકા છે. આવા અમોલા સંસારમાં, દેવદર્શન, કથાવાર્તા, દાન, પુણ્ય, ક્ષમા, દયા વિગેરે ઉત્તમ સાધનો, સાધનારની પાસે, ખડાં ખડાં રહે છે.

છઠ્ઠા શ્લોકમાં આગળ કહ્યું કે—**मयि मनः सम्यक् आवेश्य**–મારામાં મનને સારી રીતે જોડીને. આ કામ પણ કહેવું સાંભળવું સહેલું; પણ કરવું અઘરૂં છે. ઘડી શાંતિથી બેસતાં ન આવડે; ઘડી મૌન રાખતાં ન આવડે; ઘડી ખમી ખાતાં ન આવડે; તેમનું મન બહુ ચંચળ હોય છે. તે દેવદર્શન કરે; માળા ફેરવે, કથાવાર્તા સાંભળે; પણ 'આંધળી દળે; અને કુતરૂં ચાટે'–તેના જેવું તેમનું કામ છે. આ વાત, ગીતાના છઠ્ઠા અધ્યાયમાં, ઘણી સારી રીતે કરી છે. સંબંધીઓનો ત્યાગ કરવો; તે કઠણ જણાય; તો ધીમે ધીમે મારા કામકાજમાં રોકાતો રહે. મારામાં રાગ વધતાં; સંબંધીઓનો ત્યાગ અનાયાસે થશે. કીડો ભમરીનું ધ્યાન ધરતાં, કીડો ભમરી બની જાય છે. આંબો એક દહાડે, ઉગે–ફાલે–અને કેરી આવે; એમ બનતું નથી. ધીરજથી આંબાના વૃક્ષને ઉછેરવું પડે. આંગળાં જડ છે; પણ કસ્તુરી ઘુંટે; તો જરૂર આંગળાં ફેરે–સુગંધી આપે.

**गां विचरस्व**—'પૃથ્વીમાં આમતેમ ફરવું.' એક ઠેકાણે રહેવાથી સ્થાનનો મોહ થાય છે; માટે કોઈ ઠેકાણે કાયમ માટે રહેવું નહીં. 'વહેતાં પાણી નિર્મળાં; અને વિચારતા સંત પવિત્ર !'

સાતમા શ્લોકમાં જગત્‌નું મિથ્યાત્વ સિદ્ધ કરી આપ્યું. ગોકર્ણે આત્મદેવને કહ્યું

હતું કે-**स्नेहवान् ज्वलतेऽनिशम्, मोहतो नरके गतिः।**–જેણે સ્નેહ બાંધ્યો; તે સળગ્યાજ કરે; તથા મોહથી નરકમાં ગતિ થાય છે. વળી આગળ ગોકર્ણે કહ્યું છે કે—

વસંતતિલકા.

**देहेऽस्थिमांसरुधिरेऽभिमतिं त्यज त्वं, जायासुतादिषु सदा ममतां विमुंच।**
**पश्यानिशं जगदिदं क्षणभंगनिष्ठं, वैराग्यरागरसिको भव भक्तिनिष्ठः ॥७९॥**
**धर्मं भजस्व सततं त्यज लोकधर्मान्, सेवस्व साधुपुरुषाञ्जहि कामतृष्णाम् ॥**
**अन्यस्य दोषगुणचिंतनमाशु मुक्त्वा, सेवाकथारसमहो नितरां पिब त्वं ॥८०॥**

[જેમ સુંદરીને જોતાં કામી પુરૂષ, તેમાં લલચાઇ રહે; તેમ આ શ્લોકોને મેં દેખ્યા; ત્યારથી તેમાં હું લલચાઈ રહ્યો છઉં. રત્ન કરતાં મોંઘા છે.]

**અર્થ**—હે પિતા! હાડકાં, માંસ, અને લોહીથી ભરેલા દેહમાં, તમે અભિમાન છોડી દ્યો. સર્વદા સ્ત્રી અને પુત્રાદિકમાં મમતા મુકી દ્યો. આ જગત્ ક્ષણભંગુર છે; એવો નિરંતર વિચાર કરો. વૈરાગ્યમાં રસીક થઇને ભક્તિમાં નિષ્ઠા રાખો. [૭૯] નિરંતર ધર્મનું સેવન કરો. લોકોના ધર્મોને છોડી દ્યો. સાધુ પુરૂષોનું સેવન કરો. વિષયોની તૃષ્ણાનો ત્યાગ કરો. બીજાના ગુણદોષના વિચારને તુરત છોડી દઈ, ભગવત્સેવાના અને કથાના રસને અત્યંત પીઓ. [૮૦]

૮ મા શ્લોકમાં–જે પુત્ર બાપથી નોખો થાય; તેને મારૂં તારૂં-ભેદાભેદ-થઇ આવે; તેમ જે જીવ, પોતાને પ્રભુથી જુદો માને; તેને ભેદાભેદ હોયજ. ભેદાભેદ મટવો; તે બહુજ ઉંચી ભૂમિકાની વાત છે. જેને ધૂળ અને સોનું સરખાં થઈ પડે; તેનો ભેદાભેદ મટયો સમજાય. ભેદ એ, અભેદનું પ્રથમ પગથીયું છે. જેને ભેદ સિદ્ધ થાય; એટલે જે સંપૂર્ણ વિવેકી હોય; તેજ અભેદ થઈ શકે. 'આપ રાજા! અને અમે પ્રજા!' 'આપ શેઠ! અને અમે ગુમાસ્તા!' 'આપ માતાપિતા! અને અમે બાળકો! આપ ગુરૂ અને અમે શિષ્ય! આપ પતિ! અને અમે પત્ની!' આ સંબંધો સંપૂર્ણ ભેદથી (વિવેકથી) શોભે; પછીજ અભેદની પ્રાપ્તિ થાય. જેમની પાસે પાઇ નથી; તે કરોડપતિ કહેવાતા નથી.

ઉદ્ધવ એટલે કોઇ સાધારણ મુમુક્ષુ નથી; એમ સમજીને આગળ સાંભળો—

**तस्माद्युक्तेन्द्रियग्रामो, युक्तचित्त इदं जगत् ॥**
**आत्मनीक्षस्व विततमात्मानं मय्यधीश्वरे ॥ ९ ॥**
**ज्ञानविज्ञानसंयुक्त, आत्मभूतः शरीरिणाम् ॥**
**आत्मानुभवतुष्टात्मा, नान्तरायैर्विहन्यसे ॥१०॥**

૯ પદચ્છેદ—**तस्मात्**–તેથી. **युक्तः इंद्रियग्रामः यस्य सः युक्तेंद्रियग्रामः**–ઇંદ્રિયોનો નિગ્રહ કરનારો. **युक्तं चित्तं यस्य सः युक्तचित्तः**–ચિત્તને વશ કરનાર. **इदं जगत् आत्मनि विततं ईक्षस्व**–આ જગતને તારામાં વ્યાપેલું જો. એટલે તારામાં કલ્પાયું છે એમ સમજ. **आत्मानं मयि अधीश्वरे विततं** (વ્યાપેલો) **ईक्षस्व**–અને તમે પોતે, હું કે જે પરબ્રહ્મ છઉં; અને ઇશ્વર છઉં; તે રૂપજ છો.

૧૦ પદચ્છેદ—**ज्ञानविज्ञानाभ्यां संयुक्तः**–વેદના તાત્પર્યના નિશ્ચયરૂપી જ્ઞાન, અને વેદના તાત્પર્યના અનુભવરૂપી વિજ્ઞાન, જેને થયું હોય છે તે પુરૂષ. **शरीरिणाम् आत्म-**

**दोषबुद्ध्योभयातीतो, निषेधान्न निवर्तते ॥**
**गुणबुद्ध्या च विहितं, न करोति यथार्भकः ॥११॥**

અર્થ—તેથી તમારે ઈંદ્રિયોનો અને ચિત્તનો નિગ્રહ કરીને, આ જગત્ તમારામાંજ કલ્પાયું છે; અને તમે પોતે, હું કે જે પરબ્રહ્મ અને ઇશ્વર છઉં; તે રૂપજ છો, એમ સમજવું [૯] આ પ્રમાણે નિશ્ચય કરીને, કર્મ નહીં કરૂં, તો દેવતાઓ વિઘ્ન કરશે; એવી શંકા રાખશો નહીં. કેમકે વેદના તાત્પર્યના નિશ્ચય રૂપી જ્ઞાન, અને વેદના તાત્પર્યના અનુભવરૂપી વિજ્ઞાન મેળવીને, આત્માના અનુભવથી સંતોષ પામેલા, અને સઘળા દેવતાઓના પણ આત્મારૂપ થશો. એટલે કોઈપણ પ્રકારનું વિઘ્ન નડશે નહીં. આત્માનો અનુભવ થયો હોય; ત્યાંસુધી વર્ણાશ્રમની રીતિ પ્રમાણે કર્મ કરવાંજ જોઇએ. [૧૦] જેમ બાળક સંકલ્પ વિકલ્પથી રહિત હોય છે; તોપણ કાંઈક કરે છે; અને કાંઇક પડયું મેલે છે. એટલે ગુણ જોઇને કરે છે; એમ નથી; તથા દોષ જોઇને પડયું મેલે છે; એમ પણ નથી. કારણ બાળકને ગુણદોષનું ભાન હોતું નથી. તે પ્રમાણેજ સુખદુઃખોથી રહિત પુરૂષ, તેમાં દોષ છે; એમ સમજીને નિષેધ કર્મ કરતો નથી; એમ નથી; અને તેમાં ગુણ છે; એમ સમજીને વૈદિક કર્મ કરે છે; એમ પણ નથી; એટલે જ્ઞાનીનું સ્વચ્છંદી વર્તન, બાળકના જેવું છે. [૧૧]

૯ થી ૧૧ વિવેચન—

ઇંદ્રિયનિગ્રહ—વિષયોથી વિમુખતા-તથા ચિત્તનો નિગ્રહ-કલ્યાણનાં પ્રથમ પગથીઆં છે. આ સંસારમાં શોભાનાં સ્થાન પણ એજ છે.

**અત્યારનો સુધારો**—વિષયોનો ઉભરો છે-વિષયોનો વિકાસ છે. અત્યારે અધ્યાત્મવાદની કોઈને જરૂર નથી. અર્થવાદની ચર્ચા જ્યાં ત્યાં થઇ રહી છે. અર્થવાદનું પરિણામ વૈભવવાદ-વિલાસવાદ છે. પશ્ચિમનો પવન અહીં ઉતર્યો છે. પણ પશ્ચિમના લોકો ખંતીલા, ટેકીલા, મહેનતુ અને નિયમીત કામ કરનારા છે. નકલીયા નથી. આપણે તો નકલીયા-નહીં ખંતીલા, નહીં મહેનતુ-તેમ નહીં નિયમીત કામ કરનારા. પશ્ચિમનો વાદ લઇને અર્થવાદની પાછળ દોડીએ; તો ત્યાં પણ ફાવીએ એમ નથી. દેશ પરતંત્ર, મન પરતંત્ર-શરીર પર-

**भूतः**-દેવતાઓનો આત્મારૂપ બનેલો. **आत्मनः अनुभवेन तुष्टः आत्मा यस्य सः-आत्मानुभवतुष्टात्मा**-આત્માના અનુભવથી જેનું મન પ્રસન્ન થયું છે એવો પુરૂષ. **अंतरायैः न विहन्यसे**-વિઘ્નોથી હણાશે નહીં.

૧૧ પદચ્છેદ—**यथा अर्भकः**-જેમ બાળક સંકલ્પ વિકલ્પથી રહિત હોય છે તોપણ કાંઇ કરે છે અને કાંઇક તજી દે છે. એટલે ગુણ જોઇને કરે છે; એમ નથી; તથા દોષ જોઈ ને પડયું મેલે છે એમ પણ નથી. કારણકે ગુણદોષનું તેને ભાન નથી-તેમ. **उभयातीतः**-સુખદુઃખોથી રહિત પુરૂષ. **दोषबुद्ध्या निषेधात् निवर्तते इति न**-તેમાં દોષ છે, એમ સમજીને નિષેધ કર્મ કરતો નથી એમ નથી. **च**-અને. **गुणबुद्ध्या विहितं करोति इति न**-ગુણ જાણીને વેદોક્ત કર્મ છે એમ પણ નથી.

તંત્ર–કેળવણી પણ એવીજ. પરિણામે અધ્યાત્મવાદ, અને અર્થવાદ એમાંથી એકકે સાધી શકીએ એમ નથી. સમજાય છે ને? યુરોપ અમેરિકા અર્થવાદમાં અને વૈભવવાદમાં જેટલું માણે છે; એટલું આપણે માણી શકતા નથી. માણી શકવાના પણ નથી.

વળી બીજી વાત–અધ્યાત્મવાદ વિષયવાદને (વિષયભોગને) ઢીલો કરે છે; અર્થવાદ વિષયભોગને ટાટ કરે છે-વિકસાવે છે. પૂર્વના અનેક અવતારોમાં જીવને અર્થવાદનું ભાન નહોતું; પણ વિષયવાદનું ભાન તો હતુંજ. વિષયભોગના રહી ગએલા સંસ્કાર, સાધુ સંતો આ અવતારે, બળ કરીને ધોઇ નાંખે છે; અને પામરો વિષયભોગના સંસ્કારોને વિકસાવે છે. પૂર્વ અવતારમાં કુતરા હતા; ત્યારે કારતક માસેજ જીવ ઘેલા હતા; અને મનુષ્યાવતારમાં બારે માસ કારતક થઈ પડયા છે. વિષયમાં સુખબુદ્ધિ વધી પડી છે. જ્યારે જુઓ ત્યારે; અને જ્યાં જુઓ ત્યાં, જીવ ઘેલા. ધર્મનો ડર, રહ્યોજ નથી. સરકારનો ડર લાગે છે. સરકારનો ડર ન હોય; તો રસ્તા ઉપર રમતો કરે. દુધપાકમાં સાકર પણ, જોઇએ એટલીજ નંખાય.

દોહરો—કુત્તા કાતીક માસમાં, તજે ભૂખ અરૂ પ્યાસ;
તુલસી વાકી કયા ગતિ, જીને બારે કાતીક માસ?—સીયાવર૦

બ્રહ્મચર્યની દિક્ષાવાળા વિદ્યાર્થીઓ, અને કુમારિકાઓ, તોળ્યું તોળાય નહીં એટલું પાપ કરે છે–એટલો વ્યભિચાર કરે છે. વર્ણાંતર લગ્ન, સ્નેહ લગ્ન, વિગેરે જે તે થઇ રહ્યાં છે; તે પ્રેમના બ્હાના નીચે, વિષયનું વિષ ફેલાતું જાય છે. રૂશિયામાં સ્ત્રી સ્વતંત્રતાને પરિણામે સ્ત્રિઓની અધમ દશા થઇ રહી છે. રૂશિયન તત્ત્વચિંતકો, આ સંબંધી વિચાર કરી રહ્યા છે. રૂશિયાનો પાડોશી, જર્મનપ્રધાન હેર હિટલર, રૂશિયાની રીતભાતને પોતાના દેશમાં પેસવા દેતો નથી. ત્યારે આપણા દેશનાં અભાગી ભણેલાં સ્ત્રીપુરૂષો, રૂશિયાની રીતભાતની જ્યાં ત્યાં પ્રશંસા કરે છે. ડાહ્યા ડાહ્યા દેશનેતાઓ પણ, જોઇ રહ્યા છે; ધર્માચાર્યો પણ ચાલે તેમ ચાલવા દે છે; નાતના આગેવાનો પણ–'આજ થયું તે થયું; કાલ શું થાય છે?' તેની રાહ જોઇ રહ્યા છે. જાણે ફાગણની પુનમ–ઘર ઘરનાં લાકડાં! અને હોળીનો ભડકો! સૌ હોળી માતની જે બોલાવી રહ્યા છે.

આવા સમાચાર છાપામાં ઘણા આવે છે. વાંચતાં વિચાર થઈ પડે છે. લોહી તપી આવે છે. હજી બાજી હાથમાં છે. એકાદ બે કરોડ નકલીયાઓને બાદ કરો; તો ૩૦–૩૨ કરોડ હિંદનાં માણસો, ભલે ગરીબ છે; પણ ધર્મથી ડરે છે; અને વિષયસુખના બહુ લોલુપ નથી. ભણ્યા ગણ્યા છે તેજ, સોએ ૮૦ ટકા બગડયા છે; અને જે ધનવાન છે; તેજ સોએ નેવું ટકા, વિષયોના પુરમાં તણાઈ ગયા છે.

આપણે કોણ છઇએ? અને કયાં છઇએ? એટલોજ વિચાર વારંવાર થાય; તોપણ સારૂં છે. હિંદમાં વસેલા હિંદુ, મુસલમાન, પારસી કે શીખ, જૈન કે બૌદ્ધ–તમામ પ્રજા, ધર્મપ્રધાન છે. ગામે ગામે તીર્થો, અને દિવસે દિવસે કાંઇક પરબ! તે તમામ વિસરીને, આપણા જીવનના તમામ વ્યવહાર, રૂપૈયા–આના અને પૈને તાજવે હાલ તોળાય છે. અમુક કાર્ય કરવામાં ધર્મ છે? કે અધર્મ છે? તેની કોઇ ચર્ચા કરતું નથી.

રાગ–વંશસ્થ.

**शास्त्रेष्वियानेव सुनिश्चितो नृणां, क्षेमस्य सध्र्यग्विमृशेषु हेतुः ॥**
**असंग आत्मव्यतिरिक्त आत्मनि, दृढा रतिर्ब्रह्मणि निर्गुणे च या ॥** ભાગ. ૪–૨૨–૨૧

અર્થ—આત્મા સિવાય બીજા પદાર્થોમાં વૈરાગ્ય, અને નિર્ગુણ આત્મામાં દઢ પ્રીતિ રાખવી—એટલેજ—માણસના કલ્યાણનો ઉપાય છે; એમ સારા વિચારવાળાં શાસ્ત્રોમાં નિર્ણય કર્યો છે.

સંસારનાં સુખ, ફટકીયાં મોતી જેવાં છે. સંસાર કોઇને ઠરીને બેસવા દેતો નથી. લાલચો જીવને આડાઅવળા રગડે છે. મેળવીને ભોગવવા વખત થાય; ત્યાં ચાલી નીકળવું પડે છે. આવા નિર્ણયવાળો આપણો દેશ છે. એટલે આપણ ધર્મપ્રધાન છઇએ. ધર્મપ્રધાન સમાજ, અર્થપ્રધાન બનતો જાય છે. જે મંદિરમાં અગર જે સંપ્રદાયમાં ધન ઘણું; તે મંદિર અગર તે સંપ્રદાય મોટો સમજાય છે. ત્યાં કેટલા વૈરાગી પાકયા ? કેટલા ભગવાનના અંગત ભાઇબંધ થયા ? તેનો હિસાબ કોઈ કાઢતું નથી. અર્થપ્રધાન સમાજ, ત્વરાથી કામપ્રધાન બનતો જાય છે. તેની પરવા રાજા પ્રજા કે ધર્માચાર્યો—મહંતો કે મહારાજો, બ્રાહ્મણો કે સાધુઓ, કોઇને નથી. છે તો જરા જેટલી. જમનારા સો, અને લાડુ વીશ ! તે કેમ બને ?

શરીરને સુંદર દેખાડવા, હાલમાં જેટલી કાળજી રાખવામાં આવે છે; તેટલી કાળજી, મનને સુંદર દેખાડવા, ભાગ્યેજ રાખવામાં આવે છે. કુદરતી સૌંદર્ય ઓછું લાગવાથી, મુખ પર પાઉડર, ગાલ પર બનાવટી લાલ રંગ, આંખની ભમર પર બનાવટી કાળાશ, અને હોઠ પર બનાવટી લાલાશ લાવવા, ધનનો ધુમાડો થઇ રહ્યો છે. પતંગ પાછળ જેમ દોર, તેમ આ બનાવટી નખરાં પાછળ, જગત્ દોડયું જાય છે. વિલાયતમાં સ્ત્રીયો આ ટાપટીપ પાછળ, એક કરોડ એંશીલાખ રૂપૈયા ખર્ચે છે. આ રોગ સ્ટીમરમાં બેસીને આપણે ત્યાં આવ્યો. ઘેર ઘેર પ્રસરતો જાય છે. વળી સ્ત્રીયો વાળ કપાવા લાગી છે. એટલે એ ખર્ચ પણ વધતો જાય છે. દુષ્યંતે શકુંતલાને જોઇ; ત્યારે વલ્કલમાં ઝબકતું સૌંદર્ય દેખી, તે અંજાઈ ગયો. કારણકે—**किमिव हि मधुराणां, मंडनं नाकृतीनाम् ॥** આ ઉપરાંત સીનોમાનાં નખરાં ! કરોડોની પાયમાલી કરી રહ્યાં છે. ઈંદ્રિયોને વિષયો પાસે લાવવી; તે ચોરને બારણા ઉઘાડી દેવા જેવું ભયંકર છે.

'આ પદાર્થ—આ પકવાન—આપણને પચે કે નહીં;' એમ જમનારે સમજવું જોઇએ. તેમ આ રીતભાત આ દેશને, આ ધર્મને, આ શરીરને, આ કુટુંબોને, અને આ સમાજને સદે એવી નથી; પચે એવી નથી; એમ સૌએ પોતાની મેળે સમજી જવુંજ જોઇએ. આ વાત ઘણાં સમજે છે; પણ ખરાં ! સમજ્યા પછી, આ રીતભાતમાંથી પાછા વળવા જેટલું બળ અવશ્ય કેળવવું જોઇએ.

જેમ પ્લેગ ફેલાતાં, રાજા પ્રજા અને ધર્માચાર્યો સાવધાન થઇ જાય છે; તેમ આવો વિષયવાસનાનો રોગ ફેલાતાં, સૌએ સાવધાન થઈ જવું જોઇએ. પાછા વળી જવું જોઇએ. 'દેશ બેકાર છે—દેશ ગરીબ છે. ઘણાંને ખાવા, બીજે ટંકે નથી'; એવા પોકાર જ્યાં ત્યાં થાય છે; પણ દેશ ચાળે ચડયો છે; દેશ આડો વેરાય છે; દેશ વિષયવાસનામાં, હોટલોમાં અને સીનોમામાં ખુવાર થઈ રહ્યો છે. દેશ પોતાનું હિત જોઈ શકતો નથી; તેનું શું ?

શ્રીકૃષ્ણ ઉદ્ધવને ઇંદ્રિયનિગ્રહની વાત કરે છે. પણ તે વાત હું આપને કઈ રીતે કરી શકું ! મોંઘી મીલ્કત મુકવી ક્યાં ! જેનું પેટ બગડયું હોય; તેને દસ રૂપૈયે શેર મળતો પકવાન નકામો છે; તેમ જેઓના આચાર વિચાર બદલાયા; અક્કલ—સીક્કલ બેઉ બદલાઇ

ગયાં-તેમને આ વાતો કેમ કરાય! દુધ ચોખ્ખું અને તાજું, પણ એઠા લોટામાં કેમ લેવાય! આ અબ્જો કરતાં મોંઘી મીલ્કત છે; તે જેવા તેવાને કેમ સોંપાય! તાત્પર્ય-આપ સૌ લાયક બનીને સાંભળો—

શ્રીકૃષ્ણ કહે છે કે-હે ઉદ્ધવ! પ્રથમ તમે-**युक्तेन्द्रियग्रामः** તથા **युक्तचित्तः** થાઓ! માઈન્ડ-mind કહ્યા પછી, બોલર બોલ નાંખે. પછી **आत्मनि इदं जगत् विततं इति ईक्षस्व**-આ જગત્ બ્રહ્મમાં કલ્પાયું છે એવો અર્થ પણ થઈ શકે છે. આ જગત્ તમારામાંજ કલ્પાયું છે એમ જુઓ-એમ ખાત્રી કરો.

એટલે?-સમગ્ર જગત્ના લાભાલાભથી, આપણા મન ઉપર અસર થતી નથી. આપણા પોતાના જગત્ના લાભાલાભથી, આપણા મન ઉપર અસર થાય છે. આપણે જેમને આપણા માન્યા; આપણા-કલ્પ્યા-તેમને લાભ થાય; તો આપણે રાજી; તેમને અલાભ થાય; તો આપણે દુઃખી. કોઇનો ૨૦ વરસનો દિકરો ગુજરી જાય; તે રોકકળ, આપણને જરા જેટલી અસર કરે; અને આપણો દિકરો મરી જાય; તેની અસર આપણને ઘણી થાય. તાત્પર્ય-આપણા મનમાં ધાલેલું જગત્, આપણને સુખદુઃખના ધક્કા મારે છે. એક નિશ્ચય આ.

પછી પ્રભુ એમ બોલ્યા કે—**मयि अधीश्वरे आत्मानं विततं इति ईक्षस्व**-'હું કે જે પરબ્રહ્મ અને ઇશ્વર છઉં; તે રૂપજ તમે છો.' સિંહનું બચ્ચું બકરા સાથે રમતાં, બકરૂં બની ગયું. ભલે સિંહનું બચ્ચું એમ માને; પણ બીજો સિંહ તેને મળી આવે; તો તેના વાસ્તવ સ્વરૂપનું ભાન કરાવે. તેમ રૂડા સદ્ગુરૂ મળી આવે; તો સંસારના રંગમાં રંગાઈને પામર બનેલો, સંસારના ભયને ત્વરાથી ફેંકી દે. પછી તે-**ज्ञानविज्ञान-संयुक्तः, आत्मभूतः आत्मानुभवतुष्टात्मा**-ગરીબના દિકરા, કરોડપતિ બનીને બેસે! પછી જેમ ધનવાનને આપદા ન હોય; તેમ આવા દેવકોટિના જીવને, દેવતાઓ વિઘ્ન કરી શકે નહીં. ઠાકોર સાહેબની સાથે બેસનારનું નામ, મ્યુ. નો માણસ, લખતાં વિચાર કરે! શ્રુતિ કહે છે કે—**तस्य ह न देवाश्च नाभूत्या ईशते । आत्मा ह्येषां स भवति ॥** તે જ્ઞાની પુરૂષને દેવો, બ્રહ્મ બુદ્ધિમાં વિઘ્ન કરી શકતા નથી. કારણ કે તે જ્ઞાની દેવો વિગેરે સર્વનો આત્મા બની રહે છે.

શ્રીધરસ્વામી કહે છે કે 'આત્માનો અનુભવ ન થયો હોય; ત્યાંસુધી વર્ણાશ્રમની રીતી પ્રમાણે કર્મ કરવાંજ જોઈએ.' આજ કાલ દંભીઓને-પાખંડીઓને, આત્માનો અનુભવ, તુરત થાય છે. તેઓ જગત્માં-પોમલાં લોકોમાં-આત્માના અનુભવનો ડોળ કરે છે. આ ડોળમાં તેઓ સ્વધર્મનાં કર્મોથી વિમુખ રહે છે. જેમ સ્ત્રી સગર્ભા થતાં, નેન, ચેન અને વેન બદલાઈ જાય; તેમ જીવને ગર્ભે (હૃદયે) શ્રીહરિ આવતાં, જીવનાં-નેન, ચેન અને વેન બદલાઇ જાય. નિષ્કુલાનંદ કહે છે કે—

પદ.

મળે જીવનમુક્ત હરિ તણા, ટળે અંતર તન મન તાપ-એવો સંગ સંતનો.
ફરે અવયવ આ રે શરીરનાં, ચાલી નીકળે તે પંડનાં પાપ—એવો સંગ૦
જેમ કીટ મટી થાય ભમરી, પછી કીટ કહે નહી કોય—એવો સંગ૦
જેમ પારસ પરસે લોહને, તે તો હેમ ભાવે વેચાય—એવો સંગ૦
વિગેરે-વિગેરે.

અગીઆરમાં શ્લોકમાં ખુલાસો કર્યો કે-જ્ઞાનીએ સ્વચ્છંદ આચરણ ન કરવું; પણ

બાળકના જેવું નિર્દોષ આચરણ કરવું. ઉંઘતાની પાસે વાઘ આવ્યો; તો તેનો તેને ભ
નથી; સ્વર્ગનાં સુખ આવ્યાં; તો તેનો તેને હરખ નથી.

હવે શ્રીકૃષ્ણ પોતાના કથનનો ઉપસંહાર કરે છે—

**सर्वभूतसुहृच्छान्तो, ज्ञानविज्ञाननिश्चयः ॥**
**पश्यन्मदात्मकं विश्वं, न विपद्येत वै पुनः ॥१२॥**

**અર્થ**—આ પ્રમાણે જ્ઞાન તથા વિજ્ઞાનના નિશ્ચયવાળો, સર્વ પ્રાણીઓ
સ્નેહી, શાંત, અને જગત્‌ને હું રૂપ જોતો પુરૂષ, ફરી જન્મ મરણ પામ
નથી. [૧૨]

૧૨ વિવેચન—

**ज्ञानविज्ञाननिश्चयः, सर्वभूतसुहृद्, शांतः**-જ્ઞાનીનાં લક્ષણ-જ્ઞાનવિજ્ઞાન
નિશ્ચયવાળો, સર્વ પ્રાણીઓનો સ્નેહી, અને શાંત. આ પ્રમાણે તૈયાર થએલો પુ
**मदात्मकं विश्वं पश्यन्**-જગત્‌ને હું રૂપ (બ્રહ્મરૂપ) જોતો.

સંત શાસ્ત્રમાં હેત થાય; શ્રવણમાં નિયમસર હાજર રહેવાય; શ્રવણનું મનન થ
મનનમાં ન સમજાય; તે નમ્રતાપૂર્વક ગુરૂને પુછી લેવાય; (શ્રવણનું ફળ જ્ઞાન, અને મન
ફળ વિજ્ઞાન.) મનનના સારનું વારંવાર ચિંતવન થાય; ત્યારેજ જ્ઞાનનું ખેતર પાકે.
પરણ્યાજ નથી; તેમને ઘેર દિકરાના પારણા કેમ બંધાય ! તેમ જ્યાં જ્ઞાન નથી;
વિજ્ઞાનની વાત કેમ કરાય ! 'ઇશ્વર છે'; એમ જે માનતા નથી; તેમને ઇશ્વરના અનુ
વની વાત કેમ પૂછાય ? ઇશ્વર છે કે નહીં ? તેનો ખુલાસો, ભાગવતમાં કયાં છે ? બ
કોઇને યાદ નથી ? કાણા ગજવામાં શું મુકીએ ?-હાં-કોઇ કહે છે-કે 'ચોથે સ્કંધે'. બ
બર ! સાંભળો- પૃથુ રાજાએ યજ્ઞની દિક્ષા લીધી છે. યજ્ઞ ક્રિયા થઈ રહ્યા પછી,
પ્રસાદ વહેંચાય; તેમ રાજા, પ્રજાને જ્ઞાનપ્રસાદ આપવા ઉભા થયા. કેટલીએક વ
કર્યા પછી, રાજા બોલ્યા કે—

**अस्ति यज्ञपतिर्नाम, केषांचिदर्हसत्तमाः ॥**
**इहामुत्र च लक्ष्यंते, ज्योत्स्नावत्यः क्वचिद्भुवः ॥२६॥**
**मनोरुत्तानपादस्य, ध्रुवस्यापि महीपतेः ॥**
**प्रियव्रतस्य राजर्षे-रंगस्यास्मत् पितुः पितुः ॥२७॥**
**ईदृशानामथान्येषा-मजस्य च भवस्य च ॥**
**प्रह्लादस्य बलेश्चापि, कृत्यमस्ति गदाभृता ॥२८॥**
**दौहित्रादीनृते मृत्योः, शोच्यान् धर्मविमोहितान् ॥**
**वर्गस्वर्गापवर्गाणां, प्रायेणैकात्म्यहेतुना ॥२९॥**

---

૧૨ પદચ્છેદ—**ज्ञानविज्ञानयोः निश्चयः यस्य सः ज्ञा०**-જ્ઞાનવિજ્ઞાનના નિશ્
વાળો. **सर्वभूतानां सुहृत्**-સર્વ પ્રાણીઓનો સ્નેહી. **शांतः**-શાંત. **अहं आत्मा य
तत् इति मदात्मकं इति विश्वं**-જગત્‌ને હું રૂપ. **पश्यन्**--જોતો. **पुनः न विपद्ये**
ફરી જન્મતો નથી.

**यत्पादसेवाभिरुचिस्तपस्विना–मशेषजन्मोपचितं मलं धियः ॥**
**सद्यः क्षिणोत्यन्वहमेधती सती, यथा पदांगुष्ठविनिः सृता सरित् ॥३०॥**
(ભાગ. સ્કંધ ૪–૨૧.)

અર્થ—'ભગવાન્ છે કે નહીં' ? એમ કેટલાએકને શંકા છે. તેથી કેટલાએક નિરીશ્વરવાદી અને કેટલાએક ઇશ્વરવાદી છે. પાછલો સિદ્ધાંત–એટલે ઇશ્વિરવાદ–સયુક્તિક ઠીક લાગે છે. કારણકે આ લોકમાં અને પરલોકમાં, કોઈને સારાં, અને કોઇને નરસાં સ્થાનો અને પદો, મળતાં જોવામાં આવે છે. તે જો કોઇ નિયંતા ન હોય; તો સંભવતું નથી. 'કરેલાં કર્મ પ્રમાણે એમ બને છે;' એમ ઘડી ભર માનીએ; તોપણ વિદ્વાનોના અભિપ્રાય ઉપરથી, ઇશ્વર હોવાની વાત મજબુત રીતે સિદ્ધ થએલી છે. (૨૬) મનુ, ઉત્તાનપાદ રાજા, ધ્રુવ, પ્રિયવ્રત, અમારા બાપનો બાપ અંગ રાજા, બ્રહ્મા, સદાશિવ, પ્રલ્હાદ, બલિ રાજા, અને એવાજ બીજા વિદ્વાનોએ, અને મહાત્માઓએ સ્વિકારેલું છે કે–'કર્મ પોતે જડ હોવાથી, ફળ દેવામાં અસમર્થ છે, માટે કર્મનાં ફળ આપનાર ઇશ્વિર હોવોજ જોઈએ.' બીજા દેવતાઓ પરતંત્ર હોવાથી, 'તેઓ ફળ આપે છે;' એમ કહેવું; તે પણ સંભવતું નથી. (૨૭–૨૮) ઇશ્વરને નહીં માનનારા તો, વેન વિગેરે, કે જેઓ નાસ્તીક અને દયાને પાત્ર ગણાયા છે; તેઓજ છે. (૨૯) બે જણના કર્મ સરખાં હોય; તોપણ તેમનાં ફળમાં ઘણી વાર ફેરફાર જોવામાં આવે છે. વળી કોઇ વખત કર્મ કર્યાં છતાં, ફળ મળતું નથી; અને કોઈ વખતે કર્મ ન કરે; તોપણ ફળ મળે છે. તે ઉપરથી ખાત્રી થાય છે–કે કર્તું–અકર્તું અને અન્યથા કર્તું, કોઇ છે. આ સત્તાને આપણે ઇશ્વિર કહીએ છઈએ. જેના ચરણ સેવવાની પ્રીતિ, રોજ રોજ વધીને, ગંગાજી જેમ મેલને મટાડે; તેમ સંસારની બળતરાવાળાં માણસોની બુદ્ધિના અનેક જન્મના ચડી ગએલા મેલને તુરત મટાડે છે. તે ઇશ્વિર છે. (૩૦).

જે લેખ ઉપર, મોટા માણસો, પોતાની સાક્ષી કરે; તેને હાઇકૉર્ટના જજો કબુલ રાખે; તેમ આપ ગમે એવા ડાહ્યા હો; પણ નાસ્તીક હો; તો તમારે પૃથુનો ઉપદેશ માન્ય રાખવોજ જોઈએ. 'ઇશ્વર છે'. એવી જે ખાત્રી; તે જ્ઞાન; અને પછી ઇશ્વિરનો અનુભવ, તે વિજ્ઞાન. નરસી, મીરાં, થનગન નાચ્યાં; તે વિજ્ઞાન.

'જ્ઞાનવિજ્ઞાનવાળા, પ્રાણી માત્રના મિત્ર, શાંત અને જગત્‌ને મારામય જુએ છે; તેથી તેમને પુનર્જન્મ ન હોય'; એમ શ્રીકૃષ્ણે પોતાનો નિર્ણય સંભળાવ્યો.

શ્રી શુકદેવજી કહે છે કે—

**श्रीशुक उवाच—**

**इत्यादिष्टो भगवता, महाभागवतो नृप ॥**
**उद्धवः प्रणिपत्याह, तत्त्वजिज्ञासुरच्युतम् ॥ १३ ॥**

**અર્થ—શ્રીશુકદેવજી કહેછે કે–હે પરીક્ષિતરાજા ! આ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણે આજ્ઞા કરતાં; મહાવૈષ્ણવ ઉદ્ધવજીએ, પ્રણામ કરીને, તત્ત્વ જાણવાની ઈચ્છાથી, ભગવાનને કહ્યું કે—[૧૩].**

---

૧૩ પદચ્છેદ—**हे नृप** !–હે પરીક્ષિત ! **इति भगवता आदिष्टः**–આ પ્રમાણે ભગવાનથી આજ્ઞા કરાએલા. **तत्त्वजिज्ञासुः**–તત્ત્વને જાણવાની ઇચ્છાવાળા. **महाभागवतः उद्धवः**–મહાવૈષ્ણવ ઉદ્ધવજી. **अच्युतं प्रणिपत्य आह**–ભગવાનને પગે લાગીને બોલ્યા કે–

૧૩ વિવેચન—

**ઉદ્ધવજીના પ્રશ્ન, તે આપણા પ્રશ્ન છે, એમ સમજજો. કોઈ ધર્મશાળા બંધાવે; કોઈ કુવા બંધાવે; કોઇ પરબ બંધાવે; તેમ આ જ્ઞાનનું પરબ ઉદ્ધવ બંધાવે છે.**

**ઉદ્ધવજી કહે છે; તે સાંભળો—**

**योगेश योगविन्यास, योगात्मन् योगसंभव ।**
**निःश्रेयसाय मे प्रोक्तस्–त्यागः संन्यासलक्षणः ॥१४॥**

**અર્થ—ઉદ્ધવજી કહે છે કે-હે યોગના સ્વામી ! હે યોગજાણનારાઓની ગુપ્ત થાપણરૂપ ! હે યોગરૂપ ! હે યોગને ઉત્પન્ન કરનાર ! આપે મારા કલ્યાણને માટે, જેવા પ્રકારના ત્યાગની વાત કરી; તે વાત, આપે આપના મહિમા ઉપર–આપે આપની શક્તિ ઉપર–દૃષ્ટિ રાખીને કરી; પણ મારો અધિકાર વિચારીને કરી નથી. કારણકે જેમ આરોગ્યને માટે, સર્વસ્વનું દાન કરવામાં આવે છે; પણ તે દાન કર્યા પછી, જે ધન મળે; તે લેવાની દાનીને છૂટ હોય છે; તેમ આ (આપના ઉપદેશ)માં, એકવાર દાન કર્યા પછી, પાછું જે ઘર આદિક મળે; તે લેવાની છૂટ હોય; તો એવો ત્યાગ મારાથી બની શકે; પણ આ તો 'પાછું કાંઇ લેવાયજ નહીં;' એવો ત્યાગ કરવાનું આપે કહ્યું; તે મારા જેવાથી થઇ શકે નહીં. [ ૧૪ ]**

૧૪ વિવેચન—

**संन्यासलक्षणः त्यागः**–સન્યાસ લક્ષણવાળો ત્યાગ. એટલે જે ત્યાગ કર્યા પછી, ફરી તેનો સ્વાદ લેવા; ન લલચાવું તે. વમન કર્યા પછી, તેની સામું જોવું ન ગમે ! જે પાકા ત્યાગીઓ છે; તેઓ સંસાર સામે જોતા નથી. ઘરબારને તજ્યા પછી, મઠમકાન બંધાવતા નથી. કુટુંબકબીલો છોડયા પછી, શિષ્યાદિના ફંદમાં ફસાતા નથી. ઉપર શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું કે–'**गां विचरस्व**–પૃથ્વીમાં ફર્યા કરો.' એક ઠેકાણે રહેનારને, ત્યાંના મકાનમાં, અને ત્યાંના માણસોમાં મોહ થાય. મોહ જીવનું બગાડી નાખે.

પતિ મરણ પામતાં, શણગાર ઉતારી નાંખવા પડે. ઉતારેલા શણગાર પાછા પહેરવા; તે વમન કરીને ખાવા જેવું છે. ઘર મુકીને મઠ–મકાનના ફંદમાં પડવું; તે વમન કરીને ખાવા જેવું છે. કુતરૂં વમન કરેલું ખાય. બીજું કોઇ ખાય નહીં.

સાચા ત્યાગમાં વૈરાગ્યનાં જે સુખ છે; તે સુખને સાચા ત્યાગીજ સમજી શકે; અને સાચી વિધવાઅવસ્થામાં, વૈરાગ્યનાં જે સુખ છે; તે સાચી વિધવાજ સમજી શકે. જેમ ભવાયાના

૧૪ પદચ્છેદ—**हे योगेश** !–હે યોગેશ. **योगानां विन्यासः** (થાપણ) **यस्मिन् सः यो० तत् सं० हे योगविन्यास** !–યોગ જાણનારાઓની ગુપ્ત થાપણ રૂપ ! **योगे आत्मा** (રૂપ) **यस्य सः तत् सं० हे योगात्मन्**–હે યોગરૂપ ! **योगस्य संभवः यस्मात् सः यो० तत् सं० हे योगसंभव** !–હે યોગને ઉત્પન્ન કરનાર ! **मे निःश्रेयसाय**–મારા કલ્યાણને માટે. **सन्यासः एव लक्षणं यस्य सः सं० इति त्यागः**–સંન્યાસના લક્ષણવાળો ત્યાગ. **प्रोक्तः**–આપનાથી કહેવાયો.

ખેલ ખોટા; તેમ લેભાગુ સાધુઓના, અને લેભાગુ વિધવાઓના વેશ, ખોટા સમજવા. સાચો ત્યાગ શ્રી હરિને શરણે લઈ જાય; ખોટો ત્યાગ, આમતેમ અફાળીને, સંસારમાં ફેંકી દે. ફોજદારનો પટો પહેરીને, ઢેઢવાડે વાળવા જાય; તે ઠીક દેખાય નહીં.

સાચા ત્યાગથી સૌ કોઇ પ્રથમ ડરે. કાશીએ ભણવા જનાર બ્રાહ્મણ બાળકને, કાશીએ ભણીને આવેલા મોટા વિદ્વાનો ઉત્સાહ આપે; યુદ્ધે ચડેલા ક્ષત્રિઓને, ચારણ–ભાટ વીરનાં ચારિત્ર સંભળાવી, શૂર ચડાવે; તેમ ત્યાગની દિક્ષા લેનારને, સાચા ત્યાગી-ઓએ ઉત્સાહ આપવો જોઇએ. અને વિધવા અવસ્થાની દિક્ષા લેનારી બ્હેનોને, પવિત્ર ગંગા જેવી ત્યાગી વિધવાઓએ ઉત્સાહ આપવો જોઇએ. યાદ રાખવું કે ત્યાગની વાતમાં રાગી સમજે નહીં.

ઉદ્ધવ આ ત્યાગથી ડરીને આગળ કહે છે—

**त्यागोऽयं दुष्करो भूमन्, कामानां विषयात्मभिः ॥**
**सुतरां त्वयि सर्वात्मन्–नभक्तैरिति मे मतिः ॥१५॥**

રાગ–વસંતતિલકા.

**सोऽहं ममाहमिति मूढमतिर्विगाढस–त्वन्मायया विरचितात्मनि सानुबंधे ॥**
**तत्त्वंजसा निगदितं भवता यथाहं, संसाधयामि भगवन्ननुशाधि भृत्यम् ॥१६॥**

અર્થ—હે વ્યાપક! હે સર્વના આત્મા! જેઓ કામનાવાળા છે; એટલે જેઓનું ચિત્ત વિષયોમાં લાગ્યું હોય છે; તે પુરૂષોથી, આવો ત્યાગ થઈ શકવો કઠણ છે. તેમાં પણ જેઓ આપના અભક્ત હોય;–આપથી વિમુખ રહેતા હોય; તેઓ તો આવો (સંન્યાસ લક્ષણવાળો) ત્યાગ કરી શકેજ નહીં; એવી મારી સમજણ છે. [૧૫] 'હું અને મારૂં' કરનારો મૂઢમતિ–એવો હું, તમારી માયાથી બનેલાં સ્ત્રી પુત્રાદિરૂપી બંધનવાળા દેહમાં, ડુબી ગએલો છઉં. તેથી આપે જે કહ્યું; તે હું અનાયાસે–સહેલાઇથી–જેવી રીતે સમજી શકું; તેવી રીતે, હું કે જે આપનો દાસ છઉં–તેને આપ કહો. [૧૬]

---

૧૫-૧૬ પદચ્છેદ—**हे भूमन्**–હે વ્યાપક! **हे सर्वात्मन्**!–હે સર્વના આત્મા. **कामानां**–કામનાવાળા જીવોને તથા. **विषये आत्मा (ચિત્ત) येषां ते तैः**–જેઓનું ચિત્ત વિષયોમાં લાગ્યું હોય છે તે પુરૂષોથી. **अयं त्यागः दुष्करः**–આવો ત્યાગ થઇ શકવો કઠણ છે. **त्वयि अभक्तैः**–તેમાં પણ આપના અભક્ત પુરૂષોથી. **सुतरां दुष्करः**–ઘણોજ કઠણ છે. **इति मे मतिः**–એવી મારી સમજણ છે. **सः अहं**–તે હું. **मम अहम् इति मूढमतिः**–હું અને મારૂં કરનારો મૂઢમતિ. **तव मायया विरचितात्मनि**–તમારી માયાથી બનેલા આ દેહમાં. તથા **अनुबंधेन सहितः, तस्मिन्–सानुबंधे**–સ્ત્રી પુત્રાદિકરૂપી બંધન જેમાં છે એવા દેહમાં. **विगाढः**–ડુબી ગએલો. **भवता निगदितं तत् तु**–આપે જે કહ્યું તે. **अहं यथा अंजसा संसाधयामि**–હું જેવી રીતે અનાયાસે સાધી શકું. **तथा**–તે પ્રમાણે. **हे भगवन्**–હે પ્રભુ! **भृत्यं इति मां अनुशाधि**–હું કે જે આપનો દાસ છઉં–તેને આપ કહો.

૧૫-૧૬ વિવેચન—

સાંભળો છો ને ? કે વાતો હવામાં ઉડી જાય છે ?–સંસારમાં રહેવું; અને તજવું તે મોંઘું છે. વળી કદિ તજવું; પણ પાછું લેવુંજ નહીં–તે વધારે મોંઘું છે. યાદ રાખવું કે–આ ઉંચકોટિના જીવો માટે છે.

સાધારણ રીતે માણસો, સંસારને ઘડી બે ઘડી પણ તજી શકતાં નથી. જ્યાં બેસે ઉઠે; ત્યાં સંસાર સાથે. જાજરૂમાં પણ સંસાર સાથે–કાંઇક હિસાબ ગણાતા હોય. રાત્રે પથારીમાં સુવે; ત્યાં પણ મગજ નવરૂં નહીં; સંસાર છાતી ઉપર પડયો હોય. જાગ્રતના સંસ્કારો, સ્વપ્નામાં દોડયા આવે. એટલે સ્વપ્નામાં પણ, સંસાર સાથે ને સાથેજ હોય છે. સંસારે જીવોને એવી બાથ મારી છે; કે જીવ સંસારમાંથી છટકી શકે નહીં. યાત્રામાં જાય; ત્યાં પણ દેશના કાગળ આવે; અને જાય. હરખશોકના ડબ્બા, ઠલવાય અને ભરાય. નામ–રૂપ–જાતિ વિગેરે જે તદ્દન અસત્ય છે; તે મન ઉપર એટલાં બધાં દઢ થઇ જાય છે–કે–ખસેડયાં ખસતાં નથી. સિંહનું બચ્ચું બકરૂં બનીને બેસે છે. યજ્ઞયાગાદિ ક્રિયાઓ વખતે, ભાગવતાદિનાં શ્રવણ વખતે, યાત્રામાં જતાં, તથા સદ્‌ગુરૂ પાસે જતાં, સંસાર ભૂલાવોજ જોઇએ. એટલી ઘડી અમે **આ** (લૌકિક) નથી; પણ **આ** (દૈવી) છઇએ; એમ ભાન થવુંજ જોઈએ. ભાગવતના પારાયણ વખતે, અમે શ્રવણદિક્ષા લઇએ છઇએ; અને શ્રોતાઓને લેવરાવીએ છઈએ. દિક્ષા એ લાઇનદોરી છે એક કડીયો લાઇનદોરી મારીને, દિવાલ ચણે છે. રેઢીયાર મનવાળા જીવોને, આવું કાંઇ પણ બંધન ગમતું નથી. બંધન એટલે નિયમ. નિયમ એજ માનવ. નિયમ વિનાનું ગધેડું, માણેકચોકમાં પોદળા કરે. માનવથી તેમ બનશે? માનવને દિશાએ જવું હોય; તો ઘેર આવવું પડે; વસ્ત્ર બદલવું પડે; જાજરૂમાં જળ રેડવું પડે, વિગેરે–વિગેરે. ભાગવતની પારાયણ કરવી; અમને બહુ ગમે છે; તે કામ કરતાં, અમારે સંસાર સરી પડે છે; રમતાં રંગ ઉછળે, કહેતાં ગદ્‌ગદ્ થવાય; નયણે નિર ભરાય ! પણ આ બધું યમનિયમે શોભતા માનવો પાસે! ઘેર કથા બેઠી હોય; અને કથા કરાવનાર, ચૌટે રજળતો હોય; ત્યાં અમે કદિ જતા નથી. જૈનો પોષા કરે છે; પુજામાં બેસે છે–અવધાન કરે છે. મુસલમાનો પણ રોજા વિગેરે કરે છે; તે તમામ ક્રિયાઓ, સંસારથી અમુક વખત મુક્ત થવા માટે છે. આપણે તો એમ સમજ્યા કે–મરવું ત્યારેજ મુકવું. અમારી સાથે શ્રવણદિક્ષા લે છે; **અને પાળે છે**; તે સંસારને ભૂલી જાય છે; તે દેવ જેવા દેખાય છે. આટલું પણ જે કરી શકતા નથી; તે અમારે ત્યાં ભલે આવે; પણ **અમને તે ગમે નહીં**. પ્રભુ તેમને બળ આપે! જે પાઈ ન વાપરી શકે; તેને હજાર વાપરવાનું કેમ કહેવાય! ઘડી બે ઘડી પણ સંસારને છોડી ન શકે; તેમને ભગવાને ઉદ્ધવને કહેલા—**संन्यासलक्षण: त्याग**: ની વાત શું કરીએ! લાકડાના ભારાવાળાને, હીરા બતાવ્યા જેવું થાય. મહેનત માથે પડે. કેમ! સમજણ પડે છે ને? આ સંસાર તો એક મોટું મુસાફરખાનું! અગર મોટું સ્વપ્ન! અગર મોટું દગબાજીનું ક્ષેત્ર! જ્યાં અનેક હોશીયાર માણસો પણ, ખત્તા ખાતાં ખાતાં–અફસોસ કરતાં કરતાં–ચાલ્યા ગયાં; ત્યાં આવડો બધો મોહ કેમ પાલવે? વિચાર કરી જોજો! ઉદ્ધવ તો ભાગ્યશાળી હતા; કે સામા શ્રીકૃષ્ણ બેઠા હતા! વળી પોતે પણ નવરા થઇને બેઠા હતા. ભાગવતની પારાયણ, હાલ કરીએ! પણ તમે નવરા નહીં. તમે નવરા કયારે?–[કેમ કહેવાય?] બસ! ત્યારેજ! તે પહેલાં નહીં. વિચાર કરતાં શીખો; તોપણ ઘણું છે.

માંદાએ વૈદને પોતાને થતું દુઃખ, કહી દેવું જોઇએ. તેમ ઉદ્ધવ, પોતાનું હૃદય ઠાલવીને, પોતાની અપૂર્ણતા જણાવી દે છે. આપ ઘણે ઠેકાણે કથાવાર્તા સાંભળતાં હશો ! બે પાંચ હજાર કથાકારો મળ્યા હશે. ઉમરમાં ૫૦-૫૫ કે સાઠે પહોંચ્યા હશો. કહો ! કોઇ ઠેકાણે અંતર ખોલીને આવી વાતો કરી છે ? જ્યાં ગયા હશો; ત્યાં 'હું બધું જાણું છઉં;' એવું-તમારૂં ડહાપણ, ઘડી બે ઘડી, દૂર પણ મૂક્યું નહીં હોય ! ભયંકર માંદો, અનેક ડૉકટરને ઘેરથી દવા લાવે; પણ દવા ખાળે ઢોળી નાંખે; તો તેની મહેનત માથે પડે; અને તેના પૈસા પાણી થાય. વિચાર કરી જોજો. ઠીક જણાય-તો-જ્યાં ગમે ત્યાં-નમી પડવામાં મજા છે. એકાદો રોગ ઓછો થશે.

અહંતા મમતા—સંસાર ખોટો, પણ અહંતા મમતાએ કરેલો અપરાધ, ખોટો નહીં. તે અપરાધ આપણા બીજા અવતારમાં પણ ચાલ્યો આવે. આ ભયંકર રોગ છે. ડાહ્યાં ડાહ્યાં માણસો પણ-ત્યાગીઓ પણ-અહંતા મમતાને મૂકી શકતાં નથી. જેને કલ્યાણની પરવા હોય; તેણે મરવા પહેલાં, અહંતા મમતા મુકવીજ જોઇએ. મરવા પહેલાં વાનપ્રસ્થ-તે અહંતા મમતાની ગાંઠોને ઢીલી કરી નાંખવાની તક, અને સન્યાસ તે અહંતા મમતાની ગાંઠોને છોડી નાંખવાની સુંદર તક. સન્યાસ લીધા પછી, વિદ્યા કીર્તિ આદિમાં લોભાઇને, અહંતા ઉભી કરે; અને ધન મકાન શિષ્યાદિમાં લોભાઇને, મમતા ઉભી કરે; તો તે સાધુ-સન્યાસી અગર પરમહંસ; ભયંકર અપરાધી છે.

ઉદ્ધવ પોતાનો અપરાધ કબુલ કરીને, આગળ કહે છે કે—

**વસંત.**

**सत्यस्य ते स्वदृश आत्मन आत्मनोऽन्यं, वक्तारमीश विबुधेष्वपि नानुचक्षे ॥**
**सर्वे विमोहितधियस्तव माययेमे, ब्रह्मादयस्तनुभृतो बहिरर्थभावाः ॥१७॥**
**तस्माद्भवन्तमनवद्यमनन्तपारं, सर्वज्ञमीश्वरमकुण्ठविकुण्ठधिष्ण्यम् ॥**
**निर्विण्णधीरहमु ह वृजिनाभितप्तो, नारायणं नरसखं शरणं प्रपद्ये ॥१८॥**

---

૧૭ પદચ્છેદ—**स्वस्य दृक् यस्य सः स्वदृक् तस्य-स्वदृशः**-સ્વયંપ્રકાશના, **सत्यस्य इति आत्मनः**-આત્મા કે જે સત્યરૂપ છે તેનો. **वक्तारम्**-ઉપદેશક. **आत्मनः अन्यं**-તમારાથી બીજો કોઇ. **हे ईश !**-હે પ્રભુ ! **विबुधेषु अपि न अनुचक्षे**-દેવોમાં પણ મેં જોયો નથી. **तव मायया**-આપની માયાથી. **विमोहिता धीः येषां ते**-મોહ પામેલી બુદ્ધિવાળા છે. **इमे सर्वे ब्रह्मादयः तनुभृतः**-આ તમામ બ્રહ્માદિ પ્રાણીઓ. **बहिः अर्थभावः येषां ते बहिरर्थभावाः**-વિષયોને સાચા માને છે.

૧૮ પદચ્છેદ—**तस्मात्**-તેથી. **भवंतं अनवद्यं**-આપ કે જે નિર્દોષ છો તેને. **अनंतपारं**-કોઇપણ દેશકાળમા અવિનાશી. **सर्वज्ञं ईश्वरं**-સર્વજ્ઞ અને રક્ષા કરવામાં સમર્થ છો તેને. **अकुंठः** (કાળાદિથી નાશ ન પામે એવું) **विकुंठः** (વૈકુંઠ) **एव धिष्ण्यं** (ધામ) **यस्य सः तं**-કાળાદિથી નાશ ન પામે એવા વૈકુંઠ ધામમાં રહેનારા પ્રભુને. **निर्विण्णा धीः यस्य सः निर्विण्णधीः इति अहम्**-હું કે જે વિષયોથી ખેદ પામેલો છઉં તે. **उ**-હે ભગવન્ ! **ह**-નો કાંઇ અર્થ નહીં. **वृजिनैः अभितप्तः**-દુઃખોથી શેકાઇ જતો. **नरस्य-सखा नरसखः तं इति नारायणं**-નરનાસખા નારાયણને. **शरणं प्रपद्ये**-શરણે આવ્યો છઉં-શરણું લઉં છઉં

**અર્થ—હે ઈશ્વર ! આત્મા કે જે સત્ય અને સ્વયંપ્રકાશ છે; તેના જેવો મને ઉપદેશ કરનાર, આપ વિના બીજો કોઇ, દેવતાઓમાં પણ, જોવામાં આવતો નથી. કારણકે આ બ્રહ્માદિ સઘળાં પ્રાણીઓ, તમારી માયાથી મોહ પામેલાં હોવાને લીધે, વિષયોને સાચા માને છે. [૧૭] ઉપદેશ કરનારા ઘણા છે; તો પણ તેઓમાં કેટલાએક, દુષ્ટ સ્વભાવવાળા છે, કેટલાએક સેવ્યા છતાં ફળ દેવાનો સમય આવે; તે પહેલાં નાશ પામે છે; કેટલાએક જાણતાજ નથી; એટલે લઇ ભાગ્યા છે; કેટલાએક રક્ષા કરવામાં અસમર્થ છે; તથા કેટલાએક સ્થાનથી ભ્રષ્ટ હોય છે; અને આપ તો-નિર્દોષ, ગમે તે દેશકાળમાં અવિનાશી, સર્વજ્ઞ, રક્ષા કરવામાં સમર્થ, અને કાલાદિકના બાધથી રહિત, એવા વૈકુંઠ લોકમાં રહેનાર છો; માટે વિષયોથી ખેદ પામેલો, અને દુઃખોથી તપી ગએલો એવો-હું, આપ કે જે જીવના સખા નારાયણ છો; તેમનું શરણું લઉં છઉં.'' [૧૮]**

૧૭-૧૮ વિવેચન—

ઉદ્ધવને સદ્‌ગુરુ રૂપે પ્રભુ મળ્યા. આપણે તો સદ્‌ગુરૂ શોધવાજ પડે. કારણકે—

ચોપાઇ—ગુરૂ બીનુ ભવનિધિ તરે ન કોઈ, જો બિરંચી શંકર સમહોઈ.

દોહરો—કલિમલ ગ્રસેઇ ધર્મ સબ, લુપ્ત ભયે સબ ગ્રન્થ;
દંભિન નિજમત કલ્પી કર, પ્રગટ કીન્હ બહુ પંથ—સીયાવર૦

ઉદાર ચારિત્રવાળા ધર્મગુરૂઓ સૌને ગમે છે. તેઓ સમાજના પ્રાણથી વધી પડે છે.

ભક્તિપ્રધાન સંપ્રદાયો પણ, ભક્તિપ્રધાન ભાગવતને ઢાંકી રાખી, પોતાના ગુરૂનાં વચનામૃતનો મહિમા વધારે ગાય છે. વેદાંતના રસીકો, શ્રીશંકરાચાર્યના ગ્રન્થોને, ઉપનિષદોને, શ્રીવેદવ્યાસના બ્રહ્મસૂત્રને ઢાંકી રાખી, પોતાના નવા પંથનાં નગારાં, વધારે વગાડે છે. મારા તારાનો મોટો દોષ, દરેક ધર્મમાં ત્વરાથી પેસી જાય છે. ઈશ્વરને મારૂં તારૂં નથી; ધર્મને મારૂં તારૂં નથી; પણ સ્વાર્થી ધર્મ ચલાવનારને, મારૂં તારૂં ઘણું હોય છે. તેથી જગતને એવા ધર્મ ચલાવનારા-સ્વાર્થી ધર્મગુરૂઓ-ગમતા નથી. એક મુસ્લીમ વિદ્વાન્ કહે છે કે-Islam had distinctly abolished Priesthood-ઈસ્લામે ધર્મગુરૂપણાને (ગુરૂબાજીને) તદ્દન કાઢી નાખ્યું હતું. તોપણ ગુરૂ વિના ચાલે એમ નથી.

દોહરો—હરિત ભૂમિ તૃણ સંકુલીત, સમુઝી પર નહીં પંથ;
જિમિ પાખંડ વિવાદતે, લુપ્ત ભયે સદ્‌ગ્રન્થ.—સીયાવર૦

[મોક્ષવાણી પાનુ ૪૨]

શ્રીરામચંદ્ર ઋષ્યમુક પર્વત ઉપર બેઠા બેઠા લક્ષ્મણને કહે છે કે--વરસાદ પડવાથી જ્યાં ત્યાં ખડ ઉગી નીકળ્યાં છે, તેથી ખેતરમાં થઇને જતી કેડીયો-કેડા-ખડથી ઢંકાઇ ગયા છે; રસ્તાની સમજણ પડતી નથી. તે પ્રમાણેજ પાખંડના વિવાદથી-બુદ્ધિવાદથી-બકવાદથી-સારા સારા ગ્રન્થો વંચાતા નથી.

કહેવાનો હેતુ એ છે કે-ગડબડ બહુ વધી પડી છે; માટે ગુરૂ શોધતાં, મોટી મોટી વાતો કરનારા-પાખંડીઓમાં ફસાઇ ન જવાય; તે ધ્યાન રાખવું. દેવાળીઆની દુકાનોના ભપકા બહુ હોય.

દંભપાખંડ વધી પડવાથી, ગુરૂપદ ઢીલું પડી ગયું છે. તોપણ કોઇ ઠેકાણે રૂડા પુરૂષો છે. શોધનારને જડે. ગરૂડ પણ શોધવા નીકળ્યા હતા. દરેક ધંધામાં ગુરૂની જરૂર છે. ક્યાંઇ મન ન ઠરે; તો જગદ્ગુરૂ શ્રીકૃષ્ણમાં મન ઠેરવવું.

—હું તો શું કહું !—કહેતાં કહેવાઇ જાય !

એવો અલકનિરંજન એક, જોતાં મારૂં મન ઠરે.
એ તો શાસ્ત્રો તણો શણગાર, જોતાં મારૂં મન ઠરે—એવો અલક૦
એ તો સંત તણો આધાર, જોતાં મારૂં મન ઠરે—એવો અલક૦
જે છે–ગુરૂઓનો પણ–ગુરૂ રે, જોતાં મારૂં મન ઠરે—એવો અલક૦

ગીતા અને એકાદશમાં ઉદ્ધવનો સંવાદ, શ્રીકૃષ્ણનાં બોધવચનો છે. નવા નવા સંપ્રદાયો, મંડળો અને મતપંથો, ગીતાથી કાંઇ વધારે કહી શકે એમ નથી; માટે નવા નવા ફંદમાં ફસાવું નહીં. ભયંકર કલિયુગે ધર્મમાં પ્રથમ પ્રવેશ કર્યો છે. જ્યાં ધર્મ, ત્યાં કલિયુગ પહેલો. વસ્તુ જોઇએ; તો તારવી–તારવીને લ્યો ! ખ્રિસ્તિઓનાં દવાખાનામાં, દયાને બ્હાને, વટાળવાની દાનત–વિગેરે.

ગુરૂપણાના દોષ—ઉદ્ધવજીએ બતાવેલા ગુરૂપણાના દોષ, ગુરૂઓએ ખાસ યાદ રાખવા જેવા છે. પોતામાં તે દોષ હોય; તો દોષને દૂર કરવા જોઈએ. **मायया विमोहितधियः** —માયાથી મોહ પામેલી બુદ્ધિવાળા, અને **बहिरर्थभावाः**-વિષયોને સાચા માનનારા. આ બે દોષ, ગુરૂપદને ઝાંખુ કરી નાંખે છે. જેમ લંગોટીવાળો પુરૂષ, રાજગાદી ઉપર ન શોભે; તેમ લૌકીક શણગારવાળો પુરૂષ, ગુરૂપદ ઉપર ન શોભે. વિદ્યા, વૈરાગ્ય અને ચારિત્ર ગુરૂપદના શણગાર છે.

**नारायणं नरसखं शरणं प्रपद्ये**-શરણનો મહિમા ઘણો છે. ગંગાજીના પ્રવાહમાં હાથી તણાય; અને શરણ લીધેલું માછલું, સામે પુરે ચાલ્યું જાય. ઘરમાં પુત્રવધુ પોતાનું ધાર્યું કરે, અને વિધવા સાસુજી, પુત્રથી ડરે.

ઉદ્ધવજીની દીનતા જોઈને ! ગીતામાં અર્જુન પણ, પોતાના લૌકિક સંબંધને પડયા મેલીને, બોલ્યા હતા કે—**शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नं ॥ ९ ॥**

**આ કયાં છે ?**–મામા ફૈના ઘણા હોય; પણ તેમની વચ્ચે સંસારની વાતો–અનેક હોય; પણ કલ્યાણની વાતો, એકકે ન હોય. વળી આ તો સાળા બનેવી ! સુભદ્રાબાના પતિ-દેવ ! તેમની વચ્ચે ગીતાની ચર્ચા થઈ. પતિપત્ની ઘણાં હોય; પણ નવરા થઈને ભગ-વાનની વાતો કરે; એવાં તો કૈલાસમાં શિવપાર્વતી ! અને યાજ્ઞવલ્કય તથા મૈત્રેયી અને ગાર્ગી ! માના જણ્યા ભાઈઓ ઘણા, પણ ભગવાનની વાતો કરે; એવા રામ, લક્ષ્મણ અને ભરત ! પિતા પુત્ર ઘણા હોય; પણ ભગવાનની વાતો કરે; એવા વ્યાસ અને શુકદેવ ! ઋષભદેવ અને જડભરતાદિ પુત્રો; તથા આત્મદેવ અને ગોકર્ણ. મા દિકરા ઘણા હોય; પણ નવરા થઈને, આત્મવિચાર કરે; એવાં કપીલ અને દેવહુતી ! કાકા ભત્રીજા ઘણા હોય; પણ ભેળા બેસીને ભગવાનની વાતો કરે; એવા કૃષ્ણ અને ઉદ્ધવ ! બ્રાહ્મણ સાધુ ઘણા; પણ આપણને ભગવાનની વાતો કરે; એવા ગામે ગામ–એક બે; નાતજાતમાં બે પાંચ ! કુટુંબમાં જમવા તેડો; તો રાવણકુળ જેટલા ભેળા થાય. ભગવાનની વાત કરવા તેડો; તો એક બે અગર એકકે નહીં. એવા ભકતોને અમારા પ્રણામ છે. આવી બાબતનો વિચાર કરતાં શીખો; તોજ સમજાય.

ગુરૂની જરૂર ઘણીજ ઓછી છે; એમ શ્રીકૃષ્ણ કહે છે—

**श्रीभगवानुवाच—**

**प्रायेण मनुजा लोके, लोकतत्त्वविचक्षणाः ॥**
**समुद्धरन्ति ह्यात्मान–मात्मनैवाशुभाशयात् ॥१९॥**
**आत्मनो गुरुरात्मैव, पुरुषस्य विशेषतः ॥**
**यत्प्रत्यक्षानुमानाभ्यां, श्रेयोऽसावनुविन्दते ॥२०॥**

અર્થ—શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે–આ સંસારમાં ઘણું કરીને, ખરૂંખોટું સમજનારા વિલક્ષણ માણસો, પોતેજ પોતાને, વિષયોની વાસનામાંથી બચાવી લે છે. એટલે ગુરૂના ઉપદેશની કશી જરૂર રહેતી નથી. [૧૯] પશુઆદિકના શરીરમાં પણ, પોતેજ પોતાના લાભ અલાભને સમજી શકે છે; એટલે પોતેજ પોતાના ગુરૂ બની શકે છે. ત્યારે મનુષ્યના શરીરમાં તો, પોતે પોતાને ગુરૂ છે; એમ વિશેષ સમજાય છે. કારણ કે મનુષ્યના શરીરમાં, પ્રત્યક્ષ પ્રમાણથી માણસને પોતાનું સ્વરૂપ જાણવું સુગમ પડે છે. [૨૦]

૧૯–૨૦ વિવેચન—

વીશમા શ્લોકમાં અનુમાન પ્રમાણ અને પ્રત્યક્ષ પ્રમાણનો આધાર બતાવ્યો છે; પણ આગળ ૨૩ મા શ્લોકમાની નોંધમાં, શ્રીધર કહે છે કે–' આત્મા અનુમાનથી સિદ્ધ થાય છે; એમ સમજવું નહીં. જીવ દેહાદિકથી જુદો છે; એટલુંજ અહીં સિદ્ધ કરવાનું છે.'

સાંભળો છો ને ? શ્રીહરિનાં વચનો ! કોને માટે આ વાત છે ?-**लोकतत्त्वविचक्षणा** –લોકના તત્ત્વને બરાબર સમજનારા–ખરૂં ખોટું જાણનારા માણસોને, ગુરૂની બહુ જરૂર નથી. તેઓ પોતાની મેળે, પોતાનો માર્ગ કરી લે છે. ગીતામાં પણ છઠ્ઠે અધ્યાયે કહ્યું છે કે–

**उद्धरेदात्मनाऽऽत्मानं, नात्मानमवसादयेत् ॥**
**आत्मैव ह्यात्मनो बंधु–रात्मैव रिपुरात्मनः ॥ ५ ॥**

અર્થ—મનુષ્ય પોતેજ પોતાનો બંધુ; અને પોતેજ પોતાનો શત્રુ છે. માટે તો પોતાનાથીજ, પોતાનો નાશ ન કરતાં, પોતાનો ઉદ્ધાર કરવો જોઈએ. [૫]

યાદ રાખવું કે—એકલી હુશીયારી આ બાબતમાં સંપૂર્ણ નથી. માત્ર ઘણું સાંભળ્યું અગર વાંચ્યું; તે પણ, આ બાબતમાં સંપૂર્ણ નથી. સાંભળ્યા અગર વાંચ્યા પછી, પાલ

---

૧૯–૨૦/૧૯ પદચ્છેદ—**प्रायेण**–ઘણું કરીને. **लोके**–આ સંસારમાં. **लोकतत्त्व विचक्षणाः इति मनुजाः**–લોકતત્ત્વનો અનુભવ કરનારા–ખરૂ ખોટું સમજનારા માણસો **आत्मना एव**–પોતાનાથીજ. **आत्मानम्**–પોતાને. **अशुभाश्च ते आशयाश्च** (વાસનાઓ **तेषां समाहारः अशुभाशयं तस्मात् अशुभाशयात्**—વિષયોનીવાસનામાંથી **समुद्धरन्ति** બચાવી લે છે. ૨૦ પદચ્છેદ—**आत्मनः आत्मा एव गुरुः इति**–પોતાનો ગુરૂ પોતેજ છે એ **पुरुषस्य विशेषतः**-પશુ પક્ષીના અવતાર કરતાં, મનુષ્યના અવતારમાં વિશેષ સમજ છે. **यत्**–કારણ કે. **प्रत्यक्षानुमानाभ्यां**-પ્રત્યક્ષ પ્રમાણ અને અનુમાન પ્રમાણથી. **असौ श्रेयः अनुविंदते**–માણસ પોતાના શ્રેયને પામે છે.

થાય; તેજ સંપૂર્ણ છે. રંગમાં બોળ્યું; ઘણુ રંગ ન બેઠો; તે કામ ન આવે. રંગ કેમ બેસતો નથી; તે રંગનારે શોધી કાઢવું જોઈએ.

દૃષ્ટાંત—રાજુબા રાજરાણી હતાં. તે સદાશિવના ઉપાસક હતાં. સદાશિવે તેમને પારસમણિ આપ્યો હતો. ગામને પાદર ગંગાજી વહેતાં હતાં. રાણીસાહેબ એકવાર ગંગાજીએ સ્નાન કરીને દરબારગઢ તરફ આવતાં હતાં. પાલખીનો પડદો જરા ઉંચો કરતાં, પોતાના પીયરની સહીયર-મોંઘીને દેખી. દાસીને આજ્ઞા કરતાં, તે મોંઘીને તેડી લાવી. જરાવાર બેઉ મળ્યાં. પછી મોંઘીનું ઠેકાણું પૂછી લીધું. પાલખી દરબારગઢમાં આવી. પછી દાસી, મોંઘીને દરબારગઢમાં અવારનવાર તેડી લાવે. એકવાર દાસી બેચાર વખત ગઈ; પણ મોંઘી આવી નહીં. ૮-૧૦ અને ૨૦ દિવસ થઇ ગયા. બા સહિયર વિના અકળાયાં. સીગરામ મોકલ્યું-મોંઘી માટે. મોંઘી શરમાતી શરમાતી સીગરામમાં બેસીને બા પાસે આવી.

રાજુબા—કેમ બ્હેન ! આવડાં બધાં મોંઘાં !

મોંઘી—બા ! મોંઘાં કાંઈ નથી. ગરીબ સંસાર છે. એટલે અધમણ દળણું દળું; ત્યારે બાળકો ભોજન ભેળાં થાય. તોયે બાપ વિનાના બાળકોને, કાંઇક ઓછું લાગતું હશે ! [એમ કહેતાં કહેતાં મોંઘી રડી પડી.]

રાજુબા—બ્હેન રડીશ મા. હું શું જાણું, તારી વાત! મને કહીએને! મારી પાસે પારસમણી છે. તું તારા ઘરમાંથી લોઢાનું કાંઈ લાવજે. તને સોનું બનાવી દઈશ.

પછી થોડીવાર બેસી, મોંઘી પોતાને ઘેર ગઇ. લોઢાની તપાસ કરતાં, ખીચડી હલાવવાની કડછી પણ, લાકડાની! લોઢાનો એક પણ કકડો જડયો નહીં. ઘરના વાડામાં, પાટાનો એક કકડો, દટાઇ ગએલો હતો; તે જડયો. તે લઇને મોંઘી રાજુબા પાસે આવી. રાજુબાએ સ્નાન કરી, પાટાને પારસમણિ અડકાયો; પણ લોઢાનું સોનું થયું નહીં. રાજરાણી ગભરામણી; તોપણ ધીરજ રાખી, મોંઘીને રજા આપી. ફરી સ્નાન કરી. ઘીની જ્યોત પ્રગટાવી. સદાશિવને પ્રાર્થના કરી. જવાબ મળ્યો કે-'પાટો ઘણા દિવસથી માટીમાં દટાએલો હતો, તેથી તેના ઉપર, કાટના થર બાઝયા છે. પાટાને અગ્નિમાં મુકીને, પ્રથમ કાટને બાળી નાંખો.' રાણી સાહેબે એમ કરતાં, કાટ બધો બળી ગયો; અને પાટો સાફ થઈ ગયો. પછી પારસમણી લગાડતાં-પાટો સોનું બની ગયો.

તેમ આપણને બ્રહ્મા જેવા ગુરૂ મળે; પણ અનેક જન્મોથી, આપણા મન ઉપર, માયાના થર ચડયા છે; તેનું શું? વૈરાગ્યની અગ્નિમાં, માયાના થર બળી જાય; ત્યારે સદ્‌ગુરૂનો બોધ લાગે. આજકાલ ઘણે ઠેકાણે કથાવાર્તા થાય છે. કોઈ કોઈ ઠેકાણે તો ઉપનિષદો-ગીતા અને બ્રહ્મસૂત્ર વંચાય છે; કોઈ કોઇ ઠેકાણે રામધૂન મચે છે; કીર્તનો ગવાય છે. પારસમણીથી મોંઘો બોધ અપાય છે; પણ પાટા લોઢાના-ને લોઢાના ! સદ્‌ગુરૂ છેતરાય-કે જાણે આ બધું પાકી ગયું છે; પણ દાણો દાબી જુએ; તો બધું કાચું માલમ પડે. માંડમાંડ કથામાં આવતા હોય; તેમને બાપડા ગુરૂ, કાંઈ કહી શકતા નથી. મેલાં કપડાં ઉના પાણીમાં બાફવાં જોઇએ. પછી પડે ધોકાનો માર. પછી તે પહેરાય !

**પુરુષસ્ય વિશેષતઃ**—પશુપક્ષીમાં પણ હિતાહિત જોવાની શક્તિ છે. માંકડ અને જુ આપણે શોધીએ; ત્યારે દોડીને સંતાઇ જાય છે. વનચર વાઘને દેખીને, નાસે છે; ચકલાં બાઝને દેખીને, સંતાઇ જાય છે; કીડીયો તડકો દેખીને, સાકરને પડી મેલી, નાસે

છે. મનુષ્યોમાં પશુપક્ષી કરતાં વધારે બુદ્ધિ છે. બુદ્ધિદ્વારા મનુષ્ય પોતાનું હિતાહિત વધારે સમજી શકે છે. માયાનું ગાંડપણુ મુકીને, પોતાના વાસ્તવ સ્વરૂપને વિચારે; તો મનુષ્ય પોતામાં ઘણું દેખે-ઘણું સમજે.

**અત્યારે આથી ઉલટું છે**—એટલે મનુષ્યોના કરતાં, પશુપક્ષીઓ પોતાનું હિતાહિત વધારે સમજી શકે છે. કુતરો જેટલો વફાદાર અને સંયમી છે; એટલાં વફાદાર અને સંયમી, માણુસો નથી. કુતરા ઋતુકાળમાંજ, માદાનો સંગ કરે છે; અને મનુષ્યો સદા-રાત દિવસ -થાકતાંજ નથી. વળી પશુપક્ષી સગર્ભા થયા પછી, એક બીજાંની સામે જોતાં નથી; અને મનુષ્યો, બી. એ. કે એમ. એ થયા હોય; પંડિતો કે મહામહોપાધ્યાય હોય; પણ સગર્ભાવસ્થામાં, સંગ કર્યા વિના રહી શકતાં નથી. સંતતનિયમનની દવા ખાઇને, બાળકો થતાં અટકાવવાં, તે સૌ-ભણેલાં ગણેલાં-ને ગમ્યું; પણ વિષયભોગનો ત્યાગ કરવો; કોઇને ગમ્યો નહીં. સંતતિનિયમનના કાયદા, તો ખરી રીતે સિંહ વાઘ પાળે છે. નર માદા સાથે રહે-રમે-જમે; તોપણ વિષયભોગ જીંદગીમાં એકજ વખત કરે છે. મનુષ્યો સગર્ભાવસ્થામાં સંગ કરે; તે ઉપરાંત, પુરૂષોને.. ......, સ્ત્રીઓને........! એક બીજાની ભોગ્ય વસ્તુ ! તેમાં જાણે કાંઈ દોષજ નથી. વસ્તુતઃ ઘેર ઘેર વાસના, અને ઓરડે ઓરડે એ જ્ઞાન ! કલિયુગ જાણે ફાલ્યો. આ ઉપરાંત પશુપક્ષી વર્ણાંતર લગ્ન કરતાં નથી. એટલો સંયમ પણ, માનવીઓમાં નથી. ઘોડાગધેડીના સંગનું પરિણામ-ખચ્ચર; તેમ વર્ણાંતર લગ્નોનાં પરિણામ, વર્ણશંકર પ્રજા ! આંધિ ઉડે, અને આંખો ધૂળે પુરાય. ત્યારે છતી આંખે કાંઇ દેખાય નહીં; તેમ સુધારાની આંધિમાં-છતી સમજણે, ડાહ્યા દેખી શકતા નથી કે-આ સિંહ, આ વાઘ, કેમ ઓછી પ્રજા ઉત્પન્ન કરે છે! શામાટે તેઓ વિષયમાં રાચતા નથી? શામાટે તેઓ વર્ણાંતરલગ્ન કરતા નથી? શામાટે તેઓ ગર્ભાધાન થયા પછી, સંભોગ કરતા નથી? શામાટે તેઓ પ્રાચીન પ્રથાને વળગી રહ્યા છો? શું તેઓ જંગલી છે; તેથી? ના! એમ-જંગલી-તો કહેવાયજ નહીં. સાચાં સુધરેલાં તેઓજ છે. આતો સિંહની વાત કરી; પણ કુક્કર, ભુંડ, બિલાડાં અને કાગડા પણ, પોતપોતાની મર્યાદામાં રમે છે. મર્યાદા તોડીને નાઠાં હોય-પશુપક્ષી કરતાં પણ, હલકાં બની જતાં હોય-તો તે આજકાલ, પોતાને સુધરેલાં માનનારાં, બગડેલાં માનવીઓ છે.

વળી મનુષ્યો પરણ્યા પહેલાં, પ્રેમના બ્હાના નીચે, અધીરાં બનીને, એક બીજાનું બ્રહ્મચર્યવ્રત ભંગ કરી, અઘોર પાપ બાંધે છે. જાણે કોઈ પુછનારજ નથી! અને ત્યાર પછી, પોતે પરણુવા નીકળે છે. આ તે લગ્ન! કે પુનર્લગ્ન? કે નવીન લગ્ન! કે લગ્નનું નાટક! આ સુધરેલાંની ક્રાંતિ છે. આ સુધરેલાંઓનો પશુયુગ છે. જે ગટરના ઉપર જાળી, તે ગટરમાં કચરો જઇ શકે નહીં. તેમ જે માણસોને વિષયભોગમાં સંયમ, તેમનાં ધર્મ-ધન અને આરોગ્ય-ત્રણે સલામત રહે. આ તો દીવા જેવી વાત છે. ખેંચતાણુ વિનાની વાત છે. છતાં ડાહ્યાં-ભણેલાં-પશુનાં પણ પશુ! જાણે પશુયુગને છતી લાવ્યાં.

**સમજુને અત્યારે સારી તક છે**—આમ છે; તોપણ સમજુને-સાવધાનને-આત્મ કલ્યાણ સાધવાની આ સારી તક છે-ઉત્તમ તક છે. તુલસીદાસજી કહે છે કે—

ચોપાઈ—બડે ભાગ્ય માનુષતનુ પાવા, સુરદુર્લભ સદ્ગ્રન્થ હિ ગાવા;
સાધન ધામ કર દ્વારા, પાઈ ન જે પરલોક સંવાસ.

દોહરો—સો પરત્ર દુઃખ પાવહી, શીર ધૂનિ ધૂનિ પછિતાઇ;
કાલહિ કર્મહિ ઈશ્વરહિ, મિથ્યા દોષ લગાઇ—સીયાવર૦
ચોપાઈ—ઈહિ તનુ કર ફૂળ વિષય ન ભાઇ, સ્વર્ગહુ સ્વલ્પ અંતદુઃખ દાઇ.
વિગેરે—વિગેરે—[મોક્ષવાણી પાનુ ૬૮ A]

સમજીને અત્યારે સારી તક છે; એમ શ્રીકૃષ્ણ આગળ કહે છે—

**पुरुषत्वे च मां धीराः, सांख्ययोगविशारदाः ॥**
**आविस्तरां प्रपश्यन्ति, सर्वशक्त्युपबृंहितम् ॥२१॥**
**एकद्वित्रिचतुष्पादो, बहुपादस्तथाऽपदः ॥**
**बह्व्यः सन्ति पुरः सृष्टास्-तासां मे पौरुषी प्रिया ॥२२॥**

**અર્થ**—પશુ આદિક કરતાં, મનુષ્યમાં જ્ઞાનાદિક સઘળી શકિતઓ બહુજ વધારે હોયછે. એટલે હું કે જે-જ્ઞાનાદિક સર્વ શકિતવાળો આત્મા છઉં; તેને સાંખ્ય અને યોગમાં નિપુણબુદ્ધિવાળા ધીર પુરૂષો, ઘણીજ ખુલ્લી રીતે જોઈ શકે છે. (૨૧) એક બે ત્રણ અને ચાર પગવાળાં શરીરો, તથા જેમને પગ નથી; એવાં ઘણાં શરીરો, મેં બનાવેલાં છે. તે શરીરોમાં પુરૂષનું શરીર મને વ્હાલું છે. (૨૨)

૨૧ થી ૨૨ વિવેચન—

**मां सर्वशक्त्युपबृंहितं**-હું સર્વ શક્તિવાળો જીવાત્મા, મનુષ્ય શરીરમાં છઉં. પ્રાચીનકાળ તરફ જોઇએ; તો-પાણિનિ, કાત્યાયન, પતંજલિ, ગૌતમ, કણાદ, વેદ વ્યાસ, પરાશર, યાજ્ઞવલ્કય, વસિષ્ઠ, વિશ્વામિત્ર આદિ ઋષિયો; તથા નલ, જનક, ઋષભદેવ, માન્ધાતા, યુધિષ્ઠિરાદિ પાંડવો, શ્રીકૃષ્ણ, વિગેરે રાજાઓ; તે પછી બુદ્ધ, શંકરાચાર્ય, મહાવીર આદિ આચાર્યો; પછી બાણ, હર્ષ, કાલિદાસ, ભવભૂતિ, માઘ, દંડી, જગન્નાથ વિગેરે કવિયો, દૈવી શક્તિવાળા હતા; એમ તેમનાં જીવનચરિત્રો હજી કહી રહ્યાં છે. તે પછી ચક્રવર્તી ચંદ્રગુપ્ત અને સમ્રાટ અશોક જેવા રાજાઓ, તથા શ્રીમદ્ રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, નિંબકાચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્ય, ગૌરાંગ મહા પ્રભુજી, ગુરૂ નાનક, ગુરૂ ગોવિંદસિંહજી, શ્રી સ્વામીનારા-

૨૧ પદચ્છેદ—**पुरुषत्वे**-મનુષ્ય શરીરમાં-મનુષ્ય જન્મમાં. **सर्वशक्तिभिः उपबृंहितं** (વૃદ્ધિ પામેલો) **इति मां**-હું કે જે જ્ઞાનાદિક સર્વશક્તિઓવાળો આત્મા છઉં તેને. **सांख्ययोगविशारदाः धीराः**-સાંખ્ય અને યોગમાં નિપુણ બુદ્ધિવાળા ધીર પુરૂષો. **आविस्तराम्**-અવ્યય-In a more manifest way-ઘણીજ ખુલ્લી રીતે. **प्रपश्यंति**-જુએ છે-જોઇ શકે છે.

૨૨ પદચ્છેદ—**एकश्च द्वौ च त्रयश्च चत्वारश्च पादाः यासु ताः एकद्वित्रिचतुष्पादः**-[**पादः** શબ્દનું દ્વંદ્વના અંતમાં એક વચન રહે છે.] એક બે ત્રણ અને ચાર પગવાળાં શરીરો. **बहवः पादाः यासु ताः बहुपादः**-ઘણા પગવાળાં શરીરો. **न विद्यते पादाः यासु ताः**-જેમને પગ નથી એવાં શરીરો. **बह्व्यः** (સ્ત્રિલિંગ) **पुरः** (સ્ત્રિલિંગ) -ઘણાં શરીરો. **सृष्टाः संति**-બનાવેલાં છે. **तासां**-તે શરીરોમાં. **पुरुषस्य इयं पौरुषी** પુરૂષનું શરીર. **मे प्रिया**-મને વ્હાલું છે.

ચણુ વિગેરે પ્રાતઃસ્મરણીય આચાર્યો; હેમાચાર્ય અને વિજય ધર્મસુરીને પણ ભૂલી જવાય એવા નથી. શ્રી દયાનંદ સરસ્વતી, શ્રીમદ્ રાજચંદ્ર, સુરેંદ્રનાથ બેનરજી, રવિંદ્રનાથ ટાગોર, મહાત્મા ગાંધીજી, અને ભારતના લાડિલા જવાહિરલાલ, આ બધામાં દૈવી શક્તિનો વધારો જણાય છે. યુરોપ તરફ જોઇએ; તો ટોલ્સ્ટોય, લેનીન, વિગેરે. અમેરિકા તરફ જોઇએ તો—મહાન વિજ્ઞાનશાસ્ત્રી એડિસન, બેન્જામિન ફ્રાંકલિન. એંડ્રુ કાર્નેગી, હેનરી ફોર્ડ વિગેરે—અનેક અક્કલવાળાની અક્કલ, મનુષ્યદેહમાં ખીલી—પ્રગટી. આંખમાં રહેલા સૂર્યથી, આકાશના સૂર્યને જોઇ શકીએ. તેમ આપણા પોતાના આત્મવિકાસથી, સામાનો આત્મ વિકાસ જોઈ શકીએ.

આ શ્લોકમાં કહ્યું કે—મનુષ્યોમાં રહેલા આત્માને સૌ જોઈ શકતા નથી; પણ **सांख्ययोगविशारदाः**—સાંખ્યયોગમાં નિપુણ બુદ્ધિવાળા જોઇ શકે છે. **धीराः** શબ્દ મુકીને ઉમેર્યું કે-ભણ્યા હોય—જ્ઞાની હોય—પણ ધીર જોઇએ. ઘડીયાળી ચક્રો જોવા આંખ ચડાવે; પણ તે ધીર હોવો જોઇએ.

'મેં ઘણાં શરીરો બનાવ્યાં છે; તેમાં **मे पौरुषी प्रिया**—મનુષ્ય શરીર મને બહુ વ્હાલું છે'; એમ પ્રભુ બોલ્યા. રણછોડરાયના પાડોશમાં દુકાન રાખી; પણ દર્શન કરવા શેઠ નવરો નહીં. તેનું શું? તે તેનાં દુર્ભાગ્ય! મનુષ્યાવતાર આવ્યો; પણ પોતે શું છે? તે વિચારવા નવરા ન થયા; તે દુર્ભાગ્ય વિના બીજું કાંઈ નથી. શ્રીરામ કાગ ભુશુંડિને કહે છે કે—

ચોપાઇ—મમ માયા સંભવ સંસારા, જીવ ચરાચર વિવિધ પ્રકારા.
સબ મમ પ્રિય સબ મમ ઉપજાયે, સબતેં અધિક મનુજ મોહિ ભાયે.
[ મોક્ષવાણી પાનુ ૭૬ ]

આ વાત ભાગવતમાં ૩જા સ્કંધમાં ૨૯મા અધ્યાયમાં ૨૮ થી ૩૦ શ્લોકમાં કરી છે. નિશો કરે તેને પોતાનું ભાન રહે નહીં. તેમ માયાનો રંગ પીએ; તે પોતાને ભૂલી જાય.

બીલાડાંનાં બચ્ચાંની આંખ, સાત ઘેર ફરે; ત્યારે ઉઘડે; આપણી આંખ ત્રાસી લાખ નવાણુ હજાર નવસેં નવાણુ ઘર બદલે; ત્યારે ઉઘડે. આંખ ઉઘડે; તે વખતે, ચોવીસ કલાકનો દિવસ, અને અડતાળીસ કલાકનું કામ દોડયું આવે. જેમ ધુતારા નગરમાં અનેક મોહનાં ચટકાં—છેતરપીંડી!—ફસામણ;

દ્વારકામાં ચાર જણે સાથે રહીને હુંડી વટાવી. તેમાં એકેજ કાંઇક ઓળખ્યા કે—રૂપૈયા ગણી આપે છે તે—પ્રભુ છે.

તેમ મનુષ્યાવતારમાં પણ, સમજણ ન પડે; એવી રીતે, આસપાસ મોહ પથરાતો રહે. જેમ ચોર ચોરેલી વસ્તુને દાટતોજ જાય; તેમ સંસાર આત્મવસ્તુને દાટતોજ જાય. નિજ સુખનો લાભ લેવા ન દે. પરણીને રાંડે; તો બીજી સ્ત્રીને પરણે; પણ નિજ સુખનો લાભ લેવાની ઇચ્છા ન કરે. નિજ સુખનો લાભ લેવાની, પ્રેરણા પણ ન થાય. જાણે ધુતાર પટ્ટણમાં સૌ ધુતારા લોકો! ભુલા પડેલાને ભુલોજ પાડે; પણ માર્ગ દેખાડે નહીં. પશુપક્ષી ખાય, પીએ, બચ્ચાં પેદા કરે; અને મરી જાય; એટલોજ હેતુ મનુષ્યશરીરનો નથી. મનુષ્ય શરીરનો હેતુ, તેથી કાંઇક આગળ છે. ઉંચે ચડીને જોવા માટે, મીનારા બનાવ્યા છે. તેમ સત્યને જોવા માટે, શાસ્ત્રોરૂપી અને સંતોરૂપી, મીનારા બનાવ્યા છે.

૨૧મા શ્લોકને નીચેનું વેદ વાકય પણ મળે છે—

**पुरुषत्वे चाविस्तरामात्मा, स हि प्रज्ञानेन संपन्नतमो विज्ञातं वदति, विज्ञातं पश्यति, वेद श्वस्तनम्, वेद लोकालोकौ, मर्त्येनामृतमीप्सत्येव संपन्नोऽथेतरेषां पशूनामशनापिपासे एवाभिविज्ञानम् ॥**

પુરૂષપણામાં આત્માનો અતિ પ્રગટ સાક્ષાત્કાર થઇ શકે છે; કારણકે પુરૂષ અત્યંત જ્ઞાન સંપન્ન છે. તે જાણેલું બોલે છે, જાણેલું જુએ છે, ગઈ કાલનું જાણે છે, લોકાલોક જાણે છે; અને પોતાના મનુષ્યજન્મથી મોક્ષ મેળવવા ઇચ્છા પણ રાખે છે. આ પ્રમાણે મનુષ્યજન્મ પરિપૂર્ણ છે. પણ બીજાં પશુ વિગેરેને તો, કેવળ ખાવા પીવાનુંજ જ્ઞાન હોય છે.

ઘડીયાળ બગડે; ત્યારે ઘડીયાળને ઘડીયાળી પાસે લઇ જઇએ; વાસણ બગડે; ત્યારે કંસારાને ત્યાં જઇએ; લુગડાં બગડે; ત્યારે ધોબીને ઘેર જઈએ; શરીર બગડે; ત્યારે વૈદને ઘેર. તેમ મન બગડે; મનને માયાના છંદ ગમે, મન વિષયભોગમાં રાચે; ત્યારે **सांख्य योगविशारदाः धीराः** સાંખ્યયોગમાં નિપુણ ધીર પુરૂષો પાસે, મનને અવશ્ય લઇ જવું જોઇએ. પ્રથમ તો એવા સંતની મુંગા મુંગા સેવા કરવી. જે પાપો માટે શાસ્ત્રોએ પ્રાયશ્ચિત લખ્યાં નથી-એટલે-ભોગવવાં પડે; એવા ભયંકર પાપો છે; તે પાપો પણ, સંતોની સેવામાં રહેવાથી નાશ પામે.

**विपदो नैव विपदः, संपदो नैव संपदः ।**
**विपद्विस्मरणं विष्णोस्-संपन्नारायणस्मृतिः ॥**

અર્થ—વિપત્તિઓ સાચી વિપત્તિ નથી; સંપત્તિઓ સાચી સંપત્તિ નથી. પણ વિષ્ણુનું વિસ્મરણ એજ વિપત્તિ, અને નારાયણનું સ્મરણ એજ સંપત્તિ.

મનુષ્યો ૮૫ ટકા પશુ જેવાં છે; ૧૨ ટકા માણસ જેવાં; એટલે-અહારવિહારનો વિવેક, ખાવા પીવાનો વિવેક, બોલવા ચાલવાનો વિવેક વિગેરે. ૩ ટકા સાત્ત્વિક ભાવવાળા-સંત.

શ્રીકૃષ્ણ આગળ કહે છે તે સાંભળો—

**अत्र मां मार्गयन्त्यद्धा, युक्ता हेतुभिरीश्वरम् ॥**
**गृह्यमाणैर्गुणैर्लिङ्गै-रग्राह्यमनुमानतः ॥ २३ ॥**
**अत्राप्युदाहरन्तीम-मितिहासं पुरातनम् ॥**
**अवधूतस्य संवादं, यदोरमिततेजसः ॥ २४ ॥**

---

૨૩ પદચ્છેદ—**अत्र**-આ મનુષ્ય શરીરમાં. **गृह्यमाणैः गुणैः लिंगैः अग्राह्यम् इति ईश्वरं**-બુદ્ધિ આદિક ગુણોથી અને દંડાદિ ચિન્હોથી ન જાણી શકાય એવો ઇશ્વર. **अनुमानतः अग्राह्यम्**-અનુમાનથી પણ જાણી ન શકાય એવો આત્મા. **ईश्वरं इति मां**-એવા આત્મારૂપી મને. **युक्ताः**-સાવધાન પુરૂષો. **हेतुभिः मां अद्धा** (યથાર્થ રીતે) **मार्गयंति** -કારણોએ કરીને મને યથાર્થ રીતે શોધી શકે છે.

૨૪ પદચ્છેદ—**अत्र अपि**-આ બાબતમાં પણ. **अमिततेजसः यदोः**-ઘણા તેજવાળા યદુરાજાનો. **अवधूतस्य संवादं**-અને અવધૂત સાથેનો સંવાદ. **इति इमं पुरातनं इतिहासं**-આ પુરાતન ઇતિહાસ. **उदाहरंति**-સંતો કહે છે.

**अवधूतं द्विजं कंचिच्–चरन्तमकुतोभयम् ॥**
**कविं निरीक्ष्य तरुणं, यदुः पप्रच्छ धर्मवित् ॥२५॥**

અર્થ—બુદ્ધિ આદિ ગુણોથી, દંડાદિ ચિન્હોથી, તથા અનુમાનથી પણ, ન જાણી શકાય એવો આત્મા–કે જે હું છઉં–તેને આ મનુષ્ય શરીરમાં, સાવધાન પુરૂષો, કારણોએ કરીને, યથાર્થ રીતે શોધી શકે છે. [૨૩] આ બાબતમાં પણ, ઘણા તેજ વાળા યદુરાજાના, અને અવધૂતના સંવાદ રૂપે, પુરાતન ઇતિહાસ સંતો કહે છે.[૨૪] અવધૂત વેશવાળા, મહા વિદ્વાન્ અને સર્વદા યૌવનવાળા ગુરૂદત્તાત્રય, કે જે નિર્ભયપણે જગત્‌માં આમતેમ ફરે છે; તેમને જોઈને, ધર્મવેત્તા યદુરાજાએ, નીચે પ્રમાણે પૂછયું હતું. [૨૫]

**૨૩ થી ૨૫ વિવેચન—**

**अत्र**—આ મનુષ્યાવતારમાંજ આ બની શકે એમ છે. **युक्ताः अत्र मां मार्गयंति**–સાવધાન પુરૂષો મને અહીં (આ અવતારમાં) શોધી કાઢે છે; એમ નિર્ણય પૂર્વક કહે છે. દરેક ધર્મમાં એવા અમુક માણસો થઇ ગયા હોય છે કે–જેમને પ્રભુ મળ્યા હતા. નરી આંખે દેખાય; એવી આ વસ્તુ નથી; સામાન્ય બુદ્ધિથી સમજાય; એવો આ વિષય નથી. ધોળે દહાડે તારા જોવા હોય; તેમણે કાંઈ નવીન રસ્તો લેવો જોઇએ. સમુદ્રને તળીયે પડેલાં મોતી લેવાં હોય; તે સમુદ્રની ઉપર ઉપર ન તરે. માંડળીકની રાજસભામાં ૧૭ સન્યાસી ભૂલા પડયા. નરસીને કેદ કર્યા. નરસીએ પ્રાર્થના કરી. હરિજનોએ ધૂન કરી—

ધૂન—'વિઠ્ઠલ વ્હારે વ્હેલા આવો; માળા મોગરાની લાવો;
માળા મોગરાની લાવો, મહેતા નરસીને પહેરાવો.

બસ ! થવા દ્યો–થવા દ્યો –જાણે માંડલીકની રાજસભા !

ભાવવશ્ય ભગવાન ! આવીને ઉભા રહ્યા. રાજસભામાં નરસીને હાર પહેરાવ્યો.

એમ કહેવાય છે કે—**भगवानसर्व भूतेषु, लक्षितः स्वात्मना हरिः ॥**
**दृश्यैर्बुद्ध्यादिभिर्द्रष्टा लक्षणैरनुमापकैः ॥**

**ज्ञेयं यत् तत् प्रवक्ष्यामि** ગીતા અ. ૧૩-૧૩ થી આત્માની ઓળખાણો ઘણી રીતે આપી છે. અવકાશ લઇને વાંચવા જેવી છે.

રાણાએ ઘણા બંદોબસ કર્યા; પણ પ્રભુ મીરાની સાથે નાચવા આવે. ચકમકના કકડા પડયા રહે; તો અંધારૂં મટે નહીં. ચકમકના કકડા અરસ્પરસ અફળાય; તો અગ્નિ ખરે ! દીવાસળીના ટોપકામાં ગંધક છે. તેમાં અગ્નિ ભરી છે. પણ ઘસો તો અગ્નિ પ્રકટે. **हेतुभिः**–એટલે વિચારો; તો સમજાય; એવી આ વસ્તુ છે.

**वेदांतार्थविचारेण, जायते ज्ञानमुत्तमम् ॥**
**तेनात्यंतिकसंसार-दुःखनाशो भवत्यनु ॥ ४९ ॥** [વિવેકચૂડામણિ]

---

૨૫ પદચ્છેદ—**अवधूतं द्विजं**–અવધૂત બ્રાહ્મણને. **कंचित् चरंतं**–ગમે ત્યાં વિચરતા. **न विद्यते कुतः भयं यस्य स, तं–अकुतोभयम्**–નિર્ભય. **कविं, तरुणं**–વિદ્વાન્–યુવાન. **धर्मवित् यदुः निरीक्ष्य**–ધર્મવેત્તા યદુરાજાએ જોઈને. **पप्रच्छ**–નીચે પ્રમાણે પૂછયું.

અર્થ—વેદાંતના રહસ્યનો ( શ્રવણ મનનાદિદ્વારા ) વારંવાર વિચાર કરવાથી, ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે જ્ઞાનથી સંસારનાં દુઃખો નિર્મૂળ થાય છે. એટલે–ફરી ઉત્પન્ન ન થાય; એવી રીતે સંસારના દુઃખોનો નાશ થાય છે. [હવે એક મુદ્દાની વાતનો વિચાર કરીએ—]

**શ્રીકૃષ્ણનો આ ઉપદેશ**—શ્રીકૃષ્ણનો આ ઉપદેશ, કયા સંપ્રદાય પ્રમાણે આપને લાગે છે ? કેવલાદ્વૈત છે ? વિશિષ્ટાદ્વૈત છે ? દ્વૈતાદ્વૈત છે ? શુદ્ધાદ્વૈત છે ? જ્ઞાનમાર્ગ છે ? કે ભક્તિમાર્ગ છે ? કે કર્મમાર્ગ છે ? શ્રીઉદ્ધવ સંપ્રદાયનો મત છે ? કે કબીરનો મત છે—

અત્યારે જગતમાં નીચેના ધર્મો–પંથો–મુખ્ય મુખ્ય છે. તેમને મળતો શ્રીકૃષ્ણનો ઉપદેશ છે; કે કેમ ?–તે પણ વિચારી લ્યો–જુઓ–નીચેના લીસ્ટમાં—

ગ્રીકના તત્ત્વજ્ઞાનનો આરંભ, સોક્રેટીસથી થાય છે. Know thyself (તને જાણ), અને Knowledge is virtue (જ્ઞાન એજ ઉત્તમગુણ) આ બે સોક્રેટીસના જીવન-સૂત્રો હતાં આ બે માટે તેમણે પ્રાણ પણ અર્પણ કર્યો. સોક્રેટિસનો મહાન શિષ્ય પ્લેટો; અને પ્લેટોનો મહાન્ શિષ્ય એરિસ્ટોટલ. અત્યારના પશ્ચિમના તત્ત્વવેત્તા–સ્પેન્સર, કૅંટ, હેગલ, સ્પિનોઝા અને બ્રૅડલીના સિદ્ધાંતોનું મથન કરીએ, ત્યારે પણ–જો એકાદશસ્કંધે શ્રીકૃષ્ણ ઉદ્ધવનો સંવાદ વાંચ્યો હોય–વિચાર્યો હોય–કાંઇક પચ્યો પણ હોય;–તો તે સિદ્ધાંતોની શ્રીકૃષ્ણનાં વચનો સાથે એકતા ભાસે.

યાદ રાખવું ઘટે છે કે–આ બ્રહ્મવિદ્યા ( Theology ) ની વાત છે. આત્મા એ આંખથી પર વસ્તુ છે. તે સંબંધી કાંઇક સમજવા માટે, પ્રથમ આપણી બહિર્મુખી દષ્ટિને અંતર્મુખી કરવી જોઇએ. પછી સંસારવૃક્ષનાં–અથવા આપણા જીવનવૃક્ષનાં–ડાળાં, પાંદડાં, ફળફુલ જોવાને બદલે, તેના મૂળ તરફ નજર કરવી જોઇએ–દષ્ટિને સંસારનાં મૂળમાં વાળવી જોઇએ. બ્રહ્મવિદ્યાને બારણે આવતાં, બ્રહ્મસૂત્રે પ્રથમ પડકાર કર્યો કે—'**अथातो ब्रह्म-जिज्ञासा**–'શું બ્રહ્મવિદ્યાની જીજ્ઞાસા છે?' પણ તેમાં **अथ+अतः** શબ્દો આગળ થાય છે. એટલે–ધન માણેકચોક વચ્ચે પડયું છે; પણ અધિકારની અપેક્ષા રાખે છે. અધિકારી ઘડી બે ઘડીમાં પાંચ પચાસ હજાર રળીને જાય છે; બીન આધકારી માંડ નિર્વાહ જેટલું રળે છે; અને દુર્ભાગી દેવાળું કાઢીને જાય છે. ચૌટું એનું એ, માત્ર અધિકારનો ભેદ–કર્મની કમાણી જુદી જુદી. મૂકે તેને મળે; અને લે તે ખૂવે–એવી આ વાત છે. ફનામાં આબાદી ! કોઈપણ વસ્તુ, ફના થયા પછીજ નવી થાય. જમીનમાં દાટેલું બી, પાણીની મદદથી ફાટી તુટી જાય, સડી જાય; પછીજ, તેમાંથી ફણગો ફૂટે. જે બીજને ફાટી તૂટી જવું નથી; તેમાંથી ફણગો ફૂટતો નથી–કદિ તે નવું થતું નથી; તેમ જેને સંસારજીવન સાચવી રાખવું છે; સંસારમાં રચ્યાપચ્યા રહેવું છે; તેમાંથી ભક્તિ મુક્તના ફણગા, ફુટતા નથી.।

આવું કાંઇક, શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહે છે. આ ઉપદેશમાં, મતમતાંતરની ખેંચતાણ નથી; તોપણ તમામ મતોનો આમાં સમાસ છે. એટલે આ ઉપદેશ ખેંચતાણોથી આગળ વધીને, કાંઇક વિશેષ કહે છે. આ ઉપદેશમાં તમામ સિદ્ધાંતોનો સમન્વય છે. જેમ નિમળ અરિસામાં, સૌ કોઇ પોતાનું મુખ જોઈ શકે; તેમ બ્રહ્મવિદ્યાના આ ઉપદેશને, સૌ કોઇ પોતાનો માની શકે આ ઉપદેશને સમજવા પ્રયત્ન ન કરે; તે મુંજાય; અને અકળાય.

'છ દર્શનનાં જુજવાં મતા, સમજ્યા નહીં તેણે ખાધી ખત્તા.'

પરમાત્મા એક છતાં અનેક; અનામી છતાં, બહુ નામી; અરૂપી છતાં બહુરૂપી; અણલિંગી છતાં, બહુ લિંગી; અકર્તૃ છતાં, સર્વકર્તૃ; અભોકતૃ છતાં, સર્વ ભોકતૃ; વિગેરે. વિલક્ષણ વસ્તુને વિલક્ષણ પુરૂષો સમજી શકે.

| ધર્મનું નામ. | મૂળ સ્થાપક. | સ્થાપકના સિદ્ધાંત. | ક્યારથી ચાલે છે? |
|---|---|---|---|
| ૧ હિંદુ ધર્મ | ઇશ્વર પોતે | સગુણ નિર્ગુણ બેઉ સ્વરૂપ સાચાં, સત્ય, અહિંસાદિસાથે વર્ણાશ્રમ ધર્મ | અનાદિકાળથી |
| ૨ યાહુદી ધર્મ | મોઝીઝ | ઇશ્વરની આજ્ઞા પાળવાનો ધર્મ અને શૌચ | ઇ.સ. પૂર્વે ૧૨૦૦ |
| ૩ શિંતો ધર્મ (દેવતાઓનો માર્ગ) | જીમ્મુટેનોમિકાડો (સૂર્યવંશી) | પ્રકૃતિપૂજા, રાજપૂજા, વડીલપૂજા અને પવિત્રતા | ,, ,, ૬૬૦ |
| ૪ ઝોરાસ્ટર ધર્મ (પારસીનો) | ઝરથુસ્ત | ઇશ્વરની મદદ રાખી અધર્મને લડવું. સાધુ પણ મર્યાદિત | ,, ,, ૬૬૦ |
| ૫ તાઓ ધર્મ | તાઓત્ઝે | દૈવી માર્ગનો ધર્મ | ,, ,, ૬૦૦ |
| ૬ બૌદ્ધ ધર્મ | ગૌતમબુદ્ધ | શાંત અને નીતિમય આત્મ-વિકાસનો ધર્મ. હિંદુ ધર્મની છાયા. | ,, ,, ૫૦૦ |
| ૭ જૈન ધર્મ | મહાવીર | સંયમધર્મ,અહિંસા, સગુણ નિર્ગુણ બેઉ ઉપાસના. હિંદુ ધર્મની છાયા. | ,, ,, ૫૦૦ |
| ૮ કોનફ્યુસસ | કુંગ-કુત-સે | સામાજીક શિષ્ટાચારનો ધર્મ. Humanity | ,, ,, ૫૦૦ |
| ૯ ખ્રિસ્તી ધર્મ | જીસસ ક્રાઇસ્ટ | ઇશ્વરપ્રેમ, મનુષ્યપ્રેમ અને સત્ય | ઇ. સ. થી |
| ૧૦ ઇસ્લામ ધર્મ | મહમદ સાહેબ | ×એક બીજાને શાંતિ આપવી. ભ્રાતૃભાવ અને અલ્હાહનું શરણુ | ઇ. સ. ૫૭૧ |
| ૧૧ શીખ ધર્મ | નાનક સાહેબ | હિંદુ મુસ્લીમ બેઉ સિદ્ધાંતોનું મેળવણુ, તોપણુ હિંદુ ધર્મનો ભાગ | ,, ,, ૧૪૭૦ |

× કુરાનમાં ૨-૧૧૨ માં પેગંબર સાહેબ કહે છે કે-જે અલ્હાહનો બંદો (અનન્ય ભાવવાળો ભક્ત ) થઇને રહે છે; અને બીજાઓનું ભલું કરે છે; તેને ખુદા તેનો બદલો આપે છે. તે ડર અને દુઃખથી પર થઇ જાય છે. શાંતિ આપવી એ ઈસ્લામનો મૂળમંત્ર છે. મુસલમાનો એક બીજાને મળે છે; ત્યારે પ્રથમ બોલનાર સામાને કહે છે કે-' અસ્સલામ અલૈકુમ ( તમને શાંતિ મળો. )' તેના જવાબમાં સામો મળનાર કહે છે કે-' વ અલૈકુમ-ઉસ-સલામ ( તમને પણ શાંતિ મળો. )' જૈનો પણ એક બીજાને મળે છે; ત્યારે શાતામાં ( શાંતિમાં ) રહેવાનું કહે છે. ગીતા કહે છે કે— **अशांतस्य कुतः सुखम्.** જ્યાં શાંતિ છે; ત્યાંજ સુખ છે.

| ઉત્પત્તિ સ્થાન. | તેના દેવ. | તેનાં શાસ્ત્ર. | હાલનું પ્રચારસ્થાન. | અનુયાયી-ઓની સંખ્યા |
|---|---|---|---|---|
| | | | | કરોડ—લાખ |
| હિંદુસ્તાન | બ્રહ્મા, વિષ્ણુ, મહેશ વિગેરે | વેદ, પુરાણો, ઉપનિષદો, ગીતા | હિંદુસ્તાન | ૨૨—૭૦ |
| પેલેસ્ટાઇન (એશીયાઇ તુર્કસ્તાન) | જેહોવાહ | જુનો કરાર | યુરોપ અને એશીયા | ૧—૧૦ |
| જાપાન | પ્રકૃતિ દેવો | કોજીકી અને નિહોંગી | જાપાન | ૧—૬૦ |
| ઇરાન | અહુરમઝદ | અવસ્તા | ઇરાન અને હિંદુસ્તાન | ૦—૧ લાખ |
| ચીન | તાઓ | તાઓ—તે—કીંગ | ચીન | ૪—૩૦ |
| હિંદુસ્તાન | સ્થાપક પોતે ગૌતમબુદ્ધ | ત્રિપિટક, મહાયાન તથા હીનયાનનાં સૂત્રો વિગેરે | ચીન, જાપાન ટિબેટ સીલોન, હિંદ | ૧૩—૭૦ |
| હિંદુસ્તાન | નેમીનાથ, પારસનાથ, દેવીઓ વિગેરે | આગમો, મહાવીરનાં સૂત્રો તથા ભગવતી સૂત્રો | હિંદુસ્તાન | ૦—૧૦ લાખ |
| ચીન | આકાશ અથવા સ્થાપક પોતે | કલાસિક્સ | ચીન | ૨૫—૦ |
| પેલેસટાઇન | પિતા—ઇશ્વર | બાઇબલ | આખા જગતમાં | ૫૬—૦ |
| અરબસ્તાન | અલ્લાહ | કુરાન | મુસલમાની રાજ્યોમાં | ૨૩—૦ |
| હિંદુસ્તાન | સત્ નામ | ગ્રન્થ સાહેબ ×શ્રી જપજી, સુખમની. | પંજાબ, સિંધ | ૦—૩૦ લાખ |

× 'શ્રીજપજી' માં ગુરૂ નાનકની વાણી છે, અને 'સુખમની' માં પાંચમા ગુરૂદેવ અર્જુનદેવે પૂર્વના ગુરૂઓની વાણીનો સંગ્રહ કર્યો છે. પોતાનું પણ કાંઇક છે.

છપ્પો—'પોતે જોતાં પૂરણ બ્રહ્મ, જાતે જોતાં સર્વે ચર્મ.'
'તત્ત્વ એક ને ચેતન એક, નામ રૂપ ગુણ કર્મ અનેક.
'નિજપણુની ભૂલે કરી જીવ, ભૂલ ટળે; તો તુરતજ શિવ.'
'આતમ જાણ્યો, તે નર યતિ, શું થયું ધોળાં ભગવાં વતી.
'આપે આપની પામે ભાળ, ત્યારે જાય જગત્ જંજાળ.'
'ભક્તિ મુક્તિ માગે તે ભ્રમ, બેઉથી અળગો આતમધર્મ.'
'ડહાપણુ–ભોળપણુ બેઉ નકામ, આડ કરે હરિમારગ આમ—
ભોળાને અસુઝની આડ, વિચક્ષણુ પડયો ચતુરાઇની ખાડ.' (અખો)

નર્યાં રત્નો છે.

'ઘેલાં અમે ભલે થયાં રે, બાઇ મને ઘેલામાં ગુણુ લાધ્યા.' [મીરાં]

કહેવાનો ભાવ એ છે કે—આપ નવરા નહીં હો-આપને કામ ઘણું હશે! ડહાપણ પણુ ઘણું હશે. તે તમામને ઘડી બે ઘડી પડયાં મેલી, શ્રીકૃષ્ણુ ઉદ્ધવનો સંવાદ વાંચજોજી વંચાવજો પણુ ખરાં. ત્રીજીવાર કોઇ વાંચે અને આપ સાંભળો–એમ સાંભળજો પણુ ખરા ચકમકના કકડા અફળાય; ત્યારે અગ્નિ ખરે–અજવાળાં થાય. વ્હાલાં સગાં–સંબંધી જ્ય વસતાં હોય; ત્યાં આ પત્રિકાને મોકલજો પણુ ખરાં. જ્ઞાન આપ્યાનું-શાંતિ આપ્યાન પુણ્ય ઘણું છે. ત્યારે આ શું છે? શામાટે આટલી બધી ભલામણુ થાય છે?–તે પણ સાંભળો–શ્રીકૃષ્ણુનાં વચનમાંજ—

**ये तु धर्म्यामृतमिदं, यथोक्तं पर्युपासते ।**
**श्रद्दधाना मत्परमा, भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥**

અર્થ—ગીતા અ. ૧૨ માં–'મને આવા ભકતો વ્હાલા છે; તેનું નિરૂપણુ કરીને છેવટમાં પ્રભુ બોલ્યા હતા કે–'જેઓ મનેજ સર્વસ્વ માની, ઉપર કહેલા **અમૃતતુલ્ય** ધર્મને, **શ્રદ્ધાથી આચરે છે;** તે ભકતો મને અત્યંત પ્રિય છે.

એટલે આ ધર્મરૂપી અમૃત છે. **અમૃત દેવોને અપાય–દાનવોને નહીં.** આ દેવ બનીને, આ અમૃતનું પાન કરોજી. છેવટની સૂચના એટલીજ કે–આપના **આડા અવળા ડહાપણુને જવા દેજો**–અંદર આવવા દેશો નહીં. નહીંતો અટવાઇ જશોજી. બાપોજી જે કહે છે; **તેજ અમૃત છે;** એમ સમજીને, ભાવથી–ઉદાર દિલથી–પાન કરશોજી. આ વસ્ રાજાઓના મહેલમાં નથી. પંડિતોના આચરણમાં પણ–૯૮ ટકા નથી. ભકતોના હ્રદયમ પણુ–૯૬ ટકા નથી. મોટાં મોટાં દેવ મંદિરોમાં, દસબાર કરોડના દાગીના હશે; પણ આ નથી. ત્યાગીઓની જોળીમાં પણુ, મઠ મીલ્કતની ખટપટ હશે; પણુ આ ધર્મ્યામૃત નથી

"આ! તો— પદ

**કાંટો વાગ્યો છે મુંને કાળજે; કાઢે–કાઢે–જગતનો નાથ! (૨) કાંટો૦ ટેક૦**
ખાવું પીવું મુને ગમતું નથી; મુને ગમે ગોવિંદની વાત. કાંટો૦ ૨–૩

થવાદ્યો—થવાદ્યો—બસ! ઘડી થવા દ્યો!

અમને મીઠી મુંઝવણો થાય; અમારે હૈયડે હરખ નવ માય–કાંટો૦"

બસ! વધારે ન બોલી શકું. આ તો અમારૂં નિર્ધનનું ધન છે. તમે પણુ થો થોડું લ્યો! તો સંસારના દુઃખનો નાશ થાય.

**અવધૂત—ગુરૂદત્તાત્રેય**—આ કોણ? તેમનો દેખાવ જોયોને?-**द्विजं, अकुतोभयं, कंचित् चरंतं, कविं, तरुणं**-વિશેષણો સાંભળ્યાં ને? ત્યારે ભય ક્યાં? સંસાર એજ ભય! બાળક નિર્ભય હતો. નિશાળે બેસાડીને ભયને દાખલ કર્યો. પછી પરણાવીને ભયને વધાર્યો. પછી ધંધામાં જોડીને, ભયને ઉમેર્યો. અમલદાર ડરે; એટલું પટાવાળો ન ડરે. કારણકે અમલદાર મોટો, પટાવાળો નાનો પરણેલો ડરે, એટલો રાંઢો ન ડરે. સધવા ડરે; એટલી વિધવા ન ડરે. મુસાફરીમાં જોખમ વાળો ફડકે બેસે અને ફડકે ઉઠે; અને જોખમ વિનાનો જ્યાં બેઠો; ત્યાં ખેમને કુશળ. જેમના તમામ પ્રપંચ, આત્મજ્ઞાનથી ધોવાઇ ગયા હોય છે; તે અવધૂત. જેમનો અહંભાવ, ઉંડી સમજણથી શમી ગયો હોય છે; તે અવધૂત. એમને ઓળખે કોણ? **धर्मवित्** ધર્મવેત્તા (યદુ). જે જેનાં ખાતાં હોય; તે તેને ઓળખી કાઢે. ઝવેરાત તોળવાને કાંટે, ખડ ન તોળાય. એવા અવધૂતને યદુરાજાએ ઓળખ્યા.

આ અવધૂત સંબંધી ચોથે સ્કંધે અ. પહેલામાં કથા છે. અત્રિ અનુસુયાને પરણ્યા પછી, બ્રહ્માને પગે લાગતાં, બ્રહ્માએ આજ્ઞા કરી કે-'સૃષ્ટિની ઉત્પત્તિ કરો.' તે સાંભળી બા દંપતી ઋક્ષ પર્વત ઉપર તપ કરવાને ગયા.

['પરણ્યા પછી તુરત વિષયભોગ નહીં; પણ તપ'—એમ ભારતની સંસ્કૃતિ કહે છે. નવમતની સંસ્કૃતિ એમ કહે છે કે-'પરણીને તુરત વિષયભોગનું સુખ ભોગવવા, પોતાને ગમે ત્યાં દોડયા જવું-નાસી જવું.' એક ખેડુને ખેતરમાં દાણા વાવ્યા પહેલાં, ખાતર પુંજો અને પાણી તરફ જેટલું લક્ષ છે. તેટલું એક માનવીને, તેમાં એ-ભણ્યું ગણ્યું ગધેડુ-તેને, માનવી પેદા કરવા પહેલાં, જીવનના રંગ કેવા જોઇએ; તેનું ભાન નથી. પરિણામે બાપનું કહ્યું પોતે માનતા નહોતા; તેમ પોતાનું કહ્યું, દિકરા માનતા નથી. પ્રજા ઉદ્ધત અને ઘરમાં સૌ દુ:ખી.]

દંપતિના તપથી, બ્રહ્મા વિષ્ણુ અને મહેશ ત્રણે દેવ, દંપતિ પાસે પધાર્યા. બ્રહ્માના વરદાનથી ચંદ્રમા, વિષ્ણુના વરદાનથી દત્ત (અવધૂત), અને સદાશિવના વરદાનથી દુર્વાસા નામના પુત્ર અનુસુયાને પેટે આવ્યા. [શ્લોક ૩૩ મો]. વિષ્ણુએ આપેલા તેથી '**દત્ત**' અને અત્રિના પુત્ર તેથી 'આત્રેય'. 'દત્ત' અને 'આત્રેય'ની મેળવણીથી 'દત્તાત્રેય, નામ થયું. સ્કંદ પુરાણમાં સહ્યાદ્રિ ખંડ કહે છે કે—

**मृगशीर्षयुते पौर्णमास्यां, यज्ञस्य वासरे ।**
**जनयामास देदीप्यमानं, पुत्रं सती शुभम् ॥**

માગશર માસની પુનમને દિવસે, અત્રિપત્ની સતી અનસુયાએ તેજસ્વી પુત્ર (દત્ત)ને જન્મ આપ્યો. ભાગવતના પહેલા સ્કંધના ત્રીજા અધ્યાયમાં કહે છે કે—

**षष्ठमत्रेरपत्यत्वं, वृतः प्राप्तोऽनसूयया ॥**
**आन्वीक्षिकीमलर्काय, प्रह्लादादिभ्य ऊचिवान् ॥ ११ ॥**

શ્રી શુકદેવજી કહે છે કે-દત્તાત્રેય પ્રભુનો છઠ્ઠા અવતાર હતા. તે અવતારમાં દત્તાત્રેયે મદાલસાના પુત્ર અલર્કને અને પ્રહ્લાદાદિને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. (૧૧)

આ વાત કુંભકોણમના મહાભારતના સભા પર્વના ૪૮-૧ ને મળતી છે. બ્રહ્માંડ-પુરાણ ૩-૭૩માં, અને માર્કંડેય પુરાણના ૧૭મા અધ્યાયમાં, દત્તાત્રેયને વિષ્ણુના ૪થા

અવતાર ગણ્યા છે. **कलौ तात्कालिको दत्तः**—કલિયુગમાં દત્તાત્રય તત્કાળ ફળને આપે છે; એમ દત્તના ઉપાસકો માને છે.

**दिगंबरं भस्मविलेपितांगं, बोधात्मकं युक्ततमं प्रसन्नम् ॥**
**निर्वाणसंश्यामतनुं भजेऽहं, दत्तात्रयं ब्रह्म समाधियुक्तम ॥**
**आदौ ब्रह्मा मध्ये विष्णु-रंते देव सदाशिवः ॥**
**मूर्तित्रयस्वरूपाय, दत्तात्रेय ! नमोऽस्तु ते ॥**

વિગેરે ઘણા સુંદર શ્લોકો, દત્તને અર્પણ થયા છે.

**अत्रेः पुत्रं महात्मानं, शांतात्मानमकल्मषम् ॥**
**दत्तात्रेयं तनुं विष्णोः, पुराणज्ञाः प्रचक्षते ॥**

વાયુપુરાણ ૨–૯–૭૫–૭૭ કહે છે કે–અત્રિના શાંત, નિર્દોષ, મહાત્મા પુત્ર દર વિષ્ણુનો અવતાર છે; એમ પુરાણને જાણનારા કહે છે.

દત્તભગવાન્ પહેલા અથવા ૧૦મા ત્રેતાયુગમાં થયા હતા; એમ મત્સ્યપુરાણ ૪૭–૨૪૨. તથા વાયુ પુરાણ ૨–૩૬–૮૮ તથા દેવી ભાગવત ૪–૧૬ કહે છે.

દત્તના ઉત્સવો–માગશર શુદી પુનમ દત્તજયંતિ, તથા આસો માસની શુદી બારસ ગુરૂદ્વાદશી.

દત્તે પિતાને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની વાત પૂછી; ત્યારે પિતાએ ગોદાવરીતટે સદાશિવની આરાધના કરવાનું કહ્યું. તેમ કરતાં સદાશિવ પ્રસન્ન થયા. જ્યાં દત્તને આત્મજ્ઞાન થયું; તે સ્થાનનું નામ આત્મતીથ કહેવાય છે. આ વાત બ્રહ્મપુરાણ અ. ૧૧૭માં છે.

શિષ્યો—માર્કંડેયપુરાણ ૩૬–૩૮ કહે છે કે–ઐલપુત્ર આયુને, અલર્ક, પ્રલ્હાદ, સહ આર્જુન, યદુ વિગેરે દત્તના મોટા શિષ્યો હતા. અત્યારે મહારાષ્ટ્રમાં દત્તનો મહિમા ઘણો છે. શ્રીપાદ યતિ, નૃસિંહ યતિ, અને નરહરિ યતિ નામના ત્રણ યતિઓએ દત્તનો મહિમા બહુ વધાર્યો છે. દત્તને વૈષ્ણવો અને શૈવો સૌ ભજે છે. ગુરૂચરિત્ર ઓદુંબર વૃક્ષ અને ત્રિમૂર્તિ આ ત્રણે પૂજાય છે. ગુરૂવારની પૂજાનો મહિમા વધારે છે. શિવનો સોમવાર તેમ દત્તનો ગુરૂવાર ગણાય છે.

દત્તનાં સ્થાનો—નર્મદાતટે વાડીયા વટયા પછી, ગરૂડેશ્વરમાં દત્તાત્રેયનું મંદિર છે. સ્વામી વાસુદેવાનંદ સરસ્વતીએ, આ મંદિર બાંધ્યું કહેવાય છે. મૂર્ત અલૌકિક છે.

ગિરનારમાં દાતારની ટેકરી છે. તે દેવને હિંદુમુસલમાન બેઉ માને છે. સહ્યાદ્રિ પર્વત ઉપર તથા મલ્લીક ગામમાં દત્તનાં ધામ છે. મુંબઈમાં ઠાકોરદ્વાર ઉપર દત્તમંદિર છે. આ સિવાય ઘણે ઠેકાણે દત્ત પ્રભુને પધરાવ્યા છે.

પાંચ સ્થાનોમાં પૂજાઉપાસના વધારે છે–તે સ્થાનનાં નામ—ગાણગાપુર, નરસોબાની વાડી, મિરજ પાસેનું ઓદુંબર ગામ, ગોવામાં સાંખલ, મહિસુરમાં બાબાબુડનના પિતાનું દેવળ. મહિસુરના આ દેવને, મુસલમાનો 'સાહુ કલંદર' કહે છે; અને યાત્રાએ આવે છે.

દત્તના ગ્રન્થો—દત્તગીતા અથવા અવધૂતગીતા. ગુરૂચરિત્ર વગેરે પાછળથી થયા.

જન્મોત્સવ—મહારાષ્ટ્રમાં વધારે ઉત્સાહથી ઉજવાય છે. પુનમ પહેલાં સાત દિવસથી 'ગુરૂચરિત્ર'ની પારાયણ થાય છે. 'ગુરૂચરિત્ર'માં દાત્તાત્રેયનું ઘણું સુંદર ચરિત્ર છે. આસ્તીકનાં હૃદયમાં, તે ભાવની જ્યોત પ્રગટાવે છે.

બે પ્રકારનાં રૂપ—એક બ્રહ્મા વિષ્ણુ અને મહેશ ત્રણેની એક સાથે; અને બીજું રૂપ પરબ્રહ્મ સ્વરૂપ. ગ્રીક શાસ્ત્રોમાં અને પારસી શાસ્ત્રોમાં ત્રિમૂર્તિની કલ્પના છે.

દત્તનો પુત્ર—દત્તને નિમિ નામે પુત્ર હતો; એમ મ. ભા. અનુ. ૧૩૮–૫ અ ૯૧ કહે છે. વિષ્ણુપુરાણ ૩–૧–૧૧ કહે છે કે—'વરાહ કલ્પમાં બીજા સ્વારોચિષ મન્વંતરમાં, દત્ત સપ્તર્ષિઓમાંના એક હતા. આ ગડબડ છે. આ દત્ત બીજા છે. અત્રિના પુત્ર નથી. અવતારી દત્તાત્રેય અવધૂત અને અપુત્ર છે.

અથર્વણ શાખાના દત્રાત્રેય ઉપનિષદ્‌માં, દત્તમંત્રનો મહિમા વર્ણવ્યો છે. અવધૂત ઉપનિષદ્ અને જાબાલ દર્શનોપનિષદ્ સંન્યાસ ધર્મનું નિરૂપણ કરનારાં ઉપનિષદો છે. જાબાલદર્શનોપનિષદ્‌માં, દત્તાત્રેય અને સાંકૃતિનો સંવાદ વાંચવા જેવો છે.

એક ભલામણ—ગુરૂ દત્તાત્રયની અવધૂત ગીતા સાંભળવા જેવી છે. જેવો અવધૂત, એવી વાણી છે. તેમનો અવધૂતાનંદ તેમાં છે. તેમાં ૮ અધ્યાય છે. અને તે કાર્તિકસ્વામી સાથે સંવાદ છે.

લ્યો થોડી વાનગી આપું— અ. ૪ થો.

**नावाहनं नैव विसर्जनं वा, पुष्पाणि पत्राणि कथं भवंति ॥**
**ध्यानानि मंत्राणि कथं भवंति, समासमं चैव शिवार्चनं च ॥१॥**
**न केवलं बंधविबंधमुक्तो, न केवलं शुद्धविशुद्धयुक्तः ॥**
**न केवलं योगवियोगमुक्तः, स वै विमुक्तो गगनोपमोऽहम् ॥२॥**
**संजायते सर्वमिदं हि तथ्यं, संजायते सर्वमिदं वितथ्यम् ॥**
**एवं विकल्पो मम नैव जातः, स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥३॥**
**न सांजनं नैव निरंजनं वा, न चांतरं वापि निरंतरं वा ॥**
**अंतर्विभिन्नं न हि मे विभाति, स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥४॥**
**अबोधबोधो मम नैव जातो, बोधस्वरूपं मम नैव जातं ॥**
**निर्बोधबोधं च कथं वदामि, स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥५॥**
**न धर्मयुक्तो न च पापयुक्तो, न बंधयुक्तो न च मोक्षयुक्तः ॥**
**युक्तं त्वयुक्तं न च मे विभाति, स्वरूपनिर्वाणमनामयोऽहम् ॥६॥**

વિગેરે વિગેરે—અવધૂતની વાતો છે.

ભાવાર્થ—આવાહન અનવિસર્જન જેવું કાંઇ નથી; તો પછી પત્રપુષ્પથી જરૂર શી છે? ધ્યાન અને મંત્રોની પણ શી જરૂર છે? સમવિષપણું મારે નથી; તો પછી શિવપૂજન પણ કયાં રહ્યું! [૧] વિગેરે–વિગેરે. [વખત થોડો છે.]

અવધૂતને જોઇને યદુ શું કહે છે? તે સાંભળો—

**यदुरुवाच—**

**कुतो बुद्धिरियं ब्रह्मन्–नकर्तुः सुविशारदा ॥**
**यामासाद्य भवाँल्लोकं, विद्वांश्चरति बालवत् ॥ २६ ॥**

---

૨૬ પદચ્છેદ—**हे ब्रह्मन्**–હે મહારાજ! **अकर्तुः इति तव**–તમે કે જે કાંઇ કરતા નથી તેમની **इयं सुविशारदा बुद्धिः**–આ સર્વ લોકથી વિલક્ષણ અને નિપુણ-

**प्रायो धर्मार्थकामेषु, विवित्सायां च मानवाः ॥**
**हेतुनैव समीहन्ते, आयुषो यशसः श्रियः ॥ २७ ॥**

**અર્થ—યદુ રાજા પૂછે છે—'હે મહારાજ! તમે કે જે કોઇ પણ કામ કરતા નથી; તેમની આ પ્રમાણે સર્વ લોકોથી વિલક્ષણ, અને નિપુણ બુદ્ધિ શાથી થઈ છે? કે જે બુદ્ધિને પામીને, આપ વિદ્વાન્ છતાં પણ, બાળકની પેઠે લોકમાં ફરો છો. [૨૬] ઘણું કરીને ધર્મ, અર્થ અને કામમાં તથા કથાવાર્તામાં-શ્રવણાદિમાં, મનુષ્યો જોડાય છે. તોપણ તે તે કામ, તેઓ આયુષ્ય માટે, કીર્તિ માટે અથવા લક્ષ્મી માટે કરતા હોય; એમ જણાય છે. [૨૭]**

૨૬-૨૭ વિવેચન—

**હવે અવધૂતને તમે ઓળખ્યા હશે! વધારે કહેવાની જરૂર નથી.**

**યદુરાજાએ એમ કહ્યું કે—'માણસો આત્મવિચારમાં પ્રવર્તે છે. પણ તેમાં કીતિ કે ધનરૂપી સ્વાર્થ હોય છે. આપને કાંઇ નથી.' કથાકારે અવધૂત થવાતું નથી. કારણકે** તે સ્થિતિ બનાવી બનતી નથી; તોપણ કથાકારે કનક, કામની અને કીર્તિ-આ ત્રણથી ડરતાંજ રહેવું જોઇએ. જેમ પાણીમાં મીઠાની પુતળી ઓગળી જાય; તેમ આ ત્રણમાં વકતા ઓગળી જાય. શ્રોતાઓએ પણ, વકતાને ધનની મુંઝવણ હોય-વ્યવહાર કનડતો હોય; તો તે મુંઝવણ સમજી લેવી. પછી બાકી રહ્યાં બે-કામની અને કીર્તિ. શ્રોતાઓએ આ બેથી વકતાને અનેક રીતે બચાવી લેવો. ભાવિક બ્હેનો ઘણી ઘેલી હોય છે; પ્રાણ પાથરી દે એવી હોય છે; પણ તેમની સાથે ઘણાજ વિવેકથી વર્તવું જોઇએ. વિવેક ચૂકયા; તે પાતાળે પહોંચ્યા. વિશ્વામિત્ર અને પારાસર જેવા ગોથું ખાઇ ગયા; એવું જો કાંઇ હોય-તો તે સ્ત્રીનું મુખ છે. ઈંદ્ર ચંદ્રને ભમાવ્યા-તે સ્ત્રીનું મુખ છે; તરીયા બુડી જાય; એવું જો કાંઇ હોય; તો તે સ્ત્રીનું મુખ છે. ડાહ્યા ડાહ્યા પણ, છેતરાઇને ચાલ્યા જાય; એવું આ સંસાર ચૌટું છે. જાન જમે; અને વર ભૂખ્યો રહે-એવો આ સંસાર માંડવો છે. યદુની આ ટકોર સમજવા જેવી છે, સત્સંગ મંડળોમાં ભાઇઓને અને બ્હેનોને જુદાં જુદાં બેસાડવાં. વચ્ચે દોરી નાંખી, બેઠા પછી એકબીજાને ન જોઇ શકે; એવો પડદો બાંધવો. બીલાડીઓ ફરતી હોય; ત્યાં દુધ દહીં રેઢું મુકાય નહીં. પાંજરામાંજ મૂકાય. જીવો પામર છે. ધર્મની ઓથે પાપ પણ થઈ પડે છે; માટે ચોકસાઇની ઘણી-ઘણી અને ઘણીજ જરૂર છે.

---

બુદ્ધિ. **कुतः**-ક્યાંથી થઇ? **यां आसाद्य**-જે બુદ્ધિને પામીને. **भवान् विद्वान् अपि**-આપ વિદ્વાન્ છો છતાં. **लोके बालवत् चरति**-લોકોમાં બાળકની પેઠે ફરો છો.

૨૭ પદચ્છેદ—**प्रायः**-ઘણું કરીને. **धर्मार्थकामेषु**:-ધર્મ અર્થ અને કામમાં **चः**—અને. **वेत्तुं इच्छा विवित्सा तस्यां-विवित्सायां**-કથાવાર્તામાં-શ્રવણાદિમાં. **मानवाः समीहंते**-મનુષ્યો જોડાય છે. તોપણ-**आयुषः यशसः श्रियः हेतुना एव समीहंते**-આયુષ્યને માટે, કીર્તિ માટે અગર લક્ષ્મી માટે જોડાય છે.

ફ્રે. નં. ૬૪ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવ સંવાદ ].

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—અમદાવાદ.
અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] ફાગણ ૧૯૯૩. [અંક ૧૨ મો

**કેમ છો ?-વાંચો છો ?**—વિચારો છો ? બસ ! હવે એક ચૈત્રનોજ અંક બાકી છે. લવાજમ ઘણાં આવી ગયાં છે. હજી ન મોકલ્યું હોય; તો તુરત મોકલજો. પ્રવાહ ચાલુ રહે.

**મફત**—ઘણે ઠેકાણે માસીક મફત જાય છે. તેમને સૌને વિનંતિ કે—ચાલુ રાખવાની ઇચ્છા હોય; તો—તેવો પત્ર અહીં લખશોજી. વાંચતાજ ન હો—તો માસીક આપને મોકલવું નકામું છે. હવે આપનો પત્ર આવ્યે; ચાલુ થશે. મફતની કીંમત—'કાંઇ નહીં' એમ સમજાય; તેના કરતાં—'શી વાત !'—'આવું કોણ મોકલે !'—એવો પવિત્ર ભાવ પ્રગટે; એવી પવિત્ર જીજ્ઞાસા જન્મે; એવી મનની સ્વચ્છતા થાય; તો ત્યાં માસીકને જવું ગમે છે. આ માલ તો પરવાવાળા માટેજ છે. લવાજમ મોકલવાની અનુકુળતા હોય—તો મોકલવું. માત્ર વિનંતિ—કે વાંચો ! અને વંચાવો.

દશમનો ત્રીજો ભાગ—પુસ્તક નં. ૧૪—૧૫—૧૬ તૈયાર થઈ ગયો છે. બે ભાગ લીધા છે; તેમણે ત્રીજો ભાગ લઈ લેવો. વિચારમાં રહેશે; તે રહી જશે.

કૃષ્ણઉદ્ધવસંવાદ—પોશથી ચૈત્રના અંકની માગણી ચાલુ છે. હજી ઉંઘતા હોય તેમણે પોતાના સંબંધીઓને ખાસ લાભ આપવા જેવું છે. નામ ઠામ સાથે બાર આના અહીં મોકલી દેવા. આવતી સાલ ચાલુ રાખવું હોય; તો ૨—૧૫—૦ મોકલવા.

**પાટણ**—ઉત્તર ગુજરાત—રામજી મંદિરમાં મહાત્માશ્રી ભરદ્વાજજીના આશ્રમમાં. ફાગણ શુદી ૧૫ થી વદી ૧ સુધી.

**હારીજ**—ફાગણ વદ ૨ થી ૫. તા. ૨૮ થી ૩૧ માર્ચ સુધી. હારીજ મેસાણે થઇને પાટણ લાઈનમાં. વસંતોત્સવ ત્યાં થશે. શેઠ ટોકરશી રૂપશી વિગેરેના સત્સંગ મંડળમાં.

# એકાદશ સ્કંધ

## અધ્યાય ૭ મો ચાલુ.

[ ૫૦૪ થા પાનાથી આગળ. ]

કેમ આપ સૌ સાવધાન છો ને? અવધૂતોની વાતો સાંભળવા અધિકારી છો ને? અધિકારી ન હો; તો અધિકારી થવા જીજ્ઞાસા છે ને? જીજ્ઞાસા પણ ન હોય; તો-ભોગ મળ્યાજ સમજવું. કરવાનું રહી જશે. જોતજોતામાં અંધારૂં થઈ જશે. ત્યારે ભાવથી સાંભળો

સ્વધર્મ પાળવાની જરૂર છે; પણ તેમાં દંભ કરવાની ના છે. દાન કરવાની જરૂર છે; પણ અભિમાન કરવાની-ફુલાઇ જવાની-ના છે. દેવનાં પૂજન કરવાની ખાસ જરૂર છે, પણ આડંબર કરવાની ના છે.

તાત્પર્ય—ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં દંભને, અને-તૃષ્ણાઓને પેસી જવાની ટેવ છે; તેથી સાવધાન રહેવું.

બાળવત્—બાળકની માફક. એટલે શું?-બાળક જ્ઞાનથી નહીં; પણ ગાઢા અજ્ઞાનથી, કામ ક્રોધાદિ-લોભ મોહાદિ-રાગદ્વેષાદિથી રહિત હોય છે; તેમ યોગીએ, જ્ઞાનદ્વારા, ઉપલા દોષોથી રહિત રહેવું જોઇએ. બાળકને અજ્ઞાનમાં જ્ઞાન થાય છે; અને મોટા-સાધુ સન્યાસીઓ અગર પંડિતોને, જ્ઞાનમાં, અજ્ઞાન થાય છે. એટલે તેઓ જ્ઞાની છતાં, રાગદ્વેષ, લોભ, મોહ, ઇર્ષ્યા અને તૃષ્ણાને સેવ્યા કરતા હોય છે. બાળકને અજ્ઞાનમાં જ્ઞાન છે; તે નકામું છે; અને બંધનકર્તા નથી; પણ સાધુ સંન્યાસી અગર પંડિતોને, જ્ઞાનમાં અજ્ઞાન થાય છે; તે તેમને બંધન કરે છે. 'થી-થી' કરે; છતાં; 'થી' ને ચુંથે; માટે બાળક. જ્ઞાની 'થી-થી' સમજે; છતાં જો 'થી' ને ચુંથે; તો તે બાળકનો પણ બાળક-એટલે મૂઢ પુરૂષ. બાળક નિર્દોષ મૂઢ છે; અને 'થી' ને ચુંથનારા સાધુ સન્યાસી અને પંડિતો, સદોષ મૂઢ છે. આ બાબતમાં આગળ વધો; તો તુરત દેખાય કે-એવા મોટા મહાત્મા લોકો થવું; તે કરતાં, બાળક રહેવું-વધારે ઉત્તમ છે.

ગુરૂના જ્ઞાનના ખરા હક્કદાર, બાલવત્ રહેનારા શિષ્યો છે. માતાપિતાની મીલ્કતના ખરા હક્કદાર, બાલવત્ રહેનારા નિર્માની પુત્રો છે. પતિનાં સુખની ખરી હક્કદાર, બાલવત્ રહેનારી નિર્માની-સુશીલ સ્ત્રી છે. હરામખોરોને કોઇ ઠેકાણે હક્કજ નથી.

બાળકનો મહિમા વધારે છે. પણ બાળક થઇને રહેવાય કેમ?-પુત્રાદિ માતાપિતાના બાળક છે; પણ જરા મોટાં થાય; કે તુરત માતાપિતાથી મોટાં થઇ પડે. માતાપિતાની ભૂલો કાઢે. માતાપિતાને ગાંડાં ગણે. શિષ્યો ગુરૂ પાસે બાળક છે; પણ ગુરૂ કરતાં પોતે વધારે સમજે છે; એવો રોગ તેમને અનાયાસે થઇ પડે. શ્રોતાઓને પણ સોએ અઠાણું ટકા, આ રોગ થઇ પડે છે. ગુમાસ્તાદિ નોકરો, શેઠના બાળકો છે; પણ શેઠ કરતાં પોતે ડાહ્યા છે; એવું ડોળ, પંચાણુ ટકા કરે છે. સાસુ પાસે પુત્રવધૂઓ બાળક છે; પણ બે ત્રણ ભેળી થાય; તો સાસુની મશ્કરી કરે. સ્ત્રી પતિ પાસે બાળક છે-a good husband is a good father-પણ પતિથી ડાહી થવાનો ડોળ, સ્ત્રી કર્યા કરે. ગંગાનાં જળ મીઠાં; સમુદ્રનાં જળ ખારાં. પણ ગંગા સમુદ્રમાં મળતાં, એક રસ થઈ ગયાં. પોતે પોતાનું ડહાપણુ પડયું મેલી, નિષ્કપટ ભાવે, સામાને અનુસરવું, તે બાળવત્. એટલે ડહાપણુ પડયું મેલવું ઘણુંજ દોહ્યલું છે.

બાળક નાનું હોય; ત્યાં સુધીજ નિર્દોષ હોય છે. મોટું થતું જાય; તેમ દુનિયાના દોષ, તેમાં પેસતા જાય છે. જગત્‌માં દોષ અને ગુણ બેઉ મેદાનમાં પડયા છે; પણ ગુણના ગ્રાહક થોડા; દોષના ગ્રાહક ઘણાં હોય છે. ગુણનો પ્રચાર થોડો; દોષનો પ્રચાર ઘણો હોય છે. યોગી બાળકવત્ (માનાદિ દોષથી રહિત) છે; માટે તેનો મહિમા ઘણો હોય છે. જે ઉત્તમ છે; તે તો માનાદિથી રહિતજ રહે છે.

**दिव्यं चूतरसं पीत्वा, गर्वं न याति कोकिलः ॥**
**पीत्वा कर्दमपानीयं, भेको रटरटायते ॥२१॥** [ભામિનીવિલાસ ઉ. ૩ જો].

અર્થ—સ્વાદિષ્ટ આંબાના રસનું પાન કરનારી કોયલ, ગર્વ કરતી નથી; ખાબોચીયાનું મેલું પાણી પીનારો દેડકો, ઘણો બકવાદ કરે છે.

**विषभारसहस्रेण, गर्वं न याति वासुकिः ॥**
**वृश्चिको बिंदुमात्रेण, ऊर्ध्वं वहति कंटकं ॥ १९ ॥** (હિતોપદેશ પૃ. ૮)

અર્થ—વાસુકી નાગને હજાર માથાં. દરેક માથામાં ઝેરનો ભાગ. છતાં તે ગર્વ કરતો નથી; અને વીંછી પાસે જરા જેટલું ઝેર હોય છે; પણ પોતાના કાંટાને–પુંછડાને–ઉંચું રાખીને ચાલે છે.

રામદાસ સ્વામી પાસે, શિવાજી બાલવત્ રહ્યા. દાદુ પાસે નિશ્ચળલદાસજી બાલવત્ રહ્યા. રામ પાસે હનુમાન, લક્ષ્મણાદિ બાલવત્ રહ્યા. અંગદે શ્રીરામથી વિખુટા પડતાં કહ્યું હતું કે—

ચોપાઇ—બાલક અબુધ જાનં બલહીના, રાખહુ શરણ જાની જન દીના.
નીચ ટહેલ ગૃહકી સબ કરી હૌં, પદ પંકજ વિલોકી ભવ તરી હૌં.
[ મોક્ષવાણી પાનુ ૧૦૯ ].

૪૦–૫૦ કે સો વરસનાં આપ થયાં હશો; પણ કોઇ ઠેકાણે નિષ્કપટપણે બાળવત્ રહી શકો એમ છો ? વિચાર કરી જોજો. માતાપિતા પાસે, વડીલ ભાઈ પાસે, હેત ભર્યા કાકા પાસે, પતિ પાસે સમજુ સ્ત્રીએ, અને શિષ્યવત્સલ ગુરૂ પાસે, શિષ્યે આ લાડ લેવા જેવાં છે.

[ અમારે ત્યાં ઘણાં આવ્યાં અને ગયાં–તેમાં રાવે, સમરથબ્હેને, ચંચળ બ્હેને અને સીહોરવાળા રતીલાલે, કાંઇક ભાત પાડી હોય; એમ લાગે છે. ]

યદુ રાજા કહે છે કે—હે અબધૂત ! આ સર્વ લોકોથી તમે વિલક્ષણ છો; તોપણ બુદ્ધિવાળા છો.' અવધૂતને માનનારા અલર્કાદિ પણ એવાજ હતા; અલર્કની માતા કોણ? બસ ! પરીક્ષા લીધી; કે બધા નપાસ !–હાં–કોઇક કહે છે કે–'મદાલસા !' મદાલસા સંબંધી વિશેષ કાંઇ જાણો છો ?–જાણવા જેવું છે. બસ ! કોઇ નહીં ? સમુદ્ર ખેડનારા ખારવા, મોટી મોટી દીવાદાંડીઓને તુરત ઓળખી કાઢે; તેમ શાસ્ત્રોનું શ્રવણ કરે; તેમણે મદાલસા જેવા કરમી જીવોને, ઓળખવાજ જોઈએ. તે સ્ત્રી ખરી; સુંદરી ખરી; પણ ઉંચી ભૂમિકાના સમર્થ સંતોમાં ભાત પાડે એવી ! સાંભળો ત્યારે—

**મદાલસા**—તે ગાંધર્વ પતિ વિશ્વશુક્રની લાડકી પુત્રી હતી. જ્યારે મદાલસાનું યૌવન વસંતને ઉંબરે આવીને ઉભું હતું; ત્યારે **ગાલવ** નામનો એમ મોટો ઋષિ, યજ્ઞ કરતો હતો. તે યજ્ઞમાં 'પાતાલકેતુ' નામનો એક અસુર, વિઘ્ન કરતો હતો. ગાલવે અયોધ્યાના રાજા

શત્રજિતની મદદ માગી. **શત્રુજિતે** પોતાના પુત્ર **ઋતુધ્વજને** યજ્ઞની રક્ષા કરવા મોકલ્યો. તેણે પાતાલકેતુને હરાવીને, નસાડી મૂકયો. જે વખતે પાતાલકેતુ, પોતાના પહાડી કીલ્લા તરફ નાસી જતો હતો; તે વખતે હિમગિરીના કોઇ રમણીય શિખર ઉપર, સંગીતનો જલસો થઇ રહ્યો હતો. તે સાંભળી પાતાલકેતુ છાનોમાનો ત્યાં આવ્યો. મદાલસા સખીઓના ટોળામાં, હાથમાંસારંગી લઇને મધુરરાગથી ગાતી હતી. તે જોઇને અસુર ગાંડો બની ગયો. જાણે-મૂરખે મદિરા પીધી! જાણે-કાલાને કુતરૂં કરડયું. તેણે હલ્લો કરીને મદાલસાને ઉપાડી, પોતાના કિલ્લામાં લાવી, કેદ કરી. ગભરાઇ ગએલી મદાલસા, ઘણે કાળે શુદ્ધિમાં આવી. શુદ્ધિમાં આવતાં, પોતાની સાથે લગ્ન કરવા, અસુરે મદાલસાને ઘણી સમજાવી. મદાલસાએ તે માન્યું નહીં; ત્યારે અસુર કોપ્યો. મદાલસાએ સમય વિચારીને, કાંઇક કોમળતા ભર્યું-એમ કહી નાંખ્યું કે-'અસુરરાજ! મારી એક શરત તો સાંભળો!' ભર દરીયે ડુબકાં ખાતો પુરૂષ, પાટીયું હાથમાં આવતાં, જેમ રાજી થાય; તેમ અસુરરાજ માયાનો મંત્ર સાંભળી, મુગ્ધ બન્યો. તેણે 'કઇ શરત છે?' એમ પૂછતાં, મદાલસાએ કહ્યું કે-'કાયર પુરૂષને કોઇ દિવસ પરણવું નહીં.' એવી મારી પ્રતિજ્ઞા છે. કારણકે-સ્વર્ગ, મૃત્યુ કે પાતાળ, કાયર લોકો માટે છેજ નહીં. જેમ ઉંદરનાં બચ્ચાં ઉંદર; તેમ કાયરનાં બચ્ચાં પણ કાયર! કાયર આખા કુળને અભડાવે. માટે-જુઓ! અસુરરાજ! હાલ આપ હારીને આવ્યા છો; જેણે આપને નસાડી મૂકયા; તેને પકડીને અહીં લાવો. પછી આપણે ધામધૂમથી લગ્ન કરીએ! પૃથ્વીને મરદ રાજા જોઇએ; ઘોડીને મરદ અસવાર જોઇએ; તેમ અમે સ્ત્રી! અમારે મરદ પતિ જોઇએ-કાયર નહીં."

કામાંધ પુરૂષ, 'પોતામાં એટલું બળ નથી'; તે વાતને ભૂલી ગયો. તે તુરત તૈયાર થયો; અને મદાલસાએ છળકપટથી ભરેલા ભાવ પૂર્વક, વિદાય આપી.

ગાલવના યજ્ઞમાંથી પાતાલકેતુને નસાડી મુકીને, ઋતુધ્વજ તેને પકડવા, પાછળ પાછળ દોડયો આવતો હતો. વનની ઝાડીમાં તે પોતાના સૈન્યથી વિખુટો પડી ગયો હતો. રાજકુમાર ફરતો ફરતો, પાતાલકેતુની નગરીમાં આવી ચડયો. 'વિકુંડલા' નામની દાસીએ મદાલસાને રાજપુત્રનાં દર્શન કરાવ્યાં. દર્શન કરતાં અરસપરસ ઓળખાણ થઇ. એક બીજાંને ગમ્યાં-રમ્યાં અને જમ્યાં. વિકુંડલાએ ગાંધર્વલગ્ન કરાવી આપ્યાં. પછી ત્યાંથી બેઉ ચાલી નીકળ્યાં. અયોધ્યાને પાદર આવતાં, અને સમાચાર આપતાં, પિતાએ નગર શણગાર્યું. બ્રાહ્મણો આશીર્વાદ દેવા આવ્યા; કુમારીકાઓ નવદંપતીનાં પુજન કરવાં દોડી આવી. સુંદરીઓ મોતીનાં થાળ લઇને, ઝરૂખે ચડી. પિતા પુત્રને દેખીને રાજી થાય; પુત્ર સાથે, પુત્રવધુને જોઇને, વધારે રાજી થાય. કન્યા સાથે વિજયશ્રી પણ પુત્રને જયારે વરે; ત્યારે પિતાના આનંદનો પાર રહે નહીં. આ આનંદમાં, પિતાએ પુત્રને રાજ્યાભિષેક કર્યો. હવે મદાલસા રાણી બન્યાં. [ ઋતુધ્વજનું બીજું નામ 'કુવલયાશ્વ' છે.]

પાતાળકેતુને આ સમાચાર પહોચતાં, તે મોટો અવધુત બનીને અયોધ્યામાં વસ્યો; ઘણાં છળકપટ તેણે કર્યાં; પણ ફાવ્યો નહીં.

મદાલસાને ચાર પુત્રો થયા. તેનાં નામ-વિક્રાંત, સુબાહુ, શત્રુમર્દન અને અલર્ક. મદાલસાએ સંસાર માંડયો; અને ભોગવ્યો; પણ જળકમળવત રહી. તેનું પરિણામ એ આવ્યું કે-તેણીએ પોતાના પુત્રોને, પોતાનાં ધાવણ સાથે, બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો.

પુત્રોને પારણે સુવાડીને, હાલરડાંમાં પણ, બ્રહ્મરસનું પાન કરાવ્યું. ખવરાવતાં, પીવરાવતાં અને સુવાડતાં, 'જગત્ મિથ્યા અને બ્રહ્મસત્ય'–એવી એકજ વાત, ત્રણે બાળકોને કરી. મદાલસાએ ખખડાવી–ખખડાવીને, દરેક પુત્રને કહ્યું હતું કે—[ઉપજાતિ]

**शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि, संसारमायापरिवर्जितोऽसि ॥**
**संसारस्वप्नं त्यज मोहनिद्रां, मदालसा पुत्रमुवाच वाक्यं ॥१॥**
**शुद्धोऽसि रे तात न तेऽस्ति नाम, कृतं हि तत्कल्पनयाधुनैव ॥**
**पंचात्मकं देहमिदं न तेऽस्ति, नैवास्य त्वं रोदिषि कस्य हेतोः ॥२॥**

અર્થ—'હે પુત્ર! તું શુદ્ધ છો; જ્ઞાનસ્વરૂપ છો; નિરંજન છો; સંસારરૂપી માયાથી રહિત છો; તેથી આ સંસારરૂપી સ્વપ્નાને અને મોહરૂપી નિદ્રાને તજીદે.' એમ મદાલસાએ પુત્રને કહ્યું. (૧) હે પુત્ર! તું શુદ્ધ છો; તારૂં નામ નથી. જે નામ આપ્યું છે; તે કલ્પનાથી હમણાંજ આપ્યું છે. પાંચ ભૂતનો આ દેહ પણ, તારો નથી. તેમ દેહનો તું નથી; તો કયા હેતુથી હે બાળક! તું રૂવે છે?

પ્રથમના ત્રણ પુત્રો, સંસાર તજીને ચાલ્યા ગયા. પછી અલર્કનો જન્મ થયો. તે વખતે રાજાએ રાણીને કહ્યું કે–'આ પુત્રને વનમાં મોકલવો રહેવા દે તો ઠીક! એક પુત્ર રાજમાં રહે; તો પ્રજાનું પાલન કરે; આદર્શ રાજકર્તા બનીને, પ્રજાનાં જીવન આદર્શ ઘડે; શ્રાદ્ધાદિ ક્રિયાઓ કરીને, પિતૃઓને રાજી રાખે; યજ્ઞાદિ કરીને, દેવોને રાજી રાખે. માટે બ્રહ્મવિદ્યાની સાથે રાજનીતિનો બોધ પણ કર.' મદાલસાને આ વાત ગમી નહીં; તો પણ પતિની આજ્ઞાને માથે ચડાવીને, પુત્રને બોધ આપ્યો કે–[જુઓ માર્કંડેય પુરાણ–અ. ૨૩]

**धन्योऽसि रे यो वसुधामशत्रु-रेकश्चिरं पालयितासि पुत्र ।**
**तत्पालनादिंद्रसमोपभोग्यं, धर्मं फलं प्राप्स्यसि चामरत्वम् ॥५६॥**
**धरामरान् पर्वसु तर्पयेथाः, समीहितं बंधुषु पूरयेथाः ॥**
**हितं परस्मै हृदि चिंतयेथा, मनः परस्त्रीषु निवर्तयेथाः ॥५७॥**
**सदा मुरारिं हृदि चिंतयेथास्-तद्ध्यानतोंऽतः षडरीञ्जयेथाः ॥**
**मायां प्रबोधेन निवारयेथा, ह्यनित्यतामेव विचिंतयेथाः ॥५८॥**

બ્હેનોને પૂછીએ!–માતા બન્યાં હશો; પણ પુત્રને પાસે બેસાડીને, આવી વાતો ક્યારે કરી? ૨૫–૫૦ કે ૬૦ વરસના જીવનમાં આવા એક બે દિવસ હોય; તો પણ ધન્ય! આગળ સાંભળો– નર્યાં રત્નો છે—

**अर्थागमाय क्षितिपाञ्जयेथा, यशोऽर्जनायार्थमपि व्ययेथाः ॥**
**परापवादश्रवणाद् बिभीथा, विपत्समुद्राज्जनमुद्धरेथाः ॥५९॥**
**यज्ञैरनेकैर्विबुधानजस्र-मन्नैर्द्विजान् प्रीणय संश्रितांश्च ॥**
**स्त्रियश्च कामैरतुलैश्चिराय, युद्धैश्चारींस्तोषयितासि वीरः ॥६०॥**

[ સંભળાય છેને? પેલા ખુણામાં કેમ કાંઇક ગડબડ થાય છે? ]

**बालो मनो नंदय बांधवानां, गुरोस्तथाज्ञाकरणैः कुमारः ॥**
**स्त्रीणां युवा सत्कुलभूषणानां, वृद्धो वने वत्स वनेचराणां ॥६१॥**
**राज्यं कुर्वन् सुहृदो नंदयेथाः, साधून् रक्षंस्तात यज्ञैर्यजेथाः ॥**
**दुष्टान् निघ्नन् वैरिणश्चाजिमध्ये, गोविप्रार्थे वत्स मृत्युं भजेथाः ॥६२॥**

અર્થ—હે પુત્ર! તને ધન્ય છે! કારણકે તું ઘણા કાળ સુધી સ્વતંત્રપણે, આ પૃથ્વી ઉપર રાજ્ય કરીશ. તમારા પાલનથી પ્રજાને સુખ થશે. પ્રજાપાલનથી, આ સંસારમાં ઇંદ્રના જેવા ભોગ, અને દેવપણાની પ્રાપ્તિ થશે. [૫૬] દરેક પર્વપર્વણીને દિવસે ગરીબ બ્રાહ્મણોને દાનાદિથી તું રાજી કરજે; બંધુવર્ગની અભિલાષા પૂર્ણ કરજે; પારકાના હિતનું ચિંતવન, હૃદયમાં કરતો રહેજે; પરદારામાં ચિત્તને કદિ જવા દઇશ નહીં. [૫૭] મુરારિનું સદા ધ્યાન ધરજે; તેમના ધ્યાનથી અંતઃકરણના છ શત્રુઓને જીતતો રહેજે; જ્ઞાનથી માયાનું નિવારણ કરતો રહેજે; સાથે સાથે-'જગત્ ક્ષણભંગુર છે!' એવો વિચાર પણ કરતો રહેજે. [૫૮] ધનની પ્રાપ્તિ માટે રાજાઓને જીતજે; અને યશ પ્રાપ્ત કરવા, મેળવેલા ધનને વાપરતો રહેજે; પારકાની નિંદા સાંભળતાં ડરજે; વિપત્તિરૂપી સાગરમાંથી લોકોને બચાવતો રહેજે. [૫૯] યજ્ઞો કરીને દેવતાઓને પ્રસન્ન કરજે; સદા દાન આપ્યા કરવાથી, બ્રાહ્મણોને અને આશ્રિત લોકોને પ્રસન્ન કરજે; અનેક પ્રકારના ભોગદ્વારા, રાણીને-તવ પત્નીને-રાજી રાખજે; તથા હે વીર! રણસંગ્રામમાં મરદામી બતાવીને, શત્રુઓને રાજી કરજે. [૬૦] બાળપણમાં બાંધવો પ્રત્યે પ્રેમભાવ રાખીને, તેમની પ્રીતિ પ્રાપ્ત કરજે; કુમાર અવસ્થામાં માતાપિતા, તથા ગુરૂ આદિ વડિલોની આજ્ઞા પાળીને, તેમની પ્રીતિ પ્રાપ્ત કરજે; યૌવનમાં પતિધર્મ બરાબર પાળીને, સત્કુલભૂષણ પત્નિની, પ્રીતિ પ્રાપ્ત કરજે; અને વૃદ્ધાવસ્થામાં, વનવાસી બનીને, તથા અહિંસાદિ પવિત્ર વ્રત ધારણ કરીને, વનચરોની પ્રીતિ પ્રાપ્ત કરજે. [૬૧] હે પુત્ર! રાજ્યાસન પર બેસીને, સંબંધીઓનો આનંદ પ્રાપ્ત કરીશ, સાધુઓની રક્ષા કરીને યજ્ઞાદિ કરીશ; તથા ગાય બ્રાહ્મણની રક્ષા કરવા માટે, રણસંગ્રામમાં દુષ્ટ વૈરીઓનો નાશ કરીશ; તો પછી સુખ રૂપ મરણ પામીશ. [૬૨] ૨૩ મો અધ્યાય પૂરો.

અલર્ક મોટો થતાં, તેને રાજગાદી આપી, તેના માતાપિતા વનમાં જવા તૈયાર થયાં. તે વખતે અલર્કે માતાના ચરણમાં પ્રણામ કરતાં, માતાએ તેને એક વીંટી આપી. ભયંકર આફત આવે, ત્યારેજ વિંટીની અંદર જોવાની આજ્ઞા કરી.

અલર્ક રાજ્યકારભાર કરવા લાગ્યો; રાજવૈભવ પણ ભોગવવા લાગ્યો. ખબર ન પડે; એવી રીતે, તેનો ઘણો કાળ ચાલ્યો ગયો. માતાએ આપેલું આત્મજ્ઞાન સંસારના ભોગવિલાસમાં દટાઇ-કટાઇ ગયું. જ્યાં જેનું જોર; તે ત્યાં ફાવે. સંસારની હવા નરી ઉડતી હોય; ત્યાં આત્મજ્ઞાન બાપડું ઉભું ઉભું રૂવે. તોપણ—

ચોપાઇ—પુણ્ય પુંજ બીનું મીલે ન સંતા, સત્સંગતિ સંસૃતિ કરી અંતા!

પુણ્યના ઢગલા હોય; તો કોઇ સંતનો મેળાપ થાય. અલર્કે પુણ્યના ઢગલા કર્યા હતા. હિમગિરના સુંદર શિખર ઉપર બેઠેલા, તેના મોટાભાઇ સુબાહુને, પ્રભુએ પ્રેરણા કરી. તે અલર્કના રાજમાં આવ્યો. તેણે અલર્કને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો; પણ કાંઇ અસર થઇ નહીં. અલર્ક કાંઇક ભણેલો હતો-કાંઇક પંડિત બન્યો હતો; તેથી તેનો બુદ્ધિવાદ વધી પડયો હતો. તે બકવાદ કરવા લાગ્યો કે-'પ્રજાપાલન, યજ્ઞાદિ કર્મો, ગાય બ્રાહ્મણની સેવા વિગેરે જે કાંઇ, હું અહીં કરી રહ્યો છઉં; તે કાંઈ ખોટું છે? બાળકોને ભણાવવા વિદ્યાર્થીઓને અન્નદાન આપવું; લુલા પાંગળાંને પાળવાં; તે શું કાંઇ ખોટું છે? કે આ બધું પડયું મેલી, તમારી સાથે વનમાં આવું! વનમાં વનચર ફરે-મનુષ્યો નહીં. વિગેરે-વિગેરે.''

સુબાહુ સમજી ગયો કે—સંસારનો કાટ, અલર્કને બહુ લાગ્યો છે. ભઠ્ઠીમાં નાંખ્યા વિના, ાટ બળે નહીં. ધાતુ ઉની થાય; ત્યારેજ ટીપાય; અને ટીપાય; ત્યારેજ તેના નવાઘાટ ઘડાય. ુબાહુ ત્યાંથી રજા લઇને, કાશીરાજાને ત્યાં મહેમાન થયો. એક તો સંત અને સિદ્ધ ! ાનાં દર્શન સ્પર્શ અને ઉપદેશથી, કાશી રાજા વશ થઇ ગયો. આ પ્રસંગનો લાભ લઇને, ુબાહુએ કાશીરાજાને આજ્ઞા કરી કે—'તમે અયોધ્યાને જીતી, અલર્કને પાયમાલ કરો.' ાશીરાજાએ ચડાઇ કરી. અયોધ્યા જીતીને, અલર્કને પકડી લીધો. અલર્કને માતાનો ઉપદેશ યાદ આવ્યો. રગેરગમાં સ્ફુરવા લાગ્યો. અલર્ક માતાએ આપેલી વીંટીની અંદર જેયું. તેમાં લખેલું હતું કે—'સર્વ સંગોનો ત્યાગ કરીને, શ્રીહરિને શરણે રહેવું. સર્વ ંગોનો ત્યાગ ન કરી શક; તો માત્ર સત્સંગ કરવો.'

કાશીરાજ—અલર્ક ! તને દેહાંતદંડની શિક્ષા કરવા પહેલાં, પુછવામાં આવે છે-કે ારે કાંઇ ઇચ્છા છે ?

અલર્ક—મારે એકજ ઇચ્છા છે. તે એ કે સંતને શરણે જઇ આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી.

કાશીરાજ—જો જે હો ! હવે અયોધ્યાને સીમાડે ન આવતો !

અલર્ક—હવે તો એમ બનેજ નહીં. આવી અનેક અયોધ્યા જેમના ચરણમાં છે; યાં જવાની હવે રજા આપો !

આ શબ્દો સાંભળતાં, અલર્કને મુક્ત કરવામાં આવ્યો. તે ગુરૂદત્તાત્રેયને શરણે ાયો. તેણે પરમપદની પ્રાપ્તિ કરી.

કાશીરાજાએ કાશીમાં પાછા આવીને, સુબાહુને-સંતને-પ્રાર્થના કરી કે—'આપ હવે અયોધ્યાનું રાજ સંભાળી લ્યો.' તેના જવાબમાં સુબાહુએ કહ્યું કે—'અમારે તે ન જોઇએ.'

કાશીરાજ—ત્યારે કોને માટે, આપે મને આ પાપમાં પ્રેર્યો ? અરે ! મેં અલર્કને ાકામો પાયમાલ કર્યો

સુબાહુ—આ પાપ નથી; પણ મહાન્ પુણ્ય છે. આ પાયમાલીમાં, મહાન્ આબાદી ૄભી છે. **'જે પાયમાલ થાય; તેજ આબાદ થાય;'** એવો હરિચરણનો ઉઘાડો કાયદો ો. અલર્ક અમારો ભાઇ છે. અમે એક માતા (મદાલસા)ના પુત્રો છઇએ. અમે ત્રણ સેદ્ધ થયા. એકને કેમ બગડવા દેવાય ! [માર્કંડેય પુરાણ અ. ૪૧].

**उष्ट्वा मदालसागर्भे, पीत्वा तस्यास्तथा स्तनम् ॥**
**नान्यनारीसुतैर्यातं, वर्त्म यात्विति पार्थिव ॥१३॥**

× × × ×

અર્થ—સુબાહુ કહે છે કે—'હે કાશીરાજ ! આ અલર્ક મદાલસાના ગર્ભમાં આવ્યો; મને મદાલસાના સ્તનનું દુધ તેણે પીધું. તેથી બીજી સ્ત્રિઓને પેટે આવેલા પુત્રો, જે ાાર્ગે—જન્મ મરણને—જે માર્ગે-દોડયા જાય છે; તે માર્ગે, મારો ભાઇ અલર્ક ન જવો નેઇએ. [૧૩] તેથી આપનો આશ્રય લીધો; અને કામ સફળ કર્યું-વિગેરે-વિગેરે. [૧૪]

વ્યવહારમાં જીવને ખટાશ હોય; કે 'અમે કોણ ? અમારે ઘેર આમ ન બને !' પણ ાાત્મક્ષેત્રમાં આવી ખટાશ હોય નહીં. હોય-તો-હિંદુસ્તાન; હોય તોજ હિંદુ; હોય તોજ ા્હ્મણ; હોયતોજ ક્ષત્રિય વિગેરે. મોટા ગુરૂના ચેલા થવું ગમે; પણ તેના આચરણ પાળવાં ામે નહીં. કલ્યાણ બાપડું શું કરે ?

**उपेक्ष्यते सीदमानः स्वजनो बांधवः सुहृत् ॥**
**यैर्नरेंद्र न तान् मन्ये, सेंद्रिया विकला हि ते ॥१९॥**

સ્વજન, બાંધવ, અથવા બીજા કોઈ મિત્રાદિને, આ સંસારમાં પીડાતા–કુટાતા–માયામાં રચ્યા પચ્યા–દેખીને, જે પુરૂષોને, તેમના પર દયા આવતી નથી; તે પુરૂષોને હું ગમાર સમજું છઉં.

[એટલાજ માટેજ આપને વારંવાર કહું છઉં; અને દૂર બેઠા છે; તેમને વારંવાર લખું છઉં–કે 'તમે પોતે કાંઇક જાણ્યું હોય–તમે પોતે કાંઇક સમજ્યા હો; તો તમારા પુત્રાદિને, સંબંધીઓને, અને વ્હાલા મિત્રોને, જરૂર સમાગમનો લાભ આપવો. જરૂર મોક્ષપત્રિકા વંચાવો; સંભળાવો અગર મોકલો.]

આગબોટમાં બેઠેલો કોઇ માનવી, દરીયામાં પડી જાય; તો તેની પાછળ, **જીવને જોખમે,** કેપટન કુદી પડે છે. તેને કાઢી લાવે છે; ત્યારેજ તે રાજી થાય છે. આટલીજ ખટાશ, એક નાની હોડીવાળા ખારવાને પણ હોય છે. આટલીજ ખટાશ–આટલીજ ખાનદાની–આટલોજ ઉત્સાહ, દરેક સંપ્રદાયના આચાર્યોને હોવો જોઇએ. મઠ મંદિર બાંધીને બેઠા હોય; અને શિષ્યશિષ્યાઓમાં જે જે રાચ્યા હોય; તેમણે પણ, નિમકહલાલી પૂર્વક, પોતાને માનનારાઓને, જન્મ મરણના બંધનમાંથી, મુક્ત કરવા જોઇએ. બ્રાહ્મણ-સાધુ-સન્યાસી અને એવા બીજાં-જેઓને સમાજ તરફથી નિર્વાહમાં મદદ મળતી હોય; તેમણે અવશ્ય, પોતાના નાવમાંથી પડી જતાં સ્ત્રીપુરૂષને- જીવને જોખમે–નિમકહલાલીપૂર્વક, બચાવી લેવાં જોઇએ.

ભયંકર કલિયુગ છે; તોપણ લોકોને સંતોમાં પ્રીતિ છે. રોમમાં આજ ઘણા વખતથી પોપ માંદા છે. (ખ્રિસ્તી ધર્મના વડા, તે પોપ કહેવાય છે.) તા. ૭-૨-૩૭ના રોજ **પાંચ લાખ** કથોલીકો, પોપના આશીર્વાદ સાંભળવા, ઈટાલીની રાજધાની રોમમાં આવ્યાં હતાં. પોપના મંદિરની આસપાસના રસ્તાઓ પણ, ચીકાર ભરેલા હતા. લાઉડ સ્પીકરો ચારે તરફ ગોઠવી દીધા હતા. તડકો ઘણો હતો; તોપણ લોકો શાંતિથી ઉભાં હતાં. આ બધાં નિર્ધન નહીં. મોટા રાજાના પ્રધાનો, અને ધનપતિઓ પણ, ગરીબો સાથે ઉભાં હતાં. આવી શોભાવાળી મર્યાદાઓને બાંધનારા, ધનવાનો અને વિદ્વાનો છે; તે વાત પણ સાથે સાથે જાણી લેવી. તેઓ જ્યાં આગળ, ત્યાં ગરીબો પાછળ. નામદાર પોપે આશીર્વાદ આપ્યા; ત્યારે આ જંગી મેદની; ધુંટણીએ પડી હતી. ( જુઓ! મુંબઈ સમાચાર તા. ૯–૨–૩૭ પાનુ ૮ મું.)

બ્હેનોને પુછીએ—મદાલસાને જોયાં ને ?–'મારી કુખે આવેલો બાળક, પુનર્જન્મ લઇ, કુતરા બીલાડાંની કુખે ન આવે;' એવાં ગૌરવ, મદાલસાને હૈયે વસ્યાં હતાં પુરૂષોને પૂછીએ–સુબાહુને જોયાને ?–"મારી માનું સ્તનપાન કર્યું; તે જીવને, પુનર્જન્મ લઇને, બીજી માનું સ્તનપાન કરવું ન પડે–" એવાં ગૌરવ, સુબાહુને હૈયે વસ્યાં હતાં. ઋષભદેવે ચોકખું કહી દીધું હતું કે–'કોઇનો સંબંધી સ્નેહી થવું; તો જરૂર તેને ધર્મમાં પ્રીતિ કરાવવી;' વિગેરે.

બસ ! મદાલસાની વાત પુરી થઇ. સુબાહુનું ચારિત્ર જોઇને, કાશીરાજને જ્ઞાન થયું. તે રાજ છોડીને વનમાં ચાલ્યો ગયો.

યદુરાજા આગળ શું કહે છે; તે ભાવથી સાંભળો—

**त्वं तु कल्पः कविर्दक्षः, सुभगोऽमृतभाषणः ॥**
**न कर्ता नेहसे किंचिज्-जडोन्मत्तपिशाचवत् ॥२८॥**

અર્થ—તમે તો સમર્થ, જ્ઞાનવાળા, નિપુણ, સારા રૂપવાળા, અને અમૃત જેવું બોલનારા છો; છતાં પણ જડ, ઉન્મત્ત અને પિશાચની પેઠે કાંઈ કામ કરતા નથી; અને કાંઈ ઈચ્છતા પણ નથી. (૨૮)

૨૮ વિવેચન—

ચોપાઈ—જાનીય તબ મન વિરૂજ ગુંસાઈ; જબ ઉર બલ વિરાગ અધિકાઈ.
સુમતિ ક્ષુધા બાઢે નિત નઇ, વિષયઆશ દુર્બલતા ભઈ. [ મોક્ષવાણી ૯૨. ]

આ અંતિમ અવસ્થાની વાતો છે. આવું થઈ જવાની ખાસ જરૂર છે. આવું થઈ જાય; ત્યારેજ આવું (આ સંસાર) મટે. સંભાળ રાખવા જેટલી એ છે કે-આવું થયા પહેલાં, આવાનો ડોળ કરવો નહીં. જ્ઞાન વૈરાગ્યના અભ્યાસથીજ, આવું અનાયાસે થઇ આવે છે. રોગ મટયા પહેલાં, શક્તિની દવાઓ નકામી છે. પ્રથમ તો આપણે મનુષ્યજ નથી. આપણાં શરીરજ મનુષ્યનાં છે; આપણા ચાળા-આપણાં લક્ષણ-પશુ પક્ષીઓને લજવે એવાં છે. માંડમાંડ મનુષ્ય થવાય. મન્વાદિ સ્મૃતિકારો કહે છે એવાં, નીતિરીતિનાં આચરણ કરવાં ગમે; ત્યારે મનુષ્ય થવાય ! પછી જ્ઞાન વૈરાગ્યના સંસ્કારો પામતાં, મુમુક્ષુપણું પ્રાપ્ત થાય સંસારનું સ્વરૂપ સમજાય; સંસારના બંધનમાંથી મુક્ત થવાની ઈચ્છા થાય; માયામદિરાનો નીશો ઉતરે. શાંતિ-ક્ષમા-દયા-દાન-વૈરાગ્ય ઉભરાય; ત્યારે મુમુક્ષુતા ફાલે. મનથી ધીમે ધીમે આવું કાંઇક ઉત્તમપણું અનુભવાય. મેવાડમાં મીરાં, ઉન્મત્ત-ગાંડી; પણ એવી એકજ થઈ. જુનાગઢમાં નરસી મહેતો, ઉન્મત્ત-ગાંડો; પણ એવો એકજ થયો. ડભોઈમાં દયારામ એકજ ! એવા થનગન નાચનારા બીજા થયા નહીં.

આ તૈયારી એક જન્મે થવી મુશ્કેલ છે; તો પણ કરતો રહે; તે પામે. ડભોઈની નાની ગાડી, ધીમી ચાલે; પણ ચાલતી રહે; તો દિલ્હી લઈ જાય. ફ્રંટીયર મેઈલ ઝપાટે ચાલે; પણ પડયો રહે; તો ત્યાંનો ત્યાં !

પંડિતો-મહામહોપાધ્યાયો-આચાર્યો અને મહંતો તરફ દષ્ટિ કરીએ; તો ત્યાં પણ, ઉન્મત્ત દશા ઓછી ! પ્રભુને બ્હાને થનગન નાચનારા, નિર્માની-નિર્મળ-મળે નહીં. પાકશાસ્ત્ર વાંચીને, ભજીયાં કેમ થાય; તે જાણ્યું; પણ બનાવતાં આવડે નહીં. રોટલી કેમ થાય; તે વાત, દિકરીને, માતા અરધા કલાકમાં કહી નાંખે; પણ મા બનાવે છે; એવી ગોળ-પાકી-ફુલેલી-રોટલી બનાવતાં, બ્હેનને છ માસ લાગે. એટલે—

---

૨૮ પદચ્છેદ—**त्वं तु कल्पः**-આપ તો સમર્થ છો. **कविः दक्षः सुभगः**-જ્ઞાની, નિપુણ અને સારા રૂપવાળા છો. **अमृतं इव भाषणं यस्य सः अमृतभाषणः**-અમૃત જેવું બોલનારા. **जडोन्मत्तपिशाचैः तुल्यं ज०**-જડ, ઉન્મત્ત અને પિશાચની માફક. **न कर्ता**-કાંઇ કરતા નથી. **न किंचित् ईहसे**-કાંઇ ઇચ્છતા પણ નથી.

ધૂન—હું તો થનગન નાચું રે—નિહાળી ઘનશ્યામ !
નિહાળી ઘનશ્યામ !–રે—નિહાળી સુંદીર શ્યામ ! (૨)
હું તો થનગન !—હાં–હું તો થનગન નાચું રે—નિહાળી ઘનશ્યામ !
હાં–થવા દ્યો—બસ ! થવા દ્યો ! બસ ! ઘડી બે ઘડી–થવા દ્યો.

કેમ ! કેવો માલ ?—જમ્યા કે ભૂખ્યા ? નાતની વાડીમાં, નાતનો પટેલ, વાંસડો લઇને કાગડા ઉડાડે ! અને ઘેર જઇને, ટાઢી ખીચડી ને તેલ જમે–એમ ન કરશો. અહીં જે જોઇએ તે છે. સાવધાન રહો–લ્યો જમો– (૫૬.)

જાચું તો જગજીવન જાચું, નાચું તો હરિ આગળ નાચું ! (૨)
ઋષિરાજ કહે રાચું સંતસમાજમાં રે–જુઠું જુઠું જીવતર ખરૂં જાણુમાંરે–જુઠું.

સમ્રાટોના મહેલમાં, આ મજા નથી ! હીરામાણેક, તોળી તોળીને, પુત્રોના ભાગ પાડે; એવા ધનવાનોના દીવાનખાનામાં, આ મજા નથી ! સોનાની ચાંખડીએ ચડે; અને હીરા જડીત્ર સિંહાસન ઉપર બેસીને, વ્યાખ્યાન કરે; પણ ત્યાં આ ગાંડપણ નથી–ત્યાં આ મજા નથી. આ તો direct Connection-વચ્ચે કોઈ નહીં. આ પાટે તો, સ્પેશીયલ ટ્રેનો દોડે. 'વંદુ વંદુ–નટવર નાથને.' વધારે શું કહું ! બસ ! માણી લ્યો ! બસ ! ભોગવી લ્યો–બસ ! લુંટી લ્યો ! આજ આ છે ! કાલ નથી. આ તો ગાંડાઓની ગમ્મત ! ડાહ્યો દેખે; તો દાઝી મરે. એકાદશાનાં શ્રાદ્ધ તો, આવાંજ હોય ! ભાવભરી અંજળીઓ અપાય.

યદુરાજા આગળ શું કહે છે; તે ભાવથી સાંભળો—

**जनेषु दह्यमानेषु, कामलोभदवाग्निना ॥**
**न तप्यसेऽग्निना मुक्तो, गङ्गांऽमस्थ इव द्विपः ॥२९॥**
**त्वं हि नः पृच्छतां ब्रह्मन्–नात्मन्यानन्दकारणम् ॥**
**ब्रूहि स्पर्शविहीनस्य, भवतः केवलात्मनः ॥३०॥**

અર્થ—કામ અને લોભરૂપી દાવાનળથી સઘળા લોકો બળ્યા કરે છે. તે લોકોમાં, અગ્નિથી મુક્ત થઇને, ગંગાના જળમાં ઉભેલા હાથીની માફક, તમે જરા પણ તપતા નથી. [૨૯] હે મહારાજ ! તમે કે–જે–વિષયભોગથી અને સ્ત્રી પુત્રાદિકથી પણ રહિત છો; તેમને ચિત્તમાં આવો આનંદ શાથી થાય છે ? જે કારણ હોય;તે અમે કે જે આપને પૂછીએ છઇએ; તેમને કહો. [૩૦]

---

૨૯ પદચ્છેદ—**कामलोभौ एव दवाग्निः-तेन का०**-કામ અને લોભરૂપી દાવાનળથી. **दह्यमानेषु जनेषु**-સઘળા લોક બળ્યા કરે છે-તેઓમાં. **अग्निना मुक्तः, गंगायाः अंभसि तिष्ठति इति गं०**-અગ્નિથી મુક્ત થએલા અને ગંગાના જળમાં ઉભેલા. **द्विपः इव**-હાથીની માફક. **त्वं न तप्यसे**-તમે કાંઇ પણ તાપ પામતા નથી.

૩૦ પદચ્છેદ—**हे ब्रह्मन्**-હે મહારાજ ! **स्पर्शविहीनस्य**-આપ કે જે સ્પર્શાદિ ભોગથી રહિત છો. **केवलात्मनः**-સ્ત્રી પુત્રાદિથી રહિત છો તો પણ. **भवतः**-આપને. **आत्मनि आनंदकारणं किं तत्**-ચિત્તમાં આવો આનંદ થવાનું કારણ શું છે ? જે કારણ હોય તે. **नः प्रच्छतां**-અમે કે જે પૂછીએ છઇએ તેમને. **त्वं ब्रूहि**-આપ કહો.

૨૯-૩૦ વિવેચન—

અવધૂતની વાત કરી નાંખી છે; એટલે અવધૂતનાં લક્ષણો સમજી જશોજી.

પદ.

કોઈ હાલમસ્ત, કોઈ માલમસ્ત, કોઇ તૂતી મૈના સૂયેમેં;
કોઇ ખાનમસ્ત, પહિરાનમસ્ત, કોઇ રાગરાગિની ધૂયેમેં.
કોઈ અમલમસ્ત, કોઈ રમલમસ્ત, કોઇ સતરંજ ચોપાટ [1]જુયેમેં;
ઇક ખુદ મસ્તી બિન, અઉર મસ્તી સબ, ગિરે અવિદ્યા કુવેમેં.
કોઈ અકલમસ્ત, કોઇ [2]શકલમસ્ત, કોઈ ચંચલતાઈ હાંસીમેં;
કોઈ વેદમસ્ત, કોઈ [3]તિબ્બમસ્ત, કોઈ મક્કેમેં—કોઇ કાસીમેં.
કોઈ ગ્રામમસ્ત, કોઈ દામમસ્ત, કોઈ સેવકમેં—કોઇ દાસીમેં;
ઇક ખુદ મસ્તી બિન, અઉર મસ્તી સબ, ફસે અવિદ્યા ફાંસીમેં.
કોઇ [4]પાટમસ્ત, કોઇ ઠાટમસ્ત, કોઈ ભૈરવમેં—કોઈ કાલીમેં;
કોઈ ગ્રન્થમસ્ત, કોઈ પંથમસ્ત, કોઇ શ્વેત પીત રંગ લાલીમેં.
કોઈ કામમસ્ત, કોઇ ધામમસ્ત, કોઇ [5]પૂરણમેં—કોઈ [6]ખાલીમેં;
ઈક ખુદ મસ્તીબિન, અઉર મસ્તી સબ, બંધે અવિદ્યા જાલીમેં.

× × × ×

કોઇ રાજમસ્ત, [7]ગજવાજિ મસ્ત, કોઈ છપ્પરમેં, કોઈ [8]કુલ્લેમેં;
કોઈ યુદ્ધમસ્ત, કોઇ ક્રુદ્ધમસ્ત, કોઇ ખડગ કુઠાર [9]બસુલ્લેમેં.
કોઇ પ્રેમમસ્ત, કોઇ નેમમસ્ત, કોઇ [10]છીકેમેં—કોઇ [11]ઝુલ્લેમેં;
ઇક ખુદ મસ્તીબિન, અઉર મસ્તીસબ, પડે અવિદ્યા ચૂલ્લેમેં.
યહ લૌકિક મસ્તી કહાં લગિ બરણૌં, સબ માયાકે [12]દંગલમેં;
કૌન કરે તિનકીગિનતી, સબ જકડ હે દઢ [13]સંકલમેં.
છિનમેં રૂષ્ટ—તુષ્ટ એક છિનમેં, સ્થિતિ સદા અમંગલમેં.
ઇક ખુદ મસ્તીબિન, અઉર મસ્તી સબ, ડાલે અવિદ્યા જંગલમેં.

અખો બોલ્યો છે કે—

જ્ઞાની તેજ જે ગોપી જસા, તેજ જ્ઞાની જેને ગોપીની દશા.
ગોપી ભૂલી ઘરને બાર, ભૂલી ગોપી કુટુંબ પરિવાર;
પોતાનો દેહ પણ ભૂલી ગઇ, **અખા કામની કુલવંત થઈ.**

આ તો મસ્તોની મસ્તાઇ! તોફાનીઓનાં તોફાન! ઘેલાની ઘેલછા! આવું કાંઇક યદુરાજાએ અવધૂતમાં જોયું.

**कामलोभदवाग्निना दह्यमानेषु जनेषु**—કામ અને લોભરૂપી દવાગ્નિમાં બળતા લોકોમાં. આ તો યદુરાજાનો તે વખતનો અનુભવ. એટલે અનાદિકાળથી કામ—લોભ જીવની પાછળ લાગેલા છે. ગીતામાં આસુરી સંપત્તિનું વર્ણન કરતાં કરતાં, શ્રીકૃષ્ણ બોલ્યા હતા કે—[ અ. ૧૬. ]

---

૧ જુગારમાં. ૨ ચહેરો. ૩ કુરાન ૪ રાજગાદી ૫ સાકારમાં. ૬ નિરાકારમાં. ૭ હાથી ઘોડા. ૮ બગિચામાં. ૯ હથિયારનું નામ છે. ૧૦ પલંગમાં. ૧૧ હિંચકામાં. ૧૨ તોફાનમાં. ૧૩. સાંકળમાં.

**त्रिविधं नरकस्येदं, द्वारं नाशनमात्मनः ।**
**कामः क्रोधस्तथा लोभस् तस्मादेतत् त्रयं त्यजेत् ॥२१॥**

**અર્થ**—હે અર્જુન ! કામ, ક્રોધ, અને લોભ, એ ત્રણ પોતાથીજ પોતાનો નાશ કરાવનારાં નરકનાંજ દ્વાર છે. માટે મનુષ્યે, એ ત્રણનો ત્યાગ કરવો. [૨૧]

જેમ ગાંડો–દીવાનો, દીવા દેખીને કુદાકુદ કરે; તેમ મનુષ્ય દ્રવ્યની સગવડ દેખીને કુદાકુદ કરે. જેમ મરનારને વાત પિત્ત અને કફ–ત્રણે વધી પડે-મરનારને ત્રિદોષ થાય; તેમ જેનું બગડવાનું હોય; તેનાં કામ–ક્રોધ અને લોભ ત્રણે વધી પડે. કામ રાજા, લોભ દીવાન, અને ક્રોધ સેનાપતિ ! આ ત્રણની મદદમાં મોહ દોડયો આવે. જેમ દુબળી ગાયને, બગાઓ વળગી પડે; તેમ જ્ઞાન વૈરાગ્ય ભક્તિ વિનાના દુબળા જીવને, આ ત્રણે વળગી પડે. ગમે એવો ધનવાન્, ગમે એવો બળવાન્ કે સત્તાધારી–તે હોય; પણ કામ ક્રોધની ચક્કીમાં જે પડયો રહે છે; તેના બે પાંચ કે દસ વરસે, છોત્તા નીકળી જાય છે. જાણે–રસ વિનાનું રાડું ! જીવનું અજ્ઞાન એટલું બધું છે કે–તે પોતાના સાચા દુશ્મનોને દેખી શકતો નથી. પાઘડી પહેરતાં, વારંવાર ચાટલામાં જુવે; તેમ મોંઘી માનવતા મળતાં, માનવતાનો તાજ માથે ધરતાં, શાસ્ત્રરૂપી ચાટલામાં, જોવું જોઇએ. માનવના દેહરૂપી નાવ મળ્યું; તો નાવ ઉપર નાવીકને–કર્ણધારને–સદ્ગુરૂને–લેવો જોઇએ. [ મોક્ષવાણી પાનુ ૬૮ A.]

ચોપાઈ—કર્ણધાર સદ્ગુરૂ દઢ નાવા, દુર્લભ સાજ સુલભ કરી પાવા.

સોનાને થાળે અભાગીયો કુશકા જમે; તો ભોગ તેના. મદ ઝરતા હાથીને માખીઓ કનરડે; ત્યારે તે હાથી, ગંગાના જળમાં પેસે. માણસને જ્યારે ઉપાધિઓ કનરડે; કામ ક્રોધ અને લોભ કનરડે; ત્યારે માણસે પણ, સત્સંગ ગંગામાં પેસી જવું જોઇએ. ઠેસો વાગે; ત્યારે તો જરા નીચું જોવું ! કાંટો વાગે, ત્યારે તો ઘડી બેસવું !

૩૦મા શ્લોકમાં અવધૂતનાં વિશેષણ **स्पर्शविहीनः** અને **केवलात्मा** છે.

**स्पर्शविहीन**—વિષયભોગથી રહિત. સંસારનું મૂળ સ્ત્રી; તેમ વિષયભોગનું મૂળ પણ સ્ત્રી. જે વૃક્ષના મૂળમાં દવ લાગે; તે વૃક્ષને ફળફુલ હોય નહીં. અનાદિકાળથી ચાલ્યું આવે છે કે–તત્ત્વને જાણનારા પુરૂષો, પરણતાજ નથી. કદિ પરણે છે; તો સંસાર ભોગવતા નથી. કદિ ભોગવે છેઃ તો–એક બાઇને–ચાર પાંચ–દસ દીકરા અને ચાર પાંચ દિકરીઓ જેટલો નહીં. ભુંડ અને સિંહ, બેઉ વગડે વસે; પણ ભુંડનો અને સિંહનો વહીવટ, તદ્દન જુદો. જે પહેલા કલાસના પેસેંજર (મુસાફર) હોય; તેમની સગવડ, રેલ્વેમાં ઘણીજ ઉંચા પ્રકારની હોય છે; તેમ જે આ સંસારમાં પરણતાજ નથી; સંસાર માંડતાજ નથી; ઉપાધિઓને આમંત્રણ આપતાજ નથી; તેમની સગવડ જુદી હોય છે. આત્મસુખની શોધ માટે, જેઓ અવકાશના ઢગલાઓને અનામત રાખે છે; તેમને માટે આ સંસારમાં ઘણીજ ઉંચા પ્રકારની સગવડ હોય છે. નારદ પરણવા લલચાયા હતા. પ્રભુએ તેમાં વિઘ્ન નાખ્યું– 'કેમ વિઘ્ન નાખ્યું ?' એમ પૂછતાં પ્રભુ (પંપા સરોવર ઉપર) બોલ્યા હતા કે—

ચોપાઈ—સુન મુનિ કહ પુરાણ શ્રુતિ સંતા, મોહ વિપિન કહઁ નારી વસંતા.
જપ તપ નિયમ જળાશય ઝારી, હોઇ ગ્રીષ્મ શોષે સબ વારી.

**અર્થ**—મોહરૂપી-સંસારરૂપી-વનને ખીલવનાર, નારી રૂપી વસંત ઋતુ છે. જપ–તપ-નિયમ રૂપી જળાશય ભર્યા હોય; પણ સ્ત્રીરૂપી ઉનાળો આવતાં, તે તમામ જળાશય સુકાઈ જાય છે.

દોહરો—અવગુણમૂલ શૂલપ્રદ, પ્રમદા સબ દુઃખ ખાની;
તાતે કીન્હ નિવારણ, મુનિમેં યહ જિય જાની—સીયાવર.
[ મોક્ષવાણી પાનુ ૩૦ A ].

**અર્થ**— અવગુણનું મૂળ, ચિંતા કરાવનારી એવી સ્ત્રી, તમામ દુઃખની ખાણ છે. તેથી હે નારદ ! મેં તમને બચાવી લીધા.

સંસારીઓને સ્ત્રીની જરૂર છે; પણ દાળમાં જોઇએ તેટલું મીઠું નખાય. વધારે મીઠું નાંખે; તેની દાળ ખારી થાય. કેટલાએક અભાગીયાં સ્ત્રી પુરૂષ, લગ્નનો હેતુ સમજતાં નથી. તેઓ તો એમજ માની બેઠાં છે કે—'પરણીને ધરાઈ-ધરાઇને વિષયસુખ ભોગવવાં.'—તેનાં પરિણામમાં—ભયંકર રોગ, શરીરની અશક્તિ અને એકદમ ઘડપણ આવીને ઉભાં રહે છે. આ ઉપરાંત બે-પાંચ કે દસ દિકરા દિકરી. જાણે કુતરાને બગાંઓ વળગી ! જીવે ત્યાં સુધી જખ મારે—અપરાધની શિક્ષા ભોગવ્યા કરે.

સાધુ—સન્યાસી—પરમ હંસો અને એવા બીજા ત્યાગાશ્રમના વાસીઓ, સ્ત્રીના ત્યાગી છે; અવધૂતે અવધૂત ગીતામાં પ્રથમના ૭ અધ્યાયોમાં, બ્રહ્મતત્ત્વ સંબંધી પુષ્કળ વાતો કરી. ૮ મા અધ્યાયમાં અવધુત બોલ્યા કે—'આ ઉત્તમ વસ્તુ, સ્ત્રીના રાગીઓ માટે નથી.'

અવધૂતનું કહેલું કહીએ; તે પહેલાં—એક વાત કહી દઉં કે—આ સ્ત્રિયોની નિંદા નથી. 'પુરૂષો લખનારા, માટે સ્ત્રિયોને ઉતારી પાડવા, લખ્યું છે;' એમ પણ નથી. આ વિષયવાસનાની નિંદા છે. વિષયવાસનાની બાબતમાં, પુરૂષને જેટલો સ્ત્રીઓનો ભય છે; તેટલોજ—તેથી કાંઈક વધારે—સ્ત્રિયોને પુરૂષોનો પણ ભય છે. અન્યોન્ય ભય રાખે; તોજ આ ભવ ભજવાય. પુરૂષોને સ્ત્રિયોના સંગથી બચવા ઉપદેશ છે; તેમ ત્યાગી સ્ત્રિયોને—વિધવાઓને—પુરૂષના સંગથી બચવા, આ ઉપદેશ છે. બોલનાર ઉદાર છે; તેમ સાંભળનારે પણ, ઉદાર દિલથી સાંભળવું જોઇએ. હવે સાંભળો—

**मनसा कर्मणा वाचा, त्यज्यतां मृगलोचना ॥**
**विश्वासघातकीं विद्धी, स्वर्गमोक्षसुखार्गलाम् ॥११-१२॥**
**मूत्रशोणितदुर्गंधे, ह्यमेध्यद्वारदूषिते ।**
**चर्मकुंडे ये रमंति, ते लिप्यंते न संशयः ॥१३॥**
**कौटिल्यदंभसंयुक्ता, सत्यशौचविवर्जिता ॥**
**केनापि निर्मिता नारी, बंधनं सर्वदेहिनाम् ॥१४॥**
**त्रैलोक्य जननी धात्री, सा भगी नरको ध्रुवम् ॥**
**तस्यां जातो रतस्तत्र, हाहा संसारसंस्थितिः ॥१५॥**
**जानामि नरकं नारी, ध्रुवं जानामि बंधनम् ॥**
**यस्यां जातो रतस्तत्र, पुनस्तत्रैव धावति ॥१६॥** [અવધૂત ગીતા અ.૮]

ભાવાર્થ—ભાવાર્થ એ છે કે-કામીઓએ સ્ત્રીનાં વખાણ બહુ કર્યાં છે. કવિયોએ પણ, ચંદ્રી મુખી કહીને, ચંદ્રને ઢાંકી દીધો. કમળ સરખાં નેત્ર કહીને, કમળને ઢાંકી દીધું; વિગેરે વિગેરે. અને છે પણ એમજ. મદિરા કરતાં મોટો કેફ સ્ત્રીમાં છે. વશીકરણના મહા મંત્રો, સ્ત્રીનાં રૂપ, ગુણ અને વચનોમાં રમે છે. સંસારનો મોભ પણ, સ્ત્રી છે. સંસારના તાપથી બળી જળી ગએલા પુરૂષોને, ઠરવાનું ઠામ સ્ત્રી છે. નાનાં મોટાં બાળકોનો વિસામો, માતા

છે. સાસુના હાથમાંથી કામકાજ લઇને, સુખનાં સરવડાં વરસાવનાર પણ સ્ત્રીજ છે. ઓરડે અજવાળાં કરે; એવાં લક્ષ્મી, અને રસોડે પ્રેમથી અન્નપૂર્ણા-પણ સ્ત્રી છે. પાંચ દસ મહેમાન આવી પહોંચ્યા હોય; તો તેમની સારવાર કરનાર સ્ત્રી છે. માંદાની સારવાર કરવામાં, પહેલો નંબર સ્ત્રીઓનો છે; પણ આ સંસાર બળ્યો-ઘડીમાં ડાહ્યો; અને ઘડીમાં ગાંડો છે. હેત કરીને પાથરીએ; ત્યાં ઘડીમાં સ્ત્રીને કે પુરૂષને, મોટે ઘેર મોકલી દે. જાનારને જાવું ગમે નહીં; અને રહેનારને રહેવું ગમે નહીં. કદિ તેડાં ન આવે; તો ઘણા વિષય સુખનાં પરિણામ રૂપ-બાળ ગોપાળરૂપ-રોગો આવીને ઉભા રહે. દંપતીને તોડી ફોડી નાંખે. નાટક શાળામાં સ્ત્રી પુરૂષ થઇને રમીએ; તો ત્યાં દીવાનો ભપકો ઘણો; પહેરવાનો પોશાક સુંદર; સાંભળનારાં લોકો ઘણાં; એક બીજાનો હાવ ભાવ પણ ઘણો; પણ તે તમામને મિથ્યા માનીને, આપણે રમીએ. નાટકનો ખેલ એ ત્રણ કે ચાર કલાકનો ! સંસારનો ખેલ ૧૦-૨૦ કે ચાલીસ વરસનો. ૧૦-૨૦ કે ચાલીસ વરસનો સમય, આમ લાગે લાંબો; પણ જેમને વિખુટા પડવાનું થાય; તેમને તે સમય, વીજળીના જબકારા જેટલોજ લાગે. જે નાશવંત છે; તે નાશવંત હતું-છે-અને રહેવાનુંજ છે. તેમાં ફેરફાર થઇ શકે એમ નથી. નાશવંતની ઓથે, અવિનાશી સુખ રહેલું છે. અવિનાશી સુખ માટે નાશવંતની, જોઈએ તેટલીજ દોસ્તી કરી લેવી જોઇએ. મુંબઇ ભાઈબ્હેનોને મળવા જઇએ; પણ ઉડીને જવાય નહીં; ચાલીને પહોંચાય નહીં. તેથી ટીકીટના પૈસા, ટીકીટ, રેલ્વે ટ્રેન વિગેરે સૌની મદદની જરૂર છે. છે. ભગવાનને પામવામાં, સ્ત્રીને પુરૂષ; અને પુરૂષને સ્ત્રી-મોટાં મદદગાર છે. એક બીજાનાં પાકાં ગુરૂ છે. જે કામ ગુરૂ અગર શાસ્ત્ર ન કરી શકે; તે કામ આ-એક બીજામાં લદબદ થએલાં-એક બીજાને મનાવી શકે. સ્ત્રીપુરૂષ થઇને જેમણે માત્ર વિષયજ ભોગવ્યા; એક બીજાનાં કલ્યાણની પરવા, જરાએ રાખી નહીં; તેઓ ડાહ્યાં ડાહ્યાં-ભુંડીયાં છે.

શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે—

**श्रीभगवानुवाच ॥**

**यदुनैवं महाभागो, ब्रह्मण्येन सुमेधसा ॥**
**पृष्टः सभाजितः प्राह, प्रश्रयावनतं द्विजः ॥३१॥**

**અર્થ—શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહે છે કે-હે મહાભાગ! બ્રાહ્મણોને માનનાર અને ઉત્તમ બુદ્ધિવાળા યદુ રાજાએ, આ પ્રમાણે પૂછતાં, તે સત્કાર પામેલા અવધૂતે, નમી પડેલા યદુ રાજાને કહ્યું કે-[૩૧]**

૩૧ વિવેચન—

યદુનાં વિશેષણ સાંભળ્યાંને ? **ब्रह्मण्येन सुमेधसा**-બ્રાહ્મણોને માનનાર અને સારી બુદ્ધિવાળા. અત્યારે બ્રાહ્મણોને માનનાર, તો ગાંડો-જંગલી=અભણ-ગણાય છે. બ્રાહ્મણોના દોષ વધી પડયા છે; તોપણ હજી સારા બ્રાહ્મણો છે. ઘઉંમાં ઘઉં કરતાં, કાંકરા વધારે

---

૩૧ પદચ્છેદ—**हे महाभाग !** શ્રીકૃષ્ણ કહે છે કે-હે મોટા ભાગ્યશાળી ઉદ્ધવ ! **ब्रह्मण्येन सुमेधसा यदुना एवं प्रष्टः**-બ્રાહ્મણોને માનનાર અને ઉત્તમ બુદ્ધિવાળા યદુ રાજાએ આ પ્રમાણે પૂછતાં. **सभाजितः द्विजः**-સત્કાર પામેલા બ્રાહ્મણ અવધૂતે. **प्रश्रयेण अवनतः तं प्राह**-પ્રેમથી નમી પડેલા યદુ રાજાને નીચે પ્રમાણે કહ્યું કે.

હોય; તો ડાહી વહુ, ઘઉંને ફેંકી દેતી નથી; પણ તેમાંથી ઘઉં ઘઉં વીણી લે છે. માથું દુઃખે ત્યારે માથું કપાવી નંખાય નહીં; પણ માથાની દવા કરાય. શ્રીકૃષ્ણ પોતે પણ બ્રાહ્મણોને માનનાર છે.

યદુનું છેલ્લું વિશેષણ જોયું?–શ્રીકૃષ્ણ કહે છે કે–**प्रश्रयावनतं**–વિનયથી નમી પડેલા યદુ રાજાને. ગરજવાનને તત્ત્વની વાતો કરાય. પાંચ દસ કે પચીસ રૂપૈયા લેવા જેટલી ગરજ પણ, અમોલી વસ્તુ માટે નહીં! વસ્તુનું ભાન ન હોય; તેને વસ્તુની કીંમત ન હોય. પણ આમ કયાં સુધી? કયાં સુધી બેભાન રહેવું? ૫૦–૬૦ કે ૭૦ થયાં! ગેંગો જીવ્યો ત્યાં સુધી, પોદળામાંજ પડયો રહ્યો! અનેક સંતો બોલ્યા છે કે 'આ સંસાર અસાર છે.' અનેક ડાહ્યા ડાહ્યા પુરૂષો જીવ્યા ત્યાંસુધી આમ તેમ દોડયા; પણ મરવા વખતે કહેતા ગયા–કે–'સંસાર અસાર છે.' અનેક મારૂં તારૂં કરનારા જીવ્યા ત્યાં સુધી જંપ્યા નહીં; પણ મૂકીને ચાલ્યા; ત્યારે બોલ્યા કે–'માયા ધુમાડાના બાચકા છે.' અનેક ભકતો અને કવિઓ કહેતા ગયા કે–'અહીં આવ્યા છો; તો કલ્યાણ સાધી લેજો'.' અનેક નિર્ણયોવાળાઓએ, જે નિર્ણય કાઢી આપ્યો; તે નિર્ણય તરફ, બેપરવા કેમ પોસાય! નવરા પડો; ત્યારે આ બાબતનો વિચાર કરતાં શીખો. અવકાશ ન હોય; તો અવકાશ લઇને, આ બાબતનો વિચાર કરતાં શીખો. સાર એ છે કે–સંતના ચરણમાં પ્રેમથી નમી પડો! તે તમારા કાંટા કાઢી નાંખશે.

હવે ગુરૂ દત્તાત્રેય બોલે છે—

**ब्राह्मण उवाच ॥**

**सन्ति मे गुरवो राजन्, बहवो बुद्ध्युपाश्रिताः ॥**
**यतो बुद्धिमुपादाय, मुक्तोऽटामीह तान् शृणु ॥३२॥**

અર્થ—ગુરૂદત્તાત્રય કહે છે કે–હે રાજન્! મારી પોતાની સમજણથીજ સ્વિકારેલા ગુરૂઓ ઘણા છે. જે ગુરૂઓ પાસેથી મેં શિખામણ લઇને, તથા મૂક્ત થઈને, હું (આ જગત્‌માં) ફરૂં છઉં; તે ગુરૂઓનાં નામ તમે સાંભળો. (૩૨)

૩૨ વિવેચન—

આપણી પોતાની અધમ મક્કમતા–એજ આપણું પોતાનું અઘોર અજ્ઞાન–આપણી પોતાની ખોટી હઠ–સાંભળો–સીનેમા અને નાટક ઉત્તમ ઉપદેશ આપી રહ્યાં છે. વેશ્યા નાચે છે; ત્યાં પણ જ્ઞાનવૈરાગ્યની વાતો કરે છે. અને રેડીયો ઘેર ઘેર પહોંચ્યો છે. પણ બસ! કાંઇ લેવુંજ નહીં; એવું આપણું અજ્ઞાન-થઇ પડયું છે. જેમ નિર્મળ ચાટલામાં મુખ સ્વચ્છ રીતે દેખાય; તેમ નિર્મળ બુદ્ધિમાં જગતે આપેલો બોધ તરી આવે.

'ઘણા ગુરૂ–તે વળી શું?'–દત્તાત્રેયના ગુરૂ સદાશિવ હતા. ગુરૂ એકજ હોય; તો અનન્ય ભાવ રહે. અનન્ય ભાવ વિના વસ્તુ ઉગે નહીં. બાકી આ સંસાર આખો, ગુરૂપદે રહેલો છે. જ્યાં જુઓ ત્યાં ઉપદેશ ભર્યો છે. જે ઉપદેશ આપે; તે ગુરૂ કહેવાય! સ્નેહી

---

૩૨ પદચ્છેદ—**हे राजन**!-હે રાજા! **बुद्ध्या उपाश्रिताः** (સ્વિકારેલા) **बु०**–મારી પોતાની સમજણથી માનેલા. **मे गुरवः बहवः संति**–મારે ઘણા ગુરૂઓ છે. **यतः**–જે ગુરૂઓ પાસેથી. **बुद्धिं उपादाय**–સમજણ મેળવીને. **मुक्तः**–મુક્ત થઇને. **इह अटामि**–આ સંસારમાં ફરૂં છઉં. **तान् शृणु**–તે ગુરૂઓનાં નામ સાંભળો.

મિત્ર પાંચ પચીશ રૂપીઆ લઇ જાય; અને પછી પાછા ન આપે; અગર ફરી મળવાજ ન આવે; તે પણ ગુરૂ ! તેમના કામ વખતે 'જી જી' કરે; અને આપણા કામ વખતે દૂર દૂર ભાગે; તે પણ ગુરૂ ! મડદું ઉપાડીને ચાલનારા–'રામ બોલો ભાઇ રામ' કહે છે. તે કાંઇ મડદા માટે નથી. સાંભળનારા માટે છે–કે–'આમ જુઓ ! ગમે એવડા મોટા હશો ! કામમાં હશો; પણ આ દેહનું અંતીમ–છેવટનું–Last stage of the human Life–આ છે. સમજે તેને સમજાય; નિરખે તેમને દેખાય. જેમ હીરા નાના, અને કીંમત ઘણી! તેમ જ્ઞાન થોડું; અને લાભ ઘણો. હોડીવાળાએ સહેજ સ્વભાવે–**'છેલ્લો ફેરો છે'** એમ કહ્યું; પણ આ શબ્દો, લાલા બાબુને હૃદયે અફળાણા. ચાર કરોડની મીલ્કત મૂકીને, ચાલી નીકળ્યો. (મોક્ષપત્રિકાનું પુસ્તક પહેલું સંવત ૧૯૭૬નું વાંચજો.)

ગુરૂ દત્તાત્રેય આગળ કહે છે; કે—

**पृथिवी वायुराकाश–मापोऽग्निश्चन्द्रमा रविः ॥**
**कपोतोऽजगरः सिन्धुः, पतङ्गो मधुकृद्गजः ॥३३॥**
**मधुहा हरिणो मीनः, पिंगला कुररोऽर्भकः ॥**
**कुमारी शरकृत्सर्प, ऊर्णनाभिः सुपेशकृत् ॥३४॥**
**एते मे गुरवो राजंश्च–चतुर्विंशतिराश्रिताः ॥**
**शिक्षावृत्तिभिरेतेषा–मन्वशिक्षमिहात्मनः ॥३५॥**

અર્થ—પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્રમા, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગીઓ, મધમાખી, હાથી, મધને લઈ જનાર પારધી, હરિણ, માછલું, પિંગળા નામની વેશ્યા, ટિટોડો, બાળક, છોકરી, બાણને ઘડનારો, સર્પ, કરોળીયો, અને ભમરી–એમ ચોવીસ ગુરૂ મેં માનેલા છે. તેઓના કામકાજ ઉપરથી, મેં મારે પોતાને માટે શિખામણો લીધી છે. (૩૩ થી ૩૫) હે પુરૂષોમાં સિંહ તૂલ્ય યદુરાજા ! જેની પાસેથી મેં જેવી રીતે, અને જે શિખામણ લીધી; તે હું કહું છઉં. માટે (આપ) સાંભળો ! (૩૬).

---

૩૩ પદચ્છેદ—**पृथिवी वायुः आकाशं, आपः, अग्निः, चंद्रमाः, रविः, कपोतः, अजगरः, सिंधुः, पतंगः, मधु करोति इति मधुकृत्** (મધમાખ) **गजः**–હાથી.

૩૪ પચ્છેદ—**मधु हरति इति मधुहा**–મધને લઈ જનાર પારાધી. **हरिणः, मीनः**–માછલું. **पिंगला**–વેશ્યાનું નામ **कुररः**-ટિટોડો. **अर्भकः**–બાળક. **कुमारी, शरं करोति इति शरकृत्**–બાણને ઘડનારો. **सर्पः**-સર્પ. **ऊर्णनाभिः**-કરોળીયો. **सुपेशं** (સારૂં રૂપ) **करोति इति सुपेशकृत्**-અથવા (**कीटस्य**) **शोभनं रूपं करोति इति सु०**–ભમરી.

૩૫ પદચ્છેદ— **हे राजन** !–હે રાજા ! **एते चतुर्विंशति गुरवः मे (मया) आश्रिताः**–આ ચોવીસ ગુરૂઓ મેં કર્યા છે. **एतेषां वृत्तिभिः**–તેઓની વૃત્તિઓ ઉપરથી. **आत्मनः शिक्षाः**-પોતાને માટે શિખામણો. **अहं इह**-હું આ સંસારમાં. **अन्वशिक्षम्**– શિખ્યો (પરસ્મૈપદ નહીં પણ આત્મનેપદ જોઇએ).

यतो यदनुशिक्षामि, यथा वा नाहुषात्मज ॥
तत्तथा पुरुषव्याघ्र, निबोध कथयामि ते ॥३६॥

૩૩ થી ૩૬ વિવેચન—

તેમના વ્યવહાર ઉપરથી-કામકાજ ઉપરથી-સાર મળ્યો; તે. જ્યાં જઇએ; ત્યાં કાંઇકિ શીખવાનું હોયજ.

[ પ્રથમ ગુરૂ-પૃથ્વી. ]

(૧) દત્તાત્રેય શું શીખ્યા તે હવે કહે છે—

**भूतैराक्रम्यमाणोऽपि, धीरो दैववशानुगैः ।**
**तद्विद्वान् न चलेन्मार्गा-दन्वशिक्षं क्षितेर्व्रतम् ॥ ३७ ॥**
**शश्वत् परार्थसर्वेहः, परार्थैकांतसंभवः ।**
**साधुः शिक्षेत भूभृत्तो, नगशिष्यः परात्मताम् ॥ ३८ ॥**

અર્થ—પૃથ્વીને પ્રાણીઓ પીડે છે-દબાવે છે-ખોદે છે; તોપણ પૃથ્વી પોતાના નિયમોથી ચલાયમાન થતી નથી. તેમ દૈવાધીન પ્રાણીઓ, ધીર પુરૂષને પીડે; ત્યારે તેઓનું દૈવાધીનપણું જાણનારા તે પુરૂષે, પોતાના નિયમથી ચલાયમાન થવું નહીં. એ વાત હું પૃથ્વી પાસેથી શીખ્યો છઉં. [૩૭]. પર્વત પણ પૃથ્વીરૂપ છે. પર્વત પાસેથી હું એમ શીખ્યો કે-પર્વતની, ઝાડ, ખડ, અને ઝરણાં આદિને ઉત્પન્ન કરવાની સઘળી ક્રિયાઓ, નિરંતર પરોપકારને માટેજ છે. અને પર્વતનો જન્મ પણ પરોપકાર માટેજ છે. તેમ સાધુ પુરૂષે પોતાની સઘળી ક્રિયા, અને પોતાનો જન્મ પણ, પરોપકારને માટેજ છે એમ સમજવું. વૃક્ષ પૃથ્વીરૂપ છે. તેની પાસેથી હું એમ શીખ્યો છઉં -કે-વૃક્ષને કોઇ કાપે છે; ઉખેડીને લઇ જાય છે; તો પણ વિરોધ કરતું નથી; તેમ સાધુ પુરૂષે સદા પરના સુખ માટે રહેવું. [૩૮].

---

૩૬ પદચ્છેદ—**हे पुरुषव्याघ्र** !-હે પુરૂષોમાં સિંહ તુલ્ય ! **वा**-અથવા. **हे नाहुषात्मज**-નહુષના પુત્ર નાહુષ (યયાતિ), તેના પુત્ર હે યદુરાજા ! **यतः यत्**-જેની પાસેથી જે. **यथा अनुशिक्षामि**-જેવી રીતે હું શીખ્યો. **तत् तथा कथयामि**-તે હું તે પ્રમાણે કહું. **तत् निबोध**-(તે આપ) સાંભળો !

૩૭ પદચ્છેદ—**दैवस्य वशं दैववशं, तं अनुगच्छंति दैववशानुगाः तैः इति भूतैः**-દૈવને વશ વર્તનારા લોકોથી. **आक्रम्यमाणः अपि**-પીડાએલો છતાં. **तत् विद्वान् धीरः**-તે વાતને જાણનારો ધીર પુરૂષ. **मार्गात् न चलेत्**-પોતાના મુકરર માર્ગથી ખસતો નથી. **इति क्षितेः व्रतम्**-આવું પૃથ્વીનું વ્રત છે. તેથી **तत् अन्वशिक्षं**-[આત્મને પદને બદલે પરસ્મૈ પદ છે.]-તે હું પૃથ્વી પાસેથી શીખ્યો.

૩૮ પદચ્છેદ—**शश्वत्**-નિરંતર, સદા. **परार्थाः सर्वाः ईहाः**(ચેષ્ટા) **यस्य सः परार्थसर्वेहः**-વૃક્ષ, ખડ, ઝરણાં વિગેરે ચેષ્ટાઓ જેની પારકા માટેજ છે; એવો પર્વત. **परार्थैः**

૩૭-૩૮ વિવેચન—

દોહરો—ખુંદ્યાં જો ધરણી ખમે, કાટ્યા ખમે વનરાજ;
કટુવચન હરિજન ખમે, નીર સમુદ્ર સમાય.

ગૌતમ મહાવીર જેવી સહનશીલતા, ન હોય; તો માફ. ક્રાઈસ્ટે કહ્યું હતું કે–'જમણા ગાલ ઉપર કોઈ તમાચો મારે; તો તેની પાસે ડાબો ગાલ ધરવો.' એટલે–'તે ગાલ પર તમાચો ખાતાં, અચકાવું નહીં–ગભરાવું નહીં. આવડી મોટી સહનશીલતા ન હોય; તો પણ ચાલે. પણ સાધારણ બાબતમાં તપી જવું–જરી જરીમાં ઉના થઈ જવું; તે માનવતા નથી. માતાપિતા કાંઈ કહે; ત્યાં મન કચવાઇ જાય; અને જીભ બકવાદ કરે; સાસુ સસરા શીખામણ દે; ત્યાં વ્હાલી પુત્રવધુ કચવાય; અગર સામા ટૌકા કરે. બ્હેન ભાંડરતાં અગર સ્ત્રી પુરૂષ એકબીજાંને વેઠી ન લે; તે કેવું ગાંડપણ ! મહીનો થાય; અને પગાર આપે; તે શેઠ કાંઈ લડે; ત્યાં બાંગરાવેડા થાય; તે તમામ પૂર્વનાં પાપ સમજવાં. કકડો રોટલી ખાઇને, કુતરો જેટલો વફાદાર રહે છે. એટલું પણ કેટલાંએક અભાગીયાં–હરામખોર–પુત્રાદિ અગર હરામખોર નોકરો સમજતા નથી. પોતાની આરોગ્યતા માટે કડવી દવા પીઇએ; નસ્તર મુકાવીએ; ઈજંકશનનાં દુઃખ સહીએ; તેમ પોતાની માનવતા માટે, પોતાના મનની અવ્યવસ્થાને, વ્યવસ્થાવાળી કરવા માટે, વડીલોના ઠપકા પ્રેમથી સાંભળવા જોઇએ. સંત કહે છે કે—

**गीर्भिर्गुरूणां परुषाक्षराभिस्–तिरस्कृता यांति नरा महत्वं ॥**
**अलब्धशाणोत्कषणा नृपाणां, न जातु मौलौ मणयो वसंति ॥**

અથવા—ગુરૂજનોની કઠણ શબ્દોવાળી વાણીથી, વઢાએલા–ઠપકો પામેલા–લોકો, મહત્વને પામે છે. કારણ કે સરાણ ઉપર ઘસાયા વિનાના મણિયો, રાજાઓના મુગટમાં સ્થાન મેળવી શકતા નથી.

માતાપિતાદિ વડીલોનાં વચનો, પુત્રાદિના પોતાના સ્વાર્થ માટેજ હોય છે. જે પોતાનો સ્વાર્થ પણ સમજતા નથી; એવા પામરોને, પરમારથની વાત કરાયજ નહીં. ભાગવત મોટા માણસો માટે છે; બાળકો માટે નથી. બાળકો એટલે–ઉમરમાં બાળક નહીં; પણ સમજણમાં બાળક. જે કાંટે પાંચશેર તોળાતું નથી; તે કાંટે મણ બેમણની ધારણ કેમ કરાય !

સમજાય છે ને ? આવી સુંદર દવા લ્યો છો; ત્યારે તે દવાને સફળ કરો. ગાંડા મટીને ડાહ્યાં થાઓ ! પૃથ્વીની સહનશીલતાનાં વખાણ થાય છે. આપણામાં પૃથ્વીનો ભાગ વધારે છે. આપણે સહનશીલતાનું રહસ્ય–સહનશીલતાના લાભ સમજવા જોઇએ.

**પરોપકાર**—પછી પર્વતના પરોપકારની વાત કરી.

ચોપાઈ—સંત–વિટપ–સરિતા–ગિરિ–ધરણી, પરહિત હેતુ સબન્કર કરણી;
(ચોપાઇ પુરી પછી કરીશ.)

વિટપ એટલે વૃક્ષ, સરિતા એટલે નદી, ગિરિ એટલે પહાડ, તથા ધરણી એટલે પૃથ્વી–આ તમામ પરોપકારી છે.

---

**एव एकांतसंभवः यस्य सः इति साधुः**–જેનાં જન્મ મરણ પણ પરોપકાર માટેજ છે; એવા સાધુ પુરૂષે. **नगशिष्यः**–પર્વતના શિષ્ય થઈને. **भूभृतः**–પર્વત પાસેથી. **परार्थताम् शिक्षेत**–પરાધીન રહેવાનું–એટલે પારકાઓ માટે રહેવાનું–શીખવું જોઇએ.

દશમસ્કંધના ૨૨મા અધ્યાયમાં-શ્રીકૃષ્ણ ગાયો ચારતાં ચારતાં મથુરા લગભગ આવી પહોંચ્યા હતા. ત્યાં વૃક્ષોને જોઈને, પ્રભુ સ્તોક, અંશુ, શ્રીદામ આદિ ગોપ બાળકોને ઉદ્દેશીને બોલ્યા હતા કે—

**पश्यतैतान् महाभागान्, परार्थैकांतजीवितान् ॥**
**वातवर्षातपहिमान्, सहंतो वारयंति नः ॥ ३२ ॥**

**अहो एषां वरं जन्म, सर्वप्राण्युपजीवनम् ॥**
**सुजनस्येव येषां वै, विमुखा यांति नार्थिनः ॥ ३३ ॥**

**पत्रपुष्पफलच्छाया-मूलवल्कलदारुभिः ॥**
**गंधनिर्यासभस्मास्थि-तोक्मैः कामान् वितन्वते ॥ ३४ ॥**

**एतावज्जन्मसाफल्यं, देहिनामिह देहिषु ॥**
**प्राणैरर्थैर्धिया वाचा, श्रेय एवाचरेत् सदा ॥ ३५ ॥** વિગેરે-વિગેરે.

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે-આ મહા ભાગ્યશાળી વૃક્ષોને તમે જુઓ ! તેઓનાં જીવન કેવળ પરમાર્થ માટેજ છે. તેઓ પોતે, વાયુ, વરસાદ, તાપ અને ટાઢ સહન કરી, આપણને વાયુ વિગેરેથી બચાવે છે. [૩૨] આ વૃક્ષોનો જન્મ ખરેખર ઉત્તમ છે. કારણ કે તેઓનો આ જન્મ, સર્વ પ્રાણીઓને જીવાડનાર છે; એટલુંજ નહીં. પણ જેમ કોઇ સુજન કૃપાળુ મનુષ્ય પાસેથી, યાચકો કદિ નિરાશ થઇને જતા નથી; તેમ આ વૃક્ષોની પાસેથી પણ, પ્રાણીઓ કદિ નિરાશ થઇને જતાં નથી. [૩૩] આ વૃક્ષો પાંદડાં, પુષ્પ, ફળ, છાયા, મૂળીયાં, છાલ, લાકડાં, સુગંધ, ગુંદર, રાખ, ઠળીયા, કુંપળીયાં, તથા અંકુરો વિગેરેથી, સર્વ પ્રાણીઓના મનોરથો પૂર્ણ કરે છે. [૩૪] પ્રાણીઓના જન્મનું જો કોઇ સાફલ્ય હોય; તો આટલુંજ સાફલ્ય ગણાય છે;

**પદ.** **(ઉપજાતિ)**

તારૂં નથી તલભાર, આ સઘળું સદા જાનાર છે;
**ઉપકાર કરવો અન્યનો, સંસારનો એ સાર છે.**

શ્રીકૃષ્ણ કહે છે કે મનુષ્ય જન્મનું આટલુંજ સાફલ્ય ગણાય છે; કે તેઓએ પોતાના પ્રાણ, ધન, બુદ્ધિ તથા વાણીથી હરકોઇ પ્રાણીનું સદા કલ્યાણ કરવું. [૩૫].

જગતમાં મોટામાં મોટાં તીર્થો કયાં ? મોટામાં મોટો પરોપકાર કયો ?-મોટામાં મોટા ગુરૂ કોણ ? આપણને જમાડીને જમે; એવાં પરોપકારી કોણ ? આપણા દુઃખે દુવાય; એવાં દયાળુ કોણ ? આપણા અનેક અપરાધને માફ કરી શકે; એવું ઉદાર દિલ કોનું ? આપણી થોડી સેવાને, ઘણી કરીને માની લે; એવાં સંતોષી કોણ ?-ઓળખાય છે ? સમજાય છે. ઓરડે આવો-જુઓ ! તે આપણાં વૃદ્ધ માતપિતા છે. બસ !

" નમજો નમજો, તમો તેમને નેહથી રે લોલ !'
કહેજો કહેજો અમારા પ્રણામ, ભાવે આપે, તે
(આશીશ) કોઈ દિન અહીં લાવજોરે-લોલ !
અમારે એની× ઘણી છે જરૂર જો. "

× વૃદ્ધોના આશિર્વાદની

જેને એકડા ન આવડે; તેને અઢીયાનો આંક કેમ શીખવાય ! જે માતાપિતાને નમ્યા નહીં; તેને ગુરૂમંદિરે અગર દેવમંદિરે, નમવાનો અધિકાર નથી. માતાપિતાનું ઋણ ફીટાવવા, પાઇ ન વાપરી; તેનું દાન દેવોને કષ્ટ રૂપ છે; બ્રાહ્મણોને ભારરૂપ છે; અને સંતોને સંકટરૂપ છે. યુરોપના ભણેલા ગણેલા, અને વળી કેટલાએક નાસ્તીકો પણ, એક અવાજે બોલ્યા છે કે-Charity must begin from home. ઘરનાં વૃદ્ધો અને ઘરની વિધવાઓ, ખાસ ધ્યાન દેવા લાયક છે. પરોપકારનાં મોટાં મથક છે. પછી બીજાં.

હવે પરોપકારની વાત આગળ કરીએ—ઉપજાતિ.

**पिबंति नद्यः, स्वयमेव नांभः, स्वयं न खादंति फलानि वृक्षाः ॥**
**नादंति सस्यं खलु वारिवाहाः, परोपकाराय सतां विभूतयः ॥**
**रत्नाकरः किं कुरुते स्वरत्नैर्-विंध्याचलः किं करिभिः करोति ॥**
**श्रीखंडवृक्षैर्मलयाचलः किं, परोपकाराय सतां विभूतयः ॥**
**भवंति नम्रास्तरवः फलोद्गमैर्-नवांबुभिर्भूरिविलंबिनो घनाः ॥**
**अनुद्धताः सत्पुरुषा समृद्धिभिः, स्वभाव एवैष परोपकारिणाम् ॥**

વિગેરે વિગેરે-અનેક રત્નો છે.

ધર્માદા હાઇસ્કુલો, ધર્માદા હૉસ્પીટલો, સેનીટેરીયમો, ધર્મશાળાઓ વિગેરે બંધાવનારા ધનના ઢગલા કરી નાંખે છે.

કથાવાર્તાનાં સ્થાન—જેમ મહારાણી વિના, સુંદર પોશાકમાં સજ્જ થએલી સુંદર દાસીઓ શોભતી નથી; તેમ **या विद्या सा विमुक्तये**-જે વિદ્યાથી સંસારબંધન કપાય તેજ વિદ્યા. એવી બ્રહ્મવિદ્યાના વ્યાખ્યાન માટે, કયાંઇ સુંદર સગવડ જોવામાં આવતી નથી. દેવમંદિરોમાં સોનાનાં કમાડ; અને હીરાજડીત્ર ચામર છડીયો છે; પણ ત્યાં કથાસ્થાન તરફ નજર કરો; તો કાંઇ નથી. તદ્દન બેદરકારી ! ઝાંખા દીવા, અને ફાટલ જાજમ. વળી ગડબડ. તદ્દન અજ્ઞાનનોજ અનુભવ થાય. ઉચ્ચ આદર્શ ઘડવાનું જો કોઇ સ્થાન હોય; તો તે કથાવાર્તાનું સ્થાન છે. આલોક અને પરલોકને સુખી કરી આપનાર, જો કોઇ હોય; તો તે સદ્‌ગુણ સંપન્ન વિદ્વાન્ વક્તા છે.

મુંબઇમાં પીકેટરોડ ઉપર ગીતા પાઠશાળા, અને માધવબાગની મેડા ઉપરની ગીતા પાઠશાળા જોતાં, કાંઇક સંતોષ થયો. કાંઇકે એટલા માટેજ કે-એવાં સ્થાનોમાં ધડધડાટ બોલનાર-વક્તા, અને બોલનારને જે બોલવું છે; તેવાંજ એકસરખાં પુસ્તકો તમામ શ્રોતાઓનાં હાથમાં ! આ પુસ્તકોમાં અગર આ વ્યાખ્યાનોમાં, નવી સંસ્કૃતિની લ્હેરો, અવાર નવાર આવવી જોઇએ. નવી સંસ્કૃતિમાં ઉછરતાં, આપણાં દિકરા દિકરીઓને, કથાવાર્તામાં પ્રીતિ કરાવવાની આપણી પહેલી ફરજ છે. હાલના વંદનીય શાસ્ત્રીજીઓ, આ ખોડ પૂરી પાડી શકે એમ છે. આ બેઉ ઠેકાણે, અહીંથી માસીક જાય છે. તે ઉપરાંત જે જે અનુકુળતા જોઇએ; તે શ્રોતાઓએ પૂરી પાડવીજ જોઇએ. બૌદ્ધો, જૈનો, ખ્રીસ્તીઓ, અને એવા બીજાઓ, પોતાના વક્તાઓને, વિદ્યાના અનેક સંસ્કાર આપવા, મોટા પંડિતોને રોકીને, ભારે ખર્ચ કરે છે. દરેક ગામના રાજાઓએ, અથવા સમાજે, કથાના સ્થાનને, અને વક્તાને અવશ્ય સુધારી લેવા જોઇએ. દેવમંદિરોમાં કથાવાર્તા થતી હોય; તો કથાવાર્તા વખતે જરાએ ગોંધાટ ન થવો જોઇએ. મ્યુનીસીપાલીટીનો કચરો ઉપાડવા પરવા રાખો; ત્યારે માનસીક કચરો ઉપાડવા જરાએ

પરવા નહીં ? બળદની ઓલાદ સુધારવા સારો ખુંટ; ઘોડાની ઓલાદ સુધારવા સારો ઘોડો; તેમ સંતોની ઓલાદ સુધારવા, સારો સંત જોઇએ. અમૃત જેવાં વચનો વાવે; કલ્યાણના આંબા ઉગે. સૂર્ય ઉગે અંધારૂં નાસે. સમજણ આવે; તો દુઃખ ઓછું થાય.

( હવે ઉપલી ચોપાઇ પૂરી કરૂં. )

ચોપાઇ—સંત-વિટપ-સરિતા-ગિરિ-ધરણી, પરહિત હેતુ સબન્હકર કરણી.

[ એમ કહીને તેમાં તુલસીદાસ ઉમેરો કરે છે કે– ]

સંતહૃદય નવનીત સમાના, કહા કવિ ન પૈ કહૈ ન જાના;
નિજ પરિતાપ દ્રવે નવનીતા, પરદુઃખ દ્રવહી સુસંત પુનીતા.

[ મોક્ષવાણી પાનુ ૯૪ ]

આફત દેખીને અકળાય નહીં; તે સંત. તે પૃથ્વીનો ગુણ.

સમજાય છે ને ? પૃથ્વી, વૃક્ષ, પહાડ અને નદીઓ પરોપકાર માટેજ છે. આ પરોપકારથી પણ આગળ વધે; એવો પરોપકાર બ્રાહ્મણ-સંતોનો છે. વૃક્ષ, નદી અને પહાડ સ્થાવર તિર્થો છે. સંત જંગમ તીર્થ છે. તેમની કૃતિઓ પણ જંગમ તીર્થો છે. વ્યાસજીએ એકાદિ નવી ગંગા ઉત્પન્ન કરી હોત; તો તે અમુક પ્રદેશમાંજ વહેત; પણ ભાગવતાદિ પુરાણો લખી આપ્યાં. જંગમ તીર્થો બાંધી આપ્યાં. એક રાજા આજીવકા બાંધી આપે; તે રીજે ત્યાં સુધી. ખીજે તો લઇ લે. વ્યાસે બ્રાહ્મણોને પુરાણાદિની આજીવકા બાંધી આપી; તે જ્યાં જુઓ–ત્યાં રળી ખાય. વળી બ્રાહ્મણ કદિ આજીવકાનું રૂપ સમજે; તોપણ—

‘ કુંઝર મુખસેં ગીર પડયો; ધટયો ન ગજકો અહાર;
લાખો કીડી લઇ ચલી, બરત્યો જય જયકાર. ’

ખૂટવ્યો ન ખૂટે; એવો વેપાર ! અનેકને ન્યાલ કરી નાંખે; એવો ધંધો ! શાસ્ત્રો હજી હૈયાત છે. ભાષાંતર, ટિકા આદિ અનેક શણગાર કરીને, શાસ્ત્રોને સરલ બનાવ્યાં છે. તે ઉપરાંત છાપખાનાએ એકની અનેક નકલો કરી આપી; શાસ્ત્રોને ઘેર ઘેર પહોંચાડયાં છે. માત્ર સાધુ-સંત-બ્રાહ્મણો, કાળબળથી બગડેલા જણાય છે. તેમને બધાને નહીં; પણ જોઈએ એટલાને–તો અવશ્ય, સુધરવાની સગવડ આપો; ખંત રાખીને સુધારી લ્યો. લોભ અને ઇર્ષ્યાએ તેમને તોડી ફોડી નાંખ્યા છે. તેમને રાંક બનાવી દીધા છે. તેમના લોભ અને ઇર્ષ્યા યુક્તિથી ખેંચી લ્યો !

પરમારથના કરતાં મોટો; તે પરમ પરમારથ !

ચોપાઇ—સખા પરમ પરમારથ એહુ, મન ક્રમ બચન રામ પદ નેહુ.

પરમ પરમારથ એટલે તત્ત્વજ્ઞાન આપી ભગવાનમાં પ્રીતિ કરાવવી તે. આ પરમ પરમારથનાં પરબ, સંત-બ્રાહ્મણોને ઘેર હોય છે. પૃથ્વી પાસેથી સહનશીળતા અને પરોપકાર એ બાબત દત્તાત્રેય શીખ્યા.

(૨) હવે વાયુ નામના બીજા ગુરૂની વાત દત્તપ્રભુ કહે છે—

**प्राणवृत्त्यैव संतुष्येन्-मुनिर्नैवेन्द्रियप्रियैः ॥**
**ज्ञानं यथा न नश्येत, नावकीर्येत वाङ्मनः ॥३९॥**

---

૩૯ પદચ્છેદ—**मुनिः**-સાધુ પુરૂષે. **प्राणवृत्त्या एव संतुष्येत्**-પ્રાણને અહાર મળવા-

**विषयेष्वाविशन् योगी, नानाधर्मेषु सर्वतः ॥**
**गुणदोषव्यपेतात्मा, न विषज्जेत वायुवत् ॥४०॥**

**पार्थिवेष्विह देहेषु, प्रविष्टस्तद्गुणाश्रयः ॥**
**गुणैर्न युज्यते योगी, गन्धैर्वायुरिवात्मदृक् ॥४१॥**

અર્થ—પ્રાણ વાયુરૂપ છે; પ્રાણ પાસેથી હું એમ શિખ્યો છઉં કે–પ્રાણ જેમ માત્ર આહાર મળવાથી સંતોષ પામે છે; પણ ઈંદ્રિયોના પ્યારા સ્વાદાદિની પરવા રાખતો નથી. તેમ યોગીએ પણ, આહાર મળવાથી સંતોષ રાખવો; પણ તેમાં સારા કે નરસા આહારની, તથા બીજા વિષયોની અપેક્ષા રાખવી નહીં. આહાર ન કરે; તો વાણી અને મન, વિકળ બની જાય. એ બે વિકળ બનવાથી; જ્ઞાનનો નાશ થાય. જ્ઞાનનો નાશ ન થાય; માટે યોગીએ અહાર કરવોજ જોઈએ. [૩૯] વાયુ જેમ વનમાં હોય; ત્યારે રાજી થતો નથી; અને અગ્નિમાં હોય; ત્યારે કચવાતો નથી; તેમ ગુણ દોષથી રહિત બુદ્ધિવાળા યોગીએ, શીત અને ઉષ્ણ ઇત્યાદિક અનેક ધર્મવાળા વિષયોમાં, અનુકુળ મળે; ત્યારે કોઈ રીતે રાજી થવું નહીં; અને પ્રતિકુળ મળે; ત્યારે કોઈ રીતે કચવાવું નહીં. વળી વાયુ જેમ સુગંધ દુર્ગંધાદિકવાળો જણાય છે; પણ વાસ્તવિક રીતે વાયુ સુગંધ દુર્ગંધથી રહિત છે. તેમ આત્મા પૃથ્વીના વિકારરૂપ દેહાદિમાં રહેવાથી, જન્મમરણાદિકવાળો જણાય છે; પણ વાસ્તવિક રીતે આત્માને જન્મમરણ નથી. આ વાત હું બહારના વાયુ પાસેથી શીખ્યો છઉં. [૪૦–૪૧]

---

થી સંતોષ માનવો જોઇએ. **इंद्रियप्रियैः न एव**–ઈંદ્રિયોને પ્રિય એવા આહાર વડે સંતોષ પામવોજ નહીં. એવા પ્રકારનો આહાર જોઇએ કે. **ज्ञानं यथा न नश्येत**–જ્ઞાન જેથી નાશ ન પામે. (જ્ઞાન નાશ પામ્યાનું એંધાણ બતાવે છે.) **वाङ्‌ग् न अवकीर्येत**–તેથી વાણી વિકળ ન બને. **मनः न अवकीर्येत**–મન વિકળ ન બને.

૪૦ પદચ્છેદ—**नानाधर्मेषु विषयेषु सर्वतः आविशन् अपि**–નાના પ્રકારના ટાઢા ઉના–સારા નરસા–મીઠા કડવા–અનેક વિષયોમાં પેસે તોપણ. **गुणदोषाभ्यां व्यपेतः** (રહિત) **आत्मा यस्य सः इति योगी**–ગુણદોષથી રહિત રહેનારો યોગી. **वायुवत् न विषज्जेत**–વાયુની માફક કોઇ ઠેકાણે આસક્ત થતો નથી.

૪૧ પદચ્છેદ—**पार्थिवेषु देहेषु इह प्रविष्टः**–પંચ મહા ભૂતોના દેહોમાં પેઠેલો. **तेषां गुणानां आश्रयः यस्य सः–तद्गुणाश्रयः**–તે દેહોમાં રહેલો જણાય છે તોપણ. **आत्मानं पश्यति इति आत्मदृक्**–પોતાને જોનારા યોગીએ. **इति योगी**–એવો યોગી. **गंधैः वायुः इव**–ગંધોથી વાયુ જેમ લેપાતો નથી તેમ. **गुणैः न युज्यते**–ગુણોથી લેપાતો નથી.

૩૯ થી ૪૧ વિવેચન—

પ્રથમ પ્રાણરૂપ વાયુની વાત કરે છે. ખાવા માટે ખાવું નહીં; પણ જીવવા માટે ખાવું. જીવવા માટે જીવવું નહીં; પણ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે જીવવું. સાધન પંચકમાં શ્રી શંકરાચાર્ય બોલ્યા છે કે-**स्वाद्वन्नं न तु याच्यताम्**-ભિક્ષા માગીને જે મળે; તે લાવીને જમવું. ભિક્ષા પણ સ્વાદિષ્ટ અન્નની માગવી નહીં.

સારૂં સારૂં ખાવું; તે પણ, એક ભયંકર રોગ છે; ભયંકર વ્યસન છે. જેમ જેમ ઉમર થાય; વૃદ્ધાવસ્થા ઘેરે; તેમ તેમ સારૂં સારૂં ખાવાનું મન થાય. સંસાર તજીને સાધુ થાય; તો ત્યાં પણ, સંસારી હતા; ત્યારે–જે હોય તે ખાઈ લેતા; અને સાધુ બન્યા પછી, મિષ્ટાન્નજ જોઈએ. તે પાપનાં પગરણ છે. મુમુક્ષુઓએ અને સંતોએ, જીવ્હાના રસને કદિ બ્હેકાવવો નહીં. કારણકે આ રસમાંથીજ અનેક વિષયોનો વિકાસ થાય છે. આ બાબતમાં સર્વ ધર્મો એકમત છે. સાધુઓના મઠ–અખાડા અગર આશ્રમોને બગાડનાર, સારાં સારાં ભોજનો છે. તે ઉપર ગળે દક્ષણા! જીવ્હા અને લક્ષ્મી, સાધુને મોહની પોટલીમાં બાંધી દે–મોહના દરીયામાં બુડાડી દે.

**प्राणयात्रानिमित्तं च, व्यंगारे भुक्तवज्जने**
**काले प्रशस्तवर्णानां, भिक्षार्थं पर्यटेद्गृहात ॥२४॥**
[ વિષ્ણુ પુરાણ અ. ૪ પૃ. ૧૭. ]

**अनग्निरनिकेतो वा, मुनिर्मोक्षपरो भवेत ।**
**तापसेष्वेव विप्रेषु, यात्रिकं भैक्ष्यमाहरेत ॥३३॥**
[ પદ્મપુરાણ અ. ૫૮ ]

**भैक्षेण वर्तयेन्नित्यं, नैकान्नादी भवेद्व्रती ॥**
**भैक्षेण व्रतिनो वृत्ति-रुपवाससमा स्मृता ॥१८८॥**
[ મનુસ્મૃતિ અ. ૨ ]

**एककालं चरेद्भैक्षं, न प्रसज्जेत विस्तरे ॥**
**भैक्षे प्रसक्तो हिं यतिर्-विषयेष्वपि सज्जति ॥५५॥**
[ મનુસ્મૃતિ અ. ૬ ]

શાસ્ત્રો બોલે છે કે-ભિક્ષા માગીને ખાવી, એક ઘેરથી બધી ભિક્ષા લેવી નહીં, સ્વાદવાળી વસ્તુઓ કદિ માગવી નહીં. જેનો રાગ થાય; તેનો તુરત ત્યાગ કરતાં શીખવું; દિવસમાં એકજ વખત ભોજન કરવું; તે પણ જોઈએ તેથી થોડું. વિગેરે–વિગેરે.

અત્યારે મઠ–મંદિર–અન્નક્ષેત્ર–કે–આશ્રમવાળા સાધુઓ, ભિક્ષા માંગીને જમતા નથી; તે દેશકાળને યોગે–પવિત્રતાને કારણે–ઠીક–છે. તોપણ તેઓએ મીઠા પ્રસાદનો ત્યાગ કરવાની આવશ્યકતા છે. મઠ મંદિરો અગર આશ્રમમાં રાંધવાને બ્હાને, અગર કામકાજ કરવાને બ્હાને, સ્ત્રિઓને કદિ રાખવી નહીં. એક દોષની પાછળ, અનેક દોષ દોડયા આવે; એવો આ દોષ છે. વૃદ્ધ સ્ત્રી, પણ ત્યાં ન જોઇએ.

સંસારી મુમુક્ષુઓ, ભલે ભિક્ષા ન માગી લાવે; અને ઘરમાં જમે; પણ મીઠા ભોજનમાં તેમણે જરા જેટલો પણ, રાગ કરવો નહીં. અનાયાસે જે ઘરમાં થાય; તે જમવું. પુત્રાદિનો કારભાર હોય; ત્યારે શું રાંધવું છે; તે પણ કહેવું નહીં. જે થાય તે જમવું. ભાણામાં બે

પાંચ પદાર્થો આવ્યા હોય. તેમાં જે પદાર્થ બગડયો જણાય; અગર ન ભાવે; તે ફરી ન માગવો. ભાવે તે પદાર્થો, પ્રભુને યાદ કરીને, જમી લેવા. થોડા ભુખ્યા રહેવામાં મજા માનવી. ૫૦–૫૫ કે સાઠ પછી, એક વારજ જમવું. યાદ રાખવું કે–લખી રાખવું કે—

**वरं हालाहालं भुक्तं, विषं तद्भवनाशनं ॥**
**न तु भोगविषं भुक्त-मनंतभवदुःखदम् ॥७७॥**

( જૈન–તત્ત્વામૃત )

હળાહળ ઝેર, સ્વાદીષ્ટ ભોજનો કરતાં સારૂં છે. કારણકે હળાહળ ઝેર એકજ ભવનો નાશ કરે છે; અને જીવ્હારસ–સારૂં સારૂં ખાવાનો આનંદ, અનેક જન્મો આપીને, તે જન્મોમાં દુઃખ દે છે.

ઘણું ઘી ચોપડીને ખાનારી શેઠાણી, કર્મસંજોગે કુતરી કે બિલાડી થઈ હોય છે; ત્યારે તેને લુખી રોટલી નાંખો; તો તે ખાતી નથી. આ ભવમાં પણ, સારૂં સારૂં જમનારા લોકો, કોઇ ગરીબને ઘેર ગયા હોય છે. ત્યારે ભૂખ્યા મરે છે. લીલી ચાર ચરનારો બળદીયો, પણ, સુકાં રાડાં દેખીને ભડકે છે. ભૂખ્યો મરે; તે હા; પણ સુકાં રાડાં તે ખાતો નથી. સંત મહાત્માઓ, સોએ પંચાણું ટકા એમજ. ધનવાનને ઘેર જમ્યા હોય; તેમને ગરીબના ઘરના રોટલા ભાવતા નથી. જે ભાઇડા ચૌટે ભજીયાં ખાવા શીખે; તેમને ઘરના રોટલા ભાવતા નથી. વહુ ડાહી હોય; તો ધીમે ધીમે આ કટેવ છોડાવે–આ રોગમાંથી બચાવે. છોકરાઓને નિશાળે મોકલો; ત્યાં પણ, બને ત્યાંસુધી બહારની વસ્તુઓ ખાવાની મના કરવી. અત્યારે જ્યાં ત્યાં ચવેણાં, કોલ્ડ વૉર્મ ડ્રીંક, મીઠાઈની દુકાનો, વિગેરે જીવ્હાના રસનું પોષણ છે. જીવોનું નર્યું નખોદ છે. ડૉકટરોની સખત કમાણી છે. આ સમજુને શીખામણ; અને ગાંડાને ગમ્મત !

શ્લોક ૪૦–૪૧–વાયુ સુગંધવાળો જણાય છે; પણ વાસ્તવિક રીતે તેમ નથી. જનકને રાણીઓ સાથે રમતો જોઇને, શુકદેવને મોહ થયો; પણ જનક તેવો નહોતો. રામચંદ્રને સીતાના વિયોગમાં 'હે સીતા! હે સીતા!' પોકારતા જોઇને, જોનારનો મોહ થયો; પણ રામચંદ્ર તે નહોતા. કબીર, દાદુ, નાનક, નરસી, મીરા, તુકારામ, નામદેવ, વિગેરે ભકતો જગતની દૃષ્ટિએ સંસારી હતા; પણ તેવા તે ન હોતા. તેઓ તો કોલસાના કોથળામાં સવાશેર સોનાની પાટ જેવા હતા. પ્લેગના વખતમાં ચોરે તાળું તોડી ઘર વીંખી નાંખ્યું. સારાં સારાં વાસણ હાથમાં આવ્યાં. સોનાની પાટ કોલસાના કોથળામાં મુકી હતી; તે તેમને જડી નહીં. નરસી મીરાં વિગેરે ભકતોના સંસારરૂપી કોલસાના કોથળામાં, પ્રભુએ, ભક્તિ રૂપી સોનાની પાટો, સંતાડી રાખી. તે કોઇને જડી નહીં. અત્યારે તેમનાં વખાણ–તેમની જયંતિ ! બાકી તેઓ હતા; ત્યારે કાંઇ નહોતું.

માતાને બલિદાન દેવા, જડ ભરતને પકડયા; ત્યારે જેવા હતા; તેવાજ માતા પાસે, બલિદાન દેવા વખતે; અને તેવાજ, તેમને છોડી મૂકયા ત્યારે હતા.

આવી હિંમત–આવી હિંમત, આવી ધીરજ–કયારે રહે ?–આ જગતનો નિયંતા ઇશ્વર પલેપલે સાવધાન છે. તેની ઇચ્છા વિના કોઇથી કાંઈ બનવાનું નથી. એવો દૃઢ વિશ્વાસ હોય; direct connection હોય, પરભાર્યો પરવાનો હોય; ત્યારેજ એવી હિંમત રહી શકે. જે રાજાના માનીતા, તેમને પોલીસનો ભય હોય નહીં.

(૩) હવે આકાશ નામના ત્રીજા ગુરૂની વાત, દત્તાત્રેય કરે છે. [ઉપજાતિ]

**अन्तर्हितश्च स्थिरजङ्गमेषु. ब्रह्मात्मभावेन समन्वयेन ॥**
**व्याप्त्याऽव्यवच्छेदमसङ्गमात्मनो, मुनिर्नभस्त्वं विततस्य भावयेत् ॥४२॥**
**तेजोऽबन्नमयैर्भावैर्-मेघाद्यैर्वायुनेरितैः ॥**
**न स्पृश्यते नभस्तद्वत्, कालसृष्टैर्गुणैः पुमान् ॥४३॥**

અર્થ—આકાશ જેમ સર્વમાં વ્યાપ્ત છે; અને વ્યાપ્ત છે છતાં આકાશને કોઇનો સંગ નથી; તેમ કોઇ પદાર્થથી આકાશનું માપ નીકળતું નથી. તેમ યોગીએ દેહની અંદર રહ્યા છતાં, બ્રહ્મ સ્વરૂપની ભાવનાથી, પોતાના આત્માને સ્થાવર જંગમ દેહોમાં અનુસ્યૂતપણાથી વ્યાપ્ત, અને તે પણ મણિમાં સૂત્રની પેઠે વ્યાપ્ત નહીં; પણ દેહના સર્વ અંશોમાં વ્યાપ્ત સમજીને, પોતાના આત્માને કોઈ દેહાદિકનો સંગ નથી એમ સમજવું; તથા કોઇ પદાર્થથી આત્માનો પરિચ્છેદ નથી–માપ નથી; એમ યોગીએ વિચારવું. [૪૨] વળી પવનથી આકાશમાં આમતેમ દોડતાં વાદળાં, તથા પવનથી આકાશમાં ઉડતી રજ, તણખલાં વિગેરેનો જેમ આકાશને સ્પર્શ નથી; તે પ્રમાણેજ કાળે સર્જેલાં અગ્નિ, જળ, અને અન્નથી બનેલા દેહાદિક પદાર્થો, કે જે દેહાદિક પદાર્થો આવવા જવાના ધર્મવાળા છે; તે દેહાદિક પદાર્થોને આત્માનો સ્પર્શ નથી; એમ યોગીએ જાણવું. આ વાત હું આકાશ પાસેથી શીખ્યો છઉં. [૪૩]

૪૨-૪૩ વિવેચન—

એ વાત કરી–એકતો એ કે જેમ આકાશ વ્યાપીને રહ્યું છે; તેમ આત્માને સર્વમાં વ્યાપીને રહેલો સમજવો. વ્યાપ્યા છતાં અસંગ અને પરિચ્છેદથી રહિત.

બીજી વાત એ કરી કે–આકાશમાં જેમ પવનથી પ્રેરાએલાં અનેક વાદળાં રજ વિગેરે આવે અને જાય; પણ તેમાં આકાશ લેપાય નહીં; તેમ આત્મામાં કર્મથી પ્રેરાએલાં અનેક શરીરો આવે અને જાય; પણ આત્માએ તેમાં લેપાવું નહીં; એમ યોગીએ સમજવું.

---

૪૨ પદચ્છેદ—**स्थिरजंगमेषु**–સ્થાવર જંગમ દેહોમાં. **अंतर्हितः च मुनिः**–રહ્યા છતાં યોગી પુરૂષે. **समन्वयेन व्याप्त्या**–યથાર્થ સર્વ ઠેકાણે વ્યાપકપણાથી રહેલો છઉં. એવી **ब्रह्मात्मभावेन**–બ્રહ્મ ભાવનાથી. **विततस्य आत्मनः**–વ્યાપક આત્માનાં. **अव्यवच्छेदम्**–કોઇ છેદી શકે એવા–જુદું પાડી શકાય નહીં એવા–ગુણને. **असंगं**–અસંગપણાને. **नभस्त्वं**–આકાશના જેવું. **भावयेत्**–માનવું.

૪૩ પદચ્છેદ—**वायुना इरितैः**–પવનથી પ્રેરાએલા. **मेघाद्यैः भावैः**–વાદળાં અને રજ વિગેરેથી. **नभः न स्पृश्यते** આકાશને સ્પર્શ થતો નથી. **तद्वत्**–તે પ્રમાણે. **कालसृष्टैः गुणैः**–કાળે બનાવેલા ગુણોથી–ગુણોવાળા. **तेजश्च आपश्च** (જળ) **अन्नं च तेषां विकाराः तैः तेजोऽबन्नमयैः इति भावैः**–તેજ, જળ અને અન્નના વિકારથી ઉત્પન્ન થએલા દેહોથી. **पुमान्**-પુરૂષને. **न स्पृश्यते**–સ્પર્શ થતો નથી.

સર્પને અને નોળીયાને વેર છે; પણ આકાશ સર્પમાં અને નોળીયામાં—બેઉ ઠેકાણે છે. દેવમંદિર પવિત્ર અને જાજરૂ અપવિત્ર, પણ આકાશ બેઉ ઠેકાણે છે. તેમ યોગીએ નિર્વૈર રહેવું; અને પવિત્ર અપવિત્રથી રહિત રહેવું. આકાશ ઘડામાં છે; તેથી ઘટાકાશ કહેવાય છે; તેમ આત્મા દેહમાં છે; માટે દેહી કહેવાય છે. ઘડો ફુટી જતાં, આકાશ ઘટાકાશ મટીને, મહાકાશ થાય છે. તેમ આત્મા દેહ ફૂટી જતાં; પરમાત્મા સ્વરૂપે સર્વ વ્યાપક છે. આકાશ ધૂળથી મેલું થતું નથી; પાણીથી ભીંજાતું નથી; વિગેરે; તેમ યોગી કાળ અને તેનાં સૃજેલાં જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા વિગેરેને વશ નથી; પણ ગુણાતીત છે. આકાશમાં મેઘગર્જના થાય; તેમ યોગીને પણ સુખદુઃખના ધડાકા થાય. આકાશ નિર્લેપ રહે; તેમ યોગીએ પણ નિર્લેપ રહેવું. આમ છે; તોપણ આકાશ જડ છે; અને આત્મા ચેતન છે.

પહેલી બાબત સ્પષ્ટ છે. બીજી વાત માટે વિવેચન કરીએ—

શ્રી આદ્ય શંકરાચાર્યે પોતાની માતાને કહ્યું હતું કે-'મારે ઘણાં માબાપ, ઘણી સ્રીઓ, ઘણા પુત્રાદિ વિગેરે અનેક જન્મોમાં થઈ ગયાં છે.' શ્રીકૃષ્ણે પણ અર્જુનને કહ્યું હતું કે-'મારે અને તારે, આવા અનેક જન્મ વીતી ગયા છે. હું તે જન્મોને જાણું છઉં; તું તેને જાણતો નથી.' અલર્કની વાત એક પિતાપુત્રનો સંવાદ છે. તે પિતા કોણ? અને પુત્ર કોણ? સાંભળો—

દૃષ્ટાંત—ભાર્ગવ ગોત્રમાં 'મહામતિ' નામનો બ્રાહ્મણ હતો. તેને સુમતિ નામનો પુત્ર હતો. [ જુઓ માર્કંડેયપુરાણ અ. ૧૦ ] પુત્રને જનોઇ આપ્યા પછી, પિતાએ કહ્યું કે-'હે પુત્ર! ગુરૂ સેવા કરીને સારી રીતે વિદ્યાભ્યાસ કરજે; પછી ઘેર આવી, ગૃહસ્થાશ્રમ માંડજે; અને ચોથી અવસ્થામાં વનમાં જજે. વનમાં રહીને અપરિગ્રહ સન્યાસી થજે. **एवं तद् ब्रह्म आप्स्यसि, यत्र गत्वा न शोचसि ॥ १७ ॥** આ પ્રમાણે વનમાં રહીને, પરમાત્માને પ્રાપ્ત કરજે. તેને પ્રાપ્ત કર્યા પછી કોઇ પણ પ્રકારનો શોક રહેતો નથી.' આ પ્રમાણે પિતાએ ઘણા પ્રેમથી બે ત્રણ વખત કહ્યું; પણ પુત્ર કાંઈ બોલ્યો નહીં. ફરી પિતાએ પ્રેમથી કહેતાં, પુત્રે જવાબ આપ્યો કે—

**तातैतद्बहुशोऽभ्यस्तं, यत्त्वयाद्योपदिश्यते ॥**
**तथैवान्यानि शास्त्राणि, शिल्पानि विविधानि च ॥ १६ ॥**
**जन्मनामयुतं साग्रं, मम स्मृतिपथं गतम् ॥**
**निर्वेदाः परितोषाश्च, क्षयवृद्ध्युदये रताः ॥**
**उत्पन्नज्ञानबोधस्य, वेदैः किं मे प्रयोजनम् ॥ १७ ॥**
**शत्रुमित्रकलत्राणां, वियोगाः संगमास्तथा ॥**
**मातरो विविधा दृष्टाः, पितरो विविधास्तथा ॥ १८ ॥**
**अनुभूतानि सौख्यानि, दुःखानि च सहस्रशः ॥**
**बांधवा बहवः प्राप्ताः, पितरश्च पृथग्विधाः ॥ १९ ॥**
**विण्मूत्रपिच्छिले स्त्रीणां, तथा कोष्ठे मयोषितम् ॥**
**पीडाश्च सुभृशं प्राप्ता, रोगाणां च सहस्रशः ॥ २० ॥**
**गर्भदुःखान्यनेकानि, बालत्वे यौवने तथा ॥**
**वृद्धतायां तथाप्तानि, तानि सर्वाणि संस्मरे ॥ २१ ॥**

**ब्राह्मणक्षत्रियविशां, शूद्राणां चापि योनिषु ॥**
**पुनश्च पशुकीटानां, मृगाणामथ पक्षिणाम् ॥ २२ ॥**

સાંભળો સાંભળો—દૈવી વાતો છે.

**तथैव राजभृत्यानां, राज्ञां चाहवशालिनाम् ॥**
**समुत्पन्नोऽस्मि गेहेषु, तथैव तव वेश्मनि ॥ २३ ॥**
**भृत्यतां दासतां चैव, गतोऽस्मि बहुशो नृणाम् ॥**
**स्वामित्वमीश्वरत्वं च, दरिद्रत्वं तथा गतः ॥ २४ ॥**

કુવામાં રહેનારા દેડકાની દુનિયા, કુવા જેવડી ! માયામાં રહેનારા જીવડાની દુનિયા માયા જેવડી. માયામાં રમનારાની નજર હાલનાં સ્ત્રીપુત્રાદિ સુધી. તેથી આગળ પાછળ નહીં ! આ વાતો તેથી આગળ પાછળ નજર પહોંચાડનારની છે. હજી સાંભળો—

**हंत मया हतश्चान्यैर्-हंत मे घातितं तथा ॥**
**दत्तं ममान्यैरन्येभ्यो, मया दत्तमनेकशः ॥ २५ ॥**
**पितृमातृसुहृद्भ्रातृ-कलत्रादिकृतेन च ॥**
**तुष्टोऽसकृत् तथा दैन्य-मश्रुधौताननो गतः ॥ २६ ॥**

× × × × × ×

**तस्मादुत्पन्नबोधस्य, वेदैः किं मे प्रयोजनम् ॥**
**गुरुविज्ञानतृप्तस्य, निरीहस्य सदात्मनः ॥ २९ ॥** વિગેરે.

(નર્યાં રત્નો છે.) [ માર્કંડેય પુરાણ. અ—૧૦ ]

અર્થ—હે પિતા ! જે બાબતનો ઉપદેશ, આપ મને અત્યારે આપો છો; તે બાબતનો અભ્યાસ, મેં પૂર્વે અનેક વાર કર્યો છે. તે શિવાય શિલ્પાદિ શાસ્ત્રોનો અભ્યાસ પણ મેં કર્યો છે. [૧૬] દશહજારથી અધિક વરસોની વાત મને યાદ છે. હું અનેકવાર દુઃખી થયો; તથા અનેકવાર સુખી થયો. અનેકવાર દુઃખનો નાશ કરવા, અને સુખની પ્રાપ્તિ કરવા મેં પ્રયત્ન કરેલા છે. [૧૭] શત્રુ, મિત્ર તથા સ્ત્રિ સાથે અનેકવાર સંયોગ વિયોગ થયા છે. મેં અનેક માતાઓને અને પિતાઓને પણ દેખ્યા છે. [૧૮] હજારો સુખદુઃખનો અનુભવ મને થયો છે. અનેક ભાઇઓ અને અનેક પિતા પણ મને મળ્યા છે. [૧૯] મળમુત્રથી ભરેલી સ્ત્રીની જઠરમાં, મેં અનેકવાર વાસ કર્યો છે. [ સાંભળો–સાંભળો–આ દૈવી વાણી ? આ આપણી પોતાની ઘુંચનો ઉકેલ છે. ] એમ કહ્યું કે—મળમુત્રથી ભરેલી સ્ત્રીની જઠરમાં, મેં અનેકવાર વાસ કર્યો છે. હજારો રોગોનાં કષ્ટ મેં ભોગવ્યાં છે. [૨૦] ગર્ભનાં દુઃખ, પછી બાળપણમાં, જુવાનીમાં, અને વૃદ્ધાવસ્થામાં જે જે દુઃખો મેં ભોગવ્યાં છે તેની મને યાદ છે. તેનું મને સ્મરણ છે. [૨૧]

[ આવા મહાત્માને ધન્ય છે. જેને ઘડીની ખબર નથી; ઘડી પછી પોતાનુંજ શું થશે ? તે પોતેજ જાણતા નથી; એવા સંત બ્રાહ્મણોએ, 'હું મહાત્મા'–'હું પંડિત', 'હું બ્રહ્મવાદી અગર બ્રહ્મનિષ્ઠ', 'હું ગુરૂ', 'હું આચાર્ય'; 'હું પુરાણી', 'હું ઉપદેશક', 'હું જ્ઞાની', અગર 'હું ભક્ત'–એવા ઠાલા ઠાઠમાં કદિ ઠગાવું નહીં. પોતે પોતાને જોઇ લેવા. પોતામાં કેટલી દિવ્ય શક્તિ છે; તેનો તોલ પોતેજ કરી લેવો. દંભ, દંભ કરનારને

પીડે છે. કલ્યાણુની પરવા હોય; તેને દંભ કરવાની, જરા જેટલી પણ જરૂર નથી. જેના ગજવામાં પાઈ નથી; તે નાતનાં નોતરાં લખે; તો તેમાં હસવા સિવાય બીજું કાંઇ નથી. બે શબ્દ બોલતાં આવડે; ઉપદેશ કરતાં આવડે; તો તેણે જગદ્ગુરૂ શ્રીકૃષ્ણુને નામે હુંડીઓ લખવી. શેઠ તે ! પ્રભુને નમી નમીને, નમ્રતાપૂર્વક કહેવું. હવે આગળ સાંભળો. પુત્ર પિતાને કહે છે કે— ]

'હે પિતા ! બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, પશુ, કીડા, મૃગ અને પક્ષીના ઉદરથી, મેં ઘણીવાર જન્મો લીધા છે. [૨૨] જે પ્રકારે હું આપને ઘેર અવતર્યો છઉં; તે પ્રકારેજ મેં ઘણીવાર રાજસેવક તરીકે તથા સૈન્યમાં યોદ્ધા તરીકે અવતાર લીધો છે. [૨૩] અનેક માણસોનો નોકર, દાસ, તથા અનેકવાર શેઠ, પ્રધાન, અને કંગાલ પણ હું બન્યો છઉં. [૨૪] મેં ઘણીવાર ઘણાને માર્યા છે; તથા અનેકોએ અનેકવાર મને માર્યો છે. મેં ઘણીવાર દાન દીધાં છે; અને ઘણીવાર દાન લીધાં છે. [૨૫] પિતા, માતા, સ્નેહી, ભાઇ, અને સ્ત્રિ ઇત્યાદિમાં હું ઘણીવાર સંતોષ પામ્યો છઉં; અને ઘણીવાર તેમનાથી દુઃખી થઇને આંસુનાં જળથી મેં મારૂં મુખ ધોયું છે. [૨૬] આ પ્રમાણે સંસારમાં ફરતો ફરતો, મોક્ષ દે એવું જ્ઞાન મેં પ્રાપ્ત કર્યું છે. ચાર વેદો સર્વ પ્રકારે મને જ્ઞાત છે. [૨૭–૨૮]. ગુરૂના ઉપદેશથી તૃપ્ત થઇને મને જ્ઞાન પ્રાપ્ત થઇ ચૂકયું છે. તેથી હું ચેષ્ટારહિત શાંત સદા આત્મામાં છઉં. તો હવે મારે વેદોના જ્ઞાનનું કાંઇ પ્રયોજન નથી. [૨૯]

× × × × ×

**तस्माद्यास्याम्यहं तात, त्यक्त्वेमां दुःखसंततिम् ॥**
**त्रयीधर्ममधर्माढ्यं, किं पापफलसन्निभम् ॥ ३२ ॥**

હવે મારે પરમાત્માને પ્રાપ્ત કરવા જેટલુંજ કામ બાકી છે. તેથી–હે પિતા ! આ દુઃખરૂપ સંસારના પ્રવાહ તજીને, ધર્મઅધર્મથી યુક્ત એવા વેદને પણ તજીને, હું હવે વનમાં જાઉં છઉં. પછી પાપના ફળ સરખું કાંઇ રહ્યું નહીં. [ ૩૦–૩૧–૩૨. ]

પુત્રનાં આ વચનો સાંભળી, પિતા આશ્ચર્ય પામ્યો. પુત્રે ફરી કહ્યું કે-'હે પિતા ! આ બાબતમાં, આપને કાંઇ પુછવું હોય; તો મને પુછી લ્યો. આપને આટલો જવાબ આપી, હું આપના ઋણમાંથી મુક્ત થાઉં. બીજી સેવા કરવાનો હવે મારે સમય નથી.' પિતાએ પૂછયું. " હે પુત્ર ! જન્મ મરણુ સંબંધી મને ખુલાસો કર ! " તેના જવાબમાં પુત્રે કહ્યું કે—

**श्रृणु तात यथा तत्त्व-मनुभूतं मयाऽसकृत ॥**
**संसारचक्रमजरं, स्थितिर्यस्य न विद्यते ॥ ४७ ॥**

પુત્રે કહ્યું કે-હે પિતા ! આ સંસારમાં, મને વારંવાર જેનો અનુભવ થયો; તે એ-કે **આ સંસારચક્ર અનાદિકાળથી ચાલ્યું આવે છે; અને તેની સ્થિતિ કોઈ પણ પ્રકારે ચોક્કસ નથી- એટલે અસ્થિર છે.** [૪૭] વિગેરે વિગેરે.

પછી પિતાને બીજાં દૃષ્ટાંતદ્વારા, જ્ઞાન આપી, પુત્ર ત્યાંથી વનમાં ચાલ્યો ગયો. પિતા પણ વનમાં ચાલ્યા ગયા. શા માટે આ દૃષ્ટાંત આપ્યું હતું ?- સાંભળો—આત્મા આકાશના જેવો એકને એક અસંગ. જેમ આકાશમાં પવને પ્રેરેલાં વાદળાં, આવે અને જાય; તેમ આત્મા અનેક દેહ ધારણ કરે; અને તે દેહોને પડયા મેલે. હજી એક દૃષ્ટાંત આપું તો ઠીક.

દૃષ્ટાંત—યોગવાસિષ્ઠ નિર્વાણ પ્રકરણ સર્ગ ૭૭ મો. વસિષ્ઠ રામચંદ્રને કહે છે કે—'પૂર્વે જે શિખિધ્વજ રાજા હતો; તેવોજ ભવિષ્યમાં દ્વાપર યુગમાં થશે. તેને ચૂડાલા નામની તત્ત્વજ્ઞાની રાણી હતી. તે ઉજ્જનમાં રાજ્ય કરતો હતો. રાજારાણીને રમતાં જમતાં, ખાતાં-પીતાં, પૂર્વના પૂણ્યને પ્રતાપે, તત્ત્વજ્ઞાનની જીજ્ઞાસા પ્રગટી. તેની અસર પ્રથમ ચુડાલા ઉપર થઈ. 'અહો હું આત્મા, અજરઅમર! તેને આ બધું સુખદુઃખ શું ?—જેનો પારજ ન આવે; તેવો આ સંસાર શું ?' વિગેરે વિચારો અંતરથી ઉભરાણા. શરીર સુકાવા લાગ્યું. 'જેને દરકાર છે; તેને હું અનુકુળતા આપું છઉં;' એ નિયમસર ચુડાલાને, યોગ સાધવાની પ્રેરણા પ્રભુએ કરી. અનુકુળતા મળતાં, જીવનપથમાં દિવ્ય પ્રકાશ પડવા લાગ્યો. અંગે-અંગમાં પ્રકાશ ઉભરાણો. શિખિધ્વજે ચૂડાલાને પૂછતાં તે બોલી હતી કે—

**पश्यामि यन्नयनरश्मिभिरिंद्रियैर्वा,**
**चित्तेन चेह हि तदंग न किंचिदेव ॥**
**पश्यामि तद्विरहितं तु न किंचिदंतः,**
**पश्यामि सम्यगिति नाथ, विरोदयास्मि ॥३१॥** (સર્ગ ૭૯).

અર્થ—'હે નાથ! નેત્રાનાં તેજથી, બીજી ઇંદ્રિયોથી, અને ચિત્તથી જે કાંઇ દેખાય છે; તે કાંઇજ નથી. માત્ર મિથ્યા આભાસજ છે. ચક્ષુ આદિ ઇંદ્રિયોથી અને મનથી અગોચર, એવી જે કાંઇ નિર્વિશેષ વસ્તુ (બ્રહ્મ) છે; તેને હું સારી રીતે અંદર, અને બહાર ભરપુર દેખું છઉં. અને તેથીજ હું અભ્યુદય અને શોભાથી યુક્ત છઉં.'

આ સાંભળી શિખિધ્વજ ઘણોજ હરખાયો. તે સાથે તેને એમ પણ થયું કે—'હું પણ કાંઈ કરી લઉં' અરે! પણ તે અહીં નહી બને! આ ઘરબાર, સ્ત્રીપુત્રાદિ મહામોહનાં સ્થાન! વળી તેમાં હું રાજા! મારે ઘણી ખમાખમા! ત્યાં આ ન બને! એ—હો—હો—જ્યાં સંસારનાં સુખ; ત્યાં આત્મસુખનાં અંધારાં! જે અદૃશ્ય છે; તે જીવનનું ધ્યેય છે. માટે દૃશ્યનો વિલય થવોજ જોઇએ.' આવા વિચાર કરતો કરતો, રાજા તૈયાર થઇ ગયો.

એક રાત્રે રાણી સુતી હતી. રાતના બાર ઉપર એક બેનો અમલ હતો. રાજા પોતાના મોહ ભર્યા શયનમાંથી, ચાલી નીકળ્યો. મંદરાચળની તળેટીમાં પર્ણકુટી બાંધીને રહ્યો. તે સંબંધી વસિષ્ઠ મહારાજ કહે છે કે—

**इति दिवसमखेदं, मंदरोपांतकच्छे।**
**विरचित उटजेंतद्-मालवेशो निनाय ॥**
**मधनृपतिविलासं, तं न संस्मार कं वा,**
**स्फुरति हृदि विवेके, राज्यलक्ष्म्यो हरेति ॥ ६२ ॥**

[ યોગ. નિર્વાણપ્ર. સ. ૮૪. ]

અર્થ—એ પ્રમાણે મંદરાચળની તળેટીમાં પર્ણકુટી બાંધી, તેની અંદર ખેદ પામ્યા વિના પ્રસન્નતાથીજ, એ રાજાએ દિવસો ગાળવા માંડયા. નાના પ્રકારનો રાજવિલાસ, જે પોતે ભોગવતો હતો; તેનું સ્મરણ પણ તેણે કર્યું નહીં. કારણ કે હૃદયમાં વિવેક ઉત્પન્ન થયા પછી, રાજ્યલક્ષ્મી કોઇના મનનું હરણ કરી શકતી નથી. [૬૨] તે રાજા ખંત રાખીને સ્નાન, પૂજન, જપ, તપ કરતો હતો. તેથી અવકાશ મળે; ત્યારે ફળફૂલ વીણી લાવી, સંતોની સેવા કરતો હતો.

હવે આપણે ઉજ્જનના રાજ્યમહેલમાં પાછા વળો. રાણી ચુડાલા જાગે છે. શયન ખાલી જોતાં, ગભરાય છે. યોગદ્વારા જોતાં, રાજાને મંદરાચળ તરફ જતો, રાણીએ જોયો. 'અહો ! બસ ! આમજ નવો પડદો પડતો હશે ! પણ આવા ત્યાગથી શું વળે ! ત્યાગ પહેલાં ત્યાગનું શિક્ષણ લેવું જોઈએ. પછી શિક્ષણનો અભ્યાસ થવો જોઇએ. અભ્યાસ કરવાની સંપૂર્ણ સગવડ, આપવા હું તૈયાર છઉં. પછી બળી ગએલી સીંદરીનો ભય નથી. માટે તેમને હું અહીં તેડી લાવું-તો ઠીક." એમ વિચાર કરીને, રાણી, તુરત આકાશ માર્ગે ઉડી; પણ માનશુકન થવા લાગ્યાં. પાછી વળી, રાજની લગામ હાથમાં લીધી. જળકમળવત્ રાજ્ય કરવા લાગી. પછી બે વખત રાજાને મળવા તે ઉડી; પણ માનશુકન થતાં પાછી વળી. આમ કરતાં વરસ અઢાર થયાં. ફરી રાણી આકાશ માર્ગે ઉડી. સારા શુકન થતાં મંદરાચળ પહોંચી. દૂરથી પર્ણકુંટી જોઇ, દૂરથી રાજાને પણ જોયો. જ્ઞાની વૈરાગી અને યોગી-તો પણ ભારતની રમણી ! પતિને પ્રભુ માનનારી દેવી ! પતિની મિત્ર નહીં; પણ વ્હાલામાં વ્હાલી દાસી-દીવાન-રંભા-અને ભોજને માતા ! રાજાને જોતાં, રાણીનું હૃદય ભરાઈ આવ્યું. થોડીવારે ધીરજ આવતાં, પોતે શા માટે આવી છે; તે યાદ આવ્યું. પણ આ વેશે હું રાજા પાસે જઇશ; તો રાજા મને પોતાની સ્ત્રી-બાળક જેવી અજ્ઞાન-સમજી મારૂં નહીં માને. પછી તે તુરત બ્રાહ્મણરૂપે બની ગઇ. તે યોગી હતી. અનેક રૂપ ધરતાં વાર નહોતી. પર્ણકુટીની નજદીક આવતાં, રાજાએ તેને બ્રાહ્મણ સમજી, સત્કાર કર્યો. બ્રાહ્મણે રાજાને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો.

તે બ્રાહ્મણ ભાર દઇ દઇને રાજાને કહેતો હતો કે—

વસંતતિલકા—

**अस्मिन् स्वभाववशतो, जगति प्ररूढे ।**
**देहा भ्रमंति परितो, विविधा विकाराः ॥**
**प्रक्षीणवासनतया, न भवंति केचित् ।**
**भूयो भवंति च पुनस्त्वितरे घनास्थाः ॥ १४७ ॥** [સર્ગ ૮૫].

અર્થ—સ્વભાવ વડેજ સ્થિતિ પામેલા, આ જગતની અંદર, વિવિધ પ્રકારના વિકારોવાળા જરાયુજ, અંડજ આદિ દેહો ભમ્યા કરે છે. કેટલાએક જ્ઞાનવાન જીવો વાસના ક્ષીણ થઇ જવાને લીધે પાછા જન્મતાજ નથી. અને કેટલાએક અજ્ઞાની જીવો, ભોગો વિષેજ દૃઢ આસ્થાને લીધે, બંધાએલા હોવાથી, વારંવાર જન્મમરણ પામ્યા કરે છે. [૧૪૭]

વિગેરે વિગેરે-તોપણ તે પુનર્જન્મ પામ્યો. વાસનાઓનો તદ્દન ક્ષય થયો; ત્યારેજ તેની મુક્તિ થઇ. જે વેપારીને ચૌટામાંથી દુકાન વધાવી લેવી હોય; ઉપાડી લેવી હોય; તેણે આ વાત, માસ બેમાસ અગાઉ, ચૌટામાં જાહેર કરવી જોઈએ. જેથી જેનું લ્હેણુંદહેણું હોય; તે તેઓ પતાવી દે. લ્હેણુંદેણું પતી ગયા પછીજ, દુકાન વધાવાય.

પવનની પ્રેરણાથી આકાશમાં અનેક વાદળાં આવે; અને જાય; તેમ કર્મની પ્રેરણાથી, આત્મામાં અનેક દેહ આવે અને જાય. આકાશ જેમ અલેપ રહે; તેમ જીવે દેહોથી અલેપ રહેવું જોઇએ.! એમ દત્તાત્રેયે યદુરાજાને કહ્યું.

(૪) હવે દત્તાત્રેય જળ નામના ચોથા ગુરૂની વાત કરે છે—

**स्वच्छः प्रकृतितः स्निग्धो, माधुर्यस्तीर्थभूर्नृणाम् ॥**
**मुनिः पुनात्यपां मित्र-मीक्षोपस्पर्शकीर्तनैः ॥४४॥**

અર્થ—હવે જળ પાસેથી હું જે શીખ્યો છઉં; તે કહું છઉં-જળ જેમ સ્વચ્છ, સ્વભાવથીજ સ્નિગ્ધ (ચિકાસવાળું) મધુર, મનુષ્યોને પવિત્ર થવાનું સ્થાન, અને દર્શન-સ્પર્શ અને કીર્તનથી પણ પવિત્ર કરનાર છે. તેમ યોગીએ પણ, સ્વચ્છ, સ્વભાવથીજ સ્નિગ્ધ, મધુર બોલનાર, મનુષ્યોને પવિત્ર થવાનું સ્થાન, અને દર્શન સ્પર્શ અને કીર્તનથી પણ, પવિત્ર કરનાર થવું. (૪૪)

૪૪ વિવેચન—

જળ જેવા શુદ્ધ અને પવિત્ર રહેવાની વાત કરી. જળને પણ—

ચોપાઇ—ભૂમિ પરત ભા ડાબર પાનિ, જિમિ જીવહી માયા લપટાની.

આકાશમાંથી પડેલું જળ ઘણુંજ ચોખ્ખું હતું. તેને પૃથ્વીનો સંગ થતાં, કાદવ જેવું મેલું બન્યું. સંત બ્રાહ્મણની રહેણીકરણી, પ્રથમ શુદ્ધ અને પવિત્ર હોય છે. તે જેમ જેમ લોકોની સાથે હળે મળે; ત્યારે તે મેલા-ડોળા-બને છે.

જળ મેલા પદાર્થને નિર્મળ કરે; પણ અભિમાન કરતું નથી; તેમ યોગીએ ભાવિક શિષ્યને આત્મલાભ આપ્યા છતાં, અભિમાન કરવું ન જોઈએ. જળ પીધા પછી શાંતિ થાય; તે બે પાંચ કલાક માટે. યોગીનું ધર્મામૃત પીધા પછી જે શાંતિ થાય; તે નિત્ય રહે છે. જળની મધુરતા માત્ર જીભને, યોગીના ધર્મામૃતની મધુરતા સર્વાંગે-સર્વ ઇંદ્રિયોને. જળથી બહાર શાંતિ થાય; યોગીના જળથી હૃદયમાં શાંતિ થાય.

**अद्भिर्गात्राणि शुद्धयंति, मनः सत्येन शुद्धयति ॥**
**विद्यातपोभ्याम् भूतात्मा, बुद्धिर्ज्ञानेन शुद्धयति ॥१०९॥**
**क्षांत्या शुद्धयंति विद्वांसो, दानेनाकार्यकारिणः ॥**
**प्रच्छन्नपापा जापेन, तपसा सर्व एव हि ॥१०७॥** [મનુસ્મૃતિ અ. ૫]

અર્થ—જળ વડે શરીરના અવયવો શુદ્ધ થાય છે; સત્ય વડે મન શુદ્ધ થાય છે; બ્રહ્મવિદ્યા અને તપ વડે જીવાત્મા શુદ્ધ થાય છે. (૧૦૯) વિદ્વાનો ક્ષમા વડે શુદ્ધ થાય છે; અકાર્ય કર્મ કરનારા દાન વડે શુદ્ધ થાય છે; છાનું પાપ કરનારાઓ જપ વડે શુદ્ધ થાય છે; અને સર્વજનો તપ વડે શુદ્ધ થાય છે. (૧૦૭)

**जायंते च म्रियंते च, जलेष्वेव जलौकसः ॥**
**न च गच्छंति ते स्वर्ग-मविशुद्धमनोमलाः ॥३९॥** [સ્કંદપુરાણ કાશીખંડ]

---

૪૪ પદચ્છેદ— **स्वच्छः**-સ્વચ્છ. **प्रकृतितः स्निग्धः**-સાધારણ રીતે સ્નિગ્ધ. **माधुर्यैः**-મધુર. **तीर्थभूः**-તીર્થસ્થાન તથા. **ईक्षा च उपस्पर्शश्च कीर्तनं च-तैः**-દર્શન, સ્પર્શ અને કીર્તનથી જળ. **नृणां** (દ્વિતીયામાં છે) **पुनाति**-લોકોને પાવન કરે છે. **अपां मित्रं मुनिः**-જળની માફક યોગીએ.

અર્થ—માછલાં વિગેરે જળ જંતુઓ, જળને વિશેજ ઉત્પન્ન થાય છે; અને મરણ પામે છે; તોપણ તેમના મનનો મળ શુદ્ધ ન થવાથી, તેઓ સ્વર્ગે જતાં નથી (૭૯)

હિંદુ ધર્મે ઘણી ચોખવટા કરી આપી છે; પણ વાંચતાજ નથી; તેમને શું કહીએ! ભાગવતના પાંચમા સ્કંધે ત્રીજા અધ્યાયમાં પણ કહ્યું છે કે—

**नोदकक्लिन्नगात्रोऽपि, स्नात इत्यभिधीयते ॥**
**स स्नातो यो दमस्नातः, स बाह्याभ्यंतरः शुचिः ॥३०॥**

અર્થ—પાણીથી શરીરને ભીજવવું; તેથી કાંઈ સ્નાન કર્યું; એમ કહેવાય નહીં. પરંતુ જેઓ ઇંદ્રિયોના દમનરૂપી સ્નાનથી મનને ભીજવે છે; તેઓએ સ્નાન કર્યું કહેવાય છે; અને તેજ બહારથી અને અંદરથી પવિત્ર છે.

આ ગંગાસ્નાનની નિંદા નથી; નહીં તો સમજયા વિનાનું ધૂળધાણી! ઘેર જઇને વાત કરો કે-'મહારાજ કહેતા હતા કે–નહાવું ધોવું તે નકામું છે; વિગેરે.' હું જે કહું છઉં; તે બરાબર સાંભળો; અને પછી તેનો વિચાર કરો! નહીં તો–સમજ્યા વિનાનું ધૂળધાણી! ઓ ભાઇરે! મારા–સમજયા વિનાનું ધૂળધાણી! ભેંશો અને ઘોડા પણ બે ત્રણ દહાડે ન્હાય; ત્યારે તેને શાંતિ વળે છે. વિજ્ઞાનની દૃષ્ટિથી પણ જળનો અને સ્નાનનો મહિમા ઘણો છે. કહેવાનો હેતુ એ છે કે-માત્ર સ્નાન અથવા શરીર શુદ્ધિ કરવી તે ઠીક છે. તનમાં અને મનમાં સ્ફુરણા તથા પવિત્રતા પુરવી આવશ્યક છે. હિંદુઓ ઉંચા; તેમાં વળી બ્રાહ્મણ વંદનીય હોવાનું કારણ આ છે, તોપણ તેથી આગળ મનશુદ્ધિનો પ્રદેશ છે. મનુષ્યના દેહમાં આવ્યા પછી; જેઓ પુણ્યશાળી હોય; અનેક જન્મની જેમની ખેડ હોય; તેઓજ મનની શુદ્ધિની અપેક્ષા રાખે—

ચોપાઇ—પુણ્યપુંજ બીનુ મીલહી ન સંતા, સત્સંગતિ સંસૃતિ કરી અંતા.

એવા સંત સુલભ થાય; ત્યારે મનશુદ્ધિની વાત કરાય. [સાંભળો! સાંભળો! સાંભળવા નવરાં છોને? નહીં તો બંધ કરૂં!...ત્યારે શાંત બેસી જાઓ! જરા જેટલી પણ–ગડબડ મુને ગમે નહીં]. સાંભળો–ત્યારે–ભીષ્મ બાણશય્યા ઉપર સુતા છે; યુધિષ્ઠિર મહારાજ સાંભળે છે–[શાંતિ પર્વ અ. ૧૧મો.] [ઉપજાતિ]

**आत्मा नदी संयमतोयपूर्णा, सत्यावहा शीलतटा दयोर्मिः ।**
**तत्राभिषेकं कुरु पांडुपुत्र, न वारिणा शुद्धयति चांतरात्मा ॥७७॥**

અર્થ—હે પાંડુ રાજાના પુત્ર! આત્મરૂપી નદી છે, તે સંયમરૂપ જળ વડે પરીપૂર્ણ છે; તેમાં સત્યરૂપી પ્રવાહ છે; તેને શીલરૂપી તટ (કાંઠા) છે; તેમાં દયારૂપી તરંગો છે; આવી નદીમાં તું સ્નાન કર! કારણકે અંતરાત્મા પાણીથી પવિત્ર થતો નથી. [૭૭]

**न तथा पुष्करे स्नात्वा, गयायां कुरुजांगले ॥**
**मुच्यते पुरुषः पापा-द्यथा स्नातः क्षमादिषु ॥७९॥**

[પારાશર સંહિતા. પ્રકરણ ૨.]

અર્થ—જેવી રીતે ક્ષમાદિને વિશે સ્નાન કરનારો પુરૂષ પાપથી મુક્ત થાય છે; તેવી રીતે પુષ્કરમાં, ગયામાં અને કુરૂજાંગલમાં સ્નાન કરવાથી પાપથી મુક્ત થતો નથી. (૭૯)

દત્તાત્રેયે કહ્યું કે—'યોગીએ જળના જેવા સ્નેહી, પવિત્ર, વિગેરે રહેવું'; પણ યોગી તે કોણ?–કેટલા જળે ધોયેલો પુરૂષ? સમજાય છે ને? હવે એકજ વાત કહું–તે એ કે—

(અપૂર્ણ.)

ફૈ. નં. ૬૮ Registered No. B. 1434

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

### [શ્રીકૃષ્ણઉદ્ધવ સંવાદ].

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—**અમદાવાદ.**
**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૭ મું.] ચૈત્ર ૧૯૮૩. [અંક ૧૩ મો

### હયો ત્યારે રામ રામ!

આ અંકની સાથે પુસ્તક ૧૭ મું પુરૂં થાય છે. હવે આપને ગમે તો ચાલુ રાખજો; નહીં તો રામ રામ! રામ રામ કરવા હોય; તો રામ રામનો પત્ર, અવશ્ય લખવો જોઇએ. ચાલુ રાખવા વિચાર હોય; તો લવાજમ રૂ. ૨—૩—૦ મોકલવાનો વિલંબ પોસાય નહીં. નહીં તો વૈશાકનો અંક ઉનાળાની રજા પછી અશાડમાં મળશે.

આ માસીક વાંચતાં આવડે છે?—આ કથા નિર્વૃત્ત ચિત્તથી, અને નિસ્પૃહ મને, કરવામાં આવે છે; તથા લખવામાં આવે છે. આપ પણ નિર્વૃત્ત ચિત્તવાળા, અને નિસ્પૃહ મનવાળા થઇને, શાંતિથી આ વાંચજો. ત્યારે તેના ઉડાણમાં પડેલો આત્માનંદ, અંતરમાં જાગ્રત્ થશે. ત્રીજી વારના વાંચન પછી સંતોષ થશે.

**ખુલાસો**—નવા ગ્રાહકોને શ્રીકૃષ્ણઉદ્ધવ સંવાદ જોઇએ; તો ૨—૩—૦ ને બદલે ૨—૧૫—૦ મોકલવા. II પુસ્તક ૧૭ ના પહેલાં એકાદશ સ્કંધના ૨૪ ફરમા નીકળી ચૂકેલા છે. જેમની પાસે માત્ર ૧૭ મું પુસ્તકજ હોય; તેમણે ૨૪ ફરમાના પુસ્તકના ૧—૦—૦ તથા ત્રણ આના પોસ્ટેજના મોકલવા. એટલે ૩—૬—૦ નો મ. ઓ. કરવો. કુપનમાં વીગત લખવી.

**અત્યારની દુનિયા શું પોકારે છે?**—ઠામ ઠામ, દેશે દેશ વૈભવના અનેક સાધનો દીનપ્રતિદિન ખડાં થતાં જાય છે. લોકો અનેક પ્રકારનાં સુખ ભોગવતાં હોય; એમ જણાય છે—દેખાય છે. પણ તે બધું ઉપર ઉપરથી છે. તેમનાં હૈયામાં હાથ ઘાલો; તો અનેક ઉપાધિઓની હોળીઓ ભડભડી રહી છે. યુરોપના ડાહ્યા દીવાનો, સુલેહ શાંતિની અનેક વાતો કરી રહ્યા છે; પણ અંદરખાનેથી લડાઇની તૈયારીઓ મોટા પાયા ઉપર કરી રહ્યા છે. ચૌટે વેપારીઓ મોટી ધામધૂમ કરી રહ્યા છે; પણ તે ઉપર ઉપરથી

છે. અંદરખાનેથી અનેક ઉપાધીઓનો ઘેરો છે. સગા સંબંધી એકબીજાને 'આવો, આવો' કરી રહ્યા છે; પણ તે ઉપર ઉપરથી છે. અંદરખાનેથી કોઇ કોઇને ચાહતું નથી. ચાહે તો સ્વાર્થ જેટલું જ ! જરી જરીમાં વાંધા પાડે; અને જરાં વાંધો પડે; ત્યાં વઢી મરે; તે સંબંધી નથી. અનેક વૈદો અને ડૉકટરો, અનેક પ્રકારની નવી નવી દવાઓ, જગતમાં રજુ કરી રહ્યા છે; પણ દવાખાનામાં દરદીઓની સંખ્યા દીન પ્રતિદિન વધતી જાય છે. એકબીજાને પસંદ કરીને યુવકયુવતિ પરણે; તોપણ એકબીજાથી સંકોચાતાં રહે છે–ખુલ્લાં દીલથી વાતચીત કરી શકતાં નથી. કારણ કે રખેને જરા વાંધો પડતાં, છૂટા છેડાની ફર્યાદ નોંધાવશે; અને માંડેલો માળો વીંખી નાંખશે ! આ ઉપરાંત જેમ ઘણાં સુખનાં સાધનો, તેમ ઘણા અકસ્માતો ! ઘરમાં એકને અકસ્માત થાય; તો ઘરનાં સૌને આંચકા આવી પડે

આલમની અટારીએ ઉભા રહીને, સંસારના આવા અનેક રોગને પારખવા, ભાંગેલા હ્રદયોને સાંધવાં, દાઝયાં દિલને મલમ પટા બાંધવા, કલહના ધરતીકંપો શમાવવા; આત્માની ઔષધિઓ કહેવી; સુતાં આત્મિક સુખને જગાડવાં, પ્રેરણાની પાંખો પ્રગટાવવી; દીવામાં દિવેલ પૂરવું; શગ સંકોરવી; ચૈતન્ય શૂન્યને ચૈતન્ય પાવાં; જડને રસ ભીનાં કરવાં; એ અમારો વિશેષ ધર્મ છે. માનો હાથ ફરે; અને પુત્રાદિને શેર લોહી ચડે, તેમ અમારી બ્રાહ્મણોની સંભાળ વધે; તો સુતો સમાજ જાગ્રત થાય ! મરતો સમાજ સજીવન થાય.

નોળીયાને અને સર્પને વેર. નોળિયાને સર્પના ડંખનાં ઝેર ચડે; પણ નોળિયો નોળવેલ સુંઘી લે; તો સર્પનું ઝેર ઉતરી જાય; તેમ આખા દિવસની અનેક અથડામણોમાં, તડકી છાંયડીમાં, સુખદુઃખના ધક્કાઓમાં, મનમાં સંસારનાં ઝેર ચડે. રાત્રે આ વાંચન કરે; તો જરૂર કાંઈક ઝેર ઓછું થાય. મનનાં અનેક પરમાણુઓ, આઘાં પાછાં થઇ જાય; અને કેટલાંએક પરમાણુઓ, ખરી ગયાં પણ જણાય. આ પત્રિકાનું વાંચન, આઘાં પાછાં થઈ ગયેલાં પરમાણુઓને ઠીકઠાક કરે છે; અને ખરી પડેલાં પરમાણુઓને, મનમાં Recreat—પૂરી આપે છે. જુઓ પુંઠા પર લખ્યું છે કે–આ પત્રિકા–Light on Reason છે. અથવા Light on difficulties, which appear often, before us–છે. વાદળી વરસે; અને વાતાવરણ ધોવાય; જ્ઞાન વરસે અને અજ્ઞાન ધોવાય. નિરૂત્સાહને સ્થાને ઉત્સાહ પ્રગટે; નિરાશાને સ્થાને આશા આવીને ઉભી રહે; ક્રોધને સ્થાને ક્ષમા કરવા, દિલ લલચાય; શોકને સ્થાને આનંદ પ્રગટે; મોહને સ્થાને વૈરાગ્ય વેગ કરે.

આ માસીક જેવાં પ્રેરણાં આપનારાં અત્યારે ખાસ અનેક માસીકની, જરૂર છે. દરેક સંપ્રદાયોમાં જ્ઞાન વસંતરૂપે ફાલે; એવું આપણે ઇચ્છીએ છીએ. પણ તેમ ન બને; તો–ત્યાં સુધી, આ પત્રિકાનો પ્રચાર, દરેક સંપ્રદાયે કરવો ઘટે છે.

દરેક સંપ્રદાય સમય વર્તીને, નવી જુની સંસ્કૃતિના સંદેશા આપી શકે એમ છે. તેમ ન બને; ત્યાંસુધી આ માસીક સૌને ઉપયોગી છે. આ માસીક માત્ર વાંચવું, તે સત્સંગ નથી; વાંચવું–વિચારવું અને જે જે વાતો ગમી હોય; તે બીજા ભાવિકને કહી બતાવવી; તે સત્સંગ છે.

ક્ષુદ્રબુદ્ધિ—ધર્મબુદ્ધિથી આ કામ થાય છે; કર્તવ્ય બુદ્ધિથી આ કામ કરાય છે. છતાં વેપાર બુદ્ધિથી આ કામ થાય છે; એમ માનવું: તે ક્ષુદ્રબુદ્ધિ છે. આ કામ વેપાર બુદ્ધિથી થતું નથી. આ કામને અંગે, અનેક પુસ્તકો મફત આપી શકાય છે. એક દીવે અનેક દીવા થયા છે. અનેક ઠેકાણે સત્સંગનો લાભ આપી શકાય છે. અમદાવાદમાં અમે રહીએ; અને દૂર દેશાવર સુધી, જ્ઞાનભક્તિનાં પોષણ પાથરીએ; એવું આ સબળ સાધન છે.

બાર માસના દાતણ કરતાં, બાર માસની હજામત કરતાં, બાર માસના સાબુ કરતાં, ઓછા ખર્ચે લવાજમ ( ૨–૩–૦ ) છે. છતાં થાકયા હો; તો રામરામ. અપરાધ અમારા ઘણા છે. તે ક્ષમા કરી, તુરત ના લખી નાંખવી. વસ્તુ પ્રિય લાગી હોય; તો તુરત લવાજમ મોકલી દેવું. લવાજમ એકઠું કરનાર, તમારે ઘેર ઉઘરાણી કરવા આવે; તે પહેલાં તમારે ત્યાં જઇને ભરી દેવું જોઇએ. આટલું આળસ—આટલો પ્રમાદ—આટલી બેદરકારી—હવે ન પોષાય ! હવે સત્તર વરસ થયાં; અઢારમું બેસશે. બીજાં પુસ્તકો જોઈએ; તો લવાજમ સાથે તે રકમ મોકલવી; અગર વી. પી. કરવા અહીં લખવું.

**પાટણ, હારીજ**—ફાગણની પત્રિકા પહોંચતાં, પત્રિકા વાંચતાં, જ્યાં જ્યાં પ્રેમ હતો; સજીવતા હતી; ત્યાંથી ત્યાંથી પત્ર આવવા લાગ્યા; કે–'અહીં જરૂર આવજો.' ભાવ હોય; ત્યાં ભાવ ઉભરાય. તે બાબતમાં બન્યું તેટલું કર્યું. ન બન્યું; તે માટે ક્ષમા કરવી. વિશેષ વાતો છેલ્લે પાને છે.

# એકાદશ સ્કંધ

## અધ્યાય ૭ મો ચાલુ.

ગયા અંકના ૫૩૬મા પાનાથી આગળ.

હવે એકજ વાત કહું–તે એ કે—

**परदार-परद्रव्य-परद्रोह-पराङ्मुखः ॥**
**गंगा ब्रूते कदाऽऽगत्य, मामयं पावयिष्यति ॥९५॥**

( સ્કંદપુરાણ કાશીખંડ અ. ૬ ઠો. )

અર્થ—ગંગા નદી કહે છે કે-પરસ્ત્રી, પરધન, અને પારકાના દ્વેષથી રહિત–એવો પુરૂષ, કયારે આવીને, મને પવિત્ર કરશે ? (અર્થાત્ હું સર્વ જીવોને પવિત્ર કરું છઉં; પણ મારે ત્યાં એકઠું થએલું પાપ, બાળી નાંખનારો, તે પવિત્ર પુરૂષ છે.) (૯૫)

શ્લોકમાં અવધૂતે તો ઈસારો કર્યો; પણ તેમાં સમજવાનું ઘણું છે. બસ ! થોડીજ વાત કરી. આ તો અભણ ડોશીઓ સમજે; એવી સહેલી વાત કરી છે. 'મનમાં સંગા, તો કાથરોટમાં ગંગા', એમ ડોશીઓ બોલે છે. આ યુગમાં જાતજાતના સાબુ, શરીરે ચોળવાનાં જાતજાતનાં અત્તરો, સ્નાન કર્યા પછી, કાળા મોંને ઢાંકનારા–સુંદર બનાવનારા–જાતજાતના પાઉડરો; વળી કપડાં પણ સુંદર. એટલે–શરીરને સ્વચ્છ અને સુંદર દેખાડવાના, અનેક અખતરા તૈયાર થઇ રહ્યા છે; તેમ મનને અશુદ્ધ કરવાના અખતરા પણ, અનેક તૈયાર થઈ રહ્યા છે. વળી મનને બગાડનારા નવા નવા અખતરા તૈયાર થતા જાય છે. બહુ સાવધાન રહેવાની જરૂર છે. જેનું મન બગડયું; તેની માનવતા બગડી. સંસારમાં રહો છો; મોટા થાઓ છો; સંબંધીઓની સાથે કામકાજ કરો છો; ધંધારોજગારમાં પણ,

અનેકને મળતા હશે; ત્યાં દરેક ઠેકાણે, મનને સાચવતાં શીખો ! જ્યાં જતાં મન બગડતું હોય; ત્યાં જતાં અટકો ! કરોડોની મીલ્કત સમું માનવનું મન છે; અને અબ્જોની મીલ્કત સમી–મનની શુદ્ધિ છે.

તનશુદ્ધિની અત્યંત જરૂર છે; તોપણુ જેમનું મન શુદ્ધ, તેજ માનવ છે. અનેક નિશાળો, માસ્તરો, મદ્રેસાઓ, પાઠશાળાઓ અને કોલેજો, મનશુદ્ધિ માટે છે. દેવદર્શન–પૂજન–પાઠ, મનશુદ્ધિ માટે છે. મોરી અથવા ખાળનો ધંધોજ એવો છે–કે–તે ઘડી ઘડીમાં ગંધાય. તેમ મનનો સ્વભાવજ એવો છે–કે–તે ઘડી ઘડીમાં બગડે. પાણીની ડોલો છાંટી ખાળને સાફ રખાય. સત્સંગની સુગંધ છાંટીને, મન સાફ રખાય. વધારે ગંદી ખાળ ઉપર, ફીનાઈલ છંટાય; વધારે મેલા મનને શુદ્ધ કરવા, તપવ્રતાદિ કરવાં જોઈએ.

(૫) હવે પાંચમા ગુરૂ–અગ્નિ–ની વાત દત્ત ભગવાન કરે છે—

**तेजस्वी तपसा दीप्तो, दुर्धर्षोदरभाजनः ॥**
**सर्वभक्षोऽपि युक्तात्मा, नादत्ते मलमग्निवत् ॥४५॥**
**क्वचिच्छन्नः क्वचित्स्पष्ट, उपास्यः श्रेय इच्छताम् ॥**
**भुङ्क्ते सर्वत्र दातॄणां, दहन् प्रागुत्तराशुभम् ॥४६॥**
**स्वमायया सृष्टमिदं, सदसल्लक्षणं विभुः ॥**
**प्रविष्ट ईयते तत्तत्, स्वरूपोऽग्निरिवैधसि ॥४७॥**

અર્થ—ગુરૂ દત્તાત્રેય કહે છે કે–હું અગ્નિ પાસેથી જે શીખ્યો છઉં; તે હવે કહું છઉં–અગ્નિ જેમ તેજસ્વી, પ્રતાપથી દીપ્ત, ક્ષોભ કરવાને અશ-

---

૪૫ પદચ્છેદ—**अग्निः**–અગ્નિ. **तेजस्वी**–તેજસ્વી. **तपसा दीप्तः**–પ્રતાપથી દીપ્ત છે. **दुर्धर्षः असौ** (કોઇથી ક્ષોભ ન પામે એવો) **उदरभाजनश्च दुर्धर्षोदरभाजनः**–કોઇથી ક્ષોભ ન પામે એવો–કોઇથી મુંજાય નહીં એવો–તથા પેટ વિના બીજાં પાત્રોને નહીં રાખનાર. **सर्वभक्षो अपि युक्तात्मा**–સર્વભક્ષી છતાં દોષથી રહિત એવો અગ્નિ. **मलं** (દોષને) **न आदत्ते**–દોષને ગ્રહણ કરતો નથી. **तथा अग्निवत् मुनिः**–તે અગ્નિની માફક યોગીએ પણ વર્તવું.

૪૬ પદચ્છેદ—**अग्निः**–અગ્નિ. **क्वचित् छन्नः**–કોઈ ઠેકાણે (રાખથી ઢંકાએલો) ગુપ્ત. **क्वचित् स्पष्टः**–કોઇ ઠેકાણે સ્પષ્ટ. **श्रेयः इच्छतां उपास्यः**–શ્રેયની ઇચ્છાવાળા–યાજ્ઞીકોએ ઉપાસના કરવા યોગ્ય છે. **दातॄणां**–દાતાઓના. **प्राक्** (પૂર્વના) **च उत्तरं** (ભવિષ્યના) **च यत् अशुभं तत् दहन्**–પૂર્વના અને ભવિષ્યનાં પાપને બાળનાર છે તે. **दातॄणां सर्वत्र भुंक्ते**–તે દાતારોનું સર્વ ઠેકાણે ખાય છે.

૪૭ પદચ્છેદ—**अग्निः एधसि इव**–અગ્નિ લાકડામાં પેસીને નાના મોટા જણાય છે તેમ. **स्वमायया सृष्टं**–પોતાની માયાથી સૃજેલું. **सत् असत् इति लक्षणं यस्य तत् इति सदसल्लक्षणं इदं**–સત્ અસત્–ઉંચુ નીચું જેનું લક્ષણ છે એવું આ જગત્–એવા આ દેહોમાં. **प्रविष्टः**–પેઠેલો. **विभुः**–આત્મા. **तत् तत्स्वरूपः**–તેવા તેવા રૂપવાળો થઇને. **ईयते**–જણાય છે. (હજી ૪૯ મા શ્લોકમાં અગ્નિની વાદી આપશે).

કચ, અને પેટ વિના બીજાં પાત્રોને નહીં રાખનાર, તથા સર્વ ભક્ષી છતાં, દોષથી રહિત રહે છે; તેમ યોગીએ પણ, જ્ઞાન વૈરાગ્યના અતિશયથી તેજસ્વી રહેવું; તપથી દીપ્ત, મુંઝાવાને અશક્ય–એટલે ભયથી રહિત રહેવું; અને પેટ વિના બીજાં પાત્રો રાખવાં નહીં. વળી પોતાના ગુણાતીતપણાના ધર્મોથી પોતે સર્વ ભક્ષી છતાં, નિર્દોષ રહેવું. (૪૫) વળી અગ્નિ જેમ કોઈ ઠેકાણે છાનો, કોઈ ઠેકાણે સ્પષ્ટ, તથા કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા લાયક છે. વળી હવિ આપનારાંઓનાં ભૂત–ભવિષ્યનાં પાપોને બાળી નાંખે છે; તથા તેઓ જે આપે છે; તે સર્વ પ્રકારે ખાય છે. તે પ્રમાણે યોગીએ પણ, કોઈ ઠેકાણે છાનું, કોઇ ઠેકાણે સ્પષ્ટ, અને કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય રહેવું; તથા અન્ન આપનારાઓનાં ભૂત–ભવિષ્ય પાપોને બાળી નાંખવાં; અને તેઓ જે આપે; તે સર્વ ઠેકાણે ખાઇ લેવું. (૪૬) વળી અગ્નિ જેમ લાકડામાં રહેવાથી, તે તે લાકડા જેવો–લાંબો ટુંકો–જણાય છે; પણ વાસ્તવિક રીતે તેવા રૂપવાળો તે નથી. તેમ આત્મા પણ પોતાની અવિદ્યાએ સર્જેલા, આ ઉંચ નીચ દેહોમાં રહેવાથી, ઉંચો નીચો જણાય છે; પણ વાસ્તવિક રીતે, ઉંચ કે નીચ નથી; તેમ યોગીએ વિચારવું. [૪૭]

૪૫ થી ૪૭ વિવેચન—

**તેજસ્વી**—જે ધન એકઠું કરે; તે ધનવાન્; તેમ જે પુરૂષ દેહના સત્વરૂપ વીર્યની રક્ષા કરે; તે તેજસ્વી છે. શરીરમાં જે તેજ છે, તે વીર્યનુંજ છે. રાજા વિનાનું રાજ ફીકકું, વીર્ય વિનાનો દેહ ફીકકો.

**यः स्वदारेषु संतुष्टः, परदारपरांगमुखः ।**
**स गृही ब्रह्मचारित्वाद्-यतिकल्पः प्रकल्पते ॥**

અર્થ—જે પુરૂષ પોતાની સ્ત્રીમાં સંતોષી, અને પરસ્ત્રીથી વિમુખ રહે છે; તે પુરૂષ ગૃહસ્થ હોવા છતાં, સાધુ જેવો ગણાય છે.

વિષયનું બળ ઘણું છે; અને માનવીનું–પામરપણું અથાગ છે; તેથી દિલ્હીના સમ્રાટ યુધિષ્ઠિરને ભીષ્મ પિતામહ કહે છે કે—

**एकरात्र्युषितस्यापि, या गतिर्ब्रह्मचारिणः ।**
**न सा क्रतुसहस्रेण, वक्तुं शक्या युधिष्ठिर ॥**

અર્થ—હે યુધિષ્ઠિર! માત્ર એક રાત્રિ, વિષયના વિકાર વિના, પવિત્રપણે ગાળવામાં આવે; તો તે બ્રહ્મચારીની જે ગતિ થાય છે; તે ગતિ હજાર યજ્ઞ વડે પણ પ્રાપ્ત થતી નથી.

વિગેરે વિગેરે. આજકાલ બ્રહ્મચર્યનાં ભાષણ કરનારા, લેખો લખનારા, અને તેનો ડોળ કરનારા ઘણા છે. વિદ્યાલયોમાં ભણનારા યુવક યુવતિઓ, અને મોટા મોટા પ્રોફેસરો પણ, સોએ પંચાણુ ટકા, દંભના દિકરા છે. જેમ નાટકમાં નટાખો–વિદુષક; તેમ સુધારામાં બ્રહ્મચર્યનો દંભ! સંત મહાત્માઓ અને મંદિરોમાં પણ, દાઢીવાળા, જટાવાળા, ચાંખડીવાળા, સોએ પંચાણુ ટકા, અંદરખાનેથી વિષયલોલુપ હોય છે. પડી જવાનો પ્રસંગ પ્રાપ્ત

ન થાય; ત્યાંસુધીજ તેઓ પવિત્ર રહે છે. જ્યાં વિશ્વામીત્ર અને પારાશર આદિ સમર્થ પુરૂષો ભૂલા પડયા; એવી વિષયોની ભુલવણી છે. માટે રૂડા પુરૂષોના સંગમાં રહેવું; અને રૂડાં પુસ્તકો વાંચવાં, તથા સાંભળવાં. જે બંગલામાં દિવસમાં પાંચ સાત વખત સાવરણી ફરતી રહે; ત્યાં બાવાં બાઝી શકે નહીં. ચાણાક્ય કહે છે કે—

**शुचि भूमिगतं तोयं, शुचिर्नारी पतिव्रता।**
**शुचि धर्मपरो राजा, ब्रह्मचारी सदा शुचिः ॥**

અર્થ—પૃથ્વીની અંદર અગર પૃથ્વીની ઉપર બહાર રહેલું જળ, પવિત્ર ગણાય છે. પતિવ્રતા સ્ત્રી પવિત્ર ગણાય છે. ધર્મમાં તત્પર રહેલો રાજા પવિત્ર ગણાય છે; અને બ્રહ્મચારી સદા પવિત્ર ગણાય છે.

દેશમાં અને ધર્મમાં, બ્રહ્મચારીઓ ઘણા—ઢગલે ઢગલા—પાકયા છે; પણ જેમના હૃદયમાં વિષયનો વિકાર થતો ન હોય, તેમને અમારાં વંદન છે. માનવતાનો પાયો—પ્રથમ પગથીયું—બ્રહ્મચર્ય છે. તેમાંથીજ ગૃહસ્થો, વાનપ્રસ્થો અને સન્યાસીઓ થાય છે. જે વૃક્ષોનાં મૂળ સડી ગયાં; તેને ફળ ન હોય; અને હોય; તો રેંજી પેંજી. મોક્ષપત્રિકામાં મોક્ષની વાતો થાય; તેનું લવાજમ બાર માસે માત્ર રૂ. ૨–૩–૦ છે; અને તેના ગ્રાહક જુજ હોય છે; પણ વીર્યસ્તંભનની ગોળી, જો પાંચ રૂપૈએ મળતી હોય; તો તેના ગ્રાહક ઘણા હોય છે. જલદીથી વૃદ્ધ બની જઇએ; ખાલી ખોખા થઇ જઇએ—તેની પરવા જીવને નથી; પણ વિષય સુખ ભોગવવાની જ્યાં ત્યાં અથાગ તૃષ્ણા હોય છે! જેમની જુવાની જખ મારતી ચાલી ગઇ હોય છે; એવા બુઢીયા, શક્તિની દવાઓ માટે વલખા મારતા જોવામાં આવે છે. પવિત્ર વિધવાઓએ, પવિત્ર વિધુરોએ, વાનપ્રસ્થોએ અને સન્યાસીઓએ, પોતાનો પાકો સ્વાર્થ સમજી, બ્રહ્મચર્ય પાળવું. 'અજામળ તરી ગયો; માટે હું પણ તરી જઇશ.' 'ગુણકા તરી ગઇ; માટે હું પણ તરી જઇશ'. એવા પોલા ભુલાવામાં પડવું નહીં. આવા કોઇડા અવકાશ લઇને ઉકેલવા—સમજવા સારૂ પ્રયત્ન કરવો. યોગી વીર્યરક્ષા વાળો હોય છે; તેથી તેજસ્વી હોય છે.

**तपसा दीप्तः**—યોગી તપથી દેદીપ્યમાન હોય છે. પણ તપ શું? ગમે તે ખાવું; જ્યાં ગમે ત્યાં ફરવું; અને જેમ ફાવે તેમ બોલવું—તેમને આવી વાતો કરાય નહીં. આપ એવા નથીને?—× × × સાંભળો ત્યારે—તપ શું છે?—

**यद् दुरापं दुराराध्यं, दुराधर्षं दुरुत्सहम् ॥**
**तत् सर्वं तपसा शक्यं, तपो हि दुरतिक्रमम् ॥८॥**

(મહાભારત શાંતિપર્વ, અ. ૧૫૯)

અર્થ—જે વસ્તુ દુઃખથી પ્રાપ્ત થાય; એવી હોય; જે દુઃખે આરાધી શકાય; એવું હોય; જે દુઃખે કબજે કરી શકાય; એવું હોય; અને જે દુઃખે સહન થઇ શકે; એવું હોય; તે તમામ તપવડે સરળ બની જાય છે. કારણકે તપને કોઇ ઓળંગી શકતું નથી. [૫]

**यत् परं यद् दुराराध्यं, यच्च दूरे व्यवस्थितम् ॥**
**तत् सर्वं तपसा साध्यं, तपो हि दुरतिक्रमम् ॥३॥**

[વૃદ્ધ ચાણુક્યનીતિ અધ્યાય ૧૭]

અર્થ—જે વસ્તુ પર છે-શ્રેષ્ઠ છે; જેની આરાધના દુષ્કર છે; અને જે અતિ દૂર રહેલ છે; તે સર્વ તપવડે સિદ્ધ થાય છે. કારણકે તપને તે કોઇ ઓળંગી શકતું નથી. [૩]

બ્રહ્મા-ઈંદ્ર-ચંદ્ર સૌ તપથી મોટા! સૃષ્ટિના ઉત્પત્તિ કાળમાં બ્રહ્માને તપ કરવાની આજ્ઞા પ્રભુએ કરી. આપણે તો-બાવા, સાધુ, ભક્ત-જ્ઞાની, કે વેદાંતી થાય. હજી થયા ન હોય; પણ થયાનો ડોળ કરતા હોય; કે તુરત, વૈરાગી મટીને, વૈભવી બની જાય છે. ત્યાગીઓના મઠોમાં, મંદિરોમાં, પલંગ! સુંદર કોમળ શય્યા! મલમલનાં કોમળ વસ્ત્રો! ખાવા પીવામાં પણ એમજ! યાદ રાખવું કે-આ ઋણ ઓછાં નથી. જે આપે છે; તે લેવા માટે. જૈનશાસ્ત્ર-કસ્તુરી પ્રકરણ-કહે છે કે—

રાગ-શાર્દૂલ૦

**नो भूयाज्ज्वलनैर्विना रसवती-पाको यथा कर्हिचित् ।**
**संजायेत यथा विना मृदुमृदां, पिंडं न कुंभः क्वचित् ॥**
**तंतूनां निचयाद्विना सुवसनं, न स्याद्यथा जातुचिन्-**
**नोत्पद्येत विनोत्कटेन तपसा, नाशस्तथा कर्मणाम् ॥२२॥**

વળી એક ઠેકાણે કહ્યું છે કે—

**कांतारं न यथेतरो ज्वलयितुं, दक्षो दवाग्निं विना ।**
**दावाग्निं न यथाऽपरः शमयितुं, शक्तो विनांऽभोधरं ॥**
**निष्णातः पवनं विना विसरितुं, नान्यो यथांऽभोधरं ।**
**कर्मौघं तपसा विना किमपरं, हंतुं समर्थस्तथा ॥**

અર્થ—જેમ અગ્નિ વિના કદિ પણ રસોઇ રંધાતી નથી; નરમ માટીના પિંડા વિના, કદિ ઘડો બનતો નથી; તાંતણાના સમુહ વિના, કદિ કપડું બનતું નથી; તેવીજ રીતે ઉત્કટ તપસ્યાવિના કર્મોનો નાશ થતો નથી. [૨૨] જેમ દાવાનળ વિના અરણ્યને કોઇ બાળી શકતું નથી; વળી દાવાનળને શાંત કરવામાં મેઘવિના કોઇ સમર્થ નથી; તથા જેમ મેઘને વિખેરી નાંખવામાં, વાયુ વિના બીજો કોઇ સમર્થ નથી; તેમ કર્મના સમુહનો નાશ કરવામાં તપવિના કોઇ સમર્થ નથી.

આ તો વાતો કરીએ! બાકી યાત્રામાં જાય છે; ત્યાં પણ, બે વખત જમવું; ભજીયાં, પપુડી અને પેંડા ખાવા. બીડીઓના ધુમાડા, અને હોકાની ચલમો સાથે! સોએ નવાણુ ટકા તો-'કાશી યાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઇ વ્હાલીરે.' ચાર ધામ ફરીને આવે; પણ પહેલાં હતો એવો ને એવોજ! ભાગવતની પારાયણ પોતે કરાવે; અગર ક્યાંઇ સાંભળે; પણ સંયમ નિયમમાં સમજે નહીં. આ બધી અફસોસની વાતો છે. મોટા શહેરોમાં અમુક વખતેજ નળ આવે. નળ આવે; તે વખતે ખાલી દેગડા ભરી ન લીધા; તે ફરી નળ આવે; ત્યાં સુધી તરસ્યા મરે. તેમ આ મનુષ્ય દેહ છતાં, તેમાં ધર્મનાં ટાણાં ઓછાં. તે વખતે આળસ કરે; તે ફરી મનુષ્યાવતાર આવે; તેની રાહ જુએ! તપના ઘણા પ્રકાર છે. ગીતા અ. ૧૮ ને પૂછજો. જોઇએ એટલુંજ બોલતાં શીખો; બોલો; તો કાંઇક મીઠું બોલો! જરૂર જેટલાજ બહાર રખડો; જમો ત્યાં પણ, થોડા ઉણા રહેતાં શીખો; જે મળી આવે; તે શાંતિથી જમો; અને અન્યને શાંતિથી જમવા દો. આટલું કરો; તોપણ ઘણું છે. માતાપિતા આદિ વડીલોનાં કડવાં વેણ, માનવામૃતરૂપી દવા

સમજીને, મીઠાં માની લ્યો; તે પણ તપ છે. **तपसा दीप्तः**–તપથી તેજોમય. જ્યારે ઉપનયન સંસ્કાર થાય છે; અગર સન્યાસદિક્ષા આપવામાં આવે છે; ત્યારે બટુકનું અગર સન્યાસીનું, જરા જેટલું–ઉગતું–તપ હોય છે. તોપણ બટુક અને સન્યાસીનો તે દિવસનો દેખાવ, કાંઈક અલૌકિક જણાય છે. બટુકને બે પાંચ કલાક પછી, ધોતલી, ટોપી, કોટ વિગેરે પહેરાવીને, તેનું ગૌરવ ભુંસી નાંખવામાં આવે છે. સન્યાસીને 'સ્વામીજી સ્વામીજી!' કહી, તેમની પાસે વૈભવની સામગ્રિઓ ખડી કરી, વૈરાગ્યને ત્યાંથી નસાડી મુકવામાં આવે છે. આ બધી અફસોસની વાત છે. બેસતા રાજાના કાયદા કડક હોય; તેમ થાતા યોગીના કાયદા કડક હોવા જોઇએ.

અમારા પુત્ર ચી૦ હરિહરપ્રસાદને ડાકોર મુકામે, સંવત ૧૯૮૧ માં ઉપનયન સંસ્કાર કર્યા હતા. એક વરસ સુધી ગૌરવવંતો પોશાક, બે વખત સ્નાન, સંધ્યા, અગ્નિનું પૂજન વિગેરે કરાવવામાં આવ્યું હતું. તે પછી નાના પુત્ર ભક્તિપ્રસાદને, સંવત ૧૯૮૮માં, ઉપનયન સંસ્કાર કર્યા હતા. તેને પંદર દિવસ સુધી, આવી ગૌરવ વાળી સ્થિતિ ચાલુ રાખી હતી. આ બેઉ બાળક સંધ્યા વંદન કરીને, તથા અગ્નિનું પૂજન કરીને, હાથમાં દંડ સાથે, ધીમાં–ગૌરવવંતા–પગલાં ભરતાં ભરતાં, અમને પ્રણામ કરવા આવતા હતા; ત્યારે–'સાપ ગયા, પણ લીસોટા રહ્યા;' એવું કાંઇક દેખાતું હતું. લીસોટાને પણ, જેઓ રહેવા દેતા નથી; તેમને શું કહીએ? બાપદાદાના ચિત્રો પણ ફાડી તોડી નાંખવા લાગ્યા; તેમને શું કહીએ! **ખોટું ખોટું પણ, સારૂં કરો; સાચું સાચું પણ ખોટું ન કરો.** શ્રીઆદ્ય શંકરાચાર્ય કહે છે કે–**कौपीनधारिणः खलु भाग्यवंतः** ॥ જે કૌપીન-ધારી છે–જે લંગોટી વાળા છે; લંગોટી જેટલીજ જેમને ઉપાધિ છે; તે આ જગત્માં ભાગ્યશાળી છે.' આ બે બાળકોને, હવે તે દિવસો, ક્યારે મળે! ગયા તે, ગયા!

કોઇ રાજના કદિ દીવાન થાય; બારમાસે બે પાંચ લાખ સોનામહોર કમાય; પણ પેલું–જે અમે જોયું–તે તો હવે નજ બને! માટે આપને સૌને કહું છઉં કે–યાત્રામાં જાઓ; તો તીર્થવૃત્તિ લેવી. પારાયણ સાંભળો; ત્યારે શ્રવણદિક્ષા લેવી. શ્રાવણમાસ, પુરૂષોત્તમમાસ અગર ચાતુર્માસમાં, 'દેવ બનવાની કુંચી' માં જણાવેલા નિયમો પાળવા. માત્ર ખાવું પીવું અને ખેલવું; માત્ર બે પાંચ દિકરા અને પાંચ પચીસ લાખ રૂપૈયા–તે માનવતા નથી. માનવતા સંયમનીયમમાં છે. જેણે રૂપવંતી રાણીઓ સાથે અનેક વૈભવ ભોગવ્યા; તેમનાં નામ નીશાન નથી. જેઓએ રૂપવંતી રાણીઓના વૈભવ તજ્યા; તે દેશેદેશમાં વંદનીય છે. યોગીએ અગ્નિ જેવા **तपसा दीप्तः** રહેવું. માત્ર યોગી, તે યોગી નથી; માત્ર સાધુ, તે સાધુ નથી. ભલે ઘરમાં રહે; પણ સંયમ નીયમે શોભે; તે યોગી છે; તે સાધુ છે. વિગેરે.

**दुर्धषः**—કોઇથી દબાય નહીં એવો. દક્ષણા, ભેટ, વૈભવ વિગેરે લાલચમાં લદબદ હોય; તે સામાથી દબાય જાય. જેને સ્પૃહા નથી; તેને જગત્ તૃણ સમાન છે. સંત બ્રાહ્મણોએ અગ્નિ જેવા દુર્ધર્ષ થવું જોઇએ; તે આ રીતે.

**उदरभाजनः** પેટરૂપ પાત્રવાળા. ઉદર સિવાય બીજું પાત્ર નહીં રાખનારા. સંતને બીજું પાત્ર ક્યારે રાખવું પડે? જ્યારે ભોજન અને પહેરવાનાં વસ્ત્રો સિવાય, વધારે લાલચ રાખે ત્યારે. ગૃહસ્થાશ્રમમાં રહેનારા બ્રાહ્મણોને પણ, પરીગ્રહ (લેવાની ટેવ) પીડે છે; ત્યારે સાધુ સંતોને પીડે; તેમાં શી નવાઇ! જેમ છોકરા બ્હાના કાઢીને નિશાળે

જાય; અને પછી રજળે; તેમ સાધુ સંતો પણ ગાય, કુતરા, સંતોનાં ભોજન, વિદ્યા-
નાં બોર્ડીંગ વિગેરે બ્હાનાં કાઢીને, પરીગ્રહ કરવા માંડે છે. પછી પોતે ઉભી કરેલી
ાધિમાં, પોતેજ રજળી પડે છે, એટલે બ્રહ્મવિદ્યાથી વિમુખ રહે છે.

**धर्मार्थं यस्य वित्तेहा, तस्यानीहा गरीयसी ॥**
**प्रक्षालनाद्धि पंकस्य, दुरादस्पर्शनं वरम् ॥ २३३ ॥** [ પારાશર સ્મૃતિ ]

અર્થ—જે માણસને ધર્મ કરવા માટે, ધન મેળવવાની ઇચ્છા હોય, તેણે તે ઇચ્છાને
ડી ફોડી નાંખવી; શમાવી દેવી; તેજ તેને માટે ઠીક છે; કારણ કે કાદવમાં પગ બગાડીને,
ી પગ ધોવા; તે કરતાં, કાદવમાં પગ ન બગાડવા, તે વધારે સારૂં છે. [ ૨૩૩ ]

જૈનશાસ્ત્ર (અધ્યાત્મકલ્પદ્રુમ ૧૩ મો અધિકાર) બોલે છે કે—

**परिग्रहात् स्वीकृतधर्मसाधना-भिधानमात्रात् किमु मूढ तुष्यसि ॥**
**न वेत्सि हेम्नाप्यतिभारिता तरी, निमज्जयत्यंगिन-मंबुधौ द्रुतम् ॥२५॥**

અર્થ—હે મૂઢ! હે ગમાર ત્યાગી! ધર્મને નામે પણ પરીગ્રહ કરીને, તું કેમ રાજી
ય છે? શું તું જાણતો નથી? કે વહાણમાં સોનું પણ, જોઇએ તે કરતાં વધારે ભર્યું
ય; તો તેમાં બેસનાર પ્રાણીને, તે સોનું સમુદ્રમાં તુરતજ બુડાડે છે. [૨૫]

બ્રાહ્મણસાધુઓએ, દેવમંદિરને બહાને, અથવા દેવને બહાને, આછા પાતળા નિર્વાહ
ારાંત, વધારે લાલચ રાખવી; તે તરતા વહાણને, બુડાડવા જેવી ભૂલ છે. જ્યાં ઉપા-
ાનું અમૃત ભર્યું છે; ત્યાં બેસીને વિષપાન કરવા જેવી ભૂલ છે. આ મોક્ષમંદિર એટલે
ીગ્રહનું મંદિર નથી. જ્ઞાનમંદિર છે. અમે ધંધો કરીને જમીએ; અને તમે પણ ધંધો
ીને જમો; એવો અમારો ઉપદેશ છે, એવું અમારૂં વર્તન છે.

ગોરનો ધંધો—દૃષ્ટાંત—શર્મિષ્ઠા અને દેવયાની બ્હેનપણીઓ હતી. સાથે સ્નાન કરવા
ી હતી. જળમાંથી બહાર નીકળતાં, શર્મિષ્ઠાએ ભૂલમાં દેવયાનીનું વસ્ત્ર પહેર્યું હતું. તે
ઈ દેવયાનીએ, બ્રાહ્મણપણાનું અભિમાન કરીને, શર્મિષ્ઠાનો તિરસ્કાર કર્યો. તેના જવાબમાં
યાનીના ધમંડને ઘાયલ કરી નાંખે, એવું શર્મિષ્ઠાએ કહ્યું કે-(નવમ સ્કંધ. અ. ૧૮)

**आत्मवृत्तमविज्ञाय, कत्थसे बहु भिक्षुकि ?**
**किं न प्रतीक्षसेऽस्माकं, गृहान्बलिभुजो यथा ॥१६॥**

અર્થ— અરે! ભિખારણ! તું તારૂં તો તપાસ! પછી બકવાદ કર! શું તારૂં કુટુંબ,
ારાની પેઠે, અમારા ઘરના ટુકડાની લાલચ નથી રાખતું? રાખે છે જ. (૧૬).

આ ફર્યાદ દેવયાનીએ પોતાના પિતા શુક્રાચાર્યને કરી; ત્યારે મૃતસંજીવિની વિદ્યા
ણનારા, એટલે મરી ગએલાને જીવતા કરનારા શુક્રાચાર્ય પણ, પરીગ્રહથી ઝાંખા પડી ગયા.

શ્રી શુકદેવજી પરીક્ષિતને કહે છે કે—

**दुर्मना भगवान् काव्यः, पौरोहित्यं विगर्हयन् ॥**
**स्तुवन् वृत्तिं च कापोतीं, दुहित्रा स ययौ पुरात् ॥२५॥**

અર્થ—દેવયાનીની ફર્યાદ સાંભળીને, સમર્થ છતાં કચવાઈ ગએલા શુક્રાચાર્ય, ગોર-
ણાને ધિક્કારવા લાગ્યા; અને ઊંચ વૃત્તિને વખાણવા લાગ્યા. પછી શુક્રાચાર્ય પુત્રિની
ાથે વૃષપર્વાનું નગર છોડીને બહાર નીકળ્યા. (૨૫)

શ્રીવસિષ્ઠ મહારાજ શ્રીરામજીને કહે છે કે—

ચોપાઈ—ઉપરોહિતી કર્મ અતિ મંદા, વેદ પુરાણ સ્મૃતિ કર નિંદા.
જબ ન લેઉં તબહી વિધિ મોહી, કહા લાભ આગે સુત તોહી.
( મોક્ષવાણી પાનું ૭૦ )

દેશે દેશમાં અને ધર્મે ધર્મમાં, કલ્યાણનું પ્રથમદ્વાર ગોર છે. સારે નરસે દરેક પ્રસંગે ગોર જોઈએ. ઉપનિષદ્ સંભળાવનારા ન મળે-તો ચાલે; પણ સંકલ્પ કરાવનાર ગોર વિના ન ચાલે. કહેવાનો હેતુ એ છે કે—જેમ નગરનું મુખ્ય દ્વાર-કીલ્લાનું દ્વાર-મજબૂત હોવું જોઇએ; તેમ ધર્મનું મુખ્ય દ્વાર-ગોર, ઉત્તમ રહેણી કરણીવાળો વિદ્વાન્ હોવો જોઈએ. જમવા વખતે વપરાતા વાસણને અવારનવાર કલઇ કરાવવી પડે છે; તેમ નાતના ગોરને અવારનવાર શુભ સંસ્કારો અપાવા જોઇએ. [ આ માસિક તમારા ગોરને આપો. ]

એક બે અગર ત્રીજી પેઢીએ, ગોર અગર પુજારી, વાપરનાર (પુત્ર) વિનાના થઈ જાય છે. ભાણેજ ગાદીએ આવે છે. ભાણેજ પણ ત્રીજી પેઢીએ નખોદીયો કુટાય છે. જેમ જન્માંધ રાતા પીળાને દેખી શકે નહીં; તેમ પરીગ્રહની ટેવવાળા બ્રાહ્મણસાધુ, પરીગ્રહના દોષને સમજી શકતા નથી. નીચામાં નીચું લેવું તે; અને ઉંચામાં ઉંચું આપવું તે. માગીને મોટા થવું; તે નાના થવા જેવું છે. મહેનત કરીને રળવું; અને રાજી થઈને વાપરવું.

**तपःश्रुतपरिवारां, शमसाम्राज्यसंपदम्**
**परिग्रहग्रहस्ता, त्यजेयुर्योगिनोऽपि हि ॥१५९॥** ( પારાશરસ્મૃતિ )

યોગી પુરૂષોને પણ, જ્યારે પરિગ્રહ રૂપી ગ્રહ વળગે છે; બાઝી પડે છે; ત્યારે તપ અને શાસ્ત્રના જ્ઞાનના પરિવારવાળી શાંતિરૂપી સામ્રાજ્યની સંપત્તિ નાસી જાય છે. (૧૫૯)

પરીગ્રહનો પૈસો એકઠો કરીને, બેંકોમાં જમા કરવો; અથવા મીલ્કતો વધારવી; તે ખસલુખસને વધારવા જેવી ભૂલ છે. સનાતન જેવા ઉત્તમ ધર્મને, તોડી ફોડી નાંખનાર, જોઈએ તેના કરતાં વધારે પડતો પરીગ્રહ છે. પરીગ્રહની બાબતમાં, એક એવી આંટી છે કે—દાનીએ દાન આપવુંજ જોઈએ; અને દાન લેનારે દાન લેતાં, વિચાર કરવોજ જોઈએ. નાણાં ધીરનાર હોય; તોપણ નાણાં વ્યાજે લેનારે, નાણાં લેતાં વિચાર કરવોજ પડે. રામાયણ બોલે છે કે—પરીગ્રહ કરનાર સંત, કુતરો બન્યા હતા; અને કુપાત્રેદાન દેનારા, કુતરાનું લોહી પીવા, ગીંગોડા (જીવડાં) બન્યા હતા. જેમ પ્રબલ જઠરાગ્નિ, ગજવેલને બાળીને ભસ્મ કરે; તેમ ઉત્કૃષ્ટ તપે કરીને, જોઈએ તેટલા પરીગ્રહને, જે યોગી પચાવી દે; તેનેજ પરીગ્રહ ફાયદો કરે—બીજાને નહીં. માતાપિતા તથા ભાઈ ભોજાઈ, બ્હેનને જે આપે; તે ઓછું ઓછું છે. સુપાત્રમાં સુપાત્ર કન્યા છે. તોપણ બ્હેને ઘણાજ સંતોષથી રહેવું જોઈએ. જો બ્હેન લોભ કરવા જાય; તો તેણીનું પીયર, તેણીના હાથમાંથી છટકી જાય. પીયર છટકી જાય; એટલે અભાવ ઉભો થાય. પ્યારા પીયરનું સુખ છટકી જાય. સાધુ, બ્રાહ્મણ અને પુત્રિ, સંતોષરૂપી ધનને ખોઈ નાંખે; ત્યારે કંગાલ—દયા પાત્ર—બની જાય. આવા અનેક ભયંકર રોગોને મટાડવવા, જ્ઞાનની જરૂર છે. પરિગ્રહ સંબંધી અનેક શાસ્ત્રોમાં અનેક કથાઓ છે; આપને તેનો સાર કહી દીધો. દીન પ્રતિ દીન લોકોની શ્રદ્ધા ધર્મમાંથી ઘટતી જાય છે; માટે લોકોના પ્રેમને જીતવા, સાધુ બ્રાહ્મણોએ અને દીકરીએ, સંતોષનું

બખતર, અવશ્ય પહેરવું જોઈએ; થોડાથી ચલાવી લેવું; પણ માગવું નહીં. પછી સ્પૃહાનો સાગર સુકાતો જાય. પછી—'સંતોષીને શાની ન્યૂન !'

સાંભળો છો ને ? આવી વાતો ગમે છે ને ? આ તો ગુરૂ દત્તાત્રેયનો બોધ ! યોગીઓ માટે ! પણ યોગી તે કોણ ? કેટલા પાણીએ ધોએલો યોગી ?—તેના આ બધા ખુલાસા છે.

**अग्निः पचति इव-सर्वभक्षी अपि युक्तात्मा**—શ્રી આદ્ય શંકરાચાર્ય ભિક્ષાએ નીકળતાં, કલાલે મદિરા આપ્યો; તો પીધો. આગળ જતાં સીસું તુંબામાં રેડ્યું; તો તે પણ પીધું. સર્વ ભક્ષીની વાતમાં યાદ રાખવા જેવું; એ છે કે—સીસાનો ઉનો ઉનો રસ પી શકે; તે મદિરા પીએ; તો વાંધો નથી; તે સર્વભક્ષી થાય; તો વાંધો નથી. ગોવર્ધન તોળ્યો અને દાવાનળ પી ગયા; તે શ્રીકૃષ્ણ રાસક્રીડા કરે; તો વાંધો નથી. આજ કાલ લે ભાગુ પરમ હંસોના ટોળાં ફરે છે, તે સર્વભક્ષી છે. થોડું ઘણું અંગ્રેજી ભણેલા લે ભાગુ સુધારકો પણ તેવાજ છે. તેમને માટે તુલસીદાસજી બોલ્યા છે કે—

ચોપાઈ—વર્ણ ધર્મ નહીં આશ્રમ ચારી, શ્રુતિ વિરોધ રત સબ નરનારી;
દ્વિજ શ્રુતિ વંચક ભૂપ પ્રજાશન, કોઉ નહીં માનુ નિગમ અનુશાસન.
મારગ સોઈ જાકહૉં જોઈ ભાવા, પંડિત સોઈ જો ગાલ બજાવા;
મિથ્યા રંભ દંભરત જોઈ, તા કહૉં સંત કહે સબ કોઈ
સોઈ સયાન જો પરધન હારી, જો કઈ દંભ સો બડ આચારી.
× × × × ×
નિરાચાર જો શ્રુતિપથ ત્યાગી, કલિયુગ સોઈ ગ્નાની વૈરાગી.

[ મોક્ષવાણી પાનુ ૮૦]

સનાતન ધર્મ, બ્રહ્મની વાતો કરતો કરતો, કયા ભ્રમમાં પડયો—ક્યાં ભૂલો પડયો ? સનાતન ધર્મ, ભક્તિની વાતો કરતો કરતો, કયા મોહમાં પડયો—ક્યાં ભૂલો પડયો; તે ભુલવણી દરેક સનાતનીઓએ અવશ્ય જાણવી જોઇએ. 'સ્પર્શાસ્પર્શ મુકી દો !' 'ભેદા ભેદ કાઢી નાંખો !' 'સર્વ ભક્ષી બની બસો !' 'ઉંચ નીચનું અભિમાન તજી દો !' એવા અનેક પોકાર ચારે તરફ થઈ રહ્યા છે. પણ તે કોને માટે ? જે પરમહંસદશા ભોગવતા હોય; તેમને માટે તે છે. જેમને મારૂં તારૂં છે; જેમને સારૂં ખોટું છે; જેમને મીઠું મોળું છે; તેમને માટે નહીં. આ જે સંત મહાત્માઓ અત્યારે દેખાય છે; તેમની પેલીમેરની તે ભૂમિકા છે. રાજાની રાણી, રાજા સાથે હિંચકે હિંચકે; વાઘરણને એવી ઇચ્છા, કરાય પણ નહીં; અને કરે તો ગાંડી ઠરે. [ગીતા અ૦ ૧૫.]

**निर्मानमोहा जितसंगदोषा, अध्यात्मनित्या विनिवृत्तकामाः ॥**
**द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्-गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥**

બે પાઇમાં કોહીનૂર લેવા નીકળ્યા ! ચોટું લાંબુ અને પહોળું, વેપારી અનેક; પણ બે પાઈમાં કોહીનૂર આપે; એવો વેપારી કોણ ? આવા લે ભાગુ પરમ હંસોને, તથા લે ભાગુ સુધારકોને, અવાર નવાર,પ્રેમથી, આ ગુંચ સમજાવતા રહો. સમજાવતાં ન માને; તો ટોકતા રહો. ટોકતાં પણ ન માને; તો તેમને સડેલા—ગંધાતા—શ્રીફળ જેવા સમજી, જ્યાં છે; ત્યાં રહેવા દો. આજ નહીં; તો બે-પાંચ-દસ દિવસ પછી માનશે. છાપામાં વાંચ્યું હશે કે—'નિરીશ્વરવાદને ચાળે ચડેલો રશિયા, થાકીને ઈશ્વરવાદ તરફ નમતો જાય

છે.' ઇશ્વર, શાસ્ત્રો અને સંત, માનવીઓને અનિવાર્ય વસ્તુ છે. આજ નહીં; તો કાલ; અને કાલ નહીં; તો મરવા ટાંણે, આટલું જાણવુંજ પડશે. કદિ આ અવતારે બાવરો-બાવરો મરી જાય; તો બીજા અવતારે. બીજા અવતારે પણ, એમજ થાય; તો ત્રીજે અવતારે; ચોથે અવતારે-વિગેરે. એટલે ગમે તે અવતારમાં, ઇશ્વર, શાસ્ત્ર અને સંતને શરણે જીવ આવે; ત્યારેજ જીવને સાચી શાંતિ વળે.

**श्रेयः इच्छताम् उपास्यः**—અગ્નિહોત્રાદિ યજ્ઞોમાં, સ્વર્ગાદિ અનેક સુખ આપનારો અગ્નિ છે. ઉપનયનના અધિકારીઓએ, વૈશ્વદેવ કરીને અગ્નિને જમાડવો જોઇએ. વૈશ્વદેવ ન કરતા હોય; તેમણે ઘી વાળો ભાત કરીને, પોતાના ગુરૂએ જે મંત્ર આપ્યો હોય; તે મંત્રથી ત્રણ આહુતિઓ આપવી, પછી ભોજન કરવું. આ કામ પુરૂષો ભૂલી જાય. તો રાંધનારી સુસંસ્કારી બ્હેને કરવું. આ યજ્ઞો અત્યારે ઘસાતા ચાલ્યા છે; પણ બીડીયજ્ઞ, હોકાયજ્ઞ, અને ચા યજ્ઞ વધતા જાય છે. ત્યાં પણ અગ્નિ ઉપાસ્ય દેવ છે. સવાર સાંજ રસોઇમાં, અગ્નિ ઉપાસ્ય દેવ છે. મોટરો, રેલ્વે, આગબોટો, એરોપ્લેઇનો, અને એવા બીજા અનેક યંત્રોમાં, અગ્નિ ઉપાસ્ય દેવ છે. આર્યો પોતાની દીવ્ય દૃષ્ટિને લીધે, અગ્નિમાં રહેલું દેવત્વ જોઇ શકે છે. તેમ સંતો પણ, કલ્યાણની પરવા વાળાએ, ઉપાસવા જેવા છે.

**दातॄणां प्रागुत्तराशुभम् दहन्**—સંતો પણ અગ્નિની માફક, દાતાઓનાં ભૂત ભવિષ્યનાં પાપો બાળી નાંખે છે.

૪૭ મા શ્લોકમાં આત્મસ્વરૂપનું નિરૂપણ છે. આત્મા કીડીમાં કીડી જેવડો, અને હાથીમાં હાથી જેવડો! સ્ત્રિમાં સ્ત્રી જેવો, અને પુરૂષમાં પુરૂષ જેવો. વળી બ્રાહ્મણમાં બ્રાહ્મણના ગુણવાળો; અને ક્ષત્રિયમાં ક્ષાત્ર તેજથી ભરપૂર.

ચોપાઇ—'ઘટ્ઘા ઘટ ઘટ બોલે મેરા ભાઈ, જલ થલમેં પ્રભુ રહ્યો સમાઇ;
ઉંચ નીચ જ્ઞાને કરી દેખો, એકૈ બ્રહ્મ સકલમેં પેખો.'

જ્યાં હું અને મારૂં મટી જાય; એવી ઉંચી ભૂમિકાની આ વાત છે.

અગ્નિ સંબંધી હજી ૪૯ મા શ્લોકમાં કાંઇક કહેશે.

[૬] હવે છઠ્ઠા ગુરૂ ચંદ્રમાની વાત, ગુરૂ દત્તાત્રેય કરે છે—

**विसर्गाद्याः श्मशानान्ता, भावा देहस्य नात्मनः ॥**
**कलानामिव चन्द्रस्य, कालेनाव्यक्तवर्त्मना ॥४८॥**

અર્થ—ચંદ્રમા પાસેથી હું શું શીખ્યો છઉં, તે કહી દઉં-જેમ વધવું, ઘટવું, ઉત્પત્તિ અને નાશ ઈત્યાદિક સઘળું, ચંદ્રમાની પ્રકાશરૂપ કળાઓનેજ થાય છે; પણ ચંદ્રમાને કશું થતું નથી; તેમ જન્મથી મરણ સુધીના છ વિકારો પણ, દેહનેજ થાય છે; પણ આત્માને થતા નથી. [૪૮]

---

૪૮ પદચ્છેદ—**विसर्गाद्याः**-જન્મવું વધવું વિગેરે. **श्मशानं अंतः येषां ते इति भावाः-श्मशानांताः भावाः**-નાશ જેનો અંત છે એવા ભાવો. **देहस्य, न आत्मनः**-દેહના છે-આત્માના નથી. **अव्यक्तं वर्त्म यस्य सः तेन अव्यक्तवर्त्मना इति कालेन**-જેની ગતિની ખબર પડતી નથી એવા કાળથી. **चंद्रस्य कलानां इव**-ચંદ્રની કળાઓમાં જેમ વધઘટ થાય છે તેમ.

૪૮ વિવેચન—

ચંદ્રમા—શ્રીધરસ્વામી કહે છે કે "ચંદ્રમા જળમય મંડળ છે; અને સૂર્ય તેજોમય મંડળ છે. એ બન્ને એક નક્ષત્રમાં હોય; ત્યારે આંખને અનેક દેશમાં રહેલા સૂર્યમંડળથી વ્યવધાન આવવાને લીધે, ચંદ્રમા દેખાતો નથી. તે અમાવાસ્યાનો દિવસ કહેવાય છે. પછી સાઠ ઘડીએ ચંદ્રમા બીજા નક્ષત્રમાં જાય છે. અને સૂર્ય તો તેર અહો રાત્રે બીજા નક્ષત્રમાં જાય છે. માટે પડવાથી માંડીને, વિષમ રીતે રહેલા સૂર્યમંડળનો, પ્રતિ દિવસે પંદરમો પંદરમો ભાગ, જળમય મંડળમાં પ્રતિબિંબિત થએલો દેખાય છે. તે કળા કહેવાય છે. આમ થતાં પંદરમે દિવસે, તેર નક્ષત્રનું અંતર આવે છે. સત્યાવીશ નક્ષત્ર રૂપ રાશિ ચક્રના મધ્યમાં, ચંદ્રમા અને સૂર્ય બન્ને, સામ સામા થઇ જાય છે; ત્યારે પૃથ્વીની છાયાથી લાંછિત થએલું સંપૂર્ણ પ્રતિબિંબ દેખાય છે. તે પુનમ કહેવાય છે. પુનમને દિવસે, અમાવાસ્યાના પ્રતિબિંબની સાથે, સોળ કળાવાળો ચંદ્રમા કહેવાય છે. પાછાં પ્રતિપદાથી માંડી, એ બે મંડળો, વિષમ થવા લાગતાં, પ્રતિ દિવસે એક એક કળા ઘટતી જાય છે; એવી "જ્યોતિ શાસ્ત્રની પ્રતિક્રિયા છે."

જ્યારે યુરોપમાં અજ્ઞાન હતું; ત્યારે આ જ્ઞાન—આ નિર્ણય—હિંદમાં જુનો થઇ ગયો હતો. જેમ મુવા માણુસના રાજીયા લેવાય; તેમ આપણી બેદરકારી માટે, રાજીયાની થોડી કડી ગાઉં; તો ઠીક. સાંભળો—

રાજીયો.

સંતો ! સુધારે શું કર્યું—રે ? કરી જો જો વિચારરે !<br>
સંતો સુધારે શું કર્યું ? કરી૦—સંતો સુધારે૦<br>
જ્ઞાન ભંડાર ઘરમાં ભર્યાં રે, જાય બીજાને હાથ રે;<br>
પોતે રહ્યા પેટ કૂટતા, હાંરે—જેમ અંધા અનાથ રે—સંતો૦<br>
ધર્મ જાય છે ઢોલ વાગતોરે, વળે કર્મોની કાણુરે;<br>
શરમ રહી નથી આંખની, હાંરે મર્મ પહોંચ્યા મશાણુરે—સંતો સુધારે૦<br>
સંતો સુધારે શું કર્યું રે ? કરી જોજો વિચાર રે—સંતો સુધારે૦<br>
આચારનો અંતકાળ છેરે, સાવ વંઠયો વિવેકરે;<br>
ઇશ્વરમાં આસ્થા નહીં, હાંરે તર્ક કરે અનેક રે—સંતો સુધારે૦<br>
સંતો સુધારે શું કર્યું રે—કરી જોજો વિચાર રે—સંતો સુધારે૦<br>
સીતારામરે—સીતારામ રે; હાંરે—સીતારામ રે—સીતારામરે.<br>
સીતારામરે—સીતારામરે;—સંતો સુધારે શું કર્યું રે૦<br>
માથાં બધાંનાં બોડકાંરે, શૂન્ય સૌનાં કપાળરે;<br>
શિખાસૂત્રે શરમાય છે, હાંરે—ગમે આગળ વાળરે—સંતો સુધારે૦<br>
હંસ જેવા ઉજળા ફરેરે, કામ કાળાં કરાયરે;<br>
વિશ્વાસ કયાં કરવો હવે, હાંરે કોણ સાચો સહાયરે—સંતો સુધારે૦<br>
ખર્ચ વધ્યા ખાનપાનનારે, કયાંક અન્નના ઉચાટરે;<br>
શોભા જણાવવા સાચવે, હાંરે—કાચવાળા કબાટરે—સંતો સુધારે૦

કેમ કેવો માલ ? ફરી ફરી વાંચજોજી—

આજકાલ સુધારક કોણ?—જે કોઇ આચાર, વિચાર, સંયમ નિયમ કાંઇ નહીં તે સુધારક. જે પ્રણાલિકા ભંગ કરે; જ્ઞાતિના રીવાજ તોડે; વિધવા વિવાહને ઉં આપે; તે સુધારક! જે સૌ કોઇ કોમનું ખાય; અને સર્વભક્ષી થાય; તે સુધારક કન્યા માબાપથી છૂપી રીતે નાસીને, ગમે તે વર્ણના પુરૂષને પાંચ દસ મીનીટમાં ' તે સુધારક! માબાપને સુતા વેચે; તે પતિને સુતો નહીં વેચે? પાળી પોશીને કરનારાં માબાપને જે ઠગે; તેને તેનાં કર્મ નહીં ઠગે? ઠગશેજ. નિયમ, સંયમ, ર પાળતા મહેનત પડે છે; કે તોડતા? સદાચાર પાળવામાં મહેનત છે? કે સ્વછંદમાં મ છે? વિચાર કરી જોજો.

વધવું ઘટવું દેહને થાય છે; બાળ, યુવાન, વૃદ્ધ અને શબરૂપ દેહ થાય છે; આત્મા નહીં. શેકસપીયર કહે છે કે—

This world is all a stage, and men and women mearly players;
They have their exhists and entrances, and one r plays seven parts in his life.
At first the infant mewing and puking in the nur arms.
And then the whining school boy, with a satchel his side.
And then the youth, blooming like spring, and sigh like a furnace.
With a woeful ballad, made to his mistresse's eyebrc

વિગેર—વિગેરે—

બાળક હતો તે પણ તેજ. જુવાન થયો ત્યારે પણ તેજ; અને વૃદ્ધ બન્યો; પણ તેજ. અવસ્થાઓ દેહને, આત્માને નહીં. મહેલમાં રહેનાર પણ તેજ; ઝુંપડીમાં રહેનાર પણ તેજ. તેમ નાના મોટા અનેક દેહમાં રહેનારો આત્મા એકજ ચંદ્રની કળાઓ, તેમ દેહની અવસ્થાઓ સમજવી.

અગ્નિ સંબંધી કહેવું, કાંઇક રહી ગયું જણાય છે. તેથી દત્તપ્રભુ વળી બોલે છે

**कालेन ह्योघवेगेन, भूतानां प्रभवाप्ययौ ॥**
**नित्यावपि न दृश्येते, आत्मनोऽग्नेर्यथाऽर्चिषाम् ॥४९॥**

અર્થ—વળી અગ્નિની જ્વાળાઓ, જેમ ક્ષણે ક્ષણે નાશ પામે છે;

૪૯ પદચ્છેદ—**अग्नेः यथा अर्चिषां**–અગ્નિની જ્વાળાઓ જેમ ક્ષણે ક્ષણે પામે અને ક્ષણે ક્ષણે નવી નવી ઉત્પન્ન થાય તેમ. **ओघः**–પ્રવાહ. **ओघः इव ओघ ओघः एव वेगः यस्य सः, तेन इति ओघवेगेन कालेन**–પ્રવાહની પેઠે અવિ વેગવાળા કાળથી. **भूतानां प्रभवाप्ययौ नित्यौ अपि**–પ્રાણીઓ ક્ષણે ક્ષણે જન્મે અને ક્ષણે ક્ષણે નાશ પામે તોપણ. **आत्मनः**–પોતાને. **न दृश्येते**–તે જોવામાં આવતું

ક્ષણે ક્ષણે નવી નવી પ્રગટે છે; પણ તે આપણા જાણવામાં આવતું નથી; તેમ પ્રવાહની પેઠે અવિચ્છિન્ન વેગવાળા કાળથી, આત્માનાં શરીરો, ક્ષણે ક્ષણે નાશ પામે છે; અને ક્ષણે ક્ષણે નવાં ઉત્પન્ન થાય છે. પણ તે આપણા જાણવામાં આવતું નથી. માટે દેહોને ક્ષણભંગુર સમજીને, યોગીએ વૈરાગ્ય રાખવું; એમ હું અગ્નિ પાસેથી શીખ્યો છઉં. [૪૯]

૪૯ વિવેચન—

આપણને સમજણ ન પડે; તેની રીતે આપણે વૃદ્ધ થઇ જઇએ છીએ. આ કાર્યક્ષણે ક્ષણે થયાજ કરે છે. અટકાવ્યું અટકતું નથી. બાદશાહોએ અને વૈદોએ વૃદ્ધ ન થવા, ઘણી મહેનત કરી; પણ ફાવ્યા નહીં. ખીલ્યું-તે કરમાયજ. જન્મ્યું-તે જીવે-તો ઘરડું થાયજ.

મુંબઇમાં હમેશાં ઘણા જન્મ, અને ઘણાં મરણ. એક નાનકડા ગામની વસ્તી જેટલાં; પણ તે મુંબઇમાં ન સમજાય. મ્યુ. નો કારકુન, હમેશ મુજબ જન્મ મરણ નોંધ્યા કરે; પણ તે કાળના વેગનો કદિ વિચાર કરે નહીં. વિચારે તે સમજે; એવી આ વાત છે. ખાપણ આપે; પણ એક દિવસ મારે પણ ખાપણ જોઇશે; તેની તેને ખબર પડતી નથી. મુડદાં બાળવા લાકડાં વેચ્યા કરે. લાકડાનો હિસાબ હમેશાં રાત્રે કાઢે; પણ પોતાનો હિસાબ કદિ કરે નહીં. યજમાનના શ્રાદ્ધ સરાવનારો ગોર, પોતાના શ્રાદ્ધની વાત કદિ ખ્યાલમાં પણ લેતો નથી. ભર્તૃહરિ બોલ્યા છે કે—

**पीत्वा मोहमयीं प्रमादमदिरां, उन्मत्तभूतं जगत् ॥**

'પ્રમાદ મદિરાનું પાન કરીને, જગત્ ગાંડું બની ગયું છે.'

[૭] સૂર્યને ગુરૂ કેવી રીતે કર્યો; તે હવે કહે છે—

**गुणैर्गुणानुपादत्ते, यथाकालं विमुंचति ॥**
**न तेषु युज्यते योगी, गोभिर्गा इव गोपतिः ॥५०॥**
**बुद्ध्यते स्वे न भेदन, व्यक्तिस्थ इव तद्गतः ॥**
**लक्ष्यते स्थूलमतिभि–रात्मा चावस्थितोऽर्कवत् ॥५१॥**

અર્થ—ગુરૂદત્તાત્રેય કહે છે કે-સૂર્ય પાસેથી હું જે શીખ્યો છઉં તે

---

૫૦ પદચ્છેદ—**गोपतिः**-સૂર્ય. **गोभिः गाः इव**-કિરણોથી જળને લે છે; અને વરસાદની ઋતુમાં જળ પાછું આપે છે; તેમ. **योगी**-યોગી **यथाकालं गुणैः गुणान् उपादत्ते**-કોઇ વખત ઇંદ્રિયોથી વિષયોને ગ્રહણ કરે છે; અને. **यथाकालं विमुंचति**-વિષયોને તજી દે છે; પણ. **तेषु न युज्यते**-તેમાં આસક્ત થતો નથી.

૫૧ પદચ્છેદ—**स्वे**-પોતાના સ્વરૂપમાં-પોતાના દેહમાં. **अवस्थितः आत्मा**-રહેલો આત્મા. **(योगिभिः) भेदेन न बुद्ध्यते**-(યોગીઓ પરમાત્માથી જુદો જાણતા નથી. **व्यक्तिस्थः**-દેહમાં રહેલો આત્મા. **अर्कवत् तद्गतः इव**-આકાશનો સૂર્ય જેમ જળના કુંડામાં જાય છે-દેખાય છે-તેમ-જાણે આત્મા દેહમાં ગયો હોય એમ. **स्थूलमतिभिः (भेदेन) लक्ष्यते**-સ્થૂલ મતિ વાળાઓથી ભેદથી જોવાય છે. એટલે દેહમાં રહેલો આત્મા અને પરમાત્મા એકજ છે.

**એ કે-સૂર્ય જેમ આઠ માસમાં પોતાનાં કિરણાંથી, જળને ખેંચી લેછે; અને ચોમાસામાં જળને વરસાવે છે; પણ તેમાં લીધા મુકયાનો આગ્રહ રાખતો નથી; તેમ યોગીએ, ઇંદ્રિયોથી અપેક્ષિત પદાર્થોનું ગ્રહણ કરવું; અને કોઈ પદાર્થો આપી દેવા; પણ તેમાં 'આ મળ્યા અને આ આપી-દીધા;' એવો આગ્રહ કરવો નહીં. [૫૦] વળી આકાશમાં રહેલો સૂર્ય, જેમ એકજ છે, પણ પાણીના કુંડા આદિ ઉપાધિઓમાં પ્રતિબિંબ રૂપે રહે છે; ત્યારે સ્થુલ બુદ્ધિ વાળાઓને, સૂર્ય જુદો જુદો જણાય છે; અનેક સૂર્ય જણાય છે. તેમ આત્મા જોકે એકજ છે; તોપણ અનેક દેહોમાં રહેલો હોવાથી, સ્થુલ બુદ્ધિ-વાળાઓને, આત્મા અનેક જણાય છે. [૫૧]**

૫૦-૫૧ વિવેચન—

લીધા મૂકયાનો આગ્રહ—અથવા લીધા દીધાનો આગ્રહ-જેને લેવાનોજ આગ્રહ-રાગ-પ્રેમ-હોય છે; અને દેવાનો પ્રેમ હોતો નથી; તે આ જગત્માં ઘણોજ અધમ ગણાય છે. જગત્ તેને કૃપણ કહે છે. કેટલાક એક તો, બેંકના રક્ષકોની માફક, સાચાવવાજ અવતર્યા હોય છે. બેંકના રક્ષકો (આરબો) કરતાં તે અધમ છે. કારણકે આરબોને રળવાની પીડા હોતી નથી; માત્ર સાચવવાનીજ પીડા હોય છે. કૃપણને રળવાની, અને સાચવવાની બે પીડાઓ હોય છે. વળી એક વિશેષ વાત-આરબોને બેંકની મીલ્કતમાં આસક્તિ હોતી નથી-મારાપણાનું અભિમાન હોતું નથી; કૃપણને મેળવેલી મીલ્કતમાં આસક્તિ હોય છે. અને મારાપણાનું અભિમાન હોય છે. આસક્તિ અને અભિમાન, કેટલું નુકસાન કરે છે; તે શ્રીકૃષ્ણ અને તેના જેવા સદ્દગુરૂઓ, દરેક ધર્મમાં પોકાર કરીને સમજાવે છે. આ ઉપ-દેશ થાય; ત્યાં પણ, કૃપણને કાને ખેરના ખીલા હોય છે. કૃપણનું અંતઃકરણ પાષણ કરતાં કઠણ. તેથી દ્રવેજ નહીં. જગત્માં ધન મોટી વસ્તુ છે. ધન હોય; તો અનેક વૈભવ ભોગવાય; તેમ ધન હોય; તો કલ્યાણનાં અનેક સાધનો સામે આવીને ઉભાં રહે. દ્રવ્ય વાપરો; તો બડે બડે પંડિતો, બડે બડે મહંતો અગર બડે બડે આચાર્યો, કાશીથી દોડયા આવે.

નિસ્પૃહસંતબ્રાહ્મણો—જે ધનની અગર ધનવાનોની સામે પણ જોતા નથી; તેમના અન્ન જળ અને વસ્ત્રની સેવામાં, ધન હોય; તો વપરાય. સુપાત્ર જયાં બેઠા હોય; ત્યાં ધનને મની ઓર્ડર ઉપર બેસાડીને, મોકલી શકાય. સુપાત્ર વિદ્વાનો, વિદ્યાર્થીઓ, અને વિધવાઓની સેવામાં, એક કણ વાવતાં, અનેક કણ થઈ પડે છે.

ગંગાદિ નદીઓ, અખુટ જળ મેળવે; અને અખૂટ જળ આપે. વૃક્ષાદિ અખુટ રસ મેળવે; અને અખૂટ રસ આપે; તેમ ધન આવે, અને **સારે ઠેકાણે** વપરાય. લક્ષ્મી ભયંકર વસ્તુ છે. મેળવતાં દુઃખ, સાચવતાં દુઃખ, અને વાપરતાં પણ દુઃખ. તદ્દન વાપ-રેજ નહીં; તે કૃપણ; અને પોતાના ભોગ વિલાસમાં વાપરે; ખોટા કામમાં વાપરે; તે પુણ્ય પરવારીને નરકમાં જાય. જે સારા કામમાં વાપરે; તેજ નવાં પુણ્ય બાંધે. રૂપૈયે પાઇ, કે રૂપૈયે પૈસો, ધર્માદા કાઢવાનું બંધારણ, બળતામાંથી બુકવા જેવું છે. આવા ધર્માદા પણ, દુકાનમાં ભેળા થાય; તો તેમાં મોહ થાય. પોતે અગર **પુત્રાદિ ઘરમમાંથી કરમ બાંધે**. એટલે ધનને સુપાત્રે વાપરી નાંખવામાંજ મજા છે. **યશ અને પુણ્ય.**

તાત્પર્ય—યોગીએ અને મુમુક્ષુએ, લેવું અને આપવું. લેવામાં રાગ રાખવો નહીં; અને આપવામાં દ્વેષ કરવો નહીં. કુંભકરણુની ઉંઘમાં પડયા હોય; તેમને માટે આ વાતો નથી. જેઓ જાગ્યા છે; આળસ મરડે છે; કાંઇક કરી લેવાની જીજ્ઞાસા વાળા છે; તેમને માટે આ વાતો છે. લ્યો તેમને રૂડા પુરૂષની વાણી સંભળાવું—

પદ

માને છે મારૂં મારૂંરે—જાગીને જોને !
તલભાર નથી કાંઈ તારૂંરે—જાગીને જોને !

માણેકને મોતી કેરી, દુકાનો જેણે માંડી, હિંડયા લઇ ફૂટી હાંડીરે—જાગીને૦ માને છે૦
સંચરતા હાથી ઘોડા, હજારો જેની સાથે, તે ચાલ્યા ખાલી હાથેરે—જાગીને૦ માને છે૦
ભંડાર ધનના ભરીયા, ભૂપાળે બજવી ભાલા, તે ચાલ્યા ઠાલા માલારે-જાગીને૦ માનેછે૦
કિરતીઓ જેનાં નાણુા—ની સંભળાતી કાને, તે સુતા જઇ, સમશાનેરે—જાગીને૦ માનેછે૦
સંસાર સઘળો દેખી—ને ડરતો જેની શહેમાં, તે ચોંટયા જઇને ચેહમાંરે—જાગીને૦ માને છે૦
રૂષિરાજ કહે રૂદિયામાં, રહેનારો જેથી રીઝે, કામો તો એવાં કીજેરે—જાગીને૦ માને છે૦

કેટલાંક અંતઃકરણુ એટલાં બધાં બહેરાં બની ગયાં છે; કે-આવા અનેક રણુકાર—પડકાર થાય; તોપણુ ત્યાં સંભળાયજ નહીં. સત્ય વસ્તુ સમજાયજ નહીં. સંભળાય છતાં, વર્તનમાં ઉતરે નહીં; ત્યારે પોતામાં પાપનું બળ વધારે છે; એમ સમજવું. પાપના બળને તોડવા પુણ્યનું બળ વધારવું જોઇએ. પુણ્યમાં—પહેલું પુણ્ય મૌન—નકામી લવરી બંધ કરવી તે; બીજું પુણ્ય—નકામી લવરી ન સાંભળવી-તે. ત્રીજું પુણ્ય—અન્નાદિ દાન આપી, દુઃખીની દાદ સાંભળવી તે. નિર્વાહ કરતાં વધારે આવકવાળા ગોરોએ; અને વધારે આવકવાળા દેવમંદિરોએ; જમા ઉધારનાં પાસાં, ઘણાજ **મોટા મનથી,** અને **લાંબા વિચારથી** સરખાંજ રાખવાં.

આવું ડહાપણુ, સૂર્ય પાસેથી મેં લીધું; એમ દત્તાત્રેય બોલ્યા. હવે આગળ ૫૧ મા શ્લોકમાં કહે છે કે-આકાશમાં સૂર્ય એકજ છે; પણુ જળનાં જુદાં જુદાં કુંડામાં તેનાં પ્રતિ-બિંબ ઘણાં. તેમ આત્મા એકજ છે; પણુ તેનો અંશ દરેક દેહમાં દેખાય છે. આત્મા સર્વ વ્યાપક છે; છતાં તે દેહને નકામો કરવો ધારે છે; ત્યારે દેહમાંથી, પોતાના અંશને ખેંચી લેછે. દેહમાં પોતાના અંશને પેસાડે છે તે જન્મ; અને દેહમાંથી પોતાના અંશને ખેંચી લેછે; તે મરણુ કહેવાય છે.

(૮) હવે આઠમા ગુરૂ—હોલા—પાસેથી જે શીખ્યા, તે ગુરૂ મહારાજ બોલે છે—

**नातिस्नेहः प्रसङ्गो वा, कर्तव्यः क्वापि केनचित् ॥**
**कुर्वन्—विन्देत संतापं, कपोत इव दीनधीः ॥५२॥**

અર્થ—ગુરૂ દત્તાત્રેય કહે છે કે-હું હોલા પાસેથી એમ શીખ્યો છઉં કે-'કોઈ પણુ પુરૂષે, કોઇ પણુ ઠેકાણે, અતિ પ્રીતિ કરવી નહીં; તથા અતિ

---

૫૨ પદચ્છેદ—**क्व अपि**-કોઈ પણુ ઠેકાણે. **केनचित्**-કોઇએ. **अतिस्नेहः**-અતિ પ્રીતિ. **वा प्रसंगः**-અથવા બહુ પરિચય. **न कर्तव्यः**-કરવો ન જોઇએ. **कुर्वन् दीनधीः कपोतः इव**-જો કરે; તો હોલાની માફક કંગાલ બનીને સંતાપ પામે.

પરિચય, એટલે રમાડવા આદિ અત્યંત આસકિત (રાગ) કરવી નહીં. અને કરે; તો હોલાની માફક કંગાલ બનીને બહુ સંતાપ પામે. (૫૨)

૫૨ વિવેચન—

**स्नेहवान् ज्वलतेऽनिशं**—જેણે સ્નેહ કર્યો; તે બળ્યાજ કરે. જેને મોહ થયો; તે માર્યોજ ગયો. મોહ અને મમતા એકજ છે. અથવા તે ધણી ધણીયાણી છે. મમતાને અટકાવવા, સર્વ ધર્મ, અને સર્વ શાસ્ત્રો, એક સાથે ઉપદેશ આપી રહ્યાં છે. આવો ઉપદેશ આપણે ઘણીવાર સાંભળીએ પણ છઇએ; પણ મમતા અટકતી નથી. કદિ મમતા અટકતી ન હોય; તો-અપ્પય દીક્ષિત કહે છે કે—[ આર્યા. ]

**त्यक्तव्यो ममकारस् (२) त्यक्तुं यदि शक्यते नासौ ।**
**कर्तव्यो ममकारः (२) किंतु स सर्वत्र कर्तव्यः ॥**

અર્થ—સ્ત્રી, પુત્ર અને ધનમાં થઇ પડેલો મોહ, અટકાવ્યો અટકતો ન હોય; તો તે મોહનો, સર્વ પ્રત્યે વિકાસ કરવો. ( આ મોહનું નામ બંધુભાવ ) સર્વ પ્રત્યે મોહનો વિકાસ થતાં, પોતાનાં સ્ત્રી પુત્રાદિમાં થએલો મોહ, ઢીલો પડી જશે.

સાર—આપણને જગતનો મોહ નડનો નથી; પણ આપણે આપણા માનેલામાં થએલો મોહ, આપણને પીડે છે.

મોહ—આ બાબત હસી કાઢવા જેવી નથી. જેમણે હસી કાઢી છે; તેઓ ભલે વિદ્વાન્ હોય; સંત મહાત્મા હોય; કે મોટા આચાર્ય હોય; પણ તેઓ ઠગાયા છે. જૈન તત્ત્વામૃત બોલે છે કે—

**अहो मोहस्य माहात्म्यं, विद्वांसो येऽपि मानवाः ।**
**मुह्यंति तेऽपि संसारे, कामार्थरतितत्पराः ॥२२॥**

અર્થ—મોહનું મહાત્મ્ય ખરેખર આશ્ચર્યકારક છે. કારણ કે વિદ્વાનો પણ-જાણ્યા છતાં, કામ અર્થ અને રતિમાં આસક્ત બનીને, મોહમાં પડે છે. [૨૨]

કેટલાએક ડાહ્યા છે-સમજુ છે-મોહના સ્વરૂપને યથાર્થ જાણનારા છે. 'મોહને હમણાં મુકી દઉં'-'કાલ મુકી દઉં-'-'આવતી દીવાળીએ મૂકી દઇશ;' એમ વિચાર કર્યા કરે છે. તેઓ મોહને મૂકે; તે પહેલાં મરી જાય છે. આ પ્રમાણે જે જાણ્યું, તે આ ભવે નકામું થઇ પડે છે. આવી આવી પણ શુભ વાસના, કાળે કરીને, બીજા કોઈ ભવમાં-ફાલે-છે. જે છોડ બે પાંદડે હોય; તેને કાળે કરીને પોષણ મળતાં, થડ, ડાળીયો, પાંડદાં અને ફળફુલ આવે છે.

જેઓ મોહને જાણવા પણ પયત્ન કરતા નથી; સંતશાસ્ત્રને આ વાત પુછતાજ નથી. આ રોગ મટાડવા, જેઓ મન કરતાજ નથી; તેઓ ભલે કરોડપતિ-અબજપતિ અગર મોટા સમ્રાટ હોય; તોપણ કાંઇ નથી. સોનાને થાળે ફોતરાં ખાનારાં છે.

જેઓ મોહને જાણવા પ્રયત્ન કરનારા છે; તેઓએ પોતે પોતાને પૂછવું કે—

રાગ-શાર્દૂલ૦

**सौख्यं मित्रकलत्रपुत्रविभव-भ्रंशादिभिर्भंगुरं ।**
**कासश्वासभगंदरादिभिरिदं, व्याप्तं वपुर्व्याधिभिः ॥**

**भ्रातस्तूर्णमुपैति संनिधिमसौ, कालः करालाननः ।**
**कष्टं किं करवाण्यहं तदपि यत्-चित्तस्य पापे रतिः ॥४४॥**

[જૈન-પરમાનંદ-વૈરાગ્ય શતક]

અર્થ—હે ભાઇ ! આ સંસારનું સુખ, મિત્ર-સ્ત્રિ, પુત્ર અને વૈભવ હોય; ત્યાં સુધીજ હોય છે. તે તમામ નાશવંત છે. તેથી સંસારનું સુખ પણ નાશવંત છે. આ શરીર, ઉધરસ-શ્વાસ-ભગંદરાદિ વ્યાધિઓ વડે ઘેરાએલુંજ રહે છે. ગમે ત્યારે, ગમે તે રોગ, દેહમાં આવી પડે છે. વળી આ ભયંકર કાળ, જોત જોતામાં પાસે આવી પહોંચે છે. તો પણ હું શું કરૂં; તેની મને સમજણ પડતી નથી. કારણકે હજી પાપ કર્મ કરવામાં ચિત્તને પ્રીતિ છે, [૪૪]

બાલ્યાવસ્થા અજ્ઞાનમાં ગાળી; યુવામાં યુવતિને દેખ્યાં; ત્યાં પણ, અજ્ઞાનનો ભાર ભર્યો. વૃદ્ધાવસ્થાએ ઠોકરો ખાઇને જાણ્યું ઘણું-હુશીયાર બન્યા. પણ પુત્રાદિનો સંસાર ઠીક ઠાક કરી આપવા રૂપી અજ્ઞાનમાં-ચિંતામાં-વૃદ્ધાવસ્થાને વિખેરી નાંખી. બસ ! થઈ ચૂકયું. પછી તો જેમ બાજ, ચકલાને પકડીને પીંખી નાંખે; તેમ કાળ જીવને પકડીને, પીંખી નાંખે. કરોડોનું દ્રવ્ય-જવાહિર-રત્નોના ઢગલા આપી દઇને, કોડીઓ લીધા જેવી ભૂલ કરી.

મોહથી બચવા પ્રયત્ન કરનારે યાદ રાખવું કે-(જૈન વૈરાગ્ય શતક-પદ્માનંદકૃત).

રાગ-શાર્દૂલ૦

**दुष्प्रापं मकराकरे करतलाद्-रत्नं निमग्नं यथा ।**
**संसारेऽत्र तथा नरत्वमथ तत्, प्राप्तं मया निर्मलम् ॥**
**भ्रातः पश्य विमूढतां मम ह हा, नीतं यदेतन्मृषा ।**
**कामक्रोधकुबोधमत्सरकुधी-मायामहामोहतः ॥ ४० ॥**

અર્થ—જેમ હાથમાંથી સમુદ્રમાં પડી ગએલું રત્ન, ફરીથી પ્રાપ્ત થવું મુશ્કેલ છે; તેમ આ સંસારમાં હાથમાંથી છટકી ગએલું મનુષ્યપણું, ફરી પ્રાપ્ત થવું મુશ્કેલ છે. આવું અમૂલ્ય માનવપણું મને મળ્યું છે; છતાં હે ભાઈ ! મારી મૂઢતાને તો તું જો ! ભારે અફસોસની વાત છે કે આવું માનવપણું, મેં કામ, ક્રોધ, કુબોધ, ઇર્ષ્યા, કુબુદ્ધિ, માયા અને મહામોહમાં નિષ્ફળ ગુમાવી નાંખ્યું. [૪૦]

ગુરૂ વસિષ્ઠ શ્રીરામને કહે છે કે—[યોગ. મુમુક્ષુ પ્રકરણ.]

**माता नास्ति पिता नास्ति, नास्ति भ्राता सहोदरः ॥**
**अर्थो नास्ति गृहं नास्ति, तस्माज्जागृत जागृत ॥३३॥**
**जन्मदुःखं जरादुःखं, मृत्युदुःखं पुनः पुनः ॥**
**संसारसागरे दुःखं, तस्माज्जागृत जागृत ॥३४॥**

અર્થ—સંસારમાં કોઇ માતા નથી; કોઈ પિતા નથી; માડી જાયો ભાઇ પણ, કોઇ નથી. પૈસો અને ઘર પણ, એવાંજ ક્ષણભંગુર છે; માટે હે મનુષ્યો ! તમે જાગો ! જાગો ! [૩૩] જન્મ પામવો તે દુઃખ છે. ઘરડા થવું તે પણ દુઃખ છે. મરી જવું તે પણ દુઃખ

છે. નાના મોટા સૌને સંસારમાં કાંઇ કાંઈ દુઃખ હોયજ છે. તેથી હે મનુષ્યો! તમે જાગો! જાગો! [૩૪]

આવા અનેક નિર્ણયોનો નિર્ણય ભાગવત કહે છે કે—

**न देवेंद्रस्य सुखं किंचन्-न चापि चक्रवर्तिनः ।**
**सुखमस्ति विरक्तस्य, मुनेरेकांतजीविनः ॥**

અર્થ—ઇંદ્ર તરફ નજર કરીએ; તો ત્યાં પણ, વૈભવવાળું સુખ નાશવંત છે; સાચું સુખ નથી; અક્ષય સુખ નથી. ચક્રવર્તિ રાજા તરફ નજર કરીએ; તો ત્યાં પણ એમજ છે. **આજ ઉગે; અને કાલે આથમે**. ખરૂં સુખ તો, એકાંત જીવન વાળા વૈરાગીનેજ છે.

મોહ ભયંકર છે; તો પણ—જો તે સંતોમાં અને શાસ્ત્રોમાં થયો હોય; તો તે મુક્તિનો માર્ગ, મોકળો કરી આપે છે. 'પુણ્ય પુંજ બીનુ મિલહી ન સંતા.' એટલે સંતોમાં પ્રીતિ થવી, રમત વાત નથી. ઘણાં પુણ્ય હોય; તોજ તે બને. જ્યાં જોઇએ. ત્યાં 'બાપજી! બાપજી!' કહેનારાં અનેક! પણ ખખડાવે ખોટાં! સાચા સોનૈયા એક બે–હોય–વધારે ન હોય. સાચા ચૌટે ચાલે; ખોટા ચૌટેથી પાછા વળે. મોહ ખોટો, પણ ખરામાં ખર્ચાય; તો પાઇનો રૂપૈયો થઈ પડે! ધૂળનું સોનું થઇ પડે! જેમ એક પોળમાંથી બીજી પોળમાં જવાની બારીઓ હોય; તેમ જ્ઞાનમાંથી વિજ્ઞાનમાં પેસવાની, આ બારીઓ છે. તાળું લોઢાનું અને મજબૂત હોય; પણ તેની ચાવી હોય; તો તે ઉઘડી જાય. સંતશાસ્ત્ર મોહના મજબૂત તાળાને ઉઘાડનાર ચાવી છે. ધર્મના અનેક સાધનો; પણ તે મોહના રંગથી થોડા ઘણા પ્રમાણમાં રંગાએલાં હોય છે. સાચા સંત અને સાચાં શાસ્ત્રોમાં, મોહનો છાંટો હોતો નથી.

રાગ–શિખરિણી—

**उदन्वच्छन्ना भूः, स च निधिरपां योजनशतं ।**
**सदा पांथः पूषा, गगनपरिमाणं कलयति ॥**
**इति प्रायो भावाः, स्फुरदवधिमुद्रामुकुलिताः ।**
**सतां प्रज्ञोन्मेषः, पुनरयमसीमा विजयते ॥ ४ ॥**

[ ભર્તૃહરિ પ્રાસ્તાવિક શ્લોક ]

અર્થ—પૃથ્વી ઘણી,મોટી જણાય છે; તો પણ તેનું માપ સમુદ્ર કાઢી આપે છે. કારણકે સમુદ્ર પૃથ્વીની આસપાસ ફરી વળ્યો છે. સમુદ્રનું માપ પણ સો યોજન છે. આકાશ મોટું જણાય છે; પણ તેનું માપ, સૂર્ય કાઢી આપે છે. કારણકે તે તેના એક છેડાથી બીજા છેડા સુધી ફરે છે. આ પ્રમાણે સર્વનું માપ થઇ શકે. ન માપી શકાય એવો એકજ છે. તે એ કે સજ્જન પુરૂષોને થએલો, જ્ઞાનનો આનંદ છે. અવધિ રહિત જ્ઞાનમાં આનંદનોજ વિજય છે.

હવે હોલાની વાત બરાબર સમજાશે. દત્તાત્રેય યદુરાજાને હોલાનું દષ્ટાંત આપે છે—

**कपोतः कश्चनारण्ये, कृतनीडो वनस्पतौ ॥**
**कपोत्या भार्यया सार्धं–मुवास कतिचित्समाः ॥५३॥**
**कपोतौ स्नेहगुणित–हृदयौ गृहधर्मिणौ ॥**
**दृष्टिं दृष्ट्याङ्गमङ्गेन, बुद्धिं बुद्ध्या बबन्धतुः ॥५४॥**
**शय्यासनाटनस्थान–वार्ताक्रीडाशनादिकम् ॥**
**मिथुनीभूय विस्रब्धौ, चेरतुर्वनराजिषु ॥५५॥**

અર્થ—હવે હોલાની વાર્તા કહે છે. કોઈ એક હોલો, વનમાં ઝાડમાં માળો કરીને, તેમાં પોતાની સ્ત્રી હોલી સાથે, કેટલાંએક વરસ સુધી રહ્યો હતો. [૫૩] સ્નેહથી બંધાએલા હૃદયવાળાં, એ ઘરબારી નરમાદાએ, પરસ્પર દૃષ્ટિની સાથે દૃષ્ટિ, અંગની સાથે અંગ, અને બુદ્ધિની સાથે બુદ્ધિ, બાંધી દીધાં હતાં. (૫૪) સુવું, બેસવું, ફરવું, ઉભા રહેવું, વાતો કરવી, રમત કરવી, અને ખાવું, ઈત્યાદિકમાં, નિઃશંકપણાથી ભેળાં રહીને, વનની પંકિતઓમાં તેઓ ફરતાં હતાં. (૫૫)

૫૩ થી ૫૫ વિવેચન—

આવું જ્યાં જુઓ ત્યાં છે. ઓરડે ઓરડે–વરઘેલી વહુ, અને વહુઘેલો વર! પક્ષીઓને માળે માળે! પશુઓની બોડે બોડે! ઉંચે જુઓ તો સ્વર્ગમાં ઇંદ્રને ત્યાં પણ આ! પાતાળે જુઓ; તો–નાગદેવ પણ, નાગણીઓના રાગમાં રમતા! પતિપત્ની વચ્ચે વિષય સુખ છે; તોપણ જ્યાં નિર્મળ પ્રેમ છે; જ્યાં નીતિ ધર્મ છે; ત્યાં–

ગીતિ—**जागरणे शयने वा, शोके हर्षे गतौ स्थितौ वाऽपि ।**
**येषामेकाऽवस्था, ते धन्याः प्रेम चाप्येषाम् ॥**

અર્થ—જાગતાં અથવા ઉંઘતાં; શોકમાં, હર્ષમાં, ચાલતાં અથવા બેસતાં પણ, જે સ્ત્રિપુરૂષની એકજ અવસ્થા–સરખી અવસ્થા, તેમને ધન્ય છે. તેમના પ્રેમને પણ ધન્ય છે.

---

૫૩ પદચ્છેદ—**कश्चन** (અવ્યય છે)–કોઈ. **कपोतः**–હોલો. **अरण्ये**–વનમાં. **वनस्पतौ**–વૃક્ષમાં. **कृतनीडः**–માળો ઘાલીને રહેલો. (**कृतं नीडं येन सः**) **कपोत्या भार्यया सार्धं**–પોતાની સ્ત્રી હોલી સાથે. **कतिचित्समाः**–કેટલાં એક વરસો સુધી. **उवास**–રહ્યો હતો.

૫૪ પદચ્છેદ—**स्नेहेन गुणितं हृदयं ययोः तौ**–સ્નેહથી બંધાએલાં હૃદયવાળાં. **गृहधर्मिणौ**–ઘરબારી નરમાદાએ. **दृष्ट्या दृष्टिं**–પરસ્પર દષ્ટિની સાથે દષ્ટિ. **अंगेन अंगं**–અંગની સાથે અંગ. **बुद्ध्या बुद्धिं**–બુદ્ધિની સાથે બુદ્ધિ. **बबंधतुः**–બાંધી દીધાં હતાં.

૫૫ પદચ્છેદ—**शय्या च आसनं च अटनं च** (ફરવું) **स्थानं च** (ઉભા રહેવું) **वार्ता च क्रीडा च अशनं** (ભોજન) **यस्मिन् तत् शय्या०** **मिथुनीभूय**–એકત્ર થઈને–ભેળા રહીને. **विस्रब्धौ**–નિઃશંકપણે. **वनराजिषु चेरतुः**–વનની પંક્તિઓમાં વિહાર કરતાં હતાં–ફરતાં હતાં.

ઉત્તરરામચરિત પ્રથમ અંકમાં શ્રીરામચંદ્રજી કહે છે કે—

રાગ શાર્દૂલ—

**अद्वैतं सुखदुःखयोः अनुगतं, सर्वास्ववस्थासु यत् ।**
**विश्रामो हृदयस्य यत्र-जरसा, यस्मिन्नहार्यो रसः ॥**
**कालेनावरणात्ययात् परिणते, यत्स्नेहसारे स्थितम् ।**
**भद्रं तस्य सुमानुषस्य कथम-प्येकं हि तत् प्राप्यते ॥३९॥**

અર્થ—દરેક અવસ્થાઓમાં પ્રાપ્ત થએલા સુખદુઃખમાં, એક અદ્વૈત પ્રેમ—એકજ ભાવના. વળી જે પ્રેમમાં એક બીજાનાં હૃદયને વિશ્રામ, તથા જે પ્રેમમાં ઘડપણને લીધે પણ, રસ ઓછો થતો નથી; તથા જે પ્રેમ, લગ્નથી તે મરણ પર્યંત પરીપક્વ બનીને, સ્નેહનાસારરૂપ છે; એવો દંપતીનો કલ્યાણકારી પ્રેમ, ઘણા પ્રયત્ને કરીને પ્રાપ્ત થાય છે.

'આજ પરણું; અને કાલ છૂટાછેડા કરૂં!' તેમની આ વાતજ નથી. પુનલગ્નના ફંદમાં, માનવજીવનને પાઈ એ પાઈનું કરી નાંખનારાં—સ્ત્રી પુરૂષોની, આ વાતજ નથી. આ તો સીતારામ જેવાં પવિત્ર સ્ત્રીપુરૂષોની વાત છે. કરોડપતિને ઘેર અવતરીને કોદરા ખાધા; તેમની આ વાતજ નથી. આ પ્રેમ માટે જસમાએ જીવ આપ્યો. આ પ્રેમ માટે રાણકદેવીએ પોતાના બેઉ પુત્રોને યમદ્વાર મોકલ્યા; અને પોતે પાછળ પાછળ ચાલી નીકળ્યાં. આ પ્રેમ માટે મેવાડની રમણીઓ, ભડભડતી અગ્નિમાં સમાઈ ગઈ. ઉંચ વરણનાં ભોજન, વાઘરીવાડે ન હોય; અને હોય; તો નર્યો એઠવાડજ હોય.

સાચાં પ્રેમીઓ સાથે હોય; કે જુદાં પડયાં હોય; પણ—

રાગ—શાર્દૂલ૦

**इंदुः क्व-क्व च सागरः-क्व च रविः, पद्माकरः क्व स्थितः ।**
**क्वाऽभ्रं वा-क्व मयूरपंक्तिरमला, क्वाऽलिः क्व वा मालती ॥**
**मंदाध्वक्रमराजहंसनिचयः, क्वाऽसौ क्व वा मानसं ।**
**यो यस्याऽभिमतः स तस्य निकटे, दूरेऽपि वा वल्लभः ॥**

અર્થ—જે જેને વ્હાલું છે; તે દૂર હોય; તોપણ પાસેજ છે. કારણકે કયાં (આકાશે) ચંદ્ર, અને કયાં સાગર ? (પૂર્ણચંદ્રને દેખીને સાગર ઉભરાય—ભરતી થાય.) વળી કયાં સૂર્ય ? અને કયાં કમળનું સરોવર ? (સૂર્યને દેખીને કમળ ખીલે). કયાં વાદળાં, અને કયાં મોરની નિર્મળ પંક્તિ ? ( મેઘને દેખીને મોર ટૌકા કરે.) વળી કયાં ભ્રમર ? અને કયાં માલતી ? ( માલતીનાં પુષ્પની સુગંધ ભ્રમરને આવે). વળી કયાં માનસરોવર ? અને કયાં ધીમી ચાલવાળા રાજહંસોનું ટોળું ? (રાજહંસો માનસરોવર શોધતાં શોધતાં ત્યાં પહોંચે. ) વિગેરે—વિગેરે.

વિયોગમાં હોય; તોપણ તેનેજ સ્મરે. **૫૬.**

બાલમ ! આપ બસો, મોરે મનમેં—ટેક
સાવન આયા, તુમ નહીં આયે, તુમ બિન રસિયા ! કુછ નહીં ભાયે;
મનમેં મેરે, હુક ઉઠત હૈ, જબ કોયલ કુકત બનમેં—બાલમ૦
સુરતિયા તેરી મતવારી, પતલિ કમરિયા ઉમરિયા બારી;
એક નયા સંસાર બસા હય, જિનકે હો નયનમેં—બાલમ૦

આ તો રંગીલાના રંગ. તદપિ આ રંગ ફીક્કા. જુવાન મટીને વૃદ્ધ થાય; ગુલાબ કરમાય; તેમ મુખ કરમાય. માણુસ મોંઘા મૂલનો, પણ ગોટલા છોતરાને ભાવે વેચાય. તુલસીદાસને પોતાની પાછળ, ઘેલાની માફક ઘુમતા જોઇને; તેમનાં પત્ની બોલ્યાં હતાં કે-મધુર છતાં, કડક ઠપકો આપીને, ઘોર અજ્ઞાનમાંથી જગાડતાં હતાં કે—

**પદ**—જિતનો હેત હમસેરે પિયાજી, હરિસેં હોત જો ઇતનોરી;

ચલો જાત વૈકુંઠ ધામમેં, ઠાકોર દ્વારે તુલસી જાય તો ખરોરી રામા.

રટો તુલસી! સિતા હો રામ રામા! ભજો તુલસી!

પેચોટી ઠેકાણે આવતાં, જેમ અન્ન મીઠું લાગે; તેમ પુણ્યનો ઉદય થતાં, તુલસી દાસને સ્ત્રીનો ઉપદેશ વ્હાલો લાગ્યો; હૃદયે અફળાયો. તુલસીદાસે તેનો જવાબ આપ્યો કે—

**પદ**—તુમ તિરિયા મેરી ધર્મકી બ્હેના!, તોહિ મોહિ જ્ઞાન બતાયો રિ;

વાહ! વાહ! જેમ ગમે ત્યાં, અને ગમે ત્યારે, મરણ થાય; તેમ ગમે ત્યાં, અને ગમે ત્યારે, જીવન પલટો મારે. જીવનના રંગ બદલાય! ધર્મના આછા આછા રંગ તો બધે હોય; પણ જ્યારે તે રંગ ઘાટા થાય; ત્યારે જીવન પલટો મારે. ત્યારે?—ત્યારે તુલસી બોલ્યા કે—

તુમ તિંરિયા મેરી ધર્મકી બ્હેના! તોહિ મોહિ જ્ઞાન બતાયો રિ.

તુલસીદાસ આશા રઘુવરકી (૨) તિરિયા કી સંગે, તુલસી કણુ ના ગયો રિ-

રામા! કહે તુલસી! સીતા હો રામ રામા! ભજો તુલસી!

બસ! વધારે શું કહું! સંસારને સમજી લ્યો! અને સુખે-કે-દુઃખે, વહેલા અગર મોડા, આજ અગર કાલ, સંસારના રંગને ઉતારી નાંખો. અનેક અવતાર લ્યો; પણ સંસારના રંગ ન ઉતરે; ત્યાં સુધી જીવનો નિસ્તાર થાય નહીં. સંસારના રંગમાં રમતો રાજા હોય; તોપણ તે દયાને પાત્ર છે-કંગાલ છે-ગમાર છે.

સ્ત્રીપુરૂષના સમાન હક છે; એમ કહીને લડી મરતાં સ્ત્રીપુરૂષો **स्नेहगृणित हृदयौ** હોતાં નથી. એક બીજાથી એક બીજાનું હૃદય ચોરાતું રહે છે. ત્યાં **दृष्ट्या दृष्टिं, अंगेन अंगं** તથા **बुद्ध्या बुद्धिं**-પોતાની દષ્ટિથી બીજાની દષ્ટિને, પોતાના અંગથી સામાના અંગને, અને પોતાની બુદ્ધિથી સામાની બુદ્ધિને બાંધવાપણું પણ, ત્યાં હોતુ નથી. મનુષ્ય એક બીજાને મળવામાં-પરણવામાં, વિષયસુખ જેટલીજ દષ્ટિ રાખે; તો તે લાભ પશુ પક્ષીમાં પણ છે. મનુષ્ય પશુ પક્ષી કરતાં મોટું છે. તેથી મનુષ્યની દષ્ટિ, વિષયસુખની પેલી મેર પરલોક સુધી પહોંચે છે. જેને મોટા નફો લેવો હોય; તે નાના નફાને જતો કરે છે. જે મોટા નફાને ઓળખતો નથી; તે નાના નફામાં પડયો રહે છે.

નાના નફામાં પડયો રહેનાર કેવો હોય તે હવે કહે છે—

**यं यं वाञ्छति सा राजंस् तर्पयन्त्यनुकंपिता ॥**
**तं तं समनयत् कामं, कृच्छ्रेणाप्यजितेंद्रियः ॥५६॥**

---

પદચ્છેદ—**हे राजन**-હે રાજા! **पतिं तर्पयंती सा**-પતિને રાજી કરતી તે. **अतः एव अनुकंपिता**-તેથી પ્રેમનું પાત્ર બનેલી તે હોલી- **यं यं वांछति**-જે જે માગતી હતી. **तं तं कामं** (ઇચ્છાને) **अजितेंद्रियः**-કામી હોલો. **कृच्छ्रेण अपि**-દુઃખ વેઠીને પણ. **समनयत**-લાવી આપતો હતો.

**અર્થ—હે યદુરાજા! રાજી કરતી અને તેથી બહુજ પ્રેમનું પાત્ર બનેલી હોલી; જે જે વસ્તુ માગતી હતી; તે તે વસ્તુ, તે અજીતેંદ્રિય હોલો, દુઃખ વેઠીને પણ લાવી આપતો હતો. [૫૬]**

૫૬ વિવેચન—

સ્ત્રિએ માગ્યું; તે ઠીક છે; કે અઠીક; તેનો વિચાર કર્યાં વિના; સ્ત્રિ જે માગે છે; તે લાવી આપે; તો તેને અજિતેંદ્રિય કહેવો.

પતિપત્નીના જોડામાં પતિ 'વર' કહેવાય છે. 'વર' એટલે ઉત્તમ. ઉત્તમ એટલે પોતે બુદ્ધિશાળી, અને ટુંકી બુદ્ધિવાળી સ્ત્રીને દોરનાર. સ્ત્રિ જે માગે; તે વિચાર્યા વિના, લાવી આપવામાં, કેટલો ભય છે–કેટલું જોખમ છે; તે કૃપાળુ રામચંદ્રે મૃગ મારવા વખતે ભજવી બતાવ્યું છે. પતિપત્ની વચ્ચે ઉભેલો સંસાર, સ્વર્ગનાં સુખ જેવો ગણાય છે. તો પણ તેમાં, લાલચો પેસી જાય. જ્યારે વગર વિચારી લાલચો પેસી જાય; ત્યારે સ્વર્ગનાં સુખ પણ હચમચી ઉઠે. પતિ **अमितस्य प्रदातारं** છે–સ્ત્રિના સઘળા મનોરથ પૂરનાર પતિ છે; તોપણ ત્યાં વિવેકની જરૂર છે. ઘર હોય ત્યાં સુપડું અને ચાવરણી રાખવાંજ પડે; તેમ માનવતા હોય; ત્યાં વિવેક અને નરમાશ રાખવાંજ પડે. ગટરે પણ જાળી મુકાણી છે. ત્યારે માનવોને સ્વચ્છંદ કરવો કેમ પાલવે?

સાકરના કોથળા ભર્યા હોય; પણ દુધપાકમાં જોઈએ; તેટલીજ સાકર નંખાય. તેમ પતિપત્નીને કાંઈ ધંધો ન હોય; ઘરમાં કોઈ ન હોય; વૈભવની અનેક સામગ્રિઓ હાજર હોય; ખાવા પીવાની ખોટ ન હોય; તો પણ વિષય સુખ, ઋતુકાળમાંજ ભોગવાય. સગર્ભા થયા પછી તો, પાડા આખલા પણ અળગા રહે છે. સગર્ભા થયા પછી, સ્ત્રીના તનને તથા મનને પ્રસન્ન રાખવા; અને તેટલી સગવડ કરી આપવી જોઈએ. અત્યારના દેશકાળમાં બાળકો મોટી ઉમરે પરણે છે; તે ઠીક છે; પણ રળવા શીખ્યા પહેલાં, પરણવું; અને બાળ ગોપાળનાં મોં જોવાં: તે ભયંકર આફત છે. રળતાં આવડે; ત્યાં સુધી પતિ પત્નીએ સખત બ્રહ્મચર્ય પાળવું જોઈએ. તે તપે કરીને, સારો ધંધો મળી આવેજ. પોતાની કમાણી વિનાનો સંસાર, તે કાંઈ નથી. યુવકનાં માતાપિતા દયાળુ હોય; તો પણ પોતે રળવા શીખ્યા પહેલાં, 'બાપા' થવાનો કોઇને હક્ક નથી. પાણીદાર ઘોડીને કાયર સ્વાર ગમતો નથી; તેમ પાણીદાર સ્ત્રીને, કાયર–ન કમાતો–નમાલો–ધણી ગમતો નથી:

હવે હોલી સગર્ભા થાય છે—

**कपोती प्रथमं गर्भं, गृह्णन्ती काल आगते ॥**
**अण्डानि सुषुवे नीडे, स्वपत्युः संनिधौ सती ॥५७॥**

**અર્થ—એ પ્રતિવ્રતા હોલીને અઘરણીનો ગર્ભ રહેતાં, તેણીએ પ્રસુતિનો સમય થતાં, પોતાના માળામાં, પોતાના પતિની પાસે, ઇંડાં જણ્યાં-ઈંડાં મૂકયાં. [૫૭]**

---

૫૭ પદચ્છેદ—**सती**-પતિવ્રતાના ધર્મ પાળનારી હોલી. **प्रथमं गर्भं गृह्णंती**—અઘરણીનો ગર્ભ રહેતાં. **काले आगते**-સમય થતાં. **नीडे**-માળામાં. **स्वपत्युः सन्निधौ**—પોતાના પતિની પાસે. **अंडानि सुषुवे**-ઇંડાં જણ્યાં.

૫૭ વિવેચન—

**अंतःकरणतत्त्वस्य, दंपत्योः स्नेहसंश्रयात् ॥**
**आनंदग्रंथिरेकोऽय–मपत्यमिति कथ्यते ॥** [ઉત્તમરામ ચરિત્ર]

અધરણી—બેઉના અરસપરસના પ્રેમનું જે કોઇ ફળ હોય; તો તે બાળક છે. બાળકમાં પણ જે પ્રથમ બાળક હોય; તેમાં માતાપિતાનું તેજ, બળ વિગેરે, કાંઇક વિશેષ હોય છે. એટલા માટેજ, રાજાઓનો મોટો પુત્ર, તે પાટવી; અને નાના પુત્રો, તે ફટાયા ગણાય છે. કુટુંબમાં પણ, કુટુંબની લાજનો જવાબદાર, મોટો પુત્ર હોય છે.

હવે બચ્ચાં ઉત્પન્ન થાય છે—

**तेषु काले व्यजायन्त, रचितावयवा हरेः ॥**
**शक्तिभिर्दुर्विभाव्याभिः, कोमलाङ्गतनूरुहाः ॥५८॥**

અર્થ—જળથી ભરેલાં તે ઈંડાંઓમાં, ભગવાનની માયાની અચિંત્ય શક્તિઓને લીધે, કુણાં કુણાં અંગ અને રૂંવાણાં વાળાં, તથા સુંદર અવયવો વાળાં બચ્ચાં થયાં. [૫૮]

૫૮ વિવેચન—

અચિંત્ય શક્તિ–જન્મ અને મરણ વખતે જે કામકાજ થાય છે; તે સમજી શકાય એવું નથી. 'કુદરત કુદરતનું કામ કરે છે;' એમ કહેનારાં પણ, કુદરતમાં ભૂલાં પડી જાય છે. નાસ્તીકોને આસ્તીક થવાનો શીક્ષણ પાઠ, જન્મમરણની મુંઝવણમાં છે. શ્રદ્ધાળુઓએ, મુમુક્ષુઓએ, જ્ઞાનીઓએ, અને ભક્તોએ, ઈશ્વરની અચિંત્ય શક્તિનો વિચાર, પ્રાણીઓના જન્મ મરણ વખતે અવશ્ય કરવો જોઇએ. એટલે જન્મ મરણના પ્રસંગે, તે પ્રસંગની માત્ર ક્રિયાઓ કરીને, તે પ્રસંગોને સામાન્ય ગણવા નહીં. તે બે પ્રસંગમાં તત્ત્વજ્ઞાન ભર્યું છે. તે બે પ્રસંગમાં ઈશ્વરની શક્તિનું જ્ઞાન ભર્યું છે. શોધે તેને જડે.

હવે બાળ બચ્ચાંના આનંદની વાત કરે છે—

**प्रजाः पुपुषतुः प्रीतौ, दम्पती पुत्रवत्सलौ ॥**
**शृण्वन्तौ कूजितं तासां, निर्वृतौ कलभाषितैः ॥५९॥**

---

૫૮ પદચ્છેદ—**तेषुः**-તે જળથી ભરેલાં ઈંડાંઓમાં. **हरेः दुर्विभाव्याभिः शक्तिभिः**-ભગવાનની અચિંત્ય શક્તિઓને લીધે. **कोमलानि अंगानि तनूरुहाश्च येषां ते को०**-કુણાં કુણાં અંગ અને રૂંવાડાં વાળાં-અથવા નાની નાની પાંખો વાળાં-બચ્ચાં. **रचिताः अवयवाः येषां ते रचितावयवाः**-સુંદર અવયવો વાળાં બચ્ચાં. **व्यजायंत-जन्** ધાતુ-થયાં.

૫૯ પદચ્છેદ—**प्रीतौ**-રાજી થએલાં. **पुत्रवत्सलौ दंपती**-પુત્ર ઉપર પ્રેમ રાખનારાં નરમાદા **प्रजाः पुपुषतुः**-પોતાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં. **तासां प्रजानां कूजितं शृण्वंतौ**-તે બચ્ચાંઓનું બોલવું સાંભળતાં, **कलभाषितैः**-પ્રિય લાગે એવાં બોલવાથી, **निर्वृतौ**-સુખ પામતાં હતાં.

**तासां पतत्रैः सुस्पर्शैः, कूजितैर्मुग्धचेष्टितैः ॥**
**प्रत्युद्गमैरदीनानां, पितरौ मुदमापतुः ॥६०॥**
**स्नेहानुबद्धहृदया–वन्योऽन्यं विष्णुमायया ॥**
**विमोहितौ दीनधियौ, शिशून् पुपुषतुः प्रजाः ॥६१॥**

અર્થ—રાજી થએલાં અને પુત્ર પર પ્રેમ રાખનાર તે નરમાદા, પોતાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં; તેઓનું (કાળું બોબડું) બોલવું સાંભળતાં હતાં; અને પ્રિય લાગે એવાં બોલવાથી, સુખ પામતાં હતાં. [૫૯] સ્વતંત્ર-પણે રમતાં બચ્ચાંઓની સુંવાળી પાંખોથી, તથા મીઠું મધુરૂં બોલવું; તથા સામું આવવું વિગેરે બાળ રમત ગમતથી, માબાપ રાજી થતાં હતાં. [૬૦] હૃદયમાં પરસ્પર સ્નેહથી બંધાએલાં, ભગવાનની માયાથી મોહ પામેલાં, અને રાંક બુદ્ધિવાળાં, એ બે–હોલો હોલી, પોતાનાં નાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં. [૬૧]

૫૯ થી ૬૧ વિવેચન— વસંતતિલકા.

દુષ્યંત પોતાના પુત્રને પ્રથમ જોતાં, બોલ્યો હતો કે–[અભિજ્ઞાન શકુંતલ ૭ મો અંક]

**आलक्ष्यदंतमुकुलाननिमित्तहासै–रव्यक्तवर्णरमणीयवचःप्रवृत्तीन् ।**
**अंकाश्रयप्रणयिनस् तनयान् वहंतो, धन्यास्तदंगरजसा मलिनीभवंति ॥१७॥**

અર્થ—અમથાં અમથાં હસી પડવાની જેને ટેવ હોય છે; અને હસતાં હસતાં જેની દાંતની કળીયો દેખાય છેઃ તથા કાલું બોબડું બોલે છે; ત્યારે તે સમજાતું નથી; તથા ખોળામાં ચડીને બેસવું, જેને બહુ ગમે છે; એવા પુત્રોનાં માતાપિતાને ધન્યા છે. કારણ કે એવા મેલાઘેલા પુત્રોના અંગની રજથી, તેમનાં વસ્ત્રો મલીન થાય છે [૧૭]

કોઈ કહે છે કે–**दिग्वाससं गतव्रीडं, जटिलं धूलिधूसरम् ॥**
**पुण्यवंतो हि पश्यंति, महादेवमिवात्मजम् ॥**

અર્થ—દિશાઓ રૂપી જેણે વસ્ત્ર પહેર્યાં છે, નગ્ન જેવું જેને કાંઇ નથી. માથે જટા છે; શરીરે ધૂળ ચોંટી છે. જાણે મહાદેવ ન હોય! એવા પુત્રને પુણ્યશાળી પુરૂષો જોઇ શકે છે.

જેને ઘેર બાળક નહીં; તે ઘર સ્મશાન જેવું ઉજડ ગણાય છે. તોપણ જેમને બાળ-કોમાં વધારે પડતો મોહ થઈ પડે છે; તે સંસારમાં અકળાઇ અકળાઇને તૂટી ફૂટી જાય છે.

---

૬૦–૬૧—પદચ્છેદ **अदीनानां तासां**–સ્વતંત્રપણે રમતાં તે બચ્ચાંઓનાં. **सुस्पर्शैः पतत्रैः**–સુંવાળી પાંખોથી [**पततं त्रायंते इति पतत्राणि**-પડવાથી બચાવે તે પાંખો.] **कूजितैः मुग्धचेष्टितैः**–બોલવાં તથા અણસમજની ચેષ્ટાથી **प्रत्युद्गमैः**–સામા આવવાથી. **पितरौ मुदं आपतुः**–માબાપને રાજી કરતાં હતાં. **अन्योन्यं स्नेहेन अनुबद्धं हृदयं ययोः तौ–स्ने०**–હૃદયમાં પરસ્પર સ્નેહથી બંધાએલો. **विष्णुमायया विमोहितौ**–ભગ-વાનની માયાથી મોહ પામેલાં. **दीना धीःययोः तौ दी०**–રાંક બુદ્ધિવાળાં તે પક્ષીઓ. **शिशून प्रजाः पुपुषतुः**–નાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં.

હાય ! હાય ! કરતા મરી જાય છે. બાળકો ૮-૧૦ વરસનાં હોય; ત્યાં સુધીજ, તેઓ નિર્મળ-નિર્દોષ હોય છે. પછી સોએ પંચાણું ટકા, બાળકોમાં અવળાટ, ઉદ્ધતાઈ, અને પ્રમાદ પ્રવેશ કરે છે. આ પંચાણું ટકાનો ફાલ, માતા પિતાને સુખરૂપ નથી; પણ દુઃખરૂપ છે. બાળકોને મોટા થએલા જોઇને, અને પોતાને ઘરડા થએલા જોઇને, ચૈત્રવૈશાકે નદીઓ જેમ સંકોચાતી જાય; તેમ સમજુએ પોતાનો સંસારપ્રવાહ, સંકોચતાં રહેવું જોઇએ. સંસારમાં બહુ ડાહ્યા થવા દોડવું નહીં, સારા પુત્રાદિથી જો કોઇ મોટો લાભ હોય; તો તેમની મદદથી ખાવાપીવાનાં સુખ ભોગવીએ; તેટલોજ નથી; પણ તેમની મદદથી, તેમની અનુકુળતાથી, આપણું પોતાનું શ્રેયસ્ સાધી લઇએ; તે છે. વૃદ્ધાવસ્થામાં ખાવા માટે, આછો પાતળો રોટલો મળે; અને પહેરવા આછાં પાતળાં વસ્ત્રો મળે; તો તેથી જરાએ અકળાવું નહીં; પણ શ્રેયસ્ ન સાધી શકાય; તો અવશ્ય અકળાવું. ગભરાઈ જવું; મુંજાઈ જવું. વૃદ્ધાવસ્થામાં એક ઘડી, તે લાખેણી વહી જાય છે; એમ સમજવું. વૃદ્ધોને કદિ ધંધારોજગારમાં કુટાવું પડતું હોય; તો; ત્યાં પણ, બે પાંચ ઘડી કામકાજ કરી, શ્રીહરિની સામું જોવું. '**હે હરિ ! હું આપને શરણે છઉં. હું આપને વિસારૂં-પણ આપ મને ન વિસારશો. જો જો હો ! આ ફેરો ફોગટ ન થાય.**' આટલો પોકાર કરતાજ રહેવું. આ પોકાર હૃદયથી કરવો; ( મોટેથી નહીં. આસપાસ કોઇને સંભળાવવાની જરૂર નથી. ) વળી દીનતાથી કરવો. કારણકે **દીનતાવાળો અવાજ, શ્રીહરિને કાને સંભળાય** છે. **ગરજવાનના ગોવિંદ** છે. વિધવાઓએ, વિધુરોએ અને વૃદ્ધોએ, જેમ બને તેમ, સંસાર ઝંખના ઓછી કરીને, આત્મઝંખના વધારવી. આમ કરતાં કરતાં—

**तद्बुद्धयस्-तदात्मानस्-तन्निष्ठास्-तत्परायणाः ॥**
**गच्छंत्यपुनरावृत्तिं, ज्ञाननिर्धूतकल्मषाः** ॥ [ ગીતા અ. ૫. ૧૭ ]

પગથીએ પગથીએ પહાડ ઉપર ચડાય. પણ વિચાર કરજો કે-આ પગથીએ, આપણે આવતાજ નથી. કદિ આવીએ છઇએ; તો બેદરકારી ઘણી છે-દેખાડો ઘણો છે-દંભ ઘણો છે. પાઇના વેપારમાં, રૂપૈયાનું નુકસાન પોસાય નહીં.

૬૧ મા શ્લોકમાં હોલા હોલીને **दीनधियौ**-કંગાલ બુદ્ધિવાળાં કહ્યાં. તેનું કારણ માત્ર એટલુંજ કે-**विमोहितौ**-તેમને વધારે પડતો મોહ થઈ પડયો હતો. સંસારમાં રહીએ. સંસારને ભોગવીએ; પણ સંસાર આપણો નહીં. સંસાર શ્રીહરિનો ! શેઠની દુકાને બેસીને લાખોની હુંડી લખે; પણ ધણીપણું કરવાની મના હોય છે. વિદ્વાન્ હોય; ધનવાન હોય; કે મોટો રાજા હોય; પણ વધારે પડતો મોહ તે કરતો હોય; તો તે કંગાલ છે. **यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ॥१९॥ त्यक्त्वा कर्मफलासंगं, नित्यतृप्तो निराश्रयः ॥ कर्मण्यभिप्रवृत्तोऽपि, नैव किंचित्करोति सः ॥२०॥ निराशीर्यतचित्तात्मा, त्यक्तसर्व परिग्रहः ॥२१॥** વિગેરે વિગેરે ગીતા અ. ૪- અનાસક્ત કર્મયોગમાં છે. જે બરણીમાં તેલ ચોપડયું હોય; તે બરણીમાં ભલે ચીકણો ગોળ ભરો. કારણકે બરણી ઉંધી વાળો-કે ગોળ નીકળી પડે. તેમ જેના હૃદયમાં જ્ઞાન ભર્યું હોય; તે મોહ કરતો જણાય; તો તેમાં થોડી હરકત છે. કારણકે હૃદયમાંથી, મોહને કાઢી મૂકતાં વાર લાગતી નથી. આંધાની જેવી લાકડી; તેવું માનવને તત્ત્વજ્ઞાન. **बहवो ज्ञानतपसा, पूता मद्भावमागताः ॥** [ગીતા. અ. ૪.૧૦]

આ પ્રમાણે કલ્લોલ કરતાં હતાં; તે કુટુંબમાં હવે આફત આવે છે—

एकदा जग्मतुस्तासा–मन्नार्थौ तौ कुटुम्बिनौ ॥
परितः कानने तस्मिन्–नर्थिनौ चेरतुश्चिरम् ॥६२॥
दृष्ट्वा ताँल्लुब्धकः कश्चिद्–यदृच्छातो वनेचरः ॥
जगृहे जालमातत्य, चरतः स्वालयान्तिके ॥६३॥
कपोतश्च कपोती च, प्रजापोषेसदोत्सुकौ ॥
गतौ पोषणमादाय, स्वनीडमुपजग्मतुः ॥६४॥

અર્થ—એક દિવસે એવું બન્યું કે-તે ધણી ધણીયાણી-હોલો હોલી, બચ્ચાંઓ માટે અન્ન લેવાં ગયાં હતાં. તે અન્નની લાલચથી, તે વનમાં ઘણીવાર સુધી ફર્યાં. [૬૨] પછવાડેથી વનમાં ફરનાર કોઇ પારાધીએ, અનાયાસે તે બચ્ચાંઓ માળાની પાસે ઉડતાં જોઈને, જાળ નાંખીને પકડી લીધાં. [૬૩] બચ્ચાંઓનું પોષણ કરવામાં નિરંતર ધ્યાન રાખનારાં-તે હોલો અને હોલી, વનમાંથી ખાવાનું લઇને, પોતાના માળા પાસે આવ્યાં. [૬૪]

૬૨ થી ૬૪ વિવેચન—

કેમ સમજાય છે ને? આ તો એકાદશ ! નર્યું ધર્મામૃત ! પ્રેમથી સાંભળો.

**प्रजाः पुपुषतुः**—પ્રજાનું પાલન-પશુપક્ષી અને મનુષ્યો, તમામ પ્રજાનું પાલન કરે છે. જે મનુષ્યો પ્રજાનું પાલન કરતાં, પાપ કરતાં હોય; તે પશુપક્ષી કરતાં, ઓછી અક્કલવાળાં છે. 'પાપનો ભારો પાપ કરે; તેનેજ ઉપાડવો પડે;' એ સિદ્ધ વાતમાં જરા પણ શંકા કરવી નહીં. જેને કીડીયો ચડે; તે અકળાઇ જાય; જેના પેરણમાં બે પાંચ માકડ પેઠા હોય; તે અકળાઇ જાય; તેમ જેના ધંધામાં પાપ હોય; તેણે અવશ્ય અકળાઇ જવું ઘટે. પોતે પોતાના ધંધાને અવારનવાર તપાસવો જોઈએ. અપૂર્ણ.

---

**પાટણ હારીજ**—પાટણ હારીજની વાત કરી લઉં તો ઠીક—

**પાટણ**—ફાગળ સુદી ૧૪ ગુરૂવાર સવારની ગાડીમાં નીકળી પાટણ પહોંચ્યા. અહીંથી સાથે સાંકડીશેરીવાળા ભાઈશ્રી મણિલાલ લલ્લુભાઈ હતા. રામજીમંદિરના પંડિતજી આત્મારામ (કડાવાળા,) આયુર્વેદ પાઠશાળાના અધ્યાપક ત્રીકમલાલભાઈ (સિદ્ધપુરવાળા,)

---

૬૨ પદચ્છેદ—**एकदा**-એક દિવસે. **तासां अन्नार्थौ तौ कुटुंबिनौ**-તે બચ્ચાંઓના અન્ન માટે તે બે ધણીધણીયાણી. **तस्मिन् कानने परितः**-તે વનમાં પાસેજ. **अर्थिनौ चिरम् चेरतुः**-અન્નની કામનાવાળાં, લાંબો વખત આમતેમ ફર્યાં.

૬૩ પદચ્છેદ—**स्वस्य आलयस्य अंतिके यदृच्छातः चरतः**-પોતાના માળાની આસપાસ અનાયાસે ઉડતાં. **तान् दृष्ट्वा**-તેમને જોઇને. **कश्चित् वनेचरः लुब्धकः**-કોઇ વનમાં ફરતાં પરાધીએ. **जालं आतत्य**-જાલ પાથરીને. **जगृहे**-પકડી લીધાં.

૬૪ પદચ્છેદ—**प्रजापोषे सदा उत्सुकौ**-પ્રજાના પોષણમાં સદા ઉત્સાહ રાખનારાં. **कपोतः च कपोती च**-હોલો અને હોલી. **पोषणं आदाय**-અન્ન લઇને. **स्वनीडं उपजग्मतुः**-પોતાના માળા તરફ આવ્યાં.

દ્વારકાદાસ અનોપરામભાઈ વિગેરે સ્ટેશને સામા આવ્યા હતા. સંતમહાત્મા ધનુષ્યધારી મહારાજનો પ્રેમ ઘણો હતો. તેમનું નિર્માનીપણું, અને તેમનો ભાવ, શ્રીરામચંદ્રજીના ચરણની સેવામાંથી નીતરી આવ્યો હોય; એમ જણાતું હતું. પંડિતજી આત્મારામ પણ એવાજ ! હુતાશણીનો આનંદ, અને રામાયણનો રંગ ! રાત્રે રામાયણ, અને સવારમાં 'સાધનપંચક' વંચાતાં હતાં. હારીજથી ભાઈશ્રી રવજીભાઇ મોહન, ભુધરલવજી તથા વૈકુંઠરામ લવજી સામે આવ્યા હતા. વસ્તુ હોય ત્યાં ઉભરાય. પ્રેમ ઢાંકયો રહે નહીં. પાટણમાં સાળવી લહેરૂભાઇ ક. ને ત્યાં પટોળાં જોયાં. પુસ્તકમાં વાંચ્યા હતાં; પણ તેની કારીગીરીનો અને કીંમતનો ખ્યાલ નહોતો કારીગીરી ખતમ હતી. એકની કીંમત સવાસો રૂપૈયા સુધી હતી. તેને જોતાં વિચાર થાય કે-શું ભારતમાં આવા કારીગર છે ? પટોળાં પહેરનારી કેવી હશે ! કયા ઓરડા ઓપતી હશે ! કેવા ભાગ્યશાળી પતિને પ્રસન્ન કરતી હશે !

જુનાં પાટણનાં ખંડેર જોયાં. જ્યાં એકવખત વનરાજ ચાવડો, મૂળરાજ સોલંકી, સિદ્ધરાજ જયસિંહ વિગેરે રાજાઓ, પોતાનાં ઘોડાં દોડાવતા હતા. ત્યાં હાલ પડી ગએલા કીલ્લામાં, ભદ્રકાળીનું મંદિર છે. પાસે રાણીવાવ, સહસ્રલિંગ તળાવ, અને દામોદર કુવો છે. આ બધાં ખંડેર છે. જુનાં પાટણનાં ખંડેરો બોલી રહ્યાં છે કે–ઉપદેશ આપી રહ્યાં છે કે– 'સિદ્ધરાજે રાણકદેવીને તથા જસમાને સતાવીને, આ પાયમાલીને આમંત્રણ મોકલ્યાં હતાં. કરણઘેલો માધવદીવાનની સ્રીને જોઇને ઘેલો થયો. તેણે પાટણની પાયમાલી પૂરી કરી. સાથે ગુજરાત પણ પાયમાલ થયું. કનક અને કામની, સદુપયોગી થાય; તો માનવતામાં શણગાર પૂરે; અને દુરૂપયોગ થાય; તો માનવતાને તોડી ફોડી નાંખે; એવું તે તીક્ષ્ણ ઝેર છે. શાસ્ત્રોનાં અને સંતોનાં વચનો, સાંભળ્યાં; પણ માન્યાં નહીં; તે ભુંડે હાલે મુવા; અને અનેકને મારતા ગયા.'

પાટણનો નાગરવાડો—ત્યાં નિલકંઠ મહાદેવનાં તથા હડકેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં. હડકેશ્વરના એક ભાગમાં, કેશવની વીરપૂજા, અને તેમનાં પત્ની સતીની સ્રીપૂજા અવશ્ય થવી જોઇએ. માધવની તથા તેમની પત્નીની છબીયો, મળી આવે; તો તે પણ ત્યાં રાખવી જોઇએ. 'ભાભીના શીયળ માટે, માથું આપતાં આવડે, તેજ ભાભીનો લાડકો દીયર થઇ શકે;' એમ કેશવ કહેતો ગયો છે. શીયળ માટે મરતાં આવડે; તેજ સ્રી, એમ સતી કહેતાં ગયાં છે આજકાલ સુધરેલી અમુક નાગરાણીઓ, શીયળની કીંમત પાઈ, બેપાઈ આંકે છે. તે ત્યાં અનાયાસે દર્શને આવે; તો તેમને ખાત્રી થાય કે–શીયળ અનેક વીરોના માથાં કરતાં મોંઘું છે. પરણેલા વરઘોડીયાં, હડકેશ્વરને પગે લાગે; તેમ વીર કેશવને અને સતીને પણ પગે લાગે. વીર કેશવની અને સતીની વાત સાંભળે આ બધી વાતો નાગરભાઇઓને કરી હતી. ભાઇશ્રી નરભેરામભાઇ જમીયતરામ, રા. રા. અનિરૂદ્ધલાલ વકીલ, કૃષ્ણલાલભાઈ, કાંતિશંકરભાઇ (અંબાના ઉપાસક,) નરભેશંકર કીરપારામ, ચુનીલાલ પ્રાણશંકર વિગેરે સજ્જનો, અમને મળ્યા હતા. નાગરોના જ્યાં જ્યાં હાડકેશ્વર હોય; ત્યાં ત્યાં કેશવની વીરપૂજા, અને સતીની સ્રીપુજા, અવશ્ય થવી જોઇએ. પડતી દુનિયાને બચાવે; અવાં તેમનાં ઉત્તમ ચારિત્ર છે. વીરોનાં પૂજન કરવાં યુરોપ એમેરિકા જવું; તે પહેલાં ઘરના વીરોને ઓળખવા જોઇએ. સુરતમાં ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ–ગુજરાતી પત્રના માલીક. વડોદરામાં શ્રી નૃસિંહાચાર્ય; નડીયાદમાં મનઃસુખરામ સૂર્યરામ, ગોવર્ધનરામ માધવરામ, મણિભાઈ નભુભાઇ વિગેરે; પેટલાદમાં મણિભાઈ જશભાઇ, વિગેરે. ભાવનગરમાં સદ્દગત ગગાભાઇ અને શામળભાઇ;

જુનાગઢમાં ગોકુળજી ઝાલા અને રાયજીભાઇ; નગરમાં વૈદરાજ બાવાભાઈ અ. વિગેરે રત્નોને, કોઇ ઠેકાણે એકઠા ન કર્યા હોય; તો કરવા જેવા છે. વંદન કરીએ વીરોને! સદ્દગત ગગાભાઇ, ગોકુળજી ઝાલા અને શામળદાસ, માત્ર દીવાનજ નહીં; માત્ર રાજદ્વારી પુરૂષોજ નહીં. પણ વેદાંતી-તત્ત્વજ્ઞાનના અભ્યાસી. એકબીજાના પત્રોમાં પણ તત્ત્વજ્ઞાનના પ્રશ્નોત્તરો! રા. રા. મનઃસુખરામ સૂર્યરામે, સંવત ૧૯૩૭ માં ગોકુળજી ઝાલાનું પત્રચિત્ર સહિત જીવન-ચરિત્ર લખીને છપાવ્યું છે. તેમાં ઉપર જણાવેલા રાજર્ષિઓના, કેટલાએક સુંદર પત્રો પણ છે. ડાહ્યા ડાહ્યા નાગરોને પૂછીએ કે-આ પુસ્તક જોયું છે? વાંચ્યું છે? વિચાર્યું છે? ન કર્યું હોય; તો કરજો. આતો વીરોની વીરપોથી! જ્ઞાનીઓની જ્ઞાનગોષ્ઠિ! અને જ્ઞાતિનાં ગૌરવ!

ફાગણુ વસંત ખેલી-ખૂબ રંગ ઉછાળી—વદી ૧ શનીવારે સાંજે હારિજ જવા ગાડીમાં બેઠા.

**હારીજ**—સામૈયાની ધામધૂમ કરવાની મના કરી હતી; તોપણ રાત્રે ૮ વાગે સ્ટેશને ઉતરતાં, અનેક સગાવહાલાં-ભાઇઓ તથા બ્હેનો-હાજર થઇ ગયાં હતાં. શ્રીહરિની જય બોલાવતાં બોલાવતાં, ગામ તરફ સૌ ચાલ્યાં. ચાલતાં રંગ જામ્યો. મંડળની આગળ આગળ ચાલતાં, પાછું મુખ કરીને, કાંઠો સમુદ્રને રોકે; તેમ મંડળને અમે રોકવા માંડયું. ધૂન મચી-શૂર વધ્યું. આમ ધીમે ધીમે લુવાણાની વાડીમાં સૌ પેઠા. અહીં સૌને વીખેરી નાખ-વાનાં હતાં. તો પણ તેમને 'જાઓ!' એમ કહેવાય કેમ? બે ત્રણ મીનીટ વિરમી, રંગ ઉછાળ્યો. સૌને એમ કહ્યું કે-'હું અહીં આપને, એકજ વાત કરવા આવ્યો છઉં, તે એ કે-

"આ મનુષ્યાદેહનું ટાણુંરે; આ મનુષ્યાદેહનું ટાણુંરે—
વાલીડા પાછું નહીં મળે હોજી!
માટે-' આવ્યો અવસર, એળે ન ચાલ્યો જાય;
હાં-આવ્યો અવસર એળે ન ચાલ્યો જાય—હો-મનુષ્યાદેહ૦"

ભાઇમળે; બાપમળે; સ્રીને પતિમળે; પતિને સ્રીમળે. અપુત્રને પુત્રો મળે; નિર્ધનને ધન મળે; રાજમળે, ગજરાજ મળે; પણ સંતોનો સમાગમ; મોટા પુણ્ય વિના ન મળે; તે લાભ આજે અમને અને તમને સૌને મળ્યો છે. તેનો લાભ લેજો. ઘરમાં કામકાજ ઘણાં હશે. પણ દૂર મુકવા જેવાં કામકાજને, બે દિવસ દૂર મુકજો; અને કરવાંજ પડે; એવાં કામકાજને ત્વરાથી કરી લેજો. બાકીનો સમય કયાં? કે અહીં-વાડીમાં. બસ! અત્યારે આટલીજ વાત! હવે સવારે ૮ થી ૧૦ ફાગણનો અંક, અને રાત્રે ૮ થી ૧૦ મોક્ષવાણી-રામાયણમાંથી ચુંટેલા પ્રસંગો.

સવારમાં કથા કર્યા પછી પૂજ્ય બ્રહ્મચારી મહારાજનાં દર્શન કર્યાં.

આ પ્રમાણે રવિ, સોમ મંગળ બુધની સવાર સુધી ચાલ્યું. ધૂન પણ મચતી હતી. શ્રીરણછોડ જ્યારે વાણીમાં વિચરતા હતા; ત્યારે સાકર કેરા કરા પડતા હતા. પતાસાં છૂટથી ફેંકવામાં આવતાં હતાં. ટોકરશી રૂપશીને આંગણે, નરી સાકર વેરાતી હતી. શ્રીહરિનાં નામ, અને સાકર! સંતોના પગલાં, અને સાકર! આંગણે લીલાં તોરણ બાંધ્યા હતાં. નીચે જણાવેલાં ગામડેથી, સામે બતાવ્યાં છે, તે માનવીઓ ત્યાં આવ્યાં હતાં.

વારાહી—હારીજથી ૨૦ ગાઉ છેટે-ભગવતી શંકરભાઇ દામોદર, (સંતસંગ મંડળ ચલાવે છે.) વાલજી મોતીરામ, કેશવરામ પુંજારામ, અંબારામ પ્રેમજી, છગનલાલ નરભેરામ, લક્ષ્મીરામ નરસીંગ, ટોકરલાલ સાંકળચંદ.

કોલીવાડા—હારીજથી ૨૦ ગાઉ છેટે-વજેરામ પ્રાગજી, ખેંગાર અમરશી, હરખજી રણછોડ, દલપત ભવાન, વીઠ્ઠલ વશરામ. [વજેરામ દૈવી જીવ છે.]

લોલાડા—હારીજથી દસગાઉ છેટે-શિવલાલ પિતાંબર, રેવાબ્હેન લુવાણા, તથા લુવાણા સંતોક કુબેર. [જતન બ્હેન રહી ગયાં.]

ચંદુર મોટી—હારીજથી ૮ ગાઉ દૂર-ધારશીભાઈ કાનજી, ઉમેદરામ મોતીરામ, માનચંદ પાનાચંદ, કુબેર કેશવરામ, ડાહ્યાલાલ હરજી, રતનશી ડાહ્યાલાલ, ઠાકોર માધુજી કુબેરજી, રબારી કરસન, ધાંચજા ધના હીરા.

દુધખા—હારીજથી ૮ ગાઉ દૂર-મનસુખરામ ત્રિભોવન, મગનલાલ મનજી.

વરાણા—હારીજથી ૮ ગાઉ દૂર-ખેંગાર હરજીવન, સાધુ ભુધરદાસ નથુરામદાસ, પટેલ પંચાણુ ખોડા, શંધવ રામસિંગ નથુ.

ભદ્રાડા—હારીજથી ૧૨ ગાઉ-દાના જેસિંગ, બાવાજી નરસંગજી.

ઉંણુ—હારીજથી દસ ગાઉ-દેવરામ મુળજી.

રાફુ—ભક્તરાજ મણીરામનું ગામ-ધારશીભાઇ મનજી, ગીરધરલાલ લખીરામ.

ટુવડ—ભગવતી જીજીબાઇ લુહાણા, રામાયણના રસીયાં. સાધુ પ્રેમદાસ જેરામદાસજી, સંતોકબાઇ તથા લક્ષ્મીબાઇ.

ગુજરવાડા—છગાઉ છેટે-વિપ્ર જગન્નાથ અમૃતરામ વ્યાસ, પ્રહલાદજી માંનજી ઠક્કર, લુહાર ગણેશ મોહનલાલ.

ચંદ્રમાણા—હારીજથી ૫ ગાઉ-વિપ્ર નથુરામ રામશંકર ( આંખે અંધ; પણ ભજનીક પુરૂષ,) નર્મદાશંકર પુરૂષોત્તમ, ગણપતરામ કેશવરામ, માણેકલાલ મોહનલાલ, ઠાકોર ભીમજી, અખુજી, ઠાકોર ભાવસિંગ ભીમજી, લુવાર મગનલાલ જીવરામ, લુવાર પુરૂષોત્તમ મોરાર.

ઝીલવાણા—હારીજથી ચાર ગાઉ-ગીરધર કાનજી અને મહાદેવ મગન.

માંડલા—કેશવરામ હરચંદ.

જાસનવાડા—ગણપતરામ નથુરામ.

ઉપરીયાશરા—રતનશી દેવજી.

શમી—હારીજથી ૫ ગાઉ છેટે—નરસીરામ ઉમેદરામ.

મુબારકપરા-હારીજથી છ ગાઉ-લુહાર પુરૂષોત્તમ અરજણ.

થરા—હારીજથી ૧૫ ગાઉ-કેશવરામ કરસન, વજેરામ કરસન, શંકરલાલ કરસન, પ્રાગજી મેઘજી.

વડા—હારીજથી ૧૫ ગાઉ-કેશવરામ ત્રિભોવન,

સાણુસમા—પટેલ અંબારામ અમથારામ, પટેલ કાનજીભાઈ જીવરાજ, પટેલ ગોપાલભાઈ અમીચંદ, ભાવસાર માણેકલાલ ગંગારામ, ભાવસાર શંકરલાલ જોઈતારામ.

શમાસા—પટેલ હરિભાઈ શંકરભાઇ.

કુલ—૨૨ ગામ અને ૭૦ ભકતો. કોઈ ઘોડે, કોઈ ઉંટ પર, કોઈ ગાડે, અને કોઇ પગપાળા એમ તકલીફ ઉઠાવીને, સમુહમાં પધાર્યા હતા. વળી વાડીમાં ભોજન-રોટલી અને દાળ ભાત હતું. લાડુ જમવા લાખ આવે; અને રોટલી દાળ ભાત જમવા, મરદના દિકરા આવે. ધનવિદ્યાના ઘમંડી, ત્યાં પગલું પણ ન મૂકી શકે; એવો આ દૈવી મેળો હતો.

આતો શ્રીહરિનાં વ્હાલાં રમકડાં! આપણે ઘેર ક્યાંથી! હુંતો જ્ઞાનરંક! તથા ધનરંક! તેમને શું આપી શકું! તેમને વારંવાર વંદન કર્યું. તેમને નમીને બે પાંચ ભગવદ્ વાર્તા કરી. પાટણમાં શ્રીરામજીએ વસંતનો રંગ છાંટીને, દુપટ્ટો આપ્યો હતો. તે દુપટ્ટો કેડે બાંધીને, વસંતોત્સવ ઉજવ્યો. રાત્રે ૧૦ પછી પુરૂષોને ગરબાની હીચ પણ લેવરાવી. નાચું નચાવું; ગાઉં ગવરાવું! રમુ રમાડું! હવે ઘડી તડી છઉં. માટે આવી તકની પળે પળ, પકડી લેવા સાવધાન હતો. સોમવાર બપોરે બે થી ૩ ટોકરશીભાઇને ઘેર, હારીજ ગામની સ્ત્રિયોનો મોટો મેળો હતો. તેમને પ્રથમ આચારની વાતો કરી. પછી પતિ સેવા, સાસુ સસરાની સેવા, તથા સૌ હાથે હળીમળીને રહેવામાં જે મજા છે; તે મજા કજીયામાં નથી; એમ વિવેકથી સૂચવ્યું. મંગળવારે સાંજે ૪ થી ૫ શેટ રવજીભાઈ મોહનલાલને ત્યાં મંડળ સાથે ભગવદ્ વાર્તા કીર્તન વિગેરે કર્યું. ત્યાંથી પાછા વળતા બ્રહ્મચારી મહારાજના મંદિરમાં જઈ; તેમને વંદન કરીને, બે કીર્તન વડીલશ્રીના મુખથી સાંભળ્યાં.

ચાર દિવસમાં એક દિવસ લાડુ બનાવ્યા હતા. લુવાણા ક્ષત્રિય છે. બીજા કલાસના છે. પણ આચારે ઉતરી ગયા છે. પેરણ પહેરીને જમે છે. અહીં સૌ પેરણ ઉતારીને જમવા બેઠા હતા. વાડીમાં રંધોળી પાડી હતી. શ્લોકો બોલાતા હતા. ધીમે ધીમે બગડયા; તેમ ધીમે ધીમે સુધરવાની ઘણીજ જરૂર છે. હવે પછી- ઘેર ગયા પછી પણ–પેરણ વિગેરે ઉતારીને જમવું; અને કંતાન, કામળી અગર અબોટીયું પહેરીને જમવું. કંતાન કામળીનો મોટો ખર્ચ નથી; અને તે પહેરવાથી કોઈ ટિકા કરે; તો તેથી ડરવાનું નથી. શાસ્ત્રો એ અને સંતોએ ઘણું કહ્યું; શ્રોતાઓએ સાંભળ્યું પણ ઘણું; પણ જેમણે પાળ્યું; તેમનેજ શ્રવણનું ફળ મળ્યું. ધર્મ સાવધાનનો છે. ઢેઢવાડે અવતર્યા; પણ સાવધાન હતા; તે ફાવી ગયા; અને બ્રાહ્મણવાડે અવતર્યા; પણ બેદરકાર રહ્યા; તે હારી ગયા. આવી આવી અનેક વાતો કરીને, બુધવારે સવારમાં વિદાય માગી. મુંબઈ સમાચારમાંથી–'ફરી તમે આવજો; ફરી તમે આવજો' જ્યારે ગવાતું હતું; ત્યારે તેમનો સૌનો પ્રેમ જોઈને, અંતર ઉભરાતું હતું. મોહ ખોટો; મોહ બંધન કરે; પણ આવા ભગવદ્ લાડીલાઓમાં મોહ થાય; તો ડાકોર વાળો હાક મારતાં દોડયો આવે. 'વંદન કરૂં એ દેવને; જેણે આપી આવી સેવ.' બસ! વધારે ન બોલી શકું! સંસારમાં બેઠા હોય; તેમને સંયોગ વિયોગ થાયજ. જ્યાં હો; ત્યાં મોક્ષપત્રિકા પ્રેમથી વાંચજો–વિચારજો. પાનું ફરે; અને સોનું ખરે. બુધવારે બપોરે દોઢ વાગે ન નીકળી શકયા. ગુરૂવારે સવારે પાંચની ગાડીમાં બેઠા. ચાણસમાને સ્ટેશને ભાઇઓ તેડવા આવ્યા હતા. પણ ત્યાં ન ઉતરી શકયા. અગીઆરે અમદાવાદ આવી પહોંચ્યા.

**આ પ્રતાપ કોનો**?—દેખાય છે?–સમજાય છે? આ પ્રતાપ શ્રીહરિનો. પછી મોક્ષપત્રિકાનો પ્રતાપ. આ બધાને અમે દેખ્યા નહોતા. તેમણે અમને દેખ્યા નહોતા. માત્ર મોક્ષપત્રિકા વાંચીને, તેઓ ઉભરાયા. એટલા માટેજ આપને મોક્ષપત્રિકાનો પ્રચાર કરવા, વારંવાર ભલામણ કરૂં છઉં. ગ્રાહક વધારવા, અથવા લવાજમ કમાવવા, પ્રયત્ન નથી; પણ પુણ્ય કમાવા પ્રયત્ન છે. સમજાય; તો સમજજો! સાચું સમજાય; તો જ્યાં હો; ત્યાં મોક્ષપત્રિકાનો પ્રચાર કરવા પ્રયત્ન કરજોજી. લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

હવે આવતી સાલમાં મળશું. પુસ્તક ૧૭ મું સમાપ્ત.

# કંકોત્રી.

'કંકુ છાંટીને લખું રે-કંકોતરી,

આવો ! આવો ! પ્રભુનાં જન ! કહું મોંઘી વાતડી !'

વૈશાક શુદી ૧૫ વાર મંગળ તા. ૨૫-૫-૩૭, આ અમારા શરીરને સાઠ વરસ પુરાં થાય છે. વરસની વડાઈ નથી; પણ પ્રભુકૃપા ચાલુ રહી છે; તેની વડાઈ છે. તો તે દિવસે થોડીક શુભક્રિયા કરીએ ! અત્યાર સુધીનાં નામાં ઠામાં કાંઈક સમજી લઇએ અનેક અપરાધોમાં બેઠા છઇએ. અપરાધોની સૌ પાસે માફી માગી લઇએ ! અમારા ડોઢડહાપણનો પાર નથી; તે ડોઢડહાપણને ઘડી બેઘડી સંકેલી લઇ, શ્રીહરિના ચરણમાં માથું મૂકીએ !

આ ક્રિયા ડાકોરમુકામે ગોમતીતટે, ગાયકવાડની હવેલીમાં, સવારમાં ૯ થી ૧૦-૩૦ થશે. શાંતિથી બેસતાં-બોલતાં-જમતાં અને રમતાં આવડે; તેમનેજ આ આમંત્રણ છે પુછ્યા વિના બોલાય નહીં. સાથે બાળકો અગર એવી બીજી કોઈ ઉપાધિ લાવવી નહીં પોતાને ગમે ત્યાં ઉતારો કરી લેવાની રજા છે. ત્યાં ન આવી શકો; તો જ્યાં હો-ત્યાં, તે દિવસે સવારમાં ૯ થી ૧૦-૩૦ શુભ વાસનાઓને હૃદયમાં વાવજોજી. અમારી વૃત્તિ શ્રીહરિના ચરણમાં ટકી રહે; એવા શુભ આશીર્વાદ પણ તે સમયે આપજોજી. બાદ આપને સૌને પ્રણામ-પ્રણામ-પ્રણામ. [ છે-જોવા જેવું ! પણ શાંતિવાળાને ]

મોક્ષમંદિર, **અમદાવાદ**
ચૈત્ર વદી ૧૧ ૧૯૯૩

લી. **રામશંકર મોનજીના**
ઘણા ઘણા હેતથી જયશ્રીકૃષ્ણ.

ડાયમંડ જ્યુબિલી પ્રેસ-અમદાવાદ

ફ્રૂ. નં. ૭૨ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્‌ભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદમાં અવધૂતનો બોધ ].

તંત્રી અને પ્રકાશક–**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર–**અમદાવાદ.**
**અમદાવાદ**–ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૮ મું.] વૈશાક ૧૯૮૩. [અંક ૧ લો

**લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રી કૃષ્ણ !**

જ્ઞાનભક્તિ અને વૈરાગ્યનાં રસીક ભાઈઓ તથા બ્હેનો ! નવા વરસના મંગળપ્રભાતમાં, આપને સૌને જયશ્રીકૃષ્ણ કહું ! આપ સૌ આવી પહોંચ્યાં ખરાં ! પડકાર સાંભળી, મરદનાં ઘોડાં મેદાને આવીને ઉભાં રહે. કાયર વિચાર કરે; ઢીલ કરે. વરસ પુરૂં થતાં મેં તો ખંખેર્યાં, ખખડાવ્યા, કે ગરજવાન્ હો; તેજ ચાલ્યા આવો. આ વાતની આપને જરૂર ન હોય; તો ખસી જાઓ. નકામી ભીડ કરવી, રહેવા દ્યો. ચૌટે માલ ઘણો; પણ લેનારને માટે !

હવે આવ્યાં છો; ત્યારે—હવે મળ્યાં છો; ત્યારે–મેળાપને સફળ કરજોજી. કરોડો દેતાં ન મળે; તેવો મનુષ્યાદેહ ! તેમાં સમ્રાટના જેવા વૈભવ હોય; પણ ત્યાં જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ માટે, અવકાશ કે ઉત્સાહ હોય નહીં. સમ્રાટોની સમૃદ્ધિ, સમાગમના સુખ પાસે તુચ્છ છે. સુંદરીઓના વિલાસ, સમાગમના સુખ પાસે પાસે ક્ષુદ્ર છે. બસ ! સાનમાં સમજી જાઓ !

> તાત મિલે, પુનિ માત મિલે, સુત ભ્રાત મિલે, યુવતી સુખદાઈ;
> રાજ મિલે, ગજ બાજિ મિલે, સબ સાજ મિલે, મન વાંછિત પાય.
> લોક મિલે, સુરલોક મિલે, વિધિ લોક મિલે, વૈકુંઠ હુ જાઈ,
> સુંદર ઔર મિલે, સબહિ સુખ, સંત સમાગમ દુર્લભ ભાઈ.

તે અહીં મળ્યું છે; માટે પત્રિકા વાંચવામાં, અને વિચારવામાં, જરા પણ પ્રમાદ કરશો નહીં જી. આવ્યા અવસરને ઓળખી લેજો. સમયને સફળ કરજોજી. ખોટાં ડહાપણે આપણને બહુ ભમાવ્યાં છે. ડોળા પાણીમાં નિર્મળી નાંખતાં, કચરો તળીએ બેસી જાય. તેમ અત્યાર સુધીમાં વાંચેલી, સાંભળેલી અનેક વાતોનો કચરો–તર્ક વિતર્કો, શ્રીકૃષ્ણની વાણી સાંભળતાં શમી જશે.

આપ ગમે તે હશો; પણ 'હું બધું જાણું છું.' એવું ભુત વળગ્યું હશે. એકાદશનું પાન કરતાં, આપ આપના દંભને ઓળખી શકશોજી. દુનિયામાં ધર્મ ઘણા; શાસ્ત્રો ઘણાં;

મંતવ્યો પણ ઘણાં; તોપણ શ્રીકૃષ્ણ જેવા વક્તા, અને ઉદ્ધવ જેવા શ્રોતા, જગતે હજી દેખ્યા નથી. પરમ કલ્યાણની વાતો કરી છે. ટિકીટ લીધા પછી, અને ગાડીમાં બેઠા પછી, વિદાય વખતે, જે વાતો વડીલ કરે; તે ભાગ્યશાળી પુત્રના લાભનીજ હોય. તેમ શ્રીકૃષ્ણે વિદાય વખતે, બાજી સંકેલતા વખતે, જે વાત કરી; તે ભાગ્યશાળી મુમુક્ષુઓને લાભનીજ હોય. તેમાં મારે કહેવાનું કાંઈ હોયજ નહીં. ગયા વરસમાં માત્ર ચાર અધ્યાયજ થયા છે. જે વેદોમાં સમજાયું નહીં; તેના ખુલાસા ઉપનિષદોમાં થયા. જે ઉપનિષદોમાં સમજાયું નહીં; તે ગીતામાં નીતારી આપ્યું. ગીતામાં પણ જે જે જ્ઞાન ગુપ્ત રહ્યું; સમજાયું નહીં; તે તમામ, અને તેથી કાંઈક વિશેષ, એકાદશમાં ઉતારી આપ્યું છે. રાજને રાજના કાયદા, તેમ માનવતાને માનવના કાયદા ! પાડો કે આખલો, પીનલકોડ સાંભળીને, અચંબો પામે; તેમ માયામાં રચ્યાં પચ્યાં રહેનારાં સ્ત્રીપુરુષો, માનવધર્મ સાંભળીને અચંબો પામે; એવી આ વાતો છે. કંઠે હીરાના હાર પહેર્યા હોય; વળી પંડિત થઈને વિદ્યાના ઘમંડમાં ઘુમતા હોય; બ્રાહ્મણના ઉંચા કુળમાં અવતર્યા હોય; બાર માસે પાંચ પચીસ લાખનો ધર્માદો કરતા હોય; કાશીમાં વાસ કર્યો હોય; પણ માનવતા કેમ સફળ થાય; તે રસ્તો એકાદશ બતાવશે. તે વાત તો, શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણના લાડીલાજ કહે.

પત્રિકાને બરાબર વાંચવાનો, નિર્ણય કરશો; તો–માનવતાનો અંતીમ હેતુ શું છે; તે વાત તમને તુરત સમજાશે. સ્ટેશને પહોંચ્યા; પણ કયાં જવું છે; તે નિર્ણય જેણે ન કર્યો હોય; તે કયાંની ટિકીટ લે ? કઈ ગાડીમાં બેસે ? વિચાર કરી જોજો. એટલે કાંઇક નિર્ણય તો કરજોજી. બસ ! છેવટમાં એટલુંજ કહું કે–આ બધી પ્રભુ કૃપા છે. **'અહીં અમે કયાંથી'** એવી નવાઈ લાગે; તેમના પ્રયત્નમાં ઉત્સાહ પ્રગટે. અમને આ નવાઇએ ઉત્સાહ પ્રગટાવ્યો છે. અમને આ એકજ ગમ્યું; અને ગમે છે. સંસારનાં કામકાજ વેઠ જેવાં લાગ્યાં. વળી હવે ભાગુની ગેરહાજરીમાં તો, પાકી વેઠજ લાગે. સમય ને સફળ કરવાની સુંદર તક, અહીં અમને મળી છે. કરોડો દેતાં ન મળે એવી, મરવા વખતની મોંઘી પળો, જ્યાં ત્યાં ફેંકી દેવાય નહીં. લવાજમ બાકી હોય; તો મોકલી દેવું. પત્ર લખવો, તે પણ ખાસ કામ હોય તો ! તે પણ બે ત્રણ લીંટીમાં ! ચોખ્ખા અક્ષરમાં ! બસ ! નકામી તકલીફમાંથી, તમે મને બચાવી લ્યો. લ્યો ફરી જયશ્રીકૃષ્ણ !

---

અંકો વાંચવા નવરા ન હો; તો રૂમાલથી બાંધીને રાખી મૂકજો. રઝળતા મુકશો નહીં. ગઈ સાલના કોઈ અંકો ખુટતા હોય; તો તુરત લખો. હશે તો મોકલાશે. દરેક અંકની કીંમત ૦–૩–૦ છે. અંકો પુરા હોય; તો તુરત પુસ્તક બંધાવી દેજો. છઆનાના ખર્ચથી, બે રૂપૈયા સચવાશે. આ કોઈ ન્યુસ પેપર નથી. આજે વાંચો; અને કાલે પસ્તી; એવું આ છાપું નથી. જેણે રાજા પરીક્ષિતનો, ધુંધકારીનો, અને તે પછી અનેકનો, ઉદ્ધાર કર્યો; એવી આ જ્ઞાનગંગા છે.

આપ ગમે તે હશો. સ્ત્રી હશો; કે પુરૂષ ! રાજા કે રંક ! ધનવાન કે ગરીબ ! બ્રાહ્મણ કે અત્યંજ ! ભણેલા કે અભણ ! તોપણ ઘરની દીવાલે, ઘરને બારણે, હમેશાં વપરાતી ચોપડીના પુંઠા ઉપર, અને છેવટમાં હૃદયે, મોટા અક્ષરથી લખી રાખો; કે—

**"આ વાત સમજાશે નહીં; ત્યાં સુધી અથડામણ ઉભી રહેશે."**

આ સમજવા પ્રયત્ન થાય; તેજ પ્રયત્ન, બાકી બધું ગદ્ધાવૈતરૂં છે! ઘસારા ખાતું છે! ખોટ ખાતું છે!

પ્રથમથી એકાદશ-વૈશાકના આ અંક પહેલાં, ગઈ સાલનું આખું પુસ્તક તથા ૯૨ પહેલાં ૯૧ માં નીકળેલા ૨૪ ફરમાનું પાકા પુંઠાથી બાંધેલું પુસ્તક આવે; ત્યારેજ પ્રથમથી એકાદશ આપને મળ્યો; એમ ગણાય. ૨૪ ફરમાના પુસ્તકનો રૂપૈયો એક છે. ૯૨ ના પુસ્તકના બંધામણી સાથે ૨-૬-૦ છે. દરેકનું પોસ્ટેજ ત્રણ આના અને ૭ આના જુદું છે.

ગયા અંકમાં છેલ્લે પાને, હારીજનાં સત્સંગમેળાની વાત કરી છે. તે પ્રતાપ માસીકનો છે. વાંચીને રાજી થયા હો; તો તેનો પ્રચાર કરવોજ જોઈએ. ડોશીઓએ પણ આખા વરસમાં, એકાદ જણને, માસીકનો રંગ લગાડવો જોઈએ.

મફત વાંચનારા બહુ ઢીલા છે. એમ કેમ? માસીકથી પ્રસન્ન છો કે કેમ? તે તો લખો! મફત સમજીને વાંચતા નથી?

દશમસ્કંધના નવ વરસનાં પુસ્તકો બંધાઈ ગયા છે. આલ્યાં પણ જાય છે. જરૂર હોય તો વિચારમાં રહેશો નહીં. ધન હશે; પણ પુસ્તક નહીં હોય; ત્યારે ધન નકામું થશે. દશમ અટપટી વસ્તુ છે. તોપણ પ્રેમરસથી ભરેલી વસ્તુ છે. દરેક વરસના પુસ્તકનાં બંધામણી સાથે ૨-૬-૦ છે. ત્રણ ત્રણ વરસના સાથે બાંધેલાની કીંમત ૩ × ૨ = ૭ અને એક રૂપૈયા બંધામણી મળીને, સાત રૂપૈયા છે. પોસ્ટેજ જુદું.

---

# એકાદશ સ્કંધ

## અધ્યાય ૭ મો ચાલુ.

ગયા વરસના ૧૩ મા અંકના ૫૬૪ મા પાનાથી આગળ.

**પ્રજાઃ પુપુષતુઃ** ૬૧ મા શ્લોકમાં છે. તેનું વિવેચન ૬૨ થી ૬૪ નીચે કર્યું છે.

૬૨ થી ૬૪ વિવેચન—

કયાંથી આફતો છૂટશે; અને કયે દિવસે આપણે આંગણે કોલાહલ મચશે; ગમગીની પથરાશે; ખમ્યું ખમાય નહીં; એવું દુઃખ આવીને ઉભું રહેશે; તે કોઈને ખબર પડતી નથી. દલપતરામભાઇ કહે છે કે— પદ.

> નહીં આગળે કાગળેથી જણાવે, નહીં કોઈ સાથે સંદેશો કહાવે;
> તડાકો તમે તોપનો જેમ ટેવો, અરે આવશે એક તો દીન એવો!

રાજા બાદશાહો પણ, આ મરણની આફતમાં અટવાઈ ગયા; અંજાઈ ગયા; મુંજાઈ ગયા. મુંજાઈ મુંજાઈને મરી ગયા. ઇશ્વિરના અવતારો; પેગંબરો, ઓલીઆ, આચાર્યો, મહંતો અને મહાત્માઓ, આ આફતને શરણે થયા. ભીષ્મે અને એવા બીજાઓએ મોતને અટકાવ્યું; પણ અંતે તો ત્યાં જવુંજ પડયું.

બસ! એટલા માટેજ; એટલે આખરને અનુકુળ કરવા માટેજ; મરણના ભયને જીતવા માટેજ; હિંદુ, મુસલમાન, પારસી, યાહુદીઓ, ખ્રીસ્તીઓ અને બીજા તમામ, ખુદા તાલાને પોકારી રહ્યા છે; પાપથી બચવા પળે પળે સાવધાન રહે છે. વળી અનેક મત ભેદમાં મહાલનારા સર્વ ધર્મો, એક મતે બોલ્યા છે કે–'મરણના ભયમાંથી બચવા, જે પ્રયત્ન થાય; તેજ પ્રયત્ન; તેજ માનવતા; તેજ સાચી સમજણ. આ કામમાં જે મહદ

કરે; જરા જેટલી પણ, અનુકુળતા આપે; તેજ સાચો સગો. આવો સગો, આપને કદિ મળ્યો છે? ખંત રાખીને તમને ખોદી નાંખે; સંસારમાંથી ઉખેડી નાંખે; એવો સગો આપને કદિ મળ્યો છે? અમને મળ્યા છે. આ બધો આનંદ એ છે. [લાંબે રાગે—]

'મુને સ્વપ્ને ન ગમે—રે—સંસાર, કહોને કેમ કીજીએ?

**ઠાલા દેખી ભવના ઠાઠ, કહોને કેમ રીઝીએ?'**

તમારે ગરજ ક્યાં છે? તમે હજી જગતને જોઈ રહ્યા છો; તમે તમને પોતાને કદિ જોતા નથી. જગતને ઘેર આફતો દેખીને, હૃદયે આવીને વિચાર કરતા નથી.

ઠાલા ઠાઠમાં ટગાઈ રહ્યા છો. ભવના ઠાઠે અનેકને ઠગ્યા; ભવના ઠાઠે અનેકને વગોવ્યા. બડા બડા પંડિત-મહંત—કે આચાર્યો બન્યા; તો ત્યાં પણ તેમને ઠગવા, ઠાલા ઠાઠ દોડયા આવ્યા. શ્રી આદ્યશંકરાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રી સ્વામીનારાયણ, વિગેરે જે મરદ હતા; તે ઠાલા ઠાઠના પૂરને તરી ગયા. બાકીના ઠાલા ઠાઠના પૂરમાં તણાઈ ગયા. **વંદન હો, એ સંત સુજાનને!** જગતને ઘણા દિવસ જોયા પછી, પોતે પોતાને જોવા, જીજ્ઞાસા પ્રગટાવવી જોઈએ. જેની નજર નીચી નથી; હૃદય સાફ નથી; વાણી પવિત્ર અને મીઠી નથી; માથું નમવા શીખ્યું નથી; હાથ દાન કરવા, અગર સેવા કરવા, શીખ્યા નથી; ત્યાં શુભ વિચાર અથવા સુંદર જીજ્ઞાસા હોય નહીં. એવા રણના મુલકમાં, દંડકની આશા રખાયજ નહીં. કોલેજનાં ભાષણ સાંભળવા, મેટ્રીક તો થવુંજ જોઈએ.

હવે આગળ સાંભળો—

**कपोती स्वात्मजान् वीक्ष्य, बालकाञ्जालसंवृतान् ॥**

**तानभ्यधावत् क्रोशन्ती, क्रोशतो भृशदुःखिता ॥६५॥**

**साऽसकृत् स्नेहगुणिता, दीनचित्ताऽजमायया ॥**

**स्वयं चाबद्धयत शिचा, बद्धान् पश्यन्त्यपस्मृतिः ॥६६॥**

અર્થ—પોતાનાં બાળક બચ્ચાંઓને જાળથી વિંટાએલાં, અને ચીસો નાંખતાં જોઈને, બહુજ દુઃખ પામેલી હોલી, ચીસો નાંખતી નાંખતી, બચ્ચાંઓ તરફ દોડી. (૬૫) નિરંતર સ્નેહથી બંધાએલી, અને ભગવાનની માયાથી રાંક ચિત્તવાળી બનેલી હોલી, બચ્ચાંઓને બંધાએલાં જોતાં છતાં, પોતાની સમજણ ભૂલી જઈને—ભાનભૂલી બની જઈને, પોતે પણ જાળમાં બંધાઇ ગઇ. (૬૬)

---

૬૫ પદછેદ—**स्वात्मजान् बालकान्**—પોતાનાં બચ્ચાંઓને. **जालैः संवृतान्**—જાળથી વિંટાએલાં. **अन्वीक्ष्य**—જોઈને. **भृशं दुःखिता भृशदुःखिता** ઘણીજ દુઃખી થએલી. (**अतः एव**—તેથીજ) **क्रोशंती**—ચીસો પાડતી. **क्रोशतः तान् अभ्यधावत्**—ચીસો નાખતાં બચ્ચાં તરફ તે દોડી.

૬૬ પદચ્છેદ— **सा**—તેણી. **असकृत्**—નિરંતર. **स्नेहेन गुणिता**—સ્નેહથી બંધાએલી. **अजमायया दीनचित्ता**—ભગવાનની માયાથી, રાંક ચિત્તવાળી હોલી. **शिचा**—જાળથી. **बद्धान् पश्यंती अपि**—બચ્ચાંઓને બંધાએલાં જોતી છતી. **अपस्मृतिः**—ભાન ભૂલેલી. **स्वयं च**—પોતે પણ. **शिचा अबद्धयत**—(કર્મણી રૂપ)—જાળથી બંધાઈ ગઈ.

૬૫ થી ૬૬ વિવેચન—

આવું ક્યાં નથી ! જ્યાં જુઓ ત્યાં-**अजमायया दीनधियः**-ભગવાનની માયાથી મોહ પામેલા; અને મોહ પામેલા, માટે રાંક બુદ્ધિવાળા લોકો જ્યાં ત્યાં છે. મોહ મનુષ્યને રાંક બનાવે છે. ઉંડા પાણીમાં ચાલતાં, પગ વિચારીને મુકવો જોઈએ; તેમ આ સંસારમાં સ્નેહ કરતાં, ઘણોજ વિચાર કરવો જોઈએ.

**लोहदारुमयैः पाशैः, पुमान् बद्धो विमुच्यते ॥**
**पुत्रदारमयैः पाशैर्-मुच्यते न कदाचन ॥४८॥**
**यावत् कुरुते जंतुः, संबंधान् मनसः प्रियान् ॥**
**तावंतोऽस्य निखन्यंते, हृदये शोकशंकवः ॥४९॥**

[ ગરૂડ પુરાણ અ. ૧૧ ]

અર્થ—લાકડાના અને લોઢાના પાંજરામાં પુરાએલો માણુસ, કદિ મૂકત થઈ શકે; પણ સ્ત્રી પુત્રાદિની મમતાના પાંજરામાં પૂરાએલો માણુસ, કદિ મૂકત થઈ શકતો નથી. [૪૮] મમતાથી ઘેરાએલો પામર મનુષ્ય-જીવડું, આ સંસારમાં જેને જેને પોતાનું પ્રિય માને છે; તે તમામ, હૃદયમાં લોઢાના ખીલાની માફક ખટકે છે-સાલે છે-પીડે છે. પ્રિય માનેલાં, સુખના કરતાં, દુઃખ વધારે આપે છે. [૪૯]

હજી આગળ સાંભળો—

**कपोतश्चात्मजान् बद्धा-नात्मनोऽप्यधिकान् प्रियान् ॥**
**भार्यां चात्मसमां दीनो, विललापातिदुःखितः ॥६७॥**
**अहो मे पश्यतापाय-मल्पपुण्यस्य दुर्मतेः ॥**
**अतृप्तस्याकृतार्थस्य, गृहस्त्रैवर्गिको हतः ॥६८॥**
**अनुरूपानुकूला च, यस्य मे पतिदेवता ॥**
**शून्ये गृहे मां संत्यज्य, पुत्रैः स्वर्याति साधुभिः ॥६९॥**

૬૭ થી ૬૯ પદચ્છેદ—**कपोतः**-હોલો. **आत्मनः अपि अधिकान् प्रियान् इति आत्मजान् बद्धान्**-પ્રાણ કરતાં પણ વહાલાં બચ્ચાંઓને બંધાએલાં. **च**-અને **आत्मसमां भार्यां**-પોતાને જેવી જોઇએ તેવી સ્ત્રીને. (બંધાએલી જોઇને). **अतिदुःखितः दीनः**-અત્યંત દુઃખી થએલો દીન. **विललाप**-વિલાપ કરવા લાગ્યો. ૬૮ **अहो**-અરે ? **अल्पपुण्यस्य दुर्मतेः इति मे**-હું કે જે થોડાં પુણ્ય વાળો અને મૂર્ખ છઉં તેનો. **अपायम् पश्यत**-આ ઘાણ નીકળી ગયો તે જુઓ ! **अतृप्तस्य**-જેની વિષયસુખની ભુખ ભાંગી નથી એવો. **अकृतार्थस्य**-જેના મનોરથો પુરા થયા નથી તેનો. **गृहः**-ગૃહસ્થાશ્રમ. **त्रयाणां वर्गः त्रिवर्गः, त्रिवर्गः अस्ति अस्मिन् इति गृहः**-જેમાં ધર્મ અર્થ અને કામ ત્રણે સાધી શકાય છે; એનો ગૃહસ્થાશ્રમ. **हतः**-નાશ પામ્યો છે. ૬૯ **अनुरूपा**-યોગ્ય રૂપ વાળી, સુંદર. **अनुकूला**-આજ્ઞાંકિત. **पतिः एव देवता यस्याः सा**-પતિવ્રતા. **यस्य मे**-એવી મારી સ્ત્રી. **शून्ये गृहे मां संत्यज्य**-ખાલી ઘરમાં મને તજીને. **साधुभिः पुत्रैः**-પોતાના સારા પુત્રોની સાથે. **स्वः याति**-સ્વર્ગમાં જાય છે. (**स्वर्** અવ્યય છે).

**सोऽहं शून्ये गृहे दीनो, मृतदारो मृतप्रजः ॥**
**जिजीविषे किमर्थं वा, विधुरो दुःखजीवितः ॥७०॥**

અર્થ—પ્રાણ કરતાં પણ વધારે પ્યારાં બચ્ચાંઓને, અને પોતાને જેવી જોઈએ તેવી સ્ત્રીને, બંધાએલાં જોઇને, બહુજ દુઃખ પામેલો રાંક હોલો, વિલાપ કરવા લાગ્યો કે–[૬૭] "અહો ! હું કે જે થોડાં પુણ્ય વાળો, અને મૂર્ખ છઉં; તેનો આ ઘાણ નીકળી ગયો; તે જુઓ ! કે–જેની વિષયસુખની ભૂખ ભાંગી નથી; એવો, અને મારા મનોરથો પણ પૂરા થયા નથી; ત્યાંજ ધર્મ અર્થ અને કામ સાધી શકાય; એવો મારો ગૃહસ્થાશ્રમ નાશ પામ્યો. [૬૮] જોઇએ તેવી અનુકુળ રહેનારી, અને પતિવ્રતા એવી–આ સ્ત્રી, ઉજડ ઘરમાં મને રઝળાવીને, પોતાના સારા પુત્રોની સાથે, સ્વર્ગમાં જાય છે. [૬૯] રાંક, રાંડેલો (વિધુર), દુઃખ રૂપી જીવતર વાળો, જેનાં છોકરાં મરી ગયાં છે એવો, એકલો હું, હવે આ ઉજડ ઘરમાં, શા માટે જીવવાની ઇચ્છા કરૂં ?"[૭૦]

૬૭ થી ૭૦ વિવેચન— [ગઝલ]

વખત પલટાય છે જ્યારે, બધું પલટાય છે ત્યારે–ટેક૦
હતા રાજા બન્યા રંકો, કરમનો વાગતો ડંકો;
હતા રંકો બન્યા રાજા, પ્રયત્નો મુકતા માજા—વખત૦
હતો ખોંખાર અશ્વોનો, ખરો ત્યાં ભુંકતા જોયા;
પડયા જે મોહમાયામાં, અરે ! તે આખરે રોયા—વખત૦

પશુપક્ષીના અવતાર મૂકીને મનુષ્યાવતારમાં પેઠાં; પણ મોહની ગંધ ગઇ નહીં. ઉલટી મજબૂત થઇ. દેખાય છે? તરખલા જેટલી વસ્તુ હતી; તે મેરૂપર્વત જેવી થઇ પડી. મનુષ્યલીલા કરવા પધારેલા શ્રીરામે પણ, સીતાના વિયોગમાં મનુષ્યનો દેખાવ કર્યો હતો; એમ ભવભૂતિ 'ઉત્તમરામચરિત્ર' માં કહે છે—

**प्रियाशोको जीवं, कुसुममिव घर्मो ग्लपयति ॥३०॥** [ત્રીજો અંક]
**प्रियानाशे कृत्स्नं, किल जगदरण्यं हि भवति ॥**
**जगज्जीर्णारण्यं, भवति च कलत्रव्युपरमे ॥३८॥** [છઠ્ઠો અંક]

અર્થ—ઘામથી પુષ્પો બફાઇ જાય–કરમાઇ જાય; તેમ સ્ત્રિના શોકથી જીવ અક-ળાઇ જાય છે. [૩૦] સ્ત્રિના મરણ પછી આ આખું જગત્ વગડા રૂપ બની જાય છે. [૩૦] વગડો વસંતનો નહીં; પણ જેઠ માસનો ! દુકાળીયા વરસનો વગડો, જગત્ બને છે. [૩૮] [ પણ—રામ તે રામ ! ભૂલાં પડતા નહીં ! ]

---

૭૦ પદચ્છેદ– **दीनः**–રાંક. **मृताः दाराः** (બહુ વ.) **यस्य सः मृतदारः–अतः एव विधुरः**–જેની સ્ત્રી મરી ગઇ છે એવો હું વિધુર. **मृताः प्रजाः यस्य सः मृतप्रजः**–જેનાં બચ્ચાં નાશ પામ્યાં છે એવો હું. **दुःखितं जीवितं यस्य सः**–દુઃખી જીવતરવાળો. **शून्ये गृहे**-ઉજડ ઘરમાં, **किं अर्थं जिजीविषे**-શા માટે જીવવાની ઇચ્છા રાખું ? **जिवीतुं इच्छा जिजीविषा**–જીવવાની ઇચ્છા. **जिवीतुं इच्छामि इति जिजीविषे**– પરસ્મૈ પદ થવું જોઇએ; એટલે **जिजीविषामि**–થવું જોઇએ.

આ તો—'વીતી હોય તે જાણે; અજાણ્યો કાંઇ ન જાણે.'

અમને ૯૧ ના ભાદરવા શુદી ૧૧ સોમે વીતી છે. તે પ્રસંગને યાદ કરવા, અવકાશ બહુજ ઓછો છે; તો પણ જ્યારે જ્યારે યાદ આવી જાય છે; ત્યારે હૃદયે આંચકા આવે છે. 'બસ! હવે આમજ!' એમ ઘણીવાર થઇ આવે છે. આ અગ્નિને ઓલવવા, અમારી પાસે, અનેક શાંત-વૈરાગી-સાધનો છે. અમારા અનુભવના ઉદ્‌ગાર, 'મરનારે **મરવું કેવી રીતે?** અને જીવનારે મરનારના વિયોગમાં **જીવવું કેવી રીતે?**' નામના પુસ્તકમાં, આપને ખુલ્લી રીતે કહી બતાવ્યા છે. વ્હાલા સગાને અગર મિત્રને, ઓરડે લઇ જઇને, અંતરની વાતો કરાય; તેમ આપને સૌને, અમારા હૃદયને ઓરડે પધરાવી, અમારી વીતી વિદીત કરી દીધી છે. તમારા ઘરમાં આ પુસ્તક હશેજ. નહોય તો તુરત મંગાવી લ્યો. કીંમત માત્ર પાંચ આના છે. પોસ્ટેજ માફ. ધન હોય; વ્હાલા સગાના વિયોગમાં હો-તો તેની સદ્‌ગતિ અર્થે, સ્નેહીઓને આપવા લાયક વસ્તુ છે. આસપાસ કોઇને મરણનાં બાણ વાગ્યાં હોય; તેમને આ પુસ્તક જરૂર પહોંચાડો. તેમને કાંઇક શાંતિ થશે. દાન અનેક; પણ શાંતિ આપ્યા જેવું દાન, એકે નથી. ગમે તે ધર્મને રૂચે એવો પદાર્થ છે. આપણે માથે અનેક આચાર્યો, અનેક મહંતો, મહાત્માઓ, સાધુ, સન્યાસીઓ, અને બ્રહ્મચારીઓ, મંદિરો અને રામ રામ કરનારી, તથા ગીતાનું જ્ઞાન આપનારી અનેક સંસ્થાઓ છે; પણ આપણે ઓરડે વારંવાર આવીને, **આવી વાતો** કરનારા ક્યાં છે? નથી. આફતમાં દિલાસાની બહુજ જરૂર છે. પડતા ઘરને ટેકા જોઇએ. માટે આ સરલ સાધન તૈયાર કર્યું છે. વંચીને ખાત્રી કરો. મરણ સૌને માથે છે. માટે મરનારે સુખ રૂપ મરતાં શીખવુંજ જોઇએ. મરનારની પાછળ જીવનારને જીવવું ગમે નહીં; તો પણ જીવવુંજ પડે; માટે જીવનારે સુખરૂપ જીવતાં શીખવુંજ જોઇએ. પંડિત પુરાણી જ્ઞાની કે ભક્ત હો; તો પણ—આ પુસ્તક વાંચ્યા પછી મરી જવાય; તો ઠીક છે. [આ મદ નથી-મોહ નથી-માન નથી; અભિમાન નથી; પણ આપને સૌને નમ્ર પ્રાર્થના છે. જમવા જેવો પદાર્થ, સંબંધી જમે તો ઠીક.] જમીને જમાડો. ભણેલા ભૂલાં પડે; એવી મરણની બાજી છે. માનીના માન તોડી નાંખે; એવો મરણનો મામલો છે.

**पठंति वेदशास्त्राणि, बोधयंति परस्परं ॥**
**न जानंति परं तत्त्वं, दर्वी पाकरसं यथा ॥७८॥**

અર્થ—પંડિતો વેદાદિ શાસ્ત્રોનો પાઠ કરે; એક બીજાને તે સંબંધી બોધ પણ કરે; પણ પોતે તેનું રહસ્ય ન સમજે; તો શાકની તપેલીમાં ફરતી કડશી જેવા તે છે. કડશી કામ કરે; પણ શાકના રસને જાણે નહીં. [૭૮]

**વિધવાઓને અને વિધુરોને**—પવિત્ર વિધવા બ્હેનોને, અને પવિત્ર વિધુર ભાઈઓને, કાંઈક કહેવા, ઘણા દિવસથી તલસું છઉં. હોલા હોલી કરતાં આપણે ઉંચ કોટિમાં છઈએ. મોહ એ સાચી માનવતા નથી; પણ નિર્મોહ માનવતાનો સાચો શણગાર છે. માટે રંડાપા સંબંધી થોડી વાતો આજ કરીએ તો ઠીક! આ પ્રસંગે વિધવા વિધુરને મળું; તો ઠીક—

વિધવાઓ! અને વિધુરો! એક બીજાનાં વિયોગમાં હૃદય ખદખદી જતાં હશે. ગોઠાડ્યું ગોઠતું નહીં હોય! મન સમજાવ્યું સમજતું નહીં હોય! શહેર સળગ્યાં ઓલવાય;

પણ હૃદય સરળગ્માં બોલવાય નહીં. કાંઈક કાંઈક યાદ આવી જતાં, હૃદયે આંચકા આવતા હશે. બુદ્ધિ ભમી જતી હશે. મનને જરા જરા ઢીલું મુકવામાં આવે; તો ગાંડ પણ આવી જાય; સહેલાઈથી ગાંડા થઈ જવાય; એવી દશા ભોગવતાં હશો.

[ લાંબે રાગે— ] પદ.

જેને જોતાં, હૃદય મલકે, આંખ સત્કાર આપે;
એને નોખાં, કાળ કરતો, ચિત્ત એ કેમ સાંખે !
થાયે જુદાં, વિધિવશ કદિ, સ્થૂલ એનાં પરાણે;
તો એ એ તો, જરી અલગ ના, ચિત્તની કોણ જાણે ?

અહો હો ! એવાં વ્હાલાંથી વિખુટાં પડતાં, કાળજે કાણાં પડી જાય. પણ જ્યાં એમજ છે; ફેરવ્યું ફેરવાય નહીં—એવું ફરમાન જ્યાં છે; ત્યાં તેમજ રહેવું પડે. ત્યાં શ્રીહરિના શરણ સિવાય, બીજી અનેક વાતો નકામી છે. મા મરતાં, માની માને શરણે રહેવું પડે. પતિ મરતાં, પતિના પતિને શરણે રહેવું પડે.

એકલા પડેલા હોલાનું દુઃખ, ભયંકર હતું; તોપણ મરી છૂટતાં—દીવો બુઝાઈ જતાં, દુઃખ માત્ર શમી ગયું. વિધવા અગર વિધુરને એમ મરી ન છૂટાય; ત્યાંસુધી તેમને જરાએ કળ પડે નહીં. આ દુઃખ ભયંકર છતાં, બહુ થોડાંનાજ ખ્યાલમાં આવે. વ્હાલાં બાંધવો અને પ્યારાં પુત્રાદિ પણ, આ દુઃખને સમજી શકે નહીં. જગમાં એવું એકે જડે નહીં; કે તેમને આ વાત કરી શકાય. મરનાર મળે; તો તેમનેજ આ વાત કરાય. પણ તે તો—'બસ ! હવે નહીં'; એમ કહીને રીસાઈ બેઠા—ચાલ્યા ગયા. શોધ્યા જડે નહીં; એવે સ્થળે જઇને બેઠા. તાર ટપાલ કે ટેલીફોન જ્યાં નહીં; ત્યાં પહોંચ્યા. આવા દુઃખની વાત, કદિ કરવી પડે; ત્યાં, થોડી થોડી કરીએ તો ઠીક; પણ જેટલું દુઃખ થતું હોય; તેટલું કહી નખાય; તો સાંભળનાર ગમે એવું ડાહ્યું હોય—અનુભવી હોય; પોતાને એવોજ ઘા વાગ્યો હોય; તોપણ તે આપણા દુઃખને હસી કાઢે. એટલે આ બાણ જેને વાગ્યું હોય; તેજ સમજી શકે. એક બળદ દસ મણ ભાર ઉપાડી શકે; પણ તેને ૩૦-૪૦ મણ ભાર ઉપાડવો પડે; તો તે વહેલો વહેલો મરી જાય. તેમ સંસારમાં દુઃખ આવે; પણ ભયંકર દુઃખ આવી પડે; તો માનવનું શરીર, વહેલું વહેલું તૂટી ફુટી જાય. ધારેલે સ્થાને પહોંચ્યા પહેલાં, જો નાવ તૂટે; તો તેમાં બેસનારને ભરદરીયે બુડી જવું પડે.

પવિત્ર વિધવાઓ અને પવિત્ર વિધુરો ! આપના ચરણમાં નમસ્કાર કરી, હવે કાંઇક કહું ! તમે ભારતના દેવ દેવીઓ છો. સંયમની શોભા તમે વધારી છે. વ્હાલા શ્રીકૃષ્ણની યાદ આપી, હવે કાંઈક કહું ! આટલું સાંભળ્યું ? આટલું સમજાયું ? અધીરા થઈને આગળ વધશો નહીં. ઉપલી વાત બરાબર સમજી આગળ સાંભળો. ઉપર જુઓ ! છેલ્લી લીટી શું કહે છે ? છેલ્લી લીટીમાં કહ્યું કે ' ધારેલે સ્થાને પહોંચ્યા પહેલાં, જો નાવ તૂટે, તો તેમાં બેસનારને ભરદરીએ બુડી જવું પડે.'

આપણે ભર દરીયે બુડી જવા નીકળ્યાજ નથી. માનવમુસાફરીની શરુઆત યાદ કરો. [ આગળ કાંઈ કહું; તે પહેલાં શાંત અને સ્વસ્થ બની જાઓ ! આસપાસના ગોંધાટમાંથી મનને વાળી, હૃદય મંદિરમાં પાછું લાવો. કહો ! હવે બોલું ? × × × સાંભળો !

આપણે આજ છઇએ; એવડાં મોટાં પહેલાં નહોતાં. નાનાં નાનાં થતાં આવો ! માતાના ખોળામાં સમાઈ જઇએ; એવડાં નાનાં, પહેલાં આપણે હતાં. બોલતાં નહોતું

આવડતું; ચાલતાં નહોતું આવડતું; માત્ર ધાવતાં આવડતું હતું; એવડા નાનાં આપણે હતાં. આટલી વાત તો કબુલ છે ને ? કે તે પણ તદ્દન ભૂલી ગયાં છો ? તેથી પણ આગળ વધીને, આપણે આપણી મુસાફરીની શરુઆત તપાસીએ; તો તે પહેલાં, આપણે આપણી માતાના ગર્ભમાં હતાં. પિતાના વીર્યથી અને માતાના રુધિરથી ગર્ભની ઉત્પત્તિ થઈ. ગર્ભમાં પોષણ મળતાં, નવમાસ થયા. ગર્ભોપનિષદ્ કહે છે કે—

**अथ नवमे मासि, सर्वलक्षणज्ञानसंपूर्णो भवति,**

**पूर्वजातिं स्मरति, शुभाशुभञ्च कर्म विंदति ॥३॥**

[જુઓ અહીંથી ટિકા સાથે બહાર પાડેલું ગર્ભોપનિષદ્ પાનુ ૧૧]

અર્થ—આ ગર્ભ નવમે માસે સર્વ અવયવોથી અને જ્ઞાનેંદ્રિયોથી સંપૂર્ણ બને છે. તેને પોતાની પૂર્વ જાતિનું સ્મરણ થાય છે. તે પોતાનાં સારાં અને ખોટાં કર્મોને સમજી શકે છે. [૩]

આ ઇશ્વિરની અચિંત્ય શક્તિ, અને ઋષિની યોગવિદ્યાનો ચમત્કાર ! આમાં શંકા કરવી; તે હાથમાં દીવો લઇને, ભૂલાં પડવા જેવું થાય.

**पूर्वं योनिसहस्राणि, दृष्ट्वा चैव ततो मया,**

**आहारा विविधा भुक्ताः, पीता नानाविधाः स्तनाः ।** [પાનુ ૧૨ મું]

ગર્ભમાં જીવને યાદ આવે છે કે—'પૂર્વે મેં ઘણાં ઉદરમાં વાસ કર્યો છે. એટલે પૂર્વે મેં ઘણી વખત જન્મો લીધા છે. અને તે વખતે ત્યાં અનેક પ્રકારના ભોજન કર્યાં છે; અને અનેક સ્ત્રિયોના સ્તનનું પાન કર્યું છે. [પૂર્વના અનેક જન્મોની વાત, શ્રી આદ્ય શંકરાચાર્યે પોતાની માતાને સ્પષ્ટ રીતે કહી હતી.]

**जातश्चैव मृतश्चैव, जन्म चैव पुनः पुनः ॥**

અર્થ—મારા જન્મ મરણ વારંવાર થયા છે. જન્મ મરણ જીવનનો કાર્યક્રમ છે.

**मया परिजनस्यार्थे, कृतं कर्म शुभाशुभं ।**
**एकाकी तेन दह्येऽहं, गतास्ते फलभोगिनः ।**
**अहो ! दुःखोदधौ मग्नो, न पश्यामि प्रतिक्रियाम् ॥** [પાનુ ૧૨ મું]

અર્થ—(જ્યાં જ્યાં અવતર્યો હતો ત્યાં) મેં મારા કુટુંબના ભરણ પોષણ માટે અનેક શુભ અને અશુભ કર્મો મેં કર્યાં. તે કર્મોવડે સંબંધીઓને અનેક સુખ થયાં; પણ તે તો મને મૂકીને ચાલ્યાં ગયાં. એટલે તેઓ મારાથી જુદાં પડી ગયાં. અત્યારે અહીં (માતાના ઉદરમાં) હું એકલોજ જઠરાગ્નિથી બળી રહ્યો છઉં. એટલે ગર્ભનાં દુઃખ હું એકલોજ ભોગવી રહ્યો છઉં. [જે જે કર્મ કરે; તેનેજ તેનાં ફળ ભોગવવાં પડે.]

ગર્ભનું અસહ્ય દુઃખ વેઠીને જીવ ઠરાવ કરે છે કે—કોલકરાર કરે છે કે—

**१ यदि योन्याः प्रमुच्येऽहं, तत्प्रपद्ये महेश्वरं,**
**अशुभक्षयकर्तारं, फलमुक्तिप्रदायकम् ॥** [પાનુ ૧૨ મું]

२ यदि योन्याः प्रमुच्येऽहं, तत्प्रपद्ये जनार्दनम्,
अशुभक्षयकर्तारम्, फलमुक्तिप्रदायकम् ॥ [પાનુ ૧૪ મું]

३ यदि योन्याः प्रमुच्येऽहं, तत्सांख्यं योगमभ्यसे ।
अशुभक्षयकर्तारम्, फलमुक्तिप्रदायकम् ॥

४ यदि योन्याः प्रमुंचामि, ध्याये ब्रह्म सनातनम् ॥

અર્થ—[૧] જો માતાના ઉદરમાંથી મને મુક્ત કરવામાં આવે; તો અશુભ કર્મનો ક્ષય કરનાર, અને ફળ તથા મુક્તિ આપનાર, નારાયણ ભગવાનનું શરણુ હું લઉં ! [૨] જો માતાના ઉદરમાંથી મને છોડવામાં આવે; તો અશુભ કર્મના નાશ કરનારા, અને ફળ તથા મુક્તિ આપનારા જનાર્દન ભગવાનનું શરણુ હું લઉં ! [૩] જો મને માતાના ગર્ભમાંથી મુક્ત કરવામાં આવે; તો અશુભ કર્મનો નાશ કરનારાં, અને ફળ તથા મુક્તિ આપનારાં, સાંખ્ય તથા યોગનો હું અભ્યાસ કરૂં. [૪] જો આ ગર્ભમાંથી મને મુક્ત કરો; તો હે નારાયણ ! સનાતન બ્રહ્મનું હું ધ્યાન ધરૂં.

સાંભળો ! સાંભળો ! જન્મ લેવા પહેલાં, સંસાર સાગરને કાંઠે ઉભેલો સમજુ માનવી, જે બોલી રહ્યો છે ! તે તમે અહીં સાંભળ્યું. આ બોલનાર પાડો-ભેંશ, ગાય-બળદ અગર હોલો-કાગડો નથી. આપણે પોતેજ છઈએ. માનવતાની અટારીએ ઉભા રહીને, કરેલા અનેક નિર્ણયોમાં, આ પહેલો નિર્ણય છે. દરેક ધર્મના સંતો, શાસ્ત્રો અને અનુભવીઓ પણ કહે છે કે-'આ એકજ નિર્ણય માનવજીવનનો શણગાર છે.'

આ કોલકરાર કર્યા પછી, ગર્ભમાંથી આપણે બહાર આવ્યા. બહાર આવતાં અનેક જન્મની સ્મૃતિ ચાલી ગઇ. જ્ઞાનને ઠેકાણે અજ્ઞાન છવાઇ રહ્યું [આ શું ? એમ શંકા થાય; તો તે પ્રભુની અકળ કળા. તે સિવાય બીજો જવાબ હોઇ શકે નહીં.] આપણાં ઘર અને આપણો વહીવટ, એટલે માયાનું વાતાવરણ ! બહાર આવતાં, ભુલવણીમાં ભુલાવનારાં મળ્યાં. પ્રથમ [૧] **માતા.** માતાએ કાકા મામા ઓળખાવ્યા. પણ મદાલસાની માફક પુત્રને ચેતવ્યો નહીં. પુત્રને તેના પોતાના સ્વરૂપનું ભાન કદિ કરાવ્યું નહીં. [૨] પછી-**પિતા** પિતાએ ભણી ગણીને વ્યવહાર સાચવવા, અનેક શીખામણો આપી; પણ એમ ન કહ્યું કે-'બેટા ! રામ ભજો તો લીલા લહેર છે; નહીં રે ભજો; તો કાળો કેર છે'' (૩) **નિશાળના મહેતાજી.** મહેતાજીએ 'મા ચા પા, ભા ! આ મધ ખા !' વિગેરે પાઠ આપ્યા; અને લીધા. પણ એમ ન કહ્યું કે-'શ્રીહરિના શરણુ વિના, સાચું રક્ષણુ કોઇનું નથી.' એમ ન કહ્યું કે-'**या विद्या सा विमुक्तये**-જે વિદ્યા મુક્તિ આપે; તેજ વિદ્યા.' (૪) પછી **સ્ત્રી**. મોટી ધામધૂમથી સ્ત્રીને પરણી લાવ્યા. તનમન અને ધન તેને અર્પણ કર્યાં. તેણીએ સાથે રહી વિષય સુખ ભોગવ્યાં. પુત્રાદિ આપીને મોહનાં દોરડાં લાંબા કર્યાં. મોહનાં બંધન મજબુત કર્યાં. વ્યવહારમાં હાણુવા માણુવાનું શીખવ્યું; પણ છાતી ઠોકીને એમ ન કહ્યું કે-'વ્હાલા ! આ ભયંકર ભુલવણી છે. આ ભયંકર ફંદ છે. મારા મોહમાં તમે, અને તમારા મોહમાં હું-ઘેલાં બન્યાં છઇએ ! બસ ! હવે હાંઉ કરી જાઓ ! મારી હુંફમાં તમે, અને તમારી હુંફમાં હું-એમ આપણે બેઉ, શ્રીહરિને ભજી લઇએ; માનવતા સફળ કરી લઇએ; આત્માને ઓળખી લઇએ.' આવા વિચાર કદિ કર્યા નહીં; પણ જેમ મોટા ઘરની મેલી શેતરંજી

ખંખેરાય; ત્યારે લાકડીયોનો ઝપાટો ચાલે; તેમ ઘરડાં દંપતી ખંખેરાય; (એટલે વૃદ્ધાવસ્થા ગાળે;) ત્યારે દિકરા, દિકરી, વહુ, જમાઈ અને વેવાઈના આકરા ઠપકા સાંભળ્યા કરે. આ તેમનો જાણે, સાંખ્યયોગનો અભ્યાસ ન હોય ! (૫) પછી પુત્રો. જમવાનું હોય; તો પુત્રો જાય; અને આભડવાનું હોય; તો બાપા જાય. ( બાપાને સ્મશાનના રસ્તાથી જાણે વાકેફ કરતા નહોય !) સારૂં સારૂં ખાવાનું હોય; વારસો લેવો હોય; તો પુત્રો દોડયા આવે; અને કામ કરવાનું બાપા કહે; ત્યાં મરવા પડે. જયાં એક શબ્દ પણ સામે બોલવાનો હક્ક નથી, જ્યાં હક્કની હદ છે-ત્યાં કેટલાએક મોટા ગધેડા તો, બાપાની સામે બકવાદ પણ કરે છે. તોપણ બાપાને મોહ એટલો બધો છે; કે બાપા પુત્રો માટે, કાળાં ધોળાં કરીને, નરકે જવા તૈયાર રહે છે.

માતા, પિતા, નિશાળનો માસ્તર, પત્ની અને પુત્રો—આ પાંચને આશરે રહીને, જીવે પોતાનું ઘણુ બગાડયું. મોહપાશ મુજબુત કર્યો. સ્ત્રીને પતિ, અને પતિને સ્ત્રી, પહેલાં (નાની ઉંમરમાં) નહોતાં. વચ્ચે મળ્યાં. મળતાં અનેક જન્મોના અનુભવવાળાં વિષયસુખ આગળ આવ્યાં. બેઉ વિષયસુખ માટે, એક બીજામાં લોભાઇ ગયાં. કામાંધ બની ગયાં. સ્ત્રીપુરૂષ એટલે વિષયસુખ, અથવા સંસારસુખ, બીજું કાંઇ નહીં, એટલુજ તેમને દેખાયું. આ સુખમાં વિઘ્ન આવે; તો એકબીજાં ફફડી ઉઠે. પચાસ-સાઠ કે સીત્તેર વરસનાં દંપતી થાય; પણ આ સુખજ સાચું. તેથી આગળ કાંઇ દેખાયજ નહીં. કોઈ ગંધાતી ઓરડીને સાફસુફ કરવા, અનેક પ્રયત્નો કરવા જોઇએ; તેમ ગંધાતા મનને સાફસુફ કરવા, અનેક પ્રયત્નો કરવા જોઇએ. વળી તેમાં મોહ, એટલો બધો દઢ થઇ જાય છે; કે જીવ પોતાની ભૂલ, દેખી શકતોજ નથી. આવા મોહમાં રમતાં રમતાં સ્ત્રી પુરૂષોને, જ્યારે વિખુટા પડવાનું થાય; એમાંથી એકનું મરણ થાય; ત્યારે તેમની દુનિયા આફતથી ઘેરાઈ જાય. એક વિના બીજું આંધળું ! એક વિના બીજું અપંગ ! જેમ રાત પડતાં દીવાની જરૂર; તેમ આફતમાં, જ્ઞાનની જરૂર. દીવો અંધકારને હડસેલી કાઢી મૂકે; તેમ જ્ઞાન આફતને હડસેલી કાઢી મૂકે. જ્ઞાન કહી દે કે—'એકલા આવ્યા હતા; અને એકલા થયા; તેમાં અકળામણ શી !'

આજકાલ વિધવાઓને, પુનર્લગ્ન કરવાની, ભલામણ કરનારા ઘણા છે. સંયમના નિયમ તોડીને, પાપ કરનારી વિધવાઓ માટે, તે ભલામણ છે. કુલીન વિધવાઓને એવી ભલામણ કોઈ કરી શકેજ નહીં. ભૂલે ચૂકે પાપ થઇ પડયું હોય, તો તેનો પશ્ચાતાપ કરી, નવા પાપમાં પેસવું નહીં; પુનર્લગ્ન કરીને નવો સંસાર પણ, ઉભો કરવો નહીં. રોટલો ને શાક ખાઈને રહેવામાં, જે મજા છે; તે મજા સારૂં સારૂં ખાવા માટે, નવો ફંદ ઉભો કરવામાં નથી. અત્યારે એકજ દેહની ચિંતા છે; નવા ફંદમાં નવા અનેક દેહની ચિંતા આવીને ઉભી રહે. સંસારમાં સુખ લબકઝબક હોય છે; અને દુઃખના ઢગલા હોય છે.

ઉપર કહ્યું કે—'જ્ઞાન આફત ને હડસેલીને કાઢી મૂકે.' એટલે જ્ઞાન કહી દે કે—

દોહરો.—ઋણુરે સંબંધે આવી મળે, સુત વીત દારાને દેહ;
　　લેવા દેવા રે જ્યારે મટે, મારગ લાગશે તેહ-કરીએ શ્રીકૃષ્ણ ઉપાસના.

પ્રાણી માત્રને ઠીક અઠીક કરનાર કોણ ? સુખ દુઃખ આપનાર કોણ ? સંયોગ વિયોગ કરાવનાર કોણ ? દશરથના મરણ વખતે, ભરતને વસિષ્ઠ મહારાજ કહે છે કે—

દોહરો—સુનહુ ભરત ભાવિ પ્રબલ, બિલખી કહે મુનિ નાથ;
હાની લાભ જીવન મરણ, જશ અપજશ વિધિ હાથ—સીયાવર૦

ઓતરા અભિમન્યુનો સંયોગ અને વિયોગ; એવી અનેક ઓતરા ભારતમાં ઉગીને આથમી ગઈ. આગલે દહાડે પરણી; ને વળતે દહાડે રાંડી બેઠી. સુખને માટે પ્રયત્ન કરવો; એ પ્રાણી માત્રનો ધર્મ છે; તોપણ દરેક પ્રાણીએ, કર્મને આધીન વર્તવું પડે છે. કર્મ અનેક ભવનાં છે. જીવજીવની લ્હેણદેણ, અનેક ભવની છે. ક્યાં ? ક્યારે ? કેવી રીતે ? અને કેવે બ્હાને ? મરવું; તે પ્રાણીના હાથમાં નથી. સંતો શાસ્ત્રો અને આપણો પોતાનો અનુભવ–ત્રણે આ પ્રમાણે કહે છે. માટે બહુ ડહાપણ કર્યા વિના, માની લેવું કે–' કર્મનું બળ ઘણું છે; અને કર્મનો પ્રેરક પ્રભુ છે. પ્રભુ રીઝે તો કર્મનું બળ ઓછું થાય. '

( કેટલાએક કહે છે કે–' અમારે સંતોની તથા શાસ્ત્રોની જરૂર નથી. ' તેમણે જાણવું જોઈએ કે–જે સંસારમાં તમે રહો છો; તે સંસાર આફતોથી ભરપૂર છે. વળી કેટલીએક આફત તો, રામના બાણ જેવી–વાળી વળે નહીં; એવી છે. આવી આફતો સંતો અને શાસ્ત્રો વિના શમે એવી નથી. મનના વૈદ સંતશાસ્ત્રો છે. સંસાર સાગરના નાવિક, સંતશાસ્ત્રો છે. )

આ જગતમાં આપણે રહીએ; પણ આપણી મરજી પ્રમાણે રહેવાય નહીં. પ્રભુ રાખે એમ રહેવાય. હોલોહોલી આનંદથી ગેલ કરી રહ્યાં હતાં; ત્યાં અચાનક આફત દોડી આવી. તેમ આપણે પણ આનંદથી ગેલ કરી રહ્યાં હોઇએ; ત્યાં કાળનો ઝપાટો લાગી જાય. બેમાંથી એક ઉડી જાય; એક ઓછું થઇ જાય. પતિપત્ની પ્રથમ એકબીજાંને ઓળખતાં પણ નહોતાં. વચ્ચે ભાઈબંધી થઈ; અને વચ્ચે તૂટી; પણ તેની ગંધ–તેની વાસના–એટલી બધી મજબુત બંધાઇ ગઇ; કે મરનાર મરે; અને જીવનાર ઝુરી ઝુરીને મરે. એટલે જીવનાર જીવતાં મુવા જેવી જીંદગી ગાળે.

આમ કરવું; તે ઠીક છે કે અઠીક ? તેનો વિચાર પણ, કેટલાંએક ડાહ્યાં દાહ્યાં –સમજું–ભણેલાં કરતાં નથી. કરી શકતાં નથી. પરિણામે તેઓ મુંજાઇ મુંજાઇને મરી જાય છે. મરનાર પ્રેમનું પાત્ર હતું; પ્રેમ જીવનો આધાર છે. આ પ્રેમ મરનાર સિવાય અન્યમાં થઈ પડે; તો દિશા ભૂલ્યા જેવી ભૂલ થાય. મરનારને વફાદાર રહેવું; એ જીવનારનું પ્રથમ કતવ્ય છે. એમાં સૌની શોભા છે; અને એજ પરમ ધર્મ છે.

પુરૂષને બીજી વાર પરણવાની રજા છે. તોપણ ખાસ કારણ વિના નવા ફંદમાં પડવું નહીં. એક વાર મુક્ત થએલા મનને, સોનાને ખીલે પણ બાંધવું નહીં. આજકાલ વિધુરોને ફરી પરણવાને ચાળે ચડાવનારા ઘણા હોય છે. ઉમર નાની હોય, પહેલી સ્ત્રીનાં બાળગોપાળ હોય નહીં; અને દ્રવ્યની છૂટ હોય; તોજ તે ચાળે ચડવું. નહીં તો નવો સંસાર, નખોદ ઘાલે. આખર બગાડી નાંખે. ફરી ફરી પરતાવું પડે. તેમ કોઈના કામ ચલાઉ ફંદમાં પણ, પડવું નહીં. પછી તો–નીચી નજર, મીઠી વાણી, નિર્મળ મન, અને ' હે હરિ ! હું આપને શરણે છઉં ' એજ પોકાર. પરણવું અને સંસાર માંડવો; એ માનવ જીવનનો સાધારણ ધર્મ છે. પરણવું નહીં, પવિત્ર રહેવું, અને શ્રીહરિને વરવું;

એ માનવ જીવનનો પરમ ધર્મ છે. પરમ ધર્મની સીડી ઉપર ચડવા, ઉત્કૃષ્ટ જીવનવાળાં સ્રીપુરૂષો, સંસાર માંડતાજ નહીં. કદિ માંડતા; તો સંસાર ભોગવતાંજ નહીં. વળી એકબીજાંને તજીને ચાલી પણ નીકળતાં હતાં. હજી પણ તજીને ચાલી નીકળે છે. પરમ ધર્મ માટે, શ્રીહરિના પરમપદ માટે, જીવતા પતિને સ્રી તજતી; અને જીવતી સ્રીને પતિ તજતો હતો. ગૌતમ, મહાવીર, તુલસીદાસ અને એવા અનેક, જીવતી સ્રીને તજીને, શ્રીહરિ ભજવા નીકળ્યા. તેઓએ જીવતી સ્રીમાંથી મમતાના દોર તોડી નાંખ્યા; ત્યારે મુઈ સ્રીમાં મમતાનો દોર કેમ પાલવે! રાણાને વાંધો પડતાં, રાણાએ મીરાંને તજ્યાં. મીરાએ રાણાને તજ્યા. મીરાંની વૃત્તિમાં ગીરધરલાલ ઘણા હતા; અને રાણોજી થોડા હતા. થોડા પણ નીકળી જતાં, વૃત્તિમાં, ગીરધરલાલ છલ્લોછલ્લ-સંપૂર્ણ-ભરાઈ ગયા. સાધારણ મનુષ્યોની વૃત્તિમાં, ભગવાન થોડા હોય; અને પતિને પત્ની, પત્નીને પતિ, વધારે હોય. કર્માનુસાર એક મરી જાય; ત્યારે જીવનારે ઘણીજ ધીરજ રાખીને, થોડાને ( ભગવાનને ) ઘણા કરવા પ્રયત્ન કરવો. ઉનાળે ગરમી ઘણી પડે છે, ત્યારે ગરમીના દુઃખને પહોંચી વળવા, ઠંડુ પાણી પીએ; છત્રી ઓઢીએ; ભીનું કપડું પણ પાસે રાખીએ. શીયાળે ઠંડી ઘણી પડે; ત્યારે ગરમ કપડાં, શગડી વિગેરે સાધનો દ્વારા, ઠંડીથી બચીએ છીએ. તેમ જ્યારે વિયોગનાં દુઃખ આવે; ત્યારે કોઇ સંત મળી આવે; તો ઠીક; નહીં તો પોતે પોતાનાં ગુરુ બનવું. પોતે પોતાને ખખડાવીને કહેતા રહેવું કે—આમ તો ઘણે ઠેકાણે બને છે.'

'આ સંસારમાં મરણ એ કાંઈ નવાઈની વાત નથી;' 'એમ પણ બને'. 'પ્રભુ રાખે એમ રહેવુંજ પડે.' મોટા મોટા આચાર્યો અને સંતો પણ ચાલ્યા ગયા. સલ્તનના ધણી અકબર અને ઓરંગજેબ પણ ચાલ્યા ગયા. સીકંદર અને નાદીર પણ ઉગ્યા અને આથમ્યા. ત્યારે આપણે કોણ ?

— ગઝલ —

' જે બાહુબળથી મેળવ્યું; તે ભોગવી પણ ના શકયો;
અબજોની મીલ્કત આપતાં, પણ એ સિકંદર ના બચ્યો.
મારા બધા વૈદ્યો હકીમોને, અહીં બોલાવજો;
મારો *જનાજો એજ, વૈદ્યોને ખભે ઉપડાવજો.

પવિત્ર વિધવાઓ અને પવિત્ર વિધુરો ! વળી એમ પણ તમારા મનને કહેજો કે—ખખડાવીને કહેજો કે—

' દર્દીઓના દર્દને દફનાવનારૂં કોણ છે ?
દોરી તુટી આયુષ્યની, તો સાંધનારૂં કોણ છે ? '

ત્યારે આ બધું છે—શું ?

' યૌવન ફના, જીવન ફના, જરને જગત્ પણ છે ફના;
મારૂં ફના, તારૂં ફના, અંતે ફના, સંસાર છે.'

વલોણાની મોટી ગોળીમાં, ધમધમ ફરતો રવૈયો, જેમ ખાટા દહીંને જેરી નાંખે;

* ઠાઠડી.

છાશને અને માખણને નોખાં પાડીદે; તેમ તમારે આવા ઉત્તમ વિચારોથી, તમારા માયાવી મનને–મોહથી ભરેલા મનને–જેરી નાંખવું જોઇએ. શીયાળામાં નવનીત ( માખણ ) જલદીથી જુદું ન પડે. તેમ માયામાં રમતા મનને જેરતાં, મહેનત પડે–આત્મવસ્તુ જલદીથી તરી ન આવે; સત્યવસ્તુ જલદીથી ન સમજાય; તો જરાએ અકળાવું નહીં. જે તમારા ઇષ્ટદેવ હોય; તેમનું વારંવાર સ્મરણ કરીને, વારંવાર આ વિચારો કરવા. વિચારોની પાછળ ઉભેલા શ્રીહરિ, વિચાર કરનારને, નાસિપાસ નહીં કરે. પાંચ ડગલાં ચાલે; તેની સામે પચીસ ડગલાં દોડયો આવે; એવો તે દયાળ છે. જે વલોણાં ન વલોવે; તેમનાં દહીં બગડી જાય; તેમ વિધવા અગર વિધુર, મોહથી દુઃખી થએલા પોતાના મનને, ઉપર જણાવ્યા, તેવા સદ્દવિચારોથી ન વલોવે; મનમાં સંતાઇને બેઠેલા આત્માને, ઉપર ન લાવે; આગળ ન કરે; તે વિધવા અગર વિધુરનું મન, દીનપ્રતિદિન બગડતું જાય.

જ્યાં રહેતાં હો; ત્યાં ચારે દિવાલો ઉપર અને તમારા પોતાનાં હૃદય ઉપર, કોતરીને લખો કે–'**આત્મવિકાસ પાસે, સંસારવિકાસ ક્ષુદ્ર વસ્તુ છે.**'

પવિત્ર વિધવાઓ ! અને વિધુરો ! મરનારને આપણે માર્યા નથી. તેના વિના આપણને ગમતું નથી. કરોડો ઉપાયો કરીએ; તોપણ તે પાછા આવે; એમ નથી. આપણા બોલાવ્યા; બોલે એમ નથી. માટે હવે–તે મોહ ન જોઇએ; હવે મોહ **માધવનો** જોઇએ. માધવનો મોહ, મરનારને સદ્દગતિ આપે; અને જીવનારને નીજ સુખ આપે. સંત કહે છે કે–'બીગડી કોણ સુધારે ? નાથ વિના, બીગડી કોણ સુધારે રે ?' એટલે પ્રભુ વિના કોઇ બીગડી સુધારનાર નથી.

ત્યાગવૃત્તિ—મોંઘામાં મોંઘો માનવદેહ ! માનવમાં પણ, મોંઘી ત્યાગવૃત્તિ ! જ્યાં સંસાર સંકેલાય; ત્યાં આત્માનો વિકાસ થાય; જ્યાં સંસારનાં કામકાજ ઓછાં થાય; ત્યાં કલ્યાણનાં કામકાજ નજરે તરે; જ્યાં વૈભવવિલાસ ગમે નહીં; ત્યાં ત્યાગ તથા તપશ્ચર્યા ગમે. જગતદૃષ્ટિએ વિધવાવિધુરનું પદ હલકું; પણ અધ્યાત્મદૃષ્ટિથી ઉત્તમ–પવિત્ર પદ છે. સાધનાની સગવડવાળું પદ! વગર દિક્ષાએ દિક્ષાવાળું સન્યાસપદ ! આવું ઉત્તમપદ, અનાયાસે પ્રાપ્ત થયા પછી, તે પદનો લાભ લેવા, જરાએ ચૂકવું નહીં. ઘરમાં રહેવું; પણ મેમાન જેવું ! ખાવું પીવું; તે પોષણ જેટલું ! સગાંવ્હાલાં, તે દેખાવ જેટલાં ! બાળગોપાળ, તે જોવા જેટલાં ! પ્રભુએ આપ્યું હોય; તો હાથ પાવન કરવા, જરાએ ચૂકવું નહીં. પણ તે દીનતાપૂર્વક. દિવસમાં પચીસ પચાસ વખત, શ્રીહરિને પોકારવા. 'હે હરિ ! હું આપને શરણે છઉં.' આસપાસ પ્રભુ ઉભાજ છે. આવા પોકાર સાંભળવા પ્રભુ આતુર છે. ગોવિંદ જ્યાં જુઓ ત્યાં છે; પણ તે પરવા વાળા માટે છે; ગરજવાળા માટે છે. પરવા જાગ્રત થાય એજ જ્ઞાન; અને એજ ભક્તિ.

એક મુદ્દાની વાત—તે એ કે–તમારે સંબંધીઓને નમી નમીને રહેવું. કારણકે તમે અપંગ છો. તેમની છાયાની જરૂર છે. જ્ઞાનભક્તિનો ડોળ કરીને, મર્યાદા વટવી નહીં. કોઇને ગાંઠવું નહીં; ને સ્વચ્છંદ છે. ઉગતી ભક્તિ સંયમથી શોભે–મર્યાદાથી શોભે. સ્વચ્છંદથી નહીં. કામક્રોધ અને લોભ જીવના કટ્ટાશત્રુ છે. દરેક કાર્યમાં આ ત્રણે અગર એક, અનાયાસે પેસી જાય છે. તે ત્રણેને ઓળખી કાઢતાં શીખવું. તે ત્રણેથી બચવું; એજ સાચી સમજણ

છે. જ્યાં ચોર આવતા જતા હોય; ત્યાં પહેરેગીરો હાજર રહે. તેમ જ્યાં મરનારનાં સંસ્મરણો, વારંવાર યાદ આવતાં હોય; યાદ આવતાં કાળજે આંચકા આવતા હોય; ત્યાં અવારનવાર ભગવદ્દસ્મરણ–ભગવદ્દવાર્તા–સંતોનાં ચરિત્રો–વંચાવાજ જોઇએ. જીવનારનાં વહાલાં સગાઓએ આ સગવડ, વિધવા અગર વિધુરને ખાસ કરી આપવી જોઇએ. જેમ સંન્યાસીએ અગર સન્યાસીપાસે, તેના પૂર્વાશ્રમની વાતચીત થાયજ નહીં; તેમ વિધવા અગર વિધુર પાસે, મરનારની વાત થાયજ નહીં. થાય; તો આંખમાં આંજેલા આંજણ જેટલી–વધારે નહીં. વધારે વાતો ભગવાનની અને ભગવાનના ભક્તોની કરવી. મરનાર પાછળ બારમાસ ભાગવત બેસાડાય છે. તે મરનાર માટે થોડું; અને જીવનાર માટે ઘણું છે. પણ ઘણા અવળું સમજ્યા છે. તેને વેઠ સમજે છે. ઘાયલ સ્રીપુરૂષો હૉસ્પીટલમાં દોડયાં જાય છે. ત્યાં તેને જેવી જોઇએ તેવી દવા આપીને ઘા રૂઝાવે છે. સંસારમાં સંતશાસ્રો મનની હૉસ્પીટલો છે. ઘાયલને તેમના આશરાની ખાસ જરૂર છે.

વળી બીજી એક ખાસ વાત–આ કળીયુગમાં પ્રભુ બનીબેઠેલા ગુરૂઓ અને સંતો ઘણા છે. પોતાનું શું થશે; તેનું જેમને જરા પણ ભાન નથી; એવા ઘમંડી ગુરૂઓ, બહુ પાકયા છે. તેમની પાસે વિધવાઓએ જવું નહીં. પોતાના ભાઇ બાપના પ્રસંગમાં પણ, બ્હેનોએ બહુ આવવું નહીં; તો પછી અન્ય પુરૂષની વાત શી કરૂં! વિશ્વામીત્ર અને પારાશર જ્યાં ભૂલા પડયા; ત્યાં પામર ગુરૂસંતોનો ભરૂસો નજ રખાય. કથાવાર્તામાં જાઓ; તો ત્યાં પણ, પુરૂષો પાસે લબકઝબક–જરાતરા, અને ગ્રન્થો પાસે દીનરાત રહેવું. જે ગમે તે દેવની એક છબી, અને જે ગમે તે એક વ્હાલું પુસ્તક–પથારીમાં પણ, સાથે સુવે; તો કાંઇ ખોટું નથી. કીડો ભમરીને ભજતાં, ભમરી બની ગયો. એમ વિધવા વિધુરે હરિમય થઇ જવાની ખાસ જરૂર છે. મળેલી સુંદર તકને, શોક મોહમાં વેડફી નાંખવી નહીં. એટલે વધાવી લેવા ચૂકવું નહીં. બસ! હવે જયશ્રીકૃષ્ણ. [ આમાંથી નાનું પુસ્તક બહાર પડશે. કીંમત માત્ર છ પાઇ. સુસંસ્કારી વિધવા, વિધવાઓને વહેંચે; અને સુસંસ્કારી વિધુર, વિધુરોને આ પુસ્તક વહેંચે; તો સો નકલના અઢી રૂપૈયા માત્ર કીંમત છે. પોસ્ટેજ જુદું.

મારે ત્યાં આ એકજ કામ છે—તમે જાણ્યું હોય; તો બીજાંને જણાવો–તમે વાંચો; તો બીજાને વંચાવો વિગેરે.

જ્ઞાન દાન જેવું એકે દાન નથી. હોલાહોલીની વાતમાંથી આપણે વિધવા વિધુરની વાત કરી. વિશેષ વાંચવાની ઇચ્છા હોય, તો અહીંથી પ્રગટ કરેલું ' મરવું કેવી રીતે ' વાંચવું. તેમાં જીવનના અનેક કોયડા ઉકેલી આપ્યા છે.

**अतृप्तस्य अकृतार्थस्य**—હોલો કહે છે કે ' હું કે જેણે હજી વિષયસુખ બરાબર–સંપૂર્ણ રીતે–ભોગવ્યાં નથી; તથા જેના મનોરથો પરીપૂર્ણ થયા નથી; એવો હું, તેનું ઘર ભાગ્યું. ' વિષયસુખની એવી લાલચ છે કે–પશુપક્ષી કરતાં મનુષ્ય વધારે અતૃપ્ત રહે છે. અજ, પુરૂરવા, યયાતી અને એવા બીજા ઘણા અતૃપ્તોને, શાસ્રોએ નોંધી રાખ્યા છે. પશુપક્ષી ઋતુકાળમાંજ સંગ કરે છે. કુતરાં પણ કારતક માસે ઘેલાં; અને મનુષ્ય સદા ઘેલાં! સંયમની સાંકળજ નહીં. તેમાંએ જેમને એકાદશી–પુનમ–અમાસ--અને એવી પર્વણી-ઓનું પણ ભાન નથી; તે નાસ્તીકો તો સદા પશુના પશુ છે.

'મર્કટ તે વળી મદિરા પીએ; અને આખા એથી સૌ કો બીહે',—ગાનગીઓનો સ્વભાવ એકતો આવો વિષયી છે; તે યુરોપ અમેરિકા જવા શીખ્યા. ત્યાંથી દેશનો ઉદ્ધાર કરવાની વાતો ન લાવ્યા; પણ મોજ શોખ કરવાની વાતો લાવ્યા. સહશિક્ષણની એક વાત લ્યોને! જે કુમળાં મગજ, બ્રહ્મચર્યની ખુમારીએ ખીલતાં હતાં; તે કુમળાં મગજમાં પ્રિયા-પ્રિયતમના ભવાડા ઉભા કર્યા; તે કુમળાં મગજમાં વિષયસુખનો ઉભરો આણ્યો. તે કુમળાં મગજ, ખાનદાન છતાં, નાટક સીનેમામાં નાચવા લાગ્યાં.

**कृते यद्ध्यायतो विष्णु:** વિગેરે શબ્દોથી, વ્યાસાદિ કહે છે કે-સત્યયુગમાં હજારો વરસ સુધી ધ્યાન કરવાથી, પ્રભુ પ્રસન્ન થતા હતા; **त्रेतायां**-ત્રેતાયુગમાં મોટા મોટા યજ્ઞો કરવાથી પ્રભુ પ્રસન્ન થતા હતા. **द्वापरे**-દ્વાપરમાં આડસમાનાં દેવદર્શન કરવાથી, પ્રભુ પ્રસન્ન થતા હતા; અને **कलौ तद्धरिकीर्तनात्** અને કલિયુગમાં માત્ર હરિકીર્તનથી પ્રભુ પ્રસન્ન થાય છે. એટલે જે પરવર પાંચ આને શેર; તે એક પૈસાના બસેર મળે; એવો આ કાળ છે. એટલે જે શીયળ માટે અનેકનાં માથાં ઉતરી પડે, જે શીયળ માટે રાવણનો કુળ સાથે સંહાર કરવો પડયો. જે શિયળ માટે મેવાડનાં કાચાં કુંવારાં, અનેક રમણો અને રમણીઓ, કમોતે મરી ગયાં; ગુજરાતે જસમાને અને રાણકદેવીને ખપી જતાં જોયાં; સિદ્ધરાજ જયસિંહને અને કરણઘેલાને, અને છેવટમાં ગુજરાતને પાયમાલ થતાં જોયાં. શિયળ જેવી મોંઘી વસ્તુ, કેળવણીને બ્હાને, સાહિત્યને બ્હાને, ખોટા પ્રેમને બ્હાને, સુધારાને બ્હાને, પાઇ બે પાઇની થઇ જાય; એ જોયું જાય નહીં: સાંભળ્યું સંભળાય નહીં; એવી વાત છે. બે પાંચ કે પચીસ નહીં; પણ હજારો કુલિન યુવતીઓ, અને પ્રમાણિક યુવકો, સહશિક્ષણના ફંદમાં પાયમાલ થઇ રહ્યાં છે. જેમ ઘેલો ગમે તેમ બકે; તેમ તેઓ, પોતાના ખોટા બચાવમાં, પ્રાચીન સંસ્કૃતિને ઠોકરે મારી રહ્યાં છે. ભારતમાં અને ભારતની બ્હારનાં, માનવજીવનનો પાકો અભ્યાસ કરનારાં, તત્ત્વવિદ્ સ્ત્રિ પુરૂષો, એક અવાજે બોલી રહ્યાં છે કે-સ્ત્રીને પુરૂષનો ફંદ છે; અને પુરુષને સ્ત્રીનો ફંદ છે. માનવ સહેજમાં માનવતા ખોઈ નાંખે; એવો તે ભયંકર ફંદ છે. દેશ નેતાઓ નાસ્તીકતાને બ્હાને તથા સુધારાને બ્હાને વગોવાય છે. તોપણ તેઓમાં હજી ઘણા ડાહ્યા છે. કેટલાને સહશિક્ષણનાં ભાલાં, કાળજે વાગી પણ ગયાં છે. તેથી તેઓ જાગી પણ ગયા છે. તેમણે આ રોગ નાબુદ કરવો જોઇએ. હેર હીટલર અને મુસોલિની જેવા યુરોપના જબ્બરસ્ત આગેવાનો, સમજી ગયા છે; કે 'સ્ત્રિયોને વધારે શિક્ષણની જરુર નથી. સ્ત્રિઓ ઓરડે શોભે, ઓફીસોમાં નહીં.' 'ઓછું પાત્ર અને અદકું ભણ્યો, અને વઢકણી વહુએ દીકરો જણ્યો.' સ્ત્રિયોને વધારે પડતી કેળવણી આપવાથી, મર્યાદા કે જે સ્ત્રિનું પ્રથમ ભૂષણ-પ્રથમ શોભા, તેનો નાશ થયો છે. પછી ઓરડે જુઓ તો-મીઠી રસોઇઓ જમાડનારી, અને મીઠે મધુરે સ્વરે-લાજમાં સંકોચાતી સંકોચાતી-પીરસનારી નથી. મધુરતા નાસી ગઇ; અને રસોઇઆ વિગેરે નોકરોનો દાબ અને ખર્ચ વધી પડયો. લાંબો ખર્ચ, તેને રળવાની લાંબી ચિંતા! છાપાગાં સહશિક્ષણની ઘણી ટિકાઓ આવે છે; પણ આ રોગ કેમ નાબુદ થતો નથી? તે સમજુ પુરૂષોએ વિચારવું ઘટે છે. સમજુ માબાપોએ પોતાની કન્યાઓને ચૌદ વરસ પછી સહશિક્ષણને ચાળે ચડાવવી નહીં. કેળવણીની કીંમત જોઇ લીધી હોય; તેમણે પોતાના બાળકોને પણ, યોગ ઉમરે ધંધામાં જોડી દેવા.

અકળાઈ ગએલા હોલાની રોકકળ સાંભળી. પછી હોલાએ શું કર્યું; તે સાંભળો—

**तांस्तथैवावृतान् शिग्भिर्–मृत्युग्रस्तान् विचेष्टतः ॥**
**स्वयं च कृपणः शिक्षु, पश्यन्नप्यबुधोऽपतत् ॥७१॥**
**तं लब्ध्वा लुब्धकः क्रूरः, कपोतं गृहमेधिनम् ॥**
**कपोतकान् कपोतीं च, सिद्धार्थः प्रययौ गृहम् ॥ ७२ ॥**

અર્થ—આ પ્રમાણે વિલાપ કરતો એ મૂર્ખ અને કંગાલ હોલો, ઉપર પ્રમાણે તે લોકોને જાળથી વિંટાએલાં, કાળના કોળીયા રૂપ બનેલાં, અને તડફડતાં જોતાં છતાં, પોતે તે જાળમાં પડયો. [૭૧] તે ઘરબારી હોલાને, તેનાં બચ્ચાંને, તથા હોલીને લઈને, જેનો અર્થ સરી ગયો હતો; એવો તે ક્રુર પારધી, પોતાને ઘેર ગયો. [૭૨].

૭૦–૭૧ વિવેચન—

આવા અનેક હોલા, ગામેગામ વસે છે. તે માનવ હોલા, આપઘાત કરી નાંખતા નથી; પણ મુવા જેવુંજ જીવે છે. જ્યારે જુઓ; ત્યારે તે રોદડાંજ રોતા હોય. એકની ગેરહાજરીમાં, બીજાએ બમણા બળથી કામ કરવું પડે છે. બમણા બળથી કામ કરનારને રોદડાં રોવાં, તે પોતા પાસે હોય; તે બળને ખોઈ નાંખવા જેવી ભૂલ છે. જેમ પાઈ પાઈ કરીને પૈસા ભેળા થાય; તેમ કથાવાર્તા અને આગલો પાછલો અનુભવ-તે ધીરજરૂપી ધન પ્રાપ્ત કરવા માટે છે. ઉંચા સંસ્કારનું અથવા ઉચા શિક્ષણનું, જો કોઈ ફળ હોય; તો તે આપત વખતે ધીરજ! હલકા સંસ્કારનું અથવા હલકા શિક્ષણનું ફળ, આપત વખતે અકળામણ. આ વાત હોલો ન સમજે; પણ માનવીએ તો સમજવીજ પડે. કવિઓ બોલ્યા છે કે-'ઘણાં કષ્ટ કાળે, ઘણું ધૈર્ય ધારો.' ટાણા વખતે ઘરમાં ધન ન હોય; તો ઉછીતું લાવવું પડે; તેમ આપત્ વખતે હૃદયમાં ધીરજ ન હોય; તો એવા ધીરજવાળાં સ્ત્રી અગર પુરૂષને બોલાવી પાસે રાખવાં. તેમનાં વચનમાં વિશ્વાસ રાખીને, જીવનનૌકાના તુટી ગએલા શઢ સમા કરવા જોઇએ. વરા વખતે પાંચ જોઇએ; તો પચીસ પાસે રાખવા જોઈએ; તેમ આફત વખતે બમણી તમણી ધીરજ રાખવી પડે.

હોલો અકળાઇને-ગભરાઇને-જાળમાં પડયો; અને અવતાર પૂરો કર્યો. માનવનો અવતાર, એવો પાઈ એ પાઇનો નથી. માનવની એક પળ પણ, જ્યાં ત્યાં ફેંકી દેવા જેવી નથી. વાઘરણનો ચણોઠીનો હાર તુટી જાય; અને ચણોઠીઓ વેરાઈ જાય; તો પૈસા એ

૭૧ પદચ્છેદ—**तान् तथा एव**-તે બચ્ચાંઓને તે પ્રમાણે. **शिग्भिः आवृतान्**-જાળથી વિંટાએલાં. **मृत्युना ग्रस्तान्**-મોતના કોળીયા રૂપ થએલાં. **विचेष्टितः**-દ્વિ૦-બહુવ-વ-કૃદંત-બેભાન બનેલાંને. **पश्यन् अपि**-જોતો છતાં. **अबुधः**-મૂર્ખ. **कृपणः**-કૃપણ-દીન-રાંક **स्वयं च**-પોતે પણ. **शिक्षु अपतत्**-જાળમાં પડયો.

૭૨ પદચ્છેદ—**तं गृहमेधिनम् कपोतं**-તે ઘરબારી હોલાને. **कपोतान्**-બચ્ચાંને **कपोतीं**-હોલીને. **लब्ध्वा**-લઈને. તેથી **सिद्धार्थः**-જેનો સ્વાર્થ સર્યો હતો એવો. **क्रूरः लुब्धकः**-ક્રૂર પારાધિ. **गृहम् प्रययौ**-ઘરે ગયો.

પૈસાનુંજ નુકશાન. મહારાણીનો સાચા મોતીનો હાર તુટી જાય; અને હીરા વેરાઈ જાય; તો લાખોનું નુકશાન થાય.

સાંભળો ! સાંભળો—માનવ એટલે ચૌટે હો-હો કરી રહ્યાં છે; અગર કોઇ ઠેકાણે વરો હોય; ત્યાં હો હો કરી રહ્યાં હોય; તેમની આ વાતો નથી. માનવ એટલે માત્ર પાંચ પચીસ પુત્રોનો પિતા, અગર માત્ર પચીસ પચાસ કરોડનો માલીક-તેમની આ વાત નથી. માનવ એટલે માત્ર મોટો વકીલ અગર ડૉકટર-તેમની પણ આ વાત નથી. ચૌટે ગોળ ઘણી જાતના મળે; પણ ગણુદેવીનો ગોળ જુદો ! રાવણે સોનાની લંકા માટે, માથાં ચડાવ્યાં, અને વિભીષણે હરિ શરણું લેતાં, લંકા સહેજમાં મેળવી. ઇંદ્રાસન માટે હિરણ્યકશીપુ આદિ તપ કરતા હતા. જે કાંઈ સમજ્યા તે, ઇંદ્રાદિના વૈભવને વિષ્ટા સમાન ગણવા લાગ્યા. બગડતાં બગડતાં બગડી જવાય; અને સમજતાં સમજતાં સમજી જવાય. જેથી સમજી જવાય; એવી મોંઘી માનવતા, હોલી હોલાની માફક ખોટી વસ્તુ માટે ખર્ચી ન નંખાય. સો ઉપદેશકો અને બસો શાસ્ત્ર, જેટલું જ્ઞાન ન આપે; તેટલું જ્ઞાન, મરણની આફત આપે છે. આફતની પાછળજ, સંસારનું સ્વરૂપ ઉભું છે. આફતનો લાભ લઈ, સંસારના સ્વરૂપને જોઇ લેવું-સમજી લેવું. સંસારને સમજી લઈ, જીવનની પળેપળ શ્રીહરિને શરણે મૂકવી. બસ ! હવે ધૂન થવા દો. હવે વધારે વાતો નહીં કરી શકું !

ધૂન—'વહારે આવો વિઠ્ઠલ રાજ !
અમને સુઝાડો શુભ કાજ !'
[ બસ ! થવા દો. થવા દો— ]
'વ્હારે આવો વિઠ્ઠલ રાજ !
અમને સુઝાડો શુભ કાજ !

અમને સુઝાડો શુભ કાજ, વ્હારે આવો વિઠ્ઠલ રાજ."

ઘી ગોળ અને લોટમાં જેમ લાડુ; દુધચોખા અને સાકરમાં દુધપાક; તેમ શુભ કાજમાં શ્રીહરિ. શુભકાજ એજ કલ્યાણનાં પગથીયાં. પગથીએ પહોંચે નહીં; તે ઉપર કદિ ચડે નહીં.

**सिद्धार्थः लुब्धकः**—જેનું કામ થઈ ગયું એવો શિકારી. હોલા હોલીનો દહાડો બગડયો; અને શિકારીનો દહાડો સુધર્યો. કોઇ કેમ રાજી; કોઈ એમ રાજી ! તોપણ એટલી વાત તો યાદ રાખવીજ-કે-પાપ કરીને-કોઇને ઠગીને-કોઇનો નાશ કરીને-રાજી થવાનું હોય; તો તે ભયંકર અજ્ઞાનની ઓથે ઉભેલું ભૂત છે. આ ભૂત જેને વળગે; તે નરક માટેજ તૈયારી કરે. તેને ભવેભવના ભટકારા રહે છે. આપણે કેવી રીતે રાજી થઇએ છઈએ; તે સમજુએ સમજતાં શીખવુંજ જોઈએ. નહીં તો પાઈ પાઈ કરતાં પૈસાના ઢગલા થાય; તેમ પાપ પાપ કરતાં, પાપના ઢગલા થાય. ધીમે ધીમે પાપ કરવાનો સ્વભાવજ પડી જાય. પછી પાપને દેખે પણ નહીં-પાપને ઓળખે પણ નહીં. જેમ કોલસાના વેપારીને કાળા હાથની ચીડ નહીં; તેમ પાપીને મલીન હૃદયની ચીડ નહીં. ગજવામાં જોખમ હોય; ત્યારે વારંવાર ગજવે હાથ મુકીને, જોખમ તપાસીએ છઇએ; તેમ ખાનદાને, પવિત્ર મુમુક્ષુએ, સંત, બ્રાહ્મણ અને પવિત્ર બ્હેનોએ, પોતાની ખાનદાની ઉપર વારંવાર નજર રાખી,

જોતાં રહેવું કે-ખાનદાની ખસી તો ગઈ નથી ? જેની પેચુટી ખસી જાય; તેને મીઠાઈ પણ ભાવે નહીં; તેમ જેની ખાનદાની ખસી જાય; તેને ભગવાનની વાત (ઉપદેશ) પણ ભાવે નહીં.

હવે દત્તભગવાન્ હોલાહોલીની કથાનો સાર કહે છે—

**एवं कुटुम्ब्यशान्तात्मा, द्वन्द्वारामः पतत्रिवत् ॥**
**पुष्णन् कुटुम्बं कृपणः, सानुबन्धोऽवसीदति ॥७३॥**
**यः प्राप्य मानुषं लोकं, मुक्तिद्वारमपावृतम् ॥**
**गृहेषु खगवत्सक्तस्-तमारूढच्युतं विदुः ॥७४॥**

**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे सप्तमोऽध्यायः ॥७॥**

**અર્થ—આ પ્રમાણે જે કુટુંબી માણસ, અશાંત ચિત્તવાળો, (એટલે અજીતેંદ્રિય) સુખદુઃખાદિક દ્વંદ્વોમાં રમતો, કૃપણ અને કુટુંબનું પોષણ કર્યા કરતો હોય; તે માણસ, આ પ્રમાણે હોલાની માફક, પોતાના પરિવાર સહિત દુઃખી થાય છે. (૭૩) ઘરની આસક્તિ પશુપક્ષીઓને પીડે છે; ત્યારે મનુષ્યને પીડે; તેમાં તો શું કહેવું ! માટે મુક્તિના ખુલ્લા દ્વારરૂપ મનુષ્યાવતાર પામીને, જે ધણી હોલાની પેઠે, ઘરમાં આસક્ત થઈને રહે; તે ધણી ચડીને પડે-જીતી બાજી હારે; એમ વિદ્વાનો સમજે છે. [૭૪]**

૭૩ થી ૭૪ વિવેચન—

હોલાનું દષ્ટાંત પૂરૂં થયું. તે સંબંધી કાંઈક કહીએ-પ્રથમ કહેવાનું તો એ કે-ગુરૂ દત્તાત્રેય ગુરૂ બનીને ઉપદેશ આપતા નથી; પણ શિષ્ય બનીને વાત કરે છે. એટલે ઉપદેશ કરે છે; પણ પોતાના હૃદયને, દેહાભિમાનનો સ્પર્શ થવા દેતા નથી. નિર્મળ મને અને દીન ભાવે ઉપદેશ કરે છે.

વિષય ભોગ—મધ ઉપર બેઠેલી માખી મારવા છતાં, ઉડતી નથી; તેમ વિષય ભોગમાં લાગેલો પુરૂષ, જરા, મરણને યાદ કરતો નથી. હરિશ્ચંદ્રાદિ સત્યવાદી રાજાઓએ, જેમ બાપદાદાની આજ્ઞાઓ પાળી; તેમ વિષયલોલુપ પુરૂષ, સ્ત્રીની આજ્ઞાઓ પાળે છે. ઉપાસક પુરૂષ જેમ તત્ત્વાનુસંધાન-પરમાત્માનું ચિંતવન-સદા રાખે છે; તેમ વિષયલોલુપ

૭૩ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે. (**य**-જે) **कुटुंबी**-કુટુંબવાળો માણસ. **अशांतात्मा**-અજીતેંદ્રિય. **द्वंद्वेषु आसमंतात् रमते इति द्वंद्वारामः**-સુખદુઃખાદિ દ્વંદ્વોમાં રમતો. **कृपणः**-તેથી કૃપણ બનેલો-રાંક. **कुटुंबं पुष्णन्**-કુટુંબનું પોષણ કરતાં. **पत्राणि संति अस्य इति पतत्री पतत्रिणा तुल्यं पतत्रिवत्**-હોલાની માફક. **सानुबंधः**-કુટુંબની સાથે. **अवसीदति**-દુઃખી થાય છે-પીડાય છે.

૭૪ પદચ્છેદ—**यः**-જે પુરૂષ. **अपावृतं मुक्तिद्वारं**-ખુલ્લું મોક્ષનું દ્વાર-તે રૂપી. **मानुषं लोकं प्राप्य**-મનુષ્યલોક પ્રાપ્ત કરીને. **खगवत् गृहेषु आसक्तः**-પક્ષીની માફક ઘરમાં આસક્ત થાય છે. **तं**-તે પુરૂષને. **आरूढच्युतं**-પહેલો ચડેલો અને પછી પડેલો. એમ **विदुः**—વિદ્વાનો કહે છે.

પુરૂષ, સ્ત્રીનું અનુસંધાન સદા રાખે છે. ખાતાંપીતાં, સુતાં બેસતાં, રમતાં જમતાં, સ્ત્રીનેજ દેખે છે—સ્ત્રીનેજ સાધે છે. ભગવાનના જરા સરખા સુખલોલુપ ભક્તને, ધન મળતાં, તે ભગવાનના વિચારોમાંથી છટકી, ધનના વિચારોમાં પેસે. એટલે તેને ભગવાનમાં જે ભાવ હતો; તે ઓછો થાય. સ્ત્રીને પતિ કરતાં પુત્રાદિ વધારે વ્હાલાં લાગે. તે વાત હોલીએ સિદ્ધ કરી આપી. 'મારા વિના એકલો પડેલો હોલો, ટળવળીને મરી જશે'; તેની પરવા હોલીને રહી નહીં. 'મરી ગયાં તે ગયાં; પણ જીવતો છે; તેને સાચવું; તો તે પણ ઠીક છે;' એવી સાદી સમજણ, હોલીને રહી નહીં. આવી સમજણ અનેક માનવીઓને પણ રહેતી નથી. તે સમજણ રાખવા, ગુરૂ દત્તાત્રેયનો આ ઉપદેશ છે. હોલાનું દૃષ્ટાંત આપીને, હોલાની નાતને સુધારવા, આ પ્રયત્ન નથી. પણ મોંઘાં માનવીઓનાં જીવન, ઠીકઠાક કરવા, ગુરૂ દત્તાત્રેયનો આ પ્રયત્ન છે. હોલાનો કકળાટ બતાવીને, માનવીઓને ગુરૂ કહે છે કે—સ્ત્રીસુખની લોલુપતા, એજ સંસારનું ભયંકર પગરણ. એજ અનેક ઢાંકયાં દુઃખોનાં આમંત્રણ છે; અને સ્ત્રીસુખમાં સંતોષ—અનાસક્તિ, એજ ભયંકર સંસારને સરલ કરવાની—સુખરૂપ કરવાની—ચાવી છે. આ ચાવી માનવઆરે, સંતો અને શાસ્ત્રો લઈને ઉભાં છે. ખપવાળાંનેજ મળે છે. આ જ્ઞાનમાં એક અજ્ઞાન ઉભું છે; તે એ કે—આવી વાતો સાંભળીને, તમે એમજ માની બેસો કે—'સ્ત્રી નકામ વસ્તુ છે; નિંદ્ય વસ્તુ છે; ભવસાગર તરવામાં વિઘ્નરૂપ છે. વિગેરે-વિગેરે'. તેના જવાબમાં યાદ રાખવું કે-જગત્માં કોઈ વસ્તુ નકામી નથી; ત્યારે પુરૂષને જન્મદાતા, પ્રેમથી ઉછેરનાર, મોટા મોટા સમ્રાટો સાથે અરધું આસન દબાવીને બેસનાર, અને ઘરે ઘરે ઓરડે અજવાળાં કરનાર—જે સ્ત્રી, તેને નકામી વસ્તુ—નિંદ્ય વસ્તુ કેમ કહેવાય! જગત્માં કાંટા પણ નકામા નથી; જગત્માં સોમલ અને અફીણ પણ, નકામાં નથી; ત્યારે સ્ત્રીને નકામી કેમ કહેવાય! જગત્મા દુર્જનો પણ નકામાં નથી; કારણકે દુર્જનોને પ્રતાપે, સંતો સંસાર તરી ગયા; ત્યારે સ્ત્રીને નકામી અથવા નિંદ્ય વસ્તુ કેમ કહેવાય! રાજાએ રાજ ચલાવવા કાયદા બાંધ્યા. જેથી નાનાં મોટાં સૌ સુખરૂપ રહી શકે; તેમ ઈશ્વરે સંસારચક્ર ચલાવવા કાયદા બાંધ્યા. જેથી સંસારમાં 'સ્ત્રી પુરૂષો સુખ રૂપ રહી શકે. રાજાના કાયદા તોડે; તે જેમ દુઃખી થાય; તેમ ઈશ્વરના કાયદા તોડે; તે પણ દુઃખી થાય. જગત્માં આપણે રહીએ; પણ જગત્ આપણું નહીં; આપણા બાપનું પણ નહીં. ઘડી બે ઘડી પછી જગત્માંથી ચાલ્યા જવુંજ પડે. જગત્માં મોકલનાર અને જગત્માંથી તેડાવી લેનાર જે છે; તેની આજ્ઞા પ્રમાણે જગત્ ચાલે છે. એટલે જગત્ આપણું નથી; પણ ઈશ્વરનું છે. સુખી થવું હોય; તેણે ઈશ્વરના કાયદા પાળવાજ પડે. મન્વાદિ સ્મૃતિકારોએ માનવના કાયદા ઘડી આપ્યા. તે ઉપરાંત ઈશ્વરે અનેક વાર નાના મોટા અવતારો લઈને, લોકોનાં કલ્યાણ માટે, અનેક વાતો કરી. ગીતા ભાગવત અને રામાયણે, આ વચનોને સરલતાથી સમજાવ્યાં. સસ્તા સાહિત્યે અને એવા બીજાઓએ કાયદાના ગ્રન્થો, ઘેર ઘેર પહોંચાડયા. છતાં હજી જે મનુષ્યો, માત્ર ખાવું-પીવું; અને મૈથુન—એટલામાંજ રાચે છે; પશુપક્ષીના ધર્મોમાંથી આગળ વધતા નથી; તે હોલાહોલી જેવાં છે. જરી જરી વાતમાં તપી જાય; એવાં ધન વિદ્યા આદિના ઘમંડી દંપતી—સ્ત્રીપુરૂષ, વાંધા કાઢીને લડતાં હોય; તે દંપતી, હોલી હોલા જેટલાં પણ સુખી નથી. ધર્મ, અર્થ અને કામ-ત્રણને સિદ્ધ કરવા માટે, ગૃહસ્થાશ્રમ છે. ધર્મને પડતો મેલીને, અર્થમાં અને કામમાંજ, જે મચ્યાં; તે પાયા વિનાનાં ઘર, ગમે ત્યારે પડી જાય; ગમે ત્યારે વિખાઈ જાય. તેમ ધર્મ—સ્વધર્મ—વિનાનાં

દંપતી, ગમે ત્યારે પોતાના અરસ્પરસના પ્રેમમાંથી પડી જાય; દંપતીનાં સુખ વિંખાઈ જાય. સ્ત્રીપુરૂષનાં હાડકાં ચામડાંમાં મોહ રાખવો; એટલોજ માત્ર કામ નથી. કામ શાસ્ત્રનાં અનેક સુંદર સુંદર ગ્રન્થો છે. જગન્નાથ પંડિત, મમ્મટ અને એવા બીજા સારા સારા પંડિતોએ, કામશાસ્ત્રના ગ્રન્થો લખ્યા છે. કુતરા કુતરીનાં વિષયસુખ, માનવની સુંદર શય્યાઓમાં ભોગવાય નહીં. સોનાને હિંડોળે ઝુલતાં દંપતી વચ્ચે, માત્ર કુતરા કુતરી જેટલાંજ વિષયસુખ હોય નહીં; હોય તો તે માનવ નહીં; પણ પશુ. માનવ એટલે—દેવના પહેલા ખોળાનાં પ્રાણીઓ! મન્વાદિના ધારા ધોરણ પ્રમાણે, વિષયસુખ ભોગવે; તે માનવ! ગીતામાં ગોવિંદે અનાસક્ત કર્મયોગ કહ્યો છે. તે પ્રમાણે જે વર્તે—તે માનવ! ધર્મ, અર્થ અને કામને સિદ્ધ કર્યા પછી, ત્રણ ધોરણમાં પાસ થયા પછી, ચોથા ધોરણમાં બેસાય. પછી—મોક્ષની ઇચ્છા રખાય. મોક્ષની ઇચ્છાવાળાએ, પોતામાં વિષયવાસના કેટલી છે; તે તપાસ્યાજ કરવું જોઈએ. જેમ દમના વ્યાધિવાળાં સ્ત્રી પુરૂષો, તેલ, મરચું અને આંબલી ખાય નહીં; તેમ જન્મમરણના વ્યાધિવાળાએ, પંચ વિષયના સુખમાં, અનાસક્ત રહેવું જ પડે.

સાંભળો! આ વાતો હોલાહોલી માટે થઈ નથી, અને અમે પણ હોલા હોલીને કહેતા નથી. આપને સૌને કહીએ છીએ. બચ્ચાંની પાછળ હોલી ગઈ. હોલી જીવી હોત; તો હોલો જીવત! વ્હાલાના મરણ વખતે; જીવ કાઢી નાંખવા જેવી અકળામણ થઈ આવે; પણ જરા ખરા થઇને, ધીરજ રાખી લઈએ—તો નવી આફતો ઓછી થાય. હોલીએ બચ્ચાં માટે જીવ આપ્યો; હોલાએ હોલી માટે જીવ આપ્યો. સ્ત્રીપુત્ર માટે પ્રાણ અપાય; તેમ ભગવદ્‌પ્રાપ્તિ માટે પ્રાણ અપાય; તો નામ અમર રહી જાય. પણ આ—આ—કાંઈક અમોલું છે. ભર્તૃહરિએ પિંગળા માટે રાજ્ય તજ્યું; તે ઠીક; પણ ગોપીચંદે ગોવિંદ માટે તખ્ત ત્યાગ્યું—તે અમોલું ગણાય છે. વંદન હો! એવા ત્યાગીઓને! ગુરૂ દત્તાત્રેય, હોલા હોલીની સાધારણ વાત કરીને, નીસરણીને સામે પગથીએ ઉભેલા માનવીને, નીસરણીની ટોચે લઇ જાય છે. સૌ સાથે છોને? આત્મતત્વ જેવું આ શું છે; તેને ખોળવા, ગૌતમે અને મહાવીરે સુંદરીયોને સુતી મૂકી.

વારંવાર યાદ રાખવું કે—વિષયસુખ ભોગવતાં તૃપ્તિ થતી નથી. શ્રુતિ સ્મૃતિ પણ તેમાં સાખ પૂરે છે. દેહ ઢીલો પડી જાય. અશક્ત થઈ જાય; તો પણ વિષયવાસના નિર્મૂળ થતી નથી. નિર્મુળ નહીં થએલી વિષયવાસના બીજે જન્મે-શરીર સારૂં મળતાં, ફાલે છે. એમ ત્રીજે—ચોથે—પાંચમે અને અનેક જન્મે, વિષયવાસના જીવનનું ભુંડું કરવા, જીવની સંગાતે ઉભીજ રહે છે. વિષયવાસનાને તોડી ફોડી નાંખવાની તક, અહીંજ—માનવઆરે—છે. હજાર કામ પડયાં મુકીને, જેમ જમવું; તેમ કરોડોકામ પડયાં મુકીને, વિષયવાસનાનો નાશ કરવો. ભયંકર બારવટીયાને પકડવા, ભયંકર તૈયારી જોઇએ; તેમ પોતાની ભયંકર ભૂલ સુધારવા, જીવે ભયંકર તૈયારી કરવી જોઈએ. આ દેહ નશ્વર છે—ક્ષણ ભંગુર છે; તોપણ આ પ્રયત્ન થાય; તો પ્રયત્ન કરનાર, નર મટીને નારાયણ થાય; જન મટીને જનાર્દન થાય. આ જે કહું છઉં; તે ખરૂં કે ખોટું? એમ સિદ્ધ કરવા, દેશમાં અનેક દાખલા છે. મેળવીને ખાત્રી કરજો.

શ્રીહરિને ભજવા બેઠી. ત્યારે તેની માતાને તે ગમ્યું નહીં. માતાએ તેણીનો ધંધો કરવા બહુ સમજાવી. તેના જવાબમાં તે બોલી હતી કે—

પદ—વિષયવાત મમ માત તજીને, કૃષ્ણ ભજન મુને કરવાદે.
ધર્મવૃત્તિએ ધરણીધરનું, ધ્યાન હૃદયથી ધરવાદે—ટેક. હે વિષય૦
અભિમાનને અલગ કરી, ભંડાર ભક્તિના ભરવાદે;
નટવર નામનું નાવ મળ્યું, તો ભવસાગર મુને તરવાદે—હે વિષય૦
હા–વિષયવાત મમ માત તજીને, કૃષ્ણ ભજન મુને કરવાદે;
નાશવંત આ દેહ ધરીને, અક્ષયવરને વરવાદે—હે વિષય૦

વિષયવાસના અનાદિકાળથી નિંદાય છે. મહાવીર સ્વામી કહે છે કે—

[ માગધીભાષા ]

**वाहेण जहा व विच्छए, अबले होइ गवं पचोइए ।**
**से अंतसो अप्पथामए, नाइवहे अबले विसीयइ ॥**
**एवं कामेसणं विऊ, अज्ज सुए पयहेज्ज संथवं ।**
**कामी कामेण कामए, लद्धे वा वि अलद्ध कुण्हुई**

[ શ્રીસૂત્રકૃતાંગ. ૨–૩–૫–૬ ]

અર્થ—નબળા બળદને તેનો હાંકનારો, ગમે એટલો મારી જુડીને હાંકે; પણ તે ઉલટો ગળીયો બનતો જાય છે; અને છેવટે ભાર ખેંચવાને બદલે બેસી જાય છે. તેમ જેમની વિષયવાસના દૃઢ થઇ જાય છે; તેમની સ્થિતિ ગળીયા બળદ જેવી છે. સંતશાસ્ત્રના જબકારાથી, કામીપુરૂષ પોતે, જ્યારે સમજે; કે–'વિષયો મને અમુક કાળે ચોક્કસ તજી દેશે.' આ સમજણ જેમ જેમ દૃઢ થાય; તેમ તેમ વિષયવાસના ક્ષીણ થાય. [૨–૩–૫–૬]

સંસાર અટકાવ્યો અટકવાનો નથી. સંસારની ના નથી; સંસારમાં જ્યાં જ્યાં, સ્ત્રીની જરૂર છે, ત્યાં ત્યાં સ્ત્રીની પણ ના નથી. માત્ર વિષયવાસનાની ના છે. જળથી કચરો ધોવાય; તેમ જ્ઞાન અને વૈરાગ્યથી વિષયવાસના ક્ષીણ થાય.

બસ ! ઘણીવાત કરી. સમજાય તેટલું સમજો. બચાય તેટલું બચો. સાવધાનને માટે આ વાતો છે.

આ કથા અનેકવાર વાંચી અગર સાંભળી; પણ તેમાં માત્ર હોલાહોલીને દેખ્યાં; માનવીને દેખ્યાં નહીં. દત્તભગવાન્ કહે છે કે–' મનુષ્યો પણ આમ કરે છે.' મનુષ્યાવતારને મુક્તિના ખુલ્લા દ્વાર સાથે સરખાવે છે. છેવટમાં કહે છે કે–' હોલાની માફક જે માણસ, ઘરમાં આસક્ત રહે; તે માણસ ચડીને પડે છે.' ઘરમાં આસક્તિ, તે ક્ષુદ્ર વસ્તુ છે. તે માટે માંડ કરીને મળેલી માનવતા વાપરી નાંખવી; તે ગાંડપણ છે.

કેટલાએક લોકો કહે છે કે–' બધું સમજીએ છીએ; પણ ચાલે છે તેમ ચાલવા દો.'

ચોપાઇ—ઇહતનુકર ફલ વિષય ન ભાઇ, સ્વર્ગહુ સ્વલ્પ અંતઃદુખદાઇ;
નરતનુપાઇ વિષય મન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.
તાહિ કબહુ ભલ કહે ન કોઇ, ગુંજા ગહે પરસમણિ ખોઇ.

[ કોડીઓ માટે હીરા ખરચે તે કેવા ! [ મોક્ષવાણી પાનું ૬૮ A ]

સુનહુ ઉમા તે લોક અભાગી, હરિતજી હોઇ વિષય અનુરાગી.

[ મોક્ષવાણી પાનું ૩૫ A ]

જ્યાં સંસારની ગંધ છૂટે; ત્યાં આવું સુંદર ફીનાઇલ છાંટો.

ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો સાતમો અધ્યાય સંપૂર્ણ. બોલીયે હરિ! બોલો શ્રીરામચંદ્ર દેવકી જય. હરહર મહાદેવ હર. આસપાસ બેઠાં હોય; તેમને સૌને, ઘણા ઘણા હેતથી જયશ્રીકૃષ્ણ કહેજો. કહો છો કે નહીં? ત્યારે તેમાંના ૯૫ ટકા કેમ મુંગાં છે? કેમ મંદ છે? કેમ નીર્જીવ છે? સજીવ હોય; તો ભાવે ભરાય; અને કોઇ દિવસ પત્રદ્વારા ભાવ ઉભરાય. પ્રાઇમસ જડ છે; પણ પંપીંગ કરતાં ભાવ ઉભરાય છે. શું અંદર આ હવા પેસતી જ નથી? કાગળ નહીં પતર નહીં; તે સગા શેનાં? વ્હાલ કરવાનાં સ્થાન તમે છો; માટે બે વેણુ કહી લઇએ!

અમદાવાદ-મોક્ષમંદિર, ચૈત્ર ૧૯૯૩. } લી. રામશંકર મોનજી ભટ્ટ.

## અધ્યાય ૮ મો.

વિષય—આ આઠમા અધ્યાયમાં અજગરાદિક નવ ગુરૂપાસેથી ગુરૂ દત્તાત્રેયે જે જે શિખામણ લીધી; તે કહેવામાં આવશે.

ગુરૂ દત્તાત્રેય કહે છે કે-પૂર્વે કરેલાં કર્મોને આધારે, જીવનાં સુખદુઃખનો નિર્ણય થઈ ચૂકેલો છે. માટે યોગીએ અજગરની માફક ઉદ્યોગ રહિત રહેવું—

॥ **ब्राह्मण उवाच** ॥

> **सुखमैन्द्रियकं राजन्, स्वर्गे नरक एव च ॥**
> **देहिनां यद्यथा दुःखं, तस्मान्नेच्छेत तद्बुधः ॥ १ ॥**
> **ग्रासं सुमृष्टं विरसं, महान्तं स्तोकमेव वा ॥**
> **यदृच्छयैवापतितं, ग्रसेदाजगरोऽक्रियः ॥ २ ॥**

અર્થ—ગુરૂ દત્તાત્રેય કહે છે કે-' હે રાજન્! જેમ અજગર ઉદ્યમરહિત રહીને, સારૂં, નરસું, ઝાઝું અથવા થોડું-જે કાંઈ અનાયાસે આવી મળે છે; તેને ખાય છે. તેમ યોગીએ પણ ઉદ્યમરહિત રહીને, સારૂં, નરસું, ઝાઝું અથવા થોડું, જે કાંઈ ખાવાનું મળે; તે ખાઇને રહેવું જોઈએ. જેમ ઉદ્યમ

૧-૨ પદચ્છેદ—**अक्रियः अजगरः**-કાંઇપણ ક્રિયા નહીં કરનારો અજગર. **सुमृष्टं**-મીઠું. **विरसं**-મોળું, સ્વાદ વિનાનું. **महांतं**-ઘણું. **स्तोकं एव वा**-અથવા થોડું. **इति यदृच्छया एव आपतितं**-અનાયાસે આવી મળેલું. **ग्रासं**-એવું કાંઇ ખાવાનું. **ग्रसेत**-ખાય છે. તે પ્રમાણેજ. **हे राजन्**-હે રાજા! **यथा देहिनां यत् दुःखं**-મનુષ્યોને જેમ દુઃખ. **स्वर्गे नरके भवति**-સ્વર્ગમાં અગર નરકમાં ( માગ્યાવિના ) થાય છે. **तथा ऐंद्रियकं सुखं**-ઇંદ્રિય જન્યસુખ (પણ). **स्वर्गे नरके भवति**-સ્વર્ગમાં અને નરકમાં મળી આવે છે. **तस्मात्**-તેથી. **बुधः सुखं न पच्छेत**-ડાહ્યો માણસ સુખને ઇચ્છતો નથી.

**કર્યા વગર પણ, પ્રારબ્ધના યોગથી, દુઃખ પોતાની મેળે પ્રાપ્ત થાય છે; તેમ સ્વર્ગ અને નરકમાં, જ્યાં હોઇએ ત્યાં, ઇંદ્રિયો સંબંધી સુખ પણ, પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે. તેથી સુખને માટે પ્રયત્ન કરવામાં, સમજુ પુરૂષે આયુષ્યનો નકામો વ્યય કરવો નહીં–જોઇએ. [૧–૨]**

૧–૨ વિવેચન—

યોગી એટલે 'એકલો,' લાંબાં પહોળાં પુંછડાંવાળો નહીં. પોતાના ઘરમાં તે પોતેજ–બીજું કોઇ નહીં. ત્યાં તે સુઈ રહે–રાંધે–કે–જમે. તેને કોઇ પૂછે નહીં. જેના ઘરમાં એકથી બે; ત્યાં બધી વાતમાં, કદિ એકનું ધાર્યું થાય; તોપણ એક બે વાતમાં, બીજાનું ધાર્યું કરવુંજ પડે. પતિપત્ની હોય; તોપણ એકબીજામાં સમાઇ જતાં આવડે; એકબીજાને અનુકુળ થઇને રહેતાં આવડે; તે એક–તે અદ્વિતીય; તે યોગી. ત્રીજી અવસ્થામાં ઘરબહાર નીકળવાનું કારણ એજ કે–આગલા બે આશ્રમોમાં, લીધેલા અનુભવનો પ્રયોગ કરવાની, તક મળે. આ સંસારમાં એકલા આવ્યા હતા: એકલા જવાનું છે. ત્રીજા સ્ટેજ ઉપર આવ્યા પછી, વૃદ્ધાવસ્થાના વાવટા દેહ ઉપર દેખાયા પછી, જવાને બહુ વાર નથી–ડેર નથી. જવા માટે તૈયાર થવા, એકલા રહેવું જોઇએ. એકલા રહીને એકાગ્રતા વિગેરે સાધવી જોઇએ. જેનું બ્રહ્મચર્ય ઉજ્વલ હોય; તેનો ગૃહસ્થાશ્રમ ઉજ્વલ થાય. તેમ જેનું વાનપ્રસ્થ ઉજ્વલ હોય; તેનો સન્યાસ ઉજ્વલ થાય. ગૃહસ્થાશ્રમ માટે યોગ્યતા મેળવવા, બ્રહ્મચર્યાશ્રમ છે; અને સન્યાશ્રમ માટે યોગ્યતા મેળવવા વાનપ્રસ્થાશ્રમ છે. ટુંકામાં કહીએ તો–પહેલા બે આશ્રમોમાં, સંસાર પાથરવાની ક્રિયાઓ થાય છે; અને બીજા બે આશ્રમોમાં, સંસાર સંકેલવાની ક્રિયાઓ થાય છે. પાઘડી માથે, અને જોડા પગે શોભે; એવી ઉઘાડી વ્યવસ્થા છે; છતાં ન માને; તે હેરાન થાય. ગૃહસ્થાશ્રમનાં સુખ ભોગવવા, જેમણે અનેક પાપ કર્યાં; એવા પતીતો પણ, જે ચેતી ગયા; એટલે વાનપ્રસ્થાશ્રમને જેમણે યથાર્થ ગોઠવ્યો; તેઓ પાવન થઈ ગયા છે. જુવાનીમાં પોતાનાં રમાડયાં; અને વૃદ્ધાવસ્થામાં પુત્રાદિના બાળગોપાળ રમાડવા, જે રોકાયાં–લલચાયાં, તે માબાપ–તે વાનપ્રસ્થો–તે વૃદ્ધો, ભવસાગરની ભૂલવણીમાં, ભૂલાં પડયાં છે; એમ સમજવું. રળીને ખાઇ શકે; એવા પુત્રાદિએ પણ, ત્રીજી અવસ્થામાં બેઠેલાં માતાપિતાને, એકલાં રહેવાની અનેક તક આપવી. ઘર સાંકડું હોય; તો પાસે બીજું મકાન ભાડે લઇ દેવું. એકાંત વિના આંટી નહીં ઉકલે.

યોગી એટલે આકાશ પાતાળમાં રહેલો પ્રાણી નહીં; પણ યોગી એટલે ઉપર પ્રમાણે સંસારથી એકલો પડતો, કલ્યાણની પરવાવાળો–પવિત્ર માનવી. જેના સંગમાં સંત અને શાસ્ત્રો; જેના હૃદયમાં રામ અથવા કૃષ્ણ; જેના હાથમાં સેવા અને દાન. જનહિતાર્થે સેવા કરવી તે ઠીક છે; પણ પોતાને કામ, ક્રોધ અને લોભરૂપી કુતરાં, કરડી રહ્યાં હોય; ત્યાં સુધી, પોતે પોતાની સેવા કરવાની, પોતે પોતાને સંભાળવાની, ઘણીજ જરૂર છે. ભરદરિયે ચાલતી સ્ટીમરનો ખારવો, વારંવાર પાણી માપે છે; તેમ ગૃહસ્થાશ્રમના પ્લૅાટ ઉપરથી ઉતરી; એટલે સંસારના પ્લૅાટ ઉપરથી ઉતરી, ત્યાગના પ્લૅાટ ઉપર ચડતાં, પોતે કયાં છે ? પોતાને કામ, ક્રોધ અગર લોભ, કેટલા પીડે છે ? તે વારંવાર તપાસવું જોઇએ. નિવૃત્તિના શોધનારાઓએ યાદ રાખવું કે–નિવૃત્તિના પડદામાં, પ્રવૃત્તિ સંતાઇને ઉભી રહે છે. નિવૃત્તિને બહાને નીકળેલા ગમારને, તે પ્રવૃત્તિ ખુંદી નાંખે છે. તેનાં હૃદયને શઠ બનાવી

દે છે. નિવૃત્તિને બ્હાને મોટા મંદિરોમાં રહેવું-અન્નક્ષેત્રોમાં રહેવું; આશ્રમોમાં રહેવું; બોર્ડીંગોમાં રહેવું; તે બહુ સાચવવા જેવું છે. નહીં તો-હતા ત્યાંથી પાછા પડવા જેવું થાય છે. ત્યાં દાખલ થયા; ત્યારે અંતઃકરણ કોમળ હતું; ત્યાં થોડો વખત રહ્યા પછી, પંચાણુ ટકા, અંતઃકરણ પત્થર જેવું કઠણ થઇ પડે છે. જ્યાં આ છે; ત્યાં તે નથી. તેનું કામ હોય; તો આને તજવું. તાત્પર્ય-આ ઉંચ કોટિના યોગીની વાત છે. જનહિતથી આગળ વધેલી, આત્મહિતની આ વાત છે.

આવી રીતે તૈયાર થએલા યોગીએ સંસારનો ઉદ્યમ બંધ કરવો; અને જે કાંઈ આવી મળે; તેમાં સંતોષ માનવો. અત્યાર સુધી ઘર પોતાનાં હતાં; તે હવે પુત્રાદિનાં થતાં જાય છે. ઘરની બહાર જવાય તો ઠીક, તેમ ન બને; તો પુત્રાદિના ઘરમાં મહેમાન થઇને રહેવું. વૃદ્ધોએ પુત્રાદિ માટે, ઘરો કરી આપવાના ધાંધલમાં પડવું; તે થાકેલાને દોડાવવા જેવી ભૂલ છે. **अनारंभेऽपि परगृहे सुखी सर्पवत ॥** [સાંખ્યદર્શન અ. ૪-૧૨].

'ખોદે ઉંદર અને ભોગવે ભોરીંગ.'-સર્પ પોતાને માટે દર કરતો નથી. ઉંદરે બનાવેલા દરમાં તે રહે છે. તેમ મુમુક્ષુએ, નવા ઘરનો આરંભ નહી કરતાં, જે હોય; તે ઘરમાં સંતોષ માનીને રહેવું; અને આત્મકલ્યાણની આતુરતા વધારવી. ભાગવતના પાંચમા સ્કંધમાં, ખંડોના વર્ણનમાં, ૧૮મા અધ્યાયમાં, પ્રલ્હાદ નૃસિંહ ભગવાનની સ્તુતિ કરે છે કે-**हे वज्रनख ! हे वज्रदंष्ट्र ! कर्माशयान् रंधय रंधय, तमो ग्रस, ॐ स्वाहा, अभयम् अभयम् आत्मनि भूयिष्ठा ॐ क्ष्रौम् ॥८॥**

[વંશસ્થ] **स्वस्त्यस्तु विश्वस्य खल: प्रसीदतां, ध्यायंतु भूतानि शिवं मिथो धिया ॥**
**मनश्च भद्रं भजतादधोऽक्षज, आवेश्यतां नौ मतिरप्यहैतुकी ॥ ९ ॥**

અર્થ—હે વજ્ર સરખા નખવાળા ! હે વજ્ર સરખી દાઢવાળા નૃસિંહ પ્રભુ ! અમારા કર્મની વાસનાઓને બાળો ! બાળો ! અજ્ઞાનનો નાશ કરો; અંતઃકરણમાં અભયને સ્થાપો-સ્થાપો ! [૮] જગત્‌નું કલ્યાણ થાઓ; ખલ પુરૂષો પોતાની ક્રૂરતા છોડી દે; પ્રાણીઓ પોતાની બુદ્ધિથી પરસ્પરનું કલ્યાણ ઇચ્છે; મનમાં શાંતિ વિગેરે સદ્‌ગુણો આવે; અને અમારી બુદ્ધિ નિષ્કામ બનીને, ભગવાનમાં પ્રવેશ કરો. [૯].

ઘર અને સ્ત્રી પુત્રાદિ કેટલી ભયંકર વસ્તુ છે; તે હવે કહે છે—

(વંશસ્થ).

**माऽगारदारात्मजवित्तबंधुषु, संगो यदि स्याद्-भगवत्प्रियेषु नः ।**
**यः प्राणवृत्त्या परितुष्ट आत्मवान , सिद्ध्यत्यदूरान्न तथेंद्रियप्रिय: ॥ १० ॥**
**यत्संगलब्धं निजवीर्यवैभवं, तीर्थं मुहु: संस्पृशतां हि मानसम ॥**
**हरत्यजोऽत:श्रुतिभिर्गतोऽगजं, को वै न सेवेत मुकुंदविक्रमम् ॥ ११ ॥**

આ તો રત્નો !-ભાગ્યવંતોને અપાય. હજી આગળ સાંભળો—[વંશસ્થ].

**यस्यास्ति भक्तिर्भगवत्यकिंचना, सर्वैर्गुणैस्तत्र समासते सुरा: ॥**
**हरावभक्तस्य कुतो महद्‌गुणा, मनोरथेनासति धावतो बहि: ॥ १२ ॥**
**हरिर्हि साक्षाद्भगवाञ्छरीरिणा-मात्मा झषाणामिव तोयमिप्सितम् ॥**

**हित्वा महांस्तं यदि सज्जते गृहे, तदा महत्त्वं वयसा दंपतीनाम् ॥ १३ ॥**
**तस्माद्रजोराग-विषादमन्युमा-नस्पृहाभयदैन्याधिमूलम् ॥**
**हित्वा गृहं संसृतिचक्रवालं, नृसिंहपादं भजताकुतोभयम् ॥ १४ ॥**

**અર્થ**—હે નૃસિંહ પ્રભુ ! અમને કોઈનો સંગ થશો નહીં; અને કદાચ સંગ થાય; તો **ઘર, સ્ત્રી, પુત્ર, ધન અને સંબંધીઓનો સંગ, તો કદિ થશો નહીં.** [સાંભળો-સાંભળો-આ ખાનગી વાતો છે. ઘરમાં કોઈને કહેવાય નહીં; એવી આ વાતો છે.] **કદિ સંગ થાય; તો અમને ભગવાનના ભકતોનો સંગ થજો.** કારણ કે આહાર માત્રથી સંતોષ રાખનાર જ્ઞાનીને, તુરત મોક્ષ મળે છે; અને ઇંદ્રિયોને લાડ લડાવનારને, મોક્ષ મળતો નથી. [૧૦] ગંગા વિગેરે તીર્થ તો, સ્નાન કરનારાઓના શરીરના કેવળ મેલને હરે છે; અથવા ઘણા કાળે અંતઃકરણને શુદ્ધ કરે છે; પણ ભગવાનના ભકતોના સંગથી મળેલું, ભગવદ્ કથારૂપી તીર્થ, કે જેમાં ભગવાનનાં અસાધારણ પ્રભાવનો અતીશય છે; તેને સેવનારા પુરૂષોના મનમાં, શ્રવણદ્વારા આવેલા ભગવાન્, સાંભળનારના મનના મેલને હરે છે. માટે એવા ભકતોને કોણ ન સેવે ? [૧૧]. જે માણસને ભગવાનમાં નિષ્કામ ભક્તિ હોય; તે માણસમાં, સઘળા સદ્ગુણોની સાથે દેવતાઓ આવીને વસે છે. ભગવાનની ભક્તિથી રહિત, અને મનોરથ પૂરવા, ખોટા વિષયસુખમાં દોડનાર માણસોને-એવા ઘમંડી ધનવાનોને, અને ઘમંડી ધંધાર્થી માણસોને-મહાત્માઓના ગુણનું ભાન ક્યાંથી થાય ? નજ થાય. [૧૨] જ્યારે પાણી માછલાંઓને આત્મારૂપ છે; તેમ સાક્ષાત્ ભગવાન્ પ્રાણીઓના આત્મા છે; માટે ભગવાનને છોડી દઈ, ઘરમાં આસક્તિ રાખનાર માણસો, જો **મોટાં કહેવાતાં હોય;** તો તે મોટાઈ કેવળ સ્ત્રીપુરૂષોનાં શરીરને ઝાઝાં વરસો થયાં; તે ઉપરથી જેવી મોટાઈ ગણાય છે; તેવી તે મોટાઈ છે. [૧૩]. (પ્રલ્હાદ હવે પોતાના કથનનો સાર કહી દે છે. સાંભળો.) "એટલા માટે હે લોકો ! તૃષ્ણા, રાગ, ખેદ, ક્રોધ, અભિમાન, [ સાંભળો ! સાંભળો ! સાવધાન થઈને સાંભળો ! પરવા રાખીને સાંભળો-] ક્રોધ, અભિમાન, સ્પૃહા, ભય, દીનતા અને મનની અનેક પીડાઓનું મૂળ, એવું જે ઘર, કે જેને લીધે જન્મ મરણ ચાલ્યાજ કરે છે; તેનો ત્યાગ કરી, નિર્ભય નૃસિંહજીના ચરણારવિંદને ભજો. [૧૪]."

સંસારીઓને ઘર આટલું ભયંકર છે; ત્યારે જેમણે એકવાર ઘર તજ્યું છે; અને પાછા મઠ મકાનના માલીક થઇ બેઠા છે; એવા ત્યાગીઓને ઘર કેટલું ભયંકર છે ?' સમાજે આ વાતનો બરાબર વિચાર કરી, ત્યાગીઓને બંધનમાંથી બચાવી લેવા જોઇએ. ત્યાગીઓ મઠ મકાનના બંધનથી મૂક્ત હશે; તોજ બેધડક વાતો કરી શકશે. જે વહાણ કાંઠે બાંધ્યું હોય; તે ત્યાં (કાંઠામાં) ઉચુંનીચું થાય; પણ ભરદરીયે પહોંચે નહીં.

'સુખદુઃખ અનાયાસે મળે છે; કર્મ પ્રમાણે મળે છે; માટે સુખ સારૂં યોગીએ પ્રયત્ન કરવો નહીં'-એમ શ્લોકમાં કહ્યું. આ વાત બધા માટે નથી. યોગી માટે છે; અથવા ઉત્તમ કોટિના મુમુક્ષુ માટે છે. કેવળ મોક્ષનીજ મમતા, જેના મગજમાં રમી રહી છે; તેને માટે આ છે. સંસાર આખો પ્રયત્ન ઉપર ઉભો છે. આકાશે એરોપ્લેઇન લાવનાર ઉદ્યમ છે; ઘોડા બળદ વિનાની ગાડીઓ દોડાવનાર ઉદ્યમ છે; એક કલાકમાં આખી પૃથ્વી સાંભળે એવી વાતો કરનાર રેડીયો, ઉદ્યમે આણ્યો છે. મોટી મોટી સ્ટીમરોએ સમુદ્રને સરોવર જેવો બનાવી દીધો; તે ઉદ્યમનું ફળ છે. ઉદ્યોગ બંધ થાય; તો ભયંકર મુંઝવણ થાય.

કારણ કે નવાણુ ટકા લોકો, પ્રયત્ન અગર ઉદ્યમ ઉપરજ જીવે છે. તેઓ ઉદ્યમ ઉપર જીવે છે; તોપણ તેમણે ઇશ્વરની શક્તિને વિસારવી નહીં. ઇશ્વર ચાય સો કરે છે; તે વાતને પ્રયત્ન કરનારે સદા યાદ રાખવી.

દોહરો—કાપે ઉંદર કંડીયો, સાપ ઉંદરને ખાય;
ઉદ્યોગે અવળો પડે, અને ધણીનું ધાર્યું થાય.

ઉંદર જાણે કે-કંડીઆમાં કાંઈ ખાવાનું છે. પ્રયત્ન કરૂં; તો તે મળે. કંડીયો કાપીને અંદર પેઠો; ત્યાં સાપ ! સાપે ઉંદરને પકડી લીધો. પ્રયત્ન નિષ્ફળ ગયો. દીવાળીના સારા મહુરતે સૌ ચોપડા પુંજે; પણ કોઇ રળે; અને કોઇ દીવાળાં કાઢે ! સારા મહુરતે પરણે. બ્રાહ્મણો મંગળના મંત્રો ભણે; પણ રંગભરેલી રંડાય ! ગામદેવને નમીને ગામમાં રહેવાય; રાજાને નમીને, તેના રાજમાં રહેવાય; તેમ ભગવાનને નમીને-સ્મરણ કરીને-ધંધો રોજગાર કરાય.

હજી જરા આગળ આવો; તો બતાવું કે-યોગીઓની નિવૃત્તિમાં પણ પ્રવૃત્તિ છે. યોગી સંસારથી નિવૃત્તિ કરે; પણ ભગવાનને પામવાની પ્રવૃત્તિ કરે. સંસારીઓની પ્રવૃત્તિ જન્મ મરણ ઉભાં કરે એવી; અને યોગીઓની પ્રવૃત્તિ, જન્મમરણનો નાશ કરે એવી-સંસારને ભુંસી નાંખે એવી-હોય છે. કેમ સાવધાન છોને ? થાકયા હો; તો બંધ કરીએ ! × × × × ત્યારે આગળ સાંભળો.

ઉદ્યમ રહિત રહે; તેને ભોજન ન મળે; તો શું કરવું ? તે હવે કહે છે—

**शयीताहानि भूरीणि, निराहारोऽनुपक्रमः ॥**
**यदि नोपनमेद्ग्रासो, महाहिरिव दिष्टभुक् ॥ ३ ॥**
**ओजःसहोबलयुतं, विभ्रद्देहमकर्मकम् ॥**
**शयानो वीतनिद्रश्च, नेहेतेन्द्रियवानपि ॥ ४ ॥**

અર્થ—ખાવાનું ન મળે ત્યારે પણ, ઉદ્યમ નહીં કરતાં, પ્રારબ્ધ ઉપર જ આસ્થા રાખીને, અજગરની પેઠે, નિરાહારપણાથી ઘણા દિવસ સુધી સુઈ રહેવું. [૩] ઇંદ્રિયોનું, મનનું અને શરીરનું બળ હોય; તોપણ દેહને ઉદ્યમ રહિત રાખીનેજ, સુઇ રહેવું. [સુઇ રહેવું એટલે પ્રમાદ અગર આળસથી

---

૩ પદચ્છેદ—**यदि ग्रासः न उपनमेत्**—કદિ જમવાનું ન મળે; તોપણ. **न विद्यते उपक्रमः** (ઉદ્યમ) **यस्य सः अनुपक्रमः**—ઉદ્યમ રહિત રહીને. **दिष्टं** (પ્રારબ્ધ) **भुंक्ते इति दिष्टभुक्**-પ્રારબ્ધના ઉપર આધાર રાખનાર. **महांश्चासौ अहिश्च महाहिः—महाहिः इव**—અજગરની માફક. **निराहारः**—અહાર રહિત રહીને. **भूरीणि अहानि शयीत**—ઘણા દિવસો સુધી સુઈ રહેવું.

૪ પદચ્છેદ—**ओजश्च** (ઇંદ્રિયબળ) **सहश्च** (મનોબળ) **बलं च तैः युतः इति देहः, तं देहं बिभ्रत्**-ઇદ્રિયોનું, મનનું અને શરીરનું બળ હોય તો પણ દેહને **न विद्यते कर्म यस्य सः इति अकर्मकः तं**—ઉદ્યમ રહિત દેહને. **शयानः**—સુઇ રહેનારો. **च**—તો પણ **वीता निद्रा यस्य सः वीतनिद्रः**—આત્મ પ્રાપ્તિરૂપ સ્વાર્થમાં સાવધાન રહેનારો. **इंद्रियवान् अपि न ईहेत**—ઇદ્રિયો પરીપૂર્ણ હોય તો પણ કાંઈ ઉદ્યમ કરવો નહીં.

**નહીં–પણ.] આત્મપ્રાપ્તના સ્વાર્થમાં સાવધાન રહેવું. ઇંદ્રિયો પરિપૂર્ણ હોય; તોપણ તેઓનો કાંઈ વ્યાપાર કરવો નહીં. [૪].**

૩–૪ વિવેચન—

સાધન રહિત બાળકને, માબાપ ઉપર આધાર રાખવોજ પડે; સાધન રહિત માંદાને, સંબંધીઓ ઉપર આધાર રાખવોજ પડે. સંબંધીઓ ન હોય; તો સરકાર ઉપર, અથવા ધર્માદા ઉપર, આધાર રાખવોજ પડે. તેમ જેણે નિત્ય સુખ માટે–મોક્ષને સાધવા માટે, જીવનને સફળ કરવા માટે–પ્રવૃત્તિનો (ધંધાનો) ત્યાગ કર્યો હોય છે; એવા નિઃસાધન યોગીએ, પ્રારબ્ધના ઉપર આધાર રાખવોજ પડે. મીલ્કતના માલીક–સંસારી, અથવા સાધુની આ વાત નથી. આ વાત તેથી આગળ છે. મોક્ષને સાધવો, તે પણ કર્મ છે. એટલે આ યોગી 'કર્મયોગી' છે. જ્યાં મોક્ષ, ત્યાં નિષ્કામતા હોયજ; માટે આ યોગી નિષ્કામ કર્મયોગી ગણાય છે. પાઈ એ પાઈમાં પોણોશેર મીઠાઈ ન મળે. આ યોગી તે, અહંતામમતાની આગમાં બળતા, મઠ મકાનના ફંદમાં ફસેલા, ભોળી સ્ત્રીઓને દોરા ધાગા કરી આપવાનો દંભ કરનારા, તેજી મંદીના ભાવ કહેનારા, રાખ ચોળેલા, અને ગાંજો પીઇને લાલ આંખો રાખનારા–જ્યાં ત્યાં દેખાય છે; તે નહીં; પણ ગીતામાં ગોવિંદ કહે છે તે–

[ અ. ૬. ]

**प्रयत्नाद्यतमानस्तु, योगी संशुद्धकिल्बिषः ॥**
**अनेकजन्मसंसिद्धस्-ततो याति परां गतिम् ॥ ४५ ॥**
**तपस्विभ्योऽधिको योगी, ज्ञानिभ्योऽपि मतोऽधिकः ॥**
**कर्मिभ्यश्चाधिको योगी, तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥**

અર્થ—આવી રીતે ખંતથી યત્ન કરતાં, નિષ્કામ કર્મયોગી, કે જેનાં પાપ બળીને ખાખ થઇ ગયાં હોય છે; અને જેણે અનેક જન્મ પછી સિદ્ધિ મેળવી હોય છે; તે પરમ ગતિને પામે છે. [૪૫]. તપસ્વી કરતાં નિષ્કામ કર્મયોગી શ્રેષ્ઠ ગણાય છે. 'હું બધું જાણું છે;' એવું માત્ર જાણનારા કરતાં; પણ, નિષ્કામ કર્મયોગી વધારે ઠીક છે. કામ્ય કર્મો કરનારના કરતાં પણ, નિષ્કામ કર્મયોગી શ્રેષ્ઠ છે. માટે હે અર્જુન ! તું નિષ્કામ કર્મયોગી થા. (૪૬).

આ યોગી સુઈ રહે; પણ ઉંઘતા નથી; આળસુ નથી; તે માટે શ્લોકમાં **वीतनिद्रः** શબ્દ મૂકયો છે. **वीतनिद्रः** એટલે આત્મપ્રાપ્તિરૂપ સ્વાર્થમાં સાવધાન.

હવે સમુદ્રને ગુરૂ કર્યો; તેની વાત કરે છે—

**मुनिः प्रसन्नगम्भीरो, दुर्विगाह्यो दुरत्ययः ॥**
**अनन्तपारो ह्यक्षोभ्यः, स्तिमितोद इवार्णवः ॥५॥**

---

૫ પદચ્છેદ—**स्तिमितं** નિશ્ચળ) **उदकं यस्मिन् सः स्तिमितोदः, इति अर्णवः इव**–નિશ્ચળ જળવાળો સમુદ્ર જેમ. **प्रसन्नश्चासौ गंभीरश्च प्रसन्नगंभीरः**–બહારથી પ્રસન્ન અને અંદરથી ગંભીર. **दुःखेन विगाहितुं शक्यः दुर्विगाह्यः**–જેનું માપ ન નીકળી શકે એવો. **दुःखेन अत्येतुं शक्यः दुरत्ययः**–તરી ન શકાય–પાર ન પામી શકાય–એવો. **न विद्यते अंतः पारश्च यस्य सः अनंतपारः**–અંત તથા પારથી રહિત. **हि**–નિશ્ચય. **न क्षोभ्यः–अक्षोभ्यः**–વિકાર ન પામે એવો.

**समृद्धकामो हीनो वा, नारायणपरो मुनिः ॥**
**नोत्सर्पेत न शुष्येत, सरिद्भिरिव सागरः ॥६॥**

અર્થ—હવે સમુદ્રને ગુરૂ કેવી રીતે કર્યો; તેની વાત કરે છે-નિશ્ચળ જળવાળો સમુદ્ર, જેમ બહાર પ્રસન્ન, અંદર ગંભીર, જેના તળીયાનું માપ ન થઈ શકે એવો, તરી ન શકાય એવો, અંત અને પારથી રહિત, તથા વિકાર ન પામે એવો. તેમ યોગીએ પણ, બહારથી પ્રસન્ન, અંદરથી ગંભીર, હૃદયના રહસ્યને કોઈથી જાણી ન શકાય એવો, સ્વરૂપના આવિર્ભાવને લીધે; અંતથી અને પારથી રહિત રહેવું જોઈએ. તથા વિકાર પામવો ન જોઈએ. [૫] એટલે ચોમાસામાં નદિઓ આવીને મળે; તોપણ સમુદ્ર ઉભરાતો નથી; અને ઉનાળામાં નદિયો સુકાઇ જાય; તોપણ સાગર સુકાતો નથી. તેમ યોગીએ પણ નારાયણને પરાયણ રહીને, વૈભવાદિક મળતાં, રાજી થવું નહીં; અને નહીં મળતાં કચવાવું નહીં. [૬]

૫-૬ વિવેચન—

હું પોતેજ બ્રહ્મ છઉં; હું પોતેજ નારાયણ છઉં; એમ જ્ઞાની સમજે છે; તોપણ તે ઘમંડી નથી. કારણ કે **नारायणपरः** તે રહે છે.

આગળ એક શ્લોક આવ્યો હતો; કે પૃથ્વીનું માપ સમુદ્ર; અને સમુદ્રનું માપ કાંઠા; પણ સંતનું માપ નીકળે નહીં. સંતસમાગમની એક પળ, સમ્રાટોની સમૃદ્ધિને ભૂલાવે. સંત સમાગમની એક પળ, સો વરસના, નકામા ખોઈ નાંખેલા આયુષ્યને, સફળ કરી આપે. અહીં સંત એટલે-માત્ર ભગવાંવાળા, અથવા માત્ર દાઢીવાળા, અથવા આખે અંગે તિલકવાળા, મઠ મંદીરમાં રહેતા, અગર મસીદમાં રહેતા, લાંબે રાગે ભજન કરતા, અગર કરાવતા-એટલાજ નહીં; પણ સંત કોઇ જુદી વસ્તુ છે. તેમાં માત્ર ખૂબી એટલી કે-સંત મળવા છતાં-દેખવા છતાં-સમજાય નહીં. જેના ઘરમાં હતા, તે તેમને સમજ્યા નથી. આજ તો હસ્તિનાપુરના સમ્રાટસંતની વાત કઇ. તે રાજા યુધિષ્ઠિર! કૌરવોના નાશ પછી, ધૃતરાષ્ટ્ર અને ગાંધારી, પાંડવોને ત્યાં રહેતાં હતાં. વિદુરે તેમને નિંદમાંથી જગાડીને કહ્યું કે-'ભાઈ, આમ ક્યાંસુધી પ્રમાદમાં પડયાં રહેશો ? મરણ આવીને પકડે; તે પહેલાં તમે, મરણને પડકાર કાં ન કરો ?'

ધૃતરાષ્ટ્ર—જ્યારે અમારે સુખ હતાં; ત્યારે અમારી બુદ્ધિ, રાજકાજમાં ખુંદાઇ રહી હતી. પછી વૈરની વાતો ચાલી; ત્યારે અમારી બુદ્ધિ, દ્વેષમાં દટાઈ ગઈ. પછી પુત્રોનો નાશ થતાં, અમારી બુદ્ધિ, શોકમાં છવાઈ ગઈ. સો દીકરાનો એક સાથે નાશ; સો વિધવા—

---

૬ પદચ્છેદ—**सरिद्भिः सागरः इव**-ચોમાસામાં નદીઓ આવીને મળે; તો પણ સમુદ્ર ઉભરાતો નથી; અને ઉનાળામાં નદીઓના પ્રવાહો સુકાઈ જાય; તોપણ સમુદ્ર સુકાતો નથી-તેમ. **नारायणपरः मुनिः**-નારાયણને શરણે રહીને યોગીએ. **समृद्धकामः**-વૈભવો મળે ત્યારે. **न उत्सर्पेत**-ઉભરાવું નહીં, હરખાવું નહીં. **वा हीनः, न शुष्येत**-અને નહીં મળતાં કચવાવું નહીં.

રાજની ધણીયાણી–પાણીને પૂર ! વિગેરે વાતો, હૃદયેથી ખસતી નથી. તોપણ હે ભાઈ! આપ જેમ કહો; તેમ કરવા; અમે તૈયાર છીએ.

વિદુર—ઉત્તરાખંડમાં જાઓ ! અને હારને શરણે રહો. શ્રીહરિ તમારા થોડાને, ઘણું માની લેશે. કહો ! બીજી કાંઇ ઇચ્છા છે ?

ધૃતરાષ્ટ્ર—એક ઇચ્છા છે. પુત્રોની સદ્‌ગતિ અર્થે, અને અમારા પોતાના કલ્યાણ માટે, થોડાં દાન કરી, પછી જઈએ ! હતું ત્યારે ખૂટી જવાના ભયથી, અને રાજાપણાના અભિમાનથી, અમે વાપરી શકયા નહીં; અને પાસે નથી; ત્યારે કોઈને કેમ કહેવાય ! [એમ કહેતાં કહેતાં આંખમાં જળ આવ્યાં.]

વિદુર—હજી બાજી હાથમાં છે. ધીરજ રાખો ! રાજા ધર્મ–યુધિષ્ઠિર મહારાજને પોતાનો પારકો એવું કાંઈ છે નહીં. વળી તે આપને અનાદિકાળથી, પૂજ્ય ગણે છે. તેને આજ્ઞા કરવામાં, વાંધો–વિક્ષેપ–કાંઈ છે નહીં.

યુધિષ્ઠિર મહારાજ, સવારમાં સંધ્યાવંદન કર્યા પછી, કાકા કાકીને પગે લાગવા, હમેશાં નિયમસર આવતા હતા. પગે લાગ્યા પછી કહેતા કે–'વડીલ શ્રી ! આપની કાંઈ આજ્ઞા છે ? જે હોય તે સુખેથી કહો !' ઉપલી વાત થયા પછી, વળતે દિવસે, ધર્મ રાજ હમેશ મુજબ, પગે લાગીને ઉભા થયા; અને પૂછયું કે–'આપની કાંઈ આજ્ઞા છે ? હોય તો સુખેથી કહો !'

ધૃતરાષ્ટ્ર—ભાઈ! અમારે કાંઈક દાન કરવાની ઇચ્છા છે.

યુધિષ્ઠિર—બહુ સારૂં ! મારાં અહોભાગ્ય ! હું, મારૂં કુટુંબ, અને આ રાજયલક્ષ્મી આપની સેવામાં હાજર છે.

આ સાંભળી ધૃતરાષ્ટ્રે, ભીષ્મ, દ્રોણ, સોમદત્ત, જયદ્રથ, દુર્યોધનાદિ સૌ પુત્ર વિગેરેનાં શ્રાદ્ધ કરવાનો આરંભ કર્યો. શ્રાદ્ધની પાછળ દક્ષણા અને ભોજન ! કાકાની આજ્ઞાને પહોંચી વળવા માટે—

**शते देये दशशतं, सहस्रे चायुतं तथा ॥**
**दीयते वचनाद्राज्ञः, कुंतीपुत्रस्य धीमतः ॥**

[ મહાભારત આશ્ર૦ ૧૪–૧૦]

અર્થ—કુંતાના ડાહ્યા દિકરા યુધિષ્ઠિરે, દીવાનનેએવી આજ્ઞા કરી હતી કે–'કાકા જેને સો આપવાનું કહે; તેને તમારે એક હજાર આપવા; અને એક હજાર આપવાનું કહે; તેને તમારે દસ હજાર આપવા.' [૧૦]

રાજા ધૃતરાષ્ટ્રનો જય જયકાર થઈ રહ્યો. તે સાથે યુધિષ્ઠિરનો યશ પણ ગવાયો. હસ્તીનાપુરની ગાદી ઉપર, અનેક સમ્રાટો આવ્યા અને ગયા. રાજ્ય લક્ષ્મી, એક હાથમાંથી બીજા હાથમાં આવી, અને ગઈ. પણ યુધિષ્ઠિરનું નામ, કાળ હજી ભુંસી શકયો નથી–નામ અમર રહ્યું છે.

દોહો—નામ રહંતા ઠાકરા, નાણાં નહીં રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહીં પડંત—

આવા સંત સુજાનને વંદન હો. હતા ત્યારે નારદાદિ બે પાંચ ઓળખતા હતા.

પિતા પચીસ પચીસ લાખ, વારસામાં આપે; પણ પિતા પોતાના કલ્યાણ માટે કાંઈ

ાપરે; ત્યાં પુત્રો ચમકી જાય. પોતે રળી લાવીને, 'લ્યો પિતા! જ્યાં ગમે ત્યાં વાપરો!' એમ જો કહેતા હોય; તો તે દિકરા ભાગ્યશાળી-પાણીદાર-મરદ-સમજવા. નમાલા-દુર્ભાગી દિકરા, બાપની મીલ્કત, બાપને સુખરૂપ વાપરવા ન દે. રળ્યો કોણ? જગમાં જાણ્યો કોણ? ાલ્યો કોણ? ઉભરાણો કોણ? ધનવાન્ કોણ? કે બાપને તો આપે; પણ બીજાં વડીલોને ણ આપે. દૂર હોય; તો મ. ઓ. કરી દે. સંત સાધુ પાસે જાય; તો ત્યાં પણ-પૂછ્યાજ ારે; કે-'કાંઈ આજ્ઞા કરો'. ધનની, સુખની અને સમજણની, આ ટોચ છે. સંવત ૧૯૭૭માં ારકા જવા, અમે મુંબઈથી સ્ટીમરમાં બેઠા હતા. ૩૦૦ માણસો સાથે હતાં. મુંબઈથી ીકળતાં, કેટલાએક દેવા જેવાં હતાં; તેમને કાંઈ આપવું જોઈએ. તે અમને સૂઝયું હીં; તેમ અમારી પાસે, દ્રવ્યની છૂટ પણ નહોતી. પૂજ્યશ્રી જાદવજી મહારાજ, અમારી ંભાળ લેવા, અમારી લાજ રાખવા-ખડે પગે સામા ઉભા હતા. આંખે આંસુની ધાર, અને ંઠ ગદ્દગદ્દ! [અહો! એવા ઘેલા તો, અમને કોઈ મળ્યાજ નહીં] સ્ટીમર ઉપડવા ખત થઈ; ત્યારે તુરત, તે પાસે આવ્યા. સાથે વાઘ વાંદરાના માળાવાળા મંગળદાસ વી. હતા. તેમના ગજવામાં નોટોનાં ભુંગળાં અને છૂટા રૂપૈયા હતા. મહારાજશ્રીએ જે રકમ હી, તે રકમ તેમણે મારા હાથમાં મુકી. જે આપવા જેવા હતા; તે તમામને, મારે હાથે અપાવ્યું. કાંઈ બે પાંચ કે પચીશ નહીં; પણ ઘણા રૂપૈયા મારે હાથે વહેંચાવ્યા. કથા સાંભળવા તો ઘણાં આવે; પણ 'લ્યો આ ટાણે વાપરો; એમ કહેનારા એક બે વીરલા હોય. સારી રીતે રળતા કમાતા હોય; તો ધણી, ધણીયાણીને પૂછે કે-'કયો દાગીનો કરાવવો છે?' પુત્રોને પૂછે કે-'તમારે માટે કેટલાં ઘર કરાવી દઉં,' પણ સંતને કોણ પૂછે-કે-'શી આજ્ઞા છે?' 'કાંઈ આજ્ઞા કરો' એમ કહેનારાં, અમને પણ મળ્યાં છે. અમારે એવાં મોટાં કામ કરવા પડયાં નથી; તોપણ 'કાંઈ આજ્ઞા કરો;' એમ પૂછવું; એ બાઇબોદીનું કામ નથી. [ભારતમાં રાજા ઘણા, પણ મેવાડપતિનાં માન જુદાં! શહેનશાહની સાથે તે બેસે.] તેમના ભાવનો બદલો પ્રભુ આપે. લ્યો કહી પણ દઉં-કે તે કોણ છે?-(૧) મલાડમાં ગાંધી ભગવાન-લાલ હીરાલાલ, જ્યાં અમે ઉતર્યા હતા. ૨ સમરથ બ્હેન. ૩. ચંચળ બ્હેન. આ અમારી ગરીબની ગોદડી છે. નકામી તકલીફ કોઈને દેવી, અમને ગમતી નથી. પણ પૂછે છે-એજ નવાઈ; એજ તેમની વડાઇ. માયાનો દિકરો, શ્રીહરિનો દિકરો થાય; ત્યારેજ પુજ્ય વડીલોને, અને સંતને પૂછે કે-"કાંઈ આજ્ઞા કરો! અમારી લક્ષ્મી પાવન થાય-અમારૂંઅન્ન પાવન થાય-વિગેરે વિગેરે વિગેરે," આ શીખ્યું શીખાય એવું નથી. આ પુણ્યનું ફળ છે.

સમુદ્ર તો ખારો, સંત તો મીઠા. સમુદ્રમાં કોઈ પડે; તો બુડી જાય; સંતમાં કોઇ પડે; તો ભવસાગર તરી જાય. સમુદ્ર તોફાને ચડે; ત્યારે મોટી મોટી સ્ટીમરોને બુડાડી દે; સંતને શાંતિના ઉભરા આવે; ત્યારે સંસારના તાપથી તપી ગએલાં અનેક સ્ત્રીપુરૂષને બુડતા બચાવી લે. વિગેરે-વિગેરે.

હવે ૧૧મા ગુરૂ પતંગીઆની વાત કરે છે—

**दृष्ट्वा स्त्रियं देवमायां, तद्भावैरजितेन्द्रियः ॥**
**प्रलोभितः पतत्यन्धे, तमस्यग्नौ पतङ्गवत् ॥७॥**

---

૭. પદચ્છેદ—**अग्नौ पतंगवत्**-અગ્નિને જોઈને જેમ પતંગીયું તેમાં પડે છે તેમ. **देवमायां इति स्त्रियं दृष्ट्वा**-દેવની માયા રૂપ સ્ત્રિને જોઈને. **तस्याः भावैः प्रलोभितः**-તે સ્ત્રિના વિલાસોથી લલચાઈને. **अजितेंद्रियः**-અજીતેંદ્રિય પુરૂપ. **अंधे तमसि पतति**-મહામોહમાં પડે છે.

[ઉપજાતિ]

**योषिद्धिरण्याभरणाम्बरादि-द्रव्येषु मायारचितेषु मूढः ॥**
**प्रलोभितात्मा ह्युपभोगबुद्ध्या, पतङ्गवन्नश्यति नष्टदृष्टिः ॥८॥**

અર્થ—પતંગીયું જેમ અગ્નિનું રૂપ જોઈને, લલચાઈને અગ્નિમાં પડે છે; તેમ અજીતેંદ્રિય પુરૂષ, માયારૂપ સ્ત્રીને જોઈને, તેના વિલાસોમાં લલચાઈને, મહામોહમાં પડે છે. (૭) સ્ત્રી, સુવર્ણ, આભરણ, અને વસ્ત્રાદિ પદાર્થો, કે માયાએ રચેલાં છે. તેઓમાં ઉપભોગબુદ્ધિથી લલચાઈને, તેથી આંધળો થએલો મૂઢ પુરૂષ, પતંગિઆની પેઠે નાશ પામે છે. માટે યોગીએ તે વસ્તુઓમાં લાલચ રાખવી નહીં. (૮)

૭-૮ વિવેચન—

સ્ત્રી સંતોની અને વીરોની માતા છે; સંસારમાં મોટાં કામ કરનારા મુસદ્દીઓને, ધંધાદારીઓને અને યોદ્ધાઓને, સ્ત્રી પત્નીરૂપ બની, સારી મદદ આપે છે. વસિષ્ઠ ઋષિની પર્ણકુટીમાં અરૂંધતી રૂપે, અત્રિના આશ્રમમાં અનુસૂયારૂપે, અને યાજ્ઞવલ્કયના આશ્રમમાં ગાર્ગી રૂપે સ્ત્રીજ હતાં. સદાશિવની સાથે પાર્વતી, વિષ્ણુ સાથે લક્ષ્મી, બ્રહ્મા સાથે બ્રહ્માણી, અને ઇંદ્ર સાથે ઇંદ્રાણી, તે પણ સ્ત્રી છે. અત્યારે પણ કેટલાએક મરદોના મહેલો, અને ગરીબોની ઝુંપડીઓ, સ્ત્રીઓથીજ શોભી રહ્યાં છે. રાજાઓની સાથે રાજ્યાસન ઉપર, અને ધર્માચાર્યોની સાથે ધર્માસન ઉપર, સ્ત્રીઓજ બેસે છે. એટલે સ્ત્રી સંસારનું સુકાન છે. સ્ત્રી સંસારનો શણગાર છે. ધર્મ, અર્થ અને કામ સ્ત્રીના સંગમાં રહીનેજ સધાય છે. અતિથિઓનો સત્કાર, સાધુ, સન્યાસી વાનપ્રસ્થ, અગર બ્રહ્મચારીને ભોજન, ઓરડે અજવાળાં હોય; ઓરડે સ્ત્રી હોય; તોજ ભાવ ભર્યાં દેવાય. માતાપિતાની સેવા, અને નાનાં મોટાં ભાઈભાંડુની સેવા, સ્ત્રી હોય; તોજ ઠીકઠાક થાય. ત્યારે સ્ત્રિની આટલી બધી નિંદા કેમ ? શું શુકદેવજી યોગી, એટલે બધા યોગી ? શું તે દહાડે, સ્ત્રીઓ સુધરેલી નહીં હોય ? ગાર્ગી, મદાલસા, અરૂંધતી અને અનસુયા, પાર્વતી, લક્ષ્મી વિગેરે અભણ ડોબાં હશે ? તેમને બોલતાં લખતાં નહીં આવડતું હોય ? તેનો ખુલાસો કરીએ—

ધર્મ, અર્થ, અને કામમાં, સ્ત્રીને પતિની જરૂર; અને પતિને સ્ત્રીની જરૂર છે. જ્યાં મોહનાં મૂળ તોડી નાંખવાનાં છે; એટલે મોક્ષમાં, સ્ત્રીને પતિનું કામ નથી; અને પતિને સ્ત્રીનું કામ નથી. ધર્મ, અર્થ અને કામની પેલીમેરના પ્રદેશમાં, સ્ત્રી પુરૂષ બેઉએ વળ ઉતરી ગએલાં પવિત્ર માનવી, બનવું પડે છે. **निर्मानमोहा, जितसंगदोषा**, વિગેરે વાજીંત્રો જ્યાં-વાગે છે; ત્યાં સ્ત્રી અને પુરૂષ બેઉ એકબીજાથી અળગાં શોભે છે. ત્યાં બેઉ પવિત્ર અને વંદનીય છે. વળી બીજી વાત-સ્ત્રી અને પુરૂષ, બેઉ ભગવાનની કૃતિ છે; તોપણ સ્ત્રીમાં એટલો બધો મોહ પ્રભુએ ભરી દીધો છે કે— (અપૂર્ણ.)

---

૮ પદચ્છેદ—**योषित् च हिरण्यं च अंबरं च आदीनि येषु तानि द्रव्याणि तेषु**-સ્ત્રી, સુવર્ણ, ધરેણાં વસ્ત્ર વિગેરે પદાર્થોમાં. **मायया रचितानि तेषु**-માયા એ રચેલામાં. **उपभोगबुद्ध्या**-ઉપભોગ બુદ્ધિથી તે ભોગવવાની લાલચથી. **प्रलोभितात्मा**-લલચાએલો પુરૂષ. **नष्टा दृष्टिः यस्य सः नष्टदृष्टिः इति मूढः**-આંધળો બનેલો મૂઢ પુરૂષ. **पतंगवत् नश्यति**-પતંગની માફક નાશ પામે છે.

ફે. નં. ૭૬ Registered No. B. 1434

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદમાં અવધૂતનો બોધ ].

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—અમદાવાદ.
અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૮ મું.] જેઠ ૧૯૯૩. [અંક ૨ જો

## સાઠ વરસે શું કરવું? મોતને પડકાર.

સરકાર પંચાવન વરસે પેનશન આપે છે; તોપણ લોભી જીવ, તાકાત હોય; તો સાઠ વરસ સુધી નોકરી લંબાવે છે. સાઠ પછી નોકરી નહીં. સાઠ એટલે વૃદ્ધાવસ્થા. તોપણ પોતે વૃદ્ધ થયા છે; એવું ઘણા સમજતા નથી. રસ્તા ઉપર ગાડીવાળા ટોકે છે કે—'એય! ડોસા!'—'એય! ડોસી!' પુત્રાદિ અગર ઘરમાં આવતાં જતાં 'ડોસા' કહે છે; તો પણ ડોસો સમજતો નથી કે—'હવે હું વૃદ્ધ થયો; અને હવે મારે શું કરવું.' કોઇ કોઇ ઠેકાણે તો, સંસારમાં સાથે સાથે દોડી આવતી સ્ત્રી પણ, ચાલી ગઇ હોય છે. પોતે વિધુર બન્યા હોય છે. તો ત્યાં મરનારના વિચારમાં ડોસો ઝુર્યા કરે છે; પણ હવે શું કરવું; તે ડોસો વિચારતો નથી. જ્યાં સ્ત્રી જીવતી હોય છે; ત્યાં સ્ત્રી પુત્રાદિમાં વધારે વ્હાલ કરે છે; અને પતિથી કંટાળેલી રહે છે. જાણે પતિથી ધરાઈ ગઈ ન હોય! પતિ પણ સ્ત્રીથી જાણે કંટાળ્યો ન હોય; એમ કંટાળામાં બેઉ વખત ગાળે છે; પણ હવે શું કરવું? તેનો વિચાર કોઈ કરતું નથી. આખી જીંદગીભર ડુંગળી ખાધી હોય; તેને જેમ ડુંગળીનાજ ઘચરકા આવે; તેમ આખી જીંદગીભર વિષયભોગમાં, અને સ્ત્રી પુત્રાદિમાં રચ્યાપચ્યા રહ્યાં હોય છે; તેમને સાઠ વરસે, મમતા બહુ વધી પડે છે. અહં પણ એટલુંજ વધી પડે છે. 'સાઠે બુદ્ધિ નાઠી' એમ જે લોક કહેવત છે; તે તેમને લાગુ પડે છે.રાજાના ઘરમાં પણ, કુંવર સાહેબો મોટા મોટા થતા જાય; તેમ તેમ રાજા સાહેબો ડોસા બનતા જાય. ડોસાના ભાર—તોલ—સમજણ—સાઠે બુદ્ધિ નાઠી—જેવાં ગણાય. ઘરમાં વહુઓ મોટી મોટી થતી જાય; ત્યારે સલુણી સાસુ પણ, સાઠે પહોંચે. કાંઈ સારૂં સારૂં પહેરવાનું મન કરે; તો વહુઓ હસે કે—'ઘરડી ઘોડી ને લાલ લગામ.' એટલે હવે—'હાંઉ કરી જાઓ;' એવો ઉપદેશ, ચોતરફથી સંભળાય. એટલે સાઠ વરસે સંસારમાંથી પાછા વળવું; એવું કાંઈક છે? તેનો વિચાર કરી, વર્તનમાં ફેરફાર કરે; તેનું બુદ્ધિ નાઠી ન કહેવાય. મોડા મોડા પણ, તે જાગ્યો ગણાય. કુવામાંથી જળ ભરતાં, દોરડું હાથમાંથી છટકી જાય; તો દોરડું અને ઘડો

બેડું કુવામાં પડી જાય. થોડું–વેંત જેટલુંજ–દોરડું હાથમાં રહી જાય; તો ઘડો ખેંચી લેવાય. હવાઇ ગએલા દીવાસળીના બોખામાંથી, પચીસ–પચાસ દીવાસળી બગડે; પણ જો એકાદ દીવાસળી સળગે; તો દીવો થઇ જાય. દીવો એટલે અજવાળું. અજવાળું એટલે જ્ઞાન. એક દીવાસળી, એટલે એક ઘડી–એક પળ–એક શ્વાસો. મીરાં કહે છે કે—

' એક એક શ્વાસો મારો, સવા સવા લાખનો;
હું તો પ્રેમ કરે દોરડે પરો'તી–' સંસાર આરે હો સખી !

જે પળો સંસારમાં સરી પડી; તે ગઇ; પણ જે પળો, હજી હાથમાં છે; તે–' એક એક પળ, સવા સવા લાખની છે. પ્રીતમ કહે છે કે–'એક ઘડી તો–મારી, લાખેણી વહી જાય જો. '

બળતા બંગલામાં ઉંઘતાં માણસોને, પડકાર કરીને જગાડે; તેમ વૃદ્ધાવસ્થાને લીધે, જેનાં અંગતંગ ઢીલાં પડી ગયાં હોય છે; એવા શરીરવાળાને, સંતો અને શાસ્ત્રો, પોકાર કરીને ખાસ કહે છે કે—

**ऐश्वर्यं स्वप्नसंकाशं, यौवनं कुसुमोपमम् ॥**
**क्षणिकं चलमायुष्यं, तस्माज्जागृहि जागृहि ॥ १ ॥**
**जन्मदुःखं जरादुःखं, मृत्युदुःखं पुनः पुनः ॥**
**संसारसागरे दुःखं, तस्माज्जागृहि जागृहि ॥ २ ॥**

અર્થ—તારો વભવ સ્વપ્ન જેવો છે; તારી જુવાની પુષ્પ સમાન છે; આયુષ્ય ક્ષણીક તથા ચળ છે; માટે જાગી જા–જાગી જા. [૧] આ સંસાર સાગરમાં જન્મ વખતે જીવને દુઃખ, વૃદ્ધાવસ્થા પણ દુઃખરૂપ, મૃત્યુ આવે ત્યારે પણ, જીવ બેભાન–અનેક દુઃખથી અકળાઇ જાય; માટે હે જીવ ! જાગી જા–જાગી જા.' [૨].

આવા અનેક પડકાર થાય છે; પણ જીવને અંતરે એટલું બધું અંધારૂં રહે છે કે–જીવ પોતાનાં લૌકીક સુખમાં, અથવા પુત્રાદિને સુખ કરી દેવામાં, અટવાયા કરે છે. ડોસીઓ પણ પૌત્રાદિનાં લાલનપાલનમાં દાસીઓની માફક, રાજી થઇને કુટાયા કરે છે. ગાડી દસે ઉપડવાની હોય; તો દસમાં પાંચ મીનીટે ઘંટ વાગે. તે વખતે બહાર પ્લેટફોર્મ ઉપર રખડતાં હોય; તે માણસો ગાડીમાં પેસી જાય; અને પોતપોતાનો સામાન સંભાળી લે; તેમ સાઠ વરસ સુધી સંસારના પ્લેટફોર્મ ઉપર ઘણું ભટક્યા. સાઠે વૃદ્ધાવસ્થાનો પાંચ મીનીટનો –તમે હવે ઘડી તડી છો–એવો ઘંટ વાગ્યો. સાઠે કલ્યાણની ગાડીમાં–જેના ડ્રાઇવર–શ્રી આદ્યશંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીસ્વામીનારાયણ–મહમદ, મુસા–અને ક્રાઇસ્ટ–જેવા સમર્થ પુરૂષો છે–તે ગાડીમાં બેસી જવું જોઇએ. સાઠે સંસારને સેરવી દેવો જોઈએ; સંસારને વિસરી જવો જોઇએ. ઘાંચી ઘરડા બળદની નાથ કાપી નાંખી, તેને મુક્ત કરે છે; તેમ પુત્રાદિઓએ, વૃદ્ધ માબાપને મુક્ત કરી દેવાં જોઇએ. સગાંસંબંધીઓએ પણ, તેમને સંસારમાં ખેંચવા ન જોઇએ. સાઠ એટલે જંકશન સ્ટેશન. ત્યાં જીવન, ચીલો બદલેજ. સાઠ એટલે લાલ બત્તી ! ત્યાં ધમધમ કરતી દોડી આવતી જીવન ટ્રેન, લાલ બત્તીને જોઇને, અટકીજ જાય. સાઠ એટલે સંસારગાડીમાંથી ઉતરવાનો સમય. ડાકોર જનારો માણસ, ઉમરેઠના સ્ટેશનથી, પોતાનો સરસામાન સંભાળીને સાવધાન થાય. ડાકોર આવતાં ડીસ્ટન્ટ સીગ્નલ દેખીને, ગાડીમાંથી ઉતરી પડવા ઉભો થાય. સાઠ એટલે

ડીસ્ટન્ટ સીગ્નલ. સાઠે ગમે એવાં કામને પડયાં મેલી, પોતે પોતાનો વિચાર કરવોજ જોઇએ. દીવાળીએ નામું ન સમજે; તેને નફાતોટાની સમજણ ન પડે. તેમ સાઠ વરસે, સંસારમાં આવીને શું કર્યું ? તેનો હિસાબ ન સમજે; તે માનવરત્નની કીંમત ન આંકી શકે. ચાટલામાં જુએ; તે પોતાના મુખપરના ડાઘા દેખી શકે; તેમ શાસ્ત્રમાં જુએ; તે પોતાની ભૂલો સમજી શકે. શ્રીરામ ગભરાયા; ત્યારે વસિષ્ઠ મહારાજે 'યોગવાસિષ્ઠ' રૂપી ચાટલું દેખાડ્યું.

**अद्यैव यः चिकित्सां, न करोति मरणापदः ।**
**संप्राप्तायां मृतौ मूढः, करिष्यति किमातुरः ॥**

[ યોગવ. ૭-૧૦૩-૩૮ ].

અર્થ—હે રામ ! આ અવતારમાંજ, વળી શરીર સ્વસ્થ હોય; ત્યાં સુધીમાંજ, જે માણસ, મરણની આપત્તિનો વિચાર કરતો નથી; તે મૂઢ મનુષ્ય, મરણ વખતે અનેક રોગથી પીડાએલી અવસ્થામાં, કાંઇ કરી શકતો નથી.

વળી મરણ સ્વાભાવિક વસ્તુ છે. જેમ કૌમાર, યુવા અને વૃદ્ધાવસ્થા સ્વાભાવિક છે; **तथा देहांतरप्राप्तिर्-धीरस्तत्र न मुह्यति**–તેમજ મરણ પણ સ્વાભાવિક છે. અટકાવી અટકે નહીં; એવી આફત છે. આયુષ્ય હોય; ત્યાં સુધીજ દવાના ઉપચાર કામ કરે; પછી નહીં. માટે ધીર પુરૂષે મરણથી ગભરાવું ઘટતું નથી.

મરણ માટે જેઓ તૈયાર હોય છે; જેઓ મરણને પડકાર કરી રહ્યા હોય છે; તેઓ મરણથી કદિ ગભરાતા નથી.

પરીક્ષિત ગભરાયો; ત્યારે શ્રી શુકદેવજીએ તેને ભાગવતરૂપી ચાટલું દેખાડ્યું. ભાગવતના પાંચમા સ્કંધના અંતમાં, નરકોનું વર્ણન સાંભળી, પરીક્ષતે પોતાનું જીવનઘડીયાળ મેળવ્યું. કરેલા અપરાધોમાંથી બચવા શ્રીશુકદેવજીને પૂછ્યું. તેના જવાબમાં સદ્ગુરૂ બોલ્યા હતા કે—

વંશસ્થ.

**न चेदिहैवापचितिं तथांऽहसः, कृतस्य कुर्यान्मनउक्तिपाणिभिः ॥**
**ध्रुवं स वै प्रेत्य नरकानुपैति, ये कीर्तिता मे भवतस्तिग्मयातनाः ॥७॥**
**तस्मात् पुरैवाश्विह पापनिष्कृतौ, यतेत मृत्योरविपद्यतात्मना ॥**
**दोषस्य दृष्ट्वा गुरुलाघवं यथा, भिषक् चिकित्सेत रुजां निदानवित् ॥८॥**

[ સ્કંધ ૬. અ. ૧ ].

અર્થ—મન વચન અને કાયાથી, જે પાપ કર્યું હોય; તેનું મન વચન અને કાયાથી, જે માણસ બરાબર પ્રાયશ્ચિત ન કરે; તે માણસ મુવા પછી અવશ્ય નરકમાં પડે છે; કે જે દારૂણ દુઃખવાળાં નરકો સંબંધી, મેં આપને આગળ કહ્યું છે. [૭] એટલા માટે પાપનું નિવારણ કરવામાં, **મરવા પહેલાંજ યત્ન કરવો જોઇએ. તે પણ દેહને વ્યાધિઓની વિપત્તિ આવી ન હોય; તે પહેલાં સાવધાન મનથી,** અને તુરત કરવું જોઇએ. રોગના નિદાન જાણનારો વૈદ્ય, જેમ વાતપિત્તાદિ દોષનું ઘણાપણું અને થોડાપણું જાણી લઇને, તે રોગ મટે એવી દવા આપે છે; તેમ સમજુ માણસે પણ, પોતાનાં પાપનું ઘણાપણું અને થોડાપણું, જાણી લઇને, તે પાપ મટે–ધોવાઇ જાય; એવું પ્રાયશ્ચિત કરવુંજ જોઇએ. [૮].

ખ્રીસ્તીઓ મરણુ વખતે પાદરીને પધરાવી, પોતાના અપરાધો કબુલ કરી દે છે; તે પ્રાયશ્ચિતજ છે. જૈનો મરણુ વખતે જૈન સાધુને પધરાવીને, અપરાધોની માફી માગે છે; તે પ્રાયશ્ચિત ક્રિયાનો આભાસ છે.

અમે આવું ઘણું સાંભળ્યું–વાંચ્યું–વિચાર્યું; ત્યારે અમારે પણુ, કાંઈક કરવુંજ જોઈએ. આપને ગયા અંકમાં–વૈશાકના અંકમાં–કંકુ છાંટીને કંકોત્રી મોકલી હતી. અમારા લગ્ન કરતાં, આ અમારો મોટો પ્રસંગ! અબ્જો દેતાં અમને ન મળે; એવું આ અમારૂં મોટું ટાણું! સાઠ વરસે શું થાય છે; તે જોવા ઘણાં સ્ત્રી પુરૂષો, ડાકોર મુકામે અમને આવી મળ્યાં હતાં. આવું જાણવું–જોવું–ગમે છે; તેમનાં ભાગ્યનાં વખાણુ, ભગવાન્ કરે. અમારાથી ન થઈ શકે. નથી આવી શકયાં; તેમને પણુ જાણવા જેવું છે. આ બીના કહેવા પહેલાં, આપને કહી દેવું જોઈએ કે–આ બીના અમારાં વખાણુ કરવા–કરાવવા, લખી નથી. અમારૂં કર્તવ્ય સમજીને આ ક્રીયા અમે કરી છે. ડાકોરમાં દેખાડો પણુ કર્યો નથી. ગરીબાઈથી અને શાંતિથી, હૃદયના ઉભરા સાથે, પૂર્ણ શ્રદ્ધાથી કામ કર્યું છે. દેખાડો કરનારને લાખ રૂપૈયા પણુ ઓછા પડે; એવી આ ક્રિયા છે. આ વાત માત્ર ડાકોરના ઠાકોર જાણે; અને આપ સૌ જાણો; એટલીજ ગોઠવણુ હતી. લ્યો ત્યારે સાંભળો—

વૈશાક શુદી ૧૪ સોમવારે સવારમાં રાજભોગ વખતે અમે ડાકોર પહોંચ્યા હતા. દર્શન કરીને પ્રસાદ લીધો. પછી આવતી કાલ માટે, ગોમતી કાંઠે ગાયકવાડની હવેલીમાં, જોઈતી તમામ સગવડ કરી લીધી. વળતે દિવસે સવારમાં નાહી ધોઈને સંધ્યાવંદન કરી, મંગળા વખતે પ્રભુનાં દર્શન કર્યાં. પ્રભુને કેસર સ્નાન કરાવ્યું. ચરણુમાંથી જળતુલસી લીધાં. પછી શણુગાર વખતે પ્રભુનું પૂજન કર્યું. હસતા હરિને હસાવ્યા. અંતર બહાર, બેઉ ઠેકાણે હરિ હરખ્યા. પ્રેમનાં આંસુ સાક્ષી પુરવા દોડયાં આવ્યાં. ગોર મગનલાલ ભવાનીશંકર સાથે હતા. ઠાકોરના ભાલમાં કેસરનું તિલક કર્યું. પુષ્પ, તુલસી, સાકર વિગેરે ધર્યાં. શ્રીચરણુમાં શ્રીફળ અને ભેટ પણું ધર્યાં. વારંવાર નમી નમીને ચરણુરજ લીધી. બ્રાહ્મણોને દક્ષણા આપી. બસ! આજજ આમ કર્યું. બાકી તો અમે બહુજ ગરીબ. સાચવીને ધન વાપરનારા. આજે પુનમ છતાં, આ ઘડીએ શાંતિ ઘણી હતી. ઓળખીતો સિવાઈ પણુ ઓળખાણુ રાખે; ત્યારે આ તો ધીંગો ધણી! ડોલાવ્યો ડોલે! હસાવ્યો હસે! રમાડયો રમે! એવો કૃપાનો સાગર! હું બે ડગલાં ચાલું; ત્યાં પોતે દસ ડગલાં દોડ્યો આવે; એવો દયાળ! થોડાને ઘણું માની લેનાર! બસ! એમને વંદન કરૂં! બસ! એમને ફરી ફરી વંદન કરૂં!

'અમારે વંદનમાં વિશ્વાસ!
અમારે વંદનમાં વિશ્વાસ!
નિર્ધનનો આનંદ!
અમારે વંદનમાં વિશ્વાસ!
અભણુનો આનંદ!
અમારે વંદનમાં વિશ્વાસ!'

(સાંભળો છોને? આ અમારા ઓરડાની વાતો છે. તે સાંભળવા અધીકારી છોને? નહીં તો ભેંશ પાસે ભાગવત; અને પાડાને પાનબીડાં! જ્યાં બેઠા હો ત્યાં શાંત થઈ

જાઓ. ઘડી બે ઘડી અભિમાનને અળગું કરો; ડહાપણને દૂર કરો. મોટા મોટા ઘરમાં ઠાકોરને ધરેલી સાકર લેવા, નાનાં બાળક દોડયાં આવે. મોટાં ભણેલાં ગણેલાં–પણ આ વાતમાં અભણ–અડબંગ–બેઠાં બેઠાં હસે; મશ્કરી કરે. એવાં આપ થશો નહીં. ઘડી વાર નિર્મળ બાળક બની જાઓ; તો વાત કરીએ ! આતો મારા ઠાકોરની પ્રસાદી છે. જમતાં જીવનના રંગ બદલાય. )

આસપાસ ગવાતું હતું કે–'દીવામાં દીવેલ ખૂટયું, હવે નથી વાર–મુરખ મનમાં વિચાર.' તથા 'ધન્ય આજ ઘડી.' આસપાસ સૌ બેસી શકે; એવી ગોઠવણ રાખીને વચ્ચે મંડળ પૂર્યું હતું. નર્યું કંકુ અને પુષ્પ વેર્યા હતાં. વચ્ચે વિષ્ણુ, તુલસી અને બ્રાહ્મણો બેસી શકે; એવી ગોઠવણ રાખી હતી. પાસેની કોટડીમાં, દાનને માટે આપવાની વસ્તુઓ, ગોઠવી રાખી હતી. જે જોઇએ; તે ત્યાં હાજર હતું. મુંબઈ, નવસારી, સુરત, જંબુસર, વડોદરા, ગોધરા, વઢવાણશહેર વિગેરે સ્થળેથી આવેલાં ભાવિક ભાઈબ્હેનો આસપાસ ગોઠવાઈ ગયાં હતાં. પ્રભુની જય બોલાવતાં હતાં. તે વખતે શ્રીહરિએ એવી પણ ગોઠવણ કરી હતી કે–ટકોરખાનું (નોબત) વાગે; અને બીજા બ્રાહ્મણો આસપાસ મંગળ મંત્રોનો પાઠ કરે. આ છેલ્લી ગોઠવણ અમારી નહોતી. પ્રથમ હેમાદ્રિનું વાંચન, દશ વિધિ સ્નાન, પછી ગંગા જળથી અને પ્રભુના ચરણના જળથી અભિષેક. પછી ગોમતીમાં સ્નાન અને ત્યાં કાંઠેજ તર્પણ. પછી નવાં શ્વેત ધોએલાં વસ્ત્રો પહેર્યાં. નવું ઉપવીત ધારણ કર્યું. જાણે લગ્નનો દિવસ ! જાણે ધીમે ધીમે પગલે–મંદ મંદ હસતી–પતિના નવા સુખના અનેક વિચાર કરતી–કન્યા, પરણવા ચાલી ! વારી જાઉં વિઠ્ઠલને ! બીજું શું કહું ? આતો જીવશિવનાં લગ્ન ! આતો–' પરણું તો પ્રીતમ પ્યારો ! અખંડ સોહાગ મારો !'—

' અંતર આનંદે ઉભરાય !
　　કહું શી વાતડી રે લોલ !'

'સરિતા જલ જલનિધિમેં જાઇ, હોઈ અચલ જિમિ જીવ હરિપાઈ. '

સવિતા બ્હેન, હરિહરપ્રસાદ તથા ભક્તિપ્રસાદ, સેવામાં ઉભાં હતાં. સમરથ બ્હેન અને અમૃતલાલભાઈ પણ સાથે આવ્યા હતા. ભાગ્યશાળી 'ભાગુ'ને પણ અત્યારે યાદ કરવાં જોઈએ.

પછી ષોડશોપચારથી વિષ્ણું પૂજન કર્યું. આરતિ ઉતારી. ઉતારો આરતિ શ્રીકૃષ્ણ ઘેર આવ્યા; તે આરતિમાં–'જીણે જીણે ચોખલીએ; ને મોતીડે વધાવ્યા;' તે પદ ગાતાં, આસપાસ બેઠેલાં ભાઇઓ અને બ્હેનો, ચોખાની વૃષ્ટિ કરતાં હતાં. પછી સૌ હાથમાં પુષ્પ લઇને ઉભાં થયાં. '**यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि**' વિગેરે મંત્રોથી, મંત્ર પુષ્પાંજલિ બોલીને, સૌએ પ્રભુને પુષ્પોથી વધાવ્યા. દેખાવ ઓર હતો. વાતાવરણ જીવને લોભાવે એવું હતું. પછી પ્રભુને પ્રણામ કરી, **यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः** વિગેરે શબ્દોથી, પ્રભુની સ્તુતિ કરી. તે વખતે વાતાવરણ ઘણુંજ શાંત હતું. સૂર્ય ધીમી ધીમી ગતિએ આભે ચડતો હતો. પછી વિષ્ણુ, બ્રાહ્મણો અને તુલસીની પ્રદક્ષણા ફરવા, હું ઉભો થયો. અનેક અપરાધોને માફ કરનાર નારાયણને, નમી નમીને પ્રણામ કર્યા. બ્રાહ્મણ તુલસીને પ્રણામ કર્યા. આસપાસ બેઠેલાં સૌને, જય શ્રીકૃષ્ણ કહીને પ્રણામ કર્યા. આ બધું હરખને હુલામણે–પૂર્ણ શ્રદ્ધાથી અને પૂર્ણ શાંતિથી થઇ રહ્યું હતું.

(વ્યવહારમાં અગર વતનમાં જઈને-અગર વતનમાં રહીને, આવી ક્રિયા બનતાં સુધી કરવી નહીં. કારણકે—

'ક્ષાર સિંધુની માછલડું, તો મીઠા જળમાં મરે.
હરિરસ ઠરતો હોય; ત્યાંજ ઠરે.
પ્રેમરસ ઝરતો હોય; ત્યાંજ ઝરે.'

લાખોના હીરા, કંગાલની કોટે શોભે નહીં. વસ્તુ ગમે એવી સારી હોય; પણ દૃષ્ટિ પ્રમાણે તેની કીંમત થાય. શાકવાળાને હીરાના ભાવ ન પૂછાય. તાત્પર્ય–ભગવદીય જીવો–પ્રભુના પ્યારા જીવો–ની વચ્ચે બેસીનેજ, આ કામ કરાય. આ દૈવી કામ છે. અહીં દૈવી જીવોજ જોઈએ. વ્યવહારમાં વ્યવહારીઆ (લૌકીક) જીવો જોઈએ. દૈવી જીવો ત્યાં કામ ન આવે. આ વિવેકને ચૂકીને કામ કરવું નહીં. નહીં તો રંગમાં ભંગ સમજવો. થોડું કરવું; પણ સારૂં કરવું. શાંતિનો અને શ્રદ્ધાનો, જરા પણ ભંગ થાય; એવું કાંઈ પણ કરવું નહીં. પાંચની જરૂર હોય; તો પચીસ પાસે રાખવા. ભાગ્યશાળી પુત્રોએ, અને પવિત્ર શિષ્યોએ, પોતાનાં અન્ન ધન અને મનને, પવિત્ર કરવાની આ સુંદર તક, જરા પણ ખોવી નહીં.)

પ્રભુને પ્રદક્ષણા કરવા હું ઉભો થયો; એમ આપને ઉપર કહ્યું છે.[1] મંગળમાં

---

[1] વિષ્ણુને પ્રદક્ષણા કરતાં, દરેક પ્રદક્ષણા વખતે, નીચેનો એક એક શ્લોક, દીનતા-પૂર્વક મનમાં બોલવો. યાદ રાખવું કે-પ્રભુ દીનબંધુ છે–દીનતાના છે. વિદ્વાન હો–કે ધન-વાન હો. રાજા હો કે સમ્રાટ હો; પણ પ્રભુ પાસે તમે કાંઇ:નથી—

વસંતતિલકા—

**न सोदरो न जनको, जननी न जाया ।**
**नैवात्मजो न च कुलं, विपुलं बलं वा ॥**
**संदृश्यते न किल कोऽपि, सहायको मे ।**
**तस्मात् त्वमेव शरणं, मम शंखपाणे ॥ ॥ १ ॥**

ઉપજાતિ—

**करारविंदेन पदारविंदं, मुखारविंदे विनिवेशयंतम् ।**
**वटस्य पत्रस्य पुटे शयानं, बालं मुकुंदं मनसा स्मरामि ॥ २ ॥**

× × × ×

**सजलजलदनीलं, दर्शितोदारशीलम् ।**
**करतलधृतशैलं, वेणुवाद्यं रसालम् ॥**
**व्रजजनकुलपालं, कामिनीकेलिलोलम् ।**
**तरुणतुलसिमालं, नौमि गोपालबालम् ॥ ३ ॥**

× × × ×

**सरोजनेत्राय कृपायुताय, मंदारमालापरिभूषिताय ॥**
**उदारहासाय लसन्मुखाय, नमोऽस्तु गोपीजनवल्लभाय ॥ ४ ॥**

× × × ×

**ध्येयं सदा परिभवघ्न-मभीष्टदोहम् ।**
**तीर्थास्पदं शिवविरिंचि-नुतं शरण्यम् ॥**
**भृत्यार्तिहं प्रणतपाल-भवाब्धिपोतम् ।**
**वंदे महापुरुष ! ते, चरणारविंदम् ॥ ५ ॥**

[ આપને નમું–નમું–ને નમું; બીજું કાંઇ–આવડે નહીં રે લોલ ! ]

મંગળ વિષ્ણુ ભગવાન્; તેમની આ પ્રસંગે પ્રદક્ષિણા-તે પણ મંગળ. ડગલે-ડગલે, પગલે-પગલે મંગળ વર્તાય. પહેલી પ્રદક્ષિણા વખતે-પહેલું પગલું ઉપાડતાં, આસપાસ બેઠેલાં ભાઇઓ અને બ્હેનો ગાતાં હતાં કે—

**પહેલું પહેલું, મંગળીયું વરતાય રે-હો.**

પહેલે મંગળ, ગાયોનાં દાન દેવાય રે—હો,

દાન દેતાં, દેનાર રાજી થાય રે—હો.

પહેલું પહેલું, મંગળીયું વરતાય રે—હો.

આ મંગળ ગવાતું હતું; ત્યારે બ્રાહ્મણે ગાય લાવીને સામે ઉભી રાખી. ગાયનું પૂજન કર્યું. વસ્ત્ર ઓઢાડયું. ગોળ ખવરાવ્યો; વિગેરે. ગાયનું દાન સવિતા બ્હેનને આપ્યું.

['આ ગાય મને વૈતરણી ઉતારવા મળો; એવી કોઈ પણ પ્રકારની કામનાઓ, મારે નથી. આ મારૂં કર્તવ્ય છે; આ મારો આનંદ છે; એમ સમજીને, આ ક્રિયા થાય છે. મારૂં શું કરવું; અને શું ન કરવું; તે શ્રી હરિને હાથ છે. હું શ્રી હરિને શરણે છઉં. '**હે હરિ! તમથી મેં પ્રીત કરી;**' એવો મારો પોકાર છે. આ પ્રીતમાં કોઇ પણ પ્રકારની કામનાને, પેસવાનો હક્ક નથી. **કામના એટલે પ્રીતિના બંધ ઢીલા!** કામના મને ઘડીએ પાલવે નહીં. હું તો થનગન નાચું રે-નિહાળી ઘનસ્યામ.]

હવે બીજી પ્રદક્ષિણા—બીજું મંગળ—

બીજું બીજું મંગળીયું વરતાય રે હો—

બીજે મંગળ, સોનાનાં દાન દેવાય રે હો—

---

વસંતતિલકા—

**यच्छौचनिस्सृतसरित्-प्रवरोदकेन ।**
**तीर्थेन मूर्ध्न्यधिकृतेन, शिवः शिवोऽभूत् ॥**
**ध्यातुर्मनश्शमलशैल-निसृष्टवज्रम् ।**
**ध्यायेच्चिरं भगवतश्चरणारविंदम् ॥ ६ ॥**

× × ×

**हृदयकमलमध्ये, निर्विशेषं निरीहम् ।**
**हरिहरविधिवेद्यं, योगिभिर्ध्यानगम्यम् ॥**
**जननमरणभीति-भ्रंशि सच्चित्स्वरूपम् ।**
**सकलभुवनबीजं, ब्रह्मचैतन्यमीडे ॥ ७ ॥**

× × ×

**कृष्ण त्वदीयपदपंकज पंजरांते,**
**अद्यैव मे विशतु मानसराजहंसः ।**
**प्राणप्रयाणसमये कफवातपित्तैः,**
**कंठावरोधनविधौ, स्मरणं कुतस्ते ॥ ८ ॥**

વિગેરે-વિગેરે.

**નોટ**—'આ શ્લોકો તો, મને આવડે છે;' એમ ગર્વ કરીને, ભૂલાં પડવું નહીં; પણ આ શ્લોકોનું રહસ્ય, હૃદયમાં કેમ ઉતરતું નથી-વર્તનમાં કેમ આવતું નથી; તેને માટે ચીવટ રાખવી. 'આવી બેપરવા હવે કયાં સુધી રહેશે?' એમ પોતે પોતાને વારંવાર કહેવું.

દાન દેતાં, હૈયે હરખ ન માય રે હો—

બીજું બીજું મંગળીયું વરતાય રે હો—

સોનાનું દાન, જમાઈરાજ ત્રવાડી બાલકૃષ્ણ નારણજી (ઉમરાળા વાળા) ને આપ્યું. તે મુંબઈથી આવી પહોંચ્યા હતા. જમાઈ જેવા જમાઈ નથી; પણ દિકરા જેવા આજ્ઞાંકિત જમાઇ છે. (લગ્ન વખતનાં ચોરીનાં મંગળ, વાઘરીને ઘેર પણ હોય; મરણ વખતનાં મંગળ, પ્રભુ કૃપા હોય; ત્યાંજ હોય.)

પછી ત્રીજી પ્રદક્ષણા—ત્રીજું મંગળ—

ત્રીજું ત્રીજું મંગળીયું વરતાય રે હો—

ત્રીજે મંગળ અન્નનાં દાન દેવાય રે હો—

દાન દેતાં આનંદ અંગ ઉભરાય રે હો—

ત્રીજું ત્રીજું મંગળીયું વરતાય રે હો—

તે વખતે પુત્રોએ પાંચ પદ, સપ્ત ધાન, તથા ત્રણ કાંસાની થાળીઓ ચોખાથી ભરેલી આગળ મૂકી. તે દાન દક્ષણા મૂકી, સુપાત્ર બ્રાહ્મણોને આપ્યાં.

[ અભરાઇએ વાસણ ઘણાં, કોઠીએ ધાન ઘણાં, પટારે પૈસા ઘણા; પણ તેમાંથી આપ્યું તેજ ખરૂં—આપ્યું તે જ આપણું—આપ્યું તે જ આપણે રળ્યા—બાકી **संमीलने नयनोर्-न तु किंचिदस्ति !** આંખ મીંચાતાં આપણું કાંઈ નથી. આવી ક્રિયાથી પુત્રાદિનું ખૂટતું નથી. ખૂટે એમ માનતા હોય; તો તેઓ પૂર્ણ દુર્ભાગી છે; એમ સમજવું. તેઓ પૂર્ણ કંગાલ છે; તેઓ પૂર્ણ નમાલા છે; એમ સમજવું. આ તો વવાય છે. પુણ્ય વવાય; ત્યાં પૂણ્ય ઉગે. પુણ્ય ઉગે; ત્યાં ધનના ઢગલા થાય. વડીલોએ વાવેલા આંબાની કેરીયો, પુત્રાદિ જમે છે. કમાતા-ધમાતા ભાગ્યશાળી પુત્રોએ, પોતાનાં અન્ન, ધન અને મનને પવિત્ર કરવાની આ સુંદર તક છે. 'લ્યો પિતાજી! અમારી કમાણી આ ટાણે વાપરો.' એમ જે ન બોલ્યા; તે પુત્રો ભવે ભારરૂપ છે. નિર્ધને પણ ફુલ નહીં ને ફુલની પાંખડી, આવી ક્રિયામાં કાંઇક વાપરી નાંખવી.છેવટે પૈસાનું કંકું પૂજનમાં, પુષ્પ અગર અગરબત્તિના ટુકડા.]

હવે ચોથી પદક્ષણા—ચોથું મંગળ—

ચોથું ચોથું મંગળીયું વરતાય રે હો—

ચોથે મંગળ વસ્ત્રોનાં દાન દેવાય રે હો—

દાન લેતાં બ્રાહ્મણ રાજી થાય રે હો—

ચોથું ચોથું મંગળીયું વરતાય રે હો—

તે વખતે પાંચ ધોતીયાં તથા પાંચ ખેસ—અંદર વીંટેલાં—આગળ આવ્યાં. તે દક્ષણા સાથે બ્રાહ્મણોને આપ્યાં.

આ પ્રમાણે પાંચમે મંગળે પથારી (સજ્જા), છટ્ઠે મંગળે છત્રી, સાતમે મંગળે ઉપાનહ્ (જોડા), આઠમે મંગળે દીવો, નવમે મંગળે તુલસીની માળાઓ, દસમે મંગળે પુસ્તકો (જ્ઞાનદાન), અગ્યારમે મંગળે સૌને જયશ્રીકૃષ્ણ કહીને, ગંગાના જળનું આચમન આપ્યું. પછી સૌએ સામે બેસીને, પ્રેમપૂર્વક ગંગાજળનું આચમન, અમને પોતાને આપ્યું. આ દેખાવ પ્રયાણસૂચક અને ઉત્સાહપૂરક હતો. ક્યાંઇ ક્યાંઈ પ્રેમનાં આંસુડાં પણ ખરતાં હતાં. આ વખતે અમે અમને પોતાને કહ્યું કે—

**आनंदमूलगणपल्लवतत्वशाखं, वेदांतपुष्पफलमोक्षरसादिपूर्णे ।**
**चेतो! विहंग! हरितुंगतरुं विहाय, संसारशुष्कविटपे वद किं रतोऽसि ? ॥**

હે હરિ ! હું આપને શરણુ છઉં. મારા અંતઃકરણમાં છુપાઇ બેઠેલા, રાગદ્વેષ, મોહાદિનો આપ નાશ કરો. જે અમારાં હોય; અમારે માટે જેમને ચાહના હોય; તેમણે સૌએ, અમને હવે શાંતિ આપવી જોઇએ. વ્યવહારની વાતો હવે, અમારી પાસે લાવવી નહી.

લાંબે રાગે—

'મુને સ્વાને ન ગમે રે–સંસાર, કહોને કેમ કીજીએ !
દાલા દેખી ભવના દાઠ, કહોને કેમ રીજીએ.'

હવે અમારે ઉપડવાનો વખત છે. અત્યારે અમારે અમારાં પોતાનાં પોટલાં, સંભાળી લેવાં જોઇએ. અરે ! આ તો મોતને પડકાર છે. 'આવો ! હવે હું તૈયાર છઉં.' એમ અમારે મોતને કહેવું જોઇએ. અમને મળવાની તથા અમને પત્રો લખવાની, હવે બહુ જરૂર નથી. વ્યવહારને બ્હાને, હવે અહીં (અમારે ઘેર) અવાયજ નહીં. સેવાને બ્હાને અવાય. હવે—'અમે રે પંખિડા પરમ ધામનાં, ઉંચા વ્યોમનાં વિહારી જો !'

હવે બસ ! અમારા કાંઇ અપરાધ હોય; તો ક્ષમા કરવા, શ્રીહરિને અને આપને સૌને અમારી પ્રાર્થના છે.

અત્યારે ક્રિયા કરાવનારા બ્રાહ્મણોએ, અમને કહેવું જોઇએ કે—

**शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि, संसारमायापरिवर्जितोऽसि ।**
**संसारस्वप्नं त्यज मोहनिद्रां, मदालसा वाक्यमुवाच पुत्रं ॥**
**तातेति किंचित्, तनयेति किंचि–दंबेति किंचिद्–दयितेति किंचित् !**
**ममेति किंचिन्न ममेति किंचित, त्वं भूतसंघं न तु मानयेथाः ॥**
**देहेऽस्थिमांसरुधिरेऽभिमतिं त्यज त्वं, जायासुतादिषु सदा,**
**ममतां विमुंच ।**
**पश्यानिशं जगदिदं क्षणभंगनिष्ठं, वैराग्यरागरसिको भव भक्तिनिष्ठः ॥**
**धर्मं भजस्व सततं, त्यज लोकधर्मान्; सेवस्व साधुपुरुषान् जहि कामतृष्णाम् ।**
**अन्यस्य दोषगुणचिंतनमाशु मुक्त्वा, सेवाकथारसमहो नितरां पिब त्वं ॥**

( અર્થ—નિરંતર ધર્મને આશરે રહો; લોક ધર્મોને તજી દો; સાધુ પુરૂષોને સેવો; કામતૃષ્ણાને તજી દો; અન્યના દોષ અને ગુણનું ચિંતવન એકદમ તજી દો. સેવાના અને કથાના રસનું નિરંતર પાન કરો. )

રાગ–માલિની.

**जहि मलमयकोशे–ऽहंधियोत्थापिताशां,**
**प्रसभमनिलकल्पे, लिंगदेहेऽपि पश्चात ॥**
**निगमगदितकीर्तिं, नित्यमानंदमूर्तिं ।**
**स्वयमिति परिचीय, ब्रह्मरूपेण तिष्ठ ॥ ३९९ ॥** વિવેકચૂડામણિ.

અર્થ કરવા નહીં રોકાઉં. અર્થ જોઇએ તો–મરવું કેવી રીતે ? તેના બીજા ભાગમાં ૮–૬૯ મે પાને છે. ( નર્યાં રત્નો છે. )

આ પ્રમાણે આ ક્રિયા આનંદથી પતાવી, અમે સૌ વિખુટાં પડયાં. તે દિવસે અમારૂં ભોજન સન્યાસ આશ્રમમાં, સન્યાસીઓ સાથે હતું. (હવે અમારે સામે કાંઠે જવાનું છે; તો ત્યાં જેઓ છે; તેમની દોસ્તી કરવીજ જોઈએ.] ત્યાં સન્યાસીઓનાં પૂજન કરી, અન્ન વસ્ત્ર આપી, પ્રણામ કર્યા. પછી મુકામ પર આવીને, જ્યાં જ્યાં સુપાત્ર દેખાયા; ત્યાં ત્યાં થોડી થોડી દક્ષણા આપી. જેઓ બહાર ગામ હતાં; તેમને ડાકોરથી મ. ઓ. કરી દીધા. સૌને છેલ્લા પ્રણામ કરી લીધા. અપરાધોની માફી માગી.

બીજા દિવસનું ભોજન—બહાર ગામથી આવનારાઓમાં, જે જે ટકી ગયાં હતાં; તેમને સૌને સાથે લઈને, તેમની સાથે ભોજન કર્યું. અમારા કારજના લાડુ, અમે સૌને પીરસ્યા; અને અમે પોતે પણ જમ્યા. તેજ દિવસે બુધવારે વૈશાક વદી ૧ બપોર પછી, અમે સૌ વિખુટાં પડયાં. અમે રાત્રે અમદાવાદ પહોંચ્યા.

હવે થોડી વાત—આવા કાળમાં સાઠ વરસ જીવવા દે; તે પ્રભુની કૃપા સમજવી. તે કૃપાનો બદલો, કાંઈ સત્કર્મ કરીને વાળવો. મોટા યજ્ઞો કરીને રજોગુણ વધારવા કરતાં, થોડા ખર્ચથી આ પ્રમાણે સાત્વિક ભાવ વધે; તો સારી વાત છે. યાત્રાએ જવું તે સારી વાત છે; પણ તેમાં પુષ્કળ ધન, અને સારૂં આરોગ્ય—બે જોઇએ. તે સાથે જ્ઞાને કરીને શુદ્ધ કરેલું મન જોઈએ. નહીં તો—'કાશીયાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઈ વ્હાલીરે.' ઘેર હતો; તેના કરતાં, યાત્રાએ જઈ આવીને, વધારે દગા ફટકા કરે. મોટા પુરૂષ બોલે છે કે—

**इदं तीर्थमिदं तीर्थं, भ्रमंति तामसा जनाः ।**
**आत्मतीर्थं न जानाति, कथं मोक्षः भवेत् प्रिय ॥**

અર્થ—તામસી પુરૂષો યાત્રાએ જાય છે; ત્યાં 'આ તીર્થ !' 'આ તીર્થ' 'એમ કહીને આમતેમ ફરે છે; પણ પોતે પોતાને ધોઇ નાંખે—પોતાને શુદ્ધ કરે—તો પોતે તીર્થરૂપ છે; એમ જે ન જાણે; તેને મૂક્તિ—શાંતિ—સુખ નજ મળે.

યાત્રા કરીને, પ્રપંચ ભરેલું અને અભિમાન ભરેલું બોલે; તો તેના ભોગ! યાત્રામાં ધન વાપર્યું; તે ગાડીભાડામાં અને ખાવામાં વાપર્યું. પુણ્ય કરવામાં જરાતરા માંડમાંડ વાપર્યું હોય. તોપણ ઘરે આવીને પાપ કરતાં ડરે નહીં. હાથી નાહીને ધૂળ ઉછાળે એવું સમજ્યા વિનાની યાત્રાનું ફળ છે.

ખખડાવીને બોલનારા બોલે છે કે—બે ધડક વાતો કરે છે કે—

**ગઝલ.**

'જીન આપકુ જોયા નહીં, મન મેલકું ધોયા નહીં;
દિલ ડાઘકું ખોવા નહીં, અંઘોલ કિયા સો કયા હુવા ?
કુત્તા હુવા ધન માલકા, ધંધા કિયા ઝંઝાલકા;
હિરદા હુવા ચંડાલકા, કાસી ગયા સો કયા હુવા ?'

પ્રભુને પામવા માટે, અનેક રસ્તા છે; પણ જેમાં આત્મા ધ્યેય ન હોય; મનની નિર્મળતા પ્રાપ્ત થતી ન હોય; બોલવા ચાલવામાં શાંતિ, ક્ષમા અને દયા દેખાતાં ન હોય; તે રસ્તો—તે ધર્મ—તે ક્રિયા, ગમે એવી સારી હોય; તોપણ નકામી છે. સાઠ વરસ થયા પછી, ઉપર જણાવી; તે સાત્વિક ક્રિયા, જેટલીવાર બને; તેટલીવાર પૂર્ણ શ્રદ્ધાથી, અને

પૂર્ણ શાંતિથી કરવી. '**ધર્મ કિયે ધન ના ઘટે, એહિ પુરાણી રીત.**' આથી ધન ખૂટી જશે; એવી જરા પણ શંકા કરવી નહીં. આથી ધનધાન્ય વધી પડશે. એ ગાઉને ગામતરે જનાર, અનેક તૈયારી કરે છે; ત્યારે જ્યાં ગયા પછી, પાછું આવવું નથી; ત્યાં જવા માટે, કાંઈ તૈયારી ન કરવી ? આપ ગમે તે હશો; પણ મરવું તે ચોક્કસ વાત છે. તો તેને માટે તૈયારી કરવી; તે પણ ચોક્કસ વાત છે.

આ ક્રિયા કર્યા પછી, ક્રિયા કરનારે ઘણા પ્રકારે બદલાઇ જવું જોઈએ. પશુ પક્ષીઓના અનેક અવતારોમાં ફરતો ફરતો જીવ, અહીં આવ્યો છે. પાછલા અનેક અવતારોના ખોટા સંસ્કાર—વિષયવાસના, અભિમાન, ક્રોધ, મોહ, વિગેરે જીવને વળગી પડેલાં છે. આ પ્રમાણે જીવને અનેક અવળા વળ ચડેલા છે. તે અવળા વળ ઉતારવા, ક્રિયા કરનારે, શાંતિ, એકાંતવાસ અને જ્ઞાનામૃત—આ ત્રણનું પાન કરવું જોઈએ. 'કાંઈ નહીં—કાંઇ નહીં'; 'હોય !' એમ સમજીને, અનેક દોષને આપણે આપણા હૃદયમંદિરમાં વાસ આપ્યો છે. હૃદયમાં શ્રી ઠાકોરજીને પધરાવવા હોય; તો હૃદયમંદિરમાંથી આ ભયંકર દોષોને નસાડી મુકવા જોઇએ. યાદ રાખવું કે પશુ પક્ષીઓના સંગના કરતાં, માયાવી મનુષ્યોનો સંગ, વધારે ભયંકર છે. જડ ભરતને મૃગના બચ્ચામાં મોહ થતાં, ત્રણ અવતાર લેવા પડયા હતા; ત્યારે આપણને આપણા પૌત્રાદિમાં થએલો મોહ, કેટલા અવતાર લેવરાવશે ? સંતકોટિમાં—ભક્તકોટિમાં અને જ્ઞાનકોટિમાં પણ, રૂડા ચારિત્રવાળા, અદંભી પુરૂષો હોય; તેમનોજ ઘડી બે ઘડી સંગ કરવો. સાંભળવું થોડું; અને વિચારવું ઘણું. શાસ્ત્રો બોલે છે; તે અનુભવમાં કેમ ઉતરતું નથી ? હૃદયને કેમ સ્પર્શ કરતું નથી ? તે સંબંધી વારંવાર પાકો વિચાર કરવો.

હવે એકજ દેવ—એકજ મંત્ર—એકજ ગુરૂ અને એકજ ધ્યેય, હોવાં જોઇએ. અનેક કામ કરીએ; પણ જ્યાં સુધી આ એક કામ ન થાય; ત્યાંસુધી અનેક વાર જન્મો લેવા પડે.

**न निश्चितार्थाद्विरमंति धीराः** પોતાનો નિશ્ચય સફળ ન થાય; ત્યાં સુધી ધીર પુરૂષો બેસતા નથી.

દેવપૂજન, દેવદર્શન, યજ્ઞ અને યાત્રા, કામી ક્રોધી અને લોભી અંતઃકરણ માટે, આવશ્યક છે. અંતઃકરણમાં આ ત્રણના ઉભરા શમે; તો તે ચારેમાંથી સમય બચાવીને, સત્સંગનો લાભ લેવો. સુંદર પકવાન પીરસ્યાં હોય; પણ અંધારૂં હોય તો ?

[ આ બીના ઘણીજ ટુંકાવીને સૂત્રરૂપે લખી છે. આપ વિચારી વિચારીને વાંચશોજી. આમાંથી નાનાં પુસ્તક પણ બનાવ્યાં છે. તેની કીંમત માત્ર ૭ પાઇ છે. એક સાથે ૧૦૦ નકલના ૨—૮—૦ ]

બસ ! હવે આપને સૌને ઘણા ઘણા હેતથી જયશ્રીકૃષ્ણ. [ અત્યારે અમો માથેરાન છઈએ. ]

હાલ—માથેરાન,
સંવત ૧૯૯૩ વૈશાક વદી ૧૧.

લી૦ રામશંકર માનજી ભટ્ટ.

## મુંબઈ-માથેરાન.

ડાકોરનું કામ પતાવી, બુધવારે અમદાવાદ આવ્યા. ગુરૂ શુક્ર અહીં રહી, વૈશાક ૪ તા. ૨૯-૫-૩૭ શનીવારે રાત્રે અહીંથી નીકળી, રવિવારે સવારમાં મુંબઇ પહોં રવિવારે બપોરે નીકળી સાંજે માથેરાન પહોંચ્યા. અમે એના એ; કાળ એનો એ; સ્થળ બદલ્યું. ઉન્હાળો મટીને જાણે શીયાળો આવ્યો. બ્હેન શ્રી. લેડી લક્ષ્મીબાઇ, મનોરદાસભાઈ તથા કોઠારી ધર્મદાસભાઇના આગ્રહથી, તા. ૨-૬-૩૭ ના રોજ સ દયાનંદ કુટીમાં વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. ભણેલા ગણેલાં-ડાહ્યાં ડમરાં-સુધ સ્ત્રી પુરૂષોને શું કહું ! માથેરાનની મોજમજામાંથી, સાંભળવા આવ્યાં; તે તેમનાં ભા તેમને એટલુંજ કહ્યું કે-'તમે જાણો છો ઘણું ! પણ કાંઇ કરશો નહીં; તો જાણ્યું ન છે. જાણતા હો તે કરી લ્યો. કાળ ઝપાટે દોડયો જાય છે. સલ્તનના સમ્રાટોને પણ પકડી લે છે. એમ કહીને-'શેઠ શેઠાણી સુતાં છે; અને ઘરમાં ચોર આવ્યા; તે કહ્યું. 'ચોરોએ પટારો ઉઘાડયો;' એમ શેઠાણીએ શેઠને કહ્યું. તેના જવાબમાં શેઠે કહ્યું 'હા ! હું તે જાણું છઉં.'

શેઠાણી—દાગીનાનો દાબડો કાઢયો.

શેઠ—હા-તે હું જાણું છઉં.

શેઠાણી—આ લોકો દાબડો લઇને નાઠા.

શેઠ—હા-તે હું જાણું છઉં.

શેઠાણી—જાણીને કર્યું શું ?

એ પ્રમાણે જાણું છઉં-જાણું છઉં; કરતાં કાળ આવી પહોંચશે. માટે કાંઇ લેજો. વિગેરે-વિગેરે.

માથેરાન આસપાસ નેરલ, પોશીર, અંજય, દહીવલી, પડઘા, કલ્યાણ, વિગેરે માસીક જાય છે. ત્યાંથી ભાગ્યશાળી જીવો, ખાસ મળવા માથેરાન ઉપર પધાર્યાં તેમનાં હેત ઘણાં હતાં. તા- ૧૦-૩-૩૬ માથેરાનથી ઉતરી નેરલ આવ્યા. શેઠ કાળ મલુકચંદનો આગ્રહ હતો. એક દિવસ રોકાયા. તા. ૧૧-૩-૩૬ મુંબઇ આવ્યા. મુકામ લસ્ટ્રીટમાં મુનીમજીને ત્યાંજ હતો. જ્યાં ભાવ હતો; ત્યાં સૌને ઘણા ઘણા પ્રેમથી મ તા. ૧૯-૬-૩૭ રવિવારે રાત્રે માધવબાગમાં ગીતા પાઠશાળામાં ભગવાનની વાતો તા. ૨૦-૬-૩૭ સોમવારે રાત્રે નીકળી ભોમવારે અમદાવાદ આવી પહોંચ્યા.

---

**વી. પી.**—બહુજ થોડાં થયાં છે; પણ એમ કેમ બને છે ? કેમ પ્રમાદ નથી ? ખર્ચ અને તકલીફ કેમ વેઠાય છે ? વી. પી. એટલે પરાણે પ્રીતિ. પરાણે કરનારનાં હેત, લાંબો વખત ન નભે. હવે તો સમજીજ જાઓ. જે જે માસીક વાંચે તે પહેલે પડકારે લવાજમ મોકલી દે છે. વિ. પી. વાળાં ! તમે કેમ વાંચતા નથી ? મ છો; ત્યારે ગમે એમ કરીને અવકાશ મેળવો. એકાદશ નર્યું અમૃત છે. અહીં નવરા થાઓ; તો કયાં નવરા થશો. શાંતિથી વિચાર કરી લ્યો.

ચાતુર્માસ—દેવ બનવાની કુચી કીંમત માત્ર ત્રણ પાઈ છે. પોસ્ટેજ બે પૈસા છે. તેમાં ચાતુર્માસના નિયમો છે. પ્રેમથી વાંચો અને પાળો. જીવનને ઉન્નત કરોજી. આજે આપણે ઘેર ટાણું છે.

| ચાતુર્માસમાં ખાસ સસ્તા દર— | ભાદરવા શુદી ૧૫ સુધી. |
|---|---|
| પાતંજલ યોગ દર્શનના | ૨—૪—૦ ને બદલે ૧—૮—૦ |
| વિવેકચૂડામણિ. | ૧—૧૨—૦ ને બદલે ૧—૪—૦ |
| વેદાંત કેસરી. | ૧—૪—૦ ને બદલે ૦—૧૨—૦ |
| વૈરાગ્ય શતક, | ૧—૦—૦ ને બદલે ૦—૧૨—૦ |
| મોક્ષપત્રિકાનાં પુસ્તક નં ૧ તથા ૩ થી ૭ ના દરેકના પાકા પુંઠાથી બંધામણી સાથે. | ૨—૬—૦ ને બદલે ૧—૬—૦ |
| દશમસ્કંધ પુસ્તક ત્રણ ૮–૯–૧૦ સાથે બાંધેલાં, ચિત્રો અનુક્રમણિકા સાથે. | ૭—૦—૦ ને બદલે ૫—૪—૦ |

ગીતાના અધ્યાયો અરધી કીંમતે.
ઉપરના દરેકનું પોસ્ટેજ જુદું.

**અંકો**—ગઈ સાલના અંકો બંધાવ્યા? કેમ નહીં? અંકો ખૂટતા હોય; તો મંગાવી લ્યો.

**ગઈ સાલનું પુસ્તક**—બાંધેલું જોઇએ; તો ૨–૬–૦ કીંમત તથા છઆના પોસ્ટેજ.

**નવાગ્રાહકોને**—સંવત ૯૧ ના ૨૪ ફરમાનું પુસ્તક તથા સંવત ૧૯૯૨ નું બાંધેલું પુસ્તક મળે; તો એકાદશ સ્કધ શરૂઆતથી પૂરો થાય.

# શ્રીએકાદશ સ્કંધ.

## અધ્યાય ૮મો ચાલુ.

[ગયા અંકના ૬૦૦ મા પાનાથી આગળ.]

પૃથ્વીને ઉલટપાલટ કરી નાંખે; એવા વિશ્વામિત્ર, પરાશર જેવા સમર્થ ઋષિઓ– '**तेऽपि स्त्रीमुखपंकजं सुललितं, दृष्ट्वैव मोहं गताः**'–એવા સમર્થ ઋષિઓ પણ, સ્ત્રિના મુખકમળને જોઇને, મોહ પામી ગયા. ચાલતાં પૃથ્વી ડોલે એવો રાવણ, સ્ત્રીમાટે દશમાથાં ખોઇ બેઠો. દીલ્હીનો સમ્રાટ દુર્યોધન દ્રૌપદીને બ્હાને પાયમાલ થઇ ગયો. અલાઉદીન ખુનીએ મેવાડની પદ્મમણી રાણી માટે, લાખોનાં માથાં રવડતાં કર્યાં. સિદ્ધરાજ જયસિંહે રાણકદેવી અને જસમા માટે, ન ભુંસાય એવી કાળી ટીલી કપાળે ચોડી. ભોળાભીમે અને પૃથુરાજે આબુરાજની કન્યા માટે; અને પૃથ્વીરાજ ચોહાણે સંયુક્તા માટે, ભયંકર પાયમાલીઓ કરી નાંખી. આવા અનેક જવાંમરદ આદમી, પાઇપાઇને મૂલે વેચાણા–બદનામ થયા. આ બધી દીવા જેવી વાતો, આસપાસ થઇ રહી છે; તોપણ હજી આજ–અત્યારે– 'દારૂ દીવાના પીએ!' એ માનવતાના મૂળમાં કેટલો સડો છે; તે સૂચવે છે કે—

વસંતતિલકા—

**मत्तेभकुंभदलने, भुवि संति शूराः, केचित्प्रचंडमृगराज-वधेऽपि दक्षाः ।**
**किंतु ब्रवीमि बलिनां, पुरतः प्रसह्य, कंदर्पदर्पदलने, विरला मनुष्याः ॥६॥**
[ભર્તૃહરિ શૃં૦]

હાથીનું કુંભસ્થળ તોડી નાંખે; એવા મરદ હોય; પણ સુંદરીને દેખે; ત્યાં અંજાઇ જાય. રાંકડા બની જાય. ગુલામ બની જાય.

માલિનીવૃત્તં—

**भवति वचसि संग-त्यागमुद्दिश्य वार्ता; श्रुतमुखरमुखानां, केवलं पंडितानां ।**
**जघनमरुणरत्नैर्ग्रंथिकांचीकलापं, कुवलयनयनानां, को विहातुं समर्थः ॥८॥**
[ભર્તૃહરિ શૃં૦]

શાસ્ત્ર પુરાણના ભણેલા અનેક પંડિતો, સાધુ, સન્યાસી, અગર બ્રહ્મચારીઓ; વ્યાખ્યાન કરતા હોય; ત્યારે અનેકવાર સ્ત્રીના સંગનો દોષ બતાવે; પણ સુંદરી તેમને જરા દર્શન દે; ત્યાં ભૂલા પડે. બધા એવા નથી; પણ સોએ અઠ્ઠાણુ ટકા એવા છે.

ભર્તૃહરિ મહારાજ વળી કહે છે કે—

ઇંદ્રવજ્રાવૃત્તં—

**सत्यं जना वच्मि न पक्षपाताल्-लोकेषु सर्वेष्वतितथ्यमेतत् ।**
**नान्यन्मनोहारि नितंबिनीभ्यो, दुःखस्य हेतुर्-न हि कश्चिदन्यः ॥ ९ ॥**
[શૃંગાર શતક]

અર્થ—હે લોકો ! નિતંબિની સ્ત્રીઓથી બીજું કંઇપણ, મનને હચમચાવી મુકનાર નથી. તેમ તેના જેવો બીજો, દુઃખનો હેતુ પણ નથીજ; એમ હું પક્ષપાતથી કહેતો નથી; પણ સત્ય કહું છઉં. સર્વે લોકોમાં આ અતિ સત્ય છે. [૯]

**दर्शनात् हरति चित्तं**—સ્ત્રીનાં દર્શન જેવી એકે મદિરા નથી; એવો એકે કેફ નથી; માટેજ સ્ત્રિઓ ઓરડે શોભે; માટેજ સ્ત્રિઓ લાજમાં શોભે; માટેજ સ્ત્રિયો પડદે શોભે.

શ્રીમદ્ભાગવતના ત્રીજા સ્કંધમાં, (અ. ૩૧) કપિલ, માતા દેવહૂતીને કહે છે કે—

**न तथाऽस्य भवेन्मोहो, बंधश्चाऽन्यप्रसंगतः ॥**
**योषित्संगाद्यथा पुंसो, यथा तत्संगिसंगतः ॥ ३६ ॥**

અર્થ—બીજા અનેકથી, પુરૂષને જેટલો મોહ થતો નથી; તેટલો મોહ-તેટલું બંધન-પુરૂષને, સ્ત્રીના સંગથી થાય છે. સ્ત્રીના સંગીનો સંગ પણ ભયંકર છે. [૩૬]

ઉપજાતિ—

**संगं न कुर्यात् प्रमदासु जातु, योगस्य पारं परमारुरुक्षुः ॥**
**मत्सेवया प्रतिलब्धात्मलाभो, वदंति या निरयद्वारमस्य ॥ ४० ॥**

અર્થ—હું કે જે ભગવાન છઉં; તેની સેવાથી, જે પુરૂષને આત્મસ્વરૂપની પ્રાપ્તિ-પોતે શું છે; તેનું કાંઇક ભાન થયું હોય; અને જેને યોગના અંતિમ સુખની સ્પૃહા થઇ હોય; તે પુરૂષે સ્ત્રિયોનો સંગ કદિ કરવો નહીં. [૪૦]

ગીતામાં ગોવિંદ '**ध्यायतो विषयान् पुंसः** (અ. ૨-૬૨-૬૩) વિગેરે શબ્દોથી સ્ત્રીના ભયની વાત કરીને, છેવટમાં કહે છે કે-**बुद्धिनाशात् प्रणश्यति**-તેની બુદ્ધિના નાશથી તે નાશ પામે છે.

**कामक्रोधमोहस्मृतिभ्रंशबुद्धिनाशसर्वनाशकारणत्वात् ।। ४४ ॥**

[ નારદ ભક્તિસૂત્ર. ]

કામ એકલો, દોષ માત્રને તેડી લાવી, જીવના કલ્યાણ માત્રને તોડી નાંખે છે.

આ તો વાતો ! બાકી જેને આ કરવું હોય; તેણે-જેમ કંસને મારવા, ભગવાન્ કૃષ્ણે કેડ બાંધી હતી; તેમ કામને મારવા, સ્રીપુરૂષે કેડ બાંધવી જોઇએ. વ્હાલી સ્રી, અને વ્હાલો વર કયો ?-જે એકબીજાને કામમાંથી બચાવી લે તે. જે એકબીજાને કામમાં પ્રીતિ કરાવે; જે એકબીજાના રંગમાં રમી રમીને, વેળાસર વૃદ્ધ થઇ જાય; જે મોંઘી માનવતા, ક્ષુદ્ર સુખ માટે ખોઇ નાંખે; તે ધર્મસહચર, અને ધર્મસહચારિણી નથી; પણ સંસાર વગડે એકબીજાનાં હાડકાં ચામડાંના લુટારાં છે. જ્યાં ચાતુર્માસમાં સંયમ; સગર્ભા થયા પછી સંયમ; અમુક અમુક પર્વણીઓમાં સંયમ, ઋતુકાળ સિવાયના બીજા દિવસોમાં સંયમ-એવા પવિત્ર દંપતીને અમારા પ્રણામ હજો. આ વાત કામાંધોને-**કામકંગાલોને** કહેશો નહીં; આ વાત પશુઓના પણ પશુઓને કહેશો નહીં. કારણકે તે આંખે અંધ છે-કાને બહેરા છે. તેઓ ઘણાજ લોલુપ છે. તેઓ ઘણાજ રાંકડા છે. માતા પિતાની મર્યાદા પણ, તેઓ રાખી શકતા નથી. વરો થતો હોય; ત્યાં એઠવાડ વહેંચાતો હોય. ટાઢા દાળભાત, ટાઢું શાક, અને ટાઢા ઝાલર, અંદર પકવાનનું નામ નથી; પણ વાઘરી વિગેરે કંગાલો, એવી ભીડ કરે; એવી હોહા કરે; કે આપનારો અકળાઈ જાય. તે પ્રમાણે નાંખી દેવા જેવા વિષયસુખ માટે, કંગાલો ભારે ભીડ કરી રહ્યાં છે-ભારે હોહા કરી રહ્યાં છે. સુંદર પાંજરામાં ટાંગેલો રોટલીનો કકડો ખાવા, ડાહ્યા અનુભવી ઉંદરો લલચાતા નથી; તે પાંજરામાં પેસતાજ નથી. ભોટ ઉંદરો ભરમાય છે. ' સંસારમાં જો કાંઈ સુખ હોય; તો આ જ સુખ છે; ' એમ ભોટ માની બેઠા છે. તેઓ પાપ કરીને પ્રગટયા છે; અને પાપના ભારા બાંધીને જવાના છે. જન્માંધને દીવા ધરવા; તે નકામું છે. તોપણ કોઇ પુણ્યના યોગે ભેટી જાય-ભૂલ સમજી જાય; તો શ્રીશંકર કહે છે; તે તેમને કહેજો-કે—

**शब्दादिभिः पंचभिरेव पंच, पंचत्वमापुः स्वगुणेन बद्धाः ॥**
**कुरंगमातंगपतंगमीन-भृंगा नरः पंचभिरंचितः किम् ॥ ७६ ॥**

અર્થ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ-પાંચે, પાંચ જુદા જુદા પ્રાણીને પીડે છે. એટલે શબ્દમાં મોહ કરનારો હરણ જીવ ખુવે છે. સ્પર્શમાં મોહ કરનારો હાથી, જીવ ખુવે છે. રૂપ (તેજ) માં મોહ કરનારો પતંગ, તેજમાં પડીને પોતાનો જીવ ખુવે છે. માછલું જીભના સ્વાદમાં લોભાઇને જીવ ખુવે છે. ભ્રમર ગંધમાં લોભાઇને જીવ ખુવે છે. ત્યારે આ પાંચે-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધની પાછળ, જે મનુષ્યો પડયાં છે; જેને મળી ચૂક્યા છે, જેને સુલભ છે; તે કેમ જીવ ન ખુવે ?-ખુવેજ.

આ પાંચે ઉત્તમ વસ્તુ છે; પણ તેનો ઉપયોગ ઘણાજ વિવેકથી કરવો; એ હેતુ છે. સંસારમાં રહેનારને સ્રી ઘણીજ ઉપયોગી વસ્તુ છે. તેનો વિષયસુખ માટે ઉપયોગ, **ઘણાજ વિવેકથી** કરવો જોઇએ. પાસે મીઠાનું તપેલું ભર્યું હોય; પણ દાળમાં જોઇએ એટલુંજ મીઠું નંખાય. સાકરના કોથળા ભર્યા હોય; પણ દુધપાકમાં જોઇએ એટલીજ સાકર નંખાય. લાડુનું તપેલું પાસેજ પડયું હોય; પણ જોઇએ એટલુંજ જમાય. વધારે વધારે જે જમે; તે બે ત્રણ કલાકમાં પથારીવશ. આજકાલ યુવક યુવતીઓ કામકાજ કરવે કાયર જણાય છે; તેનું મુખ્ય કારણ, તેઓ વિષયસુખમાં અરસપરસ ઘસાઈ મરે છે.

દેવમંદિરોમાં દર્શન કરવા આવતી બ્હેનો પ્રત્યે, મંદિરોના પુજારીઓએ; સાધુ સંતના મઠ અગર આશ્રમમાં, વંદન કરવા આવતી બ્હેનો પ્રત્યે, સાધુ સંતોએ; આચાર્યોના પવિત્ર ધામમાં, ચાલી આવતી બ્હેનો પ્રત્યે, આચાર્યોએ; તથા કથા વાર્તામાં આવતી બ્હેનો પ્રત્યે, કથાકારોએ, નજર કરવામાં, બહુજ સાવધાન રહેવું–ઘણાજ સાવધાન રહેવું. કારણકે ધર્મસ્થાનમાં બ્હેનો ભાવ ભરી દોડી આવે છે. તેમાં કુદૃષ્ટિના છાંટા પડી જાય; તો તે સિદ્ધો નરકને દ્વાર ! કેટલાએક શાસ્ત્રના સદ્બોધથી વાકેફ હોય; ભગવાં પહેર્યાં હોય; એ પાંચ તિલક કર્યાં હોય; કોઇને અડકતા ન હોય; પાપને પીછાણતા હોય; તદપિ માનવી, પંચાણુ ટકા, જીવભાવના ધર્મોથી, ઓતપ્રોત રહે છે. સંભાળે તોજ સચવાય.

દવાખાનામાં ડોકટરોએ, વૈદ્યોએ અને કંપાઉન્ડરોએ, પણ, સ્ત્રિયોની સાથે કામ પડે; ત્યારે એટલાજ સાવધાન રહેવું; નહીં તો આકાશમાંથી તુરત પાતાળમાં પડયા સમજવું. બાપ ભાઇ કે પુત્રો, સ્ત્રીનાં જે અંગોને અડકી ન શકે; તે અંગોનો સ્પર્શ, વૈદ ડોકટરો કરે; પણ સ્પર્શ કરતાં, જો જરા સરખો વિકાર, મનમાં પેસી જાય; તો પોતાનું આવીજ બન્યું; એમ સમજવું. 'કોઇ દેખતું નથી',–કોઇ જાણતું નથી'; એવી ભ્રમણામાં ભમવું નહીં. **દેખનાર** અને **જાણનાર** પળે પળે સાવધાન છે. આજ નહીં; તો કાલ, કર્મનાં ફળ, મોકલીજ આપે.

દવાખામાં ભયંકર રોગમાં સુતા હોય; તેમને પૂછી જોજો; કે–'અમે સાજા તાજા, અને તમે આમ કેમ ?' તુરત જવાબ મળશે કે–'અમારાં કર્મ અત્યારે ભોગવવાં પડે છે.'

કોઈ ધર્મને બ્હાને, તો કોઇ સમાજને બ્હાને–કોઇ સંસાર સુધારાને નામે–સ્ત્રી, પુરૂષના ફંદમાં, અને પુરૂષ, સ્ત્રીના ફંદમાં, ફસાઇ રહ્યાં છે. બીલાડી ઉંદરને ન દેખે; ત્યાં સુધીજ ડાહી. અત્યારના જમાનામાં જે સ્ત્રી પુરૂષો, સુધારાને બ્હાને છૂટ લઇ રહ્યાં છે; તેમાં વ્યભિચારનો સડો જોરથી પ્રસરતો જાય છે. કોઇ પણ વસ્તુનો તદ્દન નાશ ન થાય; ત્યાં સુધી તેમાંથી નવું ન થાય; તેમ ધીમે ધીમે સમાજનો નાશ થઈ જશે; ત્યારે તેમાંથીજ હતું તે–પ્રાચીન–સનાતન–પાછું પ્રગટશે. તેઓ આટલુંએ સરકારના કાયદાથી ડરે છે. મર્યાદાને તથા વ્યભિચારને લગતા કાયદા, સરકાર ખેંચી લે; તો તેજ ઘડીએ, મોટા રસ્તા ઉપર, પશુ પક્ષીની માફક, સુધારાના ઉપાસકો સ્વચ્છંદ કરે.

દીવાના અંગસંગથી પતંગ પોતાના પ્રાણ ખુવે; તેમ સ્ત્રીના અંગસંગથી પુરૂષ (ધીમે ધીમે) પ્રાણ ખુવે છે. અરે ! કેટલેએક ઠેકાણે તો–જેમ મીઠા ઝેરથી પુરૂષ રીબાઈ રીબાઇને મરે છે; તેમ સ્ત્રીનાં માત્ર દર્શનથી–જરી જેટલી વાતચીતથી, અથવા જરા જેટલા હાવભાવથી–પુરૂષ રીબાઈ રીબાઇને મરે છે. સર્પ કરડે તો ઝટ મરે; અને સ્ત્રી કરડે; તો રીબાઇ રીબાઇને મરે. સ્ત્રીને પણ પુરૂષનું ઝેર ચડે છે.

આ સ્ત્રીજાતિની નિંદા નથી. પણ સ્ત્રી જાતિમાં, પ્રભુએ આવા પ્રકારનો મોહ મૂકયો છે; તે વાત છે. કરણઘેલે માધવની સ્ત્રીને માત્ર દેખી; પણ દેખતાં, જાણે તેને કાળો નાગ કરડયો. સ્ત્રીનો મોહ–વ્હાલ–હાવભાવ, પોતાના પતિને અને પોતાનાં બાળકોને ઘણાંજ કામનાં છે. અન્નના કરતાં, સ્ત્રીનાં વ્હાલ અને હાવભાવ, પતિને અને બાળકોને બહુ મીઠાં લાગે છે. સંસારનું સ્વર્ગ, સ્ત્રીના વ્હાલમાં અને હાવભાવમાં ઉભું છે. પણ તે બીજા પુરૂષ માટે નહીં. સ્ત્રીને પોતાના પતિ, અને તે પણ એકાંતમાં, તે સિવાયના કોઈ પણ પ્રસંગમાં, બ્હેનોએ વધારે પડતી છૂટ લેવી નહીં. કન્યાને બાર, તેર અને બહુ તો ચૌદ વરસ થયા–પછી

યૌવન-પછી યુવતી-ખીલેલું-કોમળ પુષ્પ. જેને જોઇને, **अनाघ्रातं पुष्पं**, વિગેરે શબ્દો, દુષ્યંત બોલ્યો હતો. રેઢું રખાય નહીં-ખુલ્લું મૂકાય નહીં.

સુધારા વાદી સ્ત્રી અગર પુરૂષ, 'સુધારો-સુધારો' કરે છે; પણ સુધારાના પડદામાં, સ્વચ્છંદ અને વ્યભિચાર મોટા પ્રમાણમાં પેસી જાય છે; તે તેઓ દેખતાં નથી. દેખે છે-સમજે છે-તો પાપને યોગે, તેમાંથી પાછાં વળી શકતાં નથી. સીનેમાની કળા; નાટકના ખેલ રમવાની કળા; નૃત્યની કળા, સંગીતની કળા; પણ કળાને બ્હાને, કૌતુક થઈ રહ્યાં છે; તે હવે સૌ સમજી શકયાં છે. જે દેશમાં શીયળ પાઈ એ પાઇનું હોય; ત્યાંનો વાદ, આપણે ન લેવાય; એટલું સમજાય; તોપણ ઘણું છે.

વાલીને માર્યા પછી સુગ્રીવને રાજગાદી મળી; અને સ્ત્રી પણ મળી. વૈભવવિલાસ વધી પડયો. સીતાને શોધી આપવાની વાત, તે ભૂલી ગયો. લક્ષ્મણે તેને ચમકાવીને રામ પાસે આણ્યો.

શ્રીરામ-સુગ્રીને—કેમ ભાઇ ! આપણો કોલકરાર પાળવો નથી ?

સુગ્રીવ—પાળવો છે; પ્રભુ ! પણ આપે મને રમકડાં આપી, ભૂલો પાડયો છે.

શ્રીરામ—એટલે ?

સુગ્રીવ—

ચોપાઈ—નાથ વિષય સમ મદ કછુ નાહીં, મુનિમન મોહ કરે ક્ષણ માહિં;
વિષયવિવશ સુર નર મુનિ સ્વામી, મેં પામર પશુ કપિ અતિ કામી.
વિગેરે-વિગેરે.

અવધૂતે ભ્રમરને ગુરૂ કેવી રીતે કર્યો; તે હવે સાંભળો—

**स्तोकं स्तोकं ग्रसेद्ग्रासं, देहो वर्तेत यावता ।।**
**गृहानहिंसन्नातिष्ठेद्-वृत्तिं माधुकरीं मुनिः ।।९।।**
**अणुभ्यश्च महद्भ्यश्च, शास्त्रेभ्यः कुशलो नरः ।।**
**सर्वतः सारमादद्यात्, पुष्पेभ्य इव षट्पदः ।।१०।।**

અર્થ—હવે ૧૨ મા ગુરૂ ભ્રમરની વાત કરે છે-ભ્રમર જેમ ગંધના લોભથી, એકજ કમળમાં વસે છે; તો સૂર્યાસ્ત થતાં, કમળ બીડાઈ જતાં,

---

૯ પદચ્છેદ—**गृहान्**-ગૃહસ્થોને. **अहिंसन् मुनिः**-ન પીડતો એવો યોગી. **माधुकरीं वृत्तिं आतिष्ठेत्**-ભ્રમર જેમ દરેક પુષ્પોમાંથી થોડો થોડો રસ લેછે; તેમ યોગીએ ઘરે ઘરથી ભિક્ષા માગીને ખાવું. [એક કમળમાં લોભાઈને પડયો રહેનારો ભ્રમર, કમળમાં બીડાઈ જાય છે; માટે એક ઘરમાં રહેવું નહીં; અને એક ઘરમાંથી બધી ભિક્ષા લેવી નહીં.] વળી **यावता ग्रासेन**-જેટલા ભોજનથી. **देहः वर्तेत**-દેહ ટકે. **स्तोकं स्तोकं ग्रासं ग्रसेत्**-થોડું થોડું ભોજન જમવું.

૧૦ પદચ્છેદ—**अणुभ्यश्च महद्भ्यश्च पुष्पेभ्यः इति सर्वतः**-નાનાં મોટાં તમામ પુષ્પોમાંથી. **षट्पदः**-(એક વચન)-ભ્રમર. **सारं आदत्ते**-મેળવે છે. **तथा**-તે પ્રમાણે. **कुशलः नरः**-વિદ્વાન્ પુરૂષે એટલે યોગીએ. **अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः**-નાનાં મોટાં શાસ્ત્રોમાંથી. **सारं आदद्यात्**-સાર લેવો જોઈએ.

**ભ્રમર તે કમળમાં પુરાઇ જાય છે. તેમ યોગી પણ સારા પદાર્થો મળવાના લોભથી, એકજ ઘરનો આશ્રય કરીને રહે; તો તેમાં બંધાઈ જાય છે. એટલે યોગીએ પણ, એક ગૃહસ્થને ન સતાવતાં, જુદા જુદા ગૃહસ્થોને ઘેરથી, થોડું થોડું અન્ન માંગી લાવવું; અને જેટલાથી દેહ ટકે; એટલું થોડું થોડું અન્ન જમવું. [૯] વળી ભ્રમર જેમ નાનાં મોટાં સઘળાં પુષ્પોમાંથી સાર લેછે; તેમ વિદ્વાન્ યોગીએ પણ, નાનાં મોટાં શાસ્ત્રોમાંથી સાર લેવો જોઇએ. [૧૦]**

૯–૧૦ વિવેચન—

એક મધુગરી માગવાની રીત છે; અને બીજી શાસ્ત્રોમાંથી સાર સમજી લેવાનીરીત છે.

મધુગરીની વાત—ભ્રમર પુષ્પમાં પેસે; પણ પુષ્પની પાંખડીને અગર તેના તંતુને, જરા પણ ઇજા કર્યા વિના, રસ ચુસી લે; તેમ યોગીઓએ કોઈ પણ ગ્રહસ્થને ઉપાધિ કર્યા વિના, પોતાનો નિર્વાહ કરી લેવો જોઇએ. ગાય, ભેંશ, બળદ, ઘોડાં, ગધેડાં, સૌ વગડે ચરવા જાય. પણ ગાય કાંઈક જુદી રીતેજ ચરે. છોડને અથવા ખડને, તે એવી રીતે દાંતથી ખેંચે કે–તેના મુળીયાં તુટી ન જાય. એટલે ઉપર ઉપરથી ખડ ખાય. એ ઉપરથી સાધુની ગોચરી કહેવાય છે. અડીંગા નાખીને, પરાણે સીધાં માગનારા પામરોની આ વાત નથી. માંડ માંડ ભિક્ષા લેવા, આપણે ઘેર પધારે; એવા પવિત્ર ઉત્તમ કોટિના સાધુઓની, અને બ્રાહ્મણોની આ વાત છે.

સુપાત્રતા—આવા ઉત્તમ સાધુ અગર બ્રાહ્મણ, કોઈ વખતેજ મળી આવે છે. મળી આવે; ત્યારે આપણા ચપટી ચોખા, અગર બે રોટલી, તેમના પેટમાં ન ગયાં; તો પુરૂં કમભાગ્ય સમજવું. આપણાં અન્ન, ધન અને ઓરડાને, પવિત્ર કરનારાં તેમનાં પગલાં છે. દુધના દાઝયા છાશથી બીહે; તેમ જ્યાં ત્યાં પાખંડી ઘણા છે; તેથી ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો પણ, સાચા સંત બ્રાહ્મણને પારખી શકતાં નથી; તેમનો લાભ લઈ શકતાં નથી. એમ તો કહેવુંજ પડે કે—

ચોપાઈ—પુણ્ય પુંજ બીનુ મીલહી ન સંતા, સત્સંગતિ સંસૃતિ કરી અંતા.

**तत्र सत्त्वं निर्मलत्वात्, प्रकाशकमनामयम् ॥**
**सुखसंगेन बध्नाति, ज्ञानसंगेन चानघ ॥६॥** [ગીતા અ. ૧૪]

સત્ત્વગુણ પોતામાં પ્રગટયો હોય; તોજ સત્ત્વગુણી સંત બ્રાહ્મણમાં પ્રીતિ થાય. લાખો મણ અનાજ ધર્માદામાં વપરાતું હશે. મંદિરોમાં પ્રસાદના ઢગલા હશે; પણ સુપાત્રે જાય; તે ઘણુંજ થોડું. સુપાત્રને શોધે; એવા મરદ પણ, ઘણાજ થોડા હોય છે. વિદ્યાર્થીઓના કરતાં, ભગવાનનું નામસ્મરણ કરનારા વધારે સુપાત્ર છે. પોતે તરે, અને બીજાને તારે; તેઓ નામસ્મરણ કરનારા કરતાં પણ, ઉત્તમ છે.

પાત્રતાના સંબંધમાં તુલસીદાસજી કહે છે કે—

ચોપાઇ—મમ માયા સંભવ સંસારા, જીવ ચરાચર વિવિધ પ્રકારા;
સબ મમ પ્રિય–સબ મમ ઉપજાયે, સબ તે અધીક મનુજ મોહી ભાયે.
તેહી મહઁ દ્વિજ દ્વિજમહઁ શ્રુતિધારી, તિનમહઁ નિગમધર્મ અનુસારી;
તિનમહઁ પ્રિય વિરકત મુનિ જ્ઞાની, જ્ઞાનીહુતેં અતી પ્રિય વિજ્ઞાની.
**તેહિ તે પુનિ મોહિ પ્રિય નિજદાસા, જેહિ ગતિ મોરી ન દુસકી આશા.**

[સમજાય છે ? સાવધાન છો ? સાંભળવા જેવી આ વાતો છે. હજી આગળ સાંભળો—]

**પુનિપુનિ સત્ય કહૌં તોહિ પાંહિ, મોહિ સેવક સમ પ્રિય કોઉ નાંહીં.**

[અંધારે સાકરો વહેંચાય-તોપણ-અનાદિ કાળથી, જગતમાં કીડીયો સાકર ખાય છે; અને હાથી ધૂળ ઉછાળે છે. સાંભળો—]

**ભક્તિ હિન વિરંચી કિન હોઈ, સબ જીવન સમ પ્રિય મોહિ સોઈ.**

[પછી આગળ અનેક નીચ વર્ણોને દિલાસો આપે છે કે—]

**ભક્તિવંત અતિ નીચો પ્રાણી, મોહી પરમપ્રિય યહ મમ વાણી.**

[મોક્ષવાણી પાનુ ૭૬]

જ્ઞાની અને ભક્તિભાવવાળા સંતો, જેમને તમારા ધન વૈભવની પરવા નથી; એવા આવી મળે; તો ઓળખી રાખજો, તેમની સેવામાં કાંઈક વાપરી નાંખજો. કાંઇ હોય; કે ન હોય; પણ મન તો જરૂર વાપરજો. હાવભાવથી રીજવી દેજો. પોતાને કૃતકૃત્ય માનજો. સ્ત્રીનાં અને બાળકોનાં કાલાં બોલાં સાંભળી, જેમ કાલો રાજી થાય; તેટલાં તો રાજી થજો. નહીં તો ભવસાગરે ભૂલાં પડયાં સમજજો. કુતરે પણ પોતે ખાધું; અને પોતાનાં ભોટીલાંને ખવરાવ્યું. વાઘરી પણ સગાંવ્હાલાંને ઘી ગોળને ચોખા ખવરાવે. પછી આગળ ? આગળ કાંઈ નહીં. આ આગળની વાતો છે. જીવનમાં-માનવતામાં-આગળ વધ્યાં હોય; તેમને માટે આ વાતો છે.

સંવત ૧૯૭૯માં આપણે ત્યાં અહીં અષ્ટોત્તરશત થઈ; ત્યારે વૈદોને, જોશીઓને, અને યાજ્ઞીકોને બાદ કરી, કથાવાર્તા ઉપરજ પોતાનું જીવન દોરનારાનેજ, અને પાઠશાળાના શાસ્ત્રીઓનેજ, અમે આમંત્રણ કર્યું હતું. લોભી અને ભાડુતી કથાકારોની આ વાત નથી. ભગવદ્‌ના લાડિલા-માંડ મળે એવા-સંતોષી અને પવિત્ર અમને મળ્યા હતા. આતો અમારો નિર્ણય-અમારો હઠ. અમારો હઠ પ્રભુએ પૂરો પાડયો. થોડું કરવું; પણ સારૂં કરવું.

જે બાવા, સાધુ, સન્યાસી અગર બ્રાહ્મણ, ખાવા પીવામાં લલચાય છે; તેઓ ભમરની માફક ફસાઇ મરે છે. ભમર કમળમાં લોભાઇને પડયો રહે છે; તો રાત્રી પડતાં કમળ બીડાઈ જાય છે. સુકાં લાકડાંને કાપી નાંખવાનું બળ ભ્રમરમાં છે; પણ ગંધમાં લોભાએલો ભ્રમર, કમળની પાંખડીને કાપી શકતો નથી.

**रात्रिर्गमिष्यति, भविष्यति, सुप्रभातं,**
**भास्वानुदेष्यति, हसिष्यति पंकजश्रीः ॥**
**इत्थं विचिंतयति, कोशगते द्विरेफे ।**
**हा हंत हंत नलिनीं, गज उज्जहार ॥**

'હમણાં પ્રભાત થતાં કમળ ઉઘડશે; અને હું ઉડી જઈશ'; એમ વિચાર કરે છે; ત્યાં કોઈ મોટો હાથી, તે કમળને તોડીને મુખમાં મુકી દેછે. કમળ સાથે ભ્રમર પણ, ચગદાઇને હાથીના પેટમાં ચાલ્યો જાય છે. તે પ્રમાણે ભોજનાનંદમાં ફસાએલો સાધુ બ્રાહ્મણ, ઘણી શક્તિવાળો છતાં, 'હમણાં-હમણાં-' કરતાં, કાળના મુખમાં પેસી જાય છે. ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો પણ મનોરથો કરતાં કરતાં મરી જાય છે.

બીજી શાસ્ત્રોમાંથી સાર સમજી લેવાની વાત છે. **अनंत शास्त्रं बहु वेदितव्यं ।**

**यत्सारभूतं, तदुपासितव्यं ॥** અર્થ—શાસ્ત્રો ઘણાં અને જાણવાનું પણ ઘણું, તોપણ તે શાસ્ત્રોમાં જે સાર હોય; તે અવશ્ય જાણી લેવો.

**अनंतपारं किल शास्त्रजालं, स्वल्पं तथाऽऽयुर्-बहवश्च विघ्नाः ।**
**यत्सारभूतं तदुपाददीत, तस्मात्परो हंस इवांबुमध्यात् ॥**

વિવેચન ઘણું હોય; પણ સાર ઘણોજ થોડો હોય. કોર્ટના કેસો લાંબા હોય; પણ હુશીયાર જજ, તેમાંથી બે ચાર ઇસ્યુ–પોંઇટ–મુદ્દા શોધી કાઢે. દુધ ઘણું, પણ તેનો મસ્કો ઘણોજ થોડો ! પહાડો મોટા; તે ઉપર ખાણો પણ મોટી; પણ તેમાં હીરા ક્યાં છે; તે તો ખનીજશાસ્ત્રીજ જાણે.

ચોપાઇ—પાવન પર્વત વેદ પુરાના, રામકથા રૂચિરાકર નાના,
મર્મી સજ્જન સુમતિ કુદારી, જ્ઞાન વિરાગ નયન ઉરગારી,
ભાવસહિત જો ખોદે પ્રાની, પાવ ભક્તિમણી સબ સુખ ખાની.
[ મોક્ષવાણી પાનું ૯૦ B. ]

[ મોક્ષવાણી આપની પાસે છે કે નહીં ? પંડિત હો; તો કાંઇ જરૂર નથી. ઉપલી ચોપાઇના અર્થ, ન આવડતા હોય; તો અવશ્ય મંગાવો. મોક્ષવાણીમાં રામાયણમાંથી વીણેલો માલ છે. એક એક ચોપાઇ, રત્નોના હાર કરતાં મોંઘી છે. તેમાં અર્થ કરી નાંખ્યા છે; એથી અહીં ખોટી થવાય નહીં. પરવાવાળાને દૂર હોય; તો તે પાસે છે; પરવા નથી; તેમને પાસે હોય; તોપણ દૂર છે. કથામાં અહીં આવો છો; અથવા પત્રિકા મંગાવો છો; પણ પરવાવાળા થાઓ છો; ત્યારેજ અમને બહુ ગમે છે. નહીં તો–'નાગનકે ગામનમેં, ધોબનકો કહા કામ ?' મહેતાજીને જેમ ઠોઠ નિશાળીયા ન ગમે; તેમ અમને પરવા વિનાના ન ગમે. તમને ચોખ્ખું કહી દઉં છઉં કે–પરવા વિનાના અનેક, આ રસ્તે હારી ગયા છે. તમારે જીતવું હોય; તો પરવાને પંપીંગ કરો–પરવાને જાગ્રત કરો. તુલસીદાસજીએ ખોટા નમુના લઇને, પોતાની પરવા જાગ્રત કરી. સાંભળો—

દોહરો—કામી નારી પીયારી જિમિ, લોભી પ્રિય જિમિ દામ;
તિમિ રઘુનાથ નિરંતર, પ્રિય લાગહુ મોહી રામ. સીયાવર૦

સોરઠો—માયાવશ જિમિ જીવ, રહહિં સદા સંતત મગન;
તિમિ લાગહુ મોહિ પ્રિય, કરૂણા કર સુંદર સુખદ. સીયાવર૦
વિગેરે–વિગેરે ]

એટલે-પરવાવાળા ભ્રમરની માફક, શાસ્ત્રોમાંથી સાર ખેંચી લ્યો. રીચીરોડ એનો એ, પણ જેનો બબલો ખોવાયો હોય; તેની આંખો ચકળવકળ થઇ રહી હોય; તેમ સંસાર એનો એ; પણ જેનો આત્મા ખોવાયો હોય; જેને સ્વસ્વરૂપનું ભાન મટી ગયું હોય; તેની તન્મયતા જુદીજ હોય. માંદા ઘણાં હોય; પણ જેને હામ, દામ અને ઠામ હોય; તે રોગમાંથી મુક્ત થવા, અનેક વૈદને તેડે. તેમ જેણે ખટકો રાખીને, અવકાશ પ્રાપ્ત કરી હોય; જેની પાસે લક્ષ્મી તથા રહેવાનું ઘર હોય; તેણે અવશ્ય સંતોને તેડવા; અને ભવરોગ મટાડવો. દવાખાનામાં દવાના બાટલા ભર્યા હોય; પણ માંદાએ ડોકટરની સલાહ પ્રમાણે દવા લેવાય. તેમ શાસ્ત્રોમાં કલ્યાણની વાતો ભરી હોય; પણ સાથે—

ચોપાઇ—સદ્‌ગુરૂ વૈદ્ય વચન વિશ્વાસા, સંયમ યહ ન વિષય કર આશા;

રેઢીયાર ઢોરનો જેમ કોઇ ધણી નહીં; તેમ રેઢીયાર મનવાળાને, કોઈ ઠેકાણે ગુરૂભાવ નહીં. 'બસ ! હુંજ ડાહ્યો !' એવો ભયંકર રોગ થઇ પડે. વૈદ દવામાં માત્રાઓ આપે; પણ તેલ, મરચું અને આંબલી ખાવાની ના પાડે. પણ તે ત્રણ વિના તો, લહેરીલાલાને ચાલેજ નહીં. પરિણામે દવા ફાયદો કરવાને બદલે, ફુટી નીકળે. ઉપર કહ્યું કે સદ્દગુરૂની દવારૂપીજ વચન. તેમાં વિશ્વાસ; અને '**સંયમ યહ ન વિષય કર આશા.**' આ ચરી (પથ્ય) જે ન પાળે; તેને શાસ્ત્રોની દવા ફૂટી નીકળે. ફૂટી નીકળે, એટલે બકવાદ અને સ્વચ્છંદ વધી પડે. જેણે ભાગવત વાંચ્યું અગર સાંભળ્યું; તેનાં પરીણામ શ્રીશુકદેવજીએ બતાવ્યાં. જેણે ગીતા વાંચી અગર સાંભળી, એવા અર્જુને તેનું પરિણામ બતાવી આપ્યું. એટલે હવે હાંઉ-હાંઉ-ને હાંઉ ! **માન** કે-'હવે હાંઉ !' **મોહ** કે-'હવે હાંઉ !' **સંગ** કે-'હવે હાંઉ !' વિગેરે વિગેરે. સમજાય છે ને ? યાદ છે ને કે—

**निर्मानमोहा जितसंगदोषा, अध्यात्मनित्या विनिवृत्तकामा ॥**
**द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्-गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥५॥** ગીતા અ.૧૫

અર્થ કરવા નહીં રોકાઉં ! એટલું કહી દઉં કે-ગીતાની પરીક્ષાનું પ્રથમ ધોરણ માન છે. બીલાડી અને કુતરો પણ માની છે. પાડો અને આખલો પણ માની છે. નિર્માની તો, ગીતાનાં વાકયો જેમને પચ્યાં હોય; તે. નિર્માની તો ગીતાની ગુંથણી જેમને ગળે ઉતરી હોય તે. ગીતા ભણીને-'હું કાંઈ જાણું છઉં;' એ તો અભિમાનજ.

ખદબદ બોલે ખીચડી, જબ લગ કચ્ચી હોય.

માન તોડવાનાં સ્થાન કયાં ?—માતાપિતાનાં ચરણ-માતાપિતાની આજ્ઞા. દેવમંદિર તથા ગુરૂનું દ્વાર. સ્ત્રીને પતિની સેવાછે. ત્યાં પણ જે માનમાં રહે; તે ભવોભવ ભટકાય-તે જીતી બાજી હારી જાય. જેનું નામ સાંભળી, દિલ્હીનો સમ્રાટ ઔરંગઝેબ ચમકતો હતો; તે શિવાજી મહારાજ, રામદાસ સ્વામીની સેવામાં નાનામાં નાના-નોકરનું કામ કરતા હતા. માણસો સ્ત્રીના હુંકારા સાંભળે; પુત્રનાં હુંકારા સાંભળે; સંબંધીઓના હુંકારા સાંભળે; નોકર હોય; તો શેઠના હુંકારા પણ સાંભળે; પણ સંતના હુંકારા સાંભળે; એવા મરદ ઓછા પાકે. કાંટો કઢાવનારને, સોયના ગોદા ખાવાની, જેટલી પરવા છે; એટલી પરવા, હૃદયમાં ઘર કરીને બેઠેલા દોષો કઢાવવા, સંતના હુંકારા ખાવાની પરવા નથી. ગીતાનો સાર તેણે ખેંચ્યો; કે જે નિર્માન બન્યા.

ગીતા ભણ્યાની પરીક્ષાનું પહેલું ધોરણ નિર્માન; બીજું ધોરણ-નિર્મોહ-ત્રીજું ધોરણ 'જીતસંગદોષ'. નિશાળમાં ભણે ઘણા; પણ પાસ થાય; તેમનેજ ઇનામ મળે; તેજ આગળના ધોરણમાં બેસે. એટલે ગીતા આખી મુખપાઠ થઈ ગઈ હોય; અમુક શ્લોક કયાં છે; તેનું પણ જ્ઞાન હોય; પણ જરા વાંકું પડે; ત્યાં વિકાળ થાય; તે હતા; ત્યાંના ત્યાંજ છે. ઘાંચીનો બળદ ઘાણીમાં ઘણું ફર્યો; પણ ત્યાંનો ત્યાંજ છે. આ વાતો કોઇને કહેવા જેવી નથી. સૌએ પોતપોતાના ગુરૂ થઇને, પોતાને જોઇ લેવા-કે પોતે નિર્માન છે કે કેમ ? સાર-ગીતાનો હેતુ, અભિમાન કરવા માટે નથી; પણ નિર્માન અને નિર્મોહ થવા માટેજ છે. જેમ જમવાનો હેતુ તૃપ્તિ; દીવાનો હેતુ અજવાળું વિગેરે.

ભ્રમર જેમ પુષ્પોમાંથી રસ ખેંચે; તેમ શાસ્ત્રોમાંથી સાર ખેંચવો-એ ભાવ છે. જેમ રાજહંસ ક્ષીરનીર જુદાં કરી, ક્ષીર લઇ લે છે; તેમ યોગીએ પણ વિવેકથી સાર ગ્રહણ કરવો.

૧૦ મા શ્લોકના સંબંધમાં સાંખ્યદર્શન આખ્યાયિકા અ. ૪ થામાં કપિલ ભગવાન કહે છે કે—

(સૂત્ર) **बहुशास्त्रगुरूपासनेऽपि सारादानं** (સારની પ્રાપ્તિ) **षट्पदवत्** ॥ ૧૩ ॥

અર્થ—ઘણા શાસ્ત્રોની અને ઘણા ગુરૂઓની સેવા કરી હોય; તોપણ તેમની પાસેથી ભ્રમર પુષ્પમાંથી સાર લઇ લે છે; તેમ સાર લઇ લેવો.

**सारभूतमुपासीत, ज्ञानं यत्कार्यसाधकं ।**
**ज्ञानानां बहुता यैषा, योगविघ्नकरी हि सा ॥**
**इदं ज्ञेयमिदं ज्ञेय-मिति यस्तृषितश्चरेत् ।**
**असौ कल्पसहस्रेषु, नैव ज्ञानमवाप्नुयात् ॥** [ માર્કંડેય પૂરાણ ]

અર્થ—કાર્યસિદ્ધને માટે, જ્ઞાનની જરૂર હોય; એટલુંજ જ્ઞાન, મુમુક્ષુએ ગ્રહણ કરવું. બહુ પ્રકારનાં જ્ઞાનો મેળવવાની વાસના, યોગમાં વિઘ્નકારી છે. 'આ જાણવા જેવું છે; પેલું જાણવા જેવું છે; અને વળી કાંઇ ત્રીજું પણ જાણવાજેવું છે;' એમ જે આમથી તેમ રજળ્યા કરે છે; તે માણસ સ્હસ્ર કલ્પોએ પણ, યથાર્થ જ્ઞાનને પ્રાપ્ત કરતો નથી.

જ્ઞાનના વર્તુલમાં, મધ્યબિંદુએ પહોંચવાને, અનેક ત્રીજ્યાઓ હોય છે. જે ત્રીજ્યા ગમે; તેને બરાબર વળગી રહીને, આગળ ચાલ્યા કરવું. સદ્ગુરૂ સાથે જોઇએ.

ગુરૂ દત્તાત્રયે માખીને ગુરૂ કરી; તે વાત હવે કહે છે.

**सायंतनं श्वस्तनं वा, न संगृह्णीत भिक्षितम् ॥**
**पाणिपात्रोदरामत्रो, मक्षिकेव न संग्रही ॥ ११ ॥**
**सायंतनं श्वस्तनं वा, न संगृह्णीत भिक्षुकः ॥**
**मक्षिका इव संगृह्णन्, सह तेन विनश्यति ॥ १२ ॥**

અર્થ—મધમાખી મધનો સંગ્રહ કરે છે; તેથી તેણીને મરવું પડે છે. તેમ યોગી પણ સાંજને માટે અને આવતા દિવસને માટે અન્નાદિકનો સંગ્રહ કરે; તો તેને પણ મરવું પડે. [એટલે મમતા બંધાય; અને આ મમતા તેને નરકના દ્વારમાં મુકી આવે.] માટે યોગીએ જેટલું હાથમાં સમાય; તેટલુંજ અન્ન લેવું; અને અન્ન ભરવાના ઠામરૂપે પોતાનું પેટજ રાખવું. બીજું કાંઈ

---

૧૧ પદચ્છેદ—**भिक्षितम्**-માગી આણેલા અન્નને. **सायंतनं**-સાંજ માટે. **वा**-અથવા. **श्वस्तनं**-આવતી કાલ માટે.**न संगृह्णीत**-એકઠું કરવું નહીં. **पाणी एव पात्रं यस्य सः पाणिपात्रः**-હાથરૂપી પાત્ર વાળો. **उदरम् एव अमत्रम्** (પાત્ર) **यस्य सः उदरामत्रः**-ઉદરરૂપી અન્ન ભરવાના પાત્રવાળો. **पाणिपात्रश्चासौ उदरामत्रश्च पाणिपात्रोदरामत्रः!** **मक्षिका इव न संग्रही भवेत्**-મધમાખની માફક એકઠું કરવું નહીં.

૧૨ પદચ્છેદ—**सायंतनं वा श्वस्तनं**-સાયંકાળ માટે અથવા આવતા દિવસ માટે. **भिक्षुकः न संगृह्णीत**-યોગીએ સંઘરવું નહીં. **मक्षिका इव**-મધમાખની માફક. **संगृह्णन्**-સંગ્રહ કરે તો. **तेन सह**-તે સંગ્રહની સાથે. **विनश्यति**-તે યોગી નાશ પામે છે.

**ઠામ રાખવું નહીં. [૧૧] સાંજ માટે અગર આવતા દિવસ માટે, યોગીએ અન્નાદિકનો સંગ્રહ કરવો નહીં; મધમાખીની માફક કદિ કરે; તો અન્નાદિકની સાથે, તેમનો પોતાનો પણ વિનાશ થાય. ('વિનાશ થાય;' એટલે મમતાનાં બંધનો વધી પડે. જન્મમરણનો વહીવટ લાંબો થાય.] [૧૨]**

૧૧–૧૨ વિવેચન—

૧૧ મા શ્લોકમાં સાધારણ માખીની વાત છે; અને ૧૨ મા શ્લોકમાં મધમાખની વાત છે.

I સાધારણ માખી—સાધારણ માખી ગોળ ઉપર–સાકર ઉપર બેસીને, ખવાય એટલું ખાઇ લે. સંગ્રહ કરે નહીં. તેમ યોગીએ જમવાનું મળે; ત્યારે જમાય એટલું જમી લેવું. સાંજ માટે અગર સવાર માટે સંગ્રહ કરવો નહીં. આ કાયદાનો ભંગ કરવા શીખે; તે સાધુ સન્યાસી, મઠ મકાન બાંધવા લલચાય. પછી તેમના ઘરમાં, ગૃહસ્થીઓના કરતાં વધારે ઉપાધી. ભગવાન્ તેની સામેજ હોય; પણ તે સાધુ તેને ભજવા નવરો થાય નહીં. ઘરમાં રહેનાર ગૃહસ્થોને, ઘરની દીવાલો કરડવા દોડતી નથી; પણ ઘરની ઉપાધિઓ, કરડવા દોડે છે–જંપીને બેસવા દેતી નથી. ગૃહસ્થને બાળગોપાળ; તેમ સાધુને ચેલાચેલીઓ. વિગેરે–વિગેરે.

II મધમાખી—જે ખાતાં ચૂકે; અને ખવરાવતાં ચૂકે; તે મધમાખી બને; સંગ્રહ કરેલું મધ, વાઘરી લુંટીલે. પછી મધમાખો રોતી રોતી–હાથઘસતી ઉડી જાય.

કનક અને કામનીનો મોહ જેણે તજ્યો; તે જનાર્દન છે. જે ભેળુ કરવા શીખે છે; તે વાપરી શક્તા નથી. કેટલાએક અભાગીઆ તો, પોતે ખાતા પણ નથી. તો કોઇને ખવરાવે તો શેના ! પછી તે ધન જેના હાથમાં જાય છે; તે પાણીને મૂલે વાપરે છે. કેટલાએકને વાપરતાં ખૂટી જવાનો ભય હોય છે. પણ 'ધર્મ કીયે ધન ના ઘટે, એહી પુરાણી રીત.' બહુ હિતકર હોવાથી આ વાત અવધૂતે ફરી કરી.

અમદાવાદમાં ઘણા સાધુ સન્યાસી, ઉગ્યા અને આથમ્યા; આવ્યા અને ગયા; પણ પ્રેમદરવાજે **સરયુદાસજી** થયા; એવા કોઇ યોગી થયા નહીં. **'સંઘરે તે સાધુ નહીં;'** તે નિયમ તેઓશ્રી બરાબર પાળતા હતા.

યોગીને ભોજનની વાત કરી; તેમ ગૃહસ્થે ઘણાં કપડાં, ઘણા જોડા, ઘણા ઉપભોગના પદાર્થો, ભવે ભૂલાં પાડનારાં છે; એમ સમજી, જરૂર જેટલાંજ કપડાં વિગેરે સાંપડવાં.

સ્રીના સંગનું પરિણામ ભયંકર હોવાથી દત્ત ગુરૂ ફરી તે સંબંધી કહે છે. આ સ્પર્શના દોષની કથા છે—

**पदापि युवतीं भिक्षुर्–न स्पृशेद्दारवीमपि ॥**
**स्पृशन् करीव बद्ध्येत, करिण्या अंगसंगतः॥ १३ ॥**
**नाधिगच्छेत् स्त्रियं प्राज्ञः, कर्हिचिन्मृत्युमात्मनः ॥**
**बलाधिकैः स हन्येत, गजैरन्यैर्गजो यथा ॥ १४ ॥**

૧૩–૧૪ પદચ્છેદઃ—**भिक्षुः**–યોગીએ. **युवतीं पदा अपि न स्पृशेत्**–સ્રીને પગથી પણ સ્પર્શ કરવો નહીં. **दारवीं अपि**–સ્રી તો શું પણ લાકડાની પુતળીનો પણ સ્પર્શ

અર્થ—હવે સ્પર્શસુખમાં રહેલાં દુઃખની વાત કરે છે–યોગીએ પગથી પણ સ્રીનો સ્પર્શ કરવો નહીં. સ્રી તો શું; પણ પુતળીનો પણ પગથી સ્પર્શ કરવો નહીં. કદિ કરે; તો હાથણીના સ્પર્શથી, જેમ હાથી બંધાઇ જાય છે; તેમ સ્રીના સ્પર્શથી, પુરૂષ બંધાઇ જાય છે. (૧૩) સ્રી કે જે પોતાના મૃત્યુરૂપ છે; તેની પાસે વિચક્ષણ યોગીએ, કદિ જવું નહીં. એટલે યોગીએ સ્રીનો સંગ કદિ કરવો નહીં; અને કરે; તો હાથણીનો સંગ કરતાં, બીજા બળવાન હાથીઓથી, સંગ કરનાર હાથી, જેમ માર્યો જાય છે; તેમ કામની પાછળ ઉભેલા–ક્રોધ, લોભ, મોહ, ઈર્ષ્યા, દ્વેષ આદિ અનેક શત્રુઓથી, યોગી માર્યો જાય છે. (૧૪)

૧૩–૧૪ વિવેચન—

જે સુખી થવા ઇચ્છતા હોય; તેણે સ્રીનો સ્પર્શ કરવો નહીં. સ્રીઓના સ્પર્શમાં કેટલું ઝેર છે; તે પરસ્રીને શેકહેન્ડ કરનારા, અનેક ડાહ્યા પુરૂષો, અને પર પુરૂષને શેક-હેન્ડ કરનારી, અનેક ડાહી ડાહી સ્રીઓ, સમજતી નથી. દેવમંદિરોમાં એક બીજાને ઘસાઈને દર્શન કરનારાં, કેટલાંએક બ્હેન ભાઇઓ, પણ આ ઝેરને સમજતાં નથી. બહારથી જોનારા કેટલાએક અન્ય ધર્મીઓ કહે છે કે, 'અરરર! તમારા ધર્મમાં આવી અણસ-મજ?' તોપણ કેટલાકએક ધર્મઘેલાં, સ્પર્શના ઝેરને સમજતાં નથી. ઉલટાં સાચું કહેનારને ગાંડા ગણે છે. જાણે ભેદભાવ તજીને, પોતે બ્રહ્મરૂપ બન્યા ન હોય; એવો ડોળ કરે છે. સુધરેલાઓની સભાઓમાં પણ, સ્રીઓ, પુરૂષો વચ્ચે પીલાય; પણ ડાહ્યા દેખાતા પુરૂષો, સ્રીના સ્પર્શના ઝેરને સમજતા નથી. પશ્ચિમમાંથી શેકહેન્ડ વિગેરે સુધારો લાવીને, સુધા-રાની ઘેલછામાં પડેલાં સ્રી પુરૂષો, સ્રી પુરૂષોને શેળભેળ કરે છેઃ પણ પશ્ચિમના લોકો રેલ્વેટ્રેનોમાં–બસોમાં–નાટકોમાં અને એવા બીજા મેળાવડાઓમાં, સ્રી પ્રત્યે કેટલા માનથી–કેટલા વિવેકથી–વર્તે છે; તે તેમને આવડતું નથી. આપણી ટ્રેનમાં અગર બસોમાં, ભીડને લીધે, સ્રી બાર કલાક ઉભી રહે; અને બાવન બબ્બા બેઠા બેઠા જોયા કરે. જરા પણ જગ્યા કરી આપે નહીં. પશ્ચિમની ટ્રેનોમાં અગર બસોમાં, ગમે તે સ્રી હોય; પણ તેને બેસાડીને, પછી જગ્યા હોય; તો પુરૂષ બેસે.

દત્તગુરૂએ સ્રીના સ્પર્શની બાબતમાં, હાથીને ગુરૂ કર્યો.

વસંતતિ०

**दृष्ट्वैव काकुदकृतां करिणीं करीन्द्रः, स्वच्छंदकाननचरः स्मरनष्टबोधः ।**
**स्पृष्ट्वाथ तामवटसंपतितो निबद्धो, जायेत भिक्षुरबला स्पृगलं हि तद्वत् ॥**

---

કરવો નહીં. **यदि स्पृशन्**–કદિ કરે તો. **करिण्याः अंगसंगतः**–હાથણીના અંગસંગથી. **करी इव**–હાથી જેમ બંધાઇ જાય છે–તેમ. **सः बद्ध्यते**–તે બંધાઇ જાય છે. પદચ્છેદઃ—**प्राज्ञः**–વિચક્ષણ યોગીએ. **आत्मनः मृत्युं इव स्त्रियं**–પોતાના મૃત્યુરૂપ સ્રિને–સ્રિ પાસે. **कर्हिचित्**–કદિ પણ. **न अधिगच्छेत्**–જવું નહીં. સ્રીમાં રાગ કરવો નહીં. **अन्यैः बलाधिकैः गजैः**–બીજા બળવાન્ હાથીઓથી. **सः गजः यथा हन्यते**–તે હાથી જેમ હણાય છે તેમ.

ભાવાર્થ—જેના બળ આગળ મનુષ્યનું બળ ગણત્રીમાં નથી; વળી જે સાઠ વરસનું આયુષ્ય ભોગવે; એવો હાથી વિષયાસક્ત હોવાથી, મનુષ્યને હાથે બંધાય છે. મનુષ્ય તેના મનુષ્ય તેના માથા ઉપર બેસીને, તેને અંકુશ મારે છે; તે તે હાથી સહન કરે છે. વળી માવતનો બેસાડયો તે બેસે; અને માવતનો ઉઠાડયો તે ઉઠે. આ તમામ પરાધીનતા, હાથણીના સ્પર્શની લાલચમાં આવી પડી. કામી રાજા અથવા કામી ધનવાન્ પણ, સ્રીનાં કડવાં વેણ સાંભળ્યાં કરે. જે સંસારને તરી જવા તૈયાર થયા હોય; તે સાધુ સન્યાસી, સ્રીને દૂરથી જોઇને નયન નીચાં કરે છે. સ્રીઓ સાથે વાત પણ કરતા નથી. લાકડાની પુતળી અગર કાગળ ઉપર ચીત્રેલી સ્રી, અગર સ્વપ્નામાં દેખેલી સ્રી પણ, તેમને ભયંકર લાગે છે. સાધુ સન્યાસીઓના મઠમાં, અને બાવા સાધુઓના મંદિરોમાં, અગર તેમના રસોડામાં, સ્રીનો પગરવ પણ, ભયંકર છે. અણુસમજુ બાળક 'થી–થી' કહીને, થીને ચુંથે; પણ આતો સમજુ બાળકોના બાપ જેવડા–કથાવાર્તા કરીને અનેકને બોધ આપનારા સાધુ સન્યાસીઓ 'થી–થી' કહીને, થીને ચુંથે છે. આ દોષ ધમંડે ઘેરાએલા સાધુ સન્યાસીઓ સમજી શકતા નથી; અને સમજી શકવાના નથી. સમાજે આ દોષ મટાડવા, સખત પ્રયત્નો કરવા જોઇએ. અજ્ઞાની બાવાઓ જ્યાં ત્યાં ગૃહસ્થીઓના ઘરમાં ઉતારા કરે છે; અને અજ્ઞાની ગૃહસ્થો, તેના પરિણામનો લગીર પણ, વિચાર કરી શક્તા નથી. શ્રીકૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધે, સ્વપ્નામાં ઓખાને જોઇ. સ્વપ્નાની સ્રીમાં થએલા મોહે, અનિરૂદ્ધને બાણાસુરને ઘેર બાંધ્યો. શિવ વિષ્ણુનું યુદ્ધ થયું વિગેરે. 'સ્રીમાં ન લોભાય; તે પુરૂષ; તે પતિ–તે મરદ; અને સ્રીમાં લોભાય; સ્રીનો નચાવ્યો નાચે–તે બાયલો;' એમ ઘરમાં ડોસીઓ પણ, દીકરાઓને કહે છે.

કદિ હાથી હાથણીઓની વચ્ચે રહીને, ઘણું સુખ ભોગવે; પણ બીજા હાથીઓ તેનો દ્વેષ કરી, તેની સાથે લડે; અને મારી પણ નાંખે. પોળમાં એક ડાઘીઓ કુતરો, બે ત્રણ કુતરીઓ વચ્ચે, ઉભો રહીને, ગેલ કરતો હોય; ત્યાં બીજો બળવાન ડાઘીઓ આવી પહોંચે; તો પેલાને લોહીલુહાણ કરી નાંખે; અને કુતરીઓનો ધણી થઈ પડે. માણસોમાં પણ મર્યાદા અને રાજના કાયદા મજબૂત હોય; ત્યાં સુધીજ સ્રી, પુરૂષના કબજામાં રહે. મર્યાદા તૂટે; અથવા રાજના કાયદા ઢીલા પડે; તો એક સ્રી બેપાંચ દસ ધણીના કબજામાં, કચરાતી કચરાતી મરી જાય. બેપાંચ દસ ધણી પણ, વિષયાસક્તિને લીધે; તે સ્રીમાટે, એકબીજા સાથે મરણ સુધી લડે; અને ખુવાર ખુવાર થઇ જાય.

દૃષ્ટાંત—મુંબઇના મનહરપુરામાં, સૌભાગ્યસુંદરી અને તેનો પતિ (ચમનલાલ) આનંદથી રહેતાં હતાં. ઘરના આગલા ભાગમાં દાણાની દુકાન હતી. ઘરમાં વૃદ્ધ માબાપ પણ હતાં. ધણીધણીયાણીને હેત ઘણું હતું. એક ફાંકડો ભૈયો, અનાજ લેવા ત્યાં આવતો હતો. તેણે સૌભાગ્યસુંદરીને જોઇ, ધીમે ધીમે ફંદ પાથર્યો. સૌભાગ્યસુંદરી ફંદમાં ફસાણી. જોતજોતામાં તે ગુમ થઇ. ચમનલાલને સૌભાગ્યમાં ઘણો વિશ્વાસ હતો, તેથી તેનો વાંક તેને જરાએ જણાયો નહીં. ગુમ થયાને બે ત્રણ દિવસ થતાં, પોલીસમાં ફર્યાદ કરી. એક, બે ને ત્રણ માસ થયા. ક્યાંઇ પત્તો લાગ્યો નહીં. છઠ્ઠે માસે ખબર મળ્યા કે–સૌભાગ્યસુંદરી યુગાન્ડામાં છે. ચમનલાલ ત્યાં પહોંચ્યા. તેણીને મુંબઇ આવવા ઘણી સમજાવી; પણ તે ઉલટી લડવા લાગી. અંતે થાકીને, તેણીનો કબજો લેવા કોર્ટને અરજ કરી.

જજ—સૌભાગ્યસુંદરીને-શામાટે તું મુંબઇથી નાઠી ?

સૌ૦—બસ ! મને ત્યાં ન ગમ્યું.

જજ—કેમ ?

સૌ૦—આ ( ચમનલાલ ) વર મને ગમતો નહોતો.

જજ—ચમનલાલને-તમારે બાઇને કાંઈ પુછવું છે ?

ચમનલાલ—સૌભાગ્યસુંદરીને-તું આમ કેમ બોલે છે. તું મને ઘણી વ્હાલી હતી; અને હું તને ઘણો વ્હાલો હતો. આપણુ બેઉ નાટક સીનેમામાં આનંદથી ફરતાં હતાં. માટે વિચારીને બોલ.

સૌભાગ્ય૦—વિચારીનેજ બોલું છઉં. કોર્ટમાં જુઠું ન બોલાય. જે હૃદયમાં હોય; તેજ કહેવાય. સમજ્યા ?

ચમનલાલ—એટલે ?

સૌ૦—એટલે શું ? તમે મને ગમતા નથી. તમારી સાથે રહેવા હું ખુશી નથી.

ચમનલાલ—તારો કબજો લેવા, કોર્ટને મારી અરજ છે.

સૌ૦—કબજો જડ પદાર્થનો હોય. હું જડ નથી. મને ફાવે ત્યાં હું રહું; તમને ફાવે; ત્યાં તમે રહો.

ચમનલાલ—બસ ! એમજ ? ભણેલી ગણેલીને, નવા નવા ભાઇડા કરવામાં બાદ નથી ?

સૌ૦—ના નથી. અભણ રેંજીપેંજી ગુજરાત હોય; તો તમે જેમ કહો; તેમ તે કરે. આ એમ નથી.

જજ—બેઉને-કેમ વાતચીત કરી રહ્યાં ?

ચમનલાલ—હાજી ! હવે આપ કરો; તે ખરૂં.

જજ—હવે મારે કરવાનું શું બાકી રહ્યું ? તમારો ન્યાય તમેજ તોળ્યો; અને મેં સાંભળ્યો. હજી ન સમજ્યા હો; તો સાંભળો. દંપતી એટલે એકબીજાને અનુકુળ. એકબીજાનું ખમી ખાય. એક બીજાના દોષ ન જુએ. જ્યાં એકને બીજું ગમતુંજ નથી; ત્યાં તેમને એકત્ર થવા, કોર્ટ કેમ આજ્ઞા કરી શકે ! હવે શીયળ એવી કોઇ વસ્તુ રહીજ નથી. નાટક સીનેમામાં તમે આ સ્ત્રીને બહુ ફેરવી. પરિણામે મર્યાદા તુટી ગઇ છે. સાગર મર્યાદા મૂકે; ત્યારે પ્રલયકાળ આવે; સ્ત્રી મર્યાદા મૂકે; ત્યારે જીવતી સ્ત્રીએ, ઘર ભાંગે. આમન્યા તુટયા પછી, બીજાં બંધનો કામનાં નથી.

ચમનલાલ—પણ આ સ્ત્રી ઘણી આજ્ઞાંકીત અને ઘણી પ્રેમી હતી. તેમાં મને પૂર્ણ વિશ્વાસ હતો.

જજ—અરે ! ગાંડા ભાઈ ! આજ્ઞાંકીત અને પ્રેમી હતી; તે–તે દિવસે હતી. અત્યારે તો નથીને ? આપણે અત્યારની વાત છે. અમારે અત્યાર માટે ફેંસલો આપવાનો છે. તમે કાં ભૂલો ?–ભર્તૃહરિ બાણુલાખ માળવાનો ધણી; પણ પીંગળાને તે ન ગમ્યો. આ સૌભાગ્યસુંદરી તો, તમને તરછોડે છે; અને પીંગળા તો, કહેતી હતી કે–' રહો તો રાજાજી રસોઇ કરૂં; જમતા જાઓ જોગીરાજજી.' પણ ના તે ના. કારણકે સંસારની મીઠાશ ગઇ. દુધમાં ઝેર પડયું–ખાતાં ખોટું થાય.

દોહરો—વિદ્યા વનિતા વેલડી, ને રાજાની રીત;
ઠામ"કુઠામ જુએ નહીં, જો બંધાણી પ્રીત.

વિગેરે-વિગેરે—આ સાંભળી ચમન મુંઝાઇ મુંઝાઇને મરી ગયો. સંસાર ખારો દવ જેવો થઇ ગયો.

લાડુ જમવા; પણ અજીરણ થાય; ત્યાં સુધી ન જમાય. સ્ત્રીના પતિ થવાય; પણ સ્ત્રીમાં બહુ આસક્ત ન થવાય. જેમ અજીરણ વાળો પીડાય; તેમ આસક્ત પણ પીડાય. તેથી એ આગળ-સંતમહાત્માઓ. એટલે પ્રાજ્ઞ પુરૂષો. ગીતા અ. ૨ બીજાના છેવટમાં—જેમને પ્રજ્ઞા પ્રગટી છે–જેમને પોતાના કલ્યાણની ધગશ થઇ આવી છે; એવા પુરૂષોએ તો, **कर्हिचित्**-કદિ પણ **आत्मनः मृत्युं इव स्त्रियं**-પોતાના મૃત્યુરૂપ સ્ત્રીપાસે, **न अधिगच्छेत्**-જવું નહીં. શાસ્ત્રોએ દીવા ધર્યા; પણ આંધળાને તે નકામા છે.

સ્ત્રીને મૃત્યુરૂપ કીધી; તેથી સ્ત્રીયે જરા પણ ખીજાવું નહીં. કારણકે–પ્રભુએ સ્ત્રીમાં એવો મોહ મુકી દીધો છે–કે ત્યાં, ભલભલા ડાહ્યા, ઠોકર ખાઇ જાય. વિષયસુખ સ્ત્રીપુરૂષ બેઉ માટે નિંદ્ય છે. કામી પુરૂષો વિષયસુખ માટેજ, સ્ત્રીના ગુલામ થાય છે. સર્પની દાઢોમાં ઝેર હોય; ત્યાં સુધીજ તે ભયંકર છે. વિષયસુખ નિત્ય નથી. ગમે એવાં બળવાન સ્ત્રી પુરૂષ પણ, દસ પંદર કે પચીસ વરસે, એકબીજાંને પી–પીઇને ધરાઇ જાય છે; એકબીજાથી કંટાળી જાય છે. રસ વિનાનાં ગોટલાં છોતરાં જેવાં વૃદ્ધ બની જાય છે. જેને માટે બળ પછાડવાનું હોય છે; તે રહી જાય છે. માનવદેહના ધ્યેયથી, આડી અવળી નજર ન કરવા, પ્રાજ્ઞોને આ ઉપદેશ છે. હાથીનું દૃષ્ટાંત આપીને, હાથીને ઉપદેશ કરવા, આ શ્લોકો નથી. મોંઘા માનવીઓનાં ધ્યેયથી ખસી ગએલા ચિત્તને, ઠેકાણે લાવવા, આ ઉપદેશ છે. કામી પુરૂષના હાથ, સ્ત્રીના સ્તનના સ્પર્શ માટે મરી પડે. આ હાથ તેટલીજ ખંતથી, સંતોના ચરણ ચાંપવામાં કામ આવે; તો સ્પર્શનું સુખ, તે પુરૂષને મોક્ષનું દ્વાર ઉઘાડી આપે. [આ વાત પુરૂષો માટે છે. સ્ત્રીઓને પોતાના પતિ સિવાય, કોઇના ચરણ ચાંપવાની આજ્ઞા નથી. સ્ત્રી એવી છૂટ લે; તો અમૃત ઝેર બની જાય; અને સંત નરકે જાય.]

મધમાખીના દૃષ્ટાંતમાં હજી કાંઇ કહેવું રહી ગયું છે; તે પુરૂં કરવા, ગુરૂદત્ત બોલે છે કે—

**न देयं नोपभोग्यं च, लुब्धैर्यद्दुःखसंचितम् ॥**
**भुङ्क्ते तदपि तच्चान्यो, मधुहेवार्थविन्मधु ॥ १५ ॥**
**सुदुःखोपार्जितैर्वित्तै-राशासानां गृहाशिषः ॥**
**मधुहेवाग्रतो भुङ्क्ते, यतिर्वै गृहमेधिनाम् ॥ १६ ॥**

---

૧૫ પદચ્છેદ—**अर्थवित् मधुहा**-મધ ક્યાં છે જાણનારો અને મધને લુંટનારો. **यथा मधु भुंक्ते**-જેમ મધને ભોગવે છે. **तथा**-તે પ્રમાણે. **लुब्धैः यत् दुःखसंचितम्**-લોભીયાઓથી માંડમાંડ એકઠું કરાએલું જે ધન. **न देयं न उपभोग्यं**-કોઇને અપાયું નહીં; તેમ પોતે ભોગવ્યું પણ નહીં એવું. **तत् अन्यः भुंक्ते**-તેને બીજો કોઇ ભોગવે છે. **तत् च अपि (अन्यः)**-તેને વળી ત્રીજો કોઈ ભોગવે છે.

૧૬ પદચ્છેદ—**मधुहा इव अग्रतः भुंक्ते**-હજી માખીઓ ખાય તે પહેલાં મધનો લુંટનારો પારાધી, તેને લુંટીને ખાય છે. **तथा**-તે પ્રમાણે. **सुतरां दुःखेन उपार्जितानि तैः इति वित्तैः**-ઘણા સંકટથી મેળવેલા ધનથી પ્રાપ્ત કરાતા. **गृहस्य आशिषः गृहाशिषः**-ઘરના ખાનપાનાદિને. **आशासानां गृहमेधिनां**-ખાવા ઇચ્છતા ગ્રહસ્થોના પહેલાં. **यतिः वै अग्रतः भुंक्तेः**-યોગી પહેલો જમે છે,

અર્થ—માખીઓએ ઘણા કષ્ટથી એકઠું કરેલું મધ, ન પોતે ખાધું; ન કોઇને ખાવા દીધું. તે મધને પરાધી શોધી કાઢીને, ભોગવે છે; તેમ લોભીઓએ માંડમાંડ એકઠું કરેલું ધન, કે જે તેણે પોતે કદિ ન ભોગવ્યું; અને બીજા કોઇને આપ્યું પણ નહીં; તે ધનને બીજા કોઈ બરાબર ધ્યાન રાખીને લુંટી લે છે. એટલે–ભોગવે છે. વળી બીજા પાસેથી ત્રીજો લુંટી લે છે; અને ત્રીજા પાસેથી ચોથો લુંટી લે છે. [૧૫] ઘણી મહેનત કરીને એકઠા કરેલા મધને, માખીઓ ભોગવે; તે પહેલાં; પારાધી થોડી મહેનતે ભોગવે છે; તેમ ઘણી મહેનત કરીને તૈયાર કરેલાં ઘરનાં નાના પ્રકારનાં અન્નાદિ પદાર્થોને, યોગી વગરમહેનતે પ્રથમ જમે છે. એટલે યોગીને ઉદ્યમ વિના ભોગ મળે છે. [૧૬]

૧૫–૧૬ વિવેચન— ૫૬.

માખીઓએ મધ કીધું, ન ખાધું ન ખાવા દીધું.
લુંટનારે લુંટી લીધું રે—પામર પ્રાણી૦
સમજે તો સમજાવું તુંને !
જાગે તો જગાડું તુંને—રે પામર પ્રાણી૦
હજી હાથમાં છે બાજી, કરીલે પ્રભુને રાજી;
તારી મુડી થાશે તાજી—રે પામર પ્રાણી૦
શરીરથી જીવ નીકળે, બાજી બધી હારી જાશે;
પછીથી પસ્તાવો થાશે—રે પામર પ્રાણી૦

ડાહ્યા ડાહ્યા સંતમહાત્માઓ, પંડિતો–પુરાણીઓ, વકીલો, ડૅાકટરો, અને બીજા ઘણા હુશીયાર-પાવરધા–જીવો, સોએ પંચાણુ ટકા, મધમાખીના દીકરા છે; મધમાખી જેવાજ છે. લક્ષ્મીનો ત્યાગ ભોગ કરી શકતા નથી. ત્યાગ ભોગ વિનાની લક્ષ્મી, નકામી છે.

સંસારની માયા ખોટી; ધન કોઇની સાથે ગયું નથી; અને જવાનું પણ નથી; પણ તેની બાથ એવી મજબૂત–એવી ભયંકર છે કે- ધન હોય; છતાં–ખવાય નહીં; તેમ જોઇએ ત્યાં વપરાય નહીં. તેની મુવા પછી કાગડા ઉજાણી થાય.

દષ્ટાંત—વેશ્યા પાસે પૈસો વધી પડયો. 'વાપરૂં તો ઠીક–વાપરૂં તો ઠીક !' એમ વિચાર કરતાં, વેશ્યા વૃદ્ધ થઇ. અનેક સંતો, મંદિરોવાળા અને ધર્માદાની સંસ્થાઓવાળા વેશ્યાને મળ્યા. બ્રાહ્મણો અને ફકીરો પણ મળ્યા. સૌએ પોતાનો મહીમા ગાયો; અને બીજાને નિંદ્યા. વેશ્યા વિચારમાં પડી. 'ત્યારે સાચું શું !' એમ પોતે પોતાને પૂછવા લાગી. 'અહો ! આ દોલતનો નિકાલ નહીં કરૂં; ત્યાં સુધી મારી વાસનાનો નિકાલ નહીં થાય. હે હરિ ! આપ કહો; તેમ કરૂં !' આ માગણી વારંવાર થવા લાગી. ટકોરખાનું ચાલુજ રહે; તો બહેરો હોય; તે પણ કોઇક દિવસ સાંભળી જાય; ત્યારે આ તો–' આસપાસ આકાશમાં; વિશ્વપતિનો વાસ !' માત્ર દિનતાનીજ રાહ જુએ ! વેશ્યાના આતુરતા વાળા–દીનતા વાળા–પોકાર સાંભળી, તેણીને પ્રેરણા થઇ કે–'શ્રીરંગજી ઠાકોર માટે મુગટ કરાવીને ધરૂં, તો ઠીક !' પ્રેરણા પ્રમાણે કીંમતી મુગટ તૈયાર કરાવ્યો. સારા દિવસે મુગટ લઇને, પ્રભુના મંદિરમાં તે આવી. મુખીયાજીને વાત કરી. મુખીઆજીએ હા પાડી. શ્રીઠાકોરના

ાીતરના દ્વાર પાસે આવતાં, વેશ્યા રજસ્વળા થઈ. વેશ્યાએ પોતાના દુઃખની વાત મુખી-
ાજીને કરી. મુખીઆજીએ બાઇને અટકાવી. આ વાત પ્રભુને ગમી નહીં. કારણ કે બાઇનો
.મ, તોળ્યો તોળાય નહીં; એટલો બધો હતો. શ્રીરંગજી ઠાકોરનું માથું, વેશ્યા ઉભી હતી;
ાં સુધી લાંબું થયું. મુખીયાજી વિગેરે, પતીત પાવનની કૃપા જોઈ, જય જયકાર કરવા
ાગ્યા; અને વેશ્યાએ પ્રભુના મુસ્તક ઉપર મુગટ પહેરાવ્યો. દયારામભાઈએ ગાયું છે કે—

કાંઇ નથી જોતા કૃષ્ણ !, કૃપા જ્યાં કરોછોરે.
કૃપા જ્યાં કરોછો વ્હાલા !, કૃપા જ્યાં કરોછોરે—કાંઇ નથી જોતા૦
અરધે દ્વારે ગુણીકાને વૈકુંઠ પમાડીરે, સંત બીજા,
પડયા રહ્યા; જપતા રામ દહાડીએ—કાંઈ નથી૦
વિગેરે—વિગેરે—

ઉભરે દાળ પાકે, ઉભરે ચા પાકે; તેમ ઉભરે સંત અને સંતોનો ધણી પાકે.

દ્રવ્ય કયાં વાપરૂં ? એવી મુંઝવણમાં ને મુંઝવણમાં મરી જવું નહીં; પણ શ્રીહરિને
ીનતાપૂર્વક પોકાર કરવો, તે પ્રેરણા કરશે.

**तत् अन्यः भुंक्ते, तत च अन्यः** સુચવે છે કે—કેટલીએક લક્ષ્મી એવા પ્રકારની હોય
 કે—તેને કોઇ વાપરીજ ન શકે. તેના માલીક બદલાય. માલીકો તેમાં માત્ર મોહ કરતા
રતા મરી થાય; પણ તેને ભોગવી શકે નહીં.—વાપરી શકે નહીં. લક્ષ્મી વાપરી નહીં;
ાપણ તેનો સંગ, તેને વાસનામાં બાંધે. બીજે જન્મે સર્પ, અગર ઘરનું બારણું સાચવવા—
કુતરો થઇને; તે ત્યાં આવે.

સ્રીનો અને લક્ષ્મીનો સદુપયોગ થાય; તો સંસાર સાગર તરવામાં, તે બહુ મદદગાર
ાાય. દુરૂપયોગ થાય; તો માલીકને નરકની પેલીપાર પહોંચાડી દે—આકાશેથી પાતાળે
પહોંચાડી દે. આફતમાં જેમ સંતો સલાહકાર હોય; તો આફત, કાંઇક કોમળ લાગે; તેમ
ંપત્તિના સમયમાં પણ, સંતોની સલાહ હોય; તો સંપત્તિનો મદ ઓછો થાય; અને
ંપત્તિનો સદુપયોગ થાય. કલ્યાણ કલ્યાણ થઈ જાય. શ્રીહરિ સામા તેડવા આવે,

હમેશાં ગાય, કુતરૂં, અતીથિ વિગેરેને અન્ન આપવાનો ધર્મ છે. પુનમ, અમાસ, એકા-
ઃશી, દ્વાદશી તથા એવા પરબે, વિશેષ દાન કરવાની આજ્ઞા છે. જે વિરડો ઉલેચાતો
રહે; તેમાં પાણી, નવું નવું આવે; અને તે વીરડો ચોખ્ખો રહે. તેમ જે દાન કરતો રહે;
એટલે જે પુણ્ય વાવતા રહે; તેને ઘેર પુણ્ય ઉગતાંજ રહે. નવું નવું ધન આવતુંજ રહે.
ન ઉલેચવાનો એકાદ કાયદો સાંભળો—

**यतिश्च ब्रह्मचारी च, पक्वान्नस्वामिनावुभौ ।**
**तयोरन्नमदत्वा तु, भुक्त्वा चांद्रायणं चरेत् ॥**

અર્થ—સાધુ સન્યાસી તથા બ્રહ્મચારીને ગૃહસ્થે પકવેલું અન્ન આપવું જોઇએ. તે
આપ્યા વિના ગૃહસ્થ જમે; તો તેણે પોતાના પાપના નિવારણ માટે, ચાંદ્રાયણ વ્રત
કરવું જોઇએ.

માખીઓએ મેળવેલું મધ, માખીઓના પહેલાં, પારાધી ખાય છે; તેથી માખીઓ
અફસોસ કરે છે; અને ગૃહસ્થોના ઘરનું અન્ન, ગૃહસ્થો જમે; તે પહેલાં સાધુસંતોને અપાય;
તો ગૃહસ્થોનું કલ્યાણ થાય છે.

આ ઉપરાંત લગ્ન અને મરણના પ્રસંગ. ત્યારે પણ ધન ઉલેચાય. આવે આવે ટાણે પણ, જે ન વાપરી શકે; તે મધમાખીના દિકરા. આવા મધમાખીના દિકરા ઘણા છે. ધન હોય ત્યારે વાપરે નહીં; અને ધન જાય; ત્યારે હાથ ઘસે. મોટા તખત ઉપર બેઠા; અને છપ્પન કરોડ કેશ, તીજોરીમાં મુકીને, સ્મશાને સુતા; તેને કોણે માન આપ્યું? દીકરા પણ મરનારને મુંઝી કહે છે. બે પાંચ ટ્રસ્ટી થયા હોય; તો તેઓ તેના કારજમાં ખાજાં ખાય; અને ઓળખીતાઓને ખવરાવે; પણ એમ કહેતા જાય-કે-' આ મુંઝીનું છે ભાઈ! બહુ જમશો નહીં.' યાદ રાખવું કે-રાજાના મહેલમાં, જેમ ગોખે ગોખે હીરા જડયા હોય; તેમ માનવજીવનમાં, પ્રસંગે પ્રસંગે ધન વાપરવાનો મહીમા બતાવ્યો છે. હવે એક ખાસ વાત-એ કે-જે કાંઇ કરો; તે પૂર્ણ ભાવથી કરજો. નાંખી દેવા જેવું કરશો નહીં.

ગુરૂદત્તે હરણને કેવી રીતે ગુરૂ કર્યો; તે કથા હવે કહે છે. આ કાનના દોષની કથા છે—

**ग्राम्यगीतं न शृणुयाद्-यतिर्वनचरः क्वचित् ॥**
**शिक्षेत हरिणाद्बद्धान्-मृगयोर्गीतमोहितात् ॥ १७ ॥**
**नृत्यवादित्रगीतानि, जुषन् ग्राम्याणि योषिताम् ॥**
**आसां क्रीडनको वश्य, ऋष्यशृङ्गो मृगीसुतः ॥ १८ ॥**

અર્થ—હરણ જેમ પારધીના ગાયનથી મોહ પામીને, બંધાઇ જાય છે; તેમ વનમાં ફરનાર સન્યાસીએ પણ, વિષયવાળું ગીત કદિ સાંભળવું નહીં. [૧૭] સ્ત્રિયોના-વેશ્યાઓનાં-વિષયવાળાં નાચ, વાજાં અને ગાયન સાંભળીને, મૃગીના પુત્ર ઋષ્યશૃંગ મુનિ, આ સ્ત્રીઓના હાથમાં, રમકડા જેવા આધીન બની ગયા હતા. [૧૮]

૧૭-૧૮ નિવેચન—

સુંદરીઓને દેખીને દેવના દીકરા ભૂલા પડયા, તો અત્યારે ખાનદાન દેખાતા, અંતરે અંધારાવાળા પુરૂષો કોણ માત્ર! સ્ત્રીના કટાક્ષ પાસે કોલેજનું ઉંચું શિક્ષણ બાપડું, ઉભું ઉભું રૂવે.

સ્વતંત્રપણે વનમાં ફરનારો મૃગ, સંગીતમાં લલચાઇને, પ્રાણ ખુવે છે. તેમ સ્વતંત્રપણે વિચારનારો યોગી, નાચ, વાજાં, ગાયન વિગેરેના ફંદમાં પડે; તો ભ્રષ્ટ થાય. દૃષ્ટાંતમાં ઋષ્યશૃંગ. અત્યારે નાટક, સીનેમા, વેશ્યાઓના નાચ-જલસા, ભયંકર ઝેર ફેલાવી રહ્યા છે. સ્ત્રીઓ છૂટે દીલે ગરબા ગાતી હોય; ત્યાં પુરૂષોનો પગરવ, પાપમાં પ્રેરે એવો

---

૧૭ પદચ્છેદ—**मृगयुः**-શિકારી. **मृगयोः**-શિકારીના. **गीतमोहितात् बद्धात् हरिणात्**-ગાયનથી મોહ પામીને બંધાઇ ગએલાં હરિણ પાસેથી. **यतिः शिक्षेत**-યતિએ શીખવું જોઇએ. **वनचरः यतिः**-વનમાં રહેનાર યતિએ. **ग्राम्यगीतं न क्वचित शृणुयात्**-વિષયવાળું ગીત કદિ સાંભળવું નહીં.

૧૮ પદચ્છેદ—**योषिताम्**-સ્ત્રિયોનાં-વેશ્યાઓનાં. **ग्राम्याणि**-વિષયવાળાં. **नृत्यवादित्रगीतानि जुषन मृगीसुतः ऋ०**-નાચ વાજાં અને ગાયન સાંભળનારા ઋષ્યશૃંગ મુનિ **आसां क्रीडनकः**-આ સ્ત્રિયોનું રમકડું. **वश्यः**-વશ. **आसीत्**-બની ગયા હતા.

છે. મોટી સભાઓમાં પુરૂષોના દેખતાં, સ્ત્રીઓને ગરબા ગવરાય; તો ત્યાં મીઠું ઝેર વેરાય છે; એમ સમજવું. આ ઝેરની કણીઓ, ઘણાની આંખમાં પડી, તેમનાં હૃદયને આંચકા મારે છે. કોઇ કોઇ કંપનીઓ નરસી મહેતા, તુકારામ વિગેરે ખેલ કરે છે. તેથી ભોળા ભાવિકો લોભાય છે. તેમણે યાદ રાખવું કે-તે મીઠું ઝેર છે. સોનાને પ્યાલે પણ, ઝેર ન પીવાય. કેટલાએક પંડિતો, આચાર્યો અને મુમુક્ષુઓ, ધનના મદમાં આંધળા થઇને, વેશ્યાઓના નાચ મજરા અગર નાટકને ઉત્તેજન આપે છે; પણ તેમાં લલચાયા વિના તેઓ રહેતા નથી. વિષયોને અને માનવના ચિત્તને, ઘણોજ નીકટનો સંબંધ છે. સૌભરીએ મચ્છનો સંગ જોયો; ત્યાં લલચાયા. એટલે ડાહ્યાં સ્ત્રી પુરૂષોએ, વિષયનો વિકાસ થાય; એવાં નાટક સીનોમા અથવા નાચમાં અને જલસામાં કદિ જવું નહીં. સંગીતનો શોખ હોય; તો મંદિરોમાં શ્રી ઠાકોરજી પાસે કીર્તન થાય છે; ત્યાં જવું. હરદાસની કથાઓ હોય; ત્યાં જવું. ભગવાનના ભક્તોની મંડળી રંગ ઉછાળતી હોય; તો ત્યાં જવું. ગટરદ્વારા આવતું ગંગાજળ પીવું નહીં. તેમ નાટક સીનોમામાં નાચ વિગેરે દ્વારા ગવાતા ગોવિંદનાં પદ, સાંભળવાં ત્યાં જવું નહીં. આ બાબતમાં આજકાલ ઘણી બેદરકારી વધી પડી છે. તેનાં પરિણામ કેવાં આવ્યાં છે. તે આપ સૌ જાણો છો. સુધારાના ફંદમાં, અને વિજ્ઞાનના વિનોદમાં, બીજા દેશો ભલે પાઇમાલ થઇ જાય; પણ જ્યાં ગીતા—

> **विषया विनिवर्तंते, निराहारस्य देहिन: ॥**
> **रसवर्जं रसोऽप्यस्य, परं दृष्ट्वा निवर्तते ॥५९॥**
> **यततो ह्यपि कौंतेय, पुरुषस्य विपश्चितः ॥**
> **इंद्रियाणि प्रमाथीनि, हरंति प्रसभं मन: ॥६०॥**
> × × × × ×
> **ध्यायतो विषयान् पुंस:, संगस्तेषूपजायते ॥**
> **संगात् संजायते काम:, कामात् क्रोधोऽभिजायते ॥६२॥**
> **क्रोधाद्भवति संमोह:, संमोहात् स्मृतिविभ्रमः ॥**
> **स्मृतिभ्रंशाद्बुद्धिनाशो, बुद्धिनाशात प्रणश्यति ॥६३॥** [ગીતા અ. ૨]

ગીતા સાંભળી હોય-ગીતા સમજ્યા હો-ગીતાનો રંગ હૃદયમાં ઉતારવા રાજી હો-તો વિષયો પાસે ચિત્ત કેટલું રાંકડું છે; તે તપાસી જોજો. ગ્યાસલેટને સળગતી દીવાસળીનો સંબંધ કરાવ્યા પછી, એકજ પરિણામ આવે. એક એટલે, આગના ભડકા અને નાશ. પણ જ્યાં ગીતા-ત્યાં આમ ન ઘટે.

અવધૂતે મત્સ્યને ગુરૂ કર્યો; તે કથા હવે કહે છે. આ જીવ્હાના સ્વાદની નિંદા છે.

> **जिह्वयातिप्रमाथिन्या, जनो रसविमोहितः ॥**
> **मृत्युमृच्छत्यसद्बुद्धिर्-मीनस्तु बडिशैर्यथा ॥१९॥**

---

૧૯ પદચ્છેદ—**असद्बुद्धिः मीन:**-ખોટી બુદ્ધિવાળો એટલે ખાવામાં પ્રીતિવાળો મત્સ્ય-માછલું. **यथा बडिशैः**-કાંટામાં વિંધાઈ મરણ પામે છે-તેમ. **अतिशयेन प्रमथ्नाति इति अतिप्रमाथिनी तया इति जिह्वया**-બહુજ દુઃખ દેનારી જીભની લાલચથી. **रसविमोहितः जन:**-રસમાં મોહ પામેલો પુરૂષ. **मृत्युं ऋच्छति**-મરણ પામે છે. એટલે-જન્મમરણ પામ્યા કરે છે.

**इन्द्रियाणि जयन्त्याशु, निराहारा मनीषिणः ॥**
**वर्जयित्वा तु रसनं, तन्निरन्नस्य वर्धते ॥ २० ॥**
**तावज्जितेन्द्रियो न स्याद्‌–विजितान्येन्द्रियः पुमान् ॥**
**न जयेद्रसनं यावज्‌–जितं सर्वं जिते रसे ॥ २१ ॥**

અર્થ—( ગુરૂદત્ત કહે છે કે હે યદુરાજા! મારો સોળમો ગુરૂ મચ્છ છે. મચ્છ પાસેથી હું શીખ્યો તે આપ સાંભળો– ) માછલું જેમ જીભનારસની લાલચથી મચ્છીમારની દોરીના કાંટાથી વિંધાઈ ને મરી જાય છે; તેમ સ્વાદમાં મોહ પામેલો દેહાભિમાની પુરૂષ પણ, બહુજ દુઃખ દેનારી જીભની લાલચથી મરણ પામે છે. [૧૯] વિદ્વાન્ પુરૂષો અહારનો ત્યાગ કરી દેવાથી, બીજી ઈંદ્રિયોને તુરત જીતી શકે છે–વશ કરી શકે છે; પણ તેઓથી જીભ જીતાતી નથી. કારણકે અહારનો ત્યાગ કરવાથી, જીભની લાલચ ઉલટી વધે છે. [૨૦] બીજી ઇંદ્રિયોને જેણે જીતી હોય; એવો પુરૂષ, જ્યાં સુધી રસના (જીભ)ને જીતતો નથી; ત્યાંસુધી તે જીતેંદ્રિય બનતો નથી. રસના જીતાયા પછી જ, સર્વ ઇંદ્રિયો જીતાએલી સમજવી. એટલા માટે રસની આસક્તિ છોડી દઇને, યોગીએ ઔષધની માફક, અન્ન ખાવું જોઇએ. (૨૧)

૧૯ થી ૨૧ વિવેચન—

મોટા પુરૂષ કહે છે કે—

**लोहं विलोक्य बडिशं, वरभक्ष्यलिप्तं ।**
**लुब्धो हि कश्मलमलं, शकुलोऽतिलोलः ॥**
**द्राक्तं ग्रसन् स च निषक्तमना दुरंतामार्तिं**
**प्रयाति मरणं, च तदग्रविद्धः ॥**

માછલાંને જળમાં ખાવાની ખોટ નથી; પણ મચ્છીમારે જળમાં નાંખેલી દોરીને છેડે, કાંટામાં ભરાવેલી લોટની ગોળી ખાવા માછલાએ મન કર્યું. ગોળી ખાવા જતાં કાંટો તાળવે ભોંકાયો. બસ ! આવી બન્યું. મચ્છીમારે દોરી ખેંચી, જળમાં ઘડી પહેલાં સ્વચ્છંદે રમતા મચ્છને, પકડી લીધો. [અપૂર્ણ.]

---

૨૦ પદચ્છેદ—**निराहाराः मनीषिणः**-અહારને તજી દેનારા વિદ્વાનો. **इंद्रियाणि**–બીજી ઇંદ્રિયોને. **आशु जयंति**–તુરત જીતી લે છે–વશ કરે છે. **तु**–પણ **रसनं वर्जयित्वा**–ખાવાનું ન ખાવાથી. **निर्गतं अन्नं यस्मात् सः, तस्य निरन्नस्य**–અન્ન ન ખાનારને. **तत्**-રસન ઈંદ્રિય–ખાવાની વૃત્તિ. **वर्धते**–વધે છે.

૨૧ પદચ્છેદ—**विजितानि अन्यानि इंद्रियाणि येन सः इति विजितान्येंद्रियः पुमान्**-બીજી ઇંદ્રિયોને જેણે જીતી છે એવા પુરૂષ. **यावत् रसनं न जयेत्**–જ્યાં સુધી રસના ઇંદ્રિય જીતતો નથી. **तावत्**-ત્યાંસુધી. **जितेंद्रियः न स्यात्**–જીતેંદ્રિય બનતો નથી. **रसे जिते सर्वं जितं**–રસના (જીભ) જીતાયા પછીજ સર્વ ઈંદ્રિયોને જીતાએલી સમજવી.

---

નોંધ—જેઠનો અંક મોડો થવાનું કારણ સખ્ત ગરમી.

ફ. નં. ૮૦ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદમાં અવધૂતનો બોધ ].

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—**અમદાવાદ.**
**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૮ મું.] અશાડ-શ્રાવણ ૧૯૯૩. [ અંક ૩-૪

**'આતુર છોને ?**—જીજ્ઞાસુ છોને ? પરવાવાળા છોને ?-તોજ આમાંથી કાંઇ લઇ શકશો; તોજ અમારો તમારો પ્રયત્ન સફળ થઇ શકશે. આકાશમાં રહેનારને, પાતાળની વાતો નકામી છે. તેમ પાતાળમાં રહેનારને, આકાશની વાતો નકામી છે. આકાશની વાતો સાંભળવા, આકાશમાં આવવુંજ પડે. આપ જ્યાં બેઠા હો; ત્યાં ઘડી બે ઘડી નિવૃત્ત થઇને, આ અવધૂતામૃતનું પાન કરો. ભાષા સાદી સરલ, દૃષ્ટાંત હોલા હોલીનાં, હરણ-પતંગનાં, મત્સ્ય-હાથીનાં, અને એવાંજ; પણ વિચારે; તેમને કાળજે વળગી પડે એવાં. અધ્યાત્મવાદનો જાણે રસ—અત્તર સુંઘતાં આવડે; તેમનું મગજ ધમધમી જાય. માનવતાના હિસાબ-સવાલ જવાબ-આ છે. છોકરાની પરીક્ષા વખતે, 'કેટલા ભમરડા ફેરવ્યા ?'-કેટલું રજળ્યો ? 'કોની કોની સાથે લડયો ?' અથવા 'શું શું ખાધું !' તે પૂછાતું નથી. 'શું ભણ્યો ?' એટલુંજ પૂછાવાનું છે. તેમ આપણી પણ એક દહાડે પરીક્ષા છે. તે પરીક્ષામાં 'તમારે કેટલું ધન હતું?' 'કેટલા દીકરા હતા ?'-'કેટલા બંગલા અને ચાલીઓ હતી ?' વિગેરે પ્રશ્નો પુછાવાના નથી. સમજાય છે ને ?—કે-હજી અઘોર અંધારૂં છે ! દીવા પાસે બેઠા-છતાં, દેખાતું નથી ? દેખાતું હોય; તો યાદ રાખવું કે—'તમે જગતમાં જઈને, ભલાઇ ભુંડાઇ કેટલી કરી ?' "તમે પાપ પુણ્ય કેટલાં કર્યાં ?" "તમે તમને ઓળખ્યા કે નહી ?" એટલાજ પ્રશ્નો પુછાવાના છે. દેવાદારનું નામુ, ગડબડ ગોટાવાળું હોય; પણ લેણદારના ચોપડા, જેમ બરાબર હોય; તેમ તમારા કૃત્ય તમને કદિ યાદ નહોય; ધન વિદ્યાના મદમાં તમે તણાઇ રહ્યા હો- પણ પ્રભુના ચોપડામાં, તમારી ભલાઇ ભુંડાઇનું, જરીએ જરી નામું નીકળશે. માટે સાવધાન થઇ જાઓ; તો વ્હાલાની વાતો કરીએ ! શરીરમાં અન્ન વિના અંધારૂં; વ્યવહારમાં ધન વિના અંધારૂં; તેમ શ્રવણમાં સાવધાનતા વિના અંધારૂં. માટે વ્હાલાં ભાઈઓ અને બ્હેનો ! સાવધાન થાઓ; તો વ્હાલાની વાતો કરીએ. અમારે ઓરડે આપ પ્રેમથી પધાર્યા છે; તો પ્રેમથી પ્રેમની વાતો સાંભળી લ્યો !

---

**ગ્રાહક નંબર હવે ચોક્કસ થયો છે. આપના કવર ઉપર તપાસી જુઓ. દરેક પત્ર વ્યવહારમાં, નંબર તથા જેના નામથી માસીક આવતું હોય; તે નામ, સારા અક્ષરથી, ન લખો; તો તમારા પત્રનો નીકાલ જલદીથી ન થાય.**

ચાતુર્માસના નિયમો—એકાદશીએ લીધા અને લેવરાવ્યા. આપ સૌએ લીધા હશે; નહીં તો લઇ લેશોજી. નિયમન એજ માનવતા. ચોમાસામાં દેવદર્શન કરતા હશો; મેળાઓમાં ફરતા હશો; કાંઇક પુણ્યદાન પણ કરતા હશો. પણ ' હું કોણ ?–ક્યાંથી આવ્યો ?–ક્યાં જવાનો ? અને અહીં મારૂં કર્તવ્ય શું ?' એટલા ખુલાસા જાણવાની ખાસ જરૂર છે. જાણતા હો–તો વારંવાર તેનો વિચાર કરવાની બહુ જરૂર છે. નરી ધૂળ ઉડતી હોય; ત્યાં આંખ સાફ રહેવી મુશ્કેલ છે. તમારા ગામમાં સત્સંગ ન હોય; તો સુપાત્ર સાધુ–બ્રાહ્મણને પ્રેમથી નોતરતા રહો ! ચોમાસું બેઠા પહેલાં, કયા સાધુને તેડાવવા; તેનો વિચાર જૈનો કરે છે. આવતા સાધુઓને સત્કાર કરવા, સામે જાય છે. એવા ભાવિકોને બ્હાને, નાનાં મોટાં તમામ, સત્સંગનો લાભ લે છે. અપાશરા અને દેવમંદિરો, લાંબાં અને પહોળાં હોય; પણ સંતો પધારીને સમાગમ ન કરાવે; તો ત્યાં પારેવાં હગાર કરે–બાવાં બાઝે. વાવ કુવાનાં નવાણુ કરતાં, આ નવાણુ મોટાં છે; આ પુણ્ય ઘણાં છે. આપ ધનવાન્ હો; અગર વિદ્વાન્ હો; વેદાંતની પેલી મેર પહોંચ્યા હો; તોપણ ભગવાનનાં લાડીલાં–ગરીબ અગર અભણ–સાથે બેસીને, કથા સાંભળજો. દીનતાને પગથીએ આવ્યા વિના, **દીનબંધુ** રીઝે એવો નથી. વિચાર કરી જોજોજી.

**પાછલાં પુસ્તકો**—આજ છે; કાલ નથી. વળી સસ્તાં કર્યાં છે. ધન હશે; પણ પછી પુસ્તકો નહીં હોય. વિચાર કરવા રહેશો; તો પસ્તાશોજી, પાછલા અંકો ન હોય તો મંગાવી લ્યો પુસ્તક બંધાવી લ્યો. [ ગયા અંકમાં ' સાઠ વરસે શું કરવું '–તે વાંચ્યું ? ]

**વ્હાલાંઓને**—વ્હાલાંઓને આ માસીક વંચાવતા રહો. દ્રવ્યની સગવડ હોય અને ભાવિક હોય; તેમને મંગાવી આપો. વી. પી. નહીં. ૨–૩–૦નો મ. ઓ. કરવો. કુપનમાં નામ દામ લખવું. લવાજમના **લોભથી,** આપને આમ લખું છઉં; **એવો ક્ષુદ્ર વિચાર** કરશો નહીંજી. અહીં **જે જોઇએ તે** છે. માત્ર આપણે ત્યાં આજ જ્ઞાનવરો છે. કોઇ જમનાર ભુખ્યો ન રહે ! ખપે તેને આ પકવાન, જરૂર જમાડો. 'થોડામાં ઘણું' શોધનારાઓને અવશ્ય આ આપો. વળી કોઇ સંપ્રદાયને વાંધો ઉઠે; એવી આ વસ્તુ નથી. સૌને પ્રિય છે.

# એકાદશ સ્કંધ.

## અધ્યાય ૮ મો. (ચાલુ)

[ ગયા અંકના ૬૩૨ મા પાનાની આગળ.]

સોળમા ગુરૂ મચ્છની કથા, દત્તગુરૂ યદુરાજાને સંભળાવે છે. જીવ્હા ઈંદ્રિયના દોષનું નિરૂપણ થઇ રહ્યું છે.

પાંજરામાં ટાંગેલો રોટલાનો ટુકડો ખાવા, ઉંદર લોભાય. અંદર પેસી રોટલો ખેંચતાં, નીકળવાનું બારણું બંધ થઈ જાય. થોડી વાર પહેલાં સ્વચ્છંદે રમતો ઉંદર, ખાવાને લોભે કેદખાનામાં કેદી થાય છે.

ભર્તૃહરિ મહારાજ કહે છે કે-સંસારમાં કામદેવ રૂપી માછીમારે સ્ત્રીરૂપી જાળ પાથરી છે— વસંતતિલકા વૃત— [ શૃંગારશતક ]

**विस्तारितं मकरकेतनधीवरेण, स्त्रीसंज्ञितं बडिशमत्र भवांबुराशौ।**
**तेनाचिरात् तदधरामिषलोलमर्त्य–मत्स्यान् विकृष्य स पचत्यनुरागवह्नौ ॥६०॥**

અર્થ—આ સંસારરૂપી સમુદ્રમાં, કામદેવરૂપી માછીમારે, સ્ત્રી નામનો બડિશ સંસાર સાગરમાં નાંખ્યો છે. (બડિશ એટલે માંછલા પકડવાની દોરીને છેડે બાંધેલો, લોઢાનો અણીદાર કાંટો. કાંટામાં માંસ ભરાવવું જોઇએ. તો-) સ્ત્રીના અધરોષ્ટ રૂપી માંસની ઇચ્છાવાળાં મનુષ્યરૂપી માછલાં, ચુંબન કરવાને લોભે, સ્ત્રીરૂપી કાંટામાં સપડાઈ જાય છે. આમ સપડાઈ ગએલાં મનુષ્યરૂપી માછલાંને, કામદેવરૂપી માછીમાર ખેંચીને, પ્રીતિરૂપી અગ્નિમાં પકવે છે.

જે જે દેવમંદિરોમાં મીઠા મીઠા પ્રસાદ, શ્રી ઠાકોરજીને ધરવામાં આવે; ત્યાં રહેતાં, અને ત્યાં લાગતાં વળગતાં સ્ત્રીપુરૂષોએ, બહુજ સાવધાન રહેવું. નહીં તો-જીભનો સ્વાદ વધી પડે. અંતર ઉજળું થવાને બદલે, મલીન થઈ જાય. એવા મંદિરોમાં સેવા ભાવે કામ કરનારી બ્હેનોએ, **ખાસ** સાવધાન રહેવું. નહીં તો-મચ્છીમાર જેમ સ્વચ્છંદે રમતા મચ્છને લલચાવીને, મારી નાંખે; તેમ સેવાભાવે આવનારી પવિત્ર બ્હેનોને, કોઈ વિષય લોલુપ મંદિરોવાળા, પ્રસાદની લાલચ આપીને, મારી નાંખે-શિયળ લુંટી લે.

બીજી વાત-કાંઇ મીઠા પ્રસાદજ, જીભને મીઠા લાગે છે; એમ નથી. જ્યાં જેને છંદ લાગે; ત્યાં તેને મીઠાશ લાગે. અફીણ, ચા, બીડી, હુકો, ગાંજો, જેમાં જરા પણ સ્વાદ નથી; પણ તેમાં જેને છંદ લાગ્યો હોય; તે કંગાલ, જ્યાં છંદ સરતો હોય; ત્યાં આંટા ફેરા ખાય. કેટલાએકને ચાનો એક પ્યાલો પાઓ; તો તે ચાનો ગુલામ, દોડી દોડીને કામ-કાજ કરે. પ્રથમ તો તમે, તમને જોઇ વળો. આવું કાંઈ દૂષણ તમારા પોતાના હૃદયમંદિ-રમાં છે ? હોય તો પૂછો કે-'આમ કેમ ?' 'આમ કયાં સુધી ?' ઉમરાવોની સભામાં બેસે; તેણે ફાટલાં કપડાં પહેરાય નહીં. સત્સંગ મંડળ એટલે ઉમરાવોની સભા ! સત્સંગમંડળમાં બેસનારને, કોઈ પણ પ્રકારનું વ્યસન ન ઘટે. કદિ હોય; તો ઘર જેટલુંજ ! ઘરની બહાર નહીં. વળી તે જરા તરા. પદાર્થ ન હોય; તોપણ ચાલે; એવું. દત્તગુરૂએ પ્રાણવાયુને ઉપર ગુરૂ ગણ્યો છે; ત્યાં આ વાત કહેવાઈ ગઈ છે; તોપણ રસનાને-જીભને-અત્યંત દુર્જય જણાવવા માટે, આ સ્થળમાં ફરી વાર વિશેશ ખુલાસો કર્યો છે. ૨૦ મા શ્લોકમાં કહ્યું કે-'નિરાહારી માણસ, અહારને તજીને, બીજી ઇંદ્રિયોને તુરત જીતી લે છે. પણ તે રીત બરાબર નથી; કારણકે-તેથી સારૂં સારૂં ખાવાની વૃત્તિ, વધારે પ્રદીપ્ત થાય છે.' આ વાત ગીતામાં કયાં છે [-યાદ છે ?-સંભારો-ગીતા અ. ૨ જો.

**विषया विनिवर्तंते, निराहारस्य देहिनः ॥**
**रसवर्जं रसोऽप्यस्य, परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥**

અર્થ—નિરાહારી મનુષ્યના વિષયો પાછા હઠી જાય છે-શાંત થઈ જાય છે; પણ મૂળ સહિત શાંત થતા નથી. કારણ કે વિષયોમાં રહેલી વાસનાનો સમૂળો નાશ થયો હોતો નથી. એટલે ખાવાપીવાનું પાછું ચાલુ કરે; કે તુરત વિષયો ફાલે છે. એટલે-જેમ સ્વાદીષ્ટ અન્ન ખાવું નહીં; તેમ ઉપવાસ પણ કરવા નહીં. **नात्यश्नतस्तु योगोऽस्ति, न चैकांत-मनश्नतः** । ગીતા અ. ૬-૧૬. **युक्ताहारविहारस्य** ॥ ૬-૧૭ વિગેરે દીવા, દેખતા માટે છે.

અત્યાર સુધીમાં એવી વાત થઈ કે-(૧) ભોગ અને ત્યાગ વિનાની લક્ષ્મી, (૨) સ્ત્રીમાં વધી પડેલી આસક્તિ, તથા (૩) રસનાની લોલુપતા, માનવીનું બહુ બગાડી નાંખે છે. ભૂખ છીપાવવા ભોજનની ના નથી; તોપણ તે ભોજન—

શાર્દૂલ વિ૦ [ સાધનપંચક-શ્રી શંકરાચાર્ય. ]

**क्षुद्व्याधिश्च चिकित्स्यतां प्रतिदिनं, भिक्षौषधं भुज्यतां ।**
**स्वाद्वन्नं न तु याच्यताम् विधिवशात्, प्राप्तेन संतुष्यताम् ॥**

**અર્થ**—ભૂખ રૂપી રોગને મટાડવા માટે, ભિક્ષા માંગીને આણેલું પવિત્ર અન્ન, ઔષધના રૂપમાં ખાવું. સ્વાદવાળાં મીઠાં અન્નની, માગણી કદિ કરવી નહીં. ભિક્ષામાં જે કાંઈ મળી આવે; તેથી રાજી રહેવું. સ્વાદીષ્ટ ભોજનની ના છે. ગરીબ લોકો ભૂખ છીપાવવા સાદું ભોજન કરે છે. ધનવાનો ભૂખ ન હોય; તોપણ સ્વાદની ખાતર જમે છે. કાંઇક વધારે જમાય; એવા હેતુથી, ધનવાનનાં ભોજન, મસાલાદાર—ધમધમાટ વાળાં—હોય છે. આ મસાલા અનેક રોગનાં માતાપિતા છે. ઘણાં સમજે છે કે-'દેશ સુધરતો જાય છે; આપણે હતાં તેના કરતાં આગળ વધ્યા છીએ'; પણ આરોગ્યની બાબતમાં, આપણે ઘણાજ પાછાં પડતાં જઇએ છીએ. દવાઓ માટે ભારે ભારે શોધો થઈ રહી છે. ઠેકઠેકાણે અનેક દવાખાનાં થઇ રહ્યાં છે. થોકડાબંધ ડોક્ટરો પાકતા જાય છે; પણ તે દેશના માંદાઓને પહોંચી વળતા નથી. રોગોનાં અનેક કારણોમાં, મૂખ્ય કારણ—રસાસ્વાદ અને તેથી પ્રદીપ્ત થતું વિષયસુખ છે. આ વાતમાં મચ્છ સમજ્યો નહીં. માટે તેને **असद्बुद्धिः** મંદ બુદ્ધિવાળો ગણ્યો છે. આ વાત માનવી ન સમજે; તો તેને મંદ, તેથી પણ આગળ—'ગંદી બુદ્ધિવાળો' કહેવો. એટલે આ બોધ મત્સ્યને માટે નથી; પણ મનુષ્યને માટે છે. મનુષ્યમાં પણ, જેઓ પોતાનું કાંઈક કલ્યાણ કરવા, તત્પર થયા છે; તેમને માટે આ બોધ છે. 'લ્યો—ઉનાં ઉનાં ભજીયાં; અને ગરમાગરમ ચેવડો' [ ખાઓ ! અને ખુવાર થાઓ ! ], તેમને માટે આ વાત નથી. તેમના પંથ પાયમાલીના છે. હિંદુસ્તાનના ભૈયા હજી હાથે રાંધીને જમે છે કેટલાએક દેવમંદિરમાંથી થાળી જમે છે; પણ હોટલ અગર લોજમાં જમતા નથી. કેટલાંએક બાળકો, ઘેરથી જે ખાવાનું લઈ ગયા હોય; તેજ નિશાળમાં ખાય; પણ બહારના પદાર્થ મોમાં મુકતાં નથી. તે તમામ જીવ્હાના રસને જીતવાના પ્રયત્નો છે. ચાનો શોખ જેમણે વધાર્યો; તેઓ ધીમે ધીમે ઈરાનીની હોટલે પહોંચ્યા. 'પંડિતાઇ ઉપર ફેરવ્યું પાણી!' [સાધનપંચક સ્તોત્ર અહીં છે. ૦-૧-૦]

૨૧ મા શ્લોકમાં નિર્ણય કરી આપ્યો છે કે-બીજી બધી ઇંદ્રિયો જીતાય; પણ રસના ન જીતાય; ત્યાં સુધી માણુસ જીતેંદ્રિય ગણાય નહીં. **रसे जिते सर्वं जितं**-રસના જીતાય તો બધું જીત્યું ગણાય. વૃદ્ધાવસ્થામાં જઠરાગ્નિ મંદ થઈ જાય છે; બહુ ખવાતું નથી. તોપણ કાંઈ સારૂં સારૂં ખાવાનું હોય; તો જરા ખાઉં; એવો મોહ પેદા થાય છે. આ મોહમાં વૃદ્ધ માનવી, રસનાને ફાલવા દે છે. રસના ફાલતાં, ચિત્ત ચગડોળે ચડે છે. ડોસો બાળક—નમાલો—બની જાય છે. જેમ રજો તમોને ક્ષીણ કરવા સત્ત્વગુણને બહુ આવકાર દેવો જોઈએ; ક્રોધને તોડવા માટે, ક્ષમાને બહુ આવકાર દેવો જોઇએ; લોભને તોડવા માટે, સત્કર્મને બ્હાને બે પૈસા વાપરતાં શીખવું જોઇએ; તેમજ રસનાને તોડવા માટે, સાત્ત્વિક ખોરાકને આવકાર દેવો. ઘર સિવાય કયાંઈ જમવા જવું નહીં. વળી શ્રી ઠાકોરજીને ધરેલો

પ્રસાદ મળે; તો તે પણ ઠીક છે. દુર્વાસા ડાહ્યા થયા પછી, રાજા અમરીશને ઘેર ભોજન કરવા બેઠા હતા. ભોજન કરીને ઉઠયા પછી, તેમણે અમરીશને કહ્યું હતું કે- 'અહો રાજા! તારૂં ભોજન ઘણું જ સાત્ત્વિક!' એટલે—

**आयुःसत्त्वबलारोग्य-सुखप्रीतिविवर्धनाः ॥**

**रस्याः स्निग्धाः स्थिरा हृद्या, आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥** ગીતા. અ. ૧૭.

અર્થ—આયુષ્ય, બુદ્ધિ, બળ, આરોગ્ય, સુખ અને રૂચિને વધારે, તે સાત્ત્વિક ખોરાક છે. તે ઘીમાં પકવેલો હોય છે. સ્વાદિષ્ટ, પોષક અને હૃદયને પ્રિય લાગે એવો અહાર, સાત્ત્વિક જનોને પ્રિય છે.

ત્યારે રજોગુણી મનુષ્યોનો ખોરાક કેવો હશે?—

**कट्वम्ललवणात्युष्ण-तीक्ष्णरूक्षविदाहिनः ॥**
**आहारा राजसस्येष्टा, दुःखशोकामयप्रदाः ॥ ९ ॥**

અર્થ—કડવા, ખાટા, ખારા, અતિ ઉનાં, લૂખાં, દાહક, તથા દુઃખ, શોક અને વ્યાધિને ઉપજાવનારાં અહારો, રાજસી જનોને પ્રિય હોય છે. [૯]

ત્યારે તમોગુણી મનુષ્યોનો ખોરાક કેવો હશે?—

**यातयामं गतरसं, पूति पर्युषितं च यत् ॥**
**उच्छिष्टमपि चामेध्यं, भोजनं तामसप्रियम् ॥ १० ॥**

અર્થ—એક પહોર વીતેલું, સ્વાદ ઉડી ગએલું, દુર્ગંધવાળું, ટાઢું, એઠું, અને અપવિત્ર ભોજન, તામસી મનુષ્યોને પ્રિય હોય છે. [૧૦]

તીખું તમતમું નહીં; તે સાત્ત્વિક ભોજન છે; અને તેથી પણ જે આગળ, તે સંતોનું ભોજન છે. દાળભાત ને રોટલી; અથવા રોટલી ને મગની દાળ; અથવા રોટલી ને દુધભાત. સંતોને વ્હાલો સાથવો ( સત્તુ ); અથવા ફળફળાદિ અને દુધ. દુધ ઘી પણ ગાયનાં હોય; તો સાત્ત્વિક. વિગેરે ઘણી વાતો કરી. ચાટલું ધર્યું છે. તમે કેવા છો; તે તેમાં જોઈ લ્યો.

દત્તગુરૂએ પિંગળાને ગુરૂ કરી હતી; તે કથા હવે કહે છે. [૧૭ મો ગુરૂ.]

**पिङ्गला नाम वेश्यासीद्-विदेहनगरे पुरा ॥**
**तस्या मे शिक्षितं किंचिन्-निबोध नृपनन्दन ॥२२॥**

**અર્થ—હે યદુરાજા!** પૂર્વે જનકપુરીમાં પિંગળા નામની વેશ્યા રહેતી હતી. તેની પાસેથી હું જે શીખ્યો; તે તું સાંભળ. [૨૨]

૨૨ વિવેચન—

સૂત્ર-**निराशः सुखी पिंगलावत** ॥ ११ ॥ [ સાંખ્યદર્શન અ. ૪ ] નિરાશી પુરૂષ પિંગળાની માફક સુખી થાય છે. આ સૂત્રનુંજ ૨૨મા શ્લોકથી, પિંગળાના આખ્યાનરૂપે વિવેચન છે.

---

૨૨ પદચ્છેદ—**हे नृपनंदन** !-હે રાજપુત્ર ! **पुरा विदेहनगरे**-પૂર્વે જનકપુરીમાં. **पिंगला नाम वेश्या आसीत्**-પિંગળા નામની વેશ્યા (રહેતી) હતી. **तस्याः**-તેની પાસેથી. **मे (मया) किंचित् शिक्षितं**-મારાથી કાંઈક શીખાયું છે. **तत् निबोध**-તે તું સાંભળ.

**तस्याः मे मया किंचित् शिक्षितं**–તે વેશ્યા પાસેથી મેં કાંઈક બોધ લીધો છે. જ્યાં જોઈએ ત્યાં દરેક વસ્તુમાં, અને દરેક પ્રાણીમાં, ગુણ અને દોષ બેઉ સાથેજ બેઠેલા હોય છે. લોકોના દોષ જોવાની જેમને ટેવ પડે છે,–અને પછી તે ટેવને જેઓ, બેદરકારીથી–અજ્ઞાનથી–ફાલવા દે છે; તે પુરૂષની દોષદષ્ટિ, ઘણીજ મજબૂત થઈ જાય છે. તે પુરૂષ જ્યાં ત્યાં દોષજ દેખ્યા કરે છે. માખી આખા શરીરને પડતું મેલીને, ગુમડા ઉપરજ બેસે છે. ભલે સ્ત્રી હોય કે પુરૂષ હોય; સાધુ હોય કે સંસારી હોય; પણ જ્ઞાનના શુભ સંસ્કારથી, જેમને કાંઈક વિવેક હોય છે; જેઓ કાંઈક સંત સ્વભાવનાં હોય છે; તેઓ વિવેકે કરીને, દોષનું નિવારણ કરીને, તેમાંથી ગુણને શોધી કાઢે છે. સંતસ્વભાવ જેમ જેમ મજબૂત થાય છે; તેમ તેમ દોષદષ્ટિ ઘસાતી જાય છે. સ્ત્રીપુરૂષે, પિતાપુત્રે, સંબંધીઓમાં એકબીજા વેવાઇઓએ, અને ભાંડરડાઓએ, જેમ બને તેમ દોષદષ્ટિનો નાશ કરવોજ જોઇએ. દોષદષ્ટિવાળા ધીમે ધીમે દ્વેષી, અને કજીયાવાળાં થાય છે. પરિણામે ભઠ્ઠીની પેઠે બળ્યા કરે છે. ગુણદષ્ટિ વાળા ધીમે ધીમે સરલ થાય છે; અને શાંતિ આવીને તેમને વરે છે. માનવતા દોષદષ્ટિથી ઝાંખી પડે; ગુણદષ્ટિથી શોભે.

ત્યારે શું દોષદષ્ટિ નકામી છે ? નકામી વસ્તુને પ્રભુ સરજતા નથી. તેનું કેમ ?— કુહાડાને ચીરવાની રજા છે; પણ જે ચીરવાનું હોય તેનેજ. કરવતને વહેરવાની રજા છે; પણ વહેરવાનું હોય તેનેજ. કાતરને કાપવાની રજા છે; પણ જે કાપવાનું હોય; તેનેજ– બીજાને નહીં. તે પ્રમાણેજ–દોષદષ્ટિ અમુક ઠેકાણે કામની છે એમ સમજવું. એટલે પ્રથમ જ્ઞાન અને પછી વિવેક. આ બે જ્યાં હોય ત્યાં–કરવા જેવું, અને ન કરવા જેવું; તરત સમજાય છે. ગીતામાં ગોવિંદ કહે છે કે—

**जन्ममृत्युजराव्याधि–दुःखदोषानुदर्शनम्** ॥ १३-८ ॥

અર્થ—જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા અને વ્યાધિમાં રહેલાં દુઃખોનું તથા દોષોનું વારંવાર દર્શન કરવું; એટલે વારંવાર ચિંતવન કરવું.

ભર્તૃહરિ પણ કહે છે કે–[ વૈરાગ્ય શતક ]

**दृष्ट्वा जन्मजराविपत्तिमरणं, त्रासश्च नोत्पद्यते** ॥ ७ ॥

અર્થ—જન્મ, જરા આફત અને મરણને–એટલે તેમનાં દુઃખોને–જોઇને, ત્રાસ પણ ઉપજતો નથી. વિગેરે વિગેરે.

સંસારમાં કોઇ સદા રહેવાનું નથી; છતાં તેમાં બહુ આસક્ત થવું તે દોષ છે. સ્ત્રીપુત્રાદિ, કોઈ સાથે આવે એમ નથી, અને કેટલેએક ઠેકાણે તો, તેઓ પાકાં સ્વાર્થી હોય છે; છતાં તેમાં આસક્ત રહેવું તે દોષ. મહેલના અનેક વૈભવ, અને નવાં નવાં વિલાયતનાં ફરનીચર–મોજશોખની વસ્તુઓ, જેમ મરણ ચોક્કસ; તેમ મરણ વખતે, તેમનો ત્યાગ તે પણ ચોક્કસ છે. છતાં તેમાં આસક્ત રહેવું–તે દોષ. પ્રતિષ્ઠા અને માન માટે તનતોડ મહેનત ! પણ તે પતંગના રંગ જેવાં છે; છતાં તેમાં આસક્ત રહેવું–તે દોષ. ખાવાપીવાની લાલચમાંથી અનેક રોગ ઉભા થાય છે–પ્રતિષ્ઠાનો ભંગ થાય છે. આત્મકલ્યાણ સાધી શકાતું નથી, છતાં તેમાં આસક્તિ રાખવી–તે દોષ. વિગેરે વિગેરે જે જે દોષ, પોતાને ખભે ચડીને બેઠા છે; તે તજવા જેવા છે. ત્યાં દોષદષ્ટિ મજબૂત કરીને, તે દોષોને બળ કરીને તજી દેવા. હવે આળસ કયાં સુધી ? હવે અમારે ઉપડવાનો વખત થયો છે.

આ સમજાય છે ને ? ન સમજાય; તો બેપાંચ વખત તેનો વિચાર કરજોજી.

વળી બીજી વાત—વિદેહ નગરમાં પણ વેશ્યા; અને તે પણ પ્રાચીન કાળમાં ! એટલે સત્ય અને અસત્ય અનાદિ કાળથી મેદાનમાં પડયાં છે. કર્મ પ્રમાણે તેનાં ગ્રાહકો મળી આવે છે. કર્મના ઉપર ભાર મૂકયા વિના ચાલે એમ નથી. કર્મ એટલેજ સ્વધર્મ.

**यतंतोऽप्यकृतात्मानो, नैनं पश्यंत्यचेतसः ॥** [ ગીતા ૧૫-૧૧ ]

અકર્મી ધન કમાવા જાય; તો ખોઇને આવે; જમવા જાય; ત્યાં રસ્તામાં વીંછી કરડે; કોઇનું સારૂં કરવા જાય; તો તેનું ભુંડું થાય; તેમ અકર્મી ભગવાન્‌ને પામવા પ્રયત્ન કરે; પણ પોતે હજી બાવરો છે; માટે—અચેતસઃ-અશુદ્ધ અંતઃકરણવાળો–વિકળ–રહે છે; તેથી તે પરમાત્માને જોઇ શકતો નથી. [૧૧] [ સમજાય છે ને ? ]

દત્તગુરૂએ વેશ્યાને કેવી રીતે ગુરૂ કરી; તે કથા હવે સાંભળોઃ—

**सा स्वैरिण्येकदा कान्तं, संकेत उपनेष्यती ॥**
**अभूत् काले बहिर्द्वारि, बिभ्रती रूपमुत्तमम् ॥२३॥**

**मार्ग आगच्छतो वीक्ष्य, पुरुषान् पुरुषर्षभ ॥**
**तान् शुल्कदान् वित्तवतः, कान्तान् मेनेऽर्थकामुका ॥२४॥**

**आमतेष्वपयातेषु, सा संकेतोपजीविनी ॥**
**अप्यन्यो वित्तवान् कोऽपि, मामुपैष्यति भूरिदः ॥२५॥**

**एवं दुराशया ध्वस्त–निद्रा द्वार्यवलम्बती ॥**
**निर्गच्छन्ती प्रविशती, निशीथं समपद्यत ॥२६॥**

---

૨૩ પદચ્છેદ—**स्वैरं** (સ્વચ્છંદ) **अस्ति अस्याः इति स्वैरिणी**-સ્વછંદી. **सा स्वैरिणी**-તે સ્વછંદી સ્ત્રી. **एकदा**-એક વખત. **कांतं**-જારપુરૂષને. **संकेते**-રતિસ્થાનમાં. **उपनेष्यती**-લઈ જવાની ઇચ્છાવાળી–લઇ જવાની ઇચ્છા રાખતી હતી એવી. **उत्तमं रूपं बिभ्रती**-ઉત્તમ શણગાર ધારણ કરનારી–એટલે ઉત્તમ શણગાર ધરીને. **काले**-રાત્રિને સમયે. **द्वारे बहिः**-દ્વારમાં બહાર. **अभूत्**-બેઠી હતી.

૨૪ પદચ્છેદ—**हे पुरुषर्षभ !**-હે પુરૂષોમાં ઉત્તમ એવા રાજા ! **मार्गे आगच्छतः वित्तवतः पुरुषान् वीक्ष्य**-માર્ગમાં આવતા ધનવાન્ પુરૂષોને જોઇને. **तान्**-તેમને. **अर्थ कामयते इति अर्थकामुका इति सा**-ધનની લાલચવાળી તે સ્ત્રી. **शुल्कं ददाति इति शुल्कदाः तान् इति कांतान्**-મૂલ્ય આપનારા પ્યારા જારપુરૂષોને. **मेने**-માનતી હતી.

૨૫ પદચ્છેદ-**आगतेषु अपयातेषु**-આવેલા એમને એમ ચાલ્યા ગયા પછી. **संकेतेन उपजीवति इति संकेतोपजीविनी इति सा**-વેશ્યાવૃત્તિવાળી તે. **अपि**-હજી. **अन्यः अपि भूरीदः**-બીજો કોઈ ઘણું આપનારો. **कः अपि वित्तवान्**-કોઇપણ ધનવાન્. **मां उपैष्यति**-મારી પાસે આવશે; (એમ તે માનતી હતી.)

૨૬ પદચ્છેદ—**एवं दुराशया**-આ પ્રમાણે દુષ્ટ આશાથી. **ध्वस्ता निद्रा यस्याः सा**-જેની ઉંઘ ઉડી ગઈ છે એવી. **द्वारि अवलंबती**-બારણામાં ઉભેલી. **निर्गच्छंती**

અર્થ—તે વેશ્યા એક દિવસે, પુરૂષને પોતાના રતિસ્થાનમાં લઇ જવા માટે, ઉત્તમ શણગાર ધરીને, રાત્રિને સમયે, ઘરના દ્વારની બહાર બેઠી હતી. (૨૩) હે પુરૂષોમાં ઉત્તમ એવા રાજા! માર્ગમાં આવતા ધનવાન્ પુરૂષોને જોઇને, ધનની લાલચવાળી તે સ્ત્રી, તે આવનારા પુરૂષો, મને મૂલ્ય આપશે; એમ તે સમજતી હતી–માનતી હતી. (૨૪) આવેલા એમનેએમ ચાલ્યા ગયા પછી, વેશ્યાવૃત્તિવાળી તે સ્ત્રી, હજી બીજો કોઇ ઘણું આપનારો ધનવાન્ પુરૂષ, મારી પાસે આવશે. એમ તે માનતી હતી. એવી આશામાં તે રહેતી હતી. (૨૫) આ પ્રમાણે દુષ્ટ આશાથી તે સ્ત્રીને રાત્રે નિદ્રા ઉડી ગઈ હતી. તે પોતાના બારણામાં આવીને, (પાપીઓને લલચાવવા) ઉભી રહેતી હતી. આ પ્રમાણે ઘરમાંથી આવતી, અને પાછી ઘરમાં જતી; એમ આંટાફેરા ખાતાં અર્ધરાત્રિ થઇ ગઈ. (૨૬).

૨૩ થી ૨૬ વિવેચન— દોહરો. આ ૧૮ મો ગુરૂ.

શણગારે શોભી રહી, જોતી દ્વારમાં વાટ;
લ્હેરી કોઈ આવે નહીં, એ ઉર વિશે ઉચાટ. સીયા૦

એ વખતે વેશ્યાનો દેખાવ—

દોહરો–સ્થગીત નેત્ર ફરકત અધર, ચિંતાતુર મુખચંદ;
મન લોભાણું ધન વિશે, પણ ધનીક બન્યા બહુ મંદ—સીયાવર૦

સૌ પોતપોતાના ધંધામાં ઉંચા નીચા થાય છે; પણ જે ધંધો પાપનો–તેમાં જે ઘરાકી, તે પાપનાંજ પોટલાં સમજવાં. સામાને ન નીચોવવાં; તેમને ત્રાસ પણ, જેમ બને તેમ ન આપવો; અને પોતાની મહેનતનો નજીવો બદલો લેવો; એવો સજ્જનોનો ધર્મ છે. પણ જ્યાં–મન મેલાં, તન ઉજળાં; વાતોમાં વડા, અને કર્તવ્યમાં શૂન્ય–મોં મીઠું અને હૃદય ક્રુર–ત્યાં આસપાસ પાપજ પોકારી રહે છે. આ વેશ્યાની આસપાસ, કેવું અને કેટલું પાપ પોકારી રહ્યું છે; તે વેશ્યા પોતે આગળ ૨૯મા શ્લોકથી કહેશે.

જેમ ઘર્ષણ પછી અગ્નિ; તેમ દુઃખમાંથી સુખના ફણગા ફૂટે છે; તે સાંભળો—

**तस्या वित्ताशया शुष्यद्–वक्त्राया दीनचेतसः ॥**
**निर्वेदः परमो जज्ञे, चिन्ताहेतुः सुखावहः ॥२७॥**

---

**प्रविशती**–ઘરમાંથી બહાર નીકળતી અને ઘરમાં પેસતી–આંટાફેરા કરતી. **निशीथं समत्यपद्यत**-અર્ધ રાત્રી સુધી જાગી.

૨૭ પદચ્છેદ-**वित्ताशया**–ધનની આશાથી. **शुष्यद् वक्त्रं यस्याः सा तस्याः, इति तस्याः शुष्यद् वक्त्रायाः**- જેનું મોઢું સુકાતું હતું એવી. **दीनं चेतः यस्याः सा, तस्याः दीनचेतसः**–રાંક ચિત્તવાળી તે વેશ્યાને. **चिंता एव हेतुः यस्मिन् सः**– ચિંતાજ જેમાં કારણ છે તે. દુઃખ પછીજ જે પ્રગટે છે, તે. **सुखं आवहति इति सुखावहः**સુખને આપનારો. **परमः निर्वेदः जज्ञे**-મોટો વૈરાગ્ય ઉત્પન્ન થયો.

**तस्या निर्विण्णचित्ताया, गीतं शृणु यथा मम ॥**
**निर्वेद आशापाशानां, पुरुषस्य यथा ह्यसिः ॥ २८ ॥**
**न ह्यङ्गाऽजातनिर्वेदो, देहबन्धं जिहासति ॥**
**यथा विज्ञानरहितो, मनुजो ममतां नृप ॥ २८अ ॥**

અર્થ—ધનની આશાથી જેનું મોઢું સુકાતું હતું એવી, અને રાંક ચિત્તવાળી તે વેશ્યાને, ચિંતા કરતાં કરતાં, '**હવે આ ધંધાથી બસ છે;**' એવો, તે દુઃખમાંથી ઉત્પન્ન થએલો, અને સુખ આપનારો પરમ વૈરાગ્ય ઉત્પન્ન થયો. [૨૭] જેના ચિત્તમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો; એવી તે વેશ્યાએ, તે સમયમાં જે ગાયું; તે તમે મારી પાસેથી બરાબર સાંભળો. જેમ તલવાર, પુરૂષનાં દોરડા આદિનાં બંધનો કાપી નાંખે છે; તેમ વૈરાગ્ય, પુરૂષનાં (સ્ત્રી પુત્રાદિમાં થએલાં) આશાનાં બંધનો તોડી નાંખે છે. હે રાજન્! જેમ અપરોક્ષ જ્ઞાન વિનાનો પુરૂષ, મમતાને તજી શકતો નથી; તેમ જેને વૈરાગ્ય થયો હોતો નથી; તે પુરૂષ, સ્ત્રીપુત્રાદિકનાં બંધનો, કાપી શકતો નથી. [૨૮-૨૮अ].

૨૭-૨૮-૨૮अ વિવેચન—

દુઃખમાંથી જો કોઈ મોટામાં મોટો લાભ હોય, તો તે વૈરાગ્ય છે. દુઃખ પછી સુખ આવે; અને સુખમાં અનેક વૈભવ આવીને મળે; તે સાચું સુખ નથી; કારણકે આવું અનિત્ય સુખ, વિજળીના જબકારા જેવું છે-એટલે સદા ટકતું નથી. જતું સુખ જાય છે; એટલું જ નહીં; પણ મારતું મારતું જાય છે. એટલે-હવે પછીના આરામને-આનંદને-ભાંગીને ભૂકો કરી નાંખે છે. જે ગરીબ મટીને ધનવાન્ થાય છે; તે સુખ તેઓ જરાતરા ભોગવે છે; ત્યાં ધન નાસે છે. પાછા હતા એવા ગરીબ થાય છે; પણ-'હાય! તે ગયું કેમ?'-પણ 'હાય! હવે આમજ!' 'અરરર! ધન હતું; ત્યારે કેટલા બધા લોકો મને ચાહતા હતા; અને હવે કોઇ નહીં?'-આવા અનેક અફસોસમાં, ફરી નિર્ધન થએલો પુરૂષ, ઝુર્યા કરે છે. તેમ જે પુરૂષને માંડ સ્ત્રી મળી હોય; અને જોત જોતામાં હાથ તાળી દઇને ચાલી જાય છે; તે ભાઈડો ભુરાયો થાય છે. બેસતાં ઉઠતાં ફફડયા કરે છે. તેમજ સ્ત્રીને પતિનો વિયોગ પીડે છે. નહોતું ત્યારે કાંઈ નહીં; પણ હતું-ને ગયું; તે બહુ ખટકે છે. તેમ વાંઝિયાને પુત્રનું મરણ. સુતો જબકીને જાગે. અહો! આ રોગના વૈદરાજ કોણ?-સાચા સંત.

---

૨૮-૨૮अ પદચ્છેદ—**निर्विण्णं** (ખેદ-વૈરાગ્યવાળું) **चित्तं यस्याः सा तस्याः**-**निर्विण्णचित्तायाः**-જેના ચિત્તમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે એવી તે વેશ્યાથી. **यथागीतं**-જે રીતે ગવાયું-તે. **मम शृणु**-મારી પાસેથી સાંભળો. **यथा हि असिः**-તલવારની માફકજ. **निर्वेदः**-વૈરાગ્ય. **पुरुषस्य आशापाशानां**-પુરૂષના આશાના પાશોને કાપી નાંખે છે. **हे अंग!**-હે યદુરાજા! **अजातः निर्वेदः यस्य सः**-જેને વૈરાગ્ય પ્રગટયો નથી-એવો પુરૂષ. **देहबंधं न जिहासति**-દેહનાં બંધનને તજી શકતો નથી. **यथा**-જેવી રીતે. **हे नृप!**-હે રાજા! **विज्ञानरहितः मनुजः**-અપરોક્ષ જ્ઞાન વિનાનો-અનુભવ જ્ઞાન વિનાનો માણસ. **ममतां**-મમતાને તજી શકતો નથી.

આ રોગનાં દવાખાનાં ક્યાં ?-સંતોનાં સમાગમસ્થાન.

આ રોગની દવા કઈ ?—આત્મજ્ઞાન.

ગામે ગામ નજર કરો ! હોસ્પીટલો માટે જેટલી પરવા રખાય છે; તેટલી સત્સંગ મંડળ માટે છે ?—'ના નથી.' ડૅાકટરોને માટે જેટલી પરવા છે; તેટલી સંતો માટે છે ?–' ના નથી.' અરે દારૂના પીઠા માટે, તથા મટન મારકીટ માટે, દરેક સારા ગામમાં પરવા રખાય છે. પણ સત્સંગ માટે નહીં. ત્યારે આ યુગનું નામ શું ?-'કળીયુગ'.

જેમના મૂળમાં-બચપણમાં-ધર્મના સંસ્કારો રોપાય; તે આજ નહીં; તો કાલે કામ આવે. દષ્ટાંતમાં–વેશ્યા. વેશ્યા ઘડી પહેલાં વેશ્યાજ હતી. આજે અને અત્યારેજ તે બદલાણી. પૂર્વના દટાઈ રહેલા સંસ્કારો ફાલ્યા.

**सुखावहः निर्वेदः**—સુખ આપનારો વૈરાગ્ય. વળી આ સુખ તે અવિનાશી સુખ. જેમ વૈરાગ્ય ભયરહિત; તેમ આ સુખ પણ ભયરહિત રહે છે. ભર્તૃહરિ બોલે છે કે— (વૈરાગ્યશતક). શાર્દૂલ વિ૦

**भोगे रोगभयं, कुले च्युतिभयं, वित्ते नृपालाद्भयम् ।**
**मौने दैन्यभयं, बले रिपुभयं, रूपे जराया भयम् ॥**
**शास्त्रे वाद्भयं, गुणे खलभयं, काये कृतांताद्भयं ।**
**सर्वं वस्तु भयान्वितं, भुवि नृणां, वैराग्यमेवाभयं ॥ ३४ ॥**

[ સાંભળ્યું ને ? વાણી કેવી મીઠી છે ! નિર્ણયો કેવા અટલ છે ! ભરતખંડમાં જન્મીને, નર્યા નોવેલો વાંચીને, ચિત્તને લંપટ બનાવી દીધું. તેના કરતાં, આવું ઉમદા વાંચન વાંચીને, ચિત્તને ઉન્નત કર્યું–તેમને ધન્યવાદ ઘટે છે. યાદ રાખવું કે–લખી રાખવું કે–જે વાંચનથી વિષયો વિકાસ પામે; તે નરકપથ છે. જે વાંચનથી વિષયો સંકોચ પામે; તે આત્મપથ છે. તે કલ્યાણનો રાજમાર્ગ છે. નાનાં મોટાં સૌને આ કામની વસ્તુ છે. હસી કાઢવા જેવી, આ વાત નથી. છતાં જે હસી કાઢે; તેમના તરફ કાળ હસે. ]

હવે ઉપલા શ્લોકનો અર્થ સાંભળો- ભોગમાં રોગનો ભય; કુલીનતામાં કલંકનો ભય; ધનમાં રાજાનો ભય; મૌનમાં દૈન્યનો ભય; બળમાં શત્રુનો ભય; રૂપમાં ઘડપણનો ભય; વિદ્યામાં વાદનો ભય; ગુણમાં નઠારાં માણસોનો ભય; શરીરને કાળનો ભય; એટલે સઘળી વસ્તુઓ જગત્માં ભયથી ઘેરાએલી છે. માત્ર એક-વૈરાગ્ય–નિર્ભય છે. [૩૪]

બાળકને ગુરૂને ઘેર ભણવા મોકલીએ; તે વૈરાગ્યની તાલીમ છે. કન્યા સાસરે આવીને, સાસુ સસરાની આજ્ઞામાં રહે; તે વૈરાગ્યની તાલીમ છે. જે બાળક ગુરૂનો અંકુશ સહન ન કરે; તેને વૈરાગ્યની તાલીમ મળે નહીં. વૈરાગ્ય વિનાનું જીવન તે સ્વચ્છંદ છે. સ્વચ્છંદ એટલે માનવતાની ખુવારી–તનમન અને ધન ત્રણેનો નાશ. જે શિષ્યને ગુરૂનો અંકુશ ગમે નહીં; તે વૈરાગ્ય વિનાના રહે. એટલે તે ધીમે ધીમે, નાથ વિનાના મારકણા સાંઢ બની જાય. એટલે સંસાર સાગરે રજળી પડે. વ્રત અને ઉપવાસ પણ, વૈરાગ્યનીજ તાલીમ છે. વૈરાગ્યનો મોટામાં મોટો નમુનો પતિવ્રતા સ્ત્રી છે. ઘરમાં સૌને શાંતિથી જમાડે. ઘરમાં સૌની શાંતિથી–જરા પણ કંટાળ્યા વિના–નાનામાં નાની સેવા કરે. [ સરસ્વતીચંદ્ર બીજો ભાગ વાંચ્યો છે ? ] તેમાં વળી પતિ કમાતા ન હોય કે રોગી હોય; પણ અકળાયા વિના સેવામાં હાજર રહે. આ તપ પાસે, યોગીઓનું તપ હિસાબમાં નથી. આ વૈરાગ્ય પાસે,

વૈરાગીઓનો વૈરાગ્ય, ઝાંખો પડે છે. આ વિદ્યા પાસે, વિદ્વાનોની વિદ્યા, ઘમંડ જેવી લાગે છે. વંદન હો એવી વૈરાગી બ્હેનોને! જે પુત્રો અગર પુત્રીઓ, **જરા પણ કંટાળ્યા વિના**, વૃદ્ધ માબાપની સેવા કરે છે; તે વૈરાગ્યની તાલીમ છે. આવાં વૈરાગી પુત્રો, પુત્રવધુઓ અને પુત્રીઓને પગલે પગલે, પૃથ્વી પાવન થાય છે. મરતાં **મોહન** રીઝીને સામો આવે છે. મારો કહેવાનો હેતુ એ છે કે-સંસારમાં પણ વૈરાગ્ય ચળકતા સૂર્ય જેવો છે. એટલે માત્ર ભગવાં અથવા ઘર ત્યાગ કરીને, માગી ખાવું-તે વૈરાગ્ય પહેલે નંબરે નથી.

કથાવાર્તા સાંભળવાનાં બે મૂખ્ય ફળ છે. એક વૈરાગ્ય, અને બીજો ભગવદ્ ભાવ. ફણગાને બે પાન; તેમ શ્રવણને આ બે ફળ આવે છે. પુણ્ય, દાન, અને પંડિતાઇથી, વૈરાગ્ય પર વસ્તુ છે.

વેશ્યા પોતાના પાપનો ખુલાસો, પોતાનાજ મન સાથે કરે છે. અહીં ઓરડામાં કોઇ નથી.

હવે વેશ્યા, પોતાના જીવનનો વિચાર કરે છે. બાહ્યવૃત્તિને બંધ કરી, અંતરની ઓળખાણો આપે છે—

[ તે સાંભળવા, હું ત્યાં હાજર છઉં. આપ સૌ સાથે છોને? સાંભળો ત્યારે— ]

પિંગળા હવે આગળ શું વિચાર કરે છે; તે ભાવથી સાંભળો—

**पिङ्गलोवाच ॥**

**अहो मे मोहवितर्ति, पश्यताऽविजितात्मनः ॥**
**या कान्तादसतः कामं, कामये येन बालिशा ॥२९॥**

અર્થ—પીંગળા ગાય છે-' અહો! હું કે જેણે, મન જીત્યું નથી; તેના મોહનો વિસ્તાર તો તમે જુઓ! એટલે તુચ્છ પુરૂષ પાસેથી હું કામનાની ઇચ્છા રાખું છઉં. જે કારણથી હું મૂર્ખ રહી છઉં; અને તેજ કારણથી હું મૂર્ખ ગણાઉં છઉં. [૨૯].

૨૯ વિવેચન—

જગત્માં મોટો દિવસ કયો?-પોતે પોતાને જુએ તે; પોતે પોતાને વિચારે તે; પોતે પોતાની ભૂલ સમજે તે. તેમાં પહેલી ભૂલ તેણીને કઇ દેખાઈ?-'**अविजितात्मनः इति मे**-હું કે જેણે મનને જીત્યું નથી તેનો. માનવતા સંબંધી અનેક લેખો વાંચીએ; પણ તેમાંથી એક ભણકારો એવો થાય-કે ' **જે મનને જીતે; તે માનવી. જે મનનો રમાડયો રમે; તે પામર.**' ઢોર ચારવા વગડે ગયો હોય; તેનાં ઢોર, જેમ ઘાસ ચરવાની લાલચે, દૂર દૂર ચાલ્યાં જાય; અને ઉદવાને આળસે, તે માણસ ઢોરને ન વાળે; તો ધીમે ધીમે ઢોર ઘણે દૂર ચાલ્યાં જાય. પછી તે ઢોરને વાળવાની મહેનત બહુ પડે. તેમ માન-

૨૯ પદચ્છેદ—**अहो** અરે! **अविजितात्मनः इति मे**-હું કે જેણે મનને જીત્યું નથી તેના. **मोहवितर्ति पश्यत**-મોહનો વિસ્તાર આપ જુઓ! **असतः कांतात्**-તુચ્છ પુરૂષ પાસેથી. **कामं कामये**-કામનાની ઇચ્છા રાખું છઉં. **येन**-જે કારણથી. **(अहं) बालिशा**-(હું) મૂર્ખ છઉં.

વીનું મન, સંસારસુખની લાલચે, દૂર દૂર ચાલ્યું જાય. સાવધાન થઈને મનને વાળે નહીં; તો બહુ રખડતું થઈ ગએલું મન, જલદીથી વળે નહીં. સમાજના, નીતિના, જ્ઞાતિના અથવા રાજના જે જે કાયદા છે; તે મનને અંકુશમાં રાખવા માટે છે. ઘડીયાળમાં ગોઠવાઈને પડેલી કમાન, ઘડીયાળને ચલાવે છે; ઉપયોગી બનાવે છે; અને ઉખલી ગએલી કમાન, ઘડીયાળને બંધ રાખે છે–નિરૂપયોગી બનાવી દે છે. તેમ જેનું મન અંકુશમાં રહે છે; તે મન, તે માનવીને ઉપયોગી રાખે છે; જેનું મન રજળતું રહે છે; તે મન, તે માનવીને નિરૂપયોગી બનાવી દે છે. જીતેલા મનની કીંમત, લાખ કરતાં પણ વધી પડે; અને રજળતા મનની કીંમત, પાઈ કરતાં પણ ઓછી થઈ જાય. પાંચ પચીસના નુકશાન માટે, આપણે રડી પડીએ છીએ. શેરોના ભાવ હજારના પાંચસો થતાં, આપણે પોક મૂકીએ છીએ; પણ મનની કીંમત પાઇથી ઓછી થઈ ગઇ; તેની આપણને પરવા નથી.

સ્વચ્છંદ અને સંયમ, બેઉ એક બીજાના કટ્ટા વિરોધી છે. તે બેઉ મનમાં વસે છે. મનના તે બેઉ સલાહકાર છે. મનને પોતાને કબજે કરવા, તે બેઉ મહેનત કર્યા કરે છે. મન જ્યારે સ્વચ્છંદના કબ્જામાં વર્તે; ત્યારે સંયમ નિર્જીવ થઇને પડયો રહે છે; અને જ્યારે મન, સંયમના કબજામાં વર્તે છે; ત્યારે સ્વચ્છંદ નિર્જીવ થઇને પડયો રહે છે. સંયમને સંતોની દોસ્તી છે. સ્વચ્છંદને ઉદ્ધતોની દોસ્તી છે. અત્યારે જે જે યુવક અથવા–યુવતીઓ, ઉદ્ધતાઈ કરવા શીખે છે; તેમનામાં અનાયાસે સ્વચ્છંદ પેસી જાય છે. સ્વચ્છંદને પોષવા કેટલાંએક યુવકો અને યુવતીઓ, પરણતાં નથી. ઉદ્ધત યુવતી કદિ પરણે છે; તો લગ્ન વખતેજ પતિને કહી દે છે કે–'હું તમારી આજ્ઞામાં નહીં વર્તું.' એટલે–આપણો સંસાર–માત્ર પશુસંસાર; વિષયભોગ માટેજ સંસાર છે!

આ દોષ પિંગળાએ પોતાના જીવનમાં દેખ્યો. ચોરને દેખી, જેમ સજ્જન ચમકે; તેમ પિંગળા આ સ્વચ્છંદને દેખીને, ચમકી. તેનું પરિણામ શું?–તે પોતેજ કહે છે કે–'**मोहवितर्ति पश्यत**–મારા મોહના વિસ્તારને જુઓ!'

પિંગળાએ બીજું શું દેખ્યું?–પર પુરૂષને તે પિંગળા અત્યાર સુધી 'કાંત–પ્યારો' ગણતી હતી; હવે તે પ્યારાને 'તુચ્છ' ગણે છે. તુચ્છની સાથે કામ પાડવાથી, પોતે પોતાને પણ, **बालिशा**–મૂર્ખ ગણે છે.

મનને જીતવાની બાબતમાં **चंचलं हि मनः कृष्ण** વિગેરે શબ્દોથી અર્જુને કહ્યું કે–'હે શ્રીકૃષ્ણ! મન બહુ ચંચળ છે. તેને કેમ જીતાય?' તેના જવાબમાં પ્રભુ બોલ્યા હતા કે–'અભ્યાસથી અને વૈરાગ્યથી તે જીતાય છે.' નમ્ર રહેવાનો–સરલ રહેવાનો–પોતાનો ખટકો; અને વડીલોનો તથા સ્વધર્મનો દાબ–કડક નિયમ. આથી મનને જીતી શકાય. આ સંસાર નમ્રતાથી ધાર્યું કરે છે; અને એક બીજાના દાબથી શોભે છે. રાજા પ્રજાને તાબે; અને પ્રજા રાજાને તાબે; સ્ત્રીપતિને તાબે; અને પતિ સ્ત્રીને તાબે; ચૌટે ગુમાસ્તા શેઠને તાબે; અને શેઠ ગુમાસ્તાને તાબે. વિગેરે વિગેરે.

આજ કાલના ભણેલાં બાળકો, દાબનો મહિમા જાણતા નથી. કાગળ વાંકાચૂંકા હોય; પણ દાબમાં મૂકયા હોય; તો સીધા થઈ જાય. વાંકાચુંકા લોઢાના પાટાને, મશીનમાં ઘાલીને સીધો કરે છે. વિગેરે વિગેરે. જગતમાં જેણે કાંઇ ઉપયોગી થવું હોય; તેણે દાબમાં રહેવુંજ પડે–તેણે પોતાના મનને વાળવુંજ જોઇએ. પિંગળા પોતાના મનને વાળે છે. સમજાય છે ને?

વંશસ્થ.

**सन्तं समीपे रमणं रतिप्रदं, वित्तप्रदं नित्यमिमं विहाय ॥**
**अकामदं दुःखभयाधिशोक–मोहप्रदं तुच्छमहं भजेऽज्ञा ॥३०॥**
**अहो मयात्मा परितापितो वृथा, सांकेत्यवृत्त्यातिविगर्ह्यवार्तया ॥**
**स्त्रैणान्नराद्यार्थतृषोऽनुशोच्यात्, क्रीतेन वित्तं रतिमात्मनेच्छती ॥ ३१॥**

અર્થ—નિત્ય પાસે રહેનાર, આનંદ આપનાર, તથા ધન આપનાર, એવા પ્યારા પતિને તજીને, કામનાને નહીં આપનાર, દુઃખ–ભય–આધિ–શોક અને મોહને આપનાર, એવા તુચ્છ પુરૂષને, મૂર્ખ એવી જે હું, તે સેવું છઉં. (૩૦) વેશ્યાના ધંધાથી, અતિનિંદ્ય આજીવિકાવાળી મેં, મારા મનમાં નકામો ઉદ્વેગ કર્યો છે; કારણકે સ્ત્રીલંપટ, લોભી અને જેની નિંદા જ્યાં ત્યાં થાય છે; એવા (તુચ્છ) પુરૂષને, મેં મારો દેહ વેચીને, તેની પાસેથી, ધનની અને આનંદની, મેં ઇચ્છા રાખી હતી. (૩૧)

૩૦—૩૧ વિવેચન—

ભગવાન્ પતિ થતા હશે ?–**ये यथा मां प्रपद्यंते** વિગેરે શબ્દોથી, પ્રભુ ગીતામાં બોલ્યા છે કે–'જેવા ભાવથી મને ભજે; તેવા ભાવથી હું તેમને મળું'. કૌશલ્યાએ અને દશરથે પુત્ર રૂપે ભજ્યા. તો તેમને ઘેર પુત્ર થઈને હું અવતર્યો. 'રામ' કહીને માતાપિતા બોલાવે; ત્યારે–'આવુંજી' કહીને હું જવાબ દેવા લાગ્યો. સીતાએ પતિ રૂપે ભજ્યા; તો સીતાનો પતિ થઈને હું આવ્યો. હે પ્રિયા ! ' એમ કહીને સીતાને હું બોલાવવા લાગ્યો. વળી કૃષ્ણાવતારમાં તો સૌનાં લ્હેણાંદેણાં પતાવ્યાં. રામાવતારમાં પંચવટીમાં શ્રીરામને જોઈને, ઋષિયો મોહ પામ્યા–તે ગોપીકાઓ બનીને વ્રજમાં આવ્યા. વ્રજમાં નંદ યશોદાને–અને મથુરામાં વસુદેવ દેવકીને–'હે માતા ! હે પિતા !'એમ કહીને હું પગમાં પડતો હતો. 'બે માના–બે બાપના'. આગળ ચાલતાં ગોપ બાળકોનો હું ભાઈબંધ બન્યો. મલ્લને મલ્લ દેખાયો ! કંસનો કાળ

---

૩૦ પદચ્છેદ—**नित्यं समीपे संतं**–અપરોક્ષ અંતર્યામી કે જે નિરંતર પાસે રહેનાર. **रतिप्रदं**–આનંદ આપનાર, **वित्तप्रदं**–ધન આપનાર. **इति रमणं विहाय**–એવા પ્યારા પતિને તજીને. **अकामदं**- કામનાને નહીં આપનાર. **दुःखं च भयं च आधिश्च शोकश्च मोहश्च तान् प्रददाति इति सः तं–दुःखभयाधिशोकमोहप्रदं–इति तुच्छं**–દુ:ખ, ભય, આધિ, શોક અને મોહને આપનાર તુચ્છ પુરૂષને. **अज्ञा इति अहं भजे**–મૂર્ખ એવી હું ભજું છઉં.

૩૧ પદચ્છેદ—**अहो**–અરે ! **मया आत्मा वृथा परितापितः**–મેં મારા મનમાં નકામો ઉદ્વેગ કર્યો છે. કારણકે. **संकेतस्य इदं सांकेत्यं तेन वृत्त्या**-વેશ્યાના ધંધાથી. **अतिविगर्ह्या वार्ता वार्ता** (આ જીવિકા) **तया**–ઘણીજ નિંદ્ય આજીવિકાથી. **या**–જે હું. **स्त्रैणात् नरात्**–સ્ત્રીલંપટ પુરૂષ પાસેથી. **अर्थतृषः** (લોભી–પંચમી) **नरात्**–લોભી પુરૂષ પાસેથી. **अनुशोच्यात्**–જેનો જ્યાં ત્યાં ખરખરો થઇ રહ્યો છે એવા પુરૂષ પાસેથી. **क्रीतेन आत्मना**–વેચેલા દેહથી. **वित्तं रतिं च इच्छती**–ધનને અને આનંદને ઇચ્છતી. ઇચ્છા રાખું છઉં એવી.

બન્યો. સોળ હજાર એક સો આઠનો વ્હાલો પતિ બન્યો અનેક રૂપે, સૌના મહેલમાં પોઢું. સૌ જાણે કે–પ્રભુ મારી પાસે રહે છે. પિંગળા તો સ્ત્રી–તે પતિભાવે ભજે; પણ નરસી પુરૂષ પણ–પતિ ભાવે ભજે છે. સાંભળો—ગરબો—

મુને કૃષ્ણ જોયાનાં કોડ, સહીયર ચાલોને !
ઉમિયાજીને લાગું પાય, **હરિવર** ચાલોને—ટેક.

સાખી—દેરે દેરે દીવા કરૂં, અને પૂજું શંકરદેવ;
**શામળીયો વર પામવારે—**

[સાખીનાં પહેલાં ત્રણ પદ ઉભા રહીને બોલવાં.]

[ થવા દ્યો–થવા દ્યો–બસ—આજ માનવતાને ઓરડે અજવાળાં છે–થવા દ્યો–લ્યો ફરી કહું—સાખીનું ચોથું પદ દમકતી ચાલે બોલવું.]

**શામળીયો–વર પામવારે,** હું તો કરૂં શંભુ તારી સેવ–સહીયર ચાલોને—મુને૦

સાખી—સાસુ મારી યશોમતિ, સસરો શ્રી નંદલાલ; [લાંબે રાગે.]
કંથ કર્યો મેં કાનુડો રે—મારી સાસરી છે ગોકુળ ગામ—સહીયયર૦ મુને૦

સાખી—ખાંધે કાળો કામળો, હસ્ત લકુટીયા સાર;
**હિંડે-કેવો-ફાંકડો-રે, કેવો શોભે છે નંદનો કુમાર**—સહિયર૦ મુને૦

સાખી—મોરલી બજાવે કાનુડો, જુમનાં જળ સ્થિર થાય;
પશુપક્ષી નથી બોલતાંરે, જેની મોરલીથી ભાન ભૂલાય—સહિયર૦ મુને૦

સાખી—ગોકુળની ગોવાલણી, હિંડે મલપતી ચાલ;
મોહનજી પર મોહી રહીરે, એનું મુખડું છે લાલ ગુલાલ—સહીયર૦ મુને૦

સાખી—ગાય શીખે ને સાંભળે–રે, શ્રીરાધાજીનો રાસ;
તે નર વૈકુંઠ પામશેરે, ગુણ ગાય નરસૈયો દાસ—સહીયર૦ મુને૦

કેમ સાવધાન છો ને ? હાવકાં છો ને ? આ તો નરસીનો ઉન્માદ ! જ્યાં–સન્યાસીઓ સમજ્યા નહીં; જ્યાં માંડલીક ભૂલો પડયો; અને જ્યાં નાગરો નિંદવા લાગ્યા. મીરાંનો થનગનાટ દેખીને, રાણો ગભરાઈ ગયો. 'બસ ! મીરાં ! હવે તું અહીંથી ચાલીજા '–એમ રાણો બોલ્યો. નાગાઓની નગરીમાં ધોબી બાપડો શું કરે ? જે અક્ષરોમાં મરોડ હોય; તે અક્ષર સારા દેખાય. તેમ જે ભજનમાં પ્રેમ ખુમારી ભરી હોય; તે ભજનનો ધમધમાટ ઓર હોય. માત્ર પૌષ્ટિક પદાર્થને જીરવનાર જોઇએ. **માનવતાને જે ઓરડે, અજવાળાં હોય;** ત્યાં આ વસ્તુ વહેંચાય. અમારા અંગે આનંદ ઉભરાય; તે આ.

સુફી ધર્મવાળા મુસલમાનો પ્રભુને '**પ્રિયતમા**' કહીને પોકારે છે.

વેશ્યા વિચાર કરે છે કે–" જેના ઉપર પ્રેમ કરવાથી, તત્કાળ કામની નિવૃત્તિ થાય; એવા સત્પુરૂષની પ્રાપ્તિ પાસેજ હોવા છતાં, સુખ લેવા હું બહુ દૂર દોડી ! જે પોતાનું પદ અને ઐશ્વર્ય, પ્રેમથી આપે છે; અને જે નર કે નારી, બન્નેની સાથે રમી શકે છે; તેજ સાચો રમણ છે. જે પૂર્ણ છે; તેજ બીજાને પૂર્ણ કરી શકે છે; જે તૃપ્ત હોય; તેજ બીજાને તૃપ્ત કરી શકે ! હાય ! અપૂર્ણને અને અતૃપ્તને ઘણા દિવસ સેવીને, મેં પૂર્ણતા અને સંતોષ પ્રાપ્ત કર્યા નહીં. એવા કામી તુચ્છ લુંડાઓ, મને સુખ તો ન આપી શકયા; પણ તેમણે મને આધિ–વ્યાધિ-ઉપાધિમાં બોળી રાખી. તેઓ સંપૂર્ણ સુખના માલીક નથી; માટે તુચ્છ ! તેઓ ક્ષણભંગુર છે માટે તુચ્છ ! દુનિયાના ધનકુબેર પણ, સંપૂર્ણ લક્ષ્મીના

માલીક નથી. તો જરા જેટલી લક્ષ્મીથી લંપટ છલકાય છે માટે તુચ્છ! જરા વાંધો પડે; તો વિકરાળ થવાનો તેમનો સ્વભાવ; માટે તેઓ તુચ્છ છે."

વેશ્યા મોડી મોડી પણ જાગી. જાગી તેને ધન્યવાદ!

**૩૧ મા શ્લોકમાં**—ધનમાટે પોતાના દેહને વેચવાથી, વેશ્યાને કેટલો પસ્તાવો થાય છે. વેશ્યાવૃત્તિ કેટલી નિંદ્ય છે! અત્યારનો બેકાર યુગ, વેશ્યાથી પણ, આગળ વધી પડયો છે. આગલા કાળની વિધવા, અથવા નિરાધાર બ્હેન, પારકાં દળણાં દળતી હતી; અને માત્ર એકાદ રૂપૈયાનું છાયલ પહેરતી હતી; પણ પોળમાં પુછો; તો તેની પ્રતિષ્ટા પહેલા નંબરની હતી. અત્યારે જુઓ—તો ઘરમાં કામકાજ કરનાર નોકર, અને પાંચ દસ રૂપૈયાની કીંમતનો સાળુ પહેરે; પણ પોળમાં પૂછો; તો તે બ્હેનની પ્રતિષ્ટા, છેલ્લા નંબરની હોય છે. ધર્મને બ્હાને મંદિરોમાં જતી આવતી; અથવા કથાવાર્તામાં ફરતી હરતી વિધવા બ્હેનોમાં પણ, વિલાસનો રોગ વધતો જાય છે. દંભ અને વિલાસનો રોગ વધે; ત્યારે શીયળની અને પ્રતિષ્ટાની કીંમત ઘટે. વિધવાઓ અથવા ત્યજાએલી બ્હેનો, એટલે ઓરડે દિક્ષા પામેલી પવિત્ર-વંદનીય સન્યાસીનીઓ! વિધવાઓને અને વિધુરોને વાંચવા જેવું પુસ્તક તૈયાર થઈ ગયું છે. કીંમત માત્ર છપાઈ છે. પોસ્ટેજ છપાઈ. એક આનો મોકલતાં, પુસ્તક ઘેર આવે. વિધવાઓને ઉશ્કેરીને, પુનર્લગ્નને બ્હાને સુખ આપવા કરતાં, વિધવાઓને સમજાવતાં—શાંતિ આપતાં—તેઓ ત્યાગમાં સુખ લે; તો કેવું સારૂં! દેશમાં 'વિધવાઓ દયા ખાવા લાયક છે;' એમ કહેવાય છે; તો જ્યાં જ્યાં એવી બ્હેનો હોય; ત્યાં ત્યાં આ પુસ્તક કાં ન પહોંચાડો? 'કાંઈ નહીં;' 'ઠીક છે;' 'ચાલે એમ ચાલવા દો;' એમ કહીને, આપણે ઘણું ખોયું છે. માટે હવે પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. જુદા જુદા સંપ્રદાયો, અને જુદા જુદા મતભેદોથી, હાલની પ્રજા ઘણીજ કંટાળી ગઈ છે. તે કંટાળા સામે, રોષ કરવાની જરાએ જરૂર નથી. તે કંટાળાને શમાવવા, દરેક સંપ્રદાએ અને દરેક મતપંથે, હજાર આંખે જોઇને, અને હજાર હાથે કામ કરીને, પોતાના સંપ્રદાય જેટલી સંભાળ તો, અવશ્ય રાખવી જોઇએ. જમીને ઉઠયા તેમની વાતોમાં, વખત ગાળી નાંખવા કરતાં; જે જમવા બેઠાં છે-જે સાંજ સવાર આપણે મંદિરે દેવદર્શન કરવા, અથવા કથા વાર્તા સાંભળવા આવે છે; તેમનાં જીવન કેમ ઉન્નત થાય! તેમને કયાં કયાં મુંજવણ છે; અને તે મુંજવણ કેવી રીતે શમે; તેનો પાકો વિચાર કરવો જોઇએ. મંદિરના રીસીવરો અગર ટરસ્ટીઓ, અથવા એવા આગેવાનો, માત્ર લોટ, દાળ, લાકડાં અને ભેટનો હિસાબ રાખે છે; તે અફસોસ કરવા લાયક છે. સંપ્રદાયના દરેક હિતચિંતકે, પૂર્વે હતા એવા ત્યાગીઓ કેમ પાકતા નથી? તેનો અહરનિશ વિચાર કરવો જોઇએ. **ધર્મની સાચી શોભા, વૈરાગ્યમાં છે; વિલાસમાં નથી.** પિંગળા અને અત્યારના બેકાર યુગ અથવા દંભીયુગ સંબંધી થોડી વાતો કરી.

પિંગળા હવે આગળ શું વિચાર કરે છે; તે ભાવથી સાંભળો—[ઉપજાતિ]

**यदस्थिभिर्निर्मितवंशवंश्य-स्थूणं त्वचारोमनखैः पिनद्धम् ॥**

**क्षरन्नवद्वारमगारमेतद्-विण्मूत्रपूर्णं मदुपैति काऽन्या ॥३२॥**

---

૩૨ પદચ્છેદ—**यत् अगारं**-પુરૂષના શરીર રૂપી જે ઘર. **वंशः**-વાંસાનું ઉભું હાડકું. **वंश्याः**-પડખાનાં હાડકાં. **स्थूणाः**-હાથ પગનાં હાડકાં. **अस्थिभिः निर्मिताः वंशवंश्य-**

**અર્થ—પુરૂષના શરીરરૂપી ઘર, કે જેમાં મોભ, વળીઓ અને આડસર, હાડકાનાંજ બનેલાં છે. તેમાં નવ ખાળ વહ્યા કરે છે. વળી આ ઘર વિષ્ટા અને મુત્રથી પૂર્ણ છે; તથા ઉપર ચામડી, રૂંવાડાં અને નખોથી મઢેલું છે. તેને હું વિના બીજી કઈ સ્ત્રી, પ્યારો સમજીને સેવે? [૩૨]**

૩૨ વિવેચન—

આ તો વ્હાલામાં વ્હાલી વસ્તુની નિંદા! [ સૌથી વ્હાલો જીવને દેહ. ] યાદ રાખવું કે આ દેહની નિંદા નથી. પણ દેહનું નિરૂપણ છે. દેહનું પ્રથક્કરણ છે. દેહનું વિજ્ઞાન છે. જેણે ભાંગ પીધી હોય છે; તેને પોતાના ઘરનાં બારીબારણાનું ભાન હોતું નથી; તેમ માયા મદિરાનો કેફ ચડયો હોય છે; તેમને પોતાના દેહનું આવું ભાન હોતું નથી. વૈભવવિલાસમાં રમતો રાવણ, પોતાના દેહને અજર અમર માનતો હતો. પણ એક દિવસે તેનાં દસ માથાં રવડી પડયાં. દુર્યોધનની કાયા કોમળ; મખમલને તકીયે બેસનારો; પણ જ્યારે ભીમની ગદાઓ પડવા લાગી; ત્યારે તે કેડેથી ભાંગી ગયો. આપણી આ કાયા સુંદર દેખાય છે; પણ લકવો અગર એવું ભયંકર દરદ આપણને ઘેરી લે; ત્યારે ખીલેલું પુષ્પ કરમાઇને નાંખી દેવા જેવું બની જાય. ઋષિરાજ કહે છે કે—

રાગ—ઠુમરી.

જુઠું જુઠું જીવતર ખરૂં જાણમાંરે;—જુઠું જુઠું૦
જુઠી જનની જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા;
**કાચ કુંપો છે કાયા,** મમતા તાણમાંરે—જુઠું જુઠું૦

× × × × ×

ધીરજ રાખી મનમાં ધારે, **ભ્રષ્ટપણું છે તનમાં ભારે;**
**નરક ભર્યું નવદ્વારે, વપુ વખાણમાંરે**—જુઠું જુઠું૦

જેમ દુશ્મનોને, વીર ઝટકા મારે; તેમ સંતો દુર્ગુણોને ઝટકા મારે છે; પણ આ તો જાણે અહી મહી રાવણનાં બચ્ચાં–જેમ જેમ કહો; તેમ તેમ અવળાં! વળી ઋષિરાજ કહે છે કે—

થોડા ફાટી જા કોણ છો થોરીરે; પ્રાણીયા પાપીરે;
પ્રભુ જાણે છે ચિત્તની ચોરીરે, પ્રાણીયા પાપીરે;
કાંઈક તારાથી પુણ્યવાન્ પાડોરે—પ્રાણીયા૦
તેંતો વાળી નાંખ્યો આંક આડોરે—પ્રાણીયા૦
શ્વાન તારાથી બાપડાં સારાંરે—પ્રાણીયા૦
તુચ્છ તેનાથી કર્મ છે–તારાંરે—પ્રાણીયા૦

---

**स्थूणाः यस्मिन् तत्**–જે ઘરમાં હાડકાનો બરડો, પડખાના પાંસળાં અને હાથપગના હાડકાં છે એવું ઘર. **त्वचा च रोमाणि च नखाश्च तैः विनद्धं** (મઢેલું)–ચામડી, વાળ અને નખોથી મઢેલું દેહરૂપી ઘર. **क्षरंति इति क्षरन्, क्षरंति नव द्वाराणि यस्मिन् तत्–क्षरन्नवद्वारं**–નવદ્વારથી ઝરતું-વહ્યા કરતું દેહરૂપી ઘર. **विट् च मूत्रं च ताभ्यां पूर्ण–विण्मूत्रपूर्णं**–મુત્ર અને મળથી ભરેલું. **इति एतद् अगारं**–એવું આ ઘર રૂપી પુરૂષનું શરીર. **मत् का अन्या उपैति**–મારાથી બીજી કોણ તેને પ્યારો સમજીને સેવે.

ઉચ્ચુ કુળ–ને કામ કર્યા કાળાંરે—પ્રાણીયા૦
હૈયે વાસ્યાં છે, ટંકશાળી તાળાંરે—પ્રાણીયા૦
રૂદે ઝેર ઘણું–ને વેણુ મીઠાંરે—પ્રાણીયા૦
**શેઠ ભોળા, ને કાટલાં કુડાંરે**—પ્રાણીયા૦
પશુ બનતાં, મનુષ્યદેહ પામીરે—પ્રાણીયા૦
ખરેખાત એક, પુંછડાની ખામી રે—પ્રાણીયા૦
[ હે જીવ ! હે વ્હાલા માનવ ! ]
તારાં લક્ષણ કહેતાં મરૂં લાજીરે—પ્રાણીયા૦
રૂષિરાજ **રામ** કેમ થાય રાજીરે—પ્રાણીયા૦

સાંભળોછોને ? મોટા દેશનેતા થઇને ફર્યા; અગર સંતમહાત્મા, અગર આચાર્ય બનીને પૂજાયા; પોળમાં અગર ચૌટામાં મોટા શેઠ કહેવાયા; પણ નમ્ર થવાને બદલે, ઉલટા જે ફાટી ગયા; વ્યભિચારના દોષને દેખ્યો નહીં; લોભ મોહને સાચી રીતે ઓળખ્યા નહીં; તે કેવા ઠર્યા ? ફરી સાંભળો—

'રૂદે ઝેર ઘણું–ને વેણુ મીઠાંરે–પ્રાણીયા૦ શેઠ ભોળાને કાટલાં કુડાંરે—પ્રાણીયા૦

વિગેરે-વિગેરે—હિંદુઓએ દેશ ખોયો; તે નુકશાન ખરૂં; પણ તેથી વધારે નુકશાન તો; તેમણે પોતાના મનનો કાબુ ખોયો. જ્યાં જુઓ ત્યાં હિંદુ રઝળતાં ! જુગારખાનામાં, સીનેમામાં, નાટકશાળામાં, હોટલોમાં અને એવાં બીજાં પતિત સ્થાનોમાં, હિંદુઓ વધારે. પગ નીચે દેવતા–દાઝતાં જાય; તોપણ ત્યાં દોડે. લાખો રૂપૈયાની બીડી, ગાંજો, તંબાકુ અને ચા, હિંદુઓને નામે ખપે છે. દવાખાનામાં અને કોર્ટોમાં, હિંદુઓની ભીડ વધારે છે. દેવમંદિરે અગર કથા વાર્તામાં જતાં હશે; પણ તેમને કયાંઇ શ્રદ્ધા નહીં; કોઈ નિશ્ચય નહીં–રઝળતાં. ધનનો અને સમયનો નકામો વ્યય કરનારાં ! આ વાંચીને કોઈને સુધરવાનું કહો; તે પહેલાં તમારાં પોતાનાં આંગણાં વાળી ઝાડીને સાફ કરો; તો ઘણું છે. કહેનારાં ભૂલાં પડે; એવી આ વાત છે. કહેનારાં સંત–સાધુ–અને બ્રાહ્મણ હજી સમજ્યા નથી. સમજે તેમને ધન્ય કહીએ. ઢેઢવાડે પણ, ચારિત્રવાળો પૂજાય છે–નિશ્ચયવાળો પૂજાય છે. ભકત અને જ્ઞાની પૂજાય છે. વેશ્યા વિચાર કરતાં કરતાં સમજી ગઈ. પર પુરૂષ હૈયાનો હાર હતો; તેને સર્પ સમજીને, હવે ફેંકી દીધો.

કેડેથી વાંકી વળી ગએલી એક ડોશીને જોઇને, એક ઉદ્ધત જુવાન પુછે છે–'અરે, ડોશી ! તું વાંકી વળીને શું શોધે છે ?'

ડોશી—સમજીને બોલી–ભાઈ ! હું મારી જુવાની શોધું છઉં. હું હમણાં જ ગુલાબના ફુલ જેવી જુવાન હતી. જોતજોતામાં મારી જુવાની ગુમ થઇ ગઈ. દિકરા ! તું તારી જુવાની સાચવી રાખજે !

જુવાન—અફસોસ કરતો કરતો બોલ્યો–અરે ! અમારે પણ આમજ થવાનું છે.

ડોશી—ભાઇ ! ત્યારે મારૂં કહ્યું માન તો ?

જુવાન—મા ! માનું ! કહો.

ડોશી—જુવાનીમાં એક અડંબગાઈ નામનો રોગ થાય છે. આ રોગ જેને થાય; તેનો સંસાર બગડી જાય છે. એટલે નમ્ર બનીને, જુવાનીનો સેવારૂપી લાભ તું લેજે. તો

પુણ્ય પુણ્ય અને પુણ્ય ! આ પુણ્ય તને તારી વૃદ્ધાવસ્થામાં ટટાર રાખશે. જેનો થાંભલો ખોવાય; તે ઘર વાંકું વળી જાય. જેનું ચારિત્ર ખોવાય; તે માણસ વાંકું વળી જાય.

જુવાન—વડીલોની સેવામાં એટલો લાભ કેમ ?–

ડોશી—સેવાને બ્હાને, તેમનો સમાગમ થાય. સમાગમને બ્હાને, તને ઉપદેશ મળે. આ ઉપદેશ અંધારે વગડે ચાલનારને, દીવા જેવો થઈ પડે. જેની જુવાની સુધરે; તેની વૃદ્ધાવસ્થા સુખરૂપ થાય.

જુવાન—ત્યારે તમારૂં આમ કેમ ?

ડોશી—બાપ ! હજી સમજ્યો નહીં ? જુવાનીમાં ધરાઇ ધરાઇને વિષયસુખ ભોગવ્યું. જેમાં નર્યું મળમુત્ર ભર્યું છે; જેની વાત કરતાં ચીતરી ચડે; એવા પુરૂષના દેહને, બહુ પ્યારથી હું ભેટી. પુરૂષના ગંદા દેહે, મારૂં જીવન ગંદું કરી નાંખ્યું. ખરી વસ્તુ સમજી નહીં. એટલે–જુવાનીમાં–મારે અડબંગાઇ ઘણી હતી. માબાપની વાત ગમતી નહીં. પછી અંધારે અફળાણી. આ લમણામાં વાગી; ત્યારે હું જાગી ! પણ તે બહુજ મોડી ! લે હવે જા. હજી મારે ઘણું કામ છે.

એમ કહીને ડોશી અને જુવાન પોત પોતાને કામે ચાલ્યાં ગયાં.

સાહિત્યકારોએ કરેલાં, સ્રીપુરૂષનાં રૂપનાં વખાણ, ઘડી બે ઘડી માટે ઠીક છે; પણ રૂપજ નાશવંત છે. નાશવંત વસ્તુઓનાં વખાણમાં, લલચાયેલાં સ્રીપુરૂષો, નિત્ય વસ્તુના સુખથી વિમુખ રહે છે. સંસાર માંડનારાં સ્રીપુરૂષો, એક બીજાનાં અંગમાં લોભાય; પણ આ લોભ, કેટલા દિવસનો છે; તે સૌ જાણે છે. હવે એક મુદ્દાની વાત સાંભળો–દેહ નિંદ્ય છે; ક્ષણભંગુર છે; પણ તે દ્વારા અવિનાશી વસ્તુ પ્રાપ્ત થાય છે; માટે નિંદ્ય દેહની કીંમત, કરોડો રૂપૈયા છે. અવિનાશી વસ્તુની પ્રાપ્તિને પ્રથમ પગથીએ, આ દેહ છે.

પિંગળા આગળ શા વિચાર કરે છે, તે ભાવથી સાંભળો—

**विदेहानां पुरे ह्यस्मिन्–नहमेकैव मूढधीः ।।**
**याऽन्यमिच्छन्त्यसत्यस्मा–दात्मदात् काममच्युतात् ।।३३।।**

અર્થ—"આ મહાજ્ઞાની વિદેહ રાજાઓના પુરમાં, હું એકજ મૂઢ બુદ્ધિવાળી અને દુષ્ટ છઉં; કારણ કે સ્વસ્વરૂપને આપનારા આ અવિનાશી અંતર્યામીને છોડી દઈને, બીજા ભોગની ઇચ્છા કરૂં છઉં." (૩૩)

૩૩ વિવેચન—

લંકામાં એક વિભીષણ; તેમ વિદેહ રાજાના નગરમાં એક પિંગળા. સુખની ટોચે આત્મસુખ; અને દુઃખની ટોચે વિષયસુખ. માટે પોતાને **મૂઢધીઃ** અને **असतीः**–મૂઢ અને દુષ્ટ, એવાં વિશેષણ લગાડયાં છે. ભગવાનને તજીને ભોગને ભજ્યા; તેનો આ અફસોસ છે.

---

૩૩ પદચ્છેદ—**विदेहानां अस्मिन् नगरे**–વિદેહ રાજાઓના આ નગરમાં. **अहं एका एव मूढधीः**–હું એકજ મૂઢ બુદ્ધિવાળી. **असती इति या**–વળી જે દુષ્ટ છઉં–એવી હું. કારણકે. **अस्मात आत्मदात अच्युतात्**–આ સ્વરૂપને આપનારા અવિનાશી અંતર્યામીને છોડી દઈને. **अन्यत कामं इच्छंती (इति अहं अस्मि)**–બીજા ભોગને ઇચ્છનારી હું છઉં.

હવે પિંગળા કાંઇ નિર્ણય ઉપર આવે છે.

**सुहृत्प्रेष्ठतमो नाथ, आत्मा चायं शरीरिणाम् ॥**
**तं विक्रीयात्मनैवाहं, रमेऽनेन यथा रमा ॥ ३४ ॥**

**અર્થ**—" આ ઈશ્વરજ પ્રાણીઓના મિત્ર, પરમ પ્રિય આત્મા રૂપ તથા નાથ છે; માટે તેમને મારૂં મન આપીને, તેના બદલામાં હું તેમને વેચાતા લઈશ. પછી લક્ષ્મી જેમ તેમની સાથે રમણકરે છે; તેમ હું તેમની સાથે રમણ કરીશ." (૩૪)

૩૪ વિવેચન— પદ.

રે સગપણ હરિવરનું સાચું, (૨) બીજું તો સર્વે ક્ષણભંગુર કાચું-રે-સગપણ૦ ટેક.
હરિ વિના બીજાને વરવું, (૨) તજી ગજ ખર પર ચઢી ફરવું; (૨)
એ જીવ્યાથી રૂડું છે મરવું-રે-સગપણ૦

કે ફોગટ ફેરા શિદ ફરીએ, (૨) કે પર ઘેર પાણી કાં ભરીએ: (૨)
કે **વરીએ તો નટવર વર વરીએ**-રે—સગપણ૦

કે-ના ડરૂં લોક તણી લાજે, (૨) મારે શિર ગિરધર વર ગાજે; (૨)
આ દેહ ધર્યો, નટવર ને કાજે-રે—સગપણ૦

હવે મેં તો પ્રીતલડી ટાળી, (૨) ભાગ્યું મન મિથ્યા સો ભાળી; (૨)
કે વરવા જેવા-મળ્યા વનમાળી-રે—સગપણ૦

એવું જાણી મેં સગપણ કીધું, (૨) હાંરે ફળ માનવનું લીધું; (૨)
જેથી રે મારૂં કારજડું સિધ્યું-રે—સગપણ૦

આવો નિર્ણય અનેક લંપટ સ્ત્રિયો, વિધવાઓ અને ત્યજાએલી સ્ત્રીઓ કરે; તો સ્વર્ગ આકાશેથી પૃથ્વી ઉપર આવે. પ્રભુને ઓળખે; તેમને આ લાભ મળે. પોપટ રામ રામ કરે; પણ રામનો મહિમા જાણે નહીં; એવું ઘણે ઠેકાણે થઈ રહ્યું છે-પણ તે કામ આવે નહીં. આ તો અંતરના ઉમળકા ! મીરાં ત્યજાએલાં હતાં. મીરાં ગાય છે કે—

પદ.

મુખડું મેં જોયું તારૂં, જુગ સરવે થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં તે—મોહન તારા૦
મુખડાની માયા લાગી રે—મોહન તારા૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ રે—મોહન તારા૦ મુખડાની૦

---

૩૪ પદચ્છેદ—**अयं आत्मा**—આ પરમાત્મા. **शरीरिणां सुहृत् प्रेष्ठतमः नाथः**—પ્રાણીઓને મિત્ર રૂપ છે; પરમ પ્રિય છે અને પ્રાણીઓના નાથ છે. **आत्मना एव तं विक्रीय**-મનથી તેમને વેચાતા લઈને. તેમને મારૂં મન આપી દઇને-મારે વશ કરીને. **यथा रमा, तथा अहं अनेन रमे**-જેમ લક્ષ્મીજી તેમની સાથે રમે છે; તેમ હું રમું-પ્રેમ કરૂં.

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શિદ જઈએ રે—મોહન તારા૦ મુખડાની૦

પરણવું તો પ્રીતમ પ્યારો, અખંડ સોહાગ મારો;
રાંડવાનો ભય ભાંગ્યો રે—મોહન તારા૦ મુખડાની૦

'**आत्मना एव तं विक्रीय**–મારૂં મન આપીને, પ્રભુને વેચાતા લઉં.' દયારામભાઇ ગાય છે કે–'ચિત્ત મારૂં ચોરોને વ્રજરાય'! ગીતામાં ગોવિંદ પણ કહે છે કે–"**मन्मना भव मद्‌भक्तो**–મારામાં મન રાખીને મારો ભક્ત થા. [અ. ૯] તથા **मय्येव मन आधत्स्व, मयि बुद्धिं निवेशय**–[અ. ૧૨] હે અર્જુન! તું મારામાં મન રાખ, અને મારામાંજ તારી બુદ્ધિને પરોવ!' વિગેરે વિગેરે લાભ, ગણિકાને થયા જણાય છે.

**यथा रमा**—રમા એટલે લક્ષ્મી. લક્ષ્મી એટલે વિષ્ણુની ધણીજ આજ્ઞાંકિત પગ ચાંપતી પત્ની. આજકાલ પરણનારી કહે છે કે 'પરણું ખરી, પણ હે પતિ! તમારૂં કહ્યું હું નહીં માનું.' ખ્રીસ્તીઓના લગ્નમાં પણ, કન્યાને પાદરીની હાજરીમાં, કહેવું પડે છે કે–'હે પતિદેવ! હું આપની આજ્ઞામાં રહીશ.' આ પ્રતિજ્ઞાનો લોપ થવા લાગ્યો છે. થાંભલાઓને પાટડાનું દબાણ ગમતું નથી; અને પાટડાને થાંભલાનો ખીલો ગમતો નથી. આ ઘર કેટલા દહાડા ચાલે! અને ચાલે; તો અંદર રહેનારને અકસ્માત કચરી નાંખે. તેમ સંસારમાં પોતે ક્યાં છે? તે વિચારીને વર્તવું જોઇએ. રામ પુત્ર બન્યા હતા. તો દશરથને 'જી! જી! કરતા હતા. ડાહ્યો દીવાન, કોઇ અપરાધને યોગે કેદી બન્યો હોય; તો તેણે જેલના કાયદા પાળવાજ જોઇએ. 'ના મારા માટે જુદા કાયદા ઘડો!' એમ કહેવાયજ નહીં! તેમ આ સંસારમાં સ્ત્રી અને પુરૂષ-પતિન અને પતિ-ધનવાન હોય કે ગરીબ હોય. સૌએ પોતપોતાના કાયદા, પાળવાજ જોઇએ. જડ પણ પોતાના કાયદામાં ઉભા છે. કઠોડામાં મશાલો જાત જાતનો હોય; પણ સૌ પોત પોતાના ગુણમાંજ શોભે છે. ધાંયજાની કોથળીમાં, અસ્ત્રો અસ્ત્રાનુંજ કામ કરે છે; અને નેરણી નેરણીનુંજ કામ કરે છે. વળી કાતર કાતરનુંજ કામ કરે છે. કાતર ડાહી થઇને, અસ્ત્રાનું કામ કરવા દોડે; તો? પરિણામ માઠું આવે. **रमा** એટલે શું?–રમામાં ખાસ ગુણ કયો? તે વાત કરી. ચોટેથી પૈસા કમાઇને લાવવા; તે નાનું સરખું કામ નથી; અથવા સડી ગએલા શેઠીઆની, કાળજી રાખી, નોકરી કરવી; તે પણ નાનુંસરખું કામ નથી. વળી ધંધામાં અનેક જોખમ. તે વેઠીને પતિ ઘેર આવે; ત્યારે તેને શાંતિ આપનારે, ઘરમાં હાજર હાજર રહેવું જોઇએ. ચોટાનો થાક ઉતારનાર, હાજર હાજર રહેનારી સ્ત્રી છે. હાજર હાજર એટલે સેવા. સેવા એટલે જ્યાં સામો અવાજ નહીં; અકળામણ નહીં; પણ પ્રેમ પ્રેમ અને પ્રેમ. પૈસાદારને સેવા કરનાર અનેક નોકર મળે; પણ પત્ની જેવો પ્રેમી નોકર ન જ મળે. જ્યાં હૃદય એક, ત્યાંની સેવા જુદીજ હોય. બ્હેનો સાંભળો છોને? નદીમાં પુર આવે; ત્યારે તરખલાં તણાઇ જાય; પણ ગામના ગઢ અને કાંગરા તણાય નહીં! તેમ અત્યારે સુધારાનું પૂર આવ્યું છે. તરખલાં જેવાં–અદૃઢ મનનાં માનવી, તેમાં તણાઇ જાય; પણ જેમને આવી સુંદર વાતો સાંભળવા મળે છે; તેમણે સનાતન ધર્મના ગઢ કાંગરા બનીને, જ્યાં છો–ત્યાંજ રહેવું.

પિંગળા આગળ શું વિચાર કરે છે ?—

**कियत्प्रियं ते व्यभजन्, कामा ये कामदा नराः ॥**
**आद्यंतवन्तो भार्याया, देवा वा कालविद्रुताः ॥ ३५ ॥**

અર્થ—"વિષયો, વિષયોને આપનારા પુરૂષો, અને દેવતાઓ પણ, કે જેઓ આદિઅંતવાળા છે; અને કાળના કોળિયારૂપ છે; તેઓએ, હું-કે-જે તેઓની ભાર્યા બની હતી; તેનું શું ભલું કર્યું છે? કાંઇપણ ભલું કર્યું નથી. **માટે આ લોકમાં અને પરલોકમાં, ઈશ્વર વિના બીજો કોઇ સેવવા લાયક છેજ નહી"** [૩૫]

૩૫ વિવેચન—

'વિષયો, વિષયોને આપનારા પુરૂષો અને દેવો **आद्यंतवंतः** આદિ અને અંતવાળા છે-નિત્ય નથી'. એમ વેશ્યાને ભાન થયું.

પ્રથક્કરણ વિદ્યા, જેમ વૈદક ખાતામાં, મુખ્ય ભાગ ભજવે છે; તેમ અધ્યાત્મજ્ઞાનની બાબતમાં પણ, મુખ્ય ભાગ ભજવે છે. પ્રથક્કરણ એટલે-યથાર્થ નિરૂપણ. પ્રથક્કરણ કરીએ; ત્યારેજ તેની વસ્તુસ્થિતિનું ભાન થાય. આપણને ૫૦-૬૦ કે સો વરસ સંસારમાં થાય; પણ-ભૂખ લાગે, ત્યારે જમવું; અને ઉંઘ આવે, ત્યારે સુઈ જવું. બાકીના વખતમાં ધંધો કરવો; અથવા ગામની નિંદા કરવી; અથવા આપ બડાઈનાં ભૂંગળાં વગાડવાં. એમ કરતાં કરતાં, મોત આવે; ત્યારે મરી જવું. બસ! ખેલ ખલાસ! પ્રથક્કરણ કરીએ તો જણાય કે-મનુષ્યદેહનો હેતુ આટલોજ નથી. દર દીવાળીએ નફાતોટાની તારવણી થાય; તેમ દર પર્વણીએ, અથવા પોતાના જન્મ દિવસે, આપણે શું હતા; અને શું થયા છઈએ; જીવનમાં આગળ વધ્યા છઇએ; કે પાછળ પડયા છઈએ; કયાં કયાં ભૂલ છે? વિગેરે વિચાર કરવાજ જોઈએ. આ ઉપરાંત કથા વાર્તા સાંભળીને અથવા વાંચીને, પોતે કયાં છે? આગળ? કે પાછળ? એમ પરવા રાખીને તપાસ કરવી જોઇએ.

વિષયો, વિષયોને આપનારા પુરૂષો અને દેવો આદિઅંતવાળા છે; એમ ખાત્રી થતાં, જેમ ખોટા રૂપૈયાને ગજવામાંથી નાંખી દે; તેમ તે તમામને પિંગળાએ મનમાંથી કાઢી નાંખ્યા. તેમની જગ્યાએ આદિ અંત વિનાનાં અવિનાશી પ્રભુની પધરામણી કરી.

હવે પોતાને કૃતકૃત્ય માને છે—

**नूनं मे भगवान् प्रीतो, विष्णुः केनापि कर्मणा ॥**
**निर्वेदोऽयं दुराशाया, यन्मे जातः सुखावहः ॥ ३६ ॥**

---

૩૫ પદચ્છેદ—**ये कामाः**-જે વિષયો. **ये कामदाः नराः**-વિષયોને આપનારા પુરૂષો. **देवाः वा**-અને દેવતાઓ પણ. **आद्यंतवंतः** આદિ અંતવાળા છે તથા. **कालेन विद्रुताः**-કાળના કોળીયા જેવા છે. **इति ते**-એવા તેઓએ. **भार्यायाः**-હું-કે-જે તેઓની ભાર્યા બની હતી તેનું. **कियत् प्रियं व्यभजन्**-કયું પ્રિય-શું ભલું-કર્યું? કાંઇ કર્યું નથી.

૩૬ થી ૩૮/૩૬ પદચ્છેદ—**नूनं**-ખરેખર. **केन अपि कर्मणा**-કોઈપણ કર્મના સંજોગે. **भगवान् विष्णुः मे प्रीतः**-ભગવાન્ વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થયા હોય; એમ જણાય

**मैवं स्युर्मन्दभाग्यायाः, क्लेशा निर्वेदहेतवः ॥**
**येनानुबन्धं निर्हृत्य, पुरुषः शममृच्छति ॥ ३७ ॥**

**तेनोपकृतमादाय, शिरसा ग्राम्यसंगताः ॥**
**त्यक्त्वा दुराशाः शरणं, व्रजामि तमधीश्वरम् ॥३८॥**

અર્થ—"કોઇ પ્રાચીન શુભ કાર્યોના યોગથી, વિષ્ણુ ભગવાન્ મને પ્રસન્ન થયા હોય; એમ જણાય છે. જેથી મને આ નીરાશામાંથી, સુખ આપનાર વૈરાગ્ય ઉત્પન્ન થયો." [૩૬] "મારૂં ભાગ્યજ જો મંદ હોત; તો-મને આ પ્રમાણે વૈરાગ્ય આપનારા કલેશ થાતજ નહીં. કે જે વૈરાગ્યથી પુરૂષ, ઘર આદિ બંધનને, કાપી નાંખીને શાંતિ પામે છે. [૩૭] વૈરાગ્યથી થએલા ઉપકારને માથે ચડાવીને, અને પામર લોકોને લાગુ પડતી દુષ્ટ આશાઓને તજીને, તે મહાન્ ઇશ્વરનું, હું શરણું લઉં છું. [૩૮]

૩૬–૩૭–૩૮ વિવેચન—

**भगवान् प्रीतः**—પ્રભુ પ્રસન્ન થયા જણાય છે. **प्रसादे सर्व दुःखानां, हानिरस्योपजायते**—પરમાત્માની કૃપા થાય ત્યારે જીવનાં તમામ દુઃખ નાશ પામી જાય.

અવળાને સવળું કર્યું—મહેતાજી ઘરભંગ થયા; ત્યારે બોલ્યા હતા કે–'ભલુ થયું–ને ભાંગી જંજાળ; સુખે ભજશું શ્રીગોપાળ.' તુલસીદાસજી અરધી રાત્રે, સાસરે જઇને સ્ત્રીને મળ્યા. પણ સ્ત્રી ખીજાયાં-બોલ્યાં–'અરરર તમે આટલા બધા કામી, કે મારા વિના એક બે દિવસ પણ ન રહી શકયા ? મારામાં એટલું બધું શું ભર્યું છે; કે તમે મારી પાછળ, માણસાઈ ખોઇ નાંખી.

ચોપાઈ—ધિક્ ધિક્ તોહી મમ પ્રાણુ પિયારે, હાડ ચામ સબ નિરસ હમારે;
ઐસો મન જો લાગત રામહિ, તો સુધરત તીહરે સબ કામહિ.
નારી વૈન શરસમ ઉર વાગે, પૂરવ સકલ પુણ્ય ફળ જાગે.
તુલસીદાસ કહ માની ગલાની, હે સતિ ! હે સતિ ! તિય તુવ વાની.

વળી કોઇ ભકત કવિ કહે છે કે-તુલસીદાસની સ્ત્રીએ એમ કહ્યું હતું કે—

---

છે. **यत्**-કારણકે. **दुराशायाः**-ખોટી આશામાંથી. **सुखावहः अयं निर्वेदः**-સુખ ઉપજાવે એવો આ વૈરાગ્ય. **मे जातः**-મને પ્રાપ્ત થયો છે. ૩૭ પદચ્છેદ—**मंदभाग्यायाः इति मे**-જો હું મંદ ભાગ્યવાળી હોત તો મને. **निर्वेदः हेतुः येषां ते निर्वेदहेतवः इति क्लेशाः**-વૈરાગ્ય ઉત્પન્ન કરનારા કલેશો. **मा एवं स्युः**-થાતજ નહીં. **येन**-જે વૈરાગ્યથી. **पुरुषः अनुबंधं निर्हृत्य**-પુરૂષ ઘર આદિના બંધનને તજીને. **शमं ऋच्छति**-શાંતિ પામે છે. ૩૮ પદચ્છેદ—**तेन उपकृतं**-વૈરાગ્યથી કરેલા ઉપકારને. **शिरसा आदाय**-માથે ચઢાવીને. **ग्राम्येषु संगताः ग्राम्यसंगताः ताः इति दुराशाः**-પામર લોકોને લાગુ પડતી દુષ્ટ આશાઓને. **त्यक्त्वा**-તજીને. **तम् अधीश्वरं शरणं व्रजामि**-તે મહાન ઇશ્વરનું શરણું લઉં છું.

પદ.

'જીતનો હેત હમસેં રે પિયાજી ! હરિસેં હોત જો ઇતનો રી !
ચલો જાત બૈકુંઠ ધામમેં, ઠાકોરદ્વારે તુલસી, જાય તો ખરોરી રામા-
રટો તુલસી. સીતા હો રામ રામા—ભજો તુલસી.'

બસ ! બાજી બદલાણી. આ શબ્દોએ સુતા સિંહને જગાડયો. તેના જવાબમાં તુલસીદાસ બોલ્યા કે—

'તુમ તીરીયા મેરી ધર્મકી બ્હેના ! તોહી મોહી જ્ઞાન બતાયો રી.
તુલસીદાસ આશા રઘુવરકી, તીરીયા કે સંગે, તુલસી કછુ ના ગયોરી—રામા—રટો
તુલસી. સીતા હો—રામરામા ભજો તુલસી.

ઘરમાં આવી લડાઇ, સ્ત્રીપુરૂષને ઘણીવાર થાય છે; પણ અભાગીઓ પુરૂષ, બીજી પરણવા દોડે છે—નવી આફતને ઉભી કરે છે. સંસારવેપારમાં, બે પાંચ દિકરા દિકરી કમાઇ લીધા પછી, '**પ્રિયા ! પ્રિયા ! હવે હાંઉ ! આપણે બહુ રમ્યાં.** આ રમત તો અનેક અવતારોમાં હતી. જેની પ્રશંસા દેવો કરી રહ્યા છે; એવું કાંઇ, કલ્યાણનું કામ, હવે આપણે કરી લઇએ ! હવે તો—હે પ્રિયા ! **સંતોતણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાયા કરૂં.''** આવું કહેતાં—આવું બોલતાં, કોને આવડયું ! મારી ઠોકીને હટાવે; ત્યારે તો સૌ હઠે; પણ રાજી ખુશીથી, સંસારમાંથી જે હઠયા—તેમને ધન્ય કહીએ. ભાગવતમાં યયાતિની આખર વાંચવા જેવી છે.

રોતી દીકરી માબાપને જોઇને રાજી થાય; તેમ સંસારમાં કુટાતો—**ભાગ્યશાળી**—જીવ, વૈરાગ્યને જોઇને રાજી થાય. કલ્યાણનું પગરણ માંડી આપનાર વૈરાગ્ય છે. વૈરાગ્ય વિનાના શ્રોતા અને વકતા; તે નાટકના વેશ ધારી જેવું છે. તલવારથી બંધન કપાય; તેમ વૈરાગ્યથી સંસાર બંધન કપાય. પછી **शमं ऋच्छति**—પછી જીવ શાંતિ પામે છે. શાંતિ પામેલી વેશ્યા **तं अधीश्वरं शरणं व्रजामि**—પિંગળા કહે છે કે—'મહાન્ ઇશ્વરનું શરણું. હવે હું લઉં છઉં.'

ભકત મીઠો ગાય છે કે—  પદ.

હરિ ! આવોને માહરે મહેલેરે—સેજ બીછાવું રે !

[ આ તો કોઈ વ્હાલી વહુની વાતો જણાય છે. શાંતિથી સાંભળો. ]

હરિ ! આવોને માહરે મહેલેરે—સેજ બીછાવું રે !
હરિ આવો ! હે હરિ ! આવો—ને મહારે મહેલે—રે. સેજ બીછાવું રે—ટેક.
હું તો શરણ પડી છઉં, સ્વામીનાથ—રે, મહારા વ્હાલારે;
હું તો વિયોગી અબળા નાર, કરૂં કાલાવાલારે—હરિ આવો૦
વ્હાલા ! તલસુ તમારે માટે, મુજને મળજોરે;
મારાં સંકટ સરવે મહારાજ ! હવે દૂર કરજોરે—હરિ આવો૦
મુજ બળતીને મહારાજ !, શીદ સતાવો રે ?
બાંહ્ય પકડીને મહારાજ !, મુજને ઉગારો રે— હરિ આવો૦
દાસ મીઠાના સ્વામીનાથરે, મુજ હાથ ઝાલોરે;
તમને મળ્યા વિના મહારાજ, નથી જતો દહાડોરે—હરિ આવો૦

હજી પિંગળાના વિચાર સાંભળો—

**संतुष्टा श्रद्दधत्येतद्–यथालाभेन जीवती ॥**
**विहराम्यमुनैवाह–मात्मना रमणेन वै ॥३९॥**
**संसारकूपे पतितं, विषयैर्मुषितेक्षणम् ॥**
**ग्रस्तं कालाऽहिनात्मानं, कोऽन्यस्त्रातुमधीश्वरः ।४०॥**
**आत्मैव ह्यात्मनो गोप्ता, निर्विद्येत यदाऽखिलात् ॥**
**अप्रमत्त इदं पश्येद्–ग्रस्तं कालाऽहिना जगत् ॥४१॥**

અર્થ—"આ વિષયમાં શ્રદ્ધા રાખતી એવી હું, અને તેથીજ સંતોષ પામેલી એવી જે હું–તે, જે કાંઈ મળી આવ્યું છે; તેનાથી જીવન ગાળીને, આ આત્મારૂપી પ્રિયતમ સાથેજ વિહાર કરીશ". (૩૯) હજી પિંગળા વિચાર કરે છે–કે–" જીવ કે જે સંસારરૂપી કુવામાં પડેલો છે; વિષયોએ તેને આંધળો કરેલો છે; અને કાળરૂપી સર્પથી ગળાએલો છે; તેને ભગવાન્ વિના બીજો કોણ બચાવી શકે? તેને ભગવાન્જ બચાવે." (૪૦) હવે અંતીમ વાત કરે છે–"હું રક્ષણ મળવાની આશાથી ભગવાન્ને ભજીશ; એમ નથી. કારણકે જ્યારે આ જગત્ને કાળરૂપી સર્પથી ગળાએલું જાણે; માનવી જુએ; (બરાબર અનુભવે;) ત્યારે તેથી સાવચેત થઈને, આ લોકના તથા પરલોકના ભોગથી વૈરાગ્ય પામે. ત્યારે પોતેજ પોતાનું રક્ષણ કરવામાં સમર્થ થાય છે. એટલે હું તો કેવળ પ્રેમથીજ ભગવાને ભજીશ." (૪૧)

૩૯ થી ૪૧ વિવેચન—

સંસારનાં સુખ માટે ફાંફાં મારતાં વિધુરોએ, વિધવાઓએ, અને ત્યજાએલી બ્હેનોએ, આ ખાસ વાંચવું. એક વાર વાંચતાં જીવને શાંતિ ન થાય; તો ફરી ફરી વાંચવું. એમ

---

૩૯ પદચ્છેદ - **एतद् श्रद्दधती**–આ વિષયમાં શ્રદ્ધા રાખનારી હું. અને તેથી. **संतुष्टा**–સંતોષ પામેલી એવી જે હું. **यथालाभेन जीवती इति अहं**–જે કાંઇ મળી આવ્યું છે; તેથી જીવન ગાળતી એવી હું. **अमुना आत्मना रमणेन एव**–આ આત્મારૂપી પ્રિય પતિ સાથેજ. **विहरामि**–વિહાર કરીશ.

૪૦ પદચ્છેદ—**संसारकूपे पतितं**–સંસારરૂપી કુવામાં પડેલો. **विषयैः**–વિષયોથી. **मुषितं ईक्षणं** (જોવું) **यस्य सः तं**–જેનું જોવું ચોરાઇ ગયું છે તેને–જે અંધ બની ગયો છે તેને. **कालः एव अहिः तेन, ग्रस्तं आत्मानं**–કાળરૂપી સર્પથી ગળાએલા પોતાના આત્માને–જીવને. **त्रातुं**–બચાવવાને. **अन्यः कः अधीश्वरः**–બીજો કોણ સમર્થ છે.

૪૧ પદચ્છેદ—**यदा**–જ્યારે. **कालाहिना ग्रस्तं इदं जगत्**–કાળરૂપી સર્પથી ગળાએલા આ જગત્ને. **हि पश्येत्**–બરાબર જુએ. ત્યારે **अप्रमत्तः**–સાવધાન થઈને. **अखिलात्**-આ લોક પરલોકના ભોગથી. **निर्विद्येत**–વૈરાગ્ય પામે. પછી તો **आत्मना एव**–પોતાથીજ. **आत्मा गोप्ता**–પોતે રક્ષાએલો રહે છે. વૈરાગ્યજ રક્ષણ છે.

કરતાં શાંતિ ન થાય; તો ઉભા થઈને, કોગળા કરીને, તથા આંખે થોડું પાણી છાંટીને ફરી વાંચવું. સ્ત્રીને પતિના વિયોગનું દુઃખ, અથવા પતિને સ્ત્રીના વિયોગનું દુઃખ, કોઇને કહેવાય નહીં. મનમાં ને મનમાં મુંઝાઇને સહેવું પડે. પણ જ્યારે અવધૂત પોતે, આપણી સંભાળ લેવા, પિંગળાને આગળ કરીને, આપણને બોધ આપે છે; ત્યારે તે બોધ આપણે કેમ ન લેવો ? લેતાં ન આવડે; તો સંતોને સાથે રાખવા. આ વિવેચન પાંચ પચીશ વખત, સમજી સમજીને વાંચતાં, અવશ્ય લાભ થશે.

સંતોષ વિના અને શ્રદ્ધા વિના, કોઈ વાત ફળે નહીં. તેથી વેશ્યા ૩૯ મા શ્લોકમાં કહે છે કે–મારે સંતોષ તથા શ્રદ્ધા બેઉ છે.

ગુજરાતનો ડાહ્યો દીવાન પ્રીતમ, કહે છે તે સાંભળો—

પદ.

જીરે સુંદર શ્યામ સોહામણો, જેને નિગમ નિરંતર ગાય;
તેને ભજું ભાવથી૦
જીરે શિવવિરંચીને શારદા, (૨) રજ ચરણકમળ ચિત્ત ચ્હાય. તેને ભજું૦
જેણે તાર્યો અજામેલ પાતકી, (૨) ગજ ગણિકાની કીધી સ્હાય. તેને ભજું૦
જેણે દ્રૌપદીનાં પટ પૂરીયાં, (૨) જેના અગણિત ગુણ ન ગણાય. તેને ભજું૦
જીરે દાસતણાં દુઃખ ટાળવા, (૨) એક શ્વાસે ઉઠીને ધાય. તેને ભજું૦
જીરે અવગુણ સામું જુએ નહીં, (૨) **એવા ગુણવંતા ગોકુળરાય.** તેને ભજું૦
જેનો ઠોર નહીંરે ત્રૈલોક્યમાં, તે તો કૃષ્ણ શરણ શમાય. તેને ભજું૦
જીરે પ્રીતમ પ્રભુને સંભારતાં, દુઃખ જન્મ મરણ મટી જાય. તેને ભજું૦

પ્રેમભર્યો પ્રીતમ હજી બોલે છે—[ લાંબે રાગે ]

પદ.

એવો અખંડ અમર વર હું વરી, ફરી પડશે નહીં ભવફંદ—અમર વર હું વરી. ટેક૦
જેનું રૂપ અનુપ સોહામણું, જે છે અખિલ લોકનો નાથ— અમર૦
જેને વરવા તિરથ તપ આચરે, ધરે ધ્યાન ને જોગ વૈરાગ્ય— અમર૦
કોઇ વેશ ધરે બહુ ભાતના, કાઢી શકે નહીં સતી કેરો વેશ— અમર૦
સતી સ્વાંગ ધરે તે નિશ્ચે બળે, કરે પાવકમાંહી પ્રવેશ— અમર૦
પ્રેમ પામી પતિ પરમાત્મા, રહી રૂપમાં એક રસલીન— અમર૦
સ્વામી પ્રીતમનોરે શોભા ભર્યો, સિંધુ અમૃતમાં મન મીન— અમર૦

૪૦ મો શ્લોક સાંભળ્યો ?—બરાબર સાંભળ્યો ?–શું કહ્યું ?–ફરી સાંભળો. (૧) જીવ સંસારરૂપી કુવામાં પડેલો છે. (૨) વિષયોના ઘેનથી સારૂં નરસું કાંઇ જોઈ શકતો નથી; એવો અંધ છે. (૩) કાળરૂપી સર્પથી ગળાતો, એટલે બચપણ કાળ ખાઇ ગયો. પછી કૌમાર અવસ્થા; તે પણ કાળના મુખમાં પેસી ગઈ. પછી જુવાની–મદમાતી અને રાતી તાતી–તેને પણ કાળ ખાઇ ગયો. પછી ડોલતી વૃદ્ધાવસ્થા. તે પણ દિનપ્રતિદિન કાળના મુખમાં ચાલી જાય છે. દેડકાને સાપે ગળ્યો હોય; તોપણ દેડકો, જીવડાં મોમાં લેવા, મુખ ઉઘાડે, અને બંધ કરે. તેમ કાળના મુખમાં પડેલા જીવો, સંસારનાં સુખ માટે વલખાં મારતાં દેખાય છે. તેને બચાવનાર માતાપિતા નથી; મોટા મોટા સર્જનો પણ નથી.

નાગાર્જુન જેવા લાંબી આયુષ્યવાળા વૈદરાજો પણ, કહેતા ગયા કે–' અમારૂં બળ કાળ પાસે કાંઈ નથી.' મંત્ર જંત્રવાળા પણ—

તંતર જાણો, મંતર જાણો, જંતર જાણો ટાળા;
મોત બડા મરદાન મરદ, જ્યાં ધ્રુજી પડે ધારાળા.
જબરો કાળ ઝપાટોરે—માથે મરણુ બીક છે મોટી.
" ભોંયરૂં ખોદો–શીખો સરોદો, તત્ત્વ વિચારો તાજાં;
નાડી ભેદમાં દાડી રમો; પણ વળશે ઉંધાં વાજાં—જબરો૦

જેમ ભરેડી ચોર, પોલીસને ન ગાંઠે; તેમ કેટલાએક ભયંકર પાપથી ઘેરાએલાં–સ્ત્રી પુરૂષો, આવા ચાબકા સાંભળી, ' ઠીડી–ઠીડી ' દાંત કાઢે છે. અમૂલ્ય ઉપદેશને હજી હસી કાઢે છે; તેમને સંત કહે છે કે—

" ઠીડી–ઠીડી દાંત કરો શું ?–પળમાં બગડે પીઠી;
દીઠી દીઠી–ઘણાની બગડી, ચડપ આવી ગઈ ચીઠી.
જમ દે નિત્ય ઝપાટોરે, કોઇ ચેતનહારા ચેતો.
× × × × × ×
દર્પણુ લઈ શું મુખડું દેખો ?–સમજો જમની શેહેમાં;
એક દિન કરશે કાગ કોલાહલ, ચડપ સુવારે ચેહમાં—જમ દે૦
× × × × × ×
' કાશીવાસી અતી ઉદાસી, જંગલ વાસી જોગી;
કાળ ઝપટમાં ચપટ થયા કઇ, ભાત ભાતના ભોગી.
નિશ્ચે રહેવું નથી રે–માથે મોત ઝપાટા મારે.'

૪૧ મા શ્લોક માટે—

" ફાલ્યા ફૂલ્યા શું રે ફરો છો ? જુઓ વિચારી જગમાં;
વણસંતાં કાંઈ વાર ન લાગે, રોગ ભર્યો રગરગમાં–નિશ્ચે રહેવું નથીરે."

આપણે કાંઈ સમજતાં થયાં; ત્યાં માતાપિતા ઉઠીને ચાલ્યાં ગયાં. પછી આપણાં કેટલાંએક ભાંડુઓ ચાલ્યાં ગયાં; પછી કેટલાંએક આપણાં પોતાનાં, પુત્ર પુત્રાદિ, પછી આપણા સંબંધીઓ, અગર આપણા પાડોશીઓ–ઉઠીને ચાલ્યાં ગયાં. કયાં ગયાં તે ખબર પડી નહીં. તેઓ ઘણી મમતાવાળાં હતાં; તોપણ અહીંની વસ્તુઓ તપાસવા કે સાચવવા, પાછાં આવ્યાં નહીં. આપણા ઉપર, તેમાંના કેટલાએકનું ઘણું વ્હાલ હતું; તોપણ આપણને મળવા, તેઓ પાછાં આવ્યાં નહીં. ત્યાં કેમ છે ? સુખ છે કે દુઃખ છે ? તેના સમાચાર દેવા પણ, તેઓ પાછાં આવ્યાં નહીં. સંસારની આવી ભયંકર રીતભાતથી અકળાઇને, આપણે હોકારો કરીને પૂછીએ કે–' **બસ ! એમજ ?** ' તો–સામો હોકારો કરીને, જગત્–નિશ્ચયપૂર્વક જવાબ આપે છે કે–' **હા ! એમજ** ! ' સામો પ્રશ્ન કરીએ–કે–' ત્યારે ? ' તો તેનો જવાબ એટલોજ મળે–કે–' ત્યારે શું ? ત્યારે એટલુંજ કે–આ નાશ પામતાં જગતને, **વારંવાર નિહાળીને,** તું પોતે સાવધાન થઇ જા. શાસ્ત્રોએ અને સંતોએ, દીવા ધર્યા છે. તે દીવે દીવે, તારૂં પોતાનું કલ્યાણ સાધી લે.' કદિ આપણે એમ પૂછીએ કે–' ત્યારે આ જગત્નું શું ?–તેનો જવાબ એવો આવે કે—

**'पीत्वा मोहमयीं प्रमादमदिरां, उन्मत्तभूतं जगत्।'**

એટલે-સોએ અઠ્ઠાણુ ટકા, આ જગત્ ઉન્મત્ત જ રહે છે. તું તારૂં કરી લે. તું જગતની બાથમાંથી નીકળી જા. તું નિર્મળ આત્મા બની જા.

૪૦ મા શ્લોકમાં **संसारकूपे पतितं** વિગેરે શબ્દોથી કહે છે કે-એક તો સંસાર રૂપી ઉંડા કુવામાં જીવ પડયો છે. વળી ત્યાં વિષયોથી અંધ બની ગયો છે. વળી કાળનો ભય માથે ઉભો છે. અહો તેને પરમાત્મા સિવાય કોણ બચાવે ?

**ચોપાઇ**—સન્મુખ હોહી જીવ મોહી જબહી, જન્મકોટિ અઘ નાશોં તબહી.

**तेषां अहं समुद्धर्ता, मृत्युसंसारसागरात्—**

અમારે શરણે આવે; તેને અમે આ મૃત્યુસંસારમાંથી બચાવી લઇએ છીએ.

જે મનુષ્યને સર્પનું ઝેર ચડયું હોય છે; તેને ગોળ કડવો લાગે છે; અને લીમડો મીઠો લાગે છે. તેમ જેને સંસાર કરડયો હોય છે; તેને અમૃત જેવી ભગવદ્ કથા કડવી લાગે છે; અને ઝેર જેવા વિષયો, મીઠા લાગે છે. જે કુવાની અંદર છે; તે કુવાના દેડકાની માફક, કુવામાંજ આનંદ માની રહ્યાં છે. પ્રભુકૃપા થાય; તોજ કુવાની બહાર નજર કરવાની, તેમને ઇચ્છા થાય.

૪૧ મા શ્લોકમાં વેશ્યાને બળ, ઘણું પ્રાપ્ત થયું જણાય છે. વિચારમાં કેટલું બળ છે; તે આપને ઘણીવાર કહ્યું છે. ઘડી પહેલાં પિંગળા હતી; તે આ નહીં. વળી તેમાં યાદ રાખવું-કે આપણે અનાદિના અવળા-અજ્ઞાની-છીએ; તેથી સારા વિચારોની અસર, આપણા ઉપર મોડી મોડી થાય છે; અને ખોટા વિચારોની અસર, તુરત થાય છે. પ્રથમ તો સારા ખોટાનો વિવેક પ્રાપ્ત કરવો. પછી સારા વિચારોની અસર થોડી થાય; તોપણ તેનું સેવન કરવું.

**आत्मा एव आत्मनः गोप्ता**-પોતે પોતાનું કલ્યાણ કરી શકે એમ છે. માત્ર જીવ તેમ કરવા પ્રવૃત્ત થતો નથી. ગીતામાં ૬ઠ્ઠે અધ્યાયે પ્રભુ બોલ્યા છે કે—

**उद्धरेदात्मनात्मानं, नात्मानमवसादयेत् ॥**
**आत्मैव ह्यात्मनो बंधु-रात्मैव रिपुरात्मनः ॥५॥**
**बंधुरात्मात्मनस्तस्य, येनात्मैवात्मना जितः ॥**
**अनात्मनस्तु शत्रुत्वे, वर्तेतात्मैव शत्रुवत् ॥६॥**

**અર્થ**—પોતાનું અંતઃકરણજ પોતાનો બંધુ છે; અને પોતાનું અંતઃકરણજ પોતાનો શત્રુ છે. [ અંતઃકરણ એટલે-મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર સમજવાં ]. માટે આ અંતઃકરણવતી, પોતાની અધોગતિ ન કરતાં, પોતાનો ઉદ્ધાર કરવો. [૫] અંતઃકરણ ઇંદ્રિયો સહિત જીતાયું હોય; તો તે અંતઃકરણ, જીવાત્માનું મિત્ર; અને ન જીતાયું હોય; તો તે અંતઃકરણ, જીવાત્માના શત્રુરૂપે કામ કરે છે. [૬]

જે બાળકને બહુ લાડ લડાવો; તે બાળક આપણને બહુ પજવે; તેમ ઇંદ્રિયોસહિત અંતઃકરણને બહુ લાડ લડાવો; દરેક બાબતમાં મનનું ધાર્યું થવા દ્યો; તો તે આપણા શત્રુનું કામ કરે. દવાખાનામાં માંદાને ખાટલે સુનારાં; અને જેલમાં જનારાં, સોએ ૮૦ ટકા,

મનના નચાવ્યા નાચનારાં હોય છે. જે કામી–ક્રોધી અને લોભી–ઘડી ઘડીમાં કાંઇનું કાંઇ નુકશાન કરી નાંખે; તેમને ઠરવાનું ઠામ, દવાખાનાનો ખાટલો, અથવા જેલની ઓરડી છે.

વૈરાગ્યનું બળ–I જેમ ઘોર ઉંઘમાં સુતેલા પાસે કોઇ સુંદરી આવે; પણ સુતેલાને કોઇપણ પ્રકારનો વિકાર થાય નહીં. તેમ જ્યારે સ્ત્રીઓના સંગમાં રહેવા છતાં, મન વિકાર ન પામે; ત્યારે વૈરાગ્યની ઝાંખી થઇ; એમ સમજવું. [ આ અખતરો કરવા જેવો નથી. આતો માત્ર માપની વાત કરી. બ્હેનોએ અને ભાઇઓએ, અલગ અલગ રહેવાની બહુજ જરૂર છે. ] II ઓકી કાઢેલાં અન્ન ઉપર, જેમ જમનારને રૂચિ થતી નથી; તેમ ગમે એવા મીઠા પદાર્થો માટે, તન્મનાટ થતો ન હોય; ત્યારે વૈરાગ્યની ઝાંખી થઇ; એમ સમજવું.

મનુષ્યાવતારના મુખ્ય શણગાર, આ ઉપર જણાવ્યા તે બે છે. તે બે જેમની પાસે ન હોય તેમણે— [ ગીતા અ. ૬ ]

**शनैः शनैरुपरमेद्–बुद्ध्या धृतिगृहीतया ॥**
**आत्मसंस्थं मनः कृत्वा, न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥**

અર્થ—તેમણે ધીરજ યુક્ત બુદ્ધિવડે, મનને ધીમે ધીમે, બીજા વિચારોમાંથી પાછું વાળવું; અને તેને પોતાનો જે ઇષ્ટ દેવ હોય; તેના ચિંતવનમાં સ્થિર કરવું. તે સિવાય બીજે ક્યાંઇ મનને દોડવા દેવું નહીં.

હજારો વાતો સાંભળવાનો, જેમને શોખ હોય; અનેકની સાથે બકવાદ કરવાની જેમને ટેવ હોય; શાંતિથી બેસતાં અને બોલતાં આવડતું નહોય; કારણ વિના કોઇને ઘેર રખડતા હોય; અને પૂછ્યા વિના બોલબોલ કરતા હોય; તેમણે પોતાની આ ભયંકર ભૂલો પ્રથમ સુધારવી. જેમ કાંટાને કાઢી નંખાય; તેમ આ ભૂલોને, બળ કરીને કાઢી નાંખવી. મોક્ષ· પત્રિકા વાંચનારમાં જ્યારે આ દોષો જોઉં છઉં; ત્યારે મને અફસોસ થાય છે. દયા આવે છે. કહેનારનું કાંઇક તપ ઓછું છે; એમ પણ મને લાગે છે.

**સુખ માટે ફાંફાં–પણ સાચું સુખ ક્યાં છે ?**—પિંગળા સુખ માટેજ ફાંફાં મારી રહી હતી. પિંગળાને રહેવાને સુંદર મહેલ, પોઢવાને સુંદર શય્યા; પહેરવાના સુંદર શણગાર; ખાવા પીવાના પદાર્થો કીંમતી–તેજવર્ધક; વળી નવા નવા સુંદર પુરૂષો, બાથમાં આવે; એવો ધંધો; તદપિ વેશ્યા દુ:ખી. અત્યાર સુધી ખોટા સુખને સાચું સમજી, તેમાં તે રમતી હતી. અત્યારે તે ઉંઘમાંથી જાગી. પડખામાં સર્પ દેખ્યો. સર્પ સુંવાળો; પણ ઝેરનો ભર્યો. કરડે તેને ભવોભવ ભટકાવે; એવો ભયંકર. સંસારનું સુખ રેશમ જેવું સુંવાળું; અને સાકર કરતાં પણ ગળ્યું. પણ જે તેમાં રચ્યાપચ્યા રહે; તે ભવોભવ ભટકે. દૃઢ થએલી મલીન વાસનાઓ, જીવને બીજા અનેક અવતારમાં, તેની ફજેતી કરે છે. સાંભળો ફજેતી. ભર્તૃહરિ ગાય છે કે— શિખરણીવૃત્તમ્—( વૈરાગ્યશતક )

**कृशः काणः खंजः, श्रवणरहितः पुच्छविकलः ।**
**व्रणी पूयक्लिन्नः, कृमिकुलशतै–रावृततनुः ॥**
**क्षुधाक्षामो जीर्णः, पिठरककपालार्पितगलः ।**

આ હા હા–તોપણ—

**शुनीमन्वेति श्वा, हतमपि च हंत्येव मदनः ॥ १८ ॥**

અર્થ—સુકાઇ ગએલો, કાણો, લંગડો, કાને બુચો, પુંછડા વિનાનો, આખે શરીરે જ્યાંત્યાં વ્રણ હોવાથી પરૂ નીકળી રહ્યું છે એવો, ભૂખથી દુબળો થઇ ગએલો, વૃદ્ધ અને જેને ગળે કચરાની માટલીનો કાંઠલો ભરાઇ રહ્યો છે; એવો એક કુતરો, **કુતરી પાછળ ભમ્યા કરે છે.** ખરેખર મદન (મલીન વાસના) મરેલાને પણ મારે છે. [૧૮]

કેમ સાવધાન છો ને ? આ ભયંકર વાસના ક્યાંથી આવી ? સુખની લાલસામાંથી, જે માનવીઓ—'**હાંઉ**' કરીને કદિ પાછા હઠયા નહી ! તે જ્યાં ગયા; ત્યાં પોતાની સાથે, વિષયસુખની–લાલસા લેતા ગયા. પિંગળાનો આ ધંધો, એક ભવની કમાણી નહીં હોય; અનેક ભવમાં ભૂલથાપ ખાઈને, છાનીછપની, તે પરપુરૂષના ફંદમાં રમતી હશે. તે વાસના દઢ થતાં; જીવ વેશ્યા સ્વરૂપે, સંસારમાં જીવવા આવ્યો. ભર્તુહરિએ ચિતરેલો કુતરો, પાડો બન્યો હશે; તો ત્યાં પણ એજ. બગલો બન્યો હશે; તો ત્યાં પણ એજ. એમ અનેક યોનીઓમાં ગોથાં ખાતો ખાતો, જીવ માનવઆરે આવે. પાછલા અવતારોમાં, જે જે મલીન વાસનાઓ તેણે ભોગવી હોય; તે અહીં પણ તેની સાથેજ રહે છે. માણુસ મરે; દેહ બદલાય–પણ વાસના ન મરે–વાસના ન બદલાય. વાસનાને બદલવા, ભયંકર પરિશ્રમ કરીએ; તોજ વાસના બદલાય. તે પણ, આ મનુષ્ય દેહમાંજ બને. વિષયરસના પ્યાલાઓને ઘોળી ઘોળીને પીતો હોય; તે પુરૂષ ' બસ ! હવે હાંઉ ! ' એમ કહીને, ઉભો થઈ જાય; તો તે બચી જાય. આ દોષને સમજ્યા પછી- અને હાંઉ કીધા પછી–પણ, જેમ લોહચુંબકને અને સોયને સંબંધ છે; તેમ જીવને અને વિષયસુખને સંબંધ છે. ઉપર જણાવેલો કાણો કુતરો, જે કુતરી પાછળ ભમતો હતો; તે કુતરી, તેની લોલુપતાથી ઘણીવાર કંટાળતી હતી. ઠપકાના રૂપમાં તેને ભસતી પણ હતી. ત્યારે કુતરો ઘડી બે ઘડી, ઓશીયાળો થઈને, ઉભો રહેતો હતો; પણ પાછો એનો એ- નફ્ટ. માનવીઓના ઘરમાં નજર કરો; તો પુરૂષ પેન્શન લઈને આવ્યો હશે. મોટા મોટા પુત્રો અને પુત્રવધુઓ ઘરમાં હરતાં ફરતાં હશે. પણ **પુરુષો વિષયસુખ માટે પજવતા હશે.** કોઈ વખત દાદીમા, સામા હોકારા પણ કરતાં હશે. ત્યારે દાદા ઘડી બે ઘડી, ઠાવકા દેખાતા હશે; પણ પાછા એના એ. આ તો સ્વપત્નીની વાત કરી; પણ વિષયાંધો, તેથી આગળ વધીને, પર દારાની ખુશામત કરે છે. પરદારાના ટુંકારા સાંભળે છે. આ પ્રમાણે અનેક જીવો, આ વાસનાને અનેક પ્રકારે, દઢ કરી રહ્યા છે. આ ભયંકર દોષની વાત, કોઇને કરાય નહી. તમારે કરવી પણ નહીં. [અમારે અણુદ્રષ્ટકે તમને કરવી પડે છે.] માત્ર પોતે પોતાના સામું ઝીણી નજરે જોવું–જોતાં રહેવું; અને–હવે 'હાંઉ ક્યારે ?' તેમ પોતે પોતાને પૂછવું. ' હે પ્રિયા ! હવે મને તમારાં હાડકાં ચામડાંમાં મોહ નથી. તમે કોઈ વખત બીમાર હશો; બેચેન હશો; તોપણ તમને મેં પજવ્યાં હશે. તો હે સ્ત્રી ! હવે મને ક્ષમા કરો. હવે 'હાંઉ' કહીને, આ ખેલ ખલાસ કરૂં છઉં. હવે આપણે સન્મિત્રોની માફક આ ઘરમાં રહીએ !' એવો અભિલાષ, પરણનારી જ્યાં સાંભળે; એ ઘર કેવાં હોય ! ઉપર કહ્યું કે–આ રોગ અહીંજ (માનવતામાંજ) મટે–એમ છે. વિષય વાસનાના રોગને, અહીં દઢ થવા દેશો–તો **कृशः काणः खञ्जः** આપણે પોતે બનવું પડશે. કરમ કોઈની શરમ રાખે એમ નથી. હરિલાલ ગાંધી અબ્દલ્લા બન્યા હતા; ત્યારે કસ્તુરબાએ લખ્યું હતું કે–' તારો બાપ તને માફ કરશે; પણ ઇશ્વર તને માફ કરશે નહીં. ' પુત્રનો વાંક, પિતા માફ કરે; પણ પ્રભુતો, તેનો અદલ બદલોજ આપે. કેમ

સમજાય છે ને ? વાતનો સાર એમજ કહે છે કે–અહીં પ્રયત્ન કરશો; તો તે દોષ અહીંજ ભુંસાઈ જશે. પછી તે દોષ તમને પીડશે નહીં. જડભરત મૃગલું બન્યા; પણ મૃગલી પાછળ દોડવા નવરા નહોતા. 'હે હરિ! બચાવી લે! બચાવી લે!' એમ કહેતાં કહેતાં મૃગનો દેહ છોડયો.

**शक्नोतीहैव यः सोढुं, प्राक् शरीरविमोक्षणात् ॥**
**कामक्रोधोद्भवं वेगं, स युक्तः स सुखी नरः ॥ २३ ॥** [ ગીતા અ. ૫ ]

અર્થ—જે માનવી મરવા પહેલાં, કામ, ક્રોધાદિના વેગને હઠાવી દે; તેજ જ્ઞાની અથવા ભક્ત છે; અને તેજ સુખી છે; એમ સમજવું. [૨૩]

પિંગળાની વાતો કરીએ; પણ તે તો તરી ગઈ! પિંગળાએ વિષય સુખને, સર્પ સમજીને ફગાવી દીધું. આપણું શું થશે ? એટલોજ હવે વિચાર કરો. આપણો વિચાર તુલસીદાસજીએ કરી રાખ્યો છે. સાંભળો— [જુઓ મોક્ષવાણી પાનું ૬૮ A.] અનેક યોનીમાં ફરતા ફરતા જીવને—

ચોપાઈ—કબહુક કરી કરૂણા નર દેહી, દેત ઇશ બીનુ હેતુ સનેહી.

[ જીવને માંડમાંડ આ કાંઠો–આ દેહ મળે. ]

નરતનુ ભવવારિધિ કહુઁ વેરે, સન્મુખ મરૂત 'અનુગ્રહ મેરે;'
કર્ણધાર સદ્દગુરૂ દઢ નાવા, દુર્લભ સાજ સુલભ કરી પાવા.

સંસાર સાગરમાં જીવને મનુષ્યાવતાર મળતાં, માનવ દેહરૂપી નાવને ખેંચવા, મારી કૃપારૂપી અનુકુળ પવન હોય છે. નાવના ઉપર ખલાસી ન હોય; તો નાવ જ્યાંત્યાં ભટકાતું ભટકાતું તૂટી જાય. પણ જ્યાં જુઓ ત્યાં, દરેક ધર્મમાં, સંતો રૂપી ખલાસીઓ જીવોને તારવા તૈયાર હોય છે. બીજા અનેક અવતારોમાં જે દુર્લભ હતું–મળે એવું નહોતું; તે અહીં સુલભ કરી આપ્યું. પાંચ આને પરવર મળે; તે પૈસે શેર થયા'! જે જે સાધનો મળ્યાં; તેથી શું કરવાનું સાંભળો—( જરા ઉપર નજર કરો; પાનું તેનું તેજ. )

ચોપાઈ—'ઇહતનુકર ફળ વિષય ન ભાઇ, સ્વર્ગહુ સ્વલ્પ અંત દુઃખદાઇ'

આ દેહનું ફળ, આ દેહે કરવાનું કર્તવ્ય–વિષયભોગ છેજ નહીં. આ દેહમાં આવ્યા પછી તો, એવો બોધ પ્રાપ્ત કરવો; કે તે બોધે કરીને, સ્વર્ગનાં સુખ પણ તુચ્છ લાગે. ખારૂં પાણી ગમે એટલું પીએ; પણ તેથી તૃષા છીપે નહીં; તેમ સંસારનાં ગમે એટલાં સુખ ભોગવીએ, પણ નિજસુખ વિના તૃપ્તિ થાય નહીં.

દોહરો—સાત ગાંઠ કૌપીન હે, અરૂ ભાજી બીનુ લુણુ;
તદપિ હદે રઘુવીર બસે; તો ઇંદ્ર બાપડો કોણુ ?

આ માર્ગે કોણુ ચાલ્યા ? આ વાત કોને ગમી ?–એમ તમે કોઇ પૂછો; તો સાંભળો—

આ વાત સનાતનના રાજઋષિઓને અને બ્રહ્મઋષિઓને ગમી. પછી ગૌતમ મહાવીરને ગમી. શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, શ્રી વલ્લભાચાર્ય, શ્રી સ્વામીનારાયણ, નાનક, કબીર અને એવા અનેક સંતોને ગમી. ભારતની બહાર નજર કરીએ; તો ક્રાઈસ્ટ

મુસા અને મહમદને આ વાત ગમી. અનેક શાસ્ત્રોએ છાતી ઠોકીને કહ્યું કે, આ વાત ગમે; તેજ જગમાં મોટા. તેને પગલે પૃથ્વી પાવન થાય. કદાચ મનુષ્યાવતારમાં આ કામ ન કરી લ્યે; તો—

દોહરો—જો ન તરે ભરસાગરહિ, નર શરીર અસ પાઈ;
સોકૃત નિંદક મંદમતિ, આતમહન ગતિ જાઇ—સીયાવર૦

જે આ કરવાનું ચૂકયો; તેનું કેમ ?

( હજી પાછા ૬૮ A ને પાને આવો. )

દોહરો—સો પરત્ર દુઃખ પાવહીં, શિર ધુનિ ધુનિ પછિતાઈ;
કાલહિ કર્મહિ ઇશ્વરહિ, મિથ્યા દોષ લગાઇ—સીયાવર૦

કેમ સાવધાન છો ને ? રત્નો વીણી વીણીને આપું છઉં. ઉંઘતા હશે; તેમના હાથમાંથી રત્નો પડી જશે. હવે બરાબર સમજી શકશો કે–વેશ્યાએ બગડી બાજી સુધારી લીધી.

સંસારમાં અનેક પ્રકારનાં સુખ છે. તેમાં વિષયસુખ પ્રથમ નંબરનું છે. પવન ભરખીને રહેતો હોય; તેને પણ પકડી લે. તેથી બીજે નંબરે, જીહ્વાનું સુખ છે. ચાનો બંધાણી; ચા પાય; તેનો ગુલામ બની જાય. અફીણીયો બેવકુફ દરબારને પણ, 'હા બાપુ ! હા બાપુ !' કરે. તેથી આગળ બીજા અનેક સ્વાદ છે. રાંધવા રહેલી, શુદ્ધ માતાપીતાની બાળકીયો, ખાવાપીવાની લાલચમાં, નમાલા પાપરૂપ શેઠની રખાત બની બેસે છે. ઉપર મચ્છનું દૃષ્ટાંત આપ્યું છે; ત્યાં વિશેષ ખુલાસો કર્યો છે.

બાળકને પ્રથમ માતાનો ખોળો સુખાકારી હતો. પછી રમકડાં સુખાકારી થયાં; પછી બહારની રમતગમત. પછી નિશાળ અને નિશાળના પાઠ સુખાકારી થયા. અભ્યાસ માટે વિલાયત ભણવા જાય. ધન પાણીની માફક વાપરે. પછી ધંધો અને સ્ત્રી સુખકારી થયાં. ધંધા માટે સગા ભાઈ સાથે લડે; અને સ્ત્રી માટે, જેણે ઉછેરીને મોટા કર્યા; એવા પરમકૃપાળુ માતાપિતા સાથે લડે. પછી પ્રતિષ્ઠા સુખરૂપ લાગે; પ્રતિષ્ઠામાં પણ નાસિપાસ થાય; અગર કંટાળે; ત્યારે પુણ્યનો ઉદય હોય; તો પ્રભુ તરફ નજર કરે. પુણ્યનો ઉદય ન હોય; તો–'પ્રતિષ્ઠામાં વાંધો કેમ પડયો ?'–તેના વલોપાતમાં ઝુરી ઝુરીને મરી જાય. સ્ત્રી, ધન અગર પ્રતિષ્ઠાનો વિયોગ થતાં, તેના વલોપાતમાં, ઝુરી ઝુરીને મરવું; તેના કરતાં, શ્રીહરિને શરણે આવતાં રહેવું; તે સારૂં છે. શ્રીહરિનાં દ્વાર ખુલ્લાં છે. શ્રીહરિની ઓળખાણ કરાવનારાં સંતો-શાસ્ત્રો, દિવસની દરેક પળે, જીજ્ઞાસુઓને પ્રેમથી બોલાવી રહ્યાં છે.

વળી એક મુદ્દાની વાત. એકનીએક સ્થિતિમાં ચિત્તને સદા રહેવું ગમતું નથી. શહેરમાં રહેનારને, ગામડું ગમે છે. ગામડામાં રહેનારને, શહેર ગમે છે. ધનવાન્ ગરીબને સુખી માને છે; ગરીબ ધનવાન્‌ને સુખી માને છે. રાજાની રાણી મહેલથી કંટાળે છે; દાસી પોતાની ઝુંપડીથી કંટાળે છે. એટલે સુખને જંખનારાં દરેક સ્થીતિમાં ઘડીતડી સુખ માની, પછી તેનાથી કંટાળે છે. તેનું કારણ એ છે કે-કોઇ વસ્તુનું યથાર્થ જ્ઞાન મેળવવા, આપણો પ્રયત્નજ નથી. વસ્તુના ગુણદોષ બરાબર વિચારી લેવા, આપણા મનને આપણે તૈયાર કરતાજ નથી. આપણા મનને આપણે તૈયાર કરીએ; તો આપણને જ્યાં પ્રભુએ મૂકયાં છે; ત્યાં ઢંકાઇને બેઠેલાં સુખને, આપણે શોધી શકીએ.

કેટલાએકને થોડોકાળ, લક્ષ્મી સુખકારી જણાય છે. આખરે લક્ષ્મીના સંગથી, કંટાળે છે. એટલે લક્ષ્મીમાં પણ નિત્ય સુખ નથી. કેટલાએકને થોડો કાળ સત્તા સુખકાર જણાય છે. અલ્લાઉદ્દીન અને ઔરંગઝેબ જેવા તો, મરવાની વાતને માનતાજ નહોત તોપણ તેમને મરવું પડ્યું. મરતી વખતે ભાન થયું; કે-સત્તા પણ સાચું સુખ નથી.

અંતઃકરણની પ્રસન્નતા, એ સુખ, અને હૃદયમાં આઘાત, એ દુઃખ; એમ સુખ દુઃખની સામાન્ય વ્યાખ્યા છે; પણ જે પ્રસન્નતા ઘડી બેઘડીની છે; તે પ્રસન્નતા મ બ્યોનું ધ્યેય નથી. જેમને દુઃખ હોય છે; તેમણે તેથી ગભરાવું નહીં. ધર્મ પરાયણ પુરૂષે સંસારમાં દુઃખી હોય છે; પણ તે દુઃખ અનંત સુખ માટે છે.

'જે પ્રથમ કડવું, તે આખરે મીઠું; અને જે પ્રથમ મીઠું, તે આખરે કડવું;' એ ગીતા કહે છે; આપણો અનુભવ પણ કહે છે. આવા અટલ સિદ્ધાંતો, દરેક ધર્મમાં છે છતાં ક્ષણીક સુખની ભયંકર લાલસાવાળાં, ભયંકર દોષ કરી રહ્યાં છે. પાંચને બદ પચાસનો પગાર થાય; તોપણ લાંચ રૂશ્વત લેવા જીવ લચાય છે. અથવા નાના પગારદા પાસેથી, કાંઈ કાંઇ પડાવે છે. ગરીબ મટીને ધનવાન્ થાય; ત્યારે રંડીબાજ બને છે; સ ખેલે છે. એટલે-એક પછી એક સુખની જંખના, કર્યા કરે છે.

સંતો કહે છે કે—'પાંચ મળે; તો પચીસની આશા; પરણે તો પુત્રની આશ
પુત્રના પુત્રની વાડી જોવી છે; જોવા છે જુઠા તમાસા—
ક્યારે તમે પરવારશો? આ કાળ તારી કેડે પડયો છે.

સંસારથી કંટાળીને સાધુ થાય; તો ત્યાં-થોડા દિવસ દેવભાવ પ્રગટે છે. એ પાં અને દસ માસ થાય, એટલે સાધુઓનાં અંદર અંદરના દ્વેષ, ખોટાં ડહાપણ, ક્રોધ અ કજીયા દેખી, ઉલમાંથી ચૂલમાં પડયા જેવું; તેને લાગે છે. નવો સાધુ નિવૃત્તિ લેવા આવ્યે હતો; તે ભયંકર પ્રવૃત્તિમાં પડે છે. કયાં શાસ્ત્રોની આજ્ઞા! અને કયાં તે સાધુઓ વર્તન! ચોપડામાં લખેલું કાંઇ; અને બોલે કાંઇ! વળી ઘણા સાધુઓ, સંસારીઓના સંગ રહે છે. સંસારીઓમાં પણ, ધનવાન્-બેવકુફના બાપા; અથવા છળ કપટ કરીને સંપ્રદા અગર મતપંથ ચલાવી શકે; એવા તાલંબાજ ભક્તનો સંગ, સાધુઓને રાખવો પડે છે આ સંગમાં અને આ રંગમાં, સો વરસે સાધુ મરવા પડે; ત્યારે કદિ લક્ષ્મી અને લક્ષ્મી અનેક સુખ, ત્યાં હાજર હોય; પણ નિત્યસુખ-આત્યંતિક સુખ-એવી કોઈ વસ્તુ, ત હોય નહીં. કેટલીએક સંસ્થાનાં અથવા મઠનાં નામ મોટાં! બ્રહ્મનો સાક્ષાત્કાર કરા એવાં. મોટાં નામ દામ; પણ ત્યાં થોડો કાળ રહીએ; તો ખાત્રી થાય કે-પ્રપંચ અ પાખંડને બળેજ તે ચાલે છે. કહેવાનો હેતુ એ છે કે-જેમ ભગવાન્ વિલક્ષણ વસ્તુ છે તેમ સાધુઓએ અને મુમુક્ષુઓએ; જ્ઞાનીઓએ અને ભકતોએ; લૌકિક સુખથી ડર રહેવું જોઇએ; તેમાં અંજાયા; તે ફસાયા.

નાનું બાળક નાના ચાટલામાં, અગર એવા બે ચાર પૈસાના રમકડામાં લોભાઇને પોતાની સોનાની કલ્લી આપી દે. સમજુ છેતરાય નહીં. તેમ આ સંસારમાં, ઓછ અક્કલ વાળાં-નાનાં બાળક; પછી તે સંસારી હોય-કે સાધુ હોય; પણ બાળકો, લૌકિ સુખ માટે, કરોડો દેતાં ન મળે; એવો માનવદેહ, અથવા માનવદેહની ઘડીયો, જ્યાં ત વાપરી નાંખે. પિંગળા જબકીને જાગી-કુદીને નિંદ્ય કામમાંથી બહાર આવી. હોકારી

બોલી ઉઠી કે-'હે હરિ! હું આપને શરણે છઉં.' એટલે ગમે એવા પાપીએ પણ, આવી કથા સાંભળીને, જબકીને જાગવું-કુદીને નીચા કામમાંથી બહાર આવવું. પછી હોકારીને બોલવું કે-'હે હરિ! હું આપને શરણે છઉં.''

સંતો ગાય છે કે— પદ.

'સુખ છે તમારા શરણમાં હો–શામળીયાજી !
સંસાર સઘળો ફરી વળ્યો–હો–શામળીયાજી !
પણ જીવડો જંપ્યો નહીં ક્યાંઇ–રે–હો શામળીયાજી !
બસ ! સુખ છે તમારા શરણમાં–હો શામળીયાજી !

સંતો એમ પણ ગાય છે કે—

'સુખ છે–સંતના સંગમાં રે–કોઈ રામરસ પીઓરે. વિગેરે.'

સંસારમાં રહીએ; અને લૌકિક સુખને કેમ તજાય ? ધંધા રોજગારને કેમ મૂકાય ? વિગેરે શંકા થાય; તો તેનો જવાબ એ છે કે-લૌકિક સુખ માટે પ્રયત્ન કરવોજ જોઇએ; અને લૌકિક સુખ આવી મળે; તે વિવેકથી ભોગવવાં પણ પડે. ધંધો રોજગાર કરવોજ જોઇએ. માત્ર યાદ રાખવા જેવું એ કે–જેમ દોર ઉપર ચડેલો નટ, સૌને દેખે; પણ તેની નજર દોરમાં. દોર ચૂકે; તો પડે. પાણીયારી પાણી ભરીને, નવાણથી ચાલી આવતી હોય; સાથે સરખે સરખી સાહેલીઓ હોય; હરખને હુલામણે વાતો કરતી હોય; એક બીજીને તાળીઓ પણ આપતી હોય; પણ નજર પાણીની હેલમાંજ રહે. નજર ખસે; તો હેલ (બેડું) માથેથી ઉથલી પડે. આ પ્રમાણે આપણે સૌને, સંસારમાં રહેવું છે; ધંધા રોજગાર કરવા છે. સંસારમાં સુખ પણ ભોગવવાં છે. વાતોના તડાકા મારવા છે. પણ આપણી ચોટ શ્રીહરિના ચરણમાં રહેવી જોઇએ. કોઈ એકવાર ગોખે, ત્યાં યાદ રહી જાય; અને કોઈ દસવાર ગોખે; ત્યારે યાદ રહે. પણ નિશાળીયાને, યાદ તો જરૂર કરવું જ પડે. તેમ આપણે પણ, કોઇને થોડી મહેનતે, શ્રીહરિના ચરણમાં નજર લાગે; અને કોઇને વધારે મહેનતે, નજર લાગે. પણ સમજ્યા હોય; તેમણે શ્રીહરિના ચરણમાં, નજર લગાડવીજ જોઇએ. નજર લગાડવા માટે, બને તેટલો પરિશ્રમ, ખર્ચ, અને લૌકિક સુખની ખુવારી કરતાં અચકાવું નહીં. અબજોના નફા પાસે, બે પાંચહજાર, કે બે પાંચ લાખનું નુકશાન હિસાબમાં નથી. 'પહેલું સુખ તે જાતે નર્યા;' એમ પણ કહેવાય છે. જાતે નર્યા રહેવાથી પોતાને એકનેજ ફાયદો છે; એમ સમજવું નહીં. જાતે નર્યા રહીને, પારકાની સેવા કરે; તે મરદ. જાતે નર્યા રહીને, પારકાને પજવે; તે પામર ! વળી નર્યા રહેવા માટે, અહાર વિહાર સાચવવો જ પડે. આરોગ્ય આહાર વિહારની ઓથે રહે છે. બસ ! ઘણી વાત કરી. ઘણાજ પ્રેમથી જયશ્રીકૃષ્ણ–જયશ્રીકૃષ્ણ–જયશ્રીકૃષ્ણ.

પિંગળાના વિચારો ઉપર અવધૂત પોતાના વિચારો જણાવે છે—

**ब्राह्मण उवाच—**

**एवं व्यवसितमतिर्-दुराशां कान्ततर्षजाम् ॥**
**छित्त्वोपशममास्थाय, शय्यामुपविवेश सा ॥ ४२ ॥**

---

૪૨ પદચ્છેદ—**एवं**–આ પ્રમાણે. **व्यवसिता मतिः यस्याः सा**–નિશ્ચય કરનારી પિંગળાએ. **कांतस्य तर्षा** (તૃષ્ણા) **तया जाता तां इति दुराशां**–કાંતની તૃષ્ણાથી

**आशा हि परमं दुःखं, नैराश्यं परमं सुखम् ॥**
**यथा संछिद्य कान्ताशां, सुखं सुष्वाप पिङ्गला ॥ ४३ ॥**

**॥ इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे पिङ्गलोपाख्यानेऽष्टमोऽध्यायः ॥८॥**

અર્થ—ગુરૂ દત્તાત્રેય બોલે છે કે—"એ પિંગળા વેશ્યા આ પ્રમાણે નિશ્ચય કરીને, કાંતની તૃષ્ણાથી ઉત્પન્ન થએલી દુષ્ટ આશાને કાપી નાંખીને, શાંતિ રાખીને પલંગમાં સુતી." (૪૨) પતિની આશા તજીને પિંગળા નિરાંતે સુતી; તે ઉપરથી મેં શીખામણ લીધી કે-**આશા એજ જીવને મોટું દુઃખ છે; અને નિરાશા એજ જીવને મોટું સુખ છે.** (૪૩)

૪૨-૪૩ વિવેચન—

પંદર સોળ વરસની ઉમરથી, **સ્ત્રીપુરૂષોને** વિષય રૂપી રોગ થાય છે. આ રોગથી સ્ત્રી પુરૂષો ઘડીમાં ચેન, અને ઘડીમાં બેચેન રહે છે. જરા ખજવાળતાં ચેળ શમે; પણ ખજવાળવાનું બંધ કરતાં, બળતરા વધી પડે. વળી જ્યાં જાય; ત્યાં પોતે પોતાનો જ આનંદ ભોગવે છે. કુતરાએ માંસની લાલચથી, હાડકાના ટુકડાને મોમાં ઘાલી, ચાટવા માંડયું. હાડકાની અણી ગલોફામાં વાગી જતાં, લોહી નીકળ્યું. લોહીનો સ્વાદ આવતાં, કુતરૂં રાજી થયું. પણ એમ ન સમજ્યું કે-આ લોહી તો મારૂં પોતાનુંજ છે. હાડકયું મુખમાંથી કાઢી નાંખ્યું; પછી જીભ ચાંદાને અડકતાં, બળતરા થઈ. માટે ગુરૂદત્તાત્રેય કહે છે કે **व्यवसितमतिः**-જેની મતિ સ્થિર થઈ છે; એવી પિંગળા. માણસે ઉપર પ્રમાણે ચિત્તને સ્થિર કરવું જોઇએ.

આવા પ્રસંગોને શણગારવા, વૈરાગ્ય શતકના શ્લોકો સારા છે. પણ તે પુસ્તકમાં આપને આપી દીધા છે; માટે અહીં લંબાણ કર્યું નથી. જેમની પાસે વૈરાગ્ય શતક ન હોય; તેમણે મંગાવી લેવું. હમણાં તેની કીંમત ૧-૦-૦ ને બદલે ૦-૧૨-૦ રાખી છે. પોસ્ટેજ ત્રણ આના જુદા. વિસ્તાર વાળી ટિકા તથા વૈરાગ્યના અનેક પદો તેમાં છે.

આશાના બંધન તૂટતાં સુખે સુતી. અત્યારે અનેક સ્ત્રી પુરૂષો, રાત્રે ફફડતાં ફફડતાં માંડમાંડ ઉંઘે છે. આવા ફફડાટનું ફળ કાંઈ નથી. તેઓએ આવું શાંતિથી વાંચવું—શાંતિ થશે.

આશાના ઉપર અનેક વિદ્વાનોએ પ્રહાર કર્યા છે; પણ યાદ રાખવું-કે સંસારના સુખની આશાની નિંદા છે. ભગવાનને પ્રાપ્ત કરવાની આશા તો, કામની છે. સંતોની સેવાની આશા તો, કામની છે. દ્રવ્ય હોય; તો એ પૈસા વાપરી લેવાની આશા તો, કામની છે. વૃદ્ધ માબાપ હોય; તો તેમને રાજી કરી લેવાની આશા તો, કામની છે.

સંસારની આશા તે અશુભ આશા; અને ભગવાનને પામવાની આશા, તે શુભ આશા.

---

ઉત્પન્ન થએલી દુરાશાને. **छित्वा**-કાપીને. **उपशमं आस्थाय**-શાંતિ રાખીને. **सा शय्यां उपविवेश**-પલંગમાં સુતી.

૪૩ પદચ્છેદ—**आशा हि परमं दुःखं**-આશા એજ મોટું દુઃખ છે. **निराशायाः भावः नैराश्यं, नैराश्यं परमं सुखं**-નિરાશા એજ પરમ સુખ છે. **यथा**-જેમ. **कांताशां संछिद्य**-પતિની આશા તજીને. **पिंगला सुखं सुष्वाप**-પિંગલા સુખેથી સુતી.

આ બે આશાઓ એક બીજાની શોક છે. એક હોય; ત્યાં બીજી આવે નહીં. એટલે અશુભ આશાનો નાશ થાય; ત્યારેજ શુભ આશા હૃદયમાં આવી શકે.

**एकाकी निस्पृहः शांतः, पाणिपात्रो दिगंबरः ।**
**कदा शंभो भविष्यामि, कर्मनिर्मूलनक्षमः ॥७०॥** વૈરાગ્ય શતક.

**અર્થ**—હે સદાશિવ ! એકલો, સંગ રહિત, નિસ્પૃહ, શાંત, હાથ રૂપી પાત્રવાળો, દિગંબર, અને કર્મને નિમૂળ કરવાને શક્તિમાન એવો હું કયારે થઈ શકીશ. [૭૦]

શિખરિણી—

**कदा गोविंदेति, प्रतिदिवसमुल्लासमिलितः ।**
**सुधाधाराप्रायास्-त्रिदशतटिनीवीचिमुखरे ॥**
**भविष्यंत्येकांते, क्वचिदपि निकुंजे मम गिरः ।**
**मरालीचक्राणां, श्रुतिसुखरवाक्रांतपुलिने ॥ ८६ ॥** (વિજ્ઞાનશતક).

**અર્થ**—તરંગોના ખળખળ શબ્દોથી, તથા હંસીઓનાં ટોળાઓના, કાનને પ્રિય લાગે એવા કલવરોથી, ગાજી રહેલા ગંગાનદીના તીર ઉપરના, કોઈ એકાંત નિકુંજમાં, હે ગોવિંદ ! હે ગોવિંદ ! આવી રીતે ઉલ્લાસથી ભરપૂર, અમૃતની ધારાને વર્ષતી વાણીઓને, હું પ્રતિદિવસ કયારે બોલીશ. (૮૬)

આવાં અનેક રત્નો, આપને ઘણીવાર આપ્યાં છે. ઈતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશસ્કંધનો આઠમો અધ્યાય સંપૂર્ણ. બોલીઓ હરિ-શ્રીરામચંદ્રદેવકી જય હરહર મહાદેવહર.

**અમદાવાદ,** મોક્ષમંદિર.
સંવત ૧૯૯૩ ના અશાડ સુદ ૧૧. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

---

## અધ્યાય ૯ મો.

વિષય—દત્તગુરૂએ (૧૮મો) ટિટોડો, (૧૯) બાળક, (૨૦) કુંવારી, (૨૧) બાણ ઘડનારો (૨૨) સર્પ, (૨૩) કરોળીઓ, (૨૪મો) ભમરીનો કીડો, (૨૫મો) ગુરૂ દેહને કર્યો. તે કથા આ અધ્યાયમાં છે.

અધ્યાયની શરૂઆતમાં **એકનાથ** મહારાજ, પ્રભુને પ્રાર્થના કરે છે કે-ઉપદેશરૂપ તીક્ષ્ણ વજ્રથી, જડ જીવરૂપ પર્વતની, સંકલ્પવિકલ્પરૂપ પાંખો તમે તોડો છો; અને તમારા સ્થાનમાં, તે જીવને આપ સ્થિર કરો છો. વિવેકરૂપી પારિજાતનાં અને વૈરાગ્યનાં મઘમઘતાં પુષ્પમાં, મુમુક્ષુરૂપ ભ્રમર પેસીને, તેમાના ચૈતન્ય સુખરૂપ સુગંધનું સેવન કરે છે. વિગેરે-વિગેરે.

હવે ૧૮મા ગુરૂ ટિટોડા સંબંધી દત્ત ભગવાન્ બોલે છે—

**ब्राह्मण उवाच ॥**

**परिग्रहो हि दुःखाय, यद्यत् प्रियतमं नृणाम् ॥**
**अनन्तं सुखमाप्नोति, तद्विद्वान् यस्त्वकिंचनः ॥ १ ॥**

---

૧-૨ પદચ્છેદ—**ये बलिन: निरामिषाः**-જેઓની પાસે માંસ નહોતું એવા બળવાન પક્ષિઓ. **सामिषं कुररं जघ्नुः**-જે ટીટોડો પોતાની ચાંચમાં માંસ લઈને જતો હતો;

**सामिषं कुररं जघ्नुर्‌–बलिनो ये निरामिषाः ॥**
**तदामिषं परित्यज्य, स सुखं समविन्दत ॥ २ ॥**

**અર્થ—ગુરૂદત્તાત્રેય કહે છે કે–મારો ૧૮મો ગુરૂ ટીટોડો છે. એક ટીટોડો, પોતાની ચાંચમાં માંસ લઈને, જતો હતો; તેને બીજા બળવાન્ પક્ષિઓ, કે જેઓની પાસે માંસ હતું નહીં; તેઓ મારવા લાગ્યા. ત્યારે તે ટીટોડો માંસ મુકી દઈને, સુખ પામ્યો હતો. તે ઉપરથી મેં શિખામણ લીધી છે કે–જે જે વસ્તુ મનુષ્યોને બહુ પ્યારી હોય; તેનો પરિગ્રહ (સંગ્રહ) કરવો; એજ દુઃખદાયી છે. એમ સમજીને, જે પુરૂષ પરિગ્રહનો ત્યાગ કરે છે; તે પુરૂષ નિર્ધન રહીને, અનંત સુખને પામે છે. [૧–૨]**

૧–૨ વિવેચન—

**श्येनवत् सुखदुःखी त्यागवियोगाभ्याम् ॥ ૯ ॥** [સાંખ્યદર્શન અ. ૪] ટીટોડાએ માંસનો ટુકડો ચાંચમાંથી કાઢી નાખ્યો; તેથી તે સુખી થયો. પરાણે તે ટુકડો કાઢી નાખવો પડયો; તેથી તે દુઃખી થયો.

પરિગ્રહ એટલે ઘરબાર, ધનદોલત, વાડી, ખેતરો, રાચરચીલું–તે તમામ પરિગ્રહ કહેવાય છે. પરિગ્રહ એટલે 'સંઘરો'–અથવા 'સંગ્રહ અથવા ઘરવખરી.'

ચાર આશ્રમ-બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સન્યાસ. આ ચારમાં બાકીના ત્રણે આશ્રમને, પોતાના નિર્વાહ માટે, ગૃહસ્થોનો આશ્રય રાખવો પડે છે. નિર્વાહની પાછળ અનેક વસ્તુઓ જોઇએ. નિર્વાહનો ભાર માબાપ ઉપાડે છે; પછી બાળકોને–'ઘીનો ભાવ શું? લાવવું છે કે નહીં? થઈ રહેશે; તો શું કરશું?' એવી કોઈપણ પ્રકારની ખટપટ હોતી નથી. તેમ નિર્વાહનો ભાર, ગૃહસ્થોને માથે નાંખ્યા પછી, બ્રહ્મચારીએ–વાનપ્રસ્થે અને સન્યાસીએ, પોતાના પેટ પુરતું અન્ન મળ્યા પછી, વધારે સંઘરવું નહીં. અન્ન, વસ્ત્ર, કંથા (કામળી), અને પોતાને પ્રેમ હોય; તે પુસ્તકો સિવાય; પોતાના પાસે કાંઇ રાખવું નહીં. પાણી પીવા માટે પણ તુંબડું-કે જેને ગુમ થવાનો જરાએ ભય નહીં. આ ત્રણ આશ્રમવાળા જ્યાં સુધી ચારિત્રવાન્ રહ્યા; ત્યાં સુધી તેઓને કોઇપણ પ્રકારની કમી રહી નહીં; પણ જ્યારે તેઓ વિલાસી બન્યા; ત્યારે ગૃહસ્થોના જેવાં ઘર બાંધવા લાગ્યા. ઘર એટલે અનેક વસ્તુઓનો ભંડાર, અને અનેક ઉપાધિઓનો સાગર. ત્યાગીઓનાં આ ઘરનાં નામ–મઠ, મંદિર, અન્નક્ષેત્ર કે એવાં કોઇ, ઘડી કાઢેલાં નામ હોય છે. તેમાં સાધુ, બ્રહ્મચારી કે વાનપ્રસ્થ, કાંઈક સેવાભાવી હોય; કાંઈક ખુશામતીયા હોય; કાંઈક વ્યવહાર કુશળ હોય; અને વળી કાંઈક ભણેલા–વાચાળ-હોય; તો તે મોટો સંસાર–પરિગ્રહ પાથરી દે છે. તે પોતાની હુશીયારીમાં એટલા બધા દટાઈ જાય છે; કે–પોતાને માથે, પોતાને ખાતે–કેટલા પરિગ્રહનો, કેટલાં દાન

---

તેને મારતા હતા. **तदा**–ત્યારે. **आमिषं परित्यज्य**–માંસને તજી દઇને. **स सुखं समविंदत**–તે સુખી થયો. તે ઉપરથી મેં શીખામણ લીધી કે–**यत् यत् नृणां प्रियतमं**–જે જે મનુષ્યોને વ્હાલું છે. **तस्य तस्य परिग्रहः**–તેનો સંઘરો કરવો. પોતા પાસે રાખવું તે. **दुःखाय**–દુઃખને માટે છે. **तत्**–તે દુઃખને **विद्वान् यः**–જાણનારો જે પુરૂષ. **अकिंचनः तु**–નિર્ધન રહીને. **अनंतं सुखं आप्नोति**–અનંત સુખને પામે છે.

દક્ષણાનો-ભાર વધી પડયો છે; તેની તેને ખબર પણ પડતી નથી. જેમ મધમાં લોભાએલી માખી, પોતે ત્યાં ચોંટી જાય છે; તેની તેને ખબર પડતી નથી; તેમ આવા ફંદમાં ઉતરેલા બ્રહ્મચારી, વાનપ્રસ્થ, કે સન્યાસી, પોતે ત્યાંથી (માયામાંથી) ઉડવાને બદલે, ત્યાં (માયામાં) ચોંટી જાય છે; આસક્ત બની જાય છે; તેની તેને ખબર રહેતી નથી. ઘરબાર ભોગવનારા-સ્ત્રી પુત્રાદિકના પોષણનો ભાર ઉપાડનારા, બ્રાહ્મણોને પણ, જોઇએ તેટલુંજ લેવાની શાસ્ત્રે રજા આપી. વધારે લેવાની મના કરી; ત્યારે આ તો ત્યાગનો ડોળ કરનારા-બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સન્યાસી— [ મોક્ષવાણી પાનુ ૮૨A]

છંદ—તપસી ધનવંત દરિદ્ર ગૃહી, કલિ કૌતુક તાત ન જાત કહી.
બહુ દામ સંવારહિ ધામ યતિ, વિષયા હરિ લીન્હ ગઇ વિરતિ.

ઉપર જુઓ પાનું ૮૧.

ચોપાઈ—નારી મુઇ ગૃહસંપતિ નાસી, મુંડ મુડાય ભયે સન્યાસી.

× × × × ×

જાકે નખ અરૂ જટા વિશાલા, સોઈ તાપસ પ્રસિદ્ધ કલિ કાલા.

આવા કાંકા રોડા ! કાંકી ઇંટ ? તેને અભાગીયા-અભણ-બ્રાહ્મણો, પૂજી રહ્યા છે. માટે તુલસીદાસ કહે છે કે—

ચોપાઈ—તે વિપ્રનસન પાવ પુજાવહિ, ઉભયલોક નિજ હાથ નશાવહીં.

પ્રેમ દરવાજે સરયુંદાસજી [મૂળ પાટડીના કડવા પાટિદાર] સાધુ હતા. તે બ્રાહ્મણને દેખે; ત્યાં પગે લાગે. કથા કરતા ત્યારે કહેતા કે-' વ્યાસપીઠ તો વ્યાસની હોય-બ્રાહ્મણોની હોય. હું તેમની ગાદી પાસે બેસીને, તેમની પ્રસાદી રૂપે આપને, સૌને ભગવાનની વાત કરૂં છઉં.' આજકાલ વાણીયા, કણબી, કોળી કે વાઘરી, બાવા બન્યા એટલે—

દોહરો—વાદે શુદ્રકર દ્વિજન સન, હમ તુમસે કછુ ઘાતી;
જાને બ્રહ્મ સો વિપ્રવર, આંખિ દેખાવહી ડાટિ. સીયાવર૦

જે બ્રહ્મચારી, જે વાનપ્રસ્થ અથવા જે સન્યાસી-સાધુ, પરિગ્રહમાં લોભાયા; તેમને લોભ-મોહ-માન, પ્રતિષ્ઠા વિગેરે અનેક દોષોએ, જમીનદોસ્ત કરી દીધા. કચરી નાંખ્યા. તેમને લાત મારીને, તેમની પાસેથી વૈરાગ્યનાં સુખ ઝુંટવી લીધાં. તેમને ઠેબું મારીને, તેમને શ્રીહરિને પગથીએથી, દૂર દૂર ફેંકી દીધા.

આજ કાલ ત્યાગ વૈરાગ્યથી પડી ગએલા-બ્રહ્મચારી, વાનપ્રસ્થો અને સન્યાસી ઘણા છે. કરોડો રૂપૈયાઓનો ધર્માદો કરીને, સમાજ આંખો વીંચીને, તેમને પોશે છે. 'આવી ભૂલ કયાં સુધી ચાલશે ?'-કે-'ચાલે ત્યાં સુધી-ચાલવા દો'

યશોવિજય અને જૈન સમાજ—જૈનોમાં એક વખતે, ઘરબારી સાધુઓ (ગોરજી) વધી પડયા હતા. વિદ્યા, તપ અને ચારિત્રને બદલે, મેલી વિદ્યાનો વધારો થઈ પડયો હતો. મેલી વિદ્યાની ઓથે, વૈભવ અને વિલાસ ઉપાશરામાં પેઠા. જૈન સમાજ અકળાઈ ગયો. મહાવીરના પુણ્ય પ્રતાપે, ' યશોવિજય નામના રૂડા સાધુ, દષ્ટિ-મર્યાદામાં આવ્યા. જૈન સમાજની બુરી દશા જોઈને, વિદ્યા અને ચારિત્રની કમાણી કરવા, તે કાશીએ પહોંચ્યા. ખોટી જનોઇ પહેરીને, બ્રાહ્મણ બન્યા. સેવા ભાવે બ્રાહ્મણની

પાસે રહી, વિદ્યાભ્યાસ કર્યો. જુજ વખતમાં ભણી લઇને, ગુરૂ પાસે વિદાય માંગી. તેના ઉપર ગુરૂ પ્રસન્ન હતા. વિદાય માગતી વખતે, ગુરૂ પાસે પોતાનો ગુન્હો કબુલ કર્યો કે–"પ્રભુ! હું જૈન સાધુ છઉં. વિદ્યા ભણવાના લોભથી, જાત છુપાવવાનો અપરાધ કર્યો છે. આપ પ્રાયશ્ચિત આપો. શિક્ષા કરો; તે ખમવા તૈયાર છઉં." એમ કહી, લાકડીની માફક પગમાં પડયા. એક તો બ્રાહ્મણ, વિદ્વાન્ અને સૌજન્યથી ભરેલો પંડિત–આવાં કોમળ વચન સાંભળી, તેનો અપરાધ માફ કર્યો. ગુરૂ ઘેરથી ચાલતાં, ફરી પ્રાર્થના કરી કે–'કોઇ વખત ગુજરાત તરફ આપ પધારો; તો આ દાસને યાદ કરજો.' યશોવિજયે કાશીથી આવીને વ્યાખ્યાનો આપવા માંડયાં. ધર્મનું પ્રથમ પગથીયું–જે સાધુ–તે સંબંધી ચર્ચા કરી. શાસ્ત્ર શું કહે છે; અને આ વહિવટ શું ચાલી રહ્યો છે; તે સૌ તપાસવા લાગ્યા. ત્યાગ વૈરાગ્ય વિનાના સાધુ, તે તાલંબાજી લોકોનું ટોળું. વળી મેલી વિદ્યાના ઉપાસકો. શ્રાવકો અને યશોવિજય જેવા બીજા ડાહ્યા સાધુઓએ, ગોરજીઓને, તેમના ઉપાશરામાં રહેવા દઈ, નવા ઉપાશરા બંધાવવા માંડયા. મહાવીરની આજ્ઞા પ્રમાણે રહેનારા સાધુઓ, ત્યાં વસવા લાગ્યા. 'જેને કોઇ ઠેકાણે નહીં દાવો; તે સાચો બાવો.' મહાવીરની આજ્ઞા પ્રમાણે ચાલે–એવો નવો, પણ પ્રાચીન ઢબનો સાધુસંઘ તૈયાર થયો. અત્યારે જે દેખાય છે; તે નવો સાધુસંઘ છે. તેઓમાં પણ, કેટલાએક દોષ હશે; પણ આપણે દોષ જોવા બેઠા નથી. આપણે તો એટલુંજ જોવું છે કે–તેઓ માનસર–માંડ માંડ–શ્રાવકોને ઘેર ભિક્ષા માંગવા આવે છે. એકાદ બે રોટલીથી વધારે લેતા નથી. જ્યાં લગ્નાદિ પ્રસંગ હોય; ત્યાં મીઠા પ્રસાદની લાલચમાં, લોભાતા નથી. મંદિર, મઠ પોતાને નામે બાંધતા નથી. દુકાનેથી ઉઠયા હોય; ત્યારે અભણ હોય છે; પણ પછી પંડિતો પાસે બેસીને ભણે છે. અને સમાજને ધર્મ, ધ્યાન, કથાવાર્તા વિગેરે જે જોઇએ; તે આપ્યા કરે છે. પેટ સિવાય અન્ન મુકવાનું, તેમની પાસે પાત્ર નથી; અને પંડ સિવાય, વસ્ત્રો મુકવાનું કબાટ, પેટી–એવું કોઈ સ્થાન નથી; પગે જોડા નથી; માથે છત્ર નથી. દીલ્હી સુધી જાય; તોએ ગાડી આદિમાં બેસતા નથી. આ પ્રમાણે મહાવીરની સખત આમન્યાઓનું, હજી સુધી પાલન કરે છે. આપણા બધા સાધુ, બગડયા નથી; પણ ઘણા સાધુઓ, 'કાંઇ નહી'–'હોય'–એમ પણ ચાલે–'હું બ્રહ્મરૂપ છઉં', 'હું ઇશ્વરને આંબી ગએલો છઉં;' એવા અનેક દંભી બ્હાનાં નીચે, નીચે નીચે ઉતરતા જાય છે. દેવદ્રવ્યથી જૈન સાધુઓ પોતે, ઘણાજ ડરે છે; અને શ્રાવકોને પણ તેથી અલગ રાખે છે. ત્યારે આપણે ત્યાં, દેવદ્રવ્ય ઉપરજ તાગડધીનાં થઇ રહ્યાં છે. દેવ પુજ્ય છે; પણ તેમને ધરાવેલું દ્રવ્ય, બહુ ભયંકર છે. દેવને ધરાવેલો પ્રસાદ પણ, જરા જેટલો–અથવા તુલસીને પાંદડે ઉભો રહે–એટલોજ ખવાય; તો ઠીક. બાકી વધારે ખાવા શીખ્યા; તે મતિમંદ બની ગયા છે. આ નુકશાની મશાલો લઈને બતાવવી પડે; એવી નથી. જ્યાં જુઓ ત્યાં, આ નુકશાની તરી આવે એવી છે–વધારે શું કહીએ!

પારાશર સ્મૃતિ કહે છે કે—

**तपःश्रुतपरिवारां, शमसाम्राज्यसंपदम् ॥**
**परिग्रहग्रहग्रस्ता, त्यजेयुर्योगिनोऽपि हि ॥१५१॥**

અર્થ—ત્યાગીઓ પણ જ્યારે–પરિગ્રહરૂપી ગ્રહને આધીન થઇ જાય છે; ત્યારે તપ, અને શાસ્ત્રજ્ઞાનના પરિવારવાળી શાંતિરૂપી સામ્રાજ્યની સંપત્તિ નાશી જાય છે. [૧૫]

જૈન સાધુઓએ પરિગ્રહ માટે ઘણું કહ્યું છે. તેમાંથી પણ, કાંઇક કહું!

રાગ—શાર્દૂલ૦　　[ સિંદુરપ્રકરણ ]

**प्रत्यर्थी प्रशमस्य मित्रमधृतेर्-मोहस्य विश्रामभूः ।**
**पापानां खनिरापदां पदमसद्-ध्यानस्य लीलावनम् ॥**
**व्याक्षेपस्य निधिर्मदस्य सचिवः, शोकस्य हेतुः कलेः ।**
**केलीवेश्म परिग्रहः परिहृतेर्-योग्यो विविक्तात्मनाम् ॥४३॥**

અર્થ—વિવેકી પુરૂષોએ, પરિગ્રહનો ત્યાગ કરવો જોઈએ. કારણકે પરિગ્રહ શમતાનો શત્રુ છે; અધીરનો મિત્ર છે; મોહને વિશ્રાંતિનું સ્થાન છે; પાપની ખાણુ છે; આપત્તિનું સ્થાન છે; અશુભ ચિંતવનને ક્રિડા કરવાનો બગીચો છે; વ્યાકુળતાનું નિધાન છે; મદનો મંત્રી છે; શોકનો હેતુ છે. અને કલિને એટલે કલેશને ક્રીડા કરવાનું ઘર છે. [૪૩] (બસ ! વધારે નહીં કહું ! )

સાધુઓને પણુ મીલ્કતના ઝઘડા, વકીલોની ખુશામત; અને કોર્ટોમાં ધક્કા. જ્ઞાનામૃતની તૃષા છીપાવવા, માનવ દેહનો સાચો લ્હાવો લેવા, જેના ચરણુમાં હાઈકોર્ટના જજો દોડયા આવે: તે સંત પુરૂષો, ઈશ્વરને પડયો મેલીને, નશ્વર પદાર્થો માટે, કોર્ટોના સિપાઓના ધક્કા ખાય. વિચાર કરી જોજો. સંસારમાં માલમીલ્કતને સાચવતાં, ગૃહસ્થો મુંજાય છે; ત્યારે સાધુ મુંજાય; એમાં નવાઇ નથી.

મચ્છેંદ્ર અને સોનું—સોનાની લગડી ઝોળીમાં લઇને, મચ્છેંદ્ર વગડે ચાલ્યા આવતા હતા. સાથે ગોરખ હતા. રસ્તામાં મુકામ કરતાં, ગુરૂ, ગોરખને પુછતા હતા કે–'અહીં કોઈ ભય નથીને ?' ગોરખ સમજ્યા કે—વાઘવરૂનો ભય. તેણે કહ્યું—'ના'. એમ બે પાંચ ઠેકાણે મુકામ કરતાં,—'અહીં કોઇ ભય નથી ને ?' એમ ગુરૂએ વારંવાર પુછ્યું. તેથી ગુરૂ ગોરખ સમજ્યા કે–'ગુરૂ પાસે કાંઇક લોચો છે.' ગુરૂ જંગલ ગયા પછી, ગોરખે ગુરૂની ઝોળી તપાસી, તો તેમાં સોનાની લગડી હતી. ગોરખે તે લગડી લઇને, કુવામાં નાંખી દીધી. ત્યાંથી આગળ બીજે મુકામ કર્યો; ત્યાં ગુરૂએ પુછ્યું કે–'અહીં કોઇ ભય નથીને ?' ગોરખે જવાબ આપ્યો કે– 'ભય કુવામાં નાંખી દીધો.' ગુરૂ સમજી ગયા. તાત્પર્ય—પરિગ્રહ, ભય-બંધન, માયા–મમતા, રાગદ્વેષ, એવા અનેક દોષોથી ભરેલો છે. ગૃહસ્થોએ પણુ, બે પાંચ માસે, અગર બે પાંચ વરસે, કાંઈ સત્કર્મ કરીને, પરિગ્રહને ઉલેચતાં રહેવું જોઇએ. નહીં તો–વૈદ કે–ચોરી !

આ બધી વાત કરી; પણુ વચ્ચે એક વાત રહી ગઈ. તે પણુ સાંભળી લ્યો. યશોવિજયના ગુરૂ, કાશીના પંડિત, પતિપત્ની બેઉ, કાશીથી દ્વારકા આવ્યાં હતાં. ત્યાંથી પંઢરપુર જતાં, અહીં અમદાવાદ ઉતર્યાં હતાં. જૈનપુરીમાં 'મારો યશો–મારો યશો–તે સાધુ છે.' એમ વાતો પુછતાં, પત્તો લાગ્યો કે–તે સાધુ ખંભાતમાં છે. પંડિતરાજ પત્ની સાથે, ખંભાત પહોંચ્યા. યશોવિજય, મોટા મંડપમાં ધડધડાટ વ્યાખ્યાન કરી રહ્યા હતા. તે વખતે પંડિત ત્યાં પહોંચ્યા. તેમને છેટેથી દેખતાં, યશોવિજય, વ્યાસપીઠ ઉપરથી ઉતરી પડી, ઘણીજ નમ્રતાપુર્વક સામે ચાલ્યા. વિયોગી વાછડું ગાયને ભેટે; તેમ વિયોગી શિષ્ય, ગુરૂ ચરણુમાં આળોટી પડયા. ગુરૂએ હાથ થોભી, ઉભા કર્યા. પછી ગુરૂનો હાથ થોભી, વ્યાસપીઠ પાસે લાવી, આસન આપીને બેસાડયા. સાધુ હાથ જોડીને, સામા ઉભા રહીને બોલ્યા કે–' અહો ! આજ મારાં અહો ભાગ્ય ! હું આપની શી સેવા કરૂં ! હું તો સાધુ —ઓઘાવાળો ! અકિંચન ! આપની શી શેવા કરૂં.' તે સાંભળી, ખંભાતના ગ્રહસ્થો બોલ્યા

કે–'આપ સાધુ છો–અકિંચન છો–પણ અમો સૌ ગૃહસ્થો છઈએ. અમારી પાસે જે કાંઈ છે; તે આપનુંજ છો. આજ્ઞા કરો; એટલીજ વાર!'

યશોવિજય—શ્રોતાઓને–એમ? આપ સૌ રાજી છો?

શ્રોતાઓ—સ્ત્રી પુરૂષ તમામ–આપ આજ્ઞા કરો; તે કરવા તૈયાર છઈએ. તમારા ગુરૂ–તે અમારા ગુરૂ. ગુરૂસેવા ક્યાંથી!

યશોવિજય—ત્યારે જુઓ! ઘેર કાંઈ લેવા જવું; તે ઠીક નહીં. અહીં આપના અંગ ઉપર, જે કાંઈ હોય; તે પ્રેમથી ગુરૂના ચરણમાં ધરો.

આજ્ઞા થતાં, સૌએ તેમ કર્યું. એમ કહેવાય છે કે–૩ થી ૪ હજાર રૂપૈયાના સોનાના દાગીના, ગુરૂ ચરણે ધરાયા હતા. ત્યાંથી ગુરૂ વડોદરે થઇને પંઢરપુર પધાર્યા. લગભગ ૩૦૦ વરસની ઉપર આ વાત છે. (ઘણા વરસ ઉપર, કોઇ ભાઈએ મને આ વાત કહી હતી. તેમાં કાંઇ ભૂલ હોય; તે સુધારીને વાંચજોજી.]

જે ટિટોડા પાસે માંસ હતું; તે ટિટોડો જેમ માર ખાતો હતો; તેમ કુટુંબમાં પણ, ધનવાનને લુંટવા, સૌ વાંકાંચુંકાં બોલે. લેવાદેવાના ઝઘડામાં ધનવાનનું મરણ બગડે. ધનવાનના મુવા પછી પણ, તેના કંગાલ સંબંધીઓ, મુવાનું માંસ ખાનારાં ગીધોની માફક લડે. જ્યાં પાછળ વાપરનાર ન હોય; તેમણે વાપરવા જેટલુંજ રાચરચીલું અને ધન, પોતાના ઘરમાં રહેવા દેવું. વાપરનાર બે, અને પલંગ પાંચ, અને પંદર ખુરશી–નકામાં છે. તેમનાં ઘર સાધુનાં ઘર જેવાં, પવિત્ર સાદાં હોય; તો બહુ શોભે! ઘરડો રાજા રાજગાદી ન છોડે; ત્યારે તેના કુંવરસાહેબો એકઠા થઇને વાતો કરે; કે–' આ જમિ હવે ક્યારે ઉઠશે? છાપામાં હમેશાં પાંચપચીશ મરણ નોંધાય છે; તેમ આપણા મરહુમ મહારાજા, ક્યારે નોંધાશે? વિગેરે. માલ મિલ્કતવાળા ધનવાનને બંગલામાં કોમળ છત્રીપલંગ ઉપર ઉંઘ આવે નહીં; અને બંગલાના આગલા ભાગમાં, નિર્ધન નોકર અને નોકરડી, ફાટલી ગોદડી ઉપર ઘસઘસાટ ઉંઘતાં હોય. વિગેરે વિગેરે સૂચવે છે–શિખવે છે–કે–' જોઇએ એટલુંજ રાખો. વધારે તમારૂં નથી; પણ કજીયાનું છે.' કજીઓ થાય; તે પહેલાં સત્કર્મમાં વાપરી નાંખો.

પરિગ્રહમાં પ્રીતિ કરાવનાર અહંભાવ છે. અહંભાવ કેવી રીતે કાઢી નાંખવો; તે હવે કહે છે—

૧૯મો ગુરૂ બાળક—

**ब्राह्मण उवाच—**

**न मे मानावमानौ स्तो, न चिन्ता गेहपुत्रिणाम् ॥**

**आत्मक्रीड आत्मरतिर्-विचरामीह बालवत् ॥ ३ ॥**

---

૩ પદચ્છેદ—**बालवत्**–બાળકની માફક. **मे मानावमानौ न स्तः**–મારે માન અપમાન નથી. **न मे चिंता गेहपुत्रिणाम्**–તેમ બાળકની માફક મારે ઘરની કે પુત્રાદિની ચિંતા પણ નથી. **आत्मना एव क्रीडा यस्य सः आत्मक्रीडः**–પોતાની સાથે ક્રીડા કરનાર હું. **आत्मनि रतिः यस्य सः**–પોતામાંજ પ્રીતિ રાખવાવાળો–હું. **बालवत् इह विचारामि**–બાળકની માફક અહીં (સંસારમાં) ફરૂં છઉં.

**द्वावेव चिन्तया मुक्तौ, परमानन्द आप्लुतौ ॥**
**यो विमुग्धो जडो बालो, यो गुणेभ्यः परं गतः ॥ ४ ॥**

**અર્થ—બાળકને જેમ માન અપમાન નથી; તેમ ઘર પુત્રાદિની ચિંતા નથી. તેમ મને પણ, માન કે અપમાન નથી; અને ઘર તથા પુત્રાદિની ચિંતા નથી; (બાળકના મગજમાં ઝાઝું જગત્ પેઠેલું નહીં હોવાથી) તે જેમ પોતાની સાથેજ ક્રીડા કરે છે; અને પોતામાંજ પ્રીતિ રાખે છે; તેમ હું પણ (જગતને મિથ્યા સમજી જઇને) મારી પોતાની સાથેજ ક્રીડા કરૂં છઉં; અને મારા પોતામાંજ પ્રીતિ રાખું છઉં. આ પ્રમાણે બાળકની માફક હું આ જગત્‌માં વિચરૂં છઉં. [૩] આ સંસારમાં એક અજ્ઞાની અને ઉદ્યમરહિત બાળક, અને બીજો ગુણથી પર ઈશ્વરને પામેલો પુરૂષ, એ બેઉ, ચિંતાથી મુક્ત રહે છે; અને પરમાનંદમાં ડુબેલાં રહે છે. [૪]**

૩–૪ વિવેચન—

'બાદશાહથી મોટું કોણ ?' એમ અકબરે લવાને પૂછ્યું. લવો કહે-'તે તો દિલ્હીમાંજ વસે છે;' 'તેવળી એવું કોણ છે ?' લવો કહે-'બતાવીશ.' એકવાર બાદશાહ અને લવો, એક પોળમાં થઈને સાથે સાથે ચાલ્યા જતા હતા. છોકરાં ધૂળની ઘોલકી કરીને રમતાં હતાં. બાદશાહના પગની ઠેસથી, ઘોલકી જરા બગડી. નાનો છોકરો બોલી ઉઠયો-'અલ્યા ! ઓ ! દેખતો નથી ? આંધળો છો ?' અકબર—લવાને 'આ કોણ છે ?' લવો—એ બાદશાહથી મોટો બાળરાજા-વિગેરે.

જે મારૂંતારૂં કરવા શીખ્યા નથી; એવા બાળકોની આ વાત છે. જે બાળકોને મારૂંતારૂં નથી હોતું; તેમને અહંભાવ હોતો નથી. તેથી તે સુખી હોય છે. સંસારમાં રહેનારને મારૂંતારૂં કરવુંજ પડે-પણ તે કામ જેટલુંજ હોવું જોઈએ. સંસાર તજવા વખત થાય; એટલે વૃદ્ધાવસ્થા થાય; ત્યારે મારૂં તારૂં, જેમ બને તેમ ઓછું કરતાં રહેવું જોઇએ. તેથી આગળ ત્યાગીઓ- સન્યાસીઓ, જેઓ મારા તારાના બંધનરૂપ ઘર અને મીલ્કતને મૂકીને, બહાર નીકળ્યા છે તે છે. જુદા જુદા સંપ્રદાયો, જેમ કલ્યાણકારી છે; તેમ તે સંપ્રદાયો કાચાપોચાને મારૂં તારૂં બહુ શીખવે છે. દરેક સંપ્રદાયમાં મારૂં તારૂં કરનારા પંચાણુ ટકા હોય છે. જીવને મારૂં તારૂં અનાદિકાળથી વળગ્યું છે. તે બળે કરીને હઠાવ્યા વિના હઠે એવું નથી. જ્યાં દેહ શિવાય કોઈ નથી; એવા ત્યાગાશ્રમમાં, મારા તારાની મોકાણ મંડાય; ત્યારે સમજુએ, ઘણાજ સાવધાન થઈ જવું જોઇએ. વૃદ્ધે, મુમુક્ષુએ અને ત્યાગીએ, પોતે નિર્માન છે કે નહીં ? તેની વારંવાર પરીક્ષા કરવી જોઇએ. કલ્યાણની કેડીએ પહેલી પરીક્ષા માનની છે. **निर्मानमोहाः**, પછી **जितसंगदोषाः** બાળભાવ પ્રગટાવવો હોય-તો નાનામાં નાના નિર્માન બનીને, કંટાળો ખાધા વિના, માબાપની સેવા કરો. સ્ત્રી નિર્માન બનીને પતિને સેવે. જરૂર બાળભાવ પ્રગટશે. 'હું કાંઈક છઉં.' એ અહંભાવ છે. એજ ચિંતાનો સાગર છે.

---

૪ પદચ્છેદ—**यः विमुग्धः जडः बालः**-એક અજ્ઞાની અને ઉદ્યમરહિત બાળક. **यः गुणेभ्यः परं गतः**-બીજો જે ગુણોથી પર ઇશ્વરને પામેલો પુરૂષ. **द्वौ एव**-એવા તે બેઉ. **चिन्तया मुक्तौ**-ચિંતાથી મુક્ત રહે છે. **परमानंदे आप्लुतौ**-પરમાનંદમાં ડુબેલાં રહે છે.

જેમ ચામાચીડીયાં અંધારા ઓરડામાં ભરાઈ જાય; તેમ ધનવાન્, વિદ્વાન્, તપસ્વી, આચાર્યો અને મહંતો, જો અંતરે અંધારાવાળા હોય; વાણીમાં રૂડા, પણ કાળજે કુડા હોય; તો માન, બડાઈ અને ઈર્ષ્યા, તેમનાં અંધારા અંતઃકરણોમાં, તુરત પેસી જાય છે. જેમને માન, બડાઈ અને ઈર્ષ્યામાં, જરા જેટલી પણ પ્રીતિ હોય; તેમને નિર્દોષ બાળભાવ પ્રગટતો નથી. તેઓ પરમાનંદથી સદા વેગળાજ રહે છે. પછી તે **परमानंदे आप्लुतः** પરમાનંદમાં ડુબેલો-તો કેમજ કહેવાય.

શું કહીએ ! જેમ કાળણને કથીરના દાગીના ગમે. પોતે કાળામેશ ! સોનાના દાગીના તેણીને વરવા લાગે ! તે પ્રમાણેજ ધનવાન્-વિદ્વાન્-ત્યાગી-માનવી મોટા દેખાય; પણ અંતઃકરણ કાળાંમેશ હોય; તો તેમને કથીર જેવાં-માન, બડાઇ અને ઈર્ષ્યા ગમે. કેટલાએક એવા દુર્ભાગી હોય છે કે-મરે ત્યાં સુધી, આ ત્રણને પોતાના હૃદયમાંથી નસાડી શકતા નથી. આ દોષ અનાદિકાળથી જીવ પાસે છે. બળુકો ડાઘીયો, પોળમાં નિર્બળ કુતરાંને ધમકાવે. બળુકો પાડો કે સાંઢ, જ્યાં જાય; ત્યાં પોતાની બડાઇ હાંકે ! ઘરનું આંગણું વાળવા, જેટલી પરવા છે; તેટલી પરવા, અંતઃકરણ વાળવા-સાફ રાખવા નથી. જેમ અસુરો દોષને ઓળખે નહી; તેમ અસુરસ્વભાવના માનવીઓ પણ, દોષને ઓળખતા નથી. કદી ઓળખે છે; તો તે દોષને હટાવવા પ્રમાદ કરે છે. દોષ હઠે ત્યારેજ બાળભાવ પ્રગટે. વસ્ત્ર ઉપર પડેલા સખત ડાઘ કાઢવા, ધોબીને જેટલી દરકાર છે, તેટલી દરકાર ડાહ્યા દેખાતા માનવીને, પોતાના અંતઃકરણ ઉપર પડેલા અશુભ સંસ્કારો ટાળવા નથી.

હવે ૨૦મા ગુરૂ કુમારિકા પાસેથી દત્તગુરૂ જે શીખ્યા; તે સાંભળો—

**क्वचित् कुमारी त्वात्मानं. वृणानान गृहमागतान ॥**
**स्वयं तानर्हयामास, क्वापि यातेषु बन्धुषु ॥५॥**

અર્થ—કુંવારી કન્યા પાસેથી હું આ પ્રમાણે શીખેલો છઉં; કે-કોઈ ગામમાં એક ગૃહસ્થને કુંવારી કન્યા હતી. તેને ઘરમાં રાખીને ગૃહસ્થ તથા બીજાં ઘરનાં માણસો, કાંઇ કામના પ્રસંગથી, બહાર ગયાં હતાં. તે સમયમાં, તેનું સગપણ કરવા માટે, વરના પક્ષના લોકો, કે જેઓની સાથે કન્યાના બાપે પત્રદ્વારા વાતચિત કરી મુકી હશે; તેઓ પરગામથી આવતાં, તે કુંવારી કન્યા પોતેજ તેઓની સરભરા કરવા લાગી. [૫]

૫ વિવેચન—

કુમારિકા શું છે ?—ઘરમાં દિકરા દસ હોય; પણ કુમારિકા પવિત્ર ગણાય. શુકન કુમારિકાના લેવાય. નવાં નવાણ બંધાય; ત્યાં સોના રૂપાની ગાગરે, કુમારીકા પહેલું પાણી ભરે. વળી ભાઈ તો, બ્હેનને બહુજ વહાલો ! ભાઈ માટે જરાજરામાં અધીરી થઈ

૫ પદચ્છેદ **तु**-વળી. **क अपि यातेषु बंधुषु**-પોતાના ઘરનાં સંબંધીઓ કયાંઈ બહાર ગએલા હોવાથી. **क्वचित् कुमारी**-કોઇ કુમારી કન્યા. [ **वृणानः**-કન્યાને જોવા આવેલો માણસ. ] **आत्मानं वृणानान गृहं आगतान्**-પોતાને જોવા ઘેર આવેલા લોકોને. **स्वयं तान् अर्हयामास**-પોતે તેમનો સત્કાર કરવા લાગી.

જાય. વળી માતાની નાનકડી મદદગાર. માતાની છાયામાં રહીને, જાણે સંસારમાં પેસવાની તૈયારી કરતી ન હોય. પિતાની હાક સાંભળી દોડી આવે. પડયો બોલ ઉપાડી લે. કુટુંબનો તુલસીનો ક્યારો !

કુમારિકા એટલે, અત્યારના જમાનામાં, ૨૨–૨૫ કે સત્તાવીસ વરસ સુધી, કુમારિકા રહેવાનો ડોળ કરે છે–તે નહીં. કેટલીએક તો જીંદગીપર્યંત કુમારિકા રહે છે. આપણા દેશની કુમારિકા તો ૧૪–૧૫ અને સોળ વરસે, પરણીને સાસરે આવી હોય; હૃદયે સાસુસસરાની સેવાનો ભાવ પ્રગટયો હોય. કાળજે વ્હાલાવરનો કાંટો વાગ્યો હોય, મુખ શરમાતું–લજાતું અને હૃદય આનંદની ઉર્મિઓથી ઉભરાતું હોય. વળી જરા ઠેશ વાગે તો 'ભાઇને ખમ્મા ખમ્મા' કરતી જાય. બ્હેનોને અવારનવાર સંભાળનારા ભાઇઓ, ઘણાજ થોડા હોય છે. એવા થોડાને જોઇને માતાપિતા રાજી થાય છે; અને કુટુંબમાં જ્યાં ત્યાં તેનાં વખાણ થાય છે. એવી નણંદોને અવારનવાર સંભારનાર ભાભીઓ પણ, જ્યાં દિ રજુ હોય ત્યાંજ હોય.

આ કુમારીકાએ મહેમાનનો સત્કાર કેવી રીતે કર્યો તે સાંભળો—

तेषामभ्यवहारार्थं, शालीन् रहसि पार्थिव ॥
　　अवघ्नन्त्याः प्रकोष्ठस्थाश्च–चक्रुः शंखाः स्वनं महत् ॥६॥
सा तज्जुगुप्सितं मत्वा, महती व्रीडिता ततः ॥
　　बभंजैकैकशः शंखान्, द्वौ द्वौ पाण्योरशेषयत् ॥७॥
उभयोरप्यभूद्घोषो, ह्यवघ्नंत्याः स्म शंखयोः ॥
　　तत्राप्येकं निरभिद–देकस्मान्नाभवद्ध्वनिः ॥८॥
अन्वशिक्षमिमं तस्या, उपदेशमरिंदम ॥
　　लोकाननुचरन्नेताँल्–लोकतत्त्वविवित्सया ॥९॥

---

૬ પદચ્છેદ—**हे पार्थिव** !–હે યદુરાજા ! **अभ्यवहारः**–પુલ્લિંગ–ભોજન. **तेषां अभ्यवहारार्थं**–તેઓના ભોજનને માટે. **रहसि**–એકાંતમાં, **शालीन्**–ચોખાને. **अवघ्नंत्याः हि**–ખાંડતી હતી તેના. **प्रकोष्ठे** (કાંડામાં) **तिष्ठंति इति प्रकोष्ठस्थाः इति शंखाः**–કાંડામાં રહેલી ચુડીઓ. **महत् स्वनं चक्रुः**–મોટો અવાજ કરવા લાગી. ખખડવા લાગી.

૭ પદચ્છેદ—**सा महती तत् जुगुप्सितं मत्वा**–પોતે ખાંડે છે; એમ બહારથી આવેલાં લોકો જાણે; તો તે ઠીક નહીં; એવા વિચારથી તે બુદ્ધિશાળી કન્યાએ, તે કામ ગુપ્ત પણે કરવાનું ધારીને. **व्रीडिता**–પ્રથમ તો શરમાઈ ગઈ. **ततः**–પછી. **एकैकशः बभंज**–એક એક ચુડીને કાઢી નાંખવા લાગી. **पाण्योः**-હાથોમાં. **द्वौ द्वौ अशेषयत्**–બબ્બે બાકી રાખી.

૮ પદચ્છેદ—**अवघ्नंत्याः**–ખાંડતી હતી તે છોકરીની. **उभयोः शंखयोः अपि**–બાકી રહેલી બબ્બે ચૂડીનો પણ. **घोषः अभूत्**–અવાજ થયો. **तत्र अपि**–તેમાંથી પણ. **एकं सा निरभिदत्**–એક પણ કાઢી નાંખી. **एकस्मात् ध्वनिः न अभवत्**–એક એક ચૂડી રહ્યા પછી અવાજ થયો નહીં.

૯ પદચ્છેદ—**हे अरिंदम !**–હે કામાદિ શત્રુઓને મારનાર યદુરાજા ! **लोकतत्त्वं**

**અર્થ—હે રાજન્ ! તેઓને જમાડવા માટે, ઘરમાં ખાંડેલી શાળ નહીં હોવાથી, તે કન્યા એકાંતમાં શાળ ખાંડવા લાગી. શાળ ખાંડતાં, તેના કાંડામાં પહેરેલી ચુડીઓ, બહુજ ખખડવા લાગી. [૬] કન્યાએ વિચાર્યું કે–'હુ પોતે ખાંડુ છઉં; એમ આ બહારનાં લોકો જાણશે; તો તેઓ મારાં માબાપને નિર્ધન ગણશે.' તેથી તે બુદ્ધિશાળી કન્યાએ લજાઈને, બન્ને હાથમાં માત્ર બબ્બે ચુડીઓ રાખીને, બાકીની ચુડીઓ કાઢી નાંખી. [૭] આ પ્રમાણે કરીને, ખાંડવા માંડતાં, બબ્બે ચુડીયો પણ, ખખડવા લાગી. તેથી પેલી કન્યાએ, બબ્બેમાંથી પણ, એક એક કાઢી નાંખી. પછી દરેક હાથમાં રહેલી, એક એક ચુડીમાંથી અવાજ થયો નહીં. [૮] હે કામાદિ શત્રુઓને મારનાર મહારાજા ! લોકોના તત્ત્વને જાણવાની ઇચ્છાથી, લોકોમાં ફરતો જે હું, તેણે તે કન્યા પાસેથી એવો ઉપદેશ લીધો કે [૯]**

૬ થી ૯ વિવેચન—

પોતે ખાંડે છે એમ જણાવવા ન દેવા, કુમારિકાએ પ્રયત્ન કર્યો.

જૈનોના 'શાંતસુધારસ' [ વિનયવિજયજીકૃત ] માં, આવી એક વાત છે. તેમાં નિમિરાજાને એકલા રહેવાનો ઉપદેશ, કેવી રીતે મળ્યો–તે કથા છે. નિમિરાજાને આખે શરીરે ભારે દાહજ્વર થયો હતો. તેને શાંત કરવા, ઘણી સુંદર રાણીઓ, મલિયાગિરિનું ચંદન ઘસવા લાગી. ઘણી રાણીઓ એક સાથે ચંદન ઘસવાથી, તેમના હાથમાં પહેરેલાં કંકણો, ખખડવા લાગ્યાં. દાહની અસહ્ય વેદનામાં, ખખડાટની વેદના વધી. રાજા અકળાયો. રાણીઓએ ખખડાટ અટકાવવા, પોતાના હાથમાં, એક એક કંકણ રાખીને, બાકીનાં કંકણો કાઢી નાંખ્યાં. ચંદન શાંતિથી ઘસીને, રાજાને આપ્યું. 'કેવી રીતે ખખડાટ અટકાવ્યો ?' એમ પૂછતાં, રાણીઓએ ઉપલો ખુલાસો કર્યો. તે સાંભળી, નિમિરાજા ચમક્યો. તેના હૃદયમાં પ્રેરણા થઈ કે–તેને સુજી આવ્યું કે–'અહો ! સંસારના ખખડાટને અટકાવવો હોય; તો એકલાજ રહેવું. હૃદયના ખખડાટને અટકાવવો હોય; તો પણ એકલાજ રહેવું' મોટા જજો ચેંબરમાં બેસીને, ફેસલો ઘડે છે. ચેંબર એટલે એકાંત.

અમારે અહીં મોક્ષમંદિરમાં કથા થઈ રહ્યા પછી, ચકલું બોલે; તે પણ અમને ન ગમે. અમારે ઘેર કોઇ નવરૂં, તડાકા મારવા આવે; તે પણ અમને ન ગમે. અહીં રહેવાની ના નથી; પણ પોતે નથી; એમ શાંત રહે-અવાજ બીલકુલ કરે નહીં–તે રહે. અમારે પરિવાર અને ગૃહસંસાર. તેમાં રહીને, આ કામ કરવું; અમને ઘણું જ મુશ્કેલ લાગ્યું છે. કથાવાર્તા કરવી; અથવા વાતોના તડાકા મારવા તે ઠીક; પણ આતો લખવું, વાંચવું અને વિચારવું. હૈયે હામ જોઇએ; નિશ્ચય દૃઢ જોઇએ; મગજ સમતોલ જોઈએ. અંતરે નિર્મળ આનંદ જોઇએ; તે આનંદ રૂંવાડે રૂંવાડે નિતરવો જોઈએ. તો હાથ દ્વારા કલમમાં, તે નીતરે; અને કલમ દ્વારા, કાગળમાં તે આનંદ નીતરે. તોજ જમનારને, પુરણપોળી અને ઘીએ ઝબોળી મળે.

---

**वेत्तुं इच्छा विवित्सा तया**–લોકોના તત્ત્વને જાણવાની ઇચ્છાથી. **एतान् लोकान् अनुचरन्**–આ લોકોમાં ફરતો એવો જે હું તેણે. **तस्याः**–તે કન્યા પાસેથી. **इमं उपदेशम्**–આ ઉપદેશ. **अन्वशिक्षम्**-શીખ્યો.

આ કામથી અમારા મનને પૂર્ણ આનંદ રહે છે. નથી અમૃતનું પાન થાય છે. નર્યું જ્ઞાનામૃત-ધર્મામૃતનું પાન થાય છે. તેમાંથી આપને પણ થોડું થોડું અપાય છે. શ્રીહરિને શરણે બેઠા છઉં-એટલે-આનંદ આનંદ છે. આવા આનંદમાં આપને સૌને જયશ્રીકૃષ્ણ કહી લઉં તો ?-લેવા તૈયાર છો ? કે ઉંઘણુસીના ભાણામાંથી દુધપાકનો વાટકો કુતરૂં ચાટી ગયું એવું ? સાવધાન હો-તો લ્યો ત્યારે જયશ્રીકૃષ્ણ.

એકાંતનો આનંદ ઓર છે. ગુણિકા ગમે એટલી પ્રહી; પણ પતિવ્રતાના ધર્મને જાણે નહીં; તેમ જ્યાં ત્યાં તીરથમાં, દેવ દર્શનમાં, અને કથા વાર્તામાં, રજળવાની જેમને ટેવ પડી જાય છે; તેઓ શાંતિથી બેસવાનું શીખતાં નથી. તેમને એકાંતના સુખની કીંમત નથી. કોઈ ઠેકાણે જઈએ; ત્યાં પણ, **બોલીએ તો બે.** ન બોલીએ તો એક. પૂછયા વિના-કારણ વિના-બોલાયજ નહીં. ઉપનીષદો મુખ પાઠ હોય; બ્રહ્મસૂત્રની ટિકા જીહ્વાગ્રે હોય; તો તે નાંખી દેવા માટે નથી. પૂછે તોજ, એ વાત નમ્રતા પૂર્વક કરાય. નકામો બકવાદ તો કરાયજ નહીં. ઉત્તમ વસ્તુનો પ્રથમ લાભ, આપણને પોતાને થવો જોઈએ. જે વસ્તુથી આપણને શાંતિ નથી; તે વસ્તુ બીજાને શાંતિ નજ આપી શકે. શાંતિ આપે તે શાસ્ત્ર; શાંતિ આપે તે સંત.

પદ.

ઓ ભાઈ રે મારા, શાંતિ પમાડે; તેને તો સંત કહીએ !
તેના દાસાનુ દાસ થઈને રહીએ-ઓ ભાઈરે મારા૦
વૈદની ગોળી ખાઇએ, અને રોગ ન જાય;
ત્યારે તેની ગોળી તે શીદ ખાઇએ ?-ઓ ભાઇરે૦
લીધા વળાવા, અને ચોર જ્યારે લુંટે ?
ત્યારે તેની સાથે તે શિદ જઇએ ?-ઓ ભાઇરે૦

કેમ સમજાય છે ને ? કાંઈ જાણતા હો; તો તમને પોતાને શાંત કરો-બકવાદમાં બહુ ખોયું. એકાંત માટે શ્રીઆદ્ય શંકરાચાર્ય કહે છે કે—[વિવેક ચૂડામણિ]

**बाह्ये निरुद्धे मनसः प्रसन्नता, मनःप्रसादे परमात्मदर्शनं ॥**

અર્થ—બહારનો નિરોધ કરવાથી-રખડપાટ બંધ કરી દેવાથી, આત્મચિંતવનનો આનંદ વધી પડે છે. પોતાના એકેકા દોષને, ઘણા વિચારના હથોડા મારીને, હઠાવવામાં આવે છે; અને અંતઃકરણ નિર્મળ થતાં, અંતરનો આનંદ વધી પડે છે. અંતરનો આનંદ વધી પડતાં-**परमात्मदर्शनं**. નિર્દોષ આનંદ, એજ પરમાનંદનું પ્રથમ પગથીયું છે. નિર્દોષ આનંદનો જથ્થો-પૂર-પ્રગટે; ત્યારે પરમાનંદ થાય. પરમાનંદ એજ **परमात्मदर्शनं**.

નવમા શ્લોકમાં કહ્યું કે-'આ મેં ત્યાં ફરતાં ફરતાં જોયું. એટલે આ કાંઈ કલ્પીત વાત નથી.' આ વાતમાં એટલું યાદ રાખવું કે-જેને જેનો શોખ હોય; તેને તે ત્યાં દેખાય. સાકર રેતીમાં પડી છે. બીજા સાકરને કચરીને ચાલ્યા જાય છે; અને કીડીઓ સાકરના કણ વીણી લેછે. કુમારિકાના આચરણમાં, વ્યવહારીઓને વ્યવહાર દેખાય. સંતને કાંઇ જુદું જ જણાય. તાત્પર્ય-રૂડા વિચાર કરતાં શીખો-તો રૂડું દેખાશે. કોઈ અવળું બોલશે; તો તેમાંથી પણ, કાંઇક સાર સમજાશે.

હવે ગુરૂદત્તાત્રેય પોતાનો નિર્ણય જાહેર કરે છે—

**वासे बहूनां कलहो, भवद्वार्ता द्वयोरपि ॥**
**एक एव चरेत् तस्मात् कुमार्या एव कङ्कणः ॥ १० ॥**

અર્થ—ઘણાં જણ સાથે રહેવાથી, કજીયો થાય છે. અને બે જણ સાથે રહેવાથી, વાતચિત થયા વિના રહેતી નથી. માટે કુમારીના કંકણની માફક, યોગીએ એકલાજ ફરવું. [૧૦]

૧૦ વિવેચન—

**बहूनां वासे कलहः भवेत**-જ્યાં ઘણા વસતા હોય; ત્યાં કલહ થાય છે. આ શ્લોકમાં કલહનું કારણ બતાવ્યું નથી. કલહનું કારણ નીચેનાં સૂત્રો બતાવે છે. સાંભળો **बहुभिर्योगे विरोधो रागादिभिः कुमारीशंखवत्** [૯] **द्वाभ्यां अपि तथैव** [૧૦] [ સાંખ્ય દર્શન અ. ૪ ] મારૂં તારૂં કરવું; એ જીવનો અનાદિનો સ્વભાવ છે આ સ્વભાવ જીવને ખેંચતાણ કરતાં શીખવે છે. ખેંચતાણ કલહની માતા છે. જ્યાં એકજ મતના—આજ્ઞા એજ આજ્ઞા—બીજી વાત નહીં; બીજું ડહાપણ નહીં; ત્યાં કલહ થવા સંભવ નથી. લશ્કરમાં હજારો માણસો હોય છે. હજારોના ઉતારા, હજારોના ખોરાક, હજારોના પોશાક વિગેરે એકજ ઢબનું હોય છે. લશ્કરી ડીસીપ્લીન (આજ્ઞાપાલકપણું) ઘણુંજ ઉત્તમ પ્રકારનું ગણાય છે. સાંભળો—તે પણ કહું ?

Charge is the captain's cry;
There's not, to reason 'why?'
There's but, to do-or die.

'બંધુકો ફોડો ' એવી કેપ્ટનની આજ્ઞા થતાં, સૌએ બંધુકો ફોડવીજ પડે. '**કેમ ?**' '**શા માટે ?**' એમ કાંઈ પુછાયજ નહીં. કેપ્ટને જે આજ્ઞા કરી; તે પાળવીજ પડે; અને ન પાળે; તો મરવુંજ પડે. એટલે તેને મોતની શિક્ષા થાય.

પુત્રાદિ આપણાં પોતાનાં; પણ મોટાં થાય; અને ભણવા શીખે; ત્યારે તેમનામાં અહંભાવ વધી પડે.

અખો કહે છે કે— છપ્પો.

દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર,
ચરચા કરતાં તોલું થયું, ગુરૂ થયો તે મણમાં ગયું.
અખા એમ [૧]હલકાથી જે ભારે થાય, તેનું ડહાપણ એળે જાય.

---

૧. હિનભાવથી.

૧૦ પદચ્છેદ—**बहूनां वासे कलहः भवेत्**—ઘણા જણ સાથે રહેવાથી કજીયો થાય છે. **द्वयोः अपि वार्ता भवेत्** અને બે જણ સાથે રહેવાથી વાતચીત થયા વિના રહેતી નથી. **तस्मात् कुमार्याः कंकणः इव**—માટે કુંવારીના કંકણની માફક. **एकः एव चरेत्**—યોગીએ એકલાજ રહેવું.

લશ્કરી ડીસીપ્લીન સંબંધી એક ઇતિહાસની વાત કહું—

પૃશિયાના રાજા મહાન્ ફ્રેડ્રીકને ઓસ્ટ્રીયા સાથે એક વખત લડાઈ ચાલતી હતી. લડાઈની પૂર્વ રાત્રિએ, વિગ્રહમંડલે અમુક રીતે લડાઇ કરવાની આજ્ઞા કરી હતી. પ્રભાતમાં લડાઇ શરૂ થયા પહેલાં, ફ્રેડ્રીકે ગઈકાલ રાતનો ઠરાવ રદ કરી, બીજી રીતે લડાઈ કરવાની સેનાપતિને આજ્ઞા કરી. સેનાપતિને ફ્રેડ્રીકની આજ્ઞા ભૂલ ભરેલી લાગવાથી, પૂર્વે નિશ્ચિત કરેલા ક્રમ પ્રમાણે, લડાઈ શરૂ કરી; અને વિજય પ્રાપ્ત કર્યો. સરદારે વિજય મેળવ્યો છતાં, તેના ઉપર આજ્ઞા તોડવા માટે, કામ ચાલ્યું. સરદાર થઇને આજ્ઞાનો ભંગ કર્યો; માટે તેને તોપને ગોળે ઉડાડી દેવાની સખત શિક્ષા થઈ.

**વિજય પછી, ડીસીપ્લીન** (વિવેક-મર્યાદા) **પહેલી.** થોડા વખત ઉપર જાપાનના લશ્કરી અમલદારોએ બળવો કર્યો હતો. તેમાં પણ, જેમણે આજ્ઞા ભંગ કર્યો; તે રત્ન જેવા દેશહિતચિંતક હતા; તોપણ-તેમને ફાંસીને લાકડે લટકાવ્યા. દીવાનના કરતાં નાયબ દીવાન ડાહ્યા હોય; પણ ડાહ્યાએ ગાંડાની આજ્ઞા પાળવીજ પડે. તેમજ ઘરમાં, પિતા કરતાં પુત્રો ડાહ્યા હોય; તોપણ પુત્રોએ પિતાની આજ્ઞા પાળવીજ પડે. તેમાંજ તેમની શોભા. એટલે એક કુટુંબમાં વડીલની આજ્ઞા, એજ આજ્ઞા હોય, ત્યાં સો માણસનું કુટુંબ, એક સાથે રહી શકે. વડીલથી જેમના મત નોખા થાય; તેમણે નોખા ઘરમાં રહેવા જવુંજ જોઇએ. એક રાજમાં બે રાજા ન પોસાય.

સાર સમજ્યા હશો કે—વ્યવહારમાં પણ વિજાતીય વિચારવાળા પોષાય નહીં; ત્યારે સમાગમમાં, જ્યાં લાખોનો સોદો કરવાનો હોય-જ્યાં સંસારની સમૃદ્ધિને તુચ્છ કરી દેવાની હોય; ત્યાં વિજાતીય વિચારવાળા માનવીઓ પોષાયજ નહીં. સજાતીય માણસો સાથે પણ, ઘડી બે ઘડી, કાંઈ વાંચવા અગર સાંભળવા જેટલોજ સંગ કરવો. પછી તો એકાંતે બેસીને, જે વાંચ્યું અગર જે સાંભળ્યું; તેનું મનન કરવું જોઈએ. મનનને પરિણામે પોતામાં જે ગુણ જણાય; તેનું રક્ષણ કરવા, અને દોષ દેખાય; તેનો નાશ કરવા, સબળ પ્રયત્ન કરવો જોઈએ. પિંગળા એકાંતે બેસીને, પોતાને ધિક્કારતી હતી. વળગી પડેલા અનેક ગીંગોડાને, કુતરો જેમ વારંવાર કાન ફફડાવીને, ખંખેરી નાંખે; તેમ પિંગળા વળગી પડેલા અનેક દોષોને, એકાંતે બેસીને, સદ્‌વિચારની ઝાપડ મારીને, ખંખેરી નાંખતી હતી.

એકાંત ઉંઘવા માટે નથી; અથવા સંસારના વિચાર કરવા માટે, એકાંત નથી.

દૃષ્ટાંત—એક કણબી સંસારથી કંટાળીને, સંતને શરણે ગયો. જમવાનું કામ પતી ગયા પછી, સંતને ઘેર અવકાશ ઘણી હતી. સંતે તેને સામી ઓરડીમાં બેસીને ધ્યાન કરવાનું કહ્યું. બે ત્રણ દિવસ પછી, સંતે પૂછયું. કેમ મૂર્તિ ધ્યાનમાં આવે છે ?

કણબી—સાચું કહું-કે ખોટું ?

સંત—અરે ! ગાંડા ! હજી ખોટું સાથે રાખ્યું છે ?

કણબી—અરે ! ખોટું તો ખસેડયું ખસતુંજ નથી. બાપજી ! શું કહું ! છાતી ઉપર ચડીને બેઠું છે.

સંત—એટલે ? એવું શું ?

કણબી—હું ઘેરથી નીકળ્યો; ત્યારે એક ભેંસ વીયાએલી હતી. શું તેની પાડી ! કપાળમાં ધોળું-ધોળું તપકું છે.

બાપજી ! હું મૂર્તિનું ધ્યાન ધરૂં છઉં–ત્યાં પાડી સાથે ભેંસ, ધ્યાનમાં આવે છે. ઘણું બળ કરું છઉં; પણ–પણ–પણ–

સંત—હોય ! એમ પણ હોય. ઘણા દહાડાનો તે અભ્યાસ છે. હવે આ અભ્યાસ થશે; ત્યારે તે અભ્યાસ મટશે. બાપુ ! તમે મુંજાશો નહીં. મૂર્તિને ધ્યાનમાં લેવા પ્રયત્નો કર્યા કરજો. એકલા રહીને આળસ કરશો નહીં; અને ઉંઘશો નહીં. ત્યાં સંસારને આવવા દેશો નહીં.

' બહુ સારૂં ' કહીને પટેલ, તેની ઓરડીમાં ગયા. પાંચ છ દિવસ થયા; ત્યાં એક વખત, પોલો પટેલ ઓરડી બંધ કરીને અંદર બેઠા હતા. તે વખતે 'પોલો અહીં છે ?' એમ પુછતો પુછતો, એક ભાઈ, મઠમાં આવ્યો. ' તે પટેલને ગામથી પટેલની ખબર પૂછવા આવ્યો છે;' એમ જાણી લઇને, સંતે તેને પૂછ્યું–પટેલને ઘેર કેમ ચાલે છે ? ભેંશના શા સમાચાર છે ?

નવો આવનાર—સૌ ખુશીમાં છે; અને ભેંશ મજામાં છે.

સંત—પણ પટેલને ભેંસની બહુ ફીકર પડી છે.

નવો આવનાર—ગાંડો છે ! ઘર મૂક્યું; પછી ભેંશનો શો હિસાબ !

સંત—ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવાનું કહું છઉં, પણ પટેલ કહે છે કે–' મારે તો ધ્યાનમાં ભેંશ આવે છે. ભગવાન્ આવતાજ નથી.

નવો આવનાર—ધ્યાનમાં ભેંશ આવે, ત્યાં સુધી ભગવાન શીના આવે ? તમારે શરણે આવ્યો છે. તો બાપડાનું ભલું કરજો.

સંત—અત્યારે તો તેનું ભલું, તમારા હાથમાં છે. તમે કોઇ રીતે તેની ભેંશને અહીંથી લઈ જાઓ !

નવો આવનાર—આસપાસ જોઈને–અરે ! પણ ભેંશ અહીં છે ક્યાં ?

સંત—ભેંશ અહીં બહાર નથી; પણ પટેલના મનમાં પેઠી છે. તેને લઈ જાઓ.

નવો આવનાર—ભેંશને મનમાંથી કેવી રીતે લેવાય ! ઈ કાંઈ અમને આવડે ?

સંત—હા ! હું કહું એમ કરો; તો આવડે.

નવો આવનાર—કહો ત્યારે !

સંત—તમે હમણાં પટેલને મળો; ત્યારે ઘરના ખુશી ખબર આપીને, કહેજો કે–એક ભુંડું થયું. તે ઈ–કે ભેંસને પાડી–બેઉ, આફરો ચડીને, જોતજોતામાં મરી ગયાં. આથી પટેલ, એક બે દિવસ કકળશે; પણ પછી શાંત થઇ જશે. આથી ભેંશને કાંઇ થશે નહીં–હો !

નવો આવનાર—ઠીક બતાવ્યું. લ્યો રામ રામ ! હવે હું પટેલને મળું.

સંત—જુઓ ! સામી લાઇનમાં છેલ્લી ઓરડીમાં પોલો છે.

આ સાંભળી નવો આવનાર, ત્યાં ગયો. બે ચાર આડીઅવળી વાત કરીને, ભેંસના માઠા સમાચાર આપ્યા. તે સાંભળીને પોલો, પોકે પોકે રોયો. તેને માંડ માંડ છાનો રાખીને, નવો આવનાર, સંતને 'રામરામ' કહીને ચાલ્યો ગયો. તેના ગયા પછી, ફરી પોલો રોયો. એમ રોતો રોતો સંતના ચરણમાં આવ્યો. 'કેમ ભાઈ ! કેમ ભાઈ ! 'આ શું–અહીં વળી ?' એમ પટાવીને પુછતાં, પોલે ભેંશના મરણની વાત કરી. વાત કરતાં પોલો ફરી રોયો. સંતે તેને વારંવાર દીલાસો આપવા માંડયો. સંતકૃપાથી ભેંશ ભુલાવા લાગી. ભેંશ ગઇ તે ગઈ. પછી તો ધીમે ધીમે ભગવાનની મૂર્તિ ધ્યાનમાં આવવા લાગી.

માનવી રાત્રે એકલો પથારીમાં સુવે. ગોદડું ઓઢીને સુવે; પણ સંસાર છાતી ઉપર! સંસારના અનેક વિચારો, મનમાં આવે; અને જાય. અરે જાજરૂમાં પેસે–ત્યાં એકલોજ હોય; તોપણ સંસાર સાથે. કાંતો નફાતોટાના સરવાળા બાદબાકી થતા હોય. આવી વાતો કરતો કરતો, હું તો હરિના ચરણને વળગી પડું! 'બસ! બચાવો! બચાવો!' એમ પોકાર કરૂં. માયાએ માનવીને મગતરૂં બનાવી દીધું છે.

એટલે–સદ્‌વિચારો કરીને, જે સમજ્યા; તે સમજણને દઢ કરવા માટે એકાંત છે. 'વિચારોમાં બળ ઘણું છે;' એમ પ્રાચીન ઋષિમુનિઓએ, આપણને શીખવ્યું છે; તો પણ કોઇ પશ્ચિમના ઋષિ બોલે; તો તે આપણને બહુ ગમે છે. સાંભળો ત્યારે—

By thoughts we rise, by thoughts we fall;
By thoughts we stand or go. વિગેરે. [ જેમ્સ એલન ]

ભાવાર્થ—(સારા) વિચારોથી, આપણે ચડીએ; છઇએ; અને (ખોટા) વિચારોથી, આપણે પડીએ છઇએ. આપણે ઉભા રહીએ છઇએ–કોઇ કામમાં અટકીએ છઇએ; તે પણ વિચારોથી; અને આગળ ચાલીએ છઇએ; તે પણ વિચારોથી.

વિચારોનું જન્મદાતા કોણ?–આપણી આસપાસનું વાતાવરણ. આસપાસનું વાતાવરણ એટલે શું?–આપણી ઉઠ બેસ–આપણા મિત્રો, આપણાગ્રન્થો, અથવા આપણી હરફર, અને આપણો ધંધો. એટલા માટેજ દરેક દેશે, દરેક ધર્મે, દરેક માબાપે, દરેક ગુરૂએ–સારાની સોબત કરવાની ભલામણ કરી. બાદશાહની ડેલીએ પટાવાળા થઇને રહેવું; પણ તાલમબાજ ટોળાના નાયક થવું નહીં. સંતના કુતરા થઇને રહેવું; પણ રાજાના બાપ થવું નહીં.

'સંતનકા કુતા ભલા, નહીં રાજનકા બાપ;
સંતનઘેર શાંતિ ઘણી, રાજનઘેર બહુ તાપ.'

કુમારીનું કંકણ એકલું રહ્યું; તેથી ખડખડાટ મટયો; અને આનંદ થયો. તેમ સંત પુરૂષે પણ, એકલા રહેવું; એ પ્રથમ નિર્ણય કર્યો. પછી એકલા રહીને કરવું શું? તે વાત કરી.

વિજાતીય વિચારવાળા માણસો, કલ્યાણના માર્ગમાં કાંટારૂપ છે; માટે સમજુએ એકલા રહેવું.

પદ.

અનુભવીને એકલું આનંદમાં રહેવુંરે; ભજવા પરિબ્રહ્મને, બીજું કાંઇ ન કહેવુંરે—અનુભવીને૦

એકજ જાણી આતમા, કોઇને દુઃખ ન દેવુંરે; (૨)
સુખદુઃખ આવે સંસારમાં, તે તો સહીજ લેવુંરે— અનુભવી૦
જ્યાં જોઈએ ત્યાં માયા પેઠી, તેથી અળગું ન કોઇરે;
સંતને શરણે જઇ રહું; પણ સંત ગયા છે–રોઇ–રે— અનુભવી૦
બહારનો જેમ જેમ થાય નિરોધ–તેમ, અંતર આનંદ ઉભરાયરે;
એકલાં રહેતાં આવડે; તેને મળવા આવે જગરાયરે— અનુભવી૦

રાજા અથવા દીવાન ચેંબરમાં એકલા બેસીને, વિચાર કરે; કે 'પ્રજાનાં ધનધાન્ય કેવી રીતે વધે? પ્રજા કઈ રીતે આબાદ થાય.' બ્રાહ્મણ ગંગાસરસ્વતીના એકાંતટ ઉપર બેસીને, વિચાર કરે; કે પ્રજામાં ધર્મની વૃદ્ધિ કેવી રીતે થાય? પ્રજાના આ લોક અને પરલોક કેવી રીતે સુધરે? જુઓ ભાગવત સ્કંધ ૧. અ. ૪થો–

**स कदाचित् सरस्वत्या, उपस्पृश्य जलं शुचि ॥**
**विविक्त एक आसीन, उदिते रविमंडले ॥ १५ ॥**
**परावरज्ञः स ऋषिः, कालेनाव्यक्तरंहसा ॥**
**युगधर्मव्यतिकरं, प्राप्तं भुवि युगे युगे ॥ १६ ॥**

વિગેરે શ્લોકોથી સુત શૌનકોને કહે છે કે—'પરાશરના પુત્ર વેદવ્યાસ, એક દહાડો સરસ્વતિના પવિત્ર પાણીનો સ્પર્શ કરીને, એટલે સ્નાન સંધ્યા આદિ કરીને, સૂર્યોદય થવાને સમયે, કાંઠાના એકાંત ભાગમાં બેઠા હતા. કાળના વેગથી દોડતા લોકોમાં, ધર્મપ્રવૃત્તિ કેવી રીતે થાય? દયા, ક્ષમા, સત્ય, અહિંસા, અસ્તેય વિગેરે પ્રજામાં કેવી રીતે ટકી શકે? તથા આ દૈવી સંપત્તિને આધારે આધારે, પ્રજા ભગવાનની ભક્તિ કેવી રીતે કરે; એવા વિચારો વ્યાસ કરતા હતા.'

વૈશ્યો એકાંતે બેસીને 'પ્રજાને જોઇતા પદાર્થો, થોડી કીંમતે કેવી રીતે મળી શકે? દૂર દેશમાં પાકેલા અથવા બનેલા પદાર્થો, આ દેશમાં કેવી રીતે થોડા ખર્ચે આવી શકે'—તેનો વિચાર કરે.

શુદ્રો એકાંતે બેસીને સેવાની તક શોધે. પ્રજાને સુખી કરે. મોટા બંગલા ચણાતા હોય; અથવા નવાણ ખોદાતાં હોય; ત્યાં હજારો મજુરો તીડની માફક ઉભરાય.

સમજાય છે ને?—કે એકાંતે બેસીને, ઉન્નતિના વિચારો કરવા જોઇએ. આ આજ્ઞાનો લોપ કરીને-ચોરો એકાંતે બેસીને, ચોરી કરવાના વિચારો કરે; તો તેમને માટે જેલ તૈયાર છે. જુગારીઓ એકાંતે બેસીને, જુગાર રમે; તો તેમને માટે પોલીસ તૈયાર છે. વિષય લોલુપ સ્રીપુરૂષો, એકાંતમાં વિષયસુખ ભોગવ્યાં કરે; તો તેમને માટે નાના પ્રકારના રોગો તૈયાર છે.

ઘરમાં એકાંતે રહેવા જેવું કરી લેવું. ઘરમાં સગવડ ન હોય; તો તીર્થમાં જઈને એકાંતે વસવું. સંભાળવા જેવું એટલું કે-લંગોટી સાચવવા બીલાડી પાળી. પછી બીલાડીને જમાડવા, ગાય પાળી. ગાયની પાછળ ખેતર અને ખેડ દોડયાં આવ્યાં. એકલા રહીને આવું ન થઈ આવે-તેમ કરવું. છોટમ કહે છે કે— [છાપો].

'શત્રુ સબળ છે શરીરમાં, તારા મનના વિકારજી;
ધર્મરૂપી ધન એ હરે, વિના વસ્તુ વિચારજી.
સમજ! સમજ! શાણા! શું કહું!'

જેમ જબ્બર પવન, જામેલાં વાદળાંને, આમતેમ ફેંકી, આકાશ નિર્મળ કરે; તેમ જબ્બર વિચાર-સતત વિચાર—સતત ચિંતવન—જામેલીમાયાને-માયાના વિકારોને-આમતેમ ફેંકીને, મનને નિર્મળ કરે. અખો કહે છે કે— [છાપો].

ઝીણી માયા તે છાની છરી, મીઠી થઈને મારે ખરી;
**વળગી પાછી અળગી નવ થાય,** જ્ઞાની પંડિતને **માંહિથી** ખાય.
પણ ઝીણો[1] થઈને ઝીણીને[2] હણે, અખો સાચી રીત તેની ગણે.
નહાયા ધોયા ફરે ફૂટડા, ખાઈ પીઇને થયા ખુંટડા;
જગત્ પ્રમાદે જાડા થઇ, પણ ઝીણી માયા તે માંહી રઇ;
કાયા કરે તે ઝીણીની[2] પક્ષ, તે ઝીણી જાડાનો કરશે ભક્ષ.

આ તો અખાની વાણી! સાચવીને વાંચીએ તો સમજાય. પંડિત જેને અભણ કહે; તે સમજ્યો નર ઘણું!

૧ નમ્ર-દીન-જ્ઞાનભક્તિથી તરબોળ. ૨ માયા.

એકાગ્રતા સંબંધી જ્ઞાન, દત્તપ્રભુએ ક્યાંથી લીધું? તે માટે કોને ગુરૂ કર્યા? તે વાત હવે સાંભળો—૨૧મો ગુરૂ બાણુઘડનારો.

**मन एकत्र संयुञ्ज्याज्–जितश्वासो जितासनः ॥**
**वैराग्याभ्यासयोगेन, ध्रियमाणमतन्द्रितः ॥ ११ ॥**

ઉપજાતિ—

**यस्मिन्मनो लब्धपदं यदेतच्–छनैः शनैर्मुञ्चति कर्मरेणून् ॥**
**सत्त्वेन वृद्धेन रजस्तमश्च, विधूय निर्वाणमुपैत्यनिन्धनम् ॥ १२ ॥**
**तदैवमात्मन्यवरुद्धचित्तो, न वेद किंचिद्बहिरन्तरं वा ॥**
**यथेषुकारो नृपतिं व्रजन्त–मिषौ गतात्मा न ददर्श पार्श्वे ॥ १३ ॥**

અર્થ—( એકલા રહીને ઉંઘવું? કે ઘરબાર તજ્યાં, તેનો વિચાર કર્યા કરવો? ) બાણુ ઘડનારા પાસેથી હું આ પ્રમાણે શીખ્યો છઉં કે—એક વખતે જ્યારે તે બાણુ ઘડતો હતો; ત્યારે બાણુ ઘડવામાં તેનું ચિત્ત, એટલું બધું લાગી ગયું હતું કે–તે વખતે, તે જગ્યાએ થઈને વાજતે ગાજતે રાજા નીકળ્યો હતો. તેને પણ, તે બાણુ ઘડનારે દીઠો નહી. તેમ જેનું ચિત્ત બ્રહ્માકાર થયું હોય; એવા યોગીએ, કોઇ બહારના પદાર્થને દેખવો નહીં; અથવા મનમાં ઉત્પન્ન થએલા સુખદુઃખાદિકના વિકારને વિચારવો નહીં. (પછી શું કરવું? તે હવે કહે છે.) આસન જીતવાથી શ્વાસ જીતાય છે; અને શ્વાસ જીતવાથી મન નિશ્ચલ થાય છે. એકલા યોગથી વાસનાઓનો નાશ થતો નથી. વાસનાઓ હોય ત્યાંસુધી, ચિત્ત વિક્ષેપ પામ્યા કરે. માટે યોગ સાથે વૈરાગ્યને પણ રાખીને,

---

૧૧-૧૨ પદચ્છેદ—**जितश्वासः**-જેણે શ્વાસને જીત્યો છે તે. **जितासनः**-જેણે આસન જીત્યું છે તે પુરૂષે. **अतंद्रितः**-આળસ રાખ્યા વિના. **वैराग्यं अभ्यासश्च तयोः योगः तेन**-વૈરાગ્યના તથા અભ્યાસના યોગથી. **ध्रियमाणं मनः**-સ્થિર કરેલા મનને. **एकत्र संयुञ्ज्यात**-એક ઠેકાણે જોડવું. **यस्मिन**-જે ભગવાનમાં. **यत् एतद् लब्धपदं मनः**-જેને સ્થાન મળ્યું છે એવું મન. **शनैः शनैः कर्मरेणून मुंचति**-ધીમે ધીમે કર્મવાસનાઓને તજે છે. **च**-અને. **वृद्धेन सत्त्वेन**-સત્વગુણને વધારીને. **रजः तमः विधूय**-રજોગુણને તથા તમોગુણને ખંખેરી નાંખીને. **न विद्यते इंधनम्** (ગુણો અને તેઓનું કાર્ય) **यस्मिन तत् अनिंधनं इति निर्वाणं उपैति**-વૃત્તિ રહિત થઈને માત્ર ધ્યેય સ્વરૂપમાં લય પામે છે. બ્રહ્માકાર થાય છે.

૧૩ પદચ્છેદ—**तत्**-તેથી. **एवं आत्मनि अवरुद्धचित्तः**-આ પ્રમાણે આત્મામાં જેણે ચિત્તને રોકયું છે એવા પુરૂષે. જેનું ચિત્ત બ્રહ્માકાર થયું હોય છે; તે પુરૂષે. **किंचित बहिरंतरं वा न वेद**-કોઈ બહારના પદાર્થોને અથવા મનમાં સુખદુઃખાદિકને પણ જાણે નહીં. **यथा**-જેમ **इषौ गतात्मा**-ધનુષ્યમાં જેનું ચિત્ત લીન થઈ ગયું છે એવા પુરૂષે. **पार्श्वे व्रजंतं नृपतिं**-પાસે ચાલ્યા જતા રાજાને. **न ददर्श**-દેખ્યો. નહીં.

**આળસ મુકી દઇને, યોગીએ યોગના અભ્યાસથી, મનને પરમાનંદસ્વરૂપ ભગવાનમાં સ્થિર રાખવું. આ પ્રમાણે સ્થિર કરેલું મન, ધીમે ધીમે કર્મવાસનાઓને તજે છે. અને સત્વ ગુણને વધારીને, રજો ગુણને અને તમો ગુણને ખંખેરી નાંખે છે. આ પ્રમાણે વૃત્તિરહિત થઇને, માત્ર ધ્યયેસ્વરૂપમાં, ચિત્ત લય પામે છે–બ્રહ્માકાર થાય છે. (૧૧–૧૨–૧૩)**

**૧૧ થી ૧૩** વિવેચન—

**સૂત્ર—इषुकारवन्नैक चित्तस्य समाधिहानिः ॥૨૬॥** ( સાંખ્ય દર્શન અ. ૪ ) બાણુ બનાવનાર જેમ એકમાંજ ચિત્ત રાખે છે; તેમ યોગી એકમાંજ ચિત્ત રાખે; તો તેને સમાધિ થાય છે.

કર્મરેણુ- વાસનાઓ-**धर्मेण पापमपनुदति'** સાત્વિક ધર્મથી, પાપનો નાશ થાય છે. **'आहारशुद्धौ ध्रुवानुस्मृतिः'**- અહારની શુદ્ધિ થાય; પછી મન સ્થિર થાય. જેનું મન સ્થિર નથી; તેને કથા બાપડી શું કરે. ડોશીમા કથા સાંભવા જાય; ત્યાં ઉંઘે; અને દિકરા વહુની છાની વાતો સાંભળવા, દાદરને છેલ્લે પગથીએ ચડમાં હોય; તો ત્યાં સાવધાનતા પૂર્વક સાંભળે. વળી બધું યાદ પણ રાખે. પાડોશી સાથે કાંઈ વાંધો પડયો હોય; તે અરસામાં પાડોશીને ત્યાં કાંઈ છાની વાતો થતી હોય; તો શીયાળાની રાત્રે ઠંડીમાં ઉઘાડે શરીરે ઉભા રહીને, એકાગતા પૂર્વક સાંભળે. આવી વાતો આપણુને અત્યારે નકામી લાગે છે; પણ આવી વાતોમાં, આપણે અનેક દિવસો–અનેક માસો અને અનેક વરસો, ફેંકી દીધાં છે. **'दीनमपि रजनी सायंप्रातः**–વિગેરે શબ્દોથી શ્રીશંકરે પણ અફસોસ કર્યો છે. પાંચ પચીસ રૂપૈયા માટે, પછડાઇ મરીએ; પણ લાખો દેતાં ન મળે; એવી જીવનની પળો, કયાં નાંખી દીધી; તેનો હિસાબ નથી. આગલા શ્લોકમાં એકાંતે રહેવાનું કહ્યું. એકાંત એટલે-સંસારનું કામકાજ જોવાનું, કે સાંભળવાનું ન મળે; તે સ્થાન. માનવી ડાહ્યો હોય; મોટો સંત હોય; શરીર વૃદ્ધ હોય; તોપણુ માનવીનું મન, ઝખ મારવા, અખજ તરફ દોડયું જાય; એવું છે. સૌભરી મોટા તપસ્વી હતા. યમુનાજીમાં સ્નાન કરતાં, મત્સ્યનો સંગ દેખ્યો. મુનિનું મન છટકયું. **'બસ! મારે આ રમકડું જોઇએ!'** ત્રિભુવનપતિનું તાન, તુરત તુટી ગયું. જાણે કાચની બંગડી ! પડી કે ટુકડા! હજારો વરસનું તપ મુકીને, માનધાતાને ત્યાં, મુનિ ૫૦ કન્યાને પરણ્યા. બસ ! આત્મવસ્તુથી વિમુખ થઈ ગયા. આવો તો અનેક હતા–અનેક છે–અને થશે. પાઇ બે પાઇના મશાલા માટે, કરોડોનો નફો ખોઈ નાંખે; એવું આ મન છે. એટલા માટે સન્યાસીઓએ અને ઉચ કોટિના મુમુક્ષુઓએ, ગૃહસ્થોના ઘરમાં જવું પડે તો જવું; પણ ત્યાં વસવું નહીં. વિધવા બ્હેનોએ અને ત્યજાએલી બ્હેનોએ, ભાઇભોજાઇઓના અથવા પુત્રાદિના, સંસારના રંગ ઢંગથી, બહુજ વેગળા વસવું. કાને ખીલા, અને આંખે પાટા-જેવું કાંઈક, કરતાં શીખવું.

[ આ માસીક તમને વ્હાલાં હોય; એવા સંત સદગુરૂને, વંચાવો છો કે નહીં ? તમને પૂજ્યભાવ હોય; અગર તમને દયા ભાવ હોય; એવી વિધવા બ્હેનોને, આ માસીક વંચાવો છો કે નહીં ? સંભળાવો છો કે નહીં ? ત્યાં પહોંચાડો છો કે નહીં ? નહીં; તો કેમ નહીં ? તમે પોતે આ લાભ સમજયા નથી ? સમજ્યા હો; તો ઘણીજ નમ્રતાથી, અને ઘણાજ

પ્રેમથી, સંત-સદ્‌ગુરૂ પાસે, પૂજ્ય માતા પિતા પાસે, તથા પવિત્ર વિધવા બ્હેનો પાસે, ધરવા લાયક આ પ્રભુપ્રસાદ છે.]

જે ઘરનો પાયો મજબૂત હોય; તે ઘર ઉપર, સારી ઇમારત થાય. એટલે જેમનાં જીવન-જેમનાં તનમન, સારી રીતે વ્યવસ્થીત હોય-શાંત હોય; તેઓજ આસન જીતી શકે; અને તેઓજ પ્રાણાયામ કરી શકે. **યુજ-સમાધૌ** ત્રણ શ્લોકમાં 'અસંપ્રજ્ઞાત' સમાધિ સુધી વાત કરી નાંખી. જેમ કરોડોની અને અબ્જોની વાત પળમાં કરી નાંખીએ; પણ રળતા અનેક અવતારો લેવા પડે. તેમ આ વાતો કરીએ; પણ આચરણમાં મુકતાં મહેનત પડે.

કેટલાંએક કહે છે કે-'ભગવાનને ભજવા, એટલે 'કાંઈ નહીં;' 'રામ રામ' કરીએ; બે પાંચ ભજન ગાઈએ; ચાર ધામ ફરી આવીએ; કથા વાર્તા કરીએ; અગર કથા વાર્તા સાંભળીએ; દેરે દેરે દર્શન કરીએ. એટલે તે કામ પુરૂં.' ના !-એમ નથી. કહેવું અને કરવું-એ કાંઈક જુદાં છે. આ તો હૃદયનો ખેલ છે. આપણે બોલીએ; પણ આપણું હૃદય કયાં દ્રવે છે; તે જોઇએ; તો તુરત ખાત્રી થાય. આપણું ચિત્ત કયે ચાળે ચડયું છે ? આપણું મન કયાં રમે છે ?-તે તપાસીએ; તો ખાત્રી થાય કે-હરિ હજી આપણાથી, ઘણા ઘણા દૂર છે. 'પ્રભુ કેમ દૂરના દૂર ?' એ નામનું એક નાનું પુસ્તક, અહીંથી બહાર પાડયું છે. તેની કીંમત માત્ર છ પાઇ તથા પોસ્ટેજ છ પાઈ. પ્રભુ પ્રત્યેનો આપણો પ્રયત્ન, કેમ અને કયાં માર્યો જાય છે ? તેનો ખુલાસો, તેમાં સારી રીતે કર્યો છે. જે રબ્બરના પાટામાંથી, પવન નીકળી જાય; તે ગાડી દોડે નહીં. પવન કયાંથી નીકળી જાય છે; તે બરાબર તપાસીને છિદ્ર માત્ર પૂરી દઇને; પછી તેમાં પવન ભરવો જોઇએ. ગુરૂ ઘણી સારી સારી વાતો કરે. શાસ્ત્રો પણ સારી રીતે સમજાવે. ઘડી બે ઘડી, તે ઠીક પણ લાગે. પણ આપણા મનમાં છિદ્રો ઘણાં છે. કયાં છિદ્રોથી સાંભળેલું ચાલ્યું જાય છે; તે તમારે જાણવું જોઈએ. કાલની કથા, આજ યાદ રહેતી નથી; તેમને આસન જીતવાની અને શ્વાસ જીતવાની વાત શું કરીએ ! આ સાંભળીને, વાતને હસી કાઢશો નહીં. આવું ઘણું હસી કાઢયું, હવે બસ કરો ! હવે તો વરસતે વરસાદે, ખેડુ પાવડો લઈને, જેમ ખેતરમાં પેસે; તમે અવકાશ લઈને, એકાંતે શાંત બેસતાં શીખો પછી જુઓ કે-ચિત્ત કયાં દોડે છે ? થોડામાં ઘણું સમજાવ્યું છે. તે સાંભળો-'જીતાસન' અને 'જીતશ્વાસ' આ બે શબ્દોથી આસન પ્રાણાયામની વાત કરી. 'અનિંધન' શબ્દથી પ્રત્યાહારની વાત કરી. 'લબ્ધપદ' શબ્દથી ધારણાનું સૂચન કર્યું 'નિર્વાણ' શબ્દથી ધ્યાનનું ભાન કરાવ્યું. '**ન વેદ**' શબ્દથી સમાધિનું સૂચન કર્યું.

(સાંભળો છોને ? કે કંટાળ્યા ? સાચો કંટાળો અહીં નથી. સાચો કંટાળો તો, પશુ પક્ષીના અવતારમાં છે. જ્યાં મુખે તાળું. પાણી પીવું હોય; પણ ખીલે બાંધેલા. ઘોડો પગ પછાડીને સૂચના આપે; પણ રાવત સમજે તો ઠીક; નહીં તો પશુ તોફાન કરે છે; એમ સમજીને, બે ચાર લાકડી મારી દે. પાણી ન મળે-લાકડી મળે. કંટાળો તો ત્યાં છે. '**હજી બાજી હાથમાં છે; કરી લે પ્રભુને રાજી**'. કેમ સાવધાન છોને ? બોલું ત્યારે ?— × × × ત્યારે સાંભળો ! )

મનનો છટકવાનો સ્વભાવ છે; અને આપણે તેને પ્રભુ શરણમાં લાવવુંજ છે. **યસ્મિન્ મનો લબ્ધપદં**-આ આપણું-મનનું-અને માનવતાનું-અંતીમ કતર્વ્ય છે. આ કર્તવ્ય માટેજ અવતાર છે. કદિ આ અવતારે આ ન થઇ શકે; તો ફરી ચોરાસી !

ફરી આ કરવા માટેજ માનવ બનવું પડશે. પછી **यस्मिन् मनो लब्धपदं**-મન બ્રહ્માકાર થાય; ત્યારેજ **शनैः शनैः कर्मरेणून् मुंचति** ધીમે ધીમે મલીન વાસનાઓને મન મૂકી દે. યોગ સંબંધી શ્રીકૃષ્ણે, ગીતામાં ૬ ઠ્ઠો અધ્યાય કહ્યો છે. પતંજલિ ભગવાને 'યોગદર્શન' લખી આપ્યું છે. તેની સરલ ટિકા તૈયાર કરીને, અહીંથી બહાર પાડી છે. [વળી આ ચાતુર્માસ માટે ૨-૪-૦ ને બદલે ૧-૮-૦ કીંમત રાખી છે. પણ આપને અવકાશ કયાં છે? પરવા હોય; તો લઇને મુકી તો રાખો ! અવકાશે વાંચજો. મુંબઇમાં કોટમાં પણ મળે છે.]

હવે ૨૨મા ગુરૂ સર્પ સંબંધી ગુરૂદત્ત બોલે છે—

**एकचार्यनिकेतः स्या-दप्रमत्तो गुहाशयः ।**
**अलक्ष्यमाण आचारै-र्मुनिरेकोऽल्पभाषणः ॥१४॥**
**गृहारम्भोऽतिदुःखाय, विफलश्चाध्रुवात्मनः ॥**
**सर्पः परकृतं वेश्म, प्रविश्य सुखमेधते ॥१५॥**

અર્થ—૨૨ મો ગુરૂ સર્પ. તેની પાસેથી હું જે શીખ્યો; તે તમને કહું છઉં કે-સર્પ એકલો ફરે છે; પોતાનું એક રહેઠાણ રાખતો નથી; સાવચેત રહે છે; એકાંતમાં વસે છે. ગતિ ઉપરથી ઝેરી કે ઝેરવગરનો તે જણાતો નથી; કોઇને પોતાની સાથે રાખતો નથી; અને થોડુંજ બોલે છે; તેમ મુનિએ પણ, એકલાજ ફરવું; પોતાનું એક રહેઠાણ રાખવું નહીં; સાવચેત રહેવું; એકાંતમાં વસવું; કોઇ રીતે બીજાઓને પોતાની રીતભાત જાણવા દેવી નહીં. (એટલે હું આવો સિધ્ધ છઉં; તેમ જણાવવાની જરાએ જરૂર નથી. જણાવવામાં લાભ થોડો, અને ફજેતો (ખાલી વડાઇ) ઘણો છે.) કોઇને પોતાની સાથે રાખવો નહીં; અને થોડુંજ બોલવું. (૧૪) વળી સર્પ જેમ પોતા માટે દર કરતો નથી; પણ કોઇના કરેલા દરમાં પોતે વધે છે-રહે છે. (ખોદે ઉંદર, અને ભોગવે ભોરીંગ.) તેમ યોગીએ-ત્યાગીએ-પણ, પોતા માટે ઘર કરવું નહીં. બીજાએ

---

૧૪-૧૫/૧૪ પદચ્છેદ—**एकः एव चरति सः एकचारी**-એકલો ફરનારો. **अनिकेतः स्यात्**-ઘર વિનાનો રહે છે. **अप्रमत्तः**-સાવચેત. **गुहाशयः**-ગુફામાં રહેનારો. **आचारैः अलक्ष्यमाणः**-ગતિથી તે ઝેરી છે, કે ઝેર વિનાનો છે, તે જાણવામાં આવતું નથી. **एकः**-અસહાય-કોઈને પોતાની સાથે રાખતો નથી. **अल्पभाषणः**-થોડું બોલનારો. **मुनिः**-તે પ્રમાણે મુનીએ પણ વર્તવું. ૧૫ પદચ્છેદ—**सर्प परकृतं वेश्म**-સર્પ દર કરતો નથી પણ કોઇએ કરેલા દરમાં. **प्रविश्य**-પેસીને-રહીને. **सुखं एधते**-સુખ પામે છે. તે પ્રમાણે યોગીએ પણ, પોતા માટે ઘર કરવું નહીં. પણ કોઈએ કરાવેલા મઠ-સન્યાસાશ્રમ-ધર્મશાળા વિગેરે સ્થાનોમાં રહેવું. કારણકે. **गृहारंभः अतिदुःखाय**-ઘરનો આરંભ કરવો; તેથી અતિ દુઃખદાયક છે. **अध्रुवः आत्मा** (દેહ) **यस्य सः**-જેનો દેહ ક્ષણ ભંગુર છે એવા જીવાત્માને. **विफलः**-ગૃહારંભ વિફળ છે.

**કરેલા સ્થાનકમાં રહીને (ધર્મ ધ્યાનમાં) વધવું. કારણકે ઘરનો આરંભ કરવો; તે દુઃખદાયી છે. અને દેહ અનિત્ય હોવાથી, નિષ્ફલ છે. (૧૫)**

૧૪–૧૫ વિવેચન—

ચૌદમા શ્લોકના પહેલા પદમાં **एकचारी** એકલો ફરનારો. બીજા પદનાં **एकः**-અસહાય. એકલા રહેવાની જરૂર છે; એમ ઉપર કુમારીકાની કથામાં આવી ગયું છે. છતાં અહીં ફરીવાર કહેવાનું કારણ એ છે કે–જીવને એકલું રહેવું ગમતું. કોઈ માણસ પાસે ન હોય; તોપણ તે એકલો રહેતો નથી. અનેક સંસ્કારો–વિચારો તેને વિંટીને ઉભા છે. મરનારનું પથરણું છ આઠ કે બાર માસે ઉપડે; પણ ખોટા સંસ્કારોનું પથરણું; મરે ત્યાં સુધી ઉપડે નહીં બીજા જન્મોમાં પણ, સાથેજ હોય છે. 'સ્વભાવ' શું છે? સારા કે ખોટા દૃઢ થએલા સંસ્કારો, તે 'સ્વભાવ' સમજવો

**अनिकेतः**—ઘર વિનાનો. ત્યારે તેણે ઘર ચણાવવુંજ જોઇએ? કે ના. તેને માટે **गृहारंभोऽतिदुःखाय**–ગૃહના આરંભથી બહુ દુઃખ થાય છે. નામના–બાવા, સાધુ અગર સન્યાસીઓને કાંઈ કહેવાની જરૂર નથી; પણ જેમને પોતાના કલ્યાણની પરવા છે; તેમણે સાવધાન રહેવું. દેશકાળને અનુસરીને કદિ સ્થાન બાંધવું પડે; તો તે ઘણુંજ સાદું. રહેવા જેટલુંજ. કોઈને મોહ થાય એવું નહીં. મુમુક્ષુએ પણ સાદા ઘરમાં વસવું. ઘર ન હોય; તો સાદું ઘર કરાવવું. આસપાસ જગ્યા હોય; તો છૂટ રાખવી. જગતમાં થોડો વખત જીવવું છે. થોડા વખતના સુખ માટે, લાંબા વખતના સુખનો ભોગ, ન આપવો–એ હેતુ છે. ઋષિઓ ઝાડપાનની પર્ણકુટિઓમાં રહેતા હતા. લોમશ ખુલ્લામાં રહેતા હતા; અને તડકો આવે; તે તરફ એક પુળો (છત્રીના રૂપમાં) ધરી રાખતા હતા. રૈકવ (ઉપનિષદ્) ગાડા નીચે રહેતા. આપણાથી એવું ન બને. મકાન જોઈએ–પણ સાદાં. મોટાં મકાન બાંધવાં; એટલે કુટાઇ મરવું. કુટાઈ મરવું–ઘસાઈ જવું–થાકી જવું; એટલે આત્મિક સુખ લેવાની અમૂલ્ય અવકાશ, તથા તાકાદ–બેઉને ખોઇ નાંખવાં. મમતાએ બાંધેલા ઘરમાં, માલીકની મમતા વધી પડે. પછી મરતાં મરવું ગમે નહીં. **કદિ મરવું પડે; તો તે ઘરને ઓટલે, કુતરો થઈ ને બેસવું પડે. તે ઘરમાં ઉંદર થઇને રહેવું પડે.**

**अल्पभाषण**:—બોલવા ઉપર કેટલો અંકુશ છે! જીભ નાની; પણ ભારે અપરાધ કરે; એવી છે. બોલવું કેમ તેના પ્રથમ ગુરૂ માતાપિતા છે. પછી નિશાળના માસ્તર છે. અંગ્રેજી ત્રીજી ચોપડીમાં પાઠ છે. ( થોડું બોલો; પણ મીઠું બોલો. મીઠું બોલતાં ન આવડે; તો મુંગા રહેવું સારૂં. )

**Speak gently.**

Speak gently ! It is better far;
To rule by love than fears.
Speak gently ! let not harsh words mar;
The good we might do here. 1

× × × ×

Speak gently to the aged one;
Grieve not the **carek-worn** heart

The course of life is nearly run-
Let such in peace depart. 3
× × × ×
Speak gently! 'tis a little thing;
oh try to do it well!
× × × ×
S. W. Langford.

ભાવાર્થ—મીઠું બોલ–નમ્રતા ભરેલું બોલ! એમ બોલવાથી, તારે પાઇનો ખર્ચ થતો નથી; તેમ બળ પણ કરવું પડતું નથી. તારા વાંકા સ્વભાવને વાળ–નમાવ; એટલે મીઠી વાણી ચાલી આવશે. તેમાં એ તારી સંભાળ લેનારાં–તારી સંભાળમાં બળી જળી જનારાં, તારાં માતાપિતા પાસે, કદિ પણ તું કડવું વેણ ન બોલ! તેમના થાકને મીઠા–કોમળ શબ્દોથી ઉતાર. અનેક ચિંતાઓથી સળગી રહેલાં તેમનાં અંતઃકરણને, બરફ જેવા ઠંડા–મીઠા–શબ્દોથી શાંતિ આપ. ગરીબોને અને દુઃખીઓને દેખીને, તેમનો તિરસ્કાર ન કર; પણ તેમની સેવાનો લાભ લેવા, તત્પર થઈ જા. અન્ન, ધન અને તન પાસે હોય; તો તે ત્રણને સાથે રાખીને, મનને–કોમળ વાણીને–તેમાં મેળવ. અન્ન ધન અને તનની સગવડ નહોય; તો કોમળવાણી વાપરવા, જરા પણ આળસ ન કરીશ. ['તન' એટલે અહીં આરોગ્ય] આમ કરતાં શીખી જા; તો સંસારમાં જે સારૂં છે; તથા જે સુખ છે; તે તારા તરફ દોડયાં આવશે.

જે નરમાશથી બોલતાં, ઘરમાં ન શીખ્યા; નિશાળમાં પણ ન શીખ્યા; ધંધામાં પણ ન શીખ્યા. જાણે કડવી વેલનાં કડવાં તુંબડાં! સાધુ સંતો પાસે, આવા અભાગીયા જીવો કેવી રીતે આવી શકે. ડગલાં ભરતાં ન આવડે; તે ચાર ગાઉ કેવી રીતે ચાલી શકે. જ્યાં હો ત્યાં–સ્ત્રીમાં હો કે પુરૂષમાં, ઘરમાં હો; કે ધંધામાં; ગરીબ હો; કે તવંગર હો; રાજા હો; કે પ્રજા હો; ત્યાં પ્રથમ બોલતાં શીખો! થોડું–જરૂર પડતું–બોલો. તે પણ ખાનદાની ભરેલું–નમ્રતા ભરેલું. પછી સંતને દ્વારે આવો.

**સૂત્ર–अनारंभेऽपि परगृहे सुखी सर्पवत्** ॥ ૧૨ ॥ ( સાંખ્ય દર્શન અ. ૪ ) ત્યાગી ઘર ન ચણાવે તો ચાલે. સર્પની માફક કોઇએ બનાવેલા સન્યાસાશ્રમ, મઠ અને ધર્મશાળાઓમાં રહી શકે છે. કેટલેએક ઠેકાણે ભોજનની પણ સગવડ છે. સાધુઓએ તે લાભ; ઘણીજ નમ્રતાપૂર્વક લેવો. 'દ્વેષ–તોફાન–ફીસાદ કરનારા પુરૂષોએ, ભગવાં પહેર્યા હોય–માથું મુંડાવ્યું હોય–તોપણ તેઓ સાધુ નથી.' એવું દરેક સંત અને શાસ્ત્ર કહે છે. માટે સન્યાસીઓએ તેવા ન થવું. કોઈ આકરાનો સંગ થઈ પડયો હોય; તો શાંતિથી કામ લઇને, તેનાથી જુદા પડી જવું. મઠના માલેકોએ અથવા કારભારીઓએ, સંતોની સાથે કોમળતાથી અને વિવેકથી વર્તવું; તથા તેમના પોતાના ધર્મોનો–ફરજોનો–પાઠ, તેમને વારંવાર પઢાવવો. આત્મકલ્યાણની વાત પછી, પ્રથમ તેઓમાં માણસાઈ છે કે નહીં? અને ન હોય; તો ખંતથી, સન્યાસી સાધુઓને માણસ બનાવવા. કારણકે માણસથી આગળ વધેલા, અને દેવ બનેલા–પુરૂષો માટે, તે આશ્રમો બાંધેલા છે. ત્યાં હમેશાં દિવસમાં બે ત્રણ વખત નિયમસર કથાવાર્તા થવીજ જોઇએ. આટલામાં ન જુએ; તેને મુખે ડાચા રહી જાય.

વૃદ્ધ માબાપ, અગર વૃદ્ધ ગુરૂ મહારાજ, મકાન બંધાવી આપે; તો તેમનો પરિવાર, તે મકાનમાં સુખેથી રહે. શાસ્ત્ર કહે છે કે–'પરિવારના લૌકિક સુખ કરતાં; વૃદ્ધે પોતાના આત્મિકસુખની કીંમત વધારે આંકવી.' હવે–'મારી એક ઘડી તો, લાખેણી વહી જાય.' એ ખ્યાલને, વૃદ્ધોએ સદા આગળ ને આગળ ધરી રાખવો.

સનાતનમાં સર્પ પણ દેવ છે. નાગપાંચમે તે પૂજાય છે. ચિત્રકેતુએ સંકર્ષણની ઉપાસના કરી હતી. સર્પને ભજનારાએ ચિત્રકેતુનું સ્તોત્ર, મુખપાઠ કરવા જેવું છે. તે તત્ત્વજ્ઞાનથી ભરેલું છે.

હવે ૨૩ મા ગુરૂ કરોળીયાની વાત આવે છે—

**एको नारायणो देवः, पूर्वसृष्टं स्वमायया ॥**
**संहृत्य कालकलया, कल्पान्त इदमीश्वरः ॥ १६ ॥**
**एक एवाद्वितीयोऽभू–दात्माधारोऽखिलाश्रयः ॥**
**कालेनात्मानुभावेन, साम्यं नीतासु शक्तिषु ॥**
**सत्त्वादिष्वादिपुरुषः, प्रधानपुरुषेश्वरः ॥ १७ ॥**
**परावराणां परम, आस्ते कैवल्यसंज्ञितः ॥**
**केवलानुभवानन्द–संदोहो निरुपाधिकः ॥ १८ ॥**
**केवलात्मानुभावेन, स्वमायां त्रिगुणात्मिकाम् ॥**
**संक्षोभयन् सृजत्यादौ, तया सूत्रमरिंदम ॥ १९ ॥**

---

૧૬–૧૭/ ૧૬ પદચ્છેદ— **एकः नारायणः देवः**–નારાયણ નામના એકજ દેવ છે. તેણે. **इदं**–આ જગતને. **स्वमायया पूर्वसृष्टं**–પોતાની માયાથી પ્રથમ સૃજ્યું હતું. **कल्पांते** કલ્પના અંતમાં. **कालकलया इदं संहृत्य**–કાળની કળાથી આ જગતનો નાશ કરીને. **ईश्वरः**–ઈશ્વરરૂપે સર્વનાં અધિષ્ઠાનરૂપે રહે છે. ૧૭ પદચ્છેદ– **एकः एव अद्वितीयः**–તે નારાયણ ભગવાન, જે એક અને અદ્વિતીય છે–તેણે. **स्वात्मानुभावेन कालेन**–પોતાના પ્રભાવરૂપ કાળથી. **सत्त्वादिषु शक्तिषु साम्यं नितासु**–(જગત્‌ના કારણરૂપ) સત્ત્વાદિક શકિતઓને, પ્રધાનમાં લઈ જતાં–લય કરતાં– લઈ જઈને પછી. **आदिपुरुषः प्रधान-पुरुषेश्वरः**–તે આદિપુરૂષ તથા પ્રકૃતિ અને પુરૂષનો ઈશ્વર. **आत्माधारः**–પ્રકાશ. **अखिलाश्रयः**–સર્વના અધિષ્ઠાનરૂપ. **अभूत्**–(બાકી) રહે છે.

૧૮ પદચ્છેદ—**परे** (બ્રહ્માદિ) **अवरे** (મુક્ત લોકો.) **तेषां परावराणां परमः**–બ્રહ્માદિ દેવો અને મુક્ત લોકો જેને પામે છે; તે નારાયણ. **कैवल्यसंज्ञितः**–'મોક્ષ' એવા નામથી ઓળખતા. **केवलानुभवानंदसंदोहः**–વળી તે નારાયણ સ્વપ્રકાશરૂપી અનુભવથી ઉત્પન્ન થએલા આનંદના સમુહરૂપ. **निरुपाधिकः**–ઉપાધિ રહિત.

૧૯ પદચ્છેદ– **हे अरिंदम !**–હે રાગાદિ શત્રુઓને દમન કરનાર ! **केवलात्मानु-भावेन**–કેવળ કાળથીજ. **त्रिगुणात्मिकां स्वमायां**–પોતાની ત્રણ ગુણવાળી માયાને. **संक्षोभयन्**–ક્ષોભ પમાડીને–વિકારવાળી કરીને. **तया**–તે માયાથી. **आदौ सूत्रं सृजति**–પહેલાં સૂત્રને–મહતત્ત્વને ઉત્પન્ન કરે છે. મહતત્ત્વ એજ સૂત્ર અથવા ક્રિયાશક્તિ અથવા પ્રધાન.

तामाहुस्त्रिगुणव्यक्तिं, सृजंतीं विश्वतोमुखम् ॥
यस्मिन् प्रोतमिदं विश्वं, येन संसरते पुमान् ॥ २० ॥
यथोर्णनाभिर्हृदया-दूर्णां संतत्य वक्त्रतः ॥
तया विहृत्य भूयस्-तां ग्रसत्येवं महेश्वरः ॥ २१ ॥

અર્થ—૨૩મો ગુરૂ કરોળીયો. કરોળીયો જેમ હૃદયમાંથી નીકળેલી લાળને, મોઢાથી વિસ્તારીને, તે લાળ-જાળ-ઉપર રમીને; તે લાળને ગળી જાય છે; તેમાં બીજા કોઇ સાધનની જરૂર રહેતી નથી. તેમ ઇશ્વર પોતામાંથી નીકળેલી શક્તિવડે, જગતને સૃજીને, તે સૃજેલા જગત્ સાથે વિહાર કરીને, પાછા તે શક્તિને અને તે જગતને, ગળી જાય છે. પોતામાં લઈ લે છે. તેમાં બીજા કોઇ સાધનની જરૂર રહેતી નથી. એમ મેં કરોળીયા પાસેથી જાણ્યું છે. પોતાની માયાથી પૂર્વે સૃજેલા આ જગતનો, બીજા કોઈ સાધનની અપેક્ષા નહીં રાખતાં, કલ્પના અંતના સમયમાં, કાળશકિતથી સંહાર કરીને, [1] સજાતીય, વિજાતિય અને સ્વગત ભેદથી રહીત, અને સર્વના અધિષ્ઠાનરૂપ, પ્રભુ નારાયણ દેવ, પોતાના સ્વરૂપમાંજ રહ્યા હતા. સર્વનો લય થયા પછીના સમયમાં, પોતાના પ્રભાવરૂપ કાળને, જગત્ના કારણરૂપ સત્ત્વગુણાદિ સઘળી શકિતઓને, પ્રધાનમાં લઈ જઈને; ઉપાધિ રહિત, સ્વયંપ્રકાશ, અનુભવાત્મક આનંદના સમુહરૂપ, 'મોક્ષ' એવા નામથી ઓળખાતા, આદિ પુરૂષ, પ્રધાન તથા પુરૂષના ઈશ્વર, અને બ્રહ્માદિક તથા બીજા પણ મુક્ત જીવ, જેને પામે છે; એવા એક પરમાત્માજ રહે છે. એ પરમાત્મા પોતાના પ્રભાવરૂપ, કેવળ કાળથીજ પોતાની ત્રિગુણાત્મક માયાને ક્ષોભ પમાડીને, પ્રથમ તે માયામાંથી, મહતત્ત્વને ઉત્પન્ન કરે છે. હે રાગદ્વેષાદિક શત્રુઓ-

---

૧ એક વૃક્ષ બીજા વૃક્ષથી જુદું હોય; તે સજાતીય ભેદ છે; પર્વતાદિ બીજા પદાર્થોથી, વૃક્ષ જુદું છે; તે વિજાતીય ભેદ છે; અને પત્ર પુષ્પ આદિ પોતામાં રહેલા જે ભેદ, તે સ્વગતભેદ કહેવાય છે આવી રીતનો કોઇ પણ ભેદ પરમાત્મામાં નથી.

૨૦ પદચ્છેદ—**तां**-તે મહતત્વને. **त्रिगुणव्यक्तिं**-ત્રણ ગુણના કાર્યરૂપ. **विश्वतोमुखं-विश्वतः मुखानि यस्य तत्**-ચારે તરફ મુખ છે એવા જગતને. **सृजंतीं**-મહતત્ત્વમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે. અહંકારાદિ પંચ ભૂતો દ્વારા સૃજતું. **आहुः**-એમ લોકો કહે છે. **येन**-જે સમષ્ટિરૂપ મહતત્ત્વથી. **पुमान् संसरते**-પુરૂષ જન્મ મરણ પામ્યા કરે છે. **यस्मिन् इदं विश्वं प्रोतं**-જે મહતત્ત્વમાં આ જગત્ ગુંથાઇને રહ્યું છે.

૨૧ પદચ્છેદ— **यथा ऊर्णनाभिः**-જેવી રીતે કરોળીયો. **हृदयात्**-હૃદયમાંથી. **वक्त्रतः**-મુખદ્વારા. **ऊर्णां संतत्य**-જાળને પાથરીને. **तया**-પાથરેલી જાળ સાથે. **विहृत्य**-વિહાર કરીને. **भूयः**-ફરીથી. **तां ग्रसति**-તે જાળને ગળી જાય છે. **एवं महेश्वरः**-એ પ્રમાણે પરમાત્મા કરે છે.

**ને દમન કરનાર–[2] યદુરાજા ! એ મહતત્ત્વનેજ, ત્રણગુણના કાર્યરૂપ સમજવું. તથા આ મહતત્ત્વમાંથી ઉત્પન્ન થએલા અહંકારરૂપ દ્વારથી, અનેક પ્રકારનું જગત્ ઉત્પન્ન થાય છે; એમ સમજવું. એ સમષ્ટિરૂપ મહતત્ત્વ, કે જેથી જીવ જન્માંતર ધર્યા કરે છે; તેમાંજ આ જગત્ ગુંથાઇ રહ્યું છે; અને તેને લીધેજ, મહતત્ત્વનું નામ 'સૂત્ર' કહેવાય છે. [૧૬ થી ૨૧]**

**૧૬ થી ૨૧** વિવેચન—

સોળથી ૨૦ મા શ્લોક સુધી ભગવાનનો મહિમા, અને સૃષ્ટિ ઉત્પત્તિની ક્રિયાની વાત છે. ૨૧મા શ્લોકમાં તે કૃતિને ઉપમા આપવા, કરોળીયાનું દૃષ્ટાંત આપ્યું છે.

કરોળીયાની જાળ, કરોળીયામાં રહે છે. ભગવાનની માયા, ભગવાનમાં રહે છે. કરોળીયો જાળ પાથરે. ત્યારે માખી મચ્છર ત્યાં બેસવા આવતાં, ચોંટી જાય. ભગવાન્ માયા પાથરે; ત્યારે માયામાં બેસવા આવનારાં, માયામાં ચોંટી જાય. જાળમાં ચોંટી ગએલાં માખી મચ્છરને કરોળીયો ખાઈ જાય; તેમ માયામાં ચોંટી રહેલાં જીવોને, કાળ ભગવાન્ ખાઈ જાય છે.

**यथा प्रदीप्तं ज्वलनं पतंगा, विशंति नाशाय समृद्धवेगाः ॥**
**तथैव नाशाय विशंति लोकास्–तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥**
**वक्त्राणि ते त्वरमाणा विशंति, दंष्ट्राकरालानि भयानकानि ॥**
**केचिद्विलग्ना दशनांतरेषु, संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥२७॥**

[ ગીતા અ. ૧૧. ]

શ્રુતિ કહે છે કે—**यथोर्णनाभिः सृजते गृह्णते च ॥** કરોળીયો જાળ પાથરે; અને પોતામાં પોછો સંકેલી લે. ભગવાન્ માયાને પાથરે અને સંકેલી લે. આ ગુણને લીધે, ભગવાનને કરોળીયા સાથે સરખાવ્યા. કોશેટો પણ, પોતામાંથી લાળને કાઢે છે. પણ તે લાળને પાછી પોતામાં સંકેલી શકતો નથી. અને ઉલટો લાળમાં બંધાઇ જાય છે. જે મનુષ્યો સંસાર પાથરે; અને પાછો સંકેલી શકે; તે ભગવાન્ જેવા કહેવાય છે. સંસારને પાથરવો, એટલે વાસનાઓને પાથરવી. સંસારને સંકેલવો; એટલે વાસનાઓને સંકેલવી. જેઓ સંસારને પાથરે છે, પણ સંકેલી શકતા નથી; તે કોશેટા જેવા છે. કારણ પાથરેલા સંસારમાં ભટકતા ભટકતા, કોશેટાની માફક બંધાઈ જાય છે; અને આખરે મરી જાય છે.

મનુષ્યાવતારની મોટાઇ તેજ છે–કે–બ્રહ્મચર્યાવસ્થામાં, પાથરવા માટે તૈયાર થઇ જવું. ગૃહસ્થાશ્રમમાં પાથરવાની તાલીમ, અને પાથર્યા પછી સંકેલવાની વિદ્યા, બ્રહ્મચર્યાશ્રમમાં મળે છે. પાથરેલા ગૃહસ્થાશ્રમને ૫૦–૫૫ કે–છેવટ સાઠે, સંકેલવોજ જોઈએ. સંસારમાંથી પાછા વળવુંજ જોઇએ. પછી જ્યાં જવું છે; તેને માટે તૈયારી કરવીજ જોઇએ. સંકેલવું એટલે તજવું. ત્યાગમાં માત્ર બે શબ્દ છે; પણ ત્યાગ કરતાં, મહેનત બહુ પડે. ઉંચા પ્રકારની તૈયારી હોય; ત્યારેજ ત્યાગ થઈ શકે. ૫૦–૫૫ કે સાઠ પછી, બ્રહ્મચર્યાવસ્થામાં મળેલા જ્ઞાનથી, સંસારના અનુભવથી તથા તેમાં જોઇતી બીજી જ્ઞાનની પુરવણી કરીને,

---

૨. 'મહતત્ત્વ' ગુણના કાર્યરૂપ છે, અને મહતત્ત્વ જીવને જન્માંતરમાં ગોથાં ખવરાવે છે' એમ કહ્યું; તોપણ હે રાજા ! તારે ડરવું નહીં; કારણકે તેં રાગ દ્વેષાદિને જીતેલા છે.'

પાથરેલા સંસારને, યથાર્થ તજવાની તૈયારી કરવી. પાથરેલા સંસારને કેમ તજવો; તે જાણવું; તેનું નામ જ્ઞાન કહેવાય. જ્ઞાન થયા પછી વિજ્ઞાન–અનુભવજ્ઞાન. માત્ર જાણ્યું તેથી મુક્તિ નથી; પણ તે પ્રમાણે કરીએ; ત્યારે મુક્તિ થાય.

સૃષ્ટિમાં પરમાત્મા એક છતાં અનેક થાય છે; તે સૃષ્ટિ કરે છે; પણ તે ન્યારો ને ન્યારો દેખાય છે. વળી સૃષ્ટિ કર્યા પછી, સૌમાં તેનો તેજ રહે છે; એમ અનેક રીતે નારાયણનો મહિમા ગાયો છે.

હવે તદ્રૂપ કોની માફક થવું; તે બાબતમાં દત્તગુરૂ કીડાને અથવા ઇયળને કેવી રીતે ગુરૂ કરી; તે સાંભળો— આ ૨૪મો ગુરૂ.

**यत्र यत्र मनो देही, धारयेत् सकलं धिया ॥**
**स्नेहाद्द्वेषाद्भयाद्वापि, याति तत्तत्सरूपताम् ॥ २२ ॥**
**कीटः पेशस्कृतं ध्यायन्, कुड्यां तेन प्रवेशितः ॥**
**याति तत्सात्मतां राजन्, पूर्वरूपमसंत्यजन् ॥ २३ ॥**

**અર્થ—હે રાજન્! ભમરીએ ડંખ મારીને દરમાં પુરી રાખેલો કીડો, ભયને લીધે ભમરીનું ધ્યાન કરતો કરતો, જેમ પોતે ભમરીરૂપ બની જાય છે; તેમ પ્રાણી પણ સ્નેહથી, દ્વેષથી અથવા ભયથી, જે જે વસ્તુમાં પોતાના મનને એકાગ્ર કરે; તે તે વસ્તુરૂપ પોતે બની જાય છે. કીડો જ્યારે પોતાના તેજ દેહથી, ભમરીરૂપ બની જાય છે; ત્યારે ભગવાનનું ધ્યાન કરનાર પુરૂષ, આ દેહથીજ ભગવદ્રૂપ થાય; તદ્રૂપ થાય; તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી. [૨૨–૨૩]**

૨૨–૨૩ વિવેચન—

એકાગ્રતામાં ઘણું બળ છે. વૉટર વકર્સથી એકાગ્ર થએલો નળ, આપણે ઘેર પાણી લાવી આપે છે. જો વચ્ચે કાણો થાય; તો પાણી વેરાઇ જાય. તારમાં એકાગ્ર થએલી શક્તિ, વીજળીના કારખાનામાંથી વિજળીના કરંટને આપણે ઘેર લાવીને દીવો કરે. તારમાં એકાગ્ર થએલી શક્તિ, એક તાર ઓફીસે આપેલા શબ્દો, બીજી તાર ઓફીસને આપે છે –સંભળાવે છે. વેરાઇ ગએલી વીજળીને બેટરીમાં ઉતારે; તો શક્તિ વધી પડે. આપણા વેરાઇ

૨૨ પદચ્છેદ—**देही**–જીવાત્મા. **यत्र यत्र**–જ્યાં જ્યાં. **मनः सकलं धिया**–મનને સમગ્ર બુદ્ધિપૂર્વક. **स्नेहात् द्वेषात् भयात् वा अपि**–સ્નેહથી, દ્વેષથી, અથવા ભયથી પણ. **धारयेत्**-ધારણ કરે છે–સ્થિર કરે છે. **तत् तत् सरूपतां मनः याति**–તે તે રૂપને મન પામે છે–મન તદ્રૂપ થાય છે.

૨૩ પદચ્છેદ—**हे राजन्**–હે રાજા! **कीटः**–કીડો-ઇયળ. **कुडी**–સ્રિલિંગ–દર. **तेन (पेशस्कृता**-ભમરીથી) **कुड्यां प्रवेशितः कीटः**–ભમરીએ (ડંખ મારીને) દરમાં પુરી રાખેલો કીડો. **पेशस्कृतं ध्यायन्**–ભમરીનું ધ્યાન ધરતો ધરતો. **पूर्वरूपं असंत्यजन्**–પૂર્વ દેહનો ત્યાગ કર્યા વિના. **तस्य सात्मतां याति**–તેના રૂપને પામે છે–તેના જેવો થઇ જાય છે.

જતા ચિત્તને અથવા મનને, અમુક જગ્યાએ એકાગ્ર કરીએ; ત્યારે તેનું બળ વધી પડે. સાધારણ રીતે ચિત્ત એકાગ્ર થયા વિના, કોઇ કામ સારૂં થતું નથી. લખનારને લખતાં એકાગ્ર થવું જોઇએ; બોલનારને બોલતાં એકાગ્ર થવું જોઈએ. ચિત્રનારને ચિત્રમાં એકાગ્ર થવું જોઈએ. સ્ત્રીએ રાંધતા એકાગ્ર થવું જોઇએ. તદ્દરૂપતા, એટલે ઘણીજ એકાગ્રતા. તુલસીદાસજી બોલ્યા છે કે—

દોહરો—કામી નારી પિયારી જિમિ, લોભી પ્રિય જિમિ દામ;
તિમિ રઘુનાથ નિરંતર, પ્રિય લાગહુ મોહી રામ.

કામી નારીમાં તદ્દરૂપ છે; લોભી ધનમાં તદ્દરૂપ છે; ભક્ત ભગવાનમાં તદ્દરૂપ છે. બીજાને દેખતો નથી ?—કે ના !

આ દુનિયામાં જેટલી નવી શોધો થઇ. તેના અનેક સાધનોમાં, એકાગ્રતા મુખ્ય સાધન છે. તેમ કીડાને ભમરી થવામાં, એકાગ્રતાની જરૂર પડી.

ત્રણ રીતે એકાગ્રતા રહી શકે—સ્નેહથી, દ્વેષથી અને ભયથી. ગોપીકાઓ અને ભકતો, ભગવાનમાં સ્નેહ રાખીને, એકાગ્ર થયાં. શિશુપાળ શ્રીકૃષ્ણમાં દ્વેષ રાખીને, શ્રીકૃષ્ણમાં એકાગ્ર રહેતો હતો. 'શ્રીકૃષ્ણ મને મારશે;' એવો ભય કંસને ઉત્પન્ન થયો હતો; તેથી તે શ્રીકૃષ્ણમાં એકાગ્ર રહેતો હતો.

દશમસ્કંધમાં—'રાસ વખતે, જે ગોપીકાઓ, પતિ પુત્રાદિના બંધનથી, રાસમાં આવી શકી નહીં; તે તેમના પોતાના ઘરમાં તદ્દરૂપ બની ગઇ;' એમ શ્રીશુકદેવજીએ પરીક્ષિતને કહ્યું. ત્યારે પરીક્ષિતે પ્રશ્ન કર્યો હતો—કે—'ગોપીકાઓ **જારબુદ્ધિથી** શ્રીકૃષ્ણને ભજતી હતી. જેની વાસના મલીન હોય; તેનું કલ્યાણ કેમ થાય ?' વળી એમ પૂછ્યું હતું કે—'પતિ પુત્રાદિ પણ વાસ્તવિક રીતે, બ્રહ્મનાંજ બીબાં છે. તો તેમને ભજવાથી, કેમ મોક્ષ ન થાય ?' તેના જવાબમાં ગુરૂ મહારાજ બોલ્યા હતા કે—"હે રાજન્ ! પતિ પુત્રાદિમાં રહેલું બ્રહ્મપણું, આવરણ વાળું છે. સંપૂર્ણ શક્તિ વાળું નથી. શ્રીકૃષ્ણમાં જે બ્રહ્મપણું છે; તે આવરણરહિત, અને સંપૂર્ણ છે. એક બિંદુ, અને એક સિંધુ; એટલો બધો ભેદ છે. બીજાનો દ્વેષ કરનારનું કલ્યાણ ન થાય; તોપણ ભગવાનનો દ્વેષ કરનારનું કલ્યાણ થયું; એમ મેં આપને શિશુપાળના વધ વખતે કહ્યું હતું. ખડ તોળવાને કાંટે, હીરા તોળાય નહીં. એટલે સામાન્ય બુદ્ધિથી, શ્રીકૃષ્ણ તત્વ સમજાય નહીં."

**नृणां निःश्रेयसार्थाय, व्यक्ति भगवतो नृप ।**
**अव्ययस्याप्रमेयस्य, निर्गुणस्य गुणात्मनः ॥१४॥**
**कामं क्रोधं भयं स्नेह-मैक्यं सौहृदमेव च ॥**
**नित्यं हरौ विदधतो, यांति तन्मयतां हि ते ॥१५॥**
**न चैवं विस्मयः कार्यो, भवता भगवत्यजे ॥**
**योगेश्वरेश्वरे कृष्णे, यत एतद् विमुच्यते ॥१६॥**

[અર્થ શું કરૂં ? પ્રથમ પૂછી લઉં—કે દશમસ્કંધનાં મોક્ષપત્રિકાનાં પુસ્તકો ઘરમાં છે કે નહીં ? હોય તો વાંચો છો ? વિચારો છો ? ન હોય; તો—એમ કયાં સુધી ઉંઘશો ? **कृष्णस्तु भगवान स्वयं**—સોળ કળાવાળા શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણ સંબંધી જાણવાનું ઘણું છે. ચામાચીડીયાને અંધારામાંથી ખેંચીને સૂર્ય બતાવે; અને તે જબકી જાય; તેમ

માયામાં રમતું મન, શ્રીકૃષ્ણની વસ્તુસ્થિતિ જાણીને, જબકી જાય. દશમનાં ૮-૯-૧૦ ત્રણ પુસ્તકના રૂપૈયા ૭ ને બદલે, હાલ ૫-૪-૦ કર્યા છે; તોપણ હજી જે ઉંઘતા હોય; તેમને કહીએ કે-તેથી વધારે શું કરીએ? કરવા જેવું હોય; તો લખો. પણ કોઈ રીતે, તમારા પટારામાં, દશમને મૂકી દ્યો. તમે વાંચવા નવરા ન હો; તો સ્ત્રી પુત્રાદિ તેનો લાભ લેશે. આ અજોડ વસ્તુ છે. તેની નકલો હવે બહુ ન હોય. ઘરેણાં કરતાં મોંઘી વસ્તુ છે; એમ સમજીને તેને સંભાળથી રાખજોજી.]

અર્થ—ભગવાન્ કે જે અવિનાશી, અપ્રમેય, અને ગુણોના નિયંતા છતાં, નિર્ગુણ છે; તેમનો અવતાર મનુષ્યોનાં કલ્યાણ માટે છે, (માટે શ્રીકૃષ્ણને સાધારણ જીવ સાથે સરખાવવા; તે યોગ્ય સરખામણી નથી.) ભગવાનમાં જેઓ નિરંતર, કામ-ક્રોધ-ભય-સ્નેહ-સંબંધ કે ભક્તિ રાખે છે; તેઓ ભગવન્મયપણું પામે છે. [૧૪-૧૫] અજન્મા અને યોગેશ્વરોના ઈશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્, કે જેથી સ્થાવરાદિકને પણ, મુક્તિ મળે છે; **તેમના વિષયમાં,** તમારે કશું આશ્ચર્ય માનવું નહીં. [૧૬[

ગીતાના કોલકરાર સાંભળો—

**अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः ॥**
**तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥१४॥** [અ. ૮]
**सततं कीर्तयंतो मां, यतंतश्च दृढव्रताः ॥**
**नमस्यंतश्च मां भक्त्या, नित्ययुक्ता उपासते ॥१४॥** [અ. ૯]
**अनन्याश्चितयंतो मां** (અ. ૯-૨૨) **मच्चित्ता मद्गतप्राणाः** (અ. ૧૦-૯).
**तेषां सततयुक्तानां** (અ. ૧૦-૧૦) વિગેરે વિગેરે.

એક વાત ખાસ ધ્યાન રાખવા જેવી છે. તે એ કે-શરીર આરોગ્ય હોય; અને સુખમાં બેઠા હોઇએ; ત્યાં સુધી-'**अहं ब्रह्मास्मि,**' '**शिवोऽहं,**' '**शिवरूपोऽहं**' અથવા ભગવાનનાં નામ સ્મરણનો જપ કરીએ; પણ જ્યારે મરવા વખત થાય; જીવ પડીકે બંધાય. નવસો નવાણું નાડીઓ ખેંચાય; બેચેની વધી પડે; મન હાલકલ્લોળ થાય. તોફાની દરીએ, નાનું નાવ પછડાય. ત્યારે તે બધું ભૂલી જવાય છે. 'ઓય! બાપ' આવીને ઉભા રહે છે. 'અરરર!' અને 'ઓય વોય!' આવીને ઉભાં રહે છે. હઠાવ્યા હઠતાં નથી. અથવા સ્ત્રી પુત્રાદિકથી વીખુટા પડવાનું દુઃખ, આવીને ઉભું રહે છે. ડાહ્યાનાં ડહાપણ ખસી જાય; એવો તે મામલો છે. જીવનું બગડે; એવું કાંઇ પણ તે વખતે જોવું નહીં-સાંભળવું નહીં અને વિચારવું પણ નહીં. મરનારની આસપાસ રહેનારાંઓએ પણ, આ અમોલી પળ, પોતાનાં હજારો કામ પડયાં મેલીને સાચવી લેવી. 'માલે અતાલે કામ છે;' એવાં બેવકુફી ભરેલાં વચનો, સંબંધીએ, તે વખતે બોલાયજ નહીં. નવા જન્મ માટે, મરનારના હૃદયનો ફોટો, અત્યારેજ (મરવાવખતેજ) લેવાતો હોય છે; એમ ગીતામાં કહે છે—

**यं यं वापि स्मरन् भावं, त्यजत्यंते कलेवरं ॥**
**तं तमे वैति कौंतेय, सदा तद्भावभावितः ॥६॥** [અ. ૮.]

ભાવાર્થ—મરવા વખતે **या मतिः सा गतिः**-જેવી મતિ, તેવીજ ગતિ થાય છે. ભદમાં મરનારા સંતનું મન, મરવા વખતે બોરમાં ગયું; તો બોરમાં કીડો બનવું પડયું.

**ચોપાઇ**—"જન્મ જન્મ મુનિ યત્ન કરાહિં, અંત રામ કહિં આવત નાંહિ."

વાળીને મારીને, શ્રીરામે તેને જીવાડવાની કૃપા કરી; ત્યારે વાળીએ કહ્યું હતું કે-'હવે મારે જીવવું નથી. યોગીઓના ધ્યાનમાં ન આવો; એવા આપ, મારી સામે ઉભા છો; અને મારે મરવું; તે ઠીક યોગ આવ્યો છે.'

જીવનારે જીવનમાં અનેક વાત જાણી; પણ **'મરવું કેવી રીતે'** ન જાણ્યું-તો આખરની ભયંકર અકળામણ, તેને અકળાવે. 'મરવું કેવી રીતે?' નામનું પુસ્તક આપને લખી આપ્યું છે. કીંમત ૦-૫-૦ છે. આપના ઘરમાં હોય; તો અવાર નવાર વાંચતા રહેવું. રસ્તાથી વાકેફ રહેવાય. પુસ્તક ન હોય; તો તુરત મંગાવી લેવું. સાચવીને રાખવું; અને અવાર નવાર વાંચવું. બે ગાઉને ગામતરે જનારને અનેક તૈયારી કરવી પડે છે; ત્યારે જ્યાં ઓળખાણ નથી; વળી જ્યાં ગયા પછી, પાછા આવવું નથી; ત્યાં જવાની તૈયારી, નાનાં મોટાં સૌને, અવશ્ય કરવી જોઈએ.

હવે ૨૫ મો ગુરૂ દેહને કર્યો. ગુરૂદત્ત તે સંબંધી શું કહે છે; તે ભાવથી સાંભળો—

**एवं गुरुभ्य एतेभ्य, एषा मे शिक्षिता मतिः ॥**
**स्वात्मोपशिक्षितां बुद्धिं, शृणु मे वदतः प्रभो ॥२४॥**

વસંતતિ.

**देहो गुरुर्मम विरक्तिविवेकहेतुर्—बिभ्रत्स्म सत्त्वनिधनं सततार्त्युदर्कम् ॥**
**तत्त्वान्यनेन विमृशामि, यथा तथापि, पारक्यमित्यवसितो, विचराम्यसङ्गः ॥२५॥**

અર્થ—આ પ્રમાણે ૨૪ ચોવીસ ગુરૂઓ પાસેથી, મેં આ શીખામણ લીધી છે. પછી મેં મારા દેહ પાસેથી, જે શિખામણ લીધી; તે હું આપને કહું-સાંભળો. [ ૨૫ ] આ દેહે મને વૈરાગ્ય અને વિવેક આપેલાં છે. આ દેહ જન્મ મરણ આપ્યાં કરે છે. તથા પરિણામે નિરંતર દુઃખભોગરૂપ ફળને આપે છે. તેથી મને વૈરાગ્ય થયું છે. વળી તત્ત્વોનો યથાર્થ વિચાર

---

૨૪ પદચ્છેદ—**हे प्रभो** !-હે રાજન્! **एवं एतेभ्यः गुरुभ्यः**—આ પ્રમાણે આ ગુરૂઓ પાસેથી- **एषा मे मतिः शिक्षिता**—આ મારી બુદ્ધિ સંસ્કાર પામી છે. **स्वात्मनः उपशिक्षिता तां इति बुद्धिं**—મેં મારા દેહ પાસેથી જે ઉપદેશ લીધો તે. **मे वदतः शृणु**—હું કે જે કહી રહ્યો છઉં; તેની પાસેથી સાંભળો.

૨૫ પદચ્છેદ—**विरक्तिश्च विवेकश्च तयोः हेतुः इति देहः**-જેણે વૈરાગ્ય અને વિવેક આપેલાં છે; એવો દેહ. **सत्त्वनिधनं बिभ्रत्**—જન્મ મરણને ધરી રાખતો દેહ. **सततं अर्तिः** (દુઃખ) **एव उदर्कः** (ઉત્તરોત્તર ફળ) **यस्य तत् सततार्त्युदर्कम् बिभ्रत्**—પરિણામે નિરંતર દુઃખ ભોગરૂપ ફળને ધરી રાખતો દેહ. **अनेन**—આ દેહથી. **यथा-यथावत्**-જેમ જોઈએ તેમ. **तत्त्वानि विमृशामि**-તત્ત્વોનો વિચાર કરૂં છઉં. **तथा अपि पारक्यं इति अवसितः**-દેહ આવો ઉપકારી છે તો પણ તે પારકો છે. કુતરા કાગડાનું ભક્ષ્ય છે. તેથી તેના ઉપર પ્રીતિ નહીં રાખતાં. **असंगः विचरामि**-હું એકલોજ અનાસક્ત રહીને-ફર્યાં કરૂં છઉં.

કરવા રૂપી વિવેક–વિવેકનો લાભ પણ, આ દેહથીજ મને પ્રાપ્ત થયો છે. આવી રીતે આ દેહ અત્યંત ઉપકારી છે; તોપણ આ દેહ એક દિવસ નાશ પામશે; કાગડા કુતરા કે અગ્નિનો ભક્ષ થઈ જશે; એવું નિશ્ચયપૂર્વક જાણીને, હું સર્વ સંગ છોડી દઈને, સર્વત્ર અનાસકત રહીને, વિચરૂં છઉં. [૨૫]

૨૪–૭૫ વિવેચન—

કેવા ઉમદા વિચાર છે! કેવી ઝીણી નજર છે! સમજવા જેવું કેવું શોધી આપે છે. હજી આગળ સાંભળો—

**जायात्मजार्थपशुभृत्य–गृहाप्तवर्गान्, पुष्णाति यत्प्रियचिकीरषया वितन्वन् ॥**
**स्वांते सकृच्छ्रमवरुद्धधनः स देहः, सृष्ट्वाऽस्य बीजमवसीदति वृक्षधर्मः ॥२६॥**
**जिह्वैकतोऽमुमपकर्षति कर्हि तर्षा, शिश्नोऽन्यतस्त्वगुदरं, श्रवणं कुतश्चित् ॥**
**घ्राणोऽन्यतश्चपलदृक्, क्व च कर्मशक्तिर्–बह्व्यः सपत्न्य इव गेहपतिं लुनन्ति ॥२७॥**

અર્થ—ઘણા કષ્ટે કરીને એકઠું કરનારા પુરૂષ, પોતાના દેહને રાજી રાખવાની ઈચ્છાથી, સ્ત્રી, પુત્ર, ધન, પશુ, નોકર, ઘર, અને સંબંધીઓના વર્ગોને વધારે છે; અને તેમનું પોષણ પણ કરે છે; તે દેહ પોતાનું આયુષ્ય પુરૂં થઈ રહેતાં, નાશ પામે છે; (એટલે એકઠાં કરેલાં કોઇ, દેહને બચાવી શકતાં નથી.) માટે દેહમાં દુઃખ ભોગવવારૂપીજ ફળ રહ્યું છે. દેહનો નાશ થતાં પણ, દુઃખની સમાપ્તિ થતી નથી. કારણકે ઝાડ જેમ બીજને ઉત્પન્ન કરીને, પછી નાશ પામે છે; તેમ દેહ પણ, બીજા દેહના બીજરૂપ કર્મને ઉત્પન્ન કરીને, નાશ પામે છે. (૨૬) અપૂર્ણ.

---

૨૬ પદચ્છેદ—**कृच्छ्रेण सहितं यथा स्यात् तथा सकृच्छ्रम्**–ઘણા કષ્ટે કરીને **अवरुद्धधनः**–જેણે ધન ભેળું કર્યું છે તે પુરૂષ. **यत्प्रियचिकीरषया**–દેહને રાજી રાખવા માટે. **जाया च आत्मजाश्च अर्थश्च पशवश्च भृत्याश्च गृहं च आप्तवर्गाश्च-तान वितन्वन्**–સ્ત્રી, પુત્ર, ધન, પશુ, નોકર, ઘર, અને સંબંધીઓના વર્ગોને વધાર્યા કરતો–વધારીને. **पुष्णाणि**–તેમનું પોષણ કરે છે. **स्वांते**–તે પુરૂષ પોતાનું આયુષ્ય પુરૂં થઈ રહેતાં નાશ પામે છે. **वृक्षधर्मः स देहः**–વૃક્ષના જેવો જેનો ધર્મ છે તેવો આ દેહ. **अस्य बीजं सृष्ट्वा**–આ જીવનું વાસનાશરીર ઉત્પન્ન કરીને. **अवसीदति**–નાશ પામે છે.

૨૭ પદચ્છેદ-- **सपत्न्यः गेहपतिं लुनंति इव**–ઘણી શાકયો જેમ એક પતિને પીડે–કનરડે–તેમ. દેહાભિમાની પુરૂષને. **अमुम्**–આ દેહને–**एकतः जिह्वा**–એક તરફ જીભ રસને માટે. **अपकर्षति**–ખેંચે છે. **कर्हि**-કદાચિત્. **तर्षा**–તરસ. **अन्यतः**–બીજી તરફ ખેંચે છે. **शिश्नः अन्यतः**-ત્રીજી તરફથી શિશ્ન મૈથુનને માટે ખેંચે છે. **त्वक्**-ચોથી તરફથી ચામડી સ્પર્શ માટે ખેંચે છે. **उदरं**–પાંચમી તરફથી પેટ અન્નને માટે ખેંચે છે. **श्रवणं कुतश्चित्**–કાન સાંભળવા તરફ ખેંચે છે. **अन्यतः घ्राणः**-નાસિકા સુગંધને માટે ખેંચે છે. **चपलदृक्**-સાતમી તરફથી ચપળ આંખો રૂપ તરફ લઇ જાય છે. **च** અને. **कर्मशक्तिः क्व**–કર્મેંદ્રિયો પણ પોત પોતાના વિષયો તરફ ખેંચે છે.

ફ્રે. નં. ૮૮ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદમાં અવધૂતનો બોધ ].

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—**અમદાવાદ.**
**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૮ મું.] ભાદરવો ૧૯૯૩. [ અંક—૫

હજી આપને કાંઈક આપું!—આ અંકના પુંઠાની છેલ્લી બાજુ ઉપર—'લાડુ માટે લાખ, અને પુસ્તક માટે પાઇ નહીં;' એમ જે છાપ્યું છે; તે તમારામાંના ઘણા માટે છે. હું આપને ઘેર આવું; તો દસબારનો ખર્ચ કરી નાંખો; અને પુસ્તક લેવાનું કહું; ત્યાં વિચાર કરો. મારા કરતાં; મારૂં પુસ્તક વધારે છે. કારણ કે હું—તમારી પાસે—ઘડી બે ઘડી; અને પુસ્તક હાજર હાજર રહે. પુસ્તક માટે જે પૈસા ન ખર્ચે; તેને જ્ઞાનનો લાભ ન મળે. કથામાં જે કાંઈ સાંભળ્યું; તેને મનન કરવામાં, મૂખ્ય સાધન પુસ્તક છે. સદ્ગ્રન્થોના વાંચનથી કેટલા લાભ છે; તે સસ્તાસાહિત્યે અનેકવાર આપણને લખી મોકલ્યું છે. જેઠના અંકમાં ૬૧૩ મે પાને, ચાતુર્માસ માટે ખાસ ઓછા દર કર્યા છે. તેનો લાભ ઘણાએ લીધો. તોપણ હજી ઘણા ઢચુપચુ છે. મારે હવે સંકેલવા વખત છે. તો ઢચુપચુને પણ કાંઇક આપી દઉં; એવા હેતુથી લખું છઉં કે—ભાદરવા શુદી ૨ થી—

આવતી દીવાળી સુધીમાં—મોક્ષપત્રિકાનાં બાંધેલાં પુસ્તકોની ફાઇલો—૧૯૭૬ થી ૯૨ સુધી—૧૭ વરસની છે. તેમાં પુસ્તક બીજું (સંવત ૧૯૭૭ નું) નથી. ૭૮નું થોડા વખતમાં નહીં હોય. તો અત્યારે ૧૬ પુસ્તકો પાકા પુંઠાથી બાંધેલાં છે. તેની બંધામણી સાથે, દરેક વરસની છૂટી છૂટી ફાઇલના ૨—૬—૦ છે. તે બદલ **દીવાળી સુધી** દરેક વરસની છૂટી છૂટી ફાઇલના ૧—૬—૦ લેવામાં આવશે. એટલે દર પુસ્તકે એક રૂપૈયો ઓછો. સોળ પુસ્તકે ૧૬) રૂપૈયા ઓછા. આખા સેટના રૂા. ૩૮) ને બદલે રૂપૈયા ૨૨). મંગાવો તે રેલ્વે પારસલથી મંગાવજો. પોસ્ટમાં તમને બહુ ખર્ચ લાગશે. હવે આપને ઓરડે આવો. ફાઇલો તપાસી લ્યો. કઈ કઈ ફાઈલો નથી. તુરત લખો. વહેલો તે પહેલો! ઉંઘશો તો અમુક પુસ્તક, પછી નહીં હોય. પુસ્તક હશે; તો આપનાર હાજર નહીં હોય. પૈસા પડયા રહેશે—દશમસ્કંધની ફાઇલો, મુળા કરતાં સોંઘી કરી. આ ખાસ સગવડ છે.

દરેક ધાર્મીક સંસ્થાઓમાં, અને લાઇબ્રેરીઓમાં રાખવા લાયક વસ્તુ છે. ભાગવત ઉપર આવા ખુલાસા હજી થયા નથી—કોઇએ આ પ્રમાણે લખ્યા નથી. અજોડ વસ્તુ છે.

દશમના ત્રણ ત્રણ વરસના એક સાથે ચિત્રોવાળાં જે છે; તેના દરેક મોટા પુસ્તકના ૭ને બદલે રૂા. ૫-૪-૦. ત્રણ મોટાં પુસ્તકના ૧૫-૧૨-૦.

જેઠના અંકમાં બતાવેલાં બીજાં પુસ્તકોનો ઓછો દર, દીવાળી સુધી રહેશે. તે વેદાંતના ગ્રન્થો છે. દશમ એકાદશને ખાસ મદદરૂપ છે.

હવે ઉંઘો; તો આપની મરજી! આપ ન નમ્યા. હું નમ્યો. મળ્યા છો; તો માણી લ્યો. આજ છે; એવી કાલ નથી. પૈસા દસ ગણા આપશો; પણ પુસ્તક નહીં હોય; તો નહીં મળે. વધારે શું લખું!

# એકાદશ સ્કંધ.

## અધ્યાય ૯મો ચાલુ.

[ ગયા અંકના ૬૯૬મા પાનાથી આગળ. ]

ગયા અંકમાં ૨૬ તથા ૨૭ એ શ્લોક આપ્યા છે. ૨૬નો અર્થ આપ્યો છે. ૨૭નો અર્થ બાકી છે. તે પહેલાં સાંભળો.

**અર્થ—ઘણી શોકયો જેમ એક ધણીને પીડે છે; આમથી તેમ, તાણા ખેંચ કરે છે; તેમ આ દેહને અથવા દેહાભિમાની પુરૂષને, એક કોરથી જીભ, રસને માટે ખેંચે છે; બીજી કોરથી તરસ, જળને માટે ખેંચે છે; ત્રીજી કોરથી શિશ્ન, મૈથુનને માટે ખેંચે છે; ચોથી કોરથી ચામડી, સ્પર્શને માટે ખેંચે છે; પાંચમી કોરથી પેટ, અન્નને માટે ખેંચે છે; છઠ્ઠી કોરથી કાન, સાંભળવા માટે ખેંચે છે; સાતમી કોરથી નાસીકા, ગંધને માટે ખેંચે છે; આઠમી કોરથી ચપલ આંખો, રૂપને માટે ખેંચે છે—અને તે ઉપરાંત, વળી કર્મેંદ્રિયો પણ, પોતપોતાના વિષયો તરફ ખેંચે છે. માટે દેહને દુઃખરૂપ જાણીને, મેં વૈરાગ્ય રાખ્યું છે. (૨૭)**

૨૬-૨૭ વિવેચન—

દેહનાં સુખ—દેહનાં સુખ પ્રાણી માત્રને ગમે છે. પ્રાણીઓમાં પણ, મનુષ્ય, દેહનાં સુખ માટે, વધારે દરકાર રાખે છે. પશ્ચિમનો સંસર્ગ થયા પછી, દેહનાં સુખની દરકાર વધી. સુખને માટે અનેક સગવડો પશ્ચિમે તૈયાર કરી. આપણે તેનું અનુકરણ કરવા માંડ્યું; તે એટલે સુધી કે-ખરે ઉન્હાળે, પાટલુન અને મોજાં પહેર્યા વિના, બહાર જઈ શકાય નહીં. કેટલાએકના વેપાર, ખાનદાન હિંદુઓના વેપાર જેવા છે; છતાં લેભાગુ ભણેલો વેપારી, કોટ પાટલુન વિગેરે ત્યાં પહેરીને, ખોટા ખર્ચ વધારે છે. દેહનાં સુખ વધે; તે સાથે સુખની સામગ્રિઓ વધે. સામગ્રિઓ સાથે ખર્ચો પણ વધે. ખર્ચો નિભાવવા, જીવ સદા બેચેન રહે. એક વાસનાને તૃપ્ત કરતાં, અનેક વાસનાઓ ઉભી થાય. આ બેચેની ઉપરાંત, યુરોપ અમેરિકાનાં સુખ સાધનો, આફતોથી અને અકસ્માતોથી ભરેલાં રહે છે. હવે આ અટકાવ્યું અટકે; એવું નથી. આમાંથી આપણે એટલુંજ તારવી લઇએ કે-દેહનાં સુખની લાલચમાં, જીવ ચગડોળે

ચડે છે. પરિણામે કેટલાંકનાં હાર્ટફેઈલિ, કેટલાએકને બેકારી-આપઘાત વિગેરે વિગેરે. એટલે-જેમ કાશેટો પોતાનીજ જાળમાં, એટલો બધો ગુંચાઈ જાય છે કે-તેમાં તેને, મુંજાઇને મરવુંજ પડે છે. તેમ માનવી પોતાની પાથરેલી સંસારજાળમાં—

એક જીવને સહસ્ર ઉપાધિ, કેમ જીવે જીવનાર ?
ક્ષણુક્ષણુ દુઃખડાં-ડગલે પગલે, એક નહીં ઉપચાર.
આવોને નીચે સરજનહાર, બચાવો ! ભારતને આ વાર !

જેને શાંતિ નહીં; તેને ભગવાનને રસ્તે આવવાનું, મનજ થાય નહીં.

હિંદુસ્તાન સાદાઈ અને સરલતા ચૂકયો છે; એમ જો ખાત્રી થાય; તો બને તેટલી સાદાઇથી રહેતાં શીખજો. આપણે વાદેવાદે બગડયાં છઇએ. માટે હવે એવો ખોટો વાદ લેતાં શીખવું નહીં. શ્લોકમાં સુખનાં સાધનમાં-સ્ત્રી, પુત્ર, ધન, પશુ, નોકર, ઘર અને સંબંધીઓ ગણાવ્યાં છે. પણ આપણે આપણો બચકો ખોલીને જોઈએ; તો તેથી બમણાં તમણાં સુખનાં સાધનો, આપણા મનરૂપી બચકામાં, પેસી ગયાં છે. રાજગાદી ઉપર બેસનારા રાજાઓ પણ, રોટલો અને શાક જમતા હતા. તેથી કાંઈ વધારે હોય; તો દહીં-દુધ અને ગોળ. પહેરવામાં સાદાં કપડાં હતાં ! આચાર્યો અને મહંતો પણ, લોકોનાં આપેલાં અનેક સુખોને, ઠોકર મારીને, પરમ વૈરાગી જીવન ગાળતા હતા. ઠાઠે ચડયા; તે ઠગાયા ! મયુરાસન કરાવનારા શાહજહાંનને આગ્રાના કીલ્લામાં કેદી બનવું પડયું હતું; અને કેદી તરીકે મરવું પણ પડયું હતું. કુરાને શરીફના ફકરાઓએ, ત્યાં તેને આશ્વાસન આપ્યું. મહાન્ સિકંદરની ભારે જાહોજલાલી ! સંસારસુખના ઢગલા, ધનના ઢગલા, અનેક સ્ત્રીયોના પણ ઢગલા; પુત્રો પણ ઘણા-પણ મરવા વખતે ખાત્રી થઇ-કે-**'બસ ! ખોટા સુખમાં હું ઠગાયો.'** નેપોલીયનની આકાંક્ષાઓ ઓર હતી. લૌકિક સુખ માટે, તેણે આખા યુરોપને ધ્રુજાવ્યો હતો; પણ સેંટહેલીનામાં તે કેદ થયો; ત્યારે તેને ભાન થયું કે-**જુવાનીનું જોર, કૂતરાં માટે ખરચી નાંખ્યું. આટલું બળ ખુદાને પામવા કર્યું હોત; તો ખુદા મને અહીં મળવા આવત.'** વિગેરે-વિગેરે. સંત સમાગમના ઘડી બે ઘડીનાં સુખ પાસે, સંસારનાં અનેક સુખ તુચ્છ લાગે; એવું હૃદય પ્રથમ તૈયાર થવું જોઇએ.

ઘરમાં ઘણા ભાઈબંધોની આવજા, ઘણી ખુરસીઓ, અને દાલો દઠારો-એ તમામ, પોતાનું કલ્યાણ સાધવા ઈચ્છનારે, તજવા જેવું છે. બાવો થયા પછી પણ-જેની ઝોળીમાં થોડી જંજાળ, તે બાવોજ પ્રભુને ભજી શકે.

હુશીયારને હેરાન થતા દેખીએ છઇએ; ત્યારે દયા આવે છે. ઘણા હુશીયાર વકીલો, હુશીયાર ડૉકટરો અથવા વેપારીઓ, હુશીયારીમાં અને હુશીયારીમાં, કોશેટા બની બેસે છે; પણ કરોળીઆ બની શકતા નથી. મરવાની છેલ્લી પળ સુધી, ધંધામાંજ કુટાતા હોય છે. તેમાં કેટલાએક જનક વિદેહીનો ડોળ કરતા પણ દેખાય છે. આ ડોળ કરનારાઓ, અંત સુધી પોતાના અંતરને જોતા નથી; પોતાના મનને પારખતા નથી.

**स: देह: वृक्षधर्मः**—આ દેહમાં વૃક્ષના જેવો ધર્મ છે. વૃક્ષનો ધર્મ કેવો હોય ?-તેનો ત્યાંજ જવાબ છે કે-**अस्य बीजं सृष्ट्वा अवसीदति**-ફરી પોતાને ઉત્પન્ન થવા માટે, બીજ ઉત્પન્ન કરીને, વૃક્ષ જેમ નાશ પામે છે; તેમ આ દેહ પણ, ફરી પોતાને ઉત્પન્ન થવા માટે, આ દેહજ નવી નવી વાસનાઓ-ભાવનાઓ-પાપ અગર પુણ્યરૂપ બીજ

ઉત્પન્ન કરીને, પોતેજ પોતાના પુનર્જન્મ તૈયાર કરી મૂકે છે. પછી આ દેહના નાશ થાય છે. આ વાત ઘણાં જાણતાં નથી. જાણે છે; તે યથાર્થ જાણતાં નથી. યથાર્થ જાણે છે; તેમાંથી ૯૫ ટકા ચેતતાં નથી. ચેતે તો તેમને પગલે, પૃથ્વી પાવન થાય; તેમને પગલે કંકુ વેરાય.

જેદના વાવિંટાળ દેખી, ઘરધણી ઘર ચળાવે; પશુપક્ષી સાંજ પડતી દેખી; પોતાના સ્થાન તરફ આવવા લલચાય. તેમ કદાચ જુવાની હાથથી છટકી ગયા પછી-પણ, વૃદ્ધાવસ્થામાં-દયા, ક્ષમા, દાન-ધીરજ-સંતની સેવા અને સંતને સમાગમ થઇ આવે; તો હારી બાજી જીતે-પુનર્જન્મને સુંદર રૂપમાં ગોઠવે. બે ગાઉને ગામતરે જતાં, જેટલી ચીવટ, એટલી ચીવટ રાખે; તોપણ નવાં બીબાં સારાં ગોઠવાય. અમે અહીં કેમ ? અને તમે ત્યાં કેમ ? અમે પુરૂષ કેમ ? અને તમે સ્ત્રી કેમ ?-તેના અનેક ખુલાસા કરીને, છેવટમાં એમ કહેવુંજ પડે; કે કર્મપ્રમાણે-પરિણામ આવ્યાં છે. પુનર્જન્મની તૈયારી, આ જન્મે થાય છે. તે વાત હવે ભૂલશો નહીં.

હવે ૨૭ મા શ્લોકની વાત કરીએ—અર્થ બરાબર સાંભળ્યોને ? ફરી સાંભળો ? કેમ ? બરાબર છે ને ? ઘરમાં રહે; પણ પોતાનું બારણું, ઉગમણું છે કે આથમણું ? તેની જેને ખબર નથી; એવા ભોટ; આવી વાત સાંભળેજ કયાંથી ? કદિ સાંભળે; તો વિચારે નહીં. પ્રભુ કૃપાથી આપણે તો, સાંભળવા અને વિચારવા, નવરા પડયા છઇએ. શાંતિથી સાંભળો—

દષ્ટાંત—એક પુરૂષને બે સ્ત્રી. નવી સ્ત્રી મેડા ઉપર રહે; અને જુની સ્ત્રી નીચે -ઘરમાં રહે. વર નવીવહુના થઈ ગયા હતા; તોપણ જુની સાથે, હળીમળીને રહેતા હતા. એક દિવસ રાત્રે જમી પરવારીને, ત્રણેજણ ઓટલે તડાકા મારતાં હતાં. ઉન્હાળાનો દહાડો હતો. અગીઆર વાગતાં ત્રણે ઘરમાં આવ્યાં. નવી મેડે ચડી ગઈ. જુની ઓરડામાં પેશી ગઈ. ઘરધણી ખડકીની સાંકળ બંધ કરીને, દાદરે ચડયા.

જુની-ધણીને-દાદરે ચડનારને—'બસ ! આટલીજ ભાઇબંધી ! નવીની બહુ બીક લાગે છે ?

આમ કહીને જુનીએ પતિદેવનો પગ પકડયો. આ રકઝક સાંભળી, નવીએ ઉપરથી એક બે પગથીઆં નીચે ઉતરી, પતિદેવની ચોટલી પકડી. આમ કરીને, ઉપર નીચે, બે ધણીયાણીઓ હસવા લાગી; અને વચ્ચે સપડાએલા પતિદેવ-કાંઇક હસતાં, અને કાંઈક રોફમાં-'અરે ! છોડો છોડો ! આ શું ગાંડપણ ! મારા વાળ તણાય છે; મારો પગ ખેંચાય છે-વિગેરે-વિગેરે.' પતિદેવની અકળામણ જોઇને, બેઉ વહુઓ વધારે વધારે હસવા લાગી.

પતિદેવ—અરે ! છોડો ! છોડો !

બેઉ—છોડે કેમ ? હાથમાં આવ્યા; તે છોડાતા હશે ? આ તો વ્હાલી વસ્તુ !

પતિદેવ—પણ મારો જીવ જાય છે.

નવી—મારી મોટી બ્હેન છોડે; તો હું છોડું.

જુની—એમ !-વરને બહુ વ્હાલાં લાગ્યાં છો-તે-જ્યાં ત્યાં—

એમ વાત કરે છે; તે વખતે, ઘરમાં કોઇ મોટેથી હસી પડયું. 'અરે ! આ અહીં ચોથું કોણ છે ?' એવો વિચાર આવતાં, મોટીએ અને નાનીએ પતિદેવને મૂક્ત કર્યા.

પછી ચોથાની શોધમાં, ત્રણે દીવો લઈને જોવા લાગ્યાં. ડામચીયા નીચે, ચંદરવાની છાયામાં, એક ચોરને દેખ્યો. તે ચોરને પકડીને, પોલીસ ચોકીએ આણ્યો. કેસ ચાલ્યો. બધી વિગત સાંભળી લીધા પછી, મેજીસ્ટ્રેટે કહ્યું કે-'કાલે ફેંસલો આપીશ.'

ચોર-મેજીસ્ટ્રેટને-સાહેબ ! મારે એક અરજ છે.

મેજીસ્ટ્રેટ—શી ? બોલી નાંખ !

ચોર—આ શેઠના જેવી શિક્ષા મને ન કરશોજી !

મેજીસ્ટ્રેટ—શેઠના જેવી શિક્ષા કઇ ?

ચોર—શેઠસાહેબને પૂછોને ?

શેઠ વચ્ચે બોલી ઉઠયા—અલ્યા ! મને વળી કઇ શિક્ષા થઈ છે ?

ચોર—કેમ સાહેબ ! ભૂલી ગયા ?

શેઠ—મરને ! જે કહેવું હોય; તે કહી દેને !

ચોર—દાદરા ઉપર, બે બાઈડીઓની વચ્ચે, આપનો જીવ જતો હતો-તે શિક્ષા. પ્રભુ કૃપાથી હું ત્યાં હાજર હતો; તો તમે બચ્યા; **નહીં** તો તમારી શી વલે થાત-વારૂ ! બેઉ બાયડીઓ હઠે ચડી હતી. જોવા જેવું હતું.

આ સાંભળી, સઉ હસી પડયા. શેઠ પ્રથમ તો જરા શરમાયા. પછી તેપણ હસ્યા; અને બોલ્યા-'વાત ખરી છે ! સીસોડા વચ્ચે, રસ ભર્યો સાંઠો પીલાય; તેમ હું પીલાતો હતો. તે હસ્યો અને-હું બચ્યો. મુક્ત થયો. વિગેરે-વિગેરે.'

શેઠનું દુઃખ જોઇને, ચોરને વૈરાગ્ય ઉત્પન્ન થયો; તેમ દેહનું દુઃખ જોઇને, જીવને વૈરાગ્ય ઉત્પન્ન થવો જોઇએ.

બે બાઈડી વચ્ચે, એક પુરૂષ અકળાય; ત્યારે અનેક ઇંદ્રિયો વચ્ચે, જીવ કેમ ન અકળાય ! અકળાયજ. આ બધી ઇંદ્રિયોમાં જીભ અને શિશ્ન (મૈથુન ઈંદ્રિય) ભયંકર તોફાની છે. સાઠ ને આઠ વરસે પણ, ભજીયાં ખાવાનું મન થાય. હવે હાંઉ ?-કે ના ! તે પ્રમાણે ત્યાગીઓને-વૃદ્ધોને અને મુમુક્ષુઓને, મૈથુનસુખની લાલસા, વાણીમાંથી જાય; પણ હૃદયમાંથી જાય નહીં.

" કડવી વેલે, કડવી તુંબડીયાં, સબ તિરથ કરી આઈ!
ગંગા નાહી-જીમના નાહી; તોય ના મીટી કડવાઇરે. "

આવી ભયંકર ભૂલો પણ, **દેખે તેનેજ દેખાય**. બાકી તો 'વાસીદે સાંબેલું-ચાલ્યું જાય' કેટલાએક તો એમ માની બેઠા છે; કે-'જ્યાં સુધી જીવવું; ત્યાં સુધી જેમ જમવું અને સુવું; તેમ વિષયસુખ પણ, ભોગવવું-પાછા હઠવું નહીં.' જે પોતાની આંખમાંથી કણું ન કાઢી શકે; તે બીજાને કહે; કે-'ભાઈ મારી આંખમાં જો !' તેમ જે સમજે; છતાં, આ ભયંકર દોષને અટકાવી ન શકે; તેણે સદ્ગુરૂ સંત અગર મિત્ર પાસે, પોતાનું હૃદય ખોલવુંજ જોઈએ.

'વાંચે પણ-નહીં કરે વિચાર; તે સમજે નહીં-સઘળો સાર.'

માટે આ ખુલાસા, શાંતિથી-ઓરડાથી પાછલી પછીતે બેસીને, વાંચો અને વિચારો.

દેહની વિલક્ષણતા-દેહના જેવું ખરાબ, અને દેહના જેવું સારૂં, ત્રિલોકમાં બીજું એકે નથી. ખરાબ જાણીને તેનો ત્યાગ કરાય નહી; અને સારૂં જાણીને તેને ભોગવાય નહી.

કારણ સમજાય છે ને? ન સમજાય તો સાંભળો–દેહને ખરાબ જાણીને તજી દઇએ; તો આપઘાત કરે; અને મોક્ષરૂપી અંતીમ કર્ત્તવ્ય રહી જાય. [દેહદ્વારાજ મોક્ષ સધાય.] વળી દેહને સારો સમજીને ભોગવીએ; તો નરકની પ્રાપ્તિ થાય. એટલે–આત્મસાધનમાંજ દેહ મૂખ્ય વસ્તુ છે. દેહ ન હોય; તો આત્મા ભૂત કરે. માટે તેનો ઉપયોગ આત્મસાધનામાં કરવો. તમારા ઘરની આસપાસ, સંત સાધુનાં મંદિરો હોય–બ્રાહ્મણવાડો હોય; તો અવકાશના સમયમાં ત્યાં જઇને, સેવા માગી લેવી. ઘડી બે ઘડી તનથી સેવા કરવી. શવરી પાસે ધન નહોતું, પતીત હતી; તે તનની સેવાથી પાવન થઈ ગઈ. વહેલાં ઉઠીને ઘરમાં વડીલોની સેવા કરવી. રાત્રે તેમના સુતા પછી સુવું. આંગણે અમોલાં તીર્થો, જો કોઈ હોય; તો તે વડીલો છે. દેહમાં એક એવો ગુણ છે કે–દેહ વાપરે વધે; અને રાખી મૂકે–તો બગડે. Used key is always bright. માટે કલ્યાણને કેરે, દેહને વાપરતાં રહેવું.

બીજી વીલક્ષણતા એ છે કે–દેહને સુખ આપવા માટે, સ્ત્રી પુત્રાદિ અનેક વાસનાઓ ઉભી થાય છે. આ વાસનાઓ, ખબર ન પડે, તેવી રીતે, એવી દ્દઢ થાય છે કે–તેમની ચિંતામાં, જીવ પોતાનું ધ્યેય ચૂકી જાય છે; અને દેહ ધીમે ધીમે ક્ષીણ થતો જાય છે. નવો જન્મ આપનારી વાસનાઓનું પુર, મરવા પહેલાં વધી પડે છે. મથુરભાઇ મુંબઈ રળવા ગયા; ત્યારે પાંચસોનું દેવું હતું. મુંબઈમાં પંડ પછાડીને, ધંધો રોજગાર ઠીક કર્યો; પણ એશારામનાં અનેક સાધનોમાં, જીવડો લલચાઈ રહેલો હોવાથી, પાંચ વરસે દેવાનો આંકડો, ૫૦૦ થી વધીને ૫૦૦૦ થયો. ઉલટા ખોયા–દેવું વધ્યું.

હવે મનુષ્યદેહની વડાઇ બતાવે છે—[ વસંત તિલકા ].

**सृष्ट्वा पुराणि विविधान्यजयात्मशक्त्या, वृक्षान् सरीसृपपशून् खगदंशमत्स्यान् ॥**
**तैस्तैरतुष्टहृदयः पुरुषं विधाय, ब्रह्मावलोकधिषणं, मुदमाप देवः ॥२८॥**

અર્થ—પ્રભુએ પોતાની શક્તિરૂપ અજયા માયાથી, વૃક્ષ, પેટે ચાલનારાં સર્પાદિ, પશુ, પક્ષી, ડાંસ, માછલાં આદિ અનેક પ્રકારનાં શરીરોને સર્જ્યાં. પણ તેઓમાં કોઇની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં–સાક્ષાત્કાર કરવામાં –અનુભવવામાં–સમર્થ થઈ નહીં. તેથી હૃદયમાં સંતોષ નહીં થતાં, છેલ્લી વારે, મનુષ્ય દેહ–કે–જેની બુદ્ધિ, પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ છે; તેને સર્જીને, પ્રભુ રાજી થયા હતા. **માટે મનુષ્યદેહ કે જે, અતિ દુર્લભ છે; તેને પામીને ઈશ્વરમાં નિષ્ઠા રાખવી જોઈએ.** [૨૮]

---

૨૮ પદચ્છેદ—**अजया आत्मशक्त्या**–પોતાની અજય શક્તિરૂપ માયાથી. **वृक्षान्**–વૃક્ષોને. **सरीसृपाश्च** (પેટે ચાલનારાં સર્પાદિ) **पशवश्च तान्**–પેટે ચાલનારાં સર્પાદિને અને પશુઓને. **खगाश्च दंशाश्च** (ડાંસ) **मत्स्याश्च तान्**–પક્ષીઓને, ડાંસોને, અને માછલાં આદિને –એ પ્રમાણે. **विविधानि पुराणि सृष्ट्वा** ઘણાં શરીરો બનાવીને-સર્જીને. **तैः तैः अतुष्टहृदयः देवः**–તે તમામ શરીરોથી સંતોષ નહીં પામીને પરમાત્માએ. **ब्रह्मणः अवलोकाय धिषणा** (બુદ્ધિ), **यस्मिन् सः तं पुरुषं**––બ્રહ્મને અવલોકવામાં–અપરોક્ષ કરવામાં સમજવામાં–અનુભવવામાં–જેની બુદ્ધિ સમર્થ છે એવા પુરૂષને. **विधाय**–સર્જીને. **मुदं आप** –રાજી થયા.

૨૮ વિવેચન—

આ કથા શ્રીઋગ્વેદીય ઐતરેય ઉપનિષદ્‌માં છે. આત્મપુરાણુમાં આ ઉપનિષદ્‌ને પહેલું લીધું છે. તેમાં એવી કથા છે કે—

**ता एता देवताः सृष्टा अस्मिन्** વિગેરે શબ્દોથી, દેવોએ પ્રભુને કહ્યું કે–'અમારે માટે શરીર નિર્માણુ કરો. કે તેમાં રહીને, અમે અન્નાદિકનું ભક્ષણુ કરીએ.'

'**ताभ्यो गामानयत्ता**' વિગેરે શબ્દોથી, શ્રુતિ કહે છે–'ઇશ્વરે દેવો માટે પ્રથમ, ગાયનું શરીર બનાવ્યું. તે અપૂર્ણ લાગ્યું. પછી ઇશ્વરે ઘોડાનું શરીર બનાવ્યું. તે પણુ અપૂર્ણ લાગ્યું.'

'**ताभ्यः पुरुषमानयत्ता अब्रुवन्**' વિગેરે શબ્દોથી શ્રુતિ કહે છે કે–'પછી પરમાત્માએ મનુષ્યનું શરીર બનાવ્યું. મનુષ્ય શરીરની શોભા, અક્કલ–હોશીયારી, હાથ–પગ–વાણી વિગેરે જોઇને, દેવો પ્રસન્ન થયા. વિગેરે–વિગેરે. ઉપર ટપકેની જોનારને, ભાગવત માત્ર પુરાણુ જેવું દેખાય. જેમણે ઉપનિષદાદિ વેદાંતના ગ્રન્થો વિચાર્યા હોય; તેમને ખાત્રી થાય કે–ઉપનિષદાદિમાં, જે સમજવું કઠણુ છેઃ તેને સારી રીતે સમજાવવા, ભાગવતનો પ્રયત્ન છે.

મનુષ્યદેહનું ઉંડાણુ–**तासां मे पौरषी प्रिय**! આ દેહોમાં પુરૂષનો દેહ મને વ્હાલો છો.' '**पुरुषत्वे चाविस्तरामात्मा**'.

એમ પ્રભુ શ્રુતિઓ દ્વારા કહે છે. તુલસીદાસે, આ શ્રુતિઓ કયાં જડી દીધા છે? બસ! ભૂલી ગયા?–જુઓ મોક્ષવાણી પાનું ૭૬. શ્રી રામ કહે છે.

ચોપાઇ—મમ માયા સંભવ સંસારા, જીવ ચરાચર વિવિધ પ્રકારા;
સબ મમ પ્રિય સબ મમ ઉપજાયે, **સબતે અધીક મનુજ મોહિ ભાયે.**

સ્વાયંભૂ મનુના દિકરાઓ, તે મનુજો–માણુસો–સ્ત્રીપુરૂષનાં જોડાં. મોક્ષવાણીમાં આગળ જુઓ! પાનુ ૯૧.

કાગભુશૌંડી ગરૂડજીને કહે છે કે—

ચોપાઈ—નર સમાન નહીં કવનેઉ દેહી, જીવ ચરાચર યાચત જેહી;
નરક સ્વર્ગ અપવર્ગ નિશેની, જ્ઞાન વિરાગ ભક્તિ સુખ દેની.
સો તનુ ધરિ–હરિ ભજહી ન જે નર, હોઈ વિષય રતિ મંદ મદંતર;
કાચ કિરાચ બદલી શઠ લેહી, કરતે ડારી પરસ મણિ લેહી.

એક નગરમાં પણુ, જે પુરૂષ રાજા સાથે વાત ચિત કરે; તે પુરૂષ સાધારણુ ગણુાય નહી. તેમ જે પ્રાણી ભગવાનની સાથે વાતચીત કરે, તે સાધારણુ પ્રાણી નથી.

માણુસ શું?–અનેક સંતોએ માનવતાનાં વખાણુ કર્યા છે–પણુ માનવતાનો નકશો તપાસીએ; તો માનવમાં માનવતા હોવી બહુ મુશ્કેલ છે. માત્ર હાથ પગવાળું મનુષ્યનું શરીર; એટલીજ માનવતા નથી. માનવતા જુદી વસ્તુ છે. ભલે હાથ પગવાળો માણુસ હોય; પણુ તે માનવતામાં ભૂલો કરતો હોય; તો તેને–'હે ગધેડા!' એમ કહીને બોલાવવામાં આવે છે. ભર્તૃહરિ માનવતાનાં લક્ષણુ, નીચે પ્રમાણે કહે છે—

ઈંદ્રવજ્રા વૃત્તં—

**येषां न विद्या, न तपो न दानं, ज्ञानं न शीलं, न गुणो न धर्मः ।**
**ते मर्त्यलोके भुवि भारभूता, मनुष्यरूपेण मृगाश्चरंति ॥१३॥** (નીતિશતક)

અર્થ—જેઓમાં વિદ્યા, તપ, દાન, જ્ઞાન, સારો સ્વભાવ, ગુણ કે ધર્મ કાંઇ નથી; તેઓ પૃથ્વીને ભાર આપનારાં પશુ છે. ભલે તેમનો દેહ માણસનો છે; પણ તેમની ગણત્રી પશુઓમાં છે. [૧૩]

**आहारनिद्राभयमैथुनं च, सामान्यमेतद्, पशुभिर्नराणां,** વિગેરે શબ્દોથી શાણા પુરૂષ બોલી રહ્યા છે કે–'ખાવું, ઉંઘવું, ભય અને મૈથુન–એ તો પશુ–પક્ષી અને મનુષ્યોમાં સરખાં છે–સામાન્ય છે. **धर्मो हि तेषां-मधिको विशेषो, धर्मेणहीना पशुभिः समानाः ॥** પશુઓમાં અને મનુષ્યોમાં જો કોઈ મોટો તફાવત હોય; તો તે એક–ધર્મ છે.

ધર્મ શબ્દથી ભડકયા નથીને ? ધર્મ એટલે કોઇ સંપ્રદાય, મત, પંથ, વાડા–એવી આ વાત નથી. ધર્મ એટલે મનુષ્ય તરીકેનું કર્તવ્ય. આ કર્તવ્ય બતાવવા માટે, બ્રહ્માએ માણસની સૃષ્ટિ ચાલુ કરવા પહેલાં, સ્વાયંભૂ મનુને ઉત્પન્ન કર્યા. તેમણે મનુષ્યોએ કેવી રીતે જીવવું, તેના કાયદા ઘડયા. આ કાયદાના પુસ્તકનું નામ મનુસ્મૃતિ. હાઇકોર્ટોમાં મોટી અક્કલવાળા જજો પણ, ગુંચવણ ઉકેલવા, મનુસ્મૃતિની સલાહ લે છે. પ્રાચીન બગદાદ, પ્રાચીન મીસર, પ્રાચીન ગ્રીસ અને પ્રાચીન રોમમાં, ભારતીય સંસ્કૃતિનો પ્રવાહ વહેતો હતો. અત્યારે જાપાન કહે છે કે–'ભારતે અમને ઉંચા પ્રકારની સભ્યતા–માનવતા–આપી છે.' ભરતખંડના લોકો, જાપાનની સભ્યતા જોઇને, તે દેશને સ્વર્ગ કહે છે. ભારતનાં ભણેલાં યુવકો અને યુવતીઓ તો એમ કહે છે કે–'એ મનુ થાય છે કોણ ? મનુસ્મૃતિના કાયદાને માને છે કોણ ? બસ ! અમે સ્વતંત્ર છીએ; એવા કાયદા અમારે માનવા નથી.' વિગેરે વિગેરે.

મદારીનાં રીંછ, અને માંકડાં, મદારીની આજ્ઞા પ્રમાણે વર્તે છે. સરકસના ભયંકર વાઘ–દીપડા, માલેકની મરજી પ્રમાણે નાચે છે. પણ ભારતને ઓરડે ઉછેલાં, કોલેજમાં ભણનારાં, મોટી મોટી સભાઓમાં આંટા દેનારાં–યુવક અને યુવતીઓ; **બધાં નહીં–પણ ઘણાં,** તીર્થરૂપ માતા પિતાને ગાંઠતાં નથી. માતા પિતા પ્રથમ ગુરૂ છે. વળી ગુરૂ તો, દક્ષણાની અપેક્ષા રાખે; માતાપિતારૂપી ગુરૂ તો, દક્ષણા આપ્યાં જ કરે. તેમનો અનાદર કરનારાઓમાં માણસાઇ નથી; એમ દરેક દેશ અને દરેક ધર્મ, કબુલ કરે છે. કોઇ પણ રીતે, તેમના પ્રીતિ પાત્ર થવામાં, દરેક દેશ શોભા માને છે. સ્વતંત્રતાને બ્હાને, ભયંકર સ્વચ્છંદ વધી પડયો છે. જાણે માનવ મટી ગયાં ન હોય ! સસ્તા સાહિત્યે 'ભાગ્યના સ્રષ્ટા' નામનું પુસ્તક બહાર પાડયું છે. તેમાં–'મનુષ્ય જોઈએ છે;' તે નામના પ્રથમ પ્રકરણમાં 'અલેકઝાંડર ડયુમાસ' નામનો સુધરેલી દુનિયાંનો મોટો પુરૂષ કહે છે કે—

૧. 'હાલની યોગ્ય અને ડાહી કહેવાતી, સમાજવ્યવસ્થા અમારે જોઈતી નથી.
૨. સખ્ત બાહ્યાચાર પાળનારા ધર્મો, અમારે જોઇતા નથી.
૩. કુબેરના ભંડાર જોઈતા નથી. ૪ મહાન્ સત્તાઓ પણ જોઈતી નથી.
૫. પ્રબલ લેખિની પણ જોઇતી નથી. **માત્ર ખરો મનુષ્ય જોઇએ છે.'**

A man without money will do; but a man without manners, will not do. ધનાદિ વિનાનો માણસ હશે; તો તે ચાલશે; પણ માણસાઇ વિનાનો માણસ હશે; તો તે ચાલશે નહીં.

પ્રાચીન કાળમાં એથેન્સ (ગ્રીસ) નગરમાં, 'ડાયોજીનસ' નામના આગેવાન પુરૂષે, ખરે બપોરે હાથમાં ફાનસ લઈને, સંપૂર્ણ પ્રમાણીક મનુષ્યની શોધ કરી હતી; પરંતું

તેને તેવું કોઇ મળ્યું નહોતું. એક વખત બજારમાં. ઘણાં માણસોને દેખીને, તે પોકારી ઉઠયો કે–'હે મનુષ્યો! મારી વાત સાંભળો!' તે સાંભળી ઘણાં માણસો તેની આસપાસ વિંટાઈ વળ્યાં. તે વખતે તે બોલ્યો હતો કે–'મેં મનુષ્યોને બોલાવ્યાં છે; કાંઇ તેમનાં ઓઠાંને બોલાવ્યાં નથી.' 'મનુષ્ય' એટલે મનુષ્યના ગુણવાળાં; મનુષ્ય તરીકેના પોતાનાં કર્તવ્યને યથાર્થ જાણનારાં.

જગત્ એવા માણસને માગે છે કે–જે પોતાના ધંધા કરતાં, ચારિત્રની કીંમત વધારે આંકે છે. ધંધાની લાલચમાં ચારિત્ર સરી પડે છે; તે ઘણા ડાહ્યા–દેખાવડા–મોટા મહેરબાન–પણ જાણતા નથી. જગત્માં ચોર પણ ખાનદાન જોઈએ.

દૃષ્ટાંત—કોઈના ઘરમાં ચોર પેઠો હતો. તેણે ઘરમાં એક સ્ત્રીને ઘસઘસાટ ઉંઘતી દેખી. તેની કોટમાં સોનાની માળા હતી. તેને પડખું ફેરવ્યા વિના, માળા નીકળે એવી નહોતી. ચોરે બાઈને પડખું ફેરવાવ્યું; ત્યારે બાઈ, એટલુંજ બોલી કે–'હં ભાઈ! હં ભાઈ!' [એટલે–ભાઇ! રહેવા દે.] આ સાંભળી, ચોર ચમકયો. 'આ તો મને ભાઇ કહે છે. એનનો દાગીનો મારાથી કેમ ઉતરે!' એમ વિચાર કરતો કરતો, તે બહાર નીકળ્યો; ત્યાં પોલીસે તેને પકડયો. કોર્ટમાં કેસ ચાલતાં, મેજીસ્ટ્રેટ સાહેબે ચોરને પૂછ્યું કે–તું ઘરમાં પેઠો હતો; અને ખાલી હાથે કેમ નીકળ્યો. ઘરમાં બાઈ એકલી હતી; અને પોલીસના કહેવા પ્રમાણે, તે બાઇ ઘસઘસાટ ઉંઘતી હતી.

ચોર—બાઈના કંઠમાંથી માળા કાઢવા, મેં બાઈને પડખું ફેરવી હતી. તે વખતે બાઇએ 'હં ભાઈ! હં ભાઈ!' એમ મને કહ્યું હતું. આમ બોલીને, તે મારી બ્હેન થઈ. બ્હેનનું કાંઈ લેવાય નહીં. માટે હું ખાલી હાથે નીકળ્યો.

મેજીસ્ટ્રેટ— બાઇને-તારે 'ભાઈ' કહેવાનું શું કારણ હતું?

બાઈ—હું એમ બોલી, તેની મને ખબરજ નથી. પોલીસે મને જગાડી; તે પહેલાં હું સ્વપ્નામાં હતી. જાણે મારા બાપનું ઘર, અને ભાઇઓની વચ્ચે બેઠી હતી; તેથી કદાચ પડખું ફરતાં, મેં 'હં ભાઈ! હં ભાઈ!' કહ્યું હશે.

ચોરની આવી માણસાઈ દેખી, મેજીસ્ટ્રેટ રાજી થયા. વિગેરે વિગેરે.

બહારવટીયા પણ ખાનદાન–માણસાઇવાળા—

કાઠીયાવાડમાં મોરસિંઘવાણી, કાદુ અને એવા એકાદ બે બહારવટે નીકળ્યા હતા; પણ રસ્તામાં બ્રાહ્મણ, સાધુ અગર સૈયદને લુંટતાં નહીં. કોઇ સ્ત્રી ભેટી જાય; તો સતાવતા નહીં. ઉલટું કાપડાનું કરીને, કાંઇ આપતા હતા.

મોટો બહારવટીયો શિવાજી મહારાજ–મુસલમાનના લશ્કરોને રંજાડતો હતો; પણ વગડે મુસલમાન સ્ત્રિયો–ધનવાન અગર ગરીબ-ભેટી જાય; તો તે સ્ત્રિયોને, માનસર તેમના મુકામ પર પહોંચાડતો હતો.

શ્રીરામની વાત પણ કરીએ! યુદ્ધમાં ઈંદ્રજીત મરાયો. તેની ભુજા કપાઇને, તેની સ્ત્રી (સુલોચના) જ્યાં હતાં; ત્યાં પડી. 'પોતે રણમાં ખપી ગયો છે;' એવા સમાચાર, ભુજાએ લખી આપ્યા. સુલોચના ભાંગતે હૃદયે, સાસુ–મંદોદરી–પાસે આવ્યાં. 'રામચંદ્ર અત્યારે આપણા દુશ્મન છે; તોપણ તેમનામાં માણસાઈ ઘણી છે–ખાનદાની ઘણી છે;' એમ મંદોદરી, સુલોચનાને કહેતાં કહેતાં, બોલ્યાં હતાં કે—

ચોપાઈ—એક નારિવ્રત રઘુવર કેરાં, લષણુસુયશ તુમ સુનેઉ ઘણેરાં.

હે પ્રિય પુત્રવધુ ! શ્રી રામચંદ્ર એક નારિવ્રતવાળા છે. એટલે પરદારાઓને તેમની પાસે જતા, જરા પણ સંકોચ રાખવાની જરૂર નથી. વળી લક્ષ્મણની નીતિરીતિ સંબંધી, તેં ઘણું સાંભળ્યું છે. એટલે તે પરમ પવિત્ર પુરૂષ છે. વળી શ્રીરામના સલાહકાર કોણ છે; તે પણ તું સાંભળ !—

ચોપાઈ—હૈ પુનિ શ્વસુર વિભિષણ તોરા, વાલિતનય બાળક સમ મોરા;
જાંબવંત મંત્રી સુગ્રીવા, દ્વિવિદ મયંદ મહાબલ સીંવા.
જાનહુ બ્રહ્મચર્ય હનુમંતા, શિવ સ્વરૂપ ભવહર ભગવંતા;
**સદા નીતિરત રામ નરેશા,** તહાઁ જાત કહું કવન કલેશા !
[ મોક્ષવાણી પાનુ ૫૯ A. ]

“ વળી હે સુલોચના ! શ્રીરામની પાસે તારા કાકાજી વિભિષણ છે; તથા મારા પુત્ર જેવો ખાનદાન-અંગદ છે. જાંબુવાન્, સુગ્રીવ વિગેરે ખાનદાન મંત્રીઓ છે. હનુમાનજી કે જે-સદાશિવનો અવતાર છે; તેમના બ્રહ્મચર્ય સંબંધી, તું સારી રીતે જાણે છે. આ તમામ ઉપરાંત, શ્રીરામ **સદા નીતિરત** છે. માટે તું તેમની પાસે જા; અને તારા પતિનું શબ માગી લે. ત્યાં જવામાં કશો ડર રાખવાની જરૂર નથી. ”

દુશ્મનો પણ જેની ખાનદાનીનાં વખાણ કરે; તે માણસ, માણસ કહેવાય છે.

માગણ પણ ખાનદાન-માણસાઈવાળો—

દૃષ્ટાંત—રાણો પ્રતાપ અરવલીના ડુંગરોમાં રહેતો હતો; ત્યારે એક વખત તેને ઘેર, એક બારોટ મેમાન થયો. જે કાંઇ હતું; તે તેને જમાડીને વિદાય આપતાં, ઘરમાં કાંઇ વસ્તુ નહીં હોવાથી, બારોટને ખાલી હાથે ન વળાવતાં, પોતાને માથે પહેરેલી ફાટલી પાઘડી, બારોટને દક્ષણામાં આપી. બારોટે ઘણી ના પાડી; તોપણ પ્રતાપે, તે પાઘ તેને આપીજ. રાણાની પાઘ બારોટે માથે બાંધી. કેટલોએક સમય થયા પછી, આ બારોટ એક વખત ફરતો ફરતો દિલ્હીના દરબારમાં આવ્યો. બાદશાહને સલામ કરતી વખતે, બારોટે પાઘ બગલમાં ઘાલી, ઉઘાડે માથે સલામ કરી. દિલ્હીના દરબારમાં ઉઘાડે માથે રહેવું; અને તે પણ, સલામ કરતી વખતેજ; તે ઘણુંજ ગેરવ્યાજબી ગણાય. બારોટની આવી બેઅબદી જોઇને, બાદશાહના નોકરો, બારોટ ઉપર તૂટી પડયા. ઉંચા તખ્ત ઉપરથી હાકેમ હોકાર્યો—‘ખબડદાર ! કોઇ તેને મારશો નહીં ! તેને અહીં નજદીક આવવા દ્યો.’ બારોટ નજદીક આવ્યો.

અકબર—તમે બારોટ લોકો, દરબારી સભ્યતાના જાણ છો; છતાં માથેથી પાઘડી કેમ ઉતારી નાંખી ?

બારોટ—ખમ્મા ! કહેતાં કાંઈ અપરાધ જણાય; તો ક્ષમા કરશોને ?

અકબર—હા ! હા-માફ ! સાચું કહેજે !

બારોટ—આ પાઘ મને રાણા પ્રતાપે આપી છે. તે પ્રતાપ હજી આપને નમ્યો નથી; તો આ પાઘ આપને શા માટે નમે ? હું આપને નમું; તે સાથે રાણાની પાઘ પણ આપને નમે; તે મને ન ગમ્યું. તેથી હે ખુદાના પ્યારા ! મેં માથેથી પાઘ લઇ લીધી હતી.

અકબર—ધન્ય આ દેશને ! માગણ પણ ખાનદાન ! માણસાઇવાળો ! તેને સિરપાવ આપો !

કહેવાનો હેતુ એ છે કે–ધંધા કરતાં ચારિત્રમાં વધારે બળ સમજે–ચારિત્રની કીંમત ધારે આંકે–અને તે પ્રમાણે પાળે; તેજ માણસ છે. બીજાં માણસનાં ખોટાં છે.

લડાઇના મેદાનમાં શ્રીરામને મળતાં, સુલોચનાને આંચકો નથી લાગ્યો. ખાનદાન મહારવટીયાને, રણવગડે, એકલાં મળતાં, પરદારાઓને ગભરામણ થઇ નથી; પરંતુ કેટલાંએક કુટુંબમાં–પાડોશમાં–હરામખોર રાજાઓની પાસે, અથવા પતીત ધર્માચાર્યો, મહંતો, જ્ઞાનીઓ અથવા કથાકારો–પાસે જતાં, પરદારાઓ ગભરાઈ જાય છે. રાણકદેવીને અને જસમાને, સિદ્ધરાજે, જે મુંઝવણ કરી; તે લખાણી લખાય નહીં. રાવણ ચારે વેદ ભણેલો; પણ માણસાઈ ભણેલો નહીં. આવા રાવણના દિકરા અત્યારે પણ છે.

કહેવાનો હેતુ એ છે કે–માત્ર મનુષ્ય દેહથી રાજી થવા જેવું નથી. મનુષ્ય દેહમાં ચારિત્ર મળે–માણસાઇ મળે; ત્યારે દુધને સાકર જેવી વસ્તુ બને. નહીં તો–તે મનુષ્ય મરો, પણ તે રાવણ–તે દુર્યોધન! તે પતીત–તે અધમ. આ વાત એટલા માટે કરી કે–લોકમાં કહ્યું છે કે–**सः देवः ब्रह्मावलोकधिषणं पुरुषं विधाय मुदं आप**–મનુષ્યને બનાવીને પરમાત્મા રાજી થયા. તો મનુષ્ય એટલે રાવણ નહીં; પણ વિભિષણ.

ચોપાઇ—તુમ સારીખે સંત પ્રિય મોરે, ધરોં દેહ નહીં આન નિહોરે.

મનુષ્ય એટલે હિરણ્યકશીપુ નહીં; પણ પ્રલ્હાદ! મનુષ્ય એટલે વણસીધર નહીં; પણ નરસીમહેતો! મનુષ્ય એટલે રાણો નહીં; પણ મીરાં; વિગેરે–વિગેરે.

જગત્ એવો માણસ માગે છે કે–જેણે ભણવાનું ભણી લીધું હોય; જેના જ્ઞાનતંતુઓ અત્યંત ચેતન હોય; જેનું અંતઃકરણ કેળવાએલું, તીક્ષ્ણ, વિશાળ, ઉદાર અને ગંભીર હોય. Cool Head and warm heart. જેની આંખમાં અમી હોય. નજર નીચી, અને ઉમદા વિચાર. Simple living and high thinking (જીવન વ્યવહાર ઘણોજ સાદો, અને ઉમદા વિચારો).

ખ્રીસ્તીઓના એક મોટા મેળાવડામાં, એક પાદરી કહેતો હતો કે–'ખ્રીસ્તિ થવું એજ ઉંચામાં ઉંચું પદ છે. સામેથી શ્રોતાઓએ હોકારો કર્યો કે–'સૃષ્ટિની વ્યવસ્થા એમ કહેતી નથી.' પાદરી–ત્યારે?'

સામેથી જવાબ મળ્યો કે–**ખ્રીસ્તિ થવા કરતાં પણ, મનુષ્ય બનવું; તે વધારે ઉત્તમ છે.** જીસસ પહેલાં મનુષ્ય બન્યો હતો; પછી ખ્રીસ્તિ થયો હતો.

અમુક માણસનાં અનેક વખાણ સાંભળીને, ઇમર્સન પૂછતો હતો કે 'તે **માણસ** છે કે નહીં?' એક મકાન બાંધતાં, ચુનો, માટી, લાકડાં, વિગેરે ઉંચા પ્રકારનાં લાવીએ છઇએ; અને એક મનુષ્ય બાંધતાં–મનુષ્ય ઘડતાં, કચરાળા વિચારો, કચરાળું શિક્ષણ, તેને આપીએ છઇએ. બી. એ, એમ. એ; અગર મોટા બેરીસ્ટર થવું સહેલું; પણ માણસ બનવું મોંઘું છે. માણસ બનવાની પરવા હોય; તેમણે મનુ મહારાજની સ્મૃતિ વાંચવીજ જોઇએ.

રાજા, રાજાના કર્તવ્ય પ્રમાણે વર્તે; તોજ તે રાજા. સ્ત્રી, સ્ત્રીના કર્તવ્ય પ્રમાણે વર્તે; તોજ તે સ્ત્રી. પતિ, પતિના કર્તવ્ય પ્રમાણે વર્તે; તોજ તે પતિ. પુત્રાદિ, વેપારી, નોકર, મજુર વિગેરે તમામ–પોતાના કર્તવ્યથીજ, માણસ ગણાય છે. રાજાએ જેમ રાજાના ધર્મ જાણવા જોઇએ; તેમ નોકરે, નોકરના ધર્મો જાણવા જોઇએ. મજુરે મજુરના ધર્મો જાણવા જોઈએ.

દેશી રજવાડાઓમાં, વેપારીઓની પેઢીઓમાં, અને ધનીકોના કારખાનામાં—જ્યાં જ્યાં—કામના કરતાં, ખુશામતની કદર વધારે હોય; ત્યાં માણસાઈ ઘસાતી જાય; અને પામરતા પ્રસરતી જાય. જ્યાં ઘણી ખુશામત, ત્યાં માણસાઈ સરી પડે-ઓગળીને પાણી થઈ જાય.* પ્રથમ કામ કરવા સશક્ત રહેવું; તથા કામ કરવા ઉત્સાહ રાખવો. પછી કામની કદર હોય; ત્યાંજ ધંધો કરવો. જસમાને પાટણની પટરાણી થવું ન ગમ્યું; લાખોના દાગીના પહેરવા ન ગમ્યા. 'બા ! ખમ્મા,' એવું સાંભળવું પણ, ન ગમ્યું. માણસાઈ ગમી. માણસાઈ માટે મેવાડ પતિ વગડે વસ્યા. વિગેરે-વિગેરે.

ઉપર એમ કહ્યું કે-પરમાત્મા માણસનો દેહ બનાવીને રાજી થયા; પણ માણસ તે રાવણ નહીં; પણ રામ-Where there is all divine light in heart. જેમના હૃદયમાં દૈવી પ્રકાશ પ્રસર્યો હોય છે; તે માણસ.

આવો રૂડો મનુષ્ય દેહ મેળવીને શું કરવું; તે હવે કહે છે—[વસંતતિ૦]

**लब्ध्वा सुदुर्लभमिदं, बहुसंभवान्ते, मानुष्यमर्थदमनित्यमपीह धीरः ॥**
**तूर्णं यतेत न पतेतदनुमृत्यु यावन्-निःश्रेयसाय विषयः खलु सर्वतः स्यात् ॥२९॥**

અર્થ—ઘણા ઘણા જન્મોને અંતે, આ મનુષ્ય દેહ-કે જે, પોતાને માથે મોત ફરવાથી અનિત્ય છતાં, મુક્તિરૂપી પુરૂષાર્થ આપનાર છે; તેને અનાયાસે પામીને, ધીર પુરૂષે, તે દેહ મરણ **પામે** નહીં; **તે પહેલાં-તુરત, કલ્યાણ માટે પ્રયત્ન કરવો જોઈએ. વિષયોનું સુખ તો, પશુ આદિ અવતારોમાં પણ મળે** છે; માટે વિષયોના સુખમાં લલચાવું નહીં. [૨૯]

૨૯ વિવેચન—

**बहूनां जन्मनामंते ज्ञानवान् मां प्रपद्यते**—ઘણા જન્મોની કમાણી હોય; ત્યારે જીવ, સદ્‌ગુરૂ સંત અને શાસ્ત્ર તરફ વળે. વળી મનુષ્ય દેહ ક્ષણભંગુર; તેથી તે જીવ ચીવટવાળો થઇને કામ કરે. વેપારી મોસમમાં બે પૈસા રળી લે; પછી તો બેઠા બેઠ હોય; તેમ જીવ મનુષ્યદેહમાં કાંઈક રળી લે. પછી તો મુખે તાળું, અને ગળે. દોરડું. આપે એટલું ખવાય, પાદરમાં નદી હોય; પણ ધણી ત્યાં લઈ જાય; તો જળ પીવાય. વખારમાં ઘાસ ભર્યું

* ખુશામતનાં સાચાં સ્થાન ક્યાં?—પ્રથમ માતાપિતા, પછી સદ્‌ગુરૂ અને પછી દેવ. **સ્ત્રીને** પતિ. આ ખુશામત કલ્યાણ સાધી આપે.

૨૯ પદચ્છેદ—**बहुसंभवांते**-ઘણા જન્મોને અંતે. **सुदुर्लभं इदं मानुष्यं**-ઘણોજ દુર્લભ મનુષ્ય જન્મ. **मानुष्यं अनित्यं अपि अर्थदं**-માથે મોત ભમવાથી મનુષ્ય જન્મ ક્ષણભંગુર છે તોપણ મુક્તિરૂપી અર્થને આપનાર છે. **तत् लब्ध्वा**-એવા દેહને પામીને. **धीरः**-ધીર પુરૂષે. **अनुमृत्युः यस्य तत् अनुमृत्यु इति मानुष्य**—આવો મરણાધીન દેહ. **यावत् न पतेत्**-જ્યાં સુધીમાં પડે નહીં ત્યાં સુધીમાં-તે પહેલાંજ. **तूर्णं**-તુરત. **निःश्रेयसाय यतेत**-પોતાના કલ્યાણ માટે પ્રયત્ન કરવો જોઇએ. [**सर्वस्मिन् इति सर्वतः**] **विषयः खलु सर्वतः स्यात्**-વિષયોનું સુખ તો પશુઆદિ અવતારોમાં પણ મળે છે.

ાય; પણ એ પુળા નાંખે; તો ખવાય; વળી પ્રભુને પામવાનાં સાધન નહીં; તેમ તેવી બુદ્ધિ હીં. આવા સુંદર મનુષ્ય દેહને પામીને, વીવામાં વરશી કરે; એવા આકળાનું કામ નહીં; ણુ ધીરઃ–ધીરજ વાળો થઇને, [ધીરજ વાળો એટલે–સુખ દુઃખને સમાન ગણનારો,] ંસારથી બચે. ઘંટીના બે પૈડામાં અન્નના દાણા ન બચે; તેમ સુખદુ:ખમાં અકળાતા ઞવો, સંસારમાં ન બચે. સુખ દેખીને અભીમાન કરે નહીં; અને દુઃખ દેખીને ગભરાય હીં; તે પુરૂષોજ–સંસાર આરે હો સખિ ! ફાવી શકે.

**अनुमृत्यु इति मानुष्यं**—જેમ ઘોડાને માથે સ્વાર બેઠો હોય; તેમ મનુષ્ય દેહને ાથે મોત બેઠું છે. લીધા કે લેશે. તેમાં એ વળી આ દેશ કાળમાં–તો, મુઠીમાં જ મોત.

ચીકાગાનો રીપોર્ટર ૩૧–૭–૩૭ ના રોજ, મુંબઇ સમાચારને લખે છે કે–(મુંબઈ ામાચાર તા. ૩–૮–૩૭) યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકામાં ઇ. સ. ૧૯૩૬ ની સાલમાં, ,૧૧૦૦૦ માણસો અકસ્માતથીજ મરણ પામ્યા; અને અકસ્માતથી ઇજા પામેલા માણુ- ાની સંખ્યા ૧૦૭૩૦૦૦૦ હતી. નેશનલ સેફ્ટી કાંઉસીલ આ હિસાબ જણાવે છે. દર ાંચ મીનીટે એક માણસનું મૃત્યુ; અને દર ત્રણ સેકંડે એક માણસને ઇજા. ચપળતામાં હેલો નંબર–એવા દેશમાં, આટલા અકસ્માત; ત્યારે આપણે ત્યાં મોટર હાંકનારા ધમા ીયા; અને બેસનારાં ગભરૂ ! સુખની લાલચમાં કેટલું જોખમ !

ઘણા સમય પહેલાં ગોકર્ણે, તેના પિતા આત્મદેવને કહ્યું હતું કે—

**पश्यानिशं जगदिदं, क्षणभंगनिष्ठं, ।**
**वैराग्यरागरसिको, भव भक्तिनिष्ठः ॥**

ગોકર્ણ કહે છે કે—'હે પિતા ! આ જગતને ક્ષણે ક્ષણે નાશ પામતું તમે જુઓ ! બાજ છે; તેમાંથી કાલ ઓછા ! જે ઘરમાં માતા–પિતા મહાલતા હતા; ત્યાં હાલ આપણે ! મેત જોતામાં આપણી બાજી સંકેલાશે; અને પુત્રાદિની બાજી પથરાશે. પુત્રાદિ પણ હજી ાડાદોડ કરતા હશે; ત્યાં વાળ ધોળા અને પગ ઢીલા. 'ઉપડો ? ઉપડો !' નો અવાજ ાંભળી, તૈયાર થઈ જશે. વળી ત્યાં તેના દિકરા; વિગેરે વિગેરે. આમ સમજીને હે પિતા ! રાગના રાગમાં રસીક બનજો. વૈરાગ્યમાં પ્રીતિ વધારજો; અને ભક્તિમાં નિષ્ઠા રાખજો.'

કદિ તમે પૂછો કે—'આમ તે કાંઇ ચાલતું હશે ? આતો બાવા થવાના ધંધા !' ા તેના જવાબમાં નિર્વાહ માટે ધંધો કરી લેવાની ના નથી. નિર્વાહ કરતાં વધુ ભેળું ારવા, વલખાં મારવાં નહીં. વધુ માટે, શ્રીહરિને પડ્યા મેલવા નહીં. આ બાબતમાં ાજરાતના ડાહ્યા દિકરા–દલપતરામભાઇ બોલે છે કે—

પદ.

'કહે શું થયું ? જો ઘણું તું કમાયો; કહે શું થયું ? પૂર્ણ પૈસો જમાયો !
અરે અંતકાળે જવું ઉઠીને; **રખે રીઝતો રિદ્ધિ સિદ્ધિ રળીને.**

વિગેરે—વિગેરે. સમજવા જેવી વાતો !

**तूर्णं यतेत** વિગેરે શબ્દોથી કહે છે કે—આ શરીર ન પડે, તે પહેલાં તુરત પ્રયત્ન ારવો. ભર્તૃહરિ પણ કહે છે કે–[વૈરાગ્યશતક]

રાગ—શાર્દૂલવિ૦

**यावत् स्वस्थमिदं शरीरमरुजं, यावच्च दूरे जरा ।**
**यावच्चेंद्रियशक्तिरप्रतिहता, यावत् क्षयो नायुषः ॥**
**आत्मश्रेयसि तावदेव विदुषा, कार्यः प्रयत्नो महान् ।**
**प्रोद्दीप्तेभवने तु कूपखननं, प्रत्युद्यमः कीदृशः ॥८६॥**

અર્થ—જ્યાં સુધી આ શરીર રોગ રહિત, અને પીડા વગરનું હોય; જ્યાં સુધી ઘડપણ આવ્યું ન હોય; જ્યાં સુધી ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ થઇ ન હોય; અને જ્યાં સુધી આયુષ્ય ક્ષીણ થયું ન હોય; ત્યાં સુધીમાં **સમજુ પુરૂષે, આત્માના કલ્યાણ માટે, મહાન્ પ્રયત્ન કરવો.** કારણકે ઘર બળતું હોય; ત્યારે કુવો ખોદવો; તે નકામું છે. [૮૬]

દૃષ્ટાંત—રૂપચંદ મોદીનો વેપાર, જોત જોતામાં વધી પડયો. ગલ્લાં પૈસે ફાટયાં જાય; અને રૂપચંદનાં હૈયાં, હરખે ફાટયાં જાય. રૂપચંદ જમવા નવરો નહીં. તેમનાં પત્ની સુંદર વહુ—ભગવતી હતાં. તે તેમને ફોસલાવીને, દુકાનેથી જમવા તેડી લાવતાં. રાત્રે શેઠ મોડા મોડા જમવા આવે; અને જમીને પણ પાછા, દુકાનમાં માથું મારે. સુંદર વહુને તેમની દયા બહુ આવે. જ્યારે જ્યારે તે શેઠને ભેટે; ત્યારે કહે કે—'ઘડી તો બેસો ! આમ શું કરતા હશો ! !'

રૂપચંદ—તું એમાં શું જાણે ! પુરૂષને વ્હાલો ધંધો !

સુંદર—પણ આવો ધંધો ! કે ઘડીએ જંપીને બેસવુંજ નહીં. કાલે તમારા બાપનું શ્રાદ્ધ છે.

રૂપચંદ—હા ! તે તું કરી લેજે.

સુંદર—જેણે જન્મ આપ્યો; તેને માટે નવરા થતા નથી; તો મારે માટે શું નવરા થાઓ ?

રૂપચંદ—નવરા થઈને કરવું છે—શું ?

સુંદર—અરે ! ઘડીક બેસો ! વાતચીત કરો ! દર્શને જાઓ ! માળા ફરવો !

રૂપચંદ—ઈ બધું અત્યારે નહીં—પછી.

સુંદર—પછી કયારે ? કોને ખબર છે કાલની ?

રૂપચંદ—મને ખબર છેને ! તું અને હું, સદા જીવવાનાં જ છઈએ !

સુંદર—અરે ! ડહાપણ રહેવા ઘોને ! આપણી પાસે કાંઇ નહોતું. પ્રભુ કૃપા થઇ છે. લક્ષ્મી મળી છે; તો ભોગવોને ! વાપરોને ! આ બધું પડયું રહેશે !

રૂપચંદ—ભોગવશું ! ભોગવશું ! એમ કાંઈ મરી જશું ! ભોગવીને મરશું !

સુંદર—ગીતા કહે છે કે—**अज्ञानेनावृतं ज्ञानं, तेन मुह्यंति जंतवः ॥**

રૂપચંદ—હવે રહેવા દે ! મને આખી ગીતા મોઢે છે.

સુંદર—પણ એમાં વળ્યું શું ? શાંતિથી બેઠા નહીં; વાંચ્યું તે વિચાર્યું નહીં. વિચાર્યું —તે પાળ્યું નહીં. લાડુની વાતો કરીએ; અગર વાતો સાંભળીયે; તેથી કાંઈ ભૂખ ભાંગે નહીં. લાડુ જમીએ, ત્યારેજ ભૂખ ભાંગે ! જ્ઞાન એટલે શાંતિ લે; અને શાંતિ આપે.

રૂપચંદ—સુંદર ! સુંદર ! તું તો જોતજોતામાં, દાદુનો શિષ્ય સુંદરદાસ—બની જા—હો !

સુંદર—જુઓ ! પાછા વાતને હસી કાઢવા મંડયા ! ભલે ત્યારે ! અમે તો ઘેલાં !

એમ વાતો કરતા કરતા, શેઠ દુકાને પહોંચ્યા. મેળવેલી લક્ષ્મીને ભોગવવાનું મન, શેઠને પણ હતું. પણ રળવાની લગની, એટલી બધી લાગેલી કે–'જાણે દુનીયાને લુંટીને, ઘરમાં ભરી દઉં. પછી બેઠો બેઠો ભોગવું.'

આ વાત શ્રાદ્ધમાં બની. પછી આશો ગયો. દીવાળીની ધમાલમાં, શેઠ માંદા પડયા. તોપણ દુકાને તો ખરાજ! કારતક શુદી ૫ આવી. શેઠ અટકયા. શેઠ ખાટલાવશ? ટાઇફોડ ફીવર, અને ડબલ નીમોનીયા! ડોકટર ઉપર ડોકટર આવે ને જાય. પુનેથી ડો. સી. આર. ક્રોસ સાહેબ આવ્યા. તેમણે દવા આપી. કાંઇક આરામ જણાતાં—

રૂપચંદ—સુંદર! સુંદર! હવે તારી વાત, મને કાળજે વાગી. કારતક શુદી ૧૫ મે હું મરી ગયો હોત; તો આજ દસ દિવસ થઇ ગયા હોત! તારા એવાતણે ઓળખાણ રાખી. હવે તું કહે; તેમ કરૂં!

સુંદર—પ્રથમ આપ આપની લક્ષ્મીને પવિત્ર કરો. પૈસા કમાવવા; એટલે પાપના થર નાંખવા. ચેળને ખજવાળતાં, ચેળ મીઠી લાગે. પણ તે ખજવાળો; ત્યાંસુધીજ મીઠી. તેમ ધન કમાતાં મીઠું લાગે; પણ તે કમાઓ ત્યાંસુધીજ, મીઠું. પછી પાપના થર ઉખળે. કાંતો ભાગીદારો લડે! કાંતો પુત્રાદિ લડે! અને કાંતો રોગ આવે!

રૂપચંદ—એટલે?

સુંદર—એટલે લક્ષ્મી દાનથી પાવન થાય. અન્નદાન અને જ્ઞાનદાન, બે મોટાં દાન છે. તો અહીં એક સદાવ્રત ખોલો. ભણેલા ગણેલા બ્રાહ્મણ સાધુને પ્રેમથી તેડાવો. તે બે દિવસ અહીં રોકાય. તેમને માટે એક સુંદર, પણ સાદું-આશ્રમ અહીં બંધાવો! કથા વાર્તા કરે; અને આપણે ભાવથી સાંભળીએ! પછી તેઓ કહેશે તેમ, આગળ આગળ ધનનો વ્યય કરીશું. વ્હાલા! લક્ષ્મી ઉભરાઇ પડી છે.

રૂપચંદ—પણ હું પુનેમે મરી ગયો હોત–તો? સુંદર! હું **હાય! હાય! કરતો હેંડયો જાત**! તું કહેતી હતી; તે હું માનતો નહોતો. તેની શિક્ષા ભયંકર થઇ. હવે તો ખાત્રી થઇ કે—**કર્યું તેજ ખરૂં; અને કરવાનું તે ખોટું**!

સુંદર—'**કરીશ**'–તે ખોટું?

રૂપચંદ—હા! 'કરીશ' તે ખાસ ખોટું. **आयुः कल्लोललोलं.** ધોળે દહાડે તારા જોયા. પ્રિયા! સુંદર! હું પડયો છઉં; અંધારા ઉંડા કુંવામાં; પણ તું રૂપી સાંકળ, મારા હાથમાં આવી ગઈ. પ્રિયા હું અભણ નથી, પણ અટવાઇ ગયો! ભણેલો ભૂલ્યો.

સુંદર—એમ? વાહ! એમ હોય; તો હવે લગીર પણ, પ્રમાદ કરશો નહીં; ખોટામાં જીવન ઘણું ખરચી નાંખ્યું છે. હવે તો એક ઘડી, તે લાખેણી વહી જાય.

રૂપચંદ—હવે તે પ્રમાદ હોય! મારે તો ઓરડે ગુરૂ. ગુરૂ! જેમ કહો; તેમ કરવા હું તૈયાર છઉં, (આ સાંભળી સુંદર હસે છે; અને રૂપચંદ આગળ બોલે છે.) દત્તાત્રાયને ૨૪ ગુરૂ હતા. સંસારનો સાર આપે; તે ગુરૂ; પછી તે સ્ત્રી હોય કે–પુત્ર હોય!

આમ વાતો કરતાં, તેમણે કાંઇક કરી લીધું. સાધી લીધું.

**विषयः खलु सर्वतः स्यात्**–આ શ્લોકમાં કેવા સુંદર શબ્દો ગોઠવી દીધા છે;

[ થોડું સરખું સંસ્કૃત આવડતું હોય; તો શ્લોકો જરૂર વાંચવા. વાંચતાં અડચણ પડે; તો પદચ્છેદ ત્રણ ચાર વખત વાંચી જવું. તેથી શ્લોકો સહેલા થઇ પડશે. શ્લોકોમાં મીઠાશ ઓર છે. ભાષાંતર તે સેપેરેટ–મસ્કા વિનાનું દુધ.]

ઉપલા શબ્દોનો એવો અર્થ છે કે-વિષયનું સુખ પ્રાણી માત્રમાં છે. એટલે અહીં ભોગવી ન શકો; તો બીજે અવતારે પણ મળશે. વળી તે ભોગવતાં, ઇંદ્રને ઇંદ્રાણીમાં જેટલો આનંદ; તેટલો કુતરાને કુતરીમાં આનંદ છે. તુલસી છાતી ઠોકીને બોલ્યા છે કે—

[ મોક્ષવાણી પાનુ ૬૮ A ]

ચોપાઇ—ઇહિ તનુ કર ફળ વિષય ન ભાઇ, સ્વર્ગહું સ્વલ્પ અંત દુઃખદાઈ.
નર તનુ પાઇ વિષય મન દેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.

શાંતિથી વાંચો; અને વિચારો; તો અંતરે અજવાળાં થાય; એવી આ વાત છે.

ગુરૂ દત્તાત્રેય પોતાના કથનનો ઉપસંહાર કરે છે—

**एवं संजातवैराग्यो, विज्ञानालोक आत्मनि ॥**
**विचरामि महीमेतां, मुक्तसङ्गोऽनहंकृतिः ॥३०॥**
**नह्येकस्माद्गुरोर्ज्ञानं, सुस्थिरं स्यात् सुपुष्कलम् ॥**
**ब्रह्मैतदद्वितीयं वै, गीयते बहुधर्षिभिः ॥३१॥**

અર્થ—આ પ્રમાણે ઘણા ગુરૂઓ પાસેથી લીધેલી શીખામણો ઉપરથી, મનમાં વૈરાગ્ય અને અનુભવજ્ઞાનરૂપી દીવો પ્રગટ થતાં, હું સઘળી રીતે કામ કરવા સશક્ત છઉં; તોપણ, સર્વ સંગને છોડી દઈ ને, અને અહંકાર રહિત થઇને, આ પૃથ્વીમાં ફરૂં છઉં. (૩૦) જો કે જ્ઞાન આપનાર ગુરૂ એકજ હોવો જોઇએ; તોપણ તે ગુરૂ પાસેથી લીધેલા જ્ઞાનને, બીજાં દૃષ્ટાંત રૂપ ગુરૂઓ પાસેથી ઉપદેશ લઇને, દઢ કરવું જોઇએ; અને વધારવું જોઇએ. કારણકે આ આ બ્રહ્મ અદ્વૈત છે; તોપણ ઋષિઓ તેને અનેક પ્રકારે ગાય છે. તે તમામમાંથી સાર કાઢવો જોઇએ." (૩૧)

૩૦ થી ૩૧ વિવેચન—

અગાશીમાં ધાબું કરવું હોય; તેણે ચુનો સીમેટ પાથરીને, ખાંડવું પડે; ખાંડતાં ચુનો સીમેટ દઢ થાય. બજારેથી લાવેલા અનાજને જાટકી નાંખવું પડે; અને ચાળી નાંખવું પણ પડે. તેમ સાંભળ્યું ઘણું; પણ મનન દ્વારા તેને સાફ કરવું જોઈએ.

---

૩૦ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે. **आत्मनि**-મનમાં. **संजातं वैराग्यं यस्य सः सं०**-જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો તે હું પોતે. **आत्मनि**-મનમાં. **विज्ञाने आलोकः यस्य सः**-અનુભવ જ્ઞાન પ્રાપ્ત થયું હતું એવો હું પોતે. **मुक्तसंगः**-અનાસક્ત. **निर्गता अहंकृतिः यस्य सः**-અહંકાર રહિત થઇને. **एतां महीं विचरामि**-આ પૃથ્વી ઉપર ફરૂં છઉં.

પદચ્છેદ—**एकस्मात् गुरोः ज्ञानं**-એકજ ગુરૂ પાસેથી મેળવેલું જ્ઞાન. **न सुस्थिरं न सुपुष्कलं स्यात्**-દઢ થતું નથી; અને વધતું નથી. એટલે-જ્ઞાન એકજ ગુરૂ પાસેથી મેળવવું જોઇએ; તોપણ પછી અનેક દૃષ્ટાંતરૂપે બીજા ગુરૂ કરીને, મેળવેલા જ્ઞાનને દઢ કરવું જોઈએ; તથા વધારવું જોઈએ. કારણ કે **एतद् ब्रह्म अद्वितीयं वै**-આ બ્રહ્મ અદ્વૈત છે તોપણ. **ऋषिभिः बहुधा गीयते**-ઋષિઓથી તે અનેક પ્રકારે ગવાય છે.

**ઘણા મતથી ફાયદો શું ?**—ઘણા ગુરૂથી જે ફાયદો, તેજ ઘણા મતથી ફાયદો. જે વસ્તુ ઘણા વિચારે કરીને, દઢ કરી હોય; તેમાં ભૂલ થવા સંભવ ન રહે; તે અંધ શ્રદ્ધા કહેવાય નહીં. ઇશ્વર એક છે; મનુષ્યોની પ્રકૃતિ ભિન્ન ભિન્ન છે. તેથી તેઓ ઇશ્વરને ભિન્ન ભિન્ન રૂપે જુએ છે. ફાનસમાં દીવો એક હોય. તેના કાચ જુદા જુદા રંગના હોય; તો તે દીવો, કોઇને લાલ દેખાય; અને કોઈને પીળો દેખાય, જેવો કાચ. શિવ મહિમ્નઃમાં **त्रयी सांख्यं योगः** વિગેરે શબ્દોથી, વસ્તુ સિદ્ધ કરી આપી છે.

ગીતા અ. ૧૩ કહે છે—

> **ऋषिभिर्बहुधा गीतं, छंदोभिर्विविधैः प्रथक् ॥**
> **ब्रह्मसूत्रपदैश्चैव, हेतुमद्‌भिर्विनिश्चितैः ॥५॥**

અર્થ—આ જ્ઞાનને ઋષિઓએ વિવિધ છંદથી બહુ પ્રકારે ગાયું છે; અને પૂર્ણ નિશ્ચત અર્થને દર્શાવનારાં, બ્રહ્મસૂત્રનાં પદોમાં પણ, આ જ્ઞાન, હેતુ તથા યુક્તિ સહિત કહેલું છે. (૫)

ઋગ્વેદ કહે છે કે—'**एकं सत् विप्रा बहुधा वदंति.** જે એક છે; તેને બ્રાહ્મણો અનેક રીતે વર્ણવી રહ્યા છે.' સર્વ ધર્મ પરિષદો, આજકાલ જ્યાં ત્યાં ભરાય છે; ત્યાં દુનિયાના ડાહ્યા ડાહ્યા પંડિતો એકઠા થાય છે. તેઓ એવા નિર્ણય ઉપર આવે છે કે–'ઇશ્વિર એકજ છે; દેશકાળ અને કર્માનુસાર, જુદા જુદા લોકો, ઇશ્વરને જુદી જુદી રીતે ભજે છે.' એક શ્લોકના ઉપર પારાવાર ટિકા થાય; તે વિદ્વાનોને મન ગમ્મત; પણ સામાન્ય વર્ગને ભુલવણી સમજવી. તેમ એક ઇશ્વર, અને અનેક માર્ગો; તે શાંત, દાંત, બહુ શ્રુત માણસ ને મન, ગમ્મત–સાધારણ; પણ સામાન્ય બુદ્ધિવાળાને મન, ભુલવણી સમજવી; અને તામસી બુદ્ધિવાળાને મન, કજીયાનો વિષય સમજવો. પોતાના સિદ્ધાંતોથી જરા, કોઇ આઘો પાછો દેખાય; કે તુરત તે તામસી પુરૂષ તપી જાય. મારૂં તારૂં કરવું; એ જીવનો અનાદિનો સ્વભાવ છે. તેમાં રજોતમોગુણો અનાયાસે મળી જાય છે, એટલે કલ્યાણ માટે કરેલા સંપ્રદાયો, ૯૫ ટકા, કજીયાના રૂપમાં તણાઇ જાય છે. જે પાલવમાં કસબ વધારે હોય; તે કસબી પાલવ કહેવાય; તેમ જે સંપ્રદાયમાં કજીયા વધારે હોય; તે સંપ્રદાય કજીયાળો કહેવાય છે. જેમ આંખને કણું પોસાય નહીં; તેમ સંપ્રદાયમાં–અશાંતિ પોસાય નહીં. ઉદાર દિલના આચાર્યોએ, તથા સાધુ સંતોએ, પોતાના સંપ્રદાયમાં, મારૂંતારૂં કરનારા જીવોની, બહુજ સંભાળ રાખવી જોઈએ. મોટી મોટી સુરંગો ફોડનાર ગનપાઉડર છે. સંપ્રદાયમાં મારૂંતારૂં કરનારા જીવો, ગનપાઉડર જેવા છે. તેઓ સળગે–કોપે, ત્યારે મોટા મોટા ધડાકા થાય.

અદ્વૈત શું ?

શ્રીમદ્‌ભાગવતમાં અદ્વૈત કયાંથી આવ્યું ? 'શ્રીમદ્ ભાગવત ભક્તિમાર્ગનો ગ્રન્થ છે. શ્રીમદ્‌રામાનુજાચાર્ય આદિ ભક્તિમાર્ગના આચાર્યોએ, વિશિષ્ટાદ્વૈત, દ્વૈતાદ્વૈત, શુદ્ધાદ્વૈત વિગેરે દ્વૈતદષ્ટિથી, શ્રીમદ્‌ભાગવત ઉપર ટિકા કરી છે. છતાં તેમાં અદ્વૈત કયાંથી ?' એમ શંકા થાય; તો; ભાગવતનું મહાત્મ્ય વાંચવું. ભાગવતમાં દ્વૈત, અદ્વૈત બેઉ સ્વિકાર્યા છે. શ્રીશંકરાચાર્ય અદ્વૈતવાદી છે; તોપણ સ્તોત્રોમાં–તું અને હું–એમ દ્વૈત, ભાવ તરી આવે છે. મનસુર અનલહક્–અહં બ્રહ્માસ્મિ–કહેતો હતો. પણ જ્યારે તેની જીભ કાપવાની

તૈયારી થઇ; ત્યારે તે બોલ્યો હતો કે-'મને ઈશ્વરની પ્રાર્થના કરવા દ્યો.' તે પોતે ઈશ્વર છે; ત્યારે વળી બીજો ઈશ્વર કોણ? અને તેની પ્રાર્થના શી? [મનસૂરનું દૃષ્ટાંત નીચે છે.] એટલે અદ્વૈતમાં દ્વૈત, અને દ્વૈતમાં અદ્વૈત, **અંતીમ અવસ્થા પહેલાં,** ઉભુંજ રહે છે. અદ્વૈત એટલે વાણીની જરૂર નથી. તદ્દન મોન; પણ અદ્વૈતને સિદ્ધ કરવા, વાણી વાપરવી જ પડે. અદ્વૈતને સિદ્ધ કરવા, પ્રાર્થનાઓ પણ કરવીજ પડે છે. નિર્ગુણ એટલે કાંઈ નહીં; પણ નિર્ગુણને સિદ્ધ કરવા. સગુણ ઉપાસના કરવીજ પડે. નિશાળમાં સૌ પોતપોતાની કલાસમાંજ બેસે. વેદાંતશાસ્ત્રનું અંતીમ પદ, અદ્વૈત છે. અદ્વૈતના અભ્યાસીઓ બોલે છે કે—

**श्लोकार्धेन प्रवक्ष्यामि, यदुक्तं ग्रंथकोटिभिः ।**
**ब्रह्म सत्यं जगन्मिथ्या, जीवो ब्रह्मैव नापरः ॥**

અર્થ—હજારો ગ્રન્થોનો સાર અરધા શ્લોકમાં આવી જાય છે કે-'બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે; જીવ બ્રહ્મજ છે. જીવ બ્રહ્મથી જુદું તત્ત્વ નથી.

બ્રહ્મ, જીવ અને જગત-આ ત્રણ તત્ત્વોનો નિર્ણય-આ ત્રણ તત્ત્વનું વાસ્તવસ્વરૂપ, વેદાંતશાસ્ત્ર કહે છે.

જગતને મિથ્યા કેમ કહેવાય?—જગત્‌માં રહીએ છઇએ; ખાઇએ પીઇએ છઇએ; વેપાર રોજગાર કરીએ છઇએ; વિગેરે તમામ વહીવટ, જગતથીજ થઈ રહ્યો છે; છતાં તેને ખોટું કેમ કહેવાય?-તો આ ખોટું, એવા પ્રકારનું છે કે—

**स्वकाले सत्यवद्भाति, प्रबोधे सत्यसद्भवेत् ॥ ६ ॥** (આત્મબોધ.)

જગત્ એટલે-આસક્તિ અથવા મોહ. મહાવીર અને એવા અનેક, મોહ છોડીને નાઠા; આસક્તિ તોડીને નાઠા. જેમ સર્પ કાંચળી કાઢી નાંખે; તેમ જગતનાં સુખને ફગાવીને, ઉભા થયા. તેમને જગત્ મિથ્યા છે. પિંગળામાં પ્રતિષ્ઠા હતી; ત્યાં સુધી ભર્તૃહરિને જગત્ સત્ય હતું; પતિષ્ઠા ઉઠતાં, તેને જગત મિથ્યા લાગ્યું.

જગત્‌માં હમેશાં રહેવાની, કોઇને રજા નથી. જગતના અનેક વૈભવો તજીને, અહીંથી ચાલવુંજ પડે. અહીંથી ચાલતી વખતે-મરતી વખતે; દેહ મરે; પણ મન ન મરે. મન ગભરાઈ જાય. મન આ સર્વને મિથ્યા સમજીને મરે; તેજ સાચું મરણ છે. જીંદગી ભર ડુંગળી ખાધી હોય; તેને કસ્તુરીના ધચરકા આવે નહીં; તેમ જીંદગી ભર જગત્‌માં, જગતને સાચું સમજીને રાચ્યા હોય; તેઓ મરવા વખતે, જગતને મિથ્યા માને કેમ? 'હાય! હાય! આ બધું મૂકીને મરાય કેમ?' 'હાય! હાય! મારે એકલાનેજ મરવાનું છે?' 'હાય! હાય! ત્યાં મારૂં શું થશે?' આવી અનેક અકળામણો, મરવા વખતે આવીને ઉભી રહે. પશુપક્ષી વલખાં મારતાં મરી જાય; તે ઠીક! પણ એમ મનુષ્યને મરવું, ન ઘટે. મનુષ્ય કાંઈક સમજીને મરે. જે સમજીને સંસારને સંકેલવા માંડે: તે મનુષ્ય સમજીને મરે. સંસારને સંકેલવાનું શીખવે; તે વેદાંત શાસ્ત્ર કહેવાય છે. જ્ઞાનના બળથી સંસારને સંકેલવાનું શીખવે; તે સદ્‌ગુરૂ કહેવાય છે. આ પ્રમાણે જગત્ મિથ્યા ઠરે છે.

જ્ઞાને કરીને મિથ્યા ઠરેલા જગતને, ત્રણમાંથી બાદ કરતાં, જીવ અને પરમાત્મા બેજ રહ્યા-તે બે સંબંધી હવે સાંભળો—

ચોપાઇ—ભૂમિપરત ભાઢાબર પાની, જીમિ જીવહી માયા લપટાની. [મોક્ષવાણી પાનુ]

આકાશમાંથી, વરસાદ દ્વારા પડેલું પાણી, પૃથ્વીને અડકે નહીં; ત્યાં સુધી તે નિર્મળ હોય. આ નિર્મળ પાણી, પૃથ્વીને અડકે; કે તુરત, મેલું થાય. બાળક માતાના ખોળામાં રહેતો હતો; ત્યાં સુધી નિર્મળ હતો; ખોળામાંથી નીચે ઉતરીને દૂર દૂર રમવા લાગ્યો; એટલે માયાનો સંબંધ થયો. છળ, કપટ, જુઠું બોલવું, મારૂં તારૂં કરવું; વિગેરે જે-મનમાં નહોતાં; તે મનમાં આવીને ઉભાં રહ્યાં. આ પ્રમાણે સંસારમાં લપસતો હોય; ત્યાં સામેથી કોઇ બૂમ મારે–'ઉભા રહો ! હું આવી છઉં." તેને જોઇને, જીવ રાજી થાય કે–'બસ ! હવે મારો સંસાર જામ્યો."

હજી પણ બચવાની બારી ઉઘાડી છે. તે એ કે–સ્વધર્મમાં પ્રીતિ, માતાપિતાની તથા તથા ભાઇભાંડુ વિગેરે કુટુંબની સેવા, તથા સંત, શાસ્ત્ર અને દેવમાં પ્રીતિ, આ ન બને; તો તે પાકો સંસારી. સંસાર સાગરનાં જળ, તેને માથે ચડીને, તેને બુડાડી દે. તે દયાને પાત્ર બની જાય.

ચોપાઈ—ઇશ્વિર અંશ જીવ અવિનાશી, ચેતન અમલ સહજ સુખરાશી;
સો માયાવશ ભયેઉ ગુંસાઇ, બંધ્યો કીર[1] મરકટકી[2] નાંઇ. [મોક્ષવાણી પાનુ ૮૮]

મૂર્ખ–ભોળો–મુસાફર, ધુતારા પાટણમાં ફસાઈ જાય; તેમ મૂર્ખ ભોળો જીવ, સંસારમાં ફસાઇ જાય.

તોપણ તેને બચાવવા અનેક સગવડ–અનેક મંદિરો–અનેક સંતો–અનેક શાસ્ત્રો હાજર હાજર રહે છે. કેટલાએક સંતોતો, તેનેજ ઉદ્દેશીને કહે છે કે—

પદ.

રાગ–પહાડી તાલ કેરવા.

મતિ સોનો મુસાફર ! નિંદ ભરી. (૨)
અરે હાં–તુમ પરદેશી યાર ! ભૂલે પડે હો ! (૨)
યહ સબ ચોરનકી નગરી–મતિ૦

[કેમ ધીમા બોલો છો ? બરાબર સિધા બેસી જાઓ ! તો અવાજ બરાબર નીકળે. સાંભળો–ફરી—]

તુમ પરદેશી યાર ! ભૂલે પડે હો ! (૨)
યહ સબ ચોરનકી નગરી–મતિ૦
પલ પલ છીન છીન તાક લગાવે, (૨) ખોવત માલ ચૂકા નજરી–મતિ૦
લોક લુંટાઈ ગયે બહુ તેરે, (૨) વિરલા જાય બચા ગઠડી–મતિ૦
બ્રહ્માનંદ કરો અબ ત્યારી, (૨) રૈન બિતાય ભઇ સગરી–મતિ૦

૧ નંદન વનમાં આંબાના વૃક્ષ ઉપર સુખરુપ ઉડનારો, પણ પાંજરામાં પુરાએલો ડાહ્યો પોપટ. ૨ એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર, સ્વતંત્રપણે કુદકા મારનારો વાંદર, મદારીને દોરડે બંધાયો. તે મદારીનો નચાવ્યો નાચવા લાગ્યો.

આવી અનેક બૂમો પડી. તે સાંભળીને જે મુસાફરો સાવધાન ન થયાં. ઉલટાં હસ્યાં-કેટલાંએક તો એવાં નઠોર-કે આવું-કાંઈ સાંભળીને, જરા પણ વિચાર ન કરે-એવાં !

ગાંડાની હૉસ્પીટલમાં લાય લાગે; ત્યારે ગાંડા બહુ ખુશી થાય; કુદકા મારે. ગાંડાની હૉસ્પીટલમાં દીવો કોઈ દિવસ કરાયજ નહીં. કારણકે દીવો દેખે; ને ગાંડો નાચે. તેને બચાવવા, મ્યુનીસીપાલીટીના માણસો, ઘણી બૂમ મારે; પણ ગાંડા તેની બૂમોને હસી કાઢે. જોત જોતામાં અગ્નિ, ગાંડાને પકડી લે-ગાંડો અગ્નિમાં ખાખ થઈ જાય.

જીવને અનેક અવતારોમાં મુખે તાળુ હતું. ખાવાનું ખડ, કુચ્ચા, એઠું-જુઠું, અથવા ફળફુલ હતાં. ઘર માટે બોડ-બખોલ અથવા દર હતાં. તે જીવને અહીં, વાણી ઉઘડી; ખાવાના છપ્પન ભોગ મળ્યા; રહેવાના મહેલ મળ્યા; સ્ત્રી પુત્રાદિ વળી, સાથે ને સાથે રહે. આવાં અનેક સુખ રૂપી દીવા, માયા મદિરાના કેફથી ગાંડા થએલા જીવને મળ્યા. દીવા દેખીને, ગાંડો કુદે; તેમ સંસારનાં (ક્ષણીક) સુખ જોઇને, માયાવી જીવ કૂદે. તેને બચાવવા સંતો પોકાર કરે; પણ તેને ગાંઠે નહી-હસી કાઢે. પરિણામે રોતો રોતો સંસારમાંથી ચાલ્યો જાય. સંતોની વાણી સાંભળીને, કદિ ચેતી જાય; તો સંસારમાંથી બચવાનાં સાધન પૂછવા, સંતને સેવે.

મુમુક્ષુ—સંતને-મારૂં કલ્યાણ થાય એમ કરો !

સંત—સ્ત્રી, પુત્ર, ધન, તારા મગજમાં બેઠાં છે; ત્યાં સુધી તારૂં કલ્યાણ કેમ થાય ?

મુમુક્ષુ—બાપજી ! એમ કાંઇ એકદમ બાવો થવાય ?

સંત—એકદમ ન થવાય; તો ધીમે ધીમે બાવો થા. બાવો એટલે ત્યાગી. એકદમ ત્યાગી ન થવાય; તો ધીમે ધીમે ત્યાગી થા ! સ્ત્રી, પુત્ર અને ધનને, સત્કર્મમાં વાપરતાં શીખ. કુતરાં, ભીખારી, અને કંગાલોને, તારે ઓટલે બેસાડીને જમાડ. ઓટલા પાવન થાય. સન્યાસી-બ્રાહ્મણને ઓરડે પધરાવીને, જમાડ. ઓરડા પાવન કર. ભૂખ્યાંને અન્ન વસ્ત્ર આપ. દુઃખીને દેખીને તેને મદદ કર. યજ્ઞ યાગાદિ કર. બળ કરીને આ બધું તજ; અને દીન થઇને આ બધું વાપર ! સમજ્યો ? ત્યાગ એટલે ભગવાં નહીં.

મુમુક્ષુ—હા ! એ વાત મને ગમી.

સંત—પણ સાંભળ ! ત્યાં પ્રતિષ્ઠા અને વખાણ, તને લુંટવા ઉભાં રહેશે. મોટો નફો લેવો હોય; તેણે નાના નફામાં નજર રખાય નહીં. 'પ્રભુનું છે, અને પ્રભુ માટે વાપરૂં છઉં;' એ મહામંત્રનો પાઠ કરતા રહેવું. ધનવાનના ઉપર, પ્રભુની કૃપા થઇ હોય; તોજ તેનું ધન, ધર્મમાં જાય. નહીં તો રંડીબાજીમાં, સટ્ટામાં, મોજશોખમાં; અથવા નવી નવી દુકાનો ખોલવામાં, તે ઉંચો નીચો થાય.

મુમુક્ષુ—આ વાત પણ ખરી ! આ ઠોકર પણ સાચી !

આ પ્રમાણે સંતનો સંગ થાય; તો અહં મમની ગાંઠો ઢીલી પડે; માયાનું પૂર હૃદયમાં આવતું અટકે. સાચું શું છે ? તે સમજાય; તો હૃદયમાં પ્રભુનો પ્રકાશ આવવાનાં દ્વાર ખોલે. પ્રકાશ આવતાં હું શું છઉં; તેનું ભાન થાય. ધીમે ધીમે પ્રકાશ વધે; તો

વસ્તુનું સત્ય સ્વરૂપ સમજાય. રાજાનો કુંવર ભીલોની વચ્ચે મોટો થયો. તેથી તે પોતાને એક ભીલ માનતો હતો. રાજપુરૂષોએ જ્યારે તેને સમજાવ્યો કે–'તું રાજપુત્ર છો.' ત્યારે તેને ખાત્રી થઇ કે–'હું ભીલ નથી.'

સિંહનું બચ્ચું, બકરાં વચ્ચે રમતું હતું. તેથી તે પોતાને બકરૂં સમજતું હતું. બીજા સિંહે તેને પકડીને કહ્યું કે 'તું બકરૂં નથી; પણ સિંહ છો.' ત્યારે તે બચ્ચું બોલ્યું કે– 'ના! તે હું ન માનું! એમ બનેજ કેમ?

મોટો સિંહ—જો આ કુવામાં! જળમાં તારો પડછાયો દેખાય છે?
સિંહનું બચ્ચું—હા–દેખાય છે ખરો!
મોટો સિંહ—ત્યાં (જળમાં) તું બકરા જેવો દેખાય છે? કે મારા જેવો?
સિંહનું બચ્ચું—તમારા જેવું દેખાઉં છઉં.
મોટો સિંહ—મોઢે દાઢી દેખાય છે? કે માથે કેશવાળી દેખાય છે?
સિંહનું બચ્ચું—અરે! દાઢી તો બકરાને હોય! મારે તો કેશવાળી છે.
મોટો સિંહ—ત્યારે તું કોણ છો?
સિંહનું બચ્ચું—હું સિંહ છઉં.
મોટો સિંહ—મારામાં અને તારામાં કાંઇ ભેદ છે.
સિંહનું બચ્ચું—શરીરે કરીને હું નાનો, અને શરીરે કરીને તમે મોટા!
મોટો સિંહ—તારૂં શરીર મોટું થાય જો?
સિંહનું બચ્ચું—તો પછી ભેદ જરાએ નહી! તદ્રૂપ.

ઢેઢવાડે અવતર્યા હતા; પણ જે સંત હતા; તે સંતજ કહેવાયા. આ પ્રમાણે જીવ અધિકારે કરીને **तत् त्वं असि, अयं आत्मा ब्रह्म**, પરમાત્મારૂપ છે. જગત્‌ને તથા જીવને, ૩માંથી બાદ કરતાં, અથવા ત્રણેને એક કરતાં, એક પરમાત્મા વસ્તુ રહી. તે અદ્વૈત.

આ તો એવી વાત છે કે—નિર્મળ બુદ્ધિવાળો અભણ, તરી જાય; અને મલીન બુદ્ધિવાળો ઘણું ભણેલો ગોથાં ખાય–ગુંચવાઇ જાય. જે વાત જસમા ઓડણ સમજી; તે વાત, ડાહ્યો–રૂપાળો–સિદ્ધરાજ ન સમજ્યો. સંસાર સોગઠાબાજી છે. રમતાં આવડે; તે જીતે.

ભગવાનની ભક્તિથી વૈકુંઠ મળે; ગોલોક મળે; અથવા અક્ષર ધામ મળે; પણ તે ક્રમમોક્ષ છે. ત્યાં દ્વૈત છે. દ્વૈતમાં સંસારના ભયની નિવૃત્તિ થતી નથી. શ્રુતિ પણ કહે છે કે– '**द्वितीयाद्‌ वै भयं भवति**.' 'બીજાથી જરૂર ભય થાય છે.' દૃષ્ટાંતમાં–જયવિજય વૈકુંઠના દ્વારપાળ હતા; પણ ચૂકયા–કે પડયા. શ્રી આદ્યશંકરાચાર્યે આ બધી બાબતોનો વિચાર કરીને, તથા શ્રુતિસ્મૃતિઓનો સમન્વય કરી, વ્યાસે બ્રહ્મસૂત્રમાં અને ભાગવતમાં, જે બ્રહ્માત્મવાદને આળેખ્યો હતો; તેમાં રંગ પૂર્યો. ઉપનિષદોએ અને ગીતાએ, જે નિર્ણય કહ્યો; તેને શ્રી આદ્યશંકરાચાર્યે નવીન રૂપમાં મૂકીને, અચરાવ્યો. 'ધર્મના વિકાસની ઉચ્ચી ભૂમિકા, અદ્વૈતથી વિશેષ હોઈ શકે નહીં.' યાદ રાખવું ઘટે છે કે-શ્રીશંકરે અસલ વસ્તુનેજ ઠીકઠાક કરી છે. આ અસલ રંગના છાંટા, ગ્રીસમાં સોક્રેટીસને ઉડયા હતા. જેમાંથી પ્લેટો વિગેરે કમાઇ ગયા. શ્રીશંકરની પદ્ધતિ, શોપનહોર, મેકસમુલર, ડયુસેન, ફ્રેડરીક શ્લેગલ, સ્કોટ વિગેરે નવીન તત્ત્વચિંતકોને પણ ગમી. દારાશેકા જેવા ઇસ્લામ ધર્મને

માનનારાએ પણ, ઉપનિષદોના ફારસી ભાષાંતરની પ્રસ્તાવનામાં, અદ્વૈત ભાવનાનું સર્વોત્કૃષ્ટપણું સ્વિકાર્યું છે. સુફી ધર્મમાં અનલહક્-બ્રહ્મ હું છઉં-**अहं ब्रह्मास्मि**-કહેનારો **મનસૂર** ! તેને ગાંડો બનાવનાર અદ્વૈતવાદ છે.

'ભગવાન છે' એમ કહેવું; તે ઠીક વાત છે-સહન થાય; એવી વાત છે. 'હું ભગવાનનો ભક્ત છઉં; અથવા હું ભગવાનને ભજું છઉં;' એમ કહેવું; તે પણ સહન થાય; એવી વાત છે; પણ-'હું ભગવાન છઉં' એમ કહેવું, તે અઘરૂં કામ છે. જે ગુમાસ્તો શેઠને ઘણોજ અનુકુળ રહે; અને જેના ઉપર શેઠની પૂર્ણ કૃપા હોય; તે એમ કહી શકે; કે 'હું કહું છઉં; તે શેઠજ બોલે છે.' અને શેઠ પણ એમજ કહે; કે-'તે બોલ્યો; તે હુંજ બોલ્યો; એમ સમજવું.' આ અદ્વૈતવાદ છે. ઘરમાં આવો ! જે સ્ત્રી પતિને ઘણી ઘણી અનુકુળ રહે; તે પતિને વશ કરી લે. પછી તે તેણીના ભત્રીજાને એમ કહી શકે કે-'હું બોલું; તે તમારા કાકાજ બોલે છે; એમ સમજવું.' વળી કાકાને પૂછે; તો કાકો પણ એમજ કહે છે કે-'તારી કાકીએ કહ્યું; એ મેંજ કહ્યું છે.' આ પણ અદ્વૈતવાત. એકમાં એક નાંખો; તો બે થાય; એ ગણિતવાદ; પણ એકમાં એક નાંખો તો એકજ થાય; તે અદ્વૈતવાદ-તે દંપતિવાદ-તે રાધાકૃષ્ણવાદ. બસ ! થનગન-થનગન-થનગન !

આ પ્રમાણે જે ભક્ત ભગવાનને ઘણો-અનુકુળ થઇને રહે. ક્ષમા, દયા, અદ્વેષ, અરાગ વિગેરે, જે પ્રભુના ધર્મો છે; તે પ્રમાણે પોતે વર્તે; ત્યારે તેનામાં દિવ્યતા વધતી જાય. દિવ્યતા વધતાં વધતાં, જીવ પ્રભુ સાથે એકતા પામે. ગુમાસ્તાએ પોતાનું ડહાપણ અથવા પોતાના ધર્મો પડયા મેલ્યા; અને શેઠને ગમ્યું તેમ કર્યું; ત્યારે તે શેઠની સાથે એકતા પામ્યો. સ્ત્રીએ પોતાનું ડહાપણ પડયું મેલ્યું; અને પતિ રાજી રહે; એમ કર્યું; ત્યારે તે પતિ સાથે એકતા પામી. તેમ ભક્ત પોતાનું ડહાપણ પડયું મેલે; અને ઇશ્વરી ગુણો ધારણ કરે. ત્યારે ઇશ્વરની સાથે એકતા પામે. [ન સમજાય; તો શાતિથી બે વાર વિચારો.]

મનસુર—ઉપર જણાવેલા અનલહક્વાળા મનસુરની દિવ્યતા સાંભળો. 'જીવ ભગવાનને ભજી શકે; પણ ભગવાનની સાથે એકતા ન પામી શકે. ભગવાન જેવો ન બની શકે;' એવું-એટલુંજ -જ્ઞાન, જેણે દઢ કરેલું હોય છે; તેને 'હું ભગવાન છઉં,' 'અહં બ્રહ્માસ્મિ, અયં આત્મા બ્રહ્મ', અનહલક્-વિગેરે શબ્દો' ધર્મ વિરૂદ્ધ જણાય. વિગેરે શબ્દો બકવાદ જેવા જણાય. મનસૂર ભગવાનની સાથે એકતા પામ્યો-ઉંચામાં ઉંચી ભૂમિકાએ પહોંચ્યો; ત્યારે-'અનલહક્-હું પરબ્રહ્મ છઉં'-એમ તેણે બોલવા માંડયું. તે બગદાદ, બસરા, મક્કામાં ફરતો હતો; અને 'અનલહક્'ની બૂમ પાડતો હતો. લોકો તેને ગાંડો સમજીને, શીખવતા હતા કે-'હું ભગવાનનો દાસ છઉં'; એમ બોલ;' પણ મનસુરને તે શિખામણ ગમી નહીં. તે રાજ્યના રાજા ખલિફા હતા. તેમને ફર્યાદ થઇ. ખલિફાએ મનસુરને ઠેકાણે લાવવા, કેટલીએક શિક્ષાઓ કરી. છેવટે ફાંસીની શિક્ષા કરી. ફાંસીને લાકડે લટકવા મનસુર આવ્યો; ત્યારે તે પ્રસન્ન પ્રસન્ન હતો. મુખથી અનલહક્નો પોકાર થઇ રહ્યો હતો. મનસુરને એકદમ નહીં મારી નાંખતાં, ધીમેધીમે-રીબી રીબીને-મારવાનો હુકમ હોવાથી, પ્રથમ તેના હાથ કાપી નાંખ્યા. પછી તેના પગ કાપી નાંખવામાં આવ્યા. છતાં 'અનલહક્' થઇ રહ્યું હતું. પછી તેની જીભ કાપી નાંખવાની તૈયારી થઇ; ત્યારે મનસૂર બોલ્યો કે-'ઉભા રહો ! જરા પ્રાર્થના કરી લઉં.' તેણે પ્રભુને પ્રાર્થના કરી કે-" હે પ્રભુ ! જેઓ મને આટલું દુઃખ આપી રહ્યા છે; તેમને તું

સુખ આપજે. તેમના ઉપર તું નારાજ થઇશ નહીં. તેમણે કૃપા કરીને મારી મુસાફરી (આયુષ્ય) ઓછી કરી નાંખી છે. હમણાં મારૂં માથું કાપી નાંખશે; કે તુરત, હું આપનાં દર્શન કરીશ.' વિગેરે-વિગેરે.

પીતળ કહે કે 'હું સોનું છઉં'; પણ કસોટીએ ચડે; ત્યારે પીતળ તે પીતળ; અને સોનું તે સોનું.

દૃષ્ટાંત—લશ્કરી સિપાઇઓની બેરેકમાં, એક ડોશી લાદ લેવા આવતી હતી. સીપાઈઓ બપોરે, નવરા નવરા ખાટલા ઉપર બેઠા બેઠા, તડાકા મારતા હોય. એક દિવસે લાદની ટોપલી ભરીને, નીકળતાં નીકળતાં, ડોશીએ પેલા સિપાઇઓને પૂછયું. 'ભાઇ તમે આમ તડાકા માર્યા કરો છો; ત્યારે ખાઓ છો-શું? રળવા જતા નથી?'

સીપાઈઓ—અમારે સરકારમાંથી પગાર આવે છે.

ડોસી—ત્યારે કામ શું કરવાનું?

સીપાઇઓ—કોઈ દિવસ લડાઈ જાગે; ત્યારે લડવા જવું પડે; બાકી આમ બેઠાં બેઠાં પગાર મળે.

ડોશી—એમ? ત્યારે તો મારૂં કાંઇક કરોને! હું પણ લડવા આવીશ. મને ઘોડે બેસતાં આવડે છે. અત્યારે સમાન હક્કના જમાનામાં, સ્ત્રી પુરૂષથી કાંઇ કમ નથી.

સીપાઈઓ હસ્યા. તે જોઈને ડોશીએ કહ્યું-'હસો છો શું? જરા જીભ ચલાવો; તો મારૂં કામ થઇ જાય. હું કાંઇ પુરૂષથી કમ નથી.' આમ ઘણી વાર વાતો થતી હતી; ત્યાં એક સિપાઇ રાજીનામું આપીને ગયો. દફેદારે પેલી ડોશીને તેની જગ્યાએ ગોઠવી. ડોશી ચોરણો પહેરવા લાગી. માથે સાફો બાંધે; અને ખાટલે ચડીને હોકો પીતી પીતી, તડાકા મારે. આમ થોડા દિવસ ચાલ્યું; ત્યાં લડાઈ જાગી. સીપાઈઓ તૈયાર થયા; તેની સાથે ડોશી પણ ઘોડે ચડી-ધીંગાણું જાગ્યું. લડાઈનું મેદાન દેખીને, ડોશી પાછી નાઠી. માથેથી પાઘડું ઉડી પડયું. ચોટલો વીંખાઈ ગયો. ડોશી દફેદારના પગમાં પડી. 'ભાઈ મને જવા ધો! મારૂં આ કામ નહીં.' વિગેરે-વિગેરે.

એમ સિપાઈ થવું સહેલું; પણ સિપાઇ થઇને, લડાઈના મેદાનમાં લડવું; તે અઘરૂં કામ છે. 'અહં બ્રહ્માસ્મિ', અથવા 'અનલહક્' કહેવું સહેલું; પણ પાળવું; કેટલું ભયંકર છે તે મનસુરે જગતને બતાવી દીધું. તાતા તેલની કડામાં, જેને પ્રભુનો પૂર્ણ વિશ્વાસ હતો; તે સુધન્વા પડે; બીજો તો તેને દેખીને ધ્રુજે. આ વાત આટલીજ. હવે બીજી વાત કહું!

અદ્વૈત દ્વૈત એક બીજાને અનુકુળ છે-એક બીજાના વૈરી નથી. વડીલની આજ્ઞામાં રહેતાં શીખવું; તે દ્વૈત ભાવની સિદ્ધિ છે. દ્વૈત સિદ્ધ કરી શકે; તેજ અદ્વૈતને પગથીએ પગ મૂકી શકે. શ્રી આદ્યશંકરાચાર્ય પછી, ધર્મના ક્ષેત્રમાં, શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ મધ્વાચાર્ય, શ્રીમદ્ નિંબકાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય વિગેરે પધાર્યા. 'તેમણે અદ્વૈતનો અનાદર કર્યો; અથવા તેઓ અદ્વૈતને સમજયા નહીં;' એમ કહેવું; તે ભૂલા પડવા જેવું છે. 'શ્રી રામાનુજાચાર્ય વિગેરે મહાન્ વ્યક્તિઓ, શ્રી આદ્ય શંકરાચાર્યના ભાવને ન સમજી શકયા;' એમ કહેવાયજ નહીં. શ્રી રામાનુજાચાર્ય વિગેરે આચાર્યોએ, તે તે સમયના લોકોનો અધિકાર સમજીને, અધિકાર પ્રમાણે, દવા આપી.

૧ 'ભગવાનના મંદિરમાં સ્ત્રી પુરૂષોનો ભેદ શો ? શું લોકો એટલું સમજતાં નથી ? કે-દેવ મંદિરોમાં આવીને, કુદૃષ્ટિ કરવી નહીં.' તેના જવાબમાં-કુદૃષ્ટિ કરનારા અનેક મળી આવે-આંગળીને વેઠે ચડતા આવે; ત્યારે ખાત્રી થાય કે-આ સુધારાની જરૂર છે.

૨. 'આચાર્યો દેવ કરતાં મોટા છે. તેમના ચરણની રજ લેતાં, શું સ્ત્રીઓનું શીયળ ભયમાં આવે ?' એમ કદિ કોઈ બોલે; તો તેના જવાબમાં-અનેક પામર આચાર્યો, અને પામર સ્ત્રિઓ બોલી નાખે-કે-'સ્પર્શમાં કાંઇક ઝેર છે; અને તે અમારા મનને ડોલાવે છે.' તો સમજુ સમજી જાય કે-આ બાબતમાં પણ. સુધારો કરવાની જરૂર છે. પીનલકોડ એક દિવસે ઘડાયો નથી. દેશકાળ પ્રમાણે કાયદા ઘડવા પડે.

સંપ્રદાય સ્થાપનારી વ્યક્તિઓ તો, ઈશ્વરથી પણ વધી પડે-એવી કૃપાળુ વ્યક્તિઓ હોય છે. પાછળથી સંપ્રદાયમાં મારૂં તારૂં કરનારી અભિમાની વ્યક્તિઓ પ્રગટે; તે વ્યક્તિઓ ભૂલી પડે; અને અજ્ઞાન પ્રજાને ભૂલી પાડે. શ્રીમદ્ રામાનુજાચાર્ય આદિ ભકિત માર્ગના આચાર્યોએ, ઉપાસના માર્ગનો વિવેક બતાવ્યો. ઉપાસના માર્ગ એટલે-દ્વૈત ભાવ. તે સિદ્ધ થયા વિના, અદ્વૈત થવાય એવું નથી.

સાંભળો છોને ? દેવ, મંદિરો, પૂજા, ઉત્સવો, જપ, તપ, તિર્થો આદિ નકામાં નથી; અદ્વૈતમાં હરકત કરતા નથી. ઉપાસનાવાળાએ યાદ રાખવું કે-ધન, સ્ત્રી પુત્ર આદિ સંસારથી, સંતોષી થવું; પણ શ્રવણથી સંતોષી થવું નહીં. ઉપાસનાવાળા જ્ઞાનને નિંદે; જ્ઞાનવાળા ઉપાસનાને નિંદે; નામ સ્મરણવાળા શ્રવણ મનને નિંદે; અને શ્રવણ મનન વાળા, નામસ્મરણને નિંદે; તે તમામ અંધારે કુટાય છે. યાદ રાખવું કે-**अज्ञानेनावृतं ज्ञानं, तेन मुह्यंति जंतवः** ॥ ઘરમાં દીવો બુજાય; ત્યારે અફળામણ થાય. સનાતન સર્વાંગે સુંદર છે; તેનું એકેએક અંગ નકામું નથી.

મત મતાંતરો-કેટલેએક ઠેકાણે તો-આંધળાઓએ હાથી દેખ્યો, તેના જેવું થાય છે. જે આંધળાના હાથમાં પુછડું આવ્યું; તેણે હાથીને સાવરણી જેવો માન્યો. જે આંધળાના હાથમાં, હાથીનો પગ આવ્યો; તેણે હાથીને થાંભલા જેવો માન્યો; જે આંધળાના હાથમાં, હાથીનો કાન આવ્યો; તેણે હાથીને સુપડા જેવો માન્યો. આવા અનેક આંધળા, દરેક સંપ્રદાયોમાં હોય છે. તેઓ ભારે ઝઘડા કર્યા કરે છે. જે દેશમાં-જે ધર્મમાં-સર્વ માન્ય ગીતા ! ગીતા જે બોલે; તે આખું જગત સાંભળે, પણ હિંદના આંધળા ન સાંભળે. રામજી હતા; તેજ શામજી થઈ, વૃંદાવન આવ્યા છે. શામજી છે; તેજ નૃસિંહ થઈને, પ્રલ્હાદની વહારે આવ્યા હતા. આવી દીવા જેવી વાતો છે-તોપણ આંધળા કજીએ ચડે. બાળકના જેવા ખેલ કરે. માટે નગદ જ્ઞાનની જરૂર છે.

તાત્પર્ય—સનાતન ધર્મના નાના મોટા કોઈ પણ સંપ્રદાયે, એક બીજાને નિંદવા; એ અજ્ઞાન સિવાય બીજું કાંઈ નથી. અદ્વૈત મત, દ્વૈતનું નિકંદન કરતો નથી; પણ અમુક સમય સુધી દ્વૈતની અપેક્ષા રાખે છે. જે દ્વૈતમાં સાચા છે; તે અદ્વૈતને નિંદતા નથી; અને જે અદ્વૈતમાં સાચા છે; તે દ્વૈતને નિંદતા નથી. એટલે આ બધો ખોટા રૂપૈયાનો ખખડાટ છે. જે વસ્તુને સમજ્યા છે; તે મૌન છે.

સ્ત્રીને એક પતિમાં અનન્ય ભાવ છે; પણ તે બીજા સાથે કજીયા કરતી નથી. માટે અનન્ય ભાવની ખાતર પણ, કજીયા કરાય નહીં. હાલ આટલુંજ.

**અભયમાં ભય-ડહાપણમાં ગાંડપણ, અને જ્ઞાનમાં અજ્ઞાન**–દત્તાત્રયે ૨૪ ગુરૂ કર્યા; તો સૌને તેથી વધારે ગુરૂ કરવાની પણ છુટ છે. પણ સંભાળવા જેવું એ છે કે–અભયમાંથી ભય ઉભો ન થાય. ચોથા પાંચમા માળની અટારીએ ચડીને, જોવાની સૌંને રજા છે; પણ ઉંચે ચડતાં, જેને ફેર આવતા હોય; તેણે સંભાળવું જોઈએ. જ્ઞાન એટલે વાંચવું–સાંભળવું વિચારવું અને આચરવું. વાંચતાં સાંભળતાં અને વિચારતાં, શાસ્ત્રોની કેટલીએક વાતોમાં, શંકાઓ થાય. આ શંકાઓના નિવારણ માટે, તર્ક કરવાની જરૂર પડે. તર્ક વિના કોઇ વસ્તુનું સમાધાન થાય નહીં. પણ તર્ક કરવા, તે આસ્તીક તર્ક કરવા જોઇએ. સદગુરૂ સંતમાં પૂર્ણ શ્રદ્ધા રાખીને, તર્ક કરવા જોઈએ. **अथातो ब्रह्मजिज्ञासा ।** આ બ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયનું પ્રથમસૂત્ર છે. તેમાં **अथ, अतः** અને **ब्रह्मणः जिज्ञासा** એટલા શબ્દો છે. '**अथ**' શબ્દનો અર્થ, 'પછી'–થાય છે. પછી એટલે અધિકાર પ્રાપ્ત થયા પછી. કલિ વિનાના વાસણમાં નાખેલું દહીં બગડેજ. સિંહણનું દુધ સોનાના પાત્રમાં જ રહી શકે. તેમ બ્રહ્મવિદ્યાનું દાન, યોગ્ય અધિકારીએજ લેવાય; અને યોગ્ય અધિકારીનેજ અપાય. શ્રીમદ્ શંકરાચાર્યાદિ સમર્થ વિદ્વાનોએ, 'અથ'નો અર્થ એવો કર્યો છે કે–સાધનસંપન્ન થવું તે. '**अतः**' એટલે–'પછી.' આખા સૂત્રનો અર્થ–'સાધનસંપન્ન થયા પછી, બ્રહ્મની જીજ્ઞાસા કરવી.'

સાધન સંપન્ન શું?—તત્વબોધને શરૂ કરતાં, શ્રીમદ્ શંકરાચાર્ય કહે છે કે— '**साधनचतुष्टयसंपन्नाधिकारिणां मोक्षसाधनभूतं तत्त्वविवेकप्रकारं वक्ष्यामः ॥** –જેઓ ચાર સાધનો કરી ચૂકયા છે; તેવા અધિકારીઓના, મોક્ષના સાધનરૂપ, તત્ત્વ વિવેક સંબંધી ખુલાસો અમે કરીએ છઈએ.'

ચાર સાધન કયાં?—(૧) **नित्यानित्यवस्तुविवेकः** (૨) **इहामुत्रार्थफलभोग विरागः**, (૩) **शमादिषट्संपत्तिः** (૪) **मुमुक्षुत्वं चेति ॥** અર્થ–(૧) નિત્ય અને અનિત્ય વસ્તુઓમાં વિવેક–ભાન–સમજણ થાય તે. (૨) આ સંસારની તથા સ્વર્ગની કામનાઓ, કામનાઓનાં ફળ, અને તેમાંથી ઉત્પન્ન થતાં ભોગ વિલાસો–તેમાં જે વૈરાગ્ય થાય; તે વૈરાગ્ય. (૩) શમાદિ છ સંપત્તિઓ, (૪) મોક્ષની ઇચ્છા.

શમાદિ છ સંપત્તિઓ કઇ?–**शमो दम उपरमस्तितिक्षा श्रद्धा समाधानं चेति ॥** અર્થ–શમ, દમ, ઉપરમ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન–આ છ મુમુક્ષુની સંપત્તિઓ છે.

(૧) '**શમ**' એટલે મનનો નિગ્રહ, (૨) '**દમ**' એટલે આંખ આદિ બાહ્યેંદ્રિયોનો નિગ્રહ, (૩) '**ઉપરમ**' એટલે–પોતાના ધર્મ પ્રમાણે વર્તવું તે, (૪) '**તિતિક્ષા**' એટલે–ટાઢ, તડકો, સુખ દુઃખ, ભૂખ તરસ વિગેરે સહન કરી લેવાની શક્તિ, (૫) '**શ્રદ્ધા**' એટલે ગુરૂના તથા વેદાંતવાકયોમાં વિશ્વાસ, (૬) **સમાધાન** એટલે–ચિત્તની એકાગ્રતા.

[ તત્ત્વબોધનું પુસ્તક ઘરમાં છે કે નહીં? મોટા હાથી રાજાને ઘેર હોય; પણ નાનાં ઘોડાં, દરેક મુસાફરને ઘેર હોય. શંકરાચાર્યની જયંતિ ઉજવાય છે; તે ઠીક છે–પણ તે સાથે, શંકરાચાયનાં આવા નાનાં નાનાં ઘોડાં, દોડીને સમાજના ઘરમાં પેસી જવાં જોઇએ. ભાષણ એટલે સાંભળ્યું; અને ખંખેરી નાંખ્યું. કોઇ કાંઈ પૂછે: તો પોગળ જણાઈ આવે.

ભાષણથી પુસ્તક વધે. તત્ત્વબોધની કીંમત માત્ર ૦-૩-૬ છે. પોસ્ટેજ ૦-૧-૦ જુદો. ચાર આનાની ટિકીટ મોકલી દ્યો; તો ઘેર બેઠાં પુસ્તક મળે.]

નાણા વિનાનો વેપારી, આજ નહીં તો કાલ ફજેત થાય; તેમ ઉપર ગણાવ્યાં; તે સાધનો વિનાનો મુમુક્ષુ, સાધુ, સંત, જ્ઞાની અથવા ભક્ત, આજ નહીં તો કાલે, ફજેત થાય. ફજેત થાય; એટલે-રસ્તેથી રખડી પડે. કદિ વાંચેલું અગર સાંભળેલું-ભણી જાય-ગોખી જાય-ધમધમાટ વ્યાખ્યાન કરતાં શીખે; પણ તેમનાં હૃદય કોરાં ધાકોર રહે. ધીમે ધીમે બુદ્ધિવાદ ખીલે; બકવાદ કરતાં શીખે; નાસ્તીકતા પ્રસરે. એક પોળમાં કોઇનું ઘર શોધવું હોય; ત્યારે પણ, કોઈ ભોમીયો સાથે હોય; અને તેના કહેવા પ્રમાણે ચાલીએ; તો ઘર તુરત જડે. તેમ અંતરના દ્વાર ખોલવાં હોય; અગર ભગવાનનું ઘર શોધવું હોય; તેને એક ભોમીઓ સાથે હોય; તો ઘર તુરત જડે. શાસ્ત્રો વાંચ્યા પછી, અગર સાંભળ્યા પછી-'બસ ! હું સમજ્યો; તેજ ખરૂં !' અથવા 'હું કહું-તેજ ખરૂં.' 'સંત અને શાસ્ત્ર પ્રમાણ નહીં; પણ મારી બુદ્ધિથી સમજાય; તેજ પ્રમાણ !' એવું ભૂત, ઘણાને વળગી પડે છે. ખેતરમાં ઘઉં બાજરી વવાય છે. નિંદણ વવાતું નથી; તોપણ ઘઉં બાજરીના છોડ સાથે, નિંદણ ઉગી નીકળે છે; તેમ માનવની બુદ્ધિમાં જ્ઞાન રોપાય છે; મદ-માનાદિ અજ્ઞાન રોપાતું નથી; તોપણ જ્ઞાનની સાથે, મોહ-મદ-માનાદિ અજ્ઞાન ઉગી નીકળે છે. તે માટે—

ચોપાઇ—કૃષિ નીવારહિ ચતુર કિસાના, જિમિ બુધ તજહિ મોહમદ-માના.

[ મોક્ષવાણી પાનુ ૪૨ A ].

'જેમ ડાહ્યો ખેડુ, વાવેલા છોડની પડખે ઉગી નીકળેલા નિંદણને, અવારનવાર નિંદી નાખે છે; તેમ બુધ પુરૂષે જ્ઞાનની સાથે ઉગી નીકળેલા, મોહ-મદ અને માનાદિને, અવાર નવાર, નિંદી નાખવાં જોઈએ.'

" માખી બોલી મુખ થકી, પ્યારા બચ્ચા પાસ;
જઇ આવું હું જ્યાં સુધી, ઉડીશ મા આકાશ. "

પણ બચ્ચું સમજ્યું કે-'મા થાય છે કોણ ? તે સમજે શું ?' પરિણામ માઠાં આવ્યાં.

કેમ સાવધાન છોને ? સાંભળો છોને ? શું સાંભળ્યું ?-ઉપલી ચોપાઈ-લાખલાખની છે. બેદરકાર ખેડુના ખેતરમાં, વાવેલા છોડના કરતાં, નિંદણ વધારે હોય છે. તેમ બેદરકાર મુમુક્ષુ-જ્ઞાની, અગર ભક્તના હૃદયમાં, જ્ઞાનના કરતાં અજ્ઞાન વધારે ઉગી નીકળે છે. આવા એક નથી; પણ અનેક છે; આવા એક દેશમાં નથી; પણ દરેક દેશમાં છે; આવા એક ધર્મમાં નથી; પણ દરેક ધર્મમાં છે. જ્યાં હૃદય છે; ત્યાં આ રોગ છે; માટે હૃદયવાળા દરેકે, આ રોગનું નિવારણ કરવુંજ જોઇએ. નિવારણ ન કરે-તો ?—તો-રખડી પડે.

દૃષ્ટાંત—ઈટાલીમાં 'નેપલ્સ' નામનો પહાડ છે. તે પહાડની ખીણમાં 'નોલા' નામનું શહેર છે. લડાઈના અનેક પ્રસંગોએ, આ શહેરને ઉજડ બનાવી દીધું છે. **હનીબાલનું** લશ્કર, આ શહેરની દીવાલોએ અફળાયું હતું. આ શહેરમાં લગભગ સાડીત્રણસો વરસ પહેલાં, એક રાંડીરાંડ બાઇ, પોતાના જુવાન પુત્રને ઉછેરતી હતી. તેણીનો ધણી, લડાઇમાં ખપી ગયો હતો; તેથી પુત્ર લડાઈમાં ન જોડાય; અને સાધુ સંતોને માર્ગે વળે; તો ઠીક; એવી તેણીને ઉમેદ હતી. પુત્રના કાકા•તેને લડાઇમાં જોડવા આગ્રહ કરી રહ્યા હતા. બાઇના ગુરૂ 'એનસેલમ' નામના એક પાદરી હતા. આ ખેંચતાણમાં, પુત્રને પાદરી થવું

ગમ્યું. તેણે 'એનસેલમ'ના મઠમાં જઇને, વાસ કર્યો. ક્રોસ અને કફની ધારણ કર્યાં. ખ્રીસ્તીઓના તે સંપ્રદાયનું નામ 'ડોમીનકનસંઘ' હતું. તેમાં બડાબડા આચાર્યો હતા. એનસેલમ તો એક સરલ સાધુજ હતા. બાળક ભણેલો હતો. પુસ્તકો વાંચવા મળ્યાં. તે રોજ બાઈબલ વાંચતો હતો. વાંચતાં તેને બાઇબલની વાતો ગપ લાગી. બાઈબિલની આજ્ઞાઓમાં શંકા આવી. બાઇબલે સ્વિકારેલાં સત્યો, તેને જુદાં લાગ્યાં. તાત્પર્ય-તેની બુદ્ધિનો વેગ, ખ્રીસ્તિ મર્યાદાથી વેગળી દિશામાં નીકળી ગયો. ક્રોસ વિગેરે ચિન્હો, તેને ફારસરૂપ લાગ્યાં. તેથી તેને ફેંકી દીધાં. તેણે બુદ્ધિવાદ સ્વિકાર્યો. સંઘના સાધુઓ ભડક્યા. લોકોમાં વાત ફેલાતાં, લોકો પણ હાહાકાર કરવા લાગ્યા. તે કહેતો કે-'ભગવાન-ભગવાન-એવી કોઇ વસ્તુજ નથી. માણસોને મુરખ બનાવવાની, આ એક ગપ છે. ભગવાનને બ્હાને સાધુઓ લ્હેર ઉડાવી રહ્યા છે. માટે મંદિરપૃથા અને સાધુપૃથાનો સમુળો નાશ થવો જોઈએ. પ્રાર્થનાઓ પણ મને ફારસરૂપ લાગે છે. વિગેરે-વિગેરે.' આ વાદ સાંભળી, એનસેલમ શોકમાં દટાઇ ગયા. તે એકદમ જુવાન સાધુ (બ્રુનો)ને મળ્યા.

એનસેલમ—બેટા બ્રુનો ! આ ગાંડપણ, તને કયાંથી આવ્યું ? બુદ્ધિવાદ કરીએ; તો પ્રાચીન પવિત્ર મર્યાદાઓ વિંખાઇ જાય. આપણે રખડી પડીએ. વળી જગત્-આપણને નાસ્તીક કહીને વગોવે. ઇશ્વરનો ભય રાખવો; તેજ આસ્તીકવાદ.

બ્રુનો—બાપુ ! આપને આથી દુઃખ થાય છે ? પણ મારાથી અસત્યને આશરે રહેવાશે નહીં. મારાથી પાખંડને, પોશાશે નહીં. હું સત્યશોધક છઉં. હું-ફ્રી થીંકર-Free Thinker છઉં.

એનસેલમ—તે ન ચાલે.

બ્રુનો—એમજ ચાલે !

એનસેલમ થાકીને જતાં જતાં—વિચાર તો કરજે.

બીજે દિવસે બ્રુનોએ, પોતાને જે સત્ય સમજાયું; તે લખીને જાહેર કર્યું. બાઇબલમાં 'નોહાના વહાણ'ની કથા છે. તેની ઠેકડી, બ્રુનોએ, હસ્તલીખીત પત્રિકામાં કરી. વાત ચગડોળે ચડી. એનસેલમ બાપુને પણ ખબર પડી. વૃદ્ધની ચિંતા વધી પડી. રાત્રે બ્રુનો વૃદ્ધને મળ્યો.

એનસેલમ—તેં બાઇબલની ઠેકડી ન કરી હત; તો સારૂં હતું. તને આ શું સૂજ્યું.

બ્રુનો—મને સત્ય સૂજ્યું.

એનસેલમ—બેટા ! તારા વિચારો, તારા દુશ્મન બન્યા. મઠાધીશ તારા ઉપર ગુસ્સે ભરાયા છે. 'તારો ન્યાય ન થાય; ત્યાં સુધી તને અહીંથી બહાર નીકળવા ન દેવો;' એવો હુકમ નીકળી ચૂકયો છે. બેટા હવે તું અપરાધી છો-કેદી છો !

બ્રુનો—કાંઇ ફીકર નહીં. મારૂં સત્ય મારી રક્ષા કરશે. હું મારે માટે ડરતો નથી; માટે તમે મારે માટે ડરશો નહીં.

એનસેલમ—તું હજી બાળક છો. ધર્મ જેવા ગહન વિષયમાં તારૂં ગજું કોણ ?

બ્રુનો—સત્યથી કયો ધર્મ ચડે છે ?

એનસેલમ થાકીને પોતાના ઓરડામાં ગયા. રાત પોતાનું કામ કરવા લાગી. બ્રુનો ઘસઘસાટ ઉંઘી ગયો. એનસેલમને ઉંઘ ન આવી. બાર ઉપર બે વાગતાં, વૃદ્ધે બ્રુનોને જગાડયો.

વૃદ્ધ—બ્રુનો ! મારૂં એક કહ્યું માની જા તો ઠીક. તે એ કે—લે આ દોરડું ! આ બારીએ બાંધીને, પડખેના રસ્તા ઉપર તું ઉતરી પડ. તો તું બચી જા. નહીં તો સવારમાં તારા ભોગ મળશે. બસ ! હવે વધારે વાત કરવાનો, વખત નથી. આ મારી છેલ્લી આજ્ઞા છે.

બ્રુનો તુરત ઉભો થયો. બારીએ દોરડું બાંધી, મઠની બહારના રસ્તા ઉપર ઉતરી પડયો. તે ત્યાંથી ઝપાટાબંધી ચાલીને, એપીનાઇન્સના શીખરો વટીને, તે સ્વીટ્ઝરલેંડમાં આવ્યો. 'ત્યાં ધાર્મિક સુધારકો છે. તેઓ મારા વિચારોને ઝીલશે.' એમ તે માનવા લાગ્યો. તેણે વિદ્વાનોને નોતર્યા. વિચારોની આપ લે માગી. જીનીવામાં સભા થઈ. તે ઉઠયો—વ્યાખ્યાન શરૂ કર્યું. બોલતાં કડાકા અને ધડાકા થવા લાગ્યા. ધર્મનાં ધતીંગો ઉઘાડાં કર્યાં.

સુધારકો સુધારો માગતા હતા; નાશ માગતા નહોતા. તેથી બ્રુનોના વિચારો તેમને ન ગમ્યા. સુધારકોએ બ્રુનોના પ્રાણ માગ્યા. વિએનામાં નાસ્તીકવાદના વિચાર કરવા માટે, બ્રુનોના પહેલાં, ૨૭ વરસે, **સર્વેટસ** નામના વિદ્વાનને જીવતો બાળી મુકવામાં આવ્યો હતો. પોતાની પણ આ દશા થશે; એમ બ્રુનોના જાણવામાં આવતાં, રાત્રી પડયા પછી, બ્રુનો પારીસ તરફ નાઠો. તેને ખાત્રી હતી કે—ફ્રાન્સની પ્રજા જરૂર તેને સાંભળશે. પારીસમાં આવી, જાહેર ભાષણ આપવા માંડયાં. તેનો અવાજ બુલંદ હતો. તેના શબ્દો ઉપર જુવાનો મુગ્ધ થયા; પણ વૃદ્ધો, વિદ્વાનો અને પાદરીઓ, વિચારમાં પડયા. તેના અવાજથી રાજા પણ જબકીને જાગ્યો. રાજમહેલમાં પધારવા આમંત્રણ આવ્યું. બ્રુનો ત્યાં પહોંચ્યો.

રાજા લુઇ—બ્રુનો ! તમે અમારી વિદ્યાપીઠમાં અધ્યાપક થાઓ ! એક જગ્યા ખાલી છે. તમે વિચારક સારા છો.

બ્રુનો—આપનો હુકમ ઉઠાવવા રાજી છઉં.

રાજા લુઇ—પણ એક વાત સાંભળો—તે નજીવી છે; તો પણ પ્રથમ ચોખવટ કરવી સારી ! તમે ખ્રીસ્તિ તરીકેનું તમારૂં, નિત્ય કર્મ કરતા નથી; એમ મેં સાંભળ્યું છે. એટલે તમે દેવળમાં પ્રાર્થનામાં પણ આવતા નથી. તો હવે એમ નહીં ચાલે.

બ્રુનો—માફ કરજો રાજાજી ! હું ધાર્મિક ફરજોને માનતોજ નથી.

રાજા લુઈ—તો તે અમારાથી ચલાવી લેવાય નહીં.

સમાજ પ્રથમ પગથીએ પગ મુકતાં શીખે; તોજ સુખી થાય. અને તે તમારા જેવાએજ આચરીને, અચરાવવું જોઇએ.

બ્રુનો—રાજા માફ કરો. મારાથી તે ન બને !

રાજા—તમે કેથોલીક થઇ, પ્રાર્થનામાં હાજર ન રહો; તે કેવું કહેવાય ?

બ્રુનો—તે ગાંડપણ ! આ ગાંડપણ પાછળજ, હું ગાંડો બન્યો છઉં.

રાજા—ત્યારે તમે કેથોલીક નહીં ?

બ્રુનો—ના. રાજા—ત્યારે તમે પ્રોટેસ્ટંટ ?

બ્રુનો—ના-તે પણ નહીં. રાજા—ત્યારે તમે કયા પંથના ?

બ્રુનો—રાજાજી ! મારે પંથ નથી—મારે ધર્મ પણ નથી. 'હું ધર્મને ધતીંગ કહું છઉં.'

રાજા—ત્યારે તમે નાસ્તીક છો. ત્યારે તમે ભયંકર છો. સાંભળો—

હું હજી તમારા પર રાજી છઉં; ત્યાં તમે, ફ્રાન્સની હદ છોડીને નાસી જાઓ ! ફ્રાન્સમાં ઉભા રહેવા, તમારા માટે એક પણ સ્થાન નથી.

બ્રુનો ત્યાંથી નાઠો. તે ઇલીઝાબેથના રાજકારભારમાં, ઈંગ્લંડમાં આવ્યો. તેણે વિદ્યાપીઠોના બારણાં ઠોકયાં-વિચારોની આપ લે માગી. ઓકસફોર્ડમાં સભા ભરાઈ. તેની વાણીના ધોધમાં, સૌ કોઇ ઉછળવા લાગ્યા. જુવાનો ચમકયા. વૃદ્ધો, વિદ્વાનો અને ગુરૂઓ વિચારમાં પડયા. બ્રુનોના પ્રાણની માગણી થઈ. બ્રુનો ત્યાંથી નાઠો-તે મારબર્ગમાં પહોંચ્યો. ત્યાં પણ તેના વિચારોએ કોલાહલ કર્યો. ત્યાંથી તે જર્મની આવ્યો. જર્મનીના વિદ્વાનોએ તેના વિચારોને જીરવ્યા. ત્યાં તે બે વરસ રહ્યો. ઇશ્વરને અળગો કરે; તેઓજ તેના વિચારોને જીરવી શકે.

બ્રુનોને ઇટાલી વારંવાર યાદ આવતું હતું. બુઢી માતા પણ યાદ આવતી હતી. પણ તે ત્યાં જઈ શકતો નહોતો. એક વખતે તેને ઇટાલીના કોઇ અમીરનો પત્ર મળ્યો. તેમાં લખ્યું હતું કે-'હવે ભય નથી. માટે ચાલ્યા આવો.' આ વાંચી બ્રુનો ઇટાલી આવ્યો. તેના મતના તેને મળ્યા. સભા ગોઠવાઇ. ભાષણો આપવા માંડયાં. ઈટાલી ખળભળ્યું. વૃદ્ધો, વિદ્વાનો, અને ધર્માચાર્યો, કોઇ પણ રીતે, તેને પકડવા, પ્રયત્ન કરવા લાગ્યા. અમીર મિત્રની મદદ લેવા, બ્રુનો **વેનીસ** આવ્યો. પકડવાના પ્રયત્નો ચાલુ હતા. એક વખત રાત્રે, દરિયા કિનારાના એક મકાનમાં, પાછલે બારણે, જ્યાં સમુદ્રનાં મોજા અફળાતાં હતાં; ત્યાં બ્રુનો પોતાના વિચારો સાથે રમતો હતો. સમુદ્રના મોજાં જોઇને, પોતાના હૃદયને હર્ષથી ભરતો હતો. ચાંદની ખીલી રહી હતી. મધરાત્રી લગભગ સમય હતો. તે વખતે એક વહાણ, કાંઠે કાંઠે ચાલ્યું આવતું તેણે દેખ્યું. જોત જોતામાં, તે વહાણ પાસે આવી પહોંચ્યું. તેમાંથી ચાર પાંચ જણા ઉતરી પડયા. તેઓએ બ્રુનો પાસે આવીને, તેના ઉપર એક મોટી ચાદર નાંખી, તેને મુંજવી દીધો. પછી પકડીને વહાણમાં નાંખી, ખૂબ માર્યો. મારથી બેભાન થઈ ગયો. કેટલાએક કલાક પછી તેને ભાન આવ્યું; ત્યારે તેણે પોતાને એક અંધારી ઓરડીમાં દેખ્યો. અંગે હાથ ફેરવતાં વસ્ત્ર નહોતું. મારના સોળ ઉઠી રહ્યા હતા કેડ ફાટી જતી હતી, તે ઉંડા વિચારમાં પડયો. થોડીવારે બારણું ઉઘડયું. ચાર જણ અંદર પેઠા. સાથે એક *રેક પણ હતી.

ચારમાંથી એક ધર્મગુરૂ હતો; અને બીજા સાધુ હતા. ધર્મગુરૂએ આગળ વધીને બ્રુનોને પૂછ્યું-'કેમ ! હજી બચવું હોય; તો જે ઇશ્વરનો તેં ઇનકાર કર્યો છે; તેની તું દયા માગ. જે ધર્મની તેં નિંદા કરી છે; તે ધર્મનો તું આશ્રય માગ.'

બ્રુનો—અરે ! જે વાત બને એવી નથી; તેનો આગ્રહ શું ?

ધર્મગુરૂ—ત્યારે એમ હોય; તો આ રેક ઉપર સુઇ જા ! તારી મેળાએ નહીં સુવે; તો આ માણસો તને ઉપાડીને સુવાડશે. ત્યાં સુતો સુતો તપ કર. પછી વાત.

બ્રુનોને પોતાની પરાધીનતાનું ભાન થયું. તે તુરત ઉઠયો. શાંતિથી રેક ઉપર સુતો. માણસોએ તેને જકડીને રેક સાથે બાંધી દીધો.

---

*[ 'રેક' એટલે એક માણસ સુઇ શકે; એવી લાંબી લાકડાની પાટ. તેના ઉપર ગુનેગારને સુવાડીને, બાંધી લેવામાં આવતો હતો. તેના ચારે ખુણે ગરગડીયો હતી. બાંધેલા દોરડાના છેડા, ગરગડીયોમાં ઘાલીને, ખેંચવામાં આવતા હતા. તેથી રેક ઉપર સુતેલા માણસનાં, હાડકાં ખખડી જતાં હતાં. તેને ભયંકર વેદના થતી હતી.]

ધર્મગુરૂ—કેમ હજી વિચાર થાય છે ? બ્રુનો—એમ વિચાર ફરતો હશે ?

[યાદ રાખવું કે–સારો અથવા ખોટો વિચાર, તે પણ એક વળગાડ છે. જાણે ભૂત વળગ્યું. માટે કલ્યાણની પરવાવાળાએ, વિચારનું સ્વરૂપ ઘણુંજ વિચારવું. બે પાંચ ડાહ્યાની સલાહ પણ લેવી. પછી વિચારને પોતાનો કરવો. વિચાર એટલે માન્યતા.]

ધર્મગુરૂની આજ્ઞા થતાં, ગરગડીયો ફરવા લાગી. બ્રુનોનાં હાડકાં અને પાંસળાં પીલાવા લાગ્યાં. આવી અનેક પીડાઓ થઇ. જુવાન જોધનાં માંસ અને લોહી સુકાઈ ગયાં. એકલાં હાડકાં દેખાવા લાગ્યાં. [ ધર્મ સ્થાપનાર ક્રાઇસ્ટ આ દુઃખ દેખે તો ? ]

ધર્મગુરૂ—કેમ હજી સમજાય છે ?

બ્રુનો—સમજીને કરવું છે શું ?–મારે કોઇની દયા માગવી નથી, મારે કોઇનો આશરો લેવો નથી. હું સત્યનો ઉપાસક છઉં.

[સત્ય એજ પરમાત્મા. સત્ય પરમાત્માથી વેગળું નથી. પણ બ્રુનો પરમાત્માને માનતો નથી. ધર્મગુરૂ પણ, 'સત્ય એજ પરમાત્મા છે;' એમ સમજીને, બ્રુનોને છોડતો નથી. થોડું જ્ઞાન ઘણુંજ ભયંકર નીવડે. અવળા પેચમાં, સવળો બુચ ફરી શકતો નથી; અને સવળા પેચમાં, અવળો બુચ ફરી શકતો નથી. પેચ તો જડ છે. આ પ્રમાણે જડ માનવીઓ પણ, સરલ બની શકતાં નથી. એક બીજામાં સમાઇ શકતાં નથી.]

છેવટે, ધર્મગુરૂઓની કોર્ટમાં, તેનું કામ ચાલ્યું. 'તેને જીવતો બાળી દેવાની આજ્ઞા થઈ.' તેને બાળવા વખતે, તેની બુઢ્ઢી માતા ત્યાં આવી હતી. પાંજરામાં પુત્રને દેખીને, મા પાંજરા ઉપર કુદી પડી. બેભાન થઈ ગઇ. પહેરેગીરોએ તેણીને ઉપાડીને દૂર નાંખી. બ્રુનોને જીવતો બાળી દીધો. સંપ્રદાયોની ખેંચતાણમાં, આવા અનેક બ્રુનો પાકયા હતા; પાકે છે; અને પાકશે. અને તેમાંના ઘણાને, દયાળુ ગણાતા ધર્માચાર્યોએ, ભયંકર પીડા કરી છે. મનસુરનું દુઃખ ઉપર જોયું ને ? શીખ ગુરૂ ગોવિંદસિંહના બે બાળક પુત્રોને, મુસલમાન નહીં થવા માટે, ભીંતમાં ચણી દીધા હતા. આ સિવાય અનેક હિંદુઓને મુસલમાન નહી થવા માટે, અનેક કષ્ટ ભોગવવા પડયાં હતાં. ગૌતમબુદ્ધને અને મહાવીરને અહિંસાનાં વ્રત હતાં; તોપણ તેમના અનુયાયીઓએ, પોતાના મતની ખેંચતાણમાં, અનેકના જીવ લીધા. કુમારીલ ભટ્ટને ફોતરામાં બેસીને દેહ તજવો પડયો. હેમાચાર્ય જેવા મોટા પુરૂષની જીંદગીનો અંત, ઝેરથી આવ્યો.

કુમારપાળ કકળતે હૃદયે મરણ શરણ થયો. તે પછી અજયપાળના વખતમાં, જૈનોના આગેવાનો-દીવાન કપર્દી, જૈન પંડિત રામચંદ્ર વિગેરે રત્નો, અગ્નિમાં અટવાઇ ગયાં. દીવાન કપર્દીને તાતી તેલકડામાં, તળી નાંખવાનો હુકમ થયો હતો. કપર્દીના મરણ વખતે, તેને પૂછવામાં આવ્યું હતું કે–તારે કાંઇ કહેવું છે ?–તેના જવાબમાં તે રત્ન બોલ્યું હતું કે—

[ શાર્દૂલ વિ૦ ]

**अर्थिभ्यः कनकस्य दीपकपिशा, विश्राणिताः कोटयः ।**
**वादेषु प्रतिवादिनां विनिहिताः, शास्त्रार्थगर्भा गिरः ॥**
**उत्खातप्रतिरोपितैर्नृपतिभिः, शारैरिव क्रीडितं ।**
**कर्तव्यं कृतमर्थिता यदि विधेस्–तत्रापि सज्जा वयं ॥**

અર્થ—અમે કે જેણે, દીવાની શિખા જેવી પીળી પીળી સોના મહોરો, કરોડો યાચકોને આપી; શાસ્ત્રના વાદમાં અનેક વિદ્વાનોને, પંડિતાઈના બળથી, બોલતા બંધ કર્યા. સોગઠાની માફક અનેક રાજાઓને, તખત ઉપર બેસાડયા અને ઉઠાડયા. આ પ્રમાણે જે કર્તવ્ય અમારી પાસે આવ્યાં; તે અમે કરી ચૂકયા છઈએ. હાલ વિધાત્રાની એવી આજ્ઞા હોય કે–'અમારે, આ તાતી કડામાં પડીને બળી મરવું;' તો તે કરવા પણ, અમે સજ્જ છઈએ. (જુઓ રાસમાળા પાનુ. ૩૧૧)

( આ તો નરરત્નોની વાણી! આ શ્લોકરુપી–રત્ન આપને પૂર્વે પણ આપ્યું છે. કાણા ગજવામાંથી પડી ગયું નથી ને ? )

કહેવાનો હેતુ એ છે કે–મત મતાંતરોએ સમાજનું કલ્યાણ કર્યું છે; તેના કરતાં, તેમાં પાકેલા પામરોએ, ઘણું બગાડયું છે. આ પામરોને નાંખી દેવા પહેલાં, તેમની બુદ્ધિ વિકાસ પામે–તેઓ સત્યને સમજી શકે–તે જોવા આપણે સૌએ રાજી રહેવું જોઇએ, સંપ્રદાયના દરેક શુભેચ્છકોએ, પોતાના સંપ્રદાયમાં, જ્ઞાનનો પ્રચાર થાય; તે પહેલું કરવું. મંદિરોના ખર્ચમાંથી ચોથો ભાગ, જ્ઞાન માટે ખર્ચાય; તોજ ખેંચતાણની દુર્ગંધી ઓછી થાય. તોજ કુવાનો દેડકો સમુદ્રને દેખે. તોજ કરૂણા ભરેલી આંખથી, એક બીજાને જુએ.

સત્યની જરૂર-આપણે સત્યની જરૂર છે; પણ તે સત્ય, ખુનો સમજ્યો; એવું નહીં. તે સત્ય પ્રલ્હાદ સમજ્યો એવું. એટલે–ઇશ્વિરના આશરાવાળું સત્ય, પ્રલ્હાદ સમજ્યો હતો. હિરણ્યકશીપુએ પ્રલ્હાદને અનેક પીડા કરી. પણ જ્યાં પીડા પોતેજ શમી જાય; ત્યાં પીડા કોણુ માત્ર ! પ્રલ્હાદને અગ્નિમાં નાંખ્યો. અગ્નિ બાળી શકી નહીં. એવોજ શુદ્ધ હૃદયનો સુધન્વા–જેને શ્રીહરિનોજ આશરો. તાતા તેલની કડા શીતળ થઈ ગઈ. જે સત્યમાં–'ભગવાન હાજર છે', એવા પુરાવા દોડયા આવે; તે સત્ય કામનું છે. નહી તો **અભયમાં ભય–ડહાપણુમાં ગાંડપણુ અને જ્ઞાનમાં અજ્ઞાન.** કુંટુંબનું, ગામનું અથવા દેશનુ હિત ચાહનારે, જેમ બને તેમ, નવા પંથ ઉભા કરવા નહીં. નવા મંદિરો બાંધવાં નહીં. નવા દેવ સ્થાપવા નહીં. છે તેને સાચવો; તો ઘણું છે. ડાહ્યા હો–તો એકત્ર થતાં શીખો. [આ બધું ધીમે ધીમે વાંચજો. પછી વિચારજો.]

હવે શ્રીકૃષ્ણ અવધુતની કથાનો ઉપસંહાર કરે છે—

**श्रीभगवानुवाच ॥**

**इत्युक्त्वा स यदुं विप्रस्–तमामंत्र्य गभीरधीः ॥**
**वन्दितोऽभ्यर्थितो राज्ञा, ययौ प्रीतो यथागतम् ॥३२॥**

---

૩૨ પદચ્છેદ—**राज्ञा वंदितः**-યદુ રાજા જેના પગમાં પડયા હતા તે. **अभ्यर्थितः**–રાજાએ જેની સ્તુતિ કરી હતી તે. **गभीरा धीः यस्य सः गभीरधीः**–ગંભીર બુદ્ધિવાળા. **विप्रः**–તે બ્રાહ્મણ. **इति उक्त्वा**–એ પ્રમાણે કહીને. **तं यदुं आमंत्र्य**–યદુ રાજાની સંમતિ લઇને. **प्रीतः**–રાજી થઇને. **आगतं अनतिक्रम्य-यथागतम् , यथागतम् ययौ**–જેવા આવ્યા હતા તેવા ગયા.

**अवधूतवचः श्रुत्वा, पूर्वेषां नः स पूर्वजः ॥**
**सर्वसङ्गविनिर्मुक्तः, समचित्तो बभूव ह ॥३३॥**

**इति श्रीभागवते महापुराणे एकादशस्कंधे भगवदुद्धवसंवादे नवमोऽध्यायः ॥९॥**

**અર્થ**—શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે-'યદુ રાજા જેના પગમાં પડયા હતા; તથા જેની સ્તુતિ કરતા હતા; તે ગંભીર બુદ્ધિવાળા બ્રાહ્મણ ગુરૂદત્તાત્રેય, એ પ્રમાણે કહ્યા પછી, યદુરાજાની સંમતિ લઈને, રાજી થએલા હસતાં હસતાં, જેવા આવ્યા હતા તેવા ચાલ્યા ગયા. (૩૨) આપણા વડીલોના વડીલ-દાદાઓના દાદા-યદુરાજાએ, અવધૂતનાં વચનો સાંભળીને, સઘળા સંગ છોડી દઈને, પરમાત્મામાં ચિત્ત રાખ્યું. [૩૩]

૩૨-૩૩ વિવેચન—

યદુરાજાનો વિવેક જોયોને ? કેવી નરમાશ ! તમારે આંગણે સંત આવતા હશે ! અરે ! માબાપતો આંગણે ઉભાંજ છેને ! પણ તમને તેમને નમવાનું સૂજતું નહી હોય. તેમની પાસે બેસીને, સારી સારી વાતો પૂછવાનું પણ સૂજતું નહી હોય. કલ્યાણ કેમ થાય ? સમય મળે; તે હા હોમાં ફેંકી દેતા હશો. અર્જુન શ્રીકૃષ્ણના ફોઇના દિકરા. વળી સુભદ્રાબાના પતિ-એટલે બનેવી. પણ ગીતાના બીજે અધ્યાયે—

**शिष्यस्तेऽहं शाधि मां, त्वां प्रपन्नम् ॥**

"હે શ્રીકૃષ્ણ ! હું આપનો શિષ્ય છઉં; આપને શરણે આવ્યો છઉં. મને આપ બે વાત કરો."

કહો ! આપે આવું કોઇને કહ્યું છે ? આયુષ્યની કોઇ પણ પળ, આ ખાતે નીકળી છે ? યાદ રાખવું કે-જીવને ગુરૂ થવું ગમે છે; શિષ્ય થવું ગમતું નથી. 'હુંજ ડાહ્યો ! અને હું બધું જાણું છઉં;' એવું અજ્ઞાન, **કાંઈક જાણ્યા પછી**, વળગી પડે છે. તેમાંથી બચવા ધારો; તોજ તમે બચી શકો. ઇતિશ્રીમન્ મહાપુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો નવમો અધ્યાય સંપૂર્ણ-બોલિએ હરિ ! શ્રીરામચંદ્ર દેવકી જય. હરહર મહાદેવ હર.

અવધૂતનો બોધ પૂરો થયો. હવે શ્રીકૃષ્ણ પોતે ગુરૂ બનીને ઉદ્ધવને જ્ઞાન દેશે. ભાવ ભર્યા થઇને સાંભળવા આવજોજી.

**અમદાવાદ**, મોક્ષમંદિર.
સંવત ૧૯૯૩ ના શ્રાવણ વદી ૫. } લી. **રામશંકર મોનજી ભટ્ટ.**

૩૩ પદચ્છેદ—**नः पूर्वेषां (अपि) पूर्वजः इति सः**-આપણા વડીલોના પણ વડીલ યદુ રાજાએ. **अवधूतवचः श्रुत्वा**-અવધૂતનાં વચનો સાંભળીને. **सर्वसंगविनिर्मुक्तः**-સઘળા સંગ છોડીને. **समचित्तः बभूव**-પરમાત્મામાં ચિત્ત રાખ્યું.

---

નવા ગ્રાહકોને—ગઇ સાલના પોશથી અવધૂતનો બોધ ચાલે છે. જોઈએ તો પોશથી ચૈત્ર (ચાર અંકો) મંગાવી લેવા. બાર આના મોકલવા.

---

મરવું કેવી રીતે ? પાંચ આનાને બદલે અઢી આના. ભાદરવા માસમાં કારણ કે ભાદરવા શુદી ૧૧ અ. સૌ. ભાગુની મરણતીથી છે.

ફ઼. નં. ૯૨ Registered No. B. 1434

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ ].

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—**અમદાવાદ.**
**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૯ મું.] આસો ૧૯૮૩. [ અંક-૬

**કેમ છો?**—હવે તો આપની ફાઈલો, પુસ્તક નં. ૧થી ૧૭ સુધીની બરાબર થઈ ગઈ હશે. વચ્ચે ૯૧માં નીકળેલા ૨૪ ફરમા, ૯૨ના પુસ્તક પહેલાં મુકીએ; ત્યારે એકાદશ પ્રથમથી પૂરો થાય. તે ૨૪ ફરમાનું પુસ્તક પણ મૂકયું હશે. પુસ્તકો સાચવીને રાખજો.

**નાણું મળશે; પણ ટાણું નહીં મળે**—હજી ઉંઘતા હોય; તેમને શું કહીએ! તેમને એમ કહીએ કે—હાલ પૈસા ન હોય; તો જે પૈસા બાકી રહે; તે પૈસા, બે માસ પછી મોકલજો; પણ ફાઇલો પૂરી કરી નાંખોજી. પછી પૈસા હશે; પણ પુસ્તક નહીં હોય. પુસ્તક હશે; તો **આપનાર** નહીં હોય. હાલ અહીં દીવાળી છે. ફાફડા! પુરી—ઘેબર—સુત્રફેણી—જે જોઇએ; તે હાજર છે. મગને ભાવે મરી છે. દીવાળીમાં **સ્ત્રીઓ** વાસણ—વસ્ત્રો ખરીદે; ત્યારે મુમુક્ષુઓ મોક્ષનાં સાધનો ખરીદે; તો કાંઈ ખોટું નથી.

**પુસ્તકો મળવા માટે ખાસ સગવડ— દીવાળી સુધી.**

૧ જામનગર, હડીયાણા, જોડીયા, કચ્છ દેશ વિગેરે માટે, જામનગરમાં બેડી દરવાજે, મોટા મોડાવાળા શેઠ તુલસીદાસ શામજીને ત્યાંથી પુસ્તકો મળશે.

૨ પોરબંદરમાં—ઠક્કર પ્લોટમાં ગોપાળજીભાઈ જીવન.

૩ મુંબઈ કાલબાદેવી કાવેલસ્ટ્રીટમાં, શેઠ હીરાલાલ રણછોડદાસ મુનીમજી
ઠે. રણછોડભુવન

૪ મુંબઈ કોટ—હોળી ચકલામાં—ઝવેરચંદ જાદવજીને ત્યાંથી.

૫ મુંબઈનાં પરાં માટે, ડાહ્યાભાઇ એન. દેસાઇ ડેપ્યુટી સ્ટેશન માસ્તર,
ઠે. પીરોજશા રોડ—મુ. શાંતાક્રુજ.

૬ મુંબઇમાં મસીદ બંદર, નારાયણ ધ્રુવ સ્ટ્રીટને નાકે—શેઠ નારણદાસ દામજી કેનવાસવાળાને ત્યાંથી.

૭ નડીયાદમાં નાગરવાડામાં—મણિલાલ હરિલાલ. સી. એમ. બ્રધર્સવાળા.

૮ ભાવનગરમાં—બચુભાઈ ગૌરીશંકર ભટ્ટ. રાણીકા કંસારાશેરી.

૯ નાસીકમાં—શેઠ હંસરાજ પરમાણંદદાસ. ઠે. પંચવટી.

**સાલમુબારક**ના કવરમાં, ગમે તેવાં કયાર્ડ મુકો છો; તેના કરતાં, નાનાં નાનાં જ્ઞાનનાં પુસ્તકો મુકો; તો બે પૈસાનું પુસ્તક, એક પૈસે આપીએ. ઓછામાં ઓછાં દસ મંગાવવાં. દસના દસ પૈસા અને પોસ્ટેજ સવા આનો મોકલીજ દેવા.

**હવે અમારે અહીંથી ઉપડવાની તૈયારી** છે. શરીરે સુખે રહેતું નથી—તેની ખુશાલીમાં ઉપસો લાભ, આપને સૌને આપ્યો છે. લાભના બદલામાં, આશીર્વાદ આપો ! કે—**પ્રભુ ચરણમાં અખંડ પ્રીતિ રહે.**

હજી આપને કાંઈ આપું; તો ઠીક—જો આપનાં બ્હેન ભાણેજરૂને, અથવા વૃદ્ધ માતા પિતાને, અથવા દૂર વસતા આપના પુત્રોને, અથવા આપના સદ્‌ગુરૂને, અથવા જે મંદિરે આપ જતા આવતા હો; તે મંદિરને, અથવા કોઈ સાર્વજનીક લાઇબ્રેરીને, મોક્ષપત્રિકા મોકલવા **આતુર હો**—એવી કાંઈ **પરવા** હોય; તો લવાજમના ૨—૩—૦ ને બદલે ૧—૮—૦ મોકલવા. કુપનમાં તે પવિત્ર જીવોનો સંબંધ તથા તેમનું નામ ઠામ બતાવવું. **આ લાભ આ એક વરસને માટે છે.** ફરી બોલાય નહીં.

શ્રીકૃષ્ણલીલામૃત—રાસ વખતે ગવાએલાં સુંદર કીર્તનોની મોટી છાબ—તેના ત્રણ આનાને બદલે, દોઢ આનો. પોસ્ટેજ ૦—૧—૦ જુદો. એક સાથે ૨૫ મંગાવનારને પોસ્ટેજ માફ.

બસ ! કાંઈક જાગ્યાં હો—તો ઉંઘશો નહીંજી. પુસ્તકો મોકલવાનું કામ, જલદીથી દીવાળી પહેલાં પતી જવું જોઇએ. લાંબા પત્રો લખવા નહીં. વાંચવા અવકાશ નથી. હવે તો દયા રાખવી ઘટે !

આજ ભાદરવા સુદી ૧૧ ભાગુની મરણતિથિ છે. તેના આત્માને સદ્‌ગતિ અર્થે ઉપલો લાભ આપ્યો છે. ભાગીદાર રાજીનામું આપીને, ઘેર ગયો હોય; તો પણ શેઠને ઘેર વરો હોય; ત્યારે પકવાનનાં પીરસાણું ત્યાં જાય. આ પુણ્યનાં પીરસાણું ત્યાં જાય છે. આવું આપ સૌ શીખજો.

પત્રિકા વાંચો છો ?—કે ગંગા કાંઠે તરસ્યાં રહો છો ? કામ ઘણું હશે. સંસાર ભયંકર વસ્તુ છે. જીવીએ ત્યાં સુધી ઠરીને બેસવા દે; એવો નથી. લંગોટીવાળા સાધુઓને પણ, વ્યવહારમાં દાટી દે છે. તોપણ આ કરવા જેવું છે—આવશ્યક છે; એમ સમજીને, પ્રમાદ કરશો નહીં. આ સૂત્રરૂપે લખાય છે. શાંતિથી **બે ત્રણ** વખત વાંચો; અને નિવૃત્તિથી વિચારો; તો પરમ લાભ આપે; એવી આ વસ્તુ છે. પ્રસન્ન—પ્રસન્ન ચિત્તે બેઠો છઉં. પ્રભુ લખાવે છે; તેમ લખું છઉં. મારૂં ડહાપણ નથી. શ્રીહરિની કૃપાનો આ ઉઘાડો લાભ છે. આડાં અવળાં ડહાપણ, તર્કવિતર્ક, પડયાં મેલીને, આપ સૌ આ લાભ લ્યોજી. બાળક જેવા નિર્મળ બનો; તો **પ્રસાદમાં સાકર મળે.**

**અફસોસ**—ઘટાડેલી કીંમતથી પણ, ઓછી કીંમતે માગનારાં ઘણાં છે. વળી કેટલાએક તો મફતજ માગે છે. મફત છપાતું નથી. મફત કાગળ આવતા નથી. માગણ વૃત્તિએ સનાતનનું કેટલું બગાડયું છે; તે વિચારવા જેવું છે.

# એકાદશ સ્કંધ.

## અધ્યાય ૧૦મો

વિષય—આ અધ્યાયમાં ભગવાન્ શ્રીકૃષ્ણ ગુરૂ બનીને કહેશે કે—આત્માને દેહના સંબંધથી સંસાર દેખાય છે; વાસ્તવીક રીતે તેમ નથી. તે સિદ્ધ કરવા, બીજા મતોનું ખંડનમંડન કરશે. વળી દેહાત્મવિવેક સિદ્ધ કર્યા પછી, તત્ત્વજ્ઞાન મેળવવા માટે, કયાં કયાં સાધનોની જરૂર છે; તે વિસ્તારપૂર્વક જણાવશે.

સ્થળ—આ ઉપદેશ શ્રીકૃષ્ણના ભુવનમાં થઇ રહ્યો છે. જાણે સોનાના સિંહાસન ઉપર પ્રભુ બીરાજ્યા છે. પીળું પિતાંબર પહેર્યું છે; અને સામે પરમકૃપાપાત્ર ઉદ્ધવ બેઠા છે. ત્યાં આપણે સૌ, જાણે પેસી જઇએ. શાંતિથી સાંભળીએ. સૌ સાથે છોને ? પ્રભુ કથા શરૂ કરે; તે પહેલાં પ્રભુનું પૂજન કરીએ ! (જેઓ કથામાં હંમેશાં હાજર રહ્યાં હોય; તેઓ ચંદન પુષ્પ લાવો. પૂજન કર્યું. ) બસ ! ભારે કામ થયું. બસ ! સાવધાન !

નૈવેદ્ય—સગાવ્હાલાંને ઘણા દિવસ પ્રેમથી જમાડયાં—સ્ત્રીપુત્રાદિકને પણ ઘણા દિવસ પ્રેમથી જમાડયાં; ત્યારે પ્રભુને પણ પ્રેમથી જમાડીએ ! નૈવેદ્ય ધરીએ ! નૈવેદ્યમાં સાકર માખણ અને તુલસી ! થાળ તૈયાર છે. પ્રેમથી ધરો ! જેમ બને તેમ ઘડી બેઘડી સંસારને વિસરી જાઓ ! મોકળા થઈને બેસો ! હૃદય હળવાં કરીને સાંભળો ! જેવો માનવ દેહ મોંઘો ! એવું આ ટાંણું પણ મોંઘું ! ભીખારીને ઘેર રાજાધિરાજ મહેમાન !

બાઈ મીરાંનો થાળ.

છાનો માનો છેંડે આવે—માવલા જો ! ઘેર મારે બૈજીની બીક જો ! છાનો૦<br>
બાઈ મીરાંના સ્વામી ! વ્હેલા આવજો રે, ઝાંપલીયામાં જમણે હાથે ઘર જો !—છાનો૦<br>
દુધડીયાં લાવુંરે ગવરી ગાયનાંજો, છલાણુામાં માગી લાવું ઘેંશજો !—છાનો૦<br>
ઝાલર વઘાર્યા ઝાઝા તેલમાં જો, ઉપર આલુ મરીયાળા શા મગ જો !—છાનો૦<br>
ફરસા લાગે તો ફેર માગજો જો, આપણા ખેતરમાં પાકયા ઢગ જો !—છાનો૦<br>
બંટી બાવટાનો રામ રોટલો જો, ટાઢો છે પણ લાગે મેંઠો દુધ જો !—છાનો૦<br>
**ભેળાં બેસીને સીરાવશું જો, લળી લળી જોઉં તમારૂં મુખ જો !**—છાનો૦

[ +જીવબ્રહ્મની એકતા. શું કહ્યું ? ]

ભેળાં બેસીને સીરાવશું જો, લળી લળી જોઉં તમારૂં મુખ જો !—છાનો૦<br>
જળ જુમનાની ઝારી પાન બીડલાં જો, હાથ ધોઇને લેજો મુખવાસ જો !—છાનો૦<br>
પથારી કરી આલું પરાળની જો, ઉપર આલું ચલાખાની સોડ જો !—છાનો૦<br>
બાઈ મીરાંના સ્વામી સુખે પોઢજો જો, અમને સૌને દેજો ભક્તિ દાનજો !—છાનો૦

હવે—આપણે સૌ પ્રભુને પાનબીડી આપો !

---

+ ગીતિ—**सत्यपि भेदापगमे, (२) नाथ तवाहं न मामकीनस्त्वम्** ॥<br>
**सामुद्रो हि तरंगः (२) क्वचन समुद्रो न तारंगः** ॥३॥

[ શ્રીષટપદી સ્તોત્ર. ]

અર્થ—હે નાથ ! ભેદની નિવૃત્તિ થાય; તોપણ હું આપશ્રીનો છઉં; આપ મારા નથી. તરંગ સમુદ્રનો છે; પણ સમુદ્ર કદિ તરંગનો થતો નથી. (૩)

લ્યોને ! લ્યોને-રે શામળીયા ! બીડી પાન પાનકી,
બીડી પાન પાનકી-બીડી પાન પાનકી,
લ્યોને ! લ્યોનેરે ! શામળીયા ! બીડી પાન પાનકી.
• હમ તુમ મીલકર ચોસર ખેલે, બાજી બની હે-દીલોજાન જાનકી.
લ્યોને ! લ્યોનેરે ! શામળીયા ! બીડી પાન પાનકી.

બસ ! હવે વધારે નહીં ગાઇ શકું ! આ તો દિલની વાતો ! દિલના ચોંટીયા ! કાળજાની કડનગત ! મીઠી મુંઝવણુ ! બસ ! આપની મીઠી નજરનો તરસ્યો ! **હે નાથ !** **હવે ક્યારે મળો ! હવે મારે બસ ! એકજ કામ, કે-હે નાથ ! હવે આપ ક્યારે મળો !**

ધૂન-હે કૃષ્ણુ ! હે કૃષ્ણુ ! હે કૃષ્ણુ ! હે કૃષ્ણુ ! હે કૃષ્ણુ ! હે કૃપાળ ! હે દયાળ !
**હવે મળો ! હવે મળો !** અપરાધો ક્ષમા કરો !

આપ સ્વમુખે બોલ્યા છો કે—
ચોપાઈ—સન્મુખ હોય જીવ મોહી જબહીં, જન્મકોટિ અઘ નાશેં તબહી.

બસ ! હવે હું આપને સન્મુખ છઉં.

આપના વ્હાલા તુલસીદાસ પણુ કહે છે કે-
ચોપાઇ—જન અવગુણુ પ્રભુ માન ન કાઉ; દીન બંધુ અતિ મૃદુલ સ્વભાઉ.

બસ ! ભરૂસે ભરૂસે ચાલ્યો આવું છું. આશા ભર્યો ચાલ્યો આવું છઉં.

આધાર-મારે-એકનો !

હવે આરતિ ઉતારીયે. સિદ્ધા બેસી જાઓ ! આસપાસ જુઓ ! ડોસીયો માફક વાંકાં, કોણુ કોણુ બેઠાં છે ? કોઈ ઉંઘતાં નથી ને ? બોલો ! શ્રી કૃષ્ણુચંદ્ર દેવકી જય ! ઢોલક કાંસીજોડાં તૈયાર કરો ! પ્રેમથી ઉપાડજો. આ લાખોની લુંટ છે. ગાંફલ રહેશો નહીં ! ચતુર સમજે ! અણુસારે ચાલ્યો આવે. બસ ! સાવધાન.

આરતિ

કમળ નયન શ્રીપતિ, પુરૂષોત્તમ પ્યારા, પ્રભુ પુરૂષોત્તમ પ્યારા;
નટવર નંદ દુલારા, (૨) જય જય રઢીયાળા-જય રાધા રમણુા૦
જય રાધા રમણુા, પ્રભુ જય રાધા રમણુા;
કુંજ બીહારી દયાળુ, (૨) જય પાતક હરણુા-જય રાધા૦
સહસ્રફેણુ શાજુ, ત્રિભુવન ત્રિપુરારી-પ્રભુ ત્રિભુવન ત્રિપુરારી.
શ્રીધારી મોરારી, (૨) જય મોરલી વાળા-જય રાધા૦
ગોવર્ધન તોળ્યો, ગોકુળને તારી (૨) પ્રભુ ગોકુળને તારી;
ઇંદ્રનો ગર્વ ઉતાર્યો (૨) જય જય ગીરધારી-જય રાધા૦
શ્રી રણુછોડ રાયા-મોહન વનમાળી-પ્રભુ મોહન વનમાળી;
મન મંદિરમાં વસીયા (૨) વસતા સુખકારી-જય રાધા૦
બસ થવાદો-થવાદો-જય રાધા રમણુા-જય રાધા રમણુા
જય રાધા રમણુા-જય રાધા રમણુા !

હવે હાથ જોડી જાઓ ! નમ્ર ભાવે પ્રભુને પ્રણુામ કરો ! તમે તમારા મનમાં, ધન વિદ્યાની મોટપ માનતા હો ! ઘમંડમાં ઘેરાયાં હો ! તો પ્રભુ પાસે તમે **કાંઈ નથી.** જગ-

ત્ના હિસાબે તમે કાંઈ નથી; તો બ્રહ્માંડોને હિસાબે આપ કોણ છો! કાંઇ નથી. પ્રભુને નમી પડો!

દોહરો—નહિ વિદ્યા નહીં બાહુ બળ, નહીં ખર્ચન કો દામ;
મોસે **પતિત** નિભાવીએ, સીયારામ ઘનસ્યામ—સીયાવર૦

'ષટ્પદી સ્તોત્ર' અથવા 'ષટ્પદ્-મંજરી'માં શ્રી આદ્ય શંકરાચાર્ય કહે છે કે—

ગીતિ—

**अविनयमपनय विष्णो, (२) दमय मनः शमय विषयरसतृष्णाम् ।**
**भूतदयां वस्तारय, (२) तारय संसारसागरतः ॥ १ ॥**

અર્થ—હે વિષ્ણુ! મારા અવિનયને દૂર કરો! મારા મનને દમો! મારી વિષય સુખની તૃષ્ણાને શમાવો! મારામાં ભૂત દયાને વિસ્તારો! હે નાથ! મને સંસાર સાગરથી તારો! [૧]

જ્યાં મોટા મોટા આચાર્યો નમી પડે; જ્યાં મોટા મોટા સમ્રાટો પગમાં પડે; ત્યાં આપણે કોણ માત્ર! માટે-માટે-હૃદયથી નમી નમીને, ભગવાન્ શ્રીકૃષ્ણનાં વચનો સાંભળો! **નમ્રતા વિના બ્રહ્મવિદ્યા ઠરશે નહીં.** નહીં માનો; તો પત્થર ઉપર પાણી જેવું થશે.

શ્રીકૃષ્ણ ધર્મો બતાવે છે—

**॥ श्रीभगवानुवाच ॥**

**मयोदितेष्ववहितः, स्वधर्मेषु मदाश्रयः ॥**
**वर्णाश्रमकुलाचार-मकामात्मा समाचरेत् ॥१॥**

અર્થ—શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે-મેં પંચરાત્રાદિક શાસ્ત્રોમાં કહેલા વૈષ્ણવોના ધર્મોમાં, **સાવધાન** રહીને, તે ધર્મોને **વિરોધ ન આવે**; એવી રીતે, નિષ્કામપણાથી, વર્ણ, આશ્રમ, અને કુળના આચાર પાળવા. [૧]

૧ વિવેચન—

**मया उदितेषु स्वधर्मेषु**-મેં કહેલા સ્વધર્મોમાં. વેદ પોતાનીજ વાણી છે. ઉપનિષદો વેદનો સાર છે. ગીતા સ્વમુખની વાણી છે. 'નારદ પંચરાત્ર' નામના શાસ્ત્રની ભલામણ શ્રીધર સ્વામી કરે છે. કારણકે—

**पंचरात्रं महद्दिव्यं, शास्त्रं श्रुतिविभावनम् ॥**
**विशेषेणाधिगंतव्यं, गीतं भगवता स्वयं ॥४०॥** નારદ પંચરાત્ર (અ. ૩જો.)

---

૧ પદચ્છેદ—**मया उदितेषु स्वधर्मेषु**-પંચરાત્રાદિક શાસ્ત્રોમાં મેં કહેલા વૈષ્ણવ ધર્મોમાં. **अवहितः**-સાવધાન રહીને, **अहं आश्रयः यस्य सः-मदाश्रयः**-મારો આશ્રય જેને છે તે પુરૂષે. **न विद्यते कामेषु आत्मा** (મન) **यस्य सः अकामात्मा**-નિષ્કામ રહીને. **वर्णाश्च आश्रमाश्च कुलानि च तेषां आचारः तं**-વર્ણ, આશ્રમ અને કુળના આચાર. **समाचरेत्**-પાળવા.

ભરદ્વાજ ઋષિઓને **કહે** છે કે-શ્રુતિઓના આધારવાળું આ 'પંચરાત્ર' નામનું શાસ્ત્ર ઘણુંજ દિવ્ય છે. તે પ્રભુએ પોતે ગાયેલું છે. માટે તેને સમજવા, વિશેષ પ્રયત્ન કરવો. (૪૦)

**'નારદપંચરાત્ર' શું છે?**—તે ભારદ્વાજ સંહિતા છે. તેના ઉપર પ્રયાગરાજના પંડિત સરયુપ્રસાદ મિશ્રની સંસ્કૃત ટિકા છે. તેમાં વૈષ્ણવ ધર્મ-ઉપાસના માર્ગ, હરિશરણાં ગતિ રૂપી સાધનથી, મોક્ષનું નિરૂપણ છે. ગીતાના ૧૨માં અધ્યાયમાં-**मय्येव मन आधत्स्व, मयि बुद्धिं निवेशय** વિગેરે શબ્દોથી કહ્યુંકે-મારામાં મન રાખ, મારામાં તારી બુદ્ધિને જોડી રાખ. એટલે પછી તું નિઃસંશય મારામાંજ આવીને વસીશ. (પણ આ તો સમાધિની વાત!) [૮]

**अथ चित्तं समाधातुं** વિગેરે, શબ્દોથી પ્રભુ આગળ બોલ્યા કે-જો તું આ પ્રમાણે ચિત્તને મારામાં સ્થિર કરવા સમર્થ ન હો; તો હે ધનંજય! અભ્યાસની સહાય વડે; મને પામવા ઇચ્છા કર. એટલે યોગાભ્યાસ કર. (૯)

**अभ्यासेऽप्यसमर्थोऽसि, मत्कर्मपरमो भव ॥**
**मदर्थमपि कर्माणि, कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥१०॥**

અર્થ—યોગાભ્યાસ કરવા પણ, જો તું અસમર્થ હો; તો પછી મારી પ્રાપ્તિ અર્થેજ, કર્મો કર. મારે માટે કર્મો કરવાથી પણ, તું મોક્ષને પામીશ'. (૧૦)

પ્રભુની પ્રાપ્તિ માટે કયાં કયાં કર્મ છે. તે કર્મ કરવા માટે, કેવાં કેવાં સાધનની જરૂર છે; તે તમામ ખુલાસો, 'નારદપંચરાત્ર' નામના ગ્રન્થમાં છે. આ ઉપાસના માર્ગ છે. ધર્મનું આ પ્રાથમીક શિક્ષણ છે. જ્યાં જ્યાં દેવ સેવા થતી હોય; ત્યાં તેઓએ, આ પ્રાથમીક પુસ્તક, અવશ્ય વાંચવું જોઇએ-વિચારવું જોઈએ. દેવ મંદિરોના પૂજારીઓ, પોતાના સંપ્રદાયની પ્રણાલિકા પ્રમાણે ચાલ્યા જાય છે; 'ડીટો! ડીટો! અને નીલ' કર્યે જાય છે; તોપણ તેમણે નારદપંચરાત્રનો ગ્રન્થ, અવશ્ય વાંચવો જોઈએ. ઘરમાં કામવાળી, અને ઘરવાળી, બે બાઇઓ, ઘરનું કામકાજ કરી શકે; પણ કામવાળી કામકાજ જ કરી શકે; અને ઘરવાળી તો હૃદયને પણ સ્પર્શ કરી શકે. કામવાળી ઘરધણીને 'શેઠ' સમજે; અને ઘરવાળી ઘરધણીને પોતાનો પ્યારો સમજે-પોતાનું સર્વસ્વ સમજે. નારદ પંચરાત્રનો ઉપદેશ, હૃદયમાં ઠરે; તો પુજારીઓ પોતાને મળેલી સેવા પૂજનની અમોલી તકને સમજી જાય; તો તેઓ પ્રભુને પોતાના કરી લે. કળા વિનાનું રાંધણું; તે જેમ વેઠજ ગણાય; તેમ પ્રેમ વિનાની સેવા પૂજા, વેઠજ સમજવી. સેવા પૂજા અને દર્શન કરતાં, હૃદય ન ઉભરાય; તો હૃદયે મલિનતા ઘણી છે; એમ સમજી લેવું. માંડ કરીને જે ડોસીનો દિકરો પરણ્યો હોય; તે ડોસી જેવા વેવાઇને સાચવે; એવું કાંઈક, જીવ પ્રભુને કરે; તો વાહ્ વાહ્ થઇ રહે! આ માર્ગમાં રાજા અમરીશનો નંબર પહેલો આવે. સેવા અને સમરણ-બેજ શસ્ત્રો. શ્રીમદ્રામાનુજાચાર્ય, શ્રીમદ્ નિંબકાચાર્ય, શ્રીમદ્મધ્વાચાર્ય અને ચોથા-શ્રીમદ્ વલ્લભાચાર્ય-શ્રીકૃષ્ણના પાકા ઉપાસક ઠર્યા. પોતે જમ્યા; અને પોતાને આશરે આવ્યાં; તેમને પણ જમાડયાં. શ્રી આદ્યશંકરાચાર્યે મોટી મોટી વાતો કરી. પણ ઉપલા આચાર્યોએ, પોત પોતાના સમયમાં, જોયું કે-સહેજમાં સમાધિ થઈ જાય; એવા ઉત્તમ લોકો, હવે થોડાં છે. હાલ જે છે; તેમના કલ્યાણ માટે-**मत्कर्मपरमो भव**' એવાં શ્રીકૃષ્ણનાં વચનો ઠીક છે,

એમ સમજીને, ચાર આચાર્યોએ ઉપાસના માર્ગનો વિસ્તાર કર્યો. ઉપાસના માર્ગનાં દ્વાર જ્યાં ત્યાં ખુલ્લાં મૂક્યાં. બદ્રીનારાયણની તથા કેદારનાથની મૂર્તિઓ બૌદ્ધ ધર્મીઓએ જળમાં ફેંકી દીધી હતી. તે શ્રી આદ્યશંકરાચાર્યે હાથ કરીને, તેમની ફરી સ્થાપના કરી. શિવકાંચી વિષ્ણુકાંચીની પણ, ફરી સ્થાપના કરનાર શ્રી આદ્ય શંકરાચાર્ય છે. ગામેગામ શિવનાં મંદિરો, તે શ્રીઆદ્યશંકરાચાર્યનું પવિત્ર પગરણ છે. ઉપાસના માર્ગ—સેવા પુજન, નૈવેદ્ય વિગેરે, અદ્વૈતવાદી શ્રી આદ્યશંકરાચાર્યે નહોતું બતાવ્યું—નહોતું ઉપદેશ્યું; એમ કહેવું તે સમજ ફેર છે. અધિકાર પ્રમાણે બાળકોને, બધી વસ્તુ ગોઠવી આપવી; તે જેમ માતા પિતાનો ધર્મ છે: તેમ અધિકાર પ્રમાણે મુમુક્ષુઓને, બધી વસ્તુ ગોઠવી આપવી; તે તે સમયના આચાર્યોની ફરજ છે—કર્તવ્ય છે. એટલે સેવા પુજાનું કામ, શ્રી આદ્યશંકરાચાર્યે શરૂ કરી આપ્યું હતું.

નારદપંચરાત્રમાં ચાર અધ્યાય છે; અને આ વિષયને લગતાં ચાર પરિશિષ્ટ (વધારાનાં પ્રકરણો) છે. ધંધામાં પ્રથમ જરૂર. ધંધો શીખવનારની છે. એટલે ધંધામાં ગુરૂની પ્રથમ જરૂર છે. નિશાળમાં પણ ગુરૂની પ્રથમ જરૂર છે. તેમ સેવા પૂજનાદિ માર્ગમાં પણ, ગુરૂની પ્રથમ જરૂર છે: પ્રથમ અધ્યાયમાં—

**प्रपित्सुर्मंत्रनिरतं, प्राज्ञं हितपरं शुचिम् ॥**
**प्रशांतं नियतं वृत्तौ, भजेद्‌द्विजवरं गुरुम् ॥३८॥**
**सप्तपुरुषविज्ञेये, संततैकांतिनिर्मले ॥**
**कुले जातो गुणैर्युक्तो, विप्रः श्रेष्ठतमो गुरुः ॥३९॥**
**स्वयं वा भक्तिसंपन्नो, ज्ञानवैराग्यभूषितः ॥**
**स्वकर्मनिरतो नित्य-मर्हत्याचार्यतां द्विजः ॥४०॥**
**नाचार्यः कुलजातोऽपि, ज्ञानभक्त्यादिवर्जितः ॥**
**न च हीनवयोजातिः, प्रकृष्टानामनापदि ॥४१॥**
**न जातु मंत्रदा नारी, न शूद्रो नांतरोद्‌भवः ॥**
**नाभिशस्तो न पतितः, कामकामोऽप्यकामिनः ॥४२॥**

વિગેરે શબ્દોથી સદ્‌ગુરૂની પસંદગી કરવાનું ખાસ સૂચન કર્યું છે. બ્રાહ્મણ સિવાય ઇતર વર્ણને વેદોએ ગુરૂપદ આપ્યું નથી. તે પંચરાત્રને કબુલ છે. સ્ત્રીઓને અને શૂદ્રોને **ગુરૂ ન થવા** ખાસ ચેતાવ્યા છે. અનાચારી, અપવિત્ર બ્રાહ્મણોને, ગુરૂપદમાંથી બાદ કર્યા છે. એટલે ગુરૂના નાલાયક પુત્રો, ગુરૂ ન બને; એવી ચોખવટ કરી છે. પછી ગુરૂ મંત્રનો અને તીલકનો મહિમા બતાવ્યો છે. સ્ત્રીશુદ્રો સહિત વર્ણાશ્રમ પાળનારી પ્રજાઓએ, કેવી રીતે પૂજનાદિ કરવાં; તે વિવેક ઉત્તમ પ્રકારે આ ગ્રન્થમાં બતાવ્યો છે. જગત્ આંધળું છે; દીવાની જરૂર છે. તેને દોરનારની પણ જરૂર છે. શાસ્ત્રો દીવા, અને દોરનાર ગુરૂ. માનવ દેહ ઉત્તમ; પણ અનેક ઉપાધિઓથી ભરેલો—વળી ડોઢડહાપણનો દરીયો! ઉત્તમ છતાં ક્ષણ ભંગુર. આજ હોય; અને કાલે અત્યારે ન હોય એવો. ડાહી સ્ત્રી માંદા ધણીને કાંઇ ભાવે; એવી અનેક સામગ્રિ બનાવીને, તૈયાર રાખે; તેમ ઋષિઓએ, માયામાં અટવાતા ઘેલા માનવી માટે, અનેક ઉપદેશ—અનેક સાધન—ખડાં કર્યા છે. જે પોતાને રૂચે; તે વસ્તુ જમી લે. નખોદીયો ન કૂટાય. અજાણ્યો ન મરાઈ જાય! અમદાવાદમાં બાર

વરસ રહ્યા; પણ માણેક ચોક ન દેખ્યો; એવું કોઇ પણ પ્રકારે ન થાય-તેની આ બધી ગોઠવણો છે. રાજમહેલને અનેક ગોખ ! ખુશીમાં-આવે; તે ગોખે આવીને, રાજા ઉભો રહે; તેવી માનવને જ્ઞાનની અનેક ગોઠવણો છે.

**વૈષ્ણવો**—કેટલાએક ભાઇઓ 'વૈષ્ણવ' શબ્દ સાંભળીને ભડકે છે. વૈષ્ણવધર્મ શ્રી રામાનુજ અગર શ્રી વલ્લભાચાર્યથીજ શરૂ થયો; એવું કદિ સમજવું નહીં. તે અનાદિ છે. નિર્ગુણ બ્રહ્મનું સગુણ સ્વરૂપ વિષ્ણુ છે. વિષ્ણુને ભજે; તે વૈષ્ણવ. શ્રી સદાશિવ, જનક, વસિષ્ઠ, અત્રિ અને યાજ્ઞવલ્કય; ધ્રુવ, પ્રલ્હાદ આદિ તમામ વૈષ્ણવ છે. ભાગવતને માનનારાઓએ, શિવવિષ્ણુની ભુલવણીમાં ભૂલાં પડવું નહીં. દક્ષના યજ્ઞમાં વિષ્ણુનાં વચનો વાંચવાં. રામેશ્વરની સ્થાપના વખતે બોલેલાં, શ્રીરામનાં વચન વાંચવાં. પછી પોતાને જે ગમે; તેને ભજવા. વૃત્તિ એકજ ઠેકાણે રખાય. ધ્યેય ઘણાં ન હોય.

બધાં શાસ્ત્રોમાંથી એકજ શાસ્ત્ર, કાંઇક કાંઇક દઢ થાય; તો પણ ઘણું સમજવું. એકજ એટલે ભાગવત. આ ભાગવત શાસ્ત્ર, જીવોના કલ્યાણ માટે, ઠીક છે. આ ભાગવત શાસ્ત્રમાં, અનેક સામગ્રિ છે. વાંચે-વિચારે તેને જડે. આ સ્કંધમાં આગળ ૨૭મા અધ્યાયમાં, પૂજન વિધિનો ઉપદેશ છે. તે પંચરાત્રને લગતો વિષય છે. હવે પંચરાત્ર સંબંધી વાતો પૂરી થઇ.

**અવહિતઃ**—સાવધાન રહીને. આપણે સૌ વ્યવહારમાં સાવધાન; ધર્મમાં ગાંફલ. ભગવાન કૃષ્ણ કહે છે કે—'અહીં સાવધાન થાઓ !' કારણકે આ કર્યું-તેણે બધું કર્યું. ગામડાના ચોરામાં બ્રાહ્મણ કથા કરવા આવે છે; ત્યારે ગરીબ બ્રાહ્મણને જરા જેટલું કાંઇક (દાન દક્ષણામાં) આપીને, જાણે મોટો ઉપકાર કરતા ન હોય; એવા ગામડાના કેટલાએક ગબ્બાઓ, કથાને જાણે હસી કાઢતા હોય; તેમ બેપરવા રહીને કથા સાંભળે છે. મોટા શહેરોમાં પણ, બ્રાહ્મણ સાધુને કાંઇક આપવાનું હોય; તો તેઓ બ્રાહ્મણ સાધુને, પોતાના બાળક જેવા નાદાન ગણીને, તેમની ઉપેક્ષા કરે છે. આ ઉપેક્ષામાં શાસ્ત્રોનું શ્રવણ સરી પડે છે.

**માગણ**—બ્રાહ્મણ સાધુ એટલે **'માગણ'**-કથાકાર એટલે **'માગણ**; દેવમંદિરોના પુજારી એટલે 'માગણ',-ગોર એટલે 'માગણ'. જે જે 'મને આપો' એમ કહે, તે ભલે પંડિત હોય; પણ લાખના મટીને પાઇના થાય. આ વૃત્તિએ સમાજની શ્રદ્ધાનો નાશ કર્યો છે; અને સાધુ બ્રાહ્મણને, આ વૃત્તિએ હડસેલીને ગટરમાં ફેંકી દીધા છે. કેટલાએક કાંઇક સુખી બ્રાહ્મણ સાધુ પણ, પોતાની માગણવૃત્તિથી લાજતા નથી. કેટલાએક મંદિરોમાં, મીલ્કત સડી જાય છે-ઉધાઈ ખાય છે; તોપણ તે મંદિરોના સંત બ્રાહ્મણ, પર દ્રવ્યની, સદા અપેક્ષા રાખ્યાજ કરે છે. આ વિપરીત દશા, એટલી બધી વધી પડી છે; કે-તેનો અંત ક્યારે આવશે; તે સમજાતું નથી. જે બ્રાહ્મણ સાધુને કલ્યાણની પરવા હોય; તેમણે પોતે, સંતોષી-આદર્શ જીવનવાળા-બનવુંજ જોઇએ. દ્રવ્યની જરૂર જણાય; તો શાસ્ત્રો લખવાનો અથવા ભણાવવાનો ધંધો કરી લેવો. અવકાશના વખતમાં કથાવાર્તા અવશ્ય કરવી; પણ કશી અપેક્ષા રાખવી નહીં. એટલે-દક્ષણાની પરવા કરવી નહીં. પવિત્ર ધંધાદ્વારા મળેલું પવિત્ર દ્રવ્ય, નિર્મળ છે. પરિગ્રહ-દાન-દ્વારા મળેલું દ્રવ્ય નિષેધ છે.

રઘુકુળના ગોર બનેલા વસિષ્ઠ, રામચંદ્રને કહે છે કે—

ચોપાઈ—ઉપરોહિતી કર્મ અતિ મંદા, વેદ પુરાણ સ્મૃતિ કર નિંદા.

દેવ મંદિરોના પુજારીઓ, કથાવાર્તા કરનારા સંત બ્રાહ્મણો, અને ગોરોએ, લોકોની અપેક્ષા રાખવા કરતાં, પ્રભુની અપેક્ષા રાખતાં શીખવું. એટલે-અંતઃકરણને ઉપાસના દ્વારા

પ્રભુ સુધી લંબાવવું. આપણી મુંઝવણો પ્રભુ સાંભળી શકે; એટલા પ્રભુની નજદીક જઇને વસવું. **જે હરિને સંભારે, તેને હરિ ના વિસારે રે**—ધૂન૦

ભગવાન રામચંદ્ર અયોધ્યા વાસીઓને કહે છે કે—

ચોપાઈ—મોર દાસ કહાય નર આશા, કરે તો કહહું કહા વિશ્વાસા ?

**અર્થ**—મારો ભક્ત મારા સિવાય અન્ય લોકોની અપેક્ષા રાખે; તો તે ભક્તને મારામાં જરા જેટલો પણ વિશ્વાસ નથી; એમ સમજવું.

આ '**અવહિતઃ**-સાવધાન'નું વિવેચન ચાલે છે. બ્રાહ્મણસાધુ જાણે કે 'સમાજને લુંટી લઉં;' અને સમાજ જાણે કે-બ્રાહ્મણને 'લઉં લઉં' થઇ રહ્યું છે. આ તાણખેંચમાં, શ્રવણમાં સાવધાન રહી શકાતું નથી. દેખાદેખીથી નહી; પણ પોતાનું મન માને; તે સારા સંતોષી બ્રાહ્મણને, શ્રીકૃષ્ણ સ્વરૂપ સમજી, સમાજે શ્રવણનો લાભ લેવો જોઇએ. સુપાત્રે દાન થાય; શ્રદ્ધાપૂર્વક થોડું પણ અપાય-તો તે ઘણું છે. 'સુપાત્ર છેજ નહીં;' એમ ઘણાં કહે છે, તે વાત તદ્દન ખોટી નથી. તોપણ શોધે; તેને સુપાત્ર જડી આવે છે.

જીવને ઉપાધીના ઢગલા છે; તો પણ અવકાશ લઇને, શાંતિથી-'પોતે શું છે? અને પોતાનું કર્તવ્ય શું છે ?, તે અવશ્ય જાણવુંજ જોઇએ. શ્રીકૃષ્ણ જેવા વક્તા મળ્યા છે. સાવધાન થઇને સાંભળો !

**મદાશ્રયઃ**—મારે આશરે રહીને. જેને દેખ્યો નથી; તેના આશ્રયે કેમ રહી શકાય ! અંધારા ઓરડામાં, અજાણ્યાને વસ્તુઓ કેમ જડી શકે ?- જેના હાથમાં દીવો હોય; તેને જડે. દીવાને દેખીને અંધારૂ નાસી જાય. સંત શાસ્ત્રોનાં વચનો સાંભળીને, ભગવાનનો આશ્રય કરવો; જીવને ગમે; પણ આ વચનો હૃદયમાં ઠરતાં નથી. ઠરે કયારે ?–તેનો જવાબ પ્રભુ આપે છે કે—

**અકામાત્મા**—કામના રહિત બનીને. કામના રહિત બનાય કેમ ? કામનાનો વળગાડ જીવને ભયંકર રીતે લાગેલો છે. વાસના લઇને જન્મે; અને વાસના લઇને મરે. દેહ મરે; પણ વાસના ન મરે. તેને માટે પ્રભુ ઉપાય બતાવે છે કે—

**वर्णाश्रमकुलाचारम् समाचरेत्** વર્ણ, આશ્રમ અને કુળના આચાર પાળવા. બરાબર સમજ્યા કે નહીં ? સાંભળો-પ્રથમ પગથીએ પ્રાથમીક શિક્ષણ એકડા છે. ધર્મો એટલે કર્મો. કર્મો ચાર પ્રકારનાં છે. નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને પ્રાયશ્ચિત. સંધ્યાવંદનાદિ, હમેશ કરવાનું કર્મ, તે નિત્ય; શ્રાદ્ધાદિ અમુક દિવસેજ થાય, તે નૈમિત્તિક કર્મ કહેવાય છે. સ્વર્ગાદિની કામનાથી જે કર્મ થાય; તે કામ્ય કર્મો છે. થએલાં પાપનાં નાશ માટે, જે કર્મો કરાય; તે પ્રાયશ્ચિત કર્મો કહેવાય છે. દરેક ધર્મમાં આવું ચાર પ્રકારનું કાંઇક પાલન હોય છે. આ નવીન નથી. આ મૂળને ઉખેડી નાંખવા,અત્યારે ભારે પ્રયત્ન થઈ રહ્યો છે. ગૌતમ બુદ્ધના વખતમાં અને મુસલમાન રાજ્યોના વખતમાં, આથી ભયંકર પ્રયત્નો થયા હતા. નદીના પુરમાં પાંદડાં જેવાં અનેક, તણાઈ પણ જાય છે. તો પણ પ્રભુને રાખવું છે, ત્યાં સુધી નાસ્તીકોના બધા પ્રયત્નો નિષ્ફળ છે. શ્રીમદ્ ભાગવત, શ્રી રામાયણ અને ભગવદ્ ગીતામાં; વર્ણાશ્રમના ધર્મોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. વર્ણાશ્રમના ધર્મોની કેટલી આવશ્યકતા છે; તે બતાવવા, અહીંથી એક નાનું પુસ્તક બહાર પાડ્યું. તેની કીંમત માત્ર છ પાઇ છે. પોસ્ટેજ છપાઇ.

આટલું તો દરેક હિંદુએ જાણવુંજ જોઇએ; માટે તે અવશ્ય વાંચો. દરેક સંપ્રદાયોએ અને દરેક મંદિરોએ, પોતાના આશ્રિતોને, વર્ણાશ્રમનું જ્ઞાન આપવા, આ પુસ્તક વહેંચવાં જોઇએ. બ્રાહ્મણસાધુના અને મંદિરોના દાન દક્ષણાના મંદ પૈસા, મલીન આવક, જ્ઞાનના કામમાં વપરાતી નથી. માટે બળ કરીને તેને જ્ઞાન તરફ વાપરવી. ભાગવતના સાતમા સ્કંધમાં, પ્રલ્હાદની કથા થઇ રહ્યા પછી, હસ્તિનાપુરના સમ્રાટ યુધિષ્ઠિર મહારાજને, નારદજી વર્ણાશ્રમના ધર્મો સંભળાવે છે. આ સંવાદમાં ઘણી ઘણી વાતો થયા પછી, યુધિષ્ઠિર મહારાજ પૂછે છે કે–'સંસારમાં રચ્યાપચ્યા, મારા જેવા મૂઢ પુરૂષોને, સન્યાસીની પદવી (મોક્ષ), જે રીતે અનાયાસે મળે; તે વાત મને કૃપા કરીને કહો!' આ પ્રશ્નનો જવાબ, આપણે સૌને કામનો છે. તેથી સાંભળો—

યુધિષ્ઠિર મહારાજ પૂછે છે—(સ્કંધ,-અ. ૧૪)

**गृहस्थ एतां पदवीं, विधिना येन चांजसा ॥**
**याति देवऋषे ब्रूहि, मादृशो गृहमूढधीः ॥१॥**

અર્થ ઉપર આવી ગયો છે. પૂછવાની કેવી નમ્ર ઢબ છે! તે માટે આ શ્લોક આપ્યો છે. નારદજી જવાબ આપે છે કે—

**गृहेष्ववस्थितो राजन्, क्रियाः कुर्वन् यथोचिताः ॥**
**वासुदेवार्पणं साक्षा-दुपासीत महामुनीन् ॥२॥**
**शृण्वन् भगवतोऽभीक्ष्ण-मवतारकथामृतम् ॥**
**श्रद्दधानो यथाकाल-मुपशांतजनावृतः ॥३॥**
**सत्संगाच्छनकैः संग-मात्मजायात्मजादिषु ॥**
**विमुच्येन्मुच्यमानेषु, स्वयं स्वप्नवदुत्थितः ॥४॥**
**यावदर्थमुपासीनो, देहे गेहे च पंडितः ॥**
**विरक्तो रक्तवत् तत्र, नृलोके नरतां न्यसेत् ॥५॥**
**ज्ञातयः पितरौ पुत्रा, भ्रातरः सुहृदोऽपरे ॥**
**यद्वदंति यदिच्छंति, चानुमोदेत निर्ममः ॥६॥**

અર્થ—નારદજી કહે છે કે—" ગૃહસ્થે ઘરમાં રહીને, જે જે ક્રિયાઓ કરવી, તે શ્રી કૃષ્ણાર્પણ કરવી. એટલે કર્મનાં ફળોની આશામાં બંધાવું નહીં. નિષ્કામ કર્મ કરતાં શીખવું. તથા મોટા મુનીઓની સેવા કરવી. જે પાપ છે–જે પ્રારબ્ધ છે–અથવા જે કર્મ છે; તેને સેવાદ્વારા ક્ષીણ કરવાં. (જગતમાં મોટામાં મોટા મુની-સંત અગર મહાત્મા–ડગલે ડગલે થતા આપણા અપરાધ દરગુજર કરનારાં, આપણાં માતા પિતા છે. સેવાના પાઠ તેમની પાસે શીખીને–પાકા કરીને–પુણ્યના ઢગલા કરીને, પછી સંતની સેવા કરવા જવું. તેમ સ્રીને પતિ; પછી સંત.) (૨) નિરંતર ભગવાનની કથારૂપ અમૃતનું શ્રવણ કરવું. નીમેલા સમયમાં શ્રદ્ધા રાખીને શાંત પુરૂષોનો સમાગમ કરવો. સત્પુરૂષોનો સમાગમ જ્યાં ત્યાં થઇ રહ્યો છે; પણ તેમાં જેવી જોઈએ; તેવી શ્રદ્ધા હોતી નથી; માટે કહે છે કે–કામ કરો, તે નાંખી દેવાજેવું ન કરશો. (૩) દેહ, સ્રી, અને પુત્ર વિગેરે કે જેઓ, એક દિવસ છૂટાં પડવાનાંજ છે; તેઓમાં થઇ પડેલી આસક્તિને, તેઓમાં વધી પડેલી મમતાને, સત્સંગના બળથી, **स्वयं**-પોતેજ છોડી દેવી. સ્વપ્નમાંથી ઉઠેલો માણસ, જેમ સ્વપ્નમાં દેખલાં પુત્રાદિમાં મોહ કરતો નથી;

તેમ સત્સમાગમથી જાગેલા જ્ઞાનવૃદ્ધ પુરૂષે, પુત્રાદિનો મોહ છોડી દેવો. (સાંભળો છોને ?-કે હવામાં ઉડી જાય છે ?' (૪) સમજુ પુરૂષે દેહમાં અને ઘરમાં, જેટલું પ્રયોજન હોય; તેટલોજ સંબંધ રાખવો; અને **અંદરમાં** વૈરાગ્ય રાખીને, **ઉપરથી** આસક્ત માણસની પેઠે પુરૂષાર્થ કર્યે જવું. 'સંસાર શું સરસો રહે; અને મન મારી પાસ; સંસારમાં લોપે નહીં; તેને જાણુ મારો દાસ.' વળી ખાસ વાત-

**આ દુનિયા છે દંભ ભરેલી, ઉપરથી પોલીશ કરેલી—અંદર પોલં પોલ —અંદર પોલં પોલ."** તે પ્રમાણેજ **"સંત-સૃષ્ટિ છે જ્ઞાન ભરેલી; અંદરથી પોલીશ કરેલી-ઉપર પોલં પોલ-ઉપર પોલં પોલ".** નરસી, તુકારામનાં કપડાનાં ઠેકાણાં ન હતાં. તે જમાનાને, તેમનું બોલ્યુ ગમતું નહોતું. શ્રીકૃષ્ણ હતા; ત્યારે તેમને ઘણાજ થોડા ઓળખી શકયા હતા. **अवजानंति मां मूढाः**, વિગેરે શબ્દોથી, શ્રીકૃષ્ણે પોતે, આ વાત કબુલ કરી છે. કૌરવોની સભામાં પાંડવો હાર્યા; અને દ્રૌપદીને પકડીને સભામાં લાવ્યા. સભામાં તેણીને નગ્ન કરવા, રાજા દુર્યોધને હુકમ કર્યો. દુશાસને કહ્યું કે- 'હે દ્રૌપદી ! છે તારી વ્હારે કોઇ ?' દ્રૌપદીએ કહ્યું કે-'હા મારે એક શ્રીકૃષ્ણનો ભરૂસો છે. તે મને અહીં બચાવશે.' તે વખતે હસ્તિનાપુરના તખ્ત ઉપર બેઠેલો-દુર્યોધન બોલ્યો હતો કે—

(ધીમેથી—પણ જુસ્સાથી.)

ગજલ

'કૃષ્ણ'-'કૃષ્ણ' તું કહે; પણ કૃષ્ણ તારો-કોણ છે !
[૧]અબળાઓનો ઓળખીતો, એ **હીચકારો**—કોણ છે !
બે માનો બે બાપનો, કહે કુળ-તેનું કોણ છે ?
[૨]રણમેદાને નાસીયો, તે કયા ઝાડનું-મૂળ છે !

માટે બસ ! બકવાદ છોડ; અને અમારે આધીન થા-વિગેરે-વિગેરે."

શ્રીકૃષ્ણ સંબંધી લખતાં, ધીરેંદ્રપાલ (બેંગાલ) કહે છે કે—' The man who lived with Him, did not know Him. જેઓ શ્રીકૃષ્ણ સાથે જીવતા હતા; તેઓ પણ તેમને ઓળખી શકયા નથી; વિગેરે. The world walks hundred years back-જગત્ સો વરસ પાછળ ચાલે છે. એટલે સંતો હોય; ત્યારે તેમને જગત્ ઓળખી શકતું નથી. ઓલીયા જીવતા હોય; ત્યારે તેઓ ટુકડા વીણી ખાય. મુવા પછી તેમની કબર પાસે, મલીદો ધરાય. કારણ કે સંતો-' અંદરથી પોલીશ બનેલા' અને 'ઉપર પોલં પોલ. ઉપર પોલં પોલ.') (૫) જ્ઞાતિ, માતા પિતા, પુત્ર, ભાઇઓ, અને બીજા સંબંધીઓ, જે કહે; અને જે ઇચ્છે; તેમાં આગ્રહ નહીં કરતાં, સંમતિ આપવી. (ટુંકેથી પતાવવું-હઠે ચડવું નહીં. બનતાં સુધી ઘણાની સાથે કામ પાડવું નહીં. વૃદ્ધાવસ્થામાં એકાંતમાં રહેવું-એકલા રહેવું; તેનું મૂખ્ય કારણ આ-કે લોકો તંતીલા છે. તંતમાં ખંત રાખનારાં છે. તેમનાથી દૂર વસવું.) (૬)

નારદજી આગળ કહે છે કે-જે કાંઇ મળે તેથી સંતોષ રાખવો. પેટ ભરાય તેટલુંજ પ્રાણીનું છે. લાંબો હાથ કરીને અપાય; તેટલીજ પોતાની કમાણી છે. તેથી અધીકનું

૧ ગોપીકાઓનો. ૨ જરાસંઘના છેલ્લા યુદ્ધમાં.

અભિમાન રાખે; તે ચોર છે–શિક્ષાને પાત્ર છે. (૭–૮) મૃગાદિ પશુ પક્ષી અને જંતુઓને, પોતાના પુત્રની સમાન ગણવા. કારણકે તેઓની અને પુત્રોની વચ્ચે, ઝાઝું **અંતર નથી.** (૯) ઘરમાં રહીને ધર્મ, અર્થ અને કામને માટે બહુ કષ્ટ વેઠવું નહીં. (૧૦) કુતરાં, પતીત, ચાંડાળાદિક સુધીનાં પ્રાણીઓને, પોતાના અન્નમાંથી યથા યોગ્ય રીતે વહેંચી આપવું.

**अप्येकामात्मनो दारां, नृणां स्वत्वग्रहो यतः ॥११॥**
**जह्यायदर्थेषु प्राणान, हन्याद्वा पितरं गुरुम् ॥**
**तस्यां स्वत्वं स्त्रियां जह्याद्-यस्तेन ह्यजितो जितः ॥१२॥**

અર્થ—સ્ત્રી કે જે મુખ્યતવે કરીને, પોતાનીજ સેવા કરવા માટે છે. અને જેમાં મનુષ્યોને 'આ તો મારીજ' એવો આગ્રહ છે. તે સ્ત્રીને પણ, ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે, અતિથિઓની સેવાના કામમાં લગાડવી. (૧૧) જે સ્ત્રી માટે પુરૂષો, પોતાના પ્રાણ પણ ખુએ છે; જે સ્ત્રી માટે પુરૂષો, પોતાના બાપને કે ગુરૂને પણ મારે છે; તે સ્ત્રીમાંથી જેણે **મમતા તજી** દીધી; તેણે ભગવાન કે જે, કોઇથી વશ થતા નથી; તે ભગવાનને તેણે વશ કર્યા એમ સમજવું. (સ્ત્રી એજ સંસાર; સ્ત્રી ગઇ; તેનો સંસાર પણ ગયો. સ્ત્રી ગઇ; તેનો સંસાર અરણ્ય.)

**प्रियानाशे कृत्स्नं, किल जगदरण्यं हि भवति ॥३०॥**
**जगज्जीर्णारण्यं, भवति च कलत्रव्युपरमे ॥३८॥**

( ઉત્તરરામ ચરિત અંક છઠ્ઠો )

સ્ત્રી સંસારનું મોટું હેડ ક્વૉર્ટર્સ–માયાનું મોટું મથક છે. તે પ્રમાણેજ સ્ત્રીને પુરૂષ–મોહનું મોટું સ્થાન છે. સોનાની હીરે જડેલી બેડી છે. આ કીલ્લો તૂટયા પછી, સંસાર વેરણ છેરણ–ભાંગીને ભૂકો–થઈ જાય છે. આ શ્લોકમાં **સ્ત્રીને તજવાની** વાત નથી; પણ **સ્ત્રીમાંથી મમતા તજવાની** વાત છે. સ્ત્રીપુરૂષ મરણાદિથી વિખુટાં પડે; પણ વાસનાની બળવાન ગંધ, જીવનારના હૃદયમાંથી જાય નહીં. આ ગંધને, આ વાસનાને ધોવા માટે, સબળ જ્ઞાનધારા જોઇએ. સબળ જ્ઞાનધારાથી, જે પુરૂષ સ્ત્રીની વાસનાને ધોઈ નાખે; તે અજિત ભગવાનને જીતે; એમ સમજવું. માત્ર ભાગવાં, અગર ત્યાગ, તે ત્યાગનો આભાસ છે. સ્ત્રીની વાસના હૃદયથી દૂર થાય; તે સાચો ત્યાગ છે. ( વિધવા વિધુરોને ખાસ વાંચવા જેવું પુસ્તક, અહીંથી બહાર પાડયું છે. કીંમત છ પાઇ, પોસ્ટેજ છપાઈ વધારે. ઘર ભાંગતાં, સંસાર બગડયો; પણ બગડયા સંસારને સુધારતાં આવડે; તો માલ વિનાના ગોટલામાંથી, આંબો ઉભો થાય. તળાવના કાદવમાંથી કમળ ઉભાં થાય. ઉજડ બગીચા માટે સારો માળી જોઇએ–દુઃખી જીવનબગીચા માટે, સારો સદ્ગુરૂ જોઇએ. ખંત રૂપી ખાતર, અને શ્રદ્ધારૂપી જળ જોઇએ.) (૧૨)

કયો વિષય ચાલે છે; તે ભૂલ્યા નથીને ? પોળ ચૂકયા; તો ઘર જડશે નહીં. રાજા યુધિષ્ટિર કલ્યાણને ઇચ્છતા ગૃહસ્થોના ધર્મ સાંભળે છે.

**कृमिविड्भस्मनिष्ठांतं, क्वेदं तुच्छं कलेवरम् ॥**
**क्व तदीयरतिर्भार्या, क्वायमात्मा नभश्छदिः ॥१३॥**

અર્થ—જે અંતે કીડા, વિષ્ટા કે ભસ્મજ થવાનો છે; તે તુચ્છ દેહ કયાં ! દેહના સુખને માટેજ જેમાં પ્રીતિ થાય છે; તે સ્ત્રી કયાં ! અને વ્યાપક તથા અસંગ એવો

આત્મા ક્યાં ! (કાંટો લે, તેને તોલ માપની ખબર પડે; નામું માંડે; તેને નફા તોટાની ખબર પડે. સમજે તેને સમજાય; એવી આ વાત છે. બાકી તો દેહનાં, અને દેહની પાછળ રહેલી સ્ત્રીનાં સુખ માટે, આખું જગત્ ઉચું નીચું અફળાય છે. કોઈ મોટરમાં, તો કોઇ એરોપ્લેઇનમાં ! કોઇ ચોટે; તો કોઇ રણના મેદાનમા ! જેમ આંખ અમુક અંતર સુધી દેખી શકે; તેમ સામાન્ય જીવો, ખાવા પીવામાં રચ્યાપચ્યા જીવો, દેહ અને સ્ત્રી સુધીજ દેખી શકે–વધારે દૂર ન દેખી શકે. દેહ અને સ્ત્રીની ચીકાશ, માનવીના મન સાથે, એટલી બધી વળગી પડી છે; કે–સંત મહાત્માઓ પણ સમજે; પણ સજે નહીં. શ્રોતાઓ પચીસ પચાસ કે સો વરસ સુધી, કથા વાર્તા સાંભળે; પણ અણુસારે ઉભાં થાય નહીં. ચોમાસાના ધોધમાર વરસાદમાં પલળેલાં લાકડાં, સળગે નહીં. ગ્યાસલેટ વારંવાર છાંટે; તોપણ ધાર્યું કામ થાય નહીં. રાંધનારી મુંજાય. તેમ અત્યારે જ્યાં ત્યાં, સંત મહાત્માઓ, હરદ્વારની ગંગામાં બોળેલા–ઢગલા બંધ પરમ હંસો, જ્યાં ત્યાં કથા વાર્તા કરી રહ્યા છે. સત્સંગ મંડળો જ્યાં જુઓ ત્યાં છે. ગ્યાસલેટ છંટાયાજ કરે છે; પણ હૃદય માયાના ધોધમાર વરસાદથી, એટલાં બધાં હવાઇ ગયાં છે–કે કથાકાર મુંજાય. અરે ! ભગવાન્ પોતે પણ મુંજાય–કે આ લોકોનું શું થશે ! શ્રોતા વક્તા પોતે, પોતાનું દુઃખ સમજી જાય; તોજ બચી શકે. (૧૩) વિગેરે વિગેરે.

યાદ રાખવું કે–નાટકશાળામાં રમવાની તલવારો, લડાઇના મેદાનમાં કામ આવે નહીં; તેમ લોભી ગુરૂ, અને ભાલચુ–શ્રદ્ધા વિનાના શિષ્યો, તત્ત્વ જ્ઞાનના મેદાનમાં કામ આવતા નથી. વર્ણમાં ઉંચા નીચાની અકળામણમાંજ કેટલાંએક પડયાં રહે છે. એટલે જ્યાં પ્રભુએ મૂકયા; ત્યાં પોતાનું મૂખ્ય કર્તવ્ય શું છે; તેનો વિચાર ઘણાંજ થોડાં કરે છે. પ્રથમ તો જ્યાં હો; ત્યાં–માણુસ બનો ! એટલે સદ્‌ગુણ સંપન્ન બનો ! એટલે શાંતિ, દયા ક્ષમા, વિગેરે ઉત્તમ ગુણોને આશરે રહો ! કર્ણને દાસી પુત્ર કહીને, અશ્વત્થામાએ ખીજવવા પ્રયત્ન કર્યો હતો; તેના જવાબમાં કર્ણ બોલ્યો હતો કે—

**सुतो वा सुतपुत्रो वा, यो वा को वा भवाम्यहम् ।**
**दैवाधीनं कुले जन्म, ममाधीनं च पौरुषम् ॥**　　[વેણીસંહાર]

અર્થ—હે ગુરૂપુત્ર ! મનુષ્યે કયાં જન્મવું; તે તેના પોતાના હાથમાં નથી; તે દૈવના હાથમાં છે. પણ ગમે ત્યાં જન્મ્યા પછી, પુરૂષાર્થ કરીને, સદ્‌ગુણોથી પોતાને–માનવતાને–શણગારવી; તે તેના પોતાના હાથમાં છે. એટલે હે ગુરૂપુત્ર ! આવું મેં કાંઇક કર્યું છે. ક્ષત્રિયોને છાજે એવા શૌર્યની બાબતમાં, મારો નંબર આગળ છે. માનવીઓને શોભે એવા દાનમાં–ત્યાગમાં–આપવાની બાબતમાં–પણ મારો નંબર આગળ આવે છે. દાની કોણ ? કે–'રાજા કર્ણ.'

એટલે ઉંચા નીચા વર્ણની અકળામણમાં, ન અથડાતાં, 'જે ઉંચા, તે સદ્‌ગુણથીજ ! ઉંચા છે; અને જે નીચા, તે દુર્ગુણથીજ ઉંચા છે'; એ મહા વાકયને યાદ રાખવું. ઉંચા થવું હોય; તેમણે સદ્‌ગુણનો આશરો લેવો; અને નીચા થવું હોય; તેમણે દુર્ગુણનો આશરો લેવો. રોહીદાસ, ચોખામેળ, નાનક, કબીર, ભક્તમાળ લખનાર ઢાઢી નાભાજી, જસમા, ચિંતામણી, મુસા, મહમદ, ક્રાઇસ્ટ, સોક્રેટીસ વિગેરે જ્યાં ત્યાં નીચા કુળમાં અવતર્યા હતા; પણ તેઓએ માનવતાને દીપાવવા, પુરૂષાર્થ કર્યો. આ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મોની વાત પૂરી થઇ.

નિષ્કામ કર્મોથી અંતઃકરણ શુદ્ધ થાય; પછી શું કરવું; તે પ્રભુ કહે છે—

**अन्वीक्षेत विशुद्धात्मा, देहिनां विषयात्मनाम् ॥**
**गुणेषु तत्त्वध्यानेन, सर्वारम्भविपर्ययम् ॥२॥**

અર્થ—શુદ્ધ અંતઃકરણ વાળા પુરૂષે, (વિષયોમાં લાગવું નહીં, પણ) વિષયોમાં લાગી રહેલાં લોકો, વિષયોને સાચા માનીને, જે જે ઉદ્યોગ કરે છે; તે સઘળા ઉદ્યોગોનાં ફળ, વિપરીત થાય છે; તે જોયા કરવું. કારણકે આમ કરવાથી નિષ્કામપણું પ્રાપ્ત થાય છે. [૨]

૨ વિવેચન—

આ શ્રીહરિના પોતાના બોલ! બરાબર સમજાય છે ને? પાણીપતનું મેદાન ખેલ્યા પછીના, આ ઉદ્‌ગારો છે. એક માનવી પણ, અનેક વિંટબણાઓ વટીને, જે શબ્દો બોલે; તે અનુભવના ઉદ્‌ગાર ગણાય. ત્યારે આતો અનુભવીઓને અનુભવ આપનાર, આદર્શ માનવી! **कृष्णस्तु भगवान् स्वयं** બોલે છે. પ્રભુની ઉપડવા વખતની આ શિખામણ!

**विशुद्धात्मा**—વર્ણાશ્રમના ધર્મો એટલે સૌ સૌના ધર્મોની (ફરજોની) વ્યાખ્યા. સૌ સૌના ધર્મો એટલે સ્વધર્મ. પોતે પોતાને કેવી રીતે ઠીક બનાવવા; તે સંબંધી જે શિક્ષણ, તે સ્વધર્મ કહેવાય છે. એટલે પતિએ પતિના ધર્મ; સ્ત્રીએ સ્ત્રીના ધર્મ; રાજાએ રાજાના ધર્મ; અને પ્રજાએ પ્રજાના ધર્મ. આ ઉપરાંત કેટલાએક સામાન્ય ધર્મો પણ હોય. ધર્મો એટલે કર્તવ્ય. રેલ્વે સ્ટેશનમાં સ્ટેશન માસ્તર પોતાના કર્તવ્યમાં ઉભો રહે છે; તાર માસ્તર પોતાના કર્તવ્યમાં ઉભો રહે છે; સાંધા વાળો પોતાનું કર્તવ્ય સંભાળે છે. પોતાનું કર્તવ્ય, તેજ પોતાનો સ્વધર્મ. સાંધા વાળો કર્તવ્ય ચૂકયો; કે મૂવો! તે પ્રમાણુજ ઘરમાં સ્ત્રી પુત્ર અને પિતા; સૌએ પોત પોતાનું કર્તવ્ય કરવુંજ જોઇએ. તે પ્રમાણેજ દુકાનમાં અથવા રાજમાં! એટલા માટે ગીતા પોકારે છે કે–'**स्वधर्मे निधनं श्रेयः, परधर्मो भयावहः**–સ્વધર્મમાં મરવું તે સારૂં; અને પરધર્મ ભયકારી.' આકાશે સૂર્ય–ચંદ્ર પણ, પોતાના કર્તવ્યમાં ઉભા છે; ઋતુઓ પોતાનાં કર્તવ્યમાં ઉભી છે; સાગર અને નદીયો પણ કર્તવ્યમાં ઉભાં છે. વિગેરે વિગેરે.

કર્તવ્ય એવી કસોટી છે કે–તેથી હૃદય શુદ્ધ થાય છે. જે વિદ્યાર્થીઓ માસ્તરની આજ્ઞા પ્રમાણે પોતાના કર્તવ્યમાં જોડાય; તે દર વરસે પાસ થાય છે; તેમ જે મુમુક્ષુઓ પોતાના સદ્‌ગુરૂની આજ્ઞા પ્રમાણે, પોતાના કર્તવ્યમાં જોડાય છે; તેનું અંતઃકરણ શુદ્ધ થાય છે. કાણા કોડીયામાં વાટ મુકીને દીવો કરીએ; તે ઘડી બે ઘડી પ્રકાશ આપે; કાણા ઘડામાં જળ ભરીએ; તે ઘડી બે ઘડી ટકે; તેમ જે સ્ત્રી અગર પુરૂષ સ્વધર્મથી વિમુખ રહે છે; તેમને આપેલો ઉપદેશ, ઘડી બે ઘડી રહે છે. નકામો જાય છે. કેટલા

---

૨ પદચ્છેદ—**विशुद्धात्मा**–શુદ્ધ અંતઃકરણ વાળા પુરૂષે. **विषयेषु आत्मा** (મન) **येषां ते तेषां इति देहिनां**–વિષયોમાં લાગી રહેલા લોકોનાં. **गुणेषु**–વિષયોમાં. **सर्वारंभाणां** (ઉદ્યોગોનું) **विपर्ययम्** (વિપરીતપણું)–સઘળા ઉદ્યોગોનું ફળ અવળું થાય છે તેને. **तत्त्वध्यानेन अन्वीक्षेत**-તત્ત્વદૃષ્ટિથી જોયા કરવું.

એકની માન્યતા એવી છે કે 'અમને ઠીક લાગે; તેજ અમારો સ્વધર્મ.' એમ કામ ન આવે. શ્રીમદ્ ભાગવત જેવું તટસ્થ શાસ્ત્ર બોલે; તે સ્વધર્મ ગણાય.

સૂર્ય ઉગતાં, સૂર્યનાં કિરણો, ચારે તરફ વેરાઇ જાય છે. જે માટી વિશુદ્ધ થઇને કાચ રૂપે ઉભી હોય છે; તે માટી, વેરાઇ જતાં કિરણોને વીણી લે છે. આભમાં લટકતા સૂર્યનાં દર્શન, તે કાચમાં થાય છે. જે માટી ઉત્તમ પ્રકારે શુદ્ધ થઇ હોતી નથી; તેનાં બનેલાં માટલાં, ગોળા, વેરાઇ જતાં કિરણોને, પકડી શકતાં નથી. તે પ્રમાણેજ સદ્ગુરૂનાં બોધવચનો, અવાર નવાર, આમતેમ વેરાયાં કરે છે. તે બોધવચનોને વિશુદ્ધાત્માનું હૃદયજ પકડી શકે છે.

આવા વિશુદ્ધાત્માએ શું કરવું? તે અહીં કહે છે કે-તેણે તપાસ કરવી-ધ્યાન પૂર્વક જોવું-કે 'જેઓ લૌકિક સુખ માટે, નવા નવા ધંધા કરી રહ્યાં છે; તે ધંધામાં તેમને સુખ કેટલું મળે છે; અને દુઃખ કેટલું મળે છે.' પુરૂષને જરા સમજણ થતાં, સ્ત્રીની ઇચ્છા થઇ. સ્ત્રી મળતાં સુખ કેટલું, અને દુઃખ કેટલું! પછી પુત્રની કામના થઇ. પુત્ર મળતાં, સુખ કેટલું અને દુઃખ કેટલું! પછી ધનની ઇચ્છા થઇ. ધન મળતાં, સુખ કેટલું અને દુઃખ કેટલું! પછી પ્રતિષ્ઠાનો પાવક સળગ્યો. આ પાવકમાં સુખ કેટલું, અને દુઃખ કેટલું? આ અજ્ઞાન એટલું બધું રૂઢ થઇ જાય છે; કે-'તેમાં દુઃખ છે' એમ કોઇ બતાવે; તોપણ તે માનતો નથી. તે તો દુઃખને સુખ રૂપજ ગણે છે. ભર્તૃહરિ વૈરાગ્યશતકમાં કહે છે કે—

શિખરિણી વૃત્તમ્.

**न संसारोत्पन्नं, चरितमनुपश्यामि कुशलं ।**
**विपाकः पुण्यानां, जनयति भयं, मे विमृशतः ॥**
**महद्‌भिः पुण्यौघैश्‌-चिरपरिगृहीताश्च विषयाः ।**
**महांतो जायंते, व्यसनमिव दातुं, विषयिणाम् ॥३॥**

અર્થ—સંસારનાં સુખ માટે ઉત્પન્ન થએલું કોઇ પણ કર્મ, હું સુખકર જોતો નથી. કારણકે વિચાર કરી જોતાં તો, પુણ્યનું પરિણામ (ભોગવિલાસ) પણ, મને ભય ઉત્પન્ન કરે છે; કારણકે મહા પુણ્યના ઓઘે કરીને, પ્રાપ્ત થએલા, અને લાંબા કાળ સુધી ભોગવાતા વિષયો પણ, વિષય ભોગવનાર પુરૂષોને, મહા દુઃખના કારણ રૂપ થઇ પડે છે. (૩)

સ્વર્ગમાં ઇંદ્રને પણ, જો ઘણામાં ઘણું સુખ હોય; તો તે વિષયભોગનું સુખ છે. પુણ્ય ક્ષિણ થાય; ત્યારે ઇંદ્ર પણ ખરી પડે છે. વિજ્ઞાનશતક બોલે છે કે—

શાર્દૂલ વિ૦

**यद्येता मदनेषवो मृगदृशश्‌-चेतःकुरंगारयो**
**धीराणामपि नो भवेयुरबलाः, संसारमायापुरे ॥**
**को नामामृतसागरे न रमते, धीरः सदा निर्मले ।**
**पूर्णानंदमहोर्मिरम्यनिकरे, रागादिनक्रोज्झिते ॥४१॥**

અર્થ—આ સંસારરૂપી માયાપુરીમાં—ગંધર્વનગરીમાં, ડાહ્યા માણસોનાં મનરૂપી હરણોને હણવાને, સ્ત્રીઓરૂપી મોહ બાણો ન હોત; તો રાગદ્વેષ રૂપી મગરમચ્છોથી રહિત, પૂર્ણાનંદ રૂપી મોટી મોટી ઉર્મિઓના સમુદાયોથી સુંદર, એવા નિર્મળ અમૃતસાગરમાં, કયો ધીર પુરૂષ વિહાર ન કરત? સૌ કરત. [૪૧]

હિરણ્યકશીપુને માર્યો પછી, 'માગ ! માગ !' એમ પ્રલ્હાદને, પ્રભુએ કહ્યું હતું: તેના જવાબમાં પ્રલ્હાદ બોલ્યો હતો કે—

[વસંતતિલકા૦]

**दृष्टा मया दिवि विभोऽखिलधिष्ण्यपाना—**
**—मायुः श्रियो विभव इच्छति यान् जनोऽयम् ॥**
**येऽस्मित्पितुः कुपितहासविजृंभितभ्रू—**
**विस्फूर्जितेन लुलिताः स तु ते निरस्तः ॥२३॥**

[ભાગવત સ્કંધ ૭ અ. ૯] વિગેરે.

ભાવાર્થ—પ્રલ્હાદ બોલ્યો હતો કે—"ઇંદ્રાદિ લોકપાળો, મારા પિતાની કરડી આંખ દેખીને, થથરી જતા હતા. એટલે ઇંદ્રાદિને પણ ખઈ સુખ નથી. વળી મારો પિતા—કે—જે-પોતાને ઇશ્વર સમજતો હતો; પગને ધમકારે પૃથ્વીને ધ્રુજાવતો હતો; હાક મારીને દિગ્પાળોને ડોલાવતો હતો; ઇંદ્રની અમરાવતીમાં રાચતો હતો; જેને રાજી રાખવા, મોટા મોટા ગંધર્વો ગાતાં હતા; અને અપ્સરાઓ નાચતી હતી; ઇંદ્રાદિ દેવો 'જી હાં હજુર !' કહીને, જેની ખીજમતમાં ખડા ખડા રહેતા હતા; તે શૂરવીર—તે ભડવીર—તે સુખ સંપત્તિથી સંપૂર્ણ રીતે ભરેલો—કોઇનો માર્યો મરે નહીં; એવા વરદાન વાળો—મારો આ પિતા, મારી નજર પાસે, આજ પૃથ્વી ઉપર પડયો છે. માથેથી મુગટ ઉડી પડયો છે. વાળ અને વસ્ત્રો, ધુળમાં રોળાઇ રહ્યાં છે. મુખ અને આંખ ફીટી રહ્યાં છે; પગ પહોળા થઇ ગયા છે; આભુષણો વેરાઇ ગયાં છે. બસ ! માનવી આવો પરાધીન, અને પામર હોય; અથવા-બસ ! સંસારનાં અનેક સુખ, માનવીને આખરના અંજામમાંથી બચાવી શકતાં ન હોય ! તો—હે હરિ ! મારે આવાં સુખની જરા પણ લાલસા નથી. ઘડી તડીનાં સુખ માટે, કરોડો દેતાં ન મળે—એવું મોઘું આયુષ્ય, ગુમાવી નાંખવાની, મારે જરા પણ અવકાશ નથી." [આ બધી આપણી વાતો છે. સાંભળો છોને !]

અત્યારે જુઓને ! રાજા મહારાજા, અથવા દેશના હાકેમો, પધારતાં અને વિદાય થતાં, તોપોની સલામતી અપાય છે. દેશનું લશ્કર નમન કરે છે. પ્રજાવર્ગ સન્માન માટે મોટી ધામધૂમ કરે છે; પણ ઇતિહાસ કહે છે કે—**"આ બધા સંસારસાગરના, નાના મોટા પરપોટા છે; આજ નહીં તો કાલે ફુટી જશે. આ બધા બગીચાનાં પુષ્પો છે; આજ નહીં; તો કાલે કરમાઈ જશે."**

પદ—"અરે ! આ માનવનું અભિમાન, પલકમાં પડી જશે રે !
ગૌરવ ગળી જશેરે—અરે ! આ૦ વિગેરે.

હજારોને હિંમત આપનારા, વૈદ્ય ડોકટરોને તપાસોને ! તેમને પૂછી જુઓને ! કે—તમને મોતથી બચાવનાર, કોઇ ઉપાય છે ? ભર્તૃહરિ કહે છે કે—

શાર્દૂલ વિ૦ [વિજ્ઞાનશતક]

**आयुर्वेदविदां रसाशनवतां, पथ्याशिनां यत्नतः ।**
**वैद्यानामपि रोगजन्म वपुषो, ध्वंतयतो दृश्यते ॥**
**दुष्प्रक्षुःकवलीकृतत्रिभुवनो, लीलाविहारस्थितः ।**
**सर्वोपायविनाशनैकचतुरः, कालाय तस्मै नमः ॥६६॥**

ભૂલ—આગળ ૭૪૧ મે પાને છેલ્લા પારીગ્રાફમાં બીજી લીટી. 'તે દુર્ગુણથી ઉંચા છે' તેને બદલે 'દુર્ગુણથી નીચા છે' એમ સુધારવું.

**અર્થ**—જે વૈદ્યો આયુર્વેદને સારી રીતે જાણે છે; આરોગ્યને માટે રસાયણો ખાય છે; અને યત્નપૂર્વક પથ્ય ભોજન કરે છે; આટલું કર્યા છતાં પણ, તેઓના શરીરમાં રોગ દેખાવ દેછે; અને તેઓ અંતકાળના ભોગ થઇ પડે છે. જે કાળ ભયંકર દૃષ્ટિપાત કરીને, ત્રણ ભુવનનો, રમત માત્રમાં કોળીયો કરી જાય છે; અને લોકો કાળથી બચવા માટે, અનેક ઉપાયો કરે છે; પરંતુ તેના સર્વ ઉપાયોનો નાશ કરવામાં, જે કાળ મહાન ચતુર છે; તે કાળરૂપી પરમાત્માને હું નમસ્કાર કરૂં છઉં. [૬૬]

[ખાસ સૂચના—વૈદ્ય ડોકટરોના અને જોશીઓના ધંધાને, મન્વાદિ સ્મૃતિકારોએ, હલકા ગણ્યા છે. તેમનાં અન્ન ધન લેનારને પણ, પાપ લાગે છે; માટે વૈદ્ય ડોકટરોએ અને જોશીઓએ, પોતાના ધંધા સાથે, પરમારથની પાકી પાળ બાંધતાજ રહેવું જોઇએ. નહીં તો—તેમનો પરિવાર સુખેથી પૈસા ઉડાવશે; અને તેમને માથે, પાપનાં પોટલાં પડયાં જ રહેશે. આ પાપ તેમને નવો—નીચો—જન્મ ઘડી આપશે.]

ઉપલી મોતની વાત તો, આપને સૌને કહેવાય; બહાર કોઇને કહેવાય નહીં. કારણકે—

**पीत्वा मोहमयीं प्रमादमदिरा-मुन्मत्तभूतं जगत्** ॥૭॥ (વૈરાગ્યશતક)

મોહરૂપી મદિરા પીઇને, આ જગત્ ઉન્મત્ત બની ગયું છે. સાંભળવા નવરૂં નથી. કદિ સાંભળે; તો પાળવાની અવકાશ નથી.

**तत्त्वध्यानेन अन्वीक्षेत**—'સંસારના સુખને તત્ત્વ દૃષ્ટિથી જોવું'; એમ કહ્યું. અમર બનવાની આશાથી તપ કરનારો હિરણ્યકશીપુ, તપના સમયમાં તેના દુઃખનો પાર નહોતો. તપનાં સુખ ભોગવતી વખતે, તેના અજ્ઞાનનો પાર નહોતો. પૂર્વના કોલ પ્રમાણે, અંત વખતે પ્રભુ પધાર્યા; બાકી ગાંડપણનો પાર નહોતો. તેવોજ રાવણ ! નહુષે ઇંદ્ર બનવા પુણ્યના ઢગલા કરી નાંખ્યા; પણ કુબુદ્ધિ ગઇ નહીં. કાચંડો બન્યો. પુરૂરવા ઘણાં પુણ્યના ફળરૂપે, ઉર્વશીમાં બહુ રમ્યો; પણ અંતે વિયોગનો બળાપો બહુ રહ્યો. યયાતિરાજા દેવયાનીના રંગમાં, ઢંગધડા વિનાનો બની ગયો હતો. આપણા પુત્રાદિ સામે જુઓને ! જે રંગ પીઇપીઇને, માતા પિતા થાકી ગયા; તનમન અને ધનથી હારી ગયા; વૃદ્ધ વાનર જેવા નિર્માલ્ય બની ગયા; તે —રંગમાંજ—તે ખુવારીમાંજ—તેઓ કુદી પડે છે. કુદતાં સ્વધર્મ પણ ચૂકી જાય છે. દવાખાનામાં ખાટલા જુઓને ! ઘણા ભોગી, તે ઘણા રોગી કદિ તેઓ સંસારને તત્ત્વદૃષ્ટિથી જુએ; તો સત્યવસ્તુનું ભાન થાય.

'સંસારી એટલે બુડી જવાના; અને ત્યાગી એટલે તરી જવાના.' એવું સ્થૂલ દૃષ્ટિથી દેખાય. અથવા સ્થૂલ દૃષ્ટિવાળા એમ બોલે; પણ તત્ત્વદૃષ્ટિવાળા તો કહે કે—

**कृष्णो भोगी शुकस्त्यागी, राजानौ जनकराघवौ ।**
**वसिष्ठः कर्मकर्ता च, ते पते ज्ञानिनः स्मृताः ॥**

અર્થ—શ્રીકૃષ્ણ ભોગી હતા; શ્રીશુકદેવજી ત્યાગી હતા. જનક અને રામચંદ્રજી રાજા હતા; વસિષ્ઠ મુનિ કર્મકાંડી હતા. પ્રારબ્ધ ભેદવડે તેમનો વિલક્ષણ વ્યવહાર હતો; તોપણ તેઓ જ્ઞાની હતા; તેઓ જીવન્મુક્ત હતા; એમ સૌ કોઇ કહે છે.

વિચારસાગરના સપ્તમ તરંગમાં તત્ત્વદૃષ્ટિ, અદૃષ્ટિ અને તર્કદૃષ્ટિ એવા ત્રણ શિષ્યોની

કથા છે. કહેવાનો હેતુ એ છે કે-જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ. જગતને જે દૃષ્ટિથી જુઓ; તે તેવું દેખાય. ખડબચડાં લાકડાંને પોલીશ કરવા રંદો; તેમ ખડબચડી બુદ્ધિને પોલીશ કરવા માટે, નિશાળો-કોલેજો પાઠશાળા-મદ્રેસા વિગેરે. તેથી આગળ, સદ્ગુરૂનું શરણુ, અને બ્રહ્મવિદ્યાની ચર્ચા.

પ્રભુ આગળ શું કહે છે તે સાંભળો—

**सुप्तस्य विषयालोको, ध्यायतो वा मनोरथः ॥**
**नानात्मकत्वाद्विफलस्–तथा भेदात्मधीर्गुणैः ॥ ३ ॥**

**અર્થ**—ઇંદ્રિયોથી જે જે વિષય જાણુવામાં આવે છે; તે સઘળા ખોટા વિષયો છે; કારણુકે તેઓ અનેક પ્રકારના હોય છે; અને અનિત્ય-ક્ષણુભંગુર હોય છે. જે જે અનેક પ્રકારનું હોય છે; તે તે ખોટું હોય છે. તેમજ મનથી ઉત્પન્ન થતાં સ્વપ્ન, અને મનથી ઉત્પન્ન થતા મનોરથો, અનેક પ્રકારના હોવાથી ખોટાં છે. સુતેલાનાં સ્વપ્નો, અને જાગ્રત પુરૂષના મનોરથો, ખોટાં છે. આવું અનુમાન કરવાથી પણુ, કર્મના ફળમાં, અનાસક્ત થવાય છે. [૩]

૩ વિવેચન—

**सुप्तस्य**—જાગ્રત્ તથા સ્વપ્નમાં સરખામણી તથા ભેદ, બૃહદારણ્ય ઉપનિષદ્માં, અધ્યાય ચોથો ત્રતીય બ્રાહ્મણુમાં જનક અને યાજ્ઞવલ્કયના સંવાદરૂપે છે. આત્મપુરાણુના ભાષાંતરમાં પણુ, અધ્યાય છઠ્ઠામાં (પાનું ૨૦૯) આજ વાત જણુાવેલી છે. અહીં તે બાબતને ટુંકાવીને, થોડામાં બહુ સારી રીતે વ્યાસ કહે છે. ઉપનિષદો અનુભવીની વાણી! કાના માતર વિનાની. બોડીયા અક્ષર ભણ્યા હોય; તેજ સમજી શકે.

સ્વપ્નમાં સ્વપ્નના પદાર્થ ખરા. સ્વપ્નમાંથી જાગ્યા પછી, તે તમામ ખોટાં માલમ પડે. જાગ્રતમાં જગત્ સાચું-જગતના પદાર્થો સાચા. જાગ્રત્માંથી જાગ્યા પછી, એટલે તત્ત્વનું જ્ઞાન થયા પછી, જગત્ મિથ્યા-જગત્ના પદાર્થો મિથ્યા-ભુલવણી જેવા.

જે ઘણા તે ખોટાં-અને જે એક તે સાચું. જે સ્ત્રીને ઘણા પતિ, તે વેશ્યા; જેને એક પતિ, તે સતી-પતિવ્રતા. જે શિષ્યને ઘણા ગુરૂ, તે રજળતો; અને જેને એકજ ગુરૂ, તે પ્રભુનો પ્યારો. જેને બાદ કરતાં આવડે; તે એકને શોધી શકે; જે સરવાળા મૂકયેજ જાય; તેનો એક ગુમ થઇ જાય.

સંસારમાં ઘણા દહાડા સરવાળા મુકયા પછી; એટલે ઘણાની દોસ્તી-ઘણી મીલ્કત-ઘણું ભણુતર, મોટી મોટી સભાઓમાં સત્કારની લ્હાણુ-વિગેરે કર્યા પછી, હારીને હેઠે બેઠા વિના છૂટકો જ નથી. હેઠા બેઠા પછી તો, બાદ બાકી જ ચાલે. પહેલા ઘણા મળતા હતા; પછી થોડા મળે છે. પછી માત્ર ઘરનાંજ મળે; અને છેવટે ઘરનાં પણુ કંટાળે.

---

૩ પદચ્છેદ—**सुप्तस्य विषयालोकः-विषयाणां आलोकः** (અનુભવ)-સુતેલા માણુસને વિષયોનો અનુભવ. **वा**-અથવા. **ध्यायतः मनोरथः**-ચિંતવન કરનારને મનોરથ. **नानात्मकानां भावः नानात्मकत्वं तस्मात्**-અનેક પ્રકારનું હોવાથી. **विफलः**-વિફળ છે. **तथा**-તે પ્રમાણેજ. **गुणैः**-ગુણોથી-ઇંદ્રિયોથી. **भेदेन आत्मनि या धीः** (જ્ઞાન) **सा-भेदात्मधीः**-જે જે જુદા જુદા વિષય જાણુવામાં આવે છે; તે જ્ઞાન પણુ મિથ્યા છે.

એટલે પછી-માત્ર શ્રીહરિ ! જીવ અનાદિનો સ્ત્રીપુત્રાદિમાં વળગેલો છે; તેથી કદિ મરવા વખતે, વલખાં મારે; લોલુપતા કરે; તો જેને તે જંખે છે; જેને માટે તે પોતાનું અવસાન બગાડે છે; તેઓજ તેને ખખડાવીને કહી દે છે કે-'ડૅા. કહ્યું; તે સાંભળ્યું ને ! એટલે તમે હવે ઘડી બેઘડી છો. હવે અમે તમારાં નથી; અને તમે અમારાં નથી. હવે તો તમે ભગવાનને ભજો ! એકમાંજ ચિત્ત રાખો ! વિગેરે વિગેરે.' જેઓ આ બાદબાકી શીખતા નથી; તેમને જગત્ બાદબાકી શીખવે છે. એટલે-**नानात्मकत्वात् विफलः मनोरथः**-નાના પ્રકારના મનોરથો વિફળ છે. જે મનોરથ એક જ પ્રકારનો હોય; તે સફળ છે. એટલે સંસાર-લૌકીક મનોરથોની બજાર-લૌકિક મનોરથોનું ચૌટું છે. લૌકિક-મનોરથોનોજ વેપાર સંસારમાં થાય છે. પ્રલ્હાદે માગ્યું કે-'હે હરિ ! જો આપ રાજી થયા હો; તો મારા હૃદયમાં, લૌકિક મનોરથ (કામના) ઉત્પન્ન ન થાય; તેમ કરશોજી."

હવે પ્રભુ આગળ કહે છે; તે સાંભળો—

**निवृत्तं कर्म सेवेत, प्रवृत्तं मत्परस्त्यजेत् ॥**
**जिज्ञासायां संप्रवृत्तो, नाद्रियेत् कर्मनोदनाम् ॥४॥**

અર્થ—મારે શરણે આવેલા પુરૂષે, સકામ કર્મનો ત્યાગ કરવો; અને નિત્ય નૈમિત્ત કર્મ, કે જેઓ નિષ્કામ છે; તે કર્મો કરવાં. આત્મવિચારમાં સારી રીતે પ્રવૃત્તિ થયા પછી તો, નિત્ય તથા નૈમિત્તિક કર્મોનો પણ, બહુ આદર કરવો નહીં. [૪]

૪ વિવેચન—

વિદ્વાનોનાં અનેક વ્યાખ્યાનોનો-આ સમન્વય છે-આ સાર છે. સાવધાનતાપૂર્વક સાંભળો છો ને ? જ્યાં જ્યાં કામ કરવા ઉતરો; ત્યાં ત્યાં પરિશ્રમ સફળ થાય; એવી ગોઠવણો સાધતાજ રહેવી જોઇએ. અહીં સુધી પધાર્યા છે; સાંભળવા બેઠાં છો; તો ધ્યાનપૂર્વક સાંભળજોજી. પરિશ્રમ સફળ થાય. (પ્રથમ અરધા શ્લોકની વાત કરીએ—)

**मत्परः**—મને પરાયણ. મારી ગરજવાળો. એવા 'મત્પર'ને માટે પ્રભુનાં આ વચનો છે. આ જગતમાં જે જુઠું, તે જીવને ગમે છે. એટલે જુઠાને પરાયણ થતાં, વાર લાગતી નથી; અને સાચાને પરાયણ થવું અઘરૂં કામ છે. સ્ત્રીને સ્ત્રી થવું ગમે; પણ પતિને પરાયણ રહેવું ગમે નહીં. પુત્રોને માતા પિતાનો વારસો લેવો ગમે; પણ માતાપિતાને પરાયણ રહેવું ગમે નહીં. મંદિરોમાં જે દર્શન કરવા આવે; તે સ્ત્રીપુત્રાદિકને જેટલા પરાયણ રહે; તેટલા દેવને, કે સદ્ગુરૂને, પરાયણ રહે નહીં. સત્ત્વગુણ વધે; ત્યારે સ્વધર્મ ગમે. સ્વધર્મ વધે; ત્યારે પ્રભુને પરાયણ થવાય. જ્યાં સત્ત્વગુણ-એટલે શાંતિ, દયા, ક્ષમા, સરલતા-નથી; ત્યાં સ્વધર્મ નથી; જ્યાં

૪ પદચ્છેદ—**मत्परः**-મને પરાયણ થએલા-મારે શરણે આવેલા-પુરૂષે. **प्रवृत्तं त्यजेत्**-સકામ કર્મનો ત્યાગ કરવો. **निवृत्तं कर्म सेवेत**-નિત્ય અને નૈમિત્તિક કમ કે જેઓ નિષ્કામ છે; તે કર્મ કરવાં. **जिज्ञासायां संप्रवृत्तः**-આત્મવિચારમાં સારી રીતે પ્રવૃત્ત-ઉદ્યમશીલ-થયા પછીતો. **कर्मनोदनाम् न आद्रियेत**-નિત્ય નૈમિત્તક કર્મનો બહુ આદર કરવો નહીં.

સ્વધર્મ નથી; ત્યાં પ્રભુપરાયણુતા નથી. ગીતામાં **मत्परः** (મને પરાયણુ) સબ્દ વારંવાર આવે છે; પણુ જે સદ્ગુરૂને પરાયણુ નથી; તે પ્રભુને પરાયણુ કેમ થઇ શકે! એકડા આવડતા નથી; તેને અઢીયાનાં પલાખાં કેમ આવડે ? આ બધું બની શકે એવું છે. પણુ પરવા નથી. પરવા પ્રગટે; તો સદ્ગુરૂમાં પ્રેમ થાય–સદ્ગુરૂમાં પ્રેમ થાય; તો પરાયણુતાની પવિત્ર તાલીમ લેવી ગમે.

**मत्परः** પુરૂષે શું કરવું ? તે કહ્યું કે–'સકામ કર્મનો ત્યાગ કરવો; અને નિત્ય નૈમિત્તિ કર્મ, કે જે નિષ્કામ છે; તે કરવાં.' તે સંબંધી વિચાર કરીએ–

સકામ કર્મો–સ્વર્ગના સુખમાં પણુ જેમને વૈરાગ્ય થાય; તે સકામ કર્મ તજી શકે. સુખનો ત્યાગ કરવો; તે ઉત્કૃષ્ટભૂમિકા; કારણુકે જગત્ આખું સુખ માટે મથી રહ્યું છે. જેને જે ગમે; તે તે આપણુને શીખવે. જ્ઞાને કરીને આપણુા પોતાના જગત્થી આગળ વધીએ; એટલે–સમ્રાટોનાં સુખ પણુ, જ્ઞાને કરીને તુચ્છ લાગે. અહલ્યાના ઘરમાં રમતો ઇંદ્ર, હિરણ્યકશીપુથી થડકતો ઇંદ્ર, રાવણુના પુત્રથી જીતાએલો–ઇંદ્ર પણુ, જ્યારે જ્ઞાને કરીને આપણુને તુચ્છ લાગે; ત્યારે સકામ કર્મોમાં પ્રીતિ થાય નહીં; એટલે જ્યારે કર્મનાં ફળ લેવા, નિષ્કામ મન લલચાય નહીં; ત્યારે આપણુને માનવની કર્મભૂમિ–દેવોની દેવભૂમિ કરતાં, ઉત્તમ જણુાય.

દોહરો—પશુકી પેજાની હોત, નરકી કછુ ન હોત;
**નર જો શુભ કરણિ કરે, તો નરનારાયણુ હોત**—સીયાવર૦

નારાયણુના પદને પામવાનું દ્વાર, માનવતા છે; એમ ખરેખર સમજાય. માનવતામાં લૌકિક સુખ ન મળ્યાં; તો માનવતા નિષ્ફળ ન ગણુાય ?—જવાબ સાંભળો—

દોહરો—સાત ગાંઠ કૌપીન હે, અરૂ ભાજી બીનુ લુણુ;
તદપિ હૃદય રઘુવીર વસે; તો ઇંદ્ર બાપડો કોણુ ?—સીયાવર૦

'સંસાર ધુમાડાના બાચકા જેવો છે;' 'સંસાર સ્વપ્ના જેવો મિથ્યા છે;' 'સંસારનાં સુખ વીજળીના ચમકારા જેવાં છે;' '**आयुः कल्लोललोलं** આયુષ્ય જળના તરંગ જેવું ચપળ છે;' વિગેરે વિગેરે ઘણી વાર સાંભળીએ છીએ; ઘણી વાર આપણે પોતે અનુભવીએ છઇએ. તેથી સકામ કર્મોમાં પ્રીતિ કરવી નહી.

**नित्यकर्म**—જે કર્મ હમેશ કરવાનું હોય; તે નિત્યકર્મ કહેવાય છે. સંધ્યાવંદનાદિ નિત્ય કર્મ કહેવાય છે. હિંદુઓ સંધ્યા કરે; જૈનો સમાગ કરે; મુસલમાનો નિમાજ કરે; ખ્રીસ્તીઓ પ્રાર્થના કરે–વિગેરે–વિગેરે. આવું કાંઇક નિત્ય કર્મ, દરેક ધર્મને ગમ્યું છે; અને અનાદિકાળથી તે ક્રિયાઓ ચાલી આવે છે. આ નવયુગમાં લગભગ ૨૦–૨૫ વરસથી, આ ક્રિયાને, દરેક ધર્મમાં આંચકો લાગ્યો છે. ઘણા બ્રાહ્મણાદિ સંધ્યા કરતા નથી; ઘણા જૈનો સમાગને વિસરી ગયા છે; ભણેલા ગણેલા ઘણા મુસલમાનો, નિમાઝને ફારસ સમજે છે. ધર્મનું રક્ષણુ ક્રિયાથીજ થાય છે; પણુ અત્યારે—

શિખરિણીવૃત્ત—**न संध्यां संधत्ते, नियमितनिमाजं न कुरुते ।**
**न वा मौंजीबंधं, कलयति न वा सुनतविधिम् ॥**
**न रोजां जानीते, व्रतमपि हरेर्नैव कुरुते ।**
**न काशी मक्का वा, शिवशिव न हिंदुर्न यवनः ॥**

[ આ શ્લોક દરેક ધાર્મિક સ્થાનોમાં, અને નિશાળોમાં, ચોડી દેવો જોઇએ. ]

અર્થ—ઘણા ભાઇઓ સંધ્યા કરતા નથી; તેમ નિમાજ પણ કરતા નથી. તેમને જનોઈ અગર કંઠી નથી; તેમ સુનત પણ નથી. વળી તેઓ રોજા નથી કરતા; તેમ એકાદશીનું વ્રત પણ કરતા નથી. યાત્રા માટે તેઓ કાશીએ, અગર મક્કા જતા નથી. ત્યારે આ ભાઈઓ હિંદુ હશે કે મુસલમાન? તેની કાંઇ ખબર પડતી નથી. (ત્યારે તો જે નહીં ઘોડું, અગર નહીં ગધેડું; તે જેમ ખચ્ચર કહેવાય છે; તેમ આ ભાઈઓ વર્ણસંકર પ્રજા કહેવાય છે. જેને કોઈ પણ પ્રકારનો ધર્મ નહીં; તે પશુ-પામર–અફસોસ કરવા લાયક માનવી ગણાય છે.

સંધ્યા આદિ નિત્ય કર્મનું રહસ્ય–કેટલાએક તેને વેઠ સમજે છે; પણ તે વેઠ નથી. જીવ અનાદિ કાળથી, સ્રીપુત્રાદિના મમતાના પુરમાં તણાતો તણાતો, ચાલ્યો આવે છે. તે સાથે ધંધો પણ તેને ધમી નાંખે છે. તેને આ માનવને આરે–માનવને અવતારે, પળે પળે બચાવી લેવાની જરૂર છે. પળે પળે ન બને; માટે દિવસમાં ત્રણ વખત-નિત્ય કર્મ થાય છે. નોળીયાસર્પની લડાઈ, અનાદિ કાળથી ચાલી આવે છે. સર્પનું ઝેર ભયંકર છે; તે સૌ જાણે છે. તોપણ નોળીયાને બચાવી લેવા માટે, તેના દરમાં અમુક પ્રકારની જડીબુટ્ટી હોય છે. નોળીયાને સર્પ બચકાં ભરી લે છે. સર્પનાં બચકાં, એટલે મોતનાં મંડાણ. મોતના મંડાણમાંથી બચવા, નોળીયો પોતાના દરમાં પેસી જઇ, જડી બુટ્ટી સુંઘી લે છે. જડી બુટ્ટી સુંઘી લેતાં, સર્પનું ઝેર ઉતરી જાય છે. તે પ્રમાણેજ–સંસારને અને મોક્ષને અનાદિ કાળથી લડાઇ ચાલી આવે છે. મોક્ષાર્થીને સંસાર બચકાં ભરી લે છે. સંસારનાં બચકાં (મોહ-વાસનાનો રાફડો), એટલે જન્મ મરણની શિક્ષા. આ શિક્ષામાંથી જીવોને બચાવી લેવા, સંધ્યાવંદન જેવી જડીબુટ્ટી, દરેક ધર્મમાં, દરેક જીવની સાથે–ગોઠવી દીધી છે. જેટલી ઘડી સંધ્યાવંદનાદિ ક્રિયા થાય; તેટલી ઘડી, સંસારનાં કામને પડયાં મેલવાંજ પડે. તેટલી ઘડી, મનને કાંઇક રાહત મળેજ–શાંતિ મળેજ. મનની શાંતિ એજ જીવનનો ઉત્કૃષ્ટ ભૂમિમાં વાસ! મનને મળેલી આ શાંતિ, જીવને કલ્યાણને પગથીએ ચડાવે; એટલુંજ નહીં; પણ–આ શાંતિથી જીવ તેનાં પોતાનાં સંસારનાં કામકાજ પણ સારી રીતે કરી શકે છે. ઘર હમેશાં વાળવું; તે જેમ પોતાનાજ લાભ માટે છે; તેમ સંધ્યાવદનાદિ નિત્ય કર્મ કરવું; તે પોતાનીજ શાંતિ (ચેન) માટે છે. જેમ બે ઘર વચ્ચે, નાની બારી હોય; તો પાડોશી એક બીજાની સાથે વાત ચીત કરે; તેમ જીવાત્મા અને પરમાત્મા વચ્ચે, સંધ્યાવંદનાદિ ક્રિયારૂપી, નાની બારી છે. એક બીજાને મળી શકે.

ઘણા અવળચંડા–પાપ લઇને પ્રગટયા છે તે–તેથી જેઓ પોતાના કલ્યાણની વાત ને સમજતા નથી; તે ભાઈઓ, અને તે બ્હેનો, આવા સુલભ ધર્મની હાંસી કરે છે. યોગ, સમાધિ, ધારણા વિગેરે મોટાં મોટાં સાધનનું, આ નાનું સ્વરૂપ છે; આ પ્રથમ અંક છે.

જનોઈવાળા માટે ધાર્મિક પ્રથમ પોથી, અને જનોઈ વિનાના માટે, ધાર્મિક બીજી પોથી–એમ સંધ્યાની બે પોથીઓ, અહીંથી તૈયાર કરીને બહાર પાડી છે. દરેકની કીંમત માત્ર છ પાઇ, પોસ્ટેજ છ પાઈ. હવે તો આપે સૌએ, પોતાના અધિકાર પ્રમાણે, સંધ્યાવંદન કરવુંજ જોઇએ. ત્રણ વખત ન બને; તો બે વખત, અવશ્ય કરવું જોઇએ. બને ત્યાં સુધી સ્નાન કરીને ક્રિયા કરવી. તેમ ન બની શકે; તો દસ બાર કોગળા કરીને મુખ ધોવું; આંખો ધોવી. કોણી સુધી હાથ ધોવા; અને ગોઠણ સુધી પગ ધોવા. અહો! આવી સુંદર કથા સાંભળીને, જેઓ શાંતિથી, **શાંતિ માટે** બેસતાં ન શીખ્યા; તે ખરેખર ભવેભવ ભટકનારાં છે.

હવે નૈમિત્તિક કર્મની વાત કરીએ-જન્મ, લગ્ન, મરણ, શ્રાદ્ધ, આદિ નૈમિત્તિક કર્મ છે. શ્રાદ્ધની વાત કરીએ!

શ્રાદ્ધ–રૂડા દેખાતા ઘણા–ડાહ્યા ડાહ્યા પંડિતો, આચાર્યો, ભકતો, જ્ઞાનીઓ, અને એવો એવો ડોળ–દંભ કરનારા ઘણા લોકો, પોતાના પિતાનું શ્રાદ્ધ કરતા નથી. તે દિવસે સગાં વ્હાલાંનો વ્યવહાર સાચવવા, મિષ્ટાન્ન કરે છે. પણ મરનારનો સંબંધ સાચવવા, પિંડદાન આપતા નથી. મરનારને પિંડદાન અને તર્પણની અંજળી અવશ્ય મળવી જોઈએ. શ્રીરામ અને જનક જેવા મોટા જ્ઞાની, પિતાનું શ્રાદ્ધ કરતા હતા. શ્રાદ્ધના દિવસને તેઓ પવિત્ર માનતા હતા. છતાં જ્ઞાનનો ડોળ કરનારાં ઘણાં સ્ત્રીપુરૂષો, એમજ માની બેઠાં છે કે–'અમારે હવે કાંઈ કરવાનું નથી.' નરસી મહેતા જેવો ભક્તરાજ, પોતાના બાપનું શ્રાદ્ધ કરતો હતો; અને બે પાંચ ભજન ગાઇને, ભક્ત બનેલા–દંભી ભકતો, કહી રહ્યા છે કે–'અમારા ભકિતમાર્ગમાં, એવું કાંઇ હોય જ નહીં.' આ દૃષ્ટાંતો વિચારવા જેવાં છે. મરનારના શ્રાદ્ધને દિવસે, સગાં વ્હાલાં જમે; ગાય જમે; કુતરૂં જમે; કોઇ અતિથિ પણ જમે; પણ મરનાર ભૂખે મરે. કેટલાએક ભણેલા ગણેલા હજી શંકામાં છે કે–'તે દિવસે બ્રાહ્મણાદિ જમે; તે મરનારને કેવી રીતે પહોંચે? પહોંચેજ નહીં. માટે આ પણ એક પોગળ છે.' આવાં અનેક સમાધાન માટે 'શ્રાદ્ધ' નામનું એક નાનકડું પુસ્તક, આપને લખી આપ્યું છે. કીંમત માત્ર ત્રણ પાઈ, પોસ્ટેજ છ પાઇ. વાંચ્યું ન હોય; તો અવશ્ય વાંચવું. દ્રવ્યની સગવડ હોય; તો શ્રાદ્ધને દિવસે, મણને બદલે બે મણનો લાડુ કરો છો; પણ શ્રાદ્ધમાંથી શ્રદ્ધા ઓછી થતી જાય છે; તે શ્રદ્ધાને ટકાવવા, અગર જમાવવા, શ્રાદ્ધનાં પુસ્તકો મંગાવીને, વહેંચી શકતાં નથી. પામર દપકાને પાત્ર છે. સનાતનની રક્ષા, માત્ર વાતો કરવાથી, હવે નહીં થાય. હવે તો ગરજ હોય; તો કાંઇક કરી બતાવો! અમારૂં પુસ્તક ન ગમે; તો એવું નવું–ટુંકામાં અને સરલતામાં–બનાવીને, સમાજને આપો. ધનના ઢગલા કજીયાના કાકા છે. જ્ઞાન માટે થએલું ધનનું ર્લીપણુ, બહુજ શોભશે. સંપ્રદાયોની અને મહંતોની ગાદીઓની શોભા, ધનથી નથી. સોના રૂપાની અંબાડીથી, અથવા બે પાંચ પંદર હાથીથી પણ નથી; પણ જ્ઞાનથી છે. જ્ઞાન પછીજ વૈરાગ્ય, અને પછી જ ભકિત પ્રગટે છે. જ્યાં જ્ઞાન નથી; ત્યાં કાંઈ ભાન નથી. વિદ્વાનો, પંડિતો, પુરાણીઓ અને સાધુસંતો, પૈસા કમાઇને, ધનવાન થવામાં રાજી રહે છે; બે પાંચ બંગલા કરાવી નાંખે છે; ઘરમાં સુંદર ફરનીચર, અગર સોના રૂપાના દાગીના કરાવીને, રાજી થાય છે. આ રાજીપો તેમને પામરતા તરફ ઘસડી જાય છે. તેમને દેવ મટાડીને, માનવ અથવા દાનવ બનાવે છે. મહીનામાં બે ત્રણ વખત, અને તેમ ન બને; તો દર માસે, અજ્ઞાનમાં પીડાતી પ્રજાને બચાવવા, નવાં નવાં પુસ્તકો, હજારોની સંખ્યામાં, ધનવાન બ્રાહ્મણે, અગર ધનવાન સાધુ મહંતે, અગર ધનવાન સંસ્થાઓએ, બહાર પાડવાંજ જોઇએ. કદિ છપાવી ન શકો; તો અહીંથી તૈયાર થએલાં, નાનાં નાનાં પુસ્તકો, મંગાવીને વહેંચવાં જોઇએ. અહીં રૂતુ રૂતુનાં ભોજન તૈયાર છે. આ કાંઇ અમારો ઈજારો નથી; અમારૂં અભિમાન નથી. આપનાં ચરણમાં અમારી નમ્ર અરજ છે.

શ્રાદ્ધ પછી ઉપનયન, વિવાહ તથા મરણ–આ ત્રણે પ્રસંગે, ધાર્મિક ક્રિયાઓ અને ભોજન થાય છે. તે ઉપરાંત, આ પ્રસંગનો શો હેતુ છે; તે સ્ત્રીઓ પણ સમજી શકે; એવાં સરલ નાનાં પુસ્તકો વહેંચાવાં જોઈએ. પડતાં મકાનને રીપેરીંગની ખાસ જરૂર હોય છે; તેમ

પ્રસરતી નાસ્તીકતાને જવાબ દે; એવાં નાનાં ધાર્મિક પુસ્તકોની ખાસ જરૂર છે. આ ત્રણે પ્રસંગ માટે, **ઉપનયન સંસ્કાર ૦–૪–૦. વિવાહ સંસ્કાર ૦–૩–૦.** મરનારે **મરવું કેવી રીતે?** અને મરનારના વિયોગમાં, વ્હાલા સગાએ જીવવું કેવી રીતે? તેનું પુસ્તક ૦–૫–૦. તૈયાર છે. જે ગ્રાહકોએ આ પુસ્તકો જોયાં નહીં; તે મુંબઈ આવ્યાં; પણ તેમણે દોડતી ટ્રામ દેખી નહીં. ધર્માચાર્યોએ, અને જ્ઞાતિના ગોરોએ, આ કામ ખાસ કરવાનું છે. અમારાં પુસ્તક ન ગમે; તો પ્રસંગને અનુસરી, પોતાનાં સંપ્રદાયને ઘટે એવાં, નવાં પુસ્તકો બનાવીને, વહેંચવાં; પણ બેસી રહેવું નહીં. આ યુગપલટો છે; આ આફતનો સમય છે. યુગ પલટો અથવા આફત, સૌની પાસે કામ માગે છે.

ઉપર જણાવ્યા તે નૈમિત્તિક કર્મો ઉપરાંત. દ્રવ્યની સારી સગવડ હોય; શ્રદ્ધા પુષ્કળ હોય અને અન્ય કામ કરનારા હોય; તો યજ્ઞાદિ ક્રિયાઓ કરવી.

સકામ નિંદ્ય છે—ના! તદ્દન નિંદ્ય નથી, તેમાં પણ ગુણ છે. તેમાં પણ પ્રશંસા છે. સાંભળો, કામ, ક્રોધ અને લોભ–આ ત્રણ, જીવની પાછળ વળગેલા છે. ભૂખ તરસ વેઠીને તપ કરવાથી, કામનું બળ કમી થાય છે; ક્ષમા-દયાના ભાવને વધારવાથી, ક્રોધનું બળ કમી થાય છે. ધન વાપરતા શીખવાથી, લોભનું બળ કમી થાય છે. ધનને જ્યાં ત્યાં વાપરી નાંખવા કરતાં, સત્કર્મમાં વાપરવું; તે હજાર ગણો લાભ છે. જીવને માન બડાઇ બહુ ગમે છે. તેથી સત્કર્મમાંથી, માન બડાઇને જીવ તારવી લે છે. સકામ કર્મરૂપી ખોટા હીરાને ઓળખીએ નહીં; ત્યાં સુધી પેટીમાં સાચવીને મૂકીએ! ઝવેરીઓને બતાવતાં સમજાય; કે તે ખોટો હીરો છે; ત્યારે તેને ફેંકી દઇએ. પોળમાં રમનારા ડાઘીઆને પણ માનબડાઇ ગમે છે. મોટા શીંગડા વાળી ભેંશો પણ, ડોલતી ચાલે છે. વૃક્ષો ઉપર કુદનારો વાંદર પણ, માનબડાઇ મળતાં હુકાહૂક કરે છે. એવાજ આપણા બબાભાઈ–મફતભાઇ વિગેરે. જરા માન મળે; જરા કોઇ સ્તુતિ કરે; ત્યાં ફૂલીને ફાલકો થાય. શ્રીઠાકોરજીને રાજભોગ ધર્યો હોય; તો આખા ગામને કહી વળે કે–'આજ અમારો રાજભોગ છે.' જાણે ઠાકોર ભૂખે મરતો ન હોય. બે પાંચ બ્રાહ્મણ જમાડયા હોય; તો સાંજ સુધી આંગણામાં પત્રાળાં પડયાં રાખે. કથા કરનારને કાંઇ આપવું હોય; તો કથામાં હજારો માણસો બેઠાં હોય; ત્યારે સૌ દેખે એમ આપે. રોગી દવાખાને આવતો રહે; તો તેને કોઇ દવા લાગુ પડી જાય; તે પ્રમાણે આવો દંભી પણ, સત્સંગમાં આવતો રહે; તો સત્પુરૂષનાં વચનો, તેને હૃદયે અડી જાય. પછી ખાત્રી થાય કે–'દાન કરીને બડાઇ કરવી; તે શેકીને વાવવા જેવું છે.' 'દાન કરીને સ્વર્ગાદિકની ઇચ્છા રાખવી; તે પણ, જન્મમરણની શિક્ષા માંગી લેવા જેવી ભૂલ છે.' 'ત્યારે દાન કેવી રીતે કરવું? એમ પ્રશ્ન થતાં, રૂડા પુરૂષ બોલે; કે–'નિષ્કામ પણે.' 'જમણો હાથ કરે; તે ડાબા હાથને ખબર ન પડે; એવી રીતે દાન કરવું. વળી દાન કરવું; તે ઘણીજ નરમાશથી-ઘણાજ ભાવથી–શ્રીકૃષ્ણાર્પણ–વિગેરે.'

લોભીને–કંજુસને–અથવા કદરીને; ધર્મને રસ્તે વાળવા માટે, સકામ કર્મની લાલચ અને શોભા, આપવામાં આવે છે. કદરી ફળની લાલચમાં અને જગતની શોભામાં લલચાય છે. કદરી પાઇ ન વાપરે; તે બસો પાંચસો શોભાની ખાતર વાપરે છે. કદરીને લલચાવતાં, પોતે લાલચુ ન બની જવાય; તેની સંભાળ, સંતોએ અને દેવમંદિરોએ, અવશ્ય રાખવાની છે. નહીં તો–'લોભી ગુરૂ અને લાલચુ ચેલા, દોનુ નરકમેં ઠેલમ ઠેલા.' તારનાર બુડી જાય; એવી ધર્મની આંટી ઘુંટી છે.

લાખોની લક્ષ્મી, અનેક રીતે, માલીકના હાથમાંથી છટકી જાયછે; તેમ આપણે સૌ, ઘણીવાર જોઇએ છઇએ. તોપણ આ લક્ષ્મીમાંથી જે ભાગ, સકામ અથવા નિષ્કામ કર્મમાં વપરાયો હોય; તે માલીકને ખાતે જમા નોંધાઇને પડયો રહે છે. કોઇએ નવલાખ રૂપૈયા, સ્ત્રી પુત્રાદિકનાં ભરણ પોષણમાં અને મોજમજામાં વાપર્યા; અને માત્ર નવ રૂપૈયા, વૃદ્ધ માતાપિતાની સેવામાં વાપર્યા. તેને મરણ પછી ખાત્રી થઇ કે–નવલાખ પાણીમાં ગયા; અને નવ તેના ખાતામાં ઉભા છે.'

આ ૪થા શ્લોકમાં પ્રભુ કહે છે કે—**मत्परः** મારે પરાયણ રહેનારા પુરૂષે. એટલે ઉત્તમ કોટિના જીવે. **निवृत्तं कर्म सेवेत**–નિષ્કામ કર્મ કરવું. **प्रवृत्तं त्यजेत्**–અને જેમાં જન્મ મરણની પ્રવૃત્તિ છે; એવું સકામ કર્મ તજી દેવું. આટલો અરધો શ્લોક બરાબર સમજ્યા હશોજી. હવે શ્લોકના બીજા અરધા ભાગની વાત હવે કરીએ—

**जिज्ञासायां**—'જીજ્ઞાસા' એટલે આત્મ વિચાર. જીવ ઉઠે ત્યારથી રાત્રે સુવે; ત્યાં સુધીમાં, હજારો વિચાર કરે; પણ આત્મવિચાર કરે નહીં. કથામાં આવે; ત્યાં પણ સાંભળે ખરો; પણ વિચારે નહીં. દેખાદેખી અને જીજ્ઞાસામાં ઘણોજ તફાવત છે. [પરવા, ગરજ વિગેરે જીજ્ઞાસાના અર્થ છે.] ધર્મના મંદિરોમાં અથવા કથાવાર્તામાં, જે કાંઇ થઈ રહ્યું છે; તે નવાણુ ટકા દેખાદેખી છે. આવી દેખાદેખી પણ ઠીક છે. કારણ કે ખોટા કામની દેખાદેખી પાપ તરફ ખેંચે; તેમ આ દેખાદેખી પુણ્ય તરફ ખેંચે. તોપણ ધ્યેય હજી દૂર છે. દેવ મંદિરો બંધાવવાં, વાવ કુવા કરાવવા; અથવા પાંચસો હજાર ગાંઠે બાંધીને, યાત્રામાં જવાની જીજ્ઞાસા થાય; પણ જ્ઞાન માટે જીજ્ઞાસા થાય નહીં. થાય તો નવાઇ! જેમ પ્રાણીઓમાં મનુષ્ય સૌથી ઉત્તમ; તેમ જીજ્ઞાસાઓમાં જ્ઞાનની જીજ્ઞાસા સૌથી ઉત્તમ છે. કથાવાર્તામાં કથારૂપી સાકર વેરાય. આ સાકર, હાથી જેવાં મોટાં લઇ શકે નહીં. કીડીયો જેવાં નમ્ર હોય; તેજ લઇ શકે. અજ્ઞાન માણસને અક્કડ (અભીમાની) બનાવે; જ્ઞાન માણસને નમ્ર બનાવે. Cold contracts; heat extends. અજ્ઞાન માણસને સંકુચીત કરે; જ્ઞાન માણસને વિશાળ કરે; અજ્ઞાન માણસને નાનો કરે; જ્ઞાન માણસને મોટો કરે; અજ્ઞાનથી માણસ મનુષ્ય રૂપે પશુ બને; અને જ્ઞાનથી માણસ મનુષ્ય રૂપે દેવ બને. દેવની પ્રાર્થના થાય; તેમ મનુષ્યની (સદ્ગુરૂની) પ્રાર્થના થાય. દેવને પુષ્પ ચડે; તેમ મનુષ્યને (સદ્ગુરૂને) પુષ્પ ચડે. જીવ, આત્મા અને જગત્–આ ત્રણ જ્ઞાનના વિચારવા જેવા વિષયો છે. જીવભાવ, અને જગત્ભાવ, ઘણા વિચારે–ઘણી તકલીફે–શમી જાય; પછીજ આત્મવિચાર ફાલે. આત્મા સંબંધી ઘણું જાણનારા–પંડિતો, સંતો, અને કથાકારો, જ્યાંસુધી પોતાના જીવભાવને, અને પોતાના જગત્ભાવને, શમાવી ન શકે; વેરી–ઝેરી નાંખી ન શકે; ત્યાં સુધી આત્માની વાતો, ભવાયાના ખેલ જેવી દેખાય છે.

**जिज्ञासायां प्रवृत्तः**—જેનો જીવભાવ શમી ગયો હોય છે; એવો આત્મવિચારમાં સારી રીતે લાગેલો પુરૂષ. આવા પુરૂષે **कर्मणोदनाम् न आद्रियेत्**–નિત્ય નૈમિત્તિક કર્મોમાં આસક્તિ રાખવી નહીં. કર્મ થાય; ન થાય; તોપણ કાંઇ નહીં; એમ સમજવું. મોટા નફાની પાસે, નાનો નફો હિસાબમાં નથી. કર્મનો ત્યાગ કોણ કરી શકે; તે વાત આપ સૌ, બરાબર સમજ્યા? અનાદિકાળથી આત્મવિચારનો ડોળ કરનારાં ચાલ્યાં આવે છે. આપણે પોતે પણ, આવો ડોળ કરનારાં, કાંઇક કાંઇક છઇએ. બહુજ સાવધાન રહીએ;

તોજ ડોળના દોષથી બચીએ. જ્ઞાની, ભકતો અને પરમહંસો જ્યાં ત્યાં દેખાય છે; તેમાંના લાખે એકાદ બે સાચા; બાકી ડોળજ છે. ગીતા અ. ૩ જો કહે છે કે—

**कर्मेंद्रियाणि संयम्य, य आस्ते मनसा स्मरन् ।**
**इंद्रियार्थान् विमुढात्मा, मिथ्याचारः स उच्यते ॥६॥**

અર્થ—જે મૂઢ માણસ, કર્મેંદ્રિયોને રોકીને, (એટલે ઉપરથી સંતપણાનો–જ્ઞાનનો–ભક્તિનો, અથવા વૈરાગ્યનો ડોળ કરીને,) વિષયોને મનથી સ્મરે છે-વિષયોને અંતરથી ઇચ્છે છે; તે પુરૂષ મિથ્યાચારી–ઢોંગી–કહેવાય છે. [૬]

કડવી તુંબડીને ધોવી; તે કાંઇક સહેલું; ઝેરને અમૃત બનાવવું; તે પણ કાંઇક સહેલું; વાઘ વરૂને પકડી લેવાં; તે પણ કાંઇક સહેલું; વૈરીઓને વ્હાલા કરવા; તે પણ કાંઇક સહેલું; પણ મનને વિષયોથી (વિષયોના સુખથી) વિખુટું પાડવું; તે ઘણુંજ અઘરૂં કામ છે. અઘરૂં છે; તોપણ પ્રયત્ન કરનાર પાસે, તે સહેલું છે; એવાં અનેક દૃષ્ટાંતો ઉભાં છે. માટે નાસિપાસ થવાનું કાંઇ કારણ નથી. રાજાની હજુરમાં રહેનારને, રાજમહેલનાં બીજાં હલકાં કામ, કરવાનાં હોય નહીં. તેમ આત્મવિચારમાં તલ્લીન રહેનારને, નિત્યનૈમિત્તિકર્મ કરવાનાં હોય નહીં. આત્મવિચાર કરનારના સંબંધમાં દુનિયાના સંતો, એક અવાજે બોલે છે કે—

ઉપજાતિ—

**कुलं पवित्रं जननी कृतार्था, विश्वंभरा पुण्यवती च तेन ।**
**अपारसंवित्सुखसागरेऽस्मिं-ल्लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥१॥**

અર્થ—જે મનુષ્યનું ચિત્ત, અપાર જ્ઞાનના અને આનંદના સાગરરૂપ, પરબ્રહ્મમાં લીન થાય છે; તેનું કુળ પવિત્ર છે; તેની માતાને ધન્ય છે; અને તેનાથીજ પૃથ્વી પાવન થાય છે. [૧] પણ આવા મળે કયાં ! કદિ મળે; કે ઘેર આવીને વસે; તો મૂરખ જીવ, બહાર દર્શન કરવા દોડે; અથવા ઘરમાં રહેલી દેવ સેવામાં પડયો રહે !

હજી સાંભળો— શાર્દૂલ વિ૦

**स्नातं तेन समस्ततीर्थसलिले, सर्वापि दत्तावनिर्-**
**यज्ञानां च सहस्रमिष्टमखिला, देवाश्च संपूजिताः ॥**
**संसाराच्च समुद्धृताः स्वपितरस्-त्रैलोक्यपूज्योऽप्यसौ ॥**
**यस्य ब्रह्मविचारणे क्षणमपि, स्थैर्यं मनः प्राप्नुयात् ॥२॥**

કેમ કેવો માલ ? ફરી ફરી આ ગાઓ; અને લખ્યું છે એવા થાઓ ! અર્થ સાંભળો–આતો રત્નો !

અર્થ—જે મનુષ્યનું મન, બ્રહ્મવિચારમાં એક ઘડીવાર પણ સ્થિરતા પામે છે; તેણે સકળ તીર્થના જળમાં સ્નાન ન કર્યું હોય; તોપણ કર્યું છે એમ સમજવું; તેણે પૃથ્વીનું દાન ન કર્યું હોય; તોપણ સકળ પૃથ્વીનું દાન કર્યું છે એમ સમજવું–એમ માની લેવું; તેણે હજારો યજ્ઞો ન કર્યા હોય; તોપણ કર્યા છે એમ સમજવું. થઈ ચૂકયા એમ માની લેવું. તેણે સર્વદેવોને પૂજ્યા નહોય; તોપણ પૂજ્યા છે એમ સમજી લેવું; તેણે પિતૃઓનો ઉદ્ધાર ન કર્યો હોય; તોપણ તેના પિતૃનો ઉદ્ધાર થઈ ગયો છે; એમ સમજવું. તે મનુષ્ય આ ત્રણલોકમાં પૂજ્ય છે. [૨]

જેમ રૂપૈયામાં પાઇ–બે પાઇ, આનો, બે આના, પાવલી, અરધો સમાઈ જાય; તેમ આત્મવિચારમાં, સર્વ કર્મો સમાઇ જાય. **सर्वं कर्माखिलं पार्थ, ज्ञाने परिसमाप्यते** ॥ હે અર્જુન! સર્વ કર્મો જ્ઞાનમાંજ સમાપ્ત થાય છે. જેમ જ્ઞાનની કીંમત ઉત્તમ છે, તેમ જ્ઞાનના ડોળની કીંમત–ભયંકર ભુલવણી છે. જ્ઞાનના ડોળમાં જે પડયા; તેઓ અજ્ઞાનને દરીયે રખડી પડયા. હિરણ્યાક્ષના મૃત્યુ પછી, દીતીને અને હિરણ્યાક્ષની સ્રીને, હિરણ્યકશીપુએ તત્ત્વનો ઉપદેશ કર્યો છે; પણ અંતે રાક્ષસના રાક્ષસ–બદલાયા નહીં. [જુઓ સપ્તમ સ્કંધ અ. ૧૧ મો. તે વાંચવા જેવી વસ્તુ છે.] રાવણ પણ ચાર વેદનો ભણેલો હતો. માથાં ચડાવીને, તેણે શિવનું જન કર્યું હતું; પણ અંતે રાક્ષસના રાક્ષસ–બદલાયા નહીં. રાવણ પંચવટીમાં સાધુ થઇને આવ્યો; ત્યારે સીતા જેવી ચપળ સાધ્વી, તેને ઓળખી શકી નહીં. દંભમાં પણ એક્કા! સાર એ છે કે–જેમ પવિત્ર બ્રાહ્મણના રસોડાને, આભડછેટની બીક; તેમ પવિત્ર જ્ઞાનને, દંભની બીક રહે છે. યાદ રાખવું કે–માનવજીવનનું સાચું નાણું જ્ઞાન છે. તે નાણું જો ખોટું–બનાવટી (દંભ ભરેલુ–ડોળ ભરેલું) રાખશો; તો સંસાર ચૌટે ફાવશો નહીં. કદિ દંભમાં, પ્રતિષ્ઠા અને સંસાર સુખ, મેળવી શકશો; પણ પેલું તો રહીજ જશે. નવરા પડીને, જ્ઞાનની વાતો કરો; ત્યારે પ્રથમ તમે, તમને પોતાને તપાસી જોજોજી.

શ્રીકૃષ્ણ હવે ગુરૂની આવશ્યકતા બતાવે છે—

**यमानभीक्ष्णं सेवेत, नियमान् मत्परः क्वचित् ॥**
**मदभिज्ञं गुरुं शान्त–मुपासीत मदात्मकम् ॥५॥**

અર્થ—મારે શરણે આવેલા પુરૂષે, અહિંસાદિક યમોને, નિરંતર સેવવા, અને સ્નાનાદિક નિયમોને તો, આત્મજ્ઞાનમાં અડચણ ન આવે; એવી રીતે, બનતાં પ્રયાસે સેવવા. યમોમાં પણ, આદર મૂકીને, શાંત, હું રૂપ, અને મને સારી રીતે જાણનાર ગુરૂની સેવા કરવી. [૫]

૫ વિવેચન—

યોગનાં આઠ અંગો—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ.

યમનાં નામ—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને પરિગ્રહ. યમ પાંચ છે.

નિયમો પાંચ છે—પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઈશ્વરપ્રણિધાન. (સાધનપાદ સૂત્ર ૨૯–૩૦–૩૨)

**क्वचित्**—મત્પર થએલા પુરૂષોને નિયમ ભંગ થાય; તોપણ હરકત નહીં. 'મત્પર' થવું એ સામાન્ય વાત નથી. મત્પરના રંગ ઘણાજ જુદા સમજવા.

---

૫ પદચ્છેદ—**मत्परः**–મારે શરણે આવેલા પુરૂષે. **यमान्**–અહિંસાદિ યમોને. **अभीक्ष्णं सेवेत**–નિરંતર સેવવા. **नियमान्**–સ્નાનાદિ નિયમોને. **क्वचित्**–આત્મજ્ઞાનમાં અડચણ ન આવે એવી રીતે સેવવા. **मां अभिजानाति इति स तं मदभिज्ञं**–મને સારી રીતે જાણનારા. **शांतं**-શાંત. **गुरुं**–ગુરૂને. **मदात्मकं**–મારા રૂપ જાણીને. **उपासीत**–સેવા કરવી.

સદ્ગુરૂ—વર્ણાશ્રમ ધર્મોની કથા રાજા યુધિષ્ઠિર સાંભળે છે, અને નારદજી કહે છે. જુઓ સ્કંધ ૭ મો-અધ્યાય ૧૫ મો— [ ગુરૂભક્તિનો મહિમા બતાવે છે. ]

**असंकल्पाज्जयेत् कामं, क्रोधं कामविवर्जनात् ॥**
**अर्थानर्थेक्षया लोभं, भयं तत्त्वावमर्शनात् ॥२२॥**
**आन्वीक्षिक्या शोकमोहौ, दंभं महदुपासया ॥**
**योगांतरायान् मौनेन, हिंसां कायाद्यनीहया ॥२३॥**
**कृपया भूतजं दुःखं, दैवं जह्यात् समाधिना ॥**
**आत्मजं योगवीर्येण, निद्रां सत्त्वनिषेवया ॥२४॥**
**रजस्तमश्च सत्त्वेन, सत्त्वं चोपशमेन च ॥**
**एतत् सर्वं गुरौ भक्त्या, पुरुषो ह्यंजसा जयेत् ॥२५॥**

અર્થ—કોઇ પણ સંકલ્પ નહીં કરવાથી, કામનાને જીતવી; કામનાનો ત્યાગ કરીને ક્રોધને જીતવો; ધનને અનર્થરૂપ સમજીને, લોભને જીતવો; સ્વરૂપના વિચારથી ભયને જીતવો; આત્મા તથા અનાત્માના વિવેકથી, શોક તથા મોહને જીતવા; મહાત્માઓની સેવાથી દંભને જીતવો; યોગમાં આવતાં વિઘ્નોને, મૌનથી જીતવાં; શરીર વિગેરેના વ્યવહાર છોડી દેવાથી, હિંસાની જીતવી; કોઇ પ્રાણીએ આપેલા દુઃખને, તે પ્રાણી ઉપર દયા રાખીને જીતવું; દૈવથી થએલા દુઃખને સમાધિથી જીતવું; દેહમાં ઉત્પન્ન થએલા દુઃખને, યોગના બળથી જીતવું; સત્ત્વગુણી પદાર્થોના સેવનથી, નિદ્રાને જીતવી; સત્ત્વ ગુણથી રજો ગુણ તથા તમો ગુણને જીતવા; અને ઉત્તમ પ્રકારની શાંતિથી, સત્ત્વ ગુણને પણ જીતી લેવો. આ પ્રમાણે જુદા જુદા જય માટે, જુદા જુદા ઉપાય બતાવ્યા; પણ તે તમામને જીતવા માટે, એકજ સરલ ઉપાય છે. તે એ કે-ગુરૂની એક ભક્તિથીજ, આ તમામ અનાયાસે જીતી શકાય છે. [૨૨ થી ૨૫]

**મહાત્મર્ક**—પ્રભુ કહે છે કે-'ગુરૂને મારારૂપ સમજવા'.

**यस्य साक्षाद्भगवति, ज्ञानदीपप्रदे गुरौ ॥**
**मर्त्यासद्धीः श्रुतं तस्य, सर्वं कुंजरशौचवत् ॥२६॥**
**एष वै भगवान् साक्षात्, प्रधानपुरुषेश्वरः ॥**
**योगेश्वरैर्विमृग्यांघ्रिर्-लोको वै मन्यते नरम् ॥२७॥**

(સ્કંધ ૭ અ. ૧૫ મો.)

અર્થ—જ્ઞાનરૂપી દીવાને આપનાર ગુરૂ, કે જે સાક્ષાત્ ભગવાનનું સ્વરૂપ છે; તેને જે પુરૂષ પોતાની દુર્બુદ્ધિથી, મનુષ્ય ગણે છે; તેણે જે જે શાસ્ત્રો સાંભળ્યા હોય; તે સઘળાં હાથીના નહાવાની પેઠે વ્યર્થ છે. (૨૬) જે ગુરૂ છે તેજ, પુરૂષપ્રધાનના ઈશ્વર, અને યોગેશ્વરો જેના ચરણને શોધ્યા કરે છે; એવા સાક્ષાત્ ભગવાન્ છે; તેને મૂર્ખ લોકો મનુષ્ય કરીને માને છે-ગણે છે. (૨૭)

**ત્યારે ભગવાન કેટલા ?**—શ્રી શંકરાચાર્યને માનનારા, શ્રી શંકરાચાર્યને 'ભગવાન્' કહે છે; શ્રી રામાનુજાચાર્યને માનનારા, શ્રી રામાનુજને 'ભગવાન્' કહે છે; શ્રી વલ્લભાચાર્યને માનનારા, શ્રી વલ્લભને 'મહાપ્રભુજી'-'ભગવાન્'-કહે છે; શ્રી ચૈતન્ય ગૌરાંગને માનનારા; તેમને 'ગૌરાંગ મહાપ્રભુજી'-'ભગવાન્' કહે છે; શ્રી સ્વામીનારાયણને

માનનારા, તેમને 'ભગવાન્' કહે છે; શ્રેયસ્સાધકઅધિકારી વર્ગ, પોતાના ગુરૂને 'ભગવાન્ શ્રી' કહે છે; વિગેરે વિગેરે. ત્યારે ભારતમાં ભગવાન્ કેટલા ? 'ભગવાન એક છે;' તે શું અસત્ય વાત છે ? એમ શંકા થાય. તેનો ખુલાસો કરીએ—

આ તો સંપ્રદાયે સંપ્રદાયે ભગવાનની વાત કરી; પણ ભારતમાં ઓરડે ઓરડે ભગવાન્ છે. દેખ્યા છે ? સાંભળ્યા છે ? સાંભળો ત્યારે—માબાપને મન 'બબલો'—'બાળક' અથવા 'બટુક'; પણ જે કુમારીકા આ બાળકને પરણી છે; તેણીને મન, તે 'બબલો' 'બાળક' કે 'બટુક' નહીં; પણ 'પતિદેવ', અથવા ભગવાન્! ભારતમાં ભણી ગણીને ઉદ્ધત બનેલી બ્હેનો, આ રસને સમજે નહીં. બાકી કોળીવાડે, વાઘરીવાડે, અથવા ઢેઢવાડે ઉછરેલી ખાનદાન સ્ત્રીઓ, પોતાના પતિને પ્રભુરૂપેજ સમજે છે. ભારતમાં અનેક ઓરડે, આવાં અનેક દંપતિ ! એટલે ઓરડે ઓરડે ભગવાન્ છે. તાત્પર્ય—જેના ગુરૂ, તેના તે ભગવાન્! અરે ! ભગવાનથી પણ વધારે; કારણકે—

દોહરો—ગુરૂ ગોવિંદ દોનું ખડે; કીનકુ લાગુ પાય;
બલિહારી ગુરૂદેવકી, જેણે ગોવિંદ દીયા બતાય—સીયાવર૦

દાન કરતાં દાની મોટો. પ્રભુરૂપી દાનનો દાતા ગુરૂ છે; માટે પ્રભુ કરતાં ગુરૂ મોટા છે. ગમે તે સંપ્રદાયના શિષ્યો, પોતાના ગુરૂને 'ભગવાન્' અથવા ભગવાન જેવા માને; તેથી સાંભળનારે, અકળાવાની જરાએ જરૂર નથી. માત્ર સંભાળવા જેટલું તે છે કે—પોતાના ગુરૂને ભગવાન્ માનીને, બીજાના ગુરૂને અથવા બીજાના ધર્મને નિંદવો; તે અઘોર પાપ છે. અનન્યભાવ એટલે વેરાઇ જતી આત્મશક્તિને, એકઠી કરવાની બેટરી.

સ્ત્રીઓ પોતાના પતિને પ્રભુ માને છે; પણ બીજા પુરૂષોને નિંદતી નથી. જે પોતાનું છે; તે સોનાનું છે; એમ સમજીને રાજી રહે છે.

દૃષ્ટાંત—પોળીયાની સ્ત્રી, પોળમાં મોટા શેઠના બંગલામાં નોકર હોય; તો શેઠનોપલંગ પાથરે; ગાલ મશુરીયાં મુકે; પણ તે પલંગમાં સુવા, તે સ્ત્રી લલચાતી નથી. તેણીને તેની પોતાની ગોદડી, અને પડખામાં પોતાનો ગરીબ પતિદેવ ગમે ! કોઇ મહેલમાં રાજી; તો કોઇ ઝુંપડીએ રાજી; પણ પોતાના પતિદેવ સાથે. સ્વધર્મમાં નિર્ભય છે—પરધર્મમાં ભય છે.

ગુરૂના ઢગલા પાકયા છે. સૌને ગુરૂ થવું ગમે છે. પણ પોતાને જે ગમે; તેને ગુરૂ કરી લેવા. ગુરૂ વિના ચાલે એમ નથી—

ચોપાઇ—ગુરૂ બીનુ ભવનિધ તરે ન કોઇ, જો બીરંચી શંકર સમ હોઇ.

બ્રહ્મા અને શંકર જેવડાને પણ ગુરૂની જરૂર છે. 'સ્ત્રીઓ અને અત્યારના ગુરૂ' સંબંધી સંવત ૧૯૮૫ ના વૈશાકના અંકમાં ઘણા ખુલાસા કર્યા છે. તે જરૂર વાંચજોજી. સ્ત્રીઓને પતિ ગુરૂદેવ છે. બાળકોને માતાપિતા ગુરૂ છે. તેમને સંતોષ આપ્યા પછી, તેમની આજ્ઞાથીજ, બહારના ગુરૂ કરાય.

ગુરૂ કેવા ?—**મદભીજ્ઞં, શાંતં**—મને જાણનાર અને શાંતિ. જ્યાં શાંતિ નથી ત્યાં કાંઇ નથી. જ્યાં ગુરૂ બાવરા; જ્યાં મગજમાં અનેક પ્રકારનો જુસો ભર્યો હોય; જ્યાં કાળજે અનેક પ્રકારની ઉપાધિઓ ઉભી હોય; ત્યાં શાંતિ આવી શકે નહીં. આટલા માટેજ '**મદભીજ્ઞં**' શબ્દ પ્રથમ મૂકયો છે. "મને જે યથાર્થ જાણે તે." મારી માયા તરી શકાય નહીં—એવી ભયંકર છે; તોપણ મારો મહિમા જાણીને—[ગીતા અ. ૭]

## संकीर्तनयोगी श्रीश्रीचैतन्य महाप्रभु




पयोराशेस्तीरे स्फुरदुपवनालीकलनया मुहुर्वृन्दारण्यस्मरणजनितप्रेमविवशः ।
क्वचित कृष्णावृत्तिप्रचलरसनो भक्तिरसिकः स चैतन्यः किं मे पुनरपि दृशोर्यास्यति पदम ॥

No 126

**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते ॥१४॥**

મારે શરણે આવી જાય; તેઓ આ ભયંકર માયાને તરી જાય છે."

આવું આવું સાંભળીને, અગર આવું વાંચીને, પોકાર કરો કે-**'હે હરિ ! હું આપને શરણે છઉં.' 'હે હરિ ! હું આપને શરણે છઉં.' 'હે હરિ! હું આપને શરણે છઉં.** [હજી બે પાંચ વખત.] પોળમાં રાત્રે અંધારૂં રહેતું હોય; તો મ્યુ. માં અરજી નાંખ્યા કરવી. સાહેબ ગમે એવા કામમાં હશે; પણ વારંવાર અરજી થતી જોઇને, સાહેબ દીવાની સગવડ કરી આપશે. તેમ પ્રભુ ગમે એવા કામમાં હશે; કદિ આપણાં કર્મ જોઇને રીસાયા પણ હોય ! ગમે તેમ હોય; પણ વારંવાર પોકાર કરવાથી પ્રભુ સાંભળશે. મોટા[1] દિકરા બાપાને 'બાપા' કહીને બોલાવતાં લાજે! પણ નાના દિકરાને શરમ શી! ચૌટા વચ્ચે પોકાર કરીને બાપાને બોલાવે. અરે ! મેળામાં ?—

મેળામાં નાનો દિકરો, બાપથી વિખુટો પડી ગયો હોય; તો તે દિકરો પોકાર કરી મૂકે; એમ કરતાં બાપા હાથ ન આવે; તો મોટેથી રડી પણ પડે. તેમ આ સંસારરૂપી મેળામાં, આપણે પ્રભુથી વિખુટાં પડી ગયાં છઇએ. સાધનમાં સાધન પોકાર; અને તેથી પણ ન માને; તો રૂદન; કારણકે—

'નહિં વિદ્યા-નહીં બાહુબળ, નહીં ખર્ચ ન કો દામ !'

આ બધી ગુરૂ કૃપા ! તેજુરીની કુંચી ગુરૂના હાથમાં છે. વહાણમાં બેસીએ; પણ વહાણનું સુકાન, ખલાસીને હાથ હોય.

ત્યારે શું ગુરૂ 'ભગવાન્' છે ?—આ અનુગ્રહ સૃષ્ટિની-આ કૃપાપાત્ર જીવોની-વાત છે. આ હૃદયની વાત છે. તે બુદ્ધિથી સમજાય એવી નથી. બુદ્ધિની પેલીમેરના પ્રદેશની આ વાત છે. સાંભળવાને અધિકારી છોને ? તો વાત કરીએ ! અવળચંડિના દિકરા, કૃપાપાત્ર થવાની વાત સમજે નહીં. તેઓ પ્રથમ તો બાપથીજ અવળા: સ્ત્રી હોય; તો પતિથી અવળી; પતિ હોય; તો સ્ત્રીથી અવળો; ગુમાસ્તો હોય; તો શેઠથી અવળો; ભાઇ હોય, તો ભાઇથી અવળો. કારણકે અવળચંડિના દિકરાને સામાને અનુકુળતા આપતાં, આવડેજ નહીં. સ્વભાવજ અવળો ! સીંદરી બળે; તો પણ વળ મૂકે નહીં; એવા હઠીલા ! વાળ્યા વળે નહીં, એવા બરડ ! આપ એવા ન થાઓ ! તો આ વાત કરીએ ! 'સંસાર દોષોથી ભરેલો છે;' એમ કહેવા કરતાં, આપણે ઘેર કેટલા દોષ, મહેમાન છે; તે હવે જોઇ લેવું ઘટે ! × × × સાંભળો ત્યારે—

દૃષ્ટાંત—ચૈતન્ય મહાપ્રભુ જ્યારે જગન્નાથજીમાં પધાર્યા; ત્યારે જગન્નાથજીના મહા-મહોપાધ્યાયથી પણ, આગળ પદ ધરાવનારા-સાર્વભૌમ ભટ્ટાચાર્યનો, તેમને મેળાપ થયો હતો. સાર્વભૌમ શ્રીચૈતન્યને, એક ઉત્તમ પ્રકારના ભજનીક **સંન્યાસી** સમજીને, માન આપતા હતા. શ્રીચૈતન્યની સાથે થોડા શિષ્યો હતા; તે શ્રીચૈતન્યને **'મહાપ્રભુજી'** કહેતા હતા; અને તે પ્રભુ છે;એમજ તેઓ સમજતા પણ હતા. સાર્વભૌમ તે સાંભળીને ચમકતા; અને ખોટી માન્યતા-વાળા-ઓર્થોડોકસ-ની સાર્વભૌમ ટિકા કરતા હતા. આ શિષ્યોમાં સર્વભૌમના બનેવી,ગોપીનાથ આચાર્ય પણ હતા. તેમને સાર્વભૌમની ટિકા ગમી નહીં. તેથી તેમણે કહ્યું કે-'સાર્વભૌમજી ! બુદ્ધિ બે પ્રકારની છે. એક લૌકિક બુદ્ધિ, બીજી પારમાર્થિક બુદ્ધિ. લૌકિક બુદ્ધિ બાહ્ય જગ-

૧ પંડિત આચાર્ય, અગર મહંત બનીને બેઠેલા અભીમાની જીવો.

તમાં રાચે–સંસારનાં સુખની અપેક્ષા રાખે. પારમાર્થિકબુદ્ધિ હૃદયમાં પાછી ફરે. બાહ્ય સુખનો નિરોધ કરે. ટંડા પડી ગએલા દેવતાને, પંખો મારીને, જેમ જગાડવામાં આવે છે; તેમ સંસારવાસનાઓથી મંદ પડી ગએલા–વાસનાઓથી પલળી ગએલા–અંતઃકરણને, પારમાર્થિકબુદ્ધિ જગાડે–સાવધાન કરે. 'હું વિદ્વાન્ છઉં. મારાથી કોણ અધીક છે! મારૂં પ્રથમ પૂજન કેમ ન થાય? મને મોટી મોટી દક્ષણાઓ કેમ ન મળે? સંસારના કયા સુખની મારે ખોટ છે?' વિગેરે વિચારો, સંસારદષ્ટિના છે. તાત્પર્ય–આપની વિદ્યા–સંસારનો–માયાનો–વિસ્તાર કરે છે.

**वाग्वैखरी शब्दझरी, शास्त्रव्याख्यानकौशलम् ॥**

**वैदुष्यं विदुषां तद्वद्-भुक्तये न तु मुक्तये ॥ ५८ ॥** [વિવેકચૂડામણિ]

શ્રી આદ્ય શંકરાચાર્ય કહે છે કે—મોટાં મોટાં વ્યાખ્યાનો કરીને, અથવા વાદવિવાદમાં ઉતરીને, બહુ બોલવું; સામાને તોડી પાડવો; અભિમાનનાં બીજ, જ્યાં ત્યાં વેરવાં; તે તમામ સંસારી સુખો માટે છે. તેથી મુક્તિતો નથીજ. [ભાગવત ૮–૨૦/૨૫–૨૬માં મળતી વાત છે.]

સાર્વભૌમ—અમે તમારા જેવા પ્રેમલા તો નહીંજ! અમે વિદ્વાન્! તમારા હૃદયનો ચોકીદાર ભોળપણુ–અજ્ઞાન; અમારા હૃદયનો ચોકીદાર બુદ્ધિ બુદ્ધિની કસોટીએ ચડે; ત્યારે અમને ખાત્રી થાય.

ગોપીનાથ આચાર્ય—આપ શાસ્ત્રનાં વચનો તો માનોને? **गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः । गुरुः साक्षात् परब्रह्म, तस्मै श्रीगुरवे नमः ॥** [ગુરૂ બ્રહ્મા છે; ગુરૂ વિષ્ણુ છે; ગુરૂ સદાશિવ છે; ગુરૂ સાક્ષાત્ પરબ્રહ્મ છે. તે ગુરૂને મારા પ્રણામ છે.]

સાર્વભૌમ—તે તમારી માન્યતા પ્રમાણે બરાબર છે. તમે ચૈતન્યને 'પ્રભુ' માનો; પણ તમે મારા જેવા બીજાને, ચૈતન્યને 'પ્રભુ' માનવાનું કહી શકો નહી.

ગોપીનાથ—ઉંઘતાને જગાડી શકાય; પણ જે જાગતા હોય; છતાં ઉંઘવાનો ઢોંગ કરે; તેમને જગાડી શકાય નહીં! આપ હજી બુદ્ધિવાદમાં છો.

સાર્વભૌમ—બુદ્ધિવાદનો કિલ્લો તૂટશે; ત્યારેની વાત ત્યારે! તે પહેલાં સાંભળી લ્યો કે–તમારા જેવા પ્રેમલા શિષ્યો, ગુરૂમાં ન હોય; એવા ચમત્કારો જણાવીને, ગુરૂને આકાશમાં ઉડાડે છે. મોક્ષમાર્ગમાં સિદ્ધિઓ–ચમત્કારો–વિઘ્નરૂપ છે; છતાં પ્રેમલા શિષ્યો ચમત્કારમાં વડાઇ માને છે. ભારતમાં અનેક સંપ્રદાય–પંથ–વાડા! તેમ તમારો પણ એક વાડો બનશે. પાખંડીઓનાં અનેક ટોળાં–ઓછાં છે?

આમ વાતો કરતાં, કેટલોએક સમય ગયા પછી, એકવાર ગૌરાંગ સાર્વભૌમને ત્યાં પધારતાં, જ્ઞાન ચર્ચા ચાલી. સાર્વભૌમ જે પૂછતા, તેનો ખુલાસો, ગૌરાંગ નમ્રભાવે કરતા હતા. ગૌરાંગે કરેલા ખુલાસા, સાર્વભૌમને ગમ્યા. **सत्संगतिः कथय किं न करोति पुंसां?** સત્સંગ શું ન કરે? રૂડા પુરૂષનો સમાગમ, કયો લાભ આપતો નથી?

ચોપાઇ—પુણ્યપુંજ બીનુ મિલહી ન સંતા, સત્સંગતિ સંસ્રુતિ કરી અંતા.

વિભીષણને હનુમાન મળ્યા; ત્યારે વિભીષણ બોલ્યા હતા કે—

ચોપાઇ—અબ મોહી ભા ભરોસ હનુમંતા, બીનુહરિ કૃપા મિલે નહીં સંતા.

સંતનો મેળાપ, એ કલ્યાણનું પ્રથમ પગથીયું; સંતનું કહેવું સાંભળવું ગમે; એ કલ્યાણનું બીજું (મધ્યમ) પગથીયું; સંત કહે; એમ કરવું ગમે; એ કલ્યાણનું ત્રીજું (ઉત્તમ)

પગથીયું. હરરાજીમાં એકવાર! બેવાર! અને ત્રણવાર! થયા કરે છે. તેમ આ જીવનની હરરાજીમાં, એકવાર! બેવાર! અને ત્રીજીવારે, સોદો કબુલ થાય; તો હરરાજી ખલાસ! બેડો પાર. આવાજ ભાવનો **भवापवर्गो भ्रमतो यदा भवेज्‌-जनस्य तर्ह्यच्युत सत्समागमः** (ભાગવત ૧૦-૫૧-૫૫) છે. આ પ્રમાણે સાર્વભૌમને કલ્યાણનો ભણકારો થયો. પછીવેદાંત દર્શનની ચર્ચા ચાલતાં, ચૈતન્ય મૌન બેઠા બેઠા સાંભળતા હતા.

સાર્વભૌમ—કેમ સ્વામી! સાંભળો છો ને?

ચૈતન્ય૦—હાજી. સાંભળ્યાજ કરૂં છું.

સાર્વભૌમ૦—સાંભળવાનો અર્થ એવો નથી; કે પત્થરની મુર્તિની માફક, મુંગા મુંગા સાંભળ્યા કરવું. વચ્ચે વચ્ચે કાંઇ વિનોદ પણ કરવો ઘટે. સંકોચની જરાએ જરૂર નથી.

ગૌરાંગ—વ્યાસનાં ઘણાંજ સરલ સૂત્રોને, ભાષ્યકારોએ, પોતાના મતની ખેંચતાણમાં, બહુજ લાંબા ટુંકા બનાવી નાંખ્યાં છે. ભાષ્યકારો તમામ વિદ્વાન! પૂજ્ય, માન્ય, આદરણીય મહાપુરૂષો છે. પણ તેમની સૌની દૃષ્ટિ જુદી! એકજ વસ્તુને જે દૃષ્ટિથી જોઇએ; તેવી તે દેખાય. એકજ સ્ત્રીને, પુત્રો માતાની દૃષ્ટિથી જુએ; તો તે તેમની માતાજ છે. પતિ સ્ત્રીની દૃષ્ટિથી જુએ; તો તે તેની સ્ત્રીજ છે; તે સ્ત્રીનો પિતા, પુત્રીની દૃષ્ટિથી જુએ; તો તે તેની પુત્રીજ છે. આપની પાસે વધારે બોલતાં, અવિવેક થઇ જવાની બીક લાગે છે; બાકી આ બધો બુદ્ધિવાદ છે. વિદ્વાનોને રમવાની આ ચોપાટ છે; પણ અભણને રઝળાવી મારવાની આ ભુલવણી છે. વિદ્વાન્ પણ સાવધાન ન રહે; તો બુદ્ધિવાદમાં અફળાઇ મરે છે. આ ઘમંડનો ઘેરો છે. શંકરાચાર્યાદિ આચાર્યોએ કાંઇક થોડું થોડું કર્યું; પણ જેણે જ્ઞાનના ગ્રન્થોના ઢગલા કરી નાંખ્યા, એવા વ્યાસ ભગવાનને, ભાગવત રચ્યા પછી શાંતિ થઈ. દશમસ્કંધના ૧૪ મા અધ્યાયે વ્યાસ બોલ્યા કે—

**अहो भाग्यमहो भाग्यं, नंदगोपव्रजौकसाम् ॥**
**यन्मित्रं परमानंदं, पूर्णं ब्रह्म सनातनम् ॥३२॥**

વ્રજમાં રહેનારાં નંદ અને ગોવાળીયાઓનાં ભાગ્યની પ્રશંસા, હું ન કરી શકું! કારણકે જે સનાતન પરબ્રહ્મ, તે શ્રીકૃષ્ણરૂપે ત્યાં આવીને, તેમનું મિત્ર બન્યું છે.

કેમ પૂજ્યવડીલશ્રી સાર્વભૌમ ગુરૂ! વ્યાસની વાણી કેટલી સરળ! પરબ્રહ્મને કેવું ઘટાવ્યું!

સાર્વભૌમ—પણ અમારા જેવા વિદ્વાનને ગળે, તે ઉતરે કેમ? ભાગવત ગમે એવું સારૂં; તોપણ પુરાણ! પુરાણ જે વાંચે; તે પુરાણી. 'પુરાણી' એટલે વિદ્વાનોની સભામાં કાંઇ નહીં. સહેજસાજ સંસ્કૃત ભણેલા!

ચૈતન્ય—રસ ગંગાધરના કર્તા પંડિતરાજ જગન્નાથને આપ જાણતા હશો. તે આપને માન્ય ખરા કે નહીં?

સાર્વભૌમ—હા! તેનું કહેલું કાંઇ છે?

ચૈતન્ય—સાંભળો શાંતિથી-    શાર્દૂલ વિ૦

**रे चेतः कथयामि ते हितमिदं, वृंदावने चारयन् ।**
**वृंदं कोऽपि गवां नवांबुदनिभो, बंधुर्न कार्यस्त्वया ॥**
**सौंदर्यामृतमुद्गिरद्भिरभितः, संमोह्य मंदस्मितैः ।**
**एष त्वां तव वल्लभांश्च विषया-नाशु क्षयं नेष्यति ॥**

પંડિતરાજ જગન્નાથ પોતાના મનને કહે છે કે—"હે ચિત્ત! હું તને સાવધાન કરીને કહું છું કે-વૃંદાવનમાં ગાયોને ચારનારા, અને નવીન મેઘના જેવી શ્યામ કાંતિવાળા, કોઇ પુરૂષની તું દોસ્તી કરીશ નહીં. તે પોતાના સૌંદર્યરુપ અમૃતને વરસાવતા મંદમંદ હસવાથી, તને મોહિત કરી દઇને, તારા પ્રિય વિષયોનો, તે નાશ કરી નાંખશે."

સાર્વભૌમ—વાહ આ તો, મને ગમ્યું. હજી કાંઈ છે?

ગૌરાંગ—લીલાશુક-નામનો પંડિતરાજ બોલે છે કે—

ઉપજાતિ—

**मा यात पांथाः, प्रतिभीमरथ्यां; दिगंबरः कोऽपि तमालनीलः।**
**विन्यस्तहस्तोऽपि नितंबबिंबे, धूर्तः समाकर्षति चित्तवित्तम् ॥**

અર્થ—હે મુસાફરો! આ મોટા માર્ગમાં તમે જશો નહીં. કારણ કે ત્યાં પોતાના નિતંબપર હાથ રાખનારો, અને તમાલના જેવા નીલ વર્ણવાળો, દીગંબર (નાગડો) બાળક, ઉભો છે. તે દેખવામાંજ અવધૂત (દિગંબર) નિસ્પૃહ જણાય છે; બાકી પાસે થઇને જનારના, ચિત્ત રુપી ધનને ખેંચી લે છે.

સાર્વભૌમ—ત્યારે શું આ પંડિતો, શ્રી કૃષ્ણના ઓળખીતા થઇ પડયા હશે? હજી કાંઈ છે?

ગૌરાંગ—સાંભળો ત્યારે! મહા કવિ ભવભૂતિ બોલે છે.

[ વસંતતિલકા ]

**शैवा वयं न खलु तत्र, विचारणीयं,**
**पंचाक्षरीजपपरा, नितरां तथापि ।**
**चेतो मदीयमतसी-कुसुमावभासं,**
**स्मेराननं स्मरति गोप-वधूकिशोरम् ॥**

અર્થ—અમે શૈવો છીએ; તેમાં વિચારવા જેવું કાંઈ છેજ નહીં; એટલે કેવળ નામ માત્રના શૈવ નથી; પણ '**ॐ नमः शिवाय**' નામના પંચાક્ષર મંત્રનો અહર્નિશ જાપ કરનારા છીએ. તો પણ **मदीयम् चेतः** મારૂં મન, **अतसीकुसुमावभासं** અતસીના શ્યામ પુષ્પોના જેવા શ્યામ સુંદીર, તથા **स्मेराननं**-જેમનું મુખડું મંદ મંદ હસી રહ્યું છે; એવા યશોદાના બાળકને યાદ કર્યા કરે છે.

કોઇ પ્રાચીન પંડિતરાજ બોલે છે કે— ગીતિ—

**धन्या गोकुलकन्या (२), वयमिह मन्यामहे जगति ।**
**यासां नयनसरोजे (२), अंजनभूतो निरंजनो वसति ॥**

હે ગોકુળની કન્યાઓ! અમે તમને ધન્ય માનીએ છીએ; કારણ કે નિરંજન એવું બ્રહ્મ, તમારાં નયમ કમળમાં-તમારી આંખોમાં, અંજનરૂપે વસે છે. અપૂર્ણ.

દશમસ્કંધ-આવાં અનેક રત્નો દશમમાં ઠેકઠેકાણે જડી દીધાં છે. દશમ લીધો કે નહીં?

[નોંધ—આખા અંકમાં પાંચજ શ્લોક થયાં. શાંતિથી વાંચવા જેવું.]

---

મુંબઇ મલાડ—ગાંધી સેનેટરીયમમાં-આવતા શુક્રવારે, શનીવારે તથા રવીવારે અમારો મુકામ ત્યાં રહેશે. તા. ૮-૧૦-૩૭ ગુરૂવારની ગુજરાત મેઇલમાં નીકળશું.

ફ. નં. ૯૬ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ ].

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—**અમદાવાદ.**
**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

**પુસ્તક ૧૮ મું.]** **કારતક ૧૯૯૪.** **[ અંક—૭**

**બેસતા વરસના મંગળ પ્રભાતમાં**—આપને સૌને ઘણાં ઘણાં હેતથી જયશ્રીકૃષ્ણ. બીજું આપને શું કહું ! બીજું આપને એટલુંજ કહું કે-ગઇ સાલમાં જે રળ્યા; તેમને આજે આનંદ છે. જેમણે દિવાળાં કાઢયાં; તેમને આજે આનંદ નથી. તેમ આ ઉત્તમ માનવ અવતારમાં, જે રળ્યા—જેમણે ઉત્તમ સાધન કરી લીધાં; જેમણે માનવતાની સગવડનો લાભ લીધો; તેમને નવા વરસમાં (નવા જન્મમાં) આનંદ હોય છે. આ તકનો લાભ લેવો જે ચૂકયા; તે ભલે મનુષ્ય બન્યાં હોય; પણ તેમને ખાવા રોટલો નથી; અને ઓઢવા વસ્ત્ર નથી. પાપ કરવામાં જેમણે પાછું વાળીને જોયું નહીં; તે મનુષ્ય બન્યા; પણ અનેક પ્રકારના રોગથી, અને આપત્તિઓથી ઘેરાયેલાંજ રહે છે. તેથી પણ આગળ વધીને, જેમણે પાપ કર્યા; તે પશુ પક્ષી બન્યાં છે. ખાવા રાડાં; અને ઉચકવાનો (ખેંચવાનો) અતોલ ભાર ! આ સંસાર મોટું કેદખાનું છે. નાના મોટા સૌ કેદીઓ છે. સૌ નાની મોટી શિક્ષા ભોગવી રહ્યા છે. આસપાસ કર્મની મજબૂત દીવાલો છે. **शास्त्रयोनित्वात्** ( બ્રહ્મસૂત્ર અ. ૧—૩) શાસ્ત્રોની વાતો સાંભળીને, અને તે પ્રમાણે વર્તીને; જેઓ પાપને ખપાવી દે; અને પુણ્યને વધારી દે-પુણ્યના ઢગલા કરી નાંખે; તેઓ કર્મની દીવાલોને તોડીને સંસાર-રૂપી કેદખાનામાંથી મૂક્ત થાય છે. બસ ! આજ આટલી જ વાત ! અવકાશ લઇને આટલીજ વાતને, બે પાંચ વખત વાંચશો; તો તેનું રહસ્ય સમજાશે. અરણીનાં લાકડાં ઘસાય; તોજ અગ્નિ પ્રગટે; વાંચનનો વિચાર થાય; તોજ જ્ઞાન પ્રગટે.

**કાંઇ નહીં-ઠીક છે—એમજ ચાલે**—આ પ્રમાદમાં—આ બેદરકારીમાં—આ બેવકુફીમાં—મોટું નુકશાન થાય છે; તે સમજતાં શીખો ! ઘણું વાંચે; પણ કાંઈ યાદ રાખે નહીં; તે ઘણું નકામું છે. થોડું વાંચે; પણ ઘણું યાદ રાખે; તે થોડું, ઘણુંજ કામનું છે. માસીકના ગ્રાહકો મળે છે; ત્યારે તે ભાઈ માસીક બરાબર વાંચે છે કે નહીં; તેની તપાસ અવસ્ય કરૂં છઉં. આટલું પણ બરાબર વાંચતા નથી; તેમને માટે અફસોસ થાય છે.

**આવો ! પધારો !**—જ્યાં ત્યાંથી 'અહીં આવો' 'અહીં પધારો !' એવા આમંત્રણ ઘણીવાર અહીં આવે છે. તે પત્રો વાંચીને રાજી થાઉં છઉં. ભગવાન્‌ખાતાની ઓળખાણ, **ભગવાન્ ખાતાના જીવ હોય;** તેજ રાખી શકે. ઘરમાં જે જોઇએ તે હોય; અને મરીએ ત્યારે, બાવન કરોડ વારસામાં આપવા માટે હાજર હોય; પણ–'અમારાં અન્ન, ધન અને મન, કોઇ ભગવાનના વ્હાલા આવીને પવિત્ર કરે;'' એવી ભાવના પ્રગટવી, **બહુજ બહુજ**–મુશ્કેલ છે. અમારે અહીં આનંદ છે. અમે તો ઘડી તડી છઈએ; પણ જ્યાં આપનું મન માને; તે સંતને પધરાવીને, આપનાં આંગણાં પાવન કરજો. કારણ કે આંધળી દળે; અને કુતરાં ચાટે; એવું તો અનેક ઠેકાણે હોય છે. પણ–દેખતો દળે; અને સંત આરોગે; એવું હજારે એક ઠેકાણે ! જે કરો તે દીનતાપૂર્વક કરજો. નહીં તો–જે કરશો; તે અભિમાનના પૂરમાં તણાઈ જશે.

**પાછલી ફાઇલો**—પાછલા વરસની મોક્ષપત્રિકાની ફાઇલો મળી ચૂકી હશે. સાચવીને રાખશોજી. અંકો છૂટા હોય; તે બંધાવી લેશોજી. પ્રમાદ પીડે.

**એકાદશસ્કંધ**—સંવત ૧૯૯૧ માં ૨૪ ફરમા નીકળ્યા હતા. તે તથા સંવત **૧૯૯૨** નું પુસ્તક નં. ૧૭) મું આવે; ત્યારે એકાદશ પ્રથમથી આપની પાસે આવ્યો; એમ સમજવું. એમ ન હોય; તો તુરત ૩–૧૪–૦ નો મ. ઓ. કરો.

**તદ્દન નવા ગ્રાહકો**—મોક્ષપત્રિકા વાંચ્યા પછી, મોક્ષપત્રિકા મંગાવવાનો, જેમને વિચાર હોય; તેમને બરાબર સૂચના કેમ આપતા નથી ? નકામો પત્ર વ્યવહાર શો ! ૨–૩–૦ નું મ. ઓ. કરીને, કુપનમાં નામઠામ લખવા કહેવું. તુરત અહીંથી અંકો મોકલાય. મોક્ષપત્રિકા ઉપરાંત, વધારે પુસ્તકો જોઇતાં હોય; તોજ વી. પી. માટે પત્ર લખાવવો. વ્યવહારનું કામ સાવધાનતા પૂર્વક નીપટી લઈએ; તોજ પરમારથના કામમાં–કલ્યાણની વાતો કરવા સાંભળવામાં–અવકાશ રહે.

'બ્હેન ભાણેજને, જે દેવમંદિરે જતા હો–ત્યાં, જે ગુરૂને માનતા હો; તે ગુરૂને; માસીક મોકલવા, રાજી હો; તો ઓણુસાલ માટે, ૨–૩–૦ ને બદલે ૧–૮–૦ મોકલો;' એમ આપને ગયા અંકમાં લખ્યું હતું. તેનો લાભ બહુજ થોડાએ લીધો. શું આપને આ રંગ લાગ્યો નથી ? અથવા આપ તેમનાં પ્રત્યે દયાભાવ રાખતા નથી ? તેમના પ્રત્યે દ્રવતા નથી ? એમ કેમ ? કરવા જેવું કેમ ચૂકયા ? જ્ઞાનદાન સૌથી મોટું છે. વળી લેનાર બ્હેન ભાણેજરૂ, દેવમંદિર અને સદ્‌ગુરૂ–સુપાત્રમાં સુપાત્ર ! આવાં સુપાત્ર સગાં, દરેકને હોય છે. વળી તે દયા ખાવા જેવાં હોય–પુસ્તક માટે પાઇ પણ ન ખરચે; એવાં હોય; તો જરૂર ચાલુ સાલના માસીકનો, તેમને આ લાભ આપવો. આ એકજ બાબત માટે, કારતક વદી ૧૧ સુધી, આપને સૌને છૂટ છે. પછી નહીં. ૧–૮–૦ ના મ. આ. ના કુપનમાં, નામઠામ બરાબર જણાવવું.

**એક ભૂલ**—આશોના અંકને પહેલે પાને પુસ્તક નં. ૧૯ છાપ્યું છે. તે નં. ૧૮ જોઇએ. તુરત સુધારી લેશોજી. નહીં સુધારો; તો ભૂલ નડશે.

બેસતા વરસના મંગળ પ્રભાતમાં આપને સૌને, ફરી ફરી–ઘણાં ઘણાં હેતથી–જયશ્રીકૃષ્ણ.

# એકાદશસ્કંધ

## અધ્યાય ૧૦ મો-ચાલુ.

[ ગયા અંકના ૭૬૦મા પાનાથી આગળ. ]

શ્રીકૃષ્ણુના રંગઢંગમાં, પંડિતરાજો પણ, ઘેલા બન્યા છે. તેનાં દૃષ્ટાંત-ચૈતન્ય મહાપ્રભુજી સાર્વભૌમને આપે છે. છેલ્લો શ્લોક કયો કહ્યો ? યાદ નથી ? સાંભળો ત્યારે—

ગીતિ—

**धन्या गोकुलकन्या (२) वयमिह मन्यामहे इति जगति ।**
**यासां नयनसरोजे (२) अंजनभूतो निरंजनो वसति ॥**

[ આવા શ્લોકો ગાતાં આવડે છે કે નહીં ? કેમ નહીં ? કેમ શીખતા નથી ? ભણુતાં લાજો છો ? ભણુવાની સગવડ કરી શકતા નથી ? નમ્ર બનીને પંડિતોને શરણે જતા નથી ? ત્યારે આ લાભ કયાં મળશે ? એટલો વિચાર તો કરો ! પાતંજલના ક્રિયાયોગમાં (સામગ્રિમાં) 'તપ'ના પછી ? બીજે નંબરે 'સ્વાધ્યાય'ને મૂકયું છે. અત્યંજોને પણુ આ ભાષા શીખવાની રજા છે. અંગ્રેજો, જર્મનો, અમેરિકનો, ફ્રેંચો વિગેરે સંસ્કૃત-ભાષામાં પારંગત થતા જાય છે; ત્યારે આપણે આપણું ભૂલતા જઇએ છીએ. સંસ્કારી બનાવનાર સંસ્કૃત ભાષા છે. ત્યારે રૂડા દેખાતા આપ, કાં પ્રમાદ કરો ! પ્રમાદનો બચાવ કરવો; તે ઠીક નથી. ખોટા ડહાપણુમાં ખેલવું; હવે રહેવા દ્યો-તો ઠીક ! હાઇસ્કુલ અગર કોલેજને છોડયા પછી પણુ-ભાંડારકરની માર્ગોપદેશિકાના બે ભાગ, તૈયાર રહેવા જોઇએ. સંસ્કૃત ગ્રન્થો વાંચવાનો, અને સાંભળવાનો, શોખ રહેવો જોઇએ. ]

સાર્વભૌમ—હજી કાંઈ છે ?

ગૌરાંગ—એક મહાન્ પંડિતરાજ બોલે છે કે—

**परमिममुपदेशमाद्रियध्वं, निगमवनेषु नितांतखेदखिन्नाः ।**
**विचनुतभवनेषु वल्लवीना-मुपनिषदर्थमूलूखले निबद्धम् ॥**

યશોદાજીની દહીંની ગોળી ફોડીને, પ્રભુ નાઠા. યશોદા તેને પકડવા દોડયાં. યોગીઓ જેને પકડવા-ધ્યાનમાં લેવા-અનેક ઉપાયો કરી રહ્યા છે; તે પ્રભુને પકડવા દોડતાં, યશોદા થાકી ગયાં. માતાને થાકી ગએલાં જાણી, પ્રભુ પકડાઈ ગયા. પછી પ્રભુને દામણે બાંધવા માતાએ મહેનત કરી; પણુ બંધાયા બંધાય નહીં એવા, લૌકીક લીલા કરવા બંધાયા. જે વખતે પ્રેમી પ્રભુ આ ભાંજગડમાં પડયા હતા; તે વખતે વેદોમાં બ્રહ્મને શોધનારા બ્રહ્મવાદી પુરૂષોને, વેદોમાં બ્રહ્મનો પત્તો નહીં લાગતાં, પ્રભુનો કોઈ વિલક્ષણુ ભક્ત, તેમને જે કહે છે-તે આ શ્લોકમાં છે.

અર્થ—"વેદોમાં બ્રહ્મને શોધનારા હે બ્રહ્મપ્રેમી ઋષિઓ ! જરા મારી વાત સાંભળો ! વિશ્વાસ રાખો; તો તમે જેને શોધો છો; તેને અમે બતાવીએ !" જેમને બ્રહ્મની લગની લાગી હતી; તે બ્રહ્મવાદીઓએ હા પાડતાં, યોગી બોલ્યો કે-"જે બ્રહ્મની તમે શોધ કરી રહ્યા છો; તથા જે બ્રહ્મમાં ઉપનિષદ્‌ના અનેક અર્થો, સમાઇ રહ્યા છે; તે બ્રહ્મ, અત્યારે ખારણીયામાં બંધાઇને બેઠું છે. મારી સાથે આવો તો બતાવું !" ત્યાં તુરત આવતાં, બ્રહ્મવાદીઓએ ભક્તાધીન રમુજી ભગવાનનાં દર્શન કર્યાં.

સાર્વભૌમ—ત્યારે આતો પાગલનો પંથ ! જુઓ ! મને તેમાં ઘસડી ન જતા !

ગૌરાંગ—એમ કાંઈ ઘસડાય ! વજનદાર વસ્તુ તણાય નહીં–ખેંચાય નહીં. વજન (દેહાભિમાન) મૂકી દે; તેજ ઘસડાય.

સાર્વભૌમ—આપનો કટાક્ષ હું સમજ્યો. મને નમ્ર થતાં હજી વાર છે.

ગૌરાંગ—શાસ્ત્રો ઘણાં; મતમતાંતરો ઘણા. તેમાંથી જે પોતાનો માર્ગ કરે; તે મરદ; એવી આ રમત છે. આપ ભાગવતને પુરાણ ગણીને– × × ×મને માફ કરો તો કહું !

સાર્વભૌમ—ગૌરાંગ ! ગૌરાંગ ! તમને માફજ છે. તમારે જે કહેવું હોય; તે સાંભળવા હું બેઠો છઉં.

ગૌરાંગ—મારા જેવા ગરીબ અને નિરક્ષર ભિક્ષુની વાત, આપ સાંભળો છો; તે પણ રાજી થવા જેવું છે. સાંભળોજી ! ત્યારે–વેદોનો, બ્રહ્મસૂત્રોનો, યોગશાસ્ત્રોનો, સાંખ્યશાસ્ત્રો અને ઉપનિષદ્નો સાર ખેંચીને, ભાગવત બનાવ્યું હોય; એમ મને જણાય છે. પ્રથમસ્કંધનો પ્રથમ અધ્યાય, અને પ્રથમ શ્લોક **जन्माद्यस्ययतोन्वया** વિગેરે શબ્દોથી બોલે છે; તે શું છે ? આ બ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયનું–**जन्माद्यस्य यतः** ॥ બીજું સૂત્ર છે. **यतः** ( જે પરમાત્માથી ) **अस्य** ( આ જગતના ) **जन्मादि** ( ઉત્પત્તિ વિગેરે. )

આવાં અનેક સૂત્રો અનેક ઠેકાણે ગોઠવી દીધાં છે. ઉપનિષદોના ઉતારા (ભાવ) પણ ભાગવતમાં ઠેકઠેકાણે છે. સ્કંધ ૮ મો અ. ૧ લો. સાયંભૂમનુની સ્તુતિનો પહેલો શ્લોક—

**येन चेतयते विश्वं, विश्वं चेतयते न यम् ॥**
**यो जागर्ति शयानेऽस्मिन-नायं तं वेद वेद सः ॥९॥**

અર્થ—જેથી જગતને ચેતના મળે છે; પણ જગત્ જેને ચેતના આપતું નથી; અને જગત્ સુઈ રહે છે; ત્યારે પણ સાક્ષીપણાથી જે જાગે છે; તે ઇશ્વરને કોઇ લોકો જાણતા નથી; પણ ઈશ્વર સર્વ લોકોને જાણે છે. [૯]

સાર્વભૌમ—સાબાશ ! ગૌરાંગ ! આતો વેદઉપનિષદોનો નિતારો–સત્યાંશ.

ગૌરાંગ—પ્રભુ ! હજી આગળ સાંભળો—

**आत्मावास्यमिदं विश्वं, यत्किंचिज्जगत्यां जगत् ॥**
**तेन त्यक्तेन भुंजीथा, मा गृधः कस्यस्विद्धनम् ॥ १० ॥**

આ શ્લોક ઇશોપનિષદ્ના પહેલા મંત્રને મળતોજ છે.×

અર્થ—જગતમાં જે કાંઇ વસ્તુ ઉત્પન્ન થએલી છે; તે સર્વમાં પરમેશ્વર વ્યાપી રહેલ છે. માટે તે ઈશ્વર જેટલું આપે; તેટલાથી સંતોષ રાખવો; એટલે કોઈનું ધન લઈ લેવાની ઈચ્છા રાખવી નહી ! [૧૦]

આ સ્તુતિમાં આવા અનેક શ્લોકો, ઉપનિષદ્ના સારને મળતા છે. ' ભાગવતને પુરાણ કહેવું; અને પુરાણને વાંચે; તે પુરાણી;' એમ તિરસ્કાર બુદ્ધિથી કહેવું-તે આપની પંડિતાઈનું ઘમંડ છે. તે બુદ્ધિવાદનો પ્રસારો છે. [કહેવામાં અવિવેક થતો હોય; તો આપ ક્ષમા કરજોજી પણ એમ કહેવુંજ જોઇએ; કે–આપ હજી શાસ્ત્રોમાં તરો છો; શાસ્ત્રોના પારને પામ્યા નથી.

× **ईशावास्यमिदं सर्वं, यत्किंच जगत्यां जगत् ॥**
**तेन त्यक्तेन भुंजीथा, मा गृधः कस्यस्विद्धनम् ॥ १ ॥**

સાર્વભૌમ—હા ! તે પણ ઠીક ! હવે કાંઈ કહેવું છે ? જેણે કાંઇ વિશેષ જાણવું હોય; તેણે પ્રથમ બધું સાંભળી જવું જોઇએ. નાના ભૃગુ પાસે, મોટા ઋષિઓ બેઠા હતા; તેમ આપની પાસે, હું આજ બેઠો છઉં. વિના સંકોચે વાત કરજ્યો.

ગૌરાંગ—પુરાણ વાંચે, તે પુરાણી; પણ પુરાણનો લખનારો, તે બ્રહ્મસૂત્રનો લખનારો બ્રહ્મવાદી–વેદવ્યાસ ! વળી ભાગવતપુરાણ ઉપર, વ્યાખ્યાન કરનાર–શ્રીશુકદેવજી જેવો ત્યાગી–વૈરાગી અને જ્ઞાની ! વળી આ વ્યાખ્યાન સાંભળનાર પરીક્ષત જેવો, સુસંસ્કારી પાંડવોનો પૌત્ર ! પરીક્ષિતની આસપાસ બેઠેલા ઋષિઓ, તે બ્રહ્મવાદીઓમાં શીરોમણી ! પ્રથમ સ્કંધના ૭મા અધ્યાયમાં વ્યાસ કહે છે કે—

**आत्मारामाश्च मुनयो, निर्ग्रन्था अप्युरुक्रमे ॥**
**कुर्वन्त्यहैतुकीं भक्ति–मित्थंभूतगुणो हरिः ॥ १० ॥**

અર્થ—શાસ્ત્રોમાંથી સાર લઇને, જેઓ જ્ઞાનથી પર બન્યા છે; જેમની અહંતા મમતારૂપી ગાંઠો પણ છૂટી ગઈ છે; એટલે જેઓ મૌન રહીને આત્મામાંજ રમે છે; એવા જ્ઞાનીઓ પણ, ભગવાનમાં નિષ્કામ ભક્તિ કરે છે. કારણકે શ્રીહરિના ગુણ, એવા અદ્‌ભૂત છે કે–સમજુ માણસ તેમની ભક્તિ કર્યા વિના રહી શકતો નથી. [૧૦]

'પ્રભુ ! સાર્વભૌમજી ! આ સુંદર શ્લોક ઉપર, આપ કાંઈ બોલો ?' આ શબ્દો સાંભળીને, સાર્વભૌમ પંડિતે આ શ્લોક ઉપર, નવા નવા ભાવવાળી નવ ટિકા કરી. તે સાંભળી સાર્વભૌમની પંડિતાઇનું વખાણ કરતાં કરતાં, ગૌરાંગ બોલ્યા–આ શ્લોક ઉપર હજી બીજા ભાવ પ્રગટી શકે છે.

સાર્વભૌમ—તે આપ કરો ! પણ જોજો–મારા શબ્દો તથા મારા ભાવ, અંદર આવી ન જાય !

ગૌરાંગે નમ્રતાપૂર્વક અલૌકિક ભાવવાળી ૧૮ ટિકા કરી. તે સાંભળતા સાર્વભૌમનો વિદ્યાગર્વ ગળી ગયો. પૂર્વપૂણ્યનો ઉદય થયો. સાર્વભૌમ બોલી ઉઠ્યા કે—**पाहि मां ! पाहि मां ! रक्ष मां !**

×**वैराग्यविद्यानिजभक्तियोग–शिक्षार्थमेकः पुरुषः पुराणः ॥**
**श्रीकृष्णचैतन्यशरीरधारी, कृपांबुधिर्यस्–तमहं प्रपद्ये ॥**

[ ચૈતન્યચંદ્રોદય ના. ६–७४ ]

સાર્વભૌમની આંખમાં પ્રેમનાં આંસુ આવી ગયાં છે. કોમળ વાણીથી કહે છે કે—

**" संसारकूपे पतितो ह्यगाधे, मोहांधपूर्णे विषयातिसक्तः ।**
**करावलंबं मम देहि नाथ, गोविंद ! दामोदर ! माधवेति ॥**

અર્થ—હે નાથ ! હે ગોવિંદરૂપ ! હે દામોદરરૂપ ! હે માધવરૂપ ! આ સંસારરૂપી અગાધ સમુદ્રમાં ડુબેલા, વિષયાસક્ત એવા મુજ અધમને, આપના હાથનો આશ્રય આપીને, તારી લ્યો !

---

× અર્થાત્—જે પુરાણપુરૂષે જીવોને પોતાની નિષ્કામ ભક્તિ અને વૈરાગ્યવિદ્યા વિગેરે શિખવવા માટે 'શ્રીકૃષ્ણ ચૈતન્ય' નામવાળું શરીર ધારણ કર્યું છે; તે કૃપાના સાગર શ્રીકૃષ્ણ ચૈતન્યનું હું શરણ લઉં છઉં.

પ્રભુ પોતે ગીતામાં બોલ્યા છે કે **यद् यद् विभूतिमत् सत्वं**–વિગેરે–તે મારૂં રૂપ છે. તો હે ચૈતન્ય ! આપ પ્રભુરૂપ છો ! એમ કહીને, ઓરડા તરફ હાક મારતાં, 'શી આજ્ઞા છે ?' એમ પૂછતાં પૂછતાં, સ્ત્રી દોડયાં આવ્યાં.

સાર્વભૌમ—પત્નીને–પ્રિયા ! આજ મારી ફતેહનો દિવસ છે.

પત્ની—આપનો શિષ્યવર્ગ તો કહે છે કે–'આપ હાર્યા.'

સાર્વભૌમ—આજ મારી હારમાં, મારો મોટો જય તરી આવે છે. પાયમાલીમાં આબાદી છે–અજયમાં જય છે. આ વાત મારે તને વધારે સમજાવવી ન પડે–કારણકે તું સ્ત્રી છો. જે સ્ત્રીઓ પોતાનો હઠ તજીને, પતિ પાસે નમી પડે છે; તેમનો જગતમાં જય થાય છે. જે પુત્રાદિ, માતાપિતા પાસે નમી પડે છે; તેમનો જગતમાં જય થાય છે. તેમ જે જીવ, પોતાનું ઘમંડ તજીને, શ્રીહરિનાદાસ પાસે નમી પડે છે; તમનો જય થાય છે. પ્રભુ કોઈને પરભારા મળતા નથી. પ્રભુનું ઘર બતાવનારા ભકતો પણ, એકદમ મળતા નથી–પુણ્યના ઉદયે ભકતો મળે; અને ભકતોની વાત ગમે. ભકતોથી હાર થાય; તે વિજયનો દિવસ છે. હે પ્રિયા ! આજ મારો જય થયો છે. હવેથી હું શ્રીચૈતન્યગૌરાંગને શરણે છઉં.

પત્ની–આજ ધન્ય ઘડી ! તમારા જયમાં, મારો પણ જય છે. હવે મને શી આજ્ઞા છે ?

સાર્વભૌમ—આજ્ઞા એજ કે–ચંદન પુષ્પ અને આરતિ લાવો ! મારા પ્રભુને પૂજું !

આ આજ્ઞા સાંભળી, સ્ત્રી ઓરડામાં તૈયારી કરવા ગયાં; અને ગૌરાંગ ઉભા થઈને ચાલવા લાગ્યા. તેમને ચાલ્યા જતા જોઇને, સાર્વભૌમે ગૌરાંગના ચરણ પકડયા.

ગૌરાંગ—હાં ! હાં ! આમ ન ઘટે ! હું તો આપનું એક બાળક છઉં. આમ કરો; તો બાળકનો ફજેતો થાય.

ઘણી રકઝક પછી, ગૌરાંગે પૂજન વિગેરે કરવા દીધું.

સાર્વભૌમ—પથ્થરની મૂર્તિમાં પ્રભુ ભાવ કરવો સહેલો; પણ માનવીમાં પ્રભુ ભાવ થવો અઘરો છે. પત્થરની મૂર્તિ સામે હાથ જોડીને ઉભા રહેતાં સંકોચ ન થાય. માનવી સામે હાથ જોડીને ઉભા રહેતાં, સંકોચ થાય. અત્યાર સુધી હું આ સામાન્ય ભૂમિકામાં હતો.

ગૌરાંગ—એટલે ?

સાર્વભૌમ—સલાટે ઘડેલી, અને આપણે પ્રાણપ્રતિષ્ઠા કરી, બેસાડેલી મૂર્તિમાં થએલો ભાવ–માનેલું પ્રભુત્વ–બુદ્ધિવાદના ઝપાટા પાસે ઉડી જાય; પણ બુદ્ધિવાદને વટીને, શ્રદ્ધાની અને પ્રેમની ભૂમિકામાં પ્રવેશીએ; ત્યારેજ પત્થરની મૂર્તિમાં પ્રભુત્વ દેખાય. આપની કૃપાથી આજે હું શ્રદ્ધા અને પ્રેમની ભૂમિકામાં ઉભો રહીને, આપને નિહાળી રહ્યો છઉં. તેથી આપનામાં આજ મને પ્રભુત્વ દેખાય છે.

'**मदात्मकं**—ગુરૂ મારારૂપ છે.' એમ પ્રભુ આ શ્લોકમાં બોલ્યા; તેનું આ વિવેચન છે. મનમાન્યા ગુરૂ મળતા નથી; મળે તો ઓળખાતા નથી. તોપણ ગુરૂ વિના ચાલે તેમ નથી. જગદ્ગુરૂ શ્રીકૃષ્ણને, આ મુંઝવણની વાત કરવી. સાથે સાથે દ્રવતા શીખવું. લોઢું કઠણ, પણ દ્રવે–ઓગળે–પીગળે; તો તેના નવા ઘાટ થાય. બ્હેનને ઘેર ભાઈ આવ્યો; તે બ્હેન માટે તથા ભાણેજ માટે કાંઈક લાવ્યો–તે દ્રવ છે. ભાઈને ઘેર બ્હેન ગઈ; તો ભત્રીજા માટે કાંઇક લઇ ગઈ; તે દ્રવ છે. પાડોશમાં કોઇ વૃદ્ધ હોય; તો લાવ જરા તેનું

કામકાજ કરી આપું; તે દ્રવ છે. લાવ થોડુંક ખાવાનું પણ, ત્યાં આપી આવું; તે દ્રવ છે. ઘરમાં વૃદ્ધ માતા પિતા માટે, ચૌટેથી કાંઈક કાંઈક ખાવાનું લેતા આવવું; અને પ્રેમથી પાસે બેસીને, તેમને ખવરાવવું; તે પણ દ્રવ છે. દાતણ હાથમાં લેતાં–'આ લીલું તાજું દાતણ બાપુજીને દઉં. તો કેમ ?' એવો વિચાર થાય; તે દ્રવ સવારમાં ઉઠીને આંગણામાં પાણી છાંટી સાથીઆ પુરવા; આગણાં ઠારવાં. કોઈ જમવા બેઠા હોય; તો તેમને જે જોઈએ; તે લાવી આપીને, પ્રેમથી જમાડવા; તેમનાં પેટ ઠારવાં; તે પણ દ્રવ છે. આ લૌકિક દ્રવ, લૌકિક સુખ એટલું બધું વધારી આપે છે–કે–દ્રવવાનું જે શીખ્યા હોય; તે સૌને દ્રવાવે છે. સુખ આપે; તે સુખ લે. તે સદા પ્રસન્ન પ્રસન્ન રહે છે.

હવે આપણે અલૌકિક દ્રવની વાત કરીએ–જેમ સંસારના સુખ માટે લૌકિક દ્રવ છે; તેમ સાધુ સંતો પાસેથી લેવાનાં, અલૌકિક સુખ માટે, અલૌકિક દ્રવ છે. સંત પોતાને ઘેર પધારે; અથવા સંતને મળવા જવું હોય; ત્યારે જરૂર કાંઈક પ્રેમથી ધરવું. ઘરમાં જે જોઈએ તે હોય; પણ સંત પધાર્યા; ત્યારે કાંઈ કામ ન આવ્યું; ત્યારે સમજી લેવું કે–હજી પોતામાં પાપ ઘણાં છે. સાંકડી પોળમાં ટાંગેલી ટપાલની પેટીમાં નાંખેલો કાગળ, વિલાયત પહોંચે; તેમ સંતને ધરેલું, શ્રીહરિને પહોંચે. સાચા સંત બે પરવાવાળા હોય છે; પણ આપણે તે વખતે, પાંચ પરવાવાળા થઈ જવું જોઈએ. કાંઈક ધરવુંજ જોઈએ. છેવટે પવાની મુઠી. તન મન અને ધનને પવિત્ર કરવુંજ. આ અલૌકિક દ્રવ. આ દ્રવની પછી આત્મદ્રવ. રાગનું ચિન્હ ત્યાગ. જૈનના સાધુ પોળમાં વહોરવા આવે છે; ત્યારે સાવધાન શ્રાવકો–સ્ત્રીપુરૂષ તમામ–હજારો કામ પડયાં મેલીને, સાધુને કાંઈક વહોરાવવા (આપવા) તૈયાર થઈ જાય છે. એટલે દ્રવવા તૈયાર થઈ જાય છે.

આપણી મુંજવણ—આપણે ત્યાં સાધુ બ્રાહ્મણના ઢગલા છે. તેમાં સંતોષી એકાદ ટકો. નવાણુ ટકા કામનાવાળા. ભગવાં પહેર્યાં હોય; તોપણ કામના–તોપણ લખણી અને માગણી ! આવા માગણ સાધુ બ્રાહ્મણની વાત, હું કરતો નથી. જે સદા સંતોષી છે–અયાચક છે–કોઈ દિવસ–કાંઈ માગતા જ નથી; તેમની વાત કરૂં છઉં. એવા પ્રભુ કૃપાથી મળી આવે; તો ગાંફલ રહેશો નહીં. તેમની અગવડો ભાંગતાં, આપણી અગવડો પ્રભુ ભાંગે. ઓળખતાં શીખો ! પારખતા શીખો ! આવા સદ્‌ગુરૂને પ્રભુરૂપ સમજવા. બાકી તો 'આ દુનિયા છે દંભભરેલી–ઉપરથી પોલીસ કરેલી; અંદર પોલં પોલ !' સદ્‌ગુરૂનો મહિમા દરેક ધર્મે, અને દરેક સંતે ગાયો છે. પારખી લેવા; તે આપણું પોતાનું કામ છે.

×સ્વધર્મ—સદ્‌ગુરૂને સેવતાં, બેઉ પક્ષે સ્વધર્મનો ત્યાગ, કદિ કરવો નહીં. સ્વધર્મ સૌથી મોટી વસ્તુ છે. વિલાયતના રાજા એડવર્ડે મીસીસ સીંપસનને પરણવાનો વિચાર દર્શાવ્યો; ત્યારે વડા પ્રધાન બાલ્ડવીને, સ્વધર્મ સમજીને, કહી દીધું કે–"રાજાજી ! એમ ન બને ! કારણકે જે સ્ત્રી છે; તે રાજકુટુંબની નથી. કદિ તે સ્ત્રીને પરણવા, આપને ચોક્કસ વિચાર હોય; તો રાજગાદી તજી દ્યો. પછી તેમ કરવા, આપ સ્વતંત્ર છો." રાજા એડવર્ડે પણ, પોતાનો સ્વધર્મ સમજી, રાજગાદી તજી દીધી. એડવર્ડનાં માતાજીએ પણ, સ્વધર્મ સમજીને, એડવર્ડનો પક્ષ કર્યો

× સચીવ વૈદ ગુરૂ તીન જો, પ્રિય બોલહી ભય આશ;
રાજ–ધર્મ-તનુ તીનકર, હોય વેગહી નાશ—સીયાવર૦

નહીં. મેરી માતાએ બાલ્ડવીનને, બે આકરા શબ્દો પણ, કહ્યા નહીં. તેમ ઈંગ્લંડની પ્રજાએ પણ, એડવર્ડ વર્ણાંતર લગ્ન કરે છે; એડવર્ડ રૂઢીવાદને તોડી પાડે છે; માટે તેને અભીવંદન આપવા, મેળાવડા કર્યા નહીં. આપણે ત્યાં એક જમાતની પાછળ, બીજી જમાત ચાલે છે. કારણકે સ્વધર્મનું ભાન રહ્યું નથી. જેમ રેલ્વના ડાહ્યા ડબ્બા, એનજીનને પગલે પગલે ચાલ્યા આવે; તેમ ઈંગ્લંડની ડાહી પ્રજા, બાલ્ડવીનને પગલે પગલે ચાલી આવી. રાજા એડવર્ડે સ્વધર્મ સમજીને, મોંઘી મીલ્કત તજી દીધી. બે ગામડીના ગરાસીયા, આવી શાંતિથી, અટપટું કામ કરી શકતા નથી; ત્યારે એક સલ્તનતનો રાજવહીવટ, જાણે કાંઈ બન્યુંજ નથી; એમ ચાલ્યો જાય છે. કારણ ?—કારણમાં સ્વધર્મ.

ગુરૂપદ—ગુરૂપદ બ્રાહ્મણોનું છે. તેમાં શંકાને સ્થાન નથી. ઋગ્વેદીય કૌષીતકિ ઉપનિષદ્‌માં, કાશીના તત્વવિદ્ રાજા અજાતશત્રુ, અને બાલાકિનો સંવાદ વાંચવો. શંકરાચાર્ય સિવાય, બીજા સન્યાસી સાધુએ, ગુરૂ બનવું; તે સંસારસાગરમાં ડુબવા જેવું છે. ગુરૂપદમાં ઓછું જોખમ નથી. જેઓ મોજમજા માટે ગુરૂ બને છે; અથવા ગુરૂ બનીને મોજમજા ભોગવે છે; તે ગુરૂ મટીને લઘુ થાય છે. યાદ રાખવું કે-ગુરૂ વિદ્યા અને વૈરાગ્યથી શોભે. વૈભવ અને વિલાસ ગુરૂને વગોવે-ઉપરથી નીચે ફેંકી દે. પવિત્રતા, સરલતા અને સાદાઇ, ગુરૂનાં ઘરનાં ઘરેણાં છે. જેમ દરેક ઘરમાં ખાળકુંડી હોય છે; તેમ દરેક સંપ્રદાયોમાં, ગુરૂને વૈભવવિલાસનો રંગ લગાડનારા-લોભી દંભી શિષ્યો હોય છે. આવા દંભી શિષ્યો, પાંચની ભેટ ધરીને, પચીસ ખેંચી જાય છે. આવા બધા દોષોને લીધે, આજ કાલ ગુરૂપદ, એરડીયાના દીવા જેવું ઝાંખું બની ગયું છે.

ગુરૂ એટલે માત્ર ધર્મનોજ બોધ આપે, એમ નથી. આલોક પરલોક બેઉ સુધારે; તે ગુરૂ છે. બગીચાનો માળી સાવધાન હોય; તો બગીચો ખીલખીલાટ રહે. તેમ સદ્‌ગુરૂ સાવધાન હોય; તો સમાજ ખીલખીલાટ રહે. ધાર્મિક, સામાજીક અને રાજકીય ન્યુસપેપરો, અને તે સંબંધી તૈયાર થએલાં પુસ્તકો, આચાર્ય પાસે આવવાંજ જોઈએ. સંપ્રદાયના આગેવાનો, મીલ્કત સાચવવા અને મીલકત વધારવા, જેટલી મહેનત કરે છે; તેટલી મહેનત, વૈરાગ્ય અને વિદ્યા વધારવા કરતા નથી. આચાર્યને કીંમતી કપડાં, અને ઘરેણાં પહેરાવીને, રાજી થવું; તે એક દોષ છે; તે એક પાપ છે. આચાર્યને વિદ્યા અને વૈરાગ્યની સંપત્તિ વધારી દેવામાં, ખંત રાખવી; તે એક પુણ્ય છે.

આચાર્ય એટલે માત્ર ગુરૂપુત્ર અથવા ગાદીપતિ—અથવા હીરામોતીએ શણગારેલું એક સજીવ પુતળું—એટલુંજ નહીં; પણ સૌજન્ય ભરેલો બાહોશ વૈરાગી વિદ્વાન્ ! હીરો, પણ પાસા પાડેલો—ચળકતો ! રાજાઓના મુગટમાં જઇને બેસે એવો !

આંખ વિનાનો અંધ, નાણા વિનાનો નર, પતિ વિનાની સ્ત્રી; સાંકળ વિનાનું બારણું; સત્ત્વ વિનાનું દુધ; ગળપણ વિનાનો ગોળ—આ બધાં જેમ વ્યવહારમાં નકામાં છે; તેમ તત્ત્વજ્ઞાનના કાર્યમાં, ગુરૂ વિનાનો મુમુક્ષુ, નકામો છે. આ બાબતમાં શંકાને સ્થાન નથી. બારણાને સાંકળ જોઇએજ. મોટરને અગર ટ્રેનને બ્રેક જોઇએજ; તેમ કલ્યાણની પરવાવાળાને સદ્‌ગુરૂ જોઈએજ. ભીલે માટીના દ્રોણાચાર્ય બનાવી, તેમને ગુરૂ માનીને કાર્યની સિદ્ધિ કરી હતી. પત્થરની મૂર્તિઓમાં, અને મનુષ્યરૂપે દેખાતા ગુરૂમાં, જે દૈવત છે; તે તેમની પાછળ રહેલા ઈશ્વરનું છે. ઈશ્વર ઉંઘતો નથી. સાવધાન છે. શ્રદ્ધા પ્રમાણે ફળ આપી રહ્યો છે.

ગુરૂ અને ગુરૂની આવશ્યક્તા સંબંધી ઘણી વાત કરી. હવે શિષ્યના કર્તવ્ય સંબંધી, શ્રીકૃષ્ણ કહે છે તે સાંભળો—

**अमान्यमत्सरो दक्षो, निर्ममो दृढसौहृदः ॥**
**असत्वरोऽर्थजिज्ञासु–रनसूयुरमोघवाक् ॥ ६ ॥**

અર્થ—ગુરૂનું સેવન કરનારા પુરૂષે, માન, મત્સર, આળસ તજવું; અને સ્ત્રી પુત્રાદિકમાં મમતા રાખવી નહીં. ગુરૂમાં દૃઢ પ્રેમ રાખવો; ફળ લેવાની વ્યગ્રતા રાખવી નહીં; સાચા તત્ત્વનો વિચાર કરવો; ઈર્ષા રાખવી નહીં; વ્યર્થ બોલવું નહીં. [૬]

૬ વિવેચન—

કેમ સાવધાન છોને ? કોઈ ઉંઘતાં નથીને ? ઝવેરાતનો સોદો કરવો હોય; તો તે પાઈ એ પાઘમાં બને નહીં. તલવારો બાળકોને બંધાવાય નહીં. પીનલ કોડના કાયદા, બાળકોને સંભળાવાય નહીં. તેમ આ વાતો, તમે ગાંફલ હો; તો કરાય નહીં. Laws of higher life ઉંચા જીવનના આ કાયદા છે. લેડી એનીબીસાંટે 'Laws of higher Life' (ઉમદા જીવનના કાયદા) નામનું એક પુસ્તક, લખી આપ્યું હતું. તેમાં લખ્યું હતું કે— There is enough of sorrow, in this world. Let the spiritual man be a source of confort and of peace. Let him be as a light in the world, so all may walk, more safely, when they come within the circle of his influence. Let us Judge our spirituality, by our effect on the world, and let us be careful, that the world may grow purer, better, happier, because we are living in it. × × × Everywhere let us be tender and patient, gentle and helpful with all. Do not let us, in our daily paths, be harsh, so as to confuse, be wilder and perplex others.' વિગેરે વિગેરે.

અર્થ—આ સંસાર ઉપાધિઓથી (દુઃખથી, મોહથી, અને શોકથી) ભરેલો છે. જેમ રણમાં વૃક્ષ, વગડામાં પાણીનાં પરબ; તેમ સંસારમાં ઉંચા જીવનવાળો માનવી. તે સુખનું અને શાંતિનું ઝરણું છે; તે આ જગતમાં દીવા સમ છે. તેના પ્રકાશમાં સૌ સહીસલામત રીતે આમતેમ ચાલી શકે છે. આપણા પોતાના દૈવી જીવનથી, આ જગત ઉપર શી અસર થાય છે; તે આપણે પોતે વારંવાર જોવું જોઈએ. આપણે અત્યારે આ સંસારમાં

---

૬ પદચ્છેદ—**अमानी च अमत्सरः**:-માન તથા મત્સરથી રહિત. **दक्षः**:-આળસથી રહિત. **निर्ममः**:-સ્ત્રીપુત્રાદિકમાં મમતા વગરનો **दृढसौहृदः**:-ગુરૂમાં દૃઢ પ્રેમવાળો. **असत्वरः**:-ધીરજવાળો. વ્યગ્રતા વિનાનો. **अर्थस्य जिज्ञासुः**:-સાચા તત્વનો જીજ્ઞાસુ. **अनसूयुः**:-**अनसूयति इति अनसूयुः**:-ઇર્ષ્યા નહીં કરનાર. **अमोघा वाक् यस्य सः**:-વ્યર્થ બોલવું નહીં તે.

વસીએ છીએ: માટે આપણા સંસર્ગથી, જગત વધારે પવિત્ર થવું જોઇએ; વધારે સારૂં અને વધારે સુખી થવું જોઇએ. × × × જ્યાં જ્યાં આપણે હોઇએ; ત્યાં ત્યાં આપણે નમ્ર અને ધીરજવાળા થવું જોઇએ. આપણા હમેશનાં કામકાજમાં, સખત (રોદ્ધી, ક્રોધી કે દંભી) થવું ન જોઈએ. સખત થઇએ; તો બીજા લોકો બાપડાં મુંજાય–ગભરાય, કે ભુલાં પડે. એકને બદલે બે ભૂલ કરી બેસે.

આ શ્લોકમાં ઉત્તમ ચારિત્રના નવ લક્ષણ–નવ કાયદા–ગણાવ્યા. તે નવ કયા ?— ૧ અમાન, ૨ અમત્સર, ૩ દક્ષ, ૪ નિર્મમ, ૫ દઢ સૌહૃદ, ૬ અસત્વર, ૭ અર્થજીજ્ઞાસુ, ૮ ઇર્ષ્યા વિનાનો, ૯ અમોઘવાણીવાળો તે. નવ સંબંધી સાંભળો—

૧ અમાન—**निर्मानमोहाः** વિગેરે શબ્દોથી, ગીતા પણ પહેલું ' અમાન ' સ્વિકારે છે. કલ્યાણની પરવાવાળાએ માન અકરામના ફંદમાં ફસાવું નહીં. માછલું ગલમાં સપડાતાં ગભરાય; તેમ પોતાને માન મળતાં ગભરાવું. યાદ રાખવું કે–માન દેહાભિમાનને (અહંમ-મને) દઢ કરે છે. માન દ્વેષીઓના દ્વેષને જાગ્રત કરે છે. જે સન્માનમાં લોભાય; તે અપમાનને સહન કરી શકે નહી ! અપમાનને સહન કરી શકે; તેના હાથમાંજ, કલ્યાણની ચાવી રહી શકે. જે હીરાને પાસા પડે; તે હીરાજ રાજાના મુગટમાં જઇને બેસે. આજકાલ માનપત્ર આપવાનો પવન વાય છે. જેને મોટા થઇને, મેળાવડામાં ઘુમવું હોય; તે આવા પ્રસંગો ઉભા કરે છે. માન લેનારના પગ મજબુત હોય; તો તે આવા કાદવમાં, સરકતા નથી; લપસતા નથી. મન મજબુત હોય; તો ફુલખરણીના ભપકા જેવી, સંસારની વાહ્ વાહ્માં તે લોભાતા નથી. આજકાલ ઢીલા પગવાળા અને મોળા મનવાળા અનેક છે. સાધુ સંતો પણ, માન અકરામના પૂરમાં, ફોતરાની માફક તણાય છે.

૨ અમત્સર–એટલે અદ્વેષ, દ્વેષ રહિતપણું. **अद्वेष्टा सर्वभूतानां** વિગેરે શબ્દોથી, ગીતા અ. ૧૨ પણ, ભક્તોનાં લક્ષણોમાં, પ્રથમપદે અદ્વેષને મૂકે છે. ભોજની કચેરીમાં કાળીદાસનો દ્વેષ કરનારા અનેક પંડિતો, કાળીદાસને ફસાવતાં, પોતે ફસાઈ ગયા. જુઓ મોક્ષપત્રિકા પુસ્તક નં. ૧૫ પાનું નં. ૨૬૫૮. દષ્ટાંત સમજવા જેવું છે. મચ્છર નાનો; પણ મોટા આખલાને નચાવે; તેમ મત્સર નિંદ્ય; પણ મોટા મોટા પંડિતોને નચાવે. મોટાં રાજ્ય ખેદાન મેદાન કરી નાંખે. પ્રતાપને કસોટી પર ચઢાવનાર, જયપુરના રાજા માનસિંહનો મત્સર હતો.

મોટા મોટા પંડિતોને તોડી ફોડી નાંખનાર અંદર અંદરનો મત્સર છે. મોટા મોટા વેપારોને પણ, ભારે હાની પહોંચાડનાર મત્સર છે. અનેક દોષ મત્સરમાં છે; એમ સૌ કોઈ જાણે છે; તો પણ તેને ખભે બેસાડીને લોકો ફેરવે છે. દીકરાને બે ચાર વરસ તેડીને ફેરવે; મત્સરને જીવે ત્યાં સુધી તેડીને ફેરવે. મત્સર જીવનો દિલોજાન દોસ્ત છે. બાવા સાધુ, કે સન્યાસીઓને પણ, અંદર અંદર દ્વેષ રહે છે. મોટા તખત ઉપર બેસીને, વિદ્વતા ભરેલાં વ્યાખ્યાનો કરે; તેમને પણ અઢાર્ણું ટકા દ્વેષ રહે છે. દ્વેષ સૌનો દાદો છે. સત્ય વસ્તુઓ સમજાણી હોય. હૃદયમાં કોતરાઈ ગઇ હોય; તેઓજ દ્વેષથી બચી શકે છે.

દોહરો—ખુંદ્યાં તો ધરણી ખમે, કાટયાં ખમે વનરાજ;
કટુ વચન હરિજન ખમે, નિર સમુદ્ર સમાય.

નિર્માન થાય; તેજ અમત્સર થાય; નિંદા સહન કરતાં શીખે; તેજ અમત્સર થાય; અને પરહિત ચાહતાં શીખે: તેજ અમત્સર થાય. વિગેરે વિગેરે.

૩ દક્ષતા-ગુરૂની આજ્ઞા પાળવામાં તત્પર રહેવું; અને ઇંદ્રિયોના નિગ્રહમાં સાવધાન રહેવું-તે દક્ષતા. જીવનમાં દક્ષતા પ્રવેશતાં, આળસ, તંદ્રા, પ્રમાદને ચાલ્યા જવું પડે.

૪ નિર્મમ—અહંમમની ઠોકર જેવી તેવી નથી. પ્રાણીમાત્રમાં અહં અને મમ બેઠાં છે. અજ્ઞાની બાળકમાં સુતેલાં (ઉપદ્રવ રહિત) પડયાં છે. સંસારમાં મોટા થયા-સમજતા થયા-તેઓનાં અહંમમ ઉપદ્રવ કરતાં ઉભાં છે. ઓકસફોર્ડની યુનિવર્સિટીમાં ફીલોસોફીનો વિષય લઇને પાસ થાય; તોપણ તેને કાળજે અહંમમ ઉભો રહે. કાશીમાં વેદાદિ વિષયોમાં, પારંગત થએલા, અહંમમને આશરે રહે. ઘરબાર તજીને ત્યાગી થાય; તોપણ તેમની ઝોળીમાં, અહંમમ બેઠાં હોય. જે પુરૂષો નિર્માન હોય; અદ્વેષ હોય; અને દક્ષ હોય; તે પુરૂષોજ અહંમમના ખીલાને ઉખેડી શકે.

૫ દૃઢ સૌહૃદ—દૃઢ સગપણ. સ્ત્રીને પતિ સાથે, અને પતિને સ્ત્રી સાથે દૃઢ સૌહૃદ હોય છે. એક બીજા વિનાં રહી શકે નહીં. કદિ રહેવું પડે; તો દેહથી, છૂટાં; મનથી નહીં. તેમ મુમુક્ષુને સદ્ગુરૂમાં, દૃઢ પ્રેમ થવો જોઇએ. આ બાબતમાં સ્ત્રી શિષ્યાઓએ, પુરૂષ ગુરૂથી, ઘણુંજ સંભાળીને રહેવું. ઘણીજ મર્યાદાથી કામ લેવું. તેમાં બેઉનો ધર્મ, અને બેઉની શોભા સમજવી. સ્ત્રીપુરૂષનો અન્યોન્ય મોહ, અને અન્યોન્ય સંસર્ગ, ભયંકર વસ્તુ છે. આ ભયંકરતા સિદ્ધ થઈ ચૂકેલી છે; માટે એક બીજાએ એક બીજાના સંગમાં આવતાં, જરા પણ પોમલાં-કાલાં થવું નહીં. પતિ સાથે અંગસંગ અને મનસંગ બેઉ હોય છે. પતિ સિવાયના દેવની સાથે પણ, અંગસંગ કરતાં, સ્ત્રીને પતીત થવું પડે છે. અહલ્યાને પત્થર બનવું પડયું હતું. નહીં તો-**विवेकभ्रष्टानां, भवति विनिपातः शतमुखः** ।। પિતા પુત્રીને ઘણું હેત હોય છે; પણ હેત કરતાં મર્યાદા વધારે હોય છે. ખાનદાન રાજાઓને, પ્રજાનાં વહુ દીકરી પ્રત્યે, ઘણું હેત હોય છે; પણ હેત કરતાં મર્યાદા વધારે હોય છે. હેત કરતાં વિવેક વધી પડે; ત્યાં ભય નથી. સંવત ૧૯૮૫ પુસ્તક નં. ૧૦ નો વૈશાકનો અંક, બ્હેનોએ, અને સદ્ગુરૂઓએ, અવશ્ય વાંચવો. દીવાદાંડી ખોડી દીધી છે. સાવધાન રહે; તેનાં વહાણ, ખરાબે અથડાય નહીં.

૬ અસત્વર—ધીર. શવરીને તેણીના ગુરૂએ કહ્યું હતું કે-'ત્રેતાના અંતમાં, રામ અહીં આવશે.' શવરીએ દસહજાર વરસ રામની રાહ જોઈ. ઉતાવળા-બાવરા-અધીરા, મોટા વેપાર કરી શકતા નથી. આજ આંબો વાવો; અને કાલ કેરી ખાઇએ; એમ જેમ બનતું નથી; તેમ બે પાંચ વરસ ગુરૂની સેવા કરીને, શિષ્ય પૂછે કે-'હે ગુરૂ! મને કેમ સાક્ષાત્કાર થતો નથી?' 'ત્યારે પ્રભુ હશે કે નહીં?' વિગેરે-વિગેરે. ધીર એટલે નિશ્ચયવાળા. નિશ્ચયના મહેલમાં વસે મારો વાલમો.' કરેલું કયાંઈ જતું નથી. આ અવતારે નહીં; તો બીજે અવતારે-**तत्र तं बुद्धिसंयोगं, लभते पौर्वदेहिकम्** ગીતા અ. ૬-૪૩.

૭ અર્થજીજ્ઞાસુ—'અર્થ' એટલે 'પરમાર્થ' 'પરમાર્થ' એટલે—[મોક્ષવાણી પાનું ૨૧] ચોપાઈ—સખા! પરમ પરમારથ એહુ, મન ક્રમ બચન રામપદ નેહુ.'

'અર્થ' એટલે 'તત્ત્વ' પણ કહેવાય. 'તત્ત્વ' એટલે 'તત્ત્વજ્ઞાન.' 'જીજ્ઞાસા' એટલે તીવ્ર ઇચ્છા. ધનની ઇચ્છાથી પરદેશ ગયા હોય; તે ત્યાં ધન પ્રાપ્તિના કામમાં,

મચ્યા રહે છે. તેમ તત્ત્વજ્ઞાનની તીવ્ર ઇચ્છાથી, જેઓ આ સંસારમાં આવ્યા હોય છે; તેઓએ તત્ત્વજ્ઞાન માટે મચ્યા રહેવું જોઈએ. જીવને અનાદિકાળથી વિષયોમાં પ્રેમ છે. આ પ્રેમ કોઇ રીતે નાબુદ થાય; ત્યારે વૈરાગ્યનું બળ વધે. [જુઓ મોક્ષવાણી પાનુ ૯૨]

ચોપાઇ—જાનીય તબ મન વિરૂજ ગુંસાઇ, જબ ઉર બલ વિરાગ અધિકાઈ;
સુમતિ ક્ષુધા બાઢે નિત નઈ, વિષય આશ દુર્બલતા જાઇ.

તત્ત્વજ્ઞાન માટે તીવ્રજીજ્ઞાસાને જન્મ આપનાર સુમતિ છે. સુમતિ એટલે-સારા વિચાર! સારૂં વાતાવરણ!

૮ ઇર્ષ્યા વિનાનો—ઈર્ષ્યા તો જીવની વ્હાલી વહુ! વહુ વિના રહી શકાય; પણ ઇર્ષ્યા વિના રહી શકાય નહી. ગુણમાં દોષ જોવા તે ઇર્ષ્યા; દોષ ન હોય; તો પણ દોષ દેખવા તે ઇર્ષ્યા. જરા જેટલા દોષને, મોટું રૂપ આપવું; તે ઇર્ષ્યા. આખો હિંદુસ્તાન કેમ પાયમાલ?–કે દ્વેષ અને ઇર્ષ્યા! સોએ ૯૮ ટકા ઇર્ષ્યાળુ બ્રાહ્મણો, ઇર્ષ્યાળુ સાધુ સન્યાસી, ઇર્ષ્યાળુ આચાર્યો અને મહંતો, તથા ઇર્ષ્યાળુ દેવ મંદિરો! આ બધાં આપણને ઇર્ષ્યા આપે. એટલે આપણને ઇર્ષ્યા કરતાં શીખવે. તેમના એક બીજાના ઇર્ષ્યાળુ ગ્રન્થો વાંચીએ: તો તેમાંથી પણ, ઇર્ષ્યાજ મળે. વૉટરવર્કસની ટાંકીઓમાં પાણી બગડેલું હોય; તો આપણા નળમાં, તે બગડેલું પાણીજ આવે. હાથ જોડીને પ્રભુને પ્રાર્થના કરો; કે–" પ્રભુતુલ્ય વંદનીય–બ્રાહ્મણો, સાધુ સન્યાસીઓ, આદરણીય આચાર્યો, મહંતો અને દેવ મંદિરો, સાદાં સરલ બની, વૈરાગ્યની વાટે ચડે, પોતે તરે અને આપણને તારે." કલ્યાણની પરવા વાળાને સાદાઈ, સરલતા અને વૈરાગ્યની ખાસ જરૂર છે. તે જયાં હોય; ત્યાંજ તેઓએ જવું. આડંબરમાં અફળાવું નહીં; ધમંડમાં ઘેરાવું નહીં. કારણ કે—

આ દુનિયા છે દંભ ભરેલી, ઉપરથી પોલીશ કરેલી;
અંદર પોલં પોલ–અંદર પોલં–પોલ.
સંતસૃષ્ટિ છે–જ્ઞાન ભરેલી, અંદરથી પોલીશ કરેલી;
ઉપર પોલં પોલ–ઉપર પોલં–પોલ.

૯ અમોઘવાણી વાળો—સત્ય, અતિ મધુર, સાંભળતાં આનંદ થાય એવું. થોડું હિતકર બોલવું; તે નવમું લક્ષણ છે. વડીલ અથવા ગુરૂ પાસે બકવાદ કરાય નહીં. બુદ્ધિવાદનો લવારો ત્યાં કરાય નહીં. પોતે કાંઈ જાણતા હોય; તોપણ પુછયા વિના બોલાય નહીં.

આ નવ સાગર તરીને આવે; તે ગુરૂને ચરણે શોભે. તે ગુરૂ પાસે રહેવાલાયક ગણાય. યોગ્યતા વિનાના શિષ્યોને એકઠા કરવા; તે ખોટા પૈસા લઈને, માણેકચોકમાં વેપાર કરવા જેવી ભૂલ છે. આ ભૂલ અટકાવવા, તુલસીદાસજી કહે છે કે—

ચોપાઈ—ગુરૂ શિષ્ય અંધ બધીર કર લેખા, એક ન સુને, એક નહીં દેખા.
હરે શિષ્ય ધન શોક ન હરહિ, સો ગુરૂ ઘોર નરકમેં પરહી. (મોક્ષવાણી પાનુ ૮૧A)

દેવ અને દેવમંદિરો હજી ઉભાં છે. આચાર્યો અને મહંતો પણ હજી હાજર છે. શાસ્ત્રો જેવાં જોઇએ તેવાં છે; અને નવાં છપાય છે; છતા ધર્મ ફારસરૂપ બનતો જાય છે. તેનું કારણ ઉપરની ચોપાઈ સૂચવે છે. ગુરૂઓએ અને શિષ્યોએ, દેશકાળને ઓળખીને, પોત પોતાને ઠીકઠાક–ઉત્તમ ચારિત્ર વાળા–કરવાંજ જોઇએ. બેઉની અરસ પરસ બેદરકારીમાં, 'આંધળી દળે; અને કુતરા ચાટે; જેવું થઈ રહ્યું છે. સંપ્રદાયોમાં અને મંદિરોમાં, લાખોની આવકો

અને બીલ્કતો છે; છતાં, **अज्ञानेनावृतं ज्ञानं, तेन मुह्यन्ति जंतवः।** કથાવાર્તા ઘણે ઠેકાણે થાય છે; પણ હવામાં ઉડી જાય છે. આજની કથા આવતી કાલે પૂછો; તો પાંચસોમાંથી, એકાદ જણ, ભાંગ્યું ખોખરૂં બોલશે; બાકી બધા ભોટ જેવા રહેશે. કથામાં જે પુસ્તક વંચાય; તે પુસ્તક, દરેકના હાથમાં આપીને, કથા કરવાની ઢબ દાખલ કરો. સમાજ બહુજ બાળક છે. ભણવા લાયક છે. માત્ર સાંભળવા લાયક નથી.

આવા ઉત્તમ ચારિત્ર વાળા શિષ્યે, આગળ શું કરવું; તે હવે કહે છે.

**जायापत्यगृहक्षेत्र–स्वजनद्रविणादिषु ॥**
**उदासीनः समं पश्यन्, सर्वेष्वर्थमिवात्मनः ॥ ७ ॥**

**અર્થ—સ્ત્રી, સંતાન, ઘર, ક્ષેત્ર, સ્વજન અને ધન ઇત્યાદિકમાં, ઉદાસીન રહેવું; અને વિચાર કરવો કે–સર્વ શરીરોમાં આત્માનું પ્રયોજન સરખું છે. (જે આત્મા કીડીને ચેતન આપી રહ્યો છે; તેજ આત્મા હાથીને ચેતન આપે છે. અથવા આત્માને લઈનેજ, દેહાદિક કામનાં જણાય છે.) (૭)**

૭ વિવેચન—

યાદ રાખવું ઘટે છે કે–છઠ્ઠા શ્લોકમાં કહ્યા પ્રમાણે, જેમણે ચારીત્ર ઘડયું હોય; તેજ આ બાબતમાં અનાસક્ત રહી શકે. એટલે સ્ત્રી પુત્રાદિકમાં થએલો રાગ–મોહ, સામાન્ય નથી. રેશમની દઢગાંઠો છે. પોતે પોતાને જોઇએ–બરાબર તપાસીએ; ત્યારેજ સમજણ પડે. નહીં તો પેનશન લઈને ઘેર આવે; સરકાર કામને માટે નાલાયક ઠરાવીને, રજા આપે; અગર ફેંકી દે; તો પણ જીવ મુવો, સંસારથી પાછો વળે નહીં.

દૃષ્ટાંત—સારાભાઈ એક રાજના દીવાન હતા. પેનશન લઇને ઘેર આવ્યા. બે પુત્રો ધંધાસર હતા. બાર માસે બે ચાર હજાર રળતા હતા. પુત્રો અને પુત્રવધૂઓ આજ્ઞાંકિત હતાં. 'મારો નવરો દહાડો કેમ જશે;' 'મને હજારો માણસો સલામ કરતા હતા તે હું;' મેં રાજમાં આવા આવા ફેરફાર કર્યા. મારા જેવો ડાહ્યો કોણ?' 'ઠાકોર સાહેબ મને પૂછીને પાણી પીતા; પણ કોણ જાણે કેમ, મને છૂટો કર્યો!' એવા અનેક વિચાર, દીવાન સાહેબ કર્યા કરતા હતા. અંધારા ઓરડામાં, જાણે નર્યો ધુમાડો! આમ વિચાર કરતાં, પાંચ છ માસ થયા; ત્યાં દીવાન સાહેબનાં સ્ત્રી મરી ગયાં. દીવાન સાહેબ બાવરા બન્યા. તેનો લાભ લઈને, કોઇએ ચડાવ્યા કે "હવે તમે દીકરાવહુને–આધીન, પરતંત્ર. તમે માંદા હો; તો તમારી પાસે આવીને કોણ બેસે! પડયા પડયા મરી જાઓ! તોય કોઈ ભાવ પૂછે નહીં. હાય! હાય! તમારી બુરી દશા થઇ. વિગેરે વિગેરે." દીવાન સાહેબને પણ એમજ લાગ્યું. કારણકે એકલડું ગોઠે નહીં. બે પુત્રોમાંથી એક પુત્ર (ચુનીલાલ) માનવીઓના સ્વભાવનો અભ્યાસી હતો. તે પિતાની મુંઝવણો સમજીને, પિતાની સેવા ઘણીજ ખંતથી કરતો હતો. પણ જેના લાખો લુંટાયા; તે બેપાંચ પૈસે રાજી થાય નહીં. જીવનમાં

---

૭ પદચ્છેદ—**जाया च अपत्यं च गृहं च क्षेत्रं च स्वजनश्च द्रविणं च आदीनि येषु ते तेषु**–સ્ત્રી, સંતાન, ઘર, ક્ષેત્ર, સ્વજન, અને ધન ઇત્યાદિકમાં **उदासीनः**–ઉદાસીન રહેવું. **सर्वेषु आत्मनः अर्थं समं इति पश्यन्**–સર્વ શરીરોમાં આત્માનું પ્રયોજન અથવા દેહનું પ્રયોજન સરખું છે; એમ વિચારવું.

અસંતોષ વધી પડયો. જીવન અકારૂં થઈ પડયું. દીવાન સાહેબ પેલા ધીરજ દેનારા, પોલા થાંભલાઓને, ફરી મળ્યા. 'કેમ ભાઈઓ! શું કર્યું?' એમ પૂછતાં, તેઓએ કહી દીધું કે—

'આ કામ અહીં નહીં બને. મુંબઇ આવો! અમારા સાળાની દીકરી, બાવીસ વરસની બાળ વિધવા છે. મુંબઈમાં પુનર્લગ્ન કરી લ્યો. રૂપીઆ પાંચ હજાર તેના નામના મુકવા; અને બે ત્રણ હજાર બીજો ખર્ચ થશે. દસ હજાર સાથે લઈને, ફ્રંટીયર મેઈલમાં મુંબઇ આવીને, કોલાબા ઉપર, હેમરાજ દોશીને ત્યાં ઉતરજો. અમે ત્યાંજ હશું. નક્કી હોય; તો અમે આજ જઇએ; તમે બે દિવસ પછી પધારજો.'

દીવાન—કન્યા કેવી છે?

દલાલો—તેમાં કાંઇ કહેવાનું હોયજ નહીં તમારા ઘર શોભત? જાણે મરનારી આણું વળીને પાછી આવી! અરે! જીવો ત્યાં સુધી-બસ! મોજ કરો!

દીવાન—બસ! મારે એજ કામ છે. છતે પૈસે હું શું કામ દુઃખી થાઉં! પણ એક વાંધો છે. તે એ કે, તે વિધવા છે. વિધવા સાથે તો, હું નહીં પરણું! ખોટું કહેવાય!

દલાલો-અરે! બોલો છો શું! અત્યારે પુનર્લગ્ન કરે; તેજ ડાહ્યો ગણાય છે. હવે નાત જાતની પરવા, કોણ રાખે છે! તે તમે ડરો છો!

દીવાન—ના, એમ તો ન બને!

દલાલો—એમજ બને! ગમે ત્યાંથી પોતાનો સ્વાર્થ સાધવો, તેજ સુધારો.

દીવાન—ઠીક ત્યારે!

બે ત્રણ દિવસ પછી, 'મારે મુંબઈમાં કાંઈ કામ છે;' એમ કહીને, એક વિશ્વાસુ નોકરને સાથે લઇને, દીવાન સાહેબ મુંબઇ જવા ઉપડયા.

ચુનીલાલે (પુત્રે) પિતાજીની સાથે જવા પ્રયત્ન કર્યો; પણ ફાવ્યો નહીં. પિતાના ગયા પછી, તેણે મોટા ભાઈને વાત કરી કે 'પિતાજી નવી બા લેવા, મુંબઈ ગયા હોય; એમ મને લાગે છે.'

મોટાભાઇ—હેં! શું કહે છે! ત્યારે બાપ પણ નવાજ થઈ જવાના!

ચુનીલાલ—હા એમજ! મીનીસ્ટ્રી (કારભાર) બદલાશે.

મોટાભાઈ—નવી ગમે તેવી ડાહી હોય; તોપણ કુંસપ તેને કાળજે વળગેલો હોય છે. આપણે બધાં કજીયામાં શેકાઇ જશું! ભયંકર આગ દેખીને, તેને બુઝાવવા, ભયંકર પ્રયત્ન કરવો જોઇએ.

ચુનીલાલ—આપ કહો, તેમ કરીએ! આપ સાથે આવો; તો મુંબઈ જઈ એ. પિતા માલીક છે; લક્ષ્મી તેમની પોતાની મેળવેલી છે. માત્ર વિનંતિ કરવી; એટલુંજ આપણું કર્તવ્ય છે.

મોટાભાઈ—તો હવે તુરત તૈયાર થઈ જા. મેઈલને બે કલાકની વાર છે.

આ પ્રમાણે વિચાર કરીને, બેઉ ભાઇ મુંબઇ આવ્યા. દીવાન સાહેબનો પત્તો મેળવીને કોલાબે પહોંચ્યા. તેમને આવેલા જોઇને, દીવાન સાહેબ ગભરાઇને બોલ્યા—'કેમ ભાઇઓ! અચાનક અહીં આવ્યા?'

ભાઇઓ—પિતાજી! આપને પ્રાર્થના કરવા. અમે જે કાંઇ સાંભળ્યું; તે સાચું હોય; તો આપને વિનવવા અહીં આવ્યા છઇએ.

દીવાન—તમે જે સાંભળ્યું; તે ખરૂં છે. મારે એમ કરવાની જરૂર પડી છે. તમારી બા જતાં, અત્યારે હું લાચાર બની ગયો છઉં. (એમ કહેતાં કહેતાં, આંખે આંસુ આવીને ઉભાં રહ્યાં.)

ભાઇઓ—આપને આપત્તિ આવી છે; તે ખરી છે. આ દુઃખ ટાળવા, પત્ની સિવાય કોઇને હક્ક નથી.

દીવાન—બસ! ત્યારે મારે ફરી પરણ્યા વિના, ચાલે એમ નથી.

ભાઈઓ—તેના પરિણામનો વિચાર, આપે કર્યો હશે.

દીવાન—બધો વિચાર કરીને, હું અહીં આવ્યો છઉં.

ભાઇઓ—હજી એક વિચાર આપે કર્યો નહીં હોય.

દીવાન—બસ! તમામ વિચારોમાં, એક વિચાર પણ સમાઈ જાય.

ભાઇઓ—બાપુ! એમ હઠ કરવી આપને ન ઘટે! અમે આપને પગે પડી કહીએ છઇએ કે-આ એક વિચાર આપ સાંભળો!

દીવાન-મારે કાંઈ સાંભળવુંજ નથીને! તમારે તમારો સ્વાર્થ; એમ મારે મારો સ્વાર્થ.

ભાઈઓ—આ સ્વાર્થની વાતજ નથી. આપ મીલકતના માલીક છો. એકને બદલે પાંચ સ્ત્રી પરણો! પણ—

દીવાન—પણ શું? મારે પણ બણ-સાંભળવુંજ નથી!

આ સાંભળી ભાઇઓ રડતા રડતા, દીવાન સાહેબના પગમાં પડયા. પગ આંસુથી ધોવાયા. દીવાનનો અંતર આત્મા ગભરાયો. તે બોલી ઉઠયા-'તમે મને પાંચ સ્ત્રી પરણવાની રજા આપો છો; ત્યારે તમારે કહેવું છે શું?—'

ભાઇઓ—આપ હતા એવા, અમારા વ્હાલા પિતાજી થઈને સાંભળો; તો કહીએ.

દીવાન—મને પરણવાની રજા છે ને?

ભાઇઓ—અમે આપને રજા આપનાર કોણ? આપ સ્વતંત્ર છો. આપ ધારો; તે કરી શકો છો!

દીવાન—તો હવે તમારી વાત નિર્મળ ભાવે સાંભળું! તમે કયા વિચારની વાત કરો છો?

ભાઇઓ—આપ અત્યારે કઈ અવસ્થામાં છો; અને આ અવસ્થાએ પહોંચેલાએ, શું કરવું જોઇએ; તેનો વિચાર આપે કર્યો છે? નિર્મળ ભાવે સાચું કહી દેજોજી. બે કલાક પછી, જેને ઉપડવાનું હોય; તેને ઉપડવાની તૈયારી હોય; કે પાથરવાની તૈયારી હોય? પ્રભુ તુલ્ય પિતાજી! નિર્મળ ભાવે વિચાર કરો.

દીવાન—શું તમે મારા ગુરૂ છો? આચાર્ય છો? તે આ વાત મને પૂછો છો.

ભાઈઓ—અમે આપના ગુરૂ નહીં; તેમ આચાર્ય પણ નહીં. અમે આપના પગનાં પગરખાં છઇએ. આપને કાંટો ન વાગે; એવી સંભાળ. અમારે-પગરખાંને-રાખવી જોઇએને?

દીવાન—હા! તે હું જાણું છઉં. આવી વાતો કરીને, તમે મારા કામમાં અંતરાય કરવા આવ્યા છો. તમે ધારો છો, એવો કોઈ પણ પ્રકારનો ભય, આ કામમા નથી. કન્યા ઘણીજ ડાહી છે. કાલે મને બતાવવા, અહીં લાવ્યા હતા. રૂપે-રંગે અને સમજણે સરખી છે.

ભાઇઓ—કન્યા તો યોગ્ય હશે; પણ આપ તેને યોગ્ય છો; કે નહીં? અત્યારે આપનું આ કર્તવ્ય છે? કે નહીં? એટલોજ વિચાર કરવા, અમારી નમ્ર પ્રાર્થના

છે. આતો અમારી બા મરણ પામ્યાં; પણ 'જીવતી સ્ત્રીને ઘરમાં પડી પેલીને, આત્મસાધના કરવા, વૃદ્ધોએ વનમાં વસવું જોઇએ;' એમ દરેક ધર્મ, એક અવાજે બોલે છે; તે આપે ઘણીવાર સાંભળ્યું હશે; અગર વાંચ્યું હશે.

દીવાન—હા ભાઇ ! હા ! તે બધું હું જાણું છું. મેં ઘણા વરસ દીવાનગીરી ડહોળી છે. હું કાંઇ બાળક નથી; તે તમે મને સમજાવો !

ચુનીલાલ—પિતાજી ! મારી બા હતાં; ત્યારે આપને આવો વિચાર થયો હતો ? ના. તેમની ગેરહાજરીમાં, આપને આ વિચાર કરવો પડયો. હવે આપ ધારો; તો પરણો. તેમાં અમારી ના નથી; પણ તે કેટલા વરસ માટે ? બે ચાર કે પાંચ વરસે, આપના વિચારો ફરી બદલાશે. આપને અત્યારે જે અમૃત જેવું જણાય છે; તે ખારૂં દવ જેવું લાગશે. વળી કલ્યાણની તૈયારી કરી લેવા માટે, આપને મળેલાં બે પાંચ વરસ, ધુળ ધાણીમાં વપરાઇ જશે.

દીવાન સાહેબ—જુઓ—

ભાઇઓ—પિતાજી ! અમારે અમારા પ્રશ્નનો જવાબ માંગવો નથી; તેમ સાંભળવો પણ નથી. જવાબ માંગવાનો, તેમ જવાબ સાંભળવાનો, અમારો હક્ક પણ નથી. અમે તો ફરી ફરી આપને પગે પડીએ છીએ. આપનું જેમ શ્રેય થાય; તેમ કરવા, આપ મુખત્યાર છો.

દીવાન—ગળગળે સાદે-ત્યારે હું શું કરૂં ! ભર દરીયે વ્હાણ ભાંગ્યું છે !

ભાઇઓ—મારી બાની ગેરહાજરીમાં, આપ ગભરાઇ ગયા છો ! આ સંસારમાં મરણ જેવી કોઈ આફત નથી. તેમાં એ સ્ત્રીને પતિનું મરણ, અને પતિને સ્ત્રીનું મરણ, આફતના ઓડકાર છે; શોકની સીમા છે. આપ જ્ઞાની છો; પણ કાળજે ઘા વાગ્યો; તેથી ચિત્ત ભમી ગયું છે. ભમેલા ચિત્તમાં કાંઇ કરતાં, કાંઈ થઇ પડે. જો આપ એકાદ બે વરસ ખમી જાઓ; ઇશ્વરની આજ્ઞાને તાબે થઇ જાઓ; તો પ્રભુ આપને જરૂર બચાવી લેશે. (સામેથી કોઇ ચાલ્યા આવે છે. એટલે આપણે આ વાતને સંકલી દઇએ ! )

દીવાન—આ વાત તમે કોઇને કહી નથી ? તમારી સ્ત્રીઓ તો જાણતીજ હશે.

ભાઇઓ—ના ના ! સ્ત્રીઓને આ વાત કેમ કહેવાય ! આપની ફજેતીમાં, અમારી ફજેતી, રહેલીજ છે.

દીવાન—ત્યારે મારા સપુતો ! તમે કહો છો-તેમ કરીએ !

આમ વાત કરે છે; ત્યાં પેલા દલાલો આવી પહોંચ્યા. જાણે કાંઇ બન્યુંજ નથી, એવા અવાજથી, દીવાન સાહેબે તેમને પૂછયું કે—'કેમ ભાઇઓ ! શા સમાચાર છે ?'

દલાલો—બધી તૈયારી છે.

દીવાન—પણ આ દિકરાઓ, વળી કાંઇ બીજીજ વાત લાવ્યા છે.

દલાલો—કઈ વાત લાવ્યા છે ?

દીવાન—ભયંકર વૉરંટની. વૉરંટનું કામ કર્યા પછીજ, બીજું કામ થઇ શકે એમ છે. માટે હાલ આ વાત મુલતવી રાખો.

દલાલો ભયંકર વૉરંટની વાત સાંભળી ગભરાયા. દીવાન સાહેબની રજા લઈ ને, તેઓ તુરત ચાલતા થઇ ગયા.

દીવાન—પુત્રોને-કેમ, ભયંકર વૉરંટની વાતજ લાવ્યા છો ને? મરણ એ ભયંકર વૉરંટ છે. તેને માટે પ્રથમ તૈયારી, કરવીજ જોઇએ, એમ તમારૂં કહેવું છે. તે મને પણ હવે માન્ય થયું છે. પણ મારે સંગી જોઇએ. તમે બે ભાઇમાંથી, એક ભાઇ, મારી પાસે રહેવોજ જોઇએ. મારી પાસે તમે સારૂં સારૂં વાંચ્યાજ કરો! જ્ઞાન વૈરાગ્યના વિચારોથી, મારા મનના મેલને ધોઇ નાંખો. મારા મનનો ચીલો બદલી નાંખો. ત્યાગ વૈરાગ્યને રસ્તે મને ચડાવો. પછી મુંઝવણ મટી જશે. ગામમાં કોઇ સાધુ સંત પધારે; તો તેમને પણ લાવતા રહેજો. ભક્તિમુક્તિના તે દલાલ છે.

ભાઇઓ—આપને વિખુટા મૂકયા; તે અમારી ભૂલ થઇ. તે ભૂલ માટેજ, અમને આટલી શિક્ષા થઇ. હવે આપના નાનામાં નાના–મારી બા જેવા–વ્હાલામાં વ્હાલા–નોકર થઇને, આપની પાસે, અમે વારાફરતી રહેશું. પછી આપને એકલડું નહીં લાગે.

પંજાબના રાજા કેસરીસિંહના દીવાનની આ વાત છે. તેમના સપુતો કેટલા ડાહ્યા! સપુતો આપતમાં સુખની સગવડ કરી આપે; કપુતો આફતમાં દુ:ખની સગવડ કરી આપે. આ તો વિધૂર હતા; તે નાસીને મુંબઇ ગયા; પણ વિધવા હોય; અને ઘરમાં કપુતો હોય; તો બાપડી ખુણે બેઠી બેઠી રૂવે.

હવે આપણે આપણા મૂળ વિષય તરફ આવો! સાતમા શ્લોકમાં કહ્યું કે 'સ્ત્રી પુત્રાદિમાં અનાસક્ત રહેવું.' પણ તે બને કેમ? સમજણા થયા; મુખે મુછો આવી; ત્યારથી સ્ત્રીરૂપી કાંટો, પુરૂષને કાળજે વાગ્યો. કદિ આ સ્ત્રી મરી જાય; તોપણ તે કાંટો, હૃદયથી નીકળે નહીં. તેનો આ ખુલાસો છે. જેમ પુરૂષને સ્ત્રીરૂપી કાંટો; તેમ સ્ત્રીને કાળજે, પુરૂષ રૂપી કાંટો વાગ્યો છે. વિધવા અગર વિધુર એટલે ઘાયલ–જખમી. ઘાયલ જખમી હમેશાં અસ્વસ્થ રહે છે. અસ્વસ્થ દશામાં ઇશ્વરને અંતરમાં આવવું ગમતું નથી. એટલે વિધવા અને વિધૂરો, અઠ્ઠાણું ટકા ઇશ્વરથી વિમુખ રહે છે.

A સ્ત્રીના વિયોગનું દુ:ખ થાય; ત્યારે ગૌતમ, મહાવીર, અને એવા, ઘર ત્યાગીને વનમાં વસેલા, તીવ્ર વૈરાગી સંતોને યાદ કરવા. એવા પવિત્ર સાધુ–સાધ્વીઓના મઠમાં અગર ઉપાશ્રયમાં સેવા કરવા રહેવું. ત્યાં જુવાન સાધુ સાધ્વિઓનાં, કલંક રહિત જીવન નિહાળવાં. જુવાન વિધવાઓ પવિત્ર જીવન ગાળતી હોય; તો તેમનાં દર્શન કરવાં. રાત્રે સુતી વેળા, માનસિક વૃત્તિથી, આવાં પવિત્ર ત્યાગીઓનાં દર્શન કરવાં. સ્ત્રીને તજ્યા પછી, સ્ત્રી હૃદયમાં પેસે; એટલે સ્ત્રી યાદ આવે; તો હૃદયે કાળા ડાઘ લાગી જાય. સ્ત્રીને યાદ કરવાનો પણ, જ્યાં દોષ ગણાય છે; ત્યાં (તે નિર્ણયમાં) ચિત્તને હાજર રાખવું. દુધ લેવાના લોટામાં, બીજો કચરો ન પોસાય; તેમ શ્રીહરિને પધરાવવાના હૃદયમાં, સંત, સદ્ગુરૂ અથવા શ્રીહરિ સિવાય, બીજા કોઇને આવવા દેવાય નહીં. હૃદય ચોકીદાર વિના સુનું!

B. સ્ત્રીના અંગમાં બહુ મોહ હોય; તો—

**नारीस्तनभरजघननिवेशं, दृष्ट्वा मायामोहावेशम् ।**
**एतन्मांसवसादिविकारं, मनसि विचारय वारंवारं-भज गोविंदं॰**

વિગેરે શબ્દોને વારંવાર યાદ કરીને, જ્યાં મોહ થયો છે; ત્યાં શું ભર્યું છે; તેનો વારંવાર વિચાર કરવો. મુમુક્ષુપણામાં, વિધુરોને, વૃદ્ધોને તથા ત્યાગીઓને, સ્ત્રી વારંવાર યાદ આવે; તો પોતે પોતાના મનને, વારંવાર ભગવદ્ રસમાં લગાડવું. અગ્નિથી ઉના થએલા

લોઢાને, લુહાર, ઘણથી ટીપીને, પોતાને જોઇએ; એવું કરે છે; તેમ જ્ઞાનથી ઉના કરેલા હૃદયને, વિચારો રૂપી ઘણથી ટીપીને, પોતાને જોઈએ એવું કરવું જોઇએ. એક બે ઘાએ લોઢું સીધું ન થાય; તેમ જરા જેટલા વિચારથી, હૃદય પાંશરૂં થાય નહીં.

રાજકારભાર સારી રીતે ચલાવવા માટે, રાજા કાંઉસીલ નીમે છે; તેમ આ સંસારમાં આ લોક અને પરલોક બેઉ-સારી રીતે ચાલે; તે માટે જીવ કાંઉસીલ નીમે છે. રાજાની કાંઉસીલમાં, રાજના સારા સારા ગૃહસ્થો; તેમ જીવની કાંઉસીલમાં, જીવના દીલોજાન મિત્રો. આ મિત્રો કયા ? આ શ્લોકમાં ગણાવ્યા છે તેજ-બીજા કોઇ નહીં. પહેલે નંબરે સ્ત્રી, બીજે નંબરે પુત્ર.

મુરધ્વજ રાજાનું મન હરિ લેવા, હરિ આવ્યા જે ટાણે,
લઈ કરવત મુસ્તક પર મેલ્યું, પત્ની પુત્ર બેઉ તાણે.
રામબાણુ વાગ્યાં હોય તે જાણે ! બીજાં પામર શું પ્રમાણે !

સમજાય છે ને ?

પુરૂષને કાંઇ આફ્ત આવે; ત્યારે પત્ની પુત્ર બેઉ ધ્રુજી જાય. ઓછાં ઓછાં થઈ જાય. સુખને સીમાડે આવીને ઉભાં રહે. જેમ દુર્બીન વિના આગબોટનો કેપ્ટન દૂર ન દેખી શકે; તેમ આ બે-સ્ત્રી અને પુત્ર, જ્ઞાન વિના પરલોકને દેખી શકે નહીં. એટલે સ્ત્રી અને પુત્ર, પુરૂષના માત્ર, આ લોકનાં સુખની સંભાળ રાખે. જો તેમને ઉત્તમ જ્ઞાન મળતું હોય; તો પરલોકનાં સુખ કરી આપવા પણ, તેઓ તત્પર રહે. દીવાન સાહેબના ખાનદાન દીકરા જોયાને ? તેમના છેલ્લા શબ્દ યાદ રહ્યા છે ? × × × કેમ કાંઈ યાદ રાખતા નથી ? સાંભળો—' પિતાજી ! મારી બાના જેવો, વ્હાલામાં વ્હાલો નોકર થઇને, આપની સેવામાં હાજર રહીશ ! તો પછી આપને એકલડું નહીં લાગે.' આ સન્નારીની અને સપુતની વાત કરી.

રાજકાંઉસીલના મેંબરો નાલાયક હોય; તો રાજને અને રાજાને પાયમાલ કરે; તેમ જીવની કાંઉસીલના મેંબરો ( સ્ત્રી અને પુત્ર ) નાલાયક હોય; તો તેઓ જીવે ત્યાં સુધી, પુરૂષને જંપવા દે નહીં; જીવનાર જંપીને બેસે નહીં. તે મુવા પછી પણ, ભટકતો ભૂત થઈને રહે.

કાંઉસીલના મેંબરો ગમે એવા સારા હોય; તો પણ તેઓમાં મોહ રાખીને, રાજાએ પ્રજાનું હિત ન બગાડાય; તેમ સ્ત્રી-પુત્રાદિક ગમે એવાં ભલાં હોય; તો પણ તેમાં મોહ રાખીને, જીવે આત્મકલ્યાણ કરવા, જરાપણ આળસ ન કરવું-એ તાત્પર્ય છે.

બાળકો નાંનાં હોય છે; ત્યારે માતા પિતાને, તેમની સાથે મારૂં તારૂં હોતું નથી. તેજ બાળકો મોટાં થાય; ત્યારે તેમણે પણ, માતાપિતાની સાથે, મારૂં તારૂં કરાય નહીં. કરે તો કંગાલ સમજવાં. રાજા કંગાલની સાથે વાતચીત કરતો નથી; તેમ માતાપિતાએ, મારૂં તારૂં કરનારા કંગાલ પુત્રો સાથે, બહુ કામ પાડવું નહીં.

ઘર, ક્ષેત્ર, સ્વજન અને ધન—આ ચાર પણ, જીવની કાંઉસીલના મેંબરો છે. સ્ત્રી અને પુત્ર મુખ્ય મેંબરો છે. પ્રધાનપદે છે. ઘર, ક્ષેત્ર, સ્વજન અને ધન, પવિત્ર હોય; તો તે પણ, આ લોક અને પરલોક સાધવામાં, ઘણીજ અનુકુળતા આપનારાં છે.

ઘર–ઘરમાં રહેવા જેટલુંજ જેઓ સમજ્યા છે; તે ઓર્ડમાં અગર માળામાં રહેનારાં પશુ પક્ષી જેવાં છે. તેથી આગળ વધે; જેઓ કલ્યાણની પરવાવાળાં થાય; તે લોકો, અવાર નવાર ઘરમાં સંતને પધરાવે; કથા વાર્તાઓ કરાવે; બ્રાહ્મણ ભોજન કરાવે; પર્વણીને દિવસે શિવ–વિષ્ણુનાં પૂજન પણ કરાવે. જે ઘરનાં આંગણાં ઉંબરા પવિત્ર થાય; તે ઘરને ધન્ય છે. બાકી તો ઘરમાં રહેવું; લગ્ન આવે, ત્યારે ત્યાં લગ્ન કરવાં; અને મરણ આવે; ત્યારે ત્યાં 'મારા બાપારે!' એમ કરીને, પોક મૂકવી; આટલુંજ જેઓ સમજ્યા; તેઓ માનવતાનો મર્મ સમજ્યા નથી.

'જે ઘેર કથા–નહીં હરિકીર્તન, સંત નહીં મીજબાના:
તે ઘેર જમડા ડેરા દીના, સાંજ પડે સમશાના.'

ઉદાસી–સ્ત્રી પુત્રાદિ મમતાનાં મોટાં સ્થાન છે. ગયા શ્લોકમાં **निर्ममः** શબ્દ છે. તેની અસર જેમનાં મન ઉપર થઇ હોય છે; તેઓ તેમાં **उदासीनः** અનાસક્ત થઈ શકે છે. ઉદાસી થઇને ધનને સંગ્રહી રાખવું–વાપરવું નહીં–એવો અનર્થ, કદિ સમજવો નહીં. ઘર, ધન આદિને જે સત્કર્મમાં વાપરે છે; તેજ સાચો ઉદાસી છે. સત્કર્મમાં વાપરતાં શીખવું; તેજ અનાસક્તિનું મૂખ્યસ્વરૂપ છે. દેવદર્શન કરવા જાઓ; કથાવાર્તામાં જાઓ; સંતના દર્શને જાઓ; તો ફુલ નહીં ને ફુલની પાંખડી, **યથાશક્તિ**, પોતાના હાથમાં હોવીજ જોઇએ. સામાને કાંઈક આપવું; એજ જીવનની સાર્થકતા છે. તેમાં એ સુપાત્ર સંત બ્રાહ્મણ ક્યાં છે? શોધ્યા જડતા નથી.

પ્રસાદીયા—આજકાલ પ્રસાદીયા બહુ થઈ પડયા છે. ભેટમાં કાંઈ દેવું નહીં; પણ ઉલટું કાંઈ લઇ લેવું. આ પાપવૃત્તિ છે. પ્રસાદનો ખરો અર્થ–'કૃપા' થાય છે. કૃપારૂપી પ્રસાદજ લેવાય. બાળક બાઉઆ દેખીને, લલચાય; પણ જેઓ કાંઈ સમજ્યા હોય; તેમણે પ્રસાદીયા–મફતીયા થવાય જ નહીં.

દીકરાની જાનની રક્ષા કરવા, વળાવીઆ સાથે લઇએ. તે ગાડાં સાથે ચાલે. ચોર લુંટારાનો ભય આવે; ત્યાં પોતે પહેલાં મરે; પછી જાનને નુકશાન થાય. તેમ સ્ત્રી, પુત્ર ધન, ઘર વિગેરે, આપણા જીવનના વળાવીયા છે. આ લોક અને પરલોકના રક્ષક છે. વળાવીયા રક્ષણ કરવાને બદલે, પોતેજ રણવગડે જાનને લુંટે; તો 'ભારે થઇ'–'ભારે થઇ' એમ આપણું હૃદય પોકારે. તે પ્રમાણે સ્ત્રી, પુત્ર ધન, અને ઘર, આપણને આ લોકમાં પજવે; અને પરલોક સાધવા દે નહીં; તો–સમજી લેવું કે–'ભારે થઇ'–'ભાઈ! ભારે થઈ!' પસ્તાવાનો પાર રહે નહિ. સુગ્રીવને કીરકંધાની ગાદીની લાલચ આપ્યા પછી, તેને શ્રીરામે થોડા દિવસ, પોતા પાસે રાખ્યો હતો. સમાગમનું સુખ મળતાં, રાજ્યાદિનું સુખ તેને તુચ્છ લાગ્યું–તેણે શ્રીરામને કહ્યું હતું કે—　(મોક્ષવાણી પાનુ ૪૦ A)

ચોપાઈ—'સુખ સંપત્તિ પરિવાર બડાઈ, સબ પરિહરિ કરિહૌં સેવકાઇ;
યહ સબ, રામભક્તિ કે વાધક, કહહિ સંત તવપદ અવરાધક.

આ લોકનું સુખ બે ત્રણ દસકા; અને પરલોકનું સુખ ઘણાકાળનું. પરલોકના સુખમાં જેઓ આડાં આવે; તેમનો સત્વર ત્યાગ કરવો જોઇએ; એમ દરેક ધર્મ કહે છે. પ્રહ્લાદે પિતાને તજ્યા; વિભીષણે ભાઇને તજ્યો; મીરાએ રાણાને તજ્યો; ગૌતમે યશોધરાદિને તજ્યાં; મહાવીરે સ્ત્રીને તજ્યાં. વિગેરે–વિગેરે.

ઉગવું, ખીલવું, કરમાવું અને નાશ પામવો—આ ચાર અવસ્થા, પ્રાણી પદાર્થ-સૌને થયા કરે છે. માનવ ઉગ્યો, ખીલ્યો, અને કરમાયો. માત્ર નાશ બાકી છે. જેમ માતાના ગર્ભમાંથી જીવ એકલોજ આવ્યો હતો; અને કરમાયા પછીની દશામાં, એટલે નાશના સમયમાં, એકલોજ અહીંથી વિદાય-થવાનો છે. મમતાળુ માણસને વિદાય વસમી લાગે છે. મરવું ગમતું નથી. જેમને પોતાનાં માન્યાં હોય; તેમનાથી વિખુટાં પડવું, તેને ગમતું નથી. વિખુટા પડવું ગમતું નથી; પણ વિખુટા પડવુંજ પડે છે. નાશના કાયદાને કોઈ તોડી શકતું નથી. જે અનિવાર્ય હોય; તેને અનુકુળ થવુંજ જોઇએ. તેને માટે તૈયાર રહેવુંજ જોઇએ. આ શ્લોક શીખવે છે કે-સ્ત્રી પુત્રાદિમાં અનાસક્ત રહેતાં આવડે; તેમની વિદાય-તેમનો નાશ-તેમનું મરણ-આફતરૂપ હોતું નથી; પણ કલ્યાણકારી હોય છે.

ઉદાસી થવાનું સાધન ?—તેના જવાબમાં કહે છે કે **आत्मनः सर्व इव सर्वेषु समं पश्यन्**-જે અર્થ સાધવા હું આવ્યો છઉં; તે અર્થ સાધવાજ, આ સૌ આવ્યાં છે. એટલે-આ સૌનો હેતુ એકજ છે. છતાં જેઓ મોહમાં પડયા; તે માર્યા ગયા છે. માટે મારે કદિ મોહમાં પડવું નહીં. એટલે મારે તેઓમાં રાગ અથવા દ્વેષ કાંઇ કરવું નહીં. સંગ કરવા લાયક એક સદ્ગુરૂ છે.

દેહ પણ આપણો નથી-દેહમાં પણ મમતા કરવી ઘટતી નથી; ત્યારે ઉપર જણાવ્યાં તે સ્ત્રી પુત્રાદિ, આપણાં કેમ સંભવે; અને તેમનામાં મમતા કરવી કેમ ઘટે ?–તે હવે કહે છે—

**विलक्षणः स्थूलसूक्ष्माद्–देहादात्मेक्षिता स्वदृक् ॥**
**यथाऽग्निर्दारुणो दाह्याद्–दाहकोऽन्यः प्रकाशकः ॥८॥**
**निरोधोत्पत्त्यणुबृहन्–नानात्वं तत्कृतान् गुणान् ॥**
**अन्तःप्रविष्ट आधत्त, एवं देहगुणान् परः ॥ ९ ॥**

અર્થ—સ્થૂલ અને સૂક્ષ્મ દેહ કે-જે દૃશ્ય છે; તેથી તેનો દૃષ્ટા આત્મા જુદો છે. જેમ બાળવાના કાષ્ઠથી તેને બાળનારો અગ્નિ જુદો છે. વળી સ્થૂલ અને સૂક્ષ્મ દેહ જડ છે. તેને પ્રકાશ આપનાર આત્મા, સ્વયં પ્રકાશ છે.

---

૮ પદચ્છેદ—**आत्मा ईक्षिता च स्वदृक्**-આત્મા કે જે દ્રષ્ટા છે તથા સ્વયંપ્રકાશ છે તે આત્મા. **स्थूलसूक्ष्मात् देहात् विलक्षणः**-સ્થૂલ અને સૂક્ષ્મ દેહથી વિલક્ષણ છે. **यथा**-જેમ **दाहकः अग्निः अन्यः**-બાળનાર અગ્નિ, બળનારા લાકડાંથી જુદો છે. **प्रकाशकः**-બીજાને પ્રકાશ આપનાર તે અગ્નિ છે. **दाह्यात् दारुणः**-બળતા લાકડાથી બાળનાર અગ્નિ વિલક્ષણ છે.

૯ પદચ્છેદ—**अंतः प्रविष्टः**-લાકડાની અંદર પેઠેલો અગ્નિ. **निरोधश्च** (નાશ) **उत्पत्तिश्च अणुश्च बृहत् च इति नानात्वं तं**-બળતા લાકડામાં નાશ, ઉત્પત્તિ, નાનાપણું, મોટાપણું એમ અનેકપણું છે તેને. **अंतःप्रविष्टः**-અંદર પેઠેલો અગ્નિ. **तेन** (લાકડાથી) **कृताः तान् गुणान् आधत्ते**-લાકડાથી થએલા નાના મોટા આકારોને ધારણ કરે છે. **एवं अंतः प्रविष्टः** દેહમાં પેઠેલો આત્મા. **परः**-ન્યારો ન્યારો છતાં. **देहगुणान् आधत्ते**-દેહના ગુણોને ધારણ કરે છે.

બળતાં લાકડાં પ્રકાશ આપે છે; પણ તેને પ્રકાશ આપનારો અગ્નિ તે લાકડાથી જુદો છે. આવા વિચારોથી આત્માને દેહાદિકથી જુદો સિદ્ધ કરવો. એમ સિદ્ધ થતાં, સ્ત્રીપુત્રાદિકમાં મમતા ઓછી થશે. [૮]

અર્થ—લાકડામાં પેઠેલા અગ્નિ, જેમ લાકડાને લીધેજ, નાશ, ઉત્પત્તિ, નાનાપણું, મોટાપણું, અને અનેકપણું પામે છે; પણ નાશ, ઉત્પત્તિ વિગેરે ધર્મોથી તે ખરી રીતે મુક્ત હોય છે; તેમ દેહની અંદર રહેલો આત્મા પણ, દેહને લીધેજ, નાશાદિ ગુણવાળો જણાય; પણ વાસ્તવિક રીતે આત્મા નાશાદિ ધર્મોથી રહિત છે. એટલે આત્મા નિત્ય, અનાદિ, મુક્ત અને એક છે; અને દેહ અનિત્ય, ઉત્પન્ન થએલ, બદ્ધ અને અનેક છે. એટલે આત્મા દેહથી જુદો છે. [૯]

૮-૯ વિવેચન—

**દેહ કેટલા?**—સ્થૂલ દેહ, સૂક્ષ્મ દેહ, અને કારણ દેહ.

**સ્થૂલ દેહ**—આ દેખાય છે; તે પંચમહાભૂતનું શરીર. તે સંબંધી તત્ત્વબોધ કહે છે કે—

**पंचीकृतपंचमहाभूतैः कृतं सत्, कर्मजन्यं, सुखदुःखादिभोगायतनं शरीरम्। अस्ति जायते वर्धते परीणमते अपक्षीयते विनश्यतीति षड्विकारवदेतत् स्थूलशरीरम् ॥**

અર્થ—પૃથ્વી, જળ, તેજ વાયુ અને આકાશ, એવા પંચમહાભૂતોનું બનેલું, સુખ દુઃખાદિ ભોગનું જે સ્થાન, તે સ્થૂલ દેહ કહેવાય છે. વળી તે શરીર ગર્ભમાં આવે છે: ત્યારે ગર્ભ કહેવાય છે. પછી જન્મે છે; પછી વધે છે; પછી પુખ્ત થાય છે; પછી વૃદ્ધ થાય છે; અને છેવટે નાશ પામે છે. એવા ૭ વિકારવાળું આ સ્થૂલ શરીર છે.

**સૂક્ષ્મ શરીર**—તત્ત્વબોધ કહે છે કે—

**अपंचीकृतपंचमहाभूतैः कृतं सत्, कर्मजन्यं, सुखदुःखादिभोगसाधनं, पंचज्ञानेंद्रियाणि, पंचकर्मेंद्रियाणि, पंचप्राणादयः, मनश्चैकं, बुद्धिश्चैका, एवं सप्तदशकलाभिः सह, यत् तिष्ठति तत् सूक्ष्मशरीरम् ॥**

અર્થ—એકઠા નહીં થએલા પંચ મહાભૂતોથી બનેલું, કર્મથી ઉપજેલું, તથા સુખ દુઃખ વિગેરે ભોગ ભોગવવાનું સાધન છે. પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ, એક મન, તથા એક બુદ્ધિ, એમ સત્તર તત્ત્વોવાળું સૂક્ષ્મ શરીર છે.

**કારણ શરીર**—તત્ત્વ બોધ કહે છે; તે સાંભળો—

**अनिर्वाच्यानाद्यविद्यारूपं, शरीरद्वयस्य कारणमात्रं सत्, स्वरूपाज्ञानं, निर्विकल्परूपं, यदस्ति तत् कारणशरीरं ॥**

અર્થ—જેને સત્ય અથવા અસત્ય એવું કાંઈ કહી શકાય નહીં; એવું અનિર્વાચ્ય, અને ઘણા કાળથી ચાલી આવતી માયા અથવા અજ્ઞાન; તે અજ્ઞાનરૂપ કારણ શરીર

છે. સ્થૂલ અને સૂક્ષ્મ બેઉ શરીરને ઉત્પન્ન કરનાર કારણ શરીર છે. સ્વસ્વરૂપ પણ કહી શકાતું નથી; એવું નિર્વિકલ્પ જે છે; તે કારણ શરીર છે.

સમજાય છે ને ?—પરીક્ષિત તો આ બધું ભણીને શ્રવણ કરવા બેઠો હતો. આપણે તો અભણ છઇએ. ઘણાખરાએ, તત્ત્વબોધનું પુસ્તક, દેખ્યું પણ નહીં હોય. ભક્તિ માર્ગના કોઇ કોઈ આચાર્યોએ, શિવને, અને શંકરાચાર્યને નિંદ્યા; તે તો ઠીક; કે ત્યાં દ્વેષ હતો; પણ શ્રીશંકરાચાર્યના આવા ઉત્તમ ગ્રંથોનો લાભ લેવાનું, જે ચૂકયા; અને જેમણે ચૂકાવ્યું; તે થોડું નુકશાન નથી. થોડામાં ઘણું આપનાર શ્રીઆદ્યશંકરાચાર્ય છે. અઘરી વાતને ઘણીજ સહેલાઇથી સમજાવનાર-Smart teacher-ચપળ શિક્ષક-શ્રીઆદ્યશંકરાચાર્ય છે. પચીસ પચાસ વરસ કથા વાર્તા સાંભળે; અગર ભાગવત સાંભળે; અગર લાંબે રાગે ભજન ગાય; પણ દેહ કેટલા ? અને તે સંબંધી શું ? તેમ પૂછો; તો સોએ નેવું ટકા, અંધારૂં ઘબ છે. કથા કરનારા પંડિતો, રાંધવા બેઠા છે; પણ રોટલી ઉંધી ચીતી કરતા નથી; દાળ હલાવતા નથી. તે અફસોસની વાત છે. શ્રોતાઓ જે સાંભળે છે; તે તેઓ સમજે છે કે નહીં, તે તેમને પુછીને ખાત્રી કરો ! સમાજ બાળક છે. ભણાવો !

સાંભળો ! હજી જરૂરની વાત કરી લઈએ—

**ત્યારે આત્મા શું છે ?**—તત્વબોધ કહે છે કે—

૧ **आत्मा सत्यस्तदन्यत् सर्वं मिथ्येति** ॥ આત્મા સત્ય છે. તે સિવાયનું તમામ મિથ્યા છે.

૨ **स्थूलसूक्ष्मकारणशरीराद्व्यतिरिक्तः, पंचकोशातितः सन्, अवस्था त्रय-साक्षी, सच्चिदानंदस्वरूपः सन्, यः तिष्ठति स आत्मा** ॥ અર્થ—સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરથી, આત્મા અલગ છે. જુદો છે; પાંચ કોશોથી પણ જુદો છે; ત્રણ અવસ્થાનો સાક્ષી છે; અને સચ્ચિદાનંદ છે; તે આત્મા છે.

**પાંચ કોશ કયા ?**—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય.

**ત્રણ અવસ્થા કઇ ?**—જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ.

**અંતઃકરણ શું ?**—મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર. સંકલ્પ વિકલ્પ કરે; તે મન; નિશ્ચય કરે, તે બુદ્ધિ; ચિંતવન કરે તે ચિત્ત; અને અહંબુદ્ધિ થાય; તે અહંકાર.

ગીતા અ. બીજો આત્માને દેહથી અલગ બતાવે છે.

**દૃગ્દૃશ્યવિવેક**—રૂપાદિને જોનાર આંખ છે. આંખને જોનાર મન છે; અને મનને જોનાર આત્મા છે. 'દગ'—સૌને જોનારો અથવા સાક્ષી આત્મા કહેવાય છે. મન આંખ વિગેરે જે જે દેખાય છે; તે દૃશ્ય કહેવાય છે. દેહ દૃશ્ય છે. આત્મા દૃગ્—દ્રષ્ટા—સાક્ષી છે.

વિશેષ વાંચવું હોય તો 'તત્વબોધ'નો ગ્રંથ વાંચવો. ગ્રંથ નાનકડો છે. કીંમત માત્ર ૦—૩—૬ છે. જે ઘરમાં રહીએ; તેનાં બારી બારણાં કયાં પડે છે; તે અવશ્ય જાણવું જોઇએ; તેમ જે દેહમાં રહીએ છઈએ; તેનું તત્વજ્ઞાન અવશ્ય જાણવું જોઇએ.

'આત્મા દેહ નથી; પણ દેહથી અલગ છે,' એવું જે શિક્ષણ, તે હિંદુ ધર્મમાં, પ્રાથમીક શિક્ષણ છે. આત્મા ચેતન, અને દેહ જડ; એવું જે શિક્ષણ; તે હિંદુધર્મમાં પ્રાથમીક શિક્ષણ છે. શ્રી આદ્યશંકરાચાર્યે આ શિક્ષણ માટે, તત્ત્વબોધ, આત્મબોધ,

ૃદૃશ્યવિવેક વિગેરે પ્રાથમીક ગ્રન્થો લખી આપ્યા છે. નિશ્ચળદાસજીએ વિચારસાગર લખતાં, ્ અને આત્મા, ભિન્ન ભિન્ન વસ્તુ છે; એમ પ્રથમ નિરૂપણ કર્યું છે. કચ્છ ઠીયાવાડમાં શામ સ્વામીએ, પંચીકરણ લખી આપ્યું છે. જગતમાં અનેક પ્રકારના વેક છે. તેમાં આત્મા અનાત્માનો વિવેક, પ્રથમ નંબરે છે. આપણા પોતાના અનુ- વમાં, આપણા હમેશના વ્યવહારમાં પણ, આપણે કહીએ છીએ કે-'મારો દેહ દુબળો પો છે;' 'મારો હાથ પાકયો છે;' 'મારી આંખ દુઃખે છે;' વિગેરે વિગેરે વાકયો, દેહને, ાલનારથી--આત્માથી, જુદો પાડે છે. હવે બીજો પક્ષ સાંભળો-'હું બહેરો છઉં, હું આંધળો ઉં; હું ઠીંગણો છઉં, હું જાડો છઉં;' વિગેરે વાકયો, આત્મા પોતાને દેહરૂપ માનીને ાલે છે. કારણકે બોલનાર બહેરો નથી; પણ દેહ બહેરો છે; બોલનાર આંધળો નથી; ણ દેહ આંધળો છે; વિગેરે. કેમ સમજાય છે ને ? ન સમજાય તો ફરી વાંચો; અને વિચારો !

તલવારથી માથુ કાપ્યું; પણ તલવાર જડ છે. તેને વાપરનાર યોદ્ધો ચેતન છે. દેહ 'ડ છે, તેને વાપનાર જીવાત્મા ચેતન છે. લોઢામાં પેઠેલો અગ્નિ, લોઢાને લાલચોળ- રમ-બનાવી દે છે; તેમ જડ દેહમાં પેઠેલો જીવાત્મા, દેહને ગતિ આપી રહ્યો છે. બ્રહ્માદિ ામ દેવને, ચેતન આપનાર પરમાત્મા છે. હિરણ્યગર્ભ અથવા બ્રહ્માંડના સૂક્ષ્મદેહથી ણ આત્મા અલગ છે. અગ્નિ લાકડામાં પેસે છે; તેથી તે લાકડું થતો નથી; તેમ લાકડું ૫ગ્નિ થતો નથી. બેઉના ધર્મ જુદા છે. તેમ દેહમાં આત્મા રહે છે; પણ બેઉના ર્મ જુદા છે. આત્મા દેહ નથી; પણ દેહને ચેતન આપનાર દેહથી જુદો છે; તે વાત . સ. પૂર્વે, સોક્રેટીસે ગ્રીસમાં સાંભળી હતી. તેણે તેનો પ્રચાર કર્યો. દેહને આત્મા ાનનારા ચમકયા. સોક્રેટીસને દેહાંત દંડની શિક્ષા થઈ. ક્રાઈસ્ટ, હુયાનત્સંગ, વિગેરે અનેક ર્દેશી તત્ત્વવિદ્ પુરૂષોએ, આત્મા અને દેહ સંબંધી નિર્ણય, હિંદ પાસેથી લીધો; પણ ્દમાં રહેલો ચાર્વાક, ભૂલો પડયો.

ચાર્વાક દેહને અને મનને આત્મા કહે છે. તે પુનર્જન્મને માનતો નથી. ભર્તૃહરિએ, ીઆદ્યશંકરાચાર્યે અને બીજા અનેક વિદ્વાનોએ, ચાર્વાકના મતનું ખંડન કર્યું છે. તો ણ હજી ચાર્વાકનો પંથ ચાલ્યો આવે છે. ચાર્વાકનો પંથ, એટલે સ્વછંદ-દેહારામ. વચ્છંદે ખાવું, પીવું, અને ખેલવું. અત્યારે સુધારાને નામે, ચાર્વાકમત ફેલાતો જાય છે. ભર્તૃહરિ મહારાજની થોડી પ્રસાદી આપું—

શાર્દૂલવિક્રીડિત,	[ વિજ્ઞાન શતક ]

**को देवो भुवनोदयावनकरो, विश्वेश्वरो विद्यते ।**
**यस्याज्ञावशवर्तिनो जलधयो, नाप्लावयंति क्षितिम् ॥**
**इत्याम्नातमपीश्वरं सुरशिरो-रत्नं जगत्साक्षिणं ।**
**सर्वज्ञं धनयौवनोद्धतमना, नो मन्यते बालिशः ॥ ९ ॥**

અર્થ—જે પરમાત્મા આ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરે છે; વળી જે વિશ્વના ઈશ્વર છે. સાત સમુદ્રો જેમની આજ્ઞાને આધીન રહીને, પૃથ્વીને બોળી દેતા નથી; તે વેદ તથા ઉપનિદ્માં વર્ણન કરાયલા, સર્વ જગતના સાક્ષી, અને સર્વજ્ઞ એવા ઈશ્વરને, ધન તથા જુવાનીના જોરમાં ઉદ્ધત બનેલા મૂર્ખાઓ, માનતા નથી. એટલે ઈશ્વર છેજ નહીં; એમ તેઓ કહે છે. [૯]

ચાર્વાકો ખુલ્લી રીતે કહે છે કે—

**न स्वर्गो नापवर्गो वा, नैवात्मा पारलौकिकः ॥**

અર્થ—સ્વર્ગ નરક જેવું કાંઇ છેજ નહીં; કોની ચીઠ્ઠીઓ આવી? આત્મા પર જેવી વસ્તુ પણ, છેજ નહીં. હોય તો દેખાય ને? કોઇએ દેખી નથી; અને કોઇ વાના નથી. આ બધા ગપ્પીદાસોનાં ગપ છે; ટાઢા પહોરના તડાકા છે. નવરાના ધં

આ નાસ્તીકો એમ જ કહી રહ્યા છે કે—

**यावत् जीवेत् सुखं जीवेद्-ऋणं कृत्वा घृतं पिबेत् ।**
**भस्मीभूतस्य देहस्य, पुनरागमनं कुतः ॥**

ભાવાર્થ—બસ! ખાઓ! પીઓ! ને મોજ કરો! ઉડાઓ દારૂ, સોડા, લેમન, ઉ પુરી વિગેરે. બસ! દેવું કરીને પણ, મળે ત્યાં સુધી, બસ! મોજ કરો. મરી ગયા પાપ પુણ્યનો હિસાબ આપવો પડે; એવું કાંઇ છેજ નહીં. તેમ ખોટાં કર્મ કરે બુરો અવતાર આવે; એવું પણ કાંઈ નથી. દેહને અહી બાળી દીધા પછી, પુન સંભવેજ નહીં. માટે બસ! મોજ ઉડાવો! ખાઓ, પીઓ, અને ખેલો! ઘરમાં ન તો ગમે ત્યાંથી ઉઠાવી લાવો. જગત બંધુ આપણુંજ છે. મારા તારાનો ભેદ મૂખ હોય! વેદાંત શાસ્ત્ર કહે છે કે 'ભેદભાવ રાખવો નહીં–' 'મારૂં તારૂં કરવું નહીં.' જ્યાં પડયું હોય; ત્યાંથી ઉપાડી લ્યો! અને બસ! મોજ મજા કરો! નાત ઃ બંધન તોડી નાંખો; કારણકે બંધન તો, મૂર્ખાઓને હોય! આપણે તો સ્વતંત્ર કોલેજના ઉંચા શિક્ષણ લીધા પછી, કુળ, ગોત્ર અને આચારની વાડો તોડી પાડો પ્રેમ થાય, ત્યાં પરણો! પછી ભલે તે બ્હેન હોય. બસ! આપણને પૂછનાર કોણ પ્રેમમાં આડે આવનારના પ્રાણ લ્યો! બસ! ખાઓ પીઓ અને મોજ કરો!"

શાર્દૂલ વિ૦ [ વિજ્ઞાન શતક ]

**कस्येमौ पितरौ मनोभववता, तापेन संयोजिता—**
**—वन्योन्यं तनयादिकं जनयतो, भूम्यादिभूतात्मभिः ॥**
**इत्थं दुःस्थमतिर्मनोभवरतिर्-यो मन्यते नास्तिकः ॥**
**शांतिस्तस्य कथं भवेद्धनवतो, दुष्कर्मधर्माश्रयात् ॥१०॥**

ભાવાર્થ—નાસ્તીકો કહે છે-માતાપિતાઓ, પોતાની વિષયતૃષ્ણાને તૃપ્ત અરસપરસ સંયોગ કરે છે; અને બાળક ઉત્પન્ન કરે છે. આમાં માતાપિતાનો ઉ શો? કે જેથી અમારે, માતાપિતાની આજ્ઞામાં રહેવું; અથવા તેમના પ્રત્યે પૂજ રાખવી. દુષ્ટ બુદ્ધિવાળા, ધનમાં છકેલા, વિષમ વિલાસમાં રચ્યા પચ્યા રહેનારા, ખોટાં કામ કરનારા નાસ્તીકો, આ પ્રમાણે માને છે.

બસ! આવો કચરો શું ચુંથીએ? 'પાપ પુણ્યના બે રસ્તા છે; ઠીક પડે તે

અજવાળું ન ગમે; તો ઘુવડ, ચામાચીડીયાં વિગેરેની મિત્રાઇ કરીને, તેમની અંધારામાં રહો! અંધારૂં ન ગમે; તો સંત, શાસ્ત્રો અને દેવની મિત્રાઈ રાખીં બનો! અજવાળામાં રહો!

દેહને આત્મા અલગ છે; એમ ખાત્રી થઇ હોય; તો સાંભળો—
શ્રીશંકરાચાર્યે આત્મષટક્ નામનું સ્તોત્ર લખી આપ્યું છે.

રાગ—ભુજંગ પ્રયાત છંદ.

[1]મનોબુદ્ધ્યહંકાર-ચિત્તાનિ નાહં, [2]ન મે શ્રોત્રજીવ્હે, ન ચ ઘ્રાણનેત્રે.
ન ચ[3] વ્યોમ ભૂમિર્-ન તેજો ન વાયુશ્-ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં ॥૧॥

[આમ ન બોલાય! આતો જાણે મુડદાં બોલે છે! આતો પ્રાણવાનના ઉચ્ચાર છે. પ્રેમથી અને ઉત્સાહથી બોલો! બ્હેનોએ પણ શીખી લેવા જેવું છે-તેથી ગુજરાતી ટાઇપમાં છે.]

[4]ન મે પ્રાણસંજ્ઞો, ન [5]પંચાનિલો મે, ન [6]તોયં ન મે ધાતવો પંચકોશાઃ
ન વાક્ [7]પાણિપાદૌ, ન [8]ચોપસ્થપાયૂ, ચિદાનંદરૂપઃ, શિવોઽહં શિવોઽહં ॥૨॥

[સાબાશ! હવે ઠીક બોલો છો! મુડદાં સજીવન કરવાં, તે અમારૂં કામ છે. ઢીલા પોચાની સાથે, હું કામ કરી શકતો નથી]

ન મે દ્વેષરાગૌ, ન મે લોભમોહૌ, મદો નૈવ મે, નૈવ માત્સર્યભાવઃ।
ન ધર્મો ન ચાર્થો, ન કામો ન મોક્ષઃ, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં ॥ ૩ ॥
ન પુણ્યં ન પાપં, ન સૌખ્યં ન દુખં, ન મંત્રો ન તીર્થં, ન વેદા ન યજ્ઞાઃ।
અહં ભોજનં નૈવ, ભોજ્યં ન ભોક્તા, ચિદાનંદરૂપઃ, શિવોઽહં શિવોઽહં ॥ ૪ ॥
ન મે [9]મૃત્યુશંકા, ન મે જાતિભેદઃ, પિતા નૈવ મે, નૈવ માતા ન જન્મ।
ન બંધુર્ ન મિત્રં, ગુરૂર્ નૈવ શિષ્યઃ, ચિદાનંદરૂપ; શિવોઽહં શિવોઽહં ॥ ૫ ॥
અહં [10]નિર્વિકલ્પો, નિરાકાર રૂપો, [11]વિભુર્ વ્યાપ્ય સર્વત્ર, સર્વેંદ્રિયાણિ।
સદા મે સમત્વં, ન મુક્તિર્ ન બંધઃ, ચિદાનંદરૂપઃ શિવોઽહં શિવોઽહં ॥ ૬ ॥

આવા અનેક સ્તોત્રો લખી આપ્યાં છે. થોડામાં સમજી જાઓ, કે આત્મા સૌથી અલગ છે.

આત્મા અને દેહની સરખામણી સાંભળો—[ અપરોક્ષાનુભૂતિ. ]

**आत्मा विनिष्कलो ह्येको, देहो बहुभिरावृतः।**
**तयोरैक्यं प्रपश्यंति, किमज्ञानमतः परं ॥ १७ ॥**
**आत्मा नियामकश्चांतर्-देहो बाह्यो नियम्यकः ॥ तयो० ॥ १८ ॥**
**आत्मा ज्ञानमयः पुण्यो, देहो मांसमयोऽशुचिः ॥ तयो० ॥ १९ ॥**
**आत्मा प्रकाशकः स्वच्छो, देहस्तामस उच्यते ॥ तयो० ॥ २० ॥**
**आत्मा नित्यो हि सद्रूपो, देहोऽनित्यो ह्यसन्मयः ॥ तयो० ॥ २१ ॥**

અર્થ—આત્મા નિરવયવ અને એક છે; દેહ હાથપગાદિથી અવયવ વાળો છે. તો પછી આત્માનું અને દેહનું એકપણું કેવી રીતે સંભવે? એટલે નજ સંભવે. છતાં જો મનુષ્યો એકપણું માને; તો તેનાથી બીજું અજ્ઞાન કયું? (૧૭) આત્મા નિયામક અને

૧ હું મન, બુધ્ધિ, અહંકાર કે ચિત્ત નથી. ૨ મારે કાન, જીભ, નાસિકા અને આંખ નથી. ૩ આકાશ. ૪ મારૂં નામ પ્રાણ પણ નથી ૫ હું પવન પણ નથી. ૬ જળ. ૭ હાથ ૮ જનનેંદ્રિય તથા ગુદા. ૯ મરવાની બીક. ૧૦ સંકલ્પ વિકલ્પ કરવા; તે મનના ધર્મ છે. હું મન નથી. ૧૧ વ્યાપક.

હૃદયમાં વસે છે; દેહ નિયમ્ય અને બહાર છે. તે બેનું એકપણું ૦૦ ? (૧૮) આત્મા પ્રકાશ સ્વરૂપ અને પવિત્ર છે; અને દેહ માંસાદિના સમુહરૂપ છે; અને અપવિત્ર છે. તે બેનું એકપણું ૦૦ ? (૧૯) આત્મા પ્રકાશક અને સ્વચ્છ છે; દેહ તમોગુણના કાર્યરૂપ છે. તે બેઉનું એકપણું ૦૦ ? (૨૦) આત્મા નિત્ય અને સદ્રૂપ છે; દેહ અનિત્ય અને અસદ્રૂપ છે; તે બેઉનું એકપણું ૦૦૦ ? (૨૧)

વિગેરે અનેક આધારોથી, દેહને આત્માથી પ્રથક્ (જુદો) જણાવે છે. ભાગવતના મહાત્મ્યમાં ગોકર્ણ, તેના પિતા આત્મદેવને–'**देहेऽस्थिमांसरुधिरेऽभिमतिं त्यज त्वं** વિગેરે શબ્દોથી સૂચવે છે કે–'તમે આ દેહ નથી; પણ દેહમાં રહેનારા છો.'

ભૂતનો વળગાડ થયા પછી, ધૂણનારો પોતે જે છે; તેને પોતે ભૂલી જાય છે. અને પોતે કોઈ બીજોજ છે; એમ સમજીને બોલે છે. આ પણ એવોજ ભ્રમ છે. અંધારામાં જે ઠુંઠું ચોર જણાતો હતો; તે સવાર પડતાં, ઝાડનું ઠુંઠું છે; એવી ખાત્રી થઈ.

આ બે શ્લોકોનો સાર એ છે કે–આપણે દેહ પણ નથી. દેહ સાથે પણ, આપણે કામચલાઉ સંબંધ છે; તો પછી દેહની પાછળ રહેલાં–સ્ત્રી, પુત્ર, ધન, ઘર વિગેરેને કામ ચલાઉ સમજી, તેમાં મમત કરવો ઘટતો નથી. તેમાં થએલાં અહં–મમને, જ્ઞાનના તાપથી ઓગાળી નાંખવાં જોઇએ.

હવે શંકાના સંભવને બતાવે છે—

**योऽसौ गुणैर्विरचितो, देहोऽयं पुरुषस्य हि ॥**
**संसारस्तन्निबन्धोऽयं, पुंसो विद्या च्छिदात्मनः ॥ १० ॥**
**तस्माज्जिज्ञासयात्मान–मात्मस्थं केवलं परम् ॥**
**संगम्य निरसेदेतद्–वस्तुबुद्धिं यथाक्रमम् ॥ ११ ॥**

અર્થ—અગ્નિને તો, લાકડાના સંયોગથી, લાકડાના ધર્મ પ્રાપ્ત થાય છે; પણ આત્મા તો અસંગ હોવાથી, તેને દેહથી અથવા દેહના ધર્મોથી સંબંધ શી રીતે ઘટે ? એવી શંકા થાય તો યાદ રાખવું કે—આ સ્થુલ અને સૂક્ષ્મદેહ, ઈશ્વરની માયાના ગુણોથી રચાએલા છે. આ દેહનો અધ્યાસ, એજ જીવનો સંસાર. અધ્યાસ જો મટે; તોજ સંસાર મટે. સ્વસ્વરૂપના જ્ઞાનથી દેહાધ્યાસ મટે છે. [૧૦] એટલા માટે દેહાદિકમાં રહેલા કેવળ અને

૧૦ પદચ્છેદ—**यः असौ**–જે આ સૂક્ષ્મ દેહ. **अयं देहः**–અને આ સ્થૂલ દેહ. **पुरुषस्य गुणैः विरचितः**–ઇશ્વરની માયાના ગુણોથી રચાએલા છે. **तस्य निबंधः तन्निबंधः**–દેહનો અધ્યાસ. **पुंसः अयं संसारः**—જીવને આ સંસાર થયો છે. ( **तस्य** ) **च्छिद्**–તે અધ્યાસને કાપનાર. **आत्मनः विद्या**–સ્વસ્વરૂપનું જ્ઞાન.

૧૧ પદચ્છેદ—**तस्मात** તેથી. **आत्मस्थं केवलं परं**–દેહમાં રહેલા કેવળ અને પર આત્માને **जिज्ञासया**—વિચારથીજ. **संगम्य**–જાણીને, શોધીને. **एतस्मिन् वस्तुबुद्धिः** (સત્ય બુદ્ધિ) **एतद्वस्तुबुद्धिः तां**–દેહમાં માની લીધેલી સત્યતાને. **यथाक्रमम्** ધીમે ધીમે, અનુક્રમે **निरसेत्**—તજી દેવી.

**પર આત્માને, વિચારથીજ સારી રીતે શોધી લઇને, દેહાદિકમાં થએલી આત્મબુદ્ધિનો અનુક્રમે ત્યાગ કરવો. પહેલા દેહમાં, પછી સ્ત્રીમાં, પછી પુત્રાદિમાં થએલી મમતાને, અનુક્રમે તજવી. [૧૧]**

૧૦–૧૧ વિવેચન—

મનુષ્યની અક્કલમાં ઘણી ચમત્કૃતિ છે. કેટલીએક બાબતમાં, મનુષ્યની અક્કલ, કુદરતને પણ વશ વર્તાવે છે. પાણીની વરાળ, મોટા એન્જીનોમાં ભરીને, ટ્રેન ચલાવે છે. હવાને પાતળી બનાવીને, એરોપ્લેઈનને આકાશે દોડાવે છે. સારા સારા બગીચાઓમાં, એક છોડ ઉપર અનેક જાતનાં પુષ્પો, અને અનેક જાતનાં ફળો, માનવી બનાવી શકે છે. વિગેરે વિગેરે કરે છે; તો પણ, માનવીની અક્કલ, કુદરતને બરાબર વશ કરી શકી નથી. ધરતીકંપ, અણધાર્યા વરસાદ, અણધાર્યા વાવાઝોડાં, જાતજાતના રોગ; અને ઉપચાર કર્યા છતાં મરણ, વિગેરે બનાવો, માનવીની અક્કલને ડરાવી રહ્યાં છે. જે કુદરત ઇશ્વરને આધીન છે; તેને બરાબર વશ કરવા, માનવીની અક્કલ અસમર્થ છે; તો પછી ઇશ્વરની પોતાની કૃતિ, માનવીને અટપટી લાગે; તેમાં નવાઈ જેવું કાંઇ નથી. બુદ્ધિને દોડાવવાની ના નથી; તર્કો કરવાની હા છે; છતાં જ્યાં બુદ્ધિ થાકી જાય; ત્યાં તે કામ, ઇશ્વરને શરણે મૂકી દેવું. તર્કના સંબંધમાં કાગ ભુશંડી ગરૂડજીને કહે છે કે—

ચોપાઇ—નયન દોષ જબ પાવે કોઈ, પીતવરણ શશી દેખે સોઇ;
　　જબ જેહિ દિગ્ભ્રમ હોઇ ખગેશા, સો કહ પશ્ચિમ ઉગેઉ દિનેશા.
　નૌકારૂઢ ચલત જગ દેખા, અચલ મોહવશ આપુહી લેખા,
　બાલક ભ્રમહિ, ન ભ્રમહિ ગૃહાદિ, કહહિ પરસ્પર મિથ્યાવાદી.
　　હરિ વિષયિક અસ મોહ વિહંગા, સ્વપ્ને નહિં અજ્ઞાન પ્રસંગા,
　માયાવશ મતિમંદ અભાગી, હૃદય જવનિકા બહુ વિધિ લાગી;
　　તે શઠ હઠવશ સંશય કરહિ, નિજ અજ્ઞાન રામપર ધરહિ.

[ મોક્ષવાણી પાનુ ૭૪ ]

આ તો શ્રીકૃષ્ણનાં પોતાનાં વચનો છે; માટે તેમાં શંકાને સ્થાન નથી. માત્ર સમજવા જેવો ‘ અધ્યાસ ’ છે. જેમાં જે છે; તે ન દેખાય; અને બીજુંજ દેખાય; તે અધ્યાસ કહેવાય છે. સંસારમાં જે કરવા જેવું છે; તે ન દેખાય; અને બીજું જે કરવા જેવું નથી; વિષયોની લોલુપતા; તજવા જેવી છે; તે અમૃત કરતાં પણ મીઠી લાગે; તે અધ્યાસ છે. છીપમાં છીપજ છે. છતાં રૂપું દેખાય, તે અધ્યાસ છે. દોરડીમાં દોરડીજ છે; છતાં સર્પ દેખાય; તે અધ્યાસ છે. આ અધ્યાસનો અર્થ ભ્રમ–ભુલવણી–અજ્ઞાન વિગેરે. જેમ પાણીમાં ચંદ્ર દેખાય છે; તેમ ચૈતન્ય પુરૂષ માયામાં પ્રતિબિંબત થાય છે. એટલે જીવ નામથી ઓળખાય છે. જીવમાં અહંભાવરૂપી આભાસ, પ્રથમ પ્રગટે છે. અહંભાવ વાસનાને જન્મ આપે છે. વાસના એટલે લિંગદેહ. વાસના દૃઢ થતાં, સ્થૂલ મહાભૂતોમાંથી, સ્થૂલ દેહ પ્રાપ્ત થાય છે. પછી સ્થૂલ અને સૂક્ષ્મદેહ એકરૂપ થતાં, દેહમાં આત્મબુદ્ધિ દૃઢ થાય છે. એટલે અહંભાવ વધી પડે છે. જેમ અંધારામાં પોતે પોતાને દેખી શકે નહીં; તેમ અહંભાવના અંધારામાં, ‘ પોતે દેહ નથી; પણ આત્મા છે; ’ તે વાતને વીસરી જાય. જેમ સ્વપ્નાવસ્થામા પડેલો પુરૂષ, પોતાની સાચી વસ્તુસ્થીતિને ભૂલીને, સ્વપ્નાના ખેલ ખરા માને; તેમ—

**દૃષ્ટાંત**—જનક બપોરે જમીને સુતા હતા. સ્વપ્નુ આવ્યું. કે કોઈ રાજા ચડી આવ્યો. તેણે દેશનો કબજો કર્યો. પોતે માંડમાંડ નાસી છૂટયો. પોતે ભૂખ્યો તરસ્યો, ઘણે દૂર નીકળી ગયો. રાત પડતાં એક ગામમાં આવી પહોંચ્યો. અમુક ઠેકાણે સદાવ્રત મળે છે; એમ જાણી, ત્યાં અન્ન લેવા ગયો; તો ત્યાંના માણસે કહ્યું કે 'વાસણ લાવ; તો તેમાં ખીચડી આપું!' સ્વપ્નાવસ્થાવાળો જનક, કુંભારને ઘેરથી વાસણ લઇને, ખીચડી લેવા ગયો. મોડું થઇ જવાથી, ખીચડીના બળોટા મળ્યા. 'ભાઈ! જરા ઘી આપો!' એમ આજીજી કરતાં, સામેથી તાડુકો સાંભળ્યો કે—'ઘી ખાવાવાળો હતો; ત્યારે અહીં કયાંથી આવ્યો?' તે સાંભળી, મુંગો મુંગો જનક, ત્યાંથી ચાલી નીકળ્યો. 'કોઇ ઠેકાણે જરા બેસવાનું મળે; તો આ ભોજન કરી લઉં;' એમ વિચાર કરતો, તે આગળ જાય છે; ત્યાં વચ્ચે આખલા લડતા હતા; તેની હડફેટમાં આવતાં, હાથમાંથી માટીનું વાસણ પડી ગયું. વાસણના કકડા થઇ ગયા. ખીચડી ધૂળમાં ઢળી પડી. 'ઓ–હો–હો! રાજ છોડયું–પાટ છોડયું! સદાવ્રતમાં ખીચડી માંગી! બળોટા મળ્યા! તો પણ ખાવાની રજા નહીં. કયાં કર્મ ઉગી નીકળ્યાં હશે!' એવો વિચાર આવતાં, રોવા માંડયું. રોતાં રોતાં આંખ ઉઘડી. આસપાસ જોતાં 'પોતે રાજમહેલમાં છે; અને આ બધું શું!' એમ વિચાર થયો. ઘણીવારે મનને મનાવ્યું કે–'આ તો સ્વપ્નું! આ તો બધા ખોટા ખેલ! હું તો રાજા જ છઉં,' આ બધા ફેરફાર, જાગ્યા પછી થયા. એટલે જાગ્રત અવસ્થાએ સિદ્ધ કરી આપ્યું કે–સ્વપ્ન ખોટું છે. તે પ્રમાણેજ આ સંસારને સાચો માનીને, ખાઈએ, પીઈએ, અને મોજ કરીએ. કોઇને ગાંઠીએ નહીં. ગેંગો જેમ છાણમાંજ રાજી! તેમ આપણે વિષયસુખમાંજ રાજી. આમ કેટલોએક કાળ ચાલ્યા પછી, પ્રભુ કૃપા થઈ આવે; કોઇ સંતશાસ્ત્ર મળી આવે. તે આપણને સંસારનિંદમાંથી જગાડીને, જ્ઞાનસૃષ્ટિમાં લઇ જાય; તો જાગેલાને જેમ સ્વપ્ન મિથ્યા લાગે, તેમ જ્ઞાનીને સંસાર મિથ્યા લાગે.

આ તો વાતો! કોહીનુરની ખરીદી! ગજવાં તપાસી લ્યો? તેજુરીઓ તપાસી લ્યો! મુડી કેટલી છે? કંગાલોને–કોહીનૂરની ખરીદીની વાત કરાય નહીં; તેમ જે કોઈ બોલી રહ્યા હોય; કે–'અમારે આ કામ કરવા અવકાશ નથી;' તેમને આવી વાતો કરવી નકામી છે. સોદા કરનારને, લક્ષ્મી હાથવગી હોવી જોઇએ. જ્ઞાનનો સોદો, અવકાશ વિના બન્યો નથી. જ્ઞાનની જરૂર હોય; તો નવરા થતાં શીખવું જ જોઇએ.

ઓ–હો–હો! વિધવાઓ, વિધૂરો, વૃદ્ધો, પેનશનરો, ધંધો રોજગાર મૂકીને નિવૃત્ત થએલા, અને માંદાઓ! જો આપ પણ, આ કામ કરવા, નવરાં નહીં થાઓ; તો પાકી ફજેતી થશે. સંતો કહે છે કે—

**પદ**

અવસર આવ્યો છેરે અભાગીયા, સમજુને શાણા હતા;
તે જાગીયા, હરિરસ પ્રેમે પીવાને લાગીયા. વિગેરે—વિગેરે.

૧૧ મા શ્લોકમાં **तस्मात्**–આમ છે માટે. ***आत्मस्थं केवलं परं जिज्ञासया संगम्य***–દૂર નથી, દેહમાં છે. તે કેવળ અને પર આત્માને વિચારથી જાણીને. કસ્તુરી મૃગની નાભિમાં છે; પણ મૃગ સુગંધ શોધવા, આખે વગડે રખડે છે. કોઈ ગુરૂ મળી જાય; તો સુખીયો થાય છે.

કબીર બોલે છે કે—　　　　પદ

પાનીમેં મીન પ્યાસી, મોયે દેખત આવત હાંસી-રે-પાનીમેં મીન પ્યાસી.
આત્મજ્ઞાન વિના નર ભટકે, કોઈ મથુરાં કોઇ કાસી; (૨)
જોગી હોકર બસે જંગલમેં (૨), બન બન ફીરે ઉદાસી-રે-પાનીમેં૦
કસ્તુરી મૃગનાભિ બસતહે, ઢુંઢત હે બન ઘાસી; (૨)
પોથી પઢ પઢ પંડિત થાકે; તોય ન મિલે અવિનાસી રે-પાનીમેં૦
મસીત ચઢકર મુલ્લાં પોકારે, તોયે ન મિટે જમ ફાંસી; (૨)
કહેત કબીરા સુનો ભાઈ સાધો, ગુરૂ બિના ન ટળે ચોરાસી-રે-પાનીમેં૦

'પાનીમેં મીન પ્યાસી' કબીર કહે છે કે-'માછલું જળમાં રહે છે; પણ તરસ્યું મરે છે.' આ આપણી પોતાની ભૂલોની નોંધ છે. ભૂલો વિચારતાં વશમું લાગે! બસ! વધારે નહીં બોલી શકું! જરા જેટલા લાભ માટે, લાખોનું નુકશાન! (આંચકો વાગે; એવી આ વાત છે.) ઘડી ધૂન થવા દ્યો.

ધૂન—'હરિ! હરિ! રાધાકૃષ્ણ, ગોવિંદ ગોપાલ વાસુદેવ.'
'હરિ! હરિ! રાધાકૃષ્ણ, ગોવિંદ ગોપાલ વાસુદેવ.'
[થવા દ્યો! થવા દ્યો!]

કેમ સમજાય છે ને? યાત્રામાં જઈને, બે પાંચ હજાર માઈલ ફરી આવ્યા; તો પણ ઠરીને બેસતાં શીખ્યા નહીં. પોતે-**आत्मस्थ**-છતાં પોતાને જોવા, વિચાર કર્યો નહીં.

પચીસ, પચાસ કે સો વરસ, કથાવાર્તા સાંભળવા ગયા; પણ પોતે પોતાની પાસે બેસતાં શીખ્યા નહીં. દેવ દર્શન, અથવા દેવ પૂજન કરો છો; તે ઠીક છે; પણ-પણ હવે તો-**ततः पदं तत् परिमार्गितव्यं, यस्मिन् गता न, निवर्तंति भूयः ॥**

આ કામ કોને માટે રહેવા દેવું? આ કામ પુત્રાદિ નહીં કરી શકે.

**ऋणमोचनकर्तारः, पितुः संति सुतादयः ।**
**बंधमोचनकर्ता तु, स्वस्मादन्यो न कश्चन ॥५१॥** વિવેક૦

અર્થ—મરતી વખતે પાંચ પચીશનું દેવું રહી જશે; તો તે કામ પુત્રાદિ કરશે; સંસારના બંધનમાંથી મુક્ત થવાનું રહી જશે; તો તે કામ, પોતા સિવાય કોઇ કરશે નહીં. [૫૧]

માથા ઉપર ઘણો ભાર હોય; તો તે કોઈને આપીને, ભારનું દુઃખ મટાડીએ; પણ ભુખનું દુઃખ થયું હોય; તો પોતેજ જમવું પડે. તે કામ કોઇને સોંપાય નહીં. રોગ મટાડવાની દવા, પોતેજ પીવી પડે; બીજાને તે કામ સોંપાય નહીં.

**चित्तस्य शुद्धये कर्म, न तु वस्तूपलब्धये ।**
**वस्तुसिद्धिर्विचारेण, न किंचित् कर्मकोटिभिः ॥११॥** [વિવેકચૂડામણિ]

અર્થ—યજ્ઞાદિ કર્મો, વાવ કુવા અથવા દાનાદિ કર્મો, અંતઃકરણની પવિત્રતા માટે છે; પણ આત્મવસ્તુની પ્રાપ્તિ માટે નથી. આત્મવસ્તુની પ્રાપ્તિ તો, વિચાર (જીજ્ઞાસા) વડેજ થાય છે. આત્મવિચાર સિવાયનાં બીજાં કરોડો કર્મોવડે, આત્મવસ્તુ લેશ પણ પ્રાપ્ત થતી નથી [૧૧] [ કર્મો નકામાં નથી; પણ પ્રાથમીક પાઠ છે. ]

વિવેકચુડામણિ ખખડાવીને કહે છે. બહેરાકાને સંભળાય છે ને?

'તારે માથે નગારાં વાગે મોતનાં રે, નથી એક ઘડીનો નિરાધાર!
અલ્યા! ગાંડા! તે ઉંઘ તને કેમ આવે!'

વિવેકચૂડામણિનું પુસ્તક છે કે નહીં ? ન હોય; તો કેમ નથી ? ગરીબ હો; તો તેનું પ્રથમ પ્રકરણ ( દેહનિરૂપણ ) લ્યો ! કીંમત માત્ર ૦-૧૦-૦. પોસ્ટેજ ૦-૨-૦ છે.

૧૧મા શ્લોકના છેવટમાં કહ્યું કે 'દેહમાં થએલી આત્મ ભાવનાને **यथाक्रमं निरसेत्** ધીમે ધીમે-ક્રમે ક્રમે-તજી દેવી.' ઉનાળે નદીનાં જળ, ખબર ન પડે; તેમ સંકોચાય. તેમ સમજણ પામતાં, જ્ઞાન થતાં-દેહાભિમાન ક્ષીણ થતું જાય; લૌકિક વ્યવહાર કમી થતો જાય; વાસનાઓનું બળ ઓછું થતું જાય; ભગવાન્ અને ભગવાનના ભક્તો, ગમતા જાય. વ્હાલી વહુમાં જેવાં હેત; તેવાં હેત; ત્યાં બંધાતાં જાય. ભૂખ ઉઘડે; ત્યારે માંદો સાજો થતો જાય છે; એમ સમજવું. તે પ્રમાણે જ, જીવનમાં ઉપર જણાવ્યું; તેવું કાંઇક થતું આવે; ત્યારે આત્મકલ્યાણને ઉંબરે આવ્યા; એમ સમજવું.

જેઠ અશાડ અને શ્રાવણમાં, આકાશ ધમઘોર હોય; મેઘ ગાજતો હોય; પણ ભાદરવો અને આશો આવતાં, વાદળાં વેરાઈ જાય; આકાશ નિર્મળ થતું જાય; તેમ અજ્ઞાન હોય; ત્યાંસુધી ચિત્ત ધમઘોર હોય. મોહાદિ યોદ્ધાઓ ચિત્તમાં ગર્જના કરતા હોય; પણ જ્ઞાનનો પ્રકાશ-અરૂણોદય-થવા લાગે; ત્યારે અજ્ઞાનને નાસવું જ પડે. મોહાદિ સુભટોએ પોતાની જગ્યા, ક્ષમા, દયા, પવિત્રતા વિગેરેને ખાલી કરી આપવીજ પડે.

કૃપાના સાગર શ્રીકૃષ્ણજી, આગળ શું કહે છે;-તે ભાવથી સાંભળો.

**आचार्योऽरणिराद्यः, स्यादन्तेवास्युत्तराऽरणिः ॥**
**तत्संधानं प्रवचनं, विद्यासंधिः सुखावहः ॥ १२ ॥**

ઉપજાતિ—

**वैशारदी साऽतिविशुद्धबुद्धिर्-धुनोति मायां गुणसंप्रसूताम् ।**
**गुणांश्च संदह्य, यदात्ममेतत्-स्वयं च शाम्यत्यसमिद्यथाऽग्निः ॥ १३ ॥**

અર્થ—ગુરૂરૂપી નીચલી અરણી, શિષ્યરૂપી ઉપલી અરણી, અને

---

૧૨ પદચ્છેદ—**आचार्यः आद्यः अरणिः स्यात्**-ગુરૂરૂપી નીચલી અરણી સમજવી. **अंते** ( સમીપે ) **वसति इति अंतेवासी**-શિષ્ય. **सः उत्तरा अरणिः**-શિષ્ય ઉપલી અરણી. **तयोः संधानं प्रवचनं**-ને બે અરણી વચ્ચે જે આવે છે; તે લાકડારૂપી પ્રવચન, (ઉપદેશ). **विद्या एव संधिः विद्यासंधिः**-મથનથી પ્રાપ્ત થએલી બ્રહ્મવિદ્યારૂપી અગ્નિ. **सुखावहः**-સુખ આપનારી.

૧૩ પદચ્છેદ **विशारदेन** ( ઉત્તમ વિચારથી અથવા ઉત્તમ પુરૂષથી ) **प्राप्ता वैशारदी**-ઉત્તમ વિચારથી અથવા ઉત્તમ પુરૂષથી આવેલી અને ઉત્તમ પુરૂષે પ્રાપ્ત કરેલી બ્રહ્મવિદ્યા. **सा अतिविशुद्धबुद्धिः**-એવી પવિત્ર બ્રહ્મવિદ્યા. **गुणसंप्रसूताम् मायां धुनोति** ગુણોને ઉત્પન્ન કરનારી માયાને ખંખેરી નાંખેછે. **च गुणान् संदह्य**-અને ગુણોને બાળીને. **येभ्यः आत्मा** (રૂપ) **यस्य तत् यदात्मम्**-જે ગુણોથી જેનું રૂપ થયું છે; તે જગત-ગુણોના કાર્યરૂપ જગત-તેને. **संदह्य**-બાળીને. **एतद् स्वयं**-તે બ્રહ્મવિદ્યા પણ. **न विद्यते समित् यस्मिन् तत् असमित्- इति अग्निः**-બળતણ વિનાનો અગ્નિ. **यथा शाम्यति** -જેમ શાંત પડે છે; તેમ તે જ્ઞાન પણ શાંત પડી જાય છે.

**વચ્ચે ઉપદેશરૂપી મથન કરવાનું કાષ્ઠ છે એવી ભાવના કરવી. તેમાંથી બ્રહ્મવિદ્યારુપી અગ્નિ પ્રગટ થશે. તે અગ્નિ પરમસુખ આપશે. [૧૨] નિપુણ શિષ્યે મેળવેલી, અને નિપુણ ગુરૂએ આપેલી, અથવા ઉત્તમ વિચારથી પ્રાપ્ત થએલી, એ અત્યંત પવિત્ર બ્રહ્મવિદ્યા, ગુણોને ઉત્પન્ન કરનારી માયાને ખંખેરી નાંખે છે. ગુણોને અને ગુણોના કાર્યરૂપ જગતને બાળીને, તે બ્રહ્મવિદ્યા પણ, બળતણ વિનાના અગ્નિની માફક શાંત પડી જાય છે. [૧૩]**

૧૨-૧૩ વિવેચન—

**आचार्यः पूर्वरूपम् ॥ अंतेवास्युत्तररूपम् ॥**
**विद्या संधिः ॥ प्रवचनम् संधानम् ॥ इति श्रुतिः**

ભાગવત બોલે છે; તે શ્રુતિપ્રમાણ છે. સાર્વભૌમ ભૂલ્યા; તેમ અનેક ભણેલા અને અભણ, ભાગવતને પુરાણ સમજીને, તેના રસનું પાન કરતા નથી.

૧૨-૧૩ વિવેચન—

બ્રહ્મવિદ્યા શું ?—**वैशारदी साऽतिविशुद्धबुद्धिर्**-અત્યંત પવિત્ર બ્રહ્મવિદ્યા. **या विद्या सा विमुक्तये**-ઘણા પ્રકારની વિદ્યાઓ છે, પણ તેમાં જે વિદ્યા જીવને સંસારનાં બંધનમાંથી મુક્ત કરે; તેજ વિદ્યા. નદીયોમાં મોટી ગંગા; મીઠામાં મીઠું અમૃત; ગળ્યામાં ગળ્યો ગોળ. હંસોનું ભોજન મોતી; માનવીઓનું ભોજન બ્રહ્મવિદ્યા. અસુરોને ભોગવિલાસ; દેવોને રંગવિલાસ; પણ માનવીઓને બ્રહ્મવિલાસ. ઉંચામાં ઉચી અગાસી બ્રહ્મની. ત્યાંથી નીચે જોતાં, સમ્રાટોના રાજમહેલ ઝુંપડીઓ જેવા લાગે. ધનવાનોના; ધન-વૈભવ ઝાંઝવાનાં પાણી જેવાં દેખાય. ભોગ અનેક પ્રકારના છે; તેમાં બ્રહ્મવિદ્યાજ ઉત્તમ ભોગ છે. ભર્તૃહરિ કહે છે કે—

શાર્દૂલવિક્રીતિવૃત્તમ—

**ब्रह्मेन्द्रादिमरुद्‌गणांस्तृणकणान्, यत्र स्थितो मन्यते ।**
**यत्स्वादाद् विरसा भवंति विभवास्-त्रैलोक्यराज्यादय: ॥**
**भोग: कोऽपि स एक एव परमो, नित्योदितो जृंभते ।**
**भो साधो ! क्षणभंगुरे तदितरे, भोगे रतिं मा कृथाः ॥२०॥**

**અર્થ**—હે સજ્જન્ પુરૂષ ! અનિર્વચનીય અને નિત્ય પ્રકાશનારો, અથવા ઘણોજ સુપ્રસિદ્ધ, એવો એકજ ઉત્તમ ભોગ, આ સંસારમાં-માનવતામાં-પ્રકાશી રહ્યો છે; કે જે ભોગમાં સ્થિતિ કરનારો પુરૂષ, બ્રહ્મા, ઈંદ્ર આદિ દેવતાઓને તરખલાં સમાન ગણે છે. અને જે ભોગનો આસ્વાદ કરવાથી-જે ભોગને ચાખવાથી-ત્રણલોકના રાજ્ય આદિ વૈભવો, રસ વિનાના-લુખા થઇ પડે છે. માટે હે સજ્જન્! આ અલૌકિક ભોગને તજીને, બીજા ક્ષણભંગુર ભોગ ઉપર પ્રીતિ કરીશ નહીં. (૨૦)

બ્રહ્મરસ સંબંધી પ્રીતમ કહે છે કે—

રસ અગમ અપાર, સુરનર પાર ન પામે, મનવાણી વડે.
મ્હારા વ્હાલાજી ! જોગેશ્વર જોતાં, તે કોઇને નહીં જડે-રસ૦ ૨૪

*રસ પ્રેમીજન હોય; તે પામે; જેમ જળ આવે નીચે ઠામે;*
*આ જગત્ ચડયું અવળે કામે—રસ અગમ૦*

રસ વ્યાસજીના કુંવરે ભાખ્યો, રસ પાંડવ પૌત્ર પરિક્ષિતે ચાખ્યો;
રસ બ્રહ્મસુતાએ ઉર પર રાખ્યો—રસ અગમ૦

રસ પ્રલ્હાદે પ્રેમે પીધો, રસ પીને ધ્રુવ અવીચળ કીધો;
રસ વ્રજવનિતાએ વહેંચી લીધો—રસ અગમ૦

રસ પીઇને મીરાં મતવાલી, રસ ના પીધો—તે રહી કાલી;
રસ કર્મસંજોગે કુબ્જા પામી—રસ અગમ૦

રસ અજર અમર રે એવો છે; રસ માનવીઓનો મેવો છે;
રસ સૌને પીવા જેવો છે—રસ અગમ૦

**રસ પીજો પીધાને ટાણે; પછી નહીં મળે ખરચે નાણે;**

[બસ! થવા દો!—થવા દો—થવા દો—શું કહ્યું? સાંભળ્યું? આ રસ પીવાનું ટાણું છે. શેરડીનો વાઢ હોય; ત્યારે રસ મળે. પછી શેરડીનાં સુકાં રાડાં પણ દેખાય નહીં. આજ આપણે ઘેર દીવાળી છે. કેમ! આપ સૌ સાવધાન છો? 'લ્યો હીરા!' 'લ્યો હીરા!' 'કોઇ લ્યો હીરા!' આવી બૂમો, કંગાલોની નગરીમાં નકામી જાય. ધનવાનોની પોળમાં, હીરાનો ગ્રાહક કોઈ નીકળે! આપ સૌ ધનવાન છો! અત્યારમાં હજારો કામ પડયાં મેલીને, અહીં પધાર્યાં છો. સાવધાન છોને? રાજાના ડાયરામાં બેસવાનું કયાંથી મળે! તેમ જેનાં આચાર વિચાર શુદ્ધ હોય; તે આ રસની લ્હાણુ લેવા આવે. શું કહ્યું; તે ફરી સાંભળો—]

રસ પીજો પીધાને ટાણે, પછી નહીં મળે ખરચે નાણે;
રસ દૂરીજન હોય; તે શું જાણે?—રસ અગમ૦

રસ રસીયા! રસ રાખો જારી, રસ પીજો રસના આધિકારી;
પ્રીતમના સ્વામીની પ્રીત ન્યારી—રસ અગમ૦

આ પ્રેમનો હિંચકો છે. બેસતાં આવડે છેને? ફેર આવતા નથીને? પ્રેમથી બેસો! ઝુલો! અને ઝુલાવો! બસ! આ અમારી મોજ છે. અમારી મોજનાં ભાગીદાર થાઓ!

યુદ્ધના મેદનામાં પેસવા પહેલાં, કઇ રીતે વિજય કરવો; તેનું શિક્ષણ સારી રીતે અપાય છે. કોર્ટોમાં કેસ મંડાયો હોય છે; ત્યારે પણ, કેમ જવાબ આપવા, તેની તૈયારી વકીલો કરી આપે છે; તેમ સંસારના મેદાનમાં પેસનારને, કઈ રીતે આ સંસાર જીતવો; તેની તાલમ, શાસ્ત્રો અને સંતો આપે છે. જીવ અનાદિ કાળના અંધારામાંથી ચાલ્યો આવે છે; અને સંસાર માયાનો ફંદ છે. કોઈ ધુતારા પાટણમાં પેસતાં, કેવી રીતે ધુતારાથી બચવું; તેની તાલમ અપાય છે. વહાણુ સાગરના જળથી ડોલે, અને તેમાં ખરાબા છતાં, સંભાળવાળો નાવીક, સુખરૂપ પાર પહોંચે છે. સંસાર ગમે એવો ભયંકર છે; તો પણ અનેક સાવધાન પુરૂષો, તેના પારને પામ્યા છે. તેઓ જે વિદ્યાથી, જે જ્ઞાનથી, પાર પામ્યા છે, તે બ્રહ્મવિદ્યા છે. અપૂર્ણ

ફ઼. નં. ૧૦૦ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

[ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ ].

તંત્રી અને પ્રકાશક—રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—અમદાવાદ.
અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૮ મું.] ×નવેંબર-ડીસેંબર ૧૯૩૭. [ અંક-૮-૯

**×પોસ્ટના નવા કરાર પ્રમાણે**—અંગ્રેજી માસની છેલ્લી તારીખે માસીક પોસ્ટ થશે.

**સાત અંક અપાઈ ગયા છે**—આ ૮-૯ છે. હવે જાનેવારી ફેબ્રુઆરી અને માર્ચ-એમ ત્રણ અંક બાકી રહેશે. એપ્રીલની ૧લી તારીખથી વરસ બદલાશે.

**લવાજમ**—આવતી સાલનું લવાજમ આવવા મંડયું છે. પરવાવાળાઓએ પ્રમાદ કરવો ઘટતો નથી. આજકાલ કરતાં વી. પી. આવે; ત્યાં સુધી પ્રમાદ રહી શકે છે. નસાડો તોજ નાસે. ચાલુ રહેવું ન હોય; તો ના લખી નાંખવી.

**ભાગવત**નું વ્યાખ્યાન અગર સપ્તાહ—નવી જુની સંસ્કૃતિયુક્ત વ્યાખ્યાન કરનાર-કયાં કયાં છે ? કોણ કોણ છે. તપાસ કરીને ચોક્કસ ખબર આપશોજી. ભાગવતનો અભ્યાસ ઉત્તમ પ્રકારે હોવો જોઇએ. અભ્યાસ જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યથી રંગાએલો હોવો જોઇએ.

**ગુરૂપદ**—ગામમાં અગર પોળમાં, આચાર્યો સિવાય, કયા કયા સાદા, સરલ બ્રાહ્મણને ઘેર ગુરૂપદ છે ? ગુરૂપૂર્ણમા અગર બેસતા વરસને દિવસે, ભાવિક લોકો, હાથમાં શ્રીફળ લઈને, બ્રાહ્મણનાં દર્શને આવે; એવાં ઘર કયાં કયાં છે ? ત્યાં છડી ચામર હોય નહીં; ત્યાં રૂપાની ચાંખડીઓ હોય નહીં. ત્યાં વૈરાગ્ય, જ્ઞાન અને ચારિત્રજ હોય.

---

## એકાદશસ્કંધ

### અધ્યાય ૧૦ મો—ચાલુ.

[ ગયા અંકના ૭૯૨ મા પાનાથી આગળ ].

બ્રહ્મવિદ્યા શું છે ? તે સંબંધી વાતો ચાલે છે. છેવટમાં એમ કહ્યું હતું કે—

**‘રસ પીજો પીવાને ટાણે, પછી નહીં મળે ખરચે નાણે.’**

આ વાત તો બરાબર સમજાણી હશે. આ ટાણું ઓળખાણું હશે. નહીં તો—

દોહરો—ભાગ્યહીનકું ના મિલે, ભલી વસ્તુકો ભોગ,
આંબ પકે કે દીનમેં, હોત કાગકું રોગ—સીયાવર૦

આંબો પાકે; ત્યારે કાગડાની ચાંચમાં, ગમે ત્યાંથી રોગ આવીને ઉભો રહે. તેમ અભાગીયા જીવને માનવતા મળે; જીવનનો આંબો પાકે; ત્યારે ગમે ત્યાંથી ઉપાધીઓ આવીને ઉભી રહે. મોતીના દાણા જેવા જળ ઉપર, લીલ બાઝેજ; પણ જળ પીનારે, લીલને ધકેલીને મોતીના દાણા જેવું જળ પીવું જોઈએ. રાજાના મહેલમાં પણ, ઉડતી ધૂળ આવીને કચરો કરે. પણ સાવધાન સેવકોએ, સાવરણીના ઝપાટા મારીને, રાજાનો મહેલ, ચોખ્ખો રાખવો જોઇએ; તેમ માનવ અંતઃકરણમાં, અનેક ઉપાધિઓ આમ તેમથી દોડીજ આવે છે; પણ સમજણના ઝપાટા મારીને, ઉપાધિઓને હડસેલતાં રહેવું જોઇએ. ઉપાધિઓ જાતજાતની હોય છે; તેમ સમજણ પણ, જાતજાતની હોય છે. રોગ ઘણા, તેમ દવાખાનામાં દવાઓ પણ ઘણી. તે ઉપરાંત દવાખાનામાં યંત્રો ઘણાં. કામ પડયું હોય; તે જાણે. દવાખાનામાં વૈદ-ડૉક્ટર રોગને સમજીને દવા આપે. તેમ સત્સંગમાં સદ્ગુરૂ,ઉપાધિઓને સમજીને, રસ્તો બતાવે. સદ્ગુરૂ એટલે ભોટ–અભણ, અથવા રંગીલું રમકડું નહીં; પણ સૌજન્ય ભરેલો બાહોશ અનુભવી, છતાં નિર્માન વિદ્વાન્. માતાપિતાથી વધી પડે–એવા હિતકર.

કહેવાનો હેતુ એ છે કે–શ્રીકૃષ્ણ પોતાના વ્હાલા સખા ઉદ્ધવને, ઉત્તમ ઉત્તમ વાતો કરે છે. તે સાંભળવા આપને અવકાશ નહીં હોય. ઉપાધિઓ આસપાસ ઉભી હશે. માંદો ગભરાય; ત્યારે સારા વકીલ પાસે જાય. મુમુક્ષુ ગભરાય; ત્યારે રૂડા સદ્ગુરૂ પાસે જાય. અત્યારે આપ ગમે તે હો; અને ગમે ત્યાં હો–પણ પ્રભુનાં આ વચનો સાંભળવાની, અને સમજવાની પરવા રાખજો. ઉપાધીઓ નડતી હોય; તો આસપાસ રૂડા પુરૂષ હોય; તેમને મળીને નીકાલ કરજો. **अशांतस्य कुतः सुखं**–પવન વાતાં, વહાણ ઉંચુનીચું અકળાય; અંદર બેસનારો અકળાય. ઉપાધિઓ આવતાં, ચિત્ત ઉચું નીચું થાય; અંદર બેસનારો જીવાત્મા અકળાય. આવું કાંઈ થાય છે ? થતું હોય; તો તે મહા રોગ છે. પ્રમાદ કરશો; તો આ મહારોગ ભવોભવ ભટકાવશે. થોડો પ્રમાદ મોટું નુકશાન કરશે.

રાજકન્યાની માગણી, રાજકુમારજ કરી શકે. મોતીની માગણી હંસ હોય; તેજ કરી શકે. સોમવલ્લીના રસની માગણી–સાચા બ્રાહ્મણજ કરી શકે; તેમ બ્રહ્મવિદ્યાની માગણી, બ્રહ્મવિદ્યાના રહસ્યને જાણનારજ કરી શકે. કન્યા સુપાત્રે દેવાય; તેમ બ્રહ્મવિદ્યા સુપાત્રનેજ દેવાય. યાજ્ઞવલ્કયે જનકને આપી; જનકે શ્રીશુકદેવને આપી. કપિલે દેવહુતિને આપી; સનત્કુમારે પૃથુને આપી. ગાર્ગી અને મૈત્રેયી યાજ્ઞવલ્કયને રસોડે જમ્યાં. પાર્વતી સદાશિવને રસોડે જમ્યાં; નચિકેતા યમને રસોડે જમ્યા; વિગેરે. ઉપાનિષદમાં અનેક સંવાદ, બ્રહ્મવિદ્યા માટેજ છે. ઉપનિષદ્ એટલે બ્રહ્મવિદ્યાના દાની અને ઉપાસકોનો ઇતિહાસ ! ઉપનિષદ્ની વાતો–કથાઓ–જલદીથી સમજાય; એવા હેતુથી, શ્રીવ્યાસે તેજ કથાઓ, ઘણીજ સહેલી કરીને, ભાગવતમાં ગોઠવી છે. લ્યો ઉપનિષદ્ની એક વાત કહું—

સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્માં, સાતમા પ્રપાદકમાં સનત્કુમાર, અને નારદનો સંવાદ છે.

**ॐ॥ अधीहि भगव इति होपससाद सनत्कुमारं नारदस्तꣳ होवाच यद्वेत्थ तेन मोपसीद ततस्त ऊर्ध्वं वक्ष्यामीति स होवाच ॥१॥**

એક વખત નારદજીને બ્રહ્મ વિદ્યાની જીજ્ઞાસા થતાં, હાથમાં સમિત્ લઇને, તેઓ સનકાદિકને શરણે જઈને, બોલ્યા કે—"હે ભગવન્! મને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરો!" તેના જવાબમાં સનત્કુમાર બોલ્યા હતા કે—"જ્ઞાન સંબંધી, આપ જે કાંઇ જાણતા હો; તે મને પ્રથમ કહો. આપનું કહેવું સાંભળ્યા પછી, આપ જે નહીં જાણતા હો, તે હું આપને કહીશ."

તેના જવાબમાં નારદ બોલ્યા હતા કે—

**ऋग्वेदं भगवोऽध्येमि, यजुर्वेदꣳ, सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पंचमं वेदानां वेदं, पित्र्यꣳ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां, ब्रह्मविद्यां, भूतविद्यां, क्षत्रविद्यां, नक्षत्रविद्याꣳ, सर्पदेवजनविद्यामेतद् भगवोऽध्येमि ॥ २ ॥**

તેના જવાબમાં નારદે સનકાદિકોને કહ્યું કે—"હે ભગવન્! હું ઋગ્વેદ જાણું છઉં; યજુર્વેદ, સામવેદ અને ચોથો અથર્વ વેદ પણ જાણું છઉં; ઇતિહાસ પુરાણરૂપી પાંચમો વેદ પણ મારા જાણવામાં છે. વેદોના વેદને (એટલે વેદોને જાણવાના સાધનરૂપ વેદવ્યાકરણને) હું જાણું છઉં. શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાતજ્ઞાન, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, નિરૂક્ત, વેદવિદ્યા [ શિક્ષા, કલ્પ, છંદ, અને ચિતિ (અગ્નિહોત્રના—અગ્નિને એક કરવાની વિદ્યા) ]ને હું જાણું છઉં. હે ગુરૂ! ભૂતતંત્ર, ધનુર્વેદ, જ્યોતિષ, અને સર્પદેવજનવિદ્યા, હું જાણું છઉં, [સર્પદેવજનવિદ્યા એટલે-સર્પવિદ્યા, ગારૂડવિદ્યા. તથા—દેવજનવિદ્યા એટલે ગંધ ધારણ કરવાની વિદ્યા ] નૃત્ય, ગીત, વાદ્ય અને શિલ્પ આદિનું જ્ઞાન, હે ભગવન્! મને છે." [૨]

નારદજી આગળ બોલ્યા કે—

**सोऽहं भगवो मंत्रविदेवास्मि नाऽऽत्मविच्छ्रुतꣳ ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति, सोऽहं भगवः शोचामि, तं मा भगवाञ्छोकस्य पारं तारयत्विति तꣳ होवाच यद्वै किंचैतदध्यगीष्ठा नामैवैतत् ॥ ३ ॥**

નારદજી આગળ બોલ્યા છે—કે "હે ભગવન્! હું મંત્રકર્મ જાણનાર છઉં. આત્મવેત્તા નથી. મેં આપના જેવા પાસેથી સાંભળ્યું છે કે—'આત્મજ્ઞાની પુરૂષ આ સંસારના શોકને—સંસારના દુઃખને—જન્મમરણને તરી જાય છે. વટી જાય છે.' હે નાથ! હું આત્મજ્ઞાની નથી; તેથી આ સંસારના તાપમાં તપું છઉં; હવે આપ મને શોકને પાર—સંસારને પાર—લઇ જાઓ! આપ મને જ્ઞાનરૂપી નૌકા આપો! હું ભવસાગર તરી જાઉં!" તેના જવાબમાં સનત્કુમાર બોલ્યા કે—'જે કાંઇ આપે જાણ્યું છે; તે નામ માત્રજ છે. (દમ વિનાનું છે.) એટલે જે જાણવા જેવું છે; તે હજી આપે જાણ્યું નથી."

સાંભળો! સાંભળો! જરા જેટલી કથા સાંભળીને, "હું બધું જાણું છઉં;" એવો બકવાદ કરનારા—એવી ભૂલવણીમાં ભમનારા, આજકાલ ઘણા છે. વક્તાઓએ પણ, 'હું બધું જાણું છઉં.' એમ કહેવું ઘટતું નથી. જ્યાં શિવ—બ્રહ્મા, ભૂલા પડે; ત્યાં કાળના મુખમાં ઉભેલું, અને સંસારના ટાઢા ઉના પવનથી ધ્રૂજતું, આમતેમ દોડતું, જરા જેટલું માનવજીવડું, કોણ માત્ર!

સાવધાન છો ને ? સાંભળો છો-ને ? આ આપણી પોતાની વાતો થાય છે. નારદ તો કામ કરી ગયા. આપણે કરવાનું બાકી છે. સંસારમાં સત્કાર પામેલા, કેટલાએક વિદ્વાનો, અને કેટલાકએક ધનવાનો, 'અમે બધું જાણીએ છઇએ' એવા ભયંકર અંધારામાં ઉભા છેઃ આપણે પણ અંધારામાંજ ઉભા છઇએ! **यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदांधः समभव** વિગેરે શબ્દોથી, ભતૃહરિ કહે છે કે-થોડુંક જાણતો હતો; ત્યારે 'મારા જેવો કોઇ જાણનાર નથી' એવો મદ મને થયો હતો. જ્યારે હું જાણનાર પાસે જરા જરા જવા લાગ્યો; ત્યારે મને ખાત્રી થઈ કે-'હું મૂર્ખ છઉં.'

નારદ જેટલું તો આપ, **નહીં** જાણતા હો; તોપણ સનકાદિકો, નારદજીને કહે છે કે-'તમે કાંઇ જાણતા નથી.'

**या विद्या सा विमुक्तये** । એટલે જે જાણવાનું છે, તે તમે જાણ્યું નથી. [ પૂર્વે સાર્વભૌમ અને ગૌરાંગનો સંવાદ છે. તે બરાબર વાંચ્યો ? ]

ઘણું જાણ્યું; પણ બ્રહ્મવિદ્યા જાણી નહીં; એટલે હૃદયે હર્ષશોકના આંચકા આવતા બંધ થયા નહીં; તો-સોમાં નવાણુની ભૂલ છે; એમ નહીં; પણ **સોમાં ૧૦૧ ની ભૂલ છે; એમ સમજી લેવું.** માંડ કરીને મેળવેલી માનવતા મારી ગઇ; એમ સમજી લેવું.

વરઘોડીયાં પરણીને ગોત્રીજને પગે લાગે છે; ત્યારે એકીબેકી રમે છે. તેમના મુખ પાસે, એક મોટું ત્રિભાણું મુકે છે. ગોર તેમાં જળ પૂરીને, ગુલાલ અથવા કંકુ નાંખે છે. જળ મેલું બની જાય છે. પછી તેમાં ૭ સોપારી, ૭ પાઇ અને એક રૂપૈયો નાંખવામાં આવે છે. [ ડોળા પાણીમાં સાત-સાત-અને એક, જરાએ દેખાતાં નથી.] પછી ગોર વરકન્યાને આજ્ઞા કરે છે કે-'રૂપૈયો શોધી લાવો !' વરકન્યાના જમણા હાથો, ત્રિભાણામાં શોધખોળ કરી રહ્યા હોય છે. જેના હાથમાં રૂપૈયો આવી જાય; તે જીતે છે. સંસારમાં સાત સોપારી વિદ્યારૂપે; સાત પાઇ અવિદ્યારૂપે; જળ મોહરૂપે મેલું, અને પરમાત્મા રૂપૈયા રૂપે સમજવા. વિદ્યા અવિદ્યાથી પર, એવા પરમાત્માને, જે પકડી લે; તે જીતે. પરમાત્માને પામવા માટે, વિદ્યારૂપી નિસરણી છે.

સાતે સોપારી, અને સાતે પાઇ, વર અથવા કન્યા પકડી લાવે; તોપણ તે હાર્યોજ ગણાય છે. તેમ લૌકિક સમગ્ર વિદ્યાઓને જાણે; અને શાસ્ત્રોમાં પારંગત થાય; પણ શાંતિથી બેસતા શીખ્યા નહીં; પોતે પોતાના સામું જોયું નહીં; તેઓ હરિને હિસાબે હાર્યોજ ગણાય છે. ઈંદ્રાસન ઉપર બેસનારો ઈંદ્ર, બૃહસ્પતિને નમેઃ રાજગાદી ઉપર બેસનારો રાજા, કુળગુરૂને નમે; કોટયાધિપતિ, ગરીબ બ્રાહ્મણના ચરણમાં પડે. આ બધું શું છે ?-બ્રાહ્મણો પાસે બ્રહ્મવિદ્યા છે. બ્રાહ્મણો જગતને દોરનારા છે. ધંધા રોજગાર માટે અનેકની ખુશામત કરનારા, તથા 'લ્યો ભેમણીયા ચા' એમ કહીને બૂમ મારનારા, ક્ષુદ્ર બ્રાહ્મણોની આ વાત નથી.

કોરટોમાં આટલી બધી ભીડ; દવાખાનામા ગીરદી; જ્યાં જુઓ ત્યાં લોકો કામી-ક્રોધી અને લોભી ! ઘડીઘડીમાં આપઘાત કરી નાંખે; અથવા કોઇને મારી નાંખે-એવા ઉતાવળા. એટલે-અનેક પ્રકારના દુઃખમાં પીડાતાં ! તેના અનેક કારણોમાં, મુખ્ય કારણ, બ્રાહ્મણોની બેદરકારી અને બ્રાહ્મણોનો અનાદર છે. બ્રાહ્મણ (ગુરૂ) સમાજનું મસ્તક છે. મુસ્તક વિનાનું ધડ; તેમ બ્રાહ્મણ વિનાનો સમાજ ! જે જે બ્રાહ્મણો અને આચાર્યો,

ધર્મના ક્ષેત્રમાં, અત્યારે કામ કરી રહ્યા છે; તે વંદનીય છે; તોપણ દેશકાળને અનુસરીને, તેમણે પોતે ઠીકઠાક થવાની ખાસ જરૂર છે.

ગુરૂ, શિષ્ય અને જ્ઞાન, આ ત્રણ માનવ જીવનના ઝરૂખા છે. આ ઝરૂખે જે ન આવ્યા; તે માનવરૂપી મહેલમાં માણ્યા ગણાય નહીં.

**કર્મકાંડ–પૂર્વમીમાંસા**—હવે શ્રીકૃષ્ણ જે વાત કરે છે; તે કર્મકાંડ સંબંધી છે. કર્મકાંડનો વિષય નકામો નથી; પણ તેમાં અમુક કરવાનું, અને અમુક નથી કરવાનું–તે હેતુ છે. કર્મકાંડ ચિત્તની શુદ્ધિને માટે છે; પણ કર્મના ફળની લાલચ ભયંકર છે. આ લાલચમાં, ચિત્ત પોતાની શુદ્ધિ કરવાનો માર્ગ ચૂકીને, આડે માર્ગે ચડી જાય છે. આડો માર્ગ એવો હોય છે; કે–તે માર્ગે જેમ જેમ આગળ વધીએ; તેમ તેમ ખરા માર્ગથી છેટે જતા જઇએ. 'કર્મજ ફળદાતા છે–સુખદાતા છે; તો પછી ઇશ્વર જેવી કોઇ વસ્તુજ નથી. અને હોય; તો તેની દરકાર શી છે?' એમ પણ કર્મકાંડિઓ માને છે. સકામ અને નિષ્કામ એવા બે કર્મમાર્ગ છે. સકામ એટલે કામનાવાળાં કર્મ, અને નિષ્કામ એટલે શ્રીકૃષ્ણાર્પણ કર્મ. સકામકર્મ એટલે પ્રવૃત્તિ માર્ગ, અને નિષ્કામકર્મ, એટલે નિર્વૃત્તિ માર્ગ. પ્રવૃત્તિ માર્ગ એટલે કર્મો કરીને, અત્યારે છે; તેના કરતાં સારા અવતારમાં જવું; અથવા દેવાદિ લોકોમાં જવું. નિર્વૃત્તિમાર્ગ એટલે કર્મ કરવાં; પણ આ લોકનાં તથા પરલોકનાં સુખની લાલચમાં, ન પડીને, જન્મ મરણના બંધનને તોડી નાંખવું; તે. અથવા ભગવદ્‌રૂપ બની જવું; તે. ઋષિ મુનિઓએ નિર્ણય કર્યો છે કે–શ્રુતિઓ તેને ટેકો આપે છે કે—

**આત્મા સ્વયંપ્રકાશ, જ્ઞાનસ્વરૂપ, નિત્ય અને એકજ છે. કર્તાપણું અને ભોકતાપણું આદિ ધર્મો, આત્માના નથી. દેહરૂપી ઉપાધિને લઈને, કર્તા-પણું, અને ભોકતાપણું આત્મામાં દેખાય છે. આત્મા સિવાય બીજું બધું, અનિત્ય અને માયામય છે. માટે પુરૂષે સર્વથી વિરકત થઈને, આત્મજ્ઞાનમાં પ્રીતિ કરવી. આત્મજ્ઞાનથીજ મુકત થવાય છે.**

**મીમાંસકોની માન્યતા એવી છે કે**—(૧) હું એવી પ્રતીતિથી જાણવામાં આવતો આત્મા, પ્રત્યેક શરીરમાં જુદો જુદો છે. મીમાંસકો કહે છે કે–સર્વમાં એક અદ્વિતીય આત્મા માનીએ; તો એકને સુખે, સર્વને સુખ થવું જોઇએ; અને એકને દુઃખે, સર્વને દુઃખ થવું જોઇએ. (૨) આત્મા કર્મોનો કર્તા છે; તથા સુખ દુઃખનો ભોકતા છે. (૩) આ આત્માના સ્વરૂપભૂત કોઇ એક નિર્વિકાર પરમાત્મા નથી. (૪) ભોગના સ્થાનકરૂપ આ સંસાર તથા સ્વર્ગ, ભોગનો કાળ, ભોગના ઉપાય રૂપ કર્મોને જણાવનારો વેદ, તથા ભોગને ભોગવનારો જીવાત્મા–નિત્ય છે. સઘળું નિત્યજ છે; તો પછી વૈરાગ્યની કાંઇ જરૂર નથી. સંસારને માયિક કહેનારા મૂર્ખ છે, (૫) અત્યારે જગત્ જે સ્થીતિમાં જોવામાં આવે છે; તે સ્થીતિમાં કોઇ સમયે નહોતું; એમ માનવું નહીં. તેથી જગતનો કર્તા, કોઇ ઇશ્વર છેજ નહીં. (૬) આત્મા નિત્ય જ્ઞાનરૂપ નથી; પણ આત્મામાં અનેક પ્રકારના જ્ઞાનના ફેરફાર થયા કરે છે. જ્ઞાનના આવા ફેરફારથી આત્માનું નિત્યપણું હણાતું નથી. (૭) મુક્તિમાં આત્મા ઇંદ્રિયાદિકથી રહિત થઇ જવાને લીધે, તેમાં જ્ઞાનના પરિણામ થતાં નથી. તેથી આત્મા ઉલટો જડ બની જાય છે. માટે મુક્તિની પ્રાપ્તિ પુરૂષાર્થ રૂપજ

નથી. તેથી પ્રવૃત્તિજ (સકામ કર્મમાર્ગજ) સારી છે. નિર્વૃત્તિ નિષ્કામકર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ, અથવા મુક્તિમાર્ગ સારો નથી."

આ બે નિર્ણયોને—આ બે માન્યતાઓને-બરાબર સમજી લ્યો; તો હવે કહેવાનાં શ્રીકૃષ્ણનાં વચનો બરાબર સમજાશે.

કર્મકાંડ છ દર્શનમાંનું એક દર્શન છે. તેના કર્તા વેદવ્યાસના શિષ્ય **જૈમની** છે. આ દર્શનનું નામ '**પૂર્વમીમાંસા**' કહેવાય છે. તેના અનુયાયીઓ મીમાંસકો કહેવાય છે. તેઓ કહે છે કે-અમુક કર્મ કરો; તો અમુક સુખ મળે; અમુક કર્મ કરો; તો અમુક અવતાર મળે; અમુક પ્રકારના વૈભવ મળે. વિગેરે વિગેરે." મીમાંસકોની માન્યતા ઉપર જણાવી છે.

ગીતાના બીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણે ઇસાસો કર્યો છે કે—

**यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ॥**
**वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥४२॥**
**कामात्मानः स्वर्गपरा, जन्मकर्मफलप्रदाम् ॥**
**क्रियाविशेषबहुलां, भोगैश्वर्यगतिं प्रति ॥४३॥**
**भोगैश्वर्यप्रसक्तानां, तयाऽपहृतचेतसाम् ॥**
**व्यवसायात्मिका बुद्धिः, समाधौ न विधीयते ॥४४॥**

[કેમ સાવધાન છોને ?]

અર્થ—હે પાર્થ ! એવા કામનાઓથી ભરેલા અજ્ઞાનીઓ, કેવળ ફળશ્રુતિમાં (કર્મનાં સારાં સારાં ફળ મળે-તેમાં)જ પ્રીતિવાળા, અને સ્વર્ગનેજ સર્વોત્તમ સમજનારા હોવાથી, 'સ્વર્ગથી ચઢીયાતું બીજું કાંઇ નથી' એમ કહે છે. તથા કેવળ ભોગ અને ઐશ્વર્ય તરફજ પ્રેરનારી, ઉંચા ઉંચા જન્મ તથા કર્મફળની પ્રશંસા કરનારી, તથા જેમાં પુષ્કળ ક્રિયાઓ બતાવવામાં આવી છે: એવી સુંદર અને કોમળ વાણી, કર્મકાંડી લોકો બોલે છે. [૪૨-૪૩] આવી આકર્ષક વાણીને લીધે, સુખના લોલુપ લોકોનાં ચિત્ત, ભોગ અને ઐશ્વર્ય તરફ ખેંચાઇને તેમાંજ આસક્ત રહે છે. આ પ્રમાણે વ્યવસાયમાં પડેલી તેમની બુદ્ધિ, સ્થિર થવાને બદલે, ચંચળ થાય છે. પરમાત્માની પ્રાપ્તિમાં ચિત્તની ચંચળતા દોષરૂપ ગણાય છે; કારણકે ચંચળ ચિત્ત પરમાત્મામાં ચોંટતું નથી. [૪૪]

આગળ બોલે છે કે—

**यदा ते मोहकलिलं, बुद्धिर्व्यतितरिष्यति ॥**
**तदा गंतासि निर्वेदं, श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥**
**श्रुतिविप्रतिपन्ना ते, यदा स्थास्यति निश्चला ॥**
**समाधावचला बुद्धिस्-तदा योगमवाप्स्यसि ॥५३॥**

અર્થ—કર્મકાંડના ફળરૂપી મોહ. જ્યારે તારી બુદ્ધિ, મોહરૂપી કાદવની પાર પહોંચી જશે; ત્યારેજ સાંભળેલાં, અને સાંભળવા જેવાં કર્મફળોમાં તને વૈરાગ્ય થશે. [૫૨] કર્મ અને તેનાં ફળ સાંભળી સાંભળીને, વિપરીત થએલી તારી બુદ્ધિ, આ પ્રમાણે ઉપરામ પામીને, પરમાત્મામાં અડગ નિષ્ઠા વાળી થશે; ત્યારેજ સમતારૂપી અને નિષ્કામતારૂપી યોગબુદ્ધિને તું પામીશ. [૫૩]

સકામ કર્મ અને નિષ્કામ કર્મ; અથવા આસક્તિ અને અનાસક્તિ; અથવા પ્રવૃત્તિ માર્ગ અને નિવૃત્તિ માર્ગ, ઘણા દૂર દૂરના પ્રદેશો છે. તેમને આસ્માન જમીનનું અંતર છે. સકામ કર્મ લાલચમાં પડેલા ચિત્તને બાંધી લે છે; અને નિષ્કામ કર્મ, લાલચનો તિરસ્કાર કરી, વૈરાગ્યના બળને વધારી, મુક્તિને માર્ગે લઇ જાય છે.

**ત્યારે શું સકામકર્મમાર્ગ નકામો છે?**—જૈમિની જેવાએ ભૂલ ખાધી છે? વ્યાસ જેવા ગુરૂએ, તે માર્ગ ચાલવા કેમ દીધો?-તેનો ખુલાસો પણ સાંભળો.

લક્ષ્મી માટે જીવો ઉંચા નીચા અફળાય છે. લક્ષ્મી પ્રાણ કરતાં વધારે વ્હાલી છે. સ્ત્રી પુત્રાદિનાં સુખ માટે, અને વ્યવહાર માટે જીવો લક્ષ્મી ઉછાળે છે. ધર્મ માટે ધન વાપરતાં, જીવ અચકાય છે-વિચાર કરે છે. 'જે સુખ હાલ છે; તે કરતાં વધારે સુખ મળશે;' રૂપાનું સોનું કરી આપે- એવું; એવું કાંઇ સાંભળે; તો લોકો ધન વાપરે છે. મુંઝીને પણ, શોભા (પ્રતિષ્ઠા) ની અને સુખની પરવા હોય છે. આ સંસારનાં, અને પરલોકનાં સુખમાં લલચાવું; તે માનવજીવનનો હેતુ નથી.

[મોક્ષવાણી પાનુ　　]

ચોપાઇ—ઇહતનુ કર ફલ વિષય ન ભાઇ, સ્વર્ગહું સ્વલ્પ અંત દુઃખદાઇ;
નરતનુ પાઇ વિષય મનદેહી, પલટી સુધા તે શઠ વિષ લેહી.

આવી ઉત્તમ વાતો, ઉત્તમ અધિકાર વિના સમજાતી નથી. ઉપર ગીતા અ. ૨ જા એ **भोगैश्वर्य** વિગેરે શબ્દોથી, આજ વાત કરી છે. છતાં બાળક જેમ રમકડામાં લલચાય; તેમ જ્ઞાને કરીને જેમનાં ચિત્ત શાંત થયાં ન હોય; તે વિષય સુખમાં લોભાય. એટલે આ લોકનાં અથવા પરલોકનાં સુખ માટે, તેઓ સકામ કર્મ કરે. પ્રાણથી પણ પ્યારી લક્ષ્મી વાપરે; બ્રાહ્મણોને નોતરે; સત્કર્મ કરે; બ્રાહ્મણોને ભોજન, દાન દક્ષણા વિગેરે આપે. સંબંધીઓને પણ જમાડે, વિગેરે. નહોતો વાપરતો; તે વાપરતાં શીખે; નહોતો નમતો; તે નમતાં શીખે; નહોતો નવરો થતો; તે નવરો થતાં શીખે—વિગેરે. દેવની અગર ગુરૂની આરતિ, ગમે તે ઉતારે; તો કાંઇ મળે નહીં; પણ આરતિની ઉછામણી કરો; તો મુંજી પણ ચડસાચડસીમાં પડી. રાજી થઈને પૈસા વાપરે. પૂર્વ મીમાંસામાં અથવા કર્મમાર્ગના દર્શનશાસ્ત્રમાં, '**ॐ अथातो धर्मजिज्ञासा।**' એવું પ્રથમ સૂત્ર છે. એટલે સકામ કર્મની લાલચ, જીવને ધર્મમાં પ્રીતિ કરાવે છે. નિષ્કામ કર્મથી ચિત્ત શુદ્ધ થતાં, અને સાધન સંપન્ન થતાં, ઉત્તરમીમાંસા અથવા જ્ઞાનમાર્ગના દર્શન-શાસ્ત્રમાં, **ॐ अथातो ब्रह्मजिज्ञासा ॥** એવું પ્રથમ સૂત્ર છે. એટલે આટલી તૈયારી થયા પછી, બ્રહ્મને જાણવાની જીજ્ઞાસા, જીવને પ્રગટે છે. એટલે—કલ્યાણના માર્ગમાં, સકામ કર્મ પાયો છે. પાયા ઉપર દીવાલ ચણીએ તો રહેવા જેવું ઘર થાય. સકામથી આગળ વધીને નિષ્કામમાં પેસીએ; તો ચિત્ત શુદ્ધ થાય. **तस्मात् संजायते ज्ञानं ॥** પ્રાથમીક લાભ, સકામ કર્મથીજ થાય છે. પછી પુણ્યના ઢગલા થઈ પડે; તો સંતસમાગમ ગમે. જે નહોતું સાંભળ્યું; તે સંભળાય. અંતરે અજવાળાં થાય. સકામ કર્મનું સ્વરૂપ સમજાય; પછીજ નિષ્કામમાં પ્રીતિ થાય.

આટલું બે ત્રણ વાર વાંચ્યા વિચાર્યા પછી; શ્રીકૃષ્ણનાં વચનો બરાબર સમજાશે. સાંભળો—

**अथैषां कर्मकर्तॄणां, भोक्तॄणां सुखदुःखयोः ॥**
**नानात्वमथ नित्यत्वं, लोककालागमात्मनाम् ॥१४॥**
**मन्यसे सर्वभावानां, संस्था ह्यौत्पत्तिकी यथा ॥**
**तत्तदाकृतिभेदेन, जायते भिद्यते च धीः ॥१५॥**

અર્થ—મીમાંસકો કહે છે કે–"હું છઉં; એવી પ્રતીતિથી જાણવામાં આવતો આત્મા, પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન છે. આ આત્મા સુખ દુઃખનો ભોકતા છે. આ આત્માના સ્વસ્વરૂપભૂત કોઈ એક નિર્વિકાર પરમાત્મા નથી. ભોગના સ્થાનકરૂપ આ સંસાર, ભોગનો કાળ, ભોગના ઉપાય રૂપ કર્મોને જણાવનારો વેદ, અને ભોગને ભોગવનારો જીવાત્મા અનિત્ય હોય; તો વૈરાગ્ય થવું સંભવે; પણ તે સઘળાં (૪) નિત્ય છે; માટે વૈરાગ્ય થવું સંભવતું નથી. ભોગ્ય પદાર્થો વચમાં ત્રુટી જતા હોય; અથવા માયામય હોય; તો વૈરાગ્ય થવું સંભવે પણ એમ નથી. કારણકે જગત્‌ની અંદરના ચંદન, માળા વિગેરે ભોગના પદાર્થોની સ્થીતિ, પ્રવાહરૂપે નિત્ય ચાલ્યા કરેછે. તે સ્થિતિ દશ્ય હોવાથી–અનુભવમાં આવવાથી–સાચે સાચી લાગે છે; માટે વૈરાગ્ય થવું સંભવતું નથી. હમણાં જે સ્થીતિમાં જગત્ જોવામાં આવે છે; તે સ્થીતિમાં કોઇ સમયે નથી હોતું; એમ છેજ નહીં. પ્રવાહ રૂપે જગત્ ચાલ્યાજ કરે છે. તેથી જગત્‌ને ઉત્પન્ન કરનાર કોઇ છે; એમ માનવાની જરૂરજ નથી. એટલે ઇશ્વર જેવી કોઇ વસ્તુ નથી. આત્મા પોતે નિત્ય જ્ઞાનરૂપ નથી; પણ આત્મામાં અનેક પ્રકારના જ્ઞાનના ફેરફાર થાય છે. જેમકે એક ક્ષણમાં આત્માને ઘટનું જ્ઞાન થાય છે; બીજા ક્ષણમાં વસ્ત્રનું જ્ઞાન થાય છે; અને ત્રીજા ક્ષણમાં ત્રીજા પદાર્થનું જ્ઞાન થાય છે; ઈત્યાદિ. આ પ્રમાણે ઘટપટાદિક વસ્તુઓના ભેદને લીધે, જ્ઞાન પણ નવું નવું ઉત્પન્ન થાય છે; અને

---

૧૪–૧૫ પદચ્છેદ—**अथ**–હવે જૈમિનીના કર્મકાંડરૂપી મત પ્રમાણે. **एषां कर्मकर्तॄणां नानात्वं**–આ કર્મકાંડિ લોકોનાં નાના પ્રકારનાં કર્મ. **भोक्तृणां सुखदुःखयोः नानात्वं**–ભોગવનારાઓનાં સુખદુઃખ–ભોગ અથવા કર્મનાં ફળ પણ નાના પ્રકારનાં છે. **अथ**–અને. **लोकश्च कालश्च आगमश्च** (વેદ) **आत्मा** (જીવાત્મા) **च तेषां नित्यत्वं**–આ સંસારનું, કાળનું, વેદનું અને જીવાત્માનુ નિત્યત્વ છે. તેમનો નાશ નથી. માટે વૈરાગ્યની જરૂર નથી. ૧૫–**यदि मन्यसे**–કદિ તમેં મીમાંસકોના મતને માનો. **सर्वभावानां**–સઘળા પદાર્થોની. **संस्था**–સ્થિતિ. **हि**·અને. **औत्पत्तिकी**–જન્મ. **यथा–यथावत्**–અનુક્રમે એટલે મુક્તિ એવી કોઇ વસ્તુ જ નથી એમ કદિ માનો તો. અને **तेषां तेषां आकृतिभेदेन**–તે તે પદાર્થોના આકૃતિ ભેદથી. **धीः**–જીવની બુદ્ધિ–જ્ઞાન. **जायते भिद्यते च**–ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે.

તે વળી પહેલા પહેલા જ્ઞાનથી નોંખું પડે છે. માટે આત્મા નિત્ય જ્ઞાનસ્વરૂપ નથી. પણ આત્મામાં અનેક પ્રકારના અનિત્ય જ્ઞાનોનાં પરિણામ થયાં કરે છે. યાદ રાખવું ઘટે છે કે-જ્ઞાનના ફેરફારથી, આત્મા અનિત્ય થઇ શકતો નથી. એટલે જ્ઞાનરૂપી વિકાર, આત્માના નિત્યપણામાં, કોઇ રીતે આડો આવતો નથી. મુક્તિની બાબતમાં આત્મા ઇંદ્રિયાદિકથી રહિત થઇ જવાને લીધે, તેમાં જ્ઞાનનાં પરિણામ થતાં નથી. જ્ઞાનનાં પરિણામ બંધ પડતાં, આત્મા જડ બની જાય છે. માટે મુક્તિની પણ જરૂર નથી. મુક્તિ માટે પુરૂષાર્થ કરવાની પણ જરૂર નથી. તાત્પર્ય--નિવૃત્તિ સારી નથી; પણ પ્રવૃત્તિજ સારી છે.” [૧૪-૧૫]

**૧૪-૧૫ વિવેચન—**

કેમ સમજાય છે ને? '**નાનાત્મકત્વાદ્‌વિફલસ્તથા ભેદાર્થયોર્ગુણૈઃ ॥શ્રુતિ॥** જેમ રાજા એક અને પ્રજા ઘણી. તેમ આત્મા એક, અને તેને આધારે રહેનારાં દેહાદિ અનેક. **નાનાત્વં** મીમાંસકો લોક, કાળને નિત્ય કહે છે; તેનો ખુલાસો પ્રભુ આગળ કરશે. મીમાંસકો મુક્તિને જડ કહે છે. પાતંજલયોગદર્શનના કૈવલ્યપાદમાં, કૈવલ્ય શું છે? મુક્તિ શું છે? તે આપણે બતાવ્યું છે.

મીમાંસકો એવા નિર્ણય ઉપર આવે છે કે-'પ્રવૃત્તિમાર્ગ માટેજ, એટલે સકામ કર્મ માટેજ, પુરૂષાર્થ કરવો.' આ સંબંધી શ્રીકૃષ્ણ આગળ કહેશે.

'**અથૈષાં કર્મકર્તૄણાં ભોક્તૄણાં સુખદુઃખયોઃ**' [શ્રુતિ] મીમાંસકો માને છે કે-'કર્મનો કર્તા તથા તેના ફળનો ભોક્તા આત્મા છે.' આ સંબંધી પણ શ્રીકૃષ્ણ આગળ કહેશે.

પ્રભુ હવે શું કહે છે તે સાંભળો—

> **एवमप्यङ्ग सर्वेषां, देहिनां देहयोगतः ॥**
> **कालावयवतः सन्ति, भावा जन्मादयोऽसकृत् ॥ १६ ॥**
> **अत्रापि कर्मणां कर्तु-रस्वातन्त्र्यं च लक्ष्यते ॥**
> **भोक्तुश्च दुःखसुखयोः, कोन्वर्थो विवशं भजेत् ॥ १७ ॥**

---

૧૬ પદચ્છેદ—**हे अंग !**-હે ઉદ્ધવ ! **एवं अपि**-કદિ મીમાંસકોના મતને ખરો માનો તોપણ. **सर्वेषां देहिनां देहयोगतः**-સર્વે પ્રાણીઓને દેહના યોગને લીધે **कालस्य अवयवाः तेभ्यः**-વરસ, માસ, દિવસ, પળ આદિ કાળના અવયોથી થતા. **जन्मादयः भावाः**-જન્મ મરણાદિ ભાવો. **असकृत् संति**-વારંવાર થયા કરે છે.

૧૭ પદચ્છેદ—**अत्र अपि**-મીમાંસકોના આ પ્રમાણેના મંતવ્યમાં પણ. **कर्मणां कर्तुः**-કર્મ કરનારને. અને **सुखदुःखयोः भोक्तुः**-સુખદુઃખના ભોક્તાને. **अस्वातंत्र्यं च** (જ) **लक्ष्यते**-પરાધીનતાજ દેખાય છે. **नु**-ત્યારે. **कः अर्थः**-કયો પુરૂષાર્થ-કયો લાભ? **विवशं भजेत्**-પરતંત્ર પુરૂષને મળે?

અર્થ—હે ઉદ્ધવ! તમે મીમાંસકોના મત પ્રમાણે કદિ માનો તો; ચાલો ઘડીભર એ પ્રમાણે માનીએ. તોપણ-પ્રવૃત્તિનો માર્ગ અનર્થના કારણ રૂપજ છે. [ પ્રવૃત્તિનો માર્ગ એટલે કર્મનાં ફળમાં આસક્તિ રાખીને, કર્મ કર્યે જવાં; અને કર્મનાં ફળને ભોગવવાં; એટલે નવાનવા જન્મ લેવા, તે પ્રવૃત્તિનો માર્ગ સમજવો. ] કારણકે સઘળાં પ્રાણીઓને, દેહના સંબંધને લીધે, વરસ અને માસાદિરૂપ કાળના અવયવોથી થતાં જન્મમરણાદિક, કે જે વારંવાર થયાં કરે છે; તે મીમાંસકોના મત પ્રમાણે મટતાં નથી. [૧૬]

અર્થ—મીમાંસકોના મત પ્રમાણે, કર્મના કરનાર, અને સુખદુઃખના ભોગવનાર જીવને, પરતંત્રપણું મટતું નથી. અને એમ તે પરતંત્ર છે; તો—પરતંત્ર પુરૂષને, કોઈપણ પુરૂષાર્થની પ્રાપ્તિ થતીજ નથી; એમ માનવુંજ પડે. જીવ જો સ્વતંત્ર હોય; તો તેને દુષ્ટ કર્મ થવાં, અથવા દુઃખના ભોગ પ્રાપ્ત થવા, સંભવેજ નહીં. [૧૭]

૧૬-૧૭ વિવેચન—

જ્યાં જન્મ મરણ હોય; ત્યાં દુઃખ હોય જ.

'જન્મ મરણ તણી વેદના, નથી કાંઇ સંકટ સહેલ.'

પ્રવૃત્તિમાર્ગમાં જન્મ મરણ ચાલ્યાંજ કરે છે. તે ઉપરાંત જીવ પરતંત્ર બનતો જાય છે. જે પરતંત્ર હોય છે; તેનું સુખ વીજળીના ઝબકારા જેવુંજ હોય છે. દિલ્હીનો દિવાન માનસિંહ પોતાને સુખી માનતો હતો. તે સુખ નહોતું; પણ ગુલામી હતી.

દૃષ્ટાંત—ચિતોડના રાણા પ્રતાપને ઘેર, માનસિંહ મહેમાન થયો. તેની મહેમાનગીરી પ્રતાપે કરી નહીં; પણ પ્રતાપની આજ્ઞાથી, તેના પુત્ર અમરસિંહે કરી. ભોજન તૈયાર થયું; ત્યારે અમરસિંહે માનસિંહને જમવા પધારવા વિનંતિ કરી. તેના જવાબમાં માનસિંહે કહ્યું કે—

'અમર ! અમર ! તમારા પિતાજી હજી કેમ દેખાતા નથી ?'

અમરસિંહ—રાજના કામકાજને લીધે, પિતાજી આવી શકયા નહીં હોય. પિતાજીને મોડું થશે. આપ સુખેથી ભોજન કરી લ્યો !

માનસિંહ—કામ તો હમેશ હોય છે. આપણે ઘેર આવેલા મહેમાનનો, સત્કાર કરવા જેટલી પણ, ફુરસદ નહીં ?

અમરસિંહ—તેથીજ આપના સ્વાગતનું કામકાજ, પિતાજીએ મને સોંપ્યું છે.

માનસિંહ—અમારાં સ્વાગત, બાળકને હાથે ન હોય ! અમારાં સ્વાગત માટે, રાણાજીએ પંડે પધારવું જોઇએ. જાઓ ! તેડી લાવો !

અમરસિંહ—અકળાઇને-પિતાજી નહીં આવી શકે. આવવા અશક્ત છે.

માનસિંહ—એટલે તબીયત બરાબર નથી ?

અમરસિંહ—તબીયત બરાબર છે. તેમની બીમારી આપની કલ્પનામાં નહીં આવી શકે.

માનસિંહ—એટલે હું બરાબર સમજ્યો નહીં.

અમરસિંહ—ત્યો ત્યારે સમજો કે-જેમણે પોતાની બ્હેનદિકરીઓને યવનો સાથે પરણાવી છે; રોટલીના ટુકડા માટે, જેમણે પોતાના ધર્મને વેચ્યો છે; અને અંગત સ્વાર્થની ખાતર, સ્વભૂમીને પરાધીન કરવામાં, પોતાનો હિસ્સો નોંધાવ્યો છે; એવા ગુલામોની સાથે, મેવાડપતિએ વાત કરવાની પણ ના પાડી છે.

માનસિંહ—અમર ! અમર ! શું મારૂં આવું ખુલ્લું અપમાન ?

અમરસિંહ—અપમાન નહીં-પણ; દેશ દ્રોહીઓને છાજે એવું ઈનામ-ગુલામોને આપી શકાય એવું સન્માન !

"જેનાં જીવન ગુલામ !-તેને માન શાં !-અપમાન શાં !
ધર્મ વેચ્યો, દેશ વેચ્યો, તો પછી-અભિમાન શાં !"

તાત્પર્ય—અમરસિંહ પોતાને ગમે એટલો સુખી માને; પણ તે પરતંત્ર છે. ખોટાં સુખની ખાતર, તેણે પોતાની સ્વતંત્રતા વેચી દીધી છે. પાંજરામાં પુરાયેલો સિંહ, બહુ હોકારા કરે; તો તેનો રખેવાળ કંટાળીને, બહારથી લોઢાના સળીયા ઘોચે. પાંજરે પુરાએલો પોપટ, મનહર મેવા ખાય; પણ કેદી છે. સ્વતંત્ર નથી. બ્રાહ્મણ સમાજનું મુસ્તક છે; પણ તે કોઇનો નોકર ન બને-ત્યાં સુધી ! બ્રાહ્મણ નોકર બન્યા; કે તુરત, ફર્સ્ટ (પહેલા) કલાસમાંથી ફોર્થ (ચોથા) કલાસમાં જઇને ઉભો રહે. એટલે તેમનું લેખું, શૂદ્રોમાં ગણાય છે. બ્રાહ્મણ નોકરી કરતાં શરમાતો નથી; પણ કેટલાએક ક્ષત્રિયો અને વૈશ્યો, બ્રાહ્મણને પોતાની નોકરીમાં રાખતાં, સંકોચ પામે છે. વોરાની ઉત્પત્તિ બ્રાહ્મણોમાંથી ગણાય છે. તેના પરિણામે, અત્યારસુધી વોરાઓ દાબડીઓ બનાવીને, ગુજરાન ચલાવે છે; પણ પોતાની નાત સિવાય, કોઈના નોકર બનતા નથી. સકામ કર્મો કરીને ઇંદ્રાસન પર બેઠેલો નહુષ, સર્પ બન્યો હતો; અને પુણ્યના ઢગલા કરનારો નૃગરાજા, કાચંડો બન્યો હતો. તાત્પર્ય—સકામ કર્મ જીવને પરતંત્ર બનાવે છે.

શ્રીકૃષ્ણ કહે છે કે—જેઓ સારી રીતે સકામ કર્મ કરી જાણે છે; તે પણ દુઃખી હોય છે—

**न देहिनां सुखं किंचिद्-विद्यते विदुषामपि ॥**
**तथा च दुःखं मूढानां, वृथाऽहंकरणं परम् ॥१८॥**

અર્થ—વિદ્વાન્ લોકોને પણ, કોઈ કોઇ સ્થળમાં, અલ્પ પણ સુખ જોવામાં આવતું નથી; અને મૂર્ખ લોકોને કોઇ કોઈ સ્થળમાં, જરાપણ દુઃખ જોવામાં આવતું નથી. માટે 'અમે કર્મ કરવામાં કુશળ હોવાથી સુખી છઇએ;" એવો તે લોકોનો અહંકાર તદ્દન વૃથા છે. [૧૮]

૧૮ વિવેચન—

વૈદરાજ પણ માંદા ! માંદા તો હોય; પણ મરીએ જાય. અનેક પ્રકારની દવાઓ છતાં, મંદવાડ, વૃદ્ધાવસ્થા અને મરણ—એવી ત્રણ વસ્તુઓ, દેહને વળગેલી રહે છે. કર્મની

---

૧૮ પદચ્છેદ—**विदुषां अपि देहिनां**-વિદ્વાન્ પુરૂષોને પણ. **किंचित सुखं न विद्यते**-કાંઇ પણ સુખ હોતું નથી. **तथा**-અને. **मूढानां दुःखं च**-મૂઢોને દુઃખ પણ હોતું નથી. **अहंकरणं**-કર્મ કરવાની બાબતમાં અહંકાર કરવો-તે. **परम् वृथा**-ઘણુંજ નકામું છે.

ગતિ પણ, એવીજ વિલક્ષણ છે. જે વેદો પોતાની વડાઇ ગાય છે; તે જેમ મિથ્યા છે; બકવાદ છે; તેમ જે કર્મકાંડીઓ કર્મ કરવામાં, પોતાને કુશળ માને; તે મિથ્યા છે-બકવાદ છે. તે અહંકારનું ઓઢણું છે. સર્વજ્ઞ એક શ્રીહરિ છે; તોપણ જોશીઓ સર્વજ્ઞપણાનો ડોળ કરે છે; અમરત્વ આપનાર શ્રી હરિ એકજ છે; તો પણ વેદો, અમર ગુટિકા નામ પાડીને, પોતાનો મહિમા ગાય છે; તેમ સુખ, નિત્યસુખવાળા શ્રીહરિને હાથ છે; તોપણ કર્મકાંડિઓ, સુખ આપવા અપાવવાનો ડોળ કરે છે. તાત્પર્ય—જેમ પતંગને દીવો ભુલવણીરૂપ છે; ફસાવનાર છે; તેમ કર્મકાંડીઓને સુખ ભુલવણીરૂપ છે. સુખની લાલસા ફસાવનારી છે.

દેહની હદ મૃત્યુ. શ્રીકૃષ્ણ હદ ઉપર આવીને બોલે છે—

**यदि प्राप्तिं विघातं च, जानन्ति सुखदुःखयोः ॥**
**तेऽप्यद्धा न विदुर्योगं, मृत्युर्न प्रभवेद्यथा ॥१९॥**

**અર્થ**—શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે-કદાચ એમ સ્વિકારીએ કે-'મીમાંસકો સુખની પ્રાપ્તિના ઉપાયને, અને દુઃખની નિવૃત્તિના ઉપાયને જાણે છે:' તોપણ એ લોકો એવો ઉપાય જાણતા નથી કે-જેથી સાક્ષાત્ મોત ન આવે. [૧૯]

૧૯ વિવેચન—

અભિમન્યુનો ઉત્સાહ કેટલો? બળ કેટલું? કૌશલ્ય કેટલું? મોટા મોટા મારથીઓ પાછા હટયા. પણ સાતમે કોઠે, તે મરાણો. તેમ આ જગત્‌માં અનેક મોટા-પણ તે છ કોઠા સુધી. સાતમે કોઠે સૌ મરાય. બધું જાણ્યું; પણ મરવાનું જાણ્યું નહીં; તેણે કાંઇ જાણ્યું નહીં. મરવાનું જાણ્યું; તેણે બધુ જાણ્યું. મરવાની તૈયારી કરી; તેમણે તમામ તૈયાર કરી. મરવું તે સામાન્ય વસ્તુ છે; પણ સામાન્ય જીવો, તેને દેખતાજ નથી; તેઓ તે સંબંધી વિચારજ કરતા નથી. વૃદ્ધ થાય અને માંદા પડે; તોપણ દવામાં અને હવામાં જેટલો વિશ્વાસ; તેટલો વિશ્વાસ 'મરણ શું છે' તે જાણવામાં નહીં. આપણે ત્યાં સવારમાં મંગળાચરણમાં ગવાય છે કે—

"અલ્યા! અંત આવશે; ને હરિ ક્યારે કરીશ? ચેત ચેત નહીં તો-પસ્તાઇશ
મરણ નહીં આવે, કાનમાં કહીને, થાશે અંધારૂં ઓચિંતું દઇને!"

છાપામાં જોયુંને? સાંભળ્યું ને? કે-વિલાયતના માજી મુખ્ય દીવાન, જેમ્સ રામ્સે મેકડોનાલ્ડ, એક ગરીબના દિકરા હતા. પણ રફતે રફતે વિલાયતના વડા પ્રધાન બન્યા. કેટલી હોશીયારી હશે! કેવાં ડહાપણ હશે! ૬૮-૬૯ વરસની ઉમર સુધી, રાજકારભારનો બોજો ઉપાડતાં, તબીયત લથડી. ઘણી હવા દવા કરી. થોડા વખત ઉપર, હવા ફેર માટે તેઓ દક્ષિણ અમેરિકા જતા હતા. સાથે એક પુત્રી હતી. રસ્તામાં તબીયત વધારે બગડી. સ્ટીમરના કેપટન વિગેરે સૌ, સેવામાં આવીને ઉભા રહ્યા. પણ ડચકાં આવ્યા; અને હંસો ઉડી ગયો. ન્યુ યોર્કના

---

૧૯ પદચ્છેદ—**यदि सुखदुःखयोः प्राप्तिं विघातं च जानंति**-કદિ સુખની પ્રાપ્તિને તથા દુઃખના નાશને તેઓ જાણે છે. **यथा मृत्युः न प्रभवेत्**-જેવી રીતે મૃત્યુ ન થાય. **तथा योगं अपि**-તેવા પ્રકારના યોગને-કાર્યને-કર્મને. **ते अद्धा न विदुः**-તેઓ ખરેખર જાણતા નથી. મૃત્યુના દુઃખને મટાડી શકતા નથી.

પૂર્વમાં બરમ્યુડાના ટાપુ છે; ત્યાં શબને ઉતાર્યું. વાયરલેસ વિલાયત પહોંચ્યો. શહેનશાહ જેનો ખરખરો કરે; પાર્લામેન્ટ મુલ્તવી રહે; અને પ્રજા શોક સભાઓ ભરે; એવા ડાહ્યા ! પણ ગયા તે ગયા ! કેવા હોશીયાર ? કે-બસ ! લેખક અને ઉત્તમ વક્તા, પણ ખરા ! બધું આવડયું; પણ એક ન આવડયું. એક એ કે, જે જાણવા, પરીક્ષિત ગંગાકાંઠે દોડયો આવ્યો-તે. જે જાણવા ઋષિઓ સંસારથી દૂર ભાગતા હતા તે. જે જાણવા શ્રીરામચંદ્રે વસિષ્ઠ પાસે યોગવાસિષ્ઠ સાંભળ્યું હતું તે. જે જાણવા, હસ્તીનાપુરના સમ્રાટ યુધિષ્ઠિર, વ્યાસ, નારદ, આદિ સંતોને, સેવી રહ્યા હતા તે; જે જાણવા જાનશ્રુતિ રાજા, રૈકવના હુંકારા સાંભળતો હતો તે. જે જાણવા નચિકેતા, યમને દ્વાર ઉભો હતો તે. જે જાણવા જનક, યાજ્ઞવલ્કય પ્રત્યે દ્રવી રહ્યો હતો તે. મરણનો ભય ઘણો !

'મોત બડો મરદામ મરદ, જ્યાં ધ્રુજી પડે ધારાળા–
જબરો કાળ ઝપાટોરે-કોઈ ચેતન હારા ચેતો !

તદપિ-તોપણ-ધ્રુવ પ્રહ્લાદ અને એવા અનેક, 'મોતને માથે પગ મૂકીને ચાલ્યા ગયા. કૌરવોનું આખું સૈન્ય, મરણને શરણ થયું. પણ ભીષ્મ અટકયા. ભીષ્મનો હુકમ સાંભળવા, મોત ઉભું રહ્યું. મોતે 'આજ્ઞા ! આજ્ઞા !' કહેતાં, ભીષ્મ બોલ્યા કે-'હાલ નહીં આવું; ઉત્તરાયણ પછી આવીશ !' શરભંગ ઋષિને આશ્રમે મોત આવીને ઉભું રહ્યું. ઋષિએ કહી દીધું કે-'હાલ નહીં. શ્રીરામચંદ્ર રાવણને મારવા, આ રસ્તેથી નીકળશે. તેમનાં દર્શન કર્યા પછી હું આવીશ.' 'જેવી આપની આજ્ઞા !' એમ કહીને મોત ચાલ્યું ગયું. વિગેરે. [આવી વાતો સાંભળવા લાયક છોને ? સાંભળીને વિચારવા અવકાશ છેને ? ત્યારે સાંભળો !] માનવજીવન એટલે મોતને જીતવાનું મેદાન, શૂરવીરોની સમરભૂમિ; વીરનરોની વીરભૂમિ; આત્મવીરોની અમરભૂમિ; દેવલોકોની દિવ્યભૂમિ, એવું આ માનવમેદાન છે.

**अश्वत्थमेनं सुविरूढमूल-मसंगशस्त्रेण दृढेन छित्वा ।**
**ततः पदं तत् परिमार्गितव्यं, यस्मिन् गता न निवर्तंति भूयः ॥**
ગીતા. અ. ૧૫

નીમાજ પઢતા ગસીદ કોટે વળગે,-તેમ સંસાર ભોગવતાં, સંસાર વળગી પડે એવો છે. ભૂત વળગે તેનો એક ભવે છૂટકો, અને સંસાર વળગે; તેને અનેક ભવ લેવા પડે. સંસાર કેવો ?-કે-**सुविरूढमूलं**-જેનાં મૂળીયાં ઘણાંજ ઉંડા છે એવો. ત્યારે તેમાંથી બચવાનો કાંઇ ઉપાય નથી ?-છે ! સાંભળો:-**असंगशस्त्रेण दृढेन छित्वा**-સંસારમાં બહુ ન લોભા ! અને લોભાતો હો-તો ત્યાંથી ઓછો ઓછો થઈ જા. આંચકો મારતાં આવડે; તો આંચકો મારીને, સંસારને તોડી નાંખ-મૂળીયાં ઉખેડી નાંખ. પછી **तत् पदं.**

શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે-" હે ઉદ્ધવ ! સકામ કર્મ, સંસારનાં મૂળને મજબૂત કરે છે. જ્ઞાન સંસારનાં મૂળને ઉખેડી નાંખે છે "

હવે પ્રભુ કહે છે કે-મરણ પહેલાં જીવને જે સુખ છે; તે સુખ મરણને જાણનારો ભોગવી શકતો નથી—

**को न्वर्थः सुखयत्येनं, कामो वा मृत्युरन्तिके ॥**
**आघातं नीयमानस्य, वध्यस्येव न तुष्टिदः ॥ २० ॥**

---

૨૦ પદચ્છેદ—**आघातं नीयमानस्य वध्यस्य इव**-વધસ્થાન તરફ લઈ જવાતા દેહાંતદંડની શિક્ષા પામેલા પુરૂષને જેમ. **अर्थः कामः वा तुष्टिदः न**-લક્ષ્મી અગર ભોગ

અર્થ—'મોત, તો આવેજ–અટકાવ્યું અટકે નહીં; પણ તે ઉપરાંત, તેઓ જીવે છે ત્યાં સુધીમાં, કર્મ કરવાથી તેમને સુખજ રહેશે–દુઃખ નહીં આવે; એમ પણ નથી. કારણકે જેને માથે મોત ફરે છે; તે પુરૂષને કયું ધન, અથવા કયો ભોગ સુખ આપે છે? નજ આપે. દેહાંત દંડની શિક્ષાવાળા અપરાધીને, ફાંસી દેવાના સ્થાનમાં, લઈ જવાના સમયમાં, તેને મનગમતું ખાનપાનાદિક આપવામાં આવે; તે તેને જરાએ ગમતું નથી. તેમ મનુષ્યને માથે મોત નિરંતર ફર્યા કરે છે. તેથી તેને સંસારનાં સુખ ગમતાં નથી. [૨૦]

૨૦ વિવેચન—

ફાંસીને લાકડે લટકાવવા પહેલાં, ગુન્હેગારને કાંઈક સુખ આપવાનો, રીવાજ અનાદિકાળથી ચાલ્યો આવે છે. ઋષભદેવના પુત્ર જડભરતને, દેવીને ભોગ આપવા, ચોરલોક લાવ્યા હતા. તે વખતે જડભરતને સારૂં સારૂં ખાવાનું આપ્યું હતું. જડભરતને મરણનો ભય નહોતો–જડભરત જીવન્મુક્ત હતા; તેથી તેતો જમ્યા; પણ જેને મરણનો ભય હોય; તેને ગળે વસ્તુ ઉતરે નહીં.

ઉપલા બે શ્લોકમાં કહેલી વાતને, આ ૨૦ મો શ્લોક, વધારે સ્પષ્ટ કરે છે. મૃત્યુ અટકાવ્યું અટકે એમ નથી; પણ મૃત્યુ વખતે થતી ગભરામણો, અટકાવી અટકે છે. 'મરનારે **મરવું કેવી રીતે?** અને જીવનારે મરનારના વિયોગમાં' **જીવવું કેવી રીતે?**' તે નામનું એક પુસ્તક, આપને લખી આપ્યું છે. આપણે એક વખત મરવુંજ પડશે. ચાલે એમજ નથી. માટે મરણ સંબંધી to the point–તે પ્રસંગને અનુસરતા ખુલાસા, જાણવાજ જોઈએ. મરનારના વિયોગમાં, વ્હાલા સગાને જીવવું ગમે નહીં; તોપણ જીવવુંજ પડે. મરી શકાયજ નહીં. ત્યારે કેવી રીતે જીવવું; તે બાબત પણ અવશ્ય જાણવીજ જોઈએ. આ પુસ્તક આપના ઘરમાં છે? ન હોય તો મંગાવો. પાંચ આના મોકલવા. હોય; તો સાચવીને મુકો–વરસમાં બે ત્રણ વખત શાંતિથી સાંભળો. આસપાસ કોઈ માંદા હોય–વૃદ્ધ હોય; તો તેમને પ્રેમથી અને શાંતિથી સંભળાવો.

શ્રીકૃષ્ણ હવે સ્વર્ગાદિલોકનાં સુખની વાત કરે છે—

**श्रुतं च दृष्टवद्दुष्टं, स्पर्द्धाऽसूयाऽत्ययव्ययैः ॥**
**बह्वंतरायकामत्वात्, कृषिवच्चापि निष्फलम् ॥ २१ ॥**

---

સુખ આપતાં નથી તેમ. **मृत्युः अंतिके परं**–પાસે આવેલું મૃત્યુ તે પુરૂષને. **नु**–ખરેખર. **कः अर्थः वा कः कामः**–કઈ લક્ષ્મી અથવા કયો ભોગ. **सुखयति**–સુખ આપે છે?

૨૧ પદચ્છેદ—**स्पर्द्धा च, असूया** (દોષ જોવા તે) **च, अत्ययश्च** (સુખનો નાશ), **व्ययश्च** (ખર્ચ. એટલે બીજાનું સુખ જોઇને બળવું તે.) **तैः**–સ્પર્ધા, અદેખાઈ, સુખનો નાશ અને બીજાનાં સુખ જોઇને બળવું. તે કારણોથી. **श्रुतं च**-સ્વર્ગાદિ સુખ પણ. **दृष्टवत् दुष्टं**–આલોકના સુખની માફક ખરાબ છે. **कृषिवत्**–ખેડ સફળ થવામાં જેમ ઘણાં વિઘ્નો છે તેમ. **बहवः अंतरायाः यस्मिन् सः बह्वंतरायः, बह्वंतरायश्चासौ कामश्च बह्वंतरायकामः तस्य भावः बह्वन्तरायकामत्वं तस्मात् ब०**–યજ્ઞાદિકથી

**अन्तरायैरविहतो, यदि धर्मः स्वनुष्ठितः ॥**
**तेनापि निर्जितं स्थानं, यथा गच्छति तच्छृणु ॥ २२ ॥**

**અર્થ—આ પ્રમાણે આલોકમાં જેમ સુખ નથી; તેમ પરલોકમાં પણ સુખ નથી. કારણકે સ્વર્ગાદિ લોકમાં પણ, પરાયા સુખની અસહનતા, પરાયા ગુણોમાં દોષનો આરોપ, સુખનો નાશ, અને બીજાને મળતું સુખ પોતાને પ્રાપ્ત નહીં થવાનું દુઃખ, આ સંસારની પેઠેજ રહે છે. માટે સ્વર્ગાદિક પરલોક પણ, આ સંસારની પેઠેજ દોષોથી ભરેલા છે. વળી જેમ ખેડ સફળ થવામાં, ઘણાં વિઘ્નો આડાં આવે છે; તેમ યજ્ઞાદિકથી મળવાના સ્વર્ગાદિક સુખોમાં પણ, કર્મમાં ભૂલ ચૂક થવા આદિ, ઘણાં વિઘ્નો આડાં આવે છે-નડે છે. માટે સ્વર્ગાદિક સુખ પણ નિસ્સાર છે. [૨૧] "વિઘ્નોને નડવા નહીં દેતાં, કર્મ કરીએ; તો સ્વર્ગાદિકનું જેવું જોઈએ તેવું સુખ મળે;" એમ સ્વિકારીએ; તો તે સુખ પણ, પરિણામ વાળું છે. એટલે અમુક વખતે, તે સુખ નાશ થવાનું છે. સુખનો નાશ એટલે દુઃખનું દર્શન-દુઃખનો ભોગ. એટલે દુઃખ હમેશને માટે મટતુંજ નથી. વિઘ્નોને આડાં ન આવવા દેતાં; એટલે યજ્ઞાદિ કર્મો, જો નિર્વિઘ્ને કરવામાં આવે; તો તેથી પ્રાપ્ત થવાના સ્થાનમાં, નીચે પ્રમાણે સુખ ભોગવાય છે. [૨૨]**

૨૧–૨૨ વિવેચન—

'**चित्रया यजेत पशुकामः, कारीर्या वृष्टिकामो यजेत**' તથા '**दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत**' એવી વિધિઓ સંભળાય છે અને દેખાય છે.

મુળામાં મીઠુંજ નંખાય; અને કેળામાં ખાંડજ નંખાય. દુધપાક આમજ કરાય; અને કઢી આ પ્રમાણેજ થાય. સાકરના કોથળા ભર્યા હોય; પણ જોઇએ તેટલીજ સાકર દુધપાકમાં નંખાય. તેમ દરેક કર્મ વિધિ પ્રમાણેજ થાય.

આ ક્રાંતિયુગમાં સૌ થોડા ઘણા બ્રહ્મવાદી બની ગયાં છે. પરમહંસોની પદવી, કેટલાંએક પામી ગયાં છે. એટલે વિધિ કોઇને ગમતી નથી. પરણવું ગમે છે; પણ પરણવાની ક્રિયા ગમતી નથી. લગ્નક્રિયા કરે; તો અરધી કલાકમાં થાય; એવી વિધિ ગમે છે. પછી ચેવડો પેંડા અને ચા પાણી. વરકન્યા બેઉ મોટી ઉમરનાં ભણેલાં ગણેલાં હોય છે. વર કન્યાને પૂછે છે-' તું કોણ ?'

કન્યા કહે છે કે-' હું પત્ની અને આપ પતિ !'

---

મળવાના સ્વર્ગાદિકમાં પણ, કર્મમાં ભૂલચૂક થવા આદિ ઘણાં વિઘ્નો આડાં આવે છે તેથી. **च अपि निष्फलम्**-તે પણ નિષ્ફળ સમજવું.

૨૨ પદચ્છેદ—**यदि**-જો. **अंतरायैः अविहतः**-વિઘ્નોથી નહીં હણાયેલો. **सु अनुष्ठितः धर्मः**-અને સારી રીતે કરાએલો ધર્મ-એટલે કરાએલાં કર્મો હોય; તો. **तेन अपि**-તે ધર્મથી પણ. **निर्जितं स्थानं**-પ્રાપ્ત કરેલા સ્થાનને. **यथा गच्छति तत् शृणु**-જીવાત્મા જેવી રીતે પામે છે તે વાત તમે સાંભળો.

વર પૂછે છે–'હું પતિદેવ નહી?'

કન્યા કહે છે–'ના! એટલું બધું હું હજી સમજી શકી નથી. 'દેવ' કોને કહેવાય; તે તમે પણ નહીં જાણતા હો. પછી તમે દેવ થવા લાયક કયાં રહ્યા!'

પતિ પૂછે છે–'ત્યારે આપણે કેવા પ્રકારનાં પતિપત્ની?'

સ્રી કહે છે–હજી ન સમજ્યા? આતો સ્નેહલગ્ન! સ્નેહ હોય; ત્યાં સુધી તમે પતિ, અને હું પત્ની! સ્નેહ તૂટે–વાંધો પડે; તો તુરત છૂટા છેડા! મારે દુનિયામાં પતિની ખોટ નથી; તમારે પત્નીની ખોટ નથી. કદિ તમને સ્રી ન મળે; તો તમે રખડી મરજો; પણ મને તો પતિ મળવાનાજ! આજની દુનિયામાં, સ્રીનું માન પુરૂષ કરતાં વધારે છે.

પતિ બોલ્યો–હાં! હવે હું સમજ્યો. કુતરા કુતરી કયાં લગ્ન કરે છે? સ્નેહ હોય ત્યાં સુધી સાથે સાથે રહે; સ્નેહ તુટે; તો એકબીજાને બચકાં ભરીને નોખાં પડે. તેમને વિધિ નિષેધનો બાદજ નથી.'

સ્રી કહે છે–'જેમ તમારે સમજવું હોય; તેમ તમે સમજો. અને જેમ મારે સમજવું હોય; એમ હું સમજું. આ તો સ્વતંત્ર યુગ છે. તેમાં જ્ઞાતિબંધન, રૂઢિબંધન, કે ધર્મબંધન કાંઈ ન જોઇએ. વળી આપણું સ્વરાજ થશે; ત્યારે તો, રશિયાની માફક રાજબંધન પણ નહીં હોય. વધારે પડતું બોલીને પતિ–દેવ થવું હોય; તો ચાલો કોર્ટે! છૂટાછેડા કરીએ! મારા જેવી ભણેલી ગણેલી સ્રીને, તમારા જેવો જુના વિચારનો સડેલો યુવક, કાંઇ કામનો નથી.'

આવાં એક નહીં; પણ અનેક દંપતિ, સુધારાના ડોળમાં રખડી પડયાં છે. ક્રિયાનું રહસ્ય સમજતાં નથી. પ્રભુ બચાવે; તેજ બચે. 'વિવાહસંસ્કાર' નું એક પુસ્તક લખી આપ્યું છે. વાંચ્યું છે? વાંચ્યું હોય; તો બીજાને વંચાવો. સાવરણી ફરતી રહેશે; તો બાવાં નહીં બાઝે. આટલાં બધાં દેવમંદિરો! આટલા બધા સાધુ બ્રાહ્મણો! તે ઉપરાંત ઘણા ઘણા ડાહ્યા પેનશનરો, વૃદ્ધો, અને નિવૃત્ત થએલા સ્રીપુરૂષો, આપણે ત્યાં છે. પણ બાવાં બહુ બાઝે છે. બસ! એકજ વાત! સાવરણી ફેરવતા રહો; તો વિધિમાં પ્રીતિ થાય. અત્યારે સૌએ સાવધાન થવું ઘટે છે.

'ઉપનયન સંસ્કાર' નામનું એક પુસ્તક પણ, લખી આપ્યું છે. વાંચ્યું છે? જનોઈની આ દશા કેમ?–વિધિ ચૂકયા છઇએ. જે વવાય છે; તે ઉગે છે. જે વિચારો દઢ થાય છે; તે વિચારો ઉગે છે–તે પ્રગટે છે; અને તેજ ફાલે છે. કર્મકાંડિઓએ વિધિ રહસ્યના વિચારો, જ્યાં ત્યાં વાવવા જોઇએ. આ નવેસરથી યુગ મંડાય છે.

આ પ્રમાણે યજ્ઞ યાગાદિક સકામ કર્મોમાં પણ, વિધિ પળાય નહીં. તો દોષ આવીને ઉભા રહે. ધાર્યું ફળ મળે નહીં.

માનસીક રોગોની બાબતમાં, જેવું આ લોકમાં છે; એવુંજ પરલોકમાં છે. એટલે દ્વેષ, ઈર્ષ્યા, અસહનશીલતા વિગેરે દોષો, આલોકમાં અને પરલોકમાં છે. માનસીક રોગો સંબંધી વિશેષ ખુલાસો, મોક્ષવાણીના ૭૬મે પાને છે.

**निर्मानमोहा जितसंग दोषाः** વિગેરે શબ્દોથી ગીતા અ. ૧૫ કહે છે કે–આ દોષોની પેલીમેર, આ દોષો શમ્યા પછીજ, પરંપદની પ્રાપ્તિ થાય છે.

બાપુ એમ પણ કહી દે છે કે—'કદિ વિઘ્નોને પહોંચી વળીને, યજ્ઞાદિ કરીને સ્વર્ગમાં જાય છે; અનેક પ્રકારનાં સુખ ત્યાં ભોગવે છે; પણ આ સુખ પરિણામી છે.

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं, क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना, गतागतं कामकामा लभंते ॥२१॥** (અ. ૯.)

અર્થ—નિર્વિઘ્ને કર્મકાંડ કરનારા લોકો, સ્વર્ગના અનેક સુખ ભોગવીને, પુણ્યક્ષીણ થઇ રહેતાં, આલોકમાં પાછાં જન્મે છે. અને એવી રીતે ત્રણે વેદોમાં, સ્વર્ગના સાધનરૂપ કહેલા સકામ ધર્મને, શરણે ગએલા, તે ભોગેચ્છુઓ, આ અશુભ સંસારમાં આવાગમન પામ્યા કરે છે. [૨૧]

સ્વભાવનું અથવા રૂઢીનું અથવા સંસ્કારનું બળ—એટલું બધું છે કે—સકામ કર્મકાંડમાં જેમનો સ્વભાવ દૃઢ થઇ ગએલો હતો; તેઓએ શ્રીકૃષ્ણનાં આ વચનોને, માન્યાં નથી. હજી પણ ધોળા દિવસે મશાલો લઇને ફરનારા છે. ઘુવડ, ચામાચીડીયાં અને વાગોળોને, સૂર્યની હૈયાતીની વાત કરવી નકામી છે; તેમ સ્વર્ગમાં પ્રીતિ રાખનારા જે છે; તેમને મોક્ષની વાતો કરવી; નકામી છે. શ્રીઆદ્યશંકરાચાર્યે મંડન પંડિતને, સકામ કર્મકાંડને માર્ગેથી પાછા વાળી, દિગ્વિજય કર્યો; તે દીવા જેવી વાત છે; તોપણ અનાદિકાળના અંધારામાં રહેનારા, અજવાળે આવવા ખુશી નથી. ગીતામાં ચોથો અધ્યાય અનાસક્ત કર્મયોગ છે. દીવાદાંડી જેવો છે—**यस्य सर्वे समारंभाः, कामसंकल्पवर्जिताः । ज्ञानाग्निदग्धकर्माणं, तमाहुः पंडितं बुधाः** ॥ અ. ૪. ૧૯ ॥ તોપણ આંખો વીંચીને વહાણ હાંકનારા, ખરાબે અફળાય છે. પ્રાચીનબર્હી રાજાને નારદ મળ્યા; સમજણનાં સૂત્ર ભણાવ્યાં. સ્વર્ગને માર્ગેથી પાછો વળીને, મુક્તિને માર્ગે તે ચાલ્યો.

યાદ રાખવું ઘટે છે કે—યજ્ઞાદિ કર્મોની આ નિંદા નથી. આ નિંદા ફલાસક્તિની છે. સુખના લોલુપ થવાની આ નિંદા છે. ગીતા અ. ૧૮ મે પ્રભુ બોલ્યા છે કે—

**यज्ञदानतपः कर्म, न त्याज्यं कार्यमेव तत् ॥**
**यज्ञो दानं तपश्चैव, पावनानि मनीषिणाम् ॥ ५ ॥**
**एतान्यपि तु कर्माणि, संगं त्यक्त्वा फलानि च ॥**
**कर्तव्यानीति मे पार्थ, निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥**

અર્થ—હે અર્જુન ! યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ, કદિ તજવાં જેવાં નથી. પણ કર્તવ્યરૂપ—કરવા જેવાંજ—છે. કારણ-કે યજ્ઞ, દાન અને તપ, એ તો વિદ્વાનોને પણ, પાવન કરનારાં છે. [૫] આ કરવાં જેવાં કર્મો પણ, ફલેચ્છા તથા અહંતામમતા રૂપી સંગને તજીને કરવાં જોઇએ; એવો મારો નિશ્ચિત અને ઉત્તમ મત છે. [૬]

ગામે ગામે ગીતા પાઠશાળા; ગામેગામ ગીતાનાં કરોડો પુસ્તકો; પણ દેવ દર્શનમાં જુઓ; તો સોએ નેવુ ટકા, સકામ દર્શન થઈ રહ્યાં છે. કર્મકાંડમાં જુઓ; તો સોએ પચાણુ ટકા સકામકર્મ થઇ રહ્યાં છે. સંઘમાં જુઓ ! તો 'ખાવાપીવાનું મફત છે'; 'ત્યારે ચાલો ઘરનાં સૌ જઇએ.' ચોપડીઓ વહેંચો; ત્યાં 'મફત છે;' તો 'મારા બબલા માટે પણ આપો'; અને 'એકજ પૈસો લેવાનો છે'; એમ સાંભળે; તો તુરત પાછાં વળે છે. જ્યાં જુઓ; ત્યાં કામનાવાળો ધર્મ ! આનું કારણ શું ?—

'સમજ્યા વિનાનું ધૂળધાણી ! એ ભાઇરે મારા ! સમજ્યા વિનાનું ધૂળધાણી !
તમે શાને વલોવો એઠા પાણી; એ ભાઇરે મારા ! સમજ્યા વિનાનું ધૂળધાણી.'

લાલચુ ગુરૂ મળ્યા; માગણુ સાધુ મળ્યા; યજમાનને 'રાજા' કહેનારા બ્રાહ્મણ મળ્યા. ગીતા વાંચીને સંભળાવનારા પણ, અંતરે–આસક્ત–આસક્ત અને આસક્ત જ મળ્યા. સંગીતના જલસા કરનારા, હરિકીર્તનકારો, ધનવાનોને રીજવવામાં જ રાજી રહ્યા; વિગેરે–વિગેરે.

બધા એવા આસક્ત નથી; પણ સોએ નવાણુ ટકા એવા છે. પરિણામે સમાજ પણ સોએ નવાણું ટકા, આસક્ત; અને એક ટકો અનાસક્ત. એક કાંટો કાઢનાર પણ, કુશળ હોય; તો કાંટો સહીસલામત નીકળે; નહીં તો ભાંગી જાય. સંસારના સુખમાં લોલુપ જીવની, લોલુપતા કાઢી નાંખવી; ખેંચી લેવી; એ સામાન્ય વાત નથી. કાઠીની ઘોડીને જેવો તેવો સ્વાર પોસાય નહીં; તેમ સમજુ પુરૂષને, ચપળ માનવીને, જેવો તેવો (આસક્ત) સંત–ગુરૂ–આચાર્ય–અગર સન્યાસી કામ આવેજ નહીં. આજકાલ માગણનો પરિવાર, વધી પડયો છે. માગણથી કલ્યાણ થાય એમ નથી. કલ્યાણને પહેલે પગલે, સંતોષ અને ચારિત્ર ઉભાં છે.

ઓરડે ઓરડે કચરો ભરાય છે. ઓરડા હમેશાં વાળવાજ જોઇએ. તેમ કામ, ક્રોધ, લોભાદિ, હૃદયે હૃદયે વેરાય છે. રજ ઉડયાજ કરે છે. માર્કંડ ઋષિ કલિયુગથી ડરીને, શિવલિંગને વળગી પડયા હતા. તેમ આપણે સૌએ–કામક્રોધાદિ દોષોથી ડરીને, શ્રીહરિને શરણે વળગી પડવુંજ જોઇએ—

"હે હરિ ! આ દોષોથી આપ મને બચાવો ! હું દોષોથી ભરેલો છઉં; પણ દોષોને દેખતો નથી. **मत्तः स्मृतिर्ज्ञानमपोहनम् च**-(ગીતા ૧૫–૧૫) એ આધારે, આપ મને બચાવો ! હે હરિ ! હું આપને શરણે છઉં. શરણાંગનની લાજ રાખો' !"

આવા પોકાર દિવસમાં બે પાંચ વખત, નિર્મળ ભાવે–દિનતાપૂર્વક, થવાજ જોઇએ. છે ગરજ ? ઘમંડ ગળી જાય; તો ગરજ પ્રગટે. 'ખોટા ઘમંડમાં કયાં સુધી રહેશું ?' એમ તો, તમે તમને પૂછો ! એક બે નહીં; પણ લાખો સંત બોલ્યા છે; બોલે છે; અને હજી બોલશે–કે—

" આ જુઠી દુનિયા, દુનિયાના જુદા વ્યવહાર છે; (૨)
ખાવી ખત્તા, ખત્તા ખાવાનો–તેમાં સાર છે—આ જુઠી૦
મોહ્યા જે જે, મોહીને ખાધો–તે માર છે—આ જુઠી૦
લાખો દેતાં, ફરી ન મળે–એવો, (આ) અવતાર છે—આ જુઠી૦

બસ ! વધારે શું કહું ! સમજી જાઓ ! થોડામાં ઘણું સમજી જાઓ !

સ્વર્ગમાં કેવા પ્રકારનાં સુખ છે; તે પ્રભુ કહે છે—

**इष्ट्वेह देवता यज्ञैः, स्वर्लोकं याति याज्ञिकः ॥**
**भुञ्जीत देववत्तत्र, भोगान् दिव्यान्निजार्जितान् ॥ २३ ॥**

૨૩ પદચ્છેદ—**याज्ञिकः**-યજ્ઞ કરનાર પુરૂષ. **इह**–આ લોકમાં. **यज्ञैः देवताः इष्ट्वा**–યજ્ઞોથી દેવોને પૂજીને. **स्वर्लोकं याति**-સ્વર્ગલોકમાં જાય છે. **तत्र**–ત્યાં. **निजार्जितान्**

**स्वपुण्योपचिते शुभ्रे, विमान उपगीयते ॥**
**गन्धर्वैर्विहरन् मध्ये, देवीनां हृद्यवेषधृक् ॥ २४ ॥**
**स्त्रीभिः कामगयानेन, किंकिणीजालमालिना ॥**
**क्रीडन् न वेदात्मपातं, सुराक्रीडेषु निर्वृतः ॥ २५ ॥**

અર્થ—યજ્ઞ કરનારો પુરૂષ, અહીં યજ્ઞો કરવાથી, ઇંદ્રાદિક દેવતાઓને પૂજીને, સ્વર્ગલોકમાં જાય છે. ત્યાં પોતે મેળવેલા દિવ્ય ભોગોને, દેવની પેઠે ભોગવે છે. પોતાનાં પુણ્યને લીધે, સર્વ ભોગથી સંપન્ન થએલા સુંદર વૈમાનમાં, મનોહર વેશ ધરીને, અપ્સરાઓની સાથે વિહાર કરતા—એ પુરૂષની પાસે, ગંધર્વ લોકો, તેના યશનું ગાન કરે છે. (૨૩-૨૪). ઘુઘરીઓના સમુહથી શોભતા, અને ઈચ્છા થાય; ત્યાં જનારા વૈમાનમાં બેસીને, દેવતાઓના બગીચાઓમાં, સ્ત્રીઓની સાથે વિહાર કરતો, અને આનંદ પામેલો પુરૂષ, પોતાને ત્યાંથી (સ્વર્ગમાંથી) એક દિવસ પડવું પડશે; તે વાતને, તે કદિ જાણતો નથી. (૨૫)

૨૩ થી ૨૫ વિવેચન—

કુતરાને સુખની લાલચમાં, હાડકું ચગળતાં ચગળતાં, ગલોફામાં વાગી જાય; તો લોહી નીકળે. તે એમ જાણે કે-'આ લોહી હાડકામાંથી મળ્યું.' પણ એમ નથી-થાકીને હાડકું ફેંકી દીધા પછી, ખાત્રી થાય કે-તાળવામાં ઘા વાગ્યો છે. તેમ મહા કષ્ટે કરીને પોતે કરેલાં પુણ્યદાનતપ વિગેરેનાં ફળરૂપ સુખ છે. વિષયસુખ માટે પુણ્યરૂપ સંપત્તિ વપરાઇ જાય; તો સંસારના ખેલમાં તે ઠગાયોજ ગણાય. ભણેલો ગણેલો યાજ્ઞીક પણ ભૂલો પડે; ત્યારે અભણ યજમાનને શું કહીએ !

આ વિજ્ઞાનયુગ છે. બટન દાબો; ત્યાં લાખો દીવા થાય. ધનવાનોના ફરનીચરથી ભરેલા મહેલ ! નાટકના અને સીનેમાના દેખાવો, આંખને આંજી નાંખે એવા હોય છે. અહીંજ સ્વર્ગ ખડું કરી આપે છે. આ સુખોમાં એક વાત ભૂલાઇ જાય; તો તેની પાછળ, અનેક ભૂલો

---

**दिव्यान् भोगान्**-પોતે મેળવેલા દિવ્ય ભોગોને. **देववत् भुंजीत**-દેવની માફક ભોગવે છે.

૨૪ પદચ્છેદ—**स्वपुण्येन उपचितं तस्मिन् शुभ्रे विमाने**-પોતાના પુણ્યથી પ્રાપ્ત થએલા સુંદર વૈમાનમાં. **देवीनां मध्ये**-અપ્સરાઓની વચ્ચે. **विहरन्**-વિહાર કરતા-ફરતા. **हृद्यं** (મનોહર) **वेषं धरति इति हृद्यवेषधृक्**-મનોહર વેષને ધરનાર. **गंधर्वैः उपगीयते**-ગંધર્વોથી ગવાય છે. ગંધર્વો તેના યશનાં વખાણ કરે છે.

૨૫ પદચ્છેદ—**किंकिणीनां जालं** (જથ્થો) **तेन मालते** (શોભે છે) **इति किंकिणीजालमाली तेन किं०**-ઘુઘરીઓના સમુહથી શોભતા. **कामेन** (મરજી પ્રમાણે) **गच्छति इति कामगं, कामगं च तत् यानं** (વૈમાન) **कामगयानं तेन का०**-મરજી પ્રમાણે ચાલતા વૈમાનથી. **सुरानां आक्रीडाः** (બગીચા) **तेषु सुराक्रीडेषु**-દેવતાઓના બગીચામાં. **स्त्रीभिः क्रीडन्**-સ્ત્રીઓ સાથે વિહાર કરતો; અને. **निर्वृतः**-આનંદ પામેલો. **आत्मनः पातं न वेद**-પોતાને સ્વર્ગમાંથી પડવું છે; તે વાતને તે જાણતો નથી.

દોડી આવે. એક વાત યાદ રહી જાય-હૃદયે ચોડાઇ જાય; તો અનેક ભૂલો સુધરી જાય. **आत्मनः पातं न वेद**-પોતાને મરી જવું છે; અથવા પોતાને અહીંથી સદાને માટે ચાલ્યા જવું છે; તે વાતને, મોહમાં પડેલો તે માનવી, ભૂલી જાય છે. આ એક ભૂલ, અનેક ભૂલોને નોતરે છે. આંધળાને સૂર્ય જેવા દિવા પણ, નકામા છે; તેમ ઘોર અજ્ઞાનમાં પડેલા-દેવ, દાનવ તથા માનવને, મરણની વાત યાદ રહેતી નથી. કદિ મોત યાદ રહે છે; કદિ મોતને જાણે છે; તોપણ ખાટકીને આધીન થએલું બકરૂં, જેમ લાચારીથી તેની પાછળ પાછળ ખેંચાય છે; તેમ પાપને આધીન થએલો જીવ, લાચારીથી વૈભવ તરફ ખેંચાય છે-મોહમાં ફસાય છે. મરણની ઉપેક્ષા કરે છે. રાજગાદી ઉપર બેઠેલો રાજા, અથવા દીવાનપદે બેઠેલો દિવાન, આ વાતને જાણે તો ભાગ્યશાળી. અથવા ફાટીને ધુમાડે ગએલો મોટો અમલદાર, પોતાના પતનને યાદ રાખે; તો ભાગ્યશાળી.

"લાખોની પાંખો ગઈ છે પીંખાઈ; જેની મુછ પર લીંબુ ઠેરાણા,
અરે ! પુછી જોને તું પંડિત પુરાણારે; કોઇના અમર છે લેખ લખાણા ?"

આવા અટલ સિદ્ધાંતને, વૈભવમાં પડેલો જીવ, ભૂલી જાય છે.

દૃષ્ટાંત—એક ભવ્ય મહેલમાં મરવા પડેલી એક સુંદરી, પોતાના પતિને કહે છે કે—'વ્હાલા ! વ્હાલા ! મારે મરવું પડશે; તે તો હું જાણતીજ નહીં.

પતિ—કેમ તું દુનિયામાં મરણ નહોતી દેખતી ?

સ્ત્રી—દેખતી હતી. પણ તે મરણ દુનિયા માટે છે-આપણે માટે નથી; એમ હું ચોક્કસ જાણતી હતી. આ ડૉકટર કહે છે; ત્યારે આજ મને ખબર પડે છે કે—આપણે ધનવાનને પણ, મરવું પડે છે.

પતિ—કથાવાર્તા સાંભળી નથી ?

સ્ત્રી—કથાવાર્તા સાંભળી હતી ખરી; પણ મને તે ફારસ જેવી લાગતી. બ્રાહ્મણો તેમની ગરજે કથા કરે છે; એમ હું માનતી હતી. આપણા પોતાના સ્વાર્થને, કથામાં હું દેખતી નહીં. કથામાંથી મેં કાંઈ લીધું નહીં.

પતિ—સારાસારને ભૂલાવવો; એજ લક્ષ્મીનું, અથવા વૈભવનું કર્તવ્ય છે. મોહ એટલે મદિરા; લક્ષ્મી એટલે મદીરા; વૈભવ એટલે મદિરા. ધનવાનનું હૃદય, એટલે અંધારી ઘોર ગુફા.

સ્ત્રી—ત્યારે આ દોષમાંથી બચવાનું કાંઈ સાધન નહીં હોય ?

પતિ—સાધન કેમ ન હોય. લક્ષ્મી વૈભવ માટે વપરાય છે; તેમ વૈરાગ્ય માટે, કલ્યાણ માટે-વપરાય; તો બેડો પાર થઈ જાય.

સ્ત્રી—પણ હાય ! તે બને કેમ ? મમતાના કિલ્લા, ભેદાય ત્યારે ને ? ત્યારે બસ ! શું મારે આમ ટળવતાં ટળવતાં મરી જવું ? મારાથી કાંઇ નહીં બને ?

પતિ—હજી ઉપાય હાથમાં છે. સીધાની થાળીઓ તૈયાર છે. વસ્ત્રોના ગાંસડા તૈયાર રાખ્યા છે. રૂપૈયાની કોથળીઓ અહીં મૂકી છે. હાથમાં જળ લે ! સંકલ્પ કરાવું. લે તે તમામ ચીજોને હાથ લગાડ. 'હજી હાથમાં છે બાજી, કરી લે પ્રભુ ને રાજી ?'

સ્ત્રી—હવે મારે શું કરવાનું ?

પતિ—હવે જે દેવનું તેં વ્હાલથી દર્શન કર્યું હોય; તે દેવના ચરણનું શરણ લે.

સ્ત્રી—મારે તો તમેજ દેવ ! મેં તમથી વ્હાલ કર્યું છે. '**पतिरेव गुरुर्भर्ता**' શાસ્ત્રોનું વચન સત્ય હોય; તો મારૂં કલ્યાણ થવુંજ જોઇએ.

પતિ—તો હવે બસ ! પ્રભુનું સ્મરણ કર. 'સંસાર મિથ્યા છે;' એમ કહીએ; અને સાંભળીએ; પણ મન ઢચુપચુ રહે. મરવા વખતે જ મરનારને અનુભવપૂર્વક ખાત્રી થાય છે કે—'સંસાર મિથ્યાજ છે.'

સ્ત્રી—અત્યારે કોઇ કોઇનું નથી. જાણે હું એક લાંબા સ્વપ્નમાંથી જાગી. મને એમ લાગે છે કે-સગપણના મોટા શણગાર ખોટા છે. વૈભવ તમાસા જેવો છે. તોપણ મારે અવલંબન જોઇએ; તે આપનું શરણ છે. તમારા સગપણની ઓળખાણ, મારે ત્યાં-કામ આવશે. પતિ પરાયણ સ્ત્રી પ્રત્યે, પ્રભુ બહુ દયાળુ રહે છે.

આમ બોલતાં બોલતાં, પ્રાણ ચાલ્યો ગયો. તાત્પર્ય-માણસ મરણ વખતે સંસાર સ્વપ્નામાંથી જાગે છે આસપાસ સાવધાન સંબંધીઓ હોય; તો તેને બચાવી લે છે. નહીં તો હાથ ઘસતા આવ્યા; જીવ્યા ત્યાંસુધી હાયઓય કર્યું; અને હાથ ઘસતા ચાલી નીકળ્યા સાથે લગેજમાં-પાપનાં પોટલાં; અને એક બીજાની સાથે જગવેલી, ઝેરવેરની જવાળાઓ ! દેવાદિને સ્વર્ગમાંથી ખરી પડવુંજ છે, પણ **न वेद आत्मपातं**-પોતાના મોતને તે દેવ જાણતો નથી. તેમ કરોડપતિને પણ, એક દિવસ 'રામ બોલો ! ભાઇ રામ !' થયા વિના રહે એમ નથી; છતાં શાસ્ત્ર સંતની વાત સાંભળવા, તેમને ઘડીની અવકાશ નથી. લાંબી મુસાફરીની તૈયારી કરવા, જરા જેટલી પણ સમજણ નથી.

"મરકટ તે વળી મદિરા પીએ; અને અખા તેથી સૌ કો બીહે."

હજી આગળ સાંભળો—

**तावत् प्रमोदते स्वर्गे, यावत् पुण्यं समाप्यते ॥**
**क्षीणपुण्यः पतत्यर्वा-गनिच्छन् कालचालितः ॥ २६ ॥**

અર્થ—જ્યાં સુધી પુણ્યની સમાપ્તિ થાય; ત્યાં સુધી આ પ્રમાણે તે પુણ્યવાન્ પુરૂષ મોજ ઉડાવે છે. પછી પુણ્ય ક્ષીણ થાય; ત્યારે કાળથી ચલાયમાન થઇને, પોતાની ઇચ્છા નહીં છતાં, નીચે પડે છે. [૨૬]

૨૬ વિવેચન—

અમુક વરસના પટાથી ઘર ભાડે આપ્યું હોય; અને ભાડવાત ગુણચોર હોય; તો તે ભાડવાત, ઘર બગાડી મુકે; અંદર ઉંડા ખાડા પાડે; પણ ઘરધણી કાંઇ બોલે નહીં. પટો પૂરો થાય; ત્યારે કાન પકડીને ભાડવાતને કાઢી મુકે: ફરીથી તેને ઘર ભાડે આપે નહીં.

તેમ દેવ પણ **क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥** પૂણ્ય પરવારે; ત્યારે આ લોકમાં ખરી પડે. સંસાર ચૌટામાં જુઓને !-મોટા મોટા રાજાઓ, આકાશમાં ઉભા રહેતા હતા.

---

૨૬ પદચ્છેદ- **यावत् पुण्यं समाप्यते तावत् स्वर्गे प्रमोदते**—જ્યાં સુધી પુણ્ય હોય ત્યાંસુધીજ તે સ્વર્ગમાં લ્હેર કરે છે. **क्षीणपुण्यः**-જેના પુણ્ય ક્ષીણ થઇ ગયા હોય છે તે પુરૂષ. **कालेन चालितः**-કાળથી ચલાયમાન થએલો. **अनिच्छन् अपि**-નીચે પડવા ખુશી નથી તો પણ. **अर्वाक् पतति**-નીચે પડે છે.

તેમનાં પુણ્ય પરવારતાં, તેમની બુદ્ધિ ફરી; ન કરવાનું કર્યું. ગુન્હેગાર ઠર્યા આકાશમાંથી પાતાળમાં પેસી ગયા. ચૌટાના વેપારી જુઓ; પુણ્ય પરવારતાં બુદ્ધિ ફરે. બુદ્ધિ ફરતાં, ન કરવાના સોદા કરે; આકાશમાંથી પાતાળમાં પેસી જાય

આમાંથી બચવાનો માર્ગ કાંઇ છે?—હા! પુણ્યથી સુખ મળ્યાં છે. સુખને ટકાવવાં હોય; તો પુણ્યને વધારતાં રહેવું જોઇએ. જે પુરૂષ બેંકની ચોપડીમાં, ઉપાડે તેના કરતાં, વધારે જમા કર્યા કરતો હોય; તેનું ખાતું બેંકવાળા કદી કાઢી નાંખે નહીં. આંખે પડળ આવે-મોતીયા આવે; તો તે ઉતરાવવા જોઈએ. તેમ ધનવૈભવ મળતાં, મદ થાય—પાપ કરવાનું મન થાય. બસ! મને પૂછનાર કોણ છે? માતા પિતાને અને ગુરૂને, 'નીચું' કાંધ કરીને નમે નહિ—એવો દોષ ઉભો થાય. ત્યારે સંતને શરણે જઇને, દોષ રજુ કરવા જોઇએ. બતાવે તે દવા લેવી જોઇએ; અને ચરી પાળવી જોઇએ. મદનાં પડળ ઉતર્યા પછી, જીવન નિર્મળ થાય!

દૃષ્ટાંત—એક સટોડીયાને એક તડાકે એક લાખ રૂપૈયા આવ્યા. તે સાંભળી એક મોટા સંત, ત્યાં ભિક્ષા માગવા ગયા. આંગણામાં ઉભા રહીને, 'ભવંતિં ભિક્ષાં દેહિ' કહેતાં, સ્ત્રીએ બહાર આવીને પૂછ્યું—'મહારાજ! આપને કાચી રસોઇ આપું કે પાકી?

સંત—આ કાચીપાકી રસોઈની ભિક્ષા નથી. ભિક્ષા ભાગ્યશાળી પુરૂષનાં દર્શનની છે.

આ શબ્દો સાંભળતાં સ્ત્રીનું મુખ જરા મલકાયું. 'લ્યો ત્યારે હું તેમને પૂછી જોઉં.'

સંત—પૂછો તેની સાથે, એમ પણ કહેજો કે—'અમારે તમારી એક પણ પાઈ જોઈતી નથી. મુઠી અનાજ પણ જોઈતું નથી. વસ્ત્રનો કકડો પણ જોઇતો નથી. એટલે કોઇપણ પ્રકારના પદાર્થની, કે પૃથ્વીની આ ભિક્ષા નથી. ભિક્ષા માત્ર ભાગ્યશાળીનાં દર્શનની છે.

સ્ત્રીએ અંદર જઇને સંતનાં વચનો સંભળાવ્યાં. સાંભળી શેઠ આશ્ચર્ય પામ્યો. પછી હસતો હસતો બોલ્યો કે—'સામી ગાદી ઉપર, આસન બીછાવીને પછી બોલાવ.' બોલાવતાં સંત પધાર્યા. શેઠે ઉઠીને તેમને સામી ગાદી ઉપર બેસાડયા. હાથ જોડીને કહ્યું કે—'જે આજ્ઞા હોય; તે કહો!'

સંત—એક તડાકે એક લાખ મળે; એવા પુરૂષ, ચૌટામાં એક બેજ હોય. વળી તે કોક દિવસજ બને; હમેશાં ન બને. માટે આપનાં દર્શનની જીજ્ઞાસા થઈ.

શેઠ—મારાં દર્શન? એટલે હું કાંઈ સમજ્યો નહી.

સંત—ઘણાં પુણ્ય હશે; ત્યારે આ તડાકો લાગી ગયો હશે. પુણ્ય વિના તો બનેજ નહીં.

શેઠ—હા! એમ તો ખરૂં; કાંઈક પુણ્ય ઉદય થયાં.

સંત—પુણ્યને સાચવી રાખજો. તો લક્ષ્મી ટકશે.

શેઠ—કોઇનું સાચવ્યું સચવાતું નથી. લક્ષ્મી આજ હોય; અને કાલ ન હોય. લક્ષ્મી સદા ટકે; એવી કોઇ યુક્તિ, આપ જાણતા હો—તો કૃપા કરીને કહો!

સંત—લક્ષ્મીને મેળવવા માટે જે યુક્તિ; તેજ યુક્તિ, લક્ષ્મીને સાચવવા માટે રાખવી. એટલે લક્ષ્મી પુણ્યથી મળી છે; અને મળેલી લક્ષ્મીમાંથી પુણ્ય કર્યા કરો; તો લક્ષ્મીને ટકવુંજ પડે. ખેડુ ખેતરમાંથી દાણાના ઢગલા લાવે. ખાય ખવરાવે અને પાછા વાવે. વાવે તે ઉગે. પાછા ઢગલા થાય. પુણ્ય વાવે; તો પુણ્ય ઉગે; પાપ વાવે; તો પાપ ઉગે. યાદ

રાખજો કે-પાપ પુણ્યને ખાઇ જાય; તેમ પુણ્ય પાપને ખાઈ જાય. લ્યો બસ ! હવે હું રજા લઇશ.

શેઠ—એમ ઉઠાય નહીં. કાંઇક ભિક્ષા તો લ્યોજ !

સંત—ભિક્ષા એટલીજ કે-આવ્યા અવસરને ઓળખી લેજો. આ સંસાર જુગાર છે. તેમાં પ્રારબ્ધના પાસા છે. નાંખતા આવડે; તે ફાવે. એમ કહી સંત ચાલ્યા ગયા.

સકામ કર્મ ત્રણ પ્રકારનાં છે. એક ધર્મમાં પ્રીતિ કરાવીને સ્વર્ગાદિ સુખ અપાવનારાં કર્મ; બીજાં અધર્મમાં પ્રીતિ કરાવીને, કોઇનું ધન ખેંચી લેવા માટે કરેલાં કર્મ, અથવા કોઇની સ્રીને, પોતાના ફંદમાં ફસાવવા માટે કરેલાં કર્મ; ત્રીજો પ્રકાર-અભિચારાદિ ક્રિયાઓ કરીને, સામાને માંદા પાડવા, સામાને હેરાન કરવા; અથવા તેમના જીવનનું જોખમ કરવું વિગેરે.

પહેલા પ્રકારની વાત થઇ ગઇ. બીજા અને ત્રીજા પ્રકાર સંબંધી શ્રીકૃષ્ણ હવે કહે છે—

**यद्यधर्मरतः संगा-दसतां वाऽजितेन्द्रियः ॥**
**कामात्मा कृपणो लुब्धः, स्त्रैणो भूतविहिंसकः ॥ २७ ॥**
**पशूनविधिनालभ्य, प्रेतभूतगणान् यजन् ॥**
**नरकानवशो जन्तुर्-गत्वा यात्युल्बणं तमः ॥ २८ ॥**

**[ ઉપર જે પ્રકાર કહ્યો; તે વિધિ પ્રમાણે સકામ કર્મ કરવા સંબંધી કહ્યો. વિધિને વટીને અભિચાર પ્રયોગ કરવા સંબંધી હવે કહે છે. અભિચારપ્રયોગ એટલે પોતાને માટે પાપ કર્મ કરવાં તે; અથવા સામાનું ભૂંડું કરીને રાજી થવું તે. વિધિને વટીને અધર્મમાં પ્રવૃત્તિ કરનારને નીચી ગતિ પ્રાપ્ત થાય છે. ]**

**અર્થ—નીચ પુરૂષોના સંગથી, અથવા અજિતેંદ્રિયપણાથી વિષયોમાં લાગેલો, કૃપણ, ભોગની તૃષ્ણાથી વ્યાકુળ, અને સ્રીયોમાં લંપટ થએલો પુરૂષ, જો અધર્મમાં લાગી જઇને, પ્રાણીઓની હિંસા કરે; અને ધનાદિકની લાલચને લીધે, અવધિથી પશુઓને મારીને, પ્રેતના અને ભૂતોના ગણોનું પૂજન કરે, તો તે પુરૂષ લાચાર બનીને, નરકમાં પડે છે, અને પછી સ્થાવરનો અવતાર પામે છે. [૨૭-૨૮]**

---

૨૭ પદચ્છેદ—**यदि**-જો. **असतां संगात्**—નીચ પુરૂષોના સંગથી. **वा अजितेन्द्रियः**—અથવા અજીતેંદ્રિયપણાથી. **कामात्मा**- **कामेषु** (શબ્દાદિ વિષયોમાં) **आत्मा** (મન) **यस्य सः**-શબ્દાદિ વિષયોમાં લાગેલો. **कृपणः**-લોભી. **लुब्धः**-ભોગની તૃષ્ણાથી વ્યાકુળ. **स्त्रैणः-स्त्री प्रधाना यस्य इति स्त्रैणः**-સ્રિઓમાં લંપટ થએલો પુરૂષ. **अधर्मरतः**-અધર્મમાં પ્રીતિ કરનારો પુરૂષ. **भूतविहिंसकः**-પ્રાણીઓની હિંસા કરનારો.

૨૮ પદચ્છેદ—**अविधिना पशून् अलभ्य**-અવિધિથી પશુઓને મારીને. **प्रेतभूतगणान् यजन् जंतुः**-પ્રેત અને ભૂતોના ગણોનું યજન કરતો-કરનારો-તે ક્ષુદ્ર જીવ. **अवशः**-પરવશપણાથી. **नरकान् गत्वा**-નરકોમાં જઇને. **उल्बणं तमः याति**-સ્થાવરના અવતારને પામે છે.

૨૭-૨૮ વિવેચન—

આ મંત્ર તંત્ર વિદ્યા ભયંકર છે. બાળકના હાથમાં સજાવેલી ચપ્પુ હોય; તો તે જ્યાં ત્યાં કાપા કરે; તેમ અનધિકારી પુરૂષો પાસે, મંત્ર તંત્ર હોય; તો તેઓ જેને તેને હેરાન કરે. કેટલાએક ભયંકર સાધુઓ, સ્રીને બીલાડી બનાવી દેતા હતા. કોઇ ન દેખી શકે; એવા બનીને, પરઘરમાં પ્રવેશ કરતા હતા. સામાને વશ કરીને, તેનું દ્રવ્ય હરી લેતા હતા. કોઇ સ્રી પતિને વશ કરવાના મોહમાં, અથવા કોઇ પુરૂષ, સ્રીને વશ કરવાના મોહમાં, આવા પ્રયોગ કરે છે. કોઇ કાપાલીકે શ્રીઆદ્યશંકરાચાર્યને ભયંકર રોગ ઉત્પન્ન કર્યો હતો. ભાગવતના દશમસ્કંધમાં અધ્યાય ૬૬ મો જુઓ ! ભગવાને પૌંડ્રકને માર્યો પછી, કાશીના રાજાને પણ માર્યો હતો. કાશી રાજાના પુત્ર સુદક્ષિણે અભિચારનો પ્રયોગ કર્યો. દક્ષિણાગ્નિને તેણે દ્વારકા તરફ મોકલ્યો હતો. શ્રીકૃષ્ણ માયાના પતિ હોવાથી, તેમણે તે અગ્નિ સામે સુદર્શનને દોડાવ્યું. અગ્નિએ કાશીમાં પાછા આવીને, ઋત્વિજ સહિત યજમાનને બાળી દીધા હતા. દશમસ્કંધના અ. ૭૬-૭૭ માં, માયાવી શાલ્વના અનેક અખતરા છે. માયાના પતિ શ્રીકૃષ્ણે શાલ્વનો નાશ કર્યો. વિગેરે-વિગેરે.

રાવણે હારવા પહેલાં, અભિચારનો પ્રયોગ શરૂ કર્યો હતો. વાનરોએ તે યજ્ઞ ભંગ કર્યો હતો. આવા નીચ લોકો, ભૂત-પ્રેત-ભૈરવ વેતાળ વિગેરે દેવોની ઉપાસના કરે છે. વામ માર્ગમાં આ પવન વધી પડતાં, સમાજ સળગી ઉઠયો હતો. રેશમના કાળા દોરાના પ્રયોગ, કાળા ભ્રમરને પકડીને થતા પ્રયોગ-વિગેરે અનેક પ્રકારના પ્રયોગ છે.

કામી, ક્રોધી અને લોભીને, આવી મેલી વિદ્યા બહુ ગમે છે. બાવા સાધુ પાસે કાંઇ ચમત્કાર દેખીને, તે શીખવા, તેઓ પ્રયત્ન કર્યા કરે છે. સમજુએ યાદ રાખવું જોઇએ કે-આ વિદ્યા જીવને નરકે પહોંચાડનારી છે. ભગવાનનો આશરો લેનારા જીવોએ, આવા ફંદમાં કદિ પડવું નહીં. શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે કે ' આવા નીચ લોકોને, હું નરકમાં ફેંકી દઉં છઉં. ત્યાંથી તેઓ સ્થાવરના અવતારને પામે છે.'

હવે પ્રભુ કહે છે કે 'મરણથી જે છૂટયો નથી; તેને અનેક સુખ દુ:ખમાં પરિણમે છે.

**कर्माणि दुःखोदर्काणि, कुर्वन् देहेन तैः पुनः ॥**
**देहमाभजते तत्र, किं सुखं मर्त्यधर्मिणः ॥ २९ ॥**

અર્થ—કર્મમાં પ્રવૃત્ત થએલા પુરૂષને, સુખ મળતું નથી; અને નિવૃત્તિ પણ થતી નથી. કારણ કે દેહ ધરીને જેઓમાં પરિણામે દુ:ખજ છે; એવાં કર્મ તે કરે છે; અને તે કર્મોને લીધે, પાછો તે બીજો દેહધારણ કરે છે. જન્મ મરણના રોગમાં કુટાતા પ્રાણીને, કદિ સુખ થાય; તો તે સુખાભાસ છે. સાચું સુખ નથી. [૨૯]

---

૨૯ પદચ્છેદ—**दुःखं उदर्कं** ( છેવટનું ફળ ) **येषां तानि दुःखोदर्काणि इति कर्माणि**-જેમાં પરિણામે દુ:ખજ છે; એવાં કર્મ. **देहेन कुर्वन्**-આ દેહથી કરીને. **तैः**-તે કર્મોથી. **पुनः देहं आभजते**-બીજા દેહને પામે છે. **तत्र**-આ બાબતમાં. **मर्त्यधर्मिणः**-જેને માથે મોત છે તેને. **किं सुखं**-કયું સુખ છે ?

૨૯ વિવેચન—

સર્પના મુખમાં સપડાએલો દેડકો, જેમ જીવડાં પકડવા ઉંચો નીચો થાય; તેમ કાળના મુખમાં પડેલો જીવ, આ લોકનાં તથા પરલોકનાં સુખ માટે વલખાં મારે.

મરણને જીતવું; તેજ સુખ સમજવું. જમવામાં મીઠાઇ હોય; કાચે તાંતણે બાંધેલી તલવારો, માથે લટકતી હોય; તો મીઠાઈ ફીકી ફચ સમજાય છે. તેમ જ્યાં સુધી મરણ માથે ભમતું હોય; ત્યાં સુધી આ લોકનાં અને પરલોકનાં સુખ, ફીક્કા ફચ સમજવાં.

'તારે માથે કોપી રહ્યો છે કાળરે,—ઉંઘ તને કેમ આવે?
પાણી પહેલાં બાંધી લેને પાળરે,—ઉંઘ તને કેમ આવે?
આ તો સ્વપ્ના જેવો સંસાર રે,—ઉંઘ તને કેમ આવે?—વિગેરે.'

જન્મમરણના રેંટમાંથી નીકળવું; એજ જ્ઞાન, એજ સમજણ, અથવા એજ તત્ત્વજ્ઞાનની ટોચ સમજવી. સ્ત્રી સમજે; કે મારે સંતાન થાય; તો સુખ થાય. પણ આ સુખની પાછળ અનેક દુઃખ-અનેક કઠણાઇ ઉભી છે. સંતાન પેટે આવે; ત્યારથીજ કઠણાઇ મંડાય. જ્ઞાને કરી, મોહનું બળ, કાંઇક કમી થયું હોય; તોજ સ્ત્રી, આ કઠણાઇને સમજી શકે. નહીં તો પાડાને ભેંસ સમજે; અંધારે કુટાય કુટાતી કુટાતી ગુલાબના ફુલ જેવી મટીને, સુકા પાંદડા જેવી થઇ જાય. સવાર સાંજ, સ્ત્રી અરિસામાં મુખ જુએ; પણ અકાળે પ્રાપ્ત થએલા ઘડપણના કારણને સમજી શકે નહીં. સમજણનાં સોગઠાં ગોઠવાય; ત્યારેજ આ બાજી જીતાય. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે-'કર્મ કરીને અમરાપુરી પામે; પણ અંતે ચોરાશી માંહીરે.'

હવે કહે છે કે-બ્રહ્મા બની શકે; એવા ઉંચા પ્રકારનાં સકામ કર્મ છે. તોપણ ત્યાં મરણનો ભય છે.

**लोकानां लोकपालानां, मद्भयं कल्पजीविनाम् ॥**
**ब्रह्मणोऽपि भयं मत्तो, द्विपरार्द्धपरायुषः ॥ ३० ॥**

અર્થ—લોકો નિત્ય હોવાથી, અને લોકપાળો અમર હોવાથી, લોકપાળોને સુખ છે; એમ પણ સમજવું નહીં. કારણ કે લોકોને પણ, હું કે જે કાળસ્વરૂપ છઉં; તેનો ભય રહે છે. વળી કલ્પપર્યંત જીવનારા લોકપાળોને પણ, મારો ભય રહે છે. જેનું બે પરાર્ધ સુધીનું લાંબુ આયુષ્ય છે; એવા બ્રહ્માને પણ, મારી બીક રહે છે. [૩૦]

૩૦ વિવેચન—

**आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन** । [ગીતા અ. ૮-૧૬] આ લોકથી માંડીને, બ્રહ્મા સુધીના તમામ લોકો, પુનર્જન્મવાળા છે. નીચે પાતાળમાં, અને ઉપર સ્વર્ગમાં, પુનર્જન્મવાળા લોકો વસે છે. જ્યાં પુનર્જન્મ તુટી ફુટી જાય, જ્યાં ફરીને માતાના

---

૩૦ પદચ્છેદ—**मत् भयं मद्भयं. लोकानां मद्भयं**-લોકોને મારો ભય છે. **कल्पजीविनां लोकपालानां मद्भयं**-કલ્પ પર્યંત જીવનારા લોકાપાળોને મારો ભય છે. **द्वौ परार्द्धौ परं आयुः यस्य सः तस्य इति ब्रह्मणः अपि**-જેનું બે પરાર્દ્ધ સુધી મોટું આયુષ્ય છે એવા બ્રહ્માને પણ. **मत्तः भयं**- મારાથી ભય છે.

ગર્ભમાં આવવું ન પડે; તેવી જો ક્યાંઈ સગવડ હોય; તો તે અહીં, મનુષ્ય દેહમાં છે. પરીક્ષિત જ્યારે ગંગા કાંઠે કથા સાંભળવા બેઠો હતો; ત્યારે દેવો અમૃતનો ઘડો લઈને, આવ્યા હતા. તે આપીને તેમને જ્ઞાનામૃત લેવું હતું. 'પરીક્ષિત અમૃત પીઈને અમર થાય.' એમ પણ તેમણે શ્રી શુકદેવજીને કહ્યું હતું. શ્રી શુકદેવજીએ તેનો સ્વિકાર કર્યો નહોતો. દેવોના અમૃત કરતાં, જ્ઞાનામૃત ઉત્તમ છે; એમ સમજવું.

ભગવાન્ રામચંદ્ર પ્રજાને કહે છે કે—

ચોપાઈ—નરતનુ ભવવારિધિ કહઁ વેરે, સન્મુખ મરૂત અનુગ્રહ મેરે.
કર્ણધાર સદ્‌ગુરૂ દૃઢ નાવા, દુર્લભ સાજ સુલભ કરી પાવા.

[ મોક્ષવાણી પાનુ ૬૮ એ ]

માનવરૂપી આંબા ઉપર, કેવાં ફળ આવતાં હશે ?

**अकिंचनस्य दांतस्य, शांतस्य समचेतसः ॥**
**सदा संतुष्टमनसः, सर्वाः सुखमयाः दिशः ॥**

**અર્થ**—મમતા રહિત, જીતેંદ્રિય, શાંત અને સમાન સ્વભાવવાળા, તથા સર્વદા સંતોષી મનના પુરૂષને, સર્વ દિશાઓ સુખમય છે,

સુખની પરવાવાળાએ, કેવી જીવનસંપત્તિ પ્રાપ્ત કરવી જોઈએ; તે સાંભળ્યુંને ? ગજવામાં પાઈ એ, અને અમદાવાદની ચોરાશી કરવાની ઉમેદ, તે કેમ બને ? ઘણાં ૫૦–૬૦ કે સીતેર વરસનાં સ્ત્રી પુરૂષોને, જગતમાં જીવતાં આવડતું નથી; ગમે તેમ બોલતાં આવડે છે. હજી પોતાનો તંત છોડતાં આવડતું નથી. હજી પારકા પૈસા લેઈ લેવાની દાનત છે; કહો કલ્યાણ કેમ થાય. તમે તમારૂં પોતાનું મુખ ચાટલામાં જુઓ ! આવું કાંઇ કલંક, નથી ને ? કેરી મોટી, પણ ખાટી ! ખાનદાનનું ઘર, પૈસે ટકે સુખી; પણ ઘડીઘડીમાં ખીજાઇ જાય; મીજાજ ખોઇ બેસે, ઘડીઘડીમાં બાળક જેવા ખેલ કરી નાખે. કહો ! તેમનું કલ્યાણ કેમ થાય ? તમે તમારૂં પોતાનું મુખ ચાટલામાં જુઓ ! જોતાં ન આવડે; તો જોતાં શીખો ! હમણાં તૈયારીના હુકમ છુટશે. ગમે એવા ડાહ્યા આપ હશો; ધનના ઢગલા પાસે પડયા હશે. કોઇ ગામના ધણી હશો. પણ **संमीलने नयनयोर्न तु किंचिदस्ति** ॥ તમે ગબડીને પડયા; ત્યારે કોઇ, કાંઇ કામનું નથી. વિચાર કરતાં આવડે; તો વિચાર કરી લ્યો ! ગબડીને પડવાનો ભય, બ્રહ્મા સુધી છે; તો તમે કોણ ? બ્રહ્માના એક દિવસમાં, ઐરાવત ઉપર બેસનારા ચૌદ ઈંદ્ર બદલાય છે. જેને યમ, વરૂણ, ચંદ્ર, સૂર્ય,– સૌ નમે; તે ઈંદ્ર બાપડો ગબડી પડે છે; ત્યારે તમે કોણ ?

પ્રભુ શ્રીકૃષ્ણ આગળ શું કહે છે; તે સાંભળો—

**गुणाः सृजन्ति कर्माणि, गुणोऽनुसृजते गुणान ॥**
**जीवस्तु गुणसंयुक्तो, भुंक्ते कर्मफलान्यसौ ॥३१॥**

---

૩૧ પદચ્છેદ—**गुणाः-सृजंति गुणान्**–ગુણો ઈંદ્રિયોને પ્રવર્તાવે છે. **गुणः**–ઇંદ્રિયો સહિત દેહ. **कर्माणि अनुसृजते**–તે પ્રમાણે કર્મો કરી આપે છે. **गुणसंयुक्तः असौ जीवः तु**–ઇંદ્રિયોથી સંયુક્ત અહંકાર જ. **कर्मफलानि भुंक्ते**–કર્મનાં ફળ ભોગવે છે.

અર્થ—મીમાંસકો કહે છે કે—'આત્માજ ઈંદ્રિયોને પ્રવર્તાવીને, કર્મ કરાવે છે' તે હે ઉદ્ધવ! તમારે માનવું નહી. પણ એમ માનવું કે-ગુણો ઈંદ્રિયોને પ્રવર્તાવે છે. તથા એમ પણ માનવું કે-ઇંદ્રિયોસહિત દેહ, તે પ્રમાણે કર્મો કરી આપે છે. મીમાંસકો કહે છે કે-'આત્મા કર્તા છે.' તે પણ તમારે માનવું નહીં. પણ એમ માનવું કે-ઈંદ્રિયોસહિત અહંકારજ, કર્મનાં ફળ ભોગવે છે. તાત્પર્ય અહંકાર-કે-જે અંતઃકરણનો એક ભાગ છે; તે અહંકારજ, કર્મનો કર્તા છે; અને કર્મનાં ફળોનો ભોક્તા છે. [૩૧]

૩૧ વિવેચન—

આત્મા કર્તા ભોક્તા નથી. આ વાત શ્રી આદ્યશંકરાચાર્યે, ઘણીજ સારી રીતે સ્પષ્ટ કરી છે. શ્રીશંકરાચાર્યના ગ્રન્થોને વાંચો છે કે નહી? નહીં તો—It is equal to a man, whether he is born in India, or in Afaghanistan, if he remains unaware of the luster of Shankara-charya-હિંદમાં અવતરીને, અને હિંદુ થઇને, જો શ્રી આદ્યશંકરાચાર્યનું ગૌરવ જાણ્યું નહીં; તેમના લખેલા સદ્ગ્રન્થો વાંચ્યા નહીં; તો તે માનવી હિંદુસ્તાનમાં અવતર્યો; અથવા અફઘાનીસ્તાનમાં અવતર્યો-તે બેઉ સરખું છે. ધંધો રોજગાર કરવો; ખાવું પીવું; અને મળી આવે; તેટલી મોજમજા કરવી; તે બન્ને દેશોમાં બની શકે એવું છે. અફઘાનીસ્તાનમાં ન બની શકે; એવું જો કાંઇ હોય; તો તે શ્રીઆદ્યશંકરાચાર્યના ગ્રન્થો, ત્યાં ન મળી શકે. હિંદુસ્તાનમાં મળી શકે. એટલે હિંદુસ્તાનમાં અવતર્યા છતાં; આ લાભ ન લીધો; તો અફઘાનીસ્તાનમાં અવતર્યા બરાબર છે.

અવકાશ કયાં છે?—લક્ષ્મી કયાં છે? લક્ષ્મી જલદીથી નથી મળી શકતી; તોપણ તેને માટે, તનમન તોડી નાંખીને, લક્ષ્મી ભેળી કરીએ છઇએ. અવકાશ તેના કરતાં મોંઘી નથી. મોંઘી હોય; તો મિત્રો સાથે મીજલસમાં રખડાય નહીં. સગાં વ્હાલાંને ત્યાં સારે માઠે પ્રસંગે, જોઇએ તેના કરતાં, વધારે વખત ફેંકી દેવાય નહીં; એટલે બેસીને તડાકા મરાય નહીં. કારણ વિના કોઇને મળવુંજ ન જોઇએ. કારણ વિના કોઇને ઘરે, જવાય જ નહીં. જઇએ અને તે પૂછે-કે કેમ આવ્યા?-તો તેનો જવાબ "અમથા" એમ બોલાય જ નહીં. કારણકે ગધેડું પણ, અમથું રખડતું નથી. તેમાંએ રાત્રે કામ વિના બહાર જવું-તે પાકી મૂર્ખાઇ છે. મૂર્ખ માબાપના દિકરા થવું તે સારૂં; પણ મૂર્ખાઇના દિકરા ન થવું. જે મૂર્ખાઇના દિકરા થાય; તે પોતાના જીવનમાં ઝેર રેડે; જીવનપથમાં કાંટા પાથરે. સંસારનાં જે કામ, કલાક બે કલાકમાં થાય; તે કામ માટે, કેટલો સમય જાય છે; તે વિચારવું જોઇએ. જેમ ધન બચાવીએ છઇએ; તેમ અવકાશને બચાવવી જોઇએ. જે ધંધો કરતા હો; તે ધંધાની ચારે બાજુએ, બરાબર તપાસ કરીને, તે ધંધાને બરાબર ગોઠવવો જોઇએ. થોડા વખતમાં ઘણું કામ થાય; એવી ચપળતા, એવો ઉત્સાહ-એવો પ્રેમ-તે કાર્યમાં રાખવો જોઇએ. રોતાં રોતાં કામ કરે; તો કલાકનું કામ, પાંચ કલાકે થાય. પછી અવકાશ કયાંથી હોય! જ્યાં બેસો! જ્યાં ઉઠો! જે કામકાજ કરો! તે પૂરા પ્રેમથી અને ખંતથી કરો. ખોટા કામથી, નકામા કામથી અને લાલચથી દૂર રહો; સંતોષને સાથે રાખો. ખોટાં કામ, નકામાં કામ અને

લાલચ, ઉપાધિઓથી ભરપૂર હોય છે. જેને ઉપાધિઓ ગમતી હોય; તેમણે ત્યાં માથું મારવું. ઉપાધિવાળાને અવકાશ હોય નહીં.

મુંબઇ જનારે ઘોળકાની ગાડીમાં બેસવું; તે રખડી મરવા જેવું છે. તેમ અવકાશની પરવાવાળાએ, રજળપાટની ગાડીમાં બેસવું; તે રજળી મરવા જેવું છે. વર માંડવે આવે; ત્યારે આસપાસનાં લોકો, હજારો કામ પડયાં મુકીને, તેને જોવા આવે છે. તેમ આ વર (જીવાત્મા), અત્યારે માનવમાંડવે આવ્યો છે. ભક્તિ મુક્તિ નામની કન્યાઓ, જીવાત્માને વરવા તૈયાર છે. આવે વખતે, જીવાત્માની આસપાસ રહેનારી, તમામ વૃત્તિઓએ, પોતાનાં હજારો કામકાજ પડયાં મેલીને, જીવાત્માને જોવા આવવું જોઇએ. વૃત્તિઓમાંથી નકામાં કામકાજ ખેંચી લઇને, તેને જીવાત્મા જોવાની અવકાશ આપવા માટેજ, દેવદર્શન, યાત્રા, વનવાસ અને સન્યાસ, સમજવાં. કીર્તન ભક્તિ અથવા સમાધિ પણ, તેટલા માટેજ છે.

આવું કાંઇક સમજો; તો અવકાશ મળે. જીવનપંથે પ્રકાશ મળે; એવાં પુસ્તકો વંચાય-વિચારાય-વિગેરે.

કર્તા ભોક્તાના સંબંધમાં અહંકાર કોણ છે? તે સંબંધી સાંભળો—

શાર્દૂલવિ૦

**ब्रह्मानंदनिधिर्महाबलवता-हंकारघोराहिना ।**
**संवेष्ट्यात्मनि रक्ष्यते गुणमयैश्च-चंडैस्त्रिभिर्मस्तकैः ॥**
**विज्ञानाख्यमहासिना श्रुतिमता, विच्छिद्य शीर्षत्रयं ।**
**निर्मूल्याहिमिमं निधिं सुखकरं, धीरोऽनुभोक्तुं क्षमः ॥ ३०२ ॥**

[ વિવેકચૂડામણિ ]

અર્થ—બળવાન્ અહંકારરૂપી ઘોર સર્પ, પોતાનાં ત્રણ ગુણરૂપી ભયંકર માથાં વડે, બ્રહ્મજ્ઞાનરૂપી ભંડારને, પોતામાં વિંટી લઇને, રક્ષણ કરે છે-સંતાડી રાખે છે. જેમાં શ્રુતિઓનો ઘણો આધાર છે; એવી તત્ત્વજ્ઞાનરૂપી મોટી તલવાર વડે, જે ધીરપુરૂષ, આ સર્પનો મૂળસહિત નાશ કરે છે; તે ધીરપુરૂષ, સુખકર બ્રહ્માનંદરૂપી ભંડારને, ભોગવવાને યોગ્ય ગણાય છે. [૩૦૨].

ગુણોના સંબંધમાં ગીતા અ. ૧૪.

**नान्यं गुणेभ्यः कर्तारं, यदा द्रष्टानुपश्यति ॥**
**गुणेभ्यश्च परं वेत्ति, मद्भावं सोऽधिगच्छति ॥१९॥**
**गुणानेतानतीत्य त्रीन्, देही देहसमुद्भवान् ॥**
**जन्ममृत्युजरादुःखैर्-विमुक्तोऽमृतमश्नुते ॥२०॥**

અર્થ—જ્યારે દ્રષ્ટા ત્રણ ગુણો સિવાય, બીજા કશાને કર્તા જોતો નથી; તથા મને ત્રણે ગુણોથી પર-જુદો જાણે છે; ત્યારેજ તે મારા પરમાત્મભાવને પામે છે. [૧૯] દેહની ઉત્પત્તિના કારણરૂપ, એ ત્રણ ગુણોને ઓળંગીને, જન્મ મરણ તથા વૃદ્ધાવસ્થાનાં દુઃખોથી છૂટેલો મનુષ્ય, મોક્ષરૂપ અમૃત અનુભવે છે. [૨૦]

વેદાંત મત પ્રમાણે આત્મા 'કર્તા', 'ભોકતા' નથી. આત્મા ઇંદ્રિયોને પ્રવર્તાવે છે; છે; એમ જે કહેવાય છે તે પણ ખોટું છે; વિગેરે વાત યાદ રાખવી.

શું સમજ્યા ? કહો જોઇએ ?—બસ ! આમજ ?—યાદ રહેતું નથી ? સાંભળો—સારસાર કહી દઉં—

સૂર્ય ઉગે છે; ત્યારે જીવો કામે લાગી જાય છે. લોકો અનેક કામકાજ કરે છે. તેમાં સૂર્યની પ્રેરણા નથી; તેમ લોકોએ કરેલાં કામકાજથી, સૂર્યને લાભ હાની નથી. એટલે સૂર્ય તો સાક્ષી-અથવા દૃષ્ટા છે. રાત્રે ઘરમાં દીવો કરીને, પાપ કરો; અથવા પુણ્ય કરો; તેમાં દીવાને કાંઇ લેવાદેવા નથી. દીવો તો સાક્ષી અથવા દૃષ્ટા છે. તેમ આ દેહમાં, જીવ સાક્ષી અથવા દૃષ્ટા છે. લોઢું જડ છે; તોપણ લોહચુંબક પાસે હોય; તો લોઢુ ગતિમાન થાય છે. લોઢું આમતેમ દોડતું દેખાય. કર્તા ભોક્તા ગુણો છે; ઇંદ્રિયોને પ્રેરનાર પણ, ગુણો છે. છતાં જે ઉંડા ન ઉતરે; તેમને જીવ કર્તાભોક્તા જણાય છે. ધોળા દિવસે તારા ન દેખાય; પણ મારવાડના ઉંડા કુવામાં ઉતરીને જુએ; તો તારા દેખાય. તેમ અહીં જ્ઞાનના ઉંડા કુવામાં ઉતરીને જુએ; તેમને જીવ સાક્ષીરૂપે દેખાય. નરી આંખે સૂર્ય, પૃથ્વીની આસપાર ફરતો દેખાય છે. ખગોળશાસ્ત્રીઓ યંત્રોદ્વારા સાબીત કરી આપે છે; કે–પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે રાત્રે ચાંદનીમાં ઉતાવળે ચાલતાં, ચંદ્ર આપણી સાથે દોડતો દેખાય; પણ આપણા જેવા અનેક છે. સૌની સાથે ચંદ્ર દોડતો હોય; તો આકાશમાં ચંદ્ર કેટલા ? તેમ ચંદ્ર, આપણી સાથે દોડતો દેખાય છે; તે વાસ્તવિક નથી. તે પ્રમાણેજ જીવ કર્તાભોક્તા દેખાય છે, તે વાસ્તવિક નથી. [ આવી વાતો બેચાર વખત વાંચીને વિચારવી જોઇએ. ]

મીમાંસકો કહે છે કે–'આત્મા અનેક છે' પણ તેમ નથી; તે વાત શ્રીકૃષ્ણ કહે છે—

**यावत् स्याद्गुणवैषम्यं, तावन्नानात्वमात्मनः ॥**
**नानात्वमात्मनो यावत्, पारतंत्र्यं तदैव हि ॥३२॥**
**यावदस्यास्वतंत्रत्वं, तावदीश्वरतो भयम् ॥**
**य एतत् समुपासीरंस्–ते मुह्यन्ति शुचाऽर्पिताः ॥३३॥**

અર્થ—'આત્મા અનેક છે' એવો મીમાંસકોનો મત છે. પણ તે ખોટો છે. કારણકે–જ્યાંસુધી અહંકારાદિક ઉપાધિઓ, ચિત્તમાં હોય છે; ત્યાંસુધીજ આત્મામાં અનેકપણું દેખાય છે. [સ્ફટીકનું બાણુ એકજ; પણ તે લીલા પુષ્પના સંગમાં લીલું દેખાય છે; અને લાલ પુષ્પના સંગમાં, લાલ દેખાય

૩૨ પદચ્છેદ—**यावत् गुणवैषम्यं**–જ્યાંસુધી અહંકારાદિ ઉપાધિઓ. **तावत् आत्मनः नानात्वं भाति**-ત્યાંસુધી આત્મામાં અનેકપણું દેખાય. **यावत् आत्मनः नानात्वं**–જ્યાંસુધી આત્મામાં અનેકપણું દેખાય છે. **तदा एव हि**–ત્યાંસુધીજ. **पारतंत्र्यं**–આત્માને પરતંત્રપણું રહે છે.

૩૩ પદચ્છેદ—**यावत् अस्य अस्वतंत्रत्वं**-જ્યાંસુધી આત્માનું પરતંત્રપણું હોય છે. **तावत्**–ત્યાંસુધી. **ईश्वरतः भयं**–કાળનો ભય રહે છે. **ये**–જે પુરૂષો. **एतत्**–દેહાભિમાનથી થતા ભોગોને અને કર્મોને. **समुपासीरन्**–સેવે છે–ભોગવે છે. **ते**–તે લોકો. **शुचा**–શોકથી–દુઃખથી. **अर्पिताः**–પીડાએલા. **मुह्यंति**–તે મોહ પામે છે.

છે.] જ્યાંસુધી આત્મામાં અનેકપણું દેખાય છે; ત્યાંસુધી આત્મામાં પરતંત્રપણું રહે છે. (૩૨) પરતંત્રપણું રહે છે; ત્યાંસુધી તેને કાળનો ભય રહે છે. જે પુરૂષો દેહાભિમાનથી થતા ભોગોને, અને કર્મોને ભોગવે છે; તે પુરૂષો, મોહ પામેલા હોવાથી, દુઃખથી પીડાયા કરે છે. (૩૩)

૩૨ થી ૩૩ વિવેચન—

રેલ્વેના એનજીનમાં વરાળ તો જોઇએજ. આ વરાળ એનજીનના પ્રમાણમાં થોડી અથવા ઘણી હોય છે. દરેક માનવીમાં આત્મા એકજ છે; પણ કર્મના પ્રમાણમાં, તે નાનો મોટો દેખાય છે. કર્મના પ્રમાણમાં, તે સુખદુઃખ ભોગવી રહ્યો જણાય છે. જેમ આત્મા એક છે; તેમ પ્રાણી માત્રના દેહ પણ, પંચ મહાભૂતના બનેલા છે. આત્મામાં એકજ પ્રકારનો મશાલો; તેમ દેહની કૃતિમાં પણ, એકજ પ્રકારનો મશાલો છે. છતાં આ બધું ભિન્ન ભિન્ન દેખાય છે; તેનું કારણ દરેકનું સૂક્ષ્મ શરીર, અથવા વાસના શરીર છે.

મનુષ્યનાં બે સ્વરૂપ છે. એક આ જે દેખાય છે તે; અને બીજું વાસના શરીર, અથવા અંતઃકરણ સારા નરસા ગુણ દોષનું ધામ, અંતઃકરણ છે. માણસની કીંમત ગુણદોષ ઉપરથી થાય છે. ગુણદોષની ભિન્નતાથી, માનવીઓ ભિન્ન ભિન્ન જણાય છે. મીમાંસકો આ ભિન્નતાને આત્માની ભિન્નતા લેખે છે. પોતે પોતાને જોવાની, આ અવતારમાં સગવડ છે. પછી ગુણને પોષણ આપવાની, અને દોષને નિર્મૂળ કરવાની, આ અવતારમાં સગવડ છે. ઘડીયાળી ઘડીયાળને સુધારીને નિયમીત બનાવે છે; તેમ મુમુક્ષુ પોતાના અંતઃકરણને સુધારીને, જીવન્મુક્ત બનાવે છે. તુલસીદાસ સ્રીને મળવા, અંધારી રાત્રે, જુમના તરીને ગયા હતા. તેમને અંધારી રાત્રે, ચોરની માફક, પોતાની પાસે આવેલા જોઇને, સ્રી ચમકી. એમ કાંઇક બોલી પણ ખરી કે–'બસ ! મારા વિના આટલીવાર પણ, તમે ન રહી શકયા ? આટલા બધા કામી ? જરા પણ સંયમ નહીં ? શું ત્યારે સંપૂર્ણ કંગાલ ? સંપૂર્ણ લંપટ ? તોપણ પતિદેવ છો; માટે એક વાત કહી દઉં કે—

'જીતનો હેતુ હમસેંરે પિયાજી, હરિસેં હોત જો ઇતનોરી.
ચલો મત વૈકુંઠ ધામમેં, દાકોરદારે તુલસી જાય તો ખરો–રી રામા !
રટો તુલસી ! સીતાઓ રામરામા ! ભજો તુલસી.'

તુલસીદાસજી ઉંઘમાંથી જાગ્યા–મોહનાં પડળ ઉતરી ગયાં. તેમણે સ્રીને જવાબ આપ્યો હતો કે—

'તુમ તિરીયા મેરી ધર્મકી બ્હેના, તોહી મોહી ધર્મ સીખાયો–રી.
તુલસીદાસ આશા રઘુવરકી, તિરીયાકી સંગે તુલસી, કછુ ના ગયો–રી રામા !
રટો તુલસી! સીતા હો–રામરામા ! ભજો તુલસી.

તુલસીદાસે બગડેલા ઘડીયાળને (અંતઃકરણને), સુધારીને ઠીક ઠાક કર્યું. ચિંતામણીના ફંદમાં પડેલા, બીલ્વમંગળને જોયા હતાને ? બડા કામી ! કાંઈક સમજીને, તે વૃંદાવનની વાટે ચડયા. રસ્તામાં પનઘટ ઉપર, સુંદરીને દેખી, તેની પાછળ પાછળ ગયા. ભાન ભૂલ્યા. પછી ભાન આવતાં, આંખો ફોડી નાંખી.

'આંખ વિના અંધારૂં રે; સદાય મારે, આંખ વિના અંધારૂં'.

લંપટ કામીએ પોતાનો પ્લૉટ બદલી નાંખ્યો. પ્રભુ સામે આવ્યા. કહેવાનો હેતુ એ છે કે–અંતઃકરણને સ્વચ્છ કરવાની સગવડ અહીં છે.

શ્રીકૃષ્ણ હવે પોતાના કથનનો ઉપસંહાર કરે છે—

**काल आत्माऽऽगमो लोकः, स्वभावो धर्म एव च ॥**
**इति मां बहुधा प्राहुर्-गुणव्यतिकरे सति ॥३४॥**

અર્થ—મીમાંસકો સ્વર્ગાદિ લોકોને નિત્ય માને છે. તે ખોટું છે. તે અનિત્ય છે એટલુંજ નહીં; પણ અજ્ઞાનથી મારા સ્વરૂપમાં કલ્પાએલા હોવાથી, મિથ્યા પણ છે. માયાનો ક્ષોભ થતાં, મારા સ્વરૂપમાંજ કાળ, જીવ, વેદ, લોકસ્વભાવ, અને ધર્માદિક ઘણા પદાર્થોની કલ્પના થઈ છે. વાસ્તવિક રીતે કોઇપણ પદાર્થ, મારાથી ભિન્ન નથી. [ **मत्तः परतरं नान्यत्, किंचिदस्ति धनंजय ॥** ] (૩૪)

૩૪ વિવેચન—

'જગત્ મિથ્યા અને બ્રહ્મ સત્ય.' મિથ્યા એટલે કલ્પના માત્ર, સ્વપ્નાના ખેલ અનેક, પણ કલ્પનામાત્ર. તેમ સંસારના ખેલ અનેક; પણ સમજ્યા પછી, કલ્પનામાત્ર. ધંતુરાના બી ખાધા પછી, દેવ-દાનવ–માનવ, ગાય, ભેંશ વિગેરે, પ્રત્યક્ષ ન હોવા છતાં, પ્રત્યક્ષ દેખાય છે; તેમ માયાથી ભ્રમીત થએલા ચિત્તને, મિથ્યા જગત્ સત્ય સમજાય છે. દિલ્હીના તખ્ત ઉપર અનેકને સાંભળ્યા; પણ છે કયાંઇ ? અત્યારે આપણ છઇએ; પણ પચીસ પચાસ કે સો વરસે, 'આપણે હતા'; એમ કહેવાશે; પછી આપણે શોધ્યા નહીં જડીએ. કલ્પના માત્ર બની જશું. આવા હજારો અમદાવાદ, અથવા અત્યારે દેખાય છે; એવી હજારો દુનિયા, કાળના પડદામાં પેસી ગઇ છે. કલ્પના માત્ર થઇ પડી છે.

રાજીયો

માળી વીણે રૂડાં ફુલડાં રે, કળીઓ કરે છે કલ્લોલરે;
આજનો દિન રળીયામણો, પ્રભાતે આપણાં એ હાલ જો;
હેતે હરિરસ પીજીએ.
ગાયા ધુમાડાના બાચકાંરે; સાથે આવે ન કાંઇરે;
ખાવા પીવામાં ખૂબ મચ્યાં, રે–સાથે લીધું ન કાંઇરે.
હેતે હરિરસ પીજીએ.

વિગેરે—વિગેરે.

દોહરો—પીપળપાન ખરંતાં, હસતાં કુંપળીયાં;
અમ વીતી તમ વીતશે, ધીરે બાપડીયાં. સીયાવર૦

---

૩૪ પદચ્છેદ—**गुणव्यतिकरे सति**–માયાનો ક્ષોભ થાય ત્યારે. એટલે સૃષ્ટિના આરંભ કાળમાં. **कालः आत्मा आगमः लोकः स्वभावः धर्मः एव च**–કાલ, જીવાત્મા, વેદ, લોક, સ્વભાવ, અને ધર્માદિક ઘણા પદાર્થો. **इति मां बहुधा प्राहुः**–હું જ છઉં એમ ઘણે પ્રકારે કહેવાય છે. એટલે તે તમામ મારામાંજ કલ્પાએલાં છે. કોઈ પણ પદાર્થ મારાથી ભિન્ન નથી.

વહુ જાણે કે–સાસુને પીડું; પણ વહુને ખબર નથી–કે–તારાં કર્મ તારે ભોગવવાં પડશે. એટલે તને પીડવા, એક કુમારીકા (તારા દિકરાની વહુ) તેના બાપને ઘેર તૈયાર થાય છે. તે વ્યાજ શીખે, તને પીડશે. દિકરો જાણે કે–બાપાને પીડું; પણ દિકરાને ખબર નથી કે–તને પીડનારા, બે, પાંચ કે દસ દિકરા, તારી સ્ત્રીના ગર્ભમાં તૈયાર થતા આવે છે. તે તારા પાપનો બદલો લેશે. સમજાય છે ને ? સંસાર ખોટો; સ્વપ્ના જેવો; કલ્પનામાત્ર; પણ ભોગવતાં, પાપ પુણ્ય વળગી પડે; એવો ભયંકર.

શ્રીકૃષ્ણે જે કહ્યું તે ટુંકામાં કહી દઉં. સાવધાન છોને ?—પ્રભુ એમ બોલ્યા છે કે– 'મોક્ષના માર્ગમાં–મુક્તિના માર્ગમાં અથવા કલ્યાણના માર્ગમાં, સ્વર્ગાદિ સુખ લાલચરૂપે છે–ભૂલવણીરૂપે છે. તેથી મુમુક્ષુઓએ સાવધાન રહેવું.'

પાતંજલ યોગદર્શનમાં ત્રીજો પાદ (અધ્યાય) 'વિભૂતિપાદ' છે; અને ચોથોપાદ 'કૈવલ્યપાદ' છે. વિભૂતિપાદ એટલે–'યોગીને સિદ્ધિઓથી થતા, અનેક લાભનું વર્ણન.' તાત્પર્ય— યોગી સિદ્ધિઓમાં ન લોભાય; ન અટવાય; તોજ તે–કૈવલ્યને દ્વારે આવીને ઉભો રહે.

મેવાડ કેમ મોટું ? મેવાડ પતિનાં અત્યારે પણ, આટલાં માન કેમ ?–તેનો જવાબ એકજ–કે–અકબરની અનેક લાલચોને, અરવલ્લીમાં ભટકતા પ્રતાપે, ઠોકર મારી. અરવલ્લીના ડુંગરોની ખીણમાં, પ્રતાપની ઝુંપડીમાં, એક વખત અકબરશાહનું કહેણુ આવ્યું હતું. કે–'જો તમે શરણે થાઓ; તો તમને તમારો દેશ પાછો મળે.' તેના જવાબમાં પ્રતાપે કહાવ્યું હતું કે—

'સળગી રહ્યો છે–ઘોર દાવાનળ–અમારા શિરપર;
ભરખી રહ્યો છે–કાળ પંજો–અમારા તકદીર પર.
શૈયા બીછાવી–છે અમે તો–કાળની તલવારપર;
વંદન અમારા–દૂરથી છે–તમારા ઉપકાર પર.''

વિગેરે–વિગેરે ભૂખે મરવું; તે ખરૂં; પણ લાલચમાં પડવું નહીં.

એટલે મુમુક્ષુએ આલોકનાં, અને પરલોકનાં સુખમાં, જરાએ લલચાવું નહીં. સત્કર્મ કરવાની ના નથી. તેના ફળમાં લોભાવાની ના છે.

નોકરીના બદલામાં, ગુમાસ્તાને પાંચપચીસ કે સો રૂપૈયા પગાર મળેઃ અને શેઠના દિકરાને, પાંચ નહીં; પચીશ નહીં; સો પણ નહીં; બસો પણ નહીં. ત્યારે ?—શેઠની ગાદી મળે. લેવાદેવાનો વહીવટ, જ્યાં જોઇએ ત્યાં હોયજ. તે વહીવટની પેલી મેર, મુક્તિનો પ્રદેશ છે.

દૃષ્ટાંત—વનવાસે નીકળેલા રામ, શૃંગવેરમાં કેવટને ત્યાં, મેમાન થયા. મુકામ ગામ બહાર સીસમના વૃક્ષ નીચે હતો. રાત પડતાં લક્ષ્મણે સીતાજીને અને રામને, રેતીની પથારી કરી દીધી. ઉપર કોમળ કોમળ પાંદડાં પાથર્યાં હતાં. શ્રીરામ અને સીતાજી સુતા પછી, તેમની રક્ષા કરવા, લક્ષ્મણજી હાથમાં ધનુષ્યબાણુ લઇને, ચોકી કરતા હતા. કેવટ પણ લક્ષ્મણજી પાસે આવીને બેઠો હતો. રામને અને સીતાજીને પૃથ્વી ઉપર ઉંઘી ગએલાં જોઇ, કેવટને લાગી આવ્યું. 'અહો ! કૈકેયે બહુજ ભૂંડુ કર્યું.' એમ કહીને, કેવટે કૈકેયની નિંદા કરી. તે સાંભળીને, લક્ષ્મણજીએ તેને જવાબ આપ્યો હતો–કે–[મોક્ષવાણી પાનું ૨૧ A.]

ચોપાઇ—કાહુ ન કોઇ સુખદુઃખકર દાતા, નિજકૃત કર્મ ભોગ સબ ભ્રાતા.
યોગ–વિયોગ–ભોગ ભલમંદા, હિત અનહિત મધ્યમ ભ્રમ ફંદા;

જન્મમરણુ જહાં લગિ જગજાલું, સંપત્તિ વિપત્તિ કર્મ અરૂ કાલુ.
ધરણિ ધામ ધન પુર પરિવારૂ, સ્વર્ગ નર્ક જહાંલગિ વ્યવહારૂ.
**દેખિયે સુનીએ ગુણીએ મનમાંહી, માયાકૃત પરમારથ નાંહિ.**

દોહરો—સ્વપ્ને હોઇ ભિખારી નૃપ, રંક નાકપતિ હોઇ;
જાગે લાભ ન હાનિ કછુ, તિમિ પ્રપંચ જિય જોઇ—સીયાવર૦

ચોપાઇ—અસ વિચારી નહીં કીજીએ રોષુ, કાહુહિ વાદિ ન દેઇય દોષુ;
**મોહનિશા સબ સોવનિહારા, દેખહિ સ્વપ્ન અનેક પ્રકારા;**
યહિ જગ યામિની જાગહિ યોગી, પરમારથી પ્રપંચવિયોગી.
**જાનીય તબહિ જીવ જગ જાગા, જબ સબ વિષયવિલાસવિરાગા;**
**હોય વિવેક મોહભ્રમ ભાગા, તબ રઘુનાથ ચરણુ અનુરાગા.**
**સખા પરમ પરમારથ એહુ, મનક્રમ બચન રામ પદ નેહુ.**

[ નર્યા રત્નો છે. લેવાલાયક છોને ? ૨–૪–૦ ના બદલામાં આ વાતો નથી. આ વાતો તો, આપના નિર્મળ ભાવના બદલામાં છે. આવું સુંદર સુંદર સાંભળવા, આપને ભાવ પ્રગટયો છે; તેનો આ બદલો છે. ]

[ મોક્ષવાણી ઘરમાં છે ને ? શબ્દે શબ્દના અર્થ વિચારી લેશોજી. ]

તાત્પર્ય—કર્મોના ભેદે–સુખદુઃખ આવે. સુખદુઃખના વહીવટની પેલીમેર, જે કાંઇ છે; તે પરમારથ છે. પરમ અર્થને સિદ્ધ કરનારૂં તે છે. તે એટલે સમજ્યા છોને ? '**તે**' એટલે–(૧) વિષયોમાં વૈરાગ્ય; (૨) વિવેક થાય ત્યારેજ, મોહનો ભ્રમ ભાગે. (૩) ત્યારેજ મન કર્મ અને વચનથી, શ્રીરામના ચરણુમાં પ્રેમ.

**મુક્તિ અથવા મોક્ષ અથવા કૈવલ્ય**—તે શું છે ? મીમાંસકોના મત પ્રમાણે શું તે જડ છે ? શ્રીકૃષ્ણુ કહે છે કે 'તે જડ નથી.' ત્યારે શું છે ? જે સ્થીતિને 'કૈવલ્યપદ' અથવા 'પરંપદ' અથવા 'સર્વાતીતપણું' અથવા 'દ્વંદ્વાતીતપણું' અથવા 'નિર્વિશેષ પરબ્રહ્મ' કહેવામાં આવે છે; તે સ્થીતિને આપણે અવશ્ય સમજવી જોઈએ. માનવજીવનનો જે અંતીમ હેતુ, તે આપણે અવશ્ય જાણુવો જોઈએ આજ આપણે આંગણે દીવાળી છે. આજ શરીર આરોગ્ય છે. આજ સંત, શાસ્ત્ર અને સદ્‌બુદ્ધિ આપણી સમક્ષ હાજર હાજર છે. આ સંબંધી પાતંજલયોગના કૈવલ્યપાદમાં, અમે ખુલાસો કર્યો છે. પણ આપની પાસે તે પુસ્તક જ નહીં હોય. પુસ્તકના પૈસા, મરદો પાસે હોય. કદિ પુસ્તક હશે; તો વાંચવા નવરા નહીં હો. લ્યો ત્યારે તેનો સાર આપને કહી દઉં, [ જુઓ પાતાંજલયોગદર્શન પાનું ૨૮૯ ]

મુક્તિ અથવા કૈવલ્ય શું છે ! મીમાંસકોને અને એવા બીજાઓને, કૈવલ્યપદ પાષાણુ જેવું જડ લાગે છે. તેમના મત પ્રમાણે–પાષાણુ જેવા જડ પદાર્થો, અને વિચાર શક્તિવાળા જીવો, એમ બે પ્રકારના પ્રાણી પદાર્થો, આ જગતમાં હૈયાતી ભોગવે છે. વિચારશક્તિથી આગળ કોઇ ભમિકા છે કે કેમ ? તેનો જવાબ તેમની પાસે હોતો નથી. તે સંબંધમાં આપને કાંઇક કહું.

પ્રકાશનાં કિરણો, જ્યારે ઘણાંજ મંદ હોય છે; ત્યારે આપણે તે કિરણોને દેખી શકતાં નથી; અને સઘળું અંધકાર મય લાગે છે. જ્યારે એ મૃદુ કિરણો, તેજસ્વી થાય છે; ત્યારે જ તે કિરણોને, આપણે દેખી શકીએ છીએ. વળી એજ કિરણો જ્યારે અતીશય

ઉગ્રતા ધારણ કરે છે; ત્યારે પાછાં આપણે તે કિરણોને જોઇ શકતાં નથી; અને આપણને સઘળું અંધકારમય લાગે છે. એટલે આપણે તેજમાં અંજાઇ જઇએ છીએ. [ બસ ! આટલી વાત કાંઈ ખ્યાલમાં આવે છે ? વિચાર કરી જુઓ ! હવે આગળ વાત સાંભળો ! ] આ દષ્ટાંતથી આપણને ખાત્રી થાય છે કે-પહેલા પ્રકારનો અંધકાર; અને આ બીજા પ્રકારનો અંધકાર, એ બેઉ અંધકાર ખરા, પણ તે બેઉ સર્વ રીતે એકજ નથી. તે બેની વચ્ચે આસમાન જમીન જેટલો તફાવત છે. એ પ્રમાણે પાષાણની જડતા, અને કૈવલ્યની જડતા, એક પ્રકારની નથી; પણ તે બેમાં આસમાન જમીન જેટલો તફાવત છે. [ બસ ! આટલે સુધી બરાબર આવ્યા ? આટલું બરાબર સમજ્યા ? સમજી લ્યો. હવે આગળ સાંભળો. ] જેમ પ્રકાશની પેલીમેર ઉગ્ર પ્રકાશ; તેમ બુદ્ધિની પેલીમેર, સૂક્ષ્મ બુદ્ધિ; વિચારની પેલીમેર, સૂક્ષ્મ વિચાર, એટલે સામાન્ય બુદ્ધિની પેલીમેર. કોઇ ઉત્તમ પ્રકારની ભૂમિકા છે.

મીમાંસકો અને એવા બીજાઓની માન્યતા એવી છે કે ' આ જગતથી આગળ, એક સારૂ જગત છે. તે સ્વર્ગના નામથી ઓળખાય છે. તે જગત મનુષ્યનું અંતીમ લક્ષ્ય છે.' ગીતા. અ. ૨-૪૨ **यामिमां पुष्पितां**, તથા ગીતા અ. ૯-૨૧. **ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं** વિગેરે વચનો, સૂચવે છે કે—'સ્વર્ગની પેલીમેર કૈવલ્યપદ છે; અને તેજ પામવા જેવું છે. '

વળી બીજા કેટલાએક એમ માને છે-'કે પરબ્રહ્મ કેવળ શૂન્ય-અચેતન છે. નિરપેક્ષ શાશ્વત બ્રહ્મમાં, કોઇપણ ગુણ નથી. વળી આ વ્યકત અવસ્થામાંજ ( મનુષ્યાદેહમાંજ ) સુખનો ભોગ થઇ શકે છે. માટે આ દેહને, તપશ્ચર્યાદિ દુ:ખ દઇને, કૈવલ્યમાં સુખની આશા રાખવી; તે ગાંડપણ છે.' તે સંબંધમાં દરેક ધર્મનાં સંતો અને શાસ્ત્રો, બેધડક રીતે કહે છે કે 'વિરલપદને પામવા માટેજ, આ મનુષ્ય દેહ છે. પરમ પદને પામવા માટેજ, તપવ્રતાદિ તપશ્ચર્યા આ દેહે કરવીજ જોઇએ. બાકી તો મનુષ્ય દેહ, ક્ષણભંગુર અને અનેક ઉપાધિઓથી વિંટાએલો છે. આ સંસારના ગમે એવા મોટા આનંદને, બ્રહ્મના આનંદના નાનામાં નાના ટિપાથી ઓછો ગણ્યો છે. એટલે બ્રહ્મ નિર્ગુણ છતાં, પૂર્ણાનંદથી ભરપૂર છે. જીવને અંતીમ સુખનું સ્થાન બ્રહ્મ છે.

કેટલાએકની માન્યતા એવી છે કે 'જીવ તે આખર સુધી જીવજ રહે છે. તે કદિ શિવ થઇ શકતો નથી. એટલે તે કદિ કૈવલ્યનો અધિકારી થઇ શકતો નથી.' તે સંબંધમાં, **यतो वा इमानि भूतानि जायंते, येन जातानि जीवंति**. વિગેરે શબ્દોથી, શ્રુતિ કહે છે કે-જેમાંથી પ્રાણી માત્ર આ અખિલ વિશ્વની ઉત્પતિ થઇ છે; અને જેમાંથી સમગ્ર ભૂતપ્રાણીજીવન મેળવે છે; તેઓ અંતે તેમાંજ મળી જવાના છે. વિજળીની શકિત, જે યંત્રમાંથી નીકળે છે; તે યંત્રમાંજ તે શકિત વર્તુલાકારે પાછી દાખલ થાય છે. તેમ જીવો જેમાંથી ઉત્પન્ન થાય છે; ત્યાંજ પાછા સમાય છે. ગમે એવી સીધી લીટી, લાંબી લાંબી ખેંચે જતાં, વર્તુલાકારે બીજા છેડાને મળી જાય છે. વૃક્ષને પૃથ્વીમાંથી પોષક તત્ત્વો મળે છે. પણ આખરે વક્ષ પડી જતાં, એ તત્ત્વો પાછાં પૃથ્વીમાંજ સમાઇ જાય છે. આ નિયમ જેમ બાહ્ય જગતને લાગુ પડે છે; તેમ આંતર જગતને પણ, લાગુ પડેછે. [ થાકયા નથી ને ? સમજાય છે ને ? આ માનવ મેળો છે. મેવા મીઠાઇ, આવા જ્ઞાનરૂપી-ભાગ્યશાળીને ઓરડે હોય ! આગળ સાંભળો ! ] મન ગમે એટલું ચંચળ છે; પણ આખરે તેના ઉત્પત્તિ-સ્થાનમાંજ લય પામે છે. આપણી ઇચ્છા હોય, કે ન હોય; પણ આપણે આપણા મૂળ

તરફ ચાલ્યા વિના છુટકોજ નથી. આપણું મૂળ, તે ઇશ્વર, પરબ્રહ્મ, અથવા કૈવલ્ય પદ સમજવું.

જે કપડું ભીનું થયું; તે સુકાવાનું તો છેજ. પણ તે કપડું ત્વરાથી સુકાવવું હોય; તો તેને પહોળુ કરી નાંખવું જોઇએ. તડકો અને પવન પુષ્કળ મળી શકે; ત્યાં તેને સુકાવવું જોઇએ. સુકવવાની ઉતાવળ ન હોય; તો તે કપડાને એવડું તેવડું ગમે ત્યાં નાંખી મુકવું. ધીમે ધીમે સુકાશે. તે પ્રમાણે–જ્યાંથી આપણે નીકળ્યા; ત્યાં પહોંચવા ઉતાવળ હોય; તો સતત પ્રયત્ન કરવો જોઇએ; અને 'કાંઇ નહીં'–'થાશે'–એવો પ્રમાદ હોય; તો ધીમે ધીમે, અનેક અવતારે ગોથાં ખાતાં ખાતાં, ત્યાં પહોંચીશું. જેમ પાઘડીનો વળ છેડેજ આવે; તેમ ત્યાં પહોંચ્યા વિના તો, છૂટકોજ નથી.

લૌકિક ફળ માટે, લૌકિક પ્રયત્ન, અલૌકિક ફળ માટે, અલૌકિક પ્રયત્ન થાય છે. લૌકિક લાભ માટે, લૌકિક બુદ્ધિના પ્રદેશમાં રમવું પડે છે; અને અલૌકિક લાભ માટે, અલૌકિક બુદ્ધિના પ્રદેશમાં રમવું પડે છે.

અલૌકિક બુદ્ધિના પ્રદેશમાં, કેવી રીતે પ્રવેશ થાય; તેનું દષ્ટાંત–જમીનમાં વાવેલું બીજ, જળ મળતાં, સડી જાય છે. એટલે પોતાના દરેક પરમાણુઓને છૂટા પાડીને, તેમનો નાશ કરી નાંખે છે. તે નાશમાંથીજ પોતે ફણગા રૂપે–વૃક્ષરૂપે, પેદા થાય છે. તે પ્રમાણેજ, કલ્યાણના માર્ગમાં વાવેલું જીવત્વ, માનવતાને ઉંબરે ઉભેલું જીવત્વ, સત્સંગનું જળ મળતાં, સડી જાય છે. કામ, ક્રોધ, લોભાદિ દરેક પરમાણુઓને, છૂટા પાડીને, તે પરમાણુંઓનો નાશ કરી નાંખે છે. એટલે પોતાના જીવભાવને, અથવા પોતાની મલીન વાસનાઓને તોડી ફોડી નાંખે છે. આ પ્રમાણે નાશ પામેલા જીવત્વમાંથીજ, જ્ઞાનવૈરાગ્ય અને ભક્તિરૂપે અથવા જીવન્મુક્તિ રૂપે પોતેજ પ્રગટે છે. વૃક્ષને પેદા કરવા માટે, બીજને સડી જવુંજ પડે; તેમ જીવન્મુક્તિને (કૈવલ્યને) પેદા કરવા માટે, જીવભાવને સડી જવુંજ જોઇએ. તૂટી ફૂટી જવુંજ જોઇએ.

ઉપર કહ્યું કે—'બુદ્ધિની પેલીમેર. એટલે વિચારભૂમિકાની ઉપર, બીજી કોઇ વધારે ઉંચી ભૂમિકા છે. અનેક સંતોનાં જીવન તપાસીએ; તો ખાત્રી થાય છે કે– તેઓએ પોતાની ધાર્મિક પ્રવૃત્તિની શરૂઆત, બુદ્ધિથી ઉપરની ભૂમિકામાં રહીને કરી છે. બુદ્ધિ અને વિચારથી ગોપીકાઓ ડરી ગઇ હોત; તો તેઓ અમર થઇ શકત નહીં. નરસી મહેતા બુદ્ધિની ભૂમિકામાં હોત; તો કુંવરબાઇના સીમંત ઉપર, ખાલી હાથે જઇ શકત નહીં. જો પ્રલ્હાદ બુદ્ધિ અને વિચારને આધીન થયો હોત; તો અગ્નિમાં પડત નહીં. તો ત્યાં નૃસિંહનું પ્રાગટ્ય હોત નહીં. મીરાં બુદ્ધિના પ્રદેશમાં રમતી હોત; તો મધ્ય રાત્રે રાણાનો મહેલ તજીને, નીકળી પડત નહીં. સગાળશા બુદ્ધિના પ્રદેશમાં ઉભો હોત; તો એક કંગાલ રોગી માગણ માટે, પુત્રનો નાશ કરત નહીં. મોરધ્વજ બુદ્ધિના પ્રદેશમાં ઉડતો હોત; તો એક માગણ બ્રાહ્મણ માટે, માથે કરવત મુકાવત નહીં.

તાત્પર્ય—બુદ્ધિ, વિચાર, તર્ક, વિગેરે પ્રદેશોને વટીને આગળ વધીએ; ત્યારેજ કૈવલ્યપદની પ્રાપ્તિને પહેલે પગથીએ, આપણો પગ આવ્યો: એમ સમજવું. એટલે–પાંચ જ્ઞાનેંદ્રિયોના કાર્યપ્રદેશમાંજ, આપણા જ્ઞાનની સીમા આવી જતી નથી. આપણે જ્ઞાનેંદ્રિયોના કાર્યપ્રદેશને, વટી શકીએ છીએ. 'મારી બુદ્ધિમાં આવે

એજ ખરૂં; બાકી બધું ખોટું'; એમ કહેનારા બુદ્ધિવાદી લોકો, આજકાલ ઘણા છે. "ખાવું પીવું અને મોજમજા કરવી, એજ મનુષ્યદેહની સફળતા છે. બાકી સ્વર્ગ અને અપવર્ગની ચીઠ્ઠીઓ કોઇને ઘેર આવી નથી. આવી હોય; તો મને બતાવો;" એમ બોલનારા પણ, ઘણા છે. આ બધું ડહાપણ—

'ઓછું પાત્ર, અને અદકું ભણ્યો, વઢકણી વહુએ, દિકરો જણ્યો.' [અખો]

તેના જેવું છે. હિંદુઓનો જ્ઞાનપ્રસાદ, જેઓ ચાવી ચાવીને જમ્યા; એવા યુરોપ અમેરિકામાં ઘણા છે. જર્મન તત્ત્વવેત્તા મી. કાન્ટ કહે છે કે–'બુદ્ધિરૂપી સજ્જડ દિવાલને ભેદીને, આપણે આગળ જઇ શકતા નથી; એજ આપણી ગંભીર ભૂલ છે. કારણકે **અહીં આગળથીજ, હિંદુઓનું તત્ત્વદર્શન, નવો ઉત્તમ માર્ગ, ઉઘાડી આપે છે. सर्वधर्मान परित्यज्य, मामेकं शरणं व्रज** । આ શબ્દોથી શ્રીકૃષ્ણ કહે છે કે– તારાં તમામ ડહાપણ (તર્ક વિતર્ક–વિચાર) ને પડયાં મેલીને, મારે શરણે થા. સ્ત્રી, એમ. બી, બી. એસ. માં પાસ થઇ હોય; પણ પતિ પાસે તમામ ડહાપણ પડયાં મેલીને, અર્ધાંગના—આજ્ઞાંકિત–વ્હાલામાં વ્હાલી વસ્તુ બને; તો તે ત્યાં (ગૃહસ્થાશ્રમાં) શોભે. પુત્ર હાઇકોર્ટના જજ હોય; પણ પોતાની હુશીયારી સંતાડી રાખીને, માતાપિતાની સેવા બાળભાવે નાનામાં નાના, અને વ્હાલામાં વ્હાલા સેવક થઇને કરે; તો જીવન સફળ થાય. આ દઢ શ્રદ્ધાનો વિષય છે. જેમ સિંહને દેખીને વનનાં પશુઓ નાસે; તેમ દઢ શ્રદ્ધાને દેખીને, જીવ ભાવ નાસે. જીવભાવનાં બુદ્ધિ–તર્ક–વિચાર વિગેરે નાસી જાય. લૌકિક વ્યવહારમાં પણ, દઢ શ્રદ્ધાવાળો પુરૂષ, ઘણીવાર, બુદ્ધિ, તર્ક અને વિચારને ગોથાં ખવરાવી દેછે. **यतो वाचो निवर्तते, तद्धाम परमं मम** ॥ જ્યાં વાણી ગદ્ગદ કંઠે થઇ જાય; આંખોમાં પ્રેમનાં આંસુ આવી જાય. [ગદ્ગદ ગિરા નયન બહ નીરા] રગેરગમાં **'હરિશરણ'**' ના ઝણકારા થાય; તે મારૂં પરમ ધામ છે. તેજ કૈવલ્ય છે–તેજ જીવન્મુક્તિ છે. બસ ! ઘણી વાત કરી. પ્રેમથી અને શાંતિથી વાંચશોજી.

શ્રીકૃષ્ણ આ વિષય, ઉલટાવી ઉલટાવીને ઉદ્ધવને કહે છે. આપણે પણ, ઉલટાવી ઉલટાવીને શાંતિથી આ બાબતનો વિચારવો જોઇએ.

**उद्धव उवाच** ॥ ઉદ્ધવ હવે પ્રશ્ન કરે છે.

**गुणेषु वर्तमानोऽपि, देहजेष्वनपावृतः ॥**
**गुणैर्न बद्धयते देही, बद्धयते वा कथं विभो ॥ ३५ ॥**
**कथं वर्तेत विहरेत्, कैर्वा ज्ञायेत लक्षणैः ॥**
**किं भुंजीतोत विसृजेच्–छयीतासीत याति वा ॥ ३६ ॥**

---

૩૫ પદચ્છેદ—**देहजेषु गुणेषु**–દેહથી ઉત્પન્ન થએલા ગુણોમાં **वर्तमानः अपि**–રહેલો હોય તોપણ એટલે જીવતો. **न अपावृतः इति देही**–આવરણ રહિત જીવાત્મા. **गुणैः न बद्धयते**–ગુણોથી બંધાતો નથી. એટલે મુક્ત થાય છે. **वा**–એટલે. **हे विभो ! હે** પ્રભુ ! **यदि बद्धयते**–કદિ બંધાય છે તો. **कथं बद्धयते**–કેવી રીતે બંધાય છે ?

૩૬ પદચ્છેદ—**कथं वर्तेत विहरेत्**–બદ્ધ પુરૂષ અથવા મુક્ત પુરૂષ કેવી રીતે વર્તે;

અર્થ—શ્રીઉદ્ધવ પૂછે છે કે-'હે પ્રભુ! આપે કહ્યું કે-'આત્મા એકજ છે. તેને ગુણોના કાર્યરૂપ દેહના સંબંધને લીધેજ, સંસાર થાય છે. એટલે પોતાનું સ્વરૂપ ભૂલવાથી, સંસાર થાય છે; અને પોતાનું સ્વરૂપ જાણવાથી મુક્તિ થાય છે.' આ સંબંધમાં મારો એવો પ્રશ્ન છે કે-મુક્તિ જીવતાં થાય છે; કે મુકિત મુવા પછી થાય છે? એટલે દેહાદિક અત્યંત ટળી ગયા પછી, મુક્તિ થાય છે; કે-દેહાદિકમાં રહ્યા છતાં, મુકિત થાય છે? કદિ આપ એમ કહો કે 'મુવા પછી, એટલે દેહાદિક અત્યંત ટળી ગયા પછી, મુકિત થાય છે;' તો તે સંબંધમાં મારૂં એમ કહેવું છે કે-દેહાદિક જ્ઞાનની પ્રાપ્તિનાં સાધન છે. તે અત્યંત ટળી ગયા પછી, કયા સાધને જ્ઞાન થાય? જયાં જ્ઞાન નથી; ત્યાં મુકિત સંભવેજ શી રીતે? મુકિત સંભવેજ નહીં. આ એક વાત. કદિ આપ એમ કહો કે 'મુવા પહેલાં મુકિત થાય છે.' તો તે સંબંધમાં મારો એવો પ્રશ્ન છે કે-'દેહાદિકમાં રહ્યા છતાં, દેહાદિકથી થતાં કર્મોમાં, અને કર્મોનાં ફળરૂપ સુખદુઃખમાં, બંધાયા વિના, શી રીતે રહી શકાય? હે કૃપાળુ કૃષ્ણ! કદિ આપ એમ કહેતા હો કે-'આત્મા આકાશની પેઠે આવરણરહિત છે; માટે બંધાતો નથી'. તો તે સંબંધમાં મારો એવો પ્રશ્ન છે કે-આત્મા આવરણ રહિત હતો; ત્યારે પ્રથમથીજ શામાટે બંધાયો? કે જેથી તેને મુકિતની અપેક્ષા રહી? (૩૫) 'દેહાદિકમાં રહ્યા છતાં પણ, તેમાં અહંકાર કરવાથી બંધાય છે; અને અહંકાર છોડી દેવાથી મુકિત પામે છે.' એમ આપનો મત હોય; તો આ અહંકારવાળો છે; એટલે બદ્ધ છે; અને આ અહંકારથી રહિત છે; એટલે મુકત પુરૂષ છે; એમ કયાં કયાં લક્ષણોથી સમજી શકાય? એટલે બદ્ધ તથા મુકત પુરૂષ, આ જગત્‌માં શી રીતે વર્તે? શી રીતે વિહાર કરે? કેવી રીતે ભોગ ભોગવે? અને કેવી રીતે ભોગને તજી દે? શી રીતે સુવે? શી રીતે બેસે? શી રીતે ચાલે? વિગેરે ખુલાસા મને કરો. (૩૬)

૩૫ થી ૩૬ વિવેચન—

પ્રશ્ન પુછવાની છટા કેવી છે! કોરટોમાં કેસ ચાલે; ત્યારે અરજદારની અરજી, અને બચાવ પક્ષનો જવાબ, ગમે એટલા લાંબાં હોય; પણ જજ સાહેબ તેમાંથી બે પાંચ પોઇન્ટ-મુદ્દા-ઇસ્યુ, શોધી કાઢે છે. શ્રીકૃષ્ણ એડવોકેટ જનરલની માફક, વકીલાત કરે છે. ઉદ્ધવના મનને ઠેકાણે લાવવા, અનેક દલીલો રજુ કરે છે. તે સાંભળી, ઉદ્ધવ મુદ્દા તારવી આપે છે. ઉપર અર્થમાં ઘણા ખુલાસા કર્યા છે. તે પહેલાં શાંતિથી વાંચો.

---

તથા કેવી રીતે વિહાર કરે? **कथं भुञ्जीत उत किं विसृजेत्**-કેવી રીતે ભોગ ભોગવે? તથા શું છોડી દે?-તજે? **कथं शयीत आसीत वा याति**-કેવી રીતે સુવે? કેવી રીતે બેસે? અને કેવી રીતે ચાલે? **कैः लक्षणैः ज्ञायेत**-આ બદ્ધ તથા મુક્ત કયાં લક્ષણોથી જાણવામાં આવે?

કેટલાંએક કામઢાં લોકો કહે છે કે 'ભલે અહીં કાંઇ ન કરી શકાય. જે કરવાનું છે; તે મુવા પછી કરશું. અહીં અમે નવરા નથી. ત્યાં નવરા થાશું.' તેમણે ઉદ્ધવનો પ્રશ્ન બરાબર યાદ રાખવો. ઘરમાં જે જોઇએ તે હોય; રાંધતાં પણ આવડતું હોય; છતાં માત્ર ચા પાણી પીઇને, તડાકા માર્યા કરવા; અને ભૂખે મરવું; તે જેમ ગાંડપણ છે; તેમ મનુષ્યદેહમાં સંત, શાસ્ત્ર અને સદ્બુદ્ધિ–ત્રણે–હાજર છતાં,

'કર્ણધાર સદ્ગુરૂ દઢ નાવા. દુર્લભ સાજ સુલભ કરી પાવા.'

ત્રણે હાજર છતાં, પામરતામાં પડયા રહેવું–વ્યવહારમાં વટાઇ જવું; ધંધામાં ઢોલાઇ જવું; તે ગાંડપણ છે. તે સોમાં નવાણુની ભૂલ છે. મુમુક્ષુઓની, વૃદ્ધોની, વિધવાઓની–વિધૂરોની, અને માંદાઓની, એક ઘડી, તે લાખેણી છે. લાખ દેતાં ન મળે–એવી મોંઘી છે. તે જ્યાં ત્યાં ફેંકી દેવાય નહીં.

ઉદ્ધવ ગાંડા નથી; અજ્ઞાની નથી. તે જે કાંઇ પૂછે છે; તે આપણે માટે છે. ઉદ્ધવના પ્રશ્નો સાંભળી; આપણે આપણને તપાસવા જોઇએ. આ બાબતમાં આપણી શી માન્યતા છે? તે; આપણે વિચારવી જોઇએ.

પરગામ જતી વખતે, ભાતું ઘેરથી કરી લેવાય, કે રસ્તામાંથી લેવાય? કદિ રસ્તામાંથી લઇએ; તો તે કેવું હોય? કદિ તેમાં સારૂં ઘી–સારૂ તેલ, હોય; પણ ઘરે જે વસ્તુ, રૂપીઆની બશેર; તે રસ્તામાં રૂપૈયાની એક શેર મળે. રસ્તાની ધર્મશાળામાં, કદિ ભાતું કરવા બેસીએ; તો જોઇએ એવી તાવડી, તાવેથો વિગેરે ન મળે. એટલે–મુસાફરે જેટલી બને તેટલી સગવડ, ઘરેથીજ કરી લેવી જોઇએ. તેમ કલ્યાણ માટે જેટલી બને તેટલી સગવડ; અહીંજ કરી લેવી જોઇએ. ગર્ભવાસનો કોલ સંભારોને? આ કામ કરવા માટેજ, ગર્ભવાસમાંથી મુક્તિ માગી લીધી છે. દરેક દેશનાં ધર્મશાસ્ત્રો તપાસો; તો તે પણ એમજ કહે છે કે–' Birth is for salvation–મુક્તિ માટેજ આ જન્મ છે.' મુક્તિ માટેજ; રાજ્ય ત્યાગ–દેશ ત્યાગ-ઘર ત્યાગ, સંબંધીઓનો ત્યાગ–વિષયોનો ત્યાગ–સારૂં સારૂં ખાવા પીવાનો ત્યાગ–નિદ્રાનો ત્યાગ વિગેરે વિગેરે.

પત્થરા બાંધીને, તરવું મુશ્કેલ છે. તેમ કામ, ક્રોધ અને લોભરૂપ પત્થરા, જેમણે કોટે બાંધ્યા હોય; તે કદિ તરી શકતા નથી. સત્ત્વ રજ અને તમ નામના ત્રણ ગુણો, કોટે બાંધ્યા હોય; તે તરી શકતા નથી. તરનારે પોતાનો ભાર આ કાંઠે મુકીને, તરવા પડાય. તેમ જેમને સંસાર સાગર તરવાની પરવા હોય; તેમણે કામ, ક્રોધ અને લોભ રૂપી પત્થરા, આ કાંઠે (આ સંસારમાં) મૂકી દેવાજ જોઇએ.

આ વાતનો ખુલાસો ગીતા અ. ૫ માં છે; સાંભળો—

**शक्नोतीहैव यः सोढुं, प्राक् शरीरविमोक्षणात् ॥**
**कामक्रोधोद्भवं वेगं, स युक्तः स सुखी नरः ॥२३॥**

અર્થ—જે મનુષ્ય શરીર છૂટે; તે પહેલાંજ, કામ ક્રોધ અને લોભના વેગને–આકર્ષણને, જીતી લે; તે પુરૂષજ, આ સંસારમાં સાચો યોગી–જ્ઞાની અથવા ભક્ત છે. અને તે પુરૂષજ સુખી છે. ૨૩.

**विगतेच्छाभयक्रोधो, य सदा मुक्त एव सः ॥२८॥**

તથા '**निस्त्रैगुण्यो भवार्जुन !**' વિગેરે શબ્દો સૂચવે છે કે–જે કાંઇ કરવાનું છે; તે અહીંજ–આ દેહેજ–મરવા પહેલાં–કરી લેવું જોઇએ. વિદ્યારણ્ય સ્વામીએ 'જીવન્મુક્તિ' નામનો ગ્રન્થ લખી આપ્યો છે.

'જગત્ મારાં પૂજન કરે; મારાં દર્શન કરે; પણ મારા પરમ ભાવને કોણ જાણે ? તે સંબંધમાં કહે છે કે–[ગીતા અ. ૪]

**वीतरागभयक्रोधा, मन्मया मामुपाश्रिताः ॥**
**बहवो ज्ञानतपसा, पूता मद्भावमागताः ॥१०॥**

અર્થ—રાગ ભય અને ક્રોધ રહિત થએલા, અનન્ય ભાવે મારામાંજ લાગેલા, સર્વ ભાવે મારે શરણે આપેલા, અને જ્ઞાનરૂપી તપ વડે પવિત્ર થએલા, એવા એક બે નહીં; પણ પુષ્કળ પુરૂષો, મારા પરમાત્મભાવને પામ્યા છે.

જ્ઞાનીઓ કેમ વર્તે; તે પ્રશ્ન અર્જુનનો થતાં, જીવન્મુક્તનાં લક્ષણ, ગીતા અ. ૨માં ૫૫ થી ૭૨ મા શ્લોક સુધી છે. ભકતોનાં લક્ષણ શાં ? તે ખુલાસો ગીતા અ. ૧૨ના શ્લોક ૧૩ થી ૨૦ સુધીમાં છે.

ઉદ્ધવ હજી પૂછે છે—

**एतदच्युत मे ब्रूहि, प्रश्नं प्रश्नविदां वर ॥**
**नित्यमुक्तो नित्यबद्ध, एक एवेति मे भ्रमः ॥३७॥**

**इति श्रीमद्भागवते महापुराणे एकादशस्कन्धे भगवदुद्धवसंवादे दशमोऽध्यायः ॥१०॥**

અર્થ—હે પ્રશ્નના ઉત્તર દેનારાઓમાં ઉત્તમ શ્રીકૃષ્ણ !–વળી બીજી પણ મને ભ્રાંતિ રહે છે. તે એ–કે–એકજ આત્મા, દેહાદિકના અનાદિ સંબંધને લીધે, અનાદિ કાળથી બદ્ધ છે. એમ માનીએ; તો તેની મુક્તિને માટે પ્રયત્ન કરવાની જરૂર રહે. પ્રયત્ન થાય; તો જ્ઞાન પ્રાપ્ત થાય. જ્ઞાન પ્રાપ્ત થાય; તો મુકિત પ્રાપ્ત થાય. આ આત્માને જ્યારે આપણે બદ્ધ માન્યો હતો; ત્યારે તે નિત્ય મુકતપણાને લીધે, મુકત પણ હતો. એકજ સમયમાં, આત્માની બદ્ધ અને મુકત–એ સ્થીતિ કેમ મનાય ? (૩૭)

૩૭ વિવેચન—

જ્ઞાન લેનારની ગરજ—વ્યવહારમાં કોઇ એકાદ પુરૂષનું કહ્યું, માનવુંજ જોઇએ. 'બસ ! મારા પિતા કહે છે; તે મારે કબુલ છે.' 'આ વાત મને ગમતી નથી; તો પણ મારા મોટા ભાઇ, અથવા મારા શેઠ કહે છે; તે મારે કબુલ છે.' બાપ નહીં; ભાઇ નહીં અથવા શેઠ નહીં; તો કોઇ સન્મિત્ર, અથવા શ્વસુરપક્ષમાં સસરો.

---

૩૭ પદચ્છેદ—**हे प्रश्नविदां वर** !–હે પ્રશ્નને જાણનારાઓમાં ઉત્તમ શ્રીકૃષ્ણ ! સામાની મુંઝવણને સમજી લેવામાં ચપળ હે શ્રીકૃષ્ણ ! **हे अच्युत**–હે અખંડ ! **एतद्** ! **प्रश्नं मे ब्रूहि**–આ પ્રશ્નનો મને ખુલાસો કરો. **एकः एव नित्यमुक्तः अपि**–જે એક છે તથા જે નિત્ય મુકત છે છતાં. **नित्यबद्धः इति मे भ्रमः**–નિત્ય બદ્ધ રહે છે તે ભ્રમ મને છે.

ગમે તે એકનું માનવુંજ જોઇએ. જેમ નાથ વિનાનો બળદ ભયંકર છે; જેમ બ્રેક વિનાની મોટર, અથવા ટ્રેન ભયંકર છે; તેમ જે કોઇનું માનતા નથી; 'બસ !; હું કહું; તેજ ખરૂં' એમ કહેનારાં માનવીઓ ભયંકર છે. રાવણને પ્રથમ મારીચે ચેતવ્યો હતો. પછી હનુમાને, મંદોદરીએ, વિભીષણે, અંગદે અને છેવટે કાળનેમીએ પણ ચેતવ્યો હતો. પણ તેણે કોઇનું માન્યુંજ નહી. જાણે નાથ વિનાનો આખલો. તે પ્રમાણે દુર્યોધનને સમજાવવા, પિતા ધૃતરાષ્ટ્રે, વિદુરે, અને શ્રી કૃષ્ણે ઘણા પ્રયત્ન કર્યા હતા; પણ 'ના તે ના.' જાણે અંકુશ વિનાનો મદોન્મત્ત હાથી ! પરિણામ એવાં આવ્યાં; કે રણવગડે તેમનાં માથાં રવડયાં. આ તો લૌકિક સૃષ્ટિની વાત કરી. આ પ્રમાણેજ દિવ્ય સૃષ્ટિમાં, એટલે કથા વાર્તામાં, કલ્યાણના માર્ગમાં, કોઇ રૂડા સાધુ, સંત અથવા બ્રાહ્મણ મળી આવે. પણ કોઇનું માનવુંજ નથી; એવો જ્યાં હઠ હોય; અથવા એવી જ્યાં મંદ બુદ્ધિ હોય; ત્યાં પરિણામમાં મીડુંજ આવે. અત્યારે જ્યાં જોઇએ ત્યાં, લઇ લેવાની ચીવટ જોવામાં આવે છે. કથા વાર્તામાં, પેંડા અગર પુસ્તક મફત વહેંચાતાં હોય; તો બે હાથ ધરે. પણ કથામાં જે કાંઇ કહેવાય છે; તે લઇ લેવાની બેદરકારી છે. કથામાં કાંઇ સાંભળ્યું હોય; તો ખોટા ખાનદાનની માફક, જે સાંભળ્યું હોય; તે ત્યાંને ત્યાં, પડયું મેલીને નાસે છે. 'કાલે કઇ કથા કરી હતી?' એમ વળતે દિવસે પૂછો; તો તુરત આ ભૂલ, આ બેદરકારી, તરી આવે છે. શ્રોતા વક્તાઓ સમજે છે– કે ખાર ભૂમિમાં, કાંઇ ઉગતું નથી. એટલે હૃદય ખારભૂમિ જેવું થઇ ગયું છે; તેની પરવા, શ્રોતા વક્તા કોઇ રાખતું નથી. ધુડી નિશાળનો મહેતાજી પણ, એકડો આવડે, પછી બગડો શીખવે છે. એટલી સમજણ, નવાણું ટકા વકતાને નથી.

ગીતામાં ગોવિંદનાં વચનો સાંભળવા, અર્જુનને કેટલી ગરજ ? ભાગવતમાં પરીક્ષિતને કેટલી ગરજ ? અહીં એકાદશમાં ઉદ્ધવને કેટલી ગરજ ? ગરજમાન ઉદ્ધવે શ્રી કૃષ્ણને સંબોધન કેવું કર્યું ? લ્યો કહું ! **'हे प्रश्नविदां वर !'** 'પ્રશ્નના ઉત્તર દેનારાઓમાં ઉત્તમ–એવા હે શ્રી કૃષ્ણ !'

સદ્ગુરુ કેવો જોઇએ ?—ભયંકર કેસ જીતવા માટે, કોઇ મોટો વકીલ જોઇએ. Well aware of old and new rules and regulations. તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં, પ્રાચીન અને અર્વાચીન મત કયા કયા છે ? તેમની માન્યતા કઇ કઇ છે ? માન્યતાઓમાં કયાં કયાં ભૂલ છે ? તે બધા મથનમાંથી માખણ શું છે ? વિગેરે જાણનાર બાહોશ સદ્ગુરૂ જોઇએ. છ દર્શનો, કઇ કઇ દૃષ્ટિથી તત્ત્વજ્ઞાનનું વર્ણન કરે છે ? તેમનો સમન્વય કરતાં, સાર શું નીકળે છે ? પરસ્પર વિરોધી શ્રુતિઓનો સમન્વય કરતાં, સાર શું નીકળે છે ? વિગેરે જાણનાર તથા સમજાવનાર બાહોશ સદ્ગુરૂ જોઇએ. તે તમામ સદ્ગુરૂઓમાં, ઉત્તમ એવા શ્રીકૃષ્ણ, ઉદ્ધવને મળ્યા છે. શ્રી કૃષ્ણે ઉદ્ધવને જે જે ખુલાસા કર્યા; તે ઉદ્ધવ માટે છે; અને આપણે માટે નથી; એમ જરાએ સમજવું નહીં. જે જે વસ્તુ આપણને ન સમજાય; તે વસ્તુ આપણે આ સંવાદમાંથી, ખંત પૂર્વક જાણી લેવી જોઇએ. આ સંવાદ સાંભળ્યા પછી, અજ્ઞાની રહેવું; અને આ સંવાદમાં આવી ગયા હોય; તે પ્રશ્નો, જેને તેને પુછવા; દળેલું વારંવાર દળવું; તે આપણા અજ્ઞાનને આગળ કરવા જેવું છે. શ્રી કૃષ્ણથી આગળ, કોઇ પ્રમાણ નથી. માટે પ્રભુ જે કહે છે; તે ખંત રાખીને સાંભળવું; અને સમજણ પૂર્વક માનવું. કાંઇ ન સમજાય; તો બે ત્રણ વખત વાંચવું–વિચારવું અંદર જે હશે; તે બોલશે.

આ શ્લોકમાં એવો પ્રશ્ન છે કે-આત્મા નિત્ય મુક્ત છે; છતાં અજ્ઞાન હોય; ત્યાં સુધી તે બદ્ધ છે; એમ **એકજ સમયમાં**, તેને મુકત અને બદ્ધ બેઉ, કેમ કહી શકાય? જેમ લાકડાં તોળવાને કાંટે, હીરા ન તોળાય; તેમ આપણી બુદ્ધિથી, આત્મા ન માપી શકાય. ફોનોગ્રાફ સૌ સાંભળે; પણ અંદર બોલે છે; તે કેવી રીતે અંદર પેઠો? તેનો ખ્યાલ, સૌને આવે નહીં. રેલ્વેની ગાડીમાં, સૌ બેસે; પણ હજારો ટન, વરાળ કેવી રીતે ખેંચે; તેનો ખ્યાલ સૌને આવે નહીં. ગજવામાં ઘડીયાળ સૌ રાખે; પણ ઘડીયાળની ખુબી, ઘડીયાળીજ જાણી શકે. ઘીના બજારમાં રમતા હોય; તે ઘીના ભાવતાલ, અને ઘીના ગુણ દોષ જાણે; સોનાના બજારમાં રમતા હોય; તો સોનાના ભાવતાલ, અને ગુણ દોષ જાણે; તેમ આત્મસૃષ્ટિમાં રમતા હોય; તે આત્મા સંબંધી ખુલાસા જાણે. આ સંવાદમાં, આત્મા સંબંધી ખુલાસા કરનાર પરમાત્મા પોતે છે. હવે પછીના અધ્યાયમાં, તેના ખુલાસા પ્રભુ કરશે. પ્રભુ જેવા ઉપદેશક મળ્યા છે. માટે બહુ ડહાપણ કરશો નહીં. શાંતિથી સાંભળી લેજો. નહીં તો ખરેખરો! ભર્તૃહરિએ કર્યો છે-કે—

આર્યા—

**अज्ञः सुखमाराध्यः (२) सुखतरमाराध्यते विशेषज्ञः**

**ज्ञानलवदुर्विदग्धं, (२) ब्रह्माऽपि तं नरं न रंजयति ॥**

અહીં—

**कृष्णोऽपि तं नरं न रंजयति ॥३॥** [નીતિશતક]

અર્થ—તદ્દન અભણને ઉપદેશ આપવો; તે સહેલું; અને સારા વિદ્વાનને ઉપદેશ આપવો; તે પણ સહેલું; પણ જરા જેટલા જ્ઞાનથી-ગાંડા થએલાને; (કાંઇ જાણતો નથી; તો પણ-'બસ! હું બધું જાણું છું' એમ કહેનારા માનવીને,) બ્રહ્મા પણ સમજાવી શકતા નથી. [૩] હવે પ્રભુ કહે; તે શાંતિથી દીનભાવે સાંભળજો.

ઇતિ શ્રીમન્ મહા પુરાણ ભાગવતના એકાદશ સ્કંધનો દશમો અધ્યાય સંપૂર્ણ! બોલીયે હરિ! બોલો શ્રી કૃષ્ણચંદ્ર દેવકી જય; દ્વારકાધીશકી જય, રાજા રણછોડની જય; હરહર મહાદેવ હર. આસપાસ બેઠાં હોય; તે સૌને જયશ્રી કૃષ્ણ કહેશોજી.

અમદાવાદ
સંવત ૧૯૯૪ કારતક } લી૰ **રામશંકર મોનજી ભટ્ટ**

---

# એકાદશસ્કંધ

## અધ્યાય ૧૧ મો.

**વિષય**—આ અધ્યાયમાં-બદ્ધ, મુક્ત, સાધુ અને ભક્તિનાં લક્ષણ વિશે ભગવાન કહેશે.

ગયા અધ્યાયમાં ૩૫-૩૬ અને ૩૭મા શ્લોકમાં ઉદ્ધવના પ્રશ્નો છે. તેનો જવાબ શ્રીકૃષ્ણ આપે છે. પ્રશ્નો ભૂલી ગયા હો; તો વાંચી લેવા જોઈએ. પછીજ પ્રશ્નના ઉત્તર વાંચવાની મજા પડે. સાંભળો ત્યારે—

**श्री भगवानुवाच ॥**

**बद्धो मुक्त इति व्याख्या, गुणतो मे न वस्तुतः ॥**
**गुणस्य मायामूलत्वान्–न मे मोक्षो न बन्धनम् ॥१॥**

અર્થ—શ્રીકૃષ્ણ ઉદ્ધવના પ્રશ્નોનો જવાબ આપે છે–'તમારા પૂછવા પ્રમાણે, આત્માને બદ્ધપણાનો અને મુકતપણાનો, જે વિરોધ છે; તે દેખાવ પૂરતો છે; પણ વાસ્તવીક રીતે નથી. આત્માને બંધ અને મોક્ષ, એવું જે કાંઈ સમજાય છે; તે મને આધીન રહેલા સત્ત્વાદિ ગુણરૂપ ઉપાધિને લીધે છે. વાસ્તવિક નથી. વાસ્તવિક ન હોવાનું કારણ, એ છે કે–ઉપાધિરૂપ સત્ત્વાદિ ગુણો પોતેજ, માયાથી કલ્પાએલા છે. માયાનું મૂળ અજ્ઞાન સિવાય બીજું કાંઈ નથી. જે પદાર્થો અજ્ઞાનથી કલ્પાએલા હોય; તે પદાર્થો રજ્જુ-સર્પની પેઠે મિથ્યાજ ગણાય છે. માટે બંધ અને મોક્ષ, એ બે–આત્માના સ્વરૂપમાં છેજ નહીં; **એવો મારો પોતાનો સિદ્ધાંત છે.** ગુણો માયાના દિકરા; માયા મને આધીન. એટલે હું ગુણોને આધીન નથી; પણ ગુણો મારે આધીન છે. હું ગુણોનો નિયંતા છઉં. તેથી ગુણોની અસર મને ન થાય. એટલે બંધ કે મોક્ષ મારે છેજ નહીં. (૧)

૧ વિવેચન—

ક્રાઇસ્ટના સંદેશા, ક્રિશ્ચીયન દુનિયા સાંભળે; મહમદ સાહેબના સંદેશા, ઇસ્લામ દુનિયા સાંભળે; ગૌતમ બુદ્ધના સંદેશા, બૌદ્ધદુનિયા સાંભળે. મહાવીર સ્વામીનાં વચનો, જૈન દુનિયા સાંભળે; શ્રીકૃષ્ણના સંદેશા, આખું જગત્ સાંભળે. કારણ કે ક્રાઇસ્ટ, મહમદ સાહેબ, બુદ્ધ અને મહાવીર મોટા સંત; પણ ઇશ્વર નહીં. શ્રીકૃષ્ણ ઇશ્વર–હસ્તે પોતે ! ગીતામાં ઇશ્વરરૂપે શ્રીકૃષ્ણ ઉપદેશ દે છે. અહીં એકાદશમાં પણ, ઇશ્વરરૂપે શ્રીકૃષ્ણ બોલે છે. સૂર્યની પાસે રહેનારાં, સૂર્યના પ્રકાશમાં અંજાઈ જાય; તેમ ઘણા હિંદુઓ, શ્રીકૃષ્ણના પ્રકાશમાં અંજાઇ ગયા છે. શ્રીકૃષ્ણને ભગવાન્ કહેતાં લાજે છે. વસ્તુ પાસે પણ દેખતા નથી. ગીતામાં અને ભાગવતમાં જે કાંઇ કહેવાનું હતું; તે શ્રીકૃષ્ણે કહી નાંખ્યું છે; તોપણ હજી ઘણા બબલા (બાળકો), ગીતા ભાગવતને પડયાં મેલીને, અન્ય ગ્રન્થોમાં અફળાય છે. **गीता सुगीता कर्तव्या, भागवतं सुगीतं कर्तव्यं ।** બંધાણીને, સમય મળે; કે બીડી પીએ; તેમ જ્ઞાનના બંધાણીએ, સમય મળે; કે તુરત, ગીતા ભાગવતમાં ઉતરી પડવું જોઇએ. કથા વાર્તા ઘણે ઠેકાણે થાય છે. પણ તેનું મનન–અભ્યાસ ઘણોજ ઓછો થઇ ગયો છે. બાર પંદર વરસ કથા સાંભળે; પણ–'સીતાનું હરણ થયું; અને પછી હરણની સીતા થઇ કે નહીં ?' એવા પ્રશ્ન પુછનારા, આજ કાલ ઘણા છે. એટલે–કથાવાર્તા સાંભળે છે ખરા, પણ ઘણીજ બેદરકારીથી. આપ

---

૧ પદચ્છેદ—**बद्धः मुक्तः इति व्याख्या**–આત્મા બદ્ધ છે અને આત્મા મુક્ત છે; એમ કહેવું–તે. **गुणतः**–ગુણથી થાય છે. **वस्तुतः मे न**–વાસ્તવિક રીતે એવા ફેરફાર મારામાં નથી. **गुणस्य मायामूलत्वात्**–ગુણનું મૂળ માયા છે માટે. માયાનું મૂળ અજ્ઞાન છે–તેથી બંધ મોક્ષ જેવું જે દેખાય છે તે મિથ્યા છે. **न मे मोक्षः न मे बंधनम्**–મારો મોક્ષ નથીઃ તેમ મને બંધન પણ નથી.

સૌ, અહીં એમ ન કરશોજી. લાખ લાખના હીરા, અહીં અમને જડે છે; ત્યારે તે હીરા કોને આપવા? એમ અમને વિચાર થાય છે. બે પાંચ કે દસ હજાર માણસો, કથા સાંભળવા આવે; પણ જ્ઞાનના અધિકારી, શોધ્યા જડતા નથી. આ બાબતનો અફસોસ, ભર્તૃહરિએ વિદિત કર્યો છે. સાંભળો-[વૈરાગ્ય શતક]

**बोद्धारो मत्सरग्रस्ताः प्रभवः स्मयदूषिताः ॥**
**अबोधोपहताश्चान्ये, जीर्णमंगे सुभाषितम् ॥२॥**

અર્થ—પંડતો-વિદ્વાનો-જ્ઞાનીઓ, મત્સરથી ઘેરાએલા રહે છે; રાજાઓ પોતાના અભિમાનમાં મરડાતા રહે છે; બાકીના બધા, વસ્તુને સમજી ન શકે; એવા અભણ છે. તેથી સારૂં સારૂં કહેવા જેવું-જે-મારી પાસે ઘણું છે; પણ તે કોને કહેવું? તે સાંભળવાની પરવા કોને છે? કોઇને નથી. ત્યારે તો આવું સુંદર કથન, અમારા અંગમાં જીર્ણ થઇ જશે. [૨]

મારા જેવાને આવો નિરાશાવાદ ગમે નહીં. મારે તો ઉત્સાહ પૂરે; એવું કાંઇક જોઇએ. સાભળો-મેરૂતુંગાચાર્ય નામનો સંત, પ્રબંધચિંતામણી નામના ગ્રન્થના ઉપસંહારમાં બોલે છે કે—　　　શાર્દૂલ વિ૦

**दुष्प्रापेषु बहुश्रुतेषु गुणवद्-वृद्धेषु च प्रायशः ।**
**शिष्याणां प्रतिभाभियोगविगमा-दुच्चैः श्रुते सीदति ॥**
**प्राज्ञानामथ भाविनामुपकृतिं, कर्तुं परामिच्छता ।**
**ग्रंथः सत्पुरुषप्रबंधघटनाद्-चक्रे सुधासत्रवत् ॥**

અર્થ—અત્યારના સમયમાં, બહુ શ્રુત, ગુણવાન્, (અવકાશ પ્રાપ્ત કરી શકે એવા) વૃદ્ધ પુરૂષો, સામાન્ય રીતે મળવા દુર્લભ છે. તેમ શિષ્યોનું તેજ [ઉત્સાહ-બુદ્ધિ વિગેરે) દિનપ્રતિદિન ઘટતું જાય છે. તેથી તેમણે લીધેલું જ્ઞાન, ઘણે ભાગે વિસરાતું જાય છે. પણ આથી મારે નાસિપાસ થવાની જરૂર નથી. કારણકે હજી ભવિષ્યનો લાંબો સમય બાકી છે. તે કાળમાં, એવા વિરલા વિદ્વાનો પાકશે; કે જેઓ મારા આ ગ્રન્થનો ઉપયોગ કરશે આ આશાથી તેમના ઉપર ઘણો ઉપકાર કરવાની ઇચ્છાથી, સત્પુરૂષોના ચારિત્રોમાંથી સારી સારી વાતો વીણી લઇને, જેમ કોઇ અમૃતનું સદાવ્રત બાંધે; તેમ આ ગ્રન્થ મેં રચ્યો છે.

[ આ મારી મોક્ષપત્રિકા પણ, અમૃતનું સદાવ્રત છે. 'આપ ખંત રાખીને વાંચો-વાંચો;' એમ આપને સૌને લખ્યા કરૂં છઉં; તોપણ નહીં વાંચો; તો ભવિષ્યમાં વિરલા પાકશે; તે તે ખંતથી વાંચશે. આ અમારા જીવનનો રસ છે. આ અમારી મસ્તી છે. આ અમારો સુસ્વાદ છે. **આ અમે, અને અમે આ**—એવું કાંઇક થઇ પડયું છે. આ સિવાય અમને કાંઈ ગમતું નથી. આ સિવાયના બીજાં કામ, કાંટા જેવાં લાગે છે. આ કાંટા અમને કાળજે વાગે છે. જે અમારાં હોય; તેમણે આ સિવાય બીજી વાત, અમને કરવી ન જોઇએ.]

**वस्तुतः न**—વાસ્તવિક નથી. એટલે મૃગજળને કોઇ ઉંડુ કહે; અથવા છીંછરૂં કહેઃ તો તેમાં કાંઇ વાંધો નથી. કાગળમાં લખેલી આગથી, ઘર સળગતું નથી. સ્વપ્નામાં જમનારની ભૂખ ભાંગતી નથી. નાટકના થીએટર ઉપર રમનારો ભર્તૃહરિ, માળવાની ગાદી ઉપર બેસી શકતો નથી.

ચુલા ઉપર મુકેલી તપેલી, તેમાં રાંધેલા ભાત. તપેલીને અગ્નિનો સંગ થવાથી, ભાત પાકી જાય છે. તેમ દેહમાં રહેલા આત્માને. ગુણોની અસર થાય છે; એમ કદિ સમજવું નહીં. કારણકે ભાત જડ વસ્તુ છે. જીવાત્મા તેથી વિલક્ષણ-ચેતન વસ્તુ છે. સ્ત્રીનો વેશ પહેરનારને, પતિની તન્મના થતી નથી આંધળાનો પાઠ ભજવનાર આંધળો થતો નથી. તેમ ગુણના સંગમાં રમનાર આત્મા, ગુણી થતો નથી. પણ નિર્ગુણજ રહે છે. આટલું મેલું થતાં પ્રતિબિંબ મેલું દેખાય છે-બરાબર દેખાતું નથી. તેમ અંતઃકરણ કામાદિ દોષોથી મેલું થતાં, જીવાત્મા કંગાલ જેવો જણાય છે. અંતઃકરણની શુદ્ધિ થતાં, પ્રતિબિંબ (જીવાત્મા) શુદ્ધ સ્વરૂપમાં જણાય છે.

હવે જાગ્રત અવસ્થાને સ્વપ્નાવસ્થા સાથે સરખાવે છે—

**शोकमोहौ सुखं दुखं, देहोत्पत्तिश्च मायया ॥**
**स्वप्नो यथात्मनः ख्यातिः, संसृतिर्न तु वास्तवी ॥२॥**

અર્થ—જીવને પણ ઉપર કહ્યા પ્રમાણે, વાસ્તવિક રીતે, બંધ કે મોક્ષ એવું કાંઈ નથી. પણ જીવ પોતે અજ્ઞાનથી ગુણરૂપ ઉપાધિને પરતંત્ર થઈ ગએલો છે. તેથી બંધ અને મોક્ષ એવું જે કાંઈ દેખાય છે; તે દેખાવમાત્ર છે. સ્વપ્ન જેમ કેવળ બુદ્ધિનોજ વિવર્ત છે; તેમ શોક, મોહ, સુખ, દુઃખ, જન્મમરણાદિ સંસાર પણ, અજ્ઞાનને લીધે બુદ્ધિનો વિવર્ત છે. [વિવર્ત એટલે વિપરીત સમજણ. દોરડીને સર્પ સમજવો, તે વિવર્ત છે.] આ સંસાર પણ વિવર્ત છે. [૨]

૨ વિવેચન—

આ સંસારને સ્વપ્નના સાથે સરખાવ્યો. અનેક ભકતોએ આ સંબંધી પદ બનાવ્યા છે.

'જગત્ હે રેનકા સ્વપ્ના, નહીં કોઇ આખરે અપના.'

વિગેરે. ઉંઘમાં રાજા હોય તે ભીખારી થાય; અને ભીખારી હોય; તે રાજા થાય; પણ જાગ્યા પછી કાંઇ નથી. સંસારરૂપી સ્વપ્નુ પણ એવુંજ.

દૃષ્ટાંત—સૌભરીને ગૃહસ્થાશ્રમ ભોગવવાનું મન થતાં, સાઠ હજાર વરસનું તપ મુકી દઇને, તે જુવાન રૂપાળા બન્યા. માનધાતાને ત્યાં ૫૦ કન્યાનો સ્વયંવર હતો. તેમાં પહોંચ્યા. પચાસે કન્યાઓ સૌભરીને જોઇને, મોહ પામી-સૌભરીને પરણી. ઋષિએ ૫૦ સાથે ગૃહસ્થાશ્રમ માંડયો. તપના બળથી, રિદ્ધિ સિદ્ધિ ઉભરાઇ રહી હતી. એક વખત પૃથ્વીપતિ માનધાતા, સૌભરીને ઘેર આવી પહોંચતાં, તેની સમૃદ્ધિ જોઇને, આશ્ચર્ય પામ્યો. પણ જ્યારે ઋષિ, આ નિંદમાંથી જાગ્યા-પસ્તાવો થઇ પડયો; ત્યારે તુરત, આ સંસારને મિથ્યા માનીને ગંગાતટે ચાલ્યા ગયા.

---

૨ પદચ્છેદ—**स्वप्नः यथा आत्मनः** (બુદ્ધિની) **ख्यातिः** (વિવર્ત)-સ્વપ્ન જેમ બુદ્ધિનો વિવર્ત છે; બુદ્ધિની વિપરીત સમજણ છે. **तथा शोकमोहौ सुखं दुःखं देहोत्पत्तिः च मायया**-તે પ્રમાણે શોક અને મોહ, સુખ અને દુઃખ, તથા જન્મમરણાદિ, અજ્ઞાનથી બુદ્ધિની વિપરીત થએલી સમજણ છે. **संसृतिः न तु वास्तवी**-અરે આ આખો સંસાર પણ, વાસ્તવિક નથી-સાચો નથી.

સ્વપ્નામાંથી જાગેલાને સ્વપ્ન ખોટું; તેમ અજ્ઞાનમાંથી જાગેલાને સંસાર ખોટો.

'અહં' અને 'મમ' જીવભાવના મોટા દિકરા છે. શોક, મોહ, સુખદુઃખ અહંમમનો પરિવાર છે. જેને પગલે પૃથ્વી પાવન થાય; એવા રૂડા પુરૂષો, અહંમમને મૂળમાંથી કાઢી નાંખવા, પ્રયત્ન કર્યા કરતા હોય છે. દેવ, માનવ અને દાનવ—ત્રણેમાં, અહંમમનું બળ, હોય છે. આ ત્રણે અહંમમમાં બહુજ લોભાય છે. આ સંસારમાં સંત કોટિના જીવ હોય; તેજ અહંમમના દોષને ઓળખી શકે છે; બીજા તો આ દોષને ઓળખી પણ શકતા નથી. તેઓની આસપાસ અહંમમની કાંટાળી વાડ ઉભી થતી જાય છે. તે એટલે સુધી કે—તેઓ જરા પણ દૂર દેખી શકતા નથી.

**આ ભયંકર રોગને ઢીલો કરવાનાં સ્થાન**—(૧) પ્રથમ માતાપિતાનું ચરણ, અને તેમની આજ્ઞા. કોઇ વાત પોતાને ન ગમતી હોય; તોપણ પિતાએ આજ્ઞા કરી; માટે રાજીખુશીથી તેનું પાલન કરવુંજ જોઇએ. રાજ્યાભિષેકની તૈયારી થઇ રહી હતી; છતાં રામને વનવાસ! રામ રાજી થઇને વન જવા નીકળ્યા. શ્રીરામને શૃંગવેર સુધી મુકીને, સુમંત અયોધ્યા પાછો આવ્યો. રાજા દશરથને સમાચાર આપ્યા. તે વખતે દશરથ શ્રી રામને યાદ કરતાં બોલે છે કે—

ચોપાઇ—રામ રૂપ ગુણ શિલ સ્વભાઉ, સુમરી સુમરી ઉર શોચત રાઉ;
　　રાજ સુનાઇ દીન્હ વનવાસુ, સુનિ મન ભયેઉ ન હર્ષ હરાસુ

[મોક્ષવાણી પાનુ ૨૫ A]

તુલસીકૃત રામાયણ ઘેર ઘેર પહોંચી; અનેક ઠેકાણે વંચાય છે. પણ અહંમમને ક્ષીણ કરનારી દવા—માતાપિતાની આજ્ઞા—કેટલે ઠેકાણે પળાય છે! તેનો વિચાર કરવા કોઇ નવરો નથી. શ્રીરામની જયંતિ તથા તુલસીદાસની જયંતિ પણ ઉજવાય છે. પણ—'બસ! કાંઇ લેવુંજ નહીં. કાંઇ પાળવુંજ નહીં; ખાલી ભાષણ (બકવાદ) કરવાં.' એવો પવન ફુંકે છે. સમજુ હોય; તેમણે તે દિવસે, એક માસ માટે અથવા એક વરસ માટે, અથવા આખી જીંદગી માટે, પિતાની આજ્ઞા પાળવાની પ્રતિજ્ઞા લેવીજ જોઇએ. માતાપિતા એટલે આશીર્વાદનું ફાલ્યું ફૂલ્યું વૃક્ષ. તેને છાંયડે બેસીને, 'અહંમમને ક્ષીણ કરી નાંખવા જોઈએ.

(૨) અહંમમને ક્ષીણ કરવાનું સ્થાન, સ્ત્રીને પતિ, અને પતિને સદ્‌ગુરુ! પતિસેવા કરનારી પતિવ્રતા. પતિવ્રતાનાં તપ પાસે, યોગીઓનાં તપ પાણી ભરે છે. સ્ત્રીને રાજી રાખવામાં, પતિનું અહંમમ, ઘણુંજ ક્ષીણ થઇ જાય છે. પણ જો તે, માત્ર વિષયની લાલચ માટેજ હોય; તો તે નિંદ્ય છે. જો તે પવિત્ર પ્રેમ માટે હોય; તો પ્રશંસાપાત્ર છે.

(૩) નોકરો પોતાના શેઠના ચરણમાં, પોતાનું અહંમમ મુકે છે; તે ઉપર જણાવ્યા પ્રસંગો જેવું પવિત્ર નથી; પણ ગુલામી છે. ગુલામીનાં વખાણ ન કરાય.

૪ સદગુરૂનું દ્વાર અથવા દેવમંદિર—શિવાજીનું અહંમમ, રામદાસસ્વામીના ટુંકારામાં ગળી ગયું હતું. માતા પિતાના તથા ગુરુના હુંકારા જેણે ન સાંભળ્યા; તેને યમરાજના દૂતોના ટુંકારા સાંભળવા પડે.

**गिर्भिर्गुरूणां, परुषाक्षराभिस्-तिरस्कृता यांति नरा महत्वं ॥**
**अलब्धशाणोत्कषणा नृपाणां, न जातु मौलौ मणयो वसंति ॥**

અર્થ—કીંમતી મણિઓને, રાજાઓના મુગટમાં જઇને બેસવું હોય; તો સરાણ

ઉપર ચડવું પડે-પાસા પડાવવા પડે. [સરાણ ઉપર ચડતાં અગ્નિ ખરે. એવું કષ્ટ વેઠવું પડે.] તે પ્રમાણેજ ખાનદાન સ્ત્રી પુરૂષોને પણ, મોટા થવું હોય; કલ્યાણ સાધી લેવું હોય; તો ગુરૂના તીખા તમતમતા ઠપકા, સહન કરવાજ જોઇએ.

ગમે એવા મોટા ધનવાન્ હો; અગર વિદ્વાન હો; પણ ગુરૂદ્વારે, અને દેવમંદિરે, નાનામાં નાની-નીચામાં નીચી-સેવા કરીને, અહંમમને તોડી નાંખજોજી.

લાકડું, પત્થર કે લોઢું પણ, પોલીશ કરેલું હોય; તો આંખને ગમે; તેમ માનવી પણ, પોલીશ કરેલો-એટલે નમ્ર-પ્રેમાળ-સહનશીલ-હોય; તોજ સામાના મનને ગમે.

અહો ! ગંગાકાંઠે કપડાં નહીં ધોઇ લ્યો; તો કયાં ધોશો ? આ અવતારમાં માતા-પિતાની અને ગુરૂની આજ્ઞા પાળીને, અહંમમને ઢીલો નહી કરો; તો કયાં કરશો ? પશુ પક્ષીના અવતારમાં ? સાપ વીંછી કે મંકોડા થશો-ત્યાં ? ત્યાં નહિ બને.

હવે શ્રીકૃષ્ણ વિદ્યા તથા અવિદ્યા સંબંધી કહે છે—

**विद्याऽविद्ये मम तनू, विद्धयुद्धव शरीरिणाम् ॥**
**मोक्षबन्धकरी आद्ये, मायया मे विनिर्मिते ॥ ३ ॥**

અર્થ—હે ઉદ્ધવ ! પ્રાણીઓને મોક્ષ આપનારી બ્રહ્મવિદ્યા, અને બંધન કરનારી અવિદ્યા, એ બન્ને, મારી અનાદિ કાળની શક્તિઓ છે. તે મારી માયાથીજ રચાએલ છે; એમ તમે જાણો ! [યાદ રાખવું ઘટે છે કે-**मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च.** -દોરી સર્વની મારા હાથમાં, હું ચલાવું; તેમ ચાલે-] હું જ્યારે અવિદ્યા પ્રવર્તાવું છઉં; ત્યારે જીવને બંધ થાય છે; અને હું જ્યારે વિદ્યા પ્રવર્તાવું છઉં; ત્યારે જીવને મોક્ષ સ્પુરે છે. (૩).

૩ વિવેચન—

ગીતાને સોળમે અધ્યાયે દૈવી અને આસુરી સંપત્તિનું વર્ણન છે. તે વાંચતાં ખાત્રી થશે-કે મારામાં વિદ્યા છે; કે અવિદ્યા ?

**अभयं सत्वसंशुद्धिर्-ज्ञानयोगव्यवस्थितिः ॥**
**दानं दमश्च यज्ञश्च, स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**
**अहिंसा सत्यमक्रोधस्-त्यागः शांतिरपैशुनम् ॥**
**दया भुतेष्वलोलुप्त्वं, मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥**
**तेजः क्षमा धृतिः शौच-मद्रोहो नातिमानिता ॥**
**भवंति संपदं दैवी-मभिजातस्य भारत ॥ ३ ॥**

[નર્યાં અમૂલ્ય રત્નો ! આ રત્નોને પડયાં મેલીને, જે બ્રાહ્મણ, સાધુ-સન્યાસી-આચાર્ય, અથવા મહંત, બજારમાં વેચાતાં રત્નોને લેવા દોડયા: તે દેવ મટીને દાનવ થયા. ભલે

---

૩ પદચ્છેદ—**हे उद्धव !**-હે ઉદ્ધવ ! **शरीरिणाम्**-પ્રાણીઓને. **मोक्षबंधनकरी**-મોક્ષ કરનારી વિદ્યા (જ્ઞાન) તથા બંધન કરનારી અવિદ્યા (અજ્ઞાન). **मम आद्ये तनू**-તે મારી અનાદિ કાળની શક્તિઓ છે-**मे मायया विनिर्मिते**-આ બે શક્તિઓ મારી માયાથી રચાએલ છે. **इति विद्धि**-એમ જાણો.

વાઘરીવાડે અથવા ઢેઢવાડે અવતર્યા હોય; પણ આ શણગાર—આ દૈવી સંપત્તિ—જેમને ગમે; તે પુણ્યે પુજાય. દરેક ધર્મ અથવા સંપ્રદાય, પોતાની વડાઇ ગાય; 'બસ! અમે મોટા ગુરૂના ચેલા!' એમ કહીને, માત્ર રાજી થાય; પણ બે પાંચ વરસે, આખા સંપ્રદાયમાં, આવા એકાદ, કેમ પાકતા નથી? તે ચીવટ તેઓ રાખતા નથી.]

અર્થ—નિર્ભયતા, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન અને યોગને અનુસરતી વ્યવસ્થા (સગવડ), દાતાપણું, ઇંદ્રિયોનો નિગ્રહ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ; સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, કર્મફળનો ત્યાગ, શાંતિ, નિંદા ચાડી ન કરવી તે, પ્રાણી માત્ર પ્રત્યે દયા, અલોલુપતા, નમ્રતા—કોમળતા, લજ્જા, અચપળતા, તેજસ્વિતા, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ, અને પૂજ્યપણાના અભિમાનનો અભાવ, આ ૨૬ ગુણો, હે કુંતાના પુત્ર અર્જુન! દૈવી સંપત્તિ પામેલાને હોય છે. [૧ થી ૩].

હવે આસુરી સંપત્તિ સંબંધી સાંભળો—

**दंभो दर्पोऽभिमानश्च, क्रोधः पारुष्यमेव च ॥**
**अज्ञानं चाभिजातस्य, पार्थ संपदमासुरीम् ॥ ४ ॥**

અર્થ—દંભ (ઢોંગ), ઘમંડ, અભિમાન, ક્રોધ, કઠોરવાણી, અને અજ્ઞાન, આસુરી સંપત્તિ પામેલાને હોય છે. ॥ ૪ ॥

સાધુ, સંત, સન્યાસી, આચાર્ય કે મહંત; અથવા જગતના છાપેલા ગુરૂ, બ્રાહ્મણ હોય: પણ દંભાદિથી કંગાલ બની ગયા હોય; તો તે ભાંગેલા વહાણની માફક તજી દેવા જેવા છે. પોતે પોતાને પણ, વારંવાર જોતા રહેવું જોઇએ; કે આવા કોઇ પણ દોષ, પોતામાં પેસી ગયા નથીને? પેસવા પામતા નથીને? આવા કોઇ પણ દોષમાં, પોતાને પ્રીતિ નથીને?

કારણ કે—

**दैवी संपद्विमोक्षाय, निबंधायासुरी मता ॥ ५ ॥**

અર્થ—દૈવી સંપદ્ મોક્ષને માટે છે; અને આસુરી સંપદ્ બંધન કરનારી છે.

આ તો પરવાવાળાનો સોદો! ગમારોને કાંઇ કહેવાયજ નહીં. કથામાંથી તમે ઘેર જશો; ત્યારે ગમારો હજી ઉંઘમાંથી ઉઠતા હશે; કાં તો ચા પાણી પીતા હશે; કાંતો છાપાં વાંચતા હશે; અને કાંતો કજીયા કરતા હશે.

અનેક અવતારે પણ, આ સોદો કર્યા વિના ચાલે એમ નથી; છતાં તેની દરકાર જેમને ન થાય; તે ગમાર. ગમારની પેલી તરફ નિંદકોનો પ્રદેશ છે. પોતે કરે નહીં; અને કરતા હોય; તેમની નિંદા કરે. તેઓ અધમકોટિના જીવો છે!

અવિદ્યા—

**मोघाशा मोघकर्माणो, मोघज्ञाना विचेतसः ॥**
**राक्षसीमासुरीं चैव, प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥**

[ ગીતા અ. ૯ ].

અર્થ—તેમની આશાઓ અનાત્મ પદાર્થો માટે છે—એટલે વિફળ છે; તેમનાં કર્મો વિફળ છે; તેમનું જ્ઞાન વિફળ છે; કારણ કે તેઓ રાક્ષસી અને આસુરી પ્રકૃતિને આશ્રયે રહેનારાં છે.

વિદ્યાના સંબંધમાં કહે છે કે—

**महात्मानस्तु मां पार्थ, दैवीं प्रकृतिमाश्रिताः ॥**
**भजन्त्यनन्यमनसो, ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥**
**सततं कीर्तयंतो मां, यतंतश्च दृढव्रताः ॥**
**नमस्यंतश्च मां भक्त्या, नित्ययुक्ता उपासते ॥ १४ ॥** [અ. ૯].

[ કેમ ! સાંભળવા અવકાશ છેને ? વાત બરાબર સમજાય છેને ? ]

**અર્થ**—પરંતુ હે પાર્થ ! મહાત્માઓ તો, મને પરમાત્માનેજ, સર્વભૂતોના મૂળરૂપ, અને નાશ રહિત જાણતા હોવાથી, તેઓ દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને, અનન્ય મનથી મનેજ ભજે છે. તેઓ મારીજ પ્રાપ્તિ માટે, દૃઢ વ્રતવાળા (અથવા દૃઢ નિશ્ચયવાળા) થઇને, નિરંતર મારાજ ગુણ મહાત્મ્યનું કીર્તન કરતા હોય છે. તે સાથે તેઓ ઇંદ્રિયોનું દમન કરે છે; વારંવાર મને નમસ્કાર કરે છે; છટકી જતા ચિત્તને તેઓ વારંવાર મારામાંજ જોડે છે; આ પ્રમાણે અનન્ય ભક્તિથી તેઓ મારી ઉપાસના કરે છે. [૧૪].

જે દેવસ્થાનોમાં હાથી, ઘોડા અને ઉંટ ભેળાં કર્યાં હોય; જ્યાં અનાત્મવસ્તુઓનો મહિમા વધી પડયો હોય; ત્યાં આ વાતો કરવા–સાંભળવા, કોઈ નવરૂં જ નથી. દેવસ્થાનોમાં –મંદિરોમાં અને મઠોમાં, દેવ અને શાસ્ત્ર સિવાયની તમામ, **ખાસ** જોઇએ; એટલી વસ્તુઓજ રખાય. ગંધાતી ખાળ કુંડીઓની દુર્ગંધિ કરતાં, અનાત્મવસ્તુઓના આનંદની દુર્ગંધિ ભયંકર છે. સમજુ સમજે. હિરણ્યકશ્યપુ અને રાવણ સમજુ હતા. વેદનાં ભાષ્ય કરે; એવા તેઓ ભણેલા હતા; પણ અનાત્મવસ્તુઓના આનંદની દુર્ગંધિમાં દટાઇ ગયા હતા. સાંભળો ! સાંભળો !–જ્યાં અનાત્મ વસ્તુઓમાં આનંદનો મોહ હોય; ત્યાં આત્મ વસ્તુને ઉભું રહેવું ગમતું નથી. રાવણની સોનાની લંકા; પણ ત્યાં રામ નહીં.

જો જીવ બધા એકજ હોય; તો એકને સુખે બધાને સુખ કેમ નથી ? અથવા એકને દુઃખે, બધાને દુઃખ કેમ નથી; વિગેરે પ્રશ્નના ખુલાસા શ્રીકૃષ્ણ કરે છે.

**एकस्यैव ममांशस्य, जीवस्यैव महामते ॥**
**बन्धोऽस्याविद्ययानादिर्–विद्यया च तथेतरः ॥४॥**

**અર્થ**—હે સૂક્ષ્મ બુદ્ધિવાળા ઉદ્ધવ ! જીવ કે જે મારો અંશ છે; તે તમામ પ્રાણીઓમાં ચૈતન્યસ્વરૂપે એકજ છે. આ જીવને અવિદ્યાને લીધે, અનાદિકાળથી બંધ હોય છે. જો તેને જ્ઞાન મળે; તો તે પોતાના સાચા સ્વરૂપને સમજે. તો તેનો મોક્ષ થયો; એમ કહેવાય છે. હું કે જે ઈશ્વર છઉં; તેને બંધ કે મોક્ષ એવું કાંઈ નથી. (૪) અપૂર્ણ.

૪ પદચ્છેદ—**हे महामते**!–હે મોટી બુદ્ધિવાળા! એટલે હે સૂક્ષ્મ બુદ્ધિવાળા! **ममांशस्य जीवस्य एव**–જીવ કે જે મારો અંશ છે–તેનેજ. **एकस्य एव अस्य**–અહીં દરેક પ્રાણીઓમાં ચેતનરૂપે તે એકજ છે; તો પણ અમુકનેજ. **अविद्यया बंधः**–અવિદ્યાથી બંધ થાય છે. **अनादिः**–તે બંધ અનાદિ છે લાંબો કાળ રહે છે. **च**–તોપણ. **विद्यया तथा इतरः भवति**–જ્ઞાનથી તે પ્રમાણેજ તે પ્રાણીનો મોક્ષ પણ થાય છે.

**નોંધ**—બાકીના બે ફરમા આવતા માસમાં અપાશે.

ફે. નં. ૧૦૬ Registered No. B. 1434

શ્રીસદ્ગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

[ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ ].

તંત્રી અને પ્રકાશક-**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર-**અમદાવાદ.**
**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૮ મું.] જાનેવારી-૧૯૩૮. [ અંક-૧૦

ગયા અંકમાં બાકી રહેલા બે ફરમા, આ અંકમાં છે.

ભૂલ–૮૦૩ મે પાને દસમી લીટીમાં 'તાત્પર્ય' પછી. અમરસિંહ નહીં; પણ માનસિંહ સમજવું. સુધારી લ્યો.

**લવાજમ**–લવાજમનું કામ જેમ બને તેમ ત્વરાથી પતાવી દેવું જોઇએ. અમારી અને તમારી વચ્ચે, પ્રભુ સિવાય કોઇને આવવાની રજા ન હોય. લવાજમ લીધા વિના છૂટકો નથી. છાપખાનાને અને કાગળવાળાને 'રામ રામ' ન કરાય. એટલુંજ કામ આપની વચ્ચે આવે છે. પણ તેમાં વખત જવો ન જોઇએ. કદિ આપ અમારાથી થાક્યા હો; તો 'ના' લખી નાંખવાની આપને રજા છે. થાક્યા ન હો; તો જરાએ વિલંબ કરવો ઘટતો નથી. આપની માર્ફતે કોઈ ગ્રાહકો હોય; તો તેમનું લવાજમ પણ વસુલ કરી, મોકલી દેવું. એક ગામમાં બે, ત્રણ, ચાર, પ્રભુના લાડીલા હોય; તો તેમણે સાથે મળીને મ. ઓ. કરવો. કુપનમાં ગ્રાહક નં. તથા નામ બરાબર જણાવવાં.

ઉનાળામાં અમે અહીં હશું નહીં. આપ મોડું કરશો; તો અંક મોડો મળશે.

**મફત**–માસીકો મફત બહુ જાય છે; પણ તેઓ વાંચતા હોય; એમ જણાતું નથી. વાંચતા હોય; તો પ્રસન્નતાનો ઉભરો, પત્રદ્વારા પ્રગટવોજ જોઇએ. નવી સાલમાં ચાલુ રાખવા ખુશી હોય; તો તેમણે કૃપા કરીને પત્ર લખવો. તો નવી સાલમાં મોકલી શકાય.

**નવા ગ્રાહકોને**—૯૧ માં નીકળેલા ફરમા તથા ગઇ સાલનું પુસ્તક ૧૭ મું આપની પાસે હોય; ત્યારેજ આપની પાસે એકાદશસ્કંધ પ્રથમથી આવે. તે બેઉના ૩–૪–૦, અને પોસ્ટેજ ૦–૮–૦. મ. ઓ. કરવો.

# એકાદશસ્કંધ

## અધ્યાય ૧૧ મો–ચાલુ.

[ ગયા અંકના ૮૪૦ મા પાનાથી આગળ. ]

**કેમ સાવધાન છો ને ? ગાંફલના હાથમાંથી પડી જાય; એવો આ માલ છે.**

૪ વિવેચન—

જીવ અનેક છતાં ચૈતન્યરૂપે એક છે. જીવ ચૈતન્યરૂપે એક છતાં, દરેકની ઉપાધિઓ જુદી જુદી હોવાથી, તે તમામ જીવ જુદા જુદા છે. **यथैकस्मिन् घटाकाशे, रजोधूमादिभिर्युते ॥ न सर्वे संप्रयुज्यंते, तथा जीवाः सुखादिभिः ॥** આકાશ તત્ત્વ દરેક ઘડામાં પેસી ગયું છે. આકાશરૂપે તે એક છે. છતાં એક ઘડામાં રજ અને ધુમાડો પેઠાં હોય; તો તે દરેક ઘડામાં પેઠાં છે; એમ મનાય નહીં. તેમ એક જીવ પોતાનાં કર્માનુસાર સુખી હોય; તેથી બધા સુખી છે; એમ મનાય નહીં. અમે નાના હતા; ત્યારે ગુજરાતમાંથી દેવ સમા ભોળા બ્રાહ્મણો, ટેલ નાંખવા કાઠીયાવાડમાં આવતા હતા. તેઓ પ્રભાતમાં નાહી ધોઇને, પોળોમાં ગાતા હતા કે—

એક બાપના બે દિકરા—ભાઇ ! રામ રામજીરે.
એક ચડે હાથી હોદ્દે—ભાઇ ! રામ રામજીરે.
બીજો ચાલે પગ પાળે—ભાઇ ! રામ રામજીરે.
એક કુંભારના બે ઘડા—ભાઈ ! રામ રામજીરે.
એક ઘડો જળાધારીમાં—ભાઇ ! રામ રામજીરે.
બીજો ઘડો સ્મશાને પહોંચે—ભાઇ ! રામ રામજીરે.

સૂર્ય એક; પણ જળથી ભરેલાં જુદા જુદા કુંડામાં, તેનાં જુદાં જુદાં પ્રતિબિંબ પડે. જો એક કુંડું ડોલે; તો તેમાં પડેલું પ્રતિબિંબ પણ ડોલે. એક કુંડું ફુટી જાય; તો તેમાં પડેલું પ્રતિબિંબ પાછું વળીને, બિંબમાં સમાઇ જાય. ઇશ્વરને સૂર્યરૂપે અને જીવોને પ્રતિબિંબ રૂપે સમજવા. જે શરીર સુખદુઃખાદિથી ડોલે; તે શરીરમાં રહેલો જીવાત્મા પણ ડોલે. જો શરીર તૂટી જાય; તે શરીરનો જીવાત્મા, પરમાત્માને મળી જાય. શરીર તૂટી જાય; એટલે શરીરમાંથી આસક્તિ મટી જાય; આસક્તિ મટતાં, જીવાત્મા મુક્તિપદ પામે. ઇશ્વર નિત્ય મુક્ત છે. જીવો અનાદિકાળથી અજ્ઞાનમાં છે; તેથી બદ્ધ છે. દીવો આવતાં અંધારૂં નાસે; તેમ અનુભવ જ્ઞાન (એટલે વિજ્ઞાન) પ્રાપ્ત થતાં, અજ્ઞાન નાસે; અને બંધન તૂટી જાય.

તેજ એકજ છે; અને અભિન્ન છે; પણ જુદા જુદા દીવારૂપે, તેજ જુદું જુદું દેખાય છે. સુખડના કકડા જુદા; પણ તે તમામમાં સુગંધ એકજ છે. બે કોડીયામાં બળતી બે જ્યોત, એક થઇ શકશે; પણ બે કોડીયા તો જુદાંજ રહેશે. જડનો ભેદ રહેજ. [ આ વાતો વિચાર્યા વિના સમજાય નહીં. વિચારો ]

મહામતિઃ—' હે મોટી સમજણવાળા ! ' એમ પ્રભુએ ઉદ્ધવને સંબોધન કર્યું. 'મહામતિ' પદ એમ. એ. ના પદની પેલીમેર છે. ' એમ. બી. બી. એસ. ' અથવા મોટા સર્જનના પદથી પણ વધારે છે. કોલેજોમાં અને વિદ્યાપીઠોમાં થોકબંધ વિદ્વાનો પાકે છે. પણ તે બધા 'મતિમાન્ ' ગણાય. એટલે અનાત્મ વસ્તુમાં રમનારા ગણાય. 'મહામતિ' નહીંજ. મહામતિ

વિવેકાનંદ; મહામતિ સ્વામી રામતીર્થ; મહામતિ તિલક. એવા બે પાંચ કે પચીસ ગણ્યા ગાંઠયા હોય. કુરૂક્ષેત્રના રણમેદાનમાં, ૧૮ અક્ષોહિણી સેનામાં, એક અર્જુન મહામતિ! છપ્પન કોટિ યાદવોમાં એક ઉદ્ધવ મહામતિ! ગોરખપુરથી નીકળતા કલ્યાણપેપરમાં, 'સંત અંક' નીકળ્યો છે. તેમાં નરરત્નોની નોંધ છે. વાંચો છો? વાંચો છો; તો વિચારો છો?

'વાંચે પણ નહીં કરે વિચાર, તે સમજે નહીં સઘળો સાર.'

ખાટી કેરી પણ, ચાસણીમાં બોળી રાખી હોય; તો મુરબ્બો થાય. આપ ગમે એવા પાપી હશો. કર્માનુસાર ઉપાધિઓમાં દટાએલા રહેતા હશો; પણ જો સારૂં સારૂં વાંચવાનું મળે; અને પછી પાળવાનું બળ વધે; તો પાપ ધોવાઇ જાય; અને ઉપાધિઓ ધીમે ધીમે અળગી થાય.

જીવની અંધારી—દરજી આખા ગામના કપડાં શીવે; પણ પોતાના અંગરખાની કસ ટાંકવા નવરો ન પડે. કલાઇ વાળો આખા ગામનાં વાસણને કલાઇ કરે; પણ પોતે પોતાના વાસણને કલાઈ કરવા નવરો ન પડે; ધોબી આખા ગામનાં કપડાં ધુવે; પણ પોતે મેલાં કપડાં પહેરે; તેમ ઘણા બાહોશ મતિમાન–વિદ્વાન્ પુરૂષો, મોટા રાજના કારભાર કરે; એવા ડાહ્યા! મોટી મોટી કોલેજોમાં, ઉંચા પ્રકારના વિષયો ઉપર, છટાદાર વ્યાખ્યાન કરી શકે; એવા સમજુ! દુનિયાનું દુઃખ ભાંગવા દોડયા જાય; પણ પોતાનું કલ્યાણ કરવા નવરા ન પડે. આપણાથી તેમને કાંઇ કહેવાય તો નહીં. પણ કદિ તેઓ ભેટી જાય; અને આ વાત આપણે તેમને કરીએ; તો તેઓ અવળુંજ બોલે–કે–'બસ! એમાંજ અમારૂં કલ્યાણ છે.' પાલગઢ પછી, મુંબઇ તુરત આવે; પણ પાલગઢ, મુંબઈ નહીં–મુંબઈ પાલગઢથી જુદી. તત્ત્વનું જ્ઞાન, અનેક પ્રકારનાં જ્ઞાનોથી જુદુ સમજવું. તત્ત્વજ્ઞાનનું દાન, અનેક પ્રકારનાં દાનોથી ઉંચું છે. નીજસુખ અનેક પ્રકારનાં સુખોથી જુદું સમજવું. ઈંદ્રાદિ સમ્રાટનાં સુખ, જેની પાસે તુચ્છ–તે નિજસુખ.

**ममांशस्य जीवस्य**—જીવ કે–જે મારો અંશ છે; તેનું. જીવને પોતાનો અંશ પ્રભુએ ગણ્યો હોય; એવું આપે કયાં વાંચ્યું છે? × × × સાંભળો! ગીતાજી અ. ૧૫. **ममैवांशो जीवलोके, जीवभूतः सनातनः** ॥૭॥ 'આ જીવલોકમાં જે જીવ છે; તે મારોજ સનાતન અંશ, જીવરૂપે થયો છે.' અગ્નિની જ્વાળામાંથી છૂટો પડેલો તણખો. આવી દીવા જેવી વાતો છે; તોપણ કુતર્કને રસ્તે ચડેલા માણસો, 'જીવ ઈશ્વરનો અંશ છે;' એમ હજી માનતા નથી. યાદ રાખવું કે–કુતર્કની હદ નથી. કુતર્ક કરીએ; તો બાપને બાપ માનવામાં પણ લાંબો લાંબો વિચાર કરવો પડે. લાંબો વિચાર કર્યા પછી પણ, શંકા તો ઉભીજ રહે. ખસ ગુંબડાના ચેપ કરતાં, કુતર્કનો ચેપ ભયંકર છે. કારણ શું?–સમજાય છે? × × × ખસગુંબડાનો ચેપ, એકજ અવતારમાં નડે; અને કુતર્કનો ચેપ, અનેક અવતાર લેવરાવે. જેમ સોની સોનાને ગાળીને સાફ કરે; તેમ મુમુક્ષુએ કુતર્કોને ગાળીને, બુદ્ધિને સાફ કરવી જોઇએ. સ્વ અનુભવ, શાસ્ત્ર અને સંત–ત્રણ પ્રકારના તાપથી, કુતર્ક ઓગળી જાય. સ્વઅનુભવ અને શાસ્ત્ર લુલા પાંગળાં છે. તે બેઉને ગતિ આપનાર, સંત–સદ્‌ગુરૂ અથવા બ્રાહ્મણ છે. સંત, સદ્‌ગુરૂ અથવા બ્રાહ્મણને જેઓ શોધતા નથી; શોધ્યા પછી જેઓ તેઓનાં વચનમાં વિશ્વાસ કરતા નથી; તેઓમાં જેઓ અનન્ય ભાવને કેળવતા નથી; તેઓ પોતાને ગમે એટલા ડાહ્યાં માનતાં હોય;–આગળ વધેલાં માનતાં હોય; જ્ઞાની

અથવા ભક્ત માનનાં હોય; પણ તેઓ સંપૂર્ણ રીતે લુલા પાંગળાં છે. કથાવાર્તામાં બસો પાંચસો કે હજારની હાજરી રહેતી હોય; પણ જેમ ખોટા રૂપૈયા ચૌટે ચાલતા નથી; તેમ લુલાં પાંગળાં સત્સંગમાં ચાલતા નથી; રણસંગ્રામમાં ડોશીઓ શોભે નહીં; વ્યવહારમાં નિર્ધન શોભે નહીં; પરીક્ષામાં ઠોઠ નિશાળીયા શોભે નહીં; તેમ સત્સંગમાં લુલા પાંગળાં શોભે નહીં. લુલા પાંગળાં, એટલે સદ્‌ગુરૂ વિનાનાં.

ચોપાઈ—સદ્‌ગુરૂ વૈદ્ય વચન વિશ્વાસા, સંયમ યહ ન વિષય કર આશા.

આપણાં નાનાં બચ્ચાં, અન્ન વસ્ત્ર માટે, આપણી અપેક્ષા રાખે. પક્ષીઓનાં નાનાં બચ્ચાં, ચણુ માટે માબાપની અપેક્ષા રાખે. તેમ સત્સંગમાં નાનાં-લુલાં પાગળાં-સદ્‌ગુરૂની અપેક્ષા રાખે. શાસ્ત્રોના સારને, અને સ્વ અનુભવના વિકાસને, ખીલવનાર સદ્‌ગુરૂ છે. પંચદશી બોલે છે કે—

**स्वानुभूतावविश्वासे, तर्कस्याप्यनवस्थितेः ॥**
**कथं वा तार्किकं मन्यस्-तत्त्वनिश्चयमाप्नुयात् ॥**

અર્થ—પુરૂષને સ્વાનુભવ ઉપર અવિશ્વાસ હોય; અને તર્કનો છેડો નથી; એટલે તર્કના છેડાને કોઇ પામે; એમ નથી. તો પછી તે તર્ક કરનારો પુરૂપ, કોઈ પણ પ્રકારનો નિશ્ચય કેવી રીતે કરી શકે? નિશ્ચય નજ કરી શકે.

ત્યારે શું તર્ક કરવાની જરૂર નથી?–તેના જવાબમાં પંચદશી કહે છે કે–બુદ્ધિને ખીલવવા માટે, તર્ક કરવાની રજા છે. કુતર્ક કરવાની રજા નથી. સ્વાનુભવને અનુસરીને તર્ક કરવો.' કઠોપનિષદ્–દ્વિતીયવલ્લી–માં યમદેવ નચિકેતાને કહે છે કે—

**नैषा तर्केण मतिरापनेया, प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ ॥**
**यान्त्वमापः सत्यधृतिर्-बतासि, त्वादृङ्नो भूयान् नचिकेतः प्रष्टा ॥९॥**

અર્થ—આ જ્ઞાન તર્ક (કુતર્ક) થી પ્રાપ્ત થતું નથી. કોઇ અન્ય (સદ્‌ગુરૂ) સદ્‌બોધ આપે, ત્યારેજ જ્ઞાન પ્રાપ્ત થાય છે. વળી તું સત્ય માટે ધીરજ રાખે છે. તેથી તેં આ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. પ્રશ્ન કરતાં તને આવડે છે. [૯]

વિગેરે બાબતમાંથી કહેવાનું એ છે કે–'જીવ ઇશ્વરનો અંશ છે'; એમ અનેકવાર કહેવાયા છતાં, તર્કમાં ઉતરીને, સમયને બગાડી નાંખવો નહીં. જેને જડયું; તે શોધે નહીં; તેમ જે સમજ્યા હોય; તે બકવાદ કરે નહીં.

આ પ્રમાણે શ્રીકૃષ્ણે બદ્ધ મોક્ષાદિકની વ્યવસ્થા સંબંધી કહ્યું. હવે બદ્ધ અને મુકત વચ્ચે જે ભેદ છે; તે સંબંધી ઉદ્ધવનો જે પ્રશ્ન છે; તેનો ખુલાસો પ્રભુ કરે છે—

**अथ बद्धस्य मुक्तस्य, वैलक्षण्यं वदामि ते ॥**
**विरुद्धधर्मिणोस्तात, स्थितयोरेकधर्मिणि ॥५॥**

---

૫ પદચ્છેદ—**अथ**-હવે. **हे तात**!–હે ભાઇ! **एकधर्मिणि** (એકજ શરીરમાં) **स्थितयोः**-જીવ તથા ઇશ્વર એકજ શરીરમાં રહ્યા છે તોપણ. **विरुद्धधर्मिणोः इति बद्धस्य मुक्तस्य**-જીવના અને ઇશ્વરના વિરૂદ્ધ ધર્મો છે. એટલે જીવ બદ્ધ છે; અને ઇશ્વર મુક્ત છે તેના. **वैलक्षण्यं ते वदामि**-તફાવત આપને કહું છઉં.

ઉપજાતિ—

**सुपर्णावेतौ सदृशौ सखायौ, यदृच्छयैतौ कृतनीडौ च वृक्षे ॥**
**एकस्तयोः खादति पिप्पलान्न-मन्यो निरन्नोऽपि बलेन भूयान् ॥६॥**

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે-હવે બદ્ધ અને મુક્ત વચ્ચે શો ભેદ છે; તે કહું છઉં! તે ભેદ બે પ્રકારનો છે. એક ભેદ-જીવ અને ઈશ્વર વચ્ચેનો ભેદ છે; અને બીજો ભેદ-જીવ જીવ વચ્ચે ભેદ છે. પહેલા ભેદ સંબંધી જાણવા જેવું એ છે કે-જીવ અને ઇશ્વર એકજ શરીરમાં રહેલા છે. તોપણ જીવનો ધર્મ શોક છે; અને ઈશ્વરનો ધર્મ આનંદ છે. જીવ પરતંત્ર છે; અને ઈશ્વર સ્વતંત્ર છે. એટલે ઈશ્વર નિયંતાપણાથી રહેલો છે. અને જીવ નિયમ્યપણાથી રહેલો છે. (૫) વૃક્ષમાં માળો કરીને જેમ બે પક્ષી રહે; તેમ જીવ અને ઈશ્વર દેહરૂપી વૃક્ષમાં, હૃદયરૂપીમાળામાં રહેલા છે. આ બેઉ, દેહરૂપી વૃક્ષ ઉપર રહ્યા છતાં; બેઉ, દેહથી ભિન્ન છે. જીવ અને ઈશ્વર ચૈતન્યરૂપે સરખા છે; અને સાથેજ રહેવાથી, તથા એકમતપણાથી, પરસ્પરના સખા છે. તે બે શરીરરૂપી વૃક્ષ ઉપર, શા કારણથી આવ્યા? એમ પૂછો; તો તેનો જવાબ માયા છે. માયા કેવી? તેનો જવાબ એ છે કે-માયા અનિર્વચનીય-વર્ણવી ન શકાય; એવી અટપટી છે. આ બેમાંથી જીવરૂપી પક્ષી, શરીરરૂપી વૃક્ષની ટેટીઓને (કર્મનાં ફળોને) ખાય છે. એટલે સુખદુઃખ ભોગવે છે. બીજો ઇશ્વરરૂપી પક્ષી, દેહરૂપી વૃક્ષની ટેટીઓને ખાતો નથી. ત્યારે તે ભૂખ્યો રહેતો હશે? એવી શંકાના જવાબમાં કહેવાનું કે-તે પોતાના આનંદથીજ તૃપ્ત રહે છે. તે પોતાની જ્ઞાનાદિક શકિતઓથી, જીવ કરતાં વધારે પ્રબળ છે. (૬)

૫ થી ૬ વિવેચન—

આ બે શ્લોક ત્રતીય મુંડક ઉપનિષદ્દના, પ્રથમ ખંડના બે ત્રણ શ્લોકોને મળતા છે. શ્રીમદ્દ ભાગવત એટલે કસબી દુપટ્ટો! તેમાં જ્યાં ત્યાં ઉપનિષદ્દ રૂપી કસબ, ઓતપ્રોત વણી લીધો જણાય છે. પ્રથમ ખંડમાં **तत्** અને **त्वं** પદાર્થનું નિરૂપણ છે. **तत्** એટલે પરમાત્મા, અને **त्वं** એટલે જીવ. '**तत् त्वं असि**—જે પરમાત્મા છે; તે તું છો; અથવા જે તું છે; તેજ તે પરમાત્મા છે. એકજ જ્વાળાના જુદા જુદા તણખા. એકજ સૂર્ય અને જીવરૂપી જુદાં જુદાં પ્રતિબિંબ! દેહરૂપી એકજ વૃક્ષ ઉપર, હૃદયરૂપી માળામાં, ઈશ્વર અને જીવરૂપી બે પક્ષી, રહેલાં છે. આ બે પક્ષીઓના ધર્મો, અમુક બાબતમાં સરખા છે; અને

---

૬ પદચ્છેદ—**एतौ सुपर्णौ**—આ બે પક્ષી-જીવ અને ઇશ્વર. **सदृशौ**—ચેતનરૂપે સરખા છે. **सखायौ**—સાથે રહેવાથી તથા એકમતપણાથી પરસ્પરના સખા છે. **च**—પછી. **एतौ यदृच्छया वृक्षे कृतनीडौ**—દેહરૂપી વૃક્ષમાં તેઓએ અનાયાસે હૃદયરૂપી-માળો કર્યો છે. **तयोः एकः**—તે બેમાંથી એક (જીવ). **पिप्पलान्नम् खादति**—તે વૃક્ષની ટેટીઓ ખાય છે. સુખદુઃખાદિને ભોગવે છે. **अन्यः**—બીજો ઇશ્વર. **निरान्नः अपि**—ખાતો નથી; તોપણ. **बलेन भूयान्**—આનંદના બળથી અને જ્ઞાનના બળથી મોટો છે.

અમુક બાબતમાં વિરોધી છે. એકજ દેહમાં બે ચેતન શકિતઓને માનવી, તે બાબત અટપટી છે. શાંતિથી સમજવા જેવી છે. બ્રહ્મજ્ઞાનના ક્ષેત્રમાં રમનારા બોલે છે કે—

**श्लोकार्धेन प्रवक्ष्यामि, यदुक्तं ग्रंथकोटिभिः ॥**
**ब्रह्म सत्यं जगन्मिथ्या, जीवो ब्रह्मैव नापरः ॥**

'જીવ બ્રહ્મજ છે; અન્ય નથી.' જીવ અન્ય નથી;' ત્યારે તેને અન્ય શા માટે ગણવો ? તે સંબંધમાં યાદ રાખવું કે-રણમાં મરનારા કોઇ વીર પુરૂષનું પુતળું ઉભું કર્યું હોય. તેની બે બાજુએ બે ઢાલ રાખી હોય. એક ઢાલ સોનાની હોય; અને બીજી રૂપાની હોય. સોનાની ઢાલમાં સોનાના ગુણ હોય; અને રૂપાની ઢાલમાં રૂપાના ગુણ હોય. પુતળું એકજ. તેનાં બે પડખાં. તે બે પડખાને જુદા જુદા ગુણવાળાં માનવાંજ પડે. તેમ ચેતન એકજ. તેને બે પડખે રહેલી વિદ્યા અને અવિદ્યા બે શકિતઓ, જુદી જુદી છે; એમ માનવુંજ પડે. આટલું સમજ્યા પછી મુંડક ત્રતીય ઉપનિષદ્‌ના પ્રથમ ખંડનો શ્લોક સાંભળો—

**द्वा सुपर्णा सयुजा सखाया, समानं वृक्षं परिषस्वजाते ।**
**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥१॥**

અર્થ—સર્વદા જોડાએલાં તથા ચિત્સ્વરૂપ હોવાથી, સમાનરૂપવાળાં બે પક્ષીઓ. જીવ અને શિવ એકજ વૃક્ષનો ( દેહનો ), આશ્રય કરીને રહેલાં છે. આ પક્ષીઓ માંહેલું એક પક્ષી ( જીવ ), તે વૃક્ષનાં સ્વાદવાળાં ફળોને, અર્થાત કર્મનાં ફળ રૂપે દેખાતાં-સુખદુઃખાદિકને, ભોગવે છે. તથા બીજું પક્ષી (શિવ-ઇશ્વર), દેહનાં સુખદુઃખાદિકને ભોગવતું નથી; પણ સાક્ષીરૂપે રહે છે. ઇશ્વર કર્મનાં ફળને ભોગવતો નથી; અને જોયા કરે છે. (૧)

બેઉને પક્ષી કેમ કહ્યાં ?-પક્ષી જેમ એક વૃક્ષ ઉપરથી ઉડીને, બીજા વૃક્ષ પર બેસે; તેમ આ બેઉ, એક દેહનો નાશ થતાં; બીજા દેહ ઉપર જઇને બેસે છે. તે સાથે એમ પણ સૂચવ્યું કે-આત્મા દેહથી ભિન્ન છે. દિવો અને પ્રકાશ એકત્ર થઇને, જેમ કામ-કાજ કરે છે; તેમ જીવ અને શિવ, એકત્ર થઇને, આ સંસાર ચલાવે છે. દુકાનમાં ભાગ રાખે; તેને નફા તોટાની અસર થાય; દુકાને જે માત્ર બેસવાજ આવે-સાક્ષીરૂપે બેસે; તેને નફા તોટાની અસર થાય નહીં. જીવ દેહાદિકમાં મમતા બાંધે; શિવ બાંધે નહીં. મમતા બાંધે; તે તેનાં બંધાય; મમતા રાખે નહીં; તે મમતાથી મુકત રહે.

જીવ શિવના વિશેષ ધર્મો સંબંધિ, શ્રીકૃષ્ણ આગળ કહે છે—રાગ-ઉપજાતિ-

**आत्मानमन्यं च स वेद विद्वा–नपिप्पलादो न तु पिप्पलादः ॥**
**योऽविद्यया युक् स तु नित्यबद्धो, विद्यामयो यः स तु नित्यमुक्तः ॥ ७ ॥**

---

૭ પદચ્છેદ—**पिप्पलं अत्ति इति पिप्पलादः, न पिप्पलादः इति अपिप्पलादः** વૃક્ષની ટેટીઓને નહીં ખાનારો ઇશ્વર. **विद्वान्**–સર્વજ્ઞ છે. **सः आत्मानं अन्यं च वेद**–તે પોતાને અને જીવને જાણે છે. **तु पिप्पलादः न**–પણ કર્મનાં ફળને ખાનારો જીવ પોતાને અને ઇશ્વરને જાણતો નથી. **यः अविद्यया इति युक्तः**–આ જે જીવ છે; તે અવિદ્યાથી યુક્ત છે. **स तु**–તેથી તે. **नित्यबद्धः**–નિત્ય બદ્ધ છે. **यः विद्यामयः स तु नित्यमुक्तः**–જે જ્ઞાનથી યુક્ત છે તે નિત્ય મુક્ત છે.

**અર્થ—ઇશ્વર કે જે કર્મોનાં ફળોને ભોગવતો નથી; તથા સર્વજ્ઞ છે, તે પોતાને જાણે છે; અને જીવને પણ જાણે છે. જીવ કે જે કર્મોનાં ફળોને ભોગવે છે; તે અલ્પજ્ઞ છે. તે પોતાને યથાર્થ રીતે જાણતો નથી; અને ઈશ્વરને પણ જાણતો નથી. આ પ્રમાણે જીવ કે જે, અવિદ્યાથી જોડાએલો છે; તે અનાદિકાળથી બદ્ધ છે; અને ઈશ્વર કે જે, વિદ્યાથી (જ્ઞાનથી) જોડાએલો છે; તે સત્વગુણના વધારાને લીધે સર્વજ્ઞ છે; અને અનાદિકાળથી મુક્ત છે. વિદ્યામાં આવરણ કરનારપણું, તથા આશ્રયીને મોહ કરનારપણું નથી; તેથી ઈશ્વર નિરંતર મુક્તજ છે. [૭]**

૭ વિવેચન—

સાવધાન છોને ? આવી ઉત્તમ વાતો સાંભળવા અધિકારી છોને ?

**स्थूलशरीराभिमानी जीवनामकं ब्रह्मप्रतिबिंबं भवति** વિગેરે શબ્દોથી તત્ત્વબોધ, ઉપલા શ્લોકને ટેકો આપે છે. આપણે શું છીએ; તે જોવું હોય; તો–તે આપણી મુઠીમાં છે. આપણે જીવ છીએ કે શિવ ? આપણામાં જીવભાવ છે ? કે–શિવભાવ ? તે વિદિત થઇ શકે એવું છે. ચાલતી ટ્રેને એનજીન અટકે છે; ત્યારે ડ્રાઇવર સાવધાન થઇને, ભૂલચૂક શોધી કાઢે છે કદિ પોતે ભૂલચૂક શોધી શકતો નથી; તો કોઇ ડાહ્યા એનજીનીયરને બોલાવીને, તેની મદદથી, પોતાનું એન્જીન સુધારે છે. તે પ્રમાણેજ આપણા ચાલતા માનવજીવનમાં, આપણે જો કાંઇ સમજ્યા હોઇએ; તો આપણે ક્યાં છીએ; તે અવશ્ય તપાસવુંજ જોઈએ. તપાસતાં વૃત્તિઓ, જીવ ભાવથી ઓતપ્રોત જણાય; તો સાવધાન થઇ જવું જોઇએ. પોતાથી ભૂલ ન સુધરે; તો વિના વિલંબે સદ્ગુરૂને શરણે જવું જોઇએ. જીવભાવ એજ બંધન; અને શિવભાવ એજ મુકિત. જીવભાવમાં સુખદુઃખના આંચકા સાચા લાગે; અને શિવભાવમાં, સુખદુઃખના આંચકા મૃગજળ જેવા જણાય.

'બસ ! હવે આમ ક્યાં સુધી ?'—ધંધાની તંગીથી મુંઝાતો વેપારી, ગામડામાં ગભરાય. પણ 'બસ ! હવે આમ ક્યાં સુધી ?' એમ હૃદયે આંચકો આવે; અને કુદીને મુંબઈ જેવા મોટા શહેરમાં આવી પહોંચે; તો ધંધો જડી રહે. ખંત રાખીને ધંધાને ખેડે; તો ધનના ઢગલા થાય, તે પ્રમાણેજ ગરજવાળો મુમુક્ષુ. કલ્યાણ માટે એકલો એકલો ગભરાય; પણ 'બસ ! હવે આમ ( જીવભાવ ) ક્યાં સુધી ?' એમ વિચાર કરીને, સદ્ગુરૂને શરણે જાય; તો જરૂર જીવભાવ કમી કરવાના સાધન મળી રહે. સાધનોનો વિકાસ કરતાં, જીવભાવ, કરમાઈ જાય; અને શિવભાવ વિકસે. લક્ષ્મી માણેકચોકમાં પડી છે. કોઈ કહે કે—'ધનવાનોની પેટીમાં-તાળામાં–લક્ષ્મી પડી છે;' તે વાતને હું માનતો નથી. કારણ કે–જેવો જોઈએ તેવો પ્રયત્ન કરનાર, લક્ષ્મીને પેટીઓમાંથી ખેંચી શકે છે. કોઇ કહે કે-'પ્રારબ્ધ વિના પ્રયત્ન નિષ્ફળ જાય'; તો એવા પાંચ ટકા બાદ કરો; તોપણ પંચાણું ટકા, પ્રયત્નના ફળને ભોગવી રહ્યા છે. માટે આપને આપની તપાસ કરતાં, જીવનમાં જીવભાવ જણાય; તો 'બસ ! હવે આમ ક્યાં સુધી ?' એટલો વિચાર તો જરૂર કરજો. વિચાર દૃઢ થાય; તો પ્રયત્ન કરવા ઉભા થજો. શાસ્ત્રની તથા સંતોની વાતો, આપણને ગાંડી લાગે; અને આપણો પોતાનો જીવભાવજ આપણને ખરો લાગે; તો આપણે પશુપક્ષીના અંધારા દેહમાં છીએ; એમ સમજવું.

એકજ દેહમાં જીવ જુદો જુદો દેખાય છે; તે સંબંધમાં શ્રીકૃષ્ણ કહે છે કે—

**देहस्थोऽपि न देहस्थो, विद्वान् स्वप्नाद्यथोत्थितः ॥**
**अदेहस्थोऽपि देहस्थः, कुमतिः स्वप्नदृग्यथा ॥८॥**

અર્થ—હવે જીવ જીવ વચ્ચેના ભેદ વિશે કહું છઉં—'જીવ–જીવ' એટલે જુદા જુદા દેહમાં રહેલા, જુદા જુદા જીવ સંબંધી આ વાત નથી. પણ એકજ દેહમાં રહેલો, એકજ જીવ, નવાં નવાં પટકુળ પહેરીને; નવો નવો દેખાય છે; તે સંબંધી આ વાત છે. સાંભળો–જીવ જ્યારે સ્વપ્નામાં હોય છે, ત્યારે જાગ્રત્‌ના દેહને તદ્દન ભૂલી જાય છે; અને સ્વપ્નાના દેહને ખરો માને છે. જાગ્રત્‌માં પોતે શું હતો ? પોતે કયાં હતો ? અને પોતે શું કરતો હતો ? તે તમામ વાત, તે ભૂલી જાય છે; અને સ્વપ્નામાં પોતે જે હોય, અને પોતે જે કરતો હોય; તે વાતનેજ, તે ખરી માને છે. એટલે જાગ્રતની સમજણવાળો જીવ, સ્વપ્નામાં નથી. સ્વપ્નામાં તે કાંઈ જુદીજ રીતે બદલાઈ ગએલો જણાય છે. સ્વપ્નામાંથી જ્યારે તે જીવ જાગે છે; ત્યારે તેને સ્વપ્નું ખોટું લાગે છે. સ્વપ્નાનો તમામ વહીવટ, તેની સ્મરણ શકિતમાં રહે છે; તોપણ તે તમામ વહીવટને, તે ખોટો માને છે. [સ્વપ્નાવસ્થામાં જાગ્રત અવસ્થાનું સ્મરણ નહોતું. જાગ્યા પછી જાગ્રત્ અવસ્થામાં, સ્વપ્નાવસ્થાનું સ્મરણ રહે છે.] એટલા માટેજ સ્વપ્નાવસ્થા કરતાં, જાગ્રત્ અવસ્થા, ઉંચી ભૂમિકામાં છે. જાગ્રત્ અવસ્થા કરતાં, જ્ઞાનાવસ્થા ઉંચી ભૂમિકા છે. જ્ઞાનાવસ્થામાં જાગ્રત્‌ના સંસ્કાર, સ્મરણશકિતમાં રહે છે; પણ તે તમામ, સ્વપ્નામાંથી જાગેલાને જેમ, સ્વપ્નાના સંસ્કાર મિથ્યા લાગે છે; તેમ જાગ્રતમાંથી જાગેલા જ્ઞાનીને, જાગ્રત્ અવસ્થાના (અજ્ઞાન અવસ્થાના) સંસ્કારો, મિથ્યા લાગે છે. ત્યારે જ્ઞાન થયા પછી, તે તુરત મરી જાય છે ? આ દેહને છોડી દે છે? તેના જવાબમાં કહ્યું કે–**अदेहस्थः अपि देहस्थः**–જીવન્મુક્ત થયા પછી પણ, પ્રારબ્ધકર્મ ભોગવવા, આ દેહમાં તે રહે છે. શ્લોકના છેવટમાં કહ્યું કે–**कुमतिः यथा स्वप्नदृक्**–સ્વપ્નાવસ્થાવાળો જીવ, સ્વપ્નાના દેહને ખરો માને છે. વાસ્તવીક રીતે સ્વપ્ના·

૮ પદચ્છેદ—**स्वप्नात् उत्थितः यथा**–જેમ સ્વપ્નમાંથી જાગેલો જીવાત્મા. **देहस्थः अपि**–સ્મરણમાં રહેલા સ્વપ્ન સંબંધી દેહમાં રહેલો છતાં. એટલે સ્વપ્ના વખતના તે દેહમાં હતો-તોપણ. જાગ્રત અવસ્થામાં સ્વપ્નાવસ્થાના સુખદુઃખનો અભાવ થઈ જવાથી. **न देहस्थः इति विद्वान्**–હું તે સ્વપ્નાના દેહમાં રહ્યોજ નથી એમ જ્ઞાન થવાથી. એમ જાણે છે; તેથી **अदेहस्थः अपि**–મુકિત પામેલો છતાં. **देहस्थः**-પ્રારબ્ધકર્મ પૂરાં થાય; ત્યાંસુધી દેહમાં રહે છે. સ્વપ્નામાંથી જાગેલાને સ્વપ્નાના સંસ્કાર યાદ છે. તોપણ તેને મિથ્યા માને છે. તેમ જ્ઞાનીને અજ્ઞાન દશાના સંસ્કાર યાદ છે; તોપણ તે સંસ્કારોને તે મિથ્યા માને છે. **यथा स्वप्नदृक्**–સ્વપ્ના અવસ્થાવાળો જેમ સ્વપ્નાના દેહને ખરો માને છે; **तथा**–તેમ. **कुमतिः**–અજ્ઞાની જાગ્રત અવસ્થાના દેહને ખરો માને છે.

વસ્થાવાળો જીવ પોતે શું છે? પોતે કયાં છે? અને પોતે અત્યારે શું કરે છે? તે તમામ વાતને ભૂલી જાય છે. 'બસ! સ્વપ્નુંજ ખરૂં' એમ સ્વપ્નાવસ્થામાં માને છે. તે પ્રમાણેજ અજ્ઞાની જીવ, પોતાના સત્યસ્વરૂપને ભૂલીને, પોતાના સંસારનેજ સત્ય માની બેસે છે. આગળ પાછળ કાંઇ દેખી શકતો નથી; માટે 'કુમતિ' કહ્યો છે. [૮]

૮ વિવેચન—

ઉપર અર્થમાં ઘણા ખુલાસા કર્યા છે. ફરી વાંચી જુઓ. બે વખત વિચારી જુઓ!

કેવો માલ છે? આ એકાદશસ્કંધ? પંદર દિવસમાં એકાદશી એકજ; જેની ધન્ય પ્રભાત; જેના ધન્ય બપોર; જેના ધન્ય સાયંકાળ, જેની ધન્ય રાત્રિ! રાત્રિનાં ધન્ય જાગરણ. નવાં દંપતી જાગરણ કરે; કામી જાગરણ કરે; કે આત્મારામી જાગરણ કરે.

દોહરો—કામ ક્રોધ મદ લોભ સબ, નાથ નરકકર પંથ;
સબ પરિહરિ રઘુવીર પદ, ભજહૂં કહહિ સદ્‌ગ્રન્થ—સીયાવર૦

ઉપર અર્થમાં, છેલ્લી લીટીઓ વાંચી? શું કહ્યું? 'કુમતિ' કોને કહ્યો? આગળ પાછળ જે કાંઈ દેખી શકતો નથી; તે 'કુમતિ' કહેવાય છે. જે પોતાનું ભુંડું કરવા તૈયાર થયો છે; તે 'કુમતિ.' જે છતી આંખે દેખતો નથી; તે 'કુમતિ.' જે છતી સગવડે ચેતતો નથી; તે 'કુમતિ.'

હજારો વરસથી શાસ્ત્રો અને સંતો, ઉપદેશ આપી રહ્યાં છે; તોપણ કુમતિવાળાં કરોડો પાકે છે; અને સુમતિવાળાં બે પાંચ કે દસ પાકે છે. અમદાવાદમાં ધનવાનનાં ઘર ઘણાં; પણ સોનાને પ્યાલે દુધ પીએ; એવાં એક બે ઘર હોય. સદ્‌બોધ આપનારાં, અને લેનારાં, કરોડો પાકે છે; પણ તે પ્રમાણે પાળનારાં એક બે કે દસ પાકે છે. જ્યાં કાંટાકાંકરા ઘણાં; ત્યાં પગે પગરખાં પહેરવાંજ પડે. આ સંસાર કુમતિઓથી ભર્યો છે; માટે સંતોએ બહુજ સાચવીને રહેવું જોઇએ. ધનવાન્ ધન રેઢું ન મૂકે.

ચોપાઇ—સુમતિ કુમતિ સબકે ઉર રહહી, નાથ પુરાણ નિગમ અસ કહહી;
જહાં સુમતિ ત્યાં સંપત્તિ નાના, જહાં કુમતિ ત્યાં વિપતિ નિદાના.

શાસ્ત્રોએ આવી દીવા દાંડીઓ, સંસાર સાગરે ખોડી રાખી છે; પણ બેભાન-અજ્ઞાનથી અંધ, પોતાનાં નાવ, ખરાબે અફળાવે છે. પરિણામે દુઃખી!

જળમાં પોતાના પ્રતિબિંબને ડોલતું જોઇને—'હું બુડું છઉં—મને કાઢવા દોડો;' એમ કહેવું; તે ગાંડપણ છે. સ્વપ્નામાં આપણને કોઇએ તલવાર મારી. જાગ્યા પછી આપણે કહીએ—કે—'આ ઘાથી હું નહીં બચું;' તે ગાંડપણ છે.

ચોપાઈ—મોહનિશા સબ સોવનીહારા, દેખહી સ્વપ્ન અનેક પ્રકારા;
જાનીયે તબહી જીવ જગ જાગા, જબ સબ વિષય વિલાસ વિરાગા.

બળીયો દુશ્મન, દુબળા દુશ્મનને, બાથમાં ઘાલીને પીલી નાંખે; તેમ બળવાન માયા, દુબળા જીવોને—પામર પ્રાણીઓને, બાથમાં ઘાલીને પીલી રહી છે. [તાપી કાંઠે દુબળા લોકો વસે છે. દેશનેતાઓ તેમનો પક્ષ કરે છે. પણ સંસાર કાંઠે રહેનારાં, આ દુબળા (વિલાસી) લોકોનો પક્ષ, કોઈ કરતું નથી.] શ્રીહરિને શરણે રહીએ; જગતને અને જગતના

ભોગ વિલાસને, તુચ્છ ગણી શકીએ; ત્યારેજ બળીયા થઇએ; ત્યારેજ પામર મટીએ; ત્યારેજ માયાને હંફાવી શકીએ.

**'मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते.'**

પચીસ પચાસ સ્ત્રીઓનો પતિ, એ મરદ નથી; પણ માયાને હંફાવે તે મરદ છે. હાથીના કુંભસ્થળ તોડનારા મરદ નથી; પણ માયાને હંફાવે; તે મરદ છે. પચીસ પચાસ લાખના આશામીઓ મરદ નથી; પણ માયાને હંફાવીને, ધનને વાપરવા શીખ્યા, તે મરદ છે.

મુક્ત કોને કહેવાય; તે હવે કહે છે—

**इन्द्रियैरिन्द्रयार्थेषु, गुणैरपि गुणेषु च ॥**
**गृह्यमाणेष्वहंकुर्यान्–न विद्वान् यस्त्वविक्रियः ॥९॥**

અર્થ—ઇંદ્રિયોથી વિષયોનું ગ્રહણ થાય છે; એટલે ઇંદ્રિયો વિષયોને ભોગવે છે; તોપણ **રાગદ્વેષાદિકથી રહિત થએલો મુક્ત પુરૂષ,** 'એ વિષયોને હું ભોગવું છઉં;' એમ માનતો નથી. કારણકે ઇંદ્રિયો અને તેના વિષયો–બેઉ, ગુણનાં કાર્યો છે. લોઢું લોઢાંને પકડે, તેમ ગુણનાં કાર્યોરૂપી ઇંદ્રિયો, ગુણનાં કાર્યોરૂપી વિષયોને પકડે–ભોગવે, તેથી અસંગ–અનાસક્ત–પુરૂષને કાંઇ લાગતું વળગતું નથી. [૯]

૯ વિવેચન—

નાટકના થીએટર ઉપર સ્ત્રી બનેલો નટ, પતિ બનેલા નટને 'પ્રાણાધાર' કહે છે; પણ હૃદયથી સમજે છે કે–'આ ખેલ છે; આ કલ્પનાસૃષ્ટિ છે; આ સ્વપ્નસૃષ્ટિ છે.' સીનેમાના થીએટર ઉપર રમનારી નટીનો હાથ, સંજોગોવશાત, નટ પકડે છે; પણ પછી હાથ પકડે; તો તે કાયદેસર ગુન્હેગાર થાય છે. સીનેમાનું થીએટર, કલ્પનાસૃષ્ટિ છે. દવાખાનાનો ડૉક્ટર, અથવા વૈદ્ય, માંદી સ્ત્રીના, ગમે તે ગુહ્ય અંગોનો સ્પર્શ કરે છે; પણ પછી સ્પર્શ કરવા આવે; તો કાયદેસર ગુન્હેગાર થાય છે. મલીન કામનાઓથી રંગાએલો, અને મલીન કામનાઓથી રહિત–શુદ્ધ; એવા બે, હૃદયસૃષ્ટિના મોટા માર્ગો છે. પ્રથમ માર્ગે બદ્ધ વિચરે છે; અને બીજે માર્ગે મુક્તો વિચરે છે. **बद्धो हि को यो, विषयानुरागी । को वा विमुक्तो, विषयेष्वरक्त:** ॥ કામક્રોધાદિથી ઘેરાએલા તે બદ્ધ! કામક્રોધાદિથી મુક્ત તેજ મુક્ત!

કેમ આટલું સમજાય છે ને? ન સમજાય; તો ફરી વાંચો; અને વિચારો. આ અનેક શાસ્ત્રોનો સાર છે; આ અનેક સંતોની વાણી છે; આ અનેક નિર્ણયોનો નિર્ણય છે. હોશીયાર હો; તો કાંઈ કરી લ્યો! મરદ હો; તો મદાને આવો!

"દદ્દા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને હૃદયે રહ્યું;
સમજુ નર તો લેશે સાર; ગાંફલ નર તો ખાશે માર—દદ્દા૦"

[પ્રીતમનો કક્કો.]

---

૯ પદચ્છેદ—**इंद्रियैः इंद्रियार्थेषु गृह्यमाणेषु**–ઇંદ્રિયોથી ઇંદ્રિયોના વિષયો ભોગવતો હોય ત્યારે. **अविक्रियः न अहंकुर्यात्**–રાગદ્વેષથી રહિત થએલો મુક્ત પુરૂષ. તે હું કરૂં છઉં; એમ માનતો નથી. કારણકે. **गुणैः गुणेषु गृह्यमाणेषु**–ગુણના કાર્યોરૂપી ઇંદ્રિયો, ગુણના કાર્યરૂપ વિષયો ભોગવે છે.

કયો વિષય ચાલે છે; તે ભૂલ્યા નથીને ? પોળ ભૂલ્યાં; તો ઘર જડશે નહીં. 'મુક્ત પુરૂષોની ઇંદ્રિયો, પોત પોતાના વિષયો ભોગવે; છતાં મુક્ત પુરૂષો તેમાં બંધાય નહીં;' તે વિષય ચાલે છે. તે સંબંધમાં—ગીતા અ. ૫.

**नैव किंचित् करोमीति, युक्तो मन्येत तत्त्ववित् ॥**
**पश्यन् शृण्वन् स्पृशञ्जिघ्रन्-नश्नन् गच्छन् स्वपन् श्वसन् ॥८॥**
**प्रलपन विसृजन गृह्णन्, नुन्मिषन् निमिषन्नपि ॥**
**इंद्रियाणींद्रियार्थेषु, वर्तंत इति धारयन् ॥९॥**

અર્થ—તત્ત્વને જાણનારો મુક્ત પુરૂષ આંખે જુએ છે; કાને સાંભળે છે; ત્વચાથી સ્પર્શ કરે છે; નાકથી સુંઘે છે; મુખથી ખાય છે; પગથી ચાલે છે; બુદ્ધિથી ઉંઘે છે. પ્રાણથી શ્વાસ લેછે; વાણીથી બોલે છે; ગનથી ત્યાગ કરે છે; હાથથી પકડે છે; નેત્રાદિને ઉઘાડે છે; અને મીંચે છે; તોપણ—"ઇંદ્રિયોજ ઇંદ્રિયોના વિષયોમાં વર્તે છે;" એવું સમજીને, 'પોતે કાંઇજ કરતો નથી;' એમ માને છે. [૮-૯]

અનેક દંભીઓને રખડાવી મારનારા, આ બે શ્લોકો છે. માટે આ બે શ્લોકો, પોતાને ફીટ (યોગ્ય) છે કે નહીં; તેનો પાકો વિચાર કરી, પછી તે પ્રમાણે વર્તવું. આ હૃદયની ચોખવટનો સવાલ છે; વાણીની ચોખવટનો સવાલ નથી. [વિવેક ચૂડામણિ]

**वीणाया रूपसौंदर्यं, तंत्रीवादनसौष्ठवम् ॥**
**प्रजारंजनमात्रं तन्-न साम्राज्याय कल्पते ॥५७॥**
**वाग्वैखरी शब्दझरी, शास्त्रव्याख्यानकौशलम् ॥**
**वैदुष्यं विदुषां तद्वद्-भुक्तये न तु मुक्तये ॥५८॥**
× × × ×
**शब्दजालं महारण्यं, चित्तभ्रमणकारणम् ॥६०॥**

અર્થ—વીણાના રૂપનું સુંદરપણું, અને તેના તારો વગાડવાનું નિપુણપણું, આ બેઉ, સાંભળનારા લોકોને, રાજી કરવા જેટલુંજ છે. એટલે તેથી કલ્યાણ થાય; એમ સમજવું નહીં. કરોડોના માલીક થવું હોય; તેણે કરોડો પ્રયત્ન કરવા જોઇએ. કરોડો કરતાં મોંઘું કલ્યાણ. કલ્યાણ—સાધવું હોય; તેણે દંભ પાખંડ વિનાની સાધના સાધવી જોઇએ. [૫૭] બોલવામાં આવતી વૈખરી વાણી, શબ્દોનો હોકારાવાળો પ્રવાહ, અને શાસ્ત્રોનાં વ્યાખ્યાનોમાં કુશળપણું, એવા પ્રકારની લૌકિક વિદ્વાનોની, લૌકિક વિદ્વતા, રળી ખાવા જેટલીજ છે. પણ મોક્ષના સાધન રૂપ નથી. [૫૮] વાદ વિવાદમાં રમનારાઓ પાસે, શાસ્ત્રોના શબ્દોના સમુહરૂપ, મોટું અરણ્ય પડયુ રહે છે. આ અરણ્યમાં તેમનું ચિત્ત ભટકયા કરે છે. [૬૦]

ગૌતમ મહાવીરનો આ પ્રદેશ છે. મહમદ, મુસા અને ક્રાઇસ્ટે, આ પ્રદેશમાંથી માલ ઉપાડયો. માલ આપનારા ઋષિઓ કેવા હતા ?

**आज्ञा गुणामविचारणीया**—ઘરમાં પિતાની આજ્ઞા થાય; તેમજ કરાય, તેમાં વિચાર કરવાનો કાંઈ હોયજ નહીં. કારણ કે આ દુનિયામાં પિતાના ઉપકારોની ગણત્રી, ઇશ્વિરના ઉપકારોની ગણત્રી કરતાં વધી પડે એવી છે. આ સંસારમાં અબ્જો આપતાં, ન મળે એવી તે વસ્તુ છે. અજોડ છે. શ્રીરામ, પરશુરામ, અને એવા અનેક પિતાની આજ્ઞારૂપી, નીસરણી ઉપર ચડીને, ઉત્કૃષ્ટતા પામ્યા છે. યુરોપનો એક વિદ્વાન્ છાતી ઠોકીને લખે છે કે— 'પ્રાચીન રોમની ઉન્નતિ સાધી આપનાર, પિતાની આજ્ઞારૂપ આ એકજ સાધન હતું. આ

એકજ સાધન, તેઓ હિંદમાંથી લઇ ગયા હતા. આ એકજ સાધનમાંથી અનેક સાધનોનો વિકાસ થયો. અનેક સાધનોનો વિકાસ થતાં, રોમમાં વૈભવ અને લક્ષ્મી વધી પડયાં.' ઉકરડો વધી પડતાં; જેમ દુર્ગંધી છૂટે; તેમ વૈભવ અને લક્ષ્મી વધી પડતાં, બુદ્ધિવાદ અને ઉદ્ધતાઇ ઉભરાણાં. રેલ્વેના પાટા આઘા પાછા થઇ જાય; તો તે પર દોડતી ટ્રેનો, ઉથલી પડે; તેમ પિતાની આજ્ઞારૂપી, અને આજ્ઞાના પાલનરૂપી, બે મજબુત પાટા, આઘા પાછા થઈ જતાં, અનેકની જીવનટ્રેનો ઉથલી પડવા લાગી. પરિણામે રોમ પાયમાલ થઇ ગયું. પિતાની આજ્ઞાના પાલનરૂપી એકજ સાધન, રોમના વિદ્વાન્ મુસાફરે, હિંદ પાસેથી લીધું. સમાજ વ્યવસ્થા, રાજ વ્યવસ્થા અને ધર્મ વ્યવસ્થા, ત્રણે ઉન્નત થયાં. આજ્ઞા ભંગ થતાં, ત્રણે કથળી ગયાં. આજ્ઞાપાલક શાંત હોય. જેમનાં મન શાંત ન હોય; તેમના સંસાર શાંત ન હોય; તેમને આવું સાંભળવાની અવકાશ પણ ન હોય.

સાર એ છે કે–'ઇંદ્રિયો ઈંદ્રિયોના વિષયો ભોગવે; તેમાં મારે શું; મને કાંઈ પાપ લાગે નહીં.' એમ દંભથી કહેવું નહીં. જ્ઞાની રાગાદિ વિકારોથી મુક્ત રહે છે; તે સંબંધમાં ગીતા અ. ૩ કહે છે કે—

**तत्त्ववित्तु महाबाहो, गुणकर्मविभागयोः ॥**
**गुणा गुणेषु वर्तंत, इति मत्वा न सज्जते ॥ २८ ॥**

અર્થ—હે મહાબાહો ! ગુણોના અને ગુણોવડે કરાતા કર્મોના સ્વરૂપને જાણનારો તત્ત્વજ્ઞાની પુરૂષ, 'ગુણો ગુણોમાં વર્તે છે' એમ માનીને, આસક્ત થતો નથી. [૨૮]

ત્યારે મુકતો કર્મ નહીં કરતા હોય ? તેના જવાબમાં ગીતા અ. ૨જો બોલે છે કે–

**आपूर्यमाणमचलप्रतिष्ठं, समुद्रमापः प्रविशंति यद्वत् ।**
**तद्वत् कामा यं प्रविशंति सर्वे, स शांतिमाप्नोति न कामकामी ॥७०॥**

અર્થ—સમુદ્ર અચળ પ્રતિષ્ઠાવાળો, અને સર્વ તરફથી ભરપુર છતાં, તેમાં જેમ અનેક નદીઓ પડે છે; તોપણ સમુદ્ર જેમ વિકાર પામતો નથી; તે પ્રમાણેજ જે પુરૂષમાં સર્વ પ્રકારની કામનાઓ, તેને ચલાયમાન કર્યા વિના સમાઇ જાય; તે પુરૂષજ સાચી શાંતિને પામે. કામનાઓથી વિકાર પામનારો પુરૂષ સાચી શાંતિને પામતો નથી. [૭૦]

આ તો રત્નો! ગરીબોને રત્નોનાં દાન ! પાતાળમાં રહેનારાઓને આકાશની વાત ? તોપણ કાંઈ સમજો; તો સાવધાન થઈ જાઓ. ભલે પાતાળમાં બેઠાં; પણ આકાશે ઉડવાની સૌને પરવાનગી છે. અરે ! એટલા માટેજ, આ માનવ દેહ માગી લીધો છે,

હજી અજ્ઞાનીની વાત કરે છે-

**दैवाधीने शरीरेऽस्मिन् , गुणभाव्येन कर्मणा ॥**
**वर्तमानोऽबुधस्तत्र, कर्ताऽस्मीति निबध्यते ॥ १० ॥**

**અર્થ—પૂર્વ કર્મથી પ્રાપ્ત થએલા આ દેહમાં, ઇંદ્રિયોથી થતાં કર્મોને 'હું કરું છઉં', એમ માનનારો મૂર્ખ માનવી, કર્મોથી બંધાઈ જાય છે, [૧૦]**

---

૧૦ પદચ્છેદ—**अस्मिन दैवाधीने शरीरे**–પૂર્વ કર્મોથી પ્રાપ્ત થએલા આ શરીરમાં. **गुणभाव्येन कर्मणा**–ઇંદ્રિયોથી થતા કર્મોવડે. **वर्तमानः अबुधः**–વર્તતો એવો મૂર્ખ માનવી. **(अहं) कर्ता अस्मि इति निबध्यते**–હું કર્તા છઉં એવો અહંકાર ધરવાને લીધે બંધાઇ જાય છે.

૧૦ વિવેચન—

અહંકાર, અભિમાન, આપણા હૃદયમાં રહે છે; પણ તેથી થતા નુકશાનને આપણે દેખી શકતા નથી. દુશ્મન આપણું ભુંડું કરે; તે કરતાં અભિમાન આપણું વધારે ભુંડું કરે છે; તોપણ આપણે–આ વાતને, અભિમાનના પરિણામને, સમજતા નથી.

લાખોની પાંખો ગઈ છે પીંખાઈ, જેની મુછપર લીંબુ ઠેરાણા !
પુછી જોને તું પંડિત પુરાણારે; કોઈના અમર છે લેખ લખાણા !'

નાટક સીનેમા, અભિમાનથી થતા નુકસાનના ખેલ કરી બતાવે છે. ફોનાગ્રાફની થાળીઓ ઘેર ઘેર વાગે છે. રેડીઓ હોટલ મંદિરોને શણગારી રહ્યો છે. ઉત્તમ ઉત્તમ વચનોને વેરે છે. મધુર આલાપે ચિત્તને ચોરે છે; પણ ચિત્ત વધારે વધારે બગડતું જાય છે. ઘાણીનો બળદ ઘણું ફરે, પણ ત્યાંનો ત્યાં. માયાના કુંડાળામાં. તેમ માનવી ઘણું સાંભળે; પણ માયાના કુંડાળામાં. એટલે કામી, ક્રોધી અને લોભી; અભિમાનને ઘડી પણ અળગો ન કરી શકે એવો પામર. લાકડા વહેરવાના કરવતે, પત્થર વહેરાય નહીં; અને પત્થર વહેરવાના કરવતે, ગજવેલ વહેરાય નહીં. આપણા અભિમાનને વહેરવા માટે, કેવા પ્રકારના કરવતની જરૂર છે; તેનો વિચાર, આપણે પોતેજ કરવો ઘટે છે.

ગીતા અ. ૩ બોલે છે કે–

**प्रकृतेः क्रियमाणानि, गुणैः कर्माणि सर्वशः ॥**
**अहंकारविमूढात्मा, कर्ताहमिति मन्यते ॥ २७ ॥**

અર્થ—કર્મો ગમે તે રીતે, પ્રકૃતિના ગુણોથીજ કરાય છે. છતાં અહંકારી વિમૂઢ પુરૂષ, 'હું કર્તા છઉં' એમ માને છે.

મુક્ત પુરૂષ કેવી રીતે વિષયભોગ ભોગવે છે; તે હવે કહે છે.

**एवं विरक्तः शयन, आसनाटनमज्जने ॥**
**दर्शनस्पर्शनघ्राण–भोजनश्रवणादिषु ॥ ११ ॥**
**न तथा बध्यते विद्वांस्–तत्र तत्रादयन् गुणान् ॥**
**प्रकृतिस्थोऽप्यसंसक्तो, यथा खं सविताऽनिलः ॥१२॥**

અર્થ—'ઇંદ્રિયોનાં કર્મો મને લાગતાં વળગતાં નથી; પણ હું તે કર્મોનો સાક્ષી છઉં;' એમ સમજનારો વિરકત પુરૂષ, શયન, આસન, ફરવું

---

૧૧-૧૨ પદચ્છેદ—**विरक्तः**-વિરક્ત પુરૂષ. **शयने**-શયનમાં. **आसनाटनमज्जने**-આસન, ફરવું અને નહાવું તેમાં. **दर्शनस्पर्शनघ्राणभोजनश्रवणादिषु**-દર્શન, (જોવું), અડકવું, સુંઘવું, જમવું, સાંભળવું ઇત્યાદિ ક્રિયાઓમાં **तत्र तत्र गुणान् आदयन्**-તે તે ક્રિયાઓમાં વિષયોને ભોગવનારો. **एवं विद्वान्**-ઇંદ્રિયોનાં કર્મો મને લાગતાં વળગતાં નથી; પણ હું તે કર્મોનો સાક્ષી છઉં; એમ સમજનારો જ્ઞાની. **प्रकृतिस्थः अपि**-જ્ઞાની દેહમાં રહ્યો છે; તોપણ **यथा खं सविता अनिलः**-જેમ આકાશ સર્વમાં રહેલું છતાં બંધાતું નથી; સૂર્ય જળમાં પ્રતિબિંબીત થયા છતાં બંધાતો નથી; વાયુ સર્વમાં ફરતા છતાં બંધાતો નથી તેમ. **असंसक्तः**-અનાસક્ત. **न तथा बद्ध्यते**-અજ્ઞાનીની માફક બંધાતો નથી.

નહાવું, જોવું, અડકવું, સુંઘવું, જમવું અને સાંભળવું ઇત્યાદિક ક્રિયાઓના, તે તે ભોગને તે ભોગવે છે; તોપણ અજ્ઞાનીની પેઠે, તે તે ક્રિયાઓમાં તે બંધાતો નથી. જેમ આકાશ સર્વમાં રહેલું છે; તો પણ તે કોઈથી બંધાતું નથી; જેમ સૂર્ય જળમાં પ્રતિબીંબિત થાય છે; તો પણ જળથી બંધાતો નથી; જેમ પવન સર્વમાં હરતો ફરતો રહે છે; તો પણ કોઈથી બંધાતો નથી; તેમ જ્ઞાની પુરૂષ, દેહમાં રહ્યા છતાં, દેહમાં બંધાતો નથી. (૧૧-૧૨)

૧૧-૧૨ વિવેચન.

આ સંબંધી ઘણો ખુલાસો ૯ મા શ્લોક નીચે કર્યો છે. ખીલાને બરાબર ખોડનારો પુરૂષ, જેમ ખીલાને હલાવતો જાય; અને તેને માથે હથોડો મારતો જાય; તેમ કૃપાળુ શ્રી કૃષ્ણ, ઉદ્ધવના હૃદયમાં તત્ત્વજ્ઞાનને ઉતારવા, એકની એક વાત, ઉલટાવી ઉલટાવીને કહી રહ્યા છે. વિવેકચુડામણિ કહે છે કે—

વંશસ્થ.

**न खिद्यते नो विषयैः प्रमोदते, न सज्जते नाऽपि विरज्यते च ॥**
**स्वस्मिन् सदा क्रीडति नंदति स्वयं, निरंतरानंदरसेन तृप्तः ॥५३६॥**

અર્થ—અખંડાનંદરૂપ અમૃતવડે તૃપ્ત થએલો બ્રહ્મવેત્તા પુરૂષ, પ્રતિકુળ પ્રસંગમાં ખેદ પામતો નથી; અને અનુકુળ વિષયો મળવાથી પ્રસન્ન થતો નથી. સુખનાં સાધનોમાં આસક્ત થતો નથી; અને દુઃખનાં સાધનોથી, ઉદ્વેગ પણ પામતો નથી. સર્વદા આત્મામાં ક્રીડા કરે છે. તથા આત્મામાંજ પોતે આનંદ અનુભવે છે. (૫૩૬)

પ્રથમ દેહથી એકાંત રહેતાં શીખવું. પછી મનથી એકાંત રહેતાં શીખવું. 'મનથી એકાંત' એટલે મનમાં શ્રીહરિ સિવાય, બીજી વૃત્તિઓ નહીં તે. કુંભારના ચાક ઉપર બેઠેલી માખી, હાલ્યા ચાલ્યા વિના, ફર્યા કરતી જણાય છે. તેવુંજ મુક્તનું હરવું ફરવું છે. સર્વ ક્રિયાઓમાં તેનું મારૂં જે સ્મરણ રહે છે; તેથી તેને બીજાં તમામનું વિસ્મરણ રહે છે. સમુદ્ર શાંત હોય; છતાં તેમાં જેમ લ્હેર આવે છે; તેમ મુક્ત પુરૂષ અંદરથી શાંત હોય છે; છતાં તે ઉપરથી ક્રિયા કરતો જણાય છે. મુક્ત પુરૂષને સર્વત્ર આત્મભાવ હોવાથી, તેના અહંમમના બંધ ઢીલા પડી ગએલા હોય છે. નિર્વિકારીને નિયમનું બંધન હોતું નથી. મુક્ત નિર્વિકારી છે. આકાશ જળમાં બુડેલું જણાય છે; પણ તે કોરૂં છે.

સૂર્યકાંત મણિ (આગીઓકાચ), સૂર્યના તેજને લીધે, રૂ વિગેરે પદાર્થોને બાળે છે; તોપણ સૂર્ય અકર્તા છે.

ઉનાળે આકાશમાં સૂર્ય તપે; તેથી આકાશ તપતું નથી. શીયાળે આકાશમાં ઠંડા પવન દોડયા આવે; પણ આકાશ ઠંડું થતું નથી. ચોમાસે મેઘગર્જનાઓ થાય. મુશળધાર વરસાદ થાય; પણ તેથી આકાશ ભીંજાતું નથી. તે પ્રમાણે મુક્ત પુરૂષ શીતોષ્ણાદિ ગુણોથી વિકાર પામતો નથી.

અહો! હો! આ બ્રહ્મજ્ઞાન કેટલી ઉમદા વસ્તુ છે! કેવી તેની સુગંધ છે! તેના વિના આપણે કેટલા દુઃખી છીએ! આ વસ્તુ મેળવવા માટેજ માનવ દેહ છે. આ વસ્તુ મેળવવા માટેજ, દેવ-દર્શન, કથા-વાર્તા, તીર્થાટન વિગેરે વિગેરે અનેક સાધનો છે. બે પાંચ પચીસ

પચાસ નહીં; પણ સાઠ સીત્તેર વરસ સુધી, આ જગતમાં જીવીએ; અને કલ્યાણનાં સાધન કર્યા કરીએ. દેવ મંદિરમાં રહીએ; અગર કાશી ક્ષેત્રમાં રહીએ; પણ 'પ્રતિકુળ પ્રસંગમાં ખેદ કેમ થાય છે? અને અનુકુળ પ્રસંગમાં હરખ કેમ થાય છે?" તેનો વિચાર આપણે કરતા નથી. બ્રહ્મજ્ઞાનની વાતો કરીએ; તેથી 'બ્રહ્મવેત્તા' થવાય નહીં. આપણા મનને સુખદુઃખની અસર થાય; ત્યાં સુધી યાદ રાખવું કે—આપણે સંસારમાં રચ્યા પચ્યા છઇએ. અંધારામાં બધું કાળું જણાય; તેમ સંસારમાં અનેક પ્રકારનાં સુખદઃખ હોય; તે તમામ મિથ્યા ગણાય. 'મિથ્યા વસ્તુમાં મોહ કયાં સુધી'? એમ તમે તમને કદિ પૂછો છો? કલ્યાણની પરવા હોય; તો અવશ્ય પૂછજોજ.

હવે કહે છે કે—જ્ઞાનને વૈરાગ્યની જરૂર ઘણી છે.

**वैशारद्येक्षयाऽसंग–शितया छिन्नसंशयः ॥**
**प्रतिबुद्ध इव स्वप्नान्–नानात्वाद्विनिवर्तते ॥ १३ ॥**
**यस्य स्युर्वीतसंकल्पाः, प्राणेन्द्रियमनोधियाम् ॥**
**वृत्तयः स विनिर्मुक्तो, देहस्थोऽपि हि तद्गुणै ॥ १४ ॥**

અર્થ—વૈરાગ્યથી તીક્ષ્ણ થએલી બ્રહ્મવિદ્યાથી, જેના અસંભાવનાદિક દોષો કપાઈ ગયા હોય છે; તે જ્ઞાની પુરૂષ, જાગેલો માણસ જેમ સ્વપ્નથી નિવૃત્તિ પામે છે; તેમ જ્ઞાની દેહાદિક પ્રપંચથી નિવૃત્તિ પામે છે. એટલે મુકત પુરૂષ, દેહાદિકનાં અભિમાનને તજે છે; અને બધ્ધ પુરૂષ દેહાદિકનાં અભિમાનને રાખે છે. (૧૩)

અર્થ—જે પુરૂષના પ્રાણ, ઇંદ્રિયો, મન અને બુદ્ધિની વૃત્તિઓ, સંકલ્પથી રહિત થઇ ગએલી હોય છે; તે પુરૂષ દેહમાં રહ્યો હોય; તોપણ દેહના ગુણોથી મુકત છે. એટલે મુકત પુરૂષ, સંકલ્પોથી રહિત થએલી પ્રાણાદિકની વૃત્તિઓથી, વિહાર કરે; અને બદ્ધ પુરૂષ, સંકલ્પો સહિત રહેલી પ્રાણાદિકની વૃત્તિઓથી, વિહાર કરે; એમ સમજવુ (૧૪)

---

૧૩ પદચ્છેદ—**असंगेन**–(વૈરાગ્યથી) **शिता** (તીક્ષ્ણ) **तया**–વૈરાગ્યથી તીક્ષ્ણ થએલી. **विशारदस्य इयं वैशारदी**–(જ્ઞાન સંબંધી) **तया वैशारद्या इति ईक्षया** (બુદ્ધિથી)–બ્રહ્મવિદ્યાથી. **छिन्नाः संशयाः यस्य सः**–જેના અસંભાવનાદિક દોષ મટી ગયા છે તે. **स्वप्नात् प्रतिबद्धः इव**–સ્વપ્નાથી જાગેલો માણસ જેમ સ્વપ્નાથી નિવૃત્તિ પામે છે તેમ. **नानात्वात् विनिवर्तते**–દેહાદિક પ્રપંચથી નિવૃત્તિ પામે છે.

૧૪ પદચ્છેદ—**यस्य**–જે પુરૂષને. **प्राणाश्च इंद्रियाणि च मनश्च धीश्च तासां वृत्तयः प्राणेंद्रियमनोधियाम् वृत्तयः**–પ્રાણ, ઇંદ્રિયો, મન અને બુદ્ધિની વૃત્તિઓ. **वीताः संकल्पाः यासां ताः स्युः**–સંકલ્પથી રહિત થઇ ગએલી હોય છે. **सः**–તે. **देहस्थः अपि**–દેહમાં રહેલો છે તો પણ **तस्य** (દેહના) **गुणैः**–દેહના ગુણોથી. **विशेषेण निर्मुक्तः**–બહુ સારી રીતે મુક્ત છે.

૧૩-૧૪ વિવેચન—

વિવેક અને વૈરાગ્ય—એ સાથે રહેવા જોઈએ. એક વિના બીજો અપંગ છે. વિવેક બતાવે તેટલાનેજ વૈરાગ્ય તજે. વૈરાગ્ય હોય; તોજ વિવેક શોભે. વૈરાગ્ય વિનાનો વિવેક, ડોઢડહાપણ જેવો લાગે.

**असंगशस्त्रेण दृढेन छित्वा**–દઢ વૈરાગ્યના બળરૂપી શસ્ત્રથી, સંસારવૃક્ષને છેદી નાંખવું. કેવી રીતે છેદવું ? તે કોણ શીખવે ?—બ્રહ્મવિદ્યા.

**वैशारदी ईक्षा**–બ્રહ્મવિદ્યા. **ईक्षा** એટલે 'બુદ્ધિ'. બુદ્ધિ એટલે 'નિર્મળ જળ'. તેમાં જે પ્રકારનો રંગ પડે; તેવી તે બને. ધંધાનો રંગ પડે, તો બુદ્ધિ ધંધાદારી થઈ જાય; વૈરાગ્યનો રંગ પડે; તો બુદ્ધિ વૈરાગી બની જાય; પાખંડનો રંગ પડે તો બુદ્ધિ પાખંડી બની જાય; કુસંગનો રંગ પડે; તો બુદ્ધિ કુસંગી થઈ જાય; સત્સંગનો રંગ પડે, તો બુદ્ધિ સત્સંગી થઇ જાય. ભક્તિનો રંગ પડે; તો બુદ્ધિ ભક્ત બની જાય; જ્ઞાનનો રંગ પડે; તો બુદ્ધિ જ્ઞાની બની જાય. [ કેમ સમજાય છે ને ? તમારી બુદ્ધિમાં કયો રંગ પડયો છે ? તે કાંઈ દેખાય છે ? સમજાય છે ? જગત્ જખ્ખ મારે છે. આપણે જગત્‌ની ફીકર નથી; પણ આપણી પોતાની બુદ્ધિની ફીકર તો છે. એટલા માટેજ, આપ સૌ અહીં આવો છો. કેમ ? ] તમામ પ્રકારના જ્ઞાનથી આગળ બ્રહ્મજ્ઞાન. **या विद्या सा मुक्तये** જેથી મુક્તિ થાય; તેજ વિદ્યા. બુદ્ધિમાં બ્રહ્મજ્ઞાનનો રંગ પડી જાય; તો બુદ્ધિ બ્રહ્મજ્ઞાની. નાની મોટી મોટરગાડી, તેના મશીનના પ્રમાણમાં બંધાય છે. મશીન નાનું હોય; તો મોટર નાની કરવીજ પડે. તેમ માનવીનું બંધારણ, બુદ્ધિના પ્રમાણમાંજ બંધાય છે.

ત્રણ ભાઈ હોય; તેમાં એક એડવોકેટ જનરલ થાય; તે હાઇકોર્ટમાં કામકાજ કરે; અને બીજો ભાઈ એન્જીનીયર હોય, તો જ્યાં એન્જીન હોય; ત્યાં કામકાજ કરે. ત્રીજો મહેતાજી હોય; તો નિશાળમાં કામકાજ કરે. એક ( એડવોકેટ ) કલાકે પાંચસો લે. બીજો ( એન્જીનીયર ) કલાકે રૂપૈયો કમાય; ત્રીજો (મહેતાજી) કલાકે ત્રણ આના કમાય. એકને ઘણું માન; બીજાને થોડાં; અને ત્રીજા ભાઇને તેથી પણ થોડાં માન ! એટલે માનવીને નાના મોટા બનાવનાર, તેમની પોતાની બુદ્ધિનો વિકાસ છે. જે બુદ્ધિનો વિકાસ કર્યા કરે છે; તે ધંધામાં આગળ વધતા જાય છે. જે સંતોષનું બ્હાનું કાઢીને, આળસ કરે છે; પ્રમાદ કરે છે; તે ત્યાંને ત્યાં પડયા રહે છે. જે ધંધામાં પેસવું હોય; તે ધંધા માટે યોગ્ય બનવુંજ જોઈએ; તે વાત દીવા જેવી છે. જાપાન કહે છે કે—

'Even those who are well educated are required to attend the class, where education is given, as to how to be a wife.' સ્ત્રીઓને ગમે એવી સારી કેળવણી મળી હોય; તોપણ જે સ્ત્રીઓએ પત્ની થવું હોય; તે સ્ત્રીઓએ પત્ની થવા પહેલાં, પત્ની થવાની કલાસમાં, પત્ની કેમ થવાય, તે શિક્ષણ લેવુંજ જોઈએ. પતિ થવું હોય; તેણે રામચંદ્ર જેવા આદર્શ પતિના પાઠ ભણવાજ જોઈએ; વિગેરે વિગેરે. ઉપદેશ સમાજનું માથું, પણ તે માટે શીક્ષણની કલાસજ નથી. પાઠશાળામાં અનેક ભણે; પણ તે ભણતર, રળી ખાવા જેટલું ! કામ–ક્રોધ અને લોભ તજે; તે ઉપદેશક, વ્યાસ

પીઠ ઉપર શોભે. તજે તે તજાવે; પાળે તે પળાવે. બાકી તો પોથીનાં રીંગણાં. આવા ઢીલા-પોચા ઉપદેશકો, કામ આવે નહીં. ઉપદેશકની કલાસની જરૂર, એટલા માટે છે કે–જ્યાં જેનું ખાતું હોય; ત્યાં તે સંબંધીજ, શિક્ષણ હોય. વળી તે શિક્ષણના સંબંધમાં, જરૂર જણાતાં અનેક સાધનો, ત્યાં હાજર હોય. જુઓ મેડીકલ કોલેજ; જુઓ ટેકનીકલ કોલેજ; જુઓ કોલેજ ઓફ કોમર્સ. [કેમ સમજાય છે ને ? બુદ્ધિ કેળવવાનું આવું ઉત્તમ રહસ્ય જાણ્યા વિના, બ્રહ્મજ્ઞાનના ક્ષેત્રમાં દોડયા આવવું; તે અનેક પ્રકારે નિષ્ફળ નીવડે છે.] મેડીકલ કોલેજમાં, બુદ્ધિનેમેડીકલ લાઇનમાં કેળવવા માટે, જોઇએ તેવું શિક્ષણ, અને જોઇએ તેવાં સાધન હાજર હોય છે. ટેકનીકલ કોલેજમાં, મેડીકલ લાઈનનું શિક્ષણ, અને મેડિકલ લાઇનનાં સાધનો નકામાં છે. એક ખાતાનું ગમે એવું ઉંચા પ્રકારનું ડહાપણ, બીજા ખાતામાં નકામું છે. એટલે ટેકનીકલ કોલેજમાં, ટેકનીકલ ખાતામાં કામ આવે; એવુંજ શિક્ષણ, અને એવાંજ સાધનો (હથીયારો) જરૂરનાં છે. (કેમ સમજાય છે ? વિચાર કરતાં શીખો. ચિત્તને શાંત કરીને વિચારો ? **'વાંચે પણ નહીં કરે વિચાર; તે સમજે નહીં સઘળો સાર;'**) હવે આગળ.

બ્રહ્મસૂત્ર, ઉપનિષદો, યોગવાસિષ્ઠ, ગીતા, અને આ એકાદશસ્કંધ, બ્રહ્મજ્ઞાનનાં શિક્ષણ માટે છે. આપ મોટા વકીલ હશો; પણ આપની વકીલાત અહીં નકામી છે. આપ મોટા ડોક્ટર અગર વૈદ હશો; પણ આપની હુશીયારી અહીં નકામી છે. વેપાર રોજ-ગારમાં આપ કલાકે કરોડ કમાતાં હશો; પણ આપનાં ડહાપણ, આ ક્ષેત્રમાં કામનાં નથી. મોટા રાજની દીવાનગીરી ભોગવી શકો; એવા આપ મુત્સદ્દિ હો; અગર મોટા રાજા હો; અરે ! સમ્રાટ હો; અથવા આપ ઇંદ્ર હો; પણ આપનાં ડહાપણ અહીં નકામાં છે. આ બધાં ડહાપણ મુકીને, નિર્મળ ભાવે આવો; તોજ કાંઇક લઈ શકો. કાંચળી વિગેરે આવરણ તજીને, પત્ની પતિને ભેટે; તોજ તે સગર્ભા થાય. તોજ તે પુત્રવતી થાય. મુમુક્ષુ મન મુકીને, **નિર્મળ ભાવે,** સદ્‌ગુરૂને અને શાસ્ત્રને ભેટે; પીલાઇ જવાની બીકને તજીને, **નિર્મળ ભાવે,** તે બેઉની બાથમાં રહે; તો જ્ઞાન ગર્ભમાં આવે. વળી એક રંગમાં બીજો રંગ નાંખવો, તે બેઉ રંગને બગાડવા જેવી વાત છે. માટે જેમ બને તેમ, વૈરાગ્યનાં સાધ-નોથી, બુદ્ધિને નિર્મળ કરતાં રહો. જ્ઞાન સિવાયના અનેક રંગોને, પડતા મુકતાં શીખો ! હૃદય સ્વચ્છ થયા વિના, બ્રહ્મજ્ઞાનની વાતો, નાટકના ખેલ જેવી છે. (પરવા છે ને ?)

આ બધી યોગ્યતા સંબંધી વાત કરી 'Deserve and then desire યોગ્ય થાઓ; અને પછી તેની માગણી કરો.' 'One who is well aware of the action; is only allowed to work there—જે કોઈ અમુક કામથી વાકેફ હોય; તેનેજ ત્યાં કામ સોંપાય છે ?' લક્ષ્મી અને વિદ્યા મેદાનમાં પડયાં છે; પણ અધિકારીને વરે છે. સમ્રાટનું સિંહાસન પણ, મેદાનમાં પડયું છે; પણ તે અધિકારી માટે છે. કોઇ કહે કે 'તે પ્રારબ્ધના ખેલ છે. તેમાં પુરૂષાર્થની જરૂર નથી.' પણ પ્રારબ્ધને ઘડનાર, કોઈ જુદો નથી. આ અવતારે નહીં; તો પૂર્વ અવતારે, પુરૂષારથ કરીને, પોતેજ પોતાનું પ્રારબ્ધ ઘડયું હશે. ખબર છે ને ? કે–દેહ બદલાય છે; પણ જીવાત્મા બદલાતો નથી. સાંભળો—

**देहिनोऽस्मिन् यथा देहे, कौमारं यौवनं जरा ॥**
**तथा देहांतरप्राप्तिर्-धीरस्तत्र न मुह्यति ॥**

**वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि ॥**
**तथा शरीराणि विहाय जीर्णा-न्यन्यानि संयाति नवानि देही ॥२२॥**
[ ગીતા અ. ૨ ]

**बहूनां जन्मनामंते, ज्ञानवान् मां प्रपद्यते** ॥ ગી. અ. ૭–૧૯ ॥

આ અવતારેજ, મોક્ષને દરવાજે અડી જવાય; એવો પ્રયત્ન કરો; પણ કદાચ આ અવતારે તેમ ન બને; તો જેમ સંઘરી રાખેલું ધન કામ આવે; તેમ પૂર્વે કરેલાં કર્મો, કામ આવે. જડવાદીઓ કહે છે કે–'પૂર્વ અવતારની, અને હવે પછીના અવતારની વાતો, ગપગોળા છે.' એમ હવે આપને કહેવું ઘટતું નથી. આપે સૌએ આટલા અધિકારી તો, થવુંજ જોઈએ.

મુક્ત કોણ ?–તેના જવાબમાં ૧૪મો શ્લોક કહે છે કે–**प्राणेंद्रियमनोधियाम् यस्य वृत्तयः वीतसंकल्पाः**–જે પુરૂષની પ્રાણ, ઈંદ્રિયો, મન અને બુદ્ધિની વૃત્તિઓ, સંકલ્પથી રહિત થઇ ગએલી હોય; તે મુક્ત પુરૂષ છે.

આ નિર્ણયમાં જરા જેટલો પણ પક્ષપાત નથી. કોઇ સમજ્યા છે કે 'સન્યાસીનુંજ કલ્યાણ થાય;' કોઇ સમજ્યા કે છે 'સંસારીનુંજ કલ્યાણ થાય.' તે બેઉને આ શ્લોક જુદીજ વાત કરે છે.

'પ્રાણ'—એટલે ખાવાપીવાનો શોખ, જેમનો વીરમી ગયો હોય છે તે.

ઇંદ્રિય એટલે–જેમાં મૈથુન સુખ મુખ્ય છે; એવા શબ્દાદિ વિષયો. મન અને બુદ્ધિ સ્વપ્નામાં પણ કુદે. માત્ર સુષુપ્તિમાં શમી જાય. પ્રાણ, ઈંદ્રિયો, મન, અને બુદ્ધિ આ ચાર, જીવનના સલાહકાર તથા મદદગાર છે. આ ચાર સવળા ચાલે; તો કલ્યાણને પકડી આપનારાં છે. અવળાં ચાલે; તો જીવને કલ્યાણથી ઘણે દૂર ફેંકી દેનારાં છે.

અટપટુ—જેમ ઇશ્વર અટપટો છે; તેમ જ્ઞાની, ભક્ત, મુમુક્ષુ વિગેરે અટપટા છે. પાસે હોય; તોપણ ઓળખાય નહીં.

આ પ્રમાણે બદ્ધ અને મુક્ત પુરૂષનો ભેદ કહ્યો. આ ભેદ તેઓ પોતેજ સમજી શકે; એવી રીતે કહ્યો. હવે જ્ઞાની અને અજ્ઞાની જે લક્ષણોથીજ ઓળખાય; તે વાત શ્રીકૃષ્ણ કહે છે.

**यस्यात्मा हिंस्यते हिंस्रैर्-येन किंचिद्यदृच्छया ॥**
**अर्च्यते वा क्वचित् तत्र, न व्यतिक्रियते बुधः ॥ १५ ॥**
**न स्तुवीत न निन्देत, कुर्वतः साध्वसाधु वा ॥**
**वदतो गुणदोषाभ्यां, वर्जितः समदृङ्मुनिः ॥ १६ ॥**

---

૧૫ પદચ્છેદ—**यस्य आत्मा**–જેનો દેહ. **हिंस्रैः**–દુર્જનોથી. **हिंस्यते**–પીડાય છે **क्वचित्**–કોઈ સ્થળમાં. **यदृच्छया**–અનાયાસે. **येन**–કોઈ પણ માણસથી. **किंचित् अर्च्यते**–કાંઇક પૂજાય છે. **तत्र**–તે બન્ને બાબતમાં. **बुधः न व्यतिक्रियते**–જ્ઞાની વિકાર પામતો નથી. ૧૬ પદચ્છેદ—**गुणदोषाभ्यां वर्जितः**–ગુણદોષથી રહિત થએલો પુરૂષ. **समं पश्यति इति समदृक्, समदृक् चासौ मुनिश्च समदृङ्मुनिः**–સમદષ્ટિવાળો મુનિ પુરૂષ. **साधु**

**न कुर्यान्न वदेत्किंचिन्–न ध्यायेत् साध्वसाधु वा ॥**
**आत्मारामोऽनया वृत्त्या, विचरेज्जडवन्मुनिः ॥ १७ ॥**

અર્થ—પીડા કરનારા દુર્જનોથી, અથવા એવા કોઈ હિંસક પ્રાણીઓથી, પીડા કરવામાં આવે; તોપણ જેનું મન વિકાર પામતું નથી; તે મુક્ત પુરૂષ છે; અને જેનું મન વિકાર પામે છે; તે બદ્ધ પુરૂષ છે. વળી કોઈ ઠેકાણે અનાયાસે પૂજન કરવામાં આવે છે; તો તેથી પણ, જેનું મન વિકાર પામતું નથી; તે મુક્ત પુરૂષ છે; અને જેનું મન વિકાર પામે છે; તે બદ્ધ પુરૂષ છે. [૧૫] ગુણદોષથી રહિત થએલો, અને સમદૃષ્ટિવાળો જે મુનિ પુરૂષ,સારૂ કરનારાઓની, અથવા સારૂં બોલનારાઓની સ્તુતિ કરતો નથી; અને નરતું કરનારાઓની, તથા નરતું બોલનારાઓની નિંદા કરતો નથી; તે મુક્ત પુરૂષ છે. જે તેમ નથી કરતો, તે બદ્ધ પુરુષ છે. [૧૬] જે પુરૂષ કાંઈ સારૂ અથવા નરતું કરતો નથી; સારૂં અથવા નરતું બોલતો પણ નથી; અને સારા નરતાનો વિચાર પણ કરતો નથી; અને આવી વૃત્તિ રાખીને, આત્મારામપણાથી જડની પેઠે ફરે છે; તે મુક્ત પુરૂષ છે. જે તેમ નથી કરતો; તે બદ્ધ પુરૂષ છે. [૧૭]

૧૫ થી ૧૭ વિવેચન—

**तुल्यनिंदास्तुतिर्मौनी, संतुष्टो येन केनचित् ॥ १९ ॥** ( ગીતા અ. ૧૨ )

**નિંદા**—કહેવાય છે કે 'શસ્ત્રના ઘા ખાવા; તે સહેલા; પણ નિંદા સાંભળવી; તે અઘરૂં છે.' 'ઝટકે કપાઈ મરવું; તે ઠીક; પણ તિરસ્કાર સાંભળવો; તે ઠીક નહીં.' લૌકિક કહેણીઓ આવી છે; તોપણ પુરૂષ, સ્ત્રીના હોકારા હુંકારા ઘણીવાર સાંભળે છે. પુત્રો કપુત હોય; તો કપુત પુત્રોના હોકારા હુંકારા પણ સાંભળે છે. વેવાઈ વાંકા હોય; તો વેવાઈના હોકારા હુંકારા પણ, જીવ સાંભળે છે. નોકરી હોય; તો ત્યાં ઉપરી અગર શેઠ પણ, હોકારા હુંકારા કરે છે; તે માનવીઓ સાંભળે છે. એટલે સ્ત્રી અગર પુરૂષ, હોકારા હુંકારા અથવા નિંદા સાંભળવા, ટેવાઈ ગયાં છે ખરાં. માત્ર જ્યાં તેનું પોતાનું કલ્યાણ છે; ત્યાં તે હોકારા હુંકારા સાંભળી શકતો નથી. જે આરે નિર્મળ જળ ભર્યાં છે; ત્યાં હોકારા હુંકારારૂપી ધોકા ખાઈને, તે પોતાનાં પાપ ધોઈ શકતો નથી. નિર્મળ જળવાળા કાંઠા ક્યા ક્યા ? પ્રથમ પગલે માતા પિતા; બીજે પગલે સદ્ગુરૂ, ત્રીજે પગલે શાસ્ત્ર. આ ત્રણ આરા (કાંઠા)

---

**कुर्वतः वा साधु वदतः न स्तुवीत**–સારૂં કરનારા અથવા સારૂં બોલનારાની સ્તુતિ કરતો નથી. **वा**–અથવા. **असाधु कुर्वतः वा असाधु वदतः न निंदेत**-ખોટું કરનારાની તથા ખોટું બોલનારાની નિંદા કરતો નથી.

૧૭ પદચ્છેદ—**किंचित् साधु वा असाधु न कुर्यात् वा न वदेत् वा न ध्यायेत्**—કાંઈ ઠીક અથવા અઠીક તે કરતો નથી, અથવા બોલતો નથી; અને તેનો વિચાર પણ કરતો નથી. **अनया वृत्त्या**–આવી વૃત્તિ રાખીને. **आत्मारामः मुनिः**–આત્મારામ મુનિ. **जडवत् विचरेत्**–જડની માફક ફરે છે.

માં હોકારા ટુંકારા સાંભળીને, પોતાનાં પાપ ધોઇ નાંખે; તેને સજ્જન-મુમુક્ષુ અથવા દેવકોટિનો જીવ સમજવો.

માતા પિતાના ઘરરૂપી અખાડામાં; જે કડવાં વચન સહન કરી લેતા શીખ્યા નથી; તે પામરો, પારકાઓની નિંદા તો, કેમજ સાંખી શકે? માતાપિતાના અખાડામાં પાસ થયા હોય; તે સદ્‌ગુરૂને ઘેર પોસાય. તેને શાસ્ત્રોનાં કડવાં વચન મીઠાં લાગે. કવીનાઇન કડવામાં કડવું; પણ જેને તાવ ઉતારવો હોય; તેણે કવીનાઇન લેવુંજ પડે. ભલે કપડું મેલામાં મેલું હોય; પણ જેને પોતાનો મેલ કાઢવો હોય; તે કપડાએ, ભઠ્ઠીમાં બફાવું જ પડે; અને ધોબીના ધોકા ખાવાજ પડે. કાંટો પગમાં પેઠો હોય; પણ કાંટાને બહાર નીકળવું હોય; તો સોયના ગોદા ખાવાજ પડે. તેમ જેમને પોતાના દોષ કાઢવા હોય; તેમણે **आज्ञा गुरूणामविचारणीया**-વડીલોનાં કડવાં બોલ, સુખપૂર્વક સાંભળવાજ જોઇએ.

નિંદકો-ગંગાને ઘાટે ઘાટે ધોબી; તેમ જીંદગીને આરે આરે-દરેક અવસ્થામાં-નિંદકો ઉભાજ છે. કાંઇ દોષ હોય; અને નિંદે; તે તો ઠીક; પણ ગુણ હોય: તોપણ નિંદકો નિંદે. જાણે ચશ્માજ એવાં! સંત પુરૂષોએ-મુમુક્ષુઓએ, દોષથી સદા દૂર રહેવું જોઇએ; છતાં દુર્જનો નિંદા કરે; તો સહન કરી લેવી. સામો જવાબ દેતાં, સંતનાં પુણ્ય ક્ષીણ થાય. **बुधः न व्यतिक्रियते**-નિંદાથી વિકાર પામવામાં, બુધ પુરૂષને દોષ લાગે છે.

'જેવા થાય એવા થઇએ; તો ગામ વચ્ચે રહીએ.' આ કહેવત લૌકિક છે. લૌકિક સંતોને લાગુ પડે. અલૌકિક સંતો જેવા થાય; એવા થતાજ નથી. સોમલ પોતાનો ગુણ છોડતો નથી; તો પછી સાકર પોતાનો ગુણ, શા માટે છોડે!

ગીતામાં વારંવાર લખે છે કે-**समत्वं योग उच्यते** એરોપ્લેઇનમાં બેસીને, આટલાંટિક સાગર પાંચ પચીસ વખત વટાય; પણ સમવિષમનો સાગર, અનેક અવતારે વટાય. પ્રાણી માત્ર શમવિષમની ભઠ્ઠીમાં શેકાઇ રહ્યાં છે. તેમાં ન પડે; તે બચે. સમવિષમ એજ સંસાર. સંસારનાં સુખ એજ દુઃખ; અને સંસારનાં દુઃખ એજ સુખ! સાંભળો! કાંઇક કહું—

I રૂશિયામાં ઝારનો અંત આણીને, લોકોએ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું છે. પ્રજાની સ્વતંત્રાનાં વખાણ ઠેર ઠેર સંભળાય છે. છતાં ત્યાં એવાં ભયંકર કાવત્રાં થાય છે; કે મોટા માણસો સદા ભયમાં રહે છે. અત્યારનો સરમુખત્યાર **સ્ટેલીન** છે. આ પ્રમુખ રસ્તે નીકળે છે, ત્યારે અનેક લોકો તેને નમે છે; પણ તે સદા ગભરાતો રહે છે. મોસ્કોમાં તેને માટે ભેદી ઓરડો છે. તે ઓરડો હથીયારબંધ ઓફીસના રૂપમાં છે. તેમાં એવી ખુબી છે કે-બટન દબાવતાં, તે જમીનમાં ઘણે ઉંડે ઉતરી પડે છે; અને બીજું બટન દબાવતાં, તે પાછો ઉપર આવે છે. આ ઓફીસનું લીફ્ટ પણ, ભેદી કારીગીરીવાળું છે. જુદા જુદા અવાજો થતાં, જુદા જુદા અમલદારો, સરમુખત્યાર સાહેબ પાસે આવીને ઉભા રહે છે.

II ઘણા વખત અગાઉ ચીકાગોમાં, ચીકાગો મીલ ટ્રસ્ટના પ્રેસીડેન્ટને બચાવવા; આવો ઓરડો, બનાવવામાં આવ્યો હતો.

III જર્મનીમાં પાંચ પચીસ કમાનારો, ગમે ત્યાં સુવે છે; બેસે છે; અને હરેફરે છે; પણ જર્મનીનો સરમુખત્યાર **હેરહીટલર**, ઘણા જ બંદોબસ્તવાળા સ્થાનમાં રહે છે.

તેને મળવું; તે દેવને મળવા જેવું મુશ્કેલ છે. uneasy lies the head, that wears the crown-જગતમાં તાજ પહેરનાર માથું, હમેશાં બેચન-બાવરૂં રહે છે. ત્યારે આ સુધારો, અથવા આ નવીન સંસ્કૃતિ કેવા પ્રકારની ? કેટલી ઝેરી ? કેટલી ખૂની ?

IV વિજ્ઞાનમાં આગળ વધેલું યુરોપ, ઇ. સ. ૧૯૧૪-૧૫ માં, કજીએ ચડયું; ત્યારે લાખોનો નાશ કર્યો; અને એકબીજા, લાખોના દેવામાં દટાઇ ગયા. આટલા નાશ પછી પણ, હજી સાચા સુખે પહોંચ્યું નથી. ઓકસફોર્ડ, અને કેંબ્રીજ યુનીવર્સીટીનાં શિક્ષણ કયાં ? અને આવું નર્યું દંભી જીવન કયાં ? ફૂટબોલના જેવું પોલું ! ફુટબોલના જેવું ગોળમટોળ.

V સ્પેનની યાદવાસ્થળીનો વિચાર કરો; તો દેશ નાનકડો; પણ મશીનગનો અને અને બોંબથી ભરેલો ! બીજી ડીસેંબરનું મુંબઈ સમાચાર ખુવારીનો આંકડો આપે છે કે-પાંચ લાખ માણસો માર્યા ગયાં. જેમાં સવાબે લાખ જેટલાં તો, કેવળ નિર્દોષ શહેરીજનો હતાં ! આ ઉપરાંત બન્ને પક્ષે, આઠ અબજ ૪૨ કરોડ, ચાળીસ લાખ રૂપૈયાનો ધુમાડો કર્યો ! પુણ્યદાન કરવા પૈસો નથી; અને પાયમાલી કરવા, ધનના ઢગલા થાય છે.

VI ચીન અને જાપાન લડી રહ્યાં છે. બેઉ પોતાને ડાહ્યાં સમજે છે. બેઉ પોતાનાં અમાનુષી પાપોને, પુણ્ય માની રહ્યાં છે. પરિણામ આવે તે ખરૂં.

VII સીનેમાની નટીઓ અને નટો, જગતને રાજી કરવામાં કુશળ હોવાથી, મોટા મોટા પગાર ખાય છે. પણ તે પોતે, પાંચ દસ કે પંદર મહીને, પોતાના ધંધાથી કંટાળી જાય છે. મોટા પગારને પડયા મેલીને, સાચા સુખની શોધમાં ભટકે છે.

VIII રાજાઓ અને રાજના મોટા મોટા અમલદારો, તથા મોટા મોટા ધનવાનો, ચારે તરફથી 'ખમા-ખમા'ના અવાજ સાંભળી રહ્યા હોય છે. તેમને હિંચકવા સોનાના હિંચોળા, સુંદર સ્ત્રીઓ સેવામાં, ભોજનમાં ઉંચા પ્રકારના પદાર્થો, જરા પણ દુર્ગંધી બંગલામાં ન પેસે; એવા સુંદર બગીચા, બંગલાની આસપાસ; છતાં પાંચ દસ કે પચીશ વરસે; તેઓ પોતાનાં પ્રાપ્ત સુખથી કંટાળી જાય છે; અને સાચા સુખની શોધમાં નીકળે છે. આવા એક-બે-કે બસો નથી; પણ હજારો મૃગજળ પીનારા છે.

**ત્યારે સંસારસાગરમાં થાકેલાંઓનો વિશ્રામઘાટ કયો ?**—મથુરામાં જમુના તટે, **વિશ્રામઘાટ** છે-તે ? ના ! તે હોય; તો મથુરાના ચોબાઓ ત્યાંથી ખસે નહીં. કાશીમાં મણિકર્ણિકાનો ઘાટ છે તે ? ના-તે પણ નહીં. તે હોય; તો કાશીના પંડિતો, અને રૂડા રૂડા સાધુ સન્યાસીઓ, ત્યાંથી જરા પણ દૂર ખસે નહીં. જે મૃગે કસ્તુરી સુંઘી, તેનું નાક, નાભિ (ડુંટી) ઉપર લાગ્યુંજ રહે. ત્યારે સંસારથાકેલાઓનો **વિશ્રામઘાટ** કયો ? સંસારથાકેલાંઓનો **વિશ્રામઘાટ, બ્રહ્મજ્ઞાન છે-તત્ત્વજ્ઞાન** છે. બકરાના ટોળામાં ભુલા પડેલા સિંહના બચ્ચાને, કુવાના જળમાં, તેનું સ્વરૂપ દેખાડયું; ત્યારે તે ચમકયો. તેને ખ્યાલ આવ્યો; કે 'હું બકરૂં નથી !' સમુદ્રનું પાણી પીનારાં, આજ નહીં; તો કાલે કંટાળે. સંસારસાગરે દોડતી મોટી મોટી આગબોટો પણ, પોતાના મુકામપર આવે; ત્યારેજ શાંતિ થાય. આ વિશ્રામઘાટનું દર્શન કરવા પણ, જેઓ નવરાં નથી; તેમને માનવી કેમ કહેવાય ? તેઓ ભલે મોટા તખત ઉપર બેસતા હોય; હીરામાણેક પહેરતા હોય; પણ તેમને સંસારના પોઠીઆ-ભાર ઉપાડનારા મજુરો-કહીએ; તો કાંઇ ખોટું નથી.

૧૫ મા શ્લોકના સંબંધમાં યાજ્ઞવલક્ય કહે છે; તે સાંભળો—

'यः कंटकैर्वितुदति, चंदनैर्यश्च लिंपति ।
अक्रुद्धोऽपरितुष्टश्च, समस्तस्य च तस्य च ॥'

અર્થ—કાંટાથી વિંધનારના ઉપર, અને ચંદનથી પૂજનારના ઉપર, જ્ઞાની સમભાવ રાખે છે. તે એક ઉપર ક્રોધ કરતો નથી; અને બીજા ઉપર ખુશ થતો નથી.

ઓહો! હો—આ જ્ઞાની, તે કેવા હશે! 'એવા જ્ઞાની હતા-છે-અને હશે;' તે વાત ચોક્કસ છે. માટે તેમને ઘણા ઘણા પ્રેમથી વંદન કરો. તે આભના થાંભલા છે. પાઇ બે પાઈમાં હીરા માણેકની ખરીદી કરવા નીકળેલા, આપણે કયાં! અને આવા કરોડ પતિ કયાં! પણ કાંઇ ફીકર નહીં—આપણે કરોડપતિને રસ્તે ચડયા છઇએ. કરોડપતિ એક દિવસે થયા નથી. પગલે પગલે આગળ વધ્યા છે. હીંમતથી અને ખંતથી પાછળ પાછળ ચાલ્યા આવો! પાંચ ડગલાં ચાલશો; તો પ્રભુ દસ ડગલાં સામે દોડયો આવશે. હજી વિશ્વાસ છે કે નહીં? કે હજી કાળા ઠીંકરા જેવા, કાળાજ છો? ઉદ્યમ કરનારને માટે, ઉન્નતિનાં દ્વાર ખુલ્લાં છે. ભલે તમે ગરીબ હો; પણ અવકાશ લઇને, કરોડપતિને મળતા રહો. તેમની સાથે બેસતાં ઉઠતાં રહો. પછી દ્રવતા શીખો! દ્રવે નહીં; તે પત્થર!

'સંત પંથ અપવર્ગ કે, કામી ભવ કર પંથ.'

વધારે શું કહું! થોડામાં સમજી જાઓ!

સત્તરમા શ્લોકના છેવટમાં કહ્યું છે કે—

आत्मारामो अनया वृत्त्या, विचरेज्जडवन्मुनिः ॥

જાણે આગબોટ મુકામ પર પહોંચી. હાંકનારા ખારવાઓ ખુશી થયા. રહુગણ રાજાને જે મળ્યા હતા; તે જડભરતને દેખ્યા હતાને? શમીકના બાળકનો શાપ સાંભળીને, પરીક્ષિત ગંગા કાંઠે આવ્યો. મુક્તિ માટે શું કરવું? કેમ કરવું? તેનો વિચાર ચાલી રહ્યો હતો; તેવે વખતે; જડવત્ વિચરતા શ્રીશુકદેવજી, ત્યાં આવી પહોંચ્યા હતા. આ દેશમાં હજી કાંઇક આવા છે તેમને હાથ જોડીને પ્રણામ કરો. શ્રી રામચંદ્ર વિભીષણને પ્રથમ મળ્યા; ત્યારે બોલ્યા હતા કે—

ચોપાઇ—સુનો સખા નિજ કહૌં સ્વભાઉ, જાન ભુશૌંડિ શંભુ ગીરજાઊ;
જો નર હોય ચરાચર દ્રોહી, આવે સભય શરણ તકી મોહી.
તજી મદ મોહ કપટ છલ નાનાં, કરોં સદ્ય તેહિ સાધુ સમાના;
જનની જનક બંધુ સુત દારા, તન ધન ભુવન સુહૃદ પરિવારા;
સબકી મમતા ત્યાગ બટોરી, મમપદ મનહી બાંધી બટી ડોરી.
સમદર્શી ઇચ્છા કછુ નાંહિ, હર્ષ શોક ભય નહિં મન માંહિ.
અસ સજ્જન મમ ઉર બસ કૈસે, લોભી હૃદય બસત ધન જૈસે.
તુમ સારીખે સંત પ્રિય મોરે, ધરૌં દેહ નહીં આન નિહોરે.

'અદ્વૈતવાદમાં દ્વૈતવાદ કયાંથી આવ્યો?—નિર્ગુણ બ્રહ્મમાં, સગુણ બ્રહ્મની વાત, કયાંથી લાવ્યા?'—એવા ભ્રમમાં હવે નથીને? મોક્ષપત્રિકા બરાબર વાંચતા હો; તો ભટકારા ભટવાજ જોઈએ. અથડામણ ઓછી થવીજ જોઇએ. આજકાલ જુઓ તો—ડાહ્યા ડાહ્યા લોકો, અંધારે અથડાય છે. ૬૦–૭૦ થયા હોય; તોપણ શંકા કર્યા કરતા હોય છે. જેમ વેશ્યાને

કોઈ પતિમાં વિશ્વાસ નહીં; તેમ રઝળતા મુમુક્ષુને, કોઇ સાધુ સંતમાં વિશ્વાસ નહીં. જ્યાં વિશ્વાસ નહીં; ત્યાં અથડાયા કરવામાંજ આનંદ! 'પાથરતાં વહાયું વહાણું'; એવું બહુ બને છે. સુવા નવરાજ ન પડયા, મોટા મોટા પંડિતો પણ, રાંધીને જગતને જમાડે છે; પણ પોતે જમતા નથી. 'ઇશ્વર હશે કે-નહીં?' 'આચાર વિચારથી વિશેષ શું?' એવા તર્કમાં, પોતેજ ઉભા હોય છે. આપ એવા થશો નહીં, ભુલવણીમાં પોતે ભૂલાં ન પડે; તે ભોમીયા. ભુલવણીમાં બીજાને ભુલાં ન પાડે; તે ભોમીયા. 'અદ્વૈત ખોટું, અને દ્વૈત ખરૂં;' અથવા 'દ્વૈત ખરૂં, અને અદ્વૈત ખોટું' એ ×કાલાના કકળાટ છે. પલંગની ઇસ ઉપળાં અને પાયા-એ તમામ, જેમ પલંગની ગોઠવણ છે; તેમ અદ્વૈત અને દ્વૈત, અથવા સગુણ અને નિર્ગુણ-એ તમામ જ્ઞાનની ગોઠવણ છે. ગોળ, ઘી અને લોટ-એ જેમ લાડુની ગોઠવણ છે; તેમ દ્વૈત અદ્વૈત અથવા સગુણ નિર્ગુણ-એ તમામ, જ્ઞાનની ગોઠવણ છે. રસોડામાં મશાલા માત્ર જોઇએ. ત્યારેજ રાંધણું સારૂં થાય. 'બસ! એકલું ઘીજ લાવો!' 'બેપાંચ તોલાને બદલે, બશેર પાંચ શેર કેસર લાવો! અને કસ્તુરી પણ, શેર બશેર લાવો! પછી જુઓ! રસોઇ કેમ સારી ન થાય?' એમ કહેનારાં સ્ત્રીપુરૂષો, ખોટો બકવાદ કરે છે. મોટા વરામાં, સારા રસોઈઆની શોધ થાય છે; તે શોભા માટે નહીં; પણ સુંદર પકવાન માટે. વિચાર કરી જોજો!

વિદ્વાન્ કેવા જોઇએ; તે પ્રભુ કહે છે-સાંભળો—

**शब्दब्रह्मणि निष्णातो, न निष्णायात्-परे यदि ॥**
**श्रमस्तस्य श्रमफलो, ह्यधेनुमिव रक्षतः ॥१८॥**

અર્થ—પાંકડી ગાયની સેવા કરનારને જેમ દુધ ન મળે; પણ પરિશ્રમ જ મળે; તેમ શાસ્ત્રાદિ ભણીને કોઈ પંડિત બન્યો હોય; પણ પરબ્રહ્મમાં કુશળ થયો ન હોય; તો તેના પરિશ્રમનું ફળ પરિશ્રમજ છેઃ બીજું કાંઈ નથી. [૧૮]

૧૮ વિવેચન—

પંડિતાઇનો ડોળ કરતા હોય; પણ ઘડી ઘડીમાં ક્રોધ કરતા હોય; લોભ કરતા હોય; સ્ત્રી પુત્રાદિમાં ગાઢો મોહ રાખતા હોય; તો તેમનું ભણતર ભારરૂપ છે. જે ભણ્યા પણ ગણ્યા નહીં; તેમનું અહીં કામ નથી. દયારામભાઇ કહે છે કે—

'શ્રમ કરી બહુ વિદ્યા ભણ્યો, મહા પંડિત કહાવ્યો જન;
પણ સાર તેનો સમજ્યો નહીં; ના થયો ભગવંતનો ભક્ત.
અલ્યા ભક્તિ વિના શ્રમ એ ફળ સાર, જેમ ગદ્ધો વહે ચંદન ભાર.
જેમ અહી મણિ મેળવી ધુતવે આહાર, તેમજ તે ઉદર ભરનાર.'
— સેવો શ્રીકૃષ્ણ કૃપાળુ—વિગેરે.

---

૧૮ પદચ્છેદ—**शब्दब्रह्मणि निष्णातः**-વ્યાકરણાદિ ભણીને પંડિત બનેલો. **यदि**-કદિ. **परे न निष्णायात्**-પર બ્રહ્મમાં કુશળ ન બને તો. **तस्य श्रमः श्रमफलः**-તેના પરિશ્રમનું ફળ પરિશ્રમજ છે; બીજું કાંઇ નથી. [**श्रमः एव फलं यस्य सः श्रमफलः**] **अधेनुं रक्षतः इव**-પાંકડી ગાયની સેવા કરનારને જેમ દુધ ન મળે-તેમ.

× જે કાંઈ સમજતા નથી; છતાં બકવાદ કર્યા કરે-તે કાલા.

કાગભુશંડિ જ્ઞાન ભક્તિનો મહિમા કહેતાં કહેતાં બોલ્યા હતા કે—[જુઓ મોક્ષ-વાણી પાનું ૮૬ ] [ આંબો પાકે; ત્યારે નમી પડે ]

ચોપાઈ—જે અસ ભક્તિ જાની પરહરહી, કેવલ જ્ઞાન હેતુ શ્રમ કરહી;

તે જડ કામધેનુ ગૃહ ત્યાગી, ખોજત આક ફિરહી પય લાગી.

વિદ્વાનોને ભક્તિ કરતાં, જ્ઞાનનું ઘમંડ વધારે હોય છે. તેમને ભુશંડિ કહે છે કે-'ભક્તિને તજીને, એકલા જ્ઞાન માટેજ, પ્રયત્ન કરે; તેનું ફળ કાંઇ નથી. ઘેર કામધેનુ હોય; અને દુધ માટે આકડો શોધે; તેના જેવું તે ડહાપણ છે. થોડા વખત ઉપર સાર્વભૌમ પંડિતને જોયા હતા ને ? [ જુઓ પાછલા આશો કારતકના અંકો.]

દશમ સ્કંધના ૧૪ અધ્યાયમાં બ્રહ્મા સ્તુતિ કરે છે. ત્યાં **શ્રેયઃ સ્રુતિં ભક્તિમુદસ્ય તે વિભો ॥૪॥** વિગેરે શબ્દો કાગભુશંડીના બોલોને મળતા છે.

પાંકડી ગાય-દુધ ન દે તે પાંકડી ગાય, માલીકને ભારરૂપ લાગે; તેમ વિદ્યા અથવા જ્ઞાન, પરબ્રહ્મમાં પ્રીતિ ન કરાવી શકે; તો તે જ્ઞાન ભારરૂપ છે.

યાદ રાખવું ઘટે છે કે–આ વિદ્યાની, અથવા વિદ્વાનોની, નિંદા નથી, વિદ્યા અને વિદ્વાન્ તો, દેશના, સમાજના, અને ધર્મના શણગાર છે. માનવજીવન અને વિદ્યા, તે દુધને સાકરના જેવો મેળ છે. દુધમાં ઝેર પડી જતાં, જેમ દુધ ત્યાજ્ય છે; તેમ વિદ્યામાં ઘમંડ (અભિમાન, દ્રોહ થવા દ્વેષ) પડી જતાં, તે વિદ્યા ત્યાજ્ય છે. દુધ સાકરમાં પડેલા ઝેરની નિંદા થાય; કપડામાં પડેલા મેલની નિંદા થાય, તેમ જ્ઞાનમાં પડેલા ઘમંડની નિંદા થાય. વિદ્યા વિવેકને તેડી લાવે; વિવેક બ્રહ્મજ્ઞાનને તેડી લાવે. જેથી માનવ મુક્ત થાય.

સોયના નાકામાંથી નીકળી જાય; એવો હાથી જોઇએ–ગમે એવો વિદ્વાન્ અગર ધનવાન્, નમ્રતા અને સૌજન્યથી ભરેલો હોય; તો તે મુક્તિરૂપી સોયના નાકામાંથી નીકળી જાય. માનવી ગમે એવો મોટો હોય; પણ 'હું પ્રભુ પાસે કાંઈ નથી;' એમ તેણે સમજવુંજ જોઇએ.

વિદ્યાનો પાર નથી. ચારે વેદ મુખપાઠ હોય; ચારે વેદના ભાષ્યો સમજાવી શકે; એવા પ્રવીણ હોય; વ્યાકરણના આચાર્ય હોય; સાંખ્ય, પાતંજલ, ન્યાય વિગેરે છ દર્શનો સમજાવી શકે; એવા ડાહ્યા હોય. મંત્રશાસ્ત્ર, પાકશાસ્ત્ર, શીલ્પશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, ધનુર્વિદ્યા, સંગીતશાસ્ત્ર, જ્યોતિષ, રાજવિદ્યા વિગેરે અનેક વિદ્યામાં માનવી કુશળ હોય; બ્રહસ્પતિના જેવો વક્તા હોય; પણ તેને ઓરડે અંધારા હોય; તો તે ઘમંડી માનવી–માતેલો સાંઢ, કલ્યાણના ક્ષેત્રમાં કામનો નથી. મોરના પીંછામાં આંખ જેવાં અનેક ચિત્રો છે; પણ તે આંખ નથી. તેમ વિદ્વાન્ અનેક રીતે ડાહ્યો દેખાય; પણ તેના ડહાપણમાં, હીંગનો વઘાર નથી. જે વિદ્વાન ધનની અને માનની અપેક્ષા રાખે; તે કલ્યાણથી વિમુખ રહે છે. ધનનો અને માનનો વળગાડ, જેવો તેવો નથી. આ બે વડવાડ, વિદ્વાનને ખભે બેસી રહે છે; પણ વિદ્વાન તેને દેખતો નથી. શેરડીનો ચીચોડો (ઘાણી), બીજાનાં પાત્ર, પોતાના રસથી ભરી આપે; પણ તે ઘાણીની આસપાસ તો, સાંઠાના કુચાજ પડયા હોય. તપેલીમાં ફરતી કડછી, જમનારને ભાતભાતનાં શાક જમાડે; પણ પોતે શાકના સ્વાદને સમજે નહીં. ખરૂં પૂછો–તો, ઘમંડી વિદ્વાનનું અમૂલ્ય જીવનધન, કોડી માટે ખપી જાય છે. ઘરબાર તજીને બાવા બનેલા પંડતો પણ, આ વાત સમજતા નથી. એટલે તેઓ પણ, ધન માટે, અને માન માટે, અંધારે અથડાય છે તેમને અંધારામાં કુટાતા જોઇને, દયા આવે છે.

# ब्रह्म-स्तुति



नौमीड्य तेऽभ्रवपुषे तडिदम्बराय गुञ्जावतंसपरिपिच्छलसन्मुखाय ।
वन्यस्रजे कवलवेत्रविषाणवेणुलक्ष्मश्रिये मृदुपदे पशुपाङ्गजाय ॥

GITA PRESS GORAKHPUR

No. 380

જગતમાં કોણ કોણ ભારરૂપ છે; તે શ્રીકૃષ્ણ જણાવે છે—

ઉપજાતિ—

**गां दुग्धदोहामसतीं च भार्यां, देहं पराधीनमसत्प्रजा च ॥**
**वित्तं त्वतीर्थीकृतमङ्ग वाचं, हीनां मया रक्षति दुःखदुःखी ॥१९॥**
**यस्यां न मे पावनमङ्ग कर्म, स्थित्युद्भवप्राणनिरोधमस्य ॥**
**लीलाऽवतारेप्सितजन्म वा स्याद्-वन्ध्यां गिरं तां बिभृयान्न धीरः ॥२०॥**

**અર્થ—હે ઉદ્ધવ ! જે પુરૂષ ઉપર કહ્યા પ્રમાણે, પાંકડી ગાયને, ગરજ વિનાની સ્ત્રીને, ક્ષણે ક્ષણે રોગાદિથીદુઃખ દેનારા દેહને, આ લોકનાં અને પર લોકનાં સાધનથી રહિત પુત્રોને, પાત્રને નહીં અપાએલા અથવા નહીં અપાતા ધનને, અને મારા વર્ણનથી રહિત વાણીને રાખે; તે પુરૂષને દુઃખીયાથી દુઃખીયો સમજવો. (૧૯) હે ઉદ્ધવ ! જે વાણીમાં આ જગતની ઉત્પત્તિ, સ્થીતિ, તથા પ્રલય કરવા રૂપી, મારાં પવિત્ર કર્મોનું અથવા લીલાથી ધરેલા અવતારોમાં જગતને પ્યારા અવતારનું વર્ણન ન આવે; તે વાંઝણી વાણીને બુદ્ધિમાન્ પુરૂષે રાખવી નહીં. [૨૦]**

**૧૯–૨૦** વિવેચન—

કોણ કોણ ભારરૂપ ? યાદ રહ્યાં ? × × સાંભળો–૧ પાંકડી ગાય, ૨ ગરજવિનાની સ્ત્રી, ૩ રોગી શરીર, ૪ આ લોક અને પરલોક ન સાધી શકે એવા પુત્રો, ૫ પાત્રને નહીં દેવાએલું ધન, ૬ મારા વર્ણનથી રહિત વાણી.

૧ પાંકડી ગાયની વાત થઇ ગઇ.

ભેદ બુદ્ધિ કેમ ?—બ્રહ્મજ્ઞાનમાં-**समत्वं योग उच्यते**—'સર્વ પ્રત્યે સમાન બુદ્ધિ

---

૧૯ પદચ્છેદ—**हे अंग**–હે ઉદ્ધવ ! **दुग्धः** ( દોવાઇ ગયું છે ) **दोहः** ( દુધ–અકારાંત પુલ્લિંગ ) **यस्याः सा तां**–દુધ વિનાની ગાય. એટલે પાંકડી ગાય. તે ગાયને. **च**–અને. **असतीं भार्यां**–ગરજ વિનાની સ્ત્રી. **पराधीनं देहं**–ક્ષણે ક્ષણે દુઃખ આપનારા દેહને. રોગાદિથી ઘેરાએલા દેહને. **असत्प्रजाः**–કપુત પુત્રોને. આ લોકનાં અને પરલોકનાં સાધનથી રહિત પુત્રોને. **तु**–અને. **तीर्थाय कृतं तीर्थीकृतं** ( પાત્રને આપેલું ), **न तीर्थीकृतं अतीर्थीकृतं इति वित्तं**–પાત્રને નહીં અપાયેલું ધન. **मया हीनां वाचं**–મારા વર્ણનથી રહિત વાણીને. **(यः) रक्षति (सः) दुःखदुःखी**–જે રાખે છે તે મહા દુખીયારો છે.

૨૦ પદચ્છેદ—**हे अंग**–હે ઉદ્ધવ ! **यस्यां**–જે વાણીમાં. **अस्य**–આ જગતની. **स्थितिश्च उद्भवश्च प्राणनिरोधश्च यस्मिन् तत् इति पावनं कर्म न स्यात्**–ઉત્પત્તિ, સ્થિતિ, અને પ્રલય કરવારૂપી પવિત્ર કર્મનું વર્ણન ન હોય. અથવા. **लीलया अवताराः लीलावताराः तेषु यत् ईप्सितं जन्म तत् न स्यात्**–લીલાથી ધરેલા અવતારોમાં જગતને પ્યારા અવતારનું વર્ણન ન હોય. **तां वंध्यां गिरं**–તે વાંઝણી વાણીને. **धीरः न बिभृयात्**–ધીરપુરૂષે રાખવી નહીં.

રાખવી; એજ ઉત્તમ;' એવો નિર્ણય છે; છતાં વિષમ બુદ્ધિની વાત કેમ આવી ? કે–'આ કામનું, અને આ નકામું.' ખુલાસો સાંભળો–જે રસોડામાં રસોઈ થતી હોય; ત્યાં ગોંધાટ થતો હોય; અને કચરો પણ પડયો હોય. જમવા વખતે ત્યાં ગોંધાટ અને કચરો બેઉ ન હોય. જે એનજીનો તૈયાર થતાં હોય; તે અમદાવાદથી મુંબઇ દોડી શકે નહીં. જે બાળક નાનાં હોય; તે ચૌટે રળવા જાય નહીં. નાનાં બાળકોએ ભણવુંજ જોઈએ; એટલે સમવિષયને જુદાં જુદાં તારવવાંજ જોઇએ. એટલે સાધનસૃષ્ટિ, અને સફળસૃષ્ટિ એ બેઉ, જુદી જુદી ભૂમિકા છે. સાધન ભૂમિકામાં સમ વિષય હોય; સફળમાં ન હોય. આ સંસાર સાધન-ભૂમિકા છે; આપણાં ઘર સાધનભૂમિકા છે; આપણા માતાપિતા સાધનભૂમિકા છે; આપણાં સદ્ગુરૂ, કથા વાર્તા અને દેવદર્શન–તમામ સાધન ભૂમિકા છે. સાધનભૂમિકામાં અજ્ઞાનનો નાશ થાય; અને જ્ઞાનનો ઉદય થાય જ્ઞાનનો ઉદય થાય; ત્યારે શમ વિષયની વેલ કરમાતી જાય. 'પ્રાણી માત્ર મારાં મિત્ર છે; પ્રાણી માત્રનો હું મિત્ર છઉં.' મારે રાગદ્વેષ ન હોય; 'મારે શમવિષમ નહોય'. વિગેરે નિર્ણયો, જ્ઞાનાવસ્થામાં હૃદયે આવીને વિરમે.

૨. ગરજ વિનાની સ્ત્રી—જે સ્ત્રિયો રળવા શીખે છે; તેમનાં મગજ પ્રભુ સાચવે તોજ નમ્ર શીતળ–રહી શકે. નહીં તો–'બસ ! મારે એમની શી ગરજ છે ?' એવા બોલ વાણીમાં, અને એવી ઉદ્ધતાઇ વર્તનમાં; આવીને ઉભાં રહે. પચીસ પચાસ કે સો રૂપૈયાની સ્ત્રીકમાઈ, સંસારને કેટલો ખેદાન મેદાન કરે છે; તે જેને વીતી હોય; તે જાણે. વગડે હોલો હોલી, પોપટ–પોપટી, વિગેરે પક્ષીઓ, જે ગેલ કરી રહ્યાં હોય છે; તે આનંદ, આ સુધરેલા દંપતીના સ્વપ્નામાં પણ આવતો નથી. સુરંગ પત્થરના પોપડા ઉખેડી નાંખે; અને સ્ત્રીની કમાઈ, પ્રેમના પોપડા ઉખેડી નાંખે, ડાહી વાઘરણ અથવા ડાહી ઘાંઇજી, જેટલા પ્રેમથી, જેટલી મર્યાદાથી, અને જેટલા સંતોષથી, પતિ સાથે વર્તે; તે વર્તન, ભલે ઉંચા કુળની હોય; પણ ભણી ગણીને કમાતાં શીખી હોય; તો પાળી શકતી નથી. 'મર્કટ તે વળી મદિરા પીએ; અને અખા તેથી સૌકો બીહે'. બધી બ્હેનો એવી નથી; પણ ઘણી એવી છે. જેમ બ્રાહ્મણ શ્રીહરિ સિવાય, કોઈનો નોકર શોભે નહીં; તેમ સ્ત્રી પણ, પતિ સિવાય કોઈની નોકર શોભેજ નહીં. પાછળ લ્હેરૂનું દૃષ્ટાંત જુઓ. દશમ સ્કંધ પાનું— ભણવાની ના નથી; પણ નોકરી કરવાની અને ખેપરવા રહેવાની ના છે.

૩ રોગી શરીર–મરણ પહેલાં કોઇથી મરી શકાતું નથી. આ શરીર સંચા જેવું છે. જે સંચાને તેલ ઉંગાતું હોય; અને મેલ ધોવાતો હોય; તે સંચો સારો રહે. તેમ જે શરી-રને પથ્ય ભોજન મળતું હોય; અને જોઇતી કસરત મળતી હોય; તે શરીર સારૂં રહે. ખોટી ખુમારીમાં રહીને, ઘરનું કામકાજ ન કરે; તેમનું શરીર દીન પ્રતિ દીન બગડતું જાય; Used key is always bright–વપરાતી કુંચી ચળકતી રહે. મુદત પહેલાં કોઇથી મરી શકાતું નથી. માટે મુદત થાય ત્યાં સુધી, બને તેટલું શરીરને સાચવવું. તેલ, મરચું, આંબલી, આંથણાં, જીભે મીઠાં લાગે; પણ શરીરને ઉંદરની માફક ફોલી ખાય. રાતના ઉજાગરા પણ શરીરને નબળું કરે છે. આ શરીર સ્વસ્થ હોય; તોજ ભગવાન ભજાય. આ શરીર પાઈ બે પાઇમાં મળી ગયું નથી. અનેક પુણ્ય કર્યાં હશે.

'દીધે કરોડો દામ, માનવદેહ આ મળતો નથી;
તે પણ વૃથા કહેવાય, જો હરિચરણમાં હળતો નથી.'

શરીર સંબંધી હજી ઉંડો વિચાર કરીએ; તો સ્ત્રીને પતિ, અને પતિને સ્ત્રી, એક બીજાના પ્રેમમાં, એક બીજાને નીચોવી નાંખે છે; એક બીજાને ચુસી લે છે. પતિપત્ની ગુલાબનાં ફુલ જેવાં હોય; જુવાની ઝગારા મારતી હોય; પણ વિષયભોગને રંગે ચડયાં હોય; તો પાંચ કે દસ વરસે, ઘરડાં દુબળાં અથવા ભયંકર રોગથી પીડાતાં–જોવામાં આવે છે. જીવનનું મોઘું તેજ, પાણીને મૂલે ફેંકી દે છે. 'જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલે રે.' દંપતી બાપડાં શું કરે! કારણકે જ્યાં જુઓ; ત્યાં, વિષયભોગનો, વૈભવવિલાસનો વિકાસ થઈ રહ્યો છે. આ તો આટલાં તમે, આવી વાતો સાંભળો છો; અગર વાંચો છો. દુનિયા નવાણુ ટકા, પાયમાલીને પંથે દોડી રહી છે. ડાકોર જાય; ત્યાં પણ, વિષયભોગ ગજવામાં!

૪ કપુત પુત્રો—આ લોકનાં અને પરલોકનાં સાધનો વિના, જીવ અંધ છે. માતા પિતાને આવા પુત્રો ભારરૂપ છે; એટલુંજ નહીં; પણ તેઓ પોતાને ભારે નુકસાન કરી રહ્યા છે. કારણકે ઉન્નતિ માટેજ માનવ દેહ. જ્યાં ઉન્નતિ બંધ; ત્યાં નુકશાનનો પાર નહીં.

૫ પાત્રને નહીં દેવાએલી લક્ષ્મી—ધન રળવાનો હેતુ, માત્ર પેટ ભરવાનો નથી. પેટ તો કાગડા, કુતરાં, બીલાડાં, મોર, પોપટ સૌ ભરે છે. પેટ ભરવા ઉપરાંત કાંઇક બચાવી-ને, સુપાત્રે ધનને પહોંચાડવું, એજ ધનની સફળતા છે. સો મણ ધાન, પોતાના ખાવામાં વપરાય; તો તેની કીંમત કાંઈ નથી; તે જાજરૂ ખાતે જાય છે. પણ તેમાંથી પાંચ પચીસ મુઠી, સુપાત્રે પહોંચી, તેની કીંમત છે. **'પુણ્યપુંજ બીનુ મીલહી ન સંતા.'** પુણ્ય વિના સુપાત્ર મળતા નથી. કદિ મળી આવે; તો જે હાજર હોય; તે વાપરી નાંખજો. આળસ કરશો નહીં–દીર્ઘસૂત્રી બનશો નહીં. સુપાત્ર નિસ્પૃહ હોય છે–બે પરવાવાળા હોય છે. પણ તમારે પાંચ પરવાળા થવું. સુપાત્રને રૂબરૂ મળવાની સગવડ ન હોય; તો તેઓ જ્યાં હોય; ત્યાં મ. ઓ. દ્વારા વસ્તુ પહોંચાડી દેવી. નહીં તો 'ઉંઘતાનો પાડો.'

૬ વાણી–વાણી માટે ૨૦મા શ્લોકમાં પણ કહ્યું; છતાં તેનું મહત્વ હોવાથી, ફરી પ્રભુ બોલ્યા. ઘરમાં નળનું પાણી આવે; તેનું માપ. વીજળીનો કરંટ આવે; તો તેનું પણ માપ. પણ વાણીનું માપ નહીં. કેટલાએક તો જ્યારે જુઓ! ત્યારે, બકવાદ કરતાજ હોય. ગટરને જાળી, કે રખે અંદર કચરો કાંકરા જાય. પણ અભાગીયાની વાણીને, જરાએ સંયમ નહીં. કોઈ ઠેકાણે તે ગયો હોય; ત્યાં પણ બોલબોલ કરે; ત્યારે તેને ગમે. **'પૂછયા વિના બોલાય નહીં.'** પૂછયા વિના બ્રહ્મજ્ઞાનની વાત પણ, કરાય નહી. જુઓ ગીતા; જુઓ આ એકાદશ; જુઓ અનેક ઉપનિષદો! મૌનમાં કેટલું બળ છે; તે મહાત્મા ગાંધી, દરેક અઠવાડીયે શીખવે છે–પણ સમજવા પ્રયત્ન કરે; તે સમજે. જેમ સંસારની વાતો કરવા, અગર સાંભળવા, સામે સંસારી જોઈ એ; તેમ ભગવાનની વાતો કરવા, અગર સાંભળવા, સામે ભગવાનનો લાડિલો જોઈએ. શેતરંજ રમનારની સામે, શેતરંજને જાણનાર જોઇએ, ક્રીકેટ રમનારની સામે, ક્રીકેટ જાણનાર જોઈએ. તેમ ભગવાનની વાત કરવી, અગર સાંભળવી હોય; તો ભગવાનનો લા-ડિલો સામે જોઇએ. છે કયાંઇ આવી દોસ્તી? આ બેમાં, એક ત્રીજો પણ, ત્યાં હાજર રહે છે. વિના બોલાવ્યો આવે છે. ઓળખો છો? **मद्भक्ता यत्र गायंति तत्र तिष्ठामि नारद ॥** એટલે–ભગવદ્ કથામાં ભગવાન હોયજ.

એક થાણુદારની કચેરીમાં, જરા પણ ગોંધાટ ન કરાય; ત્યારે રાજાની કચેરીમાં તો કેમજ બોલાય! ત્યારે રાજાઓના રાજા–શ્રી હરિ, જ્યાં હાજર હોય. જ્યાં એમની કથા વાર્તા થતી હોય; ત્યાં જરા પણ ગડબડ કરાય નહીં. લાકડાના જ્યુપીટર× ઉપર બેસીને, જેમ દેડકાંઓ તરતાં હતાં; તેમ આજકાલ ઘણે ઠેકાણે, કથા વાર્તામાં આગળ બેસનારાં સ્ત્રી પુરૂષો, કથાવાર્તાને ભાજી મૂળા સમજે છે. કથા કહેનારને એક માગણુ (લાલચુ-આશ્રિત) સમજે છે. એમ સમજીને, આગળ બેસનારાં, ચાલતી કથાએ કાંઈ કાંઈ ગડબડ કરતાં જોવામાં આવે છે. જાણે–' કાગ મોતીને શું કરે, મોતી ભરખે મરાળ.' જાણે કથાવાર્તાનો માલ, તેમને કામનોજ ન હોય. જાણે તેઓ બહુજ ડાહ્યાં!

વાણીમાં ભગવાનને લાવવા; એ કાંઇ નાની સુની વાત નથી. શહેનશાહના મહેલને પગથીએ પહોંચવા જેવી અઘરી વાત છે. વધારે શું કહું! ભૂલચૂક થતી હોય; તે સુધારીને, પ્રયત્નને સફળ કરો. જગતથી (ગોંધાટથી) દુર બેસીને, ભગવાનની વાતો કરો. ત્યાં શાંતિ રાખતાં શીખો. કામ માત્ર પછી કરવાં. કાંઇ બહુજ આવશ્યક કામ હોય; તો કથા પછી કરવી; પણ બે બગડે; એવું કરવું નહીં.

એક ખાસ વાત–જેમ બેવકુફ પુત્રોને, માતાપિતા પાસે, બેસતાં અને બોલતાં આવડતું નથી; તેમ ઘમંડી મુમુક્ષુઓને, સંત બ્રાહ્મણ પાસે બેસતાં અને બોલતાં આવડતું નથી. આટલુંય ન શીખાય! સંત બ્રાહ્મણ સરલ હોય; નિસ્પૃહ હોય. બેપરવા હોય; પણ આપણે પાંચ પરવાવાળા થવું. મોસમમાં વેપારી સાવધાન રહે છે. સાવધાન રહે; તે થોડામાંઘણું રળે.

વિચારના બળને વધારવાની વાત કરે છે—

**एवं जिज्ञासयाऽपोह्य, नानात्वभ्रममात्मनि ॥**
**उपारमेत विरजं, मनो मय्यर्प्य सर्वगे ॥ २१ ॥**

અર્થ—આ પ્રમાણે નિશ્ચય કરીને, વિચારના બળથી, દેહાદિકના અધ્યાસને દૂર કરી, અને સર્વવ્યાપક એવો જે હું, તેના સ્વરૂપમાં નિર્મળ મન રાખીને, તૃપ્તિ પામવી. પણ કેવળ પંડિતાઈ રાખીને રાજી થવું નહીં. [૨૧].

૨૧ વિવેચન—

વિચારના બળને વધારવા માટે, સારૂં વાંચન અને સારૂં શ્રવણ જોઇએ. પ્રથમ તો અમુક એક વિષયને પકડવો જોઇએ. પછી તે વિષય સાધવા માટે, પાકો નિર્ણય કરવો જોઇએ. પછી તે વિષય સંબંધીજ-બીજું આડુંઅવળું નહીં–શ્રવણ અને વાંચન થવું જોઇએ. આગબોટો અમુક ઠેકાણે જવાનો નિર્ણય કરીને નીકળે; તોજ લોકો તેમાં બેસે; અને તે આગબોટ બે પૈસા કમાય. ટ્રેનો અમુક ઠેકાણે જવાનો નિર્ણય કરીને

---

૨૧ પદચ્છેદ—**एवं**-આ પ્રમાણે નિશ્ચય કરીને. **जिज्ञासया**-વિચારના બળથી, અથવા વિચાર કરીને. **नानात्वभ्रमम् अपोह्य**–દેહાદિકના અધ્યાસને દૂર કરીને. **सर्वगे इति मयि आत्मनि**-સર્વ વ્યાપક એવું જે મારૂં રૂપ તેમાં **विरजं मनः अर्प्य**–નિર્મળ મનને ધરીને. **सः उपारमेत**-તેણે ઉપરામ પામવું.

× ખ્રીસ્તીઓનો દેવ.

નીકળે; તોજ લોકો તેમાં બેસે; અને તે બે પૈસા કમાય. 'બસ! ગમે ત્યાં જશું;' 'જ્યાં જવાશે; ત્યાં જશું.' 'બસ! અમને પૂછનાર કોણ છે?' એમ કહીને, નીકળતી બોટોની, અથવા ટ્રેનોની, જે દશા થાય છે; તે દશા, અત્યારે રજળતા લોકોની છે. જેમ ધંધામાં; તેમ ધર્મમાં પણ થઇ રહ્યું છે. નિર્ણયવાળા ધંધાદારીઓ, પોતાને ગમતા ધંધા સંબંધી, જ્ઞાન સંપાદન કરીને, પોતાના ધંધાને ઉત્તમ રીતે ઠીકઠાક કરે છે; તેમ નિર્ણયવાળા મુમુક્ષુઓ, પોતાને ગમતા વિષયને, સારા વાંચનથી અને સારા શ્રવણથી, ઉત્તમ રીતે ઠીકઠાક કરે છે. [કેમ! આટલું તો સમજાય છે ને? આપનું ચિત્ત શાંત છેને? આપ જગત્‌ના ગોંધાટથી દૂર છોને? નહીં તો આંધળી દળે; અને કુતરાં ચાટે. × × × સાંભળો ત્યારે!]

સ્વાર્થ અને પરમારથ—સ્વાર્થ નિંદ્ય વસ્તુ છે. તોપણ ઘણાં પામર મનુષ્યો, સ્વાર્થ સાધી લેવા જેટલાં પણ ડાહ્યાં નથી. બાલ્યાવસ્થામાં ભણી લેવું તે સ્વાર્થ છે. છતાં ઘણાં પામર બાળકો, ભટકતાં દેખાય છે. પતિના ઘરમાં પેસતી વહુએ, સાસુ સસરાની પ્રેમથી સેવા કરીને, દોડવા આવતા ભયંકર સંસાર માટે, તૈયાર થઇ જવું; તે પણ સ્વાર્થ છે. જુવાનીમાં ધંધારોજગારને ખીલવવો; એ સ્વાર્થ છે; માતાપિતાને અને સંબંધીઓને રાજી રાખવાં, એ પણ સ્વાર્થ છે. છતાં જુવાન આખલા, જ્યાં ત્યાં રજળતા જોવામાં આવે છે. કોઇ કાંઇ હિતની વાત કરે; તો સાંભળવા દરકાર કરતા નથી. સ્વાર્થ સીધી વસ્તુ છે. સ્વાર્થ હમેશાં પોતાને માટેજ હોય છે; છતાં રજળતા બાળકો, રજળતી વહુઓ, અને રજળતા જુવાનીયા, સ્વાર્થમાં પણ આંધળા છે. જેઓ બાલ્યાવસ્થા અને જુવાની આમ બરબાદ કરે; તેમનાં ઘડપણમાં ભલીવાર હોય નહીં. સંસારને પહેલે પગથીએ, સ્વાર્થ છે-સ્વાર્થ સાધવામાં ચપળ ન બન્યા; તે પરમારથની વાતો સાંભળવાને લાયક નથી. સ્વાર્થનાં કામકાજ ત્વરાથી આટોપી શકે; તેને અવકાશ મળે. જે સ્વાર્થમાં રગદોળાયા કરે; તે પરમારથ સામે જોઇ શકે નહીં. પરમારથ સંબંધી વિચાર પણ કરી શકે નહીં. તાત્પર્ય-આપને સ્વાર્થ વ્હાલો હોય; તો તે પણ, સજ્જનને શોભે એવાં ગુણથી, સાધતાં શીખો.

'સામાને અનુકુળ રહીને, તેને પોતાને અનુકુળ કરવા; તે પણ સ્વાર્થ છે. માતાપિતાને અને માતાના રીતરીવાજને અનુકુળ રહીને, માતાપિતાને પોતાને અનુકુળ કરવાં; પોતાને વશ કરવાં; તે પણ સ્વાર્થ છે. ધંધામાં શેઠને અથવા ગ્રાહકોને અનુકુળ રહીને, શેઠને અથવા ગ્રાહકોને વશ કરવા; તે પણ સ્વાર્થ છે. જે સામાને અનુકુળ રહેતાં શીખતો નથી; તે સામાને વશ કરી શકતો નથી. આજકાલ પત્નિના ભવેડાના મૂળમાં આ રોગ છે.'

કુદરત—કુદરતને અનુકુળ રહેનારા, કુદરતને વશ કરી, વિજ્ઞાનના અનેક અખતરાઓ કરે છે. યાદ રાખવું કે-જગત્‌માંનો પ્રત્યેક પ્રાણી પદાર્થ, કુદરતના નિયમોને આધીન છે. પરંતુ એ નિયમોની રચના, માણસને યંત્રવત્ જડ, અને પરતંત્ર બનાવી દેવા સારૂ નથી. એ રચના તો, માણસને જ્ઞાન–ચારિત્ર સંપન્ન બનાવીને, જડતા, દુઃખ અને પરાધીનતામાંથી મુક્ત કરવા સારૂ છે. તથા સદાને માટેની અને સુખ સ્વાતંત્ર્યની પરાકાષ્ટાએ પહોંચાડવા સારૂ છે. એ મહા નિયમો ઘણાજ અટલ, ઉદાર, અને ઉન્નતિદાયક છે. એ નિયમો દ્વારા કુદરતે મનુષ્યોને, એટલું બધું સ્વાતંત્ર્ય અને સામર્થ્ય આપી રાખ્યું છે કે-મનુષ્ય તેને જો બરાબર સમજીને, વાપરતાં શીખે; તો આ જગત્‌માંની કોઇપણ વસ્તુ સ્થીતિ, તેને માટે

અસાધ્ય રહે નહીં. [ સાંભળો ! સાંભળો ! હજી આગળ સાંભળો ! ] જે વસ્તુનો મહિમા વર્ણવવાને સહસ્રમુખી શેષ પણ અસમર્થ છે; તથા જે સ્થીતિની તુલનામાં, આખી પૃથ્વીનું સામ્રાજ્ય પણ, અણુમાત્ર છે; એવા પરમપદને પણ, તે ત્વરાથી અને સહેલાઇથી પ્રાપ્ત કરી શકે છે.

કર્મના ભોગવટામાં, કર્મનાં શુભાશુભ ફળ ભોગવવા વખતે પણ, કુદરતના નિયમોનું જ્ઞાન, મનુષ્યોને ઘણુંજ લાભદાયક છે. સુખના ભોગકાળમાં, તે જ્ઞાન, પોતાના સુખમાંથી, દુઃખી દરિદ્રિઓનો બને તેટલો ભાગ અપાવીને, દાતાના હૃદયને વધારે પવિત્ર અને ઉન્નત બનાવે છે. તે સાથે પ્રાપ્ત સુખને, આ જ્ઞાન, વધારે સંગીન અને ટકાઉ બનાવે છે. આવા આચરણથી તેનું ભાવિ-ભવિષ્યનું જીવન-પણ, વધારે સુખી અને ઉચ્ચ કક્ષાનું રચાતું ચાલે છે. દુઃખના ભોગકાળમાં-દુઃખી અવસ્થામાં-એવો જ્ઞાની પુરૂષ, સમજે છે કે-પોતાનાજ કોઇ કર્મનાં ફળારૂપે, દુઃખ આવી પડયું છે. ઉનાળે ગરમીથી બચવા, જેટલો પ્રયત્ન થાય; તેટલો પ્રયત્ન, સૌ કરે છે. શીયાળે ઠંડીથી બચવા, જેટલો પ્રયત્ન બને; તેટલો પ્રયત્ન સૌ કરે છે. તેમ આ દુઃખથી બચવા, બને તેટલો પ્રયત્ન કરવાની ના નથી. તેનો સમય પૂરો થતાં તે ચાલ્યું જશે. સમય પૂરો થાય ત્યાં સુધી, બને તેટલી શાંતિથી, તે દુઃખ સહન કરવુંજ પડે. આવી સમજણ હોવાને લીધે; કુદરતના નિયમોને સમજનારો જ્ઞાની, નકામી હાયવોય કરીને, દુઃખના એકડા ઉપર, મીંડાં ચડાવતો નથી. વળી તે જ્ઞાની હોવાથી, દુઃખની ગભરામણમાં, અનીતિને માર્ગે ચડીને, ભવિષ્યની ચોખ્ખી ભૂમિ ઉપર, દુઃખનાં બીજ વેરતો નથી. [ કેમ સમજાય છેને ? આગળ વાત કહું ? ]

બીજા હાથ ઉપર, અજ્ઞાની મનુષ્ય, સુખી સ્થીતિને પણ, અધીકાધીક લોભ અને પ્રપંચ વડે, દુઃખમય બનાવે છે. ધનના મદમાં અનેકને ડરાવે છે; અનેકની સાથે વેર બાંધે છે. આ પ્રમાણે તેનું ભાવિ-ભવિષ્યનું જીવન-પણ, વધારે દુઃખી, અને નીચ કક્ષાનું રચાતું ચાલે છે. કદિ તે અજ્ઞાની પુરૂષની સ્થીતિ દુઃખી હોય; તો હાયવૉય, ઇર્ષ્યા, અનીતિ અને એવા બીજા કાંટા, જીવનપથમાં પાથરીને, ભાવિ જીવપથમાં, દુઃખનાં બીજ વેરે છે.

સાવધાન છોને ? આ શ્લોકમાં કહ્યું કે-'વિચારના બળથી.' વિચાર તો આવા જોઇએ; કે જેથી જીવનપથ સ્વચ્છ થાય.

તમે તમારા મનને ડાહ્યાં સમજતાં હશો; પણ તમારામાંના નેવું ટકાને, સુખમાં કેવી રીતે રહેવું; અને દુઃખમાં કેવી રીતે રહેવું; તે આવડતું નથી. મોર કળા પુરીને નાચે, ત્યારે બહુ રાજી થાય; પણ તેની ગુદા ઉઘાડી થાય છે; તેનું તેને જરાએ ભાન રહેતું નથી. તેમ આ જગતનાં નેવુ ટકા ડાહ્યાં માનવીઓ, પોતાના મન ધાર્યા આનંદમાં રાચે છે; પણ માનવતાને પગથીએથી, તેમના પગ સરકતા ચાલ્યા જાય છે; તેનું ભાન, તેમને રહેતું નથી. જ્યાં માનવતાજ નથી; જ્યાં માનવતાને દઢ કરવા-સ્થાઇ કરવા, પ્રયત્નજ નથી; ત્યાં મોક્ષની વાત કેમ કરાય. પોળની ચોરાસી કરવા પૈસા નથી; તેને નગરચોરાસી કરવા કેમ કહેવાય !

નવયુગ બોલે છે. નવયુગનાં નાટકો, સીનેમા, રેડીયો, ફોનોગ્રાફની થાળીઓ, અને સાંજ સવાર ઉભરાતાં પેપરો બોલે છે કે-"સમાજને દોરનારા ઉપદેશકો, સમાજના કરતાં વધારે મલીન, મોજીલા અને વિલાસી બની ગયા છે. જ્ઞાનની વાતો બુઠી તલવારના જેવી, ધર્માભાસ છે; તેથી તેની અસર કોઇને થતી નથી. વિગેરે." આ બાબતનો આપણે

વિચાર કરીએ; તો આપણને પણ, સોએ પંચાણુ ટકા એમજ લાગે. જે ઘડીયાળને જોઇને, બીજી ઘડીયાળો મેળવાતી હોય; તે ઘડીયાળનો ટાઇમ, બરાબર રહેવોજ જોઇએ. નવયુગને ઉપદેશકો બગડી ગએલા જણાય; પણ પ્રાચીન ઋષિઓના તટસ્થ ગ્રન્થો-જ્યાં મારૂં તારૂં નથી; જ્યાં રાગદ્વેષ નથી-એવા ગ્રન્થોને માટે, તેમના બે મત નથી. એવા ગ્રંથોનું વાંચન, શ્રવણ અને મનન બહુજ ખંતથી વધારવાં. તે સાથે પોતે પોતાને જોતાં રહેવું. મોટી ઘડીયાળ પ્રમાણે, પોતાની ઘડીયાળ છે કે કેમ ? તે જોતાં, તે મેળવતાં, પોતાની ઘડીયાળ બરાબર ટાઇમ આપશે.

બ્રાહ્મણ-સાધુ-સંત વિગેરે ઉપદેશકો સારા નથી; માટે આપણે આપણો પ્રયત્ન ન કરવો; તે છતી રસોઇએ, ભૂખ્યા મરવા જેવી ભૂલ છે. ખંત રાખીને સદ્‌ગ્રન્થોનું વાંચન શ્રવણ કર્યા કરશો; તો જેનાં વખાણ થઈ રહ્યાં છે; તે કૃપાળુ કૃષ્ણ, કોઇ રૂડા સંતને ભેટાડી દેશે. ઘણા સંત ખરાબ છે; તેથી બધા સંત ખરાબ છે; એમ માનવું; તે ભૂલ છે. ઘણા દેવમંદિરો સારાં નથી; તેથી બધા દેવમંદિરો સારાં નથી; એમ કહેવું તે ભૂલ છે.

આવા રૂડા વિચાર કરીને, શાસ્ત્ર, સંત અને દેવમાં પ્રીતિ કરવી. ઘી, ગોળ અને લોટ, જેની પાસે ન હોય; તે લાડુ જમી શકતો નથી; તેમ શાસ્ત્ર, સંત અને દેવ, જેમના હૃદયમાં ન હોય; તે કલ્યાણની કેડીએ આવી શકતો નથી.

જે ગોળી પાણીયારા ઉપર બરાબર ગોઠવી હોય; તેમાં જળ રેડાય. દડતી ગોળીમાં જળ રેડતાં, ગોળી દડી પડે; અને જળ રેલાઇ જાય. શાંતિવાળા હૃદયમાં, આવી કાંઇક સમજણ દૃઢ થાય; તે પછી, યાજ્ઞવલ્કય જનકને કહે છે-તે સંભળાય. તે પછી યમદેવ નચિકેતાને કહે છે-તે સંભળાય. ગીરની ખીણોમાં ભટકતા માનવીને, મુંબઇના માળા દેખાય નહીં. મુંબઇના માળા જોવા હોય; તેણે ટ્રેનમાં બેસી, મુંબઈ જવુંજ જોઇએ. [ કેમ સમજાય છે ને ? સાવધાન છોને ? તૈયાર થાઓ ! તૈયાર થવાની આ તક મળી છે. તકનો લાભ આજ નહીં લ્યો ! તો ક્યારે લેશો ? રાજા હશો. પણ રાજ અહીં પડયું રહેશે. અહીં ઘડી બે ઘડી છો. દોડતો સૂર્ય, હમણાં અસ્તાચળે જઇને બેસશે. પક્ષીઓ ઉડીને માળે બેસશે. આપ આપને માળે નહીં બેસો ? ]

યાદ રાખો કે—We live in a new, and exceptional age. We are born for opportunity, and we are allowed to seize every opportunity. Our whole history appears like a last effort for the Divine Providence, in behalf of the human race.×

શ્લોકમાં સુંદર શબ્દો કેવા છે ! **सर्वगे** હે ઉદ્ધવ ! 'હું અહીં છઉં' અને બીજે નથી; એમ કદિ સમજવું નહીં. હું સર્વત્ર છઉં. **सर्वगे इति मयि, विरजं मनः अर्प्य** હું કે જે સર્વત્ર છઉં તેમાં નિર્મળ મનને અર્પણ કર. મનને અર્પણ કરવાનાં સ્થાન ઘણાં. નિર્મળ મનને અર્પણ કરવાનાં સ્થાન થોડાં. સ્ત્રીને પતિ અને પતિને સ્ત્રી, નિર્મળ મન અર્પણ કરવાનાં સ્થાન. પછી પુત્રાદિમાં માતાપિતાનાં નિર્મળ મન લાગી રહે. બચ્ચાં

× અર્થ—આપણે એક નવાજ, અને અપવાદી જમાનામાં જીવીએ છઈએ. તકને માટેજ આપણે જન્મ્યા છઇએ; અને તકને પકડી લેવા આપણને રજા છે-ફરમાન છે. માનવ તરીકેનો આપણો ઈતિહાસ તપાસી જોઈએ; તો ખાત્રી થાય છે કે-દૈવી જ્ઞાન માટે આ છેલ્લો પ્રયત્ન છે.

માટે હોલી મરી ગઇ; અને સ્ત્રી તથા બચ્ચાં માટે હોલો મરી ગયો. સંસારથી આગળ વધીને, દૈવીસૃષ્ટિમાં જઇ શકીએ; તો નિર્મળ મન અર્પણ કરવાનું પ્રથમ સ્થળ સદ્ગુરૂ; પછી પ્રભુ. સદ્ગુરૂની આપેલી ચાવીથીજ, પ્રભુનું દ્વાર ખૂલે; એમ સર્વાનુમતે સિદ્ધ થયું છે. ભંગી આભડછેટથી ન ડરે; અને મન મેલથી ન ડરે. મલીન સંસ્કાર મનમાં છુપાઇને પડેલાજ હોય; તોપણ બાલ્યાવસ્થામાં, મન કાંઇક નિર્મળ હોય. પછી જેમ જેમ બાળક મોટો થાય; તેમ તેમ મન મલિનતાથી ઘેરાતું જાય. મલીન મનવાળો બાળક માબાપને ઠગે; મહેતાજીને ઠગે; ધંધામાં શેઠને ઠગે; ગુરૂદ્વારે ગુરૂને ઠગે; દેવદ્વારે દેવને ઠગે. અંતકાળ સુધીમાં પાપનાં પોટલાં બાંધી લે. મનને મલીનતામાંથી બચાવવા, માતાપિતાની અને મહેતાજીની શુભ શિખામણો જીવન પથમાં હાજર હોય છે. રૂડા સંબંધીઓ અથવા સદ્ગુરૂની શિખામણો પણ, એટલાજ માટેજ છે. તોપણ સાવધાન સમજે; સુધરે; અને મલીનતાથી બચે.

ઉપારમેત—તૃપ્તિ પામે. ઉપરામ પામવું; એ જીવનનો અંતીમ હેતુ છે. જ્ઞાનીઓ ઉપરામ પામે; અને ઉપરામ પામવા બોધ કરે.

પરબ્રહ્મમાં ચિત્ત સ્થિર ન થઇ શકે; તો પ્રભુ બીજો સહેલો ઉપાય બતાવે છે.

**यद्यनीशो धारयितुं, मनो ब्रह्मणि निश्चलम् ॥**
**मयि सर्वाणि कर्माणि, निरपेक्षः समाचार ॥२२॥**

અર્થ—કદિ પરબ્રહ્મમાં મનને સ્થિર કરવા, તમે અશક્ત હો; એટલે-કદિ યોગાભ્યાસ તમને ન આવડતો હોય-તો; તેમ કરવાનું છોડી દઇને, કર્મનાં ફળની આશા ન રાખીને, એટલે નિષ્કામ ભાવથી, સર્વ કર્મો મને અર્પણ કરવાં. [૨૨]

૨૨ વિવેચન—

**अथ चित्तं समाधातुं, न शक्नोषि मयि स्थिरम् ॥**
**अभ्यासयोगेन ततो, मामिच्छाप्तुं धनंजय ॥९॥**
**अभ्यासेऽप्यसमर्थोऽसि, मत्कर्मपरमो भव ॥**
**मदर्थमपि कर्माणि, कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥१०॥**
**अथैतदप्यशक्तोऽसि, कर्तुं मद्योगमाश्रितः ॥**
**सर्वकर्मफलत्यागं, ततः कुरु यतात्मवान् ॥११॥** [ગીતા અ. ૧૨]

આ શ્લોકોને આ ૨૨ મો શ્લોક, વધારે સ્પષ્ટ કરે છે. એટલે-મન અત્યંત પ્રબળ છે; વિષયની વાસના પણ અત્યંત પ્રબળ છે. એક તો 'ગાંડી, અને તેણીને ભૂત વળગ્યું !' 'મર્કટ તે વળી મદિરા પીએ; અને આખા તેથી સૌંકો બીહે.' મન ચંચળ અને તેને વાસનાનો ભયંકર રોગ. ભયંકર પરિણામ લાવે. 'નાટક, સીનેમા, અને હૉટલો, લોકોનાં હિત

૨૨ પદચ્છેદ—**यदि ब्रह्मणि**-કદિ પરબ્રહ્મમાં. **मनः निश्चलं धारयितुं अनीशः**-મનને નિશ્ચલ રાખવા તમે અશક્ત હો-તો તેમ કરવાનું છોડી દઇને. **निरपेक्षः**-કર્મનાં ફળની આશા ન રાખીને. **सर्वाणि कर्माणि मयि समाचर**-સર્વ કર્મો મારામાં (એટલે મને) અર્પણ કરો.

માટે છે; એમ કેટલાંએક ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો હજી સમજે છે. દવાખાનામાં આટલાં બધાં માંદા કેમ વધી પડયાં છે? કોર્ટોમાં આટલા બધા કજીયાઓની નોંધ, કેમ? તેનો વિચાર કરવા, જગત્ નવરૂં થશે; ત્યારે તેને ખાત્રી થશે કે–અત્યારના નાટક સીનેમા અને હૉટલો, ચંચળ મનને બહેંકાવી રહ્યાં છે. વિષયવાસનાનું જળ પાઈ રહ્યાં છે.

આ પ્રમાણે ચંચળતાને શીખરે ચડેલું મન, સગુણ બ્રહ્મમાં પ્રવેશી શકે નહીં; ત્યારે નિર્ગુણ બ્રહ્મમાં તો કેમ પેસી શકે? કેમ વિરમી શકે? ગણીતના કાયદા જેવી આ સહેલી વાત છે. ભલેને મીંડા હોય; પણ તે આંકડા ઉપર ચડે; તો સંખ્યા વધેજ. એકના ઉપર એક મીંડે દસ; બે મીંડે સો; અને ત્રણ મીંડે હજાર. તેમ નાટક સીનેમા ભલે કૃત્રિમ છે; ખોટાં છે; મીડાં જેવા છે; તોપણ તે ચિત્ત ઉપર ચડે; ત્યારે ચિત્તની ચંચળતા વધે. રામલીલાઓ અને કૃષ્ણલીલાઓ પણ, નાટકના અથવા ભવાઇના રૂપમાં હોય; તો તે મીઠું ઝેર છે. વિચાર કરી જોજો. ઠીક જણાય; તો માનજો.

ઉપાસના માર્ગ—જેમ અભણને માટે, એકડા, અને કક્કો બારક્ષડી જરૂરીનાં છે; જેમ માંદા માટે પકવાનની જરૂર નથી; પણ કાંજીની જરૂર છે. તેમ ભટકતા ચિત્તવાળાં સ્ત્રી પુરૂષો માટે, ઉપવાસના માર્ગ (ભક્તિમાર્ગ) ઉત્તમ છે. આ ઉપાસના માર્ગ, ધ્રુવ પ્રલ્હાદના વખતનો અનાદિ છે. વસિષ્ટ વાલ્મીક પણ, ઉપાસના માર્ગે ચાલનારા હતા. રાજા અમરીશ ઉપાસના માર્ગનો પાકો અભ્યાસી છે. સાંભળો તેમની થોડી વાત કરૂં! જુઓ–શ્રીમદ્ ભાગવત સ્કંધ ૯ મો, અધ્યાય ૪ થો—

> अंबरीषो महाभागः, सप्तद्वीपवतीं महीम् ॥
> अव्ययां च श्रियं लब्ध्वा, विभवं चातुलं भुवि ॥१५॥
> मेनेऽतिदुर्लभं पुंसां, सर्वं तत् स्वप्नसंस्तुतम् ॥
> विद्वान् विभवनिर्वाणं, तमो विशति यत्पुमान् ॥१६॥

અર્થ—શ્રીશુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે–મહાભાગ્યશાળી અંબરીશ રાજાને, સાત દ્વીપવાળી પૃથ્વીનું રાજ્ય, અખૂટ લક્ષ્મી, અને સર્વોત્તમ વૈભવ હતો; કે જે બીજા પુરૂષોને અત્યંત દુર્લભ છે. આમ છતાં 'અંતે વૈભવ નાશ પામનાર છે;' એમ જાણવાથી, તે સર્વ વૈભવને સ્વપ્ન સમાન ગણતો હતો. કારણકે વૈભવને લીધે મનુષ્ય મોહમાં પડે છે. મોહને લીધે રખડી પડે છે. [૧૫-૧૬]

> वासुदेवे भगवति, तद्भक्तेषु च साधुषु ॥
> प्राप्तो भावं परं विश्वं, येनेदं लोष्ठवत् स्मृतम् ॥१७॥

અર્થ—એ રાજા પોતાનું મન ભગવાન્‌માં, અને ભગવાનના ભક્તોમાં રાખતો હતો. કે જેથી આ સઘળું જગત્ તેને તુચ્છ લાગતું હતું. [૧૭]

ભગવાનના ભક્તો, સંસારથી અવળા હોય છે. સંસારને સ્ત્રી, પુત્ર, ધન અને વૈભવ ગમે છે. ભક્તો સ્ત્રી, પુત્ર, ધન અને વૈભવને નિંદે છે–તુચ્છ ગણે છે. જેવો સંગ, તેવો રંગ! કોલસાની કોટડીમાં જતાં કાળા હાથ; અને કંકુની કોટડીમાં જતાં રાતા હાથ થાય છે. ભગવાનની સેવા કરવાથી, ભગવાનમાં ભાવ થાય; અને ભક્તોનો સંગ કરવાથી વૈરાગ્ય પ્રાપ્ત થાય.

રાજા અંબરીષ કેવી રીતે સેવા કરતો હતો; તે વાત હવે કહે છે—

રાગ–વંશસ્થ—

**स वै मनः कृष्णपदारविंदयोर्-वचांसि वैकुंठगुणानुवर्णने ॥**
**करौ हरेर्मंदिरमार्जनादिषु, श्रुतिं चकाराच्युतसत्कथोदये ॥१८॥**
**मुकुंदलिंगालयदर्शने दृशौ, तद्भृत्यगात्रस्पर्शेऽगसंगमम् ॥**
**घ्राणं च तत्पादसरोजसौरभे, श्रीमत्तुलस्या रसनां तदर्पिते ॥१९॥**
**पादौ हरेः क्षेत्रपदानुसर्पणे, शिरो हृषीकेशपदाभिवंदने ॥**
**कामं च दास्ये न तु कामकाम्यया, यथोत्तमश्लोकजनाश्रया रतिः ॥२०॥**

**અર્થ**—તે રાજા વાણીનો ઉપયોગ, ભગવાનના ગુણો ગાવામાં કરતો હતો; હાથનો ઉપયોગ, ભગવાનના મંદિર સાફ કરવા વિગેરેમાં કરતો હતો; કાનનો ઉપયોગ ભગવાનના પવિત્ર યશ સાંભળવામાં કરતો હતો. [૧૮] નેત્રોનો ઉપયોગ, ભગવાનની મૂર્તિના સ્થાનકનાં દર્શનમાં કરતો હતો. અંગનો ઉપયોગ, ભગવાનના ભકતોના શરીરનો સ્પર્શ કરવામાં [ચરણ ચાંપવા વિગેરેમાં] કરતો હતો. નાસીકાનો ઉપયોગ, ભગવાનના ચરણારવિંદમાં પડેલાં સુંદર તુલસીના સુગંધમાં કરતો હતો. જીભનો ઉપયોગ ભગવાનને અર્પણ કરેલા નૈવેદ્યને જમવામાં કરતો હતો. [૧૯] પગનો ઉપયોગ, ભગવાનના મંદિરોમાં જવા આવવા માટે, તે કરતો હતો. મસ્તકનો ઉપયોગ, ભગવાનના ચરણારવિંદમાં પ્રણામ કરવામાં તે કરતો હતો. ચંદનાદિક સુખકારી સામગ્રિનો ઉપયોગ, પોતાના સુખ માટે નહીં; પણ ભગવાનની સેવામાં, તે રાજા કરતો હતો. **ભગવાનના ભકતોની સાથે, જે રીતે પ્રીતિ થાય; તે રીતે સઘળું, રાજા કરતો હતો.** [૨૦]

[મોટા ઘડીઆળ સાથે નાનું ગડીયાળ મેળવાય; તેમ ભગવાનના મોટા ભકતોના ચારિત્ર સાથે, આપણાં ચારિત્રો મેળવાય. ભૂલચુક સુધારી લેવાય. પરવા છેને ? ]

અમરીશના અંતઃકરણની શુદ્ધિ કેવા પ્રકારની હતી; તે હવે કહે છે—

રાગ–વંશસ્થ.

**एवं सदा कर्मकलापमात्मनः परेऽधियज्ञे भगवत्यधोऽक्षजे ॥**
**सर्वात्मभावं विदधन् महीमिमां, तन्निष्ठविप्राभिहितः शशास ह ॥२१॥**

**અર્થ**—સર્વમાં આત્મા છે; એવી ભાવના રાખીને, એ પ્રમાણે પોતાનાં સર્વ કર્મોને, યજ્ઞના ઇશ્વર પૂર્ણ પુરૂષોત્તમમાં અર્પણ કરતો એ રાજા, વૈષ્ણવ બ્રાહ્મણોના ઉપદેશ પ્રમાણે, પૃથ્વીનું પાલન કરતો હતો. (૨૧)

સંપ્રદાયો—'અહં બ્રહ્માસ્મિ–હું પોતે બ્રહ્મ છઉં,' તે માર્ગ જેમ અનાદિ છે; તેમ ભક્તિમાર્ગ પણ અનાદિ છે. સેવક સેવ્યભાવ પણ અનાદિ છે. 'જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ બેઉ માર્ગ, એક બીજાને મદદગાર છે; એક બીજાના વેરી નથી.' આટલું તો જરૂર શીખી લેવું. નહીં માનો; તો ધરતીકંપ જેવા આંચકા, હૃદયે આવશે; અને કાંઇક દૃઢ થએલા સિદ્ધાંતો, તુટી પડશે. સંપ્રદાયો, મતમતાંતરો, અથવા વાડાઓ, કાંઈ ખોટા નથી. તેને સ્થાપનારા મહાપુરૂષ હતા. તેમના હેતુ શુદ્ધ અને દયાળુ હતા. પાછળથી જે જે સંપ્રદાયોમાં, મીલ્કત અને માન પેઠાં; તે તે સંપ્રદાયો, ઈર્ષ્યાના તાપમાં તપીને કાળા બની ગયા. સંપ્રદાયોનું કલ્યાણ ચાહનારાઓએ, વિદ્યા અને વૈરાગ્યને આગળ લાવવાં જોઈએ; અને મીલ્કતને અને

માનબડાઇને સંતાડી રાખવાં જોઇએ. તખત ઉપર બેસનારો રાજા, ફાટયાં તુટયાં વસ્ત્રોથી લાજે; તેમ દરેક સંપ્રદાયોએ, મીલ્કત અને માન બડાઈથી (માનથી) લાજવુંજ જોઇએ. કેટલાએક સંપ્રદાયોમાં, અંદર અંદર ઇર્ષ્યાનું અને મારા તારાનું બળ—એટલું બધું વધી પડયું છે—કે, સંપ્રદાયનાં ડાહ્યાં માણસો, પણ કલ્યાણનો રસ્તો શોધી શકતાં નથી. ગુંચવાઈ ગયાં છે. સંપ્રદાયની બહારનાં માણસો, અને નાસ્તીકો, સંપ્રદાયના કજીયા જોઇને, કુદાકુદ કરી મેલે છે. દરેક સંપ્રદાયમાં પ્રભુ ગોખમાં બેઠા છે; પણ તેમની શરમ, અગર તેમનાં વચનોની શરમ, સંપ્રદાયના કજીયાળા આગેવાનોને આવતી નથી. બહાર ફજેતી થઈ રહી હોય; તો પણ તે નફટ ધર્માંધો લાજતા નથી. દરેક સંપ્રદાયમાં જ્ઞાનની અને ભક્તિની, મોટી મોટી વાતો છે. પણ જે જે વહીવટદાર બન્યા છે; તે પંચાણું ટકા બગડયા છે. દંભ પાખંડથી ઘેરાઇ ગયા છે. ભણ્યા ગણ્યા વિનાના લોભી, લાલચુ અને આળસુ આચાર્યો, આ યુગમાં નભે એવું નથી. માટે એવા હોય; તેમણે પ્રથમ પોતાને ઠીક ઠીક કરવા જોઇએ. પોતેજ દ્વેષથી અને કજીયાથી ભર્યા હોય; તો આખો સંપ્રદાય, દ્વેષથી અને કજીયાથી ઉભરાય છે. સદ્‌ગુરૂ અથવા આચાર્ય, એટલે સૌજન્ય ભરેલો આદર્શ પુરૂષ. જેવું બિંબ, એવું પ્રતિબિંબ.

સિયાજીરાવ ગાયકવાડ, પ્રથમ વડોદરે આવ્યા; ત્યારે એક ગામડીયા બાળક હતા. સરટી માધવરાવે, અને રેસીડેન્ટ સાહેબે, જેવા જોઇએ એવા માસ્તરો રાખીને, સીયાજીરાવને એક બાહોશ રાજકર્તા બનાવ્યા. આચાર્યોએ જેવા જોઇએ એવા પંડિતો રાખીને, તૈયાર થઇ જવું જોઇએ. જે ઘોડું દશરાની સ્વારીમાં ન દોડે; તે ઘોડું માલીકને ભારરૂપ લાગે. સમાજ ભારરૂપ આચાર્યોથી બહુ કંટાળી ગયો છે.

**આચાર્યોને**—આ તમારી નિંદા નથી. આ નમ્ર પ્રાર્થના છે. આ ચીવટ ભરી ચેતવણી છે. આદર્શ થઇને આગળ આવો; તો જગત્ આપનું પૂજન કરવા તૈયાર ઉભું છે. આચાર્યોના દોષ દેખીને, જગત્ ભડકે છે. જગત્ જ્ઞાન માટે—ધર્મ માટે, જ્યાં ત્યાં ભટકે છે. સાદા, સરલ અને પવિત્ર સ્વભાવના, આપના મૂળ પુરૂષને યાદ કરો; તેવું વર્તન કરવા આગ્રહ રાખો; તો ઘણા દોષો અનાયાસે સરી પડશે. આ વ્હાલની વસ્તુ આપી; તે કાળજે મુકી રાખજોજી. દરેક સંપ્રદાયને પોતાના લાયક આચાર્યો માટે, હજી ઘણું માન છે. ઘણા ભાવિક લોકો, પોતાના આચાર્યોને કહે છે કે—

"તમારી ચર્ણધુરીમાં, અમારા શીશને ધરશું;
તમારા કાજને માટે, અમારા પ્રાણ પાથરશું."

**નિરપેક્ષ**:—અપેક્ષા રહિત, અકામ, નિષ્કામ. નિરપેક્ષ થવાય કેમ ? એક જ્ઞાનથી, અને બીજું કંટાળાથી અથવા દુઃખથી. જ્ઞાનથી બહુજ થોડું; અને દુઃખથી ઘણું. દુઃખમાં સમજણની ઘડ, બરાબર બેસી જાય; તો નિરપેક્ષ થવાય. સંસારમાં દુઃખ વારંવાર આવ્યા કરે છે. રોગ દેખીને રડયા કરવા કરતાં, વૈદને ઘેર જવું; તે સારૂં છે. તેમ દુઃખ દેખીને ગભરાયા કરવું; અથવા રોદડાં રોવાં; તેના કરતાં કોઇ સમજુને શરણે જવું; તે સારૂં છે. દુઃખમાં સુખ દેખાય; એવું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. દુઃખમાં સુખ દેખાય; તો મોહ કરનારાં પ્રાણી પદાર્થોમાંથી મોહ મટે. સાચો હીરો સમજીને, તેને સાત ગાંઠે બાંધ્યો હોય; પણ ઝવેરીને દેખાડતાં, તે પોખરાજ (ખોટો હીરો) ઠરે; તો પછી તેને સાચવી રાખવાની જરૂર નથી. એટલે તેમાં અનાયાસે નિરપેક્ષ થવાય.

ભક્તિ માર્ગ અનાદિ છે; તોપણ શ્રીમદ્ રામાનુજાચાર્યે; શ્રીમદ્‌વલ્લભાચાર્યે; અને શ્રીસ્વામીનારાયણે, તે માર્ગને, જેમ જેમ જરૂર જણાતી ગઇ; તેમ તેમ સુધારો વધારો કરીને, સારા રૂપમાં મુકયો. શ્રીઠાકોરજીને સારા સારા શણગાર ધરાવવાને બહાને, મીલ્કત અને વૈભવ વધ્યા; તે જે જે ઝીરવી શકયા નહીં; તે લડયા. જેમ સોમલ ખાવો; તે સહેલું નથી; તેમ લક્ષ્મીને અને વૈભવને ઝીરવવા; તે સહેલું નથી. વિલાયતમાં માનવી ઘણાં; પણ ઉંચા પ્રકારના ચારિત્ર વાળા હોય; તેજ હિંદના વાઇસિરોય થઇને આવે. લૌકિક લાભથી જેમ બને તેમ, ચિત્ત મુક્ત રહે; તોજ જ્ઞાન અને ભક્તિ ફાલી શકે.

ભક્તિ કેવાં સાધનથી થાય; તે શ્રીકૃષ્ણ હવે કહે છે.

**श्रद्धालुर्मे कथाः शृण्वन्, सुभद्रा लोकपावनीः ॥**
**गायन्ननुस्मरन् कर्म, जन्म चाभिनयन् मुहुः ॥२३॥**
**मदर्थे धर्मकामार्था–नाचरन् मदपाश्रयः ॥**
**लभते निश्चलां भक्तिं, मय्युद्धव सनातने ॥२४॥**

અર્થ—'હે ઉદ્ધવ ! જે પુરૂષ શ્રદ્ધાથી પરમમંગળરૂપ, અને લોકોને પવિત્ર કરનારી, મારી કથાઓને સાંભળ્યા કરે; મારાં જન્મ અને કર્મોનું વારંવાર ગાયન કરે; મારૂં સ્મરણ કર્યા કરે; મારૂં અનુકરણ કર્યા કરે; તથા મારી પ્રીતિને માટેજ, ધર્મ, અર્થ અને કામનું સેવન કરે; અને મારા આશ્રયથીજ રહે; તે પુરૂષને હું કે જે સનાતન બ્રહ્મ છઉં; તેમાં દૃઢ ભક્તિ પ્રાપ્ત થાય. [૨૩–૨૪]

૨૩–૨૪ વિવેચન—

કથાનો મહિમા શા માટે ?

ચોપાઈ—જાને બીનું નહીં હોય પરતીતિ, બીનું પરતીતિ હોય નહીં પ્રીતિ [મોક્ષવાણી]

**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ॥**
**कथयंतश्च मां नित्यं, तुष्यंति च रमंति च ॥९॥**
**तेषां सततयुक्तानां, भजतां प्रीतिपूर्वकम् ॥**
**ददामि बुद्धियोगं तं, येन मामुपयांति ते ॥१०॥**
**तेषामेवानुकंपार्थ-महमज्ञानजं तमः ॥**
**नाशयाम्यात्मभावस्थो, ज्ञानदीपेन भास्वता ॥११॥** [ગીતા અ. ૧૦]

---

૨૩–૨૪ પદચ્છેદ—**श्रद्धालुः**-જે શ્રદ્ધાવાળો પુરૂષ. **सुभद्राः**-પરમ મંગળરૂપ, **लोकपावनीः**-લોકોને પવિત્ર કરનારી. **मे कथाः**-મારી કથાઓ. **शृण्वन्**-સાંભળે. **जन्म कर्म च मुहुः गायन् अनुस्मरन् च मुहुः अभिनयन्**-મારા જન્મને અને કર્મને વારંવાર ગાય, વારંવાર સ્મરણ કરે અને વારંવાર અનુકરણ કરે. **हे उद्धव** !–હે ઉદ્ધવ. **मदर्थे**-મારે માટે. **धर्मकामार्थान् आचरन्**-મારે પ્રીતિને માટેજ, ધર્મ, અર્થ અને કામનું સેવન કરે. **अहं एव उपाश्रयः** (આશ્રય) **यस्य सः**-**मदपाश्रयः**-મારોજ જેને આશ્રય છે તે **मयि सनातने**-હું કે જે સનાતન છઉં તેમાં. **निश्चलां भक्तिं लभते**-નિશ્ચળ ભક્તિ પ્રાપ્ત કરે છે.

આ તો રત્નો! જાણે આપને આપેજ જાઉં। પણ આપ ઉંઘતા નથી ને? યાદ રાખજો કે 'જાગતાની પાડી, અને ઉંઘતાનો પાડો' અર્થ કરવા નહીં રોકાઉં. વાંચી લેશોજી.

૨૩ મા શ્લોકમાં પહેલો શબ્દ **શ્રદ્ધાલુઃ** છે. શ્રદ્ધાવાળો હોય તે મારી પવિત્ર કથાઓ સાંભળે. શ્રદ્ધાપૂર્વક કથા સાંભળી; એજ કાળની સાર્થકતા છે. હરિકથાના અર્થમાં, અને તેનાં રહસ્યમાં ચિત્તને પરોવાય; એ શ્રદ્ધાનું મૂખ્ય ફળ છે. જેવા તેવા લોટામાં દુધ લેવાય નહીં; તેમ જેવા તેવા અંતઃકરણમાં કથા સંભળાય નહીં. અવાજ (શ્રવણ) હૃદયે પહોંચે નહીં. ['જેવા તેવા' એટલે વિષયોની લાલચમાં ડહોળાઇ ગએલા અંતઃકરણમાં, કામ ક્રોધ અને લોભથી ઘેરાઇ ગએલા અંતઃકરણમાં.] કથા સાંભળવા પહેલાં, અરધી કલાક ચિત્ત શાંત રહેવુંજ જોઇએ. કથામાં યુદ્ધની વાતો આવે; ત્યારે શ્રવણમાં સુખ થાય, તો તે સુખ રાજસ છે. દુઃખ અને શોકની કથા સાંભળીને આંખમાં આંસુ આવે; તો તે તામસ સુખ છે. ભગવાનના શણગારની કથા સાંભળીને સુખ થાય; તો તે સાત્વિક સુખ છે. પ્રભુના અનેક ઉપકાર સાંભળીને, અતકર્ય આનંદ થાય, દેહભાવ હચમચી ઉઠે; ચિત્ત ચૈતન્યની ભેટ કરે; નેત્રમાં પ્રેમનાં આંસુ આવી જાય; વાણી ગદ્ગદ્ થાય; ત્યારે—

ચોપાઈ—ગદ્ગદ્ગિરા નયનબહ નીરા, મમ ગુણ ગાવત પુલક શરીરા.

×　　×　　×　　×　　×

પ્રેમભક્તિ જલ બીનુ રઘુરાઈ, અભ્યંતર મલ કબહુ ન જાઇ.

બસ! કાંઇક લેવા જેવું મળ્યું; એમ સમજવું. દુશ્મનના કિલ્લાને ઘેરો ઘાલી, તે કીલ્લા ઉપર ચડી જઈ, વાવટો ચડાવવો; તે જેટલું ભયંકર કામ છે; તેના કરતાં આ વધારે ભયંકર છે. ભયંકર છે; છતાં કોમળ છે. માટે ડર રાખ્યા વિના, ચાલ્યાં આવો. સ્ત્રીનાં હાવભાવનાં અને સૌંદર્યનાં વખાણ સાંભળીને, તેમાં પ્રીતિ થાય; તે મેળવવા તન્મના થાય. જેમ માતાપિતાના ઉપકાર, અને પુત્રવત્સલતાનો મહિમા સાંભળીને, માતાપિતામાં પ્રીતિ થાય. તેમ ભગવાનનો મહિમા સાંભળતાં, ભગવાનમાં પ્રીતિ થાય. પ્રીતિ થતાં થતાં—પ્રીતિ વધતાં વધતાં, ભગવાનનાં દર્શન કરવાનું મન પણ થાય.

આગળ શું કહ્યું?—સાંભળો—**મદર્થે धर्मकामार्थान**—મારી પ્રીતિને માટેજ ધર્મ, કામ અને અર્થ. બ્હેનને સાસરે વળાવતાં, પલંગ, પંખા વિગેરે સુખનાં સાધનો અપાય છે. તે તમામ સુખનાં સાધનો, પતિના સુખને માટેજ હોય છે. કોઇ રીતે પતિને રાજી રાખવો; કોઈ રીતે પતિના હૃદયમાં પોતાનો સમાસ કરવો. આ તો અનન્યભાવ વાળી સ્ત્રીયોની વાત છે. "આજ પરણું; અને ફાવે નહીં; તો કાલે નાતરે જાઉં;" તેની આ વાત નથી. તેમ પાંચ દસ ઠેકાણે દર્શન કરતા હોય; પાંચ દસ કલાક સંધ્યા વંદનાદિ ક્રિયાઓ કરતા હોય; પણ જેમને કાંઇ નિશ્ચય નથી; કોઇ સંત બ્રાહ્મણમાં શ્રદ્ધા નથી; કોઇ ઇષ્ટદેવ નથી; એવા રજળતાને માટે, આ વાતો નથી.

આ ભક્ત તે કેવો હોય? તેના જવાબમાં કહ્યું છે કે—

**મદપાશ્રયઃ**—જેને મારો આશ્રય છે તે. ઘરમાં ઘણાં; પણ પતિને સ્ત્રી, એકજ સાચો આશ્રિત છે; બીજાં નહીં. પુત્રો મોટાં થાય; પાંખ આવે; કે તુરત ઉડી જાય. પુત્રીઓ મોટી થાય; પાંખ આવે; કે સાસરે જઇને બેસે; પણ પતિના આશરારૂપી, સુંદર શણગારથી શોભતી સ્ત્રી, પતિ સાથેજ હોય. શ્રીકૃષ્ણ મોટા થયા; ત્યારે વસુદેવથી

પોતાના મહેલ જુદા બંધાવ્યા. પણ દેવકીજીનો મહેલ, વસુદેવથી જુદો બન્યો નહીં. ચંદ્ર અને ચાંદની સાથેજ રહે; તેમ ભક્ત ભગવાનથી વિમુખ રહી શકે નહીં.

**મયિ સનાતને**—હું કે જે સનાતન બ્રહ્મ છઉં તેમાં. દશરથ કૌશલ્યાના પુત્ર, તે તો માત્ર દેખાવ. વસુદેવ દેવકીના પુત્ર, તેતો માત્ર દેખાવ. તેતો માત્ર અવતારલીલા! બાકી શ્રીરામ, શ્રીકૃષ્ણ વિગેરે અવતારો, વિષ્ણુના છે. ઉદ્ધવને બોધ આપનાર ઇશ્વર પોતે છે.

સત્સંગથી થતા લાભને પ્રભુ બતાવે છે—

**तत्सङ्गलब्धया भक्त्या, मयि मां स उपासिता ॥**
**स वै मे दर्शितं सद्भि-रंजसा विन्दते पदम् ॥ २५ ॥**

**અર્થ—"આ પ્રમાણે સત્સંગના બળથી પ્રાપ્ત થએલી ભક્તિથી, તે ભક્ત મારૂં ધ્યાન ધર્યા કરે છે; અને સાધુ પુરૂષે દેખાડેલા મારા સ્વરૂપને, અનાયાસે અવશ્ય પામે છે. એટલે ભક્તિથીજ કૃતાર્થ થાય છે." [૨૫]**

૨૫ વિવેચન—

કેટલીએક ખાણોમાં હીરા ભર્યા છે; સોનું ભર્યું છે. પણ સાથે ભોમીયા જોઇએ. તેમ આ જગતરૂપી મોટી ખાણમાં પ્રભુ ભર્યા છે. પણ સાથે ભોમીયા-ભકતો-જોઇએ. ભકતોની કૃપા પ્રાપ્ત કરવા, આપણો પ્રયત્ન કેવો અને કેટલો છે; તે તપાસતાં રહેવું જોઇએ.

ચોપાઇ—ભક્તિ સ્વતંત્ર સકલસુખ ખાણી, બીનું સત્સંગ ન પાવહી પ્રાણી.

જ્ઞાનનું ગાંડપણુ—જ્ઞાનીઓને ભક્તિ અને ભકતો ગમતાં નથી. થોડાં ઉપનિષદ્ વાંચ્યાં, અથવા બ્રહ્મસૂત્ર સાંભળ્યાં-કે તુરત જ્ઞાનનું ગાંડપણ પ્રગટે. આંબો વાવીએ; તે ફળ માટે. ફળ ઉતરવાનું ન હોય; તો આંબો કોઇ વાવે નહીં. ભક્તિ જ્ઞાનનું ફળ છે. જરા ઉંડો વિચાર કરીએ; તો-'જ્ઞાન ભક્તિનું ફળ છે.' એમ કેમ અવળું બોલો છો?-તેનો જવાબ એ કે-સદ્‌ગુરૂની અથવા સંતની ભક્તિ કરીએ; તોજ તે પ્રસન્ન થાય. ગમે એવો મુંઝી હોય; કોઇને પાઈ આપે એવો ન હોય; તોપણ જે તેની ભક્તિ (સેવા) કરે; તેને પોતા પાસે જે હોય; તેમાંથી કાંઇ કાંઇ આપે. દીવા જેવી વાત છે ભક્તિથી પ્રસન્ન થએલો સંત, ભગવાનની ભક્તિ કરતાં શીખવે. પરમપદને પંથે ચાલ્યો જતો સંત, પોતાના સેવકોને, તે રસ્તે દોરી જાય.

સંતોની સેવાથી જે લાભ[1] થાય; તે લાભ-તપ, વિદ્યા, તિર્થાટન આદિથી થતો નથી; એમ શબરી, કરમા, તુકારામ, રોહિદાસ, ચોખામેળ, આદિ અનેક સંતો કહેતા ગયા છે. તેમાં શંકાને સ્થાન નથી. આ અર્થ સ્ફૂટ કરવા માટેજ, **अंजसा** (અનાયાસે) શબ્દ શ્લોકમાં મૂકયો છે. માતાના આખા અંગમાં, બાળકને માતાના સ્તન ગમે; કારણ કે-ત્યાંથી દુધ સ્રવે છે; ત્યાંથી પોષણ મળે છે; તેમ સંસારના આખા અંગમાં, મુમુક્ષુઓને

---

૨૫ પદચ્છેદ—**सत्संगेन लब्धा तया इति मयि भक्त्या**-સત્સંગથી પ્રાપ્ત કરેલી મારી ભક્તિથી. **मां सः उपासिता** [**उपासितृ** શબ્દ] તે મારી ઉપાસના કરે છે. **वै**-અને. **सद्भिः दर्शितं पदं**-સત્પુરૂષોએ બતાવેલા મારા પદને **अंजसा विंदते**-તે સુખેથી પામે છે.

[1] પાપોનો નાશ અને પુણ્યનો ઉદય.

ભગવાનના ભક્તો ગમે છે; કારણકે ત્યાંથી જ્ઞાન–ભક્તિ-વૈરાગ્ય વિગેરે આવે છે; મુમુક્ષતાને પોષણ મળે છે.—ભાવ વધે છે.

સોરઠો—' ભાવવશ્ય ભગવાન, સુખનિધાન કરૂણાભુવન '

હવે ઉદ્ધવ પૂછે છે—

॥ उद्धव उवाच ॥

**साधुस्तवोत्तमश्लोक, मतः कीदृग्विधः प्रभो ॥**
**भक्तिस्त्वय्युपयुज्येत, कीदृशी सद्भिरादृता ॥ २६ ॥**

અર્થ—હે ઉત્તમ કીર્તિવાળા પ્રભુ ! પોતપોતાની બુદ્ધિથી બનેલા સાધુઓ ઘણા છે. પરંતુ કેવા લક્ષણવાળાને આપ સાધુ કહો છો ? તે મને કહો ! તથા ભક્તિ પણ, લોકમાં ઘણા પ્રકારની છે. પરંતુ કેવા પ્રકારની ભક્તિથી, આપ રાજી થાઓ છો. એટલે સત્પુરૂષો કેવા પ્રકારની ભક્તિનો, આદર કરે છે ? તે મને કહો ! [૨૬]

૨૬ વિવેચન—

મુંબઇ ચોરાસી બંદરનો વાવટો. જ્યાં જાત જાતનાં વહાણો દોડયાં આવે; અને દોડયાં જાય. કયા વહાણમાં બેસવું; તે બેસનારે જાણવુંજ જોઇએ. તેમ સનાતન ચોરાસી બંદરનો વાવટો. જાત જાતના સંતો ! સાધુને શિખાસૂત્ર ન હોય; એવો પ્રાચીન ઋષિઓનો પાકો નિયમ છતાં, શિખાસૂત્રવાળા સાધુઓ જોવામાં આવે છે. વિગેરે અનેક ફેરફાર થઇ ગયા છે; અને થાય છે. ત્યારે સાચા સાધુ કોણ ? એવો પ્રશ્ન થાય જ. તેમાં વળી નવા નવા સંપ્રદાયો થતાં; ગોટાળો વધી પડયો છે. ઉદ્ધવનો આ પ્રશ્ન આપણે માટે છે; એમ સમજીને બરાબર સાંભળો !

ભક્તિ પણ અનેક પ્રકારે થઇ રહી છે. તેમાં કયો પ્રકાર ખરો ? તે પ્રશ્ન પણ સંભવીત છે. રામાયણમાં લક્ષ્મણે અને ભરતે પણ, આ બે પ્રશ્નો કર્યા હતા.

ઉપલા બે પ્રશ્નોના જવાબ લેવા, પોતામાં કેટલી યોગ્યતા છે; તે ઉદ્ધવ બતાવે છે—

**एतन्मे पुरुषाध्यक्ष, लोकाध्यक्ष जगत्प्रभो ॥**
**प्रणतायानुरक्ताय, प्रपन्नाय च कथ्यताम् ॥ २७ ॥**

અર્થ—હે જીવોના, લોકોના, અને જગત્‌ના સ્વામી ! આ વાત અત્યંત રહસ્યની છે. [ આપ જે કહો; તે અનેક નિર્ણયોનો નિર્ણય છે. પોતાના ઉત્તમ

૨૬ પદચ્છેદ—**हे उत्तमश्लोक प्रभो** !–હે ઉત્તમ કીર્તિવાળા પ્રભુ ! **तव कीदृक्-विधः साधुः, तव ( त्वया ) मतः**–આપ કેવા લક્ષણવાળાને સાધુ માનો છો ? **सद्भिः आदृता**–સત્પુરૂષોએ સ્વિકારેલી. **कीदृशी भक्तिः**–કેવા પ્રકારની ભક્તિ. **त्वयि उपयुज्यते**–વિધ્યર્થ કર્મણિ–આપની કરવામાં આવે છે ?

૨૭ પદચ્છેદ—**हे पुरुषाध्यक्ष** !–હે પુરૂષોમાં મુખ્ય ! **लोकाध्यक्ष**–હે લોકોના સ્વામી ! **हे जगत्प्रभो**–હે જગત્‌ના સ્વામી ! **प्रणताय अनुरक्ताय प्रपन्नाय च इति मे**–હું કે જે નમેલો છઉં; આપનો સ્નેહી છઉં; શરણાંગત છઉં; તેને. **एतद् कथ्यतां**–આ કહો !

ભક્તને કહેવાય; એવી આ ગુપ્ત વાત છે. ] માટે હું કે જે નમેલો છઉં; આપનો સ્નેહી તથા શરણાંગત છઉં; તેને આપે આ રહસ્ય કહેવુંજ જોઇએ. [૨૭]

૨૭ વિવેચન—

'**प्रणताय, अनुरक्ताय प्रपन्नाय**—હું કે જે આપને, નમેલો છઉં; આપનો સ્નેહી છઉં; અને આપનો શરણાંગત છઉં. તાત્પર્ય–હું યોગ્ય અધિકારી છઉં." સ્ત્રીને પતિની મીલ્કત લેવી ગમે છે; પણ અધિકારી થવું ગમતું નથી. પુત્રોને પિતાની મીલ્કત લેવી ગમે છે; પણ અધિકારી થવું ગમતું નથી; નોકરોને વધારે પગાર લેવાનું મન હોય છે; પણ અધિકારી થવું ગમતું નથી. અધિકાર વિના વસ્તુ કેમ મળે ! નજ મળે. તે પ્રમાણે કથા વાર્તામાં અનેક આવે; પણ અધિકાર માટે પરવા નથી. એક રોગ અંગમાં પેઠો હોય; તો વૈદ્ય ડૉકટરની, અનેક પ્રકારે સેવા કરવામાં આવે છે. સેવાદ્વારા અધિકાર પ્રાપ્ત કરે છે. વૈદ્ય ડૉકટર તે માંદા પ્રત્યે, આકર્ષાય છે. તે પ્રમાણે સંસારરૂપી–વાસનારૂપી–ભયંકર રોગ આપના હૃદયમાં પેઠો છે. તેને ટાળવા, અનેક ઠેકાણે, કથાવાર્તા સાંભળતા હશો; પણ કોઇ ઠેકાણે, નમ્રતાપૂર્વક–નિર્મળ ભાવે, ' પ્રણત,' ' અનુરક્ત ' અને પ્રપન્ન '– એવા ત્રણ શબ્દો, વાણીમાં આવ્યા છે ? વ્હાલા સંતને સંભળાવ્યા છે ? એમાં પૈસા બેસે છે ? ના. ત્યારે વાંક કોનો ? તે સમજાય છે ? × × × વાંક હૃદયનો છે. હૃદય હજી પોતાનું હિત સમજ્યું નથી. વિચારનું બળ વધે; તો હૃદય સમજે.

આપના અવતારનો લાભ લેવા માટેજ, મારા આ પ્રશ્નો છે; એમ ઉદ્ધવ કહે છે—

**त्वं ब्रह्म परमं व्योम, पुरुषः प्रकृतेः परः ॥**
**अवतीर्णोऽसि भगवन, स्वेच्छोपात्तपृथग्वपुः ॥ २८ ॥**

અર્થ—ઉદ્ધવ આગળ કહે છે કે " હે ભગવન્ ! આપ આકાશની પેઠે અસંગ છો; પ્રકૃતિથી પર છો; આપ પરમપુરૂષ અને પરબ્રહ્મ છો; તો પણ તમારી પોતાની ઇચ્છાથી, [ અથવા તમારા ભકતોના ઉપર અનુગ્રહ કરવાના હેતુથી, ] આપ જુદા જુદા અવતાર ધારણ કરો છો. અહીં પણ આપ, એ પ્રમાણેજ, અવતાર લઇને પધાર્યા છો. [૨૮]

૫૮ વિવેચન—

ગુરૂ ઘણા; પણ કોઇ કામી, કોઈ ક્રોધી; કોઇ લોભી. કોઈ જ્ઞાની, તો ભક્તિમાં અધૂરા; કોઇ ભક્ત, તો જ્ઞાનમાં અધૂરા; કોઈ સ્વધર્મમાં અધૂરા. આપ સર્વ પ્રકારે પૂર્ણ ! આપના જવાબમાં શંકાને સ્થાન ન રહે. આપે કરી આપણો નિર્ણય. સાંભળ્યા પછી, બીજાને પૂછવું રહે નહીં; માટે હે કૃપાળ ! આપ કહો !

ઉદ્ધવ કહે છે કે—' આપ શું છો; તે મેં જાણ્યું છે–આપ આકાશની પેઠે અસંગ છો; આપ પ્રકૃતિથી પર છો; આપ પરમપુરૂષ છો; આપ પરબ્રહ્મ છો. ભકતોના મનોરથો પૂરવા માટેજ, આપ અવતાર લઇને, આ ભૂમિ ઉપર પધાર્યા છો.

---

૨૮ પદચ્છેદ—**हे भगवन्**–હે પ્રભુ ! **त्वं ब्रह्म**–આપ કે જે પરમાત્મા છો તે. **परमं व्योम**–આકાશની પેઠે પરમ છો. **प्रकृतेः परः पुरुषः**–પ્રકૃતિથી પર પુરૂષ છો. **स्वेच्छया उपात्तानि** ( ધારણ કર્યાં છે ) **प्रथग् वपूंषि येन सः**–તમારી પોતાની ઇચ્છાથી જુદા જુદા અવતાર ધારણ કરો છો તે. **अवतीर्णः असि**–અહીં અવતર્યા છો.

પાસે રહેવું અને પીછાણવું; એ અઘરૂં કામ છે. છપ્પન કોટિ યાદવોમાં એક ઉદ્ધવજ નીકળ્યા. વસુદેવ દેવકીને પ્રભુત્વના ઝબકારા ઘણીવાર થયા હતા; પણ પુત્ર ભાવના ઉજાસમાં, પ્રભુભાવ ઝાંખો પડી જતો હતો. માબાપના કલ્યાણ માટે, શ્રીકૃષ્ણે કઈ ગોઠવણ કરી હતી? યાદ છે? × × નારદજીને આજ્ઞા કરી દીધી હતી કે-'તમારે અવાર નવાર, અમારાં માતા પિતાને મળવું; અને કલ્યાણની વાતો કરવી.' એકાદશ સ્કંધની શરૂઆતમાં, નવ-યોગેશ્વરોની કથા છે; તે નારદજીએ, વસુદેવ દેવકીને સંભળાવી હતી. કમળ કાદવમાંથી ઉત્પન્ન થાય; પણ કાદવ કમળની સુગંધ લે નહીં. સરોવર પણ ખીલેલાં કમળોને દેખીને, રાજી થાય નહીં. દૂર દૂરથી દોડયા આવતા ભ્રમરોજ, કમળોનો રસ પીએ. પાસે રહેવું, અને પીછાણવું; તે અઘરૂં કામ છે; છતાં ઉદ્ધવે તે લાભ લીધો. જ્ઞાનીઓના અને ભકતોના ઘરમાં, પાસે રહેનારાં પીછાણતા નથી; તે બેવકુફીની અસર, આપણા મનપર થવી ન જોઇએ. કારણકે આપણે મીરાં, તુકારામ, નરસી વિગેરેના ગૃહસ્થાશ્રમ જોયા છે. ઈતડી આઉમાં વળગે; પણ લોહી પીએ. દુધ પીએ નહીં. ઈતડી જેવા આપણે થવું નહીં. સાર સમજી લેવો કે-પાસે રહેનારનાં ભાગ્ય, બળવાન હોય; તોજ વસ્તુને ઓળખે.

**स्वेच्छोपात्तपृथग्वपुः**—ભકતોને ગમે એવું રૂપ લેનારા પ્રભુ.

**૫૬.**

રાગ-કસ્તુરી તાલ ૩.

તેરી શરણ પડામેં આય, નાથ! મોહે દે દર્શન પ્યારા. (૨)
ગોકલ ઢુંઢી મથુરા ઢુંઢી, બિંદ્રાબન સારા; (૨)
કાશી પુરી સકલ ફિર ઢુંઢી, (૨) ઢંઢા હરદ્વારા—નાથ૦ તેરી૦
કોઈ વૈકુંઠ કૈલાસ બતાવે, કોઇ સાગર પારા; (૨)
કોઈ કહે સબ જગકે ભીતર, (૨) વ્યાપક કર્તારા—નાથ૦ તેરી૦
સંત બતાવે ઘટકે માંહી, પરગટ ઉજીયારા; (૨)
કોઇ કહે વો અલક નિરંજન, (૨) સબસેં હે ન્યારા—નાથ૦ તેરી૦
ચતુર્ભુજા પિતાંબર સોહે, શીશ મુગટ ધારા; (૨)
બ્રહ્માનંદમેં દર્શન પાઉં, (૨) જાઉં બલિહારા—નાથ૦ તેરી૦

હવે પ્રભુ સાધુનાં લક્ષણ ગણાવે છે—

**श्रीभगवानुवाच ॥**

**कृपालुरकृतद्रोहस्–तितिक्षुः सर्वदेहिनाम् ॥**
**सत्यसारोऽनवद्यात्मा, समः सर्वोपकारकः ॥२९॥**

---

૨૯ પદચ્છેદ—**कृपालुः**-કૃપાળુ. **सर्वदेहिनां अकृतः द्रोहः येन सः**-કોઇનો દ્રોહ નહીં કરનાર. **तितिक्षुः**-સહન કરી લેનાર-ક્ષમાવાળો. **सत्यं एव सारः यस्य सः**-સત્યરૂપ બળવાળો. **अवद्यः**-ઇર્ષ્યાવાળો. **न अवद्यः अनवद्यः, अनवद्यः आत्मा यस्य सः अनवद्यात्मा**-ઇર્ષ્યારહિત જેનું મન છે એવો. **समः**-સુખદુઃખમાં સમાન. **सर्वेषां उपकारकः**-સર્વનો ઉપકાર કરનારો.

**कामैरहतधीर्दान्तो, मृदुः शुचिरकिंचनः ॥**
**अनीहो मितभुक् शान्तः, स्थिरो मच्छरणो मुनिः ॥३०॥**

**अप्रमत्तो गभीरात्मा, धृतिमाञ्जितषड्गुणः ॥**
**अमानी मानदः कल्पो, मैत्रः कारुणिकः कविः ॥३१॥**

અર્થ—શ્રીકૃષ્ણ કહે છે કે—" સાધુઓનાં લક્ષણ ત્રીશ છે. અને તે નીચે પ્રમાણે છે-પરાયાં દુઃખોને નહીં સહન કરનાર, કોઇપણ પ્રાણીનો દ્રોહ નહીં કરનાર, ક્ષમાવાળો, સત્યસ્વરૂપ બળવાળો, ઈર્ષ્યાદિકથી રહિત, સુખદુઃખમાં સમાન, સર્વનો ઉપકાર કરનાર, વિષયોથી જેનું મન ક્ષોભ ન પામે એવો, ઇંદ્રિયોને જીતનાર, કોમળ ચિત્તવાળો, સારા આચારવાળો, પરિગ્રહ નહીં કરનાર, આલોકનાં તથા સ્વર્ગાદિ સુખ માટે કશી ક્રિયા નહીં કરનારો, થોડું જમનાર, શાંત, સ્વધર્મમાં સ્થિર, મારાજ આશ્રયથી રહેનાર, મનન કરનાર, સાવધાન, નિર્વિકાર, કષ્ટના સમયમાં પણ ધૈર્ય રાખનાર, ક્ષુધા-પિપાસા, શોકમોહ, જરા અને મૃત્યુને પોતાનાં નહીં માનનાર, માનની ઈચ્છા નહીં ધરાવનાર, બીજાઓને માન આપનાર, બીજાઓને જ્ઞાન દેવામાં ચતુર, કોઈને નહીં ઠગનાર, કરૂણાથીજ સઘળી પ્રવૃત્તિ કરનાર, અને સારી રીતના જ્ઞાનવાળો જે પુરૂષ હોય; તે સાધુ કહેવાય છે." [ ૨૯–૩૦–૩૧ ]

૨૯ થી ૩૧ વિવેચન—

જન્માંધ કાલબાદેવી રોડ ઉપર થઇને, પચીસ પચાસ વખત આવે અને જાય; પણ તે રસ્તાની આસપાસના મકાનોને જોઇ શકે નહીં; તેથી કાલબાદેવી રોડનું એંધાણુ રાખી શકે નહીં. તેમ અનેક જન્મોથી માયામાં રમનારા, વકતાઓ અને શ્રોતાઓ, આ ત્રણ શ્લોકોને અનેક વાર વાંચે; અને અનેકવાર સાંભળે; પણ તેમાં ઉંડા ઉતરે નહીં. તેમાંથી એક પણ લક્ષણ માટે પ્રયત્ન કરે નહીં. બહેરાને કાને બાર ઢોલ વાગે; પણ બહેરો ફરકે

---

૩૦ પદચ્છેદ—**कामैः**-વિષયોથી. **अहता धीः** (બુદ્ધિ) **यस्य सः**-ક્ષોભ નહીં પામનાર. **दांतः**-ઇંદ્રિયોને જીતનાર. **मृदुः**-કોમળ ચિત્તવાળો. **शुचिः**-પવિત્ર આચારવાળો. **अकिंचनः**-પરિગ્રહ નહીં કરનાર. **अनीहः**-આલોકનાં અને સ્વર્ગાદિ સુખ માટે કશી ક્રિયા નહીં કરનારો. **मितभुक्**-થોડું જમનાર. **शांतः**-શાંત. **स्थिरः**-સ્વધર્મમાં સ્થિર. **अहं एव शरणं यस्य सः मच्छरणः**-મારૂંજ શરણ રાખનાર. **मुनिः**-મનન કરનાર.

૩૧ પદચ્છેદ—**अप्रमत्तः**-સાવધાન. **गभीरः आत्मा यस्य सः**-નિર્વિકાર. **धृतिमान्**-કષ્ટના સમયમાં પણ ધીરજ રાખનાર. **जिताः षड्गुणाः येन सः**-ક્ષુધા, પિપાસા, શોક, મોહ, જરા અને મૃત્યુ એવા છ ગુણ પોતામાં છે, એવું નહીં માનનાર. **अमानी**-માનની ઇચ્છા નહીં રાખનાર. [ **मानं ददाति इति मानदः** ] **मानदः**-બીજાઓને માન આપનાર. **कल्पः**-બીજાઓને જ્ઞાન દેવામાં ચતુર. **मैत्रः**-કોઇને નહીં ઠગનાર. **कारुणिकः**-કરૂણાથી સઘળી પ્રવૃત્તિ કરનાર. **कविः**-સારી રીતના જ્ઞાનવાળો.

નહીં. એવું કાંઇ થઈ પડયું છે. આજ આપ સૌને જે જે લક્ષણ ગણાવ્યાં; તે પ્રેમથી યાદ રાખજો; અને એક બે ત્રણ, એમ જીવનમાં લેતા જજો.

સંત અસંત કોણ છે? તે મુંઝવણ અનાદિની છે. પંપા સરોવર ઉપર રામ લક્ષ્મણ બેઠા હતા. તે વખતે નારદે ત્યાં આવીને, સંતનાં લક્ષણ પૂછ્યાં હતાં. તુલસીકૃત રામાયણ છેલ્લો ગ્રન્થ છે. તેમાં જે જે વાતો થઇ હોય; તે ઘણીજ તારવીને કરી હોય. શાંતિથી અને પ્રેમથી સાંભળો— [જુઓ મોક્ષવાણી પાનુ ૩૮]

ચોપાઈ—પુનિ સાદર બોલે મુનિ નારદ, સુનહુ રામ [૧]વિજ્ઞાન વિશારદ;
સંતનકે લક્ષણ રઘુવીરા, કહહુ રામ ભંજન [૨]ભવભીરા.

**શ્રીરામ**—સુન મુનિ સંતનકે ગુણ કહહૂં, જેહિતે મેં ઉનકે વશ રહહૂં;
[૩]ષટવિકાર તજી [૪]અનઘ [૫]અકામા, [૬]અચલ [૭]અકિંચન, [૮]સુચિ સુખધામા.
[૯]અમિતબોધ [૧૦]પરમારથભોગી, [૧૧]સત્યસાર કવિ કોવિદ યોગી;
[૧૨]સાવધાન [૧૩]મમતા મદ હીના, [૧૪]ધીર ભક્તિપથ પરમ પ્રવીના.

દોહરો—ગુણગાર [૧૫]સંસાર દુઃખ–રહિત [૧૬]વિગત સંદેહ;
[૧૭]તજી મમ ચરણ સરોજ પ્રિય, તિનકહૈં દેહ ન ગેહ—સીયાવર૦

ચોપાઈ—નિજગુણ શ્રવણ સુનત [૧૮]સકુચાહી, પરગુણ [૧૯]સુનત અધીક હર્ષાહી.
સમ શીતલ નહીં ત્યાગહી નીતિ, સરલ સ્વભાવ [૨૦]સબહી સન પ્રીતિ.
જપતપવ્રત અરૂ સંયમ નેમા, ગુરૂ ગોવિંદ વિપ્રપદ પ્રેમા.
શ્રદ્ધા ક્ષમા મેયત્રી દાયા, મુદિતા મમ પદ [૨૧]પ્રીતિ અમાયા.
[૨૨]વિરતિ વિવેક વિનય વિજ્ઞાના, બોધ [૨૩]યથારથ વેદ પુરાણા.
દંભ માન મદ કરહિ ન કાઉ, [૨૪]ભૂલી ન દેહી કુમારગ પાઉ.
ગાવિહિ સુનહી સદા મમ લીલા, [૨૫]હેતુ રહિત પરહિતરત શિલા.
સુન મુનિ સાધુનકે ગુણ જે તે, કહિ ન શકહિ [૨૬]શારદ મુનિ તે તે.

શ્રીરામચંદ્ર રાજ્યાસન પર બેઠા પછી, એક વખત ચારે ભાઇ આનંદથી બેઠા હતા. તે વખતે ભરતજી પૂછે છે. પૂછવાની ઢબ કેવી છે તે જુઓ. [મોક્ષવાણી પાનુ ૬૬] ઉત્તરકાંડ.

ચોપાઇ—[૨૭]કરૌં કૃપાનિધિ એક દિઠાઈ, મેં સેવક તુમ જન સુખદાઈ;
સંતનકી મહિમા રઘુરાઈ, બહુ વિધિ વેદ પુરાણન્હ ગાઇ.

---

૧ તત્ત્વને જાણનાર. ૨ સંસારના દુઃખને હરનાર. ૩ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર. ૪ નિર્દોષ. ૫ નિષ્કામ. ૬ દ્રઢતાવાળાં. ૭ ધનનાત્યાગી. ૮ પવિત્ર. ૯ અપાર બોધ વાળા. ૧૦ સ્વાર્થને તજનારા. ૧૧ સારા ગુણને ગ્રહણ કરનારા. ૧૨ સત્કર્મમાં સાવધાન. ૧૩ મમતા તથા મદથી રહિત. ૧૪ ધીરજવાળો તથા ભક્તિ માર્ગમાં પરમપ્રવિણ. ૧૫ સંસારના દુઃખથી રહિત. ૧૬ સંત શાસ્ત્ર અને ઇશ્વરમાં શંકા રહિત. ૧૭ હે પ્રિય નારદજી ! સંત લોકો, મારા ચરણને છોડીને, દેહમાં અથવા ઘરમાં પ્રીતિ કરતા નથી. ૧૮ સંકોચ પામે છે ૧૯ સાંભળીને. ૨૦ કોઇની સાથે ઝેર વેર નથી. ૨૧ છળ રહિત પ્રીતિ. ૨૨ વૈરાગ્ય. ૨૩ બરાબર. ૨૪ ખોટે રસ્તે પગ મુકતા નથી. ૨૫ સ્વાર્થ રહિત ૨૬ શારદા. ૨૭ અવિવેક કરૂં છઉં. આપને પૂછાય નહીં; પણ એક દાસ તરીકે પુછું છઉં.

[૧]શ્રીમુખ તુમ પુનિ કીન્હ બડાઇ, [૨]તિન્હપર પ્રભુહિ પ્રીતિ અધિકાઈ;
[૩]સુના ચહહું પ્રભુ તિનકર લક્ષણ, કૃપાસિંધુ ગુણજ્ઞાન વિચક્ષણ.
સંત અસંત [૪]ભેદ બિલગાઇ, પ્રણતપાલ મોહી કહિય બુઝાઇ.

**શ્રીરામ**—સંતનકે લક્ષણુ સુન ભ્રાતા, અગણીત શ્રુતિ પુરાણુ વિખ્યાતા.
[૫]સંત અસંતનકી અસ કરણિ, જિમિ કુઠાર ચંદન આચરણી.
કાટે પરશુ મલય સુનુ ભાઈ, નિજ ગુણુ દે સુગંધ બસાઇ.

[ નર્યાં રત્નો છે. સાવધાન થઇને સાંભળો ! ]

દોહરો—તાતેં સુરશીશન ચઢત, જગવલ્લભ શ્રીખંડ;
અનલદાહી પીટત ઘનહી, પરશુવદન યહ દંડ—સીયાવર૦

ચોપાઇ—વિષય [૬]અલંપટ [૭]શીલ ગુણાકર, [૮]પરદુ:ખ દુ:ખ, સુખ દેખે પર;
[૯]સમ [૧૦]અભૂતરિપુ, [૧૧]વિમલ વિરાગી, [૧૨]લોભામર્ષ હર્ષ ભય ત્યાગી.
કોમલ ચિત્ત દીનનપર દાયા, [૧૩]મન વચ કર્મ મમ ભક્તિ અમાયા.
[૧૪]સબહુ માનપ્રદ આપુ અમાની, ભરત ! પ્રાણુ સમ મમ તે પ્રાણી.
[૧૫]વિગત કામ, મમ નામ પરાયન, શાંતિ વિરતિ વિનિત [૧૬]મુદિતાયન.
શિતળતા સહ સરલતા મયત્રી, [૧૭]દ્વિજપદ પ્રેમ [૧૮]ધર્મજનયિત્રી.
યહ સબ લક્ષણુ બસહિ જાસુ [૧૯]ઉર, જાનેહુ તાત સંત સંતત કર;
શમ દમ નેમ [૨૦]નીતિ નહીં ડોલહિ, [૨૧]પરૂષ વચન કબહુ નહિં બોલહિ.

દોહરો—નિંદા અસ્તુતિ [૨૨]ઉભય સમ, મમતા [૨૩]મમ પદકંજ;
તે સજ્જન મમ પ્રાણુપ્રિય, ગુણુ મંદિર [૨૪]સુખપુંજ—સીયાવર.

હવે શ્રીરામચંદ્ર અસંતનાં લક્ષણુ કહે છે—

અસંતના લક્ષણુની શી જરૂર છે? એમ પ્રશ્ન થાય; તો સાંભળો—કોલસાને અડકવાથી હાથ કાળા થાય; એમ જાણુતા હોઇએ; તો તેને નકામા અડકીએ નહીં. સોમલ ખાવાથી, મોત આવે છે; એમ જાણુતા હોઇએ; તો તે ન ખાઇએ. કડવાં વચન બોલવાથી, કજીયા થાય; એમ જાણુતા હોઇએ; તો જેમ બને તેમ મીઠાં વચન બોલીએ. ચોરી કરવાથી જેલમાં જવું પડે; એમ જાણીએ; તો ચોરી કરવાનું મન ન થાગ વિગેરે-વિગેરે.

---

૧ આપના મુખથી. ૨ ભકતો ઉપર આપની પ્રીતિ ઘણી છે. ૩ સાંભળવા મરજી કરૂં છઉં. ૪ જુદા જુદા. ૫ સંતની કરણી સુખડના જેવી છે; અસંતની કરણી કુહાડા જેવી છે. કુહાડો કાપીને રાજી થાય. સંત કપાઇને રાજી થાય. સંત કપાય તોપણ કુહાડાને પોતાથી સુગંધ આપે. ચંદનને સહનશીલતાના બદલામાં દેવો પણ ભાલ પર લે. અને કુહાડાને તેની ભુંડાઈના બદલામાં લુહારની ભઠ્ઠીમાં શેકાવું પડે. ૬ જીતેંદ્રિય. ૭ સુશીલ તથા ગુણના ભંડારરૂપ. ૮ પારકાના દુ:ખને દેખીને દુ:ખી અને પારકાના સુખને દેખીને સુખી. ૯ સમતાવાળો. ૧૦ કોઇને પોતાનો શત્રુ નહી માનનાર. ૧૧ મદ તથા રાગથી રહિત. ૧૨ લોભ, ક્રોધ, હર્ષ, તથા ભયનો ત્યાગી. ૧૩ કોઇ પણુ પ્રકારના લૌકિક સ્વાર્થ વિના, મન વચન અને કર્મથી મારી ભક્તિ કરે છે. ૧૪ બીજાને માન આપનાર. ૧૫ સંસારની કામનાઓથી રહિત. ૧૬ બીજાઓની ઉન્નતિ જોઈને રાજી થાય છે. ૧૭ બ્રાહ્મણુના ચરણુમાં પ્રેમ. ૧૮ ધર્મના દાતા. ૧૯ હૃદયમાં. ૨૦ નીતિ ચૂકતા નથી. ૨૧ કડવું વચન. ૨૨ બેઉ સરખા. ૨૩ મારૂં ચરણુ કમળ. ૨૪ સુખનો સમુહ.

હવે શ્રીરામનાં વચનો સાંભળો—

ચોપાઇ—સુનહુ [1]અસંત કેર સ્વભાઉ, ભુલેઉ સંગતિ કરિય ન કાઉ;
તિનકર સંગ સદા દુઃખદાઇ, જિમિ [2]કપિલહિ ઘાલૈ હરિહાઈ.
ખલન હૃદય અતિ [3]તાપ વિશેખી, [4]જરહિ સદા પર સંપતિ દેખી;
જહૈં તહૈં નિંદા સુનહિ પરાઇ, [5]હર્ષહિં મનહુ, પરિનિધિ પાઇ.
કામ ક્રોધ મદ લોભ [6]પરાયન, નિર્દય કપટી [7]કુટિલ [8]મલાયન;
વૈર [9]અકારણ સબ કાહુસો, [10]કરૂહિત અનહિત તાહુસો.
[11]ઝુંઠૈ લેના ઝુંઠૈ દેના, ઝુંઠૈ ભોજન ઝુંઠૈ [12]ચબેના;
બોલહિ બચન મધુર જિમિ [13]મોરા, ખાહિ મહા [14]અહિ હૃદય કઠોરા.

[ આવા એક નહીં; બે નહીં; પાંચ નહીં; પાંચસો નહીં; પણ હજારો છે. ચેતી ચેતીને ચાલો ! સુધરેલી દુનિયાનો સડો વધતો જાય છે. ]

દોહરો—પરદ્રોહી પરદારરત, પરધન પર [15]અપવાદ;
તે નર પામર પાપમય, દેહ ધરે [16]મનુજાદ—સીયાવર૦

[ અર્વાચીન હિંદ, પરદ્રોહમાં–પરદારમાં–અને પરધનમાં બહુજ લપસી પડયું છે. લપસતું જાય છે. પાપના ઢગલા કરતું જાય છે. પરિણામે દુઃખી દુઃખી થતું જાય છે. ]

ચોપાઇ—લોભૈ ઓઢન લોભૈ [17]ડાસન, [18]શિશ્નોદરપર યમપુર ત્રાસ ન;
કાહુકી જો સુનહિ [19]બડાઇ, શ્વાસ લેહિ [20]જનુ જુડી આઇ.
જબ કાહુકી દેખહિ વિપતિ, સુખી હોઇ [21]માનહું જગનૃપતિ;
સ્વાંરથરત પરિવાર વિરોધી, લંપટ કામી લોભી અતિ ક્રોધી.
માતુ પિતા ગુરૂ [22]વિપ્ર ન માનહિ, [23]આપુ ગયે અરૂ ઘાલહિ આનહિ.
કરહિ મોહવશ દ્રોહ પરાયા, સત્સંગતિ હરિભક્તિ ન [24]ભાવા.
અવગુણ સિંધુ મંદમતિ કામી, [25]વેદવિદુશક પરધન સ્વામી;
વિપ્રદ્રોહ પરદ્રોહ વિશેખી, દંભ કપટ, [26]જિય ધરે વિશેખી.

દોહરો—ઐસે અધમ [27]મનુજ ખલ, કૃતયુગ ત્રેતા નાંહિ;
[28]દ્વાપર કછુકવૃંદ બહુ, હુઇહૈ કલિયુગ માંહિ—સીયાવર૦

આપ આપને જોતાં શીખો ! આવું શું–શું ? હૃદયમંદિરમાં પેસી ગયું છે ? તે નિકળે

૧ દુર્જન. ૨ કપિલા ગાયને રજળતી ગાયનો સંગ થયો હોય. તો રજળતી ગાયની સાથે કપિલા ગાયની ડોકમાં લાકડાનો ધોકો બાંધવો પડે. ૩ દ્વેષ. ૪ બળે. ૫ જાણે કોઇની પડી લક્ષ્મી જડી. ૬ પરાયણ–પ્રીતિવાળો. ૭ પ્રપંચી ૮ પાપી. ૯ કારણ વિના વેર. ૧૦ ભલુ કરનારનું ભુંડું કરે. ૧૧ ખોટું. ૧૨ ચવેણું. ૧૩ મોર. ૧૪ સાપ. ૧૫ નિંદા. ૧૬ રાક્ષસ. ૧૭ પાથરણું. ૧૮ શિશ્ન અને ઉદરપરાયણ અને યમનો ભય પણ રાખતા નથી. ૧૯ વખાણ. ૨૦ ટાઢીયો તાવ. ૨૧ જાણે રાજ મળ્યું. ૨૨ બ્રાહ્મણ. ૨૩ પોતે તો બગડે; પણ બીજાઓને પણ બગાડે. ૨૪ ગમતી નથી. ૨૫ વેદની મશ્કરી કરે. ૨૬ મનમાં ઘણો રાખે. ૨૭ માણસ. ૨૮ દ્વાપરમાં થોડાં. અને કળિયુગમાં ટોળે ટોળાં.

એમ છે કે નહીં ? તે માટે પ્રયત્ન થાય છે કે નહીં ? થતો ન હોય; તો કેમ નહીં ? હવે વિલંબ ન ઘટે. આવું કાંઈ મુકવા માટેજ, આપણે સૌ, આ આરે આવ્યાં છઇએ.

સંતોને—'પરિગ્રહ' સંત બ્રાહ્મણ અને આચાર્યોનું બહુ જ ભુંડું કરે છે. પોતાનું ભુંડું ચાહનારા, પરિગ્રહને ન ઓળખે; તે તો ઠીક; પણ જેમને કલ્યાણની પરવા હોય; તેમણે પરિગ્રહના દોષને, ઘણોજ વિચારવો જોઇએ. વૈભવ, વિલાસ, ઉદ્ધતાઈ, નાસ્તીક્તા, કોર્ટના કજીઆ વિગેરે ભયંકર દોષો, પરિગ્રહના દોષની પાછળ પાછળ ચાલ્યા આવે છે.

બે ચાર કે પાંચ વખત, તુલસીદાસની વાણી વાંચવી; અગર સાંભળવી. જ્ઞાન વિનાનું કાંઇ નથી. જાણ્યા વિનાનું કાંઇ નથી. પશુ પક્ષી પણ જમે છે; અને કામકાજ કરે છે—તેમને ઘેર પણ બચ્ચાં છે. એટલુંજ કરવા, જગત્‌માં આપણે આવ્યાં નથી; એટલું જ કરવા, આ મોંઘી મુસાફરી આદરી નથી; એમ બરાબર સમજાય; તો જીવનને ઠીકઠાક કરો. ભૂલચૂક સુધારી લ્યો. હજી બાજી હાથમાં છે. આવાં સુંદર વિવેચનથી, શ્રીકૃષ્ણે ઉદ્ધવને કહેલાં સંતનાં લક્ષણોને દઢ કરો. સાંભળ્યું સફળ કરો ! આવું સુંદર ટાણું આજ છે; કાલ નથી. [ કેડ બાંધીને હું લખવા બેઠો છઉં ] વીજળીને ઝબકારે મોતી પરોવી લ્યો ! યાદ રાખો કે—

**महता पुण्यपुण्येन, क्रीतेयं कायनौस्त्वया ।**
**पारं दुःखोदधेर्गंतुं, तर यावन्न भिद्यते ॥**

અર્થ—જે વસ્તુ પાઈ બે પાઈમાં મળી હોય, તે ગમે તેમ વપરાય; તો તેની ચિંતા નહીં; પણ જે વસ્તુ કરોડો દેતાં મળી; તેનો ઉપયોગ સંભાળીને થાય. તેમ આ માનવદેહ પાઇ બે પાઇમાં મળ્યો નથી; પણ અનેક જન્મોમાં પુણ્યો કર્યા પછી, મળ્યો છે. દુઃખથી ભરેલા આ ભવસાગરને તરવા, આ માનવદેહરૂપી નાવ મળ્યું છે. જ્યાં સુધીમાં તે નાવ ભાંગી ન જાય; નકામું બની ન જાય; ત્યાં સુધીમાં તરી લે.

આ ૨૯ થી ૩૧ શ્લોક સુધીમાં, શ્રીકૃષ્ણે સંતનાં લક્ષણ ગણાવ્યાં. પ્રથમ 'કૃપાલુ' શબ્દ મૂક્યો છે. 'કૃપાલુ' કોણ થઇ શકે ?—ક્ષમા, દયા, અને સહનશીલતા, જે પુરૂષમાં હોય; તે કૃપાળુ કહેવાય. માંદા બાળકને મા સાચવે. મા કૃપાનો ભંડાર છે. કૃપાની બાબતમાં બાપ કરતાં મા ચડી જાય. પોતાના બાળક પ્રત્યે જેવો ભાવ છે; તેવો ભાવ, જગત્ પ્રત્યે થાય; ત્યારે તે સંતકોટિનો જીવ ગણાય. દરેક લક્ષણનું જુદું જુદું વિવેચન કરીએ; તો જુદાં જુદાં પુસ્તક ભરાય; પણ આપ સૌ અધિકારી છો. ઘણા દિવસથી મોક્ષપત્રિકા વાંચો છો; માટે થોડામાં સમજી જશોજી. આપ આપની મેળાએ; અથવા આપ આપનાં મંડળમાં, એક એક લક્ષણ લઇને, તે સંબંધી ઉંડો વિચાર કરશોજી. હવે વાંચવા સાથે વિચારવા શીખો. લાડુનું માત્ર નામ લેવાથી, ભૂખ ભાંગે એમ નથી. લાડુ જમવાથી ભૂખ ભાંગે. તેમ વાંચ્યા પછી અને વિચાર્યા પછી, તે લક્ષણોમાંથી પોતાને ગમે તે; પોતાથી બને તે-લક્ષણ, અવશ્ય અમલમાં મૂકવું.

ગીતા અ. ૨ જામાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ પ્રભુએ ગણાવ્યાં છે. તે જ્ઞાનીનાં લક્ષણ છે. ગીતા અ. ૧૨ માં ભક્તોનાં લક્ષણ છે. આ બેઉનું મીશ્રણ કરીને, પ્રભુ અહીં બોલે છે. સમજવા ધારો; તો સમજાય એવું છે.

ભકતો સંબંધી બોલતાં ગરૂડજી કહે છે કે-[ જુઓ મોક્ષવાણી પાનુ ૯૪ ]

ચોપાઈ—સંત-વિટપ-સરિતા-ગિરિ-ધરણી, પરહિત હેતુ સબન્હકર કરણી.
સંત હૃદય નવનીત સમાના, કહા ભલે પણુ કહા ન જાના.
નિજ પરિતાપ દ્રવે નવનીતા, પરદુઃખ દ્રવહિ સુસંત પુનીતા.

સંત, વૃક્ષ, નદી, પર્વત અને પૃથ્વી, એ તમામ પારકાના હિત માટે છે. માખણુ જગત્‌માં કોમળમાં કોમળ છે. માખણુ સાથે સંતનું હૃદય સરખાવતાં, એક ભૂલ દેખાય છે; તે-એ-કે-માખણુ પોતાના દુઃખે દ્રવે છે-તપે છે; અને સંતનું હૃદય, પારકાના હિત માટે દ્રવે છે. સંત, બ્રાહ્મણુ, મહંત, આચાર્યો, જ્ઞાની અગર ભક્ત, હજી ઘણા કોમળ છે; તોપણુ તેઓ કાળબળને લીધે, અથવા કળીયુગને લીધે, માખણુ જેવા છે. એટલે પોતાને દુઃખે દ્રવે છે. પારકાને દુઃખે દ્રવતા નથી. પારકાને દુઃખે દ્રવતા હોય; તો દરેક સંત, બ્રાહ્મણુ, આચાર્ય અથવા મહંત, અથવા સદ્‌ગુરૂ પાસે, પરહિતનું કામ, ઢગલાબંધ પડયું છે. પોતપોતાનાં ઘર સાફ કરે; તોપણુ ઓછું નથી. દરેક સંપ્રદાય, મત અથવા પંથ, રીપેરીંગ [યોગ્ય સુધારો] માગે છે. ઉનાળે ફુલકેરી પેરણુ પહેરાય. કામળા, રજાઇઓ, ગોદડાં, ચોફાળ, વિગેરે કપડાં, ઘરમાં ભર્યાં હોય; પણુ ઉનાળે કામ આવે નહીં. તે પ્રમાણે આ યુગપલટો છે. આ ઉનાળો છે. પોતાને માનનારાં સ્ત્રીપુરૂષો ધર્મમાંથી ખસી ન જાય; ધર્મમાં તેમને પ્રીતિ રહે; એમ કરવુંજ જોઇએ. પવન ફુંકે ત્યારે દીવો સાચવવોજ જોઇએ.

હજી સત્પુરૂષો સંબંધી પ્રભુ બોલે છે—

**आज्ञायैवं गुणान् दोषान्–मयादिष्टानपि स्वकान् ॥**
**धर्मान् संत्यज्य यः सर्वान्–मां भजेत स सत्तमः ॥३२॥**

**અર્થ—શ્રીકૃષ્ણુ આગળ કહે છે કે-"વેદ મારૂં સ્વરૂપ છે. વેદે ઉપદેશ કરેલા સ્વધર્મોનું પાલન કરવાથી, અંતઃકરણુની શુદ્ધિ થાય છે; અને સ્વધર્મો નહીં પાળવાથી દોષ લાગે છે; એમ મારો ભક્ત જાણે છે; છતાં-'એ ધર્મો પ્રભુની ભક્તિમાં વિક્ષેપ કરનારા છે; અને હું નહીં પાળું; તોપણ એ સઘળા ધર્મો, ભક્તિથીજ સિદ્ધ થશે'-એવા દૃઢ નિશ્ચયથી, જે ભકત સ્વધર્મને તજીને, મને ભજે છે; તે ઉત્તમ ભકત છે." [૩૨]**

૩૨ વિવેચન—

મારી પોતાની ભૂલો કહી દઉં-બ્રાહ્મણુ તરીકે ત્રણે કાળની સંધ્યાવંદન કરી શકું છઉં. તે સિવાય વૈશ્વદેવાદિ ક્રિયાઓ મારે કરવી જોઇએ; પણુ કરી શકતો નથી. કરવા રાજી છઉં;

૩૨ પદચ્છેદ—**स्वकान् गुणान् मया आदिष्टान्**-સ્વધર્મો પાળવા સંબંધી વેદદ્વારા મેંજ કહેલું છે. એટલે સ્વધર્મો પાળવાથી અંતઃકરણુની શુદ્ધિ થાય છે; એમ મેંજ કહેલું છે. **दोषान्**-સ્વધર્મો નહીં પાળવાથી દોષ લાગે છે; તે પણુ મેંજ કહેલું છે. **एवं आज्ञाय अपि**-એમ જાણ્યા છતાં. 'એ ધર્મો પ્રભુના ધ્યાનમાં વિક્ષેપ કરનાર છે; અને હું નહીં પાળું તોપણુ એ સઘળા ધર્મો ભક્તિથીજ સિદ્ધ થશે એમ સમજી. **यः सर्वान् धर्मान् संत्यज्य**-જે પુરૂષ સર્વ ધર્મોને ત્યજીને. **मां भजेत**-મને ભજે. **सः सत्तमः**-તે ઉત્તમ ભક્ત છે.

પણ અવકાશ અને સગવડ બેઉ નથી. તે ક્રિયાઓને હું આવશ્યક માનું છઉં; તોપણ હું કરી શકતો નથી. માળા ફેરવવા લલચાઉં છઉં; પણ માળા ફેરવી શકતો નથી. પુનમે પુનમે ડાકોર જવા, બહુ રાજી છઉં; પણ ડાકોર જઇ શકતો નથી. હું અને હરિ, એક ખાટ ઉપર બેસીને, હિંચકતા હઇએ; ત્યારે હું ક્યારે રાંધું! અને ક્યારે સીંધું! બસ! જે કાંઇ મળે છે; તે જમી લઉં છઉં. હરિ મને રેઢો મુકતા નથી; કે હું હરિને રેઢા મૂકતો નથી; તેની મને કાંઇ ખબર પડતી નથી. કોનું ખેંચાણુ વધારે છે, તેનો નિર્ણય, હજી મારાથી થઇ શક્યો નથી. માત્ર બહારનો અવાજ મને ગમતો નથી. બહારની વાતો, મારા મગજમાં ભરવા હું ખુશી નથી. બસ! જમું-જમાડું. બસ! ગાઉં-ગવરાવું. બસ! રમું-રમાડું. બસ! નાચું-નચાવું! શરીર ઘરડું બનતું જાય છે; બાકી હૃદયનો થનગનાટ ઓર વધતો જાય છે. ભાવ ભર્યો-મંદ મંદ હસતો-પ્રભુ શરણે બેઠો છઉં. કાંઇ ઓર મજા આવી છે! આપને સૌને તેની કાંઇ કાંઈ ઝાંખી, કરાવું છઉં. નવરા હો! ખપવાળા હો! તો બેદરકાર રહેશો નહીં. સમયને સફળ કરજો. બહુ ડાહ્યાં થશો નહીં. બહુ ડાહ્યાં રખડી પડે છે. બસ! હવે વધારે નહીં બોલી શકું! ઘડી ધૂન થવાદ્યો—

**" વિઠ્ઠલ વહારે વહેલા આવો, માળા મોગરાની લાવો!**
**માળા મોગરાની લાવો, મહેતા નરસીને પહેરાવો— વિઠ્ઠલ૦**

થવા દો! થવા દો! બસ! થવા દો! **આ-તો-ઘેલીની-મજા!**

ભલો ભાયડો પોતાની સ્ત્રીને કહે છે કે-' તારા મોહમાં, હું ઘેલો બન્યો. બસ! તારા સિવાય દુનિયામાં હું કાંઈ દેખતો નથી. મને મોટો કરનારાં માબાપ પણ, મને ફીક્કાં તૂચ્છ લાગે છે.' આવાં ભોળપણુ-આવાં ગાંડપણુ-શ્રીહરિ પાસે કેમ ન કરવાં? જીંદગીનું નવનીત, શ્રીહરિને કાં ન ધરવું? જીવન વાડીનાં મોંઘાં-ખુશબોદાર પુષ્પો, પ્રભુને કાં ન ધરવાં? બસ! અમને આમજ ઠીક લાગ્યું.

પ્રભુ કહે છે; એવા ભક્તો, કેવા હશે? તે જોયા નથી; પણ વિચાર્યા છે. જે નિશાળીયો ગુરૂનું કામકાજ કરે; તે કદાચ, લખવા આપેલા આંક, ન લખી લાવ્યો હોય; તો માફ થાય છે. માટે-વિદ્યાર્થી હો; તો મહેતાજીને નમી પડો; બાળક હો; તો માબાપને નમી પડો; સ્ત્રી હો; તો પતિને નમી પડો; અને મુમુક્ષુ હો; તો ભગવાનને અને ભક્તોને નમી પડો. વધારે પડતું ડહાપણુ મૂકી-દ્યોજી.

કર્મની મજબૂત ગાંઠ-નિષ્કામ કર્મ ચિત્તશુદ્ધિ માટે છે. ચિત્તશુદ્ધિ પરમ પદ માટે છે. જીવને નિષ્કામ કર્મ ગમતાં નથી. દુઃખના નિવારણુ માટે, જીવો સકામ કર્મ કર્યા કરે છે. સકામને અટકાવીને, નિષ્કામ કર્મ કરતાં, પ્રથમ શીખવું જોઇએ. પછી નિષ્કામ કર્મનું ફળ-ચિત્તશુદ્ધિ, પ્રાપ્ત કરવા, મથવું જોઇએ. કર્મની ગતિ ગહન છે. તેથી ડાહ્યાં ડાહ્યાં પણ, કર્મ માર્ગમાં ગોથાં ખાતાં દેખાય છે. ખીચડી પાક્યા પછી, ચુલા ઉપરથી ઉતારી લેવી જોઇએ. ચિત્તશુદ્ધિ થયા પછી, જેમ બને તેમ, જ્ઞાનનો લાભ લઇને, પ્રભુને પરાયણુ રહેતાં શીખવું જોઇએ. એકડા, બગડા અને બારાક્ષડીની જરૂર છે. આવશ્યક છે; પણ તે ક્યાં સુધી? આવડ્યા પછી આગળ વધવુંજ જોઇએ. સોના રૂપાનો ભેદ સમજે; તે સકામ નિષ્કામનો ભેદ સમજે. કર્મ માર્ગનો અને જ્ઞાનમાર્ગનો ભેદ સમજે; તે ચિત્ત શુદ્ધિ માટે મથે. વિગેરે.

અપૂર્ણ.

રૂ. નં. ૧૧૨ Registered No. B. 1434

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ભાગવત—એકાદશ સ્કંધ.

[ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ ].

તંત્રી અને પ્રકાશક—**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર—**અમદાવાદ.**
**અમદાવાદ**—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૮ મું.] ફેબ્રુવારી-૧૯૩૮. [ અંક-૧૧

**લવાજમ**—હજી એક માસ બાકી છે. તોપણ ઘણાનાં લવાજમ આવી ગયાં છે. બાકી હોય; તેમણે ચાલુ રાખવું હોય; તો વિલંબ ન કરવો. આ તો માનવીઓનો મેવો છે; સમજુએ જમવા જેવો છે.

**મફત**—માસીકો મફત જાય છે; તેમાંથી ઘણાજ થોડાના પત્રો ચાલુ રાખવા આવ્યા છે. પત્ર લખવા સગવડ નથી; અને સમય નથી; તેમને મોક્ષપત્રિકા કેમ મોકલી શકાય! આપને જરૂર ન હોય તો બીજા મફત માગે છે; તેમને મોકલી શકાય. પત્ર લખવા જેટલા પણ ન પલળ્યા; તે પત્રિકાનો વાંક છે.

**સુગંધ**—જેમ સારી વસ્તુ જ્યાં હોય; ત્યાં આસપાસ તેની સુગંધ ફેલાય. તેમ સજ્જનની સજ્જનતા ફેલાય. મુંબઇમાં સોની કપુરચંદ, મુનીમજી, શાંતાક્રુઝમાં ડાહ્યાભાઇ, માસીકનો ઠીક પ્રચાર કરી રહ્યા છે. પોરબંદરમાં જોશી ગોપાળજી, પોરબંદરમાં તથા આસપાસનાં ઘણાં ગામડામાં મોક્ષપત્રિકાનો પ્રચાર કરી રહ્યા છે. જામનગરમાં મોટા મોડાવાળા ભાટીયા જમુભાઇ ઠીક કામ કરી રહ્યા છે. પુસ્તક મફત આપે; તો એક લાખ પુસ્તકને માગનારા, દોઢ લાખ નીકળે. પુસ્તકના પૈસા આપવાના હોય; તો ધનવાન્ પણ મુંજી બની જાય. આમ છે છતાં, મોક્ષપત્રિકાનો આટલો બધો પ્રચાર થાય છે; લવાજમ તુરતાતુરત મોકલી આપે છે; તે રાજી થવા જેવું છે.

**તોપણ અસંતોષ**—જ્ઞાનના પ્રચારમાં, હું સદા અસંતોષી રહું છઉં. કારણકે અહીં જેટલા જોઇએ; તેટલા પકવાન તૈયાર થાય છે; છતાં જ્યાં જમનારા હોય; ત્યાં તમે કેમ પહોંચાડતા નથી? રાંધવે કાયર નથી; તો જમાડવે કેમ કાયર થાઓ છો? શું પત્રિકાનો રંગ, તમને લાગ્યો નથી? હજી તમારાં હૃદય કોરાં ધાકકોર છે? વાતો હૃદયને ડોલાવે એવી છે. તેનો બરાબર અભ્યાસ (મનન) કરતા નથી? અભ્યાસ હોય; તો અમૃત જમવું; અને જમાડવું ગમે. આ જમે; કોઇ સંત સુજાણ. પરવાવાળાને શોધી કાઢો. જરા પણ—લગીર પણ—

થોડો પણ-પ્રમાદ કરવો ઘટતો નથી. બસ ! ઉડાઓ જ્ઞાનામૃત ! આજે આપણે ઘેર દીવાળી છે. જ્ઞાન જેવી જગમાં કોઇ પવિત્ર વસ્તુ નથી. તેનાં પીરસણાં (પેકેટો), અહીંથી ઢગબંધ ચાલ્યાં જાય છે. તે ક્રિયામાં તમારો જરા પણ ભાગ ન હોય; તો તેનો આ દપકો છે. લવાજમ જુજ છે. બાર માસમાં બે પણ નવા ગ્રાહક કરી ન શકો; તો તે વાંચન કેવું ? દમ વિનાનું. નવા ગ્રાહકે પત્ર ન લખવો. ૨-૩-૦ નો મ. ઓ. કરી, કુપનમાં નામ ઠામ લખવું.

'માનવીઓનો મેવો, માનવીઓએ લેવા જેવો'—આ અંકમાં સાધકે સાધવાનાં ત્રીશ લક્ષણનું વિવેચન છે. તે માનવીઓનો મેવો છે. એમ સમજી, તેનું એક જુદું પુસ્તક, બહાર પડશે. તેની કીંમત માત્ર એક આનો. પોસ્ટેજ છપાઇ. દોઢ આનો મોકલવો.

# એકાદશ સ્કંધ.

## [ અધ્યાય ૧૧ મો ચાલુ ]

૮૮૮ પાનાથી આગળ—

ગયા અંકના અંતમાં ૩૨ મા શ્લોકનું વિવેચન ચાલુ કર્યું હતું. તે પહેલાં ૨૯ થી ૩૧ શ્લોકોમાં, શ્રીકૃષ્ણે સંતનાં ત્રીશ લક્ષણ ગણાવ્યાં છે.

ત્યાં અમે આપને કહ્યું હતું કે-' શ્લોક ૨૯-૩૦-૩૧ માં, શ્રીકૃષ્ણે ઉદ્ધવને ગણાવેલાં ત્રીશ લક્ષણો, આપ સૌએ, અવકાશ લઇને વિચારવાં.' પણ આપ તે કરવા, હજી નવરા થયા નહીં હો. આપમાંથી કેટલાએક તો, એટલા બધા કામઢા હશે કે-તેઓ બસો પાંચસો વરસ સુધી, આ જગત્માં જીવતા રહે; તોપણ આ ૩૦ લક્ષણ વિચારવા નવરા થાય નહીં. કૃપા કરીને આ વાતને હસી કાઢશો નહીં. પરવાવાળા થઇને, આ વાતનો વિચાર કરજો-કે-જીવને પોતાનું કલ્યાણ સાધવામાં પ્રમાદ ઘણો છે ! પ્રમાદ તજવા માટે, માનવતા મળી છે; આંખ ઉઘાડવા માટે, અવસર મળ્યો છે. લ્યો ! પ્રભુકૃપાથી મને અવકાશ ઘણો મળ્યો છે. મારે ઓરડે અવકાશનાં અજવાળાં દોડયાં આવ્યાં છે. બહાર (વ્યવહારમાં) ગોંધાટ ઘણો છે; પણ મારે અંતરે આરામ છે. ઓરડે શ્રીહરિ બેઠા છે. લ્યો ! હું આ ત્રીશ લક્ષણો વિચારૂં ! આપ સૌ પ્રેમથી સાંભળો. મકાન ઇંટ ચૂને ચણાય; માનવતા આ ત્રીશ લક્ષણો ચણાય. પૃથ્વીની પૂર્વ-પશ્ચિમ-ઉત્તરદક્ષીણ, ચારે દિશામાં નજર કરો; તો ગૌતમ, મહાવીર, ક્રાઇસ્ટ, મહમદ, મુસા, શ્રી આદ્યશંકરાચાર્ય, શ્રીમદ રામાનુજાચાર્ય, શ્રીમદ વલ્લભાચાર્ય આદિ, જે માનવ હતા. છતાં, દેવની માફક પૂજાયા; તે આ ત્રીશ લક્ષણથી. શુભકરણિની સામગ્રિ, આ ત્રીશ લક્ષણોમાં છે.

દોહરો—પશુકી પેજાની હોત, નરકી કછુ ન હોત;
નર જો શુભ કરણિ કરે; નરનારાયણ હોત—સીયાવર૦

પ્રથમ આપણી પોતાની, વસ્તુસ્થીતિ વિચારી લ્યો ! આપણે દેશ ખોયો, તે જુજ નુકશાન છે; પણ માનવતા ખોઇ નાંખી; તે ભયંકર નુકશાન છે. એટલે શું ?—એટલે આપણે ભાઇના ભાઇ નથી; પત્ની, પતિની નથી; પતિ, પત્નીનો નથી. ભયંકર સ્વાર્થની ભઠ્ઠીમાં, આપણે સૌ ખદબદી રહ્યાં છઇએ. માનવ મટીને દેવ બનવા અહીં આવ્યા છઇએ;

છતાં જીવનના વ્યવહારમાં, અસુરતા પથરાતી જાય છે. ક્ષણીક સુખ માટે વલખાં મારી રહ્યાં છીએ. હલકા વિચારો, આપણા દુશ્મન થઇને, આપણી આસપાસ ઉભા છે. માનવ મટીને દાનવ થતા જઇએ છીએ. સમજણને ચશ્મે જુઓ ! શાસ્ત્ર ગુરૂમાં શ્રદ્ધા નથી. કોઇ ઇષ્ટ દેવ નથી. કોઇ ઠરવાનું ઠામ નથી. ભરદરીયે આપણી નૌકા ઝોકાં ખાય છે. કેમ સમજાય છે ? વિચારનું દુર્બીન ચડાવો; તો આપણું પ્રાપ્ત જીવન, અને આપણું પ્રાપ્ત કર્તવ્ય, દેખાય એવું છે. આપણે કયાં છીએ; અને આપણે કયાં પહોંચવું છે; તે તમામ દેખાય એવું છે. કેમ સાવધાન છો ને ? જરા શાંતિથી તમે તમને જુઓ ! હજી જરા શાંત થાઓ ! આંખો વીંચી જાઓ ! બહારનાં તમામ ડહાપણને મૂકી દો. તમારી કરોડની કમાણી; અને જગવ્યવહારનાં તમારાં તમામ ડહાપણ, કાળની હડફેટે ચડો; ત્યારે કોડીનાં છે. કાળની હડફેટ ચૂકાવવા માટે, આ એકજ ઉપાય છે. માટે હજી જરા શાંત થાઓ ! **अशांतस्य कुतः सुखं ?** બસ ! હવે સાંભળો કે—આ જ્ઞાનનો અધિકારી કોણ ?—

૨૯-૩૦-૩૧ વિવેચન—ફરીથી. ગયા અંકના (૮૮૭) પાનાથી આગળ, આ ત્રણ શ્લોકોમાં ૨૮ લક્ષણ છે.

**૨૮ લક્ષણ કયાં ?**—તે પ્રથમ સાંભળો. ૧ કૃપાળુ. ૨ કોઈનો દ્રોહ ન કરનાર. ૩. ક્ષમાવાળો. ૪ સત્યરૂપ બળવાળો. ૫ ઇર્ષ્યાદિકથી રહિત. ૬ સુખદુઃખમાં સમાન. ૭ યથાશક્તિ સર્વનો ઉપકાર કરનાર. ૮ વિષયોથી ક્ષોભ ન પામે એવા મનવાળો. ૯ ઇંદ્રિયોને જીતનાર. ૧૦ કોમળ ચિત્તવાળો. ૧૧ સારો આચાર પાળનાર–પવિત્ર. ૧૨ પરિગ્રહ નહીં કરનાર. ૧૩ આ લોકનાં અને સ્વર્ગનાં સુખ માટે પ્રયત્ન નહીં કરનાર. અક્રિય. ૧૪ થોડું જમનાર. ૧૫ શાંત. ૧૬ સ્વધર્મમાં સ્થિર. ૧૭ મારાજ આશ્રયથી રહેનાર. ૧૮ મનન કરનાર. ૧૯ સાવધાન. ૨૦ નિર્વિકાર. ૨૧ કષ્ટના સમયમાં પણ ધૈર્ય રાખનાર. ૨૨ ભૂખ-તરસ, શોક-મોહ, જરા અને મૃત્યુ એવા છ ગુણને પોતામાં નહીં માનનાર. ૨૩ માનની ઇચ્છા નહીં ધરાવનાર. ૨૪ બીજાઓને માન આપનાર. ૨૫ બીજાઓને જ્ઞાન દેવામાં ચતુર. ૨૬ કોઇને નહીં ઠગનાર. ૨૭ કરૂણાથી સઘળી પ્રવૃત્તિ કરનાર. ૨૮ કવિ એટલે વિદ્વાન્. (૨૯ મું લક્ષણ ૩૨મા શ્લોકમાં છે. ૩૦મું લક્ષણ ૩૩મા શ્લોકમાં છે.)

યાદ રાખવું કે—સાધકોનાં આ સાધન છે; અને સિદ્ધોના આ લક્ષણો છે. એટલે—સાધકે કૃપાળુ થવું; અને સિદ્ધે કૃપાળુ રહેવું; શંકાની દષ્ટિ જ્યાં ત્યાં કરવાની આપણને ટેવ છે; કુતર્કો કરવાની પણ આપણને કટેવ છે. પણ શ્રીકૃષ્ણમાં જો આપણને ભાવ હોય; તો શ્રીકૃષ્ણનાં આ વચનોમાં શંકાને સ્થાન નથી. આમાં કુતર્ક કરવાની જરૂર નથી. યાદ રાખવું કે—

**श्रुतियो विभिन्नाः स्मृतयोऽपि भिन्नाः । नैकोऋषिर्यस्य मतं प्रमाणं ॥ ज्ञानस्य तत्वं, निहितं गुहायां । महाजनो येन गतः स पंथाः ॥** શ્રુતિઓ એક બીજાથી વિરોધી દેખાય; સ્મૃતિઓ પણ વિરોધી દેખાય. કોઇ એક ઋષિનો મત પ્રમાણ નથી. જ્ઞાનનું તત્ત્વ હૃદયરૂપી ગુફામાં છે. ત્યારે શું કરવું ? તેના જવાબમાં કહે છે કે—મોટા પુરૂષો જે રસ્તે ચાલ્યા હોય; તે રસ્તો કલ્યાણનો સમજવો. અહીં શ્રીકૃષ્ણ મોટા ઋષિઓનો નિર્ણય સંભળાવે છે. રાજસૂય યજ્ઞમાં પ્રથમ પૂજન શ્રીકૃષ્ણનું થયું હતું.

હવે દરેકનું જુદું જુદું વિવેચન સાંભળો—બોલો-હરહર મહાદેવ હર.

૧ કૃપાળુ—કૃપાનો સાગર કોને આંગણે છે ? દેખાય છે ? પ્રથમ માતાપિતાને આંગણે. માતાપિતાની કૃપાને જે સમજે નહીં; તે સંત સદ્‌ગુરૂની કૃપાથી ઘણાજ વેગળા રહે. જીવોના ઉપર, ઇશ્વરની કૃપા કેટલી છે; તેનો ખ્યાલ આવે; તોજ ઇશ્વર પ્રત્યે પ્રેમ થાય. સંત સદ્‌ગુરૂની કૃપાનો ખ્યાલ આવે; તોજં તેમના પ્રત્યે પ્રેમ થાય. અહો ! બદલો વાળવા પણ ન શીખ્યા. લીધું એટલું દેવા ન શીખ્યા; ઉપકાર માનવાનું પણ ન શીખ્યા; તે માનવ નહીં; પણ દાનવ છે. લીધું તેના કરતાં ઘણું આપે છે; તે કૃપાળુ. બદલાની આશા ન રાખે; તે કૃપાળુ. કૃપા સંતના ઘરનો શણગાર છે. કૃપાને વસવાનું ઠામ સંત છે. જ્યાં કૃપા વસે; ત્યાંથી કઠોરતા અને નિર્દયતાને ખસવુંજ પડે. જેથી પોતાને દુઃખ થાય; તેથી બીજાને પણ દુઃખ થાય એવી સમજણ કૃપાળુને હોય છે. 'હું ભલે ભૂખ્યો રહું; પણ મારાં બાળકોને રોટલો મળે; તો ઠીક; એવું જગત્‌માં જે કોઇ સમજે; તે માબાપ કહેવાય. પંખો આમ તેમ ફરતાં, પોતે દુઃખી થાય; પણ આસપાસ બેઠાં હોય; તેમને પવન આપે; તે કૃપાળુ. વૃક્ષ પોતે કપાય; અને કાપનારને સગવડ આપે; માટે કૃપાળુ ! પચાસ પંચાવન કે સાઠ વરસના થાય; પણ કૃપાળુ થતાં ન શીખે; અથવા કોઇના કૃપાપાત્ર પણ ન થાય; તેમનાં જીવન વેરાન વગડા જેવાં છે.

કુંડળીયો.

અકલ બિચારો આપકી, ગઈ અંધેરી રાત.
 અબહુ વેશ ગણેશકા, કહાં ખેલકી બાત !
કહાં ખેલકી બાત, જુદન અજહું નહીં આયા.
 કહાં ઝંડા મનિહાર, રામદે રંગ સવાયા.
કથે સુકવિયાં કાન, દિનકર ભયો ઉજારો;
 ગઇ અંધેરી રાત, અકલકો આપ વિચારો.

રાત્રે ભવાઇમાં, બાર ઉપર બે વાગ્યા; ત્યારે માંડ ગણપતિનો વેશ આવ્યો. ત્યારે બીજા વેશ કે જેમાં, ઘણી તૈયારી કરવાની હોય છે; તે વેશ કયારે આવશે ! તેમ મનુષ્ય દેહમાં કૃપાળુ થતાં ન શીખ્યા; કોઇના કૃપાપાત્ર ન બન્યા; તેમને બીજા ગુણ કયારે પ્રાપ્ત થાય !

૨ અદ્રોહ—ગીતાના બારમા અધ્યાયમાં, ભકતોનાં લક્ષણ ગણાવતાં, '**अद्वेष्टा सर्वभूतानां**' એમ કહીને, અદ્રોહને પ્રભુએ પ્રથમ પદ આપ્યું છે. જ્ઞાની, ભકતો, પંડિતો, પૂજારીઓ, આચાર્યો અને મહંતો—સૌને, પ્રભુ પામવા માટે, જુદાં જુદાં મેદાન તૈયાર હોય છે; છતાં આસપાસ નજર કરીને-'અમુકને લૌકીક સુખ વધારે કેમ ?' 'અમુકની પાસે માલમીલ્કત વધારે કેમ ?' 'તેને વધારે માન કેમ ?' એવા ખોટા મોહમાં તણાઇને, જેઓ દ્વેષને પોતાને હૈયે બેસાડે છે; તેઓ ભગવદ્ રસ્તેથી ઉતરી પડે છે. પાડોશીનું ઘર પડે આખડે; તેની આપણે ચિંતા ન હોય; પણ તે-ઘરને જો આપણે વેચાતું લઇ આપણું કર્યું હોય; તો તેની ચિંતા રાખવીજ પડે. નાતીલાની દીકરી આપણા પુત્ર સાથે પરણાવી હોય; આપણે આપણી કરી હોય; તો તેની ચિંતા પણ રાખવીજ પડે. એટલે શું સમજ્યા ? એટલે એમ સમજવાનું કે-જેને આપણે આપણાં માનીએ; તેની સાથે આપણે જરા પણ દ્રોહ હોય નહીં. તેમાં રાગજ હોય. મોટા માણસને ઘણા

બંગલા; અને ઘણાં સંબંધી ! તમામ બંગલામાં અને તમામ સંબંધીઓમાં, તે અદ્રોહ રહે છે. તેથી મોટા રાજા! રાજાને પોતાના રાજમાં સર્વત્ર પ્રેમ અને અદ્રોહ હોય છે. તેથી મોટા સંત ! સંત પૃથ્વીના રાજા. તેમને સર્વત્ર અદ્રોહ.

**विद्याविनयसंपन्ने, ब्राह्मणे गवि हस्तिनि ॥**
**शुनि चैव श्वपाके च, पंडिताः समदर्शिनः ॥१८॥** (ગીતા અ. ૫)

અર્થ—વિદ્યા ઉપરાંત વિનયવાળા, એટલે જ્ઞાન પ્રમાણે ચારિત્રવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કુતરામાં, ચંડાળમાં, પંડિતો સમદૃષ્ટિવાળા થઇને રહે છે. (૧૮)

આ પંડિતો કેવા હશે?—

**ज्ञानेन तु तदज्ञानं, येषां नाशितमात्मनः ॥**
**तेषामादित्यवज्ज्ञानं, प्रकाशयति तत्परम् ॥१६॥**
**तद्बुद्धयस्-तदात्मानस्-तन्निष्ठास्-तत्परायणाः ॥**
**गच्छंत्यपुनरावृत्तिं, ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥**

અર્થ—જેમના અંતઃકરણનું અજ્ઞાન, અધ્યાત્મજ્ઞાન વડે નાશ પામ્યું હોય છે; તેમનું તે અધ્યાત્મ જ્ઞાનજ, સૂર્યની પેઠે પરમાત્માને બતાવી આપે છે. (૧૬) એવા પંડિતો—જ્ઞાનીઓ, પરમાત્મ પ્રાપ્તિમાંજ નિશ્ચય રાખે છે; તેમાંજ ચિત્તને જોડે છે; તેમાંજ એક નિષ્ઠા રાખે છે; તેને જ પરાયણ રહે છે. વળી જ્ઞાન પ્રમાણે ચાલીને, પાપને ધોઇ નાંખે છે. તેથી તેઓ પુનર્જન્મ રહિત, એવી પરમગતિને પામે છે. (૧૭)

પંડિતાઇનો ડોળ કરનારાઓએ, પોતે ક્યાં ક્યાં પંડિત નથી; અને ક્યાં ક્યાં પંડિત છે; તે આ આટલામાં જોઇ લેવું. આજ કાલ ઘેર ઘેર પંડિતો પાક્યા છે. સૌ કહે છે કે 'અમે ઘણું જાણીએ છઇએ—' પણ યાદ રાખવું કે—જે કહે છે કે—'અમે જાણ્યું;' તો તે કાંઇ જાણતાજ નથી. માત્ર બકવાદમાં શૂરા હોય; તે અધ્યાત્મગઢ જીતી શકતા નથી.

(અદ્રોહનો વિષય ચાલે છે.) સંત હરિ શરણે રહે છે. સર્વત્ર ભગવાનને દેખે છે, પછી તેમને દ્વેષ કરવાનો રહેતો નથી. સંસારમાં રહેનારને, આફતો આવવાનો સંભવ છે. આફતો માટે સંસારનાં દ્વાર ખુલ્લાંજ રહે છે. **આફતો ન આવે; તો મરદો જઝુમશે ક્યાં? આફતો ન આવે; તો સંતો શાંતિ રાખે ક્યાં?** આફતે **રામને** અને **સીતાને** દેવ બનાવ્યાં; આફતે [1]**પ્રતાપને** અમર કર્યો; આફતે **મીરાંને** મોટી કરી. આફતે **નરસિંહને** નામાંકિત કર્યો. શાંતિમાં શાંતિ રહે; તે તો બને; પણ આફતમાં શાંતિ રહે, તે દ્વાર તો સંતનાં હોય. તે દ્વાર તો ઉચ્ચ કોટિના જીવોનાં હોય.

---

૧ માનસિંહ યુદ્ધનું આમંત્રણ આપીને ગયા; એમ જ્યારે પ્રતાપે સાંભળ્યું; ત્યારે પ્રતાપ બોલ્યો હતો કે— ગઝલ.

ભલે આખા વિશ્વમાં, વન્હિ—વિપત્તિનાં—બળે;
ભલે કોપે કાળ કે—શેષ નિજ સ્થાને ચળે.
ત્રિકાળ તોફાને ચઢે—કે—ત્રિભુવન અગ્નિ ઝરે.
રૂદ્રો રમે તાંડવ—કલિકા, રક્તનાં ખપ્પર ભરે,
દાનવ વિજયને સાંપડે, ઇંદ્રાસનો યે થરથરે;
મૂક્યું પ્રતાપે જે કદમ, પાછું કદાપિ ના ફરે. [ એક વિદ્વાન ]

દૃષ્ટાંત—જીવકોરબ્હેન અહીં કથામાં આવતાં હતાં. ઘેર ધણી વકીલ, અને દીકરા પણ વકીલ. એક દિકરાની વહુ ઘેર આવી હતી; દીવાળીના દહાડા ચાલતા હતા. ધનતેરસની સવારમાં, કંસાર કરવાનું વહુને કહીને, અહીં કથામાં આવ્યાં હતાં. નવના ટકોરા થતાં, કથા બંધ થઈ. સૌ સૌને કામે નાઠાં. જીવકોર બ્હેન દોડતાં ઘેર ગયાં. રાંધણીયામાં ડોકીયુ કરીને, વહુને પૂછયું–'કેમ કંસાર આવડયોને ? જોવા દે જોઇએ !' વહુએ તપેલું આગળ લાવીને, કંસાર બતાવ્યો.

જીવકોર—હેં વહુ ! કંસાર આટલો બધો પીળો કેમ ?

વહુ—તે હું શું જાણું !

જીવકોર—પીળો દેખાય છે ને ? તેમાં કાંઈ ભૂલ નથી ને ?

વહુ—હા પીળો તો દેખાય છે.

જીવકોર—પીળો કેમ થાય ?

વહુ—તે હું શું જાણું ?

જીવકોર—અરે ! કાળીચતુર્દશી માટે વડાનું ભરડી રાખ્યું હતું; તે તપેલું કયાં છે ?

સાસુ વહુએ ઘરમાં આમતેમ ફાંફાં મારતાં, વડાનું તપેલું, ખાલી દેખ્યું. વહુ ફુજી ગઇ–સાસુ પણ, ગભરાણી. તોપણ સત્સંગને બળે, ધીરજ રાખીને વહુને કહ્યું–'હવે થયું તે ખરૂં. તું જલદીથી મોટા ભાઇને (પ્રાઇમસને) પેટાવ; હું વસ્ત્ર બદલીને આવું છઉં.' સાસુ રસોડામાં ઉતરી પડી. પ્રાઇમસ ફુંફાડા મારવા મંડયો. કંસાર થઇ જવા આવ્યો. મેડા ઉપરથી બૂમ પડી કે–'શી વાર છે ?' જીવકોરે જવાબ દીધો કે–'સહેજ વાર છે.' સહેજ સહેજ કરતાં, કંસાર તૈયાર કરી લીધો. સૌને જમવા બેસાડયા. સૌ જમી પરવારી કોર્ટમાં ગયા. પછી સલુણી સાસુ બોલ્યાં–'હવે પેલું પીળા લોટનું તપેલું, પાડોશમાં ગાયને આપી આવ; પછી આપણે જમવા બેસીએ !' વહુ આપીને આવી. 'બીજી સાસુ હોત; તો આજ મારો ભવેડો કરત;' એમ કહેતાં કહેતાં, વહુ સાસુના પગ ચાંપવા લાગી. 'બસ કર ! બસ કર ? બેટા ! આ તો મારી કથાનું ફળ. સંસાર આફતથી ભરેલો છે. અકળાવું કામ ન આવે; પણ યાદ રાખજે કે–રસોડું એટલે રમતનું સ્થળ નહીં; સંપૂર્ણ સાવધાનતાનું સ્થળ. મીઠાની કીંમત કાંઇ નહીં; પણ બે વખત નાંખ્યું હોય; તો જમનારા કકળી ઉઠે. જમાડવું અને રમાડવું;* એ આપણું પ્રથમ કર્તવ્ય છે.

**૩ તિતિક્ષા**—આવ્યાં દુઃખને પ્રેમપૂર્વક સહન કરી લેવું તે. સાસરે આવેલી કુલવંતી કન્યા, ખાટાં ખારાં સાસરીયાંને વેઠી લેછે; તો તેનાં વખાણુ થાય છે. નિશાળીયા મેતાજીને વેઠી લેછે. સપુતો જુની ઢબનાં વૃદ્ધ માતાપિતાને વેઠી લેછે. ખાનદાન નોકરો વાંકાચુંકા શેઠને વેઠી લેછે. પછી તેથી આગળ–અધ્યાત્મજીવન ! અધ્યાત્મ જીવનનું રહસ્ય સમજ્યા પછી, અધ્યાત્મ જીવનને માટે પ્રયત્નો કરવા જોઇએ. પ્રયત્નો કરતાં દુઃખ આવે; તે શાંતિથી સહન કરવાં પડે.

બબડાટ—આખું જગત્ માથે આવેલાં કામકાજ કરે છે; આખું જગત્ ઘણું સહન કર્યા કરે છે. પણ રોતાં રોતાં કરે; બબડતાં બબડતાં કરે; તેનું કામ દીપતું નથી. આવ-

* પુરૂષો બહારથી આવે; અગર જમવા બેસે; ત્યારે પ્રસન્નતા પૂર્વક કામકાજ કરી, તેમને રાજી રાખવા તે. કાંઇ દુઃખ હોય; તો દુઃખનો નિવેડો, કજીયા કરીને લાવવો નહીં. એજ આપણું ભણતર છે.

શ્યક કામ કરવુંજ પડે. પછી તેમાં બબડાટ શો! આવશ્યક કામ કરતાં, પ્રસન્નતા પ્રગટે; એવો સ્વભાવ રાખવો. સ્ત્રી રોતી રોતી રાંધે; તે જરૂર દાઝી જાય. હસતી રમતી રાંધે; તે સૌને પ્રેમથી જમાડે; અને પોતે પણ જમે. પુરૂષ રોતો રોતો ધંધો કરવા જાય; તો જરૂર ક્રોધની ગટરમાં પડી જાય; વિગેરે.

૪ **સત્ય**—ખોટાની સાથે કામકાજ કરવું પડે; ત્યાં સત્ય બોલવું, અઘરૂં લાગે. સત્યની પરવા હોય; તો જેમ બને તેમ, થોડા ખોટાની સાથે, કામકાજ કરવું. વાણીને નિયમમાં રાખવી. પાંચ શબ્દ જોઇએ; ત્યાં બે શબ્દથી ચલાવવું. અસત્યમાં રમતાં બહુ કાળ ગયો; એમ સમજી, સત્યમાં પ્રીતિ કરવી. અસંગ રહેવાની આજ્ઞા, એકાંત રહેવાની આજ્ઞા; તે આજ્ઞામાં સત્યની રક્ષા થાય છે. હિંદમાં હરિશ્ચંદ્રનો ઇતિહાસ પ્રસિદ્ધ છે. દુઃખનો પાર રહ્યો નહોતો; પણ સત્ય છોડયું નહીં. **सत्यमेव जयति**–આખરે સત્ય જીતે છે–એમ તેણે સિદ્ધ કરી આપ્યું હતું. સત્ય વિના ચાલે એમ નથી. સત્ય આભનો થાંભલો છે; તોપણ સત્ય ઘણા લોકોને ગમતું નથી. કારણકે દુનિયા પાપે ઘેરાતી જાય છે. આપણે જેમ બને તેમ સત્ય બોલવું. ઉચકોટિના જીવોને સત્ય ગમે. નીચ કોટિના જીવોને અસત્ય ગમે. સત્ય સંતોનું વ્હાલું ધન છે. સત્ય ઇશ્વરનું સ્વરૂપ છે. સત્યરૂપી બળવાળો, એટલે ઇશ્વરને શરણે રહેનારો.

૫ **ઇર્ષ્યાદિકથી રહિત**—પ્રાચીનકાળમાં ઇર્ષ્યાનો રોગ, કુતરાં, બીલાડાં, માગણ (દાન લેનારા), નમાલા દિકરા, ગાય, અને કુકડાંમાં હતો. આજકાલ આ રોગ, જ્યાં ત્યાં પ્રસરી ગયો છે. એક ધંધો કરનારામાં તો હોયજ. બ્રાહ્મણ સાધુ કે સન્યાસી, દેવના દિકરા ગણાય; પણ તેઓ સોએ અઠ્ઠાણુ ટકા, ઇર્ષ્યાના દિકરા થઇ પડયા છે. જેમ લુણો ગમે એવા મહેલને તોડી ફોડી નાંખે; કાટ લોઢાને ખાઇ જાય; તેમ ઇર્ષ્યા માનવની અમૂલ્ય માનવતા ખાઈ જાય. સામાનું ભુંડું કરવાનું મન થાય; તે મેલી ઇર્ષ્યા છે. પુરૂષાર્થ કરીને સામાથી આગળ વધવું; તે ખાનદાન ઇર્ષ્યા છે. મેલી ઇર્ષ્યાની મના છે. નિશાળમાં ઠોઠ નિશાળીયા, હુશીયાર છોકરાના દાખલા ભુંસી નાંખી, તેની ઇર્ષ્યા કરે; એવી ઇર્ષ્યા કદિ કરવી નહીં. પણ હુશીયાર છોકરા કરતાં, વધારે મહેનત કરીને, તેનાથી સારા પાઠ કરવા જેવી ઇર્ષ્યા કરવી. પુરૂષાર્થ કરવા માટે, મેદાન ખુલ્લાં પડયાં રહે છે. છતાં ન ફાવીએ; ત્યારે કર્મનું મહાનબળ–કર્મની ગહનગતિ, યાદ કરવી. કર્મને શરમ નથી. એક બાપના બે દિકરા, અગર બે દિકરી–હોય; પણ ભાગ્ય પ્રમાણેજ ભોગવે. આ ભવે કર્યું ન હોય; કરતા ન હોય; તેમના પૂર્વ ભવના પુણ્યના થર હોય; તો તે પણ કામ આવે. આટલું સમજાય; તો આ ભવે પુણ્ય કરીને–સત્કર્મ કરીને–આવતા ભવને સફળ કરવો. જ્ઞાનદ્વારા જ્યાં ત્યાં પ્રભુજ દેખાય; તો પછી ઇર્ષ્યાને ઉભા રહેવાની જગ્યા નથી.

૬ **સમભાવ—समत्वं योग उच्यते**–સમભાવ કરવો; તેજ યોગ કહેવાય છે. સમભાવનાં વખાણ સૌ કરે છે; પણ તેમ બનવું બહુજ મુશ્કેલ છે. પોતાના ભાંડરડામાં સમભાવ રાખે; તોપણ ઘણું છે. સાથે બેસીને ખાય પીએ; અને એક બીજાને દુઃખે દુભાય; તો તે પણ, આ કાળમાં ઘણું છે. દેવ મંદિરોમાં અને ગુરૂદ્વારે; ધનવાનને ઘણાં માન, અને ગરીબોને ધક્કા! કોઇ પૂછે કે–'પ્રભુના દ્વારમાં આમ કેમ?–તો સામેથી જવાબ મળે–કે–'પ્રભુ પણ લક્ષ્મીજીને લઇને બેઠા છે.' મંદિરો અને ગુરૂદ્વાર કલ્યાણનાં સ્થાન

છે; ત્યાં જેમ બને તેમ, લૌકિક વ્યવહારને-લેવા દેવાના વ્યવહારને-ઓછો રાખવો. રૂપૈયો આપ્યો છે; તેને પ્રસાદનો મોટો પડો; અને બે આના વાળાને મુઠી સાકરરીયા-આપવા; તે ભયંકર અપરાધ છે. રૂપૈયો આપનારાએ, ઘણા પ્રસાદની આશા રાખવી: તે પણ અપરાધ છે. આ વાત પામરો માટે નથી. પામરો દીવાના પતંગીયાં છે. પતંગીયાં સમજે; તોપણ દીવામાં પડીને, તેમાં ખાખ થાય છે. એટલે સમભાવ સંબંધી બોલવું સહેલું છે; પણ પાળવું કઠણ છે. કઠણ છે; તો પણ સમભાવ વિના ચાલે તેમ નથી. શમવિષમ-નાનું મોટું-ઠીક અઠીક-ભય અભય, સુખ દુઃખ, વિગેરે વૃત્તિઓને, જ્ઞાનદ્વારા શમાવવી. જ્ઞાનદ્વારા સર્વત્ર પ્રભુભાવ થાય; તો સર્વત્ર સમભાવ પ્રવર્તે. મીઠું સમુદ્રમાં પડતાં, એકરૂપ થઇ જાય છે. સુખદુઃખમાં સમાન રહેવું; તે સમભાવનું ફળ છે.

૭ **પરોપકારપણું**—જ્યાં સામો બદલો ન હોય; તે ઉપકાર કહેવાય. વૃક્ષ સૌને ફળફુલ અને લાકડાં આપે; નદી સૌને જળ આપે; પર્વત પણ પર ઉપકારી છે. સૂર્ય બદલાની અપેક્ષા રાખ્યા વિના, સૌને પ્રકાશ આપે છે. ચંદ્ર પ્રકાશ આપે છે. ચંદ્રચકોરને ચંદ્રામૃતનું પાન કરાવે છે; અને બીજાને ના છે; એમ નથી. આ તો બધી લૌકીક પરમારથની વાત કરી. પણ અલૌકિક પરમારથ, તે આત્મજ્ઞાનનું દાન. એ પરમારથનું ફળ-પ્રભુ ચરણમાં પ્રીતિ.

ચોપાઇ—સખા **પરમ પરમારથ** એહુ, મન ક્રમ વચન રામપદ નેહુ.

ગરૂડજી ભુશુંડિને કહે છે કે—

ચોપાઇ—મોરે મન પ્રભુ અસ વિશ્વાસા, રામ તે અધિક રામ કર દાસા.

શ્રીરામના કરતાં રામના ભક્ત, મને અધીક વ્હાલા છે. કારણકે રામમાં પ્રીતિ કરાવનારા આપ-કે જે-રામના દાસ છો; તે છો.

નિશાળો અને દવાખાના બંધાવવા, ધનવાનોની નજર દોડે; પણ જ્ઞાનનું પરબ બંધાવવા નહીં. નવાં નવાં આરોગ્યભુવન (સેનીટેરીયમ) પણ બંધાતાં જાય છે. તેમાં એને બદલે બાર બ્લોક ગોઠવાય છે. પણ તેમાંથી એક બ્લોક, કોઇ સંતને અવારનવાર પધરાવી, ત્યાં રહેનારાંઓને જ્ઞાન Light on reason અથવા Light on difficulties which often appear before us. બુદ્ધિ ઉપર પ્રકાશ અથવા સંસારમાં અનેક મુંઝવણો દોડી આવે; તે મુંઝવણો ઉપર પ્રકાશ (જ્ઞાન) આપે; એવું કાંઇક મળે; તેની બીલકુલ ગોઠવણ નથી.

દવાખાનાં અને આરોગ્યભુવન, ભૂલો કરનારાઓને ઉત્તેજન પણ આપે છે. અહાર-વિહારની ભૂલો કેવી રીતે અટકે; તેનો પાકો વિચાર કરવામાં આવે; અને તે વિચારનું પાલન પણ કરવામાં આવે; તો ઘણાં દવાખાનાં અને આરોગ્યભુવન ખાલી પડયાં રહે. કેમ ! સમજાય છે ને ? ખેતરમાં બોરડી થાય; ત્યારે ખેડુ કાપી નાંખે. પણ તેનાં મુળીયાં હૈયાત હોવાથી, ચોમાસે જળ મળતાં, બોરડી ફરી ફાલે. બોરડીના મૂળમાં મીઠું ભરવામાં આવે; તો બોરડી મૂળસહિત નાશ પામે. ફરી ફાલે નહીં. તેમ દવાખાનામાં અને આરોગ્ય ભુવનમાં, માંદાની સેવા કરવાની ના નથી; પણ તેમને ઉત્તમ ઉપદેશ મળવો જોઇએ; કે તેઓ ફરી ફરી, દવાખાનામાં અથવા આરોગ્ય ભુવનમાં આવે નહીં. **'રોટલી નાંખી, ભીખારી ન રાખો,'** એ આપે સૌએ વાંચ્યું તો હશેજ.

જ્ઞાનના જેવું ઉત્તમ એકે દાન નથી. જ્ઞાનના જેવો એકે પરોપકાર નથી. આ પત્રિકા વાંચો; એટલુંજ નહીં; પણ વંચાવો—સાંભળો—સંભળાવો. અંધારે ઠેબાં ખાનારને, દીવાસળીનો સહેજ પ્રકાશ પણ, કેટલો ઉપયોગી છે ! અનુભવ હશેજ.

**૮ વિષયોથી ક્ષોભ ન પામે એવું મન**—વિશ્વામિત્ર મેનકાને જોઇને મોહ પામ્યા; પરાશર મત્સ્યગંધાને જોઇને મોહ પામ્યા; સદાશિવ મોહની સ્વરૂપને જોઇને મોહ પામ્યા. એટલે સુંદર સ્ત્રીને જોઇને, પુરૂષ ક્ષોભ પામે છે; અને સુંદર પુરૂષને જોઇને, સ્ત્રી ક્ષોભ પામે છે; એવું કાંઇક છે. તે કાંઇક નહીં; પણ ઘણું ભયંકર આકર્ષણ છે. ત્યાં પ્રેમનો માત્ર દેખાવ છે; અને હાડકાં ચામડામાં ઘણો મોહ છે. મદિરાથી મોંઘો મોહ. ત્યાં પાયમાલીમાં આબાદી દેખાય છે. આજકાલ સહશિક્ષણવાળા યુવકયુવતીઓ, અને તેમના માસ્તરો ડોળ કરે છે કે—'અમારૂં મન વિષયથી ક્ષોભ પામતું નથી.' દાંભીક ભક્તો અને દાંભીક વેદાંતીઓ પણ, ઘણીવાર ડોળ કરે છે કે—'અમારૂં મન વિષયોથી ક્ષોભ પામતું નથી.' 'આ બધો દંભ છે;' એમ અનેક દૃષ્ટાંતો બોલી રહ્યાં છે.

તેમાંથી બચવા માટે સહેલામાં સહેલો ઉપાય, એટલોજ છે કે—સ્ત્રી પુરૂષે એકબીજાના સંસર્ગમાં, જેમ બને તેમ ઓછું આવવું. એકબીજાનાં દર્શન પણ, અતી ભયંકર છે. જેમને આંખોની અણીઓ વાગી જાય છે; તેમનાં હૃદય ભાંગી તૂટી જાય છે. એકબીજાની વાણી પણ, અતી ભયંકર છે. વચને વિંધાણા; ને સંધાણા નથી. પચાસ વરસ ઉપર અમુક ભાઈ બોલતા હતા કે—'અમારા મિત્રને ઘેર, અમે જઈએ છઇએ; પણ મિત્રની સ્ત્રીનું મુખ હજી જોયું નથી. જોયું નથી; તેમાં મોહ થયો નથી. મોહ થયો નથી; તો તેને પામવા, તનમનાટ થયો નથી. આ તો સહેલો ઉપાય.

અઘરો ઉપાય—જ્ઞાને કરીને મોહને બાળી નાંખવો. પછી અનેક વેશ્યાઓની વચ્ચે જઇને રહેવું. અનેક રાગરંગમાં રોળાવું; પણ અંતર નિર્લેપ. વ્રત, નિયમ, ટેક, કુલાભિમાન અને સંસ્કારાભિમાન, તત્ત્વ જ્ઞાનને મદદગાર છે. શકુંતલાને જોતાં દુષ્યંતને ક્ષોભ થયો; પણ તુરત તે બોલ્યો કે—'પુરૂવંશના રાજાઓને રૂષિકન્યામાં મોહ થાયજ નહીં.' ઉર્વશીએ અર્જુનને લલચાવ્યો; પણ 'પાંડુ પુત્રને એમ ઘટે નહીં;' એવા બળથી તે બચ્યો. દેવયાનીએ કચને લલચાવ્યો; પણ—'ગુરૂપુત્રી ઉપર, જરા પણ કુદૃષ્ટિ ન કરાય,' એમ કચ બોલ્યો. કંદર્પદર્પહર શ્રીકૃષ્ણ ઠર્યા. ઊર્ધ્વરેતસ્ શ્રી આદ્યશંકરાચાર્ય ઠર્યા.

સુંદરતાથી ક્ષોભ થાય. સુંદરમાં સુંદર શ્રીકૃષ્ણનું મંદમંદ હસતું મુખડું છે; એમ સમજાય-એમ દૃઢ થાય; તો ત્યાં ક્ષોભ થાય. આ ક્ષોભ બેડો પાર કરી નાંખે. શ્રીકૃષ્ણનું રૂપ કેવું ?—

પદ.

શીશ મુગટ તિલક ભાલ, કાનન કુંડલ વિશાલ;
કંઠમેં વેજંતી માલ, શોભત અતિ ભારી. ૧

[ કેમ શાંત છોને ? સાવધાન છોને ? ]

વિલસત તન પીતવસન, વદન મંદ મંદ હસન;
તીન લોક તાપ ગ્રસન, ચતુર ભુજા ધારી. ૨
શંખચક્ર ગદા સંગ, રમા બસત વામ અંગ;
સુંદર શુભ શામ રંગ, ગરૂડ કે સવારી. ૩

કુટિલ કુટિલ અલક રાજે, પગમેં નૂપુર બિરાજે;
બ્રહ્માનંદ મદન લાજે, રૂપકો નિહારી.

આવું મુખડું મીરાંએ જોયું-ઘેલી બની ગઇ—

પદ.

મુખડું મેં જોયું તારૂં, જુગ સરવે થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં—રે મોહન તારા૦

વેદાંતીઓ જગતને મિથ્યા કહે; ભક્તો ભગવાન સિવાયની બધી બાબતોને મિથ્યા માને; પણ આ વાત–આ દૃઢતા–કાળજે ચોંટી જાય; ત્યારે ફાયદો થાય. કહેવાનો ભાવ એ છે કે–ક્ષોભનું બળ ઘણું છે. તોપણ ક્ષોભથી બચવા માટે શ્રીકૃષ્ણનાં અંગેઅંગ નિહાળવાં.

**૯ દાંતતા**—બાહ્ય ઇંદ્રિયોને નિયમમાં રાખવી તે. બાહ્ય ઇંદ્રિયો ભયથી નિયમમાં રહે; અને જ્ઞાનથી નિયમમાં રહે. A rod for a fool; and a nod for a wise. મૂરખ લાકડીથી માને; અને સમજુ ઈશારતથી માને. તોફાની દરીએ સઢ સંકેલવા અઘરા. વા વંટોળમાં છત્રીને બંધ કરવી તે અઘરૂં કામ; માનવીઓ સાધારણ રીતે, કામી–ક્રોધી અને લોભી રહે છે. આ ત્રણ રોગ, દરેકને થોડા ઘણા પ્રમાણમાં હોય છે. તેમને બાહ્યેંદ્રિયો વશ રાખવાનું કામ, ઘણુંજ અઘરૂં લાગે છે. થોડીવાર બેસવાનું કહો; તો બેસી શકતા નથી. થોડીવાર મૌન રહેવાનું કહો; તો મૌન પણ રહી શકતા નથી. ઘડાને ચારે તરફ કાણાં. ચારે તરફ જળ દ્રવે. 'દાંતતા' એવો શબ્દ, તેમણે સાંભળ્યો પણ હોતો નથી. બ્રેક વિનાની મોટર અથવા ટ્રેન નકામી. તેમ બ્રેક–સંયમ–દાંતતા–વિનાનો માનવી પણ, નકામો છે. સરકારના કાયદા અથવા સમાજના કાયદા, દાંતતા માટે છે. એટલે બાહ્યેંદ્રિયોના નિગ્રહ માટે છે. આજકાલ ગમે ત્યાં હરવું ફરવું; અને ગમે એમ બોલવું–તે માનવની માનવતા ઉખેડી નાંખે છે. કેટલાએક તેને સ્વતંત્રતા કહે છે; પણ 'તે સ્વચ્છંદ છે;' એમ ઘણા લોકનેતાઓ પણ સમજી ગયા છે.

**૧૦ મૃદુતા**—

મૃદુતામાં પ્રભુતા રહે, પ્રભુતાસેં પ્રભુ દૂર,
કીડી મીસરી ચુંગતે, ગજ ઉડાવે ધૂર—સીયાવર૦

ધનવાન અને મૃદુતા, વિદ્વાન્ અને મૃદુતા, જુવાની અને મૃદુતા, સૌંદર્ય અને મૃદુતા; આ બધા દુધ સાકરના મેળ સમજવા. મૃદુતા જ્ઞાનની ઓથે રહી શકે–અજ્ઞાનની ઓથે ન રહી શકે. અજ્ઞાનની ઓથે ઉદ્ધતાઈ રહી શકે. ઉદ્ધતાઈની ઓથે કઠોરતા રહી શકે; કઠોરતાની ઓથે, ક્રુરતા રહી શકે.

મૃદુતાના શણગાર સીતાએ પહેર્યા હતા; લક્ષ્મણે અને ભરતે પહેર્યા હતા. કેટલાએક એમ સમજે છે કે–મૃદુતા એટલે બાયલાપણું–કાયરપણું ના એમ નથી. સીતા રામ પ્રત્યે મૃદુ; રાવણ પ્રત્યે કઠોર. લક્ષ્મણ અને ભરત રામ પ્રત્યે મૃદુ, દુશ્મનો પ્રત્યે કઠોર. જનકના મંડપમાં રામે ધનુષ્ય ભાંગ્યા પછી, પરશુરામ મંડપમાં પધાર્યા હતા. શ્રીસદાશિવનું ધનુષ્ય હતું; સદાશિવ પરશુરામના ગુરૂ હતા. ક્ષત્રિઓ ઉપર પરશુરામની કરડી નજર હતી.

કોઈ ક્ષત્રિએ ગુરૂનું ધનુષ્ય ભાંગ્યું છે; એમ જાણીને, પરશુરામ ખીજાયા. ફાવે તેમ પરશુ-રામ બોલવા લાગ્યા. તે સાંભળી શ્રીરામ કાંઈ બોલ્યા નહીં; પણ લક્ષ્મણે જવાબ દીધો કે–

ચોપાઇ—સુર મહિસુર હરિજન અરૂ ગાઈ, હમરેકુલ ઇનપર ન ચરાઇ. વિગેરે.

'અમે રઘુકુળના બાળક છઈએ. પૃથ્વીને પલટી નાંખવા જેટલું અમારામાં બળ છે. પણ આપને ડાબે ખંભે જનોઈ જોઇને, ખાત્રી થાય છે કે–આપ કોઇ બ્રાહ્મણ છો. અમે ગમે એવા બળીયા છઇએ; પણ–દેવલોકો, બ્રાહ્મણો, ભગવાનના ભકતો અને ગાય–આ ચાર પાસે, અમારૂં બળ કામનું નથી. આ ચારના અમે દાસ છઈએ. આ ચાર અમને મારે તો પણ, તેમના પગમાં અમે પડીએ. તેમની સામા થવામાં, અમારી શોભા નથી, પણ તેમના ચરણમાં પડવામાં, અમારી શોભા છે.'

આ વાત ત્રેતાના અંતમાં બની. પછી દ્વાપરયુગ આખો ગયો. પછી કલિયુગ ચાલે છે; પણ તેમની મૃદુતાની સુગંધ, હજી ઉડી ગઈ નથી. કાળ પણ કીર્તિનાં કોટડાં પાડી શકયો નથી. વાઘ જેટલું બળ હોય; પણ **आज्ञा गुराणामविचारणीया**-પિતાની આજ્ઞા થઈ; પછી તેમાં opposition–ના–ન હોય. આ એકજ સૂત્રે, રોમની પ્રાચીન સંસ્કૃતિને ઘડી હતી. રોમના રાજકીય, સામાજીક અને ધાર્મિક–ત્રણે બંધારણને, આ એકજ સૂત્રે ઘડી આપ્યાં હતાં. [ આ વાત ગયા અંકમાં થઈ ગઈ છે. ] મૃદુતા વિના આજ્ઞા પાલક થવાય નહીં. આજ્ઞા પાલક થયા વિના, કોઈ ક્રિયા ફળ આપે નહીં.

કપાસનો દડો કોઈનું માથું ફોડતો નથી. તેમ–ઓરડે માતા પિતા અને દેવમંદિરે સંત–તેમની વાણી, ઠપકા ભરેલી હોય–કડવી હોય; તો પણ મૃદુ–મંજુલ અને શીતળ સમજીને, જે સાંભળે; તેનું કલ્યાણ શોધી આપવા, શ્રીહરિએ હાજર રહેવું પડે.

**૧૧ પવિત્રતા**—જેમ મન, ઘરમાં અને બહાર–બધે, સુખની અપેક્ષા રાખે છે; તેમ માનવતા, અંદર અને બહાર, બેઉ ઠેકાણે, પવિત્રતાની અપેક્ષા રાખે છે. અંતઃકરણની પવિત્રતા–એ રાજયોગ છે. રાજયોગનાં સાધન, તે અંતઃકરણની પવિત્રતાનાં સાધન છે. (પાતંજલ યોગદર્શન, અહીંથી આપને લખી આપ્યું છે. ઘરમાં છે ને ? કે હજી મંગાવ-વવાનાં વિચારમાં છો ? ) અંતઃકરણની પવિત્રતા, બહારની પવિત્રતા કરતાં, ઉંચી ગણાય છે; તોપણ તે બેમાંથી જેમની પાસે એકજ હોય છે; તે પાંગળો છે. અંતઃકરણની પવિત્રતા એજ માનવતા–માણસાઇ અથવા ખાનદાની. એટલે બેઉ પ્રકારની પવિત્રતાની જરૂર છે. અંતઃકરણની પવિત્રતા વિનાની બાહ્ય પવિત્રતા, દંભના પૂરમાં તણાઇ જાય છે. પોતાના ગુરૂ બતાવે; અને પોતાના શરીરને રૂચે; એવી બાહ્ય પવિત્રતા રાખવી જોઈએ. આચાર અને વિચાર. **आचारो प्रथमो धर्मः** આચાર એટલે બાહ્ય પવિત્રતા; વિચાર એટલે આંતર પવિત્રતા. બાહ્ય પવિત્રતા, અંતઃકરણની પવિત્રતાને ઘણી મદદ કરે છે. દેવ જેવા બનીને દેવને અડકાય–પુજાય. માટે તેને પ્રથમપદ આપ્યું છે. વૃદ્ધ માંદા અથવા અશક્ત, સુતાં બેઠાં ભગવદ્ ભજન કરે; તો પણ પવિત્ર છે. કાયાને તપથી પવિત્ર કરાય; વાણીને ભગવદ્ સ્મરણથી પવિત્ર કરાય; કર્મને નિષ્કામતાથી પવિત્ર કરાય; લક્ષ્મીને દાનથી પવિત્ર કરાય; ઘરના આંગણાં સંતના ચરણની રજથી પવિત્ર કરાય. ઘરના ઓરડા સંતનાં કથા કીર્તનથી અને ભોજનથી પવિત્ર કરાય. ઘરના ઓટલા, કુત-રાને, ગાયને અથવા માગણને ત્યાં બેસારીને, ભોજન કરાવવાથી પવિત્ર થાય. ઘર એટલે

માત્ર રહેવું-દિકરા દિકરીનાં ત્યાં લગ્ન કરવાં; અથવા કોઇ મરે; ત્યારે ત્યાં પોકો મુકીને રડવું-એટલેજ અર્થ નથી. કલ્યાણનાં પગલાં, ઘરમાં બેસીને મૂકાય છે. કલ્યાણની સાધના, ઘરમાં બેસીને સધાય છે. સંસારને માંડવો ત્યાં (ઘરમાં); ખીલવવો ત્યાં; **અને સંસારને સળગાવવો પણ ત્યાંજ.** સંસાર એટલે સંસારની વાસના. સાંભળો છો ને ? કે મન છટકયું છે ? આ આપણી પોતાની વાત થાય છે. આપણે પોતાને જે કરવાનું છે; તે કહેવાય છે. જ્ઞાન ભક્તિનો ડોળ કરનારાં, ઘણાં સ્ત્રીપુરૂષો, બાહ્ય પવિત્રતાને હસી કાઢે છે, કોઇને નદીએથી સ્નાન કરીને આવતો દેખીને, કહે છે-કે-'એમ તો માછલાં પણ નહાય છે ?' યાદ રાખવું કે-લોક ઠગાય; પણ ઇશ્વર ઠગાતો નથી. ઇશ્વરનું કામ કરવા, આપણે બેસવું નહીં. સારૂં દેખીને રાજી થવું.

**૧૨ અપરિગ્રહ**—પરિગ્રહ એટલે એકઠું કરવું. પરિગ્રહ એટલે દાનનો સ્વિકાર. બ્રાહ્મણો સંસારમાં રહે છે; તોપણ તેમને જોઈએ તેથી વધારે દાન લેવાની મના કરી છે. ત્યારે ત્યાગીને રાગી દેખી—

'તપસી ધનવંત દરિદ્ર ગૃહી, કલિ કૌતુક તાત ન જાત કહી.'

જગત્ હસે; તેમાં નવાઇ શી ? આજકાલ તપસીઓ-ત્યાગીઓ-પણ, પાકા બ્રહ્મજ્ઞાની બની ગયા છે. જેમ બ્રહ્મ નિર્લેપ છે; તેમ ત્યાગીઓ પણ, જગત્‌ના હસવા સામું જોતા નથી. પરિગ્રહની લાલચમાં, ત્યાગીઓ, એક બીજા ત્યાગીઓનો, અને બ્રાહ્મણોનો દ્વેષ કરે છે. પરિગ્રહના ભયથી સંસાર તજ્યો. ઘરબાર તજ્યાં; છતાં પરિગ્રહમાં પ્રીતિ, એ પાપ સિવાય બીજું કાંઈ નથી. બાળકોને તજી ચેલા કર્યા. ચેલાઓ માટે આગળ પડીને પરિગ્રહ કરવો; તે ધોએલા પગ, કચરામાં ઘાલવા જેવી ભૂલ છે. શ્રી ઠાકોરજીની સેવા, પૂજા અને શણગારને બ્હાને, પરિગ્રહનું પ્રમાણ વધ્યું છે. પણ તેમાં કરે; તે કુટાય છે. એકઠું કરનારા સાધુ અગર બ્રાહ્મણ, દયાને પાત્ર છે. તે સમાજમાં ભલે આંધળી આંખે, મોટા દેખાય; પણ તેના પરિગ્રહના તે જવાબદાર છે. તે ઇશ્વરને ઘેર નાનામાં નાના છે. અહીં અકિંચન-નિર્ધનનો મહિમા છે. દેહમાં પણ અસંગ રહેવું. શુક નારદના જેવો અંતર ત્યાગ અને બાહ્ય ત્યાગ-તે અપરિગ્રહ છે.

**૧૩ અક્રિય**—આ લોકનાં અને પર લોકનાં સુખ માટે, પ્રયત્ન ન કરવો, તે અક્રિય. તે બને કેમ ? સુખ માટે જગત્ ઉંચું નીચું અફળાય છે; અને સુખનો પ્રયત્ન ન કરવો; તે વાત કયાંની ? તે બને કેમ ? આવો વિચાર કરીએ; તો દુનિયાનાં કારખાનાં બંધ થઇ જાય. જગત્‌નો વેપાર રોજગાર ભાંગી પડે; કોઇ કોઇની પરવા રાખે નહીં. અરે ! પણ-આવી વાત બોલે છે કોણ ? આ સાંભળે છે કોણ ?-આ શ્રી શુકદેવજી બોલે છે; અને રાજા પરીક્ષિત સાંભળે છે. હજારો બ્રહ્મ ઋષિઓ, અને રાજ ઋષિઓ, જ્યાં શાંતિથી સાંભળી રહ્યા છે; એવા પવિત્ર ગંગાને તટે આ વાત થઇ રહી છે. કેમ આપ સૌ સાવધાન છોને ?-સાંભળો ! ત્યારે—

આ ગીતાજીનો અનાસક્ત કર્મયોગ છે. આ સકામ કર્મની સમાપ્તિ, અને નિષ્કામ કર્મનો વિકાસ છે. ક્રિયા વિના તો કોઇ રહી શકેજ નહીં; પણ આ ક્રિયા તો-શ્રીહરિને અડી જવાની છે.

**सुखदुःखे समे कृत्वा, लाभालाभौ जयाजयौ ॥**
**ततो युद्धाय युज्यस्व, नैवं पापमवाप्स्यसि ॥३८॥**

**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ॥**
**मा कर्मफलहेतुर्भूर्-मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥**
**योगस्थः कुरु कर्माणि, संगं त्यक्त्वा धनंजय ॥**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा, समत्वं योग उच्यते ॥४८॥** ગીતા અ.

ગીતાનાં પુસ્તકો લાખો-કરોડો; ગીતા સમજાવનારા હજારો; પણ હિંદ ક્યાં છે? એમ તમે પૂછો; તો-સામેથી જવાબ મળે-કે-**ગટરમાં**. કારણ કે હિંદમાં કજીઆ ઘણા; અણુ-સમજ ઘણી; આપઘાત ઘણા; અવિવેક ઘણો; કામ-ક્રોધ અને લોભનો વધતો જતો વિકાસ. દેવમંદિરો, આચાર્યો, અને સાધુ સન્યાસીઓ તરફ નજર કરો; તો જાણે જગતનો કચરો, ત્યાં આવીને ભરાતો ન હોય! બધા એવા નથી; પણ ઘણા-નવાણુ ટકા-આવા છે. ગીતા બાપડી શું કરે! છેલ્લા શ્લોકમાં કહ્યું કે. **योगस्थः कुरु कर्माणि**-પણ યોગજ નથી; સંબંધજ નથી; કોઇ સાધુ-સંત શાસ્ત્ર અથવા દેવને આપણા ઇષ્ટ-અનન્ય-કર્યાજ નથી. પોતાનાં કર્યા હોય; તોજ તેમને માટે, કર્મો કરવાની વાત થાય! બીજા અધ્યાયના છેવટમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ કહીને, પ્રભુ-જગદ્ ગુરૂ-બોલ્યા છે કે—

**नास्ति बुद्धिरयुक्तस्य, न चायुक्तस्य भावना ।**
**न चाभावयतः शांति-रशांतस्य कुतः सुखं ॥**

સમજાય છે ને? આપ સૌ ડાહ્યાં છો; પણ કર્તવ્યપરાયણ નથી. જેમ ડાહી વહુ વહેલી ઉઠીને, નહાય ધુવે; ચાંદલો ચોટલો કરે; એમ બપોર સુધી ટાપ ટીપમાં રહે. પછી બપોરે થાળીયો ખખડે. બપોર થાય ત્યાં સુધીમાં, થાળીઓમાં ભરવાનું તૈયાર કરવુંજ જોઇએ! કર્તવ્યપરાયણ થયા વિના, ડાહી ડાહી વાતો નકામી છે. 'અયુક્ત' એટલે નહીં જોડાએલા-રખડતા. પાણીનો મોટો નળ આપણા ઘર પાસે થઇને જતો હોય; પણ આપણે જોડાણ ન કર્યું હોય; કનેકશન ફી ભરી ન હોય; તો આપણા ઘરમાં જળ ન આવે. વીજળીનો તારનો થાંભલો, આપણા ઘર પાસે હોય; પણ આપણે તેનો કરંટ (સંબંધ), લીધો ન ન હોય; તો આપણા ઘરમાં અજવાળું ન થાય. એટલે કોઇ સદ્ગુરૂ સંત જોઇએ; કોઇ ઠરવાનું ઠામ જોઇએ. પછી **अयुक्तस्य न भावना**-વિધવા અગર કુમારિકા, ઘરમાં જે હોય; તે ખાઇ લે. પતિ વાળી સધવા હોય; તે-'મારા પતિ માટે આ કરૂં; તો ઠીક; કે આ કરૂં! શું તેમને ભાવશે!' વિગેરે ભાવના કરે. પછી-**अभावयतः शांतिः न**-જેને કોઇ પણ પ્રકારનો ભાવજ થતો નથી; તેને શાંતિ થતી નથી. પછી **अशांतस्य कुतः सुखं**-જે અશાંત હોય છે; તેમને સુખ કયાંથી હોય? નજ હોય.

આ પ્રમાણે ગીતા સમજવી જોઇએ. **गीता सुगीता कर्तव्या.** અહીંથી બહાર પડેલા ગીતાના અધ્યાયો, આપના ઘરમાં છે? વાંચો છો?

આ 'અક્રિય' વિષય ચાલે છે. યાજ્ઞવલ્કય, જનક જેવા કેટલાએક જ્ઞાનીઓ, સક્રિય હતા; અને શ્રી શુકદેવજી, દત્તાત્રેય વિગેરે જ્ઞાનીઓ 'અક્રિય' હતા. બેઉ માર્ગ સારા છે. અન્યોન્ય માર્ગને વૈરભાવ નથી; માટે આપ સૌ, ઠીક અઠીક કરવાનું ભૂલી જજો. 'તે ખોટા અને અમે ખરા,' તે વાતને ભૂલી જજો. જે બને તે કરી લેજો. એટલું વિશેષ યાદ રાખવું કે-તમે પોતે સગુણ હો; ત્યાં સુધી સગુણ ઉપાસના કરવી; અને સક્રિય રહેવું. જ્યારે ચિત્ત ગુણોને વટી જાય-ગુણાતીત થાય; ત્યારે નિર્ગુણ ગમતું હોય તો નિર્ગુણમાં પ્રવેશ કરજો; અને અક્રિય રહેવું ગમતું હોય; તો અક્રિય રહેજો. કલ્યાણની

પરવા હોય; તો ડોળ દંભ કાંઇ કરશો નહીં. અનીહા. નો અર્થ–'અનિચ્છા.' 'કોઇ પણ પ્રકારની ઇચ્છાજ નહીં; કામનાજ નહીં;' એવો અર્થ પણ થાય છે. જ્યાં પ્રાણી ત્યાં પ્રાણ અને ઇચ્છા હોયજ. ઇચ્છા પ્રાણીને પ્રાણ સમાન વ્હાલી છે. ઇચ્છા પ્રાણીનું ઘણુંજ બગાડે છે; તો પણ પ્રાણી ઇચ્છાનો નચાવ્યો નાચે છે. બુદ્ધિ જ્ઞાને કરીને કાંઇક સમજે; ત્યારેજ તે ઇચ્છાના દોષને સમજી શકે. સમજ્યા પછી, ઘણે કાળે ઇચ્છાઓને તજી શકે. સ્થિત પ્રજ્ઞાને પહેલે પગલે–ઇચ્છાનો ખુલાસો છે.

**प्रजहाति यथा कामान्, सर्वान् पार्थ मनोगतान् ॥**

ત્યારે કામના વિના માણસને ગોઠે કેમ ?–'**હાય! નવરો કયાં જાઉં ?**' તેના જવાબમાં બોલે છે કે—

**आत्मन्येवात्मना तुष्टः, स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥** [ગીતા અ. ૨]

**आत्मनि आत्मना तुष्टः**—પોતે પોતામાં સંતોષી. આ તો આત્મધન! કોઇને બતાવાય નહીં. આપ આવ્યાં છો; અમારે આંગણે! વ્હાલમાં વધી પડયાં છો; ત્યારે આવું કાંઇક કહી દઉં! આપને દઇ દઉં. મરદ હો; તો લઇ લેજો. આ તો મરદનો મેળો છે; ડોસીઓને અહીં આવવાની રજા નથી. સકામ કર્મમાર્ગમાંથી મન લોભામણા માર્ગમાંથી, આગળ વધાય; તોજ કામનાઓનું બળ ઓછું થાય.

**૧૪ મિત ભોજન**—મિત એટલે જોઇએ તેનાથી કાંઇક થોડું. **अत्याहारमनाहारं नित्यं योगी विवर्जयेत् ॥** ઉપનિષદ ॥ ન અતિ, તેમ ન અલ્પ, એવો આહાર. **नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ॥** ગીતા–એકજ ભાવ સૂચવે છે. સંત રસનાના દાસ થતા નથી; તેમ ક્ષુધા (ભુખ) ને આધીન પણ રહેતા નથી. ભાવવું–ન ભાવવું બેઉનું વિસ્મરણ કરીને, સંત ભોજન કરે છે. જ્યાં કોળીએ કોળીયે બ્રહ્માર્પણ છે; જ્યાં કણીએ કણીએ; દાણે દાણે; સુવર્ણના મેરૂ સમાન પુણ્ય છે; તે સંતનું મિત ભોજન છે. જ્યાં ગળ્યા ભોજનની સ્પૃહા નથી; જ્યાં અનાયાસે મળે તેમાં આનંદ છે; તે મિત ભોજન છે. જેવો આહાર તેવો ઓડકાર. માંદો પણ મિત ભોજન કરે છે; પણ તેનો હેતુ રોગ મટાડવા જેટલો જ છે.

**विषया विनिवर्तंते, निराहारस्य देहिनः ॥**
**रसवर्जं रसोऽप्यस्य, परं दृष्ट्वा निवर्तते ॥५९॥**

**અર્થ**—નિરાહારી પુરૂષના વિષયો વિરમી જાય છે; પણ વિષયોને પોષણ મળતાં વિષયો ફાલે છે.

બોરડીનાં મૂળ બળી ગયાં ન હોય; ત્યાં સુધી કપાઇ ગએલી બોરડી પણ ફાલે. જ્ઞાને કરીને વિષય વાસના બળી જાય; તો પણ મનનો વિશ્વાસ કરવો નહીં; એમ સંતોનો મત છે. **दीपस्तिमिरं भक्षयति कज्जलं च प्रसूयते**–દીવો અંધારાને ખાય; તેને પરિણામે દીવામાંથી મેશ નીકળે છે. સર્વ ધર્મે અને સર્વ શાસ્ત્રે, સાત્વિક ભોજનનો મહિમા બહુ ગાયો છે. કારણકે—

**आहारशुद्धौ सत्त्वशुद्धिः, सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः ॥**
**स्मृतिर्लंभे सर्वग्रंथीनां विप्रमोक्षः ॥१॥**
**आयुःसत्त्वबलारोग्य-सुखप्रीतिविवर्धनाः ॥**
**रस्याः स्निग्धाः स्थिरा हृद्या, आहाराः सात्विकप्रियाः ॥** ગીતા.

અર્થ—આહારની શુદ્ધિથી અંતઃકરણની શુદ્ધિ થાય છે; અંતઃકરણની શુદ્ધિ થવાથી, શાસ્ત્રનો અને સદગુરૂનો ઉપદેશ દઢ થાય છે. ઉપદેશ દઢ થયા પછી, અહંતા મમતા આદિ ગ્રન્થીઓ (ગાંઠો) તુટી જાય છે. ॥૧॥ આયુષ્ય, અંતઃકરણનું સાત્ત્વિકબળ, આરોગ્ય, સુખ, અને પ્રસન્નતાની વૃદ્ધિ કરનારા, મીઠા મધુરા રસવાળા, શરીરમાં વિશેષ સમય સ્થિર રહેનારા, અને અંતઃકરણમાં રૂચિ ઉપજાવનારા અહારો, સાત્ત્વિક મનુષ્યોને પ્રિય લાગે છે. [ગીતા]

સામા પક્ષને જીતવા રાજાઓ અનેક પ્રકારની યુદ્ધ સામગ્રિઓ તૈયાર કરે છે; તેમ રૂડા પુરૂષે ક્રોધાદિ શત્રુઓને જીતવા, અનેકપ્રકારની સામગ્રિ તૈયાર કરવી પડે. સિંહ વાઘ માંસાહારી પ્રાણીઓનો ક્રોધ, બળવાન હોય છે; તેમ મરચાં, તેલ, ડુંગળી, લસણ વિગેરે પદાર્થો ખાનારા પ્રાણીઓનો ક્રોધ, વધારે હોય છે. ગાય ખડ ખાય છે. તે સાત્ત્વિક પ્રાણી છે. પારેવાં જુવારાદિ દાણા ખાય છે. તે સાત્ત્વિક છે. કાગડો વિષ્ટા હાડકાં વિગેરે ચુંથે છે; તે ચંડાળ ગણાય છે.

વ્યસનો—ભોજન ઉપરાંત, વ્યસનો તરફ માણસો બહુજ વળી ગયાં છે. બીડી, ચા અને પાનના વેપારી, લાખો કમાય છે. તે નફો બેવકુફોની બેવકુફીમાંથી છે. અફીણ, ગાંજો, મદિરા વિગેરે માદક પદાર્થો ઉપર, સરકાર સખત કર નાંખે છે. તોપણ ગમારોની ગાંડાઇ મટતી નથી. સમજુ મનુષ્યોએ વ્યસનોને ધીમે ધીમે હઠાવી દેવાં જોઇએ. સીનેમા નાટકનું પણ વ્યસન છે. ઉપાન, છત્રી કે વાસણ વેચીને પણ, જોનારાં છે. પુરમાં માણસ ઉભો રહી શકે; ત્યાં સુધી તે બચે; પણ જ્યારે તેના પગ અદ્ધર થઇ જાય; ત્યારે તે ગોથે ચડે–પડી જાય; અને મરી પણ જાય. તેમ વ્યસનો પોતાને કબજે રહે; ત્યાં સુધી તો ઠીક; પણ જ્યારે વ્યસનો, મિત મટીને અમીત થાય; ત્યારે જીવ પામર બની જાય. ચા પીવી તે ઘેરજ પીવી, બહાર નહીં. બીડી પીવી; તે ઘેરજ પીવી; બહાર નહીં. ઘેર પણ અમુક વખતજ પીવી; બહાર ગામ જઇએ; અને ત્યાં ન મળે; તો ચાલે. આવી આવી કાંઇક હદ બાંધી હોય; તો તે વ્યસની કાંઇક ઠીક છે. બાકી તો રેઢીયાર પશુથી પણ ભુંડાં ! જોવાં ન ગમે; એવાં. કોઇને ઘેર ગયાં હોય; તો આંખના કણાં જેવાં ખટકે.

**અહાર**—સ્થુળ શરીરનો અહાર ભોજન; તેમ આંખનો અહાર દર્શન. કાનનો અહાર શ્રવણ. મનનો અહાર સંકલ્પ વિકલ્પ. આ ત્રણ અહાર પણ મિત થાય; સમજીને થાય; સાત્ત્વિક થાય; તો ચિત્તની પ્રસન્નતા વધે. ગટરે ગરણી (જાળી), પણ મુવાની આંખે ગરણી નહીં; મુવાને કાને ગરણી નહીં; મુવાને મને ગરણી નહીં. મુવો વારંવાર, મિત મટીને અમિત થાય. તાવ નોરમલ (વ્યાજબી) મટીને, ૧૦૬–૭ ડીગ્રી થાય. કહો ! પછી તે જીવે કઇ રીતે ? કેમ સમજાય છેને ? આ તો માનવના શણગાર ! જેટલી પરવાથી વાત કરૂં છઉં; એટલી પરવાથી સાંભળો; તોજ સમજાય. વિવેકે કરીને વાંચો; તોજ સમજાય.

**૧૫ શાંતિ**—એક બીજાને અકળાએલો જોઇને, શાંતિ રાખવાનું કહે છે; પણ પોતે અકળાય છે; ત્યારે શાંતિ રાખી શકતો નથી; એવો શાંતિમાં છટકવાનો ગુણ છે. **अशांतस्य कुतः सुखं** અશાંતને સુખ ક્યાંથી હોય ? [ગીતા] જેને સુખની જરૂર હોય; તેણે શાંતિની શોધમાં રહેવું. સુખની ઇચ્છાવાળાએ, મનને અકળાવે એવા પ્રસંગોમાં પેસવું નહીં. પેસવું પડે; તો કાંટામાં ચાલનાર, જેમ જોડા (ઉપાન) પહેરે; તડકામાં બહાર જનાર છત્રી ઓઢે;

તેજ અકળામણના પ્રસંગમાં પેસનારે, મૌન, સામાની અનુકુળતા, પોતાની સરલતા, પોતાને થતા નુકશાનને ખમી લેવા જેટલું ડહાપણ, વિગેરે સદ્ગુણોથી પોતાના ચિત્તને શાંત રાખવું. શાંત સાગરે આગબોટ શાંતિથી હંકાય; તે તો ઠીક; પણ તોફાની દરીએ, આગબોટ ધીરજથી હંકાય; તે મરદામી છે. આ સંસાર તોફાની સાગર છે. ઘેર ઘેર નાનાં મોટાં મોજાં ઉછળ્યાંજ કરતાં હોય છે. છતાં જીવનનૌકા શાંતિથી હંકાય; તો તે સદ્ભાગ્ય છે. સ્ત્રીઓના અવગુણ બહુ ગવાયા છે; તેમ સદ્ગુણો પણ છે. સાહસી છે; તેમ શાંત પણ છે.

દૃષ્ટાંત—બંગાળના મીદનાપુર જીલ્લામાં, એક ધનવાનના પુત્રને, કોઇ ખાનદાને, પોતાની ખાનદાન કન્યા પરણાવી. ધનવાનના પુત્રનું નામ લહેરી; તેની સ્ત્રીનું નામ શાંતા હતું. શાંતાએ સાસરે આવીને આમ તેમ નજર કરી; તો પતિમાં અનેક દોષ દેખ્યા. ખાવું પીવું અને મોજમજા સિવાય, બીજું કાંઈ શાંતાએ પતિમાં દેખ્યું નહીં. મોજમજા મદિરાપાનમાં અને લફંગાઇમાં લપસી પડી હતી. શાંતાને વાત કરવાનું ઠેકાણું, તેનું પોતાનું મનજ હતું. રાતના અગીઆર વાગ્યા હતા; લહેરી બહારથી આવ્યો નહોતો શાંતા પથારીમાં બેઠી હતી. એક પછી એક વિચાર આવવા જવા લાગ્યા. અનેક વિચાર કર્યા પછી, તે મનમાં કહેવા લાગી કે–"આફતમાં અકળાવું કામ, આવે નહી. આફત નહીં હોય; તો મરદો જઝુમશે કયાં ? પાસા પાડયા વિનાના હીરા, રાજાઓના મુગટમાં જઇને બેસતા નથી. આ મારી કસોટી છે. પણ મારો ધર્મ મારે હાથ છે. **स्वे स्वे कर्मण्यभिरतः, संसिद्धिं लभते नरः** । આ વચન શ્રીકૃષ્ણનાં છે. તેમાં મને શ્રદ્ધા છે. પતિને સજ્જન બનાવી દઉં; તોજ મેં મારો સ્વધર્મ સાચવ્યો ગણાય. પ્રેમથીજ કામ કરવું છે. પતિમાં કદિ અભાવ કરવો નથી. ભલે હું બાળક છઉં; પણ–'ઇશ્વર જેવી મહાન્ શક્તિ, શરણાંગતોની પાછળ ઉભી રહે છે.' એવી મારી દૃઢ માન્યતા છે. તે પ્રભુ મારી લાજ રાખશે." આમ વિચાર કરે છે; ત્યારે ઘડીયાળમાં બારના ટકોરા થયા; અને લહેરીએ ઓરડામાં પગ મૂકયો.

લહેરી—કેમ હજી તું જાગે છે ?

શાંતા—હા.

લહેરી—પણ કેમ જાગે છે.

શાંતા—વ્હાલાની વાટમાં. આપ અત્યાર સુધી કયાં હતા ?

લહેરી—એમ પુછવાનો તારે હક્ક નથી.

શાંતા—મારે હકની માગણી હોયજ નહીં. મારે આપના પ્રેમની માગણી હોય.

લહેરી—એટલે ?

શાંતા—આપને જોઉં ત્યારે રાજી રાજી ! આપ કયાં હતા; તે કહેવું ઘટે; તો કહો !

લહેરી—ના તે હું નહીં કહું !

શાંતા—તો આપની મરજી.

[ શાંતા મનમાં સમજી ગઈ કે–મોટામાં મોટું અપલક્ષણ આ–કે–'**રાત્રે જે પુરૂષ રખડે; તે હરાયું ઢોર**'. રાત્રે રખડવાની કુટેવ, બેવકુફોને અનાયાસે વળગી પડે છે. હજારો ઉગતા જુવાનોને પાયમાલ કરનાર આ કુટેવ છે. ]

લહેરી—લે આ દારૂની બૉટલ. પ્યાલી ભરી દે.

શાંતા એક પ્યાલી ભરી લાવી.

લહેરી—તારા માટે પ્યાલી કેમ ન ભરી લાવી?

શાંતા—હું પીતી નથી.

લહેરી—તારે પીવો પડશે.

શાંતા—ધીમેથી-ના! તે નહીં બને. ધર્મને તીલાંજલી આપી શકું એમ નથી.

લહેરી—કયો ધર્મ? બ્રાહ્મણો અને આચાર્યો, ભીખો ખાવા, માંડી બેઠા છે; તે ધર્મ? તે તો નર્યું પાખંડ છે. જો જે દેવમંદિરે જતી નહીં.

શાંતા—કુરાન અને બાયબલ પણ, મદિરાપાનની નિંદા કરે છે.

લહેરી—તારૂં ડહાપણ મારે સાંભળવું નથી. મારૂં કહ્યું તારે કરવું છે; કે નહીં? એટલીજ વાત કર.

શાંતા—સ્વધર્મને હરકત આવે; એવું કહ્યું-કેમ મનાય!

લહેરી—તો તૈયાર થઇ જા. જોઇ લે આ હંટરના ઝપાટા.

'તૈયાર છઉં;' એમ કહીને, શાંતા ઉભી થઇ. લહેરીએ હંટર ચલાવ્યો. હંટર તૂટી ગયો. લહેરી રીસાઇને ચાલ્યો ગયો.

શાંતા જ્યારે જ્યારે પોતાના ભાગ્ય સામે જોતી; ત્યારે તેણીને યાદ આવતું કે—

भ्रमन् वनांते नवमंजरीषु, न षट्पदो गंधफलीमजिघ्रत्।
सा किं न रम्या, स च किं न रंता, बलीयसी केवलमीश्वरेच्छा ॥

અર્થાત—[1]બગીચામાં નવી નવી મંજરીઓ ઉપર ભમતા [2]ભ્રમરે, [3]ચંપાની ગંધ ન લીધી. શું તે ચંપો સુંદર નહોતો? અથવા તે ભમરજ રખડેલ હતો? ના. સાચી વાત તો-એ છે કે-'માત્ર ભગવાનની ઇચ્છાજ પ્રબળ છે.'

શાંતા વિચારતી કે-'હું સર્વાંગે સુંદર છઉં. મારૂં યૌવન ઝગારા મારી રહ્યું છે. વસંત ખીલી રહી છે; આંબે સાખો આવી ગઇ છે; વળી પતિને હું વફાદાર છઉં; આજ્ઞાંકીત છઉં. તેના દુઃખે હું દુભાઉં છઉં; છતાં મારી સુગંધ, આ પતિ લેતો નથી; તેનું કારણ ભગવાનની એમજ ઇચ્છા છે. કોઇનો દોષ કાઢું; તો ભગવાનને બાજુપર મૂક્યો ગણાય. બસ! મારે ભગવાનની ઇચ્છાને, આધીન થવુંજ જોઇએ. આ દુઃખથી મારે જરાપણ ગભરાવું, ન જોઇએ. આફત મને અમર કરશે. સ્વધર્મપાલનની ભઠ્ઠીમાં, આફત ઓગળી જશે.'

થોડા દિવસ પછી લહેરી પાછો શાંતાને મળ્યો. ઘડી વાર હેતની વાતો કરીને, તે બોલ્યો કે—'જો! હાલમાં ચોરીઓ બહુ થાય છે; માટે લાવ તારાં ઘરેણાં, ઠેકાણે મૂકી દઉં.'

શાંતા—આમ કપટ કાં રમો! આપને ઘરેણાં જોઇએ; તો તેની ના નજ હોય. લ્યો આ ઘરેણાં.

એમ કહીને શાંતાએ ઘરેણાં ઉતારી આપ્યાં. લહેરી લઇને ચાલ્યો ગયો. આમ રગડદગડ સંસાર ચાલતો હતો. આ ઉપરાંત કાચાપોચા ધનવાનોને ધમકાવીને, તે પૈસા પડાવી લાવતો હતો. કોઇ આપવા ના કહે; તો તેનું ખૂન પણ કરી નાંખતો હતો. એક વખત ખૂન કરીને, લહેરી આમતેમ નાસતો હતો. શાંતાએ તેને હાથ કરીને, સમજાવ્યો કે-'તમે પોલીસચોકીએ જઇને, ગુન્હો કબુલ કરી લ્યો; તો કાંઇક બચશો.'

---

૧ સંસાર બગીચો. ૨ ભ્રમર લહેરી, ૩ ચંપો શાંતા પોતે.

લહેરી—બસ ! જ્યારે જોઇએ; ત્યારે તું મારા કામમાં આડે આવે છે. તું તારૂં ડહાપણુ મુકતી નથી.

શાંતા—સત્ય વાત તો મારે કહેવીજ જોઇએ. તમારા હિતની હું ચોકીદાર છઉં.

લહેરી—ત્યારે તું પણુ તૈયાર થઇ જા. આ ખંજરથી તારા પ્રાણુ લઇ લઉં. હવે વિલંબ ન કર. [ લહેરીની આંખ ફાટી; શાંતામાં શાંતિ ઉભરાણી.]

શાંતા—તૈયાર છઉં; પણુ મને જરા સમય આપવો જોઇએ.

'ઠીક જરા સમય લે'—એમ કહીને લહેરી, શાંતા પાસે ખંજર લઇને, ફાટી આંખે ઉભો રહ્યો. શાંતાએ એક નોટબૂક લઇને, તેને પહેલે પાને લખ્યું કે—'હું બાઇ શાંતા, સરકારને જાહેર કરૂં છઉં કે-× × × નું ખૂન મેં પોતે કર્યું છે. મારો પતિ લહેરી નિર્દોષ છે.'

લહેરી તે વાંચીને, મનમાં વિચાર કરવા લાગ્યો કે-'મરતાં મરતાં પણુ, મારો બચાવ કરે છે.' ફરીથી તેણે તાણીને હાક મારી કે-'કેમ હજી શી વાર છે ?' તેના જવાબમાં શાંતા બોલી કે-'હવે જરા પ્રભુને પ્રાર્થના કરી લઉં.' લહેરીએ ઠીક-કહેતાં, શાંતાએ પ્રભુને પ્રાર્થના શરૂ કરી—શાંતાએ વધારે વધારે શાંત થઇને, પ્રભુ ચરણુમાં ચિત્ત ચોડયું. ટેલીફોન ઓફીસે, પ્રભુના ઘરનો નંબર સાંધી આપ્યો. 'એલાઉ-એલાઉ' થતાં, શાંતાનું મુખ ઉઘડયું. શબ્દો સરકવા લાગ્યા-કે 'હે દીનાનાથ ! હું મરવા અને મારા કર્મનો જવાબ દેવા, આપની પાસે આવવા તૈયાર છઉં; પણુ લહેરીને સુધારવા-એક સજ્જન-શોભીતો શહેરી-બનાવવા, મેં જે પ્રતિજ્ઞા કરી હતી; તે મારી પ્રતિજ્ઞા અધુરી રહી જાય છે. (લહેરી ઉભોઉભો સાંભળે છે.) આ પ્રતિજ્ઞા પૂરી કરવા, મને બીજે જન્મે, લહેરીજ પતિ મળે.' આ છેલ્લા શબ્દો સાંભળતાં, લહેરીના હાથમાંથી ખંજર પડી ગયું; આંખમાં આંસુ આવી ગયાં; અને તે શાંતાના પગમાં પડયો. 'બસ ! હદ થઇ ગઇ. ક્ષમા કર ! બસ ! તું કહે; તે કરવા; હું તૈયાર છઉં !' ( શાંતાને ખાત્રી થઇ કે-જગના નાથે, મારી વાત સાંભળી. પછી.)

શાંતા—પોલીસ ચોકીએ જઇને, ગુન્હો કબુલ કરી દ્યો, એટલીજ મારી પ્રાર્થના છે. ગુન્હો કર્યા પછી, આફતથી અકળાવું ઘટતું નથી.

લહેરી તુરત તૈયાર થયો. શાંતા સાથે ચાલી. બેઉ પોલીસચોકીપર આવ્યાં. લહેરીએ ગુન્હો કબુલ કર્યો. મીદનાપુર ન્યાય કોર્ટમાં કેસ ચાલ્યો. હવે આ લહેરી, પહેલાં હતો; તે નથી. પોતાના અનેક ગુન્હા તેણે કબુલ કર્યા. શાંતાનો સંસાર સળગાવી મુકયો હતો; તે માટે પણુ, જે શિક્ષા ઘટે; તે કરવા, કોર્ટને પ્રાર્થના કરી. શાંતાની શાંતિ, અને સત્યમાં પ્રીતિ નોંધતાં નોંધતાં, કોર્ટનો અંગ્રેજ જજ ડોલ્યો. શું ફેસલો આપવો; તે તેને સુજયું નહીં. હિંદુસંસ્કૃતિનો ઉંડો અભ્યાસ કરવાની, તેને તક મળી.

જજ—શાંતાને હે-સાધ્વી સ્ત્રી ! કેસનો ચુકાદો શો આપવો; તે મને તથા મારા સલાહકારોને સૂઝતું નથી.

શાંતા—જે વ્યાજબી હોય તે; કાયદો જેમ કહે, તેમ કરો !

જજ—કાયદો તો કહે છે કે-ખુનીને ફાંસીની શિક્ષા થવી જોઇએ; પણુ કોર્ટ આ કેસમાં, તેમ કરી શકે એમ નથી.

શાંતા—એમ કેમ ?

જજ—એમ કરવા જતાં; તને મોટો અન્યાય થાય છે. આ કેસમાં ફાંસીની શિક્ષા કરતાં, તારી તરી આવતી ખાનદાની, જખમાય છે-નંદવાય છે. ન્યાય આપનાં, ભયંકર અન્યાય ન થવો જોઇએ; એવું કાયદાનું લક્ષ્યબીંદુ છે.

શાંતા—મને મોટો અન્યાય થતો હોય; તો મને મોટો લાભ આપવો જોઇએ.

જજ—કયો મોટો લાભ ?

શાંતા—આપ નામદારને હું શું કહું ! જગત્‌માં સ્ત્રીને, પતિની હૈયાતી જેવો, એકે મોટો લાભ નથી.

'ઠીક' એમ કહીને, મિદનાપુર જીલ્લા કોર્ટના જજે, કલકત્તા હાઇકોર્ટ પાસે કેસ રજુ કર્યો. કલકત્તેથી જવાબ મળ્યો કે-તમે ફાંસીની શિક્ષા કરી; તે બરાબર છે; પણ આ કોર્ટ બાઇ શાંતાને, તેણીની નોંધવા લાયક શાંતિની ખાતર, લહેરીને મુક્ત કરે છે. સળગતી અગ્નિમાં શાંતિ રાખનારને, સરકાર કેમ બાળી શકે ! ભારતની આ સાધ્વી સ્ત્રીનું મોટું ચિત્ર, મિદનાપુર કોર્ટમાં મુકાવું જોઇએ, વિગેરે વિગેરે.

આવી તો અનેક સ્ત્રીઓ, સંસારમાં તવાઇ રહી છે. શાંતિથી દુઃખોને વેઠી રહી છે.

જ્યાં જ્યાં સ્ત્રીઓ દેવતા જેવી આકરી હોય છે; ત્યાં-'પડયું પાનું સુધારી લે;' એ ન્યાએ, ડાહ્યા પુરૂષો, શાંતિ રાખી રહ્યા છે. શાંતિ ન રાખે તો ક્રોધ; ક્રોધ પછી કજીયા; કજીયાની પાછળ, કોઇ કોઇ વખત, આપઘાત—અકાળ મરણ પણ થઇ આવે છે. સુખની પરવા રાખનારે, શાંતિ રાખવીજ જોઇએ. શાંતિના દાતાઓ પાસેથી, શાંતિને મેળવવીજ જોઇએ. શોકથી ક્ષોભ ન પામે; તે શાંત રહી શકે; દુઃખથી વિકાર ન પામે; તે શાંત રહી શકે. હાનીના આંચકાને ન ગણકારે; તે શાંત રહી શકે. અપમાનને સહન કરી શકે; તે શાંત રહી શકે. કયો ગુણ તમારામાં છે; તે તમે જોઇ લ્યો.

એક ખાસ વાત—જગત્‌માં બધા પદાર્થો સરખા નથી. દારૂખાનું, ગંધક, પેટ્રોલ, વિગેરે કેટલાએક પદાર્થો, ત્વરાથી સળગી ઉઠે એવા પણ હોય છે. તેને જેમ સાચવવા પડે છે; તેમ અશાંત (ક્રોધી) પુરૂષોને, કામ પડે ત્યારે, સાચવી લેવા પડે છે. નહીં તો દારૂખાનું, જેમ સળગે; અને સળગાવે; તેમ ક્રોધી પુરૂષો ( અશાંત પુરૂષો ), પોતે સળગે; અને બીજાને સળગાવે. ક્રોધી માણસ ઉન્હાળે બરફ ખાય; પણ આફતમાં સંતને ન મળે.

**૧૬. સ્થિરતા.** પ્રથમ સ્વધર્મમાં સ્થિરતા થવી જોઇએ. સ્વધર્મમાં જેમને સ્થિરતા થાય; તેમને સ્વસ્વરૂપમાં સ્થિરતા થાય.

સ્વધર્મ-સ્વધર્મ સંબંધી પહેલાં બોલીએ. પોતે કયા આશ્રમમાં છે ? કયા વર્ણમાં છે ? અને પોતે સ્ત્રી છે કે પુરૂષ; અથવા પોતે પુત્ર છે કે પિતા; અથવા પોતે પત્ની છે કે પતિ; પોતે શેઠ છે કે નોકર; અથવા પોતે ધનવાન છે કે ગરીબ ? પોતે રાજા છે કે રંક ? આ બધી બાબતોનો, પોતે પ્રથમ વિચાર કરવો જોઇએ. પછી પોતે પાળવાના શા ધર્મ છે ? તે અવશ્ય જાણવું જોઇએ. વધારે સ્પષ્ટતાથી કહું તો-શેક્સપીયરના શબ્દોમાં કહું તો—This world is all, a stage—આ સંસાર એક મોટી નાટકશાળા છે. આપણે સૌ આ સંસારરૂપી નાટકશાળાના નાનામોટા નટ છઇએ. ( સમજણના ચશ્મા પહેરી લ્યો; તો દેખાશે.) નાટક શાળામાં દરેક નટે, પોતે ભજવવાનો પાર્ટ (ભાગ), બરાબર સમજી લેવો જોઇએ. તેમાં

આવતાં ભાષણો, તથા ગાયન ગોખી રાખવાં જોઇએ. તેમાં કરવો જોઇતો અભિનય પણ શીખી લેવો જોઇએ. સ્વધર્મ એટલે પોતાને ભજવવાનો પાર્ટ. તે સૌએ શીખી લેવો જોઇએ. શાંતાનો ખેલ વાંચ્યોને ? લહેરી બાબુ સ્વધર્મપાલનમાં ગાફલ હતો; તે સંસારમાં કુટાઇ મુવો; અને ઘણોજ વગોવાયો; અને શાંતા સ્વધર્મ પાળવામાં સાવધાન હતી. કલકત્તા હાઇકોર્ટના જજ પણ, કેસ વાંચીને વિચારમાં પડયા. કાયદાને બાજુએ મુકી દીધો. 'બસ ! સ્વધર્મ પાસે કાયદો કોણ થાય છે ? સ્વધર્મ પાસે કાયદાએ નમવુંજ પડે;' એમ જજસાહેબ પોકારી ઉઠયા. સ્વધર્મનો નિર્ણય, મન્વાદિ સ્મૃતિકારોએ બહુ સારી રીતે કર્યો છે. તેનો સાર ભાગવત, રામાયણ, મહાભારત અને ગીતામાં બહુ સારી રીતે નીતારી લીધો છે. સ્મૃતિકારોના કાયદા, ન્યાય કોર્ટોને ગમે છે. કાંઇ સમજતા નથી; છતાં પોતાને સુધરેલા-માનનારા દુર્ભાગી હિંદુઓ, સ્મૃતિકારોનો અનાદર કરે છે. સ્મૃતિકારો કહે છે કે-'દુશ્મન પણ ગૃહસ્થને ઘેર, મહેમાન થઇને આવે; તો તે ગૃહસ્થે તેનો સારી રીતે સત્કાર કરવો જોઇએ.' પ્રતાપને ત્યાં અંબરનો રાજા માનસિંહ મહેમાન થયો; ત્યારે પ્રતાપે તેનો તિરસ્કાર કર્યો. માનસિંહ ભોજન લીધા વિના ચાલ્યો ગયો. પ્રતાપ સ્વધર્મ ચૂકયો. પરિણામે હલદીઘાટના યુદ્ધનું નવું તોફાન, ઉભું થયું. પ્રતાપને યુદ્ધના મેદાનમાંથી નાસવું પડયું. રાણી અને કુંવર રણુવગડે રખડતાં પ્રતાપને મળ્યાં. અન્ન વસ્ત્રના વાંધા થઇ પડયા. જીવન પંથે, નર્યા કાંટા વેરાઇ ગયા. જીવવું વસમું થઇ પડયું. આ ઉપરાંત મુસલમાની લશ્કરે, મેવાડ દેશ ખુંદી નાંખ્યો. ખેડુત પાયમાલ; રૈયત પાયમાલ; મેવાડનાં દેવમંદિરો પાયમાલ. બસ ! એકજ ભૂલ. તેની પાછળ અનેક પાયમાલીઓ દોડી આવી. ટેકની કીંમત કાંઇ ઓછી નથી; તોપણ ટેકવાળાએ, સ્વધર્મ ચૂકાય નહીં. માનસિંહ ઘેર આવ્યો; ત્યારે ટેકને સાચવીને, ઘણા ઘણા વિવેકે, તેને રીઝવવો હતો; પોતાનો કરી લેવો હતો. દેશકાળ સમજવો હતો. એ યાદ છે ને કે-પોતાની ટેક સાચવવા, શીવાજી, જોધપુરના રાજા જસવંતસિંહને, બ્રાહ્મણ વેશે, ગોદાવરી કાંઠે, જસવંતસિંહના તંબુમાં મળ્યો હતો. (પછી અફઝુલખાનનો નાશ કર્યો.) એમ તો કહેવુંજ પડે કે-સ્વધર્મના પાલનમાં, કાંઇક વિશેષ બળ છે. આપણે દુઃખી છઇએ; તેનાં અનેક કારણોમાં, આપણો સ્વધર્મ ઢીલો પડી ગયો છે; તે મૂખ્ય કારણ છે. સ્વધર્મની ઓથે, સાદાઇ, સરલતા, પોતે અમાન, અને વડીલોને માન દેવાની ઢબ, વિગેરે વસે છે. વડસાવિત્રી વ્રત કોણે કર્યાં ? યમદેવને કોણે નોતર્યાં ? સાવિત્રીએ. સાવિત્રી પાસે કયું બળ હતું?-સ્વધર્મ. **શરવણ** નિર્ધન-પહેરવાં વસ્ત્રો નહીં; અને ખાવા અન્ન નહીં; પણ તે સ્વધર્મ પાળીને, આભનો થાંભલો બન્યો. **જસમા** કોણ જાત ! કર્વે યુનીવર્સીટીમાં પણ નહિ ભણેલી. અંગ્રેજી, સંસ્કૃત કે લેટીન, કાંઇ તેને આવડે નહીં. પણ સ્વધર્મે, તેણીને અમર કરી. બસ ! ઘણી વાત કરી. કાંઇ સમજ્યા હો; તો તમારો સ્વધર્મ શું છે; તે તમારા સદ્દગુરૂને શાંતિથી પૂછીને જાણી લેશોજી. સ્વધર્મમાં સ્થિર થયા પછીજ, બીજે પગલે-સ્વસ્વરૂપમાં સ્થિરતા કરવી. પહેલે ડગલે પગ ટકયા વિના, બીજે પગલે પહોંચાય નહીં. સંત બ્રાહ્મણમાં પ્રીતિ, કથા વાર્તામાં રાજીપો, વિગેરે સ્વસ્વરૂપનાં સાધનો છે. કાલે અહીં કહ્યું હતું-કે-' ધનવાનોની દૃષ્ટિ, નિશાળો, દવાખાનાં, સેનિટેરીયમ વિગેરે સુધી પહોંચે છે. **या विद्या सा विमुक्तये**-જે વિદ્યા મુક્તિનું મૂખ્ય સાધન છે; તે વિદ્યા સુધી નહીં. હજાર બે હજાર ગાંઠે બાંધીને, યાત્રાઓ કરી આવે છે; પણ આ પત્રિકા મંગાવવાનું કહો; તો ઘણા મરવા પડે છે. જાણે ત્રીજા ક્લાસના પેસેન્જર, પહેલા ક્લાસના ડબામાં જતાં, સંકોચાતા ન હોય. ગમે એવા કઠણ પત્થરને તોડવા સહેલા;

ગમે એવું ગજવેલ લોઢું કાપવું સહેલું; પણ હૃદયને તોડવું-હૃદયમાં ભરાઇ બેઠેલા, અનેક દોષોને તોડવા; અહંતા મમતાની બંધાઇ ગએલી ગાંઠોને છોડવી; તે ઘણુંજ ભયંકર કામ છે.

**तव कथामृतं तप्तजीवनं, कविभिरीडितं कल्मषापहम् ॥**
**श्रवणमंगलं श्रीमदाततं, भुवि गृणंति ये भूरिदा जनाः ॥**

અર્થ—આપની કથા તેજ ખરેખર અમૃત છે. દેવોનું અમૃત અમૃત નથી; એમ વાંચ્યું. સંસારથી સંતાપ પામેલાઓને, કથામૃત નવજીવન આપે છે. બ્રહ્મવેત્તા મહાપુરૂષોએ પણ, આપના કથામૃતની પ્રશંસા કરી છે. ( દેવોનું અમૃત દેવોને વિષય ભોગમાં રમાડીને, પાપોનો વધારો કરી આપે છે. ) કથા સાંભળનારને પણ, મંગળરૂપ છે. આપની કથા જ્યાં થતી હોય છે; ત્યાં શોભાની વૃદ્ધિ થયા કરે છે. જે જ્ઞાની આપની કથા વાર્તા કર્યા કરતા હોય છે; તે મોટા દાની છે. આ સુંદર કામ થાય; તોજ જીવનની સફળતા છે; એમ અનેક ધર્મ-શાસ્ત્રો અને સંતો બોલે છે. આ સુંદર કામ કરવા માટેજ, આ માનવતા છે. કેમ એમજને? કે બસ ! ખાવા-પીવા, અને પેટ ભરીને વિષયસુખ ભોગવવા માટે, માનવતા છે ? કે એક બીજા સાથે લડી મરવા માનવતા છે ? એમ નહીં હો ! હૃદયને સ્વચ્છ કરીને, હૃદયને હરિ રંગમાં રંગી નાંખવા, માનવતા છે. આ કામ એક પણ પળ ગુમાવ્યા વિના કરવાનું છે. સંતો પોકારે છે કે-(કાંસીજોડાં સજ્જ કરો.)

પદ.

તેરી ઉમર બીતી જાય--રે પ્રાણી, રામ સુમર લે. ટેક૦

( કેમ આમ ઢીલા ઢીલા ? ઢોલક કેમ આમ બોદું વાગે છે ? રણકાર વિના ઝણકાર થાય નહીં. મારી સાથે કામ કરવું હોય; તો રંગભેર ચાલ્યાં આવો. શેતલ મને ગમતાં નથી. મેદાન મર્દો માટે છે. આ તો મરદોને આમંત્રણ છે. અંબર પતિ માનસિંહે, પ્રતાપને યુદ્ધનું આમંત્રણ આપ્યું; ત્યારે કહ્યું હતું કે— ગજલ.

કાળ સામે ઝુઝવા, તલવાર-કાઢી—મ્યાનથી;
પ્રતાપને કહેજો મળે, સમરાંગણે—અભિમાનથી.
તલવારનાં તાંડવ રમાશે, રક્તનાં-તોફાનમાં;
હવેથી મેળાપ થાશે, યુદ્ધના-મેદાનમાં. ( એક વિદ્વાન્ )

મનુષ્યોને યમરાજ પોતે, યુદ્ધનું આમંત્રણ આપી રહ્યો છે. માનસિંહનું યુદ્ધ એકજ ભવ માટે હતું; અને યમરાજનું યુદ્ધ, અનેક ભવ માટે છે. ત્યારે આમ ઢીલા કેમ ? સાંભળો ફરી ગાઉં—

રાગ માઢ—તાલ દાદરા.

તેરી ઉમર બીતી જાય-રે પ્રાણી !-રામ સુમર લે—ટેક૦
(બસ ! હવે હું રાજી ! મરદો હો; તે સાથે ચાલ્યાં આવો ! )
તેરી ઉમર બીતી જાયરે પ્રાણી !-રામ સુમર લે—ટેક૦
બુંદ બુંદ ટપકતા રે, જ્યોં અંજલીકા નીર; (૨)
પલ પલ છિન છિનમેં તેરા; (૨)
છીજત જાય શરીર-રે-પ્રાણી૦ હાંરે તેરી ઉમર૦

હાથી ઘોડા પાલખી રે–દાસી દાસ અનેક; (૨)
મહેલ ખજાના નારીયાં તેરે; (૨)
સંગ ન આવે એક રે–પ્રાણી૦ હાંરે તેરી૦
ચાર દિનકી જીંદગી રે, જાણી હંસ વિલાય; (૨)
કર લે જો, કુછ હો સકે તો; (૨)
ફિર પીછે પછતાય રે—પ્રાણી૦ હાંરે તેરી૦
ખાલી આવ્યા જગતમેં રે; ખાલી જાવન હાર—
( બસ ! શાંત—વિચારી લ્યો ! વિચારી લ્યો ! શું કહ્યું ?–)
ખાલી આયા જગતમેં રે; ખાલી જાવન હાર; (૨)
બ્રહ્માનંદ ભજન બિના તેરા; (૨)
જુદા **સબ સંસાર** રે—પ્રાણી૦ હાંરે તારી ઉમર૦

તમે તમને ઓળખવા: અને તમારા ઓળખેલા સ્વરૂપમાં, સ્થિર થવા, પ્રયત્ન કરો. કહેવાનો એ હેતુ એ છે કે-જગત્માં સ્થિર થવાનાં સ્થાન ઘણાં છે. તે તમામ સ્થાન મિથ્યા છે. એટલે-કામી કામમાં સ્થિર છે: ક્રોધી ક્રોધમાં સ્થિર છે; લોભી લોભમાં સ્થિર છે; દ્રોહી દ્રોહમાં સ્થિર છે; રાગી રાગમાં સ્થિર છે; કોઈ સ્ત્રીમાં સ્થિર; કોઇ ધનમાં સ્થિર; કોઇ ધંધામાં સ્થિર; કોઇ પ્રતિષ્ઠામાં સ્થિર. જેમ હજારની નોટ પાસે પાંચસો પાઇઓ અગર બદામો, કાંઈ લેખામાં નથી; તેમ સ્વસ્વરૂપની સ્થિરતા પાસે; તમામ સ્થિરતા ભાજી મૂળા છે. નિજસુખ સમાન સુખ નથી. તંબુની આસપાસ ખોડેલી ખીલીઓ નીકળી જાય; ત્યારે જેમ તંબુ સુઇ જાય; તેમ આપણી આસપાસથી રાગ દ્વેષની ખોડેલી ખીલીઓ નીકળી જાય; ત્યારે આપણો આત્મા, નિજ સુખમાં સુઇ જાય.

૧૭ મારૂં શરણ—

**ये तु सर्वाणि कर्माणि, मयि सन्यस्य मत्पराः ॥**
**अनन्येनैव योगेन, मां ध्यायंत उपासते ॥६॥**
**तेषामहं समुद्धर्ता, मृत्युसंसारसागरात ॥**
**भवामि न चिरात् पार्थ, मय्यावेशितचेतसाम् ॥७॥**
**मय्येव मन आधत्स्व, मयि बुद्धि निवेशय ॥**
**निवसिष्यसि मय्येव, अत उर्ध्वं न संशयः ॥८॥** [ગીતા અ. ૧૨]

શરણની આ પ્રમાણે વાતો કરતા કરતા, અ. ૧૮ માં પ્રભુ બોલી ઉઠયા કે—

**सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ॥६६॥**

બસ ! ડહાપણ માત્ર મૂકીને; મારે શરણે આવતો રહે. ॥૬૬॥

સ્ત્રી પોતાનાં ડહાપણ મૂકીને, પતિને શરણે રહે; બાળકો પોતાનાં ડહાપણ તજીને, માતાપિતાને શરણે રહે; નોકરો પોતાનાં ડહાપણ મુકીને, શેઠને શરણે રહે; માંદો પોતાનાં ડહાપણ મૂકીને, વૈદને શરણે રહે; શિષ્ય પોતાનાં ડહાપણ મૂકીને, સદગુરૂ શરણે રહે; તેમ જીવ પોતાનાં ડહાપણ મૂકીને, શ્રીહરિને શરણે રહે. પછી–પ્રભુ બંધાય છે કે—

**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुच ॥६६॥**

એક બે નહીં; પણ તમામ પાપથી તને મુક્ત કરીશ. તે બાબતમાં તારે શોક કરવો નહીં. ॥૬૬॥

મોટાનાં વચનો; તે દસ્તાવેજ! જે જીવો પાપે પ્રગટ્યા હોય છે; તે જીવો આવી સહેલી વાત સમજી શકતા નથી. વૈદની દવા કરવી છે; પણ તેમાં શ્રદ્ધા નથી; પછી આરોગ્યની વાત ક્યાં રહી! મુંબઇ જવું છે; પણ સ્ટેશન માસ્તર, મુંબઇની ગાડી બતાવે છે; તે ખરૂં હશે કે નહીં—એમ શંકા કરીને, સ્ટેશનમાં જે પડયો રહે; તે મુંબઇ પહોંચે નહીં. મુંબઇ પહોંચનારે, સ્ટેશન માસ્તરનાં વચનોમાં, શ્રદ્ધા રાખવીજ પડે.

માતાપિતા અનેક કષ્ટ વેઠીને, બાળકોને મોટાં કરે; છતાં બાળકો જો ભાગ્યશાળી હોય; તોજ એમ કહી શકે કે—'અમે આપને શરણે છઇએ.' સ્ત્રી ઘણીજ ડાહી હોય; પણ આ વચનો, જીભે ચડવાં; બહુજ મોંઘા છે. ઘણી સ્ત્રીયો આમ બોલવામાં નાનપ સમજે છે. કથા-વાર્તા સાંભળવા, કરોડવાર ગયા; કરોડ ઠેકાણે ગયા; પણ—'અમે આપને શરણે છઇએ;' એવું કોમળ—એવું ખાનદાની ભર્યું—વચન, ભાગ્ય વિના હૃદયેથી ઉઠે નહીં; અને જીભેથી સરકે નહીં. પદાર્થપાઠ બાળકોને શીખવે છે; તેનું કારણ એ છે કે—અમુક પદાર્થમાં, અમુક ખાસ ગુણ છે; તે બાળક જાણે. તેમ શરણનો મહિમા અવસ્ય જાણવો જોઇએ. આપણું ડહાપણ મુકવું નહીં; અને વૈદની દવા કરવી; તે કાર્યની નિષ્ફળતા છે.

જે સ્ત્રી પરણે છે; પતિ કરી લેછે; તે ચોટે શાક પાંદડું લેવા જતી નથી. જે જોઇએ; તે તેણીનો પતિ, લાવી આપે છે. બોડાણો ઘરડો થયો; તેની ફિકર રણછોડરાયને પેઠી. દ્વારકાથી ડાકોર પધાર્યા. નરસીએ લખી હુંડી; દ્વારકામાં શકરાણી. નરસીના પિતાનું શ્રાદ્ધ, શામળશાના વિવાહ, કુંવરબાઈનું મામેરૂં, વિગેરે મોટાં મોટાં કામો, શરણ પડયામાં થઈ ગયાં છે. માછલું ગંગાનદીનું શરણાંગત છે. જળમાં સામે પુરે ચાલે; તોપણ તણાય નહીં; અને હાથી કે—જે શરણાંગત નથી; તે સામે પૂર ચાલે; તો તણાય. જેમ આભે ચડી શકાય નહીં; તેમ ભગવાન કેવા? અને કેવડા? તે માપી શકાય નહીં. માત્ર શરણ ખુલ્લું છે.

૫૬. [રાગ—કસ્તુરી તાલ. ૩]

શરણ પડેકી લાજ આજ, તુમ રાખો ભગવાના? ટેક૦
મોરલીધર મહારાજ! લાજ તુમ રાખો ભગવાના૦ શરણ૦
જપ તપ યોગ યજ્ઞ નહીં કીના, નહીં તીરથ દાના; (૨)
બીરથા બીત ગઇ સબ ઉમરા, (૨) વિષયન ભરમાના—લાજ૦ શરણ પડેકી૦
સત્સંગતમેં બેઠ તુમારા, કિયા ન ગુણ ગાના; (૨)
ભવસાગર જલ દુસ્તરભારી, (૨) કેસે તરજાના—લાજ૦ શરણ૦
ચોરાશી લખ જીવ જુનમેં, પુનિ પુનિ ભટકાના; (૨)
તુમરે ભજન બિના નહીં કબહુ, (૨) હોય મોક્ષ પાના—લાજ૦ શરણ૦
દીનદયાલ દયા કે સાગર, તુમ સબ ગુણ ખાના; (૨)
બ્રહ્માનંદ મેં દાસ તુમારા, (૨) મુજે ન વિસરાના-લાજ૦ શરણ૦

પ્રભુએ અનેક શરણાંગત ભકતોની રક્ષા કરી છે; અને અનેક ભક્ત કવિઓએ, આવાં પદ જગતને વારસામાં આપ્યાં છે.

ચોપાઈ—સરિતા જલ જલનિધિમેં જાઇ, હોઈ અચલ જિમિ જીવ હરિ પાઈ.

નદી, સમુદ્રને શરણે જઇને, પોતાનાં નામ રૂપ ખોઈ નાંખે; સમુદ્ર રૂપ બની જાય. 'અદ્વૈત સિદ્ધિ' નામના વેદાંતના ગ્રન્થકર્તા 'મધુસૂદનસરસ્વતી' કહે છે કે—

**वंशीविभूषितकरान्-नवनीरदाभात् ।**
**पीतांबरादरुणबिंब-फलाधरोष्ठात् ॥**
**पूर्णेंदुसुंदरमुखा-दरविंदनेत्रात् ।**
**कृष्णात् परं किमपि तत्त्व-महं न जाने ॥**

અર્થાત—હું વેદાંતની મોટી મોટી વાતો કરૂં છઉં; અદ્વૈત આનંદમાં વિચરૂં છઉં; તોપણ શ્રીકૃષ્ણથી બીજું કોઇ મોટું તત્ત્વ હોય; એમ હું જાણતો નથી. શ્રીકૃષ્ણ એવા સુંદર છે કે-તેમના હાથમાં વાંસની સુંદર બંસી છે; આકાશ જેવા તે ઘનશ્યામ છે; ચળકતું કિનારીદાર પીળું પિતાંબર તે પહેરે છે; રાતા રંગના પાતળા, અને કોમળ વ્હાલા લાગે એવા, તેમના હોઠ છે. વળી તેમનું મંદ મંદ હાસ્ય ભર્યું, મનોહર મુખ છે; અને કુટિલ કટાક્ષો વાળાં, કમાન સરખાં મોટાં મોટાં તેમનાં નેત્રો છે.

પદ.

'આવા હરિ જોઇ, જેમનાં નયણાં ન હરખ્યાં;
તેમનાં લોચનમાં રાઇને લુણ છેરે-જેને ભજન ન ભાવે.'

કાંકરા ગોળના શરણાંગત થાય; એટલે ગોળમાં ભળે; ત્યારે તે ઉપર ઉપરથી, ગોળ ગોળ દેખાય; જરા ચાખતાં, ઉપરથી ગળ્યા પણ લાગે; પણ તેનું ભીતર ધૂળ જેવું હોય છે. આવા શરણાંગત થવાની જરૂર નથી. ત્રૈલોકના રાજ્ય વૈભવને તજીને આવ્યા; તે પ્રભુને ગમ્યા છે.

'તજી મદ મોહ કપટ છલ નાનાં, કરીં સદ્ય તેહી સાધુ સમાના.'

**अपि चेत्सुदुराचारो** વિગેરે શબ્દોથી, શરણાંગતના ખુલાસા કર્યા છે.

**૧૮ મનન**—કીડાને ભમરી બનાવનાર મનન છે. અસંતને સંત બનાવનાર મનન છે. ઘેર અનાજ લાવ્યા પછી, ડાહી વહુ તે અનાજને સુપડે ઘાલીને, ફોતરાં કાંકરા જુદાં પાડે છે. સાફસુફ કરેલો દાણો, કોઠીએ ઘાલે છે; તેમ કથાવાર્તા સાભળ્યા પછી; સમજણને સુપડે સાંભળેલાને સાફસુફ કરવું જોઇએ. પછી જે ઠીક લાગે; તેનું વારંવાર મનન કરવું જોઇએ. વારંવાર મનન કરવા લાયક, થોડાં સૂત્રો નીચે પ્રમાણે છે—

૧. ખાલી હાથે આવ્યા; અને ખાલી હાથે જવું; તોપણ કાંઈ સત્કર્મ કરી લઈએ; તો તે સત્કર્મ આપણી આગળ દોડે. જ્યાં પુનર્જન્મ થાય; ત્યાં તે હાજર રહે. રળ્યા તે રળ્યા નહીં; પણ જે વાપરવા શીખ્યા; તેજ રળ્યા.

૨. જીવ કર્માધીન છે; તો પણ ઇશ્વર જેવી કોઇ મહાન શક્તિ નિયંતા છે. તેમની મરજી વિના કંઈ બનતું નથી. માટે ઈશ્વરની ઉપાસના અવશ્ય કરવી.

૩. આ સંસારમાં સદા રહેવું નથી. ઘડી તડીનો મામલો છે; માટે બને ત્યાં સુધી, સૌને સંતોષ દેવો. કજીયા કરવા નહીં. કજીયા કરવાનો, દ્વેષ કરવાનો, સ્વભાવ પડી જાય; તો માણસ અહીં જીવે; ત્યાં સુધી તો અફળાય; પણ મુવા પછી, જ્યાં જન્મ થાય; ત્યાં કજીયા તેની કોટમાં બાંધ્યા હોય.

૪. સંતશાસ્ત્રમાં કોઇપણ પ્રકારે પ્રીતિ થવી જોઇએ. કલ્યાણની ચાવીઓ, પ્રભુએ તેમને આપી છે.

૫. મનન કરવા લાયક **મોહન** છે. તેમના રૂપમાં તદરૂપતા થાય; તોજ પ્રયત્ન સફળ થયો ગણાય. આ માર્ગનું નામ ઉપાસના માર્ગ. વિગેરે વિગેરે સૂત્રો, યુક્તિ પ્રયુક્તિથી ચિત્તમાં પેસાડવાં. તેનું વારંવાર મનન કરીને, તેમાં પ્રીતિ કરવી.

**૧૯ સાવધાન**—લગ્નવેળાએ-'વરકન્યા સાવધાન'-'વરકન્યા સાવધાન'—એવા પોકાર થયા કરે છે. લોકો સમજે છે કે-લગ્નવેળા ગોરને એમ બોલવાની ટેવ પડી હોય છે. ના! એમ નથી. એમાં ઘણું રહસ્ય છે. સમજવા જેવું છે. આ રહસ્ય જે સમજ્યા છે; તે દુનિયામાં ફાવ્યા છે. ગોરનો આ પોકાર એમ સૂચવે છે કે—

'હે વર! અને હે કન્યા! તમારી કુમારઅવસ્થા, અથવા કુમારિકા અવસ્થા, અત્યારે સમાપ્ત થાય છે. તમારા બચપણના ખેલ, અત્યારે ખલાસ થાય છે. ફાવે તેમ તમે રમ્યા; રખડયા અથવા ફર્યા; તે સ્વચ્છંદ અત્યારે સમાપ્ત થાય છે. જેમ ફાવે એમ બોલ્યા, બકયા અથવા નાચ્યા કુદ્યા; તે અત્યારે સમાપ્ત થાય છે; માબાપની છાયામાં નિષ્ફિકરા થઈને તમે બેઉ ફરતાં હતાં; વ્યવહારમાં તમને કોઈ પૂછતું નહીં; તે નિષ્ફિકરાપણું અત્યારે અદશ્ય થાય છે. હવે દરેક બાબતમાં ફિકર રાખશો; તોજ આ સંસારમાં ફાવશો. જળમાં રંગ પડે; ત્યારે જેમ જળનો રંગ બદલાય; તેમ તમારા જીવનમાં, અત્યારે નવો રંગ પડે છે. તમારાં જીવન હવે બદલાશે. આ સંસારને કોઈના બાપની તમા નથી. પહેલવાનોને પણ, સંસાર પાંશરા કરે છે. બાદશાહોને અથવા બાદશાહ જેવા ધનવાનોને પણ, સંસાર પાંશરા કરે છે; બોલતાં ન આવડે; તેને સંસાર બોલતાં શીખવે છે. સારી રીતભાત ન રાખે; તો સંસાર તેને પછાડી પછાડીને પાંશરા કરે છે. એવા દુર્ઘટ સંસારમાં, પ્રવેશ કરવાનો, આપનો આ સમય છે. પાંશરા થઈને અને સાવધાન રહીને, સંસારમાં પેસો; તો સંસાર સુખરૂપ છે. સરકારના કાયદા પાળો; તો જેલ જોવી ન પડે; તેમ સંસારના કાયદા પાળો; તો દુઃખ જોવું ન પડે. નવલાં વરવહુ! એકબીજાને જોતાં ધરાતાં નથી-એવાં પ્રેમી દંપતિ! સાવધાન રહીને, સંસારને સ્વર્ગ બનાવો! સ્વર્ગ કેવું હશે?-તેના જવાબમાં કહેવાનું કે-ઓરડે તમને જોઇને માતાપિતા રાજી થાય; પાડોશમાં પાડોશી તમને જોઇને રાજી થાય; ચૌટે વેપારીઓ તમને જોઇને રાજી થાય; રાજદરબારમાં, રાજસભા તમને જોઇને રાજી થાય; ગુરૂદ્વારે ગુરૂ તમને જોઇને રાજી થાય. બસ! જેમ ચંપાડોલરનાં ખીલેલાં પુષ્પો, આખા બાગને સોરમથી ભરી નાંખે; તેમ તમે જ્યાં હો; ત્યાં તમારી ખાનદાનીથી, સૌને આંજી નાંખો. સાવધાન માટેજ આ સંસાર છે. સાવધાનને સંસારમાં બધું મળે. કેમ આપ બેઉ સાવધાન છોને?" વિગેરે.

ગરીબ ગોરનાં વચનો, ઘણા દહાડા હસી કાઢયા; એમ હવે ન કરશોજી. ગોર શાસ્ત્રનાં બોલાવ્યાં વચનો બોલે છે. ભરદરિએ સમુદ્રને તળીએ પહોંચે; તે મોતી લાવે. કાંઠે કાંઠે તરે; ઉપર ઉપર તરે; તેના હાથમાં મોતી આવતાં નથી. શાસ્ત્રોમાં ઉંડા ઉતરો; તો આવું રહસ્ય સમજાય.

ટાવરની વાગતી ઘડીયાળ, અથવા ઘરમાં રાખેલી ટકોરા વાગતી ઘડીયાળ, જડ છે. તે 'ટક ટક'-કર્યા કરે છે. પણ આપણને સાવધાન રાખે છે. ઘડીયાળના ટકોરાને ગાંઠીએ નહીં; તો કામકાજમાં વહેલા મોડા થઇ પડીએ. કામકાજ અવ્યવસ્થીત થઇ પડે.

રેલ્વે સ્ટેશનમાં આપ સૌ આવો! ૮-૧૦ નો પગારદાર સાંધાવાળો, ટકોરા માર્યા કરે. સૌને સાવધાન કર્યા કરે. રેલ્વેનો ટ્રાફીક સુપ્રી. પણ, તે ટકોરાને માન દઇને સાવધાન રહે. રેલ્વે ટ્રેનો વિસલ (સીસોટી) મારીને, સૌને સાવધાન કરે.

મીલોમાં અને એવાં કારખાનાઓમાં, વીસલ વાગ્યાજ કરે; છતાં તેને જે ગાંઠે નહીં; તે કામદારો રજળી પડે.

ઘરમાં વૃદ્ધ માતાપિતા, ઘરનાં બાળકોને 'ટકટક' કરીને, સાવધાન રાખ્યાં કરે; છતાં ગાંઠે નહીં; તે બાળકો રઝળી પડે. ટકટક પ્રમાણે કામ કરનારી વહુ, ઘરનું કામ કરે; અને બહાર વખાણ થાય.

જેમ ધંધારોજગાર માટે, જેમ સંસારનાં સુખો માટે, સાવધાન રહેવાની જરૂર છે; તેમ આત્મકલ્યાણ માટે પણ, સાવધાન રહેવું જોઈએ. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય, અથવા કર્મ, જ્ઞાન અને ભક્તિ–એવાં અનેક દ્વાર, કલ્યાણ માટે ખુલ્લાં છે. પણ ત્યાં પહોંચવા સદ્ગુરૂ જોઇએ. સાવધાનતાપૂર્વક સદ્ગુરૂને સેવતાં, આપણી યોગ્યતા અને આપણી રૂચિ જોઇને, સદ્ગુરૂ કલ્યાણનું દ્વાર ખોલી આપે. ૮૪ લાખ અવતારોમાં, આ એકજ અવતારે, 'હું કોણ ?' 'ક્યાંથી આવ્યો ?' અને 'મારૂં કર્તવ્ય શું છે ?' તે સમજવાની સમજણ, સગવડ અને તક છે. માટે તેમાં પ્રમાદ કરવો; જરા પણ ઘટતો નથી. 'એક ઘડી તે લાખેણી વહી જાય.' આ લાભ માટે સમજુ પુરૂષોએ, સંસાર તજ્યો; રાજપાટ તજ્યાં વિગેરે–વિગેરે. ભર્તૃહરિએ સાવધાનતા માટે, વૈરાગ્ય શતક લખી આપ્યું છે. સંતશાસ્ત્રો સાવધાનતા આપી રહ્યાં છે.

**૨૦ ગભીરાત્મા**—નિર્વિકાર. સમુદ્રમાં, નદીયો મળે; છતાં ઉભરાય નહીં; નદીયો ન મળે; છતાં સૂકાય નહીં. સંત સુખદુઃખમાં સરખો રહે. જેને ખરૂં માન્યું હોય; તે ખોવાય; ત્યારે બહુ દુઃખ થાય. જેને પ્રથમથીજ ખોટું માન્યું હોય; તે ખોવાય; ત્યારે બહુ દુઃખ થાય નહીં. જે વ્હાલું લાગતું હોય; તેને ચારે તરફથી નિહાળો. નિહાળતાં આવડે; તો ખાત્રી થાય કે–તેમાં ગુણ થોડા છે; અને દોષ ઘણા છે. આ વાત સમજાય નહીં; તો સમજુને પૂછો. સમજુ એટલે તે ખાતાનો અનુભવી ! વકીલાતમાં કોઇ ગમે એવો ડાહ્યો હોય; પણ તે ડૉ. નું લખેલું સમજી શકે નહીં; વિગેરે–વિગેરે. યાદ રાખવું કે જુદી જુદી અવસ્થાઓમાં, જો મનની એકજ સ્થીતિ રહે; તો તે ગભીરતા.

**૨૧ ધૃતિ**—ધીરજ–સ્વયંવરમાં જીતેલી કન્યાની રક્ષા, માથા સાટે હોય છે; તેમ ૧૯મા લક્ષણમાં બતાવ્યા પ્રમાણે, મનને એક સ્થીતિમાં લાવ્યા પછી; તેને ચસકવા ન દેવું; તે ધૃતિ છે. જીવને અનાદિકાળથી દેહાત્મબુદ્ધિ થઇ પડેલી છે. ધૃતિમાન્ પુરૂષ, મનને દેહાત્મબુદ્ધિથી ઘણેજ દૂર રાખે છે. સૌભરી ધૃતિમાન્ મટી જતાં, માનધાતાને ઘેર કન્યા પરણવા ગયા હતા.

વિધવાઓએ અને વિધુરોએ, ફરી પરણવાનો સંભવ ન હોય; અથવા ફરી પરણવાનો વિચાર ન હોય; ત્યારે ઘણાજ ધૃતિમાન્ રહેવું. ચિત્ત ચળાયમાન થાય; તો દોષ લાગે. આ દોષમાંથી બચવા, ઉપાસનામાર્ગમાં અને શાસ્ત્રશ્રવણમાં વધારે રોકાવું.

સાધુ,બ્રહ્મચારી, અને સન્યાસીઓ ધૃતિમાનપણાથીજ પૂજાયછે; જે ચૂકયા તે મુવા પડયા છે.

મન, બુદ્ધિ, ઇંદ્રિય, અને પ્રાણને ધૈર્ય રાખીને, આત્માની સન્મુખ કરવા, અને ત્યાંથી પાછા ફરવા ન દેવા; તે ધૃતિ છે. દેહમાં આત્મબુદ્ધિ ન થવા દેવી તે ધૃતિ છે. આફતો ચારે તરફની દોડી આવે; કાળજુ કરડી જાય; તોપણ મનને દેહની ભેટ ન થવા દેવી;તે ધૃતિ છે.

ધૃતિની વહેંચણી—બ્રાહ્મણોની ધૃતિ જુદી; ક્ષત્રિઓની ધૃતિ જુદી; વૈસ્યોની ધૃતિ જુદી; શદ્રોની ધૃતિ જુદી. સંસારીઓની ધૃતિ જુદી; અને સંન્યાસીઓની ધૃતિ પણ જુદી; સ્રીની ધૃતિ જુદી, અને પુરૂષની ધૃતિ પણ જુદી. ધૃતિ એજ માનવતા, અથવા જીવનની ઉત્કૃષ્ટતા. એજ મરદોનું રટણ. વસિષ્ઠના સો પુત્રોને વિશ્વામિત્રે માર્યા; તોપણ ક્ષમા. મોટા રાજાઓ ઋષિબ્રાહ્મણના ચરણમાં મુસ્તક નમાવે; રાજારાણીઓ

શિષ્ય થઇને, બ્રાહ્મણોને સેવે; તોપણ બ્રાહ્મણોના ઘરમાં, લૌકીક વૈભવનું એક પણ રમકડું (ફરનીચર) હોય નહીં. બ્રાહ્મણોનાં ઘર સાદાં; આહારવિહાર સાદો; વિગેરે. ક્ષત્રિઓની ધતિની વાત કરૂં. પાંડવો વનવગડે રખડયા; રાજા ધર્મ તે ધર્મ ! પ્રતાપ હલદીઘાટના યુદ્ધમાં ઉતર્યો હતો; ત્યારે અકબરના પુત્ર સલીમે, તેને લલચાવીને કહ્યું હતું કે–'પ્રતાપ ! અકબરશાહને શરણે આવીશ; તો તું સુખી થઇશ.' તેના જવાબમાં પ્રતાપે કહ્યું હતું કે-'સુખની લાલચ અમારે ક્ષત્રિયોને હોયજ નહીં. લાલચના ટુકડા માટે, ધર્મને વેચવા, પ્રતાપ ખુશી નથી. સાંભળ–

[બળ કરીને બોલો—]  ગઝલ.  [એક વિદ્વાન્.]

ધર્મ કાજે સુખને, સળગાવવા તૈયાર છું;
આખું જીવન અંગારમાં, પલ્ટાવવા તૈયાર છું.
સુકી ધરા મમ રક્તથી, ભીંજાવવા તૈયાર છું;
મૈયાને ચરણે શીશ, આ ઉતારવા તૈયાર છું.

સલીમ—બાદશાહી લશ્કર પાસે, તારો કોણ હિસાબ છે ?

પ્રતાપ—તું હજી બાળક છે. અમને ઓળખતો નથી. સાંભળ—

[મર્દાઈથી બોલો].  ગઝલ

દંતુશળો દિગ્પાળના, તૂટી પડે અમ ધાકથી;
દશે દિશ કંપી ઉઠે, રણવીરની રણ હાકથી.
કાયર નથી પણ કકળાતો, આ કાળનો અવતાર છે;
તરસી બનેલી લોહીની, પ્રતાપની તલ્વાર છે.

સલીમ—પ્રતાપ ! આ મૂર્ખતા છે.

પ્રતાપ—મૂર્ખતા તો, પોતાના સિદ્ધાંતોને વેચીનું, પરાધીન બનાવવામાં છે. મૂર્ખતા તો, પોતાની બ્હેન બેટીઓને સત્તાને લોભે, પરધર્મીઓ સાથે પરણાવવામાં છે. તું સમજી લે જે કે—

'અમારી આ મૂર્ખતા, પણ મહત્તા મરદાઇ છે;
એમાં રહ્યા છે—ન્યાય–નીતિ, ધર્મની સચ્ચાઈ છે.'

પ્રતાપમાં કેટલી તાકાત હશે ! કેટલું ઝોમ–હશે ! પ્રતાપ પણ માનવી; પણ જ્યાં ક્ષાત્રતેજ ખોવાણું નથી; એવો ધૃતિમાન્ ક્ષત્રિય.

વૈશ્યની ધૃતિ—લાખોના વેપાર કરે; લાખો કમાય; અને લાખો ખુવે; પણ હિંમત હારે નહીં. ધર્મના કામમાં અથવા દેશના કામમાં, ધનના ઢગલા કરી નાંખે; તે વૈશ્યોની ધૃતિ. પ્રતાપ સાથે પણ એક ધૃતિમાન વૈશ્ય ગુંથાઈ ગયો હતો. તેનું નામ જાણોછો ? ××× હાં–ભાગાશા. અસહકારના યુદ્ધમાં; અનેક વૈશ્યો વટાઇ ગયા–ભીંસાઇ ગયા–પીસાઇ ગયા. ગુલાબ વગેરે પીસાય; ત્યારે તેનું અત્તર બને. તેમ જે પીસાયા; તેમની કીર્તિ અમર થઇ. વિગેરે વિગેરે.

**૨૨ ષડ્ ગુણને જીતવા તે**—ક્ષુધા, તૃષા, શોક, મોહ; વૃદ્ધાવસ્થા અને મરણ.

ક્ષુધાતૃષાને જીતવાની વાત પહેલાં કરૂં—જેમ ખાવાપીવામાં આનંદ છે; તેમ સ્વસ્વરૂપમાં પણ, એવો કાંઇક આનંદ છે. ખાવાપીવાથી જેમ ભૂખ તરસ મટે છે; તેમ સ્વસ્વરૂપના આનંદથી પણ, ભૂખતરસ મટે છે. ધંધારોજગારમાં બહુ કમાતો હોય; તેને ભૂખ તરસ ઓછી લાગે છે. કામીને, ક્રોધીને અને લોભીને, ભૂખ તરસ ઓછી લાગે છે. કારણકે પોતાના છંદમાં, તે લવલીન છે. તે પ્રમાણે કથાવાર્તામાં, જે લવલીન હોય; તેને પણ ભૂખ તરસ ઓછી લાગે છે. પરીક્ષિત રાજા તેનું પ્રમાણ છે.

**नैषाऽतिदु:सहा क्षुन्मां, त्यक्तोदमपि बाधते ॥**

**पिबंतं त्वन्मुखांभोज-च्युतं हरिकथामृतम् ॥ १३ ॥** (દશમસ્કંધ અ. ૧)

**અર્થ**—જો કે મેં અન્ન અને જળ છોડી દીધાં છે; તોપણ તમારા મુખારવિંદમાંથી નીકળતું, ભગવાનની કથારૂપી અમૃત, પીધા કરૂં છઉં. તેથી ભૂખ અને તરસ, જે બીજાંઓને અસહ્ય લાગે છે; તે મને અડચણ કરતી નથી. (૧૩)

સ્વસ્વરૂપની પ્રાપ્તિ, સહેલી વસ્તુ નથી. સ્વસ્વરૂપની પ્રાપ્તિને પંથે કથાવાર્તા આવશ્યક સાધન છે. કથાવાર્તા સાંભળો; પણ તેમાં પ્રીતિ થવી મુશ્કેલ છે. અમે અને તમે અહીં કથામાં મળીએ છઇએ; પણ પ્રીતિની વાત જુદી છે. લાખ દોઢ લાખ માણસો, અહીં કથામાં આવ્યાં હશે. તેમાં પ્રીતિવાળાં પાંચદસ; બાકી બધાં રખડતાં. પ્રીતિના સોદા જુદા છે. પ્રીતિ માટે તન, મન અને ધન કુરબાન કરવાં પડે. એવી અમારી માગણી નથી. અમે કોઇને તાવી જોતા નથી. અમારે જે જોઇએ તે છે. ઇંદ્રનીકૃપાની અમારે જરૂર નથી; ત્યાં માનવીની કૃપા, કોણુ માત્ર છે. સંતોષનું શસ્ત્ર સદા પાસે રહે છે. થોડું કરે છે; તેને અમે ઘણું ઘણું, માની લઇએ છઇએ. અમારામાં પ્રીતિ હોય; તોજ અમારાં વચનોમાં પ્રીતિ થાય. અમારાં વચનોમાં પ્રીતિ થાય; તોજ જીવનનૌકા આત્માનંદને પંથે વળે—સરકે. આપ જ્યાં જ્યાં કથાવાર્તા સાંભળતા હો; ત્યાં ત્યાં કથાકારને માટે, પ્રાણુ પાથરતાં શીખો; નિર્મળ પ્રેમ પાથરતાં શીખો; તોજ તેમનાં વચનોમાં પ્રીતિ થશે. તોજ તમને કાંઇક પાળવું ગમશે. બાકી તો ફોતરાંનો વેપાર! લાખો મણુ લઇએ અને દઇએ; પણુ તેમાં જુજ નફો મળે!

શી વાત ચાલે છે? તે તો ભૂલ્યાં નથી ને? એમ કહ્યું કે–'સ્વસ્વરૂપના સ્વાદાનંદથી ભૂખ તરસ લાગે નહીં. તેમાં પરીક્ષિતનું દૃષ્ટાંત આપ્યું'. પછી એમ કહ્યું કે–'સ્વાદાનંદ પાઇ બે પાઇની વસ્તુ નથી. કથાવાર્તામાં પ્રીતિ ન હોય; તેમને સ્વસ્વરૂપસ્વાદાનંદની વાત કરવી તે ગરીબોની વચ્ચે બેસીને, હીરા મોતીની વાત કરવા જેવી ભૂલ છે.

શોક મોહ–આ બેઉ અજ્ઞાનની ઓથે રહે છે. આપણી પાસે ધન કેટલું છે; બળ કેટલું છે; તેનું માપ આપણે કરીએ છઇએ; પણ આપણી પાસે અજ્ઞાન કેટલું છે; તેનું માપ આપણે કરી શકતા નથી. કેટલાએક તો અજ્ઞાનને જ્ઞાન માનીને, અજ્ઞાનમાં ઉંડા ઉતરતા જાય છે.

ગીતામાં ગોવિંદે અર્જુનને પહેલે પગલેજ કહ્યું હતું કે—ગીતા અ. ૨ જો.

**अशोच्यानन्वशोचस्त्वं, प्रज्ञावादांश्च भाषसे ॥ ११ ॥**

જે શોક કરવા લાયક નથી; તેનો તું શોક કરે છે. જાણતો કાંઇ નથી; છતાં જ્ઞાનીના જેવાં વચનો બોલીને, તું જ્ઞાનીનો ડોળ કરે છે. (૧૧)

અંધારે દોરડું સાપ જેવું દેખાય. તાવવાળો થરમામીટરની સળી પાસે રાખીને, તાવ માપ્યા કરે; તેમ સમજુ માનવીએ; જ્ઞાનથી અજ્ઞાનને માપતાં રહેવું જોઇએ. અજ્ઞાન રહે ત્યાં સુધી શોક મોહ રહેજ. શોક મોહ થાય; ત્યાં સુધી પોતામાં અજ્ઞાન છે; એમ સમજી લેવું. અજ્ઞાનને હટાવવા, જ્ઞાન સિવાય બીજો કોઇ ઉપાય નથી. કથાવાર્તામાં પ્રીતિ સિવાય જ્ઞાન માટે બીજો કોઇ ઉપાય નથી.

**મોહ**—ઘણી રીતે ઓળખવા જેવો જગતમાં મોહ છે. મોહ શોકનો બાપ છે. પહેલે મોહ પછી શોક. ત્રણુ લોકના જીવો, મોહની ઘાણીમાં પીલાય છે. મોહમાં એટલી બધી

ચીકાશ છે કે, જેવા તેવા જ્ઞાનજળથી તે ધોવાતો નથી. મોહ માયાનો મોટો દિકરો છે. જ્યાં સંસાર ત્યાં, મોહ હોયજ. જ્યાં અજ્ઞાન, ત્યાં મોહ હોયજ. યુરોપ અમેરિકાથી, અથવા જર્મની જાપાનથી, અનેક નવી નવી વસ્તુઓ દોડી આવે છે. સાથે ઢગલાબંધ મોહને તેડી લાવે છે. જડભરતે દયાની ખાતર મૃગલામાં મોહ કર્યો; ત્યાં ત્રણ અવતાર લેવા પડયા. ગૃહસ્થને ઘરમાં રહેવાની ના નથી; પણ પણ ઘરમાં રહીને, સ્ત્રી પુત્રાદિમાં મોહ કરવાની ના છે.

દોહરો—શોચીયે ગૃહી જો મોહ વશ, કરે ધર્મ પથ ત્યાગ;

રાજાને રાજ કરવાની ના નથી; પણ રાજવૈભવમાં મોહ કરવાની ના છે. વેપારીને વેપાર કરવાની ના નથી; પણવેપારમાં મોહ રાખીને, તેમાં બુડી મરવાની ના છે. પતિ પત્નિને મોહ(પ્રેમ) કરવાની ના નથી; પણ મોહાંધ થવાની ના છે. સ્ત્રીને પુત્રો જણવાની ના નથી; પણ પુત્રોમાં ફસાઈ પડવાની ના છે. નાના મોટા સર્વ ઘરોમાં, સાવરણી રાખવામાં આવે છે. ડાહી વહુ દિવસમાં બે ત્રણ વખત સાવરણી ફેરવીને, ઘરમાંથી કચરો કાઢી નાંખે છે. તેમ દરેક ધર્મે નાના મોટા દરેક માનવીને, સંધ્યા, નિમાજ, પ્રાર્થના અથવા એવું કાંઇ, દિવસમાં ત્રણ વખત કરવાનું કહ્યું છે. તે શું છે ? તે પોતે પોતાને તપાસનો સમય છે. પોતે પોતાના અંતરનો કચરો કાઢવાનો સમય છે. બે ચાર કલાકમાં કયાં કયાં મનને મોહ થયો ? કયાં કયાં મને ભૂલ કરી; તે તપાસી લેવાની તક છે. ધર્મને ફારસ સમજીને, આ સાવરણી ખીલીએ ભરાવી રાખે; તો અંતઃકરણમાં અનેક પ્રકારનો કચરો એકઠો થતો જાય. જે કથાવાર્તા, જે શાસ્ત્રવાંચન, જે સંતસમાગમ, મોહને ન મટાડે, તે ઉજળું દુધ ખરૂં; પણ અંદર પાણીનો ભેગ ઘણો. જમતાં ફીક્કું લાગે; અને દર્હી મેળવતાં ફોદા ફોદા !

મોહથી ઋષિ મુનિઓ બહુ ડરતા હતા. શંકુતલાને મુકવા આવેલા ઋષિ કુમારોનો સત્કાર દુષ્યંતે કર્યો હતો. પણ ઋષિકુમારો, રખે વૈભવમાં મોહ થાય; એમ સમજીને તુરત વનમાં પાછા ગયા. કુંતાજી મોહને ઓળખી ગયા હતા. એકવાર શ્રીકૃષ્ણે હસ્તિનાપુરથી વિદાય લેતાં, પ્રભુ ફોઇબાને પગે લાગવા, કુંતાજીને મહેલે પધાર્યા. શ્રીકૃષ્ણનું નામ સાંભળી, ફોઈબા સામા આવ્યાં. પ્રભુ ચરણમાં પડયા, 'કાંઇ આજ્ઞા ? આજ્ઞા ?' એમ પ્રભુએ કહેતાં, કુંતાજી બોલ્યાં કે–'આમ વિવેક કરોઃ તે તમને ઘટે છે. કારણકે યદુ કુળના સપુત છે. વળી મનુષ્ય બન્યા છો; તો મનુષ્યે કરવાનું, મનુષ્યોને આપ શીખવો છો. પણ પ્રભુ ! તમારી કૃપાથી હું તમને કાંઇક, તત્ત્વથી ઓળખું છઉં. મારી આજ્ઞા નહીં; પણ મારી પ્રાર્થના–મારી વિનંતી–આજીજી–મારા કાલાવાલા ! આપ આજ્ઞા કરો; તો–કહું."

શ્રીકૃષ્ણ—સાંભળવા તૈયાર છઉં.

કુંતાજી—આ જગતમાં મોહ-મારો રોયો ! બહુજ પાજી છે. તે જીવોને ભવોભવ ભટકાવે છે. પાંડવોમાં અને યાદવોમાં મારે ઘણો મોહ છે. મારો આ બધો મોહ, ગળી જઇને, તમારા ચરણમાં મોહ થાય; એમ કરો—

'ઠીક–એમ થશે;' એમ કહીને પ્રભુ વિદાય થયા. પછી તો કુંતાને પ્રભુનાં નવાં નવાં સ્વરૂપનાં દર્શન વારંવાર થવા લાગ્યાં. કુંતા, પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યાં.

વૃદ્ધાવસ્થા અને મરણ—વૃદ્ધાવસ્થાને અને મરણને અટકાવવા, મોટા મોટા ડોકટરો અને વૈદો, ભારે મહેનત કરી રહ્યા છે; પણ હજી ફાવ્યા નથી. માત્ર એટલું છે–કે જે મિતાહારી રહે; તેમને વૃદ્ધાવસ્થાનાં અને મરણનાં દુઃખ, ઓછાં વેઠવાં પડે. આ દેહના ધર્મો છે. જ્ઞાને કરીને દેહભાવ ઓછો થાય; તોજ દેહનાં દુઃખનું ભાન, ઓછું થાય. જેમ કલોરોફોર્મ

સુંઘાડયા પછી, દરદીનો હાથપગ કાપતાં; તેને દુઃખનું ભાન થતું નથી. ક્લોરોફોર્મ સરતુ છે; અને દેહભાવ ભૂલવો અઘરૂં છે. દેહમાં આત્મબુદ્ધિ દૃઢ થઇ ગઇ છે. અનાદિનો અભ્યાસ અવળો છે; તોપણ પ્રભુકૃપા થાય; તો કથાવાર્તામાં પ્રીતિ થાય; અંતરે અજવાળાં આવે. એટલે–નથી ગમતું તે ગમે; નથી સમજાતું, તે સમજાય. વિગેરે. ભીષ્મની વૃદ્ધાવસ્થા, અને ભીષ્મની બાણુશય્યા વિચારવા જેવાં છે. જાણે તે કાળને પી ગયા ન હોય !

**૨૩ અમાનઃ**—માનની ઇચ્છા નહીં ધરાવનાર. દેહાભિમાન જેમ જેમ વધે; તેમ માન પામવાની ઇચ્છિા વધે. સ્ત્રી અને પુત્ર ઘણાજ અમાન હોય છે; માટેજ તે પુરૂષનાં અંગ ગણાય છે. છતાં સ્ત્રીમાં દેહાભિમાન વધે; ત્યારે તે પતિ પાસેથી માનની અપેક્ષા રાખે; અને પુત્રમાં દેહાભિમાન વધે; ત્યારે તે પિતાની પાસેથી માનની અપેક્ષા રાખે. ગૌરાંગ મહાપ્રભુજી સાર્વભૌમ પંડિત પ્રત્યે બોલ્યા હતા કે–'હું તો આપનું બાળક ! મારૂં પૂજન હોય નહીં.' ગીતા અ. ૧૩ માં, જ્ઞાનનાં લક્ષણો ગણાવતાં, **'अमानीत्वमदंभित्वं'** વિગેરે શબ્દો, પ્રભુ બોલ્યા છે. ત્યાં અમાનને પ્રથમપદ આપ્યું છે. વળી ૧૫મા અધ્યાયમાં પણ, **'निर्मानमोहाजितसंगदोषाः'** વિગેરે શબ્દોથી, અમાનને મૂખ્ય સાધન બતાવ્યું છે. રાજકીય, સામાજીક અને ધાર્મિક –એવાં ત્રણ પ્લેટફોર્મ, સંસારમાં હોય છે. રાજકીય અને સામાજીક પ્લેટફોર્મો ઉપર, અભિમાની લોકો ઘણા હોય છે. ધાર્મિક પ્લેટફોર્મ ઉપર–Those who are still and still ignorant, await for honours. શાસ્ત્રોથી પણ જે ન સુધર્યા; તે ઘણા ઘાટા અજ્ઞાની લોકો, માનની અપેક્ષા રાખે છે. આવા માનીઓથી, ગુરૂપદ લઘુ બની જાય છે. જેમ અંધારાથી અંધારૂં ફેલાતું જાય છે; તેમ ધર્મમાં માનીઓથી અજ્ઞાન ફેલાતું જાય છે.

**૨૪ બીજાઓને માન આપનાર**—માન આપીએ; તોજ માન મળે; એવો ઉઘાડો ન્યાય છે; તોપણ દેહાભિમાનને લીધે, કોઈને માન આપવું ગમતું નથી. સંત બ્રહ્માથી કીડી સુધીના જીવોને, માન આપે છે; સવત્ર પ્રભુને દેખે છે. સાકરની લીંબોળી કડવી હોતી નથી. તેમ સંતનું હૃદય, કોઈનો દ્રોહ કરતું નથી.

**૨૫ બીજાઓને જ્ઞાનદેવામાં ચતુર**—દવા ખાનામાં દવા ઘણા પ્રકારની હોય; પણ જે વૈદને રોગનું અને દવાનું સારૂં જ્ઞાન હોય; તેજ રોગીનો રોગ મટાડી શકે. તેમ ધર્મમાં અનેક શાસ્ત્રો હોય; અનેક દેવ હોય; પણ જે સંતને શાસ્ત્રોનું અને મનુષ્યોના સ્વભાવનું સારૂં જ્ઞાન હોય; તે સંત માનવીઓના ભવરોગ મટાડી શકે છે.

રાગ–શાર્દૂલ— (સુભાષિત રત્નભાંડાગાર ૭૪–૪૪)

**रुद्रोऽद्रिं जलधिं हरिर्दिविषदो, दूरं विहायः श्रिताः ।**
**भोगींद्राः प्रबला अपि प्रथमतः, पातालमूले स्थिताः ।।**
**लीना पद्मवने सरोजनीलया, अन्यऽर्थिसार्थाद्भिया ।**
**दीनोद्धारपरायणा कलियुगे, सत्पूरुषाः केवलम् ।।**

અર્થ—જ્ઞાનાર્થિઓ મને વધારે ન પજવે; એવા ભયથી, શ્રીસદાશિવ કૈલાસ પર્વત ઉપર જતા રહ્યા છે; વિષ્ણુએ સમુદ્રમાં નિવાસ કર્યો છે; આકાશમાં રહેનારા દેવો, દૂર દૂર નાસી ગયા છે; વાસુકી વિગેરે, સમર્થ હોવા છતાં, પ્રથમથીજ પાતાળમાં વસવા ગયા છે; અને લક્ષ્મીજીના કમળના વનમાં છૂપાઈ ગયાં છે. ત્યારે હવે આ કળીયુગમાં, સંત પુરૂષોજ, જ્ઞાનના ભિક્ષુકોને, જ્ઞાનભિક્ષા આપી, તેમનો ઉદ્ધાર કરવા રહી ગયા છે. ભગવાને અને ધર્મના દરેક આચાર્યોએ, ભક્તોને દીનના ઉદ્ધારક માન્યા છે.

સંતપુરૂષોની વિલક્ષણતા–સંતો જીવે ત્યાં સુધી, ગાંડાઘેલા. ઓળખ્યા ઓળખાય નહીં.

મરી ગયા પછીજ, મહિમા ગવાય. આ ભુલવણીમાં ભુલાવું નહીં. સો વરસ સુધી કાશી, હરદ્વાર કે કેદારનાથમાં રહીએ; પણ એક ઘડીનો સંતોનો સમાગમ, દુર્લભ ગણાય છે.

જ્યાં જ્યાં કામ કરી શકે એવા, બ્રાહ્મણ સાધુ હોય; ત્યાં ત્યાં આ મોક્ષપત્રિકા અવશ્ય પહોંચાડો. પ્રાઈમસ ને પંપીંગ જોઈએ; તેમ આ તેમને પ્રેમભર્યું–વિનયવાળું–નમ્રતાભર્યું–અમારૂં પંપીંગ છે. પંપીંગ કર્યા પછી, પ્રાઈમસ ફંફાડા મારે એવું; કાંઇ રૂડું –ઉત્સાહ ભર્યું કામકાજ કરો; તો સમાજનું ઉવળી ગએલું મન, કાંઇક ઠેકાણે આવે. કામ ન કરી શકે એવા હોય; તેમણે સ્વધર્મની ખાતર, કામ કરનારની શોધમાં રહી; કામ કરનારાઓને ઉત્સાહ આપવો. પાછલી છૂટી ફાઇલો ૨–૬–૦ ને બદલે;એથી મંગાવી, ઠેકઠેકાણે વંચાવો.

**૨૬ મૈત્રી–કોઇને નહીં ઠગનાર**—'પ્રાણી માત્ર મારા મિત્ર છે; પ્રાણી માત્રનો હું મિત્ર છઉં.' આ મહાન્ સૂત્ર હૈયે વસે; તો સંત સર્વના નજીકના સગા જેવા છે. ભાઈબંધ–ભાઇના કરતાં પણ એક બંધ–જ્યાં વધારે હોય; તે ભાઇબંધ. જે વાત ભાઇને ન કહેવાય; તે વાત ભાઈબંધને કહેવાય. રૂક્ષ્મણીને શ્રીકૃષ્ણને પરણવાનું મન હતું. રૂકમૈયાને શીશુપાળ સાથે રૂક્ષ્મણીને પરણાવવાં હતાં. રૂક્ષ્મણીનાં માતા પિતા, તે અભાગિયા પુત્રથી બ્હીતાં હતાં. 'જેમ ભાઈ કહે; તેમ કરો' એમ કુંડીનપુરનાં લાચાર રાજારાણી બોલી રહ્યાં હતાં. રૂક્ષ્મણી પોતાના મનની વાત, કોઇને કહી શકે; એમ નહોતું. રૂક્ષ્મણીને જગત્નો મિત્ર –બ્રાહ્મણ–યાદ આવ્યો. તેને બોલાવીને, પોતાના મનની વાત કરી. 'કાંઇ ફિકર નહીં;' એમ કહીને, બ્રાહ્મણ દ્વારકા પહોંચ્યો. બાપુને તેડી લાવ્યો. રૂક્ષ્મણીને ખાનગીમાં મળીને, પ્રભુ પધાર્યાના સમાચાર આપ્યા; તથા કેવી રીતે નાસવું છે; તે પણ કહી સંભળાવ્યું. રૂક્ષ્મણી હોશીયાર બની ગયાં. દ્વારકાવાળો ફાવ્યો. બ્રાહ્મણે કેટલી હિંમતથી અને હોશીયારીથી કામ કર્યું હશે ! જરા ખબર પડી હોત; તો બ્રાહ્મણનું માથું, ધડથી નોખું થઈ ગયું હોત. આવું આંટી ઘુંટીવાળું કામ, સાધુઓને આવડે નહીં. સંસારીઓને આવડે. માટે બ્રાહ્મણ જગત્નો મિત્ર છે. જસવંતસિંહજીને સમજાવવા, શિવાજીને બ્રાહ્મણ થવું પડયું હતું. એવા જગત્ના મિત્ર, બ્રાહ્મણોને અમારા વંદન હો. મૈત્રી બ્રાહ્મણો પાસેથી શીખાય.

**૨૭ કરૂણાથી સઘળી પ્રવૃત્તિ કરનાર**—પ્રથમ પગલે સંકટનિવારણ માતા પિતા છે. વૈદ સંકટનિવારણ છે; પણ ધનની લાલચથી; ફી નક્કી કરીને કથા કરનારા સંકટનિવારણ છે; પણ ધનની લાલચથી. જ્યાં કોઇ પણ પ્રકારની લાલચ ન હોય–ત્યાં 'કારૂણ્ય' શબ્દ શોભે. જ્યાં કોઈ પણ પ્રકારની લાલચ ન હોય; ત્યાં સંત શબ્દ શોભે. જે શેઠીયાને કથા વાર્તામાંથી કાંઈ લેવુંજ નથી; તેને કથાવાર્તા સંભળાવવા, અનેક સાધુ બ્રાહ્મણ દોડાદોડ કરે; પણ જે અનાથ છે; નિર્ધન છે. વ્યસનોમાં સપડાઇ ગયાં છે; કથા વાર્તામાંથી કાંઈક લે એવાં ડાહ્યાં છે; તેમને કથાવાર્તા સંભળાવવા, કોઇ સાધુ બ્રાહ્મણ નવરાજ નથી.

**૨૮ કવિ એટલે વિદ્વાન**—વિદ્વાન ખરો; પણ કલ્પના શક્તિવાળો વિદ્વાન્. હથેળીમાં આવેલું આમળું, જેમ સર્વ દિશાએથી જોઈ શકાય છે; તેમ વેદાદિશાસ્ત્રોનો રહસ્ય સાથે અર્થ, સર્વ રીતે સમજી શકે; એવો વિદ્વાન્–સંત. ભોટ વિદ્વાન્ કામનો નથી; તેમ વિદ્યાની સાથે વેર બાંધી બેઠેલો સંત પણ, કામનો નથી. જળવિનાની વાદળીઓ કામની નથી. પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાનને, સાદી સરલ ભાષામાં સમજાવી શકે; એવો સંત. મંદિરોમાં પુજા કરવા રહેલા બ્રાહ્મણ સાધુ, વિદ્યા ભણવામાં બહુજ પ્રમાદ કરે છે. 'અમારે તો ઠાકોરજીના ચરણ મળ્યા; તેમાં બધું આવી ગયું'; એવો દંભ કરીને, પુજારી અભણ

રહે છે. ગુગળીના હાથમાં દ્વારકાધીશનાં ચરણુ હતા; પણુ ગુગળી હાર્યા; અને બોડાણો જીત્યો. આંખ વિના કાણો; તેમ જ્ઞાન વિના આંધળો. દેવમંદિરોના ટ્રસ્ટીઓ પણુ, એટલા બધા ગમાર હોય છે કે-પુજારીઓને ભણાવવા પાઇ વાપરતા નથી. દેવ જેવી અમોલી મીલ્કત, દેવ જેવા હોય; તેમનેજ સોંપાય. અપૂર્ણ

---

**બેરાગી**—અમે રાગી નહીં; તેમ ત્યાગી પણુ નહીં; અમે સંસારી નહીં; તેમ સન્યાસી પણુ નહીં. અમે નિર્ધન વૈરાગી પણુ નહીં. ત્યારે અમે કોણુ? અમે **બેરાગી.** બેઉ રાગમાં મરદ થઇને, અમારે ઉભા રહેવું પડે છે. જે પડદા ઉપર ઉભો હોઉં છઉં; ત્યાં બોંખારે કામ કરી રહ્યો હોઉં છઉં. લેણું દેણું રાજી થઇને ચૂકવવું જોઇએ. પુત્રાદિ લૌકિક કામો ઉપાડી લે; તો પ્રભુના કામમાં વધારે રોકાઉં. એવો લોભ ચાલુ છે.

**દશમસ્કંધ**—લંડનના મ્યુઝીઅમમાં ચિત્રોવાળો સુંદર દશમસ્કંધ, લંડનના મ્યુઝીયમમાં મુકવા માટે, સરકારે માંગણી કરી; અને તા. ૨૪–૧–૩૮ નકલ આપી. [ સરકારી નં M.A.G. (R) ૩૮. તા. ૧૭–૧–૩૮ ]

દશમ આપના ઘરમાં છે કે નહીં? તે તો જુઓ! ન હોય તો મંગાવી લ્યો. દરેક સંપ્રદાયોમાં, અને પાઠશાળાઓમાં, ધનવાનોએ દાનમાં આપવા જેવી વસ્તુ છે. સંપ્રદાયોમાં અને પાઠશાળાઓમાં દ્રવ્યની સગવડ હોય; તો તુરત મંગાવી લેવા જેવી વસ્તુ છે.

---

**અખંડ સૌ. સવિતા બ્હેનનું અવસાન**—બ્હેન મુંબઇમાં માંદા હતાં. દવા હવાથી ત્યાં ફાયદો ન થયો; ત્યારે માગસર સુદી ૧૧, અહીં અમદાવાદ આવ્યાં. 'પિતાજી તમારી પાસે રહીશ; તો મને ઘણી શાંતિ વળશે; હવે અહીં મરી જાઉં; તોપણુ હરકત નથી.' એમ કહીને, અહીં રોકાયાં. વૈદ ડોકટરોએ ઘણી સારવાર કરી; અમે પણુ હાજર હાજર રહ્યા. પણુ ફાવ્યા નહીં. તા. ૨૦–૧–૩૮ પોષ વદી ૫ ગુરૂવારે રાત્રે ૮–૨૦ મીનીટે પ્રભુચરણુમાં પ્રયાણુ કર્યું. ઉંમર વરસ ૪૨. ઉમર નાની, પણુ મરવા પહેલાં, દાનાદિ કરવાં ઘટે; તે તમામ, સંભારી સંભારીને પ્રેમથી કર્યાં. ઉત્તરાયણુને વળતે દિવસે સવારમાં, દાતણુ કરીને બ્હેન બોલ્યાં કે–'ભીષ્મ બાણુશય્યા ઉપર સુતો છે. ઉત્તરાયણુના સૂર્ય થઇ ગયા છે; હવે ફીકર નથી.' અંતકાળ સુધી પ્રભુ સ્મરણુમાં બ્હેન સાવધાન રહ્યાં. પિતાજીને માટે પ્રાણુ પાથરનાર, આ એકજ દિકરી હતી. 'મારા પિતાજીને કાંઇ દુઃખ થાય; તે મને ન ગમે.' 'મારા પિતાજીને કોઈ કાંઇ કડવું વચન કહે; તેની સામું જોવું મને ન ગમે!' આવા નિર્મળ ભાવ કરતું કરતું પુષ્પ, અમારે સંસારબગીચે ફાલ્યું–ફૂલ્યું, અને અકાળે કરમાયું. પ્રભુને કોઇ વચમાં ગમતું નથી. અ. સૌ. ભાગુને સંવત ૧૯૯૧માં બોલાવી લીધાં. પછી આ બ્હેન હેત કરતાં હતાં; તેમને પણુ ખેંચી લીધાં. પ્રભુને એમજ ગમતું હશે. આફતનાં નાણાં ખોવાઇ ગયાં. એકવાર મરવું તો છેજ. પણુ આવું મરણુ થાય; તે પૂર્ણભાગ્ય! આ દેવભૂમિમાં દૈવી મરણુ થયું. દધીચી ઋષિના પવિત્ર આરા ઉપર, અગ્નિસંસ્કાર કર્યો. આ માટે ખરખરાના પત્રો લખવા નહીં; પણુ પ્રભુ સ્મરણુની એકાદ બે માળા, બ્હેનની સદ્‌ગતિ અર્થે ફેરવવી. એકાદ એકાદશીનું પુણ્ય આપવું. જે બને તે પ્રેમથી કરવું. બસ! કાંઈ આપો! આપો–ને આપો! અમારે આંગણે આવ્યાં; તેને પુણ્ય દઈને ન્યાહલ કરી નાંખો! જેવું મરણુ ભયંકર છે; એવું **તરણુ** પણુ ભયંકર છે. **તરણુ** માટે આપણે જોખમદાર છઇએ.

ફ્રે. નં. ૧૧૬ Registered No. B. 1434

શ્રીસદ્દગુરવે નમઃ

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્દભાગવત—એકાદશ સ્કંધ.

### [ શ્રીકૃષ્ણઉદ્ધવસંવાદ ].

તંત્રી અને પ્રકાશક-**રામશંકર મોનજી ભટ્ટ**, હાજાપટેલની પોળ. મોક્ષમંદિર-**અમદાવાદ.**
**અમદાવાદ**-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૧૮ મું.] માર્ચ-૧૯૩૮. [ અંક-૧૨

**હ્યો ત્યારે રામ રામ—**

આ અંકની સાથે પુસ્તક ૧૮ મું પુરૂં થાય છે. હવે ચાલુ રાખવું કે નહીં; તે આપની મરજી ઉપર છે. કારણકે લવાજમ લીધા વિના-મફત-અમે આપને માસીક મોકલી શકતા નથી. તે બાબતમાં લખવાનું એટલુંજ કે-જો માસીક પ્રિય હોય; તો વિના વિલંબે ૨-૩-૦ મોકલી આપવા. એટલે એપ્રિલનો અંક સૌ સાથે આપને પણ મળી જાય.

ના—ન ગમતું હોય; તો તુરત 'ના' નો પત્ર લખી નાંખવો, એટલે વી. પી. ની તકલીફ બચે. વી. પી. આવે ત્યાં સુધી, 'ના' ન લખો; અને વી. પી. આવે ત્યારે, 'નથી રાખવું' કહીને, પાછું મોકલો-તે ખાનદાની ગણાય નહીં. આટલો પણ વિવેક ન શીખો; તો અફસોસ કરવા જેવું થાય. ન ગમતું હોય; તો તુરત 'ના' લખશોજી.

**વી. પી.**—વી. પી. કરવું પડે; તે પરાણે પ્રીતિ કરવા જેવું થાય. આવું તો અમને નજ ગમે. મુંબઈ, સુરત, મદ્રાસ વિગેરે સ્થળે કામ કરનારા ભાઇઓ, લવાજમ લેવા, તમારા ઘર સુધી આંટો ખાય; તે પણ પરાણે પ્રીતિ કરવા જેવું છે. કાંઈ સમજ્યા હો; તો તેમને મદદ કરો. તકલીફ ન આપો. આ તો પ્રેમનો સોદો છે. આ તો પરવાવાળા માટે છે. માટે પરવાવાળા બનીને, ૨-૩-૦ તુરત મોકલી દ્યોજી. હિંદુસ્તાનની બહારનું લવાજમ ૨-૧૧-૦ છે. રંગુનના પણ ૨-૧૧-૦ છે.

**એપ્રીલની ૧૦ મી પછી**—અમે અહીં નહીં હઇએ. ઉનાળાની રજા.

**બીજું આપને શું લખું !**—માસીક બરાબર વાંચતા હો-તો માસીક ચાલુ રાખવાની, જરા પણ ભલામણ કરવાની જરૂર નથી. આખા વરસની હજામતના અથવા સાબુના અથવા દાતણના ખર્ચ કરતાં, લવાજમ ઘણુંજ થોડું છે. સુવા બેસવાના ઓરડામાં, હવા પ્રકાશની સંપૂર્ણ આવશ્યકતા; તેમ સંસારમાં રોળાતા ચિત્તને, આવું તમતમાટવાળું વાંચન, તદ્દન આવશ્યક છે.

**એકાદશ સ્કંધ પ્રથમથી**—એકાદશ સ્કંધ સંવત ૧૯૯૧થી શરૂ થયો છે. ૯૧-૯૨-૯૩ ત્રણ ફાઇલો સાથે બાંધેલી, બંધામણી સાથે. ૫-૦-૦, પોસ્ટેજ ૦-૭-૦ જુદું. લવાજમ ૨-૩-૦ ઉમેરીને રૂ. ૭-૧૦-૮નો મ. ઓ. કરવો. ચાલુ પુસ્તક ૧૮ મું જુદું. બાંધેલું, ૨-૬-૦થી એપ્રીલમાં મળશે. પોસ્ટેજ ૦-૬-૦ જુદું.

# એકાદશસ્કંધ.

## અધ્યાય ૧૧ મો. ચાલુ.

[ગયા અંકના ૯૨૦મા પાનાથી આગળ.]

માનવીઓનો મેવો જમ્યા ? કે હજી નવરા થયા નથી ? ગયા અંકમાં મેવો ભર્યો છે. ૨૮ લક્ષણ સંબંધી વિવેચન થઈ ગયું છે. ૩૨ મા શ્લોકમાં ૨૯ મા લક્ષણનું વિવેચન, ૧૦ મા અંકના છેવટમાં (૮૮૮મા પાના ઉપર) છે.

૩૨ મા શ્લોકનું વિવેચન–હજી વિશેષ સાંભળો—

**૨૯ પરાયણતા**—આપણા ઘરમાં ઘણાં માનવીઓ હોય; પણ જે આપણને પરણે; તેજ આપણને પરાયણ રહે. બીજાં બધાં કેવાં ?–કે–ઠીક ઠીક. પરણવામાં એવું કાંઇ રહસ્ય છે કે–એવું કાંઈ આકર્ષણ છે કે–એવું કાંઇ કર્તવ્ય છે કે–પરણનારે પરાયણ રહેવુંજ પડે. લંપટ સ્ત્રીપુરૂષો માટે, આ વાત નથી. સ્વચ્છંદી સ્ત્રીપુરૂષો માટે, આ વાત નથી. માત્ર કામશાસ્ત્રમાંજ અથવા અર્થશાસ્ત્રમાંજ, સર્વસ્વ સમજનારાં સ્ત્રીપુરૂષો માટે પણ, આ વાત નથી. સ્વધર્મની ઓથે રહેલી, ખાનદાનીનો આ ખેલ છે. સ્વધર્મની ચોપાટે રમવા આવવા, પતિ સ્ત્રીને લલચાવે છે–આમંત્રે છે–પરણે છે. પિતા પુત્રાને પરણાવીને, પતિને પરાયણ કરે છે. સ્વધર્મ પરાયણતાના પાઠ દૃઢ કરે છે–પછી સ્વધર્મો પણ, ખસી જાય છે—

**सर्वधर्मान् परित्यज्य, मामेकं शरणं व्रज ।**

'સર્વ ધર્મો તજીને, એટલે સર્વ પ્રકારના કર્તવ્યોને પડમાં મેલીને, અથવા સર્વ પ્રકારનાં ડહાપણ પડયાં મેલીને, મારેજ શરણે આવ. અથવા મારે એકનેજ શરણે આવ. બીજે કયાંઇ જવું રહેવા દે.' એમ શ્રીકૃષ્ણે અર્જુનને આકર્ષ્યો–આમંત્ર્યો–સમજાવ્યો.

તેના જવાબમાં અર્જુન એમ કહે કે–'આમ બધાં કર્તવ્યો પડયાં મેલતાં, મને પાપ લાગશે તો ?' તેના જવાબમાં પ્રભુ કહે છે કે–

**अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः ॥६६॥** ગીતા અ. ૧૮

હે અર્જુન ! સ્વધર્મના પાલનમાં અપરાધ થશે; તો તે તારા તમામ અપરાધ, હું ક્ષમા કરીશ. તે માટે તારે શોક કરવો નહીં–જરા પણ ચિંતા રાખવી નહીં.'

ઉપલા શ્લોકમાં પણ, પ્રભુએ એમજ કહ્યું છે કે—

**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ॥**
**मामेवैष्यसि सत्यं ते, प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥**

'મારામાંજ મનવાળો થા ! મારોજ ભક્ત થા ! મનેજ પૂજનારો થા ! તથા મનેજ નમસ્કાર કર. એમ કરવાથી તું મનેજ પ્રાપ્ત થઇશ.' આ સત્ય પ્રતિજ્ઞા તારી પાસે એટલા માટે કરૂં છઉં કે–તું મારો પ્રિય સખો છો.

સનકાદિકો ભજે છે કે–'શ્રીહરિશરણું'–'શ્રીહરિશરણું'–'શ્રીહરિશરણું'. આપણે પણ ખાતાં પીતાં; જમતાં રમતાં; હરતાં ફરતાં; પોકાર્યા કરો કે–'હે હરિ! હું આપને શરણે છઉં'–'હે હરિ! હું આપને શરણ છઉં.' અરજીયો કર્યાજ કરો; તો કોઈ દિવસ તે પર પ્રભુનો શેરો થશે.

એકનાથ મહારાજ આ ૩૨ મા શ્લોકની ટિકા લખતાં લખે છે કે–'આ સંસાર પ્રપંચરૂપ નગરી છે. તેની ચારે બાજુએ કર્મરૂપી ખાઈ છે. આ સંસારરૂપી નગરીમાંથી નીકળી, પરમારથને રસ્તે જતાં, જીવે કર્મરૂપી ખાઈઓ ઓળંગવી પડે છે. ચાર વેદે વિધિરૂપી ઘણો વરસાદ વરસાવ્યો છે. આ વરસાદથી કર્મરૂપી ખાઈઓમાં પૂર આવ્યાં કરે છે. આથી કર્મરૂપી ખાઈઓ એવી ભયંકર રહે છે કે–તે ખાઈઓને ઓળંગતાં ઘણા જીવો, કર્મરૂપી ખાઈઓમાં પડીને, ડુબી જાય છે. પાર ઉતરવાનો રસ્તો ઘણોજ ગુંચવણ ભર્યો છે. કર્મરૂપી ખાઈઓમાં ગુણ તથા દોષરૂપી ચક્કરો છે; વિધિ નિષેધરૂપી મોટો પ્રવાહ તેમાં છે; અને કર્મ અને અકર્મ રૂપી મોટા વમળ છે. ભાગ્યશાળી વિરલા પુરૂષો, કર્મની આ ગુંચવણમાંથી માર્ગ માટે, મુકત થવાના જ્ઞાન માટે, તલખે છે. તેઓમાંથી જેઓનાં પુણ્યનો ઉદય થઈ ગયો હોય છે; તેમને ભક્તિરૂપી નાવ હાંકનારા ભકતો મળી આવે છે.કર્મમાર્ગમાં તણાતા જીવો, જરા પ્રાર્થના કરતાં, દયાળુ ભકતો તેમને કર્મમાર્ગના ભયંકર પ્રવાહમાંથી ઉપાડી લઇને, પોતાના નાવમાં બેસાડી દે છે.' આ નાવમાં બેઠા પછી, કેટલાંએક નાવીકના કરતાં, પોતાને વધારે ડાહ્યાં સમજનારાં, અથવા કર્મમાર્ગનાં ઉંડા મૂળ, જેમના હૃદયમાંથી તદ્દન નિર્મૂળ થયાં નથી; તે જીવો, કૂદીને પાછા કર્મમાર્ગમાં પડે છે; અને વમળમાં ગોથાં ખાતાં ખાતાં, સંસારચક્રમાં ફર્યા કરે છે. ગમે તે ધંધામાં–ગમે તે લાઈનમાં–ગમે તે પંથ અગર માર્ગમાં–પેસવું; તે સહેલું છે; પણ ત્યાં સત્યાસત્યનો વિચાર કરીને, ઠીક જણાય; તો–ટકી રહેવું; તે અઘરૂં કામ છે. વિજય દરેક લાઇનમાં છે–Everywhere there is sphere of rise–વિજય ટકીરહેનાર માટે છે; રખડતા ચિત્તવાળા માટે, વિજય નથી. યાદ રાખવું કે–સ્વધર્મને અને સ્વકર્મને જાણ્યા વિના તજી દઈને, નાસ્તીકવાદના ઓઠા નીચે, કર્મમાર્ગનો ત્યાગ કરવાની આ વાત નથી. આળસુ, પ્રમાદી અને એવા પશુ જેવા અજ્ઞાની માણસો, અનાયાસે કર્મમાર્ગથી વિમુખ રહે છે. તેમને માટે આ વાત નથી. જેઓ ભગવાન માટે, અને ભગવાનના ભકતો માટે, નવા નવા ભાવ પ્રગટાવે છે. એવા પવિત્ર ભાવમાં, સ્વકર્મને પણ, જેઓ ભૂલી જાય છે; તેમની આ વાત છે. ભજન કરતાં કરતાં, પોતાના દેહને પણ ભૂલી જાય છે; તેમની આ વાત છે. પરપુરૂષ ગમે એવા સુંદર હોય; ધનવાન્ હોય; અગર ગુણીયલ હોય; પણ તેમાં મન જાય; તો તે પતિવ્રતા ન ગણાય. તેમ સંસારનાં અનેક સુખ, ગમે એવાં સારાં હોય, તોપણ તેમાં મન ન જાય; તેમની આ વાત છે. મનવાણી અને કાયાથી પ્રભુને ભજતાં, રાત્રિ દિવસ કયાં ચાલ્યાં જાય છે; તેની ખબર ન રહે; તેમની આ વાત છે. જીભ જમે નહીં; છતાં હૃદય જમ્યાજ કરે; ધારણા કર્યા વિના, ધ્યાન થયા જ કરે; સંકલ્પ કર્યા વિના, સર્વ કર્મ પ્રભુને અર્પણ થયાજ કરે; વાયુનો નિરોધ યર્યા વિના, ઘડી ઘડીમાં ચિત્ત સ્થિર બની જાય; વિષયભોગ સિવાય, સદા સ્વાદાનંદનું સુખ મળ્યાજ કરે; એટલે અખંડ સ્વરૂપસ્થીતિ ભોગવાય; તે ઉંચકોટિના જીવોની, આ વાત છે. એવા જીવો જ્યાં હોય; ત્યાં તેમને અમારા ઘણા ઘણા પ્રણામ કહેજો.

હવે ૩૦ મું લક્ષણ પ્રભુ કહે છે.

**ज्ञात्वाऽज्ञात्वाथ ये वै मां, यावान्यश्चास्मि यादृशः ॥**
**भजन्त्यनन्यभावेन, ते मे भक्ततमा मताः ॥ ३३ ॥**

અર્થ—હું કે જે દેશકાળાદિકના પરિચ્છેદથી રહિત છઉં; સર્વનો આત્મા, અને સચ્ચિદાનંદસ્વરૂપ છઉં; તેને જાણીને અથવા ન જાણીને, જે પુરૂષ દૃઢ અને અનન્યભાવથી મને ભજે છે; તેઓને પણ હું ઉત્તમ સાધુ માનું છઉં[૩૩]

૩૩ વિવેચન—

**૩૦ મને જાણીને અથવા ન જાણીને પણ, મને ભજે—**

દરેક શાસ્ત્રમાં ભગવાન કહે છે કે—

"મારી બાબતમાં ઉંડા ઉતરવાની કોઇને ના નથી. સર્વે જ્ઞાનીઓને અથવા ભકતોને મને જાણી લેવાની, સંપૂર્ણ પરવાનગી છે. સંતોની અને શાસ્ત્રોની સંપૂર્ણ સગવડ છે. દેવ અને દેવમંદિરો પણ, મને જાણી લેવા માટેજ છે. સંપૂર્ણ સગવડવાળો મનુષ્યદેહ પણ, મને જાણી લેવા માટેજ છે. મનુષ્યદેહની બુદ્ધિને જેટલી સૂક્ષ્મ કરવા ધારે; તેટલી થઈ શકે એમ છે.

**बुद्ध्या विशुद्धया युक्तो, धृत्यात्मानं नियम्य च ॥**
**शब्दादीन् विषयांस्त्यक्त्वा, रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥**
**विविक्तसेवी लघ्वाशी, यतवाक्कायमानसः ॥**
**ध्यानयोगपरो नित्यं, वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥**
**अहंकारं बलं दर्पं, कामं क्रोधं परिग्रहम् ॥**
**विमुच्य निर्ममः शांतो, ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥**

[ ગીતા અ. ૧૮ ]

આવાં અનેક સાધનોથી, જીજ્ઞાસુ મને જાણી શકે છે. મારૂં સ્વરૂપ, સચ્ચિદાનંદ છે; જગતનો હું આનંદકંદ છઉં; હું નિત્યસિદ્ધ અને પરમશુદ્ધ છઉં; ભૂત ભવિષ્ય અને વર્તમાનમાં, હું છઉં-છતે અને છઉં. કદિ નથી એમ નહીં. હું સર્વવ્યાપક છઉં; એટલે અહીં છઉં; અને ત્યાં નથી; એમ સમજવુ નહીં. હું સર્વનો આત્મા છઉં; તથા ભેદરહિત છઉં. હું એકજ છઉં. સૃષ્ટિના આરંભકાળમાં હું અનેક રૂપ થાઉં છઉં; અને સૃષ્ટિના પ્રલય કાળમાં, હું અનેક મટીને, એક થાઉં છઉં. જ્ઞાનસ્વરૂપ હું છઉં; અને અનંત પણ હું છઉં. જે પરબ્રહ્મ કહેવાય છે; તે હું પોતે છઉં. મારૂં આવું રૂપ છે, એમ સમજીને, જે મને ભજે છે; તે ઉત્તમ ભક્ત, અથવા ઉત્તમ જ્ઞાની છે. કદિ આટલુ બધું જાણવાની ભોળા ભકતોને સગવડ ન હોય; અને પોતાના ગુરૂના કહેવાથીજ, મારી ભક્તિમાં લાગ્યો

---

૩૩ પદચ્છેદ—**यः यावान् अस्मि**-હું કે જે આવડોજ છઉં. **च**-અને. **यः यादृशः अस्मि**:-હું કે જે આવોજ છઉં. **इति मां ज्ञात्वा अथ अज्ञात्वा**-એમ મને જાણીને અથવા ન જાણીને. **ये वै अनन्यभावेन मां भजंति**-જે નિશ્ચયપૂર્વક અનન્ય ભાવથી મને **ભજે છે. ते मे भक्ततमाः मताः**-તે મારા ઉત્તમ ભકતો છે, એવી મારી માન્યતા **છે.**

હોય; તો તે ભક્ત પણ, મને માન્ય છે. શબરી, કરમા, નાભો, નામદેવ, વિગેરે કાંઇ ભણ્યા નહોતા. પ્રભુ કેવા હશે; તે જાણતા પણ નહીં. માત્ર ગુરૂના વચને કુદી પડયા. તોપણ પાર પામ્યા. ખેતરમાં સવળા અવળા, ગમે એમ દાણા વાવે; પણ તે સવળાજ ઉગે. જાણે અજાણે સાકર ખાઓ; તો ગળીજ લાગે.

સુતીક્ષ્ણ શ્રીરામને કહે છે કે—

ચોપાઇ—જે જાનહિ તે જાનહુ સ્વામી, સગુણ અગુણ ઉર અંતરયામી,
　　જો કૌશલપતિ રાજીવ નયના, કરો સો રામ હૃદય મમ અયના.

દૃષ્ટાંત—નારદ ફરતા ફરતા એક ખેતરમાં આવ્યા. ખેડુત હળ હાંકી રહ્યો હતો. ઉનાળાનો દહાડો, તાપ સખત. ખેડુતને તાપમાં કામ કરતો જોઇને, નારદને ખેડુત ઉપર દયા આવી.

નારદ—કેમ પટેલ ! કાંઈ ધર્મધ્યાન કરો છો ?

પટેલ—વળી ધર્મધ્યાન કેવું હોય ! અહીં તો ! ખેતર, બળદીયા અને અમે એટલું ધર્મધ્યાન થાય છે.

નારદજી—નામ સ્મરણ કરતા હો; તોપણ ઠીક. મનુષ્યાદેહ ફરી ફરી નહીં મળે.

પટેલ—કયું નામ ઠીક ? તમે શોધી આપો; તો પછી મુકુજ નહીં.

નારદે પ્રભુનાં ઘણાં નામ ગણાવ્યાં. તેમાં 'ગોપાળજી' નામ પટેલને ગમ્યું. 'ગોપાળજી' નામનો તે ગામનો તલાટી હતો. તેથી તે નામ યાદ રહેશે; એમ પટેલે નારદને કહ્યું. 'ઠીક' કહીને, નારદજી ત્યાંથી બિદાય થયા. નારદના વચનમાં પટેલને પાકો વિશ્વાસ બેઠો. પટેલ 'ગોપાળજી, ગોપાળજી' ભજતો જાય; અને હળ હાંકતો જાય. એવામાં એક મોટું ઢેફું હળની કોશમાં ભરાયું. હળ ચોટયું. પટેલ ઢેફું ભાંગી નાંખવાની ભાંજગડમાં પડયો. ગોપાળજીનું ચિંતવન મટીને, ઢેફાનું ચિંતવન પટેલના હૃદયમાં થઈ પડયું. 'ગોપાળજી'ને બદલે 'ઢેફાળજી' વાણીમાં ચડી આવ્યા. જીભ 'ઢેફાળજી' નું ભજન કરવા લાગી. 'ઢેફાળજી, ઢેફાળજી, ઢેફાળજી' એવો અવાજ ચારે તરફ સંભળાવા લાગ્યો. વૈકુંઠમાં સોનાને હિંચકે હિંચકતાં, શ્રી હરિએ, પટેલનું ભજન સાંભળ્યું. લક્ષ્મીને હાક મારી. લક્ષ્મી આવી પહોંચતાં, પ્રભુ બોલ્યા કે 'મારી સાથે ચાલ્યાં આવો; કાંઈ જોવા જેવું છે.' પ્રભુ આગળ અને લક્ષ્મી પાછળ ! રઢીયાળું જોડું ! જોત જોતામાં પટેલના ખેતર લગભગ બેઉ આવ્યાં. બેઉ એક ખાડામાં સંતાયાં. 'ઢેફાળજી, ઢેફાળજી' એવો એકજ અવાજ ત્યાં થઈ રહ્યો હતો.

લક્ષ્મી—હેં પ્રભુ ! આ શું ? આ વળી કોનું ભજન ?

પ્રભુ—ત્યાં જઈને પુછો.

લક્ષ્મી ખાડામાંથી બહાર નીકળી, પટેલની પાસે જઈને પૂછવા લાગ્યાં, 'અલ્યા ઓ ભાઇ ? તું કોનું ભજન કરે છે ?' આમ બે પાંચ વખત પૂછયું. રખે નારદજીએ આપેલું નામ ભૂલી જવાય; એવા ભયથી, પટેલે જવાબ આપ્યો નહી ! લક્ષ્મીએ પુછયાજ કર્યું; ત્યારે પટેલે કંટાળીને જવાબ આપ્યો કે—'તારા માટીનું ભજન કરૂં છઉં ?'

લક્ષ્મી–મારો માટી કયાં છે ?

પટેલ—ઓ પેલી ખાડમાં પડયો.

*આ સાંભળી લક્ષ્મી હસી પડયાં; પ્રભુ ખાડામાંથી નીકળી લક્ષ્મી પાસે આવ્યા.*

લક્ષ્મી—પ્રભુને-પણુ વ્હાલા ! આ નામ વળી કઇ ફોઇબાએ પાડયું હતું ?

પ્રભુ—તે પણુ હશે. તમે જાણો છો ને કે—

**मत्तः परतरं नान्यत्, किंचिदस्ति धनंजय ।**

**मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥ ७ ॥** [ ગીતા અ. ૭ ]

ભોળા પટેલને દર્શન દઇને, પ્રભુ લક્ષ્મી સાથે વૈકુંઠ પાછા ગયા.

કહેવાનો ભાવ એ છે કે—પુરૂષાર્થ કરીને, પ્રભુ શું છે; તે બરાબર જાણો. કદિ પુરૂષાર્થ ન કરી શકો; કદિ પ્રભુને તેના વાસ્તવ સ્વરૂપમાં ન જાણી શકો; તો પણુ પ્રભુને જાણુવાના લોભમાં, બેસી રહેવું નહી ! પ્રભુને ભજવા માંડવા. જાણુવા કરતાં, ભજવાનો મહિમા વધારે છે. એટલે જાણો અથવા ન જાણો; પણુ આંખો વીંચીને ભજો. ભજવાનું ભૂલો નહીં.

જે આખો દિવસ દળ્યા કરે; તે જમ્યા વિના રહી જાય; જે આખી જીંદગી રળ્યા કરે; તે ભોગવ્યા વિના રહી જાય; તેમ જે આખી જીંદગી જાણ્યા કરે; તે ભજ્યા વિના રહી જાય.

દષ્ટાંત—એક સંત ગામમાં ચડી આવતાં, હીરાભાઇએ તેમની બહુ સેવા કરી. હીરાભાઇની નિર્ધનતા જોઇને, સંતે નીકળતી વખતે, હીરાભાઇને એક પારસમણી આપ્યો; અને કહ્યું કે-'પ્રભાસથી વળતાં, એક માસ થશે. એક માસ સુધીમાં, પારસમણિનો ઉપયોગ કરી લેજો. પછી પારસમણી પાછો આપવો પડશે.' પારસમણી મળતાં હીરાભાઈના આનંદનો પાર રહ્યો નહીં. ચાર પાંચ દિવસ તો આનંદમાં ને આનંદમાં ચાલ્યા ગયા. પછી હીરાભાઇએ ગામમાંથી લોઢું એકઠું કરવા માંડયું. ઘરમાં જ્યાં જોઇએ ત્યાં લોઢાના ઢગલા ! ઘરની બહાર પણુ, ઢગલાબંધ લોઢું એકઠું થવા લાગ્યું. ઘરમાં જે કાંઈ નાણું હતું; તે લોઢું ખરીદવામાં વપરાઈ ગયું. પૈસા ઉછીના લાવીને, લોઢાની ખરીદી ચાલુ રાખી. આ ધંધામાં માસ ઉપર બે દિવસ થયા. સંત પધાર્યા. સંતે પારસમણી પાછો માગ્યો.

હીરાભાઈ—પણુ તેનો ઉપયોગ, હું કરી શકયો નથી.

સંત—અરે ! ત્યારે તમે અત્યાર સુધી કર્યું શું ?

હીરાભાઈ— જુઓને ! આ લોઢું એકઠું કર્યું.

સંત—અરે ! લોઢું એકઠું થતું ગયું; તેમ તેનું સોનું બનાવી લેવું હતુ ને ?

હીરાભાઈ—હું લોઢું એકઠું કરવામાં મચી પડયો.

સંત—પણુ તેથી વળ્યું શું ? મુદત વીત્યા પછી, લોઢું કામનું શું ? હવે તો લોઢાને અહીં ઘરમાંથી, અને ઘરની બહારથી, ઉપડાવવાના પૈસા બેસશે.

હીરાભાઈ—લોઢું એકઠું કરવાની ધાંધલમાં, મુદતનું ભાન રહ્યું નહીં. ત્યારે હવે ?

સંત—હવે જીતી બાજી હાર્યા.

તાત્પર્ય—જ્ઞાન મેળવવાના મોહમાં, અથવા તર્ક વિતર્કના તાનમાં, આયુષ્યની મોંઘી પળો ચાલી જાય છે; અને મોત આવીને ઉભું રહે છે; તેનું જીવને ભાન રહેતું નથી. ધણી ધણીયાણી એકજ ઘરમાં, સો વરસે સાથે રહે; પણુ એકાંતમાં પાસે પાસે બેસીને, એક બીજાના પ્રેમનું પાન કરે; તેટલીજ કલાકો, અને તેટલીજ પળો-દાંપત્યસુખને ચોપડે

નોંધાય. તેમ જીવ અને શિવ, એકજ દેહમાં સો વરસ સાથે રહે; પણ જેટલી કલાકો, અથવા જેટલી પળો, જીવ પ્રભુમાં તદ્રૂપ થાય; એટલીજ આયુષ્યની સફળતા. આ ભજન તે, પેટમાં કાંઇ, અને ઉપર કાંઈ–તે નથી. આ ભજન તે લાંબે રાગે, બે પાંચ ભજન ગાઇને હો–હો કરીએ. અને પછી કરતા હો–સો કરીએ; તે નથી. આ તો ખાંડાના ખેલ ! અંતર્યામીને રીજવવાની રમત. જગતને રીજવવાની રમત નહીં. જુનાગઢમ ઘણાં ડાહ્યા–ગોકુળજી ઝાલા જેવા મોટા વેદાંતી–થયા; પણ નરસીના છાબડામાં બેસનારા મળ્યા નથી. વડોદરા રાજમાં ઘણા વિદ્વાન થયા; પણ દયારામની જોડમાં ઉભા રહે; એવા હજી જડયા નથી.

ત્યારે આ ભક્તો કેવા ?—

ચોપાઈ—સોઈ સર્વજ્ઞ ગુણી સોઇ જ્ઞાતા, સોઈ મહિમંડન પંડિત દાતા;
ધર્મ પરાયણ સોઈ કુલ ત્રાતા, **રામ ચરણ જાકર મન રાતા.**
નીતિ નિપુણ સોઈ પરમ સયાના, શ્રુતિ સિદ્ધાંત નીક[1] તેહી જાના.
સોઈ કવિ કોવિદ સોઈ નર ધીરા, **જો છલછાંડિ ભજે રઘુવીરા.**

[મોક્ષવાણી પાનુ ૯૫].

કૈલાસ ઉપર શ્રીસદાશિવ, સતી પાર્વતીને આગળ કહે છે કે—

દોહરો—સો કુલ ધન્ય ઉમા ! સુન, જગત પુજ્ય સુપુનીત;
શ્રીરઘુવીર પરાયણ, જેહિ કુલ ઉપજ વિનીત–સીયાવર૦

એવા સંતોને પ્રણામ–પ્રણામ–પ્રણામ–પ્રણામ.

યાદ રાખવું—કે–આ જ્ઞાનની નિંદા નથી. જ્ઞાનમાં, ઘમંડ નામનું, ધાંધલ નામનું, તર્ક વિતર્ક નામનું–અજ્ઞાન પેસી જાય છે; તેની આ નિંદા છે. સમુદ્રની સીમા છે; પણ જ્ઞાનની સીમા નહીં. પ્રભુ જેમ અનંત છે; તેમ જ્ઞાન પણ અનંત છે. રાંધનારે રાંધવામાંજ રહેવું; અને જમવું નહીં; તે જેમ ગાંડપણ છે; તેમ જ્ઞાનના જીજ્ઞાસુએ, જ્ઞાનની શોધમાં રહેવું; અને શ્રીહરિની સાથે બેસવું ઉઠવું નહીં; તે ગાંડપણ છે. દરેક ધર્મમાં સ્વધર્મની ગોઠવણ છે. તે શ્રીહરિ સાથે ઉઠતાં બેસતાં શીખવે છે. સ્વધર્મના પાલન સાથે, જ્ઞાનની ગોઠવણ રાખવીજ જોઇએ. સ્વધર્મ પાલન મુખ્ય છે; તોપણ જ્ઞાન વિનાનું સ્વધર્મપાલન ફીકકું છે. જ્ઞાનપૂર્વક સંધ્યાવંદનાદિ ક્રિયાઓ થાય; તે ઠીક. જ્ઞાનપૂર્વક દેવદર્શન, પૂજન થાય; તે ઠીક. આ જીવને એકજ અવતારનું કામકાજ નથી. પૂર્વ અવતારમાં જ્ઞાનનું કામકાજ થઇ ગયું હોય છે; તે આ અવતારે કામ આવે છે. ત્રીશ લક્ષણ સંબંધી વાતચીત થઈ રહી.

હવે દેવપૂજન સંબંધી પ્રભુ બોલે છે—

**मल्लिङ्गमद्भक्तजन–दर्शनस्पर्शनार्चनम् ॥**
**परिचर्या स्तुतिः प्रह्व–गुणकर्मानुकीर्तनम् ॥३४॥**

---

૧ બરાબર.

૩૪ પદચ્છેદ—**मम लिंगं मल्लिंगं,** (ચિન્હ–મૂર્તિ) **मल्लिंगं च मद्भक्तजनाश्च, मल्लिंगमद्भक्तजनाश्च** ( મારી મૂર્તિ અને મારા ભક્તો ) **तेषां दर्शनं च स्पर्शनं च अर्चनं च तेषां समाहारः**–મારી મૂર્તિનાં અને મારા ભક્તોનાં દર્શન સ્પર્શ અને

અર્થ—મારી મૂર્તિઓનું અને મારા ભક્તજનોનું દર્શન, સ્પર્શન, અને પૂજન કરવું. તેઓની સેવા, સ્તુતિ, અને તેઓના ગુણ તથા કર્મોનું કીર્તન, નમ્રતા પૂર્વક કરવું. [૩૪]

૩૪ વિવેચન—

મૂર્તિપૂજા તથા બ્રાહ્મણ સાધુ વિગેરે જે ભગવદ્ભક્ત છે; તેમનું પૂજન, દર્શન વિગેરે આવશ્યક છે; એમ પ્રભુ આ શ્લોકમાં કહે છે. તેમની સેવા, સ્તુતિ અને તેમનાં જન્મ-કર્મનું કીર્તન પણ આવશ્યક છે; એમ પ્રભુ કહે છે.

મૂર્તિપૂજા—વિજ્ઞાનના આ જમાનામાં, મૂર્તિપૂજાની વાત કરવી; તથા બ્રાહ્મણાદિનાં પૂજન, દર્શન, સેવા વિગેરેની વાત કરવી; તે આસ્તીકો પાસે તો ઠીક; પણ નાસ્તીકો પાસે, ગાંડા ગણાવા જેવી વાત છે. 'નાગનકે ગામનમેં', ધોબનકો કહાં કામ ?' જેમ જેમ દેશમાં કોલેજો, યુનિવર્સીટીઓ, કન્યાશાળાઓ વધી પડી; તેમ તેમ નાસ્તીકવાદ—અનાસ્થા—અશ્રદ્ધા ફાટી નીકળ્યાં. તોપણ હજી તેમાં કેટલાંએક યુવક અને યુવતીઓ, આસ્તીક માબાપનાં બાળકો છે. વાળ્યાં વળે એવાં નમ્ર છે—બરડ નથી. સમજાવ્યાં સમજે એવાં ખાનદાન છે. તેમને મૂાત પૂજા સંબંધી, થોડી વાત કરૂં તો ઠીક. મૂર્તિપૂજાની પ્રથા, દરેક દેશમાં અનાદિકાળથી ચાલુ છે. કેટલાએક દેશ, સુધારાના ડોળમાં, મૂર્તિપૂજાનો અનાદર કરતા જણાય છે; તોપણ તેઓ ઈશ્વરને નામે, કાંઇ કાંઈ વસ્તુને પૂજતા જોવામાં આવે છે. ખ્રીસ્તીઓ મૂર્તિપૂજાનો અનાદર કરે છે; તોપણ તેઓ ક્રોસને પૂજે છે—માને છે. મુસલમાનો મૂર્તિ-પૂજાનો અનાદર કરે છે; તો પણ કબરને તેઓ પૂજે છે. જેમ મૂર્તિને ઘરેણાં પહેરાવાય છે; તેમ કેટલીએક કબરોને હીરારત્ન જડેલાં હોય છે. ખ્રીસ્તિઓ ક્રોસને અને મુસલમાનો કબરને, પ્રાણથી અધીક ગણીને, સાચવે છે.

ગૌતમબુદ્ધે મૂર્તિપૂજાનો અનાદર કર્યો;તે બદલ સ્તંભપૂજન સ્વિકાર્યું હતું.વળી તેના મરણ પછી, ગૌતમબુદ્ધની અનેક મૂર્તિઓ, અનેક ઠેકાણે ગોઠવાઈ ગઇ. રામકૃષ્ણ પરમહંસને માનનારાઓમાં, ઘણા સુધારકો છે. તોપણ આપે મુંબઈ સમાચાર તા. ૧૫—૧—૩૮ માં વાંચ્યું હશે કે—કલકત્તાના બેલુર મઠમાં મોટું મંદિર બાંધીને, તેમાં રામકૃષ્ણ પરમહંસની મૂર્તિને પધરાવી છે. મોટા પુરૂષોના બાવલાં, જ્યાં ત્યાં મુકવામાં આવે છે; તે તેમની મૂર્તિજ છે. એટલે જે આપણું ઈષ્ટ હોય; પૂજ્ય હોય; તેની મૂર્તિ બનાવીને પૂજવી; મનુષ્યોને બહુ ગમે છે. મૂર્તિ નહીં તો છબી; અને છબી નહીં તો, તેમની કાંઈ વસ્તુ. જેમ ભરતે પૂજન માટે શ્રીરામની પાદુકા માગી લીધી હતી. ગૌરાંગ મહા પ્રભુજીનાં સ્ત્રી—વિષ્ણુપ્રિયાએ, પોતાના અવલંબન માટે, પ્રભુની પાદુકા માગી લીધી હતી. આવું કાંઈ પૂજવાની મનુષ્યોને ટેવ પડી છે; અને આ ટેવમાં તેમના આત્માને કાંઈક શાંતિ થતી હોય; એમ સૌ કોઈ સમજે છે. ક્રોસ, કબરો, માનવીઓનાં બાવલાં, અથવા તેમની પાદુકા વિગેરે પૂજાય છે; ત્યારે ભગવાન રામચંદ્રની અથવા શ્રીકૃષ્ણની, અથવા એવા દેવોની મૂર્તિઓ પૂજાય; તો તેમાં કંટાળવા જેવું કાંઇ નથી. કદિ મૂર્તિનો

---

પૂજન. **परिचर्या**-સેવા. **स्तुतिः**-સ્તુતિ. [**प्रह्वः**-પ્રણામ. **गुणाश्च कर्माणि च गुणकर्माणि, तेषां अनुकीर्तनम्** ] **प्रह्वेण गुण०**-તેઓના ગુણોનું અને તેઓનાં કર્મોનું કીર્તન, નમ્રતા પૂર્વક કરવું.

તિરસ્કાર હોય; તો આપણે પોતે, દેહ છે ત્યાં સુધી, મૂર્તિમાન છીએ. સગુણ છીએ. નિર્ગુણ નથી. મૂર્તિને ધરાતા શણગારોનો કંટાળો હોય; તો આપણને પોતાને, શણગારો પહેરવા હજી ગમે છે. મૂર્તિને શણગારો ધરાવે; તોજ મૂર્તિ પ્રિય લાગે. આકર્ષણ કરે. તોજ આપણું ચિત્ત ત્યાં ચોંટે. કદિ મૂર્તિપૂજા ટાયલાં જેવી લાગે; તેમાં વખત ગાળતાં કંટાળો આવે; તો આપણા રસોડામાં જુઓને ! સાદી રસોઇ પણ જમાય; છતાં કેટલાં ટાયલાં તેમાં વધી પડયાં છે ! આપણાં વસ્ત્રો જુઓને ! એ પાંચ વસ્ત્રોથી ચાલે; પણ ના ! એમ નહીં. સમે સમેના પોશાક જુદા. ટાયલાં કયાં નથી વધ્યાં ! જે વાતચીત પાંચ દસ કે પંદર મીનીટમાં પતી જાય; તે વાતચીત, કલાકોના કલાક ચાલ્યાં કરે. કેમ તે ટાયલાં નથી ? ત્યારે મૂર્તિપૂજામાં કંટાળો કેમ આવ્યો. તે સમજાય છે ? જે ઘરમાં અંદર બહારથી અગ્નિ ફાટી નીકળે; તે ઘર ત્વરાથી સળગી ઉઠે.

અંદરથી કેમ ?—કેવી રીતે આગ લાગે છે ? તે સાંભળો-મૂર્તિ જેવી અમોલી વસ્તુ, સોએ નેવુ ટકા, કામી, ક્રોધી અને લોભી પૂજારીઓને સોંપાય છે. દેવ જેવા હોય; તેમને દેવ સોંપાય. દેવભૂમિમાં રહેનારા પુજારીઓએ, દેવ જેવા બનીને, સમાજની દેવમાં થએલી શ્રદ્ધાને, દઢ કરવી જોઇએ. લોકો ભોળાં છે. દેવદર્શને આવતાં, તેઓ પૂજારીનાં સંબંધમાં વધારે આવે છે. પૂજારી વિદ્વાન અને ચારિત્રવાન્ હોય; તો તેની છાપ, દર્શને આવનારના ઉપર, પડયા વિના રહેતી નથી. તેમ પૂજારી અભણ હોય; તો તેનો અંધકાર, આસપાસ ફેલાતો જાય છે.

ટાઇમ્સ ઓફ ઇંડિયાના તા. ૨૮–૧૨–૩૭ ના અંકમાં, (મુંબઇ સમાચાર તા. ૨૨-૧-૩૮ ના અંકમાં) એક એવી વાત આવી હતી કે-ગતપુરમાં વરૂણદેવનું મંદિર છે. ગયા ચોમાસામાં વરસાદ આવતાં ઢીલ થઇ. પુજારીએ સલાહ આપી કે ‘ કોઈ માણસનો ભોગ આપીએ; તો વરૂણદેવ પ્રસન્ન થાય; અને વરસાદ આવે.’ ભોળા લોકોએ પૂજારીની વાત માનીને, સપ્ટેમ્બર માસમાં એક જુવાન માણસને પકડીને આણ્યો. તેને ત્રણ દિવસ ભૂખે મારીને ઢીલો કરી નાખ્યો. પછી સાંકળે બાંધીને, અને તેના ગળામાં પુષ્પના હાર નાંખીને, વરૂણદેવ આગળ લાવીને, તેને મારી નાંખ્યો. પોલીસને ખબર પડતાં, ગુન્હેગારોને પકડયા. કેસ ચાલ્યો. ફેસલો આવતાં, જજે ધર્મના અજ્ઞાનની ઘણી ટીકા કરી. મુખીએ ખુનમાં મુખ્ય ભાગ લીધો હતો. માટે તેને દેશનિકાલની સજા થઇ. પુજારીને દસ વરસની સખત મજુરી સાથે કેદની શિક્ષા થઇ. વિગેરે. આવું ખુન બધે બનતું નથી; પણ આવું કાંઇક કાંઇક કાંઇક, નેવું ટકા, અજ્ઞાનની ઓથે બન્યા કરે છે. કામ, ક્રોધ અને લોભના પડદામાં બન્યાજ કરે છે. માંદાને માનતા અપાય છે કે ‘ જીવ સાટે જીવ ચડાવ, તો બચી જઇશ.’ આ પ્રમાણે અનેક પશુઓનો નાશ થાય છે. પુજારીઓ દોરા ધાગા કરીને ધન ધુતવે છે. દર્શન કરવા આવતી સુંદરીઓના મોહમાં ફસાઇ પડવું; તે ઘણુંજ સહેલું અને સંભવીત છે. બ્હેનો પણ ભોળી અને અજ્ઞાન હોય છે. આવે ઠેકાણે ઉત્તમ ચારિત્રવાનની જરૂર છે. કામમાં અને લોભમાં જે ફાવતા નથી; તે ક્રોધે ઘેરાય છે. એટલે આ ત્રણ મુકવા માટેજ, દેવદર્શન, દેવપૂજન વિગેરે થાય છે. તે ત્રણ દેવમંદિરોને ઉમરેજ ઉભાં હોય; તો જવું કયાં ? જ્યાં રક્ષણ ત્યાં ભક્ષણ ? ત્યારે ઠરવાનું ઠામ કયું ? યાદ રાખવું કે-ધર્મ એટલે વૈભવ નહીં; પણ ધર્મ એટલે વૈરાગ્ય. જ્યારથી ધર્મની ઓથે ઉભેલા બ્રાહ્મણો, આચાર્યો અગર મહંતો, વૈભવમાં લોભાયા; અથવા વૈભવવાળા થયા; ત્યારથી ધર્મ વગોવાયો છે; અને વૈભવી સંતો

હાંસીને પાત્ર બન્યા છે. રેલ્વે પ્રથમ નિયમીત થાય; તોજ લોકો નિયમીત થાય. ઓફીસનો અમલદાર, નિયમીત હાજર રહે; તોજ તાબાના નોકરો નિયમીત હાજર રહે. જે રાજનો રાજા સાલસ; તે પ્રજાને સાલસ બનાવી શકે; જે રાજા પોતેજ રંડીબાજ; તે પ્રજાને સાલસ રહેવાનું કેમ કહી શકે ? પ્રજામાં ધર્માચાર્યોનું અગર મહંતોનું પદ, રાજાઓના પદથી મોટું છે. રાજા પૃથ્વીના નાનકડા ટુકડાનો રાજા; અને પુજારી વિગેરે આખી પૃથ્વીના રાજા છે. અરે પ્રભુ પછી, પહેલાં તે બધા વંદનીય પુરૂષો વંદાય છે. આપણી નૌકાના તે બધા કેપ્ટન છે. નમ્રતાપૂર્વક કહેવાનો હેતુ એ છે કે–દેવમંદિરોના પૂજારીઓ અથવા વહીવટદારો, ઘણાજ ખાનદાન, ઉચ્ચકોટિના, જીવો હોવાં જોઇએ.

દેવમંદિરો–સંસારના તાપથી બળ્યા જળ્યા લોકોને, ઠરવાનું ઠામ, દેવમંદિરો છે. આખા ગામમાં પવિત્રમાં પવિત્ર સ્થળ દેવમંદિર છે. ગરીઓનું પવિત્ર તીર્થ, દેવમંદિર છે. સ્વધર્મના એકડા દેવમંદિરોમાં ઘુંટાય છે. દેવમંદિરોનાં જે કહ્યું; તે સોએ પંચોતેર ટકા માન્ય હોય છે. સાચું સંગઠન દેવમંદિરમાં થાય છે. સમાજ સુધારાના ઘણા પ્રશ્નો, દેવમંદિરોમાં ચર્ચાય છે. ત્યાં જે નિર્ણય થાય; તે ઘણાને માન્ય થાય છે. આવું પવિત્ર સ્થળ પાગલના હાથમાં મુકતાં, વિચાર કરવો જોઇએ. મંદિરમાં જે દેવ હોય; તે દેવ સંબંધી શાસ્ત્રો ત્યાં અવશ્ય રહેવાં જોઇએ. આચાર્ય, મહંત અગર પૂજારીએ, ને શાસ્ત્રો અવશ્ય જાણવાં જોઇએ. મંદિરમાં આવનારાંએ, પોતાના ઇષ્ટ દેવ સંબંધી, ઘણું જાણવું જોઈએ. કેટલાએક કહે છે કે–' ચાલે તેમ ચાલવા દો. ' પણ એમ કરવામાં, મંદિરોની અને દેવોની પ્રતિષ્ઠા, શ્રદ્ધા, આસ્થા ઓછી થતી જાય છે. મંદિરના ટ્રસ્ટીઓ જેમ આવકનો હિસાબ રાખે છે; તેમ પુજારીના ચારિત્રનો, વિદ્યાનો અને વૈરાગ્યનો હિસાબ રાખે; તો સમાજની આસ્થા, દિન પ્રતિદિન વધતી જાય.

II દેવમંદિરોની બહારથી, કેવી રીતે આગ લાગે છે; તે હવે સાંભળો !—

અંગ્રેજી રાજ્ય, પશ્ચિમની કેળવણી અને ઘણાં મંદિરોની શોચનીય સ્થીતિ–આ ત્રણે બંગાળમાં, બ્રહ્મોસમાજ, ગુજરાતમાં પ્રાર્થનાસમાજ. ઉત્તર હિંદમાં આર્યસમાજ, કાશીમાં થીઓસોફી વિગેરે, અનેક નવા નવા સમાજને જન્મ આપ્યો. કુહાડામાં હાથા નહોતા મળ્યા; ત્યાં સુધી વૃક્ષો, કુહાડાના ઢગલાથી ડરતાં નહોતાં. એકજ કુહાડામાં હાથો મળતાં, અનેક વૃક્ષો ડરવા લાગ્યાં.

ખ્રીસ્તીઓ અને મુસલમાન, હિંદુઓના દેવોની અને દેવમંદિરોની નિંદા કરતા હતા; અને કરે છે; પણ તેમનાથી જે ભય નહોતો; તે ભય આપણા પોતાના ભાઇઓથી થઈ પડયો છે. કોઈ માંદુ પડયું હોય; તો તેને દવા આપીને, સુધારવાની ના નથી; પણ તેને મારી નાંખવાની ના છે. હાથે ગુંબડું થયું હોય; તો ગુંબડું મટાડવાની ના નથી; પણ ગુંબડાની ખાતર, હાથ કાપી નાંખવાની ના છે. તેમ દેવમંદિરોના વહીવટ બગડી ગયા હોય; તે સુધારવાની ના નથી; પણ તે પ્રથા કાઢી નાંખવાની ના છે. તે પ્રથા કામની છે. જીવને શાંતિનું સ્થાન દેવમંદિર છે. સાચી કેળવણી ત્યાંથીજ શરૂ થાય છે.

આટલા બધા દેવ શા ? અને આટલા બધા સંપ્રદાય પંથ, મત શા ?–જેમ માનવીઓની પ્રકૃતિઓ જુદી જુદી છે; તેમ તેમના દેવ પણ જુદા જુદા છે. ગંગાનું જળ એકજ; આરા જુદા જુદા. ગમે તે આરેથી પાણી પી શકાય. કુંડાળાનું મધ્યબિંદુ એકજ. તેમાં આવતી

ત્રીજ્યાઓ જુદી જુદી. સંસારરૂપી કુંડાળું, અને મધ્યબિંદુ રૂપે પ્રભુ, ત્રીજ્યારૂપે દરેક સંપ્રદાય અથવા પંથ, મત વિગેરે. દરેક સંપ્રદાયના મૂળ પુરૂષે આપેલું જ્ઞાન, તે તરવાનું મૂખ્ય સાધન છે. ગમે તે ત્રીજ્યા ઉપર ચડીને; મધ્યબિંદુમાં અવાય છે. તેમ ગમે તે સંપ્રદાયમાં રહીને, પ્રભુને પમાય છે. આ અનાદિ સિદ્ધ વાત છે. આ કોઈ નવી વાત નથી.

કળીયુગ–દરેક ધર્મના મૂળ પુરૂષોએ, અન્ય ધર્મની નિંદા ન કરવાની, આજ્ઞા કરી હોય છે; પણ કળીયુગના બળથી, પાપે ઘેરાએલા જીવો, અન્ય ધર્મને નિંદ્યા વિના રહી શકતાં નથી. કયાં ક્રાઈસ્ટની ઉદારતા; અને કયાં પાદરીઓની ધર્મઘેલછા ! કયાં મહમદ પેગંબરની ઉદારતા; અને કયાં મુસલમાનોની ધર્મઘેલછા !!

"You should show equal respect, to the churches of the Christians, Synagoques of the jews, and temples of the sahib (Hindus), as you do to your mosques, for the name of Allah is extolled there" (The Holy Quran).

મહમદ પેગંબર, કુરાને શરીફમાં. પોતાના અનુયાયીઓને આજ્ઞા કરે છે કે "ક્રીશ્ચીયનોના, યાહુદીઓના, અને હિંદુઓના દેવાલયો પ્રત્યે, જેમ તમે તમારી મસીદો તરફ માનથી વર્તો છો; તેમ તમારે વર્તવું; કારણ કે ત્યાં ખુદાનો મહિમા ગવાય છે.

સંપ્રદાયો, દેવમંદિરો, અને દેવો, બહુજ ઉદાર દિલથી, માનવીઓના મોટા હિતની ખાતર, કરવામાં આવ્યાં છે. છતાં દ્વેષના દિકરાઓ, આવા સાર્વજનીક હિતને ભયંકર નુકસાન કરી રહ્યા છે. જ્યાં અજ્ઞાન હોય; ત્યાં ધર્માંધતા હોયજ. જ્યાં ધર્માંધતા, ત્યાં દ્વેષ હોયજ. જ્યાં જ્ઞાન, જ્યાં પોતપોતાનો ધર્મ પાળવા દેવાની ઉદારતા, ત્યાં દ્વેષ ઉભો પણ રહી શકે નહીં. અંગ્રેજના રાજ પહેલાં, પ્રજા અજ્ઞાત હતી; હવે ભણી ગણી; પણ ભણી ગણીને જો કાંઇ વિશેષ શીખી હોય; તો તે વૈભવની અને મોજમજાની લાલસા. વૈભવ અને મોજમજાની લાલસા હોય; ત્યાં દ્વેષ હોયજ. 'આખું જગત્ મારૂં કુટુંબ છે;' એ વાત તો ઉડી ગઈ; પણ જે કુટુંબ છે; તે પણ કુટુંબ રહ્યું નથી. કુટુંબમાં પણ દ્વેષ પેસી ગયો છે. આવું ભણતર, આવું જ્ઞાન, આવી સમજણ, આવો સુધારો, પાયમાલીને પંથે કુચ કરી રહ્યો છે.

આપણા શાસ્ત્રસંબંધીના અજ્ઞાનનો લાભ, નાસ્તીકો બહુ લે છે–'કોઇએ કહ્યું કે 'પુરાણોમાં ટાઢા પહોરના ગપોડાં છે.' તે સંબંધી જેમણે ઉંડો અભ્યાસ ન કર્યો હોય; અને તે સંબંધી વિશેષ જાણવા, જેઓ પ્રયત્ન કરતા નથી; તેઓ મોટા ગાડરની પાછળ, જેમ નાનાં ગાડર ચાલ્યાં જાય છે; તેમ મોટા નાસ્તીકની પાછળ, નાના નાસ્તીકો ચાલ્યા જાય છે. કોઈએ કહ્યું કે 'વેદમાં મૂર્તિની વાત નથી.' તો તેને માનનારા પણ મળી રહ્યા. કોઈએ કહ્યું કે 'ઇશ્વર નિર્ગુણ છે. તેના અવતાર સંભવે નહીં; તો તેની મૂર્તિ કેમ સંભવે?' તો તે માનનારા પણ મળી રહ્યા. કોઈએ કહ્યું કે 'ઇશ્વર એવી કોઈ વસ્તુજ નથી; ધર્મ એ સાધુ બ્રાહ્મણોનું રળી ખાવાનું નર્યું તૂત છે.' તો તે બાબતમાં પણ, ઉંડા ઉતર્યા વિના, હામાં હા મેળવનારા મળી આવ્યા. આ પ્રમાણે સમાજ જ્યાં જ્યાં ઠોકર ખાતો હોય; ત્યાં ત્યાં જ્ઞાનના દીવા મુકવા જોઈએ. મોટાં પુસ્તકો કરતાં, નાનાં પુસ્તકો ઘણું કામ કરશે. પંડિતાઈ ભરેલી મોટી ભાષા કરતાં, સાદી ભાષામાં લખાએલાં પુસ્તકો, પહાડની ટેકરી ઉપર વસનારાં પણ, વાંચી શકશે–સમજી શકશે. ધનવાનોનાં ધન, અનેક સંસ્થાઓમાં,

પ્રવાહની માફક દોડયાં જાય છે; તે ઠીક હોય; તો તેની ના નથી; પણ સુંદરીનું નાક કપાયું હોય; તો તે પહેલું સાંધવું જોઈએ. સનાતન ધર્મમાંથી લોકોની શ્રદ્ધા દીનપ્રતિદીન ઉઠતી જાય છે; તે સ્થાપવા માટે, સૌએ–સ્ત્રી પુરૂષ તમામે–પોતાથી બને તે પ્રયત્ન કરવોજ જોઈએ. ધગશવાળાએ અમને બને તો મળવું જોઇએ.

સામો પ્રયત્ન કેમ નથી ?–દેવમાં અને દેવમંદિરોમાં રહેલી શ્રદ્ધાને ડગાવવા, તોડી પાડવા, વિધર્મીઓનો, અને સુધારા વાળાઓનો, લગભગ સો વરસથી, ભારે પ્રયત્ન થઈ રહ્યો છે. તે સામે આપણો કાંઈ પ્રયત્નજ નથી. અને છે; તો નહીં જેવો છે. આ સંસાર તો 'ટગ ઓફ વૉર' છે. દોરડા ખેંચવાની રમત જેવો છે. જેનું ઘણું ખેંચાણુ, તે જીતે. પંચોતર ટકા લોકો નાસ્તીક બની ગયા છે; તો પણ હજી જાણે કાંઈ બન્યુંજ નથી; એમ દેવમંદિરોમાં, સંતોષ સેવાઇ રહ્યો છે. આ સંતોષ અથવા આ શાંતિ, નાદિરશાનો ધસારો, અને મુગલ બાદશાહની શાંતિ જેવી શાંતિ છે. દેવમંદિરના પુજારીઓએ, સમાજમાં થતી ટિકાઓ સાંભળવી જોઇએ; વિચારવી જોઇએ; કાંઈ ભૂલચૂક હોય; તો સુધારવી જોઈએ. તેમાં જરા પણ દુરાગ્રહ કરવો ન જોઈએ. પોતાની ભૂલચૂક ન હોય; સમાજની ગેર સમજ થતી હોય; તો તેનો ખુલાસો કરવો જોઈએ. આ સંસાર ભયંકર ભુલવણી છે. જીવોને ઉંધે રસ્તે ચડી જતાં વાર લાગતી નથી. વગડે લીલું ઘાસ ચરવાને લોભે, ગાયો આમતેમ ચડી જાય છે; પણ સાવધાન ગોવાળીયો, ગાયોને અવળે રસ્તેથી વાળીને, સવળે રસ્તે લાવે છે. તેમ કૃપાળુ સદ્‌ગુરૂ–સંત–અથવા પુજારી અથવા આચાર્યે, સાવધાનતા પૂર્વક સમાજને અવળે માર્ગેથી વાળી, ભગવદ્ પ્રાપ્તિમાં જોડવો જોઈએ. ભર દરીયે પવન ફવાય છે; ત્યારે સ્ટીમરનો કેપ્ટન અને ખારવા, જીવ સટોસટનું બળ કરીને, સ્ટીમરમાં બેઠેલાંઓને બચાવે છે. સંપ્રદાયો–પંથ–મત, એ જુદી જુદી સ્ટીમરો છે. કેપ્ટનની સ્ટીમરમાંથી પડેલા માણુસનો, એકજ ભવ બગડે છે; અને આચાર્યોની સ્નેહ સ્ટીમરમાંથી પડી ગએલો —ગબડી પડેલો માણુસ. અનેક ભવ ઉભા કરે છે.

સૌ સમજે છે કે–'હું ડાહ્યો છઉં'–'હું જ્ઞાની છઉં.' પણ પોતે તેમ છે; કે નહીં ? તે સાવધાનતા પૂર્વક, અને નમ્રતા પૂર્વક, વારંવાર તપાસવું જોઈએ. કારણ કે આ ભૂલ ભવોભવ ભટકાવે છે. સાચા જ્ઞાનમાં પોતાનો અંતીમ સ્વાર્થ છે.

દેવ મંદિરો વિનાનાં, અને દેવ વિનાનાં માનવીઓ, કટાતા લોઢા જેવા બનતા જાય છે; સુકાતા સરોવર જેવાં થતાં જાય છે. ઘડીભર ધારો કે–આપણે દેવ મંદિરોની અને દેવોની જરૂર નથી; પણ આ સંસાર એક બગીચો છે. આ બગીચામાં જે આજ ખીલ્યાં; તે કાલે કરમાય છે; અને જે આજ કરમાય છે; તે કાલે ખરી પડે છે. જુવાનીના જોરમાં, અથવા વૈભવના તાનમાં; અથવા સત્તાના મદમાં, આપણે પોતાને મરી જવું છે; તે વાત તદ્દન ભૂલી જવાય છે. લોકોનાં થતાં મરણુ, નજરે જોવાય છે; તો પણ આપણું મરણુ, જાણે થવાનુંજ નથી; એવું ઘાટું અજ્ઞાન, અંતરે પથરાઇ રહ્યું છે. × × × ઘડી વિચાર કરી લ્યો. આ અજ્ઞાનને ઉચકવા, શ્રીકૃષ્ણ ઉદ્ધવને કાંઇક સંભળાવી રહ્યા છે; તે આપણે સાંભળવું જોઇએ. જ્ઞાનનાં અનેક સાધનોમાં, ઉપાસના માર્ગ મૂખ્ય સાધન છે. ઉપાસના માર્ગનાં અનેક સાધનોમાં, દેવની મૂર્તિ મૂખ્ય સાધન છે.

શું મૂર્તિ જડ નથી ?–મૂર્તિ પત્થરની અગર ધાતુની છે; પણ તેમાં પ્રાણુ પ્રતિષ્ઠા

કરી દેવત્વ સ્થાપ્યા પછી, તે દેવ છે. કાગળના ટુકડા ઉપર, શહેનશાનો સહી સીક્કો થયા પછી, તે નોટ છે. તે ટુકડાના–જે અંદર છાપ્યા છે તે–દસ વીસ કે સો રૂપિયા મળે છે.

શું મૂર્તિમાં ભગવાન છે?–ભગવાન્ ક્યાં નથી? ભગવાન બધે છે; તો ભાવ ધરીને જ્યાં માન્યા; ત્યાં કેમ ન હોય? મૂર્તિ જડ છે. છતાં જેને નામે તે મૂર્તિ ભજાય છે; તે દેવને ત્યાં ચમકવાની (દર્શન દેવાની) ઘણી ફિકર છે. આ શ્રદ્ધાનો વિષય છે. આ હૃદયનો વિષય છે. પુત્ર આપણો; પણ જેણે હૃદય આપ્યું; તે સ્ત્રી, તેને નચાવે છે. શ્રી દ્વારકાધીશનાં દર્શને, દ્વારકામાં અનેક આવતાં હતાં. મોટા મોટા આચાર્યો, અને રાજાઓ, ચાર ઘોડા જોડેલા રથમાં બેસીને, દ્વારકા આવતા હતા; સાધુ સન્યાસીઓ ત્યાં પધારતા હતા. અનેક સુંદરીઓ, કીર્તન ગાતી ગાતી, બાપુનાં દર્શન કરતી હતી; પણ બાપુને બોડાણો ગમ્યો. બાપુ બોડાણાની પાછળ ચાલી નીકળ્યા. હૃદયનો ખેલ એવો છે. નામદેવના પિતા, ઘણા કાળથી પ્રભુને દુધ ધરતા હતા; પણ પ્રભુ દુધ પીતા નહોતા. નામદેવે બે દિવસમાં પ્રભુને રીજવ્યા. દુધ પાયું. શ્રી આચાર્ય મહાપ્રભુજી, શ્રીનાથજીબાવા સાથે વાતો કરતા હતા. એક બ્રાહ્મણ લાલજીનું પૂજન કરતા હતા; તે વખતે ત્યાં બે સાધુ આવ્યા. સામે આસન નાંખી દેતાં, સાધુઓ બ્રાહ્મણની સામે બેઠા. બ્રાહ્મણે લાલજીને તરભાણામાં નવરાવી, સિંહાસન ઉપર, **પોતાની સામે બેસાડ્યા.** જરાવાર પછી જુએ; તો લાલજીનું મુખ **સાધુ સામે; પુંઠ પોતા સામે.** પોતે બેસાડવામાં ભૂલ કરી હશે; એમ સમજીને, બ્રાહ્મણે લાલજીને પોતાની સામે બેસાડ્યા. પણ થોડીવારમાં, લાલજી સાધુ સામે ફરી ગયા. આમ એક બે વખત નહીં; પણ પાંચ સાત વખત થયું; ત્યારે બ્રાહ્મણને ખાત્રી થઇ કે–લાલજીના ઓળખીતા સંત પધાર્યા છે. બ્રાહ્મણને સાધુ પ્રત્યે ઘણો પ્રેમ થયો. આતો અમારી ગાંડી ગાંડી વાતો! જે સંસારડાહ્યાં હોય; તેમને કહેવાય નહીં.

**જૈનો**—ગામે ગામ જૈનોનાં દેરાસર છે; તોપણ ધનવાનો, મોટા શંઘ લઇને, પાલીતાણે જાય છે. મૂર્તિને બ્હાને ધર્મ, ધ્યાન, પુન્યદાન વિગેરે અનેક સત્કર્મ કરે છે. મૂર્તિને બ્હાને સાધુઓ, સંઘપતિને માનવતાનાં અમોલાં લાડ લડાવે છે. નવાણુ કરોડ ભંડારમાં હોય; તે કોણે જાણ્યા! તેમાં પુણ્ય પણ શું! સંઘપતિ સાધુઓના સંગમાં, સૌજન્યને, લક્ષ્મીને, અને ધર્મને રેલાવતો રેલાવતો, છલકાવતો છલકાવતો નીકળે; તે ગંગાના પ્રવાહ જેવો પવિત્ર, અને પાવનકારી ગણાય. અમદાવાદમાં શેઠ મનસુખભાઇના સપુત માંકુભાઇએ, આ લ્હાણુ લીધી હતી. જામનગરના શેટ પોપટલાલ ધારસીભાઈ, આ લ્હાણુ લઈ રહ્યા છે. ધનવાનોની લક્ષ્મી, હાઇકોર્ટોમાં અને દવાખાનામાં દોડે છે. જે પાયમાલીનો પંથ છે; તે પાપની લક્ષ્મી છે. પોતાના ધર્મ માટે વપરાય; તે પુણ્યની લક્ષ્મી છે. સંઘપતી ઠેક ઠેકાણે શ્રી ઠાકોરજીને રત્નોના હાર ધરે છે. પોપટભાઈ પાલીતાણે ૨૫૦૦૦નો રત્નોનો હાર ધરે છે. સાધુઓ પાસે રહીને, શ્રાવકોને ધર્મમાં પ્રીતિ કરાવે છે. મૂર્તિ જેવી કાંઈ વસ્તુજ ન હત; તો તેઓ આકાશ સામે ઉભા રહીને, એકલા એકલા–લુખા લુખા–ભગવાનને ભજત? લુખો રોટલો ભાવતો નથી; તો લુખા ભગવાન્ કેમ ભજાય! હજી આપણે પોતે સગુણ છઇએ–ગુણોથી ભરેલા છઇએ. આપણે પોતે પ્રભુ કૃપાથી નિર્ગુણ થઇએ; ત્યારે નિર્ગુણની વાત કરીશું. શ્રીમદ્‌ભાગવતમાં શ્રીશુકદેવજી કહે છે કે–'હું નિર્ગુણનો ઉપાસક છઉં; તોપણ સગુણ ભગવાનના ગુણ ગાતાં, મને કંઇક વિશેષ આનંદ થાય છે.

મારૂં હૃદય દ્રવે છે; કોઈ કોઇ વાર ગદ્ગદ્ કંઠે થઇ જાઉં છઉં: કોઇ કોઈ વખત આંખો પ્રેમનાં આંસુથી ઉભરાય છે.” જનક વિદેહી; પણ જ્યારે તેણે શ્રીરામચંદ્રનાં, વિશ્વામિત્ર સાથે, પ્રથમ દર્શન કર્યાં; ત્યારે—

ચોપાઈ—મુરતિ મધુર મનોહર દેખી, ભયેઉ વિદેહ વિદેહ વિશેખી.

મૂર્તિથી કંટાળીએ; તો ચિત્રકળાનો પ્રથમ નાશ કરવો જોઇએ. આ જગત્ આખું આપણે-તમે સૌ-મૂર્તિમાન્ છઇએ; તેનો પણ નાશ કરવો જોઇએ. ભગવાનની છબીયો આપણને ગમતી ન હોય; તો પછી આપણી પોતાની છબીયોમાં, આપણને શો મોહ છે? વિગેરે-વિગેરે.

સનાતનધર્મની મૂર્તિપૂજા, સાવધાનતા પૂર્વક સમજવા જેવી છે; ઉંડા ઉતરીને જોવા જેવી વાત છે. સાંભળો! કપિલ ભગવાન્ દેવહૂતીને કહે છે-શ્રીમદ્ ભાગ. સ્કંધ ૩-અ. ૨૯

**अहं सर्वेषु भूतेषु, भूतात्माऽवस्थितः सदा ॥**
**तमवज्ञाय मां मर्त्यः, कुरुतेऽर्चाविडंबनम् ॥२१॥**

અર્થ—‘સર્વનો અંતર્યામી હું, સર્વ પ્રાણીઓમાં સદાય રહેલો છઉં; તેની અવજ્ઞા કરીને, માણસ જો મૂર્તિપૂજા કરે; તો તે ચાળા ચુથે છે.” હજી આગળ સાંભળો-હું કે જે સંતરૂપ છઉં, સર્વ પ્રાણીઓમાં રહેનાર ઇશ્વર છઉં; તેની ઉપેક્ષા કરીને, જો કોઇ મૂર્તિ પૂજન કરે; તો તે મૂર્ખપણાથી ઘીને રાખમાં હોમે છે; એમ સમજવું. [૨૨] (હજી વિશેષ સ્પષ્ટ કરે છે કે-) પરાયાં શરીરમાં આત્મારૂપે હુંજ છઉં; તેનો દ્વેષ કરનાર, અભિમાની, ભેદ દૃષ્ટિ રાખનાર, પ્રાણીઓ સાથે વૈર બાંધનાર માણસનું ચિત્ત, મૂર્તિપૂજન કરે; તો પણ તે શાંતિ પામતું નથી. (૨૩) નોખી નોખી અનેક પદાર્થોની સામગ્રિઓથી, કોઇ માણસ, મૂર્તિનું પૂજન કરતો હોય; તોપણ જો તે પ્રાણીઓની નિંદા કરતો હોય; તો હું તેથી પ્રસન્ન થતો નથી. (૨૪) વિગેરે.

શ્રીમદ્ભાગવતના સાતમા સ્કંધમાં ૧૪ મા અધ્યાયમાં, નારદજી યુધિષ્ઠિર મહારાજને ગૃહસ્થના ધર્મ સંભળાવે છે; ત્યાં મૂર્તિ સંબંધી જે વાત કરે છે; તે સાંભળો—

**तेष्वेषु भगवान राजन्-तारतम्येन वर्तते ॥**
**तस्मात् पात्रं हि पुरुषो, यावनात्मा यथेयते ॥३८॥**

અર્થ—“હે યુધિષ્ઠિર રાજા! આ આખું જગત્ પ્રભુએ સૃજ્યું છે. તોપણ-પશુ પક્ષીઓનાં શરીર કરતાં, મનુષ્યોનાં શરીરમાં, ભગવાન્ અધીક વ્યક્ત છે. માટે માણસો પુજનને પાત્ર છે. તેઓમાં પણ, તપ વિગેરેને લીધે, જ્ઞાનનો ભાગ જેમાં વધુ દેખાય; તે માણસ ઉત્તમ પાત્ર છે; એમ સમજવું.” (૩૮) (હજી સાંભળો-)

“હે રાજન્! પ્રથમ તો મનુષ્યોનાં શરીરોમાંજ ભગવાનની પૂજા કરવાની પ્રથા હતી. પણ તેઓમાં પરસ્પર મોટાઇના વાંધા ઉઠવાને લીધે, એક બીજાનાં અપમાન થવા લાગ્યાં; તે જોઇને, ત્રેતાયુગથી વિદ્વાનોએ, ભગવાનની પ્રતિમા પૂજવાનો રીવાજ દાખલ કર્યો. (૩૯) મૂર્તિનું પૂજન કરતાં બીજાં માણસોનો દ્વેષ કરે; તો તેને મૂર્તિપૂજાનું ફળ મળતું નથી. (૪૦) (આ મૂર્તિપૂજા મંદ અધિકારી માટે છે. કદિ કોઇ ઉત્તમ અધિકારી, ઉત્તમ બ્રાહ્મણને શોધી કાઢે; તો તેને મૂર્તિપૂજાની જરૂર નથી. એમ હવે કહે છે-આ ઉત્તમ બ્રાહ્મણ કેવો હોય? તેનો ખુલાસો હવે કરે છે-) હે મોટા રાજા! માણસોમાં

પણ જે બ્રાહ્મણ, તપ, વિદ્યા, અને સંતોષ પૂર્વક, ભગવાનના શરીરરૂપ વેદનો અભ્યાસી હોય; તે ઉત્તમ પાત્ર છે; એમ મહાત્માઓ કહે છે.' (૪૧)

**नन्वस्य ब्राह्मणा राजन्, कृष्णस्य जगदात्मनः ॥**
**पुनंतः पादरजसा, त्रिलोकीं दैवतं महत् ॥४२॥**

ચરણરજથી ત્રૈલોક્યને પાવન કરનારા બ્રાહ્મણોજ, આ જગતના આત્મા શ્રીકૃષ્ણના મોટા દૈવતરૂપ છે. (૪૨) મૂર્તિ મારૂં અચેતન રૂપ છે; બ્રાહ્મણ મારૂં ચેતન રૂપ છે.

મૂર્તિ એટલે મૂર્તિજ–જડ; અને તેથી આગળ કાંઈ નથી; એવા અંધારામાં, સનાતન ધર્મ રહ્યો નથી. મૂર્તિની આગળ પાછળ જે કાંઇ જાણવા જેવું છે; તે તમામ કહી દીધું છે. કેટલાએક મૂર્તિને બદલે જ્યોતિને (દીવાનીસગને) અથવા ગ્રન્થને માને છે. મૂર્તિ, જ્યોત, અથવા એવું કાંઇક, ધ્યાન વખતે ધ્યાનમાં લેવું સુગમ પડે; માનસીક સેવાપૂજા સહેલાઇથી થઇ શકે; તે આ બધા પરિશ્રમનો અંતીમ હેતુ છે. મૂર્તિ વિના ધ્યાન કરવું બને નહીં. જ્યોતમાં અથવા ગ્રન્થમાં પ્રભુની મૂર્તિનાં દર્શન ન થાય–શૂન્ય શૂન્ય જણાય: તો તે કામનું નથી. ચિત્ત ચોંટે એવી મૂર્તિ સામે હોય; તોજ ચિત્ત ત્યાં ટકે. ડાકોરનાથને વારંવાર નિહાળીયે; તે એટલા માટેજ કે, નવરા પડયા; અને આંખો વીંચીએ; ત્યાં સામા આવીને ઉભા રહે.

જ્યોતિના ધ્યાનના સંબંધમાં, હનુમાનજીની કથા સાક્ષીરૂપ છે. સાંભળો શ્રીરામચંદ્રજીના રાજ્યાભિષેક વખતે સીતાજીએ હેત કરીને, ઘણા પ્રકાશવાળા મણિઓની માળા, હનુમાનજીના કંઠમાં પહેરાવી.

ચોપાઇ—મહાવીર મનમાંહી વિચારી, હૈ કોઇ ગુણ માલામેં ભારી;
**પરમાનંદ પ્રેમરસ પાગે, મણીપે સકલ વિલોકન લાગે,**
**બીનું પ્રકાશ કછુ ઓર ન તામેં, મન લાગે ભક્તનકો જામે.**
[ મોક્ષવાણી પાનુ ૬૭ A ].

આ તેજસ્વી મણિમાં, 'રામ' છે કે નહીં; તેની તપાસ કરવા, હનુમાનજી રાજસભાથી દૂર જઇને, એક એક મણિ દાંત વડે તોડવા લાગ્યા. તે મણિમાં તેજ સિવાય કાંઇ નહીં દેખતાં, હનુમાનજી નાસિપાસ થયા.

**પૂજનનો ઠાઠ**—પૂજન વખતે ધૂપદીપ, પુષ્પ, આરતિ ઘંટા વિગેરે, જે કાંઇ થાય છે; તે ફારસરૂપ નથી. સ્નાન તથા પવિત્ર વસ્ત્ર પહેરવું; અને પવિત્ર વસ્ત્ર ઓઢવું; તે પણ ફારસરૂપ નથી. તેથી ચિત્તની પ્રસન્નતા વધે છે. આ ક્રિયા ઘરમાં થાય; તો ઘર પણ દેવમંદિર જેવું સુંદર લાગે છે. આ પ્રમાણે પ્રસન્ન થએલા ચિત્ત વડે પ્રભુની પ્રાર્થના અથવા સ્તુતિ થાય; પ્રભુના વિયોગનું કષ્ટ સમજાય; પ્રભુની કૃપાનું ભાન થાય; તો જરૂર હૃદય દ્રવે. દ્રવવું એજ પરિશ્રમની સફળતા. સગાં ઘણાં; પણ દ્રવે એવાં ઘણાંજ થોડાં. જીવનના પ્રસંગ ઘણા; પણ દ્રવીએ; એવું કોઇ વખતજ બને. સુખદુઃખની ટોચે હૃદય દ્રવે.

ચોપાઇ—મમગુણ ગાવત, પુલક શરીરા, ગદ્દગદ્દ ગિરા, નયન બહુ નીરા.
કામ આદિ મદ દંભ ન જાકે, તાત નિરંતર વશ મેં તાકે.

આવું કોઇ દિવસ બન્યું છે ? આપનું પોતાનું દફતર તપાસી જુઓ. પાઇ બે પાઇ માટે તલપાપડ થયા હશો; પણ કરોડો માટે નહીં.

ચિત્ત જેનું ચિંતવન, ઘણું કરે; તે જાગ્રતમાં હૃદયમાં વારંવાર આવે; એટલુંજ નહીં; પણ ઉંઘતાં સ્વપ્નુ પણ, તેનુંજ આવે. 'યોગ માટે તું અશક્ત હો; તો હે અર્જુન! **मत्कर्म परमो भव**!–મારી મૂર્તિની સેવા પૂજામાં લાગ્યો રહે. મારા ભકતોને પ્રસન્ન કર! મારા ભકતોના સંગમાં મારી કથાવાર્તા સાંભળ્યા કર–મારા મહિમાને દૃઢ કર."

સંસાર લાંબો અને પહોળો, પણ સ્ત્રી વિના સંસાર ફીકકો! (બંગલામાં લાખ બે લાખનું ફરનીચર ગોઠવ્યું હોય; પણ સ્ત્રી ઓરડે ન હોય; તો તમામ જંગલ જેવું જણાય.) ચૌટું લક્ષ્મી વિના ફીકકું! દુકાનો લાંબી પહોળી હોય; પણ કાંઈ કમાણી ન હોય; તો ચૌટું ઉજડ લાગે. તેમ દેવમંદિરો, દેવની મૂર્તિઓ વિના ફીક્કાં! રાજા વિનાનું રાજ; ધણી વિનાની ધણીયાણી; તેમ દેવ વિનાનું મંદિર! જેટલી કાચની નિર્મળતા; તેટલું તેમાં પ્રતિબિંબ સ્પષ્ટ દેખાય. તેમ જેટલી હૃદયની નિર્મળતા; તેટલું તેમાં મૂર્તિનું આકર્ષણ સ્પષ્ટ જણાય. આપણાં હૃદય રંગીલાં છે. તેને રંગીલી વસ્તુઓ ગમે છે. હૃદયને રંગીલી મૂર્તિ બતાવવી. રંગીલી મૂર્તિમાં પ્રીતિ કરાવવી. ઇશ્વર સિવાયના અનેક પદાર્થોમાં મોહ થાય; તો તે મોહ જીવને મારી નાંખે છે; ઇશ્વરમાં મોહ થાય; તો જીવનો બેડો પાર થઇ જાય છે. કોઈ રીતે ઇશ્વરમાં મોહ કરવો; એજ સર્વ ધર્મોનો અંતીમ હેતુ હોય છે. શ્રીરામનું અને શ્રીકૃષ્ણનું રૂપ, વૈરાગીઓને રાગ કરાવે એવું છે. તેમાંએ શ્રીકૃષ્ણે તો હદ કરી છે. જે ગમે તે, એક સુંદર મૂર્તિ રાખવી. લળી લળીને મુખ સામે જોવું. સામા ઉભા રહીને ગાવું કે–'લટકાળા મંદિરીએ આવ, લટકે મોહી રહી છઉં. (મીરાં) વિગેરે.

યોગશાસ્ત્ર પ્રાણાયામ વિગેરેની મોટી મોટી વાતો કરે છે; પણ ધ્યાન, ધ્યેય, અથવા સમાધિમાં, મૂર્તિ વિના ચાલે એમ નથી. મૂર્તિવાળી સમાધિ સિદ્ધ થયા પછીજ, મૂર્તિ વિનાની–તદ્રૂપતા વાળી સમાધી, સંભવી શકે છે. કહેવાનો હેતુ એ છે કે–સમજ્યા વિનાનું ધૂળધાણી ઘણું થાય છે. કોઈ કાંઈ કહે; તે સાંભળી લ્યો. પછી વિચાર કરતાં શીખો. વિચારતાં ભૂલાં પડો; તો તે ખાતાના જીવોને પૂછો! કસ્ટમખાતાની ભૂલ, ન્યાયખાતું ન શોધી શકે; અને ન્યાયખાતાની ભૂલ, કસ્ટમખાતું ન શોધી શકે. દરેક ખાતામાં પણ, જે Expert–બાહોશ–હોય; તેનીજ સલાહ લેવાય છે. આંખના દવાખાનામાં, આંખનીજ દવા મંગાય; વિગેરે–વિગેરે. વિના વિચાર્યું માનો નહીં; અને સમજ્યા વિના બોલો નહીં.

ધર્મની શીથીળતાનું પરિણામ ઘણુંજ બુરૂ છે. સાધન વિનાના સિદ્ધો દંભી હોય છે. ધર્મના કાયદા કડક હોય; તોજ માનવતા ખીલે. ધર્મના કાયદા શીથીલ હોય; તો માનવતા બગડે. અત્યારે વિજ્ઞાનના યુગમાં, દેશેદેશમાં માનવતા બગડતી જાય છે. અમેરિકા જેવો દેશ; પણ ત્યાં હજારો ગુન્હેગારો! જર્મની જેવો દેશ; પણ ત્યાં માનવતા ભયમાં છે. નરરાક્ષસોની યાદ આપે એવું જંગલીપણું. (જુઓ મુંબઇ સમાચાર તા. ૧૫–૧–૩૮ પાનું ૧૧) જર્મનીના પ્રમુખ હેર હીટલરનો કારભાર વખણાય છે; પણ દેશભરમાં શંકા અને ભયનું વાદળ, ઘેરૂં બનતું જાય છે. દેખાતા મોટા ખાનદાન, સુધરેલા અને સમજુ દેખાય. સભાઓ ગજાવે; એવા પ્રબળ પેખાય; પણ પોતાના સ્વાર્થ માટે, સામાને ધમકાવીને–ફસાવીને, યંત્રતંત્રમાં ઉતારીને, અને જરૂર પડે; તો તેનું ખૂન પણ કરીને, પૈસા પડાવી લાવવા; અને બસ! મોજ ઉડાવવી; એટલોજ માનવતાનો અંતીમ હેતુ સમજાયો છે. દેવ કે દેવમંદિરો, તેમને ગમતાં નથી. શાસ્ત્રો અને સંતો, તેમને રૂચતાં નથી. ધર્મ ફારસ રૂપ લાગે છે. પછી પરીણામ કેવાં હોય? આવાંજ હોય.

**अहारनिद्राभयमैथुनं च । सामान्यमेतत पशुभिर्नराणां ॥**
**धर्मो हि तेषामधिको विशेषो, धर्मेण हीनाः पशुभिः समानाः ॥**

ખાવું પીવું અને વિષય સુખ ભોગવવું; તે તો પશુઓમાં પણ છે. મનુષ્યોમાં તેથી કાંઈ વિશેષ હોય; તો તે ધર્મ છે. ધર્મ વિનાનાં મનુષ્યો પશુ જેવાં છે.

આ એકલા હિંદુસ્તાનની વાત નથી. આ આખી દુનિયાના સુધરેલા દેશોની વાત છે. જ્યાં વિજળીના ઝળકારા થઈ રહ્યા છે; ત્યાં અંતરે ઘાટાં અંધારાં પથરાતાં જાય છે. ત્યાં વિષયસુખની લાલસા વધતી જાય છે.

ધર્મની વ્યાખ્યા–'જે પોતાને ગમે તે ધર્મ- જે પોતાની બુદ્ધિ કહે તે ધર્મ.' આવી સમજણ ભયકર છે. આ ભુલવણીમાં હિરણ્યકશીપુ અને રાવણ પણ ભૂલા પડયા હતા. કશ્યપનો ધર્મ પડયો મુકીને, હિરણ્યકશીપુ બુદ્ધિવાદને વંટોળે ઉડયો હતો. રાવણ પણ પિતાનો ધર્મ પડયો મેલીને, 'બસ! હું કહું તેજ ધર્મ;' એમ કહેતો હતો. દરેક દેશમાં દરેક ધર્મમાં, ધર્મના પ્રાથમીક શિક્ષક માબાપ છે. પછી સંત. સ્વધર્મ માબાપ પાસેથી સમજી લ્યો. માબાપ ભૂલાં પડયાં હોય; તો સગાસંબંધી અને સંતને પુછી લ્યો. આવી બાબતોમાં બહુ ડહાપણ કરવું, રહેવા દ્યો; તોજ આવી બાબતોમાં પ્રવેશ થઇ શકે. મુંબઈ જનારે સ્ટેશન માસ્તરનું કહ્યું માનીને, તે બતાવે, તે ગાડીમાં બેસવુંજ જોઈએ. 'ના! મને મુંબઇ બતાવો; તોજ તમારી ગાડીમાં બેસું!' એમ કહેનારો ડાહ્યો ભાઈ, કદિ મુંબઈ, પહોંચતો નથી. કેમ સાવધાન છોને? આ વાતો સમજાય છે ને? ન સમજાય તો, બે પાંચ વખત શાંતિથી વાંચો. દીવાસળીના ટોપકામાં, અગ્નિ ડોકીયું ન કરે; ત્યાં સુધી દીવાસળી, ઘસવીજ જોઈએ. ઘસતાં દીવાસળી ભાંગી ન જાય! તે સંભાળવું.

મૂર્તિઓને અને દેવમંદિરોને કાઢી નાંખવા, ઘણા લોકો મથી રહ્યા છે; પણ તે બને એવું નથી. જ્યાં સુધી જગત્ રહેશે; ત્યાં સુધી તે રહેશે. ખ્રીસ્તિઓ મૂર્તિને માનતા નથી; તો પણ જેરૂસાલમમાં, ક્રાઇસ્ટની કબર ઉપર પુષ્પ વેરે; ત્યારે તેમને શાંતિ થાય છે. મુસલમાનો મૂર્તિને માનતા નથી; તો પણ હજારો માણસો મક્કે જઇને, પેગંબર સાહેબની કબરને પુષ્પ ચડાવે છે; ત્યારે તેમને શાંતિ થાય છે. આવું પવિત્ર કાંઈ ન હત; તો તે દેશના બગીચાઓમાં થતાં પુષ્પો, કયાં વપરાત! પુષ્પ એટલે સુમન. સુમન એટલે પવિત્ર મન. મૂર્તિઓ, કબરો, અથવા ક્રોસ એવું કાંઇ ન હોત, તો સુમન (પુષ્પો અથવા પવિત્ર મન) વેરાત કયાં! અંદરનો આત્મા વિરમત કયાં!

શ્રી કૃષ્ણ આગળ કહે છે તે સાંભળો—

**मत्कथाश्रवणे श्रद्धा, मदनुध्यानमुद्धव ॥**
**सर्वेलाभोपहरणं, दास्येनात्मनिवेदनम ॥ ३५ ॥**

અર્થ—હે ઉદ્ધવ! મારી કથા સાંભળવામાં શ્રદ્ધા રાખવી; મારૂં ધ્યાન

---

૩૫ પદચ્છેદ—**हे उद्धव**!–હે ઉદ્ધવ! **मत्कथाश्रवणे श्रद्धा**–મારી કથા સાંભળવામાં શ્રદ્ધા. **मम अनुध्यानं मदनुध्यानं**–મારૂં ધ્યાન ધરવું. **सर्वेलाभस्य उपहरणं**–જે કાંઇ મળે તે બધું મને અર્પણ કરવું. **दास्येन आत्मनिवेदनम्**-દાસપણાથી શરીરનું નિવેદન કરવું–શરીરને વાપરવું.

**ધરવું; જે કાંઇ મળે; તે બધું મને અર્પણ કરવું. દાસપણાથી શરીરનું નિવેદન કરવું; એટલે ગુરૂદ્વારે તથા દેવદ્વારે, નાનામાં નાના નોકરની માફક, સજ-વારી કાઢવી આદિ, નીચામાં નીચું કામકાજ, નમ્રતાપૂર્વક અને રાજી ખુશીથી કરવું. [૩૫]**

૩૫ વિવેચન—

**मत्कथाश्रवणे श्रद्धा**—મારી કથા સાંભળવામાં શ્રદ્ધા રાખવી. અત્યારે શ્રદ્ધા ઘણીજ ઘટી ગઈ છે; અને દેખાદેખી વધી પડી છે. કલ્યાણને માર્ગે દેખાદેખી પણ સારી છે. તો પણ તે શ્રદ્ધાયુક્ત હોય; તો વધારે લાભ થાય. કથા કહેનારો ઘણોજ સંતોષી હોવો જોઇએ; છતાં–'તે તેના પોતાના સ્વાર્થથી આવ્યો છે,' એવી ક્ષુદ્ર બુદ્ધિ શ્રોતાઓના હૃદયમાં ઉત્પન્ન થાય; તો ત્યાં શ્રદ્ધા રહી શકે નહીં. શ્રદ્ધા નાસે; તેની સાથે શ્રવણ પણ નાસે. સાંભળેલું હૃદયમાં ઉગેજ નહીં. માટે જ્યાં સંપૂર્ણ શ્રદ્ધા હોય; ત્યાંજ સાંભળવું. કથાકારને દેવ સમજી, તેમના પ્રત્યે ભાવ કરવો–દ્રવવું. **यथा देवे तथा गुरौ** તોજ તેમના વચનમાં વિશ્વાસ થશે. કથાકારને કાંઇ આપવું પડે; તો કથાકાર જે કાંઇ આપે છે; તેની પાસે, આ કાંઇ નથી; એવા ઉદાર ભાવથી આપવું. જગત્માં દાન આપવાનાં ઠેકાણાં ઘણાં છે. તે તમામમાં જ્ઞાન આપનાર, સર્વોત્તમ પાત્ર છે.

**मदनुध्यानं**—મારૂં ધ્યાન ધરવું. ધ્યાન ધરવું. એટલે મારામાં એકાગ્ર થવું. આપણા ઘરમાં ઘણાં માનવી હોય; પણ આપણામાં એકાગ્ર કોણ હોય? અથવા આપણે એકાગ્ર કોનામાં હોઈએ! બધામાં નહીં. એકાદમાં. જેને ઘણાં સુખનું સાધન સમજીએ; તેમાં આપણે એકાગ્ર થઇએ. ભગવાનની કથા સાંભળીને, ભગવાનનો મહિમા જાણીને, ભગવા-નને ઘણા સુખનું સાધન સમજીએ; તોજ તેમાં એકાગ્ર થઇએ. આપણું શ્રવણ કેવું છે? તે તપાસતા રહો. જે ચુલા નીચે દેવતા ન હોય; ત્યાં ઉભરા નહીં આવે.

પાંચ હજાર ગાંઠે બાંધીને, ચાર ધામની યાત્રા કરવા જવાશે; મુસાફરીમાં હેરાન હેરાન થઈ જવાશે; પણ ઘરને આંગણે રહીને, કથામાં સાવધાન રહી શકાશે નહીં. કથામાં સાવધાન એટલે–કથા શરૂ થાય; તે પહેલાં લગભગ અરધી કલાકે, કથામાં હાજરી; અને કથા ઉઠયા પછી, પાંચ દસ મીનીટે પ્રયાણ. કથામાં ચાલતા વિષયમાં, સંપૂર્ણ રસ. કથા-કારમાં સંપૂર્ણ સત્કાર; તથા કથામાં ચાલેલા વિષયનું અવકાશ લઈને મનન. તે પછી તે વચનોનું પાલન. સમજાય છેને? આ અંધશ્રદ્ધાની વાત નથી; પણ કર્તવ્યશ્રદ્ધાની વાત છે. કથા વાર્તામાં, પ્રભુનો મહિમા દૃઢ થયા પછી, પ્રભુનું પૂજન દર્શન વિગેરે જે કાંઈ થાય; તે મનને ધીમે ધીમે, ધ્યાનસમીપે લઇ જાય. **'નીરખતાં જીવડો જોલાં ખાય' સાંભળતાં હૈયે હરખ ન માય.'** જુની ઓળખાણો, આગળ આવીને ઉભી રહે.

**हे उद्धव !**—ઉદ્ધવ સામે બેઠો છે; છતાં વારંવાર 'હે ઉદ્ધવ' એવું સંબોધન કેમ? ગીતામાં પણ 'હે ભારત!'–હે કુંતાના પુત્ર!' એવાં સંબોધન વારંવાર કેમ?–આ પડકાર છે. જીવ ડાહ્યો થઈને કથામાં બેસે; પણ તેનું **મન** અનાદિકાળનું માયાવી છે. શરીર કથામાં બેઠું દેખાય; પણ **મન** માળવે દોડે; એવું અનાડી છે. તે **મનને** સન્મુખ રાખવા

માટે, પ્રભુ ઉદ્ધવને અને અર્જુનને, વારંવાર સંબોધે છે. અહીં આપણી કથામાં, વારંવાર 'જો' બોલાય છે; તે તમારાં સૌનાં મનને ખેંચીને, મારા તરફ લાવવા માટે છે. તમને તમારૂં, ઘડી બે ઘડી, ભુલાવવા માટે, તમારા સૌનાં હૃદયમાં, મારી વાતો ઘાલવા માટે છે. થોડા કાળમાં, ઘણું આપી દઉં; એવો હુ અધીરો છઉં. લેવા તૈયાર છોને? જે કથામાં બીલકુલ પડકાર થતો ન હોય; તે કથામાં, સોએ પચાસ ટકા, વારંવાર out of mind –ખસી ગએલા મનના–હોય છે; અથવા જોકાં ખાતા હોય છે. જોકાં ખાતાં, માથું ડોલાવીને, જાણે કથાકારને કહેતાં ન હોય! કે–'રાખો! રાખો! અમારે કાંઇ લેવું નથી.'

**सर्वलाभस्य उपहरणं**—જે કાંઈ મળે; તે બધું મને અર્પણ કરવું. પિતા પુત્રને સર્વસ્વ અર્પણ કરે; સ્ત્રી પતિને સર્વસ્વ અર્પણ કરે; અથવા પતિ સ્ત્રીને સર્વસ્વ અર્પણ કરે. ધર્મવાન્ પુરૂષ, ધર્મની સંસ્થાઓને સર્વસ્વ અર્પણ કરે; સ્વદેશપ્રેમી પુરૂષ, દેશને અર્પણ કરે. પણ **'મારૂં જે કાંઈ છે; તે ભગવાનનું છે.'** 'મારૂં જે કાંઈ છે; તે ભગવદ્ભક્તો માટે છે; ભગવાનની કથા વાર્તા માટે છે; ભગવાનની કથામાં પ્રીતિ ઉત્પન્ન કરવા માટે છે.' એવા વિચારો વિરલાને આવે છે. વામનજીને ત્રણ ડગલાંનું દાન આપતાં, બલીરાજા બોલ્યો હતો કે–'મારૂં જે કાંઈ છે; તે ભગવાનનું છે; તો પછી જે માગે; તે આપતાં, શી વાર?' મુરધ્વજ બોલ્યો હતો કે-'મારૂ જે કાંઇ છે; તે પ્રભુનું છે. તો પછી મારે માથે કરવત મુકાવતાં, શી વાર હોય?' સગાળશા બોલ્યો હતો; કે 'મારૂં જે કાંઈ છે; તે પ્રભુનું છે; તો પછી પુત્રને વધેરતાં, વાર કેમ કરાય?' દ્રૌપદી બોલ્યાં હતાં કે 'જે કાંઈ મારૂં છે; તે આપનું છે; તો પછી ચીર વધેરતાં શી વાર હોય?' ગુરૂ ગોવિંદસિંહના બે પુત્રો, પોતાના દેહને પોતાનો સમજ્યા હોત; તો તેઓ જીવતા દીવાલમાં ચણાઈ જાત નહીં. બે પૈસા રળી લાવીને, જે દિકરા મા બાપને આપે; તેને આઠ પૈસા મળે. જે રળીને પોતાના કરે; તેને બેનો એક થાય. ગાડીમાં બેસે; તો પણ પોટલુ માથે મુકી રાખે; તેને ભાર લાગે. નાનપણમાં મા બાપની છાયા; સ્ત્રીને પતિની છાયા; મોટપણમાં શેઠની છાયા; તેથી આગળ પ્રભુની છાયા. તેમને સંસારવગડાના વા વાય નહીં; અને વાય; તો ઘણાજ થોડા વાય. ખરે બપોરે મોટા રસ્તા ઉપરથી થઈને ચાલીએ; પણ છત્રી માથે હોય; તો તાપ ઓછો લાગે. સંસાર ખરા બપોરથી અધીક છે. સંસારનો તાપ, અગ્નિના તાપથી અધીક છે. માટે સમજુ સ્ત્રી પુરૂષે, જે કાંઇ મળે; તે પ્રભુને અર્પણ કરીને વાપરવું. [ જુઓ ગીતા અ. ૯ ]

**पत्रं पुष्पं फलं तोयं, यो मे भक्त्या प्रयच्छति ॥**
**तदहं भक्त्युपहृत-मश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**
**यत्करोषि यदश्नासि, यज्जुहोषि ददासि यत् ॥**
**यत्तपस्यसि कौंतेय, तत् कुरुष्व मदर्पणम् ॥ २७ ॥**

**અર્થ**—જે પ્રયત્નવાન્ પુરૂષ, મને પત્ર, પુષ્પ, ફળ કે જળ, ભક્તિપૂર્વક અર્પણ કરે છે; તેની તે ભક્તિયુક્ત અર્પાએલી ભેટને, હું પ્રેમથી સ્વિકારૂં છઉં. [૨૬] માટે તું પણ જે કાંઈ કરે; જે કાંઈ જમે; જે કાંઈ હોમે; જે કાંઈ દાન કરે; અને જે કાંઈ તપ કરે; તે સર્વ હે કૌંતેય! મને અર્પણ કરતો રહે. [૨૭]

મારૂં તારૂં કરનારા પામરો માટે, આ વાત નથી. ભાઈભાંડુમાં પણ, અને માતા પિતા સાથે પણ, મારા તારાની પાળો બાંધી રાખનારા માટે, આ વાતો નથી. સદ્‌ગુરૂ સંગાતે પણ, મારા તારાની મુંઝવણ ઉભી હોય; તેમને આ ધર્મામૃતનું ટીપું અપાય નહીં. બસ! પામરોને પડયા રહેવા દો; સમજ્યાં હો; તે સાવધાન થઈ જાઓ.

**दास्येन आत्मनिवेदन्**—દાસપણાથી શરીરનું નિવેદન કરવું. 'શરીરનું નિવેદન કરવું;' એટલે સામાનાં કામકાજ કરવાં. કામકાજ તો સૌ કરે છે. કામકાજ વિના જગત્ ચાલેજ નહીં. ત્યારે તેમાં વિશેષતા એ છે કે-**दास्येन**-દાસપણાથી-સેવા ભાવથી-નાનામાં નાના નોકર બનીને-બબડયા વિના-સામાનાં કામકાજ કરવાં તે. અંગદ અયોધ્યામાં શ્રી રામચંદ્ર પાસે રહેવા માટે, બોલ્યો હતો કે-

ચોપાઈ—નીચ ટહેલ ગૃહકી સબ કરી હોં, પદપંકજ વિલોકી ભવ તરી હોં.

'આપનાં ઘરનાં નીચામાં નીચાં કામકાજ કરીને, આપના ઘરમાં રહીશ. આપનાં ચરણકમળ જોતો જોતો-નિરખતો નિરખતો-આ ભવસાગર તરી જઇશ.'

અમારે ત્યાં ઘણાં ઘણાં આવ્યાં; તેમાં આવાં પણ આવ્યાં છે. પોતાની અનેક પ્રકારની બડાઇ તજીને, નમી પડવું; તે નાની સુની વાત નથી. આ લાભ જેમણે લીધો; તે કોઇ દેવ હશે. ઘણા જન્મોની તેમની ખેડ હશે. રામદાસ સ્વામીના મઠમાં શીવાજી, પોતાનાં માન ગુમાન ભૂલીને, સેવા કરતો હતો. રામાનુજ સ્વામીના મઠમાં પીપો, પોતાનાં માન ગુમાન ભૂલીને, સેવા કરતો હતો. શ્રીમદ્‌વલ્લભ મહાપ્રભુજી પાસે, શ્રીકૃષ્ણદાસ વિગેરે-માત્ર બેત્રણ, આવા ભાવિક હતા. શ્રીસ્વામીનારાયણ પાસે દાદાખાચર, ગુણાતીતાનંદ, મુક્તાનંદ વિગેરે ભાવિક હતા. આવી નીચી ટહેલ કરનારા, કોઇ ગરીબડા નથી હોતા. આ તો પૃથ્વીના સ્તંભ, ધર્મની દીવાદાંડીઓ. જ્યાં જાઓ ત્યાં-'નમે તેજ ગમે.' નાતની વાડીમાં નાતનો પટેલ, નાત જમવા બેસે; ત્યારે હાથમાં વાંસડો લઇને, કાગડા ઉડાડે; નાતને પીરસાવે; સૌને પ્રેમથી જમાડે; અને પછી પોતે જમે. ઘરમાં જુઓને! કૃપાળુ માબાપ, અને માબાપમાં પણ નમ્ર પદે ઉભેલી માતા; સૌને જમાડીને, જે વધે તે જમે. બે મહેમાન આવી ચડયા હોય; તો જમતી ઉભી થઇને, આવેલાને પ્રેમથી જમાડે; અને પોતે ભૂખી રહે. આ પ્રમાણે પતિના પદ પંકજ વિલોકી, ભવ તરી જાય. આવાં નમ્ર, વંદનીય, માનવીઓ, સંસાર ચોટે, પુણ્યનો સોદો કરવા આવ્યાં હોય છે. આવાં નમ્ર માનવીઓને, જ્યાં દેખો; ત્યાં તેમને અમારા પ્રણામ કહેજો. તમે સાંભળનારાં! એવાં નમ્ર થશો; ખરાં કે નહીં? એવાં નમ્ર થવાની ઇચ્છા તો, અવશ્ય રાખજોજી. જે કાંઇ કરો; તે પ્રેમથી અને નમ્રતાથી કરો! પ્રેમ અને નમ્રતા, સત્કર્મનાં ખાતર અને જળ છે. શેકેલા દાણા ઉગતા નથી; તેમ બબડાટથી, અથવા બડાઇથી કરેલું સત્કર્મ, ઉગતું નથી. કોઇનું કાંઇ કામ કરવું; અથવા કોઇને કાંઇ આપવું; તે મરવા જેવું મોંઘું છે; કારણકે વીરલાથીજ બને છે. તેમાં નમ્રતાનો અને પ્રેમનો રંગ પૂર્યો હોય; તો જાણે દુધમાં સાકર અને કેસરનો સ્વાદ આવ્યો; એમ સમજવું. આવો સુંદર નમ્ર સ્વભાવ, આવા સુંદર સંસ્કાર, ચારિત્રરૂપી સોનાની રકાબીમાં ભરીને, શ્રીહરિને ધર્યાં હોય; તો ?-તો બાપુ રાજી રાજી! [બાપુને દેખ્યા? મંદ મંદ હસતું બાપુનું મુખડું જોયું?] ઉમળકા વિના આનંદ નહીં.

હજી શ્રીકૃષ્ણ આગળ કહે છે—

**मज्जन्मकर्मकथनं, मम पर्वानुमोदनम् ॥**
**गीतताण्डववादित्रगोष्ठीभिर्मद्गृहोत्सवः ॥ ३६ ॥**

અર્થ—મારા જન્મોનું અને કર્મોનું વર્ણન કરવું. મારા જન્માષ્ટમી આદિક ઉત્સવોનું અનુમોદન કરવું. તે દિવસોમાં ગાયન, નૃત્ય, વાજીંત્ર, અને કથાવાર્તા માટે સભાઓ ભરીને, મારા મંદિરોમાં ઉત્સવ કરવા. [૩૬]

૩૬ વિવેચન—

**मम जन्मकर्मकथनं**—મારાં જન્મોનું અને મારાં કર્મોનું કથન. એટલે મારી કથાવાર્તા સાંભળવી. કથાવાર્તા સંબંધી ઉપર ઘણી વાત થઇ ગઇ છે; અને ફરી અહીં કેમ ?-સાંભળો-કથાવાર્તાનો વિષય અગત્યનો જણાય છે. મનુષ્યોને એક બીજાની વાતો કરવાની, અને એક બીજાની વાતો સાંભળવાની ટેવ હોય છે. કાંઇ કામ બતાવો; તો કહેશે-'નવરા નથી;' પણ કોઇ ગપાટા મારતું હોય; તો ત્યાં બે કલાક ખોટી થાય. ગામડે જતાં થાકયા હોઇએ; અને કોઇ ચારણભાટ, વાત ઉપાડે; તો થાકની વાત ઉડી જાય. રાત્રે ઉંઘ આવતી હોય; પણ કોઇ રસીક પુરૂષ, વાર્તા કહેતો હોય; તો ઉંઘ ઉડી જાય. આ સ્વભાવને, ભગવાનના જન્મની, અને ભગવાનના કર્મની કથામાં, વાળી દઇએ; તો બેડો પાર થઇ જાય. પાણીનો નળ ઉઘાડો રહી ગયો હોય; તો જળ ગટરમાં ચાલ્યું જાય. પણ જો તે જળને બગીચામાં વાળી દીધું હોય; તો સુંદર પુષ્પો થાય. કથાવાર્તાથી કંટાળેલાં લોકોને, કાળીદાસાદિ કવિઓએ, રઘુવંશ વિગેરે કાવ્યોદ્વારા, ભગવદ્રસ ચખાડયો. નાટક ભજવી બતાવનારાઓએ, અમરીશ, સુદામા, નરસીમહેતો વિગેરે નાટક ભજવી બતાવ્યાં. કહેવાનો ભાવ એ છે કે-'હે જીવ! કોઇ રીતે પ્રભુચરણમાં આવ.'

કેટલાએક રોચક કથાઓથી (ગમ્મતની કથાથી) કંટાળે છે. કેટલાએક ભાગવતમાં આપેલાં દૃષ્ટાંતોને. ગપાટા કહે છે. ઉપષિદોમાં પણ દૃષ્ટાંતો છે. ત્યાં પણ 'નચીકેતા યમપુરીમાં ગયો;' એમ કહ્યું છે. 'ઇંદ્ર અને પુરોચન બ્રહ્મા પાસે બ્રહ્મવિદ્યા લેવા ગયા હતા.' 'કોણે તેમને જોયા ?' 'ઇશ્વર એક છે; ત્યારે વળી બ્રહ્મા કોણ ? ઇંદ્ર કોણ ?' એવા તર્કો કરીએ; તો ઉપનિષદોમાં પણ, ભૂલાં પડી જઇએ. વળી એક મુદ્દાની વાત એ છે કે-માનવી એટલે સંસારસૃષ્ટિ ! અને શાસ્ત્ર એટલે અધ્યાત્મસૃષ્ટિ ! જેમ ગરીબ તવંગરના વહીવટને સમજી ન શકે; તેમ સંસારમાં રચ્યા પચ્યા જીવો, શાસ્ત્રોની વાતોને, એકદમ સમજી શકે નહીં. દરેક વસ્તુ અભ્યાસથી સહેલી થાય. તે નિયમને આધારે, શાસ્ત્રોની કથાઓ, શાસ્ત્રોનાં શ્રવણમનાદિરૂપી અભ્યાસવડે, સહેલી થાય. વળી એક બીજી મુદ્દાની વાત, તે એ કે-શાસ્ત્ર વાંચતાં, અગર સાંભળતાં, જે જે વાત ન સમજાય; ગપાટા જેવી લાગે; તેને બાજુએ મુકવી; તજી દેવી. પણ જે વાત સમજાય; આપણને ઉપયોગની લાગે; તે વાત જરૂર મનમાં

૩૬ પદચ્છેદ—**मज्जन्मकर्मकथनं**-મારાં જન્મોનું અને કર્મોનું વર્ણન કરવું. **मम पर्वसु अनुमोदनम्**-જન્માષ્ટમી આદિક મારા પર્વોનું અનુમોદન કરવું. **गीतं च तांडवश्च वादित्राणि च गोष्ठयश्च ताभिः मद्गृहेषु** (મારા મંદિરોમાં) **उत्सवः**-ગાયન, નૃત્ય વાજીંત્ર અને કથાવાર્તા માટે સભાઓ ભરીને, મારા મંદિરોમાં ઉત્સવો કરવા.

લેવી. દહીંને વલોવતાં, જેમ માખણ; તેમ શાસ્ત્રની વહાલી લાગેલી વાતનું, મનન કરતાં, તેમાં ભાવ થાય. આ પ્રમાણે એક વાતમાં થએલો ભાવ, બીજા અભાવને ઢીલો પાડી દે.

શાસ્ત્રોમાં અનેક વાતો એટલા માટેજ હોય છે; કે–સૌ પોતપોતાના અધિકાર પ્રમાણે, શાસ્ત્રનો બોધ ઉપાડી શકે. 'ગંગાને ઘણા આરા કેમ ?' એવી ચિંતામાં પડયા રહેવું નહીં; પણ જે આરે ગમે; તે આરે, સ્નાન કરી લેવું.

**મમ પર્વાનુમોદનમ્**—મારા જન્માષ્ટિ આદિ ઉત્સવોમાં, અનુમોદન–રાજીપો–ઉત્સાહ રાખવો. દેશનેતાઓની જયંતિ દરવરસે ઉજવાય છે; તે તેમની માત્ર કીર્તિ માટેજ નહીં; પણ તે પ્રસંગે જે સ્ત્રી પુરૂષો, તેમાં ભાગ લેતાં હોય; તેમનાં પોતાનાં ચારિત્રને ઠીકઠાક કરીને, ધીમે ધીમે તેવા ઉત્તમ થવા માટે હોય છે. માત્ર ભાષણ અને ભપકો, આપણું કલ્યાણ નહીં કરે; એમ હવે સૌ સમજ્યાં છે. દેશ નાયક અથવા ધર્મ નાયકની જયંતિને દિવસે, તે મહા પુરૂષનું જીવન ચરિત્ર જેમાં છાપેલું હોય; એવું નાનું પુસ્તક, ત્યાં વહેંચાવુંજ જોઇએ. તે મહાપુરૂષે જગતને વારસામાં આપેલાં–લખી આપેલાં પુસ્તકોની આવૃત્તિ, બેત્રણ વરસે કેમ થતી નથી ? તે અવશ્ય શોધી કાઢવુંજ જોઇએ. ગઇ સાલે જયંતિ ઉજવ્યા પછી, ઓણ સાલ, એવાં કેટલાં પુસ્તકો છપાયાં અને ખપ્યાં? તે અવશ્ય જોવુંજ જોઇએ. નહીં તો જયંતિ ઉજવવા, બારસો **બબ્બલા** ભેળા થાય; અને પુસ્તક લેવાનું કહો; ત્યાં બધાનાં ગજવાં ખાલી! બકરાંનાં ટોળાં, વાઘને ન વાળી લાવે. દેશનાયકોમાં અગર ધર્મનાયકોમાં મોટા કોણ ? કે–જેમની જયંતિને દિવસે, તેમણે લખી આપેલાં બસો પાંચસો પુસ્તકો ખપી જાય. તેમના વિચારોનો પ્રચાર કરવા માટેજ, જયંતિનો ઉત્સવ છે.

તે પ્રમાણેજ શ્રીરામની જયંતિને દિવસે, પાંચ–પચીસ રામાયણ ખપે; શ્રીકૃષ્ણની જયંતિને દિવસે, પાંચ–પચીસ ભાગવત ખપે. જયંતિમાં કલાક બે કલાકની હોહો કરવી; તે નકામી નથી. તોપણ જો તે સંબંધી જ્ઞાનનો પ્રચાર થાય; તો સુંદરી અને શણગાર ધર્યા. દેવદ્રવ્યથી અથવા પરિગ્રહથી, જેમની બુદ્ધિ મંદ બની થઈ ગઈ હોય છે; તે પુજારીઓ, તે આચાર્યો, અથવા તે મહંતો, જ્ઞાનપ્રચારના કામમાં રસ લેતા નથી. પોતે લખી છપાવી શકતા નથી; તો કાંઈ નહીં; પણ જે પુસ્તકો પોતા પાસે હોય; અગર અમારા જેવા તૈયાર કરી આપતા હોય; તેમની પાસેથી બાર માસે, બે પાંચ આનાનાં પણ, મંગાવીને, પ્રચાર કરતા નથી. અહીંથી ઘણાં પુસ્તકો, એવા રૂડા પુરૂષો ઉપર, મફત મોકલાય છે; પણ તે પોતે વાંચતા નહીં હોય, અગર કોઇને બતાવતા પણ નહીં હોય. કારણ કે તેમના તરફથી, વધારે પુસ્તકોની માગણી નથી. પુસ્તકોની માગણી થાય; ત્યારેજ સમજાય; કે મોકલેલાં મફત પુસ્તકોનો, કાંઇક પ્રચાર થાય છે. બારણું ખખડાવ્યા છતાં, અંદરથી કોઈ કાંઈ બોલે નહીં; ત્યારે સમજવું શું ? આ વર્તન ઘણુંજ ખોટું છે. આ ઘમંડ હોય; તો તે ઘમંડ પણ, શરમાવા જેવું છે. બ્રાહ્મણ, સાધુ, સન્યાસી, આચાર્યો અને મહંતો, જે કાળમાં જીવે છે; તે કાળના ધર્મરક્ષણ માટે, જવાબદાર છે. તેમને અમારી ઘણીજ નમ્ર પ્રાર્થના છે કે–પોતાના સંપ્રદાયને અથવા મંદિરને, ઠીક ઠીક રાખવા, તેમણે તનતોડ મહેનત કરવી જોઇએ. ઉત્સવનો દિવસ એટલે માત્ર માલપુવા અને દુધપાકનું જમણ; અથવા બે પાંચ વાચાળ પુરૂષોનાં ભાષણ થાય; તે નથી. કદિ તે છે; તો તે કાર્ય જેવું તેવું છે; બરાબર નથી. સ્વચ્છ હૃદયથી લખી આપેલાં પુસ્તકો, ઉત્સવની સભામાં વંચાય; અને ઘેર જઇને, શાંતિથી ઓરડે બેસીને, લોકો વાંચે અને વિચારે.

અજ્ઞાનીઓના ઉત્સવ, મોજમજા માટેજ હોય; જ્ઞાનીઓના ઉત્સવ, મોજમજાની સાથે, ચારિત્ર, જ્ઞાન, વિગેરેથી ઓપેલા હોય. ગામમાં કોઈ સંત પધારે; ત્યારે પણ ઉત્સવ કરજો. મૂર્તિ, તીર્થ અને શાસ્ત્ર–ત્રણેના કર્તા સંત છે.

**ગીત૦**—ગીત, નૃત્ય, વાજીંત્ર, કથાવાર્તા અને સભાઓ ભરીને, મારાં મંદિરોમાં ઉત્સવો કરવા.

**ગીત**—લાંબે રાગે ભજનકીર્તન ગાવામાં, કેટલાએક નાનપ સમજે છે. બાપને નાનાં બાળકો, 'હે બાપા!' એમ તાણીને બોલાવે છે. મોટા દિકરા, બાપને 'બાપા' કહેતાં, શરમાય છે. બાપાના ઉપકાર–' ટગ મગ પગ ટકતો નહીં; ખાઇ ન શકતો ખાજ; ઉઠી ન શકતો આપથી; લેશ હતી નહીં લાજ.' એ દિવસે બાપાએ કરેલી કૃપાઓના ઢગલા, નજરે આવે; હૃદયે સમજાય; તો હૃદય કોમળ થાય. માતાપિતા પ્રત્યે હૃદય દ્રવે. 'મારતહું પાઉં પરીયે તુમારે!'–'હે માતાપિતા! મારો તોપણ આપના ચરણમાં નમવામાંજ, અમારી શોભા છે.' આવી કોમળતા–આવી ખાનદાની, જે હૃદયે ઉભરાય; તે હૃદય માતાપિતાના ગુણ ગાય. જેમ આંધળાને સૂર્ય પણ અંધારૂં; તેમ મૂર્ખને માતા-પિતા જેવી અમોલી વસ્તુ પણ, ભાજી મૂળા. સંસારમાં માતાપિતાના ઉપકારમાં રાચ્યાં હોય; તે ઉંચું જોતાં–જ્ઞાનની નીસરણીએ ચડતાં, શ્રીહરિના કૃપાના ઢગલા દેખી શકે. શ્રીહરિ પ્રત્યે દ્રવી શકે. શ્રીહરિના ગુણ લાંબે રાગે ગાઈ શકે.

**નૃત્ય**—મુગટ ઉપર જેમ કલગી શોભે; તેમ ગીત ઉપર નૃત્ય શોભે. પણ તે બને કેમ? કાળજું ઠેકાણે હોય; ત્યાંસુધી તો નૃત્ય કરવું નજ બને. કાળજું ખસી જાય; ત્યારે બને. સીનેમામાં, અથવા નાટકમાં, અથવા લગ્નમાં, અથવા નવા જમાનાએ આણેલા, નવા સુધારા પ્રમાણે, સભાઓમાં નાચવું; તે બને; પણ—

'જાચું તો જગજીવન જાચું;
**નાચું તો હરિ આગળ નાચું;**
ઋષિરાજ કહે રાચું, સંત સમાજમાં રે,
ગોવિંદ જાણ્યા વિનાનાં વરસો ગાળીયાં રે.

એમ ન બને-કેમ? તો એમજ. જીવ નાનો, ને અભિમાન મોટું. કદિ કોઇ પ્રભુ પાસે નાચવા શીખે; તો લૌકિક શોભામાં તણાઇ જાય. ખંત રાખીને નમ્ર ભાવે કરવા જેવું, આ કામ છે. સોના રૂપાની ભસ્મ, કીંમતી હોય છે; પણ તે ભસ્મ બનાવવાનું જ્ઞાન હોય; તેનીજ ભસ્મ, રોગ ઉપર કામ કરે. તેમ જે સ્ત્રી અગર પુરૂષ, પ્રભુનો મહિમા જાણીને, નાચવા શીખે; લોકોની વાહવાહમાં ન તણાય; તેમનું નાચવું સફળ છે. બીજા તો ભવાયાની ભવાઇ જેટલું જ કમાય.

**વાજીંત્ર**—ગીત અને નૃત્ય, વાજીંત્ર વિના ફીક્કાં લાગે. વગાડનારા કાબેલ મળે; તો ગાનારાં અને નાચનારાં સોનાને હિંચકે ઝુલે. આ રંગ અમને બહુ મળ્યો. આ રંગ અમે બહુ પીધો; બહુ પાયો અને ઘણો છલકાવ્યો. તેની પ્રેમ ભરી ઝાલકો, હિંદની સરહદ વટીને બહાર પણ નીકળી ગઈ. આ પત્રિકા રંગની રેલ છે. જ્યાં જાય છે; ત્યાં રંગમાં રંગ રેડે છે. જે અધ્યાત્મ સૃષ્ટિના જીવો છે; તેમને જરૂર જાગ્રત કરે છે.

**કથાવાર્તા** અને સભાઓમાં અપાતાં ભાષણ—કથાવાર્તા સંબંધી અને સભાઓમાં અપાતાં ભાષણો સંબંધી, ઉપર ઘણી વાતચીત કરી છે. ફરી પણ એજ કહેવાનું કે–માત્ર બોલવું, તે આજનું કહેલું કાલ યાદ રહે નહીં. તે પાણીના પરપોટા જેવું નાશવંત. માટે જે કાંઇ કહેવાનું હોય; તે જેમ બને તેમ ટુંકાવીને–સત્ત્વ કાઢીને, થોડામાં લખીને આપો. તે પુસ્તકો સભામાં વંચાવો; ભણાવો અને ઘેર જઇને વાંચે; એવી ભલામણ કરો. ઉત્સવ પછી એકાદ અઠવાડીયું, કથામાં એજ વિષયની ચર્ચા કરીને, તે વસ્તુને દઢ કરો. પાંચસો ખીલીઓ ખોડીએ; પણ ડગુમગુ ખીલી ઉપર, કીંમતી પાઘડી મુકાય નહીં.

પ્રભુ આગળ કહે છે તે હવે સાંભળો—

**यात्राबलिविधानं च, सर्ववार्षिकपर्वसु ॥**
**वैदिकी तांत्रिको दीक्षा, मदीयव्रतधारणम् ॥ ३७ ॥**

**અર્થ—જે જે ઉત્સવો વરસમાં એકજ વખત આવે છે; તે ઉત્સવોમાં, યાત્રા અને મહા નૈવેદ્ય, અથવા છપ્પન ભોગાદિ બ્રહ્મભોજન વાળા યજ્ઞો કરવા. વેદમાં કહેલી અથવા પંચરાત્રાદિ તંત્રોમાં કહેલી દીક્ષા લઈને, મારા વ્રતોને ધારણ કરવાં. (૩૭)**

૩૭ વિવેચન—

**યાત્રા**—જન્માષ્ટમી, રામનવમી, શિવરાત્રી, ફુલડોલ વિગેરે વાર્ષિક ઉત્સવો. તે દિવસે પોતાના ઇષ્ટ દેવ પાસે યાત્રાએ જવું. ફુલડોલે ડાકોરનો ઠાકોર ફાંકડો. શરદ્ પુનમે ડાકોરનો ઠાકોર, રાસોત્સવમાં ઉભો રહે; એવો રંગીલો. મેળામાં જવું; તો મેળા પછી બે દિવસ ત્યાં વધારે રોકાવું. કારણકે મેળામાં ધક્કા ધક્કી. ઠાકોર નવરો નહીં; અને આપણું હૃદય પણ બેચેન. ફરતો મચ્છ તો, અર્જુન વિંધિ શકે. તેમ ફરતું ચિત્ત, શ્રીહરિના ચરણમાં ચોંટવું મુશ્કેલ. કુંભના મેળા પણ, જ્ઞાનના પ્રચાર માટે છે.

**બલિવિધાન**—છપ્પન ભોગ અથવા યજ્ઞો કરવા. છપ્પન ભોગનો ખર્ચ, અથવા યજ્ઞોનો ખર્ચ, કરવા શક્તિ હોય, તો જ્ઞાનદાન માટે, મોટા મંડપો બંધાવવા; જ્ઞાનીઓને અને ભકતોને પ્રેમથી બોલાવવા. આ પ્રસંગ શું છે; અને શા માટે કરવો; તેનાં વ્યાખ્યાનો ત્યાં થવાંજ જોઇએ. જે પ્રસંગ હોય; તેનાં પુસ્તકો છૂટથી વહેંચાવાંજ જોઇએ. જ્ઞાન વિનાની ધર્મક્રિયા પાંગળી છે.

**વૈદીકી દીક્ષા** અને **તાંત્રિકી દીક્ષા**—પ્રથમ તો દીક્ષા શું ?–દિશાઓને બાંધવી–દૃષ્ટિને બાંધવી–હદ કરવી–મર્યાદા બાંધવી–તે દીક્ષા છે. એટલે અમુક કર્મ કરવાનો સંકલ્પ કરવો; તે દીક્ષા છે; અમુક પ્રકારનું ધર્માચરણ તે દીક્ષા છે. અમુક પ્રકારનું ધોરણ તે દીક્ષા છે. જનોઇ

---

૩૭ પદચ્છેદ—**सर्वाणि चतानि वार्षिकपर्वाणि च तेषु**-વરસ વરસની મુદતે આવતા પર્વોના દિવસોમાં. **यात्रा च बलिविधानं च एतयोः समाहारः-यात्रा०**-યાત્રા અને છપ્પન ભોગ આદિ મોટાં નૈવેદ્ય અથવા બ્રહ્મભોજનવાળા યજ્ઞો કરવા. **वैदिकी तांत्रिकी दीक्षा**-વેદમાં કહેલી રીતે, અથવા પંચરાત્રાદિ ભક્તિમાર્ગના ગ્રન્થોમાં કહેલી તાંત્રિક રીતે–દીક્ષા લેવી–લઇને પછી. **मदीयव्रतानां धारणं**-મારાં વ્રત કરવાં.

આપવી, પરણવું, સન્યાસ લેવો; એ તમામ દીક્ષા છે. [ પરણીત જીવન-દાંપત્ય-પણ, ધર્માચરણથી ભરેલું છે; માટે તેને દીક્ષા કહેવામાં વાંધો નથી. ] બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્યો, વેદના અધિકારી છે. યજ્ઞોપવીત પહેરતા હોય; વૈશ્વદેવાદિ ક્રિયાઓ કરતા હોય; વેદનું અધ્યયનાદિ કરતા હોય; તો તેઓ વૈદીકી દીક્ષાના અધિકારી છે. જેઓ યજ્ઞોપવીત ન પહેરતા હોય; તેઓ તાંત્રીકી દીક્ષાના અધિકારી છે. દીક્ષા લીધા પછી પ્રભુનાં વ્રત કરવાં. એકાદશી આદિ પ્રભુનાં વ્રત છે.

**મહાવ્રત કયાં?**— બસ! આમજ? × × × પાતંજલ યોગદર્શન આપને અહીં વંચાવ્યું; તે ભૂલી ગયા? × × × ઠાં બરાબર! સાંભળો ફરી કહું. [ જે યમો છે; તેજ મહાવ્રત છે.] **अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः** ॥ ३० ॥ [ સાધનપાદ ] અર્થ—અહિંસા, સત્ય અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. એ પાંચ યમો છે. **जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम्** ॥ ३१ ॥ અર્થ—આ યમો મહાવ્રત કહેવાય છે; કારણ કે જાતિ, દેશ, કાળ, અને અવસરની તેમના ઉપર અસર થતી નથી. તેથી તે સાર્વભૌમ-આખી પૃથ્વીના-કહેવાય છે.

બ્રહ્મચારી, સાધુ, સન્યાસી અને પરમહંસોએ આ વ્રતોને ધારણ કરવાંજ જોઇએ. મઠ, ધનાદિ રાખનારા ત્યાગીઓ, out of line-મર્યાદાથી બહાર-છે. સન્યાસી જેવું જીવન ગાળનારા સંસારીઓએ પણ, આ વ્રત ધારણ કરવાં. આ વ્રતોનું પાલન, તેજ તપ છે. આ તપનું તેજ ઘણું હોય છે. જેમ રણવીરોની રણહાકથી દિગ્પાળો ખળભળે; તેમ આ તપથી તપી ગએલા સંતોની ઇચ્છાથી, બ્રહ્માંડો ખળભળે.

હવે દેવમંદિરો બંધાવવાનો વિવેક પ્રભુ બતાવે છે—

**ममार्चास्थापने श्रद्धा, स्वतः संहत्य चोद्यमः ॥**
**उद्यानोपवनाक्रीड-पुरमन्दिरकर्मणि ॥ ३८ ॥**

અર્થ—મારી મૂર્તિના સ્થાપનમાં શ્રદ્ધા રાખવી; મારે માટે પુલવાડી, ફળ વાડી, ક્રીડાનાં સ્થાન, નગર અને મંદિર કરવાના કામમાં, સામર્થ્ય હોય; તો પોતે કરવાં. સામર્થ્ય ન હોય; તો બીજાઓની મદદ લઈને તે કામ કરવાં. [૩૮]

૩૮ વિવેચન—

દેવ મંદિરોની આવશ્યકતા પ્રભુ બતાવે છે. મનહર મૂર્તિ પસંદ કરવી. જોતાં તનમન ધન વિસરાય; ભૂલી જવાય; એવા ભગવાન્ જોઇએ. જોયા છે એવા ભગવાન્? ડાકોરમાં અને નાથદ્વારામાં, અમને એવા પ્રભુ મળ્યા હતા. બસ! × × × × × શું કહું! કહેતાં કહેવાઈ જાય. શ્રી આદ્ય શંકરાચાર્યે અદ્વૈતની ઘણી વાતો કરી. તોપણ આખરે હિમાલય ઉપર બદ્રીનારાયણ અને કેદારેશ્વર;દક્ષીણમાં શિવકાંચી અને વિષ્ણુકાંચી વિગેરે દેવાલયો

---

૩૮ પદચ્છેદ—**मम अर्चायाः** (મૂર્તિનું) **स्थापनं तस्मिन् श्रद्धा**-મારી મૂર્તિના સ્થાપનમાં શ્રદ્ધા રાખવી. **उद्यानं च उपवनं च आक्रीडाश्च पुराणि च मंदिराणि च तेषां कर्म तस्मिन्**-મારે માટે ફુલવાડી, ક્રીડાનાં સ્થાન; નગર અને મંદિરો કરવાના કામમાં. **स्वतः**-સામર્થ્ય હોય તો પોતાથીજ. **च**-અને શક્તિ ન હોય તો. **संहत्य**-બીજાઓની સાથે મળીને. **उद्यमः**-ઉદ્યમ કરવો.

બંધાવી, તેમાં દેવની સ્થાપના કરી. અદ્વૈત એટલે ઘણીજ જલદ વસ્તુ. એક ઈશ્વર સિવાય બધું મિથ્યા. જ્યાં ધ્યાતા-ધ્યેય અને ધ્યાન એવી ત્રિપુટી નહીં; ત્યાં પણ દેવ મંદિરો સ્થાપવાનો વિચાર કરવો પડયો. શ્રીમદ્ રામાનુજાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, અને શ્રી સ્વામીનારાયણે, આત્મનિષ્ઠા-ભક્તિનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠા દૃઢ કરવા માટે, ઘણાં વ્યાખ્યાનો કર્યાં. પુસ્તકો પણ લખી આપ્યાં. પણ, દેવમંદિરો વિના તેમને ચાલ્યું નથી. કળીયુગના બળથી, સાધુ-બ્રાહ્મણ-આચાર્યો, સન્યાસીઓ અગર પરમહંસો-પોતાના વાસ્તવ ધર્મથી ખસી જાય; બગડી જાય; કોઇને સન્માર્ગે દોરી શકે નહીં; તો તેવા સમયમાં, ભાવિક લોકો, દેવમંદિરોને આશરે રહી શકે. અત્યારે સમાજને દેવમંદિરોનો આશરો નેવું ટકા છે. ઉપદેશકોનો આશરો માત્ર દસ ટકા છે. કેટલાએક ભાગ્યશાળી-વંદનીય-આચાર્યો તથા પુજારીઓ, પ્રભુની મૂર્તિને, અનેક શણુગાર અને ભોગ ધરાવીને, દર્શને આવનારનાં ચિત્તને પ્રભુમય કરે છે. સાધુસંત ગામની જંગમ મિલ્કત; આજ હોય; અને કાલે ન હોય.- દેવમંદિરો સ્થાવર મિલ્કત છે. તમારા ગામનું, તમારા સમાજનું, અથવા તમારા ધર્મનું હિત ચાહતા હો; તો તમારા ગામમાં, દેવ મંદિરોની વ્યવસ્થા પર, ઘણુંજ લક્ષ્ય આપો. નવાં કરવાં કરતાં, છે તેને સારા રૂપમાં મુકો.

જુદા જુદા મત-પંથ, સમાજના હિતને માટેજ થયા છે. નદીને એક આરે, સૌ નાહી ધોઇ ન શકે. જુદા આરા હોય, તોજ ઠીક પડે. એમ સમજીને જુદા મતપંથથી અકળાવું નહીં. માટે તેનો સમન્વય કરીને, સૌએ સાથે બેસી, ભગવાનને ભજવા. ધર્મમાં તંત કરે; વિખ-વાદ કરે; તેના જેવું ભયંકર એકે પાપ નથી. તંત કરનારના હાથમાં, હરિ આવી જતા નથી. હરિનું બહાનું કાઢીને, જો કોઇ તંત કરતો હોય; તો હરિ તેનાથી વેગળા નાશી જાય છે. તંત તોફાનનો બાપ છે. [ આ વાંચીને વિચારો. ]

મંદિરોને ફુલવાડી, ફળવાડી અને ક્રીડાનાં સ્થાનથી શણુગારવું. એટલે ગામને ઠરવાનું ઠામ; અને રમત ગમતનું ઠામ મંદિર છે. ત્યાં નાનકડી લાઇબ્રેરી; અને કથા કરવાનું સ્વચ્છ સ્થાન પણ જોઇએ. [ આ પાંચ દસ ઠેકાણે સંભળાવો. ]

આ મંદિરોમાં નોકર કોને રાખવા; તે વાત હવે કહે છે—

**संमार्जनोपलेपाभ्यां, सेकमण्डलवर्तनैः ॥**
**गृहशुश्रूषणं मह्यं, दासवद्यदमायया ॥ ३९ ॥**

અર્થ—મારા મંદિરોમાં વાસીદું વાળવું; લીંપવું; પાણી છાંટવું અને મંડળ પૂરવાં વિગેરે કામકાજ દાસની માફક કરવાં; પણ તેમાં કોઈ પણ પ્રકારના સ્વાર્થાદિ છલ કપટને, આવવા દેવા નહીં. [૩૯]

૩૯ વિવેચન—

કેટલાંએક પોતાને ડાહ્યાં માનનારાં, દેવમંદિરોમાં અને કથાવાર્તામાં, હોકારા કરીને બોલે છે. એક થાણદારની કચેરીમાં ચુંપચાપ; અને કોટિ બ્રહ્માંડના નાથની સભામાં

---

૩૯ પદચ્છેદ—**संमार्जनं च उपलेपश्च** (લીંપવું) **ताभ्यां**-વાસીદું વાળવું તથા લીંપવું. **सेकश्च मंडलवर्तनानि च तैः**-પાણી છાંટવું તથા મંડલ ભરવાથી. **मह्यं गृहेषु शुश्रूषणं**-મારા મંદિરોમાં સેવા. **दासवत् यत् अमायया**-સેવકની માફક કરવી; પણ તેમાં સ્વાર્થાદિ છળ કપટ ન જોઇએ.

બકવાદ! આ કેમ ચાલે! તાણીને બોલવાની કટેવ, દેવ મંદિરોમાં, અને કથાવાર્તામાં ન અટકે; તો પછી અટકે કયાં? બસ! ગાંડું ગધેડું, જ્યાં જાય ત્યાં ભૂંકે!

નિર્માનપણે અનેક પ્રકારની સેવાઓ કરવાની, મુમુક્ષુઓને પ્રભુએ આજ્ઞા કરી. ધનનો નોકર નહીં; મનનો નોકર ત્યાં રાખવો. ધનના નોકર સોંઘા છે. મનના નોકર મોંઘા છે. આપે તો તે, દેખ્યા પણ નહીં હોય. કદિ દેખી જાઓ; તો તેમના ચરણમાં નમી પડજો. આવા પ્રકારના આચરણ માટે, શ્રીકૃષ્ણે-**दासवत् यत् अमायया**-ત્રણ શબ્દો લખ્યા છે. નોકરની માફક કામ કરે; પણ કોઇ પ્રકારની કામના રહિત થઇને, કામ કરે; તે તરફ પ્રભુ આપણું ધ્યાન ખેંચે છે. ધનવાનો બાવા સાધુને સેવે; પણ તેમનો હેતુ એવો હોય છે કે—'અમારી લક્ષ્મીનો કદિ નાશ થાય નહીં. અમારા વૈભવ સદા ટકી રહે.' નિર્ધનો સાધુઓને સેવે; પણ તેમનો હેતુ એવો હોય છે કે—દુનિયાની લક્ષ્મી, અમારી તરફ દોડી આવે; ચોટે અમે ધારીએ; તે ભાવતાલ રહે.' અપુત્ર પુત્ર માટે; વિધુર સ્રી માટે; એવા કંગાલોની આ વાત નથી. આ વાત તો મરદો માટે છે. ઇંદ્રાદિના વૈભવો, જેમને તુચ્છ છે; તેમની આ વાત છે. મન માયામાં લદબદ છે. ઘણા ઘણા પ્રકારે મનને નીચોવીએ; ત્યારે મન, માયાના ફંદમાંથી મુક્ત થાય. સંસારનાં કામકાજ માટે રોકટોક છે; ભગવાનના કામકાજ માટે રોક ટોક કયાં છે? હોય; તો જરૂર કાંઇક લાભ થાય.

દૃષ્ટાંત—રાજા રાત્રે રોન ફરીને, દેવ દર્શન કરતો કરતો ૭-૮ વાગે, રાજમહેલમાં આવ્યો. રાણી સાહેબ દાતણ કરતાં હતાં.

રાજા—રાણીને-અરે! હજી દાતણ કરો છો?

રાણી—ત્યારે શું કરૂં?

રાજા—જે જોઇએ તે આપની પાસે છે; અને આમ રાંકની માફક કાં બોલો?

રાણી—એટલે?

રાજા—જુઓ! રાત્રે માળીને આજ્ઞા કરો; તો ભાત ભાતનાં પુષ્પો લાવી રાખે. તેના બે સુંદર હાર બનાવી રાખો. પછી સવારમાં જરા વહેલાં ઉઠીને, સ્નાન કરીને, પ્રભુ સેવામાં આવો. ગરમ પાણી કરનારા નોકરો પણ તૈયાર છે. તમે કહો તેટલીજ વાર.

રાણી—હા, એમ છે તો બધું હાજર.

રાજા—હાજર છે; ત્યાં નહીં બને; તો પછી બનશે કયાં?

રાણી—આપે ઠીક યાદ આપી.

રાજા—તમને પ્રભુ સેવામાં હાજર થએલાં જોઇને, હું પણ સ્નાન કરીને ત્યાં હાજર થઇ જાઉં.

રાણી—એમ? આપ આવો ખરા? તો તો મારા જીવને ઘણીજ ચીવટ રહે.

રાજા—હું આવીને તમને મદદ કરૂં. એક હાર પ્રભુને તમે ધરાવો; અને બીજો હાર હું પ્રભુને ધરાવું. પછી હું આરતિ ઉતારૂં; અને તમે ઘટંડી વગાડો.

રાણી—પછી તો જાણે! રાજા અમરીશનો મહેલ! પણ એક વાત રહી જાય છે. રાજા અમરીશ માટે એક હાર વધુ જોઇએ.

રાણીનો આવો ભાવ સાંભળી, રાજા હસી પડયો. પતિપત્નીનાં હેત; વળી હૃદય ઉમળકે છલાય! ત્યારે સંસાર સ્વર્ગ બને.

રાજા—શ્રીહરિને જે હાર તમે ધરો; તે હાર પ્રસાદીરૂપે મને આપો.

રાણી—'આપો' એમ નહીં. મારા હાથે આપના કંઠમાં તે હાર ધારણ કરૂં. પછી આર્તિ ઉતારવાની. કેમ! એમ કરવાની મને રજા ખરી કે નહીં?

રાજા—પ્રિયા! સંતરાણી! આપને કઇ રજા નથી? આપણે બેઉ પ્રાતઃકાળમાં, કોઈ રીતે પ્રભુની સેવામાં જોડાઇએ; એમાં હું તમને મદદ કરૂં; તમે મને મદદ કરો. પછી પ્રભુનીં સ્તુતિનાં સ્તોત્રો પણ, નમ્ર ભાવે સાથે સાથે ગાઇએ.

રાણી—પ્રભાતે જે ઘરમાં આવાં કામ થાય-આવા ભાવ પ્રગટે-ત્યાં દાંપત્ય સુખના સાગર ઉતરે. જીવનમાં ઠરવાનું ઠામ દેવપૂજા; અને તરવાનું ઠામ કથા વાર્તા.

આ વાતચીત થયા પછી, ઘણા કાળ સુધી, રાજા રાણી નિયમીતપણે પ્રભુ સેવામાં હાણ્યાં આણ્યાં. રોકણી ટોકણી ઘણું કામ કરે છે. કદિ મૂર્ખાઓને અસર ન થાય; પણ અધિકારી હોય; તે તો સદ્બોધને ઝડપીજ લે.

સારાં દેવમંદિરો બંધાવ્યાં પછી; જીવ તેમાંથી કાંઇ લૌકિક નફો લેવા લલચાય; તો તેને માટે પ્રભુ બંદોબસ્ત કરે છે.

**अमानित्वमदम्भित्वं, कृतस्यापरिकीर्तनम् ॥**
**अपि दीपावलोकं मे, नोपयुंज्यान्निवेदितम् ॥ ४० ॥**

**અર્થ—અભિમાન અને દંભ રાખવાં નહીં. કરેલા ઉપકારને કહી દેખાડવો નહીં. મને અર્પણ કરાએલો દિવાનો પ્રકાશ પણ, પોતાના ખાનગી વ્યવહારમાં લેવો નહીં. (એટલે--મને અર્પણ થએલા પદાર્થોનો ઉપયોગ, પોતે કરવો નહીં. બીજા દેવને અર્પણ કરેલો પદાર્થ પણ, મારા ઉપયોગમાં લાવવો નહીં) [૪૦]**

૪૦ વિવેચન—

'આ મેં કર્યું;' 'આ મેં કર્યું;' એમ વારંવાર કહીને, અભિમાન કરવાની ટેવ; અને પાંચ વાપર્યા હોય; તો પચીસ બતાવીને, દંભ કરવાની ટેવ, જીવને અનાદિકાળથી પડી છે; તેથી આ શ્લોકમાં પ્રભુ ચેતવે છે કે-"આ કામ માન માટે કરવું નહીં; તેમ આ કામ, દંભ માટે પણ કરવું નહીં. આ બે ઠેસો, સત્કર્મ કરનારને, જ્યાં ત્યાં વાગ્યા કરે છે." નફો મેદાનમાં પડયો છે; પણ લેતાં આવડવો જોઇએ.

'કરેલા ઉપકારને ગાવો નહીં.' **धर्मः क्षरति कीर्त्तनात्**-કરેલા ઉપકારને કહી દેવાથી ઉપકારનો નાશ થાય છે. આ કટેવ પણ, સત્કર્મ કરનારને કંઠે, ટોકરા માફક બાંધેલી હોય છે. પ્રભુ ફાનસ ધરે છે. ચેતે તે બચી જાય.

'મને જે અર્પણ કર્યું હોય; તેમાંથી દીવાનો પ્રકાશ પણ, પોતાના સુખ માટે વાપરવો નહીં'. થોડી ચોકસાઈ કરી નથી. દેવમંદિરોના પુજારીઓ, અથવા માલીકો, મંદ બુદ્ધિના કેમ છે, એમ કોઇ પુછે; તો ઉપલી કોઇ ભૂલ થતી હશે; એમ સમજી લેવું.

---

૪૦ પદચ્છેદ—**अमानित्वं अदंभित्वं**-અભિમાન અને દંભ રાખવાં નહીં. **कृतस्य अपरिकीर्तनम्**-કરેલા ઉપકારને કહી દેખાડવો નહીં. **मे निवेदितम्**-મને અર્પણ કરાએલો. **दीपावलोकं अपि**-દીવાનો પ્રકાશ પણ. **न उपयुंज्यात्**-પોતાના ખાનગી ઉપયોગમાં લેવો નહીં.

અજાણ્યાને જરા જેટલો પ્રસાદ, અને પોતા માટે પાંચશેર પ્રસાદ! બધા એવા નથી. આ વાત બધા માટે નથી. જે ભૂલ કરતા હોય; તેમણે ચેતવું: એમ પ્રભુ કહે છે.

'પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય, તારા દિલનું કપટ નવ જાય.'

**'શિવ નિર્માલ્ય ન લેવાય;' 'દેવદ્રવ્ય ન લેવાય.'** એવા કાયદા શાસ્ત્રોએ બાંધી આપ્યા છે; પણ લોભાંધ પુરૂષો, કાયદાને દેખતાજ નથી. પછી તેનાં પરિણામ, આ દેખો છો તે. સં. ૧૯૭૫ માં અમે મોક્ષમંદિર ખોલ્યું. પણ મૂર્તિ પધરાવી નહીં; કારણકે શહેરમાં દર્શનની સગવડ ઘણી છે. 'મૂર્તિની ઓથે ઓથે, આપણો નિર્વાહ ચાલે. ખાઇએ પીઇએ; અને મોજ ઉડાવીએ;' એવો મોહ પણ રાખ્યો નહીં. આ બધી પ્રભુકૃપા! પ્રભુ પ્રેરણા! નહીં તો નજર આગળ, સંસારનાં સુખજ દેખાય! આત્મિકલાભ, સમજણની (ડહાપણની) સાવરણીમાં, તણાઇ જાય. બેપરવાએ વાતો કરવાની, અમારે મજા પડી; અને તમારે મફત સાંભળવાની મજા પડી. નહીં તો 'શેઠ કયાં ગયા?' 'કેમ દેખાતા નથી?' વિગેરે ચિંતા થયા કરે. સનાતન ધર્મના શેઠ, એટલે સંતોના માતા પિતા; સંતોના નમ્ર પુત્રો નહીં. નાનામાં નાના દાસભાવે સેવા કરનારા નહીં. અભિમાનથી આપેલું, અને લાચારીથી લીધેલું. તેમાં કોઇનું કલ્યાણ થાય નહીં. તે આંબે રસભરી કેરીઓ ન પાકે. પરડા પાકે. જરા વાંધો પડે; ત્યાં કાંટા (મતભેદ, વિરોધ, કજીયા) ઉગે. જેમ સુપાત્રને આપવાનો મહિમા છે; તેમ સુપાત્ર પાસેથીજ, **ઘણાજ ભાવપૂર્વક** લેવાનો મહિમા છે. આપી દીધું; એટલે નાંખી દીધું; નહીં; પણ કાશીક્ષેત્રમાં વાવ્યું–તે. લીધું એટલે ફાવી ગયા નહીં; પણ પરિગ્રહનું પાપ લાગ્યું. તેનું નિવારણ કરતાં આવડવું જોઇએ. પોતાનું અને સમાજનું કલ્યાણ કરવું હોય; તેણે ઘણીજ સાદાઇથી રહેવું. ધંધો કરી લેતાં, દિલ ચોરવું નહીં. બસ! પછી પરાઇ પરવા ઘણીજ ઓછી રહે.

જીવોને આ સંસારમાં બચાવવા, પ્રભુ આગળ શું કહે છે; તે ભાવથી સાંભળો—

**यद्यदिष्टतमं लोके, यच्चातिप्रियमात्मनः ॥**
**तत्तन्निवेदयेन्मह्यं, तदानन्त्याय कल्पते ॥ ४१ ॥**

અર્થ—આ સંસારમાં જે જે વસ્તુ સુંદરમાં સુંદર હોય; અને જે વસ્તુ પોતાને બહુજ વ્હાલી હોય; તે તે વસ્તુ, મને અર્પણ કરવી. તેમ કરવાથી અનંત (અક્ષય) ફળ પ્રાપ્ત થાય છે. [૪૧]

૪૧ વિવેચન—

'ઇષ્ટ' નહીં; પણ 'ઇષ્ટતમ'. 'વ્હાલું' નહીં; પણ 'વ્હાલામાં વ્હાલું.'

પ્રભુ કહે છે કે—"બસ! જે તારા હૃદયમાં હોય; તેને હૃદયમાંથી કાઢી નાંખી, મને આપ–હૃદય ખાલી કર. હૃદય સ્વચ્છ કર; પછી આપણે વાતો કરીએ. તારા ચિત્તનું આકર્ષણ કોણ છે? ને તમામ આકર્ષણને, તોડી નાંખ. બસ! મારા આકર્ષણમાં અંજાઇ જા! મારા આકર્ષણમાં ફસાઇ જા."    પ્રભુ જીવના કાંટા માગી લે છે.

---

૪૧ પદચ્છેદ—**यत् यत् इष्टतमं लोके**—આ સંસારમાં જે જે વસ્તુ સુંદરમાં સુંદર હોય. **यत् च आत्मनः अतिप्रियम्**—અને જે વસ્તુ પોતાને બહુજ વ્હાલી હોય. **तत् तत्**—તે તે વસ્તુ. **मह्यं निवेदयेत्**—મને અર્પણ કરવી. **तत्**—તે. [**अनंतस्य भावः आनंत्यं तस्मै आनंत्याय.**] **आनंत्याय कल्पते**—અનંતફળને આપે છે.

આવી માગણી કોણ કરે ? દેખ્યાં છે ? સાંભળ્યાં છે ? અનુભવ્યાં છે ? × × × × સાંભળો ત્યારે-પતિ પત્ની આવી માગણી, અરસપરસ કરે. આંખને કણું પોસાય નહીં; તેમ એક બીજાંને પરનું થતું આકર્ષણ, જરાએ પોસાય નહીં. પુરૂષ દુકાને બેસીને ધંધો કરે; બહાર હરેફરે; પણ પરસ્ત્રીમાં જરા લોભાય; તો પત્નીની આંખ ફાટે. તેમ સ્ત્રી અનેક ઠેકાણે જાય આવે; પણ પર પુરૂષમાં જરા લોભાય; તો પતિની આંખ ફાટે. આ કાંટો તો નીકળે; ત્યારેજ ચેન પડે.

**દૃષ્ટાંત—ઇંદુમતી** બાવીસ વરસે બી. એ. થયા પછી, તેના પિતાએ, એલ. એલ. બી.માં તેજ વરસે પહેલે નંબરે પાસ થએલા **સુંદરલાલ** સાથે વિવાહ કર્યો. બેઉ એક બીજાંને ચાહતાં હતાં. એક જ્ઞાતીનાં હતાં. અને ખાનદાન માબાપનાં બચ્ચાં હતાં. લગ્ન તુરત કરવાનાં હતાં; તેથી બેઉ પક્ષો ઘરબાર રંગાવી-ધોળાવી રહ્યાં હતાં. નવાં વસ્ત્રો માટે કાપડીયા ગાંસડીઓ લઈને આવતા જતા હતા. ઝવેરી ઝવેરાત બતાવવા આવતા હતા. સગા વહાલાંને ઉછરંગ અપાર હતો. વરઘોડીયાંને તો હોયજ ! આ પ્રમાણે ધામધૂમ થઈ રહી હતી, તેવામાં એક વખત સાંજના સાત વાગતાં, સુંદરલાલ ઇંદુમતીને મળવા આવ્યો. ઇંદુના ઓરડામાં પેસતાં, છોટુભાઈ નામના કોઈ યુવકને, ઇંદુ સાથે વાતો કરતો જોયો.' કોઈ બે, વાત કરતાં હોય; ત્યાં અંદર ન જવાય'. એવો વિવેક યાદ આવતાં, સુંદરલાલને બહાર ઉભા રહેવું પડયું. થોડી વારે છોટુભાઈ ઉઠી જતાં, સુંદરલાલ ઓરડામાં પેઠો. સામે ખુરસી પડી હતી; ત્યાં બેઠો. તેની આંખો કાંઇક કરડી, અને કાંઈક લાલ બની ગઈ હતી. ક્રોધનો આવેશ હૃદયે આવ્યો હતો.

ઇંદુમતી—સુંદરલાલને-ઘણાજ નિર્મળ પ્રેમથી-કેમ અત્યારે આંટો ખાધો ?

સુંદરલાલ—તારા ચાળા જોવા.

ઇંદુમતી—મારા ચાળા કયા ?

સુંદરલાલ—કેમ એની સાથે એકાંતે બેઠી હતી ?

ઇંદુગતી—એ તો મારી કોલેજના મિત્ર છે; અને અહીં ઘણી વખત આવે છે. (ભોળે ભાવે) આજ નવા નથી આવ્યા.

સુંદરલાલ—એમ ? ત્યારે તેને અહીં આવતો બંધ કરી દે !

ઇંદુમતી—અરે ! પણ, એમ-એકદમ-બને કેમ ?

સુંદરલાલ—કેમ ન બને ? તારાં સ્ત્રીચરિત્રની વાત, મારે વધારે નથી સાંભળવી.

ઇંદુમતી—ભોળે ભાવે-અરે ! પણ વકીલો, કોર્ટમાં આવી મુદ્દા વિનાની વકીલાત કરતા હશે !

સુંદરલાલ—તું છોટુભાઇ માટે વકીલાત કરે છે; તે મુદ્દાની છે ? જોઈ લે તેનું પરિણામ !

એમ કહીને સુંદરલાલ ચાલ્યો ગયો-આ સાંભળી ઇંદુ ગભરાઇ ગઈ. શું કરવું; તે તેણીને સૂઝ્યું નહીં. ઋણાનુંબંધ શું કરવા માગે છે; તે માનવીની અક્કલમાં ઉતરી શકયું નહીં. કર્મનો કોયડો, તે ઉકેલી શકી નહીં. સ્ત્રીને અન્યપુરૂષની ભાઇબંધી, ભયંકર થઇ પડી.

રાત્રે આઠ વાગે સુંદરલાલે ઘેર આવી, પોતાની રીવોલ્વર તૈયાર કરી. તે છુપે વેશે; છોટુભાઇની તપાસમાં નીકળ્યો. રાત્રીના દસ વાગે છોટુભાઈ, એક માણસની સાથે, મોટા રસ્તા ઉપર, વાતોના તડાકા મારતો હતો. ત્યાં સુંદરલાલ પહોંચ્યો. બે ભડાકે છોટુભાઈનો જીવ લીધો. 'હાશ' કહીને, રીવોલ્વર રસ્તા ઉપર ફેંકી દઈ, તે પોલીસ ચોકીએ આવ્યો.

પોલીસને ખબર આપતાં, કેસ તૈયાર થયો. વરકન્યાનાં ઘર રંગાતાં હતાં. ધામધૂમ થઇ રહી હતી. તે ધામધૂમ ઉડી ગઈ. પ્રેમીલાં ધનવાન્ વેવાઈ, મદ્રાસ હાઈકોર્ટમાં હાજર થયાં. જે વરરાજા અઠવાડીયામાં પરણવાનો હતો; વળી વકીલાતમાં એકકો ! તેને ગુન્હેગારના પાંજરામાં આવેલો જોઈને, હાઈકોર્ટની ફુલ બેંચ, દસ બાર મીનીટ તો, ચુપ ચાપ બેસી રહી. સુંદરલાલને બચાવવા, ફુલ બેંચે ગુન્હાનું કારણ ઉથલાવી ઉથલાવીને પૂછ્યું; પણ તેનો એકજ જવાબ હતો કે–'મને એમજ લાગ્યું કે–મરનાર મારી પ્રિયતમાનું હૃદય રોકીને બેઠો છે. મારી પ્રિયતમાના હૃદયને આકર્ષણ કરનાર, હું એકજ છઉં; છતાં આ બીજો કોણ? આ સિવાય બીજું કોઈ કારણ નથી.'

જજ—તો તે બાબતમાં, આટલી બધી ઉતાવળ શી? આટલું બધું સાહસ શું?

સુંદરલાલ—તે આપ સહેલાઇથી ન સમજી શકો; એવી વાત છે. આ તો વીતી હોય; તેજ જાણે. ઇંદુના હૃદયમાં કોઈને દેખીને, મારા હૃદયમાં આંચકો લાગ્યો. આ આંચકે મને મારા કર્તવ્યમાં જોડયો.

જજ—અમને તો એમ જણાય છે કે–આપને પ્રથમ ક્રોધ થયો. જો ક્રોધ શમ્યો હત; તો આ બધું બનત નહીં.

સુંદરલાલ—ક્રોધ શમે કેમ ?

જજ—દેવમંદિરો અને સંતો, ક્રોધ શમાવવાનાં કારખાનાં છે. તે કારખાનાવાળાને કદિ મળ્યા નહીં હો.

સુંદરલાલ—નાજી!

જજ—ભલે ભણીને વિદ્વાન થાઓ; પણ સંસારમાં પેસવું હોય; તેણે સંતોને અવશ્ય મળતા રહેવું જોઇએ. કારણકે આ સંસાર, અટપટી આંટીઘુંટીઓથી ભરેલો છે. રીવોલ્વર લઇને ઘેરથી ચાલ્યા; ત્યારે સંતોને મળ્યા હોત; તો બચી જાત. શાળાઓમાં ચાલતા પ્રેમના પાઠ, સંસારમાં અનુભવાતા પ્રેમના પાઠોથી કાંઇક વિલક્ષણ છે. કારણ કે પેલી માત્ર પ્રેમની વાતો છે; અને આ પ્રેમનો અનુભવ છે. સંસારમાં સ્ત્રી પુરૂષોને; સો વખત વાંધા પડે. વાંધાને ના પડાયજ નહીં. સો વાંધા માટે બસો વખત, જે સ્ત્રી, અગર જે પુરૂષ, દર ગુજર કરી શકે; તેજ પરણવાને લાયક છે. બીજાં બધાં તો, આ સુંદરભાઇ જેવાં ધાંધલીયાં સમજવાં. સંસારમાં સહન કરતાં આવડે; એજ યોગ્યતા છે. સંતોને મળ્યા હોત; તો સંતો કહી દેત કે—

**क्रोधाद्भवति संमोहः, संमोहात् स्मृतिविभ्रमः ॥**
**स्मृतिभ्रंशाद् बुद्धिनाशो, बुद्धिनाशात् प्रणश्यति ॥ ६३ ॥**

[ ગીતા અ. ૨ ]

અર્થ—ક્રોધમાંથી મોહ ઉત્પન્ન થાય છે. મોહથી સ્મૃતિમાં ભ્રમ ઉત્પન્ન થાય છે. ભ્રમથી બુદ્ધિનો નાશ થાય છે; અને બુદ્ધિના નાશથી અધોગતિ થાય છે.

ફેસલો—આ બાબતમાં બારીક તપાસ કર્યા પછી જણાય છે કે–છોટુભાઇ, ઇંદુમતિ અને તેનાં માબાપ ઘણાંજ નિર્દોષ છે. માત્ર સુંદરલાલ ગુન્હેગાર છે. કોર્ટ ઘણીજ રહેમ લાવીને, સુંદરલાલને દેશનિકાલની શિક્ષા કરે છે. [ કહો ! કાંટાએ કોપ કર્યો ?

હવે મોહની વાત કરીએ-

**મોહ**—સંસારમાં અનેક વસ્તુઓ, અને અનેક સ્ત્રીપુરૂષો, એટલાં બધાં સુંદર હોય છે;

કે, તેમને જોતાં તનડું તલખી ઉઠે; મનડું તેની પાછળ પાછળ જાય; ચિત્તડું ત્યાં ચોંટી ચોંટી જાય. આ બાબતમાં ઉંડો વિચાર કરતાં, સમજાય કે–અરે ! આ તો મોહ છે ! આ તો ધુતારાપટ્ટણનો ધણી મોહ મહારાજા છે. આ મોહના ફંદમાં, જે ફસાય; તે ઘડીતડીના સુખ માટે, કુટાતો કુટાતો મરી જાય. તે અનેક નવા ભવ ઉભા કરે. જ્ઞાન અને ત્યાગ જેવી ઉત્તમ વસ્તુને, તે જોત જોતામાં ખોઇ નાખે. ત્યારે કરવું શું ? તેનો જવાબ સાંભળો–બહાર જોવું રહેવા દ્યો; બહારનું સાંભળવું રહેવા દ્યો. જ્યાં મોહ થઇ પડતો હોય; ત્યાં જવું આવવું રહેવા દ્યો.

**बाह्ये निरुद्धे मनसः प्रसन्नता, मनः प्रसादे परमात्मदर्शनं.** [શ્રીઆદ્યશંકરાચાર્ય]

વંટોળ ઉડતો હોય—નરી ધૂળ ઉડતી હોય; ત્યારે આંખો વીંચી જવી; એજ ઉત્તમ ઉપાય છે. એમ કરવાથી આંખની રક્ષા થાય છે. તેજ પ્રમાણે મોહ થાય; એવાં અનેક પ્રાણી પદાર્થો, જ્યાં જોવામાં આવતાં હોય;સંભળાતાં હોય;ત્યાં જવું આવવું બંધ થાય; તો મન વિહ્વળ ન થાય. મનની પ્રસન્નતા જેમ જેમ વધે; તેમ તેમ પરમાત્માનું દર્શન થાય.

ઘરમાં પેઠેલો મોહ—આ તો ઘર બહારના મોહની વાત કરી. આપણા પોતાના ઘરમાં પેસી ગએલાં મોહક પ્રાણી પદાર્થો સંબંધી હવે સાંભળો–આપણી પોતાની સ્રીમાં અથવા કોઈ સુંદર વસ્તુમાં અથવા લક્ષ્મીમાં, આપણને મોહ થઇ પડ્યો હોય; તો આ મોહ પણ, આપણને સંસારમાં અફળાવી અફળાવીને મારી નાંખે છે. આ મોહમાંથી બચવા માટે, પ્રભુ કહે છે કે–'સુંદર સ્રી અથવા એવી કોઇ સુંદર વસ્તુ, મને અર્પણ કરવી–મારી સેવામાં વાપરવી.'

સ્રી, લક્ષ્મી અને વ્હાલી વસ્તુઓ, માતાપિતાની સેવામાં, અથવા ભાઇભાંડુઓની સેવામાં, અથવા સદ્ગુરૂની તથા સંતની સેવામાં વપરાય; તેથી પણ પ્રભુ રાજી થાય છે. સ્રીની સેવાની બાબતમાં એક વાત યાદ રાખવી કે-જ્યાં સ્રીના શીયળને, જરાસરખી આંચ આવે; ત્યાં ઘણુંજ સાવધાન રહેવું. સદ્ગુરૂ, સંત અગર અન્ય પુરૂષ વરગે, સ્રીના સંસર્ગથી ઘણુંજ ડરતા રહેવું. સ્રી એવી વસ્તુ છે કે–જ્યાં મોટા મુનીવર મોહ્યા; ત્યાં અક્કલના અને હિંમતના શઢ, સંકેલી રાખવા. ઝેરનાં પારખાં કરવાં નહીં.

**अनंताय कल्पते**—વ્હાલામાં વ્હાલી વસ્તુ, પ્રભુને અર્પણ કરે; તો તેને અનંત ફળ મળે. તે શું ?–સાંભળો. વ્હાલામાં વસ્તુ એટલે મમતાનું મોટું સ્થાન; અથવા મમતા પોતે. આપણે આપણી મમતા પ્રભુને અર્પણ કરી દઇએ; આપણે **निर्मम**–મમતા રહિત, બનીએ; તે મમતા રહિત થવું તેજ અનંતફળ.

**ચૌટે** કોઇ વસ્તુમાં પ્રીતિ થાય; તો તે ઘેર લાવીને પ્રભુને ધરવી;પછી પોતે વાપરવી. વધારે હોય;તો સંતને અગર માતાપિતાને અર્પણ કરો. પછી તમે વાપરો;નો પણ સારૂંછે. ગાડી, ઘોડા, પાલખી; અથવા નવી મોટર લાવ્યા હો. તો તે મોટર, સંત બ્રાહ્મણની સેવામાં, અવાર નવાર મોકલતા રહો. બધા સંત બ્રાહ્મણ માટે, આ વાત નથી. જ્યાં આપનું મન ઠર્યું હોય; એવા એક બે ઠાંડ હશે. તેમને માટે આ વાત છે. કહેવાનો હેતું એ છે કે–સ્વાર્થમાંથી પરમારથ સાધી લ્યો. બળતામાંથી બુઝી લ્યો. અપૂર્ણ.

---

નોંધ—ખુશી હો; તો તુરત લવાજમ મોકલો. અંક મોકલવા ચાલુ રહે.

મૂર્તિઓ અને દેવમંદિરોનું જુદું પુસ્તક તૈયાર થાય છે. કીંમત નવ પાઈ. પોસ્ટેજ નવ પાઈ.